# નિવેદન

ઈ. સ. ૧૯૫૫ના વર્ષની ગુજરાત સાહિત્ય સભાની કાર્યવહી પ્રગટ કરતાં અમને આનંદ થાય છે; સાથે જ એટલો ક્ષોભ પણ છે, કારણ કે ઈ. સ. ૧૯૫૪ની કાર્યવહી અમો હજુ સુધી પ્રગટ કરી શકયા નથી. એ વર્ષના ગ્રંથસ્થ વાઙ્મયના સમીક્ષક પ્રો. ધીરુભાઈ ઠાકર તરફથી હજુ સુધી અમને લખાણ મળ્યું નથી, એટલે આ વિલંબ થયો છે. એ માટે અત્યંત દિલગીર છીએ. સમીક્ષામાં રસ ધરાવતાં સૌ કોઈની તેમજ સાહિત્ય સભાના સભ્યો અને ગ્રંથપ્રકાશકોની આ વિલંબ માટે ક્ષમા માગીએ છીએ.

આ કાર્યવહીને અમે ગુજરાત સાહિત્ય સભાનું એક અંગ ગણીએ છીએ. એની એ વિશિષ્ટતા સચવાઈ રહે એ માટે વિદ્વાન સમીક્ષકો અમને એમનો ઉદાર સહકાર ચીવટપૂર્વક આપે એવી વિનંતિ કરીએ છીએ.

ઈ. સ. ૧૯૫૪ની તેમજ હવે પછીનાં વર્ષોની સમીક્ષા મળતાં જ બની શકે તેટલી વહેલી પ્રગટ થતી રહે એવો અમારો યત્ન રહેશે તેની ખાતરી આપીએ છીએ.

ત્રણ દરવાજા
અમદાવાદ
૩૧-૧૨-૫૮



ચૈતન્યપ્રસાદ મો. દીવાન
કેશવરામ કા. શાસ્ત્રી
ધીરજલાલ ધ. શાહ
માનાર્હ મંત્રીઓ: ગુજરાત સાહિત્ય સભા

# અનુક્રમણિકા

# પંચાવનનું ગ્રંથસ્થ વાઙ્મય

## ૧૯૫૫ નાં સર્જન-ચિન્તન પર દૃષ્ટિપાત

લેખક : શ્રી. વિજયરાય ક. વૈદ્ય

આ લખાણ લખવા માટે સરતા કોરા કાગળ તૈયાર કરીને લખવું શરૂ કરવા માટે ઝરણી જેવી ખોલી તેવો જ એમાંથી મોટો ડબકો પહેલા પાનાના ઉપલા ભાગમાં પડ્યો, આવું થાય એ શુભ શુકન ગણાય છે. વળી એ ડાઘનું સમગ્ર સ્વરૂપ એવું બન્યું છે કે ત્રણ ભૂરા તારા ભેગા થઈને ઝીણાં શાં કિરણ જાણે પ્રસારતા હોય. આવા દૃશ્યથી તો શુકનનું શુભત્વ વધ્યું એમ માની, જે જીવનદેવતાએ કાર્યારંભે જ આવો અનુકૂળ દૈવી સંકેત સમક્ષ કર્યો તેને પ્રણમી, મારું બાસઠમું વર્ષ નજીક હોઈ આ અરસામાં તો મારે માટે મહાભારત કાર્ય સમાન થઈ પડી છે એવી આ પ્રવૃત્તિ આદરું છું, એ જ સુદૈવ આ ડોલતી નૈયાને નિર્વિઘ્ન સામે પાર પહોંચાડે એવી પ્રાર્થના કરીને.

આટલું કરીને આગે બઢવા જેવો પ્રયાસ કરું છું તેવી જ ગૂઢ કો સંવેદના થવા માંડે છે. તે આ પ્રકારની છે. જીવનદેવતાએ પ્રાર્થના તો, અગાઉ ઘણી વાર તેમ ફરી એક વાર, સાંભળી જ છે; પણ, જે પોતાના ‘બીજા બચપણ’ મા તો ક્યારનો પ્રવેશી ચૂક્યો છે તેના—જેનો “ટગમગ પગ ટકતો” નથી ને જેની નૌકા ક્ષણે ક્ષણે વધુ ડોલતી જાય છે, તેના—હૈયે હામ પૂરવા સારુ, એ અધિષ્ઠાત્રી દેવીએ યુવાન ને પ્રૌઢ એમ બધાં મળીને પાંચસાત મજબૂત ને સાબૂત કાઠા-બાવડાના અચ્છા નાવિકો મારી વહારે ચઢવા મોકલ્યા છે. એ સાગરખેડુ બહાદુર બન્ધુઓની મારે ખાસ જરૂર જેટલી પૂરતી મદદ જો ખરે ટાકણે આમ પામ્યો ન હોત તો,—તો એવું બન્યું હોત કે મળેલાં બસોથીયે વધુ પુસ્તક-પુસ્તિકાઓથી ભરેલી આ નાવને ક્યાંકા નજીક જ ડુબાડી દઈને, મે મુઠીઓ વાળીને ઘર ભણી દોટ જ મૂકી હોત, ન તત્ર સહાયઃ ।

એ બસોથીયે વધુની સાહિત્યસ્વરૂપ વાર વસ્તીગણતરીનું યાંત્રિક કાર્ય તો વ્યાખ્યાન અન્તે છપાશે એ યાદી કરવા પર જ રાખ્યું છે, અને

મુલવણી પરત્વે :અહીં આરંભે જ કાંઈ બહુ ટૂંકામાં સર્વસામાન્ય દૃષ્ટિએ કહેવાનું છે તે એટલું કે સમગ્ર પંચાવની વાઙ્મયમાં એ વર્ષનો મન્થરાજ 'બૃહત્પિંગલ' સહેજે પહેલું યશસ્વી સ્થાન પામે છે. અને રસ-કલ્પનાત્મક એવાં સર્જનોમાં કોઈ કાવ્યગ્રન્થે નહિ પણ પાંચ–છ નવલ-કથાઓએ રસભર વાચન પૂરું પાડયું છે. આ કારણે નવલો જ પહેલી હાથમાં લઉં છું. એમાંની 'ભગ્ન પાદુકા' (કનૈયાલાલ મા. મુનશી) વિશે એક શિષ્ટ વાચક નીચે મુજબ નીરક્ષીરશુદ્ધિપૂર્વક લખે છે :

## કલ્પન : નવલકથા

આઠ વિભાગોમાં આલેખાયેલી ભગ્ન પાદુકા,–એનો ઉપોદ્ઘાત વાંચતાં જણાય છે તેમ, માત્ર પ્રથમ ભાગ છે, એમ જણાય છે. તેથી બીજા ભાગમાં કથાકાર પાત્ર–વિકાસ કરવા ઇચ્છા રાખતા હોય તો કોણ જાણે; પરંતુ, પ્રથમ ભાગના આઠ વિભાગો એકાદ કે બે પાત્રો બાદ કરતાં, પાત્રાલેખનને પૂરતો ન્યાય આપી શક્યાં છે એમ કહેવું મુશ્કેલ છે.

આ કથાની વિશિષ્ટતા, મુનશીજીની લાક્ષણિક ટેવ પ્રમાણે, કંઇક નવો, અણખેડાયલો પંથ ખેડવાની, એક નવો ચીલો વાઙ્મયકલામાં પાડવાની મહેચ્છામાં પ્રગટે છે. આ કથા ત્રણ-કે ચાર પાત્રોની આસપાસ વીંટળાયેલી, કથાકારના પાત્રો સાથેના વાર્તાલાપરૂપે, આત્મકથિત સંવેદનસ્વરૂપે આકાર લે છે. આ રીતના આપણા નવલ–સાહિત્યના પ્રથમ પ્રયાસ તરીકે, ઘણા પ્રથમ પ્રયાસોની માફક, ગુણદોષના તાણાવાણામાં વણાયેલો લાગે છે.

પ્રથમ એની ગુણવત્તા પર દૃષ્ટિ ફેંકીએ. સાથી સચોટ પાત્ર કદાચ લેખકથી અજાણતાં, એમણે સરપદે મૂકેલા બાડા મહારાજનું નહિ, પણ "એક પાપાત્મા" તરીકે સર્જાતા મલિક કાફૂર યાને કપૂરિયાનું છે, એ નિઃશંક. આઠમાંથી પાંચ વિભાગમાં જુદી જુદી રીતે વણાતી આ જોરદાર વ્યક્તિતું નિરૂપણ કપૂરિયાથી માંડીને સુલતાન અલાઉદ્દીનના મુખ્ય સલાહ-કાર કાફૂર તરીકેનું એટલું સુરેખ અને નૈસર્ગિક છે કે 'ગુજરાતનો નાથ' અને 'વેરની વસૂલાત'ના સમર્થ લેખકનું ફરી સ્મરણ કરાવે છે જેમ વૃદ્ધ લડવૈયો સમય આવ્યે તલવારના પટ્ટા નથી વીસરતો, તેમ મુનશીજીની કલમે એનું જતું કથાકારનું સુબળ વિસારે નથી મૂક્યું, એવી પ્રતીતિ વાચકને થયા વિના ન રહે.

પરંતુ, આ બાદ કરીએ તો કમનસીબે આ નૂતન ચીલાનો ભગીરથ પ્રયાસ ઘણે અંશે ભગ્ન પ્રયાસ જેવો જણાય છે. પ્રથમ ગ્રાસે કૃત્રિમતાની છાપ પડે છે. પહેલી જ લીટીથી પોતાના વેગમાં વાચકને પકડી, વાર્તા-પ્રવાહમાં ઘસડી જતા નવલકાર મુનશીજી કોણ જાણે કેમ પોતાનો રંગ-મંચ સજવા, આજુબાજુના પડદા ગોઠવવા, અને કંઈક છાયા-પ્રકાશની અસર (Light effect) કરવા મથતા હોય લાલપીળા કે સફેદ ચીની કાગળથી, એવું જણાઈ જાય છે. કથાની શરૂઆત જ પૂર્વ-ગ્રહે નક્કી કરેલી કોઈ 'pet-theory' ની લાદેલી પ્રસ્તાવના સમી ભાસે છે. અને પવિત્રતાની સજાવટ કરતી દેવળદેવી તો સાચે જ આવી ચઢાવેલી જાપતીઝ ઢીંગલી સમી, અથવા કોઇ મેસ્મેરિઝમના ગોઠવેલા પાત્ર સમી, જાદુગર કથાકાર બોલાવે તેમ બોલતી જાય છે. નથી એનામાં વ્યક્તિત્વ કે નથી શક્તિ. સરખાવો એની સાથે એ જ પાટણની 'પ્રભુતા'ની ઉંમરે નાની પણ કુશાગ્રતેજસ્વિની કાસ્મીરા-દેવી. બાળકનું પાત્ર રચી એનામાં આવી નિસ્તેજતા—આવી પામરતા આરોપવાની કઇ આવશ્યકતા હતી, સિવાય કે કથાને અ-નૈસર્ગિક શરૂઆત કરાવવી તે ?

એથીયે વધુ પામર પાત્ર ઘડ્યું,—કે ઘડેલું બીજું મૂકી દીધું'—તે માધવ પ્રધાનનું. એની સફેદ જટાનું અથવા તિરસ્કાર-ભર્યાં ભ્રૂભંગનું વર્ણન કર્યા સિવાય કયા પ્રસંગોમાં વાર્તાકારે માધવને પાટણ પર એક-ચક્રે રાજ ચલાવતા બુદ્ધિશાળી-અલબત્ત દુષ્ટ-મહાઅમાત્યનું દર્શન કર્યું'—કરાવ્યું છે? મહારાણી કમળાબાને કોષમાંથી પૈસા ન આપવામાં, કે અલા-ઉદ્દીનની સાથેના વાર્તાલાપમાં, કે સરદાર ઉલુઘખાનના સૈન્યથી સોમનાથના મંદિરને ભાંગવાના સમયે, ગુજરાતના મહાઅમાત્યે શી મુત્સદ્દીગીરી વાપરી! હારમાંયે જીતે, પ્રબળ દુષ્ટતાની પરાકાષ્ઠાએ છેક પહોંચીને, કંઇક હૃદયનો અતિ કટુ પ્યાલો પી-દુનિયાને પાઇને, એનું નામ ગણના-પાત્ર ખલ-નાયક, એને બદલે, મુત્સદ્દી-ગીરીનો ઢોંગ કરતો, અત્યંત દુર્બળ, પૂર્વજઅમાત્યોનો નિર્બળ વંશજ, એવો માધવ પણ લેખકે નિશ્ચિત કરેલા યંત્ર-માનવ સમો, નિર્જીવ માત્ર જ દૃષ્ટિએ પડે છે. એમાં કથાકારનું ચાતુર્ય જણાતું નથી.

ત્રીજું પાત્ર છે ગજાનન મુનિનું. માત્ર ભૈરવ-કથાએ પહોંચેલા બાપામહારાજના મુખથી આત્મ-વૃત્તાંત ન કહેવડાવવાના ઇરાદાથી સર્જાયેલ આ અર્ધ-વિદૂષક, અર્ધ ગુલામ સમું પાત્ર રચી, અને તેને વિશેષમાં મુનિ-પદે સ્થાપી, આ કુશળ નવલકાર બીજી એક ભારે ભૂલના ભોગ, આ

નવલપ્રયોગના પ્રયત્નમાં થઈ ગયા છે, એવી લાગણી થાય છે બુદ્ધિ-હાડ-માંસના વીસેક વર્ષના રાજપુરોહિત-પુત્રની પાદુકા સેવતો આ ગજાનન, પ્રજ્ઞાના જીવન-વૃત્તાંતનો સાચો 'બોસ્વેલ' થયો એ ખરું. અને બુદ્ધિ અને પાશવતાના બંધનમાંથી, એક અછૂત-કન્યાના અદ્ભુત જીવન-સમર્પણની વેદીએ, મુક્ત થયેલા, ભગ્ન-આચાર્યના આત્મોત્કર્ષની કહાનીમા મુનશીજીની કલમ મૂળ સ્વરૂપે વહેવા લાગી છે. તે પણ આ કથાના સાર્થક તત્ત્વોનું એક છે. પણ વારે વારે ગજાનન મુનિને હાસ્યાસ્પદ બનાવી, એની સાક્ષીમા થતો વાર્તા-પ્રવાહ ઘણે ઠેકાણે કઢંગો થાય છે ગુરુની પ્રિયાની સાથે પ્રેમમા પડેલો શિષ્ય, પ્રણયસમાધિનો સીત્કાર સાંભળી મેડીની નીચે પડખાં ફેરવ્યા કરે, એમા પ્રસંગનું ગૌરવ, અથવા કથાનો રસ ક્ષુબ્ધ થયા વિના રહેતો નથી. એ સારોય પ્રસંગ-વજ્રઘાત-આ કલાદૂષણથી મુક્ત કરીએ તો, બાકી મહારાજના જીવનનો એક અમૂલ્ય-vital-પ્રસંગ બની જાય છે અને અનંગ-નાથે અર્પેલું પૂજન-બલિદાન, પ્રણયની પૂજાના થાળે ધરેલું શિવ-પુષ્પ ગુરુદેવની વાસનાનું જાહર અને દેવાત્માનો ઉદય માની શકાય. તે પછીની કથા, તે બાબામહારાજના પાત્રની વિકાસકથા. દેવજદેવીના માતૃ-સ્થાને, પાટણના રાજ-ગૃહના પુરોહિતસ્થાને, અને છેવટ પૂર્ણ પ્રકાશે ખીલતા પૂર્ણિમા-ચન્દ્ર સમુ, પાટણની ગભરુ પ્રજાના પાલક-પિતાસ્થાને, લોક-પ્રાણને, આર્ય-સંસ્કૃતિને પૂર્ણ-પણે પોષતા ભૈરવ-દેવસ્થાને. આ કથામા પાત્ર-વિકાસ સારો એવો કહેવાય: માત્ર, એ સમયના ઇતિહાસ પર સહેજ અકુદરતી લાગતા અહિંસક અસહકારના પ્રકરણો, અને ગામોને બાળી મૂકવાની scorched earth policies ના પ્રકરણોને બાદ કરીએ તો.

એ ધ્યાનમા લઈએ કે આ સમાપન કથાના માત્ર પ્રથમ ભાગને આધારે જ કરાવ્યું છે. આ ગુર્જર સાહિત્યમા નવીન પ્રણાલિકા સર્જતી કથાની પહેલી દૃષ્ટિએ જણાતી પાત્ર-ત્રુટિઓ સર્વાંગે ખીલતા બીજા ભાગમા આ પ્રખર સાહિત્ય-કારના સમર્થ આલેખને ભૂંસાઈ એક અનન્ય કથા-પ્રવાહમા પરિણમે તો કાંઈ નવાઈ નહિ.

એ ઐતિહાસિક પછી, સામાજિક નવલકથાઓમાની 'નાછૂટકે' 'માનવીની ભવાઈ'ના કર્તા તરફથી આશા રાખીએ તેવી ઊંચી કોટીની છે. સર રમણભાઈએ જેને માટે નવલકથાથી જુદો એવો 'વાર્તાગ્રંથ' શબ્દ યોજ્યો છે, તેવું આ ગુજરાતના અમુક વિશિષ્ટ પ્રદેશનુ 'રોમાન્સ' છે. એના સાડા પાચસો પૃષ્ઠો અખંડ રસપ્રવાહે વાચતા આપણે અનુભવીએ

છીએ કે આપણા દેશના ગામડાનું જીવન કેટલું તો અદ્ભુત રસિક અને એવું કૌતુકરાગપ્રેરક એટલે જીવનના શુભા શુભ બંને અંશો ધરાવે છે.

"દરિયાવ-રૂમાલના [ નાયિકા-નાયકના ] પ્રણયની સુરભિનું કાવ્યમય આવેષ્ટન, ગ્રામજીવનમા પ્રવર્તતા કાવાદાવાઓનું દર્શન, દેશી રાજ્યોની નીતિ અને આઝાદી પ્રાપ્ત થતાં પ્રસરેલું વાતાવરણ-આ સર્વ [ બે દસકા પર પથરાયેલી ] આ કથાના પટમા વણાઈ ગયેલ છે." કેટલેક અંશે મોં-એથી હાવભાવપૂર્વક અસરકારક રીતે કહેવાતી જૂના વાર્તાકારની ઢબે પણ ઘણે સ્થળે લખાયેલી 'ના છૂટકે' ના મધ્યવર્તી વિચાર તરીકે આ વાક્ય ટાંકી શકાય : "અને પછી, સવાલ ન ઊઠે તો જવાબ પણ ક્યાંથી જડે કે, પ્રણયરૂપી એમણે જડીબુટ્ટી ઘસી પીધી છે, કે જેમાં સમર્પણ જ નહિ, પ્રેરણા પ્રોત્સાહન, રાગ અનુરાગ, ઝીનટ ને ઉત્સાહ બધાં જ જીવન-તત્ત્વો ભર્યાં પડ્યાં છે !"

'ત્રિશંકુ' (રમણલાલ વ. દેસાઈ) આ નવલકથા સમાજના એક સુ-પ્રતિષ્ઠ મધ્યમવર્ગી કુટુંબનું જીવન મુખ્યત્વે આપણી સમક્ષ રજૂ કરે છે. નવલકથાનો નાયક કિશોર એક છાપખાનામા સાધારણ સારા હોદ્દા ઉપર નોકરી કરતો હોય છે. તેમાથી સંજોગવશાત્ તેની સ્થિતિ કેવી ખરાબ થાય છે અને તે ગુંડાગીરી તરફ વળે છે અને તેમાથી પાછો અકસ્માત્ શિષ્ટ સમાજમા સ્થાન પામે છે. સંજોગોનું રમકડું બનીને કાયા કરતા આ કિશોરની સ્થિતિ ત્રિશંકુ જેવી જ છે, જેને લીધે નવલકથાનું શીર્ષક યોગ્ય રીતે જ 'ત્રિશંકુ' મુકાયું છે. આ કૃતિમા દુર્ભાગ્યવશાત્ ગાડાના બેલ જેવો છે તે નાયક કિશોરના પાત્ર કરતા, સમાજને નિર્લિપ્ત દૃષ્ટિથી જોનાર દર્શનનું પાત્ર વધારે સ્મરણીય બને તેવી રીતે આલેખાયું છે. તેવી જ રીતે નાયિકા સરલા પણ યાદગાર રહે તેવી જીવંત માનવમૂર્તિ ઘડાઈ છે વાર્તામા તીખા તમતમતા વિચારો તેવી જ શૈલીમા પ્રસંગોપાત્ત દર્શાવવાની કર્તાની શૈલી અહીં પણ દૃષ્ટિગોચર થાય છે. ચોરીની તરફેણ કટાક્ષપૂર્વક જ્યા થઈ છે ત્યાનું અદાલતનું દૃશ્ય આ કથનના ઘણામાનું એક ઉદાહરણ પૂરું પાડે છે. બીજું પૃષ્ઠો ૨૦૦ તથા ૨૦૧ ઉપર સમાજની ગુનેગારો પ્રત્યેની બેદરકારી સંબંધી જે લખાયું છે તે સામ્યવાદી પાત્રના ઉદ્ગારો અને તે માત્ર ઉશ્કેરણી માટે ઘડાયેલા એમ કહી કાઢી નાખી શકાય તેમ નથી, કેમકે એ દ્વારા કર્તા સમાજને ચેતવે છે કે કિશોર જેવા સંસ્કારી જુવાન પણ સંજો-ગોના માર્યા ગુંડાગીરી ભણી વળશે. આમ આખી નવલકથા એક યા બીજા

સ્વરૂપમાં સીધી યા આડકતરી રીતે એકધારાપણાથી ઉપર કહ્યા તેવા વિચારો પાત્રો પ્રસંગો રજૂ કરતી હોઇને પ્રાસંગિક જેવી કહેવાય અને તેથી કર્તાની ઉત્તમ અથવા મધ્યમ કોટીની કૃતિઓમાં પણ ઊંચું સ્થાન પામે તેવી નથી એમ કહેવું જોઇએ.

ધૂમકેતુએ આ વર્ષમાં બે ઐતિહાસિક નવલો આપી છે: 'મગધપતિ' તથા 'મહાઅમાત્ય ચાણક્ય.' આમાની પહેલીમાં રાજા પ્રસેનજિતનું મૃત્યુ તથા અજાતશત્રુનો રાજ્યકાળ તેમજ વૈશાલીમાં ગણતંત્ર રાજ્યની સ્થાપનાને સ્પર્શી છેવટે અજાતશત્રુનો વૈશાલી પરનો વિજય વર્ણવાયાં છે. અહીં વસ્તુના વિકાસ કરતાં પાત્રનિરૂપણની શક્તિ વધારે ધ્યાન ખેંચે તેવી માલુમ પડે છે. મહાઅમાત્ય વર્ષકાર તેમજ નગરશોભિની આમ્રપાલી એ બંને પાત્રો સૌથી સરસ આલેખાયાં છે. આમ્રપાલીના સ્વરૂપવર્ણનનો આ નમૂનો સરળતા સાથે કેટલી આકર્ષકતા સાધે છે: "એની આંખમાં અંજન બેઠું હતું. એટલું સુંદર એટલું રસિક, એટલું મોહક, એટલું કુદરતી કે એના વિનાની એ આંખને કલ્પી જ શકાય નહિ."*

'મહાઅમાત્ય ચાણક્ય' અલિક સુંદર એટલે એલેકઝાંડર મહાન સિકંદરની હિંદ પરની સવારીથી શરૂ કરાઇ છે અને એમાં ચંદ્રગુપ્તે મગધ ઉપર ચાણક્યની મદદથી કરેલી ચઢાઇની તૈયારી સુધીનું વસ્તુ ગૂંથી લેવામાં આવ્યું છે; આ બે ચઢાઇઓ વચ્ચેના નંદોના રાજ્યકારભારને પણ વણી લેવામાં આવ્યો છે. આ કૃતિને નામ આપનાર મુખ્ય પાત્ર મહાઅમાત્ય ચાણક્યની, તક્ષશિલાના વિદ્યાપીઠના આચાર્યપદથી શરૂ કરી મગધનું રાજ્યપ્રકરણ નિહાળી ત્યાંથી અપમાન પામી મગધ પર ચઢાઇ લઈ જવા તેણે ચંદ્રગુપ્તને પ્રેરણા કરી ત્યાંસુધીની જીવનકથા આવી જાય છે. રા. ચુનીલાલ શાહે 'ચાણક્ય અને ચંદ્રગુપ્ત'માં ચાણક્યનું પાત્ર અગમનિગમના જાણકાર તરીકે આલેખ્યું છે તેના કરતા જુદી જ રીતે ધૂમકેતુએ એ પાત્રને એક અત્યંત કુશાગ્રબુદ્ધિના આચાર્ય તરીકે આલેખ્યું છે. પણ અહીં એના ઉદયાસ્તને આવરી નહિ લેતાં માત્ર ઉદય બતાવાયો છે, પણ તેની પૂર્ણ તેજસ્વિતા તો કશે પણ દશ્યમાન થતી નથી. રસનિષ્પત્તિમાં આટલી ઊણપ રહી છે તે ઘણા રસજ્ઞોને ખૂંચશે.

---

* પુસ્તકમાં લેખકે પ્રાચીન સ્થળોનો પરિચય આપ્યો છે. તેમ પાત્રોનો પણ આપ્યો હત તો સારું હતું. એ હોત તો રાજા વર્ષકાર મલ્લિકા વગેરેનો સંબંધ બરાબર સમજાત.

આ મુખ્ય વાર્તાની સાથે સંકળાયેલાં, જેવાં કે આંબિકુમાર, વિષકન્યા, શકટાલ, મંત્રીશ્વર વગેરે ઠીક ઠીક આલેખાયાં છે. વળી ઐતિહાસિક વાતાવરણ એકંદરે સારો ઉઠાવ પામ્યું છે તોપણ એવું વાતાવરણ જે ચાલુક્યગ્રંથાવલીમાં ખડું થાય છે તેવું અહીં નથી. સંભવ છે કે ચૌલુક્યો જેટલો શૌર્યપૂર્ણ ઇતિહાસ ગુપ્તોનો હશે નહિ, તેથી આમ બન્યું હશે.

**'સરી જતી રેતી'** (યશોધર મહેતા). ૧૯૫૦ માં પહેલી વખત પ્રકટ થયેલી આ નવલે તે વખતે ઘણો ઊહાપોહ મચાવેલો અને મામલો ઠેઠ વડી અદાલત સુધી પહોંચી ગયેલો. ૫૫ માં તે નવા સંસ્કરણ સાથે બીજી વખત બહાર પડે છે. નવલકથામાં ડૉ. કલ્યાણ જે મુખ્ય પાત્ર છે તેના જીવનના જુદા જુદા પ્રસંગો મુખ્યત્વે કરીને ગૂંથી લેવામાં આવ્યા છે. કનૈયા જેવો ડૉક્ટર કલ્યાણ તેની ગોપીઓ (હિલ્ડા, માર્ની, સાબીના વગેરે) સાથેના ઇન્દ્રિયજન્ય ભોગ-વિલાસની પરાકાષ્ઠાએ પહોંચી જાય છે તે રસમય રીતે લેખકે વર્ણવ્યું છે. આ પરદેશી પાત્રો ત્યાંના વાતાવરણ સાથે સુંદર, કુદરતી રીતે વિકાસ પામ્યાં છે તે લેખકનો પરદેશમાં રહી મેળવેલો અનુભવ તથા પાત્રનિરૂપણશક્તિની નૈસર્ગિક બક્ષિસ દર્શાવે છે. નવલકથાના વિકાસમાં સાધુ સંન્યાસી અને યોગીઓ પણ આવી જાય છે જે દ્વારા કર્તાના ગહન વિચારોનો પણ આપણને પરિચય થાય છે. રસિક માર્મિક અને કેટલેક ઠેકાણે કટાક્ષમય સંવાદો એ આ નવલકથાનું એક અનોખું પાસું ગણી શકાય. પૂર્વીય અને પાશ્ચાત્ય સંસ્કારો અને સંસ્કૃતિ વર્ણવી તેનાં પાત્રો તેમજ વાતાવરણ, એકકડીબદ્ધ રીતે ગૂંથી, બંનેની વિચક્ષણતાઓ દૃષ્ટિગોચર કરાવી, કઈ વસ્તુ ઉચ્ચતર છે તેનો આપોઆપ પરિચય કરાવતી નવલ અત્યંત રસમય બની છે. શીર્ષક સૂચવે છે તે યથાર્થ સાર્થક છે કે અત્યંત ભોગવિલાસ ભરેલું જીવન સરી જતી રેતીના પાયા ઉપર રચાયેલું છે અને તેને સરી જતાં વાર લાગતી નથી.

**'અધૂરો આદર્શ'** તથા **'અધૂરી વાત'** એ બંને પર લખવાનું શરૂ કરતાં એના સમર્થ લેખક જેમનું નાટક 'હરિશ્ચંદ્ર ચાલે' પણ આ વર્ષમાં છે તે બચુભાઈ શુક્લ હવે આ દુનિયામાં નથી એ વિચારે ખેદ થાય છે. સમીક્ષકને 'અધૂરો આદર્શ' આ બેમાં વધારે સુંદર લાગી છે. એમાં એક નાના ગામના રહીશોનો ત્રણ પેઢીનો ઇતિહાસ પ્રથમ પંક્તિના કલાકારની કલમે વાર્તારૂપે આલેખાયો છે. આગલી કૃતિઓ કરતાં આમાં

ભાષા પરનો કાબૂ વધારે સુરથતાયુક્ત અને ગાંભીર્યયુક્ત અનુભવાય છે. વળી આયોજનમાં પણ તૃપ્તિદાયક તાજગી છે. સાહસપ્રિય તેમજ કૌતુકરાગી ઉભય પ્રકારની શૈલીમાં એકસરખી આસાનીથી વિહરતા આ સાહિત્યકારે આપણને મહાલક્ષ્મી જેવું ગુજરાતી નવલ સૃષ્ટિનું ચિરંજીવ પાત્ર આપ્યું છે એ તેમની આ કૃતિ અંગે સૌથી મોટી સિદ્ધિ છે. સાધુરામ, કીકી તથા દેસાઇજી પણ સુરેખ અને યાદગાર પાત્રો બન્યાં છે.

આજથી આઠસો વર્ષ પર થયેલા કાસ્મીરી સુકવિ કલ્હણનું સંસ્કૃત કાવ્ય 'રાજતરંગિણી' એટલે હિંદના ઇતિહાસમાં ખરો ઇતિહાસ આપતા બહુ થોડા ગ્રંથોમાનો એક; એમાંથી મનભાવતું વસ્તુ લઈને 'વહી જતી ઝેલમ' પહેલાંની બે નવલોની જેમ મનફાવતું આલેખન આ કૃતિમાં પોતાને ઇંગિતથી અમદાવાદી આદમી અથવા 'ક્ષુદ્ર જંતુ' તરીકે ઓળખાવવા ઉત્સુક પણ એવા છે તો જરાય નહિ એ સમકાલીન ગુજરાતના સર્જકોની હવે તો પ્રથમ પંક્તિમાં પ્રવેશ્યા છે તેવા કર્તા યશોધર મહેતાએ કર્યું છે.

આમાં કલ્હણનો તો માત્ર આધાર લેવાયો છે, બાકી તો કવિહૃદયના આ નવલકથાકારે પોતાના વિશાળ કલ્પનાક્ષેત્રમાં યથેચ્છ વિહાર કરીને, સર્વ સહૃદય (અલબત્ત કટ્ટર ચોખલિયાઓ સિવાય) વાચકોને ફરી ફરીને વાંચવી ગમે તેવી રસનીગળતી કથા જે મનોહર લેખનશૈલીને પૂરતા મહાવરાથી પોતાની કરી છે તેમાં રચી છે. એક વિવેચક કહે છે તેમ, "એમનો કસબ અને એમની કલા ગુજરાતથી અજાણ્યાં નથી. એમની શૈલીની ભભક, આંજી નાખે એવા વાર્તાલાપો, પ્રસંગોનાં વર્ણન, થોડી ઉક્તિઓમાં પાત્રને જીવંત બનાવવાની શક્તિઓ આ નવલકથામાં પણ દેખાય છે."

'સોહીણી સંહાર'માં (ગુણવંતરાય આચાર્ય) પોતાના પિતાના કમોતનું વેર વાળવા જાણે રણચંડી બની હોય તેવી સોહીણીનાં લગ્ન રાજા કનકસેન સાથે થયાં એ પ્રકારનું વસ્તુ છે. એમાંની ઘટનાઓ આ કર્તાની વાચકોને પરિચિત જોમદાર શૈલીમાં વર્ણવાઈ છે.

પાત્રો પણ સજીવ છે. કોઈ કોઈ પાત્રની ઉંમર બરાબર ધ્યાનમાં રહી ન હોય કે એક સ્થળે આવતી શ્વાનમીમાંસા કથાપ્રવાહને રૂંધે એવી ગૌણ ક્ષતિઓ સિવાય આ નવલ સાડાચારસો પાનાં પર પથરાયેલી હોવા છતાં વળી ઉપરાંત દરિયાની પરિભાષા આપેલી હોઇને ખાસ રસપૂર્ણ બની છે.

એની જેમ રા. સારંગ બારોટનું 'આકાશ કુસુમ' પણ છે તો ફૂલ્યું ફાલ્યું. સાડા–ચારસોથીયે વધુ પાનાંનું, પણ મનોરંજક વાચન મુંબાઈના મધ્યમ વર્ગની એ વાર્તામાંથી મળે છે. એ શહેરમાં નોકરી માટે વલખાં મારતા ગ્રેજ્યુએટ પ્રાણલાલની આસપાસ આખી કથાનો પટ વિસ્તરે છે. બધા જ પ્રસંગો ચિત્રાત્મક શૈલીમાં આલેખાયા હોઇને દુ:ખમાં પણ દૈવી સંપત્તિને વફાદાર રહેનાર મનુષ્યની આ વાર્તા છે.

રા. રતિલાલ ગિ. શાહની નવલ 'મેઘનાદ' (ભા. ૧–૨) યોગ્ય રીતે જવાબદાર વિવેચકો તથા પીઢ, રસજ્ઞ આલોચકોની પ્રશંસા પામી હોઇને પંચાવનની નવલકથાસૃષ્ટિમાં મહત્ત્વનું સ્થાન પામે છે. આ કૃતિનું મધ્યબિન્દુ વિકાસયોજના છે. મોટી રકમનો પગાર જતો કરી દેશસેવામાં ઝુકાવનાર સુશિક્ષિત નાયક મેઘનાદ યોજનાવિકાસનું પોતાનું કાર્ય કેમ આગળ ધપાવે છે અને એમ એક લ્યકતાનો સાથ કેવી રીતે મેળવે છે તેનું ધ્યાન અહીં રૂડી રીતે થયું છે એમાં સ્વાભાવિક રીતે જ લ્યકતા મૂડી મજૂરી આમોદાર જેવા પ્રશ્નો આવે અને આવ્યા છે. વિશાળ ફલકની આ નવલકથાઓની ઘટનાઓ માત્ર મુંબઈ–મદ્રાસમાં નહિ પણ આફ્રિકા અમેરિકા સુધી પથરાયેલી છે. પાત્રો વિવિધ અને સુરેખ છે. ધ્યેયલક્ષી હોવા છતાં સાદ્યંત રસ એમાં વાંચનારને પડે છે.

ડૉક્ટરના જીવન તથા વ્યવસાયની એક સારી અંગ્રેજી કૃતિ વાંચીને એના જેવી સ્વતંત્રપણે લખાયેલી 'ડૉકટર નરેન્દ્ર' (કૃષ્ણપ્રસાદ ભટ્ટ) જેમ વિષયની નવીનતાને લીધે તેમ કર્તાની સારી લેખનશક્તિના કારણે સુવાચ્ય બની છે. માનવસ્વભાવનું અવલોકન તથા મનોભાવનું નિરૂપણ સામાન્ય કરતાં ઉચ્ચ કોટીનું જણાય છે. દાકતરી વ્યવસાયની આવી સફળ કૃતિ ગુજરાતીમાં બીજી જાણવામા નથી એમ કહેતા ખુશી ઊપજે છે.

બસોથી પણ ઓછાં પાનાની અને મોટા અક્ષરે છપાયેલી આ ભેદ-વાર્તા અથવા જાસૂસકથા 'સ્વપ્ન કે સત્ય' (કૃષ્ણપ્રસાદ ભટ્ટ) વાંચીએ છીએ. આ વર્ગની એ મધ્યકોટીની પણ વાંચવી ગમે તેવી વાર્તા છે.

'મેઘલી રાતે' (સુહાસી) આ યથાર્થ શીર્ષક મુજબ વાર્તામાં ઘનઘોર આકાશ તથા વૃષ્ટિના કવિત્વયુક્ત શબ્દચિત્રો મળે છે. સુરત જિલ્લામાંના 'હાળીઓ'નો જટિલ પ્રશ્ન આમાં લેવાયો છે. આમ વાર્તા જ ચાલુ અર્થમાં જીવનલક્ષી છે તોપણ, નાયક જયંતના આલેખનમાં જનસ્વભાવના અભ્યાસની દૃષ્ટિએ થોડી કચાશ રહી હોવા છતાં વાર્તા એકંદરે સરકારના

જુલમ તથા અમુક પાત્રોની દુષ્ટતા ખુલ્લી પાડનાર તેમજ નાયક પકડાવા છતાં સેવાકાર્ય દૃઢતાથી ચાલુ રાખનાર નાયિકા સવિતાનું ધૈર્યશીલ પાત્ર, આ બધાંને લીધે કથા સારી કલાકૃતિ ગણાય તેવી થઇ છે.

બૅરિસ્ટર લેખક રા. ડાહ્યાભાઈ પટેલ–કૃત 'વનની વાટે' માં તેમનો આફ્રિકાનો કેટલોક અનુભવ મૂર્તિમંત થયો છે. જંગલોનું વાતાવરણ, ત્યાંની પ્રજાઓનું જીવન, આફ્રિકામાં હિંદીઓની સ્થિતિ વગેરેનો પરિચય આમાં મળે છે. વસ્તુગૂંથણીની દૃષ્ટિએ કેટલાક દોષ રહ્યા છે એટલું પણ ઉમેરવું જોઈએ.

'યુદ્ધ અને શાંતિ' (અનુ. જયંતિ દલાલ) જગતસાહિત્યની અમર કૃતિમાં સ્થાન પામેલ કાઉન્ટ લીયો ટૉલ્સટૉયના ઉત્તમોત્તમ સર્જન "War and Peace"નો આ અનુવાદ છે. મૂળ રશિયન ભાષામાં લખાયેલી તેમાંથી અંગ્રેજીમાં અનૂદિત અને તેમાંથી ગુજરાતીમાં આ મહાકૃતિનું ભાષાંતર એ કેટલાંક દૃષ્ટિબિંદુથી જોતાં ગુજરાતી ભાષામાં લખાયેલ કોઈ પણ મૌલિક નવલસર્જનો કરતાં ઉત્તમ છે. ટૉલ્સ્ટૉયે જેમાં પોતાના જીવનઅનુભવનો નિચોડ ઠાલવ્યો છે અને વર્ષો સુધી ચિંતન અને મનનની તપસ્યા કરી આ કૃતિ આપી તેટલી મહેનતે તો નહિ પણ રા. દલાલે આનો અનુવાદ કરવા પાછળ ત્રણ ચાર વર્ષ ગાળ્યાં છે તે ઓછો શ્રમ નથી. આ અનુવાદ કરીને રા. દલાલે એ સિદ્ધ કરી આપ્યું છે કે ગુજરાતી ભાષા જગત–સાહિત્યની અમર કૃતિને પચાવી શકે એટલી ગૌરવશાળી છે, અને એ રીતે રા. દલાલનો આ પ્રયત્ન આવકારપાત્ર છે. દરેક શિષ્ટ વાચકે આ યુગના આધુનિક મહાકાવ્યનું પાન કરવું જોઈએ.

અહીં વિગતે અનુવાદના ગુણદોષની ચર્ચા કરવી અશક્ય હોઈ કૃતિ ઉપર ઊડતો દૃષ્ટિપાત કરી લઈએ. રશિયાએ નેપોલિયન સામે લડેલ યુદ્ધને આવરી લઇ એ વાતાવરણનો ખ્યાલ આવે તે માટે અનેક સમકાલીન ઐતિહાસિક પ્રસંગો લેખકે કુશળતાથી નવલકથાના તાણાવાણા સાથે વણી લઇ અવનવી ભાતનું પટ બતાવ્યું છે. પુસ્તક વાંચતાં રશિયાનું તે સમયનું વાતાવરણ, ફ્રેંચ સંસ્કૃતિની રશિયા ઉપર પડેલી અસર, રશિયન કલા, યુદ્ધનું વાતાવરણ તેમજ જુદાં જુદાં પાત્રોના પ્રણયજીવનનું આલેખન વગેરે એક વિશાળ રંગભૂમિ ઉપર જીવનનાટક ખેલાતું હોય એ પ્રકારનો ખ્યાલ આપે છે. ભાષાનો પ્રવાહ સર્વસામાન્ય દૃષ્ટિએ સુબદ્ધ અને રસ-

મય હોવા છતાં કેટલેક ઠેકાણે રચનાઓ ક્લિષ્ટ લાગે છે. અલબત્ત, આવી મહાકૃતિઓના અનુવાદમાં કેટલુંક એવું બનવાનું જ.

મહાન કલાગુરુ અને અપ્રતિમ પ્રતિભાશાળી સર્જક ટોલ્સ્ટોયની આ કૃતિ વિશે મેકાગેલ લખે છે "...'યુદ્ધ અને શાંતિ' તો ઐતિહાસિક ક્રમનું હૃદયસ્પર્શી આલેખન છે. અને આ મહાનવલનું દિદલ વસ્તુ યુદ્ધ અને શાંતિ, યૌવન અને જરા તો ઇતિહાસના સહજોદ્ભવી વિકાસના સંકેત બને છે."

'બૂરા દેવળ' (રા. જયભિખ્ખુ) સામાન્ય રીતે લખાતી ઐતિહાસિક નવલકથા કરતાં આ કંઈક અંશે જુદી પડે છે. મારવાડના રેગિસ્તાનની દિલાવરીની અને બૂરાઇની આ કથા છે. આ કથા બૂરા દેવળની લડાયકતા વિશે રામ-લખમણની જોડી જેવા ભાઇઓમાંના એક ભાઇ જયસિંહના દિલમાં મોટાભાઈ વિજયસિંહ વિશે જે વિચારો જન્મે છે તે દ્વારા ખ્યાલ આપી, આબુ સુન્દરી પાસે જયસિંહને આકૃષ્ટ કરી જોધપુરની સ્થાપના, જોધપુરનો પરાજય, દુર્ગાદાસનો પુરુષાર્થ વગેરેની કથા કહેવરાવી છે. આ મુખ્ય વસ્તુની સાથે મહાસિદ્ધના વચન ઉપર જોધપુરના કિલ્લાને અમર કરવા 'રાજિયો ઢોલી'ના અપાયેલા આત્મબલિદાનની મહાગાથા તેમજ રાજ્યભક્તિનો તાદૃશ ચિતાર આપતી 'ચતરો ગહલોત'ની અમર રાજ્યમૈત્રી પણ લેખકે આપણી સમક્ષ મુકી છે.

માનવઇતિહાસના પાના પર માનવીની ભલાઇ તેમજ બૂરાઇ બંને કોતરાયાં છે. મેવાડ મારવાડ અને અંબર રાજ્યની જ્યાં સીમાઓ મળે છે એ ત્રિભેટા ઉપર આવેલું દેવળ એ બંનેની સાક્ષીરૂપ છે. પણ જ્યારે માનવીની ભલાઈ સદંતર વિલુપ્ત થઈ ગઇ, તે ભલાઇને બૂરાઇ ખાઇ ગઇ ત્યારે રાજ્ય રહ્યું એકલી બૂરાઇનું, એ બૂરાઇ આ ત્રિભેટાના દેવળની આસપાસ પણ વીંટાઇ વળી અને એ 'બૂરા દેવળ' બની બેઠું. લેખકની અદ્ભુત શૈલી "મહાન બલિ"માં તો પરાકાષ્ઠાએ પહોંચી છે.

"કાળજાનો ઘા" (ચુનીલાલ વ. શાહ). "ગુજરાત સમાચાર-પ્રજાબંધુ" માં ક્રમે ક્રમે છપાયેલી આ નવલકથા સંસાર સમાજ મનોવિજ્ઞાન ને આધ્યાત્મિકતા એ સર્વને સ્પર્શ કરી જાય છે. પ્રાસ્તાવિકમા લેખક કહે છે તેમ" ચાલીસેક વર્ષ પૂર્વે સૌરાષ્ટ્રમાં બનેલી એક ઘટનાનું નિકટમાંથી કરેલું દર્શન, નથેનિયલ હોથોર્નની કથા 'સ્કાર્લેટ લેટર' માં ગૂંથાયેલા 'થીમ'-કેન્દ્રીય ઘટકે જગાડેલો રસ અને સ્ટીફન ઝુમીગની કથા 'એમોક'-

ની શૈલીએ કરેલું ચિત્રાંકણ એ ત્રણેએ પ્રેરેલા સમન્વયે 'કાળજાનો ઘા'ને જન્મ આપ્યો છે." આ નવલકથામાં લેખકે મુખ્યત્વે કરીને એક યોગભ્રષ્ટ સ્વામીના જીવનનો ચિતાર આપણી સમક્ષ રજૂ કર્યો છે. પતિના ત્રાસથી નાસેલી હેમપ્રભા 'સ્વામી શારદાનંદનું' પ્રીતિભાજન બની પુત્રીને જન્મ આપે છે ત્યાંથી શરૂ કરી છેવટે સ્વામી આત્મહત્યા કરે છે, પાછળથી ચારુદત્ત હેમપ્રભાનો મૂળ પતિ પણ પોતાની સંપત્તિ પુનિતાને મળે એવું વિલ કરવા સામે વાંધો ન લેવા હેમપ્રભાને વીનવે છે. પ્રસંગસંકલના અને નિરૂપણ સુંદર છે.

"ચાણક્ય અને ચંદ્રગુપ્ત" (સુ. વ. શાહ). ઐતિહાસિક નવલકથાનું ક્ષેત્ર લેખકે સારી રીતે ખેડયું છે અને તેના પરિપાકરૂપે આપણને આ નવલકથા પ્રાપ્ત થઇ છે. ચંદ્રગુપ્ત તથા ચાણક્ય એ બંનેનો બાળપણથી મૃત્યુ સુધીનો સળંગ અહેવાલ આપણને આ નવલકથામાં મળે છે. નવલકથાની શરૂઆતથી "તક્ષશિલાનું વિદ્યાપીઠ" એ પ્રકરણ સુધી સિકંદર વિશેનાં એકબે પ્રકરણો બાદ કરતાં સળંગ કથારસ જળવાઈ રહ્યો છે. ત્યારપછીનાં પ્રકરણોમાં કથારસ ભાંગતો જાય છે. ઐતિહાસિક નવલકથાઓમાં સામાન્ય રીતે આવે છે તેમ ગૂઢવિદ્યા, જ્યોતિષ, મુત્સદ્દીગીરી, જોગીઓ વિશે પ્રયોગો વગેરે તેમજ ચાણક્યનીતિ શાસ્ત્રનો ઉપયોગ નવલકથામાં સારી રીતે જોવા મળે છે. નવલકથાનાં પાત્રો ઠીક ઠીક વિકાસ પામ્યાં છે. નવલકથાનાં પાછલાં પ્રકરણો વાંચતાં નવલકથાનું શીર્ષક અને તે પ્રકરણો વિશેનો સંબંધ જળવાઈ રહ્યો હોય તેમ લાગતું નથી. બીજા શબ્દોમાં તે કહું તો પ્રકરણો સદંતર કાઢી નાખવાની જરૂર છે. "કથા મુખ્યત્વે ચારિત્રાત્મક સ્વરૂપની ઐતિહાસિક નવલકથા" છે તે સ્વીકારી લઇએ તોપણ વાચકના કથારસને જાળવી શકાયો નથી લેખકની ભાષાશૈલી ઐતિહાસિક નવલકથાને જોઇએ તેટલી જોમશાળી નથી તેથી યોગ્ય વાતાવરણ ખડું થતું નથી.

## નવલોના અનુવાદ

'અપહરણ' (અનુ. સત્યમ્), 'ટારઝનની શોધે' (અનુ. સત્યમ્). શ્રી. સત્યમ્‌નાં આ બંને પુસ્તકો ઘણા કિશોરોની કલ્પનાને ઉત્તેજિત કરી સાહસિક બનાવી શકે તેમ છે. આર. એલ સ્ટીવન્સનના પુસ્તક 'કિડનેપ' ઉપરથી તૈયાર કરેલું 'અપહરણ' એક મૃત્યુ પામેલા પિતાનો પુત્ર ડેવિડ તેના કાકા એબ્નર પાસેથી પોતાના પિતાની મિલકતનો ભાગ કેવી રીતે

મેળવે છે, તેને માટે કેવા જોખમો ખેડે છે તેનું અદ્ભુત અને રોમાંચકારી વર્ણન કર્યું છે, જેને લીધે કૃતિ રસમય બની છે ‘ ટારઝનની શોધમાં ’ શ્રી સત્યમે એડગર રાઇસબરોમની ટારઝન કૃતિઓમાંથી આપણને આપી છે ટારઝન નામ જ એવું છે કે જે સાંભળતાં દરેક કિશોર સાહસિક બની જોખમ ખેડવાની તમન્ના જાગે છે ચિરયૌવન પ્રાપ્ત કરવા માટેની ઔષધિ મેળવવા ટારઝન આફ્રિકાના જંગલોમાં રખડી ત્યાંની જંગલી જાતિ સાથે બાથ ભીડી, એક કરતાં વધુ પરાક્રમો કરે છે અને છેવટે એ ઔષધિ મેળવે છે એ આ નવલનો મુખ્ય ધ્વનિ છે સાહસિકતાને અથવા તો શૌર્યરસને છાજે તેવી શૈલીમાં શ્રી સત્યમે સફળ રીતે આ પુસ્તક રસાવહ બનાવ્યું છે.

સ્વાધ્યાય પ્રકાશન ગૃહે શરદબાબુની કૃતિઓ ગુજરાતીમાં ઉતારવા માટે પ્રયત્ન શરૂ કર્યો છે રા શ્રીકાન્ત ત્રિવેદીએ ગુજરાતી ભાષામાં બંગાળી શબ્દો ન આવી જાય એ કાળજીથી આ ભાષાંતરો કર્યાં છે એમાંના આ વર્ષે મળેલા બે ‘શ્રીકાન્ત’ ભા ૧-૨ તથા ‘ચંદ્રનાથ’. આ અગાઉ થયેલા શરદબાબુની કૃતિઓના ભાષાંતરો સાથે આ ભાષાંતરને સરખાવવાનું અહીં શક્ય ન હોવાથી અહીં આ ભાષાંતર વિશે જ લખીશું.

"ચંદ્રનાથ" માં શરદબાબુનાં ઘણાંખરાં પુસ્તકોમાં મુખ્ય પાત્ર જેમ ધનવાન હોય છે તેમ આમાં (ચંદ્રનાથમાં) પણ ચંદ્રનાથ પિતાની ઠીક ઠીક મિલકતનો વારસદાર બન્યો છે કથા નાની હોવા છતાં રસમય બની છે લેખકની પાત્રનિરૂપણશક્તિ દરેક પાત્રને યોગ્ય સ્થાને અને યોગ્ય રીતે વિકસવા દે છે. સંવેદનશીલ અને વિચારશીલ મુખ્ય પાત્રના અદ્ભુત વિકાસની સાથે, સરયૂ હરિદયાળ, બ્રજકિશોર, કૈલાસચંદ્ર વગેરે પણ સુંદર રીતે વિકાસ પામ્યાં છે

શરદબાબુની પોતાની આપવીતી ઉપરથી જણાય છે કે માનવીના જીવનના અને માનવસમાજના ઘણાં જુદાં જુદાં પાસાંઓ જોવાને મળ્યાં છે તે સાથે પિતા પાસેથી પણ વારસામાં સાહિત્યસ્રોત જ મળ્યું હોવાથી બન્નેને એકબીજાના પૂરક બનાવી પોતાના અનુભવનું પ્રતિબિંબ તેમણે સફળ રીતે પોતાની રચનાઓમાં ઝીલીને જગતસાહિત્યની હરોળમાં મૂકી શકાય તેવાં સર્જનો આપણને આપ્યાં છે

શરદબાબુના જીવનના નિચોડરૂપે લખાયેલ ‘શ્રીકાન્ત’ ગુજરાતી વાચકોમાં અત્યંત પ્રિય થઈ પડી છે. કુશળ પ્રસંગનિરૂપણથી નવલકથા

એક ઉચ્ચ કક્ષાનું સાહિત્ય આપણને પીરસે છે. શ્રીકાન્તના પાત્રનું સર્જન કરીને લેખકે જીવનનો જીવંત ધબકાર અનુભવતું સંવેદનશીલ પાત્ર આપણા સમક્ષ મૂક્યું છે. એક વિવેચકના મત મુજબ "માનવસ્વભાવનું દર્શન, નારીહૃદયની ગહનતા અને મંગલમયતા એવી સ્વાભાવિકતાથી આલેખાયાં છે કે શરદબાબુની એક કૃતિ વાંચ્યા પછી બધી વાંચવાનું મન થયા વગર રહે જ નહિ." શરદબાબુની સાહિત્યસાધના સદા મર્યાદામાં જ રહેલી હોવા છતાં આપણને અનંતતાનું દર્શન કરાવે છે એ એની સૌથી મહત્તમ સિદ્ધિ છે.

'માનવીનાં રૂપ'–મૂળ લેખક શ્રી યશપાલ (અનુ. સુભદ્રા ગાંધી). હિંદી સાહિત્યના પ્રતિષ્ઠિત નવલકથાકાર શ્રી. યશપાલની આ અતિ ઉત્કૃષ્ટ નવલકથાનો ગુજરાતી અનુવાદ સુભદ્રા ગાંધીએ આપણને આપી ગુજરાતીમાં એક સુંદર કૃતિ સુલભ કરી આપી છે. નવલકથાનો સામાન્ય ચિતાર તેના 'આમુખ'માંથી મળી જાય છે. પંજાબના પહાડોની એક ગભરુ યુવતિ સોમા જે આપઘાત કરવા સુધી પહોચી ગઇ હોય છે તે જીવનનાં ચઢઊતર સોપાનો પાર કરી કેવી રીતે કેવા સંજોગોમાં મુંબઇ સિનેમા-સૃષ્ટિમાં એક અતિ દેદીપ્યમાન અભિનેત્રી બને છે એનું રોમાંચકારી જીવન આપણને આ નવલકથામાં જોવા મળે છે.

સોમાનો પરિણીત પતિ ધનસિંહ ખૂન કરી નાસી છૂટે છે ત્યાંથી બંનેના વ્યક્તિગત જીવનના બદલાયે જતા સંયોગો સમાંતર વાર્તાપ્રવાહ વહેવડાવતા જાય છે. પણ વાર્તારસની પરાકાષ્ઠા તો ત્યારે આવે છે કે જ્યારે સોમાને માટે ઝૂરી મરતો ધનસિંહ મુંબઇ આવી અભિનેત્રી પહાડણ ઉર્ફે સોમાને મળતાં સોમા પોતે સોમા હોવાનો ઇન્કાર કરે છે ! આ પ્રસંગ-નિરૂપણ ઘણું જ લાક્ષણિક અને ધ્યેયલક્ષી છે. માનવસ્વભાવનું અનુપમ લક્ષણ આ પ્રસંગ પુરું પાડે છે. આપઘાતને પંથેથી પોતાને બચાવતા પ્રેમી ધનસિંહને મળતી સોમા એ તેનું એક રૂપ છે, તો ભાગ્યવશાત્ સિનેમાની એક સુંદર અભિનેત્રા બની અઢળક સંપત્તિ મેળવી ધનવાન બની ધનસિંહને પોતે ઓળખતી હોવાનો ઇન્કાર કરતી સોમા એ તેનું બીજું જ રૂપ છે. આ બે વસ્તુ જોતાં નવલકથાનું શીર્ષક 'માનવીનાં રૂપ' એ યોગ્ય જ છે. ભાષાશૈલી તેમજ પ્રસંગ અથવા બનતા બનાવોનું વર્ણન કેટલેક ઠેકાણે સુરુચિનો ભંગ કરે છે તે સોનાની થાળીમાં લોઢાની મેખ જેવું છે. આ વસ્તુ બાદ કરતાં નવલકથા એકંદરે રસદાયી નીવડી છે.

'વિલાસિની' (અનુ. રમણલાલ સોની) ડૉ. નરેશચન્દ્ર સેનગુપ્તાની મૂળ લખેલી "વિલાસિની" એક કુટુંબકથા છે. એક જ કુટુંબના બે ભાઈઓ વિરુદ્ધ આચરણ કરે છે. ભૂપતિ કોઇના ફંદાનાં ફસાઇ, વેશ્યા સુવાસિની પાસે જઇ નોકરી છોડી સતી પત્નીનો ત્યાગ કરી નાટક મંડળી શરૂ કરે છે, તો જ્યોતિ નોકરી છોડી ગરીબોની સેવા કરી રાહ ભૂલેલ ભાઇને રાહ પર લાવે છે. સુરમા, ભૂપતિ, જ્યોતિ અને વિલાસનાં પાત્રો સારી રીતે આલેખાયાં છે.

ગ. ત્ર્યં. માડખોલકર-કૃત 'કાન્તા' (ગો. વિદ્વાંસ), એમાં ગુજરાતમાંના ૧૯૩૦–૪૨માંના સત્યાગ્રહી ભારતીય જીવનનું અને બેતાળીસની ક્રાંતિના સમયનું મધ્ય પ્રદેશનું ચિત્ર છે. એમાં બ્રિટિશ નોકરશાહીનું માનસ મહદેવ ઠાકુર એ પાત્ર દ્વારા તથા ઉદ્દામવાદીઓનું માનસ શ્યામસુંદરી વગેરે પાત્રો દ્વારા આલેખાયું છે. ગાંધીવાદનો પણ યથાયોગ્ય સમાવેશ કરતી આ કૃતિનું ભાષાંતર સુંદર છે.

રાહુલ સાંકૃત્યાયન-કૃત 'ખોવાયેલી દુનિયા' (અનુ. નવનીત મદ્રાસી), મૂળ હિંદી નામે 'જાદૂકા મુલ્ક' એ કૃતિનું આ ભાષાંતર છે. એને પ્રાગ્-ઐતિહાસિક કાળની વાર્તા કહી શકાય. લાખો વર્ષ પહેલાં જુદાં જુદાં મહાકાય જાનવરો કેવાં હશે અને તેઓની ખાસિયતો કેવી મહાવિચિત્ર હશે, એ અહીં વર્ણવાયું છે. પરંતુ વસ્તુ મુખ્યત્વે તો મનુષ્ય અને મનુષ્ય-જીવન, એ અતિ જૂના જમાનામાં માણસોની કામનાઓ રહેણી કરણી અને જે કાંઇ હોય તે એમની સંપ્રાપ્તિ, આવો ચિતાર અહીં મળે છે. પ્રતિભાયુક્ત મૂળ કર્તાનું જનસ્વભાવનું અવલોકન તેમજ સાહસમયતા કૃતિને રોમાંચકારક બનાવે છે. ભાષાંતર પણ સારું થયું છે.

## નવી આવૃત્તિઓ

આ વર્ષે નીચે લખેલ નવલકથાનાં પુસ્તકોની નવી આવૃત્તિઓ મળી છે

(૧) યૌવન (પન્નાલાલ પટેલ) આવૃત્તિ ત્રીજી

(૨) માનવીની ભવાઈ (પન્નાલાલ પટેલ) આવૃત્તિ ત્રીજી

રા. પન્નાલાલ ગ્રામજીવનને પોતાની નવલકથાઓમાં ઉતારનાર લોકપ્રિય નવલકથાકાર તરીકે પ્રસિદ્ધ થઈ ચૂકેલ છે. ઉપર જણાવેલી બંને કૃતિઓ આ વર્ષમાં ત્રીજી આવૃત્તિ પામે છે, એ સિદ્ધ કરે છે કે લેખકની કલમને ગુજરાતી વાચક વર્ગે સારી રીતે આવકારી છે.

(૩) મારી હૈયાસગડી. (ઈશ્વર પેટલીકર) આવૃત્તિ ત્રીજી

(૪) અધૂરી વાત (બચુભાઈ શુક્લ) આવૃત્તિ બીજી

(૫) પાદરનાં તીરથ (જયન્તિ દલાલ) આવૃત્તિ બીજી

(૬) ધરતીની પુત્રી (કિશનસિંહ ચાવડા) આવૃત્તિ બીજી

ચાને ગુરુજી–કૃત

(૭) આસ્તિક (અનુ. જયન્ત પરમાર) આવૃત્તિ બીજી

(૮) પુનર્જન્મ (અનુ. જયન્ત પરમાર) આવૃત્તિ બીજી

(૯) શ્યામની મા (અનુ. નટવરલાલ દવે) આવૃત્તિ બીજી

(૧૦) ક્રાન્તિ (અનુ. ગોવિંદરાવ ભાગવત) આવૃત્તિ બીજી

(૧૧) પૂર્ણિમા (રમણલાલ વ. દેસાઈ) આવૃત્તી પાંચમી.

## કલ્પન : નવલિકા

નવલિકાના સંગ્રહો ચાળીસથી પણ વધુ છે. એમાં સૌથી પહેલો મૂકવા લાયક સંગ્રહ "માનવ હૈયાં છે." આ સાહિત્યકાર પ્રસંગો તથા લાગણીઓને નાજુક કલમે આલેખી શકે છે. તેમની રચનાઓ વાંચતાં આપણને અભિનવ સૌન્દર્યાનુભવ થાય છે.

"છુટા છેડા" (પીતાંબર પટેલ) આમાં વીસ વાર્તાઓ વસ્તુ તથા નિરૂપણના વૈવિધ્યવાળી છે. સંગ્રહની વિશિષ્ટતા એ કે પ્રેમમાં અનુભવાયેલું નૈરાશ્ય પાત્રને પરાજિત કરતું નથી, પણ તે પ્રેમપાત્રનું સ્મરણ કરવું એને પોતાનું સદ્‌ભાગ્ય માને છે. ત્યાગભાવના પણ કેટલીક વસ્તુઓમાં અસરકારક રીતે દેખા દે છે.

-"વર્ષા અને બીજી વાતો" લેખકનો આ પાંચમો નવલિકા-સંગ્રહ છે. એમનાં લગભગ બધાં સામાજિક કલ્પનાની જેમ આનું વસ્તુ મધ્યમ વર્ગના જીવનમાંથી લીધું છે. વાર્તા વર્ષાની અંદર જેવું બન્યું છે તેવું હોય ત્યારે એ પ્રકારની પરસ્પર વિરોધી વસ્તુસ્થિતિનું ચિત્ર કૌશલપૂર્વક તથા કુતૂહલ જગાડે તેમ લેખક રજૂ કરી શકે છે. વાર્તાઓમા કોઈ અસાધારણ વિલક્ષણતા નથી તેમ વાંચતાં રસભંગ પણ થતો નથી આયોજન એટલે 'ટેકનિક' બધે એકસરખું એટલું અહીં ટીકાપાત્ર છે ખરું. રા. ચુનીલાલની પંદર નવલિકાઓ અને બે નાટિકાઓ 'કાળની કલમે'

માં અપાઈ છે. ઘણીખરી પ્રસંગચિત્રો જેવી છે. વસ્તુગૂંથણી જેવું અહીં થોડું જ લાગે છે. વળી કર્તા ઐતિહાસિક પ્રસંગોનુ નવલિકાને સ્ફુટ કલા-રૂપ આપી શકતા નથી એ પણ ફુકાબલે ગંભીર મર્યાદા છે.

"દિવ્ય વાર્તાઓ" (ક. માણેક). અહીં પુરાણ તથા ઇતિહાસના પંદર પ્રસંગો લેવાયા છે. ઉપરની જેમ અહીં પણ ઘણીખરી કલા–સ્વરૂપ પામી શકી નથી. કલાકૃતિમાં બોધ હોય તો પરોક્ષ હોવો જોઇએ, એ લાભ પણ આ પુસ્તકને મળ્યો નથી.

**'રજનીગન્ધા'** (શિવકુમાર જોષી). બીજા સંગ્રહો કરતાં આની વિશેષતા એ છે કે હરદ્વાર પંચગની સીમલા વગેરે ગિરિવિહારનાં સ્થળો અહીં પાર્શ્વભૂમિ તરીકે છે. પાત્રો ગણિકા ભાગેડુઓ વગેરે મોટે ભાગે બંગાળી. તેમનું મુખ્ય લક્ષણ સ્વમાનશીલ માનસ. નાટ્યલેખનની હથોટી કર્તાને અધિક પ્રમાણમાં આવેલી છે, તે શક્તિનો લાભ આ નવલિકાઓ પણ પામે છે. કોઇ જગ્યાએ સવિધાન જોઇએ એટલું ઘટ્ટ નથી એ ખરું, પણ સંગ્રહની આ ચાર સર્વોત્તમમાં એ દોષ નથી: 'રજનીગન્ધા' 'અનંત સાધના' 'દર્શનની તસ્વીર' 'પણ તિલોત્તમાતુ શું?'

દરેક વાતમાં કોઇક નવ વિચાર એવો સત્તર વાર્તાનો સંગ્રહ **"અધૂરો કોલ"** (પ્રા. ધીરુબહન પટેલ) છે. ઘણીખરી વાતો સ્ત્રીજીવનની છે. કેટલીકમાં રૂઢ માન્યતાઓને વાર્તા દ્વારા દોષયુક્ત દર્શાવી છે. વસ્તુગુફન સારું અને ભાષાની પ્રવાહિતા એ ગુણપક્ષે ખાસ ગણાવાય તેવી વિશેષતા આ નવલિકાકારની છે **'ભણેલી ભીખ અને બીજી વાતો'** (અનામી, પ્રા. રણજીત પટેલ) રેડિયોના મજૂર વર્ગના કાર્યક્રમ માટેની આ એકવીસ વાતોમાં સત્ય–ઘટનાનો અંશ વધારે છે; નિરૂપણશૈલી પણ રસાન્વિત છે. સ્વાભાવિક રીતે જ લગ્ન તથા કુટુંબજીવનના પ્રશ્નો આમાં લેવાયા છે. સારું વસ્તુ પસંદ કર્યા બાદ તેના આલેખનમાં આકર્ષણ આણવું (જો કે ગૂંથણી ક્યાંક ઢીલી પડે છે), એ લેખકની ધ્યાન ખેંચતી ખાસિયત છે.

**'ખંડિત દર્પણ'** (શંકર ભટ્ટ) વાર્તાઓ સાત. ભાંગેલો અરીસો અપશુકન સૂચવે છે એ સંગ્રહને નામ આપતી નવલિકાનું વસ્તુ છે. આ સિવાય શબ્દવ્યૂહ, પ્રેમ, પૈસા તથા લગ્નનો અરસપરસ સંબંધ, જ્યોતિષ વગેરે વિવિધતાવાળા વિષયો લેવાયા છે. સામાન્ય કરતાં ઊંચી કક્ષાએ આ રચનાઓ ચઢતી હોય તેવું લાગતું નથી.

'ઇતિહાસની તેજમૂર્તિઓ' (ધૂમકેતુ) કર્તાના આગલા સંગ્રહ 'જલબિંદુ' જેવી નવી વાતો છે. કથાસંગ્રહ ઐતિહાસિક પ્રસંગોનો છે. અહીં ઇતિહાસ એટલે માત્ર રાજકીય ઇતિહાસ નહિ પણ ધાર્મિક ઇતિહાસ પણ ઉપયોગમાં લેવાયો છે એમ પહેલી વાર્તા 'પ્રેમરંગ' તથા ગુરુબંધાનો સૈનિક જેવા દાખલા પરથી કહી શકાય. ત્રીસ કરતાંયે વધુ તેજોમય મૂર્તિઓ અહીં આકર્ષ્યા વિના ન રહે તેવી કર્તાની શૈલીમાં વાંચીએ છીએ. એક વાર્તા રોમ નગરીના સમયની છે. એ પરથી તેમનો વિશાળ દષ્ટિપટ વરતાઇ આવે છે. બીજા ભાગની રાહ સહુ આતુરતાથી જોશે.

"ગુલાબની ટેકરી" (દામુભાઈ તથા કુમુદ શુકલ). ગુલાબની ટેકરી પર માત્ર ગુલાબ નહિ, કેવડો કે પારિજાત પણ હોય, આ કારણે આવાં અનેક પ્રકારનાં ફૂલ લેખકોનાં અભ્યાસ અવલોકન તથા અનુભવના નિચોડ સમાન સોળ વાર્તામાં અનુભવાય છે. વસ્તુપસંદગી, વસ્તુનિરૂપણ તથા લેખનશૈલીની છટા ત્રણે ગુણો આજન્મ વાર્તાકાર જેવા અહીં દીસી આવે છે એમ કહેતાં સંતોષ થાય છે.

"સમાધાન" એ શ્રીકૃષ્ણ વિશેનું 'નિયતિ ને ભારત' એ નામવાળા લાંબા પ્રવેશક સહિતનું નાટક છે. પ્રાચીન વસ્તુને સમકાલીન સમાજ તથા રાજ્ય–પ્રકરણ સાથે કર્તાએ ઉચ્ચ ભાવનાદષ્ટિ તથા વિરલ કૃતિથી ઘટાવીને જે સરસ મજાની કૃતિ આપી છે તેને માટે તેઓ અભિનંદનને પાત્ર છે.

સ્વ. વ્યોમેશચંદ્ર પાઠકજી–કૃત નાના પુસ્તક 'સંવાદો'માં તેર સંવાદો એ સદ્‌ગત સમર્થ લેખકની રસાળ કલમે આવા વિષયો પર રચાયા છે: 'નારદ અને દુર્વાસા', 'જમાઇની પસંદગી', 'ચોટલીના ચાર પ્રસંગો' 'ઘોડો અને ગધેડો', 'ગોર મહારાજ' 'યમરાજ' અને 'ફેશનદેવી.' ભજવાયા ત્યારે આમાંના કેટલાક સંવાદો સફળ થયા હતા એ આ બીજી આવૃત્તિના શ્રી. જયમનગૌરી પાઠકજીએ કરેલા પ્રકાશનથી સાબિત થાય છે.

સ્વ. દાદાસાહેબ માવળંકરનાં 'માનવતાનાં ઝરણાં'ની ત્રીજી આવૃત્તિ આ સાલમાં થઇ છે. કારાવાસજીવનના બનાવોને નવલિકાનું રૂપ પ્રયાસપૂર્વક અપાયું નથી એ યોગ્ય થયું છે તોપણ આ અગિયારમાંની ત્રણેક સારી નવલિકાઓ છે: 'મહમદ મૂસા', 'શાહજાદાનો પ્યાર', 'બ્રહ્માનંદ બાવાજી'

રા. ઓાકર–કૃત 'પુણ્ય પરવાર્યું નથી" એ ઉમદા જીવનના અસરકારક અંશો સરળ શૈલીમાં આલેખતો સંગ્રહ છે. ચારિત્ર્યવિકાસમાં આવી રચનાઓ સહાયતા કરી શકે.

જાણીતું "અમાસના તારા" (કિ. ચાવડા) 'પ૫ માં શાળોપયોગી આવૃત્તિ પામ્યું છે. પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો પ્રવેશક આને હૃદયંગમ સ્મરણચિત્રો તરીકે ઓળખાવે છે એ સર્વથા યોગ્ય છે. મૂળે સ્વાનુભવના બનાવોને કર્તાએ જેને તેમની સર્જક યાદદાસ્ત કહેવામાં આવી છે એનો ખૂબ છૂટથી ઉપયોગ કરીને પાને પાને રસસિંચન કર્યું છે; કોઈમાં તો એમનું કવિત્વ (બંસી કાહેકો બજાઈ) અધિક પ્રકાશી ઊઠે છે.

વર્ષની નવી આવૃત્તિઓ એટલે, પન્નાલાલનું 'સુખ દુઃખનાં સાથી,' એમનું જ 'લખ ચોરાશી', પેટલીકરનું 'પારસમણી', મડિયાનું 'પદ્મિની,' અને નવલિકા તથા એકાંકી મળીને ચોવીસ રચનાઓવાળો ધનસુખલાલનો 'છેલ્લો ક્લાસ'.

ભાષાંતરોમાં નીચેનાં ધ્યાન ખેંચે છે: ખાંડેકર કૃત 'જાનકી' (ગો. વિદ્વાંસ), શરદબાબુ કૃત 'કાશીનાથ' (શ્રીકાન્ત ત્રીવેદી), નરેશચંદ્ર સેન-ગુપ્તા કૃત 'પાગલની વહુ' (રમણલાલ સોની), અનુક્રમે રાજાજી તથા ટૉલ્સ્ટૉય ઉપરથી રા. સુનીલાલ વર્ધમાને કરેલા 'જીવલેણ ગાડું' તથા 'ધલાસત.' નવાં સંપાદનો બે છે : એક તો શ્રી. ધીરજબહેન પારેખે 'સવિતા' માસિકની ૫૪ ની સફળ હરીફાઈની વાર્તાનો સંગ્રહ 'મોગરાનાં ફૂલ' જે નિરીક્ષકો રા. રામપ્રસાદ પ્રે. બક્ષી વગેરેની માન્યતા પામ્યો છે તે સંગ્રહ. 'મોગરાનાં ફૂલ' એમાં નવા ઊગતા વાર્તાકારોની રચનાઓ મધ્યમ કલાશક્તિવાળી અપાઈ છે.

'દસ શ્રેષ્ઠ નવલિકાઓ' (પ્રા. તખ્તસિંહ પરમાર) એ પુષ્કળ ખંત અને કાળજીથી વિવેકી વિવેચકની જવાબદારીથી વાંચી વિચારેલી નવ-લિકાઓનો સંગ્રહ છે. અહીં વસ્તુ પાત્રાલેખન તથા આલેખનની વિવિધતા માત્ર ઘણી સારી નહિ પણ લેખકો તથા સારો પ્રવેશક પણ આપનાર સંપાદકને રસ અપાવે તેવી છે.

## કવિતા

કવિતાવિભાગનું ઉદ્‌ઘાટન કરતાં, 'યુગવંદના'ની (ઝ. મેઘાણી) પાંચમી આવૃત્તિ તથા, જ. વ. દાણી સંપાદિત બોટાદકરકૃત 'શૈવલિની'ની

પાંચમી આવૃત્તિ બંને સારી છે, એટલું નોંધીને આગળ ચાલતાં જે પહેલું લેવાનું તે સંસ્કૃત પદ્ધતિનું મહાકાવ્ય નામે 'શિવરાજ' (ગોવિંદ હ. પટેલ). આ કૃતિ પહેલાં બરાબર દસકે આ જ કવિએ ભારતીય ઇતિહાસમાંથી પ્રેરણાદાયક વસ્તુ લઈને મહાકાવ્ય 'ગુરુગોવિંદસિંહ' આપ્યું હતું, તેમ એવાજ વસ્તુવાળું શિવાજી વિશેનું સત્તર સર્ગમાં રચાયેલું સાડા સાતથી આઠ હજાર પંક્તિઓનું આ મહાકાવ્ય છે. ભાષા તથા સંસ્કૃત વૃત્તો ઉપર કાબૂ ધરાવનાર આ કવિની કાવ્યશક્તિની અહીં બહુ અછડતી જ પિછાન આપી શકાશે. શિવરાજ તથા અફઝુલખાન એ બંને બળિયા બાથ ભરતાં,

ખાને પાર્શ્વમહીં કરી ચપટ ને માર્યો જમૈયો બળે
કે વર્માવૃત શિવ વ્યાઘ્રનખથી ચીરી રહે કુક્ષિને
ભેદંતાં બચવાથી અન્ય પડખું રેલાવતા રક્તને
લાંબી આંતર બાહ્ય, સ્વસ્થ પળ ત્યાં થાવા શિવાજી ચહે."

વળી 'સુરત'નામે નવમા સર્ગમાના જે ચાર મનોહર શ્લોક છે તેમાંના આ બે (૫૦, ૭૧) સુણીએ :

"તપી વિલોલ ગતિએ વહતાં પ્રફુલ્લે
પાર્શ્વે ધરી નગરને 'હયિજા કૃપા' હે;
ઐશ્વર્યને શમવતાં તટ ધામ, તેના
સૌન્દર્યની પ્રતિકૃતિ હૃદયે ધરંતાં.

× × × ×

"હું દેશમાં નિવસતાં સુણતો સદૈવ,
કે લૂંટ ત્યાં સહજ પાશવતા જણાય;
જોતા તણા દલ મહીં પણ સાધુ–શિરલ
સાધુ શિવાજી વિણ કોણ બતાવનાર ?"

સુ. દલાલ સંપાદિત 'કવિતા ૧૯૫૫' એ શ્રેણીના એની પહેલાં અને પછીના વાર્ષિક સંગ્રહોની જેમ એકંદરે એનું ઊંચું ધોરણ જાળવે છે. સંખ્યાબંધ કવિઓ તથા કાવ્યોમાથી કોઇ થોડાનો નામનિર્દેશ કરવો એ બાકીનાને અન્યાય કરવા બરાબર છે, તેથી એટલું જ કહીશું કે કોઇ પણ કવિતાપ્રેમીએ વાંચ્યા વિના રહેવું જોઇએ નહિ તેવી આ પુસ્તિકામાં કવિઓની સાચદિલી છે. કાવ્યશીર્ષકોથી તુરત સમજાશે તેમ ('મુઘલાઈ' રામની વાડીએ' 'સહદેવ' 'સરસ્વતીચંદ્ર' 'અજંતા' 'કાશી' 'ગાંધી-

ગીરા' 'પાઠક સાહેબને' તથા 'જીવનની કરુણતા' વગેરે) વિષયોનું વૈવિધ્ય સારું છે અને છ દોલય, પદ્યની નવતર લખાણ-ઢબ તથા ગેયતા એ બધુંય યોગ્ય પ્રતિનિધિત્વ પામે છે.

ગીતસંગ્રહ 'ફૂલ ફાગણનાં' (મુકુંદ પારાશર્ય) વિશે સમીક્ષકે ટૂંકમાં આટલું કહેવાનું છે: "ભાવપ્રધાનભરી સૌન્દર્યલક્ષી આ ગીતસંગ્રહની કાવ્યધારાને સત્કારતાં આનંદ થાય છે. આ ગીતોમાં ભાવનાનો વૈભવ છે, વાણીની સૌંદર્યશ્રી છે, લયમધુર ગીતગુંજન છે. એટલું તો આનંદપૂર્વક કહું છું કે કાવ્યોમાંની ભાવનામયતા સહજ ઈશ્વરનિષ્ઠા તથા એકમેકની ફોરમ અને ઘણી ગમી છે. આ ગીતોનું સુગમ ગુંજન વાતાવરણમાં તરતું રહેશે.

"હૃદયંગમ ભાવોદ્રેક તેમજ અવનવી વાસ્તવિક દૃષ્ટિ અને વિરલ ચારુતા એ 'પ્રસૂન'નાં (ઉશનસ્) ખાસ લક્ષણ છે. નમૂનાની બે પંક્તિ જોઈએ :

"પંકપ્રકૃતિમાં સૂજે સંસ્કૃતિનું પદ્મ, પદ્મ વિષે અવતારે સુંદરનું સદ્મ."

સોનેટ ગીતો વગેરે રચના-સૌંદર્ય તથા કલ્પનાના વિશિષ્ટ ઉડ્ડયનનો અનુભવ સહૃદયોને કરાવે તેવાં છે. સંસ્કૃતિવિષયક કાવ્યોમાં 'બ્રહ્મશ્રી ભારત' તથા 'ભારતની જવાબદારી' એ બંનેનો તેમજ ભૂદાનભેખધારી વિનોબાજી વિશેના 'એક સંત' તથા 'નૂતન યજ્ઞ'નો ખાસ ઉલ્લેખ કરવો જોઈએ.

'પરિક્રમા' (બાલમુકુંદ દવે) વિશે લખવાની શરૂઆત બે અવતરણોથી કરવી ઠીક લાગે છે. 'નર્મદાતટે પૂર્ણિમા'માં કવિનું આવું સૌંદર્યદર્શન અનુભવીએ છીએ :

"મોતી મોંઘાં ખરલ કરીને પાથર્યાં હોય તેવા
બોળાં વેણુઢગ ચળકતા વિસ્તર્યાં શ્વેતશ્વેત."

પૂનમની રાતની જેમ 'અમાસની મધરાત' પણ કવિનું કવિત્વ જાગ્રત કરી શકે છે :

"દશે દિશા તે જાણે ઘાઘરાનો ઘેર એનો, ઠેકી ઠેકી લે તાળી;
આકાશી અતલસને તસતસતે કાપડે સંતાડી રૂપની થાળી !
મધરાત આજ રમશે ચોલ મેં તો ભાળી."

'ડમરો અને તુલસી' (રતિલાલ અનિલ) એ ગઝલો, ગીતો અને છંદોનો સંગ્રહ છે. આ કવિની કવિતામાં સુંદરતા અને કુરૂપતા બંને

વિષય બની શકે છે. ધૈર્ય–શીલ કવિને શ્રદ્ધા છે કે પોતાની સ્વરધારા ધીરું ધીરું ગાતા ઝરણાની જેમ કોઈક વાર તો કોઈક હૃદયને આરે પહોંચીને સંભળાશે. વળી 'કવિ' નામે કાવ્યની આ બે પંક્તિઓ પ્રગલ્ભ પણ આકર્ષક છે :

"કવન કરતો હતો પહેલાં ફક્ત ભગવાનને માટે,
હવે સર્જન કરું છું હું બધા ઇન્સાનને માટે"

મિત્રના કવન-કેફને નિહાળી સર્જનના ધન્ય નશામાં નિશદિન ઝૂમનારા કવિ ભાસ્કર વ્હોરાએ સાઠ ઊર્મીલા ગીત 'સ્પંદન'માં ગાયાં છે. રેડિયોના દરેક સુણનાર જાણે છે કે આ કવિના મંજુલ શબ્દો તથા મીઠી હલક કેટલાં તો મનોહારી છે પ્રસ્તાવના-લેખક ઇન્દુલાલ ગાંધીના શબ્દોમાં આપણા આ સમુદિત ગીતકવિ પ્રાણભરી પાંખો લઈને ઉરગગને ઊડવા વર્ષોથી આવ્યા છે એમના સ્પંદન તે આપણા સ્પંદન બને છે તેથી ઇચ્છીએ કે હજી ચિરકાલ એમની કલમ કોળ્યા કરે અને ગીતપ્રેમીઓને આ પંક્તિઓ જેવાં મધુર ગીત આપ્યા કરે :

"વ્યોમે દીપે શું દીપજ્વાળા, દિનરાત્રિની નાટકશાળા
જોતાં નટનટીઓનાં ચાળા,
મારાં સ્વપ્ન રમે

× × × ×

અંતરના ઊંડા આવાસે, પ્રેમજ્યોત નાચે ચોપાસે.
સૂત્રધારના શ્વાસે શ્વાસે,
મારાં સ્વપ્ન રમે.

'સિંજારવ'ના (વેણીભાઈ પુરોહિત) અંદરના નામપૃષ્ઠે કવિ પોતે કહે છે તેમ આ કાવ્યો અને ગીતો તેમના શબ્દોને યથાસ્થિત પ્રતિબિંબિત કરે છે. "હું પોતે મારામાં છનકું પંચામૃત મુખરિત પારાવાર", એક સમર્થ વિવેચક યોગ્ય રીતે કહે છે તેમ, "પદરચનાની પ્રવાહિતા, ભાવ અને ભાષાની વિશદતા અને વાણીનું રંગભર્યું લાલિત્ય અને માધુર્ય 'સિંજારવ'ના કવિની વિશિષ્ટતા છે" એ વિશિષ્ટતા એકસરખી આસાનીથી સંસ્કૃત તેમજ તળપદા શબ્દોમાં અને શબ્દચિત્રો તથા ભાવપ્રતીકોમાં વ્યક્ત થતી અનુભવાય છે ઉદાહરણ સંખ્યાબંધ આપી શકાય, પણ આ બેથી જ સંતોષ માનવો પડશે :

"શૈશવને યૌવન સોંપવું
આશાના અબુદ સહ ભળવું,
જીવનને મૃત્યુતટ લડવું
આ ખ રે આ ચ ડ વું

× × × ×

રૂપ કદરૂપું હશે, પણ પ્યાર કદરૂપો નથી;
પ્યારની દુનિયાનો હું દસ્તૂર થાતો જાઉં છું."

કુદરત મુખ્યત્વે જુવાનોના સંયોગવિયોગના મનોભાવ તથા દેશભક્તિની ભાવના-જેવા કવિતાના સનાતન વિષયો આલેખતા આ કવિના કોઈ કોઈ કાવ્યમા ચિંતનની સબળ છાટ પણ આવી જાય છે એ સંતોષની વાત ગણાય.

પચાંવનની સાલમાં ગોવર્ધન-મોહનયુગોની કવિતાના વત્તે ઓછે અંશે પ્રતિનિધિરૂપ ગણાય તેવા આ છ સંગ્રહો પણ થયા છે: 'રંગતાળી' (જ્યોત્સ્ના શુક્લ), 'અશ્રુગાન' (મકુન જોષીપુરા), 'કાવ્યલહરી' (તનસુખ ભટ્ટ), 'અર્ચના' (દિનેશચંદ્ર જરીવાળા), 'પાંદડી' (ઘનશ્યામ ઠાકર), 'કસુંબો' (લાભશંકર રાવળ)

'ભજનામૃત'મા (કાલિદાસ ભ કવિ) બસો જેટલા ભાવુક હૃદયના ઉદ્ગાર છે, થોડું પ્રશંસાત્મક ગદ્ય પણ. 'દૃષ્ટાંત શતક' ભાષાન્તર સાથે એકસો એક સંસ્કૃત શ્લોક દુર્જનોના સંગવિરુદ્ધ ગુણદૃષ્ટિ કેળવવા વિશે ક્રોધને શમાવવા વિશે અપાયા છે. 'એકાદશીમાહાત્મ્ય'મા વ્રજલાલ શાસ્ત્રીના ભાઇ કવિ છોટમ-કૃત વિધાફળ ને કથા સુપદ્યમા અપાયા છે.

પ્રસ્તાવનામા એમના સુપાત્ર કુટુંબજન ડૉ હરિપ્રસાદ શાસ્ત્રીએ કવિ તથા એમના કવન વિશે ઉપયોગી પ્રસ્તાવના લખી છે ભજનામૃત'ના કવિએ આ પુસ્તિકા પણ આપી છે: 'પુરુષોત્તમમાસ ભજનિકા'

'મહેનતના ગીત' (નાથાલાલ દવે)મા ભૂદાન તથા શ્રમજીવન વિશેના થોડા સાધારણ સારા ગીતો છે

'સોરઠી દુહા-સંગ્રહ' (સં. કાન્તિલાલ શ્રીધરાણી). વિષયવસ્તુના એક સારા જાણકાર લખે છે.

"દુહાસોરઠ એ આપણા લોકસાહિત્યનો અણમૂલ ખજાનો છે. એનો સંગ્રહ આવકાર્ય છે. અર્વાચીન સાહિત્યમા દુહાનું સર્જન નહિવત્ થાય

છે એટલે જે છે તેમને વારસારૂપે એકત્રિત કરી સંપાદિત કરવા એ આવશ્યક છે. શ્રી કાન્તિલાલ શ્રીધરાણીએ એ માટે મહેનત કરી આસરે દેઢેક હજાર દૂહાઓ એકઠા કર્યા તે ઉચિત કર્યું છે.

"પરંતુ આવા સાહિત્યના સંપાદકે અમુક પદ્ધતિ રાખવી જરૂરી છે. દૂહાઓ બેવડાતા નથી ને? દૂહાની ગોઠવણીનો કોઈ ક્રમ ખરો કે? હિંદી ગુજરાતી બધા દૂહા ભેળસેળ આપવા કે અલગ કરી ને? આ વાત વિચારવી જોઇએ. આ નાના સંગ્રહમાં દૂહાઓ વિષયવાર ગોઠવી શકાયા હોત, એક ને એક દૂહો ફરી ન છાપવા માટે ચીવટ રખાઈ હોત અને ગુજરાતી તથા હિન્દીનું વર્ગીકરણ કર્યું હોત તો એ જરૂરી હતું. વળી દૂહાઓમાં પાઠભેદ પણ ઘણા છે, જે જોઈ તપાસી સર્વોત્તમ જણાય તે સ્વીકારવાની પદ્ધતિ હોવી જોઈએ. દૂહા સોરઠાનો તો દરિયો છે, તેમાંથી જે કંઈ વીણીએ તે મોતી સમાન હોય તો વિશેષ શોભે. અન્તે તો એ લોકસાહિત્યનાં પુસ્તકો જ છે. જેમ સંસ્કૃત પુસ્તકોમાં સુભાષિત, અન્યોક્તિઓ, વક્રોક્તિઓ વગેરે હોય છે તેમ દૂહામાં પણ હોય છે. એ ઊંડા અભ્યાસનો વિષય છે, ઉપરછલ્લા અભ્યાસનો નહિ. છતાં આવા સંગ્રહો થતા રહે એ જરૂરનું છે. સંગૃહીત થવાથી સાહિત્ય જળવાય છે. અને એ વિષયના પ્રકટ સાહિત્યના પરિશીલન પછી તેમાંથી યોગ્ય સંપાદિત થઈ શકે તેવી શકયતા એથી ઉપસ્થિત થાય છે." મુકુન્દરાય વિ. પારાશર્ય

## પિંગલદર્શન

'પિંગલદર્શન' (ચિમનલાલ દિ. ત્રિવેદી) પિંગલના વિષયપ્રવેશ માટે આ નાની સરખી ચોપડી ઉપયોગી છે. એમાં પિંગલ એટલે શું, પરિભાષિક શબ્દો, ઉદાહરણો સહિત છંદોનો સ્વરૂપપરિચય, એટલા વિષયો સપ્રમાણ રીતે સમાવાયા છે. 'બૃહત્ પિંગલ' (સ્વ. રામનારાયણ વિ. પાઠક): કાવ્યમાં છંદનું સ્થાન, છંદોના મુખ્ય પ્રકારો, અક્ષરમેળ વૃત્તોનું પરંપરાગત સ્વરૂપ, માત્રાગર્ભ વૃત્તો અને અનુષ્ટુપનું સ્વરૂપ વગેરે વિષયો આ પુષ્કળ શ્રમપૂર્વક તૈયાર થયેલા ગ્રંથમાં અપાયા છે. કેટકેટલાય કાવ્યો વાંચી વિચારીને કર્તાએ નિયમો તારવ્યા છે. આમાં તેમની નૈસર્ગિક વૈજ્ઞાનિક દૃષ્ટિ પદેપદે તરતાઇ આવે છે. આટલું સર્વસામાન્ય દૃષ્ટિએ કહ્યા પછી વિષયનિષ્ણાત કવિ શ્રી મુકુંદરાય પરાશર્યનો નીચે પ્રમાણેનો સુચિંતિત અભિપ્રાય ટાંકીએ છીએ:

"માત્ર આ જ વર્ષના નહિ પરંતુ સમગ્ર અર્વાચીન ગુજરાતી સાહિત્ય-કાલમાં અલ્પસંખ્યક ગણનીય ગુણસમૃદ્ધ શાસ્ત્રીય ગ્રંથોમાં સહજ ગૌરવભર્યું સ્થાન લઈ લેતો આ ગ્રંથ એ શ્રી રામનારાયણભાઇના અભ્યાસી જીવનનું પરિપક્વ ફલ છે. આવા સંક્રાન્તિના દશકાઓમાં સંક્રાન્તિનાં પરિબળોના વિષયથી ભિન્ન એવા વિષય પર શુદ્ધ શાસ્ત્રીય પદ્ધતિએ સૂક્ષ્મ અન્વેષણ, સમતોલન અને પરિશીલન પછી પોતાના સ્પષ્ટ નિર્ણય સહિત સંપૂર્ણસમ એવો બૃહદ્‌ગ્રંથ આપવો એ અતિ વિરલ છે. વળી ગુજરાતીમાં એક શ્રી કેશવલાલ ધ્રુવ સિવાય પુરોગામી વિદ્વાનોએ આ વિષયની ઉચિત શાસ્ત્રીય ચર્ચા જ કરી નથી એમ કહી શકાય તેટલું અલ્પ સાહિત્ય આ વિષયમાં અર્વાચીન ગુજરાતી વાઙ્મયના યુગમાં પ્રકટ થયું છે. તે વિષયમાં શ્રી રામનારાયણભાઇનો આ અભ્યાસગ્રંથ એ વિશિષ્ટ પ્રમાણરૂપ શાસ્ત્રીય ગ્રંથ તરીકે સર્વોત્કૃષ્ટ યશઃકલશ પ્રાપ્ત કરે છે

"વિશેષમાં સામાન્યતઃ અરસિક, કેવળ બૌદ્ધિક એવા ગણાતા આ વિષયની અત્યંત સરલ પ્રાસાદિક અને સચોટ શૈલીમાં ચર્ચા કરીને વિષયને અસાધારણ રીતે **हस्तामलकवत्** બનાવી શકવાની શ્રી રામનારાયણભાઇની સહજ શિક્ષકોચિત લાક્ષણિક શક્તિને અંગે આ શાસ્ત્રીય ગ્રંથ ગુજરાતી સાહિત્ય ને પડોશી ઇતર ભાષાઓના સાહિત્યમાં ગૌરવભર્યું સ્થાન અપાવે છે બીજી પ્રાંતીય ભાષાના વિદ્વાનો આ વિષય પરત્વે આ ગ્રંથનો ઉપયોગ સરળતાથી કરી શકે એ હેતુપુરઃસર ગુજરાતીને બદલે **દેવનાગરી** લિપિમાં આ ગ્રંથ છપાવવા પાછળ શ્રી રામનારાયણભાઇની પોતાની તત્કાર્યની શક્તિસંપત્તિનો, વિષયના સૂક્ષ્મ અભ્યાસનો અને ગ્રંથમાં પ્રદર્શિત નિર્ણયોની મૌલિકતા, યોગ્યતા, વિશિષ્ટતા તથા ઉપયોગિતા તેમજ તે પ્રત્યેની પોતાની સફલ આદર્શ નિષ્ઠાનો આપણને પરિચય કરાવે છે. આ અસાધારણ અભ્યાસગ્રંથને સર્વત્ર ઉચિત રીતે પુરસ્કારાતો નિહાળવા શ્રી રામનારાયણભાઇ આપણી વચ્ચે સદેહ ન રહ્યા એ વિધિની ઘટના.

"આપણી સંસ્કૃતિ અત્યંત પ્રાચીન છે. ગુજરાતી એ મૂળ તો સંસ્કૃતમાંથી ઉદ્‌ભવી અનેક રૂપાન્તર ધરી ઊતરી આવેલી ભાષા છે. એટલે આવા શાસ્ત્રીય ગ્રંથમાં પિંગલની અલ્પાંશે પણ ઐતિહાસિક આલોચના સ્વીકાર્ય લાગે. પરન્તુ એ ભગીરથ કાર્ય છે. છેક ઋગ્વેદથી પ્રારંભી વાણીનાં ગતિ, વિકાસક્રમ, તેનાં સોપાન અને તે સોપાનની યોગ્યતા તથા કાળબળ ઉપરાંત, ઇતિહાસકાલમાં અનેકવિધ જાતિઓના—સંપર્ક સંઘર્ષ-

ના પરિણામે પ્રજામાં આમૂલ પરિવર્તન થતાં રહ્યાં. તેમાં સંસ્કૃત ભાષાનું મરણ, તેમાંથી ઉદ્‌ભવેલ અન્ય ભાષાઓનાં વિવિધ પરિબળો વચ્ચે વિકાસ અને પરસ્પરના વિનિયોગ એ સર્વનું પરિબળોએ કાર્ય કર્યું છે. એ જોતાં આ ભાષાના પિંગળ જેવા વિષયના ઇતિહાસની પ્રાચીન શાખાસોપાનની સાદ્યંતચર્ચા સંભવિત નથી, ઉચિત પણ નથી. એટલે યોગ્ય રીતે જ શ્રી રામનારાયણભાઇએ પિંગલના મૂળભૂત સિદ્ધાન્તોને ઐતિહાસિક દૃષ્ટિએ અવલોકીને ચર્ચા ઉપાડી છે અને અનાવશ્યક વિસ્તારને ટાળ્યો છે. વૈદિક છંદોની ચર્ચા પણ તેમણે વિસ્તારથી કરી નથી. લૌકિક છંદોના નિરૂપણ માટે વૈદિક છંદો નિરૂપવાની જરૂર તેમણે યોગ્ય રીતે જ સ્વીકારી નથી. આપણા સાહિત્યમાં નવાં યોજાતાં વૃત્તો કે છંદો ઉપર વૈદિક છંદોની થોડીક પણ અસર છે માટે એ અસર સમજવાને ઉપયોગી હોય તેટલા પૂરતું તેનું નિરૂપણ તેમણે ટૂંકમાં કર્યું છે. એમના પુરોગામી શ્રી કેશવ હર્ષદ ધ્રુવે વૈદિક છંદો વિષે મૌલિક અને ગણનીય ચર્ચા કરી છે તેના નિષ્કર્ષ પર શ્રી રામનારાયણભાઇએ મૌલિક નોંધ કરી છે. શ્રી કેશવ ધ્રુવનાં સર્વ વિધાનો તેમણે સ્વીકાર્યાં નથી. દાખલા તરીકે અનુષ્ટુભમાંથી ત્રિષ્ટુભ થયો એ શ્રી ધ્રુવનું અનુમાન તેમને અસ્વીકાર્ય લાગે છે એ તેમની સૂક્ષ્મ અવલોકનશક્તિ અને વિવેકશક્તિ સૂચવે છે. વૈદિક છંદો વિષે પોતે જો વિસ્તૃત ચર્ચા કરવા ધારી હોત તો કરી શક્યા હોત. અને તેમ થયું હોત તો ઘણું એ માટે હતું કે બીજી જે ત્રુટીઓ રહી ગઇ છે તે સૂક્ષ્મ અભ્યાસથી પકડાઇ ગઇ હોત અને સત્ય તરવાયું હોત દૃષ્ટાન્ત તરીકે શ્રી રામનારાયણભાઇએ એક સિદ્ધાન્ત સ્વીકાર્યો કે ગાયત્રી કે અનુષ્ટુભમાં જ્યાં ૭ અક્ષર પાદમાં આવે ત્યાં તે પાદમાં જે સંયુક્તાક્ષર હોય તે અલગ કરી, સંપ્રસારણ કરી એક અક્ષર ઉમેરી વાંચવાથી અષ્ટાક્ષર પાદ બની રહેશે. હવે એના સમર્થનમાં પોતે ઉપનયન દીક્ષાની પ્રસિદ્ધ ગાયત્રીનો શ્લોક ટાંકે છે :

"तत्सवितुर्वरेण्यम्
भर्गो देवस्य धीमहि ।
धियो यो नः प्रचोदयात् ॥

અને લખે છે: 'वरेण्यम्'નો ઉચ્ચાર 'वरेणियम्' કરવાનો હોય છે. અસ્તુ; કોઇપણ પંક્તિમાં ઘટતા અક્ષર ઉમેરવાથી આવશ્યક અક્ષરપાદ થઈ શકે તે ઠીક છે, સાદા સરવાળાની વાત છે, પણ તેમાં વાંધો એ છે કે સાત અક્ષરના ચરણમાં સંયુક્તાક્ષર ન જ હોય ત્યાં શું કરવું ? સંયુક્તાક્ષર

નહોય એવા સાત અક્ષરના ગાયત્રી અનુષ્ટુપનાં અનેક દષ્ટાન્તો વૈદિક સાહિત્યમાં છે. આપણે થોડાંક જ લઇએ. તે પહેલાં સંયુક્તાક્ષરવાળાં બે દૃષ્ટાન્તો લઇએ તે એ જેવા કે તેમાંના સંયુક્તાક્ષરનું સંપ્રસારણ આપણા પોતાના કાનને ઠીક લાગે છે?

१ अग्निः पूर्वेभिर्ऋषिभिर्
इड्यो नूतनैरुत ।
स देवां एह वक्षति ॥

२ यदङ्ग दाशुषे त्वम्
अग्ने भद्रं करिष्यसि ।
तवेत्तत्सत्यमङ्गिरः ॥

દષ્ટાંત (૧)માં બીજી પંક્તિ અને દષ્ટાંત (૨) માં પહેલી પંક્તિ સપ્તાક્ષર છે. હવે સંપ્રસારણમાં 'इड्यो'નો 'इडयो' અને 'त्व'નો 'तव' ઉચ્ચાર કરવો? એ પ્રશ્ન અનુત્તર રાખી, હાલ તુરત માટે, વૈદિક સાહિત્યમાંથી સંયુક્તાક્ષર વગરનાં નીચેનાં થોડાંક ૭-૭ અક્ષરોની પંક્તિઓનાં ગાયત્રી અનુષ્ટુપનાં નીચેનાં દષ્ટાન્તો તપાસીએ :–

१ अभी षु णः सखीना–
मविता जरितॄणाम् ।
शतं भवास्यूतये ॥ ऋ. ८–३–१०

२ तस्मादश्वा अजायन्त
ये के चोभयादतः ।
गावो ह जज्ञिरे तस्मा–
त्तस्माज्जाता अजावयः ॥ ऋ. १०–७–६

३ आधत्त पितरो गर्भं
कुमारं पुष्करस्रजम् ।
यथेह पुरुषोऽसद् ॥ शु. य. ३,३३

४ यं मेधां देवगणाः
पितरश्चोपासते ।
तया मामद्य मेधया–
ग्ने मेधाविनं कुरु स्वाहा ॥ शु. य. ३२, १४

ઉપરના પહેલા દૃષ્ટાન્તમાં ગાયત્રીનાં ત્રણેય ચરણો સપ્તાક્ષર છે તેમાં ત્રીજી પંક્તિ સિવાય પહેલી બેમાં તો જોડાક્ષર છે જ નહિ. બીજા, અનુષ્ટુપના દૃષ્ટાન્તમાં એક ત્રીજા સિવાયનાં ત્રણેય ચરણો સાત સાત અક્ષરનાં છે અને તેમાં પહેલા અને ચોથા ચરણમાં સંયુક્તાક્ષર નથી. હવે આ અને આવી અસંખ્ય સપ્તાક્ષરની સંયુક્તાક્ષર વગરની પંક્તિઓમાં આઠમો અક્ષર કયો ઉમેરવો અને કયાં ઉમેરવો?

"જેમ પંક્તિમાં એક અક્ષર ઘણી વાર ઘટતો જોવા મળે છે તેમ બીજી બાજુ પંક્તિઓમાં એક અક્ષર અધિક હોવાનાં દૃષ્ટાન્તો પણ છે. આપણે નીચેના વૈદિક અનુષ્ટુપો લઈએ :–

१ त्रिपादूर्ध्व उदैत्पुरुषः
पादोऽस्येहाभवत्पुनः ।
ततो विष्वङ् व्यक्रामत्
साशनानशने अभि ॥ ऋ. १०–७–६

२ मेधां मे वरुणो ददातु
मेधामग्निः प्रजापतिः ।
मेधामिन्द्रश्च वायुश्च
मेधां धाता ददातु मे ॥ शु य. ३२, १६.

३ विभूरसि प्रवाहणो
वह्निरसि हव्यवाहनः ।
श्वात्रोऽसि प्रचेतास्तु
थोऽसि विश्ववेदाः ॥ शु. य. ५–३१

ઉપરનાં પ્રથમનાં બે દૃષ્ટાન્તોમાં પહેલી પંક્તિમાં જ ૯ ૯ અક્ષરો છે. ત્રીજા દૃષ્ટાન્તમાં બીજી પંક્તિમાં નવ અક્ષરો છે. વળી દૃષ્ટાન્ત ૧ તથા ૩ માં ૯ અક્ષરોવાળી પંક્તિમાં સંયુક્તાક્ષરો પણ છે (ઉપરાંતમાં આ નવ અક્ષરોવાળી પંક્તિની સાથોસાથ એક જ શ્લોકમાં સ્વતંત્ર રીતે આવતી પંક્તિઓમાં ૭ અક્ષરો હોય છે : દૃષ્ટાંત એકમાં પંક્તિ ત્રીજી, દૃષ્ટાંત ૩ માં પંક્તિ ત્રીજી તથા ચોથી.)

"એટલે પ્રશ્ન આ છે : જે જે પંક્તિમાં અક્ષર ખૂટતો હોય ત્યાં ત્યાં તે તે પંક્તિમાં આવતા સંયુક્તાક્ષરના સંપ્રસારણ દ્વારા એક અક્ષર ઉમેરવાથી પંક્તિમાં પૂરા અક્ષરો થઈ રહેશે એ એ રીતે શ્લોકોચ્ચાર કરવો તે

બરાબર છે, એ પ્રતિપાદન જો સિદ્ધાન્ત તરીકે સ્વીકારવું હોય અગર યોગ્ય અનુમાનરૂપે પ્રતિષ્ઠિત કરવું હોય તો જે જે પંકિતઓમાં ૧ અક્ષર ખૂટતો હોય અને તેમાં સંયુક્તાક્ષર ન હોય તો તેવી એકોનાક્ષરવાળી પંક્તિ કેમ ઉચ્ચારવી તેમજ એકાધિકાક્ષરવાળી પંકિતઓ પ્રતિપાદિત કરેલ સિદ્ધાન્તમાં કઈ રીતે અન્તર્ગત કરવી તે બન્ને બાબતના ખુલાસા મળવા જોઇએ, જે ઉપર તપાસ્યા પ્રમાણે મળતા જ નથી.

"એક વિશેષ બાબત છે. ગાયત્રીમંત્ર અને પુરુષસૂક્ત બન્ને ભારતમાં જ્યાં જ્યાં બ્રાહ્મણો વસે છે ત્યાં ત્યાં પ્રચલિત છે. ઉપરાંત દક્ષિણમાં હજી વેદપાઠી બ્રાહ્મણો છે એટલે પરંપરાગત ઉચ્ચાર કેમ થાય છે તે પૂરી તપાસને અંતે નક્કી કરવું જોઇએ. પૃચ્છાને પરિણામે અમને તો એમ જણાયું છે કે ગાયત્રી મંત્રમાં 'तत्सवितुर्वरेण्यम्'માં 'वरेण्यम्'નો ઉચ્ચાર 'वरेणियम्' થતો નથી, 'वरेण्यम्' જ—જેમ છે તેમ જ થાય છે. તેમ જ પુરુષસૂકતના શ્લોકો પૈકીઃ—

१ पुरुष एवेदं सर्वं यद्भूतं यच्च भाव्यम्।
२ तेन देवा अयजन्त साध्या ऋषयश्च ये।
६ ब्राह्मणोऽस्य मुखमासीद् बाहू राजन्यः कृतः।

ત્રણેય દષ્ટાંતોમાં બીજી પંકિતઓ સપ્તાક્ષરવાળી હોવા છતાં તેમાંના કોઈ સંયુકતાક્ષરના સંપ્રસારણથી કે એક અક્ષર ઉમેરી અષ્ટાક્ષર પંકિત બનાવીને ઉચ્ચરાતી નથી. જેમ છે તેમ જ સપ્તાક્ષર પંકિતના શુદ્ધોચ્ચાર જ રહે છે. એટલે શ્રી રામનારાયણભાઇએ સ્વીકારેલ સિદ્ધાન્ત કે જ્યાં વૈદિક છંદમાં એક અક્ષર ખૂટતો હોય ત્યાં તેમાં આવતા સંયુક્તાક્ષરના સંપ્રસારણથી એક વધુ અક્ષર યોજી પંકિત પૂર્ણાક્ષરની બનાવી ઉચ્ચારવી તે વિવાદાસ્પદ છે, સ્વીકાર્ય નથી. પાશ્ચાત્ય પંડિતોએ રજૂ કરેલ અને અત્રત્ય વિદ્વાનોએ વિનાવગાહન સ્વીકારેલાં અમુક વિધાનોની યોગ્યાયોગ્યતા નક્કી કરવા માટે મૂળ ગ્રંથોનું યોગ્ય પરિશીલન થવાની જરૂર છે. અમને તો એમ લાગે છે કે જો સ્વ. રામનારાયણભાઇને પૂરતો સમય મળ્યો હોત અને ઉપરના તેમણે સ્વીકારેલ વિધાનની યોગ્યતા તપાસવા પોતે ઊંડા ઊતર્યા હોત તો તેઓએ જ અન્યથા વિધાન કર્યું હોત.

"પરન્તુ ઉપરની ચર્ચા કોઈ રીતે શ્રી રામનારાયણભાઇની ક્ષતિ દર્શાવવા માટે નથી. પુસ્તકને અન્તે પણ તેઓએ એ ફરી સ્પષ્ટ કર્યું છે કે વૈદિક

છંદોને ' મે' આ પુસ્તકમાં વિષય કર્યા નથી." તેમનો વિષય વિદ્યમાન ગુજરાતી સાહિત્યના પિંગળની ચર્ચા છે. અને તેમાં તેમણે અસાધારણ સફળતા પ્રાપ્ત કરી છે. પ્રાચીન પરંપરાના પ્રમાણભૂત ગણાતા પિંગલકારોને તેમણે ઝીણવટથી તપાસ્યા છે, તેમની ત્રુટીઓ શોધી, તે શા કારણે ત્રુટીઓ છે તેનું સમર્થન કરી, પોતે અનેક સ્થળે જુદા પડી પોતાના મૌલિક સિદ્ધાન્તો પ્રતિપાદિત કર્યાં છે. આ ત્રુટીઓ દર્શાવવામાં પણ તેમણે ઘણી નમ્રતા અને વિવેક દર્શાવ્યાં છે. પિંગલની સમગ્રની ચર્ચામાં તેમણે કોઇ સ્થળે પોતાની પંડિતાઈનું, મૌલિકતાનું, સિદ્ધાન્તપ્રતિપાદનનું અભિમાન ગાયું નથી. ઊલટું, સત્યાન્વેષણની નિરાગ્રહી પદ્ધતિએ શાસ્ત્રીય ચર્ચા કરી, વિવેકપુરઃસર જે સત્ય લાગ્યું તે સ્વીકારી લીધું અને અન્ય પિંગલકારોના મતોને તપાસતાં જ્યાં જ્યાં ત્રુટી જણાઈ ત્યાં તે તે કઇ રીતે સ્વીકાર્ય નથી તેનાં કારણ દર્શાવ્યાં. એ પદ્ધતિ જ શાસ્ત્રીય, વૈજ્ઞાનિક કે સત્યાન્વેષક છે અને આ ગ્રંથની એ એક બીજી મહાન અને અપૂર્વ સિદ્ધિ છે એમ અમે માનીએ છીએ.

"શ્રી રામનારાયણભાઇના પિતા પણ વેદાંતી અને સારા શિક્ષક હતા-વેદાન્તના સંસ્કૃત ગ્રંથનાં તેમણે ભાષાન્તરો પણ કરેલાં. આમ વારસામાં રામનારાયણભાઇને શાસ્ત્રીય વિચારપદ્ધતિ અને ઉમદા સ્કૂલશિક્ષકને યોગ્ય કોઇ પણ વિષયને સરળતાપૂર્વક વિશદ કરી સમજાવવાની શકિત મળ્યાં હતાં. ઉપરાંતમાં પોતે સાહિત્યરસિક સહૃદય વિવેચક હતા. સાહિત્યકૃતિમાં ક્ષતિ ક્યાં છે તે નહિ પણ આસ્વાદ્ય ઉચિત રસ ક્યાં છે એ શોધી કાઢનાર રમેષ્ણુ હતા. અને કવિ પણ હતા. આમ અનેક સદ્‌ગુણોનો વિરલ સંયોગ તેમનામાં થયેલો. કાવ્યના વાહનરૂપે સંસ્કૃત વૃત્તોની અનન્યતા એ તે કારણે જ સહજતાથી જોઈ અને નિરૂપી શક્યા છે. એ સર્વને પરિણામે આ શાસ્ત્રીય ગ્રંથમાંથી પણ આપણને વિવેચન મળે છે. પિંગલની ચર્ચા અને નિરૂપણ મળે છે, પણ સાથોસાથ તેના નિરૂપણમા પાને પાને પ્રાસાદિકતા, સરળતા, વિશદતા, નિખાલસતા, સહૃદયતા અને પ્રસન્નતાનો અનુભવ થાય છે.

"આવા રામનારાયણભાઈએ કલામાત્ર મનુષ્યકૃત હોઇ કૃત્રિમ છે એવું વિધાન કેમ કર્યું હશે? એવો સહજ પ્રશ્ન चिन्देम देवतां याचम् अमृताम् आत्मन फलाम्। એમાં પ્રતિપાદિત થતા સિદ્ધાન્તને સ્વીકારનારને થાય તો નવાઇ નહીં. પરંતુ એ પ્રશ્ન અસ્થાને એટલા માટે ગણાય કે પિંગલના પ્રદેશમા તેને કોઇ સીધું સ્થાન નથી.

"આ ગ્રથમા શુદ્ધિપત્ર તો છાપ્યુ છે છતા ક્યાક ક્યાક ટાઇપ તૂટ્યા છે તેની ભૂલો ઉપરાત પાનુ ૭૪ પ ક્તિ ૧૧ મી મા "પાચ અક્ષર પછી, એમ બે મધ્યયતિઓ આવે છે" એમ લખ્યુ છે તેમા '૭' ને બદલે 'પાચ' છપાયુ છે તે સરતચૂકથી જ છે પણ 'પાચ' સુધારીને '૭' કરવુ જોઇએ વળી, ૧૪૩ પૃષ્ઠ ઉપર ત્રીજી પ ક્તિથી શરૂ થતુ વાક્ય પછીની પ ક્તિમા ફરી વાર છપાયુ છે આવી ભૂલો આવા ગ્રથમા યોગ્ય નથી

## નાટક

આપણુ નાટ્યસાહિત્ય મુ બઈ રાજ્યની નાટ્ય-સ્પર્ધા, ગુજરાતી ર ગ-ભૂમિ-મ ડળ-યોજિત સ્પર્ધા સરકારની અન્ય ઇનામી યોજનાએ, અમદાવાદ મુબઈ વડોદરા સુરત વગેરે સ્થળોએ અનેક અવેતન નાટ્યસ સ્થાએ, શાળા-કોલેજે સ સ્થાના ઉ ત્સવો એ સૌને લીધે વિકસતુ રહ્યુ છે સળ ગ લાબા નાટકો આપણા સાહિત્યમા બહુ ઓછા લખાતા હતા, પણ ર ગભૂમિ શતાબ્દીના ઉત્સવ પછી એવા નાટકો લખવાનુ વલણ વધ્યુ. વ્યવસ્થિત રીતે નાટકો ભજવનાર સ સ્થાઓ સામાન્ય રીતે ભાષાતરો રૂપાતરો વધારે પસ દ કરતી, પર તુ ઇનામી યોજનાએ શરૂ થયા પછી મૌલિક નાટ્યલેખન તરફ વલણ વધ્યુ છે અમુક પ્રોત્સાહનથી જ હેતુથી જ આવુ લેખન થાય એ શુદ્ધ સાહિત્યિક દૃષ્ટિએ કદાચ આપણુને સ તોષ ન અર્પે. અમદાવાદનુ ર ગ-મ ડળ, વડોદરા યુનિવર્સિટીમા નાટ્ય-શિક્ષણ અ ગેની જોગવાઇ વગેરે તત્ત્વોએ પણ નાટકના વિકાસમા ફાળો આપ્યો જ છે

નાટક પઠનક્ષમ મટી અભિનેય બનવા લાગ્યુ છે ચાલુ સાલે બહાર પડેલ સળ ગ લાબા નાટકો મોટે ભાગે ભજવાયા છે (એ કોઈ ને કોઈ ઇનામ પ્રાપ્ત કરી ચૂક્યા છે એ વળી બીજી વાત થઇ !) ર ગમ ચ અને સાહિત્ય બન્ને હમણાં હમણા વધારે નજદીક આવ્યા છે

ચાલુ સાને મળેલ દસ સળ ગ નાટકો 'નૃસિ હાવતાર ને બાદ કરતા આ ક્ષેત્રમા થતા વિકાસના દ્યોતક છે એઓનુ સર્જન અમુક વિશિષ્ટ હેતુથી થયુ છે એવુ પણ જણાય છે

પ્રથમ આપણે નૃસિ હાવતાર' લઈએ અભેદમાર્ગ પ્રવાસી મણિલાલ નભુભાઈ પર અભ્યાસપૂર્ણ મહાનિબ ધ લખનાર પ્રા ડા ધીરુભાઇ ઠાકરે મણિભાઇના આ નાટ્યનુ સ પાદન કર્યું છે 'કાન્તા' ના સર્જકનુ બીજુ નાટક વાચવા સાહિત્યરસિક ઉત્સુક બને જ કાન્તા' સર્જ્યુ હતુ સાહિ

ત્યિક દૃષ્ટિએ. પશ્ચિમની રંગભૂમિ અને સંસ્કૃત રંગભૂમિનો–નાટ્યલેખન પદ્ધતિનો સમન્વય સાધવા એમાં પ્રયત્ન થયેલો. 'કાન્તા' ના પ્રકાશન પછી સાત વર્ષે મુંબઇ ગુજરાતી મંડળે 'કુલીન કાંતા' નામથી એ ભજવાયેલું, એ જ કંપનીની માગણીથી ૧૮૯૬ની આસપાસ ધંધાદારી રંગભૂમિને નજર સમીપ રાખી મણિભાઇએ આ નાટક લખેલું છે.

મણિભાઇની વિકસિત કલાદૃષ્ટિનાં સૂચક કેટલાંક તત્ત્વો, સરળ પણ સચોટ સંવાદો, પ્રસંગ–પાત્ર–અને વિચારણાનો સંઘર્ષ, પાત્રાલેખન, અભિનેયતા વગેરે 'કાંતા' કરતાં આ નાટકમાં વિશેષ દેખાય છે. વેદાંતી મણિભાઇ પ્રહ્લાદની ભક્તિ વ્યક્ત કરતો વિષય પસંદ કરે છે, પણ નાટકમાં કેન્દ્રસ્થાને છે કર્તવ્યભાવના. હિરણ્યકશ્યપ એ ભાવનાથી પ્રેરાઇને જ વર્તે છે એવું આલેખન થયું છે. તેની પત્નીને વિષ્ણુ પ્રત્યે ભક્તિ હોવા છતાં, કર્તવ્યને વશ બની પતિઆજ્ઞાનું પાલન કરે છે. અલબત્ત, એમ કરવા જતાં પુત્રપ્રેમ અને પતિપ્રેમ અંગે મચતું મંથન આ નાટકનું એક સુંદર તત્ત્વ છે.

રંગભૂમિની દૃષ્ટિથી લખાયું હોવા છતાં, એ દૃષ્ટિએ પણ, નાટકનું સંયોજન શિથિલ છે. મૈત્રીભાવ દાખવવા વિદૂષકના પુત્ર દેવદત્તના પાત્રની યોજના અને તેને અંગે લેખકે યોજેલ અમુક નવા પ્રસંગો, ગુરુ શુક્રાચાર્યના આશ્રમના પ્રસંગો, પ્રસંગની ગતિ ઓછી કરે છે. રાણી, હયગ્રીવ વગેરે નિરર્થક લાંબું લાંબું બોલ્યા કરે છે. અલબત્ત, દેવદત્ત અને પ્રહ્લાદની મૈત્રી આદર્શ છે.

મણિભાઇ જેવા ધર્મના અને પુરાણોના અભ્યાસી 'નૃસિંહાવતાર' નાટકમાં રામ–કૃષ્ણ કે વામનનો ઉલ્લેખ કરે તે બરાબર નહિ. શુક્રાચાર્યની પાત્રરેખાઓ વિભિન્ન હોય તેમ દેખાય છે. એ હિરણ્યકશ્યપની પ્રવૃત્તિને આવકારતો નથી છતાં રાજગુરુ તરીકેની ફરજ બજાવતો રહી પ્રહ્લાદ વિરુદ્ધ ફરિયાદ કરે છે. તો સ્વગતોક્તિમાં હિરણ્યકશ્યપનો નાશ થવાનો એવો અભિપ્રાય વ્યક્ત કરી તેને શિખામણ આપે છે. બલિરાજાને આપેલ શિખામણ તેણે ન માની તો શી દશા થઇ તેની યાદ આપે છે. (બલિરાજા તો પ્રહ્લાદનો પૌત્ર ! એને આપેલી સલાહની વાત વળી હિરણ્યકશ્યપ પાસે શુક્ર કરે !) એકંદરે જોતાં શુક્રાચાર્ય તદ્દન સામાન્ય વ્યક્તિ હોય એવી છાપ ઊભી થાય છે.

નાટકમાં પરસ્પરવિરોધી ઉક્તિઓ પણ આવે છે: પ્રહ્લાદનો એકમાત્ર લાડકાપુત્ર તરીકે ઉલ્લેખ થાય અને હિરણ્યકશ્યપને બીજા પુત્રો પણ છે એવો ઉલ્લેખ થાય; મારાઓ પ્રહ્લાદને મારવા જંગલમાં લઈ ગયા ત્યારે દેવદત્તને

પ્રહ્લાદના વસ્ત્રો પહેરવાનુ ને કહ્યુ હોવા છતા રાણી દ્વારા એમ કહેવરાવવામા આવે, રાણીના મુખમા હિરણ્યકશ્યપના અ ત વિશે સૂચના કરી દેવામા આવે, તદ્દન સામાન્ય વાર્તાલાપ પણ આવે, આ બધી મર્યાદાઓ છે છતા લેખકની વિકસિત કળાસૂઝ દાખવતી આ નાટ્યકૃતિ છે એ સ્વીકારવુ જોઈએ મણિલાલની મૈત્રી માટેની ઝ ખના, ફરજ વિશેનો ખ્યાલ અને ભક્તિ-ભાવના આ નાટકમા અભિવ્યક્તિ પામ્યા છે નાટકના ગીતોમા કાવ્યત્વ ઘણીખરી કૃતિઓમા ઉચ્ચ કોટિનુ છે એનુ હાસ્ય પ્રયોજનયુક્ત છે મણિભાઈએ નિબ ધની માફક નાટ્યલેખન ચાલુ રાખ્યુ હોત તો આપણા નાટ્યસાહિત્યમા તેમનુ અર્પણ ઘણુ સુ દર બનત એ પ્રા ઠાકરના અભિપ્રાય સાથે સહમત થવા આ નાટક પ્રેરે છે

પ્રા ધીરુભાઈ ઠાકરની પ્રસ્તાવના તેમજ ટિપ્પણ અભ્યાસપૂર્ણ છે

અધૂરાની મધુરી સૃષ્ટિના સર્જક શ્રી બચુભાઈ શુકલને નાટ્યલેખન અને અભિનયમા સારો એવો રસ હતો 'અધૂરો આદર્શ' (નવલકથા)મા રજૂ કરેન આદર્શની સિદ્ધિ દાખવતુ નાટક 'હરિરથ ચાલે' હરિદાસ નામથી લખ્યુ છે આગ્લ યુરોપીય ર ગભૂમિ કરતા આપણા કાલિદાસ, ડાહ્યાભાઈ ધોળશાજી કે અન્ય સર્જકો તરફ આપણે વળવુ જોઈએ એવુ વિધાન સુદીર્ઘ પ્રસ્તાવનામા કર્યું છે, તેનુ અનુસરણ આ હેતુપૂર્ણ ચતુર કી નાટકમા ઠીક ઠીક થયુ છે

સાધુરામ ગ્રામસેવાની પ્રવૃત્તિ વિકસાવે છે એના મામી મહાલક્ષ્મી, દેસાઈપુત્રી કીકી, મટુ, નટુ, છોટુ વગેરે સહકાર આપે છે દેસાઈનો પુત્ર નવીન અને ભ ગી ધનાની પુત્રી ભીખીના સબ ધના પરિણામરૂપ બાળકી નાટકમા મહત્ત્વનો ભાગ ભજવે છે. ગ્રામજનતાના આદર્શરૂપ થઈ પડેલ સાધુરામને જમાનાનો ખ ધેલ દેસાઈ કેવી રીતે સપડાવે છે તેનુ ચિત્ર વાસ્તવિક છે, તો કોર્ટનુ દશ્ય આ પ્રકારના દશ્યોની પર પરા જાળવતુ હોય તેવુ જ લાગે છે અલબત્ત, છોટુ મટુના પાત્રો એમા ર ગત આપે છે ખરી

નાટકને સમગ્ર દષ્ટિએ વિચારતા, એ ભજવવાની દષ્ટિથી જ લખ્યુ હોવાથી એ તખ્તાને અનુરૂપ હોય એવા ઘણા તત્ત્વો ધરાવે છે, એના સૂચનો ગીતો પ્રસ ગો બધુ ય પણ 'અધૂરો આદર્શ'ની પાત્રસૃષ્ટિ અહીં ખ ડિત થતી હોય તેમ લાગે મહાલક્ષ્મીની મ ગળમૂર્તિ અહીં જરા વિકૃત થાય છે દેસાઈ સ્વાર્થી તો ખરા જ, પણ હદથી ઉપરાત જડ હોય એવો ખ્યાલ ઊભો કરે છે પ્રસ ગોની ગતિ તીવ્ર હોવા છતા સુસ ગત હોય તેમ લાગતુ નથી સ યોગોનો પ્રેર્યો સાધુરામ દેસાઈની નોકરીમાં રહે છે એને

પહેલે જ દિવસે ઉઘરાણીનું કાર્ય સોંપવામા આવે છે ઉઘરાણીમા એ ધનીની માસીને ગામ જઈ, એની છોકરીના દૂધ માટે દસ રૂપિયા આપી આવે છે, દેમાઇ સાથે આ અંગે વાતચીત પ્રથમ થઇ હોવાથી, બને તો એ છોકરીનો કાંટો કાઢી નાખવા દેસાઈ પણ ત્યા આવે છે, પણ ડમણિયું જોઈ ચાલી નીકળે છે. દેસાઇ ઘોડા પર સીધા ઘેર પહોચે છે, અને સાધુરામ ડમણિયામા બીજા બે ગામની ઉઘરાણી પતાવી લગભગ દેસાઈની પાછળ જ પહોચે છે, એ કેમ બને ? સાધુરામે આસપાસના ગામડાઓમા કામ શરૂ કર્યું નથી એ છતા તેને જે રીતે બધા સહકાર આપે છે, દેસાઈના લેણા થતા પૈસા ચૂકવી આપે છે, એ પણ નવાઇ જેવું લાગે છે

નાટકનું શીર્ષક સમજાવવા કેટલાક ગીતો તો લેખકે યોજ્યા જ છે અને એ પૂરતા છે,—પણ એથી સંતુષ્ટ નહિ થતા સાધુની મઢૂલીમા તેના અનુયાયીઓ સાથે આ વિશે ચર્ચા કરાવી છે, એ ચર્ચા ગીતની સમજણ અર્થે જ છે 'ગીતમા કદાચ મર્મ હોય, અર્થ નહિ જ.' (પૃ ૧૯) એવી ઉક્તિ રજૂ કરી સર્જક–વિવેચક વિશે કેટલીક વસ્તુરોધક–ચર્ચા કરી 'નારદજીનો રથ તે આ ઈશ્વરની સૃષ્ટિ : આપણી દુનિયા', એ અનેક આવરણોથી થંભી ગયો છે, સત્કાર્યોથી ચાલતો કરવો પડશે વ નાટયહેતુ સમજાવે છે.

આ મર્યાદાઓ હોવા છતા નાટક વાચન અભિનય બન્ને દૃષ્ટિએ આવકારપાત્ર તો છે જ. એટનું ખરુ કે એના જેટલા વખાણ કરવામા આવે છે તે કોટિનું તો નથી જ પ્રસ્તાવનામા રજૂ કરેલ અનેક મુદ્દાઓ ચર્ચાસ્પદ છે

શ્રી. પ્રાગજી ડોસા અનેક ઈનામી નાટયરચનાઓના કર્તા છે. 'મંગલ મંદિર' ગુજરાતી નાટયમંડળ–યોજિત બીજી હરીફાઇ માટે લખાયેલું અને મુંબઈ રાજ્યના બીજા નાટયમહોત્સવમા ભજવાયેલું નાટક છે 'મનુષ્યદેહ એ જ એક મંગલ મંદિર છે' એ વિચાર નિરૂપવા લખાયેલું આ હેતુપૂર્ણ નાટક પ્રચારવેડાથી પર છે, અને છતા સમગ્ર નાટકમા માનવમંદિરની મહત્તા વ્યક્ત થતી રહે છે. આ હેતુસિદ્ધિએ જ યોજેલ વસ્તુ આકર્ષક છે પૈસાદાર પિતા, બે બહેનો–મોટી કાશ્મીરા ભાવનાપૂર્ણ, નાની ઊર્મિ વિલાસી, નૃત્યશિક્ષક સાથે સંબંધ, પતન, અંધ પ્રકાશ સાથે લગ્ન, લોકલાગણી, મોટી બહેનનુ સ્વાર્પણ, ઊર્મિના પુત્ર રવીન્દ્રની ભાવના, મલય નૃત્યકારની આંખો સારી કરી આપવાનો પ્રકાશનો ઉપદેશ, જાન્નલયમાન, કુટુંબસુખ માટે–નાની બહેનના સુખ માટે આત્મભોગ આપતી કાશ્મીરા, ચંચળ ઊર્મિ, સ્વાર્થી મલય, સ્થિરબુદ્ધિયુક્ત અંધ પ્રકાશ, વફાદાર નોકર શંકર, આ બધા પાત્રોની રેખાઓ અતિ સ્પષ્ટ છે.

આ નાટકની અનેક ઉક્તિઓ સચોટ છે. નાટ્યસૂચન અત્યંત આછું છતા ભજવવામા મદદરૂપ બને તેવું છે. નાટ્યવસ્તુ ૧૯૨૮, ૧૯૪૦, ૧૯૫૫-એ ત્રણ વર્ષોનું દર્શાવ્યુ છે, એટલે પાત્રવિકાસ સાથે અભિનય કુશળતા પણ એ સૂચવી લે છે. સ્પષ્ટ કથન કરતા લેખકે મોટે ભાગે સૂચનથી કાર્ય લીધું છે એનું સુદર દૃષ્ટાંત ઊર્મિ ગોટીબહેનની મરજી ઉપરાંત મલયના નૃત્યવર્ગમા જઇ મોડી રાત્રે પાછી આવે છે ત્યારે કાશ્મીરાના મુખમા 'પગલું સભાળ' એ બે શબ્દો જ મૂકયા છે એ. પ્રવેશના અતે ભિખારણની યાચનામા 'ભગવાનના નામ પર આ ભિખારણને ખાવાનું આપો.. ... આ બાળક ભૂખ્યું છે .. ..એ શબ્દો મૂકી ઊર્મિ પાસે "બાળક......! બાળક .... !" એવા ઉદ્ગાર કઢાવી લેખક ઘણું સૂચન કરી જાય છે.

પાત્રાલેખન ઉપરાત સંવાદ આ નાટકનું આકર્ષક અગ છે કાશ્મીરા અને પ્રકાશની અનેક ઉક્તિઓ તેની સરલતા, સચોટતા, કલ્પનાસભરતા અને ભાવોદ્રેકતાથી ધ્યાન ખેચે એવી બની છે. પૃ ૩૮, ૩૯, ૪૨, ૮૬, ૮૯ વગેરે પર આના દૃષ્ટાંતો મળી આવશે

ભજવવાની અનુકૂળતા માટે કયા અકમા શું શું જોશે એની યાદી પણ કરી આપી, આ નાટક ભજવવા ઇચ્છનારનું કામ સુગમ કરી આપ્યું છે.

એમા મર્યાદાઓનો અભાવ છે એમ નથી. પ્રકાશનો વિલાસી બાપ રગલાલ શકર સાથેની વાતચીતમા પોતાનો જન્મ ફેબ્રુઆરીની ૨૯મી તારીખે લીપ ઇયરમા થયો છે એટલે જન્મદિવસ દર ત્રીજે વર્ષે આવે છે, એમ જણાવે છે. લીપ ઇયર ચોથે વર્ષે નહિ? પણ આને તો રગલાલની ફાટાબાજીના એક ચિહ્ન તરીકે ઓળખી જવુ કહીએ તો ગૃહત્યાગ કરવા તત્પર ઊર્મિ અને કાશ્મીરાની વાતચીત સાભળી, મલય કદી પાછો નહિ આવે...એમ કહી ઝડપથી બારણા તરફ દોડતી ઊર્મિને "ઊભી રહે, ઊર્મિ, કયાય જવાની જરૂર નથી મે બધુ ય સાભળ્યુ છે મે મારો નિર્ણય કરી લીધો છે તારી સાથે હુ લગ્ન કરીશ... તારા બાળકનો પિતા હુ થઇશ" એ શબ્દો પ્રકાશ કહે છે પ્રકાશનુ ધ્યાન કાશ્મીરા રાખતી હતી, એની વાણીમા પ્રકાશ માટે પ્રેમ પરખાતો હતો. એ પ્રકાશ આવો ઉતાવળો નિર્ણય કરે એમા કાશ્મીરાને અન્યાય નથી થતો? પ્રકાશ માટેની કાશ્મીરાની મમતા પાછળથી લોક-ટીકાનું સ્વરૂપ લે છે, ઊર્મિ પણ એ માને છે, રવીન્દ્રની પ્રેમની પ્રેમન પણ એને બન્નેના સ્નેહ વચ્ચે અતરાય ગણે છે—એ પ્રકારની પાછળથી નરી શુદ્ધ, પણ પ્રારભે પ્રેમપૂર્ણ મમતાને અન્યાય નથી થતો?

સૌરાષ્ટ્ર કલાકેન્દ્ર રાજકોટના સભ્યોને દષ્ટિ સમક્ષ રાખી, કોઈપણ જાતના પ્રણયત્રિકોણ વગરનું, ભંગીઓના પ્રશ્નને કેન્દ્રમાં રાખી લખેલું 'એ–આવજો' નાટક નાટ્યકાર તરીકે બાબુભાઈ વૈદ્યની શક્તિનું ઠીક ઠીક દ્યોતક છે. મ્યુનિસિપાલિટીના આગેવાનો, ભંગી યુવક–યુવતિઓ અને હરિજન કાર્યકરો એ ત્રણ વર્ગનું પ્રતિનિધિત્વ કરતાં પાત્રો આ નાટકમાં સર્જાયાં છે. મ્યુનિસિપાલિટીને ખર્ચે લહેર કરતા મ્યુનિસિપલ પ્રમુખ ફૂલશંકર, ભંગી હડતાલ પ્રસંગે નગરસફાઈનો દેખાવ કરનાર સભ્યો, હડતાલ સમયે ભંગીઓની મનોવૃત્તિનું ચિત્રણ, સ્વાર્થને કારણે ભંગાણ, પરિસ્થિતિના જ્ઞાનથી તેમજ રચનાત્મક કાર્યથી ભંગી કાર્યકર મુક્તિ અને તેના સાથીઓમાં ભંગીઓનો વિશ્વાસ, ચૂંટણીજંગમાં ફૂલશંકરનો પરાજય, મુક્તિનો વિજય અને ઊગતા સૂર્યને પૂજનારી જનતાનું ચિત્રણ, આ સર્વ સારી રીતે રજૂ થયું છે.

પ્રસંગો અને વાર્તાલાપ સ્વાભાવિક છે. પરશોતમનું પાત્ર ચાલુ બનાવો પર ટીકા કરવા યોજાયું છે, તો વારંવાર ફેરિયાભાઈના આગમન અને નિષ્ક્રમણની યોજના પણ નાટ્યોચિત કુશળતાથી થઈ છે. નાટકની ચોટમાં એની પણ અસર છે.

નાટક ઉદ્દેશપૂર્ણ હોવા છતાં એમાં પ્રચારાત્મક વલણ ઓછું છે. લેખક પ્રસ્તાવનામાં નોંધે છે તેમ, મુક્તિનું પાત્ર તેમના માનસનો કબજો કરીને બેઠેલું. હરિજન યુવતિ મુક્તિ સામાન્ય બેઠક ઉપર ચૂંટણી જંગમાં ફતેહ મેળવે એ ઘટના સુંદર છે. પણ આ તેમજ હરિજનોના પ્રશ્ન છેડતી આ પ્રકારની કૃતિઓમાં એક મર્યાદા જણાય છે–શ્રી સોપાનના 'પ્રાયશ્ચિત્ત'માં, ઇન્દ્ર વસાવડાના 'ઘર ભણી'માં કે શ્રી પેટલીકરના 'કલ્પવૃક્ષ'માં. અને એ મર્યાદા આ–સિદ્ધિ પ્રાપ્ત કરતાં હરિજન પાત્રો સામાન્ય હરિજન પરિસ્થિતિમાં ઊછર્યાં હોતાં નથી. આ નાટકની નાયિકા મુક્તિને એક સવર્ણ–મહીપતભાઇએ એને ભણાવી છે, લોકસેવા માટે પ્રેરી છે, એને રોકી નથી, માર્ગસૂચન કર્યું છે. મુક્તિનો વિજય એ મહીપતભાઇની દષ્ટિનો વિજય છે. એ ખરું કે પ્રવર્તમાન પરિસ્થિતિમાં સવર્ણની સહાનુભૂતિ સિવાય હરિજન આગળ આવી શકે નહિ આજે સંયોગો બદલાય છે, પણ કૃતિના મૂલ્યમાં, વ્યક્તિના વ્યક્તિત્વમાં એટલી મર્યાદા રહે છે એ સ્વીકારવું જોઈએ.

નાટકના અંતના પ્રસંગો ખૂબ ઝડપથી બનતા હોય એમ લાગે છે. ભંગી યુવતિઓની વાતચીત, ફૂલશંકરના દાંપત્યનું ચિત્ર, સફાઈનું દશ્ય,

પરશોતમની મજાની ટીકાઓ, ચૂંટણીના પરિણામ સમયનું દૃશ્ય લેખકને ગૌરવ અપાવે એવી શૈલીમાં આલેખાયેલ છે.

આ નાટકનું સૌથી મહત્ત્વનું અંગ શ્રી મકરંદ દવેનાં જોમયુક્ત ભાવપૂર્ણ અને પ્રસંગાનુરૂપ ગીતો છે. આ નાટકનું કવિપાત્ર શરદ વચ્ચે વચ્ચે જે કાવ્યપંક્તિઓ લલકારતો રહે છે તે યથાસ્થાને બંધબેસતી હોય તેમ લાગતું નથી, એટલું જ નહિ, તે નાટકીય નહિ પણ નાટકી લાગે છે :

"કાલીઘેલી બોલીમાં, આંખડીઓ ભોળીમાં
પૂર્ણિમા ઝૂલે જાણે બીજ કેરી ઝોળીમાં"

એ ઉક્તિ રાજેન્દ્રની પ્રખ્યાત પંક્તિ 'બીજને ઝરુખે ઝૂકી'તી પૂર્ણિમા, ઝાઝેરો ઘૂમટો તાણી'ની યાદ આપે છે.

સૌરાષ્ટ્ર કલાકેન્દ્રના સભ્યોને લક્ષમાં રાખી લખાયેલું બીજું નાટક શ્રી જયમલ્લ પરમારનું 'ભૂદાન.' એને રવિશંકર મહારાજ અને બબલભાઇના આશીર્વાદ મળ્યા છે. આમાં ખેડૂતો–જમીનદારોનો સંઘર્ષ રજૂ કરી શ્રી વિનોબાપ્રથિત ભૂદાન દ્વારા એનો ઉકેલ સૂચવાય એ પ્રકારનું વસ્તુ યોજાયું છે. પ્રારંભમાં 'ઉઘાડ' એ નામથી ભારતની અનેકવિધ જનતાના પ્રતીક મુખે આજનો પ્રશ્ન રજૂ થયો છે. 'સર્વોદય' જ દેશને આગળ લઈ જશે એવી શ્રદ્ધા વ્યક્ત થઇ છે. જમીનદારો, ખેડૂતો, બહારવટિયાઓ, ક્રાંતિકારો અને ભગત બાપુ આ ચાર થરના પાત્રો દ્વારા વસ્તુ આગળ ચાલે છે. બહારવટિયા રામભગતના પાત્રમાં ભૂપતની અને ભગતબાપુના પાત્રમાં રવિશંકર મહારાજની રેખાઓ જોઇ શકાય છે. વસ્તુયોજનાનું આકર્ષક તત્ત્વ છે વર્ગસંઘર્ષ, ઉપરાંત ભાવનાસંઘર્ષ અને એક જ કુટુંબમાં કે પક્ષમાં પરસ્પર-વિરોધી ભાવનાના અનુયાયીઓના નિરૂપણ દ્વારા સધાતો સંઘર્ષ. ખેડૂતોનું લોહી પીતા જમીનદાર મૂળજીભાનો પુત્ર જસુભા ઉદાર દૃષ્ટિવાળો છે, જમીનદારને મોનડી ગણતા લખમણનો નાનો ભાઇ ધૂડો ક્રાંતિકારી સુરેશ સાથે મળી ત્રાસ આતંક દ્વારા જમીન હાસલ કરવા માગે છે, પણ નિર્દોષ ઉપર ગોળી ચલાવતાં કે યુવતિઓને બાનેં પકડતાં એ સુરેશને રોકે છે અને પરિણામે બન્નેમાં બંગાણુ પડે છે.

ભૂદાનની સુંદર ભાવના ઉપર રચાયેલું હોવાથી નાટક આકર્ષક લાગે, પણ પહેલા અંકમાં એ જેવું સ્વાભાવિક કે ગતિશીલ રહ્યું છે તેવું બીજા અંકમાં રહેતું નથી. વસ્તુ આપોઆપ વિકસવાને બદલે લેખક કળ ચલાવે

તેમ ચાલતું હોય તેમ લાગે છે. ભાવણોની પરંપરા આવે છે, તેથી વસ્તુ રૂંધાય છે.

સ્વરાજપ્રાપ્તિનાં સાત વર્ષ પછી આ નાટક લખાય. છે. 'ઉઘાડ'માં તેમજ ભગતબાપુના મુખમાં પણ સાત સાત વર્ષનો ઉલ્લેખ આવે છે. ભૂદાનપ્રવૃતિ શરૂ થઈ ૧૯૫૧ માં, તો ૫૪ સુધી ભગતબાપુ જેવા એનાથી અજ્ઞાન હોય એ કેમ બને ? બીજા અંકના ચોથા પ્રવેશના ગીતમાં 'પાગલ બાવાને આ પગલે મતવાલાં મરમાળાં' એ પંક્તિમાં વિનોબાજીનો ઉલ્લેખ છે. ખેડૂતો ભૂદાન વિશે કશું જાણે એ પહેલાં વિનોબાજીનું ગીત ગાય!

આ નાટકની અન્ય મર્યાદા અભિનય માટેનાં સૂચનોને સ્થાને નવલકથામાં હોય તેવાં વર્ણનો એમાં આપેલાં છે તે છે. ઉ. ત. અંક ૨, પ્રવેશ ૨જાનું સૂચન. નાટકનો ઉઘાડ દીર્ઘસૂત્રી છે.

વિષય સારો હોય તેથી જ નાટક સારું ન બને, પ્રચારકતાથી મુક્ત ન રહેવાય તો જ નાટક સારું ન બને તેનું આ નાટક દૃષ્ટાંત છે.

શ્રી મકરંદ દવેનાં ગીતો સુંદર છે.

ઘણાં વર્ષો પછી અર્વાચીન અદ્યતન રંગભૂમિના સ્રષ્ટા શ્રી ચન્દ્રવદન મહેતા 'માઝમ રાત' અને 'સોના વાટકડી' એ બે નાટકો આ વર્ષે આપે છે.

'માજમરાત' મધ્યમવર્ગના દંભી જીવનના પડને ચીરી નાખી વાસ્તવિક સ્થિતિનો પરિચય કરાવતું સુંદર નાટક છે. મધ્યમવર્ગનો દંભ, ઝૂંપડું તોડી મહેલવાસી થવાની એની ઝંખના, એની મિથ્યા પ્રણયચેષ્ટા, એનાં ખોટાં ખર્ચો, નારીઓનો અલંકારમોહ, બિનજરૂરી વસ્તુઓની ખરીદી, ફેશન પાછળ પૈસાનો વ્યય, પૈસાદારોની આવા લોકો તરફની શ્વાન તરફ હોય તેવી દૃષ્ટિ, સાચાં ઘરેણા બેંકમાં મૂકી નકલી ઘરેણાં પહેરી બીજાને પહેરવા આપી એ માટે તકાદો કરવાની વૃત્તિ, એવી યુવતિ મધ્યમ વર્ગના યુવક સાથે લગ્ન કરવા સહમત થાય, એ તો પોતાની મરજી સાચવે એ જ હેતુથી ઘરજમાઇ બને, નોકર બને, એ જ શરતે—આવી સ્પષ્ટ વાત સુધન્વા, વિનાયક, કુન્દન, લલિત, સન્ધ્યા, સંજય, મન્દારિકા વગેરે પાત્રો દ્વારા લેખકે કહી છે.

નાટકનું વસ્તુ એક જ દિવસમાં બને છે. પુત્રી અને પત્નીના શોખથી પાયમાલ થયેલો, આપઘાત કરવાની સ્થિતિએ પહોંચેલો સુધન્વા પોતાના ઘરમાંથી ભાભીનાં વાકયો સહન ન થવાથી ચાલ્યા ગયેલ ભાઇ વિનાયકને

બોલાવે છે, અને એ પૈસાદારને પરણવા ઇચ્છતા નમાલા ભત્રીજા લલિતને, પોતાની ભાભી કુન્દનને, સંજયને પરણવા ઇચ્છતી પણ ચકચક કરતી સંધ્યાને અને પૈસાદારની પુત્રી મંદારિકાને પણ કેમ ઠેકાણે લાવે છે, તેનું આલેખન ખૂબ મજાનું નાટ્યપૂર્ણ છે.

જેને આપણે Situation કહીએ છીએ તેવા અનેક પ્રસંગો આ નાટકમાં યોજાય છે. પ્રથમ અંકમાં જ અનિશ્ચિત અતિથિ વિનાયક માટે મા-દીકરી ગમે તેમ બોલતાં હોય છે, એ દરમિયાન વિનાયક તો એક ખૂણામાં બેઠેલો જ હોય છે, એને સ્ટેશને લેવા ગયેલા ધનુભાઈ પાછા ફરે છે ત્યારે કુન્દન પૂછે છે : 'કેમ એકલા? ક્યાં છે તમારા ભાઈ સાહેબ?' ત્યારે ખૂણામાં બેઠેલ વિનાયક કહે છે: 'એ ભાભી સાહેબ! હું અહીંયાં જ છું, કેમ છે? કેવી પરિસ્થિતિ!' આવા અનેક પ્રસંગો આ નાટકમાં છે. વિનાયક સ્થિર દષ્ટિવાળો છે. સમકાલીન જીવન ઉપર થયેલી એની ટકોરો, ત્રિ-કલા-કેન્દ્ર-લલિત, મંદારિકા, ચંપકસેન રાજા, પ્રધાન એમનું નાટક રિહર્સલ, નાયિકાઓ નાસી જાય ને નાયક માફ કરે એ નીતિ વગેરે ચર્ચા આપણાં ચલચિત્રો અને નાટકો ઉપર કેવો પ્રકાશ ફેંકે છે! છેવટે વિનાયક સંજય-સંધ્યાનાં લગ્ન કરાવે છે, લલિતની સાન ઠેકાણે લાવે છે, મકાન ખાલી કરી નાનકડા ગામડામાં જઈ ત્યાં જીવન જીવવા નીકળી પડે છે, મન્દારિકાની મિલકતના વ્યવસ્થાપક દાદાભાઈ ડોસાના પાત્ર દ્વારા લેખક ખરી રંગત લાવે છે.

નાટકમાં રહેલ ઘન કરુણ વિનાયકના પાત્ર દ્વારા, એની ટકોરો દ્વારા એ પ્રકારના હાસ્ય દ્વારા વિશેષ ઘન બને છે. આ નાટકનો રસ કરુણ છે એનો ખ્યાલ પણ કદાચ ઘણાને ન આવે!

'માઝમ રાત' માં બધાંની સાન ઠેકાણે લાવનાર વિનાયક વ્યવસાયે નાટકિયો હતો. 'સોના વાટકડી' તો લખાયું જ છે નાટ્ય મંડળીને એના અદાકારોને કેન્દ્રમાં રાખીને. એ નાટ્ય મંડળી એ જીવનને વિકસાવવા નહિ પણ એના ઉપર પ્રભુત્વ પ્રાપ્ત કરવા, એમાં કાર્ય કરતી નટીઓ સાથે જીવન જોડવા નહિ પણ રગરાગ માણવા એના ટ્રસ્ટીઓ તત્પર હોય છે, પોતાની કાર્યસિદ્ધિ માટે એ ભૂતપલિત, જંત્ર-તંત્ર, ગમે તેનો આશ્રય લેતાં અચકાતા નથી, ખૂન કરતાં પણ અચકાતા નથી, એમનો ઇષ્ટ દેવ છે પૈસો-રંગરાગ-એ સિવાય કશું જ નહિ. એ શેઠ માધવદાસ, શેઠ

કીશનલાલ અને શેઠ સોભાગ જે રીતે નાટક કંપની-કે સોનને પ્રાપ્ત કરવા મથામણ કરે છે તે દ્વારા આલેખાયું છે. આવું જ કાર્ય કરનારને હંમેશાં કોઈ ને કોઈ સાગ્રીત હાથોહાથ મળી જ રહે છે, જે દરેકને પોતાની મનપસંદ રીતે નચાવતો હોય છે. એવા સાગ્રીતનું નિરૂપણ થયું છે દલા દલાલના પાત્રમાં. સધરો અને રાણકી પરસ્પર સમભાવવાળાં પાત્રો, પણ સધરો જરા ઊંચઅમરિયાદવૃત્તિવાળો એટલે પોતાનો પુત્ર રાણકીની પુત્રી સોનને પરણે એ પસંદ કરતો નથી. અને એમાં જ એ રસેન્દુને પોતાના પુત્રને ગુમાવી બેસે એવો પ્રસંગ ઉપસ્થિત થાય છે. સોન-રસેન્દુ ભાવનાપરાયણ યુગલ છે. સ્મશાનમાં હજી વાસના દેહે અથડાતાં સિદ્ધરાજ અને રાણક જેને જોઈ પ્રસન્ન થાય એવું આદર્શ યુગલ છે.

ગુજરાતની અસ્મિતા, મહાગુજરાત માટેની ઝંખના એની સમૃદ્ધિ અને સિદ્ધિ વગેરે પ્રશ્નોને રાણક સિદ્ધરાજ દ્વારા લેખક સ્પર્શે છે. એની ભાવુકતા એ રીતે વ્યક્ત થાય છે.

'ધરાગુર્જરી'માં જે અસ્મિતાનું આલેખન થયું હતું તેનો વિકાસ અત્રે જોવા મળે છે.

સિદ્ધરાજ-રાણકના પ્રણયનું આલેખન નાટકમાં રંગદર્શી તત્ત્વ ઉમેરે છે. એમની ઉકતિઓ ભાવપૂર્ણ છે, છતાં કેટલાકને કદાચ અસ્વાભાવિક લાગે, પણ લેખકની પોતાની એ દૃષ્ટિ છે. એ બન્નેની ચર્ચાઓમાં કેટલીક વખત પરસ્પર વિરોધી ઉલ્લેખો આવે છે, દેહ-ભાવની આસક્તિનું ચિત્ર આવે છે, એનો વિરોધ પણ આવે છે એ ખૂંચે છે. રાણકદેવીની સતીની વ્યાખ્યા એટલે દેહને ભસ્મ કરવો તે નહિ પણ સત્ય માટેની ઝંખના, અને એ સત્ય તે સિદ્ધરાજને ગુજરાતની અમર વ્યક્તિઓમાં સ્થાન આપવાની વૃત્તિ, ગુજરાતની સમૃદ્ધિ જોવાની વૃત્તિ.

બન્ને નાટકોમા સંવાદો ખૂબ ચોટદાર અને પાત્રાનુરૂપ છે. 'સોનાવાટકડી'માં અતીન્દ્રિય તત્ત્વોનું નિરૂપણ કદાચ કેટલાકને ન ગમે! આની પ્રસ્તાવના શ્રી જશવંત ઠાકર અને માર્કંડ ભટ્ટે લખી છે.

ગુજરાતી નાટ્યમંડળની સ્પર્ધાએ એકાંકીકાર શિવકુમાર જોશીને લાંબાં નાટકો લખતા કર્યા અને તેમાય પ્રથમ પ્રયત્ને દ્વિતીય પારિતોષકના વિજેતા બનાવ્યા એ નાટક તે 'સુમંગલા'.

સુમંગલાને એક રીતે Tragedy of errors કહી શકાય. સદ્‌ગુણરાયનો માતૃભક્ત પુત્ર ગૌતમ વિલાયત ગયો. ત્યાં યુદ્ધને કારણે રોકાઇ રહેવું પડ્યું. સદ્‌ગુણરાયે વિમળા સાથે લગ્ન કર્યાં. પુત્રી થઇ, પણ પુત્રને ખબર અપાય નહિ. સાત આઠ વર્ષે પુત્ર પાછો ફરતો હતો તે સમયે એને કેમ ખબર આપવા તેની મૂંઝવણ એ અનુભવે છે. પોતાની ઓરમાન બહેન સલીલાને એ પોતાની ભાણેજ માને છે, બહેન લીલા દ્વારા એ પરિસ્થિતિ જાણે છે, ક્રુદ્ધ બને છે. પિતા સાથે અણબનાવ થાય છે, પણ સ્વપ્નામાં તેની માતા પિતા પ્રત્યે સમભાવ રાખવા વીનવે છે, સ્વપ્નને અંતે 'મા' કહે ત્યાં વિમળા હાજર હોય છે, તે એનો હાથ પકડે છે, સદ્‌ગુણરાય જુએ છે અને પરિણામે વિમળા પ્રત્યેનું એમનું વલણ બદલાઇ જાય છે. વિમળાને ગૃહત્યાગ કરવાનો પ્રસંગ આવે છે, પણ લીલા સમજાવી લે છે–બધાંયને અને ગૌતમ રસિકાને એ સુમંગલા વિધવા ચાંદલા કરે છે.

ચારે અંક દરમિયાન રસ જળવાઇ રહે છે. માત્ર ગૌતમનું પિતા અને અપરમાતા પ્રત્યેનું વર્તન સમજાતું નથી. આઠ આઠ વર્ષ પરદેશમાં રહી આવેલો યુવક વાસ્તવિકતાવિમુખ હોય, જડ માતૃભક્ત હોય એ માની શકાય નહિ. વસ્તુવિકાસનું મહત્ત્વનું તત્ત્વ સ્વપ્ન છે–માતૃભક્તિ છે, એ પણ ખ્યાલમાં રાખવું ઘટે. એના સિવાયનાં પાત્રોની રેખાઓ સ્પષ્ટ છે. સલીલા પ્રવીરની ચેષ્ટાઓ આનંદપ્રદ છે. સંવાદો આકર્ષક છે. ત્રીજા અંકનું પ્રસન્ન વાતાવરણ ચોથા અંકની કરુણાને વિશેષ ઘન બનાવે છે. નાટક મંગલાંત હોવા છતાં કુટુંબજીવનની આવી વિષમતાની–કરુણાની અસર વાંચનાર કે નાટક જોનારના ચિત્ત પર થયા વિના રહે નહિ.

પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ પ્રસ્તાવના લખી આપી છે.

આ આઠેય મૌલિક નાટકોમાં 'માઝમ રાત'ના અપવાદ સિવાય ગીતોની યોજના થઇ છે તે આપણા નાટ્યસાહિત્યના વિકાસની દૃષ્ટિએ નોંધપાત્ર ઘટના છે.

હેનરી જેમ્સની નવલ The Washington Square ઉપરથી રૂથ અને ઑગસ્ટસ ગટ્ઝે યોજેલા નાટક The Heiressનું ગુજરાતી રૂપાંતર 'વારસદાર' નામથી શ્રી ભ. હો. ભૂખણવાળાએ કર્યું છે. આ પહેલાં તેમણે જે. બા. પ્રિસ્ટલીના Dangerous Corner ઉપરથી 'રજનું ગજ' એ નામે નાટક લખેલું. પશ્ચિમના સાહિત્યનો એમનો સંપર્ક અને રંગભૂમિ–અનુરૂપ દૃષ્ટિ આ રૂપાંતરને સફળ બનાવે છે.

ડૉક્ટર વસંતરાયની ભોળી, ભલી, શાંત પુત્રી સ્વાતિ સમીર સાથેના પ્રેમમાં મળેલી નિષ્ફળતાથી–છેતરપીંડીથી કઠોર બની જાય છે, એટલું જ આ નાટકનું સાદું સરલ વસ્તુ છે. એમાં અવનવી ઘટનાપરંપરાઓ નથી કે ચમત્કાર પણ નથી, છતાં માનસપરિવર્તનની આ પ્રક્રિયાનું એવું સ્વાભાવિક આલેખન થયું છે કે એ રમ્ય બની રહે છે. સમીરના મોહક વ્યક્તિત્વ પર સ્વાતિ મુગ્ધ થાય છે, પણ પોતાની બહેનને પણ સુખ નહિ આપનાર સમીરનું સ્વાર્થીપણું ડૉક્ટર વસંતરાય જોઇ શકે છે એટલે સ્વાતિને ચેતવે છે, પણ સ્વાતિ તો એની સાથે જ લગ્ન કરવા ઇચ્છે છે. ૭ માસ પરદેશનો પ્રવાસ કરી પાછી આવે છે તે દરમિયાન સમીરે સ્વાતિનાં પ્રૌઢ ફૂઇબા રમા સાથે ખૂબ સંબંધ બાંધી દીધો હોય છે. એમની મારફત નાસી જવાની યોજના કરે છે, પણ સ્વાતિ પિતાનો વારસો જતો કરવા તૈયાર થાય છે એ સમીરને પસંદ નથી. સમય આપવા છતાં એ આવતો જ નથી એ વખતનું સ્વાતિનું મંથન સુંદર રીતે આલેખાયું છે, તો સમીર ના ગયા પછી તેના પિતા સાથેનું વર્તન, એના પિતાની માંદગી વખતની એની સ્થિતિ, એના આકરા શબ્દો, પિતાના મૃત્યુ પછીનું એકાકી જીવન, રમાની સમીરપક્ષી વૃત્તિ અને સમીર સાથેનું છેલ્લું મિલન—એક કુશળ નાટ્યકારની કલમે લખાયાં છે. સ્વાતિ પ્રત્યે આપણા ચિત્તમાં સમભાવ જન્મે છે.

સરસ રૂપાંતર !

શ્રી વજુભાઇ ટાંકના 'સતનાં પારખાં' માં જોન ગાલ્સવર્ધી–કૃત 'Silver Box'નું રૂપાંતર 'ગરીબ કોણ?', નોર્મન મેકિનલ–કૃત The Bishop's Candle sticksનું રૂપાંતર 'પ્રભુનું મંદિર', અને પર્સિવલ વાઇલ્ડ કૃત Blood of the Martiars અને The Hour of Truth પરથી રૂપાંતરિત 'મરજીવા' અને 'સતનાં પારખાં' એ ચાર નાટકો આપવામાં આવ્યાં છે.

કોઈ દારૂ પીને બદમાશી કરે, ચોરી કરે, લૂંટ કરે, પણ પૈસાના જોરે એને કાંઇ ન થાય ત્યારે નશામાં માત્ર રમત કરતાં કરતાં સિગારેટની ડબ્બી ગરીબ લઈ આવે તો એને સજા થાય, એની પત્નીની નોકરી જાય, બાળકોનો રોટલો ઝૂંટવાઈ જાય, એ વસ્તુ 'ગરીબ કોણ?'નું છે. વિક્ટર હ્યુગોના Les misorables પરથી નોર્મન મેકિનલે નાટક સ્વરૂપ આપેલ Biship's Candlesticks બહુ જાણીતું નાટક છે. એક ગુનેગારને–ચોરને

સાચો સંત કેવો સાચા રસ્તે લાવે છે, માનવતામાંથી શ્રદ્ધા ગુમાવી બેસનારના દિલમાં એનું પુનઃસ્થાપન કેમ કરે છે તેનું આલેખન એમાં થયું છે 'પ્રભુનું મંદિર' ઉપરાંત આપણી ભાષામાં આ નાટક ઉપરથી બચુભાઇ શુકલે કરેલ 'રૂપાની ગાય' જેવા અનેક રૂપાંતરો થયાં છે. માત્ર પુરુષો ભજવી શકે એ માટે મૂળ નાટકના બહેનના પાત્રને બદલે રૂપાંતરકારે શિષ્યનું પાત્ર મૂક્યું છે.

'મરજીવા'માં સરમુખત્યારશાહી રાજ્યતંત્રમાં વૈજ્ઞાનિકોની સ્થિતિ પર પ્રકાશ ફેંકાયો છે 'સતના પારખાં'માં ગમે તેવા પ્રલોભનથી પણ ન ચળનાર વ્યક્તિની કથા છે.

આ રૂપાંતરો કરવામાં શ્રી ટાંકે કાળજી તો રાખી છે, પણ ક્વચિત્ પરદેશી વાતાવરણ યથાતથ જળવાઈ રહે છે, સંવાદ અસ્વાભાવિક બની જાય છે કે 'મરજીવા'માં બને છે તેમ એમાં યુદ્ધ પડવાની સ્થિતિ અને યુદ્ધ પછીની સ્થિતિનું આલેખન આવતું હોવાથી એકાગ્રતા જળવાતી નથી એમાં રજૂ થયેલ ડિક્ટેટરનું પાત્ર હિટલર જ હોય એવું સ્પષ્ટ જણાય છે, ત્યારે યુ નો. નું અસ્તિત્વ હિટલરના મૃત્યુ પછીનું છે.

બીજી આવૃત્તિ સમયે આટલું સુધારી લેવું ઘટે. ચારેય નાટકો ભજવાય એવાં છે.

આ બધાંય નાટકો મૌલિક કે રૂપાંતર ભજવવાની દૃષ્ટિએ જ લખાયાં છે.

## એકાંકી

ટૂંકી વાર્તાની માફક એકાંકીમાં પણ ગુજરાતે સારું હીર દાખવ્યું છે એ આ વર્ષે બહાર પડેલ એકાંકીઓ જોતાં સહેજે કહી શકાય તેમ છે

જયંતી દલાલના 'ત્રીજો પ્રવેશ'માં સાત એકાંકીઓ અને સાત રેડિયો નાટિકાઓ–ધ્વનિકાઓ આપવામાં આવેલ છે આ સર્વમાં જીવનની કોઈ ને કોઈ વિષમતા લેખકે એમની વિશિષ્ટ શૈલીમાં રજૂ કરી છે માનવમાનસની મર્યાદા અને એનું જૂજવાપણું એમાં સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે. સત્યનું ઓસરતું જતું મહત્ત્વ વેશ્યાની ગૃહસ્થજીવન ઝંખતી પુત્રીની કરુણા પાઘડી આપ્યા વગર મકાન ભાડે ન રાખવાની પ્રતિજ્ઞાના કારણે વૃદ્ધાવસ્થા સુધી અવિવાહિત અવસ્થામાં રહી બાકડે હમેશ મળતા અને એમના જ ભત્રીજી–ભાણેજ વયમાં આવતા લગ્નથી જોડાતાં, એમની સાથે

રહી લગ્નજીવન માણવાનો આનંદ વ્યક્ત કરતાં સ્ત્રી પુરુષ; શિક્ષણક્ષેત્રની વ્યવસ્થા કરવા છતાં ઘરમાં એનો અભાવ સૂચવતા પિતાના સંતાનની પાળિયા જેવી સ્થિતિ; સ્વાતંત્ર્ય પહેલાં અને પછીની પત્રકારી નીતિમાં આવેલા પલટા; ગામડાં ભાંગી શહેર થતાં નાની એવી અફવાને પરિણામે રોટી ઢૂંઢવા આવેલ વ્યક્તિને પ્રાપ્ત થતી મૃત્યુની ભેટ; દેશ બહાર રહેલ પ્રખર રાષ્ટ્રવાદીની સ્વતંત્ર રાષ્ટ્રને જોતાં થયેલી વેદના; બસકંડક્ટર, ફૂટપાથપર સૂનારની રંગભરી–દુઃખભરી સૃષ્ટિ; સીનિસ્ટ્રિપ્ટની મહત્તા; પાસબુકની એન્ટ્રીએ એન્ટ્રીએ માનસચિત્ર નિહાળી પરિવર્તન અનુભવતી નારી; આ વિષયો આ નાટકો–ધ્વનિકાઓમાં છેડાયા છે. પ્રત્યેકમાં કંઈ ને કંઈ નવીનતા તો છે જ, પછી એ નવીનતા વિષયનિરૂપણની હોય, સ્વભાવદર્શનની હોય, વિચારની ચમકની હોય કે સર્જકના ચિત્તસ્પંદનની પ્રતીતિ કરવાની પદ્ધતિની હોય.

જગતમાં પ્રવર્તતા અસત્યની ખબર લેતું 'સ્વર્ગ કંપ', 'માની દીકરી', ક્લેશમેકની પદ્ધતિ યોજી સફળ અમર સાધનું -'પાસબુક', મહાવીરના જીવનસમયની ધ્વનિકા 'વસ્ત્રાર્ધ', તેમજ 'તરંગ સાથે મનના તરંગ' અનેક સહૃદયોનું ધ્યાન ખેંચશે.

આમ તો 'સ્વર્ગકંપ'માં જે વાતાવરણ નિરૂપાયું છે એ જાણે બધાં નાટકોમાં વત્તે ઓછે અંશે હાજર રહેલું જણાય છે. 'દિન પલટ્યો' કે 'તરંગ સાથે મનના તરંગ'માં તો એના પ્રસંગ–ટુકડાઓનો વિકાસ હોય એમ પણ લાગે.

સંવાદની સ્વાભાવિકતા, એની તીક્ષ્ણતા અને પ્રસંગનિયોજન દલાલની એકાંકીઓને ભજવવાની તેમજ વાચનની દૃષ્ટિએ રસિક બનાવે છે.

અલબત્ત, કેટલીક એકાંકીઓનો અંત સમગ્ર વસ્તુવિકાસ સાથે કાંઈક સુસંગત ન હોય, યા તો એ અણધાર્યો આવતો હોય એવું લાગે. 'સ્વર્ગકંપ' જેવા આપણા નાટ્યસાહિત્યના એક પ્રગલ્ભ નાટ્યપ્રયોગમાં અંત પૂર્વયોજિત હોય એવું લાગવા સંભવ સત્ય અને અસત્ય સ્વર્ગ અને નરક (નર્ક નહિ) વ્યક્તિના મનના ખ્યાલ માત્ર છે, એ જ સત્ય હોય તો સત્યદેવનો પ્રકાશ થતાં નેનાની શોકસભા, સાહિત્યકારને ચંદ્રક અર્પણ કરવા યોજાયેલી સભા, યુવક-યુવતિનું સ્નેહચિત્ર, 'સત્ય તેજ' કંનિકની કચેરીનું ચિત્ર, સ્ત્રી–સેવિકાઓનું ચિત્ર, વગેરેમાં એકાએક જે વાણીપ્રવાહ બદલાય છે તે ન થાત!

શ્રી દલાલ એકાંકીઓને 'વેશ' નામથી ઓળખાવતા હતા તે હવે એકાંકી નામે જ ઓળખાવે છે. નાની એવી પ્રસ્તાવનામાં વેશના શિથિલ અંત સાથે એકાંકીની ચોટને સરખાવી પાડેલી ભેદરેખા યોગ્ય જ છે.

'રંગદા'ના સર્જક ચુનીલાલ મડિયાના 'વિષવિમોચન'માં પ્રસંગ-યોજના અને સંવાદોના પ્રભુત્વ દ્વારા માનવમાનસનો પરિચય કરાવતી અગિયાર એકાંકીઓ છે. એમના સંવાદોમાં કોઈકોઈ સ્થળે 'વિષવિમોચન'માં બને છે તેમ કાવ્યત્વનો સ્પર્શ જોઈ શકાય છે. મોટા ભાગની કૃતિઓમાં પૂર્વ-જીવનનાં સંસ્મરણોના સંદર્ભમાં વર્તમાન પરિસ્થિતિના વિરોધ દ્વારા સંઘર્ષ જન્મે છે ને એ રસ અર્પે છે; તેમજ વસ્તુપરિવર્તનનું નિર્ણાયક તત્ત્વ બને છે. પુત્રના લગ્નપ્રસંગે પથારીમાં પડયાં પડયાં ભૂતકાળનાં સ્મરણો વાગોળી બળાપા કાઢતી માતાનું ચિત્ર આપતું 'પંડના પડઘા', '૪૨ની ક્રાંતિ સમયે એક જુવાન પર ગોળીબાર કરી પોતાની પત્ની અને બાળકના કાર્યથી પોતાના કોલેજજીવનના દિવસ યાદ કરી આપઘાત કરતા પોલીસ અમલદારની વ્યથા રજૂ કરતું 'દીપનિર્વાણ', એક નાટ્ય-રસિક વૃદ્ધની વેદના દ્વારા ગુજરાતી રંગભૂમિ પર પ્રકાશ ફેંકી કેટલાક અધ્યાપકો પર કટાક્ષ વેરતું 'વન્સ મોર', પ્રણયનાં સ્વપ્ન સેવતી પ્રૌઢાની રંગદર્શિતાની મજાક કરતું—એ મજાકમાં પણ એના જીવનમાં રહેલ કરુણાનો પરિચય કરાવતું 'મહેલી છમી', વગેરેમાં ભૂતકાળના તંતુનું વર્તમાન સાથે અનુસંધાન જાળવી લેખક વસ્તુવિકાસ કરે છે.

સ્ત્રીની કિંમત માત્ર સ્લેટ જેવી છે. એ ફૂટે ત્યારે નવી આવે તેમ સ્ત્રી પણ નવી આવે, એવા વસ્તુવાળું 'ગડુની બા', કેન્નીથ સોયિયર ગૂડમેનના 'The Game of Chess' પરથી હેરત પમાડે તેવા પ્રસંગો-વાળું 'ખેલ દો', સમૃદ્ધિ કરતાં ભાવનાની વિશેષ કિંમત છે એ વસ્તુવાળું જૈન ઇતિહાસમાંથી વસ્તુ લઈ લખાયેલું 'અભિષેક', શરબતી મલમલની જાહેરાત પર પુત્રીની છબી છાપતા પિતાનું વેપારી માનસ નિરૂપતું 'શરબતી મલમલ', મોટી મોટી વાતો કરી નાચતી નારીઓની વાસ્તવિક પરિસ્થિતિ કેવી હોય છે તે સૂચવતું, નારીજીવનની કરુણા રજૂ કરતું 'સહુ સહુનાં સપના' અને હૈયામાં રહેલ પાપ પોકારેવાથી વિષનું વિમોચન થાય એ સૂચવતું 'વિષવિમોચન', આ સર્વ નાટકોમાં વહી રહેલી કરુણની આછેરી છાયાનું નિરૂપણ મજાનું છે.

માત્ર એક જ નાટક 'વર પધરાવો સાવધાન' હળવું એટલે જ વારંવાર ભજવાયેલું જોવા મળે છે.

- આ નાટકોમાં કવચિત્ અતિશયોક્તિનો આશ્રય લેવાય છે, તો કવચિત્ વસ્તુવિકાસના તાતણા પર પૂરેપૂરું લક્ષ ન અપાયું હોય એમ પણ બને છે. 'વન્સ મોર'માં કેળવણી પર જે પ્રહારો કર્યો છે તે જરૂરી જ છે એમ ન કહી શકાય! બાપાજી વૃદ્ધાવસ્થામાં કોલેજમાં અભ્યાસ કરતા યુવકને કામમાં તેડી લે કે 'ખેલ દો'માં કાસુના મૃત્યુ પછી ગ્રેમલસંગ આવે ત્યારે કાસુ વિશે કાંઈ પૂછે જ નહિ એ કેમ બને? શ્રી મડિયા નાટકોને બિન-જરૂરી લંબાવતા હોય એવી પણ છાપ ક્યારેક પડે છે.

પ્રા. શ્રી વ્રજરાય દેસાઈની સુંદર પ્રસ્તાવના સાથે બહાર પડેલ **'અનંત સાધના'** શિવકુમાર જોષીનો (પાંખ વિનાનાં પારેવાં પછીનો) બીજો એકાંકીસંગ્રહ છે. તેમાં આઠ એકાંકીઓ અને ત્રણ રેડિયો રૂપકો છે.

મધ્યમવર્ગના જીવનનો ઊંડો પરિચય, સાહિત્યપ્રીતિ, ભારતનાં રમણીય સ્થળોના પ્રવાસે પોષેલી રસદૃષ્ટિ વ. તત્ત્વોથી સંભૂત આ એકાંકીઓ સર્જક-ની નાટ્યશક્તિની દ્યોતક છે. એડગર એલન પોની કૃતિ જેવું વસ્તુ હોય તેવી અપેક્ષા શીર્ષકવાચનથી ઉપજાવતું પણ એક ધારાસભ્યની કરુણ કહાણી અને એક યુવક-યુવતિનું સુખી દાંપત્ય અવનવી શૈલીએ રજૂ કરતું 'મધરાતે મહેમાન;' પુત્રીના શિક્ષણ વિશે પોતાના જ ખ્યાલોમાં રાચતા પણ અંતે નિષ્ઠાવાન શિક્ષિકાના શબ્દોથી પિતા તરીકે પ્રથમ વાર સભાન બનતા પિતાનું ચિત્ર આલેખતું 'પિતા જાગ્યા ખરા!'; વૃદ્ધ ઉંમરે પૈસાના જોરે જુવાન કન્યા સાથે લગ્ન કરી વિષય ભોગવવા માગતા, કન્યાની ચાલાકીથી એ ચાલી જાય ત્યારે ઘરેણાં રહ્યા ત્યારે મુદ્દલ ગયું, પણ વ્યાજ બચ્યું એવી વાણિ-યાશાહી અધમ વૃત્તિ દાખવતા વૃદ્ધનું ચિત્ર આપતું 'મુદ્દલ ગયું પણ વ્યાજ તો બચ્યું'; લક્ષ્મીદાસોની ઉચ્ચભ્રમરિયા વૃત્તિ નિરૂપતું 'જીવતાં ખડેરો', પૈસાવાળા, 'નાગા બાવા'માં છે તેવા ભિખારીઓ નહિ—આજના મિલમાલિકોની ચૂસણ નીતિ અને રાજકીય પરિસ્થિતિ પર પ્રકાશ ફેંકતું 'બારી ઉઘાડી રહી ગઇ'; બાળમાનસનો પરિચય કરાવતું 'મને મારો ને'; લગ્નના બજારની વાસ્તવિક પરિસ્થિતિનું ચિત્રણ કરતું 'પડાપડી'; 'પ્રસન્ન દામ્પત્યના અનુસંધાનમાં પ્રહ્લાદનો પાત્રવિકાસ દાખવી, તેની લાંબી નજરને પરિણામે વણસતી પરિસ્થિતિ કેવી સુધરી ગઇ તેનું આલેખન રૈખાઓ આવ્યાં';—એ આઠ નાટકો પ્રસંગવિકાસ, કવચિત્ કાવ્યમય તો

ક્વચિત્ જીવનના ધબકારા ઝીલતો સંવાદ, આકસ્મિક અંત, સજીવ પાત્રનિરૂપણ વગેરે તત્ત્વોને લીધે ભજવવામાં ખૂબ અનુકૂળ પડે એમ છે, માત્ર 'જીવતાં ખડેરો'માં ભિખારીઓ જે જાતની ભાષા બોલે છે, જે સાહિત્યિક તત્ત્વ શક્ય એમના સંવાદોમાં દેખાય છે, એવું તત્ત્વ ખરુ ?

એમનાં ત્રણ રેડિયો રૂપકો આ ક્ષેત્રમાં અત્યંત ધ્યાન ખેંચે એવાં તત્ત્વો ધરાવે છે. એના સંવાદોમાં રહેલ વાસ્તવિકતા અને કાવ્યનો સુમેળ ફ્લેશબેક દ્વારા યોજાયેલાં ચિત્રો, એની કલ્પનાશીલના વગેરે 'વિનિપાત' 'દીપકોદારબંધ રિચર્ડ' સ્ટીવન્સનની Jekil and Mr. Hyde એ નવલકથા અને આર્થર કોનનડોયલની The Speckled Bond નામની વાર્તા પરથી અનુક્રમે લખાયાં છે. વસ્તુયોજનામાં આવી મદદ મળી હોવા છતાં એના પરથી નાટ્યકૃતિ તૈયાર કરવાનું કાર્ય સરલ નથી. માનવમાં રહેલ સદ્ અસત્ તત્ત્વો પર રચાયેલ 'વિનિપાત' અને શુનાશોધનના વસ્તુવાળું 'દીપકોદાર બંધ' એ બન્ને સુંદર કૃતિઓ છે. સૂચવવાનું માત્ર આટલું જ કે, લેખક સૂચવે છે તેમ, ખુલ્લી પિસ્તોલે ચલાય નહિ–એ રીતે એ ફૂટે જ નહિ અને સર્પ દૂધ પીએ નહિ. તો 'અનન્ત સાધના' જન્મજન્માંતરની પ્રણયગાથા કહેતું કાવ્યત્વસભર, શ્રોતાઓને કરુણાર્દ્ર કરતું અત્યંત સુંદર રેડિયો રૂપક છે. તે હિંદીમાં પણ ભજવાયું છે તે જ લેખકની સિદ્ધિ સૂચવે છે. શ્રી શિવકુમારની શક્તિનો આ રૂપક સુંદર પરિચય કરાવે છે.

શ્રી રંભા બહેન ગાંધી મુખ્યત્વે રેડિયો માટે જ લખે છે. આ ક્ષેત્રમાં એમણે ઠીક ઠીક નામના અને સિદ્ધિ પણ મેળવી છે. 'ચકમક' પહેલાં 'કોઈને કહેશો નહિ.' અને 'રોજની રામાયણ'માં તેમણે એકાંકી નાટકો આપ્યાં હતાં. આ સંગ્રહમાં તેના પુરોગામી સંગ્રહો માફક નવ એકાંકીઓ છે.

તેમનું ધ્યેય કાંઈક કહેવાનું હોવાથી તેમનું લક્ષ કે વસ્તુનિયોજન પાત્રાલેખન કરતાં કથયિતવ્ય તરફ વિશેષ રહે છે. એ અંગે કેટલીક વાર અતિશયોક્તિ આવે, લંબાણ પણ થાય, કલાના અંશ કરતાં પ્રશ્નની રજૂઆત ખાતર રજૂઆતનાં તત્ત્વનો પ્રવેશ વગેરે મર્યાદાઓ નાટ્યકલાની દૃષ્ટિએ દેખાય, પણ લેખિકા પ્રસ્તાવનામાં નોંધે છે તેમ પોતાના ઉદ્દેશમાં તે સફળ થાય છે એ આપણે સ્વીકારવું જોઈએ. સમાજ–સુધારો રજૂ કરવાનો હોવાથી મોટા ભાગે તે હળવું વાતાવરણ યોજે છે, તેથી જ રેડિયો માટે લખાયેલ આ નાટકો–અલબત્ત, ગ્રંથસ્થ કરતાં પહેલાં તખતાની દૃષ્ટિએ કેટલાક ફેરફારો લેખિકાએ કર્યા છે–સારી રીતે ભજવી શકાય એમ છે, ભજવાયાં છે પણ ખરાં.

લગ્નજીવન વિશે નિબંધ લખ્યો હોય તેમાં સુખી દાંપત્યજીવનમાં પરસ્પરની ભૂલોના એકરારને મહત્ત્વ અપાયું હોય, પણ આવે ત્યારે કેવું અયુગમન' થઈ પડે છે એનું આલેખન 'ચકમક'માં થયું છે; સિનેમાના શોખની બદી 'સિનેમાનો જીવડો'માં નિરૂપાઈ છે; અલંકારશોખ 'તે હું શું કરું' નો વિષય છે; વહુની 'ખાનદાની'થી સાસુનું હૃદયપરિવર્તન થાય છે તે 'ખાનદાની'માં નિરૂપાયું છે; રસોઈ ન આવડતી હોય તો દંપતીજીવન સુખી બની શકે નહિ તે 'પ્રલા ને અમર'-માં નિરૂપાયું છે; માણસોનાં સંપેતરાં મોકલવાની વૃત્તિને પરિણામે કોઈને ભોગવવી પડતી હાલાકીનું ચિત્ર 'સંપેતરાં'માં છે; 'અમારી વારીમાં આ નો'તું" માં સૌને પોતાના જમાનાના મોહ હોય તે નિરૂપાયું છે; 'જૂની આંખે નવું' આજની જીવનપદ્ધતિ પર પ્રકાશ ફેંકે છે; બેકાર પતિનું ઘર નભાવતી ગૃહિણીનું ચિત્ર 'શાંતાનો સંસાર'માં આપેલું છે. આમ પ્રત્યેક નાટકમાં આપણા જીવનની કોઈ ને કોઇ બદી પર પ્રકાશ ફેંકવાની એમની વૃત્તિ જણાઈ આવે છે.

'જલવંત અગ્નિ' શ્રી ગુલાબદાસ ઠાકરનો એકાંકીસંગ્રહ છે. સંગ્રહ પહેલો હોવા છતાં આ સાહિત્યપ્રકાર પર તેમનું પ્રભુત્વ આ સંગ્રહની એકાંકીઓ સિદ્ધ કરી આપે છે. અન્ય સર્જકો માફક તેમણે પણ વર્તમાનમાં વિષમ પરિસ્થિતિમાંથીજ મોટે ભાગે વિષય પસંદ કર્યો છે. 'જ્વલંત અગ્નિ'માં પોતાના પર ઉપકાર કરનાર પ્રત્યે જ માનવ કેવી દષ્ટિએ જુએ છે તેનું ચિત્ર આપ્યું છે. તે સાથે જ સત્ય એ જ્વલંત અગ્નિ છે. પતિને પોતાના પૂર્વજીવનની મર્યાદાઓ કહેવાથી જીવન સુખી નહિ પણ દુઃખી થાય, એ પ્રકારનું વસ્તુ છે. સહૃદયોને પન્નાલાલની 'નાદાન છોકરી' એ વાર્તા કદાચ સ્મરણે આવે. 'ચકમક'માં આ પ્રકારનુંજ લગભગ વસ્તુ છે. 'ઇતિહાસનું એક પાનું' આપણી રાષ્ટ્રિય લડતના એક સર્જકની ગાથા આપે છે. તેમાં પોલીસ અમલદારની યુક્તિપ્રયુક્તિ શ્રી ધૂમકેતુની આવી જ એક વાર્તાની યાદ આપે છે. 'મા અને દીકરી' રેડિયો રૂપક છે. બાળકને વારંવાર ટોકવાથી અને પ્રેમવિમુખ રાખવાથી કેવું પરિણામ આવે એ દર્શાવ્યું છે. 'કમળ'નું વસ્તુ પણ એ પ્રકારનું જ છે. ત્યાં દીકરીને સ્થાને દીકરો મૂક્યો છે એટલું જ, —પુત્રને ઠપકો ન આપવા ઇચ્છતી મા એમ કર્યા સિવાય રહી શકતી નથી એ જ જીવનની કરુણા. યોગ્ય મકાન માટે પ્રેયસીની અનીષા પર, પાણી ફેરવતા વેદિયાનું ચિત્ર 'વેદિયો'માં આપ્યું છે; કુમારિકાઅવસ્થામાં સ્ત્રીની સ્વતંત્રતા, સ્ત્રી ઉપર

પ્રભુની જોહુકમી વગેરે બાબતો વિશે ઉગ્ર ચર્ચા કરનારી નારી લગ્ન પછી કેવી ઘરરખુ ગૃહિણી બની જાય છે એનું ચિત્ર 'ઘર–કૂકડી'માં આપ્યું છે; 'જાન ડી' સઝાનો સંકલ્પ' એ નામના પાત્રની દારૂ ન પીવાના સંકલ્પને એના કહેવાતા મિત્રો–વાસ્તવમાં એની પ્રેયસીના હાથના ઉમેદવારો–કેવો તોડાવી નાખે છે અને એના જીવનને કરુણ બનાવી મૂકે છે તેનું ચિત્ર આપે છે; બેકારીની પરિસ્થિતિ બે ભાઈ વચ્ચે કેવો સંઘર્ષ જન્માવે તેનું આલેખન 'ગજબ છે!'માં થયું છે. શેરબજારના અનુભવી લેખક શેરબજારનું વાતાવરણ 'શેરબજારમાં' ઊભું કરે છે; પુત્ર પોતાની પત્ની ઉપર પત્ર લખે એટલે સમસ્ત મિલકત ધર્માદામાં આપી દેતી માતા કેવી તે 'મા!'નો વિષય છે; 'મહાનિબંધ'માં મેર લોકની દિલાવરી વગેરેની નોંધ થીસિસમાં લઈ, તે કોમની એક યુવતિને ફસાવી, લગ્ન કર્યા સિવાય મોજ માણતો એક પીએચ. ડી. નો અભ્યાસી યુવક અને મા–બાપ વગરની આબરૂને વહાલી ગણતી યુવતિનું ચિત્ર છે. 'એક સવારે' એક કુટુંબમાં ડોકિયું કરાવે છે.

આમાંનાં કેટલાંક નાટકો તો સામાન્ય છે, પણ 'જ્વલંત અગ્નિ' 'વેદિયો' 'મહાનિબંધ' એ નાટકો લેખકને યશ અપાવે તેવાં છે.

પ્રા. ધીરુભાઇ ઠાકરની 'પ્રસ્તાવના' સહિત બહાર પડેલ જયભિખ્ખુના '**રસિયો વાલમ અને બીજા નાટકો**'માં લોકકથા પરથી લખાયેલ રાજકુમારી અને શિલ્પીનો પ્રણય આલેખતું 'રસિયો વાલમ', સુપ્રસિદ્ધ ચોર રોહિણેય પર ભગવાન મહાવીરની અસર નિરૂપતું 'પતિત પાવન', બે મિત્રોને અરસપરસ છેતરવા મોગીરાજનું રૂપ લઈ એ રૂપમાં જ રાચતા મનવા ભાંડનું જીવન રજૂ કરતું 'બહુરૂપી', પન્નાના જાણીતા વસ્તુવાળું 'પન્નાદાઈ' અને બિંબિસારના છેલ્લા દિવસો નિરૂપતું 'નરકેસરી' એ પાંચ નાટકો છે. આ પાંચેય નાટકો દંતકથા કે ઇતિહાસના આધારે લખાયાં છે, પાંચેય હેતુપ્રધાન છે, ઠીક ઠીક લાંબાં પણ છે. પહેલાં ત્રણ સ્વતંત્ર રીતે અલગ અલગ છપાયાં હોય ને છેલ્લાં બે અલગ છપાયાં હોય તે રીતે પૃષ્ઠાંક અપાયા છે. નાટ્યતત્ત્વ કરતાં પ્રસંગનિરૂપણ પર લેખકે વધારે લક્ષ આપ્યું છે, અને તેમાંયે કથયિતવ્ય પર દૃષ્ટિ વધારે કેન્દ્રિત થઇ છે, એટલે પ્રત્યેક નાટક છે તેથી ટૂંકું થઇ શક્યું હોત તો એ સુંદર બનત! કેટલીક વખત, 'પન્નાદાઈ'માં બને છે તેમ, પાત્રમુખે માત્ર આગલા પાછલા બનાવોનાં વૃત્તાંત અપાતાં હોવાથી સંવાદમાં નાટ્યતત્ત્વ રહેતું નથી.

આ ૭—૭ નહિ, પણ પાચ, –છઠ્ઠો તો ઐતિહાસિક એકાંકીઓનો સગ્રહ છે, આ પાચેય સંગ્રહોને એકી સાથે વિવોકીએ તો શ્રી ચુનીલાલ મડિયાએ ''વિપવિમોચન'મા ક્રોઇડ અને શોપનહોરના જે અવતરણો આપ્યા છે — Absolute truth is as impossible as to obtain an absolute zero temperature (ક્રોઇડ) ૬ Truth cannot appear naked before" the people (શોપનહોર) તે જ ઘણાખરા નાટકોના કેન્દ્રસ્થાને હોય તેમ જણાશે. શ્રી દલાલના 'સ્વર્ગરૂપ' 'દિન પલટયો' અને અન્ય નાટકો, શ્રી શિવકુમાર જોષીનુ 'મધરાતે મહેમાન', શ્રી મડિયાના 'દીપનિર્વાણ' અને વિષવિમોચન', શ્રી રંભાબહેન ગાધીના 'ચકમક' 'ધૂર્લા અને અમર', શ્રી ઓઝાનુ 'જ્વલંત અગ્નિ' વગેરેમા આ જ તત્ત્વ અનસ્યૂત રહેલો હોય તેમ જણાશે વર્તમાન જીવનના પ્રશ્નો સવેદનશીલ સર્જકને સરખા જ સ્પર્શ તેનો પણ ખ્યાલ આ એકાંકીએ આપે છે હર્ષ કરતા વ્યથા એમા વધારે નિરૂપાયેલ છે એ સૂચક નથી? સુખાંત નાટકોમા પણ કરુણાનો પ્રવાહ અતર્ગત રહ્યો હોય એવુ લાગ્યા જ કરે છે '

બીજું ધ્યાન ખેંચે એવુ તત્ત્વ છે રેડિયો નાટકની કલા અને આયોજનના પ્રયોગો ગુજરાતી નાટકે આ ક્ષેત્રમાં ઠીક ઠીક પ્રગતિ કરી છે અને સિદ્ધિ પ્રાપ્ત કરી છે એમ દેખાશે

આ ૭ સગ્રહ ઉપરાત શ્રી શારદાપ્રસાદ વર્માના ત્રણ સામાન્ય નાટકો 'નવા યુગની સ્ત્રી' (આનુ વસ્તુ મુનશીના 'બ્રહ્મચર્યાશ્રમ' ને ખૂબ મળતુ' આવે છે), અહંકારશોષનુ પરિણામ દાખવતુ 'ચદનહાર' અને 'મીરાબાઈ' (મીરાબાઈને, ઐતિહાસિક રીતે સિદ્ધ થયુ હોવા છતા સગની જ પત્ની ગણી છે)ને સમાવતા નવયુગની સ્ત્રી'ની બીજી આવૃત્તિ થઈ છે તે જ લેખકનો બાળનાટિકાઓનો સગ્રહ 'મોટા થઈશ ત્યારે' દાક્તર સુમન મહેતાના આશીર્વાદ અને શારદા બહેન મહેતાની પ્રસ્તાવના સાથે બહાર પડયો છે, તેમાં નવ નાટિકાઓ કે સવાદો આપવામા આવ્યા છે કેટલાકમા વર્તમાન પરિસ્થિતિનુ ચિત્ર આપવામા આવ્યુ છે બાળકો વિશે નહિ, પણ બાળમાનસને સમજી એમના માટેના સાચા નાટકો લખાય ત્યારે ખરા '

## ઇતિહાસ

'૫૫ની સાલને આ વિષયની દૃષ્ટિએ ભાગ્યશાળી ગણવી જોઇએ, કેમકે એમા પ્રથમ પંક્તિનુ ઐતિહાસિક સશોધન ભરપૂર થયુ છે તેવો

દિમાગી મોટો ગ્રંથ 'મૈત્રકકાલીન ગુજરાત' (ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી) તથા એનાથી નાનું પણ એવા શાસ્ત્રીય અન્વેષણયુક્ત તેમજ શોધખોળના સ્થળની ખાસ શ્રમ લઈને કરેલી જાતતપાસવાળું 'દક્ષિણભારતના સૌરાષ્ટ્રીઓ' (પ્રા. ઈશ્વરલાલ ૨. દવે). ડૉ. હરિપ્રસાદ ભારતવ્યાપી ખ્યાતિ ને પાત્ર આપણા પ્રથમ પંક્તિના ઇતિહાસાભ્યાસી છે. તેમની આ પ્રકારની શક્તિ ૧૯૫૨ ના એમના ગ્રંથ 'હડપ્પા ને મોહેંજોદડો' માં પ્રતીત થઈ જ હતી. હવે આમાં તેમણે વલભીપુરના મૈત્રક રાજવંશના સમયને અનુલક્ષીને પહેલા ભાગમાં રાજકીય તથા બીજામાં સાંસ્કૃતિક ઇતિહાસ વિસ્તૃત પટ ઉપર આલેખ્યો છે. તેમાં મુખ્યત્વે આ વિષયોનો સમાવેશ કર્યો છે: (૧) મૈત્રકોની ઉત્પત્તિ, (૨) વલભીભંગની ખરી મિતિનો નિર્ણય, (૩) પ્રાચીનલેખવિદ્યાની દૃષ્ટિએ તામ્રશાસનો અને એના લખાણનો સ્વરૂપનો અભ્યાસ, (૪) વલભી સંવતનો આરંભ અને એમાં વર્ષ ને માસની પદ્ધતિ, (૫) દાનશાસનોમાં જણાવેલાં કેટલાંક વધુ સ્થાનોનો સ્થળનિર્ણય

સૌરાષ્ટ્રીઓ વિશેના પુસ્તકનાં ૭ પ્રકરણોમાં સેંકડો વર્ષ પર સૌરાષ્ટ્ર છોડીને ભારતના દક્ષિણ પ્રદેશમાં (મદુરા ને આસપાસ) વસેલા સૌરાષ્ટ્રવાસીઓ વિશે જે લખવામા આવ્યું છે તે એ વિષયના ખંતીલા અભ્યાસનો, પ્રા. રાવળે કહ્યું છે તેમ, 'આદરપાત્ર નમૂનો' છે. એક બીજા અધિકારી વિવેચક રા. પોપટલાલ ગો. શાહે જેને 'સુસંઘટિત જાતિકુલની રસગાથા' એવા નામે બિરદાવી છે તે બસોથીએ વધુ પાનાંની આ સુકૃતિમાં દક્ષિણ ભારતીય સૌરાષ્ટ્રીઓની ભાષા તથા સાહિત્ય સહિત બહુલક્ષી સાંસ્કૃતિક સામગ્રી જે અપાઈ છે તે માત્ર ગુજરાતી વાંચનારને નહિ પણ ભારતીય સંસ્કૃતિના હરકોઈ પ્રેમીને રસપ્રદ નીવડે તેવી છે. ૩૫૩

'પંચમહાલના આદિવાસીઓમાં' (જયંતીલાલ મ. મલકાણ) પંદર પ્રકરણની અંદર ભીલ જાતિ વિશે આર્થિક અને સામાજિક તપાસનું સચિત્ર પરિણામ છે અને 'ભવ્ય પ્રયોગ' એ યુનાઇટેડ સ્ટેટ્સના રાજ્ય બંધારણ વિશેના પુસ્તક (The Great Rehearsal) નું સ્વરાજ્યવાન હિંદના નાગરિકને તો ખાસ ઉપયોગી પુસ્તક છે, નાનું પણ રસમય.

## ચરિત્રો

સ્વ. ન્હાનાલાલ કવિકૃત 'કવીશ્વર દલપતરામ' પછીનું અને કેટલેક અંશે મુખ્યત્વે એનો આધાર લઈને લખાયેલું 'દલપતરામ: એક અધ્યયન'

(પ્રા. હસિત હ. બુચ). પાંચ લાંબાં પ્રકરણમાં તૈયાર કરવામાં આવેલ સામાન્ય વાચકને સહેજે આકર્ષક થાય તેવું દલપતચરિત્ર છે. એમાં કવિ-ચરિત્ર ઉપરાંત દલપતકાવ્ય વિશે પણ રસવિવેકપૂર્વક લખાયું છે.

"પ્રાતઃસ્મરણીય મહાત્મા ગાંધીજી" (પૂર્વાર્ધ તથા ઉત્તરાર્ધ) (અંબાલાલ જોશી) એ પોણા સાતસો પાનાંનો ગ્રંથ છે. એના પૂર્વાર્ધનાં પચાસ પ્રકરણમાં ચરિત્રવિષયનું સળંગ સવિસ્તર ચરિત્ર લખાયું છે અને ઉત્તરાર્ધમાં આડત્રીસ પ્રકરણોની અંદર ઇશુ, બુદ્ધ વગેરે સાત મહાપુરુષો સાથે ગાંધીજીવનની તુલના કરી છે. એક લાંબું પ્રકરણ સાહિત્યકાર ગાંધીજી વિશે છે. એ જ રીતે ઉત્સાહથી અને સંશોધનપૂર્વક એમના કેળવણીકાર તથા પત્રકાર તરીકેના સ્વરૂપ વિશે લખાયું છે. આ ભાગના બાકીના વિષયો ગાંધીજીનું રાજકારણ, ઉપવાસો, વિશિષ્ટ પ્રસંગો, ધર્મભાવના, શહીદી અને વિરાટ વ્યક્તિત્વ વગેરે છે. ગ્રંથ વિશે સર્વસામાન્ય દૃષ્ટિએ કહી શકાય કે એ તૈયાર કરવા પાછળ ઘણી મહેનત લેવાઈ છે અને લખાણ ચઢઊતર બધી કક્ષાના વાચકોને વાંચવું ગમે તેવું છે. ગુજરાતીમાં આટલા વિસ્તારથી લખાયેલું કોઈ બીજું ગાંધીચરિત્ર જાણ્યું નથી, આ કારણે પણ આની ઉપયોગિતા ખરેખર ધ્યાન ખેંચે તેવી છે.

રા. ઇન્દુલાલ ક. યાજ્ઞિકની બહુ ચર્ચાયેલી 'આત્મકથા'ના આ પહેલા બે ભાગ પંચાવનના વર્ષમાં પ્રગટ થયા છે: જીવનવિકાસ તથા ગુજરાતમાં નવજીવન. વીસમી સદીમાં જે બહુ થોડા ચિરંજીવતાને પાત્ર ગ્રંથો ગુજરાતી ભાષામાં લખાયા છે તેમાંના આ એકને માટે ગુજરાત અથવા ભારતનો પ્રત્યેક શિષ્ટ વાચક કર્તાને ઉરના ઉમળકાથી અભિનંદન આપે તેવું પ્રથમ પંક્તિનું આ આત્મચરિત્ર છે. કર્તાએ ખરું જ કહ્યું છે કે અહીં ચરિત્રનાયક પોતે નહિ પણ ગયા દસકાઓની ગુજરાતી પ્રજા છે. પોતાના જીવનની સાહસિક તથા અનુભવસમૃદ્ધ કહાણીને પણ પોતાની વ્યક્તિ તરીકે શક્ય તેટલે અંશે પશ્ચાદ્ભૂમાં રાખીને તેમણે આશરે અર્ધી સૈકાની આપણા દેશપ્રદેશની રાજકીય તથા સાંસ્કારિક પ્રવૃત્તિની ફૂલગૂંથણી આમાં કરી છે. શૈલી સંબંધી એટલું જ કે પંડિત સુખલાલજી જેવા આપણા સંસ્કાર-ગુરુએ આ કૃતિને ઊર્ધ્વગામી વિચારણાવાળી રસમય નાટ્યકૃતિ તરીકે બિરદાવી છે.

હવે બે લેખિકાનાં નાનાં પણ મજાનાં પુસ્તકો લઈએ : 'ફોરમ' (વિદ્યાબહેન ર. નીલકંઠ), 'વ્યક્તિચિત્રો' (લીના મંગળદાસ). આમાંના

પહેલામાં લેખિકાએ, એમના મણિમહોત્સવ ગ્રંથમાં છપાયેલાં સ્મૃતિચિત્રો, ભોળાનાથ સારાભાઇથી માંડીને સર રમણભાઈ સુધી એકત્રીસ તેમના અનુભવમાં આવેલાં મહાનુભાવ સ્ત્રી પુરુષોનાં ફરીથી છપાવ્યાં છે, તેથી એ સરસ લખાણો હવે અગાઉ કરતાં વધુ પ્રચાર પામશે એ ખુશ થવા જેવું છે. પુસ્તકના પહેલા ભાગમાં જે આલેખનો છે તે પણ એ પ્રકારનાં છે. આ વિભાગની વિશેષતા એટલે ધર્મસંસ્થાપકો ગૌતમ બુદ્ધ, અષો જરથોસ્ત તથા મહમદ પયગંબર સાહેબનાં સુંદર આલેખનો. જુવાન પેઢી માટે ચારિત્ર્યવિધાયક ગણાય તેવાં ચિંતનનાં જે ગણતર પુસ્તકો સમીક્ષાવર્ષમાં મળ્યાં છે તેમાં આનું પણ માનભર્યું સ્થાન અવશ્ય છે.

'વ્યક્તિચિત્રો' માં આ પાંચ વ્યક્તિઓનાં રંગરેખાભર્યાં ફરી ફરીને વાંચતાં ગમે તેવાં શબ્દચિત્રો આલેખાયાં છે. રવીન્દ્રનાથ, અવનીન્દ્રનાથ, ઠાકુર નંદલાલ બસુ, કરુણાશંકર માસ્તર તથા કૃષ્ણજી (જે. કૃષ્ણમૂર્તિ") સંવેદનશીલ તથા આત્મવિકાસ પ્રિચ્છનાર હોંશીલી લેખિકાની આ પાંચે રચનાઓ જુદી જુદી દૃષ્ટિએ, સ્વાનુભવ પર આધારિત હોઇને એમના પોતાના વિલક્ષણ વ્યક્તિત્વનો પણ વાંચનારને સુભગ અનુભવ કરાવે છે. ચોથા ને પાંચમા વ્યકિતચિત્રની સંતર્પક વિશિષ્ટતા ખાસ આગળ કરીને કહેવું ઘટે છે કે કાન્તના શિષ્ય કરુણાશંકર માસ્તર વિશે, તેમજ સમકાલીન જગતના આધ્યાત્મિક નેતાઓમાંના એક કૃષ્ણમૂર્તિ વિશે ગુજરાતીમાં તો આટલાં સરસ લખાણ બીજાં છે નહિ.

"ઠક્કર બાપા" (કાન્તિલાલ શાહ): કર્તાએ ઘણી કાળજીથી અને ખંતથી એ જીવનભરના ધીટ સમાજસેવક વિશે હકીકતો મેળવીને આ પુસ્તક લખ્યું છે. ચરિત્રવિષય સ્વ. અમૃતલાલ ઠક્કર ભારે એકમાર્ગી જીવ હોવાથી કર્તાને તેમની પાસેથી હકીકતો મેળવતાં ઠીક ઠીક શ્રમ પડયો હોય એવું લાગે છે. હકીકતોમાં ચોકસાઇ છે અને તેની તથા પ્રસંગોની પસંદગી હિંદના એ મહાન પુરુષ વિશેનું વ્યક્તિત્વ ઊપસી આવે તેવી રીતે કર્તાનું કાર્ય થયું છે વળી આ પુસ્તકમાં આદિવાસીઓ અંગેનાં તેમનાં કાર્યનો કડીબદ્ધ તો નહિ પણ ઘટક જેવો ઉપયોગી ઇતિહાસ પણ મળતો જાય છે. એટલું ખરું કે કર્તાના કરતાં વધારે અનુભવી ચરિત્રકાર મળ્યા હોત તો ઠક્કર બાપા અને 'સર્વન્ટ્સ ઓફ ઇન્ડિયા સોસાયટી', ગોધરામાં પડેલી ગુજરાત રાજકીય પરિષદ વખતે સવર્ણોનું ભંગી વસાહતમાં જવું એ બનાવ અંગેનું વાતાવરણ. એમના સહકાર્યકર ઇન્દુલાલ યાજ્ઞિકની

સાથી તરીકેની સેવા, તથા એમનાં માસિક 'નવજીવન' અને 'સત્ય'માં ઠક્કર બાપાને સમાજસેવા સંબંધી ભોગીન્દ્રરાવ દિવેટિયા સાથે થયેલો પત્રવ્યવહાર જેવી બાબતો છોડી દેવાઈ અથવા અછડતી ઉલ્લેખાઈ છે એ બરાબર થયું નથી. આશા રાખીએ કે બીજી આવૃત્તિમાં આવી ત્રુટીઓ રહેશે નહિ.

ગ. વિ. તુળપુળેકૃત મરાઠી પરથી લખાયેલું **'સાક્ષાત્કારને પંથે તુકારામ'** (વા. મ. જોષી): અહીં એ સંતનો વિકાસ એના સ્વાભાવિક ક્રમે બતાવાયો છે. જીવનની બદ્ધાવસ્થામાંથી જાગૃતિ, પછી મુમુક્ષત્વ, ત્યારબાદ સાધકાવસ્થા અને છેવટ સિદ્ધાવસ્થા એટલે આત્મસાક્ષાત્કાર આ વિકાસનિરૂપણ બહુધા એ સંત કવિના અભંગો દ્વારા કરવામાં આવ્યું છે. ઉપર કહી તે જુદી જુદી અવસ્થાને લગતા તુકારામના અભંગોનું વર્ગીકરણ કરીને પછી તે તે પદ્યરચનાનું ગુજરાતીમાં સંક્ષેપે ભાષાંતર અપાયું છે, જેની પર ટૂંકું વિવેચન પણ છે. અર્વાચીન ભક્તકવિ ભોળાનાથ સારાભાઈએ ગુજરાતીમાં અભંગો દાખલ કર્યાં હોવાથી એ પદ્ધતિ મુજબ અહીં પણ અભંગોનું સમશ્લોકી ગુજરાતી થયું હોત તો વધારે સારું હતું. બાકી જેવું થયું છે તેવું, ઉપર કહ્યા ગુણોને લીધે, આ નાનું પુસ્તક સારું છે.

**'સ્વામી વિવેકાનંદ'** : સસ્તું સાહિત્ય સંસ્થાના જ સ્વામીજીના વિસ્તૃત જીવનચરિત્ર પરથી તેણે જ આ રસિક સંક્ષેપ બહાર પાડયો છે. આમાં એ મહાપુરુષના જીવનનાં વિધાયક બળોની સાથે પ્રેરક પ્રસંગો તથા એમનાં વધારે અગત્યનાં વ્યાખ્યાનોમાંથી પણ કેટલુંક અપાયું છે. ઇચ્છીએ કે વિદ્યાર્થીઓ, અન્ય યુવક યુવતિઓ તથા બધા નવ શિક્ષિતો–મનને આરોગ્યપ્રદ જીવનપાથેય બંધાવી આપે તેવા આ પ્રકાશનના વાચન મનનથી ઉજ્જ્વલ જીવનપ્રકાશ પામશે. કહેવું જોઈએ કે સ્વામીજીના મૂલ્યવાન પત્રોમાંથી કેટલાક આપ્યા હોત તો પુસ્તકની ઉપયોગિતા વિશેષ થાત. આ ત્રુટી નવી આવૃત્તિમાં નિવારાશે.

રા. ચંદ્રવદન ચિ. મહેતાની ઘણી લોકપ્રિય થયેલી આપકથાનો એક વધુ ભાગ નામે 'છાંદ ગઠરિયાં' '૫૫ની સાલમાં પ્રસિદ્ધ થયો છે. કર્તાની જીવનદૃષ્ટિ, આત્મચરિત્ર કેવું હોય તેનો એમનો ખ્યાલ અને રસપૂર્ણ લેખનશૈલી બધું આગલા ભાગોની મોહક પરંપરા ચાલુ રાખે છે. આ કૃતિઓનાં ખાસ અંગો આ પ્રમાણે ગણાવી શકાય : પશ્ચાત્તાપદગ્ધ માનસના

એકરાર, કરેલી ભૂલો માટેનું દુઃખ, પોતાને હાથે થયેલાં, સત્કાર્યો માટેની અને આત્મનિરીક્ષણ કરતાં કરતાં તાટસ્થ્યપૂર્વક થયેલી સ્વજીવનની રજૂઆત, વળી કેટલેક સ્થળે તે પોતાની જાતનેજ વિનોદી રીતે ચાબકા મારતા જાય છે પણ એ હાસ્ય કરુણગર્ભ હોય છે; આ ગુણોને લીધે લગભગ દરેક પૃષ્ઠે સતત રસપાન આ પુસ્તક કરાવે છે. એક વધુ ગુણ-લક્ષણ આ ગણાવવું જોઇએ કે તેમણે પોતાના પરિચિતો અને મિત્રોનાં જે શબ્દચિત્રો દોર્યાં છે તેમાં વ્યક્તિઓના બાહ્ય વર્ણન ઉપરાંત એમનાં સ્વભાવદર્શન અને ખાસિયતો પણ રજૂ કર્યાં હોઇ એવાં પૃષ્ઠો સાહિત્ય-જીવનના ઇતિહાસમાં પણ ઉપયોગી નીવડશે એવાં લખાયાં છે.

**'સ્મરણમંજરી'** (રઘુનાથ બ્રહ્મભટ્ટ). આમાં કર્તાનાં રંગભૂમિનાં સંસ્મરણો ઉપરાંત એમનાં કેટલાંક ગીતો પણ અપાયાં છે. પોતે અહીં ઓગણીસસો દશથી ૧૯૪૦ સુધીના પ્રેક્ષકસમુદાય, લેખકો, મંડળીમાલિકો, પ્રશંસકો તથા વિક્ષેપકોનું તાદૃશ ચિત્ર ખડું કરે છે. આ પ્રકારની ગણતર કૃતિઓમાં 'સ્મરણમંજરી' માનભર્યું સ્થાન પામશે. તેમાં કવિએ પોતાને થયેલા જુદી જુદી નાટક કંપનીઓના અનેક કડવા મીઠા અનુભવો સ્પષ્ટ પણ સંયમી ભાષામાં રજૂ કર્યા છે, અને આ રસકવિનાં ગીતો પણ નાટકી ગાયનો નહિ પરંતુ કાવ્યતત્ત્વવાળાં છે.

**'અખબારનવીસની આપવીતી'** (વિલિયમ એલન વ્હાઇટ): અમેરિકન સામયિક 'ગેઝેટ'ના તંત્રીની આ 'આપવીતી' વાચક અખબારી જિંદગીના કોઇ સનસનાટી ભર્યા બનાવોની ઇચ્છાથી વાચવાની શરૂઆત કરે તો, ખાસ કરીને અમેરિકન રાજ્યપ્રકરણનો પરિચય બરાબર ધરાવતો ન હોય ત્યારે, એને પૂરતો સંતોષ ન આપે એવું બનવાનું. આ ટીકા કરવાનું કારણ એટલું જ કે અપરિચિતને પુસ્તક વાચવાથી કોઇ તત્ત્વ કે સિદ્ધાંતને ખાતર હોમાતા તંત્રીની છબી જેમ સ્પષ્ટ થતી નથી તેમ એ સમયનો ઇતિહાસ પણ જીવંત રૂપે ખડો થતો નથી.

અમૃતલાલ મો. બ્રહ્મભટ્ટ-લિખિત એક રામાનન્દી સાધુ મહન્તશ્રીના ઉચ્ચજીવનદ્યોતક ચરિત્ર **'સ્વામી નીકારામ'**ના પુણ્યનામસ્મરણથી આગળ ચાલતા, હવે બે એકેકથી જુદા પ્રકારના બે ચરિત્રો અવલોકવાનાં છે. **'શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુજી'** (કે. કા. શાસ્ત્રી) તથા **'અકબર'** (ચુનીલાલ વ. શાહ). અનુક્રમે સયાજી-સાહિત્યમાળા તથા 'સસ્તું સાહિત્ય'નાં આ પ્રકાશનો તે તે વિષયના સુજ્ઞ કર્તાઓની કૃતિ હોઇને, બીજાં નાની નાની

પહેલી મધ્યમ કદની, સુવાચ્ય બની છે. શાસ્ત્રીજીના ગ્રન્થની ઓળખ 'ઐતિહ્યમૂલક જીવની' તરીકે આપવામાં આવી છે. આ કારણે, ગ્રન્થકર્તા સરખા સંશોધનપરાયણ સુપંડિતને શોભતી રીતે આ ચરિત્ર ચમત્કારોને બાજુ પર રાખી તવારીખી હકીકતો પર આધાર રાખે છે અને આચાર્યશ્રીનો ભવ્ય જીવનસન્દેશ વીસમી સદીના વિજ્ઞાનાગ્રહી વાચકને (નહિ કે પરંપરાનુસાર વૈષ્ણવને) માન્ય થાય તેવો સહેજે બન્યો છે. બાવીસ-પ્રકરણી અક્ષરચરિત્ર પણ આવા વાચકને સ્વીકાર્ય બને તેવો સુયત્ન છે, કેમકે એમાં એવી ઇતિહાસદૃષ્ટિ રખાઇ છે જેના વિનિયોગથી માનવજાતિના ભૂતકાલીન અનુભવોનું "વર્તમાનકાળે પ્રેરક બને એવું મૂલ્યાંકન" થઇ શકે. એ લઘુગ્રન્થની પછી તુરત, મોગલકાલીન ઇતિહાસના ફારસીના પણ સંમાન્ય અભ્યાસી હતા તે સ્વ. દીવાનબહાદુર કૃષ્ણલાલ મો. ઝવેરીના તેર ખંડમાં વહેંચાયેલા લેખસંગ્રહનો પંચાવનમાં પ્રકટ થયેલો બીજો ભાગ (ઔરંગઝેબ તથા ફારસી હાથપ્રતો વિશેનાં લખાણવાળો—સં. સ્વ. શંકરપ્રસાદ છ. રાવળ) લેવો એ ઉચિત ગણાશે. પોણા ત્રણસો મોટાં પાનાંનાં જેમાંનાં ઘણાં સામાન્ય વાચકને રસ પડે તેવાં છે, તેના પહેલા ખંડમાંનાં સંસ્મરણો એ સ્વયમેવ એનું ઉત્તમાંગ બને છે. પહેલા ભાગને મુકાબલે, આમાં પ્રાસંગિક લખાણોનો ભરાવો છે અને અભ્યાસપ્રધાન કે વિચારાત્મક પૃષ્ઠો ઓછાં છે. આ અનિવાર્ય બન્યું હોવા સંભવ છે.

આ વિભાગમાં છેવટ નોંધીએ છીએ તે બે ભાષાન્તરો 'મહાત્મા દેવેન્દ્રનાથ મજુમદાર' (કુ. નલિની ચં. લખિયા) તથા 'મુક્તિદ્વાર' (માધવસિંહ સોલંકી). આમાંનું પહેલું બંગાળના એક ધર્મિષ્ઠ પુરુષનું, તો બીજું એક હબસી શિક્ષિકાનું ચરિત્ર છે. દરેક તે તે ક્ષેત્રનું સારું પુસ્તક કહેવાય તેવું છે.

## ધર્મ અને તત્ત્વજ્ઞાન

ગુણવત્તા તેમજ વૈવિધ્યની દૃષ્ટિએ આમાંનાં બેમાંથી બીજા વિષયનાં પુસ્તકો વધારે અગત્યનાં લાગ્યાં છે; પણ પ્રણાલિકાને અનુસરી ધર્મ વિષયનાં આ સાત જેમાંનાં ત્રણ ચાર તો નામ પરથી જ વસ્તુ સૂચવી દે છે તે લઇશું: 'મહાત્મા કમળદાસ આખ્યાન' (કેશવલાલ ર. સાયલાકર), 'આનંદઘનજીનું દિવ્ય જિનમાર્ગદર્શન અને પ્રભુસેવાની પ્રથમ ભૂમિકા'

(ડૉ. ભગવાનદાસ મ. મહેતા), સદ્બોધ સરિતા (ગોપાળજી ઓ. ઠક્કર); 'મહાવીર-વાણી' (બેચરદાસ દોશી); વ્યવહાર શુદ્ધિના વિખ્યાત પુરસ્કર્તા કેદારનાથજીનાં બે પુસ્તકો એક મધ્યમ કદનું તથા બીજું નાનું આ વર્ષે મળ્યાં છે. 'વિચારદર્શન'ના પહેલા ભાગમાં ધર્મ નીતિ તથા જીવન સંબંધી જે વિચારો છે તે એમની આગલી કૃતિઓમાં વાંચનારને મળ્યા તે પ્રકારના જ છે. ભારતવર્ષની આધ્યાત્મિક તરીકે વિશિષ્ટપણે આધ્યાત્મિક એવી વેદાન્તીઓ વગેરેની જીવનદૃષ્ટિ કરતાં વિભિન્ન એવું આ વિચારકનું વિચારદર્શન સમગ્ર રૂપે તો ખરી રીતે આપણી પ્રજાના અલ્પસંખ્ય વાચકોને જ સ્વીકાર્ય લાગ્યું છે; પરંતુ આ વિચારધારાનો એટલો ઉપયોગ તો કોઈપણ સંસ્કારી વાચકોને હોવો જોઈએ અને છે કે આત્મદર્શનના માર્ગે સાધના કરવામાં આરંભે જે ચિત્તશુદ્ધિ તથા સદાચરણની આવશ્યકતા છે તે પામવામાં આવા ધીર ગંભીર વિચારો સારી મદદ આપી શકે. એમના અનુયાયી રા. નીલકંઠ કિ. મશરૂવાળાએ એમના અઢાર વાર્તાલાપો સુસંવાદમાં રજૂ કર્યા છે, જેમાંના થોડા નમૂનારૂપ વિષયો આ પ્રમાણે: વાળ અને વેશ, જ્ઞાની અને કોમળતા, સંસાર અને જીવનને જોવાની યોગ્ય દૃષ્ટિ, કળાને નિમિત્તે અપવ્યય, જ્ઞાનને નામે દંભ, ચિત્તની સમતા, અને સાદાઈ અને ધર્માધર્મનો વિચાર.

સાધુ નિશ્ચલદાસ કૃત 'યુક્તિપ્રકાશ'ના ભાષાંતરમાં (વાસુદેવ મ. જોષી) વેદાંતના મુખ્ય સિદ્ધાંતોના નિર્ણયની ૩૯ યુક્તિઓ આપી છે.

ત્રણસોથીયે વધુ અને મોટાં પાનાના ભાષાંતરગ્રંથ 'તત્ત્વાનુસંધાન'માં ચાર પરિચ્છેદ છે. પ્રમેયરૂપ આત્માનું નિરૂપણ કરવાથી માંડીને જીવન્મુક્તિના સુખાવિર્ભાવરૂપ પ્રયોજન સુધીના ગહન વિષયો એમા નિરૂપાયા છે. હમણાં થોડા વખત પર પ્રકટ થયેલા સ્વામીશ્રી પ્રણવતીર્થજીના યાત્રાગ્રંથ 'દક્ષિણ કૈલાસ દર્શન' ગ્રંથમા તત્ત્વાનુસંધાન વિશે પોતે કાઢેલા ઉદ્‌ગાર પહેલાં તો અહીં પ્રસ્તુત હોઈ ટાંકીએ : "...ઓહો! શો શંકાઓ, સમાધાનો, યુક્તિઓ, પ્રમાણો, ભાંજગડો અને તર્કનો ઢગલો છે! વિચારસાગરનો જાણે સહોદર ભાઈ. માથાફોડ કરનારા માટે એમાં અખૂટ ભંડાર ભરેલો છે. તોયે કેટલાક ભાગો ખરેખર રસપ્રદ છે. દા. ત., વૃત્તિઓને લગતું વિવરણ. વેદાંતસિદ્ધાંતની ઘડ પાકી બેઠા પછી આવા ગ્રંથો જોઈ જવા જોઈએ." (પૃ. ૨૦૯)

વેદાન્તસિદ્ધાન્ત માટે ભારતીય સમાજમાં જે સ્થાન છે તે જોતાં આ ગ્રન્થના ભાષાન્તર સંબંધી એક નિષ્ણાતનો આ અભિપ્રાય પણ જાણવા જોગ હોઇ ટાંકું છું:

"જ્ઞાનની પર્યાપ્તિ તર્કમાં નથી. જ્ઞાન એ અપરોક્ષાનુભૂતિનો વિષય છે, ઇન્દ્રિયોના અને બુદ્ધિના વિષયોથી પર છે પરન્તુ જ્ઞાન બુદ્ધિથી વિરોધી નથી. એ કારણે બુદ્ધિ પોતે જે જે શંકા ઉઠાવે તેનું સમાધાન તેને મળવું જોઇએ. બુદ્ધિએ પોતે ઊભી કરેલી ગૂંચો બુદ્ધિએ જાતે જ ઉકેલવાની રહે છે અધ્યાત્મનું અંતિમ દ્વાર પછી સહસા ખૂલી જાય છે. આમ શાંકર વેદાન્તના સિદ્ધાન્તોમાં જ્યાં જ્યાં અપક્વ બુદ્ધિ અને ચિત્તવૃત્તિએ શંકા ઉપન્ન કરી હોય તેના સમાધાન માટે જે પ્રમેય ગ્રંથો લખાયા છે તેમાં અન્ય ગ્રંથો સાથે આ ગ્રંથને પણ યોગ્ય સ્થાન છે. સ્વમતસ્થાપન અને પરમતખંડન એ બહુધા આવા ગ્રંથોમાં સયુક્તિક સિદ્ધ કરવામાં આવે છે. આ ગ્રંથમાં પણ શાંકરવેદાન્તના મૂળ સિદ્ધાન્તોનું પ્રતિપાદન, સાંખ્ય વૈશેષિક વગેરે મતોનું ખંડન, મલિન વાસનાને દૂર કરવાના ઉપાયો તથા અપરોક્ષાનુભૂતિની ભૂમિકા વગેરે વિષયો સયુક્તિક રીતે સરળતાથી બતાવ્યા છે. શાંકરવેદાન્તના અભ્યાસીઓ માટે આ ગ્રંથ ઉપયોગી છે. આ ગ્રંથ મૂળ સંસ્કૃત ભાષામાં લખાયેલો અને તે ગ્રંથના કર્તાએ જાતે જ **અદ્વૈત-કૌસ્તુભ** નામે ટીકા સંસ્કૃત લખેલી. પોતાના જ રચેલા આ ગ્રંથનું હિંદી ભાષાન્તર પણ સ્વામી ચિદ્ઘનાનંદજીએ જ કરેલું. એ હિંદી પરથી આ ગ્રંથનું શ્રી છોટાલાલ ચન્દ્રશંકર શાસ્ત્રીએ ગુજરાતીમાં સારું ભાષાન્તર કર્યું છે. સ્વામી ચિદ્ઘનાનંદજીએ **શ્રીમદ્‌ભગવદ્‌ગીતા** પર **ગૂઢાર્થદીપિકા** નામે સુંદર ટીકા લખી છે. તેનું પણ હિંદી ભાષાન્તર પોતે જ કર્યું છે. આ ઉપરાંત સ્વામી ચિત્સુખાનંદકૃત **તત્ત્વદીપિકા** નામે શાંકરમતવાદી પ્રતિષ્ઠિત ગ્રંથ સંસ્કૃત ભાષામાં છે તેનું સારું હિંદી ભાષાન્તર પણ શ્રી નવનપ્રસાદે વર્ષો અગાઉ કરેલ છે. આવા ગ્રંથોનાં ગુજરાતી ભાષાન્તર મળે એ ષ્ટ છે. અને તેવા ગ્રંથો સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી પ્રકટ થાય તે એ સંસ્થાને જ માનાર્હ છે. આવા ગ્રંથો આપણે ત્યાં બહુ વંચાતા નથી તેનો પુરાવો તો એકી સાથે એક આવૃત્તિમાં ૨૦૦૦/૩૦૦૦ હજાર પ્રત છપાવનાર આ સંસ્થાએ આ પુસ્તકની કેવળ ૭૫૦ પ્રતો જ છાપી છે, તે છે. છતાં ગ્રંથોનું પ્રકાશન તે તે કોટિના વાચકોને ઉત્પન્ન કરે છે એ જો સ્વીકારીએ તો આવા ગ્રંથોનાં ભાષાન્તરો અવારનવાર થતાં રહે એ ઇષ્ટ છે.

"આવા દાર્શનિક ગ્રંથોમાં મૂળ સંસ્કૃતમાં વપરાતા કઠિન શબ્દો હોય છે તેના ચોક્કસ અર્થની સૂચિ પુસ્તકને અન્તે આપવામાં આવે તો સામાન્ય વાચકને વિષયપ્રવેશ માટે ઘણું ઉપયોગી થાય એમ અમે માનીએ છીએ.'

**'ભારતીય તત્ત્વજ્ઞાનની રૂપરેખા'** ખંડ ૧-૨ 'પૂર્વાર્ધ' (અનુ. સ્વ. ચંદ્રશંકર પ્રા. શુક્લ) : આ પણ છે તો ભાષાંતર, પરંતુ એમ. હિરિયણ્ણા નામે તત્ત્વજ્ઞાનીઓમાં સુપ્રસિદ્ધ વિદ્વાનના પુસ્તકનું અને સમકાલીન ગુજરાતના ખાસ કરી ચિંતનમયોના બહુ થોડા ભાષાંતરકર્તાઓમાંના એકની કલમે થયેલું ભાષાંતર મૂળ કર્તા કહે છે તેમ મૈસૂર વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ માટે અપાયેલાં વ્યાખ્યાનો પર એ આધારિત છે. પણ દરેક શિક્ષિત વાચકને પણ આમાથી ભારતીય તત્ત્વજ્ઞાનનો વેદકાળથી માંડીને આ પૂર્વાર્ધમાં ઉપનિષદો ગીતા અને બૌદ્ધ-જૈન તત્ત્વદર્શન સુધીનો પરિચય અઢીસો પાનાંમાં સુગમ રીતે મળી જાય છે. પુસ્તકમાં વિષયનિરૂપણ આ શતકોના જ્ઞાનપ્રવાહની એની વિશાળતા તથા ઊંડાણની સરસ પિછાન ધરાવે તેવા માનજનક સામર્થ્યપૂર્વક થયું છે. ભાષાતરકાર પોતે બીજા ઘણાની જેમ માત્ર બે ભાષાઓ વચ્ચેનું અંતર કાપનાર નહિ પણ જ્ઞાનવિષયોના અનેકા અભ્યાસી હોવાથી તેમની વિસ્તૃત પ્રસ્તાવના તથા ભાષાંતર બંને પ્રથમ પંક્તિનાં બન્યા છે, એમ ખુશીથી કહી શકાય.

ગાંધીજીનાં ગીતાપ્રવચનોની મહાદેવભાઈની નોંધ પરથી રા. નરહરિ દા. પરીખે સંપાદિત પુસ્તક 'ગાંધીજીનું ગીતાશિક્ષણ' અને સાને ગુરુજી કૃત 'ગીતાહૃદય' (અનુ નટવરલાલ દવે) એ બંને વિષયના ઘણાં સારાં પુસ્તકો છે. પહેલાંમાં અધ્યાય વાર પ્રસ્તુત મૂળ શ્લોકો પણ આપ્યા છે અને બીજામાં આચાર્ય વિનોબા ભાવેના પ્રવચનોનું નવનીત અધ્યાય વાર અને તુલનાત્મક ધર્મદૃષ્ટિએ અપાયું છે.

'તર્કશાસ્ત્ર યાને લોજિકનું મહાશાળાના વિદ્યાર્થીઓને આવશ્યક એટલું નિરૂપણ બાર પ્રકરણોમાં જેની અંદર એ વિષયના જીવન-ભરના આરૂઢ અભ્યાસી પ્રા. અતિસુખશંકર ક. ત્રિવેદીએ કર્યું છે તે 'તર્કવિજ્ઞાન'માં સરળ પરિભાષાપૂર્વક તેમજ યોગ્ય વિસ્તારથી થયું છે. છેલ્લા પ્રકરણમાં પરિચાલિત ભારતીય તત્ત્વશાસ્ત્ર તથા પરિશિષ્ટમાંની પ્રકરણવાર પરિભાષા આ બંને આ મહત્ત્વના પુસ્તકની વિશિષ્ટતાઓ છે.

ન્યૂનાધિક અંશે યોગવિષયક એટલે કે પ્રાચીન તેમજ અર્વાચીન યોગદૃષ્ટિ વિશેના, જે ગૂઢવાદ કહેવાય છે તેનાં અને મનોવ્યાપારશાસ્ત્ર

એટલે માનસશાસ્ત્રનાં આ નોંધ પાત્રચાર પુસ્તક મળ્યાં છેઃ (૧) પોંડીચેરીના શ્રી માતાજીકૃતચાર તપસ્યાઓઅને ચાર મુક્તિ (સુંદરમ્) (૨) સ્વામી વિવેકાનંદકૃત રાજયોગ પરથી પાતંજલયોગસૂત્ર (અનુ.નર્મદાશંકર બા.પંડ્યા); (૩) પરલોક વિદ્યાયાને મૃતાત્મા સાથે વાર્તાલાપ (શ્રી વિશ્વનાથ દા. ઋષિ); (૪) 'સ્વભાવ દર્શન' (હર્ષદા પંડિત). આમાંના પહેલામાં સૌન્દર્ય, પ્રાણ, મન તથા પ્રેમની તપસ્યા વિશે બહુ સુગમતાથી પણ મૂળ કર્તાની લોકોત્તર યોગદષ્ટિ-પૂર્વક સર્વસાધકો માટે લખાયું છે. બીજું એટલે મહર્ષિ પતંજલિની અમર કૃતિનું મૂળ સંસ્કૃત સૂત્રો સહિતનું (સમાધિ—સાધન–વિભૂતિ કૈવલ્ય, એ ચારે પાદનું) આ પણ યોગસાધકોએ પ્રત્યક્ષ ઉપયોગ કરવા જેવું પ્રકાશન છે. ત્રીજા પુસ્તકમાં એના નિષ્ણાત લેખકે નામથી સૂચવાતા વિષય સબંધી એના માત્ર અભ્યાસ નહિ પણ સ્વાનુભવ પરથી, પશ્ચિમ-માં તો 'સાયન્સ' તરીકે સ્વીકારાયેલા વિષય સબંધી અને ઘણાં પ્રસંગ-વર્ણનો પણ અંદર હોવાથી કોઈપણ વાચકને રસ પડે એવું લખાણું કર્યું છે. ચોથું પુસ્તક અદ્યતન માનસશાસ્ત્રનું નાનું પણ લઘુ ઉપયોગી છે. એનાં એકવીસ પ્રકરણમાં માનવસ્વભાવનાં વિવિધ પાસાંથી, પ્રસ્તુત ચર્ચા-પૂર્વક સામાન્ય વાચકને, વ્યક્તિત્વ ઈર્ષા ચિંતા ભોગવૃત્તિ ક્રોધ ઊંઘ નિરાંત અનુકરણ પ્રેરણા વગેરે વિષયોથી પરિચિત કરવાનો મહાન પ્રયાસ થયો છે.

## ગો. મા. ત્રિ.—બે સ્મારકગ્રન્થો

સમીક્ષાના વર્ષમાં ગોવર્ધનરામના જન્મને સો વર્ષ પૂરાં થયાં એ નિમિત્તે બે ગ્રંથો પ્રસિદ્ધ થયા છે. આમાંનો પહેલો નડિયાદથી શતાબ્દી મહોત્સવ સમિતિએ બહાર પાડ્યો છે. મોટા કદનાં આશરે એનાં સવા બસો પાનાંમાં ચાર સાધારણ અને ચાર સારાં કાવ્યો છે; ગોવર્ધનરામની અપ્રકટ કૃતિ, 'અધ્યાત્મજીવન અથવા અમરજીવનનો પ્રતિબોધ,' પ્રસ્તાવના સહિત અપાઇ છે, અને બીજા ખંડનાં બાકીનાં પાનાંમાં ત્રીશ લેખકોના જે લેખો છે તેના વિષયો એ સાહિત્યસ્વામીનું જીવન અને કાર્ય છે, તેમજ સર-સ્વતીચંદ્ર ઉપરાંત એમની બીજી કૃતિઓમાંથી માત્ર સ્નેહમુદ્રા પર બે લખાણો અપાયાં છે. સ્વર્ગસ્થ કનુલાલ મો. ઝવેરી તથા સ્વ. નર્મદાશંકર દે. મહેતાથી માંડી જુવાન લેખકોમાં મકરદ દવે સુધીના લેખકોએ એમના ન્યૂનાધિક ગુણવત્તાવાળા લેખોમાં પોતાના વિષયને યથાશક્તિ ન્યાય આપવા યત્ન કર્યો છે. આમાંના કેટલાક લેખો સરસ્વતીચંદ્રકારની બહુમુખી પ્રતિભાનું

અર્થદર્શન કરવા-કરાવવામાં સંતોષજનક ગણાય તેવા છે. રા. શાંતિલાલ ઠાકરે લખેલી અધ્યાત્મજીવનની આઠેક પાનાંની પ્રસ્તાવનામાં એ કૃતિનું અર્થનિરૂપણ કરવાનો પ્રયાસ સારો થયો છે, પરંતુ એના કરતાં સમર્થતર પ્રયાસોની આવશ્યકતા રહે છે એમ પણ કહેવું જોઈએ.

પ્રો. ઉપેન્દ્ર છ પંડ્યા-સંપાદિત 'ગોવર્ધનરામશતાબ્દીગ્રંથ'માં અધ્યયનો અંજલિઓ સંસ્મરણો તથા ગોવર્ધનરામનું ચરિત્રયાં અપાયાં છે. આ છેલ્લું લખાણ તથા ડૉ કાંતિલાલ છો. પંડ્યાના અગિયાર પાનાંના લેખ નામે 'મોટામામા' સિવાય બધાં લખાણો એટલે કે ગ્રથોનો મોટો ભાગ અત્યાર પહેલાં છપાઈ ગયેલા પણ હવે દુર્લભ બનેલા લેખોનો ઘણો ઉપયોગી સંગ્રહ છે.

એમાંથી એકે ગ્રંથમાં સાક્ષરજીવન જેવા મહાન લઘુગ્રંથ વિશે સ્વાધ્યાય લેખ અપાયો નથી એટલું પણ છેવટ નોધ્યા વિના ચાલે તેમ નથી.

## વિવેચન અને નિબંધો

'સાહિત્યનું ઘડતર' (જીતેન્દ્ર હ. દવે) અંગ્રેજી ભાષામાં સ્કોટ જેમ્સ જેવા સાહિત્યશાસ્ત્રી બીજા થોડા જ થયા હશે. એમનો 'ધ મેકિંગ ઑફ લિટરેચર' નો ભાવ રજૂ કરવાનો સદ્યત્ન લેખકે આનાં ઓગણત્રીસ પ્રકરણમાં કર્યો છે. આ વિષયના કોઈ પરિપકવ વિદ્વાન પૂર્વપશ્ચિમની સાહિત્યમીમાંસાના આજીવન અધ્યયન અધ્યાપન પરથી સ્વતંત્ર ગ્રંથ આપી શકે ત્યાંસુધીને માટે પાશ્ચાત્ય વિવેચનના ઉપર કહેલ પ્રશિષ્ટ ગ્રંથના આધારે એક જુવાન રસદષ્ટિમાન પ્રાધ્યાપકે તૈયાર કરેલી આ કૃતિ વિદ્યાર્થીઓને આશીર્વાદરૂપ તેમજ અન્ય વાચકોને હોંશથી વાંચવી ગમે તેવી થઈ છે.

'ગુજરાતી પર અરબી ફારસીની અસર' ભાગ રજો (ડૉ. છોટુભાઈ ર. નાયક) નામથી સૂચવાતા વિષયનું આ પ્રમાણભૂત ગણાય તેવું પુસ્તક છે. એના છઠ્ઠા પ્રકરણ તથા પરિશિષ્ટોમાં પાળિયામાં ફારસી શબ્દો, મુશાયરા, ભવાઈ, પારસી બોલી, પારસી લેખકો, અને હિંદુ મુસ્લિમ લેખકો સંબંધી વિશાળ અભ્યાસપૂર્વક લખાયું છે. 'સાહિત્યકથા' (ધનવંત ઓઝા), એ દોઢસો પાનાંમાં કહી શકાય તેવી ગુજરાતી સાહિત્યની ઝડપી તથા રસીલી સચિત્ર કથા છે.

હાસ્ય રસનાં આ બે પુસ્તકો મળ્યાં છે :—'સચરાચરમાં' ('બકુલ ત્રિપાઠી), આમાં કર્તા જેને નિજ ધિક્કા કહે છે તેવી ત્રીસ રચનાઓ છે. છેલ્લાં થોડાં વર્ષથી આપણામાંથી ઘણાખરાને પરિચિત એવો ચિત્તને આરોગ્યપ્રદ વિનોદ, 'કોઇનું કંઇ ખોવાય છે' 'લગ્નની ભેટો' 'કૅલેન્ડરોની દુનિયામાં' 'આ રેડિયો છે' 'નિરાશાની પળોમાં' 'દિવાળી અંક' 'છાપાનું અહીણું' 'અજાણ્યા ઓળખીતાઓ' 'ટયું ફૂલ લઉં' 'કઈ ઝૂલ લઉં' આવી વિવિધ વિષયોની રચનામાં અનુભવાય છે. બીજું પુસ્તક મરાઠી પરથી છે. તેમા પચીસ લઘુ નિબંધો રા. ગોપાળરાવ વિદ્વાંસની જાણીતી ભાષાંતરકલાના નમૂનારૂપે રજૂ થયા છે. કર્તાએ આજન્મ શિક્ષક તેમજ વિચારકની રીતે અને તોપણ હળવી કલમે આવા વિષયો પર અહીં જે લખ્યું છે તે આનંદદાયક છે : 'ગાળ' 'એક પૈસાની વાત' 'ફુગ્ગાઓ' 'આંસુઓ' 'એક લાખનું ઇનામ' 'ખોટો અર્થો' 'ખોવાયેલા પાનાં' 'સાડા નવ રૂપિયા' અને 'અર્પણપત્રિકા'

રા. શાંતિલાલ ઠાકરનું જીવન જીવનધારા નામ પરથી માત્ર ભારેખમ વિષયનું લાગે, પણ તેમાંના પચાસથીયે વધુ લેખોનાં મથાળાંમાથી આ થોડી વાનગી પરથી સમજાશે કે એમાં તે તે વિષય પર રસિકતાથી અને વિચારપુર્વક લખાયું છે. 'હું છું ગાયત્રી' 'હું છું પ્રેમ' 'હું છું સંન્યાસ' 'હું છું ગોવર્ધનરામ ત્રિપાઠી' વગેરે ગંભીર તોપણ રસમય અને પરોક્ષ બોધદાયક હોઈને આ કૃતિ પથ્ય વાચન પીરસે છે. 'ભારતીય શિલ્પકળા' એટલે કલાગુરુ અવનીન્દ્રનાથ ઠાકુર રચિત એ વિષયનો સચિત્ર રસપૂર્ણ નિબંધ.

## સંપાદન, ભાષાંતર

આ વિભાગમાં વિશેષ નોંધપાત્ર શામળકૃત પદ્યવાર્તા મદનમોહનાની બે આવૃત્તિઓ છે. અત્યાર પહેલાં, અનુપ્રાચીન કિંવા પ્રાગ્અર્વાચીન (મધ્યકાલીન) કવિઓમાથી મુખ્યત્વે પ્રેમાનંદ સંબંધી થયેલું તેવું કાર્ય હવે શામળ સંબંધી થવા માંડયું છે એ ખુશ થવા જેવું ગણાય મદનમોહનાની આ આવૃત્તિઓના સંપાદક, અનુક્રમે, પ્રા. અનંતરાય રાવળ તથા ડૉ. હરિવલ્લભ ભાયાણી છે પહેલીનું સંપાદન ઉપલબ્ધ હસ્તલિખિત તેમજ મુદ્રિત પ્રતોને આધારે ઉપોદ્ઘાત અને ટિપ્પણ સહિત કરાયું છે અને

બીજામાં ભૂમિકા તથા કોષ સાથે સંપાદન થયું છે, "વિવિધ રસિક અને બોધક દૃષ્ટાંતોથી અલંકૃત" એ, શામળની કદાચ સૌથી સુંદર એ પ્રેમ-કથાત્મક પદ્યવાર્તાનું.

બંને વિદ્વાનોએ ખરી કર્તવ્યનિષ્ઠતાપૂર્વક પોતાનું કાર્ય કર્યું છે એટલું સ્વીકાર્યા પછી ઉમેરવું જોઈએ કે ડૉ. ભાયાણીનું કાર્ય વિશિષ્ટ અભ્યાસીઓ માટે તથા પ્રા. રાવળનું વિદ્યાર્થીઓ માટે છે.

ત્રણ ભાષાંતરોમાંનું જે સંસ્કૃતમા છે તે છે વાલ્મીકિ–રામાયણનો ત્રીજો એટલે 'અરણ્ય કાંડ' (હંસા મહેતા). આગલા બે કાંડની જેમ આમાં પણ ભાષાંતર સમશ્લોકી છે અને ભાષાતરકારે મૂળની સળંગ કથા સચવાય તેવી રીતે સારાસાર વિવેકપૂર્વક વાલ્મીકિનું ઘણું અર્વાતર લખાણ, તેમજ પ્રક્ષિપ્ત શ્લોકો છોડી દીધેલ છે. ભાષાંતર સામાન્ય વાચક માટે સુગમ તેમજ રસ પડે તેવું બન્યું હોવાના પ્રમાણુ તરીકે હેમંતવર્ણનના આ બે શ્લોકો બસ થશે:

> "હિમબિન્દુ નિપાતેથી આર્દ્ર કિંચિત્ થયાં તૃણ,
> શોભતી વનની ભૂમિ, છાતાં તેરુણ આતપે.
> છે અતિ શીત સ્પર્શે જે, પીતા સુખદ વારિને,
> હરતી તૃષાર્ત તોયે એ, એંચી લે શીઘ્ર સૂંઢને.

'ગુમખડું'ની પ્રસ્તાવનામા પ્રા. ભૂપેન્દ્ર ત્રિવેદીએ કહ્યું છે તેમ ભાષાતરકાર સ્વ. ડૉ એમ. એ. સુરૈયા શિક્ષણ તો મર્યાદિત પામ્યા હતા, પણ એમની સાહિત્યરુચિ અને વિવેકશક્તિ જે નૈસર્ગિક હતી તે એમણે નિવૃત્તિનિવાસમાં સ્વાશ્રયબળે ઘણી કેળવી અને ખીલવી હતી તેમની એ કાવ્યાભિમુખતાએ અગાઉ જેમ ટેનિસન વગેરેની સુંદર કૃતિઓનાં ભાષાંતર અથવા રૂપાતર આપ્યા હતા તેમ સમીક્ષાવર્ષમા વર્ડ્ઝવર્થ શેલી તથા કીટ્સની ચાર મનોરમ રચનાઓ ભાવવાહી ગુજરાતીમા ઉતારી છે. 'ગૌરીની સંધ્યા'એ "જનાનવાના અને પૂર્વપશ્ચિમની માન્યતાઓના મિશ્રણવાળી" રચના, સઘળા કીટ્સ પ્રેમીઓનુ માનીતું કાવ્ય The Eve of St. Agnes' છે. 'ગુમખડું'મા શેલીનું The skylark, 'ચંડોલને' એ નામથી અને વર્ડ્ઝવર્થના ત્રણ To a Highland Girl, To the cuckoo અને A Perfect woman ગુજરાતીમા અનુક્રમે "ગિરિબાળાને" 'કોયલને"

અને "સિદ્ધત્રિયા" તે તે નામથી નવો ભાષાવતાર પામે છે. ચારે કાવ્યો ગુજરાતીમાં પણ "સુરમ્ય પરિમલપૂર્ણ કુસુમ" બન્યાં છે એમ કહેતાં આનંદ થાય છે.

વર્ષ દરમ્યાન આપણને મળેલાં બે વધુ અગત્યનાં સંપાદનો એટલે **(૧) પ્રાચીન ફાગુ-સંગ્રહ** (ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા, સોમાભાઈ પારેખ) જેમાં વિદ્વાન સંપાદકોએ વિક્રમી ચૌદમાંથી અઢારમા સૈકા સુધીનાં ચાળીસેક ફાગુકાવ્યોનો સંગ્રહ કર્યો છે અને કાવ્યસ્વરૂપ ફાગુ વિશે તથા કૃતિ–પ્રતિપરિચય વિશે સ્વાધ્યાયલેખો આપવા ઉપરાંત પચાસેક પાનાંનો વિસ્તૃત શબ્દકોશ પણ ઉમેર્યો છે. પ્રાગ્–અર્વાચીન ગુજરાતી સાહિત્યના ખાસ પ્રેમી હોય નહિ તેવા સુશિક્ષિત વાચકો પણ જો પોતાની તીવ્ર બુદ્ધિનો તથા સમયનો થોડો ઉપયોગ અવારનવાર કરવામાં નાનમ સમજે નહિ તો આવા રસીલા ગ્રંથો પ્રજાને ચરણે ધરનાર આપણા દેશના સમર્થ વિદ્વાનોની મહેનત હાલના કરતાં વધારે પ્રમાણમાં લેખે લાગે એમ કહેવાની સમીક્ષકની ફરજ થઈ પડે છે.

(૨) બીજું સંપાદન જે અહીં નોંધીએ છીએ તે છે 'કલાપીનો કાવ્યકલાપ' (પ્રા. અનંતરાય મ. રાવળ). ઉપર હમણાં જ જે સુશિક્ષિત વાચકોને અનુલક્ષીને કહ્યું તે આ બત્રીસ પાનાંના કાવ્યના જીવન–કવનને આવરી લેતા સુવાચ્ય ઉપોદ્‌ઘાતવાળા તથા આશરે સો પાનાંના રસદર્શી વિવરણવાળા સંપાદન સંબંધી તો વધારે ભારપૂર્વક કહેવું યોગ્ય લાગે છે. જેનો આપણામાંથી ઘણાને સુખદ પરિચય છે તે રસજ્ઞાતાપૂર્વક પ્રા. અનંતરાયે કલાપીના મશહૂર કેકારવમાંથી એકોતેર સુંદર રચનાઓની કાવ્યપ્રસાદી વિદ્યાર્થીઓ તથા ઇતર રસિકો માટે પીરસી છે.

છેલ્લે નોંધવાનો સરળ ગુજરાતી ભાષાંતર સહિતનો ચંડીપાઠ (શંકરદત્ત પા. શાસ્ત્રી) છે, સ્વામી કેવલ્યાનંદકૃત **શ્રી નિત્યાનંદ સ્તોત્ર** છે અને ત્રીજું છે **'કાવ્યસૌરભ'** ગઈ સદીના કાવ્યદોહનકારો પછીના સમર્થ સુમનમાલાકાર, કાવ્યમાધુર્ય અર્ધ શતકથી સરજનાર રાજેશ્રી હિંમતલાલ ગ. અંજારિયા–સંપાદિત 'કાવ્યસૌરભ'. ૭ વર્ષે બીજી આવૃત્તિ પામ્યું છે. એમાં આશરે સાડાચાર દસકાના અદ્યતન કવિઓનાં કાવ્યો સહિતનાં પોણા બસોથીયે વધુ સુકાવ્યો પ્રા. ચિમનલાલ શિ. ત્રિવેદીએ લખેલ એકસો દસ પાનાંના ઉપયોગી ટિપ્પણસહિત બહુવિધ રસરંગ સુગંધપૂર્વક રેલે છે, મહેકે છે.

## શિક્ષણ

આ વિષયના સમીક્ષકને મળેલાં બધાં પુસ્તકો ગુજરાત વિદ્યાપીઠ તથા નવજીવન સંસ્થાનાં છે. સર્વોદયની જીવનકળાએ સુવિખ્યાત ઈંગ્લિશ અધ્યાપક તથા લેખકની રચનાત્મક નાગરિક ધર્મ વિશેની કૃતિનું રા. ગોપાળદાસ જી. પટેલે કરેલું, તેમનાં આવશ્યક ટિપ્પણોને લીધે વધુ ઉપયોગી પુસ્તક છે. આ બીજી આવૃત્તિ હોઈ ભાષાંતરકર્તાએ આમાં જરૂર લાગી ત્યાં પુનરીક્ષણ પણ કર્યું છે. વિષયની સમગ્ર વિચારણા આપણે ત્યાં નવી છે, તેવી પણ ઊંડી દૃષ્ટિથી થઇ છે. મૂળ ગ્રંથ તથા એમાંના ઉચ્ચ વિચારો ભાષાંતરકર્તાને લાંબા સમયથી પ્રિય તથા પરિચિત હોઇને તેમના ગયા દસકાઓના કાર્યની જેમ, પ્રવેશકલેખક રા. મગનભાઈ દેસાઈ જેને યોગ્ય રીતે 'કર્મયોગનું સામાજિક ભાષ્ય' કહે છે તેવું ઉચ્ચ કોટીનું તેમનું કાર્ય અહીં પાને પાને થયેલું જોઇને એનો દરેક વાંચનાર સંતોષ અનુભવ્યા વિના રહેશે નહિ. ગુજરાત વિદ્યાપીઠ તરફથી રા. ગોપાળદાસે જ રા. મુકુલભાઈ કલાર્થી સાથે જ સંપાદિત કરેલા વિનય વાચનમાળાનાં ત્રણ પુસ્તકો .દરેકની સમગ્ર યોજના, વસ્તુપસંદગી બહુ વિશાળ અને વિવેકભર્યું પક્ષપાત રહિત વાચન તથા ચિત્રો અને સુંદર મુદ્રણને લીધે આ પ્રકારનાં પ્રકાશનોના સુંદર નમુના બન્યાં છે.

ગાંધીજીનો લેખસંગ્રહ 'ખરી કેળવણી' ૧૯૫૫માં સુધારેલી વધારેલી બીજી આવૃત્તિ પામ્યો છે. મૂળમા કેટલોક ઘટાડો પણ કરવામાં આવ્યો છે. એ મહાપુરુષના શિક્ષણવિષયક વિચારો જાણવા માટે આના જેવું સારું સાધન બીજું નથી. એની જેમ નવજીવન કાર્યાલયે જ વિદ્યાપીઠ વાચનમાળામાં આપેલી 'ચાલણ ગાડી' તથા 'સાતે ચોપડી'ઓ ઉપર વિનય વાચનમાળા માટે જે કહ્યું તેવા જ ઊંચા ગુણે અંકિત છે.

## વિજ્ઞાન

### બે આયુર્વેદિક ભાષાન્તર

((૧) ભાવપ્રકાશ પૂર્વખંડ, (ર) ભાવપ્રકાશ–નિઘંટુ : અનુવાદક શ્રી ગિરિજાશંકર મયાશંકર શાસ્ત્રી, (૩) શાર્ઙ્ગધરસંહિતા, અનુવાદક વૈદ્ય રસિકલાલ જેઠાલાલ પરીખ. ત્રણેય પુસ્તકોના પ્રકાશક. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર, અમદાવાદ)

મુકુન્દરાય વિ. પારાશર્યના શબ્દોમાં "બ્રિટિશ રાજ્યનો અમલ ભારતમાં સ્થાપિત થયા અગાઉ વૈદ્યકના અભ્યાસક્રમમાં પ્રથમ લઘુત્રયી અને અને પછી ગુરુત્રયીથી ઓળખાતા સંસ્કૃત ગ્રંથોનો અભ્યાસ કરાવાતો. ગુરુત્રયીમાં ચરકસંહિતા, સુશ્રુતસંહિતા અને અષ્ટાંગહૃદય એ ત્રણ ગ્રંથોનો સમાવેશ થાય છે. આમાંથી સુશ્રુતસંહિતાનું પ્રમાણભૂત સુંદર ભાષાંતર સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયે પ્રકટ કર્યું છે. અષ્ટાંગહૃદયનું પણ તેણે પ્રસિદ્ધ કર્યું છે. લઘુત્રયીમાં શાર્ંગધર, માધવનિદાન અને ભાવપ્રકાશ એ ત્રણ ગ્રંથનો સમાવેશ થાય છે. આમાંથી શાર્ંગધરનું અને ભાવપ્રકાશ પૂર્વખંડનું ભાષાન્તર આ સંસ્થાએ પ્રકટ કર્યું છે. આયુર્વેદના અભ્યાસક્રમમાં આ બધા ગ્રંથો અગત્યના છે અને પાઠ્યપુસ્તકો તરીકે તે વિદ્યાલયોમાં ભણાવાય છે. સંસ્કૃતભાષાનો પરિચય પ્રતિદિન ઘટતો જતો હોવાથી આવા કઠિન ગ્રંથોના ગુજરાતી અનુવાદો આવશ્યક બને છે. આના પૂર્વે ગુજરાતી અનુવાદો થયેલા છે છતાં વિદ્યાર્થીઓને ઉપયોગી થાય તેવી માહિતી સહિત અને આ અગાઉ થયેલ અનુવાદો કરતાં કંઇક વિશેષ મૂલ્યવત્તાવાળા સમજીને આ નવા અનુવાદો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે.

"ભાવપ્રકાશ–પૂર્વખંડ : ભાવપ્રકાશ પૂર્વખંડમાં અન્તર્ગત નિઘંટુને જુદો તારવી વિદ્યાર્થીઓના તદ્‌વિષયક અલગ અભ્યાસની ઉપયોગિતા લક્ષ્યમાં રાખીને ભાવપ્રકાશ–નિઘંટુ સ્વતંત્ર ગ્રંથરૂપે પ્રકટ કરવામાં આવેલ છે એ સિવાય ભાવપ્રકાશ પૂર્વખંડમાં તેનો સમાવેશ થઇ જતો હોઇ તેની અલગ ચર્ચા જરૂરી નથી.

આજ દિવસ સુધી આપણે ત્યાં થયેલા અનુવાદોમાં ભાવપ્રકાશ પૂર્વખંડનો આ અનુવાદ સર્વોત્તમ છે. મૂળને વફાદાર રહેવાની ચોકસાઇ, સરળ શૈલી અને સંસ્કૃત શ્લોકો વિદ્યાર્થીઓથી સમજી શકાય તે માટે આપેલા અન્વય એ ત્રિવિધ ગુણોથી આ અનુવાદ ઘણો આવકારવા યોગ્ય જણાય છે. પરંતુ નિઘંટુ બાબતમાં ઓષધિના – દ્રવ્યના દરેક શબ્દનો ગૂઢ અર્થ દર્શાવવાના હેતુથી યોજાયેલી વ્યુત્પત્તિઓમાં આવશ્યકતા કરતાં વિદ્વત્તાનો સંભાર વિશેષ લાગી જાય તેવો સંભવ અમને જણાય છે. આવા અભ્યાસક્રમમાં લેવા યોગ્ય વૈદ્યગ્રંથમાં ૧૬૦ ઉપરાંત અશુદ્ધિઓ છે તે ખેદકારક છે. છાપભૂલ ન રહે એ જ આવા ગ્રંથની અને તેના પ્રકાશકોની શોભા ગણાય. એકંદરે ભાવપ્રકાશ પૂર્વખંડનો અનુવાદ સરળ, મૂળને પ્રામાણિકપણે વળગીને થયેલો અને અન્વય આપવાને કારણે અનુવાદકની વિદ્વત્તાને

પ્રકટ કરતો અને સંસ્કૃતમાં લખાયેલ વૈદકગ્રંથોના અનુવાદોમાં સુભગ ઉમેરો કરનાર જણાય છે. અનુવાદકને હાથે બીજા કઠિન ગ્રંથોના અનુવાદો થાય તો ઇચ્છવા જેવું છે.

"**શાર્ઙ્ગધરસંહિતા** : આપણે ત્યાં આ અગાઉ, આ ગ્રંથનાં બે સારાં ભાષાંતરો થઇ ગયાં છે. આ અનુવાદમાં અનુવાદકે 'ચિકિત્સામાં ઉપયોગી થાય એવું ઘણું નવું જાણવાનું" પોતા તરફી ઉમેરેલું છે. ગ્રંથાન્તે રોગ તથા દ્રવ્યો ઇત્યાદિનો અકારાદિ અનુક્રમ આપી ગ્રંથનો ઉપયોગ કરનારને સરળતા કરી આપી છે. એની પાછળ અનુવાદકનો ઉત્સાહ, આયુર્વેદ પરત્વેની તેની ભક્તિ અને પરિશ્રમ રહ્યાં છે તેનો સ્પષ્ટ ખ્યાલ આપતો આ અનુવાદનો ગ્રંથ છે.

"જે ગ્રંથનું અગાઉ સારું પ્રમાણભૂત કહેવાય તેવું ભાષાંતર થઇ ગયું હોય તેમ છતાં જ્યારે નવું ભાષાંતર પ્રકટ થાય ત્યારે વાચકને સહેજે અપેક્ષા રહે કે તેના પુરોગામી ભાષાંતર કરતાં આ વિશેષ સારું હશે; પરંતુ આ અનુવાદ જોતાં એવી પ્રતીતિ થતી નથી. અનુવાદક પોતે લબ્ધપ્રતિષ્ઠ વૈદ્ય છે, આયુર્વેદ પાછળ એમણે ભેખ લીધો છે એમ કહી શકાય એટલી તેમની એની ભક્તિ છે અને તપશ્ચર્યા પણ છે, એટલે તેમની પાસેથી આવતો અનુવાદ એ અવશ્યમેવ પ્રમાણભૂત ગણાય એમ સામાન્ય વાચકોને સહજ રીતે થાય અને એક શ્રદ્ધેય અનુવાદ તરીકે તે ગ્રંથનો સ્વીકાર થાય એ સ્વાભાવિક છે. વળી આ ગ્રંથ વૈદકને અંગે હોઇ, તેના થયેલ અનુવાદને પ્રમાણભૂત ગણી તે પરથી ઔષધનિર્માણ કરી ચિકિત્સા પણ થાય એટલે આવા ગ્રંથોના અનુવાદોમાં જો કંઇક ક્ષતિ રહી જતી હોય તો તેનું પરિણામ અનેક વ્યાધિગ્રસ્ત માણસોને વેઠવું પડે છે એ ભયસ્થાનોનો આવા ગ્રંથના અનુવાદકે પૂરતો વિચાર કરવાનો છે. આ ગ્રંથમાં તેવી ક્ષતિ રહી ગયેલ છે એમ જણાવતાં અમને ખેદ થાય છે. અમારા કથનના સમર્થનમાં અમે સ્થળસંકોચને કારણે બે ત્રણ જ ઉદાહરણો આપીશું :

"(૧) પૂર્વખંડ, અધ્યાય ૪ શ્લોક ૭ ના અનુવાદમાં "મળો અને આંતરડાંની દીવાલમાં ચોંટેલા અથવા નહિ ચોંટેલા" એમ કહી મૂળમાં નથી તે "આંતરડાંની દીવાલ"નો ઉમેરો કર્યો છે. આમ કરવાથી અર્થ મર્યાદિત બને છે જે મૂળ ગ્રંથકારને અભિપ્રેત છે?

"(૨) પૂર્વખંડ, અધ્યાય ૪ શ્લોક ૨૦:

"सन्धिबन्धांस्तु शिथिलान्यत्करोति विकाशि तत्।
विश्लेष्यौजश्च धातुभ्यो यथा क्रमुककोद्रवाः॥

"જે ઔષધ શરીરની ધાતુઓથી ઓજને જુદું પાડી સાંધાનાં બંધનોને શિથિલ કરે છે તે વિકાશી છે; જેમકે પઠાણી લોધર, કોદરા વગેરે."

"આ શ્લોકમાં આવતા 'ક્રમુક' શબ્દનો અર્થ 'પઠાણી લોધર' કર્યો છે. અને નીચે ફૂટનોટમાં લખ્યું છે. "ભાવપ્રકાશનિઘંટુમાં હરીતકયાદિવર્ગમાં શ્લોક ૨૦૧ માં ક્રમુકનો અર્થ લોધર પણ છે અને અહીં તે અર્થ લેવો ઉચિત જણાય છે."

"શા માટે 'લોધર' ઉચિત જણાય છે તેનું કોઈ કારણ દર્શાવ્યું નથી. એમ તો એ જ નિઘંટુમાં આમ્રાદિ ફલવર્ગમાં શ્લોક ૯૦ માં 'ક્રમુક'નો અર્થ શેતૂર પણ થાય છે, તો લોધર શા માટે, શેતૂર કે સોપારી શા માટે નહીં', એનો ખુલાસો બાકી રહે છે. આ શ્લોકમાં 'ક્રમુક' એટલે 'સોપારી' એવો અર્થ લગભગ બધા જ ભાષાન્તરકારોએ કર્યો છે, ગુજરાતી મરાઠી તેમ હિંદી સંસ્કૃત ટીકાકારોએ પણ 'લોધર' એવો અર્થ આપ્યો નથી. પુરાણોમાં અને મહાભારતાદિ કાવ્યોમાં પણ 'ક્રમુક' શબ્દ બીજી વનસ્પતિ સાથે વર્ણવાય છે ત્યારે તેની સાથે જ 'नालिकेर' યોજાય છે એટલે 'ક્રમુક'નો અર્થ 'સોપારી' એવી સામાન્ય સમજ 'શાર્ઙ્ગધર' લખાયો ત્યારે હતી એમ સ્વીકારવું પડે છે.

"વળી આ વાતને બીજી વૈજ્ઞાનિક પદ્ધતિથી જોવી જોઈએ. બધા નિઘંટુમાં સોપારી, લોધર અને શેતૂરના દરેકના ગુણદોષો તપાસવા જોઈએ. ગ્રંથકારોએ તેઓને કયા કયા રોગો પર યોજેલ છે તે પણ જોવું જોઈએ. સોપારી જેનું એક 'ઉદ્વેગ' એવું પણ નામ છે તે ભાવપ્રકાશ–નિઘંટુમાં આમ્રાદિ ફલવર્ગના ૪૮–૪૯ માં શ્લોકમાં જણાવ્યા મુજબ "ભારે, ટાઢું, રૂક્ષ તથા તૂરું હોઈ કફ તથા પિત્તને મટાડનાર, મીણો ચડાવનાર, લીલી સોપારી ભારે, અગ્નિ તથા નેત્રની શક્તિને હરનાર." છે. લોધર "હલકું, ટાઢું, નેત્રને હિતકર અને તૂરું હોવાથી કફપિત્તને હરનાર, રુધિરના રોગો, તાવ, અતીસાર અને સોજા મટાડનાર તરીકે ભાવપ્રકાશ–નિઘંટુમાં વર્ણિત છે. લોધર ચક્ષુષ્ય છે, સોપારી ચક્ષુના ઓજને હરનાર છે, અને મૂળ શ્લોકમાં ઓજસને છૂટું પાડનાર 'દ્રવ્ય'ની વાત છે. વળી ચરકસંહિતા સૂત્રસ્થાન

અધ્યાય ૪, શ્લોક ૫ માં લોધરની સન્ધાનીય ઔષધમાં ગણના થઇ છે. જે સન્ધાનીય છે તેને વિકાશી દ્રવ્ય અનુવાદકે કઈ રીતે સ્વીકાર્યું છે તે સમજાતું નથી. લોધર તદ્દન ખોટો અર્થ છે એમ આધાર જોતાં જણાય છે. આપણે જ્યારે પરંપરાથી ચાલ્યા આવતા અર્થનો અસ્વીકાર કરી બીજો અર્થ બેસાડયો હોય ત્યારે તેની પાછળ સમર્થનમાં સ્પષ્ટ કારણો દેવાં જ જોઈએ. અમે કહ્યું છે તેમ પરંપરાગત સ્વીકારાયેલ અર્થને વિના કારણ રદિયો દઈ સ્વેચ્છાથી આધાર વિના અર્થ કરવાની છૂટથી આયુર્વેદની કે જનતાની કોઇની કશી જ સેવા થતી નથી, ઊલટું અકલ્યાણ છે, અને તેથી આયુર્વેદના ભક્તને પાછળથી પરિણામ જોઇ જે અન્તરતાપ થાય તે ન થવા પામે તે માટે પ્રથમથી સાવચેત રહેવું તે વધુ હિતકારક અને અનુવાદકને માટે યશસ્કર છે.

"(૩) શાંર્ગધરની અમે જોયેલી પ્રતોમાં '**शोषणी च हरीतकी**' પાઠ છે. એ પાઠ ભૂલથી આવેલ છે અને મૂળ પાઠ '**शोषणी च बिभीतकी**' છે એ પ્રકારનું વિધાન કરી અનુવાદકે બીજો પાઠ સ્વીકારીને ફૂટનોટમાં હરીતકી–હરડેના અનેકવિધ ગુણો દર્શાવતાં અવતરણો ટાંકયાં છે. પરંતુ આ અવતરણોમાંથી એક પણ અવતરણ હરડે 'વીર્યવૃદ્ધિ' કરનાર છે એમ દર્શાવનારું નથી.

"**बिभीतकी**' પાઠ કઈ પ્રતના આધારે છે તે અનુવાદકે દર્શાવ્યું નથી. '**हरीतकी**' જ હોવી જોઈએ એમ પુરવાર કરવા ગુણો ટાંકયા છે, પણ હરડે કોને ન જ આપવી એ જે સલાહ આયુર્વેદાચાર્યોએ આપેલ છે તેનો નામનિર્દેશ પણ નથી. ચરકસંહિતા, ચિકિત્સાસ્થાન, પ્રથમ અધ્યાય આખો રસાયન અંગે છે તેમાં હરીતકીના રસાયન તરીકેના ગુણો દર્શાવ્યા છે, પરંતુ દરેક રસાયન શુક્રપ્રદ વાજીકરણ નથી તેમ દરેક વાજીકરણ ઔષધ રસાયન નથી, એ ભેદ ચિકિત્સકે ભૂલવો ન જોઇએ. રસાયનલક્ષણ અને વાજીકરણ–લક્ષણ ચરકસંહિતામાં સ્પષ્ટ રીતે જુદાં વર્ણવી બતાવ્યાં છે, તેમાં હરીતકી રસાયન–દ્રવ્યોમાં ગણાવી છે, વાજીકરણમાં કે શુક્રલ દ્રવ્યોમાં નહિ. હરડે કોને ન દેવાય એની સાવચેતીનો શ્લોક આમ છે :

"अजीर्णिनो रूक्षभुजः स्त्रीमद्यविषकर्शिताः।
सेवेरन्नाभयामेते क्षुत्तृष्णोष्णार्दिताश्च ये ॥

च. चि. अ. १, पा १. श्लोक ३९

"જેને અજીર્ણ રહેતું હોય, નિત્ય રૂક્ષ ભોજન કરનાર હોય તેમજ જેઓ સ્ત્રીપ્રસંગથી, મદ્યથી અને વિષથી દુર્બળ થઇ ગયા હોય અને જેઓ ભૂખ, તરસ તથા ગરમીથી પીડાયેલ હોય તેઓએ હરડેનું સેવન ન કરવું.

"સ્ત્રીપ્રસંગથી ક્ષીણ થયેલને, ભૂખ તરસથી પીડાયેલને અને વિષથી દુર્બળને હરડેનું સેવન શા માટે ન કરાવવું? આવા રોગીને બૃંહણ અને શુક્રલ ઔષધો હિતકારક હોવા છતાં દરદીને જ હરડે આપવાની સ્પષ્ટ મના કેમ કરવામાં આવી છે? આવી આજ્ઞા 'विभीतकी' ને માટે શા માટે નથી આપી? આ બધા પ્રશ્નોનો સંતોષકારક ઉત્તર જોઇએ ને?

"બીજી વાત. હરડે નહીં પણ બહેડાં શોષણ કરનાર છે એમ અનુવાદક જણાવે છે એ સ્વીકારતાં વાંધો એ આવે છે કે બહેડાંનો પણ ચરકસંહિતામાં રસાયન તરીકે ઉપયોગ લેવા વર્ણન છે. રસાધ્યાયમાં ત્રિફલારસાયનના ૪ પ્રકાર વર્ણવ્યા છે, એટલે જે કારણો હરીતકીને તે કારણો બિભીતકીને લાગુ પડે છે. આમ અનુવાદકે સ્વીકારેલો પાઠ ટકી શકતો નથી. તેથી જ્યાંસુધી હસ્તલિખિત પુરાણી પ્રતો હાથ ન લાગે અને તેમા विभीतकी ન મળે ત્યાંસુધી ઉપલબ્ધ પાઠમાં ફેર કરવો એ પદ્ધતિસર નથી.

"ઉપરાતમાં, આ અનુવાદકને ખબર છે કે 'अवलेह'નો ગુજરાતી અર્થ 'ચાટણ' થાય છે, છતાં મધ્યમ ખંડ ૮ મા અધ્યાયના શીર્ષકે અવલેહ (સિરપ syrup) એમ શબ્દો યોજી દુર્લક્ષ્યનું પ્રદર્શન થવા દીધું છે. આવા ગ્રંથમાં આવું દુર્લક્ષ્ય કોઇ પણ વૈજ્ઞાનિક પદ્ધતિથી આવા વિષયને જોનાર અક્ષમ્ય ગણે તો આશ્ચર્યકારક ન ગણાય.

"આ લંબાણથી નોંધ એટલા માટે કરી છે કે આને પરિણામે વિદ્વાન અને આયુર્વેદભક્ત પોતાના નવા પ્રકટ કરાતા ગ્રંથોમાં પ્રથમથી જ સાવધાની રાખી અક્ષમ્ય ભૂલોને રહેવા ન દે અને પરિણામે ગુજરાતી ભાષાંતરોને તથા અનુવાદકને ઉચિત યશ મળી રહે." (આયુર્વેદવિષયક ભાષાંન્તરોની સમીક્ષા અહીં પૂરી થાય છે.)

## ઇતર વિજ્ઞાન

'વિજ્ઞાનમંદિર' ભા. ૨. (કાન્તિલાલ છ. પંડ્યા) વિજ્ઞાનક્ષેત્રની મહાવિભૂતિઓની પ્રેરક પ્રતિમાઓનાં દર્શન અને આરાધના કાજે, યાત્રીઓને ઘંટારવથી નિમંત્રી વિજ્ઞાનમંદિરના જે અનન્ય ઉપાસકે એ વિશ્વવંદ્ય મૂર્તિઓનાં યશોગાન આપણને પૂર્વે પ્રેમપૂર્વક સંભળાવ્યાં હતાં, તેઓ

હવે પુનઃ એ જ મંદિરના ધ્વજની છાયા નીચે શ્રોતા જનોને અર્વાચીન વૈજ્ઞાનિક સિદ્ધિઓના રહસ્યમય બોધપાઠોનું ધીર ગંભીર શિક્ષણ આપી રહ્યા છે. ખગોળ ભૂગોળ ભૂસ્તર અને રસાયન વિદ્યાનો તેમજ મનુષ્ય-જીવનનાં કેટલાંક આકર્ષક અંગોને સ્પર્શતા આ પાઠોમાં કર્તાએ 'વિશ્વનું કદ અને વિશ્વનું વય' 'મંગળનો ગ્રહ' 'ખગોળવિદ્યા' 'ખનીજ સંપત્તિ' 'સોનાની ખાણુ' 'હીલિયમ' 'વીજળી' 'રસાયન શાસ્ત્ર' 'હોરમોન' 'આપણો આહાર' વગેરે વિષયો પરત્વે તેમની લાક્ષણિક હળવી શૈલીમાં અનેક રસપ્રદ હકીકતો કેટલાક અંગત પ્રસંગોને સાથે વણીને રજૂ કરી છે. ૧૯૨૪ થી ૧૯૫૪ સુધીનાં ત્રીસ વર્ષોમાં જુદે જુદે વખતે લખાયેલા આ લેખોમાંના ઘણામાં નવીન સંશોધનોને કારણે વધતે ઓછે અંશે કંઈક અને કંઈક ઉમેરવાનું કે સુધારવાનું રહે તે કુદરતી છે, છતાં તે સર્વમાંની માહિતી મહદ્ અંશે નિશ્ચલ ઘટનાઓ ઉપર મંડાયેલી હોઈ તેઓનું મૂલ્ય જળવાઈ રહે છે. પ્રત્યેક લેખનો સમય ધ્યાનમાં લઈ દષ્ટિ-કોણને ગોઠવતાં સુમાહિતગાર વાચકને ખાસ મુશ્કેલી જણાય તેવું નથી; છતાં લાંબા સમયના અંતર પછી પુનર્મુદ્રણ અને પ્રકાશન પામતા લેખો ઉપર લેખકે અથવા પ્રકાશકે નવા આધારભૂત સાધનોની સહાયથી દરેક વિષયનાં કલેવરોને કંઈક નવો ઓપ આપવાની તક મેળવી લીધી હોત તો વિજ્ઞાનપ્રેમી વાચકને આ ન્યૂનતા ખૂંચત નહિ.

'રસાયણવિજ્ઞાનના સિદ્ધાંતો' (નરસિંહ મૂ. શાહ). મહાશાળાના માધ્યમિક વર્ષ માટે લખાયેલું આ પુસ્તક ડૉ. શાહના પોતાના જ મૂળ અંગ્રેજી પુસ્તક 'એલીમેન્ટરી કેમિકલ થિયરી અને પ્રોબ્લેમ્સ'નું ગુજરાતી સંસ્કરણ છે. લેખક પુસ્તકની પ્રસ્તાવનામાં કહે છે તેમ આ પુસ્તકની વિશેષતા એ છે કે દરેક પ્રકરણની શરૂઆતમાં મુખ્ય સિદ્ધાંતનો સ્પષ્ટ અને મુદ્દાસર અહેવાલ રજૂ કર્યો છે. સાદી અને સહેલાઈથી સમજાય એવી નિરૂપણની રીતો વાપરવાથી એની વ્યાવહારિકતા યા તાર્કિક ચોકસાઈમાં ક્ષતિ નથી આવતી એ શિક્ષણના સાર્વત્રિક અનુભવ વડે ઘડાયેલા સિદ્ધાંત પ્રમાણે વર્તવા આ પુસ્તકમાં સતત પ્રયાસ કર્યો છે. કોઈપણ વિજ્ઞાનનું પુસ્તક એકલા સિદ્ધાંતો જાણવાથી સમજાતું નથી; એ સિદ્ધાંતો ઉપર આધારિત દાખલાઓ ગણનાં જ્યારે વિદ્યાર્થીને આવડે ત્યારે જ તે સિદ્ધાંતો બરોબર ગ્રહણ કરી શકાયા છે તેમ કહી શકાય. રા. શાહના આ પુસ્તકમાં વિજ્ઞાનનો આ મુખ્ય હેતુ જાળવવાનો સારો પ્રયત્ન તેમણે ઉદાહરણ તરીકે

આપેલા દરેક પ્રકરણમાંના દાખલાઓ તથા 'વધારાના દાખલા' આપી કર્યો છે, એ આ પુસ્તકની એક વિશેષતા ગણી શકાય. આપણી યુનિવર્સિટીએ જ્યારે ગુજરાતીને બોધભાષા તરીકે સ્વીકારી છે ત્યારે એક અનુભવી પ્રાધ્યાપક પાસેથી મળેલું આ પુસ્તક આવકારપાત્ર છે.

## બાળસાહિત્ય

'૫૫ ની સાલમાં બાળસાહિત્યનાં નાનાંમોટાં મળી આશરે નેવું પુસ્તકો સમીક્ષકને મળ્યાં છે. એના પર નજર ફેરવી જતાં તેને સૌથી પહેલો ખ્યાલ તો એ આવે છે કે પોતે બાળક હતો ત્યારે, આજથી અર્ધા સૈકા પર, મુખ્યત્વે 'ઇંગ્લિશ', પરથી રચાયેલાં બાળકો માટેનાં બહુ થોડાં પુસ્તકો ક્યાં અને આજની એની સમૃદ્ધિ ક્યાં ! 'ઇંવનિંગ્સ એટ હોમ' પરથી 'ગુજરાતી'કાર ઇચ્છારામે સુબોધ ગુજરાતીમાં રચેલું 'બાળકોનો આનંદ' તથા સસ્તું સાહિત્ય સંસ્થાનું 'સદ્‌ગુણી બાળકો' એ બંને પુસ્તકો અહીં યાદ આવે છે. એ જમાનાનું એ સરસ બાળસાહિત્ય હતું એ કહેવાની તો ભાગ્યેજ જરૂર હોય, પણ એ વખતે એ ચોપડીઓ સુંદર શબ્દના સમગ્ર અર્થમાં સુંદર નહિ પણ સાદી હતી એટલે કે ચિત્રો એમાં અપાતાં નહિ. આ બાબતમાં જે સરખામણી જાણ્યે અજાણ્યે થઇ જાય તે કરતાં કહેવું જોઇએ કે હવે બાળસાહિત્યનું કોઇ પણ પુસ્તક બિન-ચિત્ર ભાગ્યે હોય છે, એટલું જ નહિ, પણ એનાં પૂંઠાંથી માંડીને એનાં અંતરંગ સુધી દરેક પુસ્તકને જૂના જમાનામાં મેં જેને પદ્મિની વર્ગનાં પ્રકાશનો કહેલાં તેવાં બનાવવાની હરીફાઇ બલકે જાણે ઘોડદોડની શરત પ્રકાશકો એકબીજા સાથે કરતા હોય છે.

એક બીજી સરખામણી કરવી પણ યોગ્ય લાગે છે. આ સમીક્ષકે જ 'બત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય' લખ્યું તે વર્ષમાં 'બત્રીસનું બાળસહિત્ય' એ મથાળા હેઠળ માત્ર ચાળીસ પુસ્તક હતાં અને સમીક્ષાવર્ષે એ સંખ્યા બેવડાવા ઉપરાંત એથીયે વધુ મોટી બની છે. બીજો મુખ્ય ભેદ એવો છે કે એ વખતે નટવર વીમાવાળા-કૃત 'પ્રાણીપુરાણ' જેવો રડ્યોખડ્યો અપવાદ બાદ કરતાં બધું બાળસાહિત્ય વારતા જ વારતા વડે વ્યાપક હતું; તેને બદલે ગયા બે અઢી દસકાથી, વિષયના આ સ્વરૂપમાં થયેલા પરિવર્તન અનુસાર સમીક્ષાવર્ષમાં પણ બાળવિજ્ઞાનમાં રૂપકડાં

પ્રકાશનો હશે, તો વધારે, પણ મને ૧૧ મળ્યા છે અને તે જોવા દેખવામા મઝાના છે એમ કહેતા સતોષ થાય છે

આ વિષયના આપણા ઉત્સાહી લેખકો ઘરની મુસાફરીથી બાળકો પાસે શરૂઆત કરાવી એમને ઘડિયાળ જોતા શીખવી ઘડીભર પુરાણા બૌદ્ધકાળમા પણ લઈ જઇ, વળી પાછા એમને પરમાણુ યોજના યુગમા પણ લાવીને આગણુના પખી તેમજ આગણાની વનસ્પતિ રસપૂર્વક ચીધી બતાવે છે, વળી વનવનના વૃક્ષવેલીથી માડીને બગીચાની કે વનપડોશની સાકભાજીની વાડી કેવી તો સુદર છે એ દેખાડે છે, તેમજ પાદરની વનસ્પતિ પણ નિહાળાવી છેવટ, ૫૭-૫૮ સાલનુ ભૂભૌતિક વર્ષ નજીક દોડયુ આવતુ હતુ એના જાણે આગમના એધાણુ હોય, હીલરી તથા ફુકસે કરેલી દક્ષિણ ધ્રુવની શોધના સાહસો વિશે વાચવા મોટા નાના ભૂલકાઓને જાણે તૈયાર કરતા હોય તેમ ૧૯૫૫ ની સાલે ધ્રુવની સફરે નીકળી પડવાનો પરમ આકર્ષક આદેશ જુલે વર્નની મદદથી આપવા ઉત્સુક થયેલા જણાય છે.

'ઘરની મુસાફરી' (શકરલાલ શાહ) એ બાળસાહિત્યના સમર્થ રશિયન લેખક એમ ઇલિનના પુસ્તક પરથી ગુજરાતીમા ઉતારવામા આવ્યુ છે લેખક ગિજુભાઈ જેવા ગુજરાતના મહાન શિક્ષક તથા બાળસાહિત્ય સ્વામીના પ્રેરિત છે તેમજ 'સ્નેહરશ્મિ' જેવા સમકાલીન શિક્ષણાચાર્યનો આવકાર પામ્યા છે એ બે હકીકતો જ કૃતિની ગુણવત્તા માટે ખાતરી આપે છે અહી તેમણે પાણીના નળથી શરૂઆત કરી પાણી દારૂગોળાથી પણ વધુ જોખમી કઇ રીતે છે એ બતાવ્યુ છે અને આગળ જતા મુસાફરીનુ બીજુ સ્ટેશન જે કપડાનુ કબાટ તેની પરના અરીસાનો ઇતિહાસ આપવા ઉપરાત મનુષ્ય કપડાથી ગરમી પામતો નથી પણ કપડાને ગરમી આપે છે એવુ આશ્ચર્યકારક વિધાન કર્યુ છે પુસ્તકમા ત્રીજા સ્ટેશન તરીકે વાસણો વિશે રસિક માહિતી આપેલી છે એ જ લેખકે રસોડામા ડોકિયુ કરવાથી માડીને, દીવાસળી, મેજ છરી કાટાથી ખાવાનુ વગેરે વિષયો સબધી રસોડાની મુસાફરી કરી કરાવી છે તેમણે કહ્યા પ્રમાણે આ મુસાફરી અજબ છે અને ઘર્ઈ ને કાંઈ નવુ શીખશે. તેવી છે વધુમા આ પુસ્તક પણ સ્નેહ રશ્મિનો સત્કાર પામ્યુ છે એ જ લેખકના ત્રીજા પુસ્તક કેટલા વાગ્યા?– આના ચિત્રો ઇચ્છીએ તેટલા સતોષકારક નથી, પણ માનવીએ કાળ જાણવા તથા માપવાનુ કૂકડાના કૂકડે કૂકથી શરૂ કર્યુ એ વાતથી માડીને ઘડિયાળો સબધી ઇતિહાસવિષયક તેમજ યત્રકામ સબધી માહિતી અચ્છી રીતે પૂરી પાડી છે.

બાળવિજ્ઞાનનાં બાકીનાં પુસ્તકોમાં ત્રણ પ્રાણીસૃષ્ટિનાં તથા ચાર વનસ્પતિઓ વિશેનાં, અનુક્રમે, આટલાં છે :

**'આંગણાનાં પંખી'** (મનુભાઇ જોધાણી), જયભિખ્ખુ-કૃત **'હિંદુ તથા બૌદ્ધ ધર્મોની પ્રાણીકથાઓ'**, **'વૃક્ષ અને વેલી'** (જયંતીલાલ ઓઝા), મનુભાઇ જોધાણીકૃત **'આંગણા તથા પાદરની વનસ્પતિ'** (ભા. ૨) વિશેનાં બે, અને **'શાકભાજીની વાડી'** (માર્તંડ શિ. પંડ્યા.) આ સાતે તે તે વિષયનાં સારાં પુસ્તકો માલૂમ પડ્યાં છે. જુલે વર્ન-કૃત **'ધ્રુવની સફરે'**માં શરૂઆતમાં એના ભાષાંતરકાર વિજયગુપ્ત મૌર્યે એ સમર્થ ફ્રેંચ સાહસકથાલેખકનો વિગતે પરિચય આપીને સત્યાવીશ ટૂંકાં પ્રકરણમાં, બસો પાનાંમાં અને થોડાં ચિત્રો સાથે એ અદ્ભુત સાહસકથાને બાલપ્રિય બનાવી છે.

આ વિભાગનાં કાવ્યનાં પુસ્તકોમાં જે પાંચ છે તેમાંનું **'ઝબૂક વીજળી ઝબૂક'** (મકરંદ દવે)એ બાળ ગીતોનો સુંદર છબીથી શરૂ થતો સંગ્રહ, એ સમર્થ કવિએ દર્શાવેલી ઇચ્છા અનુસાર બાળ દોસ્તોને ઘણો ગમી જાય તેવો થયો છે. બીજું પુસ્તક **'ધર્મની બાળપોથી'**માં (સતીદેવી ઠક્કર, નંદલાલ ઠક્કર) ત્રીસ ચિત્રો સાથે ગદ્ય અને પદ્ય ઉભય આપવામાં આવ્યાં છે. બાળકોને ઈશ્વરની શક્ય તેટલી સમજણ આ આડત્રીસ લખાણોમાં છે. એ પ્રાર્થનાઓ પહેલાં બાળપોથી તથા નિયમોનાં લખાણ છે. તે પુસ્તિકાનો હેતુ સફળપણે બર આણે તેવાં છે.

સર્વ બાળકો ઉપરાંત ઘણાં મોટાંને પણ ગમશે તેવાં આ વિષયનાં બે વધુ પુસ્તકો એટલે **'હસતાં ફુલડાં'** (મગનલાલ જોષી) અને છેલ્લા અક્ષર 'ણા' ઉપર અનુસ્વાર જોઇએ તેના વિનાનું **'ઉખાણા'** (ચંદ્રશંકર ગૌ. જોષી). આમાંના પહેલાની વિશેષતા એટલે એની આકર્ષક સચિત્રતા.

બાળસાહિત્યના લેખકો આપણા દેશનાં ઇતિહાસ તથા સંસ્કૃતિમાંથી વસ્તુ પસંદગી કરે એ તો ઘણું સ્વાભાવિક છે. અને પહેલાં મુખ્યત્વે તેમ થતું. હવેનાં બાલપ્રકાશનોની વિશેષતા એ છે કે વિદેશોનાં જીવન તથા સાહિત્યમાંથી પણ વસ્તુ સારા પ્રમાણમાં લેવાય છે.

ભારતીય પ્રેરણા ચિત્તાકર્ષક પ્રમાણમાં 'ઉપનિષદ્ કથાઓ' (ધૂમકેતુ) તથા 'ગૌતમ બુદ્ધ' (ચંદ્રભાઈ ભટ્ટ) એ બંનેમાં અધિક અંશે હોય અને છે એ ઘણું કુદરતી. આવું અન્ય પ્રકાશન એટલે આઠપ્રકરણી 'શકુન્તલા' (રવિશંકર ન. પાઠક). આ છેલ્લાની જેમ સંસ્કૃત નાટક સાહિત્યની બાળકો

મોટેની પ્રસાદી એટલે સરળનાંતરરૂપ 'ઉત્તરરામચરિત' (શાસ્ત્રી જયનારાયણ ભટ્ટ) જેમ એ પુસ્તક તેમ આ તેર પણ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય–માંથી બાળકોને મળ્યા છે: 'બાલ રામાયણ' (પ્રફુલ્લ ઠાકોર), 'કપિલ અને દેવહૂતી' 'દેવર્ષિ નારદ' (કૃષ્ણપ્રસાદ ભટ્ટ), 'એકલવ્ય તથા બીજી બાલ નાટિકાઓ' (પ્રાગજી ડોસા), 'મહર્ષિ દધીચિ' (દ. સુ ત્રિવેદી), 'મહાસતી વૃન્દા', એ જ લેખકનું 'શ્રવણ અને દશરથ (તામ્રધ્વજ), તરંગ લીલા' (કૃ. ભટ્ટ), 'ગોરખનાથ' (શ્રીકાન્ત ત્રિવેદી), 'નામદેવ' (પ્ર ઠાકોર), 'લક્ષ્મીબાઈ' (શિવમ્ સુન્દરમ્), 'વાંચો, વિચારો અને અનુસરો' (હ પોદાર) પ્રત્યેકના નામ પરથી સૂચવાઈ જાય છે તેમ વસ્તુની સારી પસંદગી, વિવેકપૂર્વક, ચીન, પ્રાચીન ગ્રીસ, પેલેસ્ટાઈન, મધ્યકાલીન તથા અર્વાચીન યુરપ, ઈરાન અને આફ્રિકામાંથી, આ તેર પુસ્તકોના લેખકોએ કરી છે.

'ચીનના બાળકો' (નીરુભાઈ દેસાઈ), 'મહાન મુસાફર હુએનસંગ' (રમણલાલ સોની), ચંદ્રભાઈ કા ભટ્ટ–કૃત 'સોક્રેટીસ અને પ્લેટો' 'સંત ઇસુ' તથા 'જુડીઆનો જુડાસ', 'જોન ઑફ આર્ક' (શિવમ્ સુન્દરમ્), સુભદ્રા ગાંધીકૃત 'નાઇટિંગેલ, હેલન કેલર, મેરી ક્યુરી', 'માર્કો પોલો' (રમણલાલ સોની), રમણલાલ ના શાહ–કૃત 'સાદીની પ્રસાદી' (ભા ૩ તથા ૪), 'કિંગ કોંગ' (અનુ લક્ષ્મીકાંત ઠાકોર)

ઉપર કરેલા વર્ગીકરણ સિવાયના સંખ્યાબંધ બાલપ્રકાશનો જે પ્રકીર્ણ છે તેની નોંધ આરંભના સૌથી પહેલી એ વાત ધ્યાન ખેંચે તેવી છે એક જ પ્રકાશન મંદિર ગાંડીવે 'ગાંધીજીની વાતો' (હરગોવિંદ મોદી) આ નામે બાપેની પાંચ પુસ્તિકાઓમાં એ વિષયની ઘણી વાતો બાલગમ્ય ભાષામાં લખી છે અહીં સાથે જ પુરાતન બુચ–કૃત બાળકોને પ્રોત્સાહક એવી સોળ વાતો જેની બીજી આવૃત્તિ '૫૫ માં થઈ છે તે 'ગાંધીજી અને બાળકો' ગણાવી જોઈએ.

ઉપર ગણાવી તેમાંની બીજી ધ્યાનપાત્ર હકીકત આ છે કે ધૂમકેતુ જેવા સુપ્રતિષ્ઠિત, દીર્ઘાનુભવી સાહિત્યકારે પણ આગલાની જેમ સમાક્ષા-વર્ષમાં પણ લોકસંસ્કારના શુભાશયથી આ ત્રણ પુસ્તકો આપ્યા છે ડૉ ધીરુભાઇ ઠાકરે સંપાદિત 'તણખા' વગેરે સંગ્રહોમાંની ઓગણત્રીસ વાર્તાઓની સૌરભ પ્રસારતા બે ભાગ જેમાં વાર્તા અને વાર્તાકાર વિશેનો ટૂંકો ઉપયોગી પ્રવેશક પણ છે. એ જ વાર્તાકારની નામ પરથી સૂચવાતી બે વધુ નાની

મજાની ચોપડીઓ એટલે 'જ્ઞાનકુંજ' તથા 'બોધકથાઓ.' એમના અનુગામી વાર્તાકારોમાંથી ઈશ્વર પેટલીકરે 'સાધુ તો ચાલતા ભલા' માં ગયા તથા ચાલુ દસકાઓના આ ચાર પ્રજાસેવાના ભેખધારીઓ વિશે પ્રસંગભરપૂર ચરિત્રો લખ્યાં છે: રવિશંકર મહારાજ, મુનિ સંતબાલજી, ઠક્કર બાપા, સ્વામી આનંદ

ગુજરાતનાં પ્રકાશનમંદિરોમાં જેમ દસકાઓથી તેમ હજી પણ સુપ્રકાશનો આપનાર પ્રકાશનમંદિર એટલે ભિક્ષુ અખંડાનંદની પ્રસાદીરૂપ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. એનાં પુસ્તકો લગભગ દરેક વિષયનાં હોય છે એ તો ખરું જ, પણ મૂલ્યના સસ્તાપણા અને દળદાર ઉપરાંત ગુણવત્તામાં પણ ઊંચી કોટીનાં હોય છે. અગાઉ નોંધેલાં એનાં પુસ્તકોમાંનાં ઘણાંખરાંની જેમ અહીં નોંધાય છે તે પણ પ્રૌઢશિક્ષણ તથા બાળકો માટેનાં છે. એમાંનાંજે સાત અહીં યાદ કરીએ છીએ તે આ પ્રમાણે છે: રાજગોપાલાચાર્યકૃત શ્રમજીવનની ટૂંકી આકર્ષક વાર્તા 'જીવશે ગાડું,' નામ પરથી સૂચવાતાં બે 'દયાળુ બાળકો' તથા 'પ્રામાણિક બાળકો'. વાર્તાઓમાં 'સુબોધક કથાવાર્તાઓ' (વાસુદેવ મ. જોષી), જેમાં સિત્તર પ્રેરક દૃષ્ટાંતો પૌરાણિક તથા બીજાં અપાયાં છે અને પંદર ધર્મવિષયક 'દિવ્ય વાર્તાઓ' (ક. માણેક). છેલ્લાં બે એટલે ગૃહજીવનના માંગલ્ય વિશેનું મરાઠી પરથી થયેલું ભાષાંતર નામે 'સુખી જીવનની પગદંડી' (શશિન્ ઓઝા) તથા જાણીતા ઉદ્યોગી સર્વસામાન્ય જ્ઞાનના સંગ્રહકાર છોટાલાલ મા. કામદારની લખેલી '૫૫ માં ત્રીજી આવૃત્તિ પામતી માત્ર એંશી પાનાંમાં પુષ્કળ માહિતી ભરી દેતી પુસ્તિકા નામે 'વિશ્વની વિચિત્રતાઓ'.

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં જે બે છે તેમાં પંચવર્ષીય યોજનાની દ્વિભાગી વાર્તા 'જયભારતી' (ગુણવંતરાય આચાર્ય) છે અને લોકશિક્ષણ માટે જૂની વાતો પરથી નવેસર ટૂંકમાં લખાયેલી સાત વાતો 'ખીલેલાં કમળ' (શંકરભાઈ પટેલ) છે.

ભારતી સાહિત્ય સંઘે સદ્ગત સાને ગુરુજીની ચીન વિશેની બીજી આવૃત્તિ 'કરુણા દેવી (જયંત પરમાર) અને સદ્ગત નિરંજન વર્મા તથા જયમલ પરમારે લખેલી આ ત્રણ પરિકથાઓ છે "સોના પરમણી" ચેમેલા રાણી' 'રોલનપરી'. સ્વાધ્યાય પ્રકાશન ગૃહે લોકઘડતર માળામાં આ ચાર બહાર પાડયાં છે: 'સંભારણાં' (શારદાબહેન મહેતા), 'દિવાને અજવાળે' (મહેશ વાસુદેવ માવળંકર), 'મોતી' (જયંતિ દલાલ), 'મહીના ઓવારે' (પુષ્કર

ચંદરવાકર). છેલ્લાં આઠ જે બાકી તે પ્રકાશક વાર આ પ્રમાણે છે:

૧. આદર્શ પુસ્તક ભંડાર 'કૃષ્ણપ્રસાદ ભટ્ટકૃત 'જાદુઇ કમળ' તથા 'બોલતું સિંહાસન.'

૨. ગુજરાત વિદ્યાપીઠની ચોદ 'પ્રાચીન શીલકથાઓ' (સં. ગો. જી. પટેલ)

૩. યુગાન્તર કાર્યાલય: 'ફોરમ' લહરી ૧૩ મી માનવશિલ્પીઓ વિશેની 'રામાયણનાં કથાનકો' 'પુરુષવરોનાં કથાનકો' 'રાષ્ટ્રવિધાયકોના કથાનકો', ચારેના લેખક શારદાપ્રસાદ વર્મા.

૪. ચેતન પ્રકાશન ગૃહ' 'હિમાલય વીર તેનસિંગ' (રમણલાલ સોની)

## પ્રકીર્ણ

રવીન્દ્રનાથ–કૃત ગ્રંથોમાંથી કરેલો વિચારરત્નસંગ્રહ 'રત્નકંકણ' (મનુ દેસાઇ) છે. કવિશ્રીનું નામ જ આવું પુસ્તક સુંદર હોવાની પૂરતી સાબિતી છે. સૌન્દર્યસ્નેહ તથા ભાવસુગંધ એ મથાળા હેઠળ અહીં આ વિષયો પરનાં વિચારરત્નો પ્રોત્સાહક ને જીવનવિધાયક બને તેવાં છે. સંસ્કારપ્રેમ સાહિત્યકળા ગાંધીજી વગેરે શરૂઆતમા રવિબાબુ વિશે અપાયેલો વાશ પાનાંનો પ્રવેશક એ આ સંગ્રહની વિશેષતા છે. ભાષાતરકારની શૈલી કોઇ પણ સારા શુદ્ધ ગુજરાતી લેખકની કલમને જેબ આપે તેવી શુદ્ધ પ્રવાહી ગૌરવવતી છે. એ જ સંપાદકનો બીજો ભાષાંતરગ્રંથ પણ આ પ્રકારનો છે. એ વી. સ. ખાડેકરનાં વિચારરત્નોનો સંગ્રહ 'સુવર્ણરેણુ' છે. આ પુષ્કળ ઉમેરાવાળી નવી મોટી આવૃત્તિ વર્ષના ગાળામાં જ થઇ એ પરથી એની લોકપ્રિયતા સ્વયંસિદ્ધ છે.

'લગ્નમંગલ' (ભૂપત વડોદરિયા)માં લગ્ન તથા દાંપત્યજીવન સાથે સંબંધ ધરાવતી જવાબદારીભરી વિચારણા જુવાન લેખકને હાથે પંચાવન લેખોમાં થઇ છે. 'માત થનારને' (દેસાઇભાઇ પટેલ) એ લગ્ન, ગર્ભાધાન, ગર્ભપાલન તથા બાળઉછેર વિશેનું નાનું પણ સારું દસપ્રકરણી પુસ્તક છે. રા. રમણલાલ શં. ત્રિવેદી 'માતૃભાષાનું અધ્યાપન' એટલે પંદર પ્રકરણોમાં શિક્ષકો માટે ભાષાશિક્ષણની અનુભવ પર આધારિત અને ટૂંકી ટૂંકી પણ બહુ ઉપયોગી માહિતી, પ્રસ્તુત ઉદાહરણો એની ઉપયોગિતા સારા પ્રમાણમાં વધારે છે. જરૂરજોગી આકૃતિઓ પણ આપી છે. પ્રવાસનાં આ બે પુસ્તક છે: 'એવરેસ્ટનું આરોહણ' (રમણલાલ શાહ), 'યુરોપની વાટેથી' (દાદુભાઈ પટેલ). આમાનું પહેલું તો એવા મોટા વિષયને ઘટે છે તેમ ઘણા ચિત્રોવાળું પણ છે. વિષય સંબંધી પૂરતા વાચન પછી લખાયેલી આ સફળ કૃતિ છે. બીજું ભારતની દૃષ્ટિએ આલેખાયેલું રસિક તેમજ વ્યાવહારિક ઉપયોગનું સરળ પ્રવાસવર્ણન છે.

'ગુજરાતી કહેવત સંગ્રહ અને પ્રાચીન દોહરાઓ અને સાખીઓ' સંગ્રા. (સ્વ. આશારામ દ. શાહ) પહેલી વાર ૧૯૧૧ માં પ્રગટ થયેલા ગ્રંથની આ ત્રીજી આવૃત્તિ છે એનાં મોટાં ચારસોથીયે વધુ પાનાંમાં પુષ્કળ કહેવત વગેરે કોઈ સ્થળે દૃષ્ટાંતસહિત અપાયાં છે. એનું કોઇપણ પાનું ઉઘાડતાં તમને જ્ઞાન સાથે ગમ્મત મળ્યા વગર રહેશે નહિ.

'મોટાં માણસોનાં મન' (મુકુલભાઈ કલાર્થી) એ સર્વ વાંચનારને ઉચ્ચ જીવન જીવવા પ્રેરે તેવી પચાસ પાનાંવાળી ચોપડી છે. 'ગાંધીજીના પાવક પ્રસંગો' (લ્હુભાઈ મકનજી) એ તેના નામ ઉપરથી સૂચવાતી વિદ્યાર્થીઓ તથા પ્રૌઢ નવશિક્ષિતો માટેની ચરિત્ર ચોપડી છે

પ્રકીર્ણ વિભાગનાં જ અને નામ પરથી સહેજે ઓળખાય તેવા ઉપયોગી છેલ્લાં દસ પુસ્તકો એટલે 'સર્વોદય સમાજની ઝાંખી' (નરહરિ પરીખ). 'સેવાધર્મ' (અનુ. પાંડુરંગ દેશપાંડે), 'ગામડાની સહારે' (ગાંધીજી) 'ખાદી મૈયા' (સ્વ. માવજીભાઈ વેદ), 'વણાટપ્રવેશ' (શિવાભાઈ ગો. પટેલ), 'વ્યાયામ અને સૂર્યનમસ્કાર' (ડૉ. જીવનબંધુ પી. ચોકસી), 'કામદારોના કાયદા' (પ્રસન્નદાસ દા. પટવારી), 'વૈજ્ઞાનિક માનવવાદ' (પ્ર પટવારી), 'ભારતનાં ટ્રેડ યુનિયનો અને ઔદ્યોગિક સંબંધો' (પ્રસન્નદાસ દા પટવારી 'વૈજ્ઞાનિક માનવવાદ' (પ્ર. પટવારી), 'ભારતનાં ટ્રેડ યુનિયનો અને ઔદ્યોગિક સંબંધો' (પ્રકાશક ચન્દ્રકાન્ત દરુ), 'દંતપુરાણ' (ડૉ. કે. દો. જાલા).

## આભારદર્શન

સને ૧૯૫૫ના ગ્રન્થસ્થ વાઙ્મય પર નંખાયેલો આ ત્વરિત, પરિચયાત્મક દૃષ્ટિપાત પૂરો કરતાં મારે બે ફરજ બજાવવાની છે: આ કાર્ય મને સોંપ્યા બદલ ગુજરાત સાહિત્યસભાનો ઉપકાર માનું છું: અને, જે સ્વજનો તથા મિત્રોના મોંમાગ્યા દિલભર્યા સહકારરૂપે મળેલા, જુદા જુદા વિષયના નિષ્ણાતોના, (પેલા નાવિકોના!) વિવેચનલેખ એ આ લખાણની મનહર શોભા વા ગૌ વધુક્ત રોનક બન્યા છે તેમનો હું ઘણો ઋણી છું. એ કિંમતી સાથ–સહકાર મળ્યા છતાં મારાથી વિલંબ બહુ થઈ ગયો, એ બાબતમાં આપણી આ સંસ્થા જેવી સંસ્થાની ધીરજને મારા જેવા અદના આદમીએ હદ બહાર કસોટીએ ચઢાવવાની ધૃષ્ટતા કરી એ માટે તથા આ સમીક્ષા-લેખની નાનીમોટી ખામીઓ માટે ફરીફરીને માફી માગું છું.

અમદાવાદ,<br>તા. ૧૭–૩–૫૮

વિજયરાય ક. વૈદ્ય

## ❋ પુરવણી ❋

(૧) વોરા ઠ. એ પ્રકાશિત 'ઉશનસ' – રચિત કાવ્યસંગ્રહ પ્રસૂન (રૂ. ૨) જીવનનાં ઊર્ધ્વગામી મંગલ તત્ત્વોને મૂર્ત કરે છે.

(૨) પ્રા. જયન્તકૃષ્ણ હ. દવેએ માત્ર દોઢસો પાનાંમાં સાહિત્ય પરિષદની અર્ધશતાબ્દી અર્વાચીન સારસ્વત પ્રવાહને પણ સમાવી લઈ, સુવર્ણ મહોત્સવમાં (રૂ. ૨) રૂડી રીતે ઊજવી છે.

**ઋણસ્વીકાર** : નાટકોની સમીક્ષા માટે પ્રા. તખ્તસિંહ વ્હે. પરમારનો તથા ચરિત્ર–સમીક્ષા માટે પ્રા. જગદીશ જ. દવેનો આભારી છું.

"ભગ્ન પાદુકા" પરનું જુવાન શિષ્ટ વાચકનું વિવેચન ૪થે પાને પૂરું થઈ જાય છે. પાને ૩૧મે "યોગ્ય નથી" ત્યાં પારાશર્યનું લખાણ પૂરું થાય છે. એકાવનમે પાને પહેલો જ શબ્દ "દ્વિભાગી" જોઈએ. આ સિવાયની જો કોઈ ગંભીર છાપભૂલ રહી હોય તો એ માટે ક્ષમાપ્રાર્થી છું.

—વિજયરાય ક. વૈદ્ય

## ન વ લ ક થા

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત | (પૃષ્ઠ) |
|---|---|---|---|---|---|
| ૧. ભગ્ન પાદુકા | ક. મા. મુનશી | ભારતીય વિદ્યાભવન | ૩૦૩ | ૬–૧૨–૦ | (૨) |
| ૨. ના છૂટકે | પન્નાલાલ પટેલ | ભારતી સા. સંઘ | ૫૬૧ | ૮–૧૨–૦ | (૪) |
| ૩. ત્રિશંકુ | રમણલાલ વ. દેસાઈ | આર. આર. શેઠ | ૩૦૧ | ૪—૦–૦ | (૫) |
| ૪. મગધપતિ | ધૂમકેતુ | ગુર્જર ગ્રં. ર. કાર્યાલય | ૩૨૬ | ૪—૮–૦ | (૬) |
| ૫. મહાઅમાત્ય ચાણક્ય | ધૂમકેતુ | " " " | ૩૧૨ | ૪—૮–૦ | (૬) |
| ૬. સરી જતી રેતી ભા. ૧ | યશોધર મહેતા | ભારતી સા. સંઘ | ૩૩૬ | ૫—૮–૦ | (૭) |
| ૭. અધૂરો આદર્શ | બચુભાઈ શુક્લ | આર. આર. શેઠ | ૪૫૨ | ૬–૪–૦ | (૭) |
| ૮. અધૂરી વાત | બચુભાઈ શુક્લ | " " " | ૪૦૦ | ૫–૮–૦ | (૭) |
| ૯. વહી જતી જેલમ | યશોધર મહેતા | નવચેતન સા. મન્દિર | ૩૨૪ | ૫—૦–૦ | (૮) |

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત | (પૃષ્ઠ) |
|---|---|---|---|---|---|
| ૧૦. સોહિણી સંધાર | ગુણવન્તરાય આચાર્ય | ગુર્જર ગ્રં. ર. કાર્યાલય | ૪૪૨ | ૧—૮–૦ | (૮) |
| ૧૧. આકાશકુસુમ | સારંગ બારોટ | ચન્દ્રવદન મો. દવે | ૪૧૩ | ૧—૮–૦ | (૯) |
| ૧૨. મેઘનાદ : ૧–૨ ' | રતિલાલ ગિ. શાહ | ગુર્જર ગ્રં. ર. કાર્યાલય | ૧૧૨ | ૮—૦–૦ | (૯) |
| ૧૩. ડૉક્ટર નરેન્દ્ર | કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ભારતી સા. સંઘ | ૧૭૯ | ૩—૦–૦ | (૯) |
| ૧૪. સ્વપ્ન કે સત્ય | " | આદર્શ પુ. ભંડાર | ૧૯૨ | ૩—૪–૦ | (૯) |
| ૧૫. મેઘલી રાતે | સુહાસી | ચેતન પ્ર. ગૃહ | ૨૫૨ | ૪—૪–૦ | (૯) |
| ૧૬. વનની વાટે | ડાહ્યાભાઈ પટેલ | ભારતી સા. સંઘ | ૨૮૩ | ૪—૮–૦ | (૧૦) |
| ૧૭. યુદ્ધ અને શાન્તિ ૩,૪ | જયન્તી દલાલ | રવાણી પ્ર. ગૃહ | ૧૪૨૮ | ૨૧—૦–૦ | (૧૦) |
| ૧૮. બૂરા દેવળ | જયભિખ્ખુ | ગુર્જર ગ્રં. ર. કાર્યાલય | ૨૪૨ | ૩—૮–૦ | (૧૧) |
| ૧૯. કાળજાનો ઘા | ચુનીલાલ વ. શાહ | ગાંડીવ સા. મન્દિર | ૨૦૧ | ૩—૪–૦ | (૧૧) |
| ૨૦. ચાણક્ય અને ચન્દ્રગુપ્ત | " " | સસ્તું સા. વર્ધક કાર્યાલય | ૪૫૧ | ૩—૮–૦ | (૧૨) |
| ૨૧. અપહરણ | સત્યમ્ | ચેતન પ્ર. ગૃહ | ૧૯૨ | ૩—૪–૦ | (૧૨) |
| ૨૨. ટારઝનની શોધ | સત્યમ્ | આર. આર. શેઠ | ૩૫૧ | ૫—૦–૦ | |
| ૨૩. શ્રીકાન્ત ૧–૨ | શ્રીકાન્ત ત્રિવેદી | રવાણી પ્ર. ગૃહ | ૧૨૧ | ૧—૮–૦ | (૧૩) |
| ૨૪. ચન્દ્રનાથ | શ્રીકાન્ત ત્રિવેદી | | | | (૧૩) |
| ૨૫. માનવીનાં રૂપ | સુભદ્રા ગાંધી | | | | (૧૪) |
| ૨૬. વિલાસિની | રમણલાલ સોની | ગુર્જર ગ્રં. ર. કાર્યાલય | ૨૪૪ | ૩—૮–૦ | (૧૫) |
| ૨૭. કાન્તા | ગોપાળરાવ વિદ્વાંસ | આર. આર. શેઠ | ૩૩૦ | ૪—૮–૦ | (૧૫) |
| ૨૮. ખોવાયેલી દુનિયા | નવનીત મદ્રાસી | લક્ષ્મી પુસ્તક ભંડાર | ૨૭૪ | ૪—૦–૦ | (૧૫) |

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત | (પૃષ્ઠ) |
|---|---|---|---|---|---|
| ૨૯ યૌવન | પન્નાલાલ પટેલ | ભારતી સા. સંઘ | ૪૪૯ | ૭-૦-૦ | (૧૫) |
| ૩૦. માનવીની ભવાઇ | પન્નાલાલ પટેલ | ,, ,, ,, | ૩૮૬ | ૬-૦-૦ | (૧૫) |
| ૩૧. મારી હૈયાસગડી | ઈશ્વર પેટલીકર | આર. આર. શેઠ | ૪૦૨ | ૫-૮-૦ | (૧૬) |
| ૩૨. તીરથ | જયન્તી દલાલ | રવાણી | ૨૦૫ | ૩-૪-૦ | (૧૬) |
| ૩૩. ધરતીની પુત્રી | કિશનસિંહ ચાવડા | ,, | ૧૩૬ | ૨-૦-૦ | (૧૬) |
| ૩૪. આસ્તિક | જયન્ત પરમાર | ભારતી | ૨૦૦ | ૩-૦-૦ | (૧૬) |
| ૩૫. પુનર્જન્મ | ,, ,, | ,, | ૨૦૦ | ૩-૦-૦ | (૧૬) |
| ૩૬. શ્યામની મા | નટવરલાલ દવે | ,, | ૩૦૬ | ૪-૮-૦ | (૧૬) |
| ૩૭. ક્રાન્તિ | ગોવિંદરાવ ભાગવત | ,, | ૩૪૮ | ૪-૮-૦ | (૧૬) |
| ૩૮. પૂર્ણિમા | રમણલાલ મ. દેસાઇ | આર. આર. શેઠ | ૩૭૧ | ૫-૦-૦ | (૧૬) |

## ન વ લિ કા

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૯. માનવહૈયા | સારંગ બારોટ | આર. આર. શેઠ | ૩૦૩ | ૪-૮-૦ | (૧૬) |
| ૪૦. છૂટાછેડા | પીતાંબર પટેલ | ,, | ૨૬૯ | ૩-૮-૦ | (૧૬) |
| ૪૧. વર્ષા અને બીજી વાતો | ચુ. વ. શાહ | ગાંડીવ સા. મં. | ૨૫૨ | ૪-૦-૦ | (૧૬) |
| ૪૨. કાળની કલમે | ,, ,, | ,, | ૨૫૨ | ૪-૦-૦ | (૧૬) |
| ૪૩. દિવ્ય વાર્તાઓ | કરશનદાસ માણેક | સસ્તું સા. | ૧૦૬ | ૧-૦-૦ | (૧૭) |
| ૪૪. રજનીગન્ધા | શિવકુમાર જોષી | | | | (૧૭) |

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત | (પૃષ્ઠ) |
|---|---|---|---|---|---|
| ૪૫. અધૂરો કોલ | પીરુબહેન પટેલ, | એન. એમ. ત્રિપાઠી | ૨૩૭ | ૩-૦-૦ | (૧૭) |
| ૪૬. બળેલી ભીખ | અનામી (ર. પટેલ) | ગુર્જર ગ્રં. ર. કાર્યા. | ૧૯૫ | ૩-૦-૦ | (૧૭) |
| ૪૭. ખંડિત દર્પણ | શંકર ભટ્ટ | | | | |
| ૪૮. ઇતિહાસની તેજમૂર્તિઓ | ધૂમકેતુ | ગુર્જર | ૨૨૪ | ૩-૦-૦ | (૧૮) |
| ૪૯. ગુલાબની ટેકરી | દામુભાઈ તથા કુમુદ શુક્લ | " | ૨૨૮ | ૩-૮-૦ | (૧૮) |
| ૫૦. સમાધાન (નાટક) | ઉમેશ કવિ | પ્ર. કર્તા પોતે | ૫૪ | — | (૧૮) |
| ૫૧. સંવાદો | વ્યોમેશચન્દ્ર પાઠક | યુગાન્તર | ૮૪ | ૧-૦-૦ | (૧૮) |
| ૫૨. માનવતાનાં ઝરણાં | દાદાસાહેબ માવળંકર | | | | |
| ૫૩. પુણ્ય પરવાર્યું નથી | ગુલાબદાસ બ્રોકર | ભારતી | ૧૯૧ | ૩-૦-૦ | (૧૯) |
| ૫૪. અમાસના તારા | કિશનસિંહ ચાવડા | રવાણી | ૨૨૨ | ૩-૦-૦ | (૧૯) |
| ૫૫. સુખદુઃખનાં સાથી | પન્નાલાલ પટેલ | ભારતી | ૨૧૩ | ૪-૦-૦ | (૧૯) |
| ૫૬. લખચોરાશી | " | " | ૨૫૧ | ૩-૮-૦ | (૧૯) |
| ૫૭. પારસમણિ | ઈ. પેટલીકર | શેઠ | ૨૪૩ | ૩-૮-૦ | (૧૯) |
| ૫૮. મધ | ચુ. મઢિયા | ભારતી | ૧૮૪ | ૩-૦-૦ | (૧૯) |
| ૫૯. છેલ્લો શ્વાસ | ધનસુખલાલ કૃ. મહેતા | શેઠ | ૨૬૧ | ૪-૮-૦ | (૧૯) |
| ૬૦. જાનકી | ગોપાળરાવ વિદ્વાંસ | " | ૩૪૫ | ૪-૮-૦ | (૧૯) |
| ૬૧. કાશીનાથ | શ્રીકાન્ત ત્રિવેદી | રવાણી | ૧૮૦ | ૨-૮-૦ | (૧૯) |
| ૬૨. પાગલની વહુ | રમણલાલ સોની | ગુર્જર | ૮૮ | ૧-૪-૦ | (૧૯) |

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ–સંખ્યા | કિંમત | (પૃષ્ઠ) |
|---|---|---|---|---|---|
| ૬૩. ઇલાસુત | સુ. વ. શાહ | રામકૃષ્ણ સેવા સમિતિ | ૪૭ | ૦–૪–૦ | (૧૯) |
| ૬૪. જીરણેણુ ગાડું | ” | સસ્તું સા. | ૪૭ | ૦–૪–૦ | (૧૯) |
| ૬૫. શ્રેષ્ઠ દસ નવલિકાઓ | (સં) તખ્તસિંહ જ્ઞે. પરમાર | નવચેતન સા. મં. | ૧૬૮ | ૩–૦–૦ | (૧૯) |
| — કવિતા — | | | | | |
| ૬૬. યુગવંદના | ઝ. મેઘાણી | શેઠ | ૨૦૭ | ૩–૦–૦ | (૧૯) |
| ૬૭. શૈવલિની | દા. ખુ બોટાદકર | ત્રિપાઠી | ૯૬ | ૧–૮–૦ | (૧૯) |
| ૬૮. શિવરાજ | ગોવિંદ હ. પટેલ | શેઠ | ૪૦૪ | ૫–૦–૦ | (૨૦) |
| ૬૯. કવિતા ૧૯૫૫ | (સ) સુરેશ દલાલ | | ૬૪ | — | (૨૦ |
| ૭૦. ફૂલ ફાગણના | મુકુંદ પારાશર્ય | મુ. વિ. પારાશર્ય | ૭૨ | ૧–૪–૦ | (૨૧) |
| ૭૧. પરિક્રમા | બાલમુકુંદ દવે | વોરા કં. | ૧૧૨ | ૨–૦–૦ | (૨૧) |
| ૭૨. ડમરો અને તુલસી | રતિલાલ અનિલ | ભારતી | ૧૪૦ | ૨–૦–૦ | (૨૨) |
| ૭૩. સ્પન્દન | ભાસ્કર વહોરા | ભા. વહોરા | ૬૦ | ૧–૮–૦ | (૨૨) |
| ૭૪. સિંજારવ | વેણીભાઈ પુરોહિત | ત્રિપાઠી | ૧૨૮ | ૨–૮–૦ | (૨૨) |
| ૭૫. રંગતાળી | જ્યોત્સ્ના શુકલ | જ્યો. શુકલ | ૮૮ | ૦–૧૨–૦ | (૨૨) |
| ૭૬. અશ્રુગાન | બકુલ જોષીપુરા | રવાણી | ૫૪ | ૧–૦–૦ | (૨૩) |
| ૭૭. કાવ્યલહરી | તનસુખ ભટ્ટ | વોરા | ૧૦૦ | ૧–૮–૦ | (૨૩) |
| ૭૮. અર્ચના | દિ. જરીવાળા | પ્રગતિ સા. મં. | ૮૦ | ૧–૮–૦ | (૨૩) |

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત | (પૃષ્ઠ) |
|---|---|---|---|---|---|
| ૭૯. પાંદડી | ઘનશ્યામ ઠાકર | વર્ષા પ્રકાશન | ૧૩૬ | ૧-૪-૦ | (૨૩) |
| ૮૦. કસુંબો | લાભશંકર રાવળ | લા. રાવળ | ૧૦૦ | ૧-૪-૦ | (૨૩) |
| ૮૧. ભજનામૃત પુરુષોત્તમમાસ | કાલિદાસ ભ. કવિ | કા. ભ. કવિ | ૨૭૫ | ૪-૮-૦ | (૨૩) |
| ૮૨. એકાદશી માહાત્મ્ય | છોટમ કવિ | સસ્તું સા. | ૨૦૪ | ૧-૮-૦ | (૨૩) |
| ૮૩. મહેનતનાં ગીત | નાથાલાલ દવે | ભારતી | ૧૬ | ૦-૨-૦ | (૨૩) |
| ૮૪. સોરઠી દુહાસંગ્રહ | (સં) કા. શ્રીધરણી | સસ્તું સા. | ૧૪૮ | ૦-૧૨-૦ | (૨૩) |
| ૮૫. પિંગલદર્શન | ચિ. શિ. ત્રિવેદી | ખડાયતા બુક ડીપો | ૯૮ | ૧-૪-૦ | (૨૪) |
| ૮૬. બૃહત્પિંગલ | રા. વિ. પાઠક | ભારતીય વિદ્યાભવન | ૭૨૮ | ૧૫-૦-૦ | (૨૪) |

## નાટક

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત | (પૃષ્ઠ) |
|---|---|---|---|---|---|
| ૮૭. નૃસિંહાવતાર | મ. ન. દ્વિવેદી (સં.) ધી ઠાકર | ગુર્જર | ૨૩૦ | ૩-૮-૦ | (૩૧) |
| ૮૮. હરિરથ ચાલે | બચુભાઈ શુકલ (હરિદાસ) | (સો. એજન્ટ) | ૧૧૨ | — | (૩૩) |
| ૮૯. મંગલ મન્દિર | પ્રાગજી ડોસા | ભારતી | | | |
| ૯૦. એ—આરજો | બાબુભાઈ પ્ર. વૈદ્ય | ભારતી | ૧૦૬ | ૧-૮-૦ | (૩૪) |
| ૯૧. ભૂદાન | જયમલ્લ પરમાર | ,, | ૧૫૭ | ૨-૦-૦ | (૩૭) |
| ૯૨. માઝ મરાત | ચન્દ્રવદન મહેતા | ગુર્જર | ૫૬ | ૧-૪-૦ | (૩૮) |
| ૯૩. સોનાવાટકી | ચન્દ્રવદન મહેતા | ગાંડીવ | ૫૪ | ૧-૮-૦ | (૩૮) |
| ૯૪. સુમંગલા | શિવકુમાર જોષી | ગુર્જર | ૧૧૬ | ૧-૮-૦ | (૪૦) |

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત | (પૃષ્ઠ) |
|---|---|---|---|---|---|
| ૯૫. વારસદાર | ભ. હી. ભૂખણવાળા | ત્રિપાઠી | ૧૪૪ | ૧-૦-૦ | (૪૧) |
| ૯૬. સતના પારખાં | વજુભાઇ ટાંક | | | | (૪૨) |
| ૯૭. ત્રીજો પ્રવેશ | જયન્તી દલાલ | રવાણી | ૨૨૩ | ૩-૮-૦ | (૪૩) |
| ૯૮. વિષવિમોચન | ચુનીલાલ મડિયા | વોરા | ૨૦૮ | ૩-૮-૦ | (૪૫) |
| ૯૯. માનની સાધના | શિવકુમાર જોષી | ત્રિપાઠી | ૩૮૩ | ૪-૦-૦ | (૪૬) |
| ૧૦૦. ચકમક | રંભાબહેન ગાંધી | ભારતી | ૨૩૯ | ૩-૦-૦ | (૪૭) |
| ૧૦૧. જ્વલન્ત અગ્નિ | ગુલાબદાસ બ્રોકર | | | | (૪૮) |
| ૧૦૨. રસિયો વાલમ અ. બી. નાટકો | જયભિખ્ખુ | ગુર્જર | ૨૦૪ | ૩-૮-૦ | (૪૯) |
| ૧૦૩. નવા યુગની સ્ત્રી | શારદાપ્રસાદ વર્મા | યુગાન્તર | ૧૪૪ | ૧-૮-૦ | (૫૦) |
| ૧૦૪. મોટા થઈશ ત્યારે | ,, ,, | ,, | | | (૫૦) |

## ઇ તિ હા સ

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત | (પૃષ્ઠ) |
|---|---|---|---|---|---|
| ૧૦૫. મૈત્રકકાલીન ગુજરાત | હરિપ્રસાદ શાસ્ત્રી | ગુજ. વિદ્યાસભા : | ૮૧૦ | ૯-૦-૦ | (૫૧) |
| ૧૦૬. દક્ષિણ ભારતના સૌરાષ્ટ્રીઓ | ઈશ્વરલાલ ર. દવે | સૌરાષ્ટ્ર સં. મંડળ : | ૨૧૨ | ૨-૧૨-૦ | (૫૧) |
| ૧૦૭. પંચમહાલના આદિવાસીઓ | જ. મ. મલકાણ | ગુજ. વિદ્યાપીઠ | ૧૭૪ | ૨-૪-૦ | (૫૧) |
| ૧૦૮. ભવ્ય પ્રયોગ | કા.વા. ડોરેન | રવાણી | ૧૫૬ | ૨-૮-૦ | (૫૧) |

## ચરિત્રો

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ–સંખ્યા | કિંમત | (પૃષ્ઠ) |
|---|---|---|---|---|---|
| ૧૦૯. દલપતરામ : એક અધ્યયન | હસિત હ. બુચ | મ.સ. વિશ્વવિદ્યાલય વડોદરા: | ૩૧૨ | ૬–૪–૦ | (૫૧) |
| ૧૧૦. ગાંધીજી : પૂર્વાર્ધ ઉત્તરાર્ધ | અંબાલાલ જોષી | ગુર્જર | ૧૨૭૪ | ૨૦ ૦-૦ | (૫૧) |
| ૧૧૧. આત્મકથા, ભા. ૧–૨ | ઇન્દુલાલ યાજ્ઞિક | વાત્રક બે. વિદ્યાલય | ૭૦૨ | ૯–૦–૦ | (૫૨) |
| ૧૧૨. ફોરમ | વિદ્યાબહેન ર. નીલકંઠ | ગુજ. વિદ્યાસભા | ૨૦૩ | ૧–૮–૦ | (૫૨) |
| ૧૧૩. વ્યકિતચિત્રો | લીના મંગળદાસ | શ્રેયસ પ્રકાશન | ૧૫૯ | ૧–૮–૦ | (૫૩) |
| ૧૧૪. ઠક્કરબાપા | કાન્તિલાલ શાહ | ઠ. બા. સ્મા. સમિતિ | ૪૪૮ | ૪–૦–૦ | (૫૩) |
| ૧૧૫. સાક્ષાત્કારને પંથે તુકારામ | વા. મ. જોષી | સસ્તું સા. | ૨૬૪ | ૨–૦–૦ | (૫૪) |
| ૧૧૬. સ્વામી વિવેકાનન્દ | સ્વા. ચૈતન્યાનન્દ | ” ” | ૨૭૮ | ૧–૮–૦ | (૫૪) |
| ૧૧૭. છોડ ગઠરિયાં | ચન્દ્રવદન મહેતા | ગાંડીવ | ૨૦૬ | ૩–૦–૦ | (૫૪) |
| ૧૧૮. સ્મરણમંજરી | રઘુનાથ બ્રહ્મભટ્ટ | ત્રિપાઠી | ૩૮૪ | ૫–૦–૦ | (૫૫) |
| ૧૧૯. અખબારનવીસની આપવીતી | વિ. એ. વ્હાઇટ: | સ્વાધ્યાય | ૧૬૬ | ૨–૮–૦ | (૫૫) |
| ૧૨૦. સ્વામી નૌકારામ | અ. મો. બ્રહ્મભટ્ટ | ડા. ભા. બ્રહ્મભટ્ટ | ૧૦૬ | — | (૫૫) |
| ૧૨૧. શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુજી | કે. કા. શાસ્ત્રી | મ. સ. વિશ્વવિદ્યા. વડોદરા | ૩૧૧. | ૬–૬–૦ | (૫૫) |

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત | (પૃષ્ઠ) |
|---|---|---|---|---|---|
| ૧૨૨. એક વાર | ચુ. વ. શાહ | સસ્તું સા. | ૧૩૭ | ૧-૦-૦ | (૫૫) |
| ૧૨૩. દી. બ. કૃ. મો. ઝવેરી લેખસંગ્રહ, ભા. ૨. | કૃ. મો ઝવેરી | ફાર્બસ ગુજ. સભા | ૨૭૪ | ૬-૦-૦ | (૫૬) |
| ૧૨૪. મ. દેવેન્દ્રનાથ | મજુમદાર જલિની ચં. લાખિયા : | શ્રી રામકૃષ્ણ સે. સમિતિ | ૮૮ | ૦-૧૨-૦ | (૫૬) |
| ૧૨૫. મુક્તિદ્વાર | માધવસિંહ સોલંકી | સ્વાણી | ૧૨૯ | ૨-૦-૦ | (૫૬) |

## ધર્મ અને તત્ત્વજ્ઞાન

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૨૬. મહાત્મા મૂળદાસ આખ્યાન | કે. ૨. સાયલાકર | ગુજ. પુસ્તક ભંડાર | ૧૫૮ | ૧-૮-૦ | (૫૬) |
| ૧૨૭. આનન્દઘનજીનું દિ. જિ. દર્શન | ભ. મ. મહેતા | ૨. ખી. મોતીશા | ૩૪૪ | ૧-૮-૦ | (૫૬) |
| ૧૨૮. સદ્બોધ-સરિતા | ગોપાળજી ઓ. ઠક્કર | સસ્તું સાહિત્ય | ૧૬૫ | ૧-૮-૦ | (૫૭) |
| ૧૨૯. મહાવીર-વાણી | પં. બેચરદાસ દોશી. | " " | ૧૨૪ | ૦-૧૨-૦ | (૫૭) |
| ૧૩૦. વિચારદર્શન, ભા. ૧ | કેદારનાથ | નવજીવન પ્ર. મં. | ૧૬૩ | ૧-૮-૦ | (૫૭) |
| ૧૩૧. સુસંવાદ (કેદારનાથ) | (સં.) ની ઈ. મશરૂવાળા | " " " | ·૪૫ | ૦-૫-૦ | (૫૭) |
| ૧૩૨. મુક્તિપ્રકાશ | વા. મ. જોષી | સસ્તું સાહિત્ય | ૧૬૬ | ૧-૮-૦ | (૫૭) |
| ૧૩૩. તત્ત્વાનુસન્ધાન | છોટાલાલ ચં. શાસ્ત્રી | સસ્તું સા. | ૩૦૪ | ૩-૦-૦ | (૫૭) |

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ–સંખ્યા | કિંમત | (પૃષ્ઠ) |
|---|---|---|---|---|---|
| ૧૩૪. ભારતીય તત્ત્વજ્ઞાનની રૂપરેખા (પૂર્વાર્ધ) | ચં. પ્રા. શુક્લ | ગુજ. વિદ્યાસભા | ૨૫૮ | ૩–૦–૦ | (૫૯) |
| ૧૩૫. ગાંધીજીનું ગીતાશિક્ષણ: | ન. દ્વા. પરીખ | ” | ૩૭૩ | ૧–૮–૦ | (૫૯) |
| ૧૩૬. ગીતાહૃદય | સાને ગુરુજી (અનુ. ન. દવે): | ભારતી | ૧૨૩ | ૧–૮–૦ | (૫૯) |
| ૧૩૭. તર્કવિજ્ઞાન | અ. ક. ત્રિવેદી | ગુર્જર | ૧૧૬ | ૪–૪–૦ | (૫૯) |
| ૧૩૮. ચાર તપસ્યાઓ | શ્રી માતાજી, | શ્રી અરવિન્દ કાર્યા. (પોંડિ.) | ૪૧ | ૦-૧૨-૦ | (૬૦) |
| ૧૩૯. પાતંજલયોગસૂત્ર | ન. બા. પંડ્યા | સસ્તું સા. | ૧૮૩ | ૬–૦–૦ | (૬૦) |
| ૧૪૦. પરલોકવિદ્યા | વિ. મ. ઋષિ | ગુર્જર | ૧૬૨ | ૨–૦–૦ | (૬૦) |
| ૧૪૧. સ્વભાવદર્શન | હર્ષિદા પંડિત | ભારતી | ૨૦૩ | ૩–૦–૦ | (૬૦) |

## ગો. મા. ત્રિ.—બે સ્મારક ગ્રન્થો

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ–સંખ્યા | કિંમત | (પૃષ્ઠ) |
|---|---|---|---|---|---|
| ૧૪૨. શ્રીગોવર્ધનરામ શતાબ્દી સ્મા. ગ્રં. | | ગો. શ. મ. સમિતિ (નડિયાદ) | ૨૨૩ | — | (૬૦) |
| ૧૪૩. ગોવર્ધન શતાબ્દી ગ્રન્થ (સં.) | ઉપેન્દ્ર ઝ. પંડ્યા, ત્રિપાઠી | | ૬૦૨ | ૬–૪–૦ | (૬૦) |

## વિવેચન અને નિબંધો

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ–સંખ્યા | કિંમત | (પૃષ્ઠ) |
|---|---|---|---|---|---|
| ૧૪૪. સાહિત્યનું ઘડતર | જિતેન્દ્ર દવે | પાડાયતા બુ. ડી. | ૧૮૦ | ૩–૪–૦ | (૬૧) |
| ૧૪૫. ગુજ. પર અરબી–ફારસી અસર ભા. ૨ | છો. ર. નાયક | ગુજ. વિદ્યાસભા | ૨૫૪ | ૨–૮–૦ | (૬૧) |

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ–સંખ્યા | કિંમત | (પૃષ્ઠ) |
|---|---|---|---|---|---|
| ૧૪૬. સાહિત્યકથા | ધનવન્ત ઓઝા | રવાણી | ૧૬૨ | ૨–૮–૦ | (૬૧) |
| ૧૪૭. સચરાચરમાં | બકુલ ત્રિપાઠી | ,, | ૨૨૪ | ૩–૮–૦ | (૬૨) |
| ૧૪૮. હરિયાળી (ખાડિકર) | ગો. ગ. નિકામ | શેઠ | ૨૪૪ | ૩–૮–૦ | (૬૨) |
| ૧૪૯. જીવનદ્વાર | શા. સો. ઠક્કર | કર્તા, નડિયાદ | ૨૬૪ | ૨–૮–૦ | (૬૨) |
| ૧૫૦. ભારતીય શિલ્પકળા | શ્રીકાન્ત ત્રિવેદી | સસ્તું સાહિત્ય | ૩૬ | ૦–૬–૦ | (૬૨) |
| | | **સંપાદન ભાષાંતર** | | | |
| ૧૫૧. મદનમોહના (શામળ) | (સં) અનંતરાય રાવળ | ગુર્જર | ૨૦૪ | ૪–૦–૦ | (૬૨) |
| ૧૫૨. મદનમોહના ,, | (,,) હરિવલ્લભ ચુ. ભાયાણી | ,, | ૧૮૭ | ૬–૦–૦ | (૬૨) |
| ૧૫૩. અરણ્યકાંડ | હંસા મહેતા | ત્રિપાઠી | ૧૭૦ | ૪–૦–૦ | (૬૨) |
| ૧૫૪. ઝુમખડું (વિવિધ કાવ્યો) | એમ. ઓ. સુરૈયા | કર્તા, જોગેશ્વરી | ૩૬ | ૫–૦–૦ | (૬૩) |
| ૧૫૫. ગૌરીની સંધ્યા (કીટ્સ) | ,, ,, | ,, ,, | ૫૫ | ૫–૦–૦ | (૬૩) |
| ૧૫૬. પ્રાચીન ફાગુસંગ્રહ (વિ. કાવ્યો) | સાંડેસરા ને પારેખ વડોદરા | મ. સ. વિશ્વવિદ્યાલય | ૩૬૨ | ૮–૦–૦ | (૬૪) |
| ૧૫૭. કલાપીનો કાવ્યકલાપ | અ. મ. રાવળ | ગુર્જર | ૨૮૮ | ૩–૦–૦ | (૬૪) |
| ૧૫૮. શ્રી ચંડીપાઠ | શ. પા. શાસ્ત્રી | સસ્તું સા. | ૨૫૪ | ૧–૪–૦ | (૬૪) |
| ૧૫૯. શ્રી નિત્ય નંદસ્તોત્ર | કા. વી. પંડયા | ચિદાકાશ પ્ર. મંડળ | ૯૮ | ૦–૧૦–૦ | (૬૪) |
| ૧૬૦. કાવ્યસૌરભ (વિ. કવિઓ) | હિ. ગ. અંજારિયા | ત્રિપાઠી | ૩૬૩ | ૩–૮–૦ | (૬૪) |

## શિ ક્ષ ણ

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત | (પૃષ્ઠ) |
|---|---|---|---|---|---|
| ૧૬૧-૩. વિનય વાચનમાળા | ગો. પટેલ: મુ. કલાથી | ગુજ. વિદ્યાપીઠ | ૭૫૦ | ૬-૦-૦ | (૬૫) |
| ૧૬૪-૭૧. વિદ્યાપીઠ ,, | ગિજુભાઈ વગેરે | નવજીવન | ૯૯૮ | ૬-૮-૦ | (૬૫) |
| ૧૭૨. સર્વોદયની જીવનકળા | ગો. જી. પટેલ | ગુજ. વિદ્યાપીઠ | ૩૦૪ | ૩-૦-૦ | (૬૫) |
| ૧૭૩. સેવાધર્મ | સી. યુ. પટવર્ધન | ,, ,, | ૨૦૨ | ૨-૮-૦ | (૬૫) |
| ૧૭૪. ખરી કેળવણી | ગાંધીજી | નવજીવન | ૩૩૬ | ૨-૮-૦ | (૬૫) |
| ૧૭૫. સર્વોદયસમાજની ઝાંખી | ન. હા. પરીખ | ગુજ. વિદ્યાસભા | ૧૩૭ | ૧-૪-૦ | |

## વિ જ્ઞા ન

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત | (પૃષ્ઠ) |
|---|---|---|---|---|---|
| ૧૭૬. ભાવપ્રકાશ ભા. ૧. ૨ | ગિ. મ. શાસ્ત્રી | સસ્તું સા. | | | (૬૫) |
| ૧૭૭. શાર્ઙ્ગધર સંહિતા | ર. જે. પરીખ | ,, ,, | | | (૬૫) |
| ૧૭૮. વિજ્ઞાનમંદિર ભા. ૨. | કાન્તિલાલ છ. પંડ્યા | પુસ્તકાલય સ. મ. મંડળ | ૩૭૧ | ૩-૦-૦ | (૭૦) |
| ૧૭૯. રસાયણ વિજ્ઞાનના સિદ્ધાંતો | ન. મૂ. શાહ | ગુર્જર | ૨૧૩ | ૨-૮-૦ | (૭૧) |

## બા ળ સા હિ ત્ય (નોંધ, પૃ. ૭૨-૭૭ ઉપર)

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત |
|---|---|---|---|---|
| ૧૮૦. તરંગલોલા | કે. ભટ્ટ | સસ્તું સાહિત્ય | ૭૨ | ૦-૬-૦ |
| ૧૮૧. દેવર્ષિ નારદ | ,, | ,, | ૮૦ | ૦-૫-૦ |

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત (પૂંઠું) |
|---|---|---|---|---|
| ૧૮૨. બાલ નાટિકાઓ | પ્રાગજી ડોસા | સસ્તું સાહિત્ય | ૭૨ | ૦–૫–૦ |
| ૧૮૩. ઉખાણાં | ચ. ગો. જોષી | ” | ૧૨૮ | ૦–૬–૦ |
| ૧૮૪. નામદેવ | પ્ર. પ્રા. ઠાકોર | ” | ૭૭ | ૦–૮–૦ |
| ૧૮૫. ઉત્તરરામચરિત | શા. જ. ભટ્ટ | ” | ૧૭૨ | ૧–૮–૦ |
| ૧૮૬. સુબોધક કથાવાર્તાઓ | વા. મા. જોષી | ” | ૧૭૨ | ૧–૮–૦ |
| ૧૮૭. જોન ઑફ આર્ક | શિ. સુંદરમ્ | ” | ૧૩૩ | ૦–૧૨–૦ |
| ૧૮૮. મંગલમંદિર | પ્રાગજી ડોસા | ” | ૭૬ | ૧–૦–૦ |
| ૧૮૯. મહર્ષિ દધીચિ | દ. ચૂ. ત્રિવેદી | ” | ૯૧ | ૦–૮–૦ |
| ૧૯૦. દષ્ટાંતશતક | વા. મ. જોષી | ” | ૧૫૨ | ૧–૪–૦ |
| ૧૯૧. ભોજપ્રબંધ | શિ. જેસલપુરા | ” | ૧૩૦ | ૧–૪–૦ |
| ૧૯૨. વાંચો વિચારો અને અનુસરો | હ. પોદાર | ” | ૯૪ | ૦–૧૨–૦ |
| ૧૯૩. લક્ષ્મીબાઈ | શિ. સુંદરમ્ | ” | ૧૧૯ | ૦–૧૨–૦ |
| ૧૯૪. કપિલ અને દેવહુતિ | | ” | ૯૭ | ૦–૧૦–૦ |
| ૧૯૫. પ્રામાણિક બાળકો | | ” | ૭૫ | ૦–૫–૦ |
| ૧૯૬. બાલરામાયણ | પ્ર. પ્રા. ઠાકોર | ” | ૧૩૦ | ૧–૦–૦ |
| ૧૯૭. ગોરખનાથ | ક. મલ્લીક તથા ત્રિવેદી | ” | ૬૪ | ૦–૬–૦ |
| ૧૯૮. દયાળુ બાળકો | | ” | ૬૪ | ૦–૬–૦ |



## શિક્ષણ

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત | (પૃષ્ઠ) |
|---|---|---|---|---|---|
| ૧૬૧–૩. વિનય વાચનમાળા | ગો. પટેલ : મુ. કલાર્થી | ગુજ. વિદ્યાપીઠ | ૭૫૦ | ૬–૦–૦ | (૬૫) |
| ૧૬૪–૭૧. વિદ્યાપીઠ ,, | ગિજુભાઈ વગેરે | નવજીવન | ૮૯૮ | ૬–૮–૦ | (૬૫) |
| ૧૭૨. સર્વોદયની જીવનકળા | ગો. જી. પટેલ | ગુજ. વિદ્યાપીઠ | ૩૦૪ | ૩–૦–૦ | (૬૫) |
| ૧૭૩. સેવાધર્મ | સો. મુ. પદ્વર્ધન | ,, ,, | ૨૦૨ | ૨–૮–૦ | (૬૫) |
| ૧૭૪. ખરી કેળવણી | ગાંધીજી | નવજીવન | ૩૩૬ | ૨–૮–૦ | (૬૫) |
| ૧૭૫. સર્વોદયસમાજની ઝાંખી | ન. દા. પરીખ | ગુજ. વિદ્યાસભા | ૧૩૭ | ૧–૪–૦ | |

## વિજ્ઞાન

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત | (પૃષ્ઠ) |
|---|---|---|---|---|---|
| ૧૭૬. ભાવપ્રકાશ ભા. ૧. ૨ | ગિ. મ. શાસ્ત્રી | સસ્તું સા. | | | (૬૫) |
| ૧૭૭. શાર્ઙ્ગધર સંહિતા | ૨. જે. પરીખ | ,, ,, | | | (૬૫) |
| ૧૭૮. વિજ્ઞાનમંદિર ભા. ૨. | કાન્તિલાલ છ. પંડ્યા | પુસ્તકાલય સ. મ. મંડળ | ૩૭૩ | ૩–૦–૦ | (૭૦) |
| ૧૭૯. રસાયણ વિજ્ઞાનના સિદ્ધાંતો | ન. મૂ. શાહ | ગુર્જર | ૨૧૩ | ૨–૮–૦ | (૭૧) |

## બાળસાહિત્ય (નોંધ, પૃ. ૭૨–૭૭ ઉપર)

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત | (પૃષ્ઠ) |
|---|---|---|---|---|---|
| ૧૮૦. તરંગલોલા | ફૂ. ભટ્ટ | સસ્તું સાહિત્ય | ૭૨ | ૦–૬–૦ | |
| ૧૮૧. દેવર્ષિ નારદ | ,, | ,, | ૮૦ | ૦–૫–૦ | |

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત (પૃષ્ઠ) |
|---|---|---|---|---|
| ૧૪૨. બાલ નાટિકાઓ | પ્રાગજી ડોસા | સસ્તું સાહિત્ય | ૭૨ | ૦-૫-૦ |
| ૧૪૩. ઉખાણાં | ચ. શો. જોશી | " | ૧૨૮ | ૦-૬-૦ |
| ૧૪૪. નામદેવ | પ્ર. પ્રા. ઠાકોર | " | ૭૭ | ૦-૮-૦ |
| ૧૪૫. ઉત્તરરામચરિત | શા. જ. ભટ્ટ | " | ૧૭૨ | ૧-૮-૦ |
| ૧૪૬. સુબોધક કથાવાર્તાઓ | વા. મા. જોશી | " | ૧૭૨ | ૧-૮-૦ |
| ૧૪૭. જોન ઑફ આર્ક | શિ. સુંદરમ્ | " | ૧૩૩ | ૦-૧૨-૦ |
| ૧૪૮. મંગલમંદિર | પ્રાગજી ડોસા | " | ૭૯ | ૧-૦-૦ |
| ૧૪૯. મહર્ષિ દધીચિ | દ. શૂ. ત્રિવેદી | " | ૯૧ | ૦-૮-૦ |
| ૧૫૦. દૃષ્ટાંતશતક | વા. મ. જોશી | " | ૧૫૨ | ૧-૪-૦ |
| ૧૫૧. ભોજપ્રબંધ | શિ. જેસલપુરા | " | ૧૩૦ | ૧-૪-૦ |
| ૧૫૨. વાર્તાવિચારો અને અનુભવો | ઠ. પોદાર | " | ૯૪ | ૦-૧૨-૦ |
| ૧૫૩. લક્ષ્મીબાઈ | શિ. સુંદરમ્ | " | ૧૧૯ | ૦-૧૨-૦ |
| ૧૫૪. કપિલ અને દેવહૂતિ | | " | ૬૭ | ૦-૧૦-૦ |
| ૧૫૫. પ્રામાણિક બાળકો | | " | ૭૫ | ૦-૫-૦ |
| ૧૫૬. બાલરામાયણ | પ્ર. પ્રા. ઠાકોર | " | ૧૩૦ | ૧-૦-૦ |
| ૧૫૭. ગોરખનાથ | ક. મલ્લીક તથા ત્રિવેદી | " | ૬૪ | ૦-૬-૦ |
| ૧૫૮. દયાળુ બાળકો | | " | ૬૪ | ૦-૬-૦ |



| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત (પૃષ્ઠ) |
|---|---|---|---|---|
| ૧૯૯. મહાસતી જૂંદા | | સસ્તું સાહિત્ય | ૭૬ | ૦-૧-૦ |
| ૨૦૦. વ્યાયામ અને સૂર્યનમસ્કાર | ડૉ. જી. પી. ચોકસી | " | ૧૩૭ | ૧-૦-૦ |
| ૨૦૧. વિશ્વની વિચિત્રતાઓ | છો. મા. કામદાર | " | ૭૬ | ૦-૮-૦ |
| ૨૦૨. સુખી જીવનની પગદંડી | પ્રા. શ. ઓઝા | " | ૧૩૮ | ૦-૧૨-૦ |
| ૨૦૩. ધર્મની બાળપોથી | શ્રીમતી સતીદેવી નં. ઠાકર | " | ૬૦ | ૦-૬-૦ |
| ૨૦૪. ગુજરાતી કહેવતસંગ્રહ | આ. ક. શાહ | " | ૪૦૯ | ૪-૦-૦ |
| ૨૦૫. ખીસેનાં કમળ | શં. મો. પટેલ | ગુર્જર | ૪૮ | ૦-૯-૦ |
| ૨૦૬. ખાદી મેવા | વી. એલ. મહેતા | " | ૧૪૪ | ૧-૪-૦ |
| ૨૦૭. આંગણાની વનસ્પતિ ભા. ૨ | મ. જોધાણી | " | ૮૬ | ૧-૦-૦ |
| ૨૦૮. હિંદુધર્મની પ્રાણીકથાઓ | જયભિખ્ખુ | " | ૯૨ | ૧-૪-૦ |
| ૨૦૯. માતા થનારને | દે. ના. પટેલ | " | ૧૦૬ | ૧-૪-૦ |
| ૨૧૦. પાદરની વનસ્પતિ ભા. ૨ | મ. જોધાણી | " | ૮૨ | ૧-૦-૦ |
| ૨૧૧. જય ભારતી ભા. ૨ | ગુ. આચાર્ય | " | ૧૧૫ | ૧-૮-૦ |
| ૨૧૨. ધૂમકેતુ : વાર્તાસૌરભ ભા. ૧. ૨. | ડૉ. પી. ઠાકર | " | ૨૮૮ | ૨-૪-૦ |
| ૨૧૩. પરીકથાઓ | નિ. વર્મા, જ. પરમાર | | ૮૮ | ૧-૪-૦ |
| ૨૧૪. વ્રતકથાઓ સોનાપલ્લણી | " " | ભારતી સાહિત્ય સંઘ | ૫૬ | ૧-૪-૦ |
| ૨૧૫. કરુણાદેવી | જ પરમાર | " | ૮૮ | ૧-૦-૦ |
| ૨૧૬. પરીકથાઓ ચોઓલારાણી | જ. પરમાર | " | ૧૦૦ | ૧-૪-૦ |

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ–સંખ્યા | કિંમત (પૂંઠું) |
|---|---|---|---|---|
| ૨૧૭. ગાંધીજી અને બાળકો | પુ. બુચ | ,, | ૪૮ | ૦–૧૦–૦ |
| ૨૧૮. આંગણાનાં પંખી | મ. જોષાણી | ગુર્જર | ૭૮ | ૦–૧–૦ |
| ૨૧૯. વૃક્ષ અને વેલી | જ. દે. ઓઝા | ,, | ૧૪૨ | ૨–૦–૦ |
| ૨૨૦. બૌદ્ધધર્મની પ્રાણીકથાઓ | જયભિખ્ખુ | ,, | ૧૦૬ | ૧–૪–૦ |
| ૨૨૧. તેનસીંગ | ર. સોની | ચેતન | ૩૭ | ૦–૮–૦ |
| ૨૨૨. હ્યુએનસંગ | દી. ઓઝા | ,, | ૪૦ | ૦–૮–૦ |
| ૨૨૩. માર્કો પોલો | ,, | ,, | ૪૦ | ૦–૮–૦ |
| ૨૨૪. ગૌતમબુદ્ધ | ચં. ભટ્ટ. | ,, | ૮૩ | ૧–૮–૦ |
| ૨૨૫. જુડીઆનો જુડાસ | ,, | ,, | ૯૨ | ૧–૮–૦ |
| ૨૨૬. ધ્રુવની સફર | વિજય મૌર્ય | ,, | ૨૦૦ | ૩–૪–૦ |
| ૨૨૭. સોક્રેટીસ અને પ્લેટો | ચં. ભટ્ટ | ,, | ૭૬ | ૦–૪–૦ |
| ૨૨૮. જાદુઈ કમળ | કુ. ,, ભટ્ટ | આદર્શ | ૮૦ | ૧–૦–૦ |
| ૨૨૯. બોલતું સિંહાસન | ,, | ,, | ૮૦ | ૧–૦–૦ |
| ૨૩૦. ઝબૂક વીજળી ઝબૂક | મ. દવે. | ભારતીય સાહિત્ય સંઘ | ૧૦૭ | ૧–૪–૦ |
| ૨૩૧. જ્ઞાનકુંજ | ધૂમકેતુ | ,, | ૮૦ | ૧–૦–૦ |
| ૨૩૨. ચીનનાં બાળકો | દેસાઈ | ,, | ૩૨ | ૦–૬–૦ |
| ૨૩૩. સાધુ તો ચલતા ભલા | ઈ. પેટલીકર | ,, | ૧૨૩ | ૧–૪–૦ |
| ૨૩૪. બોધકથાઓ ,, | ધૂમકેતુ | | ૧૮૪ | ૧–૦–૦ |

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત (પૃષ્ઠ) |
|---|---|---|---|---|
| ૨૩૫. ઉપનિષદ કથાઓ | ધૂમકેતુ | ભારતી | ૧૮૦ | ૩-૦-૦ |
| ૨૩૬. કિંગ કોંગ | લ. ઠાકોર | " | ૧૩૨ | ૧-૮-૦ |
| ૨૩૭. સંભારણાં | શા. મહેતા | રવાણી | ૪૮ | ૦-૮-૦ |
| ૨૩૮. હસતાં ફૂલડાં | મ. જોષી | લેખક, મલાડ | ૫૪ | ૧-૦-૦ |

## પ્રકીર્ણ (નોંધ પૃ. ૭૭ ને ૭૮)

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | પૃષ્ઠ-સંખ્યા | કિંમત |
|---|---|---|---|---|
| ૨૩૯. રત્નકંકણ (રવીંદ્રનાથ) | મીનુ દેસાઇ | એન. એમ. ઠક્કર | ૨૦૮ | ૪-૦-૦ |
| ૨૪૦. સુવર્ણરેણુ (ખાડેકર) | " | શેઠ | ૩૬૫ | ૫-૦-૦ |
| ૨૪૧. લગ્નમંગલ | જુ. વડોદરિયા | ભારતી | ૨૪૪ | ૩-૦-૦ |
| ૨૪૨. એવરેસ્ટનું આરોહણ | રમણલાલ ચી. શાહ | કરસનદાસ નારણદાસ | ૧૬૦ | ૧-૯-૦ |
| ૨૪૩. માનવી શું કરી શકે? | આ. ગુડ ફ્રેંડ | નૂતન આ. પ્રકાશન | ૧૨૮ | [illegible] |
| ૨૪૪. માનવી શામાં શ્રદ્ધા રાખી શકે? | લે. આ. ગુડ ફ્રેંડ | " " | [illegible] | [illegible] |



ઇ. સ. ૧૯૦૯માં રાજકોટમાં મળેલી

# ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્

નો

# અહેવાલ અને નિબંધસંગ્રહ

સચિત્ર

છપાવી પ્રસિદ્ધ કરનાર

કારોબારી કમિટિ

यत्सारभूत तदुपासितव्य

૧૯૬૮, ચૈત્રીપૂર્ણિમા રાજકોટ કીંમત રૂ. ૨-૦-૦

## પ્રસ્તાવના.

આ અહેવાલ અને નિબંધસંગ્રહનું પુસ્તક ત્રીજી ગુજરાતી પરિષદ્‌ને માટે આખા કાઠિયાવાડે નીમેલી કારોબારિ કમિટિ પોતાને સોંપવામાં આવેલા અધિકારથી પ્રકટ કરે છે અને એ પુસ્તકમાં ચિત્રોની તથા એના કેટલાક ભાગ છાપી આપવાની પરિષદ્‌ના જે જે હિતેચ્છુઓએ મદદ કરેલી છે તે સર્વનો આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર ાને છે. અનેક છાપખાનાઓમાં મળીને છપાએલા આ મોટા પુસ્તકમાં કાગળ, છપાઇ, મવ્યવસ્થા, આદિની એકરૂપતા જળવાઇ નથી, અને નહાના મોટા મુદ્રણદોષ પણ રહી ાયા છે, તેને માટે, તેમજ પુસ્તક પ્રકટ કરતાં ધાર્યા કરતાં ઘણો વધારે વખત લાપો છે, તેને માટે ક્ષમા માગીને કમિટિ પોતાથી આ જે કંઇ બન્યું તે પ્રજાની ાવામાં રજુ કરે છે. રાજકોટ, તા. '૩-૪-૧૯૧૧.

| | |
|---|---|
| લવંતરાય કલ્યાણરાય ઠાકોર | દલપતરામ ભગવાનજી શુક્લ |
| ાનુસુખરામ નિર્ગુણરામ મહેતા | પ્રમુખ. |
| લવંતરાય વજેશંકર છાયા | અમૃતલાલ રણછોડદાસ બક્ષી |
| મંત્રીઓ. | ઉપપ્રમુખ. |

### ઇ. સ. ૧૯૦૯માં વડોદરામાં મરાઠી સાહિત્ય પરિષદ્‌ના પાંચમા સંમેલનની પરિસમાપ્તિમાં શ્રીમંત સે. ના. મહારાજા સયાજીરાવ ગાયકવાડ એઓએ કરેલાં ભાષણમાંથી.

ભાષા અને વાઙ્મય એ પ્રજાની પ્રગતિ અને પ્રજાના વિચારોની તસવીર છે. ભાષા અને વાઙ્મય ઉપરથી કોઇપણ દેશની સ્થિતિ માપી શકાય છે. * * આ સંમેલન સરખા પ્રસંગ વારંવાર આવો અને ભાષા તથા વિચારો દ્વારા દેશની ઉન્નતિ થાઓ, એવી મારી ઇચ્છા છે. આપ સૌ હર વખત આ પ્રમાણે જ એકઠા થશો, અને આવા જ ઉત્સવ કરી કરીને રાષ્ટ્રની ઉન્નતિ કરશો, એવી આશા છે. ભાષા તો સાધન માત્ર છે. ચારિત્ર્ય અને જ્ઞાનનો ઉત્કર્ષ થાય એ આપણું સાધ્ય છે. ખાલી શબ્દ પાંડિત્ય નથી જોઇતું. * * * દેશી ભાષાઓ દ્વારા ઉંચામા ઉંચી કેળવણી સુદ્ધા અપાતી થવી જોઇએ, એવી રા. બ. વૈદ્યની સૂચના છે. મારૂં મત પણ એવું જ છે. દેશી ભાષાઓનો પ્રસાર કરતાં સંસ્કૃત ભાષાનો પરાજય કરવાનો કે તેને ઉતારી પાડવાની નથી. સંસ્કૃત ભાષાને પહેલું પદ આપવુંજ જોઇએ, પણ હાલના સમયમાં તો સૌકોઇ સમજી શકે એવી જ ભાષા જોઇએ. દેશી ભાષા સૌ સમજે છે. જુદી જુદી ભાષાઓમાંના સુંદર વિચારો સૌના જાણવામાં આવી શકે તે માટે દેશી ભાષાઓની ઉન્નતિ કરવી જોઇએ. * * * આ વખતે જેમ મરાઠીનું સંમેલન ભર્યું, તેમ આવતી સાલ ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ને મેં અહીં બોલાવી છે. એ પ્રસંગે પણ આપ સૌ પધારશો. આ ભાષાઓનો પ્રશ્ન વિકટ છે. દેશી ભાષાઓ દ્વારા શિક્ષણ આપવાનો આરંભ યુનિવર્સિટી જ્યારે કરવાની હોય ત્યારે કરે; પણ અમે શરૂઆત કરવાના છીએ. દેશી ભાષાઓ બધા સમજે એવી સુલભ છે માટે એ ભાષાઓ દ્વારાજ નીતિ અને ધર્મ એના વિચારો પ્રસરાવવા જોઇએ. ભાષાનો વિચાર આપ પ્રાંતિક દૃષ્ટિથી ન [illegible]; રાષ્ટ્રીય દૃષ્ટિએ કરો. આખા રાષ્ટ્રના ઉદ્ધારને માટે દેશી ભાષાઓ જ સાધન હોય [illegible]. આપ સર્વેનો ફરી આભાર માની રજા લઉં છું.

# પરિષદના આવક ખર્ચનું સરવૈયું.

| આવક. | ખર્ચ. |
|---|---|
| (જુઓ અહેવાલ પ્રકરણ ૯) | (જુઓ અહેવાલ પ્રકરણ ૧૦) |
| ૨૭૬૬) પરિષદ્ ફાળા ખાતે— | પરિષદ્ ખર્ચ ખાતે ૧૫૭૪)૧૨)૪ |
| ૩૫૦૦) રૂ ૧૦ અને તેથી વધુ ભરનારા ગૃહસ્થોના | ક સામાન્ય ખર્ચ ૫૦૬)૧૦)૩ |
| ૨૬૬) રૂ ૧૦ થી ઓછું ભરનારા ગૃહસ્થોના | છપામણી ૧૯૧)૧૧)૦ |
| | સ્ટેશનરી ૬૧)૧૦)૩ |
| ૪૭૬) ટિકિટ વેચાણના | ટપાલ ખર્ચ ૧૧૪)૭)૬ |
| ૪૦૦) સભાસદ ટિકિટોના દર રૂ ૨ લેખે | તાર ખર્ચ ૮)૧૮)૦ |
| ૭૬) પ્રેક્ષક ટિકિટોના દર રૂ ૧ લેખે | નોકર ખર્ચ ૨૭)૧૩)૧૦ |
| | પરચુરણ ૧૦૨)૧)૮ |
| ૧૨૫)૮ પ્રદર્શન ફંડ ખાતે | ખ સ્વાગત કમિટિ ખર્ચ ૩૮)૦)૧૦ |
| ૯૩)૬)૬ નિબંધ છપામણીમાં મદદ | ગ સરભરા ખર્ચ ૭૨૪)૨)૨ |
| ૧૦૦)૧૫)૬ નિબંધ વેચાણના | ઘ ગાર્ડનપાર્ટિ ખર્ચ ૨૫૪)૧૫)૧ |
| ૬)૧૫)૮ જનરલ વેચાણના | પ્રદર્શન ખર્ચ ખાતે ૫૦૩)૩)૬ |
| | નિબંધ છપામણી ખાતે ૧૪૩૧)૯ |
| | અહેવાલ છપામણી ખાતે ૧૮૭)૧૪ |
| | ૩૬૪૭)૬) ० |
| | શિલક ૮૨૧)૬)૧૦ |
| રૂ ૪૫૬૮ ૧૩-૮ | રૂ ૪૫૬૮-૧૩-૮ |

મણિશંકર ગૌરીશંકર ભટ્ટ
મગનલાલ દુર્ગાપ્રસાદ બુચ
**તીજોરરો.**

બળવંતરાય કલ્યાણરાય ઠાકોર
ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા
બળવંતરાય વજેરાય [illegible]
**મંત્રીઓ.**

આ સરવૈયું તપાસતા તથા હીસાબ સાથે મેળવતા બરાબર માલમ પડયું છે
ગુજરાત, તા ૧-૪-૧૯૧૧

અનુપરામ રામજી ભટ્ટ
ગૈરિશંકર વિઠ્ઠલરામ મહેતા
**ઓડિટરો.**

ઈ. સ. ૧૯૦૯ની

# ત્રીજી

# ગુજરાતી સાહિત્ય

# પરિષદ્.



## અહેવાલ

સચિત્ર.

THE GANATRA P WORKS
PASKO

# ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્નો અહેવાલ.

## પ્રકરણ ૧ લું.

### કારોબારી કમિટિ.

૧. રાજકોટની પ્રાથમિક સભા.—પરિષદ્ને અંગે રાજકોટમાં કરવામાં આવેલી સર્વ પ્રવૃત્તિની શરૂઆત નીચેના કાગળથી થઇ.

અમદાવાદ તા. ૨૭ ફેબ્રુવારી ૧૯૦૯.

રા. રા. પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર, બી. એ.,

મુ. રાજકોટ.

વિ. વિ. કે ગુજરાતી સાહિત્ય પરિષદ્ની બીજી બેઠક સને ૧૯૦૭ના સપ્ટેમ્બર માસમાં મુંબાઇમાં થઇ હતી, તે વખતે અમને હવે પછીની સાહિત્ય પરિષદ્ માટે જનરલ સેક્રેટરી નીમ્યા હતા તે આપના જાણવામાં છે.

હવે કાઠિયાવાડમાં પરિષદ્ ભરવાની અગત્ય છે, અને તેથી સાહિત્યની વૃદ્ધિને ઘણો લાભ થશે એમ આશા રહે છે, તેથી આપને વિનતી કરવાની કે આ સંબંધી વિચાર કરવા જાહેર સભા બોલાવી જાહેર મત અનુકૂલ જણાય તો એક કમિટિ નીમશો અને અમને ખબર આપશો.

કાઠિયાવાડમાં પરિષદ્ ભરવાનું ઠરે તો તેની બધી વ્યવસ્થા ત્યાંની કમિટિ કરશે, તેમજ પરિષદ્ ભરવાના અને તેનો રિપોર્ટ પ્રસિદ્ધ કરવાના ખર્ચની બધી ગોઠવણ [illegible] કમિટિ કરશે, એવી આશા છે.

વિ. સેવક,

(સહી) રમણભાઇ મહીપતરામ,

(સહી) ઠાકોરલાલ ઘનિલાલ દેસાઇ,
જનરલ સેક્રેટરીઓ, સાહિત્ય પરિષદ્.

આ કાગળ ઉપરથી રા. રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર, ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા, રણછોડતરામ વાવાભાઇ મહેતા વગેરેએ ગ. રા. પ્રભાશંકર દલપતરામ પટ્ટણી, મણિશંકર ગૌરીશંકર ભટ્ટ વગેરે સાથે પરિષદ્ રાજકોટમાં ભરાય તો વધારે સારૂં કે ભાવનગરમાં એ વિષે કેટલાક વખત સુધી વિચાર કર્યો. અને તે

પરથી જ્યારે એમ સમજવામાં આવ્યું કે કાઠિયાવાડના મધ્ય સ્થળ તરીકે રાજકોટ વધારે સુગમ પડશે, તથા ભાવનગરની રાજકોટને પૂરેપૂરી મદદ રહેશે, ત્યારે રાજકોટના સાહિત્યપ્રેમી સદ્ગૃહસ્થોની એક સભા કાઠિયાવાડ હાઇસ્કૂલના હૉલમાં રવિવાર તા. ૨૧મી માર્ચની સવારે ભરવામાં આવી. રા. રા. કેવલરામ માવજી દવેની દરખાસ્તથી રા. રા. હરજીવન ભગવાનજી શુકલ સભાના પ્રમુખ નીમાયા, અને આ રાજકોટની પ્રાથમિક સભા આગળ રા. રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોરે ગુજરાતી પરિષદ્‌ના ઇતિહાસ, ઉદ્દેશો આદિ વિષે એક વ્યાખ્યાન કર્યું.† તે ઉપરથી સભામાં લાંબા વખત સુધી બહુ રસાકસી ભરેલી ચર્ચા થઇ અને છેવટે પરિષદ્‌ને કાઠિયાવાડમાં આમંત્રણ આપવા વિષે વિચાર કરવાને આખા કાઠિયાવાડની એક પ્રાથમિક સભા ઇસ્ટરના તહેવારોમાં રાજકોટ ખાતે બોલાવવાનો, એ સભા બાબતની વ્યવસ્થા કરવા માટેની કારોબારી કમિટિ અને તેના મંત્રીઓનો તથા કમિટિએ રૂ. ૫૦) સુધી ખર્ચવાની સત્તાનો, એમ ત્રણ ઠરાવ થયા.

**૨. કાઠિયાવાડની પ્રાથમિક સભા**—એ કારોબારી કમિટિએ તા. ૨૭મી માર્ચ ૧૯૦૯ને રોજ એક વિજ્ઞાપના પત્ર બહાર પાડી આખા કાઠિયાવાડના સાહિત્યપ્રેમી સદ્ગૃહસ્થોને તા. ૧૧ એપ્રિલ ૧૯૦૯ને રોજ રાજકોટ પધારી સાંજે સાડા પાંચ વાગે કાઠિયાવાડ હાઇસ્કૂલના હૉલમાં મળનાર જાહેર સભામાં ભાગ લેવાને નહોતર્યા, તથા એ સભા આગળ મુકવાની દરખાસ્તોનો નીચે પ્રમાણેનો મુસદ્દો પોતાના વિજ્ઞાપના પત્રની સાથેજ પ્રસિદ્ધ કર્યો.

### સભામાં રજુ કરવાની દરખાસ્તો.

૧. કાઠિઆવાડની આ જાહેર સભા ત્રીજી સાહિત્ય પરિષદ્‌ને રાજકોટ મુકામે વિક્રમ સંવત ૧૯૬૫ ના ભાદ્રપદ—આશો એટલે સપ્ટેમ્બર-ઓક્ટોબરમાં જે દિવસ અનુકૂળ જણાય તે દિવસે આમન્ત્રણ કરવાનુ ઠરાવે છે.

૨. આ સભા નીચેના સદ્ગૃહસ્થોની કારોબારી કમિટિ નીમી તેમને પોતાની સંખ્યામાં વધારો કરવાની સત્તા આપે છે.

ક. અધિકારીઓ.

૧. ખજાનચી—રા. રા. મણિશંકર ગૌરીશંકર ભટ્ટ.

૨. મંત્રીઓ.—રા. રા. બળવતરાય કલ્યાણરાય ઠાકોર.
રા. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા.
રા. રા. બલવતરાય વજેશંકર છાયા.

૩. સભાસદો—

સૂચના—કારોબારી કમિટિના સભાસદ તરીકે રાજકોટ અને બીજા સ્થળોમાંથી કોને નીમવા, અને બીજા સ્થળોમાંથી

† આ વ્યાખ્યાન રા. રા. બલવતરાયની "ગુજરાતી સાહિત્ય પરિષદ્ માટે વ્યાખ્યાનો" નામની ચોપડીમાં પ્રસિદ્ધ થઇ ગયું છે.

મંત્રીઓ તરીકે કોને નીમવા તેમના નામ સભામાં નક્કી થશે.

ખ. સત્તા—૧. ત્રીજી પરિષદ્‌ના ઉદ્દેશો પાર પાડવાને લગતો કુલ અખત્યાર આ કમિટિને છે.

૨. પેટા કમિટિ—જરૂર પડે તે પેટા કમિટિઓ પોતાનામાંથી નીમે.

૩. ખર્ચ—આ પરિષદ્‌ના ખર્ચ માટે ફાળો એકઠો કરે, અને તેમાથી યોગ્ય ખર્ચ કરે.

**સૂચના**—પરિષદ્‌નો ખર્ચ આશરે રૂ. ૧૫૦૦ થશે એમ ધારવામા આવે છે

૪. પ્રતિનિધિ—પરિષદ્‌ના દરેક પ્રતિનિધિ પાસેથી પહેલી અને બીજી પરિષદ્‌ના વહીવટ અનુસાર રૂા બેની ફી લે.

૫ પ્રેક્ષકો—પ્રેક્ષકો પાસેથી ફી લેવી કે નહિ તેની સત્તા આ કમિટિને છે.

૬. સભાવિત પ્રેક્ષકો—સંભાવિત પ્રેક્ષકોને આમન્ત્રણ આપવાની સત્તા આ કમિટિને છે.

૩. આ સભા ત્રીજી સાહિત્ય પરિષદ્‌ની **સત્કાર કમિટિ વિષે** નીચે પ્રમાણે ઠરાવે છે.

ક. સભાસદો—

૧ દરખાસ્ત બીજીમા નીમેલી કારોબારી કમિટિના સભાસદો.

૨. કારોબારી કમિટિ ભલામણ કરે તેવા કાઠિયાવાડના પ્રખ્યાત સાક્ષરો

૩ ત્રીજી પરિષદ્‌ના ફંડમા રૂપિયા દશ અથવા તેથી વધારે ભરે તે સર્વે સદ્‌ગૃહસ્થો

ખ. પ્રમુખોની ચુંટણી—પોતાના તેમજ પરિષદ્‌ના પ્રમુખોની ચુટણી આ કમિટિ કરે

૪. પરિષદ્‌મા આવવાના તમામ લેખો, વ્યાખ્યાનો, વગેરે જોતા, અને પરિષદ્‌નો ટૂંકો સમય વિચારતા,

(૧.) કયા લેખો વગેરે પરિષદ્‌ની સમક્ષ વાચવા,

(૨) અને તે આખી પરિષદ્‌મા વાચવા, કે તેમની જુદા જુદા વિષયમા વહેંચણ કરી નાખીને; તથા પરિષદ્‌ના પણ વિષય વિભાગો કરીને તે તે વિષયના લેખ તે તે પરિષદ્ વિભાગ આગળ વાચવા,

તે નક્કી કરવાનું કામ કારોબારી કમિટિ **સાક્ષરોની એક કમિટિ** નીમી તેને સોપે

આ પ્રમાણે બોલાવેલી સભામાં આશરે દોઢસો સદ્‌ગૃહસ્થો હાજર થયા; ઉપરાંત ભાવનગર, જુનાગઢ, ચોરવાડ, કુતિયાણા, જામનગર, મોરબી, ગોંડળ, ધોરાજી, ધ્રાંગધ્રા, ધ્રોળ, પાલીતાણા, વાંકાનેર, વઢવાણ, અમરેલી, લીંમડી, માણાવદર, જેતપુર, વડિયા, ચૂડા, લીલિયા, આંગરોળ, તેમજ મુંબાઇ, અમદાવાદ, લૂણાવાડા, નડિયાદ, વડોદરા, કપડવંજ, રત્નાગિરિ, અને બીજાં પણ કેટલાંક સ્થળેથી અનેક સાહિત્યપ્રેમી સદ્‌ગૃહસ્થોના કાગળો આવ્યા હતા. આમાં જામનગરનો એક કાગળ ત્યાં સભા મળી હતી તેમાં પ્રતિનિધિઓ ચૂંટાયા હતા તેમની સાથે સભાના પ્રમુખ કુમારશ્રી માનસિંહજીએ મોકલાવેલો હતો; તથા બાજા કાગળોમાં અમદાવાદની સાહિત્ય સભાનો, અને રા. રા. શેઠ સાહેબ પુરૂષોત્તમ વિશ્રામ માવજી, છગનલાલ હરિલાલ પંડ્યા, હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા, નરસિંહરાવ ભોળાનાથ દીવટિયા, કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, હાલાભાઈ પીતાંબરદાસ દેરાસરી, નર્મદાશંકર દેવશંકર, આદિના મુખ્ય હતા. જેતપુરના રા. રા. દેવચંદ ઉત્તમચંદ પારેખની દરખાસ્ત, અને જામનગરના રા. રા. મણિશંકર ગોવિંદજી વૈદ્યશાસ્ત્રીના અનુમોદનથી રા. રા. દલપતરામ ભગવાનજી શુકલે પ્રમુખ સ્થાન લીધુ, અને સભાનો ઉદ્દેશ તથા ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની બાબતમાં કાઠિયાવાડમાં સર્વત્ર જણાતા ઉત્સાહ વિષે બે શબ્દો કહીને સભાનું કામ શરૂ કર્યું.

રા. રા. અમૃતલાલ રણછોડદાસ બક્ષીની દરખાસ્ત, ગોંડળના રા. રા. છોટાલાલ ચૂનીલાલ સૂતરીઆના અનુમોદન અને રા. રા. બળવંતરાય ઠાકોરના ટેકાથી પહેલો ઠરાવ નીચે પ્રમાણે મુકવામાં આવ્યો:

૧ કાઠિયાવાડની આ જાહેર સભા ત્રીજી સાહિત્ય પરિષદ્‌ને રાજકોટ મુકામે વિ. સં ૧૯૬૫ના ભાદ્રપદ આશ્વિન–સપ્ટેંબર ઓકટોબરમાં જે દિવસ પરિષદ્‌ની કારોબારી કમિટિને અનુકૂળ જણાય તે દિવસે આમંત્રણ કરવાનું ઠરાવે છે. આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો.

બીજો ઠરાવ રા. રા. રતિલાલ ઘેલાભાઇ મહેતા, રા. બા. દુર્લભજી ધરમશી વૈદ, અને ગોંડળના રા. રા. પ્રાણશંકર ભવાનીશંકર જોશીએ રજુ કર્યો તે નીચે પ્રમાણે હતો.

૨. આ સભા નીચેના સદ્‌ગૃહસ્થોની કારોબારી કમિટિ નીમી તેમને પોતાની સંખ્યામાં વધારો કરવાની તથા જો પોતાના અધિકારીઓની જગા ખાલી પડે તો તે પૂરવાની સત્તા આપે છે.

અધિકારીઓ—પ્રમુખ, રા. રા. દલપતરામ ભગવાનજી શુકલ.
ઉપપ્રમુખ, રા. રા. અમૃતલાલ રણછોડદાસ બક્ષી.
ખજાનચીઓ, રા. રા. મણિશંકર ગૌરીશંકર ભટ્ટ.
રા. રા. મંગળપ્રસાદ દુર્ગાપ્રસાદ.

મંત્રીઓ, રાજકોટના,

રા. રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર.

રા. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા.

રા. રા. બલવંતરાય વજેશંકર છાયા.

ભાવનગરના,

રા. રા. વિઠ્ઠલરાય મહીપતરાય મહેતા.

રા. રા. રણછોડરામ વાઘાભાઇ મહેતા.

જુનાગઢના રા. રા. હરિલાલ માધવજી ભટ્ટ.

જામનગરના રા. રા. દ્વારકાંદાસ લાલજી સરૈયા.

મોરબીના રા. રા. પ્રાગજીભાઇ મથુરભાઇ પટેલ.

પોરબંદરના રા. રા. ગોવિંદજી ડાહ્યાભાઈ વકીલ.

*વઢવાણના રા. રા. હરીલાલ નેમચંદ ગોસળીઆ.

*ધ્રાંગધ્રાના રા. રા. ચુનીલાલ મોતીલાલ શ્રાફ.

અમરેલીના રા. રા. વિનોદરાય જયસુખરાય મજમુદાર.

જેતપુરના રા. રા. દેવચંદ ઉત્તમચંદ પારેખ.

લીંમડીના રા. રા. ગણેશજી જેઠાભાઇ.

ગોંડળના રા. રા. પ્રાણશંકર ભવાનીશંકર જોશી.

સભાસદો—રાજકોટના ૨૪ સદ્‌ગૃહસ્થો અને જુનાગઢ, ભાવનગર, મોરબી, ગોંડળ આદિ સ્થળોના સભાસદોનાં નામ સ્થાનિક મંત્રીઓ જે રજુ કરે તે સર્વે સદ્‌ગૃહસ્થો.†

આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો.

ઉપર પ્રમાણે નીમાયેલી કારોબારીની કમિટિની સત્તા વિષેનો ત્રીજો ઠરાવ દિવાન સાહેબ ખાન બહાદુર બેજનજી મેહેરવાનજી ડમરી, મોરબીના રા. રા. કલ્યાણરાય જેઠાભાઇ બક્ષી, અને રા. રા. કેશવલાલ ગિરિધરલાલ ત્રિવેદીએ નીચે પ્રમાણે રજુ કર્યો.

૩. (૧) ત્રીજી પરિષદ્‌ના ઉદ્દેશો પાર પાડવાને લગતો કુલ અખતિયાર ઉપલી કારોબારી કમિટિને છે.

(૨) કમિટિનું કોરમ (quorum) સાતનું ઠરાવવામાં આવે છે.

(૩) કમિટિ જરૂર પડે તે પેટા કમિટિઓ પોતાનામાંથી નીમે.

(૪) કમિટિ આ પરિષદ્‌ના ખર્ચ માટે ફાળો એકઠો કરે અને તેમાંથી યોગ્ય ખર્ચ કરે.

(૫) કમિટિ પરિષદ્‌ના દરેક પ્રતિનિધિ પાસેથી રૂપીઆ ૨) ની ફી લે.

(૬) પ્રેક્ષકો પાસેથી ફી લેવી કે નહિ તેની સત્તા આ કમિટિને છે.

(૭) સંભાવિત પ્રેક્ષકોને આમન્ત્રણ આપવાની સત્તા આ કમિટિને છે.

---

* રા. રા. હરિલાલે અને રા. રા ચુનીલાલે આ પછી મોડા વખતમાં જ મંત્રીપદ સ્વીકારેલું ના પાડી હતી.

† કારોબારી કમિટિના સભાસદોને માટે જુઓ પ્રકરણ ૮: હિસાબ—આવક.

આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો.

ચોથો ઠરાવ સત્કાર કમિટિ વિષેનો જુનાગઢના રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, મોરબીના રા. રા. પ્રાગજીભાઇ મથુરભાઇ પટેલ અને રા. રા. દેવળરામ માવજી દવેએ નીચે પ્રમાણેનો રજુ કર્યો.

૪. આ સભા ત્રીજી સાહિત્ય પરિષદ્‌ની સત્કાર કમિટિ વિષે નીચે પ્રમાણે ઠરાવે છે.

ક. સભાસદો—

(૧) ઠરાવ ઉજામાં નીમેલા કારોબારી કમિટિના સભાસદો.

(૨) કારોબારી કમિટિ ભલામણ કરે તેવા કાઠિયાવાડના સંભાવિત સદ્‌ગૃહસ્થો અને સાક્ષરો

(૩) ત્રીજી પરિષદ્‌ના ફંડમાં રૂપીયા ૧૦ અથવા વધારે ભરે તે સર્વ સદ્‌ગૃહસ્થો.

ખ. પ્રમુખોની ચુંટણી—પોતાના તેમજ પરિષદ્‌ના પ્રમુખોની ચુંટણી આ કમિટિ કરે."

આ દરખાસ્તની ક (૧) અને ક (૩) માં મળીને જે અર્થ ગર્ભિત રહેલો હતો, કે કારોબારી કમિટિના દરેક સભાસદે પણ રૂપીઆ ૧૦) ભરવા, એ સ્પષ્ટ કરવાના આશયથી મોરબીના રા. રા. કલ્યાણરાય જેઠાભાઇ બક્ષીએ એક સુધારો રજૂ કર્યો, અને તે ઉપરથી રા. રા. દેવચંદ ઉત્તમચંદ પારેખ, રા. માધવરાય જેઠાભાઇ બક્ષી, જામનગરના રા. દયાશંકર ભગવાનજી વકીલ અને રા. ભગવાનજી દેવજી વકીલ, જુનાગઢના રા. હરિલાલ માધવજી ભટ્ટ અને રાજકોટના રા. હરજીવન ભગવાનજી શુક્લે ભાષણો કર્યાં, અને એ મુજબ થયેલી ચર્ચાથી પોતાનો આશય સિદ્ધ થયો છે એમ ગણીને રા. રા. કલ્યાણરાયે પોતાનો સુધારો પાછો ખેંચી લીધો એટલે ઠરાવ સર્વાનુમતે પસાર થયો.

પાંચમો ઠરાવ સાક્ષર કમિટિ વિષેનો જામનગરના રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારિયા, રાજકોટના રા. રા. વલ્લભજી હરિદત્ત આચાર્ય, અને જુનાગઢના રા. ગ. હરિલાલ માધવજી ભટ્ટે નીચે પ્રમાણે રજુ કર્યો.

૫. પરિષદ્‌માં આવવાના તમામ લેખો, વ્યાખ્યાનો વગેરે જોતાં અને પરિષદ્‌નો વખત વિચારતા,

(૧) કયા લેખો વગેરે પરિષદ્‌ની સમક્ષ વાચવા,

(૨) અને તે આખી પરિષદ્‌મા વાચવા કે તેમની જુદા જુદા વિષયોમાં વહેંચણી કરી નાખીને, તથા પરિષદ્‌ના પણ વિષય વિભાગો કરીને તે તે વિષયના લેખ તે તે પરિષદ્‌વિભાગ આગળ વાંચવા, તે નક્કી કરવાનું કામ કારોબારી કમિટિ સાક્ષરોની એક કમિટિ નીમી તેને સોંપે."

આ ઠરાવ ઉપર ચર્ચા દરમિયાન "કાઠિયાવાડ ટાઇમ્સ" "મુંબાઇ સમાચાર," વગેરે વર્તમાનપત્રોમાં "સત્ય" ની સહીથી એક એવી મતલબનો કાગળ પ્રસિદ્ધ થયો હતો કે પરિષદ્ ભરવા માટે રાજકોટ યોગ્ય સ્થળ નથી, એ વિષે ચર્ચા નીકળી; તેમાં દિવાન સાહેબ બેજનજી વગેરેએ જણાવ્યું કે એવાં નનામાં લખાણ ઉપર જરા પણ લક્ષ આપવું જોઇએ નહિ. તે પછી ઠરાવ વિરૂદ્ધ સાક્ષર કમિટિ નહિ જોઇએ. અગર તો એવી કમિટિ નીમવાની ખુદ પરિષદ્‌ને જ સત્તા હોઈ શકે, એ મતલબની રા. રા. હરિશંકર નૃસિંહરામ પંડ્યાએ ટીકા કરી તેથી પ્રમુખ રા. રા. શુકલે એ, ટીકાની તરફેણમાં જે સદ્‌ગૃહસ્થો હોય તેમને પોતાની આંગળી ઉંચી કરવા વિનંતિ કરવાથી માત્ર ૭ વિરૂદ્ધ અને બાકીના તરફેણમાં જણાયા, અને ઠરાવ બહુમતે પસાર થયો.

સભાનું કામ શરૂ થયા પછી મળેલ ભાવનગરથી રા. રા. પ્રભાશંકર દલપતરામ પટ્ટણી અને મણિશંકર ગૌરીશંકર ભટ્ટના તાર અને લીંબડીથી રા. રા. નરભેરામ અનુપચંદ મહેતાનો તાર સભામાં વંચાયા, અને જુદા જુદા સ્થલોથી આટલી મોટી સંખ્યામાં પધારેલા સદ્‌ગૃહસ્થોનો, હાઇસ્કૂલના હૉલને માટે હેડમાસ્તર સાહેબનો, અને પ્રમુખનો ઉપકાર મનાયા બાદ આ મોટી વગવાળી અને પછીના સર્વ કામ કાજની નિયામક સભા સમાપ્ત થઇ. સભાસદો ઉમંગની આપલે કરતા પોતપોતાનાં આસનેથી ઉઠયા ત્યાંજ ફાળો ભરવાનું કામ શરૂ થઇ ગયું, અને પરગામથી પધારેલા ગૃહસ્થો પાછા આગગાડીમાં બેઠા તે પહેલાં રૂ. પાંચસો ઉપરની રકમ ભરાઇ ગઇ.

**૩. લેખકોને વિજ્ઞાપના**—કાઠિયાવાડના ઉત્સાહને ડગલે ડગલે યોગ્ય અને કાર્યપોષક કૃતિઓથી સાકાર કરવાનો ભાર કારોબારી કમિટિને માથે આવ્યો.

એપ્રિલથી ઓકટોબરના અંત સુધીમાં કારોબારી કમિટિ સાત વાર મળી, તેમાં પહેલી બેઠકમાં ઉપર જણાવેલું ફાળો ભરવાનુંજ કામ થયું હતું. બીજી બેઠક તા. ૧૬-૪-૦૯ને રોજ થઇ તેની આગળ રા. રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર, રા. રા. રણજીતરામ વાવાભાઇ મહેતા, રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા, રા. હરિલાલ માધવજી ભટ્ટ, રા. દલપતરામ ભગવાનજી શુકલ, રા. હરજીવન ભગવાનજી શુકલ, રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, રા. હિમ્મતલાલ ગણેશજી અંજારીઆ વગેરેની મદદથી તૈયાર કરેલી લેખકોને વિજ્ઞાપના અને વિષયોની યાદી રજુ કરવામાં આવી. તે ઉપર રા. રા. વલ્લભજી હરિદત્ત આચાર્ય, રા. જન્મશંકર મહાશંકર બુચ, રા. કેશવલાલ ગિરધરલાલ ત્રિવેદી અને કમિટિના બીજા સભાસદોએ ચર્ચા કરતાં તેમાં સુધારા વધારા થયા અને ઠરાવ થયો કે

કમિટિ આગળ વાંચી સંભળાવેલા મુસદ્દા પ્રમાણે વિષયોની યાદી અને લેખકોને વિનંતી પત્ર-પ્રમુખ, ઉપપ્રમુખ, અને મંત્રીઓની સહી સાથે નકલ ૨૦૦૦ છાપીને બનતી ઝડપથી બધે બીડવાં.

સંખ્યાબંધ વર્તમાન પત્રો અને માસિકોએ પણ એ વિજ્ઞાપના અને વિષયોની યાદી છાપી ; એ અહીં આખી ઉતારવામાં આવે છે.

## લેખકોને વિજ્ઞાપના.

રા૦ રા૦

વિ૦ વિ૦ કે ત્રીજી સાહિત્ય પરિષદ્ માટે નીમાયલી કારોબારી કમિટિ તરફથી આ વિનતિપત્ર આપને મોકલવામા આવે છે.

૨. ગુજરાતી વાઙ્મયને લગતા—યાદિમા જણાવેલા કે બહારના—કયા વિષયો ઉપર આપ પરિષદ્ માટે નિબંધ લખવા ઇચ્છો છો તે વેળાસર જણાવી આભારી કરશો

૩. નિબંધ મોકલવા ઉપરાંત પણ પરિષદ્ની અન્ય પ્રકારની કોઇ સેવા કરવાનું આપના ધ્યાનમા આવે તો તે વિષે પણ લખવામા સંકોચ રાખશો નહિ એવી આશા છે

૪. પરિષદ્નું કાર્ય આખી પ્રજાનું છે. આ પત્ર જેને મળે તેને જ પરિષદ્નું આમંત્રણ છે એમ કંઇ નથી. આપના મિત્રમંડળમાના સર્વ સાહિત્યપ્રેમી સજ્જનોને આ પત્ર બતાવી તે દરેકને પરિષદ્ની યથાશક્તિ સેવા કરવા અમારા તરફથી પૂર્ણ આગ્રહ કરશો

૫ પરિષદ્ને માટે જે તારીખો નક્કી થશે તે હવે પછી વર્તમાનપત્ર દ્વારા પ્રસિદ્ધ કરવામા આવશે

૬ ક. લેખકોએ પોતાના લેખ મોડામા મોડા તા ૧ સપ્ટેમ્બર ૧૯૦૯ સુધીમા મોકલવા મહેરબાની કરવી, કેમકે એ તારીખ પાછી મળેલ લેખો આ પરિષદ્ આગળ રજુ કરવા અશક્ય છે

ખ. પરિષદ્ના કામની સુગમતા ખાતર લેખકો પોતાના લેખની બે નકલો મોકલી આપશે તો મહેરબાની થશે

ગ. આ વખતે મોકલેલા લેખના વિષય ઉપર લેખકે પહેલા કોઇ વાર લખાણ કરેલું હોય તો તેની પ્રત તેમણે મોકલવા, અગર જે સ્થળે તે પ્રસિદ્ધ થયુ હોય તે જણાવવા કૃપા કરવી, જેથી હાલ મોકલેલા લેખમા કેટલી નવીનતા છે તે જોવાનુ બની શકે.

ઘ. પરિષદ્નો પોણા કલાકથી વધારે વખત રોકે એવો લાંબો વિષય હોય તો લેખકે તેનો ટુંકો સાર લખી મોકલવા અથવા તો તેમાના ખાસ અગત્યના ભાગ—પોણા કલાકમા વાચી શકાય તેટલા—(નિશાની કરી મોકલવા મહેરબાની કરવી

ત્રીજી સાહિત્ય પરિષદ્.

### વિષયોની યાદી

આ યાદી સૂચના રૂપ જ છે એમા ગણાવેલા દરેક વિષય ઉપર લેખ આવશે

જ એમ માનવાનું નથી એથી ઉલટુ એ ઉપરાંતના પણ ગુજરાતી વાઙ્મયના ગમે તે વિષય ઉપર લખવાની સૌ કોઇને છુટ છે માત્ર એટલી આશા રાખવામા આવે છે કે જે કોઇ વિષય મોકલવામા આવે, તે જેમ બને તેમ સગીન મ્હડતી પક્તિના કરવા તરફ લેખકો ધ્યાન આપશે, કેમકે પરિષદ્ના ઉદ્દેશોની સિદ્ધિનો આધાર લેખોની સખ્યા અને વિષયોની વિવિધતાના કરતા તેમના ગુણ અને વિદ્વત્તા ઉપર વધારે છે

૧ ભાષા અને ભાષાશાસ્ત્ર

- ક. સામાન્ય આ વિભાગમા ગુજરાતી વ્યાકરણ (લિપિ, જોડણી, વ્યુત્પત્તિ, વાક્યરચના, સમાસવિચાર વગેરે) ની હાલની સ્થિતિ કે તેના કોઇ પણ અંશના ઇતિહાસનુ શાસ્ત્રીય વિવેચન
- ખ. પ્રાંતિક અને કોમ કોમની બોલીઓ —

  પ્રાંતિક બોલીઓ—જેવી કે ઝાલાવાડી,

  કોમ કોમની બોલીઓ—જેવી કે કાઠી, ચારણી, ભીલી,

  સરહદ ઉપરની બોલીઓ—જેવી કે ગજસ્થાની, મારવાડી, કચ્છી અને તેઓનો ગુજરાતી સાથે સબધ
- ગ. ડાક્ટર ગ્રીયર્સન, બીમ્સ, હર્નલ, આદિ વિદેશી ભાષા શાસ્ત્રીઓના ગુજરાતી ભાષા અને તેના ઇતિહાસ વિષેના વિચારોની ચર્ચા
- ઘ. અપભ્રશ ભાષા અને સાહિત્ય
- ઙ. ગુજરાતી ભાષાશાસ્ત્રીઓ જેવા કે હેમચદ્ર
- ચ. નરસિહ મહેતાની કે અન્ય કોઇ પ્રાચીન ગુજરાતી લેખકની ભાષાનું ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ નિરીક્ષણ
- છ. કોષ, પરિભાષા, આદિ
- જ. ભારતવર્ષ સારૂ એક ભાષા અને એક લિપિ

૨ સાહિત્ય —

- ક. ઇતિહાસ દૃષ્ટિથી ગુજરાતી સાહિત્યના કોઇ પણ પ્રદેશ કે ખડનું વિવેચન

  સૌંદર્ય દૃષ્ટિથી ગુજરાતી સાહિત્યના કોઇ પણ પ્રદેશ કે ખડનું વિવેચન

  ધર્મ અને ફિલસુફીની દૃષ્ટિથી ગુજરાતી સાહિત્યના કોઇ પણ પ્રદેશ કે ખડનું વિવેચન
- ખ. છદ શાસ્ત્ર (મેટ્રિક્સ) ઉદાહરણ—ઢાળ, દેશીઓ, વગેરે જુના પ્રયોગો તેમ હાલ વપરાશમા આવતા નવા છાદસ પ્રયોગોની ચર્ચા.
- ગ. અલકાર શાસ્ત્ર—સસ્કૃત

  ,, —પાશ્ચાત્ય
- ઘ. સસ્કૃત કાવ્યો, નાટકો, વગેરેના ભાષાતરોની સાહિત્ય ચર્ચા

ઙ. દેશજ સાહિત્ય: લોકગીત, લોકકથા, ભજનો.

ચ. સંસ્કૃત, અંગ્રેજી આદિ સાહિત્યની ગુજરાતી ઉપર અસર.

છ. બંગાળી, મરાઠી, હિંદી, તામિલ, આદિ ભાષા અને સાહિત્યની પ્રગતિનો ગુજરાતી ભાષા અને સાહિત્યની પ્રગતિ સાથે મુકાબલો.

૩. કલા:

ક. સંગીત
ખ. ચિત્રકલા
ગ. શિલ્પ
ઘ. સ્થાપત્ય
ઙ. નૃત્ય અને નાટ્ય

૧. એક કે વધારે કલાનું વિવેચન, ઇતિહાસ, આદિ.
૨. એક કે વધારે કલાનો સાહિત્ય સાથે સંબંધ
૩. એક કે વધારે કલાનો પ્રજાજીવન સાથે સંબંધ
૪. પાશ્ચાત્ય કલાઓની આપણી કલાઓ ઉપર અસર.

ચ. ગુહ્ય કલાઓ.

૪. વિજ્ઞાન:

ક. ભૌતિક શાસ્ત્રો. (નેચરલ સાયન્સ.)
ખ. માનસ શાસ્ત્રો. (મેન્ટલ અને મોરલ સાયન્સ.)

૧. એક કે વધારે શાસ્ત્ર (કે તેના અમુક અંગ, પ્રદેશ આદિ)નું વિવેચન, ઇતિહાસ, આદિ.
૨. આપણાં કોઇ પ્રાચીન શાસ્ત્ર અને તેવાં પાશ્ચાત્ય શાસ્ત્ર વચ્ચે મુકાબલો.
૩. બોટની (ઉદ્ભિદ્વિદ્), બાયોલોજી, ફીઝિયોલોજી (ઇંદ્રિય વિજ્ઞાન શાસ્ત્ર), માનસ શાસ્ત્ર (સાઇકોલોજી), નીતિ, રાજ્યનીતિ, વ્યવહાર શાસ્ત્ર (જ્યુરીસ્પ્રુડન્સ), આદિ ગુજરાતી વાઙ્મયમાં કેટલાં ખેડાયાં છે, અને કેમ વધારે ખેડાય વગેરે વિષયોની ચર્ચા.

૫. કેળવણી:

ક. સામાન્ય ચર્ચા;

ખ. પ્રાથમિક, માધ્યમિક, ઉચ્ચ, સ્ત્રી, અન્ત્યજ, ઔદ્યોગિક, ખેતીની અને ગામડી, દાક્તરી અને આરોગ્ય વિષયક, ઇજનેરી, વેપારી, નાવિક, નીતિ અને ધર્મની—વગેરે કેળવણીના વિવિધ વિભાગોની ચર્ચા.

ગ. કેળવણીમાં ગુજરાતી ભાષાનો ઉપયોગ વધારવાની ચર્ચા.

૬. ઇતિહાસ:

ક. પુરાણવસ્તુશાસ્ત્ર-જેવાં કે નિષ્કશાસ્ત્ર, ઉત્કિલેખન વગેરે.

ખ. રાજકીય ઇતિહાસ અને ભૂગોળ:

ગ. સામાજિક ઇતિહાસ: નાતો, પંથો, ધર્મો, સંસ્થાઓ વગેરેના ઇતિહાસ.

૭. ધર્મ અને ફિલસુફી:

ક. હિંદના ધર્મો, દર્શનો, ધાર્મિક અને તાત્વિક સંસ્કૃતિ, એનું સામાન્ય કે એના કોઇ પણ એક અંશનું નિરીક્ષણ.

ખ. પાશ્ચાત્ય ધર્મ અને ફીલસુફીની આપણા ઉપર થતી અસર.

ગ. ગુજરાતના ધર્મો, પંથો, સંપ્રદાયો, આદિના સિદ્ધાંતો, કર્મકાંડ, સાહિત્ય આદિનું નિરીક્ષણ.

ઘ. આચાર્યો, સાધુઓ, ગોરજીઓ, પીરો, ફકીરો વગેરેનાં જીવન અને વચનામૃત.

૮. ગુજરાતી વાઙ્મયની પ્રગતિને અને પરિષદ્‌ના ઉદ્દેશને લગતા વ્યવહાર પ્રશ્નો.

## પરિશિષ્ટ.

### કાઠિયાવાડને લગતા વિષયોની ખાસ યાદી.

ક.

૧. શ્રી કૃષ્ણ અને દ્વારિકા.
૨. જૈનોનાં મંદીરો; ગિરનાર, શત્રુંજય આદિ.
૩. કાઠિયાવાડના સાધુઓ, ભગતો, પીરો, આચાર્યો વગેરે.
૪. સહજાનંદ સ્વામી.
૫. દયાનંદ સરસ્વતી.
૬. કાઠિયાવાડનું અદ્‌ભુત (રોમાન્ટિક) સાહિત્ય.
૭. કાઠી, ચારણી, હાલારી, ઝાલાવાડી, વગેરે ભાષાઓ અને બોલીઓ.
૮. કાઠિયાવાડમાં થયેલા સંસ્કૃત, ફારસી, લેખકોનાં ચરિત્રો, લખાણો વગેરે.
૯. નરસિંહ મેહતો, ભોજો ભગત, કાળીદાસ (વસાવડ), વગેરે.
૧૦. કાઠિયાવાડના રાજવંશી ગ્રંથકર્ત્તાઓ.

ખ.

૧. અશોક, રૂદ્રદામા વગેરેના લેખો.
૨. વલ્લભી સામ્રાજ્ય.
૩. માંગરોળ આદિ પ્રાચીન સ્થળોની ઇમારતો અને ખંડિયેરો.
૪. મહમદ ગઝનવી અને સોમનાથ પટ્ટણ.
૫. કાઠિયાવાડનો રાજપૂત સમયનો, મુસલમાની સમયનો, મરાઠી સમયનો ઇતિહાસ.
૬. કર્નલ વોકરના જમાનાનું કાઠિયાવાડ.

ડ. દેશજ સાહિત્ય : લોકગીત, લોકકથા, ભજનો.

ચ. સંસ્કૃત, અંગ્રેજી આદિ સાહિત્યની ગુજરાતી ઉપર અસર.

છ. બંગાળી, મરાઠી, હિંદી, તામિલ, આદિ ભાષા અને સાહિત્યની પ્રગતિનો ગુજરાતી ભાષા અને સાહિત્યની પ્રગતિ સાથે મુકાબલો.

૩. કલા :

| | |
|---|---|
| ક. સંગીત<br>ખ. ચિત્રકલા<br>ગ. શિલ્પ<br>ઘ. સ્થાપત્ય<br>ડ. નૃત્ય અને નાટ્ય | ૧. એક કે વધારે કલાનું વિવેચન, ઇતિહાસ, આદિ.<br>૨. એક કે વધારે કલાનો સાહિત્ય સાથે સંબંધ<br>૩. એક કે વધારે કલાનો પ્રજાજીવન સાથે સંબંધ<br>૪. પાશ્ચાત્ય કલાઓની આપણી કલાઓ ઉપર અસર. |

ચ. ગૃહ્ય કલાઓ.

૪. વિજ્ઞાન :

| | |
|---|---|
| ક. ભૌતિક શાસ્ત્રો. (નેચરલ સાયન્સ.)<br>ખ. માનસ શાસ્ત્રો. (મેન્ટલ અને મોરલ સાયન્સ.) | ૧. એક કે વધારે શાસ્ત્ર (કે તેના અમુક અંગ, પ્રદેશ આદિ) નું વિવેચન, ઇતિહાસ, આદિ.<br>૨. આપણાં કોઇ પ્રાચીન શાસ્ત્ર અને તેવાં પાશ્ચાત્ય શાસ્ત્ર વચ્ચે મુકાબલો.<br>૩. બોટની (ઉદ્‌ભિજ્જ), બાયોલોજી, ફીઝિયોલોજી (ઇંદ્રિય વિજ્ઞાન શાસ્ત્ર), માનસ શાસ્ત્ર (સાઇકોલોજી), નીતિ, રાજ્યનીતિ, વ્યવહાર શાસ્ત્ર (જ્યુરીસ્પ્રુડન્સ), આદિ ગુજરાતી વાઙ્‌મયમા કેટલા ખેડાયા છે, અને કેમ વધારે ખેડાય વગેરે વિષયોની ચર્ચા. |

૫. કેળવણી.

ક. સામાન્ય ચર્ચા,

ખ. પ્રાથમિક, માધ્યમિક, ઉચ્ચ, સ્ત્રી, અંત્યજ, ઔદ્યોગિક, ખેતીની અને ગામડી, દાક્તરી અને આરોગ્ય વિષયક, ઇજનેરી, વેપારી, નાવિક, નીતિ અને ધર્મની--વગેરે કેળવણીના વિવિધ વિભાગોની ચર્ચા.

ગ. કેળવણીમાં ગુજરાતી ભાષાનો ઉપયોગ વધારવાની ચર્ચા

૬. ઇતિહાસ :

ક. પુરાણવસ્તુશાસ્ત્ર-જેવાં કે નિષ્કશાસ્ત્ર, ઉત્કિલેખન વગેરે.

ખ. રાજકીય ઇતિહાસ અને ભૂગોળ :

ગ. સામાજિક ઇતિહાસ : નાતો, પંથો, ધર્મો, સંસ્થાઓ વગેરેના ઇતિહાસ.

૭. ધર્મ અને ફિલસુફી:

ક. હિંદના ધર્મો, દર્શનો, ધાર્મિક અને તાત્વિક સંસ્કૃતિ, એનું સામાન્ય કે એના કોઇ પણ એક અંશનું નિરીક્ષણ.

ખ. પાશ્ચાત્ય ધર્મ અને ફીલસુફીની આપણા ઉપર થતી અસર.

ગ. ગુજરાતના ધર્મો, પંથો, સંપ્રદાયો, આદિના સિદ્ધાંતો, કર્મકાંડ, સાહિત્ય આદિનું નિરીક્ષણ.

ઘ. આચાર્યો, સાધુઓ, ગોરજીઓ, પીરો, ફકીરો વગેરેનાં જીવન અને વચનામૃત.

૮. ગુજરાતી વાઙ્મયની પ્રગતિને અને પરિષદ્‌ના ઉદ્દેશને લગતા વ્યવહારૂ પ્રશ્નો.

## પરિશિષ્ટ.

## કાઠિયાવાડને લગતા વિષયોની ખાસ યાદી.

ક.

૧. શ્રી કૃષ્ણ અને દ્વારિકા.
૨. જૈનોનાં મંદીરો ; ગિરનાર, શત્રુંજય આદિ.
૩. કાઠિયાવાડના સાધુઓ, ભગતો, પીરો, આચાર્યો વગેરે.
૪. સહજાનંદ સ્વામી.
૫. દયાનંદ સરસ્વતી.
૬. કાઠિયાવાડનું અદ્‌ભુત (રોમાન્ટિક) સાહિત્ય.
૭. કાઠી, ચારણી, હાલારી, ઝાલાવાડી, વગેરે ભાષાઓ અને બોલીઓ.
૮. કાઠિયાવાડમાં થયેલા સંસ્કૃત, ફારસી, લેખકોનાં ચરિત્રો, લખાણો વગેરે.
૯. નરસિંહ મેહતો, ભોજો ભગત, કાળીદાસ (વસાવડ), વગેરે.
૧૦. કાઠિયાવાડના રાજવંશી ગ્રંથકર્ત્તાઓ.

ખ.

૧. અશોક, રૂદ્રદામા વગેરેના લેખો.
૨. વલ્લભી સામ્રાજ્ય.
૩. આંગરેજી આદિ પ્રાચીન સ્થળોની ઇમારતો અને ખંડિયેરો.
૪. મહમદ ગઝનવી અને સોમનાથ પટ્ટણ.
૫. કાઠિયાવાડનો રાજપૂત સમયનો, મુસલમાની સમયનો, મરાઠી સમયનો ઇતિહાસ.
૬. કર્નલ વોકરના જમાનાનું કાઠિયાવાડ.

૭. કાઠિયાવાડના મોટા રાજાઓ, કારભારીઓ, સેનાપતિઓ.
૮. કાઠિયાવાડના બહારવટીઆ.
૯. કાઠિયાવાડીઓની સફરો, તેમણે સ્થાપેલાં સંસ્થાનો.
કાઠિયાવાડ અને જંગબાર, જાવા વગેરે.
૧૦. કાઠિયાવાડમાં આવી વસેલ પરદેશીઓ.
૧૧. કાઠી, રબારી, આહીર, મીયાણા, મેર, મેઘ આદિ કોમોના ઇતિહાસ રીતરીવાજ વગેરે.
૧૨. ખોજા, મેમણ આદિ કાઠિયાવાડની મુસલમાન કોમોનો ઇતિહાસ, રીતરીવાજ વગેરે
૧૩. કાઠિયાવાડના ઇતિહાસ અને વેપારમાં નાગરો, બ્રાહ્મણો, વાણીઆ ભાટીઆ, લુવાણા આદિ કોમોનું સ્થાન.
૧૪. કાઠિયાવાડ અને ગુજરાતની પરસ્પર અસર
૧૫. કાઠિયાવાડની રમતો, જાહેર વિનોદો, તેહવારો વગેરે.

બીજા જરૂરી કામ વિષેના ઠરાવો કર્યા પછી "ગુજરાતી" પત્રમા ચાલી રહેલી ચર્ચા વિષે પ્રમુખસાહેબે કમિટિને માહિત કરી, અને જણાવ્યુ કે એ ચર્ચાએ જે રૂપ પકડ્યુ છે તે જોતા એઓએ "ગુજરાતી" પત્રને પોતાની પ્રમુખ તરીકેની સહીનો એક કાગળ બુધવાર તા ૨ જૂનને રોજ મોકલવાનુ દુરસ્ત ધાર્યું હતું *

કમિટિ આગળ એ કાગળ આખો વચાયો, અને કમિટિએ પોતાના પ્રમુખે ભરેલુ એ ડગલુ તદ્દન વાજબી અને વખતસરનુ ગણ્યુ એ કાગળ નીચે પ્રમાણે હતો —

**રા. રા. "ગુજરાતી" ના તંત્રી સાહેબ, મુંબાઇ.**

વિ૦ વિ૦ કે આપના બહોળા ફેલાવાવાળા પત્રમા ત્રીજી સાહિત્ય પરિષદ્‌ની કારોબારી કમિટિના ભાવનગર ખાતેના એક સેક્રેટરિ રા રા રણજીતરામ વાવાભાઇ મહેતાએ પત્રો લખ્યા છે અને તે ઉપરથી કેટલીક ચર્ચા ઉત્પન્ન થઇ છે તેના સબધમા આપને અને પરિષદ્‌ને માટે ઉત્સાહ ધરાવનારા ગુજરાતી બાઇઓને નીચે પ્રમાણે જણાવવા રજા લઉં છુ

પરિષદ્ માટે વિષયોની યાદી ઘડવામા રા રા રણજીતરામની સાથે રા. રા. બલવતરાય ક. ઠાકોર, રા રા ભાનુસુખરામ નિ. મહેતા, ગ રા હરજીવન ભ. શુકલ, રા રા કૌશિકરામ વિ. મહેતા, રા રા હરિલાલ મા. ભટ્ટ, રા રા હિંમતલાલ ગ. અંજારિયા વગેરેનો પણ હાથ હતો, તે ઉપરાત તે માટે મેં પણ કેટલીક સૂચનાઓ કરેલી હતી, અને આ પ્રમાણે તૈયાર થયેલા મુસદ્દા ઉપર કારોબારી કમિટિની સભામા ચર્ચા થઇને તેમા સુધારો વધારો કરી તે મજૂર કરવામાં આવી હતી માટે એ યાદી માટે જવાબદાર ઉપના ગૃહસ્થોમાના કોઇ નહિ પરતુ આખી કારોબારી કમિટી છે અને વળી એ યાદીની સફળતા એ યાદીમા કેટલા વિષયો દર્શાવ્યા છે તે ઉપર નથી, પણ તેમાના કોઇ પણ વિષયો અથવા તે ઉપરથી સૂચિત થતા બીજા કોઇ પણ ઉપયોગી વિષયપર આપણા જાણીતા વિદ્વાનો અને સાક્ષરો માનનીય લખાણો મોકલે તેમા સમાયલુ છે

પહેલી અને બીજી પરિષદ્‌ના પ્રમુખ અમુક ધોરણે ચુટાયલા હતા, અને હવે ત્રીજીના પ્રમુખ પસદ કરવામા અમુક ધોરણ સ્વીકારવુ એ મત રા રા રણજીતરામનો પોતાનો જ છે એમ એમણે પોતે સ્પષ્ટ લખેલુ જ છે આ બાબતમા કમિટિ હજી કઇ પણ નિર્ણયપર આવેલી નથી પણ મારે કહેવુ જોઇએ કે કમિટિ એ બાબતનુ મહત્વ અને તે વિષેની પોતાની ફરજ સપૂર્ણ રીતે સમજે છે, અને તે સબધે અત્યાર સુધીમા કમિટિએ જે કઇ હીલચાલ કરેલી છે તે ઉપરથી ખાત્રી થશે કમિટિ એકલા નવા વિચારના માણસો કે એકલા જૂના વિચારના માણસોની બનેલી નથી રા રા વ્રજભજી હરિદત્ત આચાર્ય જેવા વૃદ્ધ સાક્ષર પણ કમિટિમા સામેલ છે, અને ટુકામા કમિટિના મેમ્બરોના નામ પ્રસિદ્ધ કરેલા હોવાથી પ્રજા જોઇ શકે એમ છે કે કોઇ પણ એક દેશી મતથી કમિટિ દોરવાઇ જાય એવી ધાસ્તી રાખવાનું કઇ કારણ નથી

* આ કાગળ રવિવાર તા ૬ ના ગુજરાતી મા પ્રસિદ્ધ થયો હતો પણ એ અક રાજકોટ પહોચે તે પહેલા એટલે તા ૬ ની સાજે આ બેઠક મળી હતી

વિશેષમાં મારે બાગ્યેજ જણાવવાની, જરૂર છે કે જે કંઇ સૂચનાઓ કમિટિ ઉપર મોકલવામાં આવશે તે ઉપર કમિટિ પૂરેપૂરૂં ધ્યાન આપશે.

છેવટ પરિષદ્ જેવા આખી ગુજરાતી પ્રજાને લગતા જાહેર કામ વિષે વર્તમાન પત્રોમાં ચર્ચા થાય એ સ્વાભાવિક છે, પરંતુ એ વિષે ખાસ કરીને બે વાત પ્રજાની આગળ ભાર મૂકીને કહેવાની જરૂર જણાય છે.

(૧) કમિટિના કોઇ અધિકારી પ્રજા આગળ કંઇ પણ પ્રસિદ્ધિમાં મૂકે તો તે જો તેના અધિકાર કે હોદ્દાની રૂએ લખાયેલું હોય તો જ કમિટિ તરફનું ગણવાનું છે, નહિતો તે તે લખનારના ખાનગી વિચારો જ છે, જેને માટે કમિટિ જવાબદાર ગણાવી જોઇએ નહિ.

(૨) આવી ચર્ચામાં તેમાં ભાગ લેનારા વચ્ચે જે કાંઇ મતભેદ, વિરોધ આદિ જણાય તે ઉપરથી પ્રજાએ પરિષદ્ માટેનો ઉત્સાહ મંદ પડવા દેવો જોઇએ નહિ.

રાજકોટ તા. ૨-૬-૧૯૦૯. હું છું આપનો

દલપતરામ ભગવાનજી શુક્લ,

પ્રમુખ ત્રીજી પરિષદ્‌ની કારોબારી કમિટિ.

વળી ઉપલા કાગળના મધ્ય ભાગમાં પરિષદ્‌ના પ્રમુખની પસંદગી વિષે જે ઇસારો કરેલો છે તેને વિષે બોલતાં રા. રા. શુક્લે કમિટિને જણાવ્યું કે "ત્રીજી પરિષદના પ્રમુખને ચુટવાનું કામ આ વખતે કાઠિયાવાડનું અને કાઠિયાવાડીઓની બનેલી સત્કાર કમિટિનું છે. એ કામને હાથમાં આવેલી સત્તા રૂપ માનીએ કે માથે આવી પડેલી ફરજ રૂપ માનીએ, પણ એ કામ એવું છે કે તે વિષે જેમ વધારે વિચાર કરીએ છીએ તેમ તે વધારે વિકટ જણાય છે. એટલે આ વખતે પ્રમુખ કોણ થાય તો ઉત્તમ એ વિષે આખા દેશમાના લાયક અગ્રણીઓની કઇ સલાહ મળે તો વધારે સારૂં એમ મને લાગ્યું: અગર જો કે એવી સલાહ માત્ર સૂચના રૂપ જ ગણી શકાય, અને તેથી કરીને પસદગીના સબધની સત્કાર કમિટિની જવાબદારી કોઇ રીતે ઓછી થાય નહીં. વ્યવહારમાં જેમ આપણે કોઇ મુસ્કેલીમાં આવી પડતાં બેચાર શુભેચ્છકોની ખાનગી સલાહ લઇએ છીએ અને તેમ કરવાથી સલાહકારો કઇ ત્રાહિત મટીને મુખ્ય પુરૂષ થઇ જતા નથી કે આપણા ઉપરનો જુમ્મો કંઇ સરી જતો નથી, તેમ આ દેશકાર્યના વિષયમાં પણ જુદા જુદા સ્થલના, ઉમરના, પદવીના, પણ પ્રજામાં જાણીતા, વિદ્વાન, અને પરિષદ્‌ને માટે સહાનુભૂતિવાળા અગ્રણીઓની ઉત્તમોત્તમ સલાહ મેળવવાના હેતુથી મેં ગુજરાત કાઠિયાવાડના જાણીતા વિદ્વાનોને કાગળો લખ્યા હતા, અને તેમનામાંથી ઘણાખરાના જવાબો ફરી વળ્યા હતા." કમિટિએ પ્રમુખના આ પગલાં બાબત પણ પોતાનો સંતોષ જાહેર કર્યો.

**૫. કારોબારી કમિટિની ચોથી બેઠક** તા. ૨૯ અને ૩૦મી જુલાઇને દિવસે મળી તે પહેલાં રા. બલવંતરાય ઠાકોર મોરબી, ભાવનગર, જુનાગઢ, પોરબંદર, અને ગોંડળ જઇ આવ્યા હતા, અને ફાળો યથેષ્ટ વધ્યો હતો. એકલા પોરબંદરમાં

એત્રણ શતમાં રા રા. દેવચંદ ઉત્તમચંદ પારેખ * અને રા. રા. કાનજી પ્રેમજી ડાહિયાના શ્રમથી રૂ. ૫૩૦ ભરાયા હતા અને ભાવનગરના રૂ. ૫૧૦, મુંબાઈના રૂ. ૧૧૦, અને બીજા સ્થળોના મળીને આ તારીખ સુધીનો સરવાળો રૂ. ૨૫૦૦ ઉપર ગયો હતો આ ચોથી બેઠક પહેલાં સત્કાર કમિટિની બેઠક પણ તા. ૨૭. જુને થઇ ગઇ હતી જેને લગતો તમામ અહેવાલ બીજા પ્રકરણમાં છે. પણ એ બેઠકના અરસામાં ભાવનગર ખાતેના કેટલાક સત્કાર મંડળના સભાસદોએ પરિષદ્ અને સત્કાર મંડળના પ્રમુખપદને માટે બીજાં નામો જાહેરમાં મુક્યાં હતાં અને એ બનાવથી આરંભાયેલી ચર્ચા વધી ગઇ હતી અને તેનું રૂપ ગંભીર થઇ ગયું હતું. આનો એક ઉપાય કારોબારી કમિટિએ સત્કાર કમિટિની બેઠકનો સંપૂર્ણ અને સત્તાવાર અહેવાલ‡ તત્કાળ છાપીને તથા ચારે તરફ ફેલાવી દઇને કર્યો હતો; જોકે વર્ત્તમાન પત્રો, તે વાંચનારાઓ, અને તેમાં નનામાં લખાણ ફગાવનારાઓની હાલની સ્થિતિમાં કારોબારી કમિટિએ પ્રસિદ્ધ કરેલા એ અહેવાલનું ફલ જોઇતી ત્વરાથી મળતું દેખાતું નહતુ. પરંતુ જુલાઇના મધ્યમાં રા. રા. ઠાકોર અમદાવાદ ગયા ત્યારે પરિષદ્‌ના કાર્યમાં ઇ. સ. ૧૯૦૫ થી જ સામેલ થઇ આજ સુધી એક સરખો ઉત્સાહ પ્રકટ કરી રહેલા અને ગુજરાતી સાહિત્યમાં સર્વત્ર ઉંચી પંક્તિમાં મુકાતા રા. રા કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, રા. બ. લાલશંકર ઉમિયાશંકર ત્રવાડી, રા. રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, આદિ કેટલાક વિદ્વાનોએ કાઠિયાવાડની પરિષદ્‌ની સંપૂર્ણ ફતેહને માટે પોતાથી બની શકે તેટલો વખતનો અને બીજો ભોગ આપવાની પોતાની ફરજ ઉત્સાહ પૂર્વક સ્વીકારી હતી. વળી રા. રા નરસિંહરાવ ભોળાનાથ દીવટિયાના પત્ર † તા. ૨૫મી ના "ગુજરાતી" મા પ્રકટ થઇ ગયા હતા. એટલે એકંદરે કારોબારી કમિટિને થોડા વખતમાજ સૌ સારૂ થઇ જશે એવી આશા રાખવાને સબલ કારણ હતા તેમજ પોતે પણ પોતાની હીલચાલોમા પુરતાં આત્મવિશ્વાસ અને દૃઢતા પ્રકટ કરતી રહેશે તો ધાર્યો અર્થ મેળવવામા એની પણ અસર થયા વગર નહીં રહે એવી કમિટિને ખાત્રી હતી. અને વખત પણ ભરાઇ ગયો હતો. એટલે આ બેઠકમા કમિટિએ પોતાના વિશાળ કર્ત્તવ્યને એકસામટું નિહાળી લઇને તેના દરેક અંગને માટે સંગીન વ્યવસ્થા કરી. કમિટિ ઉપરા ઉપરી બે દિવસ સાડા પાચથી સૂર્યાસ્ત સુધી બેઠી, અને નવ ઠરાવો કર્યા તેમા પરિષદ્‌ની તારીખ, પ્રદર્શન, સાક્ષર કમિટિ,+ સરભરા કમિટિ, સલાહકાર કમિટિ, અને પરિષદ્‌ના દિવસોમાં

---

* ઑગષ્ટ માસમા જેતપુરમા ફાળો ભરાયો તેમા પણ રા રા દેવચંદે ઘણી મદદ કરી હતી

‡ આ મુદ્દતથી મન્ત્રીઓએ કમિટિની પ્રવૃત્તિઓ પ્રજાને બનતા પ્રમાણમાં જાહેર કરવાનું ધોરણ રાખ્યુ, અને વર્તમાન પત્રોએ મન્ત્રીઓ તરફથી મોકલાતુ સર્વ ઘણી ઉદારતાથી પ્રકટ કરીને પરિષદ્‌ની મોટી સેવા કરી

† આ પત્રો માટે જુઓ ૨જુ પ્રકરણ + જુઓ પ્રકરણ ૩જુ.

કાઠિયાવાડના કેલવણીખાતાઓમાં રજા મેળવવા માટેના મુખ્ય હતા સાક્ષર કમિટિ અને પ્રદર્શન વિષેના ઠરાવો એ બે અંગોને લગતી હકીકતના પ્રકરણોમા * આપેલા છે.

સલાહકાર કમિટિ વિષેનો ઠરાવ નીચે પ્રમાણે હતો —ગુજરાતી ભાષા અને સાહિત્ય સબંધી તેમજ પરિષદ્‌ના હિતને લગતી સૂચનાઓ વિષે વિચાર કરવાને માટે નીચેની સલાહકાર કમિટિ નીમવામા આવે છે. રા રા દલપતરામ ભગવાનજી શુક્લ, ખા. બ. બેજનજી મેહેરવાનજી કમરી, રા રા અમૃતલાલ રણછોડદાસ બક્ષી, રા કેશવલાલ ગિરિધરલાલ ત્રિવેદી, રા. કલ્યાણરાય જોહાભાઇ બક્ષી, ર હરજીવન ભવાનભાઇ કોટક, રા હરજીવન ભગવાનજી શુક્લ, ર વલભજી હરિદત્ત આચાર્ય, રા મણિશંકર ગૌરીશંકર ભટ્ટ, રા. માધવરાય જોહાભાઇ બક્ષી, ર ગુલાબરાય વજેશંકર છાયા, અને રા હરિલાલ માધવજી ભટ્ટ પરન્તુ કારોબારી કમિટિની આ બેઠક વખતે આવી વિશાળ સત્તા ધરાવનારા નહાના મંડળની જરૂર જણાય એવા જે કાંઇ કારણો હતા તે થોડાજ સમયમા દૂર થયાં, અને પરિષદ્‌ના દરેક અંગના કાર્ય તે તે અંગને લગતી કમિટિઓ દ્વારા એવી સરલતાથી થવા માંડ્યા કે આ કમિટિને બિલકુલ તસ્દી ન પડી ,

સરભરા કમિટિનો ઠરાવ રા બ દુર્લભજી ધરમશી વેદે રજુ કર્યો અને રા. રા રતિલાલ ઘેલાભાઈ મહેતાએ તેને અનુમોદન આપ્યુ , એ ઠરાવ નીચે મુજબ હતો.

નીચે જણાવેલા ગૃહસ્થોની એક સરભરા કમિટિ નીમવામા આવે છે, તેને પોતાની સખ્યામા વધારો કરવાની સત્તા આપવામા આવે છે. અને તેના કર્તવ્યો વિષે નીચે પ્રમાણે ઠરાવવામા આવે છે

## સરભરા કમિટિ.

| | |
|---|---|
| દી. સા બેજનજી મેરવાનજી કમરી | રા. રા મોતીચદ ઓધવજી શેઠ. |
| ર. રા. અમૃતલાલ રણછોડદાસ બક્ષી | ર રા હરજીવન ભવાનભાઇ કોટક. |
| રા. રા. કેશવલાલ ગિરિધરલાલ ત્રિવેદી | રા રા દુર્લભજી ધરમશી વેદ |
| રા. રા હરિશંકર નરસિંહરામ પડયા | રા. રા. અનુપરામ રામજી ભટ્ટ |
| રા. રા વેણીલાલ રણછોડદાસ બક્ષી | ર. રા નરભેરામ અનોપચદ મહેતા |
| રા રા હરિલાલ માધવજી ભટ્ટ | રા. રા મણીશંકર ગૌરીશંકર ભટ્ટ |
| મિ. ગુલામમહમદ બાવામીયા મુનશી | રા રા કેવળરામ માનજી દવે |
| ર. રા. વસરામ પીતાંબર | ર. રા ગોરધનદાસ લાધાભાઇ. |
| રા. રા દાક્તર રતિલાલ આર. બક્ષી | રા રા દાક્તર નરભેરામ લક્ષ્મીરામ. |
| રા રા. ઓસમાન બચલ | રા રા મગળપ્રસાદ દુર્ગાપ્રસાદ |
| રા રા બલવતરાય ક ઠાકોર | રા રા †ભાનુસુખરામ નિ મહેતા |
| રા. રા. બલવંતરાય વજેશંકર છાયા | |

*પ્રદર્શનને માટે જુઓ પ્રકરણ ૪ થુ.

† રા રા. દલપતરામ ભગવાનજી શુક્લ, અને રા રા ગોરધનદાસ માવજીને આ કમિટિમાં પાછળથી ઉમેરવામા આવ્યા હતા

## સરભરા કમિટિનાં કર્ત્તવ્ય.

૧. ઉતારા અને પાગરણ.
૨. વાહન.
૩. વાસણકુસણ, ફર્નિચર, રાચરચીલું.
૪. બત્તી.
૫. મોદીખાનુ.
૬. રસોઇઆ અને નોકરો.
૭. ટપાલ, તાર, લેખન-સાહિત્ય વગેરે.
૮. ઑનરરી દાક્તરો.
૯. દરેક ઉતારાના તમામ કામકાજ માટે એક સુપરિન્ટેન્ડન્ટને સુપ્રત.
૧૦. શમીઆણા ને તંબુ.
૧૧. સ્ત્રી મહેમાનો માટે ખાસ વ્યવસ્થા.
૧૨. સકુટુંબ રહેવા ઇચ્છતા હોય એવા મહેમાનોને માટે યોગ્ય વ્યવસ્થા.
૧૩. સીવાય જે વખતે જે જરૂર લાગે તે.
૧૪. કેટલા મહેમાનો થશે તે જણાતાં અક્ટોબરની શરૂઆતમાં સરભરા કમિટિએ બજેટ રજુ કરવું

આ કમિટિ અનેક વાર મળી; ઉતારાઓ, પાગરણ, વાહનો આદિ મેળવવાને માટે કાઠિયાવાડનાં રાજ્યો તથા કેટલાક ખાનગી ગૃહસ્થોને લખીને, તથા મોદીખાનું, રસોઇઆ વગેરેને માટે કઇકઇ તકલીફ ઉઠાવીને બસોથી ત્રણસો મહેમાનોને માટે પુરતો બંદોબસ્ત કર્યો; અને પરિષદ્‌ના દિવસોમાં સર્વ મહેમાનોની દરેક જાતની સગવડની કાળજી રાખી. આ વિષે પરિષદે પોતેજ ઉપકારનો ઠરાવ કરીને સરભરા કમિટિના કામને જશ આપ્યો છે, એટલે કારોબારી કમિટિના આ અંગની હકીકત અહીંજ સમાપ્ત કરવામાં આવે છે.*

સાક્ષર કમિટિની પહેલી બેઠકને માટે સપ્ટેંબરની મધ્યમાંના જૈન તહેવારો સિવાયના દિવસ શકય ન હતા, અને સાક્ષર કમિટિ મળી જાય તે પછી, પણ પરિષદ્ મળે તે પહેલા, બને તેટલા નિબંધો છાપી લેવાના હતા, કે પરિષદ્ વખતે સૌને સુગમતા થાય; દસેરાનો સમય કાઠિયાવાડને અનુકૂળ ન હતો; અને તેમાં આ વર્ષે નેo નાo ગોંડળ ઠાકોર સાહેબ ગાદીનશીન થયાને પચીશ વર્ષ થયાં હતાં, તેનો મહોત્સવ એજ અરસામા રાખવામા આવેલો હતો; વડોદરાના મરાઠી સાહિત્ય સમેલનમાં કેટલાક પ્રતિષ્ઠિત ગુજરાતી સાક્ષરોને જવાનુ હતું; પ્રદર્શનનું કામ તો બધું જ બાકી હતું; અને કઇ તારીખ રાખવી એ વિષે બહારના અભિપ્રાયો મળેલા હતા તેમાં અમદાવાદ સિવાયનાં તમામ સ્થળોના "દસેરા અને દિવાળીની વચગાળે અનુકૂળ પડશે" એવા હતા.

આ સર્વ કારણો ધ્યાનમાં લઇને, તેમજ કાઠિયાવાડની પ્રાથમિક સભાએ બાંધી આપેલી મુદતમાં રહીને, પરિષદ્‌ને માટે આશો શુદ પૂનેમનો સમય નક્કી કરવામાં

* આ કમિટિના કામનો બોજો ઉઠાવવામાં રા. કેશવલાલ ગિરિધરલાલ ત્રિવેદી, રા. હરજીવન ભવાનભાઈ કોટક, અને રા. બળવતરાય વજેશંકર છાયા મુખ્ય હતા.

આવ્યો આ વિષેનો ઠરાવ ખા બ ભેજનજી ડમરી અને રા રા મણિશંકર ગૌરી શંકર ભટ્ટે નીચે મુજબ રજુ કર્યો

આખા કાઠિયાવાડ તરફથી મળનારી ત્રીજી સાહિત્ય પરિષદને માટે તા ૨૮-૨૯-૩૦ અકટોબર ૧૯૦૯ ને વિ સ ૧૯૬૫ના આસો સુદ ૧૫, વદ ૧ અને ૨ ને ગુરૂવાર, શુક્રવાર અને શનિવારના દિવસો નક્કી કરવામા આવે છે

આ ઠરાવ કમિટિએ સર્વાનુમતે સ્વીકાર્યો

રા રા ગોવર્ધનદાસ લાધાભાઇની દરખાસ્ત તથા રા રા ઉસ્માન ભાયત મા-સ્તરના ટેકાથી " કાઠિયાવાડના કેળવણી ખાતામા પરિષદ્ના દિવસોની રજા પળાવવા માટે એજન્સી અને કાઠિયાવાડના રાજ્યોને વિનતી " કરવાનો ઠરાવ પણ સર્વાનુમતે થયો આ ઠરાવ ઉપરથી કારોબારી કમિટિના પ્રમુખે સૌ કેળવણી ખાતાના વડાઓ ને કાગળ લખ્યા અને કમિટિની વિનતી ઘણા રાજ્યોએ માન્ય રાખી, * એટલે કાઠિયાવાડમાથી શિક્ષકો મોટી સખ્યામા પરિષદ્મા હાજર થઇ શકા

૬ **કારોબારી કમિટિની પાંચમી બેઠક** તા. ૧૪મી સપ્ટેબરે થઇ તેમા મહેમાનો અને ફી વિષે નીચેના ઠરાવ થયા

મહેમાનો વિષે ઠરાવ કરવામા આવે છે કે કાઠિયાવાડની બહારથી આવતા પરિષદ્ના સભાસદો, અને રાજકોટની બહારના સત્કાર કમિટિના સભાસદોને આ પરિષદ્ના મહેમાનો ગણાઇ શકાશે , અને સત્કાર કમિટિને એઓ તરફથી તા ૧૫ અકટોબર પહેલા ખબર મળતા એઓની મહેમાનગીરી માટેનો બદોબસ્ત કરવામા આવશે

આ ઠરાવ વિષે એટલુ કબૂલ કરવુ પડે છે કે પરિષદ્ના દિવસોના ગડગચ્ચામા કેટલાક કાઠિયાવાડી મહેમાનોને માટે ગોઠવણ કરવી રહી ગઇ અકટોબર ૨૬ અને ૨૭ ના દિવસો દરમિયાન સરભરા કમિટિના મેમ્બરો રાજકોટના ત્રણે સ્ટેશનો ઉપર આવતી દરેક ગાડી વખતે હાજર રહ્યા હતા તે છતા માણસોના મોટા ભરાવાને લીધે સત્કાર કમિટિના કેટલાક સભાસદોને તેઓ તેમને ત્યાં રાખેલા ઉતારાઓમા લઇ જઇ શકેલા નહિ , અને આ મહેમાનો પોતપોતાના મિત્રોને ત્યા ઉતર્યા, તથા ' અમે કાઠિયાવાડી એટલે મહેમાનો કેના ? ' એ પ્રકારની જ વૃત્તિ રાખી

(ફી) -

ત્રીજી પરિષદ્ના પુરૂષ સભાસદ માટેની ફી રૂા ૨ (બે)ની ઠરાવવામા આવે છે , આનો મનીઓર્ડર મળતા અહીંથી ટિકિટ બીડવામા આવશે અથવા જેના તરફથી મત્રીઓને ખબર આપવામા આવશે તેને સભાસદની ટિકિટ, સુગમતાની ખાતર વેલ્યુપેયેબલથી બીડવામા આવશે પરિષદ્મા સભાસદ તરીકે ભાગ લેવા ૫

* કેટલેક સ્થળે રજા પળાઇ તો બીજા સ્થળોમા પરિષદ્મા આવવા ઇચ્છનાર શિક્ષકોને આવવાની છૂટ આપવામા આવી શિક્ષકોને પરિષદ્ની ટિકિટ વિના મૂલ્યે મોકલતા પહેલા ઉપરી અધિકારીનુ પ્રમાણપત્ર તેમની પાસેથી મગાવવાના આવ્યુ કે શિક્ષકો સિવાયના કોઇને આવી ટિકિટનો લાભ ન મળે દરેક ટિકિટમા તેના માલકનુ નામ લખીને તે બીડવામા આવી અને દરેક ટિકિટ પ્રમુખની સહીવાળી આપવાના આવી એટલે બીજી રીતે પણ કેળવણી પરિષદ્મા આવનારાઓને જે ઓછા દરનો લાભ આપ્યો તે મેળવવાને સારૂ પરિષદ્ની ટિકિટ સ્ટેશને બતાવવી, એ ઉપરાત બીજુ ખપારા લખાણ બનાવવાની જરૂર રહી નહિ પણ આમા કેટલેક સ્થળે કડક રોગ થયો હતો જેથી કેટલાક શિક્ષકોને ઓછે ભાડે આવવા જવાનો લાભ ન મળ્યો નહતો પછી આના સબધે રિફંડ અપાવવાને કમિટિએ ઘણા પ્રયાસ કર્યા પણ તે વ્યર્થ ગયા

ધારવાની જે સન્નારીઓની ઇચ્છા હશે તેઓ તરફથી મન્ત્રીઓને ખબર મળતા તેમની ટિકિટ વગર ફીએ બીડવામા આવશે

કાઠિયાવાડના ખાનગી, દેશી રાજ્યના, અને સરકારી કેળવણીખાતાઓમા, અને કેળવણીની સસ્થાઓમા કામ કરતા બધા સ્ત્રી પુરૂષ શિક્ષકો પ્રેક્ષકો તરીકે વગર ફી એ પરિષદ્‌નો લાભ લઇ શકશે બીજા પ્રેક્ષકો માટે રૂા ૧ (એક) ની ફી રાખવામા આવે છે

મહેમાનો, સભાસદો, પ્રેક્ષકો આદિ પરિષદ્‌મા આવનારાઓને રેલવે તરફથી ઓછા દરનો લાભ મળે એવા આશયથી રેલ્વેઓના અધિકારીઓને અરજી કરવાનું પણ આ બેઠક દરમિયાન ઠર્યું હતુ અને બી જી જે પી રેલ્વેએ આવો લાભ આપ્યો પણ ખરો પરન્તુ એ રેલ્વેના અધિકારીનો એ સુમ્બનો હુકમ બધા સ્ટેશને વખત સર ફરી વળ્યો નહિ તેથી કરીને તથા એક બે સ્થળે કઇક સ્થાનિક ગફલતને લીધે પરિષદ્ માટે રાજકોટ આવતા કેટલાકને જ એ લાભ મળ્યો બધાને એક સરખો મળવો જોઇતો હતો તે ન મળ્યો

ફાળો રૂા ૩૧૦૦ (એકત્રીશ સો) નો થયો હતો તેમા સભાસદો અને પ્રેક્ષકોની ફીના આશરે રૂા ૨૫૦ (અઢીસો) વધશે એમ ગણીને પરિષદ્‌નું કાચુ બજેટ આ બેઠક દરમિયાન નીચે પ્રમાણે કરવામા આવ્યુ

| જમા | | ઉધાર | |
|---|---|---|---|
| ૩૧૦૦ | ફાળામા ભરાયેલી રકમ | ૨૪૦ | પ્રાથમિક ખર્ચ |
| ૨૦૦ | સભાસદોની ફી | ૨૦૦ | સાક્ષર કમિટિ ખર્ચ માટે મજૂર |
| ૫૦ | પ્રેક્ષકોની ફી | ૩૫૦ | પ્રદર્શન ખર્ચ માટે મજૂર |
| | | ૧૨૫૦ | સરભરા ખર્ચ માટે મજૂર |
| ૩૩૫૦ | | | |
| | | ૨૦૪૦ | |
| | | ૧૩૧૦ | વધ્યાતે રિપોર્ટ અને નિબધોની છપામણી માટે મજૂર |
| | | ૩૩૫૦ | |

આ વિષે બેઠકમા વણો વિવાદ થયો, અને રીપોર્ટ તથા નિબધોને માટે માત્ર રૂા ૧૩૧૦) રહેછે એ જોઇને રા રા જન્મશકર મહાશકર બુચ આદી કેટલાકને અસતોષ પણ થયો પરન્તુ આ અડસટ્ટા કરતા આવક અને ખર્ચ બને કેટલા વધારે થયા, તે છેવટના હિસાબના પ્રક ણો બતાવી આપેછે

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ સાહિત્ય સભા, મુંબાઇના જ્ઞાન પ્રસારક મડળી અને લેખક મ ળ, આદિ જાણીતી સાહિત્ય વિષયક સસ્થાઓને,

વૈષ્ણવ, જૈન આદિ ગુજરાત અને મુંબઇમાંની પરિષદોને, જાણીતાં પુસ્તકાલયોને, વર્તમાનપત્રોને, પ્રતિષ્ઠિત સાક્ષરો અને અગ્રણીઓને, તથા સમસ્ત પ્રજાને પ્રમુખ, ઉપ-પ્રમુખ, અને મંત્રીઓની સહીનાં નિમંત્રણપત્રો મોકલવાનું પણ આ બેઠકમાં ઠર્યું. પુસ્તકાલયોને પ્રતિનિધિ મોકલવાની વિનંતિ કરવાનું પગલું નવું હતું. અને પુસ્તકાલયો પ્રતિનિધિ મોકલવા જેવી સાહિત્ય વિષયક સંસ્થાઓ ગણાયકે કેમ એ દેખીતી રીતે શંકા પડતું હતું. રાજકોટ લેંગ લાઇબ્રેરીની કાર્યકારિણી કમિટિએતો ‘ન ગણાય’ એમ ઠરાવીને તેવો જવાબ દીધો. અને ઘણાં ખરાં પુસ્તકાલયોએ હા કે ના કંઇ જવાબ મોકલ્યો નહિ; તથાપિ કોઇ કોઇ પુસ્તકાલયે નિમંત્રણ સ્વીકાર્યું; અને પરિષદ્ વખતે બે એક પુસ્તકાલયના પ્રતિનિધિઓ હાજર પણ થયા. નિમંત્રણ પત્રો બીજા જેજે વર્ગો અને ગૃહસ્થોને મોકલવામાં આવ્યાં હતાં, તેના બહુ ઉત્સાહ ભર્યા જવાબો આવ્યા; અને કેટલીક સંસ્થાઓએ પોતાના સર્વ સભાસદોને પ્રતિનિધિ નીમવાની કૃપા પણ કરી.

૭. **કમિટિની છઠ્ઠી** બેઠક તા. ૪થી અક્ટોબરે થઇ જેમાં મુખ્ય બે ઠરાવો થયા. તે કોનૉટ હૉલ પરિષદ્‌ની બેઠકને માટે મેળવવાને તથા કાઠિયાવાડના એજંટ ટુ ધિ ગવરનર સાહેબની તહેનાતમાં કારોબારી કમિટિ તરફથી ડેપ્યુટેશન મોકલવાને લગતા હતા. કૉનૉટ હૉલ વાપરવાની પરવાનગી એજન્સિ એન્જિનીયર એચ. એસ. ડેવીસ સાહેબ આગળથી મેળવવાની, તે વિષે વિનંતી કરવા કમિટિએ ડેપ્યુટેશન નીમ્યું. પણ દિવસ અને વખત ક્યાં અનુકૂળ પડશે એ જાણવા મોકલેલી ચિઠ્ઠીના જવાબમાં જ ડેવીસ સાહેબે જણાવી દીધું કે "ડેપ્યુટેશનને વળી મારા સુધી આવવાનો ધક્કો શા માટે? કૉનૉટ હૉલ બેલાશક વાપરજો". **એ. જી. મહેરબાન સી. એચ. એ. હિલ** સાહેબે ડેપ્યુટેશનની પ્રદર્શન અને પરિષદ્ બંને ખોલવાની ક્રિયા કરવાની વિનતી કૃપાવત થઇને સ્વીકારી, અને સાથે પરિષદ્‌ના સાહિત્ય પોષક કાર્યને પોતે પણ કંઇક સ્વલ્પ મદદ કરવાનો ઇરાદો રાખે છે એવો ઇસારો કર્યો; જે પાછળથી કાઠિયાવાડના અંગ્રેજ અધિકારીઓએ જ ફાળો કરીને સ્થાપેલા "ગુજરાતી સાહિત્ય ચંદ્રક" નામના બ્રોન્ઝ મેડલ (bronze medal) નું અતિ શુભ પરિણામ પામ્યો.*

૮. **કમિટિની સાતમી** બેઠક તા. ૧૫ મી અક્ટોબરે થઇ જેમાં અગત્યના ચાર ઠરાવ થયા.

એક પ્રદર્શન ખોલવાની તારીખને લગતો હતો.

બીજો પ્રદર્શનના ત્રીજા વિભાગમાં એકઠા થતા આવતા પુસ્તક સંગ્રહને ચોથી પરિષદ્ મળતાં એ વિષે વ્યવસ્થા કરે ત્યાંસુધી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ સાચવવો, એવી તેને વિનંતી કરવાનો હતો. આ વિનંતી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ કૃપાવંત થઇને સ્વીકારી. ત્રીજો ઠરાવ રાજકોટ મેલ ટ્રેનિંગ કોલેજના છેલ્લા

* આ મેડલ વિષેની હકીકતને માટે જુઓ પ્રકરણ ૮ ને અંતે, પરિશિષ્ટ ક.

વર્ષના વિદ્યાર્થીઓને પરિષદ્‌માં આવવાની રજા આપવા વિષેનો હતો. અને ચોથો ઠરાવ વ્યાખ્યાનમાલા વિષે હતો. પ્રદર્શનનું સાહસ હાર પડયા પછી રા. રા. ઠાકોરે "વ્યાખ્યાન માલા ‡" ની વાત ઉપાડી હતી. ઇસવીસનની ઓગણીશમી સદીના છેલ્લા ભાગમાં ઇંગ્લાંડ, અમેરિકા આદિ પ્રગતિમાન દેશોની સુસંમૃદ્ધ શારદાપીઠો (યુનિવર્સિટી) એ જ્ઞાન અને શાસ્ત્રનો બનતો લાભ પ્રજાનો મોટો ભાગ જે અપંડિતજ હોય છે તેને પણ મળતો થાય, એવા લોકસેવા અને વિદ્યાના પ્રચારના આશયથી "યુનિવર્સિટિ એક્સ્ટેન્શન' લેક્ચર્સ" ની યોજના અમલમાં મુકી, અને તેનાથી એટલો બધો લાભ જણાયો કે તેને બનતાં સુધી વધારી, અને એ દેશોની કેળવણી સંસ્થાઓમાં આ યોજનાએ અગત્યનું કાયમનું સ્થાન લીધું છે, એ સર્વ જાણીતી વાત છે. આ યોજના એવી છે કે કોઇ પણ વિષય કે શાસ્ત્રનો પારંગત પંડિત સરલ ભાષામાં અને સામાન્ય પ્રજા સમજી શકે એવી દાખલા દલીલો વાળી રીતે પોતાનો વિષય વ્યાખ્યાનોનાં આકર્ષક રૂપમાં લખે, અને એનાં વ્યાખ્યાનો સમાપ્ત થતાં, તે જેઓએ સાંભળ્યાં હોય તેમની એક નહાની સરખી પરીક્ષા લેવાય, તથા તે પરીક્ષાના પરિણામ પ્રમાણે પ્રમાણપત્રો અપાય: કેટલીક વાર વ્યાખ્યાતા પોતાના વ્યાખ્યાનો દરમિયાન વિષય ઉપરના શિષ્ટ ગ્રંથોમાંથી અમુક અમુક ભાગ વાંચી જવાની ભલામણ

‡ આને વિષે પોણોસો એંશી વિદ્વાનોને લખવામાં આવેલો કાગળ અહીં ઉતારવામાં આવે છે:—

## લોકોપયોગી વ્યાખ્યાનમાલા.

૧. આ માલામાં દરેક વિષય ઉપર વ્યાખ્યાનો યુનિવર્સિટી એક્સ્ટેન્શન સીરીઝ એ નામની પ્રસિદ્ધ ચોપડીઓના નમૂનાનાં હોવાં જોઇએ. એટલે કે (૧) સરલ ભાષા, (૨) વિષયના વિવરણની પદ્ધતિ ગહન નહીં પણ સામાન્ય પ્રજા વર્ગ ગ્રહણ કરી શકે એવી, અને તોપણ (૩) સિદ્ધાંતના કથન અને પ્રતિપાદનની શાસ્ત્રીય વિશુદ્ધિ, તથા (૪) જ્યાં જ્યાં જોઇએ ત્યાં ત્યાં શિષ્ટ ગ્રંથો અને માનનીય કર્તાઓના આધાર, એ લક્ષણો તેમાં બનતા સુધી હોવાં જોઇએ.

૨. દરેક વિષય ઉપર ઓછામાં ઓછાં ત્રણ અને વધારે વધારેમાં નવ વ્યાખ્યાનો જોઇએ. દરેક વ્યાખ્યાન પહેલેથી આખું લખેલું અને વાંચી સંભળાવતાં લગભગ એક કલાક ચાલે તેટલું હોવું જોઇએ.

૩. આ વ્યાખ્યાનો કર્તાએ પોતે અથવા તેમના તરફથી કોઇએ એક કે વધારે સ્થલોમાં સાહિત્ય સભા કે એવી કોઇ જાહેર સભાઓ આગળ ચોથી સાહિત્ય પરિષદ્ મળે તે પહેલાં વાંચવાં જોઇએ.

૪. જાહેર સભાઓ આગળ તે એક કે વધારે સ્થલોમાં વંચાઇ રહે તે પછી કર્તા તરફથી પુસ્તક રૂપે અથવા કોઇ માસિક દ્વારા તે પૂરેપૂરાં પ્રસિદ્ધિમાં મુકાવાં જોઇએ.

૨૦ ૨૦

વિ. કે ઉપલી યોજનાને સારી ગણીને આપ તેમાં જોડાવાને યોગ્ય ગણો તો

કરે અને પરીક્ષામાં એકલાં વ્યાખ્યાનોમાંથી નહીં પણ એ શિક્ષણક્રમ (syllabus) માંથી પણ સવાલો પૂછાય વળી દરેક વ્યાખ્યાનના આરંભમાં શ્રોતાઓને આખા વ્યાખ્યાનની કે તેના સારની છાપેલી નકલ પણ મળે, જેનું શ્રોતાઓ પોતાના ફુરસદના વખતમાં અધ્યયન કરે, તેમ શ્રોતાઓને એ વ્યાખ્યાનોનો લાભ લેવા માટે નહાની રકમથી ફી પણ આપવી પડે. અને વળી અમુક મહિના બે મહિનાના સમયમાં પાંચ સાત પરસ્પર સંબદ્ધ વિષયોના વ્યાખ્યાનો એવી રીતે ગોઠવવામાં આવે, કે તેથી શ્રોતાને પ્રાચીન ગ્રીસ, કે દુનિયાના ધર્મો, કે માનસ શાસ્ત્રો, કે ઉત્ક્રાન્તિવાદ (theory of evolution), કે જ્ઞાન સૃષ્ટિના એવા કોઇ મોટા એક વિભાગના અનેક અંગોનું શિક્ષણ એક વખતે અને દરેક અંગના જ્ઞાનનો પ્રકાશ બીજાં સર્વ અંગો ઉપર પડે એ પ્રમાણેનું પ્રાપ્ત થઇ શકે આવી મોટી યોજનાનું સાંગોપાંગ અનુકરણ આપણા વિદ્યાહીન, સાધનહીન, જિજ્ઞાસાહીન દેશમાં અત્યારે થવું અશક્ય છે, પરન્તુ એ યોજનાનો મુદ્દાનો અંશ—પંડિતો પોતાના વિષયો ઉપર અશાસ્ત્રીય નહીં એવા પણ સરલ અને સામાન્ય પ્રજાગણને રમિક લાગે એવાં વ્યાખ્યાનો કરે, તથા એ વ્યાખ્યાનો છપાય અને એ પ્રમાણે ગુજરાતમાં વિદ્યાનો પ્રસાર અને ગુજરાતી વાઙ્મયની વિશુદ્ધિ ધીમેધીમે થતાં આવે એટલો, પરિષદ્ જેવી પ્રજાકીય સંસ્થા ઉપાડી લે, અને વિદ્વાનો દેશ સેવાના આ કાર્યને માટે જોઇતો ઉત્સાહ પ્રકટ કરે, તો

---

આપ કયો વિષય પસંદ કરો છો, તે આપ આશરે કેટલાં વ્યાખ્યાનોમાં તૈયાર કરશો, તથા ઉપર જણાવેલી આશરે બે વર્ષની મુદતમાંથી આપનાં વ્યાખ્યાનો કયા સુધીમાં તૈયાર થવાનો સંભવ છે તે જણાવવા કૃપા કરશો

આ વખતે છપામણી ખર્ચ માટેનાં શાળા નગર પણ આવી યોજના પ્રજાને કરી બતાવાશે અને તે એક પ્રયોગ તરીકે ઉપયોગી નીવડશે, તો પછી આગળ ઉપર એવી કોઇ યોજના માટે જોઇતો ફાળો કરવાનું કંઇક સુગમ પડે ખરૂં, એવો મારો અધીન મત છે. તથાપિ આપનો મત એવો હોય કે જે કર્તાઓ પોતે પોતાનાં વ્યાખ્યાનો પ્રસિદ્ધ કરવાનો ખર્ચ વેઠવા રાજી ન હોય, તેમનાં વ્યાખ્યાનોના છપામણી ખર્ચ માટે કોઇ રીતની ગોઠવણ થઇ શકે છે કે કેમ તે જોવું જોઇએ, તો તે મુજબ લખી જણાવવા કૃપા કરશો જે જવાબો મળશે તે ત્રીજી પરિષદ્‌ની કારોબારી કમિટિના સલાહકાર મંડળને નિવેદન કરવામાં આવશે

અને જાણીતા વિદ્વાનો આ યોજનામાં જોડાવા તૈયાર થશે તો ત્રીજી પરિષદ્‌ને વિનતિ કરવામાં આવશે કે આખી માળાનું "ત્રીજી સાહિત્ય પરિષદ્‌ની લોકોપયોગી વ્યાખ્યાનમાલા" એવું નામ પાડવાની પરવાનગી આપવા કૃપા કરશો

જવાબ તા. ૫ અક્ટોબર સુધીમાં મળી જશે તો મોટી મહેરબાની થશે.
રાજકોટ તા. ૨૩–૮–૦૮

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર
ના સલામ

દેશના સાહિત્ય જીવનમાં દાખલ થઇ શકે, અને ધીમે ધીમે વિદ્વાના અને વિદ્વાનોના અને પરિષદ્‌ના સાધનોના વધારાની સાથે એ પણ વધતો જાય. વળી આપણા વાચક વર્ગનો મોટો ભાગ હજી ઘણો પછાત છે. જુદા દેશકાળના વાચક વર્ગને માટે રચાયેલાં પુસ્તકોનાં ભાષાંતરો, અગર નિબંધ શૈલી કે શાસ્ત્ર શૈલીમાં આપણા વિદ્વાનો સ્વતંત્ર પુસ્તકો લખે તે, આપણા વાચક વર્ગને બહુ રૂચિકર ન થાય, ત્યારે વ્યાખ્યાનશૈલી તેમને વધારે સરલ અને આકર્ષક લાગવા સંભવ છે એટલે પ્રજામાં જ્ઞાન અને જિજ્ઞાસા અને વાંચવા વિચારવાની ટેવ વધારવાને માટે વર્ત્તમાન સ્થિતિમાં શબ્દે શબ્દે શ્રોતાઓના અધિકાર ધ્યાનમાં લઇને કર્ત્તા રચે એવી વ્યાખ્યાનમાલાઓનું સાધન બહુ ઉંચી પંક્તિનું ગણાવું જોઇએ. આવી ભાવના અને આ પ્રકારની આશાથી રા. રા. ઠાકોરે પ્રથમ કેટલાક મિત્રોની સાથે "વ્યાખ્યાનમાલા" ની વાત ચર્ચી, અને તેઓનો ઉત્સાહ જોતાં, પ્રજા આગળ મુકી. અને સાક્ષર કમિટિની પ્રથમ બેઠક થઇ તે વખતે મળેલા તથા તે પછીના સમયમાં મળેલા જવાબો જોતાં એવી આશા બંધાઇ, કે ચોથી પરિષદ્ ભરાય ત્યાં સુધીના બે વર્ષના ગાળામાં કેટલાક વિષયો ઉપર વ્યાખ્યાન માલાઓ થશે ખરી. એટલે એમાંથી ગણિત અને વિજ્ઞાનના વિષયો ઉપરનાં વ્યાખ્યાનો પ્રસિદ્ધ કરવાને માટે કંઇક પણ મદદરૂપ થઇ પડે એટલું સાધન યોજવાનું કમિટિએ સ્વીકાર્યું. અને તે વિષે આ બેઠકમાં ઠરાવ કર્યો; જે પરિષદે પોતાના એ વિષયના ઠરાવમાં આખો ઉતારી લીધેલો હોવાથી અહીં આપવાની જરૂર નથી. અક્ટોબર આખર સુધીમાં વ્યાખ્યાતોને માટે વિદ્વાનોનાં મળેલાં વચનોની યાદી નવેંબર માસમાં પરિષદ્‌ના ઠરાવોની સાથે જ વર્ત્તમાનપત્રોમાં પ્રસિદ્ધ કરવામાં આવી હતી; તે અહીં આખી આપીને વ્યાખ્યાન માલાની બાબત સમાપ્ત કરવામાં આવે છે.

### ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની વ્યાખ્યાનમાલા માટે નીચેના વિદ્વાનો તરફથી વ્યાખ્યાનો માટે વચનો આવેલાં છે.

| નામ. | વિષયનું નામ. | વ્યાખ્યાનોની સંખ્યા. |
|---|---|---|
| શમશુલઉલમા જીવણજી જમશેદજી મોદી.... ... | પારસીઓની પુરાણી તવારીખના થોડા સફા. ... ... ... | ૩ થી વધારે. |
| રા. રા. નરભેશંકર પ્રાણશંકર દવે. | શેક્સપીયર. ... ... ... | ૫-૭ |
| રા. રા. હરજીવન ભગવાનજી શુકલ. | વૉકરના જમાનાનું કાઠિયાવાડ. | ૫ |
| " " | ઇટલીની ઐક્યસિદ્ધિ. ... ... | ૩ કે વધારે. |
| રા. રા. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ. ... | ગણીતશાસ્ત્રો આર્ય અને યુરોપીય. ... ... ... | ૬ |
| રા. રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ. | શક્તિ અને પદાર્થ ... ... | ૩-૪ |
| " " " | કલા, પૌવાત્ય અને પ્રાશ્ચાત્ય ... | ૩-૪ |
| રા.રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠ | ઉત્ક્રાંતિ ... ... ... ... | ૩ |

| | | |
|---|---|---|
| રા. રા. રણુછતરામ વાવાભાઇ મહેતા ... | હિંદના પ્રાચીન ઇતિહાસનો કોઇ વિભાગ ... ... ... ... | ૩ કે વધારે. |
| રા.રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર... | સરસ્વતીચંદ્ર ... ... ... | ૬ કે વધારે. |
| ,, ,, ... | બુદ્ધથી અશોક ... ... ... | ૬ |
| રા. રા. હરિલાલ માવજી ભટ્ટ ... | પ્રાચીન ગ્રીકફિલસુફી ... ... | ૪–૬ |
| રા. રા. કૌસિકરામ વિઘ્નહરરામ મહેતા | સરલ વેદાંત ... ... ... | ૩–૬ |
| રા. રા. પુરૂશોત્તમ વિશ્રામ માવજી... | ગુજરાતમાં મરાઠાઓ ... ... | —— |
| રા.રા ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા | વનસ્પતિ શાસ્ત્રનું પ્રથમ દર્શન... | આશરે ૬. |
| રા. રા. પ્રાગજીભાઇ મથુરભાઇ પટેલ | ગીતા ઉપરનાં શાંકર અને રામાનુજી ભાષ્ય ... ... ... | —— |
| રા. શંકરલાલ કુંવરજી વૈદ્ય... ... | ત્હાડીઓ તાવ ( મૅલેરિયા ) ... | —— |
| રા. જયસુખલાલ કે. મહેતા ... | આપણો સમાજ... ... ... | આશરે ૬. |
| રા. રા. ધીરજલાલ ડાહ્યાભાઇ નાણાવટી | ભૂસ્તર શાસ્ત્ર ... ... ... | ૫–૭ |
| રા. રા. વલ્લભદાસ ઉત્તમચંદ પારેખ... | રસાયન શાસ્ત્ર અને ઉદ્યોગ ... | આશરે ૬. |
| રા. રા આનંદશંકર બાપુભાઇ ધ્રુવ ... | રસમીમાંસા ... ... ... | —— |
| રા.રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી | પૂર્વ અને પશ્ચિમ ... ... | —— |
| રા. રા. પિનાકીપ્રસાદ મહાદેવપ્રસાદ દેશાઇ... | કેળવણી કે સમાજશાસ્ત્રને લગતો કોઇ વિષય... ... ... ... | ૪–૬ |
| રા. રા. સાંકળપ્રસાદ જેઠાલાલ શાહ | કિરણો ... ... ... | —— |

આ ઉપરાંત અ. સૌ. વિદ્યાગૌરી નીલકંઠ, રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથ દીવટિયા રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારિયા, અને બીજા વિદ્વાનોએ આ યોજનામાં વિષય આપવા હા પાડેલી છે, જો કે તેમના વિષય અને તેઓ કેટલાં વ્યાખ્યાન કઇ તા. સુધીમાં તૈયાર કરી શકશે એ વિગત હજી એઓ તરફથી મળવી બાકી છે. *

આ પછી કારોબારી કમિટિ પરિષદ્ વીતી ગયા પછી ત્રણ વખત મળી છે. તેની વિગત આ હેવાલના ૧૧ મા પ્રકરણમાં આપવામાં આવેલી છે. કમિટિના પ્રયાસોને પરિષદ્‌ના અવસરમાં અને તે પછી પ્રજાએ એક અવાજે અભિનંદન આપ્યું છે, તેને કમિટિ પોતાને મોટામાં મોટો બદલો મળેલો સમજે છે, અને એ માટે કમિટિ દીન હૃદયે પરમાત્માનો આભાર માને છે. કમિટિ જે કંઇ કરી શકી છે તે દેશની વધતી જતી જાગૃતિ, સેવા બુદ્ધિ, અને સહકારિતાને લીધે છે, અને આપણી પ્રગતિનાં એ શુભ ચિહ્નો પરમાત્માની લીલા છે.

* મૂલ વચનો આપેલાં તે વખતે દરેકે પોતાના વ્યાખ્યાન અમુક મુદ્દત સુધીમાં આપવા કહ્યું હતું. પરંતુ આ અહેવાલ છાપખાનામાં મોકલતાં સુધી ( જાન્યુઆરી ૧૯૧૧ સુધી ) માં આવવા જોઇતાં વ્યાખ્યાનોમાથી એક પણ આવ્યુ નથી એટલે આ યાદીમાં મૂલ છાપેલી મુદ્દતનો અવધિ નકામો ગણી અહીં આપ્યો નથી.

## પ્રકરણ ૨ જું.

# ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની સત્કાર કમિટિ.

૧. **સત્કાર કમિટિનાં** બંધારણ અને સત્તા વિષે આખા કાઠિયાવાડની પ્રાથમિક સભાએ કરેલો ઠરાવ આગલા પ્રકરણમા આપેલો છે. બંધારણના નિયમ પ્રમાણે બનેલી કમિટિની આખી યાદી પરિષદ્‌ના ફાળાની આવકના પ્રકરણ ૯ મા માં આગળ જોવામાં આવશે. અને સત્કાર કમિટિને આપેલી સત્તા પ્રમાણે પરિષદ્‌ના અને પોતાના પ્રમુખોની ચુટણી કરવાને માટે એ કમિટિની બેઠક કારોબારી કમિટિએ તા ૬ ઠ્ઠી જૂનની પોતાની બેઠકમા ઠરાવ કરીને તા ૨૭ મી જૂને સાંજે રાજકોટ મુકામે ભરવાનું નક્કી કર્યું, તેના ખબર પ્રથમ સ્થાનિક મંત્રીઓ માર્ફત અને પછી સત્કાર કમિટિના દરેક સભાસદને જુદા જુદા કાગળથી પહોચાડવામા આવ્યા. આ મુજબ રીતસર ઠરાવ અને નોટિસથી બોલાવેલી સત્કાર કમિટિની બેઠક તા. ૨૭ મી જૂને સાંજે રાજકોટમા થઇ તેમા પરિષદ્‌ના પ્રમુખ તરીકે દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇની અને સત્કાર કમિટિના પ્રમુખ તરીકે ગોંડળનાં ને. ના. રાણી સાહેબ અ. સૌ. નંદકુવરબા સી આઇ. એઓ શ્રીની ચુટણી સર્વાનુમતે થઇ. પણ એજ દિવસ પહેલાં એટલે કે તા ૨૫મી ને શુક્રવારે ભાવનગરમા સત્કાર કમિટિના કેટલાક * સભાસદોની સભા મળી હતી તેમા આ બે પદવીઓ માટે રા રા નરસિંહરાવ

---

* પ્રોફેસર ખરશેદજી અરદેસર એંટી, રા મણિશંકર રતનજી ભટ્ટ, રા. રણજીતરામ વાવાભાઇ મહેતા, રા વિઠ્ઠલરાય મહિપતરાય મહેતા, રા લક્ષ્મીપ્રસાદ ગિરિજાપ્રસાદ દેસાઇ, રા. ભાનુશંકર ભવાનીશંકર, ગ નરભેરામ પ્રાણશંકર દવે, રા. વિઠ્ઠલદાસ ગિરિજાશંકર ત્રિવેદી, રા વિશ્વનાથ રણછોડજી, રા વૃંદાવનદાસ રઘુભાઇ, રા. ત્રિભુવન પ્રેમશંકર કવિ, અને રા. હરગોવિંદ પ્રેમશંકર કવિ સભા મેળવવાનો વિચાર બહુ મોડો થયેલો જણાય છે, કેમકે તેની નોટિસ માત્ર એક દિવસ પહેલા એટલે તા. ૨૪ મી એ કહાડવામા આવી હતી. નોટિસમા "તા ૨૭મી ઉપર ભાવનગરના પ્રતિનિધિ મોકલવાનું" કામ પણ દર્શાવવામા આવેલ છે, પણ સભામા એ વિષે ઠરાવ કરવો રહી ગયો પહેલો ઠરાવ પરિષદ્‌ના પ્રમુખ વિષે હતો તેમા રા રા નરસિંહરાવ ભોળાનાથ દીવટિયા તરફ સાત અને દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇ તરફ ત્રણ મત પડયા બીજો ઠરાવ સત્કાર કમિટિના પ્રમુખ વિષે હતો તેમા રા રા. મણિશંકર ભટ્ટ તરફ નવ અને રા રા ન્હાનાલાલ દલપતરામ કવિ તરફ બે મત પડયા.

આ સભાના હેવાલો દૈનિક અને સાપ્તાહિક પત્રોમા છપાયા તે ભ્રમ ઉત્પન્ન કરે એવા હતા, એમ સભામા હાજર રહેલા એકે રાજકોટ લખ્યુ હતું સભાના પ્રમુખ પ્રોફેસર એંટિએ રાજકોટ મિ. ઠાકોરને લખી જણાવ્યું કે "I am very glad to know that my revered Head Master has been elected.' રા રા રણજીતરામે લખ્યુ કે "રાજકોટની સભાનો રિપોર્ટ વાચતા જણાય છે કે તે ઘણીજ ગંભીરતાથી અને ઉચ્ચ કર્તવ્યશીલતાથી પ્રેરાયલી હતી."

ભોળાનાથ દીવટિયા અને રા રા મણિશંકર રતનજી ભટ્ટના નામ સૂચવાયા હતા એ સમાચાર રાજકોટમા ટપાલ દ્વારા તા ૨૬ મી ની સાંજે પહોચ્યા કારોબારી કમિટિને લાગ્યુ કે પ્રજા અને વર્તમાન પત્રોની હાલની સ્થિતિમા આવા બનાવથી ગેરસમજ થશે અને કદાચ્ પરિષદ્‌ના કાર્યને પણ નહાનેમોટો ધક્કો વાગશે એટલે સત્કાર કમિટિની સભા દરમિયાન જ તેનો સપૂર્ણ હેવાલ લઇ લેવામા આવ્યો, અને એ સપૂર્ણ સત્તાવાર અહેવાલ બનતી ત્વરાથી અને બનતા વિસ્તારમા પ્રસિદ્ધ કરવામા આવ્યો એ અહેવાલ અહીં પાછો અક્ષરે અક્ષર ઉતારી લેવામા આવે છે

**ત્રીજી સાહિત્ય પરિષદ્‌ની સત્કાર કમિટિની પહેલી સભાનો અહેવાલ.**

ત્રીજી સાહિત્ય પરિષદ્‌ની સત્કાર કમિટિની પહેલી સભા રાજકોટમા રવિવાર તા ૨૭ ૬ ૦૯ને રોજ ભરવામા આવી તેમા નીચેના ગૃહસ્થો હાજર હતા

મોરબીના રા રા કલ્યાણરાય જેઠાભાઇ બક્ષી, ગોંડલના રા રા પ્રાણશકર ભ જોશી અને રા રા છોગાલાલ ચુનિલાલ સુતરિયા, ઝાલાવાડના જ્યુડિશિયલ આસિસ્ટટ રેનોલ્ડ સાહેબ, રા રા દલપતરામ ભ શુક્લ, રા રા અમૃતલાલ ર બક્ષી, રા રા દિવાન સાહેબ ઐજન્સી મે ડમરી, રા રા ગુલાબરાય વ છાયા, રા રા દિવાન સાહેબ હરજીવન ભ કોટક, રા રા ડેપ્યુટિ સાહેબ કેશવલાલ ગિ ત્રિવેદી, રા રા માધવલાલ જે બક્ષી, રા રા નર્મદાશકર લાધાભાઇ, રા બા દુર્લભજી ધ વેદ, રા રા ગોરધનદાસ લાધાભાઇ, રા રા નરભેરામ અ મહેતા, રા રા વેણીલાલ ર બક્ષી, રા રા અનુપરામ રામજી ભટ્ટ, રા રા ભગવાનજી અ મહેતા, રા રા વશરામ પીતાબર, રા રા જન્મશકર મ બુચ, રા રા ઓસમાન બચલ, રા રા મંગળપ્રસાદ દુર્ગાપ્રસાદ, અને રા રા બળવતરાય ક ઠાકોર, રા રા ભાનુસુખરામ નિ મહેતા, અને રા રા બળવતરાય વ છાયા

આ ઉપરાત રા રા મણિશકર ગૌ ભટ્ટ, રા રા કેશવરામ મા દવે, રા રા ગુલામ મહમદ બાવામીઆ મુનશી, રા રા દેવચદ ઉ પારેખ, રા રા હરજીવન ભ શુક્લ, બહાર ગામ હોવાથી, રા રા ધીરજલાલ વિ વ્યાસ અને રા રા વ્રજલાલજી હ આચાર્ય નાદુરસ્ત તબીયતને લીધે, તથા સી નેન સાહેબ, જે ટરનર સાહેબ, રેવરન્ડ એફ સ્ટીવન્સન સાહેબ, રા રા મોતીચદ ઓધવજી, રા રા પુરૂષોતમ મા વકીલ, અને રા રા પરમાનદ વ નભરામ અનિવાર્ય કારણને લીધે હાજર થઇ શક્યા નહોતા

બરાબર ૭ વાગે દિવાન સાહેબ એજન્સીની દરખાસ્ત અને રા રા ગુલાબરાય વ છાયાના અનુમોદનથી રા રા દલપતરામ ભ શુ ને પ્રમુખસ્થાન લઇ સભાનુ કામ શરૂ કર્યુ

પ્રથમ રા રા દલપતરામ ભ શુ ને નીચે પ્રમાણેની હકીકત જાહેર કીધી

"આ સભાના આમત્રણ તા ૬ જૂને મળેલી કારોબારી કમિટિની સભા પછી તરત કાઠિયાવાડના સર્વ સ્થાનિક મત્રીઓ મારફત મોકલવામા આવ્યા હતા, અને

તે પછી તા. ૨૧મીએ બીજી વાર આખા કાઠિયાવાડમાં સત્કાર કમિટિના સર્વે સભાસદોને આમંત્રણ મોકલ્યાં હતાં.

"ગયા અઠવાડિયામાં ભાવનગરમાં સત્કાર કમિટિના કેટલાક મેમ્બરોની એક સભા મળી હતી. તેમાં સત્કાર કમિટિના પ્રમુખ માટે રા. રા. મણિશંકર ર. ભટ્ટનું નામ રજુ થયું હતું અને એ દરખાસ્તના સુધારા તરીકે રા. રા. ન્હાનાલાલ દ. કવિનું નામ રજુ થયું હતું. તેમાંથી રા. રા. મણિશંકરને સત્કાર કમિટિના પ્રમુખ તરીકે પસંદ કરવાની દરખાસ્ત એ સભાએ વધુ મતે મંજુર કરી હતી.

"વળી પરિષદ્‌ના પ્રમુખ તરીકે એ સભામાં રા. રા. નરસિંહરાવ ભો. દીવટિયાને પસંદ કરવાની દરખાસ્ત વધુ મતે મંજુર થઇ હતી. એ સભામાં કરવામાં આવેલાં ત્રણ ભાષણોની છાપેલી નકલો અહીં આવેલી છે તે આપ સહુને વહેંચવામાં આવેલી છે, તથા એ સભાના કાર્યક્રમની હકીકત, અને એમણે કરેલી વિનંતિ આપને વાંચી સંભળાવું છું.

" 'ત્રીજી સાહિત્ય પરિષદ્‌ની કાર્યકારિણી સભાના પ્રમુખ સાહેબ,

ભાવનગરના સત્કાર કમિટિના સ્થાનિક સભાસદોની સભાનો હેવાલ આ સાથે આપના ઉપર રવાના કર્યો છે. સભાસદોએ જે ગૃહસ્થો માટે અભિપ્રાય આપ્યા છે તે અભિપ્રાય આપ રાજકોટમાં મળનારી સત્કાર કમિટિની સભાને રોશન કરશો, અને એ ગૃહસ્થો માટે દરખાસ્ત થાય તો જેમણે તરફેણમાં મત આપ્યા છે તેમના તરફેણમાં મત ગણવા, અને વિરૂદ્ધના વિરૂદ્ધમાં ગણવા વિનતિ છે. એ ગૃહસ્થોનાં નામ ન સૂચવાય તો પણ ભાવનગરવાળા ગૃહસ્થોની દરખાસ્ત તરીકે તે નોંધશો, અને આ વિનતિ ત્યાંની સભામાં જાહેરમાં વાંચશો એવી અહીંના સભાસદોની ઇચ્છા છે.

લી. હુકમથી રણજીતરામ વાવાભાઇ.'

"હવે ભાવનગરે બતાવેલા આ ઉત્સાહને માટે આપ સૌના તરફથી એમનો ઉપકાર મારે માનવો યોગ્ય લાગે છે. પરંતુ આ પ્રમાણે જુદે જુદે સ્થળે કટકે કટકે સભાઓ મળે અને તેમા જુદી જુદી દરખાસ્તો મંજુર થાય તો કામ કરવામાં કેટલો વિલંબ થાય અને કેવી મુસ્કેલીઓ આવે એ દેખીતું છે. તેની સાથે મારે ભાવનગરમાં મળેલી સભાનુ પૂરેપૂરૂં માન જાળવી જણાવવું જોઇએ કે મારા પોતાના મત પ્રમાણે આવી રીતે કટકે કટકે થયેલું કામ નિયમસર પણ ગણાય નહિ. કારણ કે દરખાસ્તો આખી સભાએ વિચાર કર્યા પછી પસાર થવી જોઇએ. જો ભાવનગરની સભાના બધા કે થોડા ગૃહસ્થો પ્રતિનિધિ તરીકે અહીં આવી શક્યા હોત તો સત્કાર કમિટિ અને પરિષદ્‌ના પ્રમુખોની પસંદગી કરતાં અવશ્ય ગણવાં જોઇએ એવા બધાં નામ એમના આગળ આવત; અહીંના બીજા ગૃહસ્થોના મત અને તેમના કારણ એઓ જાણી શકત, અને આપણે સૌ એક મતથી કામ કરી શકત. હુ ફરીથી કહું છું કે ભાવનગરે બતાવેલા ઉત્સાહ માટે એમનો ઉપકાર જ માનવો ઘટે છે, અને આજની સભામાં આપણે

એમના મતને પૂરેપૂરૂ વજન આપીશુ અને તે સપૂર્ણ રીતે ધ્યાનમા લઇ ઠરાવ ઉપર આવવા મારી આ સભાને વિનતિ છે, ને આપ તેમ કરશો એવી મારી ખાતરી છે માટે એમણે સૂચવેલા નામોની સાથે બીજા યોગ્ય નામો લઇ પરિષદનું હિત સૌથી વધારે કોની પસદગી કરવાથી જળવાય એમ છે તેનો વિચાર અને નિર્ણય કરવાની ફરજ—આખા કાઠિયાવાડની સામાન્ય સભાએ રાજકોટમા પરિષદ ભરવાનું અને કારોબારી કમિટિ મુખ્યત્વે કરીને રાજકોટના જ ગૃહસ્થોની રચવાનું યોગ્ય ધાર્યું ત્યારથી—આપણે માથે પડી છે, તે આપણે આજે બજાવવાની છે ”

## ઠરાવ પહેલો.

પ્રમુખ સાહેબે પોતા તરફથી દરખાસ્ત રજુ કરી કે—સ્વસ્થાન ગોંડલના નામદાર રાણી સાહેબ અખડ સૌભાગ્યવતા નંદકુવરબા સાહેબ સી આઇ એઓને આપણી સત્કાર કમિટિના ઓનરરી સભાસદ નીમવામા આવે છે, જામનગરના શાસ્ત્રીજી હાથીભાઇ તથા મોરબીના શાસ્ત્રીજી શંકરલાલ મહેશ્વરને આપણી સત્કાર કમિટિના ઓનરરી સભાસદ નીમવામા આવે છે, અને ભાવનગરના કવિ ત્રિભુવન પ્રેમશકર, કવિ હરગોવિંદ પ્રેમશકર અને કવિ પિંગળશી પાતાભાઇને ભાવનગરની ભલામણથી આપણી સત્કાર કમિટિના સભાસદ નીમવામા આવે છે

આ દરખાસ્ત મુકતા પ્રમુખ સાહેબે એમાના દરેક નામ વિશે ટુકમા વિવેચન કર્યું અને અનુમોદનમા રા રા માધવરાય બક્ષીના ભાષણ પછી સભાએ તે સર્વાનુ મતે સ્વીકારી

## ઠરાવ બીજો.

**આવતી પરિષદ્‌ની સત્કાર કમિટિનાં પ્રમુખ તરીકે સ્વસ્થાન ગોંડલનાં નામદાર રાણી સાહેબ અખડ સૌભાગ્યવતા નંદકુવરબા સાહેબ સી. આઇ. એઓને પસંદ કરવામાં આવે છે.**

આ દરખાસ્ત રજુ કરતા રા રા બળવતરાય ક ઠાકોરે નીચે પ્રમાણે કહ્યુ

“આવી પરિષદોમા પ્રમુખસ્થાન માટે કેવા ગુણ, કેવી પદવી અને કેવા પ્રકારનાં માણસ પસદ કરવા એ સારૂ આપણે ‘ઓરિયેંટલ કોંગ્રેસ’ અને એવી બીજી મહાન સસ્થાઓના દાખલા જોઇએ તો તેમાથી આપણને આજના કાર્યને માટે જોઇતી દિશા જડે એમ છે ઓરિયેંટલ કોંગ્રેસનો આરભ કરતા આ વિષે મેક્સમુલર જેવા જગત્ પ્રસિદ્ધ વિદ્વાનોએ ઠરાવ્યુ હતું કે જે સ્થાન અને જે દેશમા કોંગ્રેસ ભરાવાની હોય ત્યાના મોટામા મોટા સાહિત્યરસિક અને આપણા કામમા સપૂર્ણ દિલસોજી ધરાવતા હોય એવા રાજા કે રાજકુમાર કે દિવાન કે કોઇ મોટા આગેવાન પુરુષને આપણે પસદ કરવા જોઇએ આ પ્રકારના બીજી સસ્થાઓના દાખલા પણ જેટલા જોઇતા હોય તેટલા મળી શકે એમ છે, પણ ટુકા સમયને

લીધે તે હુ આપતો નથી તો એકલી આ વાત આપણે જોઇએ તોપણ આપણી સત્કાર કમિટિના પ્રમુખ તરીકે નામદાર રાણી સાહેબ કરતા વધારે યોગ્ય નામ સૂચવવુ મુશ્કેલ છે અને રાણી સાહેબ, ગોંડલ જેના પહેલી પક્તિના રાજ્યના રાણી સાહેબ છે એટલીજ એમની યોગ્યતા નથી ઇ સ ૧૯૦૧–૦૨મા એમણે "ગોમડલ પરિક્રમ" એ નામનુ પોતાના દુનિયાના પ્રવાસનું મોટુ પુસ્તક પ્રસિદ્ધ કરેલુ છે તેની ભાષા, તેની શૈલી, તેમા દેખાઇ આવતી તુલનાશક્તિ અને પરિપક્વ જ્ઞાન એ સર્વે જે કોઇ જુવે તેને કબૂલ કર્યા વિના ચાલે તેમ નથી કે નામદાર રાણી સાહેબ આપણા વર્તમાન ગ્રથકારોમા બહુજ ઉંચી પક્તિના ગ્રથકાર છે આ અભિપ્રાય મેં હમણા આ પ્રસગને માટે બાધેલો નથી એના પુરાવામા મારે કહેવુ જોઇએ કે એ પુસ્તક પ્રસિદ્ધ થયા પછી થોડા વખતમા જ મેં તેનું અવલોકન 'વસત' ના પહેલા વર્ષના પાચમા અકમા (જ્યેષ્ઠ ૧૯૫૮ પૃષ્ઠ ૧૯૮–૨૦૦) કર્યું હતુ, અને તેમા આજે એટલુ ઉમેરવાને રજા લઉં છુ કે તે પછી એ પુસ્તક મેં ફરી ફરીને જોયેલુ છે, અને તે વિષેનો મારો તે વખતનો બાધેલો અભિપ્રાય હજી સુધી ફર્યો નથી. એટલુજ નહિ પણ ખાસ કરીને એની શૈલીની સરલતા વિષે તો મને એમ લાગે છે કે હાલના સસ્કૃતમય અને કિલષ્ટ લખાણના જમાનામા એવી શૈલીનો જોડો પણ મળવો મુશ્કેલ છે અને વળી નામદાર રાણી સાહેબનુ નામ હું આપની આગળ મૂકુ છુ તેનું આથી પણ વધારે મહત્વનું કારણ તે એમનું પવિત્ર ધાર્મિક ચારિત્ર છે આ વિષે ટુકામા એટલુજ કહેવુ બસ છે કે આપણે એમના ઉદાર ચરિત્રમા આપણી પ્રાચીન આર્ય સતીઓના ગુણોની સાથે પશ્ચિમ દેશોની મિસ ફ્લોરેન્સ નાઇટિંગેલના જેવી સન્નારીઓના ગુણોનું એક મધુરૂ સમિશ્રણ જોઇએ છીએ તો આપણા ઉંચામા ઉંચા સૂર્યવશી સિસોદિયા કુલની કુમારિકા તરીકે જન્મ ધરી ગુજરાતથી કાઠિયાવાડમા આવી ગોંડલ જેવા પહેલી પક્તિના રાજ્યના રાણી બની ગુજરાત અને કાઠિયાવાડના ઐક્યના જેઓ મૂર્તિ છે, રાણી છતા ગ્રંથકાર તરીકે જેઓએ ભાષાની આવી ઉત્તમ સેવા બજાવી છે, અને જેઓને ગોંડલના રાજ્યમા તેમજ આખા કાઠિયાવાડમા સૌ માતા જેવા ગણે છે, એવા નામદાર નંદકુવરબા સાહેબને આપણી સત્કાર કમિટિના પ્રમુખ તરીકે પસદ કરવાની આપની આગળ દરખાસ્ત રજુ કરૂ છુ"

આ દરખાસ્તને અનુમોદન આપતા મોરબીના પરસનલ આસિસ્ટટ રા રા. કેશવરાય જેઠાભાઇ બક્ષીએ નીચે પ્રમાણે કહ્યુ

"આ દરખાસ્ત સાભળીને મને અત્યત આનદ થાય છે એ પદ માટેના બીજા બધા નામ મારા મનમાથી અસ્તજ થઇ જાય છે એઓ જ્ઞાનવૃદ્ધ, તપોવૃદ્ધ, પદવીવૃદ્ધ અને કુલવૃદ્ધ પણ હોઇને આ માનને સર્વ પ્રકારે યોગ્ય છે એટલુજ નહિ પણ એઓ આપણી આ અભિલાષા સ્વીકારે તો એમના અનેક માન અકરામના ભડારમા આ એક વધારાનું માન બિલકુલ વિસાતમા નથી, ત્યારે એમના સ્વીકારથી આપણી પરિષદ્‌ને ઓર માન અને પ્રતિષ્ઠા મળશે, એવુ મારૂ ચોક્સ

માનવું છે. દરખાસ્ત રજુ કરતાં ભાઇ બળવંતરાયે એમનાં પવિત્ર ચારિત્ર વિષે જે કહ્યું તે અક્ષરે અક્ષર ખરૂં છે. હું ગોંડલ રાજ્યનો ત્રણ વર્ષ સુધી સેવક હતો, અને મને એમના ગુણોનો જાત અનુભવ છે. દુકાળ અને મરકીમાં એઓ પ્રજાને માટે કેટલી કેટલી તસ્દી વેઠે છે, તે આખી પ્રજા સારી રીતે જાણે છે. ખરેખર તેઓ એમની પ્રજાનાં માતા જ છે. વળી આવકાર ને સન્માનને માટે પુરૂષ કરતાં સ્ત્રી જાત વધારે યોગ્ય છે તે દેખીતી વાત છે. માટે નામદાર રાણી સાહેબ નંદકુંવરબા આપણી દરખાસ્ત સ્વીકારે તો પરિષદ્‌નાં અહોભાગ્ય એટલું કહીને હું દરખાસ્તને અનુમોદન આપું છું "

દરખાસ્તના ટેકામાં રા. બ. દુર્લભજી ધ. વેદે કહ્યું "કે આવા પ્રૌઢ દરજ્જાના પ્રમુખથી આપણી પરિષદ્‌ના કાર્યને બીજી આડકતરી મદદ પણ ઘણી ઘણી મળશે. બહારથી આપણી સાહિત્ય રસિક ગૃહિણીઓ આપણી પરિષદ્‌માં પધારવાને લલચાશે સ્ત્રી કેળવણીને પણ ઉત્તેજન મળશે. અને પરિષદ્ જેવી બાલક સંસ્થા જેને વગ અને પ્રતિષ્ઠાની ઘણી ઘણી જરૂર છે તે પણ તે પામશે; અને ટુંકામાં હું મારા પહેલાં બોલી ગયેલા મારા બન્ને વિદ્વાન મિત્રો સાથે સંપૂર્ણ રીતે મળતો આવું છું."

દરખાસ્ત સભા આગળ મુકતાં રા. રા. શુકલે પરિષદ્‌ના જનરલ સેક્રેટરી રા. રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠના કાગળ ઉપરથી બતાવ્યું કે એઓ પણ આ દરખાસ્તની તરફેણમાં છે, અને દરખાસ્ત સર્વાનુમતે મંજૂર થઇ.

### ઠરાવ ત્રીજો.

સ્વસ્થાન ગોંડલનાં નામદાર રાણી સાહેબને સત્કાર કમિટિનું પ્રમુખ પદ સ્વીકારવાની અરજ કરવા માટે એમ ઠરાવવામાં આવે છે કે રા. રા. દલપતરામ ભ. શુકલ, દિવાન સાહેબ બેજનજી મે. ડગરી, રા. રા. અમૃતલાલ ર. બક્ષી, રા. રા. હરજીવન ભ. કોટક અને રા. રા. બળવંતરાય ક. ઠાકોર એઓએ આ સભા તરફથી નામદાર રાણી સાહેબની રૂબરૂ ગોંડલ જવું અને નામદાર રાણી સાહેબને અરજ કરવી.

આ દરખાસ્ત રા. રા. માધવરાય જે. બક્ષીએ રજુ કરીને તેને રા. રા. નરભેરામ અ. મહેતાએ અનુમોદન આપ્યું ને તે સર્વાનુમતે પસાર થઇ.

### ઠરાવ ચોથો.

પરિષદ્‌ના પ્રમુખ વિષેની દરખાસ્ત મુકાતા પહેલાં પ્રમુખ સાહેબ રા. રા. શુકલે કહ્યું.

"હવે આપણે આજનું સૌથી વધારે ગંભીર કામ કરવાનું છે કારણ કે તે બાબતમાં જુદા જુદા મત થાય એ સ્વાભાવિક છે. આવતી પરિષદ્ માટે આપણે પ્રમુખ તરીકે કોને પસંદ કરીશું? આ વાતનું મહત્વ અને યોગ્ય પસંદગી કરવાની જેટલી આવશ્યકતા તેટલીજ મુસ્કેલી જોઇને, આપ સૌએ મને કારોબારી કમિટિનું સરનશીનપણું આપ્યું તે પછી મેં એ વિષે ગુજરાત કાઠિયાવાડના પ્રસિદ્ધ સાક્ષરો અને

વિદ્વાનોના મત મગાવ્યા હતા એમનામાના ઘણા ખરાએ મને ઉત્તર મોકલ્યા તે માટે હુ એ સૌનો આભારી છુ એ ઉત્તરોની હકીકત ટુકામા આપને જણાવુ છુ ”

[અહીં રા રા શુકને દરેક કાગળ લખનાર વિદ્વાનનુ નામ અને તેમણે આપેલા મત જણાવ્યા, અને આગળ ચાલતા કહ્યુ — ]

“સારાશ કે પ્રમુખ માટે દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ, રા રા નરસિંહરાવ, રા બ હરગોવિંદદાસ કાંટાવાળા, રા રા રણછોડભાઇ ઉદયરામ, રા ગ આનંદશકર ધ્રુવ, રા ના રમણભાઇ નીલકંઠ, રા ગ બલવતરાય ઠાકોર, રા રા. કમળાશકર ત્રિવેદી, ગ રા છગનલાલ પંડ્યા, એટલા નામો મને સૂચવવામા આવ્યા હતા તેમા દિવાન બહાદુર માટે આઠ મત અને રા રા નરસિંહરાવ માટે સાત મત મળ્યા હતા, બીજા દરેકને માટે ચાર કે તેથી ઓછા મત હતા આ પ્રમાણે વહેંચાઇ ગયેલા મતોમા મત મતની સખ્યા જોવા કરતા મત આપનારાઓના વિદ્વાન તરીકે અને પ્રજામા મોભા તરફ ખાસ લક્ષ આપવુ જોઇએ એમ મને લાગે છે, અને એ પ્રમાણે મતોનુ વજન (weight) જોઇને અને તેની બરાબર તુલના કરીને છેવટનો નિર્ણય કરવો એ આજે આપણુ મોટામા મોટુ કામ છે

“ગૃહસ્થો, ભાવનગરમા મળેલી સભાનો આ બાબતનો ઠરાવ હુ આપને જણાવી ગયો છુ અને એ ઠરાવ રજુ કરનારનુ ભાષણ આપને વહેંચવામા આવેલુ છે એ ધ્યાનમા લેતા મેં આપને ઉપલા જવાબો વિષે જે કઇ કહ્યુ તે ઉપર પણ સૌ સાહેબો વિચાર કરશો પરિષદ્‌નું હિત સૌથી સારી પસદગી કરવામા છે, નહિ કે મતભેદ અને પોતપોતાના મતને માટેના આગ્રહમા

રા ગ કલ્યાણરાય બક્ષીએ નીચે પ્રમાણે ભાષણ કર્યુ

“પરિષદ્‌ના પ્રમુખ માટે ક્યુ નામ આગળ કરવુ એ બહુ જ મુશ્કેલ વાત છે મેં પોતે પ્રમુખ સાહેબના કાગળના જવાબમા રા રા છગનલાલ હરિલાલ પંડ્યાનું નામ આપેલુ પરતુ તે વખતે મારી સમજ એવી હતી કે પ્રમુખ કાઠિયાવાડમાથી મળી શકે ત્યા સુધી બહાર જવુ નહિ પરતુ આ કાઠિયાવાડમા મળનારી પરિષદ્‌ને પણ આ પ્રમાણે ટુકા ક્ષેત્રમા બધાઇ રહેવાની જરૂર નથી, એ જોઇને મને આનદ થાય છે હવે કયા કયા ગુણો ઉપર ધ્યાન આપીને આપણે પસદગી કરવી એ વિષે વિચાર કરતા મને લાગે છે કે સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખમા ભાષાનુ જ્ઞાન અને વિદ્વતા આવશ્યક છે ખરા, પરતુ એમણે પ્રમુખ તરીકે કરવાના કાર્યને માટે બીજા કેટલાક ગુણો પણ ઓછા મહત્વના નથી. એ ગુણો અને એ યોગ્યતા કેવા પ્રકારના હોવા જોઇએ એ ઉપર વધારે લક્ષ અપાય તો આ બાબતમા મતભેદને થોડો જ અવકાશ રહે એમ મારું માનવુ છે હવે “ગુજરાતી” વર્તમાનપત્રમા પ્રસિદ્ધ થયેલા પત્ર વ્યવહાર અને બીજા ચિહ્નો ઉપરથી અનુમાન થઈ શકે છે કે આ ત્રીજી પરિષદ્‌નુ કામ પહેલી અને બીજી પરિષદોના કરતા વધારે મુશ્કેલ છે જુદા જુદા મત બધાયા છે તેને માટે વધતા ઓછા આગ્રહ જોવામા આવે છે અને નવા વિદ્વાનો અને જુના વિદ્વાનોના દૃષ્ટિબિન્દુ જુદા જુદા

માલમ પડે છે. આવા જાહેર મેળાવડાની બાબતમાં રાજકીય સવાલો સાથે સંબંધ ન છતાં જ્યાં ત્યાં કૉન્ગ્રેસના અનુભવનો દાખલો લેવા ને દેવામાં આવે છે તો એજ દાખલો હું આપની આગળ મુકીશ. કૉંગ્રેસમાં બે પક્ષ જણાવા માંડ્યા ત્યારે તેના કાર્યદક્ષ અગ્રણીઓને લોકમાન્ય દાદાભાઇ નવરોજજી જેવાને પ્રમુખસ્થાન માટે ગોતવા પડ્યા હતા. આપણે પણ એવા કોઇને પ્રમુખપદને માટે ગોતવા કે જે ઉછરતા લેખકોને સાક્ષરોમાં પૂજ્ય અને આદરણીય મનાય ને તેની સાથે જેમનામાં વૃદ્ધ વિદ્વાનો અને સામાન્ય પ્રજાજન પણ શ્રદ્ધા મુકી શકે. તેમજ આપણા પ્રમુખ સાંસારિક સ્થિતિ, ઉચ્ચ પદવી, અગ્રણીપણું, પ્રભાવ આદિથી સૌ કોઇ ઉપર છાપ પાડી શકે તેવા જોઇએ, તથા ભિન્ન ભિન્ન વિચાર અને સ્થિતિના માણસોના પ્રેમભાવને પાત્ર હોવા જોઇએ. અને આવા ગુણો જેમનામાં હોય તેમની કર્ત્તા અને ભાષા પંડિત તરીકેની ખ્યાતિ કદાચ કંઇ અંશે ન્યૂન હોય તો પણ એ ન્યૂનતાને હદથી વધારે વજન આપવું જોઇએ નહિ."

રા. રા. દલપતરામ ભગવાનજી શુકલે કહ્યું:—"રા. રા. કલ્યાણરાયભાઇએ આપની આગળ જે સામાન્ય વિચારો મુક્યા છે તેને હું સંપૂર્ણ રીતે મળતો આવું છું. એક રાજકોટ જ આ કામ કરે છે એમ માનવાનું નથી. એવી રીતનો દેખાવ પણ બનતાં સુધી ન થવા દેવો, અને પસંદગી કરવાનો હક્ક કાઠિયાવાડનો છતાં ગુજરાતના વિદ્વાનો અને અગ્રણીઓના અભિપ્રાયનો પણ આવી ગંભીર બાબતમાં લાભ લેવો, એવા હેતુથી મેં આપને જે ઉત્તરોનો સાર કહી બતાવ્યો તે મેળવ્યા હતા. વળી પ્રમુખપદને માટે આપણામાં અત્યારે એકથી વધારે જાણીતા વિદ્વાન લાયક છે એ આપણા સુભાગ્ય છે, તથા એમાંથી સૌથી વધારે લાયક કોણ એ વિષે મતભેદ સ્વાભાવિક છે. તેમ સ્વતંત્ર વિચાર અને અનેકાનેક રૂચિભેદની એ નિશાની છે. પરંતુ આ સર્વ સારી વાતોમાંથી જ આપણે હઠાહઠથી આપણું સકટ ઉભું કરીએ એમાં શાણપણ નથી. અનેક લાયક છે, અને તેમાથી એકને જ ચુટવા પડે છે એ કદણાઇ છે. અને એક જ ચુંટી શકાય તેથી કરીને એકને ચુંટીએ તે ઉપરથી બીજા બધાને ગેરઇન્સાફ કરીએ છીએ. એવો અવળો અર્થ કરવાનો નથી."

આટલી પ્રસ્તાવના પછી રાજકોટના દિવાન સાહેબ રા. રા. હરજીવન ભવાનભાઇ કોટક બી. એ. એલએલ બી. એઓએ દરખાસ્ત મૂકી કે દિવાન બહાદુર અંબાલાલ સા દેસાઇને ત્રીજી પરિષદના પ્રમુખ તરીકે પસંદ કરવા. તેઓએ કહ્યું "રા. રા. કલ્યાણરાયભાઇએ તથા પ્રમુખ સાહેબે જે વિવેચન કર્યું છે તે પછી સવાલ ગંભીર અને મહત્વનો છે તેટલો જ મુસ્કેલ છે, તેમ કેવા કેવા ગુણો ઉપર ધ્યાન આપીને આપણે પસંદગી કરવી, એ વિષે મારે વિશેષ કહેવાની જરૂર રહેતી નથી. એ ગુણો મારા નમ્ર મત પ્રમાણે દિવાન બહાદુર અંબાલાલ સા. દેસાઇમાં સૌથી વધારે પ્રમાણમાં છે,' અને જો આપણે ગુજરાત કાઠિયાવાડના ભણેલા અને વિદ્યામાં રસ લેનારા વર્ગના મત લઇ શકીએ તો તે મત ઘણા મોટા પ્રમાણમાં દિવાન બહાદુરનેજ પસંદ કરે એમ

હું માનું છું. આપણી ભાષા ને સાહિત્યના "ભવિષ્યના ઉપયોગી અને ઉચ્ચગામી માર્ગો" માટે ગુજરાત વર્નાક્યુલર સોસાયટિના મણિ મહોત્સવ વખતે દિવાન બહાદુરે જે અમૂલ્ય સર્વગ્રાહી, સચોટ અને પરિપક્વ અનુભવનું ભાષણ કરેલું છે, તેમાં ગુજરાત અને ગુજરાતી ભાષા માટેની એમની અનન્ય ભક્તિ ઉભરાઇ જાય છે. વળી "સરસ્વતી દેવી અને શ્રી લક્ષ્મીજી" બંને એમના ઉપર પ્રસન્ન છે; બંનેના એ "માનીતા" છે, અને એમની વ્યવહાર બુદ્ધિ, એમની નીડરતા ને એમનો પ્રભાવ, એમની સત્ય ભક્તિ અને એમનું ચારિત્ર આખો ઇલાકો જાણે છે. એઓ આપણા પહેલા એમ. એ. છે. વડોદરામાં એઓ વરિષ્ઠ ન્યાયાધિકારી હતા, તે વખતે વડોદરા રાજ્યના કાયદા ઇંગ્રેજી, મરાઠી, અને ગુજરાતી ત્રણે ભાષાઓમાં રચાયા ત્યારે ગુજરાતી કાયદા તે મૂળ કાયદા અને ઇંગ્રેજી તથા મરાઠી તે એ મૂળના તરજૂમા એવા નિર્ણય માટે ગુજરાત, ગુજરાતી ભાષા અને વડોદરા રાજ્યની વસ્તી એમને આભારી છે. એમનું અર્થશાસ્ત્ર, એમનો કોપ તથા પેનશન લીધા પછીની એમની જાહેર જીંદગી, તથા સ્થળે સ્થળે એમણે ગુજરાતી તથા ઇંગ્રેજીમાં આપેલાં ભાષણો સુપ્રસિદ્ધ છે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના પ્રમુખ તરીકે પણ એમણે ભાષા અને સાહિત્યની ઉમદા સેવા બજાવી છે. આ પરિષદ્ આખી પ્રજાની સંસ્થા બની રહે, અને ઉત્તરોત્તર ચઢતી કળા પામે તેને માટે સત્કાર કમિટિના પ્રમુખ તરીકે નામદાર રાણી સાહેબની પસંદગી જેટલે દરજ્જે ઉત્તમોત્તમ છે તેટલે દરજ્જે પરિષદ્‌ના પ્રમુખ તરીકે દિવાન બહાદુર સાહેબની પસંદગી ઉત્તમોત્તમ છે એ મારો મત આપ સૌ સ્વીકારશો એવી આશા રાખું છું."

રા. રા. કેશવલાલ ગિરધરલાલ ત્રિવેદીએ દરખાસ્તને અનુમોદન આપતાં કહ્યું કે "રા. રા. કલ્યાણરાયભાઇએ પ્રમુખ માટેના ગુણોનું અને આપણે આવતી પરિષદ્‌ના મુશ્કેલ પ્રસંગે જોઇતા નરરત્નનું એવું વર્ણન કર્યું છે કે જાણે એમની સમસ્યાને અંતે નામજ મુકવાનુ બાકી રહે, અને તે સમસ્યા એક જ નામથી પૂરી થાય. દિવાન બહાદુરના ગુણ, તેમની કીર્તિ, તેમના ચારિત્રથી કોણ અજાણ્યું છે? ઇશ્વરે એમને સરસ્વતી અને લક્ષ્મીની સાથે લાંબુ આયુષ્ય, તનદુરસ્ત શરીર અને પ્રવૃત્તિમય પ્રકૃતિ પણ બક્ષ્યાં છે. પ્રમુખપદને માટે વર્તમાન પત્રોમા, આપણા આજના પ્રમુખ સાહેબ શુકલે કહી બતાવેલા ઉત્તરોમાં, અને વિદ્વાન મિત્રોના સમાગમમાં જે નામો ઉચ્ચારાય છે તેમાંના એક બે નામો બાદ કરીએ તો બાકીના સર્વ દિવાન બહાદુરના ચેલાઓ છે. કેટલાક તો એમના ચેલાઓના પુત્ર અથવા ચેલાના ચેલા છે. એટલે એઓ અત્યારે ગુજરાતમા આપણા ગુરુણામ્ ગુરુ છે; ને એમને માટે એટલું બધુ માન છે કે જે બીજા નામો એમના હરીફો તરીકે કે એમના મુકાબલામાં મુકવામાં આવે છે તે ગૃહસ્થો જ અત્યારે અહીં હાજર હોય તો તેઓ પોતે પણ દિવાન બહાદુર સાહેબને માટે જ અનુમતિ આપે. વળી શ્રી ગુજરાત વર્નાક્યુલર સોસાયટિને એક રીતે ગુર્જર ભાષાનુ મહિયર માનીએ અથવા તે સંસ્થાને ગુર્જર ભાષાના

સાક્ષરોનું મુખ માનીએ તો શ્રીમાન્ અંબાલાલભાઇની પાછલાં ઘણાં વર્ષથી તે સંસ્થાના અધ્યક્ષ તરીકે સ્થાપના થઇ છે, તેથી જ તેમની અત્યારે યોજવામાં આવે છે તે જગ્યાને માટે યોગ્યતા તે યોગ્ય વર્ગથી માન્ય થઇ ચૂકી છે. મેં એઓ સાહેબને અમદાવાદમાં ઘણી મોટી સભાઓમાં પ્રમુખ તરીકે બિરાજેલા જોયલા છે, ને તેમાં મતાગ્રહ ને રસાકસીના પ્રસંગોમાં એમની પ્રમુખ તરીકેની કાર્યદક્ષતા એવી દીપી આવેલી છે કે ગુજરાતમાં પ્રમુખ તો એ જ એમ સર્વ ઠરેલ અને વિવેકી માણસોમાં એકે અવાજે સ્વીકારાય છે. હું અમદાવાદ હતો તે દરમિયાન મેં એમના ઘણાં ભાષણો સાંભળ્યાં છે. એ ભાષણોનું અર્થ ગૌરવ, એમના વિચારની પરિપક્વતા, એમની સલાહ ને સૂચનાનું સંગીનપણું, એમની ભાષાની સરલતા, સરસતા અને શિષ્ટતા જે એમને નજરે સાંભળે તે જ જાણી શકે. આપણી ભાષાના વ્યાખ્યાનોને માટે, શોર્ટ હૅન્ડ રિપોર્ટીંગના જેવી કલા હજી યોજાયલી નથી એ ખામી છે. એમના ભાષણોના શબ્દશઃ ઉતારા લઇ શકાતા હોત તો તેમના સંગ્રહનું પુસ્તક આપણા સાહિત્યને દીપાવે એવું અને જેટલું બોધક તેટલું જ લોકપ્રિય થઇ પડત. સ્વ. ગોવર્ધનભાઇના મૃત્યુ વખતે અમદાવાદમાં જે સભા મળી હતી તે પ્રસંગના એમના હૃદયવેધક વચનો હજી મને યાદ છે. દિવાન બહાદુર આ પરિષદ્‌નું પ્રમુખપદ સ્વીકારશે તો એટલાથી જ આપણી પરિષદ્ વિજયી બનવાની એવી મારી ખાતરી છે."

રા. રા. અમૃતલાલ ર. બક્ષીએ દરખાસ્તને ટેકો આપતાં કહ્યું : "આપણા આજના પ્રમુખ સાહેબે ગુજરાત કાઠિયાવાડના જાણીતા વિદ્વાનોના મત ખાનગી રીતે મેળવ્યા તે અવશ્ય કર્તવ્ય હતું. પ્રમુખપદને માટે એક કરતાં વધારે નામો ગણી શકીએ છીએ એ આપણું સદ્ભાગ્ય છે. તેમ આ વખતે એકને પસંદ કરવાના છે એ આપણી મુશ્કેલી છે. એ માંહેના દરેક વારા ફરતી પ્રમુખ થાય એવી આપણે આશા રાખીશું. હવે રા. રા. કલ્યાણરાયભાઇએ જે અનેક ગુણોની આવશ્યકતા બતાવી તેમાં પસંદ કરનારને પંચતંત્રમાંની પેલી વાર્તાના જેવું થાય છે કે પિતા ગુણવંતમ્ તો માતા ધનવંતમ્ અને કન્યા પોતે રૂપવતમ્ એવા વરને ઇચ્છે છે. છતાં એક વર પસંદ થાય છે, તે પછી પિતા, માતા, કન્યા, ભાઇ, ભાંડુ, સગાં સંબંધી સર્વ તેને સ્વીકારે છે, અને લગ્ન કાર્ય ધામધુમથી અને આનંદોત્સવમાં અને સૌ સૌની યથા શક્તિ મદદ વડે સિદ્ધ થાય છે તો આ તો દિવાન બહાદુર જેવા સર્વ ગુણ સંપન્ન પ્રમુખ પસંદ કરીએ છીએ."

દરખાસ્તને ગોંડળના રા. રા. સુતરીઆએ ટેકો આપ્યો તે પછી પ્રમુખ શુકલ સાહેબે ફરીથી કહ્યું :—"સવાલ ગંભીર છે. જે કોઇ સભાસદને જે કંઇ કહેવું હોય તે કહેવાની તેને સંપૂર્ણ છુટ છે. હજી સમય છે. ઠરાવ થઇ ગયા પછી નથી. સૌના મત જાણીને પાકા વિચાર પછી જ ઠરાવ કરવો એ જ આ સભા ઇચ્છે છે, અને રા. રા. કલ્યાણરાયભાઇ જેવાએ પણ મને મોરબીથી એક નામ આપ્યા પછી અહીં આવીને સૌના વિચાર જાણી પોતાનો મત ફેરવ્યો છે, એવા પરસ્પર વિશ્વાસ અને સદ્ભાવથી

જ આવા મોટા કાર્ય થઇ શકે કાઠિયાવાડ જેવા દેશમા અને આપણી મોટી સત્કાર કમિટિની મધ્યાના માણસોમા બેશક કેટલાક ગૃહસ્થો એવા વિચારના હોવા જોઇએ કે તેઓના મતમા બીજુ કોઇ એક નહિ તો બીજી રીતે વધારે લાયક વસે પરન્તુ શુ કોઇ પણ એવા વિચારના હોઇ શકે કે દિવાન બહાદુર લાયકજ નથી ! એ અ-સભવિત માનું છુ બહુ મત એમને સૌથી વધારે લાયક જ માનશે, અને બીજા બાજી-ના ગૃહસ્થોથી પણ એઓની લાયકી નથી એવુ તો નહિજ કહેવાય તો પરિષદ્‌ના હિતને પ્રથમ સ્થાન આપી નિર્ણયપર આવશો એવી મારી વિનતિ છે ”

**આવતી પરિષદ્‌ના પ્રમુખ તરીકે દિવાન બહાદુર અંબાલાલ સાકર-લાલ દેસાઇ એમ. એ , એલએલ. બી., એઓને પસંદ કરવામાં આવે છે.**

આ દરખાસ્ત સર્વાનુમતે પસાર થયા પછી રા રા. દલપતરામ શુકલની સૂચના-થી પરિષદ્‌ના ફાળાની આજ તારીખ સુધીની હકીકત રા રા બલવતરાય ક. ઠાકોરે જણાવી કે તારીખ ૬ જૂને થયેલી કારોબારી કમિટિની સભામા કુલ ફાળો રૂ ૧૧૧૨ નો થઇ ચૂકેલો જાહેર કરવામા આવ્યો હતો તે પછી પોરબદરમા રૂ ૫૩૦) ભરાયા છે, ભાવનગરમા રૂ ૪૦૦) ભરાયા છે, અને ગોંડળમા રૂ ૧૦૦) ભરાયા છે એમા પરચુરણ થોડા ઉમેરતા આજ તારીખ સુધી ભરાયેલા ફાળાની કુલ રકમ આશરે રૂ ૨૧૭૫) સુધીની છે કાઠિયાવાડ ચોકસ માને છે કે ભાવનગર વધારે ભરી શકે એમ છે ને વધારે ભરશેજ ગોંડલમા ફાળાનું કામ હજી ચાલે છે. જામનગરમા તે શરૂ થઇ ચૂક્યુ છે, અને મોરબી, જુનાગઢ વગેરે સ્થળોમા પણ સારો ફાળો થવા સભવ છે આ આખા કાઠિયાવાડની પરિષદ્‌ને માટે કાઠિયાવાડના તમામ મુખ્ય શહેરો યથા-શક્તિ મદદ કરશે જ એવી આશા રાખીએ છીએ

છેવટે રા રા કેશવલાલ ત્રિવેદીની દરખાસ્ત અને રા રા માધવરાય બક્ષીના અનુમોદનથી પ્રમુખ સાહેબનો ઉપકાર મનાયા બાદ સભા વિસર્જન થઇ

**૩. ઉપલી ચુંટણીનો સ્વીકાર.** રા રા અંબાલાલભાઇ તથા રાણી સાહેબ શ્રીને સત્કાર કમિટિની ચુટણી વિષે તા ૨૮ મી જૂને નિવેદન કરવામા આવ્યુ તા ૨ જી જુલાઇએ રાણી સાહેબના કામદારનો જવાબ આવ્યો કે ડેપ્યુટેશનને અનુકૂળ પડે તે દિવસે અગાઉથી જણાવીને પધારવુ અંબાલાલભાઇએ તા ૫મીએ તાર કર્યો કે Very thankfully accept nomination, letter follows

ડેપ્યુટેશન ગોંડળ રવિવાર તા ૪ થીએ ગયુ અને ને ના ઠાકોર સાહેબ તથા રાણીસાહેબ તરફથી રાજ્યયોગ્ય સત્કાર પામ્યુ રા રા નરસિહરાવ ભોળાનાથે દીવટિયાએ રત્નાગિરિથી ના ૮ મી જુલાઇએ કારોબારી કમિટિના પ્રમુખને સત્કાર કમિટિની બેઠકના હેવાલની પહોચ સ્વીકારતા કાગળ લખ્યો એ કાગળ ટપાલમા ગુમ થયો પણ પાછળથી એમણે “ગુજરાતી” ના તા ૨૫ જુલાઇના અકમા

પોતાની સહીથી એક ચર્ચાપત્ર પ્રસિદ્ધ કર્યું તેની સાથે ઉપલા કાગળની નકલ પણ પ્રસિદ્ધ કરી. એ બંને અહીં ઉતારીને આ પ્રકરણ સમાપ્ત કરવામાં આવે છે.

ગ. રા. "ગુજરાતી" પત્રના તંત્રી.

"આપના ૧૫-૭-૦૯ ના અંકમાંના સાહિત્ય પરિષદ્ વિષેનાં ચર્ચાપત્રો તરફ એક મિત્રે મારૂં ધ્યાન ગઇ કાલ ખેંચ્યું ત્યારેજ જાણ્યું કે ત્રીજી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખપદ વિષે અકારણ ખળભળાટ થયો છે. ગ. મણિશંકરના જે ચર્ચાપત્ર વિષે આ પત્રોમાં ઉલ્લેખ છે તે મારા જોવામાં હજી સુધી આવ્યું નથી. તેથી તેના ગુણ દોષ વિષે કશો અભિપ્રાય બાંધી શકાય તેમ નથી પરન્તુ એટલું તો આપનાં ચર્ચાપત્રો ઉપરથી જણાય છે કે આ સરલ વિષયમાં નિરર્થક કટુતાને પ્રવેશ મળી ગયો છે. અન્ય ક્ષેત્રોની પેઠે સાહિત્યના નિર્વિકાર ક્ષેત્રમાં આ કટુતાને સ્થાન મળે એ અનિષ્ટ અને શોકજનક છે.

અસ્તુ. આ બાબતમાં મારૂં નામ ચર્ચાના વમળમાં ઘસડાયું જોઇ એક રીતે ખેદ ઉત્પન્ન થાય છે. કેમકે આ વૃત્તાંતનો ઇતિહાસ જોતાં મારો સંપર્ક અલ્પાલ્પ છે. ઇતિહાસ થોડામાં થોડા શબ્દોથી જણાવ્યાથી સ્પષ્ટતા થશે. ત્રીજી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખસ્થાન માટેની નામ ગણનામાં મારૂં નામ ગણાયેલ હતું એમ કેટલાક તટસ્થ લોકો તરફથી બે ત્રણ માસ ઉપર મારા સાંભળવામાં આવ્યું હતું. તે વાત મારા લક્ષમાંથી લુપ્ત થઇ ગઇ હતી, એટલામાં થોડા દિવસ ઉપર રા. મણિશંકરે ભાવનગરમાં કરેલી મારે વિષેની દરખાસ્તની છાપેલી પ્રત મને મળી. એ વિષે આસપાસની કશી હકીકત હું જાણતો નહતો, તેથી તેનો પૂર્ણ ઐતિહાસિક સંબંધ હું સમજી શક્યો નહિ તે પછી ત્રીજે દિવસે રાજકોટથી રા દલપતરામ ભગવાનજી શુકલ તરફથી રાજકોટની મીટિંગના હેવાલની છાપેલી પ્રત મને મળી તેથી સર્વ સ્થિતિ મારી આગળ પ્રકટ થઇ. ભાવનગરની મીટિંગ, તેનો રાજકોટની મીટિંગ સાથે સંબંધ, સર્વ પ્રત્યક્ષ થયું. તેજ દિવસે રા. શુકલ ઉપર મેં પત્ર લખ્યો તેની નકલ નીચે ઉતારી મોકલું છું, તે ઉપરથી આ વિષયમાં મારી મનની વૃત્તિ આપોઆપ પ્રગટ થશે. ટુંકામાં એટલુંજ કે દિ બ અંબાલાલભાઇનો મારા ઉપર ગુરૂ તરીકે એટલો ઉપકારનો બોજો છે કે તેનો બદલો માત્ર તેમની તરફ નમાનયુક્ત ભક્તિથીજ વાળી શકાય તો બસ છે. મારા સ્વભાવ જ્ઞાન અને બુદ્ધિ ઉપર સંસ્કાર બેસાડવામાં જે ગણતર સદ્દ્ગુરૂઓ છે તેમાં કાલક્રમે તેઓ પ્રથમ છે, અને ગુણક્રમે બીજાની જોડે સમાનરૂપે અમૂલ્ય કીંમતના છે.

"બીજું પણ ઉમેરવાનું કે રા. મણિશંકરને મેં એમની તરફના અયાચિત સત્કારને માટે ઉપકારનો પત્ર પઠીથી લખ્યો હતો, તેમાં પણ રા રા. અંબાલાલભાઇની પસંદગી માટે સકારણ આનંદ બતાવ્યો હતો

પરંતુ રા મણિશંકરને ન્યાય ખાતર એક શબ્દ ઉમેરવાની જરૂર છે. એઓ

ઉત્સાહના પૂરમાં તણાઇને અનેક વાર કેટલીક શિષ્ટ સંપ્રદાયથી સ્વીકારાયલી મર્યાદાઓનું અતિક્રમણ કરી જાય છે, પરંતુ તેમાં ઉદ્ધત વૃત્તિનો–ઇરાદા સાથેની ઉદ્ધત વૃત્તિનો–સ્પર્શ હોતો નથી. માત્ર જગતના વ્યવહારને યોગ્ય વિવેકનું વિસ્મરણ ઉત્સાહ અને આત્મશ્રદ્ધાના જોરને લીધે થઇ જાય છે. આ પ્રકાર એમના પ્રસ્તુત ચર્ચાપત્રમાં થયો છે કે કેમ તે એ ચર્ચાપત્ર મારા જોવામાં આવ્યું ન હોવાથી કહી શકાતું નથી. પરંતુ એમનાં ચર્ચાપત્ર વિષે જે બે ચર્ચાપત્રો આપના પ્રસ્તુત અંકમાં આવ્યાં છે એમાં કંઇક ગંભીર સૌજન્યની ઊનતા જોઇને ખેદ થાય છે. પરંતુ સર્વ લોકો પોતપોતાને રૂચતાં સાધનો વાપરવાને મુખતિયાર છે. રત્નાગિરિ તા. ૧૬–૭–૦૯.

આપનો

**નરસિંહરાવ ભોળાનાથ.**

**નકલ.**

રત્નાગિરિ તા. ૮–૭–૦૯.

**રા. રા. દલપતરામ ભગવાનજી શુકલ,**

બી.એ., બારિ.-એટ-લૉ.,

ત્રીજી સાહિત્ય પરિષદ્‌ની કારોબારી કમિટિના પ્રમુખ.

સાહેબ,

વિ. વિ. ત્રીજી સાહિત્ય પરિષદ્‌ની સત્કાર કમિટિની પ્રથમ મીટિંગના હેવાલની નકલ આપના તરફથી આજ મળી તે માટે અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

એ હેવાલમાં બે વાતો મુખ્યત્વે ધ્યાન ખેંચવાની સાથે મને વિશેષ આનંદ આપે છે. એક તો સત્કાર કમિટિના પ્રમુખ સ્થાને આધુનિક ઇતિહાસમાં પ્રથમ જ એક સન્નારીને સ્થાન અપાયું છે તે, અને તે સન્નારી સર્વ સામાન્ય વર્ગને પોતાના જ્ઞાનથી તેમજ અભિપ્રાયને અમલમાં આણવાની હિંમતથી ઉત્તમ માર્ગ દર્શાવનાર અને તે રાજમંડળમાંથી મળી આવ્યાં છે, તે જોઇ અસાધારણ આનંદ થઇ આપણ સર્વેને અભિનંદન આપવા લાયક વાત છે.

બીજી વાત એ છે કે મારા સમાન્ય ગુરૂ દિ. બ. અંબાલાલભાઇને હું જ સૂચવવાને ઇચ્છતો હતો, તેમને પરિષદ્‌ના પ્રમુખ તરીકે પસંદ કરવામાં આવ્યા છે. આ માટે પરિષદ્‌ને સર્વથા અભિનંદન આપું છું. વિદ્વત્તા, દૃઢતા, કાર્યદક્ષતા, વગેરે ગુણોને લીધે આ સ્થાનને તેઓ પરિપૂર્ણ રીતે યોગ્ય છે. એમના નાવિકપણા નીચે પરિષદ્‌નું નાવ સરલ માર્ગે જઇ ઇષ્ટ કિનારે પહોંચે એમ ભરૂસો છે. એજ વિનંતી.

**નરસિંહરાવ ભોળાનાથના**

નમસ્કાર.

---

### પ્રકરણ ૩ જું.

## ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની સાક્ષર કમિટિ.

**૧. સાક્ષર કમિટિની નીમણુક.** આખા કાઠિયાવાડની પ્રાથમિક સભાએ તા ૧૧ મી એપ્રિલે કરેલ છેલ્લા ઠરાવમા જરૂર પડે તો "**સાક્ષરોની એક કમિટિ**" નીમવાની સત્તા કારોબારી કમિટિને આપેલી હતી કારોબારી કમિટિની ચોથી બેઠકમા તા. ૨૯ મી જુલાઇએ આ સત્તાનો ઉપયોગ કરવામા આવ્યો રા રા બળવતરાય ઠાકોરની દરખાસ્ત અને રા રા ગુલાબરાય વજેશકર છાયાના અનુમોદનથી સર્વાનુમતે ઠરાવ થયો કે ઉપલી સત્તાની રૂએ નીચે પ્રમાણેની સાક્ષર કમિટિ નીમવામા આવે છે તેના કર્તવ્ય વિષે નીચે પ્રમાણે ઠરાવવામા આવે છે, તથા તેના ખર્ચને માટે રૂા ૨૦૦) (બસો) મજૂર કરવામા આવે છે

**૨. પ્રથમ નીમવામાં આવેલા સભાસદો:**

રા. રા કેશવલાલ હર્ષદરાય ધ્રુવ
રા રા આનદશકર બાપુભાઇ ધ્રુવ
રા રા રમણભાઇ મહીપતરામ નીલકઠ
રા રા ડાહ્યાભાઇ પીતાબરદાસ દેરાસરી.
રા રા કૃષ્ણરાવ ભોળાનાથ દીવટિયા
રા રા. સાંકળચદ જેઠાલાલ શાહ
રા રા ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી
રા રા. જેકિસનદાસ જેઠાભાઇ કણિયા
રા રા રણછોડરામ વાવાભાઇ મહેતા
રા રા છગનલાલ હરિલાલ પંડ્યા
રા રા હરિલાલ માધવજી ભટ્ટ
રા રા વલ્લભદાસ ઉત્તમચદ પારેખ
રા રા કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા
રા રા હાથીભાઇ હરિશકર શાસ્ત્રી
રા રા હિમ્મતલાલ ગણેશજી અજારિયા
રા રા કલ્યાણરાય જેઠાભાઇ બક્ષી
રા રા મનસુખ કીરતચદ મહેતા.
રા રા ગુલાબરાય વજેશકર છાયા
રા રા કેશવલાલ ગિરિધરલાલ ત્રિવેદી
રા રા. બલવતરાય કલ્યાણરાય ઠાકોર }
રા રા ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા } મત્રીઓ
રા રા. બળવંતરાય વજેશકર છાયા }

**૩. સાક્ષર કમિટિનાં કર્ત્તવ્ય**ની કારોબારી કમિટિએ નીચે પ્રમાણેની યાદી મજૂર કરી, જે દરેક મેમ્બરને મોકલવામા આવી

**ખાનગી.**

**સાક્ષર કમિટિનાં કર્ત્તવ્ય.**

૧ આ સાક્ષર કમિટિએ આવેલા બધા નિબધો વગેરે તપાસીને નીચે પ્રમાણે ની વિગતનો કારોબારી કમિટિના પ્રમુખ અને મત્રીઓ મારફત પ્રમુખ સાહેબ દિ બા અબાલાલ સાકરલાલ દેસાઇને રિપોર્ટ કરવો

૨ લેખકોને વિજ્ઞાપના સાથે પ્રગટ કરેલી યાદીમા આઠ વિષય વિભાગ છે, આવેલા નિબધો વગેરે એ આઠ વિભાગોમા ગોઠવવા

૩ દરેક નિબધ કેટલો લાબો છે, તે વચાતા કેટલો વખત લેશે એ નોધવુ દરેક લાબો નિબધ–બનતા સુધી વિષયને હાનિ વગર–ટુકો થઇ શકે છે કે કેમ તે તપાસવુ, અને ટુકો કરવા માટેની ભલામણો રિપોર્ટમા દાખલ કરવી

૪ (ક) નિબધમા કોઇપણ વ્યક્તિ, ગામ, પથ, ધર્મ, આદિની લાગણી દુ ખાય એવુ કાઇ લખાણ માલૂમ પડે તો નિબધનો તેટનો ભાગ રદ કરવો (ખ) વર્ત્તમાન રાજકીય બાબતો વિષે સીધી કે આડકતરી રીતે ચર્ચા, આક્ષેપ કે એવુ કઇ હોય તે પણ રદ કરવુ (ગ) રદ કરવાના વિગતવાર કારણો જણાવવા નહીં

૫ કલમ ૩ કે ૪ રૂએ નિબધ સબધીનો આ કમિટિએ ઠરાવ કર્યો હશે તો તે લેખકને જણાવતા તેમને જો માન્ય હશે તો તેમનો નિબધ પરિષદ્ આગળ મુકવામા આવશે

૬ વિષયોની સખ્યા અને તે બધા વાચી જવાને માટે એકદર કેટલા કલાક જોઇએ તેનો વિચાર કરીને (ક) પરિષદ એક સ્થલે એકઠી બેસે, કે બે કે વધારે સ્થલોમા વહેંચાઇને બેસે, (ખ) અને એકથી વધારે સ્થલોમા વહેંચાઇને બેસે તો દરેક દરેક સ્થલમા કયા કયા વિષય વિભાગો લેવા અને દરેક વિભાગમા કયા કયા નિબધો કયા અનુક્રમમા વાચવા એ વિષે કમિટિએ સ્પષ્ટ ભલામણો કરવી આ વિષે કમિટિ એક મત ન થઇ શકે તો કમિટિની બેઠકની આ સબધી વિગતવાર હકીકત રિપોર્ટમા જણાવવી

૭ કોઇ નિબધ ઉપર પરિષદ્મા ચર્ચાની જરૂર જણાય તો તે વિષે રિપોર્ટ કરવો, અને ચર્ચાને માટે કેટલો વખત રાખવો તેની ભલામણ કરવી

૮ આ સિવાય પણ પરિષદ્ના હિતને માટે જે કાઇ ઉપયોગી જણાય તે કમિટિએ રિપોર્ટમા સચવવુ

૯ કમિટિના સભાસદોની રાજકોટમા થયેલી બેઠકોને જ નિયમિત બેઠકો ગણવી રિપોર્ટ એવી બેઠકોમા નક્કી કરવો અને રાજકોટમા હાજર થઇ શકતા ન હોય એવા સભાસદોની સહીને આવશ્ય ન ગણવી, પરતુ તેમના અભિપ્રાય વગેરે કાગળ દ્વારા આવ્યા હોય તે બેઠકમા વાચીને પછી નક્કી ઠરાવ કરવો

૧૦ કમિટિને પોતાની સખ્યામા વધારો કરવાની સત્તા આપવામા આવે છે

આ સાક્ષર કમિટિ વિષે પણ વર્તમાન પત્રોમા ચર્ચા થઇ, અને તે ઉપરાત મુંબાઇ, સુરત, વડોદરાથી પરિષદ્ના હિતેચ્છુઓના પત્રો આવ્યા, જે ઉપરથી તે સૌને ખાનગી જવાબો લખવા પડ્યા, અને સર્વને સામાન્ય એવો એક ખાનગી કાગળ દરેક સ્થળે મોકલવાની જરૂર પડી એ કાગળ અહીં પ્રકટ કરવામા આવે છે

## સાક્ષર કમિટિ વિષે.

૧ બીજી પરિષદ્ે ૩૮ નિબધ હતા તેમા પણ સાક્ષર કમિટિ જેવી યોજના વગર અવ્યવસ્થા થઇ હતી આ વખતે ૬૦ કે એટલા નિબધો આવવા દરેક સભવ છે, એટલે સાક્ષર કમિટિ વગર છૂટકો જ નહીં એમ ગણીને યોજવી પડી છે

૨ સાક્ષર કમિટિને પોતાનું કામ રાજકોટ મુકામે કરવાનું છે એટલે જે સભાસદ થવા સ્વીકારે તેને આ કમિટિ માટે આવવુ, પાછુ પરિષદ્ માટે આવવુ એમ ઓછામા ઓછા બે ફેરા, વખત આદિનો બેવડો ભોગ પરિષદ્ને માટે જેઓ સપૂર્ણ અને ખરેખર ઉત્સાહી હોય તેમનામાંથીજ આવી તસ્દી આપી શકાય

૩ ભાવનગર અને અમદાવાદથી વધારે દૂરના વિદ્વાનોને કમિટિમા સભાસદ થવા માટે વિનતિ કરવી impracticable જણાઇ આવતા એટલા પ્રદેશમાથી જ સભાસદો ગોતના પડ્યા છે

૪ બાવીશની કમિટિ પણ મોટી છે, એથી વધારે મોટી, કરવાના કામનુ સ્વરૂપ જોતા અશક્ય કમિટિને પોતાની સખ્યામા વધારવાની સત્તા આપેલી છે, પણ તેનો હેતુ જુદો છે, પરતુ કેટલીક બાબતો જેમ જેમ સિદ્ધ થતી આવે તેમ તેમ જ ઉચ્ચારી શકાય

૫ સાક્ષર કમિટિમા નીમવામા માન આપવાનો કે પ્રતિનિધિ મડળ કરી બતાવવાનો કે એવો કોઇ પણ મનસૂબો હતો નહીં, છે નહીં, હોય નહીં કમિટિના સભાસદો પાસેથી સાહિત્ય પ્રીત્યર્થે સેવા લેવાનો જ ઇરાદો છે

૬ સાક્ષર કમિટિને પરીક્ષક કમિટિ કહેવામા તેને માથે ખોટુ આળ ચ્હડાવાય છે એ પરીક્ષક કમિટિ નથી એને કઇ પણ ફેરફાર કરવાના નથી અને કમિટિએ વિષયવિભાગ અને ક્રમમા નિબધોની ગોઠવણ કરવાની તે પરીક્ષક તરીકેની સમઝવાની નથી જેમ કોઇ રસિક અને અનેકદેશી વિદ્વાન માન, કાળિદાસ, બાણ, પાણિની, સુન્તાનનિ, ભાર રાચાર્ય, ગીતા, ભાગવત, રાજત ગિણી, રામાયણ, યોગસૂત્ર, ધમ્મપદ, વેદ, મનુ આદિને પોતાના ટાઇમ ટેબલમા ગોઠવે તેવુજ કઇક સાક્ષર કમિટિને કરવાનું છે

૭ કમિટિનું કર્તવ્ય વ્યવસ્થાનું, પરિષદ્નું—politics મા antigovernmentism, anti Britishism, terrorist anarchical fanaticism થી, અને સામાન્ય રીતે શિષ્ટાચાર વિરુદ્ધ personal, sectarian, આદિ હુમલાવાળા લખાણથી રક્ષણ કરવાનું કાઠિયાવાડના non regulated પ્રાન્તમા રાજાઓ, ગણીઓ, અંગ્રેજો, અમલદારો, સરકારી નોકરો આદિએ આવી હીલચાલમા ભાગ લીધો છે તેમને કોઇ બેજવાબદાર એકાદ માણસના લેખિનીચાપલ્યથી વિમાસણનો વખત ન આવે તે તપા

સવાનું ; અને પરિષદ્‌ના અતિ ટુંકા સમયનો ઉત્તમોત્તમ લાભ લેવાનો રસ્તો બતાવવાનુ છે. આ કારણો માટે પણ સાક્ષર કમિટિ indispensable છે.

૮ કમિટિ લેખકોના લખાણો જોશે તે મિત્રભાવે જોશે વળી મોટામા મોટા લેખક કરતા પણ પરિષદ્‌નું હિત વધારે મોટુ, તેમ ન્હાનામા ન્હાનો લેખક પણ આપણા સાહિત્યની આશાનો એક અંકુર, એવી દૃષ્ટિ રાખશે.

**૪. પહેલી બેઠક.** તા. ૧૪ મી સપ્ટેમ્બરની કારોબારી કમિટિની બેઠક (પાચમી) મા સાક્ષર કમિટિમા જેવીશયુ પ્રિન્સિપાલ સંજાનાનુ નામ ઉમેરવામા આવ્યુ દરમિયાન સાક્ષર કમિટિના મેમ્બરો સાથે પત્ર વ્યવહારથી કમિટિની પહેલી બેઠકના દિવસો નક્કી કરવામા આવ્યા હતા અને ઑગસ્ટ આખરથી કમિટિના બહાર ગામના મેમ્બરોને પરિષદ્ માટે આવેલા નિબધો મોકલવા માડ્યા હતા. આ પ્રમાણે કુલ ૨૬ નિબધ અમદાવાદ, ૭૫ જૂનાગઢ, અને ૨૫ ભાવનગર મોકલી શકાયા હતા ; જૂનાગઢ, મોરબી અને જામનગરના સભાસદોએ સાના નિબધો વાચીને મોકલેલા હતા, અને રાજકોટ નિવાસી મેમ્બરોમાતો આવતા જતા નિબધો વાચવા માટે ફેરવવાનુ કાર્ય સાક્ષર કમિટિ નીમાઇ તે દિવસથીજ શરૂ કરવામા આવેલુ હતુ કેટલાક નિબધોની બે નકલો કર્તાઓએ (વિનંતિપત્રને માન આપીને) મોકલવા કૃપા કરેલી હોવાથી જ કુલ નિબધોમાનો આટલો મોટો ભાગ આ પ્રમાણે બેઠક મળતા આગમચ ઘણાખરા મેમ્બરોના વાચવામા આવી શક્યો હતો મેમ્બરો તા ૧૬ મી સપ્ટેંબરની સાજે રાજકોટ આવી ગયા અને સાક્ષર કમિટિની પહેલી બેઠક પાલીતાણાના કુમાર શ્રી વિજયસિંહજીએ કૃપા કરીને એમનો ઉતારો વાપરવાની પરવાનગી આપેલી હતી, તે ઉતારાની વિશાળ મેડીમાં તા. ૧૭ મી એ અને ૧૮ મી એ થઇ બેઠકમાથી ફાજલ પડતા વખત દરમિયાન મેમ્બરોએ જે કોઇ નિબધો નહોતા વાચ્યા તે તેઓ વાચી શકે એવી વ્યવસ્થા કરવામા આવી હતી નીમેલે વખતે તા ૧૭ મી સપ્ટેંબર ને શુક્રવારે કમિટિની પહેલી બેઠક શરૂ થઇ, અને બીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ રા રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવને આ બેઠકનુ પ્રમુખસ્થાન આપવામા આવ્યુ કમિટિમા ચોવીશમા રા રા દલપતરામ ભગવાનજી શુકલને ઉમેરવામા આવ્યા

રા રા બળવતરાય ઠાકોરે પરિષદ્ ત્રણ વિભાગમા બેસે, એટલે કે એકજ વખતે ત્રણ જુદા જુદા સ્થળોમા નિબધો વચાય તેમા એક સ્થળે પ્રમુખ સાહેબ બિરાજે, પણ બીજે બે સ્થળે એમના પસદ કરેલા ઉપપ્રમુખો બિરાજે, અને શ્રોતાઓમાથી ત્રણ સાથે લાગટ વચાતા નિબધોમાથી જેને જે સાભળવો હોય તે તે સ્થળે બેસે, એવી સૂચના રજુ કરી. પણ તે કોઇને રૂચી નહિ એટલે રા ઠાકોરે સ્ત્રી વિભાગ તો આ વખતે ઓછા મા ઓછા એક દિવસને માટે જુદો પાડવો જોઇએ એવો આગ્રહ દર્શાવ્યો અને તેના ટેકામા મુખ્ય બે કારણ જણાવ્યા. એક કારણ એ હતું કે કાઠિયાવાડમા હજી કંઇક પડદાનો રિવાજ ચાલતો હોવાથી સ્ત્રી વિભાગ જો જુદો પાડવામા આવે તો જ રાજકોટની સ્ત્રીઓ મોટી સખ્યામા પરિષદ્‌નો લાભ મેળવી શકે. અને બીજું કારણ આ બીજી પરિષદ્‌ને માટે સ્ત્રી લેખકોના નિબધોને માટે જે વિશેષ પ્રયાસ કરવામા આ-

વેના હતા તે બધું એપ્રિલ માસમાં રા. ઠાકોર અ. સૌ. વિદ્યાગૌરી નીલકંઠ અને અ. સૌ. શારદાગૌરી મહેતાને મળ્યા હતા, ત્યારથી આ પ્રયાસ શરૂ થયા હતા, સત્કાર કમિટિના પ્રમુખ તરીકે ગોંડલના નામદાર રાણી સાહેબ ચુંટાયા ત્યારથી પરિષદના કાર્યના આ વિભાગ ઉપર ખાસ ધ્યાન આપવામાં આવ્યું હતું, અને તા. ૨૧મી જુલાઇએ કમિટિ તરફથી અ. સૌ. વિદ્યાગૌરી નીલકંઠે એક છાપેલી વિજ્ઞાપના ગુજરાત કાઠિયાવાડની આગળ પડતી સ્ત્રી લેખકો અને કેળવાયલી સન્નારીઓને મોકલેલી હતી* સ્ત્રી લેખો આવ્યા હતા પણ સારી સંખ્યામાં, અને જો કે તેમાં પરિષદ આગળ મુકી શકાય એવા ઉંચા પ્રકારના થોડા જ હતા, તો પણ રા. બળવંતરાયે જણાવ્યું કે સ્ત્રી કેળવણીની હાલની સ્થિતિમાં આ સ્ત્રી લેખકોથી જે કંઇ બની શક્યું તે તેમણે પરિષદ પ્રતિના ખરા ઉમળકાથી મોકલાવેલું છે, માટે તેનો યોગ્ય સત્કાર થવો જોઇએ, નહિ તો પરિષદ વખતે બહાર ગામથી બહુજ થોડી સ્ત્રીઓ આવશે, એટલુંજ નહિ પણ આ પછીની પરિષદમાં સ્ત્રી લેખો કેટલા આવશે એનો પણ વિચાર કરવો જોઇએ પરન્તુ કમિટિ પરિષદના વિભાગ પાડવાના વિચારની સામે દૃઢ થઇ એટલે એ બાબત પડતી મુકવી પડી

બે દિવસની બેઠકમાં કમિટિએ અનુક્રમે અડ્યાશી નિબંધોનો વિચાર કર્યો તેમાં કમિટિના કર્તવ્ય ક્ષેત્રની રૂએ શંકા પડે અને પરિષદને માટે રદ કરવું પડે એવું લખાણ ત્રણજ નિબંધોમાં જણાયું તેમાંથી એક આખો "ના કબૂલ" કર્યો, બીજામાંથી અમુક લીટીઓ જ અને ત્રીજામાંથી અમુક દૃષ્ટાંતો રદ કરવામાં આવ્યા અને બીજા એક કે બે જ નિબંધોમાં કોઇ કોઇ વાક્ય વિષે કમિટિના કોઇ કોઇ સભાસદને આ

---

* આ વિજ્ઞાપના નીચે પ્રમાણે હતી

પ્રિય બહેન,

રાજકોટમાં આ વર્ષે મળનારી ત્રીજી સાહિત્ય પરિષદની સત્કાર કમિટિના પ્રમુખ સ્થાને ગોંડલના રાણી સાહેબ અખંડ સૌભાગ્યવતી નંદકુંવરબા સી. આઇ. એ. સાહેબની ઇચ્છા છે કે પરિષદમાં સ્ત્રીઓની સારી સંખ્યા સામેલ થાય અને ઘણી સ્ત્રીલેખકોના લેખ રજુ થાય તેથી, આપને વિનતિ કરવાની કે આપ પરિષદમાં પધારશો અને પરિષદમાં વાચવા સારૂ ગુજરાતી લેખ તયાર કરી મોકલશો

પરિષદની બેઠકના દિવસો હવે પછી નક્કી થશે અને વર્તમાનપત્રોમાં તેની ખબર આપવામાં આવશે

લેખની બે નકલો મોકલવી જોઇએ અને તા. ૧ સપ્ટેમ્બર ૧૯૦૯ સુધીમાં તે પરિષદના સેક્રેટરી પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરને રાજકોટ પહોંચવી જોઇએ લેખ પોણા કલાકમાં વંચાઇ રહે તેવો હોવો જોઇએ

કોઇ સ્ત્રીલેખકને પોતાનો લેખ મને મોકલવાનું અનુકૂળ હશે તો હું તે રાજકોટ મોકલાવીશ

કોઇ બીજા સન્નારીઓને આ પત્ર મોકલવાનું આપ મને સૂચવતા હો તો મને તે વિષે લખશો

લિ०

સૌ. વિદ્યા રમણભાઇ.

પ્રકારની શંકા ઉત્પન્ન થયેલી પણ તે નાખ્યો કમિટીએ નિર્દોષ ગણ્યા પ્રોફેસર હરિલાલ માધવજી ભટ્ટ અને રા રા ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યાના નિબંધો ઉપરથી “નવી વાચનમાલા” અને ‘યુનિવર્સિટિના અભ્યાસક્રમમા ગુજરાતીને સ્થાન’ એ બે વ્યવહારૂ વિષયો ઉપર વ્યાખ્યાનો થવા દેવા, કે તે નહિ તો શો રસ્તો કહાડવો, એ વિષે કમિટિમા પ્રથમથી મતભેદ જણાયો અને લાંબી તથા આકરી ચર્ચાઓ થઇ એક પક્ષ પરિષદ્ જેવી પ્રજાકીય સભા સન્મુખ આગળથી નક્કી કરવામા આવેલા ઠરાવો પ્રમુખ રજુ કરે, અને તે સર્વાનુમતે સ્વીકારાય, એ પદ્ધતિમા લેશ પણ ફેરફાર કરવામા સમાયેલા જોખમથી ખચાતો હતો, બીજો પક્ષ આવા પ્રજાકીય સવાલોને પોતાના કરી લઇ, પ્રજામતને કેળવી, તે ઉપરની પુખ્ત વિચારથી ઘડવામા આવેલી પ્રજાની માગણીઓ જાહેરમા સત્તાવાર રીતે ઉચ્ચારવાનુ મુખ પરિષદ્ ન બની શકે, તો એકલી નિબંધવાચનસમાજ જેવી પરિષદ્થી દેશને શો મોટો લાભ થઇ શકે, એ પ્રશ્ન ઉઠાવતો હતો આ ગંભીર વિચારવિષય કમિટિના સભાસદોએ રાજકોટમા પગ મુક્યો ત્યારથીજ દરેકના ચિંતનમા દાખલ થયો, અને નિબંધો જોવા વગેરેના કામ દરમિયાન પણ ઘણા સભાસદને એનીજ લગની લાગેલી હતી આખરે બીજે દિવસે સૌ એકમત થયા અને નિર્ણય ઉપર આવ્યા, જે આ પછીની કલમમા આપેલા પહેલી બેઠકના રિપોર્ટની આઠમી પેટા કલમમા આપેલો છે આ ઉપરથી પ્રોફેસર ભટ્ટ અને રા રા ચંદ્રશંકરના નિબંધો પ્રથમ છપાવી તેની નકલો વિદ્વાનોને પરિષદ્ ભરાય તે પહેલા પહોચાડવાનુ આવશ્યક થયુ

બેઠકનું કામ થઇ રહેતા બીજે દિવસે પાછલે પહોરે રા રા દલપતરામ ભગવાનજી શુક્લે સૌને ચ્હાપાણી માટે નિમંત્ર્યા ત્યા વાર્તા વિનોદ વગેરેનો આનંદ થયો મંત્રીઓએ કમિટિએ સોંપેલુ કામ પૂરૂ કરેલુ હતુ અને રિપોર્ટ તૈયાર હતો એટલે સહીઓ સાજ થઇ “વ્યાખ્યાનમાલા’ ની યોજના થઇ શકશે ખરી એવો વિશ્વાસ પણ પ્રથમ આ સમેલન દરમિયાન ઉત્પન્ન થયો અને સાંજે રાજકોટની નવી સ્થપાયેલી “સાહિત્ય સભા’ મા રા ના ઠાકોરનુ સ્ત્રી કેળવણી ઉપર વ્યાખ્યાન હતુ તેમા સૌએ પધારીને ના રા કેશવલાલે પ્રમુખના આસનથી અને રા ના રમણભાઇ, ડાહ્યાભાઇ આદિએ વ્યાખ્યાન પછીની ચર્ચામા ભાગ લઇને રાજકોટની પ્રજાને પોતપોતાના વક્તૃત્વનો પ્રસાદ આપ્યો

## ૫. પહેલી બેઠકનો રિપોર્ટ.

દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇ, એમ એ, એલએલ બી,
ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્ના પ્રમુખ, ઈત્યાદિ, ઇત્યાદિ,
અમદાવાદ

મહેરબાન પ્રમુખ સાહેબ,

ત્રીજી સાહિત્ય પરિષદ્ની કારોબારી કમિટિની તા ૨૯ અને ૩૦મી ઑગસ્ટની બેઠકમા થયેલા ઠરાવ ૫ માની રૂએ અમે સાક્ષર કમિટિના નીચે સહી કરનારા સભાસદો, સાક્ષર કમિટિની સપ્ટેંબર તા ૧૭-૧૮ ની બેઠકમા થયેલા કામનો રિપોર્ટ

આપને મોકલવાની રજા લઇએ છીએ રાજકોટ તા ૧૮ ૯-૧૯૦૯.

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ
પ્રમુખ, સાક્ષર કમિટિ.
રમણભાઇ મહીપતરામ નીલકંઠ
કૃષ્ણરાવ ભોળાનાથ દીવટીઆ
ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી
ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી
કલ્યાણરાય જોષી બક્ષી.
મનસુખ વિ. કીરતચંદ મહેતા.
સાંકલચંદ જેઠાલાલ શાહ
રણછોડરામ વાવાભાઇ
કૌશિકરામ વિ. મહેતા
હરિલાલ મા ભટ્ટ
કેશવલાલ ગી ત્રિવેદી.
દલપતરામ ભગવાનજી શુક્લ.
ગુલાબરાય વજેશંકર છાયા.

બળવંતરાય કલ્યાણરાય ઠાકોર
ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા } મંત્રીઓ.
બળવંતરાય વજેશંકર છાયા

## રિપોર્ટ.

**સાક્ષર કમિટિની** બેઠક શુક્રવાર તા ૧૭ ૯ ૦૯ તથા શનિવાર તા. ૧૮-૯-૦૯ ને રોજ મળી તેની અંદર થયેલ કામકાજની વિગત

૧ રા. રા રમણભાઇ મ નીલકંઠે દરખાસ્ત કરી અને રા રા કલ્યાણરાય જોષી બક્ષીએ તથા રા રા કૌશિકરામ વિઘ્નહરરામ મહેતાએ ટેકો આપ્યો કે રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવને આ કમિટિના પ્રમુખ નીમવા દરખાસ્ત સર્વાનુમતે પસાર થતા રા રા કેશવલાલભાઇએ પ્રમુખ સ્થાન લીધુ

૨. રા રા કેશવલાલ ગિ ત્રિવેદિએ દરખાસ્ત કરી અને રા રા કલ્યાણરાય જોષી બક્ષીએ ટેકો આપ્યો કે સાક્ષર કમિટિના કર્તવ્યોની કલમ (૧૦) પ્રમાણે રા રા દલપતરામ ભ શુક્લને સાક્ષર કમિટિના મેંબર તરીકે ચુટી કાઢવા. તે દરખાસ્ત પણ સર્વાનુમતે પસાર થતા રા રા દલપતરામે પોતાની બેઠક લીધી હતી

૩ અત્યાર સુધીમા મળેલા તથા સાક્ષર કમિટિના ફેરવેલા નિબંધો સબંધી સાક્ષર કમિટિનો અભિપ્રાય પૂરવણી જ મા આપેલો છે

૪ નિબંધોને પરિષદ્‌ની બેઠક દરમિયાન વાચવા સબંધમા કમિટિ નીચેની ભલામણો કરે છે

૧ વિભાગ બીજામા પદર નિબંધો છે તેના ત્રણ પેટાવિભાગ મંત્રીઓએ કરવા.
૨ વિભાગ પાચમામા અગિયાર નિબંધો છે તેના બે પેટાવિભાગો મંત્રીઓએ કરવા.
૩. દરેક વિભાગોની અંદરના નિબંધોનો ક્રમ મંત્રીઓએ નીચે આપેલી સુચનાઓ ધ્યાનમા રાખીને ગોઠવવો

૪. વિભાગોનો ક્રમ નીચે પ્રમાણે :—

પહેલો દિવસ બપોર—૩કલાક—

વિભાગ ૧ ૧૦૦ મિનિટ.

વિભાગ ૨ પેટાવિભાગ ૧ (સ્ત્રી લેખો આ પેટાવિભાગમાં લેવા) ૭૦ મિનિટ.

બીજે દિવસ સવાર,—૩ કલાક.

વિભાગ ૨ પેટા વિભાગ ૨–૯૦ મિનિટ.

વિભાગ ૫ પેટા વિભાગ ૧ (સ્ત્રી લેખો ન લેવા) ૮૦ મિનિટ.

બીજે દિવસ બપોર—૩ કે ૩ા કલાક.

વિભાગ ૫ પેટાવિભાગ ૨–૬૫(+૧૫) મિનિટ.

વિભાગ ૬ ૮૫(+૨૦) મિનિટ.

વિભાગ ૪ ૩૦ મિનિટ.

ત્રીજે દિવસ સવાર—૩ કલાક.

વિભાગ ૨ પેટા વિભાગ ૩—૮૫ (+૩૫) મિનિટ.

વિભાગ ૪ ૩૦ મિનિટ.

વિભાગ ૭ ૪૫ મિનિટ.

ત્રીજે દિવસ બપોર.

વિભાગ ૮ (જુઓ કલમ ૮), અને ઉપસંહાર.

૫. વાંચવાના ૪૨ નિબંધોમાંથી કર્તવ્ય ૪ ની રૂએ જે નિબંધ મંત્રીઓને વધારે વિચારવા જેવા લાગે તે રા. ક. જે. બક્ષીને વાંચવાને માટે દેવા, અને એ બાબતમાં એમનો અભિપ્રાય પ્રમુખ સાહેબને નિવેદન કરવો.

૬. વખત બચાવવાને જરૂર પડે તો ઉપલા બેંતાળીશ નિબંધોમાંથી પ્રથમ રા. ગણપતલાલ દયાશંકર મહેતા, રા. પોપટલાલ કેવળચંદ શાહ, રા. નરસિંહરાવ (પ્રેમાનંદનો નિબંધ), રા. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, અને રા. શિવદત્તરાય ત્રીકમરાયના નિબંધોને કે તેમાંથી ગમે તેને કમી કરવા.

૭. હવે પછી અક્ટોબર તા ૯મી સુધી આવનાર નિબંધો સાક્ષર કમિટિના રાજકોટમાં હાજર હોય તે મેંબરો તપાસે; તેમાંથી સારા નિબંધો માટે સામાન્ય નિયમ કરવામાં આવે છે કે તેમને વાચેલા ગણી લેવા; પરંતુ અપવાદ તરીકે બહુ સારા નિબંધ માટે આ મેંબરોને કમિટિમાં સાથે મળીને પ્રમુખ સાહેબને યોગ્ય ભલામણ કરવા સત્તા છે.

૮. "નવી ગુજરાતી વાચનમાળા" અને "યુનિવર્સિટીના અભ્યાસ ક્રમમાં ગુજરાતીને સ્થાન" એ બે વિષયો પરિષદ્‌ની આ બેઠકમાં વિચાર કરવા જેવા છે, માટે આ બે વિષયોપર પાંચ મિનિટ સુધીમાં વાંચી શકાય એવાં લખેલાં ભાષણ મંગાવવાં. એ ચર્ચા કરવા જેમની ઇચ્છા હોય તેમણે તા. ૧૮ મી અક્ટોબર સુધીમાં એ વિષય પરનાં પોતાનાં લેખી ભાષણો મંત્રીઓને મોકલવાં. અને એ ભાષણો પ્રમુખ સાહેબ, અને સાક્ષર કમિટિ તપાસી જોશે અને તેમાંનાં કયાં પરિષદ્ આગળ રજુ કરવાં તે નક્કી કરશે; અને પરિષદ્ આગળ મુકવાના ઠરાવ ઘડી મુકશે.

૯. રા. રા. છગનલાલ હ. પંડ્યા, રા. રા. વલ્લભદાસ ઉ. પારેખ, પ્રિન્સિપાલ ડા. જ. સંજાણા, રા. રા. જેઠીસનદાસ જે. કણીઆ, રા. રા. હિમતલાલ ગ. અંજારીઆ અને રા. રા. આનંદશંકર બા. ધ્રુવ અનિવાર્ય કારણને લીધે હાજર થઇ શક્યા ન હતા. એમનામાંથી રા. રા છગનલાલ પંડ્યા,* રા. વલ્લભદાસ પારેખ, પ્રિ. સંજાણા, તથા રા. કણીઆ તરફથી તેમણે જોયેલા નિબંધો વિષેના અભિપ્રાયો આ સાથે ટાંક્યા છે.

*એ ચાર અભિપ્રાયો અહીં છાપવાની જરૂર નથી તથાપિ તેમાંનો એક કાદંબરી-ના જાણીતા ભાષાંતરકારનો ત્રીજી પરિષદ્‌ની એઓ આટલી સેવા કરી શક્યા તેની નોંધ દાખલ અહીં આપતાં આનંદ થાય છે. રાજકોટમાં પરિષદ્‌ની હીલચાલ શરૂ થઇ ત્યારથી જ સૌની દૃષ્ટિ એમના તરફ વળી હતી. આખા કાઠિયાવાડની પ્રાથમિક સભાના પ્રમુખનું પદ લઇ શકશો એવી એમને ખાનગી વિનંતીનો પત્ર લખાવવામાં આવ્યો હતો, પરંતુ તેનો એમનો જવાબ એવો આવ્યો, કે પરિષદ્‌નાં કાર્યમાં એમની પૂરેપૂરી સહાનુભૂતિ હતી, તથાપિ નોકરીનાં કાર્યમાંથી જરાપણ ફુરસદ ધારેલે વખતે મેળવવાની એમની પૂરેપૂરી અશક્તિ હતી. એમણે લખ્યું "સાહિત્યની સેવા કરવા દિલમાં ઘણી આકાંક્ષા છતાં રાજસેવામાં અહર્નિશ રોકાવું થવાથી તે ઇચ્છા ફળીભૂત થતી નથી...અવશ્ય મારે આવી યથાશક્તિ ભાગ લેવો જોઇએ એ હું મારી ફરજ સમજુંછું, પરંતુ એવો નિરૂપાય છું કે જુનાગઢ છોડીને એક પગલું પણ ભરી શકું એમ નથી"......સાક્ષર કમિટિ વખતે પણ એઓ ન આવી શક્યા પણ એમણે નીચે પ્રમાણે અભિપ્રાય લખી મોકલ્યા.

"મને વાંચવા મોકલેલા નિબંધો સંબંધી અભિપ્રાય.

"કાવ્ય અને કલ્પના" ટુંકો છે અને સારી રીતે લખાયલો છે.

"ગ્રંથાવલોકન કળા" ,,

"પુત્ર પ્રત્યે માતા પિતાની ફરજ" ટુંકો છે; પણ લખનારની વિદ્વતા જણાતી નથી.

"હિંદુ ધર્મનો ઉદય" જરા લંબાણથી લખાયલો છે પણ કેટલાક ભાગમાં સારા વિચાર અસરકારક રીતે દર્શાવેલા છે.

"સ્ત્રીકેળવણી માટે સાહિત્યની અગત્ય"—સારો છે.

"સાહિત્યમાં ટુંકી વાર્તા" ઘણીજ સારી રીતે લખાયલો છે.

"ગુજરાતી સ્ત્રી કવિઓ" સારી રીતે લખાયલો છે.

"ભાષાની ઉત્પત્તિ" ટુંકો છે. વિચારમાં કંઇ બહુ નવો પ્રકાશ પડે એમ નથી.

"કાન્હડદે પ્રબંધ" જરા લાંબો છે. ઐતિહાસિક ભાગ વધારે છે. છેવટના ભાગમાં સાહિત્યને લગતું વર્ણન છે, તે ઠીક છે.

જુનાગઢ, તા. ૧૬-૯-૦૯. છગનલાલ હરિલાલ.

# પૂરવણી अ

## विभाग १.

| | કર્તા | નિબંધ | વ્યવસ્થા | ટીકા | |
|---|---|---|---|---|---|
| ૧ | ક. ર. નાનજીઆણી | કચ્છી ભાષા ઇત્યાદી | નાકબુલ | | |
| ૨ | કૃ. ભો. દીવટીયા | હિંદુસ્થાન માટે એક ભાષા | ૧૦ મિનિટ | | ૧ |
| ૩ | કેશવજી જયરામ | કાઠી આદી | નાકબુલ | | |
| ૪ | ગણેશજી જેઠાભાઇ | કહેવત કોશની આવશ્યકતા | ” | | |
| ૫ | છ. વિ. રાવળ | મરઠના ભિન્ન લોકોની બોલીનું વ્યાકરણ | વાંચેલો ગણી લેવો | | |
| ૬ | મ[illegible]ર નાગર | ગુજરાતી ભાષાની જોડણી | નાકબુલ | | |
| ૭ | ” | સમાસ વિષે | ” | | |
| ૮ | મનસુખ ર. મહેતા | ગુજરાતી ભાષાનો જન્મ | ૧૫ મિનિટ | | ૨ |
| ૯ | મનસુ . કી | જૈન સાહિત્ય | ૧૫ ” | | ૩ |
| ૧૦ | મો. શ. મહેતા | કઠિયાવાડી કહેવતો | નાકબુલ | | |
| ૧૧ | સૌ. શારદા મહેતા | ભાષાની ઉત્પત્તિ | ૧૫ મિનિટ | | ૪ |
| ૧૨ | શ. શિ. મહેતા | ભાષાસામ્યતાના૦ | નાકબુલ | | |
| ૧૩ | કૃ. મો. ઝવેરી | કેટલાક ફારસી શબ્દો | વાંચેલો ગણી લેવો | | |
| ૧૪ | ન. ભો. દીવટીયા | ભરતખંડ માટે એક ભાષા | ૪૫ મિનિટ | | ૫ |

ત્રિભાગ ૨.

| કર્ત્તા. | નિબંધ. | વ્યવસ્થા. | ટીકા. | |
|---|---|---|---|---|
| ૧૫. અ. ક. ત્રિવેદી. ... | ભાષાશૈલી | ૩૦ મિનિટ. | દષ્ટાંતો અને તેમનાં તરજુમા બંને ન વાંચવા. | ૬. |
| ૧૬. જ. મ. બુચ. ... | કાઠિયાવાડના લેખકોનાં૦ | ૨૦ " | અવતરણો ટુંકાં કરવાં. | ૭. |
| ૧૭. જ. પુ. જોશીપરા. ... | મણિશંકર કીકાણીનું જીવન. | વાંચેલો ગણી લેવો. | | |
| ૧૮. ડાહ્યાભાઇ બાલકૃષ્ણ. ... | કાવ્ય અને કલ્પના. | ૧૫ મિનિટ. | | ૮. |
| ૧૯. ડાહ્યાભાઇ લક્ષ્મણ. ... | સાહિત્યમાં ટુકી વાર્ત્તા. | " " | | ૯. |
| ૨૦. દે. વે. ભટ્ટ. ... | શીઘ્ર કવિ જગન્નાથ* | વાંચેલો ગણીલેવો. | | |
| ૨૧. ન. મું. શુક્લ. ... | રસનિર્ણય. | ૧૫ મિનિટ. | શૃંગાર વિભાગનાં ઉદાહરણ ન વાંચવાં | ૧૦. |
| ૨૨. ન. પ્રા. દવે. ... | શેક્સપીયરની જીવન કથા. | વાંચેલો ગણી લેવો. | | |
| ૨૩. વ. ભ. વિભાકર. ... | નૂતન ગુજરાતને૦ | ૩૦ મિનિટ. | "હવે ધર્મક્ષેત્રમાંથી...પ્રકાશવાની નથી."—આટલું છોડી દેવા કર્ત્તા રાજી હોયતો બાકીનું વાંચવાને માટે. | ૧૧. |
| ૨૪. ન. હી. દવે. ... | નવલકથા લખનારાઓને૦ | ૫ " | | ૧૨. |
| ૨૫. પો. કે. શાહ. ... | જૈન ગુજરાતી સાહિત્ય. | ૧૫ " | | ૧૩. |
| ૨૬. ભવાનીશંકર ન. કવિ ... | ગુજરાતી જુનાં ગીતો. | ૧૦ " | | ૧૪. |
| ૨૭. મો. પા. દવે. ... | ગ્રંથાવલોકનકલા. | ૨૦ " | | ૧૫. |

* રસગંગાધર આદિના પ્રસિદ્ધ સંસ્કૃત કવિ નહીં પણ એક વિચક્ષણ પ્રશ્નોરા નાગર, ગયા સૈકામાં કાઠિયાવાડમાં થઇ ગએલા.

| કર્ત્તા. | નિબંધ. | વ્યવસ્થા. | |
|---|---|---|---|
| ૨૮. સૌ. વિદ્યાગૌરી. ... | ગુજરાતી સ્ત્રી કવિઓ. | ૨૦ મિનિટ. | ૧૬. |
| ૨૯. રેવ. જે. એસ. સ્ટીવન્સન. | બાઇબલના ગુજરાતી તરજુમા | ૧૫ " | ૧૭. |
| ૩૦. હ. ભ. બુચ. ... | હારમાળાનો લેખક૦ | ૧૫ " | ૧૮. |
| ૩૧. ન. ભો. દીવટિયા. ... | પ્રેમાનંદનાં નાટકો૦ | ૨૦ " | ૧૯. |
| ૩૨. ગં સ્વ. શિવગૌરી ગજ્જર | સ્ત્રી કેળવણી માટે૦ | ૧૫ " | ૨૦. |
| ૩૩. ગં. સ્વ. બાળગૌરી. .. | વિધવાઓ માટે સાહિત્ય. | વાચેલો ગણી લેવો | |
| ૩૪. છ. લ. બુચ. ... | પર્વત મહેતો. | નાકબુલ. | |

વિભાગ ૩.

| કર્ત્તા. | નિબંધ. | વ્યવસ્થા. | |
|---|---|---|---|
| ૩૫. ભાઇશંકર કુ. ... | કાઠિયાવાડની નાટક કંપનીઓ. | નાકબૂલ. | |
| ૩૬. ૯વ. ક. ધ્રુવ. ... | ગુજરાતમાં સ્થાપત્ય અને શિલ્પ૦ | ૩૦ મિનિટ. | ૨૧. |

વિભાગ ૪.

| કર્ત્તા. | નિબંધ. | વ્યવસ્થા. | |
|---|---|---|---|
| ૩૭. કુંવરજી મં. દેસાઇ. ... | એન્જિનીયર. | ૩૦ મિનિટ. | ૨૨. |
| ૩૮. ગણપતલાલ દ. મહેતા... | ગીયાવા તરીકે વાપરવામાં૦ | ૩૦ " | ૨૩. |
| ૩૯. ગંગાશંકર મ. વૈષ્ણવ... | હિંદુઓનુ વૈદક, રમાયન શાસ્ત્ર૦ | વાચેલો ગણી લેવો. | |
| ૪૦. મઠડાકર નાગર. ... | વૈદવિદ્યાનુ સાહિત્ય. | નાકબૂલ. | |
| ૪૧. હરિહર કા. શાસ્ત્રી. ... | કુદરતની સરકારના સુકાદા૦ | " | |
| ૪૨. મોતીલાલ જે. મહેતા ... | વાણિજ્ય શાસ્ત્ર. | " | |
| ૪૩. મોતીલાલ ત્રિ. અવારિયા | આરોગ્યતા | " | |

## વિભાગ ૫

| કર્તા | નિબંધ | વ્યવસ્થા | |
|---|---|---|---|
| ૪૪. આપમાય મોદી | ગુજરાતી ભાષામાં સુધારો૦ | નામંજૂર | |
| ૪૫ ચં ન પંડ્યા | યુનિવર્સિટિમાં ગુજરાતી૦ | ૧૫ મિનિટ | ૨૪ |
| ૪૬ શિ ત્રિ માંકડ | કેળવણીની સામાન્ય ચર્ચા | ૧૫ ,, | ૨૫ |
| ૪૭ કા પ્રા ઉપાધ્યાય | સ્ત્રી કર્ત્તવ્ય | નામંજૂર | |
| ૪૮. છગનલાલ ગુ કાજી | બાલ શિક્ષણ | ૧૫ મિનિટ | ૨૬ |
| ૪૯ પિનાકી મ. દેસાઈ | સમાજ સાહિત્ય અને કેળવણી | ૩૦ મિનિટ | ૨૭ |
| ૫૦ અ. સૌ રમીનાગૌરી | બાળાઓને કેળવણી | ના કબૂલ | |
| ૫૧ હ મા. ભટ્ટ | નવી ગુજરાતી વાચનમાળા૦ | વાંચેલો ગણી લેવો | |
| ૫૨. કો વિ. મહેતા | શિક્ષણ અને શિક્ષક | ૨૫ મિનિટ | ૨૮ |
| ૫૩ ગ સ્વ જયાલક્ષ્મી | મનની કેળવણી | ના કબૂલ | |
| ૫૪ કુમારી શ્રી લીલાબા | સ્ત્રીકેળવણી અને ઓઝનપદ્ધતિ | ૧૦ મિનિટ | |
| ૫૫. પુતળીબાઈ કાબરાજી | સ્ત્રી શિક્ષકની ખોટ | નામંજૂર | ૨૯ |
| ૫૬ હાથીબાઈ હ શાસ્ત્રી | સ્ત્રી કેળવણીમાં સાહિત્ય | ૧૦ મિનિટ | ૩૦ |
| ૫૭ ગ સ્વ ચંદ્રભાગા | સ્ત્રી કેળવણી | ૨૦ ,, | ૩૧ |
| ૫૮. મિસિસ જ કોહાવાળા | સ્ત્રી જાતિનો ધર્મ | ૧૦ ,, | ૩૨ |
| ૫૯ મૂ દ શાસ્ત્રી | કેળવણીનું ખરું સાફલ્ય | વાંચેલો ગણી લેવો | |
| ૬૦ અ સૌ વિજયાલક્ષ્મી ત્રિવેદી | આધુનિક કેળવણી | નાકબૂલ | |
| ૬૧ અ સૌ ઇંદુમતી | સ્ત્રી કેળવણી | | |
| ૬૨ મિસ મેકારી | ઇંગ્લાંડમાં અપાતી કન્યા કેળવણી | ૧૦ મિનિટ | ૩૩ |
| ૬૩ દે. વૈ ભટ્ટ | જૂનું સ્વરશિક્ષણ | ,, | ૩૪ |

## વિભાગ ૬

| કર્તા | નિબંધ | વ્યવસ્થા | |
|---|---|---|---|
| ૬૪ નનામો | જાવણુશીની વાર્તા | નામંજૂર | |
| ૬૫. મ દલપતરામ ખખ્ખર | સુંદ ૭ આદાગ | | |
| ૬૬ રેવ દા જયો પી ટેલ | મુસલમાની પહેનાના સિન્ધ | ૨૫ મિનિટ | ૩૫ |
| ૬૭ હી. ત્ર. પારેખ | ગુજરાતના દનિદાનમાં સિ | ૨૦ ,, | ૩૬ |

| કર્ત્તા | નિબંધ | વ્યવસ્થા. | |
|---|---|---|---|
| ૬૮. વ. પો. શેઠ .. | સૌરાષ્ટ્ર ચિંતામણિ | ૨૫ મિનિટ. | ૩૭. |
| ૬૯. દુ. ઝવેરી, . | સ્ટાપ સાહિત્ય | ના કબૂલ. | |
| ૭૦. ન. કે. દેસાઇ .. | ગુજરાતી સાહિત્ય અને ઇતિહાસ | ૧૫ મિનિટ. | ૩૮. |
| ૭૧. દા. હી. જગડ .. | ભીયાણા સબંધી૦ | વાચેલો ગણી લેવો | |
| ૭૨ કરીમ મહમદ માસ્તર .. | શેખ સાદીનુ સોમનાથનું વર્ણન | ના કબૂલ. | |
| ૭૩. ડાહ્યાભાઇ પી. દેરાસરી . | કહાનડદે પ્રબંધ | ૨૦ મિનિટ. | ૩૯. |
| ૭૪. બરજોરજી અ. એન્ટી. . | ગોપનાથ વગેરે૦ | વાચેલો ગણી લેવો | |
| ૭૫ દુર્ગાશંકર હ. . | મહુવાનુ ગદ્યપદ્યાત્મક વર્ણન | ના કબૂલ. | |

विभाग ७.

| કર્ત્તા | નિબંધ | વ્યવસ્થા. | |
|---|---|---|---|
| ૭૬. જ. શં. દેસાઇ | ધર્મનું રહસ્ય. | ના કબૂલ. | |
| ૭૭ મહાશંકર નાગર . | ધર્મ અને ફિલસુફ | ” | |
| ૭૮ ને શ્રી એડનવાલા | ફિલસુફિનો દિબાચો | ” | |
| ૭૯ ગ ન મુચીચના દેસાઇ | સ્ત્રી ધર્મ | ૧૦ મિનિટ. | ૪૦. |
| ૮૦ અચરત જયરામ | સ્ત્રી ધર્મ | ના કબૂલ. | |
| ૮૧. દુર્ગાશંકર કેવલરામ . | ઋગ્વેદસંહિતાની પ્રથમ ઋચાનું વિવરણ | ૨૫ મિનિટ | ૪૧. |
| ૮૨ મણિશંકર ભીમજી | આપત્તિ ઇ૦ | ના કબૂલ | |
| ૮૩ ના બ લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ | શુદ્ધાદ્વૈત સિદ્ધાંત | વાચેલો ગણી લેવો | |
| ૮૪. અ સૌ સુશીલા દેસાઇ | પુત્રી પ્રતિ માતા૦ | ના કબૂલ. | |
| ૮૫ નારણજી કેશવજી .. | શિવ વિષ્ણુનો અભેદ | ” | |
| ૮૬ અ સૌ માનિની . | સ્ત્રીઓનો ધર્મ | ” | |
| ૮૭ અ સૌ હરિસુખગૌરી મહેતા | હિંદુ ધર્મનો ઉદય | ” | |
| ૮૮ શં શિ મહેતા . | ગૌરી પૂજા | ૧૦ મિનિટ. | ૪૨. |

— ૬. **બીજી બેઠક**—સાક્ષર કમિટિની બીજી બેઠક તા ૨૪ અક્ટોબર રવિવારે થઇ તેમા રા રા. કેશવલાલ ગિરધરલાલ ત્રિવેદી, ગુલાબરાય વજેશંકર છાયા, પ્રોફેસર હરિલાલ ભટ્ટ, અને ત્રણ મંત્રીઓ હાજર હતા તેમણે નવા આવેલા ઓગણીશ નિબંધો વિષે વિચાર કરી કુલ ૧૦૭ નિબંધોમાથી (૪૨–૨+૭–૨=) ૪૫ પરિષદ આગળ વાચવાના ઠરાવી તેમના વખત અને અનુક્રમને માટે વ્યવસ્થા કરી, જે તેમણે પ્રમુખ સાહેબને પોતાની બેઠકનો રિપોર્ટ મોકલીને જણાવી

**સાક્ષર કમિટિની બીજી બેઠકનો રિપોર્ટ.**

દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇ,
એમ એ, એલએલ બી,
ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ, ઇત્યાદિ, ઇત્યાદિ,
અમદાવાદ

મેહેરબાન સાહેબ,

સપ્ટેમ્બર તા ૧૭–૧૮ મીની સાક્ષર કમિટિની બેઠકના ઠરાવ ૭ ની રૂયે તા ૯ મી અક્ટોબર સુધી અને તે પછી પણ આવેલા નિબંધોની તપાસ કરી તે નબંધે નીચે પ્રમાણે સૂચવીએ છીએ

વિભાગ ૧.

| કર્ત્તા | નિબંધ | વ્યવસ્થા | |
|---|---|---|---|
| ૮૯ રમણભાઇ મ નીલકંઠ | ગુજરાતી ભાષાનો આરંભ | ૧૫ મિનિટ | ૪૩ |
| ૯૦. ગણપતરામ અ ત્રવાડી. | ભાષા અને વિચાર | ૧૦ ,, | ૪૪ |

વિભાગ ૨.

| કર્ત્તા | નિબંધ | વ્યવસ્થા | |
|---|---|---|---|
| ૯૧. કવિ પીંગળશી,<br>ઇચ્છાશંકર ઘોળકિયા<br>કેશવજી જયરામ,<br>કવિ વાલજી | જૂની નાગરી કવિતા * | વાચેલો ગણી લેવો. | |

*આ ચાર પાસેથી જુદી જુદી આવેલી ચારણી કવિતા સુગમતાની ખાતર એક વિષય તરીકે ગણવામા આવી હતી

| કર્ત્તા. | નિબંધ. | વ્યવસ્થા. | |
|---|---|---|---|
| ૯૨. મોહનલાલ ક. ગાંધી. ... | ગુજરાતી ભાષા વિષે કંઇ વિચાર | વાંચેલો ગણી લેવો. | |
| ૯૩. જન્મશંકર મ. બુચ. ... | કાઠિયાવાડના રાજવંશી ગ્રંથ-કર્ત્તાઓ. | ૧૦ મિનિટ. | ૪૫. |
| ૯૪. શમસુલઉલ્મા જી. જ. મોદી. | સોળંગે ભગત. | વાંચેલો ગણી લેવો. | |
| ૯૫. ફતેહચંદ ક. લાલન. ... | ગુજરાતી ભાષા વિકાસ ભણી સૂચના૦ | ,, | |

વિભાગ ૩.

| કર્ત્તા. | નિબંધ. | વ્યવસ્થા. | |
|---|---|---|---|
| ૯૬. ગણપત ગો. બર્વે. ... | પિંગળ અને સંગીત ઉપરના ગ્રંથમાંથી પ્રકરણો. | ના કબૂલ. | |
| ૯૭. ગંગારામ ભી. આચરેકર | સંગીતની આવશ્યકતા. | ૧૫ મિનિટ. | ૪૬. |

વિભાગ ૪.

| કર્ત્તા. | નિબંધ. | વ્યવસ્થા. | |
|---|---|---|---|
| ૯૮. વજેરામ મોતીરામ ... | ખાતર. | વાંચેલો ગણી લેવો. | |
| ૯૯. છગનલાલ વિ. રાવળ. ... | વનસ્પતિ શાસ્ત્ર. | ,, | |

વિભાગ ૫.

| કર્ત્તા. | નિબંધ. | વ્યવસ્થા. | |
|---|---|---|---|
| ૧૦૦. સી. મેહન. ... | બોર્ડિંગ સ્કૂલો. | ૫ મિનિટ. | ૪૭. |
| ૧૦૧. મિસિસ માણેકબાઇ ઘડિયાળી. ... | ઇંગ્રેજી રાહરશમો. | ના કબૂલ. | |

વિભાગ ૬.

| કર્ત્તા. | નિબંધ. | વ્યવસ્થા. | |
|---|---|---|---|
| ૧૦૨. પુરૂષોત્તમ વિ. માવજી. | આપણા ઐતિહાસિક સાહિત્ય૦ | ૧૫ મિનિટ. | ૪૮. |
| ૧૦૩. શમ્સુલઉલ્મા જી. જે. મોદી. પ્રો. બરજોરજી એ. એન્ટી. ... | પારસી સ્મૃતિ* | વાંચેલો ગણી લેવો. | |
| ૧૦૪. શમ્સુલઉલ્મા જી. જે. મોદી. ... | ઇરાનના હુખામીનિયન૦ | ૧૫ મિનિટ. | ૪૯. |
| ૧૦૫. દેવદત્ત રા. ભાંડારકર.. | મેવાડના રાણાઓ, વલભી રાજાઓ, અને વડનગરા નાગરો | વાંચેલો ગણી લેવો. | |
| ૧૦૬. ભવાનીશંકર ઈ. શુક્લ | દ્વારિકા અને શંકરાચાર્ય. | ,, | |
| ૧૦૭. દિનશા પે. ધડિયાળી ... | મારી આંખોએ ઈંગ્લાંડ. | ના કબૂલ. | |

૨. રા. રા. નથુરામ સુંદરજી શુક્લે સાક્ષર કમિટિ એ એમને આપેલો વખત ઓછો ગણી પોતાનો નિબંધ પાછો ખેંચી લીધો અને રાજકુમારી શ્રી લીલાબા એ પોતાને મળેલો વખત ખુશીથી છોડી દીધો. એટલે પહેલી બેઠકના રિપોર્ટની કલમ ૬ ઠીમાં ગણાવેલા પાંચ નિબંધોમાંથી માત્ર બેને બાદ કરીને કમિટિ નવા આવેલા નિબંધોમાંથી સાતનો સમાસ કરી શકી છે. (જુઓ પરિશિષ્ટ અ.) † રાજકોટ તા. ૨૪–૧૦–૦૯.

લી. સેવકો,

કેશવલાલ વિ. ત્રિવેદી.

હરિલાલ માધવજી ભટ્ટ.

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર.

ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા.

બલવંતરાય વજેશંકર છાયા.

* એ બે પાસેથી જુદી જુદી આવેલી સુગમતાની ખાતર એક વિષય તરીકે ગણવામાં આવી હતી.

† રા. રા. ગુલાબરાય વ. છાયા કમિટિની બેઠકમાં હાજર હતા પણ બીજે દિવસે તેઓ જામનગર ગયા તેથી તેમની સહી લઇ શકાઇ નથી. આ પરિશિષ્ટ

**૭. ત્રીજી અને ચોથી બેઠકો.** સાક્ષર કમિટિની ત્રીજી બેઠક તા. ૨૭ અક્ટોબરની સાંજે પ્રમુખ સાહેબના નિવાસસ્થાનમાં એટલે કે ભાવનગરને ઉતારે મળી તેમાં રા. રા. રણછોડભાઇ ઉદયરામજી, ગણપતરામ અનુપરામ ત્રવાડી, રા. બા. બાળશંકર ઉમિયાશંકર ત્રવાડી, શમસુલઉલ્મા જીવણજી જમશેદજી મોદી, રા. રા. પુરૂષોત્તમ વિશ્રામ માવજી, રા. રા. પ્રભાશંકર દલપતરામ પટ્ટણી, મિ. ગુલામમહમ્મદ બાવામીયાં મુનશી, મિ. અલારખિયા શિવજી, અને રા. રા. કૃષ્ણલાલ મોહન-

---

પ્રમાણે પરિષદ્નો કાર્યક્રમ છાપવામાં આવ્યો હતો. અને પરિષદ્ વખતે સૌને વહેંચ્યો હતો. પણ પછી બીજા ત્રણ નિબંધ આવ્યા. (૧૦૮) પ્રો૦ આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, (૧૦૯) રા. રા. રૂપશંકર ઉદયશંકર ઓઝા, અને (૧૧૦) મિ. રૂસ્તમજી પી. કરકરિયાના; રા. રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ, અને રેવરંડ ડાક્ટર ટેલર પરિષદ્માં આવી ન શક્યા એટલે તેમના નિબંધો "વાંચેલા ગણી લેવા" માં આવ્યા; અને 'નવી વાંચનમાળા' તથા "યુનિવર્સિટિમાં ગુજરાતી" ના વિષયોની ચર્ચા ઉડી જતાં કાર્યક્રમમાં બાજા ફેરફારો પણ આવશ્યક થયા. એટલે અહીં એ ન છાપતાં જે કાર્યક્રમ પરિષદમાં પળાયો તે પરિષદ્ના પ્રકરણમાં આપેલો છે.

આ નિબંધોમાંથી આંક ૯૨-૯૫-૧૧૧ અને ૧૦૭ ના નિબંધો વિલાયતથી આવ્યા હતા. એ વિષે જુઓ પરિષદ્ પ્રકરણ. રા. રા. ગણપતલાલ મહેતાનો "બી આવા" ઉપરનો નિબંધ પણ વિલાયતથી આવ્યો હતો. પરંતુ તેના કર્ત્તા પોતે પરિષદ્ મળતાં સુધીમાં અહીં પાછા ફર્યા હતા અને પરિષદ્માં પણ હાજર હતા. સાક્ષર કમિટિના કર્ત્તવ્ય ૪ ની રૂએ આ બેઠક વખતે એક રા. રા. દેવદત્ત ભાંડારકરના નિબંધ વિષેજ વિચાર કરવો પડયો હતો. ૭ સભાસદોમાંથી બે સભાસદોને એ અમુક કોમની લાગણી દુઃખાવે એવો લાગ્યો હતો; પણ તે પરિષદ્ આગળ વંચાય અને પરિષદ્ના નિબંધ સંગ્રહમાં આપવામા ન આવે તો તેને "ના કબૂલ" કરવાની જરૂર નથી, એમ છએ સભાસદો એકમત થઇ શક્યા હતા.

પહેલી બેઠકના રિપોર્ટની કલમ ૪ માં મંત્રીઓ તથા રા. રા. કલ્યાણરાય જોહાભાઇ બક્ષી ઉપર નાખેલી ફરજ વિષે મંત્રીઓએ આજ તારીખે પ્રમુખ સાહેબને કાગળ લખ્યો હતો. તે નીચે મુજબ —

દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇ,
એમ. એ., એલએલ. બી.
ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્ના પ્રમુખ, ઇત્યાદિ, ઇત્યાદિ.
અમદાવાદ.

મેહેરબાન સાહેબ,

સપ્ટેમ્બર તા. ૧૭-૧૮ મીએ મળેલી સાક્ષર કમિટિના રિપોર્ટની કલમ જ

લાલ ઝવેરીને કમિટિમાં ઉમેરવામાં આવ્યા, અને દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઇએ પ્રમુખસ્થાન લીધું એટલે મૂળની સાક્ષર કમિટિમાંથી વધીને એ "સબ્જેક્ટસ કમિટિ" જેવી થઇ રહી.† અને આ એક બેઠકમાં કામ પૂરૂં ન થઇ શકવાથી બીજી વાર તા. ૩૦ મી અક્ટોબરે બપોરે મળી. આ બેઠકોમાં બે કામ થયાં. પરિષદ્ આગળ રજુ કરવાની દરખાસ્તો ઘડવામાં આવી. અને તેમાંની દરેકને રજુ કરનાર, અનુમોદન આપનાર, અને ટેકો આપનાર પસંદ કરવામાં આવ્યા. બીજું સાક્ષર કમિટિની પહેલી બેઠકમાં "નવી વાંચન માળા" અને યુનિવર્સિટિના "અભ્યાસક્રમથાં ગુજરાતીને સ્થાન" એ બે વ્યવહાર વિષયો માટે જે વ્યવસ્થા ઘણી ચર્ચા પછી થઇ શકી હતી તે ઉપર નોંધાઇ ગયેલી છે. એ વ્યવસ્થા પ્રસિદ્ધ થઇ ચુકેલી હતી, તથા એ પ્રમાણેનાં પાંચ પાંચ મિનિટ લે એવાં કેટલાંક ભાષણો બંને વિષયો ઉપર આવેલાં હતાં. વળી તેમાંથી પહેલો વિષય પરિષદ્ આગળ રજુ કરવાની પ્રો. ભટ્ટને વિનતિ કરવામાં આવેલી હતી જે તેમણે સ્વીકારેલી હતી; બીજો વિષય પરિષદ્ આગળ રજુ કરવાને માટે પ્રિન્સિપાલ સંજાના, પ્રિન્સિપાલ ‡કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, અને ધિ ઑનરેબલ ચિમનલાલ હરિલાલ સેતાલવાડને

---

પ્રમાણે પરિષદ્‌ના. નિબંધોનો ક્રમ પરિશિષ્ટ અ માં બતાવ્યા પ્રમાણે ગોઠવવાની અમે સૂચના કરીએ છીએ.

૨. કલમ ૫ મીના ફરમાન અનુસાર બધા નિબંધોનો અમે ફરી વિચાર કરી જોયો છે પણ રા. રા. કલ્યાણરાય જોશી બક્ષીને તસ્દી આપવાની અમને જરૂર જણાઇ નથી.

રાજકોટ, તા, ૨૪-૧૦-૦૯.

વિ. સેવકો,

બળવંતરાય ક. ઠાકોર,
ભાનુસુખરામ નિ. મહેતા,
બળવંતરાય વજેશંકર છાયા,
મંત્રીઓ.

† જુઓ ઉપર ત્રીજી કલમમાં છાપેલા "સાક્ષર કમિટિ વિષે" ના કાગળની પેટા કલમ ૪. સાક્ષર કમિટિ પોતાની સંખ્યામાં વધારો કરી શકે અને પરિષદ્ વખતે જરૂર પડતું મોહું રૂપ—સબ્જેક્ટસ કમિટિનું કે જુદા જુદા વિષયોને માટે તે તે વિષયોના વિદ્વાનોની સબ્કમિટિઓ એમાંથી રચી શકાય એવું–ધારણ કરી શકે એવો ઇરાદો મૂલથી હતો.

‡ જવાબમાં પ્રિન્સિપાલ સંજાનાએ કરેલી સૂચનાઓ નોંધવા જેવી છે, જે માટે જુઓ પ્રકરણને અને પૂરવણી.

અનુક્રમે વિનંતિ કરવામાં આવી હતી, પણ બીજા કર્તવ્યોની રોકાણને લીધે એ ત્રણમાંથી એકે વિનતિ સ્વીકારી શક્યા નહિ. પ્રોફેસર આનંદશંકર બાપુભાઇ ધ્રુવ પણ પરિષદમાં આવી શકશે કે નહિ, એ છેક છેલ્લી ઘડી સુધી અનિશ્ચિત હતું. પણ તેઓ આવી શક્યા અને ગુજરાતમાં પગ મુક્યો કે તરત જ એ વિષયની ફાઇલની સાથે એ વિષય એમને સોંપવામાં આવ્યો હતો. પરંતુ સબ્જેક્ટસ કમિટિમાં આખો વિષય ઉપસ્થિત થતાં પાછા બે પક્ષ જણાયા અને છેલ્લી ઘડીએ એમજ ઠર્યું કે વાચનમાળા માટે પરિષદ્ એક કમિટિ નીમે તથા બન્ને બાબતના ઠરાવ પ્રમુખ પોતે રજુ કરે.

૮. **સાક્ષર કમિટિની આવશ્યકતા.** સાક્ષર કમિટિ વિષેની હકીકત આ પ્રમાણે વિસ્તારથી આપવામાં આવેલી છે, તેનો એ હેતુ છે કે એવી કમિટિની આવશ્યકતા વિષે પ્રજાને મત બાંધવાને માટે તર્કવિતર્કને બદલે બનેલી હકીકતોનું સાધન મળે. એકસો દશ નિબંધની પ્રજા સ્વીકારે એવી વ્યવસ્થા એવી કમિટિ વગર માત્ર સ્થાનિક વિદ્વાનોથી શી રીતે થઇ શકે? સાહિત્યવિષયક મોટા પ્રજાકીય વ્યવહારૂ પ્રશ્નોમાં કઇ દિશામાં કેવાં ડગલાં ભરવાં તેનો નિકાલ એવી કમિટિ શિવાય કોણ કરી શકે? આ વખતની સાક્ષર કમિટિ પરિષદ્વિભાગની વિરૂદ્ધ ગઇ અને દિ. બા. અંબાલાલે પરિષદના આરંભમાં કરેલા ભાષણમાં પરિષદ્વિભાગ કરવા કે કેમ તે વિષે તટસ્થતા દેખાડી, તથાપિ પરિષદ્‌ના ત્રણ દિવસના અનુભવને અંતે પોતાના પરિસમાપ્તિના ભાષણમાં એમણે પોતે ભવિષ્યમાં પરિષદ્વિભાગ કરવા જ જોઇએ એ મતનો સ્પષ્ટ સ્વીકાર કર્યો. ત્યારે હવે ચોથી કે પછીની કોઇ પરિષદ્‌માં આ બાબતનો નિર્ણય આવી કમિટિ વિના બીજી કઇ રીતે થઇ શકે? પરિષદ્‌ના હિતેચ્છુઓએ આવા સવાલો ઉપર પુખ્ત વિચાર કરવાનો છે. બેશક, જુદા જુદા સ્થળોના આગેવાન વિદ્વાનોની કમિટિ નીમવામાં મુશ્કેલી છે, આવી કમિટિને પોતાનું કામ કરવામાં પણ મુસ્કેલીઓ આવે છે, અને વિદ્વાનોની હાલની સ્થિતિમાં એવી કમિટિ નીમતાં જ એના વિષે અનેક ચર્ચા-કુચર્ચાની છાપાછાપી ચાલી રહે છે. તથાપિ એકંદરે કારોબારી કમિટિ માને છે કે સાક્ષરકમિટિ નીમવાથી આ પરિષદ્‌ને મોટો લાભ થયો એમ અનુભવે સિદ્ધ કરી આપ્યું છે. અને એ કમિટિના પ્રથમથી થયેલા સભાસદોમાંથી બહારગામના રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, રમણભાઇ મહીપતરામ નીલકંઠ, લલ્લુભાઇ પીતાંબરદાસ દેરાસરી, કૃષ્ણલાલ ભોળાનાથ દીવટિયા, સાંકળચંદ જેઠાલાલ શાહ, ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, જેકિસનદાસ જેઠાભાઇ કણિયા, રણછોડરામ વાલાભાઇ મહેતા, છગનલાલ હરિલાલ પંડ્યા, હરિલાલ માધવજી ભટ્ટ, વલ્લભદાસ ઉત્તમચંદ પારેખ, કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, હાથીભાઇ હરિશંકર શાસ્ત્રી, હિંમતલાલ ગણેશજી અંજારીઆ, કલ્યાણરાય જેઠાભાઇ બક્ષી, મનસુખ કીરતચંદ મહેતા, અને પ્રિન્સીપાલ સંજાનાએ સાક્ષર કમિટિનું કામ જે ઉત્સાહ અને આત્મભોગથી કરેલું છે તેને માટે કારોબારી કમિટિ તેમનો અંતઃકરણપૂર્વક આભાર માને છે.

## પુરવણી.

### "યુનિવર્સિટિના અભ્યાસક્રમમા ગુજરાતીના સ્થાન વિષે પ્રિન્સિપાલ સંજાનાનો અભિપ્રાય"

I had not read that portion of your વ્યાખ્યાન [રાજકોટ 'પરિષદ્‌ને વિષે વ્યાખ્યાનો' ભાગ ત્રીજો] dealing with the subject of further recognition of the Vernaculars by the University. I find I am in general agreement with your views. As to my own particular ideas on the subject I may mention that the following change might be introduced without any conceivable objection being urged by enthusiasts for any other subjects or ideas viz., two optional papers (at the B. A.) in Gujarati, Marathi and Kanarese to take the place of two optional papers in any of the present recognised Second Language. This would amount to driving in the wedge a little further at the M. A. end. And the plan seems quite practicable and possible. Some of the books prescribed for the M. A., the more typical and easier ones, might be brought down to the B. A., thus leaving scope for greater specialisation in the higher examination. We might for instance have three subjects to form the basis of the papers viz. grammar and history, a classical poem and a little modern prose. As you know Macdonell's (or Monier Williams's) Sanskrit Literature is prescribed at the B. A. and Cruttwell's History of Roman Literature has been recommended for the Latin language at the same examination. Again the भगवद्गीता used to be prescribed as a text book in the optional, it has now been altered to Shankar's or Ramanuja's Bhashya. I have no knowledge of classical Gujarati poetry. But I am quite sure that a work equivalent to these could be easily found and that its study besides helping the language study, would give a good basis for general morality as well as for the peculiar doctrines of the Hindu faith. In Marathi, at any rate the old poets Shridhara and Mukteshvara have some Vedantic poems, and Vaman has a समश्लोकी translation of the Gita. Lastly we may have something in prose to replace say बाण in Sanskrit or Tacitus in Latin. Generally students taking up Sanskrit (in which subject they have the compulsory paper) will take up these languages. But we need not place any restriction. A Gujarati Hindu or Parsi taking up Persian or even French may be allowed to appear in Gujarati for his voluntary second language papers with profit to himself and great gain to the study and extension of use of our language.

In othef examinations we may possibly begin by having composition papers in the Vernaculars. But the courses at the P. E. and Inter, are so lengthy and the subjects so numerous, that this would become a great burden unless some compensating course of study were taken off. Otherwise, your scheme of having an Essay as an extra subject, carrying a separate certificate, is a good one.

---

## પ્રકરણ ૪ થું.

## પ્રદર્શનઃ સામાન્ય હેવાલ.

૧. **પ્રાથમિક પ્રદર્શન કમિટિ**—ઇંડિયન નેશનલ કોન્ગ્રેસની કલકત્તામાં થયેલી છેલી બેઠક દરમિયાન ઉદ્યોગધંધા અને કૃષિને લગતું પ્રદર્શન ભરવામાં આવેલું હતું તેના કેળવણીવિભાગમાં બંગાળાની જાણીતી બંગીય સાહિત્ય પરિષદે ભાગ લઇને ઇતિહાસ અને સાહિત્યને લગતી વસ્તુઓનું એક રમણીય પ્રદર્શન ભર્યું હતું. આપણી બીજી સાહિત્ય પરિષદ્ મુંબાઇમાં ભરાઇ તે પ્રસંગે રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે પરિષદ્‌ના પ્રમુખસ્થાનથી જે અનેકાનેક કર્તવ્યો ઉપાડી લેવાની સૂચના કરી હતી તેમાં વિદ્યાવિષયક પ્રદર્શનો ભરવાની સૂચના પણ હતી; અને એ વખતે કેટલાક ગ્રંથકારો અને ગ્રંથપ્રસિદ્ધકોનાં પુસ્તકોનું એક નહાનું પ્રદર્શન પણ ભરવામાં આવેલું હતું. વડોદરામાં મળેલી જૈન પરિષદ્‌માં કેટલાક પ્રાચિન હસ્તલિખિત ગ્રંથો પ્રદર્શિત કરવામા આવેલા હતા. જૂન ૧૯૦૯ માં ભાવનગરમાં ત્યાંની શ્રી જૈન ધર્મપ્રસારક સભાના પ્રમુખ રા. રા. કુંવરજી આણંદજી શાહ સાથે વાતચિત કરતાં અને તે પછી મુંબાઇના રા. રા મનસુખલાલ રવજીભાઇ મહેતા સાથે કાગળપત્રો ઉપરથી કારોબારી કમિટિના સંયુક્ત મંત્રી રા. રા. બલવંતરામ કલ્યાણરાય ઠાકોરને કઇંક વિશ્વાસ ઉત્પન્ન થયો હતો કે ત્રીજી પરિષદ્‌ને અંગે સાહિત્ય અને ઇતિહાસના વિષયોને લગતું પ્રદર્શન ભરવાનુ માથે લેવામાં આવે તો જૈન પરિષદો અને જૈન સંઘોના આગેવાનોની પ્રાચીન તાલપત્રો અને ગ્રંથો મેળવવામાં મદદ મળી શકે ખરી. શમ્સુલઉલ્મા જીવણજી જમશેદજી મોદીના ગ્રંથો અને તેમની સાથે કાગળપત્રો ઉપરથી માલુમ પડ્યું હતું કે પારસી કોમના ઇતિહાસને લગતાં ઘણાં પ્રાચીન સાધનો સુવ્યવસ્થિત સ્થિતિમાં નવસારી અને મુંબાઇનાં જુદાં જુદાં ખાતાંઓમાં જળવાયેલાં હતાં. રાજકોટમાં વૉટસન મ્યુઝીયમમાં સાહિત્ય અને ઇતિહાસના વિષયોને લગતી પ્રાચિન વસ્તુઓનો એક સારો સંગ્રહ વિદ્યમાન જ હતો, અને કાઠિયાવાડનાં જુનાગઢ, ભાવનગર આદિ કેટલાક રાજ્યોમા પ્રાચિન વસ્તુઓના સંગ્રહ એેલા તૈયાર હતા, જેમાંથી થોડી થોડી યોગ્ય વસ્તુઓ મેળવવાને માટે રાજા સાહે-

બેના આશ્રય અને સહાનુભૂતિની જ અપેક્ષા હતી. વળી વર્તમાનપત્રોમાં ચાલી રહેલી ચર્ચાને લીધે આ ત્રીજી પરિષદ્ દેશના એક છેડાથી બીજા છેડા સુધી જાણીતી થવા પામી હતી, એટલે પ્રદર્શન ભરવાની વાત જાહેરમાં મુકાતાં ગુજરાતના વિદ્વાનો, ગ્રંથકર્ત્તાઓ, જાહેર સંસ્થાઓ આદિ પોતાની મેળે મદદે આવી પોતા પાસેની ચીજો પ્રદર્શિત કરવા આપે એવો પણ સંભવ હતો. અને પૂનાની ડેકન કાલેજના પુસ્તકાલયમાં તથા મુંબાઇના શેઠ સાહેબ રા. રા. પુરુષોત્તમ વિશ્રામ માવજી પાસે પ્રાચીન પુસ્તકો અને ઐતિહાસિક વસ્તુઓના મોટા અને કિમતી સંગ્રહો હતા, જે મેળવવામાં બહુ મુશ્કેલી નડવાનો સંભવ નહોતો. એટલે કારોબારી કમિટિની ચોથી બેઠકને બીજે દિવસે એટલે કે શનિવાર તા. ૩૦–૭–૧૯૦૯ ને રોજ રા. બલવંતરાય ઠાકોરે પરિષદ્‌ની સાથે સાહિત્ય અને ઇતિહાસના વિષયોને લગતું એક પ્રદર્શન ભરવાનો સવાલ ઉપસ્થિત કર્યો. એ વિષે મતભેદ અને વિવાદ થતાં કારોબારી કમિટિએ ઠરાવ કર્યો કે—

પરિષદ્‌ની સાથે સાહિત્ય અને ઇતિહાસના વિષયોને લગતું પ્રદર્શન ભરવાનું ઠરાવતાં પહેલાં કઇ કઇ ચીજો ક્યાં ક્યાંથી મળી શકે એમ છે એ નક્કી કરી, પ્રદર્શનનો શો ખર્ચ થશે તેના અડસટ્ટા સાથે, પ્રદર્શન ભરવું કે કેમ તે વિષે તા. ૧–૯–૧૯૦૯ સુધીમાં રિપોર્ટ કરવાને માટે

રા. રા. દલપરામ ભગવાનજી શુકલ
રા. રા. વલ્લભજી હરિદત્ત આચાર્ય
રા. બ. દુર્લભજી ધરમશી વેદ
રા. રા. વેણીલાલ રણછોડદાસ બક્ષી
અને રા. રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર—મંત્રી,

એઓની પ્રાથમિક પ્રદર્શન કમિટિ નીમવામાં આવે છે.

૨. **પ્રાથમિક કમિટિનો કાગળ**—આ પ્રાથમિક કમિટિ તરફથી તા. ૧૨–૮–૧૯૦૯ નો લખેલો એક અંગ્રેજી કાગળ કાઠિયાવાડ ગુજરાતના દેશી રાજ્યોના દિવાન સાહેબો, અને ગુજરાત કાઠિયાવાડનાં પુસ્તકાલયો, વિદ્વાનો, કર્ત્તાઓ, કર્ત્તાઓના વારસો, સાહિત્યરસિક સંસ્થાઓ અને જૈનભંડારો તથા સર્વેના આગેવાનો આદિ મળીને આશરે સો સરનામે મોકલવામાં આવ્યો. આ કાગળનો ગુજરાતી તરજુમો નીચે પ્રમાણે—

" સાહેબ,

"ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની ત્રીજી બેઠક રાજકોટમાં ઇ. સ. ૧૯૦૯ ના અક્ટોબરની તા. ૨૮, ૨૯ અને ૩૦ મી એ ભરવાની છે. એ બેઠકના પ્રમુખ તરીકે વડોદરા રાજ્યના વરિષ્ટ ન્યાયાધિકારી થઇને વાનપ્રસ્થ થયેલા દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇ, એમ.એ., એલએલ.બી. એઓને ચુંટી કાઢવામાં આવ્યા

છે. અને પરિષદ્‌ના સત્કાર મંડળના પ્રમુખ તરીકે ગોંડળનાં ને. ના. રાણી સાહેબને ચુંટી કહાડવામાં આવેલાં છે.

"આ પરિષદ્‌ની સાથે સાહિત્ય, ઇતિહાસ, અને પ્રાચીનકાળને લગતી વસ્તુઓ જેવી કે પ્રાચીન હસ્તલિખિત ગ્રંથો, દસ્તાવેજો, મુદ્રાઓ, સિક્કાઓ, તામ્રપત્રો, સિલાલેખો, વગેરેનું પ્રદર્શન ભરવું શક્ય છે કે કેમ એ વિષે કારોબારી કમિટિ વિચારમાં છે. અને નિર્ણય કરતાં પહેલાં કમિટિ પુચ્છે છે કે ઉપર જણાવેલી કેટલી અને કેવી ઉચ્ચ પ્રતિની વસ્તુઓ મળવા સંભવ છે, તથા એ રાજકોટ આવે અને પાછી માલેકોને પહોંચાડાય તેનો આશરે કેટલો ખર્ચ લાગે એમ છે, એ વિષેની ચોક્કસ માહિતી કમિટિને મળી શકે તો સારૂં. પ્રદર્શન આશરે તા ૧૫ મી અકટોબરથી ખોલી આશરે તા. ૫ મી નવેમ્બરે બંધ કરવા વિચાર છે. એટલે આપ જે વસ્તુઓ મોકલવા ધારો તે અહીં મોડામાં મોડી તા. ૫ મી અકટોબર સુધીમાં અમને મળી જવી જોઇએ. જો કદાપિ કારોબારી કમિટિ આવાં પ્રદર્શનનું કામ માથે લેશે તો આવા જાહેર લોકોપયોગી હેતુને માટે તેમને સોંપવામાં આવેલી આપની વિરલ અને મૂલ્યવાન વસ્તુઓને ઠેકાણે રાખવાને તથા તેમનાં સાચવણુ અને સંરક્ષણ ( housing, preservation and protection ) ને માટે પૂરેપુરી સંતોષકારક વ્યવસ્થા કરવાનું તે વચન આપેછે.

"આ સર્વ હકીકત ધ્યાનમાં લેવા કૃપા કરશો અને નીચેની વસ્તુઓમાંથી આપની પાસે કઇ કઇ છે, અને ઉપર લખેલી મુદતને માટે એમાંની કઇ કઇ અમને કૃપા કરી સોંપશો તેનો જવાબ તાકીદે મોકલાવવા મેહેરબાની કરશો.

૧ (ક) હસ્તલિખિત ગ્રંથો ( સંસ્કૃત, ફારસી, પ્રાકૃત, ગુજરાતી ) લખ્યા સાલ અંદર દર્શાવેલી હોય એવા અને વિ. સં. ૧૮૦૦ થી જૂના.

(ખ) કાગળો વિ. સં ૧૮૦૦ થી જૂના.

(ગ) રાજ્યનાં કે કુટુંબનાં દસ્તાવેજો—ઇંગ્લિશ, ગાયકવાડી, પેશવાઇ, મોગલાઇ, ઇત્યાદિ.

(ઘ) તામ્રપત્રો, મુદ્રાઓ; રાજાઓ, રાણીઓ, દિવાનો, સેનાપતિઓ, કર્ત્તાઓ અને નામાંકિત પુરૂષોના હસ્તાક્ષરો.

(ચ) શિલા લેખોની પ્રતિકૃતિઓ ( rubbings ) કે છબીઓ.

"આમાંથી આપની પાસેની જે કંઇ વસ્તુઓ આપ મોકલવાને રાજી હો, તેમની યાદી, એ દરેક વસ્તુની ખરી સાલ સાથે, જવાબમાં મોકલવા મહેરબાની કરશો.

૨. આપના તોશાખાનાં/સંગ્રહમાંના જુના સિક્કા, જેના આપની પાસે એકથી વધારે નમૂના હોય તેવા.

આપ જે સિક્કાઓ મોકલવા રાજી હો, તેની બન્ને બાજુની છાપ મોકલવા કૃપા કરશો આપની પાસે એવા નમૂનો હોય એવા સિક્કા મગાવવાનો જુમ્મો લેવાની કમિટિ હિંમત ધરતી નથી

૩. જે વસ્તુઓ આપ અહીં મોકલવાનું ઠરાવો તે કઈ રીતે મોકલવાનું પસંદ કરશો, તથા એ રીતે આશરે કેટલો ખર્ચ લાગશે, તે પણ લખી જણાવવા કૃપા કરશો. વળી, જો એમાની કોઈપણ વસ્તુ આપ એવી મૂલ્યવાન ગણતા હો, કે તેને આપની પસંદગીના માણસોની સાથે જ મોકલવામા સલામતી ધારો, તો એ મુજબ સ્પષ્ટ જણાવવાની મહેરબાની કરશોજી '

૩ **પ્રાથમિક પ્રદર્શન કમિટિનો રિપોર્ટ.** પ્રાથમિક પ્રદર્શન કમિટિએ ઉપલા કાગળના જવાબો જોયા, ગવર્નમેંટ વૉટસન મ્યૂઝિયમ કમિટિની પરવાનગી મેળવીને પ્રદર્શન એ મ્યૂઝિયમના મકાનમા જ ભરવાનું દુરસ્ત ધાર્યું ખર્ચનો અડસટ્ટો કર્યો, અને તા ૧૩ ૮ ૧૯૦૮ ને રોજ નીચેનો રિપોર્ટ મંજુર કર્યો

મહેરબાન કારોબારી કમિટિના પ્રમુખ સાહેબ અને સભાસદો જોગ વિ. વિ કે આપના તા ૩૦ ૭ ૧૯૦૮ ના ઠરાવ અનુસાર અમે નીચે પ્રમાણે જણાવવા રજા લઇએ છીએ આ રિપોર્ટ તૈયાર કરવામા અનિવાર્ય કારણને લઇને વિલંબ થયો છે તેને માટે ક્ષમા માગીએ છીએ

૨ આપના ઠરાવ પછી જુદે જુદે સ્થળે પત્રો લખવામા આવ્યા હતા, અને તેમાના ઘણાખરાના જવાબ આવી ગયા છે તે જોતા સારૂં પ્રદર્શન ભરી શકાય તેમ છે એમ અમે માનીએ છીએ

૩ પ્રદર્શન ભરવા સારૂ વૉટસન મ્યુઝિયમ અને તેમાથી આપણને જોઇએ તેટલી કેસો (cases) મળી શકે તેમ છે આથી પ્રદર્શનને માટે પૂરી સુગમતા થશે, અને એ સુગમતાને લીધે જ પ્રદર્શનની યોજના પાર પાડી શકાય તેમ છે, એ અમારે વૉટસન મ્યુઝિયમ કમિટિનો પૂરેપૂરો આભાર માનતા જણાવવુ જોઇએ

૪ ઉપલી સુગમતા મળવાથી પ્રદર્શનના ખર્ચ માટે મોટી રકમ નહિ જોઇએ એમ અમે માનીએ છીએ પ્રદર્શનનું ખર્ચ રૂ ૭૦૦) સાતસો જેટલું થશે, એમ અમે ધારીએ છીએ, પણ જો આપ પરિષદ્‌ના ફંડમાથી પ્રદર્શનને માટે રૂ ૩૫૦) સાડાત્રણસો આપશો તો બસ થશે કેમકે

મિ એચ ડી રેન્ડોલ સાહેબે રૂ ૫૦)
રા રા દલપતરામ ભગવાનજી શુકલે રૂ ૫૦)
અને રા. રા કલ્યાણરાય જોહાભાઇ બક્ષીએ રૂ ૨૫)

પ્રદર્શન માટે આપવા જણાવ્યુ છે, અને આ ઉપરાત બીજા ગૃહસ્થો તરફથી પણ રકમો ભરાશે, એમ અમે આશા રાખીએ છીએ અને તેથી આપ જો પરિષદ્ ફંડ માથી માત્ર રૂ. ૩૫૦) સાડાત્રણસો આપશો તો સારૂ પ્રદર્શન ભરવામા હરકત આવશે નહીં, એવો અમારો મત છે

૫ આ પ્રદર્શનને માટે આપ ખાસ કમિટિ નીમીને કમિટિને પૂર્ણ સત્તા આપશો તો અમારી ખાત્રી છે કે પ્રદર્શન વખતસર સારા પાયાપર ગોઠવાઇ જશે

૬ અને છેવટે, આ વિષયમા મિ રેન્ડોલ સાહેબે આદિથી અંત સુધી જે ભાગ લીધો છે, મદદ કરી છે, અને સલાહ આપી છે, તે માટે અમે તેઓ સાહેબનો પૂરો આભાર માનીએ છીએ

૪. **પ્રદર્શન કમિટિ**—તા ૧૪-૮-૧૯૦૮ ની કારોબારી કમિટિની (પાચમી) બેઠકમા ઉપલો રિપોર્ટ રજુ થતા તે ઉપર પુષ્કળ ચર્ચા થઇ, અને અંતે નિર્ણય થયો કે—

આ રિપોર્ટ મંજૂર કરી પરિષદ્‌ની અંગે પ્રદર્શન ભરવાનુ ઠરાવવામા આવે છે; પ્રદર્શન માટે પરિષદ્‌ના ફાળામાથી રૂ ૩૫૦) સાડાત્રણસો દેવાનુ ઠરાવવામા આવે છે, પ્રદર્શનના ખર્ચ માટે તે ઉપરાત જોઇતી રકમ ખાસ ફાળાથી ઉઘરાવવાનું ઠરાવવામા આવે છે, અને પ્રદર્શન માટેની કુલ સત્તા નીચેની કમિટિને આપવામા આવે છે

એચ ડી રૅન્ડોલ એસ્ક્વાયર, આઇ સી એસ, પ્રમુખ
રેવરેંડ જે એસ સ્ટીવન્સન,
રા રા દલપતરામ ભગવાનજી શુકલ,
રા રા વલ્લભજી હરિદત્ત આચાર્ય
રા રા કેશવલાલ ગિરિધરલાલ ત્રિવેદી,
રા રા વેણીલાલ રણછોડલાલ બક્ષી,
રા રા છેનશંકર લક્ષ્મીશંકર બક્ષી,
રા રા હરિલાલ માધવજી ભટ,
રા રા ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા,
અને રા રા બળવંતરાય કલ્યાણરાય ઠાકોર—મંત્રી

૫ **પ્રદર્શન કમિટિનું જાહેર વિનંતિપત્ર**.—તા ૧૨-૮-૦૮ ના કાગળથી શરૂ થયેલો પત્રવ્યવહાર ચાલૂજ હતો કેટલાક રાજ્યો અને બીજા નહાના મોટા પ્રદર્શનોના વચનો આવી ગયેલા હતા બીજાઓના આવવામા હતા, કાગળોમા અનેકાનેક સવાલો પણ આવતા અને અવનવી સૂચનાઓયે મળતી હતી જેમાંની કેટલીક તો સાહિત્ય અને ઇતિહાસવિષયક પ્રદર્શનમા સ્વીકારી શકાય એવી પણ ન હતી પ્રદર્શન જેવા મોટા કાર્યને માટે જોઇએ તેના કરતા સમય પણ બહુ ટુકા રહ્યો હતો, અને પ્રદર્શનને જેમ બને તેમ વ્યાપક તેમજ સુદૃઢ રૂપ આપવાની તથા એ મુજબ એનાં નક્કી નિર્ધારેલા દરેક અંગ વિષે પુરતી માહિતી આખી પ્રજામા એકદમ પ્રસરાવવાની આવશ્યકતા હતી આ કારણથી કમિટિએ તા ૨૮-૮-૦૮ ને રોજ નીચેનું વિનંતિપત્ર ગુજરાતી અને અગ્રેજી બન્નેમા છાપીને જાહેરમા મુખ્ય દેશના વર્તમાનપત્રોએ પણ

એ વિનંતિપત્ર પ્રકટ કરીને તથા એના તરફ ધ્યાન ખેંચીને પ્રદર્શનના કાર્યને સારી મદદ કરી.

## "ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદનું પ્રદર્શન.

"૧. ત્રીજી પરિષદ્‌ને અંગે ઇતિહાસ અને સાહિત્યના વિષયોને લગતું પ્રદર્શન ભરવાનું ઠરાવવામાં આવ્યું છે.

"૨. પ્રદર્શનના ત્રણ વિભાગ કરવા વિચાર છે.

### "પહેલો વિભાગ.

"૩. પ્રાચીન શિલાલેખો, તામ્રલેખો, મુદ્રાઓ, સિક્કાઓ, અને તેનાં રબિંગ, ફોટોગ્રાફ્સ વગેરે.

### "બીજો વિભાગ.

"પ્રાચીન દસ્તાવેજો, ફરમાનો, ચોપડા, કાગળો, હસ્તલિખિત ગ્રંથો, દુષ્પ્રાપ્ય થયેલા છાપેલા ગુજરાતી ગ્રંથો અને ગુજરાત-કાઠિયાવાડના કર્ત્તાઓ અને નામાંકિત સ્ત્રી-પુરૂષોના હસ્તાક્ષરો તથા બીજા સ્મારકો.

"આ બન્ને વિભાગમાં પ્રદર્શિત થવા સોંપાયલી વસ્તુઓની પૂરેપૂરી સંભાળ લેવામાં આવશે, તથા પ્રદર્શન પૂરૂં થતાં તે માલેકોને સહીસલામત પાછી પહોંચાડવામાં આવશે.

"૪ પ્રદર્શન વિષેનો ઇંગ્રેજી સરક્યુલર કાગળ જેઓને ગયે મહિને મોકલેલો હતો તેઓને તથા બીજા જે સદ્‌ગૃહસ્થો પાસે ઉપર દર્શાવેલી વસ્તુઓમાંથી કંઇ હોય તે સર્વેને આ ઉપરથી નમ્ર વિનંતિ કરવામાં આવે છે કે તેઓ પ્રજાસેવાના આ કાર્યમાં બનતી મદદ કરશે, અને પોતા પાસેની વસ્તુઓ નિઃશંકપણે મોકલશે.

### "ત્રીજો વિભાગ.

"૫. છાપેલાં ગુજરાતી પુસ્તકો, વર્તમાનપત્રો, માસિકો આદિની પૂરી ફાઇલો ઇત્યાદિ.

"વિદ્યમાન કર્ત્તાઓ, મહૂમ કર્ત્તાઓના વારસો; વર્તમાનપત્રો, માસિકો આદિના માલેકો; પુસ્તકપ્રસિદ્ધિનું કાર્ય દેશહિતાર્થે કરનાર રાજ્યો, સંસ્થાઓ અને મંડળો, પુસ્તક પ્રસિદ્ધિનું કાર્ય ધંધાર્થે કરનાર કંપનીઓ અને છાપખાનાઓ.—સર્વેને આ ઉપરથી નમ્ર વિનંતિ કરવામાં આવે છે કે તેઓ પોતપોતાના પુસ્તક, વર્તમાનપત્ર આદિની એક નકલ પ્રજાસેવાના આ કાર્ય નિમિત્તે ભેટ મોકલવા કૃપા કરશે. આ પ્રમાણે શરૂ થયેલો સંગ્રહ

### "પરિષદ્‌નું પુસ્તકાલય

"એ નામે અલગ રાખવામાં આવશે અને પરિષદ્ તેની બરાબર વ્યવસ્થા કરી શકે ત્યાં સુધી (પ્રદર્શન પૂરૂં થતાં) એ કોઇ જાહેર સંસ્થા કે લાઇબ્રેરીને પરિષદ્‌ના ટ્રસ્ટી

તરીકે સોંપવામાં આવશે. આવું જાહેર પુસ્તકાલય શરૂ કરવાને માટે ભેટો માગવી અયોગ્ય નહિ ગણાય એમ આશા રાખવામાં આવે છે. અને દરેક ભેટ મોકલનારને સુગમતાની ખાતર પોતાના પેકેટ ઉપર "પરિષદ્‌ને ભેટની નકલો" એટલું લખવા વિનતિ કરવામાં આવે છે.

"૬. પ્રદર્શનના ત્રણે વિભાગની વસ્તુઓ આજથી પંદર દિવસની અંદર મળી જાય તો જ પ્રદર્શનના કામની સુગમતા થશે. માટે સૌને પોતપોતાની વસ્તુઓ બનતી ત્વરાએ રવાના કરવા નમ્ર પ્રાર્થના કરવામાં આવે છે.

"૭. આ યાદી પ્રજાની જાણને માટે પૂરી છાપવા દરેક વર્તમાનપત્રને વિનતિ છે.

**૬. તા. ૨૮-૯-૦૯થી તા. ૨૩-૧૦-૦૯.** તા. ૪-૧૦-૦૯ની કારોબારી કમિટિની (છઠ્ઠી) બેઠકમાં આવું પ્રદર્શન પ્રજાકીય કેળવણીનાં એક ઉચ્ચ સાધન રૂપ હોવાથી તે જોવા આવનારાઓ પાસેથી બિલકુલ ફી ન લેવાનો ઠરાવ થયો. વળી પ્રદર્શનને પંદરેક દિવસ ખુલ્લું રાખવાનું ઠરાવવામાં આવ્યું, તથા તેને ખુલ્લું મુકવાની ક્રિયા કરવા માટે કાઠિયાવાડના એજંટ ટુ ધિ ગવર્નર સાહેબને વિનંતી કરવા સારૂ તેમજ તેઓને પરિષદ્ વિષેની સર્વ માહિતી આપવા માટે એક નહાનું ડેપ્યુટેશન નીમવામાં આવ્યું. તા. ૭-૧૦-૦૯ ના કાગળ (ઇ.સ. ૧૯૦૯-૧૦ ના આંક ૩૮) થી વૉટસન મ્યૂઝીયમ કમિટિએ મહેરબાની કરીને મ્યૂઝીયમના મકાનમાં પ્રદર્શન ભરવા દેવાની તથા જોઇતી કેસો (cases) વાપરવા દેવાની પરવાનગી આપી. અને તા. ૧૧-૧૦-૦૯ ને રોજ મહેરબાન એજંટ ટુ ધિ ગવર્નર સાહેબે ડેપ્યુટેશનની હકીકતથી વાકેફ થઇને પરિષદ્ તેમજ પ્રદર્શન પ્રતિ પોતાની સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવવા કૃપા કરી. એટલે તા. ૧૫-૧૦-૦૯ ની (સાતમી) બેઠકમાં કારોબારી કમિટિએ ઠરાવ કર્યો કે મહેરબાન એજંટ ટુ ધિ ગવર્નર સાહેબે સાહિત્ય પરિષદ્ તથા તેને લગતું પ્રદર્શન ખોલવાનું કૃપા કરીને સ્વીકાર્યું છે, તેને માટે આ કમિટિ તેઓ સાહેબનો પૂરે પૂરો આભાર માનેછે, અને તે વિષેનો પત્ર આ ઠરાવની નકલ સાથે પ્રમુખની સહીથી તેમના પર મોકલવાનું ઠરાવે છે.

પ્રદર્શન ખોલવાની તારીખ વિષેનો ઠરાવ પણ કમિટિની આ બેઠકમાં કરવામાં આવ્યો.

**૭. વૉટસન મ્યૂઝીયમમાં પ્રદર્શનની વ્યવસ્થા**—પ્રદર્શનને માટે વૉટસન મ્યૂઝીયમના મકાનની મેડી પસંદ કરવામાં આવી. આ મેડી મ્યૂઝીયમની અંદર તેની ચારે દિવાલોને લગતા એક ફરતા સળંગ વિશાળ છજા (gallery) ના આકારની છે, તેમાંથી પૂર્વ અને દક્ષિણનો મળીને અર્ધથી વધારે ભાગ પ્રદર્શનને માટે ખાલી કરવામાં

આવ્યો. પ્રદર્શનની વસ્તુઓ જેમ જેમ આવતી ગઇ, તેમ તેમ નહાની મોટી દરેકની સ્પષ્ટ નોંધ લઇને તથા તેની પહોંચ આપીને તેને આ સ્થળે ગોઠવવામાં આવી. વસ્તુઓ પણ ટપાલ અને આગગાડી મારફત, તેમજ અમલદારો, કારકુનો કે સિપાઇઓની સાથે, કે પરિષદ્‌માં કે રાજકોટ આવતા ગૃહસ્થોની સાથે સંખ્યાબંધ આવવા લાગી; એટલે તેમને ગોઠવવાના કામમાં આઠ દશ દિવસ ક્યાં ગયા તે જણાયા પણ નહિ. વૉટસન મ્યૂઝીયમનાં માગી લેવામાં આવેલાં કેસો પણ પુરતાં ન થયાં એટલે (૧) 'પરિષદ્‌પુસ્તકાલય વિભાગ' નીમેજો ઉપર, (૨) વિરલ છાપેલાં પુસ્તકો, કર્ત્તાઓના હસ્તાક્ષરની નોટ બુકો, વગેરેની મોટાં કાચનાં કમાડનાં કબાટોમાં, અને (૩) ફોસિલો (fossils) વગેરેની ખુણામાં ગોઠવણ કરવી પડી. પ્રદર્શિત વસ્તુઓની એક જેવી તેવીયે યાદી પ્રથમથી છાપવા વિચાર હતો, કે તેથી જોનારાઓને સુગમ પડે; પરતુ તેને માટે વખત જ ન રહ્યો. દરેક ધ્યાનથી જોવા લાયક વસ્તુ આગળ તેનું ટુંક વર્ણન લખીને મુકવા ઇચ્છા હતી, અને એવી ઘણીખરી વસ્તુઓનાં વર્ણનપત્રો (cards) મુકવામાં આવ્યાં હતાં, પરતુ એ કામ પણ જેવું જોઇએ એવું અને સંપૂર્ણ કરી શકાયું નહિ. ટુંકા વખતમાં અને બહુ થોડા સહાયકોની મદદથી જે કઇ થઇ શક્યું તે સર્વ કમિટિએ કર્યું, અને તેમાં ડેકન કોલેજના રા. રા. શ્રીપાદ કૃષ્ણ બેલવેલકરની વિદ્વત્તા, અનુભવ, અને અથાક શ્રમને લીધે જ કમિટિ વિજય મેળવી શકી. જુદા જુદા વર્ગની વિરલ અને મૂલ્યવાન વસ્તુઓની મોટી સંખ્યા એકઠી કરવામાં પ્રદર્શન જેવા પ્રયાસની કાયમની સફળતા છે, અને તે વત્તા ઓછા અધિકારના દર્શકો વત્તી ઓછી બારિકાથી જોઇ શકે એ પ્રમાણે ખુલ્લી તથાપિ પૂરેપૂરી જળવાય એ પ્રમાણે ચોકસાઇથી ગોઠવવામાં વ્યવસ્થાકૌશલ છે, તો આખા સંગ્રહની રચના રસિક પ્રેક્ષકોને રંજન કરે એ પ્રમાણે કરવામાં એવા પ્રયાસની તાત્કાલિક લોકપ્રિયતા પણ છે. આ રચના પણ મોટે ભાગે રા. રા. બેલવેલકર, દલપતરામ શુકલ, અને પ્રોફેસર ભટ્ટના મત પ્રમાણે કરવામા આવી. દાદર ચ્હડતાં ચ્હડતાં પ્રેક્ષકની નજર સામે પૂર્વ તરફની દિવાલે શિલાલેખોની પ્રતિકૃતિઓ અને દક્ષિણ (કૉનૉટ હૉલ) તરફની દિવાલે ગાયકવાડ અને પેશ્વાના વંશવૃક્ષો તથા પૃથ્વીનો જૈન કલ્પના પ્રમાણેનો નકશો આવી રહ્યા હતાં. દાદર પૂરો થતા પ્રેક્ષક ઉત્તરાભિમુખ થતો અને તેના જમણા હાથપરની દિવાલ તથા ડાબા હાથપરની કમાનોમાની કેસો (cases) જુદી જુદી આકર્ષક વસ્તુઓથી ભરપૂર હતી સોમનાથની લડાઇ (ઇ. સ. ૧૦૨૪) ની છેવટની એક ક્ષણનું કલ્પિત ઐતિહાસિક ચિત્ર, પંડિત ભગવાનલાલની છબી, દિલ્હીશાઇ હાથીદાંત ઉપરની લઘુ પ્રતિમાઓ (miniatures) ઉપરથી કરેલી રાજપૂત વીરપુરૂષો અને મોગલ સુલતાનોની છબીઓ, તાલપત્ર અને ભૂર્જપત્ર ઉપર લખેલા પ્રાચીન ગ્રંથોની સુશોભિત કેસો (cases), સિક્કાઓ, જામનગરની ગાદીએ થઇ ગયેલા સત્તર જામ સાહેબો, ને. ના. મોરબી ઠાકોર સાહેબે મોકલેલો જૂનો ચોપડો, ને. ના. રાજકોટ

ઠાકોર સાહેબની 'પ્રવીણસાગર'ની પ્રત, રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવની વિ. સં. ૧૫૦૭ ની 'વસંતવિલાસ'ની સચિત્ર પ્રત, ઇત્યાદિ જમણા હાથ ઉપર ગોઠવેલાં હતાં. ડાબા હાથ ઉપર પહેલી કેસમાં જૂનાગઢ રાજ્યે મોકલેલાં બુદ્ધનાં અવશેષની પેટી, વડોદરા રાજ્યે મોકલેલાં સચિત્ર મહાભારત, ભાગવત અને ગીતા, અને રા. રા. પુરુષોત્તમ વિશ્રામ માવજીએ મોકલેલાં શિવાજીના હસ્તાક્ષર તથા નાના ફડનવીસના પાકની ચોપડી હતાં. બીજી અને ત્રીજી કેસમાં ગુજરાતી અને જૈન પ્રાચીન હસ્તલિખિત ગ્રંથો હતા; ચોથી કેસમાં પ્રાચીન હસ્તલિખિત સંસ્કૃત ગ્રંથો હતા. કેસો વચ્ચેની કમાનોના સ્તભો ઉપર અને તે સ્તભો સરસી નહાની કેસો ઉપર બીજી પરિષદ્‌ની છબી, ચાંદબીબી, ઉમર ખાય્યમ, ત્રિશલાદેવી, જૂના દસ્તાવેજો, રાગ રાગણીઓનાં શાસ્ત્ર અને પ્રણાલિકાને વશ વર્તી કલ્પનાએ ઉપજાવેલાં ચિત્રો, હારપ્રબંધોના તખ્તા, ડેક્કન કોલેજથી આવેલો યંત્રરાજ, આદિ હતાં. અને કેસેનાં હેઠલાં પાટિયાં ઉપર તામ્રલેખોનાં ફલકો ગોઠવેલાં હતાં. આ બન્ને હાર વચ્ચે થઇને ઉત્તર છેડે સામે કબાટોમાં બાઇબલના વિરલ ગુજરાતી તરજુમાઓ (છાપેલા), દિવાન રણછોડજી, કાવ્યપ્રેમી દલપતરામ, પંડિત ભગવાનલાલ, ભક્ત ભોળાનાથ, સુધારક મહીપતરામ, ગુરુવર નવલરામ, અને શ્રીયુત મનઃસુખરામના હસ્તાક્ષરો, જૂના કાગળો અને તેમની પ્રતિકૃતિઓ, તથા રા. રા. પુરુષોત્તમ વિશ્રામ માવજી તરફથી આવેલાં પેશ્વાઇ વસ્ત્રો આદિ હતાં. ત્યાંથી સંસ્કૃત કેસ આગળ થઇને વળતાં ઉત્તરના ખૂણામાં ફોસિલો (fossils) શિલાલેખોની પ્રતિકૃતિઓ, મોટી આવતી વસ્તુઓ વગેરે મુકેલાં હતાં. અને પાછાં ફરતાં જમણા હાથે કઠેરા ઉપર એક છેડાથી બીજા છેડા સુધી ઉદેપુરના સસ્કૃત ઇતિહાસની પ્રતિકૃતિનાં પાનાં જડી લીધેલાં જણાતાં હતા, તો ડાબા હાથની કમાનોની દિવાલો ઉપર છબીઓ, હારપ્રબંધો, પ્રતિકૃતિઓ, ઐતિહાસિક કાગળોની છબીઓ, દસ્તાવેજો આદિ હતાં, તથા સામે દખણાદી ભીંતે પરિષદ્‌પુસ્તકાલયનાં મેજો આવી રહ્યાં હતાં, જે ઉપરનાં સાતસો આઠસો પુસ્તકો યથાવકાશ જોઇને પ્રેક્ષક દાદરથી પાછો વળતો હતો. આ પુસ્તકોની વ્યવસ્થા અને યાદી રા. રા ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા, કેશવરાવ બાબારાવ દીક્ષિત, અને દામોદર બજરંગ આરતે કર્યાં હતાં. બધાં કેસો અને કબાટોને તાળાં રહેતાં, કેટલાંકને સીલબંધ રાખવામા આવતાં, અને ઉપર કેવળ નજર રાખવાને માટે બે માણસ તથા નીચે દાદર પાસે એક કાયમ રાખવામા આવ્યાં હતાં. પ્રદર્શન તા. ૨૩–૧૦–૦૯ થી તા. ૩–૧૧–૦૯ સુધી ખુલ્લું રહ્યું, તેમાં પરિષદ્‌ના ત્રણ દિવસ બાદ કરતાં બધો વખત જોનારાઓની સારી પેઠે ભીડ રહેતી હતી. પરિષદ્‌ના દિવસોમાં પણ ઘણા સભાસદો જુદે જુદે વખતે પ્રદર્શન વત્તુ ઓછું જોઇ આવ્યા હતા. અને ત્રણેક વખત પ્રદર્શન પુરુષ વર્ગને માટે બંધ કરીને સ્ત્રીઓને પણ બતાવવામાં આવ્યું હતું. પ્રેક્ષકોને જુદી જુદી વસ્તુઓ વિષે માહિતી આપવાને માટે બહાઉદ્દીન કોલેજ અને બીજી કોલેજોના તથા રાજકોટ મેલ ટ્રેનિંગ કોલેજના છેલ્લા વર્ષના કેટલાક વિદ્યા-

થઈઓ (જેમણે પ્રદર્શન ગોઠવવામા પણ ઘણી મહેનત લીધી હતી તેઓ) વાગફરતી હાજર રહેતા, અને સૌને વિનયથી ખુલાસા કરતા હતા

૮ રા. રા. શુકલનું ભાષણ.—તા. ૨૩-૧૦-૦૯ અને વિજયાદશમીને દિવસે-પરિષદ્‌ના પહેલા પ્રમુખ ગોવર્દ્ધનરામની જયતીને દિવસે-ચાર વાગે પ્રદર્શન ખુલ્લુ મુકવાની ક્રિયા કરવામા આવી આ પ્રસગે મહેરબાન એજન્ટ સાહેબને પ્રદર્શન ખુલ્લુ જાહેર કરવાની વિનતિ કરનારું ભાષણ પ્રદર્શન કમિટિના પ્રમુખ મિ એચ ડી. રૅન્ડૉલ સાહેબે કરવુ જોઇતુ હતુ. પરતુ આ પ્રદર્શનનુ કાર્ય પ્રજાકીય છે અને તેમા અમલદારો ભાગ લે છે, તે અમલદાર તરીકે નહિ, પણ એ કાર્ય માટેની પોતાની સહાનુભુતિને લીધે કેવળ ખાનગી ગૃહસ્થો તરીકે ભાગ લે છે એ હકીકત પોતે ભાષણ કરે તો રખેને કઇ દબાઇ જાય, એવી શકાથી રૅન્ડૉલ સાહેબે એ કામ રા રા શુકલને સોપ્યું અને તેઓએ એમનો શુકન માથે ચડાવીને નીચે પ્રમાણે ભાષણ કર્યું

Mr Hill, Your Highness, Ladies and Gentlemen

It gives me very great pleasure, to request you Sir, to declare this Exhibition open It is a duty which would have been much better undertaken by Mr Rendall, President of our Exhibition Committee but it was his wish that I should do so, and I had no choice but to submit to his ruling, though in this instance it was certainly extra-judicial and could very well have been opposed

The idea of holding this Exhibition originated with our energetic, I may say, enthusiastic Secretary, Mr B K Thakore, who thought that it would greatly advance the cause of literature if some at least of the valuable manuscripts enshrined in the Bhandar and other collections in Gujrat and Kathiawad were brought out and exhibited in one place, and he therefore made the proposal before our Committee that we should hold an Exhibition in connection with the Third Gujarati Sahitya Parishad But there were many difficulties and we do not know that but for the keen interest and valuable assistance of Mr Rendall and the sympathic and prompt response which we received from several quarters we should have been able to hold the Exhibition at all

One essential requirement for the success of our undertaking was the proper housing of the valuable objects sent for the Exhibition We could never have obtained the objects unless we had been able to convince the owners that the Exhibits would be properly taken care of This assurance

we were able to give because of the extremely generous way in which the Watson Museum authorities came to our help, for which I take this opportunity to thank them sincerely.

Our Exhibition is in no way a spectacular one. It is purely literary and meant for the student not for the mere sight-seer. We wish it had been larger and we had been able to tap several rich sources and to collect manuscripts, paintings, documents, coins, copper plates, inscriptions, rubbings etc. on such an extensive scale as to fully represent the history, antiquities and literature of Gujarat. But we began very late. An exhibition of this kind is a difficult matter in any country. It is more difficult in India on account of the conservative ways and habits of those in whose possession exhibits appropriate to such an Exhibition are principally to be found. We have not therefore been able to make an ambitious collection. In some subjects, we must confess, the collection is very poor. For instance, not only have we been unable to obtain any memorials of the Gujarati authors of the earlier centuries, but we have got none even of authors who were alive until very recently, except a portion of the manuscripts of the late Kavi Dalpatram Dahyabhai, a part of Mr. Mahipatram Rupram's ઇંગ્લાંડનો પ્રવાસ, a few pages in the handwriting of the late Mr. Navalram and one or two others. We have received one valuable exhibit in this class, which though not a work in Gujarati, belongs properly to the literature of Gujarat. It is the manuscript of the celebrated "Pingal Sagar" and we have to thank for it the Thakor Saheb of Rajkot, in whose family it is a precious heir-loom. In the coins section we have done well and might have done better, but we hesitated to accept many rare old coins which were generously offered to us because we had no numismatist to decipher them, and we did not like to take the risk of such priceless objects being lost in transit. In the section of old manuscripts we have received some very valuable exhibits and also a larger number than we could have expected considering the short time at our disposal. For the success of this Exhibition we are indebted to the liberal help we have received from H. H. the Maharaja Gaekwar, H. H. the Rao Saheb of Cutch, H. H. the Maharaja Saheb of Bhavnagar, H. H. the Thakore Saheb of Morvi, the Sheikh Saheb of Mangrol, the Honourable the Director of Public Instruction, the Jain Sanghas and conferences of various places, Mr. Purshotam

Vishram Mavji of Bombay, Mr Ranchhodbhai Uderam the doyen of living Gujarati authors Mr Jhaveri of Broach, Mr Keshavlal H. Dhruva, the Gujarat Vernacular Society, and others

Our sincere thanks are due to them all not only for sending the exhibits but also for sending them at such short notice I must here tender our special thanks to the Hon ble the Director of Public Instruction for allowing us the help of such an expert as Mr Belvelker, Assistant Professor of Sanskrit at the Deccan College We have also received valuable contributions to our third section, though the notice given to the authors, editors and proprietor of Gujarati papers and public liberary bodies was very short

We have received in all about a thousand books which I believe is not a bad nucleus for a Parishad Library We wish that in time the Parishad Library will be representative of the whole field of Gujarati Literature and that every Gujarati work ancient and modern, every newspaper, every pamphlet, every magazine, will find a place in it May I suggest on this occasion that all publishers and authors, proprietors of newspapers, magazines and printing presses will show public spirit and enrich the Parishad Library by sending one copy of whatever may be published by them hereafter ?

As I said before, Sir, our Exhibition is a modest one, but we hope it will be viewed as an earnest of larger and more representative Exhibitions of this kind in future Ours is a mere beginning If we have directed the attention of Gujarati scholars to the wealth of materials which lie now scattered in different places if we have in this Exhibition brought to light some valuable manuscripts and historical objects of earlier centuries, if we have shown that the Government Educational Department, princes, great religious bodies, and public and private libraries, on being properly approached, are prepared to give generous assistance, we think we have not done badly, though our Exhibition may not be a great one We hope our successors will have more time at their disposal and will profit by our experience We hope that they will be able to collect better and richer materials from more sources than we have been able to approach, and that by focussing them in one place will be the means of inspiring our scholars and helping the growth of our literature

In conclusion, allow me to thank you, Sir, on behalf our of Committee, for evincing such sympathetic interest in our humble efforts We are sure your presence here this evening will greatly assist the objects we have in view and for the furtherence of which we have held this Exhibition I only wish that our successors will obtain the same sympathy and help from high Government Officials of their Province as we have been fortunate in obtaining here

Ladies and Gentlemen, before I sit down I have great pleasure in announcing that we have just received from the State of Junagadh an exhibit which I am sure will be found generally interesting It is the stupa relics of Buddha, similar to those recently discovered near Peshawar We are much obliged to H H the Nawab Saheb for sending them to our Exhibition

I have now, Sir, to request to you declare this Exhibition open

( રા રા દલપતરામ ભગવાનજી શુકલના અંગ્રેજી ભાષણનો તરજુમો )

**મહેરબાન હિલ સાહેબ, ઠાકોર સાહેબો, બાનુઓ અને ગૃહસ્થો,**

આ પ્રદર્શન ખુલ્લુ મુકવાની, મહેરબાન હિલ સાહેબ, આપને વિનંતિ કરવાં મને ઘણો આનંદ થાય છે અમારી પ્રદર્શન કમિટિના પ્રમુખ મહેરબાન રેન્ડોલ સાહેબ આ વિનંતી કરત તો વધારે યોગ્ય થાત, પરતુ તેઓ સાહેબે મને ફરમાવ્યુ, અને મારે એમના ચુકાદા ( ruling )ને આધિન થવુ પડયુ, અગર જો કે આ ચુકાદા ના વિષયને કાયદાની સાથે નિસબત હતી નહિ, તેમ એ વિષે સામી દલીલ કરવામા to oppose ) જરાયે મુશ્કેલી પણ પડત નહિ

આ પ્રદર્શનનો પ્રથમ વિચાર આપણા બાહોશ બલ્કે ઉત્સાહી મંત્રી મિ **બી કે.** ઠાકોરને થયો ગુજરાત અને કાઠિયાવાડના જુદા જુદા ભડારો અને સગ્રહોમા દાબી રાખવામા આવેલા પ્રાચીન હસ્તલિખિત ગ્રથો થોડા ઘણા પણ બહાર અજવાળામા મુકાય અને એક સ્થળે પ્રદર્શિત થાય તો તેથી વિદ્યા અને સાહિત્યને ઘણો લાભ થાય એવુ હોવાથી એમણે ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ને અંગે આવુ પ્રદર્શન ભરવાની સૂચના અમારી કારોબારી કમિટિમા રજૂ કરી પણ કમિટિને એ કામ ઉપાડવામા ઘણી મુશ્કેલીઓ જોવામા આવી. અને જો કદાચ મિ રેન્ડોલે એ બાબતમા અતિ રસ લઇને જે કીમતી મદદ આપી, તેમજ પ્રદર્શનની યોજનાને કેટલીક દિશામાથી જે ત્વરિત સહાનુભૂતિથી વધાવી લેવામા આવી, તેમાનુ કશું ન બન્યુ હોત તો અમે આ પ્રદર્શન ભરી જ શકત કે કેમ તે કહી શકાતુ નથી ।

( લખ્યા સં. ) ( રચ્યા સં. ) ( કર્તા અને ગ્રંથનાં નામ. )

(ગા.) ૧૮૬૦ —— *जिनमंडनोपाध्याय* કૃત *कुमारपाल प्रबंध.* ૩૦૮
(બા.) (ગ.) પાસેથી સં. અને ગુજરાતી બીજી નકલ. ૩૦૯, ૩૧૦
(બ.) ૧૮૭૦ ર. સં. ૧૬૫૫ सौभाग्यपंचमी कथा સં.; ટીકા ગુજ. ૩૧૧
(મા.) ૧૮૭૨ ર. સં. ૧૭૭૨ हरिभद्रसूरि કૃત मुनिपति चरित्र પ્રા. અને ગુજ. ૩૧૨
(પા.) ૧૮૯૩ ———— नंददास કૃત नाममजरी. ૩૧૩
(મ.) ૧૯૩૯ ———— ब्रह्मचर्यदर्शसमाधिस्थानकुल. ૩૧૪
(લી.) ૧૯૪૪ ———— जिनप्रतिमास्थापन सझाय. ૩૧૫
(મા.) ૧૯૪૭ ———— पद्मचंद्रसूरि કૃત स्तवनो. ૩૧૬
(મ.) ૧૯૮૭ ———— साधुरूप કૃત सुधर्मागच्छपरीक्षा चौपाई. ૩૧૭
(મ.) ૧૯૫૯ ———— विजयदेवे કૃત पंचाश्रवसझाय, ૩૧૮

ગ—લખ્યા સાલ વગરના ગ્રંથો ૪૭.

(જે.) त्रीकमदास वैद्यव કૃત कृष्णलीला चंद्रावळा. ૩૧૯
(જે.) रेवाशंकर त्रीकमदास ,, त्रीकमदास प्रशंसा. ૩૨૦
(બા.) सहजानंद ,, निष्कामशुद्धि સં.; અને नित्यानंद કૃત તરજુમો ગુજ. ૩૨૧
(બા.) सहजानंद ,, उन्मत्त गंगा माहात्म्य સં.;
અને नित्यानंद ,, તરજુમો ગુજ. ૩૨૨
(બા.) —— —— शिक्षापत्री સંસ્કૃત અને ગુજરાતી. ૩૨૩
(બા.) —— —— गणेशचतुर्थीनी हकीकत. ૩૨૪
(ભ.) —— —— उपाहरण. ૩૨૫
(ભ.) —— —— अभिमन्यु आख्यान. ૩૨૬
(જે.) —— —— द्रौपदी आख्यान. ૩૨૭
(જે.) —— —— रुक्मिणि विवाह. ૩૨૮
(પ.) —— —— लक्ष्मीपार्वतीनो संवाद. ૩૨૯
(જે.) —— —— हारमाळा प्रबंध. ૩૩૦
(પે.) —— —— चोवीश अवतार. ૩૩૧
(લી.) —— —— दमयंतीनीकथा. ૩૩૨
(પા.) तुलसीदास કૃત दोहा હિંદી; ટીકા ગુજરાતી. ૩૨૩
(ક.) वैराग्यशतक પ્રાકૃત; અને ટીકા ગુજરાતી. ૩૩૪
(પ.) डाकोरलीला प्रकरण. ૩૩૫
(લાં.) जंबुद्वीप प्रज्ञप्ति સંસ્કૃત ટીકા ગુજ૦ ૨૩૬
(મા.) બીજી નકલ. ૨૩૭

(લખ્યા સં.) (રચ્યા સં.) (કર્તા અને ગ્રંથનાં નામ.)

(દિ.) जबूचरित्र પ્રાકૃત, કંચિત્ ગુજ૦ ટીકા. ૩૩૮

(વ) વિ. સં. ૧૭૨૫ ની નકલ ઉપરથી નકલ

श्रीतिलकाचार्य कृत प्रत्येक बुद्धचरित्र, ૩૩૯

(મા.) —— १७५१ मोहनविजय „ मानतुगमानवती चरित्र. ૩૪૦

(મા) —— १७७२ महिमासागर „ अर्हन्नक ऋषि रास. ૩૪૧

(ડ.) ———— जयसुदर „ सारशिक्षामण रास. ૩૪૨

(મો.) रत्नसिंह सूरि शिष्य आनंदसिंह सूरि कृत उपदेशमाला कथानक. ૩૪૩

(મો.) „ „ „ पदो. ૩૪૪

(ક.) समरसिंघ „ वीर विज्ञप्तिका. ૩૪૫

(મ.) अमृतगुरु „ सद्गुरु गीत. ૩૪૬

(મ.) मेघराज „ तेर काठियारानी सज्झाय. ૩૪૭

(લા.) पुण्यकुशल „ अमरसेन वैरसेनचतुष्पदिका. ૩૪૮

(મા.) ———— सागरदत्त रास જુની ગુજ૦ ૩૪૯

(દિ.) जयसेनापति सुलोचनाराणी रास. ૩૫૦

(બા.) रत्नसचय પ્રાકૃત; ટીકા ગુજ૦ ૩૫૧

(ક.) केशवदास सुत नयनसुख कृत वैद्यमतोत्सव. ૩૫૨

(ક.) मेघमाला शास्त्र सं.; તરજુમો ગુજ૦ ૩૫૩

(ક.) बार राशीफल. ૩૫૪

(મા.) —— १७१२ वाचकयश कृत एकादश अग सज्झाय ૩૫૫

(વ.) ——— शुभशीलगणि „ भरहेसरबाहूबलि निवृत्ति. ૩૫૬

મૂલ પ્રાકૃત, ટીકા ગુજરાતી

(મો) ——— सोमसुदरसूरि कृत नेमिनाथ नवरस स्तवन. ૩૫૭

(મ.) ——— मेघराज „ आदीश्वर स्तवन. ૩૫૮

(ક) ——— सुमतिकीर्त्ति „ धर्मपरीक्षा रास. ૩૫૯

આમાં હિંદુ દેવોના દોષ બતાવ્યા છે.

(ડ.) ——— विजयदेवसूरि कृत अनुयोगद्वार सूत्रार्थ. ૩૬૦

(ડ.) गच्छाचार. ૩૬૧

(મ.) બીજી નકલ. ૩૬૨

(બા.) कल्पसूत्रसबालावबोध. મૂલ સંસ્કૃત, ટીકા ગુજરાતી. ૩૬૩

(ડ.) उपदेश रहस्य सज्झाय. ૩૬૪

(વ) जिनपूजा, गत्यागति स्तोत्र, क्रोधपरिहार, ઇત્યાદિ એક ચોપડીમાં. ૩૬૫

આ પ્રમાણે આ પ્રદર્શનમાં નહાના મોટા મળીને ૩૩૬ ગુજરાતી હસ્તલિખિત ગ્રંથ આવ્યા હતા. તેમાંથી આ પ્રદર્શનને લીધે જ પ્રથમ પ્રકાશમાં આવેલ ગ્રંથો—ગ્રંથકારો—જૂનામાં જૂની પ્રતો, અને તમામ ગ્રંથોની જુદા જુદા વિષયોમાં વહેંચણ, તેમ તેમનાં જુદાં જુદાં દૃષ્ટિબિંદુથી વર્ગીકરણ અને અવલોકન—એ સર્વ જાતનાં તારણ, ઉપર આપેલી યાદીઓમાંથી શાસ્ત્રીય અભ્યાસીઓ પોતપોતાનાં જ્ઞાન, ઉપયોગ, રૂચિ આદિ પ્રમાણે પોતાની મેળે કરી લે એ જ ઉત્તમ વાત હોવાથી, એવું એકે તારણ અહીં આપવામાં આવતું નથી.

૫. **બીજી ભાષાઓના હસ્તલિખિત ગ્રંથો.** બીજી ભાષાઓના એકંદર ૩૦૯ હસ્તલિખિત ગ્રંથ પ્રદર્શનમાં આવ્યા હતા. એ સર્વનાં નામ વગેરે વિગતની ઉપલા નમૂનાની યાદી તૈયાર કરવામાં આવી છે, પણ તે છાપતાં આ અહેવાલનો વિસ્તાર અને ખર્ચ વધી જાય, તેમ તે છાપવાથીએ કંઇ ખાસ લાભ નહીં, એટલે આ પ્રકરણના આરંભમાં જ એમાંના ૨૯ વર્ણવેલા છે, અને બાકીનાને વિષે નીચે પ્રમાણે સંક્ષેપમાં જ હકીકત નોંધીને સંતોષ માનવામાં આવે છે.

१—वेद—१४.

સંસ્કૃત હસ્તલિખિત ગ્રંથોમાથી ૧૪ વેદને લગતા આવ્યા હતા; ૮ ऋग्वेदसहिताના જુદા જુદા ભાગની નકલો, ૧ यजुर्वेदसहितापूर्वार्द्धती, ૧ शाखायन ब्राह्मणनी (લ. સં. ૧૭૪૮), ૨ रुद्रजपनी, અને ૨ कर्मकाडના ગ્રંથોની.

२. पुराण, इतिहास, आदि ११.

આ વિભાગમાં ૧૧ સંસ્કૃત ગ્રંથ આવ્યા હતા; રા. બ. લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ પારેખે મોકલેલાં श्रीसुबोधिनीजीનાં પાના (લ. સ. ૧૬૬૯), વડોદરા રાજ્યે મોકલેલી हरिवशनी પ્રત (લ. સં. ૧૫૮૭), क्षेमेंद्र ઉર્ફે व्यासदास કૃત महाभारतमजरी (લ. સ. ૧૬૫૧), અને બીજા ૮. આમા શાસ્ત્રીજી શંકરલાલ માહેશ્વર પાસેથી આવેલી મહાભારતના છેવટના ભાગની એક પ્રતમા અંતે "મુરારિ શિવદાસ કનોજી બ્રાહ્મણે ગઢવી શાદક પાસેથી ઘોડી આપીને લીધુ" એ પ્રમાણે નોંધ છે. પ્રતની લખ્યા સંવત ૧૬૫૧.

३. काव्यग्रंथो—१४.

સંસ્કૃત કાવ્યો, નાટકો, ટીકાઓ આદિના વર્ગમાં ૧૪ ગ્રંથ આવ્યા હતા, જેમાંના નીચેના ૫ વિદ્વાનોનું ધ્યાન ખેંચે એવા હતા :—

અકબર અને मर्जासिंहના સમકાલીન गुणरंग કૃત रघुवंशनी टीका—લ. સં. ૧૭૩૭ ૨. સં. ૧૬૪૬. (ક) शेषनारायणशिष्य शेषरामचद्र કૃત नैषधनी टीका—લ. સં. ૧૭૧૯;

कवि रामचद्र कृत निर्भमपार्थविजय નાટક—લ. સં. ૧૪૯૮; मोक्षादित्य કૃત भीमविक्रम નાટક—લ. સં. ૧૫૦૮, ૨. સં. ૧૩૮૫; सागणसुत विक्रम કૃત समस्यानेमिदूत કાવ્ય—લ. સં. ૧૫૦૮. આ છેલ્લો ગ્રંથ ૧૨૫ શ્લોકનો છે, તે દરેકની છેલ્લી પંક્તિ માટે મેઘદૂતના એ જ સંખ્યાના શ્લોકની છેલ્લી પંક્તિ લેવામાં આવી છે; એટલે કર્ત્તાએ ૧૨૫ સમસ્યાપૂર્ત્તિ અને એક નવાં કાવ્યની રચના એ બને કામ એક સાથે કરેલાંછે.

૪. शास्त्रीय ग्रथो—२८.

આ વર્ગમાં ૪ વ્યાકરણના, ૧ છંદઃશાસ્ત્રનો, ૭ જ્યોતિષના, ૮ વૈદ્યકના, ૧ અલંકાર શાસ્ત્રનો, ૧ ગણિતનો, ૨ યોગના, અને ૪ દર્શનોના સંસ્કૃત ગ્રંથો આવ્યા હતા; જેમાથી નીચેના નોંધવા જેવા છે:—

જ્યોતિષમાં वराहमिहिर કૃત नष्टजातकाध्याय (લ. સં. ૧૭૩૧), વૈદ્યકમાં वोपदेव કૃત शतश्लोकी ની બે નકલ એક, ૧૫૫૨, અને બીજી ૧૭૮૬ ની લખેલી (જેમાં वोपदेवने करहाटशतीय કહ્યો છે), सुषेणवैद्यक ની એક નકલ (લ. સં. ૧૭૫૩), અને *धन्वतरि કૃત बालचिकित्साकालज्ञान ની એક નકલ (લ. સં. ૧૬૨૦—૨૧); યોગમાં* भोज કૃત राजमार्त्तंड ની એક નકલ (લ. સં. ૧૬૫૮), અને વેદાંતમાં शंकराचार्य કૃત वाजसनेयि संहितोपनिषद्भाष्य (લ. સ. ૧૭૬૭).

૫—प्रकीर्ण—१८.

સસ્કૃત સ્તોત્રો, વ્રતો, માહાત્મ્યો આદિના બનેલા આ વિભાગમાં શેઠ સાહેબ રા. રા. પુરુષોત્તમ વિશ્રામ માવજીએ મરાઠાઓના કીર્તિકાલના ઇતિહાસમાં છેલ્લા મહાપુરુષ તરીકે પ્રસિદ્ધ નાના ફડનવિસના નિત્ય પાઠનો મોકલેલો ગુટકો મુખ્ય હતો. આ ગુટકામાં स्वात्मानुभवादर्श, आदित्यहृदय, मोहमुद्गर, जीवनब्रैक्यानुचिंतन, द्वादशश्लोकी, नामतत्त्वानुसधान, निर्वाणषट्क, हस्तामलक, विष्णुभुजगप्रयात, ब्रह्मसाक्ष्यैक्यस्तोत्र, गुरोरष्टक, सोपान पंचक, मनीषापंचक चर्पटपजरिका, शुकाष्टक, अष्टावक्रस्तोत्र, आत्मरहस्यस्तोत्र, सकष्टनाशन અને कोश प्रतिकोश એટલા વચનામૃતો ઉતારેલાં હતાં.

૬—जैन ग्रथो सस्कृत अने प्राकृत—१६७.

આમા સૂત્રાગમ ગ્રંથો ૫૫, પુરાણેતિહાસાદિ ગ્રંથો ૮૭, કાવ્યગ્રંથો ૩૭, શાસ્ત્રીય ગ્રંથો ૪૬ અને પ્રકીર્ણ ૨૧ એમ આવ્યા હતા. આમાના લખ્યા સંવત અગિયાર-બારમાથી સોળમા સૈકા સુધીના પ્રાકૃત ગ્રંથો અને સુભાષિત સગ્રહો કોઇ સારા પ્રાકૃત પંડિત પાસે ગુજરાતી ભાષાની ઉત્પત્તિના ઇતિહાસશોધકની દૃષ્ટિએ તપાસાવવા ઇચ્છા હતી; પરતુ પ્રદર્શનના સામાન્ય અહેવાલમા જણાવ્યા પ્રમાણે પ્રદર્શનનું કાર્ય એટલું મોડુ આદરાયું, પ્રદર્શન એટલી ઝડપથી એકઠું કરવું અને ગોઠવવું પડયું, અને આવેલી વસ્તુઓને એટલી ઝડપથી—કહો કે વીજળીને વેગે જ—પાછી વાળવી પડી, કે પ્રદર્શનના અંગની ઘણીવણી સેવા કરવાની ઇચ્છાઓને ચિદાકાશમા ઉત્પન્ન થતા

સાથે જ શમાવી દેવી પડી; અને તેમાંની આ એક અત્ર નોંધાય છે તે માત્ર એવી બુદ્ધિથી કે વિદ્વાનોનું ધ્યાન આ દિશા તરફ આકર્ષવાથી ભાવિ લાભનો સંભવ છે. જૈન સાહિત્ય અને પ્રાકૃત સાહિત્યનાં પ્રદર્શનો ભરવાં, તેમાંથી અભ્યાસના જુદા જુદા વિષયો તારવવા, અને દરેકની પાછળ મંડવું, એ કાર્યો ખાસ કરીને જૈન પરિષદો અને જૈન વિદ્વાનોનાં છે. જૈન વિદ્વાનો ઉત્સાહી છે, અને જૈન પરિષદો મ્હોંમાગ્યાં સાધન મેળવી શકે એમ છે અને વળી આ પ્રકારના હસ્તલિખિત ગ્રંથો—સેંકડો બલ્કે હજારો—ઘણું ખરું એવાં સ્થળોમાં અને એવા માણસોના કબજામાં પડેલા છે, કે તેમને મેળવવાને તથા પ્રકાશમાં આણવાને માટે જૈન સાધુઓ, જૈન પંડિતો, જૈન પરિષદો, અને જૈન સંઘોનો વગવસીલો બીજા સૌ ઉપાયો કરતાં વધારે યશસ્વી નીવડે એમ છે તો આ એક સુચના યોગ્ય લાગે તો ઉપાડી લેવાની આપણા જૈન સહોદરોને નમ્ર વિનંતિ છે.

७—अन्य भाषाओना ग्रंथो—२८.

ભરૂચના રા. રા. જમિયનરામ શંભુરામ દેસાઇએ લયલા મજનૂનની એક સુંદર પણ જીર્ણ અને ત્રુટેલી પ્રત પ્રદર્શિત કરી હતી. પ્રદર્શનમાં આ—અને પ્રકરણ ૭ મામાં નોંધેલી દિવાન રણછોડજીની રોજનિશી—તથા એમની જ તારીખે સોરઠ સિવાય બીજી એકે ફારસી ચોપડી આવેલી ન હતી. ગુજરાતના નવાબી અને મોગલાઇ સમયના સ્મારકો તરીકે કેટલીક સુંદર ફારસી કિતાબો અને અનેકાનેક ફારસી ફરમાનો અને દસ્તાવેજો ગુજરાત કાઠિયાવાડમાં છે. એમાંથી કેટલાક સારા નમૂના મેળવવાને કમિટિએ પ્રયત્ન કર્યા તે વ્યર્થ ગયા. વળી આપણા પારસી બિરાદરો ગુજરાતમાં આવ્યા તે પછીના તેમના ઇતિહાસને* લગતાં કેટલાંક ફારસી, ઝંદ, અને બીજાં સાધનો અને સ્મારકો સંશોધીને એકઠાં કરેલાં મોટે ભાગે નવસારી અને મુંબાઇમાં સારી રીતે જાળવી રાખેલાં છે. તેમાંથી થોડાક નમૂના મેળવવાના પ્રયાસ પણ વ્યર્થ ગયા. પ્રદર્શનમાં હિંદી ભાષાના ૨૫ ગ્રંથ આવ્યા હતા, તેમાંથી નીચેના મુખ્ય હતા.

- નં. ના. રાજકોટ ઠાકોર સાહેબ લાખાજીરાજની प्रवीनसागर ની પ્રત ; बनारसीदास કૃત समयसार नाटक ( નાટક નહીં પણ જૈન ફિલસુફી ઉપરનો હિંદી કાવ્ય ગ્રંથ ), त्रीकमदास કૃત द्रौपदी आख्यान, नरहरि કૃત ज्ञानरमणी અને आत्मविवेक, महाराणा सुलतानसिंह કૃત काव्यप्रकाश, અને કર્તાના નામ વગરનો चित्तविचारसंवाद

---

* પારસી ધર્મ પરિષદોને અંગે એ કોમના ઇતિહાસ અને સાહિત્યને લગતાં ખાસ પ્રદર્શન ભરવામાં આવે તો વધારે સારૂં. અને નવાબી તથા મોગલાઇ સ્મારકોનું પ્રદર્શન ભરવાનું કામ મોસ્લેમ એજ્યુકેશન કોન્ફરન્સ હરસાલ મળે છે તેની ગુજરાતમાં પાછી બેઠક હોય તે વખતે તેને અંગે થાય તો વધારે સારૂં.

## પ્રકરણ ૭ મું.

# પ્રદર્શન—બીજી વસ્તુઓ

૧. ફૉસિલો—ભાવનગર રાજના બાર્ટન મ્યુઝીયમમાંથી બાર ફૉસિલ આવ્યા હતા હાથીની દાઢનું, હરણની ખોપરી અને શીંગડાંનું, પાદડાનું, લાકડાના કકડાનું, ઇત્યાદિ

૨ ગૌતમ બુદ્ધના અવશેષ.—જુનાગઢ સ્ટેટ મ્યુઝીયમમાંથી ગૌતમ બુદ્ધના અવશેષની એક પેટી આવી હતી આ અવશેષ ગિરનાર પર્વતની નૈઋત્ય દિશા પર લાખામેડી નામના ટીંબામાંથી નીકળેલા પ્રાચીન બૌદ્ધ સ્તૂપમાંથી મળી આવેલા હતા ઇ સ ૧૮૮૮ મા પ્રથમ મિ જે એમ કેમ્બેલ (મુંબઇ ગેઝેટીયરના કર્ત્તા અને પંડિત ભગવાનલાલ ઇંદ્રજીના મિત્ર) સાહેબનું ધ્યાન એ સ્થાન પર દોરાયું મથાળે બૌદ્ધ સમયના જેવી મોટી ૧૮"×૧૫"×૩" ના માપની ઇંટોનું ચણતર જોઇને ત્યા ખોદકામ કરવાની તેમણે સૂચના આપી અને એ સૂચના પ્રમાણે ખોદકામ કરતા મથાળેથી ૩૯ ફીટની નીચાઇએ એક નાની પેટી મળી આવી જુના વખતના સફાઇદાર માટીકામની એક ડબી મળી આવી, તેમા નીચે વાસણના આકારની ડાબી અને ઉપર પકડવાને ટોચકા વાળુ ઢાકણુ હતુ આ માટીની ડબીમા એ જ આકારની પણ જરા નાની ત્રાંબાની ડબી હતી એ ત્રાંબાની ડબીમા એવા જ આકારની પણ એથી જરા નાની સ્વચ્છ ચાંદીની ડબી હતી અને એ ચાંદીની ડબીમા એથી નાની શુદ્ધ સુવર્ણની ડબી હતી આ સુવર્ણની ડબીની અંદર પાચ રત્ન એક ન્હાનો અસ્થિનો ખડ અને એક ન્હાનો ડાળીનો કટકો એટલા વાના હતા રત્નમા એક માણેક ધુપેલીયા રંગનું છે, જેનો વ્યાસ ૩/૧૬ ઇંચ જેટલો છે, એક લીલા રંગનો પારો છે જે ત્રણ ખુણાવાળો છે અને તેને વચમા આરપાર કાણુ પાડેલુ છે, એક ઘેરા વાદળી રંગનો ઇંદ્રનીલ મણિ (sapphire) છે જે ઉપરના બે કરતા ન્હાનો છે અને સૌથી ન્હાનુ એક લીલમ (emerald) છે ઉપરની ડબીઓમાથી માટીની ડબીનું ઢાકણુ એટલુ તો સજડ બધ થઇ ગયેલુ હતું કે તે ડબી ઉઘાડતા ભાગી ગઇ પણ તેના બધા કકડા હજી સાચવી રાખવામા આવ્યા છે અને તે પરથી તે વખતમા કેવુ સફાઇદાર માટીનું કામ થતુ તે જોઇ શકાય છે ત્રાંબાની ડબીમા કાટને લીધે એક કાણુ પડ્યુ છે પણ બાકીની ડબીઓ અને અંદરના સાત રત્ન સ્તૂપમા અઢી હજાર વર્ષ ઉપર જેવા મુકવામા આવ્યા હતા તેવા ને તેવા જ છે

૩. સિક્કા—કચ્છ રાજ્ય તરફથી ૨૦૨, વડોદરા રાજ્ય તરફથી ૧૩૮, ભાવનગર રાજ્ય તરફથી ૭૫, અને રા રા રણછોડભાઇ ઉદયરામજી, માંગરોળ રાજ્ય, રા બ હરગોવિંદદાસ કાંટાવાળા મોરબી રાજ્ય, દરબાર શ્રી વાજસુરવાળા, શેઠ હાજી કાસમભાઇ ઝવેરી, અને બીજા પ્રદર્શકો તરફથી મળીને ત્રણસો ઉપર, એમ કુલ આશરે

સવા સાતસો સિક્કા પ્રદર્શનમાં આવ્યા હતા. તેમાં ગ્રીક સમયના ૧૮, ક્ષત્રપો અને ગુપ્તોના સમયના ૫૦, વલભી ૨૫, વલભી એક માટીની મુદ્રા, પ્રાચીન ઇરાનના ચીપિયા ઘાટના રૂપાં નાણાંનો એક નમૂનો, પ્રાચીન અરબસ્તાનના ચૂડી ઘાટના રૂપા નાણાંનો એક નમૂનો, અનેક ગધૈયા, નવાબી અને મોગલાઇ સમયના અનેક, કચ્છના રાજ્યના સિક્કાઓનો આખો સટ, વગેરે આવ્યા હતા. આજ સુધી ઉકેલવામાં ન આવેલા એવા ૬૯ સોનાના સિક્કા આવેલા હતા તે પ્રેક્ષકોનું ધ્યાન સૌથી વધારે ખેંચતા હતા વળી પરિષદ્‌ના એક હિતેચ્છુ, પોતાના તોશાખાનામાં હજારથી વધારે જુના સિક્કા છે, તે પ્રદર્શનમાં મોકલવાને તૈયાર હતા. પરંતુ કમિટિએ એક બે જાણીતા નિષ્કશાસ્ત્રીઓને રાજકોટ બોલાવવાના પ્રયત્ન કર્યા તે-એઓને એ અરસામાં જોઇતી ફુરસદ ન મળી શકવાથી સફળ ન થયા. એટલે ઉપલા સિક્કાઓને માટે સાભાર ના પાડવામાં આવી, અને આ જેટલા આવ્યા હતા તેની પણ સ્વતંત્ર યાદી થઇ શકી નહીં.

૪. તામ્રપત્રો—પ્રદર્શનમા વડોદરા રાજ્ય તરફથી ૯, પાલીતાણા રાજ્ય તરફથી ૭, ભાવનગર રાજ્ય તરફથી ૭, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી ૨, અને પોરબંદર રાજ્ય, મોરબી રાજ્ય, અને રાજકોટના રા. મનસુખ બહેચર પારેખ તરફથી એક એક, એમ ૨૮ તામ્રપત્રો આવ્યા હતાં. વડોદરાનાં તામ્રપત્રો ઉકેલવાને માટે વખત મળ્યો નહીં. બીજામા ૧૩ વલભી રાજાઓના દાનપત્રો, અને ૧ લાટેશ્વર ચૌલુક્ય ત્રિલોચનપાલનું દાનપત્ર, અને ૨ છેક અર્વાચીન હતા. પાલીતાણાના સાત તામ્રપત્રો વિષે નાસિકના મરહુમ કલેકટર એ. એમ. ટી. જેક્સને એડિમનિસ્ટ્રેટરને ટુંકી હકીકત લખી મોકલી હતી, અને તે એઓ સાહેબે પ્રદર્શન કમિટિને મોકલવા કૃપા કરી હતી. તેમાથી એક દાનપત્ર ગારુલક નામના કોઇ અશ્રુતપૂર્વ રાજવંશ વિષે માહિતી આપતું હોવાથી અત્યંત મહત્વનુ હતું, અને તેને લગતી જેક્સન જેવા વિખ્યાત પંડિતની નોધ અહીં ઉતારતા ખેદ થયા વિના રહેતો નથી કે હિંદનો પ્રાચીન ઇતિહાસ ઉકેલવામાં મિ. જેક્સને કરેલી અનેકાનેક સેવાઓનો-આપણા દેશના એક ખુનીને હાથે નીપજેલાં એમનાં અકાલમૃત્યુને લીધે આ છેક નહાની સેવાથી જ અણધાર્યો અંત આવી ગયો છે.

Account of a collection of Copper Plates belonging to
PALITANA STATE.

Early this year I received from W. C. Tudor Owen Esq, I C. S., Administrator of Palitana, a collection of twelve copper plates and a seal, as to which Mr. Tudor Owen writes "I am told that the twelve plates were found fastened together by it (the seal) and suspended by it

from the roof of a small underground chamber adjoining a tank in the city (Palitana) underneath a large stone. They were found some forty years ago, but kept secretly in the palace here. It is said an old Brahman told the Chief of their existence and that he dug them up."

The twelve plates make up five complete grants and the first halves of two others. The most interesting is the grant numbered First below, which belongs to a hitherto unknown dynasty, the Garulakas. All the rest, including the two fragments, belong to the Valabhi dynasty, and all but one of them (*the fragment marked seventh*) *follow the earlier form* of Valabhai grants in which the geneology is given in full. In the later grants of this family (from Siladitya I downwards) all the successions between Bhatarka and Guhasena are omitted.

The standard forms are printed as Nos. 38 and 39 of Fleet's *Gupta Inscriptions.*

I hope to publish elsewhere* the full text of No. I, together with a *collation of the others with the standard Valabhi grants. The chief points* of interest as regards each grant are noted below :—

*No. I.* Two plates 7⅛'×9 7/8' carefully engraved on one side only in sixth century characters of the southern type, measuring about 3/16, Each plate bears 14 lines of writing. Dated in figures the year 255 of an *unspecified era (doubtless the Valabhi and =573-4 A. D.) on the 13th day* of the bright half of Asvayuja. The thing granted is the field Bhondaka Badhira Kutumbi with a well in Darbhachara village. The recipient is the Brahman Bappasvami, a Maitrayania Brahmachari of the Krisnatreya Gotra, and a resident of the village of Vatapadra. The grantor is Samanta (i. e. Feudatory)-Maharaja Simhaditya, son of Samanta-Maharaja Varahadasa, who was younger brother of Samanta-Maharaja Bhattisura, who was *son of Senapati Varahadasa of the warlike Garulaka family.* The grant is made from Phankapu [ ?—ra ] Suvarna, and there is no *dutaka.* The general scheme and phraseology are very similar to those of Valabhi grants, and no definite historical information is given, except as to Varahadasa II, who is compared to Krisna in that he attacked with irresistible

* જુઓ Indian Antiquary, ઇ. સ. ૧૯૧૦ ના અંક.

valour the lord of Dwárka, and is described as a great builder. There is no seal or ring.

(Sd.) A. M. T. JACKSON.

તરજુમો.

(પાલીતાણા રાજ્યની માલેકીનાં તામ્રપત્રો વિષે.)

આ વર્ષ (ઇ. સ. ૧૯૦૯) ના આરંભમાં મને ,પાલીતાણાના ઍડમિનિસ્ટ્રેટર ડબલ્યુ. સી. ટયૂડર ઓવન એસ્કવાયર, આઇ.સી.એસ. એઓ તરફથી બાર તામ્રપત્રો અને એક મુદ્રા મોકલવામાં આવ્યાં; જે વિષે મિ. ટયૂડર ઓવન લખે છે :—"પાલીતાણા શહેરમાંના એક તળાવ પાસેના એક ન્હાનાં ભોંયરામાંથી આ બાર તામ્રપત્રો, સાથેની મુદ્રામાં સાંકળેલાં, અને એ મુદ્રાની કડીવડે ભોંયરાની છતમાંની એક શિલામાંથી લટકાવી રાખેલાં, ચાળીશેક વર્ષ પહેલાં જડ્યાં હતાં. કહે છે કે એક વૃદ્ધ બ્રાહ્મણે મરહુમ ઠાકોર સાહેબને એ તામ્રપત્રોની ભાળ આપેલી, જે ઉપરથી તે ખોદી કઢાવવામાં આવ્યાં, અને પછી રાજમહેલમાં ગુપ્ત રાખી મુકવામાં આવ્યાં."

આ બાર તામ્રપત્રોમાં પાંચ જોડ છે તે પાંચ પૂરાં દાનપત્ર છે, અને બાકીનાં બે બે બીજાં દાનપત્રોના પૂર્વાર્દ્ધો છે. એમાં સૌથી વધારે મહત્ત્વનું નીચે મેં પહેલે નંબરે વર્ણવ્યું છે તે છે, કેમકે એ આજ સુધી જાણવામાં ન આવેલા એવા કોઇ ગારૂલક નામના રાજવંશનું કરેલું દાનપત્ર છે. બીજાં પૂર્ણ અને અપૂર્ણ છે તે સર્વ, વલભીવંશનાં કરેલાં દાનપત્રો છે, અને તેમાંના એક (નંબર ૭ મા) સિવાયના બધામાં વધારે જુનાં વલભી દાનપત્રો—જેમાં એ વંશનું આખુ વૃક્ષ આપવામાં આવેલુ હોય છે તે—ની ઇબારત માલુમ પડે છે. વલભી વંશના પાછલા સમયના દાનપત્રોમાં—એટલે શિલાદિત્ય પહેલાનાં અને તેના પછીનાં દાનપત્રોમાં ભટાર્કથી ગુહસેન સુધીની પેઢીઓ લખવામાં આવતી ન હતી.

ફ્લીટ કૃત "ગુપ્ત ઇન્સ્ક્રિપ્શન્સ" (નામની અંગ્રેજી ચોપડીમાં) છાપેલા આંક ૩૮ અને ૩૯ વલભી દાનપત્રોની ઇબારતના નમૂના (standard) છે.

નંબર ૧ લાનું દાનપત્ર અક્ષરશઃ અને બીજાં દાનપત્રોની વલભી દાનપત્રોના નમૂના (standard) ઓ સાથેની સરખામણી હું અન્ય સ્થળે પ્રસિદ્ધ કરવાની આશા રાખું છું. એ દરેક દાનપત્રમાની અગત્યની બાબતો નીચે મુજબ છે.—

નંબર ૧.—બે ફલક (plates); $7\frac{3}{8}\times 9\frac{7}{8}$, એક જ બાજુએ કોતરેલાં ; લિપિ ૬ ઠ્ઠા સૈકાની, દક્ષિણી નમૂનાની; દરેક અક્ષરનુ માપ આશરે 3/16'; દરેક

ફલકમાં પંક્તિ ૧૪. વર્ષ આંકડામાં લખ્યું છે તે ૨૫૫ છે; આ વર્ષ કયા સનનું જણાવેલું નથી—(પણ બેશક વલભી સનનું એટલે=ઇસવી સન ૫૭૩-૭૪); તિથિ અશ્વયુજની શુદ ૧૩. દાન ખેતરનું કરેલું છે તે દર્ભાચાર ,ગામમાંનું, કુવાવાળું, અને સોન્દક અધીર કુટુમ્બી નામનું ખેતર. આ દાન વટપદ્ર ગામના, કૃષ્ણાત્રેય ગોત્રના અપ્પસ્વામી નામના, એક મૈત્રાયણીય બ્રહ્મચારીને કરેલું છે. દાતા સામન્ત (=ખંડણી ભરનાર ન્હાનો રાજા)—મહારાજ સિંહાદિત્ય, જેનો પિતા સામન્તમહારાજ વરાહદાસ, જેનો મોટો ભાઇ સામન્તમહારાજ ભટ્ટિશૂર, જેનો પિતા લડવૈયા ગારૂલક વંશનો સેનાપતિ વરાહદાસ—એ છે. દાન ફેન્કપુ [-ર ?] સુવર્ણ નામે સ્થલથી કરવામાં આવેલું છે. દૂતકનું નામ જણાવેલું નથી. દાનપત્રની રચના અને ઇમારત વલભી દાનપત્રોને ઘણી મળતી છે, અને તેમાં વરાહદાસ બીજાને વિષે તે એક મહાન બાંધનારો* (builder) હતો, અને તે દ્વારિકાપતિ સામે વિજયી વિક્રમથી હુમલો કરનાર શ્રીકૃષ્ણ સમાન હતો, એ પ્રમાણે લખ્યું છે, તે ઉપરાંત બીજી સ્ફુટ ઐતિહાસિક માહિતી લેખે પણ આપેલી નથી. મુદ્રા કે કડી નથી.

* * * *

(સહી) એ. એમ. ટી. જેક્સન.

**૫. પ્રતિકૃતિઓ, છબીઓ, વસ્ત્રો, ચિત્રકાવ્યોના તખ્તા આદિઃ—** પ્રાચીન શિલાલેખોની કચ્છ રાજ્ય, ભાવનગર રાજ્ય, અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (નડિયાદની વાવનો લેખ સં. ૧૫૭૨) તરફથી આશરે સવાસો પ્રતિકૃતિઓ (rubbings) આવી હતી; ઉપરાંત વૉટસન મ્યૂઝીયમમાંની અશોકના સુવિખ્યાત લેખની, એજ શિલા ઉપરના રૂદ્રદામા અને સ્કંદગુપ્તના લેખોની પ્રતિકૃતિ, ક્ષત્રપ સન ૧૦૩ (ઇ. સ. ૧૭૩-૧૮૩) નો "ગુંદાના લેખ" તરીકે પ્રસિદ્ધ લેખ એની શિલા અને પ્રતિકૃતિ, એજ સમયના "આવા ધ્યારાના બાંયગના લેખ" ની શિલા અને પ્રતિકૃતિ, અને બીજી અનેક પ્રતિકૃતિઓ પ્રદર્શનમાં આવતાં જતાં એ વિષયના વિદ્વાનો —તુરત નજર પડે એ પ્રમાણે રાખવામાં આવેલ હોવાથી—રસથી જોઇ શકતા હતા. શેઠ સાહેબ રા. રા. પુરૂષોત્તમ વિશ્રામ માવજીએ આશરે દોઢસો પ્રતિકૃતિઓ મોકલી હતી; તેમાં ઉદેપુરના રાજસાગર આગળ મળેલું मधुसूदन भट्ट पुत्र रणछोड कृत राजप्रशस्ति નામનું મહાકાવ્ય (વિ. સં. ૧૭૩૨) આખું પચીશ કાગળોમાં સંપૂર્ણ; શિવાજીના સમયથી માંડીને મરાઠા ઇતિહાસના જુદા જુદા મોટા પુરૂષોના ફારસી અને મરાઠી કાગળોની પ્રતિકૃતિઓ સો ઉપર; શિવાજીનું એટલે ભોંસલે "ઘરાણા" (રાજવંશ) નું વંશવૃક્ષ; ગાયકવાડોનું વંશ વૃક્ષ; ઇસ્ટ ઇન્ડિયા કંપનીના સમયના કાગળોની પ્રતિ-

* કિલ્લા બાંધનારો? ઘાટ મંદિર આદિ બાંધનારો? નગરો બાંધનારો?

जोसी हरनाथ वाछ
डा बुड्डसन परीनो यंत्रराज



Block made & printed by The Lakshmi Art Printing Works Dadar

કૃતિઓ વગેરે હતાં. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી જૈન કલ્પના પ્રમાણેનો એક જુનો પૃથ્વીનો નકશો પણ આવ્યો હતો.

છબીઓ અને ચિત્રોમાં મુખ્ય નીચેનાં હતાં: પોરબંદર રાજ્યે મોકલેલાં રાગરાગણીઓનાં છત્રીશ ચિત્ર (આનો ચિત્રકાર કોણ અને આ તેની સ્વતંત્ર કૃતિ કે ઉત્તર હિંદના કોઇના ચિત્રોની નકલો તે કંઇ જાણવામાં નથી); વૉટસન મ્યૂઝીયમને જામનગરના સત્તર જામ સાહેબોની છબીઓ; શેઠ સાહેબ રા. રા. પુરૂષોત્તમ વિશ્રામ માવજીએ મોકલેલાં ઉમર ખાયમ, સોમનાથની લડાઇની એક ઝાંખું, અને ગુજરાતી સાહિત્યનો સૂર્યાસ્ત, એ ચિત્રો, અને પૃથ્વીરાજ ચહુઆણ, મેવાડનો જયમલ, મેવાડનો પ્રતાપ, ચાંદબીબી, ટોડરમલ, માનસિંહ, જસવંતસિંહ રાઠોડ, મીરજા રાજા જયસિંહ, સવાઇ જયસિંહ, રાજ કૃષ્ણચિકદેવ રાજ (મ્હૈસુર), અલિ બહાદર, સાદત ખાન, અને મોગલાઇ મયૂરાસન તથા ટીપુ સુલતાનનાં તખ્ત અને તેની તલવાર, અને બીજાં આયુધોની છબીઓ; જૂનાગઢ રાજ્યે મોકલેલી પંડિત ભગવાનલાલ ઈંદ્રજીની છબી; અને રા. રા. મહાદેવ ગોવિંદ કાનિટકરે મોકલેલાં ત્રિશલાદેવી, અને મહાવીર સ્વામી તથા ઈંદ્ર, એ ચિત્રો.

વસ્ત્રો આદિ શેઠ સાહેબ રા. રા. પુરૂષોત્તમ વિશ્રામ માવજીએ મોકલ્યાં હતાં. શિવાજીના સુપ્રસિદ્ધ વાઘનખની એક નકલ; શાહુ મહારાજનું સેલું અને એમના દરબારનો ગાલીચો અને પડદા; નાનાફડનવિસનો ઢાકા મલમલનો જામો (ઘેરાવ પચાસ ફુટ, વજન પચાશ તોલા); સતારાનાં રાણીની જરીની સાડી; અને સિંધના છેલા અમીરનો જરીનો ડગલો; એટલી એમના બાદશાહી સંગ્રહમાંની વાનગીઓ એ પ્રાચીન વસ્તુઓના શોખીન શેઠ સાહેબે રાજકોટ સુધી મોકલીને કમિટિ ઉપર મોટો ઉપકાર કર્યો હતો.

ચિત્રકાવ્યો ભરૂચના વૃદ્ધ સુધારક અને કવિ રા. રા. મનમોહનદાસ રણછોડદાસ ઝવેરી, શાસ્ત્રી નારણજી અને ભરૂચના રા. રા. જમિયતરામ શંભુરામ દેસાઇનાં આવ્યાં હતાં. આ બધાં મળીને અગિયાર તખ્તા હતા.

**૬. દસ્તાવેજો, કાગળો, ચોપડા.**—જુના ચોપડા મેળવવાને કંઇક પ્રયાસ કરવામાં આવ્યો હતો તે નિષ્ફળ ગયો. પ્રદર્શનમાં માત્ર એક ચોપડો—મોરબી રાજ્યનો મોકલેલો—મુકી શકાયો હતો.

જુના કાગળો માત્ર અઢાર મળી શક્યા—મોરબી રાજ્યે મોકલેલા બાર, વિ. સં. ૧૭૬૭ થી ૧૮૧૮ સુધીના, અને મોરબી મહાજનના ૭.

જુના દસ્તાવેજો ત્રીશ આવ્યા હતા :—

(ગ.) બીજા ભીમનું બક્ષીસપત્ર; (કે.) વિ. સં. ૧૬૫૧, ૧૬૮૪, ૧૭૦૬, ૧૭૨૮, ૧૭૮૮, ૧૮૨૪, ૧૮૩૩, અને ૧૮૪૫ ના દસ્તાવેજો; (દિ.) વિ. સં. ૧૬૮૪ નો દસ્તાવેજ; (રા. રા. રેવાશંકર અંબારામ ભટ્ટ) વિ. સં. ૧૭૮૯ નો દસ્તાવેજ; (હ.) ફારસી દસ્તાવેજો ઇ. સ. ૧૭૪૬, ૧૭૬૪, ૧૭૭૫, ૧૭૯૦ અને ૧૭૯૪ નાં; (માં.) વિ. સં. ૧૭૨૧, ૧૭૨૪, ૧૭૨૬ અને ૧૭૨૯ નાં ફારસી અને ગુજરાતી દસ્તાવેજ; વગેરે.

૭. **યંત્રરાજ.**—આ પ્રદર્શનની સૌથી વધારે જોવા જેવી વસ્તુઓમાં ડેક્કન કોલેજથી આવેલો, ખગોળવિદ્યાને લગતાં શાસ્ત્રીય અવલોકનોને માટે પ્રાચીન હિંદની ગાણિતિક પ્રતિભાએ ઉત્પન્ન કરેલાં યંત્રોમાં મુખ્ય, અને તેથી કરીને યંત્રરાજનું માનનીય નામ પામેલો, યંત્ર અતિ ઉચ્ચ સ્થાનને લાયક છે. એ યંત્ર વિ. સં. ૧૬૯૫ માં કાશી નગરીમાં ઠાકર મુરારજી નામના કોઇ યંત્રશિલ્પીએ હરનાથ નામના કોઇ જોશીને માટે બનાવેલો હતો એવું તેના ઉપર જ લખાણુ છે. આ લખાણુ આગળ વર્ણનમાં આપેલું છે તે પ્રમાણે જ અક્ષરે અક્ષર છે અને તેની ભાષા ગુજરાતી હોવાથી અનુમાન કરી શકાય છે કે જો જોશી હરનાથે જ તે પોતાને માટે બનાવાવેલો હોય તો યંત્રશિલ્પી અને એ જોશી બન્ને અથવા તો એ જોશી તો ચોક્કસ ગુજરાતી હોવા જોઇએ.

આપણા દેશમાં બનેલો આ યંત્ર એશિયા યુરોપના ઘણા ભાગમાં પ્રસરી ગયો હતો એમ માનવાને પણ પુરાવો છે. કેમકે ઇ. સ. ૧૯૦૪ ના વિલાયતની રાયલ એશિયાટિક સોસાયટીનાં જર્નલમાં (પૃ. ૫૩-૬૬) એક આવા જ પણ તેની અંદરનાં નામો આદિ આરબી ઝબાનમા લખેલાં એવા એક યંત્રનું વર્ણન છે, જે યંત્ર ઇ. સ. ૧૯૦૩ માં ઇજિપ્તની રાજધાનિ કેરોમા ખરીદવામાં આવ્યો હતો પરતુ ઇ. સ. ૧૪૫૦ ના અરસામાં બનાવેલો હતો, અને અવલોકનને માટે આપણા યંત્રમાં જેમ ઉજ્જયિની ના અંશને તેમ એ યંત્રમાં ગ્રેનેડાના અંશને મુખ્ય ગણેલો છે. એ યંત્રમાં અને આમાં એટલું બધુ મળતાપણું જોવામાં આવે છે કે તેનુ જ વર્ણન આને સારી રીતે બેસતું આવે છે, એટલે આ યંત્રનું અહીં જે વર્ણન આપવામાં આવે છે તે એ. રોયલ એશિયાટીક સોસાયટિના જર્નલમાંના વર્ણન ઉપરથી રા. રા. શ્રીપાદકૃષ્ણ બેલવેલકરે ઉપજાવેલું છે. તેમાંના પારિભાષિક શબ્દોના સસ્કૃત શબ્દો મિ. બેલવેલકરે ડેક્કન કોલેજ લાઇબ્રેરીમાં યંત્રરાજના વર્ણનના બે સંસ્કૃત હસ્તલિખિત ગ્રંથો છે તે પ્રમાણે આપેલા છે.

1. This planispheric astrolabe is made up of the following parts:—

1) Brass disc 2) View finder 3–4) Screw & nut 5-14) Ten circular plates 15) The skeleton plate. The essential parts are 1, 2, 15, while the number of plates is not fixed

2 The main part of the instrument is the *disc of brass* one side of which is flat, while the other contains a depression to hold the plates Around this depression is a rim which is circular except for a triangular or wedgelike projection at one side to which are attached two brass rings by means of which the instrument can be suspended when in use The suspension secures the correct vertical axis

3 On the flat side of the disc which is the back side of the instrument, are engraved three concentric circles which are divided by two cross lines into four quadrants The line which falls directly from the projection is the South Noth line the South end being at the projection The other line at right angles to it is the East West line The upper half of the South Noth axis is divided into 30 equal parts by means of straight lines drawn parallel to the horizontal axis, but limited only to the South east quadrant, So that the other three quadrants are quite blank except for the word ज्याति in the north west & the letter ज्या in the northeast quadrants

4 The upper halves of the two circular patches between the three concentric circles give the number of degrees beginning from zero which is at the east & west points to the number 90 which is just under the projection The patch between the outermost & the middle circle (3/8th of an inch in breadth ) contains notches for every sixth degree as thus 6 12-18, 90-then again from 90 to 84-78 to zero in the other quadrant The patch between the middle & the innermost circles (⅛ th of an inch) marks off each degree separately by short straight lines, like the marks of the minutes in a clock dial

5 The lower halves of the two circular patches however show other figures Both the smaller ( or inner ) & the larger ( or the outer ) semicircular patches are divided into 30 segments but while the north eastern portion ( containing the word ज्याति ) of the smaller patch contains the figures from 6 90 by sixes zero being at the eastern & 90 at the northern point, the north western portion ( containing the letter ज्या ) places its zero at the northern point & 90 at the western point, although giving the same figures from six to 90 by sixe The outer patch in the north eastern quadrant contains, beginning from the eastern point, the following numbers in each of the 15 segments in order—

૨॥, ૫, ૭, ૯, ૧૧॥, ૧૩॥, ૧૫॥, ૧૭।, ૧૯, ૨૦।, ૨૧।, ૨૧॥, ૨૩, ૨૩।, ૨૩॥;

while in the north-western quadrant we have beginning from the northern point the following 15 figures in the Segments—૧૨॥, ૨૫, ૩૭, ૪૯, ૬૦, ૭૦, ૮૦, ૮૯, ૯૭, ૧૦૪, ૧૧૦, ૧૧૪, ૧૧૮, ૧૧૯, ૧૨૦.

6 Comparing this instrument with the one described in the J R A S (1904, pp 53-66) it is probable that this flat side of the disc wants some more circles & some more particulars, such as the zodiacal signs, their names, the degrees of each etc It does not follow however that the instrument is therefore incomplete, as to judge from the appearance of the instrument itself, it must have been frequently made use of

7. The disc is about half an inch in thickness, & around the edge are given the names of the maker & the date of its production—

श्री सवत् १६५५ वर्षे मार्गसर वदि १३ शुक्रे वाराणसीमा ठाक्कर मुरारजी कुअरजी बैसनो कीधो जन्तराज पातशाह श्री शाहजादा विजय राज्ये सन ॥ ११ ॥ श्री

8 The triangular projection gives on the front side the name of the owner for whose use probably the instrument was made—

जोसी हरनाथ वाछडा सुडरान परीनो यन्त्रराज

9 On the front side around the depression there is a rim (5/12 ths of an inch in breadth) divided into 2 circles, the outer & the larger is divided into 60 Segments of 6 degrees each the segments being numbered continuously from 6 to 360, the zero being just below the projection The inner circle contains notches for separate degrees

10 In the circular hollow which is 4/10 ths of an inch in depression fit in 10 thin concentric brass *plates*, each having a central hole corresponding with the one in the centre of the brass disc The inner side of the depression contains twelve concentric circles, divided diametrically into 8 parts, corresponding to the points of the compass Between the circles are carved various names of places arranged roughly according to their direction or importance or perhaps the personal knowledge of the maker of the instrument Underneath each name of the place is given what appears to be probably the degree of latitude

11 The plates as above said are not less then ten & each side of each plate is to be used probably for a different अक्षांश* so that we have

at least 20 possible adjustments of the instrument due to this circumstance alone. The अक्षांश for which a plate is to be used is marked on the plate itself. Thus we have one plate marked for 99 on one side and २१ on the other; & the other plates are for—

૧૮—૧૯ ; ૨૦—૨૨; ૨૩—૨૪ ; ૨૫—૨૬ ; ૨૭—૨૮/૩૯* ; ૩૦—૩૧; ૩૨–૩૩; ૩૪–૩૫; ૩૬–૩૭, ૩૮, ૩૯, ૪૦, ૪૧, ૪૨, ૪૩, ૪૪, ૪૫, ૪૬, ૪૭, ૪૮.

It would hence be seen that the same plate & the same side of it may be used for different & in fact for almost all अक्षांश. All that would be necessary is the additional mathematical calculation involved. Hence the number of plates is more or less a matter of convenience. The instrument described in the J. R. A. S., e. g., contains only three. This being the case, the description of any one plate can equally apply to the others with slight modifications. We select the last of the above list.

12. The plates are engraved on both sides, & the side of this particular plate which represents अ० ३९ is in about all respects similar to any other side of any other plate. We have, to begin with, the perpendicular & the horizontal diameres crossing each other at the central hole: The perpendicular line is the line in the midst of heaven, the horizontal being the east-west or level line. Next we have on each plate three concentric circles, representing the tropics of cancer & capricorn & between them the equinoctial line. Each plate is further divided by a curved or oblique horizon separating the heaven above the earth from that beneath, & we have apparently at least 5 or 6 of these curved horizons, each presumably restricted to a particular अक्षांश.

13. Above this, are from 8-10 concentric circles of altitude numbered alternately by sixes from 90, which is the zenith & is in the inmost circle, downwards, in the case of this particular plate, to 36. There are also a number of other radiating axes, which are probably those of azimuth. They are all numbered from 1 to 12.

14. The segmental space between the cancer & the oblique horizon is in each case occupied by an inscription, as before pointed out, denoting the latitude at which the plate may be used, the latitudes corresponding to particular places being given in the hollow of the disc itself as already mentioned.

15. The other side of this plate presents a network of a number of equal circles, the centres of which are at definite distances marked off on both the vertical & the horizontal axes, & all of them consequently passing through the four points at which the equinoctial line intersects the two axes. The exact function of these circles cannot be ascertained The figures from 37-48, representing the latitudes for which the plate can be used are inscribed around the central hole

16. Above the e 10 plates is another skeleton plate very decorative in appearance, which is made to fit into the depression. This plate represents a plane projection of the heavens, & is cut away so as to show an inner ring, which is the ecliptic circle marked with the zodiac signs & degrees, & an outer one which is the tropic of capricorn. Within both circles are about 15 pointers ( they ought to have been 28 really, but probably the less important ones are omitted ), each marked with the name of a star, the position of which is actually indicated by its point As this skeleton plate can be turned about, it is possible on any particular (day or) night to make the actual position of the star in the heavens correspond with the position as indicated by the pointers. The circular movement of the plate necessary for this can be effected by means of a nob, with which it can be turned. This plate also has a central hole like the others.

17. To find out the actual position of the stars we have a rule or a pointer, which is a quite unornamental piece of brass ( 5¼ inches by ⅝ ths of an inch ), having a hole in the middle to correspond to the central hole of the instrument. At the ends are two fixed upright tiles having one hole in each opposite to each other and not two as is usually the case.

18. Lastly we have a brass screw which passes through all the several parts of the instrument, being itself secured by means of a square nut.

19. Some of the technical names of the parts with their definitions, &c., are as under.

यन्त्रराज किरीटासक्त रज्जु अवलंबनरज्जु प्रोच्यते ।

तदाधारीभूतधातुमय कुंडल कुडल शब्देनोच्यते ।

यंत्रराज किरीट सिंहासन शब्देनोच्यते ।

यन्त्रराज पत्रागारभूत पत्रं आगार शब्देनोच्यते । Hollow.

अक्षाशपत्र पत्रमातृ शब्देनोच्यते ।

भपत्र ऊर्णनाभिजाल शब्देनोच्यते । Skeleton plate

परिखाकारवृत्ते ३६० विभागा सति । Ridge round hollow.

भपत्रे द्वादश राज्यक्ति यत्सपूर्णं वृत्तमस्ति तत्क्रान्तिवृत्ताभिधान ।

तत्रात नक्षात्राभिधानाकित नक्षत्रचचव सति । Pointers

यत्र मध्यस्थपत्रावल्या उत्कीर्णप्रोतोय कील स मेरूकीलाभिध ध्रुवकीलश्च ।

यंत्र पृष्टे तत्कीलप्रोत—सच्छिद्रकर्णद्वययुक्ता उन्नताशवेधार्थं या पट्टीका अस्ति सा भुजपट्टी (alias वेधपट्टी) त्युच्यते ।

कर्णौ च इष्टकशकलौ अप्युन्येते ।

The crew arrangement is modern In its stead there was a "तिर्यक्कील called अश्वमुखकीलाख्योस्ति । अस्य चान्वर्थं नाम ॥

भपत्रे कस्मिंश्चित्स्थले उन्मुख तदासक्त एव लघुकीलोस्ति स भपत्र भ्रामककील शब्देनोच्यते—The small vertical projection on the skeleton whereby it is turned round

सर्वदेशीयपत्र is that which gives the names of the various places with their अक्षा

These are extracts from one of the manuscripts in the Deccan College Library The manupcript goes on to name the various circles and the way they are drawn by means of a कर्कटक (compasses)—but an ordinary reader could not well follow it The different uses of the instrument as indicated by the headings of the various अध्यायs of the manuscript

(1) सूर्य नक्षत्राणा उन्नताशानयनप्रकार —

अवलवरज्जु दक्षिणकरे गृहीत्वा, यन्त्रराजस्य पृष्ठ विभागं स्व सन्मुखे कृत्वा, यन्त्रपृष्ठस्य उपरितनखडयोमध्ये एक खड सूर्यसन्मुख कृत्वा भुजस्तथा भ्रामणीय यथा उपरितनकर्णातिगतसूयतेज द्वितीयकर्णरध्रमार्गेण बहिर्गत स्यात् ।)

In cloudy weather & at night अक्ष्णा भुजच्छिद्रसलग्न नक्षत्र विलोक्य भुजपट्टी चक्षुसलग्ना तस्य नक्षत्रस्योन्नताशा स्यु

(2) लग्नज्ञानं ; (3) इष्टकालानयनं, विषमसमहोरयोः प्रमाणं नयनं च, (4) दिनमाना नयनं, (5) इष्टनक्षत्रं रात्रौ यदा उदेष्यतीति गणनं

(रात्रौ यत् इष्टनक्षत्रंतु तस्मादुन्दिदोन्नतांशे धृत्वा सूर्य स्थानं यस्यां होरायां सलग्नमिति द्रष्टव्यं । एवं पश्चिमक्षितिजात् यस्यां होरायां संलग्नं तत्संन्यासः गताः होराः स्युः ॥)

(6) लंकोदयसाधनं (7) सूर्योदयात्प्रागेव कियता कालेन आकाशधवलता (Twilight) भवति अस्तादनंतरंच कियता कालपर्यंतं भवतीति प्रतिपाद्यते । (8) उन्नतांशेभ्यः छाया (Shadow) ज्ञानं छायात उन्नतांशज्ञान निरूप्यते । (9) ज्ञातैकवर्षफलमात् अग्रिमवर्षा नयनं (10) अक्षांशज्ञानं (11) पर्वतवृक्षाद्युच्चताज्ञानं नदीप्रवाहादिदैर्घ्यज्ञानं (12) सर्वदेशीय क्षितिजपत्रविचारः ।

(तत्र यस्य देशस्य पत्र नभवति तस्य देशस्य &c. Showing that the plates are to be used for particular places.)

The manuscript then goes into various illustrations, & other technical points as to the correctness or otherwise of the instrument. Altogether this manuscript (179 of A. 1883-84.) & another (180 of A. 1883-84) dealing with the same subject in the Library form a necessary accompaniment to the study of the astrolabe.*

૮. **હસ્તાક્ષરો અને વિરલ છાપેલાં પુસ્તકો.**—જેમના હસ્તાક્ષરો આવ્યા હતા તે કર્તાઓની યાદી પ્રદર્શનના સામાન્ય પ્રકરણમાં અપાઇ ગઇ છે. ઉપરાંત રા. રા. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર, સ્વ. ગોવર્દ્ધનરામ ત્રિપાઠીના હસ્તાક્ષરની ચોપડીઓ રાજકોટ મોકલવાનો હુકમ કરી ચુક્યા હતા, પરંતુ એ હુકમનો અમલ થવો રહી ગયો. મહીપતરામજીના હસ્તાક્ષરમાં "ઈંગ્લાંડના પ્રવાસ" ની એક ચોપડી, ભોળાનાથજીના હસ્તાક્ષરમાં અભંગમાલાનાં શતક એક, બે અને ત્રણ ઉપરાંત "વિધવાવિવાહ સશાસ્ત્ર કે અશાસ્ત્ર" નો નિબંધ ઇત્યાદિ, પંડિત ભગવાનલાલના હસ્તાક્ષરમાં એમના બે કાગળ, અને દિવાન રણછોડજીના હસ્તાક્ષરમાં એમની ફારસી અને ગુજરાતી રોજનીશી હતાં.

વિરલ થયેલાં છાપેલાં પુસ્તકોમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટિએ "જ્ઞાનપ્રકાશ" ના ઇ. સ. ૧૮૫૦ ના અંકોનો સંગ્રહ મોકલ્યો હતો અને આ વિભાગમાંની બીજી બધી ચોપડીઓ રાજકોટના રેવરંડ મિ. સ્ટીવન્સને ખાસ પ્રયાસથી એકઠી કરીને મોકલેલી—

* ચોપડી બાંધનારે યંત્રરાજના ચિત્રોના બે પાનાંમાંનું પહેલું આ ફરમાના આરંભમાં અને બીજું આ ફરમાને અંતે એમ મુકવાં.

બાઇબલના જુનામા જુના ગુજરાતી તરજુમા અને ખ્રિસ્તી ધર્મને લગતી જુનામા જુની ગુજરાતી ચોપડીઓ હતી ઇ સ ૧૮૨૧ મા છાપેલો નવા કરારનો તરજુમો, ઇ સ ૧૮૩૭ (મ ૧૮૮૩) મા સુરતની મોટી આગને સમયે કરવામા આવેલું પ્રવચન (sermon), જૉન વિલ્સને પિતા અને પુત્ર વચ્ચે સવાદના રૂપમા પાલીતાણાના ઠાકોરને લખેલો પત્ર ઇ સ ૧૮૪૪ નો બનિયન કૃત 'પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ' નો તરજુમો ઇ સ ૧૮૫૭ મા ગુજરાતની પુસ્તક પ્રસારક મડળીને માટે પ્રસિદ્ધ કરવામા આવેલી 'પહેલી ચોપડી,' અને ઇ સ ૧૮૬૪ નો પારસીઓને માટે ખાસ પારસી-ગુજરાતીમા લખાયેલો 'નવો બદોબસ્ત'—એ એમણે પ્રદર્શિત કરેલા પુસ્તકો અને સગ્રહોમા ખાસ જોવા જેવા હતા

**૯ આ પ્રકરણોની અનેક ન્યુનતા**—ગુજરાતમા ઇતિહાસ અને સાહિત્ય વિષયોને લગતા થયેલા આ પહેલવહેલા પ્રદર્શનનો આ હેવાલ કઇ કઇ વાતે અપૂર્ણ છે, તે એના લગભગ દરેક પેટા વિભાગની યાદીઓ અને બીજુ વર્ણન આપતા સ્પષ્ટ જણાવવામા આવ્યુ છે શાસ્ત્રીય હેવાલમા જોઇએ એટલી વિગત આપતા એક મોટો ગ્રથ થઇ જાત, અને જુદા જુદા પેટા વિભાગનો એનો હેવાલ તૈયાર કરવાનું કામ દરેક વિભાગના ખાસ પડિતને સોપવુ પડત આ હેવાલમા તો પ્રદર્શનમા આવેલી વસ્તુઓમા થી બે તૃતીયાશથી વધારેના તો નામ પણ આપવામા આવેલા નથી જેટલીના નામ આપેલા છે તે વસ્તુઓને લગતી નામ ઉપરાતની ભાગ્યેજ માહિતી જ આપી શકાઇ છે. અને વળી એ પણ ઉમેરવુ પડે છે કે રા રા બેનેનકર અને પ્રોફેસર ભટે બનતી ચીવટ રાખી હતી, તથાપિ જે કઇ આપી શકાયુ છે તેમા પણ ભૂલો થયેલી હોવી જોઇએ કેટલી તે પણ જાણે શાસ્ત્રીય અનનુદ્ધિ અને ચોકસાઇ (scientific accuracy and precision) તે શુ એનો જેઓને ખ્યાલ છે અને વસ્તુઓ લાબો વખત પાસે ને પાસે રાખીને પડિતો નીરાતે તૈયાર કરે એની આના વિષયોની વર્ણનાત્મક યાદીઓ (descriptive catalogues) મા પણ કેટલી ભૂલો હોય છે તે જેઓ જાણે છે, તે આ પ્રકરણોમાની ભૂલોથી ચકિત થશે નહીં ઉલટુ જે સ્થિતિમા, જે સમયમા જે ખાસ પડિતોની મદદના અભાવમા આ યાદીઓ તૈયાર થઇ છે તે જોતા, એમા ભૂલો નથી એવો દાવો કરવામા આવે તો જ તેઓ ચકિત થાય કાર્યવાહી કમિટિ પ્રદર્શનની યોજનાને એક મોટા સાહસ જેવી ગણવામા જરાએ ભૂલ કરતી ન હતી અને એ સાહસ પણ ઉપાડવામા આવશે તો તે આબરૂભેર પાર ઉતારી શકાશે અને આ માટેનો ખર્ચ ગજા ઉપરાતનો નહીં નીવડે એ બે મુદ્દાઓ વિષે કમિટિએ પોતાની ખાતરી કરી લેવામા વાર લગાડી એ પણ અયોગ્ય ન હતુ તથાપિ એ વિલબને લીધે જ પ્રદર્શનનું કામ વધારે મુશ્કેલ બન્યુ અને પ્રદર્શનને ખુલ્લુ રાખવાને માટે એટલા થોડા જ દિવસ રહ્યા—જે દિવસો પણ પરિષદના બીજા એટલા જ મહત્ત્વના અગોને લગતા કામકાજથી ભરેલા હતા—અને વળી મિ કેન્ડોલ સાહેબ, રાજાઓ, શેઠ

સાહેબ પુરુષોત્તમ, જૈન સંઘો અને વિદ્વાનો આદિના ઉમંગ અને ખરા અંત:કરણની મદદથી પ્રદર્શન એટલું મોટું, સારું, અને વિવિધતાઓથી ભરેલું નીવડ્યું, કે એટલા ગણતર દિવસોમાં એના શાસ્ત્રીય વર્ણનાત્મક કૅટલૉગ માટે પુરતી નોંધ લઇ લેવાનું કામ લગભગ અશક્ય થઇ ગયું અસ્તુ આ પ્રદર્શન અને તેના કૅટલૉગના આ પ્રયત્નો એક પુષ્પ નહીં તો પુષ્પની પાંખડી એક સફળ પ્રયોગ નહીં તો એક પરિષદ્ના પ્રયોગ તરીકે આશાજનક—ગણાય, એટલો જ પ્રદર્શન કમિટિનો દાવો છે અને પ્રદર્શન ખુલ્લું મુકવાની ક્રિયાના આરંભમાં મિ. શુકે પોતાના ભાષણના અંત ભાગમાં જે દૃષ્ટાન્ત વાપર્યું હતું તેનું અનુસરણ કરીને પ્રદર્શન કમિટિ જણાવવાની રજા લે છે, કે જો આ પ્રદર્શનનો દાખલો લેવાશે, અને ખાસ કરીને જો એમાં રહી ગયેલી ખામીઓના કારણો વિચારીને તે ઉપરથી ધડો લેવામાં આવશે—જો ભવિષ્યના પ્રદર્શનોના કાર્યવાહકો એના કાર્યને માટે જોઇતા વખત અને જોઇતા વિદ્વાનોની પહેલેથી ગોઠવણ રાખશે, અને આખા પ્રદર્શનનો શાસ્ત્રીય વર્ણનાત્મક કૅટલૉગ પ્રસિદ્ધ કરવાની ઘટતી યોજના ઉપરાંત, એની રચના વસ્તુઓ ઉપરથી સૂચિત થતા જુદા જુદા વિષયોમાંથી બની શકે તેટલા પસંદ કરી તેને લગતા ખાસ અભ્યાસને માટે અને તેના પરિણામ પ્રસિદ્ધ કરવાને માટે પણ પ્રથમથી યોજના રાખશે ઉદાહરણ તરીકે, જુની ગુજરાતીના સાચા અને વિશ્વસનીય નમૂનાનો સાલવાર સંગ્રહ, કે ભાલણ, ભીમ, અખો, પ્રેમાનંદ કે સામળના કોઇ ગ્રંથની જુનામાં જુની સારી પ્રતની પ્રતિકૃતિ કે જુનામાં જુના ગુજરાતી ગદ્યના નમુના, કે અમુક સમયના અમુક તરહના દસ્તાવેજોની પ્રતિકૃતિઓ કે અમુક સ્થાન અને અમુક પ્રદેશના ચોપડાઓમાંથી રંગ, કે અમુક સ્થાનના સિક્કાઓની છબીઓ, કે એવા બીજા શાસ્ત્રીય વિષયમાંથી જે બની શકે તેનો બની શકે તેટલો અંશ લાયક વિદ્વાનોને સોંપી એ પ્રમાણે જે તૈયાર થઇ શકે તે ગ્રંથ કે ગ્રંથો પ્રસિદ્ધ કરવાની યોજના પ્રથમથી જ રાખશે —તો કમિટિએ વાવેલું આ પ્રયોગરૂપી બીજ સારી રીતે ઉગી નીકળ્યું એમ કમિટિ માનશે આવું પ્રદર્શન ભરવાની મુખ્ય નીતિ એટલી જ બસ નથી છે જો એ સાહસ ખેડવું તો એમાંથી આ પ્રમાણેના સ્થાયી લાભ મળી શકે એવી યોજના પણ પ્રથમથી રાખવી જોઇએ પ્રજાની જાગૃતિ અને તેના કાર્યરૂપ પ્રવૃત્તિઓ એ બન્નેની વિવૃદ્ધિ એક બીજાને ઉપકારક બને એવો નિયમ છે જ્ઞાન વધતું જાય તેમ તેમ વધારે જ્ઞાનની ઇચ્છા—જિજ્ઞાસા—તીવ્રતર થતી જાય અને વધારે જ્ઞાન મેળવવાની પ્રવૃત્તિ ઉત્પન્ન કરીને પોતાના કારણની વિવૃદ્ધિનું કારણ બને જ્ઞાન વૃદ્ધિ થતા આવે તેમ તેમ ઉત્સાહ, કર્તવ્યનિષ્ઠા, શક્તિ, સહકારિતા (co operation) આદિ ખીલતા આવે, જેથી કરીને દૃષ્ટિમર્યાદાની જુની દિવાલો ઓળગી જવાય, અને વધાર મોટાં કાર્ય વધારે સારી રીતે ઉપાડી શકાય લાયક કાર્યવાહકો અને લાયક પરિસ્થિતિ અન્યોન્ય અનુકૂળ—અન્યોન્ય ઉપકારક—જીવનમાં વણાતા અને ખીલતા આવે એનું નામ જ ઉત્તરોત્તર વધતી જતી સળંગ પ્રગતિ આવી પ્રગતિ ગુજરાતી પ્રજાના ભાષાજીવનમાં સદા પ્રવર્તો '

## પ્રકરણ ૮ મું.

# ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્.

**૧. કોબે (જાપાન) અને લન્ડનની સભાઓ.** પરિષદ્ મળવાની તારીખો નક્કી થયા પછી ઓગસ્ટ માસમાં હિંદની બહારના દુનિયાના પ્રદેશોમાં કાયમ કે થોડા વખતને માટે વસતા ગુજરાતીઓને અને ગુજરાતી ભાષા તથા સાહિત્યના અનુરાગીઓને ખબર પહોંચાડવાના હેતુથી રંગુન, સિંગાપોર, હોંગકોંગ, સયામ, શેન્ગહાય, જાપાન, મન્ચૂરિયા, કેનડા, યુનાઇટેડ સ્ટેટસ, ઇંગ્લાંડ, આફ્રિકા, મોરીશિયસ, એડન, બગદાદ, વગેરે સ્થળે એક અંગ્રેજી વિનંતીપત્ર મોકલવામાં આવ્યો હતો. આના પરિણામમાં પરિષદ્‌ની પેટા સભાઓ જેવી એક સભા જાપાનના કોબેમાં અને બીજી ઇંગ્લાંડમાં થઇ. બંનેના હેવાલ પરિષદ્‌ની તારીખો પહેલાં અહીં પહોંચી શક્યા. કોબેની સભાનો કાગળ નીચે મુજબ આવ્યો :—

કોબે તા. ૨ જી અક્ટોબર સને ૧૯૦૯.

મિ. બી. કે. ઠાકોર,

ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના ઑ. સેક્રેટરી, રાજકોટ.

આપની તા. ૧૯ મી ઓગષ્ટ સને ૧૯૦૯ ને રોજ લખેલી આમંત્રણપત્રિકા મળી અને તે માટે અત્રે વસતા ગૂજરાતી ભાષા બોલનારાઓની એક સભા તા. ૧ લી અકટોબર સને ૧૯૦૯ ને રોજ "ધી ઓરીએન્ટલ" ક્લબના મકાનમાં મળી હતી જેમાં નીચે પ્રમાણે ઠેરાવ કરવામાં આવ્યો છે:—

"આ સભામાં હાજર રહેલા ગૂજરાતી ભાઇઓ 'ત્રીજી ગૂજરાતી સાહિત્ય પરિષદ્' ને રાજકોટ મુકામે મળનારી છે તે જાણી ઘણા ખુશી થયા છીએ. અને એ પરિષદ્‌ના કામને દરેક જણ ફત્તેહ ઇચ્છે છે. તેમજ એ પરિષદ્‌ને ઉભા કરનાર તથા ચલાવનારને ધન્યવાદ આપીએ છીએ" લી० સેવક,

અમરજી કાનજી જોશી,

પ્રેસિડન્ટ.

લન્ડનમાં તા. ૧૭ મી સપ્ટેમ્બરે એક હિંદુ, એક પારસી, અને એક મુસલમાન એમ ત્રણ ગૃહસ્થોની સહીથી નીચેની વિજ્ઞાપના વિલાયતમાંના ગુજરાતીઓને કરવામાં આવી :—

સાહેબ, *17th September, 1909.*

ગુજરાતી સાહિત્ય પરિષદ્ ત્રીજી કાઠિયાવાડમાં રાજકોટમાં અકટોબરની તા० ૨૮, ૨૯, ૩૦ મીએ મળશે. તેમાં ગોંડળના રાણીશ્રી ના. નંદકુંવરબા સાહેબ રિસેપ્શન કમિટિના પ્રમુખ છે. દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇ પરિષદ્‌ના પ્રમુખ નીમાશે.

પરિષદ્‌ના 'સેક્રેટરી' રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર તરફથી કાગળ આવ્યો છે તેમાં પરિષદ્‌ને ઉત્તેજન મળવાની માગણી કરે છે આ કામમાં વિલાયતમાં રહેનારા હિંદુ, મુસલમાન, પારસી બધા મળી એક ઠરાવ પસાર કરે તો ઠીક એમ કેટલાકનો મત-છે. તેથી વેસ્ટ મિનસ્ટર પેલેસ હોટેલમાં (૪ વીક્ટોરીયા સ્ટ્રીટ) ઑક્ટોબરની ૫ મી તારીખે સાંજના ૪ વાગતે ગુજરાતીઓની જાહેર સભા ભરવાનીછે. તેમાં સર મંચેરજી ભાવનગરી સાહેબે પ્રમુખપદ લેવાનું સ્વીકાર્યું છે. સર્વે ગુજરાતી આ વેળા હાજર થશે એવી ઉમેદ છે.

એક ગુજરાતી મંડળ જાથુકને સારૂ સ્થાપવાની પણ યોજના કરવામાં આવશે.

આ વખતે દક્ષિણ આફ્રિકાથી આવેલા 'ડેપ્યુટેશન' નાં 'મેમ્બરો' હાજર હશે એવો સંભવ છે.

'મીટીંગ'નું કામ થઇ રહ્યા પછી ચાહ વિ. મળી શકે એવો બંદોબસ્ત કરવામાં આવ્યો છે.

બધાં ગુજરાતીઓના ઠેકાણાની વ્યવસ્થાપકોને ખબર ન હોવાથી કોઇને આમંત્રણ મોકલવાનું રહી ગયું હશે તેથી જેઓને આ પત્ર મળે તે પોતાના ભાઇબંધોને બતાવશે અને સાથે લાવશે એવી ઉમેદ છે.

લી. રૂસ્તમ દેશાઇ,
„ હુસન દાઉદ મહમદ,
„ જેઠાલાલ મોતીલાલ પરીખ.

આ વિજ્ઞાપના ઉપરથી તા. ૫ મી ઑક્ટોબરે વેસ્ટ મિન્સ્ટર પેલેસ હોટેલમાં સર મનચેરજી ભાવનગરી, રા. રા. મોહનલાલ કર[illegible] ગાંધી, જેઠાલાલ મોતીલાલ પરીખ, ફતેહચંદ કર્પૂરચંદ લાલન, લેફ્ટેનન્ટ કુમાર શ્રી જોરાવરસિંહજી હરિસિંહજી, ડાક્તર દિનશા પેસ્તનજી ઘડીઆલી, મિસિસ માણેકબાઇ ઘડીઆલી, મિ. નસરવાનજી માણેકજી કુપર, મિ. એદલજી જમશેદજી ખોરી, મિ. બહેરામજી બરજોરજી ઇરાની મિ: હોમી અરદેસર વકીલ, મિ. હાજી હબીબ, મિ. મહમ્મદ [illegible] આંગલીયા, મિ. હુસેન દાઉદ મહમ્મદ, રા. રા. રતીલાલ ઘેલાભાઇ મુનસફ, દેવજી મધુભાઇ ચહુઆણ, ચંદુલાલ માણેકલાલ દેસાઇ, જયકૃષ્ણ હીરાલાલ મજમુદાર, નટવરલાલ ચંદુલાલ ઠાકોર, રમણીકરાય જાદવરાય ઠાકોર, ચુનીલાલ ભીમભાઇ વકીલ, ગોકલભાઇ ડીસાભાઇ દલાલ, પુરૂષોત્તમદાસ તુલસીભાઇ પટેલ, બિહારીલાલ નાજર, બાબુલાલ જીવણલાલ દેસાઇ, છોટાલાલ ઇશ્વરદાસ પારેખ, નગીનલાલ હરિલાલ સેતલવડ, અને બે ત્રણ બીજાઓ સભામાં હાજર થયા સભાનું કામ ચાર વાગે શરૂ થઇ સાડાછ સુધી ચાલ્યું. સર મંચેરજી ભાવનગરીએ પ્રમુખસ્થાન લઇને નીચે પ્રમાણે ભાષણ કર્યું :—

આ મેલાવડામાં પ્રમુખસ્થાને કોઇ હિંદુ ગૃહસ્થ બીરાજતે તો વધારે શોભત. પણ જ્યારે મી. પરીખે મને તે પદ લેવા સૂચવ્યું ત્યારે મેં ને કબુલ કર્યું. તેમ કરવા મને કેટલાંક કારણો હતાં. હું જ્યારે નાની ઉમરનો હતો ત્યારે મને ગુજરાતી ભાષાનો શોખ હતો. મેં મહારાણી વિક્ટોરીયાના પ્રવાસનું ગુજરાતીમાં ભાષાંતર કર્યું હતું તે મારા ભંડોળમાંથી આજે મને મળી આવ્યું. મને ગુજરાતી ભાષા કંઇક આવડે છે તેનો એ પુરાવો છે. આથી મેં પ્રમુખપદ કબુલ કર્યું.

થોડાં વર્ષ થયાં ગુજરાતી સાહિત્ય પરિષદ્ એ નામનું મંડળ થયું છે. આ મંડળના કામમાં રાજપ્રકરણી તત્ત્વ દાખલ થતું નથી. તેમાં મુખ્ય હેતુ એ સમાયલો છે કે ગુજરાતી ભાષાને જાળવવી અને ખીલવવી. આમ કરવાનું શું કારણ છે એમ કોઇ પૂછે તો તેનો જવાબ એ છે કે હિંદુસ્તાનની ભાષાઓ કંઇ ધાસ્તીમાં આવી પડી છે તે કંઇ દુશ્મનના હુમલાને લીધે નથી, પણ એવો સમય આવી ગયો છે કે આપણી ભાષાઓ તથા બીજી દેશી વસ્તુઓ તરફ બેદરકારી જોવામાં આવે છે. સર્વ મરદો અને ઓરતો અંગ્રેજી અભ્યાસ કરવા લાગ્યાં છે, અને તે વ્યાજબી છે. જે ભાષામાં રાજ્યકારભાર ચાલે છે, જે ભાષામાં વેપાર ચાલે છે તે ભાષા શીખવાની લોકોને ઉલટ થાય છે, ને થવી જોઇએ. પણ તેથી કંઇ પોતીકી ભાષા છોડી દેવાની ન હોય. આપણામાંના ઘણા ફ્રેંચ, જરમન પણ શીખીયે છીયે, ત્યારે જે ભાષા આપણી કુદરતી છે તે કેમ છોડી દેવાય ? તે ભાષાની હાંસી કરવી એ કોઇ રીતે વાજબી નહીં કહેવાય. છતાં કોઇ ના પાડશે નહીં કે એવી બેદરકારી હિંદમાં ચાલી છે. મને યાદ છે કે જ્યારે હું બાળક હતો ત્યારે કેટલાક નવજવાનો પોતાના ઘરમાં પણ ગુજરાતી ભાષા બોલવા નહિ આપતા. તેમાંના કેટલાકનાં નામ હું આપી શકું છું. કેટલાક વળી અંગ્રેજોની નકલ એટલે દરજ્જે કરતા કે આયા પણ હિંદુસ્તાની રાખતા કે જેથી છોકરાંઓ અગ્રેજની માફક માત્ર જરૂર પડતું હિંદુસ્તાની જ બોલે. આ બધું અધુરી કેળવણીને લીધે થતું હતું. હવે એવા દાખલા થોડા જોવામાં આવે છે. હું ઘણા વર્ષેથી અહિં જ (વિલાયતમાં) વસું છું, છતાં પોતીકી ભાષાનો મહાવરો મેં છોડયો નથી. મને કોઇ ગુજરાતીમા કાગળ લખે તેને જવાબ ગુજરાતીમાં જ આપું છું.

હું જોઉં છું કે જે કાગળ મી. પરીખ ઉપર આવ્યો છે તે અગ્રેજીમાં છે આનું કારણ એમ હશે કે "સેક્રેટરી"એ ધારી લીધુ હશે કે ગુજરાતી કાગળ સમજવા વાંચવામા વખતે આપણને અડચણ આવે પણ તેટલે સુધી તો આપણી દશા નથી આવી પડી એ સંતોષની વાત છે. (પછી અગ્રેજી કાગળ સર મંચેરજીએ વાંચી સંભળાવ્યો. તેમાં જ્યારે ગોંડલનાં રાણી સાહેબ તથા દિ. બા. અંબાલાલ દેસાઇનાં નામ આવ્યાં ત્યારે તાળીઓના અવાજ થયા) આ કાગળમા બે દરખાસ્ત છે. એક તો એ કે આપણે અહિંથી કંઇ લખાણો મોકલવાં. બીજી એ કે પરિષદ્ને ઉત્તેજન મળે તેવા ઠરાવ પસાર કરી મોકલવા મને ઉમેદ છે કે વખત થોડો છે છતાં કોઇ ગુજરાતી ગૃહસ્થ લખાણુ મોકલી શકશે. બે ઠરાવો પસાર કરવાના છે તે તમારી આગળ રજુ થશે.

મને બહુ સારૂં લાગે છે કે મારા જુના મિત્ર અને દેશાભિમાની દિ. બા. અંબાલાલ સાકરલાલ દેસાઇ પરિષદ્‌ના પ્રમુખ થવાના છે. તેમની સારમાણસાઇ વિષે હું ઊંચો અભિપ્રાય ધરાવુ છુ વળી "રિસેપશન કમિટિ"ના પ્રમુખ ગોંડલના રાણી સાહેબ છે, એ પણ બહુ મરમ વાત છે "રિસેપશન કમિટિ" એ શબ્દ વાપરતા મને વિચાર થાય છે કે તેને માટે આપણી પાસે ગુજરાતી શબ્દ હોવો જોઇએ. પણ પરિષદ્‌ના ધારા વગેરેનો જે ખરડો આવ્યો છે તેમા પણ એઓએ અંગ્રેજી શબ્દ વાપર્યો છે. એટલે હુ પણ તે જ વાપરૂ છુ આ બતાવે છે કે આપણી ભાષા ઉપરથી આપણો કાબુ ઉડી ગયો છે

કાઠિયાવાડ અને ભાવનગર સાથે મારે ઘણો સબધ હતો તેથી જ હુ તમારી સામે આજે ગુજરાતીમા ભાષણ કરી શક્યો છુ હવે વધારે વખત નહિ રોકતા માણેકબાઇને હું તેમનો લેખ વાચી સંભળાવવાનુ કહીશ આપણા મેળાવડામા એક બાનુ છે ને તેઓ આપણને લેખ વાચી સભળાવશે, એ ખુશી થવા જેવું છે. (તાળીઓના અવાજ)

મિસિસ ઘડિયાળી પોતાનો ટુકો નિબધ (આગળના પ્રકરણમા દર્શાવેલો ૧૦૧ મો નિબધ "ઇંગ્રેજી રાહરશમો" વિષેનો) વાચી ગયા ને પછી મિ મોહનદાસ કરમચંદ ગાંધીએ દરખાસ્ત રજૂ કરી કે "ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્ જે રાજકોટમા આ માસમા મળનારી છે તેને આ સભા મુબારકબાદી આપે છે અને તેની ફત્તેહ ઇચ્છે છે"

આ દરખાસ્ત રજુ કરતા મિ. ગાંધીએ નીચે પ્રમાણે ભાષણ કર્યું :—

ગુજરાતી ભાષા વિષે કઇક વિચાર

હિંદુસ્તાનમા આજકાલ નવો પવન ચાલી રહ્યો છે હિંદુ, મુસલમાન, પારસી, એ બધા "મારો દેશ" અથવા "આપણો દેશ" એમ જપના કરી રહ્યા છે. આ બાબત આપણે રાજ્યપ્રકરણી પદ્ધતિએ વિચારવાનું સ્થાન નહિ કરીયે ભાષાની પદ્ધતિએ વિચારતા આપણને સહેજે માલમ પડી આવે છે કે "આપણો દેશ" એમ આપણે અતરનો પોકાર કરી શકીયે તે પહેલા ભાષાનુ અભિમાન આપણને આવવુ જ ઘટશે મને તો લાગે છે કે હિંદુસ્તાનમા મોટા નાના સહુ પોતપોતાની ભાષા સભાળતા થઇ ગયા છે એ સતોષકારક પગલુ છે હિંદી પ્રજા માત્ર એક ભાષા વાપરી શકે એવા ઉદ્‌ગાર જોવામા આવે છે, તેમ આગળ ઉપર બને પણ ખરૂ તે ભાષા હિંદની જ હોવી જોઇએ, એ સૌ કબુલ કરી લેશે પણ એ પગથિયુ આગળ આવી શકે છે હુ હિંદુસ્તાની છુ એવો દાવો મને આવે તેના પેટામા 'હુ ગુજરાતી છુ' એવો દાવો આવવો જોઇએ તેમ ન થાય તો "નહિ તેરમા ને નહિ ત્રેપનમા" એવુ થવા જશે દરેક પ્રાતના અગ્રેસરે બીજા પ્રાતની ભાષાઓ જાણવી જોઇએ છે ગુજરાતીને બગાળી, મરાઠી, તામીલ, હિંદી વ. ભાષા મેળવતા આવડે એ કઇ મુશ્કેલીની વાત નથી જેટલી માથાકુટ ને જેટલો પ્રયાસ આપણે કેટલાક વિચારોને લઇને ફોગટ અગ્રેજી ભાષા ભણવામા કરીએ છીએ તેથી અર્ધો પ્રયાસ આપણે હિંદુસ્તાનની ભાષાઓને વિષે કરીએ તો ઓરજ રગ આવે. તેમાં હિંદુસ્તાનના ઉદ્ધારનો સમાસ બહુ અશે થાય છે. લોર્ડ મેકોલેના હિંદુસ્તાનની કેળ-

ષણીના વિચારો ઉપર હું મોહાએલો હતો. બીજા પણ મોહાએલા છે. મારો મોહ ભાગ્યોછે. બીજાનો ભાગે એવું ઇચ્છુંછું. આ બાબત ઉપર બહુ કહેવા વિચારવાનો આ પ્રસંગ નથી. જો ઉપલી દલીલ બરોબર હોય તો આપણે આગળ વધી ગુજરાતી ભાષા વિષે આંગત વિચાર કરી શકીયે છીએ ગુજરાતીઓ એક બીજાની વચ્ચે અંગ્રેજી બોલે એ અધમ દશા સૂચવે છે એમ કહ્યા વિના રહેવાતું નથી. તેમ થવાથી માતૃભાષા કંગાળ થઇ ગઇછે. આપણે જ તેનું અપમાન કરીયે છીયે. એટલે આપણે દીન બની જઇયે છીયે. હું મારા વિચારો ગુજરાતીમાં બરાબર ન બતાવી શકુ અને ઇંગ્રેજીમાં બતાવી શકું એ વિચાર કરૂં છું ત્યારે મને કંપારી છુટે છે. જેણે પોતાની ભાષાનો અનાદર કર્યો છે, તે પોતાના દેશનું શું ભલું કરશે? ગુજરાતની મહાન પ્રજા કોઇ કાળે ગુજરાતી ભૂલી બીજી ભાષાનો અંગીકાર કરે એમ સ્વપ્ને પણ નથી સંભવી શકતું; અને જો તેવો સંભવ ન હોય તો જેઓ તે ભાષાને પડતી મૂકે છે, તેઓ દેશના એટલે પોતાની પ્રજાના દ્રોહી છે એમ કહેવું અતિશયોક્તિમાં નહિ ખપે. ભષામાં પ્રજાની છબી પડે છે એ વાક્ય અનુચિત નથી. આમ છે તો ગુજરાતી, બંગાળી, ઉરદુ, મરાઠી પરિષદો થવા લાગી છે એ બહુ સરસ નિશાની છે. બહાર જતા હિંદીઓને આ હકીકત બહુ વિચારવા જેવી છે. તેઓની જવાબદારી મોટી છે. તેઓ પ્રજાને દોરનાર થવાના છે, તેઓ જ પોતાની ભાષા ભૂલી જશે તો પાપના અધિકારી થશે. કેટલાક બહુ ઇંગ્રેજી ભણેલાનાં લખાણમાં મેં વાંચ્યુ છે, કેટલાકને બોલતાં સાંભળ્યા છે, કે તેઓ ગુજરાતી કરતાં ઇંગ્રેજી વધારે જાણે છે. આ વાત આપણને શરમ ઉપજાવનારી છે. હકીકતમાં ખરી નથી. એવું લખનાર બોલનાર ઇંગ્રેજી ભાષા શુદ્ધ લખતા બોલતા નથી, એમ કહેતાં આંચકો નથી ખાતો. એમ જ હોવું જોઇએ. કેટલાક વિચારો અંગ્રેજી ભાષામાં સહેલાઇથી બતાવાય એ માનુ છું ને તે પણ આપણને શરમાવાનુ કારણ છે. પણ અંગ્રેજી ભાષાનાં રૂઢી અને વ્યાકરણ આપણે બરોબર જાણીએ છીએ એમ સાધારણ રીતે ન કહી શકાય. ગુજરાતી ભાષાનાં વ્યાકરણ ને રૂઢિ તો સાધારણ રીતે બધા હિંદી અસલથી જ ઠીક જાણશે. ભૂતકાળને બદલે વર્તમાનકાળ ગુજરાતીમાં આપણે નહિ વાપરીયે. પણ કાળ ખોટો વપરાયલો આપણે બહુ ઇંગ્રેજી ભણેલા હિંદીના લખાણમાં પણ જોઇ શકીશું રૂઢીદોષનો તો પાર નથી. આપણે ગુજરાતી ઉચ્ચાર બરોબર ન કરીયે, જોડાક્ષર ન બોલીયે એ બને છે, તે દોષ સેહજે કહાડી શકાય તેવો છે. પણ તેથી કંઇ આપણે ગુજરાતી ઓછું જાણીએ છીએ એમ નહિ કહેવાય. વળી એમ પણ સાંભળુંછું કે અંગ્રેજી ભણવાને આવનાર વિદ્યાર્થીએ અંગ્રેજનો મહાવરો પાડવાનો રહ્યો તેમાં ગુજરાતીની છૂટ ક્યા કરે ? આ વહેમ ન કહી શકાય? ગુજરાતી ભેળા થાય ત્યારે ગુજરાતી બોલશે તેથી અંગ્રેજી જ્ઞાન ઘટવાનું નથી, વધવાનો સંભવ છે. કેમકે તેમ કરવાથી આપણા સાભળવામા માત્ર અંગ્રેજનુ જ અંગ્રેજી આવશે તેથી કાન તેજ થશે ને ખોટું અંગ્રેજી તુરત પારખી શકાશે. વળી વિલાયતમાં વસતા હિંદી વિદ્યાર્થી કઇ પોતાના અભ્યાસમાં એટલા ગિરફતાર નથી રહેતા કે થોડોક વખત પણ ગુજરાતી પુસ્તકો ન વાંચી શકે. છેવટમા તેને જો દેશની સેવા કરવી છે, સાર્વજનિક કામ કરવાં છે, તો માતૃભાષાને સારૂ તો વખત કહાડવો જ પડશે. જો માતૃભાષાને રખડાવીને અંગ્રેજી શીખવાનુ હોય તો અંગ્રેજી શીખવાનો હેતુ જે દેશકલ્યાણ છે તે જતે

રહેશે તેમ થાય તો અંગ્રેજી શીખવાની જરૂર નથી એમ સિદ્ધ થવા જશે કાપકૂપ કરતા દરદીનુ મોત થતુ હોય તો કાપકૂપ ન કરવી એમ હરકોઈ માણસ કહેશે વળી ગુજરાતી ભાષા કાઇ નાખી દેવા જેવી નથી જેમા નરસી મેતો, અખો ભગત, દયારામ આદિ કવિ થઇ ગયા છે તે ભાષાને ખીલવી શકાય એમ છે જે ભાષા બોલનારા દુનિયાના ત્રણ મોટા ધર્મ હિંદુ, ઇસલામ ને જરથુસ્તી પાળનારા છે તે ભાષાની ચઢતીની સીમા બાંધી શકાતી નથી એક જ વિચાર ગુજરાતી ભાષામા ત્રણ પ્રકારે બતાવી શકાય છીયે પારસી જેને ખુદા, મુસલમાન જેને અલ્લાહોતઆલા, હિંદુ જેને ઇશ્વર કહેશે તેને અંગ્રેજી ભાષા માત્ર ગૉડ એ જ નામથી પોકારશે મુસલમાન જે ગુજરાતી લખશે તેની અંદર અરબીની અને શેખ સાદીના ફારસીની છાયા પડશે પારસીના ગુજરાતીમા જરથુસ્તના ઝંદની છાયા પડશે હિંદુના ગુજરાતીમા સંસ્કૃતની છાયા પડશે હિંદુ મુસલમાન તો હિંદુસ્તાનની બધી ભાષાને સારૂ છે પણ પારસીને તો ગુજરાતીને જ મારૂ કેમ જાણે ખુદાએ ઇરાનથી ન મોકલ્યા હોય ? તેઓના ઉત્સાહી સ્વભાવને લીધે ગુજરાતી ભાષાને અત્યંત ફાયદો થઇ શકે છે પણ ગુજરાતી છાપાઓ તેના હાથમા છે, એટલે ગુજરાતીનું ભવિષ્ય તેઓએ બહુ જતનથી સાચવવુ ઘટે છે. તેઓને એક જ વિનંતી કરવા જેવુ છે જે હવે તમારી માદરી જબાન થઇ છે, જે ભાષા તમે હવે છોડી શકતા નથી તેનુ ખૂન ન કરો પારસી લેખક સરસ વિચાર સરલ ગુજરાતીમા મુકે છે, પણ ભાષાના ઉચ્ચાર ને જોડણીની સામે કેમ જાણે જાણી જોઇને વેર જ બાંધ્યુ હોય એમ કરે છે આ વાત ખેદકારક છે, બધા ગુજરાતીએ વિચારવા લાયક છે એનો ઉંડો વિચાર કરતા એમ કબૂલ કરવુ પડશે કે હિંદુ, મુસલમાન અને પારસી એ ત્રણેના પંથ ન્યારા છે એ ત્રણે આપ આપકી સમાને તેવુ કરી બેઠા જણાય છે મુસલમાને હજુ કેળવણીમા ઉંડો હાથ નથી ઘાલ્યો એટલે તેઓએ ગુજરાતી ભાષાની ઉપર હજુ દેખાઇ આવે એવી છાપ નથી પાડી પણ હવે તેઓ કેળવણી લે છે તેઓને લેવરાવવામા હિંદુ અને પારસી એમણે મોટુ સાહસ કરવુ ઘટે છે તેમ થાય તો તેમની તરફથી ગુજરાતી ભાષાને બહુ મોટો ટેકો મળે. રાજકોટમા બેસનારી પરિષદ્‌ને હુ તો દીન વિનંતી કરીશ કે તેના આગેવાનોએ ભાષાના જાણનાર હિંદુ, મુસલમાન અને પારસીની એક જાથુક "કમિટિ" નીમવી અને તે કમિટિનુ કામ ગુજરાતી ભાષાની ઉપર ત્રણે કોમના લખાણો ઉપર દેખરેખ રાખવાનું તથા લેખકોને સલાહ આપવાનુ રાખવુ વિચારશીલ લેખકો પોતાના લેખો આ "કમિટિ" ની આગળી વગર પૈસે સુધરાવી શકે એમ પણ બનવુ જોઇએ વિલાયત મા વસતા હિંદીને હું એટલુ કહુ છુ કે વિલાયતમા આવી બાપુડી ભાષા આપણે ભૂલવાની નથી, પણ તે ભાષાની ઉપર અંગ્રેજનો દાખલો લઇ વધારે પ્રીતિ રાખવાની છે અને જો તેઓ માહોમાહે બાપુડી ભાષાનો જ લખવામા કે બોલવામા ઉપયોગ કરશે તો ભાષાનો વહેલો ઉદ્ધાર થશે હિંદ તેથી ચડશે ને તેઓએ પોતાની એક ફરજ બજાવી ગણાશે આ કામ જરા વિચારથી સહેલમા થવા જેવુ છે *

---

* આગના પ્રકરણમા સાક્ષર કમિટિની બીજી બેઠકના રિપોર્ટમા જેને ૯૨ મા નિબંધ તરીકે નોંધવામા આવેલ છે તે જ આ ભાષણ

મિ. ગાંધીને ટેકો આપતા મિ. નસરવાનજી કૂપર બોલ્યા —

ઉપરના ઠરાવને હુ ખુશીથી ટેકો આપુ છુ પહેલો ગુજરાતી પત્ર કહાડનાર પારસી હતો, જ્ઞાનપ્રકાશ પારસીએ કહાડેલુ સ્વામીબોધના કહાડનાર મિ કાબરાજી તે પારસી હતા હાસ્યરસના લખાણુ શરૂ કરનાર તે પણ પારસી હતા, કૌતુક સંગ્રહ પણ પારસીએ કહાડયો, ઘણા અંગ્રેજી પુસ્તકોના તરજુમા પણ પારસીઓએ કર્યા બેકનના નિબધનો તરજુમો કરનાર પણ પારસી જ હતા ગુજરાતી વ્યાકરણ રચનાર મિ મંચેરશા તે પારસી હતા પહેલો શબ્દકોષ પણ પારસીએ રચ્યો, ગુજરાતી નાટકો પણ પારસીઓએ દાખલ કર્યા આમ આપણી ભાષાને પારસીઓ તરફથી ઉત્તેજન તો સરસ મળ્યુ કહેવાય પણ દિલગીરી એ છે કે હાલ તેટલી મહેનત પારસીઓ નથી કરતા

આ ઠરાવને મિ સેતલવાડે ટેકો આપ્યો

પછી મિ. ફત્તેહચદ લાલને ટેકો આપતા કેટલીક સૂચનાઓ કરી તે પ્રમુખ સાહેબની સલાહથી તેમણે લખી મોકલવા કબુલ કર્યુ*

મિ રુસ્તમજી પેસ્તનજી કરકરિયાના (ઉપલા પ્રકરણમા ૧૧૦ મા ગણેલા) ટુકા નિબધમા બે સૂચનાઓ મુખ્ય હતી એક મિ ગાંધીના ભાષણમા આવી ગઇ તેને મળતી હિંદુ, પારસી અને મુસલમાન ગુજરાતી લેખકોની એક જાથુની સમાજ થવી જોઇએ એ પ્રકારની, અને બીજી (જે મિ લાલને પણ કરેલી છે તે) એકે એક ગુજરાતી થેસોરસ રચાવો જોઇએ

તે પછી ઉપલો ઠરાવ એક મતે પસાર થયો

## ઠરાવ બીજો

મિ એદલજી ખોરીએ બીજો ઠરાવ નીચે પ્રમાણે મુકો —

હિંદુસ્તાનની જુદી જુદી ભાષાઓની ચડતી થવાના ધનાજો લેવાના જે જે પ્રયાસ થાય છે તે સર્વ આ સભા પસદ કરે છે અને માને છે કે સમસ્ત હિંદુસ્તાનના ભલાનો આધાર આવી જાતના પ્રયાસો ઉપર રહે છે

* રા રા ફત્તેહચદ કપૂરચંદ લાલને મોકલેલી આ સૂચનાઓનો નિબધ ઉપલા પ્રકરણમા ૮૫ મા નિબધ તરીકે નોધાયલો છે મિ લાલને એમા ગુજરાતી ભાષાના વિકાસને માટે ( ) અંગ્રેજી ભાષાના થેસોરસ જેવો ગુજરાતી અર્થકોષ રચાવો જોઇએ (૨) સસ્કૃત ભાષાના મેદનીકાર જેવો ગુજરાતી કોષ, કે જેમા શબ્દોના તેમના અક્ષર પ્રમાણે વર્ગીકરણ હોય એવો રચવો જોઇએ (૩) ગુજરાતી પુસ્તકો છાપવામા હિંદી એટલે કે દેવનાગરી લિપિ વધારે વપરાશમા લાવી જોઇએ, (૪) ચોપડીઓ ગરીબો અને મધ્યમ સ્થિતિનાને માટે સસ્તી થવી જોઇએ, (૫) વિજ્ઞાન વિષયોનો પારિભાષિક કોષ થવા જોઇએ (૬) જુના સાહિત્યનો ઉદ્ધાર કરવો જોઇએ, (૭) લેખન અને વક્તૃત્વને સારા પારિતોષિક સ્થાપી ઉત્તેજવા જોઇએ, વગેરે સૂચનાઓ કરી હતી

આ ઠરાવ ઉપર વિવેચન કરતાં મિ. ખોરી કે જે નાની વયથી ગુજરાતી લેખક તરીકે પંકાયલા છે તે બોલ્યા:—

ખરૂં પૂછીએ તો ગુજરાતી એ પારસીઓની માતૃભાષા છે. જ્યારે પારસી નાસીને આવ્યા, ત્યારે હિંદુઓએ મદદ કરી. આપણે તેઓના ઘણા રીવાજો દાખલ કર્યા છે. પણ આપણે કમનસીબે હિંદુઓના પ્રસંગમાં થોડા આવ્યા છીએ. ગામડાંઓના પારસી શહેરના પારસીઓ કરતાં સરસ ગુજરાતી બોલે છે. પારસી લખાણ રંગીલું છે, પણ તેઓ હિંદુઓના જેવું શુદ્ધ નથી લખતા. જ્યારે હું કોલેજમાં હતો ત્યારે મેં એરેબીયન નાઇટસનો તરજુમો કરેલો. ત્યાર પછી વીશેક નાટકો લખ્યાં. બીજાં પણ ઘણાં પુસ્તકો મેં લખ્યાં છે, તે ઉપરથી હું જોઇ શકયો છું કે આપણે ગુજરાતી ભાષાને ખીલવી શકીએ છીએ. આણેકબાઇ પારસી છતાં તેમણે જે વાંચી સંભળાવ્યું તે સ્પષ્ટ છે. તેમનો દાખલો પારસીઓ લેશે તો સારૂં.

આ ઠરાવ ઉપર ભાવનગરના કુમાર શ્રી જોરાવરસિંહજી, દક્ષિણ આફ્રિકાના મિ. હાજી હબીબ, મિ. આંગલિયા વગેરે બોલ્યા.

મિ. હાજી હબીબે કહ્યું કે:—આપણી માદરી જબાનને બચાવવાનો ઉપાય ચાલે છે તે સરસ છે, ને તેથી હું ખુશી થાઉં છું. જે કાગળ અંગ્રેજીમાં આવ્યો તે ગુજરાતી તથા અંગ્રેજીમાં આવ્યો હત તો વધારે ઠીક ગણાત. પારસી ભાઇઓ ગુજરાતી બોલતાં બહુ અંગ્રેજી લવઝ વાપરે છે, તે ન વાપરે તો કેવું સારૂં કહેવાય!

મિ. આંગલિયા બોલ્યા:—મારા રફિક કહી ગયા તેને હું મળતો છું. હું ગુજરાતમાં જન્મ્યો તેથી મગરૂર છું. જ્યારે હું એક બીશીમાં જમવા ગયો ત્યારે ત્યાં ઘણા હિંદી હતા, તેઓ અંગ્રેજી બોલતા હતા. મેં કહ્યું કે, દેશીઓ પોતપોતામાં અંગ્રેજી બોલે એ તો શરમ ભરેલું ગણાય. તેથી તેઓને શરમ ઉપજી ને હિંદુસ્તાની બોલવું શરૂ કર્યું.

ઇંડિયન સ્પેશી બેંકના મેનેજર મિ. છોટાલાલ, મિ. ચંદુલાલ દેસાઇ, તથા મિ. ગોકુળ દલાલ પણ ટેકો આપતાં થોડું બોલ્યા, અને બીજો ઠરાવ એકમતે પસાર થયો.

પછી દાક્તર ધરિયાળીએ પોતાનો લેખ વાંચી સંભળાવ્યો. *

### ત્રીજો ઠરાવ.

દાક્તર ધરિયાળીએ ત્રીજો ઠરાવ નીચે પ્રમાણે રજુ કર્યો:—

જેનું દરેક કામ ગુજરાતીમાં ચાલે, તથા જેથી ગુજરાતી ભાષાની ખીલવણી થાય એવું મંડળ અહીં ઇગ્લાંડમા સ્થાપવામાં આવે તો હાજર રહેલા ગુજરાતીઓ તેમાં દાખલ થવા રાજી છે.

આ ઠરાવની સામે ત્રણ જણ હતા તેથી તે વધુમતે પસાર થયો.

* આ ઉપલા પ્રકરણમાં નોંધેલ ૧૦૭ મો "મારી આંખોએ ઇગ્લાંડ" એ નામનો નિબંધ.

પછી મિ. પરીખે પ્રમુખ સાહેબનો ઉપકાર માનવાની દરખાસ્ત કરી તે પસાર થઇ ને સભા ૬-૩૦ વાગે બરખાસ્ત થઇ.

## પહેલો દિવસ.

૨. **આરંભ**—ઉપરના અહેવાલો તા. ૨૩ મીને દસેરાને દિવસે આવ્યા. પ્રદર્શન પણ તે જ દિવસે ખુલ્લું મુકવામાં આવ્યું: પ્રદર્શન, સરભરા, સાક્ષર કમિટિ, પરિષદ્‌ની ટિકિટો, કોનૉટ હૉલની વ્યવસ્થા, છાપખાનાં, અને પ્રજાકીય બનવા પામેલી સંસ્થાનો પત્રવ્યવહાર, એ સર્વને સમાલવામાં પરિષદ્‌ની ઑફિસ (લખતરનો ઉતારો) અખંડ ઉઘાડી રહેવા લાગી, અને તા. ૨૬ મી થઇ ત્યાં તો સભાસદોની પધરામણી થવા લાગી રા. રા. રણછોડભાઇ ઉદયરામજી, અને હરિકૃષ્ણ લાલશંકર દવે ગોંડલનો મહોત્સવ પૂરો થતાં આવ્યા, પ્રમુખ સાહેબ અને અમદાવાદ, મુંબઇનાં મંડળ તા. ૨૭ મી એ સવારમાં આવ્યા, અને રાત થતાં મુખ્ય આવનારા હતા તેમાં ફક્ત રા. રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી બાકી રહ્યા. પૂર્ણિમાને દિવસે બરાબર અગિયાર વાગે ત્રીજી પરિષદ્‌ની બેઠક શરૂ થઇ. હૉલમાં પેસતાં છેલ્લી હારોમાં શિક્ષકો, તેમની ઉપર પ્રેક્ષકો, તેમની ઉપર સ્ત્રીશિક્ષકો અને આગળ ચાલતાં સભાસદો, તથા અગ્ર ભાગે એક તરફ સત્કારમંડળ અને બીજી તરફ કાઠિયાવાડ બહારના પ્રતિનિધિઓ અને આગેવાન વિદ્વાનો એ પ્રમાણેની ખુરશીઓની વ્યવસ્થા હતી. વર્તમાનપત્રોના પ્રતિનિધિઓને માટે રાજકુમાર કોલેજનાં ખુરશી-ટેબલવાળાં સંયુક્ત આસનો હતાં. મહારાણી વિક્ટોરિયાની પ્રતિમાની આસપાસના ઉચ્ચાસન (dais) ઉપર મધ્ય ભાગે પ્રમુખની ટેબલ અને તેની બન્ને બાજુએ ખુરસીઓની હારમાં એજન્સીના અમલદારો અને તેમનાં બાનુઓ, રાજાઓ, રાણીઓ અને કુંવરીઓ બીરાજ્યાં હતાં. પહેલી હારમાં જમણી બાજુ પર મિસિસ હિલ, શ્રીમતી રાણી સાહેબ નંદકુંવરબા, સી આઇ., મી. હિલ, એજન્ટ ટુ ધિ ગવર્નર, ને. ના. લાખાજીરાજ, રાજકોટ ઠાકોર સાહેબ, દરબાર શ્રી બાવાવાળા, વડીયા, મિ. સી. મેધન., ને. ના. દોલતસિંહજી., લીમડી ઠાકોર સાહેબ., મી. એચ. ડી. રેન્ડોલ., મિસિસ રેન્ડોલ; ડાબી બાજુપર, કુંવરી શ્રી લીલાબા, કુંવરી શ્રી બાકુંવરબા, ગોંડલનાં સૌ. યુવરાણી, કુમાર શ્રી ભોજરાજજી, કુમાર શ્રી દિગ્વિજયસિંહજી, રા. રા. મણિલાલ ગોવિન્દલાલ, હરજીવન ભવાનભાઇ કોટક; બીજી હારમાં જમણી બાજુ પર મી. સિતારામ પંડિત, ને. ના. ભગવતસિંહજી, ગોંડલ ઠાકોર સાહેબ, દરબાર શ્રી વાજસુરવાળા, જાડેજા બાલસિંહજી, રેવ. સ્ટીવન્સન, કુમાર શ્રી મુર્તઝાખાનજી, રા. રા. પ્રભાશંકર દલપતરામ પટ્ટણી, સી.આઇ.ઇ., અને ડાબી બાજુપર દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇ, ખાન બહાદુર એજનજી મેરવાનજી ડમરી, ગંગાસ્વરૂપ શિવગૌરી ગજ્જર, સૌ. વિદ્યાગૌરી નીલકંઠ, સૌ. શારદાગૌરી મેહેતા, મિસિસ ઝવેરી, મિસિસ ઠાકોર, મિસિસ માર્કર, મિસ મેકારી; પ્રમુખ સાહેબના ટેબલની પાછળની હારમા શમ્સુલ ઉલ્મા જીવણજી મોદી, રા. રા.

રમણભાઇ મહીપતરામ નીલકંઠ, આનંદશંકર બાપુભાઈ ધ્રુવ, કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, પુરૂષોત્તમ વિશ્રામ માવજી, લાલશંકર ઉમીયાશંકર ત્રવાડી, રણછોડભાઇ ઉદયરામ ડાહ્યાભાઇ પિતામ્બરદાસ દેરાસરી, કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, નગીનદાસ ત્રિ. માસ્તર, ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, દલપતરામ ભગવાનજી શુક્લ, કલ્યાણરાય જોશીભાઇ બક્ષી, અમૃતલાલ રણછોડદાસ બક્ષી, ગુલામ મહમદ બાવા મિયા મુનશી, કેશવલાલ ગિરિધર-લાલ ત્રિવેદી, રણછોડદાસ વૃંદાવનદાસ પટવારી દેવચંદ ઉત્તમચંદ પારેખ, ગુલાબરાય વ્રજેશંકર છાયા, હરિલાલ માધવજી ભટ્ટ, મંત્રીઓ, વગેરે હતા

સર ચાર્લ્સ ઓલીવંટે કોનૉટ હૉલ બંધાવ્યો, તે પછી એમાં ન્હાના મોટા અનેક દરબાર ભરાયા છે, અને ઘણી સભાઓ થઇ છે, પરંતુ એમાંના કોઇ પ્રસંગે આટલી મોટી સભા ભરાયલી નહિ, અને તેમાં કાઠિયાવાડ બહારના પ્રતિષ્ઠિત પુરૂષોની આટલી સંખ્યા તો હોય જ ક્યાંથી? વળી વચને માન આપવું કાઠિયાવાડનું એક ખાસ લક્ષણ હોવાથી કારોબારી કમિટિ આ પરિષદ્ વિષે બીજી પણ એક વાત આનંદથી નોંધે છે તે એ કે પહેલી અને બીજી પરિષદ્ના કરતાં આ ત્રીજી પરિષદ્માં ગુજરાત કાઠિયાવાડના વૃદ્ધ વિદ્વાનોની સંખ્યા તરી આવે એટલી વધારે હતી.

પ્રમુખ અને રાણી સાહેબના ભાષણ તથા રા બ લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ પારેખ રા રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, રૂપશંકર ઉદયશંકર ઓઝા, મનસુખલાલ રવજી મહેતા, મનસુખ કિરતચંદ મહેતા અને પુરૂષોત્તમ વિશ્રામ માવજીના નિબંધો છાપેલા તૈયાર હતા તે કાર્યારંભ પહેલાં વહેંચવામાં આવ્યા બીજા છત્રીશ નિબંધો* છાપેલા હતા, તેની નકલો જુજ કીમતે મળી શકે એવી ગોઠવણ કરેલી હતી

---

* એ છત્રીશ નિબંધોની યાદી નીચે પ્રમાણે —

નિબંધો.

| | | |
|---|---|---|
| ૧. | રા. નરસિંહરામ ભોળાનાથ દિવેટિયા ભરતખંડ માટે એક ભાષા . | ૦–૩–૦ |
| ૨. | રા. હરિલાલ માધવજી ભટ્ટ નવી ગુજરાતી વાચનમાળાનું અવલોકન | ૦–૨–૦ |
| ૩. | રા. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી ભાષા શક્તિ .. | ૦–૧–૦ |
| ૪. | રા રમણભાઇ મહિપતરામ નીલકંઠ ગુજરાતી ભાષાનો આ ભ | ૦–૧–૦ |
| ૫ | સૌ. શારદાગૌરી મહેતા ભાષાની ઉત્પત્તિ . ... . | ૦–૦–૬ |
| ૬. | કુ શ્રી લીલાવતી સ્ત્રીકેળવણી અને ઓઝલ પડદો .. .. | ૦–૦–૬ |
| ૭ | મિસ મેરી ટગનાડમાં અપાતી કન્યાકેળવ ણી .. .. | ૦–૦–૬ |
| ૮ | સૌ વિદ્યા નીલકંઠ ગુજરાતની સ્ત્રી રત્નો .. .. | ૦–૧–૦ |
| ૯. | મ સ્વ સુલોચના સ્ત્રી ધર્મ ... .. .. | ૦–૦– |
| ૧૦. | મ રવ ચંદ્રપ્રભા સ્ત્રી કેળવણી .. .. . | ૦–૧–૦ |

મોરબીના વૃદ્ધ શીઘ્ર કવિ શંકરલાલ માહેશ્વરે પરિષદ્‌ને આશીર્વાદના શ્લોક રચ્યા હતા, તે પણ વહેંચવામાં આવ્યા. એ શ્લોક નીચે મુજબ :—

॥ श्री राजराजेश्वरो जयति ॥

॥ वंदे श्री राजराजेशी राजराजेश्वरौ शिवौ ॥ गुरुच करुणामूर्त्ती श्री केशवमहेश्वरी ॥ १ ॥
॥ श्री मद्गुर्जरसाहित्यपरिषत्कल्पवल्लरी ॥ श्री राजदुर्गनगरालवालेऽतिमनोहरे ॥ २ ॥
॥ संरोपिता या विबुधैःसर्वलोकहितैषिभिः ॥ श्री गोंडलपुरेंद्रश्रीभगवत्सिंह वर्मणः ॥ ३ ॥
॥ धर्मपत्न्या कुलवतीशिरोमणिसमानया ॥ श्रीमन्नदकुमार्य्या या प्रेमपीयूषपोषिता ॥ ४ ॥
॥ महासभ्यसुशाखाढ्या प्रेक्षकोत्तमपल्लवा ॥ अनेकनविशालज्ञसद्गृहस्थसुपुष्पिता ॥ ५ ॥
॥ या संप्रययातृतीयाप्यद्वितीयेव विराजते ॥ साभीष्टफलदा भूयाद् दयादृष्टिसुवृष्टिभिः॥६॥
॥ कृपापीयूषपाथोदप्रवरश्रीमदेशितु ॥ मेहाराजश्री रवाजिपाठशालैकसाक्षिणः ॥७॥
॥ श्रीमत्केशवशिष्यस्य महेश्वरतनूजने ॥ रिति शकरलालस्य प्रार्थना प्रति शंकरम् ॥८॥

॥ साहित्यप्रीतिवंतो बुधनृपमणयः सतु साहित्यतत्व-
॥ ज्ञातार.संतु सर्वे सरससरलसत्काव्यकर्त्तार आशु ।
॥ गौर्जर्य्या देववाणीप्रथमतनुजया सद्गिरा साधुवद्धै
॥ भव्यैः काव्यैः प्रतुष्टाः परशिवदयया संतुनार्य्यो नराश्च ॥ ९ ॥

---

૧૧. મિસિસ જરબાનુ કોહાવાળાં. સ્ત્રી જાતિનો ધર્મ. ... ... ... ૦–૦–૬
૧૨. રા. કુંવરજી ખડુભાઇ. એન્જિનીયર. ... ... ... ... ૦–૧–૦
૧૩. રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા. યુનિવર્સિટિમા ગુજરાતીને સ્થાન. ... ૦–૧–૦
૧૪. રા. ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી કાન્હડદે પ્રબધ. .. ... ૦–૧–૦
૧૫. રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ ગુજરાતમાં સ્થાપત્ય અને શિ‘પકળા. ... ૦–૧–૦
૧૬. રા. દુર્ગાશંકર કેવળરામ દવે. ઋક્ સહિતાની પ્રથમ ઋચ્ ... ૦–૧–૦
૧૭. રા. ગણુપતલાલ દયાશંકર મહેતા. બીયાવા તરીકે વાપરવામાં આવતા દાણા. ૦–૧–૦
૧૮. રા. હીરાલાલ ત્રિ. પારેખ. ગુજરાતના ઇતિહાસમા સિક્કાની સાક્ષી. ... ૦–૧–૦
૧૯. રેવરંડ સ્ટીવન્સન. બાઇબલના ગુજરાતી ભાષાના તરજુમાનું ઐતિહાસિક વર્ણન. ... ... ... ... ... ... ૦–૧–૦
૨૦. રેવરંડ ડા. ટેલર. મુસલમાની સમય પહેલાંના ગુજરાતી સિક્કા ... ૦–૧–૦
૨૧. રા. નરહરિ કરણારામ દેસાઇ. ગુજરાતી સાહિત્ય અને ઇતિહાસ. ... ૦–૧–૦
૨૨. રા. નરસિંહદાસ ભગવાનદાસ વિભાકર. નૂતન ગુજરાતને કેવા સાહિત્યની અપેક્ષા છે. ... ... ... ... ... ... ૦–૧–૦
૨૩. રા. કૃષ્ણરાવ ભોળાનાથ દિવટિયા. હિંદુસ્તાન માટે એક ભાષા. ... ૦–૦–૧
૨૪. રા. મોહનલાલ પાર્વતીશંકર દવે. ગ્રંથાવલોકન કલા. ... ... ૦–૧–૦
૨૫. રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી. ભાષા અને વિચાર. ... ... ૦–૦–૬
૨૬. રા. પિનાકીપ્રસાદ મહાદેવપ્રસાદ દેસાઇ. સમાજ, સાહિત્ય ને કેળવણીનો પરસ્પર સંબંધ. ... ... ... ... ... ૦–૦–૧

શ્રી ગુર્જર સાહિત્ય પરિષદ્રૂપ કલ્પલતા કે જે શ્રી રાજકોટરૂપ ક્યારામાં લોક હિતેચ્છુ વિદ્વાન લોકોએ રોપી છેઃ શ્રી ગોંડલના મહારાજા નેક નામદાર ઠાકોર સાહેબ શ્રી ભગવતસિંહજીના ધર્મપત્ની અખંડ સૌભાગ્યવંતા બાશ્રી નંદકુંવરબાએ કે જે કુલવતી સ્ત્રીઓના શીરોમણી સદ્રૂપ છે તેણે પ્રેમામૃતથી જેનું પોષણ કરેલ છેઃ મહા સભ્ય રૂપી જેની શાખાઓ છેઃ પ્રેક્ષકો રૂપી જેના પલ્લવો છેઃ અનેક કવિઓ શાસ્ત્રીઓ અને સદ્ગૃહસ્થ રૂપ જેનાં પુષ્પો છે અને જે સંખ્યાથી ત્રીજી છતાં અદ્વિતિય જેવી શોભે છેઃ તે સાહિત્ય પરિષદ્ રૂપ કલ્પલતા કૃપારૂપી અમૃતના મહા મેઘ સ્વરૂપ શ્રી મહેશ્વરની દયા દ્રષ્ટિ રૂપી વૃષ્ટિથી ઇચ્છેલાં ફળોને આપનાર થાઓ, એવી શ્રી શંકર પાસે મારી પ્રાર્થના છે.

શ્રી પરમ શિવની દયાથી સાહિત્યમાં પ્રીતિવાળા રાજાઓ અને વિદ્વાનો રૂપી મણિઓ સાહિત્યનું ખરૂં સ્વરૂપ જાણો, સર્વ લોકો સરસ અને સરળ કાવ્યના કર્ત્તાઓ થાઓ અને દેવવાણીની પ્રથમ પુત્રી રૂપ ગુર્જર ગિરાએ બંધાએલાં ભવ્ય કાવ્યો વડે સ્ત્રીઓ અને પુરૂષો હષ્ટપુષ્ટ થાઓ.

**૩. સંગીત**—મંગલા ચરણમાં ત્રણ ચીજો સંભળાવવામાં આવીઃ **નરસિંહ મહેતાજીનું** "અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ" એ પદ, રા. રા. જન્મશંકર **મહાશંકર બુચે** ("લલિતે") ખાસ આ પરિષદ્‌ને માટે કાઠિયાવાડની એક લોક પ્રિય રાહમાં રચેલું "અમે તો કાઠિયાવાડી" નામનું ગીત, અને નર્મદકૃત "જય જય ગરવી ગુજરાત".*

---

* નર્મદની આ કવિતાને માટે રા. રા. જિ. બિ. આચરેકરે જે સંગીત યોજ્યું હતું તે સંગીતશાસ્ત્રીઓને, મંગીતભોગીઓને તેમ જ સામાન્ય પ્રજાને અત્યંત પસંદ પડેલું હોવાથી અહીં આપવામાં આવે છે. નર્મદની આ ઘેર ઘેર જાણીતી કૃતિનું આવું સર્વમાન્ય મંગીત પરિષદ્ રાજકોટમાં આવતાં એક દક્ષિણી સંગીતશાસ્ત્રીયે યોજ્યું એ પણ એક નોંધી રાખવા લાયક બીના છે.

રાગ સોરઠ. તાલ—ત્રિવટ. માત્રા—૧૬.

[ સાંકેતિક ચિહનો—મધ્ય, તાર એ ત્રણ સપ્તક માટે ચિહનો અનુક્રમે—સા સા. શુદ્ધ, કોમલ, એ સ્વર માટે ચિહનો અનુક્રમે—સા સા મુખ્ય, સાધારણ, ખાલી એ ત્રણ તાલ માટે ચિહનો અનુક્રમે— જ જ જ.

મૂક માત્રાઓમાટે ૦. પહેલી કડી પ્રમાણે જ બધી કડીઓ ગાવાની હોવાથી એક જ કડી આપી છે. ]

૧: જ ય જ ય ગ ર વી ૦ ૦ ૦ ગુ જ રા ૦ ૦ ત

. સા સા સા:સા રે રે મ મ પ પ ની:ની:સા સા સા સા

આમાંથી "અમે તો કાઠિયાવાડી" ની ગઝલ આ પરિષદ્‌ને પ્રસંગે કાઠિયાવાડની ગુજરાતને આવકાર આપવાની ઉત્સાહ ભરી લાગણી માંથી ઉદ્‌ભવેલી હોવાથી અત્ર આપવી ઘટે છેઃ-

### અમે તો કાઠિયાવાડી.

૧.

(ગઝલ.)

અમે તો કાઠિયાવાડી, સરલ સૌરાષ્ટ્રવાસી :
ભૂખ્યા ઉર-ભાવના પ્રભુભક્તની ભૂમી અમારી !

(બએત.)

અમ ડેલિયે આવો સજન,
પધરાવિયે દિલ-ડાયરે :

---

— o – =
૨. જ ય જ ય ગ ર વી o o o ગુ જ રા o o ત
નીધપધ મ્ મ્ પ પ નીધપ મ્ ગ રે ગ સા

– o – =
૩. o o દી o પેં o અ રૂ ણું o પ ર ભા o o ત
ટુક ૧ પ્રમાણે.

– o – = –
૪. જ ય જ ય ગ ર વી o o o ગુ જ રા o o ત o o o o
નીધપધ મ્ મ્ પ પ નીધપ મ્ ગ રે ગ સા ———

o – = – o –
૫. ધ્વ જ પ્રે કા o શ શે o ઝ ળ ળ ક સુ મ્ થી o પ્રે o મ શૌ o ર્યં
o = –
અ o કી o o o o ત

/ / / / / / / /
મ્ મ્ મ્ પ પ પ ની ની સા સા સા સા ની ની સા સા ની ની ની ની સા સા
/ / /
ની સા રે સા નીધ પ પ

o – = – o –
૬. તું o ભ ણુ વ ભ ણુ વ નિ જ સ ન્ ત તિ સ ઉ ને o પ્રે o મ ભ ક્
=
તિ ની o રી o o ત

/ /
ગ મ્ પ ધ ધ ધ ધ ની પ ધ ની ની સા સા નીધ પ પ મ્ મ્ મ્ મ્ પ
ધ પ મ્ ગ રે રે રે

– o – =
૭. o o ઊં o ચી o તુ જ સુ ન્ દ ર જા o o ત—ટુક ૧ પ્રમાણે.
૮. જય જય ગરવી ગુજરાત—ટુક ૨ પ્રમાણે.

રેલી કસુમ્બલ રંગ નયને,
ચેતના જ જગાવિયે !

૨.

(ગઝલ)

અમારે ડોલતે ડુંગર ઝુલે હો ! દેવવાડી
વસે ત્યાં ધર્મવીર પ્રેરક પ્રચારક સન્ત જાતિ !

(બએત)

નરસિંહ મીરાં ને સુદામા
ત્યમ શ્રીકૃષ્ણ અશોકને
વાત્સલ્યભર પગલે પનોતે—
પ્રાણ પરાગ અમ ધરે ?

૩

(ગઝલ.)

ઝઝૂમે ઝુંડ ઝાડી સોરઠા દુહા ગજાવી
ઘૂમે ત્યાં રાજવીર રક્ષક સહાયક સિદ્ધ જાતિ !

(બએત)

રણધીરને પગલે પળી
અમ જાત સ્વસ્થ બનાવિયે :
રાજા પ્રજાની દિલબરી—
સ્વસ્થાન જાળવે ઝીલિયે !

૪

(ગઝલ)

અમારે આંગણે ઘૂરતો જ સાગર કંઇ તરંગે
નીતરતે નીર ધરતો લ્હાણ મોતીની ઉમંગે !

(બએત)

પશ્ચિમને બારે બ્રિટિશ—
ને—હિન્દજન—સામ્રાજ્યનો—
આવું અટલ ગુજરાત-બન્ધુ :
શાન્ત આમ પ્રગતિ ધરો !

૪. પરિષદ્ ખોલવાની ક્રિયા :—પ્રસ્તાવનામાં કાઠિયાવાડના વાસાસાન એજંટ ટુ ધિ ગવર્નર મહેરબાન હિલ સાહેબે નીચેનું નિતાક્ષર ભાષણ કર્યું.

In one respect it is, I fear, of questionable propriety that I should stand here to address this assemblage at all but precisely because of that doubt I claim a double degree of indulgence and sympathy at your hands, inas-

much as circumstances have required me to divide into two portions the remarks I have to make in connection with object of which' though I fully appreciate its high importance, I cannot claim any special knowledgs From another point of view, it is a peculiar pleasure to me to have been given the opportunity by your committee to express, on behalf of all classes in Rajkot and Kathiawar, the welcome which all desire to extend to the Sahitya Parishad here assembled

As you have heard, the Gujarati Literary Conference opens here to day its third sitting, the two previous conferences having been held at Ahmedabad and Bombay The prime mover in organizing these meetings is the son of a distinguished educational officer of Government, whom it was my privilege to know and respect 22 years ago when I first came to India, and the movement thus organized shows that the son is a worthy successor to his father Mr Ramanbhai's opening speech at the first conference at Ahmedabad defined the scope and object of the Sahitya Parishad as he projected it, and its proceedings have followed the lines which he then sketched out Hitherto, it is true, the conferences have lived rather precariously, depending upon the spasmodic energies of the founder and a few zealous friends, and the Society, as such, has lacked the guarrantee of a continuous existence I am glad to learn that the conference of this year contemplates taking steps to place matters upon a sounder and more permanent footing, and that it is intended to draw up what may be called a constitution, with (as the legislaters express it) a "statement of objects and reasons " There is no question of the wisdom of this step The appointment, from year to year, of officers, the establishment of a central office, and a definition of the aim and scope of the association, are all essential to the premanent life of a movement of this kind and ignorant as I fear I am of Gujarati literary works and history I know that certain secure foundations are necessary for "any" structure designed to be of more then ephemeral use

And may I say a few words without presumption, of advice ? I have had the advantage of reading a short resume of the proceedings of your Society, supplied to me by the kindness of your committee, and I notice that, with a view to securing that the papers to be read shall conform to the objects of the conference your committee, have, very wisely, notified to contributors to your debates that all papers will be scrutinized by a sub-committee appointed for the purpose Now, since I understand that this very reasonable procedure has given rise to remonstrances from some quarters I should like to say that such a course is an entirely usual one and is recognized as necessary in all societies such as yours It may be indeed an essential one Some of you may

have read of the break-up of "Our Society on the Stanislaus" as described by Bret Harte. Well, it is not that missiles of sandstone are likely to dissipate the literary conferences of Gujarat, but there is a very real danger and especially here in India—to all societies with a special object in view that, if they spread their nets too wide, or admit to their debates subjects not within the four corners of their programme, they may find that the innovators grow in strength until they oust the society from the sphere of usefulness aimed at by its parents. I do not think I need indicate more precisely here the special dangers confronting this conference, since they are present to the minds of all of you and have indeed been foreshadowed to the committee in some of the contributions scrutinized. But what I want to suggest to you, the conference of this year, is that assembled as you are in the midst of the ancient aristocracy of India, an aristocracy which, however, has shown, in a very marked degree, its capacity to adapt itself to modern conditions, and which extends to this conference its hospitality and patronage, you have a unique opportunity for marking out your lines of advance for the future in a spirit truly consonant with your avowed aims. Literature and historical research—these were the objects to pursue which you were founded. Do not permit yourselves to be diverted from the wide field of usefulness which these objects open out for you.

I have already had the pleasure of declaring open the Exhibition which is attached to this conference and of viewing the in some cases, priceless exhibits. These alone, accumulated through the exertions of the Committee appointed by the Sahitya Parishad, would justify the latter's existence, and I need not say more about them. I notice from the information which has been supplied to me that a very wise ruling was passed at, I think, the second meeting of the conference namely, that no speeches should be made in connection with the papers read but that the discussions should be by reasoned papers prepared carefully beforehand. That I think, though there may be exceptional occasions requiring a departure from it, was an essential and wise procedure to establish. I notice too that there has been a progressive advance certainly in the number of papers submitted to you and, I gather, also in their quality, and I hope that it will be duly recorded after this session that the third conference attained to an even higher level than the second.

In welcoming you here at the capital of the province of Kathiawar, I want to ask the conference whether they could kindly arrange to accept the foundation of a bronze medal or something of that kind to mark excellence in some essay on each periodical meeting of the Sahitya Parishad. I have ascertained that several European officers of the Agency, and others also, would gladly assist me in such a foundation, and I shall be gald,

therefore, if your conference will consider the matter. I am not yet prepared to suggest the precise nature of the essays for which the prize medal should be awarded, but perhaps if you see your way to accepting the suggestion, you would be so good as to submit to me and the other subscribers, for consideration, your proposals in this matter. So far as my ideas have at present travelled I am inclined to think that the best essay on some subjects such as "Moral Education in schools" would be an appropriate one provided always that the Sahitya Parishad would consider that to be a subject affiliated to their aims.

I do not wish to detain you longer from your proceedings and from listening to the address of welcome which will be delivered to you by the distinguished lady who has kindly accepted the post of President of the Reception Committee. There is no other part of India in which your Conference will be welcomed in more graceful fashion than here where the Rani Saheb of one of our larger States is prepared to express to you on behalf of the Committee, the welcome which all desire to extend to you. As you are aware it is only a day or two since Her Highness and His Highness the Thakor Saheb of Gondal have celebrated the 25th anniversary of the commencement of their rule at Gondal and if any circumstance could add lustre and enthusiasm to her presence here, it would be a coincidence such as this which is a subject of such cordial and genuine congratulation throughout the province. The President of your committee is also a most distinguished man whom it would be presumption on my part to introduce to you since you all know him by repute, and it thus only remains for me on behalf of those in Kathiawar who will consent to regard me as their representative once more to welcome this gathering here to Rajkot and to wish every possible success to its proceedings this year and to the future career of the Sahitya Parishad.

એ ભાષણનો ગુજરાતી તરજુમો ગ. રા. રણછોડભાઇ ઉદયરામે નીચે પ્રમાણે સંભળાવ્યો

(તરજુમો)

આ મેળાવડા આગળ હું ભાષણ કરવા ઉઠું એ જ એક રીતે જોતા, મને દહેશત રહે છે કે, સમાન પરની વાત લાગે એમ છે પણ ખાસ એ કારણથી મારે આપની એવડી ઉદારતા અને સહાનુભૂતિ માગવી જોઇએ. આપના વિષયોનું મને કંઇ ખાસ જ્ઞાન છે એવો દાવો પણ હું કરી શકું એમ નથી અને વળી એ વિષયો પરત્વે મારે જે કંઇ કહેવાનું છે તે સંજોગોને વશ થઇને મારે બે પ્રસંગોમાં વહેંચી નાખવું પડતાં અર્ધું મે પ્રસ્તાવ ખુલ્લું મુકવાની ક્રિયા વખતે કહ્યું હતું અને અર્ધું આજે કહીશ, એ પણ મારી મુશ્કેલી છે પણ એ વિષયોનું ઉચ્ચ પ્રતિનું મહત્ત્વ હું પૂરી રીતે સ્વીકારૂં છું અને બીજી રીતે જોતા, આ ફેરે આ સ્થળે ભરેલી ગુજરાતી

સાહિત્ય પરિષદ્‌ને રાજકોટ અને કાઠિયાવાડની સર્વ વર્ગની પ્રજા જે આવકાર આપવા ઇચ્છે છે તે તેમના વતી મારી ફાળ આપવામાં કંઇક ઔચિત્ય પણ છે, અને આપની કમિટિએ મને એ આવકાર આપવાની આ તક આપી છે તેથી મને ખરેખર આનંદ થાય છે.

આપ જાણો છો કે આજે અહીં ગુજરાતી સાહિત્ય પરિષદ્‌નું ત્રીજું અધિવેશન શરૂ થશે. આ પહેલા બે અધિવેશનો અમદાવાદ અને મુંબઇમાં થઇ ચુકેલા છે આ અધિવેશનોની હીલચાલમા જે મુખ્ય અગ્રેસર છે તેમના પિતા સરકારના કેળવણી ખાતાના એક વિખ્યાત અમલદાર હતા હુ આજથી બાવીશ વર્ષ ઉપર હિંદમા પ્રથમ આવ્યો ત્યારે એ માનનીય અમલદાર—સ્વ મહીપતરામ—ની ઓળખાણ કરવાનો લાભ મને મળ્યો હતો અને આ પરિષદની હીલચાલ બતાવી આપે છે કે મિ. રમણભાઇ એમના પિતાના લાયક અનુયાયી છે મિ રમણભાઇએ અમદાવાદની પ્રથમ પરિષદ્‌નો આરંભ કરતા કરેલા ભાષણમા પરિષદ્‌ને પોતે જે પ્રકારની યોજી હતી તે પ્રમાણેની તેના હેતુ અને પ્રદેશની મર્યાદા બાંધી અને એઓએ તે પ્રસંગે જે રેખાઓ છાંટી તેની અંદર પરિષદ્‌નો આજ સુધીનો કાર્યક્રમ સમાઇ રહેલો છે એ ખરૂ છે કે પરિષદ્‌નો આધાર આજ સુધી તો તેના આદ્ય પ્રવર્તક અને કેટલાક ઉત્સાહી મિત્રો (સેવકો) ઉપર રહ્યો છે, એ સસ્થાના ચાલુ ટકાવની પાકી ખાતરીના સાધન હજી સુધી યોજી શકાયા નથી પણ હું જાણીને ખુશી થયો છુ કે આ અધિવેશન દરમિયાન પરિષદ્‌ને વધારે ટકાઉ અને પાકા પાયાનું રૂપ આપવાનો વિચાર થવાનો છે, તેમ કાયદા ઘડનારાઓની ભાષામા બોલીએ તો "હેતુઓ અને ઉદ્દેશોની વ્યાખ્યા" સાથેનુ અને બંધારણ કહી શકાય એવુ પણ કંઇક ઘડવાનો ઇરાદો છે આવુ પગલુ ડહાપણ ભરેલું છે એમા કંઇ શક નથી વર્ષે વર્ષે અધિકારીઓની નીમણુક, એક કેન્દ્રસ્થ* કાર્યાલય, અને સસ્થાના હેતુઓ અને ઉદ્દેશોની વ્યાખ્યા, એ સર્વ આ પ્રકારની હીલચાલને દીર્ઘાયુષી બનાવવાને માટે અગત્યનાં છે અને ગુજરાતી સાહિત્ય તથા તેના ઇતિહાસથી હુ જો કે અજ્ઞાન છુ તોપણ આટલુ તો જાણુ છુ કે માત્ર ક્ષણિકના કરતા કંઇ પણ વિશેષ ઉપયોગની "કંઇ પણ" ઇમારતને માટે કેટલુંક પાકુ ચણતર આવશ્યક છે

અને થોડાક સલાહના શબ્દો કહું તે અઘટિત તો નહીં ગણો? આપની કમિટિએ કૃપા કરીને પરિષદ્‌ના આજ સુધીના ઇતિહાસનો મારે માટે તૈયાર કરેલો ટુકો અહેવાલ વાચવાનો લાભ મને મળેલો છે, અને તેથી મારા જાણવામા આવ્યુ છે કે પરિષદ્‌ને મોકલવામા આવતા નિબંધોમાના કોઇ પણ નિબંધથી પરિષદ્‌ના હેતુઓની મર્યાદાને ધક્કો ન વાગે એ સભાળવાના ઇરાદાથી આપની કમિટિએ જાહેર કર્યું હતું કે

* કેન્દ્ર=મધ્યબિંદુ, centre, કેન્દ્રસ્થ=central, જ્યાંથી બધુ નીસરે અને જેમા બધુ આવે તે. 'મધ્ય' અને 'મધ્યસ્થ' શબ્દો (૧) ભૂમિભાગ વાચક અને (૨) અપક્ષતા વાચક થઇ ચુકેલા છે એટલે એ સિવાયના આ અગત્યના અર્થને માટે આ નવી યોજના કરવી પડે છે

સર્વે નિબંધો એક પેટાકમિટિ તપાસશે. આપની કમિટિનું આ ડગલું ઘણું ડહાપણ-ભરેલું હતું. પણ કેટલેક સ્થળેથી આ ડગલાં વિષે વાંધો ઉઠાવવામાં આવેલો છે એ જોઇને મારે કહેવું જોઇએ કે આપની પરિષદ્‌ના જેવાં દરેક મંડળને માટે આવી પદ્ધતિ આવશ્યક તરીકે સ્વીકારાયેલી છે અને તે એક તદ્દન સાધારણ નિયમ તરીકે સર્વત્ર પળાય છે; બલકે કોઇ કોઇ સંજોગોમાં એનો અભાવ વિઘાતક થઇ પડે એટલું બધું એનું મહત્વ છે. "અવર સોસાયટિ ઑાન ધિ સ્ટેનિસ્લેઅસ" કેમ ભાંગી તેનું વર્ણન બ્રેટ હાર્ટની નવલકથામાં આપમાંના કેટલાકના વાંચવામાં આવ્યું હશે. ગુજરાતની સાહિત્ય પરિષદ્‌નાં અધિવેશનોમાં અડદિયા પત્થરોથી ભંગાણ પડે એ તો બેશક સંભવિત જ નથી. પણ અમુક ઉદ્દેશવાળી દરેક સંસ્થાને માથે—અને ખાસ કરીને હિંદમાં—એક મોટો ભય એ રહે છે, કે જો તેઓ વત્તા ને વત્તા વિસ્તારમાં પ્રવૃત્તિ કરવા જાય અને પોતાના ઉદ્દેશોની ચતુ:સીમા બહારના વિષયોને પણ પોતાના અધિવેશનોમાં સમાસ આપતી જાય, તો નવી નવી પ્રવૃત્તિમાં સંસ્થાને ઝોકાવનારાઓનું બલ વધી એવો પણ વખત આવે કે ઉપયોગિતાના જે પ્રદેશને માટે સંસ્થાની મૂલ રચના હતી, તે પ્રદેશ તો એક કોરેજ રહી જાય. આ પરિષદ્‌ને કેવા પ્રકારનાં જોખમોમાંથી બચાવી લેવાની છે તેનું કંઇ વધારે વર્ણન કરવાની જરૂર જોતો નથી, કેમ કે એ જોખમો આપ સર્વના ધ્યાનમાં જ છે, અને વળી પેટા કમિટિએ નિબંધો તપાસી જોયા તેમાંના કોઇ કોઇમાં એ જોખમોની કમિટિને ઝાંખી પણ થઇ ચુકેલી છે. પણ હું એક સૂચના કરવા માગુંછું, અને તે એ છે કે આ વખતે જ્યારે કાઠિયાવાડ જેવા પ્રાચીન રાજ્યકુલો અને અમીરી કુટુંબોના પ્રાંતમાં આપનું અધિવેશન થાય છે, અને રાજારજવાડાઓએ જ્યારે વર્તમાન સમયની પ્રગતિને અનુકૂલ થવાની પોતાની શક્તિ બહુ અચ્છી રીતે દેખાડી આપેલી છે, તેમ આપની સંસ્થાને પોતાની મેમાનગિરિ અને પોતાના આશ્રયનો લાભ આપ્યો છે, ત્યારે આપ જોશો કે આ એક એવો અનન્ય સંજોગ આપને પ્રાપ્ત થયો છે, કે તેનો લાભ લઇને આપના જે ઉદ્દેશો પ્રકટ કરવામાં આવેલા છે તે ઉદ્દેશોને અનુરૂપ આપની ભાવિ પ્રવૃત્તિની રેખાઓ આપે સ્પષ્ટતાથી નક્કી કરી લેવી જોઇએ. સાહિત્ય અનેઐતિહાસિક શોધખોળ—પરિષદ્‌ની સ્થાપના આ બેના પોષણને માટે હતી. આ બે વિષયોનું બનેલું કર્તવ્યક્ષેત્ર વિશાળ તેમ ઉપયોગી છે. તે બાજુએ પડતું રહી જાય, અને કોઇ બીજા જ ક્ષેત્રમાં આપ પ્રવર્ત્તો એવો પ્રસંગ બનવા દેશો નહીં.

આ પરિષદ્‌ને અંગે કરવામાં આવેલાં પ્રદર્શનને ખુલ્લું મુકવાની આનંદદાયક ક્રિયા હું કરી ચુકેલો છું અને એમાંની વસ્તુઓના અવલોકનનો આનંદ પણ મને મળેલો છે. એ વસ્તુઓમાંની કેટલીક તો અમૂલ્ય છે. અને પ્રદર્શન કમિટિના પ્રયાસથી આ જે સંગ્રહ થઇ શકેલો છે તેજ પરિષદ્‌ના આ અધિવેશનની સફલતા સિદ્ધ કરવાને માટે પુરતો છે. મને આપવામાં આવેલા વૃત્તાંતમાં એક વાત એ પણ હતી કે પરિષદ્‌ના (હું ધારું છું કે) બીજા અધિવેશનમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે નિબંધો ઉપર ચર્ચાના ભાષણોની રીત રાખવી નહીં, જે કંઇ ચર્ચા પરિષદ્ આગળ લાવવાની હોય તે આગમચથી અને પૂરી સંભાળથી લખી કહાડવામાં આવેલાં નિબંધોના રૂપમાં જ સ્વીકારવી. આ નિર્ણય બહુ ડહાપણ ભરેલો હતો. આવું ધોરણ એક ધોરણ તરીકે

આવશ્યક અને ઇષ્ટપણ ભરેલું છે; જોકે એવા અપવાદરૂપ સંજોગો પણ સંભવે છે કે જ્યારે એને પડતું મુકવું પડે. (મને આપવામાં આવેલા વૃત્તાંત ઉપરથી) મારા જોવામાં એ પણ આવ્યું છે કે બીજી પરિષદને વખતે પહેલીના કરતાં નિબંધોની બાબતમાં પ્રગતિ માલુમ પડેલી છે,-નિબંધોની સંખ્યામાં તો ચોક્કસ, અને, હું ધારૂં છું કે, નિબંધોની સરસાઇમાં પણ. અને હું આશા રાખું છું કે આ ત્રીજા અધિવેશનમાં (નિબંધોની સંખ્યા તેમ જ સરસાઇની) પ્રગતિનું પ્રમાણ એ કરતાં પણ વિશેષ હતું એમ નોંધી શકાશે.

કાઠિયાવાડ પ્રાંતની રાજધાનિ રાજકોટ ખાતે આપને આવકાર આપતાં મારા તરફથી આપને એક વિનંતિ છે. પરિષદનાં દરેક અધિવેશન વખતે કોઇ વિષય ઉપરના નિબંધને તેની ઉત્તમતાની છાપ તરીકે આપવાના એક કાંસાના (bronze) ચંદ્રકની સ્થાપના કરવામાં આવે તો તે આપ સ્વીકારશો. આ એજન્સીના અગ્રેજ અમલદારો અને બીજા મળીને કેટલાક આવી કંઇ યોજનામાં મને આનંદથી મદદ કરવાને તત્પર છે. અને તેટલા માટે આ પરિષદ આ બાબતનો વિચાર કરશે એવી આશા રાખુંછું. આવા ચંદ્રકને માટે નિબંધના વિષયો કયા રાખવા તે વિષે હજી હું ચોક્કસ સુચના કરવાની સ્થિતિમાં નથી. પણ જો આપ આ વિનંતિ સ્વીકારશો, તો કદાચ એ બાબતને લગતી આપની દરખાસ્તો મને અને આવી સ્થાપનામાં મારી સાથે સામેલ થનારાઓને જણાવવાની કૃપા કરશો. આ વિષે અત્યારે મને જે વિચાર સ્ફુરે છે તે પ્રમાણે તો "શાળાઓમાં નૈતિક કેળવણી" જેવા વિષય–પરિષદના હેતુઓની મર્યાદામાં આવી શકતા હોય તો--આવા ચંદ્રકની હરીફાઇને માટે યોગ્ય જણાય છે.

આપને આપના કાર્યક્રમમાં વધારે મોડું કરવા, તેમ સત્કાર મંડળનું પ્રમુખપદ કૃપાવંત થઇને જેમણે સ્વીકાર્યું છે તે મોટી પદવીનાં બાનુનું ભાષણ સાંભળવામાં આપને વધારે વિલંબ કરાવવા ઇચ્છતો નથી. હિંદનો બીજો એકે ભાગ એવો નથી કે જ્યાં આપની પરિષદ અહીંના કરતાં વધારે લાલિત્યમય રીતે (more graceful fashion) આવકાર પામે; કેમકે અહીં આ પ્રાંતમાં આપનું સ્વાગત કરવાની સૌ કોઇની જે ઇચ્છા છે તે કમિટિના વતી પ્રકટ કરવાને અમારાં એક મોટાં રાજ્યનાં રાણી સાહેબ જાતે જ તત્પર છે. આપને વિદિત છે કે ગોંડલનાં ને. ના. રાણી સાહેબ અને ઠાકોર સાહેબે પોતાને ગાદી મળ્યાની પચીશમી સાલગરેહનો મહોત્સવ આજથી એક બે દિવસ ઉપર જ ઉજવેલો છે, અને રાણી સાહેબની અહીંની હાજરીની શોભા અને ઉત્સાહકતામાં કશાથી જે વૃદ્ધિ થઇ શકતી હોય તો તે આ સંજોગ એમના મહોત્સવ જેવા આખા પ્રાંત તરફથી ખરે ખરી અને ઉભરાઇ જતી મુબારકબાદીના શુભ પ્રસંગે આવેછે એ બીના છે. આ અધિવેશનના પ્રમુખ પણ એવા તો નામાંકિત પુરૂષ છે કે તેઓની આપને ઓળખ આપવા જતાં હું જ ટીકાપાત્ર બનું. આપ સૌને એઓ પોતાની કીર્તિથી જાણીતા છે, એટલે છેવટમાં હું આપને ફરીથી આવકાર દઉછું—કાઠિયાવાડના જે સર્વ મને પોતાના પ્રતિનિધિ તરીકે સ્વીકારવા રાજી હોય તે સર્વના તરફથી પરિષદને આ રાજકોટ મુકામે આવકાર આપું છું, અને ગુજરાતી સાહિત્ય પરિષદનાં આ વર્ષનાં કામકાજની, તેમ પરિષદની ભવિષ્ય કારકીર્દીની હર એક ફત્તેહ ઇચ્છું છું.

પ. સત્કાર કમિટિના પ્રમુખનું ભાષણ એમની આજ્ઞાથી રા. ઠાકોરે વાંચ્યું.

સાહિત્ય પરિષદ્‌ના સભ્ય પ્રતિનિધિઓ,

આપને અહીં આવકાર દેવાનું કામ સ્વાગત મંડળે મને સોંપ્યું છે. આ કામને માટે મારી યોગ્યતા ને શક્તિની ખરી કસોટી એ મંડળે કરી હોત તો બેશક કોઇ બીજા કુશળ ને વિદ્વાનને એ માનવંતા કામને માટે પસંદ કરત, ને તેથી કરીને આપ લોકના કાનને વધારે રસદાર, સંગીન ને પુષ્ટિકર ખોરાક મળત. પણ માણસ સ્વભાવથી ભ્રાંતિને વશ થવા પાત્ર છે. જે ગુણ કે શક્તિ જ્યાં ન હોય ત્યાં તેનો આરોપ કરવો એજ ભ્રાંતિ છે. આનું પરિણામ આપ લોકને નિરાશા ઉત્પન્ન કરનારૂં થશે એમ મારૂં તો ચોક્કસ માનવું છે, તોપણ મારે ખાત્રીપૂર્વક જણાવવું જોઇએ કે આપને સન્માન આપવામાં મને અત્યંત આનંદ થાય છે. કેમકે આપ સહુ સાક્ષર છો. ગુણીને આવકાર તેના ગુણને લઇનેજ છે. તેથી આ વિદ્વાન મંડળને સ્વાગત આપવામાં હું સરસ્વતીનુંજ ઉમંગથી આવાહન કરૂંછું એમ માનુંછું.

હિંદુસ્તાનના સઘળા ભાગમાં તેમજ જાવા, સ્યામ, બ્રહ્મદેશ, ચીન, જપાન, એડન, ઇંગ્લાંડ, ફ્રાંસ આફ્રિકા, અમેરિકા, મોરિશ્યસ આદિ દૂર દૂરના દેશોમાં ધંધા રોજગાર કે અભ્યાસના નિમિત્તને લઇને વસતા ગુજરાતી ભાઇઓમાંના કેટલાક તરફથી આજના સમારંભ માટે સહાનુભૂતિના તાર આવ્યા છે. એ તાર મૂકનારા દેશાંતર નિવાસી બંધુઓ પોતાના સ્થૂળ શરીરમાં અહીં આવી શક્યા નથી, તોપણ કહેવામાં આવે છે કે જ્યાં રામાયણ વંચાય છે ત્યાં હનુમાનજી અદૃશ્યરૂપે રામચરિત્ર સાંભળવા આવે છે, અને જ્યાં ભારતનું શ્રવણ થાય છે ત્યાં વીરપરાક્રમ સાંભળવા અશ્વત્થામા સૂક્ષ્મરૂપે હાજર હોય છે તેમ તાર મૂકનારા બંધુઓના સત્ત્વાત્માં અહીં વિદ્યમાન છે એમ માની તેમને પણ મારી તરફનું સ્વાગત અંગીકૃત હો એમ ઇચ્છું છું.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, આ દુનિયામાં લોક નાના પ્રકારનાં ઉદ્યોગ ને કોશીસ કરતા જણાયછે. તેમાં સહુથી વખાણવા જોગ ને જરૂરના ઉદ્યોગમાંનો એક સ્વભાષા ખીલવવાનો ને તેના સાહિત્યમાં ઉપયોગી વધારો કરવાનો છે. એજ ખરી માતૃપૂજા છે. માતા વિશેષે કરીને ત્રણ પ્રકારની છે. એક તો જેણે આપણને જન્મ આપ્યો છે તે આપણી ભક્તિ, સેવા ને પ્રેમની સર્વ પ્રકારે દાવાદાર છે. એ વાતને નાનાં મોટાં સહુ સ્વીકારે છે. કેમકે માણસમાં સ્વભાવના શીલપણાની ઉત્પાદક એજ છે. ને એજ આપણા આ લોક પરલોકના સુખનું બીજ છે. બીજી માતા જે ભૂમિમાં સ્થાવર જંગમ તમામ પ્રાણી પદાર્થ ઉત્પન્ન થાયછે, સ્થિતિ કરેછે, તે લય પામેછે તે, માટેજ આપણી જન્મભૂમિનો આપણો પ્રેમ ને ભક્તિ ઉપર પૂરો

હક્ક છે. સ્વદેશાભિમાનનું બીજ અહીં છે. ત્રીજી માતા પોતાની ભા- આખું બ્રહ્માંડ વાણીથી, અર્થાત્ ભાષાથી, ઉત્પન્ન થયું છે, ને એમ આપણા મૂળાક્ષરો 'માતૃકા'ના નામથી ઓળખાય છે. એની યથાર્થ સમ પદ બોધનું બીજ છે એમ વિશ્વતત્વનો નિર્ણય કરનારા કહે છે એ રીતે સદ્ વાણી એટલે ભાષાથી ઉત્પન્ન હોઇ ભાષા આપણી માતા છે એમ સમજી શકીએ.

હવે દુનિયામાં સપૂત થઇને પોતાની માતાને ચીથરે હાલ, અડવી જોવા કોણ ઇચ્છે? કોઇજ નહીં. ભામિની ભૂષણના મોળ મણગારગાના પગના સણગારને ઠેકાણે ભાષાદેવીનું આભૂષણ ધર્મ છે ધર્મ એટલે કર્તવ્ય બાધી મુદ્દતની આપણી જીંદગી છે. તેમાં આપણે શું કામ કરવાનું છે, એ પ્રથમ જાણવું જોઇએ. એ સવાલનો જવાબ મહાત્મા નારદ મુનિએ એક પ્રસંગે એમ આપ્યો છે કે પોતાના સર્જનહાર માલિકને સંતોષવો એ મનુષ્યનું મુખ્ય કામ છે તે કેમ સંતોષ પામે તેનુ સવિસ્તર કથન પોતપોતાના ધર્મશાસ્ત્રમાં કીધુ છે માટે માતૃભાષામા મુખ્ય સાહિત્ય ધર્મજ્ઞાનને લગતું જોઇએ. એટલે તેવા પુસ્તકો અનુભવી અને મર્મજ્ઞ લેખકોને હાથે લખાવવાં જોઇએ. જે ભાષામા ધર્મજ્ઞાનના સાધન પૂરતા નથી તે ભાષા કેવળ શોભા વિનાની છે. ધર્મને કઇ નવેસરથી પેદા કરવાનો નથી. અનાદિ કાળનો સિદ્ધ છે. માત્ર મૂળ ભંડારમાંથી ઉત્તમ, મધ્યમ, કનિષ્ટ બુદ્ધિને પોત પોતાના લાયકનુ પુષ્ટિદ્રવ્ય મેળવી તેને ફેલાવવાનુજ કામ કરવાનુ છે.

હાથના સૌભાગ્યચિન્હને ઠેકાણે ભાષા દેવીને અર્થરૂપ પુરુષાર્થનુ સાહિત્ય જોઇએ. હાથ એ અનેક પ્રકારના ઉદ્યોગનુ સાધન છે, ને એથી આજીવિકા સધાય છે, માટે જે જે ધંધા રોજગાર દેશમા પ્રચલિત છે તેનુ જ્ઞાન લોકને સુલભ રીતે મળે, તેમજ બીજા દેશોની ઔદ્યોગિક સંસ્થાઓ, જેનુ પ્રવર્તન આ દેશની દોલતમા વધારો કરવાની આશા આપતું હોય તેની આપણા લોકને માહિતગારી મળે એવુ સાહિત્ય ભાષામાં બહોળુ જોઇએ આ સઘળું અર્થ શાસ્ત્રના અગભૂત છે એમાં ખેતીવાડી, વેપાર રોજગાર, વિવિધ હુન્નરો, યાંત્રિક કળા, તથા વ્યવહારોપયોગી અનેક શાસ્ત્રોનો સમાસ થાય છે. કેળવણીનો અત્યુત્તમ વિષય પણ એક રીતે અર્થનુજ અંગ છે એમાં બાળકને બાળકના લાયકનુ, જુવાનને તેના જરનુ, વૃદ્ધને વૃદ્ધ લાયકનું, સ્ત્રીને અનુકૂળ પડતુ સ્ત્રીને માટે, ને પુરુષને અનુકૂળ પડતુ પુરુષને માટે, એવાં વિવિધ શિક્ષણને લગતુ સાહિત્ય ભાષાનું આભરણ છે કેળવણીના પેટામાં શારીરિક કેળવણી આવી જાય છે તેથી બાળક તથા જુવાનોને માટે જાતજાતની કસરત તથા રમતગમતના પુસ્તકો તેની રીતિ તથા ચિત્રો સાથે ઠેકઠેકાણે પ્રસિદ્ધ થવા જોઇએ કે જેથી તેઓ શરીરે બળવાન્ થાય ને બહાદુરી, હિમ્મત તથા નિડરતાના ગુણો સંપાદન કરે. સામાન્ય કેળવણી સબંધી એટલુ સૂચવૉ કરવાની જરૂર છે કે તે સર્વથા પારકાની નકલ ન જોઇએ. આપણા

સા, રીવાજ તથા પરંપરાને માફક આવે એવી કેળવણીની આપણે જરૂર છે. ફેરે આપણું આર્યત્વ સચવાય ને તેને કોઇ રીતનો વિકાર ન આવે એવાં રૂપ સાહિત્યની ખોટ પૂરવામાં સાક્ષરોએ ઉદ્યમ કરવો ઘટે છે. એ પૂરવામાં આક વાત લક્ષમાં રાખવા જેવી એ છે કે આ દુનિયામાં જોવા જાણવાની વસ્તુ એટલી છે કે કોટી જન્મ તેનો અભ્યાસ કરતાં રહીએ તોપણ તેનો પાર આવે એમ નથી. તેથી જે કેળવણીથી આપણી ખાસ ગરજ સરે તેટલીજ સારી રીતે આપ-વાની વ્યવસ્થા આવકારદાયી છે જેમા વખત ને મહેનતનો વ્યય ઘણો ને ફળ થોડું તે જાતના શિક્ષણને બદલે જેમા થોડા શ્રમથી ને થોડા વખતમાં ફળ વધારે થાય એ ઉદ્દેશથી શિક્ષણનું સાહિત્ય યોજાય તોજ સુખપ્રદ નિવડે એમ મારૂં માનવું છે.

ભાષા દેવીના હૈયાના હારને સ્થાને કામરૂપ પુરૂષાર્થનું સાહિત્ય શોભવું જોઇએ. હૈયું એ વાસનાનું નિવાસસ્થાન છે. હરેકના હૃદયમાં એવી કામના રહે છે કે મારો સંસાર સુખરૂપ નીવડે; હુ યશસ્વી થાઉં, સંભાવિત લોકની પ્રતિષ્ઠાને પાત્ર ગણાઉં; ગરીબ લોકની દુવા મેળવુ; પુત્ર પરિવારનો લ્હાવો લઉં; સદ્ગુણથી-શોભું; જાહેર કામમાં ભાગ લઇ લોક કલ્યાણને અર્થે પ્રયત્ન કરૂં. આ સઘળી સંસાર-વ્યવહારને લગતી બાબતો છે. માટે લોકોનો વ્યવહાર ક્ષેમકર કેમ થાય; માણસનો. પોતાની જાત તરફ, સ્ત્રી-પુત્ર-પરિવાર તરફ, ભાઇ બાંહુ, સગા સંબંધી તથા જ્ઞાતિ બંધુ તરફ, તેમજ સ્વદેશી તરફ, વિદેશી તરફ, રાજા તરફ, રંક તરફ, શેઠ તરફ, ચાકર તરફ, મિત્ર તથા શત્રુ તરફ, શો ધર્મ છે,-પ્રાણિમાત્ર તરફ પોતાની શી ફરજ છે, એ સઘળી બાબતના સાહિત્યો પ્રાચીન અર્વાચીન દૃષ્ટાંતો સહિત જન મંડળીના કલ્યાણનો ઉદ્દેશ રાખીને લખાવવાં જોઇએ. આપણા સંસારી રીત રીવાજો જે હાનિકારક માલમ પડે તેમા ઘટતા સુધારા કરવાનો વિષય પણ આ પેટા ભાગમાં આવે છે તેજ પ્રમાણે આપણી રાષ્ટ્રીય સભાઓ, સામાજીક મંડળો, નીતિ-શાસ્ત્ર અને રાજ્ય પ્રકરણ એ તમામનો એમાજ સમાસ થાય છે. માટે એ વિષયો નિપુણ ને જ્ઞાનવૃદ્ધ વિદ્વાનોને હાથે લખાય તો ભાષાની સારી સેવા થઇ કહેવાય:

ભાષાના નાકનું આભૂષણ મુક્તિ છે. મુક્તિ એટલે સંસાર બંધનથી છૂટી અશેષ દુઃખની નિવૃત્તિ ને પરમ સુખની પ્રાપ્તિરૂપ એક દશા છે. એ સ્થિતિનો અનુ-ભવ એજ મનુષ્ય માત્રનો પરમ પુરૂષાર્થ છે. સઘળા પુરૂષાર્થનું એ નાક છે. માણસ આકાશ પાતાળના ભેદોની માહેતગારી મેળવે,, મહાસાગરની ઉંડાઇ માપે, તરેહ તરેહની શોધ ખોળ કરે, પુસ્તકશાળાના અનેક ગ્રંથોના અભિપ્રાયથી મગજને ઠસોઠસ ભરે, પરતુ જ્યાં સુધી પોતે કોણ છે તે જાણતો નથી તો તેણે શું જાણ્યું? તમામ. ઉત્પન્ન થતી વસ્તુ અસ્થિર છે, કાળાધીન છે, તો સ્થિર ને કાળાતીત વસ્તુ કઇ છે તેની શોધ કરવી ઘણી જરૂરની છે. પ્રાણી માત્ર સુખની ઇચ્છા રાખે છે. વિષયના ભોગથી સુખ મળતું લાગે છે. પણ પરિણામે તે દુઃખનો હેતુજ સમજાયામાં આવે

છે. જેના યોગથી સુખ, તેના વિયોગથી દુઃખ, એ વાત કોને અજાણી છે? તો એવાં મિશ્રિત સુખને ઠેકાણે કેવળ શુદ્ધ સુખની પ્રાપ્તિની અભિલાષા સહુને હોવી જોઇએ. એ સુખ શાંતિ ત્યારેજ મળે,–ત્યારેજ સુખરૂપ થવાય,–કે જ્યારે આ જગતનું યથાર્થ સ્વરૂપ સમજ્યામાં આવે. જીવ ચેતનનો ને ઇશ્વરચેતનનો શો સંબંધ છે; માણસનું શરીર પડ્યા પછી તેના જીવ ચેતનની શી દશા થાય છે; પુનર્જન્મ છે કે નહિ; અનાદિ કાળથી ચાલતા આવેલા સંસારનો અંત છે કે નહિ; છે તો શી રીતે; એવા એવા સવાલોનું બુદ્ધિ કબુલ કરે એવું સમાધાન જેમાં કીધું હોય એવાં મોક્ષ શાસ્ત્ર સંબંધી સાહિત્યથી ભાષા મુખ્યત્વે કરીને સુશોભિત થવી જોઇએ. આ અપૂર્વ ને આધ્યાત્મિક વિષય ઉપર પ્રાચીન ઋષિ મુનિઓએ જોઇતું અજવાળું પાડ્યું છે. ભરતખંડની આ ભારતી વિદ્યા આપણને ખાસ વારસામાં મળેલી કીમતી પૂંજી છે. માટે ભાષાંતર રૂપે તથા સ્વતંત્ર લેખ દ્વારા તેની પ્રસિદ્ધિ ભાષા સાહિત્યની ચઢતી કરનારી છે એમ હું માનું છું.

કહેવાનો સારાંશ એ છે જે ભાષાનું સાહિત્ય ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચાર પુરૂષાર્થના પાયા ઉપર સ્થાય તોજ સફળ કહેવાય. સાહિત્ય પરિષદ્‌ની છેલ્લી બે બેઠકોમાં જે જે વિષયો ચર્ચાયા હતા તથા આ પરિષદ્‌ની કાર્યકારી મંડળીએ ચર્ચાવવા લાયક જે જે વિષયોની સૂચનારૂપે યાદી કીધી છે તે તમામ વિષયો ઉપયોગના છે, ને તેનું વર્ગીકરણ આ ચાર પુરૂષાર્થની વ્યવસ્થામાં સુઘટ છે. જે ભાષામાં એ ચાર, કે એમાંના કોઇ, પુરૂષાર્થ સિદ્ધ કરવાનાં સાહિત્યનો અભાવ હોય તે ભાષા નથી પણ કેવળ બડબડાટ છે, ને જે શિક્ષણ એ ચાર પુરૂષાર્થ કે એમાંના એકાદનું પણ સંપાદક નથી તે શિક્ષણ નથી, પણ વૃથા કાળક્ષેપ ને વૃથા પરિશ્રમ છે.

સેવા થઇ કહેવાય, તથા તેથી જોડણી સંબંધી કચાટ ભરેલા સવાલનો પણ ઘણે અંશે નિકાલ થઇ શકે. એવા સંગ્રહમાં કાઠિયાવાડ પણ શબ્દનો મોટો હિસ્સો આપી શકશે એમ મારૂં ધારવું છે. આજકાલ આપણે જોઇએ છીએ કે ચાર ગુજરાતીઓ કોઇ વિષય ઉપર વાત કરતા હોય તો દરેક ત્રીજો 'શબ્દ ઇંગ્રેજીનો સાંભળવામાં આવે છે! કદાચ બોલનારને યોગ્ય ગુજરાતી શબ્દો નહીં જડવાથી આવી સંકરતા કરવી પડતી હોય, તો સારો કોષ થવાથી આ ખામી દૂર થવાનો સંભવ છે. જાહેરવક્તાઓ અને ઉંચા દરજ્જાનાં વર્તમાનપત્રોના નેતાઓના શ્રમથી પણ આ ખામી ટળી શકે.

ખાપડી ગુજરાતીની આવી સ્થિતિ છે હિંદી, મરાઠી, બંગાળી એવી બીજી પ્રાકૃત ભાષા કરતાં આપણું ભાષા-સાહિત્ય ઉતરતું છે. માટે આપણી ગુજરાતીનો ઉત્કર્ષ કરવાને દરેક સાક્ષરે ઉમંગથી તૈયાર થવું જોઇએ, અને જેનાથી જેટલું બને તે કરી તેના સાહિત્યમાં ઉપયોગી વધારો કરવો જોઇએ. પશ્ચિમ હિંદુસ્તાનના લોક ઉપર 'પ્રારંભશૂરા'નો અપવાદ મુકાતો આવ્યો છે, તેને ખોટો ઠરાવવો એ આપણું કર્તવ્ય છે. જ્યારે થવાનું હશે ત્યારે થશે એમ કાળ ઉપર આધાર રાખી સ્વભાષા તરફ બેદરકાર રહેવાથી આપણે ઘણા પાછળ પડી ગયા છીએ. કાળ ફક્ત પોતાના ઉત્સાહની સ્થિતિ છે. સાક્ષર લોક આળસમાં ઉંઘે એ કલિયુગ છે, ઉંઘમાંથી જાગે એ દ્વાપર છે; જાગીને ઉભા થાય એ ત્રેતા છે; ને ઉઠીને પોતાના કર્તવ્યમાં ચાલતા થાય એ સતયુગ છે. આપ સહુ ઉલટથી માતૃ ભાષાના સાહિત્યને પોષવાના ઉદ્દેશથી અહીં દૂર દૂરથી આવી એકઠા થયા છો તેથી હું એમ સમજું છું કે આ વેળા સતયુગજ પ્રવર્તે છે. આપ સહુને હું અંતઃકરણ પૂર્વક આવકાર દઉં છું અને ખાતરી કરવા માગું છું કે એ આવકાર કેવળ મારી જાત તરફથીજ નથી, પરંતુ જે દેશને ગીતાના વક્તા જ્ઞાનમૌલી યોગીશ્વર શ્રીકૃષ્ણે પોતાનું નિવાસ સ્થાન પસંદ કરી ગૃહસ્થાશ્રમનું પાલન કીધું છે; જ્યાં ગૌતમ, ચ્યવનાદિ મહર્ષિઓનાં તપોભુમિનાં સ્થળો છે; જ્યાં આદિ જગદ્ગુરૂ શ્રી શંકરાચાર્યે શારદા એટલે વિદ્યાદેવીની પીઠ સ્થાપી છે; જેની ગુહા કંદરોએ ગોરક્ષાદિ સિદ્ધ જ્ઞાનિઓને એકાંત વાસ પૂરા પાડ્યા છે; જ્યાં દાનશૂર બળીરાજાએ પોતાના દેહ સહિત સર્વસ્વ ઇશ્વરાર્પણ કીધું છે; જેના વિશાળ વનને ભારત પ્રસિદ્ધ અદ્ભુત વીર ઘટોત્કચે પોતાનું ક્રીડા સ્થાન કીધેલું છે; જ્યાંના ભીમક રાજાની કન્યા બ્રહ્મવિદ્યારૂપ રૂક્મિણીએ પ્રતાપી શ્રીકૃષ્ણની પટ્ટરાણીનું માન મેળવ્યુ છે; જેના અસખ્ય રાજાઓનાં મહાન પરાક્રમો ભાટ ચારણોના કવનમાં અને રાસડાઓમાં અમર રહ્યાં છે; જ્યાંના ગુજરાતી આદિ કવિ નરસિંહ મહેતાએ પોતાનાં પદોથી લોકને ભક્તિ રસમાં ભીંજવી નાખ્યા છે; જ્યાં ભોજો ભગત કઇ કાળ વસીને પોતાના ચાબખાથી લોકને ચેતવી રહ્યા છે; તેમજ મનહર સ્વામિ, કાળીદાસ, મીઠો, કલ્યાણ, તુળશીદાસ, બ્રહ્માનંદ, નિષ્કુળાનંદ આદિ કવિઓ અને અનંત ભક્તરાજો પોતાનાં કાવ્ય અને

ભજનોથી લોકને સ્વરૂપમાં જાગૃત કરે છે; જ્યાંના કેટલાક રાજકર્ત્તાઓએ પણ પટંતરમાં રહી સાહિત્યને સેવ્યું છે; જે ભૂમિમાં મેવાડના રજપુતાણી મીરાંબાઇએ પોતાની જીંદગીનો છેલો ભાગ પોતાના ૬૯ 'પ્રભુ ગિરધર નાગર'નાં રસ ભર્યાં પદ ગરબી રચી પોતે તેમાં લીન થઇ બીજાને લીન કીધાં છે; જ્યાં જન્મીને તાજેતરમાં પ્રજ્ઞાચક્ષુ ગટ્ટુલાલાએ પંડિત કવિ તરીકે પોતાની ખ્યાતિનાં કિરણો માર્તંડની પેઠેમ ભારતમાં ફેલાવ્યાં છે, અને તેવીજ રીતે નાના મોટા સર્વને પ્રિય થઇ પડેલા કવિ દલપતરામે પોતાની પ્રાસાદિક કવિતાથી જનમંડળના ચિત્તમાં બુદ્ધિપ્રકાશ વિસ્તારવાનો સ્તુત્ય પ્રયાસ કીધો છે; જેના દયાનંદ સ્વામિ સરખા એક પુત્રના છટાદાર ભાષણો ને અસરકારક બોધે લગભગ આખા પંજાબને સામાજિક તંત્રથી વશ કીધો છે અને જે મુલકની રસિક સોરઠ રાગણી રાગરંગના રસિકને આનંદ થી રંગે છે એવા ઐતિહાસિક આખા સૌરાષ્ટ્ર તરફથી હું આપ સહુને આવકાર આપું છું; અને ઇચ્છું છું કે આપના સ્તુત્ય કામમાં આપ યશ મેળવો, આપનો પરિશ્રમ સફળ થાઓ, અને આપનાથી ગુજરાતી ભાષાનું ગૌરવ ગાજતું રહો.

૬. **પ્રમુખ વિષેની દરખાસ્ત** રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ રજુ કરી, મિ. ગુલામ મહમ્મદ મુનશીએ તેને અનુમોદન આપ્યું, અને શમ્સુલ ઉલમા જીવણજી જમશેદજી મોદી તથા મિ. એચ. ડી. રેન્ડોલે ટેકો આપ્યો.

રા. રા. કૃષ્ણલાલનું ભાષણ—

બાનુઓ અને સદ્‌ગૃહસ્થો,

મારે ભાગ જે દરખાસ્ત આપની સમક્ષ રજુ કરવાની આવી છે તે એ છે કે આપણી ત્રીજી સાહિત્ય પરિષદ્‌નું પ્રમુખપદ દિ. બ. અંબાલાલ સાકરલાલ સ્વીકારે.

દિ. બ. ની ઓળખાણ આપને સૌને આપવાની જરૂર નથી અને તેથી મારે સુભાગ્યે મારે લાંબુ ભાષણ કરવાની આવશ્યકતા નથી, કારણ ગુજરાત કે કાઠિયા-વાડમાં હાલ એવું કોણ હશે કે જે દિવાન બહાદુરના નામથી અજાણ્યુ હશે ?

મર્હૂમ મિ. જસ્ટીસ રાનાડે આપણા ઇલાકામાં prince of graduates કહેવાતા દિવાન બહાદુરને તેજ માફક આપણે ગુજરાત તથા કાઠિઆવાડના prince of graduatesનુ નામ આપીએ તો કઇ વાંધો નથી. મર્હૂમ મિ. રાનાડે અર્થશાસ્ત્રના વિષયમાં એક્ઝ હતા. દિવાન બહાદુર પણ તેવી જ રીતે એ શાસ્ત્રના મોટા અભ્યાસી છે. કલકત્તામાં પ્રસિદ્ધ થતા માસિક ચોપાનીઆ the Modern Reviewમાં વારંવાર એ વિષયપર આવતા એમના આર્ટીકલો જેમણે વાચ્યા હશે તેમને મારા કહેવાનુ ખરાપણું તરત જણાઇ આવશે. અંબાલાલભાઇની કારકીર્દી પહેલ વહેલી કેળવણી ખાતામાથી શરૂ થઇ, અને ત્યા તેમણે પોતાના શિષ્યોના મનપર કેવી ઉમદા છાપ બેસાડી છે, તેનુ એક જ ઉદાહરણ બસ છે. ગ રા નરસિંહરાવ દીવટિયા જેવા ઉત્તમ સાહિત્યપ્રેમી જન એમના શિષ્ય છે. ગુજરાતી સાહિત્ય સબંધે એમની સેવામા ખાસ એક જ વર્ણુવવી બસ છે. **અંબાલાલની ડીક્ષનેરી** એ આજે એક ઘરગથુ શબ્દ થઇ પડયો છે. વડોદરાની શિક્ષકસમાજ સમક્ષનુ એમનુ ભાષણ તેમની સરલ, સાદી અને હસાવતી ભાષા વાંચીને કોણ કહેશે કે એઓ પોતે એક સાહિત્યપ્રેમી જન નથી ? ધિ ગુજરાત વર્નાક્યુલર સોસાયટિના મહોત્સવ વખતે એમણે કરેલું વિચારપૂર્ણ ભાષણ શું બતાવે છે ? ઉમરે, શિક્ષણમા, અનુભવમાં દરેક રીતે એઓ સાહેબ આપણા પ્રમુખ થવા લાયક છે. બાકી તો અંગ્રેજીમાં કહેવત છે કે the taste of the pudding lies in the eating. માલ વેચનાર કહેશે કે માલ વાપરી તેનુ મૂલ્ય નમે કરજો તે માફક મારી પણ એ જ વિનતિ છે કે એઓનો પ્રમુખ તરીકે અનુભવ લઇને પછી આપ કહેજો કે એમને પ્રમુખ નીમવામાં આપણે ભૂલ કરી છે કે ખાટયા છીએ. મારી તો ખાત્રી છે કે આપ સૌ એમ જ કહેશો કે આપણે ખાટયા છીએ.

## મિ. ગુલામ મહમ્મદ મુનશીનું ભાષણ.

બાનુઓ અને સદ્‌ગૃહસ્થો,

દિવાન બહાદુર અંબાલાલને પ્રમુખસ્થાને બીરાજવાની દરખાસ્ત જે મિ. ઝવેરીએ કરી છે તેને ટેકો આપવાનું કામ મને સોંપવામાં આવેલ છે. આ કામ માટે આ સભામાં મારા કરતાં વધારે લાયક ગૃહસ્થો છે છતાં તે કામ મને સોંપ્યું તે કાંઇ કારણસર હોવું જોઇએ. મને લાગે છે કે હું મુસલમાન છું તેથી મુસલમાન તરીકે તે કામ માટે મને પસંદ કરવામાં આવેલ છે.

ગુજરાતી સાહિત્ય પરિષદ્ સાથે મુસલમાનને નિકટ સંબંધ છે. જો કે અમે અમારા ઘરોમાં ઉર્દુ ભાષામાં વાતચિત કરીએ છીએ તોપણ દુનિયાના બીજા વહેવારોમાં અમને ગુજરાતીની જરૂર પડે છે અને તેથી અમે ગુજરાતી શીખીએ છીએ. હિંદુસ્તાન તથા પંજાબમાં હિંદુ મુસલમાનો વચ્ચે ઉર્દુ તથા હિંદી અને ઉર્દુ તથા પંજાબી ભાષાઓના સંબંધમાં મતભેદ છે. પણ મારા ધારવા તથા માનવા મુજબ તેવો મતભેદ ગુજરાત તથા કાઠિયાવાડના હિંદુ મુસલમાનો વચ્ચે નથી. જેથી મુસલમાન તરીકે આ પરિષદ્‌માં મેં ખુશીથી ભાગ લીધો છે. દિવાન બહાદુર અંબાલાલની પ્રમુખ તરીકેની યોગ્યતાના સંબંધમાં આજે અહીંઆં વધારે કહેવાની કંઇ જ જરૂર જોતો નથી જેથી હું તે દરખાસ્તને ખુશીથી ટેકો આપું છું. અને આશા રાખું છું કે આપ સાહેબો તે દરખાસ્તને મંજુર કરશો.

મિ. જીવણજી જ. મોદીએ પારસી કોમ તરફથી દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યું કે પરિષદોના આવા જાહેર મેલાવડામાં હિંદુઓ અને પારસીઓ ભાઇચારાથી વર્તવા લાગ્યા છે એ ઘણી ખુશીની વાત છે. અને ભાષાને લગતી બોલવા લખવાની તમામ ક્રિયાઓમાં એ ભાઇચારો વધે—પારસીઓ ગુજરાતી ભાષાની શુદ્ધિને માટે કાળજી રાખે અને હિંદુઓ પારસીઓની માફક અરબ્બી, ફારસી અને ઉર્દુમાંથી ઉપયોગી તત્વોને આવકાર દેતા થાય તો ગુજરાતી ભાષા અને સાહિત્ય અને હિંદુ પારસી ભાઇચારાનું ભવિષ્ય કેવું સોનેરી બને?

મિ. રેન્ડોલે કાઠિયાવાડના અંગ્રેજ અમલદારો તરફથી અને આખી અંગ્રેજ કોમ તરફથી દરખાસ્તને ટેકો આપ્યો.

**૭. પ્રમુખ સાહેબનું ભાષણ.**—આટલા કાર્યક્રમ પછી દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇએ પ્રમુખસ્થાને બીરાજીને નીચે પ્રમાણે ભાષણ કર્યું.

શ્રીમતી મહારાણી સાહેબ, ગોંડળના નેક નામદાર ઠાકોર સાહેબ સર ભગવતસિંહજી, લીંબડીના નેક નામદાર ઠાકોર સાહેબ દોલતસિંહજી, રાજકોટના નેક નામદાર ઠાકોર સાહેબ લાખાજીરાજ, અને પરિષદ્‌નાં સન્નારીયો ને સદ્‌ગૃહસ્થો,

આપ જેવાં ગુર્જરખંડનાં મહા શિષ્ટ ને સંસ્કારી સ્ત્રી પુરૂષોનાં દર્શનથી મારા મનને અપૂર્વ હર્ષ થાય છે. આવા મહા વિદ્વન્મંડળનાં દર્શન કરી થોડો સમય તેમના સન્નિકર્ષે તથા સંગમાં કાઢવો એ લહાવો આ જીવનના જે મોટા ને અનુપમ લાહવાઓ છે, તેમાંનો છે. આવા પ્રકારના મોટા સમાજની સેવામાં એક અંગ તરીકે સામેલ રહેવું એ પણ મોટું માન છે. તેમાં વળી પ્રમુખના આસન ઉપર રહી એ સેવા બજાવવી એ ઘણી અસાધારણ પ્રતિષ્ઠા છે. તમો સર્વે શિષ્ટ સજ્જનોએ એ પ્રતિષ્ઠા મને આપવાનું યોગ્ય ધાર્યું માટે હું સર્વેનો મારા અંતરથી આભાર માનું છું. એ આસન લેવાની તમારી ખુશી છે કે નહિ, એમ મને અવકાશથી પૂછવામાં આવ્યું હોત તો હું શો ઉત્તર દેત તે કહેવાને હાલ અસમર્થ છું. પણ એટલું જ કહેવું બસ છે કે દેશ સમસ્તનાં કાર્યોમાં નિમંત્રણ થાય એ જ દેશની આજ્ઞા સમાન છે. એ નિમંત્રણ માથે ચઢાવવામાં આનાકાની કરવાની મારા જેવાની મગદૂર નથી. હવે આ સામાન્ય આજ્ઞાને તાબે થતાં માત્ર એક કૃપા માગી લઉં છું, તે એ કે જેવી ઉદાર વૃત્તિથી આ આસનનું કાર્ય ઉપાડવાનું મને સોંપવામાં આવે છે, તેવી જ વૃત્તિથી મને અંત લગી આપ સર્વ સહાય થઇ નિભાવી લેશો.

## સાહિત્ય પરિષદ્‌ની ભાવના.

આવા પ્રકારે સાહિત્યની પરિષદો ભરવાના લાભાલાભ વિષે કોઇ કંઇ શંકા ઉઠાવે તો તેથી કાંઇ રીતની અવગણના થઈ એમ સમજવું દુરસ્ત નથી. હરકોઇ નવીન સંસ્થા વિષે એવો સવાલ ઉભો થવો સાહજિક છે. ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રેરકો હવે આ પ્રશ્નનો ઉત્તર અનેક રીતે આપી શકે છે. મહારાષ્ટ્રના વિદ્વાનોએ આજ અરસામાં એવી પરિષદ્ વીરક્ષેત્રમાં આ વર્ષે ભરી છે, ને બંગાળામાં પણ ન્યાયમૂર્તિ શારદાચરણ મિત્રની અધ્યક્ષતા નીચે બંગ ભાષાની પરિષદ્ ભરાઈ હતી. આ ઉપરથી વિનય સાથે એટલું તો કહી શકાય કે ગુજરાતે આવું મંડળ એકઠું કરવામાં કંઇ અલૌકિક પગલું ભર્યું નથી.

ગયાં ચાર વર્ષના અનુભવનો આધાર લેઇને ઉઠાવેલી શંકાનું કેટલેક અંશે સમાધાન કરી શકાય છે. આ પરિષદ્‌ના કારણથી ગુજરાતના સર્વે જાતના તથા ઇતર પ્રાંતોના સદ્‌ગૃહસ્થો જેમાંના ઘણાએક વિદ્વત્તાથી, સાક્ષરત્તાથી, શિષ્ટતાથી, જ્ઞાનથી, ડહાપણથી, વિવેકથી, જગતના અનુભવથી, ને શુદ્ધ જીવનથી સર્વત્ર પંકાયલા છે, તે એક સ્થળે ભેગા થાય છે, એ કંઈ નાનોસનો લાભ નથી. મહાકવિ ભવભૂતિ કહે છે કે—

**सतां सद्भिः संगः कथमपि हि पुण्येन भवति.**

સન્તનો સન્ત જોડે સમાગમ ખરા પુણ્યના યોગથી થાય છે. વળી એવા સમાગમથી લોકોમાં સાહિત્ય પ્રત્યે ઉત્સાહ અને પ્રેમ ખીલે છે, સાહિત્યની ભુખ વધતી જાય છે, ને સાહિત્યરૂપી દીપકનું તેજ વૃદ્ધિ પામે છે. પરિષદ્‌ના પ્રાસંગિક લાભમાંના આ લાભ છે. આ ઉપરાંત વિદ્વત્તાવાળા, સૂક્ષ્મ વિચારવાળા, ઉંડી મનભાવનાવાળા ગ્રંથો, નિબંધો, કાવ્યો, કવનો આ પરિષદ્‌ને લીધે જ લખાયાં છે, ને તેથી આપણી ભાષાના સાહિત્યમાં અમૂલ્ય વધારો થયો છે. વળી આપણી ભાષાના ઇતિહાસ અને ઉત્પત્તિ વિષે આ પરિષદોને લીધે જ કંઇ નવો પ્રકાશ પડયો છે. એમ કહેવામાં આવે કે પરિષદ્ ન ભરાતી હોત તો પણ આમાંના કેટલાક પ્રબંધ લખાયા વગર રહેત નહિ, તો તે તકરાર માત્ર થોડે અંશે ખરી છે. કેટલાક તો પરિષદ્‌ની પ્રેરણાથી જ લખાયા છે, ને પરિષદ્ ન હોત તો ભાગ્યે જ લખાત. આ પ્રમાણે આ પરિષદ્‌નો મેળાવડો વિદ્વજ્જનોને પ્રેરણા રૂપ થઈ ગયો છે એ પણ પરિષદ્‌નો સાક્ષાત્ લાભ છે.

આ પ્રમાણે આવતા બધા નિબંધ સાંભળવાનો બધાને લાભ મળતો નથી, એવો દોષ કાંઇક અંશે પરિષદ્‌ના કાર્યવિધિ ઉપર મુકી શકાય. અન્ય દેશોમાં કામ ચલાવવાની સુગમતા સારૂ પરિષદ્‌ના વિષયવાર ખંડ પાડી જુદા જુદા વિષય જુદા જુદા સ્થળમાં વંચાવવામાં આવે છે, ને તેથી જેને જેનો પ્રેમ તે તે ખંડમાં બેસે, છે, ને એકંદર નિબંધો ઘણા લઇ શકાય છે. વળી એક કરતાં વધારે વિષયના શોખીનોની સગવડ સાચવવાને સારૂ જુદા જુદા ખંડોના ક્રમમાં આગળ પાછળ ફેરફાર કરી ઘણાનું મન સાચવી શકાય છે. આવો વિધિ ગ્રહણ કરવાનો સમય અત્રે આવ્યો છે કે નહીં, તે જાણવા હું સમર્થ નથી. પણ ઘણા ગૃહસ્થોની મરજી થાય તો તેને દાખલ કરવાનો માર્ગ ગમે ત્યારે લઇ શકાય.

ઉત્તમ ગ્રંથોને આવકાર અને ઉત્તેજન આપવાનું આ પરિષદ્ મોટું સ્થળ થાય, અને ઉત્તમ ગ્રન્થકારોને આ પરિષદ્‌નું અભિનંદન લેવાની વાંછના થાય, તો બેશક આપણા સાહિત્યને ઘણું જ ઉત્તેજન મળે. કાળાન્તરે પરિષદ્ આવું સ્વરૂપ પામે, એવી આપણે ઉમેદ રાખીએ તો તે અઘટિત નથી.

ઉપર જે લાભ બતાવ્યા છે, તે જોકે ખરેખરા છે, તોપણ આવા મહા સમારંભને પૂર્ણ રીતે ઘટે તેવા તે વિપુલ, વિસ્તીર્ણ, ને સ્થાયી નથી. આવી સમિતિઓના વાસ્તવિક ફાયદા તો ચિરકાળ ટકે તેવા, તથા પ્રજા સમસ્તના ભીતરભાગને અસર કરે તેવા થવા જોઇએ. તેવા લાભ સાધવાને આપણે શું શું કરવું જોઇએ, તે નક્કી કર્યા પહેલાં સાહિત્ય એટલે શું તે આપણે એકવાર આપણા એક વિચારથી નક્કી કરવું જરૂરી છે. હવે વિદ્વાનોએ ઇતર દેશોમાં એવું ગ્રહણ કર્યું છે કે "માણસના મનોગત સર્વે પ્રકારના વ્યાપારની વાણી" એટલે સાહિત્ય સમજવું. બીજી પરિષદ્‌ના વિદ્વાન્ પ્રમુખે સાહિત્યનું લક્ષણ આપ્યું છે, તે ઉપરની વ્યાખ્યાને ઘણું મળતું છે, પણ તે વધારે ચોકસ છે; તે એવું છે કે "સંસ્કારી-સ્થાયી ભાષામાં લોકોત્તર લેખ કે કથન" એ જ સાહિત્ય. આ બે લક્ષણ ઘણાં વ્યા-

પક છે, એ ઉઘાડું છે. આ અર્થથી જુદો ને કંઇક અંશે સંકુચિત અર્થ સાહિત્યનો ઘણીવાર કરવામાં આવે છે. કાવ્યો, નાટકો, સંવાદો, નવલકથાઓ, વાર્તાઓ, રૂપકો, નિબંધો અને બીજા એવા લેખો; એટલાને આ બીજા અર્થમાં સાહિત્યના કુંડાળામાં દાખલ કરવામાં આવે છે, એટલે આ બીજા અર્થની મર્યાદામાં તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, ઇતિહાસ વગેરે અનેક જાતનાં ગૌરવવાળાં સાહિત્યનો સમાવેશ થતો નથી. કોઈ પ્રસંગે કિયા અર્થમાં સાહિત્ય શબ્દ વાપરવો એ લખનારની મરજી ઉપર છે. પણ વિષયનો અર્થ સંદિગ્ધ રહેવાથી ઘણી ભ્રાન્તિ, અને ભ્રાન્તિને લઇને ઘણા નકામા વાદ ઉત્પન્ન થાય છે. આ મંડળ 'સાહિત્ય' નો વિપુલ ને વ્યાપક અર્થ લઈ ને પોતાનો ઉદ્યોગ આદરે છે, એટલું જ કહેવું બસ છે. બીજી પરિષદ્‌ના વિદ્વાન્ પ્રમુખે કહ્યું છે, તે પ્રમાણે ગુજરાતી ભાષાનું સાહિત્ય એટલે ગુજરાતી વાઙ્મય સમજવાનું છે.

આ પ્રમાણે લક્ષણબંધી કર્યા પછી, આવી પરિષદે કરવાનાં કર્તવ્યો શાં તેની સીમાનું ડોળિઉં કરવું સુગમ પડે છે. પ્રથમ તો હાલનું એટલે આપણા પૂર્વજોએ તથા આપણે પેદા કરેલું સાહિત્ય ધન શું છે, તે કેવા પ્રકારનું ને કેવી કીમતનું છે, તેનું આપણે ખરેખરૂં ને પૂર્ણ જ્ઞાન મેળવવું એ ઘણું અગત્યનું છે. ગુજરાતી જુના સાહિત્યનો ઘણો ભાગ હજુ ખૂણે ખોચરે પડ્યો પડ્યો ઉધઈનું પોષણ કરે છે. માટે તેવું જીર્ણ ને જુનું સાહિત્ય કેટલું છે, તેની પ્રથમ નોંધ કરાવવી જોઇએ. પછી તે હાલના પ્રગટ થએલા સાહિત્યની બાજુએ એક સ્થળે આપણને સ્વાધીન રહે, ને તેનો લાભ આપણા સાક્ષરોને મળે તેમ કરવું જોઇએ. ઘણો ખર્ચ કરતાં પણ આ પ્રયાસને સફળ થતાં કેટલોક લાંબો કાળ લાગશે. લગભગ ૩૫-૪૦ વર્ષ થયાં, પણ હજુ સંસ્કૃત જીર્ણ પુસ્તકોની શોધ ખોળ પુરી થઇ નથી. આ પ્રમાણે એક દિશાએ ઉદ્યોગને ચાલતો કરી બીજી દિશાએ તેના જેવો પણ તેથી વધારે કઠણ ઉદ્યોગ છે, તે ગ્રહણ કરવો જરૂરનો છે. હજુ વાર્તાઓ, રાસડાઓ, રાસો, ગાનો, કવિત, લોકકથાઓ, લોકગીત, ઇત્યાદિ રૂપે ગુજરાતી ઘણું સાહિત્ય માણસના સ્મરણ રૂપી નાશવન્ત આધારે રહેલું દિન પર દિન ક્ષય પામતું જાય છે. તેને કાગળ ઉપર ને અક્ષર રૂપમાં લાવવું એ આવી પરિષદ્‌નું બીજું કર્તવ્ય છે. સ્વર્ગવાસી ફરામજી બમનજી માસ્તરે એકવાર આવો પ્રયાસ કર્યો હતો. તેમની રચેલી ગુજરાત ને કાઠિયાવાડની વાર્તાઓ ઉપરથી આવું સાહિત્ય કેટલું બધું મૂલ્યવાન છે, તેનો ખ્યાલ થાય છે. આ પણ લાંબા પ્રયાસ અને મોટા ખર્ચનું કામ છે. આની સાથે જુના તામ્રલેખ, શિલાલેખ, પાળીઆ, શિક્કા અને હરેક જાતની જુની વસ્તુનો શોધ કરી આપણા પૂર્વજો અને પૂર્વ ઇતિહાસનું જ્ઞાન દહાડે દહાડે પૂર્ણ કરવાનો શ્રમ લેવો, એ પણ આ પરિષદોનાં કર્તવ્ય પૈકી એક છે. આ પ્રયાસોમાં આપણા જૈન બંધુઓના એજ દિશાના પ્રયાસથી આપણને ઘણી સહાય મળવાની આશા છે. આપણાં સાધન અને આપણા કાર્ય કરનારા થોડા છે, માટે દેશની બીજી આવા જ લક્ષવાળી સંસ્થાઓ જોડે એકાર્થતા કરી પ્રયાસ કરવાથી સર્વને સુગમતા અને લાભ છે.

આ પ્રયાસો આરંભવાને સારૂ તથા તે સતત જીવતા રાખવાને તથા સફળ કરવાને

**સારૂ એક બે મંત્રી તથા કાયમ કમિટિની સંસ્થા રચવી જરૂરી છે. એટલું જ નહિં પણ તેને નાણાંરૂપી પૂર્ણ સવડ ગુર્જર સાહિત્યના પ્રેમીઓએ કરી આપવી આવશ્યક છે. આ પ્રથમ** પાયો રચ્યા વગર દર્શાવેલું ફળ મળવાનો ઘણો થોડો જોગ છે.

પરિષદે પોતાનાં કર્તવ્ય સાધવાને આવી સ્થાયી ઘટના રચ્યા ઉપરાંત પણ બીજી દિશાઓએ પોતાની નજર સતત રાખવી પડશે. ને તે ભણી પણ શ્રમનો વ્યય નિરંતર કરવો પડશે. આવી પરિષદ્‌ના પ્રમુખની યોજના જો વર્ષ કે બે વર્ષ આગાઉથી કરવાનું બનતું હોય, તો તે પ્રમુખના આસન અને મુખથી અથવા બીજા શિષ્ટજનના મુખથી ગુજરાતી સાહિત્યની બધી વર્તમાન સ્થિતિનું એક સમગ્ર પટદર્શન થોડે થોડે કાળાન્તરે આપણને મળી શકે. વળી જગતના સંસ્કારી દેશોમાંના એકાદનું સાહિત્ય લેઇ તેની જોડે સરખામણી કરવાથી આપણાં ગુજરાતી સાહિત્યના કિયા કિયા પ્રદેશ સારા ખેડાયા છે, કિયા હજુ સમૂળગા ઉજડ છે, કિયામાં થોડો કે ઘણો આપણે પ્રવેશ કર્યો છે, ને કિયાને આપણે હાથ પણ અડકાડ્યો નથી, એ વગેરેનું સમગ્ર દર્શન આપણા સાક્ષરોના મુખથી પરિષદ્ આગળ આવી શકે, અને તેથી પણ ઘણો અમૂલ્ય લાભ આપણા સાહિત્યને મળી શકે. વળી આપણા ભરતખંડવાસી બન્ધુઓના સાહિત્ય જોડે સરખામણી કરવાથી પણ સારો લાભ આપણને મળી શકે, માટે દરેક પરિષદ્‌ના કર્તવ્ય પૈકીનું આ કર્તવ્ય છે, એમ ગણના થવાની જરૂર છે.

આ પ્રમાણે સમર્થ પુરૂષોના હસ્તે કાળે કાળે ગુજરાતી સાહિત્યનું સમગ્ર દર્શન થવાથી સાહિત્યની ખીલવણી તથા વૃદ્ધિ સારૂ સાર્વજનિક ઉપાય શા કરવા, તે વિષે આપણને માર્ગ સૂઝશે. એમ માલમ પડવાનો સંભવ છે કે કેટલાક પ્રદેશો જે હાલ પડતર ભૂમિ જેવા છે, તે આપણા કેટલાક બન્ધુઓ પોત પોતાની મેળે જ ખેડવા ઉપાડી લેશે, અને તેમાં મંડળીના મેલનથી કરવાનું કંઈ નથી. કેટલાક ભણી આપણા ભાઇઓનું માત્ર લક્ષ દોરવાને થોડો પ્રયત્ન કરવો પડશે, કેટલાક પ્રદેશો તો નૈસર્ગિક પ્રેરણાવાળા અલૌકિક જનો મળશે તોજ ફળદ્રુપ થશે; અને વિદેશી જ્ઞાનરૂપી ખાતરની જે પ્રદેશોમાં અપેક્ષા છે, તે પ્રદેશોમાં આવી સાહિત્ય પરિષદે ઉપાડવાનો ભાર વિશેષ માલમ પડશે. આ રીતે ગુર્જર સાહિત્યને પોષક અને મનોરંજક ક્ષેત્ર અને વાડી બનાવવાનો પ્રયત્ન હરેક ગુર્જર કરશે એવી આપણી સંપૂર્ણ ઉમેદ છે. તેમાં વિશેષ કરીને આપણા વિદ્વાન્ અને સંસ્કારી પુરૂષો પોતાના ભાગનો ભાર અથવા તે કરતાં પણ વધારે ભાર ઉપાડવાને આનાકાની નહિ કરે એમ માગવાનો આપણો હક છે. જ્યારે આપણા વિદ્વાન્ ને સંસ્કારી પુરૂષો હાલ કરતા વધારે વધારે સંખ્યામાં ને ઘણી હોંશથી આ કામમાં મંડશે, ત્યારે ગુર્જર ભાષાનો રથ કડકડાટ દોડશે. આ કર્તવ્યો કાયમની સંસ્થા વગર બનવાં અશક્ય છે. ગમે તે રીતનો પ્રયત્ન કરવામાં આવે, તો પણ એક વાત સ્મરણમાં રાખવાની અતિશય જરૂર છે, તે એ કે નૈસર્ગિક કે મૂળ સ્વતંત્ર ગ્રંથો ગુજરાતીમાં રચાય, તોજ આપણું શ્રેય થશે. જગતનું સર્વ જ્ઞાન અને વિજ્ઞાન ભાષાંતર દ્વારા કે એવીજ રીતે આપણે આપણા દેશમાં વસાવવું એ

ઘણું ઉપયોગી છે. પણ જ્યારે આપણો અન્તરનો આત્મા જાગૃત થઇ પોતાના મમત્વનો વિકાસ કરી બહારનું બધું જ્ઞાન, વિજ્ઞાન, વિચાર પોતાના કોઠામાં ઉતારી તે જ્ઞાન અને લાગણીને પોતાના રૂપ કરી, પોતાની અન્તરની વાણી વડે તે બતાવી શકશે, ત્યારે જ આપણા સાહિત્યનો તેમજ આપણા જનસમૂહનો ઉદય થયો સમજાશે. અનુકરણથી કોઈ પ્રજા મહત્ત્વને પામી નથી, ને પામનાર નથી.

## ભરતખંડની એક ભાષા.

આપણા વિસ્તીર્ણ ભરતખંડમાં એક ભાષા થવી ઇષ્ટ ને શકય છે કે નહિ, ને તે થવાનો હાલ સંભવ છે કે નહિ, તે વિષે મેં મારા વિચાર અન્ય સ્થળે જણાવ્યા છે. એ વાતને ૭ માસ વીતી ગયા છે, પણ વચગાળામાં એ અભિપ્રાયમાં ફેરફાર કરવા જેવું કંઇ સબળ કારણ મને મળ્યું નથી. કાળાંતરે શું થશે તે ભાખવાની મારામાં શક્તિ નથી; પણ ફરી ફરીને મનન કરતાં મારો એ વિચાર દૃઢ થતો જાય છે. આપણું ૮૦૦ વર્ષનું સાહિત્ય જે આપણા આજ લગીના જીવનનો આદર્શ છે, જેનું બળ ને અબળ આપણી રગેરગમાં વ્યાપી રહ્યું છે, જે સાહિત્ય આપણા પૂર્વજોના નિરંતર વ્યાપારથી ઘડાયું છે, જે સાહિત્ય અક્ષત જાળવવા અને વધારવાના સંકલ્પથી આપણા વૃદ્ધોએ આપણને વારસામાં આપ્યું છે, તેને ભરતખંડના ઐક્યની ભાવનારૂપી વેદી પર હાલ તરત અર્પી દેવાની મારૂં મન હા પાડી શકતું નથી. જે ઐક્ય ઉપર કેટલાકનું મન હાલ મોહી જાય છે, તે મારે સર્વથા માન્ય છે પણ ગુજરાતી, મરાઠી, બંગાળી, તૈલંગી, તામીલ વગેરે બધી વર્તમાન ભાષાઓના સાહિત્યના દેહોનો ભોગ આપ્યા સિવાય એ મેળવવાનો બીજો માર્ગ છે કે નહીં તે ઠંડા મગજથી વિચારવાનું છે. મારા નમ્ર વિચાર પ્રમાણે હાલની સ્થિતિ જોતાં સામ્રાજ્યરૂપી ઐક્ય સાધવાનો પ્રયત્ન કરવો, તે જ યોગ્ય ને ફળાદાયક માર્ગ છે. તે સામ્રાજ્યની સાધારણ ભાષા હિંદી કે અંગ્રેજી કરવામાં હરકત નથી, પણ હાલ આપણી ભાષા અને સાહિત્ય છે તેવાં રાખવાથી ઐક્ય સાધવામા હરકત કે ઢીલ થાય છે, એમ મને લાગતું નથી. જ્યારે એકતાની ભાવના અતિ પ્રબળ થઇ સર્વત્ર હિંદીનો કે બીજી સામાન્ય ભાષાનો પ્રચાર વધશે, તે વખતે સર્વ વૈભાગિક સાહિત્ય કદાચ એની મેળે તજવામાં આવશે, પરંતુ એ કાળ હજુ ઘણો દૂર લાગે છે.

## એક લીપી: દેવનાગર ને હિંદી ભાષા.

હિંદુસ્થાનમાં એક ભાષા હાલ થવી અશક્ય હોય, તોપણ એક લીપી થવાથી પ્રાંત પ્રાંતના વસનારને એક બીજાનું સાહિત્ય સમજવામાં થોડી ઘણી સુગમતા થાય, એ પક્ષમાં ઘણી તકરારની જગ્યા નથી. એક લીપી કરવી તો તે કઈ કરવી તે વિષે મતભેદ પડ્યો છે. બનારસની નાગરી પ્રચારિણી સભા અને બંગાળની એક લીપી વિસ્તારક સભાએ દેવનાગરી એટલે બાળબોધ લીપીને પસંદ કરી છે, અને તેનો પ્રચાર કરવાને શ્રમ અને ખર્ચ વેઠે છે. એમનો અંતિમ ઉદ્દેશ ઘણો સ્તુત્ય છે, એ વિષે બહુ વાદ નથી. પરંતુ ઉત્તર હિંદુસ્થાનમાં ફારશી એટલે ઉરદુ લીપીનો ઘણો વાપર છે તેથી, તથા ઉરદુવાળાને નાગરી

લીપી સામાન્ય થવાથી પોતાનો રોજગાર જવાની ધાસ્તી પેઠી છે, તેવી સંયુક્ત પ્રાંતોમા એ વિષે ઘણી તકરાર ઉઠી છે. મહારાષ્ટ્રને એ વાત અનુકૂળ છે, અને દ્રવિડ પ્રાંતોનું મન હજુ આપણને સમજાયુ નથી આપણે અહીં ઘણા કાળથી એક લીપી ચાલે છે, અને જો કે ગુજરાતીનો સામાન્ય પ્રચાર છે, તોપણુ કેટલાક કિમતી પુસ્તકો બાળબોધ એટલે નાગરીમા છપાયા છે એ લીપી છાપવાનું ખર્ચ કઈક વિશેષ થાય છે તેથી સસ્તા નૈતિક સાહિત્યમા બાળબોધ વાપર્યાથી તે મોઘુ થવાની નડતર આવે છે, ને આપણે અહીં પણુ સામાન્ય લોકનો તે ઉપર ભાવ દીસતો નથી. વળી મૂળ નિશાનનુ ભાન હજુ ઘણા થોડાને જ થયુ છે એટલે હાલ એકદમ પગઉપાડો થઇ શકે એમ દીસતુ નથી માત્ર ધર્મના ને વિજ્ઞાનના પુસ્તક તેમા છાપવાનો પ્રચાર વધે તો તે ઠીક છે આ ઉપરાત આ વિષય સર્વની નજર આગળ હમેશ રાખી સાહિત્ય વિષે કર્તવ્યની જે ગોઠવ થાય તેમા તેને સામેલ રાખવો ઘટે છે.

## હિંદી ભાષા.

આખા ભરતખડની રાજકીય એકતા થવા સારૂ તથા હિદુ ધર્મનુ માહાત્મ્ય વધારવા સારૂ હિદી ભાષાનુ જ્ઞાન પ્રસારવાની ઇષ્ટતા દર્શાવવામા આવે છે, તે દષ્ટિબિદુ આ પરિષદ્‌ના ઉદ્દેશની સીમામા ભાગ્યે જ આવી શકે, પરતુ આપણા શિષ્ટ જનોએ મનના વિકાસ તથા વિદ્યા ને સાહિત્યની વૃદ્ધિના અર્થ હાલની રૂઢ ભાષાઓમાથી એક બે કે તેથી અધિક જેટલી બને તેટલી ભણવી યુક્ત છે હિદી ભણવાથી તુલસીકૃત રામાયણ જેવા સાહિત્યના મહા ગ્રથોનુ જ્ઞાન થાય એટલું જ નહિ પણુ તે ભાષા ભણનારાને પ્રવાસ ને વ્યાપારમા તેમજ સાર્વજનિક કાર્યોમા ઘણી અનુકૂળતા ને લાભ થાય એમા સશય નથી. યુરોપના વેપારીઓ બીજી ભાષાઓ વ્યાપાર આગળ વધારવા શીખે છે ઉત્તર હિંદુસ્થાન જોડે ગુજરાતનો વેપાર હાલ ઘણો છે, ને દિવસે દિવસે વધશે, સબબ હિદી ઉપર આપણા દેશી ભાઇઓએ વિશેષ લક્ષ આપવુ ઘટારત છે ગુજરાતીનુ જુનુ સાહિત્ય મુલક હિદીની શાખા જે વ્રજ છે તે ઉપરથી ઘડાયુ છે, એટલે ગુર્જરીના ભાષાપડિતને હિદીનુ સારૂ જ્ઞાન સપાદન કરવુ અગત્યનુ છે

## જનસમૂહની કેળવણી.

જનસમૂહને શિક્ષણ આપવાથી આપણા સાહિત્યના ઉત્કર્ષને જેટલી પુષ્ટી મળવાનો જોગ છે, એટલો બીજા કોઇ પણ એક ઉપાયથી મળવાનો નથી છેક ગરીબમા ગરીબ સ્ત્રી કે પુરૂષને પણ લેખન, વાચન ને ગણિતના સસ્કાર તથા સામાન્ય વિજ્ઞાનનુ જ્ઞાન મળવુ આવશ્યક છે. જ્યારે લોક સમસ્ત વચવાના શોખી થશે, ત્યારે લેખકોને અપૂર્વ ઉત્તેજન મળશે, ને સાહિત્યના સત્વમા ઘણો ઉત્કર્ષ થશે વળી એવુ પણ બનશે કે એ ગરીબમાથી કેટલાક સસ્કાર પામી સાહિત્યમા નવુ બળ પ્રેરશે ગુજરાતના કેટલાક સ્વદેશી રાજ્યોમા આવી કેળવણી મફત આપવાનો નોંધપાત્ર માર્ગ ઉપાડો થઇ ગયો છે, તેનો પ્રથમ જશ શ્રીમત મહારાજ સયાજીરાવ ગાયકવાડને તથા કાઠિયાવાડમા ગોડલ, લીંબડી વગેરે સરકારી

રાજાઓને ઘટે છે. હું ધારૂં છું કે અત્રે પધારેલા સદ્‌ગૃહસ્થોની કામના એવી છે કે આ પ્રાંતનાં સર્વે નાનાં મોટાં રાજ્યોમાં એજ ધોરણે સાર્વજનિક કેળવણીનું સત્ર થોડા વખતમાં દાખલ થાય. માત્ર આ સંબંધમાં એક જ સૂચના કરીએ છે, તે એ કે સામાન્ય કેળવણીનો પૂર્ણ લાભ મેળવવો હોય તો તેની રચના એવા હેતુથી કરવી જોઇએ કે એથી લેખન, વાંચન વગેરેના સંસ્કાર ઉપરાંત જન જનના ચરિત્રનો વિકાસ થાય, તેમનાં તન અને મનનું આંતરબળ વૃદ્ધિ પામે, અને દેશાભિમાન, દેશભક્તિ, સ્વાર્પણ વગેરે ઉચ્ચ લાગણીઓની અભિવૃદ્ધિ થાય, અને તેની જોડે નિર્વાહનો કસબ હરગીજ શીખે. આથી જુદી કેળવણી બહુ ફળદાયી ભાગ્યે જ થાય.

જનસમૂહની કેળવણીનું પૂરેપુરૂં ફળ મેળવવા સારૂ બીજી એક વાત અત્રે સૂચવવાની છુટ લેઉં છું. તે એ કે પ્રાથમિક કેળવણીનો લાભ પામેલાને શાળા છોડયા પછી વાંચવા લાયક પુસ્તકો રચાવવાં જોઇએ. શ્રીમંત ગાયકવાડ મહારાજે આ વાત ઉપર મારૂં લક્ષ ખેંચ્યું હતું અને આ પરિષદ્‌ના નિયામકોની પણ એ દિશાએ નજર ગએલી દીસે છે. માત્ર કંઈક સૂચના કરવી ઉચિત હોય, તો તે એટલી જ છે કે ગરીબને વાસ્તે રચાએલાં ચોપાનીઆં કે પુસ્તકોની ભાષા કેવળ સરળ, તરત સમજાય એવી અને નકામા સંસ્કૃત શબ્દોના આડંબરથી મુક્ત હોવી જોઇએ. વિષય અને તેનું વર્ણન પણ તેમના જ્ઞાન અને કેળવણીના ગજા ઉપરાંત હોવું ન જોઇએ. તેવું સાહિત્ય સસ્તું જોઇએ, એ વિષે તો વાદ જ નથી.

## સ્ત્રીકેળવણી.

સાહિત્યનો ઉત્કર્ષ સાધવાનો એક ઘણો ફળદાયક માર્ગ સ્ત્રીકેળવણીનો પ્રચાર કરવાનો છે. તે સ્ત્રી કેળવણીનો થોડો ઘણો પ્રારંભ સર્વત્ર થયો છે, પણ તે બસ નથી. હાલ શિક્ષણનો લાભ માત્ર કાચી વયની કન્યાઓ લે છે. તેથી વધારે વયની કન્યાઓને બહોળી કેળવણી આપવાનો આ સૂચનાનો આશય છે. આવું ઉંચા પ્રકારનું શિક્ષણ આપણી સ્ત્રીઓને ગુજરાતી ભાષા દ્વારા આપવું જોઇએ, ને તેવું આપવાને સ્ત્રીઓ સારૂ ઉચ્ચ શાળાઓ (High Schools) સ્થાપવી જોઇએ. તેવી શાળાઓમાં આગળ જતાં ગુજરાતીમાં વિજ્ઞાનનું શિક્ષણ આપી છેક બી. એ. ના ક્રમની કેળવણી આપી શકાશે. હાલ તુરત આ બધું બનવું દુર્ઘટ દીસે છે, તોપણ તેમાં આજકાલની કન્યાશાળાઓ કરતાં ઘણા સારા સંસ્કાર આપી શકાશે, એમાં શક નથી. જે થોડી સ્ત્રીઓથી બને તેઓ અંગ્રેજી ભણી પુરૂષોની બરોબરી કરી તેઓના જેવી પદવીઓ મેળવે, તેમાં કંઇ પણ હરકત દીસતી નથી, પણ તેવો લાભ લેવાનું ઘણી થોડીથી જ બનશે. સામાન્ય રીતે સ્ત્રીઓને અધકચરૂં અંગ્રેજી જ્ઞાન આપવાથી કંઇ પણ વિશેષ ફળ નથી. માટે તે ભણવાનો કાળ ઉગારી તેને બદલે બીજું વિજ્ઞાન ને સાગ સંસ્કાર આપણી ભાષા દ્વારા આપણી બહેન દીકરીઓને આપવાનું આપ સર્વેને લાભકારી જણાશે. આ અર્થે સ્થાપેલી સ્ત્રીઓની ઉચ્ચ શાળાઓનો લાભ આપણા સંસારના રીવાજોને લીધે ઘણી સ્ત્રીઓ તુરતમાં લેઇ શકશે નહીં, તોપણ કન્યાશાળાનો અભ્યાસક્રમ થોડે થોડે વધારી તે માર્ગે માર્ગે ચાલી ઉચ્ચ શિક્ષણનો આરંભ કરવાનું હાલ

બની શકે એમ દીસે છે. શિક્ષકોની ખોટ ને શીખનારની અછત હાલ પણ નડે છે ને હજુ કેટલાક કાળ લગી નડશે; પણ ધીમે ધીમે તે ઘટતી જશે. અને સ્ત્રીઓ વાંચકવર્ગમાં દાખલ થશે, ત્યારે લેખકના લેખોના સત્વમાં સુધારો થશે, એટલું જ નહીં પણ ભાષાની શુદ્ધિ ને સરળતા પણ વૃદ્ધિ પામશે, ને લેખકોને ઘણું ઉત્તેજન મળશે. વળી સ્ત્રીઓ પોતે પણ સાહિત્યના સમૂહમાં કીમતી વધારો કરશે, ને પાછી મીરાંબાઇ, ગાર્ગી, મૈત્રેયી જેવી અલૌકિક નારીઓ આ દેશમાં અવતરી સર્વત્ર સદ્દગુણ, દેશભક્તિ, પાતિવ્રત્ય, ધર્મ અને સુતાનની કાન્તિ પ્રસારશે.

## ગુજરાતી દ્વારા શિક્ષણ.

અંગ્રેજી શાળાઓમાં અપાતું અંગ્રેજી ભાષા સિવાયનું સર્વ જ્ઞાન ગુજરાતી ભાષાદ્વારા આપવાની અગત્ય વિષે મેં મારા વિચાર અનેક વાર દર્શાવ્યા છે. પચીસ વરસ પૂર્વે સર વુલિયમ હન્ટરના શિક્ષણ કમિશન આગળ મેં તે નિવેદન કર્યા હતા, ને ત્યાર પછી પ્રસંગે પ્રસંગે તેમ કરવાની તક આવી ત્યારે તે પ્રગટ કરવાને ચૂક્યો નથી. પણ હજુ તેનું કંઈ પણ ફળ થયું નથી અથવા ફલાશા બંધાય એવાં ચિન્હ પણ દીસતાં નથી. હવે જો એ વાત માલ વગરની કે સામાન્ય ગૌરવની હોત તો કદાચ તે હું મુકી પણ દેત. પણ જેમ જેમ કાળ જાય છે, તેમ તેમ તેનું મહત્વ મને વધારે વધારે લાગતું જાય છે, માટે આપ સર્વની રૂબરૂ વિનયથી પણ આગ્રહપૂર્વક ફરીને તે હું મુકું છું. હાલના પ્રચારથી આપણા યુવાનોને તનની, મનની અને તેની જોડે ધનની ભારે હાનિ થાય છે, માટે એ વાત મુકી દઉં તો દેશસેવાના અંગની મારી કર્તવ્યતામાં ઘણો ભ્રંશ થાય. જગતમાં કોઇ પણ સ્થળે સામાન્ય જ્ઞાન પરભાષામાં આપવાનો આપણા દેશના જેવો વિપરીત શિક્ષણક્રમ નહિ હોય; વળી આગળ જ્યારે અંગ્રેજી કેળવણી બાલ્યાવસ્થામાં હતી, ત્યારે અંગ્રેજી શાળામાં ઘણું શિક્ષણ આપણી ભાષાદ્વારા અપાતું હતું, તે વખતના ફળ જોડે વર્તમાન પ્રચારનાં ફળ સરખાવ્યાથી પણ મારી પ્રતીતિ દૃઢ થઈ છે. ચાલતા શિક્ષણમાં શીખેલા પુરૂષોની કૃતિ, વિચાર, હોંશ, ઇત્યાદિમાં સામાન્ય રીતે જે મન્દતા અને નિર્માલ્યપણું કેટલીક વાર નજરે પડે છે, તેનાં કારણોમાંનું એક મૂળભૂત કારણ આ હાનિકારક પદ્ધતિ છે. એ પદ્ધતિ જેમ બને તેમ વહેલી પડતી મુકી અંકગણિત, બીજગણિત, ભૂમિતિ, પદાર્થવિજ્ઞાન, ખગોળ, ઇતિહાસ, ભૂગોળ અને સંસ્કૃત—સારાંશ કે અંગ્રેજી સિવાયના બધા વિષય માતૃભાષા દ્વારા શીખવવામાં આવે, તો વિદ્યાર્થીને પડતો શ્રમ કમી થઈ શાળાઓમાં ભણતા દરેક યુવાનના આવરદાનાં કમીમાં કમી બે ચાર અમૂલ્ય વર્ષ ઉગરે એટલું જ નહિં પણ આપણા બાળકોના તનની, મનની ને હૃદયની શક્તિઓનો ઉકેલ ઘણો સારો થાય. કેળવણીનો ખર્ચ પણ કમી થાય. ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ ઇચ્છનારાઓની આ મહા સમાજ સમક્ષ એ સૂચના ઘણી આશાભર હું મૂકું છું. વળી ગુજરાતનું રાજ્યસ્થાન જે કાઠીયાવાડ, તેના ઘોરી સ્થળમાં એ સૂચના મૂકવાથી તે વિષે વ્યવહારૂ પગલાં લેવાઈ અનુભવ મેળવવાની પણ સુગમતા વધારે થવા જોગ છે. આ વિષય ઉપર શાન્તતાથી લક્ષ પહોંચાડવાની સર્વને મારી ખાસ વિનંતી છે. વ્યવહારૂ રીત ગ્રહણ કરીને આ સૂચનાને મેં નિયમિત કરી અંગ્રેજી ઉચ્ચ

શાળાઓના ક્રમ વિષે દાખલ કરી છે, તેમા પુસ્તકોની ખોટરૂપી અડચણ આવવાનો સંભવ હવે રહ્યો નથી, ને શિક્ષકો પણ મળી શકે છે આ આરંભથી આગળ વધતા વધતા અન્તિમ નિશાન આપણી માતૃભાષા દ્વારા સર્વ પ્રકારનુ જ્ઞાનવિજ્ઞાન આપવાનુ છે તે સાધવાનો માર્ગ બેશક વધારે વિકટ છે અને પુસ્તકો તથા શિક્ષકો તેમજ પરિભાષા વગેરેની અડચણો હાલ તો ઘણી દુર્ગમ દીસે છે, પરતુ અડચણો જોઇ જોઇને ઉભા રહેવાથી અડચણો દૂર થતી નથી તેમના સન્મુખ જવાથી તે ઓછી થાય છે. **સર્વ જ્ઞાનનું દ્વાર માતૃભાષાને એટલે ગુર્જરખડમાં ગુજરાતીને આપણે બનાવવી છે** અને એમ થઇ શકશે ત્યારે જ આપણા સાહિત્યમા ખરો જુવાનીનો જીવ અને ઉત્સાહ આવશે એ વાત નિસશય છે

## અભિવૃદ્ધિ; સરકાર અને રાજ્યનો વ્યવહાર.

સાહિત્યની અભિવૃદ્ધિનો રાજ્ય કારભારના વ્યવહારની જોડે નિકટ સબધ છે એ સિદ્ધ વાત છે હિંદમાના બ્રિટિશ ભાગમા અનેક કારણોથી અગ્રેજી વિદ્યાની કેળવણી લેવાના તથા તેમા ઉચ્ચ જ્ઞાન ને શક્તિ મેળવવાના ફાયદા એટલા પ્રસિદ્ધ થયા છે, કે તેથી તે કેળવણી પાછળ આપણા ગુર્જર દેશના લોક પણ ટોળાબધ વળ્યા છે વળી દેશી રાજ્યોમા પણ તે કેળવણીને પ્રસગવશાત્ ઉત્તેજન આપવામા આવ્યુ છે તો પણ તે રાજ્યોનો બધો કારભાર, દફ્તર આદિ ગુજરાતી ભાષામા ચાલે છે, ને ન્યાયના ફેસલા પણ તેમા લખાય છે. આ રિવાજ સાહિત્યના હિતમા ઘણો લાભકારી છે, માટે તેને દૃઢ કરી તેનો પ્રસાર કરવાની આપણા ગુર્જર ખડના સ્વદેશી રાજકર્તાઓની પાસે સાહિત્ય સેવકો માગણી કરે તો તે અસ્થાને નથી વડોદરામા ઈનસાફના અગત્યના કેસના દેશી ભાષાઓમા લખવાનુ કર્યા પછી ગુજરાતી ભાષાની શૈલી અને શુદ્ધતામા ઘણો સુધારો થયો છે, એટલુ જ નહિ, પણ શબ્દાર્થ પણ નિર્ણીત અને ચોક્કસ થયા છે કાઠિયાવાડ એ ગુજરાતનુ રાજસ્થાન છે. તેમા એજ નિયમ ગ્રહણ કર્યાથી એ કરતા પણ વધારે લાભ થાય એમા શક નથી.

## શુદ્ધ ભાષા.

શુદ્ધ ભાષા તે શુ, ને કેવા શબ્દરૂપને તથા વાક્યપ્રયોગને શુદ્ધ ગણવા, અને કેવાને અશુદ્ધ ગણવા એ વિષય ઉપર આપણા વિદ્વાનોનુ લક્ષ દોરાએલુ છે, એ સતોષની વાત છે. પણ આ પ્રશ્નનો નિર્ણય કરતા પહેલા શુદ્ધાશુદ્ધનુ ધોરણ પ્રથમ નક્કી કરવુ અવશ્ય છે શુદ્ધ એટલે શુ, ને અશુદ્ધ એટલે શુ ને એમા વાદ પડે, તો કિયા સામાન્ય નિયમ પ્રમાણે વર્તવુ, એનો પ્રથમ નિર્ણય થવો જોઇએ એવા નિયમ ન થાય ત્યા લગી, ઘણુ મતાતર, અને શબ્દયુદ્ધના ઝગડા થવાનો સભવ છે જે શબ્દરૂપ કે વાક્યપ્રયોગના વિષે સામાન્ય રીતે એક જ મત હોય તે રૂપ અને પ્રયોગ તે મત પ્રમાણે જ થવા જોઇએ, ને તેથી ભિન્ન થાય તો તે અશુદ્ધ ગણાય, આટલે લગી મત ફેરનો માર્ગ નથી વળી સામાન્ય રીતે શબ્દ ને વાક્યના અર્થ ચોક્કસ ને નિશ્ચિત વ્યાપ્તિવાળા જોઇએ, એ વિષે પણ વાદ થવાનો

સંભવ નથી. પણ એટલેથી આગળ વધતાં શબ્દશુદ્ધિનો નિર્ણય કરવામાં એક તરફથી એવો માર્ગ પકડવાનું વલણ દીસે છે, કે સંસ્કૃત મૂળ રૂપ સંગમાં જે શબ્દ હોય તેને શુદ્ધ શબ્દ સમજવો, અને જે તેથી આઘો ગયો હોય તેને અશુદ્ધ ગણવો. એટલા માટે ઘણાજ વિનય સાથે કહેવાની જરૂર છે કે, આ નિયમમાં મતફેરનો ઘણો અવકાશ રહે છે. સંસ્કૃત ઉપરથી ગુજરાતીનો શબ્દસમૂહ તથા વાક્યરચના નીકળ્યાં છે, એ વાત ખરી છે. બેશક ગુજરાતી ભાષા એ સંસ્કૃતની પુત્રી છે. પણ માની આંગળી પકડી ચાલનાર બાળપુત્રી તે નથી. તેણે પોતાનો વ્યવહાર ઘણાં સૈકા થયાં પોતાને માથે ઉપાડી લીધો છે. સેંકડો વર્ષની રાજ્યક્રાન્તિઓ, વ્યવહારક્રાન્તિઓ, ધર્મક્રાન્તિઓ વગેરે મોટી આફતોમાં તેણે પોતાનું અસ્તિત્વ અને જીવન જાળવ્યું છે. કાળને નમીને પોતાનાં ચલણવલણ તે બદલતી ગઈ છે. ટુંકામાં કહીએ તો તે સ્વતન્ત્ર ભાષાના પદને પામી છે, તેથી બીજી સ્વતન્ત્ર ભાષાના સમાન જ પોતાની ગણના થવાનો હક તે માગી શકે છે. હવે દરેક સ્વતન્ત્ર ભાષામાં તે ભાષાની સ્થાપિત થયેલી શબ્દરૂઢિ અને વાક્યરૂઢિ જ સર્વથા પ્રબળ ગણાય છે. તે રૂઢિ મૂળ ભાષાથી જુદી હોય તોપણ તે શુદ્ધ ગણાય છે, ને તેવો પ્રચાર હાલ જગતની સર્વ ભાષા વિષે છે. અંગ્રેજી ભાષા એંગ્લો સેક્સન (Anglo Saxon) ઉપરથી નીકળી છે, અને ફ્રેન્ચ ભાષા લેટિન ઉપરથી નીકળી છે, તોપણ હાલ એ ભાષાઓમાં વપરાતા કોઈ અમુક શબ્દ કે વાક્યનો પ્રયોગ મૂળથી જુદો હોય માટે તે અશુદ્ધ ગણાતો નથી. તેમ જ ગુજરાતીમાં કોઈ અમુક શબ્દ કે વાક્યપ્રયોગ મૂળ સંસ્કૃતના વપરાશથી અર્થમાં કે જોડણીમાં જુદો કે ઉતરતો હોય, તેટલા જ કારણથી તેને અશુદ્ધ ગણવો એ ઘટિત નથી. જ્યાં ચાલતી આવેલી રૂઢિ નક્કી થઈ હોય ત્યાં શુદ્ધતા અને અશુદ્ધતા રૂઢિવડેજ માન નક્કી થઈ શકે. સ્થાપિત રૂઢિ એ જ શુદ્ધતા ને અશુદ્ધતાનું સર્વસ્વીકૃત માન છે. આ વિષે મારા જુના મિત્રશ્રી દોરાબજી એદલજી ગીમી, જે આ પ્રદેશમાં કેટલાક કાળ વિદ્યાગુરૂને સ્થાને બિરાજતા હતા, તેમણે ભાષા ઉત્પત્તિ વિષે એક ન્હાનું પણ ઘણી વિદ્વત્તાવાળું ચોપાનિયું રચ્યું છે, તે ઉપર વિદ્વજ્જનોનું લક્ષ જવું ઘટે છે. તે એમ કહે છે કે "સંસ્કૃત પ્રમાણે ગુજરાતીમાં લખવું જોઈએ એ દલીલ ખોટી છે, કોઈ પણ શબ્દ ભાષામાં બદલાતો બદલાતો આજ જે સ્વરૂપમાં કાયમ થયો હોય તે જ તેનું ખરૂં સ્વરૂપ માનવું જોઈએ." શબ્દશુદ્ધિ વિષે આ નિયમ સ્વીકારવામાં આવશે, તો ઘણી તકરારો તથા ચર્ચાનો પ્રસંગ રહેશે નહીં. આ સંબંધે વિચારમાં ભિન્નતા, ભ્રાંતિ કે દોષ જે જોવામાં આવે છે, તે ધોરણ નક્કી નથી તેને લીધે છે. એક ભાષા બીજી ભાષામાંથી જન્મ પામી હોય, માટે તેણે તેની માતાનું જ સર્વ સ્વીકારવું જોઈએ, એવો ગર્ભિત સિદ્ધાંત કેટલાક સજ્જનોએ માન્ય કર્યો છે, તે જ આ મતભેદનું મૂળ છે. એ સિદ્ધાન્ત જો સર્વથા ગ્રહણ કરવામાં આવે, તો સંસ્કૃત ને લેટિન આદિ ભાષાઓને મુકીને પણ તેમની માતૃભાષા જે મૂળ આર્યભાષા તેના લગી જવાની અવસ્થા પ્રાપ્ત થાય. ગમે તેમ હોય તોપણ હાલની જીવતી ભાષાઓ એ પ્રમાણે કરવાને કે પોતાની માતૃભાષા ઉપર જ આધાર રાખી બેશી રહેવાને કબુલ નહિ જ થાય.

* આ વિષયમાં કેટલોક [illegible] ગુંચવાડો "અપભ્રંશ" શબ્દના પ્રયોગથી થયો છે. અપભ્રંશ એટલે મૂળથી બદલાયેલો શબ્દ એમ હું સમજું છું પણ સાધારણ રીતે એમ

સમજ હોય છે કે મૂળથી બદલાઇને બગડેલું રૂપ, તે અપભ્રંશ. પરંતુ ખરો પ્રકાર આ પ્રમાણે નથી. મૂળથી બદલાઇને નવાં થએલાં કેટલાંક રૂપ તો એવાં સૂચક, મર્મવાળાં, ને અર્થવાન હોય છે કે તેમનો અર્થ ને પૂર્ણ ભાવ મૂળ રૂપમાં હોતો નથી. આથી કરીને એવી ભ્રાંન્તિ થઈ છે કે અપભ્રંશ તે અશુદ્ધ હોય. ઉદાહરણ તરીકે રાજાની 'આણ' કે દેવની 'આણ' એ પ્રયોગમાં જે અર્થ છે, તે અર્થ રાજ આજ્ઞા કે દેવ આજ્ઞામાં આવતો જ નથી; તેમ સાસરે વાસા યોગ્ય કન્યાને જે આણું કરવામાં આવે, તેનો અર્થ આમન્ત્રણ કે આજ્ઞાપનમાં આવતો નથી, નૃત્ય શબ્દમાં નાચનું સામર્થ્ય નથી; કોઇ તવંગરનો ભરમ એ ભ્રમ નથી; કંથનો અર્થ કાન્તમાં નથી, મહંતનો મહાનમાં નથી; લહાવાનો અર્થ લાભમાં નથી. સબબ મૂળ સંસ્કૃત શબ્દનું મહાત્મ્ય વધારવાથી, અથવા તેને પાછા લાવવાથી ભાષાની શુદ્ધિ કે વૃદ્ધિ થવાનો જોગ નથી. ભાષા શુદ્ધિને સારૂ તથા તેની ખીલવણી સારૂ આપણા મહાકવિ પ્રેમાનંદ, સામળ, દયારામ વગેરેના ગ્રંથોનો ઘણો બહોળો અભ્યાસ થવો જરૂરનો છે.

## ફારસી ને દેશી શબ્દો.

ફારસી શબ્દોને શુદ્ધ ગુજરાતી લખાણમાં રાખવા કે નહીં, એ પણ ઉપરના પ્રશ્નના ફાંટા રૂપ પ્રશ્ન છે. લગભગ સાતસો વર્ષથી એવા શબ્દો દાખલ થતા આવ્યા છે, ને એમાંના કેટલાક તો છેક ભાષાના અન્તર્ભાગમાં પેશી ગયા છે ને તે કદી કાઢી શકાય એવા નથી. કબ્જો, કાયદો, કેદ, મેજ, ખુરશી વગેરે કેટલાક બોલ તો એવા છે કે, તે કાઢવાનું મન કરીએ, તો તેની જગાએ એવા સાર્થક શબ્દ તરત ઘડવાનું બને નહિ ને કોઈ મનસ્વી રીતે ઘડે તોપણ, તેમાં જુનાનો અર્થ આવી શકતાં કેટલાક કાળના કાળ જાય. પણ જો સવાલ પુછવાની છુટ હોય તો આપણે પુછીએ કે ફારસી શબ્દો ટાળવાનો વિચાર શા માટે કરવો જોઇએ? ગુજરાતના ઐતિહાસિક બનાવોના બળથી જેમ સંસ્કૃત શબ્દો ને દેશી શબ્દો ગુજરાતી ભાષામાં આવ્યા છે, તેમ ફારશી પણ ભળી ગયા છે, ને તેમ જ હાલ અંગ્રેજી શબ્દો ભળતા જાય છે. જ્યાં ભાષાનો નિભાવ આપણા ચાલુ શબ્દોથી થતો હોય, ત્યાં માત્ર ગફલતથી કે શુદ્ધતાના અનાદરથી કે બીજાં એવાં જ કારણથી પરભાષાના શબ્દ વાપરવા, એ કોઇ પણ સંસ્કારવાળા જનને ગમે નહિં. પણ રૂઢ થઇ ગયેલા સાધારણ શબ્દો, પછી તે ફારસી કે બીજા હોય તેનો ત્યાગ કરવાની ઇચ્છા શા માટે કરવી? એકાદ જણ પોતે પોતાના ઘરને ખુણે બેશી ફારસી શબ્દ વર્જીને બધા સંસ્કૃત વ્યુત્પત્તિવાળા શબ્દ વાપરવાનો પ્રયત્ન કરે, તો તે તેના તુરંગની વાત છે, પણ વિચારવંત પુરૂષો તરફથી તેને ભાગ્યે જ ઉત્તેજન મળશે.

આ સંબંધમાં બીજો એક વિચાર મને સુઝે છે, તે આ મંડળ આગળ મૂકી આ પ્રકરણ સમેટવા ધારૂં છું. આપણુ સર્વની ઇચ્છા એવી છે કે આપણા ઇસ્લામી બંધુઓ આપણી જોડે સામેલ રહી ગુર્જરી ભાષાની ખીલવણી ને ફાળવણીમાં સહાયક થાય. હવે

દુનિયાદારીના વ્યવહારકુશળ પુરૂષો દાખલ આપણે વીચારવાનું એટલું છે કે ફારસી શબ્દ કેવળ વર્જવાથી આ હેતુ સિદ્ધિએ જશે કે નહિ ? આપણા ઈસ્લામી બંધુઓ અનેક કારણોથી એવા શબ્દો આપણા કરતાં અનેકગણા વાપરે છે, તેમને આથી સારૂં લાગશે ખરૂં ? તેઓ આપણા સંસ્કૃતમય પુસ્તકો હાલ પણ વાંચી શકતા નથી સારાંશ કે ફારસી શબ્દો ટાળવાની વાત વધારે પ્રસરશે, તો ગુજરાતમાં બે જાતના સાહિત્ય ચાલવાનો પ્રસંગ આવશે (૧) મુસલમાન ભાઈઓ અને સામાન્ય લોકો સમજે તેવું; અને (૨) બીજું સંસ્કૃત ભણેલા લોકો જે સમજી શકે તેવું. આવું પરિણામ સાહિત્ય પ્રેમીઓને ઇષ્ટ નહિ જ હોય.

## ઉર્દુ વિષે.

ઉર્દુ ભાષા વિષે આવાં મંડળ સમક્ષ બે બોલ બોલવા અનુચિત નહિ ગણાય. ગુજરાતમાં લગભગ ચોથા ભાગની વસતિ આપણા ઇસ્લામી બંધુઓની છે. તેઓમાંનો એક ભાગ મૂળ હિંદુઓ હતા, ને હજુ પહેરવેશ હિંદુઓના જેવો પહેરે છે, ને ઘરમાં પણ ગુજરાતી બોલી બોલે છે. આટલે લગી તો એ સાહિત્યની દૃષ્ટિએ બધી સ્થિતિ મનમાનતી છે, પણ તે સિવાયનો બીજો ભાગ જે સંખ્યામાં નાહનો છે, તે ઘરમાં તેમ જ વ્યવહારમાં ઉર્દુ કે હિંદુસ્તાનીનો ઉપયોગ કરે છે. આ બીજા ભાગ તરફથી એવી માગણી થાય છે કે ઇસ્લામી ભાઇઓનું બધું શિક્ષણ ઉર્દુ દ્વારા થવું જોઇએ. ગુજરાતનું ઐક્ય, ને ગુજરાતી સાહિત્યનો દિન પર દિન ઉત્કર્ષ ઇચ્છનારે આ માગણી ઉપર જરૂર વિચાર કરવો ઘટે છે. સર્વે મુસલમાન ભાઇ ઉર્દુ બોલી અને ફારસીની લીપી શીખે, ને તેમાં લખેલાં પુસ્તકો સહેલથી વાંચવાને શક્તિવાન થાય, ને વળી તેમનું પવિત્ર ધર્મપુસ્તક કુરાને શરીફ પણ પઢી શકે, એટલું બેશક તેમને માટે અવશ્યનું છે. પણ આ અર્થ સાધવા સારૂ બધું શિક્ષણ જાુદું રાખવાની અગત્ય છે કે નહિ ? આપણા પારસી ભાઇઓ દેશ સમસ્તની સામાન્ય શાળાઓમાં શિક્ષણ લઈ પોતાનાં ધર્મપુસ્તક વાંચવા અને સમજવા પુરતો જુદો બંદોબસ્ત કરી શકે છે; જૈનો પણ કરે છે; તો તેમ ઇસ્લામી ભાઇઓ પણ સહેલાઇથી કરી શકે. નાગપુરમાં આપણા ગુર્જર ભાઇઓએ હિન્દુ, મુસલમાન, પારસી સર્વેએ મળી એક ગુજરાતી શાળા કાઢી છે, તેમાં હિસાબ, વાંચન વગેરે પ્રાથમિક કેળવણી બધી જાતના છોકરાઓને એક હારે આપવામાં આવે છે, ને તે સિવાય ત્યાંના દાઉદી વ્હોરાઓએ પોતાનાં છોકરાંને કુરાન વાંચતાં શીખવવાનો જુદો ઇલાજ લીધો છે. હવે નાગપુરમાં બન્યું છે, તે બીજે સ્થળે પણ બની શકે તેવું છે. આ સૂચના કેવળ મિત્રભાવથી આગળ કરવામાં આવે છે.

હિંદુ મુસલમાન એ હિંદની ડાબી જમણી આંખો છે. ઇશ્વરે પોતાની અકલ માયાને વાપરી બેઉ પાનું ભેગું નાખ્યું છે, તે હવે ન નાખ્યું થાય તેવું નથી. બંને હિંદને પોતાનો દેશ ને માતૃભૂમિ ગણે છે, ને સંસારના બધા વ્યાપાર રોજગારમાં ને બીજા અગત્યના વ્યવહારમાં બેઉ ભેગા ને ભેગા જ રહી સાથે કાર્ય કરે છે. આ પ્રમાણે એકતા વધારવાથી બેને લાભ થાય છે, એ ઉઘાડું છે. બેના હિતમાં ઘણી ખરી વાતોમાં લગાર પણ વિરોધ નથી.

જેમાં તેવો સંભવ હોય ત્યાં દરેક પોત પોતાનું કામ સંભાળી લે એ ઉચિત છે. પણ ગુર્જરખંડની ગુર્જરી ભાષાની ખીલવણી કરવામાં એઉનો સરખો સ્વાર્થ રહેલો છે, એ મહંમદીય વિદ્વાનો પણ ઉંડો વિચાર કરતાં કબુલ કરશે. આપણા ઇસ્લામી બંધુઓ ઘણા ઉદાર મનના ને ઝીણી અક્કલવાળા ને કળાકૌશલમાં કસબી છે. તેઓનાં સાહસ અને કસબથી ગુર્જરખંડને ઘણો લાભ થયો છે, ને હજુ પણ થશે. એ લાભનું વહેણ સાહિત્યના પ્રદેશમાં હજુ વળ્યું નથી. તે દિનપર દિન વર્ધમાન વેગમાં વળે અને ગુર્જર સાહિત્યનો ઓઘ, વેગ, અને સત્ત્વ વધારવામાં ઇસ્લામી બંધુઓ મોટો ભાગ લે, એવી આપણા સર્વની વાંછના છે, માટે આ ઇશારો કરવાની છૂટ લીધી છે.

## જોડણી.

ગુજરાતી ભાષાના શબ્દોની જોડણી એક સરખી કરવી ઇષ્ટ છે, એ વિષે બે મત નથી. પણ તે એકતા શી રીતે સાધવી, એ હજી આપણને બરોબર સૂઝતું નથી. એ પ્રશ્ન ઉપર આપણા શિષ્ટ મંડળમાંના અનેક વિખ્યાત પુરુષોએ લક્ષ આપ્યું છે, ને પોત પોતાના અભિપ્રાય દર્શાવ્યા છે. શ્રી નવલરામ, મણીલાલ, માધવલાલ, નરસિંહરાવ, ગોવર્ધનરામ, કમળાશંકર, વગેરેએ, આ વિષય ઉપર ઘણી ઝીણી નજરે વિચાર કરી પોત પોતાના મત બાંધ્યા છે. પણ હજુ નિર્ણયનું સ્થળ પાસે આવ્યું હોય એવાં ચિન્હ દીસતાં નથી. વસ્તુ સ્થિતિ એવી છે કે દરેકનું ધોરણ કંઇ કંઇ અંશે જુદું છે. ને એક ધોરણ વગર એકતા થાય નહિં. હવે એકતા સાધવાના માર્ગ માત્ર બે દીસે છે. (૧) કાં તો વાદવિવાદ કર્યા પછી એક ધોરણ નક્કી થાય તો તે માર્ગે, અથવા તો (૨) એક જ ધોરણ રાખવાનો પ્રયાસ મૂકી દેઈ બાંધછોડ કરી, કંઈ વ્યવહાર માર્ગ કાઢવો. શબ્દોના ઉચ્ચાર પ્રમાણે લેખન થાય એ વિષે મતફેર જણાતો નથી, પણ ભાગ ભાગના ઉચ્ચાર સરખા નથી; તેથી શુદ્ધ ઉચ્ચાર કિયો લેઇને ચાલવું, એ પ્રશ્ન પાછળ બધી કટાકટી મચી રહી છે. તેથી મુસ્કેલી ને ગુંચવણ પણ વધ્યાં છે. કેટલાક વિદ્વજ્જનો શબ્દની વ્યુત્પત્તિની સહાય લેઈ ઉકેલ કાઢવા માગે છે, ને કેટલાક વ્યુત્પત્તિની દરકાર રાખતા નથી. આ રીતની સ્થિતિ છે. બીજી પરિષદ્‌માં આ પ્રશ્નનો નિર્ણય કરવા એક કમિટિ નીમી હતી. તે બેશક બધી બાજુનો વિચાર કરી નિકાલ કાઢશે. હાલ સૂચના કરવી ઘટીત હોય તો તે એટલી જ છે કે, સામાન્ય રીતે જોતાં ભાષાના શબ્દની ઘટના એક જ ધોરણ ઉપર ગતકાળમાં થઇ નથી, ને હાલ પણ થતી નથી. ને શબ્દ ઘણાં ભિન્ન ભિન્ન બળોને વશ રહીને થાય છે, ને ફરે છે. માટે એક ધોરણ ઉપર જ બધું જોડણીનું તંત્ર રચવાના પ્રયત્ન કરવા કરતાં બાંધછોડ કરી ઉચ્ચાર, રૂઢિ, સરલતા, વ્યુત્પત્તિ વગેરે સર્વે જુદાં જુદાં બળોને યોગ્ય વજન આપવાથી આ જુના પ્રશ્નનો નિકાલ થવો જોઇએ છે. પરંતુ હાલ તુરતમાં આપણે એવા નિકાલ ઉપર આવી શકીએ એવો થોડો જ જોગ દીસે છે.

## પદાર્થ વિજ્ઞાનની પરિભાષા.

પદાર્થ વિજ્ઞાનનો પ્રસાર કરવામાં પ્રથમ પ્રશ્ન તેની પરિભાષાનો આવે છે. એવા શબ્દ હાલ કે આપણા જુના શાસ્ત્રમાં અસ્તિત્વમાં નથી. તેની ખોટ શી રીતે પુરવી? કેટલાકનું

મત એવું છે કે સંસ્કૃત કે ફારસીની મદદથી નવા શબ્દ રચવા અને કેટલાકનું કહેવું એવું છે કે અસલ અંગ્રેજીમાં છે તે જ ગ્રહણ કરવા. પ્રથમનો મત ભાષા શુદ્ધિના અભિમાનને પુષ્ટિકારક છે, એ વાત ખરી. પણ તે સર્વત્ર ગ્રાહ્ય થઇ શકે એવો નથી. મહા પ્રયત્ન કરતાં પણ નવીન પદાર્થોની સંજ્ઞા આપણી પ્રાચીન ભાષાવડે ઘડવી સહેલ નથી. શ્રીકાશીક્ષેત્રની નાગરી પ્રચારિણી સભાએ આ કામ ઉપાડી લેઇ વૈજ્ઞાનિક કોશ તૈયાર કરાવ્યા છે, તેમાં પણ પદાર્થોનાં નામ તો અંગ્રેજીમા જ જેવાં ને તેવા કેટલેક ભાગે રાખ્યાં છે, અને ક્રિયા તથા વિધિદર્શક શબ્દો કેટલાક સંસ્કૃત ઉપરથી તો કેટલાક ફારસી ઉપરથી નવીન રચ્યા છે. આપણે પણ એવો જ રસ્તો પકડવો પડશે, એમ મને લાગે છે.

## કોશ અને વ્યાકરણ.

આપણાં મહત્ત્વનાં કાર્યો મધ્યે ગુજરાતી ભાષાનો કોશ રચાવવાનું કામ છે. તે પરિષદ્ કે એવી કોઈ સંસ્થાએ ઉપાડી લેવા લાયક છે. તેવો કોશ શુદ્ધ ને પૂર્ણ હોવો જ જોઇએ. તેમાં પ્રત્યેક શબ્દના બધા અર્થ કાળ પ્રમાણે ગોઠવવા, તેના અર્થનાં દષ્ટાન્તો અને આધાર રૂપ ગ્રન્થકારોના ઉતારા આપવા, વગેરે આપણા વિદ્વાન્ મિત્રોએ જે જે સૂચનાઓ કરી છે, તે લક્ષમાં લેવા લાયક છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટિએ વૈભાગિક યોજનાથી કોશ કરાવવાનો આરંભ કર્યો છે. કાયમની સંસ્થા તથા પુરતાં નાણાં અને અનુભવી સાક્ષરોની સહાયતા વગર એ કાર્ય પાર જાય નહિ, માટે એ ત્રણ ઉત્પન્ન કરવા ઉપર પ્રથમ પ્રયત્ન થવો ઇષ્ટ દીસે છે.

ગુજરાતી ભાષાનું એક સમર્પક વ્યાકરણ ઘડવાનું કામ તેટલું વિકટ નથી, પણ તેમાં ગુજરાતી સાહિત્ય તથા ગુર્જરી ભાષાના સંપૂર્ણ રીતે વાકેફગાર અને તેની જોડે સંસ્કૃત ફારસીમાં પ્રવીણ ને સામાન્ય ભાષાશાસ્ત્રમાં કુશળ એવા પુરૂષ વગર આપણી કામના સિદ્ધ થવી કઠણ છે. એવી યોગ્યતાવાળા પુરૂષ ઘણા નથી ને જે થોડા છે તે બીજા વ્યવહારમા રોકાએલા છે. એટલે હાલ સુગમ રસ્તો નજરે પડતો નથી. પરંતુ આને અર્થ પણ કાયમનું ફંડ ને કાયમની સંસ્થાની આવશ્યકતા છે.

## ગુજરાતી સાહિત્યનો ઉત્કર્ષ.

ગુજરાતી સાહિત્યનો ઉત્કર્ષ કઇ કઈ રીતે સાધી શકાય તેનો ઈશારો ઉપર હું કરી ગયો છું, તેનો ઉપસંહાર કરી આપનો વખત લેવો દુરસ્ત નથી. પણ એ સર્વેનો સામાન્ય આધાર ને માર્ગ એ છે કે, તે અર્થને ઉદ્દેશીને આપણે એક સમર્પક ને કાયમ સંસ્થા બનાવવી. એવી વ્યાપક સંસ્થાને સારૂ દ્રવ્ય જોઇશે તે વિષે મને કઇ ચિંતા નથી, કેમકે હું એમ માનું છું કે દ્રવ્ય તો કર્તવ્યપરાયણ ને ટેકીલા કાર્ય કરનારને મોડું વહેલું મળ્યા વગર રહેતું નથી. જે જે સારાં કાર્મ અટકી રહે છે, તે દ્રવ્ય વગર નહિ, પણ તે ઉપાડવાને સમર્થ નરો નથી હોતા, તેથી

અટકે છે. વળી સર્વ એકઠા થઇને કામ કરવાની શક્તિ આપણામાં ઘણી અલ્પ છે, અને મારા મનથી સર્વ શુભ કાર્યમાં મોટી અડચણ તે એ જ છે. જન જનની સુજનતા તથા શુદ્ધ મનન, ને શુદ્ધ જીવન સિવાય એ નિર્બળતા દૂર થવાની નથી. માટે તેવી સુજનતા, શુદ્ધ મનન, ને શુદ્ધ વર્તન પ્રસારવા તરફ વર્તમાન સાહિત્યનું વલણ થાય, તો આપણને અમૂલ્ય લાભ થાય, કારણકે શુદ્ધ જીવન ને સુજનતા એ જ વ્યક્ત પુરૂપ તથા જનસમાજની સમૃદ્ધિનું મૂળ છે. એ વગર કોઈ પણ પ્રકારના સામાજિક ઉદયની આશા રાખવી વ્યર્થ છે.



અમદાવાદ—પ્રજાબંધુ પ્રીન્ટીંગ વર્કર્સમાં ઠાકોરલાલ પરમોદરાય ઠાકોરે છાપ્યું.

૮. કાગળો અને તારો—પરિષદ્‌ના પ્રમુખ, કારોબારી કમિટિના પ્રમુખ અને મંત્રીઓ ઉપર આવેલા કાગળો અને તારોની વિગત રા. રા. દલપતરામ ભગવાનજી શુક્લે ટુકાણમાં જણાવી.*

હાજર ન થઇ શકાયું તેની દિલગીરીના કાગળો નેં. ના મહારાજા ગાયકવાડ, ભાવનગર મહારાજા, મહારાણી, કુંવરીસાહેબ, મોરબી ઠાકોર સાહેબ, અને કુમારશ્રી લખધીરજી, ધ્રાંગધ્રા રાજસાહેબ, વાંકાનેર રાજસાહેબ, ધ્રોલ ઠાકોર સાહેબ, કોટડા સાંગાણી ઠાકોર સાહેબ, માંગરોળ શેખ સાહેબ, કચ્છના કુમારશ્રી વિજયરાજજી, સાયલાના કુમારશ્રી મદારસિંહજી, પાલીતાણાના કુમારશ્રી વિજયસિંહજી, કુમારશ્રી હરભમજી, મિ રોમેશચંદ્ર દત્ત, મેજર હેન્કોક, મેજર અને મિસિસ કોગ્હિલ, મેજર અને મિસિસ અર્થાન, કેપ્ટન સ્ટ્રોંગ, મિ અને મિસિસ કેલિ, મિ. અને મિસિસ સ્ટ્રિપ, મિ ટ્રોટર, રા. રા ચુનીલાલ સારાભાઇ, અમરજી આણંદજી કચ્છી, દુર્ગાગોવિંદદાસ કાટાવાળા, ધિ ઑનરબલ દુર્ગ સીતારામ દીક્ષિત, રા રા નરસિંહરાવ દીવટિયા, મિ મલબારી, મિ આદરજી મરનોસજી મસાની, રા. રા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ, અને બીજા ઘણાના આવેલા હતા. આમાથી એક રા. ગ. નરસિંહ રાવનોજ પત્ર આવીને સંતોષ માનવો પડે છે

રત્નાગિરિ. તા. ૨૫-૧૦-૦૭.

દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇ,
ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ

સાહેબ,

વિ. વિ કે–આ પરિષદ્‌ની બેઠક વખતે હાજર રહી મારૂં કર્તવ્ય બજાવવાનો આનંદ મને નહિ મળી શકે તે માટે અંતઃકરણથી દિલગીર છું સરકારી નોકરીના અનિવાર્ય રોકાણને લીધેજ આ મારી અશક્તિ છે, ગુર્જર સાહિત્યની સેવા તરફ અથવા આ પરિષદ્ પ્રતિ કર્તવ્ય વિષે ઉપેક્ષાને લીધે નહિ આ કારણથી હું સવિશેષ નિરાશ થાઉં છું મારી ગેરહાજરીથી હાનિ પરિષદને નહિ પણ મને જ છે. વિશેષ

* તારોમાં પરિષદ્‌નો વિજય ઇચ્છતા 'હાર્ટિ' 'ઑલ', 'એવરિ' 'કમ્પ્લીટ', 'કન્ટિન્યુઅલ', 'સ્પ્લેન્ડિડ', 'બ્રિલિયન્ટ', 'અનપ્રીસિડન્ટેડ' વગેરે વિશેષણો વપરાયાં હતાં તાર મોકલનારાઓની યાદી—રા રા નરસિંહરાવ ભોળાનાથ દીવટિયા, વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય, છગનલાલ ઠાકોરદાસ મોદી, ઠાકોરલાલ હરિલાલ દેસાઇ, ધિ ઑનરેબલ ચિમનલાલ સેતલવાડ, મિસ શિરીનબાઇ કામરાજી, મિ નાનજીઆણી, મિ હાજી મહમ્મદ અલારખિયા શિવજી, મિ પી ની તારાપોર, લેફ્ટેનંટ કુમાર શ્રી જોરાવરસિંહજી, રા રા. માધવલાલ દ્વિવેદી, મોહનલાલ પાર્વતીશંકર દવે, વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ, ભોળાનાથ બાપાલાલ કથારિયા, મનસુખલાલ રવજી મહેતા, સાકરચંદ માણેકચંદ, હીરાલાલ ત્રિ. પારેખ, નરસીદાસ નથુભાઇ, અને સેક્રેટરી પ્રહ્લાદનિય એસોસિએશન, અમદાવાદ.

એટલા માટે કે આ વખતનો સમારંભ મારા પાયા ઉપર અને અપૂર્વ ઉત્સાહથી આદરાયો છે.

દૂર રહીને માત્ર માગ મનોવ્યાપાર દ્વારા બજાવાય તેટલી સેવા કરીને બે મહત્વના વિષયો ઉપર લેખ મે મોકલ્યા છે, તે તરફ, વિષયના અન્તર્ગુણને આદર આપીને, પરિષદનુ ચિંતન હોરાશે તો કૃતાર્થતા હુ માનીશ અને આ પરિષદનો સમારંભ છેવટ સુધી નિર્વિઘ્ને પાર પડે, અને ગુર્જર સાહિત્યની ભાવિ વિશાળ ઇમારત બાધવાના કાર્યમા એક ક્રમ આગલ વધાય એમ ઇચ્છી સમાપ્ત કરૂંછું.

વિ. નરસિંહરાવ ભોળાનાથના
આદરપૂર્વક યથાયોગ્ય સ્વીકારશો.

રા. શુક્લનુ નિવેદન પૂરૂ થતા બીજી પરિષદની સત્કાર કમિટિના પ્રમુખ શેઠ સાહેબ રા. રા. પુરૂષોત્તમ વિશ્રામ માવજીએ બીજી પરિષદના રિપોર્ટની એક નકલ ત્રીજી પરિષદના પ્રમુખને યોગ્ય શબ્દોમા અર્પણ કરી અને સ્હવારનો કાર્યક્રમ પૂરો થયો.

૯. **નિબધોનુ' વાંચન.**—બે વાગ્યાથી નિબધો શરૂ થયા સાડાત્રણ કલાકમાં તેર વચાયા, તેમા રા. મનસુખલાલ રવજી મહેતાનો એમની ગેરહાજરીમા રા. હનુમન્તરાવે વાચ્યો, અને રા નરસિંહરાવનો રા ઠાકોરે વાચ્યો દરેક નિબધને અપાયલી મિનિટો પૂરી થતા પ્રમુખ સાહેબની ઘટડી વાગતી, અને વાચનારને તરત બેસી જવું પડતું. એ નિબધો નીચેના ક્રમમા વચાયા

૧. અ સૌ શારદાગૌરી મહેતા—ભાષાની ઉત્પત્તિ.
૨. રા રા. આનદશકર બાપુભાઇ ધ્રુવ—ગુજરાતનુ સસ્કૃત સાહિત્ય.
૩. રા. રા. પોપટલાલ કેવળચદ શાહ—જૈન સાહિત્ય
૪. રા. રા. મનસુખલાલ રવજીભાઇ મહેતા—ગુજરાતી ભાષાનો જન્મ જૈનીઓથી હોવા સભવ છે?
૫. રા. રા. મનસુખલાલ કીરતચંદ મહેતા—જૈન સાહિત્ય.
૬. રા રા. રમણભાઇ મહીપતરામ નીલકઠ—ગુજરાતી ભાષાનો આરભ
૭. રા. રા. કૃષ્ણલાલ ભોળાનાથ દીવટિયા—હિંદુસ્તાન માટે એક ભાષા
૮. રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવટિયા—જગતખડ માટે એક ભાષા.
૯. અ. સૌ. વિદ્યાગૌરી નીલકઠ—ગુજરાતની સ્ત્રી કવિઓ
૧૦. રા. રા અતિસુખશકર કમળાશકર ત્રિવેદી—ભાષાશૈલી
૧૧. રેવરડ જે. એસ સ્ટીવન્સન—બાઇબલના ગુજરાતી તરજુમાનું ટુક ઐતિહાસિક વર્ણન.

૧૨. ગં. સ્વ. શિવગૌરી ગજ્જર.—સ્ત્રીકેળવણી માટે સાહિત્યની અગત્ય.
૧૩. રા. રા. ડાહ્યાભાઇ બાલકૃષ્ણ.—કાવ્ય અને કલ્પના.

## બીજો દિવસ.

૧૦. **નિબંધોનું વાંચન.**—બીજે દિવસે પરિષદ્ સાડાછ કલાક બેઠી: સ્હવારે સાડાઆઠથી ત્રણ કલાક અને પાછલે પહોરે સાડાત્રણ કલાક. રા. નરસિંહરાવનો નિબંધ રા. હિંમતલાલ અંજારિયાએ, રા. કુંવરજી દેસાઇને રા. બલવંતરાય છાયાએ, મિસિસ કોઠાવાળાનો મિસિસ બાર્કરે, ગં. સ્વ. ચંદ્રભાગાનો અ. સૌ. વિદ્યાગૌરીએ, અને ગં. સ્વ. સુલોચનાનો ગં. સ્વ. શિવગૌરી ગજ્જરે વાંચ્યો. આખા દિવસમાં એકવીશ વંચાયા. તેનો ક્રમ નીચે મુજબ.

૧૪. રા. રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ.—સાહિત્યમાં ટુંકી વાર્તા.
૧૫. રા. રા. ન. ભ. દિવાકર—નૂતન ગુજરાતને કેવા સાહિત્યની અપેક્ષા છે ?
૧૬. રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવટિયા.—પ્રેમાનંદનાં નાટકો.
૧૭. રા. રા. જન્મશંકર મહાશંકર બુચ.—કાઠિયાવાડી લેખકોનાં ચરિત્ર ઇત્યાદિ.
૧૮. રા. રા. હાથીભાઇ હરિશંકર શાસ્ત્રી.—સ્ત્રીકેળવણીમાં સાહિત્ય.
૧૯. રા. રા. દેવશંકર વૈકુંઠજી ભટ્ટ.—જૂનું સ્વર શિક્ષણ.
૨૦. રા. રા. પિનાકીપ્રસાદ મ. દેસાઇ.—સમાજ, સાહિત્ય અને કેળવણી ઇત્યાદિ.
૨૧. રા. રા. છગનલાલ ગુલાબદાસ કાજી.—બાળશિક્ષણ.
૨૨. રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા.—શિક્ષણ અને શિક્ષક.
૨૩. રા. રા. નવલશંકર હાથીભાઇ દવે.—નવલકથા લખનારાને બે બોલ.
૨૪. રા. રા. ગણપતલાલ દ. મહેતા—બીબાવા તરીકે વાપરવામાં આવતા દાણા.
૨૫. રા. રા. કુંવરજી ખંડુભાઇ દેસાઇ.—ઍન્જીનીયર.
૨૬. મિસ ફ્રાન્સીસ મેકારી—ઇગ્લાંડમાં અપાતી કન્યા કેળવણી.
૨૭. મિસિસ જરબાનુ કોઠાવાળા.—સ્ત્રી જાતિનો ધર્મ.
૨૮. ગં. સ્વ. ચંદ્રભાગા.—સ્ત્રીકેળવણી.
૨૯. રા. રા. જન્મશંકર મહાશંકર બુચ.—કાઠિયાવાડના રાજવંશી ગ્રન્થકર્ત્તાઓ.
૩૦ રા. જીવણજી જ. મોદી.—ઇરાનના હખામીનીયન વંશના ઝમાનાનું હિંદુસ્તાન.
૩૧. રા. રા. ચંદ્રશંકર ન. પંડ્યા.—યુનિવર્સિટીમાં ગુજરાતીને સ્થાન.
૩૨. રા. રા. ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી.—કાન્હડદે પ્રબંધ.
૩૩. રા. રા. પુરૂષોત્તમ વિ. માવજી.—આપણા ઐતિહાસિક સાહિત્યનું સ્વરૂપ ઇત્યાદિ.
૩૪. ગં. સ્વ. સુલોચના દેસાઇ—સ્ત્રી ધર્મ.

## ત્રીજો દિવસ.

૧૧. **નિબંધોનું વાંચન.**—ત્રીજે દિવસે સ્હવારે ત્રણ કલાકમાં બીજા દશ

નિબંધો વંચાયા રા. રા. હરિરાયનો રા. જયસુખલાલ જોશીપુરાએ, રા. મોહનલાલનો રા. અતિસુખશંકરે, રા. નરહરિનો રા. કાંતિલાલ પંડ્યાએ, અને રા. શંભુપ્રસાદનો રા. કાળીદાસ શાહે વાંચ્યો.

૩૫ રા. રા. ગણપતરામ અ. ત્રવાડી—ભાષા અને વિચાર
૩૬ કવિ ભવાનીશંકર નરસિંહરામ—ગુજરાતી જૂનાં ગીતો.
૩૭ મિ. સી. મેકન—ઓર્ગિનિઝ્મ
૩૮ રા. રા. હરિરાય ભગવતરાય બુચ—ગાળાનો લેખક કોણ?
૩૯ રા. રા. મોહનલાલ પાર્વતિશંકર દવે—ગ્રંથાવલોકન ના
૪૦ રા. રા. ગંગારામ ભીમાજી આચરેકર—સંગીતની આવશ્યકતા
૪૧ રા. રા. વલ્લભદાસ પોપટ ગોર—સૌ. ચિંતામણિ.
૪૨ રા. રા. નરહરિ દ્વારકાદાસ દેસાઈ—ગુજરાતી સાહિત્ય અને ઇતિહાસ
૪૩ રા. રા. શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા—ગૌરીપૂજા
૪૪ રા. રા. ડુંગરશંકર કેવળરામ દવે—નરસિંહ મહેતાની પ્રથમ કાવ્યનું વિવરણ

૧૨ આ ત્રીજા દિવસના કામકાજમાંના ગણ્યામાંનું મહત્ત્વનું એક પરિષદ્ ભંડોળની સ્થાપનાનું હતું. સવારમાં જ ને. ના. લીમડી ઠાકોર સાહેબ દોલતસિંહજી નો પ્રમુખ દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈ ઉપર કાગળ આવ્યો જે તેઓએ પરિષદ્ને વાંચી સંભળાવ્યો. એ કાગળ અહીં ઉતારવામાં આવે છે.

'રાજકોટ તા. ૩૦-૧૦-૦૯

"દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઈ એમ. એ. એલએલ. બી.,
ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ

'સાહેબ,

'આપની પરિષદ્ના પવિત્ર ઉદ્દેશ તરફ મારી પૂરેપૂરી લાગણી છે. તેથી આ પરિષદ્ આગળ ઉપર ઘણીજ કીંમતી અને ઉપયોગી સંસ્થા થાય એમ હું જોવા ઇચ્છું છું, તે માટે એક સારા ભંડોળ (ફંડ)ની મને જરૂર જણાતાં મેં એ ભંડોળની શરૂઆત તરીકે, મારા પૂજ્ય બાપુ સાહેબ મરહુમ ઠાકોર સાહેબ સર જસવંતસિંહજી —જે સાહિત્યના પૂર્ણ શોખીન હતા અને પોતે પણ સાક્ષર કહી શકાય તેવા હતા તે આપથી અજાણ્યું નથી. તેઓ સાહેબના નામમાં એક સો (૧૦૦) ગીની (મોહોર) આપવા વિચાર કર્યો છે. તો તે રકમ પરિષદ્ના હિત અર્થે શુભ માર્ગે વપરાય તેવી યોજના કરશો.

'તે રકમની શું વ્યવસ્થા કરવી તે પરિષદ્ અથવા તે તરફથી કોઈ કમિટિ નીમાય તેના હસ્તક રાખું છું.

"જો પરિષદ્‌નું ભંડોળ બરાબર થાય નહીં તો સર જસવતસિંહજીની યાદગિરીમાં કોઇ પણ પ્રકારનું ઇનામ અથવા ચાંદ (મેડલ) આ રકમમાંથી સ્થાપવા યોજના કરશો.

"ગુજરાતી સાહિત્ય પરિષદ્ હમેશને માટે ઉપયોગી સંસ્થા થાય એમ હું ઇચ્છું છું.

લી. દૌલતસિંહજીના ઘટિત." *

૧૩. ઠરાવો. પરિષદ્ ત્રણ વાગે પાછી મળી, અને સબજેક્ટ કમિટિએ ઘડેલા નીચેના સત્તર ઠરાવો કરવામાં આવ્યા.

### ઠરાવ ૧ લો.

ઠરાવ કરવામાં આવે છે કે સાહિત્ય પરિષદ્‌ના અભિપ્રાય પ્રમાણે નવી ગુજરાતી વાંચનમાળા સામાન્ય રીતે સંતોષકારક છે, પણ એ વાંચનમાળામાં બાળપોથી અને પહેલી ચોપડીની બાંધણી વધારે મજબુત કરવાની જરૂર છે, તથા તેની કીંમતમાં ઘટાડો કરવાની જરૂર છે, માટે તે વિષે ઉપાય લેવા સરકારને વિનતિ કરવી.

વળી નવી વાંચનમાળા સંબંધે કહેવામાં આવે છે કે તેમાં

(૧) કેટલેક ઠેકાણે વ્યાકરણ અન્વય વગેરેના દોષ છે;

(૨) કેટલેક ઠેકાણે કાવ્યો બદલવા જેવાં છે;

(૩) કેટલેક ઠેકાણે વધારે સારાં ચિત્રો મુકવા જેવાં છે; તો આ સબંધે વસ્તુ સ્થિતિ શી છે, તે માટે શું કરવા જેવું છે, તેની વિગતવાર ભલામણો સાથે રિપોર્ટ કરવા માટે નીચેના ગૃહસ્થોની કમિટિ નીમવામાં આવે છેઃ—

રા. બ. લાલશંકર ઉમિયાશંકર ત્રવાડી,
રા. બ. હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા,
રા. રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી,
મિ. કરીમઅલી રહીમ નાનજીઆણી,
રા. રા. જાલભાઇ દોરાબજી ભરડા,
રા. રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠ,
રા. રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ,
રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી,
રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી,
રા. રા. સાકળચંદ જેઠાલાલ શાહ,
રા. રા. હરિલાલ માધવજી ભટ્ટ—મંત્રી.

---

* બપોરે પરિષદ્ ભંડોળ કમિટિ વિષેનો ઠરાવ રજુ થતાં ને. ના. રાજકોટ ઠાકોર સાહેબ શ્રી લાખાજીરાજ તરફથી ભંડોળમા રૂ. ૭૫૦) ભરવામાં આવ્યા. પછી ત્રીજે જ દિવસે એટલે તા. ૧ નવેંબર ૧૯૦૯ને રોજ ને. ના. જામ સાહેબ શ્રી રણજીતસિંહજીએ ભંડોળમા રૂ. ૨૦૦૦) ભર્યા અને ઇ. સ. ૧૯૧૦ દરમિયાન બીજી રકમો ભરાયેલી છે. એ વગેરેનો અહેવાલ પરિષદ્ ભંડોળ કમિટિએ પ્રસિદ્ધ કરેલો હોવાથી અહીં આપ્યો નથી.

આ રિપોર્ટ કમિટિ તરફથી આવેથી પ્રમુખ સાહેબે કેળવણી ખાતાના નામદાર ડિરેક્ટર સાહેબને મોકલવો.

આ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો અને પરિષદે સર્વાનુમતે સ્વીકાર્યો.

ઠરાવ ૨ જો.

મુંબાઇ યુનિવર્સિટીની મેટ્રીક્યુલેશન તથા એમ. એ. ની પરિક્ષાઓમાં ગુજરાતીને અભ્યાસક્રમમાં દાખલ કરવામાં આવી છે, તે ઉપરાંત બીજી પરીક્ષાઓમાં પણ ગુજરાતીને સ્થાન આપવાની જરૂર છે, એમ આ પરિષદ્ આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

આ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો, અને પરિષદે સર્વાનુમતે સ્વીકાર્યો.

ઠરાવ ૩ જો.

જોડણી કમિટિનો રિપોર્ટ જોતાં જણાય છે કે એ કમિટિ ચાલુ રાખવી ઇષ્ટ છે, તેથી આવતી પરિષદ્ મળતાં સુધી રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવટિયા, રા. રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, રા. રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠ,—એ ગ્રહસ્થોની કમિટિ બીજી પરિષદ્‌ના ઠરાવ પ્રમાણે જોડણીની યોજના તૈયાર કરવા સારૂ ફરી નીમવામાં આવે છે, અને તેમાં

રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીનું નામ ઉમેરવામાં આવે છે.

આ ઠરાવ રા. રા રમણભાઇ મહિપતરામ નીલકંઠે રજૂ કર્યો, અને રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે અનુમોદન આપ્યું, અને પરિષદે તે સર્વાનુમતે સ્વીકાર્યો.

ઠરાવ ૪ થો.

કારોબારી કમિટિએ પ્રદર્શનના ત્રીજા વિભાગમા કરેલો પુસ્તકસંગ્રહ જોઇને આ પરિષદ્ ઠરાવે છે કે :—

ગુજરાતી સાહિત્ય પરિષદ્ તરફથી ગુજરાતી ભાષામા છપાયેલાં પુસ્તકો, માસિકો, વગેરેનો સંપૂર્ણ સંગ્રહ કરવો ઇષ્ટ હોવાથી તેને માટે ગ્રંથકારો આદિને પોતપોતાનાં પુસ્તકો વગેરેની એક એક નકલ ભેટ મોકલવાની વિનંતી કરવી, અને એ સંગ્રહ માટે આ વખતે આવેલાં તથા હવે પછી આવતા પુસ્તકો,—પરિષદ્ એ સંબંધે નિર્ણય કરી શકે ત્યાં સુધી—ગુજરાત વર્નાક્યુલર સોસાયટિને સોંપવામા આવે છે.

આ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો, અને પરિષદે તે સર્વાનુમતે સ્વીકાર્યો.

ઠરાવ ૫ મો.

કારોબારી કમિટિની છેલ્લી બેઠકમાં નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યો હતો :—

"'વ્યાખ્યાનમાલા' વિષે ઠરાવ કરવામાં આવે છે કે એને 'ત્રીજી ગુજરાતી

સાહિત્ય પરિષદ્‌ની વ્યાખ્યાનમાલા' નું નામ આપવાની આ કમિટિ તરફથી પરિષદ્‌ને વિનંતિ કરવી; અને આ પરિષદ્‌નું તમામ ખર્ચ–ફાળા તેમ જ રીપોર્ટ, નિબંધસંગ્રહ, આદિના વેચાણથી જે રકમ ઉત્પન્ન થાય તેમાંથી પતાવ્યા પછી, જો કંઇ રકમ બાકી રહે તો તે રકમ વિજ્ઞાન, ગણિત વગેરે વિષયોના વ્યાખ્યાનોની છપામણી માટે, તથા એવાં વ્યાખ્યાનોમાં જોઇતાં ચિત્રો માટે વાપરવી. તે રકમમાંથી કયા વિષયો માટે કેટલા પૈસા આપવા તેની વ્યવસ્થા પરિષદ્ એક કમિટિ નીમીને તેને સોંપે."

કારોબારી કમિટિની આ ઠરાવની નોંધ લઇને પરિષદ્ આ યોજના પ્રમાણેનાં વ્યાખ્યાનોને 'શ્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની વ્યાખ્યાનમાલા' નું નામ આપવાની પરવાનગી આપે છે; અને તેમાં યોગ્ય વ્યાખ્યાનો પસંદ કરવા સારૂ તથા ઉપર જણાવ્યા પ્રમાણેની જે રકમ બચત રહે તેની આ વ્યાખ્યાનમાલાને અંગે વ્યવસ્થા કરવા સારૂ નીચલી કમિટિની નિમણુક કરે છે.

રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ,
રા. રા. રમણભાઇમહીપતરામ નીલકંઠ,
રા. રા. હરજીવન ભગવાનજી શુકલ,
રા. રા. હરિલાલ માધવજી ભટ્ટ,
રા. રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર—મંત્રી,

આ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો અને પરિષદે તે સર્વાનુમતે સ્વીકાર્યો.

ઠરાવ ૬ઠ્ઠો.

ગુજરાતી સાહિત્યપરિષદ્‌નું બંધારણ ઘડી ખરડો આવતી પરિષદ્‌માં રજૂ કરવા નીચેની કમિટિ નીમવામાં આવે છે—

દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઇ,
રા. બ. લાલશંકર ઉમીયાશંકર ત્રવાડી,
રા. રા. પુરૂષોત્તમ વિશ્રામ માવજી,
રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ,
રા. રા. દલપતરામ ભગવાનજી શુકલ,
રા રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી,
રા. રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર,
રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારીયા,
રા. રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠ—મંત્રી,
રા. રા. રણજીતરામ વાવાભાઇ મહેતા—મંત્રી.

આ ઠરાવ રા. રા. રણછોડલાલ વદ્રાવનદાસ પટવારીએ રજૂ કર્યો, અને રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ અનુમોદન આપ્યું, અને પરિષદે તે સર્વાનુમતે સ્વીકાર્યો.

ઠરાવ ૭ મો.

પરિષદ્‌ના જનરલ સેક્રેટરી તરીકે રા. રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠ, રા. રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, અને રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરને નીમવામાં આવે છે.

આ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો, અને પરિષદે તે સર્વાનુમતે સ્વીકાર્યો.

ઠરાવ ૮ મો.

કાઠિયાવાડના વાલાસાન એજંટ ટુ ધિ ગવર્નર મહેરબાન હિલ સાહેબે પોતાના ભાષણમાં ચાંદ વિષે જે સૂચન કરેલું તે બાબત વિચાર કરી યોજના ઘડવાને માટે

મિ. એચ. ડી. રેન્ડોલ,
રા. રા. પ્રભાશંકર દલપતરામ પટ્ટણી, સી. આઇ. ઇ.
ખા. બ. બેજનજી મેરવાનજી ડમરી,
રા. રા. કલ્યાણરાય જેઠાભાઇ બક્ષી,
અને રા. રા. દલપતરામ ભગવાનજી શુક્લની કમિટિ નીમવામાં આવે છે.*

આ ઠરાવ રા. રા. હરજીવન ભગવાનજી શુક્લે રજૂ કર્યો, રા. રા. ગુલાબરાય વજેશંકર છાયાએ તેને અનુમોદન આપ્યું, અને પરિષદે તે સર્વાનુમતે સ્વીકાર્યો.

ઠરાવ ૯ મો.

લીમડીના ને. ના ઠાકોર સાહેબ શ્રી દોલતસિંહજીએ તથા રાજકોટના ને. ના. ઠાકોર સાહેબ શ્રી લાખાજીરાજે કૃપાવંત થઇ પરિષદ્‌ના ભંડોળને માટે (અનુક્રમે) એકસો ગિનિ અને પચાશ ગિનિની ઉદાર બક્ષીસ કરી છે તે આ પરિષદ્ હર્ષથી સ્વીકારીને તે માટે ખરા અંતઃકરણપૂર્વક આભાર માને છે. અને આ રકમથી ભંડોળનો આરંભ કરી તે મોટું કરવાની તથા તેની વ્યવસ્થા કરવાની નીચેના ગૃહસ્થોની કમિટિને સત્તા આપે છે, તથા તેમને જરૂર પડે તો કમિટિમાં બીજા ગૃહસ્થોને ઉમેરવાની સત્તા આપે છે

દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઇ,
રા. રા. રણછોડભાઇ ઉદયરામજી,
ગ. રા. પુરૂષોત્તમ વિશ્રામ માવજી,
ખા. બ. બેજનજી મેરવાનજી ડમરી,
રા. રા. મનુભાઇ નંદશંકર મહેતા,

---

* આ કમિટિએ ઘડેલા નિયમોને તથા એ નિયમોને અનવયે ૧૯૧૧ ના નિબંધને માટે પ્રસિદ્ધ કરવામા આવેલા વિષયને માટે જુઓ આ પ્રકરણને અંતે પરિશિષ્ટ.

મિ. ગુલામમહમદ બાવામીયા મુનશી,
રા રા દેવચંદ ઉત્તમચંદ પારેખ,
ગ રા અમૃતલાલ રણછોડદાસ બક્ષી,
રા રા રણછોડદાસ વ દાનનદાસ પટવારી,
રા રા કેશવરાય હર્ષદરાય ધ્રુવ,
ગ રા રમણભાઇ મહીપતરામ નીલકંઠ,
રા રા આનંદશંકર બાપુભાઇ ધ્રુવ,
ગ રા દલપતરામ ભગવાનજી શુક્લ,
રા ગ. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર,
રા રા પ્રભાશંકર દલપતરામ પટ્ટણી સી આઇ ઇ—તીજોરર

આ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો, અને પરિષદે તે સર્વાનુમતે સ્વીકાર્યો

## ઠરાવ ૧૦ મો.

આ પરિષદનું ઐતિહાસિક અને સાહિત્યવિષયક પ્રદર્શન આવું સારૂં થઇ શક્યું તે માટે

વડોદરાના શ્રીમત્ત ગાયકવાડ સરકાર,
કચ્છના ને ના રાવ સાહેબ,
જૂનાગઢના ને ના નવાબ સાહેબ,
ભાવનગરના ને ના મહારાજા સાહેબ,
મુબઇ ઇલાકાના કેળવણી ખાતાના ના ડિરેક્ટર સાહેબ,
જુદા જુદા સસ્થાનના જૈન સઘો,
ગુજરાત વર્નાક્યુલર સોસાયટિ,
શેઠ સાહેબ પુરૂષોત્તમ વિશ્રામ માવજી,
ગ રા રણછોડભાઇ ઉદયરામ,
રા રા મનમોહનદાસ રણછોડદાસ ઝવેરી,
ગોરજી લાધાભાઇ,
રા રા કેશવલાલ હર્ષદરાય ધ્રુવ
રા ગ મનસુખલાલ રવજીભાઇ મહેતા,
રા રા માણેકચંદ હીરાચંદ ઝવેરી,

અને બીજા પ્રદર્શકોનો —

તેમજ પ્રદર્શનમાનો છાપેલા પુસ્તકોનો સગ્રહ (એ માટે પરિષદ બીજી વ્યવસ્થા કરે ત્યા સુધી) પરિષદને માટે સાચવવાનું ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ માથે લીધું તે માટે તે સોસાયટીનો —

પરિષદ ઉપકાર માને છે

આ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો અને પરિષદે તે સર્વાનુમતે સ્વીકાર્યો.

## ઠરાવ ૧૧ મો.

કારોબારી કમિટિએ બધું કામકાજ ફત્તેહમંદીથી કરેલું છે અને મહેમાનોની સરભરા ઘણી સંતોષકારક રીતે કરી છે તેને માટે આભાર માનવામાં આવે છે.

આ ઠરાવ રા. રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠે રજૂ કર્યો, રા. રા. ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરીએ અનુમોદન આપ્યું, અને પ્રમુખ સાહેબે ટેકો આપ્યો તથા પરિષદે તે સર્વાનુમતે સ્વીકાર્યો.

## ઠરાવ ૧૨ મો.

આ પરિષદ્‌ની વ્યવસ્થામાં રાજકોટ સ્ટેટ અને કાઠિયાવાડનાં બીજાં સ્ટેટો તરફથી જે અનેક પ્રકારની મદદ મળી છે તેને લીધે જ સંતોષકારક ગોઠવણ થઇ શકી છે, અને તેટલા માટે રાજકોટ સ્ટેટ અને કાઠિયાવાડનાં બીજાં સ્ટેટોનો આ પરિષદ્ ઉપકાર માને છે.

આ ઠરાવ રા. રા. કેશવલાલ ગિરધરલાલ ત્રિવેદીએ રજૂ કર્યો, તેને રા. રા. બળવંતરાય વજેશંકર છાયાએ અનુમોદન આપ્યું, અને પરિષદે તે સર્વાનુમતે સ્વીકાર્યો.

## ઠરાવ ૧૩ મો.

કૉનૉટ હૉલના વ્યવસ્થાપકોએ કૃપા કરીને હૉલનો ઉપયોગ આ પરિષદ્‌ને માટે કરવા દીધો છે તે બદલ તેઓનો પરિષદ્ આભાર માને છે.

આ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો તે પરિષદે સર્વાનુમતે સ્વીકાર્યો.

## ઠરાવ ૧૪ મો.

એજન્સી પોલીસ ખાતા તરફથી પરિષદ્ સબંધે સારો બંદોબસ્ત કરવામાં આવ્યો છે. તે માટે તે ખાતાનો ઉપકાર માનવામાં આવે છે.

આ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો તે પરિષદે સર્વાનુમતે સ્વીકાર્યો.

## ઠરાવ ૧૫ મો.

વડોદરા રાજ્યના વિદ્યાધિકારી સાહેબના દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇ ઉપરના અંગ્રેજી કાગળ ઉપરથી શ્રીમંત સરકાર ગાયકવાડ મહારાજની ઇચ્છા આવતી ગુજરાતી સાહિત્ય પરિષદ્ વડોદરામાં મળે એવી જણાય છે. માટે ઠરાવવામાં આવે છે કે

આવતી પરિષદ્ વડોદરે મળશે.

આ ઠરાવ પ્રમુખ સાહેબે રજૂ કર્યો તે પરિષદે સર્વાનુમતે સ્વીકાર્યો.

## ઠરાવ ૧૬ મો.

શ્રીમતી અખંડ સૌભાગ્યવંતાં રાણી સાહેબ શ્રી નંદકુંવરબાએ કૃપાવંત થઇને

સત્કાર કમિટિના પ્રમુખનું પદ સ્વીકાર્યું તથા પરિષદમાં પધાર્યા તે માટે તેઓ સાહેબનો આ પરિષદ અંતઃકરણપૂર્વક ઉપકાર માને છે.

આ ઠરાવ રાવ બહાદુર લાલશંકર ઉમીયાશંકર ત્રવાડીએ રજૂ કર્યો. રા. રા. રણછોડભાઇ ઉદયરામજીએ તેને ટેકો આપ્યો, અને પરિષદે તે સર્વાનુમતે સ્વીકાર્યો.

ઠરાવ ૧૭ મો.

દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇએ આ પરિષદનું પ્રમુખ પદ સ્વીકારી તેનું કામ સાંગોપાંગ અને શ્રેષ્ઠ નિયમન સાથે પાર ઉતાર્યું. તથા પોતાના ભાષણમાં દેશને ભાષા અને સાહિત્યની ઉન્નતિ બાબત વ્યાવહારિક બોધ કર્યો, તે માટે પરિષદ એઓ સાહેબનો અંતઃકરણપૂર્વક આભાર માને છે

આ ઠરાવ રા. રા. કલ્યાણરાય જોઇાભાઇ બક્ષીએ રજૂ કર્યો, રા. ગ. પ્રભાશંકર દલપતરામ પટ્ટણીએ તેને ટેકો આપ્યો, અને પરિષદે તે સર્વાનુમતે સ્વીકાર્યો.

**૧૩. જોડણી કમિટિનો રિપોર્ટ**–ત્રીજો ઠરાવ રજુ કરતાં રા. રમણભાઇએ જોડણી કમિટિનો રિપોર્ટ વાચી બતાવ્યો, તે અહીં આપવામાં આવેછે.

બીજી સાહિત્ય પરિષદ વખતે નિમાયેલી જોડણી કમિટિનો રિપોર્ટ:

આ કમિટિ તા. ૩૦-૧૨-૦૮ના રોજ મળેલી ને વખતે નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યો હતો.

"રા. રા. નરસિંહરાવે જોડણીના પુસ્તકમા પૃ. ૩૮–૩૯માં નોંધેલી વિપ્રતિપત્તિઓ ઉપર વિચાર કરીને સિદ્ધાન્તસૂત્રો રચવા; અને ગણ તૈયાર કરાવવાની આવતી પરિષદને ભલામણ કરવી; અને એ ગણને અનુસરીને સૂત્રો ઉપર જે વાર્તિક રચવાં યોગ્ય લાગે તે રચી શકાશે."

ત્યાર પછી મળેલી કમિટિઓમા પરસ્પર ચર્ચા કરી જોઇ; પરંતુ, સિદ્ધાન્તસૂત્રો પહેલાં ધાર્યું હતું તે પ્રમાણે એકમતથી થઇ શકે એમ લાગ્યુ નહિં, અને કોઇનો પણ મત જુદો નોધાય એ અમને ઇષ્ટ લાગ્યુ નહિ. એથી અમે આ કામમાં આગળ વધી શકયા નથી એ પ્રમાણે ત્રીજી સાહિત્ય પરિષદને લખી મોકલવું.

અમદાવાદ,
તા. ૧૭ અકટોબર, ૧૯૦૯.

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.
આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ.
રમણભાઇ મહીપતરામ નીલકંઠ.

મ્હોંચ્યા તારીખ ૨૩-૧૦-૦૯

હું અત્યન્ત દિલગીર છું કે આ સાથેના રિપોર્ટની નીચે હું સહી કરી શકતો નથી.

૨. જોડણી કમિટિની ફકત બે મીટિંગો થઇ હતી; એક તા. ૩૦-૧૨-૦૮ને

રોજ, અને બીજી તા. ૨૫-૧૦-૦૯ને રોજ. એટલી બે બેઠકમાં આ મહત્ત્વના કાર્યનો નિકાલ થાય જ નહિં', અને એટલા ઉપરથી 'એકમતથી' નિકાલ નહિ થાય એમ નિરાશ થવાને માટે આધાર નથી.

૩. ત્રીજી પરિષદ્ ઇ. સ. ૧૯૧૦માં મળવાનું બીજી પરિષદ્ વખત ઠરાવેલું હતું, પરંતુ એક વર્ષ વ્હેલી બેઠક થઇ, એટલે એથી કરીને પણ યોજણી કમિટિને પોતાના કાર્ય માટે એક વર્ષ કમતી થઇ ગયું અર્થાત્ પૂરો અવકાશ મળ્યો નહિ. આમ છે તો એકમત થવા બાબત નિરાશ થવાનું કારણ નથી. અને હમારે ચાર જણ વચ્ચે મિત્રભાવથી ઊહાપોહ થઇ યોગ્ય વ્યવહારાનુકૂળ વચલો માર્ગ સાધી શકાવો અશક્ય નથી.

૪. તેથી જો આ હમારી કમિટિનું આયુષ્ય હજી ચોથી પરિષદ સુધી લંબાવાશે તો આ કર્તવ્યના ઋણમાંથી કમિટિ સંતોષકારક રીતે મુક્ત થઇ શકશે એમ હું માનું છું.

રત્નાગિરિ તા. ૨૩-૧૦-૦૯ — નરસિંહરાવ ભોળાનાથ

૧૪. વડોદરાનું આમંત્રણ—પંદરમો ઠરાવ રજુ કરતા પ્રમુખ સાહેબે પોતા ઉપર આવેલો નીચેનો અંગ્રેજી કાગળ વાંચ્યો.

*20th October 1909.*

My dear Ambalalbhai

This will reach you when you are busy with your deliberations of the Gujrati Parishad

I am sorry I could not get away from my work here to attend the Parishad I wish it all success May it fully realise all the expectations formed by its organisers

His Highness the Maharajah Saheb will be glad to see the next Gujarati Parishad meet in Baroda May I therefore request you to ask the permanent Secretary to decide the place of next meeting of the Parishad in Baroda ?

I understand that the Parishad meets every two or three years, so the next meeting may be settled for Baroda

I shall thank you to arrange this before you leave Rajkot after finishing your work

With best wishes and kindest regards

Yours sincerely,
A M Masani

૧૫. **સમાપ્તિ.** ઉપલા સત્તરમાથી દશ ઠરાવ પ્રમુખને હાથે રજુ થયા તે દરેક વખતના એઓના નહાના, નહાના, વિષયોચિત અને અસરકારક ભાષણોથી શ્રોતાઓ વધારે વધારે પ્રસન્ન થતા ગયા છેવટે એમનો ઉપકાર માનવાનો ઠરાવ થયો, તેના પ્રત્યુત્તરમા એઓ જે વીશેક મિનિટ પણ જુસ્સાદાર ઊર્મિઓના વચન બોલ્યા તેથી હદ આવી રહી સૌને એમ થયુ કે ગુજરાતીમા આવુ ભાષણ—ગુજરાતમા આવુ પ્રૌઢ અને તેની સાથે વિદ્વાનથી અજ્ઞ સુધી સર્વના ચિત્તમા ઉન્નત ભાવોની પૂરેપૂરી છાપ પાડી શકે એવુ વક્તૃત્વ એ એક અપૂર્વ બનાવ હતો આ ભાષણ અક્ષરે અક્ષર સાચવવુ જોઇતું હતુ પણ તેમ બની શક્યુ નથી બે ત્રણ શ્રાતાઓએ માત્ર કોઇ કોઇ શબ્દ ટપકાવી લીધેલા, તે ઉપરથી આટલી મુદ્દતે તેનો કેવલ ત્રુટિત અને છેકજ ઝાંખો ખ્યાલ આપી શકાય છે પોતાની જે પ્રસશા કરવામા આવી તે વિષે એમણે કહ્યુ કે " એ જો હુ ખરી માનું તો 'સાઠીને બુદ્ધિ નાઠી' એ કહેવતનુ ઉદાહરણ હુ જ બનુ અને વળી જો એ પ્રશસા ખરી માનુ તો એ કેવી દિલગીરીની—દેશના હતભાગ્યની—વાત કહેવાય! દેશના આ ચળકતા જુવાનો અને પાકેલા સાક્ષરોમા મારાથી વિદ્યામા, જ્ઞાનમા, શક્તિઓમા સાક્ષાત મોટા આજે પણ અનેક છે, અને વધતા આવે છે મે આ મોટુ માનપ્રદ પદ સ્વીકાર્યુ તે મારી યોગ્યાયોગ્યતાના વિચારથી નહિ, એક કેવળ દેશસેવાનો પ્રસગ મળે છે એવા વિચારથી બાકી અમે તો હવે ઘરડા થયા તે તમારે હવે નભાવી લેવાના તમે સૌએ મારી નબાનણી કરી છે એ માટે હુ તમારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે અને આ વિશાળ દરબાર હોલમાની આ મોટી સભા—મે આથી પણ મોટી સભાઓ જોઇ નથી એમ નથી, પણ તથ્ય કહુ છુ કે—આત્મસયમમા નિયમમા, વિવેકમા, આની બરોબરી કરે એવી સભા મે તો આજ દિન સુધીમા એકે દીઠિ નથી મારૂ કામ * * પ્રમુખનુ કર્તવ્ય—ઘટડી વગાડવાનુ વિષયોનો પૂરો સાર લેવા ન દેવાનું વિષયમા રસ પડવા માડે કે તુરત તેને અટકાવવનુ એવા કામ આપ સૌની ઇચ્છા વિરૂદ્ધ બની જ કેમ શકે માટે હવે પછીની પરિષદોમા એ રજા આપનારી ઘટડીને પોતાને જ રજા આપવામા આવે, પરિષદ્‌ના જુદા જુદા વિભાગો પાડવામા આવે તો વધારે સારૂ * પરિષદ્ હવે કઇ વ્યવસ્થામા આવશે—વધશે—ખીલશે—એવી તમારા સૌના ઉત્સાહ અને કામ જોતા આશા પડવા માડે છે કાઠિયાવાડ એક વખત અજ્ઞાન હતો તેને કેળવવાને માટે ગુજરાતે ઘણુ ઘણુ કર્યુ છે પોતાના એક પછી એક નરરત્નો આપ્યા છે **દુર્ગારામ મહેતાજી** એની વીશીનો એ એક જ પુરૂષ **ભોગીલાલ માસ્તર**—વિશુદ્ધ જીવનનો નમૂનો **હરગોવિંદદાસ** **ગોપાળજી** **સુરભાઇ** **નવરામ** એ આદિને ગુજરાતે કાઠિયાવાડની સેવાને અર્થ અર્પ્યા તો તેનુ ફળ આજે પામવાનો સમય આવ્યો છે આજે એ જ કાઠિયાવાડ ગુજરાતને તેના ઉપકારનો બદલો વાળી આપે છે आदानहि विसर्गाय सता वारिमुचामिव આ સાહિત્યના કાર્યમા આખો દેશ સામેલ થયો છે સૌએ પોતપોતાના ગજા પ્રમાણે સેવા કરી છે અને મોટી મોટી પદવીના સ્ત્રી પુરૂ

ષોએ—કુંવરીઓ, રાણીઓ, રાજાઓ, મહારાજાઓએ—પરિષદ્‌ને નવાજી છે. સાહિત્ય પોષણના ઉદયનો દિવસ ઉગ્યો છે. મફત કેળવણી અને સ્ત્રીકેળવણીના પ્રસારની સાથે પરિષદ્ જેવી સંસ્થાઓને ઉત્સાહ ભર્યું ઉત્તેજન મળવા માંડ્યું છે. પ્રજાના ઉદયનાં એ આશાભર્યાં ચિહ્નો નિહાળતાં મારો આત્મા આનંદ પામે છે, પ્રફુલ્લ બને છે. અહીં પધારેલા રાજા, મહારાજાઓને ભાષાનો ઉદ્ધાર અને વિદ્યાના પ્રસારના દેશસેવાનાં કાર્યોની સુપરત કરૂં છું. એઓ અગ્રણી પુરૂષો છે. राजा कालस्य कारणम्. ઉદય કાળ આણો. રાણીશ્રીએ પોતાના ભાષણમાં કહેલા કૃતયુગને પ્રવર્તાવો."

૧૬. સંમેલન.—સાંજે કાઠિયાવાડ જિમખાનાના મેદાનમાં ગાર્ડન પાર્ટિ થઇ. ગુજરાતીઓ અને કાઠિયાવાડીઓ સેળભેળ થઇ ગયા, અનેક નવી ઓળખાણો થઇ, વિનોદચર્ચાના કંઇકંઇ વિષયો નીકળ્યા, અને મેદાનમાં વિખરાયલાં ન્હાનાં ન્હાના ગુચ્છોમાં એકમાંથી છુટી બીજામાં પરોવાતા રસિકોના વાર્તાલાપના મૃદુ ગુંજારવમાં સાહિત્ય પ્રતિ બન્ધુતા અને દેશસેવાના સાત્વિક ભાવો સર્વોપરિ થયા

ભાવનગરના કવિ પિંગળશીએ વચ્ચે વચ્ચે કવિતો, દુહાઓ, અને બીજા ચારણી છંદો લલકારીને કાઠિયાવાડની એ અનુપમ વાની પણ ચખાડી. અને મિ પંડિત, રા. રા. પટ્ટણી, અને લાલશંકરભાઇ જેવા હિતસાધક પ્રવૃત્તિઓ તરફ વધારે વલણવાળા સદ્‌ગૃહસ્થોની હાજરીથી ચર્ચામાં દેવનાગરી લિપિનો પ્રયોગ, હિંદી ભાષાનો પ્રચાર, સંસારસુધારો, એવા એવા વિષયો પણ સ્થાન પામી શક્યા. પરિષદ્‌ના દિવસોમાં જ એરવદ જીવણજીએ શાહનામાના કેટલાક અતિ કરૂણ અને બોધક સર્ગોનું વાંચન એક ન્હાના મેળાવડાને સંભળાવ્યું હતું, ત્યારે રા બ. લાલશંકર, રા. રા. રમણભાઇ આદિએ સંસારસુધારાને લગતી કંઇક જાહેર પ્રવૃત્તિ કરી હતી, અને મિ. પંડિતે "કાઠિયાવાડ ટાઇમ્સ" ને પત્રો લખીને હિંદુસ્તાનમાં હિંદી ભાષા અને દેવનાગરી લિપિનો ફેલાવો વધારવાનો પક્ષ લીધો હતો, અને ચર્ચા ઉત્પન્ન કરી હતી, જેમાં રેવરંડ સ્ટીવન્સન, પ્રિન્સિપાલ સંજાના, રા. ગ. નરસિંહરાવ, પ્રાગજીભાઇ મથુરભાઇ પટેલ, આદિએ ભાગ લીધો હતો રાજકોટ સાહિત્ય સભાની સ્થાપના પણ પરિષદ્‌ની પ્રવૃત્તિઓને યોગે અનુકૂળ થયેલી વૃત્તિઓને લીધે થઇ હતી. મતલબ કે રાજકોટ જેવા ન્હાનકડા અને પ્રજાજીવનના ધોરી માર્ગોથી દૂર આવેલા સ્થલમાં પરિષદ્‌નો પ્રવાહ આવ્યો, અને સાક્ષર કમિટિની પ્રથમ બેઠકથી ગણતા દોઢ માસ પર્યંત એ પ્રવાહે એને (કંઇક અતિશયોક્તિથી કહી શકાય કે) માનસિક પ્રવૃત્તિઓના એક મથક જેવું—કોઇ શારદાપીઠના ધામ (university town) જેવું બનાવી દીધું. અસ્તુ. આજે એક સ્થળે એક વાર બન્યું તે અને તેથી ઉત્તરોત્તર વિશેષ બીજાં સ્થળોમાં અને વારંવાર પણ ના કેમ બને ? એ પ્રકારનો સદાગ્રહ ભવિષ્યની પરિષદોને અંગે પ્રવર્ત્તો, અને આપણી મૈયાના તન, મન, વાણી અને પ્રાણુની દિન પર દિન ચ્હડતી કલા થાઓ.

# પરિશિષ્ટ.

## THE GUJRATI SAHITYA MEDAL.

## ગુજરાતી સાહિત્ય ચંદ્રક.

With regard to the bronze medal which the Agent to the Governor in Kathiawar Mr Hill mentioned in his speach on the opening of the Third Gujrati Sahitya Parishad and which the European Officers of the Kathiawar Agency have joined him in founding, the Committee appointed by the Parishad, after consideration of the subject, proposes the following Rules —

1 The Medal shall be called —

"THE GUJARATI SAHITYA MEDAL"

1 It shall be awarded biennially at a meeting of the Sahitya Parishad in accordance with the subjoined conditions

3 Any person of either sex whether resident in or outside Gujrat shall be eligible to compete for the said medal

4 Competitive essays shall be written in the Gujarati language on the subject appointed for the year, and shall be sent to the Secretaries of the Parishad on the 1st June 1911 and on the same date in every subsequent alternate year and shall be accompanied by a declaration containing the name, age, caste, occupation, and residence of the competitor, and a statement that the essay submitted is the bona fide composition of such competitor

5 The subject of the essay shall be —

(1) Some question connected with the Moral Education of boys and girls in schools and colleges, or

(2) Some question connected with the social, moral, and economic development of Gujrat

6 The subject for competition shall be selected by the Secretaries of the Parishad and shall be notified by them not less than twelve months before the date fixed for sending in essays

7. The Judges shall be three in number and shall be nominated by the Parishad. Their decision shall be announced on the opening day of the meeting of the Parishad, and the medal shall be presented to the successful candidate by the President of the Parishad.

8. The medal shall not be awarded to any essay which in the opinion of the Judges would not if printed, be creditable to the Parishad

9. The writer of the essay to which the medal has been awarded must obtain the permission of the Secretaries of the Parishad *to the printing of it as a Parishad Prize Essay.*

10. Whenever a year passes without the medal being awarded, the *interest of the Endowment may be utilized to meet any other ex-*penses connected with the Medal.

H, D 6-12-09
D. B. S. 10-12-09.
B. M. 14-12-09.
P. D P. 14-12-09
K. J. B 16-12-09.

Mr Hill has seen and approved the above Draft Rules.

H. D, 11-1-10. Rajkot.

( તરજુમો. )

(૧) **કમિટિએ ઘડેલા નિયમો.**—કાઠિયાવાડના વાયામાન એજન્ટ ટુ ધિ ગવર્નર મહેરબાન હિલ સાહેબે ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્ ખુલ્લી મુકતી વખતે પોતાના ભાષણમાં જે કામના ચાંદ વિષે ઇસારો કર્યો હતો, અને જે સ્થાપવામાં કાઠિયાવાડ એજન્સીના યુરોપીયન અમલદારો તેમની સાથે જોડાયા છે, તે ચાંદની બાબતમાં પરિષદે નીમેલી કમિટિ વિષયનું રૂપ ધ્યાનમાં લઇને નીચેના નિયમો ઠરાવે છે.

૧. આ ચાંદનું નામ "ગુજરાતી સાહિત્ય ચંદ્રક" પાડવું

૨. આ ચાંદનું ઇનામ સાહિત્ય પરિષદ્‌ની બે બે વર્ષને અંતરે થતી બેઠકમાં નીચેની શરતોને અનુસરીને આપવું.

૩. ગુજરાતમાં કે ગુજરાતની બહાર વસનાર કોઇ પણ પુરૂષ કે સ્ત્રીને આ ચંદ્રકને માટે હરીફાઇ કરવા દેવાની છુટ રાખવી.

૪. એ હરિફાઇના નિબંધો—ગુજરાતી ભાષામાં લખેલા જોઇએ; પરિષદ્‌ના મંત્રીઓને તા. ૧ જુન ૧૯૧૧ ને રોજ, અને એ સાલ પછી દર એકાંતરિયા વર્ષમાં એ જ તારીખે મોકલાવા જોઇએ; નિબંધ સાથે કર્ત્તાએ પોતાનું નામ, ઉમર, નાત, ધંધો અને નિવાસસ્થાન જણાવનાર એક હકીકત પત્ર અને મોકલેલો નિબંધ પ્રતિજ્ઞાપૂર્વક (bona fide) પોતાનો જ રચેલો છે એવું ખાત્રીપત્ર (declaration) મોકલવાં જોઇએ

૫. નિબંધના વિષયને માટે

(૧.) નિશાળો અને શારદાપીઠ (university) ની પાઠશાળાઓમાંના છોકરાઓ અને છોકરીઓની નીતિ કેળવણી (moral education) ને લગતો કોઇ પ્રશ્ન, કે

(૨.) ગુજરાતની સામાજિક, નૈતિક, અને આર્થિક પ્રગતિને લગતો કોઇ પ્રશ્ન નીમવો.

૬. નિબંધનો વિષય મંત્રીઓએ પસંદ કરી, તે મોકલવાને ઠરાવેલી તારીખ પહેલાં ઓછામાં ઓછા બાર માસ અગાઉથી જાહેર કરવો.

૭. આવેલા નિબંધો પરિષદે નીમેલા ત્રણ પરીક્ષકોએ તપાસવા અને તેમણે પરિષદ્‌ને પ્રથમ દિવસે પોતાનો નિર્ણય જાહેર કરવો; એ નિર્ણય પ્રમાણે ઉત્તમ ઠરેલા નિબંધકારને આ ચંદ્રક પ્રમુખ સાહેબ પાસે ઇનાયત કરાવવો.

૮. આવેલા નિબંધોમાંથી ઉત્તમ નિબંધ વિષે પણ પરીક્ષકોનો એવો અભિપ્રાય થાય કે તે (પરિષદ્‌ના ઇનામી નિબંધ તરીકે) છપાવવા જેટલી યોગ્યતાવાળો નથી (it would not, if printed, be creditable to the Parishad) તો એ નિબંધને આ ચંદ્રક ઇનાયત કરવાનો નથી.

૯. જે નિબંધને ચંદ્રક ઇનાયત કરવામાં આવે તેને પરિષદ્‌ના ઇનામી નિબંધ તરીકે છાપતાં પહેલાં તેના કર્ત્તાએ પરિષદ્‌ના મંત્રીઓની પરવાનગી મેળવવી જોઇએ.

૧૦. ચંદ્રક ઇનાયત ન થાય તે વેળાનું વ્યાજ આ સ્થાપનાના અંગના બીજા કોઇ પણ ઉપયોગમાં વાપરવું.

(ઉપલા નિયમો) જોયા અને પાસ કર્યા.

એચ. ડી. રેન્ડોલ. (૬–૧૨–૦૯)
દલપતરામ ભ. શુકલ. (૯–૧૨–૦૯)
બેન્જનજી મે. ડમરી. (૧૦–૧૨–૦૯)
પ્રભાશંકર દ. પટ્ટણી. (૧૪–૧૨–૦૯)
કલ્યાણરાય જે. બક્ષી. (૧૬–૧૨–૦૯)

મે. હિલ સાહેબે ઉપલા નિયમો જોયા છે અને પસંદ કર્યા છે.

એચ. ડી. રેન્ડોલ. (૧૧–૧–૧૦)

(૨.) **આ ચંદ્રક માટેનો પહેલો વિષય.**—ઉપલા નિયમો પ્રમાણે ચંદ્રકની હરીફાઇને સારૂ પરિષદ્‌ના મંત્રીઓએ ઇ. સ. ૧૯૧૧ ની સાલને માટે નીચેનો વિષય પસંદ કર્યો છે:—

**બ્રિટિશ સમયના ગુજરાતનો આર્થિક ઇતિહાસ: વિશેષે કરીને મુંબાઇ, સુરત, અમદાવાદ આદિ શહેરોને લગતો.**

આ વિષયને લગતી જાહેરખબર ગુજરાતી દૈનિક, સાપ્તાહિક, અને માસિક પત્રો દ્વારા સપ્ટેમ્બર ૧૯૧૦ ના આરંભમાં આપવામાં આવી એટલે નિબંધો મંત્રીઓને મળવાની છેલ્લી તારીખ જુન ૧ લીને બદલે ઇ. સ. ૧૯૧૧ ની ૧૮ મી સપ્ટેમ્બર ઠરાવવામાં આવી છે. અને આ પહેલી વખતની હરીફાઇને માટે ગોંડલ ઠાકોર સાહેબ ને. ના. સર ભગવતસિંહજી કૃપાવંત થઇને પોતા તરફથી રૂ. ૨૦૦ (બસો) નું ઇનામ આપવાના છે, તે વિષેની જાહેરખબર પણ સપ્ટેમ્બર ૧૯૧૦ ની શરૂવાતમાં ગુજરાતી પત્રોમાં અપાઇ ગયેલી છે.

---

પ્રકરણ ૯ મું.

## ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌નો હિસાબ:—આવક.

સૂચના.—આ નામાવલિ સત્કાર કમિટિના સભાસદોની છે પણ તેમાં જેના નામ ઉપર તારક ચિહ્ન મુકવામાં આવેલું છે તે કારોબારી કમિટિના પણ સભાસદો છે.

યાદીમાંના ચાર ખાનાં અનુક્રમે રકમ ભરનારનું નામ, સામાન્ય ફાળામાં ભરેલી રકમ, પ્રદર્શન ફાળામાં ભરેલી રકમ, અને છપામણીમાં મદદ, એ મુજબનાં છે.

| (નામ.) | (સામાન્ય ફાળો.) | (પ્રદર્શન ફંડ.) | (છપામણીમાં મદદ.) |
|---|---|---|---|
| રાજકોટ. | | | |
| * રા. દલપતરામ ભગવાનજી શુક્લ. ... | ૭૫ — | ૫૦ | |
| શેઠ ઉસ્માન જમાલ. ... ... ... | ૧૦૦ | | |
| * રા. અમૃતલાલ રણછોડદાસ બક્ષી ... | ૫૦ | | |
| * મિ. એચ. ડી. રેન્ડોલ. .. ... ... | — | ૫૦ | |
| * ખા. બા. બેજનજી મેરવાનજી... ... | ૨૫ | | |
| * રા. મોતીચંદ ઓધવજી શેઠ. ... ... | ૨૫ | | |
| * રા. હરજીવન ભગવાનજી શુક્લ. ... | ૨૫ | | |
| * રા. કેવળરામ માવજી દવે. ... ... | ૨૫ | | |
| * રા. કેશવલાલ ગિરધરલાલ ત્રિવેદી. ... | ૨૦ | | |
| * રા. ગુલાબરાય વજેશંકર છાયા ... | ૨૦ | | |
| * રા. મણિશંકર ગૌરીશંકર ભટ. ... | ૧૫ | | |

| (નામ.) | (સામાન્ય ફાળો.) | (પ્રદર્શન ફંડ.) | (છપામણીમાં મદદ.) |
|---|---|---|---|
| * રા. હરજીવન ભવાનભાઇ કોટક. ... | ૧૫ | | |
| * રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર. ... | ૧૫ | | |
| * રા. માધવરાય જેઠાભાઇ બક્ષી. ... | ૧૫ | | |
| * રા. ધીરજરામ વિશ્વનાથ વ્યાસ. ... | ૧૫ | | |
| * રા. બ. દુર્લભજી ધરમશી વેદ. ... | ૧૫ | | |
| * રા. માણેકલાલ ધારણજી નાણાવટી. ... | ૧૫ | | |
| રા. વૃજલાલ વર્ધમાન મોદી. ... ... | ૧૫ | | |
| મિસ મેકારી સાહેબ. ... ... ... | ૧૦ | | |
| રા. બ. વિઠલરાય હિમતરામ દવે. ... | ૧૦ | | |
| * મિ. ગુલામ મહમદ બાવામીયાં મુનશી. | ૧૦ | | |
| * મિ. સ્ટીવન્સન સાહેબ.... ... ... | ૧૦ | | |
| કુમાર શ્રી રાવત ખાચર. ... ... | ૧૦ | | |
| રા. બ. લાધાભાઇ હરજી પરમાર. ... | ૧૦ | | |
| * બલવંતરાય વજેશંકર છાયા ... ... | ૧૦ | | |
| * રા. વેણીલાલ રણછોડદાસ બક્ષી. ... | ૧૦ | | |
| મિ. જહાંગીર એસ. વેવાઇ. ... ... | ૧૦ | | |
| * રા. રતીલાલ ઘેલાભાઇ મહેતા ... | ૧૦ | | |
| * રા. નરભેરામ અનુપચંદ મહેતા. ... | ૧૦ | | |
| રા. વનેચંદ ઝવેરચંદ મોદી. ... ... | ૧૦ | | |
| * રા. ભગવાનજી અનુપચંદ મહેતા. ... | ૧૦ | | |
| * રા પુરૂષોતમ માવજી વકીલ. ... | ૧૦ | | |
| * રા. ગોવરધનદાસ લાધાભાઇ. .. ... | ૧૦ | | |
| * રા. ગોરધનદાસ માવજી. ... .. | ૧૦ | | |
| * રા. બલવંતરાય હરીશંકર બુચ. ... | ૧૦ | | |
| * રા. મગળપ્રસાદ દુર્ગાપ્રસાદ. ... .. | ૧૦ | | |
| * રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા | ૧૦ | | |
| * રા ઉસમાન બચલ ખુડખુડીઆ. ... | ૧૦ | | |
| રા. મહેન્દ્રરાય વિઠલરાય પારધી. ... | ૧૦ | | |
| રા. કેશવરાવ બાબારાવ દીવટિઆ. ... | ૧૦ | | |
| * રા. વશરામ પીતાંબર. ... ... ... | ૧૦ | | |
| રા. લક્ષ્મીશંકર દુર્લભજી સવાદીયા. ... | ૧૦ | | |
| શેઠ મહેરવાનજી મચેરજી. ... ... | ૧૦ | | |

| (નામ) | (સામાન્ય ફાળો) (પ્રદર્શન ફંડ) (છપામણીમાં મદદ) |
|---|---|
| ખા બા રૂસ્તમજી ધનજીભાઇ પટેલ | ૧૦ |
| રા નર્મદાશંકર લાધાભાઇ ... | ૧૦ |
| રા પરમાનંદ વલ્લભરામ | ૧૦ |
| * રા. પ્રાણજીવન નારાયણ શાસ્ત્ર | ૧૦ |
| કુમાર શ્રી વિજયસિંહજી (લાઠી) | ૧૦ |
| રા આણંદરાય હિંમતરામ દવે | ૧૦ |
| કુમાર શ્રી શિવસિંહજી (ઢોલર) .. | ૧૦ |
| રા હરિશંકર નરસીરામ પંડ્યા | ૧૦ |
| શેઠ રતનશા પેસ્તનજી કમરી . | ૧૦ |
| રા નરસિંહભાઇ હરજીવન દવે | ૧૦ |
| રા બેચરલાલ વીરપાળ પારેખ | ૬ |
| રા. ઘનશ્યામ નારાયણ પંડિત | ૧૦ |
| * રા અનુપરામ માવજી ભટ્ટ ઓનરરી † | |
| * મિ રી મેઇન સાહેબ „ | |
| * મિ જે ટરનર સાહેબ „ | |
| * રા છેલશંકર લક્ષ્મીશંકર બક્ષી , | |
| * રા જન્મશંકર મહાશંકર બુચ „ | |

† રા. અનુપરામે ફાળા ફંડમા રૂ પાચ ભરેલા છે, તે આ પ્રકરણમા આગળ "રૂપિયા દશની અંદર ભરાયલી રકમ નો એકંદર આંકડો આપ્યો છે તેમા આવી ગયા છે

* રા વનમાળી હરિદત્ત આચાર્ય „

### ભાવનગર

| | |
|---|---|
| રા પ્રભાશંકર દલપતરામ પટણી | ૧૦૦ |
| લેફ્ટેનન્ટ કુમાર શ્રી જોરાવરસીંહજી | ૫૦ |
| રા વિઠ્ઠલદાસ શામળદાસ મહેતા | ૫૦ |
| રા લલ્લુભાઇ શામળદાસ મહેતા | ૫૦ |
| ભાવનગર લૅન્સર્સ કુમાર શ્રી જોરાવર-સિંહજી મારફત . | ૪૮ |
| કુમાર શ્રી કાળુભા કલ્યાણસિંહજી | ૨૫ |
| રા ત્રિભુવનદાસ કાશીદાસ | ૨૫ |
| રા લક્ષ્મીપ્રસાદ હરિપ્રસાદ દેશાઇ | ૨૫ |
| રા. પ્રભાશંકર વેણીશંકર | ૨૫ |

| (નામ.) | (સામાન્ય ફાળો.) | (પ્રદર્શન ફંડ.) | (છપામણીમાં મદદ.) |
|---|---|---|---|
| રા. પ્રભુદાસ ભગવાનદાસ. ... ... | ૨૫ | | |
| રા. મોરારજી આણંદજી ટના.... ... | ૨૦ | | |
| રા. ચમનલાલ ભુધરભાઇ. ... ... | ૨૦ | | |
| પ્રો. કાવસજી સંજાણા... ... ... | ૨૦ | | |
| રા. પ્રાણજીવન ઓધવજી ઠક્કર. ... | ૨૦ | | |
| રા. વિશ્વનાથ રણછોડજી. ... ... | ૧૫ | | |
| રા. શિવનાથ રામનાથ દાકતર. ... | ૧૫ | | |
| રા. રતિલાલ છોટાલાલ દેસાઇ. ... | ૧૫ | | |
| રા. મનસુખરામ પ્રાણજીવન. ... ... | ૧૦ | | |
| * રા. રણજીતરામ વાવાભાઇ. ... ... | ૧૦ | | |
| રા. ભાનુશંકર ભવાનીશંકર. ... ... | ૧૦ | | |
| રા. વૃંદાવનદાસ રઘુભાઇ. ... ... | ૧૦ | | |
| રા. ગુલાબરાય ગોવિંદરાય. ... ... | ૧૦ | | |
| રા. કુંવરજી આણંદજી.... ... ... | ૧૦ | | |
| રા. નરભેશંકર પ્રાણજીવન દવે. ... | ૧૦ | | |
| શેઠ ખરજોરજી એંટી. ... ... ... | ૧૦ | | |
| શેઠ એદલજી ઉમરીગર. ... ... | ૧૦ | | |
| મિ. ઉમરીગર. ... ... ... ... | ૧૦ | | |
| રા. ત્રિભુવનદાસ ભાણજી. ... ... | ૧૦ | | |
| રા. જગજીવનદાસ અમરચંદ... ... | ૧૦ | | |
| રા. મોહનલાલ કેશવલાલ દવે... ... | ૧૦ | | |
| રા. મથુરાદાસ લીલાધર. ... ... | ૧૦ | | |
| રા. વિઠલદાસ ગિરજાશંકર. ... ... | ૧૦ | | |
| * રા. વિઠલરાય મહિપતરામ. ... ... | ૧૦ | | |
| રા. મુકુંદરાય પ્રભાશંકર. ... ... | ૧૦ | | |
| રા. મણિશંકર રતનજી ભટ. ... ... | ૧૦ | | |
| રા. હરગોવિંદ પ્રેમશંકર કવિ... ... | ઑનરરી | | |
| રા. ત્રિભુવન પ્રેમશંકર કવિ. ... ... | ,, | | |
| રા. પીંગળશી કવિ. ... ... ... | ,, | | |
| રા. ગોવિંદ ગીલાભાઇ કવિ.... ... | ,, | | |
| **પોરબંદર.** | | | |
| રા. વીરજી કાનજી નગરશેઠ. ... ... | ૧૦૦ | | |

| (નામ.) | (સામાન્ય ફાળો.) | (પ્રદર્શન ફંડ.) | (છપામણીમાં મદદ.) |
|---|---|---|---|
| રા. પ્રેમજી ગોનજી. ... ... ... | ૪૦ | | |
| કુમાર શ્રી બાલસિંહજી. ... ... | ૪૦ | | |
| રા. મથુરાદાસ કલ્યાણદાસ. ... ... | ૪૦ | | |
| વોરા તાજભાઇ છગાજી. ... ... | ૪૦ | | |
| હાજી મહમદ હાજી હબીબ. ... ... | ૩૫ | | |
| રા. સુંદરજી પ્રેમજી. ... ... ... | ૩૦ | | |
| રા. કાનજી પ્રેમજી ડોડીઆ. ... ... | ૩૦ | | |
| રા. કલ્યાણરાય છબીલદાસ. ... ... | ૨૫ | | |
| રા. ગોવિંદજી ડાહ્યાભાઇ વકીલ. ... | ૨૫ | | |
| રા. વ્રજલાલ રેવુછોડદાસ. ... ... | ૧૫ | | |
| રા. સુંદરજી પ્રાગજી. ... ... ... | ૧૫ | | |
| રા. નરભેશંકર જીવણરામ. ... ... | ૧૫ | | |
| રા. ગોરધનદાસ પરમાણંદ. ... ... | ૧૦ | | |
| શેઠ ઉમર હાજી કાસમ. ... ... | ૧૦ | | |
| મિ. મેરકરેનદાસ. ... ... ... | ૧૦ | | |
| રા. શામલજી વજેશંકર. ... ... | ૧૦ | | |
| રા. ગણપતરામ નાનાભાઇ. ... ... | ૧૦ | | |
| શેઠ હાજી મહમદ હાજી દાદા. ... | ૧૦ | | |
| રા. ગોપાલદાસ વીરપાલ. ... ... | ૧૦ | | |
| રા. ત્રિભુવનદાસ. ... ... ... | ૧૦ | | |
| શાસ્ત્રી હરિશંકર કાળીદાસ ઓનરરી. | | | |
| જેતપુર. | | | |
| રા. દેવચંદ ઉત્તમચંદ પારેખ.... ... | ૫૦ | | |
| રા. શામલજી ખોડાભાઇ. ... ... | ૫૦ | | |
| રા. અનુપચંદ જગજીવન મોદી. ... | ૨૫ | | |
| શેઠ રતનજી પેસ્તનજી શ્રીન. ... ... | ૨૦ | | |
| રા. જીવણલાલ હરજીવનદાસ.... ... | ૨૦ | | |
| રા. જન્મશંકર રમાશંકર. ... ... | ૨૦ | | |
| રા. મણિશંકર જેતશી.... ... ... | ૧૫ | | |
| રા. નૈતમલાલ ભગવાનજી. ... ... | ૧૫ | | |
| મુનશી મહમદ હુસેન પંચાશી. ... | ૧૫ | | |
| શેઠ દિનશા બરજોરજી દાક્તર. ... | ૧૫ | | |

| (નામ.) | (સામાન્ય ફાળો.) | (પ્રદર્શન ફંડ.) | (છપામણીમાં મદદ.) |
|---|---|---|---|
| રા. શામળજી નાનજી. ... ... ... | ૧૦ | | |
| રા. ઉત્તમચંદ રૂપશી. ... ... ... | ૧૦ | | |
| રા. નરભેરામ કરમચંદ... ... ... | ૧૦ | | |
| રા. જેચંદ રઘનાથ દેશાઇ. ... ... | ૧૦ | | |
| શેઠ અહમદ અબદલ્લા.... ... ... | ૧૦ | | |
| શેઠ સુલેમાન બનમહમદ. ... ... | ૧૦ | | |
| શેઠ અહમદ હાજી ઇબ્રાહીમ. ... ... | ૧૦ | | |
| રા. અમીચંદ કાળીદાસ.... ... ... | ૧૦ | | |
| રા. કાળીદાસ કાનજી. ... ... ... | ૧૦ | | |
| ૨. ભીમજી વૈજનાથ. ... ... ... | ૧૦ | | |
| **જુનાગઢ.** | | | |
| * રા. હરિલાલ માધવજી ભટ. ... ... | ૧૫ | — | ૫૦ |
| રા. છોટાલાલ મથુરાદાસ બક્ષી. ... | ૨૫ | | |
| રા. છગનલાલ હરિલાલ પંડ્યા. ... | ૨૦ | | |
| રા. બાપુભાઇ જાદવરાય. ... ... | ૨૦ | | |
| રાં. અમરજી આણદજી કચ્છી. ... | ૧૫ | | |
| રા. નરસિંહદાસ ત્રીકમજી. ... ... | ૧૫ | | |
| * રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા. ... | ૧૫ | | |
| રા. વલ્લભદાસ ઉત્તમચંદ પારેખ. ... | ૧૫ | | |
| રા. કપુરચંદ નાથા ચોકશી. ... ... | ૧૫ | | |
| રા. કાનજી લવા.... ... ... ... | ૧૫ | | |
| રા. રામપ્રસાદ નરસિંહપ્રસાદ. ... ... | ૧૦ | | |
| * રા. ગિરધરલાલ માધવરાય. ... ... | ૧૦ | | |
| મિ. એમ, એ. તરખડ. ... ... | ૧૦ | | |
| * રા. નરસિંહપ્રસાદ હરિપ્રસાદ ... ... | ૧૦ | | |
| શેઠ હઠીસીંગ ઝવેરચંદ. ... ... | ૧૦ | | |
| રા. માધવજી લક્ષ્મીદાસ. ... ... | ૧૦ | | |
| રા. પ્રભાશંકર રાજારામ. ... ... | ૧૦ | | |
| કુમાર શ્રી મુર્તઝાખાન.... ... ... | ૧૦ | | |
| રા. મુળશંકર દયારામ. | ઓનરરી. | | |
| **જામનગર.** | | | |
| કુમાર શ્રી જોરાવરસિંહજી. ... ... | ૧૫ | | |

| (નામ.) | (સામાન્ય શાખા.) | (પ્રદર્શન ફંડ.) | (છપામણીમાં મદદ.) |
|---|---|---|---|
| રા. ખંડુભાઈ છોટુજી દેશાઇ. ... ... | ૧૫ | | |
| રા. મણિશંકર ગોવિંદજી વૈદ્યશાસ્ત્રી.... | ૧૫ | | |
| રા. હિમ્મતલાલ ગણેશજી અંજારીયા. | ૧૫ | | |
| રા. દયાશંકર ભગવાનજી. ... ... | ૧૫ | | |
| રા. રામચંદ્ર ઇચ્છારામ વ્યાસ. ... | ૧૦ | | |
| રા. વશરામ કરસનજી.... ... ... | ૧૦ | | |
| કુમાર શ્રી બાપુભા રાયજાદા ... ... | ૧૦ | | |
| રા. વજેશંકર શામજી. ... ... | ૧૦ | | |
| શેઠ નસરવાનજી એજનજી. ... ... | ૧૦ | | |
| રા. જગજીવન મુળજી બનીયા. ... | ૧૦ | | |
| રા. વેણીશંકર હરીશંકર. ... ... | ૧૦ | | |
| રા. મણિશંકર અંબારામ. ... ... | ૧૦ | | |
| રા. દ્વારકાદાસ લાલજી સરૈયા.... ... | ૧૦ | | |
| રા. ફુલચંદ ડાહ્યાભાઇ પારેખ... ... | ૧૦ | | |
| રા. ભગવાનજી દેવજી.'... ... ... | ૧૦ | | |
| રા. નવલશંકર સુરજશંકર. ... ... | ૧૦ | | |
| રા. ત્રીકમલાલ કરૂણાશંકર. ... ... | ૧૦ | | |
| રા. કેશવલાલ મણિશંકર. ... ... | ૧૦ | | |
| શાસ્ત્રી હાથીભાઇ હરિશંકર. | ઓનરરી. | | |
| શાસ્ત્રી નારણજી મુળજી. | ,, | | |
| **મુબાઇ.** | | | |
| રા. શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી. ... | ૧૦૦ | — | ૧૪-૮-૦ |
| શેઠ ખીમજી આસર વીરજી ... ... | ૫૩ | | |
| રા. નગીનદાસ ટી. માસ્તર. ... ... | ૧૦ | | |
| રા. માવજી ગોવિંદજી શેઠ ... ... | ૧૦ | | |
| રા. રેવાશંકર જગજીવન. ... ... | ૧૦ | | |
| રા. મયાશંકર મ. ત્રીવેદી. ... ... | ૧૦ | | |
| રાસ્ત ગોફ્તાર ઓફીસ. ... ... | — | | ૦-૮-૦ |
| રા. પ્રાણજીવન હરિહર શાસ્ત્રી. | ઓનરરી. | | |
| **ગોંડલ.** | | | |
| નેક નામદાર રાણી સાહેબ. | ,, | | |
| રા. મણિલાલ ગોવિંદરામ. ... ... | ૨૫ | | |

| (નામ.) | (સામાન્ય ફંડ.) | (પ્રદર્શન ફંડ.) | છપામણીમાં મદદ. |
|---|---|---|---|
| કુમારશ્રી નટવરસિંહજી (ગણોદ) ... | ૨૦ | | |
| * રા. પ્રાણશંકર ભવાનીશંકર જોશી. ... | ૧૫ | | |
| રા. છોટાલાલ ચુનીલાલ સુતરીઆ ... | ૧૫ | | |
| રા. બાળાભાઇ ગુલાબચંદ. ... ... | ૧૦ | | |
| રા. લક્ષ્મીશંકર કચરા શુકલ ... ... | ૧૦ | | |
| રા. પ્રભુલાલ આતમારામ. ... ... | ૧૦ | | |
| રા. ગણેશરાય દુલેરાય. ... ... | ૧૦ | | |
| શેઠ પીરોજશા માણેકજી ... ... | ૧૦ | | |
| ધોરાજી મુનસફ સાહેબ. ... ... | ૧૦ | | |
| **મોરબી.** | | | |
| * રા. કલ્યાણરાય જેઠાભાઇ ... ... | ૨૫ | ૨૫ | |
| રા. ગોકલદાસ રાજપાળ. ... ... | ૧૫ | | |
| વૈદ્યરાજ વિશ્વનાથ વિઠલજી. ... ... | ૧૫ | | |
| * રા. પ્રાગજીભાઇ મથુરભાઇ. ... ... | ૧૫ | | |
| રા. મગનલાલ ગુલાબચંદ. ... ... | ૧૫ | | |
| શાસ્ત્રી શંકરલાલ માહેશ્વર. | ઓનરરી. | | |
| **પાલનપુર.** | | | |
| રા. રણછોડલાલ વૃંદાવનદાસ પટવારી | ૫૦ | | |
| **લીંબડી.** | | | |
| * રા. ગણેશજી જેઠાભાઇ. ... ... | ૧૦ | | |
| રા. કાળીદાસ નાગરદાસ શાહ.... ... | ૧૦ | | |
| રા. મોહોબતસિંહજી મોતીભાઇ રાણા | ૧૦ | | |
| **વાંકાનેર.** | | | |
| રા. નાથાભાઇ અવીચળદાસ. ... ... | ૧૫ | | |
| રા. અમેચંદ ગોવિંદજી દેશાઇ. ... | ૧૦ | | |
| કવિ નથુરામ સુંદરજી. | ઓનરરી. | | |
| **માંગરોલ.** | | | |
| રા. છોટાલાલ પ્રેમજી શેઠ. ... ... | ૧૦ | | |
| રા. રવિશંકર ગણેશજી અંજારીઆ. ... | ૧૦ | | |
| **વઢવાણ.** | | | |
| રા. શંકરલાલ કે. વૈદ્ય. ... ... | ૧૦ | | |

| (નામ.) | (સામાન્ય ફંડ.) | (પ્રદર્શન ફંડ.) | (છપામણીમાં મદદ.) |
|---|---|---|---|
| **અમરેલી.** | | | |
| * રા. વિનોદરાય જયસુખરાય મજમુદાર. | ૧૦ | | |
| **ભાથાવદર.** | | | |
| રા. રણછોડદાસ લખમીચંદ. ... ... | ૧૦ | | |
| **સુરત.** | | | |
| રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી. | ૧૦ | | |

**સત્કાર મંડલની યાદી સમાપ્ત.**

રા. કુંવરજી ખંડુભાઇ દેશાઇ ... — — ૨૦

રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ,
(રત્નાગિરિ).... ... ... ... — — ૮-૧૪-૬

રૂપિઆ દશની અંદર ભરાયલી રકમ. ૨૬૬

ટિકિટ વેચાણના. સભાસદના રૂપિઆ ૨ લેખે ... ... ૪૦૦

પ્રેક્ષકના રૂપિઆ ૧ લેખે ... ... ... ... ... ૭૬

(શિક્ષક પ્રેક્ષકોને, સત્કાર કમિટિના ઓનરરી સભ્યોને, વર્તમાન પત્રોને, અને બીજી કોમ્પ્લિમેન્ટરી મળીને બીજી ૫૧૫થી વધારે ટિકિટો વ્હેંચાઇ હતી.)

નિબંધ વેચાણના જમા ... ... ... ... ... ... ૧૦૦-૧૫-૬

ઉડરટોક વેચાણના જમા. ... ... ... ... ... ... ૬-૧૫-૮

શેઠ સાહેબ રા. રા. પુરશોત્તમ વિશ્રામ માવજી તરફથી પ્રદર્શનના રિપોર્ટમાં મૂકવાને યંત્રરાજનાં ચાર ચિત્રો ભેટ.

સ્વસ્થાન ગોંડલનાં નેકનામદાર રાણી સાહેબ અ. સૌ. નંદકુંવરબા સાહેબ તરફથી પોતાનાં ભાષણની ૧૦૦૦ નકલ ભેટ.

**આવકનો એકંદર સરવાળો રૂ. ૪૫૬૮-૧૩-૮.**

---

પ્રકરણ ૧૦ મું.

## પરિષદ્ હિસાબ: ખર્ચ.

પરિષદ્ ખર્ચ ખાતે.

क. સામાન્ય ખર્ચ.

૧ છપામણી.

| | |
|---|---|
| પ્રાથમિક છપામણી. | ૬-૧૨-૦ |
| લેખકોને વિજ્ઞાપના. | ૨૨-૦-૦ |
| સત્કાર કમિટિ આમંત્રણ પત્રિકા. | ૨-૪-૦ |
| સત્કાર કમિટિ રિપોર્ટ. | ૧૩-૦-૦ |
| પેઓરડર ફાર્મો. | ૨-૩-૦ |

લેખકોને કાર્ડો. ૧-૬-૦
આમંત્રણ પત્રિકા. ૧-૮-૦
સ્ત્રીઓને આમંત્રણપત્ર. ૪-૧૨-૦
પ્રમુખનું ભાષણ, પરિષદ્‌નો. કાર્યક્રમ, ટિકિટો, કાર્ડો ઇત્યાદિ. ૧૩૭-૧૪-૦

૧૯૧-૧૧-૦

૨. સ્ટેશનરી (કાગદી) ખર્ચ. કાગળ, નોટપેપર, કવર, સાઇક્લોસ્ટાઇલકાગળ, શાહી ઇત્યાદિ. ૬૧-૧૦-૩
૩. ટપાલખર્ચ. ૧૧૪-૭-૬
૪. તારખર્ચ. ૮-૧૪-૦
૫. નોકરખર્ચ. ૨૭-૧૩-૧૦
૬. પરચુરણ. ૧૦૨-૧-૮

૫૦૬-૧૦-૩

ख. સાક્ષર કમિટિ ખર્ચ.

છપામણી ૧-૮-૦
કાગદીખર્ચ. ૧-૧૪-૬
ટપાલ. ૭-૧૨-૭
સરભરાખર્ચ. ૧૫-૧૦-૩
પરચુરણ. ૧૨-૩-૬

૩૯-૦ ૧૦

ग. સરભરા ખર્ચ.

તાર. ૨-૬-૦
ખોરાકી. ૬૩૫-૧૦-૩
ગાડીભાડું વગેરે પરચુરણ. ૮૬-૧-૧૧

૭૨૪-૨-૨

घ. ગાર્ડન પાર્ટીખર્ચ. ૨૫૪-૧૫-૧

૧૫૨૪-૧૨-૪

૨. પ્રદર્શન ખર્ચ ખાતે.

પ્રાથમિક છપામણી. ૨૯-૮-૦
સ્ટેશનરી. ૩૬-૦-૬
ટપાલ. ૧૦-૦-૦
તાર. ૭-૧૩-૬

પરચુરણ. ૨૯૮-૧૩-૬
અહેવાલ છપામણી (પ્રકરણ ૪-૫-૬-૭) ૧૨૧-૦-૦

---

૫૦૩-૩-૬

૩. નિબંધ છપામણી ખર્ચ.

| | |
|---|---|
| ૧. રા. નરસિંહરાવ ભોળાનાથનો ભરતખંડ માટે એક ભાષા. | ૮૧-૪-૦ |
| ૨. અ. સૌ. શારદાગૌરીનો ભાષાની ઉત્પત્તિ. | ૧૨-૮-૦ |
| ૩. રા. કુંવરજી ખંડુભાઇ દેસાઇનો એન્જીનિયર. | ૨૫-૦-૦ |
| ૪. રાજકુમારી લીલાબાનો સ્ત્રીકેળવણીને ઓઝલ પડદો. | ૬-૪-૦ |
| ૫. મિસ ફ્રાન્સીસ મેકાશીનો ઇંગ્લાંડમાં અપાતી કેળવણી. | ૧૨-૮-૦ |
| ૬. રા. અતિસુખશંકર કમળાશંકરનો ભાષાશૈલી. | ૨૮-૨-૦ |
| ૭. રા. ચંદ્રશંકર પંડ્યાનો યુનવર્સિટીના અભ્યાસક્રમમાં ગુજરાતીને સ્થાન | ૧૮-૧૨-૦ |
| ૮. રા. ડાહ્યાભાઇ પીતાંબરદાસનો કહાનડદે પ્રબંધ. | ૧૮-૧૨-૦ |
| ૯. રા. વિજયલાલ કનૈયાલાલનો સ્થાપત્ય અને શિલ્પકલા. | ૩૭-૮-૦ |
| ૧૦. રા. દુર્ગાશંકર કેવળરામનો ઋક્‌સંહિતાની પ્રથમ ઋચ. | ૩૭-૮-૦ |
| ૧૧. રા. હીરાલાલ ત્રિભુવનદાસનો ગુજરાતમાં સિક્કાની સાક્ષી. | ૨૨-૦-૦ |
| ૧૨. રા. ગણપતલાલ મહેતાનો બીયાવા તરીકે વાપરવામાં આવતા દાણા. | ૩૭-૮-૦ |
| ૧૩. અ. સૌ. વિદ્યાગૌરી નીલકંઠનો સ્ત્રીકવિઓ. | ૧૨-૮-૦ |
| ૧૪. રા. રમણભાઇ ગુજરાતી ભાષાનો આરંભ. | ૨૮-૨-૦ |
| ૧૫. રેવ. જે. એસ સ્ટીવન્સનનો બાઇબલના ગુજરાતી ભાષાના તરજૂમાનું ટુંક વર્ણન. | ૨૫-૦-૦ |
| ૧૬. રા. પિનાકીપ્રસાદ સમાજ, સાહિત્યને કેળવણીનો સબંધ. | ૨૮-૨-૦ |
| ૧૭. રેવ. જ્યોર્જ ટેલરનો મુસલમાની રાજ્ય પહેલાંના સિક્કા. | ૨૫-૦-૦ |
| ૧૮. રા. કૃષ્ણરાવ ભોળાનાથનો હિંદુસ્તાનમાં એક ભાષા. | ૬-૪-૦ |
| ૧૯. રા. શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીનો ઐતિહાસીક સાહિત્યનુ સ્વરુપ. | ૨૫-૦-૦ |
| ૨૦. ગં. સ્વ. ચંદ્રભાગા ગોવિંદલાલનો સ્ત્રીકેળવણી. | ૧૩-૧૨-૦ |
| ૨૧. ગં. સ્વ. સુલોચના દેસાઇનો સ્ત્રી ધર્મ. | ૧૩-૧૨-૦ |
| ૨૨. મિસિસ જરબાનુ કોઠાવાળાનો સ્ત્રીજાતિનો ધર્મ. | ૮-૪-૦ |
| ૨૩. રા. નરહરિ કરૂણારામ દેસાઇનો સાહિત્ય અને ઇતિહાસ | ૨૭-૮-૦ |
| ૨૪. રા. મોહનલાલ પાર્વતીશંકરનો ગ્રંથાવલોકનકલા. | ૧૯-૪-૦ |
| ૨૫. રા. છગનલાલ વિદ્યારામ રાવળનો મરાઠીની બીજી બોલીનું વ્યાકરણ. | ૪૪-૦-૦ |
| ૨૬. રા. નૃસિંહદાસનો નૂતન ગુજરાતને કેવા સાહિત્યની અપેક્ષા છે. | ૨૧-૪-૦ |
| ૨૭. રા. મનસુખ કીરતચંદનો જૈન સાહિત્ય. | ૭૧-૮-૦ |

૨૮. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીનો કેટલાક ફારસી શબ્દો. ૧૧-૦-૦
૨૯. રા. કૈશિકરામ વિઘ્નહરરામનો શિક્ષણ અને શિક્ષક. ૧૩-૧૨-૦
૩૦. એરવદ જીવણજી મોદીનો ઇરાનના હખમની પાદશાહ વખતનું હિંદુસ્તાન. ૩૮-૮-૦
૩૧. રા. નરસિંહરાવ ભોળાનાથનો પ્રેમાનંદના નાટકો. ૧૨૫-૧૦-૦
૩૨. રા. દેવશંકર વૈકુંઠજી ભટ્ટનો જુનું સ્વરશિક્ષણ ૧૩-૧૫-૦
૩૩. રા. હરિલાલ માધવજી ભટ્ટનો નવી ગુજરાતી વાંચનમાળાનું અવલોકન. ૫૦-૦-૦
પ્રમુખ સાહેબનું ભાષણ, અને ૩૪ રા. મનસુખલાલ રવજીનો, ૩૫ રા. ડાહ્યાભાઇ લક્ષ્મણનો, અને ૩૬ રા. ગણપતરામ અનુપરામનો એ નિબંધોના. ૮૦-૮-૦
૩૭. રા. આણંદશંકર બાપુભાઇ અને ૩૮ રા. રૂપશંકર ઉદયશંકરના નિબંધોના. ૯૨-૭-૦
રા. ગણપતલાલ દયાશંકરના નિબંધના ફોટોના ખર્ચના. ૭૩-૮-૦
ફોલ્ડિંગ અને સાહિત્ય વિભાગ વગેરેનાં મુખપૃષ્ઠ છપાવતાં વગેરે. ૨૭-૧૪-૦
પરિષદ્ વખતે વેચવા નિંબધો વધારે છપાવ્યા હતા તેની છપામણી. ૧૯૭-૯-૦

૧૪૩૧-૯-૦

અહેવાલ છપામણી ખર્ચ.
પરિષદ્‌ના ગ્રુપના ફોટોગ્રાફરને તથા તેની છપામણી વગેરે ખર્ચના. ૪૧-૧૪-૦
અહેવાલની નકલ કરામણીના. ૩-૦-૦
અહેવાલનાં પ્રકરણ ૧,૨,૩,૮ની છપામણી. ૧૪૩-૦-૦

૧૮૭-૧૪-૦

૩૬૪૭-૬-૧૦
શિલક ૯૨૧-૬-૧૦*

૪૫૬૮-૧૩-૮

* આ શિલકની તથા પુસ્તક વેચાણની આવકની વ્યવસ્થાને માટે જુઓ પ્રકરણ ૧૧. આવક ખર્ચના આ હિસાબનું સરવૈયું અહેવાલના આરંભમાં જ આપેલ છે

પ્રકરણ ૧૧.

## કારોબારી કમિટિની છેવટની બેઠકો.

**૧. આઠમી** બેઠક. ત્રીજી પરિષદ્ થઇ ગયા પછી કારોબારી કમિટિ શુક્રવાર તા. ૧૭ નવેંબર ૧૯૦૫ને રોજ મળી તેમાં બે અગત્યના ઠરાવ કરવામાં આવ્યા ગાર્ડન પાર્ટિને અંગે થયેલા આશરે રા. ૨૬૦)ના ખર્ચ વિષે રા. બ. દુર્લભજી ધરમશી વેદે દરખાસ્ત મુકી, અને મિ. ગુલામમહમ્મદ મુનશીએ તેને ટેકો આપ્યો, કે એ પાર્ટિ પરિષદ્‌નું એક અગત્યનું, લાભ કારક, અને આનંદદાયક અંગ હતું, અને એ પાર્ટિ કરવાને વિષે જે જે સભાસદોને તે દિવસે પુછી શકાયું હતું તે સૌએ હા પાડી હતી, એટલે તેનું ખર્ચ પરિષદ્ ફંડમાંથી આપવું. કમિટિએ આ દરખાસ્તસર્વાનુમતે સ્વીકારી.

બીજો ઠરાવ નિબંધોની છપામણીને વિષે થયો. રા. બ. દુર્લભજી ધરમશી વેદે દરખાસ્ત મુકી અને રા. રા. હરજીવન ભગવાનજી શુકલે તેને ટેકો આપ્યો કે બીજા નિબંધો છાપવાનું કામ હાથમાં લેતાં પહેલાં પરિષદ્‌નો આજ સુધીમાં થયેલો તમામ ખર્ચ અપાઇ જવો જોઇએ, અને તે ઉપરાંત પ્રદર્શનનો અહેવાલ અને પરિષદ્‌નો અહેવાલ પણ છપાઇ તૈયાર થઇ જવો જોઇએ, તથા તેનો ખર્ચ અપાઇ જવો જોઇએ. કમિટિએ આ દરખાસ્ત સર્વાનુમતે સ્વીકારી.

**૨. નવમી** બેઠક કારોબારી કમિટિની નવમી બેઠક બુધવાર તા. ૨૮ ડિસેંબર ૧૯૧૦ને રોજ થઇ તેમાં પરિષદ્ અને પ્રદર્શનનો અહેવાલ જોઇને તે વિષે એક જ ઠરાવ કરવામાં આવ્યો, કે આ અહેવાલ છાપવા મોકલવાને મંત્રીઓને પરવાનગી આપવામાં આવેછે, પરંતુ છાપવાનો ઓર્ડર એક અઠવાડિયાં સુધી આપવો નહીં, અને તે દરમિયાન કોઇપણ સભાસદને વાંચવા જોઇતો હોય તો તે રા. ઠાકોરને ત્યાં રાખ્યો છે, અને તેમાં કોઇને સૂચના કરવી હોય તો તેમ કરવાની છૂટ છેઃ એ મુદ્દત દરમિયાન એ અહેવાલ સબંધી કોઇ તરફથી સૂચના ન આવે, તો તે મંજૂર થયેલો ગણી લેવો. આ ઠરાવ બીજે દિવસે ટપાલ મારફત બહાર ગામના સભાસદોને મોકલવામાં આવ્યો હતો.

**૩. છેલ્લી** બેઠક રવિવાર તા. ૧૨ માર્ચ ૧૯૧૧ને રોજ થઇ તેમાં રા. રા. દલપતરામ ભગવાનજી શુક્લ, ખા. બ. બેહરામજી મહેરવાનજી ડમરી, મિ. ગુલામમહમ્મદ મુનશી, મિ. ઉસ્માન અચલ, રા. રા. કલ્યાણરાય જોઇભાઇ બક્ષી, અમૃતલાલ રણછોડદાસ બક્ષી, ગુલાબરાય વજેશંકર છાયા, કેવળરામ માવજી દવે, મણિશંકર ગૌરીશંકર ભટ્ટ, નરભેરામ અનોપચંદ મહેતા, કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, છેલશંકર લક્ષ્મીશંકર બક્ષી, હરજીવન ભગવાનજી શુક્લ, જન્મશંકર મહાશંકર બુચ, ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા, અને બલવંતરાય ઠાકોર હાજર

હતા. હાજર થવાની અશક્તિને માટે દિલગીરીના કાગળ મિ. સ્ટીવન્સન, રા. રા. હરિલાલ માધવજી ભટ્ટ, દ્વારકાંદાસ લાલજી સરૈયા, પ્રાગજીભાઇ મથુરભાઇ પટેલ અને પ્રાણશંકર ભવાનીશંકર જોશીના આવ્યા હતા. આ બેઠકમાં નીચે પ્રમાણે ઠરાવ સર્વાનુમતે થયા.

૧. રા. રા. મણિશંકર ગૌરીશંકર ભટ્ટ અને કેવળરામ માવજી દવેની દરખાસ્તથી રા. રા. વેણીલાલ રણછોડદાસ બક્ષીને બદલે રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતાને ઓડિટર નીમવામાં આવ્યા.

૨. રા. રા. હરજીવન ભગવાનજી શુકલ અને કલ્યાણરાય જેઠાભાઇ બક્ષીની દરખાસ્તથી ઠરાવ થયો કે પરિષદ્‌ના હિસાબનું બેલેન્સ શીટ અને ઓડિટરોનો રિપોર્ટ મંત્રીઓએ છાપી કારોબારી કમિટિના સભાસદોમાં વ્હેંચવો અને પછી દશ દિવસ સુધીમાં એ સંબંધી કંઇપણ દરખાસ્ત ન આવે તો તે બંને મંજૂર થયેલ સમજવાં.

૩. રા. રા. ગુલાબરાય વજેશંકર છાયા અને અમૃતલાલ રણછોડદાસ બક્ષીની દરખાસ્તથી ઠરાવ થયો કે પ્રદર્શન ખાતે આગળ મંજૂર કરવામાં આવેલી રકમ ઉપરાંત થયેલો ખર્ચ પરિષદ્ ફંડમાથી અપાયલો છે તે મંજૂર કરવામાં આવેછે.

૪. વિશેષ નિબધો છાપવાની ચર્ચા નીકળતાં રા. રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોરે જાહેર કર્યું કે ૧૧૦ નિબંધોમાથી સાક્ષર કમિટિની બે બેઠકમાં મળીને ૧૦૭નો વિચાર થયો હતો, તેમાં ૩૭ નિબધોને "ના કબુલ" કરવામાં આવ્યા હતા અને ૭૦ ને વાંચવાનો અગર "વાંચેલા ગણી લેવાનો" તોડ કહાડવામાં આવ્યો હતો; છેક મોડા ત્રણ નિબધો આવ્યા હતા તેમાંથી બે વંચાયા હતા. અને એક "વાંચેલા ગણી લેવા" ના વર્ગમાં મુકાયો હતો; અને છેક છેલ્લી ઘડિએ રેવ. ડા. ટેલર અને રા. રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ પરિષદ્‌માં ન આવ્યા એટલે તેમના નિબંધ "વાંચેલો ગણી લેવા" ના વર્ગમાં ગયા હતા, તો નવી વાચનમાળાને લગતી ચર્ચા પરિષદ્‌માં થવા દેવાનું સાક્ષર કમિટિની પ્રથમ બેઠકમા ઠર્યું હતું તે ત્રીજી બેઠકમાં ઉડી જતાં રા. રા. હરિલાલ માધવજી ભટ્ટનો નિબધ પરિષદ્ આગળ વંચાયો હતો. આ સર્વ હકીકત અને સાક્ષર કમિટિની પ્રથમ બેઠકના રિપોર્ટમાંની કલમ ૬ અને ૭ જોતાં તેમજ એ કમિટિની બીજી બેઠકના રિપોર્ટમાથી કલમ ૨ જોતા, "વાંચવો" અને "વાંચેલો ગણી લેવો" એ બે વર્ગો વચ્ચે સાક્ષર કમિટિએ શો ભેદ રાખ્યો હતો, અગર કંઇ પણ ભેદ રાખવાની કમિટિની ઇચ્છા હતી કે નહીં, તેમજ જો કંઇપણ ભેદ આરંભમાં રાખવામાં આવેલો હતો તો તેને છેક છેવટ સુધી દૃઢતાથી વળગી રહેવામાં આવ્યું હતું કે શી રીતે, એ વિષે નિર્ણયાત્મક અભિપ્રાય આપવાનું કામ સહેલું હતું નહીં: સાક્ષરકમિટિના જુદા જુદા મભ્યોના મન ઉપર આ વિષય સંબંધે જુદી જુદી છાપ પડેલી જણાતી હતી, એ હકીકત ઉપર વર્ણવેલી મુસ્કેલીનું સમર્થન કરતી હતી, એટલુંજ નહીં પણ એ મુસ્કેલીનો ઉપાય કરવામાં આડે આવતી હતી. વળી

બધાજ છાપવા અશક્ય તેમજ બિનજરૂરી અને પરિષદ્‌ની નામના વધારનારૂ ન હોવાથી કયા છોડી દેવા એ વિષે સાક્ષરકમિટિમાના તેમજ બીજા જેની જેની સલાહ માગવામા આવી તે દરેકે એવી જુમેદારી પોતાને માથે વ્હોરવાની ના કહી. વગેરે કારણથી પરિષદ્ આગળ વચાયેલા અને વાચેલા ગણી લેવાયલા એ બંને વર્ગના મળીને ૭૨ નિબધોમાથી છાપવા માટેની પસંદગી કરવાનુ મુશ્કેલ અને કઠના થવાનું કામ જેને માથે પડ્યું, તેણે ૩૮ પસંદ કર્યા, જે પૂરા છાપવામા આવ્યા છે, અને બીજા એનો અતિ ટુકો સાર આપવામા આવ્યો છે આ એકતાળીશમાથી ૨૮ પરિષદ્ આગળ વંચાયેલા ૪૪માના છે, અને ૧૨ પરિષદ્ આગળ "વાચેલા ગણી લીધેલા" ૨૮ માંના છે. નવા લેખકોને ઉત્તેજન આપવાની ખાતર એમના (સાક્ષરકમિટિએ સ્વીકારેલા) નિબંધો તો છાપવા જોઇએ એ દલીલ પણ વજનદાર નથી, કેમકે સાક્ષરકમિટિના રિપોર્ટ અહેવાલના ત્રીજા પ્રકરણમા પૂરે પૂરા છપાયેલા છે, એટલે સાક્ષરકમિટિની પસંદગીની છાપ એ પ્રકરણ દ્વારા કાયમને માટે પ્રસિદ્ધ થતા એવુ ઉત્તેજન પૂરેપૂર મળી રહેછે સારાશકે આપણી પાસે અત્યારે કેટલી શિલક છે, અને એમાથી હજી બીજા શા શા ખર્ચ આવશ્યક છે એ સર્વ ધ્યાનમા લઇને તેના એક પેટા ભાગ તરીકે જ રહી ગયેલા ૩૦ નિબધમાથી છાપવાને માટે કયા પસદ કરવા તેનો વિચાર કરવાનો છે.

રા. રા બળવંતરાયની આ હકીકત ઉપરથી સભામા જુસ્સાબધ વાદવિવાદ થયો. તેમા રા રા ગુલાબરાય વજેશંકર છાયા, કલ્યાણરાય જેઠાભાઇ બક્ષી, દલપતરામ ભગવાનજી શુક્લ, કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, એ સાક્ષરકમિટિના સભ્યોએ, તેમજ રા રા હરજીવન ભગવાનજી શુક્લ, અમૃતલાલ રણછોડદાસ બક્ષી, જન્મશકર મહાશકર બુચ, વગેરે એ ભાગ લીધો, અને છેવટે નીચે પ્રમાણે બે ઠરાવ થયા

રા રા કલ્યાણરાય જેઠાભાઇ બક્ષી અને કેવળરામ માનજી દવેની દરખાસ્ત ઉપરથી સર્વાનુમતે ઠરાવ કરવામા આવ્યો કે પરિષદ્ આગળ વાંચવામા આવેલા નિબધોમાથી જે ૧૫ નિબધો છપાયા નથી તેમાથી કયા નિબધો છાપવા અને કયા છોડી દેવા તેનો નિકાલ કરવાનુ કામ રા રા બળવતરાય કલ્યાણરાય ઠાકોર, રા રા હરજીવન ભગવાનજી શુક્લ અને રા રા કૌશિકરામ વિઘ્નહરરામ મહેતાને સોપવામા આવેછે

૫ અને રા રા કલ્યાણરાય જેઠાભાઇ બક્ષી અને મિ ગુલામમહમ્મદ મુનશીની દરખાસ્ત સર્વાનુમતે સ્વીકારવામા આવી કે "વાચેલ ગણી લેવા" એ વર્ગના નિબધોમાથી ૧૬ છપાયા નથી, તેમાથી એક પણ હવે છાપવા જરૂર નથી

૬. "અહેવાલ અને નિબધસંગ્રહ"ના પુસ્તકની છપામણી, બધામણી ચિત્ર વગેરેના ખર્ચનો એકદર સરવાળો રૂ. ૨૪૦૦) સુધી થવા જશે એ હકીકત રા બળવતરાય ઠાકોરે રજુ કરી તે ઉપરથી રા રા અમૃતલાલ રણછોડદાસ બક્ષી અને કૌશિકરામ વિઘ્નહરરામ મહેતાની દરખાસ્ત ઉપરથી પુસ્તકની કીમત સર્વાનુમતે રૂ ૩ની ઠરાવવામા આવી

૭. રા. રા. બળવંતરાયે હકીકત રજુ કરી કે સત્કારમંડલના સભ્યો, સ્વીકારાયેલ નિબંધોના કર્ત્તાઓ, સાક્ષર કમિટિના સભ્યો, પ્રદર્શનમા વસ્તુ મોકલનાર રાજ્યો અને બીજા પ્રદર્શકો, પરિષદ્ ભંડોળ કમિટિના આશ્રયદાતાઓ અને સભ્યો, ત્રીજી પરિષદ્‌ની કમિટિઓના સભ્યો, સાહિત્યસભાઓ અને સાહિત્યવિષયક સંસ્થાઓ, અને વર્તમાનપત્રો એ સર્વને એક એક નકલ કારોબારી મંડલ પાસેથી ભેટ તરીકે મેળવવાનો હક છે, એમ સ્વીકારીએ, અને કોઇને પણ એકથી વધારે નકલ ભેટ ન આપવી, એવો નિયમ કરીએ, તો ભેટની ઓછામા ઓછી ચારસો નકલો પહોચાડવી જોઇશે. આ ઉપરથી ઠરાવ કરવામાં આવ્યો કે કોઇને પણ એકથી વધારે પ્રત ભેટ ન મોકલવી અને એકંદર ૪૦૦ નકલ ભેટની મોકલવી.

૮. આવું વજનદાર પુસ્તક પ્હોચાડતા ખર્ચ થશે તેનો વિચાર કરી રા. રા. અમૃતલાલ રણછોડદાસ બક્ષી અને કેશવરામ મારજી દવેની દરખાસ્ત ઉપરથી એ માટે રૂ. ૧૦૦ ૧૦-૬ ની રકમ સર્વાનુમતે મંજૂર કરવામા આવી.

૯. રા. રા. અમૃતલાલ રણછોડદાસ બક્ષીએ બાકીની છસો નકલ સાચવવાનુ માથે લીધુ અને મિ. ઉસમાન બચવે બુકસેલરો મારફતે બંદોબસ્ત કરવા વગેરેનુ માથે લીધુ, તે ઉપરથી એ બંનેનો ઉપકાર માનીને સર્વાનુમતે ઠરાવ થયો કે પ્રતો રા. રા. બક્ષી સાચવે, અને મિ. ઉસમાન વેચાણની ગોઠવણ કરે તથા કીંમત આવતી જાય તેમ તેમ રા. રા. બક્ષીને ત્યા ભરે

૧૦. મંત્રીઓની દરખાસ્ત ઉપરથી ઠરાવ કરવામા આવ્યો કે પરિષદ્‌નો હિસાબ રાખવા બદલ તથા તેને અંગે કરેલા કામકાજ બદલ રા. રા. મણિશંકર ગૌરીશંકર ભટ્ટના ભાવનગર સ્ટેટના કારકુન મિ. ગિરિજાશંકરને રૂ. ૧૫) અને એમના બે માણસને રૂ. ૬)ની બક્ષીસ અપાવાનું મંજૂર કરવામા આવેછે.

૧૧. રા. ઠાકોરની દરખાસ્ત ઉપરથી સર્વાનુમતે ઠરાવ થયો કે "અહેવાલ અને નિબંધસંગ્રહ" મા હિસાબના પ્રકરણ, કારોબારી કમિટિની છેલ્લી બેઠકોનુ પ્રકરણ, શુદ્ધિપત્રકો, મુખપૃષ્ટો આદિ થઇને આઠ ફૉર્મા છાપવા માટે રૂ. ૮૮) અને કપડાની બંધામણી માટે રૂ. ૨૦૦) મંજૂર કરવામા આવેછે

૧૨. અનેક સભ્યોની સૂચના ઉપરથી સર્વાનુમતે ઠરાવ થયો કે રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરને કારોબારી કમિટિ તરફથી– " ફુલ નહીં તો ફુલની પાંખડી " એ ધોરણે–સોનાનું એક નહાનું ઘડિયાલ અને છેડો–યોગ્ય લેખ કોતરીને ભેટ આપવાને માટે રૂ. ૨૦૦) બસો મંજૂર કરવામા આવેછે

૧૩. અને એજ મુજબ સર્વાનુમતે ઠરાવ થયો કે રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા અને બળવંતરાય વજેશંકર છાયાને રૂ. પચાસ પચાસની રૂપાની અડાળીઓ

વળી કમિટિનો ઠરાવ અહેવાલમાં કાયમને માટે છપાશે એટલે એ માન અમને પૂરે પૂરૂં મળી જવાનું અને ભેટની વસ્તુઓ સ્વીકારવાથી કંઈ જ વધારે નથી આપણા દેશની જાહેર પ્રવૃત્તિઓ હજી બાલ્યાવસ્થામાં છે, અને તેમને માટે જોઈતાં નાણાં મળી રહેતાં નથી એ જાણીતું છે, તો એવા ફાળામાંથી આ જાતના ખર્ચને વિષે—આપણો ફાળો ભરનાર આખા કાઠિયાવાડના ગૃહસ્થોમાં તેમ જ બહારની દુનિયામાં—બે મત થાય એમાં શક નથી કમિટિએ નવેમ્બર ૧૯૦૮થી આ વાતનો વિચાર કરવા માંડ્યો ત્યારથીજ એની વિરૂદ્ધ અમે મંત્રીઓ દૃઢતાથી થયા છીએ હજી પણ અમારો એ જ મત છે અને અમે ત્રણેએ પરિષદના ફાળા વિષે એવી વૃત્તિ રાખી છે, તથા એ વૃત્તિનું વર્ણન એવા શબ્દોમાં અનેકવાર કરેલું છે, કે એ ફાળામાંથી અમારે કંઈપણ સ્વીકારવું કેવળ અશક્ય છે

આ સર્વ કારણ ધ્યાનમાં લેશો અને કમિટિનું પરેપૂરૂં માન જાળવીને અમે આધીન વિનતી કરીએ છીએ ને સ્વીકારવા કૃપા કરશો કે આ રૂ ૩૦૦) ત્રણસોની રકમ પરિષદ્ ભંડોળ કમિટિના ફાળામાં જમા કરવા મોકલાવી દેશોજી હાલ એજ વિનતી

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર,
ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા,
બટાવંતરાય વજેશંકર છાયા,
મંત્રીઓ.

ખ

## ઉપરના ઠરાવ ૪થી નીમાયલી પેટાકમિટિનો રિપોર્ટ.

૧ અમારે તપાસી જોવાના ૧૫ નિબંધોમાંથી એકને વિષે એમ કહેવામાં આવે છે કે એ નિબંધ તેના કર્ત્તા અને મંત્રીઓમાંના બે એ ત્રણની વચ્ચે ગેરવલ્લે પડ્યો છે

૨ બાકીના ૧૪ નિબંધો અમે વાચી ગયા છીએ અને ત્રીજી પરિષદનું આ "અહેવાલ અને નિબંધસંગ્રહ" નું પુસ્તક પ્રકટ કરવામાં વિલંબ થવો ન જોઈએ એ કારણથી અમે એ નિબંધોમાંથી નીચેના વીણી કાઢેલા પાંચ પરિચ્છેદો છાપવાનું ઠરાવીએ છીએ

રાજકોટ
તા ૨૦ માર્ચ ૧૯૧૧

હરજીવન ભગવાનજી શુકલ
કૈલાશિકરામ વિઘ્નહરરામ મહેતા
બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

## (૧)

## "હારમાળાનો લેખક"—એમાંથી—

### (લેખક—રા. રા. હરિરાય ભગવંતરાય બુચ)

આ ઉપરથી મ્હારૂં કહેવું એવું નથી કે હાલનું હારમાળાનું કાવ્ય યથાસ્થિત પ્રેમાનન્દનુંજ એકલાનું લખેલું છે. હાલ જેટલી પ્રતો બહાર આવી છે તે તમામ સંશયાત્મક છે અને તે ઉપરથી કાવ્યના બે પ્રકારના વિભાગ થઇ શકે તેમ છે. (૧) ભકતિ અંગ; (૨) સંવાદ અંગ કૃષ્ણભકતનના પદો જે હાર પ્રાપ્તિ સમયે પ્રાર્થનાર્થે નાયકના મુખમાં યોજાયેલા છે તે પદોમાના કેટલાક મહેતાજીકૃત હોય તેવાંછે. એટલે કે મહેતાજીનાં ભકિતમય આત્મા સાથે શ્રોતા જનોને તદ્રૂપ કરવા ભકિત અંગમાં મહેતાજીનાં રચેલા અથવા મહેતાજીના પદોનું અનુકરણ કરી તદ્દવત્ દેખાતાં પ્રેમાનન્દ કે કોઇ અન્ય કવિઓનાં બનાવેલા પદો એ કાવ્યના ગુંથી ગયાં હોય તો તે તદન અસંભવિત નથી. પરંતુ આ કાવ્યનું મુખ્ય અંગ સંવાદ છે, અને કાવ્યના લેખની ચર્ચામા તે ખાસ ઉપયોગી છે. હારમાળાના કાવ્યમાથી સંવાદ ભાગ કાઢી નાંખવામાં આવે તો તે કાવ્ય કેટલું લોકપ્રિય રહે અને તેની શું સ્થિતિ થાય તે વાચકને સ્વાનુભવથીજ કલ્પી લેવાનુ છે. એ સંવાદ અંગ પરત્વે બોલતાં આપણે કહેવું જોઇયે કે તેમા કવિ શિરોમણિ ભટ્ટ પ્રેમાનન્દનાજ હાથ અડેલા છે. તે અંગમાં જે સૌન્દર્યકે લાલિત્ય છે તે કવિ પ્રેમાનન્દનુંજ છે. અને તેમા જે જે દોષ કે ખામી દેખાય છે તેપણ કવિ પ્રેમાનન્દનાજ છે. એટલે તે કાવ્યના એ મુખ્ય અંગના કર્તાનું માન એકલા પ્રેમાનન્દનેજ આપવુ પડતુ હોય, અવશેષ રહેલા કાવ્યના ભાગ માટે અવશેષ રહેલા માનના ગમે તેટલા વિભાગ વહેંચાય તોપણ તે કાવ્યના મુખ્ય લેખક અને કર્તા તરીકેનુ મુખ્ય માન તો કવિ પ્રેમાનન્દનેજ ઘટે છે.

## (૨)

## "ગુજરાતી જુના ગીતો"—એમાંથી—

### (લેખક—રા. રા. કવિ ભવાનીશંકર નરસિંહરામ)

### લીંબડીના કવિ મીઠા હાકી કૃત રાસ.

સાભળ સૈયર વાતડી, ઉત્તમ આરો માન,
શરદ પુનમની રાતડી, ચંદ્ર ચડયો આકાશ ૧
એવે સમે હરિ આવીઆ, વંદાવનને ચોક,
મોરલીમા વેદ વગાડીઆ, તે સુણીઆ ત્રિલોક, ૨
અષ્ટકુલ પર્વત ડોલીઆ, ડોલીઆ નવ કુલ નાગ,
મોર બપૈયા બોલીઆ, સાભળતા તે રાગ ૩

જાતાં વળતાં થંભીઆં, નદિઓ કેરાં નીર;
વચ્છને બાળ વિલંબીઆ, પીતાં પીતાં ખીર. ૪
ખગ, મૃગ શ્રવણ કરી રહ્યાં, તૃણ ન વદે ગાય;
ઠારે હાર ઠરી ગયાં, તૃણ ચારા મુખમાંય. ૫
પવન રહ્યા મુરછાઇને, મુનિવર ચુકયા ધ્યાન;
વળી રહ્યા નિલંબાઇને, વન ઊપર વૈમાન. ૬
વાન વળ્યો વન વેલનો, પ્રકટ થયાં ફળ ફુલ;
લોદ દળ્યો રંગરેલનો, આનંદ અતિ અનુકુળ. ૭
એ મોરલીના તાનમાં, વ્યાકુળ થઇ વ્રજનાર;
એકેકની સાનમાં, હીંડીઓ હારો હાર. ૮
અવળાં આભ્રણ પેરીઆં, અવળાં ઓઢયાં ચીર;
અવળાં ઓઢયાં લ્હેરીઆં, ભુલ્યાં સર્વ શરીર. ૯
એકેક આંજી આંખડી, એક એક મન મગન;
ધરી હરિ ઊપર ધાંખડી, કરી રહી મળવા મન. ૧૦
મેલ્યા પિયુ સુત ભ્રાતને, મેલ્યા તે માતને તાત;
મેલી નાતને જાતને, જોતા ઉન્મત્ત વાત. ૧૧
મેલ્યાં મદિર માળીઆં, મેલ્યાં રાજ્યને પાટ;
મેલ્યાં ગોખને જાળીઆં, લીધી વનની વાટ. ૧૨
વન આવી વનિતા મળી, લાગી હરિને પાય;
"જાઓ જાઓ પાછી વળી", એમ બોલ્યા યદુરાય. ૧૩
"પીયુ સેવો પોતા તણા, જે દીધા જગદાધાર";
"એ તમને સોહામણા", જો પતિવ્રતા નાર ૧૪

* * * * *

અલબેલીનુ એટલે, અંગ થયું ઉલ્લાસ;
તત્પર થઇને તેટલે, રમવા રચીઓ રાસ. ૧૫
વેગે પલ્લવટ વાળીઆ, મોરલી રાખી કર માંય;
તાન ઊપર લઇ તાળીઓ, બળીએ ઝાલી બાંય. ૧૬
જણ જણ સાથી જૂજવા, વ્હાલે ધરીઆ વેપ;
વ્રજ વરસાણા *ગામની, એક એકને મલે બેશ. ૧૭
ફરતો ફેર ઘણો કર્યો, જાણે કનકનો કોટ;
મોર મુકુટ માથે ધર્યો, લટકે લોટને પોટ. ૧૮

* રાધાજી.

ધરણીનું પડ ધમધમે, હેડે સળકે શેષ,
કુરમનું અંગ કમકમે, નાચે નાથ નરેશ. ૧૯
ચાર ઓઢીને ચુંદડી, આભણ પ્હેરી અનુપ;
ફરે ફરેને લે ફુદડી, ગોપીને વ્રજભૂપ. ૨૦
ઝાંઝી કડલાં ઠમકમે, ઘુઘરાનો ધમકાર;
પાયે નેપુર ખમખમે, બેડી તણો ઝણકાર. ૨૧
દુંદભી વાગે દેવના, પુષ્પ તણો વરસાદ;
પય, સાકર, ધ્રુત સેવના, જમે થઇ રળિયાત. ૨૨
વાજીંત્ર કેરા વાજના, શરણાયુનો સોર;
તાલ, પખાજ, રવાજમા, જંત્ર તણો ધનઘોર. ૨૩
રાત કરી ખટ માસની, સૌની પૂરી આશ;
કહે મીઠો એ ગમની, વાત વદી ગ્યા વ્યાસ. ૨૪

## ( એક પ્રાચીન લોક ગીત. )

" વેણુલાં ભલાં વાયાં રે. "

સુરજ ઉગ્યોરે, મરોવરીઆની પાળે કે, વેણુલાં ભલાં વાયાં રે.
ભમરા ઉડેરે, કેવડીઆની ડાળે કે, વેણુલા ભલા વાયાં રે.
મેના કોયલરે, બોલે સરોવર કાંઠે કે, વેણુલાં ભલા વાયાં રે.
નાચે ફૂદેરે, હરણા ઉંચી ફાળે કે, વેણુલા ભલાં વાયાં રે.
સુતા ઉઠોરે, લક્ષ્મીજીના કંથ કે, વેણુલા ભલા વાયા રે.
શુભ શબ્દોરે, બોલેછે સાધુ સંત કે, વેણુલા ભલાં વાયા રે.
લેજો લેજોરે, શ્રી રામના નામ કે, વેણુલા ભલા વાયા રે.
દેજો દેજોરે, દીન જનને દાન કે, વેણુલાં ભલા વાયાં રે.
કરજો કરજોરે, કાંઇ મંગળ કામ કે, વેણુલા ભલા વાયાં રે.
ગાજો ગાજોરે, હરિના ગુણ ગાન કે, વેણુલા ભલા વાયા રે.
લેજો લેજોરે, દાતણની ઝારી કે, વેણુલા ભલા વાયા રે
ન્હાજો ન્હાજોરે, નરને સૌ નારી કે, વેણુલા ભલા વાયા રે.
સુખ લ્હુજોરે, નરને સૌ નારી કે, વેણુલા ભલા વાયાં રે.
સુખ લ્હુજોરે, પામરીયુને છેડે કે, વેણુલા ભલા વાયા રે
બેસજો બેસજોરે, દરબારને ડેલે રે, વેણુલા ભલા વાયા રે

**ભક્ત મૂળદાસ અમરેલીના રહેવાશી સાધુ અને સ્વામિનારાયણ સંપ્રદાયના સાધુ મુકતાનંદના મામા હતા. તેઓએ અમરેલીમાં સમાધિ લીધી હતી. તેમની રચેલી " અનુપમ ચુંદડી."**

(પદ.)

પ્રીતમ વરની ચુંદડી રે, મહાસંત ઓઢવાને મળીયા,
જેણે ઓઢીને અમર થઇને, અકળ કળામાં ભરીઆ (ટેક)

બ્રહ્મ સ્વરૂપે મેહુલા છુટયા, વરસે વૈરાગ્ય વાદળીયું;
ગગન ગરજીને ઘોરમ કરે, ચો-દિહ ચમકે વિજળીયું રે. પ્રિતમ. ૧
ધર્મના ધોરી૧ રે લઇ કરી, હરિનામ હળે જોતરીઆ;
ખમીસાનીર ધરણી ખોદી કરી, રણકાર રાંપડીયું રે. પ્રિતમ. ૨
વિવેક રૂપી વણુ વાવીઆં, પાને ફુલે થઇ ફળીઆ;
આનંદ સ્વરૂપે ઉગી રહ્યા, મનનો માહિના ગળીઆરે. પ્રિતમ. ૩
વિચાર કરીને વણુ વીણીઆરે, શ્રીનામ ચરખે લઇ ચઢીઆ;
કુબુદ્ધિ કપાસીઆ કોરે કર્યા, પ્રવૃત્તિની પુણીયું વણીયું રે. પ્રિતમ. ૪
નિર્મળ મિર્મળ કાંતીઆ, સુખમણા૩ તાણે લઇ લાણીઆ;
ત્રિગુણી માયાનું રે પાણ કર્યું, નરત-સુરત નદિયું ભગાણી રે પ્રિતમ. ૫
સોનરી રંગ ચઢાવીઓ રે, સત નામ દોરો લઇ વણીઓરે.
શુભ જ્ઞાન બુદ્ધિના બુટ્ટા ભર્યા, નિત્યરંગ સવાયો ચઢીયો રે. પ્રિતમ. ૬
સુઇરે સતગુરના નામની, સતનામ દોરો ભરીઓરે;
સત્ દૃષ્ટિએ ખીચી ચુંદડી, જેનો વણનારો બુદ્ધિનો બળીઓરે. પ્રિતમ. ૭,
માયાનો રે માંડવો બાંધ્યો, ગીત ગાય સાહેલીયું રે;
મમતાનો રે માણેક સ્તંભ રોપીઓ, ખમીસાની ખારેકો વહેંચાણી રે. પ્રિતમ. ૮
શિવને બ્રહ્માજી ચાલ્યા જાનમાં, નૂરત-સુરત જાનડીયું રે;
પરણાવ્યા પરિબ્રહ્મને નારદે,૪ વેદ લઇને ભણીઆરે. પ્રિતમ. ૯
ઓખણુપ વોંખણુ રવાઇડો,૬ ત્રાક, સરાકીને૭ તીર;
ગોરે આપી કન્યાદાનમાં, રિદ્ધિ સિદ્ધિ દોવુ ગાવડીયું રે.
ગોત્રીજ દેવ આવ્યા સ્થાપનાએ, શિખ માગેરે સાહેલીયુ રે. પ્રિતમ ૧૦
હરદમ સ્વરૂપી રથ જોતર્યા, મનતો મુનિવરના મળીઆ;
મૂળદાસ ગુરૂ પ્રતાપથી, રવે અવિનાશી ચઢીયારે. પ્રિતમ. ૧૧

૩.

## "હિંદુસ્તાનમાં અપાતી કેળવણી વિષે સામાન્ય ચર્ચા"—એમાંથી.

(લેખકઃ—રા. રા. શિવદત્તરાય ત્રીકમલાલ માંકડ.)

**સરકાર** તેમજ પ્રજાજનો તરફથી એવી પણ ફરિયાદ થયા કરે છે કે હાલ. વિદ્યાર્થીઓમાં નીતિના સંસ્કારો ઓછા જોવામાં આવે છે. નીતિની કેળવણી વિ

(૧) બલદ. (૨) ક્ષમા (૩) સુષુમ્ણા. (૪) નાર જ્ઞાનં દદાતીતિ નરદઃ (૫ લાકડાંના નાના ઘાટના મુશલ. (૬) વલાણોનો વાંસ. (૭) જુવાર બાજરીના કણુસ નો દાંડો.

શિષ્ટ મત એવો છે કે નીતિપુસ્તકો કરતાં, શિક્ષકોનાં આચરણ શિષ્યોમાં નીતિના સંસ્કારો વધારે સારી રીતે પાડી શકે છે. એજ મત આપણી સરકારે પણ માન્ય રાખ્યો છે;તેથી જો શિષ્યોની નીતિની કેળવણીમાં કંઇ ખામી જણાતી હોય, તો તે માટે શિક્ષકોની પસંદગી જ દોષવાળી ગણાવી જોઇએ.

ધર્મના શિક્ષણ વિના નીતિનું શિક્ષણ પાંગળું રહે છે, અને આપણા ધર્મનિષ્ઠ પ્રજાજનોની મુખ્ય ફરિયાદ એવી છે કે હાલની કેળવણી લીધેલા છોકરાઓ ધર્મભ્રષ્ટ થઇ જાય છે. આ આક્ષેપ ઘણો ગંભીર છે. હાલ અપાતી કેળવણીમાં અધર્મ તરફ પ્રેરનારું તત્ત્વ સમાએલું છે એમ સિદ્ધ થાય તો સરકારની કેળવણીની રાજનીતિમાં ઉતાવળે ફેરફાર થવો ઘટે છે; પરંતુ સૂક્ષ્મ વિચાર કરતાં આ આક્ષેપમાં બહુ વજુદ દેખાશે નહિ. સને ૧૮૫૪ના કલકત્તા યુનિવર્સિટીના કૉન્વોકેશનના ભાષણમાં, મિશનરી ડૉ. ડફના મરણ સંબંધી બોલતાં, સર હે સ. મેઇને જણાવ્યું હતું કે "હું જાણું છું તેમ, વિજેતા અથવા ધર્માચાર્યો એ બે વર્ગના પુરૂષો સિવાય ધર્મનો કદિ બહોળો ફેલાવો થઇ શક્યે નથી. હિંદુસ્તાનની બ્રિટિશ સરકારે, ઇચ્છાપૂર્વક (અને બેશક ડહાપણપૂર્વક) પોતાના ભૌતિક બળને લીધે તેમ કરવાની જે શક્તિ પોતાને પ્રાપ્ત થઇ હતી તેનો ઉપયોગ નહિ કરવા પૂરતો મનોનિગ્રહ કર્યો છે, અને રાજધર્મ આ દેશ કદી સ્વીકારશે, તો તે કાર્ય બીજા વર્ગની, અર્થાત ડૉ. ડફ જેવા ધર્માચાર્યોની, અસરથી થઇ શકશે." મુસલમાન કાળમાં, અકબર સિવાય અન્ય મુસલમાન રાજાઓએ તાબાની હિંદુ પ્રજાને રાજબળથી વટલાવવા માટે જે પ્રયાસો કર્યા હતા, તેનું ફળ અંતે એ થયું કે પંજાબમાં શીખો તથા દક્ષિણમાં મરાઠાઓ જાગૃત થયા, અને મુસલમાન રાજ્ય પડી ભાંગ્યું. આ ઇતિહાસ બ્રિટિશ રાજ્યાધિકારીઓના મનમાં તાજોજ હતો. વળી બ્રિટિશ લોકોને તો તાબાની મુસલમાન પ્રજાની પણ ગણના કરવાની હતી. એટલે કાર્યદક્ષ બ્રિટિશ રાજ્યાધિકારીઓ રાજબળથી પ્રજાને વટલાવવાનો વિચાર માત્ર પણ ન કરે એ સહજ સમજી શકાય તેવું છે. દયાળુ સરકાર, આડકતરી રીતે તાબાની પ્રજાની ધાર્મિક લાગણીઓ તરફ કેવો આદરભાવ બતાવે છે તે થોડાથી અજાણ્યું હશે. ત્રીશેક વર્ષ ઉપર જ્યારે મદ્રાસના ક્રિશ્ચિયન ધર્માચાર્યો, સને ૧૮૫૪ના પ્રખ્યાત ડિસ્પૅચને આગળ કરી, સરકારી પાઠશાળાઓ તથા હાઇસ્કૂલો કાઢી નાખી, તેમને ખાનગી સાહસ ઉપર છોડી દેવાનો આગ્રહ કરવા લાગ્યા, ત્યારે સરકારે તેમની માગણી ન સ્વીકારતાં, એવો જ આશ્રય લેવો પડશે, અથવા તો તેવી કેળવણી લેતા તેઓ બંધ થઇ જશે, જે બન્ને પરિણામો અનિષ્ટ છે; અર્થાત્ સરકાર સમજતી હતી કે સરકારી શાળાઓ કાઢી નાંખવાનું સરકારનું પગલું દેશીઓમાં એવો વસવસો ઉત્પન્ન કરશે, કે દેશીઓને પાદરીની શાળાઓમાં જવાની ફરજ પાડી, તેમને વટલાવવા સરકાર તૈયાર થઇછે. એ રીતે સરકાર તાબાની પ્રજાને વટલાવવામાં જેમ પોતાનું બળ વાપરતી નથી, તેમ તે પાદરીઓની કળને પણ વશ થતી નથી. માટે ઇંગ્રેજી કેળવણીમાં સરકારે આપણા ધર્મ વિરુધ્ધનું તત્વ દાખલ

ધર્મનું જાની બેસવુ એ યોગ્ય નથી હા, ઈંગ્રેજોએ આ દેશમા આવી વિદ્યા (સાયન્સ) નો પ્રચાર કર્યો છે ખરો, અને દરેક સુધરેલા દેશમા વિદ્યાના પ્રચારથી ધર્મનિષ્ઠ પુરુષો ખળભળી ઉઠયા છે, વિદ્યા અને ધર્મ વચ્ચેના વિરોધ વિષે સર હેમ મેહનના શબ્દો મનનીય છે સને ૧૮૯૪ના કલકત્તા યુનિવર્સિટિના કૉન્વોકેશનના ભાષણમા, તેણે, ડૉ ડફની સ્તુતિ કરતા, કહ્યુ હતુ, કે કોઇ વિદ્યા (સાયન્સ) ના વિષયને અધર્મ તરફ પ્રેરનારો કહીને તેનુ શિક્ષણ નહિ આપવા તેણે કદી આગ્રહ કર્યો નહોતો, કારણ કે તે એમ સમજતો હતો કે પોતાનો ધર્મ સત્ય ઉપર રચાએલો છે, અને બીજી કોઇપણ દિશાએથી આવતા સત્યનો તે મહાસત્ય સાથે સમન્વય થઇ શકે છે આપણા ધર્મનુ મૂળ સત્ય ઉપર રચાયુ નથી એમ કહેવાની ધૃષ્ટતા કોઇ કરી શકશે નહિ, તો પછી બીજી દિશાએથી મળતા સત્યનો તે સાથે પણ સમન્વય થઇ શકે છે તેમ છતા પાશ્ચાત્ય કેળવણી લીધેલા સુધારકોએ ઓગણીસમા સૈકાના પાછલા ભાગમા જે દેખાવો કર્યા હતા, તેથી તે કેળવણી વિષે ધર્મનિષ્ઠ પુરુષો શકાશીલ થઇ ગયા છે ગ્રીસના ઇતિહાસ ઉપરના એક નિબંધમા આર્નોલ્ડ લખે છે, કે ગ્રીસમા જાતિના ભેદો એ ઘણાજ અગત્યના-ખાસ ધાર્મિક અને નૈતિક-ભેદો સમજવામા આવતા હતા એવી "ભિન્ન ભિન્ન જાતિના લોકોનુ એક જ રાજ્યમા સમેલન થાય, ત્યારે જો તેમના પૈકી એક જાતિનું સંપૂર્ણ સર્વોપરીપણુ ન થાય, તો મનુષ્યજીવનના સર્વ સબધો, તથા મનુષ્યોના સત્યાસત્યના સર્વ વિચારોમા ઘોટાળો થવા પામે, અથવા પ્રજાબધુઓ તરીકે નિકટ સબધમા રહી, મનુષ્યજીવનના મુખ્ય ઉદ્દેશ વિષેના મતભેદોને, મતાતરક્ષમાથી, ચલાવી લેવાની એવા મનુષ્યોને ફરજ પાડવામા આવે, તો તેથી સામાન્ય પ્રમાદ અને સંદેહની ઉત્પત્તિ થાય, અને સત્યાસત્યનુ અસ્તિત્વ કઇ નિયત નથી, પરતુ મનુષ્યની કલ્પનામાત્રથી જ ઉત્પન્ન થયેલ છે, એવા વિચારને ઉત્તેજન મળે' આર્યપ્રજાનો ઇતિહાસ જોતા આવા ઘણા સમેલનો થયેલા જોવામા આવે છે મહાભારત યુદ્ધના પૂર્વ કાળમા જેને અનાર્ય ગણવામા આવતા હતા, એવા માગધોએ, ઇ સ પૂ ચોથા સૈકામા જૂના આર્યરાજ્યો ઉપર વિજય મેળવી પોતાની રાજ્યસત્તા સ્થાપી, અને તે રાજકીય વિપ્લવ સાથે, બુદ્ધધર્મનો તે રાજાઓને હાથે ફેલાવો થયો તે પછી હિંદુસ્થાન ઉપર અનેક અનાર્યજાતિના હુમલા થયા, અને જ્યારે ઇ સ ના સાતમા સૈકામા અરબસ્થાનમા મહમદ પેગબરે મુસલમાન ધર્મને ગતિ આપી, અને તે ધર્મના અનુયાયીઓ, પૂર્વ તથા પશ્ચિમમા, પર જોસથી ઇસ્લામી ધર્મ પ્રવર્તાવવા લાગ્યા ત્યારે, જો કે પશ્ચિમના બહાદુર જર્મનોએ યુરોપને બચાવ્યો, પરંતુ પૂર્વમાં રજપૂતો હાર્યા અને ઇસ્લામધર્મનો વિજય થયો. મુસલમાનરાજ્યમા રાજ્યતરફથી ઇસ્લામધર્મનો પ્રચાર કરવા ઘણો પ્રયાસ થયો હતો. તેમ છતા આર્યાવર્તની આર્યપ્રજા પોતાના આચાર વિચાર બહુધા ટકાવી રાખી શકી છે.

તેથી તે ટકાવ કરનાર કોઇ બ્રહ્મતત્ત્વ હોવું જોઇએ એમ સહજ સમજાય છે. સ્વામી વિવેકાનંદ જેવા પંડિતોએ શિકાગોમાં એક સમયે જણાવ્યું હતું, કે "અચળ જ્ઞાતિનું બંધારણ બાંધવામાં એકલા હિંદુઓએ વિજય મેળવ્યો છે, અને બીજી પ્રજાઓએ અનેક પ્રયત્નો કર્યા છતાં હજી વિજય મેળવ્યો નથી. + + + બેશક આ બંધારણ અનેક કારણોથી સંપૂર્ણ નથી, તે છતાં જો એ બંધારણ ન હોત તો + + + + + + મજબુત હુમલાઓ સામે હિંદુઓને રક્ષણ મળત નહિ" સામાન્ય ધર્મનિષ્ઠ પુરુષો આર્યપ્રજાના ટકાવના સમર્થક તરીકે ઔપનિષદ જ્ઞાન તથા વર્ણાશ્રમધર્મ પ્રમાણેના આચારને આગળ ધરે છે. બ્રિટિશ રાજ્યની સ્થાપના થયા પછી ખ્રિસ્તીધર્મ પ્રસારક મંડળીઓ પોતપોતાનું કાર્ય કરે જાય છે, એવા સંયોગોમાં આર્યપ્રજાના ટકાવ કરનાર તત્ત્વોને તોડી પાડવાનો પ્રયાસ થાય તે સામાન્ય પ્રજા સાંખી શકે નહિ, એ સ્પષ્ટ છે. સુધારકો એ તત્ત્વોને તોડનાર તરીકે ઇંગ્રેજી કેળવણીને ઓળખાવે છે, તેથી ધર્મનિષ્ઠ પુરુષો ઇંગ્રેજી કેળવણીને દોષ દેવાની ઉતાવળ કરી બેસે તેમાં શું આશ્ચર્ય છે! ખરું જોતાં એ કેળવણી દોષાર્હ નથી. ખરી વાત તો એજ છે કે આપણા સુધારકો ઉપર આપણા ધર્મના સંસ્કારો વિધિપૂર્વક નહિ પડવાને લીધેજ તેઓ, પરધર્મીઓના સંગતિ સંસ્કારોથી દોરવાઇ જઇ, આપણા ધર્મ તથા ધાર્મિક સંસ્થાઓને નિંદવા તથા તોડવા તૈયાર થઇ ગયા હતા. સુધારાના પૂર જોશના સમયમાં જે કવિ નર્મદાશંકરે આપણા ધર્મ તથા ધાર્મિક સંસ્થાઓ ઉપર પ્રબળ આક્ષેપો કર્યા હતા તે જ કવિએ, વિશેષ જ્ઞાન થયે, પોતાના વિચારો ફેરવી નાખ્યા હતા એ હકીકત ઉપલા અભિપ્રાયને પુષ્ટિ આપે છે. સારે કહિત એ થાય છે કે હાલના વિદ્યાના જમાનામાં અંધશ્રદ્ધા ટકી શકે તેમ નથી, તેથી જો આપણા વિદ્યાર્થીઓ ઉપર ધર્મના સંસ્કારો પાડવાની સંભાળ લેવામાં નહિ આવે તો તેમને આપણા ધર્મ ઉપર અશ્રદ્ધા થઇ જશે. જાહેર શાળામાં બન્ને તાળાની કોમોના ધર્મોના અનેક ફાંટાઓને સંતોષ આપી શકે તેવું ધર્મનું શિક્ષણ દાખલ થઇ શકે તેમ નહિ હોવાથી, સરકારે એવી કેળવણીથી દૂર રહેવાની રાજનીતિનો સ્વીકાર કર્યો છે, તેથી પ્રાથમિક શાળાના છેક ઉપલા ધોરણોના, અને માધ્યમિક તથા ઉચ્ચ શાળાઓના, વિદ્યાર્થીઓને આપણા ધર્મનું વિશિષ્ટ શિક્ષણ આપવા માટે પ્રજા તરફથી કંઇ યોજના થવી જોઇએ. તેવા વિશિષ્ટ શિક્ષણના પાયા તરીકે બાળકોની ધર્મવૃત્તિનો સામાન્ય વિકાસ પ્રાથમિક શાળાઓના થોડા ધોરણોમાં થઇ શકે તેમ છે અને થવો જોઇએ. પદાર્થમાત્ર બનાવવા માટે કર્તા અને સાહિત્ય આવશ્યક છે, એમ પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ કરાવી, આ અખિલ સૃષ્ટિમંડળનો પણ કોઇ કર્તા હોવો જોઇએ, અને તે કર્તા એજ ઇશ્વર છે, એવા સંસ્કારો પાડવાને શિક્ષકોને ઘણા પ્રસંગો મળે છે, જેનો ઉપયોગ તેમણે કરવો જોઇએ. વળી તે જગત્કર્તાની અગાધ શક્તિ, ડહાપણ, ન્યાય, અને પરમકૃપાળુપણું સૃષ્ટિમંડળની રચનામાં ક્ષણે ક્ષણે પ્રતીત થાય છે, તે પ્રત્યક્ષ કરાવવાના પ્રસંગો પણ

ધંધાદોના શિક્ષણ વખતે મળી શકે તેમ છે તેનો યોગ્ય ઉપયોગ કરી તે ઇશ્વરની ભક્તિ માટે પ્રેરણાઓ કરી શકાય છે. એ રીતે પુસ્તકપાઠ કરતાં પ્રકૃતિપાઠ કેવો કાર્યસાધક થઇ પડે છે તે નીચેના દૃષ્ટાંતથી જણાશે.

જર્મનીની શાળાઓમાં અપાતા શિક્ષણનું વર્ણન કરતાં એક અમેરિકન બાઇ લખે છે કે ગામ બહારની એક ટેકરીના શિખર ઉપર બધા છોકરાઓને એકઠા કરી શિક્ષક, આસપાસની ઐતિહાસિક જગ્યાઓ બતાવી ઇતિહાસનું શિક્ષણ આપતો હતો, તેવામાં "સૂર્યાસ્તનો સમય થયો તેથી બધા છોકરાઓ હારબંધ ઊભા; શિક્ષકે ટોપી ઉતારી અને બધા છોકરાઓએ માથાં નમાવ્યાં, પછી બધાએ સાંજના વખતનું ઇશ્વરસ્તુતિનું ગીત સાથે ગાયું. આ દેખાવ ઘણો અસરકારક હતો * * આ જાતના શિક્ષણથી છોકરાઓને * * નાનપણથી જ ઇશ્વર અને ઇશ્વરી શક્તિઓનું ભાન થાય છે. * * " આપણાં નવાં પ્રાથમિક ધોરણોના છોકરાઓ ઉપર પણ શિક્ષકો આવા સસ્કારોપાડી શકે તેમ છે.

આ વિચારો આપણા રસિક પ્રજાજનોની ફરિયાદનું સ્મરણ કરાવે છે તેઓ કહે છે કે હાલમાં બુદ્ધિની ખિલવણી થાય છે, પણ રસવૃત્તિઓ યથાયોગ્ય કેળવાતી નથી. આ ફરિયાદ અસત્ય છે એમ કોઈ વિચારવંત પુરુષ કહી શકશે નહિ. * * અત્રે આપણા દેશભક્ત પુરુષોની ફરિયાદનું સહજ ભાન થઇ આવે છે તેઓ કહે છે કે આપણા વિદ્યાર્થીઓમા સામાન્ય રીતે દેશાભિમાન જોવામાં આવતું નથી. આ ફરિયાદ છેક ખોટી નથી. દેશપ્રીતિનાં બીજો મનુષ્ય માત્રમાં હોય જ છે, અને તે વિકાસની જ વાટ જુએ છે. ફિચ લખે છે કે "આપણા વિદ્યાર્થીઓમાં આપણા દેશ માટે પ્રીતિ અને ઉંચો ભાવ ઉત્પન્ન થાય એવી રીતે તેમને શિખવવાની જરૂર ભૂલવી નહિ જોઇએ." તે શિક્ષણ આપવા માટે ઇતિહાસ યોગ્ય વિષય છે. પ્રોફેસર ફ્રેડરિક સ્પેન્સર લખે છે કે "ડહાપણયુક્ત, પણ ઉત્સાહવાળી, દેશભક્તિ ખિલવવી એ એક મોટી, કદાચ મોટામાં મોટી, સેવા ઇતિહાસ બજાવે છે." હિંદુસ્થાનની શાળાઓમાં અપાતા ઇતિહાસના શિક્ષણ વિષે હંટર સાહેબ લખે છે કે "ઇંગ્રેજોએ લખેલા હિંદના ટૂંકા ઇતિહાસો ઘણું કરીને પહેલા બે હજાર વર્ષોની વાત થોડા પાનામાં પતાવી દઇ, એકદમ હિંદનું જીતાએલા દેશ તરીકે દર્શન કરાવે છે. યુરોપીઅનો માટે તેમજ દેશીઓ માટે આવી રચના સારી નથી, અને તે બનેલા બનાવોને અનુસરતી પણ નથી હિંદના જુવાનીઆઓને હિંદના ઇતિહાસમાં કુસંપ અને પરાધીનપણાના ખેદજનક વર્ણન માત્ર આપવામાં આવશે, ત્યાં સુધી ઇંગ્રેજી રાજ્યે સ્થાપેલી આપણી નિશાળો, સ્વમાન ધારણ કરનારી પ્રજા તૈયાર કરનારાં સ્થાન બનશે નહિ." આ ઉત્તમ વિચારો ધ્યાનમાં લઇ, આપણી શાળાઓમાં અપાતા ઇતિહાસના શિક્ષણમાં યોગ્ય સુધારો થશે નહિ ત્યાં સુધી આપણા દેશભક્ત પુરુષોની ફરિયાદ દૂર થશે નહિ.

આ વિચારો ઉપરથી આ દેશની પ્રાચીન વિદ્યાનો દિનપ્રતિદિન જે લોપ થતો જાય છે તેનો કંઇ ઉપાય કરવાના વિચારો સ્વાભાવિક રીતે ઊઠી આવે છે. આપણા

પૂર્વજો જંગલી અને શોધકબુદ્ધિ વિનાના હતા એવી કલ્પના આપણી ભવિષ્યની પ્રજાના મનમાં ઠસી જાય એ શું ચલાવી લઇ શકાય એવું છે? એમ થવાથી શું આપણા દેશ તરફ આપણી ભવિષ્યની પ્રજાની પ્રીત ઉત્પન્ન થશે? બેશક નહિ. એ પ્રાચીન વિદ્યાઓનો લોપ થવા નહિ દેવાં, તેમનું શિક્ષણ કાયમ રહે એમ તો સર્વ દેશાભિમાની પુરુષોને માન્ય છે. પરંતુ તે કેવી રીતે કાયમ રાખવું એ વિષે જ મતભેદ છે. - -

## (૪)

## "સૌરાષ્ટ્ર ચિંતામણિ"--એમાંથી--

### (લેખક--રા. રા. વલ્લભદાસ પોપટ)

કાઠિયાવાડના સુધારા વધારામાં આરંભથી મધ્યકાળ સુધીમાં માસિક પત્રોએ ઘણો અગત્યનો ભાગ લીધો છે. કેળવણીના આ નવા યુગમાં ઘણાં ચોપાનીયાં ઉત્પન્ન થયાં ને નાશ પામ્યાં છે. તે બધાં ગણાવી જવા કરતાં મુખ્ય મુખ્યની કર્તવ્યતા બતાવીશું એટલે હેતુ પાર પડશે દીર્ઘ જીવી માસિક ચોપાનીયામાં રાજકોટમાંથી વિજ્ઞાન વિલાસ તથા ગુજરાત શાળાપત્ર અને જુનાગઢમાંથી સૌરાષ્ટ્ર દર્પણ નીકળતાં હતાં તે ગણાવી શકાય. આશરે વીશ વરસ સુધી તો એ ચોપાનીયાં ચાલુ રહીને ઘણાં પ્રખ્યાત થયાં હતાં.

વિજ્ઞાન વિલાસ તથા શાળાપત્રના અધિપતિઓ કાઠીયાવાડી નહોતા. સુરત અને નડીયાદ તરફના હતા. પરંતુ કાઠિયાવાડના ઘણા લેખકો તેમાં લેખ મોકલતા હતા એ બને માસિકો ગુજરાતની ઘણી નિશાળોના આપવામાં આવતાં હતાં તેથી દરેક ગામના મહેતાજીઓ તેમાં માથુ મારતા હતા. ગામડામાં ભણેલ કે ડાહ્યો માણસ મહેતાજી ગણાતો હતો. લેખો વાચવાથી મહેતાજીઓને થયેલી અસર ગામડામાં પ્રસાર પામતી હતી. વિજ્ઞાન વિલાસ અને સૌરાષ્ટ્ર દર્પણ તથા શાળાપત્રમા કાઠિયાવાડી ઉછરતા લેખકોની કવિતા આવતી હતી. તે ઘણી ખરી દલપતશૈલીની હતી આવી છુટક કવિતાઓ હવે દખણાતી નથી, પણ તેથી તે કાળમા તે ઓછી અગત્યની નહોતી. એવા ગદ્યપદ્યમય લેખોથી તો નવી પ્રજાની ભાવના બધાણી હતી. પ્રવીણ સાગર, શ્રવણાખ્યાન વગેરે હિંદી ભાષાના કાવ્યોનો અભ્યાસ કરવામાં આવતો હતો તેથી ચિત્રકાવ્યો, પાદપૂર્તિઓ, પ્રશ્નોત્તરરૂપની કવિતાઓ રચાતી હતી. રાઠોડ દુર્ગાદાસ તથા મેવાડની જાહોજલાલીના લેખક વિઠ્ઠલદાસ ધનજીભાઇ પટેલ કેળવણી ખાતામા રાજકોટ ખાતે નોકર હોઇ વિજ્ઞાન વિલાસનુ તંત્રીપણું કરતા હતા. રાજકોટની વિદ્યાગુણ પ્રકાશક સભા ઝવેરી સાદીરામ શંકરદાસની મદદથી તે ચોપાનીયું છપાવી બહાર પાડતી હતી વિજ્ઞાન વિલાસમાં વેદાંતના શાસ્ત્રીય વિષયો તથા ભાષાની ચર્ચા મર્હૂમ વિદ્વાન મણિશંકર જટાશંકર કીકાણી ચર્ચાવતા હતા. દલપત શાળાની સરળતાને લઇ નગર અંત લોએ

ગામે ગામના મહેતાજીઓ વગેરે જોડકણાં જોડવા મંડયા હતા, તે નવલરામભાઇના સખત ચાબૂકો પડવા છતાંએ બંધ પડતા નહોતા. નમાલાં પુસ્તકો વધવા માંડયાં ત્યારે નવલરામ ભાઇએ તેવા ચેપીરાગને ઓથારીઓ હડકવા નામ આપ્યું હતું. શાળાપત્રના ગ્રંથ વિવેચનમાં ક્ષુદ્ર પ્રવૃત્તિને ઉડાવીજ દેતા. બલ્કે સારા સારા વિદ્વાનોને પણ ચીમકીઓ લગાવી અંકુશમાં રાખતા હતા. છતાંએ હલકી કવિતાઓનો પ્રવાહ સતત વહ્યાંજ કરતો હતો. ગામે ગામ કવિઓ વધી પડયા હતા. સાધારણ વાતો કવિતામાં કરતા, તેમ કાગળ પત્રો પણ કવિતામાં લખતા હતા. સભામાં શીઘ્ર કવિતાઓ માગવામાં આવતી તેવી કવિઓ જોડી આપતા હતા. વકીલોની પરિક્ષામાં એક અભ્યાસીએ કાયદાના સવાલોના જવાબો પણ કવિતામાં લખ્યા હતા. કવિતા આટલી બધી સસ્તી થઇ પડી હતી. ભૂગોળ, ઇતિહાસને વૈદકના ગ્રંથો કવિતામાં થતા હતા. ભાવનગરમાં થોડી મુદત મનોરંજક રત્ન નામે સારૂં માસિક નીકળ્યું હતું. તેમાં સુગદલી બેગ "માઉન્ટન ટોપ" ઉપરથી લખતા હતા. મુંબઇમાં કાઠિયાવાડી લેખકને હાથે હૃદય ચક્ષુ માસિક નીકળતુ, જે પાછળથી આર્ય ધર્મ પ્રકાશ થયું છે. મુંબઇના સ્વદેશવત્સલ ચોપાનીયાનું તંત્રીત્વ ગુજરાતી વિદ્વાન પાસે હતું. પણ તેમા જામનગર તરફના વિદ્વાનો લખતા હતા મર્હૂમ કવિ ભીમરાવ ભોળાનાથના મેઘદૂત ભાષાન્તરની ચર્ચા ઉઠાવનારા શાસ્ત્રી કાળીદાસ ગોવિંદજી કાઠિયાવાડી હતા. બુદ્ધિ પ્રકાશના સમર્થ લેખ સામે સ્વદેશ વત્સલે બાથ ભીડી હતી. ભારતાર્થ પ્રકાશથી આદરીને અનેક પુરાણોનાં ભાષાન્તરો માસિક ચોપાનીયાને રૂપે મુંબઇમાં બહાર પડેલાં તે કાઠિયાવાડી પોરબંદરના શાસ્ત્રીઓ ભગવાનજી વગેરેની મદદથી બહાર પડતાં હતાં. માસિકસાર સંગ્રહ અને ત્રૈમાસિક ટીકાકાર લીમડીમાંથી નીકળતાં હતા. અને પ્રથમ જામનગરથી માનવધર્મ ચોપાનીયુ નીકળ્યા બાદ વૈદકના માસિકોનો તો ત્યાંથી વરસાદજ થવા લાગ્યો હતો. ઉદિચ્ય હિતેચ્છુ અને બીજી નાત જાતને લગતા શ્રીમાળી શુભેચ્છક જેવા તો ઘણા માસિકો નીકળતાં હતાં. પારસી માસિકોમા વિશેષતઃ નવલકથાઓનાં ભાષાતરો આવેછે, તેમ આ માસિકોમાં વાર્તાઓ તો ક્વચિતજ આવતી. પણ નિબંધો ચર્ચાઓ તથા છુટક છુટક કવિતાઓ આવતી હતી હરિલાલ હર્ષદરાય ધ્રુવે સુરતમાથી ચંદ્રનામે માસિક કાઢવા માંડયુ હતુ, તે છેવટે આ લેખકના ગામવાળા જટિલ નામક જીવણરામ દવેના તંત્રીપણામા આવ્યુ હતુ. તેમા સારા વિવેચનો લખાઇ જટિલ વિદ્વાનોમા પ્રખ્યાત થયા હતા. જટિલના મરણ પછી ચંદ્ર કંઇક ચાલી છેવટ બંધ પડયુ હતુ વિજ્ઞાન વિલાસ શાળાપત્ર સ્વદેશ વત્સલ આર્યધર્મપ્રકાશ તથા બુદ્ધિપ્રકાશ વગેરે માસિકોમા કાઠિયાવાડીઓ ગદ્ય લેખો લખતા તેમ કવિતાઓ પણ લખતા હતા. બધા માસિકોમા શાળાપત્ર અગ્રપદ ભોગવતું હતુ. તે માસિક આખા ગુજરાતમા છપાતુ, અને તંત્રી સુરતી હતા, તોય તે રાજકોટમાં પ્રગટ થતુ તેથી, કાઠિયાવાડ જોડે તેને ઘણો સબંધ હતો. પુસ્તકો ઉપર વિવેચનો (રિવ્યુ) લખી ભાષાને યથાર્થ સ્વરૂપમાં રાખવા એ માસિકને ભારે આગ્રહ હતો. તેના

વિદ્વાન તંત્રી નવલરામભાઇ શી ટીકા કરેછે તે ઉપર ગુજરાતના આ છેડાથી પેલા છેડા સુધી ધ્યાન અપાતું હતું. એવો વખત હતો. કવીશ્વર દલપતરામે બુદ્ધિપ્રકાશમાં જન તથા અવર શબ્દો મળી જનાવર શબ્દ થયેલ છે અને તે સંસ્કૃત છે એમ લખતાંજ શાળાપત્રે તેની ધૂળ કાઢી નાંખી હતી. હરિ હર્ષદ ધ્રુવે કાવ્યમાં ભાષા સંસ્કૃતમય ક્લિષ્ટ લખેલી તથા ઘણાં આશ્ચર્ય ચિહ્નો વાપરેલાં તેની ખાસ ટીકા શાળાપત્રમાં થઇ હતી. સાક્ષર મણિલાલ નભુભાઇના કાન્તા નાટક ઉપર અને મી. કાંટાવાળાના અંધેરી નગરીના ગંધર્વસેન ઉપર મોટાં વિવેચન લખ્યાં, તેમાં ગ્રામ્યતા માટે સખ્ત ઝાટકણી કાઢી હતી. * -

(પં)

## "બાળશિક્ષણ"—એમાંથી—

### (લેખક—રા. રા. છગનલાલ ગુલાબદાસ કાજી)

* * ઉપર જે કહેવામાં આવ્યું તે ઉપરથી આપને જણાશે કે શરૂઆતમાં બાળકની સ્મરણ શક્તિ ખીલવવાનો મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ. તે પછી લાગણી, નીતિ સામાન્ય ધર્મવિચાર—પણ તે અમુક નીતિ અથવા લાગણી સાથે સંબંધ ધરાવતો હોય તેવા—એ ખીલવવાનો પ્રયત્ન જોઇએ, અને છેવટ મનશક્તિ એટલે વિચાર, તર્ક, વિચાર અથવા વસ્તુનું રહસ્ય, વગેરે ગ્રહણ કરવાની મનશક્તિ ખીલવવી જોઇએ. અને એ ત્રણ સાધન કેળવાયાં એટલે મનુષ્યની કેળવણી પૂરી થઇ, તે સાધન મેળવી વ્યવહારમાં મનુષ્યે તેનો ઉપયોગ કરવાનો છે, અને જે આ પ્રમાણે લક્ષ રાખવામાં આવે તો જુદી જુદી શક્તિ ખીલવવા પુરતાજ વિષયો બસ થશે. અને વિષયમાંથી અમુક વિદ્યાર્થી કેટલું કાગળ પર લખી જાય છે તે નહિ, પણ તે વિષયની સહાયતાથી બાળકે અથવા વિદ્યાર્થીએ કેટલે અંશે પોતાની અમુક શક્તિ ખીલવેલી છે, એ શિક્ષકે તેમજ પરીક્ષકે જોવાનું છે. અને એવી રીતે અમુક સાધન ખીલવવાના ઉપાય તરીકે અમુક વિષયની યોજના થવી જોઇએ એ સમજાય તેવું છે. સુધરેલા અને કેળવણીમાં આગળ વધેલા કેટલાક દેશોમાં પરીક્ષામાં જે ધોરણ રાખેલું જણાય છે તે પણ આ વિચારને પુષ્ટિ આપે છે. ઇંગ્લાંડ વગેરે સુધરેલા દેશોમાં પરીક્ષાનાં અમુક વિષયમાં વિદ્યાર્થી પસાર થાય છે તો ફરીથી પરીક્ષા આપવા જતાં તે વિષયમાંથી તેને મુક્ત કરવામાં આવે છે કેમકે તે વિષયથી જે શક્તિ ખીલવવાની હતી તે શક્તિ ખીલી છે, એટલું પરીક્ષક જોઇ શકે તો પછી તે વિદ્યાર્થીને તે વિષય પર કાળ વ્યતીત કરાવવો એ નિરર્થક છે; કોઇ વિષયની અમુક બાબત વીસરી જાય પણ શક્તિ જે વિકાસ પામી હોય તે તો વિકાસ પામેલીજ રહેશે. અને તેથી જ્યારે જરૂર પડશે ત્યારે વિષય ગ્રહણ કરવો હશે તો કરી લેશે; એટલે પરીક્ષા માત્ર વિષયના બાહ્યરૂપ ઢગલાની નહિ પણ મુખ્યત્વે કરીને શક્તિના વિકાસની હોવી જોઇએ. * *

હ. ભ. શુક્લ
કો. વિ. મહેતા
બ. ક. ઠાકોર

# શુદ્ધિ પત્ર.

| પૃ. | પં. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫ | ૨૨ | કારોબારીની | કારોબારી |
| ૧૩ | ૨૩ | સમાયલું | સમાયલી |
| ૧૯ | ૧ | સન્નાહીઓની | સન્નારીઓની |
| ૨૧ | ૨૫ | વધારે વધારેમાં | વધારેમાં વધારે |
| ૨૩ | ઉપાંત્ય | પૌત્ર્ય અને પ્રાશ્ચાત્ય | પૌર્વાત્ય અને પાશ્ચાત્ય |
| ૨૪ | ૧૯ | સાંકળપસાદ | સાંકળચંદ |
| ૨૬ | ૮ | ત્રીજી સાહિત્ય ૦ | ૨. ત્રીજી સાહિત્ય ૦ |
| ૪૫ | ૧૨ | ૩ કલાક | ૩ કે ૩॥ કલાક |
| ૪૫ | પંક્તિ | ૧૩ અને ૧૪ વચ્ચે એક લીટી | વધારવી. |
| | | વિભાગ ૩ | ૩૦ મિનિટ |
| ૪૮ | ૧૩ | ૨૩. વ. ભ. વિભાકર | ૨૩ નૃ. ભ. વિભાકર |
| ૫૦ | ૧૩–૧૪ | છેલ્લા ખાનામાં આંક ૨૯ છે તે નિબંધ | ૫૫ માંનો નહીં પણ ૫૪ માનો છે. |
| ૫૫ | ૧૫ | ૧૧૧ | ૧૦૧ |
| ૫૫ | ૨૧ | આગળ વંચાય | આગળ ન વંચાય |
| ૫૭ | ૨૩ | નીમતાં | નીમાતાં |
| ૫૮ | ૧૬ | of two | of the two |
| ૬૬ | ૭ | નીમેલ્જે | ની મેજે |
| ૬૮–૭૪ | ૧૨–૨૨ | Highness | Highnesses |
| ૭૦ | ૧૦ | liberary | literary |
| ૭૧ | ૧૧ | relies | relics |
| ૭૧ | ૨૯ | ઉપાડયામાં | ઉપાડવામાં |
| ૭૩ | ૮ | ધ્રુવ, અને | ધ્રુવ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, |
| ૭૭ | ૧ | of a resort be | be a resort of |
| ૮૬ | ૨૩ | ઓરેલીય | ઑરીલિયસ |
| ૮૮ | ૨૦ | બાઇ એસીર | બાઇ એરચર |
| ૮૮ | ૨૬ | ક્રિયાત્મક ૦ | * ક્રિયાત્મક ૦ |
| ૯૦ | ૧૨ | - વ્યાપારી ૦ | * વ્યાપારી ૦ |
| ૯૨ | ૧૨ | બ્રાહ્મ ધર્મ | * બ્રાહ્મધર્મ ૦ |

| પૃ. | પં. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૯૫ | ૩ | ચારિત્ર્ય | ચરિત્ર |
| ૯૬ | ૯ | ફમાવ | ઝમાવ |
| ૯૭ | ૨૮–૩૦ | એ બે ચોપડીઓના નામ આગળ | * ચિહ્ન ઉમેરી લેવું |
| ૯૯ | ૧૪ | એ ” | ” |
| ૧૦૩ | ૧૩ | એ ચોપડી ભેટ આપનાર | ગેવ ન્ડીવન્મન |
| ૧૦૪ | ૧૯ | એ ચોપડીના નામ આગળ | * ચિહ્ન ઉમેરી લેવું |
| ૧૦૫ | ૧૨ | બગી | બંગીય |
| ૧૦૬ | ૧૫–૧૬ | યુવિદિર કૃત વકોદર નવાદખ્યાન | યુધિષ્ઠિર વૃકોદર સંવાદાખ્યાન |
| ૧૦૭ | ૪-૭ | એ ચોપડીઓના નામ આગળ | * ચિહ્ન ઉમેરી લેવું |
| ૧૦૮–૯ | ૧૬–૭ | ” | ” |
| ૧૦૯ | ૨૯ | યોગના વસિષ્ટ | યોગવાસિષ્ટ |
| ૧૧૪ | ૨ | कर्ममव | कर्मस्तव |
| ૧૧૬ | ૧૪ | તપાસતા આરોપ | તપાસતા આ આરોપ |
| ૧૧૮ | ૨૩ | नवतत्त्वमावाला ० | नवतत्त्वसवाला ० |
| ૧૨૩ | ૭–૮ | પ્રથમ ખાતુ ખાલી છે તેમા (ભ) ઉમેરી લેવું | |
| ૧૩૦ | ૨૪ | ૧૬૭ | ૨૪૬ |
| ૧૩૨ | ૧૩ | આવી, જુના | આવી, તેમાથી જુના |
| ૧૩૬ | ૨૦ | લેખની, એ ૯૪ | લેખની, અને એ ૯૪ |
| ૧૪૩ | ૮ | वैवपद्दी | वेवपद्दी |
| ૧૪૩ | ૧૦ | crew | screw |
| ૧૫૩ | ૧૪થી૧૮ | એ સ્થળેથી છેકી નાખીપાનાને અંતે ટિપ્પણને છેડે લેવી. | |
| ૧૫૮ | ૪ | શીગેમણી મદરૂપ | શિરોમણી સ્વરૂપ |
| ૧૫૮ | ૨૫ | એ ત્રણ અપ્તક * * * સા મા, | એ અપ્તક * * * સા મા' |
| ૧૫૯ | ટિપ્પણમા | અ૦ ડી૦૦૦૦ત | અ૦ ડી૦૦૦૦ત |
| ૧૬૦ | ૧૧ | ધરે ² | ધરે ¹ |
| ૧૭૭ | ૫ | ડેશવરાય | ડેગવલાવ |
| ૧૮૮ | ૧૮ને૧૯ | એ સ્થળેથી છેકી નાખી પાનાને અંતે ટિપ્પણ તરીકે લેવી. | |
| ૧૯૧ | ૯ | અર્માચદ | અજેચંદ |
| ૨૦૦ | ૧૫ | ૩૦ | ૩૧ |
| ૨૦૬ | ૧૭ | મરોવર | તરૂવર |
| ૨૦૬ | છેલ્લી | બરીઆ | બગીચા |
| ૨૦૮ | ૨૭ | અહીં બે લીટીઓ છાપવી રહી ગઇ છે. | |

સમાપ્ત.

| પૃ. | પં. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| द १४ | २६ | ग्रोटे | ग्रोटे |
| द १४ | २९ | सोध | साध |
| द १६ | ४-५ | bóe \| bée | bóc \| béc |
| द १७ | ७ | નકામું તે | નકામું છે |
| द १७ | १० | ખીલવવા | ખીલવી, |
| द १७ | १९ | વાતો | ધાતો |
| द १७ | ३० | દેશીઓની | દેશોની |
| स २ | २२ | પિટક | પટક |
| २ | १७ | શકારા | શકાય |
| ११ | १० | હિઆઉરોન | હિઆઉએન |
| १७ | १० | બતાવ્યો | બનાવ્યો |
| २३ | १० | દેશના | દેશમાં |
| फ १ | २८ | અંશો જોવામાં | અંશો સામાન્ય જોવામ |
| फ ४ | ઉપાંત્ય | ઉન્નતિ પ્રયાસ | ઉન્નતિના પ્રયાસ |
| क १० | १ થી ९ | આ લીટીઓ આગલા પાનાના ટિપ્પણમાં લેવી. | |
| क १० | २७ | તર્કમેળ | તર્કબળે |
| क १३ | १२ | ચલને | ચલનોને |
| क १७ | ८ | મુખત્યારકાર પૂરો | મુખત્યાર કારકૂન પૂરો |
| क १८ | ટિપ્પણમાં ४ | અંગ્રેજીના જાણનારા | અંગ્રેજી નાજાણનારા |
| क २२ | ઉપાંત્ય | જ્યા એ વર્ગ | જ્યાં એ વર્ગ |
| क २४ | १ | १२ | २६ |
| क २४ | २० | હેમા | હેરા |
| क २५ | २३ | એ કારણ જ | એ કારણમાં જ |
| क २६ | १४-१५ | હિન્દીના જાણનારા \| તરીકે બોલનારા | હિન્દી નાજાણનારા \| તરીકે ના બોલનારા |
| क २६ | २८-२९ | હિન્દી બ્હારના પણ હિન્દી જાણનારા | આ શબ્દો છે ત્યાથી છેલ્લી ७,१६,०००ના આંકડા પછી ઉમેરી લેવા |
| क २७ | २९ | કાળમાં ગયેલા | કાળમાં થઇ ગયેલા |
| क २८ | २६ | હિન્દીભાષાથી | હિન્દી તેમજ અંગ્રેજી ભાષાથી |

| પૃ. | પં. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| क २८ | २७ | તેમને માટે હિન્દી જ્ઞાનના પ્રકાસ માટે | તેમને જ્ઞાનના પ્રકાશને માટે હિન્દી |
| क २७ | ३१ | proved | found |
| क ३२ | २६ | ભાષા છે | ભાષા નથી |
| क ३३ | ५ | ઉદ્દેશી તે | ઉદ્દેશીને |
| क ३४ | २५ | પ્રાન્તને નહિં | પ્રાન્તને એટલુંજ નહિં |
| क ३६ | १५ | તેમાં | તેવાં |
| क ३८ | ११ | અલ્પપણુને | અલ્પ પણ જે |
| क ३८ | १३ | અશક્યવાન્ | અશક્યવત્ |
| क ४० | १७ | ખાપેલી | ખાપેલી |
| ग ४ | ઉપાંત્ય | नर्मदा, बोर (બજાદ), बदे | नर्मदा, बदे |
| ग ५ | २ | નર્મદા, બજાદ, ઇત્યાદિ | નર્મદા, ઇત્યાદિ |
| ग ६ | २१ | वारू | દારૂ |
| ग १२ | ११ | कनार, कननी | कनार, कयान्, कननी |
| ग १५ | २ | બેંસ | બસ |
| ग २२ | १७ | તે દોડી | તેણીએ હડી કાઢી |
| ग २३ | ५ | માય છે | સમાય છે |

## સાહિત્ય વિભાગ.

| પૃ. | પં. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| क ३ | १३ | ધી મહાવીર | શ્રી મહાવીર |
| क २२ | છેલ્લી | કર્યો | કાઢ્યો |
| क २३ | ८ | કંઠ ભરણુ | કંઠાભરણુ |
| क २४ | १५ | થનો | થયો |
| क २५ | २४ | જૈન | જૈનમત |
| क ३६ | २२ | અનુમાનની | અનુમાની |
| क ४४ | ३१ | તે | છે |
| ख २ | ४ | સાહિત્ય જ એટલે | સાહિત્ય એટલે |
| ख ४ | ४ | lince | pace |
| ख ८ | २५ | તત્ત્વસ્વરૂપ | તત્ત્વરૂપ |
| ख १७ | १६ | જોકે | જો કે |
| ग १ | ८ | કામમાં | કાળમાં |
| ग ९ | १ | આ જ્ઞાન | અજ્ઞાન |

# શુદ્ધિ પત્રક.

## ગાત્ર મહત્ત્વની અશુદ્ધિઓનું.

### ભાષા વિભાગ.

| પૃ. | | પં. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| મ | ૭ | ૮ | દરેક વસ્તુ દર્શકધ્વનિ | દરેક વસ્તુ માટે દર્શકધ્વનિ |
| મ | ૮ | ૧૦ | આવે છે, તો | આવે છે, તે વિષે |
| દ | ૨ | ૧ | એરીસ્ટૉટલ વ્યાખ્યા આપણે | એરિસ્ટૉટલની નામની વ્યાખ્યા એવી છે કે તે |
| દ | ૨ | ૨ | સંજ્ઞા એક ધ્વનિ છે તે | સંજ્ઞા છે જે એક ધ્વનિ છે ને |
| દ | ૬ | ૭ | અગે | અને |
| દ | ૨ | ૧૯ | શાહિત્યપરથી નિર્ણય | શાહિત્યપરથી ચોક્કસ નિર્ણય |
| દ | ૩ | ૨૪ | અપભ્રંશ વસ્માણુનુ | અપભ્રંશમા અસ્માણુનુ |
| દ | ૫ | ૩ | દોષ ને અપભ્રંશમાં | દોષ તો અપભ્રંશમાં |
| દ | ૫ | ૯ | આવના શિલાલેખોની | આવતા અશોકના શિલાલેખોની |
| દ | ૫ | ૨૨ | પ્રવર્તી | પ્રવર્તતી |
| દ | ૫ | ૨૫ | આપ્યા | આપ્યા |
| દ | ૬ | ૨૪ | હલવલઙ | દલવલઙ |
| દ | ૬ | ૨૭ | પાપઙ | પાપઙ |
| દ | ૮ | ૩૨ | વિભક્તિને | વિભક્તિનુ |
| દ | ૮ | ૩૪ | અપભ્રશને તે | અપભ્રંશ તે |
| દ | ૯ | ૪ | અર્વાચીન હદ | અર્વાચીનની હદ |
| દ | ૯ | ૮ | ભાષાનો મુકુન્દરાજ | ભાષાનો સૌથી જૂનો લેખક મુકુન્દરાજ |
| દ | ૯ | ૧૪ | પોતાનો | પોતાને |
| દ | ૧૦ | ૭ | રાઉની | ગરની |
| દ | ૧૦ | ૧૪ | શ્રુતુ૰ | શુદ્ધ૰ |
| દ | ૧૧ | ૧૦ | ગીતોમા | ગીતોમાં અને કાઠિયાવાડમાં |
| દ | ૧૧ | ૨૬ | ઘિરિયુ | ઘિરિયુ |
| દ | ૧૪ | ૨૦ | આપાતાલા | આપાતાલ |
| દ | ૧૪ | ૨૮ | લખનાર | લખનાર |

| પૃ. | પં. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| द १४ | २६ | त्रोटे | त्रोटे |
| द १४ | २७ | सोघ | साघ |
| द १६ | ४–५ | bóe \| bée | bóc \| béc |
| द १७ | ७ | નકામું તે | નકામું છે |
| द १७ | १० | ખીલવવા | ખીલવી, |
| द १७ | १७ | વાનો | ધાનો |
| द १७ | ३० | દેશીઓની | દેશોની |
| स २ | २२ | પિટ્ટ | પટ્ટ |
| २ | २७ | શકાશ | શકાય |
| ११ | १० | હિઆઉએન | હિઆઉએન |
| १७ | १० | બતાવ્યો | બનાવ્યો |
| २३ | १० | દેશના | દેશમાં |
| फ १ | २८ | અંશો જોવામાં | અંશો સામાન્ય જોવામાં |
| फ ४ | ઉપાંત્ય | ઉન્નતિ પ્રયાસ | ઉન્નતિના પ્રયાસ |
| **क १०** | **१थी ८** | **આ લીટીઓ આગલા પાનાના ટિપ્પણમાં લેવી.** | |
| क १० | २७ | તર્કમેળ | તર્કબળે |
| क १३ | १२ | ચલને | ચલનોને |
| क १७ | ८ | મુખત્યારકાર પૂરો | મુખત્યાર કારકૂન પૂરો |
| क १८ | ટિપ્પણમાં ૪ | અંગ્રેજીના જાણનારા | અંગ્રેજી નાજાણનારા |
| क २२ | ઉપાંત્ય | જ્યાં એ વર્ગ | જ્યાં બે વર્ગ |
| क २४ | १ | १२ | २६ |
| क २४ | २० | હેમા | હેરાં |
| क २५ | २३ | એ કારણ જ | એ કારણમાં જ |
| क २६ | १४–१५ | હિન્દીના જાણનારા \| તરીકે બોલનારા | હિન્દી નાજાણનારા \| તરીકે ના બોલનારા |
| क २६ | २८–२९ | હિન્દી બ્હારના પણ હિન્દી જાણનારા | આ શબ્દો છે ત્યાંથી ઉપર ૭,૧૬,૦૦૦ના આંકડા પછી ઉમેરી લેવા |
| क २७ | २९ | કાળમાં ગયેલા | કાળમાં ચપ ગયેલા |
| क २८ | २६ | હિન્દીભાષાથી | હિન્દી તેમજ અંગ્રેજી ભાષાથી |

| પૃ. | પં. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| क २८ | २७ | ત્હેમને માટે હિન્દી જ્ઞાનના પ્રકાશ માટે | ત્હેમને જ્ઞાનના પ્રકાશને માટે હિન્દી |
| क २९ | ३१ | proved | found |
| क ३२ | २६ | ભાષા છે | ભાષા નથી |
| क ३३ | ५ | ઉદ્દેશી તે | ઉદ્દેશીને |
| क ३४ | २५ | પ્રાન્તને નહિં | પ્રાન્તને એટલુંજ નહિં |
| क ३६ | १५ | ત્હેમાં | ત્હેવાં |
| क ३८ | ११ | અલ્પપણુને | અલ્પ પણુ જે |
| क ३८ | १३ | અશક્યવાન્ | અશક્યવત્ |
| क ४० | १९ | બાપેલી | બાધેલી |
| य | ४ ઉપાંત્ય | નર્મદા, વોદ (બળદ), વદે | નર્મદા, વદે |
| य ५ | २ | નર્મદા, બળદ, ઇત્યાદિ | નર્મદા, ઇત્યાદિ |
| य ६ | २१- | वारू | हारू |
| य १२ | ११ | कमार, कतनी | कमार, कयान्, कतनी |
| य १५ | २ | ભેંસ | ભસ |
| य २२ | १७ | તે દોડી | તેણીએ હડી કાઢી |
| य २३ | ५ | માય છે | સમાય છે |

## સાહિત્ય વિભાગ.

| પૃ. | પં. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ळ ३ | १३ | ધી મહાવીર | શ્રી મહાવીર |
| ळ २२ | છેલ્લી | કઢયો | કાઢયો |
| ळ २३ | ९ | કંઠ ભરણ | કંઠાભરણ |
| ळ २४ | १५ | થતો | થયો |
| ळ २५ | २४ | જૈન | જૈનમત |
| ळ ३६ | २२ | અનુમાનની | અનુમાની |
| ळ ४४ | ३१ | તે | છે |
| छ २ | ४ | સાહિત્ય જ એટલે | સાહિત્ય એટલે |
| छ ४ | ४ | lace | pace |
| छ ८ | २५ | તત્ત્વસ્વરૂપ | તત્ત્વરૂપ |
| छ १७ | १६ | જોકે | જો કે |
| म १ | ८ | કામમાં | કાળમાં |
| म ९ | १ | આ જ્ઞાન | અજ્ઞાત |

| પૃ. | પં. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| म ९ | २९ | પેઠે | પેઠે એ |
| म ११ | ४ | ઝગઝગાટ | ઝગઝગાટ |
| म ११ | १४ | આપી તેજ | આપીને જ |
| ण १ | ११ | અને આખા મંડળમાં ઈશ્વર | જ્યાં જ્યાં ત્યાં ત્યાં ઈશ્વર |
| ण ३ | २२ | એ સ્ત્રીના | એક સ્ત્રીના |
| ण ४ | છેલ્લી | ગુજરાતીમાં વેદાંતી કવિ | ગુજરાતી વેદાંતી કવિમાં |
| ज्ञ २ | २४ | વેરીને | વેરને |
| ज्ञ ३ | ३ | अ आगिन्या | आगिन्या |
| ज्ञ ३ | १० | बदु सुदुदम | पदु सुदुदम |
| ज्ञ ५ | १४ | અસ્ગુરિયા | અસ્ગુરિયા |
| ज्ञ ६ | २६ | अस्युं | अस्यु |
| ज्ञ ६ | २७ | सागीतणी | भागीतणी |
| र ५ | १० | છે ગ્રંથકારોને | છે એવા ગ્રંથકારોને |
| र ६ | २८ | હિંદુસ્તાન ગુપ્તવંશ | હિંદુસ્તાનના ગુપ્તવંશીય |
| ल १ | १९ | વિશ્વના \| બ્રહ્મના | વિશ્વ ના \| બ્રહ્મ ના |
| ल ४ | ११ | જગ ગુ | જગગુ |
| ल ७ | ४ | પ્રામાદિક | પ્રામાદિક |
| ल ७ | २३ | અને | મને |
| ल ८ | १५-१६ | ખોળામાં ગુરુદેવે | ખોળામાં લઈને ગુરુદેવે |
| ल १२ | ४ | feel | feel ? |
| ल १२ | ५ | desotiny ? | destiny |
| ल १३ | २ | Scene | Scene 1 |
| ल १५ | છેલ્લી | આપશે | આપશે |
| ल २३ | २५ | ઇત્યાદિ માટે તો | ઇત્યાદિ નો |
| ल २४ | २५ | આશા-તેવા | આશા-તેના |
| ल ३० | १८ | વીરા વેઝડા | વીરા વેગડા |
| ल ३१ | २३ | વિષયપાન | વિષપાન |
| ल ४१ | १७ | મખા ભાવમય | સખાભાવ મય |
| ल ४२ | ५ | અનંના | અનંતતા |
| ल ४२ | ११ | મોતડી | ગોડ઼ી |

| પૃ. | પં. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ज ४७ | २० | કાજ | ગજ |

" કવિ પ્રેમાનંદના નાટકો " એ નિબંધનું શુદ્ધિપત્ર એની સાથે જ છે.

| | | | |
|---|---|---|---|
| झ ९ | २७ | ઐતિહાસક | ઐતિહાસિક |
| झ १३ | ८ | હૃદયકારક | હૃદય હારક |
| झ १५ | ७ | આપજ | આપણું |
| झ १५ | २३ | deals | ideals |

## કલા વિભાગ.

| | | | |
|---|---|---|---|
| म १ | १२ | જે કલા તે | જે કલા વપરાય છે તે |
| म ३ | ८ | કામની | કાળની |
| म ३ | १५ | ( પાટણ ) | (પટણા) |
| म ३ | १९ | ક્ષુદ્ર | શુદ્ર |
| म १० | ७ | શિખનું | શિરનું |
| म १० | १४ | વનરાજના ચાપોત્કટ | વનરાજ ચાપોત્કટના |
| म १३ | १९ | તે લશ્કરી | જે લશ્કરી |
| म १३ | २४ | સ્થિતિમા તો | સ્થિતિમા છે તો |
| म १३ | २५ | સ્થિતિ હાલ | સ્થિતિમાં હાલ |
| म २० | ११ | ચોક એક | ચોકમાં એક |
| म २२ | ७ | ઉપર ચડતા | ઉપર એક ચડતા |
| म २३ | १ | તેને ભિન્ન સ્વરૂપ | તેમને ભિન્ન ભિન્ન સ્વરૂપ |
| म २३ | २ | તે વખતના | તે તે વખતના |

## વિજ્ઞાન વિભાગ.

| | | | |
|---|---|---|---|
| द ४ | २५ | જો કે | અને જો કે |
| द ५ | २२ | વેચાતા | વળી વેચાતા |
| द ६ | २० | તે નિદામણ | તે ખેતર નીદામણ |
| द ७ | २८ | ઘણા જાણીતા | દાણા જાણીતા |
| द ८ | ४ | છોડવા હેના | છોડવાનાં |
| द १३ | २० | જો | પણ જો |
| द १५ | १६ | અને ઉગવાને | અને તેથી દાણા ઉગવાને |
| द १९ | २७-२८ | ४६-७१ | ५०-८७ |
| द २० | ९ | ४६ | ५६ |
| द २० | १६ | નોધ લેવી | નોધ પણ લેવી |

| પૃ. | પં. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|

## કેળવણી વિભાગ.

| | | | | |
|---|---|---|---|---|
| ૬ | ૭ | ૫ | પ્રજા આવી જાય | પ્રજા એવી ન થાય |
| મ | ૧ | ૧૦ | તીમીર | તાસીર |
| મ | ૪ | ૧૫ | મુકીને બેટવા | મુકીને જગતીને બેટવા |
| મ | ૬ | ૪ | બની લાવતી | બજા લાવતી |
| મ | ૬ | ૧૬ | સામે લડાઇમાં પનરી | સામે લડાઇમાં ઉનરી |
| જ | ૩ | ૨–૩ | પુરૂષની આતર સષ્ટિ | પુરૂષની આંતરસૃષ્ટિનું બાહ્ય સ્વરૂપ છે જેમ એ આંતર |
| જ | ૩ | ૧૫ | માનપત્ર | માન પાત્ર |
| જ | ૧૨ | ૬ | સંગીત | સંગીન |
| ગ | ૧૨ | ૨ | સમજની | સમાજની |
| ગ | ૨૦ | ૧ | આરાની | મારાની |
| ગ | ૨૬ | ૧૭ | બતાવ્યું | બનાવ્યુ |
| ગ | ૨૬ | ૨૦ | ખામોથી | ખામોશી |
| ગ | ૨૮ | ૩–૫ | દાખલા તરીકે ટાંકેલું વાકય છાપવું રહી ગયું હોવાથી આ ભાગ અશુદ્ધ થઇ ગયો છે. | |
| ગ | ૩૦ | ૧૦ | એ સર્વ નામને | એ સર્વનામ કયા નામને |
| ગ | ૩૩ | ૧૧ | વાકયોને | કાવ્યોને |
| ગ | ૩૩ | ૧૮ | તે જ પ્રમાણે | તો એથી ઉલટું |
| ગ | ૩૭ | ૩ | અદ્દમાત્ર | અંશમાત્ર |
| ગ | ૩૭ | ૪ | પ્રશ્નથી વ્યવહાર ચર્ચાઉ | પ્રશ્નની વ્યવહાર ચર્ચા |
| ન | ૨ | ૧૧ | સણાજના | સમાજના |
| ન | ૩ | ૧૭ | જેમાં | જેમ |
| ન | ૪ | ૩ | સમાજાનુછવી | સમાજોપજીવી |
| ન | ૪ | ૧૧ | વ્યક્તિમા | વ્યક્તિના |
| ન | ૪ | ૨૧ | અનુભવી | અનુજીવી |
| ન | ૭ | ૧૫ | તે વિભાગ છે. જેઓ | બે વિભાગ છે. જે પુસ્તકો |
| ન | ૭ | ૧૬ | હેતુથી જે પુસ્તકો લખાયા | હેતુથી જ લખાયાં |
| ન | ૧૦ | ૬ | yearn | yearning |
| ન | ૧૦ | ૨૫ | આધી | બાધી |
| ન | ૧૨ | ૯-૧૧-૧૨ | સમાજ | સમૂહ |

| પૃ. | પં. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ન ૧૨ | છેલ્લી | ભાવો અને ઇચ્છા | ભાવોની અને ઇચ્છાની |
| ન ૧૩ | ૨૦ | time | true |
| ન ૧૪ | ૨૨ | સમજવાને | સમાજને |

## ઇતિહાસ વિભાગ.

| | | | |
|---|---|---|---|
| ઠ ૬ | ૧૧ | કારસોસર | કારણોમૂર |
| ઠ ૬ | ૨૯ | companions | campaigns |
| વ ૩ | ૨ | કળા કૌસલ્યા કુશળ અદ્વર્યુ | કળાકુશલ અધ્વર્યુ |
| વ ૫ | ૨૭ | તેઓઃ તેમનાં | તેમનાં |
| વ ૭ | ઉપાંત્ય | સબળ | બુદ્ધિશાલી |
| વ ૯ | ૫ | coin | Cain |
| વ ૧૧ | ૬ | બન્નેનો | બીજાનો |
| વ ૧૩ | ૯ | દેહમાં | દેશમાં |
| વ ૧૪ | ૧૪ | If we can leave | If we cannot leave |
| વ ૧૪ | ૨૬ | ભક્તિ પોષનારી બીના હિંદી | ભક્તિ હિંદી |
| વ ૧૬ | ૧૩ | રાજ્યસત્તા સંબંધ | રાજ્યસત્તા સાથે સંબંધ |
| વ ૧૬ | ઉપાંત્ય | સમાજ સામાન્ય | સમાજનું સામાન્ય |
| વ ૨૦ | ૩–૪ | જણાવે છે કે તે પ્રમાણે | જણાવે છે તે પ્રમાણે |
| ત ૧ | ૧૫ | અપર્યાં | આપ્યાં |
| ત ૩ | ૨૫ | યચરને આપણે | યજ્ઞસ્તેમા આપણે |
| ત ૩ | ૨૮ | પાહાડી | પાહાડે |
| ત ૭ | ૨૮ | ૫૨૧ યા ૪૮૫ | ૫૨૧ થી ૪૮૫ |
| ત ૯ | ૧૯ | હોત | હતો |
| ત ૧૬ | ૧૮ | પ્લેટીની | પ્લેટિયાની |
| ત ૧૯ | ૨૩ | ઈમાનગાર | ક્રિયાંકાર |
| ત ૨૬ | ૨૪ | Baledgan | Bábakán |
| થ ૧ | છેલ્લી | રૂખ | ફળ |
| થ ૮ | ૫ | અને ઘણે સ્થળે દૂન | દૂન |
| ધ ૭ | ૨૯ | ખામી | ખાતરી |
| ધ ૮ | ૧૫ | મેનાંદેરતદેમી | મેનાદેગ્ના દેમી |
| ધ ૮ | ૨૩ | બીડેકી પાંખનાળો | બીડેલી પાંખવાળો |
| ધ ૧૦ | ૩ | શહેર પડ્યું | |

ઇ. સ. ૧૯૦૯ની

# ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્

આગળ

રજુ થયેલા નિબંધો :

## ભાષા વિભાગ

# ભાષાની ઉત્પત્તિ.

(અં. સૌ. શારદાગૌરી મહેતા, બી. એ.)

ઓગણીસમી સદીના મધ્ય સમય સુધી સૃષ્ટિની ઉત્પત્તિ કેવી રીતે થઇ તે વિષય માટે અનેક મતભેદ હતા. આપણા શાસ્ત્રોના મત પ્રમાણે એમ માનવામાં આવે છે, કે બ્રહ્માએ પોતાની નાભિમાથી એક ઇંડું ઉત્પન્ન કર્યું, અને તેમાંથી સમસ્ત વિશ્વ સર્જાયું. ક્રિશ્ચિએનીટી પ્રમાણે એમ મનાય છે કે ઇશ્વરે માત્ર વિચાર કર્યો તેથી સૃષ્ટિ ઉત્પન્ન થઇ, અને તેની જ ઇચ્છાથી મનુષ્યનુ પ્રથમ નર-માદાનુ યુગલ સહસા ઉત્પન્ન થયું. કદાપિ આ બન્ને Allegory હોય, પરંતુ તે કેવા પ્રકારની Allegory છે તે પ્રથમ બરોબર સમજાવવામાં આવ્યુ નહોતું.

ઓગણીસમી સદીના મધ્ય ભાગમાં ઇંગ્લાંડમાં મહાન્ વિજ્ઞાનવેત્તા (Scientist) ડાર્વીન તથા વૉલેસ, તથા જર્મનીમાં તેના જ સમકાલિન હેકલ, વિગેરે વિદ્વાનોએ ઉત્તરોત્તર ઉત્કર્ષ (Evolution) નો નિયમ શોધી કહાડ્યો. ને એ અપૂર્વ મતથી વિજ્ઞાનનું ચક્ર ફેરવી નાંખ્યું.

સૃષ્ટિના ઉદ્‌ભવ માટે અર્વાચીન સમયમાં ઝાઝો મતભેદ રહ્યો નથી. સર્વ કોઇ કબૂલ કરે છે કે સૃષ્ટિની ઉત્પત્તિ ઉત્તરોત્તર ઉત્કર્ષ (Evolution) થી થઇ. પ્રાણીમાત્ર હાલ જે સ્થિતિમાં છે તે સ્થિતિ ઉત્તરોત્તર તેઓએ કેવી રીતે પ્રાપ્ત કરી, સૃષ્ટિક્રમ હાલ જે રીતે ચાલે છે તે સ્થિતિ શી રીતે થઇ તેનો સવિસ્તર હેવાલ તેને Evolutionનું સામાન્ય નામ આપવામાં આવ્યું છે.

હવે એ મત પ્રમાણે એમ મનાય છે કે અનેક પ્રકારના **પ્રયોગ** સૃષ્ટિક્રમમાં થયા ત્યાર પછી જ વર્તમાન સ્થિતિ પ્રાપ્ત થઇ છે. આ પૃથ્વીપરની હવા તથા પાણી સહન કરી શકે એવાં પ્રાણી એકી વખતે ઉત્પન્ન થયાં નહિં. પરતુ પ્રથમ *Protoplasm* (માત્ર હાલી ચાલી શકે એવો માંસનો ન્હાનો સમુદાય) સર્જાયો. તેમાંથી કાળક્રમે ફેરફાર થતાં વિવિધ પ્રકારની માછલીઓ ઉત્પન્ન થઇ. તે પ્રકારમાં જેટલાં પ્રાણી હવા-પાણી સહન કરી શક્યાં તેટલાંની ઉત્તરોત્તર વૃદ્ધિ થઇ, અને બાકીનાં નાશ પામ્યાં. જે જે નવાં પ્રાણી ઉત્પન્ન થયાં તેમનામાં પ્રથમના પ્રાણીના અંશ ઉપરાંત કાંઇક નવીનતા આવતી ગઇ, અને એ નવીનતાને લીધે પ્રથમના પ્રાણી ને તેમની વચ્ચે ભિન્નતા આવતી ગઈ.

માછલીઓના વર્ગ પછી માત્ર જમીન ઉપર રહી શકે એવાં પ્રાણી ઉત્પન્ન થયાં. તેમનાં અંગ અવયવોમાં ઉત્તરોત્તર વૃદ્ધિ અને ભિન્નતા આવતાં ગયાં. સૃષ્ટિક્રમનો

જેમ જેમ ઉત્કર્ષ થતો ગયો, તેમ તેમાં રહેનારાં પ્રાણીઓની રહેણી કરણીમાં પણ ફેરફાર થતો ગયો, અને તે સર્વને અનુકૂળ પ્રાણીઓનાં અવયવ થતાં ગયાં. એમ ઉત્તરોત્તર ઉત્કર્ષ થતાં મનુષ્યની ઉત્પત્તિ થઇ. મનુષ્યનાં અવયવો સૂક્ષ્મ રીતે તપાસ્યાથી વિજ્ઞાનવેત્તાઓને માલૂમ પડ્યું છે કે તેમાં પ્રથમ ઉત્પન્ન થએલાં દરેક પ્રાણીનો સૂક્ષ્મતર પણ અંશ છે ખરો.

સર્વે પ્રાણીઓમાં મનુષ્ય શ્રેષ્ઠ છે એનું કારણ એ છે કે મનુષ્યમાં બુદ્ધિશક્તિ છે. અન્ય પ્રાણીઓમાં સ્વરક્ષણની પ્રેરણાશક્તિ તો હોય છે; પરંતુ મનુષ્યમાં પ્રેરણાશક્તિ ઉપરાંત બુદ્ધિશક્તિ છે, અને તેને જ લીધે તે શ્રેષ્ઠ ગણાય છે. મનુષ્યમાં બુદ્ધિશક્તિની વૃદ્ધિ વાચાને લીધે જ થઇ છે. મનુષ્યની પ્રથમ જ્યારે ઉત્પત્તિ થઈ હશે, ત્યારે ભાષાનું અસ્તિત્વ હોવાનો કાંઇ પણ પુરાવો નથી. જેમ જેમ મનુષ્યની જરૂરો વધતી ગઈ તેમ તેમ ભાષાનો ઉદય થતો ગયો.

સૃષ્ટિની ઉત્પત્તિ જો ઉત્તરોત્તર ઉત્કર્ષથી થઇ હોય તો વાચા પણ તે જ પ્રમાણે ઉત્પન્ન થએલી હોવી જોઇએ. એ કાંઇ ઇશ્વરી બક્ષિસ હોઇ શકે નહિ. મનુષ્યના મગજમાં ફોનોગ્રાફની માફક શબ્દનો સંચય ભવિષ્યના ઉપયોગ માટે કરી મૂક્યો હોય એ કેવળ અસંભવિત વાત છે. એક એવો પણ કાળ હશે કે જે વખતે મનુષ્યથી એક શબ્દનો પણ ઉચ્ચાર નહિં કરી શકાતો હોય. પ્રથમ મૌનસંજ્ઞાથી, હુંકારાથી, ઇત્યાદિ પ્રયોગથી વ્યવહાર શરૂ થયો હશે, ને ધીમે ધીમે તેમાં ફેરફાર ને વૃદ્ધિ થતાં ભાષાનો ઉદ્ભવ થયો હશે એમ સંભવિત છે.

ભાષાની ઉત્પત્તિ સહસા આકાશવાણીથી થઇ એ મત સાયન્સ આગળ ટકી શકે એમ નથી. આખી સૃષ્ટિ ઉત્તરોત્તર ઉત્કર્ષના નિયમને અનુસરીને ઉત્પન્ન થઇ છે,' એમ દૃઢ રીતે સિદ્ધ થઈ ચૂક્યુ છે, તો ભાષાને માટે જુદો નિયમ હોય એમ માનવાને કાંઇ પણ કારણ નથી. તેમ જ વિજ્ઞાનશાસ્ત્રીઓએ તેમાં કાંઈ બાકી રાખી નથી, અને તેના પુરાવા પણ શોધી કહાડ્યા છે. સૂક્ષ્મ રીતે જોઇશું તો આપણને પણ શબ્દના ઇતિહાસ ઉપરથી ભૂતકાળનો સંબંધ બરોબર માલૂમ પડશે.

હવે પ્રથમ શબ્દોનો સમૂહ કેવી રીતે થયો, અને કાલાન્તરે જનસમૂહ સાથેના વ્યવહારમાં ભાષાની વૃદ્ધિ કેવી રીતે થઇ તે જોઇએ; અને તે જોવા માટે મનુષ્યનો પ્રથમ જ્યારે અરણ્યમાં વાસ હતો ત્યારે તેની સ્થિતિ, તેનો વ્યવહાર કેવો હતો તે તપાસવું પડશે.

મનુષ્યના ઉત્કર્ષમાં પ્રથમ પગથીઉં તે Co-operation એટલે સંયુક્તવ્યવહાર છે. આત્મરક્ષણને માટે જાતિ કે કુળની સંસ્થાની શરૂઆત થઈ તે પહેલાં એક ટોળાંમાં રહેવાની રીત હોવી જોઇએ. કેમકે એવી રીતે એકત્ર બળથી ક્રુર પ્રાણી વિગેરે સામે ટક્કર ઝીલવાનુ સુગમ થાય. પ્રાણીવર્ગમાં તે જ પદ્ધતિ છે. વનમાં મૃગ ટોળાં થઇને જ ફરે છે. વાંદરાં, વરૂ, પક્ષી, કીડી સર્વે ટુકડીઓ બંધાઇને જ પોતાનું

રક્ષણ કરે છે આ પદ્ધતિનો મુખ્ય લાભ શારીરિક બળની સમગ્રતા છે, તે ઉપરાત માનસિક બળ પણ તેથી વધે છે એક મનુષ્યને કાઇપણ ભયની સૂચના થાય તો તે આખા ટોળાને બચાવી શકે એમ દરેક જણ સાવચેત રહે તો ભયનો અવકાશ જ ના રહે કારણ પ્રસગ પડે સર્વ એકઠા થઇને રક્ષણ કરી શકે

આમા એક વાત લક્ષમા રાખવાની છે સયુક્ત ટુકડીનો લાભ ક્યારે મળે કે દરેક વ્યક્તિ પોતાના વિચાર બીજાને કોઇપણ પ્રકારે દર્શાવી શકે તો જ ભય સૂચક ચિહ્ન માલૂમ પડતા ટુકડીના સર્વ મનુષ્યને તે દર્શાવી શકે તો જ બચાવ થઇ શકે જો એમ ના થઇ શકે તો સયુક્ત રહ્યાનું પ્રયોજન વ્યર્થ જાય પરતુ ટોળામાનું કોઇ માથુ કે હાથ હોય, આખ કે પગ હલાવીને અથવા ગમે તે પ્રકારની સજ્ઞા કે અવાજકરીને બીજાને ભય પ્રદર્શિત કરે તો સયુક્ત બળનો ઉપયોગ થઇ શકે આવી રીતે એક ટુકડીને સૂચકચિહ્ન જડે તો અન્ય છૂટક વ્યક્તિ કરતા તે વધારે બળવાન થાય, અને છેવટ તે ટકી શકે, અને કાળક્રમે તેનીવૃદ્ધિ અને ઉત્કર્ષ થાય આ પ્રમાણે **સજ્ઞા કે સૂચક ચિહ્નની** ઉત્પત્તિ થઇ જેમ જેમ વ્યવહાર વધતો જાય તેમ તેમ આવા સૂચક ચિહ્ન વધતા જાય આ સૂચક ચિહ્ન તે ભાષાનુ પ્રથમ પગથીઉં છે વાસ્તવિક રીતે એ ભાષા જ છે ભાષાની વ્યાખ્યા શી છે? જે પ્રયોગવડે મનુષ્યના વિચારનુ અન્યોન્ય ભાન કરાવાય તે ભાષા જ્યારથી પ્રાણીમાત્ર સયુક્ત થઇને વસવા લાગ્યા ત્યારથી જ ભાષાની શરૂઆત થઇ

સર્વે પ્રાણીની ભાષા કેવી છે તે હજી જાણવામા આવ્યુ નથી, પણ કોઇ પ્રકારની છે એ તો નિ સશય છે કૂતરાનુ ભસવુ, ઘોડાનો ખુખારો, ઘેટાની બરાડ સર્વેમા કાઇક અર્થનો સમાવેશ હોયછે અને તે માહોમાહે પોતાના ભાવ દર્શાવી શકેછે આવા અવાજ તે સામાન્ય ઉક્ત શબ્દો જેવી જ ભાષા છે આવા અવાજમાથી મનુષ્યનો શબ્દકોશ રચાયો છે

ભાષાની ઉત્પત્તિનું આ બીજુ પગથીઉં છે ઉપર બતાવ્યુ તેમ બે પ્રકારની ભાષા. થઈ જેમા પણ અગત્યનો. ચાળો—સજ્ઞા., અને. કોઇપણ પ્રકારનો. ધ્વનિ. વર્તમાન. કાળમા આ બેનો જ ઉપયોગ કરવામા આવેછે ભાષાના આ બે જ અશ છે આ ઉપરથી એમ લાગશે કે આવી શરૂઆત તો ભાષા જેવા ગહન વિષય માટે બહુ ક્ષુલ્લક છે પરતુ સૃષ્ટિક્રમમા દરેક નવા બનાવની શરૂઆત ક્ષુલ્લક વિષયમાથી જ થાય છે એક protoplasm માથી પ્રાણીમાત્રની ઉત્પત્તિ થઇછે ઉત્કર્ષ ધીમે ધીમે થાયછે, અને એકદમ આપણને માલૂમ પણ પડતો નથી

આપણે જોયુ કે મનુષ્યની પ્રથમ ભાષા કાઇ અગવિક્ષેપ કે સજ્ઞાની હતી તેની સાથે જ કોઇ પણ પ્રકારની ધ્વનિની શરૂઆત પણ હોવી જોઇએ બન્નેનો સાથે જ ઉદ્ભવ થઇ શકે હવે આ સિદ્ધાત સિદ્ધ કરવા માટે થોડા ઘણા પુરાવા અપ્રાસગિક નહિ ગણાય

જન્મથી જે માણસ બહેરો તે મૂગો હોય તેનું દષ્ટાંત લઇએ જે જન્મથી બહેરો હશે તે સ્વાભાવિક રીતે જ મૂગો હશે તેજ સિદ્ધ કરી આપેછે કે વાચાશક્તિ ઈશ્વરી બક્ષિસ નથી તેમ હોય તો બહેરો મૂગો રહે એમ થવાનુ કાંઇ જ કારણ નથી એને વાચાના અવયવ તો સંપૂર્ણ હોયછે જો તે એક શબ્દ પણ સાંભળી શકે તો તે તરતજ બોલી શકે એકવાર સાંભળે તો જ અનુકરણ કરી શકે (આ પ્રમાણે જોતા ભાષા એ અનુકરણનો જ વિષય છે) એનાથી શબ્દોચ્ચાર કરી શકાતો નથી, તેથી તેને ભાષાના પહેલા પગથીઆનું ગ્રહણ કરવુ પડેછે અંગ વિક્ષેપ—નિશાનીઓ, કરીને પોતાના વિચાર દર્શાવે છે અને એ જ ભાષા પરિપૂર્ણ રીતે કેળવે છ આ પ્રમાણે જોતાં ભાષા માટે શબ્દોચ્ચારની ઘણી અગત્ય નથી કારણકે મૂગા મનુષ્ય પોતાનો સર્વ વ્યવહાર નિશાનીઓથી ઘણી સરળતાથી ચલાવી શક છે

બીજુ દષ્ટાન્ત જંગલી પ્રજાનુ લઇએ જંગલી લોક પોતાનો ઘણોખરો વ્યવહાર હાથના હાવભાવથી જ કે મો, આંખના ચાળાથી જ ચલાવેછે તેમનો શબ્દ કોશ ઘણો જ પરિમિત હોયછે તેથી હાથના કે મોના ચાળા કરીને જ અરસપરસ વાત કરેછે સામાન્ય વ્યવહાર હાવભાવથી કે ઘણું થાય તો કાંઇક ધ્વનિથી જ ચલાવે છે અને તેજ કારણને લીધે તેમનો શબ્દસંગ્રહ બહુ અલ્પ હોયછે ત્રીજુ દષ્ટાન્ત ન્હાના બાળકનુ લઇએ બાળકનામાં જ્યારથી મહેજ સહેજ સમજણ આવવા માંડેછે ત્યારથી નિશાનીઓ કરવા માંડે છે પોતાને જે કાંઇ જોઇએ છે તે આંગળીથી બતાવે છે અને હુંકારાથી બધું સમજાવવાનો પ્રયત્ન કરેછે શબ્દોચ્ચાર આવડ્યા પહેલા સર્વ વ્યવહાર એજ પ્રમાણે ચલાવેછે સ્વાભાવિક રીતે જ તે આ પ્રમાણે કરતા શીખે છે શબ્દોચ્ચાર—વકતૃત્વ એ તો એક જાતની કળા છે, એટલે એ તો એને શીખવવી પડેછે પરંતુ મનુષ્યની કુદરતી જે મૂળભાષા છે તે તો એ આપોઆપ શીખે છે શબ્દ બનાવટી છે પરંતુ નિશાનીઓ અને ધ્વનિ એ તો સ્વાભાવિક છે બાળકની ભાષા જેવા જ જાનવરોના નાદ છે, અને જંગલી પ્રજાની ભાષા પણ તે જ પ્રકારની છે

બાળકો પોતાની ઇચ્છા અને ભાવસંજ્ઞાથી જ ઘણો ભાગ બતાવે છે મુખથી ઉચ્ચાર ક્વચિત્ જ કરે છે શબ્દોચ્ચાર આવડતા એને બહુ વખત લાગેછે શબ્દો તો શિક્ષણથી જ આવડે છે પોતાને કાંઈ સમજવુ હોય છે ત્યારે પણ માતા પિતા મુખના અણસારાથી જ સમજે છે, અને તેની જરૂરીઆતો પણ અણસારાથી જ બતાવી શકે છે

મનુષ્યની ભાષાની શરૂઆત આવા પ્રકારની સંજ્ઞામાંથી જ થઇ એમા હવે કાંઈ સંદેહ રહ્યો નથી દરેક શબ્દના મૂળ આવી નિશાનીમાંથી નીકળી શકશે નહિ કહેવાનો ભાવાર્થ એટલો જ છે કે ભાષાની પ્રથમ શરૂઆત આ પ્રમાણે થઇ, પછી જેમ જેમ મનુષ્યના જ્ઞાનની વૃદ્ધિ થતી ગઇ તેમ તેમ વિવિધ પ્રકારના મૂળવાળા અનેક નવા શબ્દો ઉમેરાતા ગયા હાથ, મોના હાવભાવમાંથી અનેક જાતની નિશાનીઓ થઈ હશે, અનેક પ્રકારના ધ્વનિ થયા હશે, અને ધ્વનિમાંથી શબ્દની ઉત્પત્તિ થઈ હશે, આ જ પ્રમાણે ભાષાનો ઉત્કર્ષ સંભવિત છે

મનુષ્યના વ્યવહારમા જેમ વૃદ્ધિ થતી જાય તેમ તેમ એને સજ્ઞાથી મમ જાવવાનુ મુશ્કેલ થતુ જાય એક મનુષ્ય જગલને એક છેડે હોય, અને બીજો બીજે છેડે હોય તો બેશક નિશાની કેવળ નિરૂપયોગી જ થઇ પડે તે વખતે બૂમ જ પાડવી પડે, અને તે બૂમો પણ જુદા જુદા ભાવ દર્શાવવાને જુદા જુદા પ્રકારની હોવી જોઇએ અધકારમા પણ નિશાનીઓનો ઉપયોગ થઇ શકે નહિ, તે માટે નીચે સ્વરે અવાજ કહાડવો પડે, એમ કરતા કરતા વ્યવહાર એટલો વધી ગયો કે દરેક વસ્તુ નિશાનીથી બતાવ્યા કરતા તે વસ્તુના અવાજનુ અનુકરણ કર્યાથી તેને સગળતા પડવા માડી એમ પોતાની આસપાસની દરેક વસ્તુ દર્શકધ્વનિની શરૂઆત થઇ આ પ્રયોગનુ પ્રત્યક્ષ દૃષ્ટાન્ત બાલકોની ભાષા પરથી મળશે

બાલકને કાને જેટલુ પડે તેટલુ બોલવાનો તે પ્રયત્ન કરે છે, પરંતુ કોઇ પણ વસ્તુના અવાજ કે દેખાવ ઉપરથી પોતાની મેળે શબ્દ સુઝે તો તે શબ્દનો તરત તે ઉપયોગ કરે છે ચકલીને બદલે ચકચક, બિલાડીને બદને મ્યાઉં ઘડીઆલને બદલે ટિકટિક, રેલવે ટ્રેનને બદલે ભભભભ, વાદરાને બદલે હુક, આ પ્રમાણે ધ્વનિસૂચક શબ્દો બાલકો વાપરે છે આપણી વપરાતી ભાષામા ઘણા શબ્દો એવા છે કે જે મૂળ તે શબ્દસૂચક વસ્તુના ધ્વનિપરથી ઉત્પન્ન થએલા છે તે ઉપરથી જ ભાષા આ પ્રકારે ઉત્પન્ન થઇ હશે, વર્તમાન ભાષાનો ઉદ્ભવ એજ રીતે થયો હશે એમ સિદ્ધ કરી શકાય છે આવા શબ્દોના અનેક દૃષ્ટાન્ત મેળવી શકીશુ ઉભરો, ધડાકો, રણકાર, ચીરવુ, તાડન, સરવુ, થુક, સસણી, સુસવાટ, ગર્જના, ગડગડાટ, ગબડવુ, દર્દૂર, ધમ ધમાટ, ચીસ, નીસરણી ઇત્યાદિ ધ્વનિસૂચક શબ્દોના દૃષ્ટાન્ત છે અનેક મિશ્રણ તથા કાળક્ષેપને લીધે મૂળ કદાપિ વિસ્મૃત થયા હશે, પણ તપાસ કરીએ તો સખ્યાબધ એવા ધાતુ જડશે

દરેક શબ્દના મૂળ આ પ્રમાણે ધ્વનિમાથી જડી શકશે નહિ કારણ કે શબ્દ અસખ્ય છે, અને ધ્વનિ થોડા છે, અને તે ઉપરાત ધ્વનિસૂચક વસ્તુ હોય તે છતા તેનુ નામ જુદુ આપવામા આવે ઘડીઆળ ટિકટિક કરે છે છતા એ યત્ર ઘડી બતાવે છે તે ઉપરથી તેનુ નામ ઘટિકા, કે ઘડીઆળ આપવામા આવ્યુ છે

સાપ્રત કાળમા ઘણા શબ્દો અર્થ સૂચક હશે, કારણ કે એ સર્વ બુદ્ધિની વૃદ્ધિ થઇ ત્યાર પછી ઉત્પન્ન થએલા છે

પ્રાચીન સમયનાએ કેટલાક શબ્દો ધ્વનિસૂચક ન હોય એમ પણ બને, તેનુ કારણ માત્ર એટલુ આપી શકાય કે તેના મૂળ કાઇક વિચિત્ર હશે અને મૂળ સાથેનો સબધ નાબૂદ થઇ ગયો હશે શબ્દો તો કૃત્રિમ જ હોય છે શબ્દ રચવાનો હક્ક સર્વેને છે, એટલે દરેક વ્યક્તિ પોતાની ઇચ્છા પ્રમાણે શબ્દ બનાવી શકે એટલે શબ્દના મૂળ શોધવાનુ કામ ઘણુ વિકટ છે એ કાઇ સૂક્ષ્મદર્શકયત્રથી શોધી શકાય એવી ચીજ નથી આજ કારણને લીધે દુનિયાના દરેક દેશમા જુદી જુદી ભાષાનો પ્રચાર છે તે છતા

ભિન્ન ભિન્ન ભાષાની સરખામણી કરતાં વિદ્વાન વર્ગે દરેક ભાષાનો મૂળ પાયો એક જ છે એ સિદ્ધાન્ત સિદ્ધ કરી આપ્યો છે.

પ્રોફેસર મેકસમ્યુલરે ઘણી જ ઝીણવટથી આ વિષયનું અધ્યયન કરીને બતાવ્યું છે કે સંસ્કૃત શબ્દોનો સાર કહાડતાં માત્ર (૧૨૧) એકસો ને એકવીસ ધાતુ રહે છે. એટલે સંસ્કૃત ભાષાનો મૂળ શબ્દકોશ એકસો ને એકવીસ ધાતુનો હોવો જોઇએ. આ એકસો ને એકવીસ ધાતુમાં આપણી ઇચ્છા, ભાવના, વિચાર સર્વનો સમાવેશ થએલો હોવો જોઇએ

હવે આ એકસોએકવીસે ધાતુ શી રીતે ઉત્પન્ન થયા તે યથાર્થ રીતે તો આપણે જાણી શકીએ જ નહિ. પરતુ તેમાંના ઘણા ધાતુ સંજ્ઞાવાચક, કે ધ્વનિસૂચક છે. અને જે શબ્દોનો ભૂતકાળ સાથેનો સંબન્ધ માલૂમ પડી આવે છે, તો સિદ્ધ કરી શકાય છે કે તે ઉત્તરોત્તર ઉત્કર્ષના નિયમને અનુસરીને જ ઉત્પન્ન થયા છે ઉપરના વિવેચન ઉપરથી માલૂમ પડશે કે ભાષા સૃષ્ટિક્રમની માફક Evolution ના નિયમથી ઉત્પન્ન થઇ છે ભાષાની શરૂઆત ક્ષુલ્લક વિષયોથી થઇ છે, અને કાલાન્તરે આટલો ઉત્કર્ષ થયો છે.

# ભાષા અને વિચાર.

( લેખક—રા. રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી. )

'ભાષા'ને તેના સામાન્યતઃ સ્વીકારાએલા અર્થ પ્રમાણે લઇએ, તો એ શરીરના અવયવોના ગતિવડે આપણા વિચારો જણાવવાની એક રીત છે, એ પ્રમાણે તેને વર્ણવી શકાય. એ વ્યાખ્યા પ્રમાણે મુખવડે ઉચ્ચારાતા શબ્દો, બૂમ, અને ચીસ, તથા મનની લાગણીને પ્રકટ કરનાર એની મેળે થઇ જતા ચાળા, એ સર્વે 'ભાષા' માં ગણાય; એટલું જ નહિ, પણ ચિત્રો તથા ધાતુ અને પાષાણની મૂર્તિઓ સુદ્ધાં 'ભાષા' માં લેખી શકાય; વળી, તે ઉપરાંત જ્યાં 'ભાષા' નો ઉપયોગ જ ન થઇ શકે એમ હોય, ત્યાં તેને બદલે વીજળીનો તાર, રણશિંગ ચિન્હો તથા પ્રાચીન મિસરના 'હાયરોગ્લિફિક' ની સંકેત-પ્રતિમાઓ વાપરવામાં આવે, તે પણ 'ભાષા' નુંજ કામ કરે છે. પરંતુ આપણા પ્રસ્તુત વિષય સંબંધે તો એનો એટલોજ મર્યાદિત અર્થ કરીશું કે "અંદર ચાલતા વિચારની ક્રિયાને બહાર જણાવવાને અર્થે અમુક અમુક સ્થાનોવડે ઠરાવેલા ચોકસ શબ્દોની પદ્ધતિ" તે 'ભાષા.'

'ભાષા' વડે એક મન બીજા મનને પોતાના વિચારો પ્રકટ કરી શકે છે. અને તેનો સૌથી સામાન્ય વ્યવહાર સર્વેને વિદિત છે. ખરી વાત છે કે, કેટલાએક પ્રસંગોમાં આપણે 'ભાષા' વિના પણ ગાડું ગબડાવી શકીએ, અને તેને ઠેકાણે મુખમુદ્રાના અને શરીરના બીજા અવયવોના હાવભાવવડે કામ ચલાવી શકીએ; જેમકે ઉદાહરણ—આપણા મ્હોં આગળ કોઇ પદાર્થ પડેલો હોય; તેના ઉપર આપણો ભાવ કે અભાવ આપણા હાથ કે આંખ કે બંનેવડે આપણે દેખાડી શકીએ; તેમજ પેટ ઉપર હાથ મૂકીને અથવા હાથનાં આંગળાં કોળીઓ લેતી વખતના જેવાં એકઠાં કરીને મ્હોં આગળ જવાથી ભૂખ લાગી છે, એમ દેખાડાય; અથવા વળી, ઉંઘ આવતી હોય અથવા ઉંઘવાની મરજી હોય, તો આંખ બંધ કરીને હાથથી નિશાની કરીને તે વાત પણ સમજાવાય; હરખ અને શોક, સુખ અને દુઃખ પણ અમુક રીતનાં અમુક ચિન્હો કરીને બીજાને જણાવી શકાય. પણ એ મૂગો વ્યાપાર બહુજ સંકુચિત પ્રદેશમાં કરી શકાય, બધાજ મનોવિકારો સર્વાંશે સંપૂર્ણ રીતે બતાવી શકાય નહિ, એ સ્પષ્ટ છે. જે માણસ આપણા આગળ હાજર નથી, તેના સંબંધી અથવા કોઇ આઘેની વસ્તુ વિષે આપણે આપણી ઇચ્છા જણાવવી હોય અથવા તો આપણા મનની સ્થિતિ અથવા ભાવના અમુક ભૂતકાળની કે આઘેની વ્યક્તિ પરત્વે કે અંતર્ગત ઉદ્ભવેલા વિષય પરત્વે પ્રકટ કરવી હોય, તો આપણી પાસે બેઠેલા માણસના મન આગળ કેવળ શરીરના અંગોની ક્રિયાથી આપણે આપણી ઇચ્છા, માનસિક સ્થિતિ અથવા મનોભાવ ચોકસ રીતે બારીકીથી અસ્ખલિત સમજાવી શકીશું નહિ. તેથી 'આવશ્યકતા એ શોધની માતા છે'—એ સૂત્રવચનાનુસાર અથવા સાદા બોલોમાં બોલીએ તો, જરૂર પડે ત્યાં ઝટ રસ્તો નીકળે તે પ્રમાણે, પ્રત્યેક પદાર્થ કે વસ્તુને ઓળખવાને માટે તેનું અમુક નામ અથવા સંજ્ઞા ઠરાવવાની જરૂર પડે છે; અને તે વસ્તુના જ્ઞાપક તરીકે જનમંડળ તે શબ્દનો સ્વીકાર કરે છે. અને પછી જ્યારે જ્યારે તે સંજ્ઞા વાપરવામાં આવે છે, ત્યારે ત્યારે તે સંજ્ઞિત પ્રાણી કે પદાર્થ આપણા માનસિક ચક્ષુ આગળ ખડો થાય. છે એવી સંજ્ઞા તે

નામ કહેવાય છે. પ્રાચીન ગ્રીક તત્વજ્ઞ એરીસ્ટૉટલની વ્યાખ્યા આપણે માણસોએ પ્રાણી પદાર્થાદિ ઓળખવાને ઠરાવેલી સંજ્ઞા એક ધ્વનિ છે તે અમુક અર્થને દર્શાવે છે, પણ કાળને નક્કી કરતો નથી.

ઉપર બતાવ્યા પ્રમાણે પ્રાણી તથા પદાર્થાદિને ઓળખવાને માટે જે સંજ્ઞાઓ ઠરાવવામાં આવી અને જનમંડળમાં પ્રચલિત થઈ, તે 'નામ' કહેવાય. પણ તે પ્રાણી પદાર્થો જૂદી જૂદી સ્થિતિમાં હોય અને તે સ્થિતિ કે ગતિ જૂદે જૂદે કાળે જૂદી જૂદી રીતે ભોગવતા હોય, તે તે પ્રાણી પદાર્થોની સ્થિતિ, ગતિ, રીતિ દર્શાવવા માટે જે શબ્દો વપરાવા લાગ્યા, તે વિશેષણ-ક્રિયાપદ-અવ્યય વગેરે સંજ્ઞાથી ઓળખાવા લાગ્યા. અમુક સમયે કોઇ પ્રાણી કે પદાર્થ શી હાલતમાં છે, તે શું કરે છે, અથવા શું ભોગવે છે, તે નક્કી કરવાની સત્તા ક્રિયાપદમાં રહેલી છે; તેમજ શબ્દોના જૂદા જૂદા સંબંધ એક બીજાની સાથે બતાવવાને જે શબ્દો કાળે કરીને પ્રચલિત થવા લાગ્યા, તે 'અવ્યય' એવી સંજ્ઞાથી ઓળખાવા લાગ્યા; તથા પદાર્થોના અંતર્બાહ્ય લક્ષણો તથા ગુણો સમજાવવાને જે શબ્દો જનસમુદાયે ચલણી સિક્કાની પેઠે કબૂલ કરી લીધા, તે 'વિશેષણ' સંજ્ઞાથી ઓળખાવા લાગ્યા; અને એવી રીતે 'ભાષા'એ વ્યાકરણને જન્મ આપ્યો.

ભાષા ક્યારે ઉત્પન્ન થઇ, કેવી રીતે ઉત્પન્ન થઈ અથવા તે કેવી રીતે બની, એ સઘળા કૂટ પ્રશ્નો છે, અને તે પ્રત્યેક માટે પંડિત એકમત નથી. ભિન્ન ભિન્ન કાળના ભિન્ન ભિન્ન દેશના ભિન્ન ભિન્ન પંડિતોના બિન્ન બિન્ન મતોનું દિગ્દર્શન કરાવવા જતાં એક મોટો ગ્રંથ થઈ જાય એમ છે, અને તેવો પ્રયત્ન પરિણામે કોઇ નિશ્ચિત ફળને નીપજાવે, એમ નક્કી નથી. તેથી તથા એ વિષય રસપૂર્ણ હોવા છતાં અત્ર તેની વિસ્તૃત ચર્ચા અસ્થાને ગણાય, એમ માનીને તેનો અત્ર માત્ર ઈસારો કરી અટકવું યોગ્ય ગણ્યું છે. ઉપરના પ્રશ્નો સંબંધી ગમે તે કલ્પનાઓ આજ સુધી વિદ્વાનોએ કરી હોય, અથવા નવતી શોધખોળના પ્રકાશની સહાયથી હવે પછી ગમે તે કલ્પનાઓ ઉદ્ભવો, તથાપિ આટલું તો ચોકસ છે, કે કોઇ પણ સમયે કોઇ માનવ-મંડળે કે જન-સમુદાયે એકઠા મળીને અમુક પ્રાણીને ઘોડો કહેવો કે અમુક વસ્તુને થાળી કહેવી કે અમુક પદાર્થને ખારો, ખાટો કે ગળ્યો કહેવો, કે અમુક રંગને લાલ કે રાતો કહેવો, અને અમુકને લીલો કહેવો એમ ઠરાવ્યું હોય, એ બનવાજોગ વાત નથી. પણ બનવાજોગ અને સંભવિત વાત તો એ છે કે, કોઇએ અમુક પ્રાણી કે પદાર્થને માટે અમુક બોલ વાપર્યો તે બોલ બીજાઓએ સાંભળ્યો અને તેમણે તે ઝીલી લીધો, અને તેમણે પણ તે વાપર્યો અને એમ આખા મંડળમાં તે પછીથી સાધારણ રીતે વપરાવા લાગ્યો. અને આવીજ રીતે નવા નવા શબ્દો જરૂર હોવાથી ઝડપી લેવા લાગ્યા અને એ રીતે ભાષા-વૃક્ષ વધવા લાગ્યો અને વિસ્તાર પામવા લાગ્યો. એક બીજ કસદાર જમીનમાં રોપાય અને તેને પોષણ મળે એવું ખાતર આપવામાં આવે તથા યોગ્ય રીતે જળ-સિંચન કરવામાં આવે, તો તેનાં સહસ્રપટ અને લક્ષપટ નવાં ફળ અને બીજ થાય છે; તેવીજ રીતે પૂજ્ય આર્યપ્રજાની સંસ્કાર પામેલી દેવભાષાને માટે સર્વમાન્ય સિદ્ધ થએલી વાત છે. પણ હાલમાં છેક તેરમી સદીથી કાંઇક ઘાટમાં આવતી, જતી અંગ્રેજી ભાષા ઉપર લક્ષ આપીએ, તો જગતમાં બોલાતી સઘળી ભાષાઓનાજ મૂળ ધાતુ ૪૦૦ થી ૫૦૦ સુધી છે, એમ સ્વ૦ પ્રોફેસર મૅકસમૂલર કહે છે; છતાં સહા-

સિક સ્વભાવના અને આગ્રહી અંગ્રેજ વિદ્વાનોની શોધખોળના પરિણામે આજ સાતસેં વર્ષના અરસામાં અંગ્રેજી ભાષા-વૃક્ષને એવો નવપલ્લવ કરી દીધો છે અને એવો વિસ્તારી દીધો છે, કે તેના હાલ ૫૦,૦૦૦ શબ્દોરૂપી ફળ તેના ઉપરથી ઉતર્યાં છે અને શિષ્ટ લેખોમાં તે ચલણી થઇ ગયાં છે.

આપણા શરીરની રચના સમજવાથી પણ જણાશે કે આપણો આંતરસ્થ વિચાર-વ્યાપાર અમુક શબ્દો વડેજ ચાલે છે. આપણે સર્વેએ કોઇ કોઇ વખત જોયું હશે કે માણસ રસ્તામાં એકલો ચાલ્યો જતો હોય, તેના હોઠના ફફડવાથી અને હાથના ચાળાથી તે મોઢેથી બોલીને પોતાની સાથે વિચાર ચલાવતો જણાય છે. તેમજ માણસ એકલો બેઠો પોતાના મન સાથે વિચાર કરતો હોય છે, તે તેનાં ઝીણા બબડવાથી અને હાથ તથા આંખની ચેષ્ટાથી આપણે સમજી શકીએ છીએ. તે ઉપરથી એમ કહેવાની મતલબ નથી કે સઘળાં મનુષ્યોને ઉપર જણાવ્યું તેમ સંભળાય તેમ બોલીને તથા શરીરના અંગોના અભિનય કરીને વિચાર કરવાની જરૂર પડે છે. કહેવાની મતલબ માત્ર એટલી છે કે, મનમાં કે મ્હોંથી શબ્દો બોલીનેજ માણસની વિચાર-ક્રિયા ચાલે છે. આપણે શબ્દો મોઢેથી ન બોલીએ, તોપણ વિચાર કરતી વેળા આપણે શબ્દો વાપર્યા વિના રહેતા નથી. કહેવાનું તાત્પર્ય એવું નથી કે—જો ભોગજોગે આપણી પાસેથી વાગ્દેવી પલાયન કરી જાય, તોપણ તે કારણથી વિચારની ક્રિયા પણ હમેશને માટે બંધ પડી જવાની. કોઇ કોઈ વેળાએ અંગની ખોડથી અથવા બહારના અસાધારણ અવનવા પ્રસંગથી બોલવાનુ બળ જતું રહે છે. જાણે તેનું મ્હોં સીડાઇ ગયું હોય એમ લાગે છે. માણસના ઉપર કોઇ જબરા વ્યાધિનો હુમલો થવાથી, તેનામાંથી વાણીની દેવતા અંતર્ધાન થઇ ગઇ હોય છે, તે તેવે સમયે પણ તેનામાં બોલવાની શક્તિ હોય અને બોલીને તે જેટલો વ્યવહાર ચલાવે, તેટલીજ સરળતાથી પેલો ખોડવાળો માણસ તથા પેલો રોગી મનુષ્ય પણ મહાવરાથી પોતાના મનોભાવ હાવભાવથી પ્રકટ કરી શકે છે. સુધરેલા જન-મંડળે બહેરા મૂગા ઉપર કરૂણા કરી શ્રમ, સમય તથા બુદ્ધિનો વ્યય કરીને તેમને માટે કરપલ્લવી ભાષા ગોઠવી કાઢી છે, તેના યોગથી તેઓ હાથની તથા આંગળાની મદદથી ઉચ્ચારાતા અક્ષરોને સ્થાને અમુક સંકેત ચિહ્નો કે આકૃતિઓ કરતાં શીખે છે; અને તે વડે તેઓ બીજાઓની સાથે વાત-વિચાર ચલાવે છે. અને જેઓ બહેરાં-આંધળાં હોય છે, તેમને સરળતા કરી આપવા માટે પરોપકારી પુરુષોએ એવાં ખોડીલાં માણસો માટે સહૃદય લાગણીભરેલી અનુકંપાથી પ્રેરાઇને તેમને માટે ઉપસાવેલા અક્ષરોની આકૃતિઓ રચી છે, તે ઉપર આંગળાં ફેરવી ફેરવીને માત્ર સ્પર્શેન્દ્રિયની વિશેષ અને વખાણવા લાયક કેળવણીથી પ્રાણી પદાર્થોનાં નામ તે અંધ મનુષ્યો જાણી શકે છે. એટલુંજ નહિ પણ તે વડે તેઓ વાત કરી શકે છે અને પોતાના વિચારો અન્યને જણાવી શકે છે. તારના યંત્ર-દ્વારાએ વિદ્યુત-બળને ઉપયોગમાં આણીને અમુક યોજના ઘડી કાઢીને અક્ષરોને સ્થાને સંકેત કરેલા ટકોરા મોકલાય છે અને આગ-ગાડીના રસ્તા ઉપર નિર્ણીત સંકેત પ્રમાણે જૂદા જૂદા રંગના વાવટા બતાવાય છે. એ પણ એક જાતની ભાષા જ છે. વિચાર પ્રકટ કરવાનું એક સાધન છે.

એ ખરૂં કે વિચાર-બળ જો હણાઇ જાય, તો ભાષા અટકી પડે. બીજાને કંઇ નિવેદન કરવાનું ન રહે, તો કદાચ ભાષા અળપાઇ જાય. પણ દૈવયોગે ભાષાનાં દ્વાર બંધ

થઇ જાય, તોપણ તે સબમથી વિચાર નાબૂદ નહિ થાય. ભાષા સિવાયનાં કોઇ બીજા જ ચિહ્નો માણુસ શોધી કાઢશે અને તેની મદદથી તે આગળ વધતા જ રહેશે. આવી રીતે વિચારની સાદી ક્રિયાઓ હાથ કે આંખના ચાળાથી ચાલી શકે ખરી, પણ કુદરતના ઉપર પંડિત શોધક પુરુષોએ જે મહાભારત ફતેહો મેળવી છે અને તેથી મનુષ્યના સુખની ગણાવી ચકાય નહિ એટલી બધી સાધન-સામગ્રી રચીને તેમના ઉપર અનવાધ ઉપકાર કર્યો છે, તે વિદ્યા અને શાસ્ત્રના પ્રતાપથી જ, અને વિદ્યાએ અને શાસ્ત્રે પ્રકૃતિના ગુપ્ત ભંડારો પ્રસિદ્ધિમાં મૂક્યા છે અને અગાધ વિચારો અને કલ્પનાઓએ-જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ-એ માન્ય વચનોને ખરા ઠરાવી આપ્યા છે તે મર્મ ભંડાર-પ્રાકટ્ય તથા વિચારો અને કલ્પનાનો વેગ ભાષાને આધીન છે. ભાષા જ ન હોય તો વિચાર આગળ ગતિ કરી શકે જ નહિ. આટલા ઉપરથી એમ સમજવાનુ નથી કે માણુસ ભાષા વિના પદાર્થોનું અવલોકન ન કરી શકે, પોતાના મનમાં અવલોકેલા પદાર્થોનુ વર્ગીકરણુ ન કરી શકે, કે તેમનામાં રહેલા ગુણો અને લક્ષણોનુ તોલન ન કરી શકે, અને તે તોલન ઉપરથી કોઇ સિદ્ધાંત ઉપર ન આવી શકે. કહેવાનું તાત્પર્ય એટલુ જ છે કે ભાષા વિના વિચારનુ વહન અને વેગ નિર્બળ અને અપૂર્ણુ રહેત, પણુ ભાષા વિના માણુસ વિચાર જ ન કરી શકે, એમ કહી શકાતું નથી.

ભાષાની ઉત્પત્તિના સંબંધમાં વિચારક અને શોધક પુરુષોમાં જે વિચારો ચાલે છે, તેના ત્રણ વર્ગ નીચે દર્શાવ્યા પ્રમાણે પાડી શકાય—

क. મનુષ્યને તેની ઉત્પત્તિની સાથે જ સંપૂર્ણ અને બહોળા વિસ્તારવાળી ભાષા મળી હતી, અને અનુભવ તથા અવલોકન જેમ જેમ વધતા ગયા, તેમ તેમ તેની આતર્શક્તિઓનો વધુ વધુ વિકાસ થતો ગયો, અને તેમ થતા જે જે ચિત્રવિચિત્ર પદાર્થો તેના જોવામાં આવતા ગયા, તે તે પદાર્થોને ભાષામાં નામ મળતા ગયા આટલી વાત ઉપર નજર રાખીને કેટલાકએક સમર્થ પંડિતો એવા નિશ્ચય ઉપર આવ્યા છે કે, માણુસ પોતે વિચારની કોટિમાં હશે, તે અગાઉ તેને ભાષાની બક્ષીશ મળેલી હોવી જોઇએ

ख. બીજો મત એવો છે કે જૂદા જૂદા મનુષ્ય-મંડળને જેમ જરૂર પડતી ગઇ, તેમ તેમ પોતાના ભાવ બીજાને બતાવવાને તેઓ નામ ગોઠવવા લાગ્યા, અને તે મંડળના બધા માણુસો તે સ્વીકારતા ગયા. આ મત પ્રમાણે ભાષા માણુસે શોધી એટલે કે પોતાની સગવડ માટે તેને બનાવી કાઢી, એમ કહી શકાય. જૂદા જૂદા મંડળોની અને જૂદા જૂદા દેશોની ભાષાઓ જૂદી જૂદી છે, એ સર્વેને જાણીતી વાત છે, અને એ વાત આ મતના ટેકામાં રજુ કરવામાં આવે છે. વળી, વિશેષ એમ પણુ ધારવામાં આવે છે કે, આ મતે ભાષા અને વિચાર બન્ને જૂદી બાબતો છે અને વિચાર-બળ કેટલુંક આગળ વધ્યું હશે, તે પછી ભાષા તેની સાથે જોડાઇ હશે.

ग. ત્રીજો મત એવો છે કે જગત્કર્ત્તાએ માણુસને પેદા કર્યો, તે વેળાએ તેને 'જ્ઞાન' આપેલુ નહિ, પણુ શીખવાની તથા જાણુવાની શક્તિ બક્ષેલી, એમ વિચારશીલ પુરુષોને ભાસે છે. જેમ 'જ્ઞાન' ની સામગ્રી બક્ષીશ કરેલી નહિ, પણુ તે સંપાદન કરવાની શક્તિની

બક્ષીશ કરેલી, તેવીજ રીતે ઇશ્વરે માણસને ભાષાની સામગ્રી બક્ષીશ કરેલી નાહ, પણ સંજ્ઞા વડે પ્રાણી-પદાર્થ ઓળખવાની અને શબ્દો વડે તે પ્રાણી-પદાર્થનું બયાન કરવાની તેને શક્તિ બક્ષેલી, એમ વિચાર કરતાં તથા અવલોકન કરતાં સમજાય છે.

ઉપર દર્શાવેલા મતો ઉપર ચર્ચા કરવા જતાં આ લેખનો ઘણો વિસ્તાર થઇ જાય, માટે તેમ કરવા મનમાં વેગ થઇ આવતાં છતાં મનને વારવું પડે છે; તોપણ હવે પછી જે લખવામાં આવશે, તે લક્ષપૂર્વક વિચારવાથી એ વિવાદવાળા મતોનું આપોઆપ નિરાકરણ થઇ જશે, એમ દૃઢ આશા રાખવામાં આવે છે. સાહજીક વિચારથી સમજાશે કે, જેમ ઝાડમાં ગર વૃદ્ધિ પામતો જાય છે, તેમ તેના ઉપરની છાલ પણ ગરની સાથે જ આગળ વધતી જાય છે: એ જેમ પ્રતિ દિવસના પ્રત્યક્ષ અનુભવ અને અવલોકનની વાત છે, તેવી જ રીતે મનુષ્ય-પ્રાણીને જે બુદ્ધિની બક્ષીશ મળી છે, તેથી કરીને બીજમાંથી વૃક્ષ ઉગે છે તેના જેમ વિચારરૂપ ગર બનતો અને ફેલાતો જાય છે, અને તેમ તેમ તેના ઉપર ભાષા રૂપ છાલ ચોંટેલી હોવાથી તે સાથે સાથે જ પોષણ પામતી જાય છે અને ફેલાતી જાય છે. માણસને અનેક શક્તિઓ પ્રકૃતિથી ઈશ્વરે બક્ષેલી છે, તેમ ભાષાશક્તિ પણ તેના સંપૂર્ણ અર્થમાં ઇશ્વરી બક્ષીશ છે. જેમ બીજી શક્તિઓ બીજ રૂપે આપણામાં મૂકવામાં આવી છે, અને તેનો વિકાસ માણસના હાથમાં તેના પુરુષપ્રયત્નને આધીન છે, તેવી જ રીતે ભાષાની બીજ રૂપે શક્તિ આપણામાં મૂકાએલી છે, તેનું ઉદ્ઘાટન અને વિકાસ મનુષ્યના પુરુષાર્થને અધીન છે. પુનરુક્તિ દોષને માથે ખેંચી લઇને અર્થને દૃઢ અને સ્પષ્ટ કરવાના હેતુથી જણાવવાનું કે, જેમ એક બીજમાં મોટા વૃક્ષની અંતર્ગુપ્ત શક્તિ કુદરતથી જ રહેલી હોય છે, જે શક્તિવડે જ પૂરતી સામગ્રી પ્રાપ્ત થતાં કબીરવડ જેવો મહાવૃક્ષ બની રહે છે, તેમ જ ભાષાને માટે સમજવું. વિચાર તથા ભાષાનો વ્યાપાર તથા વિકાસ સાથે સાથે જ ચાલેલો, એમ માનવું સકારણ લાગે છે. મનના ગર્ભાશયમાં વિચાર જન્મે છે, તે અન્યને સમજાવવા માટે માણસ તેને અમુક સંજ્ઞા આપે છે; અને તે સંજ્ઞાના સ્મરણથી પોતાને અને ઉચ્ચારણથી શ્રોતાને તે વિચારનો સાક્ષાત્કાર થાય છે. જેમ જેમ જ્ઞાન-ક્ષેત્રની મર્યાદા વધતી ગઇ, તેમ તેમ ભાષાનો ભંડાર પણ તેની સાથે જ વધતો ગયો આ કલ્પના સંભવિત અને બુદ્ધિગ્રાહ્ય લાગે છે, તેને છોડીને આપણે કોઇ એવી કલ્પના ઉઠાવીએ કે બંને ભાષા અને વિચાર સ્વતંત્ર અને પૃથક્ પૃથક્ સ્થિતિમાં રહેલાં છે અને એમ અડાવવામાં આવે કે ભાષા પ્રથમ અને વિચાર તે પછી અથવા તેથી ઉલટું, વિચાર પ્રથમ અને ભાષા તે પછી, તો તેથી આપણે અનેક જાલના ગુંચવાડામાં ફસાયા વિના રહીશું નહિ અને કોઇ નિર્ણય ઉપર આપણે આવી શકીશું નહિ.

ભાષાનો વિકાસ કેવી રીતે કે કેવે ક્રમે થયો, તે શોધી કાઢવું અને નક્કી કરવું બની શકે એમ નથી; પણ આપણે કોઇ આદિ-ભાષા કલ્પિએ, તો તેના ઘણા ખરા ધાતુઓ જગતમાં જે પ્રાણી પદાર્થો છે, તેમના તરેહ તરેહના અવાજની પહેલ વહેલી નકલ કરવા જતાં ઉદ્ભવેલા છે, એમ બહુ કરીને અનુમાનાય છે કોઈ પક્ષી કે પ્રાણી જેવો સાદ કાઢતું કે અવાજ કરતું, તે ઉપરથી તેને મળતું નામ આપવામાં આવ્યું હોય એમ લાગે છે. માણસને કોઇ એક બળવાન્ કે તીવ્ર લાગણી થતાં, તેના મ્હોમાંથી જે ચીસ કે ઉદ્ગાર આંપો-

આપ સાહજીક નીકળી પડતાં, તે જ ઉદ્દગાર કે ચીસ એવો જ ફરી પ્રસંગ બનતાં તેને સાંભરી આવે, અને તેથી તે તેવો જ પોકાર ફરીથી જાણીને કરવાનો. અને તેમ થતાં તે પછીથી શબ્દ કે સાંકેતિક ચિહ્નનું રૂપ લે છે. ત્યારબાદ વખતના વહેવા સાથે .ભાષા જેમ જેમ વધારે બાબતોથી ભરેલી થતી જાય અને વધારે કેળવાતી જાય, તેમ તેમ ઉપર જણાવેલાં આદિ–ધાતુનાં મૂળ વધારે પ્રચારથી અને વધારે વાપરથી ઘસાતાં જાય છે: અને જેમ જેમ નવનવા હુનર અને નવનવી કળા વૃદ્ધિ પામતાં જાય, તેમ તેમ નવનવાં નામો અમે નવનવી સંજ્ઞાઓ નકલ કરવાના ધોરણ ઉપર, અથવા મળતાપણાના ધોરણ ઉપર અથવા કેવળ સંકેત સમજાવવાના ધોરણ ઉપર, આપવામાં આવે છે.

ઉપર જે ચર્ચા ચલાવવામાં આવી છે, તે ઉપરથી ભાષા એ માણસની કૃતિ છે, એ મત તરફ ભાષાશાસ્ત્રીઓ ઢળ્યા છે. મુખ–મુદ્રા તથા અવયવોની ચેષ્ટાથી જ્યારે કામ સર્યું નહિ, ત્યારે માણસે પોતાના વિચારો બીજાને સમજાવવાને ભાષા શોધી કાઢી લાગે છે; અને જે ભાષા વેદના મંત્રોમાં, ગ્રીક તથા લાટિન કવિઓનાં કાવ્યોમાં, બાઇબલમાં તથા કુરાનમાં આપણે જોઇએ છીએ, તેની પૂર્ણ સ્થિતિમાં ધીમે ધીમે લાંબે કાળે પેઢીધર પેઢીના વાપર પછી આવી હોવી જોઇએ, એમ ધારવામાં આવે છે. લૉક, ઍડમ સ્મિથ અને ડયુગલ્ડ સ્ટુઅર્ટના મત પ્રમાણે તો માણસ આરંભકાળમાં તો કેટલીએક મુદ્દત સુધી મોનાવસ્થામાં રહ્યું હશે, અને માત્ર આંખ તથા ચહેરાના ફેરફારા વડે અને શરીરનાં બીજાં અંગોના હાવભાવથી તેમ કુદરતી ઉદ્દગારોથી, પોતાનો જૂજ વ્યવહાર ચલાવતું હશે, એમ લાગે છે. પછી જ્યારે વિચારો સમય જતાં વધવા લાગ્યા અને તે ઉપર જણાવેલી ટુંકી સામગ્રીથીજ સમજાવવાનું બની શક્યું નહિ, ત્યારે તે મંડળે માંહોમાંહે સમજીને અમુક અર્થ જણાવવાને અમુક કૃત્રિમ ચિહ્નો તથા સંજ્ઞાઓ શોધવાની તેમને જરૂર પડી. આડમસ્મિથ ધારે છે કે પહેલાં ક્રિયાપદ વાપરવામાં આવ્યાં હશે અને ડ્યુગલ્ડ સ્ટુઅર્ટ માને છે કે, પ્રથમ નામ વાપરવામાં આવ્યાં હશે અને તેમની તે કલ્પનાનાં તે તત્વવિચારકો પોતપોતાનાં કારણો આપે છે. તેમાં સ્થળસંકોચને લીધે અહીં ઉતરવાનું બન્યું નથી.

વનસ્પતિશાસ્ત્રીઓ એક પુષ્પને સર્વાશે પૂર્ણ સ્થિતિમાં જુએ છે, તે પહેલેથી જ તેની રીતે ઉગતું અને ખીલતું આવ્યું છે, એમ આપણે સૌ માનીએ છીએ. તેવી જ રીતે પ્રાણી–વર્ગને જે અંગ–જ્ઞાન પહેલેથી જ મળેલું જ હોય છે. તેની જ સ્થિતિમાં તે આજ પણ છે. દાખલા તરીકે, મધમાખી પોતાને રહેવાને માટે જે છ ખુણીઆ ઘરનો મધપુડો બનાવે છે, તે જેવો ભૂતકાળમાં સેંકડો વર્ષ ઉપર રચાતો, તેવોને તેવો જ, કાંઈ પણ સુધારા વધારા વિના આજ પણ તે રચે છે. તેમ જ કોયલ, તેના ઉત્પત્તિના સમયમાં સેંકડો બલ્કે હજારો વર્ષો ઉપર જેવો ટૌકો કરતી અને મેનાં જેવું ગાયન લલકારતી, તેવોને તેવો જ ટૌકો કોયલનો અને તેવું ને તેવું જ ગાયન મેનાનું, કાંઇ પણ રૂપાંતર વિના, ચાલ્યું આવે છે પણ આપણી સંસ્કૃત ભાષાનાં તો આજ સેંકડો રૂપાંતર થઇ ગયાં છે, તે ન્યૂનાધિક અંશે સર્વેને જાણવામાં હશે એમ માનીને, લાટિનમાંથી ઇટાલિયન, સ્પાનિશ, પોર્ચુગીઝ, પ્રોવાંશલ, ફ્રેંચ, વાલાક્યન, અને રૂમાન્સ ભાષાઓ વિકૃતિ પામીને થઇ છે, તેની ટુંક નોંધ અહીં લેવામાં આવે છે. આટલા ઉપરથી વગર કહ્યે સમજાશે કે મધમાખ અને માણસની શક્તિમાં

અનાદિ કાળથી અગત્તાન અને બુદ્ધિનો જે ચોકખો ભેદ ચાલ્યો આવે છે, તેથી મધમાખ તથા અન્ય પ્રાણીઓ તેમની સ્થિતિ રીતિમા જેવા ભૂતકાળમા હતા, તેવાજ આજ છે, અને એથી ઉલટુ માણસને વિકાસ પામે એવી બીજ રૂપે શક્તિઓ મળેની હોવાથી સન્જોગ સાપડવા પ્રમાણે અને પુરુષાર્થબળથી દરેક બાબતમા તે આગળ વધતો જ જાય છે, અને તેજ નિયમાનુસાર તે અનેક ભાષાઓનો કર્ત્તા તથા સ્વામી થઇ પડ્યો છે અને તેને પરિણામે જૂદા જૂદા ખ ડોના જૂદા જૂદા દેશોમા બોલાતી ભાષાઓના ભાષાશાસ્ત્રીઓએ સબધ જોઈ તપાસીને ત્રણ મોટા જથા પાડ્યા છે. તેમા એક જથાનુ નામ ઇંડો-યુરોપીઅન અથવા આર્ય ભાષાભડાર, તેમા ઉપર જણાવલી સસ્કૃત તથા લાટિન સાથે ગ્રીક, કેલ્ટિક, ટયુટૉનિ- અને સ્લાવૉનિક, તેમની શાખાપ્રશાખા સાથે ગણાય છે ઝદ પહેલ્વી ફારસી, પુશ્તુ વગેરે પણ એ જથામાજ સમજવી પાશ્ચાત્ય પડિતો ધારે છે કે એ સર્વે ભાષાની જનેતા તે સર્વેની પહેલાની હોવી જોઇએ, અને તે મૂળ ભાષાનો પત્તો હજુ સુધી હાથ લાગ્યો નથી સેમિટિક નામના બીજા જથામા યાહૂદી, અરબ્બી તથા સીરિયાક અને તેમની અનેક વેલીઓ આવે છે. એ સર્વે સેમિટિક ગોત્રની છે, એમ તેમનો અભ્યાસ કરવાથી પરસ્પરનો સબધ જોતા કહી શકાય છે મધ્ય અને ઉત્તર એશિયાની ભટકતી જા તેમા બોલાતી જાદી જૂદી બોલીઓને તુરાનિયન નામના ત્રીજા જથામા ગણવામા આવે છે એ ત્રણુ જગી પ્રવાહો પણ કોઇ એક સામાન્ય મૂળમાથી ઉદ્‌ભવેલા ભાસમાન થાય છે. અને મનુષ્યના ઇચ્છા-બળના તથા કાળ-બળના સયોગથી એ ભાષાઓના ગર્ભ ઉપર કદાચ નહિ, તોપણ તેના ભિન્ન ભિન્ન રૂપો ઉપર તેમની ઐતિહાસિક વશાવલિની છાપો પડેલી અભ્યાસીને પ્રતીત થાય છે.

ભાષાના ઐતિહાસિક રૂપાતરો ધીમા હોય તેમ ઉતાવળા પણ હોય, પણ તે ફેરફારો સઘળા દેશોમા તથા સઘળા કાળમા થયાજ કરે છે, અને એ રૂપાતર થવાના અનિવાર્ય નિયમને પ્રતાપેજ વેદના સગર્ભ અને સબળ મત્રોની ભાષા બદલાતા બદલાતા ઉતરી જઇને સિપાઇની નિર્માલ્ય અને મકર સ્થિતિમા તે ઉતરી પડી વળી, એજ રૂપાતરના નિયમને પ્રતાપે ઝદ-અવસ્તાની તથા બેહીસ્તુનના પહાડ ઉપરના ખીના રોકા અક્ષરોની ભાષા બદલાઇને તેણે ફિર્દુશીની અને હાલના ઇરાની લોકોની ભાષાનુ રૂપ ધર્યું ઉપરના જે દૃષ્ટાતો આપ્યા છે તે કરતા પણ જગલી જાતોની બોલીઓ તો બહુ ત્વરાથી અને ઘણા વેગથી ફરી જાય છે, એમ માનવાને કારણ છે સાઇબીરિયા, સિયામ અને આફ્રિકાના વનવાસી નિરક્ષર લોકોની બોલીઓનુ તમામ રૂપજ બે ત્રણુ જમાનાના અરસામા બદલાઇ ગએલુ એમ બારીકીથી શોધ અને તપાસ કરનાર વિદ્વાનોને જણાયુ છે, પણ અત્યત સુધારા ઉપર આવેલી પ્રજાની ભાષાઓ તો વધારે સુસ્થિર અને અચળ જણાએલી છે, અને વખતે તો તેનામા ફેરફારની શક્તિજ સમૂળગી નાશ પામેલી લાગે છે.

એકદરે જોવા જોઇએ તો ભાષામા જો કે નિરતર ફેરફાર થયા કરે છે, તોપણ તે ફેરફાર કરવાને કે તે ફેરફાર થતો અટકાવવાને કોઇ પણ માણસમા સત્તા નથી આપણા શરીરમા જે નિયમને વશ વર્તીને રૂધિરાભિસરણ થયા કરે છે, તેમા ફેરફાર કરવાની આપણામા સત્તા નથી, અથવા આપણી ઉંચાઇમા એક ઈંચ જેટલો પણ વધારો કરવાની આ-

પણામાં તાકત નથી; તેવીજ રીતે આપણા મનમાં આવે તેમ ભાષાના નિયમ બદલવાની કે નવા શબ્દો શોધી કાઢવાની આપણામાં સત્તા નથી. કુદરતનાં ધોરણો માણસ જાણે અને જાણીને તેને અનુસરે, તોજ તેઓ ભાષા ઉપર ધણીપણું ભોગવી શકે. આ પ્રસંગે એક અલ્પ વિજ્ઞપ્તિ આધુનિક લેખકો આગળ તેમના પ્રતિ ઘણા માન સાથે નિવેદનીય સમજાય છે. તે એ કે ગુર્જર ભાષાને બંગાલી, હિંદી તથા મરાઠીની પેઠે સધન, શ્રીમંત અને પ્રૌઢ કરવાનો તેમનો ઉત્સાહ અને પ્રયત્ન પ્રશંસનીય છે; તે પ્રયત્ન અને ઉત્સાહ જારી રાખવાની સાથે જો તેઓ ભાષાના અચળ નિયમોને તાબે થઇને પોતાના ઉચ્ચ કાર્યમાં નિહિત પ્રવૃત્તિ કરતા રહેશે, અને ઉપર જણાવેલી ભાષાઓ તથા પશ્ચિમની અંગ્રેજી તથા જર્મનાદિ ભાષાઓ કેવી રીતે ઉન્નત સ્થાને હાલ વિરાજવા શક્તિમાન થઈ છે, તેનો ઇતિહાસ ધ્યાનમાં રાખીને તેઓ વર્તશે, તો તેમનું દેશહિતનું તેમજ ભાષાહિતનું અતીવ કલ્યાણકારી કામ તેઓ પાર મેલશે અને ભાવી ગુર્જર પ્રજાનો તેઓ આશીર્વાદ મેળવશે, એ નિસંદેહ છે; પરંતુ ભાષાશાસ્ત્રના અજ્ઞાન અને અનાદરવાળાથી આવી સેવા યત્કિંચિત પણ બનવી કેવલ અશક્ય છે.

મુખ્ય વિષયની સાથે ઉપરની વિજ્ઞપ્તિ જો કે નિકટ સબંધ રાખતી નથી; તોપણ ભાષા ફલવતી શી રીતે કરી શકાય, તેની સાથે તેનો સંબંધ હોવાથી સહજ અધિક આલોચના કરવાનું સાહસ શુભ ઉદ્દેશાર્થે કરવામાં આવે છે. લક્ષમાં રાખવાનું છે કે, માણસ પોતાની રૂચિ પ્રમાણે કે પોતાના મનના તરંગ પ્રમાણે કે પોતાની સમજ પ્રમાણે ભાષાને ઘડી શકતો નથી, તેમ તેમાં ફેરફાર પણ કરી શકતો નથી. તોપણ જે જે ફેરફારો કોઈ પણ ભાષામાં થાય છે, તે માણસથી જ-માણસ દ્વારાએ જ થાય છે. છેક હૉરેસ કવિના કાળથી એટલે બે હજાર વર્ષથી યૂરપમાં ભાષાને વૃક્ષની સાથે સરખાવવામાં આવે છે. પણ પ્રશ્ન એ છે કે ઝાડને ઉગવાનાં ખરાં કારણો વિષે આપણે શું સમજીએ છીએ ? વાસ્તવિક રીતે તેના ઉગવાનાં કારણો સંબંધી આપણે કશું સમજતા નથી તો પછી ભાષા જેવા અજ્ઞાત વિષયને તેના કરતાં એ વધારે અજ્ઞેય અને અગમ્ય-વૃક્ષ જેવી વસ્તુ સાથે મેલો કરવાથી શો લાભ ? જો ભાષાને વૃક્ષની સાથે સરખાવવી જ હોય, તો તે માત્ર એક જ બાબતમાં સરખાવાય એમ છે; અને તે એકે ઝાડ તેમજ ભાષા, પોતાની મેળેજ કેવળ આપોઆપ રહી શકે કે વધી શકે નહિ. ઝાડ જેમ જમીન અને હવા અજવાળા વગર જીવી શકે નહિ, તેમ ભાષા પણ પોતાની મેળે રહી શકે કે જીવી શકે નહિ. તેને રહેવાને અને વૃદ્ધિ પામવાને મનુષ્ય આત્મારૂપી આશ્રય-ભૂમિની અપેક્ષા રહે છે.

બોલાતી ભાષા લખાતી થઇ અને લિપિદ્વારા મોટું સાહિત્ય રચાયું, એ તો એક અકસ્માત યોગ જાણવો. પૃથ્વી ઉપરની ભાષાઓનો ઘણો ભાગ તો હજુ લેખનમાં ઉતર્યો જ નથી: અને જ્યારે તે લખાતી જ નથી, ત્યારે તેમાં સાહિત્ય તો રચય જ ક્યાંથી ? મધ્ય અશિયા, આફ્રિકા, અમેરિકા અને પૉલિનીશિયાની અસંખ્ય જાતોમાં ભાષા હજુ તેની પ્રાકૃતિક સ્થિતિમાં છે; અને માનવ-ભાષા લેખન-શૈલિમાં ઉતરી, તે પહેલાં તે કેવી રીતે ઉગે છે અને વધે છે તે ત્યાં જઇને તે લોકોમાં કંઇક વસવાટ કરવાથી સમજવામાં આવી શકે ગેબ્રિયલ સેગાર્ડ નામનો એક ફ્રેંચ ધર્મોપદેશક ઇ. સ. ૧૬૨૬ માં અમેરિકાના હ્યૂરૉન જાતના લોકોમાં ગયો

હતો તેણે પારિસમા આવીને ઇ સ ૧૬૩૧ મા પોતાના મહા પ્રવાસનુ પુસ્તક પ્રકટ કર્યું તેમા તે એક ઠેકાણે જણાવે છે કે, ઉત્તર અમેરિકાની જૂદી જૂદી જાતોમા ગામેગામની બોલી જૂદી હોય છે, એટલુ જ નહિ, પણ એક જ ગામમા બે ઘરમા રહેતા માણસોની બોલી પણ એક બીજા સાથે બધી વાતે મળતી નથી આવતી, અને વળી વધારે અગત્યની વાત તે એ જણાવ છે કે તેમની બોલી રોજ રોજ ફરતી રહે છે, તેથી તે એટલી બધી બદલાઇ ગઈ છે કે નવી હ્યૂરૉન બોલી જૂની હ્યૂરૉનથી તદન જૂદી છે મધ્ય અમેરિકાના ધર્મોપદેશકોએ એ જગલી જાતોનો શબ્દકોષ રચવા માડયો અને બહુ કાળજી રાખીને તે પૂરો કર્યો પછી દશ વર્ષે તેઓએ એ લોકોમા પાછા આવીને જોયુ, તો તેમને જણાયુ કે ત્યાના શબ્દો બદલાઇ જવાથી તેમનો કોષ નકામો થઈ પડયો હતો આપણા હિંદુસ્તાન ભણી નજર કરીએ, તો મણિપુરના પાડોશમા જ બાર બોલી બોલાતી હતી, એમ કૅપ્ટન ગૉર્ડનને માલમ પડયુ ત્રીશ કે ચાળીશ ઘરના માણસો એક બોલી બોલતા અને બીજા ઘરોના માણસો બીજી બોલી બોલતા અને તે બોલીઓ વળી એવી કે એક બીજાથી સમજાય નહિ એવી વેળાએ બાપની બોલી તે આખા કુટુબની બોલી થઇ પડતી, અને તે તેના આખા કુળની બોલી બની રહેતી એક બાઇ ૮૩ વર્ષની ઉમરે મરણ પામી તેના સબધમા ડહૉમ જણાવે છે કે, તેને ૧૬ છોકરા થયા, તેમા ૧૧ પરણ્યા તેમને વળી ૧૧૪ છોકરા થયા, અને તેમને પેટે ૨૨૮ છોકરા થયા તેમનો પરિવાર વધીને ૮૦૦ નો થયો હવે એ ડોશી ૧૭ વર્ષની ઉમરે પરણી હશે, એમ ધારીએ, તો ૭૬ વર્ષમા તેની ઓલાદના ૧૨૫૮ છોકરા હતા તેવા એક ગામ કે કુળમા એક, તેમ એવા બીજામા બીજી બોલી હોઇ શકે

એ પ્રમાણે આ ભૂગોળ ઉપર એકવાર બોલાતી પણ હવે બોલાતી બધ પડેલી એવી સસ્કૃત તથા ઝદ અને લાટિન તથા ગ્રીક ભાષાઓ વિષે, તેમાથી નીકળેલી અનેકાનેક શાખા પ્રશાખા વિષે મનુષ્યના વિચાર સાથે તેના સબધ અને વૃદ્ધિ વિષે ભાષા અને વિચાર સબધી પડિતોના જૂદા જૂદા મત વિષે, જગલી બોલીઓના ત્વરિત રૂપાતરો અને સુધરેલી ભાષાના સ્થાયી ભાવ વિષે, પૃથ્વી ઉપરની સઘળી ભાષાઓના વર્ગીકરણ વિષે, તથા તે સર્વેની લોપાઇ ગએલી મૂળ ભાષા વિષે, અને તેમને લગતી બાબતો વિષે સક્ષેપમા વિવેચન કરવામા આવ્યુ છે

હવે ઉપસહારમા કહેવાનુ કે પરમકૃપાળુ જગન્નિયતાએ માણસને એક સપૂર્ણ સ્થિતિની ભાષાની બક્ષીસ કરી હોત, તેના કરતા તેણે તેનામા એવી માનસ શક્તિઓની બક્ષીશ કરી છે કે તેના પ્રભાવ વડે જગલમા ઉડતા પક્ષીઓની ચીસો ઉપરથી અરણ્યમા વસતા પશુઓની ગર્જના ઉપરથી, અશબધ વહેતા જળપ્રવાહના ગણગણાટ ઉપરથી, પવનની નરમ લહેરીઓના નાજુક વહન ઉપરથી, અને પોતાના વેગવાળા મનોદ્‌ગાર ઉપરથી, એક એવુ અલૌકિક સામર્થ્યનું દિવ્ય યત્ર રચાયુ છે, કે તેના ઉત્તમ પ્રકારના ઉપયોગથી ભગવાન્ વેદ વ્યાસ, બાણ અને કાલિદાસ, ડીમાસ્થિનીઝ અને સિસરો, ઍરિસ્ટૉટલ, પ્લેટો અને સૉક્રેટીસ, શેક્સ્પીઅર અને ગેટે, સાદી અને હાફિઝ પોતાના નામ અમર કરી ગયા છે, એટલુજ નહિ પણ જે જે ભાષાઓમા તેઓ પોતાના સુન્દર અને પ્રૌઢ વિચારો મૂકી ગયા છે, તે ભાષાઓને તથા તેમા પ્રકાશ કરેલા વિચારોને પણ અમર કરી ગયા છે એવુ અકથનીય છે ગૌરવ તથા માહાત્મ્ય ભાષા બળમા અને વિચાર બળમા એ ઉભય વડેજ માણસ માણસ છે, અને તે પૃથ્વી ઉપર મરસાઇ ભોગવે છે, અને પૃથ્વીને સુખી અને સ્વર્ગ સમી કરી શકે છે इति शिवम्

# ગુજરાતી ભાષાનો આરંભ.

રમણભાઇ મહીપતરામ નીલકંઠ બી, એ , એલ એલ, બી )

બદલાતી કોઇ પણ ભાષાનો આરંભ કાલ ચોક્કસપણે નક્કી કરવો એ અશક્ય છે એવો કરીએ કરવાના ઐતિહાસિક સાધનો હોતા નથી એટલુ જ નહિ પણ ભાષા કઇ એક પડ્યુ મા એક વર્ષમા બધાતી નથી અનેક કારણો અને બનાવોના આવી મળવાથી બીજી ધીમે ધીમે ઉદ્ભવ થાય છે અને ઉદ્ભવ થતો જાય છે તેમ તેમ ભાષામા વેગાચ પણ થતો જાય છે અતિ પ્રાચીન ભાષાઓ બોલાતી બધ થતા તેમા ફેરફાર થતા બોલી છે તેમના ઉદ્ભવનો કાલ જેવો કેવળ અગમ્ય છે તેવો વર્તમાન સમયમા બો છે કે અને બદલાતી ભાષાઓના ઉદ્ભવનો કાલ છેક અગમ્ય નથી , પરતુ વર્તમાન ભા પેટે નુ અમુક સ્વરૂપ ક્યારે બધાયુ એ નક્કી કરવુ બહુ અઘરૂ છે ગ્રન્થો, લખાણો ઉપ તે વર્તમાનપત્રોનો હાલના જેવો ભારે સાધનરૂપ જથ્થો હોય ત્યા એ મુશ્કેલી પડે છે, પણ વર્તમાન મુકી ભૂતકાળમા જેમ જઇએ છીએ તેમ એ જથ્થો ઓછો મળે છે વળી ભાષાનુ અમુક સ્વરૂપ બધાય તેજ વખતથી તેનુ સાહિત્ય રચાય એમ બનતુ નથી , અને લેખી સાહિત્ય તો તેથી પણ મોડુ થાય છે આ રીતે ભાષાનો ઉદ્ભવ થયા પછી ઘણે કાળે તેનુ લેખી સાહિત્ય ઉત્પન્ન થાય છે અતિ પ્રાચીન ભાષાઓને લેખન સામગ્રી મોડી પ્રાપ્ત થઇ એ અન્તરાય તે પછીની ભાષાઓને નડ્યો નથી પરતુ એ અતિ પ્રાચીન ભાષાઓ બોલાતી બધ થયા પછી પણ તેની તરફની ભક્તિ ઘણા કાળ સુધી એવી ટકી રહી હતી કે ગ્રન્થો અને લખાણો બોલાતી ભાષાઓમા નહિ પણ પ્રાચીન ભાષાઓમા થતા હતા યુરોપમા તેમજ આ દેશમા આવી સ્થિતિ પ્રવર્તતી હતી , અને તેથી અમુક ભાષાનુ જુનામા જુનુ સાહિત્ય જે સમયનુ મળી આવે તે સમયે તે ભાષાનો આરભ થયો ગણી શકાતો નથી પણ તે પહેલા ઘણા સમયથી એ ભાષા સારી રીતે રૂઢ થએલી હોવી જોઇએ એમ અનુમાન થાય છે આ દેશમા વળી એવી વિશેષ સ્થિતિ છે કે સસ્કૃતને બદલે પ્રાકૃત ભાષાનો પ્રચાર થયા પછી અને પ્રાકૃતમાથી પ્રાન્તીય ભાષાઓ થયા પછી પણ ઘણા કાળ સુધી) પ્રાન્તીય ભાષાઓ ગ્રન્થો અને લખાણો માટે વપરાતી નહોતી બૌદ્ધોએ પોતાના ધર્મગ્રન્થ પાલીમા લખ્યા તથા જૈનોએ પોતાના ધર્મગ્રન્થ માગધીમા લખ્યા અને ધર્મ સાહિત્યની ભાષાઓ થવાથી એ ભાષાઓ એ ધર્મમડળોમા સસ્કૃત જેટલીજ પદવી પામી બૌદ્ધોએ તો પાલીને સસ્કૃતના પણ પહેલાની અને સૃષ્ટિની ઉત્પત્તિ સમયની ‘ મૂલા ભાસા ’ કલ્પી આ રીતે પ્રાકૃત ભાષાઓ પણ તેમનામાથી ઉત્પન્ન થએલી ભાષાઓના સાહિત્યને રોકનારી થઇ બ્રાહ્મણો તો પ્રાકૃત ભાષાઓને હલકીજ ગણતા હતા પ્રાકૃતને શિષ્ટ ભાષા તરીકે

તેઓ કબુલ રાખતા નહિ ' हे अरयो हे अरय ' ને બદલે ' हेऽलवो हेलव ' બોલનાર અસુરોનો તિરસ્કાર કરી ' શતપથ બ્રાહ્મણ મા કહ્યુ છે કે ' तेऽसुरा आत्तव चसो हेऽलवो हेलव इति वदन्त पराबभूवु ' ( ३ प्र पा १-५ ११ अध्याय ३ २-१-२३ ) અશુદ્ધ ભાષા બોલનારનો આ રીતે પરાભવ થાય માટે નિષેધ કર્યો છે કે —

उपाजिज्ञास्या सम्लेच्छस्तस्मान्न ब्राह्मणो म्लेच्छेत् ।
( ३ प्र पा १ ५ ११-३ अध्या. २-१-२४ )

અહીં ' મ્લેચ્છ ' નો અર્થ અપભ્રષ્ટ થએલી ભાષા છે *

બ્રાહ્મણોના ગ્રંથો સંસ્કૃત ભાષામા જ લખાયા. નાટકમા પણ તેમણે વિધિ કર્યો હતો કે શિષ્ટ પાત્રો પાસે સંસ્કૃત ભાષા બોલાવવી

આ સર્વ કારણોએ પ્રાન્તીય ભાષાઓમા સાહિત્ય રચાતુ અટકાવ્યુ એ અન્તરાય દૂર થયા પછી કેટલાક કાળ સુધી હિંદી અને વ્રજ ભાષાએ રાજકીય આશ્રયથી બીજી પ્રાન્તીય ભાષાઓ ઉપર સામ્રાજ્ય ચલાવ્યુ અને જુદા જુદા પ્રાન્તના વિદ્વાનોનો પ્રયાસ પોતા તરફ ખેંચ્યો

આ બધા બળ નરમ પડયા ત્યારે ગુજરાતી સાહિત્યનો આરંભ થયો ગુજરાતી ભાષાનો આરંભ ક્યારે થયો તેનો એ સાહિત્યપરથી નિર્ણય કરવાનુ બની શકે તેમ નથી

જુના ગ્રન્થો અને લખાણો મળી આવે તે વડે નિર્ણય કરવા જતા બીજો પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે કયી ભાષાને ગુજરાતી કે જુની ગુજરાતી કહેવી ? સંસ્કૃત અને પ્રાકૃત વચ્ચે ભેદ કરવામા બીલકુલ મુશ્કેલી નથી કેમકે સંસ્કૃત ભાષાનુ સ્પષ્ટ મર્યાદાથી બાંધેલુ સ્વરૂપ છે અને તેમાથી જ્યારે પણ ફેરફાર થયો ત્યારથી પ્રાકૃત શરૂ થાય છે પરંતુ પ્રાકૃત અને ગુજરાતી મરાઠી બંગાળી હિંદી વગેરે વર્તમાન પ્રાન્તીય ભાષાઓ વચ્ચે એવી સ્પષ્ટ સુરેખ સીમા બાંધી શકાતી નથી. પ્રાકૃતમા કાળે કાળે ફેરફાર થયા છે, અને તે છતા પ્રાકૃત નામ કાયમ રહ્યુ છે સંસ્કૃત નાટકમા લખેલી પ્રાકૃત ભાષા

* બાઇબલના ઓલ્ડ ટેસ્ટમેન્ટ મા પણ આવા પ્રકારની કથા છે કે, ત્યાંથી માથી નાસતા ઇફ્રાઇમાઇટ લોકો જોર ન નદી ઓળંગવા આવ્યા ત્યારે તેમના શત્રુ ગિલી અડાઇટ લોકોએ તેમને રોક્યા. પુછતા જે એમ કહે કે હુ ઇફ્રાઇમાઇટ છુ તેને ગિલી અડાઇટ કહેતા કે શિબોલેથ એવો ઉચ્ચાર કર. ઇફ્રાઇમાઇટ લોકોને શ બોલતા નહોતો આવડતો તેથી તેઓ સિબોલેથ બોલ્યા અને એ રીતે પકડાઇ જાય તેને ગિલીઅડાઇટ લોકો કતલ કરતા એ રીતે ૪૨,૦૦૦ ઇફ્રાઇમાઇટ લોકો તે સમયે જોર્ડનને કીનારે માર્યા ગયા જજિસ પૃ. ૧૨

પ્રાકૃત વ્યાકરણોમાં આવેલા નિયમોથી જુદી પડે છે. વરરૂચિ અને ચંડ સરખા ઘણા જુના પ્રાકૃત વૈયાકરણોના નિયમો હેમચંદ્ર સરખા પાછળના પ્રાકૃત વૈયાકરણોના નિયમોથી કેટલેક અંશે જુદા પડે છે હેમચંદ્રના પોતાના પ્રાકૃત વ્યાકરણના આરંભમાં बहुलम्[1] ('ઘણું ખરૂં') એવું સૂત્ર મુકી કહ્યું છે કે એ સૂત્રનો અધિકાર આખા પ્રાકૃત વ્યાકરણ ઉપર છે, અર્થાત્ એ વ્યાકરણમાં આપેલા બધા નિયમો 'ઘણું ખરૂં' પ્રવર્તે છે એમ સમજવાનુ છે. સંસ્કૃત પેઠે વ્યાકરણમાં આપેલા જ નિયમો સર્વત્ર પ્રવર્તે અને તેથી ઉલટું તે હમેશ ખોટું જ એમ બનતું નથી. વળી હેમચંદ્ર કહે છે કે आर्षम्[2] એટલે ઋષિઓનુ જુનુ પ્રાકૃત છે તેમાં બધા નિયમો વિકલ્પે (optionally) થાય છે, ને નિયમો પ્રમાણે થાય પણ ખરૂં અને ન પણ થાય. હેમચંદ્રે પોતે પણ ઘણા વિકલ્પે થતા નિયમો આપ્યા છે, અને તેમાં જુદા જુદા પ્રાન્તોની ભાષાનાં મૂળ પણ કદી કદી નજરે પડે છે. ઉદાહરણાર્થ, स्वप् ધાતુમાંના પહેલા अ નો ओ પણ થાય અને उ પણ થાય, અને એ રીતે स्वपिति[3] ને ઠેકાણે सोवइ અને सुवइ એવાં બે રૂપ થાય તે હિંદી सोवे અને ગુજરાતી सुवेનાં મૂળ છે. कत्वा પરથી 'काउण' અને 'करिअ'[4] થાયછે. તેમાં મરાઠી करून અને ગુજરાતી करीने ના આકારનાં મૂળ છે. તે જ પ્રમાણે ધાતુઓના વિકલ્પે થતા આદેશ (બદલે થતાં રૂપ) હેમચંદ્રે આપ્યા છે તે શી રીતે થયા તે દર્શાવ્યું નથી તેમ જ શી રીતે થાય તે સમજાતુ નથી ઉદાહરણાર્થે સસ્કૃત कथ् ઉપરથી वज्जर, पज्जर, उप्पाल, पिसुण, सङ, बोल्ल, चव, चम्प, सीस અને साह[5] એવાં રૂપાન્તર વાગ્વ્યાપારના નિયમો જોતાં શી રીતે થાય, અક્ષરોચ્ચાર અશુદ્ધિથી કરતાં कथ् ઉપરથી શી રીતે થાય તે સમજાતુ નથી. પરતુ એમાના सङ ઉપરથી મરાઠી 'सांगणे' અને बोल्ल ઉપરથી ગુજરાતી 'બોલવુ' થયાં છે એવાં ધાતુમૂળ માલમ પડે છે. આવા ધાતુઓ સંસ્કૃત ધાતુ ઉપરથી થયેલા નથી પણ દેશમાં બોલાતા દેશ્ય શબ્દો છે એમાં શક નથી. તેમ વળી પ્રાકૃતના અને અપભ્રંશના કેટલાક નિયમો ગુજરાતી ભાષાનુ મૂળ શોધવામાં કામે લાગતા નથી. પ્રાકૃતમાં कृपानु किपा[6] થાય તે ગુજરાતી 'કિરપા'નુ મૂળ નથી. અપભ્રંશ अम्मासुनु अम्हासु[7] થાય તે ગુજરાતી 'અમારામાં'નુ મૂળ નથી. આ રીતે પ્રાકૃત અને અપભ્રંશ ભાષાઓ કેટલે સુધી ઘડાયેલી હતી ત્યારે તેમાંથી ગુજરાતી ભાષા ઉદ્દ્ભવ પામી અને ગુજરાતી ભાષા એ ભાષાઓમાંથી પોષણ લેતી ક્યારે બંધ પડી એ નક્કી કરવું બહુ કઠણ છે. તેમ જ વળી બધા તદ્દ્ભવ શબ્દ એટલે સંસ્કૃત શબ્દ ઉપરથી રૂપાન્તર પામી ઉત્પન્ન થએલા તમામ ગુજરાતી શબ્દો પ્રાકૃત અને અપભ્રંશ વ્યાકરણોમા આપેલા નિયમો પ્રમાણે જ કે તેમા આપેલાં રૂપો ઉપરથી જ વ્યુત્પન્ન થયા છે એવો સાર્વત્રિક સિદ્ધાન્ત થઇ શકશે નહિં. પ્રાકૃત વ્યા-

---

१. सिद्ध हेमचंद्र : ८।१।२. २. सिद्ध हेमचंद्र : ८।१।३.

३. „ ८।१।६४. ४. „ ८।१।२७,

५. सिद्ध हेमचंद्र० ८।४।२. ६. सिद्ध हेमचंद्र० ८।४।१२८, ७. सि. हे. ८।४।३८१

કરણ પ્રમાણે સંસ્કૃત वियोग ઉપરથી પ્રાકૃત विओओ[1] થાય, પણ ગુજરાતીમા એ શબ્દ આવ્યો નથી અને 'વિજોગ' એવુ તદ્‌ભવ રૂપ થયુ છે સંસ્કૃત धैर्यनुं પ્રાકૃતમા धीर કે धीज्ज[2] થાય પણ ગુજરાતીમા 'ધીરજ' એવુ ત્રીજુ જ રૂપ થયુ છે कर्म ઉપરથી પ્રાકૃત कम्म[3] થાય પણ ગુજરાતીમા 'કરમ' એવુ રૂપ થયુ છે[4] આ રૂપ પ્રાકૃત ઉપરથી આવ્યા હોય એમ કહી શકાશે નહિ

આ રીતે આ દેશમા પહેલવહેલી કયા સમયમા અને કયા રૂપમા બોલાતી ભાષાને ગુજરાતી ભાષા કહેવી એ નક્કી કરવાના કઠણ વિષયમા પ્રથમ પ્રશ્ન એ છે કે "અપભ્રંશ' ભાષાને ગુજરાતી ભાષા કહેવી કે નહિ. અપભ્રંશ ભાષા ગુજરાતમા બોલાતી હતી એવો ચોખ્ખો પુરાવો મળી આવ્યો નથી, પણ અપભ્રંશ ભાષા ગુજરાતી ભાષાને ઘણી મળતી છે અને તેથી ગુજરાતી ભાષા અપભ્રંશ ઉપરથી થઇ છે એમ વિદ્વાનોનું માનવુ છે શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ ગુજરાતી ભાષાના ઇતિહાસમા કહે છે કે, "પ્રાકૃત ભાષા ઉપરથી અપભ્રંશ ભાષા થઇ અને અપભ્રંશ ઉપરથી જૂની ગુજરાતી ભાષા થઇ છે જૂની ગુજરાતી ભાષાનુ વ્યાકરણ અપભ્રંશ ભાષાના વ્યાકરણ સાથે ઘણુ મળતુ છે ' બીજી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખપદ ઉપરથી આપણા વિદ્વદ્રત્ન ગ રા કેશવલાલ હર્ષદરાય ધ્રુવે કહ્યુ છે કે, ' हेमाचार्यनी अष्टाध्यायीनो अपभ्रंश ते ગૂજરાતી જ છે." અન્યમત્ત કેટલાકનો મત એવો પણ છે કે અપભ્રંશ તો આભીરો વગેરેની ભાષા હતી, અને શૌરસેની ભાષા ઉપરથી ગુજરાતી ભાષા થઇ છે (નર્મગદ્યની પ્રસ્તાવનામા ગુજરાતી ભાષા વિશેની પ્રસ્તાવનામા ઉતારેલા વચન ) વળી નાટકમા નીચેના પાત્રોના મુખમા અપભ્રંશ ભાષા મુકવાની કહી છે

शकराभीर चाण्डालशबर द्राविडोड्जा ।

हीना वनेचराणा च विभाषा सप्त कीर्त्तिता ॥

પરતુ શૌરસેની અને ગુજરાતી વચ્ચે ઘણુ મળતાપણુ નથી પ્રાકૃતપરથી થએલી ભાષાઓમા અપભ્રંશ સાથે જ ગુજરાતીને સહુથી વધારે મળતાપણુ છે એ શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસે ઘણી સારી રીતે બતાવ્યુ છે વળી અપભ્રંશ એ પ્રાકૃતનુ સહુથી છેલ્લુ રૂપાન્તર છે એમ જણાય છે વરુચિના 'પ્રાકૃત પ્રકાશ'મા સામાન્ય પ્રાકૃતના નિયમો પછી પૈશાચી માગધી અને શૌરસેની એ ત્રણ ભાષાના નિયમો કહ્યા છે, અને પૈશાચી તથા માગધીને શૌરસેની પરથી નીકળેલી કહી છે, તથા શૌરસેનીને સંસ્કૃતપરથી નીકળેલી કહી છે વળી શૌરસેનીના કેટલાક નિયમો આપી शेष महाराष्ट्रीवत्[5] એમ કહ્યુ છે, અર્થાત્ સામાન્ય પ્રાકૃત તે મહારાષ્ટ્રી છે અને શૌરસેનીનું ઘણુખરૂં બધારણ તેના જેવુ છે એમ કહ્યુ છે વરરુચિએ અપભ્રંશના નિયમ દર્શાવ્યા નથી તેથી તેના

---

૧. सि० हे० ८।१।१७७, २ सि० हे० ८।२।६४ ३ सि० हे० ८।२।७९

૪ 'કામ' એવુ પણ રૂપ છે પણ તેનો અર્થ 'કરમ'થી જુદો છે

५ प्राकृत प्रकाश १२।३२.

સમયમાં અપભ્રંશ ભાષા થઇ નહિં હોય એમ અનુમાન થાય છે. ચંડના 'પ્રાકૃત લક્ષણ'માં અપભ્રંશનું નામ છે. તે ગ્રન્થમાં કહ્યું છે કે, જોડાઅક્ષરમાં છેવટનો 'र' હોય ને અપભ્રંશમાં તેનો લોપ ન થાય.[1] હેમચંદ્રના વ્યાકરણમાં એવા 'र' નો લોપ વિકલ્પે થાય છે એમ કહ્યું છે.[2] એ રીતે ચંડના અને હેમચંદ્રના વખત વચ્ચે થએલો ફેર માલમ પડે છે, અને प्रिय ઉપરથી प्रिय થાય તેમ पिउ પણ થાય. ग्राम ઉપરથી 'ગ્રામ' પણ થાય અને 'ગામ' પણ થાય. એ હેમચંદનો નિયમ અપભ્રંશને ગુજરાતીની વધારે સમીપ આણતો પ્રકટ થાય છે ચંડના એ વ્યાકરણની પ્રસ્તાવનામાં ડોકટર હોર્નેલે પ્રાકૃત ભાષાઓનાં સ્થલ વિભાગનો નકશો આપી દર્શાવ્યું છે કે જુદાં જુદાં સ્થળોએ મળી આવતા શિલાલેખોની ભાષા ઉપરથી માલમ પડે છે કે હાલના સંયુક્ત પ્રાન્તો બિહાર, બંગાળા, ઓરિસ્સા અને મધ્યહિંદમાંના ઇશાન તરફના ભાગમાં માગધી ભાષા બોલાતી હતી, અને તે ભાષાની વિશેષતા એ છે કે સંસ્કૃત 'र'નો તેમાં 'ल' થાય છે. મધ્યહિંદમાંના નૈર્ઋત્ય તરફના ભાગમાં, પશ્ચિમહિંદમાં અને દક્ષિણહિંદમાંના કેટલાક ભાગમાં સામાન્ય પ્રાકૃત બોલાતી હતી. અપભ્રંશ ભાષા સિંધુ નદીની પૂર્વે આવેલા ઉત્તર હિંદમા બોલાતી હતી, અને તે ભાષાની વિશેષતા એ છે કે જોડાક્ષરમાં પાછલો 'र' તેમાં કાયમ રહે છે. ચંડે કહેલા નિયમ પ્રમાણે સામાન્ય પ્રાકૃતમાં પહેલી વિભક્તિના એકવચનમાં છેડે 'ઓ' પણ આવે અને 'એ' પણ આવે. એટલે સં. देवः નું देवो પણ થાય અને देवे પણ થાય. હોર્નેલ કહે છે કે આમાંનાં 'એ' કારાન્ત રૂપ મધ્યહિંદની જોડાજોડ તેની પશ્ચિમે આવેલા દેશ વિભાગના શિલાલેખોમાં માલમ પડે છે, અને એ ભાગની ભાષા પાછળથી અર્ધ માગધી કહેવાઇ; અને ગિરનાર વગેરે સ્થળના શિલાલેખોમા 'ઓ'કારાન્ત રૂપ માલમ પડે છે, અને તે તરફની ભાષા પાછળથી મહારાષ્ટ્રી અને શૌરસેની કહેવાઇ. આ રીતે મહારાષ્ટ્રી અને શૌરસેની એક કાળે ગુજરાત તરફ પ્રવર્તી હશે ખરી. નરસિંહ મહેતાનાં કાવ્યોની અસલ ભાષા લહીઆઓએ પાછળથી બહુ બદલી નાખ્યા છતાં તેમાં હજી चो અને चा એવા છઠ્ઠી વિભક્તિના પ્રત્યય માલમ પડે છે તે આ જુની મહારાષ્ટ્રીની શાખ પુરે છે. અને હેમચન્દ્રે અપભ્રંશના નિયમો આપ્યા પછી કહ્યું છે કે અપભ્રંશની ઘણીખરી રચના શૌરસેની પ્રમાણે છે[3] તે અપભ્રંશના પાયામાં રહેલી શૌરસેની દર્શાવે છે. પરંતુ ગુજરાતની હાલની વસ્તી પંજાબ તરફથી આવેલી છે અને પંજાબમાં હજી 'ગુજરાત' નામે જગા છે એ દાક્તર બુહ્લરની શોધ ધ્યાનમાં લેતાં अपभ्रंश ભાષા દાક્તર હોર્નેલે ઉપર બતાવેલા પ્રદેશમાંથી ગુજરાતમાં આવી એ સંભવિત જણાય છે. હેમચંદ્રાચાર્યે પોતાના વ્યાકરણને છેડે અપભ્રંશના નિયમો કહ્યા છે અને તે સાથે એ ભાષાનાં ઘણાં ઉદાહરણ આપ્યાં છે, પરંતુ એટલા જ પરથી હેમચંદ્રના વખતમાં ગુજરાતમાં અપભ્રંશ ભાષા બોલાતી હતી એમ કહી શકાતું નથી. અપભ્રંશ ભાષા કયા દેશની ભાષા છે અને પ્રથમ બોલાતી

---

१ प्राकृत लक्षण ३।३७. २ सिद्ध हे. ८।४।३९८.

३ सिद्ध हेमचंद्र०.८।४।४४६.

કે હાલ બોલાય છે એ વિશે હેમચન્દ્રે કાંઇ કહ્યું નથી. અલબત્ત, શૌરસેની, માગધી, પિશાચી અને ચૂલિકા પિશાચીના નિયમો તેમણે આપ્યા છે તેના કરતાં અપભ્રંશના ઘણા વધારે નિયમો આપ્યા છે અને અપભ્રંશના ઉદાહરણ માટે કાવ્યગ્રન્થોમાંથી અનેક ઉતારા કર્યા છે; પણ ઉપર કહેલી ત્રણ ભાષા માટે તેમ ન કરતાં એકજ ઠેકાણે ચૂલિકા પૈશાચી માટે એવો ઉતારો કર્યો છે અને પ્રાકૃત માટે પણ જુજ ઉતારા કર્યા છે, તેથી, અપભ્રંશ હેમચંદ્રના ચિત્ત સમક્ષ ઘણી નજીક હતી એમ તો જણાય છે. તેમજ वहिल्ल (વહેલો), विट्टाल (વટાળ), कोड (કૉડ, શૉખ), केर (કેરુ-સંબંધ દર્શક), तण (તણો-સંબંધ દર્શક), વગેરે અપભ્રંશના ખાસ શબ્દો હેમચન્દ્રે આપ્યા છે, તે દર્શાવે છે કે અપભ્રંશ ગુજરાતમાં બોલાતી હોવી જોઇએ. તેમજ બીજી સાહિત્ય પરિષદ્માં ઉપર કહેલા ભાષણમાં રા. ના. કેશવલાલભાઇએ દર્શાવ્યું છે તેમ અમદાવાદમાં સંવત ૧૫૦૮ મા રચાયેલા वसंत विलास નામે કાવ્યમાં 'ખેલવાને' એવા (तुम् infinitive of purposeના) અર્થમાં खेलन રૂપ વપરાયેલું છે અને 'મંડનમાટે' એવા (तादर्थ्यना અર્થમાં मंडनेरेसि રૂપ વપરાયેલુ છે. એ રૂપો હાલની ગુજરાતીમા નથી પણ હેમચન્દ્રે અપભ્રંશના એવાં રૂપ બતાવ્યાં છે.[1] તે હકીકત પણ ગુજરાતમાં અપભ્રંશ ભાષા બોલાતી હતી એમ દર્શાવી આપે છે. હેમચન્દ્રે પોતાનો ગ્રન્થ સંવત ૧૧૬૮ માં સિદ્ધરાજ જયસિંહના વખતમાં લખ્યો છે તેથી અપભ્રંશ ભાષા તે સમય પહેલાંથી પ્રવર્તમાન હતી એટલુ તો જણાય છે. અલબત્ત, અપભ્રંશ ભાષામાં ફેરફાર થઇ હાલની ગુજરાતીને વધારે મળતી ભાષા બોલાવા માંડ્યા પછી પણ શિષ્ટ ભાષા તરીકે અપભ્રંશ ભાષા કાવ્યોમાં વપરાતી હોય અને તેથી તે કાવ્યો રચાયાં તે સમયે અપભ્રંશ પ્રચલિત હતી એમ ચોકસપણે કહી શકાય નહિ. પણ એ માત્ર કાલનિર્ણયનો જ પ્રશ્ન છે, સ્થલનિર્ણયનો પ્રશ્ન નથી. અપભ્રંશ ભાષાના કાવ્યોનાં ઉદાહરણ લેતાં સ્થલનિર્ણયમાં શંકા રહેતી નથી.

कातीं करवत कापता वहिलउ आवइ ।छह ।
नारी विंध्या हल्वलइ जावजीवह ता ।दह ॥

'કાતે અને કરવતે કાપેલાનો વહેલો છેડો આવે છે, નારીએ વિંધેલા જ્યા સુધી જીવે ત્યાં સુધી તેમનો દેહ ટળવળે છે'

आगि दाधा पालवइ ।छद्या पाधइ वृक्ष ।
नारि हुताशनि जालिया छार उडडोयपा लक्ष ॥

'આગે દાઝેલાં વૃક્ષ પાલવે (તેને ફરી પલ્લવ આવે), અને છેદેલાં વૃક્ષ વધે, (પણ) નારી હુતાશનથી બાળેલા લાખો રાખ થઇ ઉડે છે'

---

૧. सिद्ध हेमचन्द्र ८ । ४ । ४४१ તથા ८ । ४ । ४२५.

अठोतरसु बुद्धडी रावणतणइ कपालि ।
एकू बुद्धि न सांपडी लंका भंजण कालि ॥

રાવણને કપાળે અઠ્ઠોતેરસો બુદ્ધિ ( હતી, પણ ) લંકા ભાંગી તે કાળે એક બુદ્ધિ સાંપડી નહિ. '[1]

'ગુજરાસા'માંના આ દુહાની અપભ્રષ્ટ ભાષા ગુજરાતી ભાષાની એટલી બધી નજીક છે કે એ ભાષા ગુજરાતમાં હતી એમાં સંદેહ રહેતો નથી નરસિંહ મહેતાએ 'સુરતસંગ્રામ'મા પોતાની ગુજરાતી ભાષાને 'અપભ્રષ્ટગિરા' કહી છે, પણ તેજ સમયમાં થયેલા પદ્મનાભે ' કાન્હડદે પ્રબંધ'માં પોતાની ગુજરાતી ભાષાને ' પ્રાકૃત ' કહી છે, અને તે પછી ઘણે કાળે થયેલા અખાએ પોતાની ગુજરાતી ભાષાને ' પ્રાકૃત ' કહી છે , તેથી, એ ઠેકાણે ' અપભ્રંશ ' અને ' પ્રાકૃત ' એ શબ્દો માત્ર ' સંસ્કૃતથી ઉતરતી ભાષા ' એવા અર્થમાં વપરાયેલા છે. ગુજરાતી તે જ અપભ્રંશ કે પ્રાકૃત એવો અર્થ ત્યાં ઉદ્દિષ્ટ નથી.

અપભ્રંશ ભાષાને ગુજરાતી ભાષા કહેવી કે ગુજરાતી ભાષાની માતા કહેવી એ સંબંધમાં રા. રા. કેશવલાલભાઇએ ઉપર કહેલા ભાષણમાં કહ્યું છે કે ગુજરાતી ભાષાના ત્રણ યુગ પાડવા: (૧) પહેલો યુગ તે ઇ. સ. ના દસમા અગિયારમા શતકથી ચૌદમા શતક સુધીનો; અને તે યુગની ગુજરાતીને અપભ્રંશ કે પ્રાચીન ગુજરાતી નામ આપવું ઘટે છે. (૨) બીજો યુગ તે પંદરમા શતકથી સત્તરમા શતક સુધીનો; અને તે યુગની ગુજરાતી જે જુની ગુજરાતી કહેવાય છે તેને મધ્યકાલીન ગુજરાતી કહેવી યોગ્ય છે. (૩) ત્રીજો યુગ તે સત્તરમા શતક પછીનો; અને તે યુગની ગુજરાતી તે અર્વાચીન ગુજરાતી છે એ નિર્વિવાદ છે. ઇંગ્રેજી ભાષાના પણ આ પ્રમાણે આંગ્લ સાક્સન ( Anglo Saxon ) અર્ધ સાક્સન ( Semi Saxon ), પ્રાચીન ઇંગ્રેજી ( Old English ), મધ્યકાલીન ઇંગ્રેજી ( Middle English ) અને અર્વાચીન ઇંગ્રેજી ( ModernEnglish ) એવા ભેદ પાડવામાં આવ્યા છે. ' આંગ્લ સાક્સન ' નામ કહાડી નાખી તે ભાષાને અને તે પછીની ઉપર કહેલી બધી ભાષાઓને ફક્ત " ઇંગ્રેજી "જ કહેવી એમ કેટલા ઇંગ્રેજી વિદ્વાનોનો મત છે. કેટલાકનો તેથી ઉલટો મત છે કે જુદા જુદા નામથી ઓળખાતા આવતા ભાષાવિભાગને આ રીતે એક વર્ગમાં મુકવાથી અગવડ પડશે, અને જે વસ્તુઓ યથાર્થ રીતે જુદી છે તેને એક કહેવાથી ગુંચવાડો થશે , કારણ કે અર્વાચીન ઇંગ્રેજી તે આંગ્લ સાક્સનના પાયા ઉપર રચાય છે, અને તેમાંથી જ ઉદ્ભવ પામી છે, તોપણ એ બે વચ્ચે એટલો બધો ફેર છે કે એ બેમાંથી એકનું સંપૂર્ણજ્ઞાન હોય તો માત્ર તેટલાથી એમાંની બીજી આંખથી કે કાનથી સમજાય નહિ.[2] અપભ્રંશ ભાષાને

૧ શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસકૃત " ગુજરાતી ભાષાનો ઇતિહાસ. "

૨ History of English Literature by T. B. Shaw. ( ટી. બી. શૉ કૃત ઇંગ્રેજી સાહિત્યનો ઇતિહાસ. )

ગુજરાતી કહેવી કે નહિ તે બાબત આ પાછલા દૃષ્ટિબિન્દુથી વિચાર કરીએ તો એટલુ તો કહેવુ પડે કે જેને અર્વાચીન ગુજરાતીનુ જ્ઞાન ન હોય તે માત્ર અપભ્રંશ શીખીને અર્વાચીન ગુજરાતી સમજી શકે નહિ, અને જેને અપભ્રંશનુ જ્ઞાન ન હોય તે માત્ર અર્વાચીન ગુજરાતી શીખીને અપભ્રંશ સમજી શકે નહિ અલબત્ત, ફેર છે તેમ સરખા પણુ પણુ છે, અને આવા સબધમા હેલમનો અભિપ્રાય લક્ષમા લેવા યોગ્ય છે ઇંગ્રેજી ભાષાનો આરંભ નક્કી કરવો એના કરતા કઇ વધારે મુશ્કેલ હોઇ શકે નહિ અહીંથી સીમા બાધવાની અમારી મરજી છે એમ કોઇ કારણુ જણાવ્યા વિના સ્વચ્છંદ રીતે કહીએ તોજ એ કાર્ય થઇ શકે યુરોપખંડની બીજી ભાષાઓમા આ નિર્ણય માટે સાધનોની ખામી છે એવુ ઇંગ્રેજી માટે કારણુ નથી, પણુ તેથી ઉલટુ કારણુ છે, અને તે એ કે શબ્દો બહુ ધીમે ધીમે ક્રમમા ઉદ્ભવ પામતા આવ્યા છે, અને તેને પરિણામે હાલના રૂપ થયા છે એમ બતાવી શકાય તેવુ છે કારણકે તેરમા સૈકાની જુનામા જુની ઇંગ્રેજી ભાષાને બારમા સૈકાની આગ્લ-સાક્સન ભાષા સાથે સરખાવીએ તો ઇંગ્રેજીને જુદી ભાષા શામાટે કહેવી અને આગ્લ-સાક્સન ઉપરથી રૂપાન્તર થયેલી કે સાદી થયેલી ભાષા શામાટે ન કહેવી એનો ઉત્તર દઇ શકાતો નથી પરન્તુ ચાલતો આવેલો વહીવટ કાયમ રાખવો જોઇએ અને એમ કહેવુ જોઇએ કે આગ્લ-સાક્સન બદલાઇને ઇંગ્રેજી થઇ અને તે એ પ્રમાણે કે (૧) શબ્દોના ઉચ્ચાર અને જોડણી ટુકા થયા અથવા બીજી રીતે રૂપાન્તર પામ્યા, (૨) વિભક્તિના ઘણા રૂપ, વિશેષે કરીને નામના રૂપ, મુકી દેવામા આવ્યા અને તેથી ઉદ્દેશક ઉપસર્ગો (articles) અને સાહાય્યકારક અવ્યયોનો વધારે ઉપયોગ થયો (૩) ફ્રેન્ચ ઉપરથી ઉપજેલા રૂપ દાખલ થયા આમાનો માત્ર બીજો પ્રકાર જ નવા રૂપની ભાષા દર્શાવવા સમર્થ છે એમ હુ ધારૂછુ, અને આ ફેર એવો ધીમે ધીમે થયો છે કે કેટલાક લેખકો માનવાનુ છે કુ બાલક ગણવુ કે પુત્રીની પ્રજોત્પાદકતાના આરંભચિહ્નો ગણવા એ આપણી મુશ્કેલી ઝાઝી દૂર થતી નથી વિભક્તિઓના રૂપ જતા રહે ત્યારે ભાષા બદલાયેલી ગણવી એ હેલમનો નિયમ લઇએ તો અપભ્રંશમા સસ્કૃત વિભક્તિઓના પ્રત્યય ફેરફાર સાથે પણ રહેલા છે, અને ગુજરાતીમા એ સર્વે પ્રત્યય જતા રહેલા છે ગુજરાતીમા વાસ્તવિક રીતે પ્રત્યયદ્વારા વિભક્તિઓના રૂપાખ્યાન છે જ નહિ, માત્ર સાહાય્યકારી અવ્યયોથી વિભક્તિઓ સરખા અર્થ દર્શાવવામા આવેછે અને પહેલી અને બીજી વિભક્તિઓમા તો શબ્દનુ પ્રત્યય કે અવ્યય વગરનુ મૂલ રૂપ જ વપરાય છે અપભ્રંશમા પણ પહેલી અને બીજી વિભક્તિઓના પ્રત્યયનો લોપ થાયછે, અને છઠ્ઠી વિભક્તિના પ્રત્યયનો ઘણુ ખરૂ લોપ થાયછે,[1] અને અપભ્રંશમા પ્રાકૃત કરતા પણ વધારે કેમળે વિભક્તિના પ્રત્યયના આદેશ (નિયમ વગરના બદલે મુકાતા શબ્દ) થાયછે એ ખરૂ છે તોપણુ અપભ્રંશમા नहेण (ત્રીજી વિભક્તિનું એકવચન) लक्खेहिं (ત્રીજી વિભક્તિને બહુવચન) गिरिसिङ्गहु (પાચમીનું બહુવચન) परस्सु (છઠ્ઠીનુ એકવચન) तणह (છઠ્ઠીનુ બહુવચન) એ વગેરે પ્રત્યય વગા રૂપાખ્યાન થાય છે તેથી એવા અંશમા અપભ્રંશને તે ગુજરાતીથી જુદી ભાષા જણાય

१, सिद्ध हेमचन्द्र ८।४।३४४-३२९,

છે અલબત્ત હેલામ કહે છે તેમ આવા ફેરફાર બહુ ધીમે ધીમે થાય છે અને અર્વાચીન ભાષાના રૂપની ઉત્પત્તિ ખોળતા ખોળતા ભૂતકાળના ઇતિહાસમા જઇએ તો ક્રમે ક્રમે મૂળભૂત પ્રાચીન ભાષા તરફ જઇ પહોચીએ છીએ, અને અહીંથી પ્રાચીન ભાષાની હદ પુરી થઇ અને અહીંથી અર્વાચીન હદ શરૂ થઇ એવો સુરેખ વિભાગ થઇ શકતો નથી તેથી, અપભ્રંશનુ નામ બિરૂપે જુની ગુજરાતી કહીએ તો તેમા અયથાર્થતા નથી, માત્ર જાણીતી થએલી વિભાગ પદ્ધતિનો ત્યાગ થાય છે એ અપભ્રંશ કે જુની ગુજરાતી ઇસ્વી સનના દસમા સૈકા કરતા વધારે જુની નહિ હોય એમ લાગે છે અલબત્ત, ચોકસ નિર્ણય કરવાના સાધન નથી મરાઠી ભાષાનો મુકુન્દરાજ પણ ઇ સ ૮૭૮ મા થયો છે

સાધારણરીતે જે જુની ગુજરાતી કહેવાય છે અને રા રા કેશવલાલભાઇના વિભાગ પ્રમાણે જે 'મધ્યકાલિન ગુજરાતી કહેવાય તે ભાષામા લખાયેલુ જુનામા જુનુ પુસ્તક હાથ લાગ્યુ છે તે " મુગ્ધાવબોધ મૌક્તિક નામે છે એ પુસ્તક સનત ૧૪૫૦મા રચાયેલું છે, અને તેમા ગુજરાતી ભાષામા સસ્કૃત વ્યાકરણના નિયમો સમજાવ્યા છે ગ્રન્થકારે પોતાનુ નામ આપ્યુ નથી પણ તે પોતાનો 'દેવ સુન્દર ગુરુના પગની રજ કહે છે, અને રા રા કેશવલાલ ભાઇએ દર્શાવ્યુ છે તેમ તે જૈન હોવો જોઇએ એ પુસ્તકની ભાષા અપભ્રંશથી જુદી પડે છે, તોપણ હાલની ગુજરાતી ભાષામા નથી એવા અપભ્રંશના અંશ તેમા નજરે પડેછે ' जेह तउ हुतउ थउ थकउ इत्यादि बोलि वइ जेह वस्तु नइ परित्याग सूचीइ अपादान " " एहनउ तणउ एहरहइ किहि इत्यादि बोलिवइ उक्तिमाहि जेह वस्तु रहइ कारकसिउ अथवा सबंध सिउ स्वस्वामित्वादिक सबध सूची यइ । अनइ जेहरइ क्रिया हेतुपणउ न हुइ ते सबध तिहा षष्ठी हुइ ' અહીં કહેલો પાચમી વિભક્તિનો हुतउ પ્રત્યય પ્રાકૃતમા हिंतो અને सुतो રૂપે માલમ પડેછે અને અપભ્રંશમા તેને વધારે મળતુ રૂપ कहन्तिहु ( ક્યાથી ) છે પણ હાલની ગુજરાતીમા તે રહ્યો નથી थउ, थकउ હાલની ગુજરાતીમા **થી થકી** રૂપે છે, પણ ( પ્રાકૃત ક ) અપભ્રંશમા તે નથી છઠ્ઠી વિભક્તિના રહેના एहनउनુ હાલનુ ગુજરાતી રૂપ **એનો** છે પણ અપભ્રંશમા તે નથી तणउ અપભ્રંશમા છે અને ગુજરાતીમા પણ **તણો, તણી, તણું** રૂપે છે तहरहइ એવુ છઠ્ઠીનુ રૂપ અપભ્રંશમા નથી તેમ હાલની ગુજરાતીમા પણ છઠ્ઠીના પ્રત્યયમા મારૂ તારૂ અમારૂ, તમારૂ સોનેરી રૂપેરી, અનેરો, અને ઘણેરો એ આઠ શબ્દ સિવાય 'ર નથી અને તેમાના પણ છેલ્લા બે હવે ફક્ત કવિતામા વપરાય છે પરતુ રા રા કેશવલાલભાઇએ દર્શાવ્યુ છે કે પદ્મનાભના કહાનડદે પ્રબધ 'મા, ભાલણની ' કાદમ્બરી મા, રત્નાગરના ' વસત વિલાસ મા અને ગદ્ય ' वैतल પચવીશી "મા कणयरी ( =કનકની ), पारशीकर (=પારસીના), बाल्भरहइ ( =વહાલમનુ, વહાલાનુ ) मातारि ( =માનું ), એવા રૂપ નજરે પડેછે મારવાડીમા थारो ( = તારો ) बापरो ( = બાપનો ) અને બગાળીમા आमार (=અમારૂ)

અને रामेर (=રામનું) એવા 'र'વાળા છઠ્ઠીના પ્રત્યય હાલ પણ છે હિંદીમાં मेरा, हमेरा, तेरा, तुम्हेरा એવા સર્વનામના છઠ્ઠીના રૂપમાં 'र' છે પણ તે સિવાય છઠ્ઠીનો પ્રત્યય की છે

આ પુસ્તકની સાલ પહેલાના આશરે ૭૦૦ વર્ષ ઉપર લખાયેલું જણાતું એક ગુજરાતી વાક્ય દાક્તર હરિલાલ હર્ષદરાય ધ્રુવને પાટણમાં એક પ્રતિમા નીચેના લેખમાં મળી આવ્યું છે श्री वणराज राउनी अणहिल्वाडइ पाटणि उमामहेश्वर स्थापना छइ वि स ८०२ એવું એ વાક્ય છે પરંતુ राउनी એવું છઠ્ઠી વિભક્તિનું રૂપ અને छइ એવું अस् નું રૂપ એ સમયે પ્રવર્તમાન હોય એમ લાગતું નથી, કેમકે તે પછી ઘણા કાળ સુધી એવા રૂપ વપરાયા નથી અને સંવત્ ૮૦૨માં ઉમામહેશ્વરની સ્થાપના થયેલી એ વાત ઘણાં વર્ષો પછી એ સ્થળે લખેલી છે એમ જણાય છે

'મુગ્ધાવબોધ મૌક્તિક' પછી આગળ ચાલતાં જઈએ છીએ તેમ ગુજરાતી ભાષા હાલના સ્વરૂપ તરફ વધારે બંધાતી જોઈએ છીએ અને તે હકીકત કવિતા કરતાં ગદ્યમાં વધારે સ્પષ્ટતાથી જણાય છે 'शुकबोहोत्यरी' નામે પુસ્તક 'મૌક્તિક' પછી થયેલું છે તેમાંથી થોડાં વાક્ય ઉતારીએ

कुंडिन नगरि भूधर वणिकपुत्र । तेहनि पुण्यना क्षयतु धननु क्षय हौउ । धनना अपतु सगे सहूइ छांडयु । गतमान हौउ । पोति घणा दिवसनी लोहतुला हूती । त अनेरानि घरि मुकीनि देशांतरिगय । केतले दिवसि वली धन उपार्जी आव्यु ।

'સગે સહુએ' એ વચન આજ પણ પ્રચલિત છે 'હૂતી' એ રૂપ હજી સુધી સુરત તરફ છે અને 'અ' ને મળતું કાઠીઆવાડી રૂપ 'ઓ' છે

આ પછી સંવત ૧૫૦૮માં રચાયેલા 'વસંતવિલાસ' માંના બે દુહા લઈએ

नाहु निठिछि गामटि सामटि मयणअजाणि ।
मयण महाभड असहिइ सही हिइइ हणइ बाणि ॥
ईण परि कोइलि कूजइ पूजइ जुवति मणोर ।
विधुर वियोगिनी धूजइ कूजइ मयण किशोर ॥

'नाहु' પરથી થયેલા 'નાહુલો', 'નાવલો' હજી પ્રવર્તમાન છે 'गामटि' પરથી હાલનું 'ગામટી' 'ગામડીયો' રૂપ થયેલાં છે 'सामटि' રૂપ ગયમ છે, 'अजाणि' હવે નરજાતિ વાચક નથી પણ એ મૂળ રહ્યું છે 'ईण परि' પરથી હાલનું 'એણીપેર' થયેલું છે

આ પછી મળી આવતો ગ્રંથ તે 'કહાનડદે પ્રબંધ' છે તે સંવત્ ૧૫૧૨ માં રચાયેલો છે તેનો કર્તા પદ્મનાભ વીસનગરો નાગર હતો અને મારવાડમાં ઝાલોરનો

રાજ કવિ હતો. તેનું કાવ્ય બહુ ઉંચી શક્તિ પ્રદર્શિત કરે છે. તેમાંથી એક બે કડીઓ લઇએ.

तिणि अवसरि गूजरधर राय, करणदेव नामि बोलाय ।
तिणि अवगाणिउ माधव बंभ, तांहिं लगइ विग्रह आरंभ ॥
रीसायु मूलगु परधान, करी प्रतिज्ञा नीम्यूं धान ।
गूजरातिनूं भोजन करूं, जु तरकाणूं आणूं अरूं[1] ॥

આ કાવ્ય 'વસંત વિલાસ'ના સમયનુજ હોવા છતાં તેની ભાષા હાલની ગુજરાતીને ઘણી વધારે મળતી છે. 'વસંત વિલાસ' કાંઇક વધારે જુના કાળમાં શિષ્ટ ગણાતી કાવ્ય ભાષામાં લખાયેલું છે એમ લાગે છે. ઉપરની બે કડીમાંના बंभ (બ્રાહ્મણ) અને अरूं (અહીં, આ તરફ) શબ્દ હવે પ્રવર્તમાન નથી, પણ ગીતોમાં 'ઓરો ઓરાં' રૂપે માલમ પડે છે. अवगाणिउ, रिसायु, मूलगु એનાં અવગણિયો,રીસાયો, મૂળગો એવાં ઓકારાન્ત રૂપ, અને अवसरि, नामि એનાં અવસરે, નામે એવાં એકારાન્તરૂપ એ કાળ પછી થયાં છે. એવા એવા ફેર સિવાય બીજી રીતે આ ભાષા હાલની ગુજરાતીની બહુ નજીક છે.

નરસિંહ મહેતા, મીરાં, ભાલણ, ભીમ, એ કવિઓ આ સમયના જ છે, પણ તેમની મૂળ ભાષા લહીઆઓએ એટલી બધી બદલી નાખી છે કે તેમના લખાણ આ સંબંધમાં કામ આવે તેમ નથી. કદાચ ભાલણની 'કાદમ્બરી' પ્રસિદ્ધ થશે ત્યારે તેની અસલભાષા હાથ લાગશે. "અપ્રસિદ્ધ ગુજરાતી પુસ્તક"ની માસિક ગ્રન્થાવલીમાં ગદ્ય રામાયણ પ્રસિદ્ધ થયું છે. તે પુસ્તકના કર્તાનુ નામ જણાયુ નથી પણ તેની મૂળ ભાષા જળવાયેલી લાગે છે. એ પુસ્તક નરસિંહ મહેતાના વખતનુ છે એમ શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસનું માનવું હતું, અને ભાષા પણ તેવી જ જણાય છે. થોડા ઉતારા કરીશું.

"એકવાર વાલ્મીકનિ આશ્રમિ નારદ આવ્યા છિ, વાલ્મીકિ ઘણી પૂજા કરીનિ પૂછ્યું, આજ અહ્મો કૃતાર્થ કિધા હે સ્વાંમી અજ્ઞાનિ કહોનિ એહવો ત્રૈલોક્યમાંહિ માનુભાવ પુરૂષ કો છિ. . . . તે તમસાનિ તિરનિ વિષિ વાલ્મીકિ વિદ્યાર્થિ સહિત તિહાં આવ્યા, તે ઉત્તર તીર્થં દીઠુ તિહાં વિદ્યાર્થિ સાથિ ધિરિયુ વલ્કલ અણાવ્યું તે તીર્થંમાંહિ રહ્યા . . . . એહવો શબ્દ મુખમાંહિથી નીસર્યું, ત્યાર પહિલુ પૃથિવીમાંહી શ્લોક નથી. કાવ્ય શ્લોક છંદ વાંણી કાંઇ નથી. તે માટે વાલ્મિક તથા વિદ્યાર્થી વિચારવા

---

૧. આ સર્વ ઉતારા રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે પ્રસિદ્ધ કરેલાં જુના ગુજરાતી પુસ્તકો ઉપરથી લીધા છે ; અને એ પુસ્તકોમાંના તેમજ 'મુગ્ધાવબોધ મૌક્તિક' ઉપરના તેમના વિદ્વત્તા ભરેલા વિવેચનની આ નિબંધમાં સહાયતા લીધી છે.

લાગ્યા જે એ મહાવાક્ય શબ્દ હતું ને શું હતું. કાંઇ એક પદબંધ દીસિછિ એમ વિચારતાં થિકાં તિર્થાવગાહન કરી પોતાનિ આશ્રમિ આવ્યા, આમનિ બિહુ ધ્યાન કરવા લાગાં."

અહીં 'આશ્રમિ,' 'છિ,' 'તિહાં.' 'થિરિયું.' 'હેતું,' 'વિચારતાં થિકાં, એવાં રૂપ ફક્ત હાલની ગુજરાતી જાણનારથી પણ સમજાય તેવાં છે.

સંવત્ ૧૫૬૮માં રચાયેલા 'વિમલરાસ' નામે જૈન ગ્રન્થની ભાષા પણ આજ પ્રકારની છે. તેમાંથી બે કડીઓ ઉતારીશું.

दिनि दिनि वाधइ विमलकुमार
अहनिसि अंगि विमलाचार ।
हरखीं माता हूलावती
विमलवाणि बोलइ भावती ॥
विमलकुंवर पुउढइ पालणइ
मां हिंडोलइ ऊलटि घणइ ।
हारलडे हूलावइ बाल
खिणि खिणि आवी करइ संभाल ॥

અહીં पुउढइ ઉપરથી હાલનું 'પોઢે,' અને આમાંના खिणि खिणि ને ઠેકાણે હાલ પાછું क्षणे क्षणे ગુજરાતીમાં દાખલ થયુ છે. ईમાંથી થયેલા વર્તમાન ए વિશે આગળ કહ્યું છે. આ સિવાય આ કડીઓમાંની બાકીની ભાષા તે હાલની ગુજરાતી જ છે.

શિષ્ટ ગ્રન્થોની ભાષા જોયા પછી સાધારણ વ્યવહારના લખાણોની ભાષાપર દૃષ્ટિ કરીએ. આ માટે કેટલાક દસ્તાવેજોનો ઉપયોગ કરીશું[1]

સંવત ૧૫૮૩માં અમદાવાદ પાસે રાજપુરમાં થયેલું વેચાણ ખત છે. તેમાં દસ્તુર પ્રમાણે આરંભમાં પાદશાહ, કાજી, દીવાન વગેરેનાં નામ સંસ્કૃતમાં આપ્યાં છે અને પછી વેચાણનો વ્યવહાર ગુજરાતીમાં લખ્યો છે વેચનાર અને લેનાર (ग्राहक) નાં નામ કહ્યા પછી લખ્યુ છે કે—

"आपणी भूमि साह सामलना पाडा मध्ये हूती ते भूमि राज्यटका ८०४ आंक आठसइ चिरोत्तर माटइ वेचाती परी. आसारवा विण्हू जादव लाखा सारणनइ आपी सही । ते भूमि परी. आसइ रवाइ विण्हूइ जादवइ लाखइ सारणइ आपणइ कबजि

૧ આ દસ્તાવેજો રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે કૃપા કરી મને વાંચવા આપ્યા છે તે માટે હું તેમનો આભારી છું.

करी द्राम एकं मूठिं गिणी आप्या सही । ते द्राम सो० लइइ लाडणइ संघइ काशीइ आपणइ जमणइ हाथिं संभाली लीधा सही । पूर्व पश्चिम श्रे० कसा अवा वनाना कहर लगइ गज १६ । तथा उत्तर दक्षण दालीया लाडण जीवा (गांगा) महिराज एकढालीं पछीतथी वाट सूधा गज ३५ । एवम जमलइ सर्व थै गज ९६० अंके पांचसइ साठि पूरा । अथाघाट: । पूर्वं श्रे. कसा अबा वनानूं फलीह । दक्षण दालीया लाडण जीवा गांगा महिराज । पश्चम परी. दमा आसा सूदानूं फलीह । उत्तरं हीडवानु मार्ग शेरीनु । तथा एवं विधा भूमि: परी. आसारवा विन्हू जादव लाखा सारण आचंद्रार्क भोक्तव्या । लहूआ लाडल शंघा काशीदास संबंधो नास्ति । ए भूमि नइ किधइ को दावु करइ तेह नइ लहूआ लाडल शंघा काशी प्रीछवइ ।

હાલના દસ્તાવેજોમાં આમાંની भूमिनुं 'ભોમ' द्रामनुं 'દામ' અને आघाट નુ 'ખુંટ' થયું છે. एक मूठिं गिणी आप्या જતું રહ્યું છે અને હવે તો 'રોકડા મુંબઈ-ગરા ગણી આપ્યા છે' એ વાક્ય દાખલ દાખલ થયું છે. प्रीछवइ ને ઠેકાણે હવે 'મન મનાવે' વપરાય છે. कहरનો 'કરે' जमलइનુ 'જુમલ્લે' फलीहनुं 'ફળીઉં' એ ફેરફાર પણ થયા છે પણ તે ફક્ત દસ્તાવેજોનીજ ભાષાના નથી, પણ સામાન્ય ભાષાના છે. चिरोत्तरनु 'ચિલ્લોતેર' હજી આંક ગોખતાં બોલાય છે. जमणइ हाथि संभाली लीधा એ વાક્ય હવે દસ્તાવેજોમાંથી જતું રહ્યું છે અને भूमिनइ कीधइ को दावु करइ માંનુ कीधइ જતું રહ્યું છે, અને એ અર્થમાં 'ઉપર' શબ્દ હવે વપરાય છે.

સંવત ૧૫૯૯ માં અમદાવાદમાં લખાયેલા ग्रहणक पत्र (ધરાણીઆ દસ્તાવેજ) માં કેટલુંક અશુદ્ધ સંસ્કૃત છે પણ ગુજરાતી ભાષા સંબંધી જાણવાજોગ નીચે પ્રમાણે છે.

डुढीऊ १ नवूं टंका ६ लेखइ अंके छ लेखइ । घरग्रहणे । घर खडकीबद्ध मध्य उपवर्गं २ गोशारि २ पटसालि प्रांगण सहित सन्मुख छापरुं पक्केष्ट वली–खाप नलीआ–वारत–कमाड सहित खडकीबद्ध ग्रहणे मूक्यां । * * * पार्श्व उत्तरइ मोदी धना सुता समधर सायरनां घर । पार्श्व पूर्वे * * * । एवं ४ खूट । ए घर पडइ आखडइ राजकि दैवाकि लागै ते तथा नलीआ खोटि धणी छोडवतां सर्व वरती आपइ । सचरामणी वसनाहारनी । जांलगइ टका आठ सहिश्र चिडोत्तर आपइ । तिन्हारइ छुटइ * * * बघी अवाधि वरिष ९ नी । * * * घरभाडु नहीं । द्राम व्याज नहीं । खाल–परनाल–नीछार–वाटिकू पूर्वा स्थिति संबंध ।"

અહીં આઘાટનું 'ખુટ' થઇ ગયેલું છે पार्श्व पूर्वं વગેરેને બદલે હવે 'પુરવ પામા' વગેરે લખાય છે राजकि दैवाकिनुं હવે 'રાજક દૈવક' થયુ છે वरत्ती आपइनुं હવે લાગી આપે થયુછે 'રગત દાણીઆ' શબ્દમા वरती ની છાયા વધારે નહીં છે मराठी परत તેને મળતું છે નગીઆ અને સચનામણીની શરતો હજી પણ એની જ થાયછે પણ सचरामणि वस नाहारनी ને બદલે 'મચગમણી તમારે શીર છે' એવી વાક્ય રચના હવે પ્રચલિત થઇ છે वर्षोनुं હવે 'બાણી' થયુ છે तिन्हारइनुं 'તેણે' થયુ છે घरभाडु नहिं ग्राम व्याज नहिं એ શરતો કાયમ રહી છે, પણ 'ઘરનું ભાડુ નહિ ને રૂપીઆનુ વ્યાજ નહિ' એવી વાક્યરચના થઇ છે पूर्वा रीति सबध ને બદલે હવે 'અમલ હક મુજબ' લખાય છે 'ટકા' નો મૂળ અર્થ ઈંગ્રેજી per cent જેવો નહોતો પણ टका તે આનું નાણું હોવાથી સો ટકાએ અમુક ટકા લેખે વ્યાજ લખાતું એ આ દસ્તાવેજ ઉપરથી સમજાશે

બીજા દસ્તાવેજોમાથી વાક્યો ન ઉતારતા શબ્દો અને પદો જ લઇશુ

સંવત ૧૬૧૮મા લખાયેલા 'વિચિણી' (વહેંચણી) ના દસ્તાવેજમા હાલના 'તે' ને ઠેકાણે 'તી' છે 'ખુશીથી' ને ઠેકાણે 'પ્રીછી' છે 'જુદા થયા' ને ઠેકાણે 'જૂજૂઆ થયા છે, 'કોઇ જાતનું સહીઆરૂં નહિ' ને ઠેકાણે 'તનાનિ પાણી સહીઆરો નહીં છે 'ભૂમિ' ને બદલે એમા 'ભોમ' લખેલું છે

સંવત ૧૬૫૧મા અમદાવાદમા થયેલા વેચાણખતમા 'घरविक्रीत' લખ્યુ છે, ને બદલે હવે 'વકરીત વેચાણ ઘર' એવુ લખાય છે પ્રથમના टंकाने બદલે એ ખતમા 'रूपहीआ' શબ્દ આપ્યો છે અને ને 'अमदावादनी टकशाळना रोकडा' છે एकमुष्टा नि दत्तानि એ વાક્ય તેમા કાયમ છે હાલના 'ઓરડા' ને તેમા उरडा बि છે હાલના 'આકાશથી તે પાતાળ સુધી નવે નિધિ અષ્ટમાસિધ' તે તેમા 'आपातालीं वर नायेन नवनिधि सहित' છે જુના खडकी बद्ध અને હાલના 'ખડકીબંધ' ને ઠેકાણે એમા 'ખડકીબધ' છે 'વારસ' ને ઠેકાણે એમા 'विरशी' છે 'ખુટ' શબ્દ એમા વપરાયો છે, અને હાલના 'કુલ અખત્યાર ન દાવે' ને ઠેકાણે એમા अभाराना दावे એ પદ છે આ દસ્તા 'मतु' ને ઠેકાણે 'મતુ' દાખલ થાય છે ખત લખનાર કદી मत લખે છે પણ સહી કરનાર તો મતુ જ લખે છે

સંવત ૧૬૮૪મા અમદાવાદમા થયેલા વહેચણીના દસ્તાવેજમા ત્રોટે एकमता થઇને એવુ પદ છે 'વીગત' ને ઠેકાણે 'व्यगत' છે उरडो નથી ગણ્યુ 'ઓરડો' છે 'ખુણા'ના અર્થમા મરાઠી कोपरा શબ્દ વાપર્યો છે 'આવ્યો છે' ને ઠેકાણે आवाछि 'સહિઆરા' ને ઠેકાણે सोय છે 'પચ્ચે' ને ઠેકાણે व्याचि છે 'ગમે એટલા માળ કરે ઠગવે'ના અર્થમા एक भूम द्वीभूम त्रीभूम करीं करावि લખ્યુ છે 'સા લગી' ને ઠેકાણે ताहारलगि[1] પદ વાપરેલું છે, જે હજી સુરત તરફ વપરાય છે

૧ કાઠિયાવાડમા હજી 'વરતી આપે' વપરાય છે જા૦

સંવત ૧૭૦૬ માં થએલા વેચાણખતમાં હાલના ' પારસાત ' ને ઠેકાણે पारस्वात ( सं. पार्श्वात् = પાસેથી )છે. 'ધરાણે' ને ઠેકાણે गराहिणि છે. હાલના ' અઘાટ વેચાણ ' ને ઠેકાણે अदृष्ट वेचातु છે, હાલના ' ભાગલાગ નથી ' ને ઠેકાણે लागो भागो नास्ति છે. હાલના ' કુલ અભરામ ન દાવે ' ને ઠેકાણે कुल अभिराम न दावे છે. અમદાવાદની ટંકશાળના રૂપીઆ आकरा कोरा કહ્યા છે.

સંવત ૧૭૨૮માં "શ્રી સુખસેનાબાદ શ્રી વેગનપુર "માં થયેલા વેચાણખતની ભાષા અને જોડણી બધી રીતે હાલની ગુજરાતી જ છે. માત્ર તેમાં 'જગજીવનદાસ'ને બદલે સર્વત્ર यगजीवनदास લખ્યું છે ' કોઇ જાતનો સંબંધ રહ્યો નથી ' ના અર્થમાં ' तलाव्य पाणी सहोयारो नहीं એ જુનુ વાકય એમાં પણ વપરાયું છે. ' વારસ 'ની જોડણી वारश છે. રૂપીઆને आकरा कोराने બદલે खराखेरा કહ્યા છે.

સંવત્ ૧૭૮૮ માં बेहिरामपुर ( બહેરામપુર )માં થયેલા ધરાણીયા ખતમાં म्हेणे સિવાય બીજી બધી ભાષા અને જોડણી હાલની જ છે. રૂપીઆને कोरा आकरा કહ્યા છે.

સંવત્ ૧૮૨૪ માં અમદાવાદમાં લખાયેલા ખતમાં ' જોગ ' ને ઠેકાણે योग्य છે. હાલના ' નરભેરામ 'ને ઠેકાણે नीरभेराम છે, અને प्रीछवे શબ્દ કાયમ છે. બાકી બધી ભાષા અને જોડણી હાલની છે

આ પ્રમાણે આપણે ગુજરાતી ભાષાના આરંભનો ઇતિહાસ કાંઇક જોયો, અને તે ભાષાનું હાલનું સ્વરૂપ બંધાતા સુધી તેના ઉદ્‌ભવનો ક્રમ પણ કાઇક જોયો. અલબત્ત, અહીં ફક્ત દિગ્દર્શન કરવામાં આવ્યું છે અને આ વિષય ઘણો વધારે વિસ્તાર કરવા જોગ છે, અને એ વિસ્તાર કરતાં એ ધ્યાનમાં રાખવાનુ છે કે શબ્દોચ્ચારના ફેરફાર વિશે વ્યાકરણોમાં આપેલા નિયમોથી જ બધો ઇતિહાસ અને બધો ક્રમ જડતો નથી. એ નિયમો સાર્વત્રિક નથી, અને માત્ર ઘણુંખરૂ ' પ્રવર્તે છે એ ઉપર કહ્યું છે પ્રાકૃત વ્યાકરણોમાં આપેલા નિયમો ઉપરાંત જુદી રીતે પણ શબ્દોચ્ચારના ફેરફાર કે અપભ્રંશ થયેલા છે. અને એવા ફેરફાર કે અપભ્રંશ એ વ્યાકરણો થયા પહેલાના પણ છે અને પછીના પણ છે. તેમજ વળી અર્વાચીન ભાષાઓના બંધારણમાં શબ્દોચ્ચારના ફેરફાર સિવાય બીજાં કારણો પણ પ્રવર્તે છે એ લક્ષમાંથી ખસી જવું ન જોઇએ. પ્રોફેસર સીવર્સ કહેછે કે, અર્વાચીન ભાષાઓના બંધારણમાં પ્રવર્તતાં બે મુખ્ય કારણો છે. " શબ્દોચ્ચારમાં થતા ફેરફાર ( phonetic variation ) અને સામ્યથી બંધાતાં રૂપ (formation by analogy). આ કારણો સાધારણ રીતે વારાફરતી પ્રવર્તે છે અને ઘણીવાર એક બીજાને વિરોધે પ્રવર્તે છે ; એમાંના પહેલા કારણથી ઘણીવાર મૂળના એક રૂપમાં ભિન્નતા થઇ અનેક રૂપ ઉત્પન્ન થાય છે, અને એમાંના બીજા કારણથી જુનાં ભિન્ન રૂપનો ભેદ રદ થાયછે અને શબ્દોચ્ચારથી એકરૂપતામાં ફેરફાર થયો હોય તે બદલી નાખી પાછી એકરૂપતા આણવામાં આવે છે. '

પ્રોફેસર સીવર્સ દર્શાવે છે કે શબ્દોચ્ચારનુ બળ આખી ભાષામા એક સરખુ પ્રવર્તે છે, અને તેમા અપવાદ હોતા નથી પણ સામ્યથી થતા ફેરફાર માત્ર અમુક શબ્દોને કે અમુક જાતના શબ્દોને જ લાગુ પડેછે અને તેથી તે અનિયમિત તથા સ્વચ્છદી હોયછે ઉદાહરણાર્થ પ્રાચીન ઈંગ્રેજીમા fot (પગ) અને boc ( ચોપડી ) એવા શબ્દ હતા, અને તેનાં બહુવચન fet અને bec અના હતા અર્વાચીન ઇંગ્રેજીમા fotનું foot થયુછે અને bocનું book થયુ છે પરતુ અર્વાચીન ઈંગ્રેજીમા એ બે શબ્દોનાં બહુવચન feet અને books એમ અનુક્રમે થયા છે આ રીતે foot, feet અને book એ ત્રણ રૂપ શબ્દોચ્ચાર ફેરફાર ( phonetic change )ના નિયમસર થયા છે પણ તે પ્રમાણે becનું beech થવુ જોઇતુ હતું તે ન થતા ( armનું arms એવા ) બીજા બહુવચનના રૂપના સામ્ય પ્રમાણે books થયુ છે આ રીતે ભાષાનો ઇતિહાસ અને ઉદ્‌ભવ તપાસતા આ બન્ને નિયમ લક્ષમા લેવા જોઇએ ફક્ત શબ્દોચ્ચારના ફેરફારને સ્વાભાવિક નિયમ કહી સ્વીકારવો અને સામ્યથી થતા બધારણને ખોટુ સામ્ય ( false analogy ) કહી તેની અવગણના કરવી એ ભૂલ છે [1]

વળી બીજી એક હકીકત લક્ષમા રાખવી જોઇએ કે ગુજરાતી ભાષામા સાહિત્ય થવા માડ્યુ તેની સાથે વિદ્વાનોની વિદ્વતા ભરેલી ભાષા સાહિત્યમા દાખલ થવા માડી ગુજરાતના વિદ્વાનો સસ્કૃત, પ્રાકૃત કે હિંદીમા ગ્રન્થો લખતા ત્યા સુધી ગુજરાતી ભાષા ઉપર તેમની વિદ્વત્તાની અસર થઇ નહોતી પણ તેમણે ગુજરાતી ભાષામા ગ્રન્થ કરવા માડ્યા તેની સાથે તેમની ભાષા અને તેમની શૈલી ગુજરાતી ભાષામા દાખલ થવા માડી પ્રાકૃત અને અપભ્રષ્ટ શબ્દોને બદલે તેમણે સસ્કૃત શબ્દો વાપરવા માડ્યા અને તેમના પુસ્તકો દેશમા વચાતા અને લોકપ્રિય થતા એ સસ્કૃત શબ્દો પણ લોકોમા રૂઢ થયા આ રીતે *सिरिमन्त*, *सिघ*, *कन्ना*, *वयण*, *मणोरह* સરખા પ્રાકૃત રૂપો જતા રહી પાછા *श्रीमन्त*, *सिंह*, *कन्या*, *वचन*, *मनोरथ* વગેરે શુદ્ધ સસ્કૃત રૂપ દાખલ થયા છે અને કેટલીકવાર એવા સસ્કૃત રૂપ દાખલ થયા પછી બીજી વાર બીજી રીતે અપભ્રશ થયો છે ध्रमनुं પાછુ धर्म થઇ વળી ધરમ થયુ છે किविणનુ પાછુ कृपण થઇ પછી 'કરપીણ' થયુ છે ગુજરાતમા કેટલાક ભાગમા સસ્કૃત શબ્દો પાછા દાખલ થયા પછી આ પ્રમાણે અપભ્રશ થયો નથી પણ સસ્કૃત રૂપો જ કાયમ રહ્યા છે આ કારણોથી પણ એકલા પ્રાકૃત વ્યાકરણમા કહેલા શબ્દોચ્ચારના ફેરફાર ( phonetic change )ના નિયમો પરથી ગુજરાતી ભાષાનો ઇતિહાસ અને ક્રમ ઉપજાવી શકાશે નહિ, પણ તે સાથે જુના ગ્રન્થો અને લખાણોના અભ્યાસની આવશ્યકતા છે

'અર્વાચીન ગુજરાતી ભાષાના લેખકોએ ઉપર કહ્યુ તેમ ગુજરાતીમા સસ્કૃતનું પોષણ કર્યું તે ગુજરાતીમા ઉપરછલુ ગયુ નથી પણ તેના મૂળ ઊડા ઉતરી સજડ

---

૧ એનસાઇકલોપીડિયા બ્રિટાનિકા કાઇનોલોજી વિશે લેખ—બીજો ભાગ નવમી આવૃત્તિ

થયા છે અને તે ઉપરથી અનેક પ્રકારે ભાષામા વિકાસ અને ઉલ્લાસ થયો છે પ્રેમાનન્દ સરખા ગ્રન્થકારોએ સ્વભાષાના અભિમાનથી 'મધુરી ગુર્જરીની મીઠાશ ઓવી ઘણી સાબીત કરવા સારૂ મૃતપ્રાય સસ્કૃતને સ્થાને આખા આર્યાવર્તમા બધા પ્રાન્તોની ભાષાઓમા ગુજરાતીને શ્રેષ્ટ પદે સ્થાપવા સારૂ તેને મહારાષ્ટ્રી સરખુ 'મહાગુર્જરી' નામ આપવા સારૂ, તેને "પાદે પાદ રસાળ ભૂષણુવતી બનાવવા સારૂ, તેમા સસ્કૃતનુ પોષણુ કર્યું અને અખા સરખા ગ્રન્થકારોએ એવી કવિત્વમય દૃષ્ટિથી નહિ પણ જ્ઞાનીના દૃષ્ટિબિન્દુથી વિચાર આગળ ભાષાનું સ્વરૂપ નકામુ તે એવી વૃત્તિથી,

'ભાષાને શુ વળગે ભૂર, જે રણમા જીતે તે શૂર
સસ્કૃત બોલે તે શુ થયુ, કાંઇ પ્રાકૃતમાથી નાશી ગયુ?

એવી સસ્કૃત તરફની અનાદરબુદ્ધિથી ગુજરાતી ભાષાને ખીલવવા અને વેદાન્તના વિચારો પ્રકટ કરવા અનેક સસ્કૃત શબ્દો ગુજરાતીમા દાખલ કર્યા આ રીતે જુદા જુદા વલણુથી પ્રયાસ કરતા ગુજરાતી ગ્રન્થકારોએ ગુજરાતી ભાષામા સસ્કૃત ભાષાનું અને સસ્કૃત સાહિત્યના ગૌરવનુ પોષણુ કર્યું છે અને ત્યારપછી મુસલમાની રાજ્યના સમયમા ફારસી અને અરબ્બી શબ્દો દેશમા દાખલ થઇ ભાષાના મૂળમા ઉતર્યા છે, અને ભાષાવૃક્ષના જુદા જુદા અગની પ્રફુલ્લતામા સામીલ થયા છે એ સર્વ ઇતિહાસ અને બધારણુ હવે રદ થઇ શકે તેમ નથી હવે તો ઉદ્ભવ પામતો આવેલો ક્રમ ઉપાડી લઇ ભાષાને વધારે અર્થવાહક—વધારે સમર્થ કેમ કરવી અને સાહિત્યને વધારે વિસ્તારી—વધારે ઉન્નત કેમ કરવુ એ ઉદ્દેશ લક્ષમા રાખી પ્રયાસ કરવાનો છે ફક્ત વાર્તાઓ, કહેવતો શીખામણુની વાતો અને બાળોપયોગી ગ્રન્થો પ્રકટ થઇ શકે એટલુ જ ભાષાનુ ગજુ રહે એવો બધ તાણીને બાધી શકાશે નહિ, પણુ ભવ્યમા ભવ્ય અને સુન્દરમા સુન્દર કલ્પનાઓ પ્રકટ થઇ શકે, ઉચ્ચમા ઉચ્ચ અને ગહનમા ગહન વિચારો પ્રકટ થઇ શકે, ઝીણામા ઝીણા અને અદ્ભુતમા અદ્ભુત પદાર્થધર્મો પ્રકટ થઇ શકે દૂરમાની દૂર અને વિચિત્રમાની વિચિત્ર ભૂમિઓના વર્ણન અને તેમની સાથેના વ્યાપાર અને વ્યવહાર પ્રકટ થઇ શકે, સાહિત્ય, ઇતિહાસ, તત્વજ્ઞાન, નીતિમીમાસા સૃષ્ટિવિજ્ઞાન અર્થશાસ્ત્ર, રાજ્યશાસનશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, ભાષાશાસ્ત્ર ન્યાયશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર ઇત્યાદિ અનેક વિષયોના ઉંડામા ઉંડા વિચારો પ્રકટ થઇ શકે એવુ ગુજરાતી ભાષાનુ સામર્થ્ય બધાવુ જોઇએ એ સર્વ સામર્થ્ય સાધારણુ વ્યવહાર અને વાતચિત માટે આવશ્યક નથી, તેમ જ ગુજરાતી ભાષાની વિશેષતા નાબુદ કરી તેને લગભગ સસ્કૃત કે ફારસી આકારની કૃત્રિમ ભાષા બનાવી દેવી એવુ પણુ એ સામર્થ્યનું સ્વરૂપ નથી પરતુ ઉન્નતિમા આગળ વધેલા સર્વ દેશીઓની પેઠે આ દેશમા પણુ માનસિક પ્રગતિને જીરવી શકે, પ્રત્યક્ષ કરી શકે, અને અગાડી વધારી શકે એવુ સામર્થ્ય ભાષામા આવવુ જોઇએ એ ભાષા સર્વ પ્રકારના લેખમા વાપરી શકાશે નહિ એ ખરૂ છે પણુ ઉપર કહેલા વિષયોમા દેશને બળવાન તથા ગુણવાન કરવા એ ભાષા આવશ્યક છે એ ઉત્કર્ષના પ્રયાસ સફળ થાઓ એવી પ્રાર્થના કરી આ લેખ સમાપ્ત કરીશુ

# કેટલાક ફારસી શબ્દો

(રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ. એ., એલ. એલ. બી.)

---

મર્હૂમ જસ્ટીસ મહાદેવ ગોવિંદ રાનાડેએ લખનૌની સોશીઅલ કનફરન્સમાં ભાષણ કરતાં મુસલમાની રાજ્ય અને મુસલમાની અમલને લીધે હિંદુઓપર શી શી અસર થઇ હતી તે બાબતપર વિવેચન કર્યું હતું અને તેમાં મુખ્ય વાત એ જણાવી હતી કે આપણા મુસલમાન ભાઇઓ પાસેથી આપણે–Refinement of life–આપણી હમેશની જિંદગીને કેટલીક રીતે શોભીતી બનાવતાં શીખ્યા છીએ ગુજરાતી ભાષામાં જે કેટલાક ફારસી શબ્દો રૂઢ થઇ ગયા છે, તે શબ્દોનો ઇતિહાસ યા ર્‌હેનું સ્થાન જોતાં એ અભિપ્રાય આપણે સબંધે પણ પૂરેપૂરો લાગુ પડતો જણાય છે ગુજરાતીમાં વપરાતા કેટલાક–માત્ર કેટલાકજ–ફારસી શબ્દો લઇએ તોપણ આપણને સહજ જણાશે કે, સારો પોશાક, સારો ખોરાક, મોજમઝા રમતગમત, ગૃહ સબંધે સુવ્યવસ્થા, તેમજ રોજ કામની જોડે સબંધ રાખતા વિષયો, જેવા કે ઇન્સાફની અદાલત, વગેરે બાબતોમાં ફારસી શબ્દોજ આપણા મ્હોડામાં પગેસાઇ ગયા છે ર્‌હેમાંના કેટલાક તો એવી જડ ઘાલી બેઠા છે કે સંસ્કૃત શબ્દો વાપરવાની હિમાયત કરનારા શખ્સો ગમે તેટલો ભગીરથ પ્રયત્ન કરે તો પણ ભાગ્યેજ તેવા શબ્દોને ઉખેડી શકે યા ર્‌હેમની ભાષામાં કહીએ તો સ્થાનભ્રષ્ટ કરી શકે

ઉપર જણાવેલા કેટલાક શબ્દોની યાદી અત્રે ખુલાસા સાથે આપી છે, એવા વિચારથી કે ર્‌હેમાંથી કાંઇક નવું જાણવાનું મળે

## પોશાક.

**મોજાં** અસલ ફારસીમાં એક જાતના કપડાના જોડાને કહે છે, અને મોજડીઓ જે કે વરને પરણતી વખતે પહેરાવે છે તે કપડાનીજ બનાવે છે

**ડગલો** તથા **પહેરણ** (ઝભો) બન્ને ફારસી છે ડગલો, એટલે એક જામા પૂરતું છીંટના જેવું છાપેલું કાપ

**રૂમાલ** એટલે મ્હોડું, ચ્હેરો (રૂ) લુછવાનું (માલ) સાધન તે

**સુરવાળ** એટલે લેંઘો, મૂળમાં **શૂલવાર** છે

**જામો** એટલે મોટો ઝભ્ભો, ને પગનો ઝભ્ભો, ઇજાર, તે **પાયજામો**

માથાપર વીંટાળવાનો તે **સરપેચ** પર્દો, (પડદો) તે ઉપરથી **પરદેપોશ**, **પડદાપોશ**, બુરખો ઓઢનાર, એટલે સ્ત્રી, કોઇ માણસને પાલખી યા મેનામાં ઢાંકીને લઇ જાય તેને **પડદાપોશ** કરી લઇ ગયા કહેવાય છે

**તાફતો** (તાફતન, વણવું) એ એક જાતનું વણેલું રેશમી કાપડ છે

**રેજો** એટલે કટકો, તે રીઝેહ, પડી ગએલ, તુટેલ, તે ઉપરથી છે,

**તંગીઓ** એ તંગ, એટલે સાંકડું તે ઉપરથી સાંકડું, બાંધએલું આવનું વસ્ત્ર, ચડ્ડી.

**દરજી** એ ફારસી શબ્દ છે. દર્જ એટલે બખીઓ, ટાંકો.

**ઝરી** એટલે સોનાનું, તે ઉપરથી જરી કામ, એટલે સોના રૂપાનું ભરતકામ.

**કીસે** એટલે કોથળી, તે ઉપરથી, ખીસું, ગજવું.

**કીરમજી** મૂળમાં, કરમઝ છે, કિરમિઝ, એટલે કિરમિઝ નામના કીડાઓથી પેદા થએલું તે. ખમીસ, મૂળ, કમીસ છે.

**કીનખાબ**, મૂળમાં કમખાબ. કમ, એટલે થોડું, અને ખાબ, એટલે રૂંવાટાં અથવા ઝૂંછાવાળા કાપડપર આપણે ઉલટો હાથ ફેરવીએ છીએ ને વખતે ઝૂંછા અથવા રૂંવાટાં ઉપરથી આવે છે તે. જે કાપડમાં એવી રીતે થોડાં રૂંવાટાં ઉપરથી આવે તે, કમખાબ.

## રમત ગમત, મોજમઝા.

**બાજી** એટલે રમત, તે ઉપરથી આપણે મોકરા, પાસા વગેરેથી રમાતી રમતને બાજી કહીએ છીએ.

**શેતરંજ, પ્યાદું** (પ્યાદેહ) અને **માત** એ પણ ફારસી શબ્દોજ છે.

**બાગ** એ પણ ફારસીજ છે. **બગીચો** એટલે (બાગચે) ન્હાનો બાગ.

**મઝા**, ફારસી છે.

## દવાદારૂ, હકીમું, શરીરના ભાગ.

**બાજુ** (બાઝૂ), **બદન** (શરીર), **રગ** (નસ), **તબીયત, બલગમ, બગલ,** એ ફારસી છે.

**બગલ બચ્ચો**, એટલે વહાલો, (Favorite) કેટલાકો કહે છે કે મુસલમાનો સરકારના **બગલ બચ્ચા** છે.

**પલકારો** આખનો, એ ફારસી પિલ્ક એટલે આખનું પોપચું એના પરથી આવેલો છે.

**ચશ્મ** આખ ઉપરથી આખનું રક્ષણ કરનાર, ચશ્મા

**ગળું** મૂળમાં ગુલુ છે પેટમાના કરમ ત્હેનુ મુળ ફારસી કિર્મ છે.

## ખોરાક.

**બીરંજ** એટલે ઘીમા ખાંડ સાથે રાંધેલા ચોખા, એ મૂળ ફારસી **બિરંજ** એટલે ચોખા પરથી છે.

**હલવા** એક જાતનો ખોરાક, મીઠાઇ, તે ઉપરથી બદામનો હલવો, દુધીનો હલવો, વગેરે.

**કાવો**, ઉકાળો, મૂળ **કહવેહ**, કાફીનો ઉકાળો

**બદામ, પસ્તાં**, બન્ને ફારસી છે, **આલુ**, અને **જરદાલુ** (ઝર્દાલૂ), **અંજીર. સેબ**, અને **અનનાસ** (અયન-ઉલ્-નાસ, લોકોની આખ) પણ એજ બાપાના છે.

જવ, ખાવાનું ધાન્ય, ફારસી છે

**ખડબુચું** (ખરબુઝે), **તડબુચ**, અને '**નરંગી** (**નારંજ**) એ પણ ફારસી છે જેના ફળ તેના કેટલાક ફુલ પણ અસલ ફારસી છે **ગુલદાવદી** (ગુલેદાઉદી) **ગુલબ્બાસ** (ગુલે અબ્બાસ), વગેરે. માજમ (કેફી પદાર્થ) તે મૂળ **માજૂન** છે, ને ફુદ્નો, તે **પૂદીને** છે

**ગુલકંદ** ફારસી છે, અને **જુલાબનું** મૂળ રૂપ ગુલાબ (ગુલાબનાં પાતરાં (પાખડી) ખાવાથી ઝાડો સાફ થાય છે તે વાત જાણીતી છે)

**બરફ**, મૂળ **બર્ફ** છે જીરૂ, મૂળ **ઝીરેહ**, ફારસી છે

**સબજીપાણી**, ભાગ, **સબ્ઝ**, લીલુ, **સબ્ઝી**, લીનાશ, ભાગના પાદડા લીલાં હોય છે લીલુપાણી

ગાજર, મૂળ **ગાઝર** છે એ અસલ મુસલમાન લોકોનો ખોરાક હોવો જોઇએ. ઉચ હિંદુ વર્ગમા ખવાતા નહિ હોય, કારણ ગુજરાતમા કહેવત છે કે, "ગાજર ગરીઆ, ગાજર ખાય તરકના છૈયા"

## શુભાશુભ પ્રસંગ.

**શબગસ્તનો** અર્થ મૂળ ફારસીમા એવો થાય છે કે રાત્રે ફરનાર, આ ઉપરથી આપણે ગુજરાતીમા વરકન્યાનો લગ્નનો વરઘોડો જે રાત્રે ફરવા નીકળે છે, ત્હેને **સરઘસ** કહીએ છીએ.

**આતશબાઝી**, આતસબાજી એ ફારસી છે

**નગારૂં**, **તાસું** અને **મરણાઇ** એ ત્રણે ફારસી શબ્દો છે, તેમજ **સવાર** અને **સવારી** પણ ફારસી છે

## મકાન.

**દાલાબ** એટલે ભંડારીઉ

**ખાનું** એ મૂળ **ખાને**, ઘર, ઉપરથી છે

**તાકું**, એટલે ભંડારીઉં, એ **તાકચે** ઉપરથી છે **તાકચે** એટલે ગોખલો

**પેચ** અને પેચીઉ, એટલે પેચવાળા સ્ક્રૂ દાદના, બેસાડવાનું હથીઆર તે પણ **પેચ** ઉપરથી છે

**મેખ**, ખીની મૂળમા લાકડાની ખીલીને **મીખ** કહે છે

**ગાલીચો** નાની શેતરંજી, મૂળમા **કાલીચે** છે

**પાયો** તથા **કિલ્લો** અને **બુરજ** પણ ફારસી છે ભરૂચના એક ભાગને **વાંદરા ભરૂચ** કહે છે જે મૂળમા **બહાદુર બુરજ** હતો

**પાંજરે** એટલે જાળીવાળી બારી તે ઉપરથી પક્ષીનુ, કેદીનું **પિંજરૂ**, સાક્ષી-યા **શાહેદીનુ પિંજરૂ**

**તકીયો** એટલે અઢેલવાની જગા તે ઉપરથી પછી રૂનો તકીઓ થએલો

ડહેલી એ મૂળ દહેલીઝ એટલે Portico ના અર્થમાં છે.

તબેલો તે તવીલે.

### ન્યાય.

મુનસફ એટલે બરાબર બે વિભાગ, અર્ધો-અર્ધ નિસ્ફ એટલે અર્ધું—કરનાર માણસ અને ઇન્સાફ એટલે અર્ધો અર્ધ કરવું તે

ગુનેહગાર, ખુની ( એટલે ખુની (ખુન) કરનાર) અને મુદ્દા (issue ) તથા સજા એ પણ ફારસી છે

તાકીદ આપવી એટલે મનાઈ હુકમ (Injunction) આપવો ; ને તાકીદ એટલે કાંઈ બાબતનો આગ્રહ કરવો તે

દરખાસ્ત એટલે, ઇચ્છા, ગરજ, વિનતી, તે ઉપરથી હુકમનામું બજાવવાની અરજી.

દાદ એટલે ફરીયાદ કરવી

પારસવો મદઈ શબ્દ વાપરે છે, મદ્દઈને ફસાવું થયું, ને મૂળ મુદ્દઈ એટલે દાવો કરનાર, દાદમાગનાર ઉપરથી લાગે છે

ઝાબતે એટલે કાયદો, કાનૂન ( Rule ), ને ઉપરથી જપ્ત, અને જપ્તી.

અદાલત એટલે ઇનસાફ, તે ઉપરથી ઇનસાફ કરવાની જગા, કોર્ટ, એ અર્થમા આપણે વાપરીએ છીએ.

વકીલ, વકાલત ફારસી છે.

### વાસણ.

તાસ એટલે કથરોટ એ ફારસી ( તિસ્ત ) છે.

આબખોરો, પાણી પીવાનું વાસણ, અસલ આબ ( પાણી ) અને ખોરેદ ( પીવાનું ) છે.

સરપોશ, મૂળ અર્થ માથા ઢકણ છે, તે ઉપરથી આપણે તપેલીનું ઢાકણું યા છીબું એ અર્થમા વાપરીએ છીએ

દેગ એટલે હાંડો, અને દેગડી એટલે ન્હાનો હાંડો એ પણ ફારસી છે દેગડીનું મૂળ રૂપ દેગચી ( ન્હાનો દેગ ) છે

શીશો એટલે કાચ, તે ઉપરથી કાચના વાસણ, બાટલી. માટે શીશો અને શીશી, સીસો ને શીશી કહીએ છીએ

પ્યાલો, જેને મુંબઇમા અશુદ્ધ રીતે પાલો કહે છે તે અને જામ બને શુદ્ધ ફારસી શબ્દો છે

### વેપાર.

મારફત, એનો મૂળ અર્થ ઓળખવું એવો છે, જે એક બીજાની વચ્ચે પડી ઓળખાણ કરાવી આપે તે મારફતીઓ.

**હકસાઇ** એ ત્રણ શબ્દનો બનેલો છે હક–ઉમ–સઇ (મહેનત), મહેનતનો બદલો, મહેનતાણુ તે **હકસાઇ**.

**જમે ખરચ** ફારસી છે

**ખુર્દો** એટલે છુટુ નાણુ, આની, બેઆની, પાવલી વગેરે ખુર્દ એટલે ન્હાનો કટકો

**હિસ્સો, હિસ્સેદાર,** (ભાગીદાર) પણ ફારસી છે

**પરચુરણ**

**ગોદી** એટલે કે જે ખાડામા પાણી ભરી રાખી વહાણને સહીસલામત લાગરવામા આવે છે, તે શબ્દ પણ ફારસી (**ગૌદ**) છે હેનો અર્થ ફારસીમા **ખાડો** યા **ખોદી** કાઢેલુ એવો થાય છે

**મબલગ** આપણે પુસ્કળ એવા વિશેષણના અર્થમા વાપરીએ છીએ, પણ ફારસીમા એનો મૂળ અર્થ પૈસાની રકમ એવો થાય છે

**મ્હાવરો** એ પણ ફારસી શબ્દ (મોહાવરત) છે, અને **અમાનતનુ** ખરૂં રૂપ ફેરવી નાખી આપણે **અનામત** કહીએ છીએ

**નજળો** એ એક જાતનો રોગ છે, જે એક જાતનો રસ ઉતરવાથી થાય છે ફારસીમા **નઝલે** (ઉતરવુ તે) ઉપરથી એ શબ્દ બન્યો છે

**કેફ** એટલે મૂળમા ' મઝા તે ઉપરથી આપણે દારૂની "કેફ એટલે **નીશાના** (ફારસી) અર્થમા વાપરીએ છીએ

**તાણું** એટલે મ્હેણુ એનો મૂળ અર્થ, ભાલાની અણી એવો છે, મતલબ કે જે ભાલાની અણી જેવુ ખૂચે તે મ્હેણુ અથવા તાણુ

**લાલ,** એટલે માણેક તે ઉપરથી માણેકના રંગનાણુ નતુ

**સુર્ખ,** એટલે રાતું, તે ઉપરથી ગાલપરની **સુર્ખી,** રતાશ

ગુજરાતમા કોઇ બાઇ જરા વિશેષ એહેન ચાળા કરતી ચાલતી જતી હોય છે તો ત્હેને ઉદ્દેશીને કહે છે કે જુઓ જુઓ **તાયફો** આવ્યો અહીં તાયફો વેશ્યાના અર્થમા વપરાય છે તાયફો ગુણમા અથવા ગાનારીને પણ કહે છે પણ ફારસીમા **તાયફે** એટલે કોમ, અથવા તો અમુક જાત યા કુટુબ, બગ છોકરા સાથે આ કુટુમ યા કોમ હમેશ ભટક ભટક કરે છે, અરબસ્તાનની દરેક જાત ભટકે, તેથી વખતે આ અર્થમા (ભટકનારના) વપરાતો હોય

**પેશવા** એ ગુજરાતી નહિ પણ મરાઠીમાથી આવેલો શબ્દ છે **પેશવા** એટલે આગળ યા મોખરે રહેનાર

**ચકમક,** મૂળ **ચકમાક** એટલે દેવતા પેદા કરવાનો પત્થર છે

**હમેલદાર** ઓરત અને **હમાલ** એ બને એકજ શબ્દના જુદા જુદા રૂપ છે. કાઇક ચીજ લઇ જવી અથવા ઉપાડી ચાલવુ તેનુ નામ **હમલ.** હમાલ બોજો ઉપાડે છે, ને મગજવાળી સ્ત્રી બાળક ઉપાડી ચાલે છે

કોઇના **ગીલ્લા** કરવા, **ગીબત** કરવી અથવા ચાડી **ચુગલી** કરવી, એ ત્રણે ફારસી શબ્દો છે. **ગીલ્લે** એટલે ફરીયાદ, ગીબત એટલે ગેરહાજરી, મતલબ કોઇની સામે ફરીઆદ કરવી તે ગીલા, અને તેની **ગેરહાજરી**માં તેને વિશે (જુઠું) બોલવું તે ગીબત. આપણે કહીએ છીએ કે મ્હારે ફલાણા માણસની **તમા** (દરકાર, પરવા) નથી, તે મૂળમાં **તમે** એટલે લોભ, એવા અર્થનો શબ્દ છે.

**સાહેબ** એટલે સોબતી, સાથે ફરનાર, **સોહબત** રાખનાર, પરંતુ આપણે ત્હેને ઉપરીના અર્થમાં વાપરીએ છીએ.

'**બેટ સોગાદ**, એમાં **સૌકાત** એ ફારસી છે.

મ્હોટા રસ્તાને, રાજમાર્ગને આપણે સરીઆમ રસ્તો કહીએ છીએ, તે અસલ' શારેઆમ છે. **શારે** એટલે રસ્તો, **આમ** એટલે સાધારણ લોક, માટે સરીઆમ રસ્તામાં રસ્તો એ શબ્દનો વપરાશ નિરર્થક છે.

**બિસ્તરો, તે બિસ્તર છે.**

**બિચારો અને લાચાર,** એ બન્ને મૂળમાં જેના હાથ હેઠા પડ્યા હોય, જેની પાસ કાંઇ ઉપાય (ચારો) ન હોય તેવા અર્થમાં વપરાતા. હાલ આપણે **ગરીબ** એ અર્થમાં વાપરીએ છીએ. **ગરીબ**નો મૂળ અર્થ અજાણ્યો. અજાણ્યા માણસને કાંઇ રસ્તો સૂઝે નહિ તેથી તે ગુંચવાય, અને હાંફલો ફાફલો થઇ જાય, તેમ પૈસા વિનાનો પણ થાય, તેથી એ અર્થમાં વપરાય છે. **લાચાર** શબ્દમાં **લા** એ અરબ્બી છે, ને **ચાર** ફારસી છે. ગુજરાતીમાં પણ એવા શબ્દો મળી આવે છે. જેમકે, બે ધડક, જેમાં **બે** ફારસી છે, ને ધડક ગુજરાતી છે.

**પરવસી** કરવી, એ મૂળ **પરવરેશ** (કોઇને પાળવું તે) ઉપરથી.

ગુજરાતી બૈરાંઓ, કોઇ સ્ત્રી બહુ **હારૂન, હરામખોર** (આ બંને ફારસી છે) યા લુચ્ચી હોય ત્હેને ગાળ દે છે કે "રાંડ, પાકી પરેસાન છે." અહીં **પરેશાન** નો મૂળ અર્થ ગુંચવાયલું છે, અને નહિ કે લુચ્ચુ.

'.હેલુ એટલે બાજુ (Side) તે ઉપરથી **પહેલ** પાડવી. એક બાજુ પર કામ કરવું, બાજુ ધસી નાંખવી.

**બરદાશ્ત** એટલે ઉંચકવું, તે ઉપરથી કોઇની બરદાશ કરવી એટલે ત્હેની કાળજી રાખી ત્હેને સંભાળવો. **બરખાસ્ત,** ઉભા થવું તે, સભા **બરખાસ્ત** થઇ, એટલે સૌ ઉભા થયા.

**ફલાણો** (એ શબ્દ પણ ફારસી છે) માણસ તો **અતરાપી** છે, એમ આપણે કહીએ છીએ એટલે કે પારકો છે. આ શબ્દ **અતરાફ** એટલે શહેર બ્હારનો પ્રદેશ-(**તરફ**નું બહુ વચન **અતરાફ**)-એવો થાય છે. આસપાસનો મુલક એટલે કે તગ શહેરનો નહી, બહારનો.

**ઝાડુ** એટલે **જારૂબ**, જગાને સાફ કરનાર, યા વાળનાર.

**જાન** એટલે જીવ, **જાનવર** એટલે જીવવાળું, જેમ કે **હય** (જીવ, જીંદગી)

**વાન**, ઉપરથી **હેવાન**, **હેવાતન**, (સ્ત્રીનું) સૌભાગ્ય આ ઉપરથી છે.

**જંગલ** એ ફારસી છે.

**મુર્ગ** એટલે પક્ષી, તે ઉપરથી મરઘી, એક જાતનું પક્ષી

**હરીફ** એટલે સોબતી, મૂળમાં જેને Rival સરસા સરસી કરનાર કહે છે તે નહિ.

**હરકત** એટલે પ્રગતિ, હાલચાલ કરવું તે, આપણે હેનો અડચણ, અટકાવના અર્થમા ઉપયોગ કરીએ છીએ

**ફલાણાને ખાતર** એ આખું ફારસી Idiom મૂળજ આપણે વાપરીએ છીએ. **બખાતરે ફલાન્.**

**બિલકુલ**, આ શબ્દ રા૦ મનસુખલાલ રવજીભાઇ મહેતાના "સનાતન જૈન" ના ફેબ્રુઆરી ૧૯૦૯ ના અંકમા જૂના ગુજરાતી ગદ્યનો નમૂનો આપ્યો છે, તેમાં સંવત ૧૭૭૬ ની સાલના "આગમસાર" મા મ્હારા જોવામા આવ્યો છે. "જૂઠું વચન **બિલકુલ** બોલવું નહિ." એ એટલો જૂનો છે.

ઘોડાનું જીન એ ફારસી **ઝીન** છે, અને **લગામ** પણ ફારસી છે. તેમ જરા એટલે સહજ, થોડું તે ફારસી, **ઝર્રેહ** રજકણ, an atom છે.

તકલદી માલ એટલે નબળો માલ, એનો મૂળ અર્થ **તકલીદી** એટલે બનાવટી, imitated, નકલી છે. તે ઉપરથી **તકલેદી** જવાન, એટલે નબળી તબીયતનો માણસ; એવાને આપણે **કાગદી** જવાન પણ કહીએ છીએ. જેની તબીએત કાગળના પડ જેવી પાતળી, નબળી હોય તે.

**મોઘમ** એ મૂળમાં **મુબહુમ**, નહિ જણાએલુ, ઢંકાએલુ, છે.

**મોબદલો** એ મૂળમા **મુબાદેલત** એટલે એક બીજા જોડે અદલબદલ કરવું તે, તે ઉપરથી રેવીન્યૂના રજીસ્ટરપર એકના નામપરથી બીજાના નામપર જમીન ચઢાવવી તે.

**મુકાબલો** પણ એજ ધોરણપર છે **મુકાબેલત** એટલે એક બીજાનો ચ્હેરો જોય તેવી સ્થિતિમા આણવું

હુનો ફલાણાથી **આજેઝ** થયો, એટલે થાક્યો, **આજેઝ** મૂળમા બેતાકત, નબળું, એવા અર્થનો શબ્દ છે

**દહલાયદું**, મૂળ દહલાહદેહ. રોફ, અથવા રોપ, મૂળ, **રૂઅબ**, ડરાવવું છે.

**અવેઝ**, એટલે આપણે પૈસાના અર્થમા વાપરીએ છીએ **અવેઝ** એટલે બદલો, તે ઉપરથી ઘર વેચાતુ લઇ તેના બદલામા નાણુ આપે તે અવેજ, અવેજ મને પહોચ્યો છે.

**ઓધ્ધો**, મૂળ **ઓહદેહ** એટલે જવાબદારી છે

**ગનીમત** મૂળમા લૂંટ, તે ઉપરથી ફાયદો એ અર્થમા ગુજરાતીમાં વપરાય છે.

**કાયમ** એ ઉભુ, અને **મકામ** (મુકામ) ઉભા રહેવાની જગા.

**કસબ** એટલે કઇ ચીજ મેળવવી, તે ઉપરથી **કસબ** ધધો અને **કિસબી** એટલે હુન્નરી.

**મજૂર, મઝદૂર, મુઝદ્દવર મુઝદ** એટલે મહેનતાણું, બદલો, વર, વાજો, તે ઉપરથી પૈસા લઇ કામ કરનારો

**મશ્કરી,** એ મૂળમા મસ્ખરગી છે

**નજર** નજરાણું, અને **નજર,** એટલે જોવુ એ બે જુદા જુદા શબ્દો છે **નઝર,** એટલે માનતા લેવી તે, અને જે કામ માટે માનતા લીધી હોય તેમા ફતેહ મળવાથી માનતા ચઢાવવી તે તેને લીધે નજરનો અર્થ નજરાણુ એવો થયો છે **નઝર,** જોવુ, તે ઉપરથી મનઝુર, મંજૂર એ શબ્દ આવ્યો છે તે તદન જુદીજ જોડણી અને અર્થવાળો શબ્દ છે

**નહેર,** નેહર, એ ફારસી છે

**વાસ્તે,** એટલે વચમાં નાખીને જાઇ કરવુ તે

**વરક,** એટલે ચોપડીતું પાનુ, પાતર તે ઉપરથી પાતર જેવુ પાતળું તે, તે ઉપરથી સોના રૂપાનો વરક (વરખ)

**હલાકી,** એટલે નાશ કરવો તે મનને હલાકી, શરીરને હલાકી, એટલે ઘણો શ્રમ પડવો તે

**મિસ્તરી,** એટલે **મિસ્તર** વાપરનાર, **મિસ્તર** એ **મતર** એટલે લીટી ઉપરથી છે લખતી વખતે કાગળપર સીધી લીટીએ લખાય તે માટે લીટીઓ દોરવાનુ એક જાતનુ સાધન, એ હથીઆર વાપરનાર તે મિસ્તરી, એટલે મકાન બાધનાર

**નખરાં** એ ફારસી છે, નખરેહ.

ચરવુ, ફારસી **ચરીદન.**

ગુજરવુ } ફારસી ગુઝરદન, **ગુઝારદન,** એ ક્રિયાપદો આખા ને આખા
ગુજારવુ } ગુજરાતીમા લઇ લીધા છે

**વિલાયત,** એટલે વલી, હાકેમ, સૂબાના હાથ નીચેનો પ્રદેશ, નહિ કે ઇગ્લાડ અમુક હાકેમ પોતાના વિલાયત એટલે પ્રદેશમા ગયો તે ઉપરથી અગ્રેજો પોતાને દેશ **(વિલાયત)** જતા કહેવાય છે મોજે ( **મવઝે** ), જી લા, ( **ઝિલ્લો** ), અને મોહલ્લો ( મહલ્લે–ઉતરવાની જગા ) એ અરબી છે

**કુલ્લ** એટલે એકદર, જુમલે, અને **બાદબાકી** ( પછી જે બાકી રહે તે ) એ પણ ફારસી છે **સહી,** એ મૂળ, **સહીહ,** ખરૂ તમારી વાત **સહી** છે એટલે ખરી છે **દસ્કત,** એ **દસ્તખત,** હાથનુ લખાણ છે

**શુમારે** ફારસી છે **તકરાર,** એકને એક વાત ફરી ફરી કહ્યા કરવી તે તકરાર

**તાલીમબાજ,** એટલે ભણેલો, તઆલીમ (તાલીમ) પામેલો આપણે અખાડામા શીખેલા કુસ્તીબાજ માણસ માટે વાપરીએ છીએ

આ યાદી સપૂર્ણ (Exhaustive) નથી , માત્ર એક નમૂના રૂપે છે

મુબઇ, તા ૨૮ મી જુલાઇ ૧૯૦૮ રણછોડલાલ મોહનલાલ ઝવેરી.

# ગુજરાતી ભાષાનો જન્મ જૈનિયોથી હોવા સંભવ છે?

(કર્તા—મનસુખલાલ રવજીભાઇ મહેતા.)

આપની સન્મુખ ગુજરાતી સાહિત્યના પ્રધાન સબંધીના જૂદા જૂદા પ્રકારના અનેક મહત્વના વિષયો ચર્ચાવાના છે. આ અનેક મહત્વના વિષયોમા ગુજરાતી ભાષાના જન્મને સર્વથી અગ્ર પદ મળવા યોગ્ય છે. ગુજરાતી ભાષાની ઉત્પત્તિના સંબંધમા જુદા જુદા વિદ્વાનોના જુદા જુદા અભિપ્રાયો હશે. એ અભિપ્રાયો જ્યારે પ્રકાશમાં આવી તે ઉપર યોગ્ય ચર્ચા થશે, ત્યારેજ એ અગત્યના પ્રશ્ન પરત્વે કોઈ પ્રકારના નિશ્ચય-ઠરાવ-પર આવી શકાશે. જ્યા સુધી તેમ નહીં થાય ત્યાં સુધી એ અભિપ્રાયો ભિન્ન ભિન્ન પ્રકારના અનુમાનોરૂપ રહેશે.

ગુજરાતી ભાષાની ઉત્પત્તિના સબંધમાં મે પણ યથાશક્તિ થોડો ઘણો વિચાર કર્યો છે, અને મારાથી બની તેટલી તજવીજને પણ કરી છે. આ નિર્જીવ પ્રયાસને પરિણામે એવા અભિપ્રાય ઉપર આવવું થયુ છે કે, ગુજરાતી ભાષાના જન્મને જૈનિયોની સાથે ઘણો નિકટનો સબંધ છે. એક જૈન કુળમા જન્મેલ અને ઉછરેલ પ્રાણીને જૈનના વકીલ (advocate) તરીકે આ વિષય હાથ ધરનાર તરીકે નહીં ગણતા સાહિત્યદૃષ્ટિના ઉપાસક તરીકે ગણી આ વિષય આપ વિચારશો, તો આ મહત્વના પ્રશ્નના સબંધમા થોડુ ઘણુ પણ નવુ જાણવાનુ કદાચ મળી આવશે આપને હુ ખાત્રી આપુ છુ કે, જૈન પ્રત્યેના મોહના કારણે ગુજરાતી ભાષાના જન્મની સાથે જૈનિયોનો નિકટ સબધ બતાવવા હુ તૈયાર થયો નથી. આપ જો મારૂ આ કથન સ્વીકારશો, તો આપ મનુષ્યના અંતઃકરણમા વિશ્વાસ મૂકવાનુ ન્યાયી અને પવિત્ર કાર્ય કરતા હું સમજીશ. ગુજરાતી ભાષાના જૈનિયો ઉત્પાદક હોય અથવા ન હોય તેથી મને તેમજ જે કુળસપ્રદાયને વિષે હુ ગણાઉં છુ તે જૈન સપ્રદાયને કાંઇપણ વાસ્તવિક લાભ કે હાનિ નથી, એમ હુ અંતઃકરણથી માનુ છુ આ વિષય હાથ ધરવામા મેં ફક્ત એકજ લક્ષ્ય રાખ્યો છે, અને તે એ કે વસ્તુસ્થિતિ ઉપર પ્રાચીન શોધખોળ શુ પ્રકાશ પાડી શકે છે, તે બને તેટલુ બતાવવુ, અને બીજાઓ બતાવે તે સરળ બુદ્ધિએ ગ્રહણ કરવુ

"ગુજરાતી ભાષાનો જન્મ જૈનિયોથી હોવા સભવ છે?" એવો પ્રશ્ન ઉપલક રીતે (મારા તરફથી હમણાજ બહાર પડેલ અને વિદ્વાનો તથા જાહેર વર્તમાન પત્રોની દૃષ્ટિએ ચડેલ) "**રાયચંદ જૈનકાવ્યમાળા**"મા ઉપસ્થિત કરવામા આવ્યો છે. પ્રાચીન જૈન કવિઓની કૃતિઓનો સગ્રહ કરી 'ગુજરાતી' પ્રેસના 'કાવ્ય દોહનની' પદ્ધતિપર પણ સસ્તી કીંમતે પ્રચાર કરવાની ઇચ્છાએ જૈન કાવ્યમાળા નામની શ્રેણી (Series) સશોધવા અને પ્રકટાવવાની યથાશક્તિ મારા તરફથી શરૂઆત થઈ છે. આવુ કાર્ય કરવામા મને અવ્યક્ત પ્રેરણા મારા સ્વર્ગસ્થ ભાઇ શ્રીમાન્ રાયચદ્રની હોવાથી આ શ્રેણીની સાથે તેઓનુ નામ જોડવામા આવ્યુ છે આ શ્રેણીનો પ્રથમ ગુચ્છક બહાર પડતાં તેમા ઉપલક રીતે ઉપસ્થિત કરવામા આવેલા આ ગુજરાતી ભાષાની ઉત્પત્તિને લગતા પ્રશ્નના સબધમા જાહેર

આ નિયમાનુસાર થયેલી નવી ભાષાને પ્રજાજન, તેઓની ભાષા અને તેઓના લેખકો એ પ્રધાન ગૌણુ કારણો છે, અને તેથીજ ભાષાની ઉત્પત્તિ નક્કી કરવા માટે એ પ્રધાન ગૌણુ કારણોનો ઇતિહાસ તપાસવાની આવશ્યકતા છે

ભાષાની ઉત્પત્તિનાં પ્રધાન ગૌણુ કારણોનો ક્રમ ધ્યાનમાં લેતાં, ગુજરાતી ભાષાની ઉત્પત્તિ જોઇએ. ગુજરાતી ભાષા એ લોકભાષા ગણાય છે. હવે આ નવી લોકભાષા ગણુનામાં આવી તે પહેલાં પ્રજાજનની ભાષા અને તેના લેખકોની શું સ્થિતિ હતી તે જોવું પડશે. પ્રજાજનની ભાષા કઈ હતી તેની લંબાણુ ચર્ચામાં ન ઉતરવા માટે ગુજરાતી ભાષા કઈ ભાષાપરથી થઈ એટલુ જ તપાસીશું, તો બસ થશે, કેમકે એ તપાસમાં પ્રજાજનની ભાષાનો સવાલ અંતર્ગત્ થાય છે.

ગુજરાતીભાષા કઇ ભાષા પરથી થઇ એ સવાલનો નિર્ણય કરવા માટે બની શકે તેટલા પ્રાચીન શોધખોળ કરનારાઓના અભિપ્રાયો તપાસતાં એમ માલમ પડયું હતું કે, ગુજરાતીભાષા પ્રાકૃત ભાષા પરથી થઇ છે, પરંતુ આ વિષય લખાતો હતો ત્યાં ઉપર જણાવવામાં આવેલ " રાયચંદ્ર જૈનકાવ્યમાળા " ના પ્રથમ ગુચ્છકનો રિવ્યુ જાણીના 'ગુજરાતી' પત્રમાં આવતા એ પત્રકાર મહાશયનો અભિપ્રાય એમ જોવામાં આવ્યો કે " ગુજરાતી ભાષાનો ઉદ્‌ભવ જૈની પ્રાકૃત-ધાર્મિક સાહિત્યમાંથી નહિ, પણ બ્રાહ્મણોના સંસ્કૃત પૌરાણિક ધાર્મિક સાહિત્યમાંથી થએલો છે. " જૈનીપ્રાકૃત-ધાર્મિક સાહિત્યમાંથી ગુજરાતીના ઉદ્‌ભવની વાત આ ક્ષણે બાજુએ રાખી 'ગુજરાતી' પત્રકારે બ્રાહ્મણોના સંસ્કૃત પૌરાણિક ધાર્મિક સાહિત્યમાંથી ગુજરાતી ભાષાનો ઉદ્‌ભવ બતાવ્યો તે સંબંધી વિચારકર્ત્તવ્ય છે. 'ગુજરાતી' પત્રકારે પોતાનો આ અભિપ્રાય જો કોઇ પણ પુરાણી શોધખોળને આધારે બતાવ્યો હોત, તો તેઓનો મોટો ઉપકાર થાત, પરંતુ તેઓએ તેમ નહીં કરેલુ હોવાથી માત્ર એની માનીનતા ઉપર વિશ્વાસ ન મૂકતાં પ્રાચીન શોધખોળને આધારે બંધાએલા અભિપ્રાય ઉપર આપણે આધાર રાખી ચાલીએ એજ સહીસલામત છે. યુનિવર્સિટીમાં જેઓએ ભાષા અને સાહિત્યનો વિષય લીધો હોય છે તેઓને માટે ટેક્સ્ટબુક તરીકે ઑક્સફર્ડના પ્રોફેસર આરથર એ. મૅકડૉનૅલ એમ. એ., પી એચ. ડી. નો લખેલો સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ ( History of Sanskrit Literature ) ચાલે છે; એટલે આ પુસ્તક એક સત્તા ( authority ) તરીકે સ્વીકારેલુ ગણાય આ પુસ્તકમા ડૉક્ટર મૅકડૉનૅલ ગુજરાતી ભાષા પ્રાકૃત ઉપરથી થયાનુ કહે છે. ૧

---

1. Between the beginning of our era and about 1000 A. D. Mediaval Prakrit, which is still synthetic in character, is divided into four chief dialects In the west we find *apabhransa* ( 'decadent ) in the valley of the Indus, and, *Cauraseni* in the Doab, with Mathura as its centre Subdivisions of the latter were *Gaurjari* ( Gujerati"), *Avanti* ( Western Rajputani ) and *Maharashtri* ( Eastern Rajputani )

" ૧—ખ્રિસ્તી સંવતના આરંભથી માંડીને ઈ સ ૧૦૦૦ સુધીના સમયમા મધ્યકાલીન પ્રાકૃત, સમસ્ત રૂપની રહી તથાપિ ચાર જુદી જુદી બોલીઓમા વ્હેંચાઇ ગઇ. પશ્ચિમમા સિંધુ નદની ખીણમા अपभ्रंश ઉદ્‌ભવી, મથુરા જેનુ મધ્યબિંદુ છે એવા દોઆબના પ્રદેશમા शौरसेनी ઉદ્‌ભવી જે शौरसेनी ના गौर्जरी (गुजराती ) अवन्ती ( पश्चिम राजपुतानी ), અને महाराष्ट्री ( पूर्वराजपुतानी ) એવા ત્રણ પેટા રૂપ થયા

વર્ત્તમાન પત્રોમાં ચર્ચા ચાલવી શરૂ થઇ છે. 'મુંબઇ સમાચાર' પત્રમાં આ વિષયના સંબંધમાં જુદા જુદા સ્વરૂપે કેટલાંક અઠવાડિયાં થયાં નિયમિત રીતે ચર્ચા ચાલે છે. બીજા વર્ત્તમાન પત્રોએ પણ આ પ્રશ્નને પોતપોતાની દૃષ્ટિ અનુસાર ચર્ચા આપી છે. જે ઉત્સાહ વડે આ ચર્ચા ચાલે છે તે જોતાં એમ જણાયું કે, આ ઉપસ્થિત કરવામાં આવેલા પ્રશ્નમાં કાંઇક મહત્વ રહ્યું છે;—અને એક લખનારે તો આ પ્રશ્નમાં દોરવામાં આવેલા અનુમાનને સારા તર્ક (good theory) તરીકે પણ સ્વીકારેલ છે. જાહેરમાં આ પ્રકારે આ પ્રશ્ન પ્રત્યે ધ્યાન અપાય તેવી ચર્ચા થવાથી મને એક પ્રકારનું ઉત્તેજન મળતાં આ વિદ્વાનોના ભવ્ય મીલાવડા સમીપ આ વિચારો મૂકવાની તક લેવાની લાલચ થઇ છે. એવી આશા રાખવી યોગ્ય છે કે, અહીં દર્શાવવામાં આવેલા વિચારોને અનુકૂળ અથવા પ્રતિકૂળ નિર્ણયપર લઇ જતાં પહેલાં તેને આપ સર્વે કૃપા કરી સાહિત્ય પ્રેમીનીજ દૃષ્ટિએ વિચારશો. 'ચાંચડ માંકડ જૂ ને જતિ તે માર્યાનુ પાપજ નથી; અથવા **हस्तिना ताडचमानोऽपि न गच्छेज्जैन मंदिरे** આદિ જૈન પ્રત્યેના ઉપેક્ષા ભાવોની શક્તિ ધીમે ધીમે પણ મક્કમ રીતે નાશ થવી શરૂ થઈ છે. બ્રાહ્મણો અને જૈનિયોની વચ્ચે સેંકડો વર્ષો થયાં ધર્મના કારણે પ્રતિસ્પર્ધા ચાલી આવતી હોવાથી આ ઉપેક્ષાભાવનો વારસો (Inheritance) એકદમ જવો જો કે મુશ્કેલ છે, છતાં સ્વર્ગસ્થ ગોવર્ધનરામભાઇ, સમર્થ ભાષાશાસ્ત્રી કેશવલાલભાઇ અને આપના જેવા નિષ્પક્ષપાત સાહિત્યનાયકોએ આ ઉપેક્ષા ભાવોને નિર્મૂળતા આપવા માટે જે શુભ અને પવિત્ર પ્રયત્ન કર્યો છે, તેથી ભરૂસો રાખી શકાય છે કે, થોડા સમયમાં એ નુકશાનકારક પ્રતિસ્પર્ધા અસ્ત થઈ જશે.

ગુજરાતી ભાષાનો જન્મ જૈનિયોથી, એટલે શું ? શું ગુજરાતી ભાષા જૈનિયોએ બનાવી ? પૃથ્વીપર જેટલી ભાષાઓ વિદ્યમાનતા ધરાવે છે તેટલી ભાષાઓમાંથી કોઇ પણ ભાષા કોઇ ચોક્કસ વર્ગે ભાષા બનાવવાનો ઇરાદો રાખી બનાવી છે એમ કહેવું એ યોગ્ય નથી; અને જો યોગ્ય નથી તો ગુજરાતી ભાષાને ઇરાદાપૂર્વક જૈનિયોએ બનાવી એમ કહેવાનો હેતુજ કેમ હોય ? જેને જૈનપરિભાષામાં દ્રવ્યક્ષેત્ર, કાળ અને ભાવ કહેવામાં આવે છે તેને અનુસરી ભાષા બંધાય છે, અને તેજ નિયમાનુસાર ગુજરાતી ભાષા બંધાઈ છે. શાસ્ત્રકારો કોઇ પણ કાર્ય થવામાં બે કારણો કહે છે. ઉપાદાન અથવા મૂળ કારણ અને નિમિત્ત અર્થાત્ ઉત્તર કારણ, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એ ગુજરાતી ભાષાની ઉત્પત્તિનું ઉપાદાન કારણ છે; અને દ્રવ્યાદિ ઉપાદાન કારણમાં જેટલે અંશે જૈનિયો નિમિત્ત થયા હશે તે તેઓનું નિમિત્ત કારણ છે. આ નિમિત્ત કારણની અપેક્ષાએ જૈનિયોથી ગુજરાતી ભાષાનો જન્મ કહ્યો છે.

એક વિદ્વાન નવી ભાષા કેમ કહેવાય છે તેની વ્યાખ્યા આ પ્રમાણે આપે છે:—A language both by use and by misuse changes and develops according to laws of philology, i. e the science of languages, and when the change reaches a certain point, we say, it is a new language ઉપયોગ અને ગેરઉપયોગ બંને દ્વારા ભાષા ફરતી જાય છે અને ખીલતી જાય છે–ભાષા શાસ્ત્રના નિયમો પ્રમાણે; અને જ્યારે મૂળ ભાષાનો ફેરફાર અમુક હદ સુધીનો થઇ જાય છે, ત્યારે એમ કહેવામાં આવે છે કે આ તો નવી ભાષા શરૂ થઈ.

આ નિયમાનુસાર થયેલી નવી ભાષાને પ્રજાજન, તેઓની ભાષા અને તેઓના લેખકો એ પ્રધાન ગૌણુ કારણો છે, અને તેથીજ ભાષાની ઉત્પત્તિ નક્કી કરવા માટે એ પ્રધાન ગૌણુ કારણોનો ઇતિહાસ તપાસવાની આવશ્યકતા છે.

ભાષાની ઉત્પત્તિનાં પ્રધાન ગૌણુ કારણોનો ક્રમ ધ્યાનમાં લેતાં, ગુજરાતી ભાષાની ઉત્પત્તિ જોઇએ. ગુજરાતી ભાષા એ લોકભાષા ગણાય છે. હવે આ નવી લોકભાષા ગણનામાં આવી તે પહેલાં પ્રજાજનની ભાષા અને તેના લેખકોની શું સ્થિતિ હતી તે જોવું પડશે. પ્રજાજનની ભાષા કઈ હતી તેની લંબાણ ચર્ચામાં ન ઉતરવા માટે ગુજરાતી ભાષા કઈ ભાષાપરથી થઈ એટલું જ તપાસીશું, તો બસ થશે, કેમકે એ તપાસમાં પ્રજાજનની ભાષાનો સવાલ અંતર્ગત્ થાય છે.

ગુજરાતીભાષા કઇ ભાષા પરથી થઇ એ સવાલનો નિર્ણય કરવા માટે બની શકે તેટલા પ્રાચીન શોધખોળ કરનારાઓના અભિપ્રાયો તપાસતાં એમ માલમ પડયું હતું કે, ગુજરાતીભાષા પ્રાકૃત ભાષા પરથી થઇ છે; પરંતુ આ વિષય લખાતો હતો ત્યાં ઉપર જણાવવામાં આવેલ "રાયચંદ્ર જૈનકાવ્યમાળા" ના પ્રથમ ગુચ્છકનો રિવ્યુ જાણીના 'ગુજરાતી' પત્રમાં આવતાં એ પત્રકાર મહાશયનો અભિપ્રાય એમ જોવામાં આવ્યો કે "ગુજરાતી ભાષાનો ઉદ્‌ભવ જૈની પ્રાકૃત–ધાર્મિક સાહિત્યમાંથી નહિ, પણ બ્રાહ્મણોના સંસ્કૃત પૌરાણિક ધાર્મિક સાહિત્યમાંથી થએલો છે." જૈનીપ્રાકૃત–ધાર્મિક સાહિત્યમાંથી ગુજરાતીના ઉદ્‌ભવની વાત આ ક્ષણે બાજુએ રાખી 'ગુજરાતી' પત્રકારે બ્રાહ્મણોના સંસ્કૃત પૌરાણિક ધાર્મિક સાહિત્યમાંથી ગુજરાતી ભાષાનો ઉદ્‌ભવ બતાવ્યો તે સંબંધી વિચારકર્ત્તવ્ય છે. 'ગુજરાતી' પત્રકારે પોતાનો આ અભિપ્રાય જો કોઇ પણ પુરાણી શોધખોળને આધારે બતાવ્યો હોત, તો તેઓનો મોટો ઉપકાર થાત; પરંતુ તેઓએ તેમ નહીં કરેલું હોવાથી માત્ર એવી માનીનતા ઉપર વિશ્વાસ ન મૂકતાં પ્રાચીન શોધખોળને આધારે બંધાએલા અભિપ્રાય ઉપર આપણે આધાર રાખી ચાલીએ એજ સહીસલામત છે. યુનિવર્સિટીમાં જેઓએ ભાષા અને સાહિત્યનો વિષય લીધો હોય છે તેઓને માટે ટેક્સ્ટબુક તરીકે ઑક્સફર્ડના પ્રોફેસર આરથર એ. મૅકડૉનૅલ એમ. એ., પી એચ. ડી. નો લખેલો સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ ( History of Sanskrit Literature ) ચાલે છે; એટલે આ પુસ્તક એક સત્તા ( authority ) તરીકે સ્વીકારેલું ગણાય. આ પુસ્તકમાં ડૉક્ટર મૅકડૉનૅલ ગુજરાતી ભાષા પ્રાકૃત ઉપરથી થયાનુ કહે છે. ૧

---

1. Between the beginning of our era and about 1000 A. D. Mediæval Prakrit, which is still synthetic in character, is divided into four chief dialects. In the west we find *apabhransa* ( 'decadent' ) in the valley of the Indus, and, *Cauraseni* in the Doab, with Mathura as its centre. Subdivisions of the latter were *Gaurjari* ( Gujerati ), *Avanti* ( Western Rajputani ) and *Maharashtri* ( Eastern Rajputani )

"૧—ખ્રિસ્તી સંવતના આરંભથી માંડીને ઈ. સ. ૧૦૦૦ સુધીના સમયમાં મધ્યકાલીન પ્રાકૃત, સમસ્ત રૂપની રહી તથાપિ ચાર જુદી જુદી બોલીઓમાં વ્હેંચાઇ ગઇ. પશ્ચિમમાં સિંધુ નદની ખીણમાં अपभ्रंश ઉદ્‌ભવી, મથુરા જેનું મધ્યબિંદુ છે એવા દોઆબના પ્રદેશમાં शौरसेनी ઉદ્‌ભવી એ शौरसेनी ના गौर्जरी (गुजराती) अवन्ती (पश्चिम राजपुतानी), અને महाराष्ट्री (पूर्वराजपुतानी) એવાં ત્રણ પેટા રૂપ થયાં.

પ્રાકૃતપરથી ગુજરાતી ભાષા થઇ એ સબધમા પ્રાચીન શોધકોમા અભિપ્રાય ભેદ નથી જણાતો, પરતુ પ્રાકૃતની કઇ શાખા ઉપરથી ગુજરાતી ભાષા થઈ એ સબધીના અભિપ્રાયો જરા ગુચવાડામા નાખે છે ડૉક્ટર મેકડૉનેલ પ્રાકૃતની શૌરસેની નામની શાખા પરથી ગુજરાતી થયેલી કહે છે [1] કેશવલાલભાઇ સાહિત્ય પરિષદના મુબઇના અધિવેશનના પ્રમુખપદેથી હેમાચાર્યજીના અષ્ટાધ્યાયીના અપભ્રશને ગુજરાતી કહે છે [2] હેમાચાર્યજી ઈ૦ સ૦ ના ૧૦–૧૧ મા સૈકામા વિદ્યમાન હતા જો આ વખતના તેઓશ્રીના અષ્ટાધ્યાયીનો અપભ્રશ તે ગુજરાતી હોય, તો ડૉક્ટર મેકડૉનેલ જે એમ કહે છે કે, ઈ૦ સ૦ ના ૧૦ મા શતકમા પ્રાકૃત ભાષા ચાર મુખ્ય શાખાઓમા વહેચાતા તેમાની એક અપભ્રશ ભાષા છે કે, જે ઉપરથી સીધી, પશ્ચિમ પજાબી અને કાશ્મીરી ભાષાઓ થઇ છે, તો તે (ડૉક્ટર મેકડૉનેલે કહેલી) અપભ્રશ ભાષા કઇ? ડૉક્ટર મેકડૉનેલ કહે છે તે અપભ્રશ ભાષા ગમે તે હોય, પરતુ આટલુ તો ચોક્કસ છે કે, હેમાચાર્યજીના સમયમા એવી બે ભાષાઓ હૈયાત હતી કે જે ભાષાઓના અપભ્રશ અને શૌરસેની નામ હતા, અને તે બન્ને ભાષાઓને પરસ્પર અત્યત નિકટ સબધ હતો, કારણ કે હેમાચાર્યજીએ લખેલા 'અષ્ટાધ્યાય' નામના વ્યાકરણમા પ્રાકૃત, માગધી, પૈશાચી, ચૂલિકા પૈશાચી, શૌરસેની અને અપભ્રશ ભાષાઓના સબધમા વિવેચન કરતા કહ્યુ છે કે,

**अपभ्रंशे प्राय शौरसेनीवत् कार्य भवति ।**

અર્થાત્ "અપભ્રશમા ઘણુ કરીને શૌરસેની ભાષા પ્રમાણે સર્વ કાર્ય થાય છે" ડૉક્ટર મેકડૉનેલ શૌરસેની ઉપરથી ગુજરાતી થવાનુ કહે છે હેમાચાર્યજીએ અપભ્રશ અને શૌરસેનીનો આ પ્રમાણે નિકટ સબધ બતાવ્યો છે, અને કેશવલાલભાઇ હેમાચાર્યજીના અષ્ટાધ્યાયીના અપભ્રશને ગુજરાતી કહે છે તે ઉપરથી આપણે એમ કહીએ કે, પ્રાકૃત ઉપરથી ફેરફાર (Changes) અને ખીલવણીઓ (Developments) પામી થયેલી એક ચોક્કસ ભાષા ઉપરથી ગુજરાતી ભાષા થઇ છે, પછી તે હેમાચાર્યજીના કહેવા પ્રમાણે પરસ્પર નિકટ સબધ ધરાવતી શૌરસેની હોય કે અપભ્રશ હોય તો તે ખોટુ નહીં ગણાય

'રાસ્ત ગોફતાર' ના અધિપતિ મી૦ પાલણજી દેશાઇએ 'પારસી લેખક મડળ' તરફથી ગુજરાતી ભાષાના જન્મ સબધી એક ભાષણ આપ્યુ હતુ તેમા તેઓએ પણ પ્રાકૃત ભાષા ઉપરથી ગુજરાતી થવાનુ બતાવ્યુ હતુ પરતુ તેમ કરતા તેઓએ જે અનુક્રમ આપ્યો હતો તે વળી સહેજ જૂદુ કહે છે તેઓએ આપેલો અનુક્રમ તેઓના આ પેલાજ શબ્દમા અહીં આપવામા આવ્યો છે

---

1 From the *Apabhransa* are derived *Sindhi*, Western *Panjabi* and *Kashmiri* अपभ्रंश ઉપરથી सिन्धी, पश्चिम पजाबी, અને काश्मिरी થઇ છે

2 જેવી રીતે આપણા આ આદિ કવિ (નરસિહ મહેતા) ના ઉત્તમ કાવ્યની ભાષા અપભ્રશ નામે ઓળખાવ્યા છતા ગુજરાતીજ છે તેવી રીતે હેમાચાર્યજીના અષ્ટાધ્યાયીનો અપભ્રશ ગુજરાતીજ છે '




આર્યભાષાપરથી આ વૃક્ષમાં આપેલી ભાષાઓનો અનુક્રમ થયેલો છેવટનો ગણવો કે નહી, અથવા સંસ્કૃત પરથી પ્રાકૃત થઈ છે કે કેમ એ વગેરે બાબતોની ચર્ચામાં ઉતરવાનું કાંઇ અત્રે પ્રયોજન નથી[1] અહીં તો ગુજરાતી ભાષાની ઉત્પત્તિ માટેજ વિચાર કર્તવ્ય છે. મી૦ દેશાઇ જેમ આ વૃક્ષમા બતાવે છે તેમ પોતાના વ્યાખ્યાનમાં કહે છે કે "અવંતિ નામની ભાષા તેની ( ગુજરાતીની ) માતા છે," અવંતિ ભાષા ગુજરાતીની માતા શી રીતે તે સમજી સકાતુ નથી. હેમાચાર્યજીએ "અષ્ટાધ્યાય" ગ્રંથ ખુદ અવંતિનગર અર્થાત્ ઉજ્જનમાં લખ્યો જણાય છે, છતા તે ગ્રંથમા સાત આઠ પ્રાકૃત ભાષાઓના વ્યાકરણના નિયમો બતાવ્યા છતાં અવંતિ ભાષાનુ નામ ક્યાય દેખાતુ નથી. જો હેમાચાર્યજીના સમયમાં અવંતિ ભાષા હોય તો ખુદ જે શહેરમા અનેક ભાષાઓના વ્યાકરણનિયમો બતાવનારો ગ્રંથ

1–કેમકે જો તેમ કરવામા આવે તો વર્ષોના વર્ષો વ્યતીત થાય છતા નિર્ણય આવે તેમ નથી એમા તકરારી બાબતો પણ છે દાખલા તરીકે અત્યાર સુધીની બહુધા એવી માનીનતા છે કે, સંસ્કૃતપરથી પ્રાકૃત થયેલ છે, પરંતુ મારા સ્વર્ગસ્થ ભાઇ શ્રીમાન રાયચંદ, કે જેઓને પ્રાકૃત ભાષાઓનો બહુ સારો પરિચય હતો, તેઓએ મને એક વખત કહેલુ સ્મૃતિમા છે કે, તેઓના અભિપ્રાય પ્રમાણે પ્રાકૃત એ પ્રકૃતિ ઉપરથી થએલી ભાષા છે, અને સંસ્કૃત એ સંસ્કાર પામેલી ભાષા છે, અને એ ન્યાયે પ્રાકૃત ઉપરથી સંસ્કાર પામતા પામતા સંસ્કૃત થઇ છે આ સંબંધમાં હું કાંઇ પણ ચર્ચા કરવાની સ્થિતિમા નથી આ વાત અહીં પ્રસંગવશાત્ કહી છે

હેમાચાર્યજીએ લખ્યો છે તે શહેર ઉપરથી ઓળખાવા યોગ્ય અવંતિ ભાષાનું તેમાં કાંઇ પણ વિવેચન ન કરે? વળી, હેમાચાર્યજીના અપભ્રંશને તો કેશવલાલભાઇ ગુજરાતી તરીકે ઓળખાવે છે ત્યારે જે અવંતિ ભાષા ઉપરથી મી. દેશાઇ ગુજરાતી ભાષા થયાનું કહે છે તે અવંતિ ભાષા શું હેમાચાર્યજીની પહેલાંની ગણવી? અને જો તેમ ગણીએ, તો તે ગુજરાતીના કેશવલાલભાઇવાળા અપભ્રંશરૂપી સ્વરૂપ પહેલાંનું ગુજરાતીનું સ્વરૂપ ન ગણાય? અને જો ગણાય, તો હેમાચાર્યજી અપભ્રંશના આ અવંતિરૂપ મૂળ સ્વરૂપને શા માટે અષ્ટાધ્યાયમાં સ્થાન ન આપે? મી. દેશાઇના આ કહેવાના સંબંધમાં તેઓ તરફથી વિશેષ ખુલાસાની આશા રાખી આપણે છેવટે એવા અભિપ્રાય ઉપર આવીએ કે, પ્રાકૃત ઉપરથી અનેક જુદી જુદી શાખાઓ થવા પામી; અને એ શાખાઓમાંથી એક શાખા ગુજરાતી પણ છે તો તે મહીમવાસત ગણાવું જોઇએ, કેમકે પ્રાકૃત ઉપરથી કેવા અનુક્રમે ગુજરાતી થઇ તે સંબંધી નિર્ણય કરતાં ઉપર જોઇ ગયા તેમ કેટલીક મુઝવણો ઉભી થાય તેમ છે.

પ્રાકૃત ઉપરથી ગુજરાતી ભાષા થઇ એમ આપણે પ્રાચીન શોધકોના અભિપ્રાય અનુસાર જોયું. હવે જોવાનું એ રહે છે કે, ગુજરાતીની ઉત્પત્તિ પહેલાં પ્રાકૃતનું મહાત્મ્ય કોની દૃષ્ટિમાં હતું? જૈનિયોની કે બ્રાહ્મણોની? આ વાત નક્કી કરવાથી ગુજરાતી ભાષા, જે પ્રાકૃતપરથી થઇ છે તે ભાષાની અંદર ગુજરાતી નામની નવી ભાષા થવા માટેના ફેરફારો (changes) અને ખીલવણીઓ (developments) થવામાં જૈનિયો નિમિત્ત ગણાય કે નહીં તે જોઇ શકાશે. પ્રાકૃત અને સંસ્કૃત ભાષાનો ઇતિહાસ આપણે ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકાથી લઇશું તો આપણા ઉપયોગને માટે બસ થશે. આપણે પ્રથમ પ્રાચીન શોધખોળ કરનારાઓના અભિપ્રાયો આ બાબતના જોઇએ, અને ત્યાર બાદ જૈનશાસ્ત્રો અને જૈનસાહિત્યના આધારો જોઇએ. ડૉકટર મૅકડૉનેલ ઈ. સ ની પૂર્વે છઠ્ઠા સૈકામાં સંસ્કૃત ભાષાની સ્થિતિ બતાવ્યા બાદ ઇ. સ. ના બીજા સૈકામાં તો સંસ્કૃત ભાષા બ્રાહ્મણોમાં જ નહીં પણ અન્ય જાતિઓમાં પણ બોલાતી ભાષા (colloquial language) થઇ ગયાનું કહે છે. [1]

---

1 There is, indeed, no doubt that in the second century B C Sanskrit was actually spoken in the whole country called by Sanskrit writers Aryavarta or "Land of the Aryans", which lies between the Himalaya and the Vindhya range, But who spoke it there? Brahmans certainly did, for Patanjali speaks of them as the instructed (Cishta), the employers of correct speech Its use however extended beyond the Brahmins; for we read in Patanjali about a head groom disputing with a grammarian as to the etymology of the Sanskrit word for "Charioteer" (Suta), this agrees with the distribution of the dialects in the Indian drama, a distribution doubtless based on a tradition much older than the plays themselves Here the king and those of superior rank speak Sanskrit, while the various forms of the popular dialect are assigned to women, and to men of the people The dramas also show that whoever did not speak Sanskrit at any rate understood it, for, Sanskrit is there employed

બ્રાહ્મણ વિદ્વાનોથી સન્કૃત ભાષામા લખાએલા નાટકોમા પ્રાકૃત ભાષા હલકા પાત્રના મુખમા મૂકવામા આવેલી આપણે જોઇએ છીએ, અને ડૉક્ટર મૅકડોનેન પણ તેજ પ્રસંગને અનુસરે છે બ્રાહ્મણ અને તેને અનુસરનારી બીજી જાતિઓમા સંસ્કૃતનો વિશેષ લક્ષ્ય અને પ્રાકૃત પ્રત્યે અમહાત્મ્ય બુદ્ધિ આ પ્રમાણે જોઇએ છીએ [1] આથી ઉલટુ બૌદ્ધ અને જૈનના સંબધમા જોવામા આવે છે ઈ સ પૂર્વે છઠ્ઠા સકામા બૌદ્ધ ધર્મના સ્થાપક શ્રી ગોતમ બુદ્ધ અને જૈન ધર્મના છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર સ્વામી તે વખતે મગધ દેશમા બોલાતી પ્રાકૃત ભાષામા ઉપદેશ કરતા હતા ડૉક્ટર મૅકડૉનેલ કહે છે કે, The older tradition of both the Budhist and the Jain religions, in fact, ignored Sanskrit entirely, using only the popular dialects for all purposes [2] પ્રાકૃત તરફ જૈનિયોનુ મહાત્મ્ય હતુ તે તે વખતના તેના શિલાલેખો ઉપરથી જણાય છે ડૉક્ટર બુહલરે મથુરામાથી શોધી કાઢેલા શિલાલેખોપરથી જણાય છે કે ઈ સ પૂર્વે બીજા સૈકામા જૈનના શિલાલેખો શુદ્ધ (Pure)-સંસ્કૃતના મિશ્રણ વિનાના—પ્રાકૃતમા લખાતા હતા

in conversation with speakers of Prakrit The theatrical public, and that before which as we know from frequent references in the literature, the epics were recited must also have understood Sanskrit Thus though classical Sanskrit was from the beginning a literary and in a sense an artificial dialect, it would be erroneous to deny to it altogether the character of a colloquial language

' ૧—વિન્ધ્યાચલ અને હિમાલયની વચગાળે આવેલા પ્રદેશમા સર્વત્ર ઇ પૂ બીજા સૈકામા સંસ્કૃત એક બોલાતી ભાષા હતી એ વિષે જરાયે શકને અવકાશ નથી પણ એ દેશમા એ ભાષા બોલનારા કોણ ? બ્રાહ્મણો તો ખરાજ, કેમકે પતઞ્જલિ બ્રાહ્મણોને 'शिष्ट' અને શુદ્ધ ભાષા બોલનાર કહે છે પણ બ્રાહ્મણો ઉપરાત બીજાઓ પણ તે સમયમા એ પ્રદેશમા સંસ્કૃત બોલતા હતા કેમકે પતઞ્જલિમાજ 'सूत' શબ્દની વ્યુત્પત્તિ વિષે એક વૈયાકરણ અને એક સૂત વચ્ચેના વિવાદનો ઉલ્લેખ છે સંસ્કૃત નાટકોમા પણ જુદા જુદા વર્ગના પાત્રો જે જુદી જુદી ભાષાઓ બોલે છે એ ભાષાની વહેચણી ઉપરથી આને મળતુંજ અનુમાન થઇ શકે છે અને એ વહેચણી બેશક નાટકો રચાયા તે પહેલાના સમયમા પણ એ મુજબની પ્રવર્તતી હોવી જોઈએ આ વહેચણી પ્રમાણે રાજાઓ અને ઉચ્ચ દરજ્જાના પાત્રો સંસ્કૃત બોલે છે, અને સ્ત્રીઓ અને પ્રાકૃત વર્ગના માણસો લોકોમાની પ્રચલિત બોલીના જુદા જુદા રૂપ વાપરે છે વળી એ નાટકો ઉપરથી સ્પષ્ટ જોઇ શકાય છે કે જેઓ પોતે સંસ્કૃત બોલતા નથી તે પણ સંસ્કૃત બરાબર સમજતા હતા એ નાટકોના શ્રોતાઓ જેમની આગળ તે ભજવાતા હતા તેઓ પણ સંસ્કૃત સમજતા હોવા જોઈએ અને સંસ્કૃતસાહિત્યમા રામાયણ અને મહાભારતના મહાકાવ્યોના પારાયણના અનેક ઉલ્લેખ જોવામા આવે છે, તો જે લોકસમુદાય એ પારાયણો સાભળવા એકઠો થતો તે પણ સંસ્કૃત સમજી શકે એવો હોવો જોઇએ એટલે અગર જો કે શિષ્ટ સંસ્કૃત આરંભથીજ એક શિષ્ટ અને કૃત્રિમ ભાષા હતી તો પણ તે એક સામાન્ય પ્રચારમા આવેલી બોલી જેવી નહોતી એમ ધારીએ તો ભૂલ થાય '

૧ જુઓ 'નર્મગદ્ય' મા ગુજરાતીઓની સ્થિતિ વિષેનો નિબંધ

૨ ' બૌદ્ધ અને જૈન ધર્મોની જૂની (આરંભની) પ્રણાલિકામા સર્વ બાબતમા પ્રાકૃતનોજ ઉપયોગ—સંસ્કૃતનો સંપૂર્ણ અનાદર—જણાય છે

પ્રાચીન શોધકોના અભિપ્રાય અનુસાર પ્રાકૃત તરફ જૈનોની મહાત્મ્યબુદ્ધિ બતાવી હવે ખુદ જૈનોની જૈન કૃતિ આધારે તેના પ્રકારની પ્રવૃત્તિ બતાવીએ. જૈનિયોનાં ૪૫ સૂત્રો અથવા આગમ (Sacred books of the Jains) અર્ધ માગધી (જે પણ એક જાતની પ્રાકૃત છે) મા લખાયા છે. જૈનમાં અદર ધર્મદાસ ગણિ નામના એક આચાર્ય થઈ ગયા છે. તેઓએ 'ઉપદેશ માલા' નામનો એક પ્રાકૃત ગ્રંથ લખ્યો છે, તે ગ્રંથ ઉપર ૧૭૨૦ ના વિક્રમ સંવતમાં રામવિજયજી નામના જૈનાચાર્યે ટીકા લખી છે. તેમા તેઓએ શ્રી ધર્મદાસજીને શ્રી મહાવીરના હસ્તદીક્ષિત શિષ્ય હોવાનુ જણાવ્યુ છે, અર્થાત્ ધર્મદાસજી ગણિનુ લખેલુ લગભગ ૨,૪૦૦ વર્ષ ઉપરનુ જૈન પુસ્તક પ્રાકૃતમા છે. આવી રીતે વિક્રમ સંવત્ પહેલાં જૈનોનું સાહિત્ય પ્રાકૃતમા લખાયાના પુરાવા છે, છતા તે ઉપરથી એમ સમજી લેવાનું નથી કે જૈનિયો તે સમયે સંસ્કૃત ભાષાથી અજ્ઞાન હતા; કેમકે આ ૪૫ સૂત્ર કે જે મહાવીર સ્વામીના ઉચ્ચારેલા ગણાય છે, અને જેમાના કેટલાકની ભાષા ૨,૦૦૦ વર્ષની તો પ્રોફેસર હર્મન જેકોબી સ્વીકારે છે તેમાંના એક સૂત્ર નામે अनुयोगद्वारजी માં આવો પાઠ છે.

सक्कया पाययाचेव भणिइओ।

અર્થાત્ "ભાષા બે કહી છે, સંસ્કૃત અને પ્રાકૃત." આ પ્રસંગ શ્રી મહાવીરે સ્વસ્વમંડળનો વિસ્તાર કરતા એક ધર્મોપદેશકને માટે જેટલી આવશ્યકતાઓ છે તે બતાવતા સંસ્કૃત અને પ્રાકૃત ભાષાના જ્ઞાનની જરૂર કહી છે તેને લગતો છે. એક ધર્મોપદેશકે જે યોગ્યતા મેળવવા માટે આવશ્યકતાઓ મેળવવાની છે તેમા સંસ્કૃત ભાષાના જ્ઞાનની આવશ્યકતા પણ ગણવામા આવી છે. એટલે જૈનિ ઉપદેશકો પ્રથમથીજ સંસ્કૃતથી જ્ઞાત હતા, એ વાત સરળતાપૂર્વક સ્વીકારવી જોઇએ, અને તેની સાથે સંસ્કૃત ભાષા જાણનારા એવા ધર્મોપદેશકોએ પ્રાકૃત ભાષામા પોતાના શાસ્ત્રોની રચના કરી તે એમ બતાવે છે કે, જૈનિયોનુ પ્રાકૃત તરફ લક્ષ્ય અને તેને લઇને માહાત્મ્ય પ્રથમથી હતુ, અને તેનુ કારણ લોકોપકાર કરવાની બુદ્ધિ હતી, કેમકે લોકભાષામાં ઉપદેશ કરવાથી તે લોકસમુદાય સહેલાઇથી ગ્રહણ કરી શકે.

વિક્રમ સંવત્ પહેલાની જૈનિયોની પ્રાકૃત તરફની માહાત્મ્યબુદ્ધિ જોઇ. હવે વિક્રમ સંવત્ પછીની જોઇએ આમ કરતા એક વાત ઉપર ધ્યાન ખેંચવાની જરૂર લાગે છે. જૈનોનું પ્રાકૃત સાહિત્ય વિક્રમ સંવતના પહેલાનુ તેના આગમાદિદ્વારા પુષ્કળ મળે છે, અને વિક્રમ સંવતની શરૂઆતનુ પણ તેવુ પ્રાકૃત અને સંસ્કૃત સાહિત્ય અત્યારે મોટા જથ્થામા વિદ્યમાન છે, છતા "ગુજરાતી" પત્રકાર કહે છે કે "જૈન સાહિત્યને વિક્રમના સંવત્ સુધી ખેંચી લઇ જવામા આવ્યુ છે કે જે માનવુ કે નહિ તે હાલ મોટામા મોટા વિવાદનો વિષય છે," પ્રસંગવશાત્ આ બાબત કહી હવે વિક્રમ સંવત્ પછીથી જૈનિયોની પ્રાકૃત તરફ કેવી મહાત્મ્યબુદ્ધિ હતી તેના થોડાક ઐતિહાસિક દાખલા આપીએ. વિક્રમસંવતની શરૂઆતમા સિદ્ધસેન દિવાકર નામના જૈનાચાર્ય થયા છે. તેઓ સંસ્કૃત ભાષાના પ્રબળ અભ્યાસી હોઇ તેમજ તેઓના સમયથી પ્રજાજનનુ વલણ સંસ્કૃત તરફ વળેલુ જોઈ તેઓએ ૪૫ સૂત્રો અથવા જૈનાગમ અર્ધમાગધી પ્રાકૃતમાથી સંસ્કૃતમા ફેરવવાની ઇચ્છા કરી. પોતાની ઇચ્છા પોતાના ગુરૂને જણાવતા તેઓએ તેવી ઇચ્છા કરવા માટે તેને પારાચિત પ્રાયશ્ચિત (બાર વર્ષ તપ સહિત તીર્થયાત્રા)

અને એક રાજાને પ્રતિબોધવા ૩૫ પ્રાયશ્ચિત આપ્યું. આ વાત મેરૂતુંગાચાર્યના સંવત્ ૧૩૬૦ માં લખાએલ, પ્રબંધ ચિંતામણિ, ગ્રંથમાં છે. બીજા ગ્રંથો નામે જિનપ્રભસૂરિનો 'તીર્થકલ્પ' રાજશેખરસૂરિનો 'પ્રબંધકોષ' તથા 'પ્રભાવિક ચરિત્ર', હેમાચાર્યનું 'પરિશિષ્ટ પર્વ' અને હરિભદ્રસૂરિ (વિ. સં. ૫૩૫ માં થયા છે) ની 'આવશ્યક બૃહદ્વૃત્તિ'માં પણ આ પ્રસંગ છે. કોઇમાં તેઓને બાર વર્ષ સુધી સંઘ બહાર કર્યાનું જણાવવામાં આવ્યું છે. પ્રાકૃત પ્રતિ માહાત્મ્ય-બુદ્ધિના બીજા થોડાક દાખલાઓ અહીં આપવા યોગ્ય થઈ પડશે. ગંધહસ્તિ આચાર્યજી કે જેઓ વીરસંવત્ ૮૯૪ (વિ. સં. ૩૯૪) માં થયા તેઓએ, તથા હરિભદ્રસૂરિજી કે જેઓ સંવત્ ૫૩૫ ની લગભગમાં થયા તેઓએ અને શીલાંકાચાર્ય કે જેઓ સંવત્ ૭૦૦ ની લગભગમાં થયા તેઓએ અર્ધ–માગધી પ્રાકૃતમાં લખાએલા જૈનાગમ ઉપર હજારો શ્લોકોની ટીકાઓ સંસ્કૃતમાં લખી છે. શ્રી કુંદકુંદાચાર્ય કે જેઓ વિ. સં. ૪૯ માં થયા તેઓએ અષ્ટ પાહુડ, પંચાસ્તિકાય, જૈનનો વેદાંત ગ્રંથ 'સમયસાર નાટક' આદિ ગ્રંથો પ્રાકૃતમાં લખ્યા છે. તેઓના આ પ્રાકૃત ગ્રંથો ઉપર સંસ્કૃત ટીકાઓ લખાએલી છે. આ આચાર્યજીના 'સમયસાર નાટક' ઉપર અમૃતચંદ્રાચાર્ય નામના જૈનાચાર્યે ૯૬૦ ની લગભગમાં સંસ્કૃત ટીકા લખી છે. ગોમટ્ટસાર, લબ્ધિસાર, ક્ષપણસાર, ત્રૈલોક્યસાર આદિ પ્રાકૃત ગ્રંથો નેમિચંદ્ર સિદ્ધાંતચક્રવર્તિ નામના સમર્થ મહાત્મા કે જેઓ સંવત્ ૭૦૦ માં થયા છે, તેઓએ લખ્યા છે; અને તેના ઉપર હજારો શ્લોકોની સંસ્કૃત ટીકાઓ લખાઇ છે. પદ્મપુરાણ નામથી ઓળખાતો ગ્રંથ કે જે જૈની રામાયણ છે, તે મૂળ પ્રાકૃતમાં હોઇ તે સંસ્કૃતમાં સંવત્ ૭૯૫ માં રવિસેનાચાર્ય નામના જૈન મહાત્માએ લખ્યો છે. હરિવંશ પુરાણ નામના પૌરાણિક ગ્રંથની પેઠે જૈનનું પણ હરિવંશપુરાણ છે, તે મૂળ પ્રાકૃતમાં લખાએલ છે અને ત્યાર બાદ તેનું સંસ્કૃત થએલ છે. આ બન્ને પ્રાકૃત ગ્રંથો ઘણું કરી ચોથા સૈકામાં લખાયા છે. આવા અનેક અનેક દાખલાઓ છે, પરંતુ તે આપવા બેસીએ તો એક મોટું ટિપ્પણ (Catalogue) થાય તેમ છે. પ્રાકૃત કે જે બ્રાહ્મણોએ હલકાં પાત્રોને માટે ગણેલી છે, અને શિષ્ટોને માટે સંસ્કૃત ગણી છે તે પ્રાકૃત ઉપર સંસ્કૃત ટીકાઓ લખવાનું જૈનિયોએ કર્યું, એ વાત જૈનિયોની પ્રાકૃત પ્રતિની માહાત્મ્ય બુદ્ધિદર્શક નથી ?

અશોક રાજા (ઇ૦ પૂ૦ ત્રીજો સૈકો) ની પછી બ્રાહ્મણાદિ વિદ્વાનોની પેઠે ધીમે ધીમે ઔદ્ધો અને જૈનિયોનો લક્ષ્ય સંસ્કૃતમાં સાહિત્ય લખવા તરફ દોરાયો એમ ડૉક્ટર મૅકડૉનેલ કહે છે. આ વાત જૈનના સાહિત્યને આધારે સિદ્ધ થાય છે. વિક્રમ સંવત્ની આસપાસથી જૈનિયોથી લખાએલું સંસ્કૃત સાહિત્ય આજે પણ મળે છે. ઉમાસ્વાતિ નામના જૈનાચાર્ય થયા છે. આ આચાર્ય શ્વેતામ્બર અને દિગમ્બર જૈન બન્નેને માન્ય છે; પરંતુ તેઓ શ્વેતામ્બરના કહેવા પ્રમાણે વિક્રમ સંવત્ની શરૂઆતમાં થયા છે, અને દિગમ્બરોના કહેવા પ્રમાણે વિક્રમ સંવત્ ૧૦૧ માં થયા છે. તેઓના લખેલા સંસ્કૃત ગ્રંથો નામે તત્ત્વાર્થસૂત્ર, તત્વાર્થાધિગમ ભાષ્ય, પ્રશમરતિ, શ્રાવક પ્રજ્ઞપ્તિ, આદિ આજે મળે છે, અને જે હમણાં છપાઈ પણ ચૂક્યા છે. આપણે સિદ્ધસેન દિવાકરના સંસ્કૃત જ્ઞાન માટે ઉપર જોયું છે. તેઓનું લખેલું સંસ્કૃત સાહિત્ય અત્યારે પણ વિદ્યમાન છે. 'કલ્યાણમંદિરસ્તોત્ર' એ તેઓની એક કૃતિ છે. ત્યારબાદ ગંધહસ્તિ સૂરિએ સૂત્રો ઉપર

"હિંદના બે અ-બ્રાહ્મણ ધર્મો પ્રાકૃતો વાપરતા હતા તે ધીમે ધીમે સંસ્કૃત વાપરતા થયા એ શિલાલેખો વાંચતાં જણાઇ આવે છે. મથુરાના જૈન શિલાલેખો ઇ. સ. ના પહેલાં સૈકા સુધી શુદ્ધ પ્રાકૃતમાં છે. તે પછીના લેખોની પ્રાકૃત ભાષામાં સંસ્કૃત શબ્દો અને પ્રયોગો વધારે વધારે દાખલ થતા આવે છે અને આખરે લેખો છેક સંસ્કૃત ભાષાનાજ બની જાય છે. બૌદ્ધ શિલાલેખોનો ભાષા-ઇતિહાસ પણ આને મળતો છે. શુદ્ધ પ્રાકૃતમાંથી પ્રાકૃત—સંસ્કૃતની મિશ્ર ભાષા અને આખરે એકલી સંસ્કૃત જોવામાં આવે છે. છઠ્ઠા સૈકા પછીના શિલાલેખો-કેટલાક જૈન શિલાલેખોને અપવાદ તરીકે ગણીએ તો-તમામ સંસ્કૃતમાંજ લખાયા છે, જો કે એ સંસ્કૃતમાં કેટલાક પ્રાકૃત શબ્દો અને પ્રયોગો જોવામાં આવે છે ખરા. બૌદ્ધ સાહિત્યમાં પણ પ્રાકૃત-સંસ્કૃતની મિશ્ર ભાષા ધીમે ધીમે બદલાઇને શુદ્ધ સંસ્કૃત થઈ જાય છે. ચિનાઈ જાત્રાળુ હિઆઉએન થ્સેન્ગ સ્પષ્ટ જણાવે છે કે સાતમા સૈકામાં બૌદ્ધો પોતાના ધાર્મિક વિવાદોમાં સંસ્કૃત ભાષા વાપરતા. જૈનો પણ આખરે એમજ કરતાં થયા, અગર જો કે તેમણે પ્રાકૃતને કદાપિ તદ્દન છોડી દીધું નહીં. એટલે હિંદનો મુસલમાનોએ વિજય કર્યો તે સમય સુધીમાં લખવાની ભાષા તો એકલી સંસ્કૃત એ પ્રમાણેનો સંસ્કૃતનો દિગ્વિજય થઇ ગયો હતો."

ડૉક્ટર મૅકડૉનેલના આ વિચારો ઉપરથી આટલી વાત જૈનિઓ માટે નીકળે છે. ઇ. મ. ના પહેલા સૈકા સુધી જૈનથી લખાએલા શીલાલેખો ( Inscriptions )માં શુદ્ધ પ્રાકૃત વપરાતી હતી. છઠ્ઠા સૈકા પછી જૈન સિવાય બીજાઓમાં કેવળ સંસ્કૃત ક્વચિત્ પ્રાકૃતના મિશ્રણવાળી વપરાતી હતી. જૈનિઓએ પણ બીજાઓની પેઠે સંસ્કૃતનો ઉપયોગ કર્યો હતો; છતાં તેઓએ પ્રાકૃત સર્વથા તજી દીધું નહોતું. મુસલમાન ચઢાઇઓ સુધી તો પ્રાકૃત સાથેનો જૈનિયોનો સંબંધ આથી સ્પષ્ટ જણાય છે. આ સમયમાં લખાએલા પ્રાકૃત ગ્રંથો ઘણા વિદ્યમાન છે. પરંતુ તેનાં નામ વિસ્તારભયથી ન આપતાં શ્વેતામ્બર કોન્ફરન્સ તરફથી જૂદા જૂદા બંડારોમાં બંડારાયેલા ગ્રંથોના લીસ્ટ (Catalogue) નામે 'જૈનગ્રંથાવળી' થી જોવા વિનંતિ છે. ટુંકામાં જ્યારે પ્રાકૃત ભાષા તરફ આખું હિંદ લગભગ ઉપેક્ષિત થવા પામ્યું હતું ત્યારે જેમાં પ્રાકૃતના **પાણિની** શ્રી હેમાચાર્યજી ઉત્પન્ન થયા છે એવા જૈનિયોનો પ્રાકૃત સાથેનો નિકટ સંબંધ દેખાય છે.

બીજા બધાં કરતાં-બૌદ્ધો કરતાં પણ વધારે લાંબો અને નિકટનો પરિચય હિંદમાં પ્રાકૃતની સાથે જૈનિયોનો જોયો. હવે પ્રાકૃતપરથી જૈનિયોદ્વારા ગુજરાતી ભાષાનો ઉદ્ભવ કેમ થયો હોવો સંભવિત છે એ જોઇએ. 'ગુજરાતી' પત્રકારનો અભિપ્રાય આપણે ઉપર જોયો કે, "પ્રારંભમાં પણ ગુજરાતી ભાષાનો ઉદ્ભવ જૈન પ્રાકૃત ધાર્મિક સાહિત્યમાંથી નહિ પણ બ્રાહ્મણોના સંસ્કૃત પૌરાણિક ધાર્મિક સાહિત્યમાંથી નીકળ્યો છે." છતાં તે અભિપ્રાય ઉપર આપણે પ્રાચીન શોધખોળના અનુભવને આધારે લક્ષ્ય નહીં આપી શકીએ. કેમકે પ્રાચીન શોધખોળને આધારે આટલું હવે નિર્વિવાદિત સિદ્ધ થયું છે, કે ગુજરાતી પ્રાકૃતપરથી થયેલ છે. આમ હોવાથી આપણે તપાસવાનુ એ રહે છે કે, પ્રાકૃત પરથી ગુજરાતી થવામાં જૈનિયો શી રીતે કારણભૂત છે. ગુજરાતી ભાષાના ઉદ્ભવમાં જૈનિયો પરોક્ષ અને પ્રત્યક્ષ એ બે રીતે કારણભૂત છે. પ્રારંભમાં કહી જવામાં આવ્યું છે, અને ફરી સ્મૃતિની ખાતર અહીં જણાવવું

ગોગ્ય છે, કે, ઇ. સ. ની પૂર્વે બીજા સૈકામાં સંસ્કૃત ભાષા હિંદમાં એક બોલાતી ભાષા
(colloquial language) હતી; અને ત્યારબાદ મુસલમાન ચઢાઇઓ સુધીમાં એવી સ્થિતિ
આવેલી કે, સંસ્કૃત ભાષા હિંદની લગભગ એકલીજ લખાતી (almost the only written
language) ભાષા થઈ ગઈ હતી. આ સમયે સંસ્કૃતના ભોગે પ્રાકૃતનું રક્ષણ બ્રાહ્મણોથી
થવું સંભવિત છે? જેમ એ સંભવિત ન ગણાય તેમ બીજી તરફથી ઐતિહાસિક પ્રમાણો
છે કે, પ્રથમ બૌદ્ધ અને જૈન અને પછી એકલા જૈન ધર્મે પ્રાકૃતનું રક્ષણ કર્યું હતું; કેમકે
તેઓએ સંસ્કૃતના સમયમાં પણ તે વાપરવી ચાલુ રાખી હતી. એમ કહેવામાં આવે કે જ્યારે
બ્રાહ્મણોનો લક્ષ્ય એકાંત સંસ્કૃત પ્રતિ હતો ત્યારે પણ લોકભાષા તો પ્રાકૃત હતી, અર્થાત્
તે લોકોના બોલવાના વ્યવહારમાં લેવામાં આવતી હતી. ભલે આમ હોય, પરંતુ આપણે વિચાર
એટલોજ કરવો ઘટે છે કે, પ્રાકૃત ભાષાની સ્થિતિ, જો પ્રથમથીજ, બૌદ્ધોએ અને જૈનિયોએ લેખન
વાચનમાં તેનો ઉપયોગ ન કર્યો હોત, અને પાછો ચાલુ ન રાખ્યો હોત, તો, ટકી શકત ખરી કે?
આ ઉપરાંત જૈનિયોનો પ્રાકૃત ભાષા ટકાવી રાખવામાં એક જબરો સ્વાર્થ પણ હતો, અને
તે સ્વાર્થ એ કે, તેઓના શાસ્ત્રો પ્રાકૃતમાં મૂળ લખાએલા હોવાથી તે ભાષા ચિરંજીવ રહે, તો
તેના શાસ્ત્રોની શક્તિ ટકી શકે. જૈનિયો પ્રાકૃતના રક્ષણ માટે કેવા આતુર હતા તેનો એક
ઐતિહાસિક દાખલો આપીએ. વિક્રમના ચોથા સૈકામાં જ્યારે સંસ્કૃત ભાષા જૈનિયોએ પણ
ઉત્સાહપૂર્વક ગ્રહણ કરી હતી ત્યારે પણ વલ્લભિપુર-વળા-માં જૈનના મહાન્ આચાર્યોએ
પરિષદ્ ભરી જૈન સૂત્રો મોઢે હતા તે લખાણમાં મૂક્યા હતા. આ રીતે પ્રાકૃતની સ્થિતિ
ટકાવવામાં જૈનિયો કારણભૂત હતા, અને પ્રાકૃતમાંથી ગુજરાતી થયેલ છે એવો પ્રાચીન
શોધખોળોનો અનુભવ છે, એટલે આપણે એવા સાર ઉપર આવીએ કે, ગુજરાતી ભાષાની
માતાને ટકાવી રાખવામાં જૈનિયો કારણભૂત હોઈ ગુજરાતી ભાષાના ઉદ્ભવના પરોક્ષ-
અવ્યક્ત-કારણભૂત હતા; તો તેમાં કાંઇ ખોટું ગણાય? આ રીતે જૈનિયોને અવ્યક્ત કા-
રણભૂત ક્યાં સુધી ગણવા? જ્યાં સુધી ગુજરાતી ભાષા વ્યવસ્થા વિનાની દશા (Informal
Stage) માં હતી ત્યાં સુધી. આ રીતે આ વ્યવસ્થા વિનાની દશા સુધી તો જૈનેતર પ્ર-
જાને પણ કેટલેક દરજ્જે-ભલે જૈનીયોના જેટલા દરજ્જે નહીં, કેમકે તેઓ પ્રાકૃતના રક્ષ-
ણભૂત વિશેષે હતા,-માનવી જોઇએ, કેમકે પ્રાકૃત ભાષા એ લોકભાષા હોઈ, તેઓ વ્યવ-
હારમાં તે ભાષાનો ઉપયોગ કરતા હતા. તાત્પર્ય કે, આ રીતે ગુજરાતી ભાષાના ઉદ્ભવમાં
જૈન કે જૈનેતર પ્રજા વત્તા ઓછા પ્રમાણમાં કારણભૂત હોય તે કાંઇ અસંભવિત નથી;
રાતી ભાષા જ્યારે વ્યવસ્થા વિનાના સ્વરૂપે હતી ત્યારે જેણે તેને ઝીલી લઈ, પાલણ
ું કર્યું હોય તેઓ તેના ઉદ્ભવના ખરા કારણભૂત અહીં તો ગણવાના છે. ગુજરાતી
ાષા જ્યારે વ્યવસ્થા વિનાના સ્વરૂપે હતી ત્યારે તેની સહાયતાએ બ્રાહ્મણો ગયા હોવા જોઇએ કે
જૈનિયો? ગુજરાતી ભાષાના ઉદ્ભવનો સમય શ્રીયુત કેશવલાલભાઇ ૮ મા અને ૧૦ મા શ-
તકની વચ્ચેનો ગણે છે, કેમકે તેઓ કહે છે કે "ઇસ્વી સનના પંદરમા શતકની મર્યાદા જે
બંધાએલી છે તે ચારસેં પાચસેં અથવા કદા તેથી પણ એ એક સદી વધારે પાછી
હઠાવવી પડશે." ગુજરાતી ભાષાનો પ્રારંભ જે સમયે થાય છે તે સમયે ઉપર જોઇ ગયા
તેમ સંસ્કૃત ભાષા લગભગ હિંદની એકલીજ લખાતી ભાષા હોઇ, તેના ખાસ ઉપાસકો

બ્રાહ્મણો સર્વોત્તમ ગણાતી એવી સંસ્કૃત ભાષાના ભોગે, પોતાની નજરમાં જે પ્રથમથીજ ન્યૂનત્વવાળી ભાષા હતી[1] તે પ્રાકૃત ભાષાની હજી ગર્ભમાં આવતી એક શાખાની સહાયતાએ ગયા હોય એ શક્ય લાગે છે ? અથવા તેઓને તેવો કંઈ પ્રલોભન (Inducement) હોય એમ સંભવે છે ? કવિ નર્મદાશંકર પણ આજ રીતે પ્રશ્ન કરે છે કે, શાસ્ત્રીઓ આજ પણ પ્રાકૃતને ધિક્કારે છે તો તે વેળાના બ્રાહ્મણોએ તે વેળા ચાલતી પ્રાકૃતમાં કેમ લખ્યું હોય ? આ રીતે જો બ્રાહ્મણોને ગુજરાતીના ગર્ભની સ્થિતિએ તેની સહાયતાએ જવાનો કાંઇ પ્રલોભન ન હોય, તો ગુજરાતી ભાષાને વ્યવસ્થાવાળી દશાએ લાવવામાં તેઓ પ્રત્યક્ષ કારણભૂત ગણાય ખરા ? અને જો ન ગણાય તો પછી તેના લગભગ પ્રારંભથી જેના હાથથી લખાએલું તેનું (ગુજરાતી ભાષાનું) સાહિત્ય મળે છે એવા જૈનિયોને તેને (ગુજરાતી ભાષાને) વ્યવસ્થામાં મૂકવાનાં પ્રત્યક્ષ કારણભૂત ન ગણી શકાય ? ભાષાના લગભગ પ્રારંભમાં જેઓએ સાહિત્ય લખેલું હોય તેઓ તેની વ્યવસ્થાના પ્રત્યક્ષ કારણભૂત ગણાવા જોઇએ, કેમકે બોલાતી ભાષા નિયમમાં-વ્યવસ્થામાં ખરેખરી ક્યારે મૂકી શકાય કે જ્યારે તેનું સાહિત્ય લખાવું શરૂ થાય ત્યારે. જેમ આ પ્રારંભ પામતી ભાષાની પ્રવૃત્તિ ચાલુ કરવા માટે બ્રાહ્મણોને કોઇ પણ પ્રકારનો પ્રલોભન નહોતો;-જો કે આ સમયમાં કવિ નર્મદાશંકરના અભિપ્રાય પ્રમાણે તો "પ્રજાવર્ગમાં જૈન સાધુ શિવાય બીજા કોઇ ઝાઝો વિદ્યાભ્યાસ કરતા નહીં." આથી બરાબર ઉલટું જૈનિયોને માટે હતું. જૈનિયો પ્રથમથીજ લોકભાષામાં સાહિત્ય તૈયાર કરવાને ટેવાએલા હતા; વળી આ ઉદ્ભવ પામતી ગુજરાતી ભાષા તેઓની અંગત મિલકત જેવી જે પ્રાકૃત ભાષા હતી તેની એક શાખા હોઈ તેનું સાહિત્ય તૈયાર કરવાને લલચાય એ પણ સ્વાભાવિક ગણાય. આ ઉપરાંત એક કારણ એ સંભવે છે કે, જો કે વિક્રમ સંવત્ પછી જૈનિયોએ પણ પોતાનો લગભગ લક્ષ્ય સંસ્કૃત તરફ પ્રેર્યો હતો, ( ડૉક્ટર મૅકડૉનૅલનો અભિપ્રાય ઉપર બતાવવામાં આવ્યો છે તે પ્રમાણે તેમજ જૈનિયોએ સંસ્કૃતનું મોહું સાહિત્ય લખેલું સિદ્ધ છે તે પ્રમાણે ) છતાં જૈનિયોની નજરમાં બ્રાહ્મણોની પેઠે માત્ર સંસ્કૃતનુંજ માહાત્મ્ય નહોતું; પણ સંસ્કૃત અને પ્રાકૃત બન્ને તેને અનુકૂળ હતી એટલે બ્રાહ્મણોને સંસ્કૃતના ભોગે પ્રાકૃતનો ઉત્કર્ષ કરવાનો પ્રલોભન નહોતો, તેમ જૈનિયોને ન હોવાનું કારણ નથી; કેમકે પ્રાકૃત લોકભાષા હોવા છતાં તેમાં સાહિત્ય ખેડવામાં તેઓએ પહેલેથીજ ન્યુનત્વ માન્યું નહોતું; ઉલટું તેઓના મૂળ શાસ્ત્રો પ્રાકૃતમાં હોઇ તેના રક્ષણમાં તેઓએ પોતાનો સ્વાર્થ માન્યો હતો. આ સ્થળે એમ કહેવામાં આવે કે, ગુજરાતી ભાષા અને પ્રાકૃત ભાષામાં ઘણો મોટો તફાવત પડતો હોવાથી, જૈનિયોને પ્રાકૃત તરફ આકર્ષણ હોય છતાં ગુજરાતીને માટે શા સારૂ કાળજી હોય ? આના ઉત્તરમાં એટલુંજ જણાવવું બસ થશે કે, ગુજરાતી ભાષાની અને પ્રાકૃતની વચ્ચે જે મોટો તફાવત અત્યારે આપણને લાગે છે, તેવો તફાવત શરૂઆતના ગુજરાતીમાં અને પ્રાકૃતમાં નહીં લાગે; અને તેનો દાખલો પણ મોજુદ છે. કેશવલાલભાઈ હેમાચાર્યજીના અષ્ટાધ્યાયીના અપભ્રંશને ગુજરાતી તરીકે સ્વીકારે છે, આ અપભ્રંશ અને પ્રાકૃતની એક શાખા શૌરસેનીને નિકટનો સંબંધ છે એમ પ્રાર-

---

[1] કવિ નર્મદાશંકર કહે છે કે "જો કે સંસ્કૃત બ્રાહ્મણો જાણતા નહોતા, તોપણ તેઓ સંસ્કૃતના નામ ઉપર વારી જઈ પ્રાકૃતને ધિક્કારતા."

યોગ્ય છે, કે, ઈ. સ. ની પૂર્વે બીજા સૈકામાં સંસ્કૃત ભાષા હિંદમાં એક બોલાતી ભાષા (colloquial language) હતી; અને ત્યારબાદ મુસલમાન ચઢાઇઓ સુધીમાં એવી સ્થિતિ આવેલી કે, સંસ્કૃત ભાષા હિંદની લગભગ એકલીજ લખાતી (almost the only written language) ભાષા થઈ ગઈ હતી. આ સમયે સંસ્કૃતના ભોગે પ્રાકૃતનું રક્ષણ બ્રાહ્મણોથી થવું સંભવિત છે? જેમ એ સંભવિત ન ગણાય તેમ બીજી તરફથી ઐતિહાસિક પ્રમાણો છે કે, પ્રથમ બૌદ્ધ અને જૈન અને પછી એકલા જૈન ધર્મે પ્રાકૃતનું રક્ષણ કર્યું હતું; કેમકે તેઓએ સંસ્કૃતના સમયમાં પણ તે વાપરવી ચાલુ રાખી હતી. એમ કહેવામાં આવે કે જ્યારે બ્રાહ્મણોનો લક્ષ્ય એકાંત સંસ્કૃત પ્રતિ હતો ત્યારે પણ લોકભાષા તો પ્રાકૃત હતી, અર્થાત્ તે લોકોના બોલવાના વ્યવહારમાં લેવામાં આવતી હતી. ભલે આમ હોય, પરંતુ આપણે વિચાર એટલોજ કરવો ઘટે છે કે, પ્રાકૃત ભાષાની સ્થિતિ, જો પ્રથમથીજ, બૌદ્ધોએ અને જૈનિયોએ લેખન વાચનમાં તેનો ઉપયોગ ન કર્યો હોત, અને પાછો ચાલુ ન રાખ્યો હોત, તો, ટકી શકત ખરી કે? આ ઉપરાંત જૈનિયોનો પ્રાકૃત ભાષા ટકાવી રાખવામાં એક જબરો સ્વાર્થ પણ હતો, અને તે સ્વાર્થ એ કે, તેઓના શાસ્ત્રો પ્રાકૃતમાં મૂળ લખાએલા હોવાથી તે ભાષા ચિરંજીવ રહે, તો તેના શાસ્ત્રોની શક્તિ ટકી શકે. જૈનિયો પ્રાકૃતના રક્ષણ માટે કેવા આતુર હતા તેનો એક ઐતિહાસિક દાખલો આપીએ. વિક્રમના ચોથા સૈકામાં જ્યારે સંસ્કૃત ભાષા જૈનિયોએ પણ ઉત્સાહપૂર્વક ગ્રહણ કરી હતી ત્યારે પણ વલ્લભિપુર-વળા-માં જૈનના મહાન્ આચાર્યોએ પરિષદ્ ભરી જૈન સૂત્રો મોઢે હતા તે લખાણમાં મૂક્યા હતા. આ રીતે પ્રાકૃતની સ્થિતિ ટકાવવામાં જૈનિયો કારણભૂત હતા, અને પ્રાકૃતમાંથી ગુજરાતી થયેલ છે એવો પ્રાચીન શોધખોળોનો અનુભવ છે, એટલે આપણે એવા સાર ઉપર આવીએ કે, ગુજરાતી ભાષાની માતાને ટકાવી રાખવામાં જૈનિયો કારણભૂત હોઈ ગુજરાતી ભાષાના ઉદ્‌ભવના પરોક્ષ-અવ્યક્ત-કારણભૂત હતા; તો તેમાં કાંઇ ખોટું ગણાય? આ રીતે જૈનિયોને અવ્યક્ત કારણભૂત ક્યાં સુધી ગણવા? જ્યાં સુધી ગુજરાતી ભાષા વ્યવસ્થા વિનાની દશા (Informal Stage) માં હતી ત્યાં સુધી. આ રીતે આ વ્યવસ્થા વિનાની દશા સુધી તો જૈનેતર પ્રજાને પણ કેટલેક દરજ્જે-ભલે જૈનીયોના જેટલા દરજ્જે નહીં, કેમકે તેઓ પ્રાકૃતના રક્ષણભૂત વિશેષે હતા,-માનવી જોઇએ, કેમકે પ્રાકૃત ભાષા એ લોકભાષા હોઈ, તેઓ વ્યવહારમાં તે ભાષાનો ઉપયોગ કરતા હતા. તાત્પર્ય કે, આ રીતે ગુજરાતી ભાષાના ઉદ્‌ભવમાં જૈન કે જૈનેતર પ્રજા વત્તા ઓછા પ્રમાણમાં કારણભૂત હોય તે કાંઇ અસંભવિત નથી; ગુજરાતી ભાષા જ્યારે વ્યવસ્થા વિનાના સ્વરૂપે હતી ત્યારે જેણે તેને ઝીલી લઈ, પાલણ કરવાનું કર્યું હોય તેઓ તેના ઉદ્‌ભવના ખરા કારણભૂત અહીં તો ગણવાના છે. ગુજરાતી ભાષા જ્યારે વ્યવસ્થા વિનાના સ્વરૂપે હતી ત્યારે તેની સહાયતાએ બ્રાહ્મણો ગયા હોવા જોઇએ કે જૈનિયો? ગુજરાતી ભાષાના ઉદ્‌ભવનો સમય શ્રીયુત કેશવલાલભાઇ ૮ મા અને ૧૦ મા શતકની વચ્ચેનો ગણે છે, કેમકે તેઓ કહે છે કે "ઇસ્વી સનના પંદરમા શતકની મર્યાદા જે બંધાએલી છે તે ચારસેં પાંચસેં અથવા કદા તેથી પણ એ એક સદી વધારે પાછી હઠાવવી પડશે." ગુજરાતી ભાષાનો પ્રારંભ જે સમયે થાય છે તે સમયે ઉપર જોઇ ગયા તેમ સંસ્કૃત ભાષા લગભગ હિંદની એકલીજ લખાતી ભાષા હોઇ, તેના ખાસ ઉપાસકો

છીએ, અને તે એ કે, પારસીઓએ જ્યારે જોયું કે, વ્યાપારમાં આગળ વધવા માટે તેમજ રાજકાજમાં પડવા માટે પણ અંગ્રેજી ભાષા બીજી બધી ભાષાઓ કરતાં વધારે ઉપયોગી થઈ શકે તેમ છે, ત્યારે તેઓને અંગ્રેજી તરફ સ્વાભાવિક આકર્ષણ થયું છે. આ રીતે આપણે જો ગુજરાતીના ઉદ્દભવ પહેલાંના સમય માટે પણ લોકોનો મોટો સમહ વ્યાપારી વર્ગની અને રાજસત્તાની ભાષાને અનુસર્યો હોય એમ કહીએ, તો કાંઇ ખોટું ગણાય ? વ્યાપારી વર્ગની ભાષા કઇ હોવી જોઇએ ? વ્યાપારી વર્ગ કઇ જાતીનો બનેલો હતો તે જોઇએ. વ્યાપારી વર્ગમાં બ્રાહ્મણો તો નહોતાજ; તેમ નહોતો ખેડુત વર્ગ; કે નહોતા શુદ્રો. કેટલાક શોધકોનું એમ કહેવું છે કે, આ સમયે વ્યાપારી વર્ગ કેટલાક ક્ષત્રિયોનો અને વૈશ્યોનો બનેલો હતો. વૈશ્યમાં મુખ્યપણે કોણ હતા ? જૈન વણિકો. આજે પણ એક નાના ગામડામાં જુઓ, તો એક જૈન વણિક ગામના શેઠ તરીકે હોય, અને મોટા શહેરોમાં તો જૈન વણિકોનાજ હાથમાં લગભગ વેપાર હતો. અંગ્રેજી રાજ્ય પછી વ્યાપાર દરેક વર્ગના લોકો ધમધોકાર કરતાં થયાં છે; તે છતાં તેમાં જૈનિયોનો હજી પણ ઘણો મોટો હાથ છે; તો પૂર્વે તો જ્યારે ચાર વર્ણો સૌ સૌ પોતાના કામ માટે નિયત હતા ત્યારે વણિકોના હાથમાંજ વ્યાપાર હોવો જોઇએ. એમ કહી શકાય નહીં કે, વણિકો હોય તેટલા બધા જૈનિયોજ હોવા જોઇએ; બીજા ધર્મને અનુસરનારા વણિકો પણ હોય; તથાપિ પૂર્વના સમયથી જૈન વણિકો સધન ગણાતા આવ્યા છે, અને પૂર્વનાં તીર્થો મંદિરો વગેરેમાં કરોડો રૂપીઆ ખર્ચી જૈન વણિકોએ પોતાના ધર્મનો પ્રભાવ કર્યો છે એજ એમ બતાવે છે કે, બીજા બધા કરતાં પૂર્વે જૈન વણિકોના હાથમાં વ્યાપારની લગામ વધારે હતી. અને એ જૈન વણિકોની ભાષા કઇ હતી ? સંસ્કૃત તો નહીંજ, કેમકે જેમ તે વ્યવહારના ઉપયોગ માટે મુશ્કેલ ભાષા છે; તેમ વણિકોને અને સંસ્કૃત ભાષાને કોઇ દહાડો મેળ ખાધો હોય એવું જણાતું નથી. આ વાત અત્યારે તેનો વારસો જોઇએ, તો પણ જણાઇ રહે તેવી છે. સંસ્કૃત ભાષા અત્યારે પણ વણિક બાળકો બીજી ભાષા–Second language–તરીકે લેવા કેટલા લલચાય છે ? અને લલચાય છે, તો તેમાં કેટલા સફળ થાય છે ? આ વાત જો ઐતિહાસિક (historically) અને શાસ્ત્રીય (scientifically) રીતે તપાસવામાં આવે, તો જણાય કે, સંસ્કૃતને અને વણિકોને પહેલેથીજ કોઇ વખતે મેળ બેઠોજ નહોતો; અને જો મેળ ન બેઠો હોય, તો તેની ભાષા કઇ ગણવી ? પ્રાકૃત કે નહીં ? હવે ક્ષત્રિય વ્યાપારીઓ માટે વિચાર કરીએ. આ વાત ઐતિહાસિક પ્રમાણોથી સિદ્ધ થયેલ છે કે, જૈનમાં અત્યારે ઓશવાળ નામની વણિક ન્યાતિ છે તેઓ મૂળ ક્ષત્રિયો હતા, અને ધીમે ધીમે તેઓ ધર્મ કારણે વણિકોમાં ભેળાયા હતા. આ વણિકોએ અને આ ક્ષત્રિયોએ પ્રાકૃત ભાષા કયા મૂળ (Source) માંથી લીધી હોવી જોઇએ ? તેઓના ધર્મ ગુરૂઓ અને તેઓદ્વારા તેઓના ધર્મ સાહિત્યમાંથી કે નહીં ?

હવે રાજભાષાનો વિચાર કરીએ. આટલું તો ચોક્કસ છે કે, હાલના સમયમાં રાજ્યવહિવટમાં જેવું લખાપઢીનું કામ ચાલે છે તેવું પૂર્વના સમયમાં નહોતું ચાલતું, એટલે રાજભાષાએ તે સમયમાં બહુ મહત્ત્વનો ભાગ ભજવ્યો ન ગણાય; તેમ છતાં રાજભાષાનો સવાલ કોઇ રીતે ઉપયોગી છે એટલે તે સંબંધી વિચાર કરવો યોગ્ય છે. રાજભાષા ઘણું કરી લોકભાષાને

ભમાંજ આપણે શ્રી હેમાચાર્યજીના અષ્ટાધ્યાયમાંના **अपभ्रंशे प्रायः शौरसेनीवत् कार्यं भवति ।** એ પાઠથી જોઈ ગયા છીએ.

આ પ્રમાણે ગુજરાતી ભાષાનો ઉદ્ભવ જૈનિયોથી સંભવી શકે કે નહીં તે જોતાં, બીજી તરફથી જે એમ કહેવામાં આવે છે કે, "મોટાં લોકસમૂહ હોય તેજ પોતાની ભાષા બનાવે છે, અને નાનો વર્ગ તેને અનુસરે છે, એટલે જૈન લોકોના કરતાં જૈનેતર બ્રાહ્મણ વિદ્યાની પાછળ ચાલનારા લોકોની સંખ્યા આજ અને પૂર્વે પણ લોકસમૂહમાં એંશી ટકા ઉપરાંત જેટલી મોટી હોવાથી લોકભાષા જૈન લોકોની પ્રાકૃત ભાષામાંથી નીકળે એ સંભવિતજ નથી; માટે પ્રારંભમાં પણ ગુજરાતી ભાષાનો ઉદ્ભવ પ્રાકૃત જૈની–ધાર્મિક સાહિત્યમાંથી નહીં, પણ બ્રાહ્મણોના સંસ્કૃત પૌરાણિક સાહિત્યમાંથી થયેલો છે," એ તપાસીએ. ગુજરાતી ભાષા તેના ઉદ્ભવ માટે બ્રાહ્મણ સાહિત્યને આભારી હોય તો જૈનને તેમાં કાંઇ દુઃખ લાગે તેમ છેજ નહીં; અને લાગવાનું કંઇ કારણ પણ નથી, કેમકે ભાષા ગમે તેનાથી થઈ હોય એમાં લાભ કે હાનિ જેવું શું છે? પરંતુ જ્યારે આપણે સાહિત્ય બુદ્ધિએ અહીં વિચાર કરવા બેઠા છીએ એટલે તેજ બુદ્ધિને અનુસરી કહેવું પડે છે કે, તે વાત સંભવિત લાગતી નથી; કેમકે ગુજરાતી પ્રાકૃતમાંથી થયેલ છે એ વાત તો હવે પ્રાચીન શોધખોળોના અનુભવે સિદ્ધ થયેલ છે. મોટા સમૂહ હોય તેજ પોતાની ભાષા બનાવે છે એ એક વાત અને જૈનના પ્રાકૃત ઉપરથી ગુજરાતી થયેલ છે કે નહીં એ બીજી વાત તપાસવાની જરૂર છે. આ વાત તપાસતાં બ્રાહ્મણ વર્ગ માટે વિરૂદ્ધતાદર્શક કંઇ કહેવાય તો તે માટે ક્ષમા આપવી યોગ્ય છે, કેમકે વિરૂદ્ધ કહી લાગણી દુઃખાવવાનો ઇરાદો એક રોમમાં પણ છે નહીં, પરંતુ સાહિત્યસેવા અંગે સત્યાસત્ય શોધવાનોજ ઇરાદો છે. બ્રાહ્મણવિદ્યાની પાછળ ચાલનારા લોકોની સંખ્યા પ્રથમથીજ એંસી ટકા જેટલી જૈનો કરતાં વધારે હોય તેથી બ્રાહ્મણોદ્વારા તે મોટા સમૂહે ભાષા બનાવી હોય એમ એકાંતે કેમ કહી શકાય? લોકભાષા કાંઈ એકલા ધર્મ સાહિત્યદ્વારાજ ઉદ્ભવ પામતી નથી. તે તો લોકના સામાજિક વ્યવહાર ઉપર વિશેષ આધાર રાખે છે. ભાષાએ સામાજિક વ્યવહાર માટે કોના ઉપર આધાર રાખવો પડે છે? રાજસત્તા ઉપર અને વ્યાપારી વર્ગ ઉપર. રાજ્યમા જે ભાષા રાજ્યવહિવટના કારણે ઉપયોગમાં લેવામાં આવે છે તેના ઉપર અને વ્યાપારી વર્ગમાં જે ભાષા વપરાય છે તેના ઉપર લોકભાષાનો આધાર રહે છે. વ્યાપારી વર્ગની ભાષા ઉપર લોકોએ કેટલો આધાર રાખવો પડે છે તે આપણે અંગ્રેજી ભાષાના વ્યાપારના કારણે આખી પૃથ્વીપર થએલા પ્રચારના કારણથી જોઈ શકીએ છીએ; અને રાજભાષા ઉપર લોકોની ભાષાનો કેટલો આધાર રહે છે તે હિંદમાં અંગ્રેજી ભાષાના થતા જતા બહોળા પ્રચાર ઉપરથી જોઇ શકીએ છીએ. સંસ્કૃત એ હિંદના મોટા સમૂહના ધર્મની ભાષા હોવા છતાં અત્યારે તે લોકભાષા થઈ શકી નથી, અને થઇ શકવાની પણ નહીં, જ્યારે અંગ્રેજી ભાષા દિનપ્રતિદિન વધારો પામતીજ જવાની; કેમકે તે રાજની અને વ્યાપારી વર્ગની ભાષા છે. પારસીઓ ગુજરાતી ભાષા ત્યાગી અંગ્રેજી ભાષા બાલપણથીજ શીખવવાનો વિચાર કરે છે તે વાત જો કે આપણને પસંદ નથી; પરંતુ આપણે તે વિચારમાંથી એ વાત શીખી શકીએ

૧ જુઓ 'રાયચંદ્ર જૈન કાવ્યમાળા'નો 'ગુજરાતી' પત્રનો Review.

છીએ, અને તે એ કે, પારસીઓએ જ્યારે જોયુ કે, વ્યાપારમા આગળ વધવા માટે તેમજ રાજકાજમાં પડવા માટે પણ અંગ્રેજી ભાષા બીજી બધી ભાષાઓ કરતાં વધારે ઉપયોગી થઈ શકે તેમ છે, ત્યારે તેઓને અંગ્રેજી તરફ સ્વાભાવિક આકર્ષણ થયુ છે. આ રીતે આપણે જો ગુજરાતીના ઉદ્‌ભવ પહેલાંના સમય માટે પણ લોકોનો મોટો સમૂહ વ્યાપારી વર્ગની અને રાજસત્તાની ભાષાને અનુસર્યો હોય એમ કહીએ, તો કાંઈ ખોટું ગણાય ? વ્યાપારી વર્ગની ભાષા કઇ હોવી જોઇએ ? વ્યાપારી વર્ગ કઇ જાતીનો બનેલો હતો તે જોઇએ. વ્યાપારી વર્ગમા બ્રાહ્મણો તો નહોતાજ, તેમ નહોતો ખેડૂત વર્ગ, કે નહોતા શુદ્રો. કેટલાક શોધકોનુ એમ કહેવુ છે કે, આ સમયે વ્યાપારી વર્ગ કેટલાક ક્ષત્રિયોનો અને વૈશ્યોનો બનેલો હતો. વૈશ્યમા મુખ્યપણે કોણ હતા ? જૈન વણિકો. આજે પણ એક નાના ગામડામા જુઓ, તો એક જૈન વણિક ગામના શેઠ તરીકે હોય, અને મોટા શહેરોમા તો જૈન વણિકોનાજ હાથમા લગભગ વેપાર હતો. અંગ્રેજી રાજ્ય પછી વ્યાપાર દરેક વર્ગના લોકો ધમધોકાર કરતા થયા છે, તે છતા તેમા જૈનિયોનો હજી પણ ઘણો મોટો હાથ છે, તો પૂર્વે તો જ્યારે ચાર વર્ણો સૌ સૌ પોતાના કામ માટે નિયત હતા ત્યારે વણિકોના હાથમાજ વ્યાપાર હોવા જોઇએ. એમ કહી શકાય નહીં કે, વણિકો હોય તેટલા બધા જૈનિયોજ હોવા જોઇએ, બીજા ધર્મને અનુસરનારા વણિકો પણ હોય, તથાપિ પૂર્વના સમયથી જૈન વણિકો સધન ગણાતા આવ્યા છે, અને પૂર્વનાં તીર્થો મંદિરો વગેરેમાં કરોડો રૂપીઆ ખર્ચી જૈન વણિકોએ પોતાના ધર્મનો પ્રભાવ કર્યો છે એજ એમ બતાવે છે કે, બીજા બધા કરતા પૂર્વે જૈન વણિકોના હાથમાં વ્યાપારની લગામ વધારે હતી. અને એ જૈન વણિકોની ભાષા કઇ હતી ? સંસ્કૃત તો નહીંજ, કેમકે જેમ તે વ્યવહારના ઉપયોગ માટે મુશ્કેલ ભાષા છે, તેમ વણિકોને અને સંસ્કૃત ભાષાને કોઇ દહાડો મેળ ખાધો હોય એવુ જણાતું નથી. આ વાત અત્યારે તેનો વારસો જોઇએ, તો પણ જણાઇ રહે તેવી છે. સંસ્કૃત ભાષા અત્યારે પણ વણિક બાળકો બીજી ભાષા–Second language–તરીકે લેવા કેટલા લલચાય છે ? અને લલચાય છે, તો તેમા કેટલા સફળ થાય છે ? આ વાત જો ઐતિહાસિક (historically) અને શાસ્ત્રીય (scientifically) રીતે તપાસવામાં આવે, તો જણાય કે, સંસ્કૃતને અને વણિકોને પહેલેથીજ કોઇ વખતે મેળ બેઠોજ નહોતો, અને જો મેળ ન બેઠો હોય, તો તેની ભાષા કઇ ગણવી ? પ્રાકૃત કે નહીં ? હવે ક્ષત્રિય વ્યાપારીઓ માટે વિચાર કરીએ. આ વાત ઐતિહાસિક પ્રમાણોથી સિદ્ધ થયેલ છે કે, જૈનમા અત્યારે ઓશવાળ નામની વણિક જ્ઞાતિ છે તેઓ મૂળ ક્ષત્રિયો હતા, અને ધીમે ધીમે તેઓ ધર્મ કારણે વણિકોમા ભેળાયા હતા. આ વણિકોએ અને આ ક્ષત્રિયોએ પ્રાકૃત ભાષા કયા મૂળ (Source) માથી લીધી હોવી જોઇએ ? તેઓના ધર્મ ગુરૂઓ અને તેઓદ્વારા તેઓના ધર્મ સાહિત્યમાથી કે નહીં ?

હવે રાજભાષાનો વિચાર કરીએ આટલુ તો ચોક્કસ છે કે, હાલના સમયમા રાજ્ય-વહિવટમા જેવું લખાપટીનુ કામ ચાલે છે તેવુ પૂર્વના સમયમા નહોતુ ચાલતું, એટલે રાજભાષાએ તે સમયમા બહુ મહત્વનો ભાગ ભજવ્યો ન ગણાય, તેમ છતાં રાજભાષાનો સવાલ કોઇ રીતે ઉપયોગી છે એટલે તે સંબધી વિચાર કરવો યોગ્ય છે. રાજભાષા ઘણે કરી લોકભાષાને

અનુસરી રહે છે. અત્યારે અંગ્રેજી રાજ્ય પરદેશી રાજ્ય હોઇ તેઓની અંગ્રેજી ભાષા મુખ્ય પણે રાજકાજમા વપરાય છે, છતા પણ આપણે જોઇએ છીએ કે, જિલ્લાઓમા તેઓને પણ લોકભાષા અદાલતની ભાષા તરીકે અને બીજા રાજકાર્યો માટે ઉપયોગમા લીધા વિના ચાલતુ નથી, એટલે સાધારણ રીતે હમેશા રાજભાષા એ લોકભાષા હોય છે, અને આ રીતે ગુજરાતી ભાષાનો પ્રારંભ થયો તે વખતે પણ રાજભાષા એ લોકભાષા હોવી જોઇએ આપણે ઉપર જોયુ કે, લોકોને ભાષાની બાબતમા વ્યાપારી વર્ગની ભાષાને અનુસરવુ પડ્યુ હોવુ જોઇએ, કે જે વ્યાપારી વર્ગમા મુખ્યપણે–ક્ષત્રિય અને વૈશ્ય જૈનિયો હતા, અને તે જૈન ક્ષત્રિયો અને વણિકોની ભાષા તેઓના ધર્મગુરૂઓ અને તેઓના ધર્મસાહિત્યને અવલબિત હોવી જોઇએ. લોકભાષા જૈન ક્ષત્રિય અને વણિકોની ભાષાને અનુસરી જેમ થઈ હોય તેમ તે ભાષા રાજ્યવહિવટમા અને પ્રજાકીય વહિવટમા પણ જૈનિયોને અનુસરી હોય એમ સભવે છે, કેમકે ગુજરાતી ભાષાના પ્રારભથી જે ત્રણસે વર્ષો તેમાજ જૈનિયોનુ જોર રાજસત્તામા અને તેને લઇને પ્રજાકીય બાબતોમા પણ વિશેષ હતુ. આ બાબત માટે આપણે ઇતિહાસ તરફ નજર કરવી પડશે દિલગીરીની વાત છે કે, ગુજરાતનો ઇતિહાસ મુખ્યત્વે કરી જૈનના સાહિત્યને આધારે અત્યારે તયાર કરવામા આવ્યો છે, છતા તેની અદરજ જૈનિયોના ગુજરાતની અદરના પ્રબળતાવાળા ત્રણ ચાર શતકની હકીકત ઉપર વિશેષ અજવાળુ પાડવામા આવ્યુ નથી એટલુજ નહીં પણ તેઓને કોઈ કોઇ તરફથી ગેરઇનસાફ પણ આપવામા આવ્યો છે. જૈનિયોનુ ગુજરાતમા અને ગુજરાતની રાજસત્તામા કેટલુ જોર હતુ તેના દાખલાઓ આપતા પહેલા ખાસ એક વાત ઉપર ધ્યાન ખેચવાથી જૈનિયોના ગુજરાતની અદરના જોરનો ખ્યાલ આવી શકશે આ કહી જવામા આવ્યુ, અને તે ઇતિહાસકારો તરફથી સ્વીકારવામા આવે છે કે, અત્યારે તૈયાર કરેલો ગુજરાતનો ઇતિહાસ મુખ્યપણે જૈનના પુસ્તકોને આધારે લખવામા આવ્યો છે. જે જૈન મુનિઓ સસારત્યાગ કરી પોતાની પાસે એક ફોગી પાઈ જેટલુ પણ દ્રવ્ય રાખી શકતા નહી તે જૈનાચાર્યોને તે વખતના ગુજરાતના રાજાઓના ઇતિહાસ લખવાનુ કારણ શુ હતુ? શ્રી ચારિત્રસુંદરપ્રણીત ગુજરાતના ઇતિહાસપર અમોઘ પ્રકાશક ‘મહિપાળ ચરિત્ર’, શ્રી જીનહર્ષગણિકૃત ‘વસ્તુપાલ ચારિત્ર,’ શ્રી રાજશેખર સૂરિકૃત ‘પ્રબધ ચતુર્વિંશતિ પ્રબધ,’ મેરૂતુગાચાર્યકૃત ‘પ્રબધ ચિતામણિ’, સમયસુંદરાચાર્યકૃત ‘વસ્તુપાળ તેજપાળ રાસ’ એ આદિ પુસ્તકોથી ગુજરાતના ઇતિહાસ પ્રતિ મોટો પ્રકાશ પડે છે આ નિવૃત્તિપરાયણ પુરૂષોએ જો જૈનિયોનુ બળ રાજસત્તામા ન હોત તો ઐતિહાસિક બાબતો સ્થિર કરનારા પુસ્તકો શા માટે લખ્યા? જૈનિયોની પેઠે જૈનેતર વિદ્વાનોએ કેમ ન લખ્યા? જૈનના કેટલાક ગ્રથોની પૂર્ણાહુતિએ રચનાર પોતાની પરપરા બતાવતા રાજ્યકર્ત્તાની પણ પરપરા આપે છે દાખલા તરીકે હેમાચાર્યજીના જ અષ્ટાધ્યાયમા રાજકર્ત્તાઓની વશાવળી આપવામા આવી છે જીનમડનોપાધ્યાયના ‘કુમારપાલ પ્રબધમા અને મેરૂતુગાચાર્યની થેરાવળીઓમા ગુજરાતના રાજાઓની ઐતિહાસિક હકીકતો આપવાનુ શુ કારણ? જો જૈનિયોને રાજ્યની સાથે કાંઈ નીસ્બત ન હોત, તો આમ થવાનુ કાઇ કારણ ગણાય?

હવે જૈનિયોનુ પ્રબળ બતાવનારા કેટલાક દાખલાઓ આપીએ આમ કરતા એક વાત ઉપર ધ્યાન ખેચવાની જરૂર છે કે, જૈનના ધર્મગુરૂઓની એવી માનીનતા જોવામા

આવે છે કે, રાજકર્ત્તાઓના પરિચયમાં આવવાથી ધર્મનો પ્રભાવ વધારે ઠીક રીતે થઈ શકે છે. વિક્રમ સંવત્ ૪ થાની પહેલાં જૈનિયોનું જોર કેટલું હતું તે બાબત ઉપર અહીં ચર્ચા કરવાનું કારણ નથી. વનરાજ ચાવડાની પહેલાં વલ્લભિપુરના શિલાદિત્ય રાજાના વખતથી જૈનિયોનું ગુજરાતમાં જોર સારી રીતે જોવામાં આવે છે. ઉપર કહી જવામાં આવ્યું છે કે વિક્રમ સંવત ૪૧૦ માં વલ્લભિપુરમાં જૈનસૂત્રો લખાણમાં મૂકવા માટે જૈનાચાર્યોની એક પરિષદ્ ભરાઇ હતી. જૈનસૂત્રો તો મગધ દેશમાંના ગણાય, છતાં કાઠિયાવાડ ગુજરાતના એક શહેરમાં શા માટે પરિષદ્ ભરાય? આનું કારણ એટલુંજ હતું કે, શિલાદિત્ય રાજા જૈની થયો હતો. જૈન ઇતિહાસથી એમ જણાય છે કે શિલાદિત્ય રાજાની સભામાં શ્વેતામ્બર જૈનો અને બૌદ્ધોની વચ્ચે ધર્મવિવાદ થયો હતો, અને તેમાં જય મેળવી શિલાદિત્યને જૈની બનાવ્યો હતો. "શત્રુંજય માહાત્મ્યના" કર્ત્તા ધનેશ્વર સૂરિની શિલાદિત્ય ઉપર ઘણી પ્રભા હતી. વનરાજ ચાવડો જૈન ધર્મ પ્રત્યે પરમ ભક્તિ ધરાવતો હતો, છતાં શીલગુણસૂરિના પ્રસંગને બહુજ નાનું રૂપ આપી, એટલુંજ નહીં પણ શીલગુણસૂરિનું નહીં ઇચ્છવા યોગ્ય હાસ્ય કરી વનરાજના વખતમાં જૈનિયોનું બળ નહોતું એમ બતાવવાની તજવીજ કરવામાં આવી છે. પ્રાચીન શોધકોના અભિપ્રાય પ્રમાણે ચાવડા વંશના વખતમાં ગુજરાતની અંદર ચાવડાઓનું જોર જેટલું હતું તેના કરતાં સોલંકીવંશ રાજગાદી ઉપર આવ્યા બાદ ગુજરાતમાં ઘણું જોર સોલંકીઓ વધારી શક્યા હતા. અને સોલંકીઓના વખતમાં જૈનિયોનું ધર્મ બળ ઘણું હતું એટલુંજ નહીં પણ રાજસત્તામાં તેઓનું બળ એટલું બધું હતું કે રાજાઓનો મોટો ભાગ જૈન હતો. તેઓના પ્રધાનો[1] અને બીજા કારભારીઓ તથા સેનાપતિઓ પણ બહુધા જૈન હતા.

ચામુંડ રાજા વીરગણિ નામના જૈનાચાર્યનો ભક્ત હતો. ભોજરાજા પાસે અભયદેવસૂરિનું ઘણું માન હતું. ભીમદેવના વખતમાં વિમળશાહે આબુ ઉપર અઢળક દ્રવ્ય ખર્ચી જે જૈન મંદિરો બંધાવ્યાં છે તે જૈનિયોની ભીમદેવના વખતમાં ઉચ્ચસ્થિતિ બતાવે છે. હેમાચાર્યજી પ્રત્યે સિદ્ધરાજનું માન હતું તે બતાવવા માટે તેઓના લખેલ સિદ્ધ હેમવ્યાકરણને સિદ્ધરાજે હાથીની અંબાડીએ ચઢાવ્યું હતું તેજ દાખલો બસ છે. મલધારી અભયદેવસૂરિની અનેક રાજાઓ પ્રત્યે પ્રભા હતી. ગુજરાતનો રાજા કરણ તેઓ તરફ ઘણું માન ધરાવતો હોઈ તેણે તેઓને મલધારીનું બિરૂદ આપ્યું હતું. સૌરાષ્ટ્રનો રાજા રાખેંગાર તેઓ પ્રત્યે બહુજ પૂજ્ય બુદ્ધિ રાખતો. આજ આચાર્ય મહારાજની ઇચ્છાથી ભુવનપાળ રાજાએ જૈનમંદિરો ઉપરનો કર માફ કર્યો હતો. અજમેરના રાજા જયસિંહે આ આચાર્યજીની માંગણીથી વર્ષમાં કેટલાક દહાડા હિંસાનો પ્રતિબંધ કર્યો હતો. શાકંભરીનો રાજા

[1] કવિ નર્મદાશંકર કહે છે કે "રાજાઓ ધર્મવિષયમાં નિસ્પૃહ અથવા કોઇ શૈવમત તરફના અથવા કોઇ જૈનમત તરફના વલણના, ને પ્રધાનો જૈનમતના, પ્રજા મધ્યે કેટલાએક શૈવ ને કેટલાક જૈન, એથી જણાય છે કે તે વેળા ન્યાયને માટે માત્ર બ્રાહ્મણોનાજ કરેલા મનુસ્મૃત્યાદિક ગ્રંથો અથવા માત્ર જૈન આચાર્યોનાજ ગ્રંથો નહિ હોય, પરંતુ કંઈ આમાંનું, ને કાંઈ તેમાંનું એમ હશે."

પૃથ્વીરાજ પણ આ આચાર્યજીનો ભક્ત હતો કુમારપાળ જૈન હોઇ જૈનિયોનુ કેટલુ બળ હતુ તે સર્વ કોઈ જાણે છે કુમારપાળે જૈનમત સ્વીકાર્યો ત્યારથી એક બે સિવાય સઘળા રાજા જૈનમતના હતા વસ્તુપાળ તેજપાળની કીર્તિથી કો કોઇ અજ્ઞાત છે પાલીતાણામા શત્રુજય ઉપર આવેલી આદીશ્વરની ટુકનો સવત ૧૦૭૮ મા જાવડશા નામના શ્રેષ્ઠીએ ૧૩ મી વાર ઉદ્ધાર કરવામા લાખો રૂપીઆ ખર્ચ્યા હતા

જૈનિયોનુ બળ સર્વ દિશાઓમા ગુજરાતી ભાષાના પ્રારભ કાળમા સૌથી વિશેષ હતુ એ જાણવા માટે આટલી વાત ધ્યાનમા રાખવી બસ થશે રાજસત્તામા જૈનિઓનુ બળ સૌથી વધારે હતુ તે કેટલાક રાજાઓ, પ્રધાનો અને કેટલાક સેનાધિપતિઓ જૈન હતા તેથી જાણી શકાય છે બ્રાહ્મણોએ તો રાજ્યવહિવટમા ભાગજ લીધો નહોતો એમ જણાય છે, કારણ કે કવિ નર્મદાશકર કહે છે કે, “જ્યારથી મુસલમાનોએ ગુજરાત લીધુ ત્યારથી રજપૂત ક્ષત્રી વર્ગનો તો લોપ થયો, એટલે પછી રાજદરબાર સેવતુ કોઇ હોય જ શાનુ? બ્રાહ્મણોનુ જોર તો હતુજ નહીં ને જૈન લોકોનુ જોર હતું તે તુટી ગયું.” સમાજ ઉપર જૈનિયોના વિચારોની અસર કેટલી હતી તે આપણે એ ઉપરથી જાણી શકીએ કે ઘણા લાબા કાળ થયા ન્યાયને માટે મનુસ્મૃત્યાદિક વૈદિક ગ્રથોનોજ આધાર લેવાતુ ચાલ્યુ આવતુ હતુ, તેને બદલે આ અરસામા વૈદિક ગ્રથોની સાથે જૈન ગ્રથોનો પણ આધાર લેવાતો થયો હતો [1] ધર્મ સબધમા જૈનિયોનુ કેટલુ બળ હતુ તે નર્મદાશકર કવિના શબ્દોમા જોઇએ ‘ભોળા ભીમની વખતમા જૈનનુ જોર એટલુ હતુ કે, ઘણાએ શ્રાવક ગૃહસ્થે આસુપાસ શિવકૃષ્ણના દહેરા ખસેડીને ત્યા પાર્શ્વનાથના દહેરા બધાવ્યા હતા [2]’ તેઓ વળી કહે છે કે ‘કુમારપાળે જૈનમત સ્વીકાર્યુ ત્યારથી એક બે સિવાય સઘળા રાજા જૈનમતના હતા રાજાઓનો ધર્મમત બદલાયાથી પ્રજામાના કેટલાએક શૈવો જૈન થયા, પણ એમા બ્રાહ્મણોની સખ્યા જૂજ હતી કુમારપાળ પછીના વખતમા બ્રાહ્મણોનુ જોર ઠેક નરમ પડી ગયુ હતુ” વિશેષ આગળ ચાલતા આજ કવિરાજ કહે છે, જ્યા ત્યા લોકને જૈન કરવાનો ઉદ્યોગ ચાલુ હતો– કહે છે કે તે વખતે એક લાખ જૈન સાધુ હતા” જૈનિયોનુ વ્યાપારવિષયક બળ કેટલુ હતુ તે ઉપર બતાવવામા આવ્યુ છે, જૈનિયોએ પોતાના ધર્મ કાર્યોમા–તીર્થો મદિરો વગેરેમા અગણિત દ્રવ્ય વાપર્યું છે એ તેઓની વ્યાપાર સબધીની આબાદી બતાવવા માટે બસ છે વિદ્યા વિષયમા માત્ર બ્રાહ્મણો અને જૈનિયો પ્રથમથીજ હતા પણ આ વખતે જૈનિયો બીજી દિશાઓમા બળવાન હોવાથી પ્રજાજનને તેઓની તરફ વધારે ખેચાવાનું કારણ હતુ મુસલમાની રાજ પછી તો બ્રાહ્મણોનો લક્ષ્ય સસ્કૃત તરફ પણ નહોતો રહ્યો એમ કવિ નર્મદાશકર કહે છે

---

૧ કવિ નર્મદાશકર આમ કહે છે ન્યાયને માટે માત્ર બ્રાહ્મણોનાજ કરેલા મનુસ્મૃત્યાદિક ગ્રથો અથવા માત્ર જૈન આચાર્યોનાજ ગ્રથો નહી હોય પરતુ કાઇ આમાનુ કાઇ તેમાનુ એમ હશે’

૨ આ વાત હુ માની શકતો નથી જૈનના કોઇ પણ પુસ્તકમા આવી હકીકત આવતીજ નથી કવિ નર્મદાશકરે આ વાત શા આધારે કહી તે જણાયુ નથી આ વખતમા જૈનિયોનુ જોર ઘણુ હોવુ જોઇએ પણ તેઓ આટલી હદ સુધી ગયા હોય તે માની શકાતુ નથી મ૦ર૦મો૦

આ સંજોગોમાં શું એમ ન કહી શકાય કે, જે સમયે ગુજરાતમાં જૈનિયો એક સત્તા સમાન હતા ત્યારે તેઓની ભાષાનું અનુસરણ લોકસમૂહે કર્યું હોય ? અને જો તેમ કર્યું હોય તો મોટો લોકસમૂહ હોય તેજ પોતાની ભાષા બનાવે છે, અને નાનો વર્ગ તેને અનુસરે છે એ દલીલ ટકી શકે છે ? મોટો લોકસમૂહ ભાષા બનાવી શકે છે અને નાનો તેને અનુસરે છે એમ કહેવા કરતાં જે સમૂહ સત્તામાં હોય છે તે ભલે નાનો હોય કે મોટો હોય તેને ભાષાની બાબતમાં અનુસરાય છે એમ કહેવું યોગ્ય નથી ? જેવી રીતે અંગ્રેજોનો નાનો સમૂહ છતાં મોટો સમૂહ તેને અનુસરે છે તેવી રીતે.

પ્રારંભમાં કહી જવામાં આવ્યું છે કે, ભાષાનો ઉદ્ભવ પ્રજાજન, તેની ભાષા અને તેના લેખકો ઉપર પ્રધાન ગૌણપણે આધાર રાખે છે. ગુજરાતી ભાષાના પ્રજાજનના સંબંધમાં અત્યાર સુધીમાં કેટલીક તરફથી એવું અનુમાન કરવામાં આવ્યું છે કે, ગુર્જર લોકો આ પ્રદેશમાં આવ્યા ત્યારથી તેની ભાષાનો ઉપયોગ થવા લાગ્યો. આ અનુમાન "ગુર્જર" શબ્દ ઉપરથી કાઢવામાં આવ્યું છે. પણ શબ્દ ઉપરથી કાઢેલું અનુમાન હમેશાં સત્ય સ્વીકારી લેવું ન જોઇએ. વળી 'ગુર્જર' શબ્દનો હજી ખરો અર્થ પણ નક્કી થઇ શક્યો નથી, જુદી જુદી તરફથી માત્ર અનુમાનો દોરવામાં આવ્યા છે. જો ગુર્જરોની ભાષા એ ગુજરાતની ભાષા થઇ હોય, તો સવાલ એ ઉત્પન્ન થાય છે કે, બંગાળી ભાષા જે કોઇ અંશે જૂની ગુજરાતી ભાષાને મળતી જણાવવામાં આવે છે તે બંગાળી ભાષાની સાથે ક્યાં ગુર્જરોનો સંબંધ હતો ?

વખતે આમ બનવું સંભવિત ગણાય કે, જેને ગુજરાતનું નામ અપાયું છે તે પ્રદેશમાં વપરાતી પ્રાકૃતભાષાની અંદર, તે સમયે જૂદા જૂદા પ્રકારના લોકોના ધાડાંઓ ને ધાડાંઓ આવતા તેને લઇને તેઓની ભાષાઓનું મિશ્રણ થતા થતા તેણે ચોક્કસ સ્વરૂપ ધારણ કર્યું હોય, અને તેને પાછળથી ગોર્જરી-ગુજરાતી ભાષાનું નામ મળ્યું હોય. પરંતુ આવા પ્રકારે થયેલી ભાષા તોજ ટકી શકે કે, જો તે ભાષા માત્ર બોલાતીજ નહીં, પણ લખાતી ભાષા થાય. જે ભાષાઓ માત્ર બોલાતીજ ભાષા હોય છે, અને કયારેય પણ તે લખાતી ભાષા થતી નથી તો તે કાળે કરી નાશ પામે છે. જેને આપણે હાલમાં ગુજરાતીના નામથી ઓળખીએ છીએ તે ભાષા જો કયારેય પણ લખાતી ભાષા ન થઇ હોત, તો તે અત્યારે જોઇએ છીએ તે સ્વરૂપ કદાચજ લઇ શકત ત્યારે ગુજરાતી ભાષા પ્રથમ લખાતી થવામાં કોણ નિમિત્ત થયા હોવા જોઇએ ? બ્રાહ્મણોનો લક્ષ્ય તો સંસ્કૃત તરફ હતો એ વારવાર કહેવાઇ ગયું છે, તેમ બ્રાહ્મણોનો ઉદ્યમ લગભગ વિદ્યાભ્યાસનો હોઇ તેઓને સંસ્કૃત સાથેજ કામ હતું. ક્ષત્રિય બધાને લખાપઢી વિના ચાલી શકે, પરંતુ વ્યાપારી વર્ગને નામું ઠામું, ચીઠીપત્રી એ વગેરે કાર્યો કરવાના હોવાથી તેને લખાપઢી વિના ચાલી શકે નહી તો આ વ્યાપારી વર્ગ કઇ ભાષામાં લખાપઢી કરવાનું સાધારણ રીતે રાખે છે ? જે ભાષા સરળ અને લોકમાં વપરાતી હોય તેમાં કે નહી ? અને જો આમ હોય તો સંસ્કૃતમાં નહી પણ તે વખતે લોકોપયોગમાં લેવાતી ભાષામાંજ લખવાનું રાખ્યું હોવું જોઇએ કે નહી ? ઉપર કહી જવામાં આવ્યું છે કે, એ સમયમાં વ્યાપારી વર્ગમાં મુખ્યત્વે કેટલાક ક્ષત્રિય અને

વણિક જૈનિયોનું બળ હતું. આ વ્યાપારી વર્ગે પોતાનું નામું ઠામું વગેરે લોકભાષામાં લખવાનું રાખ્યું હોવું જોઇએ, અને ક્રમે ક્રમે જેમ જેમ જૈનિયોનું બળ રાજસત્તા આદિ સર્વે દિશાઓમાં વધતું ગયું તેમ તેમ વ્યાપારી વર્ગથી લખાતી આ ભાષા વિશેષ પ્રચાર પામતી ગઈ હોવી જોઇએ. જે વખતે આ ભાષા બહુ પ્રચાર પામી હશે ત્યારે પછી તેની અંદર ભાટચારણાદિ માંગણ લોકો રાજાઓની કીર્તિ આદિ દર્શક દોહા આદિ કાવ્યો, કરવા બોલવા અને કદાચ લખવા પણ મંડયા હોવા જોઇએ. ભાષા જ્યારે આ હદે પહોંચેલી હશે ત્યારે તેને ઝીલી લઇ તેને વ્યવસ્થામાં મુકવામાં નિમિત્ત કોણ થયા હોવા જોઇએ? કવિ નર્મદાશંકર કહે છે કે "બ્રાહ્મણ ને જૈન સાધુ શિવાય વાણિયા તથા બીજી થોડીક નાતમાં નામુંઠામું સારી રીતે લખવું ને વ્યવહાર ઉપયોગી હિસાબ જાણવા એટલુંજ ભણતર હતું." આ સ્થિતિમાં ભાષાના વ્યાકરણાદિ નિયમો દર્શક વ્યવસ્થા કરવાનું કોણે કર્યું હોય? બ્રાહ્મણોએ તો નહીંજ, કેમકે કવિ નર્મદાશંકરનો અભિપ્રાય આપણે જોઇ ગયા છીએ કે, "શાસ્ત્રીઓ આજ પણ પ્રાકૃતને ધિક્કારે છે, તો તે વેળાના બ્રાહ્મણોએ તે વેળા ચાલતી પ્રાકૃતમાં કેમ લખ્યું હોય? ને જેમ હાલ વાણિયા વગેરે લખી શકે છે તેમ તે વખતના વાણિયાઓએ ગોરજી થયા વિના પુસ્તક લખ્યાં હોય એમ સંભવતુંજ નથી." અર્થાત્ તેઓના અભિપ્રાયે જૈન ગોરજીઓ (આ જગ્યાએ ધ્યાન ખેંચવું યોગ્ય છે કે, હાલમાં શિથિલાચારી નામ અને વેશધારી જૈન ગોરજીઓ ફરતા જોવામાં આવે છે તેવા ગોરજીઓ ધારી લેવાના નથી. અત્યારે જે ગોરજી શબ્દ વપરાય છે તે શબ્દ તે વખતે બહુધા નહોતો. યતિ શબ્દ હતો, કે જેનો અર્થ તેના પવિત્ર આશયમાં સર્વસંગ પરિત્યાગી એવો સાધુ થાય છે) એ પુસ્તકો લખ્યાં હોય એમ જણાય છે. ભાટ ચારણોના કેટલાક અપભ્રંશમાં દોહાઓ વગેરે મળે છે, તે છતાં તેઓ ભાષાને વ્યવસ્થામાં મુકી શકે એવી વિદ્વતા ધરાવનારા હતા, એવું ક્યાંથી માલમ પડે છે? તે સમયની જૈનની વિદ્વત્તા અને બળ જોતાં ભાટ ચારણો જૈનને અનુસરનારા ગણાય, પણ જૈન ભાટ ચારણને અનુસરનારા ન ગણાય. અપભ્રંશ ભાષાના નિયમો તેની માતા પ્રાકૃત અને પ્રાકૃતની સાથે નિકટનો સંબંધ ધરાવતી સંસ્કૃતને અનુસરતા છે. આ બન્ને ભાષાઓનું જ્ઞાન જૈની વિદ્વાનોને હતું (બ્રાહ્મણોનો તો વિચારજ કરવાનો નથી રહેતો, કેમકે પ્રાકૃત તરફ તેઓ ઉદાસીન હતા). પ્રાકૃત ભાષાઓનાં વ્યાકરણો હેમાચાર્યજી પૂર્વે હતાં, પરંતુ હેમાચાર્યજીના સમયમાં જે સ્વરૂપે અપભ્રંશ ભાષા હતી તેનું વ્યાકરણ હેમાચાર્યજીના પહેલાનું કોઇ ખાસ હોય તેમ જણાતુ નથી. હેમાચાર્યજીએ પોતાના અષ્ટાધ્યાયમાં ભાટ ચારણો વગેરેથી વપરાતી અપભ્રંશ ભાષાના કેટલાક નમુનાઓ આપેલા છે, તેમ કરવામાં તેમનો ઉદ્દેશ શું હતો? ચારે દિશાએથી અપભ્રંશના જુદા જુદા આકારો એકઠા કરી ભાષાના ચોકસ નિયમોની ચોકસ વ્યવસ્થા સ્થાપિત કરવાનો કે નહીં?

આવા આવા અનેક પ્રશ્નો છે કે જે ઉપરથી જૈનિયો ગુજરાતી ભાષાની વ્યવસ્થાવાળી દશાના જન્મના નિમિત્તભૂત ગણાય.

પ્રજાજન અને તેની ભાષા સંબંધી આટલી ચર્ચા કર્યા બાદ હવે તેના સાહિત્ય લેખકોના સંબંધમાં વિચાર કરીએ. ૧૫૧૨ માં જૈનેતર પ્રજાથી લખાએલો એક ગ્રંથ મળે છે, અને તે કહાનડદે પ્રબંધ છે. જૈનેતર પ્રજાથી લખાએલો આ જૂનામાં જૂનો ગ્રંથ ગ-

થાય છે. હવે જૈનિયોથી લખાએલ સાહિત્ય સંબંધી તપાસ કરતાં જણાય છે કે હેમાચાર્યજી વિક્રમ સંવત્ ૧૨૨૯ માં સ્વર્ગવાસ પામ્યા; અને તેઓનું લખેલું ગુજરાતી વિદ્યમાન છે, કેમકે તેઓના અષ્ટાધ્યાયનું અપભ્રંશ તે ગુજરાતીજ છે; એમ કેશવલાલભાઇનો અભિપ્રાય છે. અષ્ટાધ્યાયીની અંદર જૂની ગુજરાતી કહેતાં અપભ્રંશ ભાષાના વ્યાકરણના નિયમો આપેલા છે. કોઈ પણ ભાષાનું વ્યાકરણ રચાય તે પહેલાં તે (ભાષા) કેટલેક દરજ્જે ખેડાએલી અને વપરાએલી થવી જોઇએ, કેમકે તેમ થયા બાદજ વ્યાકરણના નિયમો નક્કી થઇ શકે છે; એટલે હેમાચાર્યજી પહેલાં અપભ્રંશ નામ ધરાવતી એવી ગુજરાતી ભાષા ઠીક રીતે વપરાયેલી અને ખેડાએલી હોવી જોઇએ. આ દૃષ્ટિએ જોતાં અત્યારે કદાચ હેમાચાર્યજીની પહેલાંનું લખાણ જુની ગુજરાતી કહેતાં અપભ્રંશમાં હોય, પરંતુ તેનું અને પ્રાકૃતનું પૃથક્કરણ કરી અપભ્રંશમાં લખાણ વિદ્યમાન છે કે નહીં તે નક્કી કરવામાં ન આવ્યું હોય તેથી એમ ન કહેવાય કે, હેમાચાર્યજી પહેલાં અપભ્રંશનું સાહિત્ય નહીં હોય; જેમ રાવ બહાદુર હરગોવીંદદાસ કાંટાવાળા કહે છે કે, "જૈન લોકોનું પ્રાકૃત અને પડિમાત્રામાં લખાણ એ જુની ગુજરાતીનું અનુમાન કરવાને કારણભૂત થાય છે," તેમ જો જૈનિયોનું પ્રાકૃત અને પડિમાત્રના લખાણનું ભાષાશાસ્ત્રની ( Philology ) રૂએ પૃથક્કરણ કરી જોવામાં આવે, તો તે હેમાચાર્યજીની અપભ્રંશ ભાષા ગુજરાતી ઠરી તેમ ન ઠરે એમ ન કહેવાય. આ સંબંધમાં પ્રાચીન શોધખોળ કરનારાઓ ભવિષ્યમાં નિરાકરણ કરે તે ઉપર છોડી આપણે જૈનેતર લેખકોની અને જૈન લેખકોની પ્રારંભની ગુજરાતી સાહિત્ય સેવા સંબંધી વિચાર કરીએ, કેમકે જેઓની પ્રારંભની સેવા હોય તેઓ ભાષાના ઉદ્ભવના એક કારણભૂત જેવા છે. કહાનડદે પ્રબંધ અને હેમાચાર્યજીની વચ્ચે લગભગ ૩૦૦ વર્ષનો અંતર છે. આ ત્રણસેં વર્ષનો અંતર એ કાંઈ નાની વાત નથી. જૈનેતર લેખકો જે ભાષામાં ૧૫૧૦ ની શાલની લગભગમાં સાહિત્ય લખતા જણાયા છે તે ભાષામાં જૈન લેખકો ૧૨૦૦ ની શાલ પહેલાં લખતા થયા હતા એ જૈનિયોની ગુજરાતી ભાષાના સાહિત્યની ઘણી મોટી સેવા કહેવાય; અને તેઓની આ સેવા ભાષાનો ઉદ્ભવ કોના દ્વારા થયો તે વિચારવામાં ઉપયોગી નથી? રા. હીમતલાલ અંજારીઆ કહે છે કે "અત્યાર સુધી ગુજરાતી ભાષામાં સૌથી જૂનામાં જૂનો ગ્રંથ પદ્મનાભ કહાનડદે પ્રબંધ પદ્ય સંવત્ ૧૫૧૨ માં લખાયેલો ગણાતો હતો; જો કે ભાલણમાં જૂની ગુજરાતીના પ્રયોગો પુષ્કળ માલમ પડે છે તોપણ તેનાથી જૂની ગુજરાતીના ઇતિહાસની સાંકળી જોડી શકાય તેવું નથી. જૂની ગુજરાતી માટે પદ્મનાભ, ભાલણ, ભીમ, અને નરહરિ એ ચાર શિવાય બીજા ઉપયોગી થઈ શકે તેવા થોડાજ હાથ લાગ્યા છે. જૈનેતર સાહિત્યમાં જ્યારે આવી સ્થિતિ છે ત્યારે જૈન સાહિત્યમાં તેવું નથી. તેમાં તો લગભગ ૪૦ સ૦ એક હજારમાં લખેલાં પુસ્તકો મળી આવે છે, અને ત્યાર પછી પુસ્તકોની સાંકળી ત્રુટી જતી નથી, પણ તે વખતથી તે આજ સુધી એક પછી એક પુસ્તકો લખાતાંજ રહ્યા છે; એવું આપણા જોવામાં આવ છે." રા. અંજારીઆએ કહ્યું છે તેજ પ્રમાણે વસ્તુસ્થિતિ છે. હેમાચાર્યજી પછી જૈનિયોના મેરૂતુંગાચાર્ય કે જેઓએ વિ૦ સં૦ ૧૩૬૭ માં વઢવાણમાં રહી "પ્રબંધ ચિંતામણિ" ગ્રંથ લખ્યો હતો તેઓના લખેલી ભાષાને કેશવલાલભાઈ ગુજરાતી ગણે છે. હવે આપણે વિક્રમના '૧૪ મા' સૈકામાં દાખલ થયા અને જૈનિયોનું સંસ્કાર પામેલું ગુજરાતી આ સૈકામાં

મળે છે. શ્રી વિજયભદ્ર નામના જૈનાચાર્યે એક હંસરાજ–વચ્છરાજ રાસ સંવત્ ૧૪૧૧ માં લખેલો છે, અને બીજો ગૌતમરાસ ૧૪૧૨ માં લખેલો છે. આ બેય રાસ અત્યારે પણ મળે છે. શ્રીહરમુનિ નામના જૈન સાધુજીએ ૧૪૧૩ માં મયણરેહા (મદનરેખા) નામનો રાસ કડી ગામમાં લખ્યો છે. આ બે લેખકોની કવિતાઓના નમુના અહીં મુકવા યોગ્ય થઈ પડશે.

જિમ સહકારે કોયલ ટહુકે,
જિમ કુસુમા વને પરિમલ મહકે,
જિમ ચંદન સુગંધનિધિ;
જિમ ગંગાજલ લહેરે લહેકે,
જિમ કયણાચલ તેજે ઝનકે,
તિમ ગોયમ સૌભાગ્ય નિધ;
જિમ માન સરોવર નિવસે હંસા,
જિમ સુરવર સિરિ કયણે વતંસા.
જિમ મહુયર રાજીપદની,
જિમ રયણાયર રયણે વિલસે.
જિમ અંબર તારાગણ વિકસે,
તિમ ગોયમ ગુણ કેલિવની;
પુનિમનિશિ જિમ સસિયર સોહે,
સુરતરૂ મહિમા જિમ જગ મોહે;
પુરવ વિસિ જિમ સહસકરઃ
પંચાયણ જિમ ગિરિવર રાજે;
નરવર ઘરજિમ મયગલ ગાજે,
તિમ જિનશાસન મુનિપવરૂ.

—શ્રી વિજયભદ્ર-ગૌતમરાસ.

ગામ કુકડીયે કર્યો ચોમાસો, સંવત્ ચૌદા તેરોમાંયો;
કયા કારણ આ રાસજ કીવો; હર સેવક ચિત્ત લાયો.
સાધાં રે તમે મુળ સાંભળજ્યો ચરિત મયણ રેહારો.
તિણ ઉપરી કાંઈ અધિકા ઉછો; મિચ્છા દુક્કડ મારો.

—હરમુનિ-મયણરેહા.

સંવત્ ૧૪૫૫ માં શ્રી મુનિસુંદરસૂરિએ "શાંતરાસ" નામનો રાસો ગદ્ય–પદ્યાત્મક લખ્યો છે. કેશવલાલભાઇ કહે છે કે "સર્વ ભાષામાં કાવ્ય સાહિત્યજ પહેલ વહેલું ખેડાય છે, તે પ્રમાણે આપણી ભાષામાં પ્રથમ કવિતા બહુધા લખાએલી મળી આવે છે." આ નિયમે જોઇએ, તોપણ જૈનિયો ગુજરાતી સાહિત્ય ખેડવામાં આગળ વધી જાય છે, કેમકે જેમ ૧૪૫૦ નું તેઓને હાથે લખાએલું ગદ્ય મળે છે, તેમ ૧૫૯૭ માં તો જૈનના કેટલાક સૂત્રોના ગુજરાતીમાં અનુવાદ થઈ ચુક્યા છે. ૧૫૯૭ માં પાર્શ્વચંદ્ર નામના જૈનાચાર્ય થયા તેઓએ આ ભાષાંતરો કર્યા છે. ચૌદમા શતકમાં જૈનિયોએ એકલાએજ સાહિત્યધારા ટ-

ટકાવી રખી હતી એવો એક બીજો અભિપ્રાય સ્વર્ગસ્થ ગોવર્ધનરામભાઇનો છે. તેઓ કહે છે કે "ચૌદમા શતકમાં ગુજરાતમાં તેજસિંહના એક ગ્રંથ વિનાના સર્વગ્રંથો માત્ર જૈન સાધુઓના રચેલા છે. ગુજરાતી સાહિત્યનું મૂળ પ્રથમ રોપાયું તે વેળા દિલ્હીના બાદશાહો, ગુજરાતના સુબાઓ અને અન્ય નાના મોટા સરદારનો વિગ્રહ આ યુગના આરંભથી ૧૩૫૦ સુધી ચાલ્યો અને તેનો ક્ષોભ...ઝાલાવાડના ગામોમાં અને બાકીના ગુજરાતમાં ચાલી રહ્યો હતો. તેવામાં જૈન ગચ્છોના ચાર પાંચ સાધુઓ ફક્ત ગુજરાતી સાહિત્યના એકલા આધારભૂત હતા. તે પછીના પચીશેક વર્ષમાં......પણ બીજા પાંચેક જૈન સાધુઓ એવા આધારભૂત હતા. જૈન સાધુઓ જેટલી સાહિત્યધારા ટકાવી શક્યા તેનો કાંઈ અંશ પણ અન્ય વિદ્વાનોમાં કેમ ન દેખાયો ? એઓ ક્યાં ભરાઇ બેઠા હતા ? જૈન ગ્રંથકારોની ભાષા તેમના અસંગજીવનના બળે શુદ્ધ અને સરળરૂપે તેમના સાહિત્યમાં સ્ફુરે છે, ત્યારે આખા દેશના પ્રાચીન ભીલ આદિ અનાર્ય જાતિઓ, અને રાજકર્ત્તા મુસલમાન વર્ગ એ ઉભયના સંસર્ગથી બ્રાહ્મણ, વાણીઆઓની નવી ભાષા કેવી રીતે ઘાવણ ધાવી બંધાઇ એ પણ તેમના (બ્રાહ્મણાદિ સંસારીઓના) આ ભ્રમણના ઇતિહાસથી સમજાશે. એ સાધુઓની અને આ સંસારીઓની ઉભયની ગુજરાતી ભાષા આમ જુદે જુદે રૂપે બંધાવા પામી." ગોવર્દ્ધનરામભાઇ કહે છે, તેમ ગુજરાતી ભાષા '૧૫૦૦ ની શાલ પછી જૈનેતર વિદ્વાનોથી લખાવા માંડી તેમાં અને જૈનની ભાષામાં ફેર પડવા લાગ્યો જણાય છે અને તેનું કારણ એ લાગે છે કે, પંદરમા શતક પછી જૈનિયોનુ બળ બીજા સમુદાયો ઉપરથી ઘટવા લાગેલું હોવા સંભવ છે; કેમકે ઇતિહાસ જોતા પણ વસ્તુપાળ તેજપાળના સમય પછી દિનપ્રતિદિન જૈનિયોનું જોર રાજસત્તામાંથી ઓછું થયેલું જણાય છે. આમ છતાં જૈન લેખકોએ ગુજરાતી સાહિત્યની સેવા આ શતક પછી પણ ઘણી મોટી બજાવી છે. પંદરમા શતકથી માંડી ૧૮ મા શતક સુધીના લગભગ ૩૫૦-૪૦૦ રાસો અત્યારે મળે છે. તેની સાથે તેઓના હાથે લખાયેલું ગદ્ય સાહિત્ય પણ ઘણું મળી શકે છે.

વિષયે ચર્ચા માટે નિરૂપાયતાથી ઘણુ લંબાણ કરાવ્યું છે; એ કારણથી તેમજ હકીકતો (Facts) આપની રૂબરૂમાં મૂકવામાં આવી છે એટલે લંબાણ ઉપસંહારની જરૂર નથી. ઉપસંહારમાં આટલીજ વિનંતિ છે કે, આ પ્રશ્નનો વિચાર કરતાં જૈનિયોની તરફના આટલા પ્રશ્નો ધ્યાનમાં લેશો.

(૧) જો પ્રાકૃત પરથી થયેલ અપભ્રંશ તે ગુજરાતી હોય, (૨) જો પ્રાકૃતનો પરિચય સર્વ કરતાં જૈનિયોને વિશેષ હોય, (૩) જો જૈનિયોનું ગુજરાતમાં બળ વધ્યું ત્યારે ભાષાની બાબતમાં જૈનેતર સમુદાયો જૈનને અનુસર્યા હોવાનો સંભવ હોય, (૪) જો જૈનિયોથી અપભ્રંશનું ખેડાણ બીજા કરતાં વધારે થયું હોય, (૫) જો અપભ્રંશ આદિ પ્રાકૃત ભાષાઓના પાણિની જૈને ઉત્પન્ન કર્યા હોય, (૬) જો જૂનામાં જૂનું ગુજરાતી લખાણ જૈનિયોનું મળતું હોય, (૭) જો ગુજરાતીના ખેડાણ સમયમાં જૈનોનું ગુજરાતી ગદ્ય તથા પદ્ય મળતું હોય, (૮) જો એકંદરે સત્તર અઢારમા શતક સુધી જૈનિયોનું ગુજરાતી સાહિત્ય લખાએલું વિશેષે મળતું હોય, તો ગુજરાતીના ઉદ્દ્ભવને માટે જૈનિયો અવ્યક્ત-વ્યક્ત નિમિત્ત ગણાય ખરા કે નહી ?

વિષયમાં કરવામાં આવેલી ચર્ચા અનુકૂળ અથવા પ્રતિકૂળ અભિપ્રાય પામવાનો પૂર્ણ સંભવ છે. આ જૈનિયોનો દાવો સ્વીકાર પામવોજ જોઇએ એમ કાંઇ નથી. આ એક અનુમાન ( Theory ) છે. તેમજ તે અનુમાન સૂચનાત્મક ( suggestive ) છે. કાંઇ નિર્ણયાત્મક નથી. તે જેમ વિચાર કરવા જેવો તર્ક છે; તેમ તે તર્ક ખોટો ન ઠરે એવું કાંઇ નથી. આમાં આપવામાં આવેલી દલીલો કરતાં પણ જૈનેતર વર્ગ માટે વધારે બળવાન દલીલો ન હોઇ શકે એમ કાંઈ નથી. બાકી ખરૂં ખોટું તો ત્યારે સિદ્ધ થઇ શકે એવું છે કે જ્યારે પૂર્ણ શોધખોળો થઈ જેવો સંસ્કૃત ભાષાનો ઇતિહાસ લખાયો છે તેવો ગુજરાતીનો લખાય ત્યારે.

અંતમાં બે બાબત ઉપર ધ્યાન ખેંચવાનું છે. જૈનનો દાવો આગળ ધરતાં કેટલેક ઠેકાણે બ્રાહ્મણોને પ્રતિકૂળ વાતો કહેવી પડી છે. આને માટે ખાસ અરજ છે કે, કોઇપણ પ્રકારે તેઓએ તેથી ખોટું લેવાનું નથી. તેઓની જરા પણ લાગણી દુઃખાવાને સ્વપ્નેય ઇરાદો છેજ નહીં. વસ્તુસ્થિતિ નક્કી કરવા માટે માત્ર સાહિત્ય દૃષ્ટિએ તેઓને પ્રતિકૂળ કહેવું પડ્યું હશે. બ્રાહ્મણોથી ગુજરાતી ભાષા થઇ હોય અથવા જૈનિયોથી થઇ હોય એમાં બેમાંથી એકેને કાંઇ લાભ કે હાનિ નથીજ. આ તો સાહિત્યવિષયક Literary સવાલ હોઇ ચર્ચા કરી છે. નથી આમાં જૈનિયોને કાંઇ મળી જવાનું કે, નથી બ્રાહ્મણોને ખોવાનું

બીજી બાબત એ છે કે જૈનિયોનો પ્રાકૃત સાથેનો સંબંધ બહુ નિકટપણે બતાવતાં એવી અસર લાગવાનો ભય રાખી શકાય કે, કેમ જાણે સંસ્કૃત તરફ જૈનિયોનો લક્ષ્યજ ન હોય. વસ્તુસ્થિતિ તેવી છેજ નહીં. શ્રી મહાવીરે પોતે જૈન ઉપદેશકને માટે સંસ્કૃત ભાષા આવશ્યક ગણી છે; અને તેને લઇનેજ જૈનમાં સેંકડો સંસ્કૃત વિદ્વાનો થયા છે. હમણાંજ જૈનના કેટલાક ભંડારોના ગ્રંથોનું ટિપ્પણ કરી શ્વેતામ્બર કૉન્ફરન્સ તરફથી છપાવવામાં આવ્યું છે. આ ટિપ્પણ જોતાં સ્પષ્ટ થશે કે, અત્યારે વિદ્યમાન ભંડારોની અંદર ૭૦૦થી ૮૦૦ જૈન ગ્રંથકારોનાં લખેલાં સંસ્કૃત ગ્રંથો હૈયાતિ ધરાવે છે. આ ૭૦૦–૮૦૦ જૈન વિદ્વાનોમાં તો કેટલાક સમર્થ મહાત્માઓ પણ છે. દાખલા તરીકે હરિભદ્રસૂરિજી તેઓના ૧૪૪૦ ગ્રંથો લખાએલા કહેવાય છે. હેમાચાર્યજીના લખેલા સાડા ત્રણ કરોડ શ્લોકો લેખાય છે. યશોવિજયજીના ૧૦૦ ગ્રંથો ગણાય છે. તાત્પર્ય કે, આ ૭૦૦–૮૦૦ વિદ્વાનોમાં કોઇએ એકથી માંડી પાંચ-દશ-પંદર કે તેથી ઘણી મોટી સંખ્યાના સંસ્કૃત ગ્રંથો લખ્યા છે. આ ટિપ્પણ જૈનના શ્વેતામ્બર સંપ્રદાયનું છે. જૈનના દિગમ્બર સંપ્રદાયના ૫૦૦ લેખકોના ગ્રંથોનું ટિપ્પણ પણ તૈયાર છે. આ રીતે જૈનિયોએ સંસ્કૃત અને પ્રાકૃત કે ગુજરાતી સાહિત્યની સેવા બજાવી છે તેમ નથી, તેઓએ તામીલ, કેનેરીઝ, કર્ણાટકી, તેલગુ, હિંદિ વિગેરે ભાષામાં પણ ઘણું સાહિત્ય લખ્યું છે, હિંદિ ભાષાનું સાહિત્ય ગુજરાતી ભાષાના કરતાં ઘટી જાય તેમ નથી તામીલાદિ ભાષાઓની અંદર જૈન વિદ્વાનોથી લખાએલા ૧૦૦ ગ્રંથોની નોંધ હમણાંજ આ લેખકને મળી છે.

આપ સર્વેનો આભાર માની આ વિષય પૂરો કરૂં છું. દોષ હોય તે માટે ક્ષમા યાચીને સુધારવા વિનંતિ કરૂં છું.

અમદાવાદ—પ્રજાબંધુ પ્રીન્ટીંગ વર્ક્સમાં ઠાકોરલાલ પરમોદરાય ઠાકોરે છાપ્યું.

# હિંદુસ્થાન માટે એક ભાષા.

( રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથ દીવટિયા, બેરિસ્ટર ઍટ લૉ. )

આ વિષયના બે વિભાગ થઇ શકે એમ છે પ્રથમ ૧ આખા હિંદુસ્થાન માટે એક ભાષાની આવશ્યકતા છે કે કેમ? અને ૨. જો તે આવશ્યકતા છે તો કેઇ ભાષા આખા દેશને માટે સામાન્ય રીતે ચાલે તેમ છે?

પ્રથમના પ્રશ્નનો ઉત્તર ઘણા લોક તરફથી એજ મળશે કે આખા ભરતખંડ માટે એક ભાષાની આવશ્યકતા હાલના સમયમાં ખાસ કરીને છે તેનુ મુખ્ય કારણ એજ છે કે હાલના સમયમાં આખો ભરતખંડ એકજ રાજ કર્તાની હકુમતમાં છે તેમ ના હોય તો આખા દેશની એક ભાષાની આવશ્યકતા ઓછી મણાય યુરોપના જૂદા જૂદા દેશો જે ભરતખંડ કરતાં ઘણા ન્હાના છે તે સર્વેમાં જૂદી જૂદી ભાષા વપરાય છે; તે પ્રદેશોમા જૂદાં જૂદાં પોત પોતાનાં રાજ્યો છે. તેવી રીતે ભરતખંડ જો વ્હેંચાઇ ગયો હોય તો આખાખંડ માટે એક ભાષાની આવશ્યકતા ઓછી થાય; વળી બીજું કારણ હાલને પ્રસંગે એ ગણાય છેકે આખા દેશની પ્રજામાં એકતા કરવા માટે એક ભાષાની આવશ્યકતા છે આ બીજું કારણ આપવામાં આવે છે એ કારણથી એકતા કરવાનો હેતુ કેટલેક અંશે સફળ થાય ખરો, પરન્તુ એ એકીકરણમાં બીજી કેટલીક એટલી બધી વિઘ્નકારક સ્થિતિ છે કે એક ભાષાથી થતું એકીકરણ બીજા કારણો દૂર થયા વગર સબળ અને કાયમ રહે તેવું થઇ શકવું કઠણ છે તો પણ એકતા કરવાના હેતુથી ભરતખંડમાં એક ભાષાની આવશ્યકતા સ્વીકારવાને કાંઇ પણ હરકત નથી.

૨. હવે જ્યારે આ આવશ્યકતા સ્વીકારી તો પછી કેઇ ભાષા આખા દેશ માટે સામાન્ય થઇ સકે તેમ છે એ પ્રશ્નનો ઉત્તર આપવો જ જોઇએ આખા દેશમાટે એક ભાષાની આવશ્યકતા સ્વીકારવામાજ દેશમાં અનેક ભાષાનુ અસ્તિત્વ પ્રથમથીજ સ્વીકારવું પડે છે તો આ દેશમાં ચાલતી અનેક ભાષાઓમાથી એકાદ ભાષાને સામાન્ય કરી સકાય તેમ છે કે કોઇ નવી ભાષા બનાવી તેને સામાન્ય કરવી યોગ્ય છે એ બે પેટા પ્રશ્નો ઉપસ્થિત થાય છે ભરતખંડમા બધી મળીને આશરે ૨૦થી ૨૫ જૂદી જૂદી ભાષાઓ વપરાય છે—તેમાની ઘણી ખરી સંસ્કૃતમાંથી ઉત્પન્ન થઇ છે; કેટલીક ફારસીમાંથી છે અને કેટલીક સ્વતન્ત્ર છે. સર્વેમાં સંસ્કૃત અને ફારસીના શબ્દો, શબ્દનાં રૂપ, વગેરે ઘણા અંશો જોવામાં આવે છે તેમજ હાલમાં તો ઇંગ્રેજીની છાયા પણ ઘણી ખરી ભાષામાં પડેલી જણાય છે. આ સર્વ ભાષામાંથી એકાદ પસંદ કરીને તેને સામાન્ય ભાષા બનાવી સકાય તેમે છે કે કેમ? હાલમાં ચાલતી સર્વ ભાષામાંથી ઉર્દુ, હિંદી, અથવા હિંદુસ્થાની ભાષા સાધારણ રીતે ઘણાખરા પ્રદેશોમાં સમજાય છે. અલબત આસામ, પૂર્વ બંગાળ, બ્રહ્મદેશ, અને મદ્રાસ તરફ એ ત્રણમાંથી એકે બોલી સમજનારા ઘણા થોડાં માણ-મો મળી આવશે. તેમજ ગુજરાત, મહારાષ્ટ્ર વગેરે પ્રદેશોમા પણ ઉર્દુ કે હિંદી બરો-બર બોલી સમજી શકે એવા શિક્ષિત વર્ગમાથીજ માત્ર મળી આવશે; બાકી સામાન્ય

દુકાનદારો, દલાલો, વેપારીઓ વગેરે દશ શબ્દ ગુજરાતી સાથે એક ભાંગોતુટો હિંદુસ્થાની મુકીનેજ કામ ચલાવે છે. તોપણ એકંદર રીતે હિંદી ભાષા સાધારણ રીતે સમજનારા ઘણા મળી આવશે. તો એ ભાષાને આખા દેશને માટે સામાન્ય ભાષા કરવાને શો વાંધો છે—એમ આ ભાષાના હિમાયતીઓ કહે છે; અને તેમ કરવું હોય તો પછી ગુજરાતી, મરાઠી, વગેરે ભાષાઓને ઉત્તેજન આપવું એ હિંદીને સામાન્ય ભાષા કરવામાં વિઘ્નકારક થાય છે એવો પણ મત કેટલેક સ્થળે પ્રસર્યો છે એ મતનું ખંડન મંડન કરતા પહેલાં હિંદી સામાન્ય ભાષા થઇ શકે એમ છે કે કેમ એ પ્રશ્ન વિશે વિચાર કરીશું. સામાન્ય ભાષાની આવશ્યકતાનું પ્રથમ કારણ એ છે કે આખો દેશ એકજ રાજ છત્ર નીચે છે. આવી સ્થિતિમાં એક ભાષાની આવશ્યકતા સહજ ઉત્પન્ન થાય છે અને તે સહજ નિયમથી રાજ્યકર્તાની ભાષા ને સામાન્ય ભાષા થાય છે. મુસલમાની રાજ્યના સમયમાં ઉર્દૂ ભાષા ઘણાખરા પ્રદેશોમાં પસરી. જ્યાં જ્યાં ગુજરાતી, બંગાળી, મરાઠી, વગેરે પ્રાન્ત ભાષા વપરાતી ત્યાં પણ કચેરીયો વગેરેમાં ફારસી, ઉર્દૂ વગેરેની જરૂર પડી અને તેજ ભાષા આપણા પૂર્વજો શીખ્યા; હાલ જે રીતે આપણે ઇંગ્રેજીમાં વાતચીત કરીએ છીએ, કાગળો લખીએ છીએ તેજ રીતે આજથી સો વર્ષ ઉપર મુત્સદ્દી વર્ગના લોકો ઉર્દૂમાં કે ફારસીમાં પત્ર વ્યવહાર, વાતચીત, અને બીજાં લખાણો કરતા. હિંદુસ્થાનમાં જે ભાગમાં મુસલમાનના રાજ્યની અસર ઓછી હશે ત્યાં ઉર્દૂ હિંદુસ્થાની સમજનારા ઓછા હશે. પરન્તુ બીજા પ્રાન્તોમાં ઉર્દૂની અસર ઘણી થઇ છે; ગુજરાતી, મરાઠી, બંગાલી, વગેરેમાં અનેક ફારસી શબ્દો દાખલ થઇ કાયમ થઇ ગયા છે; ઉર્દૂ અને હિંદુસ્થાની તો પંજાબ, સંયુક્ત પ્રાન્ત વગેરે પ્રદેશોની પ્રાન્ત ભાષા થઇ ગઇ છે; અને સિંધી માટે તો લિપિ પણ ઉર્દૂ દાખલ થઇ ગઇ. હવે, હાલના ઇંગ્રેજી રાજકર્તાના સમય તરફ દૃષ્ટિ કર્યાથી જણાશે કે એજ પ્રચારનો હાલ પણ આરંભ થઇ ચૂક્યોછે. રાજના આરંભમાં નોકરી લેવાની ઇચ્છાથી અને હાલ કેટલેક અંશે જ્ઞાનની ઇચ્છાથી અને ઘણે અંશે જરૂર પડવાથી ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવવા સર્વ કોઇ પ્રયાસ કરે છે. એટલે તે પ્રયાસના ફળરૂપે અનેક લોક ઇંગ્રેજી જાણનારા થયા છે તે એટલે સુધી કે વાતચીત કાગળપત્ર સર્વ ઇંગ્રેજીમાં જ ચાલેછે કેટલેક અંશે વિચાર પણ ઇંગ્રેજીમાં થાયછે એમ પણ કહી સકાય ખરૂં. શાળા મારફતે ઇંગ્રેજી ન શીખનાર, એવાં લોકની બોલીમાં પણ અનેક ઇંગ્રેજી શબ્દો દાખલ થઇ ગયા છે; રેલ્વે, મિલો અને એવા બીજા ધંધાદારીઓમાં ઇંગ્રેજી શબ્દો ઘણા પસરી ગયા છે. એટલે એકંદર જોતાં ઇંગ્રેજી ભાષા આખા દેશમાં સામાન્ય ભાષા તરીકે વપરાય છે એ નિર્વિવાદ છે. આપણી જ કૉંગ્રેસો અને કૉનફરન્સોમાં પણ ઇંગ્રેજી જ વપરાય છે; કારણ કે જૂદા જૂદા પ્રાન્તના જે લોકો ભેગા થાયછે તે સર્વે ઇંગ્રેજી જાણનારા હોય છે; તેમજ જે જે વિષયો ચર્ચાય છે તે તે વિષયો ઉપર બોલનારને ઇંગ્રેજીમાં જેટલી સરળતા મળેછે તેટલી બીજી એકે ભાષામાં મળતી નથી. આમ જે સ્થળે ઇંગ્રેજી છે તે સ્થળે હિન્દીને સ્થાપવી એમ આપણા દેશભક્તોનું કહેવું છે, અને તેમ કરવાનું મુખ્ય કારણ આખા દેશની પ્રજાનું એકીકરણ. આ એકીકરણનો હેતુ સ્તુત્ય છે પરન્તુ એ એકીકરણ શામાટે કરવાનું છે અને જે હેતુથી એ એકીકરણ કરવાનું છે તે હિન્દીથી થશે કે કેમ એ વિશે વિચાર

કરવાનો છે. એ એકીકરણ કરવાનું કારણ એમ જણાય છે કે હિંદુસ્થાન દેશની પ્રજા આખી પૃથ્વી ઉપરની પ્રજાઓમાંની એક જૂદી પ્રજા ગણાઇ સર્વથા ઉન્નતિ પ્રાપ્ત કરે એવો ઉચ્ચગ્રાહી હેતુ આ એકીકરણનો છે. આ હેતુ સિદ્ધ કરવા માટે એકીકરણ કરવાનું હોય અને તે એકીકરણ માટે હિન્દીને સાધનભૂત કરવાની હોય તો મ્હારા નમ્ર મત પ્રમાણે એ સાધનદ્વારા એ હેતુ સિદ્ધ થવો અશક્ય છે. અલબત જો પ્રજાનું એકીકરણ માત્ર લગ્ન સીમંતના જમણવાર, બારમાતેરમાના વરા, કે શ્રાદ્ધ, શ્રાવણ માસના બ્રાહ્મણો જ જમાડવા માટે કરવાનું હોય તો, તો હિંદીદ્વારા એકીકરણ કરવું ઇષ્ટ છે અને શક્ય પણ ખરૂં તે કરતાં પણ જો વધારે કાંઇ કરવું હોય—કવિતા લખી વાંચી, સાંભળી સંભળાવી આનંદ પામવો હોય, પુસ્તકો રચી દેશમાં પસરાવવાં હોય, ભાષણો કરી સંતોષ બતાવવો હોય, અથવા નાટકો સંગીતો જોઇ સાંભળી ખુશ થવું હોય તોપણ હિન્દીને સામાન્ય ભાષા કરવી યોગ્ય છે. પરન્તુ આપણો ઉદ્દેશ એટલો ટુંકો નથી; આપણો હેતુ જગતની બીજી પ્રજાઓ સાથે સર્વથા હરીફાઇમાં ઉતરવાનો છે. તે હેતુ હિંદીથી સિદ્ધ થવો અશક્ય છે-તેમજ હાલમાં ચાલતી બીજી એકે ભાષા તે કાર્ય કરી સકે તેમ લાગતું નથી.

ત્યારે બીજી નવી ભાષા બનાવી તેને સામાન્ય ભાષા કરવી ઉચિત અથવા શક્ય છે? જેમ યુરોપમાં હાલ Esperanto નો પ્રયાસ ચાલે છે તે પદ્ધતિ ઉપર કોઇ નવી ભાષા બનાવી તેનો ઉપયોગ થઇ શકે એમ છે? પ્રથમ તો ભાષા બનાવી સકાય કે કેમ એ વિશે જ મને તો શંકા છે; અને તેવી રીતે બનાવેલી ભાષા પ્રચાર પામે કે કેમ તે પણ સંદિગ્ધ વાત છે ભાષાની ઉત્પત્તિ અનેક કારણોથી છે. આસપાસની સર્વ સ્થિતિને અનુસરીને ભાષાની ઉત્પત્તિ અને તેમાં અનેક પ્રકારનાં રૂપાન્તર થાય છે. Esperantoની પ્રમાણે કૃત્રિમ રીતે ઉત્પન્ન કરેલી ભાષા સામાન્ય ભાષા તરીકે આપણા દેશમાં સ્વીકારાય એ મને તો અશક્ય લાગે છે; અને તેમ થાય તો પણ એવી ભાષાથી સામાન્ય ભાષા કરવાનો હેતુ સફળ થવો ઘણો મુસ્કેલછે; જે વાંધો હિન્દીને કે બીજી કોઇ પણ ચાલતી ભાષાને આવે છે તેજ વાંધો આવી નવીન ઉત્પન્ન કરેલી ભાષાને આવશે. આમ હિન્દી કે બીજી કોઇ હિન્દુસ્થાની ભાષા હેતુ સિદ્ધ કરવાને અશક્ત છે, તો પછી ઇંગ્રેજીનું જ ગ્રહણ કર્યા વગર છુટકો નથી. પ્રજાનું એકીકરણ કરીને આખી પૃથ્વી ઉપરની બીજી સર્વ પ્રજાઓ સાથે હરીફાઇ કરવાની હોય, દેશની રાજકીય અને આર્થિક ઉન્નતિ માટે સામાન્ય ભાષાની આવશ્યકતા હોય તો ઇંગ્રેજી ભાષાજ તે કાર્ય સિદ્ધ કરે એમ હાલના સમયમાં જણાય છે સામાન્ય ભાષા કરીને માત્ર સિંધ અને મદ્રાસ, બંગાળ અને મારવાડ, પંજાબ અને ગુજરાત, માળવા અને અયોધ્યા, કે વરાડ અને કચ્છ વચ્ચે જ વ્યવહાર વધારવાથી દેશની ઉન્નતિ થઇ સકશે નહિં; પરન્તુ પૃથ્વી ઉપરની જૂદી જૂદી પ્રજાઓ સાથે વેપાર રોજગારનો સંબંધ વધે, તેમની પાસેથી જે કાંઇ શીખવાનું હોય તે શીખાય, દેશ પરદેશ ફરીને સર્વ સ્થળેથી ઉદ્યોગ વૃદ્ધિનાં સાધન મેળવાય, આ વગેરે કૃત્યો ઇંગ્રેજી ભાષાદ્વારાજ થવાં સંભવ છે, કારણ કે હાલ ઇંગ્રેજી ભાષા આખી પૃથ્વીપર બોલાય છે. યુરોપમાં

ફ્રેંચ ભાષા સામાન્ય ગણાય છે ખરી તો પણ ઇંગ્રેજીનો ઉપયોગ ઘણો છે. ઉત્તર અમેરિકા આખો ઇંગ્રેજીનો ઉપયોગ કરે છે; ત્યાંથી વેપાર રોજગારનું ઘણું જ્ઞાન મળે તેમ છે; ઓસ્ટ્રેલીયા આખો ઇંગ્રેજી જાણે છે, અને વાપરે છે; આફ્રિકામાં ઘણો ભાગ ઇંગ્રેજી બોલે છે. ચીન જાપાન પણ ઘણે અંશે ઇંગ્રેજીદ્વારા કામ કરે છે. એશિયાના પણ બીજા દેશોમાં ઇંગ્રેજી ચાલે છે, સર્વ સ્થળે ઇંગ્રેજી ભાષાથી કાર્ય ચાલે છે. અને મ્હોટું સામ્રાજ્ય થાય ત્યાં આ પરિણામ થાય જ એમાં આશ્ચર્ય નથી. રોમન સામ્રાજ્યના વખતમાં લેટિન ભાષા ઘણે પસરી ગઇ; મુસલમાન સામ્રાજ્યને લીધે આરેબીક ઘણે ચાલી. લેટિન હાલ બોલાતી નથી-તેના સંસ્કાર માત્ર યુરોપની બીજી સર્વ ભાષાઓમાં પેસી ગયા છે. પરન્તુ આરબી ભાષાનો હાલ પણ ઘણો પ્રચાર છે; અરબસ્તાન ઇજીપ્ટ અને આફ્રિકાની આખી ઉતર પટી—આલ્જીયર્સ વગેરે ભાગમાં આરબી ભાષા બોલાય છે. તેજ પ્રમાણે હાલ ઇંગ્રેજી સામ્રાજ્યને લીધે—બલકે એ કરતાં પણ વધારે વિસ્તાર પામેલી ભાષા તે હાલ ઇંગ્રેજી છે. અને ઇંગ્રેજીદ્વારા હાલને સમયે નવે હેતુ સિદ્ધ થવાનો સંભવ છે. અલબત કોઇ કાળ બળને લીધે આ સ્થિતિનું રૂપાન્તર થાય તો શું થાય તે કહી સકાય નહિં, પરન્તુ તેવા રૂપાન્તરનો સંભવ જણાતો નથી. એટલે આ સમયમાં ઇંગ્રેજીને સામાન્ય ભાષા થવા દેવી. અને થવાની પણ તેજ છે. એજ ઇષ્ટછે. અને દરેક પ્રાન્તે પોતપોતાની ભાષાને કવિતા, નાટકો, સામાન્ય વ્યવહાર વગેરેને લાયક કરવા, તેની ઉન્નતિ કરવા તેને સંસ્કાર આપવા પ્રયત્ન કરવામાં કાંઇ પણ હરકત નથી.

ઇંગ્રેજીને સામાન્ય ભાષા કરવી હોય તો પછી આવી સાહિત્ય પરિષદ્ આમે જે વાંધો લેવાય છે તે ઘણે દરજ્જે દૂર થાય છે. પરન્તુ હિન્દીને સામાન્ય ભાષા કરવી હોય તો પણ એ વાંધો કાંઇ બહુ સબળ નથી. ઇંગ્રેજી ભાષાનોજ ઇતિહાસ જોઇશું તો જણાશે કે ઇંગ્લાંડ, સ્કોટલાંડ, અને આર્યલેંડ એ ત્રણે દેશમાં ઇંગ્રેજી ભાષા સામાન્ય રીતે પ્રચલિત છે; તેમ છતાં સ્કોટલાંડમાં ગેલિક. આર્યલેંડમાં-આઇરીશ, અને ઇંગ્લાંડમાં પણ વેલ્શ—ભાષાનું સાહિત્ય ઘણું છે, અને તેનો ઉપયોગ અને ઉદ્ધાર થયે જાય છે. ગૅલિક, આઇરીશ, અને વેલ્શ ભાષાનાં સાહિત્યો સાચવી રાખી તેની ઉન્નતિ કરવાના પ્રયાસને લીધે ઇંગ્રેજીને કાંઇ પણ હાની થઇ નથી તેજ રીતે હિન્દી કે બંગાળી કે મરાઠીને હિન્દુસ્થાનની સામાન્ય ભાષા કરવાના કાર્યમાં ગુજરાતી સાહિત્યની વૃદ્ધિના પ્રયત્ન કે મરાઠીની ઉન્નતિ પ્રયાસ, વિઘ્નકારી થવાના નથી. તેમજ ઇંગ્રેજીને પણ સામાન્ય કરવાના કૃત્યમાં પણ આવી પરિષદો વિઘ્નકારક થવાની નથી.



# ભરતખંડ માટે એક ભાષા.*

**(રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ.)**

આ વિષય નવીન નથી ૩૫-૪૦ વર્ષ ઉપર આ બાબત જાગૃતિ ઉત્પન્ન થયેલી સ્મરણમાં છે, અને ભરતખંડમાં એક ભાષાની ઇષ્ટતા મનાઇ કેટલાક ઉત્સાહી લોકો નિત્ય વ્યવહારમાં પણ હિન્દીનો ઉપયોગ કરતા હતા આ પ્રયાસ પાછળથી, શિથિલ ઉત્સાહને લીધે, કે એ મહાન્ સાધ્યની અસાધ્યતાને લીધે, કે ગમે તે કારણથી, બહુ સફળ થયો જણાયો નથી હમણાં હમણાંમા એ પ્રશ્ન પાછો કાંઇક વિશેષ આગ્રહથી વિચારક વર્ગની સમક્ષ મૂકવામાં આવતો જણાયછે. તેથી એ વિશે કેટલાક વિચાર સુજ્ઞ જનોનું ધ્યાન ખેચાય એમ પ્રગટ કરવા અકાળે કે અસ્થાને નહિં ગણાય.

આ પ્રશ્નનું ખરુ સ્વરૂપ પ્રથમ લક્ષમાં લેવાની જરૂર છે. એક ભાષા ભરતખંડ માટે માગનારાઓની માગણીનો ખરો અર્થ શો છે? આ પ્રશ્નના બે પ્રકારે ઉત્તર સંભવે :—

(क) હાલની પ્રાન્ત પ્રાન્તની ભાષાઓ—ગુજરાતી, બંગાળી, મરાઠી, સિંધી, પંજાબી, હિન્દી, કાનડી વગેરે દ્રાવિડ ભાષાઓ, વગેરે સર્વે-તે તે પ્રાન્ત માટે પૂર્વવત્ જ વ્યવહારવિષય રાખીને સર્વ પ્રાન્તના લોકો એક બીજાના વિચાર એક બીજાને દર્શાવી સકે તે માટે સર્વ ભરતખંડમાં સમાન ભાષા કોઇ એક રાખવી જોઇએ;

અથવા તો—

(ख) પ્રાન્ત પ્રાન્તની ભાષાઓનો અનાદર જ કરીને, તે તે પ્રાન્તમાં પણ આ ભરત ખંડ માટેની એક ભાષાનો જ પ્રચાર પ્રાન્તના અન્તર્ગત વ્યવહારમાં પણ કરાવવો જોઇએ

આ બેમાંથી એક ઉદ્દેશ આ નવીન સચલનનો સભવી સકે છે

હામાનો પ્રથમ (क) નિશાનીવાળો ઉદ્દેશ પ્રથમદર્શને નિર્દોષ લાગેછે, અને કોઈ પણ એ વાતને વિશેષ વાંધો બતાવે એમ લાગતુ નથી. પરતુ જરાક ઊંડી પરીક્ષા કરિયે. જૂન મહિનાના ઇંડિયન રેવ્યુમાં *Lingua Franca of Future India** એ વિશે લેખ આવેલો છે, હેમાં *Lingua Franca* નુ લક્ષણ નીચે પ્રમાણે આપ્યું છે :—

---

*પરિષદ્‌ના વિષયોની યાદીમાં "એક ભાષા અને એક લિપિ" એમ વિષય સસવાયો છે. હેમાંથી 'લિપિ' વિશે સવિસ્તર ચર્ચા હું અન્ય પ્રસંગે કરી ચૂક્યોછું (આર્યધર્મ પ્રકાશ, સં. ૧૯૬૪ના વૈશાખ, જ્યેષ્ઠ અને આષાઢના અંક જુવો) તેથી 'એક ભાષા' ના વિષયનું જ ગ્રહણ કર્યું છે.

" *Lingua franca*, i e, free language, does not mean a language that is daily spoken by any body, but it is the one language in a country with several languages which *the majority of the inhabitants*, or at least *the educated* is ( sic ? ) supposed to know '

અર્થ —" *Lingua franca* એટલે સર્વમાન્ય ભાષાનો અર્થ એ નથી કે બધા રોજ બોલે તે ભાષા, પણ અનેક ભાષાઓના પ્રચારવાળા દેશમા જે એક ભાષા હેવી હોય કે તે હેમાના ઘણા લોકો અથવા કાંઇ નહિ તો કેળવાયલા લોકો જાણતા હોય તે ભાષા "

હવે આ અર્થમા ભરતખડ માટે એક ભાષાની માગણી ખરુ જોતા થાયછે ખરી ? વસ્તુસ્થિતિ શી છે ? ઘણા લોકો સમજે અથવા કેળવાયલા સમજે એ ઉદ્દેશ તો છે જ નહિં એક ભાષાપક્ષીઓનો તો મૂળ ઉદ્દેશ દેશનુ ઐક્ય સાધવાનો જ છે, અને તેવી આખા દેશમા એક ભાષા ( હિન્દીને તેમ માની છે તેથી હિન્દી ) નિત્ય વ્યવહારમા આવે એજ હેમનુ લક્ષ્ય છે અને તે માટે જ એ પક્ષના ભક્તો નિત્યવ્યવહારમા હિન્દી બોલવાનો આગ્રહ રાખેછે એ વાત બહુ સૂચક છે

તેમ જ એક ભાષાની ઇષ્ટતાની પુષ્ટિમા અગ્રેજી ભાષાનો દાખલો હેવી રીતે આપવામા આવેછે કે ઈંગ્લાડમા પ્રગણાઓની ભાષાઓ તદ્દન ભિન્ન ભિન્ન છતા, ઈંગ્લિશ ભાષા–શિષ્ટ ઈંગ્લિશ ભાષા–તો એક જ છે અર્થાત્, ગુજરાતી, બગાળી વગેરે સર્વ ભાષાઓનો વિલય ભરતખડ માટે એક ભાષા સ્થપાય હેમા કરી નાખવો. આ પ્રગણાની ભાષાઓનો દાખલો ખરુ જોતા વાજબી નથી કેમકે અગ્રેજી પ્રગણાની ભાષાઓ તે કાંઇ સાહિત્યબધારણવાળી સ્વતન્ત્ર ભાષાઓ નથી અને ગુજરાતી, બગાળી મરાઠી વગેરે તો સ્વતન્ત્ર સાહિત્યવાળી અને સસ્કારી ભાષાઓ છે તે વાત તો જુદી રહી પરતુ આ દલીલ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ભરતખડ માટે એક ભાષા સાધવી એમ કહેનારાઓનો ઉદ્દેશ (क) પક્ષમા બતાવેલો નથી, પરતુ (ख) પક્ષમા ઉપર બતાવ્યો તે જ છે

તો (ख) વાળો પક્ષ તપાસિયે ગુજરાતી મરાઠી, બગાળી, ઇત્યાદિ પ્રાન્ત પ્રાન્તની ભાષાઓનો અનાદર જ કરીને ભરતખડ માટેની એક ભાષાને જ ખીલવવી, એ આ પક્ષમા ઇષ્ટ લક્ષ્ય ગણાય છે હવે આ સિદ્ધિ ખરુ જોતા

(૧) શક્ય છે ?

અને શક્ય છે, તો

---

*A Lecture delivered on the 28th March 1909 at Madras by Dr Friedrich Otto Schrader, Ph D, M R A S Director of the Adyar Library

(૨) ઇષ્ટ છે ?

એ મહત્ત્વના પ્રશ્નો ઉત્પન્ન થાય છે

મ્હારી અલ્પ મતિ પ્રમાણે તો, પ્રથમ તો આ રીતે એક ભાષા પ્રચરવી અશક્ય નહિ તો અશક્યવત્ છે ભરતખંડ તે એક દેશ નથી, પણ ખંડ છે, હેમાં જુદા જુદા પ્રાન્ત તે અક્કેકા દેશ છે, અને પ્રાન્ત પ્રાન્તની જ એક ભાષા એમ નથી, પણ અક્કેક પ્રાન્તમાં પણ અનેક ભાષાઓ શિષ્ટ, સંસ્કારી ભાષાઓ, પ્રાચીન સાહિત્યવાળી ભાષાઓ-જીવત રૂપે રહેલી છે આમ સ્થિતિ છે ત્હાં એક ભાષા બધા પ્રાન્તો કદી સ્વીકારશે ? હું તો ધારુંછું હેનો ઉત્તર નકાર પક્ષનો જ સંભવશે

કદી ક્ષણભર સંભવ માનિયે કે એક ભાષા-**સમાન** ભાષા તરીકે-સ્વીકારાય તો કેઈ ભાષા સ્વીકારાશે ? એ પ્રશ્ન વિકટ જણાય છે આ પ્રશ્નનો વિચાર કરતે ઉપર અનુલક્ષણ કરેલા ઈંડિયન રેવ્યુમાના લેખમાના કેટલાક વિચાર જોવા લાયક છે એ લેખમા ડૉક્ટર શ્રાડર કહેછે તેમ એક ભાષા સમાનભાષા ( *lingua franca* ) તરીકે થવામા નીચેમાંનો એક પ્રકાર સંભવનીય છે —

(૧) One of the rivalling languages acquires the supremacy over the other ,

or (૨) The two strongest languages mingle in a more or less natural way, occasionally with the result that the mixture alone survives ,

or (૩) An artificial language, of uniform or mixed origin, is introduced,

એટલે—

(૧) અનેક પરસ્પર સ્પર્ધા કરનારી ભાષાઓમાની એક બીજી બધીના ઉપર સર્વોપરિ થાયછે ,

અથવા(૨) બધી ભાષાઓમાની બલવત્તર બે બહુધા સ્વાભાવિક રીત્યે મિશ્ર થાયછે, અને ત્હેનું ક્વચિત્ પરિણામ એ આવેછે કે એ મિશ્ર ભાષા જં હયાત રહેછે ,

અથવા(૩) કોઇ કૃત્રિમ ભાષા એકજ અથવા મિશ્ર મૂળની, દાખલ થાયછે

આ સર્વ પ્રકારની સવિસ્તર ચર્ચા માટે સ્થાન કે પ્રયોજન નથી માત્ર ટૂંકામા નજર ફેરવી જઇશુ ઉલટો ક્રમ લઇ, પ્રથમ (૩) ત્રીજો પ્રકાર જોઇયે એ વિદ્વાન્ લેખક આ પ્રકારમા કેટલાક ઉદાહરણો યુરોપ ખંડમાંના આપેછે, હેમા મધ્ય કાલીન લૅટિન, અને કૉસ્મોસ ( Kosmos ), એસ્પરેન્ટો ( Esperanto ) વોલાપુક ( Volapuk ) વગેરે કેવળ કૃત્રિમ ભાષાના પ્રયત્નોની ગણના કરેછે એઓ પોતે જ કબૂલ કરેછે કે કૉસ્મોસ, વોલાપુક, વગેરે પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા છે એ જ

ભવિષ્ય એસ્પરેન્ટોનું પણ જોઇ સકાયછે મધ્યકાલીન લૅટિન વિશે વધારે એક વાત છે કે પ્રાચીન લૅટિનને જેમ બને તેમ સાદુ રૂપ આપવાનો પ્રયાસ હેમા હતો

કાંઈક એ જ પ્રકારે, ડૉક્ટર શ્રાડર ભરતખડ માટે સસ્કૃતને સરલ બનાવી નવી સસ્કૃત ઉપજાવી, હેને સમાનભાષા તરીકે સ્વીકારાવવાની કલ્પના ઉપસ્થિત કરેછે પરતુ મ્હારા નમ્ર મત પ્રમાણે આ વૃથા પ્રયાસ છે હેવી કૃત્રિમ ભાષામા સાહિત્ય ઉત્પન્ન થવાની વાત તો દૂર જ રહી, પણ નિત્યવ્યવહાર માટે અથવા તો પ્રાન્ત પ્રાન્ત વચ્ચે પરસ્પર વ્યવહાર માટે કૃત્રિમ ભાષા—અને તે વળી સસ્કૃત જેવી કઠણ ભાષા, સાદી કર્યા છતા પણ હેમા પૂર્વનું કઠણપણુ આવવાનું જ તે વગેરે કારણથી—સ્વીકરાય એ વાત જ અશક્ય છે સાહિત્ય માટે તો વળી એક તત્ત્વ સર્વથા આવશ્યક છે, તે એ કે તે ભાષા તે પ્રજાના જીવન જોડે ઓતપ્રોત જોઇએ વણાતુ તે ભાષા જીવન જ હોય, તે ભાષા શ્વાસોચ્છ્વાસની સાથે લોકો ગ્રહણ કરતા હોય માતાના દૂધ સાથે ધાવતા હોય, ત્હારે જ તે ભાષામા સાહિત્ય પ્રગટે, ટકે, અને ભવિષ્યમા વારસાની પેઠે ઉતરે મનોવ્યાપાર, લાગણીઓ, વિચાર, ઇત્યાદિના સૂક્ષ્મ ભેદો ભાષામા પ્રગટ કરવા તે વાસ્તવિક, સ્વાભાવિક ભાષાને લેઇ જ સભવે, અને તે માતૃભાષાને વિશે વિશેષ માનવજાતિની ભાષાની મૂળ ઉત્પત્તિ ગમે તે રીતે હો, પરતુ હવે તો ભાષાઓ, કવિયોની પેઠે, સ્વાભાવિક જન્મના નિયમને વશ છે, બનાવી સકાતી નથી કૃત્રિમ ભાષા એ નામ અન્તર્વિરોધવાળુ છે માટે કૃત્રિમ ભાષાઓ—પછી તે વોલાપુક, કૉસ્મોસ, એસ્પરેન્ટો, કે સરલ સસ્કૃત કે ગમે તે હો—સર્વે નિષ્ફળ થઈ લુપ્ત થવાને જ પ્રગટ થાયછે

(૨) અકવાળા પ્રકાર માટે ડૉક્ટર શ્રાડર ઉર્દૂનુ દૃષ્ટાન્ત રજૂ કરેછે હિન્દી ભાષાથી આ ભાષાનો ભેદ એઓ સારી રીત્યે બતાવેછે ઉર્દૂ અને હિન્દુસ્તાની એમ વળી બે જુદા ઝીણા ભેદ બતાવ્યા છે આ બે ભાષાઓ હેમની પૂર્વે અસ્તિત્વમા રહેલી હિન્દી ઉપર ફારસી ભાષાના સસ્કાર, મિશ્રણ વગેરેથી તૈમુરના વખતથી ઉત્પન થયેલી છે* ફારસીનો અશ વધારે જેમા તે ઉર્દૂ અને ઓછો તે હિન્દુસ્તાની પરતુ ફારસી અને હિન્દી એ બેના મિશ્રણથી ઉર્દૂ ઉત્પન થઇ દિલ્હીના સદરબજારમા હેનો જન્મ થયો, માટે ઉર્દૂ (ઉર્દૂ=છાવણી, Camp તે ઉપરથી) નામ પડ્યુ પરતુ એ ધ્યાનમા રાખવાનું છે કે ફારસીનો ક્રમક્રમે વ્યવહારમાથી લોપ થયો, પણ હિન્દી તો અદ્યાપિ ઉર્દૂની સાથે સમાન્તરે કાયમ રહેલી છે અને હવે હિન્દી તે બીજી પ્રાન્તીય ભાષાઓ જોડે સમકાલીન સમસ્થ, થઇને રહીછે, અને એ સર્વમાથી સ્પર્ધામા કોઇ ભાષા સર્વોપરિ થઇ સમાન ભાષા (*lingua franca*)નો હક મેળવી સકેછે કે કેમ તે જોવાનુ છે

*આ ભાષા વિભાગ સ્થૂલ રીતે ચાલશે હિન્દી અને ઉર્દૂ એ બે હિન્દુસ્તાનીના વિભાગ તરીકે ડૉક્ટર ગ્રીઅર્સને બતાવી છે તે વિશે સવિસ્તર ચર્ચા આગળ ઉપર આવશે

આ રીતે આપણે (૧) અકવાળા પ્રકાર ઉપર આવિયે છિયે, અર્થાત્, બીજી ભાષાઓને કેવળ દાબી દઇ લુપ્ત કર્યા વિના સર્વોપરિ એક ભાષા સ્પર્ધામા આગળ પડીને થાયછે તે પ્રકાર આ વર્ગ માટે જૂના વખતમા ગ્રીક, હાલ મલયભાષા, હાલની અગ્રણીભાષા-ઉદાહરણ રૂપે ડૉક્ટર શ્રાડર આપેછે ત્હેમા ઊતરવાનુ પ્રયોજન અહિ નથી માત્ર હવે આપણા આ લેખના મુખ્ય પ્રશ્નની, અત્યાર સુધીની ચર્ચાના અને અન્ય તત્ત્વોના પ્રકાશમા, પરીક્ષા કરીશુ

તો પ્રથમ પ્રશ્ન—ભરતખડ માટે એક ભાષા શક્ય છે ? એ માટે એક શઙ્કા બતાવી ચૂકાઇ છે તે પછી આગળ વધિયે શક્યતા એ આપણા માનુષ ઇતિહાસને માટે સભવનીયતા જોડે સમાનાર્થ ગણવાની છે બાકી અશકય તો જગતમા કશુ નથી પરતુ માનવવ્યવહારમા સભવાસભવ વડે જ શક્યાશક્યતાની કલના કરી સકાય છે તો આ બાબતમા સભવ શો જણાય છે? નવી ભાષા ઉત્પન્ન કરવી એ તો ઉપર કહ્યુ તેમ અસભાવનીય જ છે હેવી ભાષાઓનો ઇતિહાસ જોતા એ ટકવી જ કઠણ છે ત્હેમા ડૉક્ટર શ્રાડરની સાદી સસ્કૃત તો કેવળ સભવની પાર જ રહેનારી છે હેમની એ સાદી સસ્કૃતના લાભમા એઓ કેટલીક દલીલો લાવેછે, તે જરા ઝડપથી તપાસી જઇયે

(૧) અકવાળો પ્રકાર સભવે કે નહિ તે પરીક્ષા કરતા એઓ હાલની હિન્દુસ્તાનની દેશી ભાષાઓમાથી કેઇ સર્વોપરિ થઇ સકે તે તપાસ કરેછે, અને ઠરાવેછે કે કોઇ દ્રાવિડ ભાષાનો વિજયી નહિ થાય, બાકીનો હિન્દુસ્તાનનો ભાગ એ દ્રાવિડ શબ્દસમૂહ સ્વીકારશે જ નહિ હેમને મતે, જો કોઇ ભાષાને માટે વિશેષ સભવ હોય તો, મરાઠી, હિન્દી કે બગાળી હેમાથી એક માટે સભવ છે અને હિન્દી માટે આ ત્રણેમાથી વિશેષ દાવો કરવામા આવ્યો છે, એ ભાષા મરાઠી તથા બગાળી કરતા વધારે વિસ્તીર્ણ પ્રદેશમા બોલાય છે, પરતુ, કહેછે, માતૃભાષા તરીકે બોલનારની સખ્યા ગણતા બગાળીથી બીજે નબરે હિન્દી આવશે ( આ હેમનુ વચન જરાક શકાને સ્થાન આપનારુ છે હિન્દી બોલનારની સખ્યા ૬,૦૩,૫૪ ૧૩૭ છે, ત્હારે બગાળી બોલનારા ૪,૪૬,૨૪,૦૪૮ છે* ) હિન્દી સસ્કૃતની સમીપ બીજી ભાષાઓ કરતા વિશેષ છે, એમ એઓ માનેછે ( જોકે હેમા તથ્યાશ બહુ નથી ), અને એ ભાષા મ્હેલી અને સુન્દર છે આમ છે તોપણ હિન્દીનો વિજય એઓ અસભવિત માનેછે, અને તે માટે કાઇક વિચારપૂર્ણ કારણ બતાવેછે, તે એ કે (૧) અકવાળા પ્રકારમા સર્વત્ર જોવામા આવેછે કે જે લોકો સર્વોપરિ અને અગ્રણી હોયછે ત્હેમની ભાષા સર્વોપરિ થાયછે, અને આ સ્થિતિ હિન્દીને નથી

ત્હારે અગ્રેજીનું કેમ ? એ સમાન ભાષા ના બને ? આ પ્રશ્નનો નબર પક્ષમા એઓ ઉત્તર આપેછે કારણો બે બતાવે છે —

*Census of India 1901 Vol I, India Part I Report pp 346 367 પૂર્વહિન્દી અને પશ્ચિમહિન્દી બે મળીને આકડો ઉપરનો મૂક્યો છે. રિપોર્ટના એ પત્રકમા જુદા જુદા બતાવ્યા છે

(૧) અંગ્રેજીનો વિજય થાય તો હિન્દુઓને પોતાનું જાતિત્વ, પ્રજાત્વ, તજવું પડશે, અને તેમ તેઓ કદી કરે નહિ.

(પ્રસંગવશાત્ અહિં કહીશું કે આ દલીલમાં સમાનભાષા (*lingua franca*)નું સ્વરૂપ માત્ર વ્યવહાર માટે ભિન્ન ભિન્ન પ્રાન્તોને સાધનારી ભાષા એ કક્ષામાંથી ખસેડીને પ્રત્યેક પ્રાન્તના મનુષ્યોની નિત્યવ્યવહારની-માતૃભાષા જેવી જ-ભાષા એ અર્થમાં મૂકી દેવાની ભૂલ થાયછે)

(૨) અંગ્રેજી ભાષા યુરોપિયનોને સ્હેલી પડે એમ છે, પણ હિન્દુઓ માટે એવી નથી અને હિન્દુના માનસિક વલણ વિચારને અનુકૂલ નથી

(આ દલીલમાં પણ યાથાર્થ્ય નથી, અંગ્રેજી ભાષા હિન્દુઓ કેટલી સરળ રીતે વાપરી શકેછે, જેવા સમર્થ વક્તાઓ તથા લેખકો એ ભાષામાં હિન્દુઓમાંથી થયાછે તે વિચારીશું તો એ દલીલનું બળ ઘટી જશે તેમ વળી *lingua franca*–સમાન ભાષા–ના મર્યાદિત અર્થ અને હેતુને માટે અંગ્રેજીના હાલના સૂક્ષ્મ સ્વરૂપ ઉપર કાબૂ મેળવવાની આવશ્યકતા પણ ઉત્પન્ન નથી થતી)

ત્હારે હિંદી?—તેપણ નહિ, એમ ડૉક્ટર શ્રાડર જણાવેછે એ ભાષાથી ઉન્નતિને બદલે અધોગતિ પ્રજાની થવાનો ભય છે, અને હવે આ (૨) અંકનો પ્રકાર આ યો, તો હમણાં એમ તત્ત્વ પ્રવર્તે છે કે દેશમાં પ્રવર્તમાન એ ભાષાઓનું મિશ્રણ થાયછે અને હિંદી અથવા તો તેનું એકનું ફારસી સ્વરૂપ હિન્દુસ્તાની તે આખા હિન્દુસ્તાનમાં પ્રચલિત નથી જો એ ભાષાઓનો સંકર થઇ નવી ભાષા થવી સંભવે, તે આર્ય અને દ્રાવિડ એમ એના મિશ્રણથી થાય અને આર્ય તે જીતનારી પ્રજા અને દ્રાવિડ તે જીતાયલી પ્રજા હોવાથી, ભાષાના વિકાસના ઇતિહાસ પ્રમાણે વ્યાકરણસ્વરૂપ દ્રાવિડ અને શબ્દભંડારનો ભાગ આર્ય હોવો જોઇએ હાલી કોઇ ભાષા ભરતખંડમાં છે? માત્ર એક ભાષા બહુ ભાગે હેવી છે,—તેલુગુ, જેમાં વ્યાકરણ દ્રાવિડ છે અને શબ્દસમૂહ ઘણે ભાગે સંસ્કૃત છે આ ઉપરાંત, દ્રાવિડ ભાષાઓમાં તેલુગુ બોલનારની સંખ્યા સર્વથી વધારે છે બે કરોડ લોકો એ ભાષા બોલનારા છે (આમ ડૉ શ્રાડર કહેછે તે ઠીક, પરંતુ ભરતખંડમાં એ શી ગણતરીમાં? છ કરોડ હિન્દી બોલનારા, લગભગ ૪½ કરોડ બંગાળી બોલનારા, ત્યાં એ શા હિસાબમાં? અને માત્ર બોલનારની સંખ્યા એ ધોરણ સર્વાંશે ઉપયોગી નથી) તેલુગુ મધુર ભાષા છે હિન્દુસ્તાનની ઇટાલિયન એમ હેને નામ મળ્યું છે માટે સંસ્કૃત શબ્દસમૂહ વધારે અને વ્યાકરણ વધારે સાદું હેવી બનાવેલી તેલુગુ સમાનભાષા ભરતખંડ માટે સંભવે—આમ કારણો સાથે કલ્પના મૂકીને પોતે એ વિશે પણ હિન્દી જેવી જ મુશ્કેલી બતાવેછે,—બોલનારી પ્રજાના સર્વોપરિપણાનો અભાવ, એ અડચણ નડેછે

આ કારણોથી (૩) અંકના પ્રશ્ન ઉપર આવી એ વિદ્વાન્ ડૉક્ટર પોતે એક નવી સંસ્કૃત ઉપજાવવાની સૂચના કરેછે એ સાદી સંસ્કૃતનું સ્વરૂપ ટૂંકામાં એટલું જ છે કે—

(૧) એક અર્થના અનેક શબ્દોમાંથી એક જ શબ્દ સ્વીકારવો,–યોગ્ય લાગતો, જેમકે, नयन, नेत्र, चक्षुस्, વગેરેમાથી માત્ર नेत्र ; सूर्य, रवि, हरि, ઇત્યાદિ અનેક પર્યાયોમાથી માત્ર सूर्य; खाद्, अद्, भक्ष्, जक्ष्, ઇત્યાદિમાથી માત્ર भक्ष्;–ઇત્યાદિ અને—

(૨) જેમ બને તેમ જુદા જુદા કાળ, જુદા જુદા વિભક્તિયો માટેના પ્રાતિપદિક શબ્દોના વર્ગ તે ઓછા કરી નાખવા ઉદા૦—હ્રસ્વ ઇકારાન્ત નરજાતિના તથા નાન્યતરજાતિના શબ્દો બધા તજવા, अग्नि ને બદલે अनल શબ્દથી ચલવવુ, वारि ને બદલે जल; विधि ને બદલે विधान, संस्कार, रीति;

તેમ જ, હ્રસ્વ ઉકારાન્ત સર્વ શબ્દો તજવા, शत्रु, रिपु, ને બદલે वैरी વાપરવો તે જ પ્રમાણે બીજા નિયમો બનાવી, गरीयान् ને બદલે गुरुतर, यवीयान् ને બદલે वयोऽवर ઇત્યાદિ સ્વીકારવા,—ઇ. ઇ

એજ પ્રમાણે વિભક્તિ અને ધાતુ રૂપો વિશે કેટલીક યોજનાઓ બતાવી છે, તેમાં ઊતરવાની જરૂર નથી પરતુ આ હેમની સરલ કરેલી સસ્કૃતના લાભ તથા સ્વરૂપ નીચે પ્રમાણે એઓ બતાવેછે તે તરફ નજર કરિયે —

(૧) આ સરલ બનાવેલી સસ્કૃત ભાષા ઘણી સ્હેલી અને ભાષાજ્ઞાનની ખામીવાળાઓને પણ આવડી જાય હેવી છે,

(૨) આ ભાષા વિદેશીય નહિ તેમ ચાલૂ દેશી ભાષાઓમાની પણ નહિ, પણ સસ્કૃત હોવાથી, હિન્દુસ્તાનના સર્વ લોકો વગર વિરોધે સ્વીકારશે,

(૩) આ ભાષા સ્વીકારનામા બે કારણોથી સરલતા થશે, એક તો, સર્વ ભારતવાસીઓની પાસે સસ્કૃત શબ્દોનુ થોડુ ઘણુ ભડોળ હોયછે, અને બીજુ, ગ્રીક તથા લેટિન જેમ બોલવામા વપરાતી નથી તેમ સસ્કૃતનુ નથી, સસ્કૃત ભાષા હિન્દુસ્તાનમા હજી સુધી બોલાતી આવીછે, સાધારણ જનસમૂહમા તો નહિ જ તે ખરુ,

(૪) આ સરલ સસ્કૃતદ્વારા પ્રાચીન સસ્કૃતનુ જ્ઞાન આપોઆપ સુગમ થવાનો માગ ઊઘડશે, તેથી ભારતવાસીઓ, જે મનુ જીવન સસ્કૃત સાહિત્યથી જ ઓત પ્રોત છે તેઓ, જ્ઞાનમા વધારે બળવાન્ થશે, અને ભરતખડમા રહેનારા પરદેશીઓ એ સરલ સસ્કૃતદ્વારા આ દેશની સાથે વધારે સમભાવ અને નિકટ સમ્બન્ધમા આવશે અને હિન્દુસ્તાનના ગૂઢ સ્વરૂપનુ જ્ઞાન મેળવશે,

(૫) આ સાદી સસ્કૃત શીખવાને એક વર્ષથી વધારે વખત નહિ લાગે

આ બધા લાભ, બારીકીથી તપાસતા, સારહીન જણાય છે

(૧) ડૉક્ટર ગ્રીઅર્સન ધારેછે તેમ એ નવી ભાષા કોઇ પણ રીતે સ્હેલી નથી સંસ્કૃત કરતાં સ્હેલી એટલું જ છે; પરન્તુ ભરતખંડના સામાન્ય વર્ગને તેમજ શિક્ષિતમાંથી ઘણા ભાગને સ્હેલી નથી જ થવાની શબ્દસમૃદ્ધ સમય વખતે થશે પરતુ વ્યાકરણ તો સર્વથા કઠણ જ રહેવાનું સરલ કર્યા પછી પણ જે અંશ આ નવી ભાષામાં રહેછે તે આખરે તો સંસ્કૃત ઢબની કઠિનતાવાળો અને શ્રમસાધ્ય જ રહેછે, અને ચાલૂ દેશી ભાષાઓની સરલતાથી તો અતિ દૂર જ રહેનારો છે સંસ્કૃત ભાષામાંના વિષમ સ્વરૂપોને સ્વાભાવિક રીતે ઘસારા પ્હોચાડી વગેરે અનેક પ્રકારે સુગમતાને પ્રવેશ આપનાર જે બળોએ પ્રાકૃતભાષાઓ તથા હાલની દેશી ભાષાઓ ઉત્પન્ન કરી છે, તે બળોની ગતિની સ્હામે જવાની કૃતિ જ આ નવીન યોજનામાં થાયછે; કેમકે એકદમ કૂદકો મારીને પાછો સંસ્કૃત પદ્ધતિનો આશ્રય કરવો પડેછે

જરાક સ્પષ્ટતા કરિયે સંસ્કૃત ભાષાનું સ્વરૂપ Synthetic—સમસ્તપદ્ધતિનું-હતુ, અર્થાત્ હેમા પ્રકૃતિની સાથે જોડાનાર પ્રત્યય મૂળ પૂર્ણ અર્થના શબ્દ હોઇ ઘસાઇ જઇ પ્રત્યય રૂપે સલગ્ન થઇ જાયછે આથી વિપરીત વ્યાપાર analytic—વ્યસ્તપદ્ધતિનો છે અસલ જે ભાગને મધ્યદેશ કહેતા હતા ત્હા પ્રવર્તતી હાલની દેશી ભાષાઓ તે આન્તરમડળની ભાષાઓ, અને હેની આસપાસના અમુક પ્રદેશની દેશી ભાષાઓ તે બાહ્યમડળની ભાષાઓ, એમ વિભાગ પાડીને ડૉક્ટર ગ્રીઅર્સન* બતાવેછે કે આન્તરમંડળની ભાષાઓ વ્યસ્તપદ્ધતિ સ્વીકારનારી છે, અને (ગુજરાતી શિવાય બાકીની) બાહ્યમડળની ભાષાઓ સમસ્તપદ્ધતિ આદરનારી છે હેમા વળી મૂળ સમસ્ત પદ્ધતિની હોઇ પછી વ્યસ્તપદ્ધતિમા સક્રમણ કરી વળી પાછી સમસ્તપદ્ધતિમા પ્રવેશ કરનારી કેટલીક છે તે એટલે સુધી કે ક્રિયાપદોના રૂપોમા તો પુરુષ વાચક સર્વનામો enclitic† દશા એટલે સશ્લિષ્ટ દશા પામીને વિલીન થઇ જાયછે અને ક્રિયાપદના રૂપોનો પુરુષ સૂચવનારા ચિહ્ન થઇને જ રહેછે હવે આ સર્વ ક્રમમા ધ્યાન રાખવા જેવી વાત એ છે કે સમસ્તપદ્ધતિમા જતા પણ પ્રત્યયોના ક્ષીણ રૂપમા શબ્દો જાયછે તે ક્ષીણ રૂપો તે શબ્દો નવા જ ઉત્પન્ન થયેલા છે, મૂળ સંસ્કૃત વગેરેમાથી પ્રાપ્ત થયેલા ખરા, પણ સંસ્કૃતમા તે પ્રત્યયને માટે વપરાનારા નહિ, તેથી તે રીત્યનો નિયમ પાળનારા પણ નહિ આ રીતે હાલની દેશી ભાષામા સ્વરૂપ બધારણ

---

*Census of India 1901 Vol I–India Part I Report, Chap VII Language, p 299 paras 490–493

†Enclitic=Attached to and dependent on a preceding word in stress and accent as *ge* in Greek and *que* in Latin Such words give up their own accent and generally change that of the word to which they are attached આ accent ને માટે છે તે અહિ પ્રત્યયના અર્થના ગૌણપણાને ઉદ્દેશીને શબ્દ વપરાયો છે

સ્વાભાવિક નિયમને અનુસરીને અને ભાષાના જીવનતત્ત્વને અનુકૂળ રીતે આ પદ્ધતિયો સ્વીકાર્યે ગઇ છે તે પ્રકારને ક્ષોભ પમાડીને, ભાષાની પ્રકૃતિની સ્હામે ગતિ કરીને, ડૉ. શ્રાડરની યોજના એકદમ ફ્લંગ મારીને મૂળ સસ્કૃતની જ સમસ્તપદ્ધતિ ઉપર રચના રચેછે તે ચાલૂ દેશીભાષાથી પરિચિત લોકોને અનુકૂળ ના હોઇ કઠણપણું આમ ઉત્પન્ન થાયછે અર્થાત્ આ નવીન ભાષા સ્વાભાવિક ઉત્ક્રાન્તિ (natural evolution) ના તત્ત્વને અનુસરતી નથી, કેમકે એક રીત્યે કૃત્રિમ રચના જ આણેછે.

આ કઠણપણામા ઉમેરો વળી એ થાયછે કે વ્યાકરણના નિયમો શીખી રૂપો સાધવાનો માર્ગ આ યોજનામા નથી રાખ્યો , પણ કેવળ તૈયાર રૂપો ગોખી કાઢવાં એમ રાખ્યુ છે , કેમકે ૫૦ નિયમિત રૂપના ક્રિયાપદો માટે તો ધાતુ અને પ્રત્યયની સકલના નિયમ પ્રમાણે કરવાની આ પદ્ધતિમા છે, પણ બાકી ૨૦૦ અનિયમિત રૂપના ક્રિયાપદોના આઠ આઠ રૂપ—એટલે ૧૬૦૦ રૂપ એકદર—માત્ર ગોખી કાઢવાના છે એ વિદ્વાન્ કહેછે અગ્રેજીમા ૨૨૦ અનિયમિત રૂપના ક્રિયાપદોના જુદા જુદા રૂપો ગોખીને શીખાય છે તો આ શામાટે ના થાય ? પરતુ આ હેમનુ વચન કાઇક આશ્ચર્ય મૂઢ આપણને બનાવનારુ છે અગ્રેજી શીખવામા આ સ્થિતિ અને આ ક્રમનું સેવન આપણે તો હજી સુધી કર્યું નથી ડૉક્ટર શ્રાડર જર્મન જણાય છે, અને પોતે જર્મન લોકોની અભ્યાસ પદ્ધતિની દૃષ્ટિયે જ જોતા હોય એમ લાગેછે પરતુ જર્મન ઉદ્યોગીપણાને જે સુસાધ્ય છે તે હિન્દુસ્તાનના લોકોને, અને તે સમાન ભાષાને માટે અપેક્ષિત સાધારણ વર્ગના લોકોને તો, અસાધ્યજ બનશે

(૨) સસ્કૃત ભાષા આ દેશની હોવાથી ભરતખડના લોકો વગર વિરોધે આ સરલ સસ્કૃત સ્વીકારશે એ આશા રાખવામા, પારસી, મુસલમાન, ઇત્યાદિ વર્ગનું કેવળ વિસ્મરણ થાયછે એ લોકોને મન સસ્કૃત તે કેવળ વિદેશી ભાષા જ છે તેમ જ એ લોકો કને સસ્કૃત શબ્દનું ભડોળ છે એ લાભ પણ એ વર્ગ માટે લાગૂ નહિ પડે વળી હિન્દુઓમા પણ મ્હાટુ મંડળ સસ્કૃતથી અસ્પૃષ્ટ જ છે તે ભૂલવુ ના જોઇયે

(૩) સસ્કૃત ભાષા હિન્દુસ્તાનમા હજી બોલાય છે—એ દલીલ બહુ શક ભરેલી છે શાસ્ત્રી લોકો, બનારસમા પણ પડિત વર્ગ, અને મદરાસમા કાઇક વિશેષ ભાગે, આ ભાષા બોલાય છે એ ખરુ ,-પરતુ એ જીવત ભાષાને રૂપે નહિ જ, મૃત ભાષા જ છે, એ વાત ભૂલી જવાતી જણાય છે

(क) ઇ સ ૧૯૦૧ના વસતિ પત્રકમા આખા ભરતખડમા ૭૧૬ જણ સસ્કૃત (પોતાની ભાષા તરીકે ) બોલનારાની નોધ થયેલી છે,*—તે સ્થિતિથી આ મ્હારા વચનને બાધ આવે એમ નથી કેમકે એ કેવળ અપવાદરૂપ સ્થિતિ છે અને ૨૯ કરોડ ઉપરાતની વસતિમા ૭૧૬ જણ તે મહાસાગરમા બિન્દુ સમાન છે તેમજ એ બોલનારા વિશે વધારે માહિતી મળે તો કાઈ પ્રકાશ જુદો પડે તોપણ આટલા ઉપરથી સસ્કૃતભાષા જીવતભાષા તો નહિ જ ગણાય

*Census of India 1901 Vol I-A Part II-Tables, Table X Part III p 174—

ત્હાં આ પ્રમાણે સ્થાન વિસ્તાર છે :—

| વિભાગ. | પુરુષ. | સ્ત્રી. | કુલ. |
|---|---|---|---|
| બલુચિસ્તાન. | ૨ | ૦ | ૨ |
| મદ્રાસ. | ૩૧૫ | ૨૨૬ | ૫૪૧ |
| કાશ્મીર. | ૯ | ૦ | ૯ |
| મદ્રાસ સંસ્થાનો (ત્રાવણકોર) | ૯ | ૬ | ૧૫ |
| મહિસુર. | ૧૦૫ | ૪૪ | ૧૪૯ |
| કુલ. | ૪૪૦ | ૨૭૬ | ૭૧૬ |

મદ્રાસ અને મહિસુરમાં જ મુખ્ય સંખ્યા છે એ આ ઉપરથી જણાશે.

(૪)-(૫). આ કારણોથી આ ભાષા અસંભવિત લાગેછે એટલે નં. ૪ વાળો લાભ નિરાધાર જ થાયછે ; અને ન. ૫ વાળો લાભ પણ નિષ્ફળ બનશે. તેમ આ સરલ સંસ્કૃતમાં શબ્દસમૂહના વૃક્ષના ડાળાં પાંદડાં કાપી નાંખ્યાથી તેમ જ વ્યાકરણનાં રૂપાન્તરોની કાપકૂપ કર્યાથી આ નવી ભાષાના શુષ્ક વૃક્ષ ઉપર સાહિત્યનાં ફળોનુ તો કદી પણ દર્શન ના થવાનુ.

આમ આ નવી ભાષાનો અસંભવ જોયો. અને એકદમ કહી જ દઇશું કે કોઇ પણ કૃત્રિમ રીત્યે ઉત્પન્ન કરેલી ભાષા સજીવન રૂપે પ્રચરે એ વાતની સ્વરૂપાસિદ્ધતાને લીધે એ પ્રકારના પ્રયાસમાં કાલ અને શ્રમનો વૃથા ક્ષય કરવો એ અનિષ્ટ જ છે.

સમાન ભાષાની ઉત્પત્તિના ત્રણ પ્રકારમાંથી (૩) અંકવાળો પ્રકાર જેમ અસંભવિત છે, તેમ (૨) અંકવાળો પ્રકાર ચિન્તકોના દર્શનથી અતીત છે. ચાલૂ ભાષાઓમાંથી કેઈ બેનો સંયોગ થશે અને તે ઉપરથી કેઈ ભાષા ઉત્પન્ન થશે એ ભવિષ્ય જોવું મનુષ્ય શક્તિથી જેમ બ્હાર છે, તેમ આ પ્રકારની ચર્ચા માટે નિષ્પ્રયોજન છે. આ સંબન્ધે કદી તર્કને છૂટ આપી ભવિષ્યની કલ્પના કરાય, પરતુ ભરતખંડ માટે સમાન ભાષાનો પ્રશ્ન, તર્કની કક્ષાની બ્હાર હોઈ, વ્યવહાર યોજનાના રાજ્યમાં દાખલ કરવાનો અહિં તો પ્રયાસ છે.

માટે (૧) અંકવાળો પ્રકાર જ બાકી રહ્યો. અલબત, હામાં પણ સ્પર્ધા કરનારી અનેક ભાષાઓમાંથી એક વિજય મેળવી સમાનભાષા થાય એ સ્વાભાવિક બળોને અધીન વાત જ છે, આપણી કૃતિને તાબે નથી, અને એટલે અંશે તર્ક મેળ ભવિષ્ય જોવાનો પ્રકાર જ થાયછે. પરતુ અહિં (૨) અંકવાળા પ્રકાર કરતાં કાંઈક વધારે દૃઢ ભૂમિ ઉપર આપણો પગ છે. પેલામાં બે ભાષાઓના સંયોગનો સંભવ, અને તેથી ફલિત થતી નવી ભાષાની અજ્ઞાતતા, એ અંશોથી અત્યન્ત અનિશ્ચિતતાના કળણમાં ઊતરી પડાય એમ ભયછે. અહિં તો જમાનાનાં ચિહ્ન વગેરે ઉપર લક્ષ ગખી એક જ ભાષા માટે સંભવપરીક્ષા કરવાની છે તેથી કાંઇક સ્થિર પાયા ઉપર ઇમારત ચણના

જેવુ છે ખરુ આ સર્વે વાત ધ્યાનમાં લેતા હિન્દી અને અંગ્રેજી એ બે ભાષાઓ વચ્ચે પ્રશ્ન આવીને રોકાઇ રહેશે એમ લાગેછે,—પણ જો પ્રથમ એ વાત ખરી હોય કે આખા ભરતખંડ માટે એક ભાષા શક્ય છે તો માટે આ પ્રશ્ન હાલ ક્ષણવાર મુલતવી રાખી એ શક્યતાને અંગે બીજી સ્થિતિયોનો વિચાર કરિયે એક સ્થિતિ તો પ્રથમ જ આપણે જોઈ ચૂકયા છિયે, તે એ કે ભરતખંડ તે દેશ નહિ પણ અનેક દેશો—ભિન્ન ભિન્ન જીવત, સાહિત્યચૈતન્યની સ્ફુર્તિવાળી ભાષાઓવાળા દેશો—નો સમૂહ છે આ સ્થિતિ આ કાળમા જ છે એમ નથી અતિ પ્રાચીન સમયથી ભરતખંડની સ્થિતિ—રાજકીય તેમજ ભાષા વ્યવહાર, ઇત્યાદિ સબન્ધે—આ પ્રકારની જ હતી સસ્કૃત ભાષા બોલનારા આર્યોએ આવીને સસ્કૃતને પ્રવેશ પમાડયો તે કાળમા પણ સસ્કૃત સર્વવ્યાપિની ના થઈ સકી, અને સસ્કૃત ભાષા તે બોલાતી જીવત ભાષા તરીકે પ્રબળ રીતે વ્યાપી હતી તે સમયે પણ ત્હેની સાથે સાથે જ ભિન્ન ભિન્ન પ્રાકૃતો પણ પૂર જોસ્મા પ્રચરિત હતી આ સામ્યથી જોતા હાલના કાળમા પણ ગમે તે એક ભાષા સર્વોપરિ બનશે તો પણ હેનું કાર્ય નિયન્ત્રિત પ્રદેશમા સમાઇ રહીને પ્રાન્ત પ્રાન્તની સ્વતન્ત્ર ભાષાઓ પોતપોતાની ખીનવણીમા પ્રગટ જ રહેશે એમ જણાય છે આ કારણથી પણ ભરતખંડ માટે એક ભાષા હોવાને ઐતિહાસિક અસભવનો બાધ જણાય છે

દિ બા અબાલાલભાઇયે આ પ્રશ્ન વિશે પ્રસગવશાત્ વિચારો જણાવ્યા છે તે બહુજ ધ્યાન આપવા લાયક અને ગમ્ભીર ચિન્તનનુ ફળ હોય હેવા જણાય છે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના હીરક મહોત્સવ પ્રસગે એઓએ પ્રમુખ સ્થાનથી આપેલા બહુ વિચારપૂર્ણ અને ઉપયોગી, ભાષણ તરફ વળતા નીચેના વચનો નજરે પડેછે —

> " હાલ કેટલાક હેતુ માનેછે કે દેશનું ઐક્ય વધારવાના અર્થે એક જ ભાષા કરવી જોઇયે હવે જો એક જ ભાષા થાય તો કા તો અંગ્રેજી થાય કે હિન્દી થાય પણ ગુજરાતીને કાઇ આશા નથી કદાપિ એમ કહેવામા આવશે કે આપણે તો કરિયે છિયે તે કર્યા કરો પછી જે થાય તે ખરુ, પણ હાવુ મન રાખવુ ઘટારત નથી જો એ વાત નક્કી જ હોય કે આ ભાષા રહેવાની જ નથી તો પછી વ્યર્થ કાળ ને શ્રમ શુ કામ ખરચવુ? હવે મ્હારી જાતના નમ્ર વિચાર આપના આગળ આ સબન્ધમા મૂકુછુ હિન્દુસ્તાનનુ ઐક્ય થાય એ મ્હારા મનનો ઊંડો મનોરથ છે તેમ બીજાને પણ હશે જ પણ એ ઐક્ય સામ્રાજ્ય સ્વરૂપનું ( federal union ) થવુ જોઇએ ને ત્હેવુ જ થવુ ઇષ્ટ છે, ને ત્હેવુ જ થવુ શકય છે એમ હુ ધારુછુ બધો દેશ સર્વે રીતે એક થાય એમ સૈકા કે બે સૈકામા બને એમ હુ ધારતો નથી જે ઐક્ય થશે તે સામ્રાજ્યસ્વરૂપવુ થશે એટલે બગાળ હિન્દુસ્તાન, ગુજરાત, મહારાષ્ટ્ર, તૈલગ વગેરે જુદા જુદા ખડો એક સપથી જોડાશે હાવી

સ્થિતિ થાય તો દરેક મુખ્ય ભાષા ને ત્હેનું સાહિત્ય અવિકલ રહેશે એ વાત ખરી છે કે જેમ જેમ સંપ ને એકતા વધશે તેમ તેમ દેશની બધી ભાષાઓ પાસે પાસે આવતી જશે. પ્રત્યેક ભાગના જે લોક છે ત્હેમના ગુણ લક્ષણ ધીમે ધીમે મળતાં થશે. પણ લાંબામાં લાંબી નજર કરતાં પણ ગુજરાતી, પંજાબી. દક્ષણી, બંગાળી, હિન્દુસ્તાની, તેલગી, એ બધા સર્વ રીતે એક થાય હેવો કાળ જો આવવાનો હશે તો તે ઘણો દૂર છે એમ હું માનુંછું. હાલ અમેરિકામાં તથા દક્ષિણ આફ્રિકામાં જુદી જુદી ભાષાવાળી પ્રજાઓ ભેગી રહેછે તેમ અત્રે બનવું વધારે સંભવિત છે. ”

આ ગમ્ભીર ચિન્તન કરી ઊપજાવેલા વિચારોમાં વખતે કોઇ ગૌણ વાતોમાં મત ભેદને સ્થાન હશે. પરંતુ હામાં સમાયલા સમગ્ર દર્શન સ્હામે વાંધો ભાગ્યે લઇ સકાશે. હામાંના રાજકીય ભવિષ્યદર્શન વિશે ખાતરીથી બોલતાં વિચાર પડેછે; પરંતુ ભરતખંડ માટે એક ભાષાનો અસંભવ આ વિચારોમાં અર્કરૂપે બતાવી દીધો છે તે ઉપર સુજ્ઞોએ મનન કરવાની જરૂર છે

સંભવ પરીક્ષાનું બીજી રીતે તોલન કરિયે. હાલ યુરોપખંડમાં ભાષાઓના જીવનનુ વલણ શી રીતનું છે તે ઉપર નજર નાંખિયે. મે ૧૯૦૯ના Fortnightly Review માં એક લેખ આવેલો છે ત્હેમાંથી નીચેનો ઉતારો આપણને કાંઈક દિગ્દર્શન કરાવે છે :—

dumb centuries has become a power in Europern litera ture, to Russia Europe owes its greatest school of modern fiction "*

આ ઉતારા ઉપરથી જણાશે કે યુરોપખડમા એક સૈકાથી દેશ દેશની ભાષાનું સ્વતન્ત્ર સાહિત્યમય બધારણ થવાનું વલણ શરૂ થયેલું છે અને હેનું પ્રાબલ્ય ચાલૂ છે અલબત એટલા જ ઉપરથી એમ અવશ્ય ફલિત ના થાય કે સર્વત્ર તે જ પ્રકારનું પરિણામ ઉત્પન્ન થાય પરતુ આ યુગ હેવો છે કે પૃથ્વીના દૂર દૂરના ભાગ અન્યોન્ય સાથે નિકટ સબન્ધમા જોડાઇ ગયા છે, અને તેથી વ્હેપાર, જ્ઞાનપ્રવર્તક બળો સાંસારિક ઇતિહાસ ઉપર અસર કરનારા તત્ત્વો, તેમ જ ભાષા તથા સાહિત્યની પ્રવૃત્તિઓ, એ સર્વ પ્રદેશમા અન્યોન્ય ઉપર સબળ અસર થવાના સભવ વધ્યે જાય છે વચમા આવેલી જડ જમીનથી એક બીજાથી છૂટા પડેલા સરોવરોમા એકના જળ પ્રવાહના સચલનો બીજાના સચલનને કશી અસર ના કરી સકે પરતુ ભૂગોળ ઉપર એક ધારા રીતે પથરાઇ રહેલા સાગરના અભિન્ન પ્રવાહમા એક ભાગમા થતા પ્રવાહોનું બળ અન્ય ભાગ ઉપર ઝડપથી તે જ પ્રકારની ગતિ આપ્યા વિના ના રહેવાનું એ જ પ્રકારનો ગૂઢ નિયમ ભાષાના વિકાસ જેવા સર્વ પ્રકારોમા પ્રવર્ત્તે એ સભવનીય છે આ કારણથી ભરતખડમા પણ ઉપર વર્ણવેલી યુરોપખડની સ્થિતિ ભાષા વિકાસને સબન્ધે પ્રગટ થાય એ જ વધારે સુસભવિત છે માત્ર એટલુજ કે ત્હા સો વરસ ઉપર તો અહિં ૨૫—૪૦ વરસ ઉપરથી હેવો ક્રમ શરૂ થયો હોય અને ચારે બાજૂ નજર કરીશુ તો સ્થિતિ કાઇક હેવી જ જણાશે ગુજરાત, મહારાષ્ટ્ર બગાળ, ઇત્યાદિ સર્વ ઠેકાણે પોતપોતાના સાહિત્યની ખિલવણી વધારવાના પ્રયાસો જોસભેર ક્યારનાએ શરૂ થયા છે, સાહિત્ય પરિષદો પોતપોતાની ભરવા લાગ્યા છે, પોતાના સાહિત્યમા પાશ્ચાત્ય સાહિત્યના નવા રક્ત પ્રવાહે અપૂર્વ ઉછાળા પ્રગટ કર્યા છે આમ સર્વત્ર સ્થિતિ છે ત્હા બધી ભાષાઓના સ્વતન્ત્ર સ્વરૂપને દાબી નાખનારી આખા ખડ માટે એક ભાષાની પ્રવૃત્તિ કેવળ વર્તમાન કાળના બળોની સાથે વિરોધમા જ આવે

વખતે શઙ્કા ઉત્પન્ન થશે કે પાછલા સો વર્ષથી યુરોપખડમા આ ભાષાઓના સબન્ધમા વ્યક્તિવિકાસ ( Individualism ) પ્રગટ થયો છે, છતા Volapuk અને Esperanto (વોલાપુક એને એસ્પરેન્ટો) જેવી સમાનભાષાના પ્રયાસ એ જ સમયમા કેમ થયા ? અને ડોકટર શ્રાડર ઉપર કહેલા ભાષણમા કહે છે, એસ્પરેન્ટો પશ્ચિમ ભૂગોળમા જોરથી વિસ્તાર પામવા લાગી છે અને ભવિષ્યમા મધ્યકાલીન લાટિનના જેવો વિસ્તાર મેળવશે, ત્હેનુ કેમ ? આ વિરોધનુ સમાધાન કાઇ છે ?—છે પ્રથમ તો એ જ કે એસ્પરેન્ટો માટે જોયેલુ ભવિષ્ય આ ભલે હો, પણ મ્હારી અલ્પ મતિ પ્રમાણે ભાષાની કૃત્રિમતા તે જ ભાષાના સ્થાયિત્વને વિરોધી બીજ અન્તર્ગત રાખેછે, અને જે દશા વોલાપુક વગેરે કૃત્રિમ ભાષાઓની થઇ તે એસ્પરેન્ટોની થવાની આ સાહસ જેવા

*" Our Insularity "-Address delivered to the Modern Languages Association in Oxford, in January 1909, by H. A L Fisher.

વચન માટે કારણો ટૂંકામાં બતાવવાં પડશે કોઇ પણ નવી ભાષા બરોબર શીખવા માટે તે ભાષા બોલનારી પ્રજામા વાસ કર્યાથી સુગમતા વિશેષ થાય છે, જે માત્ર પુસ્તકોના કે ગુરુમુખના સાધનથી બનવુ કઠણ છે તેમ જ કોઇ પણ ભાષાનો સારો વિકાસ થવા માટે તે ભાષા બોલનારી પ્રજા પ્રથમ પાયા રૂપે હશે તો ત્હેને જીવવવાના પ્રયાસ થઈ સકશે. આમ ભાષાના જીવન માટે ભાષા બોલનારી-જીવનવ્યવહારમા બોલનારી-પ્રજા, એ પ્રથમ આવશ્યક વસ્તુ છે અને વોલાપુક, એસ્પરેન્ટો, વગેરે જેવી બનાવટી ભાષામા તો એ પાયો જ અસ્તિત્વમા નથી, હેમા તો પ્રથમ ભાષા અને પછી ભાષા બોલનારુ મંડળ નવુ ઉત્પન્ન કરવાનુ (સ્વાભાવિક પ્રજા નહિ પણ કૃત્રિમ મંડળ)–એમ putting the cart before the horse (આગળ ગાડુ અને પાછળ બળદ જોડવા) જેવુ થાયછે આ કારણથી બનાવટી ભાષાઓ વિકાસ પામતી નથી અને જીવનધર્મ બજાવતી નથી, અને તેથી અન્તે મરણ પામેછે જીવન અને વિકાસનું સ્વરૂપ જ એ છે કે જેનુ જીવન અને વિકાસ થાયછે ત્હેને પોષણ અને ઉછેરની જરૂર છે કોઇ છોડને પાણી, ખાતર, વગેરેનું પોષણ અને ખેતીને લાયકની સભાળની ઉછેર મળે છે ત્હારે કાલક્રમે એ વિકાસ પામેછે ને ફૂલ ફળ આપનારુ વૃક્ષ બને છે, નહિ તો તે છોડ સૂકાઇ જઇ મરી જાય છે પ્રાણીવર્ગમા પણ ખોરાક અને ઉછેરની સભાળ હોય તો જ બાળકના અગો વિકાસ પામી સબળ મનુષ્ય થાય છે, નહિ તો ક્ષીણ થઇ મરણ પામે છે આ નિયમ ભાષા–ચેતનમય ભાષા–ને પણ લાગૂ છે* ભાષાના પોષણ અને ઉછેરને માટે સાહિત્યની પ્રવૃત્તિયો અને હેવા બીજા બુદ્ધિવ્યાપારના ચલનો આવશ્યક છે, અને તે જીવન વ્યાપારમા વપરાતી ભાષાને વિશે જ શક્ય છે, બનાવટી ભાષામા એ સભવે નહિ * સાહીત્યના પોષણાદિકથી જ ભાષાનુ જીવન અને વિકાસ સધાય છે કૃત્રિમ ભાષાઓનું અન્ત સ્વરૂપ જ આ વ્યાપારને વિરોધી છે, અને તેથી એ ભાષાઓની કૃત્રિમતામા જ નાશના બીજ અન્તર્ગત રહેલા છે એમ મ્હારુ માનવુ છે

પરતુ આ વાદગ્રસ્ત ભવિષ્યદર્શન બાજૂ ઉપર મૂકતા પણ ઉપર દેખાડેલો વિરોધ તે વિરોધાભાસ છે વોલાપુક, એસ્પરેન્ટો, ઇત્યાદિ બનાવટી ભાષાઓનું પ્રયોજન વિચારીશુ તો ઘણુ સકુચિત છે, જુદી જુદી ભાષા બોલનારી પ્રજાઓમા વ્હેપાર વગેરે સબન્ધને સરલ બનાવવા માટે એક બીજાથી સમજાય હેવી સમાન બોલી (ભાષા નહિ પણ બોલી) ઉત્પન્ન કરવી એ જ હેવા પ્રયાસોનો પ્રવૃત્તિહેતુ છે સાહિત્યનુ જીવન પ્રેરનાર સધિરપ્રવાહ એ પ્રયાસોના ઉદ્દેશ અને સામર્થ્યની બ્હાર જ છે† અને હમણા કે

* કચ્છી, કોકણી ઇત્યાદિ માત્ર બજાર અને ઘરના વ્યવહારની બોલીઓ આ કારણથી જ સાહિત્યજીવનને સબન્ધે મરણ પામેલા જેવી જ છે આમ બોલાતી ભાષાને વિશે છે તો બનાવટી ભાષાને વિશે તો સવિશેષ આ નિયમનું બળ અસર કરવાનુ હેમા તો એ ભાષાના અસ્તિત્વને જ ધક્કો લાગવાનો

† એસ્પરેન્ટોમા કાવ્ય કરવાના પ્રયત્ન ક્વચિત્ જાણ્યામા થયા છે પરતુ એ તદ્દન વિરલ હોઇ સાહિત્યના સ્થાયી જીવનની કોટિમા નહિ જ આવે તેમ જ એ પ્રયાસ સફળ થયા બાબત સશય છે.

હેલા ભાષાઓના વ્યક્તિવિકાસના વ્યાપારમા તો સાહિત્યના જીવનથી જીવત ભાષાઓનો પ્રવેશ છે અર્થાત્ આ વ્યક્તિવિકાસથી અસ્પૃષ્ટ રહી, અને હેને સ્પર્શ ન કરીને જ, વોલાપુક, એસ્પરેન્ટો વગેરે જેવા પવનો ર્યા કરેછે

આ સ્વરૂપનું જરાક વધારે ઊંડુ દર્શન કરતા જણાશે કે આ વિષયમા બધા ભ્રમનુ મૂળ એક જ છે, **સમાનભાષા** (*lingua franca*) અને **એકભાષા** એ બે ભિન્ન અર્થ અને પ્રયોજનના વચનો વચ્ચે ગેરવાજબી એકતા કરી નાખ્યાથી બધો ઝઘડો ઉત્પન્ન થયો છે, અને બધા અનર્થનું મૂળ ત્હા જ છે એ ભ્રમને લીધે જ હિન્દી ને ભરતખંડની એક ભાષા બનાવવાના મોહને વશ થઈ, હુ આરમ્ભમા ઈશારો કરી ગયોછુ તેમ, કેટલાક આ બાબતના અતિભક્તો નિત્યવ્યવહારમા, ઘરમા, મિત્રો જોડે સભાષણમા, સર્વત્ર સર્વદા હિન્દીજ બોલવાનો ક્રમ કરતા જાણ્યા છે, અથવા તેમ કરવાની ઇષ્ટતા અને આગ્રહ તો તેઓ બતાવે જ છે દેશમા રાજકીય હેતુથી ઐક્ય કરવુ એ ઉદ્દેશ ઉપર લક્ષ રાખીને જ આ વર્ગની આ વિષયમા પ્રવૃત્તિ છે અને તે **સમાન** ભાષાથી નહિ પણ **એક** ભાષાથી જ સુસાધ્ય છે એમ એ લોકોનો હેતુ સ્પષ્ટ છે આ પ્રશ્ન તરફ આ લોકોની આ પ્રકારની વૃત્તિ છે એ મ્હારી કલ્પના જ છે એમ નથી ઘણા લોકોનો અનુભવ આ મ્હારા અવલોકનને પુષ્ટિ આપશે દિ બ અંબાલાલભાઇનો અનુભવ પણ એમ જ છે એ હેમના પાછળ ઉતારેલા વચનોમા સ્પષ્ટ જણાય છે " દેશનુ ઐક્ય વધારવા માટે ***એક જ ભાષા કરવી જોઇએ**'– એમ કેટલાક માને છે, એમ હેમણે તે સ્થળે કહ્યુ છે અને એ કાર્ય સિદ્ધ કરવાનું હોય, "એ વાત નક્કી જ હોય કે આ (ગુજરાતી) ભાષા રહેવાની જ નથી તો પછી વ્યર્થ કાળ ને શ્રમ શુ કામ ખરચવુ? એ વિચારથી એઓ પ્રશ્ન ઉભો કરે છે કે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી જેવા મડળોએ પોતાનો શ્રમ હવે બધ કરવો કે જારી રાખવો આ સર્વ ઇશારા ઉપરથી સ્પષ્ટ જણાય છે કે **સમાન** ભાષા નહિ પણ **એક** ભાષાની જ સિદ્ધિ ઉપર કહેલા લોગ લક્ષ્યરૂપ ગણે છે એમ દિ બ અંબાલાલભાઇના અવલોકનમા પણ આ યુ છે પોતાનો **મત** તો અલબત્ત ત્હેવો નથી જ

એટલુ જ નહિ પણ પાછળ કહેલા ડૉ. આડમ્સ આપણુમા પણ સમાનભાષા માટેની જ ચર્ચા ભાષણનો વિષય છતા, એ વિદ્વાન્ પણ આ પ્રકારના ભ્રમમા પડી ગયાછે. *Lingua franca* નુ લક્ષણ એઓએ યથાર્થ આપ્યુ છે કે–દરેક જણ **રોજ બોલે તે** ભાષા નહિ, પરતુ અનેક ભાષાઓવાળા દેશમા ઘણા લોકોએ અથવા તો શિક્ષિત લોકોએ જે ભાષા જાણવી જોઇએ તે ભાષા આ માત્ર સમાન ભાષાનું લક્ષણ છે,–જેથી પોતપોતાની ભાષાઓ કાયમ રહી પ્રાન્ત પ્રાન્ત વચ્ચે વ્યવહાર સાકળવાનુ સાધન પ્રાપ્ત થાય આમ છતા, પાછળ હુ ઉતારો કરી ગયોછુ તેમ, અંગ્રેજી સમાન ભાષા થવી સભવે કે નહિ એ પ્રશ્નનો વિચાર કરતા એ વાતની શક્યતા વિરુદ્ધ કારણ આપતા એ વિદ્વાનથી બોલાઇ જાયછે કે —' First because it would mean that the Hindus have resolved to renounce their nationa

*આ શબ્દો મ્હોટા ટાઇપમા મ્હેં ધ્યાન ખેચવાને મૂકયા છે

lity ; and that they are not likely to ever do." પરંતુ આ સંભવ સમાન ભાષા તરીકે અંગ્રેજીને સ્વીકારવાથી આવે જ નહિં ; વસ્તુસ્થિતિ જ જુવો,—હાલ અંગ્રેજી ભાષા હિન્દુઓમાં જોસભેર પ્રચરિત છતાં પોતાનું પ્રજાત્વ, હિન્દુ સ્વરૂપ, કાંઇ તજાયું નથી. એ સંભવ તો સમાન ભાષા તરીકે નહિં, પણ એક ભાષા તરીકે નિત્ય જીવનની, સંસારની, ભાષા તરીકે સ્વીકારવામાં જ સમાયલો છે. આ સ્થળે આ એક ભાષાના પ્રયાસનું સ્વરૂપ પકડાઇ જાયછે. ડૉ. આદરના ભાષણમાં આ સમાન ભાષાના હેતુ અને મર્યાદાનું વિસ્મરણ બીજાં એક બે સ્થળમાં પણ થયેલું જણાય છે. સમાન ભાષા તરીકે અંગ્રેજી તથા હિન્દુસ્તાનીની સંભવપરીક્ષા કરતાં અંગ્રેજી માટે એઓ કહેછે,—એ ભાષાની સૂક્ષ્મ મનોવ્યાપાર, વિચાર, લાગણી વગેરે દર્શાવવાની શક્તિ હિન્દુઓને અસાધ્ય છે ;-પરંતુ આ જ્ઞાન *lingua franca* માટે જોઇએ જ નહિં. હિન્દુસ્તાની સ્વીકાર્યાથી ઉન્નતિ નહિં પણ અધોગતિ દેશની થશે એમ ભય એઓ બતાવેછે. પણ સંકુચિત હેતુવાળી સમાન ભાષા માટે એ સાધકતાનો પ્રશ્ન જ શું કામ ઉત્પન્ન થાય ? સમાનભાષાને એકભાષાની જોડે ગૂંચવી દેવાથી જ આ ભ્રમ થયાછે.

આમ ત્હારે, એક ભાષા એ તો ભરતખંડ માટે સંભવ અને શક્યતાની બ્હારની જ વાત છે તો પાછળ જે તપાસ આપણે કરવાની પડતી મૂકી–અંગ્રેજી ને હિન્દી એમાંની કેઇ ભાષા ભરતખંડની એક ભાષા થશે,-તે અન્વેષણ કરવાની–એક ભાષા માટે તો–જરૂર જ રહેતી નથી. પરંતુ સમાનભાષા, *lingua franca*, તરીકે કેઇ ભાષા સંભવિત છે અને લેવી એ સ્વરૂપમાં પ્રશ્નને ફેરવી નાંખિયે તો વિચાર ચલવવાને બાધ નથી. પાછળ કહ્યું તેમ એ સ્વરૂપે પણ અંગ્રેજી કે હિન્દી એ બેમાંથી એકને વિશે સંભવ વધારે મદદ કરે એમ લાગેછે એક ભાષા તરીકે પણ સંભવ આ બે ભાષા વચ્ચે જ દિ. બ. અંબાલાલભાઇએ પણ ( પાછળના ઉતારામાં ) બતાવ્યો છે. તો સમાનભાષા માટે તો સવિશેષ એમ બનશે. કારણો ઉઘાડાં જ છે. આ બે ભાષાઓ ભરતખંડમાં બીજી ભાષાઓ કરતાં વધારે પ્રદેશમાં, અને હિન્દી વધારે લોકોમાં, બોલાય છે અને સમજાય છે,–એ કારણ બંનેને સમાન છે પરંતુ આ બેમાંથી કેઈ વિજયી નીવડશે–સમાન ભાષા થવામાં–એ પ્રશ્ન જોવા જેવો છે. તો આ દૃષ્ટિયે એ બે ભાષાના લાભની અને વિરુદ્ધ દલીલો ગણી તપાશી જઇયે

અંગ્રેજીના લાભમાં અને હિન્દીની સ્હામે એમ કહી સકાશે કે વસ્તુસ્થિતિમાં એ ભાષા ભરતખંડમાં દેશ દેશ વચ્ચે વ્યવહાર માટે પ્રચાર પામી જ ચૂકી છે ; રાજકીય કોંગ્રેસ જેવી સાર્વદેશિક સંસ્થાઓનાં કાર્યો અંગ્રેજીમાં જ ચાલેછે, ચાલી સકે, ને ચાલશે; આખા દેશમાં સરકારી દફતરો ને પત્રવ્યવહારનો મહત્વનો ભાગ અંગ્રેજીમાં જ હોય છે,–મદ્રાસ ઇલાકામાં તો લગભગ પૂર્ણ અંશે ; અંગ્રેજો જોડે તેમજ પ્રાન્તીય ભાષાથી અજાણ્યા સર્વ લોકો જોડે, વ્હેપાર રોજગારમાં, અન્ય વ્યવહાર કાર્યમાં, પત્રવ્યવહાર અંગ્રેજીમાં જ ચાલેછે, અને ભવિષ્ય પણ શક્યતાને આધારે તે દિશા જ દર્શાવેછે ; આ પ્રવાહ અટકાવી સકાશે નહિં ; અને આ સર્વ વ્યવહાર હિન્દીમાં થવો દુર્લભ છે; કેમકે આખરે હિન્દી પ્રાન્તીય ભાષા જ છે. વળી શાળાઓમાં શિક્ષણ અંગ્રેજીમાં અન્ય

ભાષા તરીકે, અને ઉપલી કક્ષામાં તો મુખ્ય ભાષા તરીકે, સર્વત્ર અપાય છે,—હિન્દીનું નહિં,—તેથી પણ અંગ્રેજીનો વિસ્તાર થવાનો સંભવ, સાધનો, તૈયાર જ, અને કાર્યમાં ચાલૂ હોવાને લીધે, વિશેષ છે. ભરતખંડના સર્વ ભાગમાં અંગ્રેજી જેટલે ઠેકાણે બોલાય છે સમઝાય છે તેટલે ઠેકાણે હિન્દીને પ્રવેશ નથી ; સિન્ધના ઘણા ભાગમાં, મુસલમાન વર્ગમાં પણ,–જનસમૂહમાં તો ખાસ કરીને, સિન્ધી સિવાય બીજી ભાષા કોઇ બોલી સમઝી સકતું નથી ; મ્હેં *અન્ય સ્થળે દાખલો આપ્યો છે કે એક અમલદારને હિન્દુસ્તાની બોલનારો પટાવાળો ત્હેનાતમાં જોઇતો હતો, તે કોઈ મુખત્યારકાર પૂરો પાડી સકયા ન્હોતા ; એ જ પ્રમાણે મહારાષ્ટ્રમાં હિન્દી કાંઇક ઓછી વ્યાપેલી છે, અને એથી દક્ષિણમાં જેમ જેમ જઇશું,—અર્થાત્ તળ મદરાસ ઇલાકામાં પ્રવેશ કરીશું,—તો હિન્દી સમઝનારા અત્યન્ત વિરલ મળશે. આ બાબતમાં મુસાફરી કરનારામાં મતભેદ જેવું જણાયછે. કેટલાક કહેછે હિન્દીથી ત્હાં પણ કામ ચાલી સકેછે ; અને બીજાઓનો અનુભવ જુદો છે ; પરંતુ ઉપરની સ્થિતિ સામાન્યરૂપે ખરી જ છે ; વિરલતા વધતી જાયછે. આથી ઉલટું મદરાસ અને બંગાળામાં અંગ્રેજી ભાષાનો પ્રવેશ ઘણો જ થયેલોછે ;—મ્હોટાં શહેરોમાં ( મદરાસ ઇલાકામાં ) નોકરો, ગાડીવાળા, ઇત્યાદિ વર્ગ પણ બગાડેલું અંગ્રેજી બોલેછે. બંગાળામાં વચલા વર્ગમાં અને ઉપલ્યા વર્ગમાં અંગ્રેજી જાણનારની સંખ્યા વધારે મળશે. એક વિચારશીલ મદરાસી મિત્રને પૂછ્યાથી ઉપર મદરાસ વિશેના મ્હારા વચનને પુષ્ટિ મળે છે. એ નીચેના મતલબનું લખેછે :—

" હિન્દુસ્તાની ભાષા દક્ષિણમાં સમાનભાષા **નથી.** ચાર વર્ષ ઉપર **હિન્દુ**સ્તાન સરકારનો ઠરાવ કેળવણી બાબતનો નીકળ્યો હતો ત્હેમાં સ્પષ્ટ રીતે કહ્યુ છે કે મદરાસ ઇલાકામાં અંગ્રેજી તે સમાનભાષા છે અને તે કારણથી દેશી ભાષાનાં ચાર ધોરણ પૂરાં કર્યા પ્હેલાં અંગ્રેજીનો અભ્યાસ છોકરાંએ શરૂ ના કરવો એ નિયમમાંથી મદરાસ ઇલાકાને બાતલ કરેલો છે. પરતુ આ માત્ર આડકતરું પ્રમાણ છે. વસ્તુસ્થિતિ પણ તહમે ધારો છો તેમ જ છે. દક્ષિણમાં મુસલમાનોની માતૃભાષા સ્થાનિક દેશીભાષાઓ જ છે ; સામાન્ય રીતે એ લોકો હિન્દુસ્તાની જાણતા નથી. "

પરંતુ કેવળ અટકળની અસ્થિર ભૂમિમાંથી નીકળીને અવલોકનનો દૃઢ પાયો મળે હેવા પ્રદેશમાં જઇયે. ઇ સ. ૧૯૦૧ના વસ્તીપત્રકનો **હિન્દુસ્તાનનો** રિપોર્ટ અને હેનાં પત્રકો તપાસતાં સ્થિતિ શી જણાય છે તે જોઇએ. એ ગણતરી પ્રમાણે ભરતખંડમાં મુખ્ય ભાષાઓ બોલનારની સંખ્યા નીચે પ્રમાણે જણાય છે:—

| ભાષા. | બોલનારાની સખ્યા. |
|---|---|
| ૧ હિન્દી ( પૂર્વ હિન્દી તથા પશ્ચિમ હિન્દી બે મળીને ) | ૬,૦૩,૫૪,૧૩૭ |

*'લિપિ' વિશેના મ્હારા લખાણના ૨ જા પૃષ્ઠમાં જુવો ( 'આર્યધર્મ પ્રકાશ' વૈશાખ સં. ૧૯૬૪ પૃ. ૧૫૯ ).

| ભાષા. | | | | | બોલનારની સંખ્યા. |
|---|---|---|---|---|---|
| ૨. બંગાળી | ... | ... | ... | ... | ૪,૪૬,૨૪,૦૪૮ |
| ૩. તેલુગુ અથવા આન્ધ્ર | | ... | ... | ... | ૨,૦૬,૯૬,૮૭૨ |
| ૪. મરાઠી | ... | ... | ... | ... | ૧,૮૨,૩૭,૮૯૯ |
| ૫. પંજાબી | ... | ... | ... | ... | ૧,૭૦,૭૦,૯૬૧ |
| ૬. તામિલ | ... | ... | ... | ... | ૧,૬૫,૨૫,૫૦૦ |
| ૭. રાજસ્થાની | ... | ... | ... | ... | ૧,૦૯,૧૭,૭૧૨ |
| ૮. કાનડી | ... | ... | ... | ... | ૧,૦૩,૬૫,૦૪૭ |
| ૯. ગુજરાતી | ... | ... | ... | ... | ૯૯,૨૮,૫૦૧ |
| ૧૦. ઉરિયા | ... | ... | ... | ... | ૯૬,૮૭,૪૨૯ |
| ૧૧. સિંધી | ... | ... | ... | ... | ૩૦,૦૬,૩૯૫ |
| ૧૨. આસામી | ... | ... | ... | ... | ૧૩,૫૦,૮૪૬ |
| ૧૩. અંગ્રેજી | ... | ... | ... | ... | ૨,૫૨,૩૮૮ |

આ યાદીમાં સંખ્યાના ચઢતા ઊતરતાપણાના ક્રમમાં ભાષાઓ ગોઠવી છે

આ ઉપરથી હિન્દીનું વ્યાપકસ્વરૂપ જણાય છે, અને અંગ્રેજીનો પ્રદેશ અત્યન્ત સંકુચિત જણાય છે. પરંતુ એ યાદ રાખવાનું છે કે અંગ્રેજી બોલનારની સંખ્યામાં હિન્દુસ્તાનના લોકો અંગ્રેજી બોલનારાની સંખ્યાનો સમાવેશ જ નથી કરાયો, અંગ્રેજ વગેરે યુરોપિયનો તથા યુરેઝિયનોની જ સંખ્યા બતાવાઇ છે. અંગ્રેજી બોલનારા હિન્દુસ્તાનના લોકોની સંખ્યા વસતિપત્રકમાં જુદી ન આપેલી હોવાથી આડકતરી રીતે ગણી કાઢતાં *૮,૭૨,૮૪૩ થાયછે. માટે આપણી ચર્ચા માટે અંગ્રેજી જાણનાર યુરોપિયનોનું કામ નથી પણ દેશીનું કામ છે તેથી ૨,૫૨,૩૮૮ને બદલે ૮,૭૨,૮૪૩ એ સંખ્યા જ લેવાની છે. અને અંગ્રેજી જાણનારા યુરોપિયનો પરસ્પરવ્યવહાર માટે ગણતરીમાં ગણવા જોઇએ એમ લેતાં કુલ અંગ્રેજી બોલનારની સંખ્યા ૧૧,૨૫,૨૩૧ એ લેવાશે.

---

*આ ગણતરી નીચે પ્રમાણે મ્હેં કરી છે :-

અંગ્રેજી જાણનારની સંખ્યા ૧૧,૨૫,૨૩૧ આપેલી છે. ક્રિશ્નોની સંખ્યા ૨૯,૨૩,૨૪૧ છે, ત્હેમાં-૨૬,૬૪,૩૧૩ દેશી ક્રિશ્નો છે, અને બાકી રહ્યા ૨,૫૮,૯૨૮ તે યુરેઝિયન, યુરોપિયન વગેરે છે. હેમાંના કેટલાક અંગ્રેજીના જાણનારા યુરોપિયનો (સ્વિસ, રશિયન વગેરે) હશે તેથી ૨,૫૨,૩૮૮ એ સખ્યા અંગ્રેજી જાણનારા યુરોપિયનોની સંભવે છે. એટલે

૧૧,૨૫,૨૩૧ કુલ અંગ્રેજી જાણનારામાંથી
૨,૫૨,૩૮૮ અંગ્રેજી જાણનારા યુરોપિયનો બાદ જતાં

૮,૭૨,૮૪૩ અંગ્રેજી જાણનારા દેશીઓ એમ નીકળે.

આ ઉપરથી હિન્દીના પક્ષના લાભમાં દલીલ નીકળી સકશે કે અંગ્રેજી બોલનારની સંખ્યા છેક છેલ્લે આવે છે એટલુંજ નહિં પણ હેનું પ્રમાણ ભરતખંડની કુલ વસતિ ૨૯,૪૩,૬૧,૦૫૬ની સાથે સરખાવતાં (યુરોપિયનોને અંદર ગણી ૧૧,૨૫,૨૩૧નો આંકડો લેતાં પણ) સેંકડે ·૩૮ જેટલું (એક કરતાં પણ ઓછું) આવે છે; ત્હારે હિન્દી બોલનારની સંખ્યા બધા કરતાં પ્રથમ પંક્તિયે આવે છે. એટલું જ નહિં પણ હેનું ભરતખંડની કુલ વસતિ સાથે સેંકડા પ્રમાણ ૨૦·૫ આવે છે તેથી અંગ્રેજી આખા ભરતખંડની સમાનભાષા થવી અસંભવનીય છે, અને અંગ્રેજીથી અસ્પૃષ્ટ મ્હોટા જથ્થો રહ્યો ત્હેમાં, તેમ જ અંગ્રેજી જાણનારામાં પણ, હિન્દીને જ સમાનભાષા તરીકે વિજય મળવાનો સંભવ છે વળી હિન્દી તે સંસ્કૃતમાંથી ઉત્પન્ન થયેલી હોવાથી એ સમાનસંબન્ધને લીધે સંસ્કૃતમાંથી ઊપજેલી બીજી ભરતખંડની દેશી ભાષાઓ બોલનારને હિન્દી શીખવી અતિ સરલ પડવાની; અંગ્રેજી-એ પ્રકારનો સંબન્ધ ન હોવાને લીધે-કઠણ જ પડે. તેમ જાતે હિન્દી ભાષા સ્હેલી અને આકર્ષક છે.

આમ હિન્દીના લાભમાં દલીલો જડશે. પરંતુ જરાક ઊંડો વિચાર કરિયે. આ પ્રકારની સરખામણીમાં મુખ્ય બે ધોરણ લેવાં જોઇએ:

(૧) તે તે ભાષા બોલનારની સંખ્યા,

અને (૨) તે ભાષાની દેશમાં વ્યાપકતા.

હામાંથી સંખ્યાનું દર્શન માત્ર કરવાથી ઉપર પ્રમાણે ભાસ થાયછે. સંખ્યામાં હિન્દી અંગ્રેજી કરતાં લગભગ ૫૪ ગણી થાયછે. (અંગ્રેજ તથા દેશી બધાની એકઠી સંખ્યા અંગ્રેજી બોલનારની-૧૧,૨૫,૨૩૧-લેતાં).*

હવે વ્યાપકતા બંનેની સરખાવી જોઇયે. ઇ. સ. ૧૯૦૧ના વસતિપત્રક ઉપર થી જણાય છે કે એ પત્રકોમાં આખા ભરતખંડના ૨૭ વિભાગ પાડ્યા છે ત્હેમાંથી (બલુચિસ્તાન એજન્સી બાદ કરતાં) ૨૬ વિભાગમાં અંગ્રેજી બોલનારાની સંખ્યા જુદા જુદા પ્રમાણમાં છે; અને હિન્દી ભાષા બોલનારાની સંખ્યા ૨૪ વિભાગમાં છે. (હિન્દી ભાષા બલુચિસ્તાન એજન્સી, †બંગાળા અને બંગાળાનાં સંસ્થાનો એ ત્રણ

*૨૦·૫÷·૩૮=૫૪થી કાંઇંક ઓછું થશે.

†પ્રથમ દર્શને બંગાળા માટે આ વાત આશ્ચર્યજનક લાગશે. પરંતુ હેનો ખુલાસો વસતિ પત્રકનાં કોષ્ટકોમાંથી એક બે સ્થળેથી જડેછે. તે એ રીતે કે બંગાળામાં ૨,૬૧,૫૧,૩૬૧ જણા તથા બંગાળાનાં સંસ્થાનોમાં ૬,૨૮,૮૧૩ જણા હિંદી બોલનારા એમ એક સ્થળે બતાવ્યા છે, પરંતુ હેમાં બિહારી ભાષા તથા બીજી બોલીઓનો સમાવેશ થયેલોછે, અને બિહારી ભાષા બોલનારી સંખ્યા (બંગાળામાં) એના એજ આંકડાથી બતાવીછે; તેથી એ ભાષા બિહારી જ છે એમ નિશ્ચય થવાથી બંગાળી તથા બંગાળાનાં સંસ્થાનોમાં હિન્દીને નામે શૂન્ય જ છે, એમ ફલિત થાય છે.

(Census of India Vol. I A, Part II—Tables; Table X Paris

વિભાગમાં નથી દર્શન દેતી ) આ રીતે જોતાં હિન્દી કરતાં અંગ્રેજી વ્યાપકતાની બાબતમા કાઇક અંશે ચઢેછે એમ લાગે છે.

વળી હિન્દુસ્તાનના વસતિપત્રકના રિપોર્ટ ઉપરથી દેશી લોકોમાં અંગ્રેજી જ્ઞાનનો પ્રચાર જણાવનારા આંકડા નીચે પ્રમાણે છે :—

( ન્હાના વિભાગ બાતલ કરી, મ્હોટા વિભાગો જ સરખાવ્યા છે ).

| વિભાગ. | વસતિના દર ૧૦૦૦૦ પુરુષ અને ૧૦૦૦૦ સ્ત્રીમાં અંગ્રેજી જાણનારની સંખ્યા. | | | | |
|---|---|---|---|---|---|
| | પુ | | સ્રી. | | |
| મુંબાઇ . ' ... | ૧૧૨ | + | ૧૫ | = | ૧૨૭ |
| મદરાસ ... ... . ... | ૯૦ | + | ૧૦ | = | ૧૦૦ |
| બંગાળા ... ... ... | ૮૯ | + | ૬ | = | ૯૫ |

( ખતળ બંગાળા પ્રાન્તમાં તો ૧૩૮ પુ+૯ સ્ત્રી.=૧૪૭ એમ સખ્યા છે, પરતુ એ ઇલાકાના બીજા પેટા પ્રાન્તોમાં ઓછી સખ્યા હોવાને લીધે એકદર ઇલાકાની સરાસરી ઉપર પ્રમાણે ઘટતી આવે છે )

મદરાસમા ઉપરની સખ્યા જરાક ઓછી જણુાવા બાબત એ રિપોર્ટમા કારણ બતાવ્યુ છે , એ ઇલાકામાં શિક્ષણ પદ્ધતિમા અંગ્રેજીને સ્થાન વિશેષ મળેલુ છે, અને મ્હોટાં શહેરોમા તો પ્રાથમિક શાળાઓમા પણ અંગ્રેજી શીખવાય છે ; તેમજ નીચલા વર્ગના લોકો અંગ્રેજી બોલનારા વધતા જાય છે , આ બધી વાત ધ્યાનમાં રાખતા ઉપરના આંકડા ઘણા ઓછા જણાયછે તેમ કહી કહ્યુછે કે-Enumerators-એટલે વસતિની ગણતરી નોંધનારાઓએ અંગ્રેજી જ્ઞાન માટે કાઇક વધારે ઊંચુ ધોરણ સ્વીકાર્યું હોવુ જોઇએ, તેમજ અંગ્રેજી બોલી સકનારામાના ઘણા જણ લખી વાચી જાણનારા નથી તે પણ બાતલ કરેલા બંગાળા માટે તો ઉપર ટીપમા કારણ જુદુ બતાવ્યુ જ છે *

III, IV Pp 176 187 (and footnote), 194, તેમજ, Vol I India Part I–Report P 318, para 535 —"For these reasons, the language of Bihar has often been considered to be a form of the "Hindi" said to be spoken in the United Provinces but really nothing can be further from the fact In spite of the hostile feeling with which Biharis regard everything connected with Bengal, their language is a sister of Bengali, and only a distant cousin of the tongue spoken to its west Like Bengali and Oriya, it is the direct discendant of the old Mágadhi Apabhranśa It occupies the original seat of that language and still retains nearly all its characteristic features " )

*Census of India 1901, Vol I—India, Part I—Report, P. 167, para 281, sub-para 2, and P 173 Para 292 sub-para 2.

પરંતુ—વ્યાપકતા પ્રદેશ પરત્વે જ જોવાની નથી, પ્રત્યેક પ્રદેશમાં તે તે ભાષા બોલનારની સંખ્યાના તત્ત્વને પણ ગણનામાં લેવું જોઇએ—એમ વખતે વાદ કરી સકાય પણ સંખ્યાના તત્ત્વને તો આપણે હમણાં જ વાપરી ચૂક્યા છિયે અને ત્હેમાં હિન્દી અંગ્રેજી કરતાં લગભગ ૫૪ ગણું ચઢિયાતું પ્રમાણ બતાવે છે. તો એ તત્ત્વને બીજી વાર પ્રવેશ આપવો તે ખરી પરીક્ષાની પદ્ધતિ ના કહેવાય. એ ખરું છે કે પ્રદેશપરત્વે વ્યાપકતામાં પણ હિન્દી અંગ્રેજી કરતાં કાંઇ બહુ પાછળ પડતી નથી. હિન્દીની વ્યાપકતાનું સચોટ ભાન થવા માટે પ્રદેશવાર આંકડા જોવાની જરૂર છે. તે માટે ઇ સ. ૧૯૦૧ના વસતિપત્રકના ગ્રન્થમાંથી આંકડા તારવી કાઢીને પત્રક (ક) તૈયાર કરીને આ લેખને અંતે પરિશિષ્ટ રૂપે જોડ્યું છે, તે તરફ લક્ષ ખેંચુંછું. એ પત્રકમાં આપણી ચર્ચા માટે ભરતખંડ તરીકે વ્યવહારયોગ્ય વિભાગો જ લીધા છે. તે ૧૯ વિભાગ છે; બાકી ( બંગાળા તથા બંગાળાનાં સંસ્થાનો તો હિન્દી વિનાના જ વિભાગ ગણેલા છે, એટલે ) પાંચ વિભાગ બાજૂ ઉપર મૂક્યા છે. આ પત્રક ઉપરથી ધ્યાન ખેંચનારી બાબતો નીચે પ્રમાણે છેઃ—

(૧) એ ૧૯ વિભાગમાં અર્થાત્ હિન્દી માટે વ્યવહારયોગ્ય ભરતખંડમાં, કુલ ૨૦,૧૪,૫૫,૪૪૨ માણસોની વસતિમાં ૬,૦૨,૦૪,૫૪૫ માણસો–અર્થાત્ સેંકડે ૩૦ માણસો–હિન્દી બોલનારાં છે ;

(૨) પાંચ વિભાગ ઉપર સૂચવેલા બાદ કર્યા છે તે ઉમેરતાં, ૨૪ વિભાગમાં કુલ હિન્દી બોલનારાની સંખ્યા ૬,૦૩,૫૪,૧૩૭ છે ; અર્થાત્ ભરતખંડની કુલ વસતિ ૨૯,૪૩,૬૧,૦૫૬ જોડે સરખાવતાં સેંકડે ૨૦ ૫૩ હિન્દી બોલનારા છે;

(૩) હિન્દી ભાષાના ખાસ પ્રાન્તોમાં ( અર્થાત્ જ્યહાંની તળપદી ભાષા જ હિન્દી છે ત્યહાં—ઉદા. સયુક્ત પ્રાન્ત, સંયુક્ત પ્રાન્તનાં સંસ્થાનો, એ વિભાગોમાં ) હિન્દી બોલનારાની સંખ્યા તે તે પ્રાન્તોની કુલ વસતિના પ્રમાણમાં સેંકડે ૭૬·૫૨ વધારેમાં વધારે છે ;

(૪) એથી બીજે દરજ્જે—એ વિભાગની પડોશમાં અસર પ્હોંચેલી ત્યહાં—અર્થાત્ મધ્યહિન્દુસ્તાન એજન્સી, મધ્ય પ્રાન્તો, મધ્ય પ્રાન્તનાં સંસ્થાનો, અજમેર-મેરવાડા, રજપૂતાણા એજન્સી,—માં સેંકડા પ્રમાણ ૭૧·૦૦થી માંડી ૨૩·૭૧ સૂધી આવેછે ;

પડોશના પંજાબમાં ૧૮·૫ સૂધી આવી જાય છે.

(૫) એથી દૂર દક્ષિણ દિશામાં જઇયે છિયે તો વરાડ, હૈદરાબાદ માં ૧૦ ૦૦, ૧૦ ૭, સેંકડા પ્રમાણ ; મુંબાઇ ઇલાકામાં ૫ ૦૦; અને મહિસૂરમાં ૪·૮૫; અને છેક દૂર દ્રાવિડ મદરાસમાં ૨·૩૫ સેંકડા પ્રમાણ થાય છે.

પૂર્વમાં દૂર જતે આસામમાં ૫ ૯ છે.

અર્થાત્—હિન્દીના ખરા ભડમાં ૭૬ ૫૨ વધારેમાં વધારે હોઇ, એ ભડની પૂર્વ પશ્ચિમમાં પ્રમાણ પાતળું થઇ ૧૮·૫ એક તરફ, ને બીજી તરફ ૫·૯ થયું છે ; અને

દક્ષિણ દિશામાં ક્રમે ક્રમે ઘટતે ઘટતે ૨·૩૫ સુધી ઘટી ગયું છે. ( મદરાસ સંસ્થાનોમાં તો વળી તેથી પણ પાતળું થઇ ·૪૪ થયું છે ).

પરંતુ આ વ્યાપકતાની મ્હોટી સંખ્યાથી અંજાઇ જવાનું નથી. આ મ્હોટા મ્હોટા આંકડાની ખરી સૂચકતા શી છે ? માત્ર એટલી જ કે હિન્દી પોતાની માતૃભાષા તરીકે બોલનારા લોકો અમુક અમુક પ્રાન્તમાં આટલા આટલા છે; બસ એટલું જ. એટલા ઉપરથી હિન્દી જે'ની માતૃભાષા નથી એ વર્ગમાં હિન્દી કેટલે દરજ્જે બોલાયછે સમઝાયછે એ ખરા મહત્ત્વના પ્રશ્ન ઉપર કશો પ્રકાશ પડતો નથી. એ પ્રશ્નના ઉત્તર માટે વસતિ પત્રકમાંથી કશી સામગ્રી મળી સકતી નથી. આ ઉપરથી હિન્દીના લાભમાં એમ દલીલ કોઇ આણે કે, પોતાની ભાષા તરીકે હિન્દી બોલનારાઓ આટલા બધા છે જ, અને તે બહારના વર્ગમાં તો વળી બોલનાર સમઝનારની સંખ્યા પુષ્કળ હોવી જોઇએ ; અને આ રીતે હિન્દી ભાષાને પોતાના ફેલાવા માટે ઘણો મ્હોટો પ્રદેશ છે. પરંતુ આમ કેવળ મોઘમ કલ્પના આપણા કામમાં નહિં આવે. આ પ્રશ્ન માટે આંકડાની ગણતરી મળવી અશક્ય છે; પરંતુ તેટલા માટે કેવળ કલ્પનાના ધુમસ જેવા ઝાંખા પ્રદેશમાં પેસીશું તો ભૂલા પડવાનો ભય છે. આ પ્રશ્ન ઉપર પ્રકાશ માટે આપણે તર્ક ( અનુમાનના સુ-સ્થિત અર્થમાં-તર્ક )—અનુભવ, અવલોકન ઇત્યાદિ સાધનો ઉપર રચાયલા તર્ક—નો આદર કરવો પડશે.

તો એ સાધનોથી અવલોકન કરિયે. હિન્દી પોતાની ભાષા નથી હેવા વર્ગમાં હિન્દી સમઝાવી ના સમઝાવી, અથવા વધારે ઓછી સમઝાવી, તે વાતનો આધાર એ લોકો તથા હિન્દી બોલનાર લોકો એ બે વચ્ચેના પરસ્પર સંબન્ધ ઉપર વિશેષ છે. એ ખરુ કે હિન્દી બોલનારની સંખ્યા જે પ્રદેશમાં વિશેષ ત્યહાં બ્હારના વર્ગ ઉપર અસર પ્હોચવાનો સંભવ વિશેષ હોય ; વધારે મ્હોટો જ્યોતિ હોય તો હેનો આસપાસ ફેલાનારો પરિવેષ ( halo ) પણ વધારે વિસ્તીર્ણ હોય. પરંતુ આ તત્ત્વને બે ત્રણ મર્યાદાઓ છે ;

(૧) તે જ્યોતિમાં જાતે કાંઇ હેવો પ્રતાપ હોવો જોઇયે કે જે પોતાની બ્હાર પ્રભાવ વિસ્તારી સકે ; (૨) ઉપર કહેલી બને વર્ગના લોકોના સંપર્કની મર્યાદા ; અને (૩) બ્હારના પ્રદેશ અને જે'માંથી પ્રકાશ ત્યહાં સંક્રાન્ત થવાનો છે તે બે વચ્ચે સ્વરૂપ બાબતનો સંબન્ધ. આ મર્યાદાઓ ઉલટા ક્રમમાં લઇયે. (૩) બે પ્રદેશ વચ્ચે સ્વરૂપ સંબન્ધ ; એટલે જે ભાષાની અસર બ્હારના વર્ગને પ્હોચવાની તે વર્ગની પોતાની ભાષાનો પેલી ભાષા જોડે ઉત્પત્તિ સંબન્ધ. આ બાબતમાં હિન્દીને અંગ્રેજી કરતાં વધારે સરલતા અને લાભ છે. કેમકે ભરતખંડની બીજી આર્ય ભાષાઓ સાથે અંગ્રેજી કરતાં હિન્દીની સમાનતા વધારે જ છે ; બધીએ સંસ્કૃત અને પ્રાકૃતમાંથી પ્રાપ્ત થયેલી છે તેથી. પરંતુ, બીજી બાજૂ નજર કરીશું તો, ભરતખંડના જુદા જુદા પ્રાન્તોમાં જોતાં હિન્દીને ભરતખંડના દક્ષિણ ભાગમાં, ખુદ દ્વીપકલ્પમાં, દ્રાવિડ ભાષાઓના પ્રદેશોમાં હિન્દીની અસર પ્હોચવામાં ખરી મુશ્કેલી છે.

(૨) બંને વર્ગના લોકો વચ્ચે સંપર્ક :— જ્યહાં બે વર્ગ વચ્ચે પરસ્પર વ્યવહાર, બન્ધુ ભાવ ઇત્યાદિ વિશેષ ત્યહાં એક વર્ગની ભાષા બીજા વર્ગની ભાષા ઉપર અસર તથા

અન્યોન્ય ભાષા સમઝવાનો સંભવ, વિશેષ. તેમ જ જ્હાં એક વર્ગમાંથી બીજામાં ધર્માન્તર વિશેષ થયા છે ત્હાં પણ હિન્દીને અન્યવર્ગમાં સમઝાવાનું નવું દ્વાર ઊઘડ્યું છે. જ્હાં તેમ નથી ત્હાં હિન્દી સમઝાવાનો સંભવ તેટલે દરજ્જે ઓછો. દક્ષિણ અને તેથી વિશેષ મદરાસમાં જ્ઞાતિની ભીંતો એટલી મજબૂત અને જાડી છે કે ત્હાં ઉપર પ્રમાણેનો પરસ્પર વ્યવહાર જ બંધ છે તો બન્ધુતાની તો વાત જ શી ? અને તેથી ત્હાં હિન્દી સમઝનારા બ્હારના વર્ગમાં ઓછા જડશે. આ તત્વના પ્રભાવને લીધે મદરાસમાં હિન્દીની પોતાના વર્ગની બ્હાર ગતિ અલ્પાલ્પ છે ; મહારાષ્ટ્રમાં તેથી કાંઈક ઠીક સ્થિતિ છે ; અને તેથી પણ ઉત્તરમાં ગુજરાતમાં વિશેષ સારી છે ; ત્હાં હિન્દુ તથા મુસલમાનો વચ્ચે પરસ્પર વ્યવહાર, બન્ધુભાવ, વગેરે વધારે છે, તેમજ ત્હાં મુસલમાન ધર્મમાં હિન્દુઓમાંથી ઘણા ગયેલા છે, અન્ય પ્રાન્તો કરતાં વધારે. ( વ્હોરા લોકો આ ધર્માન્તરને વશ થયેલા છે. તે ગુજરાતી જ બોલે છે એ ખરી વાત ; પરંતુ જેમ મદરાસમાં મોપલા લોકોની ભાષા હિન્દીથી તદન અસ્પૃષ્ટ અને પોતાની સ્વતન્ત્ર જ છે, તેમ આ લોકોને વિશે નથી. હિન્દુસ્તાની બોલી સમઝી સકનારા વ્હોરામાં બધા મળશે ). આ સ્થિતિ, ગુજરાતને સંબન્ધે ખાસ, હિન્દી ભાષાની સંખ્યાના સેંકડા પ્રમાણની અલ્પતા છતાં પ્રાપ્ત થશે તે વાત આ તત્ત્વના સામર્થ્યને વિશેષ સબળ રૂપે બતાવે છે. ગુજરાતમાં હિન્દી તથા ગુજરાતી ભાષા બોલનારની સંખ્યા આ લેખને અંતે મૂકેલા પત્રક (ખ) માં સરખામણીથી તરત જણાવા માટે બતાવી છે. તે ઉપરથી જણાય. છે કે ( થાણા જિલ્લો બાદ કરતાં બાકી ) તળ ગુજરાતમાં હિન્દી બોલનારની સંખ્યા વસતિના પ્રમાણમાં સેંકડે ૨·૯ છે અને ગુજરાતી બોલનારની સંખ્યાનું સેંકડા પ્રમાણ ૯૪·૬૮ છે. ( બાકીના ૩·૨૩માં ઇતર ભાષાઓનો સમાવેશ થાય છે. )

( થાણા જિલ્લો ગુજરાતની અંદર ગણ્યો નથી. ડોકટર ગ્રીઅર્સને પણ Linguistic Survey of India ના ગુજરાતી ભાષાવાળા ગ્રન્થમાં નકશો આપ્યો છે ત્હેમાં ગુજરાતી ભાષા માટે સરહદ દક્ષિણમાં દમણ આગળ મૂકીછે, એટલે થાણા જિલ્લો બાતલ જ થયો. ગુજરાતી માટે ગુજરાત પ્રાન્તમાં, અમદાવાદ, ભરૂચ, ખેડા પંચમહાલ, સુરત, એ જિલ્લાઓ, તથા ખંભાત, કચ્છ, કાઠિયાવાડ, મહીકાંઠા, પાલણપુર, રેવાકાંઠા, સુરત એજન્સી, અને વડોદરા સંસ્થાન, એટલાં દેશી સંસ્થાનો એ વિભાગોનો સંગ્રહ કર્યો છે. એટલે ઉત્તરમાં દીસા સુધી સરહદ આવી રહે છે. આ યોગ્ય મર્યાદાઓ છે ).

આમ ગુજરાતમાં હિન્દુસ્તાની બોલનારનું પ્રમાણ આટલું અલ્પ છતાં, તે ભાષા બોલનારની બ્હારના વર્ગમાં એ ભાષા બોલાતી સમઝાતી વધારે હોવાના સંભવને આ પણા સર્વેનો અનુભવ સાક્ષી પૂરશે.

હવે (૧) અંકવાળું તત્વ જોઇએ ;– પોતાની બ્હાર પોતાનો પ્રભાવ વિસ્તારવાની સ્વરૂપગત શક્તિ. આ શક્તિની બાબતમાં હિન્દી કરતાં અંગ્રેજી ભાષા બહુજ ચઢતી જણાઇ આવશે. અંગ્રેજી અને હિન્દી બંનેની વ્યાપકતા લગભગ સરખી જ છે ; ભરત

ખડના ૨૭ વિભાગોમાંથી અગ્રેજી ૧૭ વિભાગોમાં પ્રવર્તે છે અને હિન્દી ૨૪ વિભાગોમાં, એટલે દરજ્જે અગ્રેજીની વ્યાપકતા વધારે છે એ આપણે પાછળ જોઇ ગયા. આ વિશે એમ પૂર્વપક્ષ થાય કે અગ્રેજીની વ્યાપકતા જે આંકડાથી આપણે જોઇ તે અગ્રેજ તથા બીજા યુરોપિયનોની સખ્યાના આંકડા છે. અગ્રેજી બોલનાર હિન્દુસ્તાનના દેશી લોકોની સખ્યા એથી સૂચવાતી નથી, અને હિન્દીની વ્યાપકતા તો હિન્દી બોલનારા દેશીની જ સખ્યા ઉપર સ્થપાઇ છે, તેથી વ્યાપકતામાં હિન્દી જ ખરુ જોતાં ચઢતી ગણાશે પરતુ આ બાબતમાં જોવાનું ખરુ તત્ત્વ જુદુ છે અગ્રેજી બોલનાર અગ્રેજ તથા બીજા યુરોપિયનોની સખ્યાની વ્યાપકતાને પરિણામે જે દેશી પ્રજા ઉપર અગ્રેજીના જ્ઞાનની અસર થઇ છે તે કસોટી આ ઠેકાણે વાપરવાની છે હિન્દીના પ્રમાણમાં હિન્દી બ્હારના વર્ગ ઉપર તેટલી અસર થઇ નથી એમ માનવાને કારણ જણાય છે. હિન્દી ભાષા દેશી ભાષા જ હોવાથી પોતાની સત્તા પોતાનાથી બ્હારના વર્ગ ઉપર બેસાડી સકી નથી; દેશી ભાષા એટલુ જ કારણ નથી, પરતુ એ ભાષામાં પ્રભુત્વનું બળ નથી, જે અગ્રેજીમાં છે આ પ્રભુત્વના તત્ત્વ ઉપર હમણા થોડીવારમાં જ આવીશુ હાલ અગ્રેજીની અસર વિશે જરાક તપાસ ચલાવિયે અગ્રેજ લોક જ્હાં જ્હાં જાયછે ત્હાં ત્હાં સ્થાનિક ભાષાનો સસ્કાર પોતે લેવાના કરતાં સ્થાનિક લોકો ઉપર પોતાની ભાષાના સસ્કાર વધારે બેસાડે છે, આ એ બેટમાં વસનાર લોકના આત્મસકોચી (insular) સ્વભાવને લીધે કાંઇક અશે છે, એ સ્વભાવને લીધે પારકી ભાષાઓ શીખવાની ઝડપ, સરલતા વગેરે હેમનામા ઓછાં છે અને આપણા ભારતવાસી જનોમાં અન્ય ભાષાઓ શીખી જવાની ચતુરાઇ તથા સરલતા વિશેષ છે. આ અને હેમા અનેક કારણોને લીધે અગ્રેજી ભાષાનુ જ્ઞાન દેશી લોકમા વિશેષ પેસતુ ગયુ છે. અગ્રેજી ભાષાનો પ્રચાર અલબત વસતિના પ્રમાણમાં અલ્પ સખ્યામાં છે પરતુ એ પ્રસારની ગતિ, હેનો વેગ, ધ્યાન ખેંચ્યા વિના નથી રહેતો ઇ સ ૧૮૯૧ના વસતિ પત્રક વખત ભરતખડની કુલ વસતિ ૨૮,૭૩,૧૪,૬૭૧ હતી અને ૧૯૦૧ની સાલની ગણતરી વખત કુલ વસતિ ૨૯,૪૩,૬૧,૦૫૬ થઇ, અર્થાત્ વસતિમા વધારો ૧૦૦ જણને બદલે ૧૦૨.૪૪ એમ થયો ત્હારે ઈ. સ ૧૮૯૧માં અંગ્રેજી ભાષા જાણનાર ૧૦,૦૦૦ પુરુષ અને તેટલી સ્ત્રીની વસતિમાં (પુ ૩૬ + સ્ત્રી ૫ = ) ૪૧ હતાં, તે ૧૯૦૧ ની ગણતરી વખત ૧૦,૦૦૦ પુરુષ અને તેટલી સ્ત્રીમાં (પુ ૬૮ + સ્ત્રી ૭ = ) ૭૫ થયા. અર્થાત્ ૧૦૦ને બદલે ૧૮૩ સખ્યા થઇ આમ વસતિનો વધારો ૧૦૦નો ૧૦૨.૪૪ હેના કરતાં ૪૦ ગણા કરતા વધારે વેગથી-૧૦૦ના ૧૮૩ એમ—અગ્રેજીનુ જ્ઞાન ધારણ કરનારની સખ્યા આગળ વધીછે આ પ્રકારનો વેગ હિન્દીને વિશે સભવતો જ નથી, એ માટે આકડા મેળવવા શક્ય નથી, પરતુ આપણે સહજ રીતે અનુમાન કરી સકિયે એમ છે.

પરતુ જરાક થોભવુ પડશે. ઉપરની ગણતરીમા કાંઇક ભૂલ્ય છે આ વધારાનું પ્રમાણ કાંઇક વાસ્તવિક રીતે ઓછુ હોવાનો સભવ છે ઇ સ ૧૮૯૧ની ગણતરી વખત અગ્રેજીનુ શિક્ષણ શાળામા લેનારાની સખ્યા અગ્રેજી જાણનારાના આકડામાં દાખલ

ન્હોતી કરી, અને ૧૯૦૧ની ગણતરી વખત કરી હતી * તેથી આ સરખામણી કરતી વખત એ વાત ધ્યાનમા રાખવાની છે. તોપણ એ અંશ ધ્યાનમાં લેતાં પણ અંગ્રેજી જાણનારની સંખ્યામાં વધારો સારા પ્રમાણમાં થયો છે એમ માનવાને કારણ છે. વસતિપત્રકનો રિપોર્ટ લખનાર એમ માને છે હેમાં શક નહિં. આંકડા સરખાવવાને માર્ગ નથી પરંતુ કાંઈક આમ અટકળ થઈ સકે,–

૧૧,૨૫,૨૩૧ કુલ અંગ્રેજી જાણનારની સંખ્યા ( ઇ સ. ૧૯૦૧માં ) ;

| | | |
|---|---|---|
| હેમાં— | ૦—૧૦ વરસની ઉમરના .. | ૩૭,૭૬૩ |
| | ૧૦—૧૫ ,, ,, | ...૧,૩૧,૭૩૫ |
| | ૧૫—૨૦ ,, ,, | .. ૧,૮૪,૬૮૦ |
| | કુલ ૦—૨૦ વર્ષના ... | ૩,૫૪,૧૭૮ |

દેખાડ્યા છે વીસ વર્ષ સૂધીની ઉમરના તે શીખનારની સ્થિતિના એમ માનીને ચાલીશું ( આ હદ સારી પેઠે લાંબી છે ) તો આ સંખ્યા કુલ સંખ્યાની $\frac{1}{3}$ થી ઓછી થાયછે અર્થાત્ અંગ્રેજીના જ્ઞાનનો વધારો ૪૧ ના ૭૫ થયા એમ ઉપર ગણ્યું, હેને બદલે એ વધારાના ૭૫માંથી $\frac{1}{3}$ ભાગ શીખનારાનો હશે એમ ગણી કાઢી નાખિયે તો ૭૫ માંથી $\frac{૭૫}{૩}$ એટલે ૨૫ બાદ કરીશું તો પણ ૫૦ રહેશે એટલે અંગ્રેજી જ્ઞાનનો વધારો ( ૧૦૦ એ ૫૦ ) તે વસતિના વધારા ( ૧૦૦ એ ૨ ૪૪ ) કરતાં ૨૦ ગણા કરતા વધારે થશે

આ ગણતરીનો તાળો બીજી રીતે પણ મળે છે ૨૦ વર્ષની ઉપરાંતના અંગ્રેજી શિક્ષિતની સંખ્યા ( ૧૧,૨૫,૨૩૧—૩,૫૪,૧૭૮= ) ૭,૭૧,૦૫૩ છે હવે કુલ વસતિ ૨૯,૩૪,૧૪,૯૦૬†મા આ સંખ્યા દર ૧૦,૦૦૦ પુરુષ અને ૧૦,૦૦૦ સ્ત્રી એટલા જથા માટે ૫૨ ૫ અર્થાત્ ૫૩નું પ્રમાણ પ્રાપ્ત થાય છે તે ઉપરના ૫૦ કાચી ગણતરી-નાની પાસેપાસે જ આ પ્રમાણ આવ્યું , અને એ વધારે ચોક્કસ પણ છે

આ સ્થિતિનુ કારણ શુ ? એ કારણ સબળ છે, અને એ કારણ જ હિન્દી ઉપર અંગ્રેજીનો, પ્રમાણમા, વિજય મળવાનો સભવ સમાયલો છે એ કારણ બે શબ્દોમા જ કહી સકાશે —ભાષાનું પ્રભુત્વ. આ કારણનુ અનુલક્ષણ ડૉ શ્રાડરે કરેલુ છે તે આપણે પાછળ જોઇ ગયા છિયે. ભરતખડમા પ્રભુત્વ અંગ્રેજી ભાષાનું છે, હિન્દીનુ નથી, —એ વસ્તુસ્થિતિ છે, અને ઐતિહાસિક અનુભવથી જણાય છે કે પ્રભુત્વ પામેલી

*Census of India 1901 Vol I India Part I Report, p 167 para 28 last sub para

†કેટલાક પ્રદેશમાં શિક્ષિતઅશિક્ષિતની નોધ થઈ નથી તે સ્થળની વસતિ ૯,૪૬,૧૫૦ છોડી દીધી હોવાથી ઉપરનો આકડો કુલ વસતિનો ગણેલો છે ઉપરના બધા આકડા એ વસતિપત્રકના Vol. I. A. Part II Table VIII Part I. P. 105 મા જડશે

ખંડના ૨૭ વિભાગોમાંથી અંગ્રેજી ૧૨ વિભાગોમાં પ્રવર્તે છે અને હિન્દી ૨૪ વિભાગોમાં, એટલે દરજ્જે અંગ્રેજીની વ્યાપકતા વધારે છે એ આપણે પાછળ જોઇ ગયા આ વિશે એમ પૂર્વપક્ષ થાય કે અંગ્રેજીની વ્યાપકતા જે આંકડાથી આપણે જોઇ તે અંગ્રેજ તથા બીજા યુરોપિયનોની સંખ્યાના આંકડા છે અંગ્રેજી બોલનાર હિન્દુસ્તાનના દેશી લોકોની સંખ્યા એથી સૂચવાતી નથી, અને હિન્દીની વ્યાપકતા તો હિન્દી બોલનારા દેશીની જ સંખ્યા ઉપર સ્થપાઇ છે તેથી વ્યાપકતામાં હિન્દી જ ખરુ જોતા ચઢતી ગણાશે પરંતુ આ બાબતમાં જોવાનું ખરુ તત્ત્વ જુદુ છે અંગ્રેજી બોલનાર અંગ્રેજ તથા બીજા યુરોપિયનોની સંખ્યાની વ્યાપકતાને પરિણામે જે દેશી પ્રજા ઉપર અંગ્રેજીના જ્ઞાનની અસર થઇ છે તે કસોટી આ ઠેકાણે વાપરવાની છે હિન્દીના પ્રમાણમાં હિન્દી બ્હારના વર્ગ ઉપર તેટલી અસર થઇ નથી એમ માનવાને કારણ જણાય છે હિન્દી ભાષા દેશી ભાષા જ હોવાથી પોતાની સત્તા પોતાનાથી બ્હારના વર્ગ ઉપર બેસાડી સકી નથી, દેશી ભાષા એટલુ જ કારણ નથી, પરંતુ એ ભાષામાં પ્રભુત્વનું બળ નથી, જે અંગ્રેજીમાં છે આ પ્રભુત્વના તત્ત્વ ઉપર હમણા થોડીવારમાં જ આવીશુ હાલ અંગ્રેજીની અસર વિશે જરા તપાસ ચલાવિયે અંગ્રેજ લોક જ્યહા જ્યહા જાય છે ત્યહા ત્યહા સ્થાનિક ભાષાનો સંસ્કાર પોતે લેવાના કરતા સ્થાનિક લોકો ઉપર પોતાની ભાષાના સંસ્કાર વધારે બેસાડે છે, આ એ બેટમાં વસનાર લોકના આત્મસંકોચી (insular) સ્વભાવને લીધે કાઇંક અંશે છે એ સ્વભાવને લીધે પારકી ભાષાઓ શીખવાની ઝડપ સરલતા વગેરે હેમનામાં ઓછા છે અને આપણા ભારતવાસી જનોમાં અન્ય ભાષાઓ શીખી જવાની ચતુરાઇ તથા સરલતા વિશેષ છે આ અને હેમા અનેક કારણોને લીધે અંગ્રેજી ભાષાનું જ્ઞાન દેશી લોકમાં વિશેષ પેસતુ ગયુ છે અંગ્રેજી ભાષાનો પ્રસાર અલબત વસતિના પ્રમાણમાં અલ્પ સંખ્યામાં છે પરંતુ એ પ્રસારની ગતિ, હેનો વેગ, ધ્યાન ખેંચ્યા વિના નથી રહેતો ઇ સ ૧૮૯૧ના વસતિપત્રક વખત ભરતખંડની કુલ વસતિ ૨૮,૭૩,૧૪,૬૭૧ હતી અને ૧૯૦૧ની સાલની ગણતરી વખત કુલ વસતિ ૨૯,૪૩,૬૧,૦૫૬ થઇ, અર્થાત્ વસતિમાં વધારો ૧૦૦ જણને બદલે ૧૦૨.૪૪ એમ થયો ત્યહારે ઈ સ ૧૮૯૧માં અંગ્રેજી ભાષા જાણનાર ૧૦,૦૦૦ પુરુષ અને તેટલી સ્ત્રીની વસતિમા (પુ. ૩૬ + સ્ત્રી. ૫ = ) ૪૧ હતા, તે ૧૯૦૧ ની ગણતરી વખત ૧૦,૦૦૦ પુરુષ અને તેટલી સ્ત્રીમા (પુ. ૬૮ + સ્ત્રી. ૭ = ) ૭૫ થયા અર્થાત્ ૧૦૦ને બદલે ૧૮૩ સંખ્યા થઇ આમ વસતિનો વધારો ૧૦૦નો ૧૦૨.૪૪ ત્હેના કરતા ૪૦ ગણા કરતા વધારે વેગથી ૧૦૦ના ૧૮૩ એમ–અંગ્રેજીનુ જ્ઞાન ધારણ કરનારની સંખ્યા આગળ વધીછે આ પ્રકારનો વેગ હિન્દીને વિશે સંભવતો જ નથી, એ માટે આંકડા મેળવવા શક્ય નથી, પરંતુ આપણે સહજ રીતે અનુમાન કરી સકિયે એમ છે

પરંતુ જરાક થોભવુ પડશે ઉપરની ગણતરીમા કાંઇક ભૂલ છે આ વધારાનુ પ્રમાણ કાંઇક વાસ્તવિક રીતે ઓછુ હોવાનો સંભવ છે ઇ સ ૧૮૯૧ની ગણતરી વખત અંગ્રેજીનું શિક્ષણ શાળામા લેનારાની સંખ્યા અંગ્રેજી જાણનારાના આંકડામા દાખલ

ન્હોતી કરી, અને ૧૮૦૧ની ગણુતરીવખત કરી હતી* તેથી આ સરખામણી કરતી વખત એ વાત ધ્યાનમા રાખનાની છે તોપણ એ અશ ધ્યાનમા લેતા પણ અગ્રેજી જાણનાગ્ની સખ્યામા વધારો સારા પ્રમાણમા થયો છે એમ માનવાને કારણ છે વસતિપત્રકનો રિપોર્ટ લખનાર એમ માને છે હેમા શક નહિ આકડા સરખાવવાને માર્ગ નથી પરતુ કાઇક આમ અટકળ થઈ સકે,–

૧૧,૨૫૨૩૧ કુલ અગ્રેજી જાણનારની સખ્યા ( ઇ સ ૧૮૦૧મા ),

| | | |
|---|---|---|
| હેમા— | ૦—૧૦ વરસની ઉમરના | ૩૭,૭૬૩ |
| | ૧૦—૧૫ , , | ૧,૩૧,૭૩૫ |
| | ૧૫—૨૦ , „ | ૧,૮૪,૬૮૦ |
| | કુલ ૦—૨૦ વર્ષના | ૩,૫૪,૧૭૮ |

દેખાડયા છે વીસ વર્ષ સુધીની ઉમરના તે શીખનાગ્ની સ્થિતિના એમ માનીને ચાલીશુ ( આ હદ સારી પેઠ લાબી છે ) તો આ સખ્યા કુન સખ્યાની ૧/૩ થી ઓછી થાયછે અર્થાત્ અગ્રેજીના જ્ઞાનનો વધારો ૪૧ ના ૭૫ થયા એમ ઉપર ગણ્યુ હેને બદલે એ વધારાના ૭૫માથી ૧/૩ ભાગ શીખનારાનો હશે એમ ગણી કાઢી નાખિયે તો ૭૫ માથી ૭૫/૩ એટલે ૨૫ બાદ કરીશુ તો પણ ૫૦ રહેશે એટલે અગ્રેજી જ્ઞાનનો વધારો ( ૧૦૦ એ ૫૦ ) તે વસતિના વધારા ( ૧૦૦ એ ૨ ૪૪ ) કરતા ૨૦ ગણા કરતા વધારે થશે

આ ગણુતરીનો તાળો બીજી રીતે પણ મળે છે ૨૦ વર્ષની ઉપરાતના અગ્રેજી શિક્ષિતની સખ્યા ( ૧૧૨૫ ૨૩૧—૩ ૫૪ ૧૭૮= ) ૭ ૭૧ ૦૫૩ છે હવે કુલ વસતિ ૨૮ ૩૪,૧૪,૮૦૬†મા આ સખ્યા દર ૧૦,૦૦૦ પુરુષ અને ૧૦,૦૦૦ સ્ત્રી એટલા જથા માટે ૫૨ ૫ અર્થાત્ ૫૩નું પ્રમાણ પ્રાપ્ત થાય છે તે ઉપરના ૫૦ કાચી ગણુતરી નાની પાસેપાસે જ આ પ્રમાણ આવ્યુ અને એ વધારે ચોક્કસ પણ છે

આ સ્થિતિનુ કારણ શુ ? એ મરણ સબળ છે અને એ કારણ જ હિન્દી ઉપર અગ્રેજીનો, પ્રમાણમા વિજય મળવાનો સભવ સમાવલો છે એ કારણ બે શબ્દોમા જ કહી સકાશે—ભાષાનુ પ્રભુત્વ આ કારણનુ અનુલક્ષણ ડો શ્રાડરે કરેલુ છે તે આપણે પાછળ જોઇ ગયા છિયે ભરતખડમા પ્રભુત્વ અગ્રેજી ભાષાનું છે, હિન્દીનુ નથી, —એ વસ્તુસ્થિતિ છે, અને ઐતિહાસિક અનુભવથી જણાય છે કે પ્રભુત્વ પામેલી

*Census of India 1901 Vol I India Part I Report p 167 para 28 last sub para

†કેટલાક પ્રદેશમા શિક્ષિતઅશિક્ષિતની નોધ થઈ નથી તે સ્થળની વસતિ ૮,૪૬,૧૫૦ છોડી દીધી હોવાથી ઉપરનો આકડો કુલ વસતિનો ગણેલો છે ઉપરના બધા આકડા એ વસતિપત્રકના Vol I A Part II Table VIII Part I P 105 મા જડશે

ભાષા—સમાનભાષા તરીકે—વિજય મેળવવાને વધારે સમર્થ થાય છે આ પ્રભુત્વ કલ્પનાના જગતમા છે એમ નથી; હેની વાસ્તવિકતાની નિશાનિયો સર્વત્ર નજરે પડે છે પરતુ એ માટે એક ગણતરીથી કસોટી મળે છે તે જોઇયે અગ્રેજી ભાષા જાણનાર દેશીઓની સખ્યા, અને હિન્દી પોતાની માતૃભાષા નથી એ વર્ગમાં હિન્દી જાણનારની સંખ્યા, એ બેની સરખામણીમાં આ કસોટી જડશે એ સરખામણી કરિયે —

| | |
|---|---|
| (क) ભરતખડની કુલ વસતિ .. | .. ૨૯,૪૩,૬૧,૦૫૬ |
| (ख) અગ્રેજી ભાષા (પોતાની ભાષા તરીકે) બોલનારની સખ્યા ... | ૨,૫૨,૩૮૮ |
| (क) માથી (ख) બાદ જતા (ग) | ૨૯,૪૧,૦૮,૬૬૮ |

આ (ग) માથી અગ્રેજી ભાષા જાણનારા દેશી (घ) . ૮,૭૨,૮૪૩

છે, એ આપણે પાછળ ગણી કાઢેલુ છે

હવે હિન્દી ભાષા (પોતાની તરીકે) બોલનારાની સખ્યા (ङ) ૬,૦૩,૫૪,૧૩૭ છે. તે પણ આપણે નોધેલુ છે

તો (क) માથી (ङ) બાદ જતા (च) હિન્દીના જાણનારા તથા પોતાની તરીકેના બોલનારની કુલ સખ્યા ૨૩,૪૦,૦૬,૯૧૯ થશે.

આ ૨૩,૪૦,૦૬,૯૧૯માથી હિન્દી ભાષા પોતાની ભાષા ના છતાં બોલી સમઝી સકનારની સખ્યા કોઇ રીતે જડે એમ નથી તેથી હિન્દીએ પોતાની બ્હારના વર્ગમા પ્રભાવ કેટલે અશે બેસાડ્યો છે તે જણાવનાર આકડા મળશે નહિ પરતુ અગ્રેજીનો પ્રભાવ જેટલો છે તેટલો હેનો હશે ખરો? આ માટે માત્ર ત્રૈરાશિક પ્રમાણના સાધનથી તો—

૨૯ ૪૧,૦૮,૬૬૮ ૨૩,૪૦,૦૬,૯૧૮ ૮,૭૨,૮૪૩ क्ष એમ મૂકાય, અથવા આકડા ટૂકાવતાં

૨૯૪૧ ૨૩૪૦ ૯ क्ष ( અને ૨૯૪૧ ને બદલે ૨૯૪૦ લેતા )

$$क्ष = \frac{२३४० \times ९}{२९४०} = ७ \text{ १६}$$

એમ આવે એટલે ૨૯,૪૧,૦૮,૬૬૮ દેશીઓમા અગ્રેજી બોલનારા દેશીઓ ૮,૨૭ ૮૪૩ છે, ત્યારે તેજ પ્રમાણ હિન્દી માટે હોય તો હિન્દી બ્હારના પણ હિન્દી જાણનારા ૨૩,૪૦,૦૬ ૯૧૯ હિન્દીથી અસ્પૃષ્ટ લોકોમા ૭,૧૬,૦૦૦ હોવા જોઇયે. આટલી સખ્યા તો શુ, પણ આથી પણ વધારે આખા ભરતખડમાથી क्ष માટેની મળી સકશે

પરતુ અગ્રેજી અને હિન્દીના પ્રભુત્વની સરખામણી માટે આ કસોટી ખરી નથી. ખરી કસોટી જોવા માટે તો નીચે પ્રમાણે પ્રમાણપરીક્ષા કરવી જોઇયે, અને એ

રીતે પ્રાપ્ત થતા આંકડાઓમા અંગ્રેજીનું પ્રભુત્વ બરોબર પ્રતિબિમ્બિત થતું જણાશે — (ख) સખ્યાવાળા અંગ્રેજોની સાથે (घ) સખ્યા જેટલા દેશીઓ અંગ્રેજી જાણનારા પ્રાપ્ત થયા છે, તો (ङ) સખ્યાવાળા હિન્દી બોલનારા સાથે પોતાની બ્હારના કેટલા જણ હિન્દી બોલનારા તરીકે પ્રાપ્ત થવા જોઇયે? આ ત્રૈરાશિક પ્રશ્નનો ઉત્તર નીચે પ્રમાણે આવશે —

$$(\text{ख}) \quad (\text{ङ}) \quad (\text{घ}) \quad \text{ञ} \text{ એટલે } \text{ञ} = \frac{(\text{ङ})\times(\text{घ})}{(\text{ख})}$$

અહિં આ ત્રણ અક્ષરોનાળી સખ્યા પૂરતા—

$$\text{ञ} = \frac{૬,૦૩,૫૪,૧૩૭\times૮,૭૨,૮૪૩}{૨\ ૫૨,૩૮૮}$$

આવશે, હામાથી હજાર સુધીના છેવટના ત્રણ અંક છોડી દેતા સરલતા થશે, એટલે,

$$\text{ञ} = \frac{૬૦૩૫૪\times૮૭૩}{૨૫૨} = ૨,૦૮,૦૮૩૫$$, હાને પૂરા હજાર પાછા બનાવતા

ञ = ૨૦,૮૦,૮૩,૫૦૦ આવશે અર્થાત્ (च) સખ્યા ૨૩,૪૦,૦૬,૮૧૮ હિન્દી બ્હારની છે ત્હેમાથી ૨૦૮૦૮૩૫૦૦ જણા ઉપર હિન્દીનો પ્રભાવ બેસે ત્હારે, એટલે ૨૩૪માથી ૨૦૯ જણા ઉપર એ પ્રભાવ બેસે ત્હારે, અંગ્રેજીના પ્રભાવની બરાબરી હિન્દી કરી સકે આટલું બધુ ભારે પ્રમાણ વસ્તુસ્થિતિમા હોય એ કલ્પનામા જ ઊતરી સકતુ નથી ઉલટુ એમ માનવાને કારણ છે કે બહુમાં બહુ સેંકડે પચાસ જણા ઉપર પ્રભાવ બેઠો હશે ગુજરાત જેવા હિન્દીનો સત્કાર વિશેષ લેનાર પ્રાન્તમા પણ એટલુ પ્રમાણ નહિ સભવે તો મહારાષ્ટ મદરાસ, વગેરેની તો વાત જ શી? તેમજ હિન્દી ભાષાના ભડમા પણ હિન્દી બ્હારના વર્ગને આટલા પ્રમાણમા અસર થવી અ સંભવિત જ છે એટલે એકદર ભરતખંડની સખ્યામા તો અતિ અલ્પ પ્રમાણ જ અસરનુ જણાશે એમ સબળ સભવ છે અર્થાત્ હિન્દી કરતા અંગ્રેજીની અસર બહુ ગણી પ્રબળ છે અને એ અંગ્રેજીના પ્રભુત્વનું એક સહજ સૂચક ચિહ્ન છે અલબત આ માત્ર એક કાચી કસોટી છે કેમકે હાલ જે અગ્રેજની સખ્યા છે ત્હેમણે જ કાઈ અંગ્રેજી જાણનારા દેશીની સખ્યાવાળા માણસો ઉપર સત્કાર ચઢાવ્યા એમ નથી પૂર્વે કાળમા ગયેલા લોકોની કૃતિ વગેરેના ફળ તરીકે પણ હાલની સ્થિતિ પ્રાપ્ત થઇ છે પરતુ પરિણામની સ્થૂલ કસોટી માટે આ પદ્ધતિ ખોટી નથી અને હેની સૂચકતા બરોબર જણાયછે અંગ્રેજી તે ભારતવાસીઓને વિદેશી ભાષા છે હિન્દી તેમ નથી, અંગ્રેજી હિન્દી કરતા વધારે કઠણ છે, વગેરે બીજી બાબતો ધ્યાનમા રાખીશુ તો અંગ્રેજીના આ પ્રકારના પ્રભુત્વની કલ્પના વધારે સબળ રીતે આવશે

આ પ્રભુત્વ તે રાજકીય પ્રભુત્વ છે એમ નથી રાજકીય, વ્યવહારનુ, તેમજ જ્ઞાનબળનુ એમ ત્રિવિધ પ્રભુત્વ અગ્રેજી ભાષાનુ છે રાજ્ય કરનારી પ્રજાની ભાષા અગ્રેજી છે, તેથી રાજકીય પ્રભુત્વ છે જ, અને એ ભાષા જાણવાની જરૂર પડેછે સરકારી દરબારી ભાષા તરીકે અગ્રેજીનુ જ્ઞાન દિનપ્રતિદિન વધારે આવશ્યક થતુ જાય છે, દેશી ભાષામા સરકારી પત્રવ્યવહાર હજી અમુક અશે ચાલેછે ખરો, પરતુ જ્યહા અસલ દેશી ભાષાથી ચાલતુ ત્યહા પણ અગ્રેજીમા પત્રવ્યવહાર વિશેષ પેઠો છે, અને અગ્રેજી ના જાણનારા કારકૂનો વગેરેની સખ્યા ઘટતી ચાલીછે, અને જે હેવા અગ્રેજીથી અજાણ્યા રહેલા છે તે ઘણે ભાગે જમાનાના પ્રવાહથી કોરા રહી ગયેલા રહેછે મદરાસ તરફ તો સરકારી પત્રવ્યવહાર લગભગ સર્વત્ર અગ્રેજીમા જ છે

વ્યવહારમા પણ અગ્રેજીનું પ્રભુત્વ પ્રગટ છે વ્હેપાર—મ્હોટા પાયા ઉપરનો વ્હેપાર—અગ્રેજી તથા યુરોપિયન પેઢીઓના હાથમા છે, દેશી પેઢીઓના હાથમા છે, પેઢીઓનો સબન્ધ યુરોપ જોડે સતત અને મહત્ત્વનો છે, વ્હેપારનો વિસ્તાર ભરતખડની બ્હાર સર્વત્ર છે, અને તે પ્રદેશો સાથે સબન્ધ અગ્રેજી ભાષાદ્વારા સુસાધ્ય છે ભરતખડમા પણ એક પ્રાન્તમાથી બીજા પ્રાન્તમા પ્રવાસ, વ્યવહાર, વગેરે માટે અગ્રેજી ભાષા ઉત્તમ સાધન બનેછે,—આમ વ્યવહારમા પણ અગ્રેજીનુ પ્રભુત્વ છે

પરતુ આથી પણ તીવ્રરૂપે—થોડા વિસ્તારમા પણ તેથી કરીને વિશેષ તીવ્રરૂપે—જ્ઞાનના ક્ષેત્રમા અગ્રેજીનુ પ્રભુત્વ પ્રબળ છે ઊંચા પ્રકારના જ્ઞાન માટે માત્ર આ ભરતખડની પ્રાચીન ભાષાઓથી સતુષ્ટ થઇ બેસી રહેવાનો આ જમાનો નથી આપણા પ્રાચીન જ્ઞાનભડારમા ઘણા અમૂલ્ય રત્નો હતા અને તે અનાદરને પાત્ર નથી પરતુ પૂર્વમાથી પશ્ચિમમા સક્રાન્ત થયેલા જ્ઞાનરવિનો પ્રકાશ આપણી ભૂમિમા વેગથી રેલાવા લાગ્યો છે તે કોઇ રીતે અવગણના કરવા જેવો નથી અને તે પ્રકાશ આ આરમ્ભકાળમા અગ્રેજી ભાષાની મારફત જ મળી શકે એમ છે, એટલુ જ નહિ પણ દેશી ભાષા દ્વારા ઊંચા પ્રકારનુ જ્ઞાન પ્હોચાડવાનો યથાલોભ રાખ્યાથી અમૂલ્ય વખત ચાલ્યો જાય એમ છે, તેમ જ કેટલાક વિષયમા અગ્રેજીથી જ માત્ર કાર્ય થાય એમ છે આ પ્રકારનું જ્ઞાન અગ્રેજી આપી સકશે, હિન્દી નહિ આપી સકે જે વર્ગ હિન્દી ભાષાથી અજાણ છે ત્હેમાના જેઓને ઊંચા જ્ઞાનની અપેક્ષા કે આવશ્યકતા નથી ત્હેમને માટે હિન્દી જ્ઞાનના પ્રકાશ માટે ચાલશે એમ પણ નહિ કહેવાય, કેમકે હિન્દીમા હેવુ વિશેષ જ્ઞાનપ્રકાશનું વિશેષ ક્ષેત્ર નથી કે જે એ લોકોને પોતપોતાની માતૃભાષાના સાહિત્યમાથી નહિ મળે. માત્ર વ્યવહારોપયોગી હિન્દીની વાત જુદી છે તે પ્રશ્ન આ ઠેકાણે અસબદ્ધ બનેછે આ રીતે હિન્દીમા જ્યોતિનો હેવો પ્રભાવ અગ્રેજીની સાથે સરખામણીમા નથી કે તે પોતાની આસપાસ વિશાળ તેજનુ ચક્ર—વિશાળ પરિવેષ (halo)-ફેલાવી શકે આ રીતે અગ્રેજીનું પ્રભુત્વ રાજકીય, વ્યવહાર પરત્વે, અને જ્ઞાનબળની બાબતમા અસાધારણ અને ઇતિહાસમા અપૂર્વ છે પ્રાચીન ગ્રીક, રોમન, ઇત્યાદિ પ્રજાની ભાષાઓનુ તેમ અર્વાચીન ફારસીનુ ભરતખડમા પ્રવર્તેલું, પ્રભુત્વ આટલું વિસ્તારવાળુ અથવા આટલું તીવ્ર હશે એમ લાગતું નથી.

તોપણ અંગ્રેજીના લાભમાં આ સર્વ વાતો ગણીશું તે છતાં હજી ભરતખંડની વસતિનો મ્હોટો ભાગ હેવો રહેશે જ કે જે'માં વ્યપહારોપયોગી સમાનભાષા તરીકે અંગ્રેજીનો સ્વીકાર તો ભાગ્યે જ થઇ સકે. આમ સ્થિતિ છે તો, મ્હારી અલ્પ મતિ પ્રમાણે, આ વિરોધનું નિરાકરણ એક રીત્યના વચલા માર્ગમાં જડશે. બંને પક્ષની માગણી યોગ્ય મર્યાદામાં આપીને વિરોધ શમાવવાનો વચલો માર્ગ સુવિદિત છે. અને આ વિષયમાં પ્રવર્તનારી ભવિષ્યનિયામક શક્તિ પણ આ ઝઘડાનો નિકાલ એ રીતે જ આણશે એમ લાગેછે ; અર્થાત્ અંગ્રેજી તેમ જ હિન્દી બને ભાષાઓ ભરતખંડમાં સમાનભાષા તરીકે પ્રચાર પામશે ;-શિક્ષિત વર્ગમાં, અને રાજકીય, સામાજિક ઇત્યાદિ ઊંચા પ્રકારના ચલનવલનને સંબન્ધે સાર્વદેશિક વ્યવહારને પ્રસંગે, અંગ્રેજી વપરાશે ; અને જનસમૂહમાં અન્યોન્ય સામાન્યવ્યવહારને સંબન્ધે, હિન્દી વપરાશે. *Lingua franca*નું લક્ષણ ડોકટર ગ્રાહરે આપેલું આપણે આરમ્ભમાં જોયું છે ત્હેમાં સમાનભાષા બોલનાર બે વિભાગમાં મૂક્યા છે, (૧) જનસમૂહ અને (૨) શિક્ષિત વર્ગ. એ વિભાગ વૈકલ્પિક રૂપે એ લક્ષણમાં આપ્યાછે. પણ હું ધારૂંછું એ બે વિભાગને, આપણી વ્હેંચણી માટે તો, સાથે લાગા લેવા ઠીક છે ; અને તેમ લઇને ઉપરની બંને ભાષાઓની વિષયવ્યવસ્થા સુવ્યવસ્થા ઉત્પન્ન કરનારી જણાય છે. મદરાસ ઇલાકામાં સાધારણ વર્ગમાં પણ હિન્દીને બદલે અંગ્રેજી સમાનભાષા હાલ છે તે પાછળ જોઇ ગયા છિયે, તેથી એટલે અંશે આ વ્યવસ્થાને વિશિષ્ટ કરવી જોઇશે

અંગ્રેજીની આપણા દેશમાં આ સ્થિતિ વિશેના મ્હારા ઉપરના વચનને પુષ્ટિ આપનાર બીજા મત પણ છે. નાગરીપ્રચારિણી સભાના ઉપાધ્યક્ષ રેવરંડ એડ્વિન ગ્રીવ્સે એક પ્રસગે નીચે પ્રમાણે ઉદ્‌ગાર કર્યાછે* :—

"Whether all India is to have one language, and, if so, what that language is to be, I dare not venture to prophesy ; and it may that if, it is to be so, it may be brought about in ways that we are not striving for, as you, Sir, have pointed out.

"Doctors sometimes meet to consult about treating a patient and while they are puzzling over the matter, the patient recovers by himself May this not prove to be the case in the present instance? Is it not the fact that while we are talking over plans and theories here, the Indian National Congress has to a considerable extent settled the matter in a practical way? It has proved a common language"

*The Proceedings of a public meeting held on the 29th December 1905 under the auspicies of the Nagari Pracharini Sabha ; P. 28

( આ ઉતારામા આરમ્ભમા એકભાષા—one language—એમ વચન છે અને અને સમાનભાષા–common language–નો નિર્ણય આણ્યો છે એ ઉપરથી મ્હે પાછળ કહેલો આ વિષયમા એ બે વસ્તુનો ઘોટાળો સહજ સૂચવાયછે,—તે પ્રસ ગવશાત્ નોંધવા લાયક છે એક ભાષા–એ નામ શિથિલ રીતે પણ સમાનભાષાના અર્થના ઉદ્દેશથી જ વાપર્યું છે એમ વખતે હશે પરતુ આ બાબતમા ઘણા જણા એ ' એક ભાષા એટલે ' અનન્ય એક ભાષા ' એમ જ દૃષ્ટ ગણનાર જણ્યા છે તે પાછળ આપણે જોઇ ગયા છિયે તેથી અહિ પણ સશય રહેછે )

આમ આ રેવરડ ગૃહસ્થ અગ્રેજી તે સમાનભાષા આપોઆપ થઇ છે અને થવાના ચિહ્ન છે એમ લગભગ સ્પષ્ટતાથી પણ બ્હીતે બ્હીતે કહ્યા પછી જરાક પોતાના હૃદયને સમઝાવી દેવાને અને નાગરી પ્રચારના ઝડાને કનક લાગતું બચાવવા માટે જરાક પાછા વળી જાયછે, અને કહેછે —

'Now please do not understand that I am championing English as the universal language of India however many ad vantages it may offer Personally I love Hindi and think the Nagari character an excellent one and should gladly welcome Hindi as the one language for all India'

( અહિ વળી " the one language for all India તથા ' the univer sal language of India એમ એકભાષાનો પક્ષ પકડાયોછે એકભાષા અને સમાનભાષા એ બેના તાત્ત્વિક સ્વરૂપ ઘણા જણને મનમ્બે ધુમમમા જ બહુધા વીંટાયલા લાગેછે )

આમ પાછે બાયણેથી સટકી જવાનો પ્રયત્ન કર્યો છે, પણ હેની નિર્ગતા સ્પષ્ટ છે તાત્પર્ય એ છે કે અગ્રેજી તે સમાનભાષા આપોઆપ થઇ જવા લાગી છે એ અનેક જણનુ અવલોકન છે ' લિપિ ' વિશેના મ્હા। લેખમા મિ નારાયણ રાવના એક લેખમાથી લાબો ઉતારો મ્હે આપ્યો હતો ત્હેમા, પણ એનુ સ્વરૂપદર્શન કરતુ હેમાથી ચારેક પક્તિયો જ અહિ ઉતારવી બસ થશે —

"We have now been provided with a common language which has come to stay It will as surely be the language of the national gods when they begin to rule as it is certain that this land will be a part of the Federated British Empire, when the poet s dream is realized *

---

* ' Problems of constructive Patriotism –An article in the ' Hear all sides ' page of the Times of India Weekly 1st week of February 1907, by Mr H NarainRao, B A, B L

આ ગમ્ભીર ચિન્તક common language—સમાનભાષા—એમ જ કહેછે, એક ભાષાની સ્વપ્નમય કલ્પનામાં પડવાની ભૂલ્ય એ કરતા નથી એ ખાસ ધ્યાન ખેચનારી વાત છે

સમાનભાષા તરીકે શિક્ષિત વર્ગમા અગ્રેજીનો સ્વીકાર, અને અશિક્ષિત વર્ગમા હિન્દીનો—આ વિષયવિભાગ કરવામા 'અશિક્ષિત' શબ્દનો અર્થ કેવળ નિરક્ષર એમ નહિ પરતુ અગ્રેજી ભાષાનુ જ્ઞાન જે વર્ગ સુધી પ્હોચ્યુ નથી અથવા પ્હોચવુ સભવિત નથી તે વર્ગ-એ અર્થ લઇને આ શબ્દની પ્રવૃત્તિ કરીછે આ પ્રકારના અશિક્ષિત વર્ગને ઉચા પ્રકારની કેળવણી દેશી ભાષાઓમા આપવી એ પક્ષને ઉપરના વિષય-વિભાગથી બાધ આવે એમ નથી કારણકે એ યોજના અમુક મર્યાદાથી આગળ સુસાધ્ય નથી આ કાઇંક વિષયાન્તર જેવુ છે તેથી ટૂકામા જ કારણો સૂચવવા બસ છે આપણા દેશમા અગ્રેજી કેળવણીએ હેવુ દૃઢ સ્થાન લીધુ છે, ઊંચી કેળવણીની સસ્થાઓ અગ્રેજી ભાષાને આધારે હેવી જોડાઇ છે, કે અગ્રેજીદ્વારા કેળવણી આપવાની યોજના નો ઉચ્છેદ તો હવે અશક્યવત્ છે, અને જેમ અશક્ય તેમ અનિષ્ટ પણ છે, તેમજ એ મહાપ્રવાહના ઓઘને પાછો ધકેલવાની કૃતિમા વૃથા શ્રમનો વ્યય કરવા જેવુ છે તેમજ, કેટલાક શાસ્ત્રીય વગેરે વિષયો અગ્રેજીદ્વારા શીખવવા જેટલા સુસાધ્ય છે તેટલા દેશી ભાષાદ્વારા નથી જેમ અગ્રેજીમા તત્ત્વજ્ઞાનના ગ્રન્થોની ખામીને લીધે ફ્રેંચ અને જર્મનનો આશ્રય આવશ્યક થાયછે, તેમ દેશી ભાષા અને અગ્રેજી ભાષા વચ્ચે સ્થિતિ થવાનો સભવ ઘણે દરજ્જે અને ઘણા પ્રદેશમા છે અગ્રેજીમા અપાતું જ્ઞાન દેશી ભાષાદ્વારા આપવાની યોજના પૂર્ણરૂપે પ્રચારમા આવવાને લાબો કાળ જોઇશે, અને તે દરમ્યાન અગ્રેજી કેળવણી કોઇ રીતે બધ રાખી નહિ સકાય તેથી અગ્રેજી અને દેશી ભાષાઓ વચ્ચે અસમાનબળવાળું યુદ્ધ સ્પષ્ટ રીતે પ્રવર્તશે અને એ અસમાનતાનુ પરિણામ દેશી ભાષાની વિરુદ્ધ જ જશે માત્ર એટલુ બની સકશે કે અગ્રેજીદ્વારા અને દેશી ભાષાદ્વારા ઊચી કેળવણી આપવાના પ્રયાસ બને તેટલે અશે સાથે સાથે ચલાવી સકાશે પરતુ તેથી અગ્રેજી કેળવણીને કોઇ રીતે ધોકો પ્હોચવાનો નથી એટલે સમાનભાષા તરીકે શિક્ષિતવર્ગમા અગ્રેજીનો અમલ એ પ્રયાસના બળથી અસ્પૃષ્ટ જ રહેવાનો

આમ અગ્રેજીનો સમાન ભાષા તરીકે વિચાર થયો હવે હિન્દી અશિક્ષિત વર્ગ માટે-લઇયે પ્રથમ એક પ્રશ્ન જોઇયે કેટલાક હિન્દીને બદલે ઉર્દૂની હિમાયત કરેછે પરતુ એ બે વચ્ચે સ્પર્ધામા—આપણા પ્રશ્નને સબન્ધે—હિન્દીના લાભમા જ વધારે સભવ જાય છે હિન્દીનો પ્રચાર ઉર્દૂ કરતા વધારે વિસ્તારનો છે, ઉર્દૂમા ફારસી શબ્દો નો ભાર વિશેષ હોવાને લીધે સર્વ ભરતખડમા પ્રચારને એ બાધક થાય છે તેમ વળી લિપિની મુસ્કેલી ઉમેરાશે ઉર્દૂ માટેની ફારસી લિપિ દેવનાગરી કરતા બહુ જ અપરિચિત હોવાથી આખા ખડમા તે અસ્વીકાર્ય થઇ નડતર રૂપ જ થાય એ નવી લિપિ શીખવાનુ કામ ઉમેરાય તે બધાને સમત ભાગે જ થઇ મ્હે દ્રાવિડ ભાષા ના ભાઓને તો હિન્દીની દેવનાગરી લિપિ માટે જ અડચણ છે તો પછી ઉર્દૂની લિપિ

માટે તો અવિશેષ વાંધો નડશે આમ લિપિનો પ્રશ્ન અહિં જગાક વળગી જાય છે પરતુ નાગરી પ્રચારનો પ્રશ્ન તો જુદો છે, તે તો ગુજરાતી, બગાળી, સર્વ ભાષાઓ માટે નાગરી લિપિની માગણી કરે છે આમ સ્થિતિ છે ત્હા આ લિપિના વિષયમા વધારે ઊતરી અપ્રાસગિકતામા પડવાની જરૂર નથી *

ત્હારે અશિક્ષિત વર્ગ માટે હિન્દી જ વધારે સભવિત અને ઇષ્ટ જણાય છે, અલબત સમાનભાષા તરીકે જ દિ બ અબાલાલભાઇના પાછળ ટાકેલા અભિપ્રાયમા

---

* એક ભાષા અને એક લિપિ એ બે જુદા જુદા પ્રચારપક્ષ છે એક ભાષા હિન્દી સ્વીકારાય તો ત્હેને નાગરી લિપિ સાથે આવે જ તે વાત એક જુદી છે, અને હાલની બધી પ્રાન્તીય ભાષાઓ—ગુજરાતી, બગાળી, ઇત્યાદિ—ને માટે નાગરી લિપિ દાખલ કરવી ને કેવળ જુદો પ્રશ્ન છે આ બે પ્રશ્નો વચ્ચે કઢગી રીતે સેળભેળ કરવાની ભૂલ્ય હાલ કેટલાક ચર્ચા કરનારાઓથી થઇ જતી જોવામા આવે છે ઉદાહરણ—મ ૧૯૬૫ના આષાઢના 'વસન્ત'મા 'લિપિ' વિશેના લેખમા મિ કરીમ મહમદ આ પ્રકારનો ગૂચવાડો કરી નાખતા લાગે છે દેશમા એક લિપિ થાય તો અગ્રેજી લિપિ થાય એમ પક્ષ બતાવી એઓ કહે છે — " આ સ્થાન અત્યારની વસ્તુસ્થિતિ તપાસતા અગ્રેજી લિપિ લે તેમ લાગે છે આ વચનનુ તાત્પર્ય શુ છે ? ગુજરાતી, બગાળી મરાઠી સર્વે ભાષાના વાક્યો અગ્રેજી લિપિમા લખવા, જેમકે 'રાજા આવે છે' એ વાક્ય Raja avechhe એમ લખવુ ? આ ઉદ્દેશ છે ? એમ હોય તો એ સૂચનાની વિચિત્રતા અને ઉઘાડો અસભવ તો બાજૂ ઉપર રહ્યા, પણ એ સિદ્ધાન્તની પુષ્ટિમા પોતે જસ્ટિસ સકરન નાયરના અને મિ નારાયણરાવના મતો ટાકેછે તે તો અગ્રેજી લિપિ વિશે નહિ પણ અગ્રેજી ભાષાના જ્ઞાન વિશેના છે, તેથીજ મિ કરીમ મહમદની ગૂચવણ ઉઘાડી પડી જાય છે

તેમજ પોતે આગળ વધી કહે છે " અગ્રેજી એ હિન્દની એક ભાષા તરીકે જાણ્યે અજાણ્યે ક્યારનુ એ સ્થાન લઇ લીધુ છે એ પણ ભાષા માટે જ વિચાર બતાવ્યો છે, લિપિ માટે નહિ છતા વળી તરત કહેછે નાગરીનો સ્વીકાર કરવો હોય તો અગ્રેજી શી ખોટી?" અર્થાત્ અહિં વળી લિપિની વાત કરી ? નાગરી લિપિ છે ભાષા છે તેથી એ જ અર્થ સભવે છે

અને વળી તરત એઓ કહેછે— " જો તેમ થાય તો ( અર્થાત્, નાગરીને બદલે અગ્રેજી સ્વીકારાય તો અગ્રેજીના વિશાળ સાહિત્યનો ઉપયોગ કરી સકીશુ નાગરિલિપિમા તે લાભ મળશે ? " આ વળી ભાષાની વાત આવી માત્ર અગ્રેજી લિપિથી અગ્રેજી ભાષા તો આવડી જાયજ નહિ આમ અદ્ભુત ગૂચવાડો થઇ ગયો છે

હેમણે Manual Geography માથી આકડા આપ્યા છે ત્હેને મથાળે 'લિપિ' એમ મૂક્યુ છે, પરંતુ એ ભૂગોળમા તો તે તે ભાષા બોલનારની સખ્યાના આકડા છે 'ભાષા' અને 'લિપિ' વચ્ચેનો ભેદ ભૂલી ગયાનુ આ ન્હાની સરખી વાતમા સબળ સૂચન છે

તો વળી એટલે સુધી ઇશારો જણાય છે કે ભરતખંડમાં સમાનભાષા તરીકે પણ એક અમુક ભાષા નહિં સંભવે. એઓ કહેછે :—

" હાલ અમેરિકામાં તથા દક્ષિણ આફ્રિકામાં જુદી જુદી ભાષા વાળી પ્રજાઓ ભેગી રહીછે તેમ અત્રે બનવું વધારે સંભવિત છે."

આ વચનમાં ' એક ભાષા 'ના પ્રશ્નને ઉદ્દેશી તે મતપ્રદર્શન આ થયું હોય તો તો બાધરહિત છે; બાકી સમાનભાષાના પ્રશ્ન માટે તો જરાક સંભવ અને વર્તમાન વસ્તુસ્થિતિની સાથે વિરોધ આવે છે.

અંગ્રેજી અને હિન્દી આમ બંને સમાન ભાષા તરીકે પરસ્પર જોડે વિરોધ રાખ્યા વિના રહેશે એ સંભવદર્શન અને નિકાલ આ રીતે ત્હારે થઇ સકે એમ આપણે જોયું. પરંતુ ભૂલવું ના જોઇએ કે એ સમાનભાષા તરીકે **એકભાષા** તરીકે બને જ નહિં; તે તો બે ભાષા થઇ એટલે સંભવે જ નહિં, એ કહેવાની જરૂર નથી.

પરંતુ આ સમાનભાષા થવાની ક્રિયા પોતાની મેળે જ આપણા દેશમાં ચાલેલી જ છે; હેમાં પ્રવર્તતાં અનેક બળોના સ્વાભાવિક પરિણામ તરીકે એ ક્રિયા ચાલૂ જ છે. અને હેનો ઉદ્દેશ પ્રાન્ત પ્રાન્ત વચ્ચેના વ્યવહારની સરલતા એ જ છે. માટે આ બાબતમાં કાંઈ વિશેષ અને સંયુક્ત પગલાં મ્હોટા પાયા ઉપર ભરવાની જરૂર હોય એમ હું ધારતો નથી. હેને માટે કાંઇ કાયદો કે અમલદારી હુકમ કે હેવા સાધનની જરૂર નથી, ને શક્યતા પણ નથી. એ ખરું કે પ્રવર્તમાન બળોનાં વલણનું અવલોકન કરી તે બળોને અવિરોધિ દિશામાં દોરવાનું ઘટિત કાર્ય કરી સકાય. અને તે દૃષ્ટિથી એટલું શક્ય છે કે શિક્ષણ ક્રમમાં અંગ્રેજી તો દાખલ છે જ, અને હિન્દીને પણ ઘટતું સ્થાન અપાય. પરંતુ આમ કરીને બાળકો અને મ્હોટા વિદ્યાર્થીઓના ઉપર વધતા અને વધારાતા જતા બોજામાં ઉમેરો કરવો કેટલે દરજ્જે વાજબી છે તે પણ વિચારવાની જરૂર છે. અમુક ક્રમ ગયા પછી હિન્દીને વૈકલ્પિક ભાષા તરીકે સ્થાન આપવામાં બાધ ઓછો આવશે એમ મ્હને લાગે છે. તેમ જ વ્હેપાર સંબન્ધી કેળવણીનો ક્રમ શિક્ષણ પદ્ધતિમાં દાખલ થવો ઇષ્ટ છે ને તે થાય તો હેમા હિન્દીનુ જ્ઞાન અમુક મર્યાદામાં આવશ્યક રખાય, તો ભરતખંડમાં બધે સફળ રીતે મુસાફરી વગેરે કરવાને જ્યાન વ્હેપારીઓને લાભકારક બને. આથી વિશેષ કૃતિની જરૂર પણ નથી અને સંભવ પણ નથી. કેમકે આ વાત હેવી નથી કે કોઇ મંડળ એ બાબત ઠરાવ કરીને અથવા હેવા સ્વેચ્છાનિર્મિત વ્યાપારથી ઇષ્ટ સિદ્ધિ સાક્ષાત્ મેળવી સકે આ રીતે પણ સમાનભાષાની અશક્યતા જણાઇ આવે છે. એ તો સ્વાભાવિક ક્રમને અધીન વાત ઘણે અંશે છે. તથાપિ આ સંકુચિત કાર્યક્રમને માટે થોડાંક સાધનો ઇષ્ટ છે તે થોડીવાર પછી હું સૂચવીશ

પરંતુ સમાનભાષાનો અનન્ય હેતુ—પ્રાન્ત પ્રાન્ત વચ્ચે પરસ્પર વ્યવહારની સરલતા—ભૂલી જઇ ત્હેની પાર જઇ કાંઇ વધારે વ્યાપારમય કૃતિનુ પરિણામ તો અનિષ્ટ જ થશે. સમાનભાષાના અભ્યાસને અતિશય પ્રાધાન્ય આપી હેમાંના સાહિત્યને અગત્યનું

મહત્ત્વ આપીશું, તો એ કૃતિ આત્મઘાતી નીવડશે. સાહિત્યના પ્રદેશમાં અન્યાયયુક્ત અતિક્રમણનું ફળ આ સંબન્ધમાં હાનિકર જ છે.

આ રીતે ઇષ્ટતાનો બીજો પ્રશ્ન પાછળ આ લેખના આરમ્ભમાં મૂકેલો ઉપસ્થિત થાય છે. ભરતખંડ માટે એક ભાષા ઇષ્ટ છે?

આ પ્રશ્ન માટે તપાસ કરવામાં એક ભાષા એ જ હાલના પ્રયાસનો ઉદ્દેશ છે એમ લઇને ચાલીશું. તેમ જ સમાનભાષા એ ઉદ્દેશને હેના અતિસંકુચિત હેતુની બ્હાર અતિક્રમણ કરાવવાનું વલણ પણ જોવામાં આવે છે તેથી સમાનભાષાનો ઉદ્દેશ સ્વીકારીને પણ તેટલે અંશે એ ઉદ્દેશનો પણ સંગ્રહ કરીશું. તો આ સ્વરૂપે જોતાં આ પ્રશ્નનો ઉત્તર પોતાની ભાષાનું અભિમાન રાખનાર સર્વ કોઇ માણસ એક જ રીતનો આપશે ;-'અનિષ્ટ છે'. કારણ સ્પષ્ટ છે, માટે બહુ વિસ્તારની જરૂર નથી. એક ભાષા ભરતખંડમાં જો પ્રવર્તે તો અર્થાત્ પરિણામ એ થાય કે ગુજરાતી, બંગાળી, મરાઠી ઇત્યાદિ સર્વ જુદી જુદી સ્વતન્ત્ર ભાષાઓનું સાહિત્ય લુપ્ત જ થાય-કાલક્રમે લુપ્ત થાય-અને તે તે ભાષાઓ બહુ તો માત્ર ઘરના વ્યવહારની અને બજારના વ્યવહારની ભાષા જ બનીને રૂહે. એટલું જ નહિં પણ નવી ભાષાને એક ભાષા તરીકે સ્વીકારાશે ત્હેમાં નવું સાહિત્ય એ ભાષા પોતાની નહિં તે લોકોને હાથે ઉત્પન્ન થવું અશક્યવત્ થશે ; કેમકે ઘણે ભાગે તે બધાને માતૃભાષા નહિં પણ સંપાદિત ભાષા હોવાથી હેનું સાહિત્ય ઊપજાવવાની શક્તિ આપણામાં આવવી ઘણી જ કઠણ. એ પરભાષામાં કવિતા ઇત્યાદિ પ્રયાસ કરનારાની નિષ્ફળતા અને સફળ પ્રયાસની અતિ વિરલતાથી જણાઈ આવશે. હાલની આપણી પોતપોતાની માતૃભાષાઓમાં જ સાહિત્ય અનેક દિશાઓમાં ખીલવવા બાબતમાં આપણે ઘણા પછાત છિયે, તો આ નવી સંપાદિત ભાષામાં તો તે કરી સકવાની વાત જ શી? નવી ભાષા માત્ર રાજકીય વ્યવહારમાં ઉપયોગી થશે, અને ત્હેમાં કદાચ પ્રભાવવાળી બને. આમ આપણે સાહિત્યની ખીલવણીની બાબતમાં—અર્થાત્ પાછળ હું કહી ગયો છું કે ભાષાનુ જીવન સાહિત્ય વગેરે સાધનો વડે પોષણ થવાથી જ ટકે છે તેથી,—ભાષાના ખુદ જીવનની બાબતમાં આપણે સર્વે અતોભ્રષ્ટ અને તતોભ્રષ્ટ થઇને રહીશું ; અને એ રીતે પ્રત્યેક પ્રાન્તને નહિં પણ આખા દેશને હાનિ છે.

પ્રાન્તીય ભાષાનો સ્વતન્ત્ર સાહિત્યને આ રીતે ધોકો પ્હોચવાનો ભય એ માત્ર કલ્પના છે એમ માનવાને કારણ નથી. આ પરિણામ સ્વાભાવિક નિયમોને અંગે જ આવે છે. ભાષાઓના ઇતિહાસમાં અમુક સમયે તે પ્રગટ થયેલું જોવામાં આવેછે. હાલ ૧૦૦ વર્ષથી વલણ યુરોપમાં બદલાયુછે એમ પાછળ એક વિચારકનો મત બતાવ્યોછે, તે કાળની પૂર્વે સ્થિતિ ઇંગ્લાંડમાં જે હતી તે આ વાતનુ દષ્ટાંત પૂરું પાડશે. અંગ્રેજી ભાષાના પ્રાધાન્યને લીધે આયર્લાંડ, સ્કોટલાંડ અને વેલ્સની ભાષાઓનુ સાહિત્યમય જીવન લગભગ ગયું હતું અથવા હેનો વિકાસ અટકી પડ્યો હતો. અને હેમાં

આશ્ચર્ય નથી. બીજા વૃક્ષની છાયા નીચે આવેલા છોડની વૃદ્ધિ કેવળ કુંઠિત થાયછે, અને ઘણી વાર તે છોડ સુકાઇ જાયછે એ પ્રકાર સુવિદિત છે. ન્હાનાં બાળકોને મ્હોટાં માણસોના સતત દબાણમાં રાખ્યાથી હેમનો પ્રફુલ્લ વિકાસ—જ્ઞાનમાં, શરીરમાં, સ્વભાવબળમાં, સર્વ રીતે—કથળેછે. એ જગતનો નિયમ ભાષાના પ્રસંગમાં પણ સરખી રીતે પ્રવર્તે છે.

આ પરિણામ એક ભાષાનો સ્વીકાર અથવા પ્રવેશ ( શક્ય હોય તો તે પ્રવેશ અને સ્વીકાર ) થવાથી ઉત્પન્ન થવાનો ભય છે; તે જ રીતે **સમાનભાષા** તરીકે કોઇ ભાષાનો પ્રવેશ થઇ ત્હેને અયોગ્ય પ્રાધાન્ય આપવાથી પણ તેજ અનિષ્ટ ફળ થવાનું. પ્રાન્તીય ભાષાઓ એ સમાનભાષાની છાયા નીચે આવી જઇ હેમના સાહિત્યજીવનને હાનિ, ઉપરના ધોરણે જ, પ્હોચવાની. આમ ના થાય તો તો આનન્દની વાત. પણ એ બનવું કઠણ છે. સમાનભાષા તરફ ભકિતના ઉત્સાહમાં, ઘરમાં પણ હિન્દી ભાષા બોલનારા જોઇયે છિયે તે પ્રકારનાં દર્શનથી જણાયછે કે પોતાની માતૃભાષા તરફ અવગણનાની જ દૃષ્ટિ થવાની. આરમ્ભ કાળનો ઉત્સાહ રાખ્યા પછી બધું પાછું ઠેકાણે આવશે એમ કદી કહેવાય. પરંતુ તે રીતે સરખી સપાટી ઉપર બધે પ્રવાહ આવી જતા સુધી તો રેલના જોસમાં જે પ્રાન્તીય ભાષાના હજી સુધી ઊછરતા છોડ ઘસડાઇ જતે બચશે ત્હેને ઘસારો તો પ્હોચી જ ચૂકશે, અથવા હેનું સ્વરૂપ કઢંગી વક્રતા પામી ગયું હશે.

ઉપર કહેલો વિશ્વનો નિયમ ભાષામાં પણ પ્રવર્તે છે તે ખરું; અન્ય ભાષાની અયોગ્ય છાયા અને દબાણથી મૂળ ભાષાના જીવનને ધોકો પ્હોચે, એ સ્વીકાર્ય છે; પરતુ હાલના પ્રશ્નમાં એમ વસ્તુત: થવાનો સંભવ છે ખરો? અંગ્રેજી અથવા હિન્દીને સમાનભાષા તરીકે રાખવામાં એ પ્રકારની છાયા અને દબાણનુ પ્રાબલ્ય જરા વધારે ભયની દૃષ્ટિથી આપણે નકામા જોઇયે છિયે; એ યોગ્ય મર્યાદામા જ રહેવાનો સંભવ વધારે છે, અને દેશી પ્રાન્તીય ભાષાનાં જીવન સમાનાન્તરે જ વિકાસ પામ્યા જશે જ; આમ શઙ્કા વખતે કોઇ કાઢે. પરતુ આ માત્ર મતભેદની અને જમાનાનાં ચિહ્નત. તથા. પ્રવર્તમાન. બળોનાં. વલણ. અને. તીવ્રતા. એ. સર્વેની. પરીક્ષા. કરવામાં. ભિન્નતાની વાત છે. એ બાબતમાં કેઇ પરીક્ષા ખરી ગતિને પકડી સકી છે તે કહેવાની ધૃષ્ટતા કરવા કરતાં માત્ર નમ્રતાથી મ્હારી પરીક્ષા ને મ્હારો મત ઉપસ્થિત કરીને જ મૌન રાખવુ વાજબી છે. મનુષ્યસ્વભાવનુ સ્વરૂપ, વર્તમાન ભાષાઓની સ્થિતિ, સમાનભાષાને વિશેષ પ્રાધાન્ય આપવામાં અન્તર્ગત રહેલો પ્રબલતાનો ભાગ,— એ સર્વે અંશો મ્હારી સંભવ પરીક્ષાને પુષ્ટિ આપેછે એમ મ્હારી અલ્પ મતિને લાગેછે.

માટે અંગ્રેજી તેમજ હિન્દીને સમાનભાષા તરીકે સ્વીકારવામાં હેના ઉદ્દેશ જેટલા સંકુચિત પ્રદેશમાં જ પ્રવૃત્તિ નિયન્ત્રિત કરવાની આવશ્યકતા–પ્રાન્તીય ભાષાના સ્વતન્ત્ર જીવનને અર્થે–વિશેષ રૂપે ધ્યાનમાં રાખવી જોઇયે. વખતે કોઇ શઙ્કા કાઢે કે–" આમ

સમાનભાષાને સંકોચમાં પૂરી રાખવાથી ચીન અને એ તરફનાં વ્હેપારનાં શહેરોમાં અંગ્રેજી ભાષાની જે દશા થઇ છે તે આપણી સમાનભાષાની નહિં થાય ? એ પ્રદેશમાં જે વ્હેપારના વ્યવહારને અર્થે ભાષાસંકર ઉત્પન્ન થયોછે, ત્હેમા ચીનાઇ, પોર્ટુગીઝ, અને મલે ભાષાના શબ્દો અંગ્રેજીભાષામાં શેળભેળ કરી ચીનાઇ ભાષાની રૂઢિમાં પ્રદર્શિત કરનારી ભાષા *'પિજીન-ઇંગ્લિશ' ( Pidgin-English )ને નામે ઓળખાતી ખીચડિયા ભાષા ઉત્પન્ન થઇ. એ સમાનભાષામાં અંગ્રેજી ભાષાની અવદશા થઇછે. આ પરિણામ આપણે અહિં પણ નહિં થાય ?–હું નથી ધારતો કે એ અનિષ્ટ પરિણામ આપણા સંબન્ધમાં થાય. કારણ, અંગ્રેજીને સંબન્ધે એ ભય નથી જ; શાથી કે ભરતખંડમાં અંગ્રેજી સમાનભાષા તરીકે પ્રવર્તે છે અને પ્રવર્તશે તે ઘણે મ્હોટે ભાગે શિક્ષિત વર્ગમાં જ, એટલે એ વર્ગને હાથે અશિક્ષિત વર્ગના સંપર્કથી સંભવનો બગાડ થવાને માર્ગ જ નથી. ( મદરાસ તરફ નીચલા વર્ગમાં અંગ્રેજીનો પ્રવેશ છે તે પ્રમાણમાં અલ્પ હોઇ ગણનામાંથી બાતલ કરાશે ). અને હિન્દીની એ દશા નહિં થાય, કેમકે એ ભાષા ( દ્રાવિડ દેશ શિવાય ) બીજા પ્રાન્તોની ભાષા જોડે નિકટ સંબન્ધ રાખનારી છે, એ વિદેશીય ભાષા નથી. જે બળોના પરિણામે ઉર્દૂ ઉત્પન્ન થઇ ત્હેમાં બળોનું સંમેલન હિન્દીના સંબન્ધમાં હવે થવાનુ નથી. મૂળમાં ઉર્દૂ તો લગભગ પિજ્જન—ઇંગ્લિશની પેઠે જ ઉત્પન્ન થઇ છે. પિજ્જન—ઈંગ્લિશ વ્હેપારનાં મથકોમાં ઉત્પન્ન થઇ, તો ઉર્દૂ તે ફારસી બોલનારા રાજ્યકર્તાઓની છાવણીના બજારોમાં પ્રગટ થઇ. ઉર્દૂ શબ્દનો અર્થ જ 'છાવણી' એમ છે. હેનું પૂરુ નામ 'ઝબાન-એ-ઉર્દૂ-એ-મઅ્લા'† એટલે રાજાની છાવણીની ભાષા એમ હતું તે ટૂંકાઇને 'ઉર્દૂ' એમ રૂઢ થઇ ગયું. 'બાગોબહાર'ની પ્રસ્તાવનામાં મીર અમન કહેછે કે દિલ્લીના બજારમાં જે જુદી જુદી જાત્યના લોકો એકઠા થતા ત્હેમની ભાષાઓનો ખીચડો થઇને ઉર્દૂ ઉત્પન્ન થઇ. પરંતુ મર ચાર્લ્સ લાયલે ઈ. સ. ૧૮૮૦માં મત બતાવ્યો, અને એ મત ડૉક્ટર ગ્રીઅર્સન સ્વીકારે છે, કે દોઆબના ઉપલ્યા ભાગની દેશી ભાષાને સંસ્કારી રૂપ આપીને અને ગ્રામ્ય અંશો હેમાંથી કાઢી નાંખીને હિન્દુસ્તાની ભાષા ઉત્પન્ન થયેલી છે. આ મતને ભરતખંડની ભાષાઓનુ પર્યાલોચન ( Linguistic survey of India ) થયુછે ત્હેમાંથી પ્રમાણોની પુષ્ટિ મળેછે. તોપણ એટલું તો સિદ્ધ છે—અને એ વાતને આ હિન્દુસ્તાનીની ઉત્પત્તિ સાથે વિરોધ આવે એમ નથી—કે મૂળ દિલ્લીની બાદશાહી છાવણીના બજારમાં આ સમાનભાષા ઉત્પન્ન થઇ અને મુગલ રાજ્યના નાયકો ભરતખંડમાં જ્યહાં જ્યહાં ગયા ત્યહાં ત્યહાં એ સમાનભાષા સાથે લેતા ગયા, અને ત્યહાં હેને દૃઢ સ્થાન મળ્યું. આ કારણથી ઉર્દૂમાં 'પિજ્જન—ઇંગ્લિશ' જેવા

*Business (=વ્હેપાર)—એ શબ્દનો ચીના લોકોનો ઉચ્ચાર—પિજ્જિન—છે. તેથી આ નામ પડ્યું છે

†ઝબાન=જીભ,—ભાષા; ઉર્દૂ=છાવણી : મઅ્લા ( આલી=ઉચ્ચ, ઉપરથી) = મહાન્ પુરુષ, અર્થાત્ રાજા.

કેટલાક પ્રકાર ઉત્પત્તિ સમયમાં પ્રવેશ પામ્યા હશે. પરંતુ સાહિત્ય સંસ્કાર પામીને ઉર્દૂ તથા હિન્દી ભાષાઓ હવે ઉપસ્થિત થયેલી છે, અને તે બીજી ઘણી ખરાં પ્રાન્તીય ભાષાઓ જોડે સંસ્કૃતપ્રાકૃતદ્વારા સંબન્ધ રાખેછે, એટલે હેને એ પ્રકારનો બગાડો પમાડનારાં બળોનું અસ્તિત્વ જ હવે નથી.

તથાપિ છેક ઉત્તરથી દક્ષિણ સુધી આ સમાનભાષાને પ્રવેશ આપતાં કેટલાક કુ સંસ્કાર મળેછે ને મળ્યા છે; પણ હેમાંથી હિન્દીને બચાવવાનો પ્રયત્ન કરવા જતાં, હિન્દીને સરકારી રૂપમાં જ પ્રચરિત જોવાના લોભમાં, સમાનભાષાની મર્યાદાઓ ઓળંગીને સાહિત્યના વિષયમાં અતિક્રમણ થઇ જઇ, પ્રાન્તીય પોતપોતાની માતૃભાષાઓના સાહિત્યજીવનને જોખમ ના થવું જોઇયે એ સંભાળવાનુ છે. પ્રાન્તીય માતૃભાષાઓ કાયમ રહે, હેમનો જીવનવિકાસ થાય, એ ઉદ્દેશનો દઢ પાયો લઇને જ આપણે આગળ કાંઇ પણ પ્રયાસ કરવો જરૂરનો હોય તો કરવાનો છે. માટે જ સમાનભાષા તરીકે સ્વીકારવામાં પણ હેની યોગ્ય મર્યાદાની બ્હાર જવામાં અનિષ્ટતા છે. પરંતુ આ પ્રકારની અશક્યતા પણ પાછળ હું સૂચવી ગયોછું, તો પછી અશક્યની અનિષ્ટતા શી?

વખતે શઙ્કા નીકળે કે પાછળ કૃત્રિમ ભાષાને સંબન્ધે એક તત્ત્વ આપણે જોયું કે ભાષાજીવનમાટે સાહિત્યાદિકની ખીલવણી અને ઉછેર આવશ્યક છે, નહિં તો તે ભાષા આપોઆપ લુપ્ત થાયછે, તો આ હિન્દીને માત્ર સમાન ભાષાના સંકુચિત પ્રદેશમાં રોકવાથી અને હેના સાહિત્યના જીવનને વિકાસ ના આપ્યાથી એ તત્ત્વ અહિં પ્રવેશ પામી એ ભાષાને હાનિ નહિં પ્હોચાડે? આ વિશે એટલુંજ કહેવું બસ છે કે એ તત્ત્વ કૃત્રિમ ભાષાઓ સમાનભાષા તરીકે ઉપજાવેલીને વિશે પ્રવર્તે છે; જે જાતેજ જીવંત ભાષાઓ છે અને તે સમાનભાષા તરીકે કામમાં લેવાય છે હેના સાહિત્યજીવનને બાધ આવે એમ એ તત્ત્વ પ્રવર્તવું અશક્ય જ છે. સમાનભાષા તરીકેના હેવી ભાષાના પ્રદેશમા, અલબત, એ તત્ત્વ એટલે અંશે પ્રવર્તે ખરું કે સાહિત્યના વિષયમાં એ **સમાનભાષા** વિકાસ ના પામવાની; પરંતુ તે કારણથી તે ભાષાઓ મરણ પામી લુપ્ત થતી નથી, કેમકે પોતાના સ્વતંત્ર સાહિત્યરૂપ જીવન વિભાગમાથી આ સમાનભાષાના જીવનવિભાગમાં જીવનબળ, જીવનના લોહીનો પ્રવાહ સંચાર પામે છે. અને એ પ્રકારની સમાનભાષાને પોતાના સાહિત્યનો વિકાસ થવા માટે ને ભાષા જેમની માતૃભાષા છે હેમાંથી સેવકો મળશે જ. એટલે બીજા પ્રાન્તીય ભાષાના પુત્રોને એ પારકા પ્રદેશમા સાહિત્ય સેવા માટે શ્રમ ગુમાવવાની જરૂર પણ નથી અને ઇષ્ટતા પણ નથી. પોતપોતાની માતૃભાષાના સાહિત્યજીવન તરફ કર્તવ્યો ઓછાં નથી, એ કર્તવ્યો બજાવવા માટે હજી પ્રયાસો પૂરા થયા નથી, અને એ કર્તવ્યોને માટે પ્રદેશ ઓછો વિસ્તીર્ણ નથી.

પરંતુ કેટલાકનું એમ માનવું છે કે પ્રાન્તીયભાષાઓનું જીવન લાંબું નથી; ભરત ખંડમાં અંગ્રેજી જ ભાષા વખત જતે સર્વવ્યાપિની થશે, અને પ્રાન્તીય ભાષાઓ લુપ્ત

થશે, અથવા તો કચ્છી, કોકણી, બીલ વગેરેની બોલીઓ, ઇત્યાદિની દશાને પ્હોચશે. આ પરિણામ કોઇ પણ વિચારી માણસને ઇષ્ટ તો જ નહિં જ લાગે. પોતાની માતૃભાષાઓ તરફ ખરી ભક્તિ જેને હશે તે એ પરિણામનો સંભવ દેખીને અન્તઃકરણથી નિરાશ જ થશે. પરતુ આ પરિણામ સંભવના પ્રદેશની બ્હાર જ છે. એક વિદ્વાન્ અંગ્રેજ સિવિલિયને તો મ્હારી સાથે એક વખત વાત કરતે આ સંભવ દૃઢ રીતે માનેલો અને ઇષ્ટ ગણીને આનન્દથી એ ભવિષ્યને અભિનન્દેલું. એ ગૃહસ્થને આ દેશ છોડીને વદાય થયે કેટલાંક વર્ષો થયાં છે. હજી હેમનું ભવિષ્ય ખરું પડ્યું નથી ; પરંતુ કેટલા જમાના જશે તો પણ સાચું પડશે એમ લાગતું નથી. આપણી પ્રાન્તીય ભાષાઓનો વર્તમાન અને પ્રાચીન ઇતિહાસ ના જાણવાને લીધે જ એ ટૂંકી દૃષ્ટિનું અવલોકન થયેલું લાગેછે. એ ખરું કે હજી આપણી દેશી ભાષાઓનાં સ્વતન્ત્ર સાહિત્ય પૂરાં ખીલ્યાં નથી, અને હજી બહુ બહુ કરવાનું બાકી છે ; તો પણ અલ્પપણને વિકાસ થયો છે તે એટલો તો છે, અને એ પ્રવૃત્તિનો પ્રવાહ હવે એટલી દૃઢતાથી ચાલ્યો છે, કે અન્ય ભાષાના દબાણથી દબાઇ જવું તો અશક્યવાન્ છે ; અલબત, એ વિકાસને સ્વાભાવિક પ્રસંગ મળ્યે જવો જોઇએ. તેમજ આ અપૂર્ણ વિકાસની સ્થિતિ હેવી છે કે એ વિકાસની અપૂર્ણતા જ ઉપરના વિનાશના પરિણામની અનિષ્ટતા સ્થાપે છે. આપણી દેશી ભાષાનાં સાહિત્યો વિશે વધારે સમભાવથી અને ઊંડાણથી ચિન્તન કરનાર યુરોપિયનોનો મત પેલા ગૃહસ્થથી જુદા જ પ્રકારનો છે. ડૉક્ટર ગ્રીઅર્સનનું વચન આ માટે ઊતારવા લાયક છે:—

" But the true India will never be known till the light of the West has been thrown on the hopes, the fears, the beliefs, of the two hundred and ninety four millions who have been counted at the present census. For this, an accurate knowledge of the vernaculars is necessary,—a knowledge not only of the colloquial languages, but also, when they exist, of the literatures too commonly decried as worthless, but which one who has studied them and loved them can confidently affirm to be no mean possession of no mean land. "*

ભરતખંડની દેશી ભાષાઓનો આટલો બધો મહિમા ગવાયો છે, તો શું એ ભાષાઓનું વ્યક્તિજીવન, વ્યક્તિવિકાસ, એટલું જ નહિં પણ હેના ભૂતકાળનાં સાહિત્યરત્નો, એ સર્વેનું 'ભરતખંડ માટે એક ભાષા'ના યજ્ઞની વેદી આગળ બલિદાન આપવું એ ઇષ્ટ છે ? એક ભાષાને બદલે સમાનભાષાનો પ્રકાર સ્વીકારવામાં પણ

*Census of India, 1901 Vol. I—India Part I—Report, Chap VII. Language, P. 342 Para 613, conclusion, sub para 3 Chapter written by Dr. G. A. Grierson, C I.E., Ph.D., D. Litt.

સમાનભાષાના સંકુચિત ઉદ્દેશની બ્હાર જવાથી પણ એકભાષા જેવું જ પરિણામ આવશે માટે એ પક્ષને પણ ઉપરની કક્ષામાં મૂકું છું

ઉપર કહેલું પરિણામ સ્વાભાવિક રીતે ઉત્પન્ન થવાના સંભવના કારણો પાછળ બતાવ્યા જ છે તો એ અનિષ્ટ પરિણામના મૂળ, ભરતખંડ માટે એક ભાષા, અથવા સમાનભાષા માટે અયોગ્ય ઉત્સાહ અને અધિક પ્રવૃત્તિ રાખવાની જો હિમાયત કરીશું, તો પછી બંગાળી, મરાઠી, ગુજરાતી ભાષાઓ માટે તે તે પ્રાન્તોમાં સાહિત્ય પરિષદો ભરાય છે તે પ્રયાસ વ્યર્થ શા માટે કરવા ? *શારદાપીઠ ( યુનિવર્સિટી ) માં દેશી ભાષાઓને સ્થાન અપાવવા માટે જે સ્તુત્ય મથનો થયાંછે ને થાયછે તે પણ શામાટે કરવા ? આ પ્રકારના પ્રયાસ 'એક ભાષા'ના પ્રયાસ જોડે સ્વરૂપથી જ વિરોધી બનેછે અને આશ્ચર્યની વાત એ છે કે શારદાપીઠમાં દેશી ભાષાઓનો સ્વીકાર કરાવવા મથનાર લોકોમાંથી પણ 'ભરતખંડ માટે એક ભાષા' નો ઝંડો ઊઠાવનારા જોવામાં આવે છે એ લોકો એ કૃતિમાં માતૃભાષાના ઘાતનું પરિણામ જોઇ સકતા નથી એ જ આ પરસ્પર વિરોધી વર્તનનું કારણ હોવું જોઇયે શારદાપીઠમાં દેશી ભાષાના સ્વીકાર માટેના સંચલનમાં ઉદ્દેશ જેમ અંગ્રેજી ભાષાને લીધે દેશી ભાષાઓ ઢંકાઈ ના જવા દેવી એમ છે, તે જ ઉદ્દેશને ધ્યાનમાં રાખી 'એક ભાષા'ના પ્રભાવમાં પ્રાન્તીય ભાષાઓને દબાઇ જવા ના દેવી એ કર્તવ્ય એટલી જ સબળ રીતે ઉપસ્થિત થાયછે જો એક જ ભાષા માટે મથન ઇષ્ટ છે તો પછી બીજા સર્વે પ્રાન્તીય ભાષાના વિકાસના પ્રયાસોની વ્યર્થતા દિ બ અંબાલાલભાઇના સબળ શબ્દોમાં ફરીથી દર્શાવીશું તો બસ છે —

"આ તથા બીજા હાવા મડળોએ પોતાનો શ્રમ હવે બંધ કરવો કે જારી રાખવો? આ પ્રશ્ન કેટલાકને હસવા જેવો લાગશે પણ તે ત્હેવો નથી　*　*　*

*　*　*　*

જો એ વાત નક્કી જ હોય કે આ ભાષા રૂહેવાની નથી તો પછી વ્યર્થ કાળ અને શ્રમ શું કામ ખરચવું ?

અલબત, એક ભાષાની અશકયતા તરફ એઓએ ટૂંકામાં ઇશારો કરેલો આપણે જોઇ જ ગયા છિયે

કવિ વર્ડ્સવર્થે The Prelude નામના કાવ્યમાં એક સ્થળે એક સ્વપ્ન વર્ણવ્યું છે ત્હેમાં એક જણ ઊંટ ઉપર વેગથી આવતો દીઠો છે, અને પાછળ પ્રલયની મહા રેલ આવેછે ત્હેમાંથી જ્ઞાન ગ્રન્થોનો બચાવ કરવાને માટે હાથમાં બે ગ્રન્થો લીધા છે

---

*આ શબ્દ રા કેશવલાલ ધ્રુવનો યોજેલો ઉત્તમ છે તે સ્વીકાર્યો છે 'વિશ્વવિદ્યાલય' અથવા સમસ્તશાલા એમ નામ યોજનારાઓ Universityની વ્યુત્પત્તિ universe ( વિશ્વ ) ઉપરથી છે એમ, અથવા universal એટલે સર્વ પ્રકારનું શિક્ષણ હેમાં અપાય છે એમ ભ્રમથી કરતા હશે, તે universitas=society, મંડળ, એ ઉપરથી ખરી વ્યુત્પત્તિ ભૂલી જતા હશે એમ લાગેછે

એમ ચિત્ર આપી, પછી ખેદ કરેછે કે આખર જ્ઞાનના મૂર્ત રૂપોનો આમ નાશ જ નિર્મિત છે! કાઇક આવો ખેદ આપણી પ્રાન્તીય ભાષાઓ માટે કરવો પડશે,—જો એક ભાષાના પ્રલયની રેલ રેલવા દઇશુ તો.

આમ એક ભાષા અથવા અધિક ભાગમા પ્રવર્તતી સમાનભાષાની અગત્યતા અને અનિષ્ટતા આપણે જોઈ અને તેમાથી માગ એ નીકળ્યો કે સમાનભાષા ભારતખંડ માટે અત્યન્ત ઉપયોગી છે જ. પરન્તુ એ સમાનભાષા તે વ્યવહારની જરૂરિયાતોનું આપોઆપ પ્રગટતું પરિણામ છે, તેથી એ માટે વિશેષ શ્રમ અને કાળ ગુમાવવા એ ઇષ્ટ નથી. આપણે પ્રત્યક્ષ જોઇયે છિયે કે અગ્રેજી અમુક કાર્ય વિભાગમા સમાન ભાષાનું કામ કરવા લાગી જ છે અને અન્ય વિભાગમા હિન્દીએ પણ પોતાનું સમાનભાષા તરીકેનુ સ્થાન લીધેલુ જ છે. તો ત્રીજી ભાષા સમાનભાષા તરીકે શોધવા જવુ એ તો ઘેલી જ પ્રવૃત્તિ ગણાશે, પરન્તુ અગ્રેજીને માટે વિશેષ પ્રયાસની જરૂર જ નથી, પણ હિન્દી માટે પણ વિશેષ કૃતિ કરવામા પ્રાન્તીય પ્રવૃત્તિયોનાં બળોનો દુરુપયોગ કરીશુ તો ચૂક જ થઇ ગણાશે. પાછળ હુ કહી ગયો તેમ મર્યાદિત પ્રમાણ શાળાઓમા અમુક મર્યાદાઓમા રોકીને હિન્દીને પ્રવેશ આપવો એટલુ બસ થશે.

પરન્તુ એ પ્રવૃત્તિ આદરવામા પણ કેટલાક પ્રશ્નો આપણા સ્હામા આવીને ઊભા રહેશે. હિન્દી ભાષા દાખલ કરવી તો ખરી, પણ હિન્દી કાંઈ એક ભાષા નથી. હિન્દુસ્તાનના ૧૯૦૧ની સાલના વસતિપત્રકના રિપોર્ટમા ‘ભાષા વિશેનુ પ્રકરણ તપાસીને જોતા જણાશે કે હિન્દીના મુખ્ય બે વિભાગ—પૂર્વ હિન્દી અને પશ્ચિમ હિન્દી—ની અંદર, પૂર્વ હિન્દીમા, (૧) અવધી (૨) બાઘેલી (૩) છત્તીસગઢી, અને પશ્ચિમ હિન્દીમા (૧) હિન્દુસ્તાની, (૨) વ્રજભાષા (૩) બુંદેલી (૪) કનોજી અને બીજી કેટલીક ભાષાઓનો સમાવેશ થાય છે. તુલસીદાસનું પ્રખ્યાત રામાયણ અવધિભાષામા લખાયુ છે, ત્ય્હારે આગ્રાના અન્ધ કવિ સુરદાસના કૃષ્ણચરિતના અને ઇતર કાવ્યો વ્રજભાષામા રચાયલા છે, છતા આપણે મન તો તુલસીદાસ અને સુરદાસ બંને જાણે એક જ ભાષાના કવિ હોય એમ ભ્રમયુક્ત ભાસ રહેતો છે. આ ભાષાઓનો ભેદ વ્યવહારને માટે નગણ્ય છે એમ નથી. ભાષાનો ઉપયોગ કરતા જતે તરત સ્થિતિ જણાઇ આવશે. પૂર્વ હિન્દીમા मोरो, मेरो, तोरो, तेरो, कृष्णको, राधे तेरो मख्खन खट्टो है ઇત્યાદિમા ઓકારાન્ત વિશેષણ તથા ષષ્ઠી વિભક્તિના પ્રત્યયો આવે છે, તો પશ્ચિમહિન્દીમા હેના પડોશની પંજાબીના ષષ્ઠી પ્રત્યય दा માનો દાખલ તો ના લેવાયો. પણ અન્ત્ય આ લઇને मेरा, तेरा, कृष्णका ઇત્યાદિ આકારાન્ત રૂપોમા ભેદ નજરે પડેછે. પશ્ચિમ હિન્દીમા ‘ હેણે માર્યો = मारा એમ થશે તો પૂર્વ હિન્દીમા (પડોશની બિહારી ભાષામાં मारिलास ના સમર્ગબળે ) मारिवास એમ છે. પાછળ ભાષાઓના વિભાગ ડોકટર ગ્રીઅર્સને કરેલા કહ્યા છે. તેમા બિહારી બાહ્યમંડળની ભાષા છે, ત્હેની છાયા પૂર્વ હિન્દીએ આમ સમસ્ત (synthetic) પદ્ધતિનો અંશ સ્વીકારીને લીધી છે. તેથી પશ્ચિમ હિન્દી આન્તરમંડળની ભાષા અને પૂર્વ હિન્દી આન્તર અને બાહ્ય બે મંડળની વચલી

એમ પેટા વિભાગ કરેલો છે. અર્થાત્ પૂર્વ અને પશ્ચિમ હિન્દી વચ્ચે સ્વરૂપગત ભેદ છે. પશ્ચિમ હિન્દીની અગ્રગણ્ય ભાષા બ્રજ ભાષા છે, અને પૂર્વ હિન્દીની અવધી ભાષા એમ સ્થિતિ છે

પરતુ આટલે જ વાત અટકતી નથી. પશ્ચિમ હિન્દીમાંની હિન્દુસ્તાની ભાષાનું સ્વરૂપ જરાક જોવું પડશે ભરતખંડમાં સમાનભાષા તરીકે જે હાલ પ્રચારમાં વસ્તુ સ્થિતિમાં પ્રવર્તે છે, તે અવધી નથી, બ્રજભાષા નથી, પણ હિન્દુસ્તાની જ છે. પરંતુ એ ભાષાને બે સ્વરૂપમાં અવલોકવી પડશે

(૧) ગંગા નદીના ઉપરના ભાગમાં આવેલા દોઆબનો ભાગ, રોહિલખંડ અને પંજાબના અંબાલા જિલ્લાનો પૂર્વ ભાગ, એટલામાં પ્રચાર પામેલી દેશી ભાષા તરીકે;

અને (૨) ઉત્તર હિન્દુસ્તાનની સાક્ષરભાષા અને લગભગ આખા ભરતખંડની સમાન ભાષા તરીકે.*

આપણે આ (૨) વાળા સ્વરૂપનું જ કામ છે. એ રૂપમાં પણ—

(क) ઉર્દૂ (ख) રેખ્તા, (ग) દખણી, અને (घ) હિન્દી, એમ ચાર વિભાગ થાય છે. વિશેષ ઊંડા ઉતરવાનો પ્રસંગ નથી. ઝડપથી જ નોંધીશું તો બસ છે કે હામાંની ઉર્દૂ તે ફારસી શબ્દો વિશેષ વાપરનારી અને ફારસી લિપિમાં લખાતી હિન્દુસ્તાની છે. રેખ્તા—તે કવિતામાં વપરાતી ઉર્દૂ છે, હેમાં ફારસી શબ્દો ઠામ ઠામ વેરાયલા હોવાથી રેખ્તન=રેડવું એ ઉપરથી નામ પડેલું છે. દખણી તે દક્ષિણ હિન્દુસ્તાનમાં મુસલમાનો વાપરે છે તે હિન્દુસ્તાની. અને હિન્દી તે ફારસી શબ્દો ઓછા અને સંસ્કૃત શબ્દો કાંઇક વિશેષ વાપરનારી ઉત્તર હિન્દુસ્તાનના હિન્દુઓની સાક્ષરભાષા છે, અને તે દેવનાગરીમાં લખાય છે. આ સ્થિતિમાં રેખ્તા અને દખણીને ઉર્દૂના પક્ષમાં જ સમાવી દઇશું તો ચાલશે; હેમાં ફરક ગૌણ પ્રકારનો છે. એટલે ઉર્દૂ અને હિન્દી, એ બે મુખ્ય વિભાગ વિચારવાના રહ્યા સમાનભાષા તરીકે આ બેમાંથી ઉર્દૂ તો, હેમાં ફારસીનો અંશ અતિ પ્રધાન હોવાથી તે સ્વરૂપમાં, ઉપયોગમા ભાગ્યે આવી સકે. તેમ હિન્દીને સંબન્ધે એક જુદાજ પ્રકારની પ્રતિકૂલતા છે. આ હિન્દીનો ઇતિહાસ અને સ્વરૂપ યાદ રાખ્યાથી સમઝાશે આ પ્રકારની હિન્દીની ઉત્પત્તિ માત્ર ઇ. સ. ના ૧૯મા સૈકાના આરમ્ભમાં જ થઇ. ડોકટર ગિલ્ક્રિસ્ટની પ્રેરણાથી લલ્લુલાલે "પ્રેમસાગર" નામનો ગ્રન્થ રચ્યો ત્હેમાં આ ભાષાએ પ્રથમ દર્શન દીધુ. હેમાંનો ગદ્યભાગ ઉર્દૂમાં છે, પરંતુ ફારસી શબ્દોને બદલે હિન્દુસ્તાનની આર્યભાષાના શબ્દો દાખલ કર્યા છે; અને એ રીતે ઉપલ્યા દોઆબની વાસ્તવિક દેશી ભાષાઓનો આપોઆપ પુનઃસ્વીકાર હેમાં થયો. આ ગ્રન્થનો વિષય હિન્દુ પ્રજાને આકર્ષક હોઇ શૈલી મધુર અને તાલબદ્ધ જેવી હોવાથી કર્ણને પ્રિય થઇ. અને લોકોમાં બહુ પ્રચારવાળી હેની ભાષા તે ઉત્તર હિન્દુસ્તાન

*આ બે વિભાગ થઇને જુદી ભાષાઓ બની છે એમ નથી; એકજ ભાષાનાં બે જુદાં સ્વરૂપ જ બતાવ્યાં છે; જો કે એટલુ તો ખરું કે સમાનભાષાનું સ્વરૂપ લેતાં દોઆબ ઇત્યાદિની દેશીભાષાએ જુદા જુદા ભાગમાં કાંઇક રૂપાન્તર લીધેલાં છે.

ના હિન્દુઓમાં સમાનભાષાનું સ્થાન પામી. અત્યારસુધી ઉર્દુના લખનારા હિન્દુઓ ગદ્ય લખતા તો અવધી, બુંદેલી, વ્રજ, ઇત્યાદિ પોતપોતાની દેશી ભાષામાં લખતા. "પ્રેમસાગર" ગ્રન્થની પ્રસિદ્ધિ પછી હેની ભાષા ઉત્તર હિન્દુસ્તાનમાં ગદ્યભાષા તરીકે આદર્શરૂપ બની. અને હવે ઉત્તર હિન્દુસ્તાનના હિન્દુ ગદ્ય લખે છે તો ઉર્દુમાં કે આ નવી હિન્દીમાં. પરંતુ આ નવી હિન્દી કવિતા માટે વપરાતી નથી. કવિતા તો તુલસીદાસની અવધિ ભાષામાં અથવા સુરદાસની વ્રજભાષામાં જ લખાય છે, નવીન હિન્દીમાં કવિતા રચવાના પ્રયાસો નિષ્ફળ અને હસનીય જ નીવડ્યા છે. પરંતુ લલ્લુલાલના વખત પછી હિન્દીમાં શૈલીનાં કેટલાંક ખાસ સ્વરૂપ પ્રગટ થયાં છે; હેમાં વાક્યમાં શબ્દોની ક્રમરચનાની વિશેષતા એ મુખ્ય છે. આ પ્રકારોથી ઉર્દુથી એ જુદી પડી આવે છે. પરંતુ આથી પણ વધારે આગળ જઇ પંડિતોને હાથે હિન્દી અત્યન્ત સંસ્કૃતમય થઇ ગઇ છે.

આ કારણોથી નવીન હિન્દી તે ભરતખંડ માટે સમાનભાષા—પોતાના હાલના સ્વરૂપમાં—ભાગ્યે બની સકે. અને હાલ જે સમાનભાષા તરીકે જે હિન્દુસ્તાની લગભગ આખા ભરતખંડમાં પ્રચરિત છે તે તો સ્પષ્ટ રીતે જેટલી વ્રજભાષાથી અને અવધીથી જુદી પડે છે તેટલીજ આ નવીન હિન્દીથી પણ દૂર રહેનારી છે. છતાં હાલ આપણા પ્રાન્તમાંના એક ભાષાના પક્ષવાળા તેમજ અન્ય પ્રાન્તના કેટલાક આર્યસમાજના પ્રચારકો વગેરે જે હિન્દીનો ઉપયોગ કરેછે તે કાંતો આ નવીન હિન્દી હોય છે અથવા તો વ્રજભાષા કે અવધીભાષાની સમીપ જતી રચનાવાળી હોય છે અને એ ભાષાઓને જ સમાનભાષાના આદર્શ રૂપે આગળ ધરે છે.

આ રીતે જોતાં ઉર્દુ અને હિન્દી બેમાંથી એકે પોતાના સ્વરૂપમાં આપણા આ પ્રશ્ન માટે કામથી નથી થતી આ બેના સ્વાભાવિક મિશ્રણથી જે હિન્દુસ્તાની હાલ ભરતખંડના ઘણા ભાગમાં, જુદા જુદા સ્થળમાં જુદા જુદા રંગ લઇને, પ્રચાર પામે છે, હેને જ ઉપયોગી ગણી સકાશે પરંતુ આ રીત્યની સમાનભાષા નિશ્ચિત સ્વરૂપ પામીને શિક્ષિત વર્ગમાં મૂકવા લાયક હજી સુધી બનાવાઇ નથી અને પોતાની મેળે ભાગ્યે જ બને. હેને સ્થાપિત કરવા માટે પ્રયાસ નવીન જ કરવો પડે. આ ભાષા જ બહુ અંશે વ્યવહારને ઉપયોગી ગણાય, તો પછી નવીન હિન્દી—સાક્ષરહિન્દી—ને શાળાની શિક્ષણ પદ્ધતિમાં સ્થાન આપ્યાથી શો લાભ? આમ આ અને હાવા કઠણ પ્રશ્નો ઉપસ્થિત થાય છે. હેનું નિરાકરણ કાંઇક આ રીતે સંભવે :—

અંગ્રેજી ભાષા શિક્ષિત વર્ગ માટે આપણે રોકી ચૂક્યા છિયે; હવે અંગ્રેજીના પ્રદેશની બ્હાર રહેતા વર્ગ માટે—

હેમાં પણ શિક્ષિત વર્ગ માટે નવીન હિન્દી, અને સાધારણ વર્ગ માટે આ લૌકિક હિન્દુસ્તાની, આમ સમાનભાષા માટે વિષયવિભાગ પાડી સકાય. એટલું ધ્યાનમાં રાખવાનું તો છે જ કે નવીન હિન્દીનું પ્રબળ શિક્ષણ આપણા વ્યાવહારિક પ્રશ્ન માટે અસ્થાને જ છે; તેમ જ આર્યસમાજના પ્રચારકો વગેરેની સંસ્કૃતમય હિન્દી પણ—શિક્ષિત વર્ગ માટે પણ—ઉપયોગી નહિં બને.

આટલે અંશે અને આટલી મર્યાદામા જ હિન્દીને સમાનભાષા તરીકે સફળ પ્રવૃત્તિ મેળવવાનો સભવ અને ઇષ્ટતા છે આ પ્રવૃત્તિને ચાલકબળ કાઇંક સયુક્ત કૃતિથી આપવુ એ પણ—પ્રાન્તીય ભાષાઓનુ જીવન સચવાય એ મુખ્ય લક્ષ્ય સાચવીને —કાઈંક કર્તવ્યના માર્ગમા આવે એમ છે હુ ધારૂ છુ કે તે માટે નીચેની સૂચનાઓ આપણી આ પરિષદ્‌ની આગળ મૂકવામા બાધ નથી —

(૧) ઉપર કહેલી મર્યાદામા હિન્દીનુ શિક્ષણ શાળાઓમા દાખલ થવા માટે શાળા ખાતાના ડાઇરેક્ટરને અથવા સરકારને આ પરિષદ્ તરફથી વિનતિ કરવી ,

(૨) બગાળા તથા મહારાષ્ટ્રમા ભરાતી સાહિત્યપરિષદોના અધિકારીઓને આપણી પરિષદ્‌નો આ ઠરાવ મોકલી હેમની તરફથી પણ આ કાર્યમા ભાગ લેવાય એમ સૂચના કરવી , કેમકે આપણા પ્રાન્તમા જ પ્રવૃત્તિ કરીશુ તેથી બીજા પ્રાન્તોને કશો સ્પર્શ થશે નહિ , અને આ પ્રશ્ન પ્રાન્તીય નથી પણ આખા ભરતખડને લગતો છે ,

(૩) સાધારણ વર્ગ માટે લૌકિક હિન્દુસ્તાની ભાષાને નિશ્ચિતસ્વરૂપ આપવા માટે હિન્દી ભાષાનો સારો પરિચય ધારણ કરનારા વિદ્વાનોની કમિટી નીમી હેમની કને સરળ શિક્ષણપુસ્તકો રચાવવા અને તે પણ શાળાખાતામા સ્વીકારાય એમ પ્રયાસ કરવો અથવા શાળાખાતા તરફથી હેવા પુસ્તકો રચાય એમ વિનતિ કરવી આ કમિટીએ ઉત્તર હિન્દુસ્તાનના હિન્દી સાક્ષરોની જોડે પત્રવ્યવહાર ચલવી હેમની સહાયતા લેવી

પરતુ આ સૂચનાઓ હુ જે રજૂ કરૂછુ તે માત્ર સાધારણ પ્રયાસ માટે જ છે , હેના ઉપર વિશેષ મહત્વ, આગ્રહ, શ્રમપ્રવાહ, અર્પવાની જરૂર હુ જોતો નથી કેમકે સમાનભાષા બનાવી બનવાની નથી, આપોઆપ જ ભાષાના પ્રદેશમા પ્રવર્તતા બળોના પરિણામે એ તો પોતાનુ સ્થાન પામી જ લે છે જેમકે, ફ્રેંચ ભાષાને યુરોપમા સમાન ભાષા તરીકે કોઇયે ઠરાવ કરીને અથવા ખાસ પ્રયાસ પ્રવૃત્તિથી સ્થાપી નથી હેની મેળે જ એ સ્થાન હેને મળ્યુ છે આ ઉપરાત આગળ વધીને ભરતખડ માટે એકભાષા " સ્થાપવી એ તો અશક્ય, અનિષ્ટ અને હસવા જેવી જ પ્રવૃત્તિ છે, એ સ્વપ્નનુ પ્રત્યક્ષમા દર્શન આપણને કદી થવાનુ નથી અને થશો નહિ એટલી જ મ્હારી ઇશ્વરને પ્રાર્થના છે

## ઉપસહાર.

આ જરાક લાબી ચર્ચાનો ઉપસહાર કરીશુ તો નીચે પ્રમાણે મુખ્ય મુખ્ય નિર્ણયો તથા વિચારો ઉપસ્થિત થશે —

(૧) ભરતખડમાટે એકભાષા અશક્ય તેમ જ અનિષ્ટ છે એક ભાષા પ્રવર્તતો પ્રાન્તીય ભાષાઓનું જીવન સર્વ કરમાઇ જઇ નાશ પામવાનુ પરિણામ થાય અને તે સર્વે કોઇ માતૃભાષાઓના ભક્તોને અસમ્મત જ હોય

(૨) એકભાષા નહિ, પણ સમાનભાષા ભરતખડમાટે સભવે અને અમુક મર્યાદામા ઇષ્ટ પણ છે ,—એ મર્યાદાના વિશેષ તત્ત્વ એ કે—

(क) પ્રાન્તીયભાષાઓના જીવનને હાનિ પ્હોંચે એ રીતે સમાન ભાષાને પ્રાધાન્ય ના આપવુ

અને (ख) પ્રાન્ત પ્રાન્ત વચ્ચે વ્યવહાર સાધવો એ જ સમાનભાષાનો સકુચિત હેતુ રાખવો જોઇએ

(૩) 'સમાનભાષા' અને 'એકભાષા' એ બે વચનો અને અર્થનો ભ્રમયુક્ત ભેળભેળ કરી નાખવાથી આ વિષયના મથનમા સર્વ અનર્થ થયોછે, અને સમાનભાષા જેટલો ઉદેશ છતા એ એકભાષા જેટલા પ્રદેશમા પ્રયાસની પ્રવૃત્તિ થવા માટે સૂચનાઓ અતિ ભકતો તન્ત્રથી થાયછે તે દોષ છે,

(૪) સમાનભાષા ભરતખડમાટે કોઇ નવી કૃત્રિમભાષા બનાવીને પૂરી પાડવાની જરૂર નથી તેમ શકય પણ નથી, કૃત્રિમભાષા એ અન્તર્વિરોધી વચન છે, કૃત્રિમભાષા પોતાના સ્વરૂપમા જ પોતાના નાશના બીજ ધારણ કરેછે

(૫) ભરતખડમા અગ્રેજી તથા હિન્દી એ બેને સમાનભાષા થવાનો સભવ છે, એ બેમાથી કેઇ વિજયી નીવડે એ સ્પર્ધાના પ્રશ્નની જરૂર નથી, બનેની વ્યાપકતા લગભગ સરખી છે, પણ અગ્રેજીનુ પ્રભુત્વ અતિ પ્રબળ છે રાજકીય, વ્યાવહારિક, તેમજ જ્ઞાનસગનુ પ્રભુત્વ અને ઐતિહાસિક સમાણો પ્રભુત્વ ત્રાગી ભાષાના વિજયના લાભમા છે

(૬) પરતુ ભરતખડની વિશિષ્ટ સ્થિતિને લીધે અગ્રેજી તેમ હિન્દી બને સમાન ભાષા તરીકે પ્રવર્તે છે અને પ્રવર્તશે

શિક્ષિત વર્ગમા—અગ્રેજી,
અશિક્ષિત વર્ગમા—હિન્દી,

(૭) હિન્દીના ઘણા વિભાગ છે, પરતુ સમાનભાષાના પ્રસગ માટે માત્ર પશ્ચિમ હિન્દીના વિભાગોમાની (૧) ઉર્દુ, અને (૨) નવીન હિન્દી ('પ્રેમસાગર' ગ્રન્થે શરૂ કરેલી હિન્દી) એ બેને માટે ક્ષેત્ર છે, તથાપિ એ બનેમા કાઇ કાઇ ક્ષતિયો વ્યવહારને માટે નડેછે

(૮) સમાનભાષા તરીકે હિન્દીનો વિષય વિભાગ,

(क) શિક્ષિત વર્ગ માટે—નવીન હિન્દી
(ख) સાધારણવર્ગ માટે—લૌકિક હિન્દુસ્તાની

એમ વ્યવહાર કાર્ય માટે પાડી સકાશે,

અને(૯) યોગ્ય મર્યાદામા અર્થાત્ પ્રાન્ત પ્રાન્તનો વ્યવહાર સ્થાપવાના હેતુમા જ રોકીએ અને પ્રાન્તોની સ્થાનિક ભાષાઓના જીવન અને સાહિત્યને ક્ષોભ ના પ્હોચે એ રીતે, આ છેલ્લી કહેલી નવીન હિન્દી અને લૌકિક હિન્દુસ્તાનીને શિક્ષણ ક્રમમા સકુચિત પ્રવેશ આપવા માટે કેટલીક પ્રવૃત્તિ કરવામા બાધ નથી અને છેવટની સૂચનાઓમા દર્શાવી છે

રત્નાગિરિ
તા ૧૮ ૮ ૦૯

નરસિહરાવ ભોળાનાથ.

પત્રક (क).

ઇ. સ. ૧૯૨૧ ના વસતિપત્રક ઉપરથી હિન્દી ભાષા બોલનારાની સંખ્યા વગેરેની માહિતી.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|
| અનુક્રમ નંબર. | પ્રાન્તનુ નામ. | પ્રાન્તની કુલ લોકસંખ્યા. | પૂર્વ હિન્દી બોલનારાની સંખ્યા. | પશ્ચિમ હિન્દી બોલનારાની સંખ્યા. | કોઠક ૪ તથા ૫ બંનેનો સરવાળો. | કોઠક ૩ તથા ૬ માં સૈંકડાપ્રમાણ ટકાવારી | વિશેષ હકીકત તથા ખુલાસો. |
| ૧ | વાયવ્ય સરહદનો પ્રાંત. ... | ૨૧૨૫૪૮૦ | શૂન્ય. | ૧૬૮૧૭ | ૧૬૮૧૭ | ·૮ | (૧.) કોઠક ૭ માં સૈંકડાપ્રમાણ |
| ૨ | પંજાબ. ... | ૨૦૩૩૦૩૩૯ | શૂન્ય. | ૩૭૭૨૭૨૭ | ૩૭૭૨૭૨૭ | ૧૮·૫ | ની ગણતરી કરી છે તે સ્થૂલ રીતે |
| ૩ | પંજાબનાં સંસ્થાનો. ... | ૪૪૨૪૩૯૮ | શૂન્ય. | ૩૯૧૬૪૬ | ૩૯૧૬૪૬ | ૮·૮૬ | કરી છે; કોઠક ૩ તથા ૬ માંના આં- |
| ૪ | અજમેર મેરવાડા. ... | ૪૯૫૬૭૧૨ | શૂન્ય. | ૧૩૨૧૦૪ | ૧૩૨૧૦૪ | ૨૭·૬૭ | કડાને સ્થૂલ રૂપ આપીને. ઉદાહરણ:- |
| ૫ | સંયુક્ત પ્રાન્તો (આગ્રા તથા આઉધ). | ૪૭૬૯૧૭૮૨ | ૧૪૯૦૫૧૮૭ | ૨૧૫૮૮૯૮૪ | ૩૬૪૯૪૧૭૧ | ૭૬·૫૨ | કુલ વીસ કરોડ ઉપરની રકમ છોડી |
| ૬ | સંયુક્ત પ્રાન્તોનાં સંસ્થાનો. ... | ૮૦૨૦૯૭ | ૫૧ | ૫૩૪૯૭૮ | ૫૩૫૦૨૯ | ૬૬·૭ | દીધી છે (કોઠક ૩ માં), અને કોઠક |
| ૭ | રજપૂતાણા એજન્સી. ... | ૯૭૨૩૩૦૧ | શૂન્ય. | ૨૨૬૭૭૯૬ | ૨૨૬૭૭૯૬ | ૨૩·૭૧ | ૬ માં કુલ ૬ કરોડ ઉપરની છોડી |
| ૮ | મધ્ય હિન્દુસ્તાન એજન્સી. ... | ૮૬૨૮૭૮૧ | ૧૪૦૧૨૫૮ | ૪૭૨૭૦૬૨ | ૬૧૨૮૩૨૦ | ૭૧·૦૦ | દીધી છે; એટલે ૨૦ માં ૬ તો ૧૦૦ |
| ૯ | મધ્ય પ્રાન્તો ... | ૫૮૭૬૬૪૬ | ૩૬૭૯૯૮૧ | ૧૯૨૨૦૪૧ | ૫૬૦૨૦૨૨ | ૫૭·૦૦ | માં ૩૦ એમ આણ્યું છે. |
| ૧૦ | મધ્ય પ્રાન્તોનાં સંસ્થાનો. ... | ૧૯૯૬૩૮૩ | ૬૫૬૯૫૦ | ૧૧૯૬૫ | ૬૬૮૯૨૫ | ૩૩·૫ | (૨) આ પત્રક આ રૂપમાં વ- |
| ૧૧ | આસામ. ... | ૬૧૨૬૩૪૩ | ૩૩૪૨૬૫ | ૨૨૩૮૯ | ૩૫૬૬૫૪ | ૫·૯ | સતિપત્રકમાં બતાવાયલું નથી. મ્હેં |
| ૧૨ | વરાડ. ... | ૨૭૫૪૦૧૬ | ૪૨૫૦ | ૨૭૩૦૦૩ | ૨૭૭૨૫૩ | ૧૦·૦૦ | મૂળમાંથી આંકડા જુદે જુદે ઠેકાણેથી |
| ૧૩ | મુંબાઇ. ... | ૧૮૫૫૯૫૬૧ | ૨૭૪૯ | ૯૧૯૦૭૬ | ૯૨૧૮૨૫ | ૫·૦૦ | તારવી કાઢીને પત્રક તૈયાર કર્યું છે |
| ૧૪ | મુંબાઇ ઇલાકાનાં સંસ્થાનો. . | ૬૯૦૮૬૪૮ | ૩ | ૨૦૬૯૬૭ | ૨૦૬૯૭૦ | ૨·૯ | તેથી ભૂલ ચૂક વગેરેની જવાબદારી |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૫ | વડોદરા સંસ્થાન ... | ૧૯૫૨૬૯૨ | ૨૩ | ૬૯૦૮૭ | ૬૯૧૧૦ | ૩·૬ | મ્હારી ગણુવાની છે. |
| ૧૬ | હૈદરાબાદ સંસ્થાન ... | ૧૧૧૪૧૧૪૨ | ૧૩૬ | ૧૧૯૧૬૦૯ | ૧૧૯૧૭૪૫ | ૧૦·૭ | (૩.) આ આંકડા નીચેના પત્રકોમાંથી તારવી કાઢ્યાછે :- |
| ૧૭ | મદરાસ. ... | ૩૮૨૦૯૪૩૬ | ૧૪૯૫ | ૮૮૩૫૦૧ | ૮૮૪૯૯૬ | ૨·૩૫ | Census of India, 1901, Vol I.-A, Part II-Tables; |
| ૧૮ | મદરાસ ઇલાકાનાં સંસ્થાનો. ... | ૪૧૮૮૦૮૬ | શૂન્ય | ૧૭૪૧૬ | ૧૭૪૧૬ | ·૪૪ | Table X Part III., Pp 176, 177; (Territorial distribution of each language); |
| ૧૯ | મહિસૂર સંસ્થાન. ... | ૫૫૩૯૩૯૯ | શૂન્ય | ૨૬૯૦૧૯ | ૨૬૯૦૧૯ | ૪·૮૫ | તથા—Table II. (P. 6) Vols. 1 and 2. |
| | કુલ ... | ૨૦૧૪૫૫૪૪૨ | ૨૦૯૮૬૩૫૮ | ૩૯૨૧૮૧૮૭ | ૬૦૨૦૪૫૪૫ | ૩૦·૦૦ | |

નીચેના વિભાગો તળ ભરતખંડની બ્હારના છે તેથી ઉપર દાખલ નથી કર્યા, પરંતુ જાણવા માટે આંકડા નોંધ્યા છે.—

| નંબર. | વિભાગ. | કુલ વસતિ. | પૂર્વ હિન્દી. | પશ્ચિમ હિન્દી |
|---|---|---|---|---|
| ૧ | એંડામન્સ તથા નિકોબાર | ૨૪૬૪૯ | શૂન્ય. | ૭૩૧૭ |
| ૨ | બલૂચિસ્તાન ... | ૩૦૮૨૪૬ | શૂન્ય | ૧૦૨૩૨ |
| ૩ | બરમા ... | ૧૦૪૯૦૬૨૪ | શૂન્ય. | ૧૨૩૮૧૧ |
| ૪ | કુર્ગ. ... | ૧૮૦૬૦૭ | શૂન્ય. | ૬૬૭૯ |
| ૫ | કાશ્મીર સંસ્થાન. ... | ૨૯૦૫૫૭૮ | શૂન્ય. | ૧૫૫૩ |
| | કુલ. ... | ૧૩૯૦૯૭૧૪ | શૂન્ય. | ૧૪૯૫૯૨ |

આ શિવાય નીચેના આંકડા માત્ર નોંધી રાખ્યા છે, બાકી એ હિન્દી નહિ પણ બિહારી ભાષાના છે તેથી ગણતરીમાંથી બાતલજ છે:—

| વિભાગ. | વસતિ. | હિન્દી? બોલનારની સંખ્યા. |
|---|---|---|
| બંગાળા. ... | ૭૪૭૪૪૮૬૬ | ૨૬૧૫૧૩૬૧ |
| બંગાળાનાં સંસ્થાન. ... | ૩૭૪૮૫૪૪ | ૬૨૮૮૧૩ |
| બલૂચિસ્તાન એજન્સી. ... | ૫૦૨૫૦૦ | માહિતી નોંધાઇ જ નથી. |
| કુલ. ... | ૭૮૯૯૫૯૧૦ | ૨૬૭૮૦૧૭૪ |

અર્થાત્ કુલ ભરતખંડમાં ૨૯૪૩૬૧૦૫૬ની વસતિમાં (બિહારી શિવાય) હિન્દી બોલનારા ૬૦૩૫૪૧૩૭ (અર્થાત્ સેંકડે ૩૦).

## પત્રક (ख).

### ગુજરાત પ્રાન્તમાં હિન્દી તથા ગુજરાતી બોલનારની સંખ્યાની તુલનાનું પત્રક.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|
| અનુક્રમ | જિલ્લા અથવા સંસ્થાન. | કુલ લોકસંખ્યા. | હિન્દી બોલનારની સંખ્યા. | ગુજરાતી બોલનારની સંખ્યા. | કોષ્ટક ૪ ની સંખ્યાનું કોષ્ટક ૩ ની સંખ્યા જોડે સેકડા પ્રમાણ. | કોષ્ટક ૫ ની સંખ્યાનું કોષ્ટક ૩ ની સંખ્યા જોડે સેકડા પ્રમાણ. | વિશેષ હકીકત તથા ખુલાસો. |
| ૧ | અમદાવાદ. .. | ૭૯૫૯૬૭ | ૩૪૧૮૯ | ૭૪૬૫૫૬ | | | (૧.) કોષ્ટક ૬ તથા ૭ માં સેંકડા પ્રમાણું સ્થૂલ રીતે ગણ્યું છે; દરેક આંકડાના છેલ્લા ત્રણ અંકને બદલે હજારનાં ત્રણ મીંડાં જ મૂકીને ગણતરી કરી છે. |
| ૨ | ભરૂચ .. | ૨૯૧૭ ૩ | ૧૬૬૮૯ | ૨૭૨૧૮૩ | | | (૨.) થાણા જિલ્લો ગુજરાતમાં નથી ગણ્યો. ડાક્ટર ગ્રીઅર્સને પણ Linguistic Survey of India ના રાજસ્થાની ગુજરાતીના ગ્રન્થમાં નકશો આપ્યો છે તેમાં ગુજરાતી ભાષાની પ્રદેશસીમા દક્ષિણમાં દમણ આગળ જ મૂકી છે. |
| ૩ | ખેડા. .. | ૭૧૬૩૩૨ | ૨૩૪૯૬ | ૬૯૦૭૦૭ | | | (૩.) એ ગ્રન્થમાં ગુજરાતી બોલનારાની કુલ સંખ્યા (આ તેરે |
| ૪ | પંચમહાલ, .. | ૨૬૧૦૨૦ | ૪૯૭૭ | ૨૫૩૫૧૬ | | | |
| ૫ | સુરત .. | ૬૩૭૦૧૭ | ૧૯૭૦૭ | ૬૦૮૩૯૦ | | | |
| ૬ | ખંભાત. ... | ૭૫૨૨૫ | ૫૧૮૪ | ૬૯૮૩૬ | | | |
| ૭ | કચ્છ. . | ૪૮૮૦૨૨ | ૨૩૭૪ | ૪૮૨૭૧૦ | | | |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૮ | કાઠિયાવાડ ... | ૨૩૨૯૧૯૬ | ૫૫૦૫૭ | ૨૨૫૯૪૪૯ | | | જિલ્લા તથા સંસ્થાનો માટેની) ૯૩૧૩૪૫૯ મૂકી છે. પરંતુ ભાષાઓના પર્યાલોચન માટે માહિતી મેળવેલી તે પૂર્ણ ચોકસપણાની નહિ. તેમ જ ઇ. સ. ૧૯૦૧ ની ગણતરી પછીની, તેથી આમ ફરક આવે મ્હેં ૧૯૦૧ ના વસતિપત્રકનો જ આશ્રય સર્વત્ર કર્યો છે તેથી અહીં પણ ત્હેના જ આંકડા લીધા છે. |
| ૯ | મહીકાંઠા ... | ૩૬૧૫૪૫ | ૨૫૮૫ | ૩૪૬૧૪૧ | | | |
| ૧૦ | પાલણપુર ... | ૪૬૭૨૭૧ | ૧૭૧૭૮ | ૪૩૬૧૫૨ | | | |
| ૧૧ | રેવાકાંઠા .. | ૪૭૯૦૬૫ | ૯૧૨૮ | ૪૫૯૧૭૭ | | | |
| ૧૨ | સુરત એજન્સી ... | ૧૬૧૩૪૨ | ૨૫૨૦ | ૬૮૯૦૦ | | | |
| ૧૩ | *વડોદરા સંસ્થાન. ... | ૧૯૫૨૬૯૨ | †૬૯૧૧૦ | ૧૮૪૧૯૯ | | | |
| | કુલ. .. | ૯૦૧૬૪૫૯ | ૨૬૨૧૯૪ | ૮૫૩૭૨૫૬ | ૨.૯ | ૯૪.૬૮ | |

*વડોદરા સંસ્થાન માટેના આંકડા Census of India, Vol. I–A *India*, Part II. Tables, P. 194. Table X. માંથી લીધા છે; કોઠ ૩ નો આંકડો એ જ ગ્રન્થના P. 6 Table II. માંથી લીધેલો છે;

બાકીના સર્વ આંકડા (આ પત્રકમાંના) Census of India, Vol. IX–A, *Bombay*, Part II, Imperial Tables, P 150 Table X. માંથી લીધા છે. મુંબાઇનાં Imperial Tables માં અને Bombay Provincial Tables માં આંકડામાં કાંઇક ફરક છે; પરંતુ Imperial Tables માંની સંખ્યા વધારે છે તે જ લીધી છે.

†પૂર્વ હિન્દી ૨૩ તથા પશ્ચિમ હિન્દી ૬૯૦૮૭ એ મળીને ૬૯૧૧૦ એકડા છે. બાકીના જિલ્લાઓમાં આ ભેદ નથી. Imperial Tables માં / એ બે ભેદ છે.

ટીપ:—આ પત્રક પણ મ્હેં આંકડા વસતિપત્રકમાંથી તારવીને તૈયાર કર્યું છે; તેથી ભૂલ્ય ચૂકની જવાબદારી મ્હારી જ છે.

( મરૂઠના )[1]

## ભીલ લોકની બોલીનું વ્યાકરણ.

(રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળ.)

व्याकरण एटल चोग्गा बोन लखना विद्या. पांनमा व्याकरणा तीन पाग छन्

વ્યાકરણ એટલે શુદ્ધ બોલવાની તથા લખવાની વિદ્યા. ભીલી બોલીના વ્યાકરણ ના ત્રણ ભાગ છે.

एक क वधार अक्षर मीलीन कइ बी अर्थ हमजाहाय त तीयान् शब्द कर्जा.

शब्द विचार एटल नाम, सर्वनाम, अन विशेपणान् विभक्त्या लाग्याथी तीयाह जीं रूप वतेन् अन अव्यय केव वपरातेन ओ बधाहा विचार.

એક કે વધારે અક્ષર મળ્યાથી કાંઇપણ અર્થ સમજાય તો ત્હેને શબ્દ કહીએ. શબ્દ વિચાર એટલે નામ, સર્વનામ, અને વિશેષણને વિભક્તિ લાગ્યાથી ત્હેનાં જે રૂપ થાય છે, અને અવ્યય કેમ વપરાય છે, એ સર્વનો વિચાર.

एक क वधार शब्दथी वअेना पूर वेणा अर्थ अधूरा रइ नी त तेवा वेणान् वाक्य कतिन्. वाक्य विचार एटल वाक्यहाम् बराबर रीते शब्द गोठवना रीत.

એક કે વધારે શબ્દથી થયેલા પૂરા વેણનો અર્થ અધૂરો રહે નહિ, તો તેવા વેણને વાક્ય કહેવું. વાક્ય વિચાર એટલે વાક્યમા બરાબર રીતે શબ્દ ગોઠવવાની રીત.

---

૧. રાજપીપલા સંસ્થાનના જે ભાગને 'વાલીયા' તાલુકો કહે છે ત્હેનુ અને ત્હેની આસપાસના ભાગનુ અસલ નામ 'મરૂઠ' દેશ છે. ત્યાના અસલી અનાર્ય-ભીલ-લોકની બોલીનુ આ વ્યાકરણ બનાવેલું છે. આર્ય લોક જેમ જેમ જુદા જુદા પ્રદેશોમાં વસતા ગય તેમની ભાષા બદલાતી ગઇ, તેમ આ અનાર્ય લોકની બોલીનુ ન થતાં તેમના જુદા જુદા પ્રદેશોની બોલી મૂળ રૂપમા કાયમ રહેલી જણાય છે. સીમાડાના પ્રદેશમા રહેતા અનાર્ય-ભીલ-કોટલા-ની બોલીમાં સરહદને લીધે જુજ તફાવત જણાય છે ખરો. છોટા ઉદેપુરના રાઠવા-રાઠ્વા-લોકની બોલી તદન જુદી છે. (ગુ. પુ. ૩૪ અંક ૮ પૃ. ૨૪૩) તેમ આ રાજયના થવા પ્રગણાની બોલી જુદી છે.

વિશેષણ—બીજા શબ્દનો ગુણ, સંખ્યા, વગેરે દેખાડે છે જેમકે લાલ, ભુંડો, પાંચ, પાચમો, લાણો

करना, चालना, वना, भोगवना, अट बदा शब्द क्रियापद छन् क्रियापद स्न वातचीत, वर्णन अन उक्म करनाम आवहड अन प्रश्न पुछनाम आवड

કરવુ, ચાલવું, થવુ, ભોગવવું, એ વગેરે મતલબના શબ્દ ક્રિયાપદ છે ક્રિયાપદે કરીને વાતચીત, વર્ણન, અને હુકમ કરવામા આવે છે, અને પ્રશ્ન પૂછવામા આવે છે

अव्यय एटल जय शब्दहा स्पाम कइ वदकद नी वता, पोता स्प रोज रहइ ता. जेव अन, क, पण, पाह, उप, अर, अेठ, अलवा, धीमा, वाह, ह, ना

અવ્યય એટલે જે શબ્દના રૂપમા વધારો ન થતા પોતાને રૂપે હમેશા રહે છે તે. જેમ, અને, કે. પણ, પાસે, ઉપર, આગે, નીચે, હલવે, ધીમુ, વાહ, હા, ના.

नाम, सर्वनाम, विशेपण, अन क्रियापदा मस स्पाहा जाल्या, विभक्ति अन वचन चतेन.

નામ, સર્વનામ, વિશેષણ, અને ક્રિયાપદના ઘણા રૂપને જાતિ, વિભક્તિ અને વચન હોય છે

जाल्या बेन् छन् नर न नारी

જાતિ બે છે નર ને નારી

जो शब्द नरा पेठ बोनाहाय, एटल जीयान् केया लागय, तो नरजाल्या जेव--देव, राजा, आथी, लाडवा, दोकटा, पोथरो, बोद, को चाड, रात बीजे

જે શબ્દ નરની પેઠે બોલાય છે, એટલે જેને કરા લાગે છે, તે નરજાતિ જેમ-- દેવ, રાજા, હાથી, લાડવો દોકડો, છોકરો, બાદ, ઘર, ઝાડ, ખેતર ઇત્યાદિ

जो शब्द बइरे पेठ बोलाहाइ, ता नारीजाल्या जेव—वात, यादा, जुव चोपळी, जळ, बिनाळी, ओवडी, जीजी, दार, बाड बीजे

જે શબ્દ નારીની પેઠે બોલાય છે, તે નારીજાતિ જેમ-વાત, બાધા, જુ, ચોપડી, જળો, બિલાડી, વહુ, માસી, રોટલો, બહેન, ઇત્યાદિ.

विभक्ति एटल एक शब्दा बाजा हाथे क्रियापदाहा सबद बतावनारा प्रत्यया हाथेना शब्दहा स्प जेव—चुगाय, माहान वाजे

વિભક્તિ એટલે એક શબ્દનો બીજા સાથે ક્રિયાપદનો સમ્બન્ધ દેખાડનારા પ્રત્યય સાથેના શબ્દનાં રૂપ. જેમ-ઘરમાં, માણસને, ઇત્યાદિ.

विभक्ता हात छन्. पेली, बीजी, तीजी, चोथी, पांचमी, छठी न हातमी.

વિભક્તિઓ સાત છે. પહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી. છટ્ઠી અને સાતમી.

कोइ वग्वत बेन् क तीन् विभक्त्याहा प्रत्यय एक शब्दान् लागइ. जेव-आमा कुमाहशी, तीयाथी, तीयामरहृ, वदे.

કોઇ વખતે બે ત્રણ વિભક્તિના પ્રત્યય એક શબ્દને લાગે છે. જેમ-મારે, ઘરમાંથી, તેનાથી, તેમાંનાએ, ઇત્યાદિ.

एव्या विभक्त्या आवतेन् तांहां एव कनाहाय. छठी हाथे तीजी, हातमे हाथे पांचमी, छठी हाथे पाचमी, हातमे न छठे हाथे तीजी.

એવી વિભક્તિઓ આવે ત્યાં એમ કહેવાય: ૬ટ્ઠી સાથે ૩જી, ૭મી સાથે ૫મી, ૬ટ્ઠી સાથે ૫મી, ૭મી ને ૬ટ્ઠી સાથે ૩જી.

वचन बेन् छन्. एक वचन न बोव वचन.

વચન બે છે. એકવચન અને બહુવચન.

जय शब्दाम् एकपणो वहइ तो एक वचन. जेव—मानुह, गायलो, बोद. एक करतां वधारेपणो वहइ तो बोव वचन. जेव—चाळे, आमन्या, कोवे, खायले, पोयर्या.

જે શબ્દમાં એકપણું હોય તે એકવચન. જેમ-શાક, પગરખું, બળદ. એક કરતાં વધારેપણું હોય તે બહુવચન. જેમ.-ઝાડાં, આંબલીઓ, ઘરો, પગરખાં, છોકરા.

नामा चार पाग छन्, सामान्य नाम, विशेष्य नाम, भाववाचक नाम न पदार्थ वाचक नाम.

નામના ચાર ભાગ છે. સામાન્ય નામ, વિશેષ્યનામ, ભાવવાચકનામ અને પદાર્થ વાચક નામ.

अ—कइ एक प्राणी क पदार्थ बीजा वते जुदो ओखाय. तो आ जुदो नाम पाडीनो छय तो. एटल जय नामथी खास एकज वतु जाणी हकाय तो विशेष्यनाम छय. जेव—गमीर (છોકરાનું નામ છે) वटलाव (ગામ છે) नर्मदा, बोद,(બળદ). वदे.

કોઇ એક પ્રાણી કે પદાર્થ બીજાથી જુદો ઓળખવાને તેનું જુદું નામ પાડેલું

હોય છે તે. એટલે જે નામથી ખાસ એક જ વસ્તુ જાણી શકાય તે વિશેષ્ય નામ છે. જેમકે-ગંભીર, વટલાન, નર્મદા, બળદ. ઇત્યાદિ.

ब—जय नाम वते एक ज वरग क जाते बदे हरसे गुण वाले अनेक प्राणी क पदार्थ जाणी हकाय ती सामान्य नाम छय जेव—डोंग (ડુંગર–પર્વત)

જે નામથી એક જ વર્ગ કે જાતનાં અને અમુક સરખા ગુણવાળાં અનેક પ્રાણી કે પદાર્થ જાણી શકાય તે સામાન્ય નામ છે. જેમકે-પર્વત

क—पदार्थ हा नामे पदार्थ वाचक छन् तीं बदे पदाथ ओराव तेन तइ पदार्थ थोडा पाग क बदार पाग तय ज नाम वते ओवाहाइ जेव—तेन, घी, नोंगे, मध बदे

પદાર્થના નામો, પદાર્થ વાચક છે, તે અમુક પદાર્થ ઓળખાવેછે. તે પદાર્થનો થોડો ભાગ કે ઘણો ભાગ તે જ નામથી ઓળખાય છે. જેમકે-તેલ, ઘી, લોઢું, મધ ઇત્યાદિ

ड—गुणा नामे क क्रिया हा नामे प्रत्ता वते आपो नजर पडते नाहान्, पण तीया भावा उपथी मालम पडइ तीं भाव वाचव नाम छय जेव, क—तीरज, चुटो, हलेहळी, पला-पळी, बदे

ગુણના નામો, તથા ક્રિયાના નામો, પ્રત્યક્ષ આપણી નજરે પડતા નથી, પણ ત્હેના ભાવ ઉપરથી માલમ પડે છે તે ભાવવાચક નામ છે. જેમકે-ધીરજ, જુઠ, દોડાદોડ, પડાપડી ઇત્યાદિ,

વિશેષ્ય નામના રૂપ

को (ઘર)

| એકવચન | બહુવચન. |
| --- | --- |
| *को. ઘર | कोवे ઘરો, ઘર. |

---

* બીજી બોલીમા પહેલી વિભક્તિનો પ્રત્યય નથી જેમ કે को (ઘર) बोद (બગ્દ) बा (બાપ) चाफा (ઝાપો) વગેરે. બીજી વિભક્તિનો પ્રત્યય आन् છે જેમ बोदान्, कोआन्, ત્રીજી વિભક્તિના કોઇ કોઇ નામને व પ્રત્યય લાગે છે જેમ, कोव, તેમ કોઇ ઠેકાણે નથી પણ લાગતો જેમ बोद (બગ્દે) ચોથી વિભક્તિમા નર જાતિના નામને हार प्रत्यय લગાડતા પહેલાં आ પ્રત્યય મૂકવો પડે છે જેમ बोद्+आ+हार=बोदाहार. પાચમી વિભક્તિનો પ્રત્યય थी છે તે લાગતા પહેલા કેટલીક વખતે નામને आ પ્રત્યય લગાડવો પડે છે, ને કેટલીક વાર નથી પણ લાગતો. જેમ—बोदाथी, कोथी. છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય आ જણાય છે જેમ बोदा. વળી કેટલાક નામને છેડે आ ને બદલે

| | |
|---|---|
| कोवान् घरने | कोवाहान् घरोने |
| कोव घरे | कोवह घरोए |
| कोवाहार घरने सारु | कोवाहां हार घरोने सारु |
| कोवी घरथी | कोवहांथी घरोथी |
| कोवा घरनुं | कोवाहां घरोनुं |
| कोवाम् घरमां | कोवाहाम् घरोमां |

वोद—बळद

| एकवचन | बहुवचन |
|---|---|
| वोद बळद | वोदहं बळदो |
| वोदान् बळदने | वोदाहान् बळदोने |
| वोद बळदे | वोदह बळदोए |
| वोदा हार बळद सारु | वोदाहा हार बळदो सारु |
| वोदाथी बळदथी | वोदाहाथी बळदोथी |

---

या पण लागे छे. जेमके कोवा. सातमी विभक्तिनो प्रत्यय आम् छे, ने घणुं करीने ए ज प्रत्यय बधा नामने लागे छे. जेमके कोवाम्, वोदाम्.

उपर प्रमाणे विभक्तिना एक वचनना प्रत्यय कह्या, हवे बहुवचनमां कया प्रत्यय लागे छे, ह्वेनो विचार करीए

पहेली विभक्तिना बहु वचननो प्रत्यय वे छे. तेम कोइ वार 'ह' पण लागे छे कोवे, वोदहं. बीजी विभक्तिनो प्रत्यय 'हान्' छे, पण ते लागता पहेलां नामने आ प्रत्यय जोडवो पडे छे. जेम वोदाहान्. त्रीजी विभक्तिनो प्रत्यय हं जणाय छे, जेम कोवहं, वोदह. चोथीनो प्रत्यय वार छे, पण ते लगाडना पहेला नामने हां प्रत्यय लागेलो जणाय छे. जेम कोवाहा हार. पांचमी विभक्तिनो प्रत्यय थी छे, पण ते लगाडता पहेला कोइक नामने छेडे वाहं अने कोइ नामने छेडे आहा प्रत्यय जोडवा पडे छे. जेमके—कोवाहथी, वोदाहाथी. छठ्ठीनो प्रत्यय आहा छे जेम वोदाहा. सातमी विभक्तिनो प्रत्यय हाम छे. पण ते जोडता पहेला आ लागे छे. जेम वोदाहाम्, कोवाहाम्.

आ प्रमाणे नरजाति नामना एकवचन तथा बहुवचनना विभक्तिओना प्रत्यय कह्या, पण आ प्रत्यय नारी जातिने लागु पडता जणाता नथी. ह्वेना प्रत्यये जुदा जणाय छे, ने आ बधानु विवेचन एटलुं बधु छे, के ते विषे जो सूक्ष्म दृष्टिथी विचार करवा बेसीए तो संस्कृत व्याकरणु जेटलु लबाणु विवेचन थइ शके. स्थळ संकोचने लीधे ते हाल तो बध राख्युं छे.

| | |
|---|---|
| बोदा बळदनु | बोदाटा बळदोनु |
| बोदाम् बळदमां | . बोदाहाम् बळदोमां |

ओवळी—वहु

| एकवचन | बहुवचन |
|---|---|
| ओवळी—वहु | ओवळेहे—वहुओ |
| ओवळीन्—वहुने | ओवळेहेन्—वहुओने |
| ओवळे—वहुए | ओवळेहें—वहुओए |
| ओवळे हारु—वहु सारु | ओवळेहें हारु—वहुओ सारु |
| ओवळेथी—वहुथी | ओवळेहेथी—वहुओथी |
| ओवळे—वहुनो | ओवळेहे—वहुओनो |
| ओवळीम्—वहुमा | ओवळाहीम्—वहुओमां |

•

बाइ—बहेन

| | |
|---|---|
| बाइ—बहेन | बाया—बहेनो |
| बाइए—बहेनने | बायेहे—बहेनोने |
| ,, बहेने | बायेहे—बहेनोए |
| बाइएहार—बहेन सारु | बाइयेहेहारु—बहेनो सारु |
| बाइयेथी—बहेनथी | बाइयेहेथी—बहेनोथी |
| बाइये—बहेननु | बाइयेहे बहेनोनु |
| बाइम्—बहेनमां | बाइहीम्—बहेनोमां |

बा—बाप

| एक वचन | बहु वचन |
|---|---|
| बा—बाप | बहु वचन थतु' नथी |
| बाआन्—बापने | |
| बाइसे—बापे | |
| बाइसाहार—बाप सारु | |
| बाइसाथी—बापथी | |
| बाइसा—बापनु | |
| बाइसाम्—बापमा | |

चाफा—झापो

| | |
|---|---|
| चाफा—झापो | बहु वचन थतु' नथी. |

चांफान्—ઝાંપાને

चाफाप—ઝાંપે, ઝાંપાએ

चांफाहार—ઝાંપા સારૂ

चांफार्था—ઝાંપાથી

चांफा—ઝાંપાનું

चांफाम्—ઝાંપામાં

गाळो—ગાડું.

| | |
|---|---|
| गाळो—ગાડું | गाळे—ગાડાં |
| गाळान्—ગાડાને | गाळाहान्—ગાડાંને |
| गाळ—ગાડાએ, ગાડે | गाळाहं—ગાડાંએ |
| गाळा हार—ગાડા સારૂ | गाळाहां हार—ગાડાં સારૂ |
| गाळाम्—ગાડાથી | गाळा हांवने ગાડાંથી |
| गाळा—ગાડાનું | गाळाहां—ગાડાંનું |
| गाळाम्—ગાડામાં | गाळाहाम्—ગાડાંમાં |

थांपा—ધોવાનો પાયો, પાઇઓ

| | |
|---|---|
| थार्पा—પાઇયો | थाप्या—પાઇયા |
| थार्पान्—પાઇયાને | थार्पाहीन्—પાઇયાને |
| थापे पाઇयाએ | थापे हें—પાઇયાએ |
| थापेहार—પાઇયા સારૂ | थापेहें हार—પાઇયા માટે |
| थापेवते—પાઇયાથી | थापेहे वते—પાઇયાવતી, પાઇયાથી |
| थापे—પાઇયાનુ | थापेहे—પાઇયાનુ |
| थार्पीम्—પાઇયામા | थार्पाहीम्—પાઇયામાં |

केटलेक नामे एक वचनमीज रतेन . जेव—र्घी, वाटु, तरधी, क्पा, जीरो, इग, हुरत, बदे

કેટલાંક નામ એકવચનમા જ રહે છે, જેમ-ઘી, માટી, ધરતી, કપાસ, જીરૂ, હીંગ, સુરત ઇત્યાદિ.

केटलेक नामे बोव वचनमीज रतेन्. जेव—घम, ती, मरीए, अळद बदे.

કેટલાંક નામ બહુવચનમા જ રહે છે, જેમ—ઘઉં, તલ, મરી, અડદ, ઇત્યાદિ.

सर्वनाम.

छ शब्दान् सर्वनामाम् गणेन्, जेव—अइ, तु, तो, ती, इं, आप, कुइ.

છ શબ્દોને સર્વનામમાં ગણ્યા છે, જેમ. હું, તું, તે. એ આપણ. કોણ.

पहेलो पुरुष अऊं–હું

| એકવચન | બહુવચન |
|---|---|
| आय––હું | अमे—અમે |
| मन—મને | आमान्—અમને |
| मयें––મેં | अमहं—અમોએ, અમે |
| माहार—મારા સારૂ | आमाहार—અમારા માટે |
| मार्थी—મારાથી | आमाथी—અમારાથી |
| मा—મારૂં | आमा—અમારૂં |
| ममंइ––મારામાં | आमाम्—અમારામાં |

बीजो पुरुष तु, तों,–તું

| | |
|---|---|
| तु—તું | तमे––તમે |
| तनी—તને | नमान्—તમોને |
| तें––તેં | नम-–તમોએ |
| तोहार—તારા માટે | तमाहार—તમારા સારૂ |
| तोथी—તારાથી | तमाथी—તમારાથી |
| तो––તારૂં | तमा––તમારૂં |
| तोमइ––તારામાં | तमाम्—તમારામાં |

बाजो पुरुष. नी–ने

| | |
|---|---|
| तों––તે | ता—તેઓ |
| तीयान––તેને | तायान्—તેઓને |
| तीये— તેણે | तीयहा—તેઓએ |
| ताया—તેને માટે | तीयाहा—તેઓને માટે |
| तीयार्था––તેનાથી | तायाथी—તેઓથી |
| नीया––તેનો | तीया––તેઓનું |
| नीयाम्—તેમાં | तीयाम––તેઓમાં |

पहेलो पुरुष बहु वचन—आप––આપણ.

आंप—આપણ

आपान्—આપણને
आरे—આપણે
आपो—આપણે માટે
आपोथा—આપણાથી
आपा—આપણું
आपाम—આપણામાં

त्रीजो पुरुष एकवचन. क्लु—કોણ

क्लु—કોણ
क्लान्—કોને, કને
क्ल—કોણે, કેણે
क्ला—કોના માટે, કેના માટે
क्लाथा—કોનાથી, કેનાથી
क्ला—કોનો, કેનો
क्लाम—કોનામાં, કેનામાં

जय शब्दा गुण, सम्या बदे विशेषणया बतावतेन् तम शब्दान् विशेष्य क्नेन जव—लाल कोळा, इयाम 'लाल' इ विशेषण अन 'कोळा' इ विशेष्य छइ

જે શબ્દનો ગુણ, સંખ્યા વગેરે વિશેષણથી જણાય છે, તે શબ્દને વિશેષ્ય કહે છે, જેમ—લાલ ઘોડો એમાં 'લાલ' એ વિશેષણ અને 'ઘોડો' એ વિશેષ્ય છે

पीनमा बोनाम नाम बदे खरेर जाते शब्दा गुण, विशषण बतावतेन् जेव—लाल कोळा, मेला तो, चोव हारा, अल्लाव चान थोट रन

બીજી બોલીમાં નામ વગેરે દરેક જાતના શબ્દનો ગુણ, વિશેષણ બતાવે છે. જેમ લાલ ઘોડો, મેલો તે, ઘણો સારો, 'ધીમો ચાલ, થોડું રહીને

विशेषण बन प्रकारा उइ १ जिया उळ जात बताघनाग आ अन 'इ' वतेन जेव—पुडा, पुडा

વિશેષણ બે પ્રકારનાં છે જેને છેડે જાતિ દેખાડનાર, 'આ' અને 'ઇ' હોય છે જેમ—બુડો, બુડી

जे बन् जातिहिम नगवर उन

જે બે જાતિમાં બરાબર છ

## क्रियापद

जइ मूला उपथी क्रियापदा जुदे जुदे रूपे वतेन्, तइ मुला नाम तातु पाडयो. जेव–अपाइ, आपता, आपना, अपायो, अइ यदाहां तातु ‘आप’. अन लगावइ, लगावी, लगावाय, इया तातु ‘लगाव’.

જે મૂળ ઉપરથી ક્રિયાપદનાં જુદાં જુદાં રૂપ થાયછે, તે મૂળનું નામ ધાતુ પાડ્યું છે. જેમ–આપેછે, આપતો, આપવું, અપાય, અપાશે, એ સર્વેનો ધાતુ ‘આપ’ અને લખાવે છે, લખાવશે, લખાવાશે, એનો ધાતુ ‘લખાવ’.

क्रियापदा अर्थ प्रमाण तीया तातुवा बेन प्रकार छन. सकर्मक एटल जीया कर्ता, क्रिया बीजा माहा क वस्तुवे उप लागु पडइ तइ. जेव—लख, बोलाव, वेच, बहाव, फेरव. अकर्मक एटल जीया कर्ता क्रिया कर्तामीज रहू बीजा उप लागु पडतीं नाहा. जेव—ज, यह, पड, हता.

ક્રિયાપદના અર્થ પ્રમાણે તેમના ધાતુના બે પ્રકાર છે. સકર્મક, એટલે જેના કર્તાની ક્રિયા, બીજા માણસ કે વસ્તુ ઉપર લાગુ પડે છે તે જેમ—લખ, બોલાવ, વેચ, બેસાડ, ફેરવ. અકર્મક, એટલે જેના કર્તાની ક્રિયા કર્તામાં જ રહીને બીજા ઉપર લાગુ પડતી નથી. જેમ—જા, બેસ, પડ, સંતા.

### સકર્મક ક્રિયાપદનાં વાક્ય.

पोयगे टाक खाहाय—છોકરો ગેટલો ખાય છે.
वाव गाइन माइ—વાઘે ગાય મારી.
बिनाळी दूध पीहइ—બિલાડી દૂધ પીએ છે.
बोद खळ चरइ—બળદ ખડ ઘાસ ચરે છે
चीड़े गोग्या कनन—પક્ષી માળા કરે છે.
पोयरा चापळी पणइ—છોકરો ચોપડી ભણે છે.
बोकडे दव आपेतेल—બકરી દૂધ આપે છે
पीनम चाड वाल्यो—ભીલે ઝાડ કાપ્યું
सरकार वीरा नेहाड—સરકાર વેરો લે છે
आड छाह ताणय—સ્ત્રી છાસ તાણે છે.

### અકર્મક ક્રિયાપદના વાક્યો.

आइ खेताम् गीया—હું ખેતરમાં ગયો.
गाइ नाहाइ—ગાય નાસે છે

झरणो तहइ—ઝરણ દોડે છે.
ततेळे पळेन—*ટીળડવું પડ્યુ.
देळक हताहाइ—દેડકાં મંતાય છે.
कढी वहइ—કઢી થાય છે.
पोयरी कुमाद छइ—છોકરી ઘરમાં છે.
पोयरो बरायी मुइ गांयो—છોકરો તાવથી મરી ગયો.
खेतामथी गाइ उठइ—ખેતરમાંથી ગાય ઉઠે છે
वांदर चाळाप चड्या—વાંદરો ઝાડે ચડ્યો.

तातुवे उपप्रत्यय आवीन केटलाक शब्द बनेन्, तीया हां नाम कृदंत पाड्यो. तीयामढा बोव पोता अर्थ प्रमाण नाम, विशेषण, अन क्रियापदा ठेराण वपराहाय. अन तीयान् जाति, वचन, लागइ जेव—करना, कर्यो, करना, करता, करनार, करनी. वदे.

ધાતુ ઉપર પ્રત્યય આવીને કેટલાક શબ્દ થાય છે, તેમનું નામ કૃદંત પાડેલું છે તેમાંના ઘણા પોતાના અર્થ પ્રમાણે નામ, વિશેષણ અને ક્રિયાપદને ઠેકાણે વપરાય છે, અને તેમને જાતિ વચન લાગે છે, જેમકે—કરવો. કર્યો. કરતો, કરેલો, કરનાર, કર્યો. કરતી ઇત્યાદિ.

केटलेक क्रियापदे बीजा क्रियापदा हाथे आवीन् पेलग अर्थाम् कइ वधार बनावद माट तीयाहान् सहायकारक क्रियापद कतेन. एव महायकारक क्रियापदाहा अर्थात् कइ फेर पडद, न कंद ना पडता. अन पोत जय क्रियापदा हाथे आवद, तीया कृदन वपराहाद. जेव—लगना मांडयो, वहतना वदीज, जता रीयावद, वदे. एवी रीत क्रियापद आवन् ताहा एक एक जुदो नेन तीया पदच्छेद करो.

કેટલાંએક ક્રિયાપદ બીજા ક્રિયાપદની જોડે આવીને પહેલાંના અર્થમાં કંઇ વધારો બતાવે છે, માટે તેમને સહાયકારક ક્રિયાપદ કહેછે એવાં સહાયકારક ક્રિયાપદના અર્થમાં કાંઇક ફેર પડે છે ને કાંઇક નથી પડતો અને પોતે જે ક્રિયાપદની જોડે આવે છે તેનો કૃદંત વપરાય છે. જેમ—લખવા માંડ્યુ. બેસનો હતો, જતો રહેલો હશે, વગેરે. એવી રીતે ક્રિયાપદ આવે ત્યારે એક એક જુદું લેઇને તેનું. પદચ્છેદ કરવું

क्रियापदा भेद, काल, पुरुष, जाति न वचन हतेन

ક્રિયાપદને ભેદ, કાળ, પુરૂષ, જાતિ અને વચન હોય છે.

---

* એક જાતના વહાનું કળ છે

पेद बेन् छन. मूल पेद, न शक्य पेद. जेव—लखइ, वांचां, खादो, इं मूल पेद. अन लखाइ, वंचाइ, इं शक्य पेद.

ભેદ બે છે. મૂળભેદ ને શક્યભેદ, જેમ—લખે છે, વાંચશે, ખાધું, એ મૂળભેદ અને લખાય, વંચાશે, એ શક્યભેદ.

छइ, अतो, क वइ, एव नकीं बतावइ, तीं मूलपेद जानो.

છે, હતું કે થશે, એવું નક્કી બતાવે છે, તે મૂળભેદ જાણવો.

वइ, वयों, क वइ एवो जां बतावइ, जां कर्मणी वाच्य छइ, तां शक्यपेद जानो. .

થઇ શકે, થઇ શક્યું કે થઇ શકશે, એવું જે બતાવે છે અથવા જે કર્મણી વાચ્ય છે તે શક્યભેદ જાણવો.

મૂળભેદનાં વાક્ય.

अइ दाक खाहु—હું રોટલો ખાઉં છું.
तु बोद आंक—તું બળદ હાંકે છે.
बिनाळी दूध पीहइ—બિલાડી દૂધ પીએ છે.
कुतरो पोहाइ—કૂતરો ભમે છે.
कबुतर उडइ—કબુતર ઉડે છે.
बुटी चाडाप चळइ—ખીસકોલી ઝાડે ચઢે છે.
खाटनाम मांकण कैळइ—ખાટલામાં માંકણ કરડે છે.
तोबी जुगळे तोवइ—ધોબી લુગડાં ધુએ છે.
वाघ चाळीम् गीया—વાઘ ઝાડીમાં ગયો.
आवापथी आंबे पळेन—આંબેથી કેરીઓ પડી.
रजबुत नोक ताडी पीतेन—રજપૂત લોક તાડી પીએ છે.
पीनमा दाणा चोरतेन्—ભીલ દાણા ચોરે છે.
वाघ गाइन् तीहाइ—વાઘ ગાય પકડે છે.

શક્ય ભેદના વાક્ય.

मार्गी गाम जवाहाइ—માગથી ગામ જવાય છે.
तोयी पळको खवाइ—તાગથી ઘેંમ ખવાશે.
तीयाथी नाख्डो वळाइ—તેનાથી લાકડું વધાશે.

तोथी सेत हयवाइ—તારાથી ખેતર સચવાશે.
तीयाथी घाथ मवाइ—તેનાથી વાઘ મરાશે.
माथी वंचाइ—મારાથી વંચાશે.
मातगाथी पोयरे पणावातेन्—માસ્તરથી છોકરા ભણાવાય છે.
पीनमाथी को वदाहाइ—ભીલથી ઝુંપડી બંધાય છે.
उंदराथो पांथ सोदाहाइ—ઉંદરથી ભીંત ખોદાય છે.

मुग्य काल तीन छन्. वर्त्तमान काल, पुतकाल न भविष्य काल.

મુખ્ય કાળ ત્રણ છે. વર્તમાનકાળ, ભૂતકાળ, અને ભવિષ્યકાળ

चानती जय वसत तो,वर्तमान काल, गइ जय वसन तो पुतकाल, अन आव वगत तो भविष्य काल.

ચાલતો જે વખત તે વર્તમાનકાળ, ગયો વખત તે ભૂતકાળ, અને આવતો જે વખત તે ભવિષ્યકાળ.

वर्त्तमान काल तीम प्रकारा छन् , वर्त्तमान, अनियमित वर्त्तमान न विधिवर्त्तमान. जेव. लखुह, लखु, लरवा.

વર્તમાન કાળ ત્રણ પ્રકારના છે. વર્તમાન, અનિયમિત વર્તમાન. અને વિધિ વર્તમાન જેમ---લખું છું, લખું. લખવું.

पुतकाल तीन् प्रकारा छन्. पुत, अनियमितपुत अन गर्भितपुत.—जेव—नीप्यो, नीपतना, अन नीपत.

ભૂતકાળ ત્રણ પ્રકારના છે. ભૂત, અનિયમિતભૂત અને સંકેતભૂત જેમ---લીંપ્યો. લીંપતો. લીંપત.

भविष्यकाल. जेव—अंइ लरां. ભવિષ્ય કાળ જેમ, હું લખીશ.

वचन वेन् छन् . एक वचन न योव वचन વચન બે છે, એક વચન ને બહુવચન.

वद् वचनाहाम् पुरुष तीन छन पेला, बीजा, न तीजा. जेव-अंइ हम , तमे छा, तो गीयेन. क तो गीया.

બધા વચનમાં પુરૂષ ત્રણ છે. પહેલો. બીજો, અને ત્રીજો. જેમ - હું છું, તમો છો, તે ગયા.

ભવિષ્યકાળ

| | |
|---|---|
| ૧. પુ. અંદ ખાહી—હું ખાઇશ. | અમે ખાહુ—અમે ખાઇશું. |
| ૨. પુ. તુ ખાજ—તું ખાઇશ. | તમે ખાજા—તમે ખાશો. |
| ૩. પુ. તાં ખાઇ—તે ખાશે. | તાં ખાન્—તેઓ ખાશે. |

તોવુ—ધોવું.

વર્તમાન કાળ.

| | |
|---|---|
| ૧. પુ. અંદ તોવુહુ—હું ધોઉં છું. | અમે તોવજી—અમે ધોઇએ છીએ. |
| ૨. પુ. તુ-તોં-તોવહ—તું ધુએ છે. | તમે તોવા—તમે ધુઓ છો. |
| પુ. ૩. તાં તોવટ્ટ—તે ધુએ છે. | તી તોવતેહેન—તેઓ ધુએ છે. |

અનિયમિત વર્તમાન.

| | |
|---|---|
| ૧. પુ. અદ તોવુ—હું ધોઉં. | અમે તોવજી—અમે ધોઇએ. |
| ૨. પુ. તોં તોવ—તું ધુએ. | તમે તોવા—તમે ધુઓ. |
| ૩. પુ. તાં તોવઇ—તે ધુએ. | તાં તોવન—તેઓ ધુએ. |

વિધિવર્તમાન.

| | |
|---|---|
| નરજાતિ તોવા—ધોયો. | તોવેન્—ધોવા. |
| નારીજાતિ તોવી—ધોવી. | તોવ્યાન્—ધોવીઓ |

ભુતકાળ.

| | |
|---|---|
| નરજાતિ તોવ્યો—ધોયો. | તોવેન—ધોયા. |
| નારીજાતિ તોવી—ધોઇ. | તોવ્યાન—ધોઇઓ. |

સંકેત ભૂતકાળ.

| | |
|---|---|
| ૧. પુ. અદ તોવત—હું ધુઅત. | અમે તોવત—અમે ધુઅત. |
| ૨. પુ. તુ તોવત—તું ધુઅત. | તમે તોવત—તમે ધુઅત. |
| ૩. પુ. તાં તોવત—તે ધુઅત. | તા તોવત—તેઓ ધુઅત. |

ભવિષ્યકાળ.

| | |
|---|---|
| ૧. પુ. અદ તોવાહી—હું ધોઇશ | અમે તોવુહુ—અમે ધોઇશું. |

| | |
|---|---|
| २ पु तु तोवज—તું ધોજે | तमे तोवाहा—તમે ધોશો |
| ३ पु ता तोवा—તું ધોશે | ता तोवीन्—તેઓ ધોશે |

क—કરવું

વર્તમાન કાળ

| | |
|---|---|
| १ अइ कहु—હું કરું | अमे कजाहा—અમે કરીએ છીએ |
| २ तु कह—તું કરે છે | तमे कया—તમે કરો છો |
| ३ ता कहइ—તે કરે છે | ता कतेन्—તેઓ કરે છે |

અનિયમિત વર્તમાન

| | |
|---|---|
| १. अइ कय—હું કરું | अमे कना—અમે કરીએ |
| २ ता कइ—તું કરે | तमे का—તમે કરો |
| ३ ता कइ—તે કરે | ता कन—તેઓ કરે |

વિધિ વર્તમાન

| | |
|---|---|
| નરજાતિ कना—કરવો | कन्या—કરવા |
| નારીજાતિ कइ—કરવી | कना—કરવીઓ |

ભૂતકાળ

| | |
|---|---|
| નરજાતિ कया—કર્યો | कयान्—કર્યા |
| નારીજાતિ कइ—કરી | काद्यान्—કરીઓ |

અનિયમિત ભૂત

| | |
|---|---|
| १ अइ कता—હું કરતો | अम कतान्—અમે કરતા |
| २ ता कता—તું કરતો | तम कतान्—તમે કરતા |
| ३ ता कना—તે કરતો | ता कतन्—તેઓ કરતા |

સંકેત ભૂતકાળ

| | |
|---|---|
| १ अइ कत—હું કરત | अमे कतनान्—અમે કરત |
| २ ता कत—તું કરત | तमे कतनान्—તમે કરત |
| ३ ता कत—તે કરત | ता कतनन्—તેઓ કરત |

કેવળપ્રયોગી અવ્યય એટલે મનમાં હર્ષ, શોક, ગભરાટ, નવાઇ વગેરે ઉપજ્યાથી જે બોલ છૂટા બોલાયછે તે જેમ-અરે, એ (હે) ચુપ જો, બસ, રે, માયે.

शब्द योगी अव्यय एटल जा अव्यय श दान् जोडाइनो वहे अन जांय क्रियापदा हाथे मबध रावइ तीं जेव—आग, चारमग, उप, क्नी, तल, पाछ, मले, हामो, हार, लीव, क्ना, वळे, होत

શબ્દયોગી અવ્યય એટલે જે અવ્યય શબ્દને જોડાએલો હોય અને જે ક્રિયાપદ સાથે સંબધ રાખે છે તે જેમ-અગાડી, આસપાસ, ઉપર, કને, નીચે, પછવાડે, મેળે સામું, કાજે, લીધે, કરતા, વડે, સોત (સહિત)

क्रियाविशेषण अव्यय एटल जा अव्यय वखत, ठेकाणु, रीत, क्रिया वदे वतावता छता क्रियापदा गुण वतावड तीं

ક્રિયાવિશેષણ અવ્યય એટલે જે અવ્યય વખત, ઠેકાણુ રીત, ક્રિયા વગેરે બતાવતા છતા ક્રિયાપદનો ગુણ બતાવે છે તે

વખત બતાવનારા ક્રિયા વિશેષણ અવ્યય --अम અત્યારે, अेटलाम-એટલામા, क्ह-મારે, जह-જ્યારે, पोर-પહોર(આવતુ વર્ષ), अम-હમણા, ओवा-ઓણ (આ વર્ષે).

ઠેકાણુ બતાવનાર ક્રિયા વિશેષણ અવ્યય —आथा-આમ आग-આગળ, आयें-અહીંયા, उच-ઊંચે, उप-ઉપર, काइ-ક્યા, जाय-જ્યા. त्याय-ત્યા, तले-તળે, एठ-હેઠળ, नीचे, क्नी-પાસે

રીત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય.—आया-આમ क्ेव-કેમ, जेव-જેમ, तेव-તેમ, अत्मा—હમણે

નકાર દેખાડનાર ક્રિયાવિશેષણ અવ્યય —ना—નહિ, नीं—ના, नग—ના

બીજા પરચુરણ અવ્યય —जेव-જેમ थोडो-જરા, जेव—મઙ अदवेच-અધવચ

वाक्य वन् प्रकारा वतेन अेकारी क गयुक्त एकावी वाक्य एटल जीयाम एक कर्ता, क एक नियापद नपी वत ता कर्म वय क नां वत जेव—राना गिराजीना छय, वाणे वेपार वांदा

વાક્ય બે પ્રકારનાં હોય છે, એકાકી તથા સંયુક્ત. એકાકી વાક્ય એટલે જેમાં એક કર્તા કે એક ક્રિયાપદ નક્કી હોય છે તે. કર્મ હોય કે ન હોય, જેમ–રાજા નિગાજેલા છે, વાણિઆએ વેપાર કીધો.

संयुक्त वाक्य एटले ओकथी वधार वाक्य मिलीन थयनो तां. जेम–टाकोर काम-भायांन स्यो क आपे विरा ओछा बना विचार कर्जा.

સંયુક્ત વાક્ય એટલે એકથી વધારે વાક્ય મળીને થયેલું હોય તે જેમ–ઠાકોરે કામભારીને કહ્યું કે આપણે વેરો ઓછો કરવાનો વિચાર કરીએ.

एकाकी वाक्याम तीन मटा पाग वतेन, कर्ता, कर्म अन क्रियापद. जेव—तीय चोपडी लग्गी.

એકાકી વાક્યમા ત્રણ મ્હોટા ભેદ છે, કર્તા, કર્મ અને ક્રિયાપદ. જેમ, તેણે ચોપડી લખી

कर्ता एटल क्रिया करनार क जो शब्द करनारा पेठ क्रियापदा रुप पोता जात वचन पुरुष प्रमाण फेरवइ नी. जेव—तीय चोपडी वाची. माथी चोपडी वचाट, तीय कर्जा फाडी, अमे बठान .

કર્તા એટલે ક્રિયાનો કરનાર, અથવા જે શબ્દ કરનારની પેઠે ક્રિયાપદનાં રૂપ પોતાની જાતિ, વચન, પુરૂષ, પ્રમાણે ફેરવે છે તે જેમ–તેણે ચોપડી વાંચી. મારાથી ચોપડી વંચાય, તે દોડી, અમે બેઠા

कर्म एटल क्रियाये गमनार, क जट तीजी विभक्तिम बना बठ तारा जट शब्द प्रमाण क्रियापदा रुप फेरइ ता जेव—तीय चोपडा वाचा राज कोठ्ठा नीदा, तीय चोगान नाराना टोदा

કર્મ એટલે ક્રિયાનો ભમનાર, અથવા જ્યારે ત્રીજી વિભક્તિમાં –ની રૂપ છે ત્યારે જે શબ્દ પ્રમાણે ક્રિયાપદના રૂપ ફરે છે તે જેમ–તેણે ચોપડી વાંચી, રાજાએ ઘોડો લીધો તેણે ચોરને લાકડી મારી.

| ભીલી. | ગુજરાતી. | ભીલી. | ગુજરાતી. |
|---|---|---|---|
| विडायान् | લઢયા | ह्तावइ | સંતાડે છે |
| नीपतेन् | લીંપે છે | बीआवइ | બીહીડાવે છે |
| मीटया | મળ્યા | देसाया | પ્રકાશ્યો |
| वहइ | વસે છે | रोकी | રોકશે |
| हीसी | શીખશે | दीपइ | દીપે છે |
| पिदलायो | ભીંજાયું | वहइ | વહે છે |
| वही | બેસશે | वधी | વધશે |
| तीहइ | પકડે છે | समइ | ખમે છે |
| आक | હાંક્ય | हुता | સુતો |
| पोहइ | ભસે છે | नीचोवइ | નીચોવે છે |
| चळइ | ચઢે છે | टोकी | મારશે |
| तोवइ | ધુએ છે | मागइ | માગે છે |
| मवाइ | મગાશે | छोड्या | છોડયો |
| पणावातेन | ભણાવાય છે | दमइ | દમે છે |
| पोकइ | ભૂંકે છે | बालइ | બાળે છે |
| अहइ | હસે છે | रडतेन | રડે છે |
| देखइ | દેખે છે | टांगाया | લબડયો |
| गातेन् | ગાય છે | वधइ | વધે છે |

ભીલી બોલીનો શબ્દસંગ્રહ.

| ભીલી. | ગુજરાતી. | ભીલી. | ગુજરાતી. |
|---|---|---|---|
| उदी | ઉધેઇ | आगन्या | આગળીઓ |
| उदेण | ઊદાણી | अगुठा | અંગુઠો |
| इट | ઇશ | ओनो | હોલો |
| उपले | ઉપલા | आमनी | આબલી |
| अगरखो | અંગરખુ | आवली | આવળ |

## ભીલી બોલીનો શબ્દસંગ્રહ.

| ભીલી | ગુજરાતી. | ભીલી. | ગુજરાતી. |
|---|---|---|---|
| अल | હળ | काग | ગાગર ,, |
| ओरा | વહેલો | काहली | ચાડકી |
| ओवळी | વડુ | कळबी | કણબી, કળબી |
| अलद | હળદર | को | ઝુંપડી, ઘર |
| अत्तरा | અત્રો | केडे | ચેડુ |
| इगारा | અંગારો | कोछा–को | કસ ( કાપડાની કે અંગરખાની) |
| आग | દેવતા | | |
| यम | હમણા | कादु | ધૂળ |
| आकळ | આકડો | कठो | ઘટી |
| इडो | ઈંડુ | कोळ्यां | કાડી, ( દરિયામાં થાય છે તે. ચલણમાં વપરાયછે તે) |
| आर | આ | | |
| घी | ઘી | | |
| कपा | કપાસ | कोरा जना | ઘરજમાઇ |
| कापडो | કાપડ | कुळे | કુડા. કુલ્લા (ઘી ઘાલવાના ચામડા) |
| कुटण | ઘુટણ | | |
| कुटी | ઘુટી | घोळा | ઘોડો |
| काडो | કાડ | कच्या | કલ્લીઓ ( કપાની હાથે પહેરવાની જણસ ) |
| कुवेळ | મગડી | | |
| कागळ | કાગડા | | |
| कोइनो | કાએલ | कडवा | કડવુ |
| काजव | કાચબો | काळो | નાગુ (શાક કરવાનુ) |
| कुकड | કૂકડો | कलिमाणो | [illegible] |
| फाणी | પાણી | कुमार | કુંભાર |
| काची | ઘાચી | कामुळ | ઝીમેલા, હાસ મકોડા |
| फने | ફણ | | |
| कडो | કડુ (હાથે પહેરવાનુ) | सागरा | ચાગરો |
| घडा | ઘડો ( પાણી ભરવાનો ) | माटो दग | ટેકી |
| | | खाटना | ખાટલો |

| ભીલી | ગુજરાતી | ભીલી | ગુજરાતી |
|---|---|---|---|
| मरचे | મરચું | वड हाहुटी | વડ સાસુ |
| मदा मास | મધમાખ | सेव्या | સેવો |
| मोवडे | મહુડા | हनुटी | ગરોળી |
| मृत | મૂતર | हींग्या | શીંગો |
| या | મા | हुके | સૂકું |
| वहती | વસતિ | हाकेर | સાકર |
| रसोळा | ગળોડી, વાની | हंगेवाने | સગા વહાલા |
| रायणी | રાયણ | हाहुटी | સાસુ |
| लीमट | લીબડો | ह्या | હૈયા, પક્ષી |
| वेंना | વેલા | हाहा | મસલુ |
| वाटी | કાનેપહેરવાની વાળી | हाक्ल | સાકળ |
| वनीयेर | વણીઅર | हागलो | શીંગડું |
| वाळा | વાડો | हाटणी | ખજૂરી |
| वळा | વહેલો | हींगरो | આસાતેગ જંબુનુ |
| वल्या | વળીઓ | | ઝાડ |

શબ્દોની પૂરણી

उमेठो—ઉંમરો　　सोखे—પતાસા　　नाहुड—ધાડું　　पाग—તમાકુ

दावेट—દીની　　जौंझे—હોડી, પનાઇ,　　जीवलो—જીવ　　खारो—ખાવાનું મીઠું

काम्डो—દીવેટ　　एगनी—એકલી　　गरमी—વાસણ　　गयाती—લસણ

पानुटी—પાનું (વાસણું)　　उजल—ઉજળ　　गाहु—દૂધ　　नार्टी—નણ

चाटी—સાવેણી　　वायु—બારણું　　गुलु—તરતનું દૂધ　　नागनी—બારટો

सीवडु—ટોપલો　　फापा—તગમ　　हास्टा—નગીઓ　　सारा, मइयर—ભરવાડ

छोवडी—હોઠ

## ભીલી ગીતના થોડાક નમૂના

### દંપતી કલહ

ફેંગીઓ

પુરુષ—हु काना रजनों पन्यो राट तो काना रन्यो पन्यो र लो¹

¹ નરસિંહ મહેતાએ રચેલા ગરબાના અંત ભાગમા પણ 'બોલ' શબ્દને બદલે 'બો' શબ્દ વાપરેલો જણાય છે તે મત માન્ય

फलीअ गइनी तरा लावी राउ फलीअ गइनी तरा लावी र लो
तो पैगा गोरे लावी राउ तो पैगा गोरे लावी र लो
कळीअर्या पळतीन मेर्नी राउ, कळीअर्या पळर्नी मेर्नी र लो
थावता न चीनी ने दी राउ, थावता चीनी ने दी र लो
नहि तारुं घरबार भोळु राउ, नहि तारुं घरबार भोळु र लो
मदसागर उतरी पळी राउ, मदसागर उतरी पळी र लो
ओळे वाळो ओळे दाण मागइ राउ, ओळे वाळो ओळे दाण मागइ र लो.

छोगीओ.

कोल आपी मागो वाळ्यो राउ, कोल आपी मागो वाळ्यो र लो
पइणे तो पासेर फुर्नी राउ, पइणे तो पासेर फुर्नी र लो
पइण्यानी पळतो न मेन्यो राउ, पइण्यानी पळतो न मेन्यो र लोल
नातरीयाने लेतीन नाठी राउ, नातरीयाने लेतीन नाठी र लो
नातरी सोबने लागी राउ, नातरीया सोबते लागी र लो
आगल तारी पइणे चोकी मेली राउ, आगल तारी पइणे चोकी मेली र लो
चोकी तोडीन आपो नेना तव चोकी तोडीन आपो नेना र लो
पइण्या त दावा वाधइ राउ, पइण्या त दावा वाधइ र लो
दावा चुकवतेनी तव दावा चुकवतेनी र लो.

छेलीओ

नानी उतीने सेडो झाइलो राउ, नानी उतीने सेडो झाइलो र लो
वनवासे जते रजी राउ, वनवासे जते रजी र लो
वनमी एकली पटी राउ, वनमी एकली पटी र लो
तो हार वनवास बेठी राउ, तो हार वनवास बेठी र लो
उजल गनमी पळी राउ, उजल गनमी पळी र लो
तायथी नाठी छुटी राउ, तायथी नाठी छुटी र लो
नवसारीमी रात रइनी राउ, नवसारीमी रात रइनी र लो
मरघो बोलता चाली राउ, मरघो बोलता चाली र लो
हामा दाजी आपा मेटीना नोल्वा राउ, आवता हाजी जोजी र लो
सरकारी तेडले वइने राउ, सरकारी तेडले वइने र लो
कचेरीमथी उठी चाली राउ, कचेरीमथी उठी चाली र लो

---

गीतर—गीत

હોળી ઉપર ગાવાના ગીત

પટેલ ગીયો છે, ગાજ્યગે નીગાળી ડોબુ રે
પટેલ કેડયે દીકે આનબે

પટેલ દહ દીહે[1] આવછે, ,,
પટેલ આવછે ને આપ છે, ,,
પટલેણને ડેરી છઇ[2] હેળમા[3], ,,
પટેલ આવછે ને કાળ છે, ,,
પટેલ હાથી ડોળો[4] આવ છે ,,
અમે ગળ વઇને[5] લઇછુ ,,

---

લગ્નનાં ગીત.

ઇયામ ગ્યો ગહ[6] જોવેરે, ઝરમલીયા
ઇયામ પુનીયો ગહે[6] જોવેરે, ,,
કુંળી[7] આખનો રે, ગઇડી[8] મુછનો રે, કોળે
બેસીને આવે રે ઝરમલીયા
ઇમને આડો[9] ગાના[10] તેડા રે, ,,
ચોપળે વાચતા ની આવળે રે, ઝરમલીયા.

૨

બાઇ તન[1] ગરાસીઆ પઇણાવુ, વ છોગા છલીયો[2] વા ગય
બાઇ તન ગરાસીયા પઇણાવુ, વ છોગા છલીયો વા ગય.
ઇત[3] ખાલપા પોયરો છય, વ બાઇ છોગા છલીયો વા ગય
બાઇ તુત[4] રાજા બેટી વ છોગા છલીયો વા ગય
બા તુત રાજા બેટી, વ, ,,
બાઇ તન ગરાસીયા પઇણાવુ વ, ,,
ઇત ડેબરો[5] પોયરો છય, વ બાઇ, ,,
ઇત ડેબરો પોયરો છય, વ બાઇ, ,,
બાઇ તન ગરાસીયા પઇણાવુ વ ,,

---

પ્રસ્તાવિક ગીત

નંબર ૧

ઘુઘર ઘેર મન્ચી તીના ઝીણા ઝીણા પાના[1] રે
મને નાચાનો રંગ લાગ્યો, મને પીદાનો[2] રંગ લાગ્યો રે

૨

પુયે ગેન્યો[3] નીગળો, ખોદીત[4] કાઢ્યો તગળુડો[5]

---

૧ દીવસ. ૨ ઘેરી ૩ હઠમા ૪ ઘોડા. ૫ થઇને ૬ ગય ૭ કરડી ૮ મરડી.
૯ હાક, માર ૧૦ ગારી

૧ લગ્ને - એક જાતનુ હાથે પટેરવાનુ પિતળનુ ઘરેણુ ૨ તે ૪ તું. ૫ મ્હોટા પેટનો.

૧ પાના. ૨ પીધાનો ૩ જોગે ૪ મેંડુ ૫ નીગળુ ૬ ખોદી. ૭ તડબુચ ૦

ઇ. સ. ૧૯૦૯ની

ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્

આગળ

રજુ થયેલા નિબંધો:

સાહિત્ય વિભાગ

# જૈન સાહિત્ય

(રા. રા. મનઃસુખ વિ. કીરતચંદ મહેતા)

**માન્યવર પ્રમુખ સાહેબ, નામદાર મહારાણિ નંદકુંવરબા**
**તથા અન્ય સન્નારિયો અને સજ્જનો.**

"**જૈન સાહિત્ય**"—એ અંગે કાંઇ નિવેદન કરવા આપ સમક્ષ ઉભો થયો છું. આ વિષયને બે ભાગમાં વેંચી નાંખેલ છે; એક પ્રકરણમાં ગુજરાતી અને સંસ્કૃત-પ્રાકૃત જૈન સાહિત્યનું દિગ્દર્શન છે; ત્યારે બીજા પ્રકરણમાં "ભાષાવિવેક" મુખ્યતઃ છે.

જૈન સાહિત્યે સંસ્કૃત, પ્રાકૃત, ગુજરાતી, તેલુગુ વગેરેને જબરો આધાર આપ્યો છે, અને તે તે ભાષામાં એ સાહિત્ય ઘણું ખેડાયું છે, એ વિદ્વાનોને હવે સુપ્રતીત થયું છે. ગુજરાતી સાહિત્યને જૈન સાહિત્યે કેવું સારૂં પોષણ આપ્યું છે, તે અમે અમારા બીજી પરિષદના નિબંધમાં જણાવ્યું હતું. સદ્ગત શ્રી ગોવર્ધનરામ ત્રેપાઠી તથા રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રૂવ આદિ નામાંકિત ગુર્જર વિદ્વાનોએ જૈન સાહિત્યે બજાવેલી ગુજરાતી સાહિત્યની તેમજ સામાન્ય સાહિત્યની સેવા પરમ પ્રમોદ ભાવે પીછાણી છે; એવા જૈન સાહિત્ય અંગે અત્રે કાંઇ નિવેદન કરૂં તે સાહિત્યરસિકોને લાભ- આનંદનું કારણ થશે. આપ કેવળ સાહિત્ય પ્રેમની ખાતર એ પર અમૃતદષ્ટિ ફેરવશો એવી વિજ્ઞપ્તિ પૂર્વક આ વિષય પ્રારંભું છું.

## ક—ગુજરાતી વિભાગઃ—

**ગુજરાતી ભાષાનો જન્મ જૈનોથી થયો છે?** આવો એક અસ્વાભાવિક પ્રશ્ન ચર્ચાતો શ્રુત થાય છે. અમને આ પ્રશ્ન કેવળ અસ્વાભાવિક લાગે છે. એ પ્રશ્ન કેમ ઉદ્ભવે એ સમજાતું નથી. એક ભાષાનો જન્મ તે ભાષાથી વ્યવહરતારાથી છે, એ વાત સર્વે કોઇ કબૂલ કરશે. ભાષાથી વ્યવહરનારા જૈનો હોય, અને જૈનેતર બીજાઓ પણ હોય. આ બન્નેમાંથી કોઇ પણ એવો અકુદરતી દાવો ન કરી શકે, કે અમારાથીજ આ ભાષાનો જન્મ થયો. બંને પક્ષ એવો દાવો કરી શકે, કે આ પ્રકારે આ ભાષાને અમે યથાયોગ્ય પોષણ આપ્યું. એટલે ગુજરાતી ભાષાનો જન્મ જૈનોથી છે, કે બીજાઓથી એ કૃત્રિમ ચર્ચાને કોરે રાખી, અત્રે અમે જૈન સાહિત્યે ગુજરાતી તથા તેના આધારભૂત અન્ય સંસ્કૃત-પ્રાકૃત સાહિત્યને કેવા પ્રકારે પોષણ આપ્યું, આધાર આપ્યો, વિકાસ-વૃદ્ધિ-શુદ્ધિમાં હિસ્સો આપ્યો એ નિષ્પક્ષપણે બાવતશુ

બીજો એવો પ્રશ્ન ઉઠી શકે, કે **ગુજરાતી લેખનની શરૂઆત જૈનોએ કરી કે બીજાઓએ?** આનો યથાયોગ્ય આનુમાનિક નિર્ણય આપી શકાય, પણ તે નિર્ણય સંપૂર્ણ વજ્રલેપ સત્યરૂપ તો નહિજ, કેમકે ભાવિકાળે વિશેષ સબળ પુરાવા મળે, તો એ નિર્ણયને તિલાંજલિ દેવીજ પડે પ્રસ્તુત પ્રશ્નના સમાધાનમા કાળક્રમમા કોનુ સાહિત્ય પ્રથમ લખાયુ, (*chronologically*) એ આપણે તપાસવુ પડશે, અને એના ઉત્તરનો આપણો મદાર એ ઉપર રહેશે જો આપણને અમુક એમ જણાય, કે ગુજરાતી લેખિત સાહિત્ય કાળક્રમમા જૈનોનું પહેલુ છે, તો ગુજરાતી લેખનારંભનુ માન જૈનોને મળશે એમ છે કે નહિ એ આપણે આગળ તપાસશુ

ત્રીજો પ્રશ્ન એ ઉઠી શકે, કે **જૈનોએ કે જૈનેતર બીજાઓએ ભલે ગુજરાતી લેખનારંભ કર્યો; પણ એ ગુજરાતી લેખનમાં સાહિત્ય યોગ્ય લેખન અને સાહિત્યના એક અંગ કાવ્ય લેખનની આદિ કોનાથી થઇ? જૈનોથી કે બીજાથી?** આ ત્રણે પ્રશ્નોની આપણે સમાલોચના કરીએ

પ્રશ્ન (૧) **ગુજરાતી ભાષાનો જન્મ જૈનોથી છે?** આ પ્રશ્ન નિરર્થક અસ્વાભાવિક હોઇ, એનો જવાબ આપી શકાય એમ નથી શરૂઆતમા જ જણાવ્યુ છે કે કોઇ સપ્રદાય એવો દાવો ન કરી શકે, કે આ ભાષાનો જન્મ અમારાથી જ થયો

પ્રશ્ન (૨) **ગુજરાતી લેખનની શરૂઆત જૈનોએ કરી?** આ પ્રશ્ન પણ એક દેશે કૃત્રિમ છે, તથાપિ તેનો આપણે સાધાર નિર્ણય શોધીએ ગુજરાતીમા લખવાની શરૂઆત શ્રી કૃષ્ણના પરમભક્ત શ્રી નરસિંહ મહેતાથી થઇ એવી પ્રચલિત માનીનતા છે આ ભક્ત કવિ વિ૦ સ૦ સોળમી સદીમા થયા એવુ મનાય છે આ કવિની પહેલા ગુજરાતીના લેખકો ન હોય એવુ તો માની શકાય એમ નથી, હોવા જ જોઇએ, અને તે જૈનો હોય અને જૈનેતર બીજાઓ પણ હોય જૈનેતર બીજાઓ છે કે નહિ એની અમને ખબર નથી પણ શ્રી નરસિંહ મહેતાની પૂર્વે એક સૈકા લગભગમા ગુજરાતી ભાષામા લખનારા જૈન લેખકો થયા છે, એ તો સાધાર કહી શકાય એમ છે, જે આગળ બતાવીએ છીએ જો શ્રી નરસિંહ મેહતાની પહેલા જૈને તર બીજા લેખકો ન હોય (જે માની શકાય એમ નથી) તો ગુજરાતી લેખનની આદિ જૈન લેખકોથી થઇ એમ માનવામા વાધો નથી

પ્રશ્ન (૩) **ભલે જૈન લેખકોથી ગુજરાતી લેખનની કદાચ આદિ થઇ, પણ એ લેખન સાહિત્ય યોગ્ય વર્ગમા આણી શકાય એવુ છે? એ લેખનનાં કવનને કાવ્ય વર્ગમાં ગણી શકાય એમ છે?** આનો ઉત્તર વિચારીએ ગુજરાતી કાવ્યની શરૂઆત શ્રી નરસિંહ મહેતાથી થોની ગણાય છે અને

એનાં સુરસિક, ભક્તિરસ ભર્યાં, સહજ હૃદયમાંથી સ્ફુરી આવેલાં કાવ્યો જોતાં, તેમ જ આ કવિની પહેલાંનું ગુજરાતી કાવ્ય સાહિત્ય નહિ મળેલ હોવાથી આ કવિથી ગુજરાતી કાવ્યની શરૂઆતની ગણના થઇ એ યથાર્થ જ છે. પણ આ ભક્ત કવિ પહેલાં પણ ગુજરાતી લેખકો થયા છે, એવું અમારૂં માનવું છે; જૈન લેખકો તો છે જ; અને બીજા પણ હોય, જે શોધખોળથી પ્રસિદ્ધિમાં આવવા યોગ્ય છે. હવે આ જૈન લેખકોના લેખો સાહિત્યમાં અને તેમાં પણ કાવ્યસાહિત્યમાં ગણવા યોગ્ય છે કે કેમ એનો સમતોલ નિર્ણય શિષ્ટ મધ્યસ્થ સાક્ષરોએ કરવાનો છે. એ જૈન લેખકોનાં નામ, તેઓની પદ્યાત્મક કૃતિ, કૃતિની મિતિ વગેરે આગળ જણાવીએ છીએ.

(૧) વિ૦ સં૦ ૧૪૧૨ માં શ્રી ઉદયવંત (વિજયભદ્ર) નામના જૈન આચાર્યે શ્રી **ગૌતમ સ્વામીનો** રાસ રચ્યો છે. મુદ્રિત થયેલો આ રાસ નાનો છે; ભાષા પ્રાચીન ગુજરાતીમાં ગણવા યોગ્ય છે; અને તે પ્રૌઢ, સરળ અને રસિક છે, જે જિજ્ઞાસુ વાંચનારને સહેજે પ્રતીત થાય એમ છે. એમાં જૈનોના ચરમ તીર્થનાથ શ્રી મહાવીરદેવે સર્વ વેદવિદ્ ગૌતમગોત્રીય શ્રી ઇંદ્રભૂતિ આદિને વેદપદોનો પરમાર્થ તથા પૂર્વાપર વિરોધ રહિત અર્થ સમજાવી પોતાના શિષ્યપદે સ્થાપ્યા આદિનો અધિકાર છે. આને તથા આ અરસામાં રચાયલા બીજા રાસોને સાહિત્યકક્ષામાં ગણવા કે નહિ એ સાહિત્યનાં લક્ષણાદિ જાણનારા મધ્યસ્થ પરીક્ષકોનું કામ છે. અમે જૈન હોવાથી, (સંપ્રદાય ભેદે આ ભેદ વ્યવહાર હેતુએ દાખવ્યો છે, બાકી અમે અને આપણે એક જ છીએ; ઐક્યતામાં જ આપણું ગૌરવ અને કલ્યાણ છે; સંપ્રદાય ભેદ પણ ન ઘટે.) અને આ રાસોના લેખકો પણ જૈન હોવાથી દૃષ્ટિરાગ કે દર્શન-મોહના દોષના ભયને લઇ અમારે કેવળ તટસ્થ રહેવું યોગ્ય છે.

(૨) બીજો રાસ પણ એ જ અરસામાં એ જ લેખકે શ્રી **હંસ-વચ્છનો** ઔપદેશિક ચરિત્રાત્મક લખેલો છે. ઘણું કરી એ પ્રસિદ્ધ થયો નથી.

(૩) ત્રીજો રાસ પણ એ જ અરસામાં એ જ લેખકે **શીલરાસ**, એ નામે રચ્યો છે; આ પણ ઘણું કરી પ્રસિદ્ધ નથી થયો. આમાં સત્શીલ, સદ્દર્શન, બ્રહ્મચર્યાદિના મહિમાયુક્ત બોધ છે.

(૪) ચોથો રાસ વિ૦ સં૦ ૧૪૧૩ માં કકડીયા ગામમાં કોઇ શ્રી **હર-સેવક** નામના જૈન સાધુએ ચાતુર્માસમાં લખેલો શ્રીમતી મદનરેખા (મયણરેહા) નો છે. આમાં કંઇ કંઇ મરૂભૂમિની ભાષાની છાયા આવે છે; પણ સામાન્ય વલણ ગુજરાતીનું છે. આ રાસ નાનો છે; મુદ્રિત થયો છે. એમાં દાન, શીલ, ભક્તિ આદિના સદુપદેશયુક્ત શ્રી મદનરેખાનું ચરિત્ર છે.

(૫) પાચમો રાસ **આરાધના રાસ** એ નામે શ્રી સોમસુન્દરસૂરિએ વિ સ ૧૪૫૦ ના અરસામા લખ્યો છે આ રાસમા મરણોન્મુખ જીવને મરણગતિ સુધારી લેવાના, દુષ્કૃતની આલોચનાપૂર્વક નિંદા-ગર્હાના, સુકૃતની અનુમોદનાના, જીવમાત્ર પ્રતિ મૈત્રીભાવ રાખવાના, પ્રાણીમાત્ર પ્રતિ અપરાધ ક્ષમના-ક્ષમાપનાના, સદ્દેવ-સદ્ધર્મ આદિના શરણના-એ વગેરેના દશ અધિકારોનું ઔપદેશિક વર્ણન છે

(૬) છઠ્ઠો રાસ **શાંતરાસ** એ નામે વિ સ ૧૪૫૫ મા કે એ અરસામા ઉપર જણાવેલા શ્રી સોમસુંદરસૂરિના શિષ્ય શ્રી મુનિસુંદર સૂરિએ રચ્યો છે આ મુનિ **સહસ્રાવધાની** હતા, સ્તંભતીર્થ (ખંભાત) ના નવાબ દરબારે એમને **વાદી-ગોકુલષંઢ** એવુ નામ આપ્યું હતુ, અને દાક્ષિણાત્ય રાજાએ એમને **કલિસરસ્વતિ** એવુ બિરૂદ દીધુ હતું એમણે શ્રી **અધ્યાત્મકલ્પદ્રુમ** નામે અધ્યાત્મમુખ્ય સસ્કૃત ગ્રન્થ રચેલુ મુદ્રિત થયુ છે તેના અનુવાદરૂપ આ શાંત રાસ પોતે જ કરેલો છે આ રાસ ભાષામા પ્રાચીન છે એમા ગદ્ય ભાગ પણ છે નવ રસ પૈકી નવમો શાંતરસ આમા પ્રધાનપણે છે

વિ સ. પદરમી સદીમા રચાયલા આટલા રાસો મળી આવ્યા છે શોધ ખોળથી વિશેષ પણ કદાચ મળી આવે શ્રી નરસિંહ મહેતા વિ સ સોળમી સદીમા થયા, એટલે તેની પહેલા એક સૈકામા રચાયેલા આ રાસોની વાત થઇ, ત્યાર પછી સોળમી સદીના પ્રારભથી ચાલુ સદીના પ્રારભ સુધીમા ગુજરાતીમા લખાયલા જૈન રાસો ઘણા દેખાશે એ રાસો ઉપરાત ચરિત્રો, આખ્યાયિકાઓ, ચતુષ્પાદિકા દાઓ, આધ્યાત્મિકઔપદેશિક સઝાયો (સ્વાધ્યાય), ભક્તિના પદો સ્તવનો વગેરે પણ કવિતારૂપે ઘણા છે જેની જૈનેતર બીજા કવિઓના ભક્તિપદો, કીર્તનો, ચોપાઇઓ, છપ્પા, આધ્યાત્મિક ઔપદેશિક કવિતાઓ આદિની પેઠે સાહિત્યમા અને તેમા પણ કાવ્યસાહિત્યમા ગણના કરવી કે નહિ, એ મધ્યસ્થ સાહિત્યવેત્તાઓનુ કામ છે લગ ભગ ૩૭૦ ગુજરાતી જૈન રાસોની એક યાદી* નામ, કર્તાના નામ, અને રચાયાની મિતિ સાથેની,-છાપેલી આ લેખના પ્રાતે ટાકી છે, તે ગુજરાતી કાવ્ય સાહિત્યના અભિલાષીને ઉપયોગી થશે આ યાદીમાના રાસોની કોઇ કોઇની રચાયાની મિતિ મળી શકી નથી, કોઇ કોઇના કર્તાના નામ પણ નથી મળ્યા એ રાસોમાથી લગભગ ૪૫ રાસો ચારસો પાચસો વરસના એટલે વિ સ ૧૪૦૦ થી ૧૫૭૦ સુધીમા રચાયલા છે લગભગ ૮૦ મુદ્રિત થયા છે એ રાસોની પ્રથમ દર્શને પ્રતીત થતી ઉપયોગિતા આદિ અત્રે ટાકવુ ઉપયોગી થશે —

* આ યાદી આ મગ્રહમા સામેલ કરવામા આવી નથી

મ ત્રીઓ

(૧) આ રાસોમાનો કેટલોક ભાગ, (અ) ગુજરાતનો ઇતિહાસ નક્કી કરવામા, (દાખલા તરીકે કુમારપાળ વસ્તુપાળ, જગડુ આદિના), (બ) ગુજરાતી ભાષાના અવતાર-વિકાસ-વૃદ્ધિના શોધનમા, (ક) પ્રાચીન ગુજરાતીના નમુના માટે, (ડ) હાલની સંસ્કારી ગુજરાતી ભાષામા અપરિચિત નવા પણ ઉપયોગી શબ્દોનું ભડોળ વધારવામા, અને (ફ) ગુજરાતી ગદ્ય-પદ્ય લખનાની શરુઆત જૈન લેખકોએ કે બીજાએ કરી એ નક્કી કરનામા ઉપયોગી થાય એમ છે

(૨) **શ્રી હીરવિજયસૂરિ, વિજયતિલકસૂરિ** આદિના રાસોથી જૈન આચાર્યોના ચરિત્ર-ઇતિહાસ ઉપર પ્રકાશ પડી શકે એમ છે

(૩) રાસોના મ્હોટા ભાગને છેડે પ્રશસ્તિ આપેલી છે, તેમા પ્રાય ત્રણ ચાર પેઢીના નામ છે, જેથી જૈન સાધુઓના વંશ-વૃક્ષ નક્કી કરી શકાય એમ છે જુદા જુદા ગચ્છોની પટ્ટાવલિઓમા તો **શ્રી સુધર્માસ્વામીથી** (વિ સં પૂર્વે ૪૭૦ વરસથી) પટ્ટાવલિ લખાઇ ત્યા સુધીના તે તે ગચ્છના પટ્ટાધીશ આચાર્યોનાજ નામ-તિથિ છે, ત્યારે આ રાસોની પ્રશસ્તિ ઉપરથી બીજા સાધુઓના નામ-તિથિ-વંશ નક્કી થઇ શકે એમ છે, જે આ દિશાએ કામ કરનાર ઇતિહાસકારને ઉપયોગી થવા યોગ્ય છે

(૪) બધા રાસોનો અંતિમ હેતુ (આતર્ હાર્દ) ધર્મ ઉપદેશનો છે, દાન-શીલ-તપ-ભાવમુખ્ય વ્યવહારધર્મ ઉપદેશવાનો છે અમુક નાયકના ચરિતગુંથનરુપે દાખલા દષ્ટાંતદ્વારાએ લેખકોએ એ ઉપદેશને બહુ રસમય અને આકર્ષક કર્યો છે

(૫) એ રાસોમાથી સદ્બોધક ટુચકા અને રસિક સુબોધયુક્ત કાવ્યકણિકાઓ જુદા તારવી શકાય એમ છે, અને એના જુદા તારવી કાઢેલા કાવ્યકણોને ગુજરાતી ભાષાના "રત્નભાંડાગાર" નામ પુસ્તકરૂપે યોજી શકાય એમ છે

(૬) કેટલાક રાસોમાથી લેખકોના બુદ્ધિવૈભવ કાવ્યચમત્કૃતિ અને અલંકાર યુક્તવાણી જોઈ સહૃદય વાચકને આનંદ મળે એમ છે

(૭) એ રાસો ઉપરથી એ રાસોના વસ્તુ-પાત્રને અનુસરી, એ રાસોનો શુદ્ધ ધર્મ ઉપદેશરૂપ અંતિમ હેતુ લક્ષમા રાખી, વર્તમાન શૈલીએ શુદ્ધ સંસ્કારી ભાષામા કોઇ શિષ્ટ લેખક નવલકથા લખે, તો સદ્ધર્મની તથા ગુજરાતી ભાષાથી વ્યવહરનારની જબરી સેવા બજાવાય એમ છે, મોટી નિર્જરા તથા પુણ્યબંધનુ કારણ છે

(૮) આ ધ્યાનમા રાખવાનુ છે કે રાસોના લેખકોએ રાસો ગુજરાતી ભાષા અથવા કાવ્ય ચમત્કાર અર્થે નથી લખ્યા, પણ ગુજરાતી ભાષાનો ઉપયોગ કરનારાઓને સદ્ધર્મ ઉપદેશવા અર્થે લખ્યા છે, એટલે કવચિત્ કવચિત્ ભાષાદૂષણ કે કાવ્ય-

ચમત્કૃતિ વિનાની સાદી ભાષા માલૂમ પડે, તેથી ભણેલાઓએ ( Pedants ) મુખ મચકોડવાનું નથી; તેથી એ રાસોની કીંમત કાંઇ ઓછી નથી થતી; સારશોધક સહૃદય વિદ્વાનોએ તો એ રાસોના આંતર્ હાર્દ ઉપર, અંતિમ હેતુરૂપ સદુપદેશ ઉપર નજર ઠેરવવાની છે. કાવ્યચમત્કૃતિ વિનાની સાદી ભાષાગાંથી પણ જિજ્ઞાસુ ભાષાશાસ્ત્રીને અવનવું શિખવાનું મળે એમ છે.

(૯) આ પણ લક્ષમાં રાખવાનું છે કે ભાષાની કીંમત તે ભાષાનો ઉપયોગ કરનારાને લઇને છે; ભાષાનો ઉપયોગ કરનારા ન હોય તો તે ભાષા મૃતવત્ છે; અને મૃતવત્ ભાષામાં ગમે તેવા ભાષાડંબર–કાવ્યચમત્કાર હોય પણ તે સામાન્ય જનસમૂહને તો નકામા પ્રાય છે. શ્રી **સિદ્ધસેન દિવાકર**ની સમયને નહિ છાજતી સંસ્કૃત ભાષા અને **વૃદ્ધવાદી**ની સમયોચિત સરળ પ્રાકૃત (પ્રકૃતજનને man on the spot અનુસરતી) ભાષા,—આ બેમાંથી કઇ કારગત (વિજયી) થઇ એ વાર્ત્તા સુપ્રસિદ્ધ છે. આ ઉપરથી કહેવાનું કે પ્રસ્તુત રાસો કોના અર્થે લખવામાં આવ્યા છે, તે ઉપર તથા તેમાંના ઉપદેશ ઉપર દૃષ્ટિ રાખવામાં આવે તો રાસોની કીંમત અને ઉપયોગિતા એકદમ પ્રતીત થશે; ભલે પછી તે રાસોમાં વાગાડંબર કે કાવ્યાલંકાર ન હોય. ઘણા રાસોમાં રમણીય–મનોજ્ઞ વાગ્વિભવ અને કાવ્યાલંકાર આદિ છે; તથાપિ બધામાં ન હોય તેથી તેમને **પ્રેમાનંદાદિ**નાં કાવ્યો સાથે રસાલંકાર–વાગ્વિલાસ આદિની સરખામણીમાં તરછોડી કાઢી તેની ગણના ન કરવામાં આવે એ અંગે આ લખ્યું છે.

(૧૦) આ પણ ધ્યાનમાં રાખવાનું છે, કે આ રાસોના લેખકો પ્રાયઃ સાધુ હતા; ઘરબારત્યાગી સ્વપરહિત અર્થે ઉદ્યમ કરનારા સાધુ હતા; અને એથી એ રાસો લખવાનો મુખ્ય હેતુ જનહિત તથા સદ્ધર્મ સેવા સાથે સ્વકર્મની નિર્જરાનો હતો.

(૧૧) આ રાસોમાંનો કેટલોક ભાગ છપાઇ ગયો છે; પણ એ મુદ્રિત થએલામાંનો કેટલોક ભાગ એવો અશુદ્ધ અને ચિથરીઓ છે, કે તેને ફરી છપાવવાની જરૂર છે; માટે આ બધા રાસોનો સમૂહ ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થયેલાં **"પ્રાચીન કાવ્યમાળા"** અથવા **"બૃહત્કાવ્યદોહન"**ની શૈલીએ **"પ્રાચીન જૈન કાવ્યમાળા"** અથવા **"જૈન કાવ્યદોહન"** રૂપે છપાવવામાં આવે તો ગુજરાતી સાહિત્યનું ગૌરવ વધારનારા સંખ્યાબંધ ગ્રંથો (volumes) થઇ શકે એમ છે, એટલુંજ નહિ પણ તેથી સદ્ધર્મ સેવાનો, ગુજરાતી સાહિત્ય વૃદ્ધિનો, અને ગુજરાતી સાહિત્યનો લાભ લેનારા ઉપર ઉપકારનો અને પરિણામે નિર્જરાનો મહાન્ લાભ છે.

(૧૨) જૈન લેખકો તથા અન્ય લેખકો વચ્ચે કેવી સ્પર્ધા ચાલતી, કેવાં અન્યોન્ય અનુકરણ થતાં, તથા કેવા લેખચૌર્ય ( Plagiarism ) અથવા વસ્તુચોરી થતાં એ પણ કોઈ કોઇ રાસો ઉપરથી સમજવા યોગ્ય છે.

(૧૩) કેટલાક રાસો તો એકને એક વિષયના હોવા છતાં જુદી જુદી રીતે જુદા જુદા લેખકોએ જુદા જુદા લખાયલા માલૂમ પડશે.

(૧૪) આ રાસોની યાદી ઉપરથી ગુજરાતીના શતકવાર જૈન લેખકો સંબંધી ઉલ્લેખ કરવાની, નિબંધ લખવાની સરળતા થશે.

અત્યાર સુધી વાત રાસોની થઇ. એ ઉપરાંત પ્રાકૃત તથા સંસ્કૃત જૈન કાવ્યાદિ સાહિત્ય અંગના ગ્રંથોના ગુજરાતી ભાષામાં જે અનુવાદ થયા છે, તેને પણ જો ગુજરાતી સાહિત્યમાં ગણવામાં આવે, તો તે વિભાગ પણ ઘણો મોટો થવા જાય છે. થોડાં નામ-સાહિત્યનાં જુદા જુદા વર્ગોરૂપે, કર્ત્તાનાં નામ, રચના, મિતિ, શ્લોક-સંખ્યા, ભાષાંતરકારનાં નામ, પ્રસિદ્ધ કરનારનાં નામ, તથા તે ગ્રંથમાં શું છે એની ટુંક નોંધ એ આદિરૂપે આપશું.

**(૧) ચરિત્રાત્મક ઐતિહાસિક વિભાગઃ—(History)**

(क) **ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્રઃ**—આ મૂળ ગ્રન્થ વિ. સં. બારમી સદીમાં થયેલા સુપ્રસિદ્ધ જૈન આચાર્ય શ્રી હેમચન્દ્રસૂરિએ સંસ્કૃત કાવ્યરૂપે ૩૪૦૦૦ શ્લોક પુર રચ્યો છે. તેમાં આ અવસર્પિણી કાળના ત્રીજા-ચોથા આરામાં થએલા વર્ત્તમાન ચોવિશ તીર્થંકરો, બાર ચક્રવર્તી, નવ વાસુદેવ આદિ શલાકા પુરુષોનાં ચરિત્રો છે; જે જ્ઞાન સાથે આનંદપૂર્વક વાચવા યોગ્ય છે. આનુ ગુજરાતી ભાષાંતર શ્રી ભાવનગર જૈન ધર્મપ્રસારક સભા તરફથી પ્રસિદ્ધ થયું છે.

(ख) **પાંડવ ચરિત્રઃ**—આ મૂળ ગ્રન્થ વિ૦ સં૦ તેરમા શતકમાં થયેલા મલધારી શ્રી દેવપ્રભસૂરિએ ૧૦૦૦૦ શ્લોકપુર કાવ્યરૂપે સંસ્કૃતમા રચ્યો છે. આ એક **"જૈનીય મહાભારત"** નો ગ્રન્થ છે તેનુ ભાષાંતર પણ પ્રસિદ્ધ થયું છે.

(ग) **રામાયણઃ**—આ **"જૈન રામાયણ"** રૂપે ઓળખાતો (क) નો એક ખંડ છે. આ ત્રણે (क), (ख) (ग) થી શ્રીરામ પાંડવાદિ અંગેની માનીનતામાં જૈનો અને બીજાઓમાં શું તફાવત છે, એ સારી રીતે સમજવા યોગ્ય છે.

(घ) **દ્વાશ્રયઃ**— આ દ્વિઅર્થી સંસ્કૃત કાવ્ય ૩૦૦૦ શ્લોકપુર શ્રી હેમચંદ્રાચાર્યે વિ. સં બારમી સદીમાં રચ્યું છે. એમાં એક અર્થ લેતા ગુર્જર નૃપ કુમારપાળ આદિનાં ઐતિહાસિક ચરિત્રો અને બીજો અર્થ લેતા વ્યાકરણ સૂત્રો સમજાય એવો એ દ્વિઅર્થી શ્લેષાત્મક ગ્રંથ હોવાથી એને દ્વાશ્રય એવું નામ આપ્યું છે. મરહુમ પ્રૉ૦ મણિભાઇએ આના ઐતિહાસિક અર્થનુ કરેલું ભાષાંતર પ્રસિદ્ધ થયું છે. પણ આ ગ્રંથ ઉપર શ્રી અભયતિલકસૂરિએ વિ. સ ૧૩૩૨ મા ૧૮૦૦૦ શ્લોકપુર ટીકા રચેલી છે; તેનો હસ્તલેખ પાટણના ભંડારમા મોજુદ છે, તેનું જો ભાષાંતર કરવામાં આવે તો આ મહા કાવ્યના બંને આશ્રયો (અર્થો) સમજાય.

ચમત્કૃતિ વિનાની સાદી ભાષા માલૂમ પડે, તેવી લગેવાઓએ (Pedants) મુખ મચકોડવાનું નથી, તેથી એ નમોની કીમત કાંઈ ઓછી નથી થતી સારશોધક સહૃદય વિદ્વાનોએ તો એ નમોના આંતર્ હાર્દ ઉપર, અંતિમ હેતુરૂપ સદુપદેશ ઉપર નજર ઠેરવવાની છે વાગ્ચમત્કૃતિ વિનાની સાદી ભાષામાંથી પણ જિજ્ઞાસુ ભાષા શાસ્ત્રીને અવનવું શિખવાનું મળે એમ છે

(૮) આ પણ લક્ષમાં રાખવાનું છે કે ભાષાની કીમત તે ભાષાનો ઉપયોગ કરનારાઓને લઈને છે, ભાષાનો ઉપયોગ કરનાર ન હોય તો તે ભાષા મૃતવત્ છે, અને મૃતવત્ ભાષામાં ગમે તેવા ભાષાડંબર–વાગ્ચમત્કાર હોય પણ તે સામાન્ય જન સમૂહને તો નકામા પ્રાય છે શ્રી સિદ્ધસેન દિવાકરની સમયને નહિ છાજતી સંસ્કૃત ભાષા અને **વૃદ્ધવાદીની** સમયોચિત ગ્રામ્ય પ્રાકૃત (પ્રકૃતજનને man on the spot અનુસરતી) ભાષા,—આ બેમાંથી કઈ કારગત (વિજયી) થઈ એ વાર્તા સુપ્રસિદ્ધ છે આ ઉપરથી કહેવાનું કે પ્રસ્તુત નમો જેના અર્થ લખવામાં આવ્યા છે, તે ઉપર તથા તેમાંના ઉપદેશ ઉપર દૃષ્ટિ રાખવામાં આવે તો નમોની કીમત અને ઉપયોગિતા એકદમ પ્રતીત થશે અને પછી તે નમોમાં વાગાડંબર કે અલંકાર ન હોય ઘણા નમોમાં રમણીય-મનોહર વાક્પ્રતિભા અને અલંકાર આદિ છે, તથાપિ બધામાં ન હોય તેથી તેમને **આનંદઘનના** પદો સાથે અલંકાર-વાગ્વિલાસ આદિની સરખામણીમાં તરછોડી કાઢી તેની ગણના ન કરવામાં આવે એ અર્થે આ લખવું છે

પુરૂષો અને ૫૪ મહા સતીઓનાં [સીતા, દમયંતી, સુલસા આદિ] ચરિત્રો છે. રા. રા. મોતીચંદ ઓધવજી શાહે અનુવાદિત કરેલો એ ગ્રંથ પ્રસિદ્ધ થયો છે.

(ઠ) **જગડુ (જગદ્દેવ શેઠ) ચરિત્ર**:—૭ સર્ગવાળું ૩૮૮ શ્લોકયુક્ત આ સંસ્કૃત કાવ્ય શ્રી સર્વાનંદસૂરિએ વિ. સં. ચૌદમા સૈકામાં લખ્યું છે. એમાં વિ. સં. ૧૩૧૩-૧૪-૧૫ માં પડેલા વિકરાળ દુષ્કાળ વેળા લોકોને અનાદિ વડે જીવિતદાન આપનાર જગડુશાનું તથા ગુજરાતના રાજા વીરધવળ આદિનું, કચ્છ-સિંધ આદિના રાજાઓનુ પ્રાસંગિક ચરિત્ર છે. રા. રા. મગનલાલ દલપતરામ ખખ્ખરે કરેલું આનું ભાષાંતર મૂળ સાથે મુદ્રિત થયું છે.

(ડ) **જૈનકુમાર સંભવ**:—૧૨૨૬ શ્લોકપુર આ સંસ્કૃત કાવ્ય શ્રી જયશેખરસૂરિએ વિ. સં. ૧૪૬૨ માં લખ્યું છે; આમાં શ્રી ઋષભદેવ, ભરત, બાહુબલી આદિના અધિકાર છે. એનું ગુજરાતી ભાષાંતર પં. હીરાલાલ હંસરાજે કરેલું પ્રસિદ્ધ થયું છે.

(ઢ) **ગુર્વાવલી**:—૭૫૦ શ્લોકપુર આ પટ્ટાવલી સંસ્કૃતમાં કાવ્યરૂપે શ્રી મુનિસુંદરસૂરિ, જેણે **શાંતરસરાસ** રચ્યાનું આપણે અગાઉ જણાવ્યું છે, તેણે [શ્રી સુધર્માસ્વામીથી (વિ. સં. ૪૭૦ પૂર્વે) પોતાના વખત સુધીના આચાર્યોની] રચી છે. આ ગુજરાતી ભાષાંતરરૂપે પ્રસિદ્ધ થયેલ છે.

(ણ) **હરિવિક્રમ ચરિત્ર**:—૫૭૫૦ શ્લોકપુર આ સંસ્કૃત કાવ્ય આગમિક શ્રી જયતિલકસૂરિએ વિ. સં. ૧૪૩૬ માં રચ્યું છે. તેનું મરાઠીમાં ભાષાંતર શ્રી ગાયકવાડ સરકાર તરફથી અને ગુજરાતીમાં "જૈન" પત્ર તરફથી પ્રસિદ્ધ થયું છે.

(ત) **સુકૃત સંકીર્તન**:—આ એક હજાર શ્લોકબદ્ધ સંસ્કૃત કાવ્ય ગુર્જર જૈન મંત્રી વસ્તુપાળ-તેજપાળના ચરિત્રરૂપે વિ. સં. ૧૫૦૦ ના અરસામાં શ્રી અરિસિંહ અને અમરસિંહે લખ્યું છે. તેનું ગુજરાતી ભાષાંતર શ્રી ગાયકવાડ સરકાર તરફથી પ્રસિદ્ધ થયું છે. શ્રી ગુર્જર નૃપતિ વીરધવળના પુરોહિત સોમેશ્વરદેવે શ્રી વસ્તુપાળનાં યશોગાનરૂપ "**કીર્તિ કૌમુદી**" નામનું જે કાવ્ય લખ્યું છે અને જેનું ભાષાંતર રા. રા. વલ્લભજી હરિદત્ત આચાર્યે કર્યું છે, તેવો આ ગ્રન્થ છે.

(થ) **સુલસા ચરિત્ર**:—૮૦૦ શ્લોકપુર આ કાવ્ય આગમિક શ્રી જયતિલકસૂરિએ વિ. સં. ૧૪૩૬ માં રચ્યું છે. આમાં શ્રી મહાવીરદેવની પરમ શ્રાવિકા સુલસા નીનું ચરિત્ર છે. પરાભક્તિનું સ્વરૂપ આ ચરિત્રથી સમજાય એમ છે. ગુજરાતી તર સાથે આ કાવ્ય પ્રસિદ્ધ થયું છે.......ઇત્યાદિ.

(ઙ) કુમારપાળ પ્રબંધઃ—આ પણ એક ઐતિહાસિક ૨૫૦૦ શ્લોકપુર કાવ્ય સંસ્કૃતમાં શ્રીજિન મંડનગણિએ વિ. સં. ૧૪૯૧ માં રચ્યું છે. એમાં કુમારપાળ રાજા આદિનાં ઐતિહાસિક વૃત્તાંત ઉપરાંત બીજું ઘણું પ્રાસંગિક જાણવા જેવું છે. આનું ભાષાંતર રા. રા. મગનલાલ ચુનીલાલ વૈદ્યે કરેલું પ્રસિદ્ધ થયું છે.

(ચ) કુમારપાળ ચરિત્રઃ— આ સંસ્કૃત કાવ્ય ૨૦૦૦ શ્લોકપુર શ્રી ચારિત્રસુંદરે વિ. સં. ૧૫૦૦ માં રચેલું છે. એમાં પણ ગુર્જર રાજા શ્રી કુમારપાળ આદિનાં ચરિત્રો છે. એનું ગુજરાતી ભાષાંતર મરહુમ પ્રૉ૦ મણિભાઇએ કરેલું પ્રસિદ્ધ થયું છે.

(છ) પ્રબંધ કોષઃ—આ ગ્રન્થ પ્રાયઃ સંસ્કૃત પદ્યમાં છે; ૪૦૦૦ શ્લોક પુર છે; વિ. સં૦ ૧૪૦૫ માં શ્રી રાજશેખરસૂરિએ રચ્યો છે. ચતુર્વિંશતિ પ્રબંધ નામે ઓળખાતા આ ગ્રંથમાં શ્રી ભદ્રબાહુ, બપ્પભટ્ટી, હરિભદ્ર આદિ આચાર્યો, શ્રીહર્ષ, હરિહર આદિ કવિઓ, શ્રી વિક્રમ, સાતવાહનાદિ રાજાઓ, શ્રી વસ્તુપાળ આદિ મંત્રીઓ વગેરેના ચોવિશ પ્રબંધ છે. મરહુમ પ્રૉ૦ મણિભાઇએ અનુવાદિત કરેલો આ ગ્રંથ પ્રસિદ્ધ થયો છે.

(જ) પ્રબંધ ચિંતામણિઃ—આ સંસ્કૃત ગદ્ય-પદ્યાત્મક ગ્રંથ ૫૧૧૫ શ્લોકપુર છે. તે વિ. સં ૧૩૬૧ માં શ્રી મેરૂતુંગસૂરિએ વઢવાણમાં રચ્યો છે. તેમાં પણ શ્રી વિક્રમ, શાલિવાહન, વનરાજ, કુમારપાલ, ભીમ, ભોજ, જયસિંહ, જગદેવ આદિના પ્રબંધો છે. આનું ભાષાંતર મરહુમ શાસ્ત્રી રામચંદ્ર દીનાનાથે કરેલું પ્રગટ થયેલું છે.

(ઝ) વિક્રમ ચરિત્રઃ—૬૦૨૦ શ્લોકપુર આ સંસ્કૃત કાવ્ય શ્રી રામચંદ્ર-ગણિએ વિ. સં ૧૪૯૦ માં રચ્યું છે. એમાં વિક્રમ પંચદંડની જુદી જુદી આખ્યાયિકાઓ છે. તેનું ભાષાંતર પણ પ્રૉ૦ મણિભાઇએ કરેલું પ્રકટ થયું છે.

(ઞ) શત્રુંજય માહાત્મ્યઃ—૧૦૦૨૪ શ્લોકપુર આ સંસ્કૃત કાવ્ય વિ. સં. ૪૭૭ માં શ્રી ધનેશ્વરસૂરિ (શિલાદિત્યના વારામાં-તેના પ્રતિબોધક) એ રચ્યું છે. આમાં શ્રી સૌરાષ્ટ્રમાં આવેલા શત્રુંજયના તીર્થ માહાત્મ્ય ઉપર શ્રી ઋષભદેવથી માંડી આધુનિક કાળનાં ઐતિહાસિક ચરિત્રો છે. ભાષાંતર ... શ્રી ભાવનગર ... ધર્મ પ્રસારક સભા તથા "જૈન" પત્ર બંને તરફે નિર્જરાનો મહાન.

(ટ) ભરતેશ્વર બાહુબળીઃ—... લેખકો વચ્ચે કેવી ... ૨૮૨ શ્લોકપુર આ ગ્રંથ વિ. સં. ૧૫૯૦ માં શ્રી ... (Plagiarism) ... માં શ્રી ઋષભદેવના પુત્ર શ્રી ભરત રાજા, તથા શ્રી કાલિકાચાર્ય, ભદ્રબાહુ ... ૯૯ મહા

પુરુષો અને ૫૪ મહા સતીઓના [સીતા, દમયતી, સુલસા આદિ] ચરિત્રો છે રા રા મોતીચદ ઓધવજી શાહે અનુવાદિત કરેલો એ ગ્રથ પ્રસિદ્ધ થયો છે

(ઠ) **જગડુ (જગદ્દેવ શેઠ) ચરિત્ર :**—૭ સર્ગવાળુ ૩૮૮ શ્લોકયુક્ત આ સંસ્કૃત કાવ્ય શ્રી સર્વાનદસૂરિએ વિ સં. ચૌદમા સૈકામા લખ્યું છે. એમા વિ સં. ૧૩૧૩-૧૪-૧૫ મા પડેલા વિકરાળ દુષ્કાળ વેળા લોકોને અનાદિ વડે જીવિતદાન આપનાર જગડુશાનું તથા ગુજરાતના રાજા વીરધવળ આદિનું, કચ્છ-સિંધ આદિના રાજાઓનું પ્રાસગિક ચરિત્ર છે રા રા મગનલાલ દલપતરામ ખખ્ખરે કરેલું આનું ભાષાતર મૂળ સાથે મુદ્રિત થયુ છે

(ડ) **જૈનકુમાર સંભવ** —૧૨૨૬ શ્લોકપુર આ સંસ્કૃત કાવ્ય શ્રી જયશેખરસૂરિએ વિ સ. ૧૪૬૨ મા લખ્યુ છે, આમા શ્રી ઋષભદેવ, ભરત, બાહુબલી આદિના અધિકાર છે એનું ગુજરાતી ભાષાતર ૫ હીરાલાલ હસરાજે કરેલુ પ્રસિદ્ધ થયુ છે

(ઢ) **ગુર્વાવલી :**—૭૬૦ શ્લોકપુર આ પટ્ટાવલી સસ્કૃતમા કાવ્યરૂપે શ્રી મુનિસુદરસૂરિ, જેણે **શાંતરસરાસ** રચ્યાનું આપણે અગાઉ જણાવ્યુ છે, તેણે [ શ્રી સુધર્માસ્વામીથી (વિ સં ૪૭૦ પૂર્વે) પોતાના વખત સુધીના આચાર્યોની ] રચી છે આ ગુજરાતી ભાષાતરરૂપે પ્રસિદ્ધ થયેલ છે

(ણ) **હરિવિક્રમ ચરિત્ર :**—૫૩૫૦ શ્લોકપુર આ સસ્કૃત કાવ્ય આગમિક શ્રી જયતિલકસૂરિએ વિ સં ૧૪૩૬ મા રચ્યુ છે તેનું મરાઠીમા ભાષાતર શ્રી ગાયકવાડ સરકાર તરફથી અને ગુજરાતીમાં "જૈન" પત્ર તરફથી પ્રસિદ્ધ થયુ છે

(ત) **સુકૃત સંકીર્તન** —આ એક હજાર શ્લોકબદ્ધ સંસ્કૃત કાવ્ય ગુર્જર જૈન મત્રી વસ્તુપાળ-તેજપાળના ચરિત્રરૂપે વિ સ ૧૫૦૦ ના અરસામા શ્રી અરિસિહ અને અમરસિહે લખ્યુ છે તેનું ગુજરાતી ભાષાતર શ્રી ગાયકવાડ સરકાર તરફથી પ્રસિદ્ધ થયુ છે શ્રી ગુર્જર નૃપતિ વીરધવળના પુરોહિત સોમેશ્વરદેવે શ્રી વસ્તુપાળના યશોમાનરૂપ "**કીર્તિ કૌમુદી**" નામનુ જે કાવ્ય લખ્યું છે અને જેનુ ભાષાતર ગ રા વલ્લભજી હરિદત્ત આચાર્યે કર્યું છે, તેવો આ ગ્રન્થ છે

(થ) **સુલસા ચરિત્ર** —૮૦૦ શ્લોકપુર આ કાવ્ય આગમિક શ્રી જયતિલકસૂરિએ વિ સ ૧૪૩૬ મા રચ્યુ છે આમા શ્રી મહાવીરદેવની પરમ શ્રાવિકા સુલસા સતીનું ચરિત્ર છે પરાભક્તિનું સ્વરૂપ આ ચરિત્રથી સમજાય એમ છે. ગુજરાતી ભાષાતર સાથે આ કાવ્ય પ્રસિદ્ધ થયુ છે　　ઇત્યાદિ　　•

## (૨) ન્યાય. (Logic).

(क) **ષડ્દર્શન સમુચ્ચય** :—ન્યાય વિષયક આ સંસ્કૃત પદ્યાત્મક ગ્રન્થ માત્ર ૮૭ શ્લોકનો શ્રી હરિભદ્રસૂરિએ વિ. સં. છઠ્ઠા સૈકામાં રચ્યો છે. તેના પર વિ. સં. ૧૪૬૦ ના અરસામાં શ્રી ગુણરત્નસૂરિએ ૪૫૦૦ શ્લોકપુર **"તર્ક રહસ્ય દીપિકા"** નામની વૃત્તિ રચી છે. આમાં છએ દર્શનનું ન્યાયયુક્તિપૂર્વક નિરૂપણ કરી, સ્યાદ્વાદની સિદ્ધિ કરી છે. પ્રૉ. મણિભાઇએ ભાષાંતર કરેલો આ ગ્રન્થ મુદ્રિત થયો છે.

(ख) **સ્યાદ્વાદ મંજરી** :—આ મૂળ ગ્રન્થ માત્ર ૩૨ સંસ્કૃત શ્લોકનો છે. શ્રી હેમચંદ્રાચાર્યે "અન્ય યોગ વ્યવચ્છેદ" રૂપે શ્રી મહાવીરદેવની આ ૩૨ કાવ્યોવડે વિ. સં. બારમી સદીમાં સ્તુતિ કરી છે, તેના પર વિ. સં. ૧૩૪૯ માં શ્રી મલ્લિષેણ-સૂરિએ સ્યાદ્વાદમંજરી નામની આ ટીકા લખી છે. આમાં પણ જુદાં જુદાં દર્શનોની પર્યાલોચનાપૂર્વક સ્યાદ્વાદની ન્યાયયુક્તિપૂર્વક સિદ્ધિ કરી છે. આ ગ્રન્થ બી.એ. (B.A.) ના ઐચ્છિક વિષય તરીકે મુંબઇ યુનિવર્સિટીએ માન્ય કરી દાખલ કર્યો છે. આનું ભાષાંતર હિંદી તથા ગુજરાતીમાં થયું છે.

(ग) **અનેકાંત વાદપ્રવેશ**:—૭૨૦ શ્લોકનો આ સંસ્કૃત ન્યાય વિષયનો ગ્રન્થ શ્રીમદ્ હરિભદ્રસૂરિએ વિ૦ સં૦ છઠ્ઠી સદીમાં લખ્યો છે. એમાં પણ ન્યાયપૂર્વક અનેકાંતવાદનું નિરુપણ છે. આનું ગુજરાતી ભાષાંતર પ્રૉ૦ મણિભાઇએ કરેલું પ્રસિદ્ધ થયું છે.

(घ) **લોકતત્ત્વનિર્ણય**:—

"पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु ।
युक्तिमद्वचनं यस्य कार्यस्तस्य परिग्रहः ॥"

આ યાદગાર સૂત્રો આ ગ્રન્થમાં પ્રકાશનાર શ્રી હરિભદ્રસૂરિએ વિ૦ સં૦ છઠ્ઠી સદીમાં ૭૦૦ શ્લોકપુર આ ગ્રન્થ સંસ્કૃત કાવ્યરૂપે પ્રકાશ્યો છે. તેનાપર એક સવિસ્તર ટીકા થયેલી છે, તે નાશ પામી હોય કે કેમ પણ તે હાથ આવતી નથી. આ મૂળ ગ્રન્થમાં મૂળરૂપે ઋગ્-યજુર્ એ વેદ, તથા મનુસ્મૃતિ, ભગવદ્ગીતા આદિના શ્લોકો અવતારી તેનો પૂર્વાપર વિરોધ બતાવી ન્યાય પુરઃસર સદ્દેવનુ નિરુપણ કર્યું છે. આનું સમૂળ ભાષાંતર ભાવનગર જૈ૦ ધ૦ પ્રસારક સભાએ પ્રસિદ્ધ કર્યું છે. ઇત્યાદિ.

## (૩) જૈન તત્ત્વજ્ઞાન. (Philosophy).

(क) **તત્ત્વાર્થાધિગમ**:—આ મૂળ ગ્રન્થ માત્ર ૨૨૫ શ્લોકપુર સંસ્કૃત સૂત્રરૂપે વિ૦ સં૦ દોઢ સૈકા પૂર્વે (શ્રી વીરાત્ ચોથા સૈકામાં) શ્રી ઉમાસ્વાતિ વાચકે

રચ્યોછે; તેપર ભાષ્ય પણ પોતે ૨૧૪૨ શ્લોકપુર લખ્યું છે. એ સિવાય બીજી પણ અનેક વિસ્તૃત ટીકાઓ (એક તો ૮૪૦૦૦ શ્લોક પ્રમાણ) રચાઇ છે; જે જૈન સાહિત્યના મળી આવતા સસ્કૃત--પ્રાકૃત ગ્રન્થ વિભાગમાં નિવેદન કરશું. આ મૂળ સૂત્રો ભાષ્ય સાથે બગાળાની રાયલ એશિયાટિક સોસાયટિની શાખા તરફથી મુદ્રિત થયાં છે. એનું ભાષાંતર "શ્રી પરમશ્રુત પ્રભાવક મડળ--મુબઇ" તરફથી પ્રસિદ્ધ થયું છે. જૈન તત્ત્વજ્ઞાન શું છે, એનું આ ગ્રથથી બહુ સારી રીતે જ્ઞાન થાય એમ છે. જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એનાં સ્વરૂપ વિવિધ રીતે સૂક્ષ્મ રીતે આનુષગિક વિચારો સાથે બનાવ્યાં છે. આ ગ્રથ, તેની **સર્વાર્થ સિદ્ધિટીકા** સાથે એમ, એ, (M. A.) માં મુબઇ યુનિવર્સિટીએ ભાષાવિભાગમાં દાખલ કર્યો છે

(ख) **ગુણસ્થાન ક્રમારોહ**—સસ્કૃત પદ્યાત્મક મૂળ ૧૩૪ શ્લોક પુર ૧૨૫૦ શ્લોકપુર ટીકા સાથે શ્રી રત્નશેખરસૂરીએ વિ૦ સ૦ ચૌદમી સદીમાં લખ્યો છે. એમા આત્મ-ગુણશ્રેણિના ક્રમલક્ષણ--દશા આદિનું નિરૂપણ છે આત્મા કેટલી હદ સુધી નિર્મળતા - ઉજ્જ્વળતાને પામ્યો છે, તે લક્ષણ- દશા આદિ બતાવનારી આ ગુણશ્રેણિ છે. આનુ ગુજરાતી પ્રસિદ્ધ થયુ છે.

(ग) **કર્મગ્રંથ**:—આમાં ૧ કર્મવિપાક, ૨ બંધસ્તવ આદિ છ ગ્રથો છે. બધા પ્રાકૃતમાં છે; ટીકા સસ્કૃતમાં છે. પહેલા પાચ શ્રી દેવેંદ્રસૂરિએ **"કમ્મ પયડી** (કર્મપ્રકૃતિ)," **"પંચસંગ્રહ"** આદિ વિ૦ સં૦ બીજા સૈકામાં રચાયલા ગ્રંથને અનુસરી, તેમજ વિ૦ સ૦ નવમા સૈકામા શ્રીગર્ગર્ષિએ રચેલ પ્રાચીન કર્મગ્રથને અનુસરી, વિ૦ સ તેરમી સદીમા લખ્યા છે. એ પાચની મૂળ પ્રાકૃત ૫૨૨ ગાથા છે, તેપર પોતેજ ૧૧૦૦૦ શ્લોકપુર સસ્કૃતમા ટીકા રચી છે, જે ગુજરાતી ભાષાતર પ્રસિદ્ધ થયુ છે, તે આ ટીકાનુ નહિ, પણ બીજી ટીકા શ્રી યશસોમસૂરિએ વિ. સ૦ સોળમા સૈકામા કરી છે અને જેનું પ્રમાણ એથી વિશેષ છે, તેનું થયુ છે. છઠ્ઠો ગ્રથ જે 'સત્તરી' (સપ્તતિકા ૭૦) ને નામે ઓળખાય છે તેમા મૂળ પ્રાકૃત ગાથા ૯૧ છે, અને તે શ્રી ચદ્રર્ષિ મહત્તરે વિ૦ સ૦ દશમા સૈકામા રચેલ છે, તે સવિસ્તર ટીકાના ભાષાતર સાથે પ્રસિદ્ધ થયો છે. આમા કર્મ એટલે શુ? જીવ તે કેવા પ્રકારે કેવા કારણે બાધે છે? તેની પ્રકૃતિઓ શુ? તે કેવા કેના પ્રકારે ઉદય આવે? એ વગેરેનું સૂક્ષ્મ નિરૂપણ કર્યું છે. જૈનોનો આ પરમ સારરૂપ તાત્ત્વિક ગ્રથ છે. હીનકાળ યોગે એના અભ્યાસીઓ બહુ થોડા છે. ઇત્યાદિ.

## (૪) દ્રવ્યવિચાર:—Metaphysics.

(क) દ્રવ્યાનુયોગતર્કણા:—(ગુજરાતીમાંથી સંસ્કૃતમાં રચાયલો ગ્રંથ ). ગુજરાતી પદમાં "દ્રવ્યગુણ પર્યાય" નો રાસ વિવરણ સાથે શ્રી યશોવિજયગણિએ વિ૦ સં૦ ૧૭૨૦ આસપાસમાં રચ્યો છે. એ ઉપરથી આ ગ્રંથ સંસ્કૃતમાં ૨૦૦૦ શ્લોકપુર શ્રીભોજ પંડિતે રચ્યો છે; આ ગુજરાતી વિવરણ સાથેનો રાસ તેમજ આ મૂળ ગ્રંથનું ભાષાંતર બંને પ્રસિદ્ધ થયાં છે. આ ગ્રંથમાં જગત્‌માં વસ્તુતઃ વસ્તુ (દ્રવ્ય પદાર્થ) શું છે? તથા તેનું તથા તે દ્રવ્યો જીવ, પુદ્ગલ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, કાલ, અને આકાશ એના ગુણ, પર્યાય (વિવર્ત્ત એ વગેરેનું સૂક્ષ્મ નિરૂપણ છે.

(ख) બૃહદ્ દ્રવ્યસંગ્રહ:—આ મૂળ ગ્રંથ પ્રાકૃત ગાથામાં ૫૮ શ્લોકનો વિ૦ સં૦ આઠમી સદીમાં દિગંબર શ્રી નેમિચંદ્ર સિદ્ધાંતીએ રચ્યો છે; તેનાપર વિ૦ સં૦ પંદરમી સદીમાં શ્રી બ્રહ્મદેવે ૨૦૦૦ શ્લોકપુર સંસ્કૃત ટીકા લખી છે. આ ગ્રંથ શ્રી પરમશ્રુત પ્રભાવક મંડળ-મુંબઇ તરફથી ભાષાંતર સાથે પ્રસિદ્ધ થયો છે. આમાં દ્રવ્યોનું, તેના ગુણ પર્યાયનું, જ્ઞેય-હેય--ઉપાદેયનું વ્યવહાર-નિશ્ચય દૃષ્ટિએ નિરૂપણ કરેલું છે. આ ગ્રંથ જયપુરના મહારાજાએ જયપુર સંસ્કૃત યુનિવર્સિટીમાં ઉપાધ્યાય પદવીની પરીક્ષા માટે નિયત કર્યો છે.

(ग) પંચાસ્તિકાય:—આ મૂળ ગ્રંથ પ્રાકૃતમાં શ્રી દિગંબરી કુંદકુંદાચાર્યે વિ૦ સં૦ પહેલા સૈકામાં લખ્યો છે. તેનાપર શ્રી અમૃતચંદ્રસૂરિએ વિ૦ સં૦ દશમા સૈકામાં સંસ્કૃત ટીકા લખી છે. આ ગ્રંથ પણ ભાષાંતર સમેત (ख) પ્રમાણે પ્રસિદ્ધ થયો છે. આમાં પણ જગત્સ્થિત મૂળ દ્રવ્યોનું, તેના ગુણ-સ્વભાવ, પર્યાયોનું નિરૂપ્યું છે. આ વર્ગમાં જણાવેલા આ ત્રણે ગ્રંથો ભિન્ન ભિન્ન રીતે પણ એકજ દૃષ્ટિબિંદુથી વસ્તુતત્ત્વનું નિરૂપણ કરે છે, જે તેના અભ્યાસીઓને નિઃસીમ આનંદ આપે છે. ઇત્યાદિ.

## (૫) અધ્યાત્મ યોગ.

(क) અધ્યાત્મ સાર:—દંભત્યાગ, માનત્યાગ, વૈરાગ્યસ્વરૂપ, વૈરાગ્યસંભવ, સમતા આદિ અનેક અધિકાર યુક્ત આ ગ્રંથ આત્મહિતના અનન્ય કારણરૂપ છે. સંસ્કૃત પદ્યાત્મક ૧૩૦૦ શ્લોકપુર શ્રીમાન્ યશોવિજયગણીએ એ ગ્રંથ વિ૦ સં૦ ૧૭૨૫ ના અરસામાં પ્રકાશ્યો છે. એનું ગુજરાતી ભાષાંતર પ્રસિદ્ધ થયું છે.

(ख) યોગબિંદુ:—બૌદ્ધ, સાંખ્ય, વૈદિક યોગના સ્વરૂપની સ્વરૂપતઃ ઐક્યતાની સંધિપૂર્વક યોગનાં અધ્યાત્માદિ જુદાં જુદાં અંગોનું નિરૂપણ કરનાર આ સંસ્કૃત

પદ્યરૂપ ૫૨૦ શ્લોકપુર ગ્રંથ શ્રી હરિભદ્રસૂરિએ પોતેજ રચેલી ૩૬૨૦ શ્લોકપુર ટીકા સાથે વિ૰ સ૰ છઠ્ઠી સદીમા પ્રકાસ્યો છે મરહુમ ડૉ૰ મણિભાઇએ કરેલુ તેનુ ભાષાતર શ્રી ગાયકવાડ સરકાર તરફથી પ્રસિદ્ધ થયુ છે આ ભાષાતર મૂળનુજ છે, ટીકાનુ નથી

**(ग) જ્ઞાનાર્ણવઃ**—૪૦૦૦ શ્લોકપુર આ સસ્કૃત પદ્યાત્મક ગ્રથમા આત્માના અસ્તિત્વ, નિત્યત્વ આદિ, જડવસ્તુના અનિત્યત્વ-અસારત્વ આદિ, જ્ઞાન, મૈત્રી-પ્રમોદ આદિ ભાવના-અનુપ્રેક્ષા, ધર્મ-શુક્લ ધ્યાનના સ્વરૂપ, તથા યોગના અધિકાર એ વગેરે આત્મહિતકર વિષયોનુ વિવેચન છે. શ્રી શુભચદ્રાચાર્યે એ ગ્રથ વિ૰ સ૰ સતરમી સદીમા રચ્યો છે દિગબર આમ્નાયનો છે હિંદી ભાષાતર આખાનુ શ્રી પરમ શ્રુત પ્રભાવક મડળ-મુબઇ તરફથી પ્રસિદ્ધ થયુ છે એમાના જુદા જુદા ખડોનુ ગુજરાતી ભાષાતર મર્હુમ મી વીરચંદ રાઘવજી ગાધી વગેરે તરફથી થયેલુ પ્રસિદ્ધ થયુ છે

**(घ) સમાધી શતકઃ**—આ સસ્કૃત પદ્યાત્મક ગ્રથમા આધિ-વ્યાધિ-ઉપાધિ-ગ્રસ્ત સસારમા મુઝાયલા જીવે સમાધિ, સામ્યભાવ, (Equilibrium of mind) કેમ રાખવા, દ્રષ્ટારૂપે કેમ રહેવુ એ વગેરેનો અધિકાર છે શ્રી પ્રભાચદ્રપૂજ્યે એ ગ્રથ વિ૰ સ૰ તેરમી સદીમા લખ્યો છે એનું ગુજરાતી ભાષાતર મર્હુમ ડૉ૰ મણિભાઇએ કરેલુ, તેમજ મુનિ બુદ્ધિસાગરે કરેલુ બન્ને પ્રસિદ્ધ થયા છે

**(ङ) શાંત સુધારસઃ**—શ્રી વિનય વિજય ગણિએ સસ્કૃત વિવિધ રાગરાગણી વાળી ઢાળોમા વિ૰ સ૰ ૧૭૧૦ ના અરસામા ૩૦૦ શ્લોકપુર આ ગ્રથ લખ્યો છે તેમા જીવને સમતા-શાતિ ઉપજાવે, સદ્‌વિચાર ટકાવે એવી અનિત્યાદિ બાર અનુપ્રેક્ષાનું, મૈત્ર્યાદિ ચાર ભાવનાનું વર્ણન છે ગુજરાતી ભાષાતર પ્રસિદ્ધ થયુ છે બીજું વિસ્તાર યુક્ત વિવેચન પૂર્વક અમારા તરફથી તૈયાર થયુ છે

**(च) અધ્યાત્મ કલ્પદ્રુમ**—**શાંતરાસના** કર્તા શ્રી મુનિસુદર સૂરિએ આ સસ્કૃત પદ્યાત્મક ગ્રંથ વિ સં ૧૪૫૦ મા લખ્યો છે તે પાચસો શ્લોકપુર છે એનુ ગુજરાતી ભાષાતર પ્રગટ થયુ છે બીજુ સવિસ્તર વિવેચન યુક્ત ભાષાતર ર રા મોતીચદ ગિરધરભાઇ કાપડીયા બી એ, એલ એલ બી, સોલિસિટર, (B A LL B, Solicitor) એમણે કરેલુ છપાય છે

**(छ) અધ્યાત્મોપનિષદ્ અથવા યોગશાસ્ત્ર**—બાર પ્રકાશમા સસ્કૃત પદ્યમા પોતેજ કરેલી ટીકા સાથે શ્રીમદ્ હેમચદ્રાચાર્યે આ ગ્રંથ વિ૰ સ૰ બારમી સદીમા રચ્યો છે તત્ત્વજ્ઞાન પ્રક્રિયા, ધ્યાન, યોગ, સમાધિ એ આદિનુ નિરૂપણ કરનાર પ્રાસગિક યોગ-પુરુષોના ચરિત્રો સાથેનો આ ગ્રંથ સાહિત્યતત્ત્વ રસિક પુરુષે આનદપૂર્વક વાચવા-વિચારવા જેવો છે આનુ ગુજરાતી ભાષાતર શ્રી **કેશરવિજયગણિ** આદિએ કરેલુ પ્રસિદ્ધ થયુ છે આ ગ્રથ ૧૨૦૦ શ્લોકપુર છે એની ટીકા ૧૨૦૦૦ શ્લોકપુર છે, પણ એ બધાનુ ભાષાતર નથી થયુ

(ज) યોગદૃષ્ટિ સમુચ્ચય—આ મૂળ સંસ્કૃત પદ્યરૂપ ગ્રંથ ૨૨૭ શ્લોકપુર શ્રીહરિભદ્રસૂરિએ વિ૦ સં૦ છઠ્ઠા શતકમા લખ્યો છે પોતે આત્મગુણની કેટલી હદે પહોચ્યો છે, અમુક દશા-દૃ યોગ્ય શું શું બાલ-અંતર લક્ષણો હોના જોઇએ એ વગેરે તત્ત્વજિજ્ઞાસુ આ ગ્રંથથી સમજી શકે એ છે, અર્થાત્ એ એક થર્મોમિટર (Thermometer) રૂપ ગ્રંથ છે એમા મિત્રા તારા આદિ યોગની આઠ દૃષ્ટિના સ્વરૂપ, તથા દરેક દૃષ્ટિમા વર્તતા જીવના શું શું લક્ષણ-બોધાદિ હોય એનું નિરૂપણ છે યોગના અષ્ટ અંગ તથા બીજા એ વગેરે શ્રી પાતંજલયોગ દર્શનનું સ્મરણ કરાવે છે આનું ગુજરાતી ઢાળરૂપે ભાષાંતર શ્રી યશોવિજયગણિએ વિ૦ સં૦ ૧૭૨૦ ના અરસામા કર્યું છે તે પ્રસિદ્ધ થયું છે બીજું મૂળગ્રંથ કર્તાએજ કરેલી ૩૦૦૦ શ્લોકપુર ટીકા સાથેનું ભાષાંતર શ્રી મુંબઇ-પરમશ્રુત પ્રભાવક મંડળ તરફથી યોજાય છે

(झ) જ્ઞાનસાર:—પૂર્ણાષ્ટક, જ્ઞાનાષ્ટક તપાષ્ટક, નિર્મદાષ્ટક, મમતાષ્ટક આદિ જુદા જુદા ૩૨ અષ્ટકોનો ૨૬૦ શ્લોકપુર આ સંસ્કૃત પદ્યરૂપ ગ્રંથ શ્રી યશોવિજય ગણિએ વિ સં ૧૭૨૫ ના અરસામા રચ્યો છે તેનાપર પં દેવચંદ્રજીએ સવિસ્તર ટીકા રચી છે, પણ મૂળનું જ ગુજરાતી ભાષાંતર વિવેચન સાથે મુંબઇ મી૦ દીપચંદ છગનલાલ શાહ બી એ, એમણે કરેલ પ્રસિદ્ધ થયુ છે ઇત્યાદિ

(૬) લોક સ્વરૂપ અથવા વિશ્વવ્યવસ્થા—(Universe, Cosmo )

(क) લોક પ્રકાશ—આ મૂળ ગ્રંથ સંસ્કૃતમા ૧૭૮૨૭ શ્લોકપુર શ્રી વિનય વિજયગણિએ વિ૦ સં૦ ૧૭૦૮ મા રચ્યો છે એમા વિશ્વવ્યવસ્થા, જંબુદ્વીપ-ભરતક્ષેત્ર, સ્વર્ગ-નરક, ઉર્ધ્વ-અધો-તિર્યગ્લોક, જ્યોતિષ ખગોળ-ભૂગોળ એ આદિ ગણિત વિચાર અંગે જૈનો શુ માન્યતા ધરાવે છે તેનું બારિક વર્ણન છે તેના પૂર્વ ભાગનું ગુજરાતી ભાષાંતર પં૦ હીરાલાલ હંસરાજે કરેલ મૂળ સાથે પ્રસિદ્ધ થયુ છે

(ख) જંબુદ્વીપ સંગ્રહણી—આ મૂળ ગ્રંથ પ્રાકૃત ૩૧૩ ગાથાયુક્ત મલધારી ચંદ્રસૂરિએ વિ સં તેરમી સદીમા લખ્યો છે તેપર સંસ્કૃત ટીકા ૩૫૦૦ શ્લોકપુર તેજ અરસામા મલધારી હેમચંદ્રસૂરિએ લખી છે આમા પણ (क) મુજબ વિષય છે ગુજરાતી ભાષાંતર પ્રસિદ્ધ થયુ છે ઇત્યાદિ

(૭) નીતિ—(Rules of Society Court &c or Social Ethics )

(क) અર્હન્નીતિ—હિંદુ ધર્મમા મિતાક્ષરા મનુસ્મૃતિ આદિના સૂત્રો છે, તેવ નીતિના સૂત્રરૂપ આ ગ્રંથ સંસ્કૃત ગદ્યરૂપે ૧૪૦૦ શ્લોકપુર શ્રીમદ્ હેમચંદ્રસૂરિએ વિ સં બારમા સૈકામા લખ્યો કહેવાય છે તેનુ ભાષાંતર પં૦ હીરાલાલ હંસરાજે કરેલ, તેમજ મી૦ મણિલાલ નથુભાઇ દોશી બી એ-એમણે કરેલ બને પ્રસિદ્ધ થયા છે આમા ૨૪ પ્રકરણ છે, અને એ દરેક એકેક તીર્થંકરની તેમ ચોવિશે ચોવિશ તીર્થંકરની સ્તુતિરૂપે છે, આમ આ સ્તુતિરૂપ ગ્રંથમા આશ્ચર્યકારક રીતે ઉક્ત નીતિ દાખવી છે

(ख) બુદ્ધિસાગર —આ ગ્રંથ (क) જેવો નથી, તથાપિ એમા સાર્વજનિક ઉપયોગી ધર્મ, સામાન્ય નીતિ, ગૃહ રાજ્ય, વ્યવહાર આદિના સૂત્રો છે એ મૂળ સંસ્કૃતમા ૪૦૦ શ્લોકપુર છે વિ સ ૧૫૨૦ મા માડવગઢ (મંડપદુર્ગ) ના નવાબ મુજફ્ફરખાના ખજાનચી સગ્રામસિંહ સોની, જેણે ૩૬૦૦૦ સોનૈયા મ્હોર ખર્ચી શ્રી ભગવતી સૂત્રની પ્રત લખાવી હતી, તેણે રચ્યો છે આનું ગુજરાતી ભાષાંતર સૌ૦ મણિભાઇએ કરેલુ પ્રસિદ્ધ થયુ છે ઇત્યાદિ

## (૮) નાટકો.—

(क) **નિર્ભય ભીમવ્યાયોગ** —આ નાટક શ્રી હેમચદ્રસૂરિના શિષ્ય રામચંદ્રસૂરિએ રચ્યુ છે, એમા કરુણારસ પ્રધાન છે, ભીમે કરેલી દ્રૌપદીની રક્ષા વગેરે વસ્તુ સંકલના છે. ગો૦ નારાયણભારથી યશવતભારથીએ નાટકરૂપેજ કરેલુ આનું ભાષાતર પ્રસિદ્ધ થયુ છે આ રામચંદ્રસૂરિના બીજા અનેક ગ્રંથો છે, તેમ નાટકો પણ છે, જે સંસ્કૃતમા હસ્તલેખરૂપે પાટણ આદિના ભડારમા વિદ્યમાન છે. થોડાં નામોઃ—(૧) કૌમુદી નાટક (પાટણ ભડાર) (૨) નલ વિલાસ નાટક (બૃ ટી) (૩) પ્રબધ રોહિણેય નાટક (પાટણ) (૪) રઘુ વિલાસ નાટક (આ ઘણું મોટું છે Dec College Library, Reported by Dr. Peterson) (૫) રાઘવાભ્યુદય નાટક (દશ અક) (બૃહત્ ટી૦ )

(ख) કરૂણાવજ્રાયુધ —આ નાટક સસ્કૃતમા ૫૦૦ શ્લોકપુર બીજા હરિભદ્રસૂરિના શિષ્ય બાલચદ્રસૂરિએ વિ સ તેરમી સદીમા લખ્યુ છે આમા પણ કરૂણારસ પ્રધાન છે જૈન મત્રી વસ્તુપાલની પ્રેરણાથી લખાયાનુ સૂત્રધારના મુખથી નાટકકાર જણાવે છે આનું પણ ગુજરાતી નાટકરૂપે ભાષાતર (क)ના ભાષાતરકારે કરેલુ પ્રસિદ્ધ થયુ છે આ તથા (क) નાટક તથા આ કર્તાના બીજા નાટકો પણ પાટણ આદિના ભડારમા છે આ સિવાય જેનુ ભાષાતર નથી થયુ એવા બીજા પ્રચલિત સ્તુતો અને સ્તોત્રોમા ઉપયોગમા આવતા નાટકો પણ જૈન લેખકોના રચેલા છે, જે સસ્કૃત-પ્રાકૃત વિભાગમા જણાવશુ ઇત્યાદિ

## (૯) જ્યોતિષ્-કાળજ્ઞાન-નિમિત્ત આદિઃ—(Astrology, Science &c )

(क) ભદ્રબાહુ સહિતા —આ ગ્રથ જૈનોનો અપૂર્વ જ્યોતિષનો ગ્રથ છે કહેવાય છે, કે આ ગ્રથ શ્રીવીરાત્ તીન સૈકામા (વિ સં પૂર્વે દોઢસો વર્ષે) શ્રી ભદ્રબાહુ સ્વામીએ રચ્યો છે આ ભદ્રબાહુ વરાહીસહિતાથી ઓળખાતા વરાહમિહીરના સસાર પક્ષે ભાઇ હતા. બન્ને ભાઇઓએ જ્યોતિષ્ની સહિતાઓ રચી છે જેનું ગુજરાતી ભાષાતર પ્રસિદ્ધ થએલ છે, તેને નામ તો ભદ્રબાહુ સંહિતા આપવામા આવ્યુ છે, પણ તે તે હોય એમ સશયાત્મક છે જૈનોનો એ અપૂર્વ જ્યોતિષ્નો ગ્રન્થ કોઇક ઠેકાણેજ મળે છે પ્રસ્તુત ભાષાતર તથા (૦)મા વિભાગના (क) અર્હન્નીતિના કર્તા અગે પણ સશયસ્પદ વાત છે

(ख) વિવેકવિલાસ:—બી. એ. (B. A.):માં ભાષાવિભાગમાં ઐચ્છિક વિષય તરીકે મુંબઇ યુનિવર્સિટીએ નિયત કરેલો આ ગ્રન્થ દાદા નામથી ઓળખાતા શ્રી જિનદત્તસૂરિએ વિ. સં. અગ્યારમી સદીમાં લખ્યો છે. એમાં જુદા જુદા વિષયો પૈકી આ વિભાગનો વિષય પણ છે. ૧૪૦૦ શ્લોકપુર એ સંસ્કૃત પદ્યગ્રન્થ છે. ગુજરાતી ભાષાંતર પ્રસિદ્ધ થયું છે. એ મૂળ ગ્રન્થ ઉપર ૧૦૦૦૦ શ્લોકપુર ટીકા શ્રી ભાનુચંદ્રગણિએ વિ૦ સં૦ ૧૬૭૧માં લખેલી પાટણ–અમદાવાદમાં મોજુદ છે. આ સિવાય આ કર્તાના **મેઘમાળા વિચાર, શકુન વિચાર** આદિ આ વિભાગના ગ્રન્થ ભાષાંતરરૂપે પ્રસિદ્ધ થયા છે. મેઘમાળામાં સૂર્ય–ચંદ્ર–નક્ષત્રાદિ કેવી સ્થિતિમાં હોય, મેઘનાં કેવાં ગર્જન–વર્ણ આદિ હોય, આકાશમાં કેવા રંગ આદિ હોય તો વરસાદ આવે, ન આવે એ વગેરેના જુદી જુદી બાબતોના વિચારો છે. સાયન્સનું ગૌરવ જાણનારે આ વિષયને વ્હેમરૂપ ગણી કાઢી નાંખવા યોગ્ય નથી; પણ, શાસ્ત્રીય રીતે પદાર્થ વિજ્ઞાનની શાસ્ત્રીય રીતે એના ગુપ્ત ભેદ–સંકેત–(Esoterics) શોધી કાઢવા મથવું જોઇએ છે. પદાર્થ વિજ્ઞાનીય ગ્રન્થો જૈન ભંડારોમાં છે, જેની **"જૈન ગ્રન્થાવલી"** જોવાથી ખબર પડવા યોગ્ય છે. ઇત્યાદિ.

## (૧૦) ઔપદેશિક.

(क) **ચતુઃશરણ તથા આતુરપ્રત્યાખ્યાન પ્રકરણ:**—આ બને પ્રાકૃતમાં છે; તેની અનુક્રમે ૬૪ અને ૮૪ ગાથા છે; શ્લોક ૮૭ અને ૧૦૦ છે. એ વિ૦ સં૦ પૂર્વે પાંચમા સૈકામાં શ્રી મહાવીરદેવના હસ્ત દિક્ષિત શિષ્ય શ્રી વીરભદ્રે રચેલા છે, એવું ટીકાકાર જણાવે છે. આ ગ્રન્થો જૈનાગમના "પયન્ના (પ્રન્નપ્ત)" રૂપે ઓળખાય છે. આનાં ભાષાંતર પ્રસિદ્ધ થયાં છે. એમાં મરણોન્મુખ જીવને શાંતિ મળવા, જીવન સાર્થક કરવા કેવી આંતર્ વૃત્તિ રાખવી જોઇએ, શું શું સદ્વિચાર કરવા જોઇએ, તે તથા પાપની આલોચના પૂર્વક નિંદા–ગર્હા, ક્ષમાયાચના સત્કૃતની અનુમોદના, સદ્દેવ–સદ્ધર્મનું શરણ ગ્રહણ, એ વગેરે તથા વાસ્તવિક રીતે, જે વસ્તુ પોતાની નથી, અને જે છોડ્યા વિના છુટકો નથી એ વગેરે દેહાદિપરથી મોહભાવ ઉતારવા રૂપ વિરતિનાં ઉપદેશ–વિધિ છે.

(ख) **સંબોધ સત્તરી (સપ્તતિકા):**—

"सेयंवरो आसंवरो वा बुद्धो अहवा अन्नो वा ।
समभावभावी अप्पा, लहई मुक्खं न संदेहो" ॥

અર્થાત્ **ગમે તો સ્વેતાંબર હોય, ગમે તો દિગંબર હોય, ગમે તો બૌદ્ધ હોય અથવા ગમે તે અન્ય હોય, પણ જો તે આત્મા સમભાવી, સમદર્શી હોય તો તે મોક્ષ પામે એમાં સંદેહ નથી.**—એ હૃદયમાં કોરી રાખવા યોગ્ય સત્રથી શરૂ થતો આ પ્રાકૃત ગ્રન્થ વિ. સ. છઠી સદીમાં શ્રી હરિભદ્રસૂરિએ લખ્યો છે. મારૂં એટલું

આપણું, સારું એટલું આપણું, મતમતાંતરજાળ, કદાગ્રહ, દુરાગ્રહ,–એ આપણાં નહિ, સત્યની સિદ્ધિ અસત્યની નહિ જ, એવા રૂપે લખાયલા ગ્રંથો ઉપકારી છે. આનું ભાષાંતર પ્રસિદ્ધ થયું છે.

(ग) **ઉપદેશમાળાઃ**—આ મૂળ ગ્રંથ પ્રાકૃતમાં ૫૪૪ ગાથાનો છે; શ્રી ધર્મદાસગણિએ રચ્યો છે. પ્રચલિત માનીનતા એવી છે, કે એ કર્ત્તા પણ (क) ના કર્ત્તાની પેઠે શ્રી વીરભગવાનના હસ્તદિક્ષિત શિષ્ય હતા. પણ મૂળ ગ્રન્થમાં સૂચિત થતો ઐતિહાસિક ભાગ (Historical allusions) જોતાં એ માનીનતા અમને અસમંજસ લાગે છે; અને એથી એમ અનુમાનાય છે, કે વિ૦ સં૦ બીજા સૈકા પછી આ કર્ત્તા થયા. આમાં ગૃહસ્થ તથા સાધુ યોગ્ય વિવિધ આત્મહિતકર બોધ છે. આ ગ્રન્થ ઉપર વિ૦ સં૦ નવમા સૈકાથી માંડી અઢારમા સૈકા સુધીમાંના જુદા જુદા સાધુઆચાર્યોએ રચેલ જુદી જુદી વૃત્તિ–ટીકા આદિ ચૌદ ગ્રંથો જુદા જુદા ભંડારોમાં હસ્તલેખ રૂપે મળી આવે છે. એક તો શતાર્થી એટલે એક ગાથાના સો અર્થ એવી છે. આ મૂળનું ભાષાંતર થયું છે; અને વિ૦ સં૦ ૧૭૨૦ માં શ્રી રામવિજયગણિએ કરેલી ૭૬૦૦ શ્લોકપુર સંસ્કૃત ટીકા સાથે આ ગ્રંથનું ભાષાંતર ભાવનગર જૈ૦ ધ૦ પ્રસારક સભા તરફથી છપાય છે.

(घ) **વૈરાગ્યશતકઃ**—સંસાર તાપથી અકળાયલા જીવને પરમ શાંતરસથી શીતળ કરનાર, સંસારાનિત્યતા ઉપદેશનાર આ શતક સો પ્રાકૃત ગાથાનું જૈન શાસ્ત્રોમાંથી ઉદ્ધરેલું ગુજરાતીમાં અનુવાદિત થઇ પ્રસિદ્ધિ પામ્યું છે.

(ङ) **શૃંગારવૈરાગ્યતરંગિણીઃ**—વિ૦ સં૦ ચૌદમી સદીમાં થયેલા શ્રી સોમપ્રભસૂરિએ આ સંસ્કૃત કાવ્ય લખ્યું છે. એકજ શ્લોકમાં શૃંગારની વાત કરી તેને ફરી તેજ શ્લોકમાં વૈરાગ્યરૂપે પરિણમાવવાની શૈલી આ ગ્રંથમાંના બધા શ્લોકમાં ધ્યાન ખેંચે એવી છે. જન્મથીજ વૈરાગ્યશિલ અથવા સત્સંગ–બોધ યોગે વૈરાગ્યશિલ થયેલને તો વૈરાગ્ય અનુકૂળ હોય જ; પણ શૃંગારમાં રાચી–માચી પડ્યા હોય તેને આ શૃગારતરંગિણી વાંચતાં વૈરાગ્યના તરંગો આવે એવો આ ગ્રંથ છે. આનું ભાષાંતર મુદ્રિત થયું છે.

(च) **ઉપમિતિ ભવ પ્રપંચઃ**—અનેક વખત બૌદ્ધમાં પલટી ગયેલા, છેવટે શ્રી હરિભદ્રસૂરિની "લલિત વિસ્તરા વૃત્તિ" (ગ્રંથ) થી બોધ પામેલા‡ શ્રી સિદ્ધર્ષિએ વિ. સ. ૯૬૨ માં સંસ્કૃત કાવ્યાત્મક ૧૬૦૦૦ શ્લોકનો આ ગ્રંથ લખ્યો છે. રૉયલ એશિયાટિક સોસાયટિની બંગાળાની શાખાએ આ ગ્રંથ પ્રસિદ્ધ કર્યો છે. આનું ગુજરાતી ભાષાંતર સોલીસીટર રા. મોતીચંદ કાપડીયાએ કરેલું કટકે કટકે પ્રસિદ્ધ થતું જાય છે. આમાં ભવપ્રપંચનું ઉપમારૂપે, નાટકરૂપે વર્ણન છે. ભવ–સંસાર એ એક નાટક

---

‡ આ વાત આ (च) ગ્રથમાં છે.

છે ;.તેમાં, જુદી જુદી, ગતિમાંથી આવેલા જુદા જુદા જીવો મોહાદિના પ્રેર્યા નવનવા વેષ.ભજવે છે ; એ આદિ આત્માર્થી-મુમુક્ષુઓને વાંચવા-વિચારવા યોગ્ય આ ગ્રંથ છે.

(છ) **પ્રબોધ ચિંતામણિઃ**—આ ગ્રંથ પણ (ચ) શૈલીનો છે. એમાં મોહ [આસુરી સંપત્તિ] અને વિવેક [દૈવી સંપત્તિ]નાં સ્વરૂપ, તેનાં પરસ્પર યુદ્ધ, અંતે મોહનો પરાજય, વિવેકનો વિજય એ આદિનાં કલ્પિત ચરિત્રાત્મક ઔપદેશિક નિરૂપણ છે. મૂળ ગ્રંથ સં૦ કા૦માં ૨૦૩૨ શ્લોક બદ્ધ વિ૦ સં૦ ૧૪૬૨માં શ્રી જયશેખર સૂરિ,-[૧] વિભાગના [ઙ] કુમાર સંભવના કર્તા,–એમણે રચ્યો છે. એનું ગુજરાતી ઢાળરૂપે **"મોહવિવેકનો રાસ"**, એ નામે ભાષાંતર શ્રી ધર્મમંદિરગણિએ વિ૦ સં૦ ૧૭૪૧ માં કરેલું પ્રસિદ્ધ થયું છે. બીજું ભાષાંતર શ્રી કેશરવિજયગણિએ કરેલું પણ ભાવનગર જૈ૦ ધ૦ પ્ર૦ સભા તરફથી હમણા પ્રકટ થયું છે.

[જ] **સમરાદિત્ય ચરિત્રઃ**—પોતાના શિષ્યોને બૌદ્ધોએ* મારી નાખેલ જાણી નિબિડ ક્રોધાવેશમાં આવી જઇ વિદ્યાબળથી બૌદ્ધોને હણી નાંખવા પ્રવર્તેલા, પણ ગુરુની ઔપદેશિક ગાથાઓ સાંભળતાં ઉપશાંતક્રોધ થયેલ શ્રી હરિભદ્રસૂરિએ એ ક્રોધાવેશના પ્રાયશ્ચિતરૂપે એજ ઔપદેશિક ગાથાઓને અવલંબી ૧૦૦૦૦ પ્રાકૃત ગાથા-બદ્ધ આ ચરિત્ર લખ્યું છે. એમાં વૈર, ક્રોધ, કષાયનાં કટુફળ આદિનું વર્ણન છે. આનું **"સમરાદિત્ય રાસ"** એ નામે ગુજરાતી વિવિધ ઢાળોરૂપે ભાષાંતર શ્રીપદ્મવિજયગણિએ વિ. સં૦ ૧૮૪૨ માં રચેલું પ્રસિદ્ધ થયું છે. આવાં અનેક સંસ્કૃત-પ્રાકૃત ચરિત્રોને ભાષાંતરરૂપે અથવા એ ચરિત્રોનો મૂળ ભાવ આવી જાય એવી છુટી શૈલિયે રાસોરૂપે છેલ્લી ચાર સદીમાં થયેલા જૈનસાધુઓએ ગુજરાતીમાં અવતાર્યા છે; જે "જૈન ગ્રન્થાવલી" ઉપરથી મૂળ સસ્કૃત-પ્રાકૃતરૂપે, અને આ લેખના પ્રાંતે ટાંકેલી છાપેલી રાસોની યાદી+ ઉપરથી ગુજરાતી રૂપે ઓળખી શકાય એમ છે. સ્વપરહિત માટે ઘરબાર ત્યાગી નિઃસીમ પુરૂપાર્થ કરનારા આ જૈન સાધુઓપ્રતિ આપણને અવશ્ય માન ધન્યવાદની લાગણી સ્ફુરશે. ઇત્યાદિ.

## (૧૧) ધર્મવિશેષ; સામાન્ય ધર્મઃ—

(ક) **ધર્મબિંદુઃ**—આ મૂળ ગ્રન્થ સંસ્કૃત સૂત્રોરૂપે ૨૭૩ શ્લોકપુર શ્રી હરિભદ્ર-સૂરિએ વિ. સં. ૭મા સૈકામાં રચેલ છે. તેનાપર વિ. મ. બારમી સદીમાં થયેલા શ્રી મુનિચંદ્રસૂરિએ ૩૦૦૦ શ્લોકપુર ટીકા રચી છે. આમાં આઠ અધ્યાય છે. પ્રથમ અધ્યાયમાં **સર્વદર્શનસંમત** સામાન્ય ધર્મનું નિરૂપણ છે; પછી શ્રાવકયોગ્ય વ્રતવિશેષાદિ વિશેષધર્મ, યતિધર્મ એ વગેરેનું નિરૂપણ છે. શાસ્ત્રી રામચદ્ર દીનાનાથે કરેલું આનું ભાષાંતર મુદ્રિત થયું છે.

---

* આ વાત પણ આ ગ્રન્થમાં છે.

+ આ યાદી આ સંગ્રહમાં સામેલ કરવામાં આવી નથી

(ख) પુરૂષાર્થસિદ્ધિ ઉપાય અથવા જીનપ્રવચન રહસ્યકોશ:—આ મૂળ સંસ્કૃત પદ્યરૂપ ૩૦૨ શ્લોકનો ગ્રન્થ શ્રી અમૃતચદ્રસૂરિએ વિ. સ. દશમા સૈકામાં રચ્યો છે. એમાં નિશ્ચયપૂર્વક વ્યવહારધર્મનું, પુરૂષ એટલે શું? પુરૂષનો અર્થ એટલે શું? એની સિદ્ધિ એટલે શું? અને એ પુરૂષાર્થસિદ્ધિ કેમ થાય? એ આદિનું જૈનધર્મ-સ્વરૂપાનુસાર ઝીણી રીતે નિરૂપણ કર્યું છે. અનુવાદિત આ ગ્રન્થ પ્રસિદ્ધ થયેલ છે. આ ગ્રન્થ દિગબર આમ્નાયનો છે.

(ग) શ્રાવક પ્રજ્ઞપ્તિ:—આ મૂળ સંસ્કૃત ગ્રંથ વિ૦ સં૦ પૂર્વે બીજા સૈકામાં થયેલા શ્રી ઉમાસ્વાતિ વાચક,-(૩) વિભાગના (क) તત્ત્વાર્થાધિગમના કર્ત્તા,-એમણે રચ્યો છે. આ મૂળનુ ભાષાંતર મુદ્રિત થયું છે.

(घ) પ્રશમરતિ:— આ ગ્રથ પણ (ग) ના કર્ત્તા શ્રી ઉમાસ્વાતિ વાચકનો છે મૂળ સસ્કૃત ૩૧૩ શ્લોક છે. તેપર વિ૦ સં૦ ૧૧૮૫ માં બીજા હરિભદ્રસૂરિએ વિવરણ લખ્યું છે ૉયલ એશિયાટિક સોસાયટિની બંગાળાની શાખા તરફથી આ ગ્રથ મુદ્રિત થયો છે, ગુજરાતી ભાષાતર પણ મૂળનુ પ્રસિદ્ધ થયું છે.

(ङ) ધર્મરત્ન પ્રકરણ:—આ મૂળ પ્રાકૃત ૧૮૧ ગાથાનો ગ્રન્થ, શ્રી શાંતિ-સૂરિએ વિ૦ સં૦ બારમી સદીમા લખ્યો છે, તેનાપર ૧૦૦૦૦ શ્લોક પુર ટીકા શ્રી દેવેંદ્રસૂરિએ વિ૦ સ૦ તેરમી સદીમા લખી છે. આમાં ન્યાયવિભવ (Honest Earnings) એ ધર્મ માર્ગનુ પહેલુ પગલું છે,--એવા માર્ગાનુસારીના ગુણ, દ્રવ્ય (formal) તથા ભાવ (real) શ્રાવકના ગુણ, દ્રવ્ય સાધુ તથા ભાવ સાધુના ગુણ એ વગેરેનુ દ્દષ્ટાંત સાથે વર્ણન છે. પાલીતાણા જૈન વિદ્યા પ્રસારક વર્ગ તરફથી આનું ભાષાંતર પ્રસિદ્ધ થયુ છે. ઇત્યાદિ.

## (૧૨) ક્રિયા.—Rituals

(क) શ્રાદ્ધવિધિ અથવા વિધિકૌમુદીવૃત્તિ—આ મૂળગ્રન્થ માત્ર ૧૭ ગાથાનો પ્રાકૃતમાં છે. તેનાપર વિધિકૌમુદી નામની ટીકા શ્રી રત્નશેખરસૂરિએ વિ૦ સં૦ ૧૫૦૬ મા ૬૭૬૧ શ્લોકપુર રચી છે આમા ગૃહસ્થના આચાર, તેઓની દિવસસંબંધી, રાત્રિ-સબંધી, પર્વસબંધી, જન્મથી માંડી મરણપર્યંત સંબધી શું અને કેવી ચર્યા હોવી જોઇએ, તે તથા પોતપોતાના ધર્મમા રહી આવશ્યક ષટ્ક્રિયા (કર્મ) કેવી રીતે કરવાં જોઇએ, તેનો તથા શુદ્ધ વ્યવહાર ધર્મનો ઝીણો બોધ છે. આનુ ભાષાંતર "જૈન" પત્ર તરફથી તેમજ બીજાં બે સ્થળેથી પ્રસિદ્ધ થયુ છે.

(ख) આચાર પ્રદીપ:—આ ગ્રથ પણ શ્રી રત્નશેખરસૂરિએ વિ. સં. ૧૫૧૬ મા ૪૦૦૦ શ્લોક પુર રચ્યો છે, સંસ્કૃતમા છે, મૂળ તથા ભાષાંતર બને પ્રસિદ્ધ થયાં છે. ભાષાંતર (ધણુંકરી) શાસ્ત્રી રામચદ્ર દીનાનાથે કર્યું છે.

(ग) આચાર દિનકર.—મૂળ ૧૨૫૦૦ શ્લોક પુર આ સંસ્કૃત ગ્રન્થ વિ. સં. ચૌદમી સદીમાં શ્રી જયાનદસૂરિના શિષ્ય વર્દ્ધમાનસૂરિએ રચેલો છે. આમાં ગૃહસ્થોન.

આચાર ધર્મનું વિગતે વર્ણન છે. જેમ હિંદુ ધર્મમાં (બ્રાહ્મણોમાં) જન્મથી માંડી મરણપર્યંતના ગર્ભ, સીમંત, જન્મ, અન્નપ્રાશન, ઉપવીત, વિવાહ આદિ સંસ્કરણ વિધિ છે, તેમ જૈનોમાં પણ તેવા સોળસંસ્કાર છે. જેનું વિધિઅનુષ્ઠાન પૂર્વક વિગતે વર્ણન આ ગ્રન્થમાં છે. આ ગ્રન્થનો આ વિભાગ શ્રીમદ્ આત્મારામજીએ વિ. સં. ૧૯૫૨ માં રચેલા **"જૈન તત્ત્વ નિર્ણય પ્રાસાદ"માં** ભાષાંતરરૂપે ઉદ્ધાર્યો છે. ઇત્યાદિ.

અત્રે ગુજરાતી વિભાગ ઉપસંહાર પામે છે. સાહિત્યના જુદા જુદા અંગભૂત વિષય ગણી, તે તે વિષયને લગતા સંસ્કૃત-પ્રાકૃત જૈન ગ્રન્થો, જે ભાષાંતરરૂપે ગુજરાતીમાં અવતરણ પામેલા છે, તેની ટુંક અને અપૂર્ણ નોંધ અત્રે લીધી છે. સાહિત્યના આ જુદા જુદા પ્રદેશના જૈનેતર ગ્રન્થો પ્રાયઃ પ્રસિદ્ધિ પામ્યા છે. આ નોંધમાં જણાવેલા ગ્રન્થો એકી વખતે બધાને ઉપયોગી થઇ શકે એમ નથી; તથાપિ પ્રત્યેક જુદા જુદા વિષયના ગ્રન્થો પ્રત્યેક જુદી જુદી પ્રકૃતિ-વૃત્તિ-દશાવાળા પુરુષોને ઉપયોગી થવા યોગ્ય છે. જૈન પરિભાષાથી અજાણ વિદ્વાન્‌ને પણ કદાચ કંટાળો આવશે, એવો ભય રહે છે. પણ હાલ તરત નિરુપાયતા છે. **જૈન પારિભાષિક શબ્દકોષ યોજવાનું કોઇ કરશે, તો મહદ્ ઉપકાર થશે.** એવા પારિભાષિક શબ્દો યથાર્થ ન સમજાયાથી પ્રૉ૰ મણિભાઇ વગેરે, જેઓએ કેટલાક જૈન ગ્રન્થોનાં ભાષાંતર કરી જૈન સાહિત્ય પ્રકાશમાં આણ્યું છે, તેઓ પણ ક્વચિત્ ક્વચિત્ ન્યૂનાધિક, કે વિપરીત, કે અસમંજસ અર્થ કરવાની ભુલ કરી ગયા છે.

## (ख)—સંસ્કૃત-પ્રાકૃત વિભાગઃ—

ગુજરાતી વિભાગ કરતાં આ વિભાગ ઘણા મોટા વિસ્તારવાળો છે; છતાં વિસ્તાર ભયથી કોઇ કોઇની ઉપયુક્ત નોંધ લઇ અવશિષ્ટ ભાગ ટુંકમાં પતાવશું. એ અવશિષ્ટ તથા સમગ્ર ભાગ માટે અમે **"જૈન ગ્રન્થાવલી"** જોવાની આ વિષયના જિજ્ઞાસુને ભલામણ કરશું. આ ગ્રન્થાવલી હમણાંજ જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ તરફથી બહાર પડી છે. એમાં કૉન્ફરન્સની શરૂઆતથી અત્યાર સુધીમાં શોધાયલા ચાર-પાંચ ભંડારોમાંના જૈન ગ્રન્થોની યાદી છાપી છે. એ યાદી માત્ર સંસ્કૃત-પ્રાકૃત ગ્રન્થોની છે. એમાં વિષયવાર વર્ગ કર્યા છે,—ઉ. ત. (૧) આગમસૂત્રો, ટીકા આદિ સાથે. (૨) ન્યાય. (૩) વાદસ્થળ. (૪) પ્રક્રિયા. (૫) ઉપદેશ. (૬) તત્ત્વજ્ઞાન. (૭) ચરિત્રો. (૮) કથાઓ. (૯) કાવ્ય. (૧૦) વ્યાકરણ. (૧૧) અલંકાર. (૧૨) વિજ્ઞાન. ઇત્યાદિ૰ અને પ્રત્યેક ગ્રન્થ અંગે તેનું નામ, તેની પત્ર કે શ્લોકસંખ્યા, તેના કર્તાનું નામ, તે રચાયાની વિ૰ સં૰ મિતિ અને તે હસ્તલેખ ક્યાં છે? તે તથા જરૂરયોગ્ય ફુટનોટ. લગભગ પાંચસો પાનાની આ ફેરીસ્ત છે. અઢી હજાર વર્ષ પૂર્વેથી અઢારમી સદી સુધીમાં રચાયલા સંસ્કૃત-પ્રાકૃત ગ્રન્થોની આમાં નોંધ છે, છતાં એ નોંધ અપૂર્ણ છે. જુદા જુદા બધા ભંડારો શોધી શકાય, તો બીજા ઘણા ગ્રન્થો પ્રકાશમાં આવવાનો સંભવ છે. જેસલમેર, પાટણ, અમદાવાદના બે ભંડાર, લીંબડી અને ખંભાતના શા. નગીનદાસના

ભંડારોમાંના ગ્રન્થોનું આ લીસ્ટ મોટે ભાગે છે. આ સિવાય અમદાવાદમાં બીજા ભંડારો છે, તે વગેરે જો શોધવામાં આવશે, તો બીજા ગ્રન્થો પણ પ્રકાશમાં આવવા સંભવ છે. મારવાડમાં મેડતા, જોધપુર આદિ સ્થળોએ પણ જબરો સમૂહ પુસ્તકોનો છે. ઠેઠ કાશ્મીરમાં જામ્મુમાં પ્રાચીન પુસ્તકોનો ભવ્યભંડાર શ્રુત થયો છે. કર્ણાટકમાં કૉંજેવરમ પાસે દિગંબરી જૈનોનો પ્રાચીન ગ્રન્થોનો જબરો ભંડાર છે; સાંભળ્યું છે, કે ત્યાં ૩૬૦૦૦ તાડપત્રપર લખેલાં પુસ્તકો મોજુદ છે. પૂર્વકાળમાં થઇ ગયેલા એ ત્યાગી મહાત્માઓનાં પુરૂષાર્થબળ અને એકાગ્ર કાર્યધારા જોઇ સાનંદાશ્ચર્ય પ્રેમ–ભક્તિ સ્ફુરે છે. અમે આ લેખમાં જે ગ્રન્થોની નોંધ લીધી છે, તે પ્રાયઃ શ્વેતાંબર સંપ્રદાયના છે; તેમજ ઉપર જે **"જૈન ગ્રન્થાવલી"** ની સૂચના કરી છે, તેમાંના ગ્રન્થો પણ પ્રાયઃ એજ આમ્નાયના છે. દિગંબર સાધુઓએ પણ એવો અનુપમેય, અભિવંદનીય પુરુષાર્થ જુદી જુદી સ્વપર કલ્યાણકારી સાહિત્ય ધારા વરસાવવા, ટકાવવારૂપે કર્યો છે. અત્ર તો એની ઉપકાર અને અભિવંદન માત્ર રૂપ નોંધ લેવાનું બને એમ છે. સ્થાનકવાસી સંપ્રદાયના ગ્રથો જોવામાં નથી આવતા. દિગંબર આમ્નાયના ગુજરાતીમાં ક્વચિત્ જ હોય છે; નથી જ.

## (૧) પ્રાચીન જૈન વ્યાકરણો.

પાણિનિવ્યાકરણ હાલ પ્રાચીનમાં પ્રાચીન ગણાય છે. પણ એથી પણ પ્રાચીન વ્યાકરણ છે, અને તે મુદ્રિત થયુ છે, એ જાણી ઐતિહાસિક દૃષ્ટિએ જોનાર સાહિત્ય પ્રેમીને આનંદ થશે. આ વ્યાકરણ મહર્ષિ શાકટાયનનુ છે. આ શાકટાયન જૈન હતા, અને એઓ પાણિનિની પૂર્વે થયા છે, એવા પુરાવા આપણને મળે છે. પાણિનિ પોતાનાં વ્યાકરણ સૂત્રોમાં શાકટાયનના વ્યાકરણની શાખ આપે છેઃ—"त्रिप्रसृतिषु शाकटायनस्य." આમ જોતાં વ્યાકરણકાર **શાકટાયન** પાણિનિની પૂર્વે હતા. અને સોમદેવ ભટ્ટના **કથાસરિત્સાગર**, તથા પાણિનિના કૌમુદી વ્યાકરણપરની **સરલા** ટીકા (તારાનાથ તર્કવાચસ્પતિ કૃત.), અને બાબુ શિવપ્રસાદ સી. આઇ. ઇ. કૃત **ઇતિહાસતિમિરનાશક**, આ ત્રણે અનુસાર પાણિનિ વિ૦ સં૦ પૂર્વે બીજા સૈકામાં નવનંદના રાજ્યમા થયા. આમ જોતા શાકટાયન તે અરસામાં અથવા તે પહેલાં થયા હોવા જોઇએ. એ ગમે તેમ હોય પણ આ ગણત્રીએ ઓછામાં ઓછું બાવીશસો વર્ષ પહેલાનું, પાણિનિના વ્યાકરણ પહેલાનુ જૈન **શાકટાયન** વ્યાકરણ મળી આવે છે.

પ્રશ્ન થશે કે **શાકટાયન** જૈન હતા એની શુ ખાત્રી? આના માટે ત્રણ પુરાવા છેઃ—

(क) આ શાકટાયન વ્યાકરણ મદ્રાસ પ્રેસિડેન્સિ કોલેજના પ્રિન્સિપાલ પ્રોફેસ ગુસ્ટવ ઓપર્ટો એમણે સંપાદિત કરી પ્રસિદ્ધ કર્યું છે; તેની પ્રસ્તાવના ઉપરથી.

પ્રાકૃત ત્રણ પ્રકારની:છે.

(૧) સમસંસ્કૃત પ્રાકૃત.

(૨) તજ્જન્ત પ્રાકૃત: (સસ્કૃતપરથી થયેલી.)

(૩) દેશી પ્રાકૃત: શ્રી હેમચંદ્રસૂરિની દેશીનામમાલા, શ્રી પાદલિપ્ત-સૂરિની દેશીનામમાલા, શ્રી તરંગલોલા એ વગેરે આ પ્રાકૃત.

(૩) "જૈન ગ્રંથાવલી" પરથી પ્રાકૃત—સંસ્કૃત જૈન સાહિત્ય પ્રતીત થાય એમ છે. સંસ્કૃત સાહિત્ય ઘણું છે; પણ પ્રાકૃત સાહિત્ય તો તેથી પણ વિશેષ છે; અને એ પણ જેનો વાંચો લેવામા આવે અથવા જે ગૃહસ્થને નિષિદ્ધ છે, તે જૈન આગમ સૂત્રો નહિ; પણ પ્રકીર્ણ ગ્રંથો કાવ્યો, ચરિત્રો, ન્યાય, તત્ત્વજ્ઞાન, વ્યાકરણાદિ: આમ છે તો એ ભવ્ય સાહિત્યના ઉદ્ધાર—પ્રચાર—પ્રકાશ ખાતર કેવળ સાહિત્યના પ્રેમની ખાતર તેને સંસ્કૃતની પેઠે, અવસ્તા-પ્હેલ્વીની પેઠે, હાઇસ્કૂલ—કોલેજોમાં નિયત કરાવવા સાહિત્ય પ્રેમી વિદ્વાનોએ "આપ્પાપર" (મારૂં તારૂં) છોડી દઇ બહાર આવવાનો નિરીહ પ્રયાસ કરવાનો વખત આવી લાગ્યો છે.

(૪) જૈન લેખકોનો પુરુષાર્થ ધર્મવિષયક લેખો લખવામાં પરિસમાપ્ત થતો નથી એ પણ એ ગ્રંથાવલી જોવાથી સમજાય એમ છે. જુદા જુદા સાર્વજનિક, આનુષંગિક વિષયો પણ તેઓએ હાથ ધર્યા છે. થોડાં નામ જણાવી આ વિષય સમાપ્ત કરશું. સ્પષ્ટ કહેવાની જરૂર નથી, કે આ બધાં સાહિત્યે સીધી કે આડકતરી રીતે થોડું કે ઝાઝું પોષણ ગુજરાતી સાહિત્યને આપ્યું છે.

| નાટકો— | જૈન લેખકો— | દળ— |
|---|---|---|
| અનર્ઘ્ય રાઘવ અથવા મુરારિ | જિનહર્ષગણિ. | ૩૩૫૫ શ્લોક. |
| નાગાનંદ નાટક. | હર્ષદેવગણિ. | |
| રત્નાવલી નાટિકા. | " | ૨૦૦૦ શ્લોક. |
| પ્રબોધચંદ્રોદયવૃત્તિ. | રત્નશેખરસુરિ. | ૯૦૦ " |
| વિદ્ધશાલ ભંજીકા. | રાજશેખરસુરિ. | ૧૦૦૦ " |

ઇત્યાદિ નાટકો મુદ્રિત છે; પ્રચલિત છે; શાળા, મહાશાળામાં ચાલે છે; એ જૈન કવિઓની કૃતિઓ છે.

| | | |
|---|---|---|
| કાદંબરી ટીકા. | સિદ્ધિચંદ્ર. | |
| " દર્પણ. | મંડનમંત્રી. | |
| કિરાતાર્જુન ટીકા. | વિનયવિજય (વિ૦ સ. ૧૭૧૦) | ૭૫૦૦ શ્લો. |
| કુમારસંભવ ટીકા. | વિજયગણિ. | ૩૦૦૦ " |

માઘકાવ્ય ટીકા વલ્લભદેવ.
શિશુપાલવધ ટીકા. ચારિત્રવર્દ્ધન.
રઘુવંશ ટીકા. ગુણવિજય.

ઇત્યાદિ. વિશેષ માટે જિજ્ઞાસુ શ્રોતા-વાંચકને "જૈન ગ્રંથાવલી" (ફેરીસ્ત) જોવા વિનતિ છે.

વિ.૦ સ૦ પછી જુનામા જુનો મળી આવેલો ચરિત્રાત્મક ગ્રંથ શ્રી **પદ્મ-ચરિત્ર (રામચરિત્ર)** છે; તે શ્રી વિમલસૂરિએ વિ૦ સં૦ ૬૦ માં લખ્યો છે; દળ પ્રાકૃત ગાથા ૧૦૦૦૦ નું છે. તે પાટણના ભંડારમાં છે.

છેવટે મુંબઇમાં મળેલી બીજી ગુ૦ સા૦ પરિષદ્‌માં અમે જણાવેલી એક વાતનું પુનઃ સ્મરણ કરાવી આ વિષયને ઉપસંહરીએ છીએ :—

"It is *only in recent years* that the vast and intricate literature of Jainism has been *partially* explored and there is still much to be done in the way of translation and investigation, before the History of the order can be written. The ignorance of the real nature of its teachings is perhaps one cause of the contempt, which the order has excited among some Western Scholars."

(Imperial Gazetteer 1907 Edition Vol. I.)

અર્થાત્-જૈન ધર્મનું સાહિત્ય વિશાળ તેમ જ ગહન છે, અને તેની શોધ બહુ થોડી થયેલી છે; અને તે પણ થોડુક થયા, એટલે એ ધર્મ સબંધી ઇતિહાસ યોજવા પૂર્વે ભાષાંતર અને શોધ ખોળ રુપે હજી ઘણું કરવાનું છે. જૈન સાહિત્ય એક તો વિશાળ રહ્યુ, બીજું ગહન રહ્યું, અને એ અંગે જોઇતી શોધખોળો અધુરી; એથી એના તત્ત્વોનું વાસ્તવિક સ્વરુપ શું છે, એ સબધી અજ્ઞાનતા રહે એ સ્વાભાવિક છે; અને પાશ્ચાત્ય વિદ્વાનોની શુભ લાગણી જૈન ન જીતી શક્યું હોય તેમાં કદાચ આ અજ્ઞાનતા એક કારણ ગણી શકાય.........ૐ શાંતિ

---

## પ્રકરણ ૨ જું.

### ભાષા વિવેક.

**ગુજરાતી ભાષાનો જન્મ જૈનોથી થયો છે, અથવા તેઓનાથી થયો હોવો સંભવે છે?**—એ પ્રશ્નને કૃત્રિમ ગણી એની અમે આ વિષયના પહેલાં પ્રકરણના પ્રારંભમાં ઉપેક્ષા કરી છે. અમને લાગે છે, કે આ પ્રશ્ન કેવળ અસ્વાભાવિક

(ख) આ શાકટાયન પોતાના ન્યાસમાં (ન્યાસ, શબ્દાનુશાસન, વ્યાકરણ એ બધા એક અર્થના જુદા જુદા પર્યાયો છે એ વિદ્વાનોને સુવિદિત છે.) મંગલ પ્રારંભમાં જૈનોના ચરમ તીર્થંકર શ્રી મહાવીર દેવને નમસ્કાર કરે છે.—

"श्रीवीरममृतज्योतिं नत्वादिं सर्ववेदसाम्॥"

અર્થાત્ સર્વ જ્ઞાનમાં મુખ્ય, અમૃતજ્યોતિ (કેવલ જ્ઞાની) એવા શ્રી વીરને નમસ્કાર કરીને.

(ग) શબ્દાનુશાસનકાર શાકટાયને "સ્ત્રીમુક્તિ કેવલિભુક્તિ" એ ગ્રન્થ રચ્યો છે, એવું બૃહટ્ટિપ્પનિકાકાર જણાવે છે. આ ગ્રન્થ દિગંબર-શ્વેતાંબર એ બંનેને-"સ્ત્રીને મુક્તિ હોય કે નહિ?" અને "કેવલજ્ઞાનિને આપણે કવલાહાર લઇયે છિએ એવો આહાર હોય કે નહિ?"-એ મતભેદરૂપ વિષયોનો હોઇ જૈનનો છે. આથી સમજાય છે, કે શાકટાયન જૈન હતા, અને તે પાણિનિની પૂર્વે થયા. આ શાકટાયન વ્યાકરણ હાલ મળી આવતાં વ્યાકરણોમાં પ્રાચીનમાં પ્રાચીન છે.

ત્યાર પછી ઓગણીશમી સદી સુધીમાં અનેક સંસ્કૃત-પ્રાકૃત વ્યાકરણો જુદા જુદા જૈન સાધુઓએ રચ્યાં છે; તે જૈનગ્રન્થાવલી જોવાથી માલૂમ પડશે. એમાંથી અમે વિ. સં. બારમી સદીમાં થયેલા સુપ્રસિદ્ધ શબ્દાનુશાસનકાર શ્રી હેમચંદ્રાચાર્યનાં તથા બીજાં બે વ્યાકરણની નોંધ લેશું. **જૈનેંદ્ર** અને **બુદ્ધિસાગર** વ્યાકરણનું સ્મરણ **માઘકવિ શિશુપાલવધકાવ્યના** બીજા સર્ગના ૧૧૨ મા શ્લોકમાં કરે છે. આ **જૈનેંદ્ર** વ્યાકરણ જેસલમેરના ભંડારમાં તેમજ એશિયાટિક સોસાયટિની મુંબઇની લાયબ્રેરીમાં મોજુદ છે. આ અને શાકટાયન વ્યાકરણ બંને પ્રાચીનમાં પ્રાચીન છે. કહેવાય છે કે જૈનેંદ્ર વ્યાકરણ શાકટાયન વ્યાકરણ કરતાં પણ પ્રાચીન છે. આ બંને વ્યાકરણો ઉપર દિગબર તથા શ્વેતાંબર બન્ને પક્ષના સાધુઓએ જુદી જુદી વિસ્તારપૂર્વક વૃત્તિઓ (ટીકાઓ) જુદેજુદે વખતે લખી છે, જેના હસ્તલેખો એ બન્ને સંપ્રદાયના ભંડારોમાં વિદ્યમાન છે.

"બુદ્ધિસાગર" વ્યાકરણ બુદ્ધિસાગરસૂરિયે વિ. સં. અગ્યારમા સૈકામાં, માઘના શિશુપાલવધ લખાયાની પૂર્વે, ૭૦૦૦ શ્લોકપુર લખ્યું છે.

**સિદ્ધહૈમ વ્યાકરણ**:—ગુર્જરભૂપાળ સિદ્ધરાજ જયસિંહની પ્રેરણાથી શ્રી હેમચંદ્રાચાર્યે આ વ્યાકરણ લખ્યું છે. તેનાં મૂળ ૧૧૦૦ શ્લોકપુર સૂત્રો છે; તે મુંબઇની રૉયલ એશિયાટિક સોસાયટિની લાયબ્રેરીમાં છે. આ મૂળ સૂત્રોપર એક લાખ શ્લોકપુર વૃત્તિ પોતેજ રચી હતી, તેમાંની ૮૪૦૦૦ શ્લોકપુર બૃહદ્ વૃત્તિ ખંડ ખંડ જુદે જુદે સ્થળેથી મળી શકે છે. આખો સમગ્ર ગ્રન્થ કોઇ ભંડારમાં નથી. પૂર્વે મહા પુરૂષો અખંડ પુરૂષાર્થ દાખવી ગયા; પણ તેઓની કૃતિઓ પણ કાળચક્રના સપાટામાં દેશપરના જુદા જુદા વિપ્લવોમાં તણાઇ ગઇ! વિચ્છેદ ગઇ! આ સિદ્ધહૈમ વ્યાકરણ સાંભળી કોઇએ ઉદ્ગાર કહ્યો છે કે:—

" भ्रातः संवृणु पाणिनिप्रलपितं कातंत्रकंथा वृथा
" माकार्षीः कटुशाकटायनवचः क्षुद्रेण चांद्रेण किम् ।
" कः कंठाभरणादिभिर्बठरयत्यात्मानमन्यैरपि
" श्रूयंते यदि तावदर्थमधुरा श्रीहेमचंद्रोक्तयः ॥"

અર્થાત્-હે ભાઇ! આ અત્યંત મધુર અર્થવાળી શ્રી હેમચંદ્રની ઉક્તિ સંભળાય છે, તો હવે તો મને પાણિનિની ઉક્તિ પ્રલાપરૂપ લાગે છે; તે તું બંધ કર; કાતંત્ર વ્યાકરણ તો વૃથા કંથા (જુની ગોદડી) જેવું લાગે છે; હવે શાકટાયનનું વચન કટુ લાગે છે: તે તું હવે બોલતો નહીં; હવે તો ક્ષુદ્ર લાગતા એવા ચંદ્ર વ્યાકરણથી સર્યું; તેમ કંઠભરણાદિ અન્ય વ્યાકરણોથી પણ હવે આત્માને શા માટે પીડવો?

આપણને તો આ સિદ્ધહૈમ વ્યાકરણનો અનુભવ નથી; પણ આ સિદ્ધહેમની પ્રશંસા યુક્ત ઉદ્‌ગાર ધ્યાનમાં રાખવા જેવા છે.

**(૨) પ્રાકૃત એટલે શું? અને તેના ભેદ અંગે જૈનાચાર્યોનું શું કહેવું છે?**

રુદ્રટનો અલંકારનો ગ્રન્થ વિદ્વાનોને પરિચિત છે. તેનાપર વૃત્તિ ૪૦૦૦ શ્લોકપુર કોઇ નમિચંદ્ર સાધુએ લખી છે. આ મુદ્રિત થઇ છે. એ ઉપર ટિપ્પન પણ કોઇ જૈનભિક્ષુએ ૧૦૦૦ શ્લોક પુર લખ્યું છે. તેમાં જણાવ્યું છે કેઃ—

" प्राकृत संस्कृत मागधपिशाचभाषाश्चशूरसेनी च ।
" षष्ठोऽत्र भूरिभेदो देशविशेषादपभ्रंशः ॥ १२ ॥"

(૧) પ્રાકૃત (૨) સંસ્કૃત (૩) માગધ (૪) પિશાચ (૫) શૌરસેની અને દેશવિશેષને લઇ બહુભેદવાળી (૬) અપભ્રંશ. ભાષાઓનો આ ક્રમ છે. આ શ્લોકની વ્યાખ્યામાં "પ્રાકૃત" નો અર્થ આ પ્રમાણે આપ્યો છે.

" सकलजगज्जंतूनां व्याकरणादिभिरनाहितसंस्कारः
सहजो वचनव्यापारः प्रकृतिः । तत्र भवं सैव प्राकृत ॥"

અર્થાત્ વ્યાકરણાદિના જેના ઉપર સસ્કાર નથી થયા એવી જગતના જીવોની સહેજે થયેલી વચન પ્રવૃત્તિ તે પ્રકૃતિ; અને તે પ્રકૃતિને અનુસરતી તે પ્રાકૃત. આ પ્રાકૃત પછી વ્યાકરણાદિના સસ્કાર પામી સંસ્કૃત થઇ; તે પણ પાછી જુદા જુદા દેશની થતાં માગધી, પૈશાચિકી, શૌરસેની થઇ; અને તેમાં પણ દેશવિશેષના સંસ્કાર થતાં બહુ ભેદવાળી અપભ્રંશ થતાં અપભ્રંશ ભાષા કહેવાઇ. જૈન આગમો પ્રાકૃતમાં રચાયાં તે "सहज वचन व्यापार" ને અનુસરીને; તેમ તેમાં ગહન અર્થ સમાઇ શકતા હોવાથી; તેમજ બાલ, સ્ત્રી-મૂઢ-મૂર્ખ આદિની એ ભાષા હોવાથી અર્થાત્ વ્યાકરણાદિના સંસ્કાર પામ્યા વિનાની એ બાળ આદિની ભાષા હોવાથી.' પાણિનિ, વરરુચિ, તેમજ જૈનાચાર્યોએ એની સંધિ જોડવા પ્રાકૃત વ્યાકરણની રચના કરી છે.

(absurd) છે. ભાષાનો જન્મ ભાષાના વ્યવહરનારાથી છે; ભાષાના વ્યવહરનારા જૈનો હોય અને બીજા પણ હોય. એટલે આ બંને પક્ષમાંથી કોઇ એવો અકુદરતી દાવો ન કરી શકે, કે આ ભાષાનો જન્મ અમારા જ આંગણેથી થયો. બંને પક્ષ એમ કહી શકે, કે અમે આ ભાષાનાં અવતરણ-વિકાસ આદિને આ આ પ્રકારે ઓછુંવધતું પોષણ આપ્યું; અને એ ચર્ચા વાસ્તવિક પણ ગણાય. વસ્તુતઃ વાત આમ છે, છતાં જ્યારે આ પ્રશ્નની લંબાણ ભરી ચર્ચા જાહેર છાપામાં ચાલી રહી છે, ત્યારે સાહિત્યના એક મુખ્ય અંગભૂત આ ભાષાવિષયક ચર્ચાનો ઊહાપોહ કરવો ઉપયુક્ત થશે.

આ પ્રશ્નના ઉત્પાદક રા. રા. મનઃસુખભાઇ રવજીભાઇ મેહતા છે. તેઓએ સંપાદિત કરેલ "રાયચંદ્ર જૈન કાવ્યમાળા-પ્રથમ ગુચ્છક"-ની પ્રસ્તાવનામાં આ પ્રશ્ન અંગે "જો" "તો," અર્થાત્ "જો આમ હોય તો આમ થાય,"-ઇત્યાદિ પ્રકારે અનેક વિકલ્પો ઉઠાવ્યા છે. આ પ્રશ્ન તથા આ વિકલ્પોને રા. "મનુ" નામધારી "મુંબઇ સમાચાર" ના કોઇ લેખકે હાથ ધરી તેની લંબાણભરી ચર્ચા ચલાવવા માંડી છે. આ ચર્ચાનું સાધ્ય, "ગુજરાતી ભાષાનો જન્મ જૈનોથી થયો છે, અથવા થયો એવો સંભવ છે?"-એ બતાવવા રૂપ છે. અમે પ્રારંભમાં જણાવ્યું છે, કે આ પ્રશ્ન કૃત્રિમ છે; અને કૃત્રિમ પ્રશ્નનું સાધ્ય સિદ્ધ થઇ શકે નહિ. છતાં જ્યારે એ સાધ્યસિદ્ધિહેતુક લાંબી ચર્ચા ઉપસ્થિત થઇ છે, ત્યારે તેની કૃત્રિમતા પણ તેના પૂર્વાપર સંબંધની પર્યાલોચનાપૂર્વક આપણે પ્રગટ કરશું. એ બધા વિકલ્પોની નોંધ અત્ર લેવી અપ્રસ્તુત છે; વળી આપણને એટલો અવકાશ પણ નથી. એ ચર્ચામાંનો એક જ વિકલ્પ આપણે તપાસિયે; આપણને પ્રથમ દર્શને જ એની કૃત્રિમતા જણાશે. તે વિકલ્પ આ છેઃ—

"જૈનો માથે જે પ્રાકૃત ભાષાનું પાલન કરવાનું આવી પડયું હતું તે પ્રાકૃત ભાષા "કઇ? જે પ્રાકૃત ભાષા ઉપરથી ગુજરાતી ભાષા થઇ છે, તે પ્રાકૃત ભાષા? જો તે "પ્રાકૃત ભાષા હોય તો તેનો પરિચય જૈનોને સૌથી વિશેષ હતો એવું સંપૂર્ણ રીતે "સાબીત કરી આપવાથી મી૦ મનઃસુખલાલનો જૈનોથી ગુજરાતી ભાષાનો જન્મ "હોવાનો સંભવ છે, એવો દાવો પુરવાર થઇ શકે."

આ પ્રશ્નની સિદ્ધિ ઉપર રા૦ મનઃસુખભાઇના પ્રશ્નની સિદ્ધિ છે; અને તેથી આ પ્રશ્નની સિદ્ધિ કરવા તેઓ તથા તેમના સાથી રા૦ "મનુ" કેટલીક પૂર્વાપર તુટતી વાતોનો આધાર લઇ મથી રહ્યા છે; જે આગળ બતાવિયે છિયે. અહિં પ્રથમ દર્શનિક કૃત્રિમતા "સૌથી વિશેષ" શબ્દથી જણાઇ આવે છે. રા૦ "મનુ" જે પ્રાકૃતમાંથી ગુજરાતી ઉદ્ભવી, તે પ્રાકૃતનો સૌથી વિશેષ (**સર્વથા નહિ હો**) પરિચય જો જૈનોને હોય, તો ગુજરાતીનો જન્મ જૈનોને ત્યાંથી થયો હોવાના સંભવરૂપ કાચો સ્વમનઃકલ્પિત ન્યાયાસનપર બિરાજી એકદમ જૈનોના લાભમાં આપી દે

છે રા૦ "મનુ" ના મનમા વેદાય છે, કે ગુજરાતીની જન્મદાતા ગણાતી પ્રાકૃતનો, તેના પરિચયનો એકાત–સર્વથાસ્વાગ હવાલો જૈનોને અર્પાય એમ નથી, એઓના મનમા એમ પણ ભાસતું લાગે છે, કે પ્રાકૃતનો પરિચય જૈનોને કદાચ **સૌથી વિશેષ** હોય ; પણ **સર્વથા તો નહિ** ; અર્થાત્ **થોડો વિશેષ** જૈન સિવાય બીજાઓને પણ હોય હવે, જ્યારે ગુજરાતીની જન્મદાતા ગણાતી પ્રાકૃત ભાષાનો પરિચય બંનેને,–જૈનો તેમ જ જૈનેતરને, અને પછી જૈનોને પ્રમાણમા વધારે હોય,—છે, ત્યારે એ પ્રાકૃતમા વ્યવહરનારા જૈનો તેમ જ જૈનેતર બને થયા ; એ પ્રાકૃત સામાજિક ભાષા થઇ, અને એ પ્રાકૃતમાથી જો ગુજરાતી ઉદ્‌ભવી હોય, તો ગુજરાતીનો જન્મ **એકાંત** જૈનોને આગણેથી થયો છે, અથવા થયો એવો સભવ છે, એ દલીલ નકામી થશે, અને રા૦ "મનુ" નો ચુકાદો પણ એક તરફી ગણાશે આ પ્રથમદર્શનિક કૃત્રિમતા છે એમ કહેવામા આવે કે **એકાંત** જૈનોથી ગુજરાતીનો જન્મ થયો છે, અથવા થયો એવો સભવ છે, એમ અમે ક્યા કહિયે છિયે ? અમે તો કહિયે છિયે, કે ગુજરાતીના જન્મમા જૈનોએ **વિશેષ** હિસ્સો આપ્યો છે તો કાઇ વાધો નથી પ્રશ્નનું મૂળ સ્વરૂપ આવુ લેવામા આવે, તો કૃત્રિમતા નહિ આવે. જૈનોનું એ વિશેષપણુ એમા પણ પુરવાર કરવુ પડશે, તથાપિ એ પુરવાર કરવા માટે બહુ ફાફા મારવા નહિ પડે, અથવા ચાલુ પ્રશ્ન સિદ્ધ કરવા માટે જેમ ત્રુટતી દલીલોને અવલબવુ પડયુ છે, તેમ ડગુડગુ થતા ટેકાનો આધાર લેવો નહિ પડે

રા૦ મન સુખભાઇ તથા રા૦ "મનુ" એ જે ત્રુટતી દલીલો લીધી છે, તેનો પૂર્વાપર વિરોધ બતાવિયે, તે પહેલા આ પ્રશ્ન અંગે ખૂદ જૈન પૂર્વ લેખકોનું કાઇ કહેવુ હોય તો જોઇએ જૈન લેખકોએ કોઇએ આવો પ્રશ્ન નથી ઉઠાવ્યો ; કોઇ લેખકે એમ નથી જણાવ્યુ, કે ગુજરાતી ભાષાનો જન્મ અમારા આગણેથી થયો, અથવા થયો એમ માનવાને અમને સાભવિક કારણો છે એક ગુજરાતી માટેજ નહિ, પણ હરકોઇ ભાષા માટે જૈન લેખકોએ આવો દાવો કર્યો નથી, આવો દાવો તેમનાથી થઇ શકે એમ નથી જો એવો દાવો એમના તરફથી રજુ થાય, તો તેઓના ભાષાવિચાર સબધી કથનમા વિરોધ આવે એમ છે આર્યરુદ્રટના નામથી વિદ્વાન્ વર્ગ સુપરિચિત છે એમનો આગવા પ્રકરણમા ભાષાઓ વિષેનો શ્લોક ટાકેલો છે તેનો અત ભાગ "દેશવિશેષાદ્ ભૂરિભેદોઽપભ્રંશ ' ભાષા માત્રને લાગુ પડે છે, અર્થાત્ દેશવિશેષને લઇ (દેશ વિશેષ એટલે દેશ આદિ,–દેશ, કાળ દ્રવ્ય, ભાવ) બહુભેદવાળી તે અપભ્રંશ આવી અપભ્રંશ ભાષા સંસ્કૃતની થાય, માગધીની થાય પ્રાકૃત, પૈશાચિકી આદિની થાય, વર્તમાન ગુજરાતી, મરાઠી, બગાલી, ઇગ્રેજી ઈત્યાદિની થાય અપભ્રંશ એટલે ભ્રષ્ટતા અર્થાત્ દેશફેર કાળફેર એ આદિને લઇ ભાષામા થયેલો વિકાર, સુધારો, વધારો કે બીગાડો, એમ સમજવાનુ છે ભાષાના નિયામક વ્યાકરણ સૂત્રોનું ઉલ્લઘન થવાથી ભાષાની અપભ્રષ્ટતા થાય છે, જે અનાદિ પ્રવાહરૂપે જોઇ શકાશે મૂળ ધારો કે "પ્રાકૃતભાષા",

તેનો કાળાદિ કારણે કાળક્રમે અપભ્રંશ થયો; દેશફેરે અપભ્રંશ થયો; તે અપભ્રંશીય પ્રાકૃતનો પણ પાછો કાળાંતરે, દેશાંતરે પુનઃ અપભ્રંશ થયો; એ અપભ્રષ્ટ અપભ્રષ્ટ ભાષાનો પાછો પુનઃ તે તે કારણો પામી અપભ્રંશ થયો. આમ એક ભાષા મૂળરૂપમાંથી અપભ્રંશની કઇ સ્થિતિએ પહોંચી અથવા પહોંચે એ કલ્પનાતીત છે. પ્રચલિત ઇતિહાસ અનુસાર પૂર્વે મધ્ય એશિયામાં વસતી જાતોની એક આર્યભાષા કાળભેદે, દેશભેદે અપભ્રંશ પામી લૅટીન, સેમેટિક, સંસ્કૃત, આદિરૂપે થઇ. તે તે ભાષાનો પુનઃ અપભ્રંશ થઇ તેમાંથી દરેકમાંથી જુદી જુદી અનેક ભાષા થઇ. "देशविशेषाद् भूरिभेदोऽपभ्रंशः" એ વાત આથી સારી રીતે સમજાય એમ છે. દેશવિશેષ માં દેશને પ્રાધાન્ય આપ્યું છે તે સ્વાભાવિક છે, વાસ્તવિક છે; કેમકે ભાષાનું તરત દૃષ્ટિમાં આવી શકે એવું રુપાંતર દેશફેરે એકદમ પ્રતીત થાય છે; કાલાદિ ભેદ એમાં કાર્ય કરે છે, પણ તે અપ્રકટ પણે; એ કાલાદિથી થયેલું રૂપાંતર કાલાંતરે દેખાય છેઃ પણ દેશાંતરથી થયેલું રુપાંતર તરત નજરે આવે છે. કહેવત છે, કે "બાર ગાઉએ બોલી બદલાય;" અહિં બાર ગાઉ એ દેશ ભેદને લઇ કહ્યું. કાઠિયાવાડની પ્રાંતવાર બોલી ગુજરાતી છતાં દરેક પ્રાંતની બોલીમાં કાંઇક વિલક્ષણતા દેખાશેઃ

હાલાર પ્રાંતમાં　　"શું કામ?" એમ બોલાય છે, ત્યારે
સોરઠ પ્રાંતમાં　　"હું કામ?"　,,　,,　,,

"હું ગયો નથી" એવું જે આપણે બોલિયે છિએ, તે આગળ કાંઠા તરફ "હું ગયો નથ" એમ બોલાય છે, કાઠિયાવાડના બીજા પ્રાંતમાં જેને "ધી" કહે છે, તેને ઝાલાવાડમાં "ઝી" કહે છે. કાઠિયાવાડની પ્રાંતિક ભાષામાં અને તેની સીમા બાંધતાં વીરમગામ તાલુકાની ભાષામાં પણ વિલક્ષણપણું દેખાશે. વીરમગામ છોડી અમદાવાદ જઇયે, ત્યાં પણ ઉત્તરોત્તર, વિલક્ષણતા જણાશે. અમદાવાદ અને ચરોતર ઉત્તરમાં પાલણપુર, અને પેલી મેર ભરૂચ સુરત, કાળીપરજ આદિના લોકો એ બધાની ભાષામાં देशविशेषाद् भूरि ( ભૂરિ નહિ તો થોડા પણ ) भेदो, વિલક્ષણ ભેદ જણાશે ; વ્યાકરણાદિના નિયમની અપેક્ષા ન રહી શકે તો કાળક્રમે આ અલ્પ જણાતી વિલક્ષણતા વૃદ્ધિ પામી ભાષાનું રૂપ ફેરવી નાંખશે ; પૂર્વે આમ થયું છે; વર્તમાનમાં પ્રત્યક્ષ આમ થતું થોડું પણ દેખિયે છીએ ; અને ભવિષ્યમાં પણ એમ થવું જોઇએ, એ તર્ક વિરોધાત્મક નથી. લેટીન, ગ્રીક, હીબ્રુ, સંસ્કૃત, પ્રાકૃત, આદિ ભાષાઓની પેઠે પોતપોતાના શબ્દાનુશાસન (વ્યાકરણ) ના શાસનમાં સુરક્ષિત રહી કોઇ ભાષા ચિરકાલ ચાલી આવે, તેને આ તર્કથી વિરોધ નથી. આ જેમ બોલીની વાત થઈ તેમ આપણે સાહિત્યની ભાષા જોઇએ. દૂર જવાની જરૂર નથી ; ઇ. સ. ૧૮૬૦ માં લખાયેલ ગ્રંથો, ઇ. સ. ૧૮૭૩ નું નર્મગદ્ય, ત્યાર પછી રા. નવલરામભાઇની ગ્રન્થાવલી, ત્યાર પછી ૧૮૮૭ નું શ્રી ગોવર્ધનરામભાઇનું સરસ્વતીચંદ્ર—આ

આદિ જોઇએ, તો તેમાં પણ ભાષાની વિલક્ષણતા, પ્રતીત થશે. ભાષાને નિયમમાં રાખનાર વ્યાકરણની અપેક્ષા રાખ્યા વિના જો આ વિલક્ષણતા વૃદ્ધિ પામતી જાય, તો કાલાંતરે તે ભાષા અવશ્ય અપભ્રંશ પામવી જોઇએ; પણ ભાષા ઉપર રાજ્ય ચલાવનાર વ્યાકરણના નિયમને અનુસરી દેશાંતરે કે કાળાંતરે પણ કોઇ કૃતિ તે ભાષામાં થાય, અને તેમાં શૈલી આદિ પરત્વે ગમે તેવી વિલક્ષણતા દેખાય, તો પણ ભાષા અપભ્રંશ પામવાનો ભય નથી. દરેક ભાષામાં ચાર ભેદ સાથેના સાથે રહેશે. (૧) એ ભાષાનું પ્રાકૃત અર્થાત્ વ્યાકરણાદિના સંસ્કાર વિનાનું સ્વરૂપ (૨) સંસ્કૃત અર્થાત્ વ્યાકરણાદિના સંસ્કારવાળું સ્વરૂપ (૩) સમસંસ્કૃત સ્વરૂપ અને (૪) અપભ્રંશ સ્વરૂપ, અર્થાત્ દેશભેદે, કાળભેદે એ ભાષાનું થતું જતું પ્રકટ–અપ્રકટ વિકરણ, વિલક્ષણપણું; જ્યાં સુધી આ વિલક્ષણપણું કે વિકરણ ભાષાના વ્યાકરણની આજ્ઞા–મર્યાદામાં રહી થશે, ત્યાં સુધી આ અપભ્રંશ વ્યક્ત નહિ થાય; શક્તિરૂપે ( latent ) રહેશે; પણ જો એકવાર ભાષાને નિયમમાં રાખનાર વ્યાકરણની મર્યાદા ઉલ્લઘાઇ, કે એ શક્તિરૂપ અપભ્રંશ વ્યક્ત થઇ ભાષાને અપભ્રંશ પમાડયા વિના નહિ રહે.

ગુજરાતીમાં એ ભેદ દેખાડિયે:—

(૧) બાળક જન્મ્યા પછી મોટું થઇ શાળામાં વ્યાકરણ ભણે છે, તે પહેલાં પણ કાલું–બોબડું ગુજરાતી બોલે છે; ગુજરાતીનું આ પ્રાકૃત સ્વરૂપ.

(૨) શાળામાં વ્યાકરણાદિના સંસ્કારવાળું ગુજરાતી શીખતાં લેખનાદિમાં જે ગુજરાતી વાપરે છે, તે ગુજરાતીનું સંસ્કૃત સ્વરૂપ.

(૩) કેટલાક ગ્રામ્યજનોનુ વ્યાકરણ આદિના સંસ્કારવિનાનું બોલવું થાય છે, તે ગુજરાતીનું પ્રાકૃત સ્વરૂપ; અથવા ગામડિયા, બાલકો, સ્ત્રીઓ, એ આદિ જે અભણ હોય, તે વ્યાકરણના સંસ્કાર ન છતાં પરિચયાદિના સંસ્કારથી ઓછું વધતું સંસ્કારી ગુજરાતી વાપરે, તે ગુજરાતીનુ સમસંસ્કૃત સ્વરૂપ.

(૪) પ્રાકૃત અને સંસ્કૃત સ્વરુપ બંનેમાં દેશવિશેષે જે ભેદ પડે તે અપભ્રંશ સ્વરુપ. વ્યાકરણવિશિષ્ટ નહિ હોવાથી પ્રાકૃતનું અપભ્રંશ સહેલાઇથી થાય છે. પણ સંસ્કૃત સ્વરુપ વ્યાકરણવિશિષ્ટ હોવાથી જ્યાં સુધી એ વ્યાકરણના નિયમને અનુસરી ચાલવામાં આવે ત્યાં સુધી દેશવિશેષે પણ અપભ્રંશ પામવાનો ભય નથી ; દેશવિશેષ કારણે સંસ્કૃત સાથે તેનુ અપભ્રંશ શક્તિરુપે તો રહેલું છે. ઉદાહરણ લઇયે :—

ગુજરાતના એક પ્રાતનો ગ્રામ્યજન કહેશે :—" તુ ચ્યાં ગ્યો' તો ?"
,, બીજા ,, ,, ,, :—" તું કયાં ગ્યો' તો ?"
,, ત્રીજા ,, ,, ,, :—" તું કયાં જ્યો' તો ?"
,, ચોથા ,, ,, ,, :—" તુ ચ્યાં જ્યો' તો ?"

આ ગુજરાતીનું પ્રાકૃત સ્વરૂપ છે ; અથવા એને સમસંસ્કૃત સ્વરૂપ કહો ; કેમકે તે

વાક્યોમાં તું એક વચનને 'ગ્યો' તો, 'ત્યો' તો આદિ એક વચનના વ્યાકરણનો સંસ્કાર,–ભલે તે સંસ્કાર વ્યાકરણ બોધથી કે પરિચયવિશેષથી થયો હોય,–થયો છે. આને ગુજરાતીનું પ્રાકૃત કે સમસંસ્કૃત સ્વરૂપ કહો, પણ ઉપલાં મોતવાર ઉદાહરણ જોતાં એમાં અપભ્રંશ સ્વરૂપે સાથે રહેલું છે. દેશવિશેષે બહુ ભેદ પડે તો અપભ્રંશ થવો જોઇએ.

(૫) તેવી રીતે સંસ્કૃત (સંસ્કાર પામેલી) ગુજરાતીનો અપભ્રંશ પણ દેશાદિ કારણે જાતિ આદિમાં પ્રતીત થાય છે. સોપારી ને કોઇ નપુંસકલિંગ આપે છે ; તો કોઇ સ્ત્રીલિંગે ઓળખે છે ; આ બંને સંસ્કૃત સ્વરૂપ છતાં, દેશવિશેષે આ ભેદ છે. આવો બહુ ભેદ થાય તો અપભ્રંશ થવો જોઇએ. તેમજ :—

અપશોચ—અપશોષ—અફસોસ ; મણિબેન—મણીબેન ; વિરાજે છે–બિરાજે છે; સકે—શકે ; અમને આ જોઇશે—અમને આ જોઇશું ; કાલ—કાલ; હવણા—હમણા—અહુણા ; હવે—અવે ; તેમને—તેમને ; સારે—ત્હારે ; કરિયે—કરીએ ; ઇત્યાદિ દેશવિશેષે, પ્રકૃતિવિશેષે સંસ્કારી ગુજરાતીનાં અપભ્રંશ પામતાં રૂપ છે. આ બધા ભેદ અલ્પતમ છે ; પણ બહુ બહુ ભેદ પડે તો અપભ્રંશ થવો જોઇએ. દેશાદિ કારણોમાં દેશ અને કાળ આ બંને આપણને સમજાય છે ; બાકી રહ્યાં દ્રવ્ય અને ભાવ. ભાવમાં લેખકની પ્રકૃતિ—રસિકતા—રુચિઅનુસાર ભાષા, તેના શબ્દો વગેરે વલણ પકડે છે ; અને લેખકોનાં પ્રકૃતિ—રસિકતા—રૂચિ આદિ બધાનાં એક સરખાં ન હોવાથી ભાષાપરત્વે ભેદ પડે એ સ્વાભાવિક છે ; આ ભેદ બહુ બહુ થાય અને વ્યાકરણની મર્યાદા પણ લગભગ ઉલ્લંઘાઇ જાય તો ભાષા અપભ્રંશ પામે. દ્રવ્ય કારણ હાલ આપણને વધારે સારી રીતે સમજાય એવાં કારણો મળ્યાં છે. કાયદાની, પદાર્થ વિજ્ઞાનની, રાજકોટની ક્રીકેટ આદિ રમતની, નાટકાદિની, વર્તમાનપત્રોની, દેશાટણનાં સુલભ સાધનોની, વ્યાપારાદિની ભાષામાં વિલક્ષણતા નજરે પડે છે ; તેમાં પણ કુદકે ભુસકે આગળ વધતા સુધારા–વધારાના આ ધાંધલીયા જમાનામાં ભાષામાં પણ એવી અવ્યક્ત વિલક્ષણતા વધતી જાય છે. કે કાલે નહોતું એવું આજે સ્વરૂપ છે ; આજ નથી તેવું કાલે થશે ; જે પરિણામે ભાષાને અપભ્રંશ,–વ્યક્ત અપભ્રંશ,–નાં કારણરૂપ થશે. રેલ્વે, ટ્રામ્વે, સ્ટીમર, ઍન્જીન, ડૉક્ટર, બુક, ટીકીટ, કલેક્ટર, પ્રેસિડન્ટ, ટેબલ, એ આદિ નવા શબ્દો ઉમેરાઇ રૂઢ થઇ ગયા છે, એ પણ અપભ્રંશ-માં દ્રવ્ય—ભાવે સહાયક છે. વ્યાકરણના નિયમોને બાધ ન આવે અને વ્યાકરણના નિયમોમાં રહી ભાષામાં વ્યવહાર ચાલે તો અપભ્રંશને સહાયક આ શબ્દો આદિનો ભય રાખવાનો નથી. એ ઉમેરાતા રૂઢ થતા નવા શબ્દો ભાષાનુ ગૌરવ વધવામાં ઉપયોગી થાય એમ છે : ભાષામાં શબ્દોનું ભંડોળ વધારી ભાષાને સુગમ, સમજવામાં સરળ કરે એમ છે.

આમ આપણે જોયું કે ગુજરાતીમાં એ ચારે સ્વરૂપ સંલગ્ન રહેલાં છે. (૧)

પ્રાકૃત (૨) સંસ્કૃત. (૩) સમસંસ્કૃત. (૪) અપભ્રંશ … …એક ભાષાનાં મૂળ-સ્વરૂપને, તેના વ્યાકરણના નિયમોનું ઉલ્લંઘન ન થાય એવી રીતે,-ભલે પછી તેમાં દેશકાળાદિ કારણે નવા શબ્દો, પારિભાષિક શબ્દો ઉમેરાઇ એ ભાષા ગૌરવ પામે,-કાયમ રાખવું, અથવા કાયમ રહે એવા સંજોગો આણવા તે તે ભાષાથી વ્યવહરનાર સાહિત્યપ્રેમીનું કામ છે. વ્યાકરણવિશિષ્ટ એવી ભાષા જો કાયમ રહે, તો તે ભાષામાંનાં સાહિત્યો ભાવિકાળે પણ તે વ્યાકરણવિશિષ્ટ ભાષાના અભ્યાસિયોને લાભરૂપ થાય : નહિ તો નકામાં. સંસ્કૃત અને પ્રાકૃત ( જે પ્રાકૃતમાં જૈન સૂત્ર—પ્રકરણો ગુંથાયાં છે તે ) એવી વ્યાકરણવિશિષ્ટ ભાષા હોઇ અવિચ્છિન્ન પરંપરાએ હજુ સુધી ચાલી આવી છે : અને એનાં વ્યાકરણ—કોષાદિનો બોધ પામેલાં રસિકો એ ભાષાનાં સાહિત્યામૃતનું પાન કરી આજે પણ આનંદનિમગ્ન છે. એ ભાષામાં લખવાની શૈલી-ઢબમા દેશ-કાળે ભેદ પડતો રહ્યો છે, તથાપિ એનાં અનુશાસક વ્યાકરણ સૂત્રો (લિંગ-શબ્દ-અનુશાસનો) તો એકજ છે. આ ગુજરાતી સાહિત્ય પરિષદ્ પણ ગુજરાતી ભાષાનું લિંગશબ્દાનુશાસન, વ્યાકરણ, યથાયોગ્ય નિયત કરી એની અવિચ્છિન્ન ધારા રહે એવા ઉપાયો યોજે તો ગુજરાતી ભાષાનું સાહિત્ય ભાવિકાળે પણ લાભપ્રદ—ઉપકારપ્રદ થશે. સાહિત્ય પરિષદ્નો આ પણ એક મુખ્યતમ ઉદ્દેશ હોવો જોઇયે છે.

આ લાંબા ઉહાપોહનું તાત્પર્ય એકે ભાષા દેશકાળાદિ ભેદે અપભ્રંશ પામી, એ અપભ્રંશનું પુનઃ અપભ્રંશ એમ ચાલ્યા કરે છે, પ્રવાહરૂપે ચાલ્યાં કરે છે; એમાં દેશકાળાદિ વિશિષ્ટ કારણો હોઇ, કોઇ અમુક દેશ કે અમુક કાળ, કે અમુક સંપ્રદાય કે અમુક વ્યક્તિથી દાવો થઇ શકે એમ નથી કે આ ભાષાનો જન્મ તો અમારાં જ આંગણેથી થયો,.અથવા થયો એવો સંભવ છે. અલંકારશાસ્ત્રના પ્રણેતા **આર્યરૂદ્રટ**ના ભાષાવિવેકમાના " देशविशेषाद् भूरिभेदो ऽपभ्रंश ·" શબ્દનો વિવેક, જૈન ભિક્ષુની વ્યાખ્યા, અને એ વ્યાખ્યાની પર્યાલોચના પૂર્વક " देशविशेषाद् भेद " નો આ અર્થ થયો. કહેવાનું કે જૈન લેખકોએ એમ નથી કહ્યું, કે અમારે ઘેરથી આ ભાષા જન્મી અથવા એ જન્મી એમ માનવાના અમને કારણ છે. તેઓએ તો ભાષા કેમ અવતરે છે, વૃદ્ધિ પામે છે,-એ વગેરે " देशविशेषाद् भूरिभेदोऽपभ्रंश : " મા સમજાવી દીધું. **દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવને લઇ આગલી ભાષામાંથી અપભ્રંશ-રૂપાંતર પામી અવતરેલી—ઉછરેલી ભાષામાં સમાજનો, સંપ્રદાય માત્રનો, હાથ છે : વ્યક્તિ માત્રનો, હાથ છે ; કોઇ વ્યકિત કે કોઇ સંપ્રદાય એ ભાષાનો જન્મ પોતાને ત્યાંથી સંભાવી ન શકે.**

હવે આપણે ચર્ચામપન્ન પ્રશ્નની ત્રુટતી દલીલોની નોંધ લઇએ. ચર્ચામા જૈનોથી ગુજરાતી ભાષાનો જન્મ સંભાવનાની યુક્તિ ગખી છે. આ યુક્તિને ટેકાવવા:—

(૧) જૈનોનાં સૂત્ર-પ્રકરણાદિની પ્રાકૃત ભાષાનો સ્વાંગ હવાશો જૈનોને સોંપી, તે પ્રાકૃત પરથી જૈનોને ભગ્નલક્ષ (of divided mind) કરવા (વિ૦ સં૦ ૧લાથી) શ્રી સિદ્ધસેનદિવાકરના વખતથી જૈનોને સંસ્કૃતની મોહિની લાગી એમ સંભાવી લીધું છે; ઠરાવી દીધું છે; અને ડાક્ટર મૅકડોનેલના આધારે સાબીત કરી દીધું છે. આ સાબીતી આપતાં—સ્વીકારતાં એમ તો નક્કી કરી લીધું કે શ્રી સિદ્ધસેનસૂરિ પહેલાં જૈનોને સંસ્કૃતનો પરિચય (મોહ ?) ન હોતો, અથવા બહુ ઓછો હતો.

(૨) શ્રી સિદ્ધસૂરિના વખતથી જૈનોને સંસ્કૃતનો મોહ લાગવાથી તેઓને પૂર્વ પરિચિત પ્રાકૃતને ઘર્ષણ-ક્ષય લાગુ પડયો સંભાવી લીધો છે.

(૩) જૈનોની આ પ્રાકૃતને સંભાવેલા ક્ષયરોગની ઉત્તરોત્તર શું સ્થિતિ થઇ એ નહિ જણાવતાં એકદમ વિ૦ સં૦ નવમા સૈકામાં આવી વનરાજ ચાવડાના વખતમાં જૈનોને રાજકારભાર સોંપી દઇ તેઓ રંકપર વિદ્યાજ્ઞાનની ઉપેક્ષાનો આરોપ સંભાવ્યો છે; આ સંભાવેલા આરોપના પરિણામે જૈનોની ક્ષયગ્રસ્ત પ્રાકૃતના ક્ષયમાં વૃદ્ધિ સંભાવી લીધી છે; અને આ ક્ષીણ પ્રાકૃતમાંથી અથવા તેની અપભ્રષ્ટ પ્રાકૃતમાંથી ગુજરાતીનો જન્મ સંભાવી લઇ એ કીર્તિવરમાળા જૈનોને કંઠે આરોપવા પ્રયત્ન કર્યો છે.

પણ જૈનો આ કીર્તિથી રાજી થાય એમ નથી. જૈનો જાણે છે, કે પરાપૂર્વથી સંસ્કૃત-પ્રાકૃત સાહિત્યને અડગ પુરુષાર્થપૂર્વક જૈન લેખકો અદ્યાપિ પર્યંત અવિચ્છિન્ન ધારાએ રક્ષતા-પોષતા આવ્યા છે. તેઓની પ્રાકૃત ઘર્ષણ પામી નાશ પામી નથી. "સાત સાંધે ત્યાં તેર ત્રુટે," એવી પૂર્વોક્ત દલીલોથી જૈનોની પ્રાકૃતને ઘસાવી નાંખી, તેમાંથી ગુજરાતીનો જન્મ સંભાવી તેની કીર્તિ જૈનોને આપવા જતાં જૈનોએ અદ્યાપિ પર્યંત અવિચ્છિન્ન ધારાએ ટકાવી રાખી પોષેલી સંસ્કૃત-પ્રાકૃતની અનુપમ કીર્તિનો લોપ થાય છે.

એ દલીલોનું નિરીક્ષણ કરિયે.

(૧) શ્રી સિદ્ધસૂરિના વખતથી જૈનોને સંસ્કૃતની મોહિની લાગી, એમ બે કારણો આગળ કરી માની લીધું:—

(અ) શ્રી સિદ્ધસૂરિએ પૂર્વે પ્રાકૃતમાં ગુંથાયલાં સૂત્રોને સંસ્કૃતમાં અવતારવાની ઇચ્છા કરી, પણ શ્રી સંઘે (સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાનો સમૂહ) તેમને તેમ કરતાં અટકાવી પ્રાયશ્ચિત્ત આપ્યું. એ કારણ.

(આ) ઑક્સફર્ડની ક્રિશ્ચિટ કૉલેજના સંસ્કૃતના પ્રોફેસર મૅકડોનેલના સંસ્કૃત

સાહિત્યના ઇતિહાસનો આધાર *ડાક્ટર મેકડોનેલનુ એમ માનવુ છે, કે સિદ્ધસેન દિવાકરની પહેલા જૈનોમા સસ્કૃતનો પ્રચાર નહોતો, અથવા સિદ્ધસૂરિના વખતથી જૈનોને સંસ્કૃતનો મોહ લાગ્યો, આ કારણ

**આ બંને કારણો ( આધારોનો ) સત્યાંશ વિચારિયે —**

(અ) શ્રી સિદ્ધસેન દિવાકરે પ્રાકૃત સૂત્રોને સંસ્કૃતમા અવતારવાની ઇચ્છા કરી એ એઓના (૧) સસ્કૃતપરના મોહને લઇને ! અથવા (૨) પ્રાકૃતપરના અભાવને લઇને ? અથવા (૩) સંસ્કારી ભાષામા સૂત્રો ઉતારાય તો સારૂ, એવી માત્ર મધ્યસ્થ ભાવની ઇચ્છાને લઇને ? (૧) (૨) પ્રથમ બે વિકલ્પો ઘટતા નથી, કેમકે શ્રી સિદ્ધસેન સૂરિને એકાત સસ્કૃતનો મોહ અને પ્રાકૃતનો અભાવ હત તો, તેઓ પોતે જ **શ્રી સમ્મતિ તર્ક સૂત્ર** આદિ, જે જૈનોમા ન્યાય-તત્ત્વ આદિના પરમ તાત્વિક-પ્રમાણિક ગ્રથો ગણાય છે, અને જેનાપર પાછળ થયેલા શ્રી મલ્લવાદી પ્રમુખે સવિસ્તર વૃત્તિ લખી છે તે પ્રાકૃતમા ગુથત નહિ

( ૩ ) ત્યારે સસ્કૃતમા એ સૂત્રો લખાય તો સારૂં, એવી મધ્યસ્થ ભાવની ઇચ્છા માત્ર કરી વારૂ

(૨) જ્યારે આવી મધ્યસ્થ ભાવની ઇચ્છા જ હતી, તો શ્રી સઘે એમને બાર વરસ મૌન ધારવાનુ પારાચિક પ્રાયશ્ચિત્ત શા માટે આપ્યુ ? શુ સઘને (૧) સસ્કૃતનો અભાવ હતો ? અથવા ( ૨ ) સઘ સસ્કૃતથી અજ્ઞાત હતો ? અથવા ( ૩ ) સઘને પ્રાકૃતની મોહિની હતી ? આ વિકલ્પો પણુ ટકે એમ નથી , કેમકે —

( क ) સઘને સસ્કૃતનો અભાવ હતો અથવા સઘ સસ્કૃતથી અજ્ઞાત હતો, એમ બતાવવાને કાઇ પ્રમાણુ નથી , ઉલટા એ વખતે તેમ એની પૂર્વે જૈનોમા સસ્કૃતમા પ્રણીત થયેલા પુસ્તકો હતા, અને જૈનોમા સસ્કૃતનો પ્રચાર હતો , જે આગળ બતાવિયે છિયે

( ख ) ત્યારે સઘને એકાત પ્રાકૃતની મોહિની હતી, માટે શ્રી સિદ્ધસૂરિને દડ (પ્રાયશ્ચિત્ત ) આપ્યો ? ના પ્રાકૃત પરના મોહને લઇ એ પ્રાયશ્ચિત્ત નથી આપ્યુ , પણ જે હેતુએ પ્રાકૃતમા સૂત્રો ગુથાયા હતા, તે હેતુને તે સૂત્રોને પ્રાકૃતમાથી સસ્કૃતમા અવતારતા મહાન્ બાધ આવતો હતો, અને તીર્થંકરોની આજ્ઞાનો લોપ થતો હતો તે **હેતુ આ છે —**

---

* દા૦ મૅકડોનલ પણ આમ માનવાને કદાચ ( અ ) કારણથી લલચાયા હોય, તો પછી ( અ ) અને ( આ ) બને એક જ રહે છે અને દા૦ મૅકડોનલનો આધાર નકામો થાય છે વળી દા મૅકડોનલને એમ માનવાનું બીજુ કારણ પણ નથી લાગતું એટલે (અ) (આ) બને એક જ છે પાશ્ચાત્ય વિદ્વાનોની શૈલી ( treatment ) અનુકરણ કરવા જેવી છે, પણ તેઓના અપૂર્ણ આધારના અનુમાનો તો કેવળ ઉંધે રસ્તે દોરનનારાં છે, એમ હવે અન્ય વિદ્વાનોને જણાવા લાગ્યુ છે

" बालस्त्रीमूढमूर्खाणा नृणा चारित्रकांक्षिणां।
" अनुग्रहार्थं तत्त्वज्ञैः सिद्धांतः प्राकृतः स्मृतः ॥" શ્રીમાન્ હરિભદ્રસૂરિ—

અર્થાત્—ચારિત્રની (ગૃહત્યાગ-સંયમની) ઇચ્છાવાળા બાળ-સ્ત્રી-મૂઢ કે મૂર્ખ જનોપર ઉપકાર અર્થે તત્ત્વજ્ઞાનિઓએ સિદ્ધાંતને પ્રાકૃતમાં ગુંથ્યા સંસ્કૃતમાં નિષ્ણાત બુદ્ધિશાળી પુરૂષને સંસ્કૃતમાં રચાયલા સૂત્ર-સિદ્ધાંતો ઉપકાર કરે, પણ વ્યાકરણ વિશિષ્ટ સંસ્કારથી ખેડાયલી સંસ્કૃત ભાષાથી અનભિજ્ઞ એવા બાળ-સ્ત્રી-મૂઢ-મૂર્ખ જીવો કોઇ ચારિત્ર અંગીકાર કરવા ઉજમાળ થાય તો તેઓને શું અવલંબન? બુદ્ધિશાળી, જેને વ્યાકરણાદિનો બોધ હોય, એવા પુરૂષો તો સંસ્કૃત અને પ્રાકૃત બંને સમજે. જૈન શાસનમાં બાળ-સ્ત્રી-મૂઢ-મૂર્ખ એવાઓને પણ ચારિત્રનો નિષેધ નથી કર્યો આરંભ-પરિગ્રહ રહિત એવી સંયમ-ચારિત્ર દશામાં રહેવાથી પૂર્વે કર્મ નિર્જરી શકે છે, માટે એ ચારિત્ર-સંયમ-ગ્રહણની કદાચ કોઇ બાળ-સ્ત્રી-મૂઢ-મૂર્ખને ઇચ્છા થાય, તો તે ચારિત્રમાં કેમ વર્તવું એ વગેરેના વ્યવહાર તથા તત્ત્વ દેખાડનારા સૂત્રો ની તેઓને અવશ્ય જરૂર, માટે એઓના અનુગ્રહ (ઉપકાર) અર્થે જ્ઞાનીઓએ સૂત્રો એઓ સમજી શકે એવી પ્રાકૃત ભાષામાં ગુંથ્યા શ્રી સિદ્ધસેન સૂરિની આ સૂત્રોને પ્રાકૃતમાંથી સંસ્કૃતમાં અવતારવાની ઇચ્છાથી આ પરમ હેતુનો અને જ્ઞાનિની આજ્ઞાનો લોપ થતો હતો, માટે સંઘે તેમને તેમ કરતા વાર્યા, નહિ કે જૈનોમાં તે વખતે સંસ્કૃતનો પ્રચાર નહોતો, અથવા જૈનોને એ પ્રતિ અભાવ હતો આમ જોતા શ્રી સિદ્ધસેન દિવાકરના વખતથી જૈનોને સંસ્કૃતની મોહિની લાગવાની સાબિતીનો આ (અ) આધાર સ્ખલિત થાય છે

(બ) બીજો આધાર ઑક્સફર્ડની કોસ્ટી કૉલેજના સંસ્કૃતના ઉસ્તાદ ડા૦ મૅકડોનલનો લાવવામાં આવ્યો છે *આ આધાર લેવાની જરૂર ન હતી એ આધાર સ્વીકારી લેવા પૂર્વે કોઇ વિદ્વાન્ જૈન શ્રાદ્ધ શ્રમણને પુછ્યું હત કે શ્રી સિદ્ધસેન દિવાકરની પૂર્વે પણ જૈનોમા સંસ્કૃતનો પ્રચાર (પ્રાકૃત જેટલો) હતો કે નહિ, તો સારો ખુલાસો થાત, તેમ જ ડા૦ મૅકડોનલના શબ્દો પૂર્વાપર સંબંધ પૂર્વક (with relative context) ટાંક્યા હત તો વધારે સારૂં હતુ ડા૦ મૅક્ડોનલ કદાચ એમ માનતા હોય, કે જૈનોને સંસ્કૃતનો પરિચય અથવા મોહ શ્રી સિદ્ધસેનના વખતથી થયો, અથવા તે પ્રથમ જૈનોમા સંસ્કૃતનો પ્રચાર ન હોતો, તો તે માન્યતા કેવળ અસમંજસ, એક દેશીય અને અપૂર્ણ આધારની છે જૈનોમા શ્રી સિદ્ધસેનસૂરિની પહેલા પણ પ્રાકૃત સાથે સંસ્કૃતનો પ્રચાર એક સરખી ધારાએ હતો જુઓ, —

* ચર્ચાકાર પોતે નિખાલસ દિલથી કબુલ કરે છે કે "એકલા ડા૦ મેકડોનલ" નો આ આધાર છે અર્થાત્ બીજા કોઇ કહેતા હોય એવો આધાર મળતો નથી (આમ છે છતા સાહસ શા માટે?)

(૧) જૈન શાસ્ત્રકારોએ એકાંત પ્રાકૃતની ઉપયોગિતા ગણી સસ્કૃતનો નિષેધ કર્યો છે એમ નથી વ્યાકરણવિશિષ્ટ સસ્કૃતના બોધની પરમ આવશ્યકતા જૈનોના તીર્થંકરોએ પ્રકાશેલ સૂત્રોમા પ્રગટ દર્શાવી છે વ્યાખ્યાન કરવાને યોગ્ય સાધુએ શુ શુ જાણવુ જોઇએ, એ જૈનોના પ્રથમ અગ શ્રી **આચારાંગસૂત્ર** (છાપેલ પૃ ૧૯૫) તથા શ્રી **અનુયોગદ્વારસૂત્ર** આદિમા જણાવ્યુ છે, તેમા વ્યાકરણ, સસ્કૃતાદિ શિખવાની જરૂર જણાવી છે શ્રી સિદ્ધસેનસૂરિના વખતથી જૈનોમા સસ્કૃતનો મોહ લાગ્યો હત તો તે પહેલા થયેલા તેઓના તીર્થનાથ સંસ્કૃતના અભ્યાસની આવશ્યકતા ઉપર આટલો ભાર ન મુકત

**(૨) શ્રી સિદ્ધસેન સૂરિની પૂર્વે થઈ ગયેલા જૈન આચાર્યોની સંસ્કૃત કૃતિઓ વિદ્યમાન છે —**

(क) શ્રી સિદ્ધસેનસૂરિની પૂર્વે **પાણિનિ** ઋષિ દોઢ સૈકમા થયા છે તે **પાણિનિની** પૂર્વે શ્રી **શાકટાયન** જૈન મુનિ થયા છે એમણે સસ્કૃત વ્યાકરણ રચેલું છપાયલુ વિદ્યમાન છે આ સબધમા અમે આ લેખના પ્રથમ પ્રકરણમા યથાયોગ્ય જણાવ્યુ છે

(ख) શ્રી સિદ્ધસૂરિની પૂર્વે બસો વરસે થયેલા શ્રી ભદ્રબાહુ શ્રુત કેવલિએ પણ સસ્કૃત કૃતિઓ કરી છે તેઓનો "ભદ્રબાહુ સહિતા" નામનો અપૂર્વ જ્યોતિષનો ગ્રથ, સસ્કૃતમા રચાયલો વિદ્યમાન છે મરહુમ શતાવધાની કવિ શ્રીમાન્ રાજચંદ્રે આ ગ્રથ જોયો હતો

(ग) શ્રી ભદ્રબાહુ પછી પણ શ્રી સિદ્ધસૂરિની પૂર્વે સો-દોઢસો વરસે થયેલા શ્રી ઉમાસ્વાતિ વાચકની સસ્કૃત કૃતિઓ પ્રગટ થયેલી વિદ્યમાન છે (૧) **તત્ત્વાર્થાધિગમ,** (૨) તેપરનુ તેઓનું કરેલ **ભાષ્ય** (૩) **પ્રશમરતિ,** (૪) **શ્રાવકપ્રજ્ઞપ્તિ,** (૫) **પૂજાપ્રકરણ,** (૬) **જબુદ્વીપ સમાસ** એ વગેરે છે રાયલ એશિયાટિક સોસાયટિની બગાળાની શાખા તરફથી એ બધા પ્રસિદ્ધ થયા છે

(घ) પ્રાચીન શિલા લેખો શ્રી સિદ્ધસૂરિના વખત પહેલાના વિદ્યમાન છે મથુરાનો શ્રી મહાવીર પ્રભુના મદિરનો (Vide General Cunningham's Archeological Reports Vol VIII Plates 13 and 14) મારવાડમા એરીનપુરા (અરણ્યપુર) સ્ટેશનથી ૭ ગાઉ દૂર કોરટ (કોરટ) પાસે શ્રી વીરપ્રભુનું બિબ (Image) વીરપ્રભુથી ૭૦* વરસે (વિ૦ સ૦ ૪૦૦ પહેલા) જૈનોના ત્રેવિશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથના સતાનીય, તેઓ પછી છઠ્ઠી પાટે થયેલા શ્રી રત્નપ્રભસૂરિએ પ્રતિષ્ઠિત કરેલુ વિદ્યમાન છે તેનો લેખ (શ્રીમદ્ આત્મારામજીના **જૈન વિષયિક પ્રશ્નોત્તર, અજ્ઞાનતિમિર-ભાસ્કર અને જૈન તત્ત્વનિર્ણય પ્રાસાદ જુઓ**)

* શ્રીમદ્ આત્મારામજી વીરાત્ ૭૦ કહે છે ભાઇ પરમાર ૨૭૨ કહે છે, વીરાત્ ૨૭૨ હોય તો પણ તે વખત શ્રી સિદ્ધસૂરિ પહેલા બસો વરસનો છે

"સિદ્ધ"થી † શરુ થતો એક શિલા લેખ છે, જે નિઃસંશય જૈનોનો છે. ... ...

દા૦ બુહ્‌લરે આ શિલાલેખો શોધ્યા છે, અને શ્રીમદ્ આત્મારામજીએ ઉપર જણાવેલા ગ્રંથોમાં સવિસ્તર ઉતાર્યા છે. આ શિલાલેખો સંસ્કૃતમાં છે. મથુરાનો પાલીમાં છે એમ દા૦ બુહ્‌લરનું કહેવું છે. આમ હોય તો પણ શ્રીસિદ્ધસૂરિ પૂર્વે જૈનોમાં સંસ્કૃતના પ્રચારના બીજા પુરાવા મોજુદ છે. બે હજાર વરસ પૂર્વેનું આટલું સાહિત્ય મળી આવે છે, એ સદ્‌ભાગ્યની વાત છે. શેષ નહિં મળી શકતું અથવા કાળધર્મ, સડણ–પડણ–વિધ્વંસરૂપ પૌદ્‌ગલિકધર્મ, અથવા દેશપરના જુદા જુદા મારી–મરકી અનાવૃષ્ટિ–અતિવૃષ્ટિ–દુર્ભિક્ષ–પરચક્ર–સંગ્રામ આદિ વિપ્લવોને લઇ નાશ પામેલું સંસ્કૃત પ્રાકૃત સાહિત્ય ઘણું હોવું જોઇએ, એવી કલ્પના ખોટી અથવા અસ્થાનીય નહિં ગણાય.

(૨) બીજી દલીલ એ લાવવામાં આવે છે, કે શ્રી સિદ્ધસૂરિના વખતથી જૈનોને સંસ્કૃતની મોહિની લાગવાથી તેઓનું મન પ્રાકૃતપરથી ઓછું થવા લાગ્યું; અર્થાત્ અત્યાર સુધી તો જૈનોને પ્રાકૃતનુંજ અવલંબન હતું; હવે સંસ્કૃતનો મોહ લાગ્યો એટલે સ્વાભાવિક રીતે પ્રાકૃતનું પોષણ ઓછું થયું હોવું જોઇએ; જે ધીમે ધીમે થતું ગયું. આવા આશયવાળી દલીલ પણ અપૂર્ણ આધારની છે. કેમકેઃ—

(૧) ઉપર જણાવી ગયા છીએ, તેમ શ્રી સિદ્ધસૂરિ સુધી પણ જૈનોએ સંસ્કૃત–પ્રાકૃત બંનેને એક સરખો આધાર આપ્યો છે. બેમાંથી એકેની ક્ષતિ થવા દીધી નથી; તેમ એ ક્ષતિ થવા યોગ્ય પ્રમાદ એમનાથી થઇ શકે એમ નહોતું, નથી; કેમકે તેઓના તીર્થંકરોની તેમને સંસ્કૃત–પ્રાકૃત બંને શિખવાની સ્પષ્ટ આજ્ઞા છે.

(૨) "બે ઘોડે ન ચડી શકાય" એ ન્યાયને અવલંબી, (ગણી લીધેલા) સંસ્કૃતપર થયેલા મોહને લઇ જૈનોમાંથી શ્રી સિદ્ધસૂરિ પછી પ્રાકૃતને સ્વાભાવિક ઘસારો લાગવો જોઇએ, એમ અનુમાનની લીધુ; પણ આ અનુમાન માટે કાંઇ પ્રમાણ નથી. ઉલટાં એ અનુમાનને બાધક પ્રમાણોછે. અર્થાત્ પ્રાકૃત (શ્રી સિદ્ધ-સૂરિના વારા પછી વિ૦ સં૦ના આરંભ પછી પણ) ઘસાવાને બદલે ઉલટી પોષાતી ચાલી છે. જે અત્યાર લગણ યથાયોગ્ય અવિચ્છિન્નપણે પોષાતી આવી છે. અત્રે શ્રી બનારસની યશોવિજયજી જૈન પાઠશાળામાં કોઇ જઇને જુએ, તો ત્યાં કોઇ કોઇ યુવકો જૈન પ્રકરણોની આ પ્રાકૃત ભાષાનો અભ્યાસ કરી રહ્યા જોશે; કોઇ તો એમાં પદ્ય પણ રચે છે. આ પ્રાકૃતમાં વિ૦ સં૦ અઢારમી સદીમાં વિદ્યમાન શ્રી યશો-વિજયગણિએ "યતિ લક્ષણ સમુચ્ચય" આદિ રચેલા ગ્રંથો હમણાંજ "યશોવિજય

† ગિરનારપરનો રૂદ્રદામાનો લેખ પણ "સિદ્ધ"થી શરુ થાય છે. "સિદ્ધ" કે "સિદ્ધ એ જૈનોનો પારિભષિક શબ્દ "સિદ્ધને નમસ્કાર થાઓ!" એ છે; અને જૈનેતરમાં આ શબ્દ નથી જોવામાં આવતો તેથી જણાય છે કે પ્રસિદ્ધ થયેલો આ રૂદ્રદામાનો લેખ જૈનોનો છે.

ગ્રંથમાળા" નામે શ્રી ભાવનગર જૈન ધર્મ પ્રસારક સભા તરફથી પ્રસિદ્ધ થયા છે શ્રી સિદ્ધસૂરિની પૂર્વે તથા ત્યાર પછી થયેલી પ્રાકૃત કૃતિયો સાથે આ કૃતિયોને સરખાવતા પ્રતીત થશે, કે એ બધી કૃતિયો એકજ જૈન સત્ર-પ્રકરણગત પ્રાકૃત ભાષાની છે. શ્રી સિદ્ધસૂરિ પૂર્વે તથા ત્યાર પછી થયેલી (શ્રી સિદ્ધસૂરિ પછી જૈનોની પ્રાકૃત ઘસાતી નથી ચાલી, પણ સસ્કૃતની સાથેજ પોષાતી ચાલી છે, એ દેખાડવા) થોડિક પ્રાકૃત કૃતિયો નામમાત્રરૂપે કાળક્રમવાર આપવી ઉપયોગી થશે·—

(क) સિદ્ધસૂરિ પહેલાની -(પ્રાકૃત કૃતિઓ )

(૧) શ્રી સુધર્માસ્વામીએ (વિ૦ સ૦ પૂર્વે પાચમો સૈકો) ગુથેલા આગમ સત્રો ઉપરાત શ્રી વીર પ્રભુના હસ્તદિક્ષિત શિષ્ય શ્રી વીરભદ્રગણિના **"આતુરપ્રત્યાખ્યાન** (આઉર પચ્ચકખાણ)" **"ચતુ શરણ** (ચઉસરણ)" આદિ (વિ૦ સ૦ પૂર્વે પાચમો સૈકો) પ્રસિદ્ધ થયા છે

(૨) શ્રી વીર પછી શ્રી સુધર્માસ્વામીની ચોથી પાટે થયેલા શ્રી શ્રિયભવસૂરિનુ **"દશવૈકાલિક"** (વિ૦ સ૦ પૂર્વે ચોથો સૈકો પ્રસિદ્ધ થયુ છે.

(૩) શ્રી વીર પછી ત્રીજા સૈકામા થયેલા શ્રી ભદ્રબાહુ ચૌદપૂર્વધરે રચેલ અગોપાગની **નિર્યુક્તિયો,** તથા બીજી કૃતિયો (વિ૦ સ૦ પૂર્વે ત્રીજો સૈકો) કોઇ કોઇ પ્રસિદ્ધ થયેલી છે, કોઇ કોઇ હસ્ત લેખ રુપે છે; અને કેટલીક નાશ પામી છે

(૪) શ્રી ભદ્રબાહુસ્વામી પછી તરતમા થયેલ શ્રી સ્થૂલિભદ્રની બ્હેન યક્ષા-સાધ્વીને શ્રી સીમધરસ્વામિએ આપેલી ચૂલિકાઓ "દશવૈકાલિક" આદિમા પાછળથી નાંખેલી વિદ્યમાન છે, પ્રસિદ્ધ થયેલી છે

(૫) શ્રી વીર પછી ચોથા સૈકામા થયેલા શ્રી સ્યામસૂરિનું **"પન્નવણા (પ્રજ્ઞાપના)"** (વિ૦ સ૦ પૂર્વે બીજો સૈકો) પ્રસિદ્ધ થયુ છે ઇત્યાદિ.

(ख) સિદ્ધસૂરિના વખતનુ તથા ત્યાર પછીનુ જૈન પ્રાકૃત સાહિત્ય થોડુક જોઇયે, અને તેથી જણાશે, કે ઉપર્યોગભૂત દલીલ મુજબ પ્રાકૃત ઘસાતું ચાલ્યુ નથી; પણ પોષાતુ વૃદ્ધિ પામતું ચાલ્યુ છે —

(૧) શ્રી સિદ્ધસૂરિનુ **"સમ્મતિ સૂત્ર"** પ્રસિદ્ધ થયુ છે.

(૨) શ્રી સિદ્ધસૂરિ પછી વિ૦ સ૦ ૬૦ મા શ્રી વિમલસૂરિએ રચેલુ પ્રાકૃત ૧૦૦૦૦ ગાથાબદ્ધ શ્રી **પદ્મચરિત્ર** અથવા **રામચરિત્ર.**

(૩) ત્યાર પછી વિ૦ સ૦ બીજા સૈકાના અરસામા થયેલા શ્રી સિદ્ધનાગાર્જુન-ના ગુરુ પાદલિપ્તસૂરિ, (પાદલિપ્તસૂરિ, જેના નામથી નાગાર્જુને કાઠિયાવાડના શત્રુંજય પર્વતની તળેટીમા **પાયલિત્તઠાણ,** સંસ્કૃત **પાદલિપ્તસ્થાન,** અને હાલનુ **પાયલિ-ત્તાન, પાલીતાણા** વસાવ્યાનો ઐતિહાસિક ઉલ્લેખ છે) એઓએ રચેલ (હાલ મળી આવતી તેમા પહેલી) પ્રાકૃત **દેશી નામમાળા** (જે **પાયલિત્ત નામમાળા**

રૂપે ઓળખાય છે. )

(૪) ત્યાર પછી થયેલા શ્રી ધર્મદાસગણિએ રચેલી "ઉપદેશમાળા" પ્રસિદ્ધ થઇ છે. કહેવાય છે, કે આ ધર્મદાસગણિ શ્રી વીરપ્રભુના હસ્તદિક્ષિત શિષ્ય હતા; પણ આ ગ્રન્થમાં વિ૦ સં૦ પહેલા સૈકામાં થયેલા શ્રી વજસ્વામીના વારા સુધીનાં ઐતિહાસિક સંસ્મરણો દેખાતાં હોવાથી, અને એ પાછળથી પ્રક્ષિપ્ત થયાં છે એવું નહિ દેખાતું હોવાથી, બીજો સબળ આધાર ન મળે તો અનુમાન થાય છે, કે એ ધર્મદાસજી આ અરસામાં કે પછી થયા.

(૫) ત્યાર પછી વિ૦ સં૦ ત્રીજા-ચોથા સૈકાના અરસામાં થયેલા શ્રી **શિવશર્મનાં કમ્મવિવાગ** (કર્મવિપાક), **કમ્મપયડી** (કર્મપ્રકૃતિ) આદિ પંચસંગ્રહ પ્રમુખ ગ્રંથો. આ પ્રસિદ્ધ નથી થયા; પણ જૈન સાધુ આદિ આનો અભ્યાસ કરે છે; અને સૌથી પ્રાચીન **કર્મગ્રંથ** પણ કહે છે. દિગંબરના "ગોમટ્ટસાર" અને શ્વેતાંબરના "કર્મગ્રંથ" આ ઉપરથી થયા છે. વિ૦ સં૦ પહેલા સૈકાથી છઠ્ઠા સૈકાના પ્રારંભ સુધીમાં જૈનોના સંસ્કૃત-પ્રાકૃત ગ્રંથો અનેક થયા હોવા જોઇયે; પણ કાળાદિ દોષને લઇને એ નાશ પામ્યા હોય અથવા ગમે તેમ હોય પણ આપણને બહુ જુજ મળે છે. પ્રાકૃત ગ્રંથો જેમ જુજ મળે છે તેમ સંસ્કૃત ગ્રંથો પણ જુજ મળે છે. વિ૦ સં૦ પાંચમા સૈકામાં થયેલા શ્રી ધનેશ્વરસૂરિનો સંસ્કૃત **શત્રુંજય માહાત્મ્ય** પ્રસિદ્ધ થયો છે. તેમ જ એ અરસામાં થયેલા શ્રી મલ્લવાદી,-( શિલાદિત્યના ભાણેજ ) એમણે **"દ્વાદશાર નય ચક્રવાલ"** જૈન ન્યાયનો મહાન્ ગ્રંથ, તેમ જ બૌદ્ધાચાર્ય ધર્મોત્તરના **"ન્યાયબિંદુ"** ઉપર વૃત્તિ, અને શ્રી સિદ્ધસેન દિવાકરના **"સમ્મતીસૂત્ર"** ઉપર ટીકા તથા **"પદ્મચરિત્ર"** ( આ સંસ્કૃતમાં કે પ્રાકૃતમાં એ ખબર નથી પણ બીજા ) સંસ્કૃતમાં લખ્યા છે. આમાંથી માત્ર "દ્વાદશાર નયચક્ર" ( Wheel of Naya, having twelve radii ) મળે છે; બાકી તો માત્ર યાદી રૂપે પ્રાચીન ટિપ્પણિકામાં (catalogues) નામરૂપે રહ્યા છે ! કાળ દોષે તે ગ્રંથો અલભ્ય થઇ પડ્યા છે ! વિ૦ સં૦ સોળમા સૈકાની ફેરીસ્ત કરનારને પણ એ ગ્રંથો હાથ લાગ્યા નથી; માત્ર નામરૂપે એણે જણાવ્યાછે ! આમ વિ૦ સં૦ પહેલા સૈકા પછી પાંચમા સૈકા સુધીમા પ્રાકૃત ઘસાતું ચાલ્યું અને સંસ્કૃત પોષાતું ચાલ્યું એ એકાંતે અથવા અનુમાને કહી શકાય એમ નથી. બંને ભાષામાં ગ્રંથો રચાયા હોવા જોઇયે; પણ બંનેના ઉપર જણાવ્યા એટલા કે બીજા કોઇ ગ્રંથો જ મળી શકે છે. આ ગ્રંથો બધા શ્વેતાંબર સંપ્રદાયના છે; અને આ ઠેકાણે નોંધ લેવી જરૂરની છે, કે આ અરસામાં દિગંબરઆમ્નાયના ઘણા ગ્રંથકારો થયા છે; તેઓએ પણ સંસ્કૃત-પ્રાકૃતમાં ઘણા ગ્રંથો રચ્યા છે; અને એમાંના ઘણા મળી આવે છે; પ્રાકૃતની સંખ્યા વિશેષ છે. દિગંબર પ્રાકૃત અને શ્વેતાંબર પ્રાકૃતમાં **શૈલી** કે **ધાવા** પરત્વે સહજ વિલક્ષણતા દેખાય છે. પણ તે બને પ્રાકૃતનું નિયામક શબ્દાનુશાસન (વ્યાકરણ)

એકજ જાતનું છે, આમ્નાય ભેદ, દેશભેદ, કાળભેદ એ આદિ કારણે શૈલી વૈલક્ષણ્ય સ્વાભાવિક છે, પણ તે બધાના નિયામક વ્યાકરણ સૂત્રો એકજ છે, આ દિગંબર પ્રાકૃત ગ્રંથોમા ધ્યાન ખેચી રહેલા ગ્રંથો શ્રી સિદ્ધસૂરિ પછી વિ૦ સં૦ બીજા સૈકામા થયેલા શ્રી **પદ્મનંદિ** અથવા કુંદકુંદ સ્વામીના (૧) **સમયસાર** (મુદ્રિત) (૨) **ક્ષપકસાર** (૩) **ત્રિલોકસાર** (૪) **લબ્ધિસાર** (૫) **પંચાસ્તિકાય** (મુદ્રિત) (૬) **અષ્ટપાહુડા** (અષ્ટ પ્રાભૃત) (૭) **પ્રવચનસાર** (મુદ્રિત) યુનિવર્સિટિ તરફથી ઍમ એ, માટે જૈન સાહિત્યમા નિયત થયેલો એ આદિ છે આ સિવાય ત્યાર પછી ત્રીજા ચોથા સૈકાના અરસામા થયેલા શ્રી **શિવાચાર્યે** (શિવાર્ય અથવા શિવકોટિ),—એમનો હમણાજ હિંદી અનુવાદ સાથે પ્રસિદ્ધ થયેલો "**ભગવતી આરાધના**" ગ્રંથ છે, આનુ પ્રાકૃત શ્વેતાંબર આમ્નાયના પ્રાકૃત સાથે મળતુ છે આ સિવાય સંસ્કૃતમા શ્રી સંમતભદ્રસૂરિ શ્વેતાબર, જે દિગબરોને પણ માન્ય છે, તેઓના "**આપ્તમિમાંસા**" "**રત્નકરંડશ્રાવકાચાર**" આદિ છે, બને પ્રસિદ્ધ થયા છે. વિ૦ સં૦ બીજા સૈકાના અરસામા આ સૂરિ થયા છે આ ઉપરાંત વિ૦ સં૦ પાચમા સૈકાને છેડે થયેલા શ્રી માનદેવસૂરિનું (શ્વેતાબર) "**ઉપધાન પ્રકરણ**" પ્રાકૃતમા છે, તથા **માનતુંગસૂરિ** (બાણમયૂરના સમકાલિન) નુ સંસ્કૃત **ભક્તામરકાવ્ય** (સ્તોત્ર) પ્રસિદ્ધ થયુ છે આમ શ્રી સિદ્ધસૂરિથી માંડી છઠ્ઠા સૈકાના પ્રારંભ સુધીમા પણ જૈનોએ સંસ્કૃત-પ્રાકૃતને સારી રીતે એક સરખી રીતે પોષ્યુ છે, એ એઓના મળી આવતા કેટલાક પુસ્તકોની ઉપલી નોંધથી સમજાય એમ છે

(૬) હવે આપણે વિ સ છઠ્ઠા સૈકામા આવિયે આ સૈકાએ પ્રાકૃત ગ્રંથોને ઘણું પોષણ આપ્યુ છે આ એક બાબત ખસુસ ધ્યાનમા રાખવા જેવી છે, કે જૈન આગમ સૂત્રો અત્યાર સુધી કંઠાગ્રે રાખવામા આવ્યા હતા, ધવલપત્ર ઉપર આલેખાયા ન હતા ગુરૂપર્વંપરંપરાએ એ સૂત્રાદિ કંઠે ચાલ્યા આવતા દિગંબર આમ્નાયમા લખવાનો પ્રચાર હતો, શ્વેતાંબરના અન્ય પ્રકરણો પ્રાય લખાતા પણ તેઓના અંગોપાંગાદિ હજુ સુધી લખાયા ન હતા, આથી શ્વેતાંબર-દિગંબરો બનેને બહુ શોષવુ પડ્યુ છે શ્રી ભદ્રબાહુ સ્વામીના વારામા ભયંકર દુકાળ પડેલ, તેથી તેમ જ ત્યાર પછી બીજા સૈકામા પણ દુકાળ પડેલ તેથી સૂત્રો નાશ પામે એવી સ્થિતિમા હતા, એથી શ્રી સ્કંદિલાચાર્યે આદિએ મથુરામા મળી રહેલા સૂત્રોનો યથાયોગ્ય બાધો કરી તેને જાળવ્યા આ **માથુરી વાચના** કહેવાય છે ત્યાર પછી શ્રી વજ્ર સ્વામીના વખતમા (વિ સ પ્રારંભ પછી) પણ દુર્ભિક્ષ ભય નડેલ, કાળ ઉગ્રસ્વરૂપે પ્રકાશતો હતો, સ્મૃતિભ્રંશ થતો જતો હતો છતા આરંભ દોષથી ડરીને (જૈન સાધુઓને આરંભ પોતા કે પારકા માટે સર્વથા નિષિદ્ધ છે) લખવાનું કે લખાવવાનું કરી ન શક્યા લખવા-લખાવવા માટે સામગ્રીઓ મેળવતા-મેળવાવતા નિઃસશય આરંભ કરવો-કરાવવો પડે, જે તેઓ પોતાના કલ્પ (આચાર) પ્રમાણે ન કરી શક્યા આ

અરસા સુધીના જૈન પ્રાકૃત-સંસ્કૃત ગ્રંથો થોડા મળતા હોય તેમાં આ પણ એક કારણ છે; ગ્રંથો રચાયા છતાં લખાયા ન હોય. બધું સ્મૃતિગોચર રાખી ગુરુ શિષ્યને આપે એમ પરંપરા પૂર્વક ચાલતું. આવી સતેજ સ્મૃતિનો આપણને હાલ ખ્યાલ પણ કદાચ ન આવે; પણ માનસ શાસ્ત્ર ( Science of Psychology ) ના અભ્યાસીઓને આ સહેજ પ્રતીત થાય એમ છે. મન-વચન-કાયાના વ્યભિચાર દોષથી પ્રાયઃદૂષિત, શુદ્ધ બ્રહ્મચર્ય ( મન-વચન-કાયા ત્રણેનું ) થી પ્રાયઃ વિમુખ, અને એવાં વિશુદ્ધ બ્રહ્મચર્યના અભાવે કુંઠિત મન-મગજ-શરીરવાળા આ કાળના પામર જીવો,- એને આ વાત કદાચ કલ્પનાગોચર પણ ન થાય, અથવા એઓ આ વાતને વ્હેમ કે અતિશયોક્તિ અથવા "જુનું એટલું સોનું" એવી ગણત્રી ગણનારા રૂપે, અથવા આર્ય દેશના મોહરૂપે કદાચ ગણી કાઢે? પણ નહિ, આર્ય દેશે બુદ્ધિપ્રભા, સ્મૃતિપ્રાબલ્ય, શુદ્ધબ્રહ્મચર્ય, વિદ્યા જ્ઞાનશક્તિ એ અંગે પ્રભાવશાલી, પ્રતિભાશાલી પુરુષોને જન્મ આપ્યો છે; ઇતિહાસ એની ખાત્રી આપે છે; વિ. સં. છઠ્ઠાથી બારમા તેરમા સૈકામાં થયેલા સાધુઓની લાખો શ્લોકોએ અંકાતી કૃતિઓ આપણને વિશ્વાસ અણાવે એમ છે. જૈન આગમ સૂત્રો શ્રી દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણ તથા બીજા સાધુઓએ વિ. સં. ૫૧૦ ના અરસામાં પુસ્તકારૂઢ કર્યા; તે પહેલાં શું સ્થિતિ હતી એનો વિગતે અહેવાલ શ્રી દેવર્દ્ધિસૂરિ શ્રી નંદીસૂત્રમાં આપે છે; ત્યાર પછી તે સૈકાના પ્રાંતે થયેલા શ્રી હરિભદ્રસૂરિ જેમણે **"મહાનિશીથ"** વિચ્છેદ જતું ઉદ્ધર્યું, તેઓ પણ તે સૂત્રમાં તથા દશવૈકાલિકાદિ સૂત્રોની ટીકામાં આ વાત જણાવે છે. તેમની પહેલાં થયેલા શ્રી જિનભદ્રગણિક્ષમાશ્રમણ **બૃહદ્‌ભાષ્ય** અથવા **વિશેષાવશ્યકમાં** પણ આ વાત આપે છે; ત્યાર પછી વિ. સં. આઠમા સૈકામાં થયેલા શ્રી **શીલાંકસૂરિ** પણ શ્રી **આચારાંગની વૃત્તિમાં** આ વાત આણે છે; તેમજ વિ. સં. બારમી સદીમાં થયેલા શ્રી અભયદેવસૂરિ, ત્યાર પછી તરતમાં થયેલા શ્રી વાદિવેતાલશાંતિસૂરિ, શ્રી મલયગિરિસૂરિ, શ્રી કોટયાચાર્ય ( કોટિસૂરિ ), શ્રી દ્રોણાચાર્ય, શ્રી મલધારી હેમચંદ્રસૂરિ આદિ જેઓએ જુદાં જુદાં સૂત્રોની, અંગોપાંગની વૃત્તિઓ લખી છે, તેઓએ યથાયોગ્ય આ ઐતિહાસિક બીના આપી છે. ઘરબાર ત્યાગી, આરંભ-પરિગ્રહથી રહિત સ્વદેહની એક સંયમને અર્થેજ રક્ષા કરવાવાળા, સ્વપર હિત માટે ઉદ્યુક્ત થયેલા પુરુષોને ખોટું, અસમંજસ અથવા અતિશયોક્તિરૂપ લખવાનું શું કારણ હોય, એ સમજાતું નથી. આ સૈકાના પ્રારંભમાં શ્રી સૌરાષ્ટ્રનાં હાલ ખંડિયેરભૂત વલ્લભીપુરમાં **( વળામાં )** શ્રી દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણ આદિ સાધુઓએ મળી, અત્યાર સુધી ધવળપત્રપર નહિં આલેખાયલાં, ફક્ત કંઠાગ્રે રહેલાં, પણ કાળદોષ, સ્મૃતિભ્રંશ આદિ દોષને લઇ વિચ્છેદ જતાં સૂત્રોને પુસ્તકારૂઢ કર્યાં; યથાયોગ્ય લખાવી લીધાં. આ પ્રાકૃત શ્લોકો લાખો થવા જાય છે. ત્યાર પછી તેઓએ પ્રાકૃતમાં **"નંદિસૂત્ર"** લખ્યું; આમાં પૂર્વાચાર્યોનો, તેઓની કૃતિઓનો, એ વગેરેનો ઇતિહાસ પણ છે. ત્યાર પછી તેજ સૈકામાં શ્રી જીનભદ્રગણિએ

શ્રી બૃહદ્‌ભાષ્ય અથવા વિશેષાવશ્યક સૂત્ર (પ્રાકૃત ૪૦૦૦ શ્લોકપુર) રચ્યું; તેમજ બીજા "જંબુદ્વીપસંગ્રહણી" આદિ ગ્રંથો રચ્યા. ત્યાર પછી આ સૈકાના ઉત્તરાર્ધમાં શ્રી હરિભદ્રસૂરિએ સમરાદિત્ય ચરિત્ર પ્રાકૃતમાં ૧૦૦૦૦ શ્લોકપુર તથા નાણાઇત (જ્ઞાનાદિત્ય) પ્રાકૃતમા લખ્યાં; તથા શ્રી મહાનિશીથ સૂત્રને સમુદ્ધર્યું; આ સિવાય બીજા અનેક પ્રાકૃત ગ્રંથો એઓએ લખ્યા છે. વિ. સં. છઠ્ઠા સૈકામાં આમ અનેક પ્રાકૃત ગ્રંથો લખાયા છે સંસ્કૃતમાં પણ ઘણા લખાયા છે; પણ અમારે અત્રે તો પ્રાકૃત સંબંધીજ ખાસ કહેવાનું છે.

(૭) વિ૰ સં૰ સાતમા આઠમા સૈકામાં થયેલા પ્રાકૃત ગ્રંથોની માહિતી અમને નથી. "જૈનગ્રંથાવલી" આદિકૅટલૉગો તથા ભંડારો જોવામાં આવે તો ખબર પડે. આ સૈકામાં શ્રી દિગંબરી નેમિચંદ્ર સિદ્ધાંતીનાં પ્રાકૃતમાં રચાયલાં શ્રી ગોમટ્ટસાર તથા બૃહદ્ દ્રવ્યસંગ્રહ આદિ બહુ પ્રસિદ્ધ છે.

(૮) નવમા સૈકામાં પચસંગ્રહ આદિ જુના કર્મગ્રંથોને અનુસરી કર્મવિપાક આદિ જુના કર્મગ્રંથો શ્રી ગર્ગર્ષિએ રચેલા મળી આવે છે. અત્રે મોરબીના ભંડારમાં અમારા જોવામાં આ ગ્રંથો આવેલ છે; અને આ પરિષદ્‌ના પ્રદર્શનમાં એ મુકેલ છે.

(૯) દશમા સૈકામાં સુપ્રસિદ્ધ ધનપાળ પંડિતે બીજી દેશીનામમાળા (હાલ મળી આવતી પ્રાકૃતનામમાળામાં બીજી) જે તરંગલોલા નામે પ્રસિદ્ધ છે, તે રચી છે. તેજ અરસામાં કે કાંઇક પહેલાં શ્રી ચંદ્રપ્રભમહત્તરે સત્તરી (સપ્તતિકા) નામનો છઠ્ઠો કર્મગ્રંથના નામે ઓળખાતો ગ્રંથ રચેલો મુદ્રિત થયો છે.

(૧૦) ત્યાર પછી ક્રમે ક્રમે શ્રી અભયદેવસૂરિ, શ્રી હેમચંદ્રસૂરિ, શ્રી મલ્લધારી હેમચંદ્રસૂરિ, શ્રી ચંદ્રસૂરિ, આદિ થયા તેમણે પ્રત્યેકે પ્રાકૃત કૃતિઓ કરી છે. શ્રી ચંદ્રસૂરિની "સંગ્રહણી" જે મધ્યમ સંગ્રહણીના નામે ઓળખાય છે, તે તથા શ્રી હેમચંદ્રાચાર્યની ત્રીજી દેશીનામમાળા પ્રસિદ્ધ થયેલી વિખ્યાત છે. શ્રી હેમચંદ્રાચાર્યના વારામાં બીજા અનેક સાધુઓએ જુદા જુદા તીર્થંકરોનાં પ્રાકૃતગાથાબદ્ધ હજારો શ્લોકપુર ચરિત્રો લખેલાં વિદ્યમાન છે. સંસ્કૃતમાં પણ એવાં ઘણાં ચરિત્રો લખાયાં છે. આ પ્રાકૃત ચરિત્રોનું સમગ્ર પુર લાખો શ્લોકો થવા જાય છે. આ પ્રત્યેક ગ્રંથનાં નામ, શ્લોક સખ્યા, કર્તાનાં નામ, રચ્યાનો સંવત્ તથા એ ક્યાં મળી શકશે?–એ બધી વિગતવાર તપસીલ "જૈનગ્રંથાવલી" ઉપરથી જોઇ શકાશે. ત્યાર પછી તે અરસામાં શ્રી શાંતિસૂરિએ જીવવિચાર તથા બીજા કોઇ આચાર્યે નવતત્વ પ્રકરણ પ્રાકૃતમાં યોજ્યાં છે; તે પ્રસિદ્ધ થયાં છે. ત્યાર પછી શ્રી નેમિચંદ્રસૂરિયે પ્રવચન સારોદ્ધાર નામનો મહાન્ પ્રાકૃત ગ્રંથ રચેલો પ્રસિદ્ધ થયો છે. વળી ઉપર જણાવેલ "જીવવિચાર"ના કર્તા શ્રી શાંતિસૂરિએ "ધર્મરત્ન પ્રકરણ" પ્રાકૃતમાં લખ્યો છે, જે પણ ટીકા સાથે પ્રસિદ્ધ થયો છે; આ ટીકા પણ ચૌદમી સદીમાં થયેલા શ્રી દેવેંદ્રસૂરિએ થોડી પ્રાકૃતમાં અને થોડી અપભ્રંશીય પ્રાકૃતમાં લખી દેખાય

છે, બાકી ઉપર જે જે ગ્રંથો જણાવ્યા તે બધાની પ્રાકૃત પ્રાય જૈનસૂત્ર-પ્રકરણની પ્રાકૃત છે ઉપર જણાવેલા શ્રી દેવેંદ્રસૂરિએ ચૌદમા સૈકાના પ્રારંભમા પ્રાકૃતમા **"ભાષ્યત્રયમ"** તથા **"નવ્યકર્મગ્રંથો"** તથા **'શ્રાદ્ધવિધિ"** મૂળ લખ્યા છે, જે બધા પ્રસિદ્ધ થયા છે. આગળ ચાલતા શ્રી કુલમંડનસૂરિ તથા પ્રદ્યુમ્નસૂરિએ વિચારસાર તથા વિચારામૃત એ આદિ અનુક્રમે પ્રાકૃત ગ્રંથો રચ્યા છે તેમજ ત્યાર પછી પંદરમા સૈકામા શ્રી મુનિસુંદરસૂરિએ શ્રી સંતિકર સ્તવનાદિ પ્રાકૃતમા લખ્યા છે, જે પ્રસિદ્ધ થયેલ છે આમ શ્રી સિદ્ધસેનસૂરિના વખતથી માંડી છેવટ અઢારમા સૈકાસુધી, (શ્રી યશોવિજયજીના યતિલક્ષણસમુચ્ચયાદિ આ અઢારમા સૈકાના) જૈન લેખકોએ, પુરુષાર્થૈકલક્ષ્ય જૈન લેખકોએ, પ્રાકૃતને પોષવી ચાલુ રાખી છે, દિગંબર-શ્વેતાંબર બન્નેએ એ પોષવી ચાલુ રાખી છે, પ્રાકૃત ઘસાઇ જવા નથી પામી, એ તો ઉછરતી ચાલી છે તેમ વળી એ લેખકો સાથે સાથે સંસ્કૃતને પણ વિસરી નથી ગયા આમ સંસ્કૃત-પ્રાકૃતમા અનેક કૃતિઓ થઇછે, જે બધાની વિગતે માહિતી **"જૈન ગ્રંથાવલી,"** **ડા૦** ભાંડારકર, પીટર્સન, બુહ્લર આદિના રીપૉર્ટો, તથા દિગંબર-શ્વેતાંબરના જુદા જુદા પુસ્તક ભંડારોની ટીપ જોયાથી મળે એમ છે આ બધી પ્રાકૃત કૃતિઓ એકજ પ્રાકૃતની છે કાળાદિ ભેદને લઇ આ કૃતિઓની શૈલીમા સરળતા-કઠિનતા-રસિકતા-ક્લિષ્ટતા આદિ વિલક્ષણ ભેદો દેખાશે, પણ એ બધી કૃતિઓના નિયામક લિંગ-શબ્દાદિ અનુશાસનના સૂત્રો તો એકજ, જેમ સંસ્કૃતમા (૧) શ્રી ઉમાસ્વાતિ વાચકના **તત્ત્વાર્થાધિગમ, પ્રશમરતિ,** આદિ (૨) શ્રી સિદ્ધસેન દિવાકરના બત્રીશબત્રીશી, ન્યાયાવતાર, કલ્યાણમંદિર આદિ (૩) શ્રી ધનેશ્વરસૂરિના શત્રુંજય માહાત્મ્યાદિ (૪) શ્રી સમંતભદ્રસૂરિના આપ્તમિમાંસાદિ (૫) શ્રી મલ્લવાદીના નયચક્રવાલ આદિ (૬) શ્રી હરિભદ્રસૂરિના ધર્મબિંદુ અષ્ટક, યોગબિંદુ, આદિ (૭) શ્રી સિદ્ધર્ષિના ઉપમિતિ ભવપ્રપંચ આદિ (૮) શ્રી જયશેખરસૂરિના કુમારસંભવ, પ્રબોધ ચિંતામણિ આદિ (૯) શ્રી મુનિસુંદરસૂરિના અધ્યાત્મ કલ્પદ્રુમ આદિ (૧૦) શ્રી હેમચંદ્રાચાર્યના શલાકાપુરુષચરિત્ર, પરિશિષ્ટપર્વ, દ્વાશ્રય આદિ (૧૧) શ્રી વિનયવિજયના લોકપ્રકાશ, શાંતસુધારસ આદિ (૧૨) શ્રી યશોવિજયના જ્ઞાનસાર, જ્ઞાનબિંદુ અધ્યાત્મોપનિષદ્ આદિ એ આદિ જુદા જુદા લેખકોની જુદે જુદે વખતે લખાયલી સંસ્કૃત કૃતિઓમા ભાષા શૈલીમા કઠિનતા કે સરળતા પરત્વે વિલક્ષણ ભેદ હોવા છતા એ બધા ગ્રંથો સંસ્કૃત વ્યાકરણને અનુસરી શુદ્ધ સંસ્કૃતમા લખાયા છે, અથવા જેમ જૈનેતર ગ્રંથો

(૧) કાલિદાસના રઘુવંશ, **મેઘદૂત, કુમારસંભવ, શાકુંતલ, વિક્રમોર્વશીય** આદિ, (૨) ભવભૂતિના **માલતીમાધવ, મહાવીરચરિત, ઉત્તરરામચરિતાદિ,** (૩) બાણના **કાદંબરી,** (૪) **માઘકાવ્ય** તથા **શિશુપાલવધાદિ,** (૫) શ્રી શંકરાચાર્યના **પંચીકરણાદિ,** (૬) શ્રી વ્યાસના **મહાભારત, ગીતા** આદિ, (૭) શ્રી વા

ત્રિષષ્ટિનું રામાયણ, (૮) જગન્નાથ પંડિતના **ભામિની વિલાસ** આદિ, (૯) ભર્તૃહરિના **શતકચતુષ્ટયાદિ**, એ જુદા જુદા લેખકોએ જુદે જુદે વખતે જુદે જુદે કાળે એકજ શુદ્ધ સંસ્કૃતમાં ગ્રંથો લખ્યા છતાં દેશ-કાળ-લેખકની પ્રકૃતિ આદિ કારણે તે તે કૃતિઓમાં સરળતા-કઠિનતા-રસિકતા-ક્લિષ્ટતા આદિ શૈલી પરત્વે ભેદ દેખાય છે, તેમ ઉપર જણાવેલા તથા બીજા પ્રાકૃત ગ્રંથો બધા પ્રાકૃતના નિયમને અનુસરી લખાયા છતાં તેમાં શૈલી પરત્વે વિલક્ષણતા ભાસે તો તે બનવા યોગ્ય છે બાકી એ બધા પ્રાકૃત ગ્રંથો જૈનસૂત્ર-પ્રકરણની પ્રાકૃતના છે આ લાંબી ચર્ચાનું તાત્પર્ય એ કે કહેવામાં અથવા અનુમાનવામાં આવ્યું છે, તેમ શ્રી સિદ્ધસૂરિના વારા પછી જૈનોની આ પ્રાકૃત ઘસાતી નથી ચાલી, પણ જુદા જુદા લેખકોએ એને સમ્યક્ પ્રકારે પોષીને અદ્યાપિ પર્યંત તો અવિચ્છિન્ન આણી છે ભાવિકાળે જે બને તે ખરૂં!

(૩) આ ચર્ચાસપન્ન પ્રશ્ન માટે આગળ કરવામાં આવેલી બે દલીલો આપણે જોઇ, હવે ત્રીજી જોઇએ આ ત્રીજી દલીલ એવા આશયની છે, કે શ્રી સિદ્ધસૂરિના વખતથી જૈનોમાં પ્રાકૃત સાથે સંસ્કૃત પણ સામેલ થવાથી પ્રાકૃતને સ્વાભાવિક રીતે હાનિ આવી અને એ હાનિ વધતા વધતા વનરાજ ચાવડાના વખતના જૈનો રાજ-કારભાર-વ્યાપારાદિમાં ગુંથાતા તેઓએ વિદ્યા-જ્ઞાનની ઉપેક્ષા કરી, જેથી જૈનોની પ્રાકૃત અપભ્રષ્ટ થતી ચાલી, તે ઠેઠ એટલે સુધી કે તેમાથી ગુજરાતી થઇ. ચર્ચાના ઉત્પાદકના આ બધા અનુમાનો છે, એમ ચર્ચાકાર સ્પષ્ટ જણાવે છે, અને એ અનુમાનોને નિર્ણયાત્મક ગણી તે પર ભાર ન મુકવાનું પણ સૂચવે છે. તથાપિ કહેવાનું કે જેને ઉંડા ઉતરી વિચાર કરવાના શક્તિ-અવકાશ નથી એઓને આડે રસ્તે, એક તરફ દોરવનારા આવા આધાર વિનાના કૃત્રિમ અનુમાનો કરવાનું પ્રયોજન શું? એ અનુમાનો આધાર વિનાના કૃત્રિમ છે કે નહિ એ તપાસિયે —

(૧) વનરાજ ચાવડાના વખતના જૈનોને રાજકારભાર મળ્યો, એના સંગીન પુરાવા કયા છે?

(૨) રાજકારભાર તથા વ્યાપારમાં ગુંથાતા જૈનોએ વિદ્યા જ્ઞાનની ઉપેક્ષા કરી, તો પ્રશ્ન થાય છે, કે જૈનો (ગૃહસ્થો) તે પહેલા શી રીતે ઉદર પોષણ કરતા? રાજકારભાર કે વ્યાપાર સિવાય બીજો કોઇ ધંધો તેઓના હાથમાં હતો? અથવા તેઓ શું નિરૂદ્યમી હતા, કે જ્ઞાન-વિદ્યાને આશ્રય આપી પ્રાકૃતને પોષતા રહ્યા અને પછી વનરાજના વખતમાં કારભારૂં મળતા ઉદ્યમી થયા અને તેથી વિદ્યા-જ્ઞાનની ઉપેક્ષા કરી? ઉદર પોષણા હેતુએ ઉદ્યમ કરનારાઓને વિદ્યા-જ્ઞાનની ઉપેક્ષા કરવી પડે એવો કોઇ એકાંતિક નિયમ છે? આગળ કરવામાં આવેલી દલીલોની કૃત્રિમતાને લઇ આ પ્રશ્નો ઉઠ્યા છે

(૩) વારૂ જૈનોને રાજકારભારમાં ભાગ મળ્યો હોય તો તેઓ જ્ઞાનાદિને પોષવાનું કરે કે તેને વિસારી મુકે? ઇતિહાસ આપણને સારી રીતે જણાવે છે કે જ્યાં જ્યાં

જૈનોનો રાજકાજમાં પગ પેઠો છે, ત્યાં ત્યાં તેઓએ બીજી બાબતો ઉપરાંત બે બાબતોમાં લાગવગ ચલાવી ખાસ લક્ષ આપ્યું છેઃ—તે બે બાબતો આઃ—(૧) નવાં જીન મંદિરો કરાવવાં, બિંબ ભરાવવાં, પ્રતિષ્ઠા કરાવવી; જુનાં મંદિરો સમરાવવાં; ધ્વજા બંધાવવી; તીર્થયાત્રા અર્થે સંઘ કાઢવા; એ અને (૨) પુસ્તકો લખાવી તેના ભંડારો કરાવવા. ગૃહસ્થ વર્ગે આ રીતિને અનુસર્યા છે, એટલુંજ નહિ, પણ સાધુવર્ગે પણ યથાયોગ્ય હિત જોઇ આ માર્ગ ગ્રહણ કર્યો છે. વિમલ મંત્રી, વાગ્ભટ મંત્રી, વસ્તુપાળ-તેજપાળ, ઉદયનમંત્રી, આમ્રભટ, સંગ્રામસિંહ સોની, માનસિંહ ભોજરાજ અને જગડુશાહ શેઠ આદિ ગૃહસ્થો અને શ્રી હેમચંદ્રસૂરિ, દેવચંદ્રસૂરિ, હીરવિજયસૂરિ, વિજયતિલકસૂરિ, પદ્મસુંદરસૂરિ આદિ આચાર્યોનાં ચરિત્રોથી આ પ્રતીત થાય છે. વિક્રમના વખતમાં શ્રી સિદ્ધસૂરિ, શિલાદિત્યના વખતમાં શ્રી મલવાદી તથા ધનેશ્વરસૂરિ, વનરાજના વખતમાં શ્રી શિલગુણસૂરિ, તેજ અરસામાં શ્રી ગ્વાલીયર (ગોપગિરિ) ના રાજા આમના વખતમાં શ્રી બપ્પભટ્ટીસૂરિ, શ્રી સિદ્ધરાજ-કુમારપાળના વખતમાં શ્રી હેમચંદ્રસૂરિ-દેવચંદ્રસૂરિ, તેજ અરસામાં મેદપાટના રાજા આલ્હણદેવના વખતમાં શ્રી રામચંદ્રગણિ, ફીરોઝશાહ તઘલખના વખતમાં શ્રી પદ્મસુંદરસૂરિ, અકબરના વખતમાં શ્રી હીરવિજયસૂરિ, જહાંગીરના વખતમાં શ્રી વિજયતિલકસૂરિ એ આદિ આચાર્યો તથા શ્રી કુમારપાળના વખતમાં ઉદયન, વાગ્ભટ, આમ્રભટ આદિ મંત્રિઓ, તથા વીરધવળના વખતમાં વસ્તુપાળ-તેજપાળ તથા જગડુ શેઠ, મંડપદુર્ગના હાકેમ મુજફ્ફરખાંના વખતમાં (પંદરમો સૈકો વિ૦ સં૦) સમરસિંહ સોની, તેમજ તેજ સૈકામાં ખંભાતના નવાબના વખતમાં શ્રી મુનિસુંદરસૂરિ એ આદિ તથા વિમલમંત્રી, ઝાંઝણ, સાજણ શેઠ એ આદિએ જૈનમદિરો, જ્ઞાનભંડારો એ આદિ ધર્મક્ષેત્રને લાગવગ ચલાવી સારી રીતે પોષેલ છે, તે તેઓનાં ઐતિહાસિક ચરિત્રોથી સમજાય છે. અને એઓએ આમ કર્યું છે, તે સ્વાભાવિક છે. બધા સંપ્રદાયવાળા પોતપોતાનો સમય આવ્યે પોતપોતાના સંપ્રદાયને પોતપોતાની રીતિએ પોષે એમાં નવાઇ નથી. બૌદ્ધો, શાંકરાનુયાયીઓ, એ આદિએ એમ કર્યું છે. તો જો વનરાજના વખતમાં જૈનોને રાજકાજમાં પગપેસારો લાગવગ મળ્યાં હત તો તેઓ જ્ઞાનાદિની ઉપેક્ષા ન કરત, પણ તેને પોષણ આપત. વળી વ્યાપારાદિમા ગુંથાવાથી જ્ઞાનાદિની ઉપેક્ષા થઇ હોય, તો તે પણ એકાંતિક વાત નથી. વ્યાપારમા ધન રળી તેઓ મંદિર-જ્ઞાનાદિ ક્ષેત્રોને પોષત. પૂર્વે થયેલા ધનાઢ્ય જૈનો,—ચાહે તો તેઓ વેપારી હો અથવા રાજમંત્રી આદિ ઓધાવાળા હો,—પણ તેમણે પોતાના ધર્મનાં અંગભૂત મંદિર, જ્ઞાન, સાધુ—સાધ્વી આદિ ચાર ક્ષેત્ર એ આદિ સાતે ક્ષેત્રને રૂડી રીતે પોષ્યાંજ છે; નવા મદિરો કરાવ્યાં તે, જુનાં સમરાવ્યાં છે; ઘણા દુખી ભાઇયોનુ વાત્સલ્ય કર્યું છે, તીર્થયાત્રાર્થે સંઘ કાઢ્યા છેઃ જ્ઞાનભંડારો કરાવ્યા છે,—જે બધાંનાં સ્મરણરૂપ કીર્તિસ્થભો હાલ કોઇ ન કરાવી શકે એવાં શત્રુંજય, આબુ, ગિરનાર

આદિનાં જીનમંદિરો, જેસલમેર—પાટણ–અમદાવાદ–મેડતા–જોધપુર–ખંભાત–લીંબડી આદિના જ્ઞાન ભંડારો જીનાલયના શિલાલેખો તથા તે તે પુરૂષોનાં ચરિત્રરૂપે વિદ્યમાન છે. આમ જોતાં વનરાજના વખતમાં જૈનો રાજકાજ વ્યાપારાદિમાં પડતાં તેઓએ જ્ઞાનાદિની ઉપેક્ષા કરી અને તેથી અગાઉથી ઘસાતી આવતી પ્રાકૃત વિશેષ ઘસાવા પામી એ વગેરે આશયની આનુમાનિક પણ કૃત્રિમ દલીલો નિરર્થક છે. આમ આ ત્રણ મુખ્ય કૃત્રિમ દલીલોનો ઉહાપોહ થયો. હવે એ દલીલોની ઉપદલીલોપર થોડા દૃષ્ટિપાત કરી **ગુજરાતી ભાષા કઇ ભાષામાંથી અવતરી હોવા યોગ્ય છે ? તેમજ ગુજરાતી કોને કહેવી ?** એના થોડાક વિચાર બતાવી આ વિષયને ઉપસંહરશું.

ચર્ચાસંપન્ન વિષયમાં રા૦ મન સુખભાઇની અથવા રા૦ "મનુ"ની અથવા યથાયોગ્ય બંનેની નોંધ લેવા યોગ્ય ત્રણ પેટા દલીલો છે :—

(૧) જુદા જુદા વિદ્વાનોના આધારે બતાવ્યું છે, કે અપભ્રષ્ટ પ્રાકૃતમાંથી શૌરસેની થઇ ; અને શૌરસેનીમાથી ગુજરાતી થઇ.

(૨) પ્રાકૃતનું મહત્વ જૈનોમાંજ હતું ; જૈનેતર અન્ય પ્રાકૃતને હલકી ગણી હલકાં પાત્રોને જ સોંપતા,—જેમ જૈનબૌદ્ધ સિવાયનાં નાટકોમાં દેખાય છે, તેમ.

(૩) રા૦ રા૦ કેશવલાલ હર્ષદરાય ધ્રુવનો આધાર લઇ શ્રી હેમચંદ્રાચાર્યને પ્રાકૃતના " પાણિનિ " ઠરાવ્યા છે.

આ પેટાદલીલોનું નિરીક્ષણ કરિયે :—

(૧) " સુતારનું મન બાવળિયે "—તેમ આ દલીલનું ગુપ્ત રહસ્ય એ છે કે કોઇ વિદ્વાનના આધારે કહી શકાય એમ છે, કે

( જૈનોના ) પ્રાકૃતમાંથી કે અપભ્રષ્ટ પ્રાકૃતમાંથી કે તે અપભ્રષ્ટ પ્રાકૃત પછીની એક પેઢીમાથી ગુજરાતીનો જન્મ થયો અને એની કીર્તિ જૈનોને મળે ?—અમે આગળ બતાવવાના છિયે, કે **ગુજરાતીનો જન્મ અપભ્રષ્ટ પ્રાકૃતમાંથી થયો છે ; પણ તે જૈનોની સૂત્ર—પ્રકરણની પ્રાકૃત ભાષા અપભ્રષ્ટ થઇને તેમાંથી નહિ ; પણ દેશની પ્રચલિત સામાજીક પ્રાકૃત અપભ્રષ્ટ થઇ તેમાંથી, કેમકે સામાજીક પ્રાકૃત એકલા જૈનોની સ્વાંગ આલિકીની ન હોતી.** કોઇ કોઇ વિદ્વાનોના મતે ચર્ચાકાર કહે છે કે અપભ્રષ્ટ પ્રાકૃતમાંથી શૌરસેની થઇ અને શૌરસેનીમાંથી ગુજરાતી થઇ ; કોઇ વિદ્વાનો ભલે એમ કહેતા હોય પણ ગુજરાતી અને અપભ્રષ્ટપ્રાકૃત વચ્ચે શૌરસેનીને રાખવાની જરૂર નથી. શૌરસેની અને અપભ્રષ્ટ પ્રાકૃતના દાખલા તપાસિયે તો આપણને સ્પષ્ટ જણાશે કે બંને ભાષા સ્પષ્ટ વિભિન્ન છે ; અને અપભ્રષ્ટમાથી ગુજરાતી ઉતરી શકે છે, તેવી સરળતાથી શૌરસેનીમાંથી ઉતરી ચકતું નથી. બનેનાં એકેક ઉદાહરણ લઇએ :—

વિ૦ સં૦ ચૌદમા સૈકામાં થયેલા શ્રી જીનપ્રભસૂરિએ જૈનોના આઠમા તીર્થંકર

શ્રી ચંદ્રપ્રભુની સંસ્કૃત—પ્રાકૃત—શૌરસેની—માગધી—પૈશાચિકી—ચૂલાપૈશાચિકી—અપભ્રંશ અને સમસંસ્કૃત એમ જુદી જુદી ભાષાઓમા સ્તુતિ કરી છે, જે મૂળરૂપે છપાઇ ગઇ છે, તેમાથી આ બે ઉદાહરણ લીધા છે તેનો અર્થ પણ અમને બેસે છે તેવો નીચે આપિયે છિયે ;

(૧) શૌરસેનીનું ઉદાહરણ.

" विंगददुहहेदु मोहॉरिकेदूदयं दंलिद्गुरुदुरिंद मंघ विहिंदॅकुमदक्खय ।
" नैाध तें नेंमदि जों संदटनदवत्सल लॅंहदि निंचं दि' 'गंति सोहेंदं निंम्मलं॥"

आनो अन्वय अमने समजायो छे तेवो आप्यो छे अे क्रममा अर्थ टांकिये छिये :—(૧) अध=अथ भगवानाधि (स० अथ), (२) विगददुहहेदु=विगतदु खहेतु, दुःखना कारण (रागद्वेषादि) जेना नाश थया छे एवा हे नाथ? (स० विगतदु खहेतो) (૩) नाध=हे नाथ ! (स० नाथ), (૪) जो=जे, (स०), (૫) मोहारिकेदूदय मोहरूपी शत्रुने केतुना उदय समान, एवो जे तुं, तेने, (मोहारिकेतूदय) (૬) दलिद्गुरुदुरिदम्=महत् पाप जेणे दळी नाख्यु छे, एवो तुं, तेने (स० दलितगुरुदुरितम्), (૭) विहिदकुमदक्खय=कुमतनो जेणे क्षय कर्यो छे, एवो तु, तेने (स० विहितकुमतक्षय), (૮) सदटनतवत्सल=तने हमेशा नमे छे, तारी आज्ञा आराधे छे, तेनु वात्सल्य करनार एवो तुं, तेने (स० सततनतवत्सल), (૯) तं=तने, (स त्वाम्), (૧૦) नमदि =नमे छे, प्रणमे छे, आज्ञामा रहे छे, (स० नमति), (૧૧) दि=ते, (स० स), (૧૨) निच्च=नित्य, शास्वत, (स० नित्याम), (૧૩) सोदद (?) सोहद (?) सोखद (?) =(૧) सोहद=शोभावाळी (स० शोमदा) (२) सोखद=सुख आपनारी (स० सौख्यदां), (૧૪) निम्मल=निर्मळ, (सं निर्मला), (૧૫) गतिं=गति, (स० गतिं) (૧૬) लहदि=लहे छे; पामे छे; (स० लभते)

(૨) અપભ્રંશ પ્રાકૃતનું ઉદાહરણ.

"सासयसुखनिहाणु नाह नॅ दिंठो जोंहिं तॅउ।
"पुंन्नविहूणउ जांणु निफंलजम्मु तिह नंरंपसुह॥"

આનો અન્વય પણ અમને સમજાય છે, તેવો આપિયે છિયે (૧) सासयसुहनिहाणु= શાસ્વત સુખના નિધાન એવા હે ! નાહ ! (नाथ !) (स-शाश्वतसुखनिधान) (૨) नाह= નાથ, (स०नाथ), (૩) जेहिं=જેણે (स० येन) (૪) तउ=તને (स० त्व) (૫) न=નહિં નથી (स० न) (૬) दिठो-દીઠો (स० दृष्ट), (૭) तिह=તેને (स० ते) (૮) पुन्न विहूणउ=પુણ્ય વિહિન, પુણ્ય રહિત (स० पुण्यविहीन), (૯) निफलजम्मु=નિષ્ફલ જન્મવાળો, (स निष्फलजन्मानम्) (૧૦) नरपसुह=નરપશુ જેવો, (स० नरपशुम), (૧૧) जाणु=જાણો અથવા જાણુ છુ (स जानित અથવા जानाहि અથવા जानामि)

આ બે ઉદાહરણ જોતાં કઇ ભાષા ગુજરાતીને વિશેષ મળતી છે, અને કઇમાંથી ગુજરાતીનું અવતરણ થયું હોવા યોગ્ય છે, સીધુ કે એકાદ પેઢી મુકીને, એ સમજી શકાય એમ છે. (૨) પ્રાકૃતનો સ્વાંગ હવાલો જૈનોને આપવા બીજી એવી દલીલ કરવામાં આવી છે, કે પ્રાકૃતનુ મહત્વ જૈનોમાંજ હતું; જૈનેતર અન્ય પ્રાકૃતને હલકી ગણી હલકાં પાત્રોને સોંપતા; જેમ જૈન-બૌદ્ધ નાટકો સિવાયનાં બીજાં નાટકોમાં હલકાં પાત્રોમાં દેખાય છે.

આ દલીલમાં પણ જબરી સમજ ફેર છે, તે જોઇયે;—

(૧) પ્રાકૃત જો એકાંત જૈનોની માલિકીની હત તો ચર્ચા ચલાવનાર રા૦ "મનુ" પતંજલિએ ઇ૦ સ૦ પૂર્વે ૧૫૦ વરસે પ્રાકૃત વ્યાકરણ લખ્યું એમ કહેત નહિ; પાણિનિ અપર નામ પતંજલીએ વિ૦ સં૦ દોઢ સૈકા પૂર્વે નવનંદના રાજ્યમાં પ્રાકૃત વ્યાકરણ લખ્યું છે;* પાણિનિ જૈન ન હતા; અને જો પ્રાકૃતને એ હલકી ભાષા સમજતા હત, તો નિ:સંશય પ્રાકૃત વ્યાકરણ રચતાં વિરમત.

(૨) તેમજ જૈન ઇતિહાસ અને કથાસરિત્સાગર અનુસાર પાણિનિના સમયમાં થયેલા વરરૂચિ પંડિતે **પ્રાકૃતપ્રકાશ** લખ્યો છે, તે પણ તે ન લખત; કેમકે તે જૈન ન હોતા. કાલિદાસ પંડિતના **જ્યોતિર્વિદાભરણ** અનુસાર જો જોઇયે તો આ **વરરૂચિ** વિક્રમ નૃપના ધન્વતરી ક્ષપણક આદિ પંડિતોમાંના એક હતા; એટલે એમ થવા જશે કે શ્રી સિદ્ધસેનસૂરિના વખતમાં આ **પ્રાકૃતપ્રકાશ** લખાયું; અથવા હાલના વિદ્વાનો માને છે, તેમ જો વિ૦ સં૦ છઠ્ઠા સાતમા સૈકામાં વિક્રમ થયા હોય અને આ **વરરૂચિ** તે વખતના હોય તો છઠ્ઠા-સાતમા સૈકામાં પ્રાકૃત જે ક્ષય પામતું સંભાવવામાં આવ્યું છે, અને જેને જૈનેતર અન્યે હલકુ ગણ્યું સંભાવ્યું છે, તેનું વ્યાકરણ જૈનેતર વરરૂચિએ રચી ઉલટું પોષ્યું દેખાશે.

(૩) તેમ જ જૈન-બૌદ્ધ નાટકોમાં હલકાં પાત્રોમાં પ્રાકૃત શા માટે મુકવામાં આવી છે, તેનો હેતુ જ સમજ્યા વિના જૈનેતરપર દોષ મુકાયો છે:—કેમકે,

(અ) જૈનેતર નાટકોથી બૌદ્ધ-જૈન નાટકોને આ વિલક્ષણ ભેદમાંથી અલગ રાખવાની જરૂરજ નથી. જૈન-બૌદ્ધનાં નાટકોમાં પણ હલકાં પાત્રોનાં મુખમાં પ્રાકૃત મુકાયલી છે:—

| | |
|---|---|
| મૃચ્છકટિક, મુદ્રારાક્ષસ, પ્રબોધ ચંદ્રોદય, માલતી માધવ—ઇત્યાદિ.... ... | અન્યનાં કરેલાં પણ બૌદ્ધને લગતાં નાટકો છે. |
| નલવિલાસ, રઘુવિલાપ, અનર્ઘ્યરાઘવ, રત્નાવલી, કરૂણાવજ્ર, નિર્ભયભીમ—ઇ૦ | જૈનોનાં કરેલાં નાટકો છે. |
| વિક્રમોર્વશીય, શાકુંતલ, મહાવીર ચરિત ઉત્તર રામચરિત, વેણીસંહાર-ઇ૦ ... | અન્યનાં રચેલાં બૌદ્ધ-જૈનેતર નાટકો છે. |

* રા. રા. ધ્રુવના મત પ્રમાણે આ વાત અસમંજસ છે.

'આમાં હલકાં પાત્રોનાં મુખમાં પ્રાકૃત ભાષા મુકાઇ છે; એટલે જૈન-બૌદ્ધ અને ઇતર એવો ભેદ પ્રાકૃત પરત્વે દાખવવાનું અહિં કારણ નથી.

(આ) ત્યારે જૈન-બૌદ્ધેતર નાટકોમાં હલકાં પાત્રોનાં મુખમાં પ્રાકૃત મુકવામાં આવી છે, તે પ્રાકૃતનું મહત્વ એ નાટકકારોને ન હોતું એ કારણે નહિ; પણ નટ, વિટ, દાસી, બાળ, સામાન્ય સ્ત્રી આદિની આ પ્રચલિત પ્રાકૃત ભાષા છે એ દેખાડવા. નાટકકારો પોતાનાં નાટકમાં યથાશક્તિ સહજ ભાવ લાવવા ચુકતા નથી. વ્યાકરણ એષધી અનભિજ્ઞ એક ગામડિયા ગમારના મુખમાં વ્યાકરણવિશિષ્ટ સંસ્કારી ભાષા મુકવી; સહજ સ્વાભાવિક ગણાય ? નહિ જ; અને તેથી નાટકકારો હલકાં પાત્રોનાં મુખમાં દેશની પ્રચલિત, સામાન્ય સમૂહના વપરાશની સામાજીક પ્રાકૃત ભાષા મુકતા. તે તે નાટકોની ટીકા લખનારાનું પણ આ આશયનું કથન છે; અને તેથી એમ પુરવાર થાય છે, કે સંસ્કૃત ભાષા વ્યાકરણાદિ જાણનાર વિદ્વાનોની વિશેષ હતી; અને પ્રાકૃત ભાષા જનસમૂહની સામાન્ય હતી; વિદ્વાનોને બંને ભાષા ગ્રાહ્ય હતી'; સામાન્ય જનસમૂહને પ્રાકૃત જ ગ્રાહ્ય હતી.

(ઇ) અને એમ હોવું જ જોઇયે. અમે અગાઉ જણાવી ગયા છીયે કે દરેક ભાષા તેનાં ચાર સ્વરૂપની અનુસધિ પૂર્વક રહે છે. (૧) તે ભાષાનું પ્રાકૃત સ્વરૂપ (૨) તેનું સંસ્કૃત સ્વરૂપ (૩) તેનું સમસંસ્કૃત સ્વરૂપ (૪) તેનું અપભ્રંશીય સ્વરૂપ. આપણે હાલ વ્યાકરણવિશિષ્ટ ઇંગ્રેજી ભણ્યા હોવાથી આપણે એ સંસ્કારી ભાષામાં બોલિયે-લખિયે; પણ ધારો કે આપણે વિલાયત જઇએ, તો ત્યાંના સામાન્ય જનસમૂહ પાસેથી એ વ્યાકરણવિશિષ્ટ ભાષા સાંભળવાની આશા રાખશું? નહિ. કેટલાંક ઇંગ્રેજ સ્ત્રી પુરૂષો બાળકો ઇંગ્રેજીનાં પ્રાકૃત સ્વરૂપમાં એવી ગુણ ગુણ વાતો કરતાં હોય છે, કે આપણે ઇંગ્રેજી વ્યાકરણના ગમે તેવાં "ખાં" હોઇયે, પણ આપણને થોડો વખત એ પ્રાકૃત સ્વરૂપનો પરિચય થતાં સુધી તો મુંઝાઇ રહેવું પડેજ. આ ઉપરથી કહેવાનું કે નાટકોમાં પ્રાકૃત ભાષા આણી છે, તે નટ, વિટ, આદિ સામાન્ય જનોની સહજ ભાષા હોઇ તેઓનો વાણીવ્યાપાર એ ભાષામાં હોવો જોઇયે એવો અકૃત્રિમ ભાવ આણવા માટે; નહિ કે એ નાટકકારોને પોતાને પણ, ભલે લખવામાં વ્યાકરણવિશિષ્ટ સંસ્કૃત તેણે વાપરી હોય, પણ બોલવા આદિના વ્યવહારમાં તો ભાષાનાં ઓછાં-વધતાં પ્રાકૃત સ્વરૂપને જ અવલંબવું પડેલ.

(૩) ત્રીજી પેટા દલીલ એવા આશયની લાવવામાં આવી છે કે રા૦ રા૦ **કેશવલાલ હર્ષદરાય ધ્રુવના કહેવા મુજબ** શ્રી હેમચંદ્રાચાર્યે પ્રાકૃતના "પાણિનિ" છે; **અને તે વાતને લગભગ બધા વિદ્વાનો કબુલ** કરે છે. રા૦ "મનુ" તરફથી એકાદ વિદ્વાનની સંમતિ ટાંકવામાં આવી હત તો સારૂં હતું. રા૦ ધ્રુવે કોઇ અભિપ્રાય વિશેષે એમ કહ્યું હશે; કે જે અભિપ્રાય સમજ્યા વિના રા૦ "મનુ"

પોતે અગાઉ પતંજલિને ઇ૦સ૦ પૂર્વે ૧૫૦ વરસે પ્રાકૃત વ્યાકરણના રચનાર જણાવ્યા જતાં પુનઃ પ્રાકૃતના પિતા તરિકે શ્રી હેમચંદ્રાચાર્ય ઓળખાવે છે ! શ્રી હેમચંદ્રાચાર્યની પૂર્વે પણ પ્રાકૃતમાં, જૈનોની પ્રાકૃતમાં, વ્યાકરણ—નામમાળા લખાયાં છે. વિ૦ સં૦ બીજા સૈકામાં થયેલા શ્રી પાદલિપ્તસૂરિની પ્રાકૃત (દેશી) નામમાળા, ત્યાર પછી વિ૦સં૦ દશમી સદીમાં થયેલા શ્રી ધનપાળ પંડિતની "તરંગલોલા" નામની દેશીનામમાળા આ બંને શ્રી હેમચંદ્રાચાર્યની પૂર્વે થયેલ છે. તેમ જ તે પહેલાંના જૈનેતર પાણિનિય તથા વરરૂચિનાં પ્રાકૃત વ્યાકરણો છે. જેમ શ્રી હેમચંદ્રાચાર્યની પૂર્વે પાણિનિ, શાકટાયન, કાતંત્ર, સિદ્ધાંતચંદ્રિકા, કંઠાભરણાદિ સંસ્કૃત વ્યાકરણો રચાયાં છે છતાં, શ્રી હેમચંદ્રસૂરિએ **સિદ્ધહૈમ** સંસ્કૃત વ્યાકરણ રચ્યું, તેમ પાણિનિ, ધનપાળ આદિનાં પ્રાકૃત વ્યાકરણો છતાં શ્રી હેમચંદ્રાચાર્યે પ્રાકૃત વ્યાકરણ રચ્યું છે. **સ્વાભિપ્રેત સરળ—સુગમ—રસિક શૈલિએ દરેક જુદા જુદા વિદ્વાનો એકજ આશયની જુદી જુદી કૃતિઓ જુદી જુદી રીતે, જુદાં જુદાં ક્ષેત્રે, જુદા જુદા સમયે કરે ?** વાત આમ છે, ત્યાં શ્રી હેમચંદ્રસૂરિને પ્રાકૃતના પાણિનિ ગણવા આદ્ય પ્રગટ કર્તા ઠરાવવા અને એમ ઠરાવી જૈનોની પ્રાકૃતમાંથી ગુજરાતીનો અવતાર સંભાવી ગુજરાતીના જન્મનું માન જૈનોને આપવાની યુક્તિ વિદ્વાનો તો કળી જશે. શ્રી હેમચંદ્રાચાર્યને અપભ્રષ્ટ પ્રાકૃતના પિતા તરિકે ઓળખાવવામાં આવે તો તે ઠીક છે. ચર્ચાસંપન્ન પ્રશ્નની પૂર્વાપરવિરોધયુક્ત ત્રુટતી દલીલોનો વિવેક અત્ર સમાપ્ત થાય છે.

## ગુજરાતી ભાષા શામાંથી અવતરી હશે!

ગુજરાતી ભાષા અપભ્રષ્ટ પ્રાકૃતમાંથી ઉતરી છે. અપભ્રષ્ટ પ્રાકૃતનો વિ૦ સં૦ ચૌદમી સદીની સ્તુતિમાંનો દાખલો આપણે ઉપર ટાંક્યો છે. શ્રી હેમચંદ્રસૂરિની પહેલા જ તરતમાં થયેલા શ્રી અભયદેવસૂરિનો "આગમ અષ્ટોતરી" અપભ્રષ્ટ પ્રાકૃતમાં છે; તે પ્રથમનું પણ અપભ્રષ્ટ પ્રાકૃત હોવું જોઇયે· શ્રી હેમચંદ્રસૂરિના વારાનું તથા ત્યાર પછી એક સૈકા પછી થયેલા શ્રી મેરુતુંગસૂરિનું તથા ત્યાર પછી થયેલા શ્રી પદ્મનાભ આદિનું એમ અપભ્રષ્ટ પ્રાકૃતનાં ઉદાહરણો રા૦ ધ્રુવે આપણને આ પરિષદ્‌ની બીજી બેઠકના પ્રમુખ સ્થાનેથી સંભળાવ્યાં હતાં. આ અપભ્રષ્ટ પ્રાકૃત તે જૈનોને સ્વાંગ માલિકીની તેઓના સૂત્ર-પ્રકરણોની પ્રાકૃતમાંથી અપભ્રષ્ટ થયેલી પ્રાકૃત નહિ; જૈનોની એ પ્રાકૃત તો અવિચ્છિન્ન ધારાએ ચાલી આવી છે, એમ આપણે સવિસ્તર ઉપર જણાવ્યું છે. આ અપભ્રષ્ટ પ્રાકૃત તે સામાન્ય જનસમૂહની સામાજીક વપરાશની પ્રાકૃતમાંથી અપભ્રંશ પામેલ તે. ગુજરાતી ભાષાનું જેમાંથી અવતરણ થયું, તે સામાજીક અપભ્રષ્ટ પ્રાકૃત. કોઇ કહેશે, કે પ્રાકૃત ભાષાનો વ્યવહાર જૈનોમાંજ હતો; બ્રાહ્મણાદિ અન્યમાં તો શુદ્ધ સંસ્કૃતથી વ્યવહાર ચાલતો. આ માનીનતા એકપક્ષી છે. ભલે બ્રાહ્મણાદિ લખવાનો વ્યવહાર સંસ્કૃતમાં કરતા હોય, ભલે તેઓએ લખવામાં કદાચ પ્રાકૃતનો ઉપયોગ ન કર્યો હોય, ભલે જૈનોએ બોલવા-લખવામાં પ્રાકૃતથીજ વ્યવહાર કર્યો

હોય, પણ એટલું તો નિઃસંશય માનવું પડશે કે સામાન્ય જનસમૂહની સામાજીક પ્રાકૃત ભાષામાં તે બંનેનો હાથ હતો; બંનેનો વ્યવહાર ઓછો-વધારે પણ હતો. સામાન્ય જનસમૂહ જે વ્યાકરણવિશિષ્ટ સંસ્કૃતથી અજ્ઞાત-અપરિચિત હશે, તેની સાથે વ્યાકરણાદિ સંસ્કૃતના જાણનાર બ્રાહ્મણોને અવશ્ય પ્રાકૃતમાં વ્યવહાર કરવો પડયો હશે; અને બ્રાહ્મણોએ પ્રાકૃતપ્રતિ મુખ મચકોડી સામાન્ય જનસમૂહ પાસે પણ સંસ્કૃતવાણી વ્યાપાર કરવાનો એકાંત આગ્રહ કર્યો હોય તો, **ભદ્રંભદ્રમાંના મુમ્બાપુરી-અંટરોહ અગ્નિરથાલયમૂલ્યપત્રિકા** આપો ઈ૦,-એમ કહેનાર પાત્રની સંસ્કૃત નહિ જાણનાર પારસી ટીકીટમાસ્તરે જેવી ખબર લીધી, તેવી ખબર લેવાઇજ હોય, કહેવાનો આશય એ કે, સામાજીક અપભ્રષ્ટપ્રાકૃત ભાષામાં જૈનો બ્રાહ્મણો બધાનો હિસ્સો હતો, અને એમાંથી ગુજરાતી અવતરવા પામી છે.

## ગુજરાતી કોને અને કયારથી ગણવી ?

આ પ્રકરણનો આ છેલ્લો પ્રશ્ન છે. ગુજરાતી કોને અને કયારથી ગણવી? હાલ આપણે જેને ગુજરાતીરૂપે ઓળખિયે છિયે, તે ગુજરાતીને મળતી પ્રાચીનમાં પ્રાચીન જે ગુજરાતી જણાય અને જે મધ્યમવર્ગના વિદ્વાનને તરત સમજવામાં આવી શકે, એને ગણવી. અને તેવી ગુજરાતીના પ્રાચીનમાં પ્રાચીન જે ગ્રંથ મળી આવે, ત્યારથી આ ગુજરાતીની શરુઆત ગણવી; આવી ગુજરાતીમાં ગુજરાતીભાષાનાં નિયામક વ્યાકરણ સૂત્રોનાં જાતિ-વચન આદિની થોડી છુટ મુકવી પડશે; પ્રાચીન ગુજરાતીમાં કવચિત્ કવચિત્ વચન-જાતિ હાલનાં વ્યાકરણને અનુસરતાં નહિ દેખાય, તથાપિ ગુજરાતી હોવાથી તેમાંનો ભાવ તો બરાબર બંધ બેસશે; આ ગુજરાતીને વિદ્વાનો એક મત થાય તો એના મૂળ ભાવ સ્ખલિત ન થાય તેવી રીતે સંસ્કારી ગુજરાતીમાં અવતારવાની છુટ લેવી. શ્રી નરસિંહ મેહતાની પૂર્વે થયેલા જૈન આચાર્યોના ગુજરાતી ભાષાના લેખો મળ્યા છે; એની કેટલાકની નોંધ અમે આ વિષયના પ્રથમ પ્રકરણમાં લીધી છે. એ પ્રથમ પ્રકરણ લખ્યા પછી અમને વિ૦ સં૦ ૧૪૦૫માં દિલ્હીમાં લખાયલા "રાજશેખર"ના "વસ્તુપાળના રાસ" ની માહિતી મળી છે. તે ઉપરાંત બીજા પણ **"ભરતબાહુબળીરાસ" "ક્ષેમપ્રકાશ રાસ"** ની નોંધ લેવી ભુલી ગયા છિએ. આ સિવાય બીજું પણ સાહિત્ય જુદા જુદા ભંડારોમાં હોવું સંભવે છે. રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ તા. ૮-૯-૦૯ ના પત્રમાં અમને લખે છે, કે-"રાસોની યાદીની પ્રત માટે બહુ આભારી છું એ યાદીમાં **નોંધાયલા સાહિત્ય ઉપરાંત બહુ*** **બીજું જૈન રાસાત્મક સાહિત્ય છે.** એ પણ નોંધાય તો ઠીક ઇત્યાદિ." આ ઉપરથી

* રા. રા. ધ્રુવ જણાવે છે કે હમણાંજ તેઓના જોવામાં બે રાસ આવ્યા છે; બંને જૈન છે; એક વિ૦ સં૦ ૧૨૨૫ કે ૧૨૪૫ નો. અને બીજો વિ૦ સં૦ ૧૩૨૭ નો. "સપ્તક્ષેત્રી" નામે છે. અપભ્રષ્ટ પ્રાકૃત લાગે છે.

સમજાય છે, કે આ વિદ્વાન્ પુરુષે બીજા રાસો જોયા છે. રા. રા. * હરગોવિંદદાસ દ્વારકાદાસ પાસે પણ વિશેષ સમૂહ સાંભળ્યો છે. વળી રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર પણ આ રાસોની યાદી જોઇ બીજા પણ રાસો ડેકન † કોલેજ લાયબ્રેરીમાં જોયા હોવાનું અમને જણાવે છે. આમ જોતાં અનુમાન થાય છે, કે પંદરમા સૈકા પહેલાંનું પણ ગુજરાતી જૈન સાહિત્ય શોધખોળથી મળી આવે. એ ગમે તેમ થાય, પણ ગુજરાતી કયું અને ક્યારથી ગણવું એ અંગે અમને જે લાગે છે તે જણાવ્યું છે. રા. ધ્રુવે શ્રી હેમચન્દ્રાચાર્યની અષ્ટાધ્યાયીના ફકરા, શ્રી મેરુતુંગસૂરિના સોરઠાનાં જેવાં પદો, વિવેકવિલાસના ફકરા, પદ્મનાભના કહાનડદે પ્રબંધના નમુના ટાંકયા છે; એને ગુજરાતી કે અપભ્રષ્ટ ભાષાનું નામ આપવું એ વાત વિચારવા જેવી છે; અમને તો એ ફકરા બેસે છે, પણ તે ગુજરાતીના બોધને લઇને એમ તો નહિજ. આપણે દા૦ બુહ્લરનાં પુસ્તક ઉપરથી એકાદ બે ઉદાહરણ ટાંકિયે—

"अट्ठय मूढ सहस्सा वीसलरायस्स बार हम्मीरा ।
"इगवीस सुरत्ताण तइं दिणा जगड्ड दुब्भिक्खे ॥"
"दानसाल जगडु तणी केती हूई संसारि ।
"नवकरवाली मणिअ जे तेहिं अगल विआरि ॥"

જગડુશા પર કોઇએ લખેલાં આ બંને અપભ્રષ્ટ પ્રાકૃતનાં પદ છે; પહેલું જરા અઘરૂં લાગે છે; બીજું સરળ છે. જગડુશા ચૌદમા સૈકા (વિ૦ સં૦) માં થઇ ગયા; એટલે આ પ્રાચીનમાં પ્રાચીન ગણિએ તો પંદરમાં સૈકાનું કવિત છે. એને આપણાથી ગુજરાતી તો કહી શકાય એમ નથી. પંદરમા સૈકામાં અપભ્રષ્ટ પ્રાકૃત લખાયું હોય તેથી તે સૈકામાં ગુજરાતી ન લખાયું હોય એમ પણ આપણાથી કહી શકાય એમ નથી; કેમ કે આજે પણ ગુજરાતી પ્રચલિત છતાં રસિકો સંસ્કૃત-પ્રાકૃત આદિ કૃતિઓ કરે છે. એટલે ચૌદમાં સૈકામાં પણ ગુજરાતી લખાયું હોય એની શોધ ખોળ કરવા જેવી છે. વિ૦ સં૦ ૧૪૧૨માં લખાયલો જૈન **"ગૌતમ સ્વામીનો રાસ"**—આમાં બે ભાષા છે, એક વથ્થુ (વસ્તુ summary substances) અર્થાત્ અવતરણરૂપે આગળ શું વિસ્તાર આવે છે, તેની સાર સમુચ્ચયરૂપ પ્રાકૃત બદ્ધ ગાથા અને બીજો છંદવિભાગ. આ પ્રગટ ગુજરાતીમાં છે; જૈન પરિભાષાના અજાણપણાને લઇ કદાચ કંઇ ન સમજાય તો તે જુદી વાત છે; તે પરિચય વિશેષે સમજી શકાય; બાકી ભાષા સરળ-રસિક ગુજરાતી છે; અલંકારિક છે.

---

* રા. રા. કાંટાવાળાના પત્રથી જણાય છે, કે તેઓના જોવામાં "ગુણપાળનો રાસ" આવ્યો છે; અને "રાણી રૂપસુંદરી" નો રાસ લખાયો છે, એવું તેમનું ધારવું છે.

† ડેકનકોલેજની લાયબ્રેરીમાં અમે યાદીમાં આપેલા રાસો સિવાય બીજા પણ છે.

" जेम सहकारे कोयल टहू के,
" जेम कुसमवने परिमल वहे के;
" जेम चंदन सुगंध निधि
" जेम गंगाजल ल्हेरे लह के,
" जेम अंबर तारागण विकसे,"

ઇત્યાદિ ભાગ જોતાં પ્રતીત થાય છે, કે ભાષા મીઠાશવાળી અલંકારીક છે. આ રાસના કર્તાનો બીજો "હંસ–વચ્છ" રાસ પણ મીઠાશવાળી અલંકારિક ભાષામાં છે. તેમાં પણ વથ્થુ અને છંદ એવા બે વિભાગ છે. આ રાસ અમે આ પરિષદ્ના પ્રદર્શનમાં મુક્યો છે. પ્રાચીનતમ ગુજરાતી જૈન સાહિત્ય મુદ્રિત થઇ હવે પ્રસિદ્ધિમાં આવશે, અને મતભેદરૂપ દષ્ટિ દૂર થશે. તથાસ્તુ! ઇતિ શમ્.

મનઃસુખ વિ૦ કીરતચંદ મેહતા.

---

# ભાષાશૈલી.

(અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી એમ, એ, એલએલ, બી.).

સાહિત્ય તે એક કળા છે, ને વધારામાં રસિકકળા છે. કવિતા, વાર્તા, સંવાદ, નિબંધ વગેરે સાહિત્યનાં જુદાં જુદાં સ્વરૂપો છે, તે દરેકને શોભાવનાર દરેકમાં રસિકતાનો ગુણ આણનાર કેટલાંક અગત્યનાં સાધનો આવશ્યક છે: ભાષા સરળ અને સુંદર જોઇએ, શૈલી ઉત્તમ અને અસરકારક જોઇએ, વિચારો નવા કે નવીન સ્વરૂપમાં મૂકાયલા અને પરસ્પર સમ્બદ્ધ જોઇએ. વિચાર ને શૈલીનો સમ્બન્ધ, વસ્તુ ને આકારના સમ્બન્ધ જેવો છે. એક સુંદર લેખને એક સુદર ચિત્ર સાથે સરખાવી શકાય. જેમ ચિતારો કોઇ અમુક વસ્તુ કે કોઇ અમુક મનુષ્યનુ ધ્યાન રાખી તેનુ ખોખું પ્રથમ તૈયાર કરે છે, અને પછી સપૂર્ણું આકાર આણવા ખાતર જો તે ચિત્ર માણસનુ હોય તો તેના મોના બરાબર સ્વરૂપનુ ઓળખાણ આપવાને ખાસ રગ, કરચોળી વગેરેનો પ્રકાશ આપી શોભીતાં વસ્ત્ર પહેરાવે છે, અને જો તે ચિત્ર કોઇ બીજી, સજીવ વા નિર્જીવ વસ્તુનુ હોય, તો તેમાં પણ રંગ વગેરેની ખૂબી બરાબર આણે છે, તેમ જ લેખક, વિચારોને શૈલીનાં વસ્ત્ર પહેરાવી વાચકવર્ગ સમક્ષ શોભીતા કરી આબેહૂબ ખડા કરેછે. જે મનુષ્યનું કે જે વસ્તુનુ ચિત્ર ચિતારો આપે તેની સુંદરતા ઘણીએ હોય પણ જ્યાંસુધી પોતાની પીછીથી ચિત્રને તે દેખાવડુ ન કરે ત્યાંસુધી તેનો શ્રમ વ્યર્થ છે: તેમ જ વિચાર ઘણાએ સુંદર હોય, પણ જે ઢબમા ને જાહેર કરવામાં આવે તે બરાબર ન હોય તો તે માટે કરવામા આવેલુ કામ નિર્મૂલ્ય થાય છે.

હવે શૈલી તે શું ને શૈલીની આવશ્યકતા કેટલી છે તે જોવાનુ પ્રાપ્ત થાય છે. શૈલી તે ભાષા નથી, છતાં ભાષા સાથે એને ગાઢ સમ્બન્ધ છે શૈલી તે વાણીના અલકાર નથી, છતાં અલકાર સાથે એને નાસબત નથી એમ નથી. અમુક લેખમાં જે અમુક ભાષા, જે અમુક અલકારો, જે અમુક વાક્યરચનાઓ ને વિચારવ્યવસ્થા, અને જે અમુક માનસિક વલણો જોવામાં આવે તે સર્વથી ઉભુ થતું લેખનુ એક વિશિષ્ટ સ્વરૂપ—તેને આપણે શૈલી કહીએ છીએ. અગ્રેજીમાં એને Style કહેછે અને 'મનમાં તેવું બહાર,' એ નિયમાનુસાર Style is the physiognomy of the mind, and a safer index to character than the face." (cf. Schopenhauer on 'Style'). મતલબ કે શૈલી, તે મનનું બહિઃસ્વરૂપ છે, અને મુખાકૃતિના કરતાં પણ વધારે સારી રીતે લક્ષણનું સૂચક છે. કવિતા લો કે વાર્તા લો, નિબંધ રચો કે ભાષાન્તર કરો, નાટક લખો કે સંવાદ લખો, સાહિત્યનું ગમે તે અંગ આપણું ધ્યાન ખેંચે તેમાં ભાષા, અલકાર, વાક્યરચના ને વિચારવ્યવસ્થામાં સૌંદર્યની આવશ્યકતા નથી એમ કયો સાહિત્ય પ્રેમી પુરુષ કહી શકશે? કોણ કહેશે કે શૈલી વિષે સાવધાન રહેવું

જરૂરનુ નથી? ખરૂં જોતા શૈલી વિષે યોગ્ય ધ્યાન આપવાની ત્રિવિધ આવશ્યકતા છે, પ્રથમ, સાહિત્યદૃષ્ટિથી, દ્વિતીય, સમાજદૃષ્ટિથી, ને તૃતીય, કાંઇ ઉચ્ચતર દૃષ્ટિથી. આ દરેકને વિષે જરા વિસ્તારથી બોલીએ

સાહિત્ય જ એટલે શુ? શૈલીપર લક્ષ આપ્યા વગર રચાયલા જાતજાતના લેખ સાહિત્યના નામને જ લાયક નથી. આપણે સાધારણ વાતચીત કરીએ છીએ તેમા ને સાહિત્યમા લખાયની વાતચીતો—જે સવાદના નામથી ઓળખાય છે—તેમા ફેર શો? બન્નેમા જિંદગીના રોજના વિષયોથી માડી ફીલસુફીના મહાન્ પ્રશ્નો આપણે ચર્ચી શકીએ, પરતુ એકમા જ્યારે આપણે જે જે શબ્દો બોલીએ, તે તે શબ્દોની વાક્યરચનામા, અને તે તે વાક્યરચનાઓમા અન્તરની ઊર્મિઓ દર્શાવવામા જરા બેદરકાર રહીએ છીએ, ત્યારે બીજામા તે તે સર્વ વીગતોમા વધારે ધ્યાન આપી આપણે બને તેટલી સુદર શૈલીમા જ સવાદ રચીએ છીએ આ દ્વિતીય, તે સાહિત્ય છે, અને પ્રથમ તો માત્ર વ્યાવહારિક જીવન છે વળી સાહિત્યનુ બીજુ કોઇ અગ તપાસો—નિબધ નિબધ એટલે શુ? ગુજરાતી સાહિત્યમા હજી સુધી ઉત્તમ નિબધો લખાયા નથી, એ સર્વ વિદિત છે પણ અગ્રેજી કેળવણી લેનાર દરેક મનુષ્ય જાણેછે કે નિબધનું સાહિત્ય અગ્રેજીમા ઉત્તમ રીતે ખેડાયુ છે વિચાર અને ગભીર વિચાર તો આપણે ઘણાએ અગત્યના વિષયોપર કરીએ છીએ પણ તે વિચાર આપણને જેમ આવે તેમ કાગળપર દર્શાવીએ તો તેથી કાંઇ નિબધ નહિ તૈયાર થાય નિબધને માટે વિચારોમા 'Unity of design' અને Restraint in the essayist's use of irrelevancy and egotism' જોઇએ અર્થાત્ લેખની ઘટનામા ઐક્ય જોઇએ—લેખમા પહેલેથી છેલ્લે સુધી એક ઉદ્દેશ જોઇએ, અને નિબધમાં અસમ્બદ્ધ અને અહભાવ સમેત વાતોપર કાબુ રાખવો જોઇએ સાહિત્યનું બીજુ કોઇ પણ અગ લઇશુ તોએ માલૂમ પડશે કે શૈલી વગર તે નમાલુ છે નાટકોમા ને નવલકથાઓમા યોગ્ય શૈલી જોઇએ જ, અને કવિતામા ન જોઇએ એમ કહેનાર બહુ ઓછા મનુષ્ય નીકળશે કવિતાને 'આત્માનો આવિર્ભાવ' કહો કે 'ભાવનાઓનો સતત પ્રવાહ કહો, પણ તેમ કહેવામા ભાવનાનુ બળ કવિતામા વધારે જોઇએ એટલુ જ આગ્રહથી સૂચવવામા આવે છે કવિતાનુ લક્ષણ આપવા બેસીશુ ત્યારે તો વાણી ને વિચાર બન્ને પર લક્ષ આપી છન્દોબદ્ધ રચના કરી હશે તેને જ આપણે બહુધા કવિતા કહીશુ આત્માનો આવિર્ભાવ અથવા ભાવનાનો સતત પ્રવાહ ભિન્ન ભિન્ન રીતે થઇ શકે ઉદાહરણ તરીકે, ભારે દુખ આવી પડવાથી આપણે વારવાર નિશ્વાસ કાઢીએ ને જીવનના અનુભવો દુખમય જ જોઇએ તો તેમા આત્માનો આવિર્ભાવ, ને મનોભાવના એક જ જાતની હોવાથી તેનો સતતપ્રવાહ થશે, તેથી શુ જે જે ઉદ્ગારો આપણે કાઢીશુ તેને કવિતાનુ નામ અપાશે? નહિ જ સુથાયલી ચર્ચાઓના દાર ખોલવાનો અત્ર બીલકુલ ઉદ્દેશ નથી, પણ માત્ર એટલુ જ અયોગ રીતે કહેવા ઇચ્છા છે કે જો કોઇ કહેછે તેમ કલ્પના કોઇ કહે છે તેમ ભાવના ને કોઇ કહે છે તેમ કલ્પના ને ભાવના બન્ને કવિતાના બીજ છે, તો શૈલી ને શબ્દરચના તે બીજને પોષણ આપી પ્રમાશમા લાવનાર ભૂમિ છે બીજ

કાગળનાં પડીકામાં રહે કે ખાલી કુંડામાં રહે તો છોડ થવા જ નથી પામતો, અને જમીન હોય પણ બીજાને અનુકૂલ ન હોય તો છોડ સુંદર, ને સંપૂર્ણ વિકાસ પામેલો નથી થતો. શૈલીની અગત્ય એટલી બધી છે કે દૈનિકપત્રોના લેખોને ઘણે ભાગે તેજ હેતુથી આપણે સાહિત્યના ક્ષેત્રમાંથી બહાર કાઢીશું 'સાંજવર્તમાન.' 'સમીસાંજ' કે 'મુંબઇ સમાચાર' જુઓ, તેમજ 'ઍડવોકેટ', 'ગૅઝેટ' કે 'ટાઇમ્સ ઑફ્ ઇન્ડિઆ' પણ વાંચો, ને શું તેમાંના લેખોને સાહિત્યમાં સ્થાન આપવાનું તમને મને થશે? સાહિત્ય એક કળા છે; તે અર્થ માન્ય રાખીએ તો તો એ લેખો સાહિત્યમાં નહિ જ ગણાય. પછી વિચારો દર્શાવનાર એક સાધન, એવો અતિ વિસ્તીર્ણ અર્થ લઇએ તો બધાં જ લખાણ સાહિત્યમાં ગણી શકાય. પણ એમ તો વિજ્ઞાન ને ગણિતનુ પણ સાહિત્ય છે એમ કહેવું પડશે; છતાં શુદ્ધ સાહિત્યમા—સાહિત્ય એક કળા છે તે અર્થમાં એ બધું સાહિત્યમાં નથી જ આવતું. ભાષા, વિચારવ્યવસ્થા વગેરે જે ગુણો શૈલીમાં જોઇએ તે સાધારણ રીતે દૈનિકપત્રોમાં જોવામાં આવતા નથી અને વસ્તુસ્થિતિ એવી છે કે ન જ આવે, કારણ કે જાતજાતના વિષયોપર જાતજાતની દૃષ્ટિથી ઘણી ઉતાવળે એમાંના લેખો લખાય છે—તો પછી સાહિત્યના પવિત્ર મંદિરમાં એમાંના લેખોને સ્થાન નજ અપાય. આમા ભલે અપવાદ હોય; કેટલાક ઉત્તમ લેખો સાહિત્યમાં દીપી નીકળે એવા હોઇ શકે, છતાં તેથી કાંઇ નિયમને આંચ આવતી નથી

પરંતુ કોઇ મનુષ્ય એવો જ નીકળે કે તે કહેશે કે શૈલીપર સાહિત્યદૃષ્ટિથી મને કાંઇ લક્ષ આપવાની જરૂર લાગતી નથી, તો તેને શું કરવું? હા, તેને માટે આપણી પાસે કાંઇ કાયદો નથી એ કબૂલ કરીશુ. પણ રાજ્યના કાયદા કરતા પણ સમાજના વધારે અગત્યના છે અને બીજું કાંઇ નહિ તો સમાજદૃષ્ટિથી તો શૈલીપર આપણે ધ્યાન આપવું જ જોઇએ. જ્યાંસુધી માણસ સમાજમા રહેછે ત્યાંસુધી નગ્નાવસ્થામાં ન ફરતાં ઘટતાં વસ્ત્રો પહેરીને જ એને બહાર નીકળવું પડેછે. તેમ ન કરે તેને કોઇ ગાંડો માણસ ધારશે. તેમજ છેલબટુકની પેઠે ફાંકડાઇ કરનાર પણ સમાજમાં ધિક્કારપાત્ર થાયછે જેમ પૂરતાં વસ્ત્ર ન પહેરવાં તે સમાજનો અનાદાર કર્યા સમાન છે તેમજ લેખમાં યોગ્ય શૈલી ન વાપરવી તે પણ એક રીતે વાચકને તુચ્છગણી. ચઢી. તેનો. અનાદર. કર્યા. બરાબર છે.· એનું પરિણામ. એ. આવેછે. કે. વાચક. ગમે. તેવી શૈલીવાળી ચોપડી આઘી નાંખી દે છે. જાતજાતની પ્રવૃત્તિઓવાળા આજના સમયમાં નિર્માલ્ય ને નઠારી શૈલીવાળા લેખો વાંચવાને ભાગ્યે જ કોઇ ઉદ્યમી પુરુષને વખત હોયછે કોઇપણ માણસનો લેખ સારો છે કે નઠારો તેની પહેલી કસોટી ઉપર ચોટીઆ નજર કરી તેની શૈલી જોવાથી થાયછે તેના શા વિચાર છે તે જોતા પહેલાં તેણે કેવી રીતે વિચાર કર્યા છે તે જ જોવું બસ છે, અને આનો નિર્ણય માત્ર શૈલીપરથી કરી શકાશે. Schopenhauer કહેછે .—"A man's style shows the formal nature of all his thoughts—the formal nature which can never change, be the subjects or the character of his thoughts what it may : it is as it were the dough out of which all the con-

tents of his mind are kneaded. When Eulenspiegel was asked how long it would take to walk to the next village, he gave the seemingly incongruous answer : *Walk.* He wanted to find out by the man's hace the distance he would cover in a given time. In the same way, when I have read a few pages of an author, I know fairly well how far he can bring me." ("The art of literature" : "style")

" માણસની શૈલી, તે એના વિચારોનું બહિઃસ્વરૂપ દર્શાવે છે એ બહિઃસ્વરૂપ એના વિષય કે વિચારો ગમે તે પ્રકારના હોય તોપણ કદી બદલી શકાતું નથી; તે જાણે એક જાતની કણેક છે અને તેમાંથી જે બધું ભરેલું હોય તેના લુવા કરી બહાર કાઢવામાં આવે છે, (અર્થાત્ શૈલી યોગ્ય પ્રમાણમાં વિચારોને પ્રકાશમાં આણેછે). જ્યારે યુલેન્સ્પાઇજેલને પૂછવામાં આવ્યું કે જોડેનાં ગામમાં જતાં કેટલો વખત લાગશે ત્યારે એણે દેખીતી રીતે ઉત્તર અયથાર્થ એવો આપ્યો કે: 'ચાલો' અમુક વખતમાં કેટલું અન્તર ચાલી શકાશે તે, એને પગલાંપરથી શોધી કાઢવું હતું. તેવી જ રીતે એક લેખકનાં કેટલાંક પાનાં મેં વાંચ્યાં હોયછે ત્યારે એ મને ક્યાંસુધી લઈ જશે તે હું સાધારણ રીતે જાણી શકુંછું, (અર્થાત્ એના પુસ્તકથી મને લાભ થશે કે નહિ તે હું નક્કી કરી શકુંછું"). વળી દમ્ભી કે સાદી, ગુંચવણ ભરેલી કે સ્પષ્ટ શૈલીપરથી વાચકો બીજો એક નિર્ણય પણ કરેછે; ને તે, સ્વાભાવિક રીતે વિષય સાધારણ હોય ને તેની ચર્ચા અતીવ ગંભીર શૈલીમાં કરવા જઇએ તો માથાં કરતાં પાઘડી મોટી એવું થાય, એટલું જ નહિ પણ હાથે કરીને તેમ કર્યું હોય તો આપણે ડોળઘાલુ ઠરીએ અને અજાણતાં તેમ થયું હોય તોપણ દૂષિત તો ઠરીએ; અને એ સ્થિતિમાં વાચકને આપણા લેખ વાંચવા નહિ ગમે, કદાચ વાંચશે તોપણ આપણા વિચારોની તેનાપર સારી અસર તો નહિ જ થાય. ગુંચવણ ભરેલી રીતે મૂકાયલા વિચારો ઉત્પન્ન થયલા પણ ગુંચવણમાં જ હોય છે એવું વાચક ધારે તો તે પણ ખોટું ન કહી શકાય. સ્પષ્ટ વિચારને ઘણુંખરૂં સ્પષ્ટ ભાષા જડી જ આવે છે. જો માણસ ગુંચવણ કર્યા વગર વિચારો કરી શકે તો તેવી જ રીતે તે કાગળપર પણ દર્શાવી શકે. અઘરાં, ક્લિષ્ટ ને સંદિગ્ધાર્થ વાક્યો લખનારના મગજમા 'શું કહેવું છે' તેનું જ ભાન નથી એમ માની શકાય. છોકરાઓને જ્યારે કોઇ પ્રશ્નનો ઉત્તર આપતાં ન આવડે ત્યારે મુખ્ય માર્ગ છોડી દઇ તેની આસપાસ, આઘા અવળા ભટકે છે, અને લાંબા ઉત્તર લખી આવ્યા એમ માની તેઓ સ્વતઃસંતુષ્ટ રહેછે. પરિણામ આવે છોકરો ગરીબ હોય તો કપાળે હાથ દઇ તે નશીબનો વાંક કાઢેછે, ને ઉદ્ધત હોય તો પરીક્ષકનો દોષ કાઢેછે Know thyself એ Socratic સૂત્રાનુસાર આ-ત્મનિરીક્ષણ તો બીચારાને સૂઝતું જ નથી. આવી જ રીતે ગુંચવણીઆ લેખકો જાત જાતની વિચિત્ર શૈલીમાં લખી, વળી અંગ્રેજી જ્ઞાન હોય તો—Subjective Style—આત્મલક્ષી શૈલીનું તેને નામ આપી જાતે હરખાય છે. આ વિષે વધારે, ખાસ આ

બાબતપર બોલતા આગળ કહેવામા આવશે પણ અહીં એટલુ કહેવુ ઉચિત છે કે સાહિત્ય થયુ એટલે તે સમાજને માટે સમજી જ લેવાનુ, ત્યા પછી Subjective ને Objective, આત્મલક્ષી ને પરલક્ષીના તફાવતથી એમ માનવુ કે એ સમાજને માટે નથી તો તે એક મોટો અક્ષતવ્ય દોષ છે "The style is the man ' "શૈલી તે જ પુરુષ છે,' એવુ જે વાચનામા આવેછે તેનો અર્થ એજ છે કે માણસની શૈલીપરથી તેના લેખમાના વિચારો અને તેના પોતાના સ્વભાવ વિષે નિર્ણય કરી શકાય છે શૈલી વિષે બેદરકાર માણસ વિચારમા પણ બેદરકાર હોય છે, દબદબા ભરેલી ને માત્ર શબ્દાડમ્બરવાળી શૈલીવાળા માણસ વર્તનમા પણ દમ્ભી હોયછે, જોસ્સાદાર રીતે વિચાર દર્શાવનાર ઘણુખરુ જાતે પણ પોતાના વિચારને વિષે આગ્રહી હોયછે ગમે તેવો શુમ્ભ જેવો માણસ હોયછે પણ તે ગુસ્સે થાયછે ત્યારે જાણે સુરેન્દ્રનાથ બૅનર્જી જેવા મોટા મોટા વક્તાઓ પણ એના આગળ તુચ્છ છે ગુસ્સાની વખતે શબ્દોની જાણે ધાણી ફુટેછે તેનુ કારણ ગુસ્સાની વાત વિષે એની એકાગ્રતા છે બૈરાઓ શોક કરેછે ને કૂટેછે ત્યારે પણ શબ્દો એમને ઉપરા ઉપરી મળી આવેછે તેનું કારણ એજ છે તેમજ કવિઓના સુદરમા સુંદર કાવ્યો કે વક્તાઓના સુદરમા સુંદર ભાષણો પણ તેઓ જ્યારે અભિનિવેશ ને આગ્રહમા હોયછે ત્યારે જ થાયછે હૃદયની ઊર્મિઓ જ્યા ઉભરાઇ જતી હોય ત્યા કયા કવિને શબ્દો શોધવા જવુ પડેછે? કયા વક્તાને પણ શબ્દ માપવુ ધ્યાન ધરવુ પડેછે? અભ્યાસથી અને શબ્દો શોધવામા લીધેલી મહેનતથી મૂળના કરતા પણ ચઢીઆતી કવિતા કે ચઢીઆતું ભાષણ તૈયાર કરાય, અને તેમ થાય છે જ તે નિર્વિવાદ છે પણ મૂળનો આધાર આગ્રહપર રહેછે વાચનાર આ બહુ સારી રીતે સમજે છે અને તેથી જ શૈલીની અગત્ય છે

છતા કોઇ માણસ દુરાગ્રહી નીવડી કહે કે શૈલીની અગત્ય છે જ નહિ અથવા તો નહિ જેવી છે, તો તેને માટે એક છેલ્લો ઉપાય છે, ને તે એ છે કે કાંઈ ઉચ્ચતર વિચારોથી પણ શૈલીપર લક્ષ આપવાની જરૂર છે સાવચેત રહી માણસે યોગ્ય શૈલી વાપરવી એ તેણે પોતાને માન આપ્યા બરાબર છે જે માણસ લખવામા બરાબર લક્ષ ન આપે તે પોતાના વિચારોની અગત્ય બરાબર સમજતો નથી એમ ગુપ્ત રીતે કબૂલ કરેછે આમ વિચારતા શૈલીપર લક્ષ આપવાનો માણસનો એક 'ધર્મ' થઇ પડેછે એમ કહેવાય છે કે પ્લેટોએ પોતાના ' રિપબ્લિક નો (' પ્રજાસત્તાક ગન્થ નો ) ઉપોદ્ઘાત જુદી જુદી રીતે સાતવાર લખી ને પછી બહાર પાડયો હતો ખરાબ રીતે લખવાની ટેવ પડવાથી વર્તનપર કેવી માઠી અસર થાયછે તેનુ વિવેચન ઑ મિ જસ્ટિસ્ ચંદાવારકરે Convocation Addressમા બહુ સરસ રીતે કર્યું હતુ પ્રમાદથી રચેલી શૈલીનુ પણ તેમ જ છે જિદગીની દરેક નાની બીનામા, મનુષ્યે પોતાની કાઇ ફરજ છે એમ સમજવુ જોઇએ, અને તેમ થયે જીવનની દરેક પ્રવૃત્તિમા ગામ્ભીર્ય વધી, લીધેના શ્રમ સફળ થવાનો સબળ સભવ રહેશે.

હવે શૈલીની કેટલીક જાતો વિષે બોલવાનુ પ્રાપ્ત થાય છે સાદી, સંક્ષિપ્ત, મધુર, ને સ્પષ્ટાર્થ શૈલી બધાને પસદ પડેછે આ દરેક ગુણ ઘણુંખરું સાથે સાથે

જ હોયછે જેની અંદર નકામા શબ્દો, નમમા વિશેષણો, નકામા અવ્યયોથી વાક્યો લાંબા ન કરતા જેવી રીતે વિચાર આવે તેવી જ રીતે ક્રમ કામ કરે ને વાચનારના મનમા તેની અસર કરાવે તે સાદી શૈલી વિશેષણો કે અવ્યયોના જોડકા નકામા મૂકી અતિશયોક્તિ વાપરી અથવા ટાહેલાપણુ કરી કેટલાક લેખકો એમ જાણેછે કે વાચનારના મનપર અસર વધારે થશે પણ સભવ તો તેથી ઉલટુ જ થવાનો છે લેખક કહેવા શુ માગે છે તે વિચારતા વાચકને નકામા શબ્દો મગજમાથી પ્રથમ દૂર કરવા પડે તો ત્યા સભવ એજ છે કે તે ગુચવાઇ જઇ મુખ્ય બાબત ન પકડતા આડા અવળો ઉતરી જશે "To find where the point lies is the problem of style and the business of the critical faculty, for a word too much always defeats its purpose This is what Voltaire means when he says that the adjective is the enemy of the substantive ' શબ્દોનો નકામો પોષાક પહેરાવતા, જેમ અધકારના ભારથી ગર્ભિણી સ્ત્રીની દશા થાય છે તેમ શૈલી જડ થઇ જઇ વિચાર દબાઇ જાયછે વૉલ્ટેર કહેછે કે **વિશેષણ, તે નામનો શત્રુ** છે તેનો અર્થ પણ એજ છે કે નમમા વિશેષણથી નામ દબાઇ જાયછે, અને નામપર તો વિચાર પ્રગટ થવાનો આધાર છે, એટલે તેમ થવાથી હાનિ થાયછે આ સાદી શૈલીનો અર્થ—નિર્માલ્ય કે જોસમા વગરની શૈલી, એવો કરવાનો નથી કગાની સર્વથા ત્યાજ્ય છે, તે વિષે મતભેદ થાય તેમ નથી છેક ઍરિસ્ટૉટલના વખતથી માન્ય થયલો ને ઍરિસ્ટૉટલે પ્રતિપાદન કરેલો golden mean—ઉત્તમ મધ્યમપક્તિનો નિયમ ગ્રાહ્ય કરી વચલે રસ્તે જવુ એજ શ્રેષ્ઠ છે પરતુ જ્યા જ્ઞાન સપાદન થયુ કે "A little learning is a dangerous thing" &c. અને "यदा किंचिज्ज्ञोऽहं द्विपइवमदान्ध समभवम्" આદિ સૂત્રો પ્રમાણે માણસ બભકદાર શૈલીની તરફેણમા વધારે થવાનો અને એ એમ સમજશે કે જ્ઞાન પ્રદર્શન કરવાનો અધરી શૈલી એક **સ્હેલો** રસ્તો છે તેથી તે ગ્રહણ કરવી એક એ ઉદાહરણ અસ્થાને નહિ ગણાય

૧ "સાધક અવસ્થામા જ એમની વૃત્તિ સ્વાપરના મિથ્યાભેદના વિનિવર્તનમા પ્રવણતાથી તથા દૈત્યકુમારોને મૃદુ હિતકર ઉપદેશ આપવાના પ્રસંગથી સિદ્ધ થતી તેમની પરાર્થસાધકતાથી વ્યાપકતાને પામી હતી ' 'સદુપદેશ શ્રેણી' ઉપદેશ ૬ઠ્ઠો, પાનુ ૧૦૧ ( Baroda Society of Salvationists )

૨ 'સિદ્ધાગના જેવી માતાની કુખે વિજયાદશમીને દિને જન્મેલો વામનકુમાર, સ્વાશ્રયબળે પુરુષાર્થસાધક પ્રસગવીર બનીને પોતાના સ્વાર્પણમા સાક્ષર જીવનરૂપ મહાવ્રતમા,—' તપોમય જીવનની પ્રયત્નપરતા " રૂપ જિષ્ટવિદ્યા ધર્મની પરમાર્થસમતાના દર્શન—પ્રશાન્તિ પ્રમોદ અને પ્રકાશને ત્રણ પગલે જ કરાવતા કરાવતા, સાધુ પિતાના સ્નેહમય વૈનયને બળે—એ વામનકુમા વધીને વૈરાટસ્વરૂપ પામ્યો તે એવી રીતે કે ચારત્તરની ચાર વનની

લાનો મુરલીધર પ્રભુદૂત સંસારમાં સુરવરની મુરલી લલકારતાં રસસાગરને તીરે આવ્યો અને વાલુકેશ્વરમા સાયુજ્ય પામ્યો " ('બુદ્ધિપ્રકાશ' પુ. ૬૬ અં. ૨. પૃ. ૩૭.)

જ્ઞાન બતાવવા સિવાય આ વાક્યો લખવામાં શો હેતુ હશે તે કળી શકાતુ નથી નિર્માલ્ય શૈલી કરતાં ક્લિષ્ટ અને કઠિન શૈલીનો દોષ લેખકવર્ગમા વ્હેલો ને વધારે દાખલ થવાનો સંભવ તેટલા જ માટે છે. કમનસીબે ગુજરાતી સાહિત્યમાં હાલમાં એ દોષ પ્રચલિત છે, એટલે આપણું કર્ત્તવ્ય બીજો દોષ ન જોતાં પ્રથમ દોષ જોવામાં ને તેને દૂર કરવામાં જ છે. જો કોઇ એમ કહે કે સાદાઇ તે તો દીનતા છે, જેને જોસ્સાદાર લખતાં ન આવડતું હોય તે સાદુ લખે તો તે એક મોટું અભિનંદન વચન મળ્યું સમજવું. જો કોઇ પણ જાતની ખુમારી લેખક તરીકે માણસે રાખવી આવશ્યક છે તો તે પોતે સાદું લખે છે એમ કહેવડાવવાની છે ઘણું કરી કૉલેરિજને એવી ટેવ હતી કે પોતે જે લેખ લખે તે પોતાની નોકરડીને સંભળાવી, તે સમજે તો જ પ્રસિદ્ધ કરવાનો વિચાર કરતો 'સરસ્વતીચંદ્ર'ના પ્રથમ બે ભાગના વાચકોની સંખ્યા કેટલી મોટી છે! તેમાં રસ ઝામ્યોછે તે શું સાદાઇ વગર થાત? ચોથા ભાગમાં પણ ક્લેરા ને કુસુમ સમ્બન્ધી પ્રકરણો ને 'યોગીરાજ'ની કવિતા પ્રિય થઇ પડવાનુ બીજું શું કારણ આપી શકાશે? રસ છે, પણ તે રસ સરળતાના ગુણ વગર ઝામત જ નહિ. જેણે Goldsmith's 'Vicar of Wakefield' માં 'The Hermit'—'યોગીરાજ'નો મૂળ લેખ જોયો હશે, તેને પણ તે કાવ્યની સરળતા ખાસ સાભરતી હશે 'Vicar of Wakefield' જ પ્રિય થઇ પડે છે તેનુ કારણ તેમાના લખાણમાંના રસ ઉપરાંત સરળતા જ છે. Addison ને Steele નાં લખાણો આ હેતુથી જ લોકપ્રિય થયાં હતાં. Addison ની શૈલીને વિષે, શબ્દાડંબર પસંદ કરનાર Dr Johnson નો પોતાનો એવો અભિપ્રાય હતો કે "Whoever wishes to attain an English Style, familiar but not coarse, and elegant but not ostentatious must give his days and nights to the volumes of Addison." "જે કોઇ પરિચિત છતાં શિષ્ટ-સંસ્કારી, લાવણ્યમયી છતાં સરળ અંગ્રેજી શૈલી સંપાદન કરવા ઇચ્છતો હોય તેણે ઍડિસનનાં પુસ્તકો પાછળ રાત ને દહાડા કાઢવા જોઇએ." જે પુરુષ જાતે બોલતો એક ભાષામાં ને લખતો બીજીમાં, એવા ડૉ જૉન્સન જેવા તત્ત્વજ્ઞ ને ટીકાકારના મુખમાંના આ શબ્દો ઘણા ધ્યાન દેવા લાયક છે. નર્મદાશંકરના લેખોમા, 'કરણઘેલા'મા, 'કેશવકૃતિ'માં, કલાપીના 'કેકારવ'માં સરલતા વગરના વાક્યો શોધવાનું કામ અતીવ કઠિન થઇ પડશે. પણ કાંઇક પાણ્ડિત્યપ્રદર્શનની ઇચ્છાથી તો કાંઇક પાણ્ડિત્યાતિશયથી, કાંઇક રસહીનતાથી તો કાંઇક પરસ્પર ચેપથી શબ્દચમત્કારવાળી, સંસ્કૃતમયી ને માત્ર આડંબરવાળી ભાષા ગદ્યમાં તેમ જ પદ્યમાં બહુધા દાખલ થઈ ગઇ છે, અને તેનાં પરિણામ વિષે ગુર્જર સાહિત્યમાં માત્ર લેખકવર્ગ સિવાયનો વાચકવર્ગ બૂમો પાડી પાડી સમજાવે છે, પણ સમયની બલીહારી છે, દેખાદેખી દોષ છે, વખત હજી ભરાયો નથી—ભરાશે, અને ભરાશે એટલે લેખકો

સમજશે કે ઓરડીમા બેઠેલા એક ફીલસુફને માટે નહિ ( not for the philosopher in his closet ) પણ શેરીમા ફરતા માણસને માટે સુધા ( but also for the man in the street ) લેખો લખાય છે, ને તેથી શૈલી વિષે સરળતાનો ગુણ સર્વોપરિ ગણાવવો જ જોઇએ અલબત્ત માદાઇ વિષય પરત્વે છે, એક નવલકથા કે કાવ્યમા જે સાદાઇ આપણે ઇચ્છીશુ તે એક નિબધમા નહિ ઇચ્છીએ, અને તેમા ઇચ્છીશુ તેટલી એક તત્ત્વજ્ઞાનના પુસ્તકમા નહિ ઇચ્છીએ કવિતામા પણ જાણે મમ જવાનો અધિકાર જોઇએ એવી માન્યતાથી કાવ્યો લખાય તો તે અનિષ્ટ છે આ સમ્બન્ધમા એક ફકરો અસરકારક નીવડશે Prin Shairp એની " Studies in Poetry and Philosophy ' નામની ચોપડીમા ( p 76 ) કહેછે કે " while the language of prose receives new light and strength by adopting the idioms and phrases used in the present conversation of educated men that of poetry may go further, and borrow with advantage the language from cottage firesides Whoever has listened to a peasant father or mother describing the last illness of one of their own children or speaking of those who were gone, without having heard from their lips words which, for natural and expressive feeling were the very essence of poetry! Poets may well adopt these for, if they trust to their own resources, they can write nothing equal to them ' અર્થાત્ ગદ્યમા ચેતન ને જોસ્સો, કેળવાએલા માણસો જે ભાષા વાતચીતમા હાલમા વાપરે છે તે વાપરવાથી જ્યારે આવે છે ત્યારે એથી પણ આગળ વધી કવિતામા, ઝુપડીમા વસતા કુટુમ્બોની ભાષા વધારે લાભદાયી રીતે લઇ શકાય પોતાના એકાદ છોકરાના છેલ્લા મદવાડ કે બીજાના મરણની વાત કરનાર એક ખેડુત પિતા કે માતાને કોણે સાભળ્યા હશે અને તેનીજ સાથે સ્વાભાવિક ને સૂચક ભાવોની કવિતાના ખરા તત્વસ્વરૂપ શબ્દો એના ઓષ્ઠમાથી નીકળતા નહિ સાભળ્યા હોય ! કવિઓ આ શબ્દો ને આ ભાષા ભલે ગ્રહણ કરે મીરા, નરસિહ, પ્રેમાનંદ, નર્મદ, દયારામ વગેરે કવિઓના વખતમા આત્મલક્ષી કવિતા નહોતી અને તેથી અગ્રેજીમા Byron's 'Childe Harold ' ને ગુજરાતીમા કલાપી વગેરેના સ્વાનુભવરસિક કાવ્યો છે તેવા નહોતા, પણ તેમ એમ પણ ખરૂ કે આત્મલક્ષી હોવાના પડદા નીચે ગુચવણ ભરેલી ને કર્ણ પ્રિયસસ્કૃત શબ્દોની ખોટી ભભકવાળી પણ શૈલી નહોતી નરસિહ મહેતાના પ્રભાતીઆ તુલસીકૃત 'ધ્રુવાખ્યાન ' પ્રેમાનદના ' અભિમન્યુ આખ્યાન ' ને 'નરસિંહ મહેતાની હુંડી ' નર્મદના કેટલાક કાવ્યો એવા સરળ છે કે બાળકથી શરૂ કરી વિદ્વર્જન સુધી સહુ કોઇ સમજી તેમા યથાશક્તિ રસપાન કરી શકે 'કુસુમરત્ન,' કેશવકૃતિ,' ને રા રા નરસિહરાવના ગણ્યા ને ગાઠયા કેટલાક કાવ્યોમા એ ગુણ જોવામા આવે છે, એટલે છેક હાલના વખતમા પણ કાઇ નિરાશ થવાનુ નથી પણ બહુધા એ ગુણ પ્રાચીન

કવિઓમા જોવામા આવે છે ખરૂ છે કે પ્રાચીન કવિઓની શૈલીપર અગ્રેજી કવિતાની શૈલીની છાપ પડી નહોતી તેથી શુ ? ઉચ્ચ વિષયોપર લખનારા ને વિદ્યાની ઉચ્ચ છાપ ધરાવનારા લેખકો છાપ વગરના માણસોના લેખો દબાવવા પ્રયત્ન કરે છે, અથવા તો કહેવાતી નીચલી પક્તિના લેખો ઉત્તમ હોય તો પણ તેનો અનાદર કરેછે તે શુ યોગ્ય છે ? માન આપો કે ન આપો તો પણ *Survival of the Fittest*—**શ્રેષ્ઠનુ અતિ જીવન,** અથવા યોગ્યમા યોગ્ય વસ્તુના ટકી રહેવાના નિયમ પ્રમાણે જે ખરૂ ઉત્તમ હશે તેને કાળના ઝપાટા ઓછા જ લાગવાના ઉત્તમ, છતા સાક્ષરોના લેખોમા નહિ, એવા કેટલા બધા સરસ હિદુસ્થાની ગાયનો ઠેક ઠેકાણે સામાન્ય લોકો ગાતા સભળાય છે ! સાધારણ જન સમાજ વખાણે છે પણ સાક્ષરો અનાદર કરે છે, એવા રા ડાહ્યાભાઇ ધોળશાના કેટલા ગાયનો છે તેનો ખ્યાલ ઉદાહરણથી આપવાની જરૂર નથી કેટલા બધા શ્રી કૃષ્ણ સમ્બધી લોકગીતો સ્ત્રીવર્ગમા ગવાય છે, છતા સાહિત્યમા તે દાખલ થવા પામ્યા નથી ! પરતુ વસ્તુત , કાગળપર રહેવુ ને અમર રહેવુ કાઇ એક જ નથી , લખાણો જોઇએ તેટલા કાગળોપર ને જોઇએ તેટલા પુસ્તકાલયોમા હોય છતા લોકપ્રિય થાય એવા ન હોય તો તે બધા De Foeના અસરકારક શબ્દોમા Dead, Dead Dead—મૃત મૃત, મૃત છે તેમજ પ્રસિદ્ધિમા ન આવેલા છતા સમાજને રસથી આર્દ્ર કરનારા કાવ્યો ઘણે દહાડે તેમના કર્તાના નામ સાથે જોડાતા પણ કદાચ બધ થશે, છતા ખરૂ જોતા એજ અમરપટ ભોગવે છે , કારણ કે નામ માત્ર અમર થયે શુ વધારે છે ? અમુક વિચાર ચિરસ્થાયી થાય એજ ખરૂ અમરત્વ છે

શૈલી સાદી જે માણસ લખેછે તે **સક્ષેપમા** લખવાનુ પણ ઘણુખરૂ પસદ કરે છે અઘરૂ કામ, ટુકામા બોલના લખવાનુ છે સક્ષિપ્ત લેખનશૈલી જરા ધ્યાનથી રસિક રી હોય તો તેથી લેખ એક જાતની કવિતા જ થઇ જાયછે Carlyle કે Emerson ના લેખોમા આ ગુણ બહુ નજરે પડેછે ને તેથી જ તે prose poetry ( ગદ્યમા કવિતા ) કહેવાય છે એ શૈલીપર છૂટા છવાયા લેખો ગુજરાતીમા કાઇ નજરે તેમ નથી, પણ એ શૈલીપર લખનાર કોઇ મોટો કર્તા હજી સુધી અસ્તિત્વમા આવ્યો નથી સાવચેતી એટલી રાખવાની છે કે prose poetry ( ગદ્યમા કવિતા ) ની શૈલી આણવા જતા prosaic poetry ( નીરસ કવિતા ) ન થઇ જાય પુનરુક્તિ દોષમાથી મુક્ત રહેવુ ઘણું અગત્યનું છે સક્ષેપમા ન લખતા Dash ( આડી લીટી ) મૂકી, જાણે કાઇ અઘરૂં સમજાવવામા આવતું હોય તે ઉદ્દેશથી લાબુ પીંજણ કરવાના દોષને ઘણા લેખકો શરણે થાય છે ગુજરાતીમા આમ થવાનુ કારણ કાઇક એવુ છે કે અગ્રેજીમા એ પદ્ધતિ કેટલીક વખત જોવામા આવે છે એનુ અનુકરણ કરવાથી શૈલી શોભશે એમ કેટલાકનું માનવુ થાયછે, પણ તેઓ ભૂલી જાય છે કે અગ્રેજી લેખકો આમ વિસ્તાર કરવામા ઘણી વાર મઝા આણી શકે છે ને પુનરુક્તિ આપણે જોઇએ છીએ તે માત્ર તેનો આભાસ જ હોય છે ખરેખર ટાહેલાપણે હોય તો અગ્રેજીમા પણ શૈલી સારી નથી કહેવાતી એ રીતીનુ એક અગ્રેજી સારૂ ઉદાહરણ લઇએ —

' A nation once the first among the nations pre eminent

in knowledge, pre eminent in military glory, the cradle of philosophy, of eloquence and of the fine arts, had been for ages bowed down under a foreign yoke All the vices which tyranny generates —the abject vices which it generates in those who submit to it,—the ferocious vices which it generates in those who struggle against it,—had deformed the character of that miserable race The valour which had won the great battle of human civilization—which had saved Europe, which had subjugated Asia, lingered only among pirates and robbers "—' *Essays and Lays of Ancient Rome,"* *(Routledge) Macaulay on Moore's Life of Byron p 155*

આમા પુનરુક્ત્યાભાસ છે, માત્ર પુનરુક્તિ થાય તો તરત શૈલીપર આપણને કંટાળો આવે તેનુ ઉદાહરણ નીચે પ્રમાણે છે —

"આ સ્થૂલ દર્શન કદાપિ ગણાય અને તે માત્ર અનુમાન કરેલ એમ ધારી આગળ વધીએ તો લાગશે કે —રાત્રીના અંધકાર રૂપી તમોગુણનો નાશ કરનાર પ્રથમ પગલે રાગયુક્ત—રંગ ચઢાવેલ—સુરાપાન જેવો ગતો—પ્રકાશ, તેમાંથી પછી ખીલી નીકળેલ પીત—રક્ત, અતિરક્ત, અને છેવટે શુદ્ધ સત્ત્વગુણપ્રકાશ ઇત્યાદિ (પૃ ૩૮૮, वसन्त, વર્ષ ૭, અંક ૮)

સંક્ષેપમા લખવા વિરુદ્ધ એક બીજો દોષ થતો જોવામા આવે છે, અને તે **અસંબદ્ધપ્રલાપનો** છે જાહેર ભાષણોમા અને સાધારણ માસિકોમા એ દોષ બહુધા પ્રચલિત છે, માનતા કે લખતા કોઇ મહાપુરુષનુ નામ માત્ર ઉચ્ચારણ થયે તે વિષે જુદુ બોલવાનુ પ્રાપ્ત ન થતુ હોય તોએ પ્રસ્તુત વિષયપરથી ખસી, તેના સદ્‌ગુણો તેની જિંદગી ને કેટલીક વખતે તેની નાની વીગતો વગેરે અપ્રસ્તુત વિષયોમા પણ ઉતરી પડતા માણસો જોવામા આવે છે ખરૂ છે કે આ રીતી કેટલીક વખત ચિત્તાકર્ષક નીવડે છે, પણ એને શરણે થવુ એ એક જાતની મનની નબળાઇ છે જે આવ્યુ તે બબડી નાખવુ એ કાંઇ યોગ્ય ન કહેવાય આવી શૈલી માનસિક શિથિલતાસૂચક છે એમ નીચેનુ અંગ્રેજી ઉદાહરણ સિદ્ધ કરી આપશે —

"'But where could *you* hear it?' cried Miss Bates 'Where could you possibly hear it, Mr Knightley? For it is not five minutes since I received Mrs Cole's note—no, it cannot be more than five—or at best ten—for I had just got my bonnet, and spencer on just ready to come out—I was only gone down to speak to Patty again about the pork—Jane was standing in the passage

—were not you Jane ?—for my mother was so afraid that we had not any salting pan large enough So I said I would go down and see, and Jane said "Shall I go down instead ? for I think I have a little cold, and Patty has been watching the kitchen " "Oh, my dear, " said I—well, and just then came the note A Miss Hawkins—that's all I know—a Miss Hawkins, of Bath But Mr Knightley, how could you possibly have heard it ? for the very moment Mr Cole told Mrs Cole of it, she sat down and wrote to me A Miss Hawkins—, ( Miss Bates in Miss Austen s ' Emma )

મિસ્ બેટ્સે કહ્યુ "પણ **તમે** તે ક્યા સાભળી શક્યા ? ' મિ **નાઇટલી**, તમારે તે સાભળી શકવાનો કયા સભવ હતો ? કારણ કે મિસિસ્ કોલની ચિઠ્ઠી મને મળ્યાને હજી પાચ મિનિટ થઇ નથી—નારે, પાચથી વધારે હોઇ શકે એમ નથી —કે બહુ તો દશ—કારણકે હુ બહાર નીકળવાની તૈયારીમા જ હતી, મેં તરત જ મારી ટોપી ને મારો કબજો પહેર્યા હતા—પૅગી સાથે શૂકરના માસ વિષે વાત કરવાને જ હુ નીચે ગઇ હતી—જેન માર્ગમા ઉભી હતી—કેમ હતી કે નહિ, જેન ?—કારણ કે મારી માને ઘણી ધારતી હતી કે મીઠુ મશાનો દઇ શકાય એટલુ મોટુ વાસણ અમારી પાસે નહોતું તેથી મેં કહ્યુ હું નીચે જઇશ ને તપાસ કરીશ, ને જેને કહ્યુ "તારે બદલે હુ નીચે જાઉં ? કારણ કે હુ ધારૂ છુ મને જરા શરદી થઇ છે ને પૅગી રસોડામા દેખરેખ રાખે છે મેં કહ્યુ 'અરે મારી વ્હાલી — ઠીક, એટલામા તો પેલી ચિઠ્ઠી આવી કોઇ એક મિસ્ હૉકિન્સ—હુ માત્ર એટલુ જ જાણું છુ—બાથની કોઇ એક મિસ્ હૉકિન્સ પણ મિ **નાઇટલી** તમે એ કયા સાભળી શકો તેમ હતું ? કારણકે મિ કોને મિસિસ કોલ સાથે એ વિષે વાત કરી કે તરત જ તે બેઠી ને તેણે મને લખ્યુ કોઇ એક મિસ્ હૉકિન્સ—

આ ઉદાહરણમા સ્વભાવ છે તેમ અમુક વાત ભૂલી ગયા હોઇએ ત્યારે જ આવી શૈલી ઉચિત છે, તેમ ન થાય તો એક વિચાર સાથે બીજો, તે સાથે ત્રીજો, એમ સાકળ જોડતા જોડતા અન્તે અતિ દૂર પ્રદેશમા ઉતરી પડાય છે

હવે **મધુર** શૈલી વિષે કાઇક બોલવાનુ આવે છે શૈલી મધુર લાગવાને શબ્દોની ચુટણી સરસ જોઇએ વાક્યરચના સરસ જોઇએ, પરિચ્છેદ ( Divisions or Paragraphs ) યોગ્ય રીતે પડાયા જોઇએ અને રસનો ઉપયોગ વસ્તુસ્થિતિને લાયક જોઇએ ગુજરાતી શૈલીમા શબ્દોની ચુટણી વિષે ખાસ ધ્યાન રાખવાનુ છે બને ત્યા સુધી સસ્કૃત શબ્દો શોધવા ન જવુ પડે તો સારૂ, બને ત્યા સુધી અગ્રેજી શબ્દો ભાષામા ન દાખલ કરવા પડે તો સારૂ કબૂલ કરીશુ કે ગુજરાતીની માતૃભાષા સસ્કૃત છે કબૂલ કરીશુ કે સસ્કૃતમા ગુજરાતી કરતા વધારે શબ્દો છે કબૂલ કરીશુ કે બધા

અંગ્રેજી શબ્દોના ગુજરાતી કે સંસ્કૃત શબ્દો નથી જડતા એ ખરૂ છે છતા સંસ્કૃત શબ્દો ઓછા ન વાપરવા અથવા અંગ્રેજી શબ્દો માટે સંસ્કૃત શબ્દો ન શોધવા એમ કાઇ કહી શકાય નહિ પ્રયત્ન વગર કઇ ભાષા સમૃદ્ધ થાય છે ? ગુજરાતીમા પ્રયત્નથી કેટલાક અંગ્રેજી શબ્દોને માટે સારા શબ્દો યોજી કાઢવામા આવ્યા છે , ઉદાહરણ ' પ્રગતિ ' for ' Progress ' ' શિષ્યવૃત્તિ for ' Scholarship ' વગેરે વાક્યમા શબ્દો વાપરતા એટલું યાદ રાખવાનુ છે કે ભારે ને હલકા શબ્દો સાથે ન આવી જાય, તેમ થવાથી હસવુ ઉત્પન્ન થાય છે અને રસક્ષતિ પણ થાય છે ઉપમાને રૂપક અલંકારનો ઉપયોગ કરવો, તે શૈલીમા from the known to the unknown—જ્ઞાત પરથી અજ્ઞાતપર જવાની પદ્ધતિનું ગ્રહણ કર્યા બરાબર છે Addison s Vision of Mirza—મીરઝાંનું સ્વપ્નદર્શન એ રૂપકથી અંગ્રેજી સાહિત્યનો દરેક અભ્યાસી વાકેફ છે , તેમા જિંદગીને એક હજાર કમાનવાળા પૂલનુ રૂપક આપી, હાલમા માત્ર સીત્તેર ને તેમા કેટલીક ભાગેલી કમાનો ઉમેરતા સો જ જોવામા આવે છે અર્થાત્ સીત્તેર કે ક્વચિત્ સો વર્ષ જીવન પહોચે છે એમ સમજુતી આપી બીજા કેટલાક રૂપકોથી જિંદગી તે શુ છે તેનો અસરકારક રીતે ખ્યાલ આપવામા આવ્યો છે આવી શૈલી કેટલીક વખત બહુ ઉપયોગી થઇ પડે છે, પણ તેનો ઉપયોગ બહુ સાવચેતીથી કરવાનો છે ગુજરાતીમા આવા સ્વપ્નો થોડા વખત પહેલા કેટલાક લેખકોએ આપ્યા હતા, અને તે, એક દૈનિકપત્રના ખાસ અકમા પ્રસિદ્ધ થયાં હતા ઉપમા, રૂપક ને બીજા પણ અલકારો વાપરતા સાવચેતી માત્ર એટલી વાપરવાની છે કે ક્લિષ્ટતા ન આવી જાય એક પારસી લેખકને માન આપે એવુ સંસ્કૃત જ્ઞાન દર્શાવનારૂ નાટક, " વાન પ્રસ્થ '—,તેમા રસક્ષતિ થવાનુ મુખ્ય કારણ તેમાના અલકારોની ક્લિષ્ટતા છે ઉદાહરણ —

' દીર્ઘદૃષ્ટિ રૂપી દીપિકાના દીવેલમા દોષરૂપી દર્ભદીવેટને દૂભવવુ તે દૂર થયે દિવ્ય જ્ઞાનની દીપ્તિ દિવ્યરૂપે પ્રદીપ્ત થશે દિવ્ય ચક્ષુરૂપી દર્પણમા દુહિતા રૂપી દાતરડાનો ઘસારો દૂર થયે દેવાધિદેવના દર્શન થશે દૈવિક દેવડીએ દૈહિક દુગ્ધારૂપી દારપાનો દૂર થયે દેવલોકના દર્શનના દ્વાર ખુલ્લા થયા '—

૨ " ઓળખાણના ઓસારને એક નિષ્ઠાથી ઓપવો —વગેરે

બીજા, અથવા ઉત્તમ લેખકો પણ એ દોષને શરણે નથી થતા એવુ કાઇ નથી ઉદાહરણ —

" જુવાનીમા પતિની સાથે એક જ ધુરીએ જોડાઇ પતિનો ભાર હલકો કરવા તેની સાથે દોડવામા પાછળ ન પડવાના પતિવ્રત ઉત્સાહથી કુટુંબ જાળ જોત ઉકલી જતા સુધી ગુણ સુદરી શરીરમા, બુદ્ધિમા અને સર્વ વાતમા અનેજ ટકી રહી હતી ' ( ' સરસ્વતિચંદ્ર ' ભાગ ૪, પાનુ ૧૭ મુ )

એજ લખનાર સબળ સાક્ષર બીજે ઠેકાણે બુદ્ધિને એક સ્ત્રી સાથે સરખાવે છે, વિદ્યાને અન્ન કહે છે, વિચારને વ્યાયામ ગણે છે, સ્વતંત્રતાને પ્રાણપોષી વાયુનું રૂપક

આપે છે, અને ઉત્સાહને ક્રીડાભૂમિ બનાવે છે આ બધુ ભારે ગુચવણ કરનાર છે અને લેખક જાતે જ આગળ જતા ગુચવાય છે કારણ કે એ કહે છે કે—

" બુદ્ધિના અન્ન સાથે બાળકના ભવિષ્ય પ્રયાણને યોગ્ય ભાથુ ભરવુ, અને તેની ક્રીડાભૂમિમા સુખદુ ખોથી ભરેલ સસારના ચિત્રો મુકવા '—ઇત્યાદિ, (' સરસ્વતીચદ્ર ભાગ ૪, પાનુ ૧૭૭ )

ક્રીડાભૂમિ તો ઉત્સાહને બનાવી હતી સસારના ચિત્રો શુ ઉત્સાહમા મૂકવાના છે ? તે કેમ સભવે ? અનકારના અતિ ઉપયોગથી ઉત્પન્ન થતા વમળમા સ્પષ્ટ વિચાર દબાઇ જવાનો આ એક નમૂનો છે અલકારશાસ્ત્ર સસ્કૃતમા જેટલુ ખેડાયુ છે એટલુ ભાગ્યે જ બીજી કોઇ ભાષામા ખેડાયુ હશે , અને काव्यप्रकाश જેવી ચોપડીના અ ભ્યાસથી વિશ્વવિદ્યાલયની કેળવણી લેનારા વિદ્યાર્થીઓને ગુજરાતી સાહિત્યમા રસિકતા આણવાને પૂરતી યોગ્યતા મળી છે એમ કહેવામા બાધ નથી માત્ર એટલુ જ કે ગ્રહ ણશક્તિથી ( Receptive Abilities ) સર્ગશક્તિ ( Creative Abilities ) નીરાળી છે, તેથી અભ્યાસનુ પરિણામ લેખોમા આવવુ મુસ્કેલ છે વાક્યરચનામાં કળાના પ્રથમ નિયમને લક્ષમા રાખવો જોઇએ , Unity in Diversity વૈવિધ્યમા સામ્ય જાળવવુ જોઇએ વાક્યોમા અમુક ઢબની શબ્દોની ગોઠવણ ઉપરા ઉપરી વા પરવાથી મુખ્ય વિચારનુ દૃઢીકરણ થાય છે ઉદાહરણ નીચે પ્રમાણે આપી શકાય —

' એકવાર આપણો વિચાર એકદમ જાતિભેદ તોડી નાખવાનો હતો ને ત્હેને માટે તૈયારીપર આવી રહ્યા હતા એકવાર આપણે પુનર્વિવાહનો ચાલ ચલાવવાને આતુર થઇ જઇ તે અર્થે ઉદ્યોગ કરતા હતા , એકવાર આપણે વલ્લભ— મતને તોડી નાખવાને ખાઇપીને મડયા હતા એકવાર આપણે નવુ મન્દિર કહા ડવાની તૈયારી કરતા હતા પણ તે દહાડા કયા ગયા ? આજકાલ તો આપણે પૈસાને જ પરમેશ્વર જાણી પૂજ્યા કરીએ છીએ ટુકામા આજ કાલ આપણે માણસ નથી ' ( મદ દીસતા સુધારકોને બોધ, નર્મદાશકર )

આ શૈલીનો ઉપયોગ કરી વિરોધની શૈલીની પણ સહાયતા લઇ વિચાર મરોટ રીતે કહેવાને રા રા ગ ગોવર્ધનરામભાઇએ બનાવેલુ ઉત્તમ વાક્ય ' સરસ્વતીચદ્ર ' વાંચનાર સહુ કોઇ જાણે છે —

" પ્રિય વાચનાર ! પદર વર્ષ આપણો સમાગમ હવે સમાપ્ત થાયછે તુ પુરૂષ હો કે સ્ત્રી હો, સાક્ષર હો કે પ્રાકૃતજન હો, રાજા હો કે પ્રજા હો, શ્રીમાન્ હો કે રક હો, ત્યાગી હો કે ભોગી હો જુના સપ્રદાયનો હો કે નવાનો હો—હો તે હો—તુ સર્વથા જે હો તેને માટે યથાશક્તિ યથામતિ થોડી ઘણી સામગ્રી આ ચાર ગ્રથોમાથી મળી આવે તો આપણી મિત્રતા ને ત્હારી સેવા કંઇક થઇ છે એમ સમજાશે ' (" સરસ્વતીચદ્ર, " ભાગ ૪, પાનુ ૮૫૨

શૈલી અસરકારક કરવાને ઉપલા સાધનો ઘણા કામના છે પણ તેમ કરતા

mannerism અથવા અમુક લઢણનો દોષ થઇ ન જાય તેની સંભાળ રાખવાની છે. એકજ જાતની વાકયરચના ફરી ફરી આવ્યા કરે તો આ દોષ થાયછે, અને તેથી વાંચનાર કેટલીકવાર કંટાળી જાયછે. મેકૉલેનાં લખાણોમાં તુલના, વિરોધ ( Balance and Antithesis )ને સુંદર શબ્દોથી વાકયો સાધારણ રીતે એવાં મધુર, કર્ણપ્રિય લાગે છે કે તેની સબળ અસર થાય છે. છતાં એની શૈલીમાં પણ અમુક લઢણ પડવાનો દોષ છે; પરંતુ એ, એ લેખકની મહત્તાને લીધે ઢંકાઈ જાય છે. સાધારણ લેખકમાં એક લઢણ પડી જાય તો મોટો દોષ થયો ગણાય. મેકૉલેના લેખોમાં પરિચ્છેદો સ્વાભાવિક ને ન્યાયરીતિએ જોડાયલા આવેછે; તે પણ એની શૈલીની ખૂબી છે. તે વિષે અનુકરણ કરનાર લેખકે સાવધાન રહેવું ઘટે છે.

સ્પષ્ટાર્થવાળી શૈલીની ખાસ જરૂર છે. દ્વયર્થી શબ્દો વાપરવાથી વાંચનારને હેરાનગતીમાં મુકવાનુ થાયછે. ઘણીવાર વળી શૈલી એવી વાપરવામાં આવેછે કે છૂટા છૂટા શબ્દો ને વાકયોનો અર્થ સમજાય, છતાં લેખકનો અભિપ્રાય શો હશે તે સમજી શકાતું નથી. પણ તેમ થવું ન જોઇએ; લેખકે બને ત્યાંસુધી નિર્ણયાત્મક જ લખવું જોઇએ. ખરૂ છે કે ઘણા વિષયોમાં શંકાનુ દ્વાર ખુલ્લું હોયછે; સામાજિક ને ધાર્મિક વિષયોમા અમુક મત ન દર્શાવવાનુ કારણ એ હોય છે કે લેખક જુમ્મેદારી માથે લેવી ઉચિત ધારતો નથી. આ કેટલીક વાર વધારે સલામતી ભરેલુ હશે, પણ બચી જવાના ને છૂટી પડવાના રસ્તા રાખવા ખાતર ' મનનીય છે ', ' સભવિત છે ', ' અસંભવિત નથી ' વગેરે શબ્દો વાપરી વાચકને એક ને બીજા મતની વચમાં હીંચોળા ખાતો રાખવાની શૈલી કાંઇ ઇષ્ટ નથી. વળી હાસ્ય રસાત્મક લેખો લખવાની શૈલી હજી ગુજરાતી સાહિત્યમાં જોઇતી દાખલ થઇ નથી. અગ્રેજીમાં Swift નામના લેખકે Vindication of Isac Bickerstaff ( આઇઝેક બિકરસ્ટાફનો બચાવ ) લખી એક માણસનુ જીવતાં મરણ સિદ્ધ કર્યું હતું. આવા લેખો જેવા બીજા પણ લેખોથી હાસ્યરસાત્મકતાની શૈલીની પરિસીમાએ પહોચેલાં અગ્રેજી સાહિત્યનુ ગુજરાતીમાં અનુકરણ કરવુ ઉચિત ન કહેવાય. હાલની ચર્ચાઓમાં આપણાં સાહિત્યમાં ' વિદ્વાન્ મિત્ર ', ' ભાઇ શ્રી ' વગેરે માનપ્રદ શબ્દો ઉચ્ચારી લેખકો વક્રોક્તિથી ઉંધો જ અર્થ પોતાના મનમા રાખે છે તે કાંઇ છૂપું રહી શકતુ નથી, ઉલટું લેખકો એમ કરવાથી કેટલીક કટુતા ઉત્પન્ન કરે છે આવી શૈલીનો ઉપયોગ સાધારણ રીતે વક્તાઓ કરે છે ને તેમના કામને માટે એ યોગ્ય પણ છે. " For Brutus is an honourable man ' ( " કારણ કે બ્રુટસ તો એક માનવંત માણસ છે ), એ શબ્દો " Julius Cœsar "માં કેટલા કામના છે અને કેવી અસર કરવાના હેતુથી વાપરવામાં આવ્યા છે, તે અગ્રેજી સાહિત્યના સર્વે અભ્યાસીઓ જાણે છે ન્યાયમદિરોમા ' learned friend ' ( ' વિદ્વાન્ મિત્ર ' ) કે એવા શબ્દો સામા વકીલો માટે વપરાય છે, પણ તે માત્ર બાહ્યમાન જાળવવા ખાતર વપરાય છે. સાહિત્યક્ષેત્રમાં તેમ કરવાની આવશ્યકતા નથી. સાહિત્યક્ષેત્ર કાંઇ ન્યાયમદિર કે રાજ્યકળા વાપરવાનુ ક્ષેત્ર નથી. માટે સાહિત્યમાં સરળ ને પ્રામાણિક શૈલી જ સેવવી ઉચિત છે.

શૈલીમા અનુકરણ અનિષ્ટ અને ત્યાજ્ય છે, કારણકે તેમ કરવાથી શૈલી નીરસ બને છે અમુક શૈલી, જે અમુક વિચારો દર્શાવવામા આવ્યા હોય તેની સાથે એવી મલમ હોય છે કે જુદા વિચારો સાથે જુદે વખતે બીજો કોઇ માણસ તે શૈલીને જોડે તો તે ઉપહસનીય થવાનો સભવ રહે છે છતા, માણસ, એક નકલી પ્રાણી છે, એટલે કમનસીબે અનુકરણ એ કરવાનો જ જાણતા કે અજાણતા થયલા અનુકરણોને લીધે યથાર્થ હોય વા ન હોય તો પણ અગ્રેજી શૈલી ગુજરાતીમા ઘણીનાગ ઘુસી જાય છે ગુજરાતી સાક્ષરોમા જ્યારે સસ્કૃત શૈલી પ્રમાણે અને સસ્કૃત શબ્દોવાળી ભાષામા લખવાનો દોષ આગળ પડતો જોવામા આવે છે ત્યારે મુસલમાન અને ખાસ કરી પારસી લેખકોમા અગ્રેજી શૈલી પ્રમાણે લખવાનો દોષ જોવામા આવેછે, એટલે સુધી કે તેઓ ગુજરાતી ભાષાનું ખૂન કરે છે એમ તેમનાપર આક્ષેપ મૂકાય છે "એક હાથપર—બીજા હાથપર," "સાખરી રીતે લેતા," "ખાણાને પૂરતો ઇનસાફ આપ્યો" વગેરે અગ્રેજી પરથી લખવાની ઢબ ગુર્જરસાહિત્યમા તો હાસ્યજનક જ છે ગુજરાતી લેખકો પણ એમાથી મુક્ત નથી ઉદાહરણો —

(૧) "ચોગ્ય માણસને ચોરસ ખાનામા મૂકવો ને ગોળ માણસને ગોળ ખાનામા મૂકવો, પાનુ ૩૨, 'જીવન માફલ્ય,' લેખક રા રા લક્ષ્મીશકર માધવજી શુકલ,

(૨) "હોઠ અને પ્યાલાની વચમા ઘણુ બચી જાય છે," પાનુ ૩૪ એજ પુસ્તક,

(૩) "આ દુનિયામા જેટલું મળી શકે તેટલુ સઘળુ જેઓને હતુ એમ આ પણે કહીએ છીએ તેમાના ઘણાએ આપણને કહેલુ છે કે તેઓનુ વણુ સુખ પુસ્તકોને લીધે હતું (ગુજરાતીમા નજરે નહિ પડતી ગુચવણી આ વાકરચના) પાનું ૧૧૮—એજ પુસ્તક

(૪) "**કુલીન વહુને સ્વાભાવિક** ક્ષમાથી ઇત્યાદિ (સરસ્વતીચદ્ર, ભાગ ૪ થો પાનુ ૧૭)

(૫) "ટ્યૂડર રાજાઓને બળે મેરા કાર્ટાવાળા એરનો **ભૂમી ભેગા થઇ ગયા હતા**. ઇત્યાદિ (સરસ્વતીચદ્ર, ભાગ ૪ થો, પાનું ૭૩)

(૬) "ચાર સ્વરોને હેમના **શ્રુતિમડળમાં સ્થાન જડતુ નથી**" (वसन्त, वर्ष ८, अक ९, પાનુ ૨૩૩)

(૭) "એ હેવાલમા બે વાતો મુખ્યત્વે ધ્યાન ખેંચવાની સાથે મને વિશેષ આનદ આપે છે એક તો સત્કાર કમીટીના પ્રમુખસ્થાને, આધુનિક ઇતિહાસમા પ્રથમ જ એક સન્નારીને સ્થાન અપાયુ છે તે, **અને તે સન્નારી સર્વ સામાન્ય વર્ગને પોતાના જ્ઞાનથી તેમ જ અભિપ્રાયને અમલમા આણવાની હીંમતથી ઉત્તમ માર્ગ દર્શાવનાર**

અને તે રાજમંડળમાંથી મળી આવ્યાંછે તે જોઈ અસાધારણ આનંદ થઇ આપણા સર્વેને અભિનંદન આપવા લાયક વાત છે." (રા. રા. દલપતરામ પર લખેલા રા. રા. નરસિંહરાવના પત્રની નકલમાંથી, "ગુજરાતી" પાનુ ૧૧૦૫, તા. ૨૫ મી જુલાઇ સને ૧૯૦૯.)

આ ઉદાહરણોમાં કેટલાંકમાં માત્ર અંગ્રેજી શૈલીનું અનુકરણ છે; ને કેટલાંકમાં સીધી રીતે નહિ તો આડકતરી રીતે 'and' ને 'that' થી વાક્યો લંબાવવાની અંગ્રેજી શૈલીની છાયાથી ક્લિષ્ટ વાક્યરચના થઇ ગયલી જોવામાં આવે છે.

છેલ્લો પ્રશ્ન એ છે કે ઉત્તમ શૈલી કોને કહેવી? કોઇ પણ કળામાં કૃત્રિમતા જણાય તો તે સારી કહેવાતી નથી. The best art is that which looks like *nature*. શ્રમસાધિત શૈલી, તેથી જ કદાપિ ઉત્તમ નહિ ગણાય. સરળ ને સ્વાભાવિક છતાં જોસ્સાદાર શૈલી, તે જ ઉત્તમ શૈલી કહેવાશે; અને તેની પરીક્ષા વાચકને કાંઇ સૂક્ષ્મ નિયમોથી નથી કરવી પડતી સારા નરસાની છાપ મનપર તરત પડી જાય છે. ઉત્તમતાનો નિર્ણય કરવાની કસોટી એક જ છે—લેખકને કાંઇ પણ કહેવાનું જોઇએ અને તે એણે સ્વાભાવિક રીતે છતાં અસરકારક થાય તેમ કહેવું જોઇએ. આ 'સ્વાભાવિક' શબ્દ, જરા સમજાવવો ઘટે છે. સ્વાભાવિક એટલે ક્યાં તો લેખકને પોતાને સ્વાભાવિક, કે ક્યાં તો જનસમાજને સાધારણ રીતે સ્વાભાવિક લાગે તે—આમ બે અર્થ થાય છે; તેમાં દ્વિતીય અર્થ ગ્રહણ કરવો ઉચિત છે. નહિતર તો પછી દરેક જાતની દૂષિત શૈલી સ્વાભાવિકમાં ઘુસાડી દેવાનુ સુકર થઇ પડશે. "શૈલી સ્વાભાવિક જોઇએ," એટલું માન્ય રાખી તેનો વિસ્તારથી અર્થ કરવામાં કેટલાક લેખકો "વિષય ને લેખકને પરિચિત" અને "સંસ્કારી" વગેરે શબ્દો વાપરી, ધીમેધીમે, સંસ્કૃતમય ને કઠિન શૈલી પણ સ્વાભાવિક છે—એમ સમજાવવાનો ઇરાદો રાખે છે. આ વિરુદ્ધ ડૉ. જોન્સનનાં વાક્યો ટાંકી બતાવી એટલું જ કહીશ કે એમાં વર્ણવેલી શૈલીને જ સ્વાભાવિક કહી શકાય, ડૉ. જોનસન એડિસનની શૈલી વિષે કહે છે—

"*His prose is the model of the middle style*; on grave subjects not formal, on light occasions not grovelling; pure without scrupulosity, and exact without apparent elaboration, always equable, and always easy, without glowing words or pointed sentences Addison never deviates from his track to snatch a grace; he seeks no ambitious ornaments, and tries no hazardous innovations. His page is always luminous, but never blazes in unexpected splendour ......he is never feeble, and he did not wish to be energetic; he is never rapid and he never stagnates. His sentences

have neither studied amplitude nor affected brevity, his periods though not diligently rounded, are voluble and easy ' (pp 177 178 Vol II Dr Johnson's " Lives of the Poets ' London, John Murray Albemarle Street 1854)

" એનુ ગદ્ય મધ્યમ શૈલીનો નમૂનો છે ગંભીર વિષયોપર એ કૃત્રિમ નથી થતુ તેમજ સાધારણ વિષયોપર ઘણી ઉતરતી પઙ્ક્તિનુ નથી થતુ, હદ બહારની ચોકાસ રાખ્યા વગર એ શુદ્ધ છે ને શ્રમસાધિત જણાયા વગર યથાર્થ છે, આડબરવાળા શબ્દો કે ખાસ સચોટ કરવામા આવેલા વાક્યો વગર એ હમેશ તુલનાવાળુ ને હમેશ સ્હેલુ છે ભાષામા જલદીથી લાવણ્ય આણવા ખાતર ઍડિસન કદી મુખ્ય વિષયપરથી આડો ઉતરી જતો નથી, એ ભભકાવાળા અલકારો શોધતો નથી, અને સાશયિક નવીનતા આણવા પ્રયાસ કરતો નથી એના પાનામાથી હમેશ પ્રકાશ મળે છે, પણ તેમા અણધારી ઝમક કદી જોવામા આવતી નથી. એની શૈલી કદી નિર્મળ થતી નથી, તેમજ જોસ્સાદાર કરવાને એ ઇચ્છતો પણ નથી, એ કદી વેગવતી થતી નથી, તેમજ જડ પણ થતી નથી એના વાક્યોમા અભ્યાસથી આણેલો વિસ્તાર પણ નથી, ને દભથી આણેલો સકોચ પણ નથી એના વાક્યોમા જોડે કર્ણપ્રિય રચના પાછળ શ્રમ લેવાયલો નથી હોતો છતા સ્હેલથી બોલી શકાવવાની ખૂબી હોય છે

સ્વાભાવિક શૈલીનો અર્થ આમ વિસ્તારથી આપણે જોયો શૈલી ઉત્તમ હોવાને માટે, તે અસરકારક પણ જોઇએ એટલે સારાશમા, ' ભાષાશુદ્ધિ ના ભાષણમા વાપરવામા આવ્યા હતા તે શબ્દોમા ( ' ભાષા ને બદલે ' શૈલી ' મૂકી) કહી શકાય કે **" જે શૈલીનુ સ્વરૂપ વિષય અને અધિકારીને ઉદ્દેશીને બદલાય, પ્રૌઢ ઘટે ત્યાં પ્રૌઢ અને મુગ્ધ ઘટે ત્યા મુગ્ધ, તેજસ્વી જોઇએ ત્યા તેજસ્વી ને નમ્ર જોઇએ ત્યા નમ્ર, એમ જ્યાં જેવા રસનો આવિર્ભાવ હોય ત્યાં તેવા રસને દીપાવે એવી, પણ સર્વત્ર સરળ રચનાવાળી, અસંદિગ્ધ અને શુદ્ધ, પ્રયત્ન વિના કે ક્વચિત્ પ્રયત્ને સમજાય એવી હોય તે ઉત્તમ શૈલી સમજવી "** (' " ભાષા શુદ્ધિ ' વિષે કેટલાક વિચારો '—એ નામનુ રા રા કમળાશકરનુ ભાષણ, गुजरातशाळापत्र, अक ६ ७, पु ४८, पानु १७८ मु ) અન્તમા મારા આજના વિષય જેવા વિષયો માટે કેટલીક વખતે નિરર્થક કહેવામા આવે છે કે એ માત્ર યુવક અને અર્ધશિક્ષિત વર્ગને જ લાભદાયી છે, બીજાઓને સ્વયપ્રકાશિત હોવાથી તેમ નથી —એ, અને એવા ઉદ્ગારો મહા પુરૂષોના પણ મુખમાથી કઢાતા જોઇ આ લેખમા પ્રદર્શિત કરવામા આવેલા વિચારો વિષે કહેવુ આવશ્યક ધારી સવિનય બોલવાની રજા લઉંછુ કે ઉપર દર્શાવ્યા પ્રમાણે સુપ્રસિદ્ધ લેખોમા પણ ક્વચિત્ ક્લિષ્ટ રચના, અંગ્રેજી શૈલી અલકારનો દુરુપયોગ વગેરે દૂષણો જોવામા આવેછે તેથી અનેકધા ગુર્જરસાહિત્યને સમૃદ્ધ કરવા મથતા સમર્થ સાક્ષરો સમક્ષ રજુ કરેલા સારી તેમજ નરસી શૈલી સમ્બન્ધી મારા અભિપ્રાયોને વિદ્વજ્જનો કદાચ **ગ્રાહ્ય** નહિ પણ **માનનીય**,

અને તેમ પણ નહિ તો **મનનીય** પણ માનશે, તો ફૂલ નહિ તો ફૂલની પાંદડી, વધુ નહિ તો કાંઇ પણ યથામતિ સેવા આજની સાહિત્યપરિષદ્ અને તે દ્વારા આપણાં સાહિત્યની બજાવાઇ ધારી, તે માટે લેવાયલી મહેનત સફળ થઇ ગણી આનંદ અને સંતોષ ઉત્પન્ન થશે; એટલું જ નહિ, પણ ગુર્જરસાહિત્યનાં ભવિષ્યને માટે ધ્રૂજતાં હૃદયોને કાંઇ આશ્વાસન મળશે, અને પારસી, મુસલમાન, ગુજરાતી—સર્વે ભાઇઓ એકજ જાતનાં સાહિત્યમાં રસ લે ને તેને માટે દ્રવ્ય, કાળ ને શ્રમનાં સ્વાર્પણ કરે, એવી આશાને પણ યોગ્ય પોષણ મળશે એટલી મારી નમ્ર પણ દૃઢ માન્યતા છે.

અતિસુખશંકર. કમળાશંકર ત્રિવેદી.

# ગ્રંથાવલોકન કળા

## ( રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવે )

'ગ્રન્થાવલોકન' એ 'ગ્રન્થ' અને 'અવલોકન' એ બે શબ્દોનો સમાસ છે. ગ્રન્થનું અવલોકન તે ગ્રન્થાવલોકન ગ્રન્થ એટલે ચોપડી, અને અવલોકન એટલે જોવુ તે ચોપડી જોવી તેનું નામ ગ્રન્થાવલોકન ચોપડી લખવી કે ચોપડી વાચવી, તેના કરતા ચોપડી જોવી એ કામ વધારે સ્હેલુ છે ચોપડી લખવી એ પણ એક કળા છે, અને એ કળા સગીત કળા, અભિનય કળા, નૃત્ય કળા, ચિત્ર કળા, કાવ્ય કળા વગેરે જેટલીજ ઉપયોગી છે પણ એ કળાની હાલના કઠણ કામમા ઝાઝી કદર થતી નથી, એ કળાના ઉપાસકને લોકો બહુ લેખવતા નથી, અને એને જોઇએ તેટલી દ્રવ્ય પ્રાપ્તિ પણ થતી નથી છતા 'લેખક, 'ગ્રન્થકાર,' 'કવિ' એ મ્હોટુ નામ એને મળે છે, અને ગવૈયાઓ, ભવાયાઓ, વેશ્યાઓ, અને ચિતારાઓની જુદી જુદી કળાઓના કરતા એની કળા વધારે આબરૂદાર ગણાય છે ગ્રન્થકારની કીર્ત્તિ સ્હેલાઇથી મેળવી શકાય એ એ કળાનો મ્હોટામા મ્હોટો ઉપયોગ છે એ કળા શીખવી પણ અઘરી નથી કદાચ કાવ્ય રચનાની કળા એથી પણ વધારે સ્હેલી હશે, પણ તેથી નિબન્ધ કે નાટક કે નવલકથા બનાવવાનુ કામ અઘરૂં ન કહી શકાય કવિતા બનાવવાનુ કામ જેવુ સ્હેલુ છે તેવુ તો બીજા કોઇ પ્રકારની ચોપડી બનાવવાનુ કામ સ્હેલુ નહીં હોય, કારણ કે, કવિતામ ઝાઝો વિચાર કરવો પડતો નથી એક પંક્તિને છેડે 'ખાસ' શબ્દ આવ્યો કે ત્યાર પછીની પક્તિમા બીજો શબ્દ 'પાસ' જ જડી આવે છે, એક પંક્તિમા 'આરગી' આવી કે બીજી પક્તિમા તેમા સુખ જોનાર 'પારસી' તૈયાર જ હોય છે બીજા લેખ લખવામા એવી રીતની સુગમતા નથી હોતી તોપણ તેને માટ બીજા સાધનો જોઇએ તેટલા છે જૂના પુરાણા—વિસારે પડેલા—પુસ્ત ા લઇને ઉદ્યોગ અને ખતથી તેની પાછળ મંડવામા આવે તો એક 'દળદાર પુસ્તક સ્હેલાઇથી તૈયાર થઇ શકે ઇતિહાસના લેખને નવલકથાનુ રૂપ આપી શકાય, વાર્તાની રચનાને નાટકના રૂપમા ફેરવી દેવાય, અને ફિલસુફીના ગ્રન્થની ગ૦૦ લઇને બે ચાર છટાદાર અને વિદ્વત્તા ભર્યા નિબન્ધો લખી શકાય. વળી આધુનિક લેખકોમાથી અઘરી શૈલીને લીધે જે પુસ્તકો વચાતા નથી તે એકઠા કરીને તેનો ઉપયોગ કરવામા આવે તો એક વિચાર આમાથી તો એક તેમાથી લઇને એક 'અનુપમ' કૃતિ બનાવી શકાય જે જરૂરનું છે તે ઉદ્યોગ અને ખંતજ છે બુદ્ધિ અને પ્રતિભા તો નાઇકનામાજ હોય છે તે જેનામા હોય તેજ જો લખે તો આપણા સાહિત્યની 'સમૃદ્ધિ મા વધારો કવી રીતે થાય? અને ગ્રન્થકારની કીર્ત્તિ

બીજાને મળી શકે કેવી રીતે? માટે ઉદ્યોગ અને ખંત એજ વધારે જરૂરનાં છે.

વૉશિંગ્ટન અર્વિંગે 'The Art of Book-Making' (ચોપડી બનાવવાની કળા) એ નામના નિબન્ધમાં એ વિષે વિસ્તારથી લખ્યું છે. બ્રિટિશ મ્યુઝીયમનાં પુસ્તકાલયમાં નિબન્ધકાર જાય છે તો ત્યાં લેખકોને પ્રાચીન ગ્રન્થકારોના મ્હોટા ગ્રન્થોમાંથી જુદા જુદા વિચારો અને વાક્યો ચોરીને ગ્રન્થ બનાવવાના કામમાં રોકાયલા જોય છે. એકાએક એ ત્યાં ઉંઘમાં પડી જાય છે, અને સ્વપ્નમાં ફાટ્યાં તૂટ્યાં વસ્ત્ર પહેરેલાં એવા રંક લેખકોનું મ્હોટું ટોળું એ જોય છે. જે જે પુસ્તકને એ લોકો હાથ અડકાડે છે તે તે વસ્ત્રના રૂપમાં ફેરવાઇ જાય છે, અને કોઇની બ્હાંય તો કોઇનો પટ્ટો, કોઇની ઝુલ તો કોઇની ટોપી લઇને એ ક્ષુદ્ર પ્રાણીઓ પોતાની નગ્ન કાયા જેમ તેમ ઢાંકે છે. એવામાં એકાએક પુસ્તકાલયની દિવાલો પર ટાંગેલી પ્રાચીન ગ્રન્થકારોની છબીમાં ચેતન આવે છે, અને તેઓ છબીનાં ઘરમાંથી બહાર નીકળીને પૂર જોસમાં 'ચોર,' 'ચોર' એમ બૂમ પાડતા પેલા લેખકો ઉપર તૂટી પડે છે અને ત્યાં જોવા જેવી મારામારી અને ન્હાસભાગ થઇ રહે છે. આ દેખાવ જોઇને નિબન્ધકારને એટલી તો રમુજ પડે છે કે તેનાથી ખડખડ હસી દેવાય છે, અને એ જાગ્રત્ થઇને જોય છે તો એનાં અટ્ટહાસ્ય સિવાય બીજું જે કંઇ એણે જોયલું તે કેવળ સ્વપ્ના હતું એમ એને જણાય છે. એ પુસ્તકાલયનાં પવિત્ર અને ગંભીર વાતાવરણમાં એવું હાસ્ય ત્યાં બેઠેલા પુસ્તક પ્રેમીઓને એટલું તો અપરિચિત હતું કે એ સાંભળીને તેઓને વીજળીનો આચકો આવતો હોય એવો અનુભવ થાય છે, અને પુસ્તકાલયનો રક્ષક નિબન્ધકારની પાસે આવીને પરવાનો માંગતાં તે એણે મેળવેલો ન હોવાથી એ ત્યાંથી ખસી જાય છે.

"ચોરોની પરિષદ્" એ નામનો હાસ્ય પ્રચુર લેખ જ્ઞાનસુધાના ફેબ્રુઆરી માસના અંકમાં આવ્યો હતો. મૂળ લેખ મરાઠીમાં હતો તેનું એ ભાષાન્તર છે. એ લેખમાં ગ્રન્થકર્તાઓનુ કામ પણ અર્ધ-ચૌર્યનું હોવાથી તેઓને એ પરિષદ્‌માં દાખલ થવાનો હક આપવામાં આવ્યો છે. એ કલ્પનાનું બીજ અર્વિંગના ઉપલા નિબન્ધમાંથીજ મળી આવ્યું હશે એમ લાગે છે. એવી જો કોઇ પરિષદ્ હોય તો ચૌર્યશાસ્ત્રમાં ગ્રન્થકાર વધારે પ્રવીણ હોવાને લીધે અને ચૌર્યકળામાં એ વધારે ખબરદાર હોવાને લીધે એ પરિષદ્‌ના પ્રમુખનુ સ્થાન તો એનેજ ઘટે છે, અને એ સ્થાન જો એને ન આપવામા આવે તો ભારે કોલાહલ મચી રહે અને દૈનિક તથા સાપ્તાહિક પત્રોમાં એ વિષે લાંબાં ચર્ચાપત્રો આવ્યા વગર રહે નહીં એ નક્કી છે; કારણ કે લેખકનું કામ લખવાનુ છે અને ચર્ચાપત્રો લખીને પોતાના હૃદયના ઉભરા શમાવવા એ એની ઊંચી લેખનકળાનું સ્વાભાવિક પરિણામ છે.

પણ ગ્રન્થ લખવાનું કામ જો રહેલું હોય તો ગ્રન્થ વાચવાનું કામ તો તેથી

પણુ વધારે સ્હેલું છે, અને ગ્રન્થાવલોકન–ગ્રન્થ જોવાનું કામ તો વળી સૌથી સ્હેલું છે. એથીજ જે ગ્રન્થકર્ત્તાનું કામ ન કરી શકે તે ગ્રન્થાવલોકનનું કામ કરવાને ઉત્સુક બને છે. જેમ વકીલાતના ધંધામાં જે ન ફાવે તે વખત આવે ને ઉમર પ્હોંચતી હોય તો મુનસફની નોકરી લઇ લેછે તેમ જે લખવાના ધંધામાં ન ફાવે તે બીજાના લેખ ઉપર ટીકા કરવાનું કામ માથે લેછે. ખુબી એ છે કે એ કામ ગ્રન્થ લખવા કરતાં વધારે સ્હેલું હોવા છતાં તેટલુંજ, બલ્કે તેથી વધારે, આબરૂદાર ગણાય છે. આપણા દેશમાં, તેમજ અન્ય દેશોમાં, ગ્રન્થકાર તરીકે ન ફાવેલા એવા અનેક ‘વિદ્વાનો’ ટીકાકાર તરીકે સારી પ્રતિષ્ઠા મેળવી શકયા છે, અને એ કામમાં તેઓએ જે ધમાલ મચાવી મુકી તેને પરિણામે સાહિત્યનાં ક્ષેત્રમાં તેઓનું નામ હમેશાંને માટે અમર થયું છે. માટે એવો ઉચ્ચાભિલાષ જેના હૃદયમાં સ્ફુરી રહ્યો હોય તેવા ઉત્સાહી પુરૂષે ગ્રન્થકારના જોખમ ભરેલા ધંધામા પડવા કરતાં ટીકાકારનો ધંધો લઇને બેસવું એજ વધારે ડહાપણ ભર્યું છે અને એજ વધારે લાભકારક છે. એમ કર્યાથી લેખકો તેની ખુશામત કરતા રહેશે અને વાચકો પણ તેના તરફ અત્યન્ત માનની લાગણીથી જોયા વિના રહેશે નહીં. એ ઉપરાંત, પોતાનું નામ અમર કરવાની સ્વાભાવિક ઇચ્છા તૃપ્ત થવાનો સંભવ રહેશે તે તો જુદો!

ટીકાકારનો ધંધો ઘણો ઉંચો છે, અને એ ધંધો જેટલો ઉંચો છે તેટલો સ્હેલો પણ છે. જેવી રીતે ન્યાય મંદિરમાં પાંજરામાંથી સાક્ષી જે જુબાની આપે છે તે એક દુભાષિયો ન્યાયાસન આગળ રજુ કરે છે તેવી રીતે ગ્રન્થકર્ત્તા પોતાનાં પુસ્તક વડે જે વિચાર પ્રકટ કરે છે તે ટીકાકાર વાંચનારી આલમ આગળ રજુ કરે છે. પણ દુભાષિયો જો પોતાનાં કર્તવ્યમા કંઇ ભૂલ કરે છે તો તેને ઉપરી અમલદારનો ઠપકો સાંભળવો પડે છે એટલુંજ નહીં, પણ તે અનેક પ્રકારની વિટંબનામાં આવી પડે છે અને તેને નોકરી ખોવાનો વખત પણ આવે છે. સારે નસીબે ટીકાકારને શિર આવી કોઇ પણ પ્રકારની જોખમદારી નથી. ગ્રન્થકર્ત્તાના પુસ્તકને વાચક સમક્ષ મૂકતા જાણ્યે અજાણ્યે તે ગમે તેના ગંભીર દોષો કરે તોપણ તેને રોકનાર કોઇ નથી. જેના ઉપર ટીકા કરવાની હોય તે પુસ્તકમા ટીકાકાર ગોથાં ખાય એમાં નવાઇ જેવું નથી, પણ ઘણીવાર તો ગુંલાટ ખાવામાજ હોશિયારી ગણાય છે. વળી, વાચક અને લેખકનો યોગ કરાવી આપવા કરતા પોતાની આબરૂ વધારવી, પોતાનું પાંડિત્ય પ્રદર્શિત કરવું, પોતાની બુદ્ધિનો ઝગઝગાટ બતાવી આપવો એ તરફ સ્વાભાવિક રીતે એનું લક્ષ વધારે હોય છે. “વર મરો કે કન્યા મરો, ગોરનુ તરભાણું ભરો.” એ જાણીતી કહેવત પ્રમાણેનું એનું વર્તન હોય તો તેમા નવાઇ જેવુ નથી.

ટીકાકારના કામને પ્રેમપાશમાં બંધાવાને આતુર બનેલાં દંપતીની વચ્ચે સંદેશા લાવનાર લઇ જનાર દૂતીનાં કૃત્ય જોડે સરખાવી શકાય. પતિ અને પત્ની ઉભય એનાં

તરફ માનની નજરથી જોય છે, ઉભયનો એ આધાર છે, અને ઉભયની મીઠી પ્રેમકથાઓ સાંભળવાનો આનન્દ એને મળે છે. પણ ઘણીવાર એવું પણ બને છે કે દૂતી પોતાનું કર્તવ્ય યોગ્ય રીતે બજાવવાને બદલે અણઘટતી રીતે પુરૂષનાં ચિત્તનું પોતાની તરફ આકર્ષણ કરે છે, અને એવી રીતે પુરૂષને ખોટા મોહમાં ફસાવે છે અને જેણે એના ઉપર ભરોસો રાખેલો તેના દુશ્મનની ગરજ સારે છે. ટીકાકાર પણ ઘણીવાર ગ્રન્થકર્ત્તાની પિછાન કરાવવાનો પોતાનો ધર્મ ચૂકીને લાંબાં લાંબાં વચનોથી પોતાની વિદ્વત્તા બતાવવા મંડી પડે છે અને ગ્રન્થકર્ત્તાને પોતે ભૂલી જાય છે અને વાચકના ચિત્તથી પણ તેને દૂર રાખે છે. આવું વર્તન નીતિ ભરેલું કહેવાય કે નહીં એ મોટો પ્રશ્ન છે. પણ સાહિત્યને નીતિ કે અનીતિના પ્રશ્નની સાથે શો સમ્બન્ધ છે? સંદેશો બરાબર પહોંચાડવામાં ન આવે અથવા કંઇ કહાવવામાં આવ્યું હોય તેને બદલે કંઇ કહેવામાં આવે તો માથે લીધેલું કામ બરાબર બજાવાતું નથી એટલુંજ નહીં, પણ ઉભય પક્ષની વચ્ચે સ્ત્રી અને પુરૂષ, લેખક અને વાચક એ બેઉની વચ્ચે ભારે ગેરસમજુતી થાય છે એ ખરૂં. પણ ગેરસમજુતી ઉપર તો આખા જગતનો આધાર છે. આ અસાર સંસારને ખરો માનવો એ પણ એક જાતની ગેરસમજુતી જ છે કેની?

ઘણી વાર કહેવામાં આવે છે કે " ટીકાકારમાં અનેક માનસિક અને નૈતિક ગુણોની સમૃદ્ધિ **હોવી જોઇએ.** તે સહૃદય **હોવો જોઇએ.** તેણે અનેક પ્રકારનાં પુસ્તકો વાંચેલાં **હોવાં જોઇએ.** તેણે જાત જાતનો અનુભવ મેળવેલો **હોવો જોઇએ.** વિવિધ વાંચન અને વિશાળ અનુભવને પરિણામે તેની વિચાર શક્તિ ખીલેલી **હોવી જોઇએ.** નવા લેખકની કિંમત પણ ત્વરાથી આંકી શકે એવી તેની બુદ્ધિ ઘડાયલી **હોવી જોઇએ.** અમુક રચના સારી છે કે નઠારી છે એટલું જ નહીં, પણ તે સારી અથવા નઠારી હોવાનાં કારણો શાં શાં છે, તે કેટલે અંશે સારી અથવા નઠારી છે, અને તે જો નઠારી હોય તો તે કેવી રીતે સુધારી શકાય એ સમજાવવાની શક્તિ તેનામાં **હોવી જોઇએ.** કેવી રીતે અને કેટલા પ્રમાણમાં તેના તેજ વિચારો બીજા લેખકોને પણ આવેલા તે કહી શકાય એવી કેળવાયલી સ્મરણ શક્તિ તેની **હોવી જોઇએ.** તે વિચારો જો કવિતાના આકારમા મુકાયા હોય તો એક સ્હેજ અમસ્થા ફેરફારથી એક કવિમાં જે વિચાર સાધારણ લાગે છે તે બીજામાં અદ્‌ભુત ચમત્કારવાળો કેવી રીતે બની જાય છે તે સમજાવવાનું સામર્થ્ય તેનામાં **હોવું જોઇએ.** સાહિત્યની પ્રવૃત્તિઓને પ્રસિદ્ધિમાં આણવા ઉપરાંત ઉત્સાહી અને બુદ્ધિમાન યુવકોની લેખનશક્તિને અયોગ્ય માર્ગે જતી રોકવાની અને સન્માર્ગમાં વાળવાની શક્તિ તેનામાં **હોવી જોઇએ.** એટલા બુદ્ધિબળની ઉપરાંત નીતિબળ પણ તેનામા **હોવું જોઇએ.** ક્ષુદ્ર વિચારોને આડે આવવા ન દેતાં નિખાલસપણે નિર્ણય કરવા જેટલી પ્રામાણિકતા

તેનામાં હોવી જોઇએ, સ્વતંત્ર રીતે વિચાર કરવાની ટેવ તેને હોવી જોઇએ, એ વિચારનાં સંગીનપણાં ઉપર ભરોસો તેને હોવો જોઇએ, અહંતા મમતાનો ત્યાગ તેણે કરેલો હોવો જોઇએ, અને લોકોમાં વાહ વાહ કહેવડાવવાના લોભથી તે મુક્ત હોવો જોઇએ " વગેરે, વગેરે, વગેરે.

" હોવો જોઇએ " ને " હોવી જોઇએ " ને " હોવું જોઇએ " ની આ ટીપ વાંચીને ગભરાવાનું કે નાઉમેદ થવાનું કાંઇપણ કારણ નથી. એવો વાગ્વિસ્તાર કરવાની સરસ્વતી અને તેના ઉપાસકોને ટેવજ હોય છે. પણ તેથી ટીકાકારની ઉંચી પદવીના ઉત્સાહી ઉમેદવારે ડરી જવાની બીલકુલ જરૂર નથી. એ વિચારોમાં ઝાઝું સત્ત્વ નથી. ધારો કે એ સહૃદયતા વગેરે ગુણો ટીકાકારને જરૂરના છે એમ આપણે તકરારને ખાતર સ્વીકારીએ. હું પૂછીશ કે કયા ટીકાકારમાં એ ગુણો નથી હોતા? મ્હારામાં એ સઘળા ગુણો છે ' એમ ટીકાકાર જાતે છાતી ઠોકીને કહે છે, પુસ્તક વાંચવાની પણ ઝાઝી મહેનત લીધા વિના પાનાંનાં પાનાં ભરીને સંસ્કૃત શબ્દોથી ભરચક અને કોઇથી પણ ન સમજી શકાય એવું અવલોકન લખી કહાડે છે, અને એ પ્રમાણે પોતાનાં કહેવાની સત્યતા ચોક્કસપણે સિદ્ધ કરી આપે છે, છતાં એનામાં એ ગુણો નથી એમ કહેવું એ સાહસ નહીં તો બીજું શું? માણસ માત્રમાં અમુક ગુણો ઇશ્વરે બક્ષેલાજ હોય છે, તે કોઇથી લઇ શકાતા નથી ને કોંઇને આપી શકાતા નથી, અને તેનો ચાહે તેવી રીતે ઉપયોગ કરવાને તે સ્વતંત્ર છે. માણસનામાં—ટીકાકારમાં સહૃદયતા હોવી જોઇએ એ ખરૂં હશે. પણ આ વિશ્વમાં કયો માણસ સહૃદય નથી? કોને હૃદય નથી? હૃદય વિના માણસનાં જીવનનો વ્યાપારજ કેવી રીતે ચાલી શકે? ટીકાકારને લાગણી હોવી જોઇએ એમ જો કહેવામાં આવે તો તે પણ કયા મનુષ્યમાં નથી હોતી? આપણે આપણા મિત્રોને ચાહીએ છિયે, આપણું ભલું કરનાર તરફ ઉપકાર વૃત્તિથી જોઇએ છિયે, આપણા શત્રુઓને ધિક્કારીએ છિયે આપણું ભૂંડું કરનારની ભૂંડાઇ ધ્યાનમાં રાખીએ છિયે, અને વખત આવે તે સઘળાંનો બદલો વાળવા ચૂકતા નથી. અવલોકનકાર તરીકે આપણા મિત્રોને આસ્માન પર ચ્હડાવીએ છિયે, શત્રુઓને પાતાળમાં પેસાડીએ છિયે, અને મુરબ્બીઓ તરફ-પ્રતિષ્ઠિત પુરૂષો તરફ માનની નજરથી જોઇએ છિયે, અને તેમની કૃતિઓનાં આંખ મીંચીને વખાણ કરીએ છિયે. એ તો મનુષ્યનો સ્વભાવિક ધર્મ છે. એમા એને યોગ્યતા મેળવવાની શી છે?

અન્થાવલોકન કરનારને જે જરૂરનુ છે તે તો એથી જુદુંજ છે, અને એ વિષે આપણે હવે ટુંકામા બોલીશું. અન્થનું અવલોકન કરી શકાય તે માટે અન્થતો ખાસ જરૂરનો છે. અન્થનું નામ વાચ્યાથી ગ્રંથનો વિષય શો છે તે કેટલીકવાર સમજી શકાય છે, અને તે સમજ્યાથી અન્થની પ્રશસા કરવી હોય તો તે કેવી રીતે

કરી શકાય, નિન્દા કરવી હોય તો તે કેવી રીતે કરી શકાય,— એ સઘળાંનો વિચાર કરવાનો પ્રસંગ મળે છે. ગ્રન્થ કર્ત્તાનું નામ જાણવાથી તે કોઇ પ્રતિષ્ઠિત પુરૂષ છે કે નહીં, તે નવા સંપ્રદાયનો છે કે જૂના સંપ્રદાયનો છે. તેના ઉપર આક્ષેપ કરવા એ સલામતી ભર્યું છે કે નહીં એ સઘળાંનો નિર્ણય થઇ શકે છે. પૂઠું, બાંધણી, કાગળ, કિંમત એ વિષેની ટીકા પણ ગ્રન્થાવલોકનમાં ઘણી જરૂરની છે. માટે એ સઘળું ટીકાકારે ખુબ બારીક નજરથી જોવું જોઇએ, અને ન ભૂલાય તેવી રીતે ભેજામાં ભરી રાખવું જાઇએ. એ વિષેનું જ્ઞાન પુસ્તક ઉપર અભિપ્રાય બાંધવામાં પણ જરા ઉપયોગી થઇ પડે છે. પુસ્તકનું નામ, લેખકનું નામ, પૂઠું, બાંધણી કાગળ, કિંમત, છાપખાનું વગેરે ઉપરથી જો કંઇ ચોક્કસ નિર્ણય ઉપર ન આવી શકાય તો પુસ્તકની પ્રસ્તાવના વાંચી જોવી, અને એટલાથી પણ સન્તોષ ન વળે તો પુસ્તકનાં કેટલાંક પાનાં ઉથલાવી જોવાં.

ગ્રન્થ મળ્યા પછી લેખકને બીજી જે જરૂર છે તે શબ્દના ભંડોળની છે. આ વિશ્વમાં શબ્દ એ એક મહત્ત્વની વસ્તુ છે, કે! સૌથી વધારે મહત્ત્વની છે. શબ્દ તેજ આ જગત્‌નું આદિ કારણ છે, શબ્દથીજ આ જગત્‌ની ઉત્પત્તિ છે, શબ્દથીજ સકળ અર્થની પ્રાપ્તિ છે. बृहदारण्यक માં કહ્યું છે કેઃ—

"एत इति वै प्रजापति र्देवानसृजत, असृग्रमिति मनुष्यान्, इन्दव इति पितॄँ, स्तिरः पवित्रमिति ग्रहान्, आशव इति स्तोत्रम्, विश्वानीति शस्त्रम्, अभिसौभगेत्यन्याः प्रजाः।"

(ખરેખર, 'एते' એ શબ્દનું સ્મરણ કરી પ્રજાપતિએ દેવોને સર્જ્યા, 'असृग्रम्' એ શબ્દ સ્મરી મનુષ્યોને, 'इन्दवः'. સ્મરી પિતૃઓને, 'तिरःपवित्रम्' સ્મરી ગ્રહોને, 'आशवः' સ્મરી સ્તોત્રને, 'विश्वानि' સ્મરી શસ્ત્રને, અને 'अभिसौभगा' સ્મરી અન્ય પ્રજાને)

तैत्तिरीय ब्राह्मण માં કહ્યું છે કેઃ—

"स भूरिति व्याहरत् स भूमिमसृजत"

(તેણે 'भूः' એ શબ્દનો ઉચ્ચાર કર્યો, તેણે ભૂમિ સ્રજી).

ખ્રિસ્તી ધર્મ પુસ્તકોમાં પણ લખ્યું છે કે:-

"In the begining was the Word, and the Word was with God, and the Word was God."

(પ્રથમ શબ્દ હતો, અને શબ્દ તે પ્રભુની સાથે હતો, અને શબ્દ તેજ પ્રભુ હતો).

એ શબ્દ રૂપી પ્રભુને ટીકાકારે અહોનિશ સેવવો જોઇએ. એ શબ્દ રૂપી દેવનાં

તેત્રીસ કરોડ રૂપમાંથી જેટલાની ઉપાસના સ્મરણાદિ વડે થઇ શકે તેટલાની ઉપાસના એણે કરવી જોઇએ. એક ન્હાનો સરખો વિચાર લંબાવી લંબાવીને તેના ઉપર પાંચ પચીશ પાનાં સ્હેલાઇથી ભરી શકાય એવો શબ્દ સંગ્રહ એની પાસે હોવો જોઇએ. કંઇ ન કહેવા છતાં ઘણું કહેતો હોય એવું બતાવવાની ટેવ એને હોવી જોઇએ. 'પરંતુ' 'છતાં' 'ઘણે ભાગે,' કવચિત્ કવચિત્' 'કોઇ કોઇ વખત,' 'વિદ્વાન લેખક' એવા એવા શબ્દોનો છુટથી પ્રયોગ કરતાં એને આવડવું જોઇએ. ન્યાય મંદિરોમાં વકીલ બારિસ્ટરો 'my lord,' 'I submit,' 'my learned friend' વગેરે શબ્દો જેવા ઉદાર દિલથી વાપરે છે તેવી રીતે આ શબ્દોનો એણે મોકળા મનથી ઉપયોગ કરવો જોઇએ. ઉદાહરણ તરીકે, અતિપ્રશંસા કે અતિ નિન્દા કર્યા વિના મધ્યમ વિચારવાળું ટુંકું અવલોકન લખવું હોય તો તે કંઇક આવી રીતે મુકી શકાય : "આવી કૃતિ રચાઇ તે ઘણી સારી વાત છે, એવી કૃતિઓ રચાવવી જોઇએ, લેખકનો પ્રયત્ન ઉત્તેજનને પાત્ર છે **પણ** એ પ્રયત્ન **જોઇએ તેવો સફળ** નથી. તેમ અંદર કંઇજ ખુબી નથી એમ પણ કહેવાય નહીં, **પણ હજી વધારે** સંભાળ રાખીને લખાયું હોત તો વધારે સારૂં થાત, **છતાં** લેખકે જે પ્રયત્ન કીધો તે સ્તુતિને પાત્ર છે, એ પ્રયત્નને માટે તેને અભિનન્દન ઘટે છે, પણ એથી વધારે પ્રયત્ન કરતા રહશે તો આમા જે મહત્વની ભૂલો રહી ગઇ છે તે સુધારી શકશે," વગેરે વગેરે. આની આજ શૈલીમાં જેટલું લાંબું અવલોકન કરવું હોય તેટલું કરી શકાય.

**લાગણી** વિષે તો આપણે ઉપર બોલી ગયા છિયે એટલે તે વિષે ફરીથી વિવેચન કરવું અસ્થાને છે. મિત્રના તરફ સ્નેહ રાખીને તેની કૃતિને ઉત્તેજન આપવું અને શત્રુને મૂળથીજ દાબી દેવો એ સામાન્ય બુદ્ધિનું સ્વાભાવિક કર્તવ્ય **છે,** અને એ કર્તવ્યમાં જે ચૂકે તે બુદ્ધિહીનજ કહેવાય એમા નવાઇ જેવું નથી.

એ ઉપરાંત, ટીકાકારને સુધરેલી ઢબમાં **ગાલિપ્રદાન** કરતાં આવડવું જોઇએ. કેટલીક વાર ટીકા કરતી વખતેજ "કેટલાક પંડિતમન્યો કહેશે કે," "કેટલાક વિદ્વત્તાની ખોટી ખુમારી રાખનારાઓ બકશે કે," "કેટલાક સહૃદયતાનાં પૂતળાંઓ મિથ્યાવાદ કરશે કે?" એવી પુષ્પાજંલિથી કલ્પિત વિરોધીઓને વધાવતાં રહેવું જોઇએ કે ખરા વિરોધીઓ આપણા વિચારની સામે પડવાની હિંમતજ ન કરી શકે. છતા કોઇ સામો પડે તો તેને ચૂપ કરવા માટે મ્હોટામાં મ્હોટો ઉપાય એજ છે કે તેના ઉપર જેમ બને તેમ ખરી ખોટી અગત ટીકાઓ કરીને તેને જાહેરમાં હલકો પાડવો, અને એમ કરવા માટે "કર્ણદોષ," "દૃષ્ટિ દોષ," "વસ્તુસ્થિતિનું અજ્ઞાન," "સત્ય સ્વીકારવાની અનિચ્છા," "મોહ" વગેરે સભ્ય શબ્દોનો છૂટથી ઉપયોગ કરવો.

એ ગાલિપ્રદાનમાં મંડયા રહેતાં આવડવું જોઇએ. સામો લેખક પાછો જવાબ આપે તો તેને ફરી પાછો આપણી કરડી-મજબુત-જોસદાર શૈલીમાં જવાબ આપ્યાંજ કરવો, અને તેજ થાકીને અટકે ત્યાં સુધી આપણે આપણા કર્તવ્યમાં મચ્યા રહેવું. એમર્સન કહે છે તે પ્રમાણે " The characteristic of heroism is its persistency " ( અભિનિવેશ-ખંત-આગ્રહ, એજ વીરતાનું ખાસ લક્ષણ છે. )

આટલું છતાં પણ માણસની શક્તિને હદ હોય છે, અને વખતે વાદવિવાદમાં આપણું ટટ્ટુ ન ચાલી શકે તો આપણે છેક એકલા ન પડી જઇએ તેટલા માટે આપણી ઓથે આવે એવા મિત્રોનું મ્હોટું મંડળ આપણે રાખવું જોઇએ. જે મિત્રોનાં પુસ્તકોની પ્રશંસા કરીને તેની ખપત વધારી આપવાનો ઉદાર પ્રયત્ન આપણે કીધો હોય તેની તરફથી મદદની આપણે આશા રાખીએ તો તે વ્યર્થ ન જાય.

આટલી સાધન સંપત્તિ જેની પાસે હોય તેવા ટીકાકારોની સાહિત્ય-પ્રવૃત્તિમાં ઘણી વિવિધતા હોય છે તે આપણે હવે તપાસીશું, અને તે કરવા માટે આપણે ગ્રન્થાવલોકન કર્ત્તાઓના જુદા જુદા વિભાગ પાડીશું.

કેટલાકને પોતે જે કંઇ વાંચે તેમાં પ્રશંસા કરવાનું જ જડે છે. એવા **પ્રશંસકોની** નજરે દોષ પડતાજ નથી. તેઓ જે કંઇ વાંચે તેથી ખુશજ થાય છે. "વાહ! વાહ!" "શું સુન્દર છે!" એમજ તેઓને લાગે છે. જે પુસ્તક છેલ્લું તેઓના વાંચવામાં આવે તે તેઓને આગલા સર્વ કરતાં ચ્હડીયાતું લાગે છે, અને તે વિષે ટીકા કરતાં તેઓને પ્રશંસાના વચનો શોધવાં પડતાં નથી.

**નિન્દકો** એથી ઉલટાજ સ્વભાવના હોય છે તેઓને સર્વ કંઇ દોષ ભર્યુંજ લાગે છે. ઉહ! આમાં શું છે?" "નોન્સેન્સ," "રબિશ," એ તેઓના સ્વાભાવિક ઉદ્‌ગાર હોય છે. આધુનિક સાહિત્ય પ્રવૃત્તિઓથી તેઓ સર્વદા અસંતુષ્ટ રહે છે. અને તેઓ જ્યાં જ્યાં નજર ફેરે ત્યાં ત્યાં દંભ અને જડતાનાંજ દર્શન તેઓને થાય છે.

પ્રશંસા કે નિન્દા બેમાંથી ગમે તે જે કરવા માંડયું તે હદ બહાર કર્યાંજ જાય એવી **ઉદ્દામ વૃત્તિના ટીકાકારો** સાહિત્યમાં પણ હોય છે. તેઓને એક પુસ્તક ગમ્યું તો તેના લેખકને શેક્સપિયર કે ડેન્ટી સાથે, કાલિદાસ કે ભવભૂતિ સાથે તેઓ સરખાવવા મંડી પડે છે, અને કદાચ ન ગમ્યું તો તે છેકજ નિર્માલ્ય અને તુચ્છ બની જાય છે. એવા અવલોકનકારો પોતાના વિચારમાં કંઇ પ્રમાણ જાળવવાની દરકાર રાખતા નથી, અને એવી ક્ષુદ્ર વસ્તુઓની દરકાર રાખવાની જરૂર પણ તેઓને જણાતી નથી. લાગણીના વેગમાં તેઓ એક તરફ કે બીજી તરફ ઘસડાયા જાય છે. સ્નેહનાં ઉન્નત શિખર ઉપર વસનારા તેઓના પવિત્ર આત્મા જગતનાં કૃત્રિમ બન્ધનોને લેખ-

થતા નથી. આ જ્ઞાન લોકો જેને 'ઠરેલપણું' કહે છે તે તેઓમાં હોતું નથી, અને સંસારીઓના જડ નયનો જેને વસ્તુ સ્થિતિનું ખરૂં સ્વરૂપ માને છે તેને કોરે મુકીને કલ્પનાનાં બળવડે તેઓ કંઇક જુદોજ ચમત્કાર જાતે જોય છે અને બીજાને જોવડાવે છે. એવા લોકો ઘણીવાર ગ્રન્થકાર ઉપર એક વાર સામટો પ્રહાર કરી લઇને સંતોષ પામતા નથી, પણ થોડી થોડીવારે ફરી ફરીને પ્રહાર કરવા મંડી પડે છે. લુહાર જેમ ફરી ફરીને હથોડા મારે છે, સોની જેમ ફુંકી ફુંકીને દેવતા સળગાવે છે તેમ આવો ટીકાકાર ઉપરા છાપરી સપાટા લગાવ્યો જાય છે. પણ લુહાર, સોની વગેરેની પ્રવૃત્તિનું સ્પષ્ટ પ્રયોજન દેખાઇ આવે છે ત્યારે આ ટીકાકારની પ્રવૃત્તિનું કારણ એકાએક સ્હમજી શકાતું નથી. અને એ ભેદનું કારણ ખુલ્લુ જ છે. લુહાર, સોની વગેરેની કળાઓ તે "ઉપયોગી કળાઓ" છે, ત્યારે ટીકાકારની કળા તે "રસિક કળા" છે, અને એ કળાનો ઉદ્દેશ આનન્દ આપવાનો છે. લુહારને ફરી ફરી હથોડા મારવા પડે છે તે અમુક ઘાટ ઘડવાને માટે, સોનીને ફરી ફરી ફુંક મારવી પડે છે તે દેવતાને પ્રજ્વલિત કરવાને માટે, પણ ટીકાકારને એક વખત પ્રહાર કર્યા પછી બીજી વખત પ્રહાર કરવાનું મન થાય છે તે તો 'અંતઃક્ષોભ' ને લીધેજ થાય છે, અને એ અંતઃક્ષોભને પરીણામે જે સુન્દર કૃતિ આ વિર્ભૂત થાય છે તેનાથી સર્વ કોઇને આનન્દજ થાય છે, તેથી એ ટીકાકારની કળાને સુથાર કે લુહાર કે સોનીની કળાઓ જોડે સરખાવવા કરતાં સંગીત કળા કે અભિનય કળા કે નૃત્ય કળા જોડે સરખાવવી એજ વધારે વ્યાજબી છે અને એ સરખામણીને માટે આપણને કયાં આઘા જવું પડે એમ છે? મરેલાને મારવાની આ રીત નાટકોમાં આપણે કેટલીએ વાર જોઇએ છીયે નાટકનું મુખ્ય પાત્ર મૃત્યુને આધીન થયા પછી પડદો પડવા માંડયો હોય તે "વન્સ મોર" ના અવાજ થતાં પાછો ઉપાડી લઇને મરેલાને ફરીથી મારવામાં આવતો કોણે નહીં જોયો હોય? શબ થઇને પડેલા શત્રુ આગળ તેની મજાક કરવાના, તેના ચાળા પાડવાના, તેને ગાળો દેવાના' અને તે શબપર ફટકા લગાવવાના હાસ્યજનક પ્રયોગો તો વળી એથી પણ વધારે પરિચિત છે. વૈરના અગ્નિથી ઉકળતો **ભીમસેન** દુઃશાસનને મારીને તેનાં રૂધિરનું પાન કરવાને કેવો તલસતો હતો તે નાટકોના શોખીન સજ્જનોને સારી રીતે જાણીતું છે. આ ટીકાકારના વીર હૃદયમાં પણ કંઇક એવો જ અગ્નિ ધમતો જણાય છે. લેખકને મારીને જ નહીં પણ તેનું લોહી પીને પોતાનો ક્રોધાગ્નિ શમાવવો એમ એનું વલણ હોય એવું સ્પષ્ટ જણાય છે. કુરૂક્ષેત્રમાં ઘુમનાર પ્રતાપી યોદ્ધાની પેઠે સાહિત્ય ક્ષેત્રમાં ઘૂમે છે. **ભીમસેનની** વીરતાનું સ્મરણ કરાવનાર એ પ્રચંડ યોદ્ધાનું અનુકરણ કરવાનું કયા બહાદુર પુરૂષને મન નહીં થાય?

પણ વખાણ કરવાનો અત્યારે અવકાશ નથી તેથી એ મીઠું કામ અધવચ છોડી દઇને આપણી ગણત્રીમાંજ આપણે ત્વરિત ગતિથી આગળ ચાલીશું. જેને લેખ

કે પુસ્તકની ભેટ આપી હોય કે જેને નાટકનો પ્રયોગ જોવાને આમંત્રણ કર્યું હોય કે બીજી કોઈ રીતે ઉપકૃત કર્યા હોય તેવા મિત્રો સ્વાભાવિક રીતે લેખકનાં બનાવેલાં પુસ્તકનાં કે તેણે રચેલાં નાટકનાં વખાણજ કરે છે, અને તેની કમાઇ વધારી આપવા માટે બનતી મદદ કરે છે. એ પ્રમાણે કરવામાંજ પોતાની વડાઈ છે એ સત્યનું તેઓને પૂરેપૂરૂં ભાન હોય છે.

એથી ઉલટું જે દ્વેષીઓ હોય છે તે તો સ્વાભાવિક રીતે પુસ્તકમાંથી અનેક ન્હાના મ્હોટા દોષો કહાડવામાંજ પોતાની કુશળતા વાપરે છે, એટલુંજ નહીં પણ લેખકનાં ખાનગી જીવનની અનેક વાતો બહાર લાવીને તેને ફજેત કરવાની ઉંડી લાગણી તેઓનાં અન્તરમાં ઉછળતી હોવાથી તેમ કરવાને તેઓ પ્રવૃત્ત થાય છે. વળી, બીજા કોઇ જુદા પ્રસંગ ઉપર બોલાયલા બોલને સંભારીને લેખકના હાલના વિચારો અને તે પ્રસંગ ઉપરના વિચારો વચ્ચેનો વિરોધ તેઓ શોધી કહાડે છે, અને એમ કરીને લેખકને હલકો પાડવાનો સબળ પ્રયત્ન કરે છે.

જેઓને લેખક તરફ એવી મિત્રતા કે શત્રુતા રાખવાનું કંઇપણ કારણું ન હોય તેવા તટસ્થ વિદ્વાનો માત્ર પોતાની ટીકાકાર તરીકેની આબરૂ જાળવવાને અને પોતાની વિદ્વત્તા બતાવી આપવાનેજ ઉત્સુક હોય છે. એમ કરતાં પ્રસંશા કરવાનું ઠીક પડે તો તેમ, ને નિન્દા કરવાનું લાભકારક જણાય તો તેમ કરતાં તેઓ અચકાતા નથી. પણ મ્હોટે ભાગે બહુ વખાણ નહીં ને બહુ નિન્દા નહીં એવી રીતનાં અવલોકનો લખવાનું તેઓ વધારે સલામતી ભર્યું ગણાય છે.

જેઓ પોતે પુસ્તકો રચતા હોય એવા લેખકોની દ્રષ્ટિ વળી જુદીજ હોય છે, તેઓના 'આત્માનો આવિર્ભાવ' જુદી રીતેજ થાય છે. પોતાના જે પ્રિય વિષયો હોય તે પર બીજો કોઇ લખે નહીં તેની તેઓ ખાસ સંભાળ રાખે છે, અને એવો કોઇ આવે તો તેને બનતા પ્રયત્નથી તોડી પાડવાનો ધર્મ બજાવવાને તેઓ આતુર હોય છે. એ વિષય પર લખવાનો અધિકાર અને આવડતતો પોતાના એકલામાંજ હોય એવી ખુમારી તેઓનાં આત્મો દ્રેકવાળાં હૃદયમાં હમેશાં વાસ કરે છે, અને જગતની પાસે પોતાની એ માન્યતા સત્ય તરીકે સ્વીકારાવવાનું તેઓનાં સત્ય પરાયણ સ્વભાવને ઘણું અનુકૂળ જણાય છે. વળી, લેખન પદ્ધતિ, જોડણી વગેરેના પોતે જો કંઇ ખાસ નિયમો પાળતા હોય તો તે બીજાની પાસે ગમે તેમ કરીને પણ સ્વીકારાવવાને તેઓ આતુર બને છે, અને એ આતુરતાને લીધે બીજાના લેખમાંથી ઉતારા આપતી વખતે પણ પોતાના વિચારને અનુકૂળ એવા ફેરફારો પોતાની મેળે કરી લેવા જેટલું સાવધપણું તેઓથી ભૂલમાં રખાઇ જાય છે. એ લેખકોમાંના કેટલાક પોતાના પુસ્તકનું પોતે જાતે જ અવલોકન કરીને અથવા પોતાના મિત્રો પાસે કરાવીને જુદાં જુદાં પત્રોપર

મોકલાવેછે, અને એ પ્રમાણે એ અવલોકનો જાહેર ખબરોની ગરજ સારે છે.

પૈસા લઇને જેઓ લખતા હોય તેઓતો મ્હોટે ભાગે પોતાનો લેખ સ્વીકારાય, છાપેલાં પત્રનાં પાનાંઓ ભરાય, ને પરિણામે સારી અર્થ પ્રાપ્તિ થાય એવા વિચારો મોકલી આપવાનુંજ શ્રેયસ્કર ધારે છે. પણ પૈસા આપવાના હોવાથી કંઇપણ ઝગ ઝગાટ વગરની ટીકાઓ સ્વીકારતાં પત્રકારો સંકોચ પામે એ સ્વાભાવિક છે; તેને પરિણામે **દ્રવ્યાર્થીઓ** ની ટીકાતો સારીજ હોય એમાં નવાઇ જેવું નથી

**વ્યવહાર કુશળ પુરૂષો** વળી પોતાના કોઇ સમ્બન્ધીના ઉપર ઉપકાર કરવાના ભલા વિચારથીજ કલમ હાથમાં લે છે, અને તે જેથી ખુશ થાય, તેને જેથી ફાયદો થાય એવી રીતનું લખાણ લખી મોકલે છે.

**અર્ધ કાર્ય ગ્રાહી બુદ્ધિવાળાઓ** એમ વિચારે છે કે રાજકીય, સામાજીક, ધાર્મિક સર્વ વિષયોમાં માથું મારીએ ત્યારે વળી સાહિત્યના મહત્ત્વના છતાં રહેલા વિષયને શા માટે બાકી રાખવો? એવા સાહિત્યના સેવકોને જાતે લખવાનો અવકાશ ન હોવાથી બીજી બાબતમાં તે પ્રમાણે આમાં પણ બીજા વિષે પોતાના સંગીન અભિપ્રાયો આપી તેજ તેઓ સંતોષ માને છે, અને અભિપ્રાય કેવી રીતનો આપવો તે તો મંદબુદ્ધિવાળા આ લેખના વાચકો પણ સ્હેલાઇથી સમજી શકે અને શીખી શકે તેમ છે તો એના જેવી સર્વ ગ્રાહી બુદ્ધિવાળાનેતો એમાં વિચારજ શેનો કરવો પડે?

**દેશ વત્સલો** ના 'ભાવનો પ્રવાહ' કંઇક જુદે માર્ગે લે છે. તેઓને તો દેશાભિમાન જગવે એવાં કાવ્યો, વાર્તા, કે નિબન્ધો લખાય તેજ કામનાં લાગે છે, અને તે સિવાયની સઘળી સાહિત્ય પ્રવૃત્તિ તેઓ અનુચિત અને બાલિશતા ભરેલી ગણે છે. દેશોન્નતિનું મહાન કર્તવ્ય આપણા શિર પર આવી પડ્યું છે તેવા કાળમાં બીજી ક્ષુદ્ર વસ્તુઓમાં કાળ ગુમાવવો તે વાસ્તવિક કોણ કહેશે?

સૌથી છેલ્લાં, છતાં સૌથી વધારે મહત્ત્વનો વર્ગ આપણા અંગ્રેજી ભણેલા-યુવાન-બુદ્ધિમાન-વિદ્વાન-ગ્રેજ્યુએટોનો છે. એ કેળવણી લીધેલાં પ્રાણીઓ પોતાની માતૃભાષા તરફ બીજા ભણેલા લોકો જોઇયે તેટલું લક્ષ નથી આપતા તે માટે અફસોસ કરે છે; અંગ્રેજી સાહિત્ય ચર્ચાના નિયમો વાચી વિચારીને નિસ્તેજ બની ગયેલી આંખો ઉપર વિદેશી કાચના ચસ્મા ચ્હડાવીને તે વડે આપણાં સ્વદેશી પુસ્તકો તપાસે છે, અને કોઇ કોઇ વારતો બીજી બાબતમાં તેમ સાહિત્યમાં પણ અંગ્રેજી માલના પ્રમાણમાં દેશી માલ કેવળ નકામો છે તેમ વિચારીને તેના તરફ ઘટતા તિરસ્કારની નજરથી જોય છે.

આ પ્રમાણે ગ્રન્થાવલોકન તે શું છે, ગ્રન્થાવલોકનનો ઉદ્દેશ શું છે, ગ્રન્થાવલોકનમાં શું શું અનાવશ્યક છે અને શું શું આવશ્યક છે, ગ્રન્થાવલોકન કેવી કેવી

દૃષ્ટિથી થાય છે, તે સઘળાં વિષે વિવેચન કર્યા પછી હવે કેટલીક વ્યવહારૂ સુચનાઓ કરવાનીજ બાકી રહે છે, અને તે નીચે પ્રમાણે છે :

૧. નવા પ્રસિદ્ધ થયલા ગ્રન્થનું અવલોકન કરવાની ઉતાવળ કરવી નહીં. બીજાઓ શું કહે છે તે જોયા પછી પોતે લખવું, અને એવી રીતે લખાયલા અવલોકનમાં કંઇક નવું ચોંકાવનારૂં ઉમેરવું,

૨. "હમે સાધારણ પુસ્તકોનાં અવલોકન કરતા નથી" એમ કહેવાનો નિયમ રાખવો, પણ એ નિયમ પાળવાની આવશ્યકતા નથી.

૩. પુસ્તક ભેટ તરીકે મળે તો જ તેનું અવલોકન કરવું.

૪. પુસ્તકના અવલોકનને માટે ગ્રન્થકાર કેટલો આતુર છે તે તપાસવું. આતુર હોય અને વિનંતી કરે ત્યાર પછી કરેલું અવલોકન તેના ઉપર મહેરબાની તરીકે કરાયલું ગણાય, ઘણી વિનંતિ લાંબો વખત સુધી કરવામાં આવે તો ચોપડી ખપતી નથી એવું પણ સમજી શકાય અને એ રીતે અવલોકનનાં કામમાં એવી માહિતી ઉપયોગની થઇ પડે.

૫. ગ્રન્થાવલોકન ઉપર અને સાહિત્ય ઉપર એકાદ અંગ્રેજી કે સંસ્કૃત પુસ્તક વાંચીને તેમાંના વિચાર આપણા પોતાના હોય તેવી રીતે પ્રદર્શિત કરવા.

૬. જેવાં અવલોકન આપણે કરતા હોઇએ તેવાં અવલોકનનું "આપણા સાહિત્યમાં એવી જરૂરીયાત છે" એમ કહીને સમર્થન કરવું.

૭. કંઈક નવું કહેવું. કવિતાનું નવુંજ લક્ષણ આપવું, અને સાહિત્ય વિષે તેમજ જુદા જુદા કવિઓ વિષે કદી પણ ન સભળાયલા એવા વિચારો બહાર પાડવા.

૮. લેખકનાં જીવનની ખાનગી હકીકતથી વાકેફ રહેવું.

૯. અવળો અર્થ કરવાની ટેવ રાખવી; કારણકે વાદવિવાદમાં અવળો અર્થ કર્યા વિના હમેશાં પ્હોંચી શકાય નહીં, અને કસરતબાજની પેટે ટીકાબાજે પણ દાવપેચ શીખવા જરૂરના છે.

૧૦. નિન્દા કરવા કરતાં પ્રશંસા કરવી એ વધારે સલામતી ભર્યું છે, એથી આપણી વિરુદ્ધ ચર્ચા ઓછી થશે, અને આપણે જેમ અન્યનાં પુસ્તકોની પ્રશંસા કરીએ તેમ બીજા આપણાં પુસ્તકોની પણ પ્રશંસા કરશે, અને એ પ્રમાણે આપણા પક્ષનું એક મ્હોટું મંડળ થશે.

૧૧. ટીકાકાર તરીકે જો આપણી ધારતી કદર ન થાય તો સારા લેખોની ખોટ લખારે સખ્ખાબધ લેખો લખીને પૂરવી.

૧૨. જ્ઞાન, અનુભવ, પ્રમાણિકતા, ઉદારતાની વાતો ક્યાં કરવી, પણ કરવું તો આપણને ફાવે તેજ.

૧૩. લેખ નીચે સહી કરવી એ હમેશાં જોખમ ભરેલું છે.

છેવટે, એક અંગ્રેજ સાક્ષર અને ટીકાકારના શબ્દોમાં આપણે એટલુંજ કહીશું કે " There is not much more difficulty in forming our opinion about a book than there is in reading it, and...the profession of criticism is one in which it is delightfully easy to graduate. It requires neither learning nor knowledge, neither culture nor discipline. It is neither science nor art; it is the gift of nature, a sort of "lyric inspiration." With principles, with touchstones, with standards it has nothing whatever to do. Its business is to declaim, to coin phrases, to juggle with fancies, and to say good things."

ચોપડી વાંચવા કરતાં ચોપડી પર અભિપ્રાય આપવાનું કામ ઘણું અઘરૂં નથી, અને...ટીકાકારનો ધંધો એવો છે કે તેમાં માણસ ઘણીજ સ્હેલાઇથી ફાવી શકે. વિદ્વત્તા કે પંડિતાઈની, શિક્ષણ કે કેળવણીની એમાં કંઈ પણ જરૂર નથી. એ વિદ્યા પણ નથી અને કળા પણ નથી; એ કુદરતની બક્ષીસ છે, એ એક જાતની ક્ષ્મરી પ્રેરણા છે. નિયમો સાથે, કસોટીઓ સાથે, ધોરણો સાથે એને કંઈજ નિસ્બત નથી. બરાડા પાડીને વિસ્તારથી બોલવું, નવાં નવાં વાક્યો બનાવવાં, મનના તુરંગો ફાવે તેમ દોડાવવા, અને સારૂં સારૂં કહેવું એજ એનું કામ છે.

મોહનલાલ પાર્વતીશંકર દવે.

# સાહિત્યમાં ટૂંકી વાર્તા.

**પ્રાસ્તાવિક.**

ગુર્જર જનસમાજમાં ટૂંકી વાર્તાના વાચન માટે ઉત્સુકતા વધતી જતી જોવામાં આવે છે એ બતાવી આપે છે કે સાહિત્યના તે વિભાગ પ્રત્યે લોકોની અભિરુચિ વૃદ્ધિંગત થતી જાય છે. ટૂંકી વાર્તા, હાલ, માસિક, સાપ્તાહિક અને દૈનિક પત્રના એક આવશ્યક અને ઉપયોગી અંગ તથા અલંકાર તરીકે ગણવામાં આવે છે. કેટલાક વાચકો, લાંબી નવલકથાના વાચન કરતાં ટૂંકી વાર્તાના વાચનને વધારે પસંદ કરે છે. જગતના હાલના સ્પર્ધાના, મારામારીના, દોડાદોડીના સમયમાં જનસમૂહનો સાહિત્ય પ્રત્યે ખાસ પ્રીતિ ધરાવનાર વર્ગજ માત્ર લાંબા પુસ્તકો, ધ્યાનપૂર્વક વાચવા, અવલોકવા તકલીફ લેછે. તેઓજ માત્ર શ્રમયુક્ત વાચન માટે ધૈર્ય રાખી રહે છે. કથાસાહિત્યમાં લાંબી નવલકથા કરતાં ટૂંકી વાર્તા વાંચવા તરફ, જેવું વાચન અલ્પ સમયમાં પતી જાય તેવી વાર્તાઓ વાંચવા તરફ, લોકોની રુચિ વધતી જતી હોવાથી તે લખવાના પ્રયાસ પણ જગતની લગભગ દરેક ભાષામાં વધતા જાય છે. યુરોપ, અમેરિકામાં ટૂંકી વાર્તાનું મહત્વ, તેનું ગૌરવ એટલું વધ્યુ છે કે લેખનપ્રદેશના તે વિભાગે, એક ઉચ્ચ કલાવિધાન, એક કલા તરીકે સાહિત્યમાં અગ્રસ્થાન સંપાદન કર્યું છે એમ સ્પષ્ટ રીતે જણાય છે. આ મહત્વના વિષય સંબન્ધે કાંઇક ઉપયોગી માહિતી ગુર્જર સાહિત્યપ્રેમી સમાજ સમક્ષ રજુ કરાય તો ઠીક એ વિચારથી આ લેખ તૈયાર કરવા ઉચિત ધાર્યું છે.

વિદેહ નારાયણ હેમચન્દ્રે "નવલકથા વિષે ચર્ચા" એ નામના નાના ગ્રન્થમાં, તેમ રા. રણજીતરામ વાવાભાઈ મહેતાએ મર્હુમ નરસિંહરાવ ધ્રુવવાળા "સાહિત્ય" માસિકમાં ટૂંકી વાર્તા વિષે કેટલુંક સંક્ષિપ્ત પણ જાણવા જેવું વિવેચન કર્યું છે. નવલકથા અને ટૂંકી વાર્તા વિષેના આપણા ખ્યાલનો ઉદ્ભવ, મુખ્યત્વે કરીને, તે પ્રકારના અંગ્રેજી સાહિત્ય પરથી થયેલો છે એટલે તે વિષેના ઉપર જણાવેલા બન્ને લેખકોના વિચારમાં તેમ આ લેખમાં કાંઇક સામ્ય દષ્ટિગોચર થવાનો સંભવ છે. પરન્તુ "ટૂંકી વાર્તા" ની સાહિત્યમાં જે વાસ્તવિક ઉપયોગિતા છે, સાહિત્યના તે વિભાગને વિકાસની જે જરૂર છે તે જોતાં તે વિષય ઉપર જેમ બને તેમ વધારે પ્રકાશ પડવાની આવશ્યકતા છે.

**વાર્તાના વાચનની લોકપ્રિયતા.**

સાહિત્યના જે પ્રદેશપર સામાન્ય જનસમાજનું વિશેષ લક્ષ, સાહિત્યના જે વિભાગનું વાચન વધારે, તે સમાજનું હિત વા અહિત કરવાને વધારે શક્તિમાન્ થઈ શકે છે. નાટકની રચના નવલકથા કરતાં વધારે રસપૂર્ણ, વધારે દુર્ઘટ છતાં, નવલકથાની રચનામાં એવા લોકપ્રિય અંશો રહેલા છે, કોઇપણ કાલના જનસમાજનું, માનવ સ્વભાવનું, લોકોની મનોવૃત્તિઓનું, મનોવ્યાપારનું ચિત્ર-આપવા માટે કથાસાહિત્યમાં, નવ-

કકથા, વાર્તામાં એવી યોગ્યતા રહેલી છે કે સાહિત્યના કોઇપણ અન્ય અંગ કરતાં વાર્તાનું વાચન લોકોમાં ઘણું વધી પડયું છે.

અનુભવ ઉપરથી, તેમ લાઇબ્રેરીઓનાં રેજીસ્ટરો ઉપરથી માલુમ પડયું છે કે સાહિત્યની અન્ય કોઇ શાખા કરતાં કથાનાં પુસ્તકો લોકોમાં વધારે વંચાય છે. નવલકથા અને વાર્તાનાં, ઉત્તમ આદર્શપૂર્ણ, પુસ્તકો લખાવા તરફ ધ્યાન આપવામાં આવે તો તે વધારે ઉપયોગી થઇ પડે, લોક જીવનને ઉચ્ચ, અને ઉન્નત કરવામાં સાહાય્યભૂત થાય એ નિઃસંશય છે. ઘણા લોકો નવલકથા અને વાર્તાના લેખનને સાહિત્યમાં ઉચ્ચ સ્થાન આપતા નથી. તેને હલકા પ્રકારનું સાહિત્ય ગણવામાં આવે છે. તેનું તેમ નાટકોનું વાચન પણ હલકું ગણાય છે. ગુજરાતી ભાષામાં સામાન્ય રીતે સારાં નાટક લખાયાં નથી, તેમ ભજવાતાં નાટકની આસપાસ કેટલાક એવા મલિન સંજોગો જોવામાં આવે છે કે નાટક નામ તિરસ્કારને પાત્ર થઇ પડયું છે, એ વાત ખરી છે પરન્તુ ગુજરાતી કથાસાહિત્યના વાચન માટે થોડે અંશે પણ તિરસ્કાર જોવામાં આવતો હોય તો તે મારા ધારવા પ્રમાણે કેટલીક હલકી અંગ્રેજી નવલકથાઓ અને તેના ભાષાન્તર વા અનુવાદને લીધે છે. વિક્ટર હ્યુગો, ચાર્લ્સ ડિકન્સ અને સ્કોટના આ દિશાના પ્રયાસ, તેમની મહાન્ કૃતિઓ જેમના જોવામાં આવ્યાં હોય છે તેમનો આવો અભિપ્રાય થતો નથી. કથાસાહિત્યનું વાચન ઘણાને પ્રિય અને અનુકૂળ હોઇ તે અન્ય સર્વ કલાઓ કરતાં વધારે લોકપ્રિય કલા થવાનો સંભવ છે.

**કલાની આવશ્યકતા.**

કોઇ પણ પ્રકારના આપણા વિચારો અગર વૃત્તિઓનું પ્રાકટ્ય, કોઇ પણ પ્રકારનું સૌન્દર્ય અનુભવવાની આપણી શક્તિનું આકર્ષણ કરી શકતું નથી ત્યાં સુધી તે પ્રાકટ્યમાં કલાની ન્યૂનતા છે એમ કહેવું અયોગ્ય નથી. અમુક લાગણી અગર વિચાર પ્રસિદ્ધ કરવાની કોઈ પણ પ્રકારની આપણી પદ્ધતિ, જ્યારે સૌન્દર્યને અનુભવવાની આપણી મગજ અને હૃદયની શક્તિઓનું—રસજ્ઞતાનું આકર્ષણ કરે છે ત્યારે જ તેમાં કલા છે એમ કહી શકાય છે. ટૂંકી વાર્તાની રચનામાં પણ કલાની આવશ્યકતા છે. કારણકે જ્યાં સુધી તેનું લેખન વાચકવર્ગની રસજ્ઞતા સમક્ષ, સૌન્દર્ય પિછાનવાની તેની શક્તિઓ સન્મુખ, સન્તોષજનક સામગ્રી રજુ કરી શકતું નથી ત્યાં સુધી તે લેખન દોષયુક્ત ગણાવાનો હરેક સંભવ છે. કુદરતથી, સ્વભાવતઃ—પ્રાકૃતિક સ્વરુપમાં—કોઇ પણ વસ્તુ ગમે તેવી સુન્દર હોય, પરન્તુ તે જેવી હોય તેવી બતાવવા ઉપરાંત, તેનું અનુકરણ રજુ કરવા ઉપરાંત, કલ્પનાની સામગ્રી ઉમેરી તેમાં રંગની પૂર્તિ કરવામાં ન આવે ત્યાં સુધી તે એક કલા તરીકે આકર્ષણ કરી શકે નહિ, વિજય પ્રાપ્ત કરી શકે નહિ.

**ટૂંકી વાર્તાનું સ્થાન.**

હાલ જે સ્વરુપમાં, ટૂંકી વાર્તા માલમ પડે છે, તેનો મળ સંબન્ધ સામાયક સાહિત્ય, દૈનિક, સાપ્તાહિક, તેમ માસિક પત્રો સાથે છે. એમ કહીએ તો પણ કેટલેક અંશે ખોટું નથી કે ઇંગ્લાંડ અને અમેરિકાની માફક અત્રે પણ તેનો ઉદય માસિક, અઠવાડિક, અગર દૈનિક પત્રોની સાથે થયો છે. ટૂંકી વાર્તાઓના લેખનનો આરમ્ભ, રુડયાર્ડ કિપ્લીંગ અને સેંગ્વીલ જેવા લેખકોએ સામયિક પત્રોમાં કર્યો હતો તેમ આપણા ગુર્જર સાહિત્યની હાલના સ્વરુપની ટૂંકી વાર્તા

એ લખવાનું પણ "મુંબાઈ સમાચાર" જેવાં પારસી વર્તમાનપત્રો અને માસિકોમાં શરૂ થયું હતું.

ટૂંકી વાર્તાનો એક પુસ્તક તરીકેનો સંગ્રહ ઠીક છે પરન્તુ ટૂંકી વાર્તાનું યોગ્ય અને મૂળ સ્થાન દૈનિક, સાપ્તાહિક અગર માસિક પત્ર છે. ટૂંકી વાર્તાઓનાં પુસ્તક, વાર્તાના સંગ્રહ વાંચી તેની કાંઇ અસર ગ્રહણ કરની હોય તો એકી સાથે તે વાર્તાઓ વાંચવી રસ ભરી અથવા લાભકારક થઈ પડતી નથી; કારણકે ટૂંકી વાર્તાના સંગ્રહમાં વિષયો ભિન્ન-ભિન્ન લાંબા ટૂંકા તેમ જૂદી જૂદી અગત્યના હોય છે. આથી એક વાર્તા વાંચી સાથેને સાથે બીજી શરૂ કરવાથી પહેલીની અસર અને મહત્વમાં વિક્ષેપ આવે છે.

વાર્તા સંગ્રહની જૂદી જૂદી વાર્તાઓની સારી કદર થવા માટે તેના વાચનની બારીકી અને મઝા માટે, સમયને કેટલેક અન્તરે તે વાંચવી ઠીક થઇ પડે છે. આ રીતે, જોતાં અન્તરે અન્તરે, મુદતે પ્રકટ થતાં પત્રો, ટૂંકી વાર્તાઓ માટે યોગ્ય અને અનુકૂળ સ્થાન છે એ બિના સિદ્ધ થાય છે.

**કથાસાહિત્યનો ઇતિહાસ.**

બોલવું, વાતચિત કરવી, સંવાદ, વાર્તા કહેવી, વાર્તા સાંભળવી, એ માનવ સ્વભાવ, બુદ્ધિ અને વાણીના ઉદયકાલથી જોવામાં આવે છે. બાલવયમાં માત-પિતા કે વડીલ ભાઈ બ્હેનના ખોળામાં, વ્હાલથી, આનન્દથી ઉભરાતે હૃદયે, ઉમળકા અને ઉત્સાહ સહિત, "ચકલાચકલી" ની "સોન-બાઇ," ની "ચાંદાસૂરજ" આદિની વાર્તાઓ કોણે નથી સાંભળી? આ વય પછી છોકરાંને તેમની શાળાનાં પુસ્તકોની વાર્તાઓ, કહાણીઓ વાંચવાનો પ્રસંગ આવે છે. ધીરે ધીરે તેઓ "પંચોપાખ્યાન," "અરેબિયન નાઇટસ" આદિ કથાઓ વાંચતાં થાય છે. ઘેર પણ, સગાંવહાલાંને ત્યાં, રમત ગમતમાં પણ, ભાટચારણ, ભરથરીઓ, માણભટો અને બીજાઓને મુખે કથા શ્રવણ કરવાના પ્રસંગ તેમને મળે છે. યુવાવસ્થામાં તેઓ ઘણે ભાગે પ્રેમકથાઓ અને ડિટેક્ટિવ વાર્તાઓનું વાચન પસંદ કરે છે. પુખ્તવયે સ્કોટ, અગર હ્યુગોની, ફિલ્ડિંગ અગર ડિકન્સની, વિદેહ સાક્ષર મણિલાલ નભુભાઇની "ગુલાબસિંહ" જેવી કથાઓ વાંચવામાં તેમને રસ પડે છે. આપણી પ્રાચીન કથાઓ, ઉપકથાઓ, આખ્યાનો, ભાટચારણની વાતો, રાસા, રાસડા, ગુજરાતી પ્રાચીન કવિતામાં રહેલી વાર્તાઓ, આખ્યાનો, ચરિત્ર, ઇતિહાસ, નાટકો અને નોવેલો, તે સાથે સાથે જ કલાથી લખાતી ટૂંકી વાર્તાઓ, વાર્તાનુ દીર્ઘકાલનુ અસ્તિત્વ, તેમ કથાસાહિત્યનો ઇતિહાસ પ્રકટ કરે છે.

હિન્દુસ્થાનના કથાસાહિત્યનો પ્રાચીન ઇતિહાસ યુરોપના તે પ્રકારના સાહિત્યના વિકાસને ઘણે ભાગે મળતો આવે છે. નવલકથાના ઉદ્ભવ પહેલાંનો કથાસાહિત્યનો આ દેશનો પ્રાચીન ઇતિહાસ તપાસીશું તો માલમ પડશે કે વેદમાં પણ ટૂંકાં ટૂંકાં આખ્યાન, વાર્તાના અંશ જોવામાં આવે છે. "રામાયણ" અને "મહાભારત," કથા, ઉપકથાઓ અને આખ્યાનોના મહાસાગર છે. "કથાસરિત્સાગર," "પંચતંત્ર," આદિ વાર્તા [illegible] તો આપણા કથાસાહિત્યનો ઉદ્ભવ યુરોપના કથાસાહિત્ય કરતાં જૂનો

પછી લખાયો. ખરી વાત છે કે એ પછી પણ નવલકથાના ગ્રન્થો ઘણા પ્રકટ થયા છે અને થાય છે પરન્તુ બંગાળી, મરાઠી અગર અંગ્રેજીના રૂપાન્તર સિવાય, આરમ્ભથી માંડી અત્યાર સુધીના ૨૦-૨૫ વર્ષ જેટલી લાંબી મુદ્દતના નવલકથાના લેખનમાં પાશ્ચાત્ય લેખકો જેવા કે સ્કૉટ, ડિકન્સ, ફિલ્ડિંગ, થેકરે, જેન ઑસ્ટિન, હ્યુગો આદિની કલા આવી શકી નથી. "સરસ્વતીચન્દ્ર"ને સમગ્ર રીતે જોઇએ તો નવલકથાના લેખન તરીકે તે નિષ્ફળતા માત્ર છે. સંસારચિત્ર, પાત્રાલેખન, જીવનના મહાન્ પ્રશ્નો વિષે ચર્ચા, મહાન્ વિચાર તેમાં છે. તે દષ્ટિએ, ગોવર્ધનરામની તે મહાન્ કૃતિ અનુપમ છે છતાં નવલકથાના જે આવશ્યક અંશ, વસ્તુસંવિધાન, વાર્તાનો રસિક, અવિચ્છિન્ન પ્રવાહ આદિ જોઇએ તે તેમાં નથી. એ દષ્ટિએ જોતાં નવલકથા તરીકે "વિક્રમની વીશમી સદી" તેના કરતાં વધારે ઉંચી છે એમ કદાચ કહીએ તો ખોટું નથી.

નવલકથાના અત્યાર સુધીના આપણા ગુજરાતી સાહિત્યમાં, અંગ્રેજીની મુખ્ય છાપ છે, અને બંગાળી ભાષાની તે પછી છે. બંગાળી ઉપન્યાસ પણ અંગ્રેજીનું જ અનુકરણ છે છતાં તેની પોતાની જૂદી જ કાંઇક છાપ ગુર્જર કથાલેખન ઉપર પડી છે. બંગાળા કરતાં મહારાષ્ટ્ર સમીપ છતાં મરાઠી કાદમ્બરીની અસર, ગુજરાતી નવલકથાને થઇ નથી. પાશ્ચાત્ય સંસર્ગથી, અસરથી, આપણા ગુજરાતી સાહિત્યના જે કોઇ વિભાગનો પહેલો ઉદ્ભવ, વિકાસ થયો છે તો તે આપણા પારસી બિરાદરોવડે જ થયેલો છે. તેમને હાથે નવલકથા અને ટૂંકી વાર્તા લગભગ સાથે લખાયાં છે પરન્તુ સામાન્ય ગુર્જર સાહિત્યમાં નવલકથા પછી કેટલેક સમયે, ટૂંકી વાર્તા લખાવા માંડી છે. "ગુજરાતની જૂની વાર્તાઓ" ઘણા વખત પહેલાં લખાઇ છે. ટૂંકી વાર્તાની શરૂઆત વિદેહ નારાયણ હેમચન્દ્રે ઘણા લાંબા વખત પહેલાં કરી હતી, પારસી માસિકોમાં ટૂંકી વાર્તાઓ ઘણા વખતથી પ્રકટ થાય છે છતાં તેનો સામાન્ય પ્રચાર "વાર્તાવારિધિ," "સુન્દરી સુબોધ" અને "સાહિત્ય" માસિકોએ કર્યો છે.

પહેલી વાર્તા અને પછી નોવેલ એમ કથાસાહિત્યનો ઉત્ક્રમ છે. વાર્તા નવલકથાનું બાળક છે એમ નથી. વાર્તાનો વિકાસ, તેની અભિવૃદ્ધિ એ નવલકથા છે. છતાં કલા તરીકે ટૂંકી વાર્તાના લેખનનો પ્રચાર, તેમ તે દિશાના પ્રયાસનો આરંભ નવલકથાની પછી થયો છે. કલા તરીકે ટૂંકી વાર્તાનો પ્રથમ પ્રાદુર્ભાવ ફ્રાન્સમાં થયો. તે પછી ઇંગ્લાંડ, અમેરિકા, જર્મનિ આદિ પ્રદેશોમાં થયો. ગુજરાતી ભાષામાં નવલકથાની માફક ટૂંકી વાર્તાનું હાલનું સ્વરૂપ પાશ્ચાત્ય છે અને ઘણે ભાગે અંગ્રેજી અને બંગાળીમાંથી, ગુજરાતી ભાષામાં દાખલ થયું છે. ફ્રેન્ચ અને અમેરિકન લેખકો પાત્રાલેખન, માનવ ચરિત્ર, મનોભાવ અને વૃત્તિઓનાં ચિત્ર પ્રત્યે વિશેષ લક્ષ આપે છે ત્યારે અંગ્રેજી વાર્તાના લેખકો પ્રસંગપર વધારે લક્ષ આપે છે. અંગ્રેજી સાહિત્યમાં ટૂંકી વાર્તાના લેખક તરીકે રૂડયાર્ડ કિપ્લીંગ, ઝેંગ્વિલ અને સ્ટિવન્સનનાં નામ સુપ્રસિદ્ધ છે. અમેરિકામાં જ્યાં ઇંગ્લાંડ કરતાં પણ ટૂંકી વાર્તાના લેખનનો મહિમા વધતો જાય છે, જ્યાં તેના લેખનમાં ઘણાં ઉપયોગી અને નવીન તત્વો ઉમેરવામાં આવ્યાં છે અને હજુ પણ જ્યાં તેની સામગ્રી, તેનાં સાધન વધારવાના યત્ન ચાલુ છે ત્યાં એડગર એલન પો, હોથોર્ન અને બ્રેટ હાર્ટના તે દિશાના પ્રયત્ન વિશિષ્ટ છે.

લખાયો. ખરી વાત છે કે એ પછી પણ નવલકથાના ગ્રન્થો ઘણા પ્રકટ થયા છે થાય છે પરન્તુ બંગાળી, મરાઠી અગર અંગ્રેજીના રૂપાન્તર શિવાય, આરમ્ભથી માંડી ૨ સુધીના ૨૦-૨૫ વર્ષ જેટલી લાંબી મુદતના નવલકથાના લેખનમાં પાશ્ચાત્ય લેખકો , કે સ્કૉટ, ડિકન્સ, ફિલ્ડિંગ, થેકરે, જેન ઑસ્ટિન, હ્યુગો આદિની કલા આવી શકી . "સરસ્વતીચન્દ્ર"ને સમગ્ર રીતે જોઇએ તો નવલકથાના લેખન તરીકે તે નિષ્ફળતા છે. સંસારચિત્ર, પાત્રાલેખન, જીવનના મહાન્ પ્રશ્નો વિષે ચર્ચા, મહાન્ વિચાર તેમાં તે દૃષ્ટિએ, ગોવર્ધનરામની તે મહાન્ કૃતિ અનુપમ છે છતાં નવલકથાના જે આવશ્યક , વસ્તુસંવિધાન, વાર્તાનો રસિક, અવિચ્છિન્ન પ્રવાહ આદિ જોઇએ તે તેમાં નથી. દૃષ્ટિએ જોતાં નવલકથા તરીકે "વિક્રમની વીશમી સદી" તેના કરતાં વધારે ઉંચી છે મ કદાચ કહીએ તો ખોટું નથી.

નવલકથાના અત્યાર સુધીના આપણા ગુજરાતી સાહિત્યમાં, અંગ્રેજીની મુખ્ય છાપ અને બંગાળી ભાષાની તે પછી છે. બંગાળી ઉપન્યાસ પણ અંગ્રેજીનું જ અનુ-ણ છે છતાં તેની પોતાની જૂદી જ કાંઇક છાપ ગુર્જર કથાલેખન ઉપર પડી બંગાળા કરતાં મહારાષ્ટ્ર સમીપ છતાં મરાઠી કાદમ્બરીની અસર, ગુજરાતી નવ-કથાને થઇ નથી. પાશ્ચાત્ય સંસર્ગથી, અસરથી, આપણા ગુજરાતી સાહિત્યના જે કોઇ ભાગનો પહેલો ઉદ્‌ભવ, વિકાસ થયો છે તો તે આપણા પારસી બિરાદરોવડે જ થયેલો . તેમને હાથે નવલકથા અને ટૂંકી વાર્તા લગભગ સાથે લખાયાં છે પરન્તુ સામાન્ય ર્જર સાહિત્યમાં નવલકથા પછી કેટલેક સમયે, ટૂંકી વાર્તા લખાવા માંડી છે. "ગુજ-તની જૂની વાર્તાઓ" ઘણા વખત પહેલાં લખાઇ છે. ટૂંકી વાર્તાની શરૂઆત વિદેહ રાયણ હેમચન્દ્રે ઘણા લાંબા વખત પહેલાં કરી હતી, પારસી માસિકોમાં ટુંકી વાર્તાઓ ણા વખતથી પ્રકટ થાય છે છતાં તેનો સામાન્ય પ્રચાર "વાર્તાવારિધિ," "સુન્દરી બોધ" અને "સાહિત્ય" માસિકોએ કર્યો છે.

પહેલી વાર્તા અને પછી નોવેલ એમ કથાસાહિત્યનો ઉત્ક્રમ છે. વાર્તા નવલકથાનું બાળક છે એમ નથી. વાર્તાનો વિકાસ, તેની અભિવૃદ્ધિ એ નવલકથા છે. છતાં કલા તરીકે ટૂંકી વાર્તાના લેખનનો પ્રચાર, તેમ તે દિશાના પ્રયાસનો આરંભ નવલકથાની પછી થયો છે. કલા તરીકે ટૂંકી વાર્તાનો પ્રથમ પ્રાદુર્ભાવ ફ્રાન્સમાં થયો. તે પછી ઇંગ્લાંડ, અમેરિકા, જર્મનિ આદિ પ્રદેશોમાં થયો. ગુજરાતી ભાષામાં નવલકથાની માફક ટૂંકી વાર્તાનું હાલનું સ્વરૂપ પાશ્ચાત્ય છે અને ઘણે ભાગે અંગ્રેજી અને બંગાળીમાંથી, ગુજરાતી ભાષામાં દાખલ થયું છે. ફ્રેન્ચ અને અમેરિકન લેખકો પાત્રાલેખન, માનવ ચરિત્ર, મનોભાવ અને વૃત્તિઓનાં ચિત્ર પ્રત્યે વિશેષ લક્ષ આપે છે ત્યારે અંગ્રેજી વાર્તાના લેખકો પ્રસંગપર વધારે લક્ષ આપે છે. અંગ્રેજી સાહિત્યમાં ટૂંકી વાર્તાના લેખક તરીકે રડયાર્ડ કિપ્લીંગ, ઝેંગ્વિલ અને સ્ટિવન્સનનાં નામ સુપ્રસિદ્ધ છે. અમેરિકામાં જ્યાં ઇંગ્લાંડ કરતાં પણ ટૂંકી વાર્તાના લેખનનો મહિમા વધતો જાય છે, જ્યાં તેના લેખનમાં ઘણાં ઉપયોગી અને નવીન તત્ત્વો ઉમેરવામાં આવ્યાં છે અને હજુ પણ જ્યાં તેની સામગ્રી, તેનાં સાધન વધારવાના યત્ન ચાલુ છે ત્યાં એડગર એલન પો, હાથોર્ન અને બ્રેટ હાર્ટના તે દિશાના પ્રયત્ન વિશિષ્ટ છે.

સાદી વાત અને ટૂંકી વાર્તામાં ફેર છે. સાદી વાત સરલ હોય છે, તેમાં કોઈ વ્યક્તિ અગર બનાવનું વર્ણન હોય છે, અમુક બનાવ આમ બન્યો તેટલું જ તેમાં હોય છે. ટૂંકી વાર્તામાં કાંઈક નવીન સંકલના, કાંઈક નવીન અસર ઉપજાવે તેવું નાટકીય તત્વ હોય છે. એક અમુક લાક્ષણિક વસ્તુ સ્થિતિનો વિકાસ ટૂંકી વાર્તા બતાવે છે.

**સાદીવાર્તા, નવલકથા અને ટુંકી વાર્તાના ભેદ; તેનું સ્વરૂપ, તેની ઉપયોગિતા.**

નવલકથા અને ટૂંકી વાર્તામાં રહેલા ભેદ આપણે વિચારીશું તો માલમ પડશે કે નવલકથામાં જ્યારે ઘણા પ્રસંગો, ઘણી બાબતો, ઘણી વાતો હોય છે ત્યારે ટૂંકી વાર્તામાં ઘણેભાગે એક પ્રસંગ, એકજ બાબત, એકજ વાત, અને તેનો ઉદ્દેશ, પરિણામ, અસર પણ એક જ હોય છે. નવલકથામાં ગ્રન્થનની જે વિશાળતા, તેમ વિશિષ્ટતા હોય છે તે ટૂંકી વાર્તામાં હોઈ શકતી નથી. નવલકથાનું ક્ષેત્ર વિશાળ હોવાથી તેમાં કલાવિધાન, સુન્દરતા અને રસનો વધારે જમાવ થઇ શકે છે, કોઈ પણ પ્રશ્ન તેમાં ઉપસ્થિત થઈ, તેની સવિસ્તર ચર્ચા, તેનું નિરાકરણ તે દ્વારા બની શકે છે એ વાત ખરી છે પરન્તુ વાચકવર્ગ ઉપર એકજ બાબતની તાત્કાલિક છતાં સજડ છાપ લગાવવા માટે ટૂંકી વાર્તા જેટલું તેનામાં બળ નથી. ટૂંકામાં પણ, સારી, દૃઢ અસર કરવી એ બાબત, તેમ નવલકથા કરતાં ટૂંકી વાર્તાના દોષ વાચકને ઝટ માલમ પડી આવે છે એ બાબત જોતાં, ટૂંકી વાર્તાનું લેખન મુસ્કેલ છે. જીવનવ્યવહાર, મનુષ્યસ્વભાવ, જીવનની ઉત્તમ ભાવનાઓના આલેખન માટે, એકજ બનાવ, એકજ સિનાનું યથાસ્થિત અને અસરકારક ચિત્ર રજુ કરવા માટે, યોગ્ય અનુકૂળતા કરી આપનાર તરીકે ટૂંકી વાર્તાનું સૌન્દર્ય, તેની ઉપયોગિતા, તેનું મહત્વ, તેનું મૂલ્ય હજુ જોઇએ તેવું સમજાયું નથી.

ટૂંકી વાર્તાના લક્ષણ, તેના સ્વરૂપના સંબન્ધમાં બે મત છે. એક મત એમ માને છે કે ટૂંકી વાર્તાનો ઉદ્ભવ, એકજ પ્રસંગ, એકજ બનાવ, એકજ પાત્ર, એકજ મનોવૃત્તિ લેખકના હૃદયમાં જે તરંગ ઉત્પન્ન કરે છે તે વડે થાય છે. બીજો વર્ગ એમ માને છે કે ટૂંકી વાર્તા એ નવલકથાનું, નાનું, સાદું, સ્વરુપ છે. અમારૂં પોતાનું માનવું એમ છે કે ટૂંકી વાર્તાનું વાસ્તવિક અને ઇષ્ટ સ્વરુપ પહેલું બતાવવામાં આવ્યું છે તે છે અને ટૂંકી વાર્તામાં વિશેષે કરીને, એકજ પાત્ર, એકજ પ્રસંગ, એકજ બનાવ, એકજ મનોવૃત્તિનું આલેખન હોય તો તે વધારે બળવાન્ થઈ શકે છે. છતાં ટૂંકી વાર્તાનું તે સ્વરુપ સાધારણ રીતે, પાશ્ચાત્ય પ્રદેશો જ્યાં તેનો જન્મ છે, ત્યા પણ, રહ્યું નથી. ફ્રાન્સ અને રશિયાની [illegible] નાની વાર્તાઓમાં એક કરતાં વધારે પ્રસંગ અને પાત્ર હોય છે છતાં તેને ટૂંકી વાર્તા કહેવામા આવે છે. ઇંગ્લાંડ પણ હાલ, ઘણી રીતે આ બાબતમાં ફ્રાન્સનું અનુકરણ કરે છે, બંગાળી ભાષામાં પણ તે બન્નેનું અનુસરણ છે અને આપણું આ દિશાનું સાહિત્ય [illegible]ની નકલ છે એટલે આપણામાં એ બન્ને પદ્ધતિના મિશ્રણનો સ્વીકાર થયો છે.

[illegible] અને નવલકથામાં કેટલુંક મળતાપણું એવું છે કે ઉપર જણાવેલા નેમ

બીજી, તે બન્ને વચ્ચેના ભેદ, સમજવાની જરૂર છે. નવલકથાકાર વિગતમાં ઉતરે છે ત્યારે ટૂંકી વાર્તાના લેખનનો ઉદ્દેશ માત્ર સૂચનાત્મક હોય છે. પસંદગી કરવી, કેટલુંક બાદ કરવું, કેટલુંક ટૂંકું કરવું એ ટૂંકી વાર્તાના લેખકને માટે ઘણું અગત્યનું છે. વિદેહનારાયણ હેમચન્દ્રે જણાવ્યું છે તેમ અંગ્રેજી સોનેટ અને મહાકાવ્ય એ બન્નેમાં જે ખૂબી છે છતાં તેમાં જે ફેર છે તે ખૂબી તથા ભેદ નાની વાર્તા અને નવલકથામાં છે. નવલકથામાં, વર્ણન વિચાર, આદિ વિસ્તારથી દર્શાવવામાં આવ્યાં હોય છે. ત્યારે ટૂંકી વાર્તામાં કોઈ પણ વસ્તુની અનેકતા આવી શકતી નથી. સુન્દર, સુન્દર વૃત્તાન્ત અને પ્રસંગ, વિચાર અને ભાવની પસંદગી કરવી, ટૂંકામાં તેનું પ્રદર્શન કરવું એમાં ટૂંકી વાર્તાની ખૂબી રહેલી છે. પસંદગી અને ઔચિત્ય એ ટૂંકી વાર્તાનાં લક્ષણ છે. નવલકથામાં કેટલુંક નકામું પણ દાખલ થઇ શકે છે. ટૂંકી વાર્તામાં ઉપયોગિતા, પસંદગી અને ઔચિત્ય પ્રત્યે વધારે લક્ષ આપવું પડે છે; તેથી જ ટૂંકી વાર્તાનું લેખન મુશ્કેલ ગણાય છે.

જગતમાં, માનવજીવનમાં અનેક નાના મોટા બનાવ બને છે. નવલકથામાં આવા ઘણા પ્રસંગનાં ચિત્ર હોય છે. એકાદ અમુક બનાવની તાત્કાલિક અગર સ્થાયી અસર નવલકથા કરી શકતી નથી. ટૂંકી વાર્તા ગમે તે કોઈ એક બનાવની ઉપયોગિતા, તેનું મહત્વ વાચકવર્ગની આગળ રજુ કરી તેને અસરકારક બનાવી શકે છે. ખાસ, નાની નાની બાબતો જેને નવલકથામાં યોગ્ય સ્થાન મળી શકતું નથી, તેનું મહત્વ ટૂંકી વાર્તાની રચના અને કૌશલમાં વધારે તાદશ બની શકે છે. ટૂંકી વાર્તામાં બનાવ એક હોવાથી, તેનો અભ્યાસ, અભ્યાસનો વિષય એક હોવાથી, તે વધારે આકર્ષક અને અસરકારક કરી શકાય છે.

નવલકથાના અને ટૂંકી વાર્તાના લેખકોમાં બે મત છે. એક મત જેવું હોય તેવું બતાવનારાઓનો છે. બીજો, માત્ર ઉત્કૃષ્ટ જગત્ બતાવનારનો છે. પહેલા " વાસ્તવિક " મા દેખાડનાર છે. બીજા ભાવના બતાવે છે. પહેલો વર્ગ લોકોની દુર્વૃત્તિ અને પાપાચરણનાં ભયંકર, ત્રાસજનક ચિત્ર પણ રજુ કરી પવિત્રતા અને નીતિ, તથા સત્કાર્યના પ્રભાવ પ્રત્યે લોકોનુ ધ્યાન ખેંચે છે. બીજા વર્ગના લોકો જગતની માત્ર સુન્દરતા તરફ, માનવ જીવનની ઉત્કૃષ્ટતા, પવિત્રતા, ઉત્તમ નીતિ પ્રત્યે વાચક વર્ગનું લક્ષ ખેંચે છે. બન્ને મતમાં જે કાંઇ ઉત્તમતા રહેલી છે તેનો સ્વીકાર થવો જોઇએ અને તેમ થાય તો બન્ને મત અગત્યના છે.

ટૂંકી વાર્તાની ઉત્કૃષ્ટતા, તેની સરલ અને કુશળ સંકલનામાં રહેલી છે. વાર્તાનો પ્રવાહ તેમાં સતત વહે છે. તેના સર્વ વિભાગ સુસંબદ્ધ હોય છે. ટૂંકી વાર્તાનુ ચરિત્રાલેખન વધારે આમેહુબ જોઇએ. સમય, સ્થાન અને ઉદ્દેશ આખી વાર્તામાં ઘણે ભાગે એક જ રહેવાં જોઇએ. પાત્ર થોડાં પણ ધ્યાન ખેંચે તેવાં હોવાની જરૂર છે, નવલકથામાં એક મુખ્ય વિચાર હોય કે ન પણ હોય એમ બને છે. ટૂંકી વાર્તામાં એક મુખ્ય વિચાર અવશ્ય હોવો જોઇએ, કારણ કે જીવનના કોઇ એક ઉપયોગી અગર સૂક્ષ્મ વિભાગ, અમુક સ્થિતિનું સજીવ ચિત્ર આપી કોઇ ધારી મૂકેલો વિચાર અગર અસર રજૂ કરવી તે ટૂંકી વાર્તાના લેખનનો આશય હોય છે.

અસર ઉપજાવવા માટે ખાસ પ્રયાસ તેમ એક અમુક વસ્તુસ્થિતિપર વિશેષ લક્ષ, એકાગ્રતા એ બાબતમાં ટૂંકી વાર્તા, નવલકથા, આખ્યાન અને સાદી વાર્તાથી જૂદી પડે છે. ટૂંકી વાર્તામાં બહુ વિભાગ હોતા નથી. નવલકથામાં મુખ્ય પાત્ર, ગૌણ પાત્ર હોય છે તેવું ટૂંકી વાર્તામાં વિશેષે કરીને હોતું નથી, તેમ મુખ્ય સંકલના અને બીજી આંતરસંકલના એવું પણ તેમાં કાંઈ જોવામાં આવતું નથી.

પાત્ર અને પ્રસંગનું ઓછાપણું, સંવાદની પરાકાષ્ઠા, કલા, પ્રશ્નની એકાગ્રતા અને આબેહુબ ચિત્ર એ નાટકનાં લક્ષણો ટૂંકી વાર્તામાં પણ નજરે પડે છે. નાટકમાં એક અમુક વસ્તુસ્થિતિપર જે લક્ષ આપવામાં આવે છે તેમ અસર માટે જે યોજના કરવામાં આવે છે તે ટૂંકી વાર્તા માટે અતિ આવશ્યક છે.

પ્રાચીન, અર્વાચીન સંસ્થાઓ, રીતરિવાજ, જગતની સાંસારિક, ધાર્મિક, રાજદ્વારી પ્રવૃત્તિઓ, મનુષ્યસ્વભાવ, ભાવનાઓનાં રસિક અને અસરકારક ચિત્ર માટે ટૂંકી વાર્તા એક ઉત્તમ સાધન છે. જગતની રચનાનું વૈવિધ્ય, મનુષ્યસ્વભાવ આદિ જગતનાં અનેક ચિત્રોમાં રહેલી ભિન્નતાને લીધે, વાર્તામાં વસ્તુ, પ્રસંગ અને પાત્રની ખોટ પડે તેમ નથી.

વાર્તાલેખનના આરમ્ભકાળમાં "રાજા રાણી" નીજ વાર્તા લખાતી. ભાટચારણો અને ઓછા સંસ્કારવાળા લોકોની વાતોમાં "રાજારાણી" નાંજ વૃત્તાંત આવે છે. જનસમાજના દરેક વિભાગની અગત્ય સમજાયા પછીજ, રાજાથી રંક સુધીના દરેક વર્ગના જીવનની વાર્તાઓ લખાવા માંડી છે. અંગ્રેજીમાં આ નવીન યુગનો પ્રારમ્ભ ફિલ્ડિંગ અને ડિકન્સથી થયો છે. "ગુજરાતની જૂની વાર્તાઓ" વાંચતાં પણ માલુમ પડશે કે તેમાં પણ રાજારાણી, પ્રધાન, રાજકુમાર, પ્રધાનપુત્ર એજ પાત્રો મુખ્ય અંશે આવે છે. આ શિવાય બીજાં પાત્રોને મુખ્ય સ્થાન આપવામાં આવ્યું હોતું નથી. અંગ્રેજ અમલ દાખલ થયા પછીજ, અંગ્રેજી શિક્ષણ વડે જનસમાજ વિષેના લોકોના વિચારનો વિકાસ થયા પછીજ ઉચ્ચ તેમ મધ્યવર્ગના લોકજીવનની વાર્તાઓ ગુજરાતી ભાષામાં લખાવા માંડી છે. હજુ પણ ગરીબ લોકોના જીવનને લગતી વાર્તા લખવાના પ્રયાસ બહુ થોડા છે.

લેખકને વાર્તાના વિષય, માનવજીવનમાં એટલા બધા મળી આવે છે કે ખાસ પોતાના મત સિદ્ધ કરવાને કે વિરોધીઓપર કટાક્ષ કરવાને વાર્તાલેખન યોગ્ય કામ હોય એમ માની શકાય નહિ. માનવજીવનમાં પણ આપણે કેટલુંક એવું અદ્દભુત, માનવજીવનની વિલક્ષણતા, લોકોનાં ચરિત્ર, રહસ્ય, તેમની લાગણીઓ વિષે આપણે એટલું બધું જાણીએ છીએ કે, એ એટલાં બધાં આપણા અનુભવમાં આવે છે કે તે અનુભવ અને જ્ઞાન વાર્તાદ્વારા લેખક વાચકવર્ગ આગળ રજુ કરવા ધારે તો વસ્તુ માટે બહુ પ્રયાસ કરવાની જરૂર રહેતી નથી. છતાં કહેવું જરૂરનું છે કે લેખનશક્તિનો ઉપયોગ, ઈર્ષ્યા અગર વૈરની તૃપ્તિ માટે થવો જોઇએ નહિ. પરન્તુ એટલું તો ખરૂંજ છે કે, માનવજીવન, માનવસ્વભાવ અને સૃષ્ટિસૌન્દર્ય વિષે અનુભવ અને કલ્પનાથી જેટલું, તેમ જેટલું સરસ લખી શકાય, [illegible] માત્ર કલ્પનાથી લખી શકાતું નથી.

કથાના લેખકે પોતાની સામગ્રીના સંગ્રહ માટે, અવલોકન કરવાની જરૂર છે. જગતમાં, હરતાં ફરતાં કોઇ પણ સ્થિતિમાં જે કાંઇ અસરકારક, ધ્યાન ખેંચે તેવું, આશ્ચર્યજનક, આનન્દપ્રદ માલુમ પડે તે તેણે નોંધી લેવું જોઇએ. બહારના જીવનની કેટલીક હકીકત અન્તરમાંથી પેદા થઈ શકતી નથી. તે ઉત્પન્ન કરવાને લેખકે, અંગત લાગણીઓ કોરે મૂકી સમભાવ સાથે સ્ત્રી–પુરૂષોનાં વચનો, કાર્યો, સમાજની જૂદી જૂદી સંસ્થાઓની ગતિનું અવલોકન, અભ્યાસ કરવો જોઇએ. કોઈ પણ વાર્તા રજુ કરવા માટે, વિચારના પ્રતિપાદન માટે આ સઘળું જરૂરનું છે.

**વાર્તાની સામગ્રી.**

પરન્તુ, માત્ર હકીકત એકઠી કરવામાં ફળ નથી. તેથીજ માત્ર વાર્તાની રચના થઇ શકતી નથી. કાંઇક નૈસર્ગિક કૃતિ, નવીનતા બતાવવી એ ટૂંકી વાર્તાના લેખકનો ઉદ્દેશ હોવો જોઇએ. વાર્તાની સામગ્રીમાં માત્ર ઉપર ઉપ[illegible] હકીકત નહિ પણ તે હકીકતમાં મનુષ્યનો આત્મા, શરીર, શિષ્ટાચાર, હેતુ, પ્રસંગ અને ચરિત્ર આવવાં જોઇએ. ધડકતા, ઉછળતા માનવજીવનની માફક હકીકત જીવન્ત, ઉષ્માયુક્ત હોવી જોઇએ.

ટૂંકી વાર્તાની ખરી કિંમત, તે જે બતાવે તેમાં, તેમ તે વડે થઈ આવતી સૂચના, અને અર્થમાં, રહેલી છે. કોઇ પણ આકર્ષક દેખાવ, ચરિત્ર અગર બનાવનું પોતાના વિચાર મુજબ મહત્વ બતાવવું, તેમાં સર્વમાન્ય અને નિત્ય સાક્ષરતાના અંશ, ગૌરવ અર્પણ કરવાં તે કથાલેખકનો ઉદ્દેશ હોવો જાઇએ. ઘણા લોકો ઘણી ચીજને જૂદી જૂદી દૃષ્ટિથી જૂએ છે, દરેકને જૂદી જૂદી અસર પણ થાય છે. આ દેખાવ, આ અસર, આવો પ્રસંગ, લેખક વાર્તા દ્વારા દર્શાવી શકે છે. [illegible]ેલી ન રાખવી [illegible] ન તે[illegible] પડે. વાર્તાના [illegible]

ટૂંકી વાર્તામાં વર્ણનનો વિસ્તાર આવ[illegible] શ[illegible] નહિ તેમ આવતો રસિક થઇ પડે નહિ. વર્ણનમાં પણ જે કાંઇક વધારે આકર્ષક, મનોહર, સૂચક હોય તે જ આવવું જોઇએ. જીંદગીમાં કેટલીક સાધારણ બાબતો, નીરસ, નકામા પ્રસંગ, ઘણાં હોય છે તે કથામાં લાવવામાં કાંઇ ફળ નથી. ટૂંકી વાર્તા, જીવનની નકલ માત્ર નહિ પણ જીવનની એક અમુક બાજુ અગર સુઘાનું સરલ આલેખન હોવું જોઇએ.

વાર્તામાં જ્યાં સુધી લેખકનું વ્યક્તિત્વ ન આવે ત્યાં સુધી તે બહુ આકર્ષક થઈ પડતી નથી. વાર્તાલેખનમાં બીજાનો અનુભવ બિલકુલ કામમાં આવી શકતો નથી. કોઇ પણ પ્રસંગ અગર આવિર્ભાવનો લેખકને પોતાને જે અનુભવ થયો હોય તેનું ચિત્ર તે સારી રીતે આપી શકે છે. આનો અર્થ એવો નથી કે લેખકની તેમાં અહંતા આવવી જોઇએ. અગત્યની વાત એટલી જ છે કે વાર્તાની સામગ્રી માટે, તેણે પોતાના અવલોકનાર્થે જાગ્રત રહેવું જોઇએ.

કોઇ પણ બિનાથી પોતાને આનન્દ અગર સન્તોષ થવા જેટલી ઉષ્મા, તેટલી યોગ્યતાનો પોતાને અનુભવ ન થાય ત્યાં સુધી લેખકે પોતાનું લેખન બન્ધ રાખવું જોઇએ. જે પ્રસંગ કે ચરિત્રનું ચિત્ર તેને આપવું હોય તેના ઉંડાણમાં તેણે ઉતરવું જોઇએ.

હમેશાં સંકલના હોતી નથી. ખરી વાત છે કે માનવજીવનમાં ઘણા બનાવ નીરસ હોય છે એ સઘળા વાર્તામાં આણવા એ પણ રસહીન થઇ પડે માટે જીવનમાં જે કાંઇ અગત્યનું, ઉપયોગી હોય તે પસંદ કરી વાર્તાની વસ્તુસંકલના કળા વડે થવી જોઇએ.

ટૂંકી વાર્તાની સંકલના ગુંચવણ ભરેલી નહિ પણ સરલ હોવી જોઇએ. સાદી સંકલના જ સ્વાભાવિક છે અને બળવાન્ હોઇ શકે છે. એક ઉદ્દેશથી તે રચાવી જોઇએ અને તેની અસરમાં એકતા જોઇએ. વાર્તા લખવી શરૂ કરતાં લેખકે પ્રથમ તેની મુખ્ય બાબત ઉપર અને પછી તેના અન્તિમ ભાગ ઉપર ખાસ દૃષ્ટિ રાખવાની જરૂર છે.

**શૈલી.** રસની જમાવટ માટે વાર્તાનો પ્રવાહ જલદી અને અસ્ખલિત વહેવો જોઇએ. લાંબાં લાંબાં વર્ણનો, સંવાદો અને શબ્દોની ભરતીથી આ પ્રવાહ અટકે છે. વર્ણનને બદલે સૂચનાથી, કુશળ પસંદગી અને ડહાપણ ભરેલી કાપકૂપથી ટૂંકાં ટૂંકાં વાક્યો અને અસરકારક શબ્દો વડે પ્રવાહ આનન્દ સાથે આગળ વધે છે.

કેટલાક લેખકો પોતાના લેખમાં માત્ર શબ્દો જ ભરે છે. અર્થ અગર, વિચારના પ્રકાશન માટે જે આવશ્યક શબ્દો જોઇએ તે કરતાં વધારે શબ્દો તેઓ પોતાના લેખમાં ઠાંસે છે. આથી લેખ ભારે અને કંટાળો આપનાર થઈ પડે છે. શૈલીના આડમ્બર અને ભવ્યતા કરતાં, સુજ્ઞજનો સરલતા અને સુન્દરતાને વધારે પસંદ કરે છે. ભાવ અને વિચાર પ્રદર્શન વિનાનાં ભાષા અને શૈલી વ્યર્થ છે. ટૂંકી વાર્તામાં લાંબાં લાંબાં વર્ણનો, લાંબા લાંબા સંવાદ, અને ઉપદેશાત્મક વચનોના ગણગણાટ કરતાં તેમાં સ્પષ્ટ અને દૃઢ સંભાષણ, ટૂંકા પણ મીઠા અસરકારક સંવાદ તથા ઉપદેશ સંક્ષિપ્ત અને પરોક્ષ હોવો જોઇએ. વસ્તુ સંકલના એવી કિલષ્ટ, એવી ગુંચવણ ભરેલી ન રાખવી જેથી વાચકને તેનો ઉદ્દેશ સમજવાને, તેનું રહસ્ય જાણવાને મથામણ કરવી પડે. વાર્તાના વાચનનો હેતુ, વિશ્રાન્તિ, આનંદ, શિક્ષણ, વિચાર, સૂચનાઓ આપવાનો, કુતુહલ જાગ્રત કરવાનો હોય છે અને જેટલે અંશે આ સામગ્રી, તેને અનુકૂળ સંકલના પૂરી પાડવામાં લેખક વિજયમાન્ થાય છે તેટલે અંશે તેનું લેખન લોકપ્રિય થઈ પડે છે. સંજોગો અને વર્ણન કરતાં પાત્રાલેખન તરફ નવલકથા અને વાર્તાના લેખકે વધારે ધ્યાન આપવું જોઇએ છીએ.

**પાત્રાલેખન.** ટૂંકી વાર્તામાં ચરિત્રાલેખનની અગત્ય કાંઈ ઓછી નથી. ચરિત્રાલેખન માટે નિરીક્ષણની ખાસ આવશ્યકતા છે. જનસ્વભાવમાં વિચિત્ર અગર વિલક્ષણ શું છે તેની તપાસ કરવી એ હમેશાં લેખકનો હેતુ હોવો જોઇએ નહિ. છતાં ચરિત્રાલેખન એવું અગત્યનું જોઇએ કે માનવ જાતિને તે સતત રસપૂર્ણ લાગે. અમુક ચરિત્રનુ નિરીક્ષણ કર્યા પછી પ્રથમ તો લેખકને પોતાને તે વિષે અભિપ્રાય બાંધવો પડે છે. આ કારણથી લેખકે પોતાનો સ્વભાવ, પોતાની વૃત્તિઓ, પોતાના આવિર્ભાવ સમજવાની આવશ્યકતા છે તે પોતે કાંઇ સમજતો હોય તો જ બીજાને સમજાવવાની યોગ્યતા તે બતાવી શકે. અનુભવસિદ્ધ પાત્રાલેખન જ આકર્ષક થઈ શકે છે. સંસર્ગમાં આવતાં અમુક પાત્રના ચરિત્રનું અવલોકન કર્યા બાદ તેને લેખમાં સ્થાન આપવા લેખકને ઇચ્છા થાય તો આસપાસના સંજોગોમાં તેણે એવો ફેરફાર કરવો જોઇએ કે તે ઓળખાઇ આવે નહિ.

નવલકથામાં કોઇ પાત્રના ચરિત્રનો ક્રમશઃવિકાસ બતાવી શકાય છે; એક પાત્રની બીજા પાત્રપર શી અસર થાય છે તે જણાઇ આવે છે. પરન્તુ ટૂંકી વાર્તામાં કોઇ પૂરૂં પાત્ર અગર તેના જીવનનો મોટો ભાગ આવી શકતો નથી. કોઇપણ પાત્રના જીવનનો અગત્યનો, મુદ્દાનો વિભાગ જેવડે તેના જીવનની કાંઇક તુલના થઇ શકે તે તેમાં આવે છે.

જીવનના નાના મોટા પ્રસંગ અગર બનાવોની ટૂંકી વાર્તામાં પસંદગી કરવામાં આવે છે. પાત્રના દેખાવનું સંપૂર્ણ ચિત્ર પણ સમસ્ત જીવન ચરિત્રમાં આવી શકે. એક અમુક પ્રસંગ કે કારણથી મનુષ્યના અપાયલા ચિત્રમાં દેખાવના વિસ્તારની અગત્ય નથી. ચરિત્રના પૃથક્કરણમાં પણ અમુક મુદ્દાનું, જીવનના અમુક અગત્યના વિભાગનું પૃથક્કરણ કરવું આવશ્યક છે. પાત્રનાં વચન, સંવાદ, તેમનાં કામકાજનાં સવિસ્તર વર્ણન કરતાં તેનું સંક્ષિપ્ત પણ સ્પષ્ટ દિગ્દર્શન થવાની જરૂર છે.

**સંભાષણ.** પાત્રની વાતચિત ખરેખરી, સંભવિત હોવી જોઇએ, તેમ અમુક પાત્રને અનુસરતી હોવી જોઇએ. સંભાષણની પદ્ધતિ ઉપરથી પાત્ર ઓળખાઈ આવે તેવી યોજના થાય ત્યારે જ તે સફળ કહેવાય. વાતચિતમાં વાતચિત કરનારનું વ્યક્તિત્વ તેમ વૃત્તિઓ આવવાં જોઇએ. વાતચિતમાં પણ કોઈ અમુક અગત્યના પ્રસંગ, વાંચવાની કે સાંભળવાની ઉત્સુકતા ઉત્પન્ન કરે તેવું કાંઇ હોય છે તો જ તે પ્રિયતા પ્રાપ્ત કરી શકે છે. વાતચિત બહુ મઝાની હોવી જોઇએ પણ તેમાં કૃત્રિમતા દાખલ ન થાય તેવી સંભાળ રખાવાની જરૂર છે. ભાવનાત્મક વાતચિત હોય ત્યાં જ સાધારણથી જૂદી વાત સંભવી શકે.

**કાલ અને સમયની ગણનામાં ભ્રમ.** વર્તમાન નાટ્યકારોની માફક વાર્તાના કેટલાક લેખક એક બાબત બહુ મોટી ભૂલ કરે છે. વાર્તાના સમય અને સ્થાનને અનુકૂળ પરિધાન, રીતરિવાજ, સંભાષણ, આચારવિચાર અને વૃત્તિઓની યોજના વાર્તાના વસ્તુ અને પાત્રમાં થતી નથી તેથી વાર્તાની વાસ્તવિકતા બતાવવામાં લેખક નિષ્ફળ જાય છે. દૃષ્ટાન્ત તરીકે વિક્રમાદિત્યના સમયની વાર્તામાં, બૂટ, પાટલૂન, પોસ્ટ ઑફિસ, ઑસ્પિતલ, કૉન્સ્ટાઇનિ, જાહેર સભાઓ જેવી આધુનિક બાબતો આણવામાં આવે તો લેખનનો તે એક બહુ મોટો દોષ કહેવાય. વાર્તાનો ઉદ્દેશ ગમે તેવો ઉચ્ચ હોય, તેનું વસ્તુ ગમે તેવું સુન્દર હોય પરન્તુ સમય અને સ્થાનને અનુસરતા યોગ્ય સંયોગોની ઘટના કરવામાં ન આવે તો વાર્તાથી ધારવામાં આવેલી, ચિત્રની સુન્દરતા, સંપૂર્ણતા તેમ સાર્થકતા રજુ થઈ શકે નહિ.

**વાર્તામાં અદ્‌ભુત તત્વ.** નવલકથામાં જેમ અદ્‌ભુત તત્વ હોય છે અને જેને લીધે તે અદ્‌ભુત કથા કહેવાય છે તેવી જ રીતે ટૂંકી વાર્તામાં પણ અદ્‌ભુત તત્વ આવી શકે. વાસ્તવિક માનવ જીવન ઉપર વધારે ધ્યાન આપનાર વિવેચકો વાર્તાના અદ્‌ભુત તત્વને પસંદ કરતા નથી પરન્તુ માનવ જન્મ, મનુષ્યનું જીવન, તેની બુદ્ધિ, આત્મા એ સર્વમાં એવા અદ્‌ભુત અંશ રહેલા છે કે કટ-

લાક અદ્ભુત અંશ વાર્તામાં આવવાથી વાર્તા કૃત્રિમ, કે અસંભવિત બનવાને બદલે, ઉંડો વિચાર કરનારને સંભવિત, સ્વાભાવિક અને સુન્દર લાગે છે.

**લાગણીની અગત્ય.** ઉત્તમ કથાનું એક મુખ્ય લક્ષણ એ હોય છે કે દિલસોજ વાચકના હૃદયમાં તે લાગણી ઉત્પન્ન કરી શકે છે. જે જે કથાઓમાં આ બળ વધારે હોય છે તે સાહિત્યમાં પ્રથમ સ્થાન પ્રાપ્ત કરે છે એટલું જ નહિ પણ વાચક વર્ગને તે વધારે આકર્ષે છે. જે લેખકમાં વાચકવર્ગનાં હૃદય જાગ્રત કરવાની, હલાવવાની શક્તિ ન હોય તેણે પોતાના નિરીક્ષણ અને અનુભવથી તેનો વિકાસ કરવો જોઇએ છીએ અને ત્યાં સુધી વાર્તાલેખનની પ્રવૃત્તિમાં તેણે પડવું જોઇતું નથી.

હાલની ઘણી કથાઓમાં, નાયક નાયિકાના, પતિ પત્નીના, ત્યાગ રહિત, સહેલા, ક્ષણિક, વિકારયુક્ત, નાજુક, તકલીદી પ્રેમનું પ્રદર્શન કરવામાં આવે છે તેને બદલે જ્યાં સુધી તેમાં દૃઢતા, ગમ્ભીરતા અને પવિત્રતાના અંશ આવશે નહિ ત્યાં સુધી ખરી પ્રીતિ, સ્નેહ, દયા, પરોપકાર, નિર્મળતા, દૃઢતા, ત્યાગ અને વીરત્વ આ ઉચ્ચ સદ્ગુણો વાર્તામાં તેમ જગતમાં યોગ્ય સ્થાન મેળવી શકશે નહિ. જગતમાં, યુવકયુવતીઓમાં, પ્રેમના આવેગનું અસ્તિત્વ અગત્યનું છે પરન્તુ કથાના લેખકને આ સાથે બહાદૂરી, ધૈર્ય, જનદયા, ન્યાય, પરોપકાર આદિ ઘણા વિષયો લેખન માટે મળી શકે છે. માત્ર અમુક છોકરી જોઈ, પ્રીતિ થઇ, તેની સાથે લગ્ન કરવાની ઇચ્છા થઇ, પરણ્યાં અને સુખી થયાં એ પ્રકારનું જ વસ્તુ પસંદ નહિ કરતાં અન્ય ઉત્તમ વસ્તુ વાર્તાના લેખકે પસંદ કરવું જોઇએ.

**હાસ્ય અને કરૂણા.** અન્યની આપત્તિ જોઈ આપણને જે લાગણી, જે સમભાવ ઉત્પન્ન થાય છે, તેને સાહાય્યભૂત થવાને આપણને જે વૃત્તિ થાય છે અને તેવી સહાયતા કરતાં આપણને જે આનન્દ થાય છે તેનું ચિત્ર કથાસાહિત્યમાં ઘણી મજબૂત છાપ પાડી શકે છે. આપણે સર્વ એક જ પિતાનાં સંતાન છીએ, રાજા અને પ્રજાજન, ધનવાન્, અને નિર્ધન જન્મથી સર્વ સમાન છે, તે આપણામાં રહેલી સહાનુભૂતિ, કરુણાની લાગણી ઘણી સરસ રીતે સિદ્ધ કરે છે. જે વાર્તાઓ વાચકના હૃદયમાં, સહાનુભૂતિની, કરુણાની લાગણી, વિશેષ ઉત્પન્ન કરી શકે છે તે પરિણામે જનસમાજને ઉન્નત કરવામાં વધારે સાહાય્યભૂત થાય છે.

મનુષ્યજીવન હમેશાં આનન્દ અને ઉદ્વેગથી મિશ્ર રહે છે એટલે જે વાર્તાઓમાં, જે કથાઓમાં, હાસ્ય અને કરુણાનાં તત્વોનું સુન્દર મિશ્રણ હોય છે તે ઉત્કૃષ્ટતા પ્રાપ્ત કરી શકે છે. આનન્દ અને ઉદ્વેગ એ લાગણીઓમાં એવો સંબન્ધ છે કે કરુણાજનક પ્રસંગો વાચકને હમેશાં પ્રિય ન લાગે તેમ કરુણ તત્વ વિનાનાં કેવળ આનન્દજનક ચિત્ર પણ પ્રિયકર થઇ પડે નહિ. હાસ્યના, આનન્દના તો કોઇ પ્રસંગ હોય, ટૂચકા હોય. માનવજીવન તદ્દન ઉદ્વેગમય કે સર્વાંશે 'આનન્દયુક્ત હોઇ શકે નહિ. જીવનમાં તેનું જેમ મિશ્રણ હોય છે તેમ વાર્તામાં હાસ્ય અને કરુણાનું મિશ્રણ વધારે સ્વાભાવિક અને આ-

કર્ષક થઇ પડે છે. હાસ્યરસમાંથી અશ્લીલતા અને હલકાઇનાં તત્વ હમેશાં દૂર રહેવાં જોઇએ. શિષ્ટતાયુક્ત હાસ્યરસ જ સન્માનપાત્ર હોઇ શકે છે.

આપણા કથાસાહિત્યમાં હજુ હાસ્યરસની, આનન્દવૃત્તિની અભિવૃદ્ધિ હજી બરાબર થઇ નથી. હેતુ, ઉદ્દેશ, વાર્તામાં જરૂરનો છે પરન્તુ વાર્તામાં તેને હદબહાર અગત્ય આપી, ગંભીર તત્વ હમેશાં વધારે દાખલ કરવાં, હાસ્યનાં તત્વોને નરમ પાડવાં તે જીવન, માત્ર, શ્રમપૂર્ણ, લુખ્ખું, અને આનન્દ રહિત છે એવું બતાવવા જેવું થાય છે. જીવનનું આશાજનક ચિત્ર જેને આપવું છે, મનુષ્ય હૃદયમાંથી જેને નિરાશા અને ખિન્નતા દૂર કરવાં છે, માનવજીવન જેને ઉન્નત આનન્દથી અજવાળવાં છે, તેણે જીંદગીના ઉદ્વેગ સાથે, જીવનનાં ગંભીર તત્વ સાથે, જીવનના આનન્દનું રસિક મિશ્રણ કરવું જોઇએ છીએ. હાસ્યરસની ઉત્પત્તિ માટે કાંઈ નિયમ હોઇ શકતા નથી. હાસ્યરસની જમાવટ કરનારે અમુક નિયમને અધીન રહેવું જોઇએ એવું કાંઈ નથી. લેખક પોતે આનન્દ અનુભવે છે, અને તેનો આનન્દ વાચક વર્ગમાં વિસ્તરે છે કે કેમ તેજ આપણે જોવાનુ છે.

એક સુન્દર ચિત્ર જોવાથી, એક મધુરું સંગીત શ્રવણ કરવાથી જે આનન્દ ઉત્પન્ન થાય છે, સદ્વૃત્તિના જે ઉલ્લાસ પ્રકટ થાય છે, તેજ આનન્દ અને ઉલ્લાસ એક ઉત્તમ ટૂંકી વાર્તાનું વાચન ઉપજાવી શકે છે. કોઇ કાવ્યમાં તેનો પ્રસ્તાવ, તેનું આમન્ત્રણ, તેનું મંગલ જેમ આકર્ષક હોય છે તેમ વાર્તાનો આરમ્ભ પણ ટૂંકો છતાં રસિક હોવો જોઇએ વાર્તાના આગળ વધવામાં કાંઇ વિક્ષેપ આવવો ન જોઇએ. સંકલના, સુન્દરતા અને સરલતા સાથે સંબન્ધપૂર્વક આગળ વધવી જોઇએ. સૂર અને તાલની એકતાના સુનિયમના પાલનથી જેમ સંગીત મઝા આપે છે તેમ ટૂંકી વાર્તામાં પાત્ર અને વિચારના આક્ષેપનની એકતા વાચકને આનન્દ આપે છે. વાર્તાનો આરમ્ભ, વાર્તામાં રહેલા પ્રશ્નનું નિરાકરણ, વાર્તાનો અન્ત એ સર્વની રચના, એવી સરસ, એવી સુન્દર, એવી ખુબી ભરેલી થવી જોઇએ કે વાચન પૂરૂં થતાં લેખક અને વાચક અત્યન્ત આનન્દ અને સન્તોષ સાથે છૂટા પડે.

ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ. ( બન્ધુસમાજ )

હોય પરન્તુ ... ...ત્ર

...થી ધારવામાં આવેલી, ચિત્રની



તે અદ્ભુત કથા કહે-

...ભુત તત્ત્વ આવી શકે.

આપનાર વિવેચકો વાર્તાના

નવ જન્મ, મનુષ્યનું જીવન,

અમદાવાદ—પ્રજાબંધુ પ્રીન્ટીંગ વર્ક્સમાં ડાહ્યાલાલ પર

# ગુજરાતના સ્ત્રી કાવ્યો.

( અ. સૌ. વિદ્યાગૌરી નીલકંઠ, બી. એ )

સુપ્રસિદ્ધ સંસ્કૃત ટીકાકાર મમ્મટે કવિની સૃષ્ટિને વિધાતાની સૃષ્ટિ કરતાં ચઢીયાતી કહી છે. એ તો કાંઇક અતિશયોક્તિ છે પોતાને પ્રિય વસ્તુના નિરૂપણ કરવાના આવેશમાં તેની હદ બહારની પ્રશંસા છે તથાપિ કવિની વાણી અલૌકિક છે, દિવ્ય છે અને આ સૃષ્ટિમાં તેની સરખામણી કરવા સરખું મનુષ્યની અન્ય કૃતિઓમાં ભાગ્યે જ જડશે. અથવા મનુષ્ય કૃતિમાં કવિતા Sui generis છે એટલે તેનો મુકાબલો કરી શકાય તેમ નથી. સૌન્દર્યોત્પાદક કલાઓમાં કવિતા આવે છે, અને બીજી કલાઓ સાથે એ રીતે તેને સરખાવવામાં આવે છે, તથાપિ દરેક કલાની ખરી ઉત્તમતા તેમાં રહેલી કવિતામાં જ રહેલી છે. એટલે દરેક કલામાં કાવ્યનો અંશ હોવો જ જોઇએ. ઉત્તમ કવિનાં કાવ્યો તે ઇશ્વરના દૂત છે. ઇશ્વરી સંદેશા એવાં કાવ્યો દ્વારા આપણે મેળવી શકીએ છીએ. ખરાં કાવ્ય મનુષ્યહૃદયપર જે અસર કરી શકે છે તે બીજા કશાથી થતી નથી. શુષ્કતા હોય છતાં રસ રેલાવવો એ કાર્ય કવિતા કરે છે; નિર્વેદ હોય ત્યાં આનંદ પ્રસગાવવો એ કાર્ય કવિતા કરે છે; જડતા હોય ત્યાં દિવ્યતા દર્શાવવી એ કાર્ય કવિતા કરે છે; અધમતા હોય ત્યાં ઉચ્ચ આદર્શ દેખાડવો એ કાર્ય કવિતા કરે છે. આવી પ્રસાદમય કવિની વાણી છે. આ સંસારને દુઃખાવર્તથી ભરેલો સાગર માન્યો છે તો તેમાં કવિતા એ ક્વચિત્ આવતા આનંદ તરંગ રૂપ છે. કવિતા—ઉત્તમ કવિતાની શક્તિ અમાપ છે

હતું માટે પદ્ય રચવાં પડ્યાં એમ નથી. તેમના હૃદયમાં લાગણીઓ ઉભરાવાથી કાવ્ય બનાવ્યાં છે. લાગણીઓ સ્વતઃ બહાર પડવા મથવાથી તેમને કાવ્ય રચવાની વૃત્તિ થઇ છે.

ઉપર ગણાવેલી કવિઓમાં મીરાંબાઇ સર્વાનુમતે પ્રથમ પંક્તિએ ગણાય છે એ મીરાંબાઇ મેવાડના કુંભારાણાની રાણી હતી અને મેરતાના જેમલ રાઠોડની દીકરી થતી હતી. મીરાંબાઇની જીવનકથા ગુજરાતમાં એટલી સુપ્રસિદ્ધ છે કે તેનાથી ભાગ્યે જ કોઇ અજાણ્યું હશે પોતે પિતાને ઘેરથી વૈષ્ણવ ધર્મની ચુસ્ત અનુયાયી હતી પતિનો ધર્મ જૂદો હતો સાસરીઆંના ઘણું સમજાવવા છતાં મીરાંબાઇએ પોતાનો ધર્મ છોડ્યો નહિ સંસાર તરફ તેને પ્રથમથી જ અરુચિ હતી. પરણ્યા પછી પણ સંસારનો મોહ તેને વળગી શક્યો નહિ, અને રાત દિવસ તે કૃષ્ણભજન કીર્તન કરતી તથા સાધુસંતોનો સમાગમ રાખતી કુંભારાણો આથી ઘણો નારાજ થયો અને એ સર્વ છોડી દેવા મીરાંબાઇને સમજાવ્યાં ત્યારે મીરાંબાઇએ તેને કહ્યું કે તમે કૃષ્ણની ભક્તિ કરતાં શીખો. રાણાએ તેને ઘણું સતાવવા માંડી તેથી તેનો દેશ છોડી ને ગુજરાતમાં દ્વારકાં આવી રહી, અને કૃષ્ણભક્તિની કવિતા અહીં આવ્યા પછી બનાવી. આવી એના જીવનની કથા મનાતી ચાલતી આવેલી છે કવિ દયારામે પણ મીરાં ચરિત્ર લખ્યું છે તેમાં પણ એ જ હકીકત છે. મીરાંબાઇના કાવ્યોમાં એક કાવ્ય ઉપલી હકીકતનું છે, પરંતુ તે મીરાંબાઇનું પોતાનું લખેલું હશે કે નહિ તે શક પડતુ જણાય છે. તેમાં કોઇ બીજું માણસ મીરાંને ઉદ્દેશીને લખતું હોય એવી રચના છે ગમે તેમ હોય એ પોતે મારવાડની રજપુતાણી હતી તેથી ગુજરાતમાં વસ્યા પછી તેણે ગુજરાતીમા કવિતા લખવા માંડેલી હોવી જોઇએ. એમા કોઇ કોઇ હિંદી શબ્દો આવે છે અને કેટલાંક આખાં હિંદી કાવ્યો છે પરંતુ મારવાડની ભાષાની છાયા જણાતી નથી. હિંદી ભાષામાંથી ઘસાઇને થયેલી હોય એવી પણ નથી આગળના ઘણા કવિઓનાં લખાણમાં હિંદી વાક્યો અને શબ્દો શુદ્ધ ગુજરાતીની વચ્ચે આવેલા દીઠામાં આવે છે તેવું જ મીરાંબાઇમાં છે મીરાંબાઇની કવિતાનો વિષય કૃષ્ણ સિવાય બીજો [illegible] હોય? તેની સર્વ કવિતા કૃષ્ણની પ્રેમભક્તિની છે કૃષ્ણપરની અનન્ય ભક્તિને [illegible] મીરાંબાઇ ભક્ત તરીકે પણ પોતાનું નામ અમર કરી ગઇ છે ગુજરાતમા કવિઓનો [illegible] ભક્ત કવિઓનો છે, અને તેમાં પણ વિશેષે કૃષ્ણભક્તિ પ્રધાનપણે તેમના કાવ્યોમાં [illegible] પ્રેમાનંદ, સામળ અને અખો બાદ કરતા બીજા કવિઓમાંના ઘણા ખરાએ કૃષ્ણને [illegible] પોતાના કાવ્યોનો વિષય કર્યો છે કૃષ્ણની બાળલીલા શૃંગાર તથા ભક્તિ [illegible] સંબંધી કાવ્યોમા નજરે પડે છે અને તેમા એક બીજાનું અનુકરણ પણ [illegible] ઉતરતી પંક્તિના કવિઓની પોતાની છાપ તો તેમા નહિ જેવી [illegible] છે. મીરાંબાઇની કવિતામાં તેનું પોતાનું એવું ઘણું છે જે તેના કાવ્યો વાચતાં [illegible] છે. વળી તે પોતે સ્ત્રી છે એ વાત પણ તેના કાવ્યો દર્શાવી આપે છે [illegible] અતિ પ્રિય થએલું સતભામાનું રૂપણું એ એવું જ કાવ્ય છે વળી [illegible]

ચીત માળા ચતુરભુજ ચુડલો, શીદ સોની ઘેર જઇએ રે   મુજ
ઝાઝરીઆ જગજીવન કેરા, કૃષ્ણજી કલ્લા ને કાબી રે
વિછુવા ઘુઘરા રામનારાયણના અણવટ અન્તરજામી રે   મુજ
પેટી ઘડાવુ પુરુષોત્તમ કેરી ત્રીકમ નામનુ તાળુ રે
કુચી કરાવુ કરુણાનદ કેરી, તેમા ઘરેણુ મારૂ ઘાલુ રે   મુજ
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાઇ કાચુ રે
મીરાબાઇ કહે પ્રભુ ગિરિધર નાગર હરિને ચરણે જાચુ રે   મુજ

આ કાવ્ય લખનાર ભક્ત મીરાબાઇ પોતાનુ સ્ત્રીપણુ આમા સ્પષ્ટ રીતે બતાવે છે સ્ત્રીની ઘરેણાની વાછા સસાર છોડ્યા પછી ઇશ્વર ઘરેણુ છે, એમ દર્શાવી બતાવી આપે છે ઘરેણુ એ સ્ત્રીની પ્રિય વસ્તુ છે હવે બીજા ઘરેણા મીરાબાઇને નકામા છે, તો ઇશ્વરરૂપી ઘરેણુ બનાવ્યુ અને પાછુ તેને સભાળી પેટીમા મૂકી તાળુ કુચી વાસવુ પણ ભૂલી નથી !

વળી—

સસારીનું સુખ કાચુ
પરણીને રડાવુ પાછુ
તેને ઘેર શિદ જઇએ રે   મોહન પ્યારા૦
પરણું તો પ્રીતમ પ્યારો
અખડ સૌભાગ્ય મારો
રાડવાનો ભે ટાળ્યો રે   મોહન પ્યારા૦ '

ગોપી રૂપે કૃષ્ણને વરવાની ઇચ્છા પુરુષ કવિઓના કાવ્યોમા પણ છે, પરતુ પરણીને રડાવાનુ, અને અખડ સૌભાગ્ય પ્રીતમ પ્યારો પરણી રાડવાનો ભય ટાળ્યો, એ તો એ સ્ત્રીના જ હૃદયના વાક્ય હોઇ શકે પુરુષને રાડવાનો ભય હોતે જ નથી સ્ત્રીની આ કલ્પના છે મીરાબાઇનુ હૃદય સ્ત્રીનુ જ હતુ એ ઉપરના જેવા ઉદાહરણોથી જણાઇ આવેછે

કૃષ્ણ ભક્તિના કાવ્યોમા બધા કવિઓની પેઠે શૃગારવર્ણન અને ગોપીઓ સાથેના વિલાસવર્ણન મીરાબાઇમા પણ છે કૃષ્ણ ગોપીના વિહાર ગાવાથી જ કૃષ્ણ પ્રત્યેની ભક્તિ દર્શાવાય છે એવી માન્યતા હોવાથી ગુજરાતના સર્વ કૃષ્ણભક્ત કવિઓએ તે ગાયા છે ભક્ત તે ગોપીરૂપ અને પ્રભુ તે કૃષ્ણરૂપ છે એમ માની એ લખાએલા છે અને ગમે તેવા શૃગારના વર્ણનમા પણ મીરાબાઇના કાવ્યોમા છેવટે મીરા કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણ કમળ ચિત્ત લાગ્યુ , ' મીરા કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણ કમળ બલિહારી રે ' ' ચરણ કમળ ચિત ધાર્યો રે એવા ઉદ્‌ગારોથી એની શુદ્ધ ભક્તિ જણાઇ આવે છે ઇશ્વરપર પૂર્ણ પ્રેમ અને શ્રદ્ધા એ મીરાના જીવન તથા કાવ્યમા પ્રધાનપણે જણાતો ગુણ છે કૃષ્ણના મનુષ્ય તરીકેના એના વર્ણન છતા એ સર્વ કાવ્યોના અતરમા રહેલો અર્થ ઇશ્વર તો સર્વ શક્તિમાન સચરાચર સર્વજ્ઞ અને ભક્તવત્સલ ભગવાનની જ તેણે ભક્તિ કરી છે એમ જણાય

આવેછે એનું શુદ્ધ જીવન અને દૃઢ શ્રદ્ધા તથા સંસારપરનો વિરાગ એ સર્વ જોતાં રાધાકૃષ્ણના વિલાસના વર્ણન રચતાં છતાં તે કેવળ અલિપ્ત રહેલી છે એમ ભાન થયા વિના રહેતું નથી એવાં વર્ણન એથી પણ વધારે શૃંગારમય વર્ણન નરસિંહમહેતાના કાવ્યોમાં છે બીજા ભક્તકવિઓના કાવ્યોમાં પણ શૃંગાર ઠામ ઠામ છે

મીરાંબાઈની કવિતામાં જે મધુરતા અને આકર્ષક શક્તિ રહેલી છે તેવી બીજી કોઈ સ્ત્રી કવિમાં નથી તેનું જીવન *romantic* અદ્ભુત કૌતુકભર્યું બન્યું હતું અને તેની શૈલીમાં જે ગૌરવ તથા સુદૃઢતા છે તેની બરોબરી અન્ય સ્ત્રીકવિઓથી થાય તેમ નથી વિચારની પરિપક્વતા એ પણ એના કાવ્યોનું લક્ષણ છે એને નામે ઘણાં કાવ્યો પ્રચલિત છે તથાપિ તે સર્વ એનાં હશે કે નહિ તે સંશય પડતું છે પરંતુ કેટલાકમાં તો ખાતરીપૂર્વક એની છાપ જણાઈ આવે છે

ચાલતા આવેલા સામાન્ય અભિપ્રાય પ્રમાણે એ સંવત ૧૪૯૮મા જન્મી સંવત ૧૫૨૬મા મૃત્યુ પામી એ કાળમાં બનેલા બનાવોની નોંધ કોઈ ઠેકાણે રાખવાનો રિવાજ ન હોવાથી મીરાંબાઈનો સમય અથવા બીજા કોઈ પ્રાચીન કવિઓનો સમય નક્કી કરવો એ મુશ્કેલ કામ છે તેઓના પોતાના લખાણોમાં કાંઈ સાલ કે હકીકત હોય તો કાળ નક્કી કરી શકાય મીરાંબાઈના કાવ્યોમાં તેવું કાંઈ માલમ પડતું નથી

કૃષ્ણાબાઈ વડનગરની નાગરણ હતી એવું માલમ પડે છે સીતાજીની કાચળી નામે જે એનું કાવ્ય છે તે સુપ્રસિદ્ધ છે સ્ત્રીઓમાં વિશેષે કરીને તે જાણીતું છે સ્ત્રીના સ્વભાવ તથા આચારવિચારનું એમાં આબેહુબ વર્ણન છે તે સિવાય એના કૃષ્ણના હાલરડાં અને બીજાં ગીતો છે એની જીવન કથા અપ્રસિદ્ધ છે મીરાંબાઈ કરતાં એની કાવ્ય શક્તિ ઉતરતા પ્રકારની છે

ગવરીબાઈ તે ગીરપુર અથવા ડુંગરપુરમાં સંવત ૧૮૧૫મા નાગર જ્ઞાતિમાં જન્મી હતી તેને પાંચ કે છ વર્ષની ઉમરે પરણાવી હતી અને લગ્ન પછી થોડા જ દિવસમાં તેનો વર મૃત્યુ પામ્યો તે પછી પરમેશ્વર મારો ધણી છે એવી ભાવના તેનામાં ઉત્પન્ન થઈ પોતે બુદ્ધિમાન હતી તેથી વાંચતાં લખતાં શીખી અને ભાગવત ગીતા વગેરે શ્રવણ કરવા માંડ્યાં ઈશ્વર ભક્તિમાં એનું ચિત્ત દિવસે દિવસે દૃઢ થયું પોતાનો સર્વ કાળ તે ઈશ્વર ભજનમાં ગાળતી ધીમે ધીમે સંત સમાગમથી એનામાં જ્ઞાન અને વૈરાગ્ય વધ્યાં લાંબા સમય સુધી તે સમાધિ ચઢાવીને રહી શકતી એવું માનસિક બળ તેણે પ્રાપ્ત કર્યું હતું તે બાળજીની પૂજા કરતી સંસારપર તેને કાંઈપણ મોહ નહોતો ગીરપુર તથા જેપુર તથા બીજાના તે સમયના રાજાઓ પણ તેના દર્શન કરવા આવતા ડુંગરપુરથી તે કાશી જઈને રહી હતી અને ત્યાં જ દેહત્યાગ કર્યો હતો

એના ૬૫૨ પદોની હસ્તલિખિત પ્રત છે પણ તેમાંના જુજ છપાએલા છે કૃષ્ણલીલાના અને શિવસ્તુતિના કેટલાક છે અને ઘણાં બ્રહ્મજ્ઞાનના છે પ્રાચીન ગુજરાતીના વેદાંતી કવિ અખો શ્રેષ્ઠ છે તેના કાવ્યો પેઠે જ ગવરીબાઈના બ્રહ્મજ્ઞાનના

કાવ્યોનો અર્થ સરળતાથી સમજી શકાય તેવો નથી. શુદ્ધ બ્રહ્મજ્ઞાનનાં પદમાં કવિતાની ઉર્મિ કાંઇક ઓછી છે અદ્વૈત મતનુ પ્રતિપાદન કરેલુ છે અને ઉપદેશ પણ છે. બીજા કાવ્યોમાં તેમની કવિત્વશક્તિ જણાઇ આવે છે તેમની ભાષા સત્કારી છે, અને કેટલાંક કવિતામય સુદર વાક્યો એવાં છે કે બીજી સ્ત્રી કવિઓમાં નજરે નથી પડતાં. 'વનેશ્વર વિશ્વમાં વિલાસ્યા, જેમ ફુલનમેં બાસ', 'ચંદમેં તું ચૈતન્ય, સુરજમેં તું તેજ'; 'ગવરી ભેટી બ્રહ્મ સનાતન, જેમ સાગરમાં ગંગ'; વગેરે. એના કાવ્યનાં ઉદાહરણ તરીકે એક લઇએ.

'હરિ નામ બિના રે ઓર બોલના ક્યા,
હરિ કથા બિના ઓર સુનના ક્યા.
સુખ સાગર સામલીઓ સાગી,
કુપ છાખમેં ડોલના ક્યા
ઘટ ગિરધર ગિરિધારી પાયા,
બાહેર ઢોંગ અબ ખોલના ક્યા.
આત્મા આપડ આવે ન જાવે,
જન્મ નહિં તો ફિર મરના ક્યા
ગવરી બ્રહ્મ સકલમેં જાન્યા,
જાન્યા તો જદ બોલના ક્યા'

બાલપણમાં વૈધવ્ય પ્રાપ્ત થયુ તથાપિ ગવરીબાઇએ પોતાનુ જીવન એળે ન ગાળના તેનુ સાર્થક્ય કર્યું છે, અને પોતાનુ નામ અમર કરી ગઇ છે આ લેખમા ગણાવેલી સ્ત્રીકવિઓમા એ સર્વથી સરકારી હતી અને તેનુ જ્ઞાન પણ સર્વથી ચઢીઆતું હતું

પુરીબાઇનુ સીતા મગળ પ્રસિદ્ધ છે અને તેના કેટલાક ભાગ લગ્ન પ્રસગે સ્ત્રીઓ ગાય છે. તેના જે કાવ્યો પ્રસિદ્ધ છે તે પરથી તેની કવિત્વશક્તિ સામાન્ય હોય એવુ જણાય છે. તેની ભાષા ગૌરવવાળી છે તેના જીવનની હકીકત જણાએલી નથી

દીવાળીબાઇને વિશે એવી હકીકત જણાએલી છે કે તેનો બાપ ડભોઇનો બ્રાહ્મણ હતો અને સવત્ ૧૮૪૭મા જ્યારે સુડતાળો કાળ પડયો ત્યારે દીવાળીના બાપથી પોતાનુ તથા પોતાની દીકરીનુ પોષણ થઇ સકયુ નહિ તેથી એક વૃદ્ધ સાધુને તે છોકરી સોપી તીર્થયાત્રા નિમિત્તે કહીંક જતો રહ્યો વૃદ્ધ સાધુ રામ ભક્ત હતો તેથી તેણે દીવાળીને વાચતા લખતા શીખવીને રામભક્તિ ઉપર દઢતા કરાવી તે સાધુને તુલસીકૃત રામાયણ સારૂ આવડતુ હતું તેથી તે પણ દીવાળીને ભણાવ્યુ દીવાળીબાઇ તુલસીકૃત રામાયણ વાચતી અને રામ ભક્તિમા નિરતર નિમગ્ન રહેતી સાધુની સાથે એ ત્રણ વાર અયોધ્યાજી પણ જઇ આવી હતી એ બાઇ સ્વભાવે સાલસ અને ગરીબ હતી. ડભોઇથી ગોરવા ગામમાં આવીને વસી હતી અને ત્યાથી વડોદરે આવી રહી હતી ત્યા રામ મદિર કોઇ શ્રદ્ધાળુ રામ ભક્તે તેને બધાવી આપ્યુ હતું ત્યા રહેતા પણ અનેક ઉપાધિયો

થતા તે માવુઓ સાથે અયોધ્યા જતી નદી અને ત્યાં જ મરણ પામી હશે એના જન્મ મરણની સાલ મળી નથી તેને વૈધવ્ય પ્રાપ્ત થએલું એવુ તેના કાવ્યોમાં તેણે લખ્યુ છે સાધુ પાસે ગયા પછી પરણી હોય એવુ માલુમ પડતું નથી તેથી છેક બાળપણમા વૈધવ્ય દશા પામેલી એમ અનુમાન થાય છે તેણે રામાયણ સબંધી જ કવિતા રચી છે રામજન્મ, રામબાળલીના, રામવિવાહ અને રામ રાજ્યાભિષેક એ ચાર પ્રસગો માટે તેણે ગરબીઓ તથા ધોળ લખ્યાં છે લગભગ પાચસે ગરબીઓ અને ધોળ એના રચેલા છે તુલસીકૃત રામાયણના શ્રવણ તથા અભ્યાસપરથી એણે રામ ચરિત્ર વર્ણવ્યુ છે પરતુ એની કવિતામા શુદ્ધ ગુજરાતી ભાષા છે કોઇ પણ હિદી શબ્દ કે વાક્ય રચના નથી એની કવિતા ઘણી જ સરળ હોઇ સર્વ કોઇ સમજી શકે તેવી છે માત્ર રામના ગુણ ગાવા એ તેની કવિતાનો મુખ્ય હેતુ છે તેનુ જ્ઞાન પણ પરિમિત જણાય છે રામનામ ગાવાની મનની ઉર્મિના પરિણામે તેણે કવિત્વ શક્તિનો ઉપયોગ કર્યો છે તેમા ઉન્નતો મનોવેગ નથી, પરતુ કલ્પના શક્તિ ઘણી છે રામાયણની ટુકી હકીકતોને સ્વકલ્પનાથી વિસ્તારી વર્ણવી છે એ કલ્પના શક્તિ પણ સામાન્ય પક્તિની છે, પરતુ સર્વત્ર છે

રામના ગુણ ગાવાથી રામ ભક્તો તર્યા છે અને દીવાળીને પણ રામચદ્રે સહાયતા કરી છે એમ ઠામઠામ એ લખે છે રામને નીતિ વહાલી છે, 'એને જોઇએ નીતિવાન, સતો રામનારે 'એને જોઇએ નહિ નાત કે જાત સતો રામનારે,' 'એને જોઇએ નહિ કુલ કે પાત સતો રામનારે 'એને જોઇએ નહિ દખણા દાન સતો રામનારે, એને જોઇએ એક ભજન સતો રામનારે,' રામ પરનો એનો ભક્તિભાવ આવા વાક્યો દર્શાવે છે ઉંચ નીચ વિધવા સધવા સૌ સરખા એને છે એને ધનનુ કામ નથી એવા વચન અનેક ઠેકાણે છે ઇશ્વરના ખરા ભક્તો પછી તેને કૃષ્ણ રૂપે પૂજનાર નરસિહ મહેતા સરખા અથવા રામ રૂપે ભજનાર ઇશ્વરને આ સકલ જગતનો ત્રાતા માનનાર સર્વ ભક્તોની જે વૃત્તિ થાય છે તેવી જ આ દીવાળી બાઇની વૃત્તિ છે ઇશ્વરને સકલ પ્રજા સરખી છે તે માત્ર ભક્તિનો ભૂખ્યો છે એને બીજુ કાઇ જોઇતુ નથી અને ભક્તને પાર ઉતારનાર છે એવી ભાવના શુદ્ધ ભક્તિમાનના હૃદયમા સહજ ઉત્પન્ન થાય છે એવા ભક્ત રામના કે કૃષ્ણના ભક્ત નહિ પણ તેની પાર જનારા સાક્ષાત્ ઇશ્વરના ગુણને સમજનારા થઇ ગયા છે અને તેમના જીવન ધન્ય થયા છે એ સર્વને જાણીતી વાત છે સામાન્ય સમુદાયમા પ્રચલિત કૃષ્ણ ભક્તિ કે રામ ભક્તિથી આ ઉંચા પ્રકારની ભક્તિ છે એ નિ સદેહ છે ઇશ્વરપરની એની શ્રદ્ધા અપ્રતિમ છે તે કહે છે —

'મટે ભવાભવના દુ ખ, રામજી કહીએરે
આજ તમ પામ્યા સુખ, રામજી કહીએરે
થઇ વિધવા પામ્યા ભજન રામજી કહીએરે
એવા વિધના જુગો જુગ, રામજી કહીએરે,
દીવાળી કરીએ તમારૂ ભજન, રામજી કહીએરે.

વૈધવ્યમાં રામનામ ગાવાની અનુકૂળતા મળી ગઇ માટે ભલે એવું વિધવાપણું જનમોજનમ આવે તો ફીકર નહીં. એ સ્થિતિમાં રામનુ ભજન ગવાશે એથી મોટું સુખ શું એમ માનનારને પ્રાપ્ત સ્થિતિનો સંતોષ કેટલો હોવો જોઇએ? નરસિંહમહેતાના 'ભલું થયું ભાગી જંજાળ સુખે ભજીશું શ્રી ગોપાળ' એ વાક્ય જેવો જ આ ઉદ્ગાર છે

સ્ત્રીના હૃદયની લાગણીઓ દીવાળીબાઇએ ઠામઠામ વિશેષ કુશળતાથી ચીતરી છે. કવિ પોતે સ્ત્રી છે એ વાતનુ વાંચનારને સ્પષ્ટતાથી ભાન થાયછે તેણે સરસ્વતી પાસે વિદ્યારૂપિ કાપડીની યાચના કરી છે, ગુરૂએ વિદ્યા કાપડી આપીછે, ' પહેરી જ્ઞાન કાપડી ' એમ ઘણે ઠેકાણે લખ્યું છે. રામનો રાજ્યાભિષેક કરવાની ધારણા હતી તેની આગલી રાતે સીતાના મુખમાં કવિએ ઉક્તિ મુકી છે તે એક સ્ત્રીની જ કલ્પનામા આવે. સીતા રામને કહે છે ' કાયે પે'રૂ કેઇ સાડીરે ; અતિ આનંદ થાય ;' 'જુઓ કાળી ન પે'રાયે,' મુને લાલ ન ગમે રાય, તમ લીલી ના પે'રાયે; મુને પીળી ના ગમે રાય રે, હું તો પેરીશ ગુલાબી સ્વામી, તમને કહુ છું મુસ્તક નામી રે , પેરૂ દાગીના જોઇ જોઇ, દીવાળી રે'વા દેઉંના કોઇ રે ' તેમ રામ પણ કેવો વાઘોને કેવી પાઘ પહેરશે ને પૂછી તેનો જવાબ મળેછે, ત્યારે સીતા જપે છે એમ વર્ણવ્યુ છે.

દીવાળી બાઇની કવિતા સાદી અને જીવનની શુદ્ધતાથી ભરેલી છે , એવુ જ સાદુ શુદ્ધ અને સૌમ્ય જીવન કવિનુ પોતાનુ પણ હતુ

રાધાબાઇ વડોદરાની દક્ષિણી બ્રાહ્મણ હતી અને કોઇ અવધૂતનાથ નામના સાધુની સાથે હમેશાં રહેતી. તેને પૂજ્ય ગુરુ માની તેની સેવા કરતી અને પોતાના કાવ્યોમાં તેનુ નામ હમેશ લખતી રાધાકૃષ્ણની અચલ ભક્તિ તે કરતી અવધૂતનાથ સાથે ઉત્તરમાં તેમજ દ્વારકાની યાત્રા તેણે કરી હતી ગમનાથના મદિરમાં તેનો વાસ હતો. તેના જીવનનો પૂર્વ વૃત્તાંત જાણવામાં આવ્યો નથી સંવત ૧૮૯૦ માં અવધૂતનાથની એ શિષ્યા થઇ ત્યારથી એની હકીકત જણાએલી છે અને જોયેલી એવા ઘણા મનુષ્યો વડોદરામાં છે એમ પ્રાચીન કાવ્યમાળાના પ્રસિદ્ધકાર કહેછે ગુરુ પાસે પુરાણ કથાઓ તેણે સાંભળેલી પોતે ભજન બનાવી સાજ સાથે સુંદર રીતે ગાતી ત્યારે લોક મોહ પામતા

એ બાઇની કવિતા ગુજરાતી કહી શકાય તેવી નથી તેમાં હિંદી મરાઠી અને ગુજરાતીનુ એવુ મિશ્રણ છે કે તે બધી ભાષા આવડનાર જ સમજી શકે તેમ છે. ભાગવતના પ્રસંગોપર તેની કવિતાઓ છે તે સિવાય ઘણા નામાંકિત ભક્તોનાં ચરિત્ર પણ કાવ્યરૂપે તેણે વર્ણવ્યાં છે. વળી પોતે યાત્રાઓ કરેલી તે યાત્રાના સ્થાનને ઉદ્દેશીને પણ કાવ્યો લખ્યાં છે. એ રીતે આ લેખમા આવેલી કવિઓ કરતા એનાં કાવ્યોમાં વિષયોની વિવિધતા વધારે છે એનુ જ્ઞાન વિશાળ અને કવિત્વશક્તિ સામાન્ય કરતા ચઢીઆતી પ્રતની છે દીવાળીબાઇની પેઠે એના કાવ્યો વર્ણનાત્મક વધારે છે. બધી ગરબીઓની ચાલો ગુજરાતમાં પ્રચલિત લીધી છે. એની કવિતામા ભાષા કેવી ભેળાઇ છે તેના ઉદાહરણ તરીકે જોઇએ —

'ધન્ય ધન્ય કૃષ્ણા ધોરરે,
સુણો જગત જનાયા સોરરે,
દેવા કરે સેવા રાધીઆઇરે,
માતા યશોદા તણે કૃષ્ણરાયારે,
જગમેં કો હોય તેરા સાંધારે ;

આવી રીતે તમામ કાવ્યોમાં મિશ્ર ભાષા હોવાથી ગુજરાતી વાંચનારને તેમજ બધી ભાષા સમજનારને પણ રસગ્રહણ કરવામાં કાંઇક ક્ષતિ થાયછે.

આ સર્વ સ્ત્રી કવિઓનાં કાવ્યો અને ચરિત્રો જોતાં એ વાત સ્પષ્ટ થાય છે કે જેમ ગુજરાતના કવિઓનો મોટો ભાગ ભક્ત કવિઓનો છે તેમ સ્ત્રી કવિઓ તો સર્વ ભક્ત જ છે. તેમનાં કાવ્યની પરીક્ષામાં તેમની કવિ તરીકેની તેમજ ભક્ત તરીકેની પરીક્ષા સ્વાભાવિક રીતે જ થાય. ભક્ત હોવાથી જ કવિ થઇ હતી માટે તેમની ભક્તિ જે તેમની કવિત્વ શક્તિના મૂળરૂપે છે તે ધ્યાનમાં લીધા વિના તેમની કવિતાનું યથાર્થ વિવેચન થઇ શકે તેમ નથી. ગુજરાતના પ્રથમ પંક્તિના કવિઓ પ્રેમાનંદ કે દયારામની બરોબરી કરવા સરખી ઉચ્ચ કાવ્ય શક્તિ એ કોઇનામાં નથી એમ કહ્યા વિના ચાલે તેમ નથી. તેમ બીજા વર્ગના કવિઓ કરતાં કોઇ રીતે સ્ત્રી કવિઓનાં કાવ્યો ઉતરે તેમ નથી એ પણ સિદ્ધ થાય છે. તેમની કવિતાનો વિષય પરમેશ્વર છે અને તે સર્વનો ભક્તિભાવ એવો ગાઢ છે કે એ ભાવની અતિશયતાથી લાગણીઓ ઉભરાઇ કવિતાનું રૂપ ધારણ કરે છે. સાંસારિક ભિન્ન ભિન્ન સ્થિતિનાં છતાં સર્વને સંસારનાં બંધન નહોતાં અને સંસારથી વિમુખ થઇ આખું જીવન ભક્તિપરાયણતામાં કહાડેલું એમ જેમનાં ચરિત્ર જણાયાં છે તે પરથી માલમ પડે છે સંસાર છોડવાથી જ તેમને જ્ઞાન અને સંસ્કાર પ્રાપ્ત કરવાનો અવકાશ અને સાધન મળેલાં. સંસારમાં રહેલી સ્ત્રીઓની કલ્પના શકિત કાવ્ય રચવા કરતાં નવલ કથાઓ લખવા તરફ પ્રેરાતી હશે એમ ઇંગ્લાંડની સ્ત્રી લેખકો જોતાં લાગે છે. આપણા દેશમાં તો તેવું જ્ઞાન અને સંસ્કાર સંસારીજીવનમાં ગુંથાએલી સ્ત્રીઓને ભાગ્યે જ પ્રાપ્ત થાય છે

પ્રસિદ્ધ ગુર્જર સ્ત્રી કવિઓ વિશે યથાશક્તિ ચર્ચા કરી છે. પ્રાચીન કાવ્ય માળા અને બૃહત્ કાવ્ય દોહન એ બે ગ્રંથોની સહાયતા છૂટથી આ લેખમાં લીધી છે. એ ગ્રંથો સિવાય અન્યત્ર સ્ત્રી કવિઓનાં કાવ્યો હશે તે જાણમાં નહિં હોવાથી તેનુ વિવેચન થઇ શકયું નથી. અર્વાચીન સમયમાં સ્ત્રીઓની કવિતા કોઇક કોઇક સ્થળે નજરે પડે છે પણ બંગાળાની તરૂલતા દત્ત જેવી કે ઇંગ્રેજીમાં કાવ્ય લખનાર સરોજિની નાઇડુ સરખી સબળ શક્તિધરાવનાર નવીન સ્ત્રી કવિ હજી ગુજરાતમાં થઇ નથી. તેમજ પ્રાચીન કવિઓની ઢબના પણ હાલની સ્ત્રીઓમાં કાવ્યો નથી તેથી તેમનાં કાવ્યોની પરીક્ષા પાછળના જમાનાને સોંપવી ઉચિત છે. અંગ્રેજી અને સંસ્કૃત અભ્યાસના પરિણામે પુરુષ કવિઓનો નૂતન વર્ગ થયો છે તેવોજ કોઇ કાળે સ્ત્રી કવિઓનો થશે એવી આશા સાથે આ અલ્પ મતિ અનુસાર લખેલો લેખ સમાપ્ત કરૂં છું.

## કાન્હડદેપ્રબંધ અને તેમાંથી મળતી ઐતિહાસિક બીના.

(રા. રા. ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી, એમ,આર,એ,એસ; એફ,આઇ,ઇન્સ્ટ;
એફ,જી,એસ; બૅરિસ્ટર-એટ-લૉ. એડવોકેટ હાઇકોર્ટ મુંબાઇ ).

કુદરતની લીલી વાડી જેવી, વ્યાપારમાં મચી રહેલી પૈસેટકે ભરપૂર અને જૂનાં રજપૂત રાજ્યોથી અલંકૃત થયેલી ગૂજરાતને માથે ઇ.સ.ના તેરમા સૈકાના અંતમાં દુઃખનો દાવાનળ ચઢી આવ્યો હતો.

તે સમયે પોતાના પૂજ્ય અને પિતાતૂલ્ય કાકાનું ખૂન કરીને દિલ્લીની ગાદીએ અલ્લાઉદ્દીન ખિલજી ચઢી બેઠો હતો. મોગળ શહેનશાહોની પૂર્વે થઇ ગયેલા સઘળા રાજાઓ કરતાં આ સુલ્તાન વધારે પ્રતાપવાન હતો. પોતાના કાકાના અમલમાં તેમજ પોતાની કારકીર્દીમાં લગભગ આખા હિંદુસ્થાનમાં એણે પોતાનું રાજ્ય ફેલાવ્યું હતું. માળવા, ચંદેરી, માંડવ, સારંગપૂર, ચિતોડ, રણથંભોર, નાગોર, કાકપૂર, ડીસા, ભોજપૂર ખુરાસાન, ઉચ, મુલ્તાન વગેરે એને વશ હતાં. દક્ષિણમાં પાંડ્યને ચોળ, બેદર, તિલંગ અને દ્વારસમુદ્ર એને તાબે હતાં.

એના વખતમાં મુસલમાનોનું અર્ધચંદ્ર સહિત લીલું નિશાન છેક કાશ્મીરથી સેતુબંધ રામેશ્વર સુધી ઉડી રહ્યું હતું. જાણે આખા દેશની દોલતને એક સ્થળે લાવીને દેલ્લીમાં વસાવવી હોય તેમ તેણે દેશ વિદેશમાં ચઢાઇઓ કરી અનરગળ દ્રવ્ય એકઠું કર્યું હતું. એની ક્રૂરતા જગજાહેર હતી. અલ્લાઉદ્દીન ખિલજી કરતાં અલ્લાઉદ્દીન "ખૂની"ને નામે એ વધારે ઓળખાય છે. ઇ. સ.ના તેરમા સૈકાના અંતમાં અલ્લાઉદ્દીને ગૂજરાત ઉપર લશ્કર મોકલ્યું હતું. મુસલમાન ઇતિહાસ કર્ત્તા ફિરિસ્તાના કહેવા પ્રમાણે આ સ્વારી ઇ. સ. ૧૨૯૭માં મોકલાઇ હતી.

જે બનાવથી ગૂજરાત જેવા રસાળ દેશને ગળે સર્વદાને માટે પરતંત્રતાની ઝૂંસરી મૂકાઇ, જેને લીધે દેશની બેસુમાર દોલત ઘસડાઇ ગઇ, જે વિગ્રહમાં દેશના શુદ્ધ રજપૂતોનાં લોહીની નદીઓ વહી અને જેમાં લાખો લોકો બાનો તરીકે પકડાઇ ગુલામગીરીની અધમ અવસ્થા પામ્યા તે બનાવનું યથાસ્થિત, યથોચિત અને સવિસ્તર વર્ણન આપણને મુસલમાન ઇતિહાસ કર્ત્તાઓ પાસથી મળતું નથી. ફિરિસ્તા આ મહાન બનાવને માત્ર થોડી લીટીઓમાં પતવી દે છે ગૂજરાત જીત્યા પછી સોરઠી સોમનાથપર કરેલી ચઢાઇને સંબંધે તો એથી પણ થોડું લખાયલું છે.

આપણા સાહિત્યની પ્રગતિનો પાયો નાંખનાર ને ગૂજરાત અને ગૂજરાતીઓને પ્રિય સ્વર્ગવાસી અલેક્ઝાન્ડર કિન્લોક ફોર્બ્સે આ દુઃખદાયક બનાવનું સહેજ વર્ણન

પોતાની રસીલી રાસમાળામા આપેલ ગુજરાતના રાજા અને સાજનો નિર્માલ્ય થઇ ગયા હોય એમ એઓ સાહેબ કર્ણદેવને મુસલમાની લશ્કર આવ્યા પહેલા પાટણ છોડી જતો ચિતરે છે ગુજરાત ઉપર સ્વારી થવાના કારણભૂત બનાવના તો સત્યને માટે પણ એઓ શકશીલ છે આવા જૂજ નહિ જેવા ઐતિહાસિક સાધનો અને શકાસ્પદ લૌકિક દતકથાઓને આધારે ઉપજાવી કાઢેલી પોતાની "કરણઘેલો નામની નવલકથામા સ્વ રસિકજન નદશકર આ બનાવને સમય કરી મૂળ, વિસ્તારી વાચનારની દૃષ્ટિ આગળ એક મઝાનું ચિત્ર ખડું કરે છે છતા ગુજરાતની સ્વતત્રતા, ધર્મ, આબરૂ અને દ્રવ્યનો વિનાશ કરનાર બળકટ કારણરૂપ આ બનાવનું સવિસ્તર અને વિશ્વાસનીય વર્ણન આપણને માત્ર કાન્હડદેપ્રબધ ' નામના જૂની ગુજરાતીમા લખાયલા વીર કાવ્યમા જ મળે છે

કાન્હડદેપ્રબધ કેવુ કાવ્ય છે, કયારે કોણે અને કેમ લખ્યુ છે, તેમજ એની ભાષા કેવી છે એ સબધે અગાડી પ્રકરણમા કહીશુ

ગુજરાતમા તે કાળે અણહિલપૂરની ગાદીએ કરણદેવ નામે રાજા રાજ્ય કરતો હતો જાતે એ વાઘેલો હતો પણ લોકો એના લક્ષણ ઉપરથી એને "ઘેલો" એવુ બિરુદ આપી ચૂકયા હતા

" तिणि अवसिरि गूजरधरराय करणदेव नामि बोलाय
तिणि अवगणिउ माधव बभ ताहि लगइ विग्रह आरभ
रीसाव्यु मूल्गु प्रधान करी प्रतिज्ञा नीम्यु धान
गूजरातीनु भोजन करु जु तरकाणु आणु अरु

આ કુળાંગાર રાજાએ પોતાની અધમ વિષયતૃષ્ણાને આધીન થઇને પોતાના પ્રધાનને દૂભવ્યો પ્રધાનના ભાઇ કેશવની સ્ત્રીને બળાત્કારે પકડીને રણવાસમા દાખલ કરી અને પોતાની સ્ત્રીનું રક્ષણ કરતા કેશવ મરાયો

આના દેખીતા ક્ષુદ્રક બનાવનો પરીણામ ઘણો જ દુખદ થયો ગમે એવો નાનો માણસ હોય, ગમે એવો પક્ષ વગરનો માણસ હોય પણ વેરીને આધીન થઇને વખતે કેવુ મહાભારત કામ કરી શકે છે તે આ બનાવથી તેમજ નદના રાજ્યની સમાપ્તિથી આપણે જાણીએ છીએ વેર એ નઠારો મનોભાવ છે સાધુ પુરુષો આપણને વેરનો તિરસ્કાર કરવાનુ કહેછે, પણ મનુષ્ય પ્રાણિનુ મન વિલક્ષણ પ્રકારનું છે વેર લેવાથી અમુક વ્યક્તિના મનને આનદ ઉપજે છે પ્રધાન માધવ નાગર બ્રાહ્મણ હતો પોતાનો વૈર અગ્નિ શાત કરવાને તે દિલ્હી ગયો પોતાના ઉપર જૂલમ ગુજારનારને શાસન કરવાના જ માત્ર ઉદ્દેશે એણે લાખો નિરપરાધી મનુષ્યોપર અસહ્ય દુખ નાખ્યુ પોતાની માતૃભૂમિમા કેર વર્તાવ્યો અને તેને સદા સર્વદાને માટે પરતત્ર બનાવી એના આ કૃત્યને માટે સ્વ૰ નદશકર એને પશ્ચાત્તાપ કરતો ચિતરે છે સ્વર્ગવાસી નવલરામજી એને

"પડ્યુ પાટણ વરત્યો ત્રાહ્ય ધિક્ક નાગર નુગરા !"

એ બોલોમા ઠપકો આપે છે કાન્હડદેપ્રબંધ રચનાર પણ એને એમને એમ જવા દેતો નથી તે કહેછે કે —

" माधव महितइ कर्युं अधर्म नवि छूटीइ जे अभागिल्या कर्म
जिहा पूजीजइ शालिग्राम जिहा जपीनै हरिनु नाम
जिणि देसि सहू तिरथि जाइ स्मृतिपुराण नइ मानिइ गाय
जिणि देसि करायइ जाग जिहा खटदर्शण दीजइ त्याग
जिहा पीपळ तलसीं पूजीइ वेद पुराण धर्म बूझीइ
नव खडे अपकीरती रही माधवि म्लेच्छ आणिया सही

માધવે દિલ્હી જઇ યુક્તિ પ્રયુક્તિથી સુલ્તાનને ગૂજરાતપર સ્વારી કરવાને વિનવ્યો

" वदु मुकुदम माधव नाम पातशाहनी करी सिलाम
जाण्यु परदेशी प्रधान असपति राजा दीधु मान
पूछइ वात पातशाह इसि गूजराति ते कहीइ किसी
किस्यु खभायत अणहलपूर किस्यु दीवगढ मागलहूर
झालावाडि सुरठ छि किसी ए राउत सुणिइ साहसी
इस्यु साभली सरुइ सादि माधव बभ करइ फरियादि
क्षित्रीतणु धर्म लोपीउ राउ कर्ण दे गहिलु थयु
एहवु अगतणु अनुराग नितु नितु मच्छ करइ वछनाग
विण पाडिआर पटु कर वहइ न को अगरख जमलु रहइ
मरण तणि भयि भोजन वार वासी चाटुउ धरइ सूआर
पाहिलु रायिहु अवगण्यु माहरु बधव केशव हण्यु
तास घरुणी घरी रखाइ एवडु राश नहीअइ समाइ
गूजरातिस्यू माडिसि कलहु माहारइ साथइ कटक मोकलउ
हूडि हिंदु घालु रानि एक मारु एक झालु बानि
घूनकार ! तु साचु जाणि गुजराति लेइ आपु प्राणि

સુલ્તાને લશ્કરની તૈયારી કરી લશ્કરને પોતાના રાજ્યમા થઇને જવા દેવા પશ્ચિમ મારવાડમા આવેના ઝાનોરના રાજા સોનગિગ ચોવાણ કાન્હડદેને પોશાક મોકલી પૂછાવ્યુ મુસલમાનોની સ્વારીને અગે ધર્મભ્રષ્ટતા અને જૂનમ જગજાહેર હોવાથી કાન્હડદેએ પોતાના સામતોની મનાહ લઇને તેમ કરવાની સાફ ના કહી

" काहिं प्रधान अवधारु राय सोरठि भणि तुरकाणु जाय
बीजी भूमि दोहिला घाट पातशाह मागइ आ वाट
सभा सिद्ध रा बोलइ मर्म्म एतां नहि अहमारु धर्म्म
भाजइ गाम झालइ बान अबला तणा त्रोडोइ कान
जिहां पीडीइ विप्र नइ गाय तिहां वाट नवि आपइ राय.

ગૂજરાત પર સ્વારી કરવામાં અંતરાય ન નડે માટે તે વેળા તો અલ્લાઉદ્દીન આ અપમાનનો ઘુંટડો ગળી ગયો.

ઘણું કરીને મેવાડ (ચિતોડ)ના સમરસી રાવળે પોતાના રાજ્યમાં થઇને લશ્કરને જવા દીધું. આ સમરસી રાવળ તે જે વિ. સં. ૧૩૫૬થી ૧૩૬૦ સુધીમાં ગુજરી ગયો છે તે હોવો જોઇએ. વિનાશકારી તીડનાં ટોળાંની પેઠે તુરક લોકનું લશ્કર ગૂજરાત તરફ ઉતરી આવ્યું. લશ્કર બનાસ નદીપર આવતાં ઠેઠ ગૂજરાતમાં તેના આવ્યાની બૂમો ફેલાઇ અને બધો દેશ ખભળી ઉઠયો. વંટોળીઆની સાથે પ્રચંડ દવની પેઠે જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં રસ્તામાં ખુનરેજી, લૂંટ, આગ અને નાશ ફેલાવતું આ લશ્કર મોડાસે આવી પહોંચ્યું.

મોડાસામાં તે વેળા કોઇ બત્તડ કરીને બાંકો ઠાકોર રાજ કરતો હતો. તેણે

" आव्या सुणी म्लेच्छ मुछाला रणि राउतवट कीधी
बत्तड भणइ साहमा घाउ लेसिउ अन्न प्रतिन्या लीधी.
आगइ अह्म वंससुं वीतुं छयल भणइ नावि छांडु
असपतिना दल साहमुं चालइ लइ उघाडउ खांडु
दीठा तुरक रह्या रणि थोभी पहिलुं कामा सारी
रोसि चडिउ रणि पेरण मांडइ मारी माग देवारइ
घडि बि चारि घणुं दल थोभिउ वीर वावरइ लोह
तरकवचां मूगल करकाटिया उपरि पडिउ समोह
मारी मलेछ पडतु दीठउ बत्तड वखाणिउ खानि
जयजयकार हुउ सरगापुरी बइसि गयुं विमानि.

આ પ્રમાણે ખરા રાજ્વીરને મોતે બત્તડ રણક્ષેત્રપર મરાયો અને મોડાસા પડ્યું. મુસલમાનોએ ગામ લૂંટીને આગ લગાડી; ત્યાં મુકામ કરીને આજુબાજુનાં પરગણાં-ઓમાં પૂરની પેઠે ફરી વળ્યા. બાવનખેડાં જેને હાલ બહાલાની ખેડ કહે છે તે, હાલ એ નામથી ઓળખાય છે તે નહિ પણ ઇડરવાડા તરફનાં કાનમ અને ચિડોત્તર પરગણાં લૂંટયાં. પછી મુસલમાન સેના પાટણ તરફ વળી. રસ્તામાં તેમણે શાનદાર અને

ડંડાવ્ય લૂંટયાં. મેસાણા અને પાલણપૂરની વચ્ચેના પ્રદેશને ધાનદાર અને ડાંગરવા અને મેસાણાની વચ્ચેના પ્રદેશને તે કાળે ડંડાવ્ય કહેતા. આમ લુટફાટ કરતા તેઓ પાટણ આવી પહોંચ્યા

એમના આવ્યાંની બૂમો પાટણ ક્યારનીએ પહોંચી હતી. પાટણના દરવાજા વસાયા. મુસલમાનોએ જઇને દરવાજે લખત દીધાં. તુમુલ યુદ્ધ થયું. શહેર ભેળાયું. નાતું પણ થઇ ગૂજરાતનું લશ્કર કિલ્લામાં પેઠું. મુસલમાનોએ કિલ્લો ઘેર્યો. તેમણે માધવને મોખરે કર્યો હતો. એણે કરણને કહાવ્યું કે વગર ખૂટ્યે શીદ મરેછે. નાશી જા છીંડું પાડીને કરણ નાઠો. એની રાણી અડવાણે પગે પાળી નાઠી. એના ગયા પછી ગઢ પડ્યો. અલફખાને ત્યાં થાણું રાખ્યું. જ્યાં દેરાસર હતું ત્યાં બાંગો પૂકારાઇ અને દેવળની જગાએ મશીદ બનાવાઇ જે અદ્યાપિ મોજૂદ છે.

ત્યાં થાણું રાખીને તુરક લશ્કર અશાવળ તરફ ગયું. હાલના અમદાવાદની જગાએ કે પાસે જ અશાવળ હતું. એની યાદગીરી હજુ છે. અસારવા નામનું ગામ શહેરની મ્યુનિસિપલ હદમાંજ આવી ગયું છે. હાલના આસ્તોડિયા દરવાજાનુ નામ "અસ્ત્રુરિયા"નો દરવાજો એવું હતું. અશાવળ લૂંટ કરીને મુસલમાનો ધોળકે ગયા, ત્યાંથી ખંભાત ગયા, નર્મદા ઓળંગીને સુરત અને રાંદેર લૂંટયાં. ઘણાં બંદરો અને શહેરો લૂંટતી બાળતી છેક દરીઆ કિનારો આવ્યો ત્યારે જ આ મુસલમાની સેના અટકી. તેમના ત્રાસથી ચાંપાનેર કંપ્યું. આ પ્રમાણે આખી ગૂજરાતમાં લૂંટ, લાહ્ય અને ખૂનરેજી કરીને તેમજ લાખો માણસોને બાન પકડીને જીતના ડંકા દેતા તુરક લોકો સોરઠી સોમનાથ પર ઉતરી પડ્યા.

સોરઠમાં તેમણે ઉના, દાઠા, મેગલપુર, મહુઆ, દીવ વગેરે લૂંટયાં. સોરઠની ફળદ્રૂપતા જાહેર છે. મુસલમાન લશ્કરમાં દરાખ, શેરડી, ખારેકો, બીજોરાં, આદુ, સુરણ, પંડોળાં, પાન વગેરે રોજ લૂંટાઇને ચાલ્યાં આવતાં. બિચારા લોકોને તો રાંધ્યાં ધાન ખાવાનું એ મળતું નહિ. બધાં મોટાં મોટાં શહેરો લૂંટીને અલફખાન છેવટે દેવપાટણ ગયો.

મુસલમાનોએ નગરની સમિપ જઇને બાંગો પોકારીને પડાવ નાંખ્યો. પોતાના ઇષ્ટદેવનું રક્ષણ કરવાને ઘણા રજપૂતો એકઠા થયા હતા. વાળા, વાજા, જેઠવા, અને ચુડાસમાઓ ત્યાં મળ્યા હતા. તેઓ તુરકો સામે ઘણા જૂસ્સાથી ભીડ્યા. પણ તોફાની દરિયાનાં મોજાં જેવી સુલ્તાનની સેના આગળ શું ચાલે? નગરનો દરવાજો પડ્યો. શહેર હાથ આવ્યું, ખાને લૂંટ ચલાવી. સઘળા વીર રજપૂતો મહાદેવના ચોર્યાસી માઢમાં એકઠા થયા. એમણે ગંગાજળે સ્નાન કરી માથે તૂલસી ચઢાવી મરણ આદરીને હલ્લો કર્યો. મુસલમાનોને પાછાં હઠવું પડ્યુ. બીજે દિવસે સહુ અનર્થનુ મૂળ માધવ મહેતાને હણ્યો. આખરે પોતાના સ્વધર્મનું રક્ષણ કરતાં ઘણા રાજવશીઓ સોમનાથને પારે પહોહ્યા. મંદિર પડ્યું. મુસલમાનોએ મોટા મોટા ઘણવડે મૂર્ત્તિ નામનો નાશ કર્યો. એ તરફ મોટી મોટી લોઢાની સાંગ ઘાલીને તેમણે હલહલ કરીને શ્રી મહાદેવના લિંગને

ભાગીને ઉખાડ્યુ તેના પાચ કકડા થયા તે દિલ્લી લઇ જઇને ચૂનો કરવાનુ કહીને ગાડે ચઢાવ્યા પાછા ફરતા તેમણે ગિરનારપરનુ જૂનાગઢ લૂટયુ કચ્છની આ તરફ આવેલી ભોય ચાપી, અને તેમના ત્રાસથી છેક દૂર આવેલા કચકોટ, પારકર અને ઠઠ્ઠા થથરી ગયા

એ પ્રમાણે ગૂજરાત અને સોરઠ બન્ને દેશ જીતનાથી અલપખાન ગર્વે ભરાયો. વળતી વખત ઝાલોરને રસ્તે જવુ અને સોનગિરા ચોવાણ કાન્હડદેએ વાટ ન આપી ને સુલતાનનું અપમાન કર્યાનુ ફળ એને ચખાવ્વુ એમ નક્કી કરી તે તરફ પ્રયાણ કર્યુ

" अलुखान आपणपु दिठउ कीधु गरव अपार
वाट पाधरी मारु वाका नवि चितउ लगार
आगइ पातशाह अवगणिउ वाट कहानडदे नापी
तेह रोष हिअमाही आणी लीउ सोनगिरि चापी
अलुखानि एहवु नवि जाणीउ जे लागा छइ पाप
दरि दरि नवि गोह प्रगटइ कीही निसरइ साप

મુસલમાની દળે સીગણામા મુકામ કર્યો ઝાલોરનો કાન્હડદે મુસલમાનો સાથે લઢ્યો એણે સોમનાથના લિગને તેમજ લાખો બાનોને છોડાવ્યા તેમને લુગડા અને ભાતા આપી પોતપોતાને દેશ વિદાય કર્યા શ્રી સોમનાથના પાચ કકડાઓની જૂદી જૂદી પાચ જગાએ પ્રતિષ્ઠા કરીને સ્થાપના કરી

પોતાના લશ્કરની હાર સાભળીને અલાઉદીન અજાયબ થયો દિલ્લીમા રડારોળ થઈ રહી પદ્મનાભ કવિ કહે છે કે —

" जे जे तुरक नासी उवल्या एक ठामि जइ जगलि मिल्या
एक उघाडा वस्त्र विहीण भूखइ करी एक थाइ खीण
एक घूमता जाइ घाय एक डोलि उपाड्या जाय
एक तणइ मुख टोइ नीर पाला पल्इ उबरा मीर
रात्रि रल्ता थ्या दिन घणा ढीलिनगर गया उगणा
अलुखान अधारु करी वस्त्र एक मुखि अतर धरी
अरपु वेश नवि भावइ भलु नगर माही पइठु एकलु
सागीतणी वात इम सुणि ठामठाम रोइ तुरकणी
टोळे टोळे पडइ खराकि नीर प्रवाह वहि जिम आखि
एक फाडइ पहिराणि सुयणी पाए नेउर भाजइ घणी
एक त्राखइ एकाउलि हार एक उतारइ सवि सिणगार

ताणइ बींणि विछोडी दोर एक लूस्या दीसइ बदोरि
एक नवि रहइ पुहर नइ घडी एक आलोटइ आडी पडी
थ्युं विखवाद पान नइ फूल एक रोआवि मूहगी मूलि
एक तणा बंधव भरतार एक तणा फूटरा कुमार
जे जे हता रणि वाउला एक तणा मार्या माउला
अलुखाननी दिसविरयाप एक तणा मार्या रणि बाप
साथावे साहणे पडीआ वाट नगरमांही देवराणां हाट
एकाएकी सणोजी सगी चाली वात पातशाह लगी
आव्या जे जीवत निदानि ते तेडी पूछ्या सूरताणि
अलुखान एवडु भडवाय किम चहुआणे दिधउ दाह
बोलइ तुरक दयामणि सादि आगलि रह्या करइ फरियादि
वचन अवधारु असपति राय जे जे वितु लश्कर माहि
खोजा सीदा मार्या खानि नव लाख छोडाव्या बान
मारी खोजा खान खवास सैद मल्लाणे लीधां घास
बांद गुलाम सवे तिणिवार समरगणि मार्या सरदार
हण्या हबसि खांडानी धार मुगलबचा नवि लाभइ पार
हाथि सर्व उदालि लीया तेजी ताखती छडाविया
उदाली लीधां हथियार खानतणा लूस्या भडार
जेह उपरि शाह मनिहेज पातशाहना बे भाणेज
सादलसिंह मलिक जे हता प्राणिबदी कर्या जीवता
दीठउ असु अह्यारे नेत्रि सादि मलिक पाडिउ रणक्षेत्रि
वात वात छेह करि सलाम केता मलिक न जाणु नाम
एक मना मारइ रजपूत हिंदूनु छोडावु भूत
सुणि वात रणि किधउ रोळ पातशाहि नाखिउ तबोळ

આ પ્રમાણે પાતશાહે દીલગીરી જણાવી મલિક નાહર અને ભોજલો ખાડાધર નામના બે બળવાન સેનાપતિને ઘણુ બળવાન લશ્કર આપીને ઝાલોર પર મોકલ્યા.

કાન્હડદેનો ભત્રિજો સાંતળસિંહ સમિયાણા ગઢમાં રાજ કરતો હતો. મુસલમાન લશ્કર પાછું આવ્યું જાણીને તે ફફડી ઉઠયો. પ્રથમ લઢાઇમાં સાંતળ જીત્યો. તુરકોએ સમિયાણાને ઘેરો ઘાલ્યો. રાજા કાન્હડદે તેની વ્હારે ધાયો. ગઢપરથી રતોવાઇએ ઉત-

રીને એક બાજુથી સાતળે અને બીજી બાજુથી કાન્હડદેએ મુસલમાની દળને વચ્ચે લઇને ઉગ્ર યુદ્ધ કર્યું મુસલમાની દળ દળાઇ ગયુ મલિક નાહર અને ભોજનો ખાંડાધર બન્ને રણક્ષેત્રે મરાયા

આ ખબર સાભળીને સુલ્તાન ત્રાડી ઉઠ્યો

" क्या बलाइ उठी तुरकाणइ इम बोल्इ सूरताण

૧ અમાદળ, ૨ નેબ ૩ કમાલુદ્દીન અને ૪ ખાનજહાન એ સુભટોની સાથે મસલત કરીને તૈયારી કરી પાટણના સૂબાને બોલાવ્યો તે છડી સ્વારીએ ઝટપટ આવ્યો શાહને ભેટ કરવાને છપ્પન મણ સોનાનુ સિહાસન લઇને એ આવ્યો હતો ખુદ સુલ્તાન ચઢ્યો એના લશ્કર અને મુકામોનું વર્ણન પદ્મનાભ કવિ બહુ રસભર્યું આપે છે પણ આપણે સમય સકોચને લીધે સીધા સમિયાણે જઇ પહોચીશુ ફરી સમિયાણાને ઘેરો ઘાલ્યો રજપૂતોએ સાત વર્ષ સુધી ટકાવ કર્યો બાઇલી નામના પ્રધાને સુલ્તાનને ગઢ ઉપરનું સરોવર ભ્રષ્ટ કરવાનું સૂચવ્યુ ગાયો કાપીને તેના ડોકા ભરેલી ગૂણો યન્ત્રોવડે સરોવરમા નખાવી રજપૂતો લાચાર થઇ ગયા પાણી વગર ગઢ ટકે એ અસભવિત હોવાથી સાતળસિહની રાણીઓએ ઝમોગ કરવાનું કહ્યુ સઘળી વીરાગનાઓ—પ્રેમ અને શૌર્યની મૂર્ત્તિમાન દેવીઓ—જીવતી બળી મૂઇ, અને રજપૂતોએ તૂલસી માળાઓ ધારણ કરી, ગોપીચદન ચર્ચી કેસરીઆ કર્યા કિલ્લો અલ્લાઉદ્દીનના હાથમા આવ્યો

ત્યાથી સુલ્તાન ઝાલોર તરફ ચાલ્યો લશ્કરે બાહડમેર મુકામ કર્યો રસ્તામા પાસે આવેલુ શ્રીમાળી બ્રાહ્મણોનું પવિત્ર મૂળસ્થાન શ્રી ભિન્નમાળ રાતોરાત લૂટી લઇ બાળી નાખ્યુ આ ખબર સાભળીને કાન્હડદેએ જબરી તૈયારી કરી તેનું દળ રેવંત ધાણુસા, વગેરે મુકામ કરતું ખૂડલી જઇ પહોચ્યુ ખૂડલીએ મલિક નેબવાળુ મુસલમાન લશ્કર પડ્યુ હતું

રજપૂતો ગયા તે વખત મલિક નેબ શિકારે ગયો હતો હિદુઓએ છાપો મારીને મુસલમાની લશ્કરનો ઘાણ કાઢી નાખ્યો જીત મેળવીને થોડુ લશ્કર ઝાલોર કાન્હડદે પાસે ગયુ ને બાકીનું તે દિવસે અમાવાસ્યા હોવાથી ખૂડલીના સરોવરમા નહાવા રહ્યુ મલિક નેબે પાછા ફરતા આ ગજબ બનાવ જોયો અને ખૂડલીએ નહાવામા રોકાયલા રજપૂતો પર તૂટી પડી એકેએકને કાપી નાખ્યા

સુલ્તાન બાહડમેરથી રડ્ડી અને ગોળે થઇને ઝાલોર પાસે આવી ' સુદર નામના સરોવરની પાસે છાવણી નાખી પડયો કાન્હડદે ખૂડલીની હકીકત જાણી પોતે લશ્કર લઇને નીચે ઉતર્યો પણ ગમે તે કારણથી સુલ્તાને છાવણી ઉઠાવીને દિલ્લી તરફ પ્રયાણ કર્યું

કેટલીક મુદત વિત્યા બાદ સુલ્તાને ફરી ઘણું બળવાન લશ્કર જમાવીને ઝાલોર મોકલ્યુ તેમણે સોનગિરીની તળેટીમા મુકામ કર્યો ઝાલોરને ઘેરો ઘાલ્યો રજપૂતોએ ઘણા વર્ષ સુધી ટકાવ કર્યો મુસલમાની લશ્કરને ખૂબ રંજાડ્યુ. દિલ્લી કહાવતા પાત-

શાહે કહાવ્યું કે હિંદુથી ભમણા મરે તોપણ ઘેરો ઉઠાવવો નહિ આ ફરમાનની સાથે જ એક લાખ તાજું લશ્કર મોકલ્યું રજપૂતો ઘણી બહાદૂરીથી લડયા પણ આખરે કુલ બાર તેર વર્ષનો વિગ્રહ ચલાવી કાન્હડદે—કોઇ રજપૂતની નાફરમાનીને લીધે રણમા પડ્યો એના પછી એનો કુંવર વિરમદેવ ગાદીપર બેઠો તે પણ માત્ર ત્રણ ચાર દિવસ રાજ કરી રણક્ષેત્રે મરાયો પદ્મનાભ કવિના કહેવા પ્રમાણે

" . संवत तेर अडसट्ठी वात

षष्टि दिवस मास वैशाख ने गुरुवार उजालि पाखि

આ દિનસે ઝાનોર પડ્યુ જાહોજલાલીએ ભરપૂર અને દુર્ગમ ઝાનોરના દુર્ગના ખંડેરો જ માત્ર આપણા જોવામા આવે છે સોનગિરા ચોવાણનુ ઝાનોરનુ રાજ હાલ અસ્તિત્વમા નથી ઝાલોર હાલ જોધપૂરના રાઠોડોના તાબાની જાગીર થઇ ગઇ છે આજ લગભગ છસેં વર્ષ થઇ ગયા છે તો પણ ગઢ પાડવાને મુસલમાનોએ ખોદેલી સુરંગ હજુ આ વાતની સાક્ષી પૂરવાને મોજૂદ છે

આ પ્રમાણે પોતાનો દેશ, ધર્મ, અને સ્વતત્રતાને માટે બાર તેર વર્ષના રણયજ્ઞમા પોતાના જાન, માલ અને સર્વસ્વની આહૂતિયો આપીને સોનગિરા ચો'વાણોએ અક્ષય કીર્તિ સપાદન કરી છે

આવી રીતે ઇતિહાસ વર્ણવતો ' કાન્હડદે પ્રબધ આપણા સાહિત્યમા જૂનામા જૂનુ વીરકાવ્ય છે ગૂજરાતના કેળવણી ખાતાના અને પ્રાચીન શોધથી પ્રસિદ્ધિ પામેલા ડા૦ બ્યૂલર ઇ સ ૧૮૭૫-૭૬મા થરાદથી આ ગ્રથ લાવ્યા હતા આ પ્રત ઋષભના પ્રસાદથી ડીસા નગરમા કલ્યાણ વિજયજીના શિષ્ય મોતીચદ તથા દયા વિજયજી એમણે વિ સ ૧૬૦૬મા લખેલી છે એમણે ત્યા ચોમાસુ કર્યું હતુ કર્તા અને પ્રબધના નામ ઉપરથી એ કોઇ જૈન મહાત્મનો ગ્રથ હશે એમ માની એને ભડારમા ભડારી મૂક્યો હતો ડા૦ બ્યૂલરે સ્વ નવલરામજીને શાળાપત્રમા પ્રસિદ્ધ કરવા આપ્યો બીજા વિષયોને અભાવે છપાતો હોય તેમ કકડે કકડે શાળાપત્રમા સશોધન થયા વગર જ છપાયો બહુ વ્યવસાય હોવાથી કિંવા નિરક્ષર લેખક ઉપર કેવળ ભરોસો મૂકવો પડ્યો હોય તેથી, કિંવા મુદ્રણકારની મૂર્ખતાને લીધે આ પ્રબધ કેવળ ભ્રષ્ટ અને ભ્રમ ઉત્પન્ન કરે એમ છપાયો છે તેમજ સ્વ નવલરામજીએ કઠણ શબ્દના અર્થ અને વ્યાકરણ આપવાની ઉપોદ્ઘાતમા કરેલી પ્રતિજ્ઞા ગમે તે કારણથી પળાઇ નથી અને ખરેખાત મારા એક તરુણ મિત્રને પોતાના એમ એ ના અભ્યાસક્રમમા વાચવો હોત નહિ તો તેમજ મારા વિદ્વાન મિત્ર રા રા કેશવલાલ ધ્રુવે પુનાની ડેકન કોલેજના પુસ્તકાલયમાથી આ પ્રબધની મેળવેલી બીજી પ્રતમાથી મહાશ્રમે ઉતારેલા પાઠાન્તરો આપ્યા હોત નહિ તો હું પણ કાન્હડદે પ્રબધ " એટલું નામ જ માત્ર જાણીને સતોષ માનીને બેઠો હોત આધુનિક ગૂજરાતીમા આ કાવ્યનો અનુવાદ મેં કર્યો છે તે કરવા દહાડો આવત જ નહિ

જે સૈકામા ગૂજરાતમા પ્રથમ કહી ગયા તે રાજ ઉથલપાથલ થઈ ત્યાર પછી દોઢસો વર્ષે એટલે વિ. સ. ૧૫૧૨મા ઝાલોરમા આ પ્રબધ રચાયો છે તે વખત ઝાલોરની ગાદીએ કાન્હડદેથી પાચમી પેઢીએ અખેરાજ નામનો રાજા રાજ કરતો હતો. કવિ પદ્મનાભ જાતે વિસનગરા નાગર બ્રાહ્મણ હતા અને અખેરાજના રાજકવિ હતા. તેમના જ મોઢામા પ્રબધ ક્યા, કોણે ને કેમ રચ્યો તે કહીશુ —

" काह्ड तणु उत्तम अवतार कलियुगि पट् दर्शन दातार
तिणइ वसि विरमदेनद माल्वदेवि दीउ आनद
सोनगिरि कुल साहस घणु अनुराज मगल्दे तणु
पद्मनाभ मति बोल्इ इसि आयातणु पुत्र खेतसी
ल्क्ष्मीवत खेतसी तणु अखयराज सोनगिरु भणु
* * *
* * *
* * *
जनम ल्गइ जयवतु सुणु परनारी सहोदर भणु
अखयराज उत्तम अवतार जेहना पुण्य न लाभइ पार
जिणि कीरत काह्डदे तणी अखेराजि अजुआली घणी
विसल्नगरु नागर एक पद्मनाभ कवि पुण्य विवेक
एहवु बिरुद आदरे अनि ल्ही बुद्धि कविजन रजनि
माय भारती तणइ पसाय अक्षरबध बुद्धिरस थाय
अखयराजि सीखामण सरी पद्मनाभ कीरति विस्तरी
साभलता शरीर उल्से चूपइ बध इसी सातसइ
च्यारि खड जस्या नवनीत दूहा चूपइ मधुरा गीत
पच तीजसु पूठी वरीस मास मागशिर पूनिम दीस
सवत पनर बारोतरु तिणइ दिनि सोमवार विस्तरु
जाल्हुर गढ उत्तम ठाउ राउल काह्ड माल्दे राउ
पद्मनाभ मति आणइ नवी तेहतणी कीरती विस्तरी
एक चित्त जे नर साभल्इ तेह तणा सवि दु कृत टलइ

હાલ તરત તો વિને માટે વિશેષ હકીકત મળી આવતી નથી

સાધ્વી કવયિત્રી મીરાબાઈ આ જ અરસામા મેવાડમા થઈ ગયા છે એમની મધુર પ્રેમળ દર્દ તેમ જ મસ્તીભરી વાણીનો આનદ આપણે બધાએ લઈએ છીએ

નરસૈં મહેતા પણ આ જ સમયે પોતાની મધુર બાનીએ વૈષ્ણવભક્તિ ગજાવી રહ્યા હતા. મારવાડ અને મેવાડમાં તે અરસામાં આપણી માતૃભાષા પ્રચલિત હતી.

તે જ સમયના નરસૈંમહેતા અને મીરાંબાઇની ભાષા કરતાં આ પ્રબંધની ભાષા આપણને પ્રાચીન જણાય છે. વસ્તુતઃ એટલું જ છે કે આ પ્રબંધની ભાષાની પ્રાચીનતા જળવાઇ રહી છે. નરસૈંમહેતાનાં પદો અને મીરાંબાઇની ગરબીઓ જેવાં નાનાં નાનાં સંગીત કાવ્યો લોકો અને ખાસ કરીને સ્ત્રીઓ મોઢે કરે છે એકની પાસે બોલ લઇ બીજી શીખે છે. આવી પરંપરા હોવાથી મૂખપાઠ લેતાં તેમાં અનાયાસે ફેરફાર થયાં જ કરે છે; અને એમ થઇ થઇને જ એ કવિતાનું પ્રાચીનરૂપ ઘસાઇ જઇને તેઓ હાલના રૂપમાં આપણને મળે છે. બાકી જો મીરાંબાઇના અગર નરસૈંમહેતાના સમયનું લખાયલું પુસ્તક આપણને મળ્યું હોત તો નિર્વિવાદ તેમની ભાષા પણ પદ્મનાભની ભાષા જેવી પ્રાચીન જ જણાત બેશક કાઠીઆવાડ અને મેવાડ તેમ જ કાઠીઆવાડ અને ઝાલોરના છેટાને લઇને રહેજ પ્રાન્તભેદ તો માલમ પડત.

કાન્હડદેપ્રબંધ નાના નાના સંગીત ટૂકડા રૂપે ન હોતાં સતાં જૈન કાવ્ય ગણાઇ ઘણા કાળ ભંડારમાં પડી રહેવાને લીધે પણ તેની પ્રાચીનતા સચવાઇ રહી છે. આવી વસ્તુસ્થિતિ હોવાથી "કાન્હડદેપ્રબંધ"નું જૈન ભંડારમાં ભોગવેલું બંધન આપણને ઉપકારક નિવડયું છે.

પોણા કલાકમાં પૂરો કરવાના વિષયમાં કાળે કરીને ભાષા બદલાય છે એ સિદ્ધાન્ત પ્રતિપાદન કરવાનો અવકાશ મળી શકતો નથી. મારો આધીન મત એવો છે કે એ સિદ્ધ થઇ ચૂકયું છે. આ જગાએ માત્ર એટલું જ કહેવું બસ છે કે અક્ષરધામ નિવાસી કવીશ્વર દલપતરામજીએ "ચારસેં વર્ષપર બોલાતી અને હાલ બોલાતી ભાષામાં કશો ફેર પડયો નથી" એવો પૂર્વપક્ષ મૂકયો હતો તે ખરો નથી. તેમ જ દેશી કારીગરીને ઉત્તેજન, ગર્ધવસેન અને પ્રાચીન કાવ્યમાલાવાળા વિદ્વાન હરગોવંદદાસનું કહેવું અમને તદન ખોટું જણાય છે. પ્રથમ સાહિત્ય પરિષદ્‌માં એમણે લખેલા લેખમાં એઓ લખેછે કે :—

"અન્ય પ્રાકૃત ભાષાઓ કરતાં ગૂજરાતીમાં ગદ્યની અંદર થયેલું જૂનુ લખાણ વધારે મળી આવે છે અને તે ભાષાના સબંધમાં વધારે ઉપયોગી થઇ પડે એમ છે. પ્રેમાનંદ અને વલ્લભનાં નાટકો, ભાલણકૃત કાદંબરીનુ ભાષાન્તર, જૈન લોકોના રાસા, અને વૈદક વગેરે ઉપર ગદ્યમાં લખાયલા ગ્રંથો ગૂજરાતીના બંધારણ ઉપર તથા શુદ્ધતા ઉપર સારો પ્રકાશ પાડે એમ છે. આદિ કવિ નૃસિંહમહેતાની ભાષામાં અને હાલ ચાલતી ભાષામાં ઘણો થોડો તફાવત જણાય છે. કાન્હડદેપ્રબંધ વગેરે ગ્રંથો જોઇને તેના વખતમાં જૂની ગૂજરાતી ભાષા ચાલતી હતી એવું જે અનુમાન કરવામાં આવે છે તે આ કારણથી ભૂલ ભરેલું લાગે છે. કાનડદેવે મારવાડી ગૂજરાતી અથવા ચારણી ગૂજરાતીમાં કવિતા કરી હોય એમ જણાય છે."

એ વયોવૃદ્ધ ગૃહસ્થને માટે માનભરી લાગણી હોવા છતાં અમારે કહ્યા વગર ચાલતું નથી કે એમણે આ પ્રબંધ સંબંધી કરેલી ટીકા તદ્દન ખોટી છે.

પોતાના નિબંધમાં એમણે ગૂજરાતીના ગદ્ય ગ્રંથો ગણાવતાં ચૂક કરી છે. પરન્તુ તે વિષે તેમજ એ જ નિબંધમાં અગાડી જતાં પોતે શામળની ભાષાના સંબંધમાં કહેછે તે વિષે આજના વિષય સાથે ખાસ સંબંધ ન હોવાથી બોલવાનું બંધ રાખ્યું છે. માત્ર કાન્હડદેપ્રબંધ સંબધી એમની ટીકાના અને કાન્હડદેપ્રબંધની ભાષાને જૂની ગૂજરાતી કહેનારા ઉપર એમણે વ્યગમાં કરેલા આક્ષેપના ઉત્તરમાં એટલું જ કહીશું કે એ વિદ્વાને કાન્હડદેપ્રબંધ તો રહ્યો પણ તેની શરૂવાતની દશ બાર લીટીઓ પણ વાંચી હોય એમ લાગતું નથી. માત્ર અનુમાનથી જ પોતાનો અભિપ્રાય બાંધ્યો છે. જો એમણે એ પ્રબંધ અગર શરૂવાતની જ દશ પંદર લીટીઓ ઉપરચોટીઆ પણ વાંચી હોત તો આવું હાસ્યાસ્પદ લખાણ એઓ કરત નહિ એવો અમારો નમ્ર અભિપ્રાય છે. છતાં એ વિદ્વાન પોતાના નિર્ણય ઉપર શા આધારે આવેલા છે તે વિશે ચર્ચા ઉઠાવશે તો તેથી આ બાબત વિશેષ સ્પષ્ટ થઇ બધાને આનંદ થશે. वादे वादे जायते तत्त्वबोधः.

આ પ્રમાણે ગૂજરાતના ઇતિહાસની કેટલીક વાતોનાં રસભર્યાં તાદૃશ ચિત્ર આપતી અને દેશાભિમાન તેમજ ધર્માભિમાનનું પોષણ કરતી, વિસળનગરાનાગરી નાતના આદ્ય કવિ પંડિત પદ્મનાભની પ્રાસાદિક બાની આજે સાડી ચારસેં વર્ષો થઇ ગયાં છે તો પણ આપણને રસાસ્વાદન કરાવીને આનંદમય કરી દે છે; એટલું જ નહિ પણ સંવત્ ૧૫૧૨માં બોલાતી ગૂર્જરીના પ્રાચીનપણાનું મૂર્તિમાન સ્વરૂપ આપણી નજર આગળ ખડું કરે છે.

આવા સુયશ કવિનો તેમજ માતા ગૂર્જરીનો સર્વદા જય જય હો!

ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી.



# ગુજરાતનું સંસ્કૃત સાહિત્યઃ

## એ વિષયનું થોડુંક રેખાદર્શન.

( રા. રા. પ્રો. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ. એમ. એ. એલ.એલ. બી. )

---

મહેરબાન પ્રમુખ સાહેબ અને સાક્ષર બન્ધુઓ,

આ ત્રીજી સાહિત્યપરિષદ્‌ની કારોબારી કમિટિના સેક્રેટરિ—મારા મિત્ર-રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર અમદાવાદ આવ્યા હતા, ત્યારે અમો-સર્વને નિમન્ત્રણ આપતાં એમણે કહ્યું હતું કે સરસ્વતીદેવીના આ સત્રમાં સર્વ ભક્ત જનોએ આવવું અને બનતાં સુધી ખાલી હાથે ન આવવું. એ મિત્રની આજ્ઞાને, અને "रिक्तपाणिर्न गच्छेत्" એ પ્રાચીન વાક્યને માન આપી, હું આપની સમક્ષ થોડાક 'જીર્ણ તન્દુલ' ધરૂં છું—તે સ્વીકારવાની આપ કૃપા કરશો.

ગુજરાત જેવો વૈસ્યવૃત્તિનો દેશ સંસ્કૃત સાહિત્યમાં શો ભાગ લઈ શકે ?—એમ પ્રશ્ન થઈ, પ્રથમ દૃષ્ટિએ મારો લેખ કદાચ કોઇને નિર્વિષય લાગશે. પણ વસ્તુસ્થિતિમાં તેમ નથી. યદ્યપિ ગુજરાતે સંસ્કૃત વાઙ્મયમાં અન્ય પ્રાન્તો જેટલો ભાગ લીધો નથી, તથાપિ જેટલો લીધો છે તેટલો પરિમાણમાં છેક અલ્પ નથી; અને ગુણમાં તો તે આપણ—ગુજરાતીઓના માનને અને અભિમાનને પાત્ર છે એટલું જ નહિ પણ કેટલાક ગ્રન્થોએ તો અન્ય પ્રાન્તમાં અને પરિણામે આખા હિન્દુસ્થાનમા સારી પ્રતિષ્ઠા મેળવી છે. એમ હોવાથી મને મુશ્કેલી મારા વિષય માટે પૂરતું વસ્તુ મેળવવાની જણાઈ નથી; પણ ઉલટું એ વસ્તુનો ટુંકા વખતમાં આપની આગળ કેવી રીતે વિન્યાસ કરવો એ વધારે દુષ્કર થઈ પડ્યું છે. આરંભકાળથી આપણા પ્રાન્તના સંસ્કૃત લેખકો ક્રમવાર લેવા, તેમના જીવન વિષે જે જે દન્તકથાઓ અને પ્રમાણસિદ્ધ વાર્તાઓ મળે છે તે કથવી, તેમના ગ્રન્થોના પ્રતિપાદ્ય વસ્તુનો સાર સંગ્રહવો, અને તેની સારાસારતાની પરીક્ષા કરી સંસ્કૃત સાહિત્યમાં તેનું ક્યાં સ્થાન છે એ બતાવવું—એ પદ્ધતિ આવા વિષય માટે સ્વાભાવિક રીતે જ સ્ફુરી આવે છે; પણ તે મ્હોટા પુસ્તકમાં ચાલે, ટુંકા સમયમાં આપનું તે તરફ લક્ષ ખેંચવા સારૂ તો તે અવલમ્બી શકાય તેવી નથી. તેમ વેદની ઋચાઓનાં ઋષિ-દેવતા-અને છન્દની અનુક્રમણિકા જેવી ચાત્રસ ગ્રન્થ-

એ વયોવૃદ્ધ ગૃહસ્થને માટે માનભરી લાગણી હોવા છતાં અમારે કહ્યા વગર ચાલતું નથી કે એમણે આ પ્રબંધ સંબંધી કરેલી ટીકા તદ્દન ખોટી છે.

પોતાના નિબંધમાં એમણે ગૂજરાતીના ગદ્ય ગ્રંથો ગણાવતાં ચૂક કરી છે. પરન્તુ તે વિષે તેમજ એ જ નિબંધમાં અગાડી જતાં મોતે શામળની ભાષાના સંબંધમાં કહેછે તે વિષે આજના વિષય સાથે ખાસ સંબંધ ન હોવાથી બોલવાનું બંધ રાખ્યું છે. માત્ર કાન્હડદેપ્રબંધ સંબંધી એમની ટીકાના અને કાન્હડદેપ્રબંધની ભાષાને જૂની ગૂજરાતી કહેનારા ઉપર એમણે વ્યંગમાં કરેલા આક્ષેપના ઉત્તરમાં એટલું જ કહીશું કે એ વિદ્વાને કાન્હડદેપ્રબંધ તો રહ્યો પણ તેની શરૂવાતની દશ બાર લીટીઓ પણ વાંચી હોય એમ લાગતું નથી. માત્ર અનુમાનથી જ પોતાનો અભિપ્રાય બાંધ્યો છે. જો એમણે એ પ્રબધ અગર શરૂવાતની જ દશ પંદર લીટીઓ ઉપરચોટીઆ પણ વાંચી હોત તો આવું હાસ્યાસ્પદ લખાણ એઓ કરત નહિ એવો અમારો નમ્ર અભિપ્રાય છે. છતાં એ વિદ્વાન પોતાના નિર્ણય ઉપર શા આધારે આવેલા છે તે વિશે ચર્ચા ઉઠાવશે તો તેથી આ બાબત વિશેષ સ્પષ્ટ થઇ બધાને આનંદ થશે. वादे वादे जायते तत्त्वबोधः.

આ પ્રમાણે ગૂજરાતના ઇતિહાસની કેટલીક વાતોનાં રસભર્યાં તાદૃશ ચિત્ર આપતી અને દેશાભિમાન તેમજ ધર્માભિમાનનું પોષણ કરતી, વિસળનગરાનાગરી નાતના આદ્ય કવિ પંડિત પદ્મનાભની પ્રાસાદિક બાની આજે સાડી ચારસેં વર્ષો થઇ ગયાં છે તો પણ આપણને રસાસ્વાદન કરાવીને આનંદમય કરી દે છે; એટલું જ નહિ પણ સંવત્ ૧૫૧૨માં બોલાતી ગૂર્જરીના પ્રાચીનપણાનું મૂર્તિમાન સ્વરૂપ આપણી નજર આગળ ખડું કરે છે.

આવા સુયશ કવિનો તેમજ માતા ગૂર્જરીનો સર્વદા જય જય હો!

ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી.



# ગુજરાતનું સંસ્કૃત સાહિત્ય:

## એ વિષયનું થોડુંક રેખાદર્શન.

( રા. રા. પ્રો. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ. એમ. એ. એલએલ. બી. )

---

મહેરબાન પ્રમુખ સાહેબ અને સાક્ષર બન્ધુઓ,

આ ત્રીજી સાહિત્યપરિષદની કારોબારી કમિટિના સેક્રેટરિ—મારા મિત્ર-રા. રા. બળવંતરામ કલ્યાણરાય ઠાકોર અમદાવાદ આવ્યા હતા, ત્યારે અમો-સર્વને નિમન્ત્રણ આપતાં એમણે કહ્યું હતું કે સરસ્વતીદેવીના આ સત્રમાં સર્વ ભક્ત જનોએ આવવું અને બનતાં સુધી ખાલી હાથે ન આવવું. એ મિત્રની આજ્ઞાને, અને "रिक्तपाणिर्न गच्छेत्" એ પ્રાચીન વાક્યને માન આપી, હું આપની સમક્ષ થોડાક 'જીર્ણ તન્દુલ' ધરૂં છું—તે સ્વીકારવાની આપ કૃપા કરશો.

ગુજરાત જેવો વૈશ્યવૃત્તિનો દેશ સંસ્કૃત સાહિત્યમાં શો ભાગ લઈ શકે?—એમ પ્રશ્ન થઈ, પ્રથમ દૃષ્ટિએ મારો લેખ કદાચ કોઇને નિર્વિષય લાગશે. પણ વસ્તુસ્થિતિમાં તેમ નથી. યદ્યપિ ગુજરાતે સંસ્કૃત વાઙ્મયમાં અન્ય પ્રાન્તો જેટલો ભાગ લીધો નથી, તથાપિ જેટલો લીધો છે તેટલો પરિમાણમાં છેક અલ્પ નથી; અને ગુણમાં તો તે આપણ—ગુજરાતીઓના માનને અને અભિમાનને પાત્ર છે એટલું જ નહિ પણ કેટલાક ગ્રન્થોએ તો અન્ય પ્રાન્તમાં અને પરિણામે આખા હિન્દુસ્થાનમા સારી પ્રતિષ્ઠા મેળવી છે. એમ હોવાથી મને મુશ્કેલી મારા વિષય માટે પૂરતું વસ્તુ મેળવવાની જણાઈ નથી; પણ ઉલટું એ વસ્તુનો ટુંકા વખતમાં આપની આગળ કેવી રીતે વિન્યાસ કરવો એ વધારે દુષ્કર થઈ પડ્યું છે. આરંભકાળથી આપણા પ્રાન્તના સંસ્કૃત લેખકો ક્રમવાર લેવા, તેમના જીવન વિષે જે જે દન્તકથાઓ અને પ્રમાણસિદ્ધ વાર્તાઓ મળે છે તે કથવી, તેમના ગ્રન્થોના પ્રતિપાદ્ય વસ્તુનો સાર સંગ્રહવો, અને તેની સારાસારતાની પરીક્ષા કરી સંસ્કૃત સાહિત્યમાં તેનું ક્યાં સ્થાન છે એ બતાવવું—એ પદ્ધતિ આવા વિષય માટે સ્વાભાવિક રીતે જ સ્ફુરી આવે છે, પણ તે મ્હોટા પુસ્તકમાં ચાલે, ટુંકા સમયમાં આપનું તે તરફ લક્ષ ખેંચવા સારૂ તો તે અનુકૂળ પડે તેવી નથી. તેમ વેદની ઋચાઓનાં ઋષિ-દેવતા-અને છન્દની અનુક્રમણિકા જેવી ચાલુ પ્ર..

કર્તાઓનાં નામ ગ્રન્થ અને ગ્રન્થના વિષયની અનુક્રમણિકા આપવી તે પણ ઈષ્ટ નથી; એવી અનુક્રમણિકા તો બ્રિટિશ સરકાર અને ગાયકવાડ સરકારની આજ્ઞાથી ડૉ. બૂલર, કીલહૉર્ન, ભાંડારકર, પીટર્સન અને રા. મણિલાલ વગેરે વિદ્વાનોએ ગુજરાતના પ્રાચીન ભંડારોની જે યાદીઓ કરેલી છે તેમાં થોડે ઘણે અંશે વિદ્યમાન છે જ. માટે આ બંને પદ્ધતિઓનો કાંઇક કાંઇક અંશ લઇ, હું આપને ગુજરાતના સાહિત્યના કાલના ત્રણ ચાર યુગ પાડી, તેનું ટુંકામાં રેખાદર્શન જ કરાવીશ: વર્તમાન પ્રસંગ અને કાલમર્યાદા ધ્યાનમાં રાખી, હું ઘણુંક છોડી દઇશ, પણ મારા લેખને માત્ર એક દિગ્દર્શક ‘ Sign-board ’ જેવો ગણી આપ તે તે ખામીઓ દરગુજર કરશો.

**વિષયમર્યાદા.**

‘ **ગુજરાતનું સંસ્કૃત સાહિત્ય:** ’ અત્ર ‘ **સાહિત્ય** ’ શબ્દ તો ‘ઉપલક્ષણમેતત્’ એમ કહી શકાશે; અર્થાત્ આપણી નવીન રૂઢિને અનુસરી, સમસ્ત વાઙ્મયના વિશાળ લાક્ષણિક અર્થમાં એ લેવાશે. પણ ‘ **ગુજરાત** ’ માં આપણે કેટલી ભૂમિનો સમાવેશ કરીશું ?—એ જરા વિકટ પ્રશ્ન છે. ગુજરાતના રાજ્યની સીમા હાલની ભૂગોળમાં આપણા પ્રાન્તની જે સીમા બાંધી છે તેટલી જ હમેશાં રહી નથી. આ પ્રાન્તના રાજાઓએ કેટલીક વાર રજપૂતાના અને માળવા ઉપર રાજ્ય વિસ્તાર્યું છે, અને ગુજરાતના રાજ્યનો કેટલોક ભાગ દક્ષિણના રાજાઓના તાબામાં ગયો છે. તેમ જ ‘ સુરત ’-નામ ‘ સૌવીર ’ ઉપરથી આવ્યું છે એ મત સ્વીકારીએ તો સૌવીર જે હાલનું રજપૂતાના મનાય છે તેનો વિસ્તાર પણ એક વખત દક્ષિણ ગુજરાત સુધી પ્રસરેલો હોવો જોઇએ; અને સૉલોમનનું ‘ ઓફીર ’ ( Ophir ) તે ‘ સો ( વી ) ર ’ જ હોય, અને સૌવીરની રાજ્યધાની તે હાલના ખારાઘોડાની સમીપે હતી અને તે વેપારનું મોટું મથક હતું એમ જો માનીએ, તો ઉત્તર ગુજરાતનો ઘણો ખરો ભાગ દક્ષિણ સૌવીરમાં જાય, તે જ પ્રમાણે વળી હાલ આપણે જેને કાઠીઆવાડ કહીએ છીએ તે કેટલીક વાર [illegible] ગુજરાત સાથે જોડેલું છે અને કેટલીક વાર અળગું રહ્યું છે. વળી પૂર્વે માળ[illegible] બહુ નિકટ સંબન્ધ હતો અને તેથી મયૂર, સિદ્ધસેન દિવાકર, માનતુ[illegible] ગ્રન્થકારોને આપણા વિષયમાં લેવા હોય તો લઈ શકાય એમ છે; તેમ [illegible]નો ધારાનગરીના ભોજરાજાની સભામાં માન પામ્યા હતા એ પણ સુપ્ર[illegible] [illegible]મૂલ લેખને માટે ગુજરાતની કાંઇક પણ મર્યાદા નિશ્ચિતરૂપે સ્વીકારવી જ[illegible] [illegible] આપણી વર્તમાન મર્યાદા જેમાં ઉત્તર, દક્ષિણ ગુજરાત અને કચ્છ-કા[illegible] [illegible] થાય છે તે સ્વીકારીને આગળ ચાલીશું.

પ્રવર્તક તરીકે સુપ્રસિદ્ધ કપિલમુનિના નામ સાથે જોડાએલું છે; પણ સરસ્વતીના સ્થાન વિષે અનેક મતભેદ જોવામાં આવે છે તેનો છેવટનો નિર્ણય ન થાય ત્યાં સુધી કપિલમુનિ ઉપર આપણો હક સર્વત્ર માન્ય થવો મુશ્કેલ છે.

તે જ પ્રમાણે, નકુલીશદર્શન યાને પાશુપત મત જેનું શંકરાચાર્યના શારીરક ભાષ્યમાં ખંડન વાંચીએ છીએ તે મતવાળાઓનું એક પશુપતિનું મન્દિર વડોદરાની દક્ષિણે નર્મદા પાસે આવેલું છેઃ તથાપિ એ દર્શનના આદ્ય આચાર્યની જ એ ગાદી હશે એમ સિદ્ધ કરનારૂં કાંઈ પ્રમાણ મળતું નથી. અશોકના સમયથી તે ઈ. સ. સાતમી સદી ( જે લગભગ સમયથી ગુજરાતના સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ આપણે શરુ કરી શકીએ એમ છે ) ત્યાં સુધીમાં શિલાલેખ વગેરે પ્રમાણો ઉપરથી એટલું સ્પષ્ટ જણાય છે કે વિશેષે કરી જૈન બૌદ્ધ અને બ્રાહ્મણ ( વિશેષે કરી શિવ અને આદિત્યની ઉપાસનાના ) ધર્મનું તે વખતે આપણા પ્રાન્તમાં મુખ્યપણે જોર હતું, અને તેથી આ અરસામાં ધર્મ અને તત્ત્વજ્ઞાનને લગતા અનેક ગ્રન્થો રચાયા હશે, પણ કાલમહોદધિ એમાંનું ઘણું ખરૂં ખેંચી ગયો છે.

ઈ. સ. પાંચમા સૈકાના મધ્યમાં વલભીપુરમાં જૈન સંઘ મળ્યો અને ત્યાં દેવર્ધિગણિ ક્ષમાશ્રમણ નામના આચાર્યે જૈન સિદ્ધાન્તોને પુસ્તકારૂઢ કર્યાં, અને તે સર્વત્ર માન્ય થયા તેથી એ આચાર્યશ્રીની વિદ્વત્તા અને પ્રતિષ્ઠાનું આપણને ભાન થાય છે. પરંતુ એમના કે એમના શિષ્યોના રચેલા ગ્રન્થો ઉપલબ્ધ થતા નથી.

ઈ. સ. સાતમા શતકના પૂર્વાર્ધમાં પ્રખ્યાત ચીનો યાત્રાળુ હુએન્ત્સંગ હિન્દુસ્થાનમાં ફર્યો તે સમયને એણે વલભીપુરમાં બૌદ્ધ ધર્મની હીનયાન શાખાના હજારો ભિક્ષુઓ જોયા હતા; અને ગુહસેનના એક દાનલેખથી પણ જણાય છે કે હીનયાનના અરાઢ પ્રભેદ ત્યાં પ્રવર્તતા હતા. વળી, હુએન્ત્સંગ વલભીપુરમાં રહેતા ગુણમતિ અને સ્થિરમતિ નામના બોધિસત્ત્વો–ઉત્કૃષ્ટ બૌદ્ધ સાધુઓ–નાં નામ દે છેઃ તેમાના સ્થિરમતિએ પ્રખ્યાત બૌદ્ધ ગ્રન્થકાર વસુબન્ધુના ગ્રન્થ ઉપર ટીકા તથા મહાયાન પન્થના—યોગાચાર મતના–બીજા સ્વતન્ત્ર લેખો પણ લખ્યા છે. એમા પ્રતિપાદન કરેલા સિદ્ધાન્તોમા શાંકરવેદાન્તને એટલું બધું મળતું આવે છે કે બ્રાહ્મણ અને બૌદ્ધ વિજ્ઞાનવાદનો પરસ્પર સબન્ધ અને તેમનુ પૌર્વાપર્ય વધારે સૂક્ષ્મતાથી તપાસવાની જરૂર છે. પરતુ એ ચર્ચા અત્રે અસ્થાને હોઈ, એટલું જ કહેવું આજના વિષયમાં પ્રાસંગિક છે કે અસઙ્ગ, વસુબન્ધુ અને સ્થિરમતિ એ યોગાચાર મતના જે ત્રણ મ્હોટાં શિખરો છે તેમાંના એક ઉપર ગુજરાત મમત્વ કરી શકે છે એ થોડું નથી.

હવે આ સમયનાં કાવ્યો ગણાવતા પહેલાં, साम्बपञ्चाशिका નામના એક સન્દિગ્ધ કાળ અને કર્તૃત્વવાળા કાવ્ય વિષે બોલવાનું પ્રાપ્ત થાય છે. સૂર્યની સ્તુતિરૂપે શ્રીકૃષ્ણના પુત્ર साम्बे આ કાવ્ય રચેલું કહેવાય છે, અને તે શ્રી કૃષ્ણના પુત્ર સામ્બે જ ખરેખર રચેલું છે એમ માનીએ તો ગુજરાત એના ઉપર હક કરી શકે; પણ એ રીતે તો એ કાવ્ય ઈ. સ. ની બહુ પૂર્વે મૂકવું પડે, અને એટલી પ્રાચીનતા હાલનો કોઈ વિદ્વાન્ એ ગ્રન્થને આપી શકે એમ નથી.

સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યમાં આ ઉપરાંત મહાકવિ રત્નાકરની વક્રોક્તિપચાશિકા તથા ધ્વનિગાથાપંચાશિકા, ધનપાલની ઋષભપંચાશિકા અને બિલ્હણની ચૌરપંચાશિકા પ્રસિદ્ધ છે. જેમાંનો પહેલો કવિ ઈ. સ. ૯ મા શતકમાં, બીજો ૧૦ મામાં અને ત્રીજો ૧૧ મા શતકમાં થયો છે. પરંતુ આ દાખલાઓથી સૂચવાય છે તેટલી અર્વાચીનતા પણ સામ્બપંચાશિકાની જણાતી નથી. વરાહપુરાણમાં સામ્બે સૂર્યનું આરાધન કર્યાની વાત છે. પણ તે પુરાણના ઉલ્લેખને આધારે પાછળથી કોઈ કવિએ એ સ્તોત્ર રચ્યું હોય એ સંભવિત છે, તેમ એ સ્તોત્ર ઉપરથી પુરાણમાં એ ઉલ્લેખ દાખલ થયો હોય એ પણ બનવા જોગ છે. પણ આ કાવ્યની ભાષા પ્રતિપાદ્ય વસ્તુ વગેરેનો સમગ્ર વિચાર કરતાં, ઘણું કરી ઈ. સ. પાંચમા અને સાતમા સૈકાની વચમાં આ કાવ્ય રચાયું હશે એમ હું અનુમાન કરું છું. એમાં વેદાન્ત અને યોગનાં અતિ ઉત્તમ તત્ત્વો સમાવેલાં છે તથાપિ ભાષા પ્રાસાદિક અને સમાસબન્ધ અલ્પ હોઈ તે મયૂરના સૂર્યશતકનું નહિ પણ ભવભૂતિના 'कल्याणानां त्वमसि महसा भाजनं विश्वमूर्ते' ઇત્યાદિ શ્લોકનું સ્મરણ કરાવે છે. સામ્બની સ્તુતિના છેલ્લા શ્લોકમાં જરા કૃત્રિમ રીતે 'सेतुबन्ध' નું નામ ગૂંથ્યું છે, અને તેથી સેતુબન્ધના કર્તા પ્રવરસેનનો સમય ડૉ. પીટર્સનના માનવા પ્રમાણે ઈ. સ. ૪૭૨ નો લઇએ તો આ કાવ્ય ત્યાર પછીનું સિદ્ધ થાય છે. પણ એના કર્તાના ખરા નામનો નિશ્ચય ન થાય ત્યાં સુધી આ કાવ્ય વિષે ગુજરાતના સંસ્કૃત સાહિત્યને અંગે અધિક ચર્ચા કરવી નકામી છે.

## પ્રથમયુગ. ( ઇ. સ. ૬-૮શતક. )

સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં ગુજરાતના આદ્ય કવિ તે માઘ છે. એના સમય વિષે વિદ્વાનોમાં મતભેદ છે, પણ એની ભૂમિ ભિન્નમાલ યા ભિનમાલ ( જેને હુએન્સંગ 'પિલોમિલો' કહે છે તે) હતી તે વિષે સર્વે એકમત છે. આ વખતે ગુજરાતના બે વિભાગ હતા; ઉત્તર અને દક્ષિણ–તેમાં દક્ષિણ ગુજરાતની રાજધાની ભરુચ હતી અને ઉત્તર ગુજરાતની ભિન્નમાળ હતી. ભિન્નમાળ એ ભારે જાહોજલાલીનું શહેર હતું, અને માઘ કવિ પણ પુષ્કળ વૈભવવાળા ગૃહસ્થ હતા. માઘ નામના એક વૈશ્ય શેઠ પાસેથી ધન લઈ એક ગરીબ બ્રાહ્મણે પોતાનું કાવ્ય એ વણિકને નામે ચઢાવી દીધું છે એવી એક દન્તકથા છે, તેને અન્ય કોઈ પ્રમાણથી પુષ્ટિ મળતી નથી.

બલ્લાલકૃત भोजप्रबन्ध જેમાં ભોજ રાજા અને માઘ પંડિતના અનેક રસિક પ્રસંગો વર્ણવ્યા છે તેનું પ્રમાણ સ્વીકારીએ તો માઘ અને ભોજ એ સમકાલીન હતા.

શિશુપાલવધને અન્તે કવિવંશવર્ણનમાં કવિ કહે છે કે—શ્રી વર્મલનામે રાજાના સર્વાધિકારી સુપ્રભદેવ, તેમના પુત્ર દત્તક, અને દત્તકના પુત્ર પોતે. સુપ્રભદેવ રાજાને હમેશાં સારી અને હિતકારક સલાહ આપતા અને તે રાજા ખુશીથી માનતા—" तथ्यमुदर्कपथ्यं तथागतस्येव जनः सचेताः "—ડાહ્યો માણસ તથાગત( બુદ્ધ )નો ઉપદેશ માને છે તેમ. આમ બૌદ્ધ ધર્મ માટે કવિ ઉદાર મન દાખવે છે પણ એમનો સ્વીકૃત ધર્મ બ્રાહ્મણ જ છે એ આ

મહાકાવ્યના વિષયથી તથા તેમાંનાં કૃષ્ણાદિકના સ્વરૂપથી સ્પષ્ટ પ્રતીત થાય છે. પણ આ ઉપરથી એટલું કહી શકાય કે બૌદ્ધ અને બ્રાહ્મણ ધર્મના અવિરોધકાળનું આ કાવ્ય છે.

અને તે જ પ્રમાણે મેરુતુંગાચાર્ય ( ઈ. સ. ૧૩૦૫ ) ના પ્રબન્ધચિંતામણિમાં અને શ્રીપ્રભાચંદ્ર ( ઈ. સ. ૧૨૭૮ ) ના પ્રભાવકચરિતમાં પણ માઘને ભોજરાજાના સમયમાં મૂકે છે. વળી પ્રભાવકચરિતમાં સુપ્રભદેવના પુત્ર દત્તક અને શુભંકર, દત્તકનો માઘ અને શુભંકરનો સિદ્ધર્ષિ એમ ઉપમિતિભવપ્રપંચના કર્તા સિદ્ધર્ષિને અને માઘને કાકાના છોકરા ભાઈ કહ્યા છે. સિદ્ધર્ષિનો સમય ઈ. સ. ૯૦૬ ગણાય છે એટલે મ્હોટા ભાઈના પુત્ર માઘને ઈ. સ. ના નવમા શતકના ઉત્તરાર્ધમાં મૂકવો એમ એક મત છે. પણ પૂર્વોક્ત ભોજપ્રબન્ધાદિક ગ્રન્થો બહુધા દન્તકથાથી જ ભરેલા છે, અને સ્પષ્ટ રીતે જુદા જુદા સમયના સિદ્ધ થઈ ચૂકેલા છે. ગ્રન્થકારોને એમાં ભોજરાજાની સભામાં એકઠા કર્યા છે તેથી એનું પ્રમાણ વજનદાર નથી એમ પ્રસિદ્ધ જૈનશાસ્ત્રી ડૉક્ટર જેકોબીનો મત છે.

વામન પંડિતે કાવ્યાલઙ્કારવૃત્તિમાં માઘનો શ્લોક ઉતાર્યો છે અને એ વામન ઈ. સ. નવમા શતકના મધ્ય ભાગમાં થએલા આનન્દવર્ધનના પહેલાં થએલો એ સિદ્ધ છે, એટલે આનન્દવર્ધન પહેલાં વામન, અને વામન પહેલાં માઘ એમ પૌર્વાપર્ય ગોઠવતાં માઘનો સમય પૂર્વોક્ત પ્રબન્ધોમાં બતાવેલા સમય કરતાં વધારે જૂનો ઠરે છે. પણ જેકોબી તો માઘને બાણ અને સુબન્ધુની પણ પહેલાં મૂકે છે અને ઈ. સ. છઠ્ઠા સૈકાના મધ્ય કરતાં એને વધારે અર્વાચીન ન માની શકાય એમ કહે છે. જેકોબીના મત સામે કેટલુંક વિચારવાનું રહે છે પણ તે ચર્ચા અત્રે વધારે પડતી થશે ધારી વિરમું છું. માઘના કેટલાક શ્લોક જે સુભાષિતાવલિમાં વલ્લભદેવે ઉતાર્યા છે તે જોતાં શિશુપાલવધ ઉપરાંત એના બીજા ગ્રન્થો પણ હશે એમ લાગે છે. પણ અત્યારે તો શિશુપાલવધજ ઉપલબ્ધ થાય છે. ' શિશુપાલવધ ' એ આ યુગના અનેક વધવિષયક કાવ્યમાંનું એક છે. પણ આ વર્ગનાં કાવ્યોમાં કોઇએ પ્રાપ્ત ન કરેલી એવી અસાધારણ પ્રતિષ્ઠા–પંચમહાકાવ્યની બૃહત્ત્રયીમાં એક મ્હોટું સ્થાન–આ કાવ્યે પ્રાપ્ત કર્યું છે. વિષય ગુજરાતના કવિને શોભતો–દ્વારકાધીશ શ્રી કૃષ્ણના યશોગાનનો—છે, અને એમાં સમુદ્ર પર્વત ( રૈવતક–ગિરનાર ) વગેરેનાં બહુ ભવ્ય વર્ણનો છે નીતિબોધ અને તત્વજ્ઞાનથી મહાકાવ્યને જે ગાંભીર્ય મળે છે તે પણ અત્રે વિદ્યમાન છે. અને એકાદશ [illegible] માલિનીવૃત્તમાં જે પ્રભાતવર્ણન કર્યું છે તે અસાધારણ કવિત્વથી અંકાએલું છે. [illegible] ખાસ લક્ષમાં રાખવા જેવું એ છે કે કવિએ કાવ્યના લક્ષણ ગુણ રસ વગેરે [illegible] પોતાના વિચાર એક સ્થળે દાખલ કરી દીધા છે, અને એ જ આપણે [illegible]તાં

* तेज क्षमा वानैकान्त कालज्ञस्य महीपते ।
नैकमोज प्रसादो वा रसभावविद कवे ॥
नालम्बते दैष्टिकता न निषीदति पौरुषे ।
शब्दार्थौ सत्कविरिव द्वय विद्वानपेक्षते ॥
स्थायिनोऽर्थे प्रवर्तन्ते भावाः सचारिणो यथा
रसस्यैकस्य भूयासस्तथा नेतुर्महीभृत ॥

વામન અને મમ્મટ જેઓ માઘમાંથી ઉદાહરણો લે છે તેમના લેખમાં પણ જોઇએ છીએ.

ઈ.સ.સાતમા સૈકાથી આપણા ઇતિહાસની ભૂમિ વધારે દૃઢ થાય છે. આ સમયનું જૂનામાં જૂનું કાવ્ય જૈન વિદ્વાન ધનેશ્વરસૂરિએ શીલાદિત્ય રાજાના વખતમાં રચેલું शत्रुञ्जय माहात्म्य નામનું છે. પણ એ શતકને દીપાવનાર કૃતિ તો મહાકવિ ભટ્ટિની છે. એ કવિએ વલભીપુરમાં શ્રી ધરસેન રાજાના વખતમાં रावणवध નામનું બાવીસ સર્ગનું મહાકાવ્ય રચ્યું છે જે भट्टिकाव्य ને નામે સુપ્રસિદ્ધ છે. ગ્રન્થનો ઉદ્દેશ પાણિનિનાં સૂત્રોનાં ઉદાહરણો આપવાનો છે, પણ તે ઉદાહરણો રામાયણની કથામાં ગૂંથી કાવ્યના આનન્દ સાથે વ્યાકરણનું શિક્ષણ જોડ્યું છે. ગ્રન્થને અન્તે કવિ કહે છે :

" दीपतुल्यः प्रबन्धोऽयं शब्दलक्षणचक्षुषाम् ।
हस्तादर्श ( मर्ष ) इवान्धाना भवेद् व्याकरणादृते ॥ "

જેઓને શબ્દશાસ્ત્રની અર્થાત્ વ્યાકરણની દૃષ્ટિ પ્રાપ્ત થઈ છે તેમને આ પ્રબન્ધ દીવા જેવો છે, અને વ્યાકરણ ન જાણવાથી જેઓ આંધળા કહી શકાય તેમને માટે તો 'આંધળાના હાથમાં આરસી' આપવા જેવું છે—हस्तामर्ष (र्श) પાઠ લઇએ તો—હસ્તસ્પર્શથી આંધળાને પદાર્થોનો પરિચય કરાવીએ છીએ, તેમ અત્રે વ્યાકરણના તેજ વિના કાવ્યના સ્પર્શ માત્રથી તેતે પદોનો પરિચય કરાવાય છે. પરંતુ આમ વ્યાકરણશિક્ષાને પ્રધાન ઉદ્દેશ તરીકે બતાવી, કવિ પોતે જ પોતાના કાવ્યને અન્યાય કરે છે: કારણકે કેટલાક ભાગમાં કવિએ રસને બિલકુલ ક્ષતિ પહોંચાડ્યા વિના બહુ સહજ રીતે વ્યાકરણના ઉદાહરણો ગોઠવી દીધાં છે, અને થોડાક સર્ગો રસ અને અલંકારના ઉદાહરણથી પણ મનોહર અને સુશોભિત કર્યા છે, તેમજ શરદ્ ચન્દ્રોદય વગેરેના વર્ણનો તથા નીતિશાસ્ત્રના ઘણા સંવાદો પ્રથમ પંક્તિના સંસ્કૃત કવિઓમાં ભટ્ટિની ગણના કરાવે તેવા છે. છેલ્લા સર્ગમાં રામ અને સીતા અયોધ્યા પાછા વળે છે એ વર્ણનમાં તેમ જ

' तप्तेन तप्तस्य यथायसो नः
सन्धिः परेणास्तु विमुञ्च सीताम् '

સરખી પંક્તિઓમાં આપણને કાલિદાસના ભણકાર સંભળાય છે, અને એ 'કવિકુલગુરુ'ના [illegible] સમય સુધીમાં ગુજરાતમાં પ્રવેશ કર્યો હશે, તથા ભટ્ટિના અને પ્રવરસેનના [illegible] છે અને બંનેનું નામ रावणवध છે એ જોતાં પ્રવરસેનની કીર્તિ પણ [illegible] ચૂકી હશે એમ લાગે છે. આ વાત ઉપર ભાર મૂકવામાં મારું તાત્પર્ય ગુજરાત [illegible] ગુજરાત અને પંજાબ અને કાશ્મીર વચ્ચે આ સમયમાં અને તેથી કાંઈક એમ બતા[illegible] આવતો, ઉત્તર હિન્દુસ્તાન ગુપ્તવંશ રાજાઓની આણ ગુજરાત ઉપર પહેલા પુષ્[illegible] ને ગુર્જર લોક પંજાબમાંથી અને આવ્યા કહેવાય છે ઇત્યાદિ અતિ- પણ ફરી વળ[illegible]

* हस्ताद[illegible] પૂરો હોય તો આપણી ' આંધળાના હાથમાં આરસી ' એ કહેવત ગુજરાતમાં જ[illegible] જૂની થઈ જાય છે.

હાસિક વસ્તુસ્થિતિને ભટ્ટિના કા[illegible] ટેકો મળે છે. વળી આ જ અરસામાં ( ઈ. [illegible] ૬૦૩ માં ) ગુજરાતનો રાજકું[illegible] જઈ વસ્યાની જાવામાં દંતકથા ચાલે છે, ગુજરાત–સિન્ધથી જાવા જવાન[illegible] લંકાદ્વીપ થઈને જતાં, એ વિચારીએ છીએ [illegible] ભટ્ટિને રાવણવધનો વિષય પોત[illegible] માટે કેમ સૂઝ્યો હશે એનો, પણ સહજ [illegible] થઈ જાય છે.

ઈ. સ. ૮–૯ સદીમાં [illegible] અને દસમીમા उपमितिभवप्रपञ्चना [illegible] શિવાય ગુજરાતના સંસ્કૃત સા[illegible]ઈ મ્હોટાં નામ સભળાતાં નથી.

ઈ. સ. ૭ મા સૈકાના [illegible] સેન મહારાજના દાનપત્રમાં ' वप्पभट्ट[illegible] નામ છે, તેથી જણાય છે કે [illegible]માં ' ભટ્ટિ ' નામ ગુજરાતમાં ઘણું પ્રચલિત હશે. 'वप्पभट्टिसूरि ' માં वप्प એ [illegible]ને भट्टि એ પિતાનુ નામ છે, અને ભટ્ટિએ પંચાલ દેશના વતની હતા એમ કહેવ[illegible] કિંવદન્તીમાં સત્ય હોય તો મહાકવિ ભટ્ટિ વિષેના ઉપલા નિરૂપણમાં ગુજરાત [illegible] વચ્ચે જે સંબન્ધ બતાવ્યો છે તેને આ પ્રમાણથી અધિક પુષ્ટિ મળે છે. [illegible] તેમ સિદ્ધર્ષિ અને માઘ કાકા કાકાના છોકરા કહેવાયા છે પરંતુ માઘનો સમય [illegible] ઠી મહી માનીએ તો સિદ્ધર્ષિ તે માઘના પીતરાઈ વંશમાં થએલ હશે એટલુ જ[illegible] અનુમાન કાઢી શકાય. उपमितिभवप्रपञ्च એ શ્રીપ્રભાચન્દ્ર કહે છે તેમ ખરેખર [illegible]' ' સુબોધકવિત્વપૂર્ણ ' અને ' વિદ્વજ્જનોના મસ્તકને હલાવે ' એવી મહાકથા છે. [illegible] ૮–૯–૧૦ બલ્કે ૧૧ મી સદી એટલા ચારસેં વર્ષના કાળમહોદધિમાં આવી બે ત[illegible]દીવાદાંડી સિવાય આપણને અધિક પ્રકાશ પથરાએલો નજરે પડતો નથી. પરંતુ એ[illegible]ને કારણ છે કે આ પ્રદેશમાં એક વખતે તેજથી છવાએલી અનેક દ્વીપોની મા[illegible]સી હોવી જોઈએ જે અત્યારે કાળસમુદ્રના પાણીમાં ડુબી ગઈ છે. આ સમયમાં [illegible] અને ઉત્તર ગુજરાત પછી સાહિત્યસેવા માટે દક્ષિણ ગુજરાતનો વારો આવ્યો હશે [illegible]ગે છે.

ઈ. સ. છઠ્ઠા સૈકાના [illegible]ડી ' काव्यादर्श ' મા વૈદર્ભી અને ગૌડી વિષયમતિઓ કહે છે. આઠમા સૈકાના અ[illegible] વામન વૈદર્ભી ગૌડી અને પાંચાલી એથી [illegible] ગણાવે, છે. અને ઈ. ૧૧ સૈકાના [illegible] થએલા सरस्वतीकंठाभरणના કર્તા ભોજરાજે એમાં લાટી અવન્તિકા અને માગધ[illegible]ીઓ ત્રણ ઉમેરે છે. આ લાટી ક્યાંથી આવી ? અનુમાન કરવું યોગ્ય છે કે આઠ[illegible] અગીઆરમા સૈકાની વચ્ચે લાટ દેશ (દક્ષિણ ગુજરાત) માં ઘણાં કવિરત્નો થયાં [illegible]કે તો " लाटी " એવી વિશિષ્ટ રીતિનું નામ ઉત્પન્ન થયું ન હોત. ૧૧ મા [illegible] ઉત્તરાર્ધમાં ' काव्यप्रकाश 'કાર મમ્મટ પોતાના સ્વદેશબન્ધુ વામનને અનુસરીને રી[illegible]ણ જ ગણાવે છે, પણ ' लाटानुप्रास ' નામે અનપ્રાસ વગેરેનો ઉલ્લેખ છે.

" अध्वरविधौ पटीयान् आमटनामा ततोऽभवत्तनयः—"

ઇત્યાદિ તે જ સમયના ગુજરાતના એક બ્રાહ્મણકુટુમ્બની વંશાવળિના "આમટ" નામથી આપણે જાણીએ છીએ.

ઉવટના જ વખતના અને એમના જ ગામના ચાદ્વિવેદ નામે એક બીજા વિદ્વાને 'नीतिमञ्जरी' નામે ગ્રન્થ ઈ. સ. ૧૦૫૪ માં પૂરો કર્યો. આ ગ્રન્થમાં 'વેદમાંની પ્રાચીન ઇતિહાસની કથાઓ નીતિ–ધર્મના ઉપદેશ અર્થે' શ્લોકબદ્ધ કરીને વર્ણવી છે.* પૂર્વોક્ત ઉવટ અને ઘાદ્વિવેદ બંને વેદના જગપ્રસિદ્ધ ભાષ્યકાર સાયણાચાર્યથી પ્રાચીન છે. અને સાયણાચાર્ય અને ઘાદ્વિવેદના ગ્રન્થોમાં જે સમાન ભાગ નજરે પડે છે તે ઘાદ્વિવેદની કીર્તિ ત્રણસો વર્ષમાં ક્યાં સુધી પહોંચી હતી એનો પુરાવો છે. (ઘણું કરીને આ વ્યાખ્યાનમાંનો) વિષ્ણુ નામે शालायनपद्धतिના કર્તાની વંશાવળિમાં એક જાણવા જોગ હકીકત છે. એ ગ્રન્થકર્તા કહે છે કે એના પૂર્વજો ઘણા વિદ્વાન હતા, અને એમાંના એક વિદ્વાન વામન નામના તે દેશાન્તરેથી ઘેર આવ્યા ત્યારે અદૃષ્ટ ગ્રાત્ પોતાનું આખુ કુટુમ્બ નાશ પામી ગએલુ જોયું. પોતે ૫૫ વર્ષના હતા છતાં વિદર્ભ દેશથી એક કન્યા પરણી લાવ્યા અને એમનો વેલો ચાલ્યો!

ઈ. સ. ૧૧ મા શતકના ઉત્તરાર્ધથી પાછો લૌકિક વાઙ્મયનો પ્રાદુર્ભાવ થાય છે. ઈ. સ. ૧૦૮૯ થી ૧૧૭૩ એ વર્ષો 'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રના તેજથી દેદીપ્યમાન છે. આ જૈન આચાર્યના કોષ વ્યાકરણ અલંકાર ચરિત સ્તુતિ આદિ વિષયના અનેક ગ્રન્થો સુપ્રસિદ્ધ છે જેનું નિરૂપણ અવકાશને અભાવે આ સ્થળે છોડી દેવું પડશે. એટલું જ કહેવું બસ છે કે સંસ્કૃત જેવા ગ્રન્થો ગુજરાતીમાં રચીને પ્રેમાનન્દે જેમ ગુજરાતી ભાષા દીપાવી તેમ હેમચન્દ્રાચાર્યે જૈન શાસ્ત્રોમાં બ્રાહ્મણ જેવા ભાષા અને સાહિત્યના ગ્રન્થોની જે ખોટ જણાતી હતી તે પૂરી કરવા शब्दानुशासन, काव्यानुशासन વગેરે રચ્યાં. એ ગ્રન્થો જો કે અનુકરણની અભિલાષામાંથી ઉદ્ભવ્યા છે, તથાપિ અર્વાચીન સમયના જૈન ગ્રન્થોમાં તે યોગ્ય રીતે પ્રથમ પદ ભોગવે છે. હેમચન્દ્રાચાર્ય ધર્મ અને તત્ત્વજ્ઞાનના પણ બેશક સારા વિદ્વાન હતા, અને તે વિષયના પણ द्वात्रिंशिका વગેરે એમના કેટલાક ગ્રન્થો છે, પરંતુ જૈન વાઙ્મયને એમની ચિરસ્થાયી સેવા તો આ વિષય કરતા ભાષા અને સાહિત્ય વિષયમાં વધારે થઈ છે–એમાં સંશય નથી. સંસ્કૃત ભાષા ઉપર એમનો હાથ કેવો સફાઈથી અને સરળતાથી

---

* " विलोक्य संहितामध्ये इतिहासान् पुरातनान् ।
कृता वै धर्मसंयुक्ता श्लोकैर्बद्धा सुबुद्धिदा ॥
अध्येया चार्थदा विप्रैर्धर्मिष्ठैः सत्यवादिभिः ।
अल्पप्रज्ञेन कृता यस्माच्छोधनीयोरुबुद्धिभिः ॥
वेददृष्टान्तरूपेयं द्याद्विवेदकृता शुभा ।
नीतिधर्मपरा रम्या सेतिहासकथात्मिका ॥ "

ફરતો, એમનુ કવિત્વ કેવુ મધુર હતું, એ ' त्रिषष्टिशलाकापुरुषचरित्र ' વગેરે ગ્રન્થોની શૈલી અલંકારક'પના વગેરે જોતા જણાય છે એ વિદ્વાનના કુમારપાળ રાજા સાથેના અને એની સભાના બીજા બ્રાહ્મણ વિદ્વાનો સાથેના પ્રસગો સુપ્રસિદ્ધ છે

હેમચન્દ્રાચાર્યની સાથે તેમ જ એમની આગળ પાછળ બીજા જૈન વિદ્વાનો પણ થય છે અને એમણે જૈન ધર્મશાસ્ત્રમા સારો શ્રમ કર્યો છે પરતુ એ ચન્દ્રના તેજ આગળ તારાઓનું તેજ ઝાંખુ પડી ગયુ છે

હે[illegible]ન્દ્રના વખતમા શરૂ થએલી સાહિત્યવિષયક પ્રવૃત્તિ એમના પછી પણ ચાલુ રહી છે એમના [illegible]કાલીન વાગ્ભટે અણહિલપુરપાટણમા वाग्भटालङ्कार લખ્યો છે હેમચન્દ્રાચાર્યના કા[illegible] કર્તા એ નાનો ગ્રન્થ છે, પણ તે પણ બહુધા काव्यानुशासनની પેઠે काव्यप्रकाशनી જ પદ્ધતિ અનુસરે છે એ જોતા આ વખતે કાશ્મીરી વિદ્વાન મમ્મટે ગુજરાતમા કેટલી પ્રતિષ્ઠા મેળવી હશે એનો પણ ખ્યાલ આવે છે *

ઈ સ ૧૩ મો સૈકો સોમેશ્વરદેવ, નાનાક પડિત, સુભટ, અરિસિહ, અમરચન્દ્રસૂરિ વગેરે સમકાલીન કવિઓના તેજથી ઉજ્જવળ દીપે છે આ યુગ સાહિત્યના વિકાસનો હતો કુમારપાળ, ભીમદેવ, લવણપ્રસાદ, વીરધવલ, વીશળદેવ, વસ્તુપાળ, તેજપાળ વગેરે સાહિત્યના શોખીન ઉત્તેજક હતા ભોજ અને વિક્રમરાજાની સભામા જેમ કવિમડળો મળતા તેમ આ સમયમા ગુજરાતના રાજાઓની સભાઓ પણ વિવિધ દેશના કવિઓની ચાતુરી બતાવવાનુ સ્થાન હતુ અનેક ન્હાના મ્હોટા કવિઓ ત્યા એકઠા થતા, પરસ્પર સ્પર્ધા કરતા, અને જ્યા કવિતા અઢળક દ્રવ્ય પ્રાપ્ત કરવાનુ સાધન હતી ત્યા ' काव्यचौर 'નો પણ અભાવ ન હોય એ સ્વાભાવિક છે [1] આ મડળનો પ્રધાન કવિ સોમેશ્વરદેવ પોતાને 'ગૂર્જરેશ્વર પુરોહિત' એવુ વિશેષણ લગાડે છે, અને પોતાના વંશની હકીકત ' सुरथोत्सव ' નામના પોતાના કાવ્યને અન્તે આપે છે

એમના વંશમા ગુર્જરરાજની પુરોહિતિ કેટલીક પેઢીઓથી ચાલતી આવતી હતી વડ

---

* આ જ સમયના ભૌમક નામના એક કાશ્મીરી કવિએ ભટ્ટિની માફક એક વ્યાકરણ કાવ્ય રચ્યુ છે ગ્રન્થને અન્તે એ કવિનું સ્થાન કાશ્મીરમા ' शारदादेशान्तर्गत वलभी ' જણાવ્યુ છે કાઠીઆવાડમા પણ શારદાપીઠ અને વલભી છે એ સામ્ય આશ્ચર્યજનક છે

1 रसप्रधान कविताविताननिर्माण्या न मान्या कवयो भवन्ति ।
तेजोविशेषान् मणयोऽर्हणीया भवन्ति न प्रस्तरवत् प्रथिम्ना ॥
परस्य काव्य स्वमिति ब्रुवाणो विज्ञायते यैरिह काव्यचौर
विलोक्य माणिक्यमयोग्यहस्ते प्रयाति को नाम वदेतदस्य ॥"

નગરમાં 'ગુલેચા '* કુળમાં સોલશર્મા નામે એક વિદ્વાન બ્રાહ્મણ હતા. તેમણે પ્રયાગમાં સોમયાગ કર્યો હતો અને મૂળરાજે એમને રાજ્યપુરોહિત સ્થાપ્યા હતા. એમના વંશજોએ વખતોવખત રાજ્યની લડાઈમાં, યજ્ઞમા, તેમ જ મન્ત્રિસ્થાને સેવા બજાવી હતી. સોમેશ્વરના પિતા કુમારે અજયપાળ રાજાને રણક્ષેત્ર ઉપર મૂએલો જીવતો કર્યો કહેવાય છે. એ રાજાએ ગ્રહણ વખતે રત્નરાશિનું દાન આપવા માંડ્યુ તે તેણે ન લીધુ અને મૂળરાજના વખતમાં એક ભારે દુકાળ પડેલો તે વખતે રૈયતનો કર એણે માફ કરાવ્યો હતો.+એમનાં પત્નીનુ નામ લક્ષ્મી અને ત્રણ પુત્રોમાંનો મધ્યમ તે સોમેશ્વરદેવ. ભીમદેવ વીરધવલ તથા વીસલદેવ રાજાના વખતમાં એ પુરોહિત સ્થાને હતા અને અડધા પ્રહરમાં એમણે એક નાટક રચી કાઢ્યું હતું એવી એમની શીઘ્રકવિત્વની શક્તિ હતી.

સુરથોત્સવ કાવ્યનો વિષય માર્કંડેયપુરાણાન્તર્ગત પ્રસિદ્ધ ચંડી-આખ્યાનમાંનો લીધો છે; થ રાજાએ પોતાનુ ખોએલુ રાજપાટ દેવીની કૃપાથી કેવુ પાછું મેળવ્યું એ એ આખ્યાનનો .ય છે, અને તેને અંગે મહાકાવ્યમા અવશ્ય ગણાતા સર્વઋતુ વસન્ત-ચન્દ્રોદય-પર્વત (હિમાલય) વગેરેના વર્ણન પણ દાખલ કર્યા છે. ઉપમા ને ઉત્પ્રેક્ષા આદિ અલકારો મનોહર કલ્પ્યા છે, અને માઘ ભારવિ વગેરે પૂર્વ કવિઓને અનુસરી શબ્દાલકારના વિવિધ બન્ધો અને ચમત્કારો પણ દર્શાવ્યા છે.

આરમ્ભમા કવિ વાલ્મીકિ વ્યાસ ગુણાઢ્ય સુબન્ધુ કાલિદાસ માઘ અને મુરારિ એટલા પૂર્વ કવિઓની પ્રશંસા કરે છે, તેમાં કાલિદાસ માટે તો કહે છે કે—

"श्रीकालिदासस्य वचो विचार्य नैवान्यकाव्ये रमते मतिर्मे।
किं पारिजातं परिहृत्य हन्त भृङ्गालिरानन्दति सिन्धुवारे" ॥

કાલિદાસની કવિતાની આ કદર એના પ્રસાદના અનુકરણથી સાર્થક બને છે. સોમેશ્વરદેવનુ બીજું કાવ્ય 'कीर्तिकौमुदी' એ એના સમયના ગુજરાતના ઇતિહાસ ઉપર સારો પ્રકાશ પાડે છે. એનુ ગુજરાતી ભાષાન્તર ગુ વ સોસાઇટિએ સાક્ષરશ્રી વલ્લભજી હરિદત્ત આચાર્ય પાસે કરાવ્યું છે એટલે એ સબન્ધી અધિક વિસ્તરની જરૂર નથી માત્ર એના મગલાચરણમાં સુરથોત્સવમાં જણાવેલા કવિઓ ઉપરાંત ભારવિ બાણ ધનપાલ બિહલણ હેમસૂરિ નીલકંઠ પ્રહ્લાદન સુભટ હરિહર અને યશોવીરનાં નામ વિશેષ ગણાવ્યા છે, અને ગુણાઢ્ય સુબન્ધુ

*નાગરોના લગ્નપ્રસગે વિદાયગીરી વખતે કરવામાં આવતા કુલોચ્ચારમા આજે પણ આ 'ગુલેચા' નામ આવે છે એ જાણવા જેવું અને અધિક જિજ્ઞાસા પ્રેરે એવું છે.

+ "अरुन्धतीव कान्तास्य पत्युराज्ञामरुन्धती ।
अभूदभिधया लक्ष्मीः साक्षाल्लक्ष्मीरिव क्षितौ ॥
विलोक्य दुष्कालवशेन लोकं कङ्कालशेषं सविशेषशोकः ।
श्रीमूलराजं दलितारिराजमचीकरत्तत्करमोचनं यः ॥"

અને સુરાગિનાં મૂકી દીધાં છે. સોમેશ્વરના પોતાના સમયમાં કેટલાક નવીન કવિઓની કદર થવા માંડી હતી એમ આ યાદી ઉપરથી જણાય છે. જૈન–બ્રાહ્મણ વચ્ચેનો ભેદ ભૂલાઈ જઈ હેમચન્દ્રની વાણી કેવી લોકપ્રિય થઈ હશે એ પણ એમના વિષેના શ્લોક થકી જણાય છે. વળી જૈન મન્ત્રી પણ બ્રાહ્મણોને દાન આપતા એવો એ બે ધર્મના અનુયાયીઓનો પરસ્પર પ્રીતિભર્યો સંબન્ધ હતો એમ દેખાય છે.*

આ કાવ્યમાં સ્થળે સ્થળે ઘણાં મનોહર વર્ણનો છે. પરન્તુ સૌથી રસિક અને અપૂર્વ કલ્પના તો લવણપ્રસાદનું સ્વપ્નું છે–જેમાં શ્વેત ચન્દ્ર જેવા મુખવાળી ગુર્જરરાજ્યલક્ષ્મી, શ્વેતચન્દન લગાવીને, શ્વેત વસ્ત્ર પહેરીને, શ્વેતમાળા હાથમાં ધરીને, રાજસમીપ આવે છે અને રાજાના પ્રશ્નના જવાબમાં—

"हे वीर वैरिध्वजिनीगजेन्द्र गण्डस्थलीमण्डनखण्डचण्ड ।
प्रसर्थिमार्थेन कदर्थ्यमाना जानीहि मां गूर्जरराज्यलक्ष्मीम् ॥
दिवं गतास्ते वत गूर्जरेन्द्रास्ते कुञ्जरेन्द्राश्च हताः सपत्नैः ।
येषां क्षमामृद्दलनक्षमेषु भुजेषु दन्तेषु च मे निवासः" ॥

ઇત્યાદિ કરુણ–વીર આદિ અનેક રસસભિત ઉત્તર દે છે.

પ્રહ્લાદનદેવે શ્રી ભોજ અને મુંજ સંબન્ધી એક કરુણરસપ્રધાન કથા રચ્યાનું સોમેશ્વર કહે છે, પરન્તુ તે કથા કે પ્રહ્લાદનદેવના બીજા ગ્રન્થો હાથ લાગતા નથી. પણ આ પંડિત જે સોમેશ્વરના પિતાના ગુરુ થાય તે અત્યન્ત પરોપકારપરાયણ પુરુષ હશે એમ સોમેશ્વરના એક વચનથી જણાય છે.+ સોમેશ્વર જે સુભટકવિનો ઉલ્લેખ કરે છે. તેમનું રચેલું દૂતાङ्गद નામે એક અતિ લઘુ નાટક વાચવા જેવું છે. દેવ શ્રીકુમારપાલદેવના મેળામાં મહારાજાધિરાજ ત્રિભુવનપાલની પરિષદ્‌ની આજ્ઞાથી આ નાટક ભજવાય છે એમ આરંભમાં સૂત્રધાર જાહેર કરે છે. માત્ર એક જ અંકનું આ નાટક છે, અને તેમાં પણ રાજશેખર ભર્તૃહરિ આદિ પૂર્વના કવિઓમાંથી કાંઈક કાંઈક લીધું છે—છતાં આ કવિ માટે સોમેશ્વર કહે છે કે—

"सुभटेन पदन्यासः स कोऽपि समितौ कृतः ।
येनाधुनाऽपि धीराणां रोमाञ्चो नापचीयते ॥"

---

* नानयं भक्तिभाजेमौ नेमौ शङ्करकेशवौ ।
जैनोऽपि य सर्वेशानां दानाम्भः कुरुते करे ॥

\+ वैदुष्यं विगताश्रयं श्रितवति श्रीहेमचन्द्रे दिवं ।
श्रीप्रह्लादनमन्तरेण विरतं विश्वोपकारव्रतम् ॥

દૂતાઙ્ગદમાંના કેટલાક શ્લોકને આ પ્રશંસા લાગુ પાડી શકાય એવી છે ખરી, પરંતુ અત્રે તેમ જ અન્યત્ર પણ 'કવિપ્રવર' માં એમની ગણના થઈ છે તે માટે તો આ લઘુ નાટક કરતા કાઈક વધારે મહત્ત્વની કૃતિ હોવી જોઇએ એમ લાગે છે.

તે જ સમયના બીજા એક ગુર્જર સસ્કૃત કવિ નાનાકપણ્ડિત હતા વડનગર પાસેના એક ગામમા કપિષ્ઠલ ગોત્રના એક કુળમાં એ જન્મ્યા હતા. ઉપર સોમેશ્વરની નાતા લક્ષ્મી વિષે જેમ કહેવામા આવ્યું તેમ એમના કુળમા અને કુટુમ્બમા અનેક સન્નારીઓ થઈ છે.* એ 'કવિ પડિત' જ્ઞાતિએ નાગર, શ્રીમાન્, અને વેદ રામાયણ ભાગ્ત નાટક અલકાર આદિ વિષયોમા ઘણા નિપુણ હતા એમનુ એક કાવ્ય ઉપલબ્ધ થતુ નથી, પણ એમ કહેવાય છે કે વીસલદેવ રાજાની સભામા જ્યારે અમરચન્દ્રસૂરિ આવ્યા તે વખતે ગૂર્જરેશ્વર પુરોહિત સોમેશ્વરદેવ, વામનસ્થલીના કવિ સોમાદિત્ય કૃષ્ણનગરના કમલાદિત્ય, તથા વીસલનગરના નાનાકપડિત બેઠા હતા. તેમા જુદા જુદા કવિઓએ અમરચન્દ્રને જે સમસ્યા પૂછી તેમા નાનાકપડિતની—'ગીત न गायतितरा युवतिर्निशासु'ની પૂર્તિમા અમરચન્દ્રે કહ્યું—

**श्रुत्वा ध्वनेर्मधुरतां सहसावतीर्णे भूमौ मृगे विगतलाञ्छन एव चन्द्रः ।**
**मागान् मदीयवदनस्य तुलामतीव गीतं न गायतितरां युवतिर्निशासु ।**

તાત્પર્ય કે હુ ગાઇશ તો આ ચન્દ્રમાનો મૃગ તે સાભળવા નીચે ઉતરી આવશે, અને આમ મૃગલાછનથી મુક્ત થઇને ચન્દ્ર મારા મુખની બરાબરી કરી શકશે તેથી એ સ્ત્રી રાત્રે ગાતી નથી!

આ પ્રસગે અમરચન્દ્રસૂરિએ કુલ ૧૦૮ સમસ્યા પૂર્યાનુ કહેવાય છે એ અણહિલપુર પાટણ પાસેના વાયટ યા વાયટ ગામના કવિ શ્રી જિનદત્તસૂરિ નામે જૈન આચાર્યના શિષ્ય હતા એમનો મુખ્ય ગ્રન્થ બાલભારત નામે કાશ્મીર કવિ ક્ષેમેન્દ્રકૃત—ભારતમઞ્જરીની તરેહનો ગ્રન્થ છે આ બાલભારતમા રાજશેખરના એ જ નામના નાટક જેટલી અપૂર્વતા નથી, તેમ ક્ષેમેન્દ્રની કૃતિ સાથે બરાબરી કરી શકે એટલુ તે તેજસ્વી નથી

* "प्रेमेव महसा परयुज्यास्तेनेवामृतदीधिते ।
तस्यासाद्धितमन्ताया सीतेति सहचारिणी ॥
सज्जनीतिगृहिणी गृहाम्बुधेस्तस्य भूरिगुणरत्नभूषणा ।
सर्वकालमवलोकत स्म या भर्तृपादमुखदर्पणे मुखम् ॥
लक्ष्मीरमुष्य पत्नी द्वितीयमह बहिश्चरा प्राणा ।
विमलकुलद्वयभूषा प्रत्यूषाम्भोजमञ्जुमुखी" ॥

આ સર્વ નાગરી નાતની સન્નારીઓના—એમના પતિની સાથે સાથે થતા, પ્રેમ અને ગુણના વખાણ વાચી આ સર્વ પડિતો અને કવિઓના ગૃહસસારના સુખનો પણ ખ્યાલ આવે છે.

પણ કાવ્યકલ્પલતા, છન્દોરત્નાવલી, કલાકલાપ વગેરે અનેક સાહિત્યગ્રન્થો કરીને એમણે પોતાના સમયમાં ઘણી પ્રતિષ્ઠા મેળવેલી જણાય છે. કવિએ સરસ્વતીની ઉપાસના કરી હતી અને એકવીસ દિવસના વ્રતને અન્તે મધ્ય રાત્રે આકાશમાં ચન્દ્રબિમ્બ પ્રકાશતું હતું તેમાથી ભારતી પોતે ઉતરી આવ્યાં અને કરકમંડલુમાંથી અમરને જળ પાયું અને વરદાન આપ્યું કે તું સિદ્ધ કવિ થા અને સર્વ નૃપતિથી માન મેળવ એવી કિંવદન્તી છે. બાલભારતમાં પ્રભાતવર્ણનના એક શ્લોકમાં વેણીને કૃપાણ (કામદેવની તરવાર) સાથે સરખાવવાથી 'वेणीकृपाणोऽमरः' એવું બિરુદ એમને મળ્યું છે. આ કવિ જૈનધર્મી હોઈ એમણે કેટલાક જૈન ગ્રન્થો પણ રચ્યા છે. પરંતુ બ્રાહ્મણ ધર્મ ઉપરનો એમનો નૈસર્ગિક ભાવ બાલભારતના દરેક સર્ગના આરંભમાં કરેલી વ્યાસજીની સ્તુતિમાં સ્પષ્ટ દીસી આવે છે.*

ઈ. સ. ૧૧૬૦ માં माणिक्यचन्द्रे કાવ્યપ્રકાશ ઉપર सङ्केत નામે ટીકા લખી, અને આ સમયને અન્તે (ઈ. સ. ૧૨૯૪), जयन्त નામે એક વિદ્વાને जयन्ती નામે ટીકા લખી છે. એ બંને ટીકાની મહત્તા એ છે કે કાવ્યપ્રકાશ ઉપર ઘેરે ઘેર ટીકાઓ લખાઈ છે તેમાં સૌથી જૂનામાં જૂની ટીકા सङ्केत છે, અને ત્યારપછીની બીજી છોડીને ત્રીજી તે जयन्ती છે. सारसमुच्चय નામની ટીકાનો લખનાર રત્નકંઠ સર્વ ટીકાઓમાં આ जयन्तीને મુખ્યપદ આપે છે. વળી તે જ વખતનો બીજો એક પ્રખ્યાત ગ્રન્થ મલ્લિષેણસૂરિની स्याद्वादमञ्जरी નામની હેમચન્દ્રાચાર્યની अन्ययोगद्वात्रिंशिका ઉપર કરેલી ટીકા છે. એ જૈન તત્ત્વજ્ઞાનનો ગ્રન્થ મલ્લિષેણે અનેક બ્રાહ્મણ દર્શનોના ગ્રન્થો અવલોકીને લખ્યો છે. ગ્રન્થ બુદ્ધિવૈભવથી અંકિત છે

જૈન ગ્રન્થકારોએ ચરિત્રો લખવાની પદ્ધતિ વિશેષ પ્રચલિત કરી છેઃ લગભગ પોતાના સમયના ભોજ કુમારપાલ જેવા રાજાઓ, વસ્તુપાલ તેજપાલ જગડૂશા જેવા શ્રીમંતો અને માઘ વગેરે કવિઓના ચરિત્રોમાં તેઓએ સારો રસ લીધો છે—અને હેમચન્દ્રાચાર્યના સમયથી ઉદ્ભવેલી આ પ્રવૃત્તિના ઉદાહરણોમા ચૌદમા સૈકાના 'प्रबन्धचिन्तामणि'કાર મેરુતુંગાચાર્ય વગેરે ગણાવી શકાય.

### ત્રીજો યુગ (ઇ. સ. ૧૭–૧૮ શતક.)

આ સમય છોડીને ઈ. સ. ૧૭–૧૮ શતકે પહોંચતાં સુધી अचल द्विवेदीના निर्णयदीपक જેવા કે જૈન ધર્મશાસ્ત્રના છૂટા છવાયા લેખ સિવાય સસ્કૃત વાઙ્મય વધારવામાં ગુજરાતે કાંઈ શ્રમ લીધો જણાતો નથી. ઈ. સ. ૧૭ મા સૈકાના આરંભ પછી થએલા देवविमलगणि નામે જૈન પંડિતે हीरसौभाग्य નામે સત્તર સર્ગનું એક મહાકાવ્ય લખ્યું છે. એ કાવ્ય હીરવિજયગણિની યાત્રા અને ધર્મપ્રવર્તન સબન્ધી છે. હીરવિજયગણિએ ઈ. સ.

---

* ओंकारां यः सदावैत्रवर्णोदीशसर्योमय ।
व्यासनिःश्वसितान् वेदान् पायाद्व्यासमुनिः स नः ॥

૧૫૯૫ માં દેહ છોડયો એમ લખે છે તેથી ત્યાર પછીનું આ કાવ્ય છે એ સ્પષ્ટ છે, પણ એની ચોકસ સાલ અત્યારે નક્કી કરી શકાતી નથી. મહાવીરસ્વામીની પટ્ટપરંપરાના આચાર્યોનું એક સર્ગમાં વર્ણન આપ્યું છે, તથા જૈન ધર્મનાં વ્રત, દહેરાં વગેરેને લગતી બીજી ઘણી હકીકત અંદર સમાવી છે. પણ આ જમાનાના સામાન્ય વાચકને રસ ઉપજાવનાર વસ્તુ તો હીરવિજયજીએ અકબર પાદશાહની સભામાં મેળવેલું માન, એમના ઉપદેશથી ગુજરાતમાં જજીયા વેરાની કરવામાં આવેલી માફી, તથા એમની મુસાફરીમાં એમણે જોએલાં શહેરો–નદીઓ–ડુંગરોનાં વર્ણનો તથા તે તે સ્થળોનાં સંસ્કૃત નામ વગેરે છે. આ જૈન આચાર્ય ઉત્તરે દિલ્લી અને કંદહાર સુધી, દક્ષિણે ખાનદેશ અને વરાડ સુધી અને કાઠીઆવાડમાં દીવ અને ઊના સુધી ફર્યા હતા. ગુજરાતના વર્ણનમા આ સ્વદેશાભિમાની કવિ કહે છેઃ—

> तद्दक्षिणार्धे सुरगेहगर्वसर्वंकषो गूर्जरनीवृदास्ते ।
> श्रियेव रन्तुं पुरुपोत्तमेन जगत्कृताकारि विलासवेश्म ॥
> अशेषदेशेषु विशेषितश्रीर्यो मञ्जिमानं वहते स्म देशः ।
> आक्रान्तदिक्चक्र इवाखिलेषु वसुन्धराभर्तृषु सार्वभौमः ॥

એમાં 'આનન્દપુર' 'બૃહન્નગર'=વડનગર, તારંગાનો ડુંગર, આદિથી માંડીને વર્ણન ચાલે છે. એક સ્થળે 'ઝંઝુવાડા'ના સૂર્યદેવની પ્રતિમાનો ઉલ્લેખ આવે છે. સાભ્રમતી અને એના કાંઠાની ભૂમિના ડુંગરો, ડાંગરના ક્યારડાઓ, અને એમાં શોભતાં પક્ષીઓ-સારસો–ગાયો વગેરેનાં બહુ સુન્દર વર્ણનો છે. ગુર્જર દેશનું 'અહમ્મદાબાદ' તે મુખ અને મ્હોટુ પાટણ અને ખંભાત ('સ્તંભતીર્થ') તે કુંડલ એમ ઉપમા કલ્પી છે.* 'રાજનગર' (અમદાવાદ)થી અણહિલ્લપુર પાટણ જતાં રસ્તાની 'કુજભૂમિ' વિવિધ છન્દોનાં નામદ્વારા વર્ણવી છે.[1]

રસ્તામાં ઝાડ ઉપર ઉડતાં પોપટનાં ટોળાંઓ પણ કવિના લક્ષ બહાર ગયાં નથી. 'ભિલ્લપલ્લી'માં કિરાતોનું મધ(કાદમ્બરી)પાન, ભીલરાજા અર્જુનજીને કરેલું જીવદયાનું નિયમદાન વગેરેના વર્ણન પછી આબુ અને એનાં દહેરાં આવે છે. અને એમ એક પછી એક સ્થાનમાં થઈ આગળ મુસાફરી ચાલે છે. દેવવિમલગણિએ વર્ણવેલાં સ્થળોમાંનાં થોડાંક જાણવાજોગ સંસ્કૃત-ગુજરાતી નામો નીચે નોંધું છું:

---

* श्रीस्तम्भतीर्थे पुटभेदनं ( बृहत्पत्तनं ) च यत्रोमयत्र स्फुरतः पुरे द्वे ।
अहम्मदावादपुराननायाः किं कुण्डले गूर्जरदेशलक्ष्म्याः ।

१ कुत्रचिद्वाणिनी स्रग्विणी शालिनी यत्र लोकंपृणा क्वापि पातोर्मिका ।
हंसमाला क्वचित्क्वापि कन्या मृगी कुत्रचिन्मालती पुष्पिताग्रा पुनः ॥
क्वापि शार्दूलविक्रीडितं दृश्यते क्वापि दृप्यद्भुजंगप्रयातं पुनः ॥
सूरिशीतद्युतेः सर्पतः पद्धती छन्दसा जातिवत्कुञ्जभूमिः स्मभृत् ॥

| સંસ્કૃત નામ. | કવિએ પોતે પોતાની ટીકામાં આપેલું ભાષાનામ. | હાલ આપણામાં પ્રસિદ્ધ નામ. |
|---|---|---|
| श्रीरोहिणी | સીરોહી. | શિરોહી. |
| मेदिनीपुर | મેડતાખ્યનગર | મેડતા |
| विक्रमनगर | વીકાનેર | |
| गोपालशैल | ગ્વાલેરગઢ | ગ્વાલિયર |
| *पादलिप्तपुर | પાલીતાણું | |
| द्वीपपुर | દીપબન્દિર | દીવબંદર |
| उन्नतनगर | | ઉના |
| खान | | ખાનદેશ |
| विराट | વઈરાડ | વરાડ |
| महाराष्ट्र | મરહટ | મરાઠા |

પ્રાચીન ‘ तक्षशिला ’ જેને આપણે પેશાવર પાસે હતું એમ જાણીએ છીએ તેને આપણા કવિ ‘ मक्का ’ ધારે છે !—આ બાદ કરતાં, કવિનાં સંસ્કૃત નામોની યોજના બરાબર જણાય છે. આ ઉપરાંત, ‘ जेजीयक ’ (જજીયાવેરો,) ‘ फुरमान ’ ( ફરમાન ) ‘ हुमाउंसूनु ’ (હુમાયુનો છોકરો અકબર ), ‘ मुदगलेन्द्र ’ ( મોગલરાજા ) ‘ पीरोज पातिसाह ’ ( પીરોજ પાદશાહ ), चतुरिका ( ‘ चउरी ’ —ચોરી ) આદિ શબ્દો પણ વાંચતાં ગમ્મૂજ આપે છે.

આ યુગના બીજા મહાન ગ્રન્થકાર તે यशोविजयजी છે. તે ખંભાત વગેરે સ્થળે રહ્યા એમણે *न्यायरहस्य न्यायालोक खण्डनखाद्य* આદિ ઘણા કુશાગ્રબુદ્ધિમત્તાથી શોભતા ગ્રન્થો રચ્યા છે, અને એમની વિદ્વત્તાથી ચકિત થઈ કાશીના પંડિતોએ એમને ‘ આચાર્ય ’ પદ આપ્યું હતું. એમના ગ્રન્થોમા બ્રાહ્મણ ગ્રન્થોનો અભ્યાસ પુષ્કળ પ્રતીત થાય છે. न्याय खण्डखाद्यनु નામ શ્રીહર્ષના તેવા જ ગ્રન્થનુ સ્મરણ કરાવે છે, પરંતુ આ બે ગ્રન્થ વચ્ચે નામ સિવાય બીજુ થોડુંક જ સામ્ય છે. શ્રીહર્ષ અનિર્વચનીયતાવાદ ફલિત કરવા માટે લક્ષણ માત્રનુ ખંડન કરે છે, અને યશોવિજયજી તો આત્માના અસ્તિત્વાદિ સંબંધી બૌદ્ધ નૈયાયિક વગેરેના સિદ્ધાન્તોની પરીક્ષા કરીને સ્યાદ્વાદનુ પ્રતિપાદન કરે છે. એ શ્રીહર્ષ અને યશોવિજય એ બેના ગ્રન્થની પદ્ધતિ વચ્ચે ભેદ છે. खण्डनखाद्यनी વાણી પ્રૌઢ અને સંસ્કારી છે, અને વિષય બહુ વૈશદ્યથી ઉપસ્થિત કર્યો છે.

ત્યારબાદ છેક અર્વાચીન સમયમા—ઓગણીસમા શતકમા—પણ विजयलक्ष्मीसूरि વગેરે કેટલાક જૈન આચાર્યોએ उपदेशप्रासाद વગેરે ગ્રન્થ રચ્યા છે, અને અહીં તહીં કોઈ બ્રાહ્મણ ગ્રન્થકાર પણ નજરે પડે છે. પણ આ સમયને એક યુગની પ્રતિષ્ઠા આપી શકાય એમ નથી.

---

* નાગાર્જુન નામના યોગીન્દ્રે પાદલિપ્તસૂરિના નામ ઉપરથી ગામ વસાવ્યું અને નામ પાડ્યું એમ કવિ કહે છે.

## ઉપસંહાર.

સાક્ષરબન્ધુઓ, આટલુ નિરૂપણ કરી હુ હવે મારો નિબન્ધ સમાપ્ત કરૂ છુ મે મારા લેખના નામ સાથે જ જણાવ્યુ છે તેમ આ કેવલ રેખાદર્શન છે દરેક ગ્રન્થકાર લેવાનો તથા તે ઉપર ચર્ચા કરવાનો મે લોભ રાખ્યો નથી, તેમ જે કવિઓ અને વિદ્વાનો લીધા છે તેમના પણ સર્વે ગ્રન્થનુ કે એક પણ ગ્રન્થનુ સર્વાગે વિવેચન કર્યું નથી—કારણ કે એવુ વિવેચન સંસ્કૃતસાક્ષરપરિષદ્ આગળ જ ઉચિત ગણાય મારો ઉદ્દેશ ગુજરાતના ઇતિહાસમા સસ્કૃત સાહિત્યના જે ત્રણ યુગો મને પ્રતીત થાય છે તે તરફ આપનું લક્ષ ખેચવાનો, અને સસ્કૃત સાહિત્યમા ગુજરાતે શો ભાગ લીધો છે તે દર્શાવવાનો હતો આ ભાગ અલ્પ નથી, બલ્કે અભિમાન કરવા યોગ્ય છે એ આપને જણાયુ જ હશે બૌદ્ધધર્મની મહાયાનશાખામા ત્રણ મ્હોટા નામ તેમાનુ એક ગુજરાતમા જ, જૈન વિદ્વાનોમા 'કલિકાલસર્વજ્ઞ' નુ ઉપપદ પામેલા આચાર્યશ્રી તે ગુજરાતના જ, સાયણાચાર્યથી પણ પ્રાચીન વેદવેદાગપારગત ભાષ્યાદિગ્રન્થના પ્રણેતા તે ગુજરાતના જ સંસ્કૃત પચ મહાકાવ્યમાના એક પ્રૌઢ કાવ્યનો કર્તા તે ગુજરાતનો જ, વ્યાકરણ કાવ્યોનો સૌથી પહેલો રચનાર તે ગુજરાતનો જ, અને કાવ્યપ્રકાશની એક અતિ પ્રાચીન ટીકા લખનાર તે પણ ગુજરાતનો જ, ગીર્વાણ વાગદેવીની આ સેવા અલ્પ નથી અને તેથી આપણે પણ દેવવિમલ ગણિના શબ્દોમા સહજ ફેરફાર કરીને સાભિમાન આનન્દપૂર્વક કહીશુ કે આપણો દેશ તે—

" गीर्वाणवाचः पुरुषोत्तमेन जगत्कृताकारि विलासवेश्म । "

="જગતકર્તા પરમાત્માએ આ દેશને ગીર્વાણવાગ્દેવીનુ વિલાસભવન બનાવ્યો છે."

---

# કલાપીનું સાક્ષર-જીવન.

( રા. ગ. રૂપશંકર ઉદયશંકર ઓઝા. )

In these gay thoughts the loves and graces shine,
And all the writer lives in every line;
His easy Art may happy Nature seem,
Trifles themselves are elegant in him,
Sure to charm all was his peculiar fate,
Who without flatt'ry pleased the fair and great·
Still with esteem no less conversed than read,
With wit well nature'd, and with books well bred
His heart, his mistress and his friend did share
His time the Muse, the witty, and the fair,
Thus wisely careless, enocently gay,
Cheerful he play'd the trifle, Life, away,
Till fate scarce felt his gentle breath suppress,
As smiling infants sport themselves to rest.

( Sir W. Scott )

\+ \+ \+

હુ માનવી, હુ વિશ્વના, હુ બ્રહ્મના, જ્ઞાની નહી !

\+ \+ \+

નથી નથી મુજ તત્વો વિશ્વથી મેળ લેતા,
હૃદય મમ ઘડાયુ અન્ય કો વિશ્વ માટે !
જગત સહ મળેછે ચર્મને હાડકાં આ,
રહી જગતણી અન્થી માત્ર આ સ્થૂળ સાથે ! '

\+ \+ \+

બળીશ નહિ હવે હુ મિત્ર, સ્ત્રિ, બાલકોથી;
જીવિશ બની શકે તો એકલાં પુસ્તકોથી.

\+ \+ \+

મેં પુતળી કે છે ઘડી દિલમાં હજારો હોંશથી;
એ પુતળી જેને ગણી તેનો બન્યો હુ બ્હાવરો !!

\+ + +

એ પુતળીના જાદુને કો જાણનારૂં જાણશે,
ખામી નઝર આવે નહિ, એ દેખનારો બ્હાવરો !!

\+ + +

નહિ જાહોજલાલીના, નહિ કીર્તિ ન ઉલ્ફતના,
હમે લોભી છીએ ? ના, ના, હમારા રાહ ન્યારાછે !
હતાં મ્હેતો અને મીરાં ખરાં ઇલ્મી ખરાં શૂરાં,
હમારા કાફલામા એ મુસાફર બે હતાં પુરાં.
તમારા રાજ્ય દ્વારોના ઘૂંની ભપકા નથી ગમતા,
મતલબની મુરવ્વત્ ત્યાં ખુશામદના ખઝાના જ્યાં !!

\+ + +

હા ! લાખ રંગી છકતું કો એક રગી જામ છે !
મસ્તાનના મસ્તાન એવુ જામ પીનારા હમો !!
એ તો હમારી માદરે પાયું હમોને જન્મતાં !
ને મોતની મીઠી પથારીમા ભર્યું એ એજ છે.

\+ + +

પેદા થયોછું ઢુંઢવા તુંને સનમ !
ઉમ્મર ગુઝારી ઢુંઢતાં, તુંને સનમ !

\+ + +

હું જાઉછું, હું જાઉંછું ત્યા આવશો કોઇ નહીં,
એ મો દિવાલો બાંધતાં ત્યાં ફાવશો કોઇ નહીં !!

\+ + +

ત્હમે વ્હાલા, વ્હાલા ! સમજી મમ ઇચ્છા નવ શક્યા !
હવે ના રોવું તો મુજ મરણુ કાળે પ્રિય સખા ।

+ + +

રે ! મહેરબાન ! નકી મૃત્યુ ભલાનું વહેલું
ને શુષ્કને સળગવા બહુ કાળ લાગો.

+ + +

મેળો મીઠો અરર ! પણ આ એક, બે, ચાર દિ નો !
સીમા આવી ! બસ અટકવુ, કોઇનો તાર તૂટ્યો !
તુટ્યો વા તે ઉતરીજ ગયો મેળ પાછો મળે ના,
તાણ્યો, ખેંચ્યો, પણ નવ ચડે ધૂન એવી મચે ના ! !

× × ×

રે ! પખીડા, મધુપ શશિરે ! ફૂલડા બાપલા હો !
રે ! શું રહેશે ! તમ હૃદય મેં આમ આધિનતામાં ? !
રહેજો, રહેજો પણ હૃદય મેં પૂર્ણ આધિન રહેજો,
લ્હાવો લેજો, દિલ સળગશે, લ્હાય આધિનતાનો ! !

( કલાપી )

# કલાપીનું સાક્ષર-જીવન.

प्राप्य पुण्य कृतॉल्लोकानुषित्वा शाश्वती: समा: !
शुचीनां श्रीमतां गेहे योग भ्रष्टोऽभिजायते ! !

( શ્રીમદ્ ભગવદ્ ગીતા. )

Of Manners gentle, of Affection mild;
In Wit, a man; Simplicity a child!

( Sir W. Scott )

કીર્તિને સુખ માનનાર સુખથી કીર્તિ ભલે મેળવો,
કીર્તિમાં સુજને ન કાંઇ સુખછે : ના લોભ કીર્તિ તણો,
પોલું છે જગ ને નકી જગતની પોલીજ કીર્તિ દીસે,
પોલુ આ જગ શું થતાં જગતની કીર્તિ સહેજે મળે ! !

× × ×

ઝખમથી જે ડરી રહેતાં વગર ઝખમે ઝખમ સહેતાં !
હમેંતો ખાઇને ઝખમો, ખૂબી ત્યાં માનનારાઓ ! !

× × ×

કવિ આ ભોળો તો કુદરત તણો બાન્ધવ હતો,
જનો તે શું જાણે ? જનપર રહ્યો સ્વાર્થ લપટયો ! !

( કલાપી )

"भवांभोधि पोतं शरण्यं व्रजाम :"

# (કલાપીનું જીવન-સૂત્ર.)

---

ગૃહસ્થો !

ઉપરનું સંપૂર્ણ અધિનતા સૂચક અને માર્મિક પદ જે જીવાત્માનું જીવન-સૂત્ર હતું; રાજ્યકુળમાં જન્મ્યા છતાં એ પ્રપંચનો જેને કંટાળો હતો, રાજ્ય લક્ષ્મીમાં ઉછર્યા છતાં જેને એ વૈભવનો મોહ ન હતો, સમર્થ છતાં નિરાભિમાની, લક્ષ્મી છતાં સાધુ, અને યૌવન છતાં જે શાન્ત હતા; અને આ ત્રણે સાથે છતાં સર્વાત્મભાવ રૂપી અભેદ-બ્રહ્મ,-સનમની શોધમાં અને ભક્તિમાં જેઓ તલ્લીન હતા; પચીશ વર્ષના અતિ ટુંક આયુષ્યમાં ગુર્જર સાહિત્યમાં જેણે ઉત્તમ પ્રકારનો ઉમેરો કરી સાક્ષરોના હૃદય આકર્ષ્યા છે છતાં કાંઈ કર્યું નથી એમ જે માનતા હતા, અને પોતાનો હિસાબ વિધિ પાસે 'જીવ્યો' અને 'મરીશ' એટલો ટુંકોજ જે ગણતા હતા, જેનું જીવન સ્વાર્પણની પ્રતિમા રૂપ હતું, 'ના કરી તે શું શકે પ્રાણી આ અનન્ત અગાધમાં?' આમ માની સાધુ વૃત્તિથી જે રહેતા હતા, અને આપ સહુ સાક્ષરો આજે ત્રણ વર્ષ થયાં જે સદુદ્યમ કરી રહ્યા છો તેવી પરિષદની સ્થાપના કરવાના પ્રથમ અંકુરો જેના હૃદયમાં આજથી આશરે પંદર વર્ષ પહેલાં પ્રગટી નીકળ્યા હતા,-તે યોગ-ભ્રષ્ટ મહાત્મા-સ્વર્ગસ્થ કલાપીના સાક્ષર જીવન સંબંધે-મારી શક્તિ ન છતાં, ભાગ્યા-તૂટ્યા બે બોલ આપ સમક્ષ રજુ કરૂંછું.

કલાપી સાથેના મ્હારા અતી ગાઢા અને લાંબા પરિચય વિષે મારા શુભેચ્છક મિત્ર રા. રા. હરિલાલ વાકેફ હોવાથી, તેમજ સ્વર્ગસ્થની અતી આર્દ્ર, મોહક અને માર્મિક લેખિનીથી લખાયેલ વિસ્તીર્ણ સાહિત્યનું સંમેલન કરી સ્વર્ગસ્થના જીવનના ટુંક વૃતાન્ત સાથે પ્રસિદ્ધિમાં મુકવાના યત્નમાં હું છઉં એમ એઓના જાણવામાં હોવાથી, આ પરિષદમાં કલાપી સંબંધે મ્હારે કાંઈક પણ અવશ્ય કહેવું એમ લગભગ મ્હારા ઉપર દબાણ થવાથી, છેક છેવટની ઘડીએ-બીજી ઉપાધિઓના અંતરાયને લીધે-આ કાર્ય હું હાથમાં લેઈ શક્યો છઉં, અને એટલીજ ત્વરાથી આ ટુંકો લેખ લખી નાખ્યો છે, જેથી જેવું હોવું જોઇએ તેવું અનુસંધાન બની શક્યું નથી, અને એ માટે આપ સર્વ પાસે અંતઃકરણ પૂર્વક ક્ષમા ચાહુંછઉં.

સ્વર્ગસ્થ કલાપી વિષે બહુ બહુ જાણવાનું છે, અને તે કદાચ સમય આવે અત્ર તત્રથી ઉપલબ્ધ થશે. પરંતુ એ મહાત્મા પાસેથી જે કાંઈ જાણવાનું છે, તે તો કોઇ સમર્થ વિદ્વાન પોતાના જીવનનો મ્હોટો ભાગ એને અર્પણ કરશે ત્યારેજ બની શકશે, એમ હું માનું છઉં.

કલાપીના ઉપનામથી અંકિત કરાયેલી વ્યક્તિની લૌકિક-સ્થિતિનો કાંઈક ખ્યાલ આપવો અહીં ઉપયોગી થઈ પડશે. એક રીતે જોતાં તો તે કહે છે તેમ તેનું સ્થૂલ-જીવન-વૃતાન્ત કાંઈ લાંબું નથી વિક્રમ સંવત્ ૧૯૩૦ એટલે ઈ. સ. ૧૮૭૪ ના ફેબ્રુઆરી માસની ૨૬ મી તારીખે કાઠીઆવાડ માંહેલા ચોથા વર્ગના સંસ્થાન લાઠીના રાજકર્તા તરીકે એમનો જન્મ થયો હતો. એમનું નામ ઠાકોર સાહેબશ્રી **સુરસિંહજી તખ્તસિંહજી** હતું. એઓ **ગોહેલ** રજપૂત હતા. અને સંસ્થાન ભાવનગરના રાજ્યની સ્થાપના કરનાર મહાન પુરૂષના પૂર્વજ પ્રતાપી સેજકજી ગોહિલના વંશમાં એઓ અવતર્યા હતા. એમની બાલ વયમાંજ એમના માતા પિતાનો સ્વર્ગવાસ થયો હતો. નવ વર્ષની વયે તેમને રાજકોટની રાજકુમાર કોલેજમાં દાખલ કરવામાં આવ્યા હતા. નવ વર્ષ સુધી ત્યાં અભ્યાસ કર્યો. સત્તર અઢાર વર્ષની વયે કશ્મીર અને હિંદનો પ્રવાસ કર્યો. ત્રણ ચાર વર્ષ રાજ્ય કારભારનો અનુભવ લેવા માટે આપવામાં આવ્યા. ઈ. સ. ૧૮૯૫ ના જાન્યુઆરી માસમાં ગાદીનશીન થયા, અને માત્ર **પાંચ વર્ષ, ચાર માસ** અને **વીશ દિવસ** રાજકર્તા કહેવાઈ, ઈ. સ. ૧૯૦૦ ના જુનની દશમી તારીખે ફક્ત એક રાત્રી માંદગી ભોગવી **વિદેહ** થયા. પોતાની પાછળ ત્રણ સ્ત્રીઓ, બે પુત્રો અને એક પુત્રી મુકી ગયા છે. આમ એકજ પારિગ્રાફમાં તેનું સ્થૂલ-જીવન લગભગ પરિપૂર્ણ થઈ જાય છે. અને આપણને પણ હાલતો આપણા કાર્યપરત્વે એટલુંજ બસ છે. વિશેષ વિસ્તાર સમય આવે થઈ રહેશે.

અત્યારે તો હું આપને એમના સાક્ષર-જીવનની યત્કિંચિત્ ઝાંખી કરાવવા ઉઘુક્ત છું. સાહિત્ય પરત્વે એમનો પ્રેમ, સાહિત્યની સેવા અને ભક્તિ, એમનો અભ્યાસ, એમનો સ્વભાવ, એમની દિન-ચર્યા, એમનું વાંચન, એમના મિત્રો, એમના હૃદયની ભાવનાઓ તથા સિદ્ધાંતો, અને એમના આર્દ્ર હૃદયની તીવ્ર લાગણીઓ આદિ પ્રદેશો ઉપર, બને તેટલી ત્વરાથી આપણે નજર ફેંકી જઇએ. આ સર્વનો ખ્યાલ બની શકતાં સુધી તો હું આપને એમનાજ શબ્દોમાં આપીશ; કે જેથી કરી મ્હારા શુષ્ક અને દુર્બળ શબ્દનું, તેમજ મ્હારા તર્ક કે અનુમાનનું મિશ્રણ એમની મધુર, રસિક, ગંભીર, અને ઉત્કૃષ્ટ ભાવના કે શૈલીમાં ન થઈ જતાં, એમના શુદ્ધ સ્વરૂપનો આપને આનંદ મળે.

સંસ્થાન ભાવનગરના માનવંત મહારાજા સાહેબના ઉદાર આશ્રયથી, રા. રા. મણી-શંકર ગ્લજી ભટ્ટે ' **કલાપીનો કેકારવ** ' એવે નામે સ્વર્ગસ્થનાં ઘણાં ખરાં કાવ્યો પ્રસિ-

દ્ધિમાં મૂકેલાં છે. આથી વિશેષ કલાપી વિરચિત હાલ ગુર્જર સાહિત્યને ઉપલબ્ધ નથી. એટલુંજ નહીં પણ આ કાવ્ય સિવાય કલાપીના અન્ય અપ્રસિદ્ધ ઘણા લેખો છે, એ વાત પણ ઘણા ખરાઓના જાણવામાં નહોય એ સ્વાભાવિક છે.

કલાપીના સંસ્કારી અને પ્રાસારિક લેખોમાં એમના પ્રથમ લેખ તરીકે 'કાશ્મીરનો પ્રવાસ અથવા સ્વર્ગનું સ્વપ્નું' એ નામે એક ન્હાનું પુસ્તક ઘણા વર્ષ પહેલાં પ્રસિદ્ધ કરવામાં આવેલું છે. 'સ્વિડનબૉર્ગના ધર્મ વિચારો અને તે સંબંધે થોડી એક ચર્ચા' એ નામે પણ એક લઘુ લેખે પ્રસિદ્ધ થયેલો છે. પરંતુ આ લેખોની માત્ર જુજ નકલો એમના મિત્રો તરફથી છપાવી મિત્રોમાંજ વહેંચવામાં આવી હતી, એટલે એ પણ બહુજ થોડાના જાણવામાં છે. આ સિવાય સુદર્શન આદિ માસિકોમાં છૂટા છપાયા ઘણા લેખો પ્રસિદ્ધ થયેલ છે. એમની જીંદગીના છેવટના ભાગમાં 'હમીરકાવ્ય' નામનું એક ખંડ કાવ્ય એઓ લખતા હતા, કે જે અધુરૂ રહેલું છે; તોપણ, તેના ત્રણ ચાર સર્ગો વિસ્તારથી લખાયા છે, જે અત્યુત્તમ છે. તેની નકલ રા. રા. મણીશંકર પાસે છે અને આશા રાખવામાં આવે છે કે થોડા સમયમાં, એ ભાઇશ્રી એ કાવ્ય છપાવી બહાર મુકશે છેક વિદેહ થયા તે અરસામાં એમણે ચાર સંવાદો લખેલા છે, તે છપાયા છે, અને થોડા સમયમાં મ્હારા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવશે એ લેખ એટલો બધો તો મોહક છે કે, અનેક વખત વાંચ્યા છતાં પણ પુનઃ પુનઃ વાંચવા હૃદય આકર્ષાયાં કરે છે. એ લેખમાં પોતાના જીવન-પ્રવાહનું આબેહૂબ ચિત્ર એ મહાત્માએ આપ્યું છે. આ સિવાય પોતાના મિત્રો ઉપર તેમજ સંબંધીઓ ઉપર લખેલાં હજારો પત્રો, પોતાના હાથે લખેલું પોતાનું જીવન્-વૃત્તાંત અને કેટલાંક અપ્રસિદ્ધ કાવ્યો વગેરે એટલી બધી તો સામગ્રી હજુ અજવાળામાં આવવી બાકી છે કે, તેને પુરેપુરો ખ્યાલ નજરે જોયા વિના આવી શકે તેમ નથી. મ્હારા જીવનની કોઇ પણ આનંદની અને કૃતાર્થતાની પળો હોય તો તે સ્વર્ગસ્થ કલાપીના આ વિસ્તીર્ણ સાહિત્ય પ્રદેશમાં વિચરવાની છે. તેને તેવે પ્રસંગે મ્હારી શક્તિ અનુસાર અને અત્યુત્તમ લાગતાં ફૂલોને હું વીણી લઉંછું. મ્હારી પાસે આવો એક સમૂહ છે. અને એ અમુલ્ય સંગ્રહમાંથી પણ માત્ર મુઠીભર આ લઘુ લેખમાં ભાગ્યેજ હું આપ સમક્ષ મુકી શકીશ. અને એમ છતાં પણ હું ઉપર વિદિત કરી ગયો તેમ કલાપીનાજ શબ્દોમાં કલાપીના સાક્ષર-જીવનનો, આપ સર્વને ખ્યાલ આપવાના મ્હારા હેતુમાં જો હું પાર પડીશ તો હું મને પોતાને કૃતકૃત્ય માનીશ

માતા પિતાનું સુખ સ્વર્ગસ્થને લાંબો કાળ મળ્યું નહિ એમ ઉપર કહેવાઈ ગયું છે. એમની બાલ્યાવસ્થામાંજ એ બન્નેનો સ્વર્ગવાસ થયો. પ્રથમ પિતા અને પછી માતા. એમનામાં રહેલાં વૈરાગ્ય અને ઐકાન્તિકપણાના બીજકોને આમ બાલ્યાવસ્થામાંથીજ પોષણ શરૂ થયું. વધુ પડતા લાલન-પાલનથી વધી જતું વિલાસીપણું અને ઉચ્છૃંખલપણું આમ મૂળમાંથીજ નિર્બીજ થયાં ઉલટું તેને બદલે આ સંસારની વિચિત્રતાનો અનુભવ બાલ્યાવસ્થામાંથીજ તેમને થવા લાગ્યો. માતાપિતાનોજ અભાવ માત્ર હતો એટલુંજ નહિં, પરંતુ કુટુંબમાં જ્યેષ્ઠવર્ગમાં ભ્રાતા કે ભગિની કે કોઈ એવું નજીકનું સંબંધી પણ નહતું, કે જે આ બાલકની બાલચેષ્ટાને વાત્સલ્યયુક્ત ઉદાર પ્રેમભાવથી પોષણ આપે. બચપણમાં પોતાને ખમવી પડેલી આ ખોટને પુરી પાડવાને તેઓ અન્ત સુધી મથ્યા એમ તેમના લેખો ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે. એમની એ ઐકાન્તિક, તાર્કિક અને ગહન બાલચેષ્ટાનું વર્ણન એઓ પોતેજ બહુ સારી રીતે આપે છે. એમના સ્વભાવના અંશેઅંશનું તેમાં યથાસ્થિત વર્ણન છે એમની જીંદગીના અન્તસુધી એ લક્ષણોનું યથાર્થ દર્શન એમના પરિચિત જનોને થયા કર્યું હતું ગોપીચંદની બાલચેષ્ટા અને સ્વભાવ પરત્વે મેનાવતીના મ્હોમાં મૂકેલા શબ્દો એજ એમની પણ બાલચેષ્ટા અને સ્વભાવનું રૂપક છે.

મેનાવતી કહે છે કે:—" જો, બાપુ તું છેક ધાવણો હતો ત્યારે એક દિવસ તને ખોળામાં ગુરૂદેવે કહ્યું કે :—'આ બાલક અમારી જમાતનો છે, તેની બહુ સંભાળ રાખજે.' × × × × નવાઈ જેવી વાત છે એ, ગોપીચંદ ! તું જન્મ્યો ત્યારે સ્તનપાન કરતો ન હતો; અમે બધાં ગભરાયાં. જોશીએ કહ્યું કે: 'કાંઈ ચિંતા નહિ, બીજા કોઈ બાલકને ધવરાવો એટલે કુમાર ધાવશે' એમ અમે કર્યું અને તું ધાવવા લાગ્યો બાલકનો સ્વભાવ તો એક સ્તન પોતાના હાથથી ઢાંકીને બીજાને ધાવવાનો; તેમાં ત્હારી આ રીતીથી સૌને કૌતુક થયું. તું મ્હોટો થયો ત્યારે પણ અન્યને ખવરાવીને ખાતો, અન્યને રમકડાં આપીને રમતો, સૌ કહેતાં કે તું ચક્રવર્તી રાજા થશે. તું પછી ભણવા બેઠો, ત્યારે ઘણી વખત તારા ગુરૂઓ તને શિક્ષા કરતા અને મને કહેતા કે, તું ભણવાનું ભણતો નથી, અને બીજુંજ કાંઈ વાંચ્યા કરે છે. તું ઘણી વખત મોટા માણસો પણ સમજી શકે નહિ તેવું સમજી શકતો, છતાં બાળકો સમજી શકે તેવું કેટલુંક સમજી શકતો નહિં. મેં પણ તને ઘણીવાર પુસ્તક હાથમાં લઇને એકલો કાંઈ વિચારમાં મગ્ન થઈ બેઠેલો જોયો છે. હું તને

પૂછતી કે તું શું કરે છે? ઉંઘમાંથી ઉઠતો હોય એમ તું કહેતો કેઃ—'મને સ્વપ્નાં આવે છે. તું સ્વપ્નામાં યોગીઓની જમાતો અને જંગલો જોયા કરતો. કોઈ વખત વળી તું અપ્સરાઓ અને દિવ્ય મહેલો અને બગીચા આનંદથી આકાશમાં આંખ ખોડી રાખી નિહાળતો; પૃથ્વિ પર ન હોય એવા પદાર્થોનાં તને આમ જાગતાં અને નિદ્રામાં સ્વપ્નાં થયા કરતાં. × × × × તને ચિંતા, ફીકર, કે કોઈ કાર્યનો બોજો બીલકુલ ગમે નહિ; એવો ત્હારો વિલાસી સ્વભાવ જોઇને મને બહુ દુઃખ થતું, અને તને સુધારવા બહુ બહુ યત્ન કરતી, પણ બધુ ફોકટ, ભાઈ! આવતી કાલે તને અઢારમું વર્ષ પુરૂં થશે, પણ હજી સુધી એજ ત્હારા વિલાસી સ્વભાવમાં કાંઇજ ફરક નમળે." ઉપરની વાતના સમર્થનમાં હું અત્રે તેમના પત્રોમાંથી કેટલાક ફકરા આપીશ કે જેથી ઃકરી વિદ્યા તરફનો તેમનો પ્રેમ. તેમનું વિદ્યાર્થી-જીવન અને સાહિત્ય-ભક્તિ કંઇક અંશે સમજી શકાશે.

દરરોજ એક કલાક કાયદાનો અભ્યાસ કરૂંછું; એક કલાક અંગ્રેજી પુસ્તક વાંચુંછું; હાલ સ્માઇલ્સનાં પુસ્તકો વાંચુંછું; ત્રણ કલાક ગુજરાતી પુસ્તકો વાંચુંછું. હજી સુધી મેં ગુજરાતીજ વાંચ્યુંછે. કોલેજ છોડયાં મને એક વર્ષ થયું ત્યાર બાદ ' ડયુટી ' નું પુસ્તક ' મેં હમણાંજ હાથમાં લીધુંછે. અર્થાત્ મેં અંગ્રેજી વાંચવું હમણાંજ શરૂ કર્યું છે. ગુજરાતી ઘણાં પુસ્તકો વાંચી ગયો. એટલાં વાંચ્યાં છે કે, ગુર્જરભાષાનાં સારાં પુસ્તકોમાં એવું ભાગ્યેજ નીકળશે કે જેનું મેં મનન ન કર્યું હોય. પ્રેમ અને પર્યેષક પુસ્તકો મને અતિ પ્રિય છે. પ્રેમ વાંચવો એ આનંદ અને આંસુ લાવે છે. ફિલોસોફી એ મને ગંભીર સુખ આપે છે.

ગુર્જરગિરાથી સંતોષ ન થયો તેથી ફિલોસોફી માટે અંગ્રેજી, અને પ્રેમ માટે સંસ્કૃત શીખવા નિશ્ચય કર્યોછે. સંસ્કૃત પ્રેમ માટેઃ કેમકે સંસ્કૃત ફિલોસોફી વાંચી અને સમજી શકું તેટલું તે ભાષામાં મને જ્ઞાન મળી શકે કે નહીં તે શંકા ભરેલું છે. ગુજરાતી વાંચન તો જારીજ રહેશે. ગુજરાતીમાં હમણાં હું રા. રા. મણીલાલભાઈ કૃત ' સિદ્ધાંતસાર ' વાંચુંછું. આપ જે જે વાંચવા મને સૂચવશો તે અવશ્ય વાચીશ.

× × × ×

તા. ૧૧-૧-૯૩ ના પત્રમાં લખે છે કેઃ—

" વિદ્યાને માતાને સ્થાને રાખવા કરતાં સ્ત્રીને સ્થાને રાખવી એજ ઉત્તમ, અને મારૂં આખું આયુષ્ય વિદ્યા પરાયણ રહે એજ હું ઈશ્વર પાસે માગુંછું. આ રાજ્ય ( કાઠિયાવાડી રાજ્ય ) ખટપટમાં, ઉત્તમ મિત્ર, વિદ્યાજ છે, અને સુમાર્ગ બતાવનાર પણ, પુસ્તકો સિવાય બીજું ભાગ્યેજ મળી આવેછે. "

એક સ્થળે એમણે ગાયું છે કેઃ—

" નહિ ભળીશ હવે હું મિત્ર, સ્ત્રી, બાળકોથી;
જીવીશ બની શકે તો એકલાં પુસ્તકોથી. "

આગળ ચાલતાં એજ પત્રમા એઓ ઉમેરે છે કે —

' શાન્તિ પર્વ ' મેં વાંચ્યુંછે, અને ' અનુશાસન પર્વ ' વાંચી નાંખીશ. કાયદામાં મેં ઘણુંજ થોડું વાંચ્યુંછે. કાયદામાં તો હાલ બધા ચાલતા કાયદા વાંચવા વિચારછે. આર્યાવર્ત પ્રવાસમાં જવાનુ થયું અને વાંચવું બંધ રાખ્યું. સંસ્કૃત ભણવું એ મ્હારો નિશ્ચય છે.

સાહિત્યનાં પુસ્તકો હું મ્હારી મેળેજ વાંચુંછું શિક્ષક કોઈ નથી. " × ×

તા. ૩-૧૨-૯૫ના પત્રમા પોતાની દિન-ચર્યા ટુંકામા બતાવેલી છે, અને તેમાં વાંચવાના કલાકો આપેલા છે.

" સવારમા સંસ્કૃત અને મહારાજ * * * નો સમાગમ બપોરે વાંચવુ. બપોર પછી શેતરંજ અને સહીના કાગળો સાંજે રમવુ અને રાતે સુઈ જવું. એ એક સંચા માફક હમણા તો ચાલ્યુ જાય છે "

તા ૯-૧૧-૯૯ ના પત્રમા લખે છે કે —

" હાલ હુ પ્લેટો વાચુછુ, બે પુસ્તકો વાચ્યા, અને ત્રીજુ 'રિપબ્લીકનુ' લીધુ છે. કવિતા પણ કોઈ વખતે લખુછુ એ શિવાય ન્હાના ન્હાના ડાયલૉગ્ઝ લખવાનુ શરૂ કર્યુ છે. એમાનુ કેટલુક સુદર્શનમા કોઈ કોઈ વાર આવ્યા કરશે " કનાપી " ના નામથી તે આપ વાચશો + + + પ્લેટો સાથે થોડુ થિઓસોફીનુ પણ વાચુ છુ

વળી તા. ૪-૭-૧૯૦૦ ના પત્રમા લખે છે કે —

" × × સ્વિડનબોર્ગના સત્યો એમને એટલા બધા રુચ્યા છે. આપ કદાચ તે લેખકને જાણતા હશો પ્લેટો પૂરો કરી તેના યોગ્ય પુસ્તકો વાચવા હુ ધારૂછુ તેની સાથે ઇતિહાસના પુસ્તકો વાચવા જોઇએ એમ બહુ વખતથી ઘણાનુ કહેવુ છે થોડા સારા પુસ્તકોના નામ આપવા કૃપા કરશો "

× × × ×

કૉલેજ છોડવાથી એમનુ વિદ્યાર્થી-જીવન પૂરુ થયુ કહેવાય, પરંતુ ખરી રીતે જોતા એમ નહતુ એમને એ વ્યસન તો એમની જીંદગીના અન્ત સુધી રહ્યુ ઉલટુ લાઠી આવ્યા પછી એમણે પોતાના અભ્યાસ પાછળ બહુ શ્રમ લેવા માંડ્યો એમનો મરજો વખત ખરી રીતે કહીએ તો અભ્યાસ પાછળજ જતો હતો લાઠી આવી તેમણે પશ્ચિમના મ્હાન કવિઓને અને તત્ત્વ-ચિંતકોને વાચવા માંડ્યા, કિંમતી પુસ્તકોનો એક પછી એક સંગ્રહ કરવા માંડ્યો, સંસ્કૃત ભાષા ઉપર કહ્યુ તેમ એમને સુગ્ર શાસ્ત્રી રાખી ભણવા માંડ્યા થોડો ઉર્દુનો પણ અભ્યાસ શરૂ કર્યો હતો માસિકોના ગદ્ય-પદ્યાત્મક લેખો ધ્યાનપૂર્વક વિચારવા લાગ્યા મેઘદૂત જેવા બન્ય કાવ્યો ભણવા માંડ્યા આમ સંસ્કૃત, અંગ્રેજી, તથા ગુજરાતી વાચવામા દિવસનો મોટો ભાગ રોકાતો હતો આવી રીતે પૂર્વ તથા પશ્ચિમના વિસ્તીર્ણ સાહિત્ય-ક્ષેત્રમા તેમણે ખંતથી પ્રવાસ કરવા માંડ્યો એક પછી એક સ્વાનુભવરસિક કાવ્યો રચાવા માંડ્યા કાવ્ય પ્રવાહ સતત વહેવા લાગ્યો. કાવ્ય વાચવામા એમને બહુ આનંદ આવતો, એમા એ તલ્લીન થઈ જતા જેના જેના લેખો વાચવામા આવતા તેની તેની સાથે પોતાથી સ્વતઃ પત્ર વહેવાર શરૂ કરવા માંડ્યો. માસિકોમા પોતાના કાવ્યો મોકલવા માંડ્યા આમ સાક્ષરોના સીધા પરિચયમા આવવાનું શરૂ થયુ. વાચવાની રીતિ પરત્વે તેઓ એક સ્થળે લખે છે કે –

÷ ÷ ÷ ÷

"પરંતુ મ્હારા જેવો કો મહાત્માના વખાણ કરે તે કરતાં તેમાં જે કાંઈ ન સમજાયું હોય તે સમજવા યત્ન કરે: એટલે પોતાને જે કાંઈ એમાં ખુંચતું હોય તે બોલે એ વધારે ઉપયોગનું છે. + + મને એ ખામી બતાવવાની હિમ્મત આવેછે કેમકે, 'કેમ વાચવું' એ હું થોડાજ સમયથી એમર્સન પાસેથી શીખ્યો છું. એ ઋષિ ન્યાયાધીશની ગાદી વાંચનારને આપેછે, અને એ ગાદી સ્વીકારી લેવામાંજ લાભછે."

જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ અભ્યાસમાં અને સાક્ષર પરિચયમાં વૃદ્ધિ થતીજ ચાલી. આવો વધારો એમની જીંદગીના અન્તસુધી શરૂજ રહ્યો. કાવ્યો અને લેખો પણ એમના હૃદયમાંથી સરિતાના પ્રવાહ પેરે વહેવા લાગ્યાં. એમણે કેટલાં પુસ્તકો વાંચ્યા, કયા કયા વિદ્વાનોના લેખોનો અભ્યાસ કર્યો એ કહેવું સહેલું નથી. કેમકે એવી કોઈપણ નોંધ હજુ સુધી હાથ આવી નથી. એમની લાયબ્રેરી બારીકાઈથી જોઈ જવામાં આવે તો આ સંબંધી બહુ જાણી શકાય તેમછે, પરંતુ મ્હારાથી એ કાર્ય હજુ સુધી બની શક્યું નથી. એમનાં કેટલાંક પત્રો ઉપરથી, તેમજ જે લાંબો પરિચય એમની સાથે મને હતો તે ઉપરથી, આપ સહુને કાંઇક ખ્યાલ આવે તેટલી હકીકત આપુંછું ઉપર કહેવામાં આવ્યું તેમ ઇ. સ. ૧૮૯૨ સુધી તો એમણે માત્ર ગુજરાતી પુસ્તકોજ ખાસ કરી વાંચ્યાં હતાં: કાદમ્બરી, સરસ્વતીચંદ્ર, નવલગ્રંથાવલી, ઉત્તર રામચરિત્ર, સ્વર્ગસ્થ મણીલાલ તેમજ સ્વર્ગસ્થ મનઃસુખરામભાઇના તમામ ગ્રન્થો અને લેખો, નૃસિંહ, દયારામ, મીરાં, પ્રેમાનંદ, સામળ, ઇત્યાદિ પ્રાચિન કવિઓ, રામાયણ મહાભારતાદિ પુરાણ ગ્રન્થો, નર્મદ, દલપત, કાન્ત ઇત્યાદિનાં કાવ્યો અને લેખો, તેમજ સંસ્કૃત કવિઓનાં ભાષાંતરો વગેરે ગુજરાતી સાહિત્ય બહુ બહોળા વિસ્તારમાં એમણે વાંચ્યું હતું. તે સમયમાં પ્રસિદ્ધ થતાં લગભગ બધાં માસિકો તે ધ્યાન પૂર્વક જોઇ જતા હતા ઇંગ્રેજી સાહિત્યનો એમનો અભ્યાસ પણ બહુ વિશાળ હતો: શેકસપીયર, મિલ્ટન, ટેનિસન, બાયરન, કીટસ, બ્રાઉનિંગ, મેથ્યુઆરનોલ્ડ, વર્ડઝવર્થ, શેલી, ગટે, ડેન્ટી, ઇત્યાદિ કવિઓ, સ્પેન્સર, હક્ષ્લે, ડાર્વિન, મિલ, શોપનહોર, ઇત્યાદિ તત્વ-ચિંતકો; એમર્સન, કાર્લાઇલ, રસ્કિન, પ્લેટો, સ્વિડનબોર્ગ ઇત્યાદિ ઘણા મહાન પંડિતોના લેખો એઓ વાચી ગયા હતા. અને એમાના ઘણાખરાનો તો એમણે બહુ મનનપૂર્વક અભ્યાસ કર્યો હતો. સંસ્કૃત સાહિત્યને પણ વિસાર્યું ન હતું. એઓ જે કાંઈ વાંચતા તેમાં કેટલા તલ્લીન થતા તે નીચેના એક બે ફકરા ઉપરથી સમજાશે.

તા. ૨-૮-૯૪ ના એક પત્રમાં લખેછે કેઃ—

+ + +

"અં.[૧૯] કોઇપણ કવિના વિચારો લેઈ કાવ્ય કરતાં લક્ષમાં રાખવાનું એટલુંજ કે તે કવિનું, તેના ઉંડા હૃદય ધ્વનિનું પૂરૂં અવલોકન કરી, તેમાં તન્મય બની, તેના પાતાળનો નાદ સમજી તેને ખીલવવું. તેને વધારે રસિક-વધારે સ્પષ્ટ કરવું.

મહાત્મા મેથ્યુઆરનોલ્ડ—એક કવિ ટીકાકાર, વર્ડ્ઝવર્થ સાથે બીજા કવિઓને સરખાવતાં કહેછેઃ—આહા! કેટલું સત્ય તેમાં છે!

"Others will strengthen us to bear
But who, ah! who will make us feel
The cloud of mortal destiny?
Others will front it fearlessly
But who, like him, will put it by?"

અહીં ત્રીજો પુરૂષ સર્વનામ જે વપરાયાં છે તે વિશ્વાનંદ વર્ડ્ઝવર્થ માટે છેઃ "who' "him", ઇત્યાદિ. શેલી ખરો; પણ વર્ડ્ઝવર્થ નહીં. વર્ડ્ઝવર્થ તો વર્ડ્ઝવર્થ. પણ વર્ડ્ઝવર્થ શેલિ નહીં થઇ શકે, હું તો બન્નેનો પૂજારી, હરિ હર બન્નેને સમાન પ્રેમથી પૂજું છું".

તા. ૯–૮–૧૮૯૪ના એક પત્રમાં લખેછે કેઃ—

+ + + +

"વળી "The Borderers" એ કાવ્યમાંથી હું થોડાં પાનાં આપને વાંચવાને સૂચવુંછું. તે કવિની બાલ્યાવસ્થામાં લખાયેલ છે એ વળી કવિને વિશેષ માન આપવા જોગ છે.

આપ "The Borderers" એ વિષય ( એ નાટક ) નો "Act 3" ઉઘાડજો. દરેક સીનનાં મથાળાં વાંચતાં વાંચતાં નીચેના મથાળાવાળા સીન સુધી પહોંચો.

"સીન (૫) The wood on the edge of the Moor. Marmaduke (alone).

વાંચવું શરૂ કરો, અને મહા કવિનો ગંભીર આલાપ શરૂ થતાંજ જોશો. હા! કેવું ગંભીર!

Marmaduke:—

"Deep deep and vast, vast beyond human thought,
Yet calm: I could believe that there was here
The only quiet heart on earth. Iu terror,. a
Remembered terror there is peace and res ૨૭

(Enter Oswald) ઇત્યાદિ.

અગાડી ચાલ્યા જાઓ-નીચેના વાક્યો આવે ત્યાં સુધી:—

Act IV.Scene:—
(nearly near the close of the scene.)
Oswald:—( to Marmaduke )
"Ay, we are coupled by a chain of adamant;
Let us be fellow labourers, then, to enlarge
Man's intellectual empire. We subsist
In slavery; all is slavery. We receive
Laws, but we ask not whence these laws have come,
We need an inward sting to goad us on."

શબ્દોની મીઠી રચના આ કવિમાં નથી. કારણકે તે સ્વર-શક્તિને સ્વીકારતો નથી. છેકજ એમતો નહિ, પણ ઉચ્ચારના અમુક ઘોષથી અમુક અસર થાયછે તે વાત તે કબુલ કરેછે. પણ તે દુનિયાંનાં બચ્ચાં માટે સમજી, માત્ર વિચારોની ગણના જાળવી રાખી પોતાનું હૃદય સમજાયું એટલે કામ પુરૂં થયું એમ સમજેછે. તોપણ તે એક જગાએ લખેછે:—

"There is a Power in sounds."

તે કહેછે:—"ખરીવાત, પણ માર્ કામતો તે વિના ચાલશે, મ્હારામાં તે ખામીછે ખરી, પણ મ્હારા વિચારો તે ઢાંકી શકશે." તે ખરો મહાત્માછે. અને સુન્દર આલાપની દરકાર ન રાખી સુગેરહી આંસુડાં ખેર્યા કરેછે. તેનો ખરો ભોગીજ તે ઝીલી શકશે. તેનું વાંચન શરૂ કરો ત્યારથી તે પુરૂં કરો ત્યાંસુધી અમુક જાતની સમાધિમાં લીન રહેવું પડશે. શેલી વાંચવો સહેલોછે. કેમકે તે સ્વરશક્તિનો પૂરો ભક્તછે. અને તેથી તેને વાંચતાં રસ ઉછાળા મારેછે. પણ ઉંડા-ઉંડા-અને ઉંડા ઉતરશો તો, શેલી એક બાળક અને વર્ડ્ઝવર્થ એક બુઝરગ સાધુ દેખાશે. દરેક પયેપક કકડો તપાસતા જજો, અને તેમાં સંસાર અને વખતે તો આખા બ્રહ્માંડનું ઉંડું મીઠું અવલોકન જોશો. આટલા ઉપોદ્ઘાત પછી આ ઋષિ આપ વાંચશો. એ કાંઈ સહેલું થશે."

તા. ૧૯-૮-૧૮૯૪ના એક પત્રમાં લખેછે કે:—

× × × ×

"વર્ડઝવર્થ પહેલા ભાગમાંથી આપ નીચેના કકડા વાંચશોઃ—

" We are Seven " એ આપણુને રોયલ રીડરમાં ચાલી ગયુંછે. પણ તેમાં પ્રથમની ચાર લીટી ન્હાના બચ્ચાંને સમજાય નહિ તેથી મુકેલી નથી.

" A simple child
That lightly draws its breath
And feels its life in every limb
What should it know of death ?"

એ પહેલો શ્લોકજ વાંચવા જેવો છે. આ મહા કવિ હમેશાં આવાંજ ચિત્રો આપ્યા કરેછે. બીજું " Goody Blake & Harry Gill ". ઠીચ્ચ વાંચનારને રસહીન–બીલકુલ, નમાલું લાગશે. ઉંડા વાચનારને જોકે આ કવિનું કાંઈ ઉત્તમ કાવ્ય નથી, તોપણુ બહુ રસ આવશે. " આંતરડીની કદુવા લાગવી " " નિસાસો લાગવો ". અરે ! એથી માણુસ કેવું દુઃખી થાય છે ! Harry કેવો ઠંડો થઇ જાયછે ! કુદરતને વર્ડઝવર્થ બહુજ નરમ,—જરાપણુ કઠિનતા સહન ન કરી શકે તેવી ગણે છે. ન્હાની સરખી પણુ અકૃપા કુદરત સહી શકતી નથી. અને Blake ના શાપથી Gill ઠંડો થઈ જાય છે. કાયદો જેને ગુન્હો નથી ગણુતો તેને કુદરત મ્હોટો ગુન્હો માને છે. આપણો કાયદો તો શુ—આપણી ઇકિવટીથી પણુ વર્ડઝવર્થની ઇક્વિટી બહુ ઉંચી છે. અને તેથીજ તે કેટલાકને નીરસ લાગતો હશે. " Lines writtten on early Spring " જે પરથી મેં "વનમાં હું " લખ્યું છે તે વાંચો. મ્હારી કૃતિ કેવી લાગે છે તે કૃપા કરી જેવુ હોય તેવું મને લખશો વિચારો લેવાની મ્હારી રીતિ આપને કાંઈ નવાઈ જેવી લાગશે ખરી.

" To my Sister," " Expostulation and Reply, " " The Tables Turned " એ વાંચી નાંખશો.

હું પસંદગીનાં કાવ્યો લખવા જાઉંછું પણુ શું લખું ? આપ છુટક છુટક કકરા વાંચવા મુકી દેઈ, શેલી કે વર્ડઝવર્થ જે હાથમાં આવે તે અથથી ઇતિ સુધી વાંચો. બહુજ ધીમે ધીમે. ઉતાવળ કરવી અથવા પાનાં જલદી ફેરવવાની ઇચ્છા રાખવી એ ભૂલ છે. જે લીટી આંખ નીચે છે તેનો પૂરો રસ પીધા પછીજ બીજી લીટી પર આંખ મૂકો. અને તેમ કરતા કરતા ચાલ્યા જાઓ. પછી

" The Last of the Flock " જોશો.—તે બહુ સારૂં છે.

" I sold a sheep, as they had said,
And brought my children bread,
And they were healthy with this food,
For me, it never did me good ! "

આમા કાઇ આર્ય હૃદયની પ્રેમભક્તિ નથી લાગતી ?

" Blake and Gill " મા તેવુજ હૃદય નથી લાગતુ ? છેવ્હે " The old Cumberland Beggar " અને છેલ્લુ " Animal Tranquility and Decay " વાચજો, અને વર્ડ્ઝવર્થ અને શેલિના હૃદયની સરખામણી કરજો જ્યારે શેલિ સ્ટેટસમેનના ગાથા પર અને પાદરીઓપર માછના ઘોવેછે, ત્યારે શાત કાકો સ્ટેટસમેનને કેવા નરમ ભાવથી બોધ આપેછે ! ખરેખાત વર્ડ્ઝવર્થ કવિ ગુસ્સે થયોજ નથી દુનીઆના કવિમડળમા વર્ડ્ઝવર્થ જેવી શાત મૂર્તિ ભાગ્યેજ નથી અને તેથીજ તે કેટલાકને નીરસ લાગતો હશે, તે રડેછે કે તે હસેછે, તે દુખી છે કે સુખી છે, તે જાણી શકાતુ નથી બસ

આપ આટલુ વાચશો હવે હુ બીજા ભાગના આવા ફકરા આપને સૂચવીશ નહીં પછી તો જેવી આપની ઇચ્છા આપ સળગ વાચો એવી મ્હારી ઇચ્છા છે શેલિ કેમ વાચો છો ?"

સૃષ્ટિ લીલા ઉપરનો તેમનો સ્વાભાવિક અગાધ પ્રેમ એમના તમામ લેખોમા ઝળકી નીકળે છે કુદરતની સાથે તેઓ વાતો કરતા એ જાણે તેને કઇ કહેતી હોય તેમ એમાથી એમને અનેક સૂચનાઓ મળતી અને યોજનાઓ એમાથી એમના હૃદયમા ઘડાતી. એક તરફ સૃષ્ટિ લીલાનો અનુભવ લેતા અને બીજી તરફ જન સ્વભાવ અને લોક-પ્રવૃત્તિનો અનુભવ લેતા મનુષ્યો સાથેની વાતચીતથી - તેના વર્તન અને ચારિત્રથી જેવો અનુભવ મેળવી નિષ્કર્ષ કાઢવામા આવેછે, તેવોજ એઓ સૃષ્ટિ લીલામા ભળી જઇ કાઢતા હતા "મને પણ કુદરતી કૃતિપર લક્ષ આપી તેનુ વર્ણન આપવામા આનદ આવેછે " આમ તેઓ કહેતા.

કવિ-તત્વજ્ઞના સસ્કાર એમનામા જન્મથીજ હતા. તેમને કસ્મીરના પ્રવાસથી બહુ બહુ પોષણ મળ્યુ કસ્મીરના ભવ્ય અને રમણીય દેખાવો જોતા દરેક સ્થળે પરમાત્માની અગાધ અનત લીલામા તેઓ વિલીન થઈ જતા, અને દરેક સ્થળે પરમાત્માનુ ભવ્ય દર્શન તેમને થયા કરતું કોઇને કોઈ જનસ્થિતિને, સ્વભાવને, કે સબવને તેઓ કુદરત સાથે જોડી દેતા. મતલબ પિન્ડ-બ્રહ્માડના સામ્ય અને ઐક્ય સ્વરૂપની તેમને ઝાખી થયા કરતી સૃષ્ટિ લીલાનુ અવલોકન પોતે કયા દૃષ્ટિ-બિન્દુથી કરતા તે તેનાજ શબ્દોમા આગે તપાસીશુ,

કશ્મિરના પ્રવાસમાં લખે છે કેઃ— + + + " આ તરતી, ત્રિશંકુના જેવી, જમીનની અંદર, નાની કીસ્તીઓ ચાલી શકે તેવી ગલીઓ રાખેલી છે. "

\+ + +

" ખરૂં જોતાં આ સ્વર્ગનો દરેક ડુંગર સોનાનોજ બનેલો છે. અથવા સુવર્ણની બીજી ગુપ્ત લંકા છેઃ પણ તેના ઉપર વિભિપણ જેવો રાજા જોઇએઃ જેથી રામની કૃપા થાય."

\+ + +

" જેલમ માતાએ સંગાત છોડયો. અરે ! તેણે એક માની માફક શ્રીનગરમાં અને શ્રીનગરથી કોહાલા સુધી અમારી સંભાળ લીધી. તેના ખોળામાં અમને રમાડયા, તેના પયથી અમારૂં પોષણ કીધું, હાલરડાં ગાઈ અમને આનંદ આપ્યો, ઘુઘરા વજાડી રીઝવ્યા, નવનવી વસ્તુઓ દ્રષ્ટી આગળ ધરી તૃપ્ત કીધા, આખરે સીતાની માફક પૃથ્વીમાં સમાઈ ગઈ, તેના પ્રથમના ઇરાદા પ્રમાણે બલીરાજા પાસે ચાલી ગઈ, વજ્ર જેવા આ સ્વર્ગના પાષાણને ફાડી દ્રષ્ટીગોચર થઇ હતી તે પર્વતોને આડા ધરી સંતાઈ ગઈ, કોણ જાણે ક્યાંએ દૃષ્ટિમર્યાદા બહાર દોડી ગઈ. ! "

\+ + +

" કશ્મીરના છેલ્લા રમણીય દેખાવો જોતાં જોતાં આતુર મને અમે છતર આવી પહોંચ્યા. ત્યાં કશ્મીરની ઠંડી નથી, ત્યાં ડુંગર નથી, ત્યાં બરફ નથી, ત્યાં ઝાડી નથી, ત્યાં કુંજો નથી, ત્યાં ઝરણુ નથી, ત્યાં ખળખળીયાં નથી, ત્યાં નાળાં નથી, ત્યાં ખીણો નથી; નથી તે ખુબસુરતી, નથી તે રમણીયતા, નથી તે ભવ્યતા, નથી ત્યાં મનહરવેલી, કુદરતી બગીચા, લીલી જમીન, કાળાં અને નવરંગી વાદળાંઃ તે તો હવે ગયાં ! હવે તે સ્વર્ગ છોડયું ! હવે તે સુખ ખોયું ! હવે તે આનંદ ગયો ! તે ખુબી સ્વપ્નામાંજ જોવાના ! તે પક્ષીઓનાં તે મધુર ગીત તો હવે નિદ્રામાંજ કાને પડશે ! જેલમ નદીની તે ગર્જના હવે સ્વપ્નામાંજ સંભળાશે, સ્વપ્નામાંજ હવે તે દાલ-લેક, તે તખ્તે સુલેમાન, તે વુલર-લેક, તે નદી નાળાં, તે ફળ ફૂલ અને તે વનસ્પતિ દર્શન દેશે ! રોઉં તો પણ શું ! "

એમના કાવ્યમાંથી પણ પિંડ-બ્રહ્માન્ડનું સગપણ તપાસીયે.

\+ + +

—" બ્રહ્માન્ડ આતો ગૃહ તાતનું છે,
આધાર સૌને સહુનો રહ્યો જ્યાં;
લેછે સહુ કે સહુને દઈ કૈં,
આભાર સૌનો સહુ ઉપરે છે.

+　　+　　+

ચિદાત્માની સંજ્ઞા કુદરત પ્રભુની પ્રતિકૃતિ,
અરીસો તેનો આ જન હૃદયની લાગણી વળી;
પ્રતિ સૃષ્ટિલીલા કશી જનસ્થિતિનો પ્રતિધ્વનિ,
મનુષ્યોની સાથે કુદરત બની ગ્રન્થિત નકી.

+　　+　　+

અભિવ્યાપ્તિમાં આ પ્રતિ ઉર અને તે પ્રતિસ્થળે,
રુચે તે ઉક્તિમાં પલજ પલ તેને કથી રહ્યાં;
કહે, મારી ભાષા પછી કયમ કવે ના નિજ રૂચ્યું,
વિના કહેતાં કહેવા, અગર નવ કાં મૌનજ રહું ?

+　　+　　+

રે સંસારી ! નિમિષ ભર તું ફેંકજે દૃષ્ટિ આંહીં;
આ દૃષ્ટિનું અનુકરણ કૈં રાખ સંસાર માંહીં;
ભોળા ! ત્હારી ઘડમથલમાં શાન્ત થા શાન્ત થા કે,
સ્થિતિની તું ઉપર ચડી જો ત્યાગની દૃષ્ટિ આંહીં.

+　　+　　+

મુજ હૃદય મહીં છે દૂર હો મર્મ સ્થાન,
સુખ દુઃખ વિણ તે તો છેક વૈરાગ્યવાન.

+　　+　　+

ન પીવાયું, ખોયું, પણ નવ ગયું પૃથ્વી પરથી,
રહ્યાં તત્ત્વો મીઠાં ઉદધિ કડવામાં ભળી જઇ !

+　　+　　+

મર્યું, ખોવાયું, વા ઢળી ગયું કહો, કે ઉડી ગયું,
ભળ્યા ભૂતે ભૂતો લય નથી થયું એ કણુતરૂં !

\+ + +

અહા ! કેવા પંથે કુદરત કરે છે ગતિ, અને
અરે ! કેવા પંથે કુદરત તણાં બાલક ભમે !
વિચારી વિચારી મમ દિલ બને ભસ્મ સળગી,
અરેરે ! જે રીતિ જનપ્રતિ ચલાવે જન અહીં !

\+ + +

મચ્યું છે યુદ્ધ બ્રહ્માન્ડે દેવ-દાનવનું સદા;
હણે છે કોઈ તો, કોઈ રક્ષાનુ કરનાર છે

\+ + +

અહો ! કે ખેંચાણો તવ ઉદરમાં આથડી રહ્યાં,
વલોવાતા ગોળા ગણુતરી વિનાના ઘુમી રહ્યા;
ફર્યા એ કે કોશો, અગણિત ફરીને લય થશે,
હતા જે સ્થાને ત્યાં ફરિ નવ અડયા વા ન અડશે !

\+ + +

બાપુ ! આ સૌ સુખ દુઃખ તણી વેઠ નાખી નથી કં,
આ તો ઓજો કુદરતતણો માત્ર કલ્યાણકારી;
આ ઝ્હારો જે પથિક સહુને આવતા માર્ગમાં, ત્યાં
ચક્ષુવાળાં શ્રમિત ન બને કિન્તુ સૌન્દર્ય જોતાં.

\+ + +

આ શુષ્ક લૂખી આલમે અપકારીઓના રાહને,
થઈ ઘાસ કર રસભર, અને એવું થતાં તું શું ડરે !

\+ + +

જે ઘાસ ઝરણા પાસનું જે પ્રેમ પી નીલું બન્યું,
તુજ પદ કને જે છે ઢળ્યું તે ના ડરે ! તું શું ડરે ?
એ નાપુકારે કોઇએ " અમ અંગ કચરાઈ અરે,
અમ યત્ન સૌ ધૂળે મળે," તો ઉઠ ઉઠ તું શું ડરે ? !

\+ + +

તુજ અંગ તરણાં સૂકશે ચારોય ના તેનો થશે !
તો શું પડયો છે દ્દહેશતે ? ઉભી ચારુતા ત્યાં શું ડરે !

\+ + +

નથી તેને માટે મુજ મગજમાં નામ વદવા
અનાલાપી ગાણું, જગત ! પ્રભુ ! એ લાગણી બધું !
ધ્વનિ, નામો, ગાણાં, અવર સઘળાં ધુમ્ર સરખાં,
દ્યુતિ તેનીને સૌ મલિન તિમિરે ઝાંખપ ધરે.

\+ + +

તારા ઉપર તારા તણાં ઝૂમી રહ્યાં છે ઝૂમખાં,
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની !

ઉપરનાં પદો માત્ર દૃષ્ટાન્ત તરીકે આપેલાંછે. પરંતુ કુદરત અને મનુષ્ય, પાન્થ પંખીડું, આકાશને, નદીને સિન્ધુનું નિમન્ત્રણ, સીમા, અધીનતા, મને જોઇને ઉડીજતાંપક્ષીઓને, ઋણ, એક ઉદાસ દિવસ, મૂર્તિ પૂજક વિશ્વ, મનુષ્ય અને કુદરત, વૈરાગ્ય, વ્હાલીને નિમન્ત્રણ,પ્રતાપ, સ્મૃતિ ચિત્ર, પ્હાડી સાધુ. કોણ પરવાર્યું ?, ભાવના અને વિશ્વ, અનાલાપી ગાન, નવો સૈકો, વગેરે વગેરે કાવ્યો જો મનન પૂર્વક વાંચવામાં આવેતો, કલાપીના ભાવના-વિશ્વનું અતી ગંભીર-રહસ્ય, આનંદ આપ્યા વગર રહેશે નહીં એમ મને સંપુર્ણ સ્વાનુભવસિદ્ધ ખાત્રી છે.

'કશ્મીરનો પ્રવાસ અથવા સ્વર્ગનું સ્વપ્નું' એ, લેખક તરીકેનો કલાપીનો પ્રથમ પ્રયાસ હતો. અહીંથીજ સાક્ષર તરીકેનુ એમનું જીવન શરૂ થાય છે. સૃષ્ટિ-સૌન્દર્યનું વર્ણન, તેમના હૃદય ઉપર એ પ્રદેશો નિહાળવાથી થયેલી અસર અને પ્રસંગોપાત ભિન્ન ભિન્ન વિષયો ઉપરના એમના પ્રાથમિક ઉદગારો એ લઘુ લેખમાં સમાએલા છે. કુદરતની અદ્દભૂત લીલાના ભોકતા તો એઓ જન્મથીજ હતા. એ સંસ્કારો આ પ્રવાસથી બહુ ઉદ્દીપન થયા.

જેમ સામાન્ય રીતે જોવામાં આવે છે તેમ, કલાપીના ટુંકા જીવનમાં પણ આશા,

નિરાશા અને બન્નેનું સમત્વ અનુક્રમે દેખાઈ આવે છે. એમના શરૂઆતના ગદ્ય તેમજ પદ્ય લેખો આશાજનક પ્રોત્સાહનથી વાંચનારને ગતિ કરવા આનંદથી પ્રેરે તેવા, અને લાગણીઓને સતેજ બનાવનારા છે.

કશ્મીરના પ્રવાસમાંથી તેવાં બે ચાર દૃષ્ટાન્તો આપણે અહીંયાં લઇએઃ—

× × ×

" અલબત, મુસીબત વિના સ્વર્ગનાં દર્શન ક્યાંથી થાય ? × × × ગમે તેમ હોય તો પણ મ્હને તો એમજ લાગ્યું કે, કોઇપણ સારી અથવા ખરાબ બાબતનો ભોક્તા થયા પહેલાં જે વિચાર હોય છે તેમાં ભોક્તા થયા પછી ઘણોજ ઘટારો થાય છે. + + + ભૂખ અને તરસથી એટલા બધા ઘાંઘા થઇ ગયા કે પાણી ક્યાંઇ ગોતી શક્યા નહીં; + + + કેટલાકની આંખમાં પીલુડાં આવી ગયાં હતાં. આ કેવું ખોટું ! લડાઇના વખત જે માથા ઉપર ગડગડી રહ્યા હતા, માંસ ભાલાની અણી ઉપર રાખી સુન્દાંની ચેહપર શેકી લઈ ચાવી જવું પડતું હતું, અરણ્યમાં પથ્થરપર પણ સુખે સુવાતું મળતું નહીં, ઘોડાપરથી પલાણ પણ દૂર થતાં નહીં, લોહીમાં તરવારો હમેશાં ભીની રહેતી, શરીરપર ઝખમ વિનાનાં કોઇ માણસો નજરે પડતાં નહીં, સંકટની સંખ્યા થઈ શકે તેમ નહોતી, એ સમય વિસરી જવાનો નથી. સુખ શાન્તીથી નપુંસક બની જવાનું નથી. મોજનું વ્યસન સુખ આપનારૂં નથી. સ્પ્રીંગવાળા પલગ અને ચાર ઘોડાની ગાડીમાં બેસી ચટપટ કરવી અને તેમાંજ મગ્ન રહેવું, એ સુધારો, સુખ અથવા આનંદ નથી. બુટ, મોજાં, નાજુક સોટી, " ( એઓ કોઇ દિવસ નાજુક સોટી હાથમાં રાખતા નહીં, પણ ખડબચડી અને લઠ્ઠ ડાંગ રાખતા, જેને તેઓ ' બાંગલું ' કહેતા. ) " અને રેશમી રૂમાલ ગજવામાં રાખી કાંકડા બની આટા મારવા એજ સમ્પત્તિ અથવા મજા નથી. સોનાનાં ચશ્મા વગર કારણે ઘાલી, સોનાનાં નાજુક ઘડીયાળ, " ( એઓ સોનાનું નાજુક ઘડીયાળ કદી રાખતા નહીં, પણ મજબુત રૉસકૉપ અગર એવા બીજા કોઈ મેકરનું બદામ ભાંગે તેવું પસંદ કરતા અને રાખતા. ) " અને અછોડા છાતી પાસે લટકાવી, ટેબલપર ટાંટીયા ઉંચા ચડાવી ' વિસકી પેગ ' ચડાવવો એજ સુધારાના સાથીનાં લક્ષણ નથી. ધીરજ અને ધૈર્યથી અગાડી વધવું એજ સુધારો છે, એજ સુખ છે, એજ ધર્મ છે, અને એજ સમ્પત્તિ છે. " ધીરજ, ધર્મ, મિત્ર, અરુ નારી, આપત કાલ પરખીયે ચારી " ખરેખાત, આવી સ્થિતિમાં જો કે ધીરજથી રહેવું, શાન્ત રહેવું જોઇએ, તોપણ આ ભૂખ્યા માણસોની એ વખતની સ્થિતિ જોઈ અમને ઘણીજ દયા આવી. " + + +

" સુતાં સુતાં હું વિચાર કરતો હતો કે ખરેખાત, કશ્મીરમાંજ ઇશ્વરની રમણીય રચનાનો વર્ષાદ વરસી ગયો છે. વળી હિંદુસ્તાન આવાં સુંદર સ્થળોનો માલિક હોવાથી કેવો ભાગ્યશાળી કહેવાય ! વિંધ્યાટવીનો પ્રદેશ પણ કાંઇ ઓછી ખુબીવાળો નથી, અને દક્ષિણ

પણ રમણીયતામાં ઉતરે તેમ નથી. બાણ, ભવભૂતિ, કાલિદાસાદી કવિઓની અગાધ કલ્પના શક્તિનું પણ આજ સૃષ્ટિ-સૌન્દર્ય મૂળ કારણ છે. પણ અતિશય થવાથી કઇ વસ્તુ હાની કરતી નથી ? આ દેખાવો આનંદની સાથે દુઃખ દેનાર પણ ક્યાં ઓછા થયા છે ! આર્યાવર્તમાં કુદરતની અતિશય ભવ્ય લીલાથી માણસોની કલ્પના શક્તિ અતિશય વધી ગઈ અને તેથી ખરી વિચાર શક્તિની ખામી રહી ગઇ, અને અજ્ઞાની માણસો વહેમીલાં થઈ ગયાં. કાળીના બલિદાનાર્થે હજારો માણસોના જીવ ગયા છે, પિતૃ પીડા અને ભૂત-પલિતથી સેંકડો માણસો રીબાય છે, આવતા જન્મમાં સુખી થવા માટે કાશીમાં કરવત મેલાવી, ગિરનારપર ભૈરવ-જપ ખાઇ, હિમાલયમાં ગળી, કમળ પૂજાખાઈ, અને એવા અનેક પ્રકારે કરોડો અજ્ઞાની અને વહેમી આર્ય બન્ધુઓએ કમકમાટી ઉત્પન્ન કરે તેવી રીતે આત્મ-ઘાત કરેલ છે. કુદરત સામે બાથ ભીડવા શક્તિમાન નહોવાથી હજારો જડ વસ્તુઓને ઇશ્વરપદ આપેલ છે, દેવ બનાવેલ છે, અને પૂજેલ છે. પરબ્રહ્મની કૃપાથી તે ધૂન હવે મગજમાંથી દૂર થવા લાગી છે. તોપણ દૃઢ આગ્રહથી હિમ્મત રાખી એક કાર્ય પાછળ મંડયા રહેવું, એ બ્રિટનોની ખાસીયત હજી હિંદુ ભાઇઓથી ઘણી દૂર રહેલી છે. અલબત, ક્યાંઈ ક્યાંઈ આ ગુણ પણ ચમકારો બતાવે છે. પણ તે મહા ગુણ સર્વવ્યાપક ક્યારે થશે ? હજી ઘણીવાર છે. તેમા આર્ય બન્ધુઓનો દોષ નથી. જ્યારે જ્ઞાન વહેમને દૂર કરશે ત્યારે એની મેળે બધાં મારાંવાનાં થશે. હવે તો વિદ્યાની સાથે ગાઢ પ્રેમ બંધાવો જોઇએ. એ શસ્ત્ર ક્યાંઇ છૂપું રહે તેવું નથી. સૂર્ય ઉગ્યો એટલે અજવાળું થવાનુ જ અને ધુમ્મસ ઉડી જવાનો + + +

" હિંદુસ્તાનમાં એક વખતે રામ, ધર્મ, વિક્રમ, હરિશ્ચંદ્ર જેવા કુશળ, પ્રજાનું સુખ—દુઃખ તેજ પોતાનુ સુખ-દુઃખ માનનારા, ધર્મનિષ્ઠ, નીતિવાન, અને નરપપતિ શબ્દને શોભાવે તેવા ગુણવાળા રાજા ગજા કરતા હતા. તે ચાલ્યા ગયા ભોજ જેવા વિદ્વાન પરીક્ષક ક્ષય પામ્યા. વસુંધરા, વિદ્યા અને કળા કૌશલ્ય રડાણાં, કુસંપ સાથે અનેક અવિનયોને અને વિપત્તિને દેશમાં આવવાનો રસ્તો મળ્યો. તૈમુર, મહંમદ, અલાઉદીન અને ઔરંગઝેબ જેવા, ધનના લોભી, લોહીના તરસ્યા, ઝનુની, ક્રૂર, સ્વાર્થી, મૂર્ખ, કપટી, વ્યસની અધિકારીઓએ આર્યાવર્તને લૂટયો, દળ્યો, નીચોવ્યો, રગદોળ્યો. ' **यथा राजा तथा प्रजा** ' એ યથાર્થ કહેવત પ્રમાણે આપણું ભુંડુ થયું, આપણે બગડયા, નીચે પડયા. અરે ! પણ આવા સત્તાધિશો આવ્યા એમ કહેવું એ ખોટું છે. આપણેજ આપણા પગમાં કુહાડો માર્યો. આપણેજ તેઓને બોલાવ્યા, આપણેજ વિખતુ અમૃત માની સ્વેચ્છાએ આનંદથી પાન કીધુ ! દીર્ઘદર્શી, ડાહ્યા, રાજનીતિમાં ઘડાએલા, પ્રૌઢજનોનો આપણે જ અનાદર કીધો ! આપણા હાથથીજ આપણા ભાઇઓ, દેશ રક્ષકો, શૂરા, ધીર-વીર પુરુષોના પગમાં બેડી નાંખી, ગળાં કાપ્યાં, હણ્યા અને હણાવ્યા ! અફસોસ ! અફસોસ ! આપણું કર્તવ્ય આપણે ચૂકયા. આપણો ધર્મ આપણે ભૂલ્યા. આપણા શાસ્ત્રોને આપણેજ તિરસ્કાર્યાં. આપણેજ કૃતઘ્ની થયા. ' સર્વે દેશ ભાઇઓનું ભુંડુ કરતાં મ્હારૂં ભલું થશે નહિ ' એ માનતો કોઇને રહ્યુંજ નહિ ! ' પરમાર્થ તેજ સ્વાર્થ છે ' એ વેદ વાક્ય આપણે ભૂલી ગયા. તેથી આ દેશ ઉપર ગુસ્સે થઈને વાલ્મિક, વિશ્વામિત્ર, મનુ, વસિષ્ઠાદિ ઋષિઓ.

અર્જુન, ભીમ, કૃષ્ણ, હળધર, ભગીરથાદિ લડવૈયા અને અગ્ન્યાસ્ત્ર, ગરૂડાસ્ત્ર, બ્રહ્માસ્ત્રાદિ આયુધો હવે બીજા દેશોમાંજ જન્મ લે છે ! બીજા દેશોનેજ શોભાવે છે ! બીજા દેશોનેજ ઉંચા ચઢાવે છે ! બીજા દેશોનુંજ રક્ષણ કરે છે ! જે વિમાનો ભરતખંડની હવામાં ઉડતાં તે બીજા દેશોમાં ફરે છે ! જે હીરાઓ આદીની ખાણોમાંથી નીકળતા તે બીજા દેશોમાં પ્રકાશે છે ! આપણેજ આપણું સંભાળી ન શક્યા તો બીજાને શો દોષ દેવો ! + + + અફસોસ ! આપણે બબ્બે આંખો છતાં અંધ થયા ! ઘટિત અઘટિત કાર્ય કાંઇ વિચાર્યુંજ નહિ ! મહાભારત જેવાં યુદ્ધ કરી ભાઈએ ભાઇનું, કાકે ભત્રિજાનું, બાપે દીકરાનું લોહી પીધું ! અરે આર્યાવર્ત ! તેં સુખદુઃખની પરિસીમા અનુભવી જોઇ ! ત્હારા ઉપર સુખદુઃખના સમુદ્ર રેલી ગયા ! હવે વિશ્રાન્તિનો સમય આવ્યો છે. ત્હારી ખોવાઇ ગયેલી અમૂલ્ય વસ્તુઓ ગોતી ગોતી, ત્હારા ભાઈઓ અને મિત્રો, ત્હારા હાથમાં હવે આપવા લાગ્યા છે, તેનો યથાર્થ હવે ઉપયોગ કર. બ્રિટનનો સુધારો વિચાર કરી તે યોગ્ય લાગે તેમ ગ્રહણ કર. ”

× × ×

“ ઉદ્યોગ શું ન કરે ? પ્રયત્નથી પશુ પક્ષિઓ પણ સારૂં કામ કરે છે તો આ જંગલી કસ્બીગનાં માણસો આવું કામ કરે તેમાં શું નવાઇ ? રે ! હિંદુસ્તાન ! ત્હારી કારીગીરીને તું શા માટે ઉત્તેજન નથી આપતો ? ત્હારા બચ્ચાંઓને તું કુશળ શા માટે નથી બનાવતો ? કુદરત તો ત્હારા ઉપર પૂર્ણ કૃપા વર્ષાવી રહી છે, તેનો ઉપયોગ કેમ કરવો એજ શીખવાનું બાકી છે + + + + હવે આંખ ઉઘાડ, ઉભો થા, કામે લાગ. ત્હારા જે ભાઈઓ તને મદદ આપે છે તેનો આભાર માની તેની બરાબર થવા કોશીશ કર. બ્રહ્માન્ડ ચક્ર પણ એક નિશાળ જેવું છે. ચડતી પડતી ઘટમાળની માફક થયાજ કરે છે. ત્હારા સોબતીઓમા તું સર્વોત્તમ હતો, હવે નીચે પડયો છે તેથી આસુ પાડવાનું નથી. તેમ કરીશ તો વધારે નીચો જઇશ. ”

હણે, અને દરેક પથ્થર મનુષ્યના આત્મા સાથે આનંદની વાતો કરે છે. અને ગુરૂની માફક જુદા જુદા બોધ આપે છે. ' જીવ્યા કરતાં જોયું ભલું, ' એ વાક્ય બીલકુલ સાચું છે. કયું સારૂં કામ કઠણ નથી ? દેશ જીતવો એ સહેલું છે ? પરમાર્થી થવું એ સહેલું છે ? નીતિથી ચાલવું એ સહેલું છે ?"

× × ×

"માણસો ઉત્તર મહાસાગરમાં રખડે છે, માણસો દરીયામાંજ વસે છે, માણસો ગોળીના વર્ષાદમાં ફરે છે. માણસો બાણશૈયાપર શયન કરે છે. માણસો શું નથી કરતાં ! કશ્મીરમાં જઈ આવવું એ આની સાથે સરખાવતાં કંઈજ નથી. સુખની કીંમત દુઃખથીજ થાય છે, અને સંપત્તિની કીંમત વિપત્તિથીજ થાય છે. વિપત્તિ એજ માણસને માણસ મનાવે છે, અને વિપત્તિ એજ માણસની તુલના કરે છે. વિપત્તિથીજ મ્હોટા ન્હાનું થવાય છે, અને વિપત્તિથીજ ચડતી પડતી થાય છે. "સબસે ભલી વિપતડી જો થોરે દિન હોય" એમાં જરા પણ સંશય નથી. કશ્મીરમાં જવું એમાં જરા વિપત્તિ પણ છે ખરી, પણ તે દુઃખનો બદલો વ્યાજ સુદ્ધાન્ત કુદરત આપી દે છે." + + +

કલાપીની ઉમ્મર વીશ વર્ષની થઇ તેટલામાંતો એમના સંસ્કારો આમ ઝડપથી ખીલવા લાગ્યા. આટલા સમયમાં એમના જીવનની ભાવનાઓમાંની બે ભાવનાઓ પ્રધાનપણે બહાર તરી આવી · સૃષ્ટિ-સૌંદર્યનું અવલોકન કરવાના સંસ્કારને પોષણ મળતાં કવિત્વ-શક્તિ; અને જગતની પ્રવૃત્તિનું નિરીક્ષણ કરવાના સંસ્કારને પોષણ મળતાં તોલન-શક્તિ ; આ બે પ્રકાશી નિકળ્યાં. સૃષ્ટિ-સૌન્દર્ય અવલોકવાનું વલણજ બતાવી આપેછે કે તેઓ જન્મથીજ કવિ હતા, અને કવિ હતા માટેજ એમનો સ્વભાવ શ્રદ્ધાળુ હતો, અને 'સત્ય-પ્રેમ' એ એમના જીવનનું બીજક હતું. જગતની પ્રવૃત્તિના નિરીક્ષણ કરવાના વલણને લીધે તેઓ બુદ્ધિશાળી હતા, અને તેથીજ મુમુક્ષુ યાને જીજ્ઞાસુ હતા. આમ શ્રદ્ધા અને જીજ્ઞાસા-અથવા વેદાન્તની પારિભાષામાં કહીએ તો **ભક્તિ અને જ્ઞાન**, અથવા બીજી રીતે કહીએ તો પ્રેમ અને સ્વાર્પણ-રૂપ ભાવનાઓનાં અંકૂરો પ્રગટી નીકળ્યાં. આ બે અંકુરો કેવી રીતે નવપલ્લવિત્ થયાં, તેમાં પત્ર-પુષ્પાદિ કેવાં આવ્યાં, અને છેવટ સર્વેના તારતમ્યરૂપ ફલ પ્રાપ્તિ શી થઇ, ઇત્યાદિ મારેતો કલાપીના સર્વ લેખોનું બહુજ બારીકીથી મનન કરવામાં આવે ત્યારે, અને એમના જીવનનો વિવેક પૂર્વક નિષ્કર્ષ કાઢવામાં આવે ત્યારેજ સમજી શકાય તેમ છે.

હાલતો આટલી વાત ધ્યાનમાં રાખી, કવિ અને કવિતાને લગતા એમના વિચારો આપણે તપાસીએ.

તા. ૨-૯-૧૮૯૪ના પત્રમાં એઓ લખે છે કે :—

" કવિતા ' શું ! ' કવિ ' શું !

તા. ૩૦-૪-૯૬ ના પત્રમાંથી :—

"વર્ડ્ઝવર્થ એમ માનતો લાગેછે કે કોઇ માણસની અથવા કોઇ માણસની જીંદગીના એક બનાવની સારી સીધી વાત કહી જવી એમાં કાવ્ય બની જાયછે. એજ રીતિથી એટલે વર્ડ્ઝવર્થની એ શૈલીને અનુસરી હજીસુધી ત્રણજ કાવ્ય લખાયાં છે.—

"સારસી. શેલડી અને વૃદ્ધટેલીઓ: જો કે એ ત્રણેમાં કાગડો હંસની ચાલ ચાલવા જાય અને જેવું બને તેવું બન્યું છે.

"વર્ડ્ઝવર્થ સાદાઇમાંથી કાંઇ અદ્દભૂત ચમત્કાર ઉપજાવી શકેછે. એ શકિત બધા કવિઓમાં કેટલેક અંશે હોયછે. પણ હૃદયની લાગણીની તીવ્રતા કે મંદતાથી કુદરતનું ચિત્ર આપતાં કાં ઘસડાઇ જવાયછે, કે કાં પાછળ રહી જવાયછે. શૈલીને જોશું તો દરેક સ્થાને તે નાયગ્રાના ફૉલમાં ઘસડાતો અને ઘસડાતો માલુમ પડશે. વર્ડ્ઝવર્થ એકજ સ્થાને ઉચો રહેલો દેખાયછે, માથું નીચું નમાવીને ધોળાવાળમાં પડેલી ટાલપર લીસ્મો હાથ ફેરવતો દેખાયછે.

"True to Nature : તો એ એકજ મહાત્મા છે. 'કહેવાનું તે કહી જવું,' એ નિર્ણયપર જ્યારે વર્ડ્ઝવર્થ આવેછે ત્યારે તે, કોઈમાં નથી એવું પેદા કરી શકેછે.

"મ્હારૂં લક્ષ્ય આ છે, પણ એ કાર્ય મ્હારા સ્વભાવને પ્રતિકૂલ લાગેછે કે કાંતો તે બહુ કઠિન કાર્યછે, પણ એ રસ્તે ચાલતાં હજીસુધી મને સંતોષ નથી મળ્યો હજુ આગાડી એવો યત્ન કરી જોઇશ, જોઇએ શું થાયછે?

"આમ છે માટે 'વૃદ્ધટેલીઓ' ને એક વખ્ત 'બાંજ' કાવ્ય સાથે સરખાવી જોશો ને એક વખત 'સારસી' અને 'શેલડી' સાથે સરખાવી જોશો.

"'નિમન્ત્રણ' જો કે વધારે સારૂં છે પણ તે મ્હારો હમેશનો માર્ગછે પણ ટેલીઆપર જરા તીખી દૃષ્ટિ રાખશો. નવા માર્ગમાં કેટલે અંશે અને શું ખામી રહેછે તે જાણવાની જરૂર છે."

તા. ૨૦-૬-૯૬ના પત્રમાંથી :—

"એમર્સન એક સો -(?) જેવો આપ વાંચશો તો લાગશે. તેને માટે "આહાહાહાહા!" એ ઉદ્દગાર શિવાય કાંઇ કહેવાય તેમ નથી, કોઇ વખતે "અહોહોહો!" અને કોઇ વખતે "આહાહાહા!" "અરેરે" કહેવાનું તેમાં બહુ નથી એટલીજ માત્ર ખામી છે."

તા. ૨૦-૪-૯૬ના પત્રમાંથી:—

"'કૃતઘ્નતા' વાંચીને વિચારમાં પડી જશો નહિ. એ કોઇને સંબંધે લખાયેલ નથી, પણ કેટલીક વખ્ત કેટલાક માણસો જે ભલાં હોયછે તે એક છેડાથી બીજા છેડાપર ચાલ્યાં

જાયછે દૂર થઇ જાયછે. એ બતાવવાનુંજ તેમાં યત્ન છે. જીનિંગ (ફેક્ટરી)માં ચગદાઇ મરનારને "સાલો પછી મરી ગયો" એમ કહી હસનારમાં પણ આવોજ ફેરફાર થાય એ નવાઇ જેવું નથી. અને એ કાવ્યનું લક્ષ્ય પણ કોઇ એવોજ માણસ—પણ એથી જરા વધારે કોમળ—છે. તે છેલ્લી લીટી કહેશે."

તા. ૧૦-૨-૯૮ના પત્રમાંથી :—

"કવિતાને પોતાના હૃદય સિવાય કોઇ ઉત્તેજન આપી શકતું નથી. કેમકે એ પ્રવાહ જ્યારે જ્યારે અટકે છે ત્યારે કોઈપણ બાહ્યોત્તેજન તેને ઉત્પન્ન કરી શકતું નથી."

તા. ૨૮-૨-૯૮ના પત્રમાંથી :—

"આપે કવિતાનો વિષય ચર્ચ્યોછે. કવિતા કેવી હોવી જોઇએ તે હું પોતે ખરૂ સમજતો નથી. પણ જેઓને હું માગ વિવેચકો માનુછું તેમના મહવાસથી એટલું સમજવા શીખ્યો છું કે :—

કવિતા અવશ્ય કલા સાથેજ હોય. તે કલા હાલ અત્ર નથી. "કવિ" અને "કવિતા લખનાર' એ બે જુદાંજ પ્રાણીઓ છે. હૃદયના અશ્રુ સર્વ પ્રકારે ઉત્તેજનને પાત્રછે. પરંતુ એ હૃદયના અશ્રુ જેટલાં વધારે ઉદાર હોય તેટલા કવિતામાં ગણાવાને વિશેષ પાત્ર હોય એતો આપ જાણોછો. કવિ, કવિ છે કેમકે તે ઉદાર છે. હાલ અત્ર કવિતા નથી, કેમકે હાલ અહીં ઔદાર્ય નથી. હું આમ કહુછું ત્યારે આપ કદાચ ચમકશો પણ આપ જાણી શકશો કે ડેન્ટી કે બર્લેક હાલ અહીં જન્મતા નથી.

"આપણી હાલની સારામા સારી કવિતા શુ સંસ્કૃત કે યુરોપના કવિઓ જે ત્રીજા વર્ગના કવિઓ ગણાય છે તેની સાથે મુકી શકાય તેવી પણ છે? કદિ તરર આવી દૃષ્ટિથી જોનાર વિવેચક હાલની કવિતા માટે હલકુ મત બતાવે એ શુ સાચુંજ નથી? પણ એમ થવાથી કેઇએ નાઉમેદ થવાની જરૂર નથી. જે માણસ એક સારી લીટી લખી શકયો છે તેને લખવાનો હક મળીજ ગયોછે. પત્રમાં કેટલું લખાય?"

તા. ૧૯-૧૦-૯૮ના પત્રમાંથી :—

"હૃદય, દુઃખમાં પણ જ્યારે સ્મૃતિનું સુખ લેતું થાયછે ત્યારેજ કવિતા પણ રસ આપી શકેછે. ખેદની સ્થિતિમાંતો કાંઇજ થઇ શકતું નથી."

× × × ×

"યુરોપી અને આર્ય કવિઓની કાવ્યધારાની નિર્મલતાને આપણે એક દાખલા તરીકે જોશું તો સૌંદર્યનો આવો ઉપયોગ શી રીતે છે તે જોઇ શકીશું; એમ કરવાથી પૂર્વ-પશ્ચિમ દેશોના હૃદય પ્રવાહની નિર્મળતા પણ તપાસી શકીશું. અને સ્વીડનબોર્ગનું વિશ્વ એટલું

તા. ૩૦-૪-૯૬ ના પત્રમાંથી :—

"વર્ડઝવર્થ એમ માનતો લાગેછે કે કોઇ માણુસની અથવા કોઇ માણુસની જીંદગીના એક બનાવની સારી સીધી વાત કહી જવી એમાં કાવ્ય બની જાયછે. એજ રીતિથી એટલે વર્ડઝવર્થની એ શૈલીને અનુસરી હજુસુધી ત્રણજ કાવ્ય લખાયાં છે.—

"સારસી. શેવડી અને વૃદ્ધરેલીઓ જો કે એ ત્રણેમાં કાગડો હંસની ચાલ ચાલવા જાય અને જેવું બને તેવું બન્યું છે.

"વર્ડઝવર્થ સાદાઇમાંથી કાંઇ અદ્‌ભૂત ચમત્કાર ઉપજાવી શકેછે. એ શક્તિ બધા કવિઓમાં કેટલેક અંશે હોયછે. પણ હૃદયની લાગણીની તીવ્રતા કે મંદતાથી કુદરતનું ચિત્ર આપતાં કાં ઘસડાઇ જવાયછે, કે કાં પાછળ રહી જવાયછે. શૈલીને જોશું તો દરેક સ્થાને તે નાયગ્રાના ફૉલમાં ઘસડાતો અને ઘસડાતો માલુમ પડશે. વર્ડઝવર્થ એકજ સ્થાને ઉંચો રહેલો દેખાયછે, માથુ નીચું નમાવીને ઘોળાવાળમાં પડેલી ટાલપર લીરમો હાથ ફેરવતો દેખાયછે.

"True to Nature : તો એ એકજ મહાત્મા છે. 'કહેવાનું તે કહી જવું,' એ નિર્ણયપર જ્યારે વર્ડઝવર્થ આવેછે ત્યારે તે, કોઈમાં નથી એવું પેદા કરી શકેછે.

"મ્હારૂં લક્ષ્ય આ છે, પણ એ કાર્ય મ્હારા સ્વભાવને પ્રતિકૂલ લાગેછે કે કાતો તે બહુ કઠિન કાર્યછે, પણ એ રસ્તે ચાલતાં હજુસુધી મને સંતોષ નથી મળ્યો હજુ અગાડી એવો યત્ન કરી જોઇશ, જોઇએ શુ થાયછે ?

"આમ છે માટે 'વૃદ્ધરેલીઓ' ને એક વખ્ત 'બાજી' કાવ્ય સાથે સરખાવી જોશો ને એક વખત 'સારસી' અને 'શેલડી' સાથે સરખાવી જોશો.

"'નિમન્ત્રણ' જો કે વધારે સારૂં છે પણ તે મ્હારો હમેશનો માર્ગછે પણ ટેલીઆપર જરા તીખી દૃષ્ટિ નાખશો. નવા માર્ગમા કેટલે અંશે અને શુ ખામી રહેછે તે જાણવાની જરૂર છે."

તા. ૨૦-૬-૯૬ના પત્રમાથી :—

"એમર્સન એક મો –(?) જેવો આપ વાચશો તો લાગશે. તેને માટે "આહાહાહાહા !" એ ઉદ્‌ગાર શિવાય કાંઇ કહેવાય તેમ નથી, કોઇ વખતે "અહોહોહો !" અને કોઇ વખતે "આહાહાહા !" "અરેરે" કહેવાનું તેમા બહુ નથી એટલીજ માત્ર ખામી છે."

તા. ૨૦-૪-૯૬ના પત્રમાથી—

"'કૃતઘ્નતા' વાચીને વિચારમા પડી જશો નહિ. એ કોઈને સબંધે લખાયેલ નથી, પણ કેટલીક વખ્ત કેટલાક માણસો જે ભલાં હોયછે તે એક છેડાથી બીજા છેડાપર ચાલ્યા

જાયછે ફેર થઇ જાયછે. એ બતાવવાનુંજ તેમાં યત્ન છે. જીંનિંગ (ફેક્ટરી)માં ચગદાઇ મરનારને "સામે પછી મરી ગયો" એમ કહી હસનારમાં પણ આવોજ ફેરફાર થાય એ નવાઇ જેવું નથી. અને એ કાવ્યનું લક્ષ્ય પણ કોઇ એવોજ માણસ—પણ એથી જરા વધારે કોમળ—છે. તે છેલ્લી લીટી કહેશે."

તા. ૧૦-૨-૯૮ના પત્રમાંથી :—

" કવિતાને પોતાના હૃદય સિવાય કોઇ ઉત્તેજન આપી શકતું નથી. કેમકે એ પ્રવાહ જ્યારે જ્યારે અટકે છે ત્યારે કોઈપણ બાહ્યોત્તેજન તેને ઉત્પન્ન કરી શકતું નથી."

તા. ૨૮-૨-૯૮ના પત્રમાંથી :—

" આપે કવિતાનો વિષય ચર્ચ્યોછે. કવિતા કેવી હોવી જોઇએ તે હું પોતે બહુ સમજતો નથી. પણ જેઓને હું સારા વિવેચકો માનુંછું તેમના સહવાસથી એટલું સમજવા શીખ્યો છું કે :—

કવિતા અવશ્ય કલા સાથેજ હોય. તે કલા હાલ અત્ર નથી. " કવિ " અને "કવિતા લખનાર" એ બે જુદાંજ પ્રાણીઓ છે. હૃદયના અશ્રુ સર્વ પ્રકારે ઉત્તેજનને પાત્રછે. પરંતુ એ હૃદયના અશ્રુ જેટલાં વધારે ઉદાર હોય તેટલાં કવિતામાં ગણાવાને વિશેષ પાત્ર હોય એતો આપ જાણોછો. કવિ, કવિ છે કેમકે તે ઉદાર છે. હાલ અત્ર કવિતા નથી, કેમકે હાલ અહીં ઔદાર્ય નથી. હું આમ કહુછું ત્યારે આપ કદાચ ચમકશો પણ આપ જાણી શકશો કે ટેની કે બર્લક હાલ અહીં જન્મતા નથી.

", આપણી હાલની સારામાં સારી કવિતા શુ સંસ્કૃત કે યુરોપના ૨જા કે ત્રીજા વર્ગના કવિઓ ગણાય છે તેની સાથે મુકી શકાય તેવી પણ છે? કવિ તરફ આવી દૃષ્ટિથી જોનાર વિવેચક હાલની કવિતા માટે હલકું મત બતાવે એ શું સાચુંજ નથી? પણ એમ થવાથી કેઇએ નાઉમેદ થવાની જરૂર નથી. જે માણસ એક સારી લીટી લખી શકયો છે તેને લખવાનો હક મળીજ ગયોછે. પત્રમાં કેટલું લખાય?"

તા. ૧૯-૧૦-૯૮ના પત્રમાંથી :—

" હૃદય, દુઃખમાં પણ જ્યારે સ્મૃતિનું સુખ લેતું થાયછે ત્યારેજ કવિતા પણ રસ આપી શકેછે. ખેદની સ્થિતિમાંતો કાંઇજ થઇ શકતું નથી."

× × × ×

" યુરોપી અને આર્ય કવિઓની કાવ્યધારાની નિર્મલતાને આપણે એક દાખલા તરીકે જોશું તો સૌદર્યનો આવો ઉપયોગ શી રીતે છે તે જોઇ શકીશું; એમ કરવાથી પૂર્વ-પશ્ચિમ દેશોના હૃદય પ્રવાહની નિર્મળતા પણ તપાસી શકીશું. અને સ્વીકનયોગનું વિશ્વ એટલું

"આપ જોશો તો લાગશે કે કવિ એક આ, આ બીજા કવિથી સારો છે એમ કહેવાયજ નહિ. દરેક, દરેકના વિષયમાં ઉત્તમ છે. કાલીદાસ સારો કે શેક્સપીયર સારો, શેલી સારો કે વર્ડઝવર્થ સારો એ કંઇજ કહી શકાય નહિ.બધાજ સારા અને સરખા સારા.

"આનું કારણ શું '

"કવિ–ખરા કવિ–એ એકાન્તિક છે. તે ઉત્તમ છે. દરેકનો વિષય જૂદો છે છતાં એક છે અને તે ઉત્તમજ છે. એટલે અમર રહેવાનો; તેમાં કાંઇ નવું છે. જેમાં કાંઇ નવું છે તેજ કવિ, જેમાં કાંઇ નવું છે તેજ કાવ્ય.

"હવે × × આપ કહેશો ' મને કાલિદાસ અને ભવભૂતિ સાથે ક્યાં મૂકયો? ' પણ તેમાં અડચણ નથી. ચાર ચાર લીટીનો એકેકો શ્લોક લખનાર અમરુ પણ મ્હોટો કવિ કહેવાય છે. લાંબુજ લખવું જોઇએ એ કાંઇ કવિતામાં નિયમ નથી. આપનાં બધાં કાવ્યો ઉત્તમ છે. કારણ કે તેમાં કાંઇ નવું છે.

"વિશ્વ નમાલું છે: આ વિચાર બીલકુલ જૂઠો છે. ઇશ્વરને આ વિચારથી અપમાન અપાય છે.'

કુદરતની ન્હાનામાં ન્હાની કૃતિપણ નકામી–નમાલી નથી. કુદરતનું (કુદરતમા જન ઉદય પણ આવી જશે) સૌન્દર્ય જોતાં શીખો. બ્હાલી અને ન્હાનું બાળક મરણ બાદ પડ્યાં રહેવાનાં નથી. એ આપણાં ગુરૂ છે. અને 'પ્રેમ' અથવા ' મોક્ષ ' ના ભોમીયા છે. તે નકામાં–નમાલાં નથી.

"આપનુ ગઝલ તપાસો. ત્યાંપણ તે નિરાશા ને શિથિલતા લાગશે. દુનિઆનો અભાવ ત્યાંપણ હજુ છે. મ્હારી ચાર લીટી જોજો:—

'તમારા રાજ્યદ્વારોના ખૂની ભપકા નથી ગમતા,
મતલબની મુરવ્વત્ ત્યાં, ખુશામદના ખઝાના જ્યાં '

"મ્હારો હેતુ એક આવું ખરાબ ચિત્ર આપી કાંઇક સુધારવાનો છે. તેમાં ખરાબ વસ્તુનો તિરસ્કાર છે પણ નિરાશા નથી.

"શેલીનું હૃદય જોજો. તે તિરસ્કારમય કેટલીક વખ્ત તો દેખાશે. પણ આ બધા બહારના દેખાવ છે. ઉંડી ઉંડી તો આશા અતિ ઉજ્વળ આશા–તેવા કાવ્યોમાં ચમકી રહી છે. અને જે તિરસ્કાર દેખાય છે તે માત્ર ' માણુસ ભાઇ છે અને તે ક્રૂર છે કે દુ:ખી છે ' આ વિચારથી ઉત્પન્ન થયેલી અનુકમ્પાજ છે અથવા પ્રણયકોપ છે: શેલી જેવો મનુષ્ય જાતિને ધિક્કારે કેમ ?

"આપ જ્યાંસુધી કવિતાનું ખરૂં સ્વરૂપ જોતાં શીખશો નહિ ત્યાંસુધી કવિનું ખરું સ્વરૂપ જોઇ શકશો નહિ.

"સંન્યાસી થાઓ તો શંકર જેવા થજો. શંકર સન્યાસી હતો પણ વિશ્વ-સૌન્દ તે પી ગયો હતો, નહિ તો બુદ્ધને દેશ નિકાલ તે કદી કરી શકત નહિ.

"પ્રવૃત્તિહીન મોક્ષને પણ હુ નથી માનતો. પ્રેમહીન હોય તેજ પ્રવૃત્તિહીન હોય પ્રેમહીન મોક્ષ હોયજ નહિ. નિરાશા એ જડતાનુ બીજું નામ છે. પ્રેમહીન-પ્રવૃત્તિહી મોક્ષ હોય તો તે મોક્ષ નિરાશા છે-જડતા છે અને ઉત્તમ નહિ પણ અધમ સ્થિતિ છે.

"પ્રેમના અને પ્રવૃત્તિના પૂરા ભકત બનો અને પછી આપ અજબ કામ કરી શકશે મ્હારા કરતાં તો આપ હજાર ગણું વધારે કરશો.

× × × × × ×

"શીઘ્રકાવ્ય' એટલે શુ ? કહ્યુ અને તૂર્ત લખવુ (બે ત્રણ મિનિટમાં) એટલીજ શીઘ્રકાવ્ય એ શબ્દની વ્યાખ્યા પુરી થતી નથી. 'શીઘ્રકાવ્ય' એટલે હૃદયના ઉંડા ના વિના કંઈ પણ લાગણી વિના-કેટલીક લીટી જોડી કાઢવી એને 'શીઘ્રકાવ્ય' લોકો કહેછે હુંતો 'શીઘ્રકાવ્ય' ને કાવ્યજ કહેતો નથી. 'લાગણી' વિનાનું 'કાવ્ય' એ બને નહિ. લાગણી જેમાં નહિ તે કાવ્ય નહિ. 'દલપતરામ' ઘણું કરીને એક શીઘ્રકવિ છે અને તેથીજ તે કવિજ નથી. આપ વિચારશો તો જાણશો કે દુનિયામાં જેટલા ક (કાલિદાસ કે શેખ્સપીયર જેવા શેલી જેવા-) મરી ગયા તેથી ઘણા બીજા અજાણ મરી ગયા છે.

"હૃદયની કોમલતા એજ કાવ્યની ઉત્પત્તિ છે. આમછે તેથી કેટલાએક કાલીદાસ કરતા ભવભૂતિને મ્હોટો કવિ કહેછે—કેટલીક બાબતમા ભવભૂતિના હૃદય જેવું દુનિયાન કોઇ કવિનું હૃદય કુમળું નથી. આપ મણિભાઇનું 'ઉત્તર રામ' નુ ભાષાંતર જરૂર વાંચશે એ ભાષાન્તર આપણી ભાષામાં એક 'ઉત્તમ ભાષાન્તર' ગણાયછે. આપણે તે અહિં સાં વાંચીશું, ટુંકમાં આમછે તો 'શીઘ્રકવિ' 'કવિ' નહિ ને 'શીઘ્રકવિતા' 'કવિતા' નહિ."

તા. ૨૩-૧૦-૯૪ ના પત્રમાંથી —

"ગઝલમા ઘણું કરીને—શાન્ત લાગણીઓ કરતાં 'Outbursts of Heart બહુ સારા લાગેછે. શેલી વર્ડઝવર્થ કરતાં ગઝલ સારૂં ગાઇ શકે અને વર્ડઝવર્થ વૃતો સાર ગાઇ શકે તેમ કહેવાય × × × × ગઝલમાંતો 'ડીચાં' એક ઉગમણે તો બીજે આથમણે એમ ઉડવાં જોઇએ."

ન્યૂન સુંદર કેમ રહી ગયું તે પણ જોઇ શકીશું. થોડાજ અતિ મહાન્ નાટકવિના યુરોપી કાવ્ય વીણામાંથી સ્વર્ગનાજ સ્વચ્છ ગીત આપણે સાંભળી શકતા નથી; તેમાં દુનિયાની થોડી ઘણી કડવાશ ભળેલીજ હોય છે: ત્યારે આપણું કાવ્ય પૃથ્વીમાંથી પણ સ્વર્ગ ઉપજાવી લેઇ સ્વર્ગનાંજ ગીત આપણી પાસે ધરે છે અને આપણને નોતરી ગાયછે કે "તું જે તારી મધુરતા અત્યારે છે ત્યાંથી તું તારીજ એક મધુરતર મધુરતામાં અત્ર આવ. આ સ્થાન પણ ત્હારુંજ છે, તને એ રૂચશે, અહીં વધારે મજા છે." અર્જુન જેવાને કૃષ્ણ વિશ્વને મારામારી કરતું શોકજનક ( Tragedy ) બતાવત તો તે બેસી ગયેલો યુદ્ધમા કદાચ ઉઠતજ નહિ. વિશ્વનું જે જેટલું વધારે સૌન્દર્ય બતાવી શકે તે ગુરૂ થવાને તેટલો વધારે યોગ્ય છે. 'સ્વીડનબોર્ગ'નો 'ફાઇસ્ટ' 'કૃષ્ણ' જેવું સૌન્દર્ય બતાવી શકેલ નથી એ પણ જોવાશે. આપણાં નહારાં કાવ્યપાત્રો પણ સાધારણ માણસથી હમેશાં ઉચાંજ રહેછે, ત્યારે યુરોપી કાવ્યપાત્રો કેટલાંક આપણા ઉચ્ચતમ શિખરનાં અને કેટલાંક દુનિયાદારીના અને અને કેટલાંક તો છેક પાતાળનાં હોવછે. શેક્શપીયર સાથે કાલિદાસને અને આજ વાતની વધારે સ્પષ્ટતા માટે શેલી સાથે ભવભૂતિને તમે પણ ઘણી વખ્ત સરખાવી જોયા હશે. રામાયણની દાનવ મૂર્તિ રાવણ પણ કેટલો બધો ઘણી વખ્ત તો પૂજાપાત્ર લાગે છે! યુરોપમાંના થોડા અપવાદ માંહેનો એક મિલ્ટન પોતાના સેતાનને જો કે રાવણ જેવો નહિ પણ માનદષ્ટિ કેટલીક વખ્ત ખેંચે તેવો બનાવી શકેલછે. પરંતુ મિલ્ટનનાં બધાં કાવ્યો વાંચતાં તે વાત તે પણ બીજે એવે પ્રસંગે જાળવી રાખી શક્યો નથી એમ જોવાશે. શેક્સપીયરની રંગભૂમિ પર જે ત્રાસદ, ઘાતકી પાત્રો; સખ્ત પ્રહારદંડ જેવા, ખેલ ભજવે છે, તેમાંનું એક પણ પાત્ર આર્ય પડદાની અંદર આવી શક્યું નથી. નવાઇ જેવું છે કે જે વાત યુરોપી ચિત્ર કળા અને શિલ્પ કળા જાણી શકીછે તે અત્યારસુધી કવિતા જાણી શકેલ નથી. સૌન્દર્યને દુઃખ કાલમાં પણ પૂર્ણ એટલે ગમે ત્યારેએ ગુલાબીને બદલે પીળું ચિતરવું એ ચિત્રકલામાં સૌન્દર્યને વ્યભિચારી કરી નાંખ્યાની બરાબર દેખાયછે. તે યોગ્યજ છે. ખરો સ્નેહ વિપ્રલંભમાં પણ સુંદરજ રહેછે, કેમકે સુખીજ રહેછે સુખ ત્યાંજ સૌન્દર્ય, અને સૌન્દર્ય ત્યાંજ સુખ હોયછે. ચિત્રને તન્દુરસ્તી આપવીજ જોઇએ. શિલ્પમાં પણ એની એજ વાત છે. એક મૂર્તિને સર્પ દંશતા ઘડવામાં આવે તોપણ તે મૂર્તિનો ચ્હેરો જડબાં ફાડીને ખુલ્લે મોંએ બરાડ પાડતો ઘડવામાં આવતો નથી. શિલ્પિ દર્દને ઘડી બતાવવા માગતો નથી. પણ એની સહનશીલતાને ઘડેછે. જે કોઇપણ માનવીમાં હોય તો અમુક વખતે તેનું તે દુઃખ તેને આનંદરૂપ બની રહે. કોઇપણ કલા આ પ્રમાણે દુઃખ અને બુરાઇ બતાવતી નથી કેમકે દુઃખ અને બુરાઇ અનન્તતામાં નથી. કલા સૌન્દર્યનેજ જોઇને બનાવે છે; કેમકે સૌંદર્ય જ બધે છે. કાવ્ય કળામાં તે વાત નથી સમજાઇ એ ખરેખર આશ્ચર્યજ છે. કેમકે કવિતા એ શબ્દમાં ઘડતર છે. બધી કલા એકજ કલા છે, અને કોઇ એકજ માશૂકનું સૌન્દર્ય જોવાને અને અનુભવવાને છે. નાટકનું કોઇ ઘાતકી પાત્ર શું તે અનન્તતાના દર્શનમાં એક ડાઘ જેવું નથી? અભેદમાં ભેદ જેવું નથી? સ્નેહમાં વ્યભિચાર જેવું નથી? ચિત્ર અને શિલ્પની તન્દુરસ્તીની કાવ્યને પણ તેટલીજ અપેક્ષા છે. રોગ મટાડવાને જે ઔષધ પોતે તન્દુરસ્ત હોય એટલે પવિત્ર

હોય તેજ સારી અસર કરી શકે. આપણી મંદી સંસ્કૃત કવિતા પત્નીની એટલી બધી ચુરમુર્તિ છે કેમકે એટલી બધી સુંદર અને પવિત્ર જોજયા છે."

+ + + +

આ શિવાય પણ કવિ અને કવિતા અંગે એમણે ઘણું લખેલું છે, પરંતુ વિસ્તાર ભયથી અહીં લીધેલું નથી. વર્ડઝવર્થે પોતાના એક પુસ્તકના ઉપોદ્ઘાતમાં આને સંબંધે બહુ લંબાણની લખેલું છે. એ ઉત્તમ લખમાંથી કલાપીએ કેટલાંક અતી રહસ્ય-યુક્ત ફકરાઓ તારવી કાઢેલા છે. જે બહુજ મનન કરવા જેવા છે.

કાવ્યનાં વિરલ લક્ષણો આપણા સંસ્કૃત સાહિત્યને આધારે કેટલાએક પંડિતોએ રચેલાંછે. જેમ પ્રચીન અને અર્વાચીન પંડિતે એ ભિન્નભિન્ન લક્ષણો રચેનાછે, તેમજ સાંપ્રત સમેયમાં પણ ભિન્નભિન્ન લક્ષણો રચાયાં છે અને ચ્યાયછે, તથાપિ હજી કોઇપણ લક્ષણ નિબાધ નિર્ણીત થયું જણાતુ નથી કવિ અને કાવ્ય એ સંબંધે વિચાર કરતાં તેનું યથાર્થ લક્ષણ મેળવવુ એ દુર્લભ લાગેછે. કોઈ સહૃદય, અમુક કવિ કૃતિ જોઇને એમ કહી શકે ખરો કે આ ઉત્તમ કાવ્ય છે, પરંતુ તેનુ લક્ષણ બાંધવુ એ અતિ કઠિન કામછે, આમ છતાં કાવ્ય-લક્ષણો અનેક રચાયાછે.

"शरीरं तावदिष्टार्थ व्यवच्छिन्ना पदावली"

(દંડી.)

"तददोषौ शब्दार्थौ सगुणावनलंकृती पुनः क्वापि"

(મમ્મટ.)

"रमणीयार्थ प्रतिपादकः शब्दः काव्यम्"

(જગન્નાથ)

"वाक्यं रसात्मकं काव्यम्"

(ભરત, સુદ્ધોદનિ, વામન, વિશ્વનાથ વગેરે.)

આ અને એવાં બીજાં અનેક લક્ષણો બંધાયા છે. પરંતુ બધાનું તાત્પર્ય પર્યવસાનમાં બહુધા એકજ છે. આ વિષય સાયન્સ ઑફ ઇમોશન (The Science of Imotion) નામના પુસ્તકમાં બહુ સારી રીતે ચર્ચેલો છે, અને પુસ્તકનું નવમું પ્રકરણ ખાસ કરીને વાચવા જેવું છે કેવળ શબ્દ રચના કે છંદોબદ્ધતા એ કાવ્ય નથી, પરંતુ કાવ્ય તો એવું નિર્માણ હોય કે જે અલૌકિક આલ્હાદ ઉત્પન્ન કરે અને સહૃદય હૃદયંગમ બને. કાવ્યને પોતાનું શરીર છે, આત્મા છે, પ્રાણ છે. જીવિત છે, ગુણ છે, દોષ છે, અવયવ સંસ્થા છે, અલંકૃતિ છે. મતલબ એક ચેતન-સૃષ્ટિને જેટલું સંભવે તેટલું તેને પણ છે. કેમકે તે સજીવ સૃષ્ટિજ છે. આ કલ્પના પાછળ છે અને અતિ રહસ્યવાળી છે.

આ સર્વ સંપૂર્ણ રીતે ધ્યાનમાં રાખી, કલાપીના કાવ્યોનું મનન કરવામાં આવશે તો નિઃસંદેહ એમ લાગશે કે ".કેકારવ" એ ઉત્તમ કાવ્ય-સમૂહ-ગ્રંથછે અને એ કાવ્યનો નિર્માતા **કલાપી** એક ઉત્તમ કવિ છે-હતો હું ઉપર કહી ગયો તેમ 'હમીરજી ગોહિલ' નામે **મહા કાવ્ય** એમણે લખવા માંડયું હતું જોકે દૈવયોગે અપૂર્ણ રહ્યુંછે. પરંતુ કલાપીનો એ પ્રયાસ એમને **મહાકવિ** કહેવરાવે તો પણ ખોટું નથી.

કલાપીનાં કાવ્યોમાંથી કાંઇ પણ ઉતારા અહીં આપવા એ નિરર્થક છે, કેમકે એ સર્વ પ્રસિદ્ધ થયેલાં છે, એટલે નિરવૃત્તિથી એ કાવ્યો વાંચવાથીજ એનો અલૌકિક આનંદ મેળવી શકાશે. અહીંઆ માત્ર નવિન પદ્ધતિનાં એક બે અપ્રસિદ્ધ કાવ્ય, તથા થોડાં ચમત્કૃતિવાળાં છુટાં છવાયાં પદોજ બસછે :—

### સોરઠા.

અર્જુન ! થોથાં ફેંક ! ત્હારા ભર ઉડી ગયા
આતો ભડછે એક કિરાત બીજો-વેગડો !
અર્જુન ! દૈવત આજ ત્હારૂં ના અજમાવજે
આતો શંભુનાથ કિરાત બીજો-વેગડો !
અર્જુન જોડી હાથ થાકી પદ જેને પડે
તે હરનો તું હાથ જમણો ! સાવજ-વેગડા !
હરની ત્રીજી આંખ અનંગથી છો ઉઘડે
પણ ચારણનો વાંક શું છે ! વીશ-વેગડા !
શૂરાનાં હથિયાર ચારણને તલવાર આ
તેની સામે ધાડ ત્હારી હોય ન-વેગડા !
કોનાં ગાશું ગીત, ગીત કોણ ગવરાવશે,
જો હંસાની રીત હંસા મૂકે !-વેગડા !
ચારણ હરની જીભ તું તો હરની આંખડી
જુદાં અંગ શરીર ના, ના કરતું-વેગડા !
તુંમાં ઝાઝો માલ ઝંઝેડી જગ લે, ભલે
પણ હું ના મરનાર ત્હારો માર્યો-વેગડા !

**(હમીર-કાવ્ય.)**

\+ \+ \+

મે ની જોતાં વાટ ઊનાળો ઊડી ગયો
પણ ના લીધી ભાત ત્હારી દેખું-વાજસુર !
બીજાંને મે આજ સચરાચર જામી પડયો.
પણ ચાતકની જાત તરસી-મેઘલ વાજસુર !

સ્વાંતું ગોતે છીપ બીજો મે ખપનો નહીં
ખપનો એજ અદીઠ રાખીશ કાં તું ! વાજસુર !
અણુઅણીઆંની જાત ઝાઝી જગમાં સામટી
જેથી ઠરતી આંખ તે મે આપો-વાજસુર !
સ્તવન કરૂં કે હોમ ? ઉજેણી જોશું કરી
પણ તુજ સામે જેમ શું પામરતું ?—વાજસુર !
દેખાડીશ દુકાળ ! ઘેંશું પીને જીવશું
જપશું ત્હારી માળ તો એ ! આપો-વાજસુર !
ના છે કાંઇ ખેડ મેઘલજી ! અમલોકની !
ત્હોયે ત્હારી મ્હેર લીલા લ્હેરજ—વાજસુર !
અબઘડીએ તું આવ આજ-કાલ કરમાં હવે
મન-ખેતર સોસાય તું વિણ મેઘલ—વાજસુર !

( તા. ૧૩-૫-૧૯૦૦ના એક પત્રમાંથી. )

\+ \+ \+

જોને ! ભાઇ તહીં રહી મલપતી તે મોહની ક્રૂરતા,
તેમાં તે અતિ રમ્ય આકૃતિ રહી જેને કહી મેં "પ્રિયા;"

( વિષપાન. )

\+ \+ \+

ઓહો ! મોહજ મોહનું જગત આ તેમાં હશે પ્રેમ ક્યાં !
આંહીં બીજ વવાય છે વિષયને સૌ સ્થાનમાં મોહનાં ;
કાંટાળાં તરૂ તે ઉગી હૃદય કંઇ ભોળાં બિચારાં ચીરે,
ક્યાંહીં છે રૂધિરે ભર્યા ઉઝરડા, ક્યાંહીં વ્રણો ગાઢ છે.

( વિષયપાન.

\+ \+ ×

જીવવું જીવ લેઇને આંહીં એવી કિસે રીતિ !
કોઇને દુઃખ દેવાથી તૃપ્તિ કેમ હશે થતી ! !

( સારસી. )

\+ \+ \+

આ મ્હોટાઇ જગતની મને કાંઇ વ્હાલી નથી, હો !
મ્હારાં ઘેલાં મુજ હૃદયને ડાહ્યલાંથી વધુ, હો !

(વૃદ્ધ માતા.)

નિઃશ્વાસ આ હૃદયના સહુ, આગ ફૂંકી,
એ એકયનેજ જપતા સળગી વિરામ્યા ;
આ અશ્રુનુંય સહુ તેજ તહીં ગુમાવ્યું,
એતો મળ્યું નવ મળ્યું, નવ જાણતો હું ?

(ઝેરી છુરી.)

× × ×

હું માં તું માં અરર પણ આ કાંઇ જૂઠુંજ ભાસે,
ત્હારા મ્હારા પથ મહીં દિસે ભિન્નતા એક ઊંડી,
તું ચાલે છે સતત ગતિએ, કૂદતો ચાલનો હું
ધક્કા મારે કુદરત મને, દોરતી માત્ર તુંને ! !

(એક વેલીને.)

× × ×

અહીં પ્રત્યેક દાણાપર છુપ્યાં ખાનારનાં નામો
મગર પરવા પરાઈથી અ રે રે ! કોણ પરવર્યું ?

(કોણ પરવાર્યું)

× × ×

પ્રભુ શું તે આંહીં જગત પર છે કોણ કથવા ?
કહીં છે જે તેનું સમજી સ્ફુટ નામે દઈ શકે ?
'મને તેમાં શ્રદ્ધા', સમજી નિજ એ બોલ વદવા !
કહીં ના જ્ઞાનીએ કદિ પણ હશે હિમ્મત કરી ?

(અનાલાપી ગાન.)

× × ×

અ રે રે ! કેદખાનામાં મને આ ઇશ્ક સૂઝયો કયાં ?
ખૂદા એ નૂર બતલાવી દિલે ચીનગી લગાડી કાં !
ન જોયું કંઇ અગાડીનું ગયો ભૂલી પછાડીનું
અને ગાફેલાયે વ્હોર્યું વિના કે પાપ પસ્તાવું !

(વિના કે પાપ પસ્તાવું.)

જે સૌ ગયાં પ્રણયી એકજ પાઠ આપી,
તેનેજ પૂર્ણ શીખવી ગઇ તુંય શું ? કે—
"દાવા ન હોય જગમાં કશીએ કૃપાના,
"પ્રીતિ, દયા, ક્ષણિક એ સહુ મહેરબાની."

(નિદ્રાને)

નિહાળી વિચારી મુજ દીલ બની કાષ્ટ મળગે,
અહીં આજે રીતિ જન પ્રતિ ચલાવે જન અરે !
નહી કા રેળતો રૂધિર દિલનું હું નિરખીને,
અહીં આ જે રીતિ જન પ્રતિ ચલાવે જન, અરે !

(કુદરત અને મનુષ્ય.)

નહિ નહિં પણ એવી વિશ્વની આદ્ર વૃત્તિ,
ધડમથલ અહીં સૌ જીવનાર્થે મચેલી,
પ્રણય, રતિ, દયા, કે સ્નેહને ભ્રાતૃભાવ,
અરર, નહિ સહુ એ સ્વાર્થના શુ વિભાગ ?

(વૈરાગ્ય.)

શુ જાણે કે પરવશ થઇ આંસુ છે વ્હોરવાના !
શુ જાણે કે હૃદય ધરતાં ઘાજ છે લાગવાના !

(કન્યા અને ક્રૌંચ.)

શયતાન લેવા ઈશ્કની ગેબી ખલાનું કયા ચડયુ !
કેં ખાતરી કીધા વિના એ આતશે હું કયા પડયો !
મે કૈજ શંકા ના કરી યા કંઇ તસ્સલી ના થઈ,
મળી માહિતી મુજને હવે "બાતલ જહાથી હું થયો" !

(એકદરદાની.)

પ્રીતિ તણો નવ થયો, નવ નીતિ રાખી !
આ પ્રેમ ના, પણ નકી નબળાઇ આવી !
તું ચેત, ચેત, નહિતો નકી "ચોર" ભાઇ !
પ્રીતિ નીતિ : ઉભય ભ્રષ્ટ રહી ગુમાવી !!

( હૃદય ત્રિપુટી. )

પાસે જેવી ચરતી હતી આ, ગાય તેવોજ હું છું,
ના ના કોઇદિ તમ શરીરને કાંઇ હાનિ કરૂં હું.

( મને જોઇને ઉડીજતાં પક્ષીઓને. )

આહાહા, ઇશ્ક આલમનો હજારો રંગનો પ્યાલો !
જીગર આ એક રંગીને, અરે, ફરીયાદ શાની છે ?

( ફરીયાદ શાનીછે ? )

ત્રેવીશ વર્ષ મહીં સ્વપ્ન અનેક વીત્યાં,
વીતી અનેક દુઃખનીય પરમ્પરા ત્યાં;
શું તેટલોજ ઇતિહાસ હશે અમારો ?
શું લ્હાણુ કાલની મળી બસ એટલીજ !
મેં પ્રેમમાં તડફતાં મમ શાન્તિ ખોઇ,
આનન્દની મધુર પાંખ ન ક્યાંય જોઇ;
હૈયું કહે, જીવિત એમ જશેજ રોઇ,
શું લ્હાણુ કાલ ધરશે મમ એટલીજ !
કે હું અનન્ત યુગનો તરનાર યોગી,
જોનાર જે હજુ અનન્ત યુગો ફરીને,
તે આમ આજ દુઃખને દિનને ગણન્તો,
આંહીં પડ્યો, અરર, ચેતનહીન છેક !!

( જન્મ દિવસ. )

અહો, ઘોળી પીધું મધુર વિષપ્યાલું પ્રિય સખા;
હવેઃ હું ભુલું છું જગત સઘળું તે લહરીમાંઃ
ધીમે ધીમે મૂર્છા મુજ મગજને ચુમ્બન કરે,
અહા ! હું ગાતો તે અનુભવી શકું છું સુખ હવે.

( વિષ પાન. )

ફૂટી ગયેલ ઘટની ઘટમાલ જેવાં
મ્હારાં ફર્યાં વરસ : જીવન બાગ સૂકયોઃ
એકેય બિન્દુ નવ ચોવીશ ચક્રમાંથી,
વા કોઇએ ન ઘટમાલ સમારનારૂં.

(જીવન હાનિ.)

કિસ્મત કરાવે ભૂલ તે ભૂલો કરી નાંખું બધી;
છે આખરે તો એકલી ને એજ યાદી આપની!!

(આપની યાદી.)

માશૂક નથી મિસ્કીન છું : જહાંગીર છું મને!
ખલ્કની તમા નથી : સુલતાન છું મને!

(એક પ્રેમ.)

માયિક પ્રેમ તરછોડી અનલ હક્કનો તું કર દાવો:
બન્યું રહે મસ્ત મસ્તાનું : મસ્તીનો તું લે લ્હાવો!

(મસ્ત ઇશ્ક.)

અવધૂતની માળા મહીં પારા ફરી લાખો ગયા:
આ એક પારો ઝિન્દગીનો ફેરવી તું શું કરે!
અવધૂત હું તેને બખીલી એક પારામાં નહીં:
લાખો કહે, લાખો દઉં : પણ મંત્ર વિણ તું શું કરે?!

(ખાક દિલ.)

રહે આબાદ તું દિલબર : અને ખંજર અને પ્યાલું!
અરે, પણ ઇશ્ક કરવાથી હમારે હાથ શું આવ્યું!!

(દગો.)

ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી;
જોયું ન જોયું છો બને; જો એક યાદી આપની!

(આપની યાદી.)

એ પ્રેમ કયાં હૃદય ઉત્તમ જે બતાવે?
કયાં છે અહં વિસરનાર રતિ જ હાંમાં?!
કયાં કોઈ છે પડ સહુય બતાવનારૂં?
આનન્દથી હૃદયનું સહુ આપનારૂં?!

(ઝેરી છુરી.)

કરે જો કાંઇ તો સુખથી કરજે ને સુખી થજે,
પરન્તુ કાંઇ તું છુપચુ રહીને કરીશ ના;
કરેછે સાચું તું જરૂર સમજી એમ કરજે,
નહીં તો પસ્તાવો દુઃખમય અગાડી બહુ થશે,
ફરજ ને પ્રીતિને તું દોરજે એક માર્ગમાં:
ધર્મથી પ્રેમ જૂદો ના, ફરજ એજ પ્રેમ છે.

(હૃદય ત્રિપુટી.)

મનુષ્ય ભૂલથી ભરેલું છે-અપૂર્ણ છે. સંપૂર્ણતો એક પરમાત્માજ છે ભૂલદ્વારા અનેક અનુભવો આપણને થાય છે અને તે અનુભવોનું તારતમ્ય મેળવી વૃદ્ધિ પામતાં જઇયે છઇએ. પૂર્વના પ્રારબ્ધ-સંસ્કાર પ્રમાણે મનુષ્યને સ્થિતિ સંપાદન થાય છે. શરીર અને વૃત્તિ, સાધન અને સંગાતીઓ વગેરે સર્વ અનુભવનાં દ્વાર છે, અને તેમાંથી પૂર્વના સંસ્કારાન્વય મનુષ્ય રસ્તો કાઢેછે અને આગળ વધે છે. પ્રકૃત્તિને કબજે લેવા પુરૂષ પ્રયત્ન સતત મચ્યાજ કરેછે. આવા વિગ્રહને લઇનેજ મનુષ્યદેહને કુરૂ ક્ષેત્ર એવું નામ આપેલુંછે. વિગ્રહનું સ્વરૂપ યથાર્થ સમજી, અનુભવ કરી, તેમાંથી વિજયવાન શીરીતે થવાય એ જાણવું સરલ નથી. સામાન્ય મનુષ્યોને એકનો એક અનુભવ અનેક વખત થાય છે, પરંતુ તેમાથી કાંઇ-પણ સાર લઈ શકાતો નથી, તો પછી પોતાના અનુભવનો લાભ અન્યને આપવાનું તો ક્યાંથીજ બને! પરંતુ સંસ્કારી મનુષ્યો પોતાના સત્ય સ્વરૂપનો, કડવા પણ થોડા અનુભવોથી અપરોક્ષ કરી લઈ, દુનિયાંના વહાણની દીવાદાંડી બનેછે. પોતાને મળેલા અનુ-ભવોને તે એવી તો સારીરીતે બતાવી શકેછે, કે તેમાથી ઘણા સરલ રસ્તાઓ યોજાય છે. વળી એઓ જીવન-વ્યાપારમાંથી મહાન્ નિષ્કર્ષ કાઢી શકેછે, સૃષ્ટિ-લીલાનુ સૂક્ષ્મ અવલોકન કરી શકેછે, અને એ સર્વને મનુષ્ય જીવનના હેતુ પરત્વે યોજી શકે છે. આ પ્રકારની પ્રવૃત્તિ એજ આપણાં ધુરંધર શાસ્ત્રો અને સાહિત્ય: અને આવા પ્રકારની પ્રવૃત્તિ પરાયણ તેજ મહાત્માઓ, સંતો, મંત્ર-દ્રષ્ટાઓ અને કવિઓ વગેરે. એવાઓની માનસિક સૃષ્ટિ બહુ ઉત્તમ પ્રકારની હોય છે, કેમકે એઓના જન્મનો હેતુજ એ હોયછે. અને એથી એ પ્રવૃત્તિ એમનામાં પ્રધાન હોય છે એવાંઓને જ્યારે કર્મના કોઈ ગહન નિયમાનુસાર, તેનાં પૂર્વનાં વિચિત્ર કર્મનું ફળ ભોગવતાં આપણે જોયે છીયે ત્યારે તેને યોગ-ભ્રષ્ટ મહાત્મા કહીયે

છીએ. અને તે વાસ્તવિક છે. કેમકે એમની માનસિક સૃષ્ટિ સાથે જ્યારે આપણે તેનું સ્થૂલ –જીવન સરખાવીએ છીએ ત્યારે તેમની ઉચ્ચ ભાવના અને યોગ જોઇ શકાય છે.

કલાપીનું જીવન પણ કંઇંક આવું હોય એવી મ્હારીનો દૃઢ માન્યતા છે. કલાપીના આંતર–સંસ્કાર શિવાય કલાપીની વ્યવહારીક સ્થિતિ કોઈ રીતે અસાધારણ ન હતી. છતાં પચ્ચીશ વર્ષની ટુંકી વયમાં–અને તેમાં પણ બચપણનાં અને શાળાનાં અભ્યાસનાં સોળ–સત્તર વર્ષ બાદ કરતાં, માત્ર સાત આઠ વર્ષમાં એમણે લગભગ પંદર હજાર પંક્તિ ઉત્તમ પ્રકારના કાવ્યની અને તે શિવાય મ્હોટા પ્રમાણમાં ગદ્ય–લેખો સર્વોત્કૃષ્ટ ભાવના પ્રેરે તેવા અને બ્રહ્માન્ડના પરમ રહસ્યને રસિક અને આકર્ષક શૈલીથી બોધનારા લખ્યા, એ થોડી આશ્ચર્યની વાત નથી ! પરંતુ એથી પણ વિશેષ આશ્ચર્ય તો એ છે કે: આત્મ નિરીક્ષણની એક પણ તક જવા ન દેતાં, એને એ સત્ય–ભાવનાઓનો સ્વાનુભવ કરતાં કરતાં, છેવટ એવી સ્થિતિએ એ આવી પહોંચ્યા હતા કે, જો એઓ પોતાના નિર્ણયનો અમલ કરવાને વધારે વખત હયાત રહ્યા હત તો, એક અત્યુત્તમ દૃષ્ટાન્ત અને સિદ્ધાન્ત દુનિયાંને આપી જાત એમ હું તો ખાત્રી પૂર્વક ગાાનુંછું. એમનું સાધુ–જીવન મ્હારી દૃષ્ટિ આગળ તર્યાં કરેછે. મ્હારી માન્યતાને અનુમોદન મળે એવું ઘણું ઉપર કહેવાઈ ગયુંછે, તોપણુ પરિપાક કાલના ખાસ મનન કરવા યોગ્ય લેખોમાંથી થોડા ફકરા અહીં બહુ ઉપયોગી થઇ પડશે.

+　　　　+　　　　+　　　　+

" અહો ! આ શરીરને હૃદય એ તે કેવો બગડેછે! કવિઓ કે ફિલોસોફરોએ તેને માટે કહીંજ કહ્યું નથી—કહી શકયા નથી–જોકે તેઓનું યત્ન તેનેજ પૂરૂં બતાવી દેવાનુંછે,–બધા જે જે વખણાયછે તે માત્ર વધારે ઓછા એ પ્રયત્નમાં નિષ્ફલતા માટેજ."

( તા. ૧૩–૫–૧૯૦૦નું પત્ર. )

×　　　　×　　　　×　　　　×

" સ્નેહી સંસાર–વ્યવહારમાં મદદગાર ન થઈ શકે કદાચ–પણ આત્માને તો મદદગાર થઇજ શકે, અને તેથી દુનિઆદારીના મતભેદથી આત્માના સ્નેહને વિક્ષેપ ન થવો જોઇએ."

( તા. ૧૩-૫–૧૯૦૦નું પત્ર. )

+　　　　+　　　　+　　　　+

" સૌમાં–વૈભવમાં, પ્રભુના પ્રેમમાં–ઉંડું ઉંડું ઉતરી જવું: એ સૌનું રસપાન કરવું ; એ આ વખતે મને બહુ પ્રિય થઈ પડયુંછે. જૂદાં રહેવું અને સૌમાં પચી જવું એ શીખવું મને ગમેછે. પણ તેમાં પણ આ વખતે કાંઇ નવું હું જોઉંછું."　* * *

( તા. ૩–૧૨–૯૫નું પત્ર. )

+　　　　+　　　　+

" ઉપયોગી થવું પણ આસક્ત ન થવું. "

× × × ×

" આ બ્રહ્માન્ડનું શરીર ઘડયું છે, પણ હૃદય કોઇ અન્ય બ્રહ્માન્ડને યોગ્ય ઘડાયુંછે."

\+ + +

" કવિતા અને ફિલસુફી : એક શંકાથી વિશેષ શું છે ! "

\+ + +

" આજે એક સારો કાયદો છે તે કાલે જગતને બગાડનારો નીવડેછે. "

\+ + +

" કોઇને પણ કુદરતને નારાજ કર્યા શિવાય તિરસ્કારી શકાય નહિ. "

\+ + +

" કવિને પોતાના જન્મ કરતાં પોતાનું મૃત્યુ વધારે પ્રિય છે. "

× × × ×

" દુનિયાની લુચ્ચાઈ સમજનાર દેવ નથી ; લુચ્ચાની લુચ્ચાઇમાં પણ ભલાઈ જોઈ જે છેતરાય છે તે દેવ છે. "

" ભૂલનો પૂરો અનુભવ લેવા માટે——ને હું ચાહતાં ભલે છેતરાઉં. "

" ઇશ્વર પદાર્થોનો સંગ ત્યાગતો નથી પણ પદાર્થો ઈશ્વરનો સમાગમ ત્યાગેછે. "

" વ્યક્તિની દરકારથી સ્વર્ગના રાજ્યનો ત્યાગ કરી ક્ષણિક દુનિઆની ગાદી મેળવાયછે."

" સ્નેહિઓ ! હવે તમને શું કહું ! રાજ્યકાજમાં હજારો આફતો આવી પડે, વિપની કોશીશો થાય, દારૂણ દુઃખ સહેવાં પડે, પણ તેથી આ શરીરના લોહીનું એક ટીપું પણ અવટાશે નહીં, પણ જ્યારે તમે આ મધુકરનો ત્યાગ કરશો ત્યારેજ તેનું મૃત્યુ છે. "

( નોટ-બુકમાંથી. )

મ્હારો એક ખવાસ રસોઇયો મને " ટીંડું " કહે તે હું સહન કરી રહ્યો + + + મ્હારી સાથે રહેનાર —— અને સર્વ એકજ મંડળ હતું. મને કોઇ સલાહ આપે તેમ

ન હતું, છતાં મેં યત્ન જારીજ રાખ્યું હતું. સાત પૂરાં વર્ષ હું "દાબ" માં- વાદળમાં ઘેરાયો રહ્યો. આજ જંગલમાં ઉડતા ચંડુલ જેવો સ્વતંત્ર છું "દાબ" પરતંત્ર અવસ્થામાં પણ સુખી અને ખુશી રહેતો, આજ પણ તેવોજ છું. + + હું દુઃખ ગણુતો ન હતો પણ દુઃખપર દુઃખ પડતાં તેમ તેમ મનુષ્ય હૃદયની ચિકિત્સા જોનાર વૈદ્ય બની હસતો હતો. દુનિયાંનાં દુઃખ મ્હારી હૃદય પાસે આવતાં નહોતાં, અને ભાલાના ઘા ફૂલ જેવા લાગતા. મને દુઃખ આપનાર ભાલાના ઘા માત્ર કોમળ પ્રેમ-પુષ્પનાજ ઘા હતા, તે હું સહી શકતો ન હતો, અને તેજ દુઃખે આ શરીરને,——બે દિવસમાં ચઉદ શેર ઓછું કર્યું હતું !"

( એક પત્રમાંથી. )

"હાલ કારકુન વર્ડઝવર્થમાંના લાલ લીંટીવાળા કકડા ઉતારે છે. 'The Useful Ideas of Wordsworth' એ કે એવા કોઈ નામવાળું પુસ્તક છપાવવા વિચાર છે. જે જે લેખક પૂરો વંચાઈ રહે તેના ઉત્તમ વિચારો આ પ્રમાણે પુસ્તકના આકારમાં બહાર મુકવા વિચાર છે. એથી ઘણો લાભ છે. નિયમ એવો રાખવો જોઈએ કે પ્રુફ-શીટશ જાતેજ તપાસવાં. દરેક કકડો ઘણી વખત આમ થવાથી નજર નીચે નીકળી જાય, અને એ વિચારો કદી ન ભૂલાય તેમ હૈયામાં ચોટી જાય. વળી બીજાઓને પણ એવા વિચારો વાચવાથી લાભ છે.

"એમર્સનતો આખો લાલ લીંટીનો બનેલો લાગે છે ! કયાં લીંટી તાણવી એ સુઝતું નથી!"

( તા. ૧૪-૬-૯૬નું પત્ર. )

આ કાર્ય મેં હાથમાં લીધું છે પરંતુ કલાપીની આ ઇચ્છા અને તે સાથે કલાપીના સાહિત્ય સંબધે જે કાંઈ કરવા જેવું લાગે-મ્હારા વિચાર પ્રમાણે ઘણું કરવાનું છે-તે સર્વ આ સાહિત્ય પરિષદે ઉઠાવી લેવું એ પરિષદનો ધર્મ-કર્તવ્ય છે એમ હું માનું છું. આ લેખમાં આપવામાં આવેલ છે તે શિવાય પણ બીજી ઘણી બાબતો આપવી રહી ગઇ છે, કેમકે આ લેખ લખવાનું અને છાપવાનું કાર્ય માત્ર એકજ અઠવાડિયામાં કરેલું છે અને તેથી બહુ ત્વરા કરવી પડી છે, એટલે લાચારીએ ઘણું મૂકી દેવું પડ્યું છે.

સ્વર્ગસ્થ મણિલાલ માટે લખે છે કે :—

"તે મ્હારો એક "વ્હાલો ભાઈ" ગયો. મણિભાઈ ગયા. હવે આપણે એમને અહીં મળીશું નહિ. આપને આ સમાચારથી શું થશે તે આપજ જાણશો અને મને શું થાય છે તે હુંજ જાણું છું."

( તા. ૨-૧૦-૯૮નું પત્ર. )

" મણીભાઈને પ્રસંગે મને જે લાગે છે તેને માટે મ્હારી પાસે ફરી બાધા નથી. કવિતા તો ઓલવાઈ ગઈ છે. "

( તા. ૧૯–૧૦–૯૮નું પત્ર. )

" મણિભાઈ દ્વિવેદીનો સ્વર્ગવાસ એ આ પત્રનું મૂળ છે.

" પરંતુ મણિલાલ વિશેષ વ્યવસાય ન હોવાથી કે પ્રભુ જાણે શાથી: એઓ આ હૃદયની બહુજ પાસે આવ્યા હતા. હું એમને મિત્ર કરતાં ગુરૂ વિશેષ ગણતો હતો + + હું મ્હારૂં હૃદય એમને કહી શકયો હતો. અને એઓ દોરે ત્યાં થોડું ઘણું દોરાઈ શકયો હતો."

( તા. ૧૧–૧૦–૯૮નું પત્ર )

તારીખ ૨૫–૨–૯૮ના પત્રમાં લખે છે કે—

" પહેલી તારીખે હું વેજીટેરીન અને ટીરોટલર થયો હઇશ. ફલાહારી અને દુધાધારી થવા માટે પંદરેક દિવસ પછી વાત—

" અરજી દઇ કેદી થનારો કેદખાને ઠીક છે. "

હવે આપણે કલાપીના છેવટના એક બે અપ્રસિદ્ધ લેખો તપાસી જઇએ, કે જેથી એમની સર્વોત્કૃષ્ટ ભાવના અને એમનું આત્મ નિરીક્ષણ સ્પષ્ટ સમજાશે, અને તેની સાથે એમનો અંતિમ હેતુ સમજી શકાશે. કેમકે ગોપીચંદ અને વિક્રમ, બહુ અંશે એમનું પોતાનુંજ ચરિત્ર નિરૂપણ કરનારાં અને એમની પોતાનીજ માનસિક સૃષ્ટિ બતાવનારા પાત્રો છે.

" આ પુસ્તક વાંચ્યા પછી મ્હારા અગાડીની માન્યતાનેજ વધારે પ્રકારે મળતાં હું અત્યારે જે માનુંછું તે પ્રમાણે આપણે માટે પ્રભુ એવું કાંઇ ભક્તિ અને જ્ઞાનથી જાદું છેજ નહિ. ભકતમાં કાંઇ નથી અને નથી કાંઇ ઇષ્ટમાં, પણ જે ચમત્કાર, રસ, પ્રકાશ, સિદ્ધિ કે કાંઇ છે, તે ભકત અને તેના ઇષ્ટ વચ્ચેના કે જ્ઞાની અને તેના લક્ષ્ય વચ્ચેના ભક્તિ અને જ્ઞાનના પ્રવાહમાં છે. આમ છે, કેમકે પ્રભુ એક સ્થાને નથી પણ જ્યાં જ્યાં જેટલું પ્રભુ જેવું ત્યાં ત્યાં તેટલો એ છે."

+ + +

—"વિશ્વનો માર્ગ એ તૃપ્તિનોજ માર્ગ છે. માનવી વ્યષ્ટિ વ્યષ્ટિથી તૃપ્તિ (Satiaty) પામતું પામતું સમષ્ટિમય થતું જાય છે; પછી બ્રહ્માન્ડમય થાય; અને તે પાત્ર પણ અંતે છીછરૂં લાગતાં પોતામાંજ સમાઇ જાય. આત્મામાં એટલે પરમાત્મામાજ પ્રત્યેક પ્રાણીનો છેવટનો વિહાર છે."—

× × ×

—"સ્વિડનબૉર્ગ કુદરતથી જુદા એવા પરમાત્માને ન માનનારા જડવાદી ફિલસુફોને માટે નરકજ નક્કી કરી ગએ છે. બિચારા હર્બર્ટ સ્પેન્સરની એ ગતિ થાય એમ મ્હારું હૃદય તો નથીજ માની શકતું પ્રભુ એવો ઘાતકી તો નહિજ હોય." —

\+ . + +

અત્યાર સુધી ઘણા કાળથી હું તો ગોપીનેજ લક્ષ્યમાં રાખી જીવ્યો છું; ગોપીજ બનવા યત્ન કર્યો છે અને તે જ્યારે જેટલું બનાયું ત્યારે તેટલું સુખ મળ્યું એમ, અને તે જ્યારે જેટલું બનાયું ત્યારે હું તેટલો પરમાત્માની લ્હાણમાં આવ્યો એમ માનતો આવ્યો છું 'ગોપી' એ ભાવનાનો હું જેવો ભક્ત હોઇ શકું તેવો અત્યાર સુધી રહ્યો છું 'ગોપી' એ ભાવનામાં રમતી, વિશાળતાની, સ્વાર્પણની, જે પૂર્ણતા સમજાઇ છે તે હજુ સુધી તો મને સ્વિડનબૉર્ગના પાદરીપણામાં સમજાઇ નથી."

× + +

"વિશ્વ સ્મૃતિમય નહિ પણ આશામય છે. સ્મૃતિમય તો હું જેવા કંગાલ પ્રાણીઓજ રહે છે જેને જૂનું છોડી નવામાં જવાને ગમતું નથી. અથવા વધારે સાચું કહેતાં જેને ગતિજ ગમતી નથી. અને તેવાને પણ ઘસડાયા વિના ક્યાં ચાલે છે ?"

" વળી ત્યાં અનેક પત્નીઓ અને અનેક પતિઓ એ દોષ નથી કેમકે સ્થૂળ જાતી સ્નેહ નથી એટલે તમારે મણીભાઇ કે મકરંદ સાથે સમ્બંધ રાખવામાં પણ કશો બાધ આવશે નહિ. અરે! ત્યાંની તો વનસ્પતિ પણ એવાજ સખા ભાવમય લગ્નમાં છે."

× × ×

" પણ ભોક્તા જ્યારે યાચતો થાય છે ત્યારે તે ભ્રષ્ટ થાય છે. ત્યારે કૃષ્ણલીલાનું રહસ્ય સ્વાર્પણમાં છે અનેક પત્નીનું રહસ્ય પણ સ્વાર્પણમાંજ છે. ધર્મ માત્રનો અગ્રિમ અને અંતિમ હેતુ સ્વાર્પણમાંજ હોવો જોઇએ."

—"આટીને પ્રમંગે પણ એક સ્ત્રીના ત્યાગ પછીજ અન્ય સ્ત્રીનું પાણિગ્રહણ થઇ શકે એવો સ્વિડનબોર્ગનો આગ્રહી કાયદો મને તો યોગ્ય નથી લાગતો, પણ સ્વિડનબોર્ગ દુનિયાને બહુ ઓળખે છે. માનવી અર્પણ કરવા જવા યાત્રાએ નીકળી લૂટ કરવા લાગી જાય છે, અને કાશીપુરીના તટ પર દાન કરવાને બદલે પવિત્ર ગંગાજીમાંથી ગરીબડાં માછલાં મારવા લાગી જાય છે "—

× + +

—'જે ભોળું હૃદય માગ્ય મેળવવાને સ્ત્રીઓ ઉમેરે છે એનો ખૂનજ કરે છે, કેમકે આ માસના લોચા વાળા અસ્થિ-રૂધિરમય શરીરમાંથી પોતાને યોગ્ય હૃદય શોધી કહાડવું એ બહુ સંભવિત નથી '

+ + ×

"વળી જે સ્ત્રીને આપણે પત્ની કરી શકીએ, જે સ્ત્રીને આપણે અનંતા સુધી સ્વીકારી શકીએ એવી એકપણ ભાગ્યેજ અહીં તો મળી આવે છે અને જેને એવી નથી મળી આવે એમ લાગે છે તે તો જુવાની લ્હેરો અને તાજા રક્તની પાછળ ભમનાર વ્યભીચારીજ છે હુ આમ કહુછું કેમકે કૃષ્ણને છોડી હવે દુનિયાદારીમા આવવાની જરૂર છે, અને એ તરફ દૃષ્ટિ ન જાય તો મ્હારા આ વિચારો અનેકને ભ્રમના તરફ દોર્યા વિના નજ રહે કૃષ્ણલીલારસનાજ કેટલાક પંથ જેમ હાલ એ લીલાને પોતાના સ્વાર્થમા દોરી જઇ ભ્રષ્ટ થાય છે એ અમૃત રસમા પોતાના હાથ ગંદા કરી બોળવાથી જેમ એ રસની આખી બરણીનેજ સોવડી નાખે છે તેમ બન્યા વિના ન રહે મ્હારે જે કહેવાનું છે તેથી ઉલટુંજ સમજાયા વિના ન રહે એક સ્ત્રી ઉપર બીજીને ઉમેરવા માગે છે તેણે આ સવાલ પોતાના હૃદયને પૂછીનેજ જોયએ–'હુ એ બાના માટે મ્હારૂ શિર આપી દેવા તૈયાર છુ ? '

એનું ઉત્તર હકારમા મળે, અને તે મોહ રહિત સ્થિતિમાંથી મળે તોજ અગાડી કાંઈ પણ ગતિ કરવી યોગ્ય છે. અને એમ ન બને તો તો એ સ્ત્રીના ભણી એક બંધુભાવ શિવાય ની દૃષ્ટિ પણ નરકનીજ જનેતા છે સ્થળ વાસનાથી કોઈ સ્ત્રી સામે જોવુ એ તેની સાથે વ્યભિચાર કર્યા બરાબર છે, અને તેટલાથીજ તે મોહનો કીડો નરકનો અધિકારી થઈ ચૂકે છે અને એટલું તો બહુજ ધ્યાનમા રાખવા જેવું છે કે સર્વ સ્વાપર્ણની તૈયારીઓ ઘણી વખત જેવી દેખાય છે તેવી ઘણી વખત હોતી નથી વળી લગ્નનો હેતુ સ્થૂલેચ્છાઓની તૃપ્તિમા નથી પણ સૂક્ષ્મ બનવામા એટલે પરમાત્મા પાસે જવાના યત્નમા છે હુ તો એટલે સુધી કહુ છુ કે એક દંપતી પણ સ્થુલ વાતોને દૂર ફેંકી દેઈ સૂક્ષ્મ ભાવનાઓનાજ લ્હાણા લેતું રહે એ ઉત્તમમા ઉત્તમ છે '

+ + +

"પરમાત્માની સામે વિરોધી હોય એવો અંધકાર કે એવુ નામપણ હોઈ શકે ? અર્થાત પ્રભુકૃતિમા એટલે વિશ્વમા બે બળ સામ સામે હોઈ શકે ? વિશ્વમા બે પ્રવાહ હોઇ શકે ? હોય તોપણુ સમાન બળના હોઈ શકે ? વિશ્વમા બે પ્રવાહ વૈરી હોઈ શકે ? બે વૈરી સમાન બલના હોઈ શકે ? એક પ્રવાહ વિના બીજો પ્રવાહ રહી શકે ? વિશ્વ કેમ ચાલે છે ? પરમાત્માના પ્રવાહ સામે તે પ્રવાહથી છેક રહિત એમ ધ્વંસ, દાનવ, અસત્ય, વ્યભિચાર, નર્ક, અંધાર, રાત્રિ, સ્વસ્નેહ, સ્વાર્થ, ગંદકી હોઇ શકે ? '

+ + +

" વાત એવી છે કે દયામૂર્તિ ક્રિશ્ચિયાનિટિ માતા પોતાની દયામાંજ દૃષ્ટિને એટલે દુર જવા હજુ દેઈ શકી નથી, ત્યારે ન્યાયરૂપ વેદાંત પિતા વધારે તટસ્થ હોતાં પાસેની વાતોમા વહેલો પરવારી લેઈ જરા વધારે ઉપર જઈ શકયો છે. જેમાં વિહારથી પુર્ણ પ્રાપ્ત થઇ ગઈ તેનાં ગીત ગવાતાં નથી.

ભેદભાવના એ મીઠાશમા ખારાશ છે. આ બધામાં અત્યારે તો મ્હારે એટલુંજ કહેવાનું છે કે-બધુ ! અત્યારે ગમે તે દેખાતું હોય પણ એવી સુંદર નિર્મળ ભાવના આર્યહૃદયમાં ઉષ્મા રોપી ગઇ છે જે બીજી કોઈપણ ભાવનામાં અત્યારે હું તો જોઈ શકતો નથી. "

( સ્વિડનબોર્ગના ધર્મ વિચારો અને તે સંબંધી થોડીએક ચર્ચા ' માંથી ' )

\+ + +

તોળલ—છુપુ રાખવાનુ મન થાય એજ પાપ; એ પાપનો પહેલો દોસ્ત અને સૌથી મ્હોટો. પરંતુ જે વગર મહેનતે મળ્યું છે તેને ઘણાં જાણી જોઇને ખોઈ દે છે, અને મહેનત કરી ન મેળવવાનું મેળવે છે પાણીનું માંછલું પાણીમાં તરસથી મરી જાશે એ વાત તે કયાંઈ સાંભળી છે ? પણ માંછલાંથી માણસ વધારે મુર્ખ બની શકે છે. કરોડો બીચારા ભોળાં એવી ગફલતમાં પડી જાય છે ! કાંઈ ત્હારો એકનોજ આ દોષ નથી. જેસળ, આ અહંકાર, આ સ્વાર્થ પરાયણતા, આ વ્યષ્ટિપરત્વેની આકાંક્ષાઓ તૂટવી જોઈએ. પછીનું પ્રભુનુજ બાળક છે અને પ્રભુના બધા વારસાનો હકદાર છે.

( જેસર અને તોળલ -૫-૧૨-૯૫. )

\+ + +

ગોપીચંદ—પણ મા, એ સંકટમય અમરત્વ કરતા તો કોઇ વ્હાલાને હાથે ઝેરનો પ્યાલો પી મરી જવામા વધારે મઝા; અને એ અજરત્વ કરતાં હુ હમેશાં બિમાર રહીને તમારી મારવાર જોયા કરૂ એ વધારે મીઠું.

\+ + +

મેનાવરી—સુંદર સ્ત્રીઓ સુંદર બગીચા, સુંદર મહેલો અને જે કાંઈ ત્હારા શરીરને અત્યારે સુખ આપે છે તેની ખાતર કેમ ?

\+ × +

—રાજ્ય ખાતર કે પરોપકારની ખાતર નહિજ ?-વિચારીને ઊત્તર આપજો. !

\+ + +

—હું જાણતી હતી કે તું રાજા નથી. નહિતો મને આજેઆ વિચાર આવત નહિ. આવતનો માત્ર તારા આ સુંદર શરીર ને અમર બનાવવાની ઇચ્છાથી; એમ હોત તો હું તેને રડીને વિનવત અને કદાચ તું તુરતજ તૈયાર થઇ જાત.

+ + +

—યોગી પ્રભુને માત્ર અનુસરે છે ત્યારે રાજા પ્રભુને અનુસરીને બીજાને અનુસરાવે છે. યોગી થયા પછી રાજા થવાય છે.

+ + +

—બાપુ દુનિયાદાર વૈભવની દ્રષ્ટિથી જો નહિ, પણ હિતની દષ્ટિથી જો. રાજા પોતાની મારફત વહતું પરમાત્માનું તત્વ અન્યને જોતો જાય છે અને પાતો જાય છે. યોગી તો એક પુષ્પ જેમ અજાણતાં સુગંધને વહાવે છે, તેમ તે તત્વને વહાવે છે, પોતાથી શું હિત બન્યું તે જોઇ શકે નહિ તો રાજા વિશેષ હિત સાધી શકતો નથી, ત્યારે યોગીને એ જાણવાની અપેક્ષા નથી. રહેલુંછે તે તું કરો જો, એક વપ્ન

+ + +

—બાપુ, તું રાજ્યમાં જન્મ્યો, પણ રાજા રહેવાને નહિ. રાજ્યમાં ત્હારૂં લક્ષ નથી કે થશે નહિ, અને 'અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ' રહે એ બહુ મ્હોટી હાન છે. ત્હારે માટે જે ઉત્તમ છે તેને તું ચહાતાં શીખ.

+ + +

—ત્યારે તને આ રોગ અપક્વ યોગમાંથી લાગ્યો છે. હું કે તુ એ એ જાણતાં નથી. પણ ત્રીકળદર્શિ દેવ જલંધર જાણે છે. પેલા ઋષિ જે બે મચ્છને ક્રિયા કરતાં જોઇ યોગમાંથી ચળીગયા હતા તેના જેવીજ કાંઇ ત્હારી પણ હકીકત છે. તેમાં કાંઇજ શંકા નથી. તું રાજ-દંડ લઇને આવ્યો નથી, પણ માત્ર બે વાત લઇ આવ્યો છું: એક પેલી યોગીની જમાત અને બીજી તે સ્વપ્ન માંહેની અપ્સરાઓ. જે તને અહીં ખેંચી લાવ્યુંછે તે અહીંથીજ શી રીતે જશે ?

+ + +

—ત્યારે તું બેટા, ઘણું પડયો છે. અને હવે અનુભવ અને તૃપ્તિની વાતોને દૂર કર, ચેત નહિતો ચેતવાનો સમય રહેશે નહિ. વળી વિચારી જો જરા, યોગ-ભ્રષ્ટ-આત્મા ! જે અનુભવથી તું હિતની આશા રાખે છે તે શાનો અનુભવ ? ભ્રષ્ટતાનો નહિજ. પણ ત્હારો યોગ હજુ જેવો તેવોએ પ્રકાશે છે તેના તણખાંમાંથી અજાણતાં પણ ત્હારો ઉદ્ધારતું

શોધે છે. માત્ર ભદ્રતાના અનુભવમાથી ઉદ્ધારની આશા કેવી? તું છેતરાય છે, એટલુજ કાર્ય તૃષ્ણા તો કરે છે. તું અહીં જન્મ્યો એજ મોટો પાત છે.

\+　　　　　+　　　　　+

—"શાન્તિ તો ભાઇ, તું ખોઇનેજ જન્મ્યો તે હુ શી રીતે આપી શકુ? તેં ખોયું તે તું મેળવજે, તુને ગુરૂ પાસે મોકલી શકુ અને ગુરૂ પણુજે મેળવવાનું છે તે માત્ર બતાવી શકે.

(ગોપીચંદ અને મેનાવતી.—૧૦-૨-૧૯૦૦)

\+　　　　　+　　　　　+

ભર્તૃહરિ—　×　×　તાત, ગુરૂના આશ્રમમા ઉજાશ અને અંધકારની કાઇ જૂદીજ દૃષ્ટિ છે, અને તેજ સાચી છે. હુંતો હજુ એક છેક ન્હાનો જીજ્ઞાસુછુ, છતાં માળવામાં હવે મ્હારે માટે સુખ ફરજ કે કાઇએ નથી.

\+　　　　　+　　　　　+

—બાપુ, આ વનફળમા, કે કોઇ દિવસ અનાયાસે ઠોકર લાગતા મળી આવતા સ્મશાનના લાડુમા જે સ્વાદ છે તે પિંગળાની રસોઈમા ન હતો

\+　　　　　+　　　　　+

—ખરૂ કહુંછુ, વિક્રમ ! હુ રાજા થવાને યોગ્ય ન હતો પણ તેને માટે મને બહુ લાગતું નથી. હુ રાજા થવાને જન્મ્યો ન હતો, પણ વિક્રમ! હુ જેવો મને માનતો હતો તેવો સૌન્દર્ય ને સ્નેહને સર્વસ્વ અર્પનાર પણ ન હતો. હુ સ્નેહી થવાને યોગ્યજ ન હતો. જો હુ ખરો રાગી થઇ શકયો હોતતો અત્યારે વિરાગી પણ થઈ શકયો હોત ગુરૂ દેવે અત્યાર સુધીમા મને અમર તત્વની ચાવી બતાવી હોત. વિક્રમ, કદાચ આ કજનીની પણ અપેક્ષાજ રહી ન હોત. માળવ પિંગળ અને વિરાગ એ ત્રણમાથી ગમે તેણે અત્યાર સુધીમા મને અમર ફળ આપ્યુ હોત

\+　　　　　+　　　　　+

——નહિ વિક્રમ હુ ભૂતકાળની વાત કરૂછું તે ભૂલી જા નહિ. અત્યારે તો હું જડ-ભરત થવા ઇચ્છુ છુ એ એક ક્ષણ હતી કે જેથી હુ જનક બની શકયો હોત કે જે બનું છુ તે બનવા આહી આવ્યો હોત. હૃદય હવે તો આ તરફ ઢળ્યું. હુ તેને એમ ઢળવા દઇશ બાપુ જનક ! અને જડભરતમાં એકજ રૂધિર હતુ, એકજ જ્ઞાન હતું, એકજ હિત હતું. ત્હારી આશાનો આ વાત સાભળી ભંગ થાય છે, ત્હારો ચ્હેરો ફિકો બની

જાય છે, પણ શાન્ત થા, તું ક્ષત્રિ છે. ત્હારા ભાઇને જડભરત બનતાં જે કાળ જશે તે કરતાં બહુ ઓછો કાળ તને જનક બનતાં જશે. ભાઇ. રાજા થા, અને સ્વાર્પણને સમજ, ને હું પણ અહીં રહીને તેનોજ ઉપાસક છું.

\+ + +

——હું મ્હારા જન્મથી મેળવેલા કાર્યમાજ પ્રવૃત્ત છું. સર્વને એ એકજ કાર્ય છે અને તેમાં સર્વ પ્રવૃત્ત છે. હિત તો પરમાત્મા કરશે. અમે આળસુ નથી, પણ દુનીઆ તેમ દેખે તો જેમ અમે તેના અહંકારની ધડમથલને ક્ષમા આપીએ છઇએ તેમ તે અમારી નિવૃત્તિની શાન્તિને ક્ષમા આપે એટલુંજ કહેવાનું છે. હવે તો રાજ્યની વાતને જવા દે. ત્હારો એ પ્રયાસ વ્યર્થ છે વિક્રમ

\+ + +

——શાબાશ, બેટા ! તું અર્ધે વાતતો સમજી ગયો હવે રાજા થવાનો નિર્ણય ટગ અને ત્હારો ખેદ દૂર થશે મ્હારૂં નિર્માણ સન્યસ્તમાં છે, ત્હારૂં નિર્માણ રાજ્યમાં બન્નેનું છેવટનું નિર્માણતો એકજ છે.

(ભર્તૃહરિ અને વિક્રમ.—૯-૨-૧૯૦૦.)

\+ + +

જલંદર—બેટા ! તું હજુ સુધી ન સમજ્યો કે શાન્તિ સંગ કે અસંગ, ભોગ કે યોગ, એવા કોઇ પદાર્થમાં નથી પણ શાન્તિ વિવેકમાં છે.

\+ + +

——રાજ્ય અને વૈભવ ત્હારી પ્રકૃતિ હતી, વિરાગ મેનાવતીએ અપાવ્યો, પ્રભુએ આપ્યું હતું તેવું મેનાવતી ક્યાંથી અપાવી શકે. ?

\+ + +

——અને એવો ભય પણ શા માટે ? વમળ તું અહીં પણ શું નથી દેખતો ? નિર્ભયન થવાય ત્યાં સુધી યોગી ભયમાં રહે, પણ ભયને નિર્ભયતા કહી છેતરાવું ઠીક નથી. વિવે- કથી પ્રકૃતિને વશ જવામાં ભય નથી. ભય પ્રકૃતિનું ખુન કરવામાં છે.

(જલંદર અને ગોપીચંદ.)

\+ + +

કલાપીનો છેવટનો નિર્ણય નીચે પ્રમાણે હતો, પરંતુ દૈવ યોગે એનો અમલ ન થઇ શક્યો. નીચેનું પત્ર લખાયાની તારીખથી બરાબર એક માસ અને બાર દિવસે એઓ વિદેહ થયા!

\+ + +

"હું બધા રાજાઓ માટે કાંઈજ કહી શકતો નથી. માત્ર મ્હારે માટે કહી શકું "

"મ્હને મ્હારે પોતાને માટે એ વિચારમાં કશું પાપ હોય એમ લાગતું નથી. અને અધર્મ હોય એમ પણ લાગતું નથી."

\+ + +

'હાલ વેપારી થવો જોઇએ કે અન્ય કાંઇ હોવો જોઇએ, તે રાજા જન્મે છે, અને રાજા થવાને યોગ્ય હોય તે અન્ય કાંઇ હોય છે એવું મને લાગે છે. પ્રભુની ઇચ્છા હશે તેમ થશે "

"હું અહીં રહીશ કે જઇશ તેથી કાંઇજ થવાનું નથી, તોપણ એટલોજ વિચાર કરી ચાલ્યા જવું એ યોગ્ય નથી "

\+ + +

"બધું જોતાં સરકારી રાજ્ય સારૂ છે, અને વસ્તી માટે અને રાજ્ય માટે મેનેજમેન્ટ ખોટું નથી. ઘણાં રાજ્યોને તો સરકારી મેનેજમેન્ટ થવાની ખાસ જરૂર પણ છે અહીં પણ તેમજ છે એ હું કહેતો નથી, પણ એટલું તો મને લાગે છે કે મારી ગેરહાજરીથી કશી હાની નથી "

'જેનું મન કાર્યમાં નથી, જે કાર્ય જોઇ શકતો નથી, જે કાર્ય જોવા ઇચ્છતો નથી એવા અન્ય રીતે ગમે તેટલા સારા રાજાના કાજ કરતાં સરકારી રાજ્ય આવે એ ન્હાનીજ હાનિ છે."

"પ્રથમતો રાજ્ય હમેશ માટે છોડી દેવાની ધારણા હતી. આપનું પત્ર આવ્યા પછી એ વિચાર ફેરવ્યો છે. ત્રણ ચાર વર્ષ સુધી રાજ્ય છોડવું. પછી એમ લાગે કે મને જંગલમા વાંચવા લખવાનુ તેમજ રાજ્યમાં રાજ્ય કરવાનું સરખુંજ સુખરૂપ છે તો પાછું આવવું એ લાગવું સહેલ નથી. અને એમ લાગવાની જરૂર પણ નથી."

"હુ બીજી વાત કહીશ; મને એમ લાગે કે મ્હારો સ્વભાવ રાજ્ય-કર્ત્તાને યોગ્ય થઇ શકયો છે તો પાછું આવવું. આમ થવાથી પાછળ રહેલા "કાર્યભારી મેનેજર" સાથે તેમજ પ્રજા સાથે મ્હારો અમુક સબંધ રહી શકશે, અને તેટલાં વર્ષ પછી ઇચ્છાજ પાછું આ-

વવાની થાય તો પશ્ચાતાપ કરવાનું રહે નહિ જો કે હમેશ માટે રાજ્ય છોડી દેતાએ મને મ્હારી પોતાની ખાતર રાજ્ય કરવા પાછું આવવાનું મન થશે એમ હું ધારી શકતો નથી કોઈ દુ:ખથી, કોઇ ક્ષણના વિચારથી હું રાજ્ય છોડી જતો હોત તો એ ધારતી રહેત પરંતુ એમ નથી. ”

‘મને કાંઇ પણ વિચાર કરવાની શક્તિ ન હતી ત્યારની આ ઇચ્છા છે, અને અનેક ઇચ્છાઓ-વિચારો ફરી ગયા છતા તે તેવીને તેવીજ રહી છે, વધતી ગઇ છે. એટલે આ ધારણા એક તોર જેવી નથી તો પણ અમુક મુદ્દત પછી પાછું આવવુ છે, એ વિચાર રાખીને જવુ એ વધારે ઠીક છે. મ્હારી પ્રજા સુખી રહેશે, પછુ આવવાની જરૂર નહિ લાગે તો પ્રભુની કૃપા, નહિતો પાછો આવીશ તે કાળે આપ કહેશો તેમ કરીશ એ પણ અત્યારથીજ ખાત્રી પૂર્વક કહી શકુછું. અત્યારે આપ મ્હારા વિચારથી ઉલટા વિચારના હશે તો અત્યારે પણ નાશી જવાનો નથી પરંતુ તેમા એક ભય છે મને માફ કરો પરંતુ મને લાગે છે તે કહીશ મને એ કહેતા સંકોચ પણ થાય છે, છતા મ્હારે એ કહેવુ જોઇએ. આપ મને કહેશો તો અહીં રહીશ. એ વિચારને કાઢી નાખવા પણ યત્ન કરીશ હાલ એ વિચાર દૂર પણ થઇ શકશે ’

‘પરંતુ એ વિચાર ક્યારે ફરી આવશે, અને જ્યારે ફરી આવશે ત્યારે આટલો વિચાર કરવા હું રાહ જોઈ શકીશ કે નહિ, એ હુ ખરેખર કહી શકતો નથી ઘણી વખત મને એવું પણ લાગી આવે છે કે, હુ એક વખત તો એજન્સીમા લખી નાખું. પછી મને કોઇ રોકવાનુ નથી. એકાદ વખત આશરે અઢીક વર્ષ પહેલા હું લખવા પણ બેઠો હતો ”

\+ \+ \+

કદાચ હું દુનિયા બહારની વાતોમા સાચોજ વિચાર કરતો હઇશ ( જો કે હું તો નથી માનતો. ) તોપણ તેથી હું અમુક કાર્યપર રહી શકું તેવી મ્હારામા યોગ્યતા માનવી એ ભૂલ છે. દુનિયાની વાતોમા પણ સાચુંજ વિચારતો હોઉં, તો તેથી પણ કાર્યમા મ્હારી કશી યોગ્યતા માની લેવી એ ભૂલ છે ”

‘વિચાર કરનારા અને કાર્ય કરનારા માણસો એ બે જૂદીજ જાતિના માણસો છે વિચારનારાના બધા વિચાર કાર્ય કરનારને અનુકૂળ નથી હોતા એકને દેશ-કાળ સાથે બહુ થોડો સબંધ છે અન્યને પગલે પગલે દેશ કાળનો વિચાર કરવો પડે છે એક જાતિના માનવીને અન્ય જાતિના કાર્યમા યોજવો એમાથીજ સહુથી ખરાબ વર્ણ—સંકરતાનો જન્મ છે, જે વર્ણ-સંકરત્વ આત્માનુ છે ”

"એ બન્ને જાતિના વિરોધને એક બનાવનાર જનક જેવા બધાજ થઇ શકે એ આશા બહુ માનવીમા અસ્થાને છે."

"હુ રાજ્ય છોડીને બુદ્ધ જેવો નથી બની શકવાનો, તેમ હું રાજ્યમાં રહીને જનક જેવો નહીં બની શકું. મ્હારા જવાથી જે હાનિઓ લાગતી હોય તે મ્હોટી અને નિત્ય રહે તેવી ન હોય તો મને જવા દેવો એ ઠીક છે."

\+ + +

"નિવૃત્ત થઇને હું શું કરવા માગું છું તે તો—ઉપરના મ્હારા કાગળથી આપે જાણ્યું હશે."

"હુ એકાંતમાં રહી વાંચીશ લખીશ પ્રભુનો વિચાર કરીશ. ગરીબોમાં, દર્દીઓમાં-તનના અને મનના દર્દીઓમાં ભળીશ અને તેઓને બની શકશે તો કાંઇ આરામ આપીશ નહિ તો તેઓમાંથી હુ તો આરામ લેઇશ નિવૃત્ત થયેલાંની શાન્તિથી મળતી શુદ્ધ ભાવનાઓ પ્રભુ મને આપશે તે લેઇશ."

\+ + +

'હાલ મ્હારે એકલા રહેવુ જોઇએ, દુનિયાના સર્વ પાશથી દૂર થઇ જવું જોઇએ તો કોઇ કાળે પણ હુ ગજ્યપર કરી આવી અહિ રહીને નિવૃત્ત રહી શકું એવું બનવાનો સંભવ છે."

"————જે કોઇપર શ્રદ્ધા ન રાખીને કરે છે તેનું તેજ હું ઘણાપર સર્વપર શ્રદ્ધા રાખીને કરૂં છુ. એ પ્રકૃતિ કાઇ એકદમ બદલી જવાની નથી. પ્રકૃતિ એકદમ બદલવી એ મ્હારી શક્તિની વાત નથી. અને એની એજપ્રકૃતિ મ્હારી કાયમ હોય ત્યાં સુધી હું રાજ્યમાં રહેવા માગતો નથી.—

(તા ૨૯-૪ – ૧૯૦૦નુ પત્ર.)

ગૃહસ્થો ! મનુષ્યનું મનુષ્યત્વ દેવ હોવામા નથી પરંતુ એના આંતર- વિગ્રહમા સમાએલુ છે એ વિગ્રહ કલાપિએ કેટલા બધા ધૈર્યથી સહન કરી પોતાનુ જીવન સ્વાર્પણમય બનાવી દીધું હતું તે જોવાનું છે. મનુષ્ય શરીરની કોઇ પણ નબળાઇ અથવા ભૂલો એમનામા આવી હોય તો તેનો એમણે પોતાપરત્વે અને અન્ય પરત્વે કેવો ઉપયોગ કર્યો છે, અને તેમાથી કેટલું બધુ ઉચ્ચ શિક્ષણ એઓ આપી ગયા છે એ એમના લેખો મનન પૂર્વક વાચી જવાથીસ્વત: સમજી શકાશે. એમનું જીવન એટલું બધું તો રહસ્ય પ્રપૂર્ણ અને ઉત્કૃષ્ટ છે કે એ વિશાળ દષ્ટિ-કેન્દ્રથી જોતાં એમાંથી બહુ શીખવાનું મળે છે. એમના આખા જીવનનો સમન્વય કરી જોવાથીજ એ સમજી શકાય તેમ છે. કલાપીના હૃદયમાં રહેલી ઉષ્મા જન્મથીજ પ્રગટી નીકળી હતી અને સંસાર-વ્યવહારનો વિચિત્ર અનુભવ થતાં એનો યોગ-ભ્રષ્ટ-આત્મા તરફડીયાં મારવા લાગ્યો ! એ તરફડાટ, એ ઉષ્મા એ વિગ્રહને એજ કલાપિનું જીવન અને એજ એનુ મૃત્યુ તેમજ ઉદ્ધાર ! કલાપી પોતેજ કહે છે કે—

આશાની પીડા વીતી છે !
અશ્રુધારા ના વીતી છે !
કાલ મુખે- જાવા પ્રીતી છે !
વીતી છે તે વીતી છે !

અને છેવટ મ્હારા હૃદયમાંથી મહાત્મા-કવિ પોપના શબ્દો વહે છે.—

Such were the notes thy once loved Poet sung,
Till death untimely stopped his tuneful tongue.
Oh! just beheld, and lost! admired and mourned!
With softest manners, gentlest Art adorned !
Blest in each science, blest in every strain !
Go ! fair Example of untainted youth,
Of modest wisdom, and pacific truth :
Compos'd in suff'rings, and in joy sedate,
Good without noise, without pretension great,
Just of thy word, in every thought sincere,
Who knew no wish but what the world might hear;
Of softest manners, unaffected mind,
Lover of peace, and friend of human-kind.
Go, live ! for Heaven's Eternal Year is thine,
Go, and exalt thy Moral to Divine !

\+ + +

Go, then, where only Bliss sincere is known,
Go, where to Love and to Enjoy are One !



## પ્રસ્તાવના.

શ્રીજી ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના કારોબાર મંડળે તથા હેના પ્રમુખ રા. શુક્રે અને તન્ત્રી ગ. બ. ક. ઠાકોરે આ નિબન્ધ લખવાનો મ્હને પ્રસંગ આપ્યો તથા છાપવાની સુગમતા કરી આપી તે માટે આરમ્ભમા એઓનો ઉપકાર માનવો એ મ્હારુ કર્તવ્ય છે.

આ નિબન્ધ લગભગ છપાઈ રહેવા આવ્યો તે અરસામા આ વિષય ઉપર એક બે જણે પૂર્વે ચર્ચા કર્યાનુ જણાઈ આવ્યુછે તેથી આ સ્થળે તે નોધવુ વાજબી છે. ઈ સ ૧૮૮૫ કે તે શુમારમા ' સુદર્શન 'મા શાસ્ત્રી રાજારામ રામશંકરે પ્રેમાનન્દના નાટકો વિશે આક્ષેપ કરનારો લેખ લખ્યો હતો, એમ માલમ પડ્યુછે એ લેખ હુ પ્રાપ્ત કરી સક્યો નથી તેથી હેમા મ્હને પુષ્ટિ આપનાર અથવા નવી દલીલો શી શી હશે તે જાણવાને હુ અસમર્થ છુ

તે શિવાય, ઈ. સ ૧૮૮૨-૮૩ મા " ગુજરાતી " પત્રમા " રોષદર્શિકા સત્યભામાખ્યાન " ના અવલોકનને પ્રસંગે ના ઇચ્છારામ સૂર્યરામ દેસાઈએ પ્રેમાનન્દના કર્તૃત્વ વિશે કાંઈક સંકોચ સાથે સંશયના ઉદ્ગાર થોડે થોડે ઠેકાણે કર્યાછે * હેમણે સંશયનું કારણ એક એ જણાવ્યુછે કે પ્રેમાનન્દના કાવ્યોની અનેક પ્રતો અનેક સ્થળે મળેછે અને આ નાટકની એક જ પ્રત મળી એ આશ્ચર્યની વાત છે તેમ જ, ' કહે લૂડી નવાબ, તો કે નવાબ, " એ કહેવત વિશે રા ઇચ્છારામે પણ મ્હારી પેઠે સંશય બતાવ્યોછે પરંતુ, જે મ્હને જડી ન્હોતી તે એક મહત્ત્વની વાત રા ઇચ્છારામે ( ૧૨ મી ફેબ્રુઆરી ૧૮૮૩ ના અંકમા ) બતાવીછે

" સૂર્ય ચળે, પૃથ્વી ચળે મેરુ ચળે નભ ચળે પણ અમારુ વચન કદી ચળે નહિં, '—એ વાક્ય પ્રેમાનન્દના નાટકમા છે,§ તે

चन्द्र चले, मेरु चले, चले जगत व्यवहार
पै दृढ श्री हरिचन्दको चले न सत्य विचार.

એ બનારસના પ્રખ્યાત લેખક હરિશ્ચન્દ્રના વચનની જોડે અદ્ભુત રીતે મળતુ આવેછે હરિશ્ચન્દ્રની આધુનિકતા વિચારતા આ ઉપરથી અનુમાન શુ કરવુ તે કહેવાની જરૂર નથી પછી આ બનેને માટે કોઇ આધારભૂત મૂળ વચન પ્રાચીન સાહિત્યમા હોય

---

* ગુજરાતી " ના નીચેના અંકો જુવો —

| | |
|---|---|
| તા ૬ ઠ્ઠી નોવ્હેમ્બર ૧૮૮૨ | તા ૧૨ મી ફેબ્રુઆરી ૧૮૮૩ |
| તા ૨૭ મી નોવ્હેમ્બર ૧૮૮૨ | તા ૨૬ મી માર્ચ ૧૮૯૩ |
| તા ૨૨ મી જાન્યુઆરી ૧૮૯૩ | |

§ રોષદર્શિકા સત્યભામાખ્યાન, પૃષ્ઠ ૧૧૩ ( જોશીણઆનુ વચન )

તો જુદી વાત. પરંતુ હરિશ્ચન્દ્રનું પ્રસ્તુત વચન કઈ સાલનું છે તે જાણ્યા વિના નિશ્ચિત અનુમાન કશું થાય નહિં.

અને છેવટે, પ્રેમાનન્દે આ આખ્યાન રચવા માટે " પ્રાકૃત પ્રભાકર " નો આધાર લીધોછે એ સૂત્રધારના મુખના વચન વિશે રા. ઇચ્છારામ કહેછેઃ—" હેમાચાર્યે પ્રાકૃત પ્રભાકરમાં એ પ્રબન્ધ આખ્યાન સંબન્ધે શું લખ્યુંછે તે જાણવામાં આવે નહિં ત્હાં સુધી આખ્યાન રચવાનું કવિને કેમ સૂઝ પડયું ત્હેનો ખુલાસો થતો નથી. "

' આખ્યાન ' નામ માટે જ સૂત્રધારે તો પ્રમાણ બતાવ્યુંછે; પણ રા. ઇચ્છારામ તેથી વધારે અર્થ હેમાં જુવેછે તે તો સાધાર નથી. પરંતુ ' પ્રાકૃત પ્રભાકર ' નામના ગ્રન્થ વિશે કેટલીક જિજ્ઞાસા રહેવાને કારણ છે, તે નોંધવું અસ્થાને નથી. સંસ્કૃત પ્રાકૃત ગ્રન્થોની પ્રસિદ્ધ થયેલી યાદીઓમાં એ નામ જડતું નથી. પરંતુ આ ગ્રન્થ કોઇ પણ ગૃહસ્થ પેદા કરી આપે તો કાંઇક પ્રકાશ મળે એમ આશા રાખીશું ?

રા. ઇચ્છારામ તરફથી મ્હને એક માહિતી મળીછે કે " એક કાંકરે અનેક પક્ષી પડે " એ અથવા એ અર્થનું કહેવત ઈ. સ. ૧૮૪૪ ના શુમારમાં સુરતના એક અંગ્રેજ મિશનરીના કોઇ પુસ્તકમાં ( ભાષાન્તરરૂપે ) જોવામાં આવલુછે. આ વાત આ કહેવત ઉપરની મ્હારી ટીકાને બહુ મદદ કરે હેવી જણાયછે.

થોડા વખત ઉપર મ્હારા સાંભળવામાં આવ્યું કે—પ્રેમાનન્દ અને વલ્લભનાં બીજાં ન છપાયલાં કાવ્ય નાટક ચંપૂ વગેરેનાં નામની એક યાદી ૨ા. હરગોવિન્દદાસ દ્વારકાદાસ તરફની ૧૮૯૪ના અગસ્તમાંની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીમાથી નીકળીછે. આ યાદી પ્રકાશમાં આવ્યા પ્હેલાં કશું કહેવુ ઉપયોગનું નથી. પરંતુ એટલું તો કહી સકાશે કે એ યાદી માટે સંતોષકારક આધાર અને પ્રમાણની અપેક્ષા ઊભી જ રૂહેશે; માત્ર આ રીતની યાદીથી કશો નિર્ણય થઈ સકે નહિં.

આ મ્હારા નિબન્ધમાં નાટક અને રંગભૂમિના ઇતિહાસને સંબન્ધે ચર્ચા પ્રસંગવશાત્ કરીછે ત્હેમાં બે વાતો ઉમેરવા લાયક છેઃ—

(૧) અજમેરમાં શિલાલેખમાં કોતરેલાં બે નાટકો—લલિતવિગ્રહરાજ અને હરકેલિરાજ નામનાં—છે, તે વિ. સં. ૧૨૧૦ માં રચાયલાંછે.

(૨) જાલોરમાંના એક શિલાલેખમાં સંવત્ ૧૨૬૮ માં નવા બંધાયલા પ્રેક્ષામધ્યમંડપ ઉપર સોનાનો કળસ ચઢાવ્યાની વાત નોંધાઇછે.

આ ઉપરથી પ્રેમાનન્દનાં નાટકને અંગે મ્હેં કરેલી દલીલને બાધ આવે એમ નથી.

સં. ૧૨૧૦ વાળા નાટક સંસ્કૃતમાં છે, તેમ જ પ્રેમાનન્દથી ૫૦૦ વર્ષ પૂર્વના છે, એટલે ગુજરાતીમાં નાટકસાહિત્ય નહોતું એ મતને કશો ક્ષોભ પ્હોચે એમ નથી તેમ જ, પ્રેક્ષામધ્યમણ્ડપ નો અર્થ આધુનિક પ્રકારની રંગભૂમિ એમ કહેવાને પણ આધાર નથી પ્રાચીન કાળમાં પૌરાણિક આખ્યાનો વગેરે ભજવાતા, હેવા ખેલનું સ્થાન એ હોવાનો સંભવ વિશેષ છે ગ દેવદત્ત ભાંડારકર પણ આવા જ અનુમાન ઉપર આવેછે એમ હેમણે મ્હને પત્રદ્વારા જણાવ્યું છે

અન્તે આ નાટકો વિશેની મ્હારી સબળ અશ્રદ્ધા દર્શાવવામાં મ્હે જે જોખમ ખેડયું છે અને જે સ્થિતિમાં હું પોતાની કૃતિથી આવ્યોછું તે વિશે જૉન સ્ટૂઅર્ટ મિલના શબ્દો ઉતારીને આ પ્રસ્તાવના સમાપ્ત કરુંછું —

" In every respect the burthen is hard on those who attack an almost universal opinion They must be very fortunate as well as universally capable if they obtain a hearing at all They have more difficulty in obtaining a trial, than any other litigants have in getting a verdict. If they do extort a hearing, they are subjected to a set of logical requirements totally different from those exacted from other people In all other cases the burthen of proof is supposed to lie with the affirmative. * * * * * * If there is a difference of opinion about the reality of any alleged historical event, in which the feelings of men in general are not much interested, as the Siege of Troy for example, those who maintain that the event took place are expected to produce their proofs, before those who take the other side can be required to say anything, and at no time are these required to do more than show that the evidence produced by the others is of no value * * * *

* * * * * * * *

These would be thought good pleas in any case, but they will not be thought so in this instance Before I could hope to make any impression, I should be expected not only to answer all that has ever been said by those who take the other side of the question, but to imagine all that could be said by them—to find them in reasons, as well as answer all I find and besides refuting all argument for the affirmative, I shall be called upon for invincible positive arguments to prove a negative And even

if I could do all this, and leave the opposite party with a host of unanswered arguments against them, and not a single unrefuted one on their side, I should be thought to have done little; for a cause supported on the one hand by universal usage, and on the other by so great a preponderance of popular sentiment, is supposed to have a presumption in its favor, superior to any conviction which an appeal to reason has power to produce in any intellects but those of a high class."

("The Subjection of Women" Chap. I para 3).

છતાં આટલી પ્રાર્થના સુજ્ઞ વિદ્વાનો આગળ છે કે આ નિબન્ધ વાંચ્યા પછી આ વિષયમાં કોઇનો પણ મત ફરે એમ પરિણામ થાય, તો પ્રસિદ્ધ રીત્યે ગુર્જર પ્રજા આગળ તે વાત મૂકવાની કૃપા કરવી. એમ કરવામાં ગર્ભિત સ્વીકાર થશે ખરો કે આટલો વખત આપણે છેતરાયા હતા; અને "હું છેતરાયો" એમ કબૂલ કરતાં મનુષ્ય માત્રને સંકોચ ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. પરંતુ આ પ્રસંગે ખોટા આત્મગૌરવનો આદર અનિષ્ટ છે; ગુર્જર ભાષા તરફનું કર્તવ્ય અને ન્યાયવૃત્તિ એ વસ્તુઓ તે કરતાં વધારે પૂજ્ય છે.

રત્નાગિરિ જિલ્લો
તા. ૧૨ મી એપ્રિલ ૧૯૧૦

નરસિંહરાવ ભોળાનાથ.

# શુદ્ધિપત્ર.

(માત્ર મહત્ત્વની ભૂલોનું)

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૧૭ | વર્ષ ઉપર એટલે | વર્ષ ઉપર સ્થાયાં; એટલે |
| ૧૧ | ૧ | છે તો તો પ્રશ્ન | છે. તો તો પ્રશ્ન |
| ,, | ૩ | લોકસઘને | લોકસંઘને |
| ,, | ૧૫, ૧૭, ૧૮, ૨૧ | ચતુષ્પાદિકા | ચતુષ્પદિકા |
| ૧૨ | ૭ | sic— | sic ? |
| ૧૪ | ૭ | ઉદ્દ્વેશીને | ઉદ્દેશીને |
| ,, | ૨૩ | સાધ્ય સ્વીકારની | સાધ્યસ્વીકારની |
| ૧૯ | ૨૪ ને ૨૫ વચ્ચે | નીચે પ્રમાણે ઉમેરવું — 'જેને બોલાવતી હશે તેનું તો ભાગ્ય ચારુતર ભૂમિના જન્મ જેવું જ માનવું જોઇયે.' (રેવાદર્શિકા સત્યભામાખ્યાન, પૃ. ૮૨) | |
| ૨૧ | ૨૬ | લાગ્યો, | લાગ્યો; |
| ૨૩ | ૧૫ | 'દ્રૌપદીહરણ' માં—પણ | દ્રૌપદીહરણમાં પણ |
| ૨૭ | ×નિશાનીવાળી ફુટનોટમાં | Linguistic Surry of india VolVII, Introduaction, p. 13—એમ આરમ્ભમાં ઉમેરવું. | |
| ,, | ,, પં. ૭ | કીર્તિકર મ્હને | કીર્તિકર તુકારામ વિશે મ્હને |
| ૨૮ | ફુટનોટ ૨ ની પંક્તિ ૨ ની | ખંતૂતા | ખતૂતા |
| ૩૧ | ૧૦ | 'વિષમ' નું | 'વિષમ' નો |
| ,, | છેલ્લી | યથાશંભવ | યથાસંભવ |
| ૩૨ | ૮ | ૩ | ૬ |
| ૩૩ | છેલ્લેથી થી બીજી | 'એ વચન જ આધુનિક રૂઢિનું છે'—એ વાક્ય પછી તુરત નીચેનું વાક્ય ઉમેરો:— હાલના સમયમાં પણ 'અમુક વરખે' એમ પ્રચારે કેટલેક પ્રસંગે જોવામાં આવેછે, એ વાત બહુ સૂચક છે. | |

| | | | |
|---|---|---|---|
| ૪૩ | ૧૨ | ર્ધ્વં | ર્ધ્વ |
| ૪૪ | ૫ | આસિરિયન. | આસિરિયન, |
| " | ૧૭ | ત્હાંથી | ત્યાંથી |
| ૬૧<br>૬૨ | ફૂટનોટ | પૃ. ૬૨ મે ફૂટનોટ છે તે ૬૧ મા પૃષ્ઠને અંતે મૂકવી. | |
| ૬૨ | ૫ | કરતાં—આ શબ્દ ન્હાના ટાઇપમાં જોઇએ. | |
| " | ૧૭ | સિ | સિદ્ધ |
| ૬૩ | ૫ | મખ્વાહ્ | મ-ખ્વાહ્<br>(મની નીચે લીટી છે તે ના જોઇએ.) |
| ૭૭ | ૩ | ધ્વનિદશન | ધ્વનિદર્શન |
| ૮૦ | ૫ | હેનાં | હેના |
| " | ૧૮ | સ્વીકાર્ગોછે | સ્વીકાર્યોછે |

## પ્રસ્તાવના.

| પૃ. | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૧૨ | universally | unsually |
| " | ૩૨ | argument | arguments |

---

# કવિ પ્રેમાનન્દનાં નાટકો.

---

આ રસિક કવિયે નાટકો લખ્યાંછે એ વાત આજથી ૨૦ વર્ષે પ્હેલાં કદી પ્રકાશમાં આવી ન્હોતી. ઈ. સ. ૧૮૯૧–૯૨ માં ‘ રોપદર્શિકાશત્યભામાખ્યાન ’ અને ‘ પાંચાલીપ્રસન્નાખ્યાન ’ એ બે નાટકો ‘ પ્રાચીન કાવ્યમાળા ’ના પ્રકાશકોએ ગુજરાતી સાહિત્યરસિકો આગળ નિવેદન કર્યાં, અને તે વખતે પ્રથમ આ નવીન વાત પ્રસિદ્ધિમાં આવી. ચન્દ્રને ચન્દનલેપથી ધોળો કરવાની જરૂર નથી પડતી; તથાપિ કવિ પ્રેમાનન્દની અમર કીર્તિને આ નાટકોની પ્રસિદ્ધિ પછી વિશેષ ઉજ્જ્વલતા મળી, અને સર્વત્ર એ કવિ નાટકકાર તરીકે નવીન સ્વરૂપે ઓળખાઈ સાક્ષર વર્ગમાં વિશેષ જાગૃતિ ઉત્પન્ન થઈ. આજ સુધીમાં એ નાટકોએ પ્રેમાનન્દ વિશે ભક્તિ એટલી વધારી છે કે પ્રસંગે પ્રસંગે હેનાં સ્તુતિગાનો સંભળાયાંછે; હેમાંથી ખાસ ગુર્જરગિરાની સ્તુતિના શ્લોકો એ નાટકના અન્તિમ પ્રાર્થનાવાળા તો સર્વ ગુર્જર ભક્તોના મોહનમન્ત્રરૂપ થઈ ગયાછે.

હાવી સ્થિતિમાં કોઇ આવીને કહેશે કે એ નાટકો પ્રેમાનન્દની કૃતિ ન હોય, બધા આપણે છેતરાયા છિયે, તો એમ કહેનારને જગત્ તરફથી કે'વો સત્કાર મળશે તે કલ્પનામાં સહજ આવે એમ છે. રાજગાદી ઉપર વર્ષો સુધી રાજ્ય કરનાર ગાદીપતિને વિશે કોઇ એકાએક કહેવા નીકળે કે એ રાજવંશી નથી, કોઇ બીજાનો પુત્ર ગુપ્ત રીતે આણીને મૂકેલો છે,—તો તે માણસના કે'વા હાલ થવાના? કાંઈક હાવી સ્થિતિ આ નાટકો વિશે આ પ્રકારનો આક્ષેપ કરનારની થાય, તો આશ્ચર્ય નહિં. જનમંડળ બહુ ભક્તિથી જે મૂર્તિની પૂજા કરતું હોય હેને વિશે ‘ આ દેવ ન્હોય, માટીનુ પૂતળું છે ’ એમ કહેનાર નાસ્તિકોના શિરોમણિ તરીકે નિન્દાશે.

સાહિત્યના ક્ષેત્રમાં હાવી જ કાંઈક નાસ્તિકતાનું જોખમ ખેડવાને આજ હું તત્પર થયોછું; એ ધૃષ્ટતા માટે સુજ્ઞ સાક્ષરોને એટલી જ વિનંતિ છે કે આ લેખને છેવટ સુધી જોતા સુધી એકદમ મ્હને અપરાધી નહિં ઠરાવો. Heretics—નાસ્તિકો—ને જે જૂના જમાનામાં, યુરોપમાં ખાસ, શાસન થતાં ત્હેવા દેહાન્તદંડનો ભય તો હાલ ધર્મ સંબન્ધી નાસ્તિકતામાં પણ આ વીસમા સૈકામાં નથી. વિજ્ઞાન વિષયના મતને લીધે ગેલિલિયોને ખમવું પડેલું ત્હેવું પણ હવે ખમવાનો કાળ નથી. તોપણ આ સાહિત્યવિષયમાં નાસ્તિક વૃત્તિ માટે યશઃશરીરને ખમવાનો ભય છે,—છતાં એ જોખમ ખેડુંછું. પરંતુ સુજ્ઞ વિદ્વાનોની ઉદાર ન્યાયવૃત્તિ ઉપરની શ્રદ્ધા આજ મ્હને ધૈર્ય આપેછે.

પ્રથમ એ કહેવું જોઇયે કે આ નાટકો પ્રેમાનન્દની કૃતિ નથી—એમ સ્પષ્ટ સિદ્ધાન્ત કરવાને હું તત્પર થયો નથી. માત્ર એ નાટકોના ઉત્પાદક પ્રેમાનન્દ કવિ હશે કે કેમ તે પ્રશ્ન

તરફ હું સંશય-અશ્રદ્ધા-ની દૃષ્ટિથી જોઉંછું. (આ વૃત્તિમાં અને કેવળ નાસ્તિક વૃત્તિમાં અન્તર ઘણું છે તે ભૂલવાનું નથી. આ અશ્રદ્ધા મ્હારા અજ્ઞાનનું પરિણામ હશે. પરંતુ મ્હારા અભિપ્રાયની સ્વતન્ત્રતા છીનવી લેવાનો હક તો આ જમાનામાં કોઇ નહિં કરે એમ કહું તો પ્રગલ્ભ વચન બોલુંછું એમ નહિં મનાય એમ આશા રાખુંછું.) મ્હારી અશ્રદ્ધા માટેનાં કારણો સવિસ્તર બતાવવાના ઉદ્દેશથી આ લેખ આરમ્ભ્યોછે.

હું જાણુંછું કે આજ મ્હારો માર્ગ વિષમ છે, ઘણા કંટકથી ભરેલો છે. કેમકે માતૃભાષાના સાહિત્ય તરફ ભક્તિ ગુર્જરપ્રજામાં ફેલાઈ છે, અને તે ભક્તિના પૂરને જોસ આપવામાં આ નાટકોએ જે કાર્ય કર્યુંછે, તે સ્થિતિનો વિચાર કરું છું,—એ ભક્તિને ક્ષોભ પમાડવાને હું તત્પર થયોછું તે સ્મરણમાં આણુંછું,—તો મ્હારા સાહસને માટે મ્હને:પોતાને જ આશ્ચર્ય લાગેછે. જનમંડળની લાગણીઓ હમેશાં ન્યાયપુરઃસર તર્કપદ્ધતિથી નથી બંધાતી; એ લાગણીઓ દૃઢરૂપ પામ્યા પછી ત્હેમની સ્હામે જવાનું કામ ઘણું વિકટ છે. એ લાગણીઓને ક્ષોભ આપવો, હેવી લાગણીથી બંધાઈ ગયેલા મતના દૃઢાગ્રહને શિથિલ પણ કરવાની આશા રાખવી; એ બહુ વિકટ કામ છે. આ સમયનું વાતાવરણ પ્રેમાનન્દમય છે; હેમનાં નાટકો તે હેમની જ કૃતિ છે એ ભાન વાતાવરણમાં ભર્યુંછે ત્હેની વચમાં રહીને એ વ્યાપકતત્ત્વનો લોપ કરવો વિષમ છે. સંગીતવેત્તાઓ જાણેછે તેમ અમૂક રાગ ગવાઈ હેના વાતાવરણની છાયામાં રહીને બીજો રાગ ગાવો કઠણ પડેછે. મ્હારી સ્થિતિ અત્યારે કાંઇક હેવી છે.

આમ છતાં હું વગર સંકોચે આજ મ્હારો આ "નાસ્તિક"તાનો વાવટો ખુલ્લો કરવાની હિમ્મત ધરુંછું હેનું કારણ એક એ છે કે આ અશ્રદ્ધામાં હું એકલો નથી. કેટલાક મિત્રોએ એ પ્રકારની અશ્રદ્ધા ખાનગીમાં મ્હારી આગળ દર્શાવેલીછે. હેમાંથી કોઇ એકાદે મત ફેરવ્યો હશે,—પણ તે માટે પૂર્ણ કારણો બતાવ્યાં નથી. પરંતુ મ્હારા આ સાહસને પ્રેરનારું આટલું અન્ય મતની સહાયતાનું બળ છે તેથી ધૈર્યને પુષ્ટિ મળેછે.

કોઇ કહેશે—આ નાટકો પ્રગટ થયાને આજ ૧૮ વર્ષ થઈ ગયાં અને હવે આજ ક્યાંથી જાગ્યા ? આ પ્રશ્નનો નમ્ર ઉત્તર એક તો એ છે કે આ વિષયને મુદતનો કાયદો લાગૂ હોય એમ જાણ્યું નથી. બીજું એ કે આ અશ્રદ્ધા મ્હારી આજની નથી. એ નાટકો ઈ. સ. ૧૮૯૭ માં મ્હેં વાંચ્યાં તે વખતથી જ એ અશ્રદ્ધાએ મ્હારા હૃદયમાં વાસ કર્યો હતો. ખાનગીમાં ઘણા જણ આગળ તે અશ્રદ્ધા જણાવેલી પણ હતી; જાહેરમાં તેમ કરવાના પ્રસંગની અને અનુકૂળતાની વાટય જોતો હતો; એ પ્રસંગ ચાર વર્ષ ઉપર આવ્યો હતો, ત્હારે માત્ર ઇશારો કરીને હું થોભ્યો હતો; કેમકે તે પ્રસંગ વધારે વિસ્તારને અનુકૂળ ન્હોતો. ઈ. સ. ૧૯૦૫ માં મ્હારા વિદ્વાન્ મિત્ર રા. કેશવલાલ ધ્રુવે પ્રેમાનન્દ વિશે સમર્થ નિબન્ધ અમદાવાદમાં વાંચ્યો હતો તે વખતે પ્રમુખસ્થાનેથી જે મર્યાદા સાચવીને બોલાય તે મર્યાદાની અંદર આ મ્હારી અશ્રદ્ધા બતાવી કારણો વિશે બહુ જ અલ્પ ઇશારો મ્હેં કર્યો હતો; અને અનુકૂળતાએ સવિસ્તર ચર્ચા કરવાનું વચન તે વખતે મ્હેં પ્રસિદ્ધ રીતે આપ્યું હતું. એ વચનનું આજ નિર્વહણ કરવાનો પ્રસંગ આવ્યોછે એમ ધારુંછું.

આટલા ઉપોદ્ઘાત પછી હવે આ કંટકપૂર્ણ વાદમાં ઊતરું છું, અને મ્હારી અશ્રદ્ધા માટે કારણો સાક્ષરજગત્ સમક્ષ મૂકવાની રજા લઉં છું. આરમ્ભમાં એટલું કહી મૂકવું જોઇયે કે આ વિષયમાં કેટલીક શઙ્કાઓ હું બતાવીશ, તે તે પ્રશ્નો વિશે કોઇ પણ રીતે નિશ્ચયાત્મક સિદ્ધાન્ત કરીને નહિં, પરંતુ તે દિશામાં વધારે અન્વેષણ કરવાની જરૂર છે એ નિદર્શન કરવાના હેતુથી જ હું બતાવીશ. એ અન્વેષણ માટે પુરતો અવકાશ, સાધનો, અને સગવડ જે સાક્ષરોને વિશેષ હશે ત્હેમનું લક્ષ ખેંચાઈ તેઓ એ માર્ગમાં અન્તઃકરણથી અને નિષ્પક્ષ બુદ્ધિથી પ્રયાસ કરશે તો આ કાંઇક તિમિરાવૃત વિષય ઉપર સારો પ્રકાશ પાડી સકશે, એમ આશા વ્યર્થ નહિં જાય.

ત્હારે હવે પરીક્ષા શરૂ કરિયે. આ પ્રશ્નની પરીક્ષા માટે બાહ્ય અને આભ્યન્તર એમ બે પ્રકારનાં પ્રમાણોનો આશ્રય કરીશું. પ્રસ્તુત ગ્રન્થોની અંદરનાં ખાસ વિશિષ્ટ અંગોથી—શબ્દ, રચના, પ્રયોગો, ઇત્યાદિથી—એ ગ્રન્થ વિશે અનુમાન જેનાથી મળે તે આભ્યન્તર પ્રમાણોને પાછળથી જોવાનું રાખીશું; અને પ્રથમ તો એ સાહિત્યના ઇતિહાસ, એ ગ્રન્થના સમયની સ્થિતિ, એ ગ્રન્થ આપણી આગળ પ્રસિદ્ધિમાં આવવાને સમ્બન્ધે કેટલીક ખાસ હકીકત,—એ વગેરે સાથે સંબન્ધ રાખનારાં બાહ્ય પ્રમાણો જોઈશું. આમ કરવામાં કોક કોક પ્રસંગે બાહ્ય અને આભ્યન્તર બંને પ્રદેશનો સામટો સ્પર્શ કરનારાં પ્રમાણોનો પણ આશ્રય થશે. એ પ્રમાણો ઉભયસ્વરૂપી ગણીશું. આ પ્રમાણોની કસોટી વાપરવામાં નિરુપાયે કેટલીક સંભવકલ્પના કરવી પડશે તેથી આ નાટકોના પ્રકાશકોને માઠું લગાડવાનું કારણ નથી. આ નાટકો પ્રેમાનન્દ કવિની કૃતિ નથી અથવા છે એમ માનવાને સબળ શઙ્કાને સ્થાન મળેછે, એ પક્ષમાં અર્થાત્ એક વાત એ સમાય છે કે એ ગ્રન્થો કોઇના બનાવટી છે, અને તે બનાવટી રચના પ્રેમાનન્દની કરીને આ પ્રકાશક ગૃહસ્થોને કોઇ માણસે ભૂલાવામાં નાંખ્યાછે. કલ્પના તરીકે આમ લેઈને ચાલ્યા વિના છૂટકો જ નથી. પ્રકાશકોના પ્રમાણિકપણા ઉપર કોઇ રીતનો આક્ષેપ ઉદ્દિષ્ટ નથી; અને જગતમાં છેતરાવું એ આશ્ચર્યની વાત નથી; ત્હેમાં હમેશાં બુદ્ધિની ઊનતા આવતી નથી. આ કારણથી આ બાબતમાં આટલો ખુલાસો આપી અને પ્રકાશકોની ક્ષમા માગી હવે આગળ ચાલીશું.

## બાહ્ય પ્રમાણો.

### ( ૧ )

પ્રથમ વાત એ છે કે આટલો સમય આ નાટકો કેવળ અન્ધકારમાં કેમ રહ્યાં? પ્રેમાનન્દનાં બીજાં આખ્યાનો વગેરે જેમ લોકમાં સર્વવિદિત છે તેમ આ નાટકો કેમ આજ સુધી ન્હોતાં? લોકસંઘની બુદ્ધિમર્યાદાથી બહુ ઊંચી કક્ષામાં આ નાટકોની ભાષા, શૈલી, કે રચના છે એમ પણ નથી. અતિ પાંડિત્યવાળા અને શાસ્ત્રીય વિષયને ચર્ચનારા ગ્રન્થ વખતે લોકવિદિત ના હોય તે સંભવે; આ નાટકો સંબન્ધે તે સ્થિતિ નથી. 'દ્રૌપદીહરણ'માં

કવિચરિત્રમાં પૃ. ૧૧–૧૨ મે પ્રકાશકોએ પ્રેમાનન્દના ગ્રન્થોની યાદી–નર્મદાશંકરે તથા નવલરામે બતાવેલી, તેમજ પોતે પ્રાપ્ત કરેલા ગ્રન્થોની યાદી–આપી છે. ત્હેમાં નાટકોનું નામ કે ઇશારો પણ નથી; નાટકો રચ્યાં હતાં એમ પણ ઉલ્લેખ નથી.' આ સં. ૧૯૪૫ ની વાત. અને તે પછી બે વર્ષે જ સં. ૧૯૪૭–૪૮ માં તો બે નાટકો ('રોપદર્શિકાસત્યભામાખ્યાન' અને 'પાંચાલીપ્રસન્નાખ્યાન') એકાએક પ્રકાશમાં આવ્યાં ! હામાં અન્તર્ગત અસંભવ મ્હોટો નથી.' પરંતુ આ નાટકોની શૈલી વગેરેને લીધે લોકપ્રિયતા અને લોકવિદિતતાનો સંભવ વિચારતાં આ વિશે જરાક આશ્ચર્ય ઉત્પન્ન થાય ખરું. હેવો કોણ સમર્થ લેખક હોય કે બે વર્ષની અંદર આ નાટકો બનાવટી ઊભાં કરી સક્યો હોય ? માટે બનાવટની વિરુદ્ધ આ વાત જશે–એમ ક્ષણભર લાગશે. પરંતુ બનાવટની અને છેતરામણીની કલ્પના લઈને જ્હારે ચાલવાનું જ છે, તો પછી આ પૂર્વપક્ષનો ઉત્તર સરલ જ છે;–જે માણસ બનાવટ કરી છેતરવાનું કાર્ય આદરે તે એટલી સાવચેતી સ્વાભાવિક રીતે રાખે જ કે ઘણા વખતથી બનાવી મૂકેલી રચના ધીમે ધીમે અનુકૂળ વખતે આગળ કરે. માટે બે વર્ષની અંદર જ આ બનાવટ થઈ એમ માનવાને કારણ જ નથી.

વળી એમ હોય કે પ્રેમાનન્દે આ નાટકો લખ્યાં તે આરમ્ભકાળમાં લખેલાં અને જનસંઘને અનુચિત હોવાથી તે પડતાં રહી અન્ધકારમાં રહ્યાં, અને પછીનાં હાલમાં લખેલ બીજાં આખ્યાનો જનમંડળમાં જીવતાં રહ્યાં,–તોપણ જુદી વાત. પરંતુ પ્રકાશકો કહેછે તેમ આ નાટકો ૨૦૦ વર્ષ ઉપર એટલે, સં. ૧૯૪૭–૪૮ માં ગ્રન્થવિવેચન લખ્યુંછે તેથી સં. ૧૭૪૭ માં "'રોપદર્શિકા સત્યભામાખ્યાન' લખ્યું એમ થાયછે; અને 'નળાખ્યાન' એ કવિયે સં. ૧૭૪૨ માં પૂરું કર્યુંછે.* અર્થાત્ 'નળાખ્યાન' પછી પાંચ વર્ષે આ નાટક લખાયું; છતાં આમ ગુપ્ત રહ્યું. આ જરાક વિચિત્ર લાગેછે.

વળી પ્રેમાનન્દે ૧૧ નાટકો રચ્યાંછે "એમ સાંભળિયે છિયે"–એમ પ્રકાશકો આપણને કહેછે. ('રોપદર્શિકા સત્યભામાખ્યાન,' ગ્રન્થવિવેચન, પૃ. ૧); અને એમ પણ એઓ કહેછે કે હેમાંથી બે નાટકો પ્રાપ્ત થયાંછે. ('પાંચાલીપ્રસન્નાખ્યાન', ગ્રન્થવિવેચન, પૃ. ૩૫). આમ ૧૧ માંથી બે જ પ્રાપ્ત થયાં, (અને 'તપત્યાખ્યાન' પાછળથી મળ્યું તે મળીને ત્રણ જ), અને બીજાં હજી લભ્ય નથી એ આશ્ચર્યજનક છે. સંભવ તો એમ જ છે કે ત્રણ મળ્યાં તો બધાંએ મળવાં જોઈતાં હતાં. બે વર્ષ પ્હેલાં એકપણ નાટકની ખબર ન્હોતી અને આમ એકાએક ખબર મળી એ અદ્દભુત વાત ! બનાવટ અને છેતરામણીની કલ્પના સ્વીકારતાં આ સ્થિતિનો ખુલાસો સહજ મળી સકશે.§

---

* 'દ્રૌપદીહરણ'માં કવિચરિત્ર, પૃ. ૧૦ જુવો.

§ રા. કેશવલાલ પણ આમ પ્રેમાનન્દનાં નાટકોની બહુ સંખ્યા માનતા જણાયછે. "કાલિદાસ, ભવભૂતિ, વિશાખદત્ત, હર્ષદેવ, શૂદ્રક, અને નારાયણે મળી જેટલાં નાટકો લખ્યાં છે તેટલાં પ્રેમાનન્દે એકલે લખ્યાં"—એમ એઓ ગણાવે છે. ('પ્રેમાનન્દ' વિશેનો નિબન્ધ, પૃ૪ ૨૧.) પરંતુ હેમાંથી "ત્રણ જ * * * મુદ્રાંકિત થવા પામ્યાંછે,"–એમ આ વચન સાથે જ એઓ કહેછે તે ઉપરથી બાકીનાં નાટકોના હસ્તલેખ તો પેદા થયાછે એમ

આ નાટકો 'નળાખ્યાન'-ઇત્યાદિ કાવ્યોની પેઠે જાણીતાં ન્હોતાં તે ઉપરથી સંશયની નજરે જોવું વાજબી નથી એમ દર્શાવવાને રા. કેશવલાલ ધ્રુવ કહેછે;—

"જો લોકમાં અમુક કાવ્ય જાણીતું ન થયું માટે તે ચોક્કસ કવિની કલમથી લખાયલું ન હોય, હેવી વ્યાપ્તિ બાંધી બેશિયે તો ગુજરાતીમાં 'કાદમ્બરી' રચવાનું માન ભાલણ ખોઈ બેસશે, 'ગોવિન્દગમન' અને 'સુરતસંગ્રામ' રચ્યાનું યશોધન નરસિંહ મહેતાનું લૂંટાઈ જશે, અને સામળની પણ કીર્તિ કેટલીક લૂંટાઈ જવાનો પ્રસંગ આવશે."

('પ્રેમાનન્દ' વિશેનો નિબન્ધ, પૃ. ૨૩)

આ વિશે એટલું જ કહેવું બસ છે કે રા. કેશવલાલ ધારેછે તેમ ઉપર પ્રમાણેની વ્યાપ્તિ બાંધી બેસવાની વાત જ નથી. માત્ર સંભવાસંભવની તુલના કરવાનો પ્રસંગ છે, અને અમુક સંભવને પોષક બીજી હકીકતો મળે તો તે સંભવ વધારે બળવાળો—એ માર્ગે જ હાવી બાબતમાં આદરી સકાય. તો આ નાટકોની બાબતમાં હકીકત શી છે? ભાલણની 'કાદમ્બરી' વગેરે ગ્રન્થોની વિશ્વસનીય પ્રતો જગતની પરીક્ષા માટે જેમ પ્રકાશમાં છે તેમ આ નાટકોની પ્રતો છે? તેમ જ જ્ઞાત ઉપરથી અજ્ઞાતની પરીક્ષા કરી સકાય તે ધોરણે, પ્રેમાનન્દની જ્ઞાતકૃતિયોમાં અને આ અજ્ઞાત નાટકોમાં અન્તર્ગત ભેદ શૈલી વગેરેના હેવા છે કે સંશયના પક્ષને ટેકો મળે. એ ભેદ માટે સમાધાનકારક ખુલાસો મળતો હોય તો જુદી વાત. તેમ નથી તે આભ્યન્તર પ્રમાણોની ચર્ચા વખત બતાવાશે. એકાદ દૃષ્ટાન્ત આપ્યાથી સ્પષ્ટતા થશે. કોઇ મનુષ્યના હાથનો જૂનો કાગળ છે કરીને ઉપસ્થિત થયો હોય, અને હેના જાણીતા અક્ષરો જેવા અક્ષર હેમાં ના હોય, તેમ તે ફરકનું સમાધાન વાજબી રીતનું મળતું ના હોય, તો સ્વાભાવિક રીતે સંશય મૂકાય કે આટલાં વર્ષો સૂધી આ કાગળ ન્હોતો ને આજ ક્યાંથી નીકળ્યો? અથવા તો અશોકના સમયનો ગ્રન્થ છાપખાનામાં છાપેલો જડયોછે એમ કોઇ કહે તો અશ્રદ્ધાને આધાર મળે અને લખેલા માટે તેમ કારણ ઉત્પન્ન ના થાય. ભાલણ વગેરેની અન્યકૃતિયો અને 'કાદમ્બરી' વગેરે નવા જણાયલા ગ્રન્થો વચ્ચે શૈલીનો ભેદ આ પ્રેમાનન્દના ગ્રન્થોને સંબન્ધે છે હેવો નથી તે પણ એક ગણનામાં લેવાની વાત છે.

(૨)

આ નાટકો લોકપ્રિય થયાં હોવાનો અન્તર્ગત સંભવ છે,—પ્રેમાનન્દનાં લખેલાં હોય તો હેમના જ સમયમાં હેની લોકપ્રિયતા પૂર્ણ રીતે થઈ હોય. તેમ છતાં આ નાટકોની એક કરતાં વધારે પ્રત મળી નથી સકી એ આશ્ચર્યની વાત છે. પ્રેમાનન્દનાં બીજાં કાવ્યોની અનેક પ્રતો મળેછે, એ વાતથી આ આશ્ચર્ય દ્વિગુણ થાયછે. 'પાંચાલી પ્રસન્નાખ્યાન' પૃ. ૪૧-૪૨ મે એક શ્લોકની ટીકામાં લખ્યુંછે:—"ચોથી લીંટીનો તેરમો અક્ષર અસલ લખેલી પ્રતમાં

આશય હશે કે કેમ તે સમઝાતું નથી. સ્પષ્ટતાથી એ બોલ્યા નથી અને રા. હરગોવિન્દદાસનું વચન તો લગભગ સ્પષ્ટ જ છે, એટલે ત્રણ સિવાય વધારે જડયાં નથી એ અનુમાન જ આપણને સાધાર લાગશે.

છેકાઈ ગયેલોછે તેથી બરોબર બેસતો નથી." આ ઉપરથી જણાયછે કે એકથી બીજી પ્રત સરખાવવા માટે પણ મળી નથી. પ્રેમાનન્દનાં પુસ્તકોની પ્રસિદ્ધિ થવા સારું એક શ્રીમંત ગૃહસ્થ–પ્રેમાનન્દના મિત્ર વર્ગમાંનો–પોતાને ખરચે કવિના ગ્રન્થોની નકલો કરાવી વ્હેંચતો. (દ્રૌપદીહરણ, કવિચરિત્ર, પૃ. ૧૬). છતાં આમ નાટકોની એક જ પ્રત હોય એ આશ્ચર્યની વાત છે.

મૂળમાં આ એક પ્રત પણ ઘણી મુશ્કેલીથી મળી જણાયછે. જે બાઈ કનેથી આ પ્રકાશકોને ગ્રન્થોના હસ્તલેખો મળ્યાછે તે કેટલી ગૂઢતા સાથે આ પુસ્તકો જોવા દેતી વગેરે હકીકત વાંચિયે છિયે તો સંશયને કાંઈક પ્રવેશ મળેછે.× નાટકો પણ 'દ્રૌપદીહરણ' ની પેઠે આ બાઈ કનેથી મળ્યાં એમ ધારીને આપણે ચાલવાનું છે. ક્યહાંથી મળ્યાં તે પ્રકાશકોએ સ્પષ્ટ કહેલું નથી. અલબત, આપણા લોકો હસ્તલેખો બીજાને ધીરવા માટે ઘણા અનિચ્છુ હોયછે, એ જાણીતી વાત છે. તથાપિ આ બાઈની હકીકત અને આ બાબતમાં વર્તણુક કાંઈક વિલક્ષણ લાગેછે. પ્રેમાનન્દના કુટુમ્બ જોડે બહુ નિકટ સંબન્ધ બતાવવા એ બાઈ હેવો દાવો કરે છે કે પ્રેમાનન્દપુત્ર વલ્લભ તે એ બાઈના બાપનો ઇષ્ટ મિત્ર હતો. (દ્રૌપદીહરણ, ગ્રન્થવિવેચન, પૃ. ૨.) હવે વલ્લભનો જન્મ પ્રેમાનન્દની ઉમરની ત્રીશીના સમયમાં થયો હતો. એટલે ૩૦ થી ૩૯ ની ઉમરમાંથી ૩૬ વર્ષની વયે પ્રેમાનન્દને વલ્લભ પુત્ર થયો ગણિયે તો (પ્રેમાનન્દનો જન્મ+ સંવત્ ૧૭૧૪ માં તેથી) વલ્લભનો જન્મ સં. ૧૭૫૦ માં ગણાય. (પ્રેમાનન્દના જન્મની સાલ મોડામાં મોડી લઇને આ ગણતરી શરૂ કરુંછું.) હવે આ બાઈની ઉમર સં. ૧૯૪૫ માં ૫૬–૬૦ ની પ્રકાશકોએ કહીછે. (દ્રૌપદીહરણ, ગ્રન્થવિવેચન, પૃ. ૨) તો પૂરી ૬૦ વર્ષની ગણિયે; એટલે બાઇનો જન્મ સં. ૧૮૮૫ માં. તે વખતે હેના બાપની ઉમર ૬૦ હશે એમ ધારો* તો એ બાઈના બાપનો જન્મ સં. ૧૮૨૫ માં સંભવે; જે વખતે વલ્લભની ઉમર ૭૫ વર્ષની હોય; એટલે ૭૫ વર્ષના ડોસા વલ્લભનો ઇષ્ટ મિત્ર

× દ્રૌપદીહરણ, ગ્રન્થવિવેચન, પૃ. ૨.

+ પ્રેમાનન્દનું મરણ સં. ૧૭૯૦ માં, જન્મ સં. ૧૭૧૪ ના સુમારમાં. (દ્રૌપદીહરણ, કવિચરિત્ર, પૃ. ૧૮, તથા ૨). પ્રેમાનન્દનું ચરિત્ર લખનાર ડાહ્યાભાઈ પંડિતે પ્રેમાનન્દનો જન્મ સં. ૧૬૭૨ માં આપ્યોછે, અને એ વધારે સંભવિત છે એમ પ્રકાશકો બતાવે છે. (દ્રૌપદીહરણ, ગ્રન્થવિવેચન, પૃ. ૨–૩). તે સાલ લેતાં તો વલ્લભનો જન્મ સં. ૧૭૨૮ માં આવશે; અને તો તો એ બાઈના બાપના જન્મ વખત વલ્લભ ૯૭ વર્ષનો એમ થાય। અથવા તો વલ્લભની સાથે બાઇનો બાપ જન્મ્યો ગણિયે તો પોતાની ૧૫૭ વર્ષની ઉમરે એ બાઈના બાપને પુત્રી ઉત્પન્ન થઈ એમ થાય। વલ્લભથી ૨૦ વર્ષ ન્હાનો ગણતાં ૧૩૭ વર્ષની ઉમરે હેને છોકરી થઈ। રા. કેશવલાલ પ્રેમાનન્દનો જન્મ સં. ૧૬૯૫ માં અને વલ્લભનો જન્મ સં. ૧૭૧૫ માં ગણેછે. ('પ્રેમાનન્દ' પૃષ્ઠ ૭–૮). તે રીતે જોઈશું તો તો વળી એ બાઈના જન્મ વખત બાઈનો બાપ ૧૭૦ વર્ષની ઉમરનો થશે;–(વલ્લભનો સમવયસ્ક હેને ગણિયે તો).

* બાઈના બાપની ૪૦ વર્ષની ઉમરે છોકરી થઈ ગણીશું તો બાપનો જન્મ સં. ૧૮૪૫ માં, તે વખત વલ્લભ ૯૫ વર્ષનો। વલ્લભનો જન્મ સં. ૧૭૨૮ માં લેતાં, તે વખત વલ્લભ ૧૧૭ વર્ષનો।

પાયણામાં ઝૂલતો. અને ગોળશૂથી ગળતો! મિત્રતા થઈ સકે એ ઉમર ૨૦ની ગણિયે, તો બાઈનો બાપ ૨૦ વર્ષનો ત્હારે વલ્લભ ઇષ્ટ મિત્ર ૯૫ વર્ષનો. હાલું મિત્રકજોડું કદી જાણ્યું નથી. હાલના જમાનામાં અસમાનવયના મિત્રો વખતે હોયછે, પરંતુ તે સમયની ભાવનાઓ જોતાં આટલી અસમાનતા તો કેવળ અસંભવિત છે.

બીજી રીતે આની આ વાત દર્શાવિયે :—

વલ્લભનો જન્મ સં. ૧૭૫૦ માં; તો સાધારણ રીતે હેનો ઇષ્ટ મિત્ર હેની સરખી ઉમરનો ગણતાં, એ પણ ત્હારે જ જન્મેલો. અને બાઇનો જન્મ સં. ૧૮૮૫ માં; એટલે ૧૩૫ વર્ષની ઉમરે એ બાપને એ છોકરી જન્મી! દીર્ઘાયુષ્ય અને આટલી ઉમરે પ્રજોત્પાદનશક્તિ આ અદ્દભુત જ! વલ્લભથી ૨૦ વર્ષે મોડો એ બાઇનો બાપ જન્મ્યો ગણતાં પણ ૧૧૫ વર્ષની ઉમરે હેને છોકરી થઈ! આ ઉપરથી કવિના કુટુમ્બ જોડેના સંબન્ધનો આ બાઈનો દાવો નાસાબીત થાયછે, અને તેથી બીજી બાબતમાં પણ હેના ઉપર સંશયની નજર રહે તો નવાઈ નહિં. Falsus in uno falsus in omnibus એ નિયમનું તત્વ આ પ્રસંગમાં લાગૂ પડી સકે.

( ૩ )

એક બીજી ન્હાની સરખી વાત છે. વલ્લભે ‘કુન્તીપ્રસન્નાખ્યાન’ લખ્યુંછે તે ઉપરથી પૂર્વ પક્ષના લાભમાં એક સાધારણ જોરવાળો તર્ક થઈ સકે કે હેના પિતાએ ‘પાંચાલીપ્રસન્નાખ્યાન’ નાટક રચ્યું તે ઉપરથી પોતે ‘કુન્તીપ્રસન્નાખ્યાન’ એમ અનુકરણ કરીને નામ લીધું હોય.§ પરંતુ આ બહુ જ નબળા તન્તુ ઉપર લટકનારું અનુમાન છે. પ્રથમ તો ‘કુન્તીપ્રસન્નાખ્યાન’ એ નાટક નથી પણ કાવ્ય છે. જો વલ્લભના જાણવામાં ‘પાંચાલીપ્રસન્નાખ્યાન’ આવેલું હોત તો પોતાનું ‘કુન્તીપ્રસન્નાખ્યાન’ પણ તે ધોરણ ઉપર નાટક કરીને જ રચત. તેમ જ બીજો ઉત્તર એ છે કે ‘કુન્તીપ્રસન્નાખ્યાન’ એ નામ વલ્લભના કાવ્યનું જોઈને જ આ નાટકોની બનાવટ કરનાર ગૂઢ કવિયે ‘પાંચાલીપ્રસન્નાખ્યાન’ નામ જાણીને જ પાડ્યું હોય, તો તે કાંઇ ઓછી સંભવિત વાત નથી.

પણ બીજી એક વાતમાં અભાવપક્ષનું પણ મહત્વનુ પ્રમાણ જડેછે. વલ્લભે ‘કુન્તીપ્રસન્નાખ્યાન’ના આરમ્ભમાં ચંદ અને પ્રેમાનન્દની સરખામણી કરીને પ્રેમાનન્દની કૃતિયોની સરસાઈ બતાવીછે, તે સ્થળે, કે બીજે કોઇ ઠેકાણે, પ્રેમાનંદે નાટકો રચ્યાં એમ ઇશારો પણ નથી કર્યો, એ શું? નાટકોની રચના અપૂર્વ હતી, જો હેમણે કર્યાં હતાં તો; અને તેથી એ વાર્ત સરસાઈના ચિહ્નરૂપે વલ્લભ બતાવ્યા વિના રૂહેત જ નહિં. આ નાટકોના પ્રમાણમાં હાલ પણ એ પક્ષને સાચો માનનારા કોઇયે પણ બતાવ્યું નથી કે વલ્લભે (કે બીજા કોઇયે પણ આજ

§ આ રીતની કલ્પના રા. કેશવલાલ દ્રઢતાએ કરતા જણાયછે. ‘પ્રેમાનન્દ’ના નિબન્ધને પૃષ્ઠ ૧૪મે એઓ કહેછે કે વલ્લભે એ નામ એ ઉપરથી રાખ્યુંછે. આ દૃઢ વચન માટે આધારની અપેક્ષા રહેછે.

સુધીમાં ) પ્રેમાનન્દનાં નાટકો વિશે સૂચના કરીછે. કોઇ કહેશે 'નળાખ્યાન,' 'ઓખાહરણ,' ઇત્યાદિક અનેક કાવ્યોનાં નામ પણ એ ઠેકાણે નથી આપ્યાં માટે ઉપરને ન્યાયે તો એ આખ્યાનો પણ પ્રેમાનન્દે કરેલાં નહિં એમ ઠરશે; બધાં કાવ્યો ગણાવવાનો પ્રસંગ એ સ્થળે નથી, ચંદના 'પૃથુરાજરાસા' જોડે સરખામણી માટે જ પ્રસંગ હતો. હાનો ઉત્તર એ છે કે આ હમણાં કહેલા કારણથી જ 'નળાખ્યાન' વગેરેનું નામ ના દીધું તે બરોબર જ છે. પરંતુ વિશિષ્ટતાને લીધે ધ્યાન ખેંચનારી રચનાઓ તો સરસાઈ બતાવવા માટે આગળ કર્યા વિના રહે નહિં—અને નાટકો હેવી વિશિષ્ટતાવાળી રચના જ ગણાય. ચંદે પિંગળ રચ્યું તે વાતનો સ્પર્શ વલ્લભે કર્યોછે; કેમકે પિંગળ એ વિશિષ્ટતાવાળી રચના મનાય. પ્રેમાનન્દે પિંગળ નથી રચ્યું તે માટે ચંદે પિંગળ રચ્યું ત્હેમાં કવિત્વ શેનું ?—એમ કરીને વલ્લભે વડાઈ લીધીછે તે વાત જુદી છે. પણ પિંગળ કરતાં નાટકોની વિશિષ્ટતા ખાસ વધારે, તે વિશે મૌન અતકર્ય છે.

તેજ રીતે પ્રેમાનન્દની કે વલ્લભની કદર હેમના કાળમાં ના જાણવાથી ગુર્જર લોકો ઉપર રોષનાં વચન 'કુન્તી પ્રસન્નાખ્યાન'માં વલ્લભે કહ્યાંછે, ત્હેમાં પ્રેમાનન્દના છંદ, દુહા, પદ અને ચોપાઈની સરસાઈ બતાવીછે, અને છંદમા ચંદ કરતાં પદમાં સુરદાસ કરતાં, દુહામા બિહારીદાસ કરતાં અને ચોપાઈમાં તુલસીદાસ કરતાં, એમ ચાર કવિ કરતાં પ્રેમાનન્દનું વિશેષ ગૌરવ સૂચવ્યું છે,* ત્હાં પણ પ્રેમાનન્દનાં નાટકોનો ઇશારો સુદ્ધાં નથી કર્યો, એ ઉપરથી પણ ઉપર પ્રમાણે જ સકારણ તર્ક થઈ સકેછે.

( ૪ )

હવે એક પ્રથમ દર્શને દૂર સંબન્ધની પરંતુ સાહિત્યના ઇતિહાસનાં તત્ત્વોને આધારે મહત્ત્વની વાત છેડુંછું. સાહિત્યની સ્વાભાવિક ઉત્પત્તિનું એક વિશેષ સ્વરૂપ એ છે કે નાટકોની ઉત્પત્તિ નાટકના અભિનયની સસ્થાની અપેક્ષા રાખેછે; અભિનયની યોજનાઓની જે સમયમાં ઉત્પત્તિ જ ના હોય તે સમયમાં નાટકના ગ્રન્થ ઉત્પન્ન થયા સંભવતા નથી. રંગભૂમિના વિના નાટકનું સાહિત્ય ઉદ્દભવે નહિં. આ સામાન્ય નિયમનો ભંગ ક્વચિત્ જ નજરે પડશે; અને પડશે ત્હાં વિશેષ રીત્યનાં અન્ય કારણોનો કાંઇક પ્રવેશ થયેલો જણાશે. ઉદાહરણ તરીકે આધુનિક ગુજરાતી સાહિત્યમાં શાકુન્તલ નાટકનાં ભાષાન્તર આરમ્ભકાળમાં થયાં, અને 'જયકુમારી વિજય નાટક' જેવાં એક બે નવીન યોજનાનાં નાટક રચાયાં, તે સમયે રંગભૂમિની સંસ્થા, એ નાટકોને અનુકૂળ સંસ્થા તો, ગુર્જર પ્રજામાં ન્હોતી જ. આ અપવાદનું સમાધાન કાંઇક મળે એમ છે. શાકુન્તલ નાટક વગેરે તો કેવળ ભાષાન્તર જ હોવાથી ઉપરના તત્ત્વને બાધ આવી સકતો નથી. અને 'જયકુમારી' વગેરે ગણતર નવીન નાટકોના રચ-

---

* " છંદ પ્રેમતણા ઘણા, પદમાં તો સૌની મણા;
દુહાને ચોપાઈ ઘણી, સાખબંધ જોઇયે.
ચાર જણે જેહ કર્યું, એક જણે કર્યું આતો;
એવું નવ જુવે કોઇ, ખાંતિ ખરૂં ખોઇયે. "

('પ્રેમાનન્દ'ના નિબન્ધમાં પૃ. ૨૦ મે રા. કેશવલાલે આ કવિત આખું ઉતાર્યુંછે.)

નારતી સમક્ષ ગુજરાતી નહિં પણ ઇતર ( અંગ્રેજી વગેરે ) રંગભૂમિ નમૂના માટે હાજર હતી, અને હેના અનુકરણ રૂપ થનારી ગુર્જર રંગભૂમિની કાંઇક પૂર્વાપેક્ષા કરીને જ એ નાટકો રચાયલાં. હવે પ્રેમાનન્દ કવિના સમયમાં રંગભૂમિની સંસ્થા હોવાનાં કાંઇ પણ પ્રમાણ નથી, એટલું જ નહિં પણ ન હોવાના સંભવ તરફ સબલતમ પ્રમાણો છે. ભવાઈ જેવી જૂની સંસ્થાએ પ્રેમાનન્દના મનમાં આ નાટકોની પ્રેરણા સ્ફુરાવી એમ તો કોઇ સુજ્ઞ માણસ ગંભીરતાથી કહેશે નહિં. તો રંગભૂમિને અભાવે આ પ્રકારનાં, શાસ્ત્રીય રંગભૂમિને ઉચિત, નાટકો પ્રેમાનન્દ કવિયે રચ્યાં એ વિશે આ ધોરણથી સંશય ઉત્પન્ન થાયછે. એ ખરું કે પ્રેમાનન્દની આગળ પ્રાચીન સંસ્કૃત નાટકગ્રન્થો, માત્ર નમૂના રૂપે, મોજૂદ હતા; અને તે ઉપરથી આ નાટકોની રચના પ્રેરાઈ હોય—એમ ક્ષણભર વિચાર આવશે. પરંતુ આ વિષયમાં સંભવાસંભવની તુલના કરવાની છે; અને માત્ર નાટકગ્રન્થના નમૂનાથી આમ નવીન નાટકરચના—રંગભૂમિની સંસ્થાના અસ્તિત્વ વિના જ—ઉત્પન્ન થાય એ સાહિત્ય અને અભિનયકલાની ઉત્ક્રાન્તિના સ્વરૂપની કેવળ વિરુદ્ધ જ છે.

એ ખરું કે મૂળ અભિનયની ઉત્પત્તિ માટે નાટકગ્રન્થની પણ અપેક્ષા હોવી જોઇયે. પણ ઐતિહાસિક અન્વેષણથી જણાશે કે પ્રથમ દશામાં અભિનય માટે જે કાચી રચનાઓથી પ્રજાને સંતોષ થયેલો તે પછી અભિનયની સંસ્થા વિશેષ જામી ને ત્હેને માટે પાકા સ્વરૂપના નાટકગ્રન્થોની રચના થયેલી. અને ઉત્પત્તિદશાના એ નિયમ પછી, પ્રગતિના કાળમાં તો, અભિનયની સંસ્થા હયાતીમાં હોઈ તે માટે જ નાટકગ્રન્થોની ઉત્પત્તિ થાયછે. પછી અભિનેય નહિં હેવા નાટકગ્રન્થો કોઇ કોઇ રચાયછે, તે જુદી વાત છે; અને તે અભિનેય ગ્રન્થોની પછી ઉત્પન્ન થયાછે, પૂર્વે નહિં. અભિનય સંસ્થાએ તૈયાર કરેલું ખીબું તો પ્રથમ જ આવે, તે પછી હેમાં ઢાળવાના નાટક ગ્રન્થ ઘડાય.

આ સંભવ પરીક્ષાને વળી વધારે બળ આપનારું બીજું એક સ્વરૂપ છે. એ પૂરું રીતે બતાવવા માટે બીજી સાહિત્ય પરિષદ્ માટે લખેલા મ્હારા અભિનયકલાના પુસ્તકમાંથી ઉતારો જ આપુંછું:—

" એ તો સંશયગ્રસ્ત વાત નથી કે પ્રેમાનન્દના કાળમાં નાટકસાહિત્યનું વિશાળ પુનરુજ્જીવન તો ન્હોતું જ થયું. પ્રેમાનન્દની પૂર્વે કે પછી વિસ્તીર્ણ નાટકસાહિત્ય જોવામાં આવતું નથી. તો માત્ર પ્રેમાનન્દ થોડાંક નાટકો લખીને પછી અન્ધકારમાં ઝબુકેલી વીજળી લુપ્ત થઈ જાય—એ સાહિત્યના ઇતિહાસનાં તત્ત્વોને અનુરૂપ જણાતું નથી; જનસમાજના વિચારાદિકના ઇતિહાસનો સાહિત્ય જોડે જે સંબન્ધ ગૂઢરૂપનો છે તે વિચારતાં સંભવતું નથી. સાહિત્યનાં પુનરુજ્જીવન પ્રજાજીવન જોડે અતિ અદ્દ્ભુત સૂક્ષ્મતાનો સંબન્ધ રાખેછે; પ્રજાજીવનનું પ્રતિબિમ્બ હેવાં પુનરુજ્જીવનમાં જણાયછે. આ તત્ત્વ જોતાં માત્ર એકાદ નાટકકાર ઉદ્ભવીને અટકી પડે, બીજા એ માર્ગે સ્વીકારનારા ના ઉદ્ભવે, એ સંભવિત નથી. સાહિત્યના કોઇ પણ પ્રદેશ—કવિતા, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, સર્વ કોઇ પ્રદેશ—એ જીવનનિયમને વશ છે. તેથી એક અન્ધકાર-યુગ આંકનાર ગ્રન્થકાર-ઉત્પન્ન થવાની સાથે સાથે અનેક હેના અનુકારક, હેની ભાવનાથી પ્રેરિત ભાવનાવાળા, વગેરે લેખકોની રચનાઓ પ્રગટ થાયછે; અને એથી કરીને હેવા

સર્વ લેખ અને મુખ્ય લેખ પણ તે તે કાળની ભાવનાનું પ્રતિબિમ્બ બનેછે. પ્રેમાનન્દનાં નાટક જો વાસ્તવિક હેનાં હોય તો હેના સમયમાં આ પ્રકારના કાલભાવનાના પ્રતિબિમ્બની, અર્થાત્ વિસ્તીર્ણ નાટક પુનરુજ્જીવનની, અપેક્ષા રખાય. પરંતુ તેમ તો જણાતું નથી. આ કારણ પણ એ નાટકો તરફ સંશયનો કટાક્ષ નાંખવાની પ્રેરણા કરે એમ છે. આધુનિક ગુજરાતી નાટકોનો આરમ્ભ થતાં સાહિત્યમાં એ યુગનિર્માણ થયું જણાય છે; સંસ્કૃત નાટકોનાં ભાષાન્તરો, પછી સ્વકૃત નાટકો, વગેરે પરંપરા ઉદ્‌ભવ પામી. એ ખરું કે હાલ નાટકોના શિષ્ટગ્રન્થ ગણતર જ છે. પરંતુ રંગભૂમિ ઉપર અનેક સારાં ખોટાં નાટકો ભજવાય છે તે વસ્તુસ્થિતિ છે, તેથી નાટકસાહિત્યનો—એ નાટકો અસાર ગમે તો હોઈને પણ—પુનરુદય આ પાછલાં ચાળીસ પચાસ વર્ષથી થયો ગણવાને બાધ આવે એમ નથી. પ્રેમાનન્દના કાળ વિશે એ રીતે કહી સકાય એમ નથી."

પ્રેમાનન્દના સમય પૂર્વે ગુજરાતીમાં નાટકગ્રન્થો હતા એમ તો કોઇ કહેતું નથી જ. 'રોપદર્શિકા સત્યભામાખ્યાન'ના ગ્રન્થવિવેચનમાં પણ આરમ્ભવચન પ્રકાશકોનું એ જ છેઃ—

"પ્રાચીન કાવ્યમાળામાં નાટકનો આ પ્હેલો ગ્રન્થ છે. અને ગુજરાતી ભાષામાં પણ જૂના કવિની શૈલી પ્રમાણે રચાયલો નાટકનો આ પ્હેલો જ ગ્રન્થ છે એમ કહીશું તો પણ ચાલશે."

(પ્રેમાનન્દની શૈલી પ્રમાણે આ નાટકો છે કે કેમ તે તો આગળ ઉપર જોઈશું; પરંતુ પ્રેમાનન્દની કૃતિ તરીકે પ્રગટ થયેલો છે એ વાત ખરી.)

અર્થાત્ પ્રેમાનન્દની પૂર્વે નાટકગ્રન્થ બાબત શૂન્યતા, અને હેના સમય પછી પણ શૂન્યતા;—આ સ્થિતિ અનૈતિહાસિક છે.

"રોપદર્શિકા સત્યભામાખ્યાન"ની પ્રસ્તાવના ઉપરથી જણાયછે કે આ નાટક ગુજરાતીમાં નવીન જ હતું; ગ્રન્થ તરીકે તેમ જ ભજવવા માટે પણ. અર્થાત્ એ નાટક પહેલાં નાટકગ્રન્થ પણ ન્હોતા તેમ રંગભૂમિ પણ ન્હોતી. જો રંગભૂમિ હોય તો તો નાટક હોવું જ જોઇયે—માટે રંગભૂમિ જ ન્હોતી એમ ફલિત થાય. આ નાટકને સાચું સ્વીકારતાં પણ આ અનુમાન ફળે. પરંતુ ખરું માનવા વિરુદ્ધ પ્રમાણો છે એટલે આ પ્રશ્ન જ ઉત્પન્ન થતો નથી.

જ્હારે નાટકગ્રન્થ અને રંગભૂમિના આ સંબન્ધની કસોટીથી પણ આ નાટકો વિશે સંશય અને અશ્રદ્ધાને પુષ્ટિ મળેછે. રા. કેશવલાલ ધ્રુવે બતાવ્યુંછે કે 'રોપદર્શિકા સત્યભામાખ્યાન'માં હલકો સ્ત્રીકલહ કૃષ્ણના અન્તઃપુરમાં રુક્મિણી અને સત્યભામાની વચ્ચે વર્ણવ્યોછે તે સામાન્ય વર્ગના મનનું રંજન કરવા માટે.\$ આ વચનનો હેતુ એમ હોય (અને સંભવે એ જ) કે એ નાટક ભજવાતાં જોઈ લોકસંઘને રંજન કરવામાં આ ગ્રામ્યતા આણી

\$ પ્રેમાનન્દ પૃ. ૨૬ પેરેગ્રાફ ૧ લો.

છે તો તો પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે રંગભૂમિની સંસ્થા એ સમયમાં હતી જ ક્યહારે ?* હામાં નાટકો માટેની રંગભૂમિની સસ્થા વિશે જ આ પ્રશ્ન છે. શેક્સ્પીઅરની પેઠે પ્રેમાનન્દે પણ લોકસઘને માટે ગ્રામ્યતા સ્વીકારેલી એમ કાઇક આશય હશે. તેથી ભજવવા સંબન્ધે જ રા. કેશવલાલનો ઉદ્દેશ જણાયછે. તેમ વળી પ્રેમાનન્દના સમયમા ગ્રન્થો લોકસંઘમાં વંચાય એ સ્થિતિ હતી જ નહિં, હેનાં કાવ્યો લોકસઘ તો સાંભળતો હતો એમ જ સંભવેછે; અને નાટકો વાચી સંભળાવે એ લગભગ અશક્ય જ, એ સાભળ્યાથી અસર પણ ના થાય, અને વાચવાની કળાને પણ બહુ કઠણ કામ પડે. એટલે નાટક તો ભજવાય તો જ લોકસંઘ સુધી પ્હોચે.

પરંતુ આ નાટકોના પ્રકાશકો આ ઐતિહાસિક સત્યને ભૂલી જ જઈને પ્રેમાનન્દનાં આ નાટકોમાથી રંગભૂમિને ઉચિતતાના ગુણો પણ જુવેછે અને હેની પ્રશંસા કરેછે. તે એટલે સુધી કે હાલના નાટકોમા 'ગાયનો' હોયછે માટે પ્રેમાનન્દના નાટકોમાના પદોને 'ગાયનો' જ માની લેતા જણાયછે, અને પ્રેમાનન્દનુ "નાટ્યશાસ્ત્રને અનુસરતા 'ગાયનો'નુ જ્ઞાન" ×આ નાટકોથી સૂચવાયછે એમ બોલી જાયછે. વખતે છન્દ અને રાગ એ બે વસ્તુ સ્વરૂપત ભિન્ન છે તે ના જાણવાને લીધે આ સ્ખલન થયુ હશે તો કોણજાણે 'રોષદર્શિકા સત્યભામાખ્યાન'ની પ્રસ્તાવનામા ચતુષ્પાદિકા અને 'પાચાલી પ્રસન્નાખ્યાન'ની પ્રસ્તાવનામાં ધ્રુપદ, એમ બે ગાયનો નટી ગાયછે, તેમ જ 'રોષદર્શિકા સત્યભામાખ્યાન'ને પૃષ્ઠ ૧૮૯ મે ચતુષ્પાદિકા છે તે, અને પૃ ૨૫૦ મે 'ગુર્જરી રાગ' છે,—તે વિશે જ વખતે ઉલ્લેખ હશે, પણ હેમા એટલી બધી શિષ્ટતા ગાયન તરીકે નથી, અને ચતુષ્પાદિકા જાણે નાટ્યશાસ્ત્રોક્ત ગણિયે, પણ ધ્રુપદ તથા 'ગુર્જરી' માટે તેમ કશુ વિશેષ નથી 'તપત્યાખ્યાન' ના પ્રસ્તાવનામા નટીનુ ગાયન 'ધ્રુવતાલ'ના મથાળાનુ છે, અને પૃ ૧૦૪ ये વારાઙ્ગનાઓ ચતુષ્પાદિકા ગાયછે હેમા સ રિ ગ મ પ ધ નિ સુરોના નામ છે, ઇત્યાદિનો તો અહિં સંબન્ધ નથી. કેમકે પ્રેમાનન્દના "નાટ્યશાસ્ત્રને અનુસરતા ગાયનો" ના જ્ઞાન વિશેનુ પ્રકાશકોનુ વચન 'રોષદર્શિકા સત્યભામાખ્યાન'ના ગ્રન્થવિવેચનમા (પૃ. ૧૮ મે) છે તે વખતે તો 'તપત્યાખ્યાન' હેમને જડેલુ પણ ન્હોતુ. 'તપત્યાખ્યાન'ના ગાયનો શામિલ કરતાં પણ ઉપરની ટીકાને બાધ નહિં આવે.

પરંતુ વધારે ચમત્કાર તો એ છે કે પ્રેમાનન્દના સમયમા જાણે હાલના જેવી રંગ-

* ભવાઈ કરતા ચઢતા વર્ગની રંગભૂમિ તે કાળમા ન્હોતી એમ રા કેશવલાલ પણ માનતા હોય એમ લાગેછે. 'તત્કાલીન ભવાઈની ગ્રામ્યતાની છાપ,' પ્રેમાનન્દનાં નાટકો ઉપર પડ્યા વિશે એઓ કહેછે (પ્રેમાનન્દ–પૃ. ૨૬) હેમાના 'તત્કાલીન' શબ્દ ઉપરથી આમ અટકળ સભવેછે.

× સગીત અને છન્દ એ બે વચ્ચેનો ભેદ ભૂલી જવાનુ ઉત્કટ દૃષ્ટાન્ત આગળ ઉપર આવશે. ઉપર કહેલા ધ્રુપદ વિશે પ્રકાશકો ટીકામાં લખેછે—"ભૈરવી કે કલ્યાણના ધ્રુપદ તરીકે ગવાય છે." ! જાણે બીજા રાગમા ના જ ગવાય ! આ કરતા મૌન વધારે શોભા આપત.

ભૂમિની સંસ્થા હયાતીમાં હોય એમ આ નાટકોના અંદરના બંધારણ તરફ આ પ્રકાશકો દર્શન કરેછે. 'રેવદર્શિકા સત્યભામાખ્યાન'ના ગ્રન્થવિવેચનને પૃ. ૧૯ મે એ નાટકમાં રંગભૂમિમાં ગોઠવવાની શક્યતાનાં અંગો કેવાં યથોચિત છે તે વિશે સવિસ્તર ચર્ચા કરી એમ સૂચવ્યુંછે કે હાલની રંગભૂમિની સર્વ ગોઠવણોમાં આ નાટક ગોઠવી સકાય હેવું ચાતુર્ય હેમાં છે.* એટલે સુધી ઇશારો છે કે જે પ્રાચીનકાળની ભારતરંગભૂમિ ઉપર યોજના ન્હોતી, અને જે આધુનિક પાશ્ચાત્ય રંગભૂમિના અનુકરણથી જ આપણે લીધી છે, હેવી Drop (sic–Drop-scene હેમને કહેવાની મતલબ છે તે) મહાજવનિકાનું નામ દાખલ કરી જાણે પડદાઓની હાલના જેવી સંકુલ રચનાયોજના તે કાળમાં પણ હોય!

એ જ નાટકના પ્રથમ અંકમાં (પૃ. ૪૫ મે) શ્રીદામો "કનકપ્રાસાદ નિરખી શોચતો અને વિચાર કરતો" પ્રવેશ કરેછે એમ વર્ણન છે, તે ઉપર પ્રકાશકોની ટીકા આ પ્રમાણે છેઃ—

"(કનકપ્રાસાદનું દર્શન અહિં ચિત્રપટદ્વારા થવું જોઇયે. જો રંગભૂમિ ઉપર તે બની સકે એમ હોત નહિં તો કવિ હેવું વાક્ય લખત નહિં.)"

અર્થાત્ પ્રેમાનન્દના વખતમાં રંગભૂમિ આધુનિક જેવી હતી અને હેમાં ચિત્રપટો પણ હાલની પેઠે લટકાવાતા હતા એમ આ પ્રકાશકો દર્શાવેછે. આટલા સૂચન ઉપરથી હેમનું અનુમાન ફલિત થાયછે એમ માનતે શક પડે હેવું છે. ઇંગ્લાંડમાં શેક્સ્પીઅરના સમયમાં દૃશ્યસામગ્રીનો બહુ અંશે અભાવ વસ્તુસ્થિત હતો અને હેનાં નાટકોમાં હાવાં હાવાં વર્ણનો વગેરે માટે પ્રેક્ષક વર્ગે માત્ર કલ્પનાદ્વારા સ્થિતિ માની લેવાની હતી, એ સુપ્રસિદ્ધ છે. તે જ પ્રમાણે અન્યત્ર સંભવે તો આશ્ચર્ય નહિં. પરંતુ સ્વતન્ત્ર રીતે આપણે ઐતિહાસિક સ્થિતિ જાણિયે છિયે કે રંગભૂમિ પૂર્ણ યોજનાવાળી અને પડદાઓ વગેરે સામગ્રી તે આધુનિક પ્રકાર જ છે.

'પાંચાળી પ્રસન્નાખ્યાન'ના ગ્રન્થવિવેચનના ૨૬ મા પૃષ્ઠમાં આ પ્રકાશકો વળી વિ-શેષ તર્ક કરેછેઃ—

"આ પ્રવેશનું સ્થળ રસ્તો છે, તેથી હવે પછીના ત્રીજા પ્રવેશમાં યજ્ઞશાળાનો દેખાવ આપવાનો અવકાશ આપવા માટે જાણે આચ્છાદન (cover) ના આપ્યું હોય હેવું છે."

આ પ્રકારની રંગભૂમિમાં પડદા પાછળ બીજા દૃશ્યની તૈયારી માટે સગવડ કરનારાં દૃશ્ય અને પ્રવેશો આણવાની ચતુરાઈ પ્રેમાનન્દની હતી એમ એઓ કહેછે; જો કે એમ તો કબૂલ

* 'પ્રિયદર્શિકા' નાટિકા જોડે એ નાટકની સરખામણી કરતાં Unity of Place અને Unity of Timeનાં તત્ત્વોનો તદ્દન વિપરીત જ અર્થ અને ઉપયોગ કર્યોછે તે વિશે અહિં ચર્ચા કરવાનો પ્રસંગ નથી.

કરેછે કે પ્રેમાનન્દના વખતમાં હાલની રીતે નાટકો નહિં ભજવાતાં હોય. પરંતુ "પ્રાચીન વખતમાં પડદાઓ (ચિત્રપટ) સહિત નાટકો ભજવાતાં હતાં" એમ કહી "હેવી રીતે દેખાવ આપી ભજવવાનો વિચાર મનમાં રાખી પ્રેમાનન્દે આ નાટક લખ્યું હોય તો પ્રેમાનન્દની બુદ્ધિ વિશે ખરેખર આશ્ચર્ય ઉત્પન્ન થાયછે."—એમ એઓ દર્શાવેછે.

વળી તે જ ગ્રન્થવિવેચનને પૃ. ૩૫ મે લખેછેઃ—

"કવિનું નાટ્યશાસ્ત્રનું જ્ઞાન સંપૂર્ણ હોવું જોઇયે; એટલું જ નહિં પણ **ત્હેણે ઘણાં નાટકો ભજવાતાં પણ જોયાં હોવાં જોઇયે.**"

આ મ્હેં મ્હોટાં ટાઇપમાં બતાવેલા વાક્ય ઉપરથી તો એમ થાય કે પ્રેમાનન્દના વખતમાં નાટકો હાલની પેઠે ભજવાતાં હતાં, એટલું જ નહિં પણ ઘણાં ભજવાતાં હશે—અર્થાત્ એ સંસ્થા પૂર્ણ વિકાસમાં હતી. છતાં અભિનયકલાના ઇતિહાસનું અવલોકન તો એમ દેખાડેછે કે ગુર્જર સાહિત્યમાં રંગભૂમિની સંસ્થા આધુનિક જ છે.

જરાક સંકોચના શબ્દો આ પ્રકાશકો વાપરેછે ખરાઃ—

"તે વખતમાં આજના જેવાં નાટક ભજવાતાં હશે કે કેમ એ વાતનો વિચાર કરી તત્ત્વનિર્ણય કરવો એ તો વિદ્વાનોને આધીન છે, તથાપિ ત્હેના આ નાટક ઉપરથી હમારું જે સહેતુક અનુમાન થયુંછે તે જ હમે બતાવ્યુંછે."

અર્થાત્, હેમણે તો એમ નિર્ણય કર્યો જ છે કે તે સમયમાં હાલના જેવાં નાટકો ભજવાતાં હશે. આ માટે ઐતિહાસિક આધાર સ્વતન્ત્ર અન્વેષણની વિરુદ્ધ જ છે. અભિનયકલાના મ્હારા પુસ્તકમાં સવિસ્તર ચર્ચા છે, અને અહિં લંબાણ કરવું અસ્થાને છે.

તો રંગભૂમિની સંસ્થાને અભાવે નાટકગ્રન્થનો પ્રાદુર્ભાવ હોય તો તે સંશયને પાત્ર વાત થાયછે એ તત્ત્વ મ્હને તો સબળ લાગેછે.

આ ચર્ચા કરતે કરતે આપણે આભ્યન્તર પ્રમાણના પ્રદેશમાં અણધાર્યો પગ મૂકી દીધોછે. આરમ્ભમાં પ્રમાણોના આ બે વિભાગ વિશે બોલતાં સૂચવેલો બાહ્ય અને આભ્યન્તર પ્રમાણોનો મિશ્ર પ્રદેશ આ છે. તો હવે હમણાં ચર્ચેલા મુદ્દાઓનું જરાક સમગ્ર અને આભ્યન્તર પ્રમાણના સ્વરૂપથી દર્શન કરીને આભ્યન્તર પ્રમાણના વિભાગમાં સાક્ષાત્ પ્રવેશ કરીશું.

## આભ્યન્તર પ્રમાણો.

આ વિભાગમાં વિવિધ પ્રકાર આવશે; ત્હેનું અવલોકન કરતા પ્હેલાં હમણાં જ કહેલાં મહત્ત્વનાં આભ્યન્તર પ્રમાણો જોઈ લઈ તે ઉપર જરાક વિચાર કરિયે, ત્હારે આ નાટકોમાં નીચે પ્રમાણે સ્થિતિનું દર્શન થાયછેઃ—

(૧) શ્રીદામો કનકપ્રાસાદ નિરખતો પ્રવેશ કરતો બતાવ્યોછે તે ઉપરથી, પ્રકાશકોનું અનુમાન ખરું હોય તો, હાલના જેવો પરદો રંગભૂમિ ઉપર હોવો ઉદ્દિષ્ટ છે;

(૨) 'રોષદર્શિકા સત્યભામાખ્યાન'ના પૃ. ૫૧ મે શ્રીદામો બોલેછેઃ—

"નાટકી લોક નાટક કરતા હતા ત્હેને દેવીની સખીએ પકડી આણ્યા."

(આશ્ચર્યની વાત છે કે આ વચન તરફ પ્રકાશકોનું લક્ષ ખેંચાયું જણાતું નથી.)

આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે નાટક ભજવનાર નટ (ભવૈયા નહિં પણ નટ) ની કલ્પના અહિં છે. અને અર્થાત્ અભિનયની સંસ્થાને ઉદ્દેશીને આ વચન છે. તેમ આ નાટકોમાં અભિનેયતાના અંશો પાછળ બતાવ્યા તે પણ રંગભૂમિની સંસ્થાનું અસ્તિત્વ કલ્પે-છે. અને આપણે સ્વતન્ત્ર ઐતિહાસિક દર્શનથી જાણિયે છિયે કે અભિનયની સંસ્થા—નાટકના અભિનયની સંસ્થા—ગુજરાતમાં આધુનિક જ છે, એટલે પાછલાં ચાળીસ વર્ષની પૂર્વે હેનું અસ્તિત્વ ન્હોતું. તો અર્થાત્ જ આ મહત્ત્વનાં આભ્યન્તર પ્રમાણથી અનુમાન વાજબી એ જ નીકળે કે આ નાટકગ્રન્થો આધુનિક કાળના હોવા જોઇયે, પ્રેમાનન્દના સંભવે નહિં.

પરંતુ આ નાટકોના પ્રકાશકો અને બીજા કેટલાક વિદ્વાનો આથી વિપરીત ક્રમ આદરેછે અને આ પ્રકારનાં આભ્યન્તર પ્રમાણ ઉપરથી પ્રેમાનન્દના કાળમાં જે સ્થિતિ ન્હોતી—અભિનયકલા, રંગભૂમિ, સામગ્રી વગેરેની—હેનું અસ્તિત્વ ઠરાવેછે. આ ક્રમમાં સાધ્ય વસ્તુનો આરમ્ભથી જ સ્વીકાર કરી લેવાનો દોષ આવેછે. આ નાટકો પ્રેમાનન્દનાં છે કે નહિં એ વસ્તુ જ પ્રથમ આપણે સાબીત કરવાની છે, તો પ્રેમાનન્દનાં છે એમ પ્રથમથી જ માની લઈને પછી અંદરની વાતો ઉપરથી વિવિધ અનુમાન હેના સમય માટે કરવાં એ તર્કશ્રેણી ઉપર પ્રમાણે દૂષિત છે. આ ટીકા આગળ ઉપર આભ્યન્તર પ્રમાણોના બીજા પ્રકાર આપીશું ત્હેને પણ સામાન્ય રીતે લાગૂ પડશે. આ નાટકોમાં અમુક પ્રકારની શૈલી, શબ્દો, વચનો વગેરે છે તે પ્રેમાનન્દના કર્તૃત્વ વિરુદ્ધ જાયછે ત્હેના ઉત્તરમાં અન્ય સમાધાનો હેવી રીતે આપવાં કે પ્રેમાનન્દની કૃતિ છે તે તો માની જ લેવું—હેમાં અન્યોન્યાશ્રય દોષ ઉઘાડો છે. હાવી પરીક્ષામાં a priori પદ્ધતિ (સાધ્ય સ્વીકારની પદ્ધતિ) વાજબી નહિં ગણાય. ઉદાહરણઃ—આ નાટકમાં ભાષા હાલના જેવી કેમ છે? ઉત્તર—પ્રેમાનન્દના વખતમાં હેવી જ ભાષા હતી—કેમકે આ નાટકમાં એ ભાષા છે તેથી જ સાબીત થાયછે,—કેમકે એ નાટક પ્રેમાનન્દનાં છે! આમ આ પદ્ધતિનું દૂષણ સ્પષ્ટ જણાઈ આવેછે.

આ પદ્ધતિ સ્વીકારીશું તો તો અન્ધશ્રદ્ધા આપણને કહિંની કહિં વિચિત્ર માર્ગમાં ખેંચી જશે. ઉદાહરણ—ધારો કે 'રોષદર્શિકા સત્યભામાખ્યાન'માં એમ હોત કે સત્યભામાના ઉપર કૃષ્ણનો તાર આવ્યો એમ બનાવ મૂકેલો હોત. તોપણ આપણે એમ માનવું કે પ્રેમાનન્દના વખતમાં વીજળીની શક્તિથી સંદેશા મોકલવાની યોજના હતી? અથવા ધારો કે આ નાટકોમાં કોબીજ ને બટાટાનું શાક કોઇ પ્રસંગમાં કહ્યું હોય; તોપણ એમ માનવું કે

પ્રેમાનન્દના વખતમાં બટાટા અને કોબીજ ગુજરાતમાં દાખલ થઈ ચૂક્યાં હતાં? §—વધારે ન્યાયયુક્ત અનુમાન તો એ જ સંભવે કે આ નાટક તારની યોજના આ દેશમાં પ્રવિષ્ટ થઈ, બટાટા અને કોબીજ દાખલ થયાં, તે પછી કોઈકે લખ્યાંછે. આ જાણીને ઉત્કટ પ્રકારનાં ઉદાહરણ આપ્યાંછે, જેથી હાલ આ નાટકોમાં નજરે પડતા આધુનિક અંશો સૂક્ષ્મ-રૂપના છે તે સબળ રીતે ઉપસ્થિત થાય. મતલબ કહેવાની એ છે કે એ સૂક્ષ્મ આધુનિક અંશોનું મિશ્રણ જે કરનારે જાણીને કર્યું નથી જ પણ સાવચેતી રાખ્યા છતાં થઈ ગયુંછે, તે ઓળખવા માટે ઉપરનાં ઉત્કટ ઉદાહરણો માટે જોઈતી શક્તિથી ભિન્ન સૂક્ષ્મ અને તીવ્ર પરીક્ષણશક્તિની અપેક્ષા રહેછે. ગાયનમાં સ્વરપરીક્ષા જેની તીવ્ર હોય તે અમુક રાગમાં વર્જ્યસ્વર તે રાગ ગાતાં આવે તો જેમ પકડી કાઢેછે તેમ કાંઈક અહિં અનુભવ થાયછે. અથવા, રોટલીના લોટમાં કરગર, ચાવીને પરીક્ષા કરનાર તરત શોધી કાઢશે, ત્હારે એમને એમ અધકચરું ગળી જનારને હેની ખબર પણ નહિં પડે,–હેવો આ પ્રકાર છે.

ઉપરનાં ઉત્કટ ઉદાહરણો જેવું હોત તો એ અંશો ક્ષેપક છે એમ પણ સમાધાન કરી નંખાત. પણ હાલ જે સૂક્ષ્મ મિશ્રણો છે તે હેવાં સૂક્ષ્મ તેમ જ આ નાટકોના ગ્રન્થોના સ્વરૂપમાં વ્યાપક રીતે ઓતપ્રોત છે કે ક્ષેપકનું સમાધાન ફાવે એમ નથી.

હવે બીજાં આભ્યન્તર પ્રમાણો જોઈએ. આ પ્રમાણોના બે વિભાગ કરીશું:—

(क) સામાન્ય સ્વરૂપનાં; (ख) વિશેષ સ્વરૂપનાં.

પ્રથમ (क) લઈએ. આ વિભાગમાં આ નાટકોના સ્વરૂપમાંથી છૂટી ના સકે હેવા વ્યાપક અંશોનો સમાવેશ થશે, જેમ કે ભાષા, શૈલી, છન્દવૃત્તો. તો પ્રથમ

(૧)

ભાષા લઈએ. આ ઠેકાણે ભાષાને સામાન્ય રૂપમાં વિચારીશું; છૂટક શબ્દોના રૂપમાં નહિં લઈએ. ભાષાના ભેગી ભેગી શૈલી પણ વિચારીશું. કોઈ પણ વિચારશીલ વાચકને આ નાટકો જોતાં તરત જણાશે કે હેની ભાષા તેમ જ શૈલી આધુનિક છે, તેમ જ પ્રેમાનન્દનાં આખ્યાનોની બીજી રચનાઓથી તદ્દન જુદી પડતી છે. આ ટીકામાં બે પ્રશ્નો સમાયછે.

(૧) આ નાટકોની ભાષા તથા શૈલી પ્રેમાનન્દની ભાષા તથા શૈલીથી ભિન્ન છે;

(૨) આ નાટકોની ભાષા જ આધુનિક છે.

§ બટાટા ગુજરાતમાં દાખલ થયે ૧૦૦ વર્ષ થયાં હશે. અને કોબીજનું તો ૬૦ વર્ષ પ્હેલાં નામ પણ ન્હોતું. હિન્દુસ્તાનમાં બટાટા દાખલ થયે તો ૩૦૦ વર્ષ થયાં હોય એમ કલ્પના છે. ( Watt's Dictionary of Economic Products of India ). પરંતુ બંગાળા વગેરેમાં આરમ્ભ થયેલો, અને મુંબાઈ ઇલાકામાં બટાટા સર જૉન માલકમના સમયમાં ( ઈ. સ. ૧૮૦૦ પછી લગભગ ૧૮૩૦ ના અરસામાં) દાખલ થયાનું Douglas' Bombay ( p. 187 ) ઉપરથી જણાયછે. કોબીજનો તો સ્પષ્ટ રીતે તે પછી પ્રવેશ છે. Watts ની ડિક્ષનરીમાં સમય નથી આપ્યો, માત્ર યૂરોપિયનોએ આણ્યાનું લખ્યુંછે.

એટલે (૧) નો સંબન્ધ લેખકની પોતાની ખાસ ભાષા તથા શૈલીની પદ્ધતિ જોડે છે, અને (૨) નો સંબન્ધ તે તે સમયની લોકભાષા પ્રચરતી હોય તે સાથે છે.

આ બંને પક્ષમાં આ નાટકો આધુનિક જ જણાયછે. પ્રથમ (૧) પક્ષ લઇયે. ઉપર કહ્યું તેમ એ ભાષા તથા શૈલી કેવળ અપ્રેમાનન્દીય જ સ્પષ્ટ રીતે છે. એમ પણ નહિં, કહેવાય કે પ્રેમાનન્દની આ રચના અને બીજી રચનાઓ વચ્ચે કાળનું અંતર હોવાથી આ ભેદ આવ્યોછે. 'નળાખ્યાન' પ્રેમાનન્દે સં. ૧૭૪૨ માં પૂર્ણ કર્યું જણાયછે. અને ૧૭૪૭–૪૮ માં અથવા તે અરસામાં 'રોષદર્શિકા' નાટક રચ્યું એમ હેના પ્રકાશકોનાં વચનોથી ફલિત થાયછે. * તો આમ બે પાસે પાસેને સમયે લખાયલા ગ્રન્થોમાં ભાષા તથા શૈલીનો આટલો બધો ફેર પડે એ અત્યન્ત અસંભવિત છે. એક મહા કાવ્ય છે અને બીજું નાટક છે તે કારણથી આ ભેદનું સમાધાન નહિં મળે. નાટકના પરલક્ષી સ્વરૂપને લીધે જે પાત્રભેદને અનુસરીને ભાષાભેદ અવશ્ય આવે તે અંશ બાદ કરતાં પણ નાટકકારની પોતાની ભાષા અને શૈલી એ હેવો ગૂઢ સ્વરૂપનો પદાર્થ છે કે તે હેવી પરલક્ષી રચનામાં પણ પ્રવિષ્ટ થયા વિના રહે નહિં અને વિચારીને વાંચનારને હાથે પકડાયા વિના રહે નહિં. તો આ નાટકોમાં પ્રેમાનન્દની ભાષા તથા શૈલી સંબન્ધેની વ્યક્તિતા તદ્દન લુપ્ત છે, તે કોઇ, સમર્થમાં સમર્થ પરલક્ષી કવિની શક્તિની પણ બ્હાર વાત છે. મહાકવિ કાલિદાસનું 'માલવિકાગ્નિમિત્ર' નાટક હેનાં અન્ય નાટકોથી જુદું પડેછે,—એ પ્રથમ કૃતિ હોવાથી, એમ મનાયછે, તોપણ હેમાં પણ કાલિદાસનું વ્યક્તિસ્વરૂપ શૈલીમાં પકડાઈ આવેછે. પ્રસ્તુત નાટકોમાં સમર્થમાં સમર્થ સાહિત્યવિષયનો ગુપ્ત શોધક ( Detective ) પ્રેમાનન્દને પકડી કાઢી સકે એમ લાગતું નથી. આ પ્રકારની ગૂઢ શોધકતાની શક્તિ સારી રીતે ધારણ કરનારા મ્હારા મિત્ર રા. કેશવલાલ ધ્રુવને પણ બીજા પ્રકારના સમાધાનનો આશ્રય લેવો પડયોછે. પ્રેમાનન્દે કૃત્રિમ શૈલી આ નાટકોમાં બુદ્ધિપુરઃસર સ્વીકારીછે એ કલ્પનાનું રક્ષણ એઓને લેવું પડયુંછે. 'પ્રેમાનન્દ' ના હેમના નિબન્ધને પૃ. ૨૫ મે એઓ કહેછે:—

"અહિં કહેવું જોઇયે કે પ્રેમાનન્દને પ્રિય તો સરલ શૈલી જ જણાયછે. હ્હેના ઘણાખરા ગ્રન્થોમાં એ શૈલીનો જ હ્હેણે ઉપયોગ કર્યોછે. નાટક અને કાવ્યની શૈલી તો ભારતીવૃત્તિના રસિયા પંડિતજનને સંતોષવા અને 'પાંચાલી પ્રસન્નાખ્યાન' માં નટી કહેછે તેમ '**गुर्जराणां मुखं भ्रष्टम्** એ પદ લખનારના મુખમાં ધૂળ નાંખવા' પ્રેમાનન્દે ખાસ કરીને કહિણુ અને પ્રૌઢ **કરીછે. કરીછે** કહેવાનું હારદ એ છે કે એ **કૃત્રિમ** છે."

આ કૃત્રિમતાની કલ્પનાને વિશેષ પુષ્ટિ આપવા માટે શ્રીદામાના મુખમાં આહીરી અને અન્ય હલકાં પાત્રોના મુખમાં રાક્ષસી બોલી મૂકીછે તે કોઇ પણ અપભ્રંશ ભાષામાંની ના હોઈ કેવળ નવી જ ઘડી કાઢેલીછે તે વાત ઉપસ્થિત કરીછે. પરંતુ આ કૃત્રિમતા અને પ્રૌઢ શિષ્ટભાષામાં સંભવતી કૃત્રિમતા એ બે વચ્ચે સ્પષ્ટ ભેદ છે. આ આહીરી રાક્ષસી કેવળ બનાવટી જ છે એ સહુ કોઇને જણાય એમ છે. પરંતુ કૃષ્ણાદિક પાત્રના મુખમાં

* 'રોષદર્શિકા સત્યભામાખ્યાન,' અન્યવિવેચન, પૃ. ૧૯ પં. ૭ માં એ નાટક ૨૦૦ વર્ષ ઉપર લખેલું ગણ્યુંછે. ( સં. ૧૯૪૭–૪૮ થી ૨૦૦ વર્ષ પૂર્વે એટલે સં. ૧૭૪૭–૪૮માં).

શિષ્ટભાષા મૂકાઈ છે હેમાં કોઇ પણ રીતની કૃત્રિમતા તો જણાતી નથી પ્રૌઢતામા વિશેષ ઉત્કટ સ્વરૂપ મૂકવાના ઉદાહરણ તરીકે રા. કેશવલાલ કૃષ્ણના મુખમા મૂકેલો 'અતિથિ-સત્કારગૃહ' શબ્દ આગળ ધરીને પૂછેછે —

"તે ગત સસ્કૃતયુગમા કોઇયે વાપર્યોછે કે આગામી સંસ્કૃતયુગમા બોલાશે?"

આ શબ્દ વિશે આગળ ઉપર જુદી દૃષ્ટિથી વિચાર કરવાનોછે તે વાતનો હાલ સ્પર્શ નહિં કરુ પરન્તુ આ પ્રકારની પ્રૌઢિના ઉદાહરણો વિરલ છે એટલુંજ નહિ, પણ જે બાકી રહેલા અંશમા પ્રૌઢ ભાષા છે તે તો કૃત્રિમ છે એમ કહેતા વિચાર પડશે.

પણ એક મહત્ત્વની શઙ્કા છે 'અતિથિસત્કારગૃહ' એ શબ્દ આ નાટકમા છે એમ રા કેશવલાલની ખાતરી છે? મ્હે બહુ સોધ્યો પણ એ શબ્દ જડયો નથી મ્હારી સરત-ચૂક થતી હશે. પરંતુ એ નાટકના ૨૦૬ ઠ્ઠા પૃષ્ટમા પ્રથમ પંક્તિમા 'અતિથિનું વિશ્રામસ્થાન' એમ વચન છે, તે જો રા કેશવલાલના મનમા હોય અને માત્ર ખોટુ સ્મરણ રહી જઈને 'અતિથિસત્કારગૃહ' એ શબ્દ ધાર્યો હોય, તો તો હેમની એ શબ્દ ઉપર રચેલી દલીલ ભાગી પડશે

પરતુ કૃત્રિમતાથી માત્ર આ વિષયનુ સમાધાન થઈ સકે એમ નથી. 'પાચાલી પ્રસન્નાખ્યાન'માના નટીના જે વચનની વાત કરીછે તે આટલુ જ છે —

"આર્યપુત્ર! આપની આજ્ઞાનુસાર સર્વ સાહિત્ય સજ કરી §गुर्जराणां मुख भ्रष्टम् એ પદ લખનારના મુખમા ધૂળ્ય નાખવા એકે પદે થઈ રહીછુ"

આ ઉપરથી સૂચના અને અનુમાન એટલુ જ વાજબી રીતે થાય કે આ નાટક ભજવવાનું છે હેમા અશુદ્ધ ગુજરાતી, ભ્રષ્ટ ગુજરાતી, નહિં પણ શિષ્ટ ગુજરાતી વાપરેલી નજરે પડશે માટે તે કૃત્રિમ શિષ્ટતા એમ તો અનુમાન ના થાય શિષ્ટ ગુજરાતી માટેના આટલા વચન ઉપરથી કૃત્રિમ ગુજરાતીના ઉદ્દેશના અનુમાન ઉપર એકદમ આવવામા મ્હોટી ફ્લગ મારવી પડે એમ છે વળી આહીરી રાક્ષસીની કૃત્રિમતા તે થોડીવાર ઉપર કહેલા પાત્રભેદે ભાષાભેદના ન્યાયથી યથાસ્થાન બનેછે પરતુ બાકીની આ નાટકોની એકદર ભાષાનું સ્વરૂપ અકૃત્રિમ હોઈ હેમા પ્રેમાનન્દની વ્યક્તિતાનું દર્શન થતું જ નથી. હેની આખ્યાનોની ભાષાશૈલી અને આ નાટકોની શૈલી વચ્ચે એટલો બધો સ્વરૂપનો મૂલગત ભેદ છે કે એનો રચનાર એક હોય એમ માનતે વિચાર પડેછે કૃત્રિમ શૈલી જાણી જોઈને સ્વીકારીછે તેથી એ ભેદ ઉત્કટ રૂપે આવ્યોછે એ ઉત્તરથી સમાધાન થશે નહિ,—કૃત્રિમ છે એમ માનીશુ તોપણ કેમકે શૈલી એ હેવુ સૂક્ષ્મસ્વરૂપનુ તત્ત્વ છે કે ગમે ત્હેવો સમર્થ કવિ કે લેખક હોય તે પોતાની શૈલીની બ્હાર નીકળી સકે નહિ રચનાઓમા રૂપાન્તર આપતાં પણ હેની શૈલીથી એ પકડાઈ જાય (Versatility) બહુરૂપતા અથવા પરિવર્તનશક્તિના ખુલાસાથી પણ આ

§ આ પદ ઉપરથી ફ્લિત થતું બીજુ અનુમાન આગળ ઉપર બતાવવાનું છે.

એટલે (૧) નો સંબન્ધ લેખકની પોતાની ખાસ ભાષા તથા શૈલીની પદ્ધતિ જોડે છે, અને (૨) નો સંબન્ધ તે તે સમયની લોકભાષા પ્રચરતી હોય તે સાથે છે.

આ બંને પક્ષમાં આ નાટકો આધુનિક જ જણાયછે. પ્રથમ (૧) પક્ષ લઇયે. ઉપર કહ્યું તેમ એ ભાષા તથા શૈલી કેવળ અપ્રેમાનન્દીય જ સ્પષ્ટ રીતે છે. એમ પણ નહિં કહેવાય કે પ્રેમાનન્દની આ રચના અને બીજી રચનાઓ વચ્ચે કાળનું અંતર હોવાથી આ ભેદ આવ્યોછે. 'નળાખ્યાન' પ્રેમાનન્દે સં. ૧૭૪૨ માં પૂર્ણ કર્યું જણાયછે. અને ૧૭૪૭–૪૮ માં અથવા તે અરસામાં 'રોપદર્શિકા' નાટક રચ્યું એમ હેના પ્રકાશકોનાં વચનોથી ફલિત થાયછે. * તો આમ બે પાસે પાસેને સમયે લખાયલા ગ્રન્થોમાં ભાષા તથા શૈલીનો આટલો બધો ફેર પડે એ અત્યન્ત અસંભવિત છે. એક મહા કાવ્ય છે અને બીજું નાટક છે તે કારણથી આ ભેદનું સમાધાન નહિં મળે. નાટકના પરલક્ષી સ્વરૂપને લીધે જે પાત્રભેદને અનુસરીને ભાષાભેદ અવશ્ય આવે તે અંશ બાદ કરતાં પણ નાટકકારની પોતાની ભાષા અને શૈલી એ હેવો ગૂઢ સ્વરૂપનો પદાર્થ છે કે તે હેવી પરલક્ષી રચનામાં પણ પ્રવિષ્ટ થયા વિના રહે નહિં અને વિચારીને વાંચનારને હાથે પકડાયા વિના રહે નહિં. તો આ નાટકોમાં પ્રેમાનન્દની ભાષા તથા શૈલી સંબન્ધેની વ્યક્તિતા તદ્દન લુપ્ત છે, તે કોઇ, સમર્થમાં સમર્થ પરલક્ષી કવિની શક્તિની પણ બ્હાર વાત છે. મહાકવિ કાલિદાસનું 'માલવિકાગ્નિમિત્ર' નાટક હેનાં અન્ય નાટકોથી જુદું પડેછે,—એ પ્રથમ કૃતિ હોવાથી, એમ મનાયછે, તોપણ હેમાં પણ કાલિદાસનું વ્યક્તિસ્વરૂપ શૈલીમાં પકડાઈ આવેછે. પ્રસ્તુત નાટકોમાં સમર્થમાં સમર્થ સાહિત્યવિષયનો ગુપ્ત શોધક ( Detective ) પ્રેમાનન્દને પકડી કાઢી સકે એમ લાગતું નથી. આ પ્રકારની ગૂઢ શોધકતાની શક્તિ સારી રીતે ધારણ કરનારા મ્હારા મિત્ર રા. કેશવલાલ ધ્રુવને પણ બીજા પ્રકારના સમાધાનનો આશ્રય લેવો પડયોછે. પ્રેમાનન્દે કૃત્રિમ શૈલી આ નાટકોમાં બુદ્ધિપુરઃસર સ્વીકારીછે એ કલ્પનાનું રક્ષણ એઓને લેવું પડયુંછે. 'પ્રેમાનન્દ' ના હેમના નિબન્ધને પૃ. ૨૫ મે એઓ કહેછેઃ—

"અહિં કહેવું જોઇયે કે પ્રેમાનન્દને પ્રિય તો સરલ શૈલી જ જણાયછે. ત્હેના ઘણાખરા ગ્રન્થોમાં એ શૈલીનો જ ત્હેણે ઉપયોગ કર્યોછે. નાટક અને કાવ્યની શૈલી તો ભારતીવૃત્તિના રસિયા પંડિતજનને સંતોખવા અને 'પાંચાલી પ્રસન્નાખ્યાન' માં નટી કહેછે તેમ '**गुर्जराणां मुखं स्रष्टम्** એ પદ લખનારના મુખમાં ધૂળ્ય નાંખવા' પ્રેમાનન્દે ખાસ કરીને કઠિણ અને પ્રૌઢ **કરીછે. કરીછે** કહેવાનું હારદ એ છે કે એ **કૃત્રિમ છે.**"

આ કૃત્રિમતાની કલ્પનાને વિશેષ પુષ્ટિ આપવા માટે શ્રીદામાના મુખમાં આહીરી અને અન્ય હલકાં પાત્રોના મુખમાં રાક્ષસી બોલી મૂકીછે તે કોઇ પણ અપભ્રંશ ભાષામાંની ના હોઈ કેવળ નવી જ ઘડી કાઢેલીછે તે વાત ઉપસ્થિત કરીછે. પરંતુ આ કૃત્રિમતા અને પ્રૌઢ શિષ્ટભાષામાં સંભવતી કૃત્રિમતા એ બે વચ્ચે સ્પષ્ટ ભેદ છે. આ આહીરી રાક્ષસી કેવળ બનાવટી જ છે એ સહુ કોઇને જણાય એમ છે. પરંતુ કૃષ્ણાદિક પાત્રના મુખમાં

* 'રોપદર્શિકા સત્યભામાખ્યાન,' અન્વયવિવેચન, પૃ. ૧૯ પં. ૭ માં એ નાટક ૨૦૦ વર્ષ ઉપર લખેલું ગણ્યુંછે. ( સં. ૧૯૪૭–૪૮ થી ૨૦૦ વર્ષ પૂર્વે એટલે સં. ૧૭૪૭–૪૮માં).

શિષ્ટભાષા મૂકાઈ છે ત્હેમાં કોઇ પણ રીતની કૃત્રિમતા તો જણાતી નથી. પ્રૌઢતામાં વિશેષ ઉત્કટ સ્વરૂપ મૂક્યાના ઉદાહરણ તરીકે રા. કેશવલાલ કૃષ્ણના મુખમાં મૂકેલો 'અતિથિસત્કારગૃહ' શબ્દ આગળ ધરીને પૂછેછેઃ—

"તે ગત સંસ્કૃતયુગમાં કોઇયે વાપર્યોછે કે આગામી સંસ્કૃતયુગમાં બોલાશે?"

આ શબ્દ વિશે આગળ ઉપર જુદી દૃષ્ટિથી વિચાર કરવાનોછે તે વાતનો હાલ સ્પર્શ નહિં કરૂં. પરંતુ આ પ્રકારની પ્રૌઢિનાં ઉદાહરણો વિરલ છે એટલુંજ નહિં, પણ જે બાકી રહેલા અંશમાં પ્રૌઢ ભાષા છે તે તો કૃત્રિમ છે એમ કહેતાં વિચાર પડશે.

પણ એક મહત્ત્વની શઙ્કા છે. 'અતિથિસત્કારગૃહ' એ શબ્દ આ નાટકમાં છે એમ રા. કેશવલાલની ખાતરી છે ? મ્હેં બહુ સોધ્યો પણ એ શબ્દ જડયો નથી. મ્હારી સરતચૂક થતી હશે. પરંતુ એ નાટકના ૨૦૬ ઠ્ઠા પૃષ્ઠમાં પ્રથમ પંક્તિમાં 'અતિથિનું વિશ્રામસ્થાન' એમ વચન છે, તે જો રા. કેશવલાલના મનમાં હોય અને માત્ર ખોટું સ્મરણ રહી જઈને 'અતિથિસત્કારગૃહ' એ શબ્દ ધાર્યો હોય, તો તો હેમની એ શબ્દ ઉપર રચેલી દલીલ ભાંગી પડશે.

પરંતુ કૃત્રિમતાથી માત્ર આ વિષયનું સમાધાન થઈ સકે એમ નથી. 'પાંચાલી પ્રસન્નાખ્યાન'માંના નટીના જે વચનની વાત કરીછે તે આટલું જ છેઃ—

"આર્યપુત્ર ! આપની આજ્ઞાનુસાર સર્વ સાહિત્ય સજ કરી §**गुर्जराणां मुखं ग्रहम्** એ પદ લખનારના મુખમાં ધુળ્ય નાંખવા એકે પદે થઈ રહીછું."

આ ઉપરથી સૂચના અને અનુમાન એટલું જ વાજબી રીતે થાય કે આ નાટક બનવવાનું છે ત્હેમાં અશુદ્ધ ગુજરાતી, ભ્રષ્ટ ગુજરાતી, નહિં પણ શિષ્ટ ગુજરાતી વાપરેલી નજરે પડશે. માટે તે **કૃત્રિમ** શિષ્ટતા એમ તો અનુમાન ના થાય. શિષ્ટ ગુજરાતી માટેના આટલા વચન ઉપરથી કૃત્રિમ ગુજરાતીના ઉદ્દેશના અનુમાન ઉપર એકદમ આવવામાં મ્હોટી ફલગ મારવી પડે એમ છે. વળી આહીરી રાક્ષસીની કૃત્રિમતા તે થોડીવાર ઉપર કહેલા પાત્રભેદે ભાષાભેદના ન્યાયથી યથાસ્થાન બનેછે. પરંતુ બાકીની આ નાટકોની એકંદર ભાષાનું સ્વરૂપ અકૃત્રિમ હોઈ હેમાં પ્રેમાનન્દની વ્યક્તિતાનું દર્શન થતું જ નથી. હેની આખ્યાનોની ભાષાશૈલી અને આ નાટકોની શૈલી વચ્ચે એટલો બધો સ્વરૂપનો મૂલગત ભેદ છે કે એનો રચનાર એક હોય એમ માનતે વિચાર પડેછે. કૃત્રિમ શૈલી જાણી જોઈને સ્વીકારીછે તેથી એ ભેદ ઉત્કટ રૂપે આવ્યોછે એ ઉત્તરથી સમાધાન થશે નહિં,—કૃત્રિમ છે એમ માનીશું તોપણ, કેમકે શૈલી એ હેવું સૂક્ષ્મસ્વરૂપનું તત્ત્વ છે કે ગમે ત્હેવો સમર્થ કવિ કે લેખક હોય તે પોતાની શૈલીની બ્હાર નીકળી સકે નહિં. રચનાઓમાં રૂપાન્તર આપતાં પણ હેની શૈલીથી એ પકડાઈ જાય. (Versatility) બહુરૂપતા અથવા પરિવર્તનશક્તિના ખુલાસાથી પણ આ

§ આ પદ ઉપરથી ફલિત થતું બીજું અનુમાન આગળ ઉપર બતાવવાનું છે.

મુશ્કેલીનું સમાધાન થતું નથી. કેમકે શૈલીની બ્હાર જવું જ કઠણ છે—અશક્ય છે. શેક્સ્પીઅર જેવા પરિવર્તનશક્તિવાળો સમર્થ કવિ પણ પોતાની સર્વ રચનામાં પોતાની શૈલીથી સ્વતન્ત્ર રહેલો જણાતો નથી. તેમ, ખરું જોતાં, પરિવર્તનશક્તિ ભાષાશૈલીમાં પ્રવર્તતી નથી, પણ અભ્યાસાદિક વિષય, જ્ઞાન વગેરેમાં જ હેને ખરો અવકાશ છે, એ વાત ખાસ યાદ રાખવાની છે.

પરંતુ રા. કેશવલાલને જે ભાષા (આ નાટકોમાંની શિષ્ટ ભાષા) કૃત્રિમ લાગેછે તે જ ભાષા વિશે એ નાટકોના પ્રકાશકોને હાલની ભાષા સાથે સામ્ય જણાયછે. અને તેટલે દરજ્જે એ પ્રકાશકોની પરીક્ષા—સામ્યની પરીક્ષા—મ્હારે નમ્ર મતે વાજબી જણાયછે. પણ એ સામ્ય ઉપરથી અનુમાન કાઢવામાં મ્હારી અને એઓની દૃષ્ટિ એક છેડાથી બીજા છેડા જેટલી જુદી છે. આ રીતે ઉપરના બીજા પ્રશ્ન ઉપર અવાયછે—

(૨) આ નાટકોની ભાષા જ આધુનિક છે. એ ઉપરથી હું આ નાટક પ્રેમાનન્દની કૃતિ હોવા બાબત સંશય રાખુંછું. આ પ્રકારનું સમાધાન કરવાનો પ્રયત્ન એ પ્રકાશકો—હમણાં જ સૂચવ્યું તેમ—એ રીતે કરેછે કે પ્રેમાનન્દના સમયમાં પણ ભાષા હાલના જેવી જ હતી.

એ વિદ્વાનો કહેછે:—

"સર્વદેશી વિદ્યાવર્ય પ્રેમાનન્દની ભાષા ઉત્તમ ગણી સકાય. કૃષ્ણ જેવા સુપાત્રને મુખે જે ભાષા પ્રેમાનન્દે બોલાવીછે, તે ઊંચી જાતની ગુજરાતી છે. પ્રેમાનન્દના વખતમાં ઊંચા વર્ણની ધરગથુ અને હલકા વર્ણની બોલી કે'વી હશે તે આ નાટક બતાવી આપેછે. એથી એમ પણ જણાયછે કે તે વખતની ભાષા હાલ ચાલતી ગુજરાતીને મળતીછે."

('રોપદર્શિકા સત્યભામાખ્યાન,' ગ્રન્થવિવેચન, પૃ. ૨૦.)

પરંતુ ૨૦૦ વર્ષના અન્તરમાં ભાષામાં કાંઈ પણ ફરક ના પડે એ કેટલું અસંભવિત છે! ગુજરાતી ભાષામાં પાછલાં ૨૦૦ વર્ષમાં રૂપાન્તરો થયેલાં અન્ય માર્ગથી જણાઈ આવે એમ લાગેછે. તો તે વસ્તુસ્થિતિને ભૂલી જઈને ઉપરનું ખોટું અનુમાન કાઢવું એ કેવળ પ્રેમાનન્દનું કર્તૃત્વ પ્રથમથી માની લેવાને લીધે જ થાયછે એમ લાગેછે. અને તેથી જ કરીને એ ૨૦૦ વર્ષમાં ફેરફાર થવાનો સંભવ મનમાં ખટકીને, હેનું આંખ્યમીંચામણું સમાધાન આ પ્રકાશકો કરવા જાયછે તે નીચેનાં વચનોમાં જણાઈ આવેછે:—

"વાતચીતમાં વપરાતી ભાષા ખાસ કરીને નાટક જેવા ગ્રન્થ વડે માલમ પડી જાયછે. બસેં વર્ષની અંદર ગુજરાતી ભાષા કાંઈ ફેર પામી નથી એ આશ્ચર્ય જેવું છે. હેની પ્હેલાંના ૨૦૦ વર્ષની ભાષામાં જે મ્હોટો અંતર બતાવવામાં આવેછે તે આથી શક પડતો લાગેછે."

(રોપદર્શિકા સત્યભામાખ્યાન, ગ્રન્થવિવેચન, પૃ. ૨૧.)

આમ આશ્ચર્ય લાગેછે, છતાં ૨૦૦ વર્ષમાં પણ ફરક પડ્યો નથી એમ જ પકડી લઈને

સંતોષ નથી માન્યો, પરંતુ એ ફરક ન પડવાની કલ્પિત સ્થિતિને પૂર્વેનાં ૨૦૦ વર્ષની સ્થિતિ સાથે વિરોધ આવેછે—પ્રેમાનન્દ પ્હેલાં ૨૦૦ વર્ષ ઉપરની ભાષા કેવળ જુદી હતી એ વસ્તુસ્થિત વાત છે—તેથી તે માટે પણ એક વળી નવું સમાધાન ઊપજાવી કાઢ્યુંછે !

"જૈન લોકોની લેખનપદ્ધતિ કે મારવાડી કિંવા જૂની ગુજરાતી કિંવા પ્રાકૃતની છાયા વડે તે વખતમાં લખાયલાં પુસ્તકોની ભાષા ઘણી ફરકવાળી થઈ હશે."

(ઉપરનું જ ગ્રન્થવિવેચન, પૃ. તે જ.)

અર્થાત્ લહિયાઓએ 'મારવાડી ભાષા' ના સંસ્કાર બેસાડેલા ! અને જૈન લોકોની **લેખનપદ્ધતિયે** ફરક પેદા કરેલો ! ભાષાના વિકાસક્રમનું ઐતિહાસિક સ્વરૂપ ભૂલી જઈને જ આ અદ્‌ભુત વચનો ઉત્પન્ન થયાં લાગેછે. અને તેથી જ એ પ્રકાશકો નીચે પ્રમાણે ઊંધો નિર્ણય કરેછેઃ—

"પરંતુ તે વખતે (અર્થાત્, પ્રેમાનન્દની ૨૦૦ વર્ષ પ્હેલાં પણ) લોકોમાં બોલાતી લખાતી ભાષા ત્હેવી નહિં હશે એમ અનુમાન થાય."

(ઉપરનું જ ગ્રન્થવિવેચન તથા પૃષ્ઠ તેજ.)

આ વિપરીત અનુમાનપરંપરાનું બીજ પ્રેમાનન્દની કૃતિ આ નાટકો છે એ આપ્ત સ્વીકારના પાયા ઉપર જ બધી રચના કરવામાં સ્પષ્ટ રીતે જણાયછે. અન્ધશ્રદ્ધા આથી વધારે આગળ જઈ સકે ખરી?

## (क)-१-(अ)

પ્રેમાનન્દની ભાષા હાલના જેવી જ છે એ પ્રશ્નના ઉપરથી: એક બીજા પ્રશ્ન ઉપર અવાયછે. પ્રેમાનન્દની ગુર્જર ભાષા તરફની તથા દેશ તરફની ભક્તિ વિશે બહુ સ્તુતિ થાયછે, અને ત્હેના પુરાવામાં આ નાટકોનાં ભરતવાક્યો વારંવાર ઉપસ્થિત કરાયછે. વસ્તુસ્થિતિ શી હશે તે પ્રભુ જાણે; પણ એક શઙ્કા ઉત્પન્ન થાયછે કે પ્રેમાનન્દ તો વડોદરાનો જ વતની હતો, તે ગુજરાત તરફ ભક્તિ દર્શાવે તે સંભવે, પણ—

"જેવો આ ગુજરાત દેશ સહુમાં શ્રેષ્ઠત્વ પામી રહ્યો,
તે મધ્યે અતિ શ્રેષ્ઠ ચારુતર છે, બહો ન જાએ કહ્યો "§

એમ કહીને ચરોતર (ચારુતર) નો મહિમા વિશેષ રૂપે ત્હેણે શા માટે ગાયો હશે? વડોદરું

§ 'તપત્યાખ્યાન' નો છેવટનો શ્લોક. (સહેજ કહીશું કે આ શ્લોકની ભાષા તો બહુ જ આધુનિક છે એ છાપ મન ઉપર પડયા વિના નથી રૂહેતી. 'જાએ' એ પ્રયોગ પણ આ સમયનો છે એમ લાગેછે.)

તો ચરોતરની બ્હાર જ ગણાયછે, લૌકિક રીતે તેમ જ સરકારી રીતે. કૅમ્પબેલના ગેઝિટી-અરમાં ચરોતરને મહી અને વાત્રક નદીની વચલો પ્રદેશ કરીને બતાવ્યુંછે; અને ત્હેમાં બોરસદ, આણંદ, નડિયાદ, મહેમદાવાદ, માતર, અને પેટલાદ, એટલા તાલુકાનો સમાવેશ કર્યોછે.+

પ્રેમાનન્દ ચરોતરી હશે—જો આ નાટકો હેમનાં હશે તો; અથવા તો આ નાટક લખનારો ગૂઢ પુરુષ ચરોતરી હશે. 'તપત્યાખ્યાન'માં 'ધરાઇશ'ને ઠેકાણે 'ધરઇશ,' (પૃ. ૧૮૬,) અને 'જાઉછું'ને બદલે 'જઉછું' (પૃ. ૧૮૭,) તેમ જ 'રોપદર્શિકા સત્યભામાખ્યાન'માં (પૃ. ૨૧૮) 'રાઈ'ને બદલે 'રઈ,'—એ રૂપો ચરોતરી બોલીનાં છે તે વાતની સચકતા આ સંબન્ધે યથાસંભવ જોવાની છે.

તે જ પ્રમાણે 'તપત્યાખ્યાન' પૃ. ૧૯ મામાં 'ચતું' તે બદલે 'છતું' છે તે શબ્દ પણ ચરોતરી પ્રયોગ જણાયછે; પછી સામાન્ય રીતે ગામડિયા લોકો અથવા કોળી લોકો જેવા વર્ગનો શબ્દ એ હોય તો જુદી વાત.

## (क)—૨.

આ નાટકોની કૃત્રિમ પ્રાકૃતના આભ્યન્તર પ્રમાણથી શું સૂચન થાયછે? તે જોઇયે. વધારે વિસ્તારની જરૂર નથી. આહીરી અને રાક્ષસી બોલીઓ કોઇ પણ પ્રાકૃત ભાષામાં હયાત હોય એવી નથી—પણ કેવળ કપોલકલ્પિત ઘડી કાઢેલીછે એ રા. કેશવલાલે આપણને બતાવ્યું જ છે. પરંતુ હાવી પણ પ્રાકૃત ઘડી કાઢવામાં પ્રાકૃત ભાષાઓમાં પ્રવર્તતા નિયમો વગેરેના જ્ઞાનની અપેક્ષા છે એ આ કૃત્રિમ પ્રાકૃતોનાં સ્વરૂપ ઉપરથી જણાઈ આવેછે. સંસ્કૃત નાટકોમાં આવેલી પ્રાકૃતોના કેવળ અવલોકનથી આમ ઘડવાની શક્તિ પ્રાપ્ત ના થાય. તો આ પ્રકારનું પ્રાકૃતનું જ્ઞાન પ્રેમાનન્દમાં હોવાનો સંભવ છે કે કેમ? આપણે હાલના સમયમાં જોઇયે છિયે કે પાછલાં ૫૦–૬૦ વર્ષમાં તો આપણા શાસ્ત્રી પુરાણી વર્ગમા તેમ ઇતર વિદ્વાનોમાં પણ પ્રાકૃતનું પરિશીલન—સ્વ. વ્રજલાલ શાસ્ત્રી જેવા અપવાદ શિવાય બીજાઓનામાં તો—કોઇનું પણ ભાગ્યે નજરે આવશે. તે એટલે સુધી કે સંસ્કૃત નાટકોમાં આવેલાં પ્રાકૃત વચનોનો કેવળ અનાદર કરીને સંસ્કૃત છાયા વડે જ શાસ્ત્રી લોકો કાર્યનિર્વાહ કરી લેતા હતા અને લેછે. આ અનુભવસિદ્ધ વાત છે. શાસ્ત્રીવર્ગની આ પ્રાકૃત તરફની ઉપેક્ષા સંપ્રદાયલબ્ધ હોવાનો સંભવ છે; અને આપણા સંપ્રદાયો દૂરગામી ઘણે ભાગે હોયછે, તે વર્ષોનાં વર્ષોથી ચાલ્યા આવેછે; આ વાતો ધ્યાનમાં લેતાં એમ સંભવ વિશેષ લાગેછે કે પ્રેમાનન્દના સમયમાં પણ પ્રાકૃતો તરફ હેવો જ અનાદર હોવો જોઇયે. તો પ્રેમાનન્દને પ્રાકૃતનું હેવું આભાસજ્ઞાન શી રીતે થયું હશે કે જેથી હેનું અનુકરણ કરનારી કૃત્રિમ પ્રાકૃત ઘડી કાઢવાનું સવિશેષ સામર્થ્ય પ્રાપ્ત કર્યું હોય? મ્હને તો આ વાત સબળ સંશય ઉત્પન્ન કરનારી લાગેછે.

---

+ Campbell's Gazetteer, Vol IX Part I, P. 155 (foot-note).

## ( क )—૩.

પ્રેમાનન્દે આ નાટકોમાં સંસ્કૃત છન્દઃશાસ્ત્ર વગેરેમાં સ્વીકારાયલાં શુદ્ધ વૃત્તો તથા છન્દો વાપર્યાંછે તેથી વળી આ નાટકોના કર્તૃત્વ વિશે સંશયમાં યથાબળ ઉમેરો થાયછે. 'નળાખ્યાન,' 'ઓખાહરણ' ઇત્યાદિ સર્વ આખ્યાનોમાં દેશીઓ વગેરે છે, અને આ નાટકોમાં શુદ્ધ વૃત્તો ક્ય્હાંથી ? આ નાટક સંસ્કૃત નાટકોના નમૂના ઉપર રચેલાંછે એમ સમાધાન બતાવાય. પરંતુ રચ્યાંછે કો'ણે ?—એ જ તપાસનો વિષય છે, એટલે એ સમાધાનમાં પૂર્ણ બળ નથી આવતું. આ પ્રકારનાં વૃત્તો રચનારો ઇતર પ્રમાણથી જાણ્યો હોય તો એ સમાધાન કાંઈક કામ આવે. એટલું જ નહિં, પણ પોતાનાં આખ્યાનોમાં જ્યહાં જ્યહાં છન્દ જેવું વિરલ પ્રસંગે આણ્યુંછે ત્યહાં છન્દરચના શિથિલ હોઈ શુદ્ધતાનો દાવો પણ નથી કર્યો,—અને અમુક છન્દની ચાલ એમ જ મૂક્યુંછે. આ મથાળાં અમુક 'છન્દની ચાલ'—એમ કો'ણે મૂક્યાં હશે ? પ્રેમાનન્દે પોતે ? કે કવિ દલપતરામે પ્રસિદ્ધ કરતાં મૂકેલાં ? જૂનામાં જૂના હસ્તલેખ એ કાવ્યોના જોયાથી આ વિશે કહી સકાય. પરંતુ બીજી દેશીઓનાં નામ વગેરે તો પ્રેમાનન્દે જ મૂકેલાં સંભવેછે, તેથી આ 'છન્દની ચાલ' પણ હેણે મૂકવાનો સંભવ છે. તો આ નાટકોમાં હાવાં સુશ્લિષ્ટ નિર્દોષ વૃત્તો ક્ય્હાંથી ? 'નળાખ્યાન'માં શુદ્ધ વૃત્ત માત્ર એક અપવાદ રૂપે છે. **आतपे धृतिमता सहबध्वा** ઇત્યાદિ શ્લોક બાહુક રોજ સતા પ્હેલાં બોલતો હતો એમ કહ્યુંછે ત્યહાં એ શ્લોકનું ભાષાન્તર

"જે ચકવાક દિવસે વહૂ સાથ ગાળે,
તે સંગ રંગ રમતાં રવિતાપ સાંખે;
ગતે વિયોગ થકી ચન્દ્રપ્રકાશ ખૂચે,
જો હોય દુઃખ દિલમાં કશું એ ન રૂચે."

એમ શુદ્ધ વસન્તતિલકામાં છે. એ શું ? આ અપવાદરૂપ સ્થિતિથી જ મ્હારા મનમાં શક ઉત્પન્ન થયો હતો; તે સાથે આ શ્લોકમાંની ભાષામાં પણ પ્રેમાનન્દથી ભિન્ન આધુનિક કવિની ભાષાનો રણકાર જણાયો; અને છેલ્લા ચરણમાં 'દિલ' શબ્દ ફારસી હતો (.જો કે પ્રેમાનન્દમાં કવચિત્ ફારસી શબ્દો જણાયછે, પણ તે બહુ વિરલ અને આ હેનો ના હોય એમ લાગ્યું.) અને એ શબ્દમા કવિ દલપતરામે પોતાનુ નામ ગૂઢ રીતે સૂચવ્યું હોય એમ સંભવ લાગ્યો, તેથી ઈ. સ. ૧૮૮૭ કે તે શુમારમાં કવિ દલપતરામને મ્હેં શોલાપુરથી કાગળ લખી આ વિશે પ્રશ્ન પૂછ્યો હતો, હેના ઉત્તરમાં એઓએ લખ્યું હતું કે હસ્તલેખમાં એ શ્લોકનું ભાષાન્તર મૂકેલું ન્હોતું તેથી મ્હારા મનમાં થયું કે ભાષાન્તર પણ મૂક્યું હોય તો ઠીક, એમ કરીને એ વસન્તતિલકા મ્હેં રચીને મૂકયોછે.

તો પ્રશ્ન એ કાયમ રહેછે કે નિર્દોષ સુશ્લિષ્ટ વૃત્તો આ નાટકોમાં પ્રેમાનન્દનાં સંભવે ખરાં?

આ શઙ્કાનું સમાધાન કાંઈક જોરથી બતાવાય એમ લાગેછે. 'ઋષ્યશૃઙ્ગાખ્યાન', 'અષ્ટાવક્રાખ્યાન' અને 'દ્રૌપદીહરણ'માં શુદ્ધ છન્દ વૃત્તોનો આદર પુષ્કળ પ્રમાણમાં થયેલોછે. ઉપરની શઙ્કાને દૂર કરવાને એ બસ છે—એમ કહેવામાં આવેછે. તો જરાક એ તપાસિયે;—

(૧) ઋષ્યશૃઙ્ગાખ્યાન—હેમાં ફક્ત ચાર કડવાં જ છન્દમાં રચેલાં નજરે પડેછે. કડવું ૪ થું "રાગ મારૂની ચોપાઈ",—પણ તે તો 'ઓખાહરણ' ના નામથી સુપ્રસિદ્ધ થયેલી ત્રણ તાલી ચોપાઈ છે, અને તેથી વિશેષ કાંઈ લાભ થાય એમ નથી.

કડવું ૧૧ મું—ત્રિભંગી છંદ લાગેછે; જો કે હેને કહ્યોછે "રાગ ત્રિતાળો," અને 'ત્રિભંગી' નામ તો કાઉંસમાં છે. તે પ્રકાશકોએ મૂક્યું હશે એમ સંભવેછે. તેમ વળી આ ત્રિભંગી છન્દનો મૂળ આદર્શ બ્રહ્મતાલનાં કેટલાંક ગીતમાં છે, તે ઉપરથી માત્ર રચના—છન્દનું નામ અથવા સ્વરૂપ ના જોઈને પણ—થવી અસંભવિત નથી.

કડવું ૧૨ મું—હેમાં 'રાગ દોહરા' લખ્યુંછે; અને દોહરા જેવા તે કાળમાં પણ પરિચિત અને સરળ છન્દમાં પદ્યરચના શિથિલ બન્ધવાળી હામહામે છે. (લહિયાના દોષથી સમાધાન કરાય તેમ પણ નથી, હેવી શિથિલતા છે.) વિસ્તારભયે એક જ ઉદાહરણ મૂકુંછું:—

"વિભાંડકવન વામા આવી ચતુરા ચપળાકાર,
કોણ રોકે ઉમાલક્ષ્મી તેમ થયું અવિચાર."

અહિં પ્હેલું અને ત્રીજું ચરણ દોહરા છન્દના માપમાં બેસવાની આશા જ વ્યર્થ છે, હાવાં ઉદાહરણ અનેક છે.

ચોથો છંદ—ભુજંગી–કડવા ૧૮ મામાં છે. હેમાં પણ છન્દોભંગ ડગલે ડગલે નજરે પડેછે.

આ છન્દો પ્રેમાનન્દનાં બીજાં દેશીબદ્ધ કાવ્યોની બ્હારના નથી, તેમ જ વિશિષ્ટ સંસ્કૃત જાતના પણ નથી. પ્રકાશકો 'ઋષ્યશૃઙ્ગાખ્યાન'ની પ્રસ્તાવનામાં આ ગ્રન્થમાં "ત્રિભંગી, ભુજંગી, દોહરા, ચોપાઈ,–વગેરે" શુદ્ધ છન્દો બતાવી ચમત્કારની વૃત્તિ વાચકના મનમાં પ્હરાણે પ્રેરવાનું કરેછે. પરંતુ છન્દો શુદ્ધ નથી, અપરિચિત નથી, અને આટલા જ છે તો "વગેરે" શબ્દમાં શેનો સમાવેશ કરવાને ઇચ્છતા હશે તે અગમ્ય છે.

(૨) અષ્ટાવક્રાખ્યાન
(૩) દ્રૌપદીહરણ
—આ બેનાં દ્દષ્ટાન્ત વધારે સબળ ભાસેછે.હેમાં

શુદ્ધ વૃત્તો, સંસ્કૃત જાતનાં, અને એ આખ્યાનોમાં વ્યાપકરૂપે નજરે પડેછે. તોપણ એ બે કાવ્યો વિશે કેટલીક શઙ્કાઓ ઉત્પન્ન થાયછે.

'અષ્ટાવક્રાખ્યાન'માં સંસ્કૃત વૃત્તો માટે 'શ્લોક' એટલું જ લખ્યુંછે, તે તો જાણે સમઝી સકાય એમ છે; પરંતુ કડવાંના છન્દોનાં નામ નથી આપ્યાં તો નથી આપ્યાં, પણ ત્હેને દેશીઓ કલ્પી અમુક રાગોનાં નામ જ મથાળે આપ્યાંછે; તે એટલે સુધી કે ઇતર આખ્યાનોમાં પરિચિત 'ઢાળ' તે પણ કોઇક વાર તે ઢાળ જેવા તાલવાળો નથી પણ 'ચોપાયા' છન્દના બાંધાનો છે. (કડવું ૯ મું, પૃ. ૧૩૭ જુવો). બીજાં આખ્યાનોમાંના

'ઢાળ'માં હરિગીતમાં અન્તર્ગત ઝંપા તાલ હોયછે, અને હામાં—ચોપાયામાં—માત્ર એકતાલનો જ પ્રવેશ છેઃ—

(૧) "આવ્યો ધન કાજે મુનિ આજે તેને તેં શું માર્યો"

(અષ્ટાવક્રાખ્યાન પૃ. ૧૩૭)

(૨) "વેલ જાણે હેમતી ને અવેલ ફૂલે ફૂલી" ('નળાખ્યાન')

આ બે સરખાવો; (૧) માં એકતાલ છે; (૨) માં ઝંપા તાલ છે. પ્રેમાનન્દનો અતિ પ્રિય 'ઢાળ' આટલું રૂપાન્તર પામે?

વારું; છન્દોનાં નામ ના આપવાનું કાંઇ કારણ સમઝાતું નથી. પરંતુ તે ઉપર વિશેષ ભાર મૂકવાની જરૂર નથી; જો કે તે બાબત કારણની કલ્પના આગળ ઉપર હું સંભવરૂપે સૂચવીશ.

'અષ્ટાવક્રાખ્યાન'ને પણ જરા સંશયમાં મૂકનારાં બીજાં એક બે આભ્યન્તર પ્રમાણ છે. છન્દના માપમાં વધારે પરંતા પણ વાક્યાર્થ માટે ખૂટતા શબ્દો ઠેકઠેકાણે કાઉંસમાં મૂકેલા નજરે પડેછે. આ વિશે નાટકોને સંબન્ધે બોલતાં ચર્ચા થશે. તેમ જ પૃ. ૧૮૯ મે 'નિડર', શબ્દ છે હેની આધુનિકતા વિશે પણ નાટકને પ્રસંગે કહેવાશે; અને પૃ. ૧૮૪ શ્લો. ૨૭ મામાં 'ઊભી (=ઊભા રહીને) એ સોરઠનો પ્રયોગ પણ યોગ્ય સ્થળે ચર્ચાશે.

'દ્રૌપદીહરણ'માં—પણ છન્દ તથા વૃત્તોનાં નામ નથી આપ્યાં; તે ઉપરાંત શુદ્ધ સંસ્કૃત વૃત્તોને પણ નામ નહિં પણ રાગ આપ્યાછે. ઉદા૦—કડવું ૧૭મું પ્રથમ શ્લોક મૂકીને પછી બધાં સ્રગ્ધરા વૃત્ત છે હેને 'રાગ પંચમ કાનડો' એમ મથાળું આપ્યુંછે. (આ વૃત્તમાં અનેક સ્થળે યતિભંગ બહુ જ છે—તે વાત જુદી જ છે.) ઇતર આખ્યાનોમાં દેશીઓ છે હેમાં પણ કાલમાનને લીધે છન્દનું સ્વરૂપ પ્રવિષ્ટ થાયછે તે જુદી જ વાત છે.§

§ આ બાબતમાં પ્રકાશકોની કલ્પનાં કાંઈ અદ્ભુત જ છેઃ—

"આ રાગ ક્યહારથી ને શી રીતે ઉત્પન્ન થયા હશે, અને હેમાં કાંઈ પણ માપ કે ઢંગધડો હશે કે નહિં એ તજવીજ કરવા સરખું છે."

('દ્રૌપદીહરણ,' કવિચરિત્ર, પૃ. ૨૧.) અહિં 'રાગ' શબ્દ કડવાંના છન્દઃસ્વરૂપ બંધારણને માટે ખોટી રીતે વાપર્યોછે.

"ઘણાં ખરાં નામ ઉપરથી હેમની ઉત્પત્તિ ગાયનમાંથી થઈ હશે એમ લાગેછે. રાગનું નામ આપી હેની પાછળ દેશી કે ચાલ ઉમેરવાથી અસલ ગાયનના રાગની ધાટીમાં ફેરફાર કર્યો હશે એમ જણાયછે."

(ઉપરનું જ કવિચરિત્ર, તથા પૃષ્ઠ તે જ.)

'રાગની દેશી કે ચાલ'—એમ તો પ્રસંગ જ ના આવે; અને રાગની ધાટીમાં ફેર શી રીતે સંભવે? ગીતના બાંધાની વાત જુદીછે.

'દ્રૌપદીહરણુ'માં કડવાંમાં દેશીઓના રાગ બતાવ્યાછે, પણુ અંદર બંધારણુમાં છન્દો છે તે વિશે પ્રકાશકો કહેછે—

'દ્રૌપદીહરણુમાં કવિયે દરેક ઠેકાણે અમુક રાગ કે દેશીનુ નામ પણુ આપ્યુછે; પરંતુ તે પિંગળમાંનો અમુક છંદ છે. અને તે તાલ માપમાં શુદ્ધ છે, તે ઉપરથી અનુમાન થઈ સકેછે કે કવિયે દેશીઓ અમુક તાલ માપથી જ કરેલી હોવી જોઇયે."

('દ્રૌપદીહરણ,' કવિચરિત્ર, પૃ. ૨૨.)

એટલે? ત્હારે હેમા છન્દ વૃત્ત છે તે ઇચ્છાપૂર્વક છન્દ વૃત્ત ઓળખીને રચેલા નહિં? અકસ્માત્ યોગ આવી ગયેલો? ર. કેશવલાલ તો જુદો જ હક કરેછે કે એ કવિયે સંસ્કૃત પિંગળના તેમ જ પ્રાકૃત પિંગળના વૃત્ત છન્દો જાણીને જ રચેલાછે.

---

"દરેક રાગમા તાલ હોયછે, અને તે બહુ કરીને નિયમિત રીતે પડેછે." (અનિયમિત પડનારો તાલ કેવો હોય? શબ્દ વિરોધ જ આવે!). "તાલ જો નિયમિત હોય તો કવિતામાં માપ હોવુ જ જોઇયે, કેમકે તાલની ગણુત્રી માત્રા વડે થાયછે. * * * * * * પિંગળના છંદ અને ગાયનના રાગ એ તાલ માત્રાને સંબન્ધે એક જ છે, એમ કહી સકાય. એટલે પિંગળના અમુક છંદ ગાયનના અમુક રાગમા ગવાઈ સકાયછે અથવા ગાયનનો અમુક રાગ એ પિંગળનો અમુક છંદ થઈ રહેછે. પિંગળના ને ગાયનના પ્રસ્તારાદિકથી આ વાત સાબીત કરી સકાયછે."

(ઉપરનું જ કવિચરિત્ર પૃ૪ તે જ.)

• સંગીતશાસ્ત્ર અને છન્દ શાસ્ત્ર સબન્ધે હામા જે પાંડિત્ય દેખાયછે તે કેટલુ લૂલુછે તે 'રાગ' અને 'છન્દ' વચ્ચેનો મૂલગત ભેદ જાણુનારને સ્પષ્ટ જ છે. અને આ વચનોથી તે લોકોને હસવુ આવે તો સ્વાભાવિક છે અમુક છંદ અમુક જ રાગમા ગવાય એમ નથી, કોઇ પણુ રાગમા ગવાય, તેમ જ અમુક રાગ તે અમુક છંદ બને એ ચમત્કાર હજી સૂધી તો સૃષ્ટિમા બન્યો નથી. રાગનુ ઉપાદાન સ્વર છે, અને છન્દનું ઉપાદાન કાલમાન, માત્રા, છે, એ ભેદથી રાગ અને છન્દ અન્યોન્યનિરપેક્ષ બનેછે. માત્રાપ્રસ્તારને સ્વરસંગીત જોડે સબન્ધ નથી. સંગીતના તાન તે રાગનું ઉપાદાનકારણુ નથી, રાગમા બ્હાર થી ઉમેરાતો જુદો જ અંશ તાન છે. આ બાબત મ્હે કવિતા અને સંગીત ('સુદર્શન' પુ ૧૪ અંક ૪–૫ વગેરેમા) વગેરે સ્થળે અને છેવટે 'કવિતાપ્રવેશ'ના અવલોકનમા ('વસન્ત' આષાઢ સંવત્ ૧૯૬૫ પૃ. ૧૮૦–૧૮૪ મા) સવિસ્તર ચર્ચા કરીછે.

સંગીતનુ ખરું સ્વરૂપ ના જાણુવાથી ઉપર બતાવેલો હાસ્યજનક ભ્રમ થાયછે. સંગીતનુ શિક્ષણુ આપણા દેશમા હાલના સમયમા દરેક ગૃહમા ને શાળામા આવશ્યકછે તે સમઝાયુ નથી, એ શિક્ષણુ વિના કોઇ પણુ સજ્જન કે સન્નારીની કેળવણી પૂર્ણુ ન ગણાય, એમ સ્થિતિ નથી,—હેનું આ પરિણામ છે.

પરંતુ મ્હોટી શઙ્કા એક એ છે કે આ પ્રકારના છન્દોને લીધે જ નહિં પણ બીજાં અન્તર્ગત પ્રમાણોથી આ ‘દ્રૌપદીહરણ’ વગેરે ‘કાવ્યો’ને વિશે જ સંશય ઉત્પન્ન થતો નથી ? એક તો જે બાઈ વિશે પાછળ વાત કરીછે હેની કનેથી જ આ ‘દ્રૌપદીહરણ’નો હસ્તલેખ મળેલો જણાવછે. એ બાઈની ગૂઢ પદ્ધતિ વિશે, તેમ જ વલ્લભનો સમકાલીન હેનો બાપ હોવો અસંભવિત છે તે વિશે, પાછળ કહ્યુંછે તેથી પુનરુક્તિ કરવાની જરૂર નથી પણ આ કાવ્યનું અન્તસ્વરૂપ જ એટલું તો અપ્રેમાનન્દીય લાગે છે કે હેનો સ્વીકાર કરતાં સંકોચ ઉત્પન્ન થાયછે આઠ જ દિવસમાં આવડું મ્હોટું કાવ્ય લખ્યું તે ચમત્કાર તરીકે પ્રકાશકો તથા રા૰ કેશવલાલ બતાવેછે. અને ખરે એ ચમત્કાર હેવો છે કે એ કાવ્ય સમ્બન્ધી હકીકત જ ગળે ઊતરવી કઠણ પડેછે એટલો જથો તો જાણે વખતે અદ્ભુત ઉદ્યોગવાળો કવિ લખી સકે પરંતુ હેમાં જે કૂટકાવ્યો વગેરેનો જથો છે તે જોતાં તો એ શક્યતાને ચમત્કારના વર્ગમાં જ મૂકવી પડેછે. તેમ એ કૂટકાવ્યો પ્રેમાનન્દ જેવો કવિ કરે એ પણ અત્યન્ત અસંભવિત લાગેછે. અન્તર્લાપિકાઓ ચિત્રબન્ધો, એકાક્ષરી શબ્દોનો શ્લોક વગેરે એટલો તો કૃત્રિમ કૂટકવિતાનો ભાર આ કાવ્યમાં છે કે હેમાં પ્રેમાનન્દની મૂર્તિ આપણે જોઈ નથી સકતા પંડિતોને માટે હેમની રીતનું કાવ્ય જાણીને લખ્યું—એ સમાધાન સ્વીકારાય એમ નથી લાગતું પ્રેમાનન્દના વ્યક્તિત્વના અભાવ વિશે જે પાછળ નાટકોને સમ્બન્ધે કહ્યુંછે તે આ કાવ્યને પણ સર્વથા લાગૂ પડેછે કવિ દલપતરામે તથા નર્મદ કવિયે ચિત્રબન્ધો વગેરે કૂટકાવ્યો સંપ્રદાયને અનુસરીને કર્યાછે, પણ હેમાં હેમની ભાષા પરખાઈ આવે એમ બહુધા છે. ‘તપત્યાખ્યાન’ના ચિત્રબન્ધોમાં ‘દ્રૌપદીહરણ’માંના જેવી ક્લિષ્ટતા નથી એ ખરું, પણ હેમાં એ શૈલીભેદ તો છે જ, અને મુદ્દો તે જ છે વિસ્તાર માટે પ્રસંગ કે અવકાશ નથી પણ પેલો એકાક્ષરી શ્લોક અહિં બતાવવા જેવો છે —

“હિ આ ચ ઓ ઠ ઙ ટ રે, થ વૈ ન ઊ પ હૈ વ રે,
અ ગો ઠ હી ગ જ્યા ણુ રે, વ મા વિ વૈ ઢ ની ઉ રે ”

(દ્રૌપદીહરણ કડવું ૧૭ મું, પૃ ૧૦૩)

પ્રકાશકોને આ કાવ્યની ટીકા લખતે જ્યહાં જ્યહાં મુશ્કેલીયો નડી ત્યહાં પેલી બાઇયે “મનપતીજ ખુલાસા કરી આપ્યા હતા ” એટલી એ પ્રેમાનન્દનાં કાવ્યોની સમઝનારી હતી પરંતુ આ એકાક્ષરી શ્લોક આગળ તો બાઈનું પણ કાંઇ ચાલ્યું જણાતું નથી પણ ટીકાકારોના સદ્ભાગ્યે એ બાઈ કને શ્લોકનો અર્થ એક જુદા કાગળ ઉપર લખેલો હતો. ટીકાકાર લખેછે કે સૌભરીકૃત એકાક્ષરી કોશ પ્રમાણે એ શબ્દોના અર્થ મળતાં આવેછે એ કોશની મદદ હેમને હતી તો પછી આ કાગળિયાની બહુ જરૂર ન્હોતી તોપણ એ શ્લોકનો અર્થ બતાવ્યોછે તે જોતાં એકલા કોશથી કામ થાય એમ નથી લાગતું એ ટીકામાં અર્થ બતાવ્યોછે હેમાં શબ્દોનો વાક્યની અંદર પરસ્પર સમ્બન્ધ આણવાને બ્હારથી એટલા તો શબ્દો, ક્રિયાપદો, વિભક્તિના પ્રત્યયો, વગેરે આણવા પડ્યાછે, તે શબ્દોનો ક્રમ પણ હેવો વાંકોચૂકો કરવો પડ્યોછે,—કે આ અર્થ શી રીતે કદી પણ નીકળી સકે તે અતર્ક્ય વાત લાગેછે. પરંતુ તાત્પર્ય એ છે કે હાવો શ્લોક લખનારો પ્રેમાનન્દ અને ‘નળાખ્યાન’

ઇત્યાદિ લખનારો પ્રેમાનન્દ એ બે એક હોય એમ કોઇ પણ માની સકશે નહિં. નાનારૂપતા, પંડિતશૈલી,—વગેરે ખુલાસા વ્યર્થ જ ગણાશે.

વધારે બોલવાની જરૂર નથી. પરંતુ પ્રકાશકોને એક પ્રશ્ન પૂછવાનો ઉત્પન્ન થાયછે,—અને હેમણે હસ્તલેખ અને છપાયલા ગ્રન્થમા વિરામચિહ્નો, ગોઠવણ વગેરે બાબતમા છૂટથી ભેદ આણ્યોછે તેથી પ્રશ્ન અસ્થાને નથી. તે એ કે અન્તર્લાપિકા, ચિત્રબન્ધ વગેરે આ કાવ્યમા છે ત્હેમા મોટા પાડીને તથા બાલબોધ અક્ષરવડે, જે અન્તર્ગત લાપિત વાક્યો વગેરે બતાવ્યાછે તે હસ્તલેખ ઉપરથી નકલે નકલ છે, કે એ નિશ્ચિત કરવા માટે પેલી બાઈની વિદ્વત્તાની અથવા તો કોઇ છૂટા કાગળિયાની મદદ લેવી પડી હતી?

સંસ્કૃત વૃત્તો વિશે આમ સ્થિતિ છે. એ પ્રેમાનન્દને સંબન્ધે ભૂતકાળના સાહિત્યનું અંગ હતુ, તથાપિ ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ જોતા સંસ્કૃત વૃત્તોનો નવો ઉદય આધુનિક કવિતામા જ—પાછલા પચાસ વર્ષની અંદર—થયોછે, તે દૃષ્ટિયે પ્રેમાનન્દની રચનામા સંસ્કૃત વૃત્તોનુ દર્શન તે એકરૂપે હેના પછીના સમયના સ્વરૂપનો જ પ્રવેશ થયો દેખાડેછે, અને એ પ્રકારનો કાલવિરોધ સંશયને માર્ગ આપેછે પરંતુ આ કરતા વધારે સબળ રીતે ભૂતકાળનુ સાહિત્યસ્વરૂપ છતા ભાવિકાળના સ્વરૂપના પ્રવેશનુ જ દર્શન કરાવનાર મરાઠી છન્દ—અભંગ—માં આપણે કાલવિરોધ દેખિયે છિયે પ્રેમાનન્દે તુકારામના અભંગ છન્દને પણ ગુજરાતીમા ઊતાર્યો એમ કહીને રા. કેશવલાલ ઠાકોર તે ખાતે ગૌરવનુ બીજ જુવેછે. સંસ્કૃત વૃત્તો માટે વામન પંડિતના વૃત્તો ઊતાર્યા એમ એઓ કહેછે, હેની જરૂર ખરૂં જોતા જણાતી નથી,—કેમકે પ્રેમાનન્દનું સંસ્કૃતનુ જ્ઞાન સ્વીકારાયુછે તો એ વૃત્તોનુ જ્ઞાન સંસ્કૃત સાહિત્યમાથી જ હેને સાક્ષાત્ મળ્યુ એમ કહેવાને કશો બાધ નથી * પરંતુ આ અભંગ માટે તો તુકારામની કવિતાનો અને મરાઠી સાહિત્યનો સંપર્ક પ્રેમાનન્દને થયો હોય તો જ 'દ્રૌપદીહરણ'માના અભંગ છન્દનુ સમાધાન થઈ સકે. આ સંપર્ક થયો હોવાનો સંભવ મ્હને તો અલ્પતમ લાગેછે,—અરે, શૂન્યવત્ જ લાગેછે. એ સમયના ઇતિહાસને આધારે અને સાહિત્યના પ્રચારને આવશ્યક કારણ સામગ્રીના અભાવનો વિચાર કરીને, આ અસંભવ હુ સબળ માનુછુ કારણો ટૂંકામા સૂચવીશ.

તુકારામનો જન્મ ઈ. સ. ૧૬૦૮ મા અને મરણ ઈ. સ. ૧૬૪૯ મા થયુ + પ્રેમાનન્દનો જન્મ સં. ૧૭૧૪ મા એટલે ઈ સ ૧૬૫૮ મા, અર્થાત્ તુકારામના મરણ પછી

---

* વામન પંડિત તુકારામનો સમકાલીન હતો એટલે એકના અભંગ અને બીજાનાં વૃત્ત ઊતાર્યા એમ કલ્પનામા ચમત્કાર જણાતો હશે, એટલુ જ લાગેછે તુકારામ અને વામન પંડિતના કાવ્યો પ્રેમાનન્દના જોવામા આવ્યા હતા કે કેમ એ બાબત સાક્ષાત્ લેખી પ્રમાણ હોય તો તો ઉત્તમ વિશ્વસનીય પ્રમાણ જોઇયે.

+ Linguistic Survey of India, Vol. VII, Introduction p 13; તેમ જ, શંકર પાંડુરંગ પંડિતની 'તુકારામના અભંગની ગાથા' માં હેના જીવનચરિતનું પૃ. ૨ જું.

નવ વર્ષે સં ૧૬૮૨ માં પ્રેમાનન્દનો જન્મ વધારે સભવિત ગણાયલોછે ('દ્રૌપદીહરણ' કવિચરિત્ર, પૃ ૨–૩ ), તો તે લેતા ઈ સ ૧૬૩૬ મા લઇયે તો તુકારામના મરણ વખત પ્રેમાનન્દની ઉમર ૧૩ વર્ષની 'દ્રૌપદીહરણ' રચ્યાની સાલ એ કાવ્યને અતે ૧૭૪૫ ની આપીછે, એટલે ઈ. સ ૧૬૮૮ મા અર્થાત્ તુકારામના મરણ પછી ૪૦ વર્ષે એ રચાયુ અભગ એ કાવ્યમા જ જોઇયે છિયે તો એમ થયુ કે તુકારામે અભગ લોકપરિચિત કર્યો ત્હેના પચાસ વર્ષની અંદર ગુજરાત સુધી હેનો પ્રભાવ પ્હોચી ગયો તુકારામની પૂર્વ અભગ મરાઠી કવિતામા હતા ખ઼ા, પરંતુ 'અભગ'ને સપૂર્ણ રૂપમા લાવનાર અને લોકપરિચિત કરનાર તુકારામ જ હતો × અર્થાત્, સંભવ હોય તો એ તુકારામના વખત પછી ગુજરાતમા અભગ પેસે ના કેશવનાન પણ તુકારામના અભગ પ્રેમાનન્દે ઊતાર્યા એમ માનેછે ('પ્રેમાનન્દ'–પૃ ૨૦) હવે ગુજરાતમા મરાઠાઓનો પ્રવેશ પૂરસત્તામા તો ઈ સ ૧૭૨૦ મા શરૂ થયો§ પરતુ વડોદરામા ગાયકવાડની કાયમ સ્થાપના ઈ. સ ૧૭૩૪ મા શરૂ થઈ* તે પ્હેના મરેઠાઓનો પ્રવેશ તગ ગુજરાતમા ઓછો હતો, ને જે હતો તે આવ્યા ના, લૂંટફાટ, જોરતલબ–નો હતો પ્રેમાનન્દના મરણની સાલ (સ ૧૭૯૦=ઈ સ ૧૭૩૪) અને ગાયકવાડીની વડોદરામા કાયમ સ્થાપનાની સાલ તે એક જ થાયછે અર્થાત્, પ્રેમાનન્દના સમયમા તો મરાઠાનો પ્રવેશ વડોદરામા લાબા વખત માટેનો નહી ન્હોતો થયો તો પ્રેમાનન્દને આ અભગને પરિચય મળવાનો પ્રસગ શી રીતે સભવે? 'દ્રૌપદીહરણ' ઈ સ ૧૬૮૯ મા રચાયુ તે વખતે તો વડોદરામા મરાઠાઓનો સ્પર્શ પણ ન્હોતો થયો. ગુજરાતમા પણ, શિવાજીએ સૂરત ઉપર ૧૬૬૪ થી ૧૬૭૫ સુધી જુદી જુદી વાર ચઢાઇઓ કરી હતી તે ઉપરાત મરાઠાનો પ્રવેશ ન્હોતો તો ઈ સ ૧૬૮૮ મા પ્રેમાનન્દને અભગનો નમૂનો મળ્યો ક્યહાથી?

---

× 'દ્રૌપદીહરણ' કડવુ ૮ મુ જે અભંગમા છે તે ચાર ચરણી અભગ અને સુશ્લિષ્ટ બાધાવાળા છે તે ભૂલવુ ના જોઇયે

કર્નલ કીર્તિકર, આઇ એમ એસ મરાઠી ભાષાના પ્રવીણ સાક્ષર છે, ત્હેમને મ્હેં પત્રથી પૂછતા એઓ ડોક્ટર ગ્રીઅર્સનના મતથી જુદા પડેછે, કહેછે કે તુકારામના વખત પ્હેલા અભગ પૂર્ણરૂપમા આવ્યા હતા તુકારામની પૂર્વે નામદેવ વગેરેએ અભગ પુષ્કળ લખ્યાછે એમ એઓ મ્હને લખેછે તે વાતની ના નથી પરતુ માત્ર અભગની સખ્યા એ જ કસોટી નથી કર્નલ કીર્તિકર મ્હને લખેછે —

"He touched however the heart of the populace by the easy flow of his language and forcibleness of reason and religious vigour"

તો આ સાધનોની મારફત જ પોતાના અભગ અને તેથી તે છન્દને લોકપરિચિત વધારે કર્યા એમ કહેવાને બાધ નથી

§ આ શુમારમા શાહુ રાજાને ગુજરાતના અમુક ભાગમા ચોથ તથા સરદેશમુખી વસૂલ કરવાનો હક દિલ્હીના બાદશાહ તરફથી મળ્યો (એદલજી ડોસાભાઈકૃત History of Gujrat, p 163–164).

* એદલજી ડોસાભાઈ કૃત History of Gujrat, p 174

ખાનદેશમાં નંદુરબારમાં પ્રેમાનન્દ કેટલોક વખત વસ્યા હતા.× અને 'દ્રૌપદીહરણ' ત્હાં જ લખ્યું હતું એમ ગણાયછે, તો ત્હાંથી મરાઠી અભંગના સંસ્કાર લીધા હશે એમ કલ્પના કોઇ બતાવે. પરંતુ ખાનદેશમાં મરાઠાઓનો પ્રભાવ ઈ. સ. ૧૭૬૦ થી સ્થાપિત થયો. ( ખાનદેશ ગેઝિટીઅર પૃ. ૨૫૨ જુવો ). અલબત તે પ્હેલાં પણ વસતિ તો મરાઠાઓની હશે.* અને ભાષાનો આધાર તો તળ મુલકમાં વસનારા લોકો ઉપર હોય. તેથી મરાઠી ભાષા જ પ્રવર્તતી હોવી જોઇયે—એમ ઉત્તર મળી સકે. પરંતુ, વાત ખરી એ છે કે જેમ હાલ સુધી છે તેમ તે કાળે પણ ખાનદેશમાં—અને ખાસ નંદુરબાર વગેરે ગુજરાતની નજીકના ભાગમાં મરાઠી ભાષા નહિં પણ ખાનદેશી ભાષા પ્રચરિત છે અને હતી. ખાનદેશીમાં મરાઠી ભાષાના શબ્દો છે ખરા, પરંતુ હેનું શરીરબંધારણ ગુજરાતીને મળતું છે. જે પ્રાકૃતમાંથી ગુજરાતી ઉત્પન્ન થઈ તે ઉપરથી જ ખાનદેશી થઈછે; મરાઠીનો પાયો જુદી પ્રાકૃત ઉપર છે. આ પ્રકારનાં કારણોથી ડૉક્ટર ગ્રીઅર્સને ખાનદેશીને મરાઠીથી જુદી, તેમ

---

× નંદુરબારમાં શા માટે પ્રેમાનન્દ રહેલા તે વિશે ખાતરી લાયક માહિતી નથી, એમ પ્રકાશકો કહેછે. ત્હાંના રાજાનો આશ્રય હેમને હતો એ મરહૂમ નવલરામભાઈની કલ્પના પ્રકાશકો સ્વીકારતા નથી; અને વખતે કથા કરી ખાતા હશે, કે કોઇની પેઢીના ગુમાસ્તા હશે, વગેરે કેવળ તર્ક કરેછે. છતાં એઓ જ કહેછે વલ્લભના લખવાથી જણાયછે કે કવિ કશો ધંધો રોજગાર કરતા નહિં, નંદુરબારના રાજા સાથે કવિને મિત્રાચારી હતી, ને તે રાજા પોતાને ત્હાં હેમને ઘણીવાર બોલાવતા. ( 'દ્રૌપદીહરણ', કવિચરિત્ર, પૃ. ૧૫–૧૬. ); ત્હારે રા. કેશવલાલ કવિને એ રાજાના મિત્ર તથા રાજગુરુ કહેછે;–તે માટે આધાર હશે જ એમ ધારુંછું. ( 'પ્રેમાનન્દ' પૃષ્ઠ ૨૫ ). રા. કેશવલાલ કહેછે એ રાજાની પ્રસન્નતાને અર્થે 'દ્રૌપદીહરણ' રચ્યું હતું. 'દ્રૌપદીહરણ' માં કવિ પોતે કહેછે :—

" ઉદર કાજ વશી દિન આઠમાં
કવન આ કરિયું ધરી પાઠમાં. "

તે રાજાએ એ કાવ્ય માટે ધન આપેલું એમ હાનો અર્થ સમઝવો ? કે પ્રકાશકો ધારેછે તેમ, રાજાનો આશ્રય લીધેલો નહિં પણ કથા કરી ખાઈને પેટ ભરેલું ? ક્યહાં વશીને ?–તે ઉપરની પંક્તિમાં કે હેની આસપાસ નથી કહ્યું. નંદુરબાર એમ માની લેવાતું છે.

નંદુરબારના રાજાનું નામ કોઇયે આપ્યું જણાતું નથી. 'દ્રૌપદીહરણ' રચ્યાની સાલ સં. ૧૭૪૫=ઈ. સ. ૧૬૮૯–માં તો નંદુરબારમાં મુસલમાન રાજ્યનો પ્રભાવ હતો; મરાઠાનો પ્રભાવ ઈ. સ. ૧૭૬૦ થી ખાનદેશમાં શરૂ થયો. કોઇ મુસલમાન રાજ્યનો સુબો હશે તે નંદુરબારનો રાજા કહ્યો હશે ? પણ મુસલમાન સુબાનો 'રાજગુરુ' પ્રેમાનન્દ શી રીતે હોય ? કોઇ હિન્દુ સુબો હશે ? ખાનદેશના ગેઝિટીઅર પૃ. ૨૫૨ ઉપરથી જણાયછે કે ૧૭૬૦ સુધી મુસલમાનોના તાબામાં ખાનદેશ હતો. ૧૭૬૦ માં અસીરગઢનો કિલ્લો મરાઠાઓએ લીધા પછી ખાનદેશમાં મરાઠાનો પ્રભાવ સ્થાપિત થયો.

* ખાનદેશ ગેઝિટીઅર પૃ. ૪૫૭–૪૫૮ ઉપરથી જણાયછે કે ઈ. સ. ૧૩૪૨ માં Ibn Batuta ( ઇબ્નબતુતા ) નંદુરબાર ગયેલો તે કહેછે—ત્હાં મરાઠાની વસતિ છે. પરંતુ આ માત્ર જાતિપરત્વે જ, ભાષાપરત્વે નહિં,—એ સ્પષ્ટ છે.

ગુજરાતીથી પણ જુદી મૂકીછે.* અને ભાષાની જ સ્થિતિ આમ છે, તો મરાઠી સાહિત્યમાંથી અભંગનો પ્રવેશ ગુજરાતીમાં થવો વિશેષ અસંભવનીય થાયછે. મરાઠી સાહિત્યની સ્પર્ધા તરીકે અભંગ પ્રેમાનન્દે ઉતાર્યા એમ રા. કેશવલાલનો આશય છે; તો હેવી સ્પર્ધાને માટે જોઇતો સંપર્ક એ બે ભાષાના સાહિત્યનો થયેલો તો નથી જ સંભવતો. તુકારામના અભંગ સાહિત્યનું જ આગવું ધન નથી; ભક્તવર્ગના ભક્તિના પ્રચારને લીધે લોકસમુદાયની મિલકત છે: અને તે માર્ગે અભંગનો પરિચય સંભવે એમ પક્ષ બતાવાશે. પરંતુ તે સમયમાં નંદુરબાર સુધી એ પ્રકારે પણ અભંગ એટલા વ્યાપકરૂપે પેઠા હોય એમ લાગતું નથી;—સાહિત્યમાં સ્પર્ધા માટે આકર્ષણ થાય એટલો પ્રવેશ તો નહિં જ. પણ વધારે સંભવતુલનાઓની જરૂર શી છે? નંદુરબારના રાજાને માટે અથવા ત્હાં ઉદર ભરવા માટે, કવિયે "દ્રૌપદીહરણ" રચ્યું એમ તો સ્પષ્ટ કહેવાયછે; તો નંદુરબારની ભાષા મરાઠી હોત; તો ગુજરાતી કાવ્યનો અને કવિનો પગપેસારો પણ અશક્ય હતો. ખાનદેશી ભાષા ગુજરાતીને વધારે સમીપ હોવાને પરિણામે જ ગુજરાતી કવિનું ત્હાં ઉદરપોષણ શક્ય બને. 'દ્રૌપદીહરણ'નું કર્તૃત્વ આ ઉપરથી પ્રેમાનન્દનું મ્હેં સ્વીકાર્યું એમ ફલિત નથી થતું. કેમકે નંદુરબારમાં રહીને બીજી કવિતા હેમણે કરેલીછે. આ તો માત્ર નંદુરબારની ભાષા કેઈ તે માટે પૂર્વપક્ષનાં જ વચનોમાંથી નીકળતું અનુમાન ઉપસ્થિત કરુંછું.

મરાઠી સાહિત્યની અસર ગુજરાતી સાહિત્ય ઉપર પ્રેમાનન્દના સમયમાં પડવાનો અસંભવ રા. કેશવલાલના ઇતિહાસદર્શન ઉપરથી સૂચિત થાયછે. હેમના 'પ્રેમાનન્દ'ના નિબન્ધને પૃ. ૧૭–૧૮ મે પ્રેમાનન્દના સમયની ભાષાના ઇતિહાસની સ્થિતિ ટૂંકામાં પણ સબળ રીતે હેમણે બતાવીછે, ત્હાં (પૃ. ૧૮ મે) એઓ કહેછે.—

"તે સમયના રાજારજવાડામાં, કવિકોવિદમાં અને સાધુસંતમાં માન પામતી ભાષા જોઇયે તો હિંદુસ્તાની જ હતી. સ્વરાજ્યના પ્રતાપે મરાઠી મહારાષ્ટ્રમાં પૂજા પામતી થઈ હતી, પરંતુ હિન્દુસ્તાનીની બરાબર તે પણ થઈ સકી નહતી."

આ સ્થિતિમાં પ્રેમાનન્દે ગુર્જર કવિતાને દીપાવવાનો આરમ્ભ કર્યો. અર્થાત્, તે સમયમાં મરાઠી ભાષાને પોતાના પ્રદેશમાંજ અને પૂજા પામવાનો આરમ્ભ જ થયો હતો. તો પછી ગુજરાતમાં હેના સાહિત્યની છાયા પડવાની આશા શી?

સારાંશ એ કે—એક ભાષાના સાહિત્યની અસર બીજી ભાષાના સાહિત્ય ઉપર પડવા માટે, માત્ર સમકાલીનતા એ બસ કારણ નથી; અને પ્રેમાનન્દના સમયમાં અને તે પૂર્વના

---

* "It (*i. e.* Khandeshi) contains a large admixture of Marathi, but the inner form of the language differs, and its base is a Prakrit dialect more closely related to Sauraseni than to Maharashtri which latter Prakrit is derived from the same base as the modern Marathi." (Linguistic Survey of India Vol. VII. Marathi, Introduction p. 2, para 1.)

એ ગ્રન્થમાંના નકશામાં પણ ખાનદેશીને મરાઠીની બ્હાર મૂકીછે.

તથા પછીના તરતના સમયમાં જે રાજકીય અસ્થિરતા હતી તે આ પ્રકારની અસરને બાધક અંશ જ છે. અંગ્રેજી ભાષાની અસર પણ શાન્તિની સ્થાપના પછી જ થયેલી લાગેછે; તેમ ફારસી ભાષાનો પ્રવેશ ગુજરાતી ભાષામાં થતે કેટલા જમાના લાગ્યાછે તે પણ ધ્યાનમાં લેવા જેવું છે. આ પ્રકારની અસર માટે તો રાજકીય શાન્તિ; દેશ દેશ વચ્ચે ઝડપથી મુસાફરીનાં સાધન,—જેવાં કે રેલવે; પુસ્તકોના ફેલાવાનાં સાધન, જેવાં કે છાપખાનાં; હેવી હેવી સંસ્થાઓની સહાયતા આવશ્યક છે; તે ઉપરાંત બને સાહિત્યની પ્રજાઓનો પરસ્પર સંપર્ક પૂર્ણરૂપે સ્થપાવો જોઇયે છિયે. આ કારણોની પ્રબલતા હાલના સમયમાં છે ત્હારે ઠેઠ બંગાળી સાહિત્યનો સંપર્ક ગુજરાતી જોડે થયોછે; અને મરાઠીમાંથી 'અંજનીગીત', ઉત્પન્ન થવાના થોડા જ અંતરમાં, રા. મણિશંકર ભટ્ટને હાથે પ્રવેશ પામ્યુંછે, તેમ જ અભંગ હિંદીની ઉત્પત્તિ પછી અનેક વર્ષે 'પ્રાર્થનામાળા'ના ભક્તકવિને હાથે એ અભંગે તથા હિંદીએ ગુજરાતી સાહિત્યમાં પ્રથમ દર્શન દીધુંછે. મરાઠી ચાલની લાવણીનો પ્રવેશ પણ વડોદરા તથા ગુજરાતના બીજા ભાગમાં મરાઠાનો અમલ સુસ્થાપિત થયા પછી જ છે.

'ભાખા'ના સાહિત્યની સ્થિતિ જુદી તરેહની છે. હેની અસર ઘણા વખતથી પેઠી હતી તેથી ગુજરાતના કવિયોને તે સ્વીકારતે વાર ના લાગી; અને ગુજરાતી ને 'ભાખા' એ બંને શૌરસેનીની પુત્રીઓ જેવી જ હોવાથી એ બેના સંબન્ધે આ બનાવને વિશેષ ઉત્તેજન આપ્યું, હાના વિરોધમાં જોઈશું તો શુદ્ધ ફારસી પિંગળના સંસ્કાર છેક આધુનિક સમયમાં જ—ગઝલ વગેરેના નમૂના લઈ ને—પ્રવેશ પામ્યાછે. દલપતરામ અને નર્મદ કવિયે ગઝલો નથી રચી. મ. ન. દ્વિવેદી, બાળાશંકર, વગેરેના વખતથી ગઝલનું દર્શન છે,—અર્થાત્ પાછલાં પચીસ ત્રીસ વર્ષથી જ. હેમાં વળી વિશેષ કારણ છે;—તે સાહિત્યનો સમભાવ સાથે સંસર્ગ, એ પણ એક મુખ્ય કારણ છે.

આ સર્વ કારણોમાંથી એક પણ પ્રેમાનન્દના સમયમાં અસ્તિત્વમાં ન્હોતાં, એ ઐતિહાસિક સત્યના પ્રકાશથી જોતાં અભંગને સ્વીકારનારા 'દ્રૌપદીહરણ' ઉપર પણ અશ્રદ્ધા થાય તો અકારણ તો નહિં જ ગણાય. આ એકલું જ કારણ છે એમ નથી તે પાછળ આવેલી ચર્ચાથી જણાશે જ.

આ 'દ્રૌપદીહરણ' માં અભંગ છે (કડવા ૮ મામાં) ત્હેનું સ્વરૂપ પણ આધુનિક છે. તુકારામના સમયના અભંગનો બાંધો અક્ષરસંખ્યા વગેરેને સંબન્ધે શિથિલ હતો; અમુક કાળના માપમાં ગમે તે રીતે વધારે ઓછા, હ્રસ્વદીર્ઘ, અક્ષરો સમાય તો તેથી સંતોષ પામી છન્દનું પિંગળબન્ધન તુકારામે સ્વેચ્છાપૂર્વક અનાદરપાત્ર જ ગણ્યુંછે; અથવા, વધારે ચોક્કસ રીતે બોલતાં,—એ પ્રકારનું પિંગળ બન્ધન હેના સમયમાં ઉત્પન્ન જ ન્હોતું થયું. તેમ જ પ્રથમ ત્રણ ચરણમાં એકધારો યમક જોઇયે જ એમ અવિચલ નિયમ પણ તુકારામે સ્વીકારેલો નથી. આ પ્રકારનું સુશ્લિષ્ટ બંધારણ તો અભંગ માટે આધુનિક મરાઠી સાહિત્યમાં જ ઉત્પન્ન થયેલુંછે. અને 'દ્રૌપદીહરણ'ના આ અભંગો (બહુ કરી સર્વાંશે) આ સુશ્લિષ્ટ સ્વરૂપના જ છે, ઉદાહરણ ટૂંકામાં આપ્યાથી પણ સ્પષ્ટતા થશેઃ—

મુનિ વદે રાય, સુણો સુખદાય,
પાણ્ડવની સાંય, હરિ કરે. ૨.

ગયા'તા મૃગયા, દ્રુપદતનયા,
વેણુ તેથી કહ્યાં, કોટિકારય. ૩.

* * *

ધૃતરાષ્ટ્ર ભીષ્મ, હરિ ઋતુ ગ્રીષ્મ,
જે થૈ પડે વિષ્મ, સત્ય સગા. ૨૫.

ઇત્યાદિ ઇત્યાદિ.

આ 'દ્રૌપદીહરણ'ના અભંગમાં ૭, ૭, ૭, ચાર એમ અક્ષરસંખ્યા અવિચલિત સાચવેલીછે; અને યમકના નિયમને પણ વળગી રહેવા માટે 'ભીષ્મ', 'ગ્રીષ્મ' સાથે 'વિષ્મ' મૂકી 'વિષમ'નું 'વિષ્મ' જેવો વિકૃતિવાળો શબ્દભંગ પણ કર્યોછે. તુકારામ હાવે સ્થળે 'વિષમ' જ રહેવા દેત, અને યમકનું યથાબિમ્બ પ્રતિબિમ્બ સાધવાની દરકાર ના રાખત.
આ સાથે તુકારામના અભંગ એક બે સરખાવિયેઃ—

(૧) खद्योतें फुलविलें रवि पुढें ढुंग ।
झाली तव जग उमयतां ॥ १ ॥

खाणार ताकाचें असे तें मार्जारें ।
आपणेंचि अधीर कळों येतें ॥ २ ॥

(તુકારામના અભંગની ગાથા; શંકર પાંડુરંગ પંડિતે પ્રગટ કરેલી. અભંગ ૩૭૭૧ મો ગ્રન્થ ૨ જો પૃ. ૪૪૪.)

(૨) आणविलया डांगा चवगुणी काठी ।
वैसोनिया वांटी गाडिया गडी ॥ २ ॥

(તે જ પુસ્તક; અભંગ ૩૪ મો; ગ્રન્થ ૨ જો પૃ. ૬૮૮)

(३) लागला उशीर पातित पावना ।
विसरोनि वचना गेलासि या ॥

(તે જ પુસ્તક; ગ્રન્થ ૧ લો પૃ. ૧૯૯ અભંગ ૫૩૨ મો.)

અહિં फुलविलें, आपणें, गडिया, અને विसरोनि એ સર્વમાં એકેક શ્રુતિ ઓછી થાય તો ચરણમાં ૭ અને ચાર અક્ષર (યથાશંભવ) નો નિયમ સચવાય; પરંતુ ल, प, स

એ ત્રણમાંનો અકાર દ્રુતતર બોલાઈને, તેમ જ गहिंयामां કાલમાન અક્ષરો સામેટવાથી સચવાઈને, છન્દનો બાંધો સધાયછે.

આ તો અકેક શ્રુતિ વધી જવાનાં ઉદાહરણ છે. પરંતુ બબ્બે તથા ત્રણ ત્રણ વધી જવાનાં પણ ઉદાહરણો છેઃ—

जळो माझी ऐसी बुद्धि मन घाली तुजमधीं ।
आवडी हे विधी निषेधीं चि चांगली ॥

(ગ્રન્થ ૧ લો—અભંગ ૯૯૭ મો)

અહિં ૬, ૬, ૬, ૪ એમ શ્રુતિસંખ્યાને બદલે ૮, ૮, ૬, ૭ એમ છે.

તુકારામના અભંગમાં હાવા પ્રકાર અનેકાનેક સ્થળે જડેછે. અભંગ હેને એટલો તો પરિચિત થઈ ગયો હતો કે લગભગ વાતો પણ અભંગમાં એ કરતો એમ કહેવાયછે. હેનાં ભજનો વખતે એ તાત્કાલિક અભંગ રચતો હતો; એ સર્વનો સંગ્રહ થયો જ નથી. જે સ્થાયી રાખવા જેવા હતા તે અભંગ પોતે શિષ્યો કને ઊતરાવતો હતો.§ એ સંગ્રહમાંથી જ ઉપર પ્રમાણે પ્રકારો પુષ્કળ જડેછે, તો તાત્કાલિક અભંગોમાં તો એથી પણ વિશેષ સંભવશે.×

આ અભંગ અને 'દ્રૌપદીહરણ' માંના શુદ્ધ માપમાં ઘડેલા અભંગ સરખાવતાં સ્પષ્ટ જણાઈ આવશે કે 'દ્રૌપદીહરણ' ના અભંગ આધુનિક નમૂનાના છે; જે નમૂનો તો પ્રેમાનન્દને અનુભવગોચર જ ના થયેલો.

એમ પણ નહિં કહી સકાય કે, પ્રેમાનન્દને તુકારામના અભંગનું જ્ઞાન ઉપરનાં ઐતિહાસિક કારણથી સંભવતું નથી એ કબૂલ છે પરંતુ, 'દ્રૌપદીહરણ' માં કડવું ૮ મું અભંગમાં છે ખરું પણ હેને અભંગનું નામ કવિયે ના આપતાં 'રાગ કેદારો' એમ જ મથાળું મૂકયુંછે; અભંગના માપમાં બેસેછે તે માત્ર અણધાર્યો સંજોગ જ છે, કવિયે 'અભંગ' એમ ધારીને રચના નથી કરી; અજાણતાં જ અભંગ રચાઈ ગયા જેવું થયું છે; જેમ કવિ દયારામભાઈની "ચાલ્ય વ્હેલી અલબેલી પ્યારી રાધે" એ ગરબીમાં મુખ્ય ચરણોમાં અણધાર્યું જ દિંડીનું માપ પ્રગટ થઈ જાયછે તેમ; અને તેથી અભંગના આ દર્શનથી કોઇ રીતેયે વિરુદ્ધ અનુમાન

§ શંકર પાંડુરંગ પંડિત કૃત તુકારામનું જીવનચરિત, પૃ. ૯; ('તુકારામના અભંગની ગાથા' માંનું.)

× તુકારામે અભંગ પરિપૂર્ણ રૂપમાં આણ્યો એમ પાછળ જે Linguistic Survey of Indiaને આધારે કહ્યું તે તુકારામની પૂર્વના સમયની સરખામણીમાં જ, એમ સમજવાનું છે. તેથી આ અશ્લિષ્ટ બન્ધની ચર્ચા સાથે વિરોધ નથી આવતો. નામદેવના અભંગમાં પણ બન્ધભંગ જણાયછે. નામદેવ તુકારામની પૂર્વે થઈ ગયો. સારાંશ, એ બધા પ્રાચીન સમયમાં સુશ્લિષ્ટ અભંગ આવશ્યક ન્હોતો.

બાધવાનું કારણ નથી. કેમકે આ કાવ્યમા સર્વત્ર એમ છે. સંસ્કૃત વૃત્તોના પણ નામ નથી મૂક્યા અને મથાળે તો રાગોના નામ આપ્યાછે, એ વૃત્તો એટલા શાસ્ત્રીય છે કે હેને વિશે આકસ્મિક સંયોગનુ સમાધાન ચાલશે નહિં, અને કવિયે વૃત્તોનુ જ્ઞાન હોઈને જ રચના કરીછે એમ થાયછે. તે જ પ્રમાણે આ અભંગને વિશે પણ હોવુ જોઇયે; અપવાદ ફકત એટલા માટે હોય નહિં. અને આ કલ્પનામા વધારે ઊતરવાની જરૂર પણ નથી. ખુદ રા. કેશવલાલે એમ જ દાવો કર્યોછે કે પ્રેમાનન્દે તુકારામના અભંગ પોતાની રચનામાં ઊતાર્યા, એટલે એથી જ આ શઙ્કા દૂર થાયછે પરંતુ પ્રકાશકોએ—" અભગની ધાટીએ ગવાયછે," એમ ટીપ (પૃ. ૪૯ મે) આ વિશે મૂકી છે તે ઉપરથી વખતે ઉપરનો બચાવ ઉત્પન્ન થાય, માટે જ આ દલીલ ઉપસ્થિત કરીછે.

એક જગક પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે રા. કેશવલાલ ધારેછે તેમ તુકારામની–અથવા મગઠી કવિતાની—સ્પર્ધાને લીધે પ્રેમાનન્દે અભગ ઉતાર્યા, એમ સ્પર્ધાનુ જો પ્રેરક બળ હતું તો 'અભંગ' નુ નામ મથાળા ઉપર કેમ નથી કવિયે મૂક્યુ? આ પ્રશ્નથી મ્હારી કલ્પના જોડે વિરોધ નથી આવતો પ્રેમાનન્દની કૃતિ આ 'દ્રૌપદી હરણ' નથી, પરંતુ કોઇકે ગૂઢ રીતે હેને નામે ચઢાવેલુ કાવ્ય છે એ કલ્પના આપણે સ્વીકારીશુ, તો પછી અભંગ નામ ના મૂકવાનો હેતુ કલ્પવો અશકય નથી, અને બંધ બેસે હેવો જડે એમ છે. કાલવિરોધથી પકડાઈ ના જવાય, એ અથવા હેવા અનેક હેતુથી આમ કર્યું હોય.

આ સંશયને યથાસંભવ અને યથાબળ પુષ્ટિ આપનારો એક ન્હાનો સરખો શબ્દપ્રયોગ છે.

'સતરસેં પિસતાળીશ સાલમા
હરણ દ્રૌપદી મેં કિધ વા'લમા'

('દ્રૌપદીહરણ', પૃ. ૨૬૩ શ્લો. ૨૩)

એમ 'દ્રૌપદીહરણ'ના સમાપન શ્લોકમા—'સાલ' શબ્દ ફારસી વાપર્યોછે તે પ્રેમાનન્દને વિશે અસ્ખલિત લાગેછે ફારસી શબ્દો હેના વખતમા પ્રવેશ ન્હોતા પામ્યા અથવા હેણે કદી પણ વાપર્યા નથી એમ આશય નથી. પરંતુ સવત્સર દર્શાવવા માટેનો આ શબ્દ ગુજરાતીમા પ્રવેશ બહુ મોડો પામેલો સભવેછે. સવત્ અમુક વગેરે જ કહેવાનો પ્રચાર વધારે અપેક્ષિત છે જોશી મહારાજના પંચાગ જોડે નિકટ સબન્ધ રાખનાર શબ્દ ફારસીમાથી એટલો વ્હેલો ઊતરે નહિં, હાલ પણ ઇતિહાસના શિક્ષણના પ્રસગથી શાળાખાતાની સ્થાપના પછી 'સાલ' શબ્દ પેઠોછે, તે પ્હેલાં મહેસૂલ ખાતાના વહીવટના સબન્ધમા એ નિયન્ત્રિત હોવાનો દઢ સભવ છે. અને 'વા'લમા' એ યમક સધાયછે, પણ અર્થસંપત્તિ બહુ નિર્બળ એ શબ્દથી વાક્યમા પૂરાયછે,—તે સ્થિતિ બધી ટાળીને, પ્રેમાનન્દે લખ્યુ હોય તો તો—'વર્ષમા' અને બીજા ચરણને અતે 'હર્ષમા' કે એ રીતે ઘટના કરત. આ સહેજ તર્ક છે, પણ તે નિરાધાર છેક નથી. 'ફલાણી સાલમા' એ વચન જ આધુનિક રૂઢિનું છે. પ્રેમાનન્દને 'સાલ' શબ્દ સૂઝે જ નહિં, પ્રથમથી જ 'વર્ષ' જેવો શબ્દ સૂઝે, અને હેને માટે 'હર્ષ' યમક જડતે ક્ષણની પણ વાર ન લાગે.

એટલે આઠ દિવસમાં આ કાવ્ય કર્યું તેથી આ ખામી આવી એમ ખુલાસો પણ નહિં થાય. અને જે પંક્તિરચના આ કાવ્યમાં કરેલીછે, ત્હેવી રચના રચનારને 'વર્ઘ' અને 'હર્ઘ' શબ્દો વિષમ અથવા જલદીથી ના સૂઝે હેવા તો ગણાય જ નહિં.

(क)—૪

પ્રેમાનન્દના છન્દોના આ પ્રકરણમાં બતાવેલા સ્વરૂપનું એક બીજું દર્શન જોતાં, વળી આપણા સંશયને પુષ્ટિ મળેછે, અથવા તો એ દિશામાં અન્વેષણ કરવાની જરૂર સાબીત થાયછે. સંસ્કૃત વૃત્તોનું એક દષ્ટિયે ભાવિકાળના પ્રકારના સ્વીકારનું સ્વરૂપ છે તેથી વિશેષ અભંગનું ત્હેવું સ્વરૂપ જોયું; પણ એ બેથી પણ વિશેષ રૂપે હેવી સ્થિતિ કેટલાક બીજા છન્દોની જણાયછે. એ છન્દોમાંના કેટલાક હેવા હોવાનો સંભવ છે કે જે છન્દરચના આધુનિક પિંગળમાં જ ઉત્પન્ન થઈ ગણનામાં આવેલી હશે એમ લાગેછે. વિસ્તાર થઈ જાય માટે ગણતર જ ઉદાહરણો લઉંછું:—

અષ્ટાવક્રાખ્યાન કડવું ૧૨ મું શ્લો. ૧—'અક્ષરમેળ ઝૂલણા' છન્દમાં છે એમ પ્રકાશકોની ટીકામાં બતાવ્યુંછે;—

"રઘુનન્દને વિપિને જતાં ભુજગેન્દ્ર સાથ ધર્યાં જ".

દલપતરામના પિંગળમાં આ અક્ષરમેળ છંદ બતાવેલોછે.

'સજ્જીભરે સલુણી સદા શુભ વાક્યમાંહિ' મિરાશ'

( ગુજરાતી પિંગળ પૃ. ૪૧ )

સંસ્કૃત છન્દઃશાસ્ત્રમાં કૃતિ નામના વર્ગમાંનો §ગીતિકા છન્દ છે ત્હેમાં અક્ષરમેળ ઝૂલણામાં છેવટે એક ગુરુ અક્ષર ઉમેર્યાથી રચના બને તે આવેછે; હેમાં હરિગીત છન્દનો તાલનો બાંધો સમાયલો હોઈ લઘુગુરુના અનુક્રમના નિયન્ત્રિતપણાથી વિશેષ રૂપ થાયછે. પણ આ અક્ષરમેળ ઝૂલણા પ્રાચીન છન્દઃશાસ્ત્રમાં આ રીતનો સ્વરૂપમાં એ જણાતો નથી અને નામ તો સ્પષ્ટ જ ગુજરાતી છે. પ્રાકૃતકાળના સમયના કવિતાસાહિત્યમાં પણ આ છન્દ હોવાનો સંભવ લાગતો નથી. દલપતરામ કવિયે જ પોતાના પિંગળમાં ઊપજાવ્યો હોય તો આશ્ચર્યની વાત નથી. 'ભાખા' ના પિંગળમાં આ છન્દ છે કે કેમ તે જોવાની જરૂર છે.

વલ્લભે પિંગળનો ગ્રન્થ રચ્યો કહેવાયછે.† તે લભ્ય હોય અને હેમાં આ છન્દ ના હોય તો આ વિશે સંશય રાખવાને આધાર મળે. કવિ પ્રેમાનન્દે માત્ર પોતાની કલ્પનાથી

§ આપ્ટેના સંસ્કૃત અંગ્રેજી કોશને અન્તે છન્દઃશાસ્ત્ર આપ્યું છે ત્હેમાં પૃષ્ઠ ૧૧૮૬મે જુવો.

† "દ્રૌપદીહરણ' કવિચરિત્ર, પૃ. ૬.

આ સ્વતન્ત્ર છન્દ રચ્યો હોય તેમ બને ખરું,—પણ સંભવ અલ્પ છે. વલ્લભે પિંગળ રચ્યું કહેવાયછે ખરું; પણ તેમ જો હોત તો—ચંદ અને પ્રેમાનન્દની સરખામણી 'કુન્તીપ્રસન્નાખ્યાન' માં કરીછે ત્હાં ચંદે પિંગળ કર્યું ત્હેની સ્હામે પ્રેમાનન્દની રચના નથી બતાવાઈ, પણ પોતાનું રચેલું પિંગળ તો આગળ કરી સકાત, જો પોતે રચ્યું હોતતો; અને ત્હેને બદલે—

"કર્યું લાંબું પિંગળ અમંગળની વાત જેમાં
એમાં કવિત્વ કશું છે?"

એમ કહીને જ સંતોષ માન્યોછે, તેમ ના કરત. 'કુન્તીપ્રસન્નાખ્યાન'ના આ વચન પછી પિંગળ વલ્લભે રચીને આ પોતાના વચનને ખોટું પાડયું હોય એમ પણ બને નહિં.

ઉપરનો અક્ષરમેળ ઝૂલણા પ્રેમાનન્દના 'ઢાળ' જોડે સરખાવાય ખરો; પરંતુ પ્રત્યેક લઘુ ગુરુને નિયમિત સ્થાન આપનારી અક્ષરમેળ રચના હામાં છે તેથી એ બે વચ્ચે સ્પષ્ટ ભેદ થાયછે; અને સ્વચ્છન્દ ઢળતો 'ઢાળ' હાવા સજ્જડ બન્ધનમાં સતત બંધાયલો રહે એ સંભવતું નથી.

**'પાંચાલી પ્રસન્નાખ્યાન' માં—**

પૃ. ૪૦ શ્લો. ૧૬ મામાંનો મરહટ્ટા છન્દ; પૃ. ૪૧ શ્લો. ૧૮ મામાંનો વાઘેશ્વરી છન્દ; પૃ. ૭૧ શ્લો. ૧૦ મામાંનો ચામર છન્દ; પૃ. ૭૭ શ્લો. ૧૫ મામાંનો ચન્દ્રક્રીડા છન્દ,—વગેરે ઘણા છન્દો વિશે આ દિશામાં તપાસ કરવાની જરૂર છે. એ અન્વેષણ પછી આ મુદ્દા ઉપર અનુમાન રચાય. મ્હને એમ તો લાગેછે કે એ અન્વેષણમાં થોડાએક છન્દ તો હેવા નીકળશે જ કે જે પ્રેમાનન્દના સમય પછી જ કવિતાસાહિત્યના આકાશમાં પ્રથમ ઉદય પામ્યા હોય. પરંતુ આ બાબત કેવળ તર્કના પ્રદેશમાં પ્રવેશ નહિં કરું.

છન્દના પ્રકરણને છોડતા પ્હેલાં એક પ્રાસાગક અને ગૌણ વિષય તરફ ધ્યાન ખેંચવું ઉચિત લાગેછે. 'ઋષ્યશૃંગાખ્યાન' મા ૧૨ મા કડવાને મથાળે—'રાગ દોહરા' એમ છે; 'રેષદર્શિકા સત્યભામાખ્યાન' માં પ્રસ્તાવના પૃ. ર જે 'દોહરો' એમ મથાળું છે; અને પૃ. ૯૧ મે 'રાગ પાયને પારખું' ઇત્યાદિ વાળા દોહરાને માત્ર 'શ્લોક' એમ સંસ્કૃતનું નામ આપી દીધુછે. આ વિચિત્રતાનો શો ખુલાસો હશે?

પરંતુ પ્રસ્તુત ચર્ચાની સાથે આ વાતને સાક્ષાત્ સંબન્ધ થોડો જ છે. માટે બસ.

છેવટે છન્દોનાં નામ કોઇ પણ સ્થળે મથાળે મૂકયાં નથી (ખાસ "દ્રૌપદીહરણ' માં) તે એમ તો નહિં હોય કે આધુનિક છન્દનું નામ આપ્યાથી કાલવિરોધ પ્રગટ થઈ બનાવટ પકડાઈ જાય? પરંતુ આ અતિતર્કની જરૂર બહુ નથી.

## ( ख )

હવે વિશેષ સ્વરૂપનાં આભ્યન્તર પ્રમાણો જોઇયે. એ પ્રમાણોમાંથી ઘણાં એક ઉપર કહેલાં સામાન્ય સ્વરૂપનાં પ્રમાણોનાં પોષક તથા સ્વરૂપસાધક જણાશે. પણ હેમનું આ જુદા વિભાગમાં દર્શન કરવું અનુકૂળ જણાયછે. આ પ્રમાણોનાં દૃષ્ટાન્તો આ ત્રણ નાટકોનાં મળીને ૧૦૦ અથવા તેથી વધારે થાય એમ છે. હેમના વર્ગ પાડતે પણ પુષ્કળ વર્ગ, ૧૫–૧૬ આશરે પડે એમ છે. બધા વિશે વિગતવાર ચર્ચા કરતાં લંબાણ થઈ જાય એમ છે, તેથી હેમાંથી મહત્ત્વનાં વિશે જ ચર્ચા કરી, બાકીનાની માત્ર નામગણના જ થઈ સકશે.

## ( ख )—१

આ નાટકોમાં એક બે ઠેકાણે આધુનિક સંસ્કૃતમય ગુજરાતીની અતિભક્તિમાં ઉત્પન્ન થયેલા કૃત્રિમ પ્રયોગો જણાઈ આવેછે—

(૧) "ચારુતર"—('રોષદર્શિકાસત્યભામાખ્યાન–પૃ. ૮૨· §'તપત્યાખ્યાન'–છેલ્લો શ્લોક )

ગુજરાતમાં ખેડા જીલ્લામાનો મ્હોટો ભાગ તથા પેટલાદ મળીને અમુક તાલુકાઓથી થતો પ્રદેશ લૌકિક રીતે 'ચરોતર' તરીકે પ્રસિદ્ધ છે. હેની વ્યુત્પત્તિ હજી સુધી કોઇને જડી નથી. હેની કૃત્રિમ વ્યુત્પત્તિ 'ચારૂત્તર' અને 'ચારતર' એમ મરહૂમ મન સુખરામ સૂર્યરામ તથા જાણ્યામાં ગોવર્ધનભાઇયે આજથી કેટલાંક વર્ષ ઉપર પ્હેલપ્રથમ ઉપસ્થિત કરી હતી, ત્હેની કૃત્રિમતા જ હેના ખરાપણા વિરુદ્ધ જતી હતી.× તે વાત જુદી છે. પરંતુ એ ઉપરથી સ્પષ્ટ લાગેછે કે એ કૃત્રિમ વ્યુત્પત્તિ પ્રગટ થયા પછી ગ્યાયલી, હેને સ્વીકારનાર કોઇ અજ્ઞાત કવિની, આ નાટકરચના છે, પ્રેમાનન્દની નહિ. પ્રેમાનન્દના સમયનો આ શબ્દ છે જ નહિં એ આ ઇતિહાસથી જણાઈ આવે છે. મન સુખરામભાઇયે અને ગોવર્ધનભાઇયે જેમ

---

§ આ 'ભરતવાક્ય' સવરણ રાજાના મુખમા જ નાટકમાં છે. છતાં ગ. કેશવલાલ હેને 'નટની પ્રાર્થના' શા માટે કહેછે? ('પ્રેમાનન્દ', પૃ. ૨૨)

એથી પણ વધારે અગમ્ય એ છે કે 'પાંચાલીપ્રસન્નાખ્યાન'નું ભરતવાક્ય યુધિષ્ઠિરના મુખમાં છે છતાં, એ જ સ્થળે, રા. કેશવલાલ કહેછે—"નટો પ્રાર્થે છે કે—ભાષા ગુર્જરી આર્યવર્ત અખિલે-ઇ."

નાટક સમાપ્ત થતાં લગભગ સર્વ પાત્રજન રંગભૂમિ ઉપર આવીને સાથે મળીને સમાપ્તિનું ગાયન ગાયછે એ કેવળ આધુનિક પ્રકાર મન ઉપર છપાઈ જઈને આમ ભ્રમયુક્ત કલ્પના થઈ હશે કે શું?

× આ વ્યુત્પત્તિની કૃત્રિમતા અને 'ચરોતર' ની વ્યુત્પત્તિની અદ્યાપિ અજ્ઞેયતા રા. કેશવલાલને પણ જણાઈ જ છે. ચરોતરમાં મ્હોટે ભાગે 'ચર'—'ગોચર' જમીન છે માટે 'ચરોત્તર' એવી કલ્પના એઓ સૂચવીને, તત્કાળ છોડી દેછે. ('પ્રેમાનન્દ'–પૃ. ૨૩ પંક્તિ

આ વ્યુત્પત્તિ કલ્પી કાઢી તેમ પ્રેમાનન્દને પણ સ્વતન્ત્ર રીતે સ્ફુરણા થઈને આ નામ હેણે યોજ્યું હશે એમ શા માટે ના હોય? એ બચાવને સ્થાન જ નથી. આમ બસેં વર્ષને અન્તરે જુદા જુદા જણાને એક જ પ્રકારની અને કૃત્રિમ વ્યુત્પત્તિ સ્ફુરી આવે એ આકસ્મિક યોગમાં અસંભવનો ભાર અત્યન્ત ભરેલોછે તે વાત તો જુદી જ.

(૨) 'અતિથિસત્કારગૃહ'—રા. કેશવલાલે આ શબ્દ 'રોષદર્શિકા સત્યભામાખ્યાન'-માં કૃષ્ણના વચનમાં જોયોછે, ને તેથી પ્રેમાનન્દે કૃત્રિમ ભાષા આદરીછે એમ સંતોષ માન્યોછે. પરંતુ પ્રેમાનન્દે ગમે એટલી સંસ્કૃતમય ભાષા લખવા ખાતર જ લખી હોય, તોપણ આ 'અતિથિસત્કારગૃહ' જેવી ભાષા કલ્પનારું વાતાવરણ તો આધુનિક સમય-માં જ ઉત્પન્ન થયેલુંછે. મનઃસુખરામભાઈના સમયથી અને હેમની પદ્ધતિની જે શબ્દ-યોજનાઓનો ઉદ્‌ભવ થયો હતો તે નમૂનાનો જ આ શબ્દ છે. 'લેખનીનૃત્યાલય' શબ્દ વાપરવો પ્રેમાનન્દને બાકી રહ્યો લાગેછે! * પરંતુ, પાછળ (પૃ. ૧૭ મામાં) હું કહી ગયોછું તેમ, 'અતિથિનું વિશ્રામસ્થાન' એ વચનને બદલે ભ્રાન્તિથી જ 'અતિથિસત્કારગૃહ' શબ્દ નાટકમાં છે એમ રા. કેશવલાલે માન્યું છે એ ખરું હોય, તો તો આ શબ્દ વિશેની આટલી ટીકા બાતલ જ કરવાની છે.

(૩) 'મહાશય'—('તપત્યાખ્યાન' પૃ. ૩૦.)

> "સુલોચના—(વસંતક સામે વાંકી નજરે જોઈ) આર્યપુત્ર! આ મહાશય વગર અહીં આવવાનો આપને માર્ગ નહોતો જડતો કે શું?"

---

૯-૪). ચરોતરમાં ગોચરભૂમિ વિશેષ છે એ વસ્તુસ્થિતિ પણ નથી; ચરોતર જેવી ફ્લદ્રુતી ભૂમિમાંનો બાગાયત વગેરે ખેતીનો ભરાવ એટલો છે કે પડતર જમીન ગોચરની પ્રધાનમાર્ગે હોય એમ બને જ નહિં. તે ઉપરાંત આ વ્યુત્પત્તિની કૃત્રિમતા સ્વતઃસિદ્ધ છે; અને રા. કેશવલાલે પણ માત્ર તર્કલીલાનો જ આશ્રય કર્યો લાગેછે, તે પોતાના ગર્ભિત સ્વીકારથી જણાઈ આવેછે. વખતે રા. કેશવલાલે પોતાના તર્કને માટે મુંબાઇના ગેઝિટીઅરમાં સૂચવાયલી વ્યુત્પત્તિ ઉપર આશ્રય રાખ્યો હશે. એ ગ્રન્થમાં ચરો=ગોચર જમીન એ ઉપરથી વ્યુત્પત્તિ સાધારણ રીતે મનાયછે એમ કહ્યુંછે. પરંતુ એ વ્યુત્પત્તિ ઉપર શ્રદ્ધા હોય એમ એ લખનારનું વચન જણાતું નથી; તેમ જ ચરોતર=Kanbis pleasant land —કણબીની રમણીય ભૂમિ, એમ પણ અર્થ તે જ ઠેકાણે બતાવ્યોછે હેમાં 'રમણીય' શબ્દ 'ચારુતર'વાળી વ્યુત્પત્તિ સાંભળી હોઈને મૂક્યો હશે એમ કલ્પના થાયછે. ગેઝિટીઅરનો આ વિભાગ, ઈ. સ. ૧૯૦૧ માં પ્રગટ થયોછે. હેમાં લખનારાઓને 'ચારુતર' તેમજ 'ચરો'-વાળી વ્યુત્પત્તિ આધુનિક કલ્પનામાંથી જ મળેલી જણાયછે. Campbell's Gazetteer Vol. IX Part I p. 155 foot-note and text).

* મનઃસુખરામભાઇની કૃત્રિમ સંસ્કૃતમય શૈલીની મશ્કરી કરવા માટે 'મેજ'નો અર્થ બતાવવા માટે આ શબ્દ લોકોએ યોજેલો હતો, તે હેમના સમયમાં બધાને જાણીતી વાત હતી.

( વસંતકના અટકચાળા વિદૂષકવેડાના વચનથી ચીઢાઈને સુલોચના ઉપર પ્રમાણે બોલેલીછે. )

અહિં 'મહાશય' શબ્દ હાલમાં હાલમાં જે આપણા ગુર્જર લેખકો વગેરેમાં બહુ રૂઢ થઈ જવા લાગ્યોછે તે જ છે. 'Sir', 'સાહેબ,'—એ અર્થમાં હેની રૂઢતા બંગાળીમાં છે; મૂળ સંસ્કૃતમાં હેવી રૂઢતા છે જ નહિં. હેમાં તો 'ઊંચા આશય, એટલે, મનોરથ, ambition, ઉદ્દેશ, લક્ષ્ય—વાળો'—કે હેવો જ અર્થ થાય. § આ બંગાળીમાં રૂઢ થયેલા અર્થમાં 'મહાશય' શબ્દ પ્હેલવ્હેલો સ્વ. નારાયણ હેમચન્દ્રે ગુજરાતી સાહિત્યમાં (અને નિત્ય વાર્તાલાપમાં) દાખલ કર્યો; હેને આશરે ૨૫ (પચીસ) વર્ષથી વધારે સમય નથી થયો. એ પછી દેખાદેખી વગેરે કારણોથી 'મહાશય' એ 'સાહેબ'ના અર્થમાં ઘણા લોકો વાપરવા લાગ્યા અને લાગ્યાછે. પરંતુ મ્હારી સંપૂર્ણ અને અચલ ખાતરી છે કે એ પાછલાં આશરે પચીસ વર્ષની પૂર્વે આ શબ્દ આ અર્થમાં કદી વપરાયલો નથી; અને પ્રેમાનન્દના આ નાટકમાં આ શબ્દનો ઉપયોગ—જે બંગાળી સાહિત્યમાંથી જ હાલમાં આવેલો છે તે—તો અત્યન્ત અત્યન્ત કાલવિરોધી અને આ ગ્રન્થની આધુનિક બનાવટને ઉઘાડી પાડનારી વાત છે. પ્રેમાનન્દના સમયમાં આ પ્રકારનો શબ્દ આ અર્થમાં ન્હોતો જ એમ કહેવાને હિમ્મત કરી સકાશે. આ 'તપત્યાખ્યાન' ઈ. સ. ૧૮૯૪–૯૫ માં અર્થાત્ નારાયણ હેમચન્દ્રના શબ્દપ્રયોગ પછી ૧૦–૧૧ વર્ષે પ્રથમ જણાયું.

હાલના 'સાહેબ' જેવા અર્થમાં નહિં, પણ પ્રાચીન સંસ્કૃત અર્થમાં (ઉદાર ચિત્તવાળો—એ અમરકોશમાં બતાવેલા અર્થમાં) જ અહિં 'મહાશય' શબ્દ વપરાયોછે એમ બચાવ કરવા કોઇ જશે. પરંતુ વાક્યસંદર્ભ અને એકંદર સ્વરૂપ ઉપરથી "આ સાહેબ વગર—ઇ." હેવો જ અર્થ સુલોચનાના વચનમાં ઉદ્દિષ્ટ જણાયછે. પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં જ 'મહાશય' શબ્દ સામાન્ય રીતે 'ઉદારચિત્ત'ના અર્થમાં કે કોઇ રીતે વાપરેલો જોવામાં નથી આવ્યો. પછી પ્રેમાનન્દની કૃત્રિમ શૈલીનું આ પણ એક સ્વરૂપ છે, એ સમાધાનના પાછલા દ્વારથી સટકી જવાને માટે તો મુખ્ત્યારી સર્વ કોઇની છે. પરંતુ એ પાછલું દ્વાર બંધ જ છે તે હું પાછળ બતાવી ગયોછું. અને સંભવતુલના તો મ્હારી કલ્પનાને જ ટેકો આપે એમ છે.

(૪) કાંઇક હાવા જ પ્રકારનો એક બીજો શબ્દ છે;—'ધન્યવાદ.' 'તપત્યાખ્યાન' પૃ. ૧૨૬ મે સુલોચના પોતાની સખીઓને કહેછે:—"તમને જેટલો ધન્યવાદ આપું

§ આપ્ટે સંસ્કૃત અંગ્રેજી કોશમાં આમ અર્થ આપેછે:—महा + आशय (महाशय) = "High-souled, noble-minded, magnanimous, noble." हिरण्यगर्भो महाशयः (हितोपदेश). आशय = "meaning; intention; mind; heart." એમ આપેછે.

અમરકોશમાં महेच्छस्तु महाशयः। उदार चित्तंयस्य तस्य, दयाटोः એમ અર્થ આપ્યોછે. (તૃતીયકાણ્ડ શ્લો. ७; ग्रभिप्रायश्छन्द आशयः (સંકીર્ણવર્ગ શ્લો. ૨૦).

તેટલો ઓછો છે." તેમ જ 'પાંચાલીપ્રસન્નાખ્યાન'માં પૃ૪ ૯ મે નટી કહેછેઃ—"મારી કુશલતાને ધન્યવાદ આપ્યા કરતાં—૪૦".

અહિં 'ધન્યવાદ' શબ્દનો અર્થ—'શાબાશી અથવા' 'thanks' એમ સ્પષ્ટ છે. હવે સંસ્કૃતમાં 'ધન્ય'નો અર્થ 'ભાગ્યશાળી' એમ છે. તે ઉપરથી ઉપકાર અથવા શાબાશીનો અર્થ નીકળવો કઠણ છે. આધુનિક ગુજરાતી સાહિત્યમાં ધન્યવાદ શબ્દ ઉપકારપ્રદર્શનના અર્થમાં પેઠોછે; પરંતુ તે પણ બંગાળી સાહિત્યમાંથી જ; બંગાળીથી સ્વતન્ત્ર રીતે આવ્યો હશે તોપણ તે આધુનિક પ્રયોગ છે. 'ધન્ય છે હ્મને'—એમ 'શાબાશ છે હ્મને' ના અર્થમાં પ્રયોગ ગુજરાતીમાં રૂઢ છે ખરો; પરંતુ 'ધન્યવાદ' શબ્દ તે ક્રમમાં થઈને આવ્યો લાગતો નથી. આપ્ટે પોતાના સંસ્કૃત અંગ્રેજી કોશમાં 'ધન્યવાદ'નો અર્થ thanks એમ બતાવેછે એ ખરું; પરંતુ હેમણે આધુનિક પ્રયોગ ઉપર લક્ષ રાખીને એ અર્થ આપ્યો લાગેછે. સંસ્કૃત સાહિત્યમાંથી 'ધન્યવાદ' શબ્દનું ઉદાહરણ હેમણે આપ્યું નથી; બાકી સાહિત્યમાં રૂઢ થયેલા શબ્દોનાં ઉદાહરણો એ સ્થળે સ્થળે આપેછે. અમરકોશમાં ધન્ય = પુણ્યવાન્, હેવો અર્થ છે, પણ ધન્યવાદ શબ્દ નથી. સંસ્કૃત સાહિત્યમાં આ શબ્દ શાબાશી અથવા ઉપકારપ્રદર્શનના અર્થમાં વપરાયલો જડે તો જુદી વાત છે. પણ હાલ તો આ શબ્દ ઉપરથી સંશય ઉત્પન્ન થાયછે. આ પ્રમાણ ઉપર હું વિશેષ ભાર, હાલની કાંઈક સંદિગ્ધ સ્થિતિમાં, નહિં મૂકું; બાકી સંદિગ્ધતા એક આની જેટલી જ ગણુંછું.

## (ख)—૨

## ઐતિહાસિક કાલવિરોધ.

આ મથાળામાં બહુધા ઘણુંખરાં ઉદાહરણો આવે; પાછળ કહી ગયેલાં પણ આવે. પણ મુખ્ય રૂપે આ તત્ત્વ વિશેષ અંશે ધારણ કરનારાં કેટલાંક ઉદાહરણો જડેછે, તે આ મથાળા નીચે મૂકુંછું:—

(૧) "પારિપાર્શ્વક—સંક્ષેપમાં કહિયે કે પેલો વ્રજવાસી અને બંગવાસી આરંભેલા આ પ્રયોગનું ઉપહાસ કર્યા કરેછે, તે અમારાથી દેખી ખમાતું નથી.

× × × ×

"એ એમ કહી મને ચીડવેછે કે ગુર્જરગિરા અને ગુર્જરદેશ આખ્યાન ભજવવાને યોગ્ય નથી."

(તપત્યાખ્યાન, પ્રસ્તાવના, પૃ. ૫-૬.)

રા. કેશવલાલે 'બંગવાસી' એ ભ્રષ્ટ પાઠ માન્યોછે, અને તે સ્થળે 'મહારાષ્ટ્રી' એમ પાઠ પોતે સ્વીકાર્યોછે. પરંતુ 'મહારાષ્ટ્રી' હેવો પાઠાન્તર કોઇ પણ સ્થળે છે ખરો? તે ખબર નથી પડતી. આ નાટકના હસ્તલેખની પ્રત એક કરતાં વધારે મળ્યાનો, કે કેટલી પ્રતો

મળી ત્હેનો પણ, ઇશારો પ્રકાશકોએ કર્યો જડતો નથી. તેથી એક જ પ્રતનો સભવ લાગે-છે. તો પાઠાન્તર શી રીતે હોય ? બંગાળી સાહિત્યમા નાટક તે વખતે ન્હોતા, અથવા તો બંગાળી સાહિત્ય જોડે ગુજરાતને સંબન્ધ તે સમયમા ન્હોતો—એ કારણથી 'મહારાષ્ટ્રી' એમ પાઠ બદલ્યો હોય તો કોણ જાણે. પણ એમ ગ્રન્થોના હસ્તલેખ જોડે આપણાથી છૂટ લેવાય ખરી ?—તથાપિ 'મહારાષ્ટ્રી' એ કલ્પિત પાઠનો પણ વિચાર કરીશું.

આ પારિપાર્શ્વકના વચન ઉપરથી એમ સૂચવાયછે કે વ્રજભાષામા અને બંગાળીમા (અથવા મગધીમાં) પ્રેમાનન્દના સમયમા નાટકોનુ સાહિત્ય હતું અને ગુજરાતીમા ન્હોતુ-જેથી ગુજરાતી ભાષા અને દેશનો ઉપહાસ કર્યોછે *

અને નાટકનો અર્થ જૂના રૂપના–ભવાઈ જેવા–ખેલ નહિં પણ સંસ્કૃત રૂપના જ નાટકો ઉદ્દિષ્ટ અહિ છે તે સ્પષ્ટ છે, કેમકે આ ત્રણ નાટકો તે રૂપના જ છે, અને ગુર્જર-ગિરાની તે રૂપની યોગ્યતા સ્થાપવાને જ રચેલાછે એમ કલ્પના છે. તેમ જ 'આખ્યાન' શબ્દ ઉપરના વાક્યમા છે તે પણ નાટકના અર્થમા જ છે, માત્ર પ્રાકૃત ભાષામા નાટકને 'આખ્યાન' નામ આપવુ જોઇયે એમ હેતુ—પ્રાકૃતપ્રભાકરના ૮૫ મા સૂત્રનો આધાર 'રોષ-દર્શિકા સત્યભામાખ્યાન'ની પ્રસ્તાવનામા ( પૃ. ૧૬ મે ) બતાવ્યાથી—સૂચિત થાયછે.

આ પ્રકાશકો તો સ્પષ્ટ રીતે કહેછે કે ગુજરાતી સિવાય બીજી પ્રાકૃતોમા તે સમયમાં નાટકો હતા જ નહિં —

"જ્યહારે બીજી પ્રાકૃત ભાષાઓવાળા પોતાના જૂના કવિયોના દૃશ્ય કાવ્ય રજૂ નથી કરી સકતા ત્યહારે આપણે સસ્કૃત કવિયોને માથે પણ ટકર મારે હેવા ગુજરાતી નાટકો આપણી સ્વભાષામા જોવાને શક્તિમાન થયા છિયે મહાકવિ પ્રેમાનન્દને આ ત્હેના પ્રયાસ માટે કાંઈ ઓછો ધન્યવાદ ઘટતો નથી"

( 'તપત્યાખ્યાન,' ગ્રન્થવિવેચન, પૃ ૧ )

આ ગૌરવને માટે તો આવાર ગુજરાતીને સબન્ધે ખરો નથી તે આ નાટકો વિશેની મ્હારી પરીક્ષાથી જણાયછે તે વાત જુદી છે, પરંતુ બીજી દેશી ભાષાઓના સાહિત્ય

* રા. કેશવલાલ આ ઉપરથી એમ અનુમાન આણેછે કે "રાસલીલાના રસિયા વ્રજ-વાસીએ તથા આખ્યાનના પેખણાનો પરિચય ધરાવતા મહારાષ્ટ્રીએ"—પ્રેમાનન્દના આ નાટકોના "મહાન્ આરમ્ભનું ઉપહાસ કર્વા માડયુ" હશે.

વ્રજવાસી અને વિશેષે મહારાષ્ટ્રીઓને પ્રેમાનન્દના નાટકો જોવાનો પ્રસગ આટલો બધો તે વખત આવ્યો હતો એ કલ્પનામા ઐતિહાસિક અસભવ કાંઈક છે તે વાત બાજૂએ રાખતા પણ, પોતાની ભાષામા નાટકો નહિં અને ગુજરાતીમા નાટકો રચાય ભજવાય ત્હેનો ઉપ-હાસ કરે એ જરાક અજુગતુ લાગેછે પોતાના સાહિત્યમા નાટકો હોય તો જ એ પ્રકારનો ઉપહાસ કર્વાનો હક પ્રાપ્ત થાય. નાટકોની યોગ્યતા તો સસ્કૃતને જ છે એમ કરીને ઉપ-હાસ કર્વો ઉદ્દિષ્ટ છે—એમ આશય બતાવાય, પરંતુ એમ અર્થ બહુ સભવિત નથી લાગતો.

વિશે વસ્તુસ્થિતિ તો અહિં કહી લ્હેવી જ છે. ×હિન્દી, બંગાળી, ને મરાઠીમાં તે સમયમાં નાટકનું સાહિત્ય (આ પ્રકારનાં નાટકનું સાહિત્ય) હતું જ નહિં એ ઐતિહાસિક સત્ય છે. 'અભિનયકલા'ના મ્હારા નિબન્ધમાં એ વિશે અન્વેષણ કરવા માટે જુદી જુદી ભાષાના નાટકસાહિત્ય તથા રંગભૂમિ વિશે પ્રશ્નમાળા તે તે ભાષાના પ્રવીણોને મોકલી નિશ્ચય મ્હેં કર્યો હતો. અને તે ઉપરથી ફલિત થયું હતું કે સંસ્કૃત રૂપનાં નાટકનું સાહિત્ય આધુનિક કાળમાં જ ઉત્પન્ન થયેલુંછે. પ્રથમ બંગાળી નાટક ઈ. સ. ૧૮૨૧ માં પ્રસિદ્ધ થયું હતું. પૂર્વે કાળમાં બંગાળામાં 'જાત્રા' નામના ખેલ થતા હતા તે આપણી ભવાઈની સંસ્થાના જેવા કાંઇક હતા. પ્રથમ મરાઠીમાં તો સર્વના જાણવામાં છે કે સંસ્કૃત નાટકોનાં ભાષાન્તર પરશુરામપંત ગોડબોલેએ ૫૦ (પચાસ) વર્ષ ઉપર કર્યા ત્હારથી નાટકસાહિત્યની શરુઆત થઈ. તે પૂર્વે જે મરાઠી મંડળીઓ પૌરાણિક કથાઓ ભજવતી તેહેનું સ્વરૂપ જુદું જ હતું. હિન્દી માટે પણ સ્થિતિ જુદી નહિં જણાય.

આમ છે તો ઉપરના પારિપાર્શ્વકના વચનમાં વન્જવાસી અને બંગવાસી (અથવા મહારાષ્ટ્રી) વિશે જે કટાક્ષ છે તે કેવળ વિરોધજનક જ બનેછે. તેમ જ પ્રેમાનન્દના સમયમાં બંગાળી સાહિત્યનો સંપર્ક ગુજરાતને હતો જ નહિં, અને એ સાહિત્યની ઉત્પત્તિ ઈ. સ. ના ૧૫ મા સૈકાથી* એટલે પ્રેમાનન્દની પૂર્વે ૧૦૦—૧૫૦ વરસથી છે ખરી, પરંતુ એ મુદતમાં ગુજરાતમાં હેનો પ્રવેશ થયાનાં પ્રમાણ કાંઇ નથી. આ નાટકના બનાવનારને પોતે આ માર્ગથી પકડાઈ જશે એ માટે સાવચેતી રાખવાનું સૂઝયું જ નહિં હોય એમ જણાયછે.

(૨) અહિં આધુનિક કવિત્વકલ્પનાનાં ઉદાહરણ એક બે બતાવુંછું.—

(a) "ચંદ્રિકા પરભવવા અજો અબ્ધિજ સદાય સંતાપ,
યુવતિ! અવલોકી તે, નિરખી શશિને ત્વરા વડે સાંયે."

(દીપદર્શિકા સત્યભામાખ્યાન, પૃ. ૪૧ શ્લો. ૭)

"ચન્દ્રી ચન્દ્ર નિહાળે, ત્યાગે સવિતા યદા પડે કેડે."

(તે જ પુસ્તક, પૃ. ૮૨ શ્લો. ૧૦)

× રા. કેશવલાલ પણ સ્વીકારેછે કે તે સમયમાં "હિન્દુસ્તાની કે મરાઠીમાં નાટક મૂળમાં લખાયાં જ નહતાં."

('પ્રેમાનન્દ'—પૃષ્ઠ ૨૧.)

* Census of India 1910, Vol I India Part I Report Chap. VII Language, P. 323 Para 549.

આ બને ઠેકાણે ચન્દ્ર અને ચન્દ્રિકા એ બે કાન્ત અને કાન્તા રૂપે કલ્પ્યાછે. આ પ્રકારની કલ્પના આધુનિક કવિતામા કાંઈક પાશ્ચાત્ય કવિતાની છાયારૂપે, જોવામા આવેછે. તેથી સંશય ઉત્પન્ન થાય એમ છે.

(b) પણ આ કરતા વધારે તીવ્ર સંશય ઉત્પન્ન કરનારુ ઉદાહરણ 'તપત્યાખ્યાન'મા જડેછે. એ નાટકમા પૃષ્ઠ ૧૫૮–૧૮૯ એ જોઈએ છિયે કે તપતી અને હેની સખીઓ દેવકન્યાઓ છે તેથી હેમને પાખોવાળી, ઊડનારી એમ કલ્પીછે. આ અસંદિગ્ધ શબ્દોમાં કહેલુછે. પરંતુ આપણા ભારતવર્ષના પુરાણાદિકમા કોઈ પણ દિવ્ય પુરુષ કે સ્ત્રીને—અપ્સરા, ગન્ધર્વ, દેવો કોઈને પણ—પાખોવાળા કલ્પ્યા કદી પણ જાણ્યા નથી. શાકુન્તલ નાટકમા શકુન્તલાને દુષ્યન્તે ના સ્વીકારી તે વખતે રાજભવનેથી પાછી વળી ત્હારે હેને સ્ત્રીના આકારવાળો કોઈ જ્યોતિ ઉપાડીને લઈ ગયો—उत्क्षिप्यैना ज्योतिरेकं जगाम—એમ વર્ણન છે. જગામ ગયો એટલુ જ છે, ઊડી ગયાનુ નામ નથી, અને ઊચકી લઈ ગયાનુ લખ્યુછે તેથી આકાશ તરફ લઈ ગયાનો ભાવ છે ખરો, તોપણ એ લઈ જનારને પાખોની કલ્પના નથી. છઠ્ઠા અંકમા સાનુમતી અપ્સરાનો પ્રવેશ प्रविश्य आकाशयानेन કહીને કરાવ્યોછે. આકાશયાનનો અર્થ 'विमान' અથવા તો 'આકાશમાર્ગ' એમ આપ્ટેના કોશમા છે. જો અપ્સરાઓને પાખો હોય તો આકાશયાન-વિમાન—ની શી જરૂર? આકાશમાર્ગ એટલો જ અર્થ લેતા પણ ઊડીને આવવાની વાત નથી. 'विक्रमोर्वशीय'મા પણ ઊડવાની કલ્પના નથી બતાવી, અંક ૧ લાના શ્લો ૧૨ મા ચિત્રરથ ગન્ધર્વને गगनादवरोहति शैलाग्रे એમ ગગનમાથી ઊતરતો કહ્યોછે, અંક ૨ જા મા (શ્લો. ૮ પછી) ઉર્વશીને आकाशयानेन પ્રવેશ કરતી સૂચવીછે, માત્ર બે સ્થળે उत्पतन શબ્દ વાપર્યોછે, અંક ૧ મા ચિત્રરથ સહિત અપ્સરાઓ નિષ્ક્રમણ કરેછે ત્હેનુ आकाशोत्पतन रूपयन्ति એમ સૂચન છે, અને અંક ૪ શ્લો ૨ જા મા ઉર્વશી ગુમ થઈ તે વિશે स्वर्गायोत्पतिता भवेत् એમ પુરુરવનો તર્ક બતાવ્યોછે. પરંતુ उत्पतनमा ઊડવાનો અર્થ ગૌણરૂપે છે, મુખ્ય અર્થ તો to rise to ascend, to leap (ઊંચે ચઢવુ, કૂદવુ) એમ છે. ઉત્પતન માટે પાખોની આવશ્યકતા જ છે એમ નથી. 'મેઘદૂત'મા મેઘને યક્ષ કહેછે—उत्पतोदङ्मुख खम् ત્હા મેઘને પાખો અર્પી જ નથી.

કોઈપણ સ્થળે આપણામા દેવવર્ગ માટે પાખોની કલ્પના છે જ નહિં. આકાશમાર્ગમા આવવુ જવુ કા તો વિમાનથી અથવા તો લઘિમાસિદ્ધિ (levitation) જેવી કોઈ શક્તિથી માનેલુ જણાયછે. પણ એટલુ તો સિદ્ધ જ છે કે આપણા પુરાણોમા દેવાદિકને પાખોની કલ્પના તો નથી જ કરી (પર્વતોને પાખો હતી તે જુદી વાત છે; એ દેવવર્ગની વાત નથી) Moore's Hindu Pantheon નામના પ્રમાણભૂત પુસ્તકમા ભારતખંડના દેવાલયો, ગુફાઓ, વગેરે સ્થળોના દેવાદિકના શિલામા કોતરેલા રૂપોની છબિયો છે. ત્હેમા પણ કોઈપણ સ્થળે પાખોનુ દર્શન નથી

ગરુડ તથા હેનો મ્હોટો ભાઈ અરુણ એ બે તો પક્ષી જ છે, યદ્યપિ દેવરૂપે માનવ શરીર કલ્પાયછે, તથાપિ પક્ષીપણુ પણ હેમનુ કાયમ છે, એટલે હેમને પાખો હોય તે આ સ્થળે બાધ નહિં આણે. જટાયુ અરુણનો પુત્ર હોઈ એ પણ પક્ષી જ છે.

અથર્વવેદ ૪–૩૪–૬ માં આ વચન જડેછે:—

विष्टारिणमोदनं ये पचन्ति नैनानवर्तिः सचते कदा चन ।
आस्ते यम उप याति देवान्सं गन्धर्वैर्मदते सोम्येभिः ॥

रथीहभूत्वा रथयाने इयाति पक्षीहभूत्वा ऽतिदिवः समेति ॥*

અહિં વિષ્ટારિ બલિ રાંધનારનું પુરુષત્વ યમ નથી હરી લેતો અને હેવો માણસ રથનો ધણી થઈ રથમાં ચઢેછે અને પાંખોવાળો બની આકાશની પાર જાયછે—એ વચનમાં ઊંચે જનાર મનુષ્યને પાંખોનુ અર્પણ થયેલું જોવામાં આવેછે. પરંતુ આ એકલી કલ્પના અને દેવ, અપ્સરા, વગેરેને પાંખોવાળાં બનાવનારી યોજના–એ બે વચ્ચે બહુ અન્તર છે. Muir's Sanskrit Texts Vol. I માં તપાસતાં એ કલ્પનાનો ઉલ્લેખ કહિં જણાતો નથી.

પ્રેમાનન્દે મહાભારતમાંથી તપત્યાખ્યાનની વાર્તા લઈ તે ઉપર પોતાનું નાટક રચ્યું એમ કહેવાયછે. તો મૂળ મહાભારતમાંનું તપત્યાખ્યાન તપાસિયે. હેમાં નીચેનાં વચનો તપતીના આકાશમાં જવા આવવા સંબન્ધી જડેછે:—

(१) एवमुक्त्वा ततस्तूर्णं जगामोर्ध्वमनिन्दिता ।
तपती तपतीत्येव विललापातुरो नृपः ॥

§ ( આદિપર્વ અધ્યાય ૧૮૯ શ્લો. ૧ )

(२) ददर्शे साधिकं सुभ्रूरापतन्ती नभस्तलात् ।
सौदामनीव विभ्रष्टा द्योतयन्ती दिशस्त्विषा ॥

( આદિપર્વ અધ્યાય ૧૮૯ શ્લો. ૩૬ )

અહિં (૧) માં **ऊर्ध्वं जगाम**—ઊંચે ગઈ—એટલું જ છે; અને (૨) માં **नभस्तलाद् आपतन्ती**–આકાશ ઉપરથી પડતી,–એમ છે, વિભ્રષ્ટ ( પડતી ) વીજળી જોડે સરખાવીછે એટલે એકદમ ઊંચેથી નીચે પડતી એમ જ અર્થ સ્પષ્ટ છે.

અહિં ઊડીને જવાનુ કે આવવાનું નામ પણ નથી; અને આખા આખ્યાનમાં પાંખો કે ઊડવા વિશે કાંઇ પણ ઇશારો નથી. એ જ અધ્યાયના ૧૯ મા શ્લોકમાં વસિષ્ઠ ઋષિ એક ક્ષણમાં નિયુત (= લાખ અથવા દસલાખ, અથવા દસ હજાર કોટિ) યોજન વટાવી

---

* Muir's Sanskrit Texts, Vol V. p 307.

§ પ્રકાશકોએ અધ્યાય ૧૭૩–૧૭૫ માં આ કથા છે એમ લખ્યુંછે. ( તપત્યાખ્યાન ગ્રન્થવિવેચન, પૃ. ૧૫ ). પરંતુ મ્હને મળેલી આદિપર્વની પ્રતમાં એ અધ્યાયોમાં તો બકાસુરની કથા છે. અધ્યાય ૧૮૭–૧૮૯ માં તપતીની કથા છે.

સૂર્ય પાસે જઈને ઊભા એમ કહ્યુંછે તે પણ પાંખોથી ઊડીને તો નથી જ; પોતાની અદ્ભુત ઇચ્છાશક્તિથી જ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જઈને ઊભા એમ અર્થ છે. સારાંશ, તપત્યાખ્યાન નાટક લખનારે પાંખોની કલ્પના પોતાની જ બુદ્ધિથી કરેલીછે. આ કલ્પના પ્રેમાનન્દને હાથે થાય ખરી ?

દેવવર્ગને પાંખો હોવાની કલ્પના તો બેબિલોનિયન, આસિરિયન. અને તે ઉપરથી યાહુદી, અને ત્હેમના ઉપરથી મુસલમાન એ ધર્મોમાં જ જોવામાં આવેછે; પ્રાચીન ગ્રીક દેવોમાંથી કેટલાકને પાંખો હતી. જરથોસ્તીમાં પણ હેવી કલ્પના ક્વચિત્ છે. પરંતુ આપણાં વેદપુરાણાદિકમાં તો તે કદી જાણી નથી.

આ હાલતમાં પ્રેમાનન્દ તપતી વગેરેને માટે પાંખોની કલ્પના કરે એ કેવળ અસંભવિત છે. મુસલમાનો કનેથી પરીઓ પાંખોવાળાનું જ્ઞાન હેને થયું હોય. પરંતુ કવિની કલ્પના કરવાની સ્વતન્ત્રતા પણ આ ઠેકાણે નહિં પ્રવર્તે; અને પુરાણમાંથી લીધેલી આ નાટકની વાર્તામાં આ પ્રકારની વિદેશીય અને મ્લેચ્છ કલ્પના પ્રેમાનન્દ મ્હોટાડે એ તદ્દન ન માનવા જેવી વાત છે. તો આ કલ્પના આધુનિક જ જણાયછે.

(૩) એક બીજું બહુ સૂચક ઉદાહરણ ઐતિહાસિક વિરોધનું 'તપત્યાખ્યાન' માં જડેછેઃ—

વેણિકા નામની ગાનારી બે નૂતન બાળાઓ પોતે આણેલી તે બાબત ખુલાસો આપતાં બોલેછે —

"મહારાજ! આ તો હું દક્ષિણ દેશ ભણી ગઈ હતી, ત્હાંથી રાજાધિરાજનું અને આપ સર્વનું મન રંજન કરવાને આમને સાથે તેડતી આવીછું. મહારાજ! આપણા દેશ કરતાં એણી પાના *લોક ગાયનકળામાં વધારે પ્રવીણ હોય એમ મને લાગ્યું, તે પરથી એમને લેતી આવી."

અહિં "દક્ષિણ દેશ"=મહારાષ્ટ્ર એમ જ હું ધારુંછું. સંવરણ રાજાના રાજ્યની દક્ષિણનો ભાગ ઉદ્દિષ્ટ નથી જ.

એ ખરુ કે સંવરણના સમયના વૃત્તાન્તમાં મહારાષ્ટ્રને વિશે પાત્ર કને બોલાવેછે તે કાલવિરોધ (anachronism) છે. પરંતુ એથી વધારે ઉત્કટ કાલવિરોધ ત્રણે નાટકોનાં ભરતવાક્યોમાં છે; ત્હાં તો કૃષ્ણ, યુધિષ્ઠિર અને સંવરણ, હેમની પાસે, જે ભાષા હેમના પ્રત્યેકના સમયથી જમાનાના જમાના વડે છૂટી પડેલી છે તે, ગુર્જરગિરાના ઉત્કર્ષની પ્રાર્થના કરાવીછે.

---

* મહારાષ્ટ્ર આગળ ગુર્જરભૂમિને આ બાબતમાં કવિયે નમતું આપ્યું એ પોતાની ભૂમિના અભિમાનની વિરુદ્ધ કર્યું એ જરાક આશ્ચર્યની વાત છે. પ્રેમાનન્દના ગુર્જરભૂમિ સંબન્ધે અભિમાન વિશે આટલું બધું કહેવાયછે તેથી જરાક આ નોંધ્યુ.

પરંતુ અહિં બતાવવાનો કાલવિરોધ આ પ્રકારનો નથી; નાટકના વૃત્તાન્તના સમયથી પછી થયેલા વૃત્તાન્તનું હેમાં વર્ણન કરાવનારો કાલવિરોધ તે તો સર્વને પરિચિત હોયછે અને અમુક કારણોથી ક્ષમ્ય થાયછે. હેમાં રહેલું અસત્ય તે જાણીજોઈને સ્વીકારાયલું હોયછે; અને હેમાં તો એક પ્રકારનો સાહિત્યવિષયક કૃત્રિમ સ્વીકાર (literary fiction) કલ્પાયછે.§ પણ જે કાલવિરોધ દૂષણરૂપ બનેછે, કપટરૂપ બનેછે, તે ગ્રન્થમાં દર્શાવેલી વાતો ગ્રન્થના કહેવાતા કર્તાના સમયની પછીના સમયમાં જ હયાતીમાં હોય એ પ્રકારને વિશે અહિં ચર્ચા છે. એ કપટ રૂપ બનેછે એમ કહેવામાં ભૂલ્ય થઈ; બનાવટના કપટને પકડવાની કૂંચીરૂપ બનેછે એમ કહેવું જોઇયે.

તો ઉપરતા વેણિકાના વચનમાં મહારાષ્ટ્રના લોકની સંગીતકુશલતા વ્યંજનાદ્વારા ગુજરાત કરતાં ચઢિયાતી કહીછે. તે પ્રેમાનન્દના સમયની સ્થિતિ હશે તો તે અજ્ઞાત છે, પરંતુ હશે તો એ પ્રેમાનન્દના અનુભવની બહાર જ હોવાનો સંભવ છે. પ્રેમાનન્દનો મરાઠી સંસ્થાઓ જોડે સંબન્ધ ના હોવાનાં ઐતિહાસિક કારણો પાછળ ચર્ચી ચૂકાયાંછે. હાલના સમયમાં સર્વના અનુભવની વાત છે કે ગુજરાત કરતાં મહારાષ્ટ્રના લોકો સંગીતકલામાં ચઢતા છે; અને તે અનુભવના યોગે જ આ વેણિકાના વચનમાં એ વિશે ઉચ્ચાર થયેલોછે; અને હેમાં આ નાટકનો કર્તા આધુનિક તરીકે પકડાઈ જાયછે. એ રચનારે પોતાના ખરા નામથી નાટક પ્રસિદ્ધ કર્યું હોત તો આ વેણિકાના વચનમાંનો કાલવિરોધ (anachronism) દૂષણ રૂપ ન થતાં રમૂજ તરીકે ઇષ્ટ થાત; પરંતુ પ્રેમાનન્દને નામે નાટક ચઢાવ્યાથી જુદા પ્રકારનો કાલવિરોધ બની જઈ દૂષણ બનેછે.

આ બાબતમાં ફરીથી ચેતવવાની જરૂર નથી કે પ્રેમાનન્દના મરાઠી સંસ્થાઓ જોડે સંબન્ધની સાબીતી આ વેણિકાના વચનમાંથી કાઢવાની નથી. આ આપણી તપાસમાં સર્વ અન્વેષણના મૂળ નિયમો પ્રમાણે જ ચલાશે. એક મૂળ નિયમ હેવો છે કે જ્ઞાત ઉપરથી અજ્ઞાત ઉપર જવાય; અજ્ઞાત ઉપરથી જ્ઞાત ઉપર ના જવાય; અથવા અજ્ઞાતને જ્ઞાતવત્ માની લઈ જ્ઞાત જોડે વિરોધ આવતો હોય તો જ્ઞાતને ખોટું ના ઠરાવાય. અહિં આ નાટકોનું પ્રેમાનન્દનું કર્તૃત્વ તે અજ્ઞાત વસ્તુ છે, અને પ્રેમાનન્દના સમયમાં મરાઠી સંસ્થાઓની છાપ ગુજરાત ઉપર પડી ન્હોતી એ—ઇતિહાસાદિકથી સિદ્ધ હોવાને લીધે—જ્ઞાત છે. અને તેથી પ્રેમાનન્દને મહારાષ્ટ્રના લોકોની ગાયનકલાની પ્રવીણતા વિશે માહિતી હોવાનો સંભવ નથી. એ નંદુરબારમાં રહ્યા'તા એ ખરું; પણ નંદુરબાર તે આ સંબન્ધે મહારાષ્ટ્ર નથી એ પાછળ બતાવેલુંછે.

---

§ પરંતુ એ પ્રકારનો કાલવિરોધ પણ ભરતવાક્યોમાં પ્રેમાનન્દ આણે એ સંભવતું નથી. પ્રસ્તાવનાઓની વાત જુદી છે. હેમાં તો કવિના સમયમાં જ સૂત્રધારાદિક બોલેછે એમ કલ્પના હોયછે. પણ ભરતવાક્યમાં તો પાત્ર જનનાં વચનો હોયછે. હેમાં હાવા કાલ વિરોધ કરવાની રીત્ય શેક્સપીઅર વગેરેના નમૂના ઉપરની હોઈ પ્રેમાનન્દને પરિચિત હોવાનો સંભવ નથી. અને એ પ્રકાર અપ્રેમાનન્દીય લાગેછે.

( ख )—૩

હવે પ્રેમાનન્દની રસિકતાને વિરોધી એક પ્રકારનું દર્શન થાયછે તે બતાવુંછું. 'તપત્યાખ્યાન' પૃષ્ઠ ૧૮૯-૧૯૦ માં તથા પૃષ્ઠ ૧૯૩ મે તપતી તરફ સંવરણની કને કેટલીક હેવી તો ગ્રામ્ય શૃઙ્ગારચેષ્ટાઓ કરાવીછે કે ઉચ્ચ રસિકતાને મ્હોટો ક્ષોભ ઉત્પન્ન થાયછે. એ ચેષ્ટાઓ પ્રયોજનહીન અને અનાગરિક છે. ગ. કેશવલાલે કહ્યુંછે—"પ્રેમાનન્દે સંસ્કૃતના ઉત્તમ આદર્શના પરિચયને લીધે ભવાઈની અશ્લીલતાનો ત્યાગ કર્યો ત્હેની સાથે ત્હેની ગ્રામ્યતાનો પણ ત્યાગ કર્યો હોત તો હેનાં નાટકોનું મ્હોટું કલંક દૂર થાત." ('પ્રેમાનન્દ'-પૃ. ૨૬ ). અહિં ગ્રામ્યતા રુક્મિણી સત્યભામા વચ્ચે હલકા કલહ વગેરેની જ ઉદ્દિષ્ટ છે. પરંતુ ઉપરની શૃઙ્ગારચેષ્ટાઓ ગ્રામ્ય કરતાં પણ આગળ વધી અશ્લીલની કક્ષામાં જ જાયછે, અને ભવાઈની અશ્લીલતાનો ત્યાગ એ ઠેકાણે તો જણાતો નથી. આ અશ્લીલતાની સાથે કાલિદાસની નાગરિક મર્યાદા મરખાવી જવાયછે. ચુમ્બન જેવા રસિકતાનો ભંગ ના કરનારા ઉપચારમાં પણ—**कथमप्युन्नमितं न चुम्बितं तु** એમ શકુન્તલાને સંબન્ધે દુષ્યન્તના ચુમ્બનની અસિદ્ધ સ્થિતિ જ પ્રેક્ષક વર્ગ આગળ રાખીને પડદો પાડી દેવામાં કાલિદાસની સૂક્ષ્મ રસિકતા સમાઈછે. અને અહિં **સંવરણની** ચેષ્ટાઓનું નામ પણ આ સ્થળે દેનાં સંકોચ થાયછે.

કહેશે કે એ જ પ્રેમાનન્દે 'ઋષ્યશૃઙ્ગાખ્યાન' માં તેમ જ કાલિદાસે 'મેઘદૂત' ના કેટલાક ભાગમાં અને 'કુમારસંભવ' ના ૮ મા સર્ગમાં નિર્લજ્જ શૃઙ્ગાર વર્ણવ્યો જ છે તો. પરંતુ એ શૃઙ્ગારની નિર્લજ્જતાનો બચાવ કરવાનો હેતુ ન રાખીને તારતમ્ય બતાવવાનું એ છે કે એ વર્ણનાત્મક કાવ્યમાંનાં શૃઙ્ગારવર્ણનો ઉદ્દીપક છતાં અશ્લીલતાની કોટિમાં નથી આવતાં, અનાગરિક નથી બનતાં; અને નાટકમાં સંવરણની ચેષ્ટાઓ એથી ઓછી ઉત્કટતાવાળી છતાં, નાટકના દૃશ્યસ્વરૂપને લીધે, ભજવતી વખતે ગ્રામ્યતા પ્રત્યક્ષ થવાથી અશ્લીલતા ઉત્પન્ન થાય જ; પણ એ દૃશ્ય કાવ્ય વાચતાં પણ હેનું દૃશ્યત્વ કાયમ રહીને પાત્રજનની કૃતિયો પ્રત્યક્ષવત્ થવાથી લગભગ એટલી જ અશ્લીલતા ઉપસ્થિત થાયછે. આ એ અશ્લીલતાનું સ્વરૂપપરીક્ષણ છે.*

---

* અશ્લીલતાનું આ સ્વરૂપપરીક્ષણ હાલ ઇંગ્લાંડના એક પ્રખ્યાત ઑપેરા લખનારે પણ કરેલુંછે તે તરફ મ્હારું ધ્યાન આ વિચારો નોંધ્યા પછી અણધાર્યું ખેંચાયું. "The Sketch" નામના સાપ્તાહિક સચિત્ર પત્રમાં ( તા. ૨૫ મી ઑગસ્ટ ૧૯૦૯ ના અંકમાં ) Motley Notesના મથાળાના છુટક પૅરેગ્રાફોમાં આરમ્ભમાં જ એ આવેછે. કર્નલ લૉક્વુડે એમ શઙ્કા ઉત્પન્ન કરી હશે કે વાર્તાના ગ્રન્થો ઉપર censor ( સરકારી ગ્રન્થપરીક્ષક )નો અધિકાર નથી, તો પછી નાટક ઉપર શા માટે જોઇયે? વાર્તામાં અને નાટકમાં ફેર શો છે? તે ઉપર સર ડબલ્યૂ. એમ. ગિલ્બર્ટ ( ઑપેરાલેખક ) કહેછેઃ—

"There is a very wide distinction. In a novel, when you read that Eliza slipped off her dressing gown and stepped into a bath, there is no objection to it, but if that were represented on the stage it would be a very different thing."

પરંતુ આ સર્વ પરીક્ષાનું તાત્પર્ય એ છે કે પ્રેમાનન્દ જેવો સુઘડ રસિક કવિ હાવી અશ્લીલતામાં પડે એ સંભવતું નથી. માટે આ કારણથી પણ આ નાટકના હેના કર્તૃત્વ વિશે શક પડેછે.

(ख)—૪

હવે વિદેશીય કહેવતોનું દર્શન કરિયે —

(૧) "એક કાંકરે અનેક પક્ષી પડે."

('રોપદર્શિકા સત્યભામાખ્યાન' પૃષ્ઠ ૧૬૬)

---

એ પેરેગ્રાફ લખનાર કહેછેઃ--" Here you have the whole case in a nut-shell."

આ ભેદનું ઊંડું કારણ એક એ છે કે કાવ્ય, વાર્તા, વગેરેમાંના વર્ણનના વૃત્તાન્ત વાચકની આગળ પ્રત્યક્ષ ના હોઈ હેમાંની સ્થિતિનું દર્શન કલ્પનાશક્તિના સૂક્ષ્મ પડદાની દ્વારા થાયછે; એ કલ્પનાનુ અન્તરપટ અગમ્ય રીતે રસનિષ્પાદક બનેછે, અમર્યાદ અંશને ગાળી કાઢેછે, મલાઝો સાચવેછે, અને ચારુતા ઉત્પન્ન કરેછે. વસ્ત્રહીન સુન્દરતાનુ દર્શન અને આછા પણ વસ્ત્રથી ઢંકાયલી સુન્દરતાનું દર્શન એ બેમાં જે ફરક છે તે પ્રકારનો ફરક અહિં છે. કલ્પનાનુ અન્તરપટ આવીને દશ્ય વસ્તુને ભાવનામય બનાવી દેછે અને વાસ્તવિકતાની અશ્લીલતામાંથી બ્હાર કાઢેછે.

નાટકમાંની સ્થિતિ પ્રેક્ષકની નજર આગળ પ્રત્યક્ષ હોવાથી આ કલ્પનાનો પડદો ખસી જાયછે, ભાવનાનો ઢોળ ચઢતો નથી, અને અશ્લીલતાનુ પરિણામ ઉત્પન્ન થાયછે.

ચિત્રમાં તેમ જ શિલ્પમાં સ્થિતિ કાંઈક પ્રત્યક્ષને મળતી છે ખરી, પરંતુ હેમાં સૂક્ષ્મ ભેદ છે; ચિત્રમાં ને શિલ્પમાં વર્ણનવિષય વસ્તુ નાટકમાં અભિનય થતી વસ્તુ જેટલી અને જેવી પ્રત્યક્ષ નથી. હેમાં કલ્પના વ્યાપારને, કાવ્યવાર્તા કરતાં ઓછે દરજ્જે પરંતુ નાટક કરતાં વિશેષ અંશે, માર્ગ મળેછે, એ વ્યાપાર આવશ્યક છે. યુરોપ અમેરિકામાં Living Picturesનાં દર્શનોમાં જે અશ્લીલતા અથવા મર્યાદાભંગ ઉત્પન્ન થાયછે તે ચિત્રશિલ્પમાં નથી થતાં. કાવ્યવાર્તાનાં વર્ણનો અને નાટકનાં દર્શનો વચ્ચે જે ભેદ છે તે રીત્યનો જ ભેદ ચિત્રશિલ્પ અને Living Picturesની વચ્ચે છે.

વળી નાટક ગ્રન્થ અને નાટકનો અભિનય એ બે વચ્ચે પણ કાંઈક અશ્લીલતામાં અંશરૂપે ભેદ આવશે, પરંતુ તે અતિ અલ્પ જ, અને નાટક અભિનેય જ હોવાથી ગ્રન્થમાં અશ્લીલતા લગભગ અભિનય જેવી જ આવશે. સર્વથી પરાકાષ્ઠ અશ્લીલતાની નાટકના અભિનયની પણ પાર જઈ વાસ્તવિક જીવન વૃત્તાન્તમાં આવશે. આમ--

આ વિશે ફૂટનોટમાં પ્રકાશકો લખેછે —

"હાની સાથે ઇંગ્રેજી કહેવત સરખાવવી ઘટેછે. "To kill two birds at one stroke" (ખરૂ જોતાં to kill two birds with one stone' એમ અંગ્રેજી કહેવત છે.)

આમ હેમણે સૂચવ્યું ના હોત તોપણ આ સામ્ય એટલુ તો ઉત્કટ છે કે આપોઆપ તે તરી આવત.

આ સામ્યથી મ્હારી શઙ્કા સબળ રૂપ ધારણ કરેછે. અનેક કારણો છે. આ પ્રકારનુ કહેવત ગુજરાતીમાં આજ સુધી જાણ્યુ નથી, અને પ્રાચીન વખતમાં હોવાનો સંભવ

(૧) કાવ્યવાર્તા વગેરે, (૨) ચિત્ર તથા શિલ્પ, (૩) Living Pictures, (૪) નાટક ગ્રન્થ, (૫) નાટકનો અભિનય, અને છેવટે (૬) વાસ્તવિક જીવન,—એમ ઉત્તરોત્તર ચઢતે ક્રમે અશ્લીલતાનો સંગ્રહ કરેછે, અને મર્યાદાભંગથી વિરુદ્ધ રીત્યે એ છ સંસ્થાઓમા એ સંબન્ધી ચારુતાનો અંશ વિપરીત ક્રમે પ્રવર્તેછે.

નાટકો માટે Censorની જગા કાઢી નાખવી કે કેમ તે પ્રશ્ન માટે ઇંગ્લાંડમા થોડી મુદત ઉપર નીમાયલી કમિટીના રિપોર્ટમાં નીચે પ્રમાણે અભિપ્રાય એક બતાવાયોછે —

"The existence of an audience, moved by the same emotions, its members conscious of one another's presence, intensifies the influence of what is done and spoken on the stage"

(અર્થ—" નાટક માટે પ્રેક્ષક મંડળ હાજર હોયછે, એ મંડળમાસર્વ ઉપર એકસરખી લાગણીઓની અસર થાયછે, અને એ મંડળના જનોને એક બીજાની હાજરીનું જ્ઞાન રૂહેછે, આ સર્વ કારણથી રંગભૂમિ ઉપર બોલાયછે અને કૃતિથાયછે ત્હેની અસરવધારે તીવ્ર થાયછે")

આ પરીક્ષા સત્ય છે, પણ અશ્લીલતાના ઊંડા મૂળનો સ્પર્શ કરનારી નથી. એ અસર તીવ્ર શા માટે થાયછે? એ પ્રશ્નનો ઉત્તર તો મ્હેં હમણા બતાવેલા અન્વીક્ષણમા મળશે. તે ઉપરાંત,—અહિં કહેલું પ્રેક્ષકજનોનું અન્યોન્યની સમક્ષતાનું જ્ઞાન પ્રથમદર્શને લજ્જા ઉત્પન્ન કરના નીવડવુ જોઇયે, પરંતુ—લજ્જા ઉત્પન્ન કરનારા પ્રકારો ભજવાયે જ જવાથી અને બધા સાથે સપડાઈ એ પ્રકારોથી પરિચિત થઈ જવાથી—એ જ જ્ઞાન લોકોની મર્યાદાબુદ્ધિને જડ બનાવી દેછે, એ પણ અનિષ્ટ પરિણામ થાયછે.

પરંતુ આપણી પરીક્ષામાં આ પરિણામ અપ્રસ્તુત છે. પ્રસ્તુત વાત તો એ જ છે કે એ જડતા થઈ જવાની પૂર્વે, એ મંડળના સામીપ્યનુ જ્ઞાન અશ્લીતાનુ ભાન વિશેષ તીવ્ર કરનારું બનેછે. (ઉપર કહેલી કલ્પનાની શક્તિ (વાર્તાઓને સબન્ધે) કેવળ અધમ ગ્રામ્ય વર્ણનને તો સત્કાર નહિં જ આપી સકે, એ કહેવાની જરૂર નથી.)

નથી જણાતો. આ કહેવતમાં સમાયલો વિચાર આપણે તો "એક પંથ દો કાજ" એ હિન્દુ કહેવતથી જ દર્શાવતા આવ્યા છિયે, અને એ રૂઢતા ધ્યાન ખેંચનારી છે. શિષ્ટ-વર્ગમાં ગુજરાતમાં શિકારનો પરિચય હેવો નથી,—એ પરિચય લુપ્ત થયે જમાના થઈ ગયાછે,—કે જેથી કહેવતના રૂપમાં રૂઢ સ્થિતિ પામીને આ પ્રકારનો વિચાર સ્થૂલ રૂપમાં બંધાય. કહેવતો તે પ્રજાના રીતરિવાજ, સંસ્થાઓ, જીવન, ઇત્યાદિનું પ્રતિબિમ્બ હોયછે. અને પ્રસ્તુત કહેવત રૂપ પ્રતિબિમ્બ માટે ગુર્જર પ્રજાના—શિષ્ટ પ્રજાના—જીવનાદિકમાં મૂળબિમ્બ જડતું નથી.

આ શઙ્કાના ઉત્તરમાં રા. કેશવલાલ કહેછે કે એ "પ્રેમાનન્દનાં બીજાં કાવ્યો ન વાંચ્યાનો પરિણામ છે. દ્રૌપદીહરણમાં શિકારનું સામાન્ય વર્ણન આપ્યુંછે તે કોરે રાખતાં અષ્ટાવક્રાખ્યાનમાં જનક વિદેહની મૃગયાના વર્ણનનું પ્રકરણ કોઇ જોશે તો સહેજ ત્હેના જાણવામાં આવશે કે એ વિશે મૃગયારસિક મરાઠા મુસલમાન અને રજપૂતના સમયમાં થયેલો પ્રેમાનન્દ નંદરબારના રાજાના સમાગમમાં શિકારની સારી માહિતી ધરાવતો હતો."

( 'પ્રેમાનન્દ', પૃષ્ટ ૨૩ )

આ છેલ્લા વાક્યમાંના વચન માટે કાંઇ ઐતિહાસિક પ્રમાણ હશે? કે માત્ર 'દ્રૌપદી-હરણ' અને 'અષ્ટાવક્રાખ્યાન'માંના શિકાર સંબન્ધી ભાગ ઉપર જ એટલું બધું તદ્રૂપ સ્થિતિનું અનુમાન રચાયું હશે? કેમકે માત્ર મરાઠા, મુસલમાન, અને રજપૂતના સમયમાં થવું એટલાથી સિદ્ધિ થતી નથી; પરંતુ તે લોકો જોડે ગાઢો સહવાસ, હેમની સાથે શિકારે જવા આવવાની ટેવ, ઇત્યાદિ હોય તો શિકારનાં વચનો જોડે પરિચિતતા ઉત્પન્ન થવી સંભવે. નંદુરબારના રાજા સાથે સમાગમ પ્રેમાનન્દનો શો, કેટલો, કેવો હતો તે વિશે ઐતિહાસિક વૃત્તાન્તની અપેક્ષા રહેછે.

પરંતુ આ બે ગ્રન્થોમાં શિકાર સંબન્ધી વર્ણન શુ છે તે જોઇયે. 'દ્રૌપદીહરણ'માં શિકારનુ સામાન્ય વર્ણન છે એમ રા. કેશવલાલ પોતે જ કહેછે. એ સામાન્ય વર્ણનથી આપણા પ્રશ્ન ઉપર વિશેષ પ્રકાશ પડે એમ નથી. તેમ જ એ વર્ણન ઉપરથી એ લખનારને પ્રત્યક્ષ મૃગયાનો અનુભવ હોય એમ નિઃસંશય ફલિત થતું નથી.

'અષ્ટાવક્રાખ્યાન'માં મૃગયાનું વર્ણન ૧૨ મા કડવામાં શ્લોક ૨૫ થી ૩૫ સુધીમાં આવ્યુંછે, ત્હેમાં વિશિષ્ટતા એટલી જ છે કે શિકારમાં ઉપયોગમાં આવતાં તથા શિકારમાં મરાતાં જાનવરોનાં નામ, તેમ જ મૃગયાના જુદા જુદા પ્રકારનાં નામ તથા સ્વરૂપ હેમાં આપ્યાંછે. જેમકે,—બાજ, જુર્રી, બૈરી, ઝઘર, લગરા, તુરમચી, કુહી, વાસ, સાગોષ, રાની બિડાલ, ચિત્રા, શિકારી કૂતરા; તથા—ઘેર, ગાડ, ડોર, ફંદ, મૂળ, હાંધ, પશુ, પક્ષી, ઘંટા-વળી, વેગ, એ નામની મૃગયાઓ. આ ઉપરથી એમ તો કાંઇ ના કહેવાય કે શિકારનો સ્વતઃ પરિચય આ કવિને હશે. શિકાર સંબન્ધી શબ્દો તે લોકો કનેથી નોંધી લેઈને તેમ જ કેટલાંક પુસ્તકો ઉપરથી ટાંકી લઈને, આ રચના થવી બિલકુલ અશક્ય નથી. આ મૃગયાના પ્રકારોમાં મૂળ, પશુ, પક્ષી, ઘંટાવળી અને વેગ, એ નામો તો સંસ્કૃત જેવાં જ.

સ્પષ્ટ છે, અને તે શિકારી ભીલ વગેરેની ભાષાનાં નથી; એટલે ખાસ શિકારી વર્ગ કનેથી પ્રાપ્ત થયાં હોય એ તદ્દન અસંભવિત છે. અસ્તુ,—પરંતુ હાથમાંથી કોઇ સ્થળે શિકારી લોકોનાં ખાસ કહેવતો તો નજરે પડતાં નથી જ. આ બે સ્થળોમાંનાં શિકારનાં વર્ણનોથી બહુમાં બહુ એ જ તર્ક થઈ સકે કે આ કવિયે શિકારના શબ્દોની અને સ્વરૂપની માહિતી કેટલીક મેળવી હતી. પણ શિકારી તરીકેના જીવનથી જે કહેવત રૂપી ભાષાશરીર બંધાય તે માટે ખુલાસો મળવો હજી બાકી રહેશે.

ખાસ એટલા માટે કે આ કહેવત—"એક કાંકરે અનેક પક્ષી પડે" તે—કોઇ ભીલ કે હેવા વર્ગની ભાષાનું નથી· શિષ્ટ ગુજરાતી ભાષામાં દેખા દે છે. 'અનેક,' 'પક્ષી' એ શબ્દો શિષ્ટ ભાષાના છે. 'ઘણાં' 'પંછી' કે હેવા શબ્દોની આશા શિકારી વર્ગના કહેવતમાં રખાય. પ્રેમાનન્દે હેને સંસ્કાર આપીને કહેવત શિષ્ટ ભાષાનું બનાવ્યું હેવી કલ્પના જરાક દુર્ઘટ અને તાણી તૂશીને આણેલી બનશે. તેમ રુક્મિણી જેવા પાત્રના મુખમાં એ કહેવત મૂકેલું છે, તે સ્ત્રી-પાત્ર છે તો 'પંખી' એમ તો શબ્દ વાપરે.

કહેવાનું તાત્પર્ય એ કે આ શિષ્ટ ભાષાનું કહેવત શિષ્ટવર્ગના જીવનનું પ્રતિબિમ્બ જ બની સકે; અને તે વર્ગમાં શિકારનો પરિચય હતો નહિં અને હજી પણ નથી. રજપૂત જેવામાં હોય એમ સંભવે,—તો પ્રેમાનન્દને રજપૂતો જોડે ગાઢ સહવાસ હતો એમ માનવાને કલ્પના શિવાય બીજો આધાર નથી. અને જો એમ શિષ્ટરૂપમાં કહેવત હતું તો હવે રજપૂત વગેરે વર્ગમાંથી લુપ્ત કેમ થયું? આ સબળ શઙ્કા છે. વળી, ઊંડું તપાસતાં જણાશે કે આ કહેવત શિકારી જીવનના અંગનું એટલું નથી. ઇંગ્લાંડના બાલકોના ખુલ્લી હવામાં ફરીને પશુ પક્ષી તરફ સ્વચ્છન્દ વર્તનની સાથે જોડાયલું આ કહેવત વિશેષ લાગેછે. તે જીવન આપણા દેશમાં નથી જ.

આથી પણ વિશેષ સ્વરૂપ આ પ્રકારની કહેવતનુ એક જોવાનુ છે. માત્ર શિકારનો જ સંબન્ધ નહિં, માત્ર પશુપક્ષી સાથેના સ્વચ્છન્દ વર્તનના સ્વભાવનો સંબન્ધ નહિં, પણ આ અને હેવી કહેવતોમાં એ મારેલાં પક્ષી આદિક ખાવાના પદાર્થ તરીકે શિકારનો વિષય બનેલાં હોયછે. આ પ્રકારનો આહાર જેના પરિચયમાં નહિં હેવા વર્ગના પ્રેમાનન્દ કવિને આ કહેવતનો પરિચય પણ ના સંભવે. જે સમયમાં—બૌદ્ધ ધર્મનો પ્રભાવ પ્રવર્તીને પાછો અસ્ત થયો હતો તેથી કે ગમે તે કારણથી—આ પ્રકારના આહારથી બ્રાહ્મણાદિ વર્ગ હજી તદ્દન છૂટયો ન્હોતો, તે સમયના સાહિત્યગ્રન્થોમાં હાવી કહેવતો દર્શન દેછે.

ઉદા૦—

वरं तक्कालोवनदा तित्तिरी ण उण दिअहंतरिदा मोरी ।
( वरं तत्कालोपनता तित्तिरी न पुनर्दिवसान्तरिता मयूरी )

( વિદ્ધશાલભંજિકા, અં. ૧ )

(અર્થ,—તત્કાળ મળેલી તીતરી ભલી, પણ એક દિવસ પછી મળવાની ઢેલ [કામની] નહિં.)

આ કહેવતનું આથી પણ પ્રાચીન સ્વરૂપ વાત્સ્યાયનના 'કામસૂત્ર'માં છે—**वरमद्य कपोतः श्वोमयूरात्.** (અર્થ —કાલ્ય મળનાર મોર કરતા આજ મળેલું કબૂતર ભલુ.)

પરંતુ આ વિશે વિશેષ તર્ક વિતર્કની જરૂર નથી. મ્હારે મન તત્ત્વ તો જુદું છે. શિકાર સબન્ધી અનુભવ, સંપર્ક વગેરે પ્રેમાનન્દને હતા કે નહિ તે એક રીતે ગૌણ પ્રશ્ન છે. મુખ્ય વાત તો એ છે કે અગ્રેજી કહેવતોને મળતી આપણી કહેવતો ઘણી વાર જડે છે, પરંતુ કાંઇ ને કાંઇ હેમાં વિશિષ્ટતા જણાવનાર ફરક હોયછે, પણ આ કહેવતમા તો અગ્રેજીની સાથે (અનેક–અને two એટલો નજીવો ફરક બાદ કરતા) અક્ષરશઃ તદ્રૂપ સામ્યવાળુ કહેવત ગુજરાતીમા શી રીતે પ્રગટ થયુ? એ કાકતાલીય યોગનો પ્રસગ અત્યન્ત અસભવિત છે.

અગ્રેજી જોડે મળતા છતા ભિન્નતાનુ લક્ષણ હોઈ જાતીય સ્વતન્ત્રતાવાળી કહેવતના દાખલા માટે દૂર શોધવા જવુ નહિ પડે ઉપર જ કહેલી કહેવતો—**वरमद्यकपोतः श्वोमयूरात्** અને **वर तत्कालोपनता तित्तिरी न पुनर्दिवसा तरितामयूरी** તે અગ્રેજી કહેવત—'A bird in the hand is worth two in the bush" ની સાથે જેટલી મળતી છે તેટલી જ પોતાનુ સ્વતન્ત્ર અસ્તિત્વ સ્થાપનાર વિશિષ્ટ લક્ષણવાળી પણ છે,—જે સ્વરૂપ "એક કાનરે અનેક પક્ષી પડે' એ કહેવતમા નજરે નથી પડતુ

અગ્રેજીને મળતુ બીજુ એક કહેવત રા. કેશવલાલ બતાવેછે,—"કાગડો કામઠીને ધીરે હેવો નથી" આ કહેવત 'તપત્યાખ્યાન'મા પૃ. ૧૩૬ મે જડેછે "કાગડો કામઠીને ન ધીરે"—એમ રહ્યા છે આ કહેવતને મળતુ અગ્રેજી કહેવત કિયુ હશે તે મ્હને સમજણ પડતી નથી સુલોચનાની સખીઓએ વસતક કનેથી કપટ કરીને સવરણની ગુપ્ત વાત કઢાવી લીધી તે વિશે સુલોચના કહેછે—

"કાગડો કામઠીને ન ધીરે તેને તમે પાશમા પકડી લીધો"

હાના બે અર્થ સભવે —

(૧) તીર ચઢાવ્યા વિનાની કામઠી પણ ઊંચી કરતા વાત કાગડો ઊડીને જતો રહે,—હેવો સાવધ,

(૨) તીર સહિત કામઠી ઊંચી કરો તેટલામા, તો ઊડી જાય,—હેવો ચતુર,

(૧) મા ભયનો સભવ પણ ના છતા વેળાસર સાવધપણુ વાપરે,

(૨) મા એમ કે સીધે રસ્તે ના હાથ આવે—નિશાન તાકીને—હેને આડે રસ્તે પાશમા પકડયો.

આ રીતે અર્થ એક સામાન્યરૂપનો એ સભવે કે કાગડાની નજર આગળ કામઠી

વગેરે સાધન વાપરે, તો તે સટકી જાય, માટે આડકતરી રીત્યે હેનાથી ગુપ્ત ઉપાય વાપરીને પકડાય આટલા સામાન્ય તત્ત્વના ઝીણા તન્તુ ઉપર સામ્યનો આધાર ગખનારું માત્ર એક અંગ્રેજી કહેવત બાઇબલના એક વચનમાં જડેછે —

" In vain is the net spread in sight of any bird."

પરંતુ એ સામ્ય ખરું નથી. કાગડાવાળા કહેવતનો ઉદ્દેશ તો જુદો જ છે. તે એ જ કે શીધા નિશાનથી ના પકડાય તે પાશના આડકતરા ઉપાયથી પકડાયો અથવા, ચાલાકમાં ચાલાકને યુક્તિથી પકડ્યો. એટલે આ કહેવતમાં અંગ્રેજી કહેવતનું સામ્ય જડતું તો નથી આ કહેવતને મ્હેં અંગ્રેજીમાથી આણેલું કદી કહેલું નથી અને ઉપર કહ્યું તેમ શિકારના વચનના પરિચયનો પ્રશ્ન મુખ્ય નથી પરંતુ અંગ્રેજી કહેવત જોડે તદ્રૂપતાથી ઉત્પન્ન થતા સંશયનો છે.

" એક કાંકરે અનેક પક્ષી પડે " એ શિવાય બીજાં પણ એક બે અંગ્રેજી ઉપરથી જ ઘડાયેલા કહેવતો નજરે પડેછે તેથી વળી સંશય વિશેષ બળવાન્ થાયછે,—

(૧) " વાટ જોનારને વેળા લાંબી થાય."

('રેવાદર્શિકા સત્યભામાખ્યાન,' પૃ. ૨૨૭)

ગુજરાતીમાં આ કહેવત પરિચિત નથી. અંગ્રેજીમાં—"Time seems long to those that wait."—એ વચન રૂઢ છે, હેનું જ આ ભાષાન્તર જેવું જણાયછે. આ માટે વધારે ટીકાની જરૂર જ નથી આ બે વચનો સામસામાં ધર્યાં એટલે હેમાં સર્વ ટીકા આપોઆપ આવી જશે

(૨) " ભાગવો ઊંદર અને ખોદવો ડુંગર."

( 'પાચાલી પ્રસન્નાખ્યાન', પૃષ્ઠ ૧૧૩ )

" A mountain in labour and a mouse out of it "—એ કહેવતનો પ્રતિધ્વનિ હામાં સંભળાયછે એમ મ્હને લાગેછે ઈસપની વાર્તા ઉપરથી આ કલ્પના ઉત્પન્ન થયેલી, અને ઈસપની વાર્તાઓ તે એક દેશની આગવી મિલકત નથી, પરંતુ મનુષ્ય પ્રજાની મઝિયારી મતા છે, એ ખરું, તોપણ ગુજરાતીમાં તો એ વાર્તાઓનો પ્રચાર અંગ્રેજી ઉપરથી ભાષાન્તર થયા પછી જ છે, અને તે ઉપરથી આ કહેવતની ઉત્પત્તિ ગણિયે તો પણ પ્રેમાનન્દના કાળ પછીની વાત થશે. આ કહેવતની પ્રમાણ તરીકેની કીમત હદ ઉપરાંત કરવાનો આગ્રહ હું નહિં રાખું, પરંતુ ઉપરના બેની સાથે આ ત્રીજું મળીને બળ વધેછે.

( ख )—૯

આ વિદેશીય કહેવતોના આભ્યન્તર પ્રમાણની મદદમાં અંગ્રેજી ઢબના વચનો, શબ્દો, વગેરે કેટલાક આ નાટકોમાં જડેછે —

(૧) " પારિપાર્શ્વક—* * * ગમે તેમ થાઓ, પરંતુ કહો કે તમે ઉત્તમ પાત્રની જે દેવગિરા તેનો તો ગોરો વાળી તેને ઠામે ગુર્જરગિરા વાપરશો, પણ સામાન્ય પાત્રની બાલભાષા વિશે શું બોલોછો ? "

( 'રોપદર્શિકા સત્સભામાખ્યાન,' પૃષ્ઠ ૧૫ )

અહિં 'ગમે તેમ થાઓ' એ વચન આધુનિક અને અંગ્રેજી ઢબનું છે તે વિશે મતભેદ થાય તો તે વાત બાજૂ ઉપર રાખીશું. પણ 'કહો કે' એ વચન તો અંગ્રેજી " say " અથવા " let us say " એમ વાક્યમાં વચમાં બોલાય છે તે રીત્યનું જ છે અને ગુજરાતી રૂઢિની વિરુદ્ધ જ છે. આ રીત્યનો 'કહો કે'નો પ્રયોગ (let us grant હેવા અર્થમાં ) મુંબાઈના 'ગુજરાતી' પત્રે ઘણાં વર્ષ ઉપર શરૂ કરેલો મ્હને યાદ છે, તે પૂર્વે એ અંગ્રેજી ઢબ વર્તમાનપત્રની ઉપભાષામાં પણ ઉત્પન્ન થઈ યાદ નથી.

અહિં—" કહો કે—બાલભાષા વિશે શું બોલો છો ? " એમ 'કહો કે'નો સંબન્ધ છેવટના પેટાવાક્ય જોડે છે, અને તેથી 'say'ના અર્થમાં એ વચન નથી (અર્થાત્, 'ગુર્જરગિરા વાપરશો' એ વાક્ય જોડે સંબન્ધ નથી,)—એમ પણ બચાવ નહિં થાય; કેમકે 'ગુર્જરગિરા વાપરશો' એમ વાક્ય પૂરુ થઈ, પછી 'પણ' શબ્દથી ઉપરનું વાક્ય શરૂ થાયછે; 'પણ' શબ્દ વચમાં આવી એ સંબન્ધ અશક્ય બનાવેછે.

(૨) " કૃષ્ણદેવ—વયસ્ય ! તારી વાતમાં મને પૂર્ણ વિશ્વાસ છે. "

( 'રોપદર્શિકા સત્સભામાખ્યાન,' પૃષ્ઠ ૧૬૫ )

'વાતમાં વિશ્વાસ' એમ સપ્તમી વિભક્તિ ગુજરાતી રૂઢિની વિરુદ્ધ છે,—ગુજરાતીમાં તો 'ત્હારી વાત ઉપર વિશ્વાસ છે' એમ જ કહેવાય. અંગ્રેજી I have faith in your words'ની છાયા આ ઠેકાણે પડીછે. સંસ્કૃતમાં तववचने विश्वसिमि કહેવાયછે એ ખરું; પરંતુ ગુજરાતીમાં એ રૂઢિ લુપ્ત થઈને 'ઉપર વિશ્વાસ' એમ રૂઢિ થઈ, એટલે સંસ્કૃતનો આધાર ખશી જાયછે. પ્રેમાનન્દે સંસ્કૃત રૂઢિનો પુનરાશ્રય કર્યો એમ બચાવ કરાય. પરંતુ અન્ય આભ્યન્તર પ્રમાણોનું બળ મ્હારી શઙ્કા તરફ જ જાયછે, તેથી અહિં પણ અંગ્રેજીની છાયાની કલ્પના વધારે સબળ બનેછે.

(૩) " શ્રીદામો—મહારાજ ! એ તો તમારા જેવા ચતુર નર માટે છે. અમારા જેવાને એમાંનું શું લાગુ પડે ? "

( 'રોપદર્શિકા સત્યભામાખ્યાન,' પૃષ્ઠ ૯૨. )

લાગુ પડે—એ અંગ્રેજી 'to apply' ના તરજૂમાનું વચન હાલના જમાનામાં જ ગુજરાતીમાં ઘડી કઢાયલુંછે, આ સ્પષ્ટ રીતે આધુનિક શબ્દ છે. " હમને બેસતું આવે"

કે હેવા વચનથી જ નિર્વાહ પૂર્વકાળમાં થતો હોવો જોઇયે. પરંતુ " લાગૂ પડવું " એ તો અંગ્રેજી ઢબની જ છાયા છે, તે ભાષાને મળતા આવવા માટે સ્વેચ્છ વચન છે.*

(૪) "સદાને માટે વનદેવતાપણું જ મૂકવા વારો પ્રાપ્ત થશે."

('પાંચાલી પ્રસન્નાખ્યાન,' પૃ. ૧૩૫)

**સદાને માટે**—એ અંગ્રેજી ' for ever ' ઉપરથી ગુજરાતીમાં હાલના વખતમાં દૂષિત રૂઢિ અશિષ્ટ રીતે પેઠીછે એ નિઃસંદેહ છે. શુદ્ધ ગુજરાતીમાં એ કદી પણ બોલાશે નહિં; હેમાં તો 'સદાયનું' અથવા 'સદાનું' એમ જ કહેવાશે. પ્રેમાનન્દે આ અંગ્રેજી રૂઢિ ક્યહારે સ્વીકારી તે આપણે જાણતા નથી.

અતિ પરિચયને લીધે કેટલાક લોકો હાલના જમાનામાં કબૂલ નહિં કરે કે ' સદાને માટે ' એ વચન અશુદ્ધ છે. પરંતુ એ શુદ્ધ ગુજરાતી તરફ ચેવટ ના રાખવાનું અને અશુદ્ધ જોડે અતિ પરિચયનું જ ફળ છે. 'કેમ છે ?' ને બદલે અંગ્રેજી ' How are you?' ઉપરથી પારસીઓએ અને મુંબાઈગરાઓએ 'કેમ છો ?' એ વચન પ્રચારમાં આણ્યુંછે તે કેટલાક ભાષાશુદ્ધિ માટે ચેવટ ના રાખનારાઓ વાપરેછે; એ વચન કાળે કરીને અતિ પરિચિત થઈજાય તો હેને વિશે પણ એમ જ બચાવ કરાય એમ ભવિષ્ય જણાયછે.

## (ख) — द

ગદ્યમાં અન્તર્યમક આ નાટકોમાં સ્થળે સ્થળે જોવામાં આવેછે; હેનાં ઉદાહરણ:—

(૧) " નારદ—(સખેદ) શિવ ! શિવ ! માયાનિર્લેપ પણ માયામાં લેપાયા ! ! સોળ સહસ્ર રાજકન્યા એ કષ્ટજન્યા જ રહેવાની ! તેમ તેની ઘટિકા ધન્યા, એ પણ ક્યાં ! "

('ગેયદર્શિકા સત્યભામાખ્યાન', પૃ. ૬૫)

(૨) " કૃષ્ણદેવ—* * * * પણ જો જે એ પચમુખી નાગની ફૂણા જેવા કે મણા વગરના કર વડે કોને બોલાવેછે ? "

(તે જ નાટક, પૃ. ૮૨)

(૩) " શ્રીદામો—* * * * જો ભૂલી ગયા હો તો કરો મને ગુરુ એટલે કાંઈ રહેશે નહિં અધૂરું. "

(તે જ નાટક પૃ. ૮૪)

---

* આગળ ૮ મો વર્ગ 'આધુનિક ઘડતરના પ્રયોગો ' નો છે હેમાં વખને આ ઉદાહરણ આવી સકે. પરંતુ અંગ્રેજી જોડે સંબન્ધ હોવાથી અહિં દાખલ કર્યુંછે.

(૪) " સૂત્રધાર—પ્રાણપ્રિયા ! સુપાજન્યા ! ધન્યા ! "

( 'પાંચાલી પ્રસન્નાખ્યાન,' પૃષ્ઠ ૮ )

(૫) " ભીમ—અહા ! ક્ષમાની તમા ! "

( તે જ નાટક, પૃ. ૧૨૯ )

(૬) " વક્રવલ્લિ—* * * જો એની એકાદ ગદાનો ઝપાટો લાગી ગયો તો સદાને માટે વનદેવતાપણું મૂકવા વારો પ્રાપ્ત થશે. "

( તે જ નાટક, પૃ. ૧૩૫ )

(૭) " કોકનદેશ્વર — + + + + નીકર હવડા મહેશ્વર માટે ખાસુખા આવી કામુકા કે'શે કે લાવો. "

( તે જ નાટક, પૃ. ૧૭૮ )

(૮) " ચોરને ઠગી મોર મારી "

( 'રોપદર્શિકા સત્યભામાખ્યાન,' પૃ. ૧૨૮ )

(૯) " અરે પ્રિયા ! કોપક્રિયા— "

( તે જ નાટક, પૃષ્ઠ ૧૪૬ )

(૧૦) " વાગીનો બાકી રહેલો સંબન્ધ જાગીને પૂરો કરય. × × × × × અસત્ય ત્યાગી વાગીનો સંબન્ધ તો પૂરો કરવો જ જોઇએ."

( 'તપત્યાખ્યાન,' પૃ. ૨૦ )

આ કાંઈક ગ્રામ્ય જેવી રુચિવાળી યમકરચના તદ્દન આધુનિક છે. પ્રથમ પારસી ગુજરાતી નાટકો આરમ્ભ કાળનાંમાં એ પ્રગટ થયેલી સાંભરેછે. તે પછી મુંબાઈની રંગભૂમિ ઉપર ગુજરાતી નાટકોમાંથી કેટલાંકે એ દાખલ કરી. પ્રેમાનન્દનો આદર્શ તો સંસ્કૃત નાટકોનો સંભવે, ત્હેમાં ગદ્યમાં હાવા અન્તર્યમક જાણ્યા નથી. ગદ્યમાં યમક જુદી રીત્યના કોઇ વાર આવેછે; આ રીત્યના નહિં. એ જુદી તરેહના યમકનું તો એક જ ઉદાહરણ રડ્યું ખડ્યું આ નાટકોમાં જડી આવ્યુંછે:—

" સંવરણ—* * * * ચાતકને ભૂખ્યા તૃષાતુર રાખનારને [ડાહ્યાં કે'વાં જોઇયે કે ગાંડાં ? "

( 'તપત્યાખ્યાન,' પૃષ્ઠ ૧૫૩ )

આ અને પેલાં દસ ઉદાહરણો સરખાવતાં ભેદ સૂક્ષ્મ પણ સાચો જણાઈ આવશે, અને રસિક શ્રવણ ઉપર બેની જુદી અસર—એકની ગ્રામ્ય અને બીજાની રસિક, એમ—કેમ થાય છે તે સમજાશે. ' મૃષા તૃષાતુર ' જેવા પ્રકારમાં યમકિત વર્ણો અન્ત્ય યમકનું કાર્ય કરતા નથી; ' મૃષા ' એ શબ્દના આરમ્ભમાં નથી તે ખરું, પરંતુ ત્હાં ચોભવાનું પણ નથી તેથી અન્તમાં હોય એમ સ્થિતિ નથી. અને પેલાં દસ ઉદાહરણોમાં તો ગદ્યમાં તે તે યમકિત શબ્દ આગળ વાક્યના કકડા પાડવા ઇષ્ટ હોય તેમ અન્ત્ય યમક—જે પદ્યમાં જ શોભે તે—સાધવાનો લોભ જણાયછે. કવિ તે યમક ઉપર ચોભાવીને યમકનેજ મહત્ત્વ આપવા વાચકનું ધ્યાન ખેંચેછે; એથી કલામાં ખામી આવેછે, રુચિની અધમતા જણાયછે. બહુમાં બહુ તો, હાસ્યરસમાં કદાચ આ પ્રકાર ક્ષમ્ય થાય; જો કે હેમાં પણ ગ્રામ્યતાની સરહદ ઉપર જ આવી રહેવાશે. પરંતુ ઉપરનાં ઉદાહરણોમા (૩) અને કાંઇક જ અંશે (૮) અંકવાળા સિવાય બાકીનાં સર્વે હાસ્યરસથી ભિન્ન જ પ્રકારનાં છે. એકાદમાં તો ખેદના વચનમાં આ અન્તર્યમક આવીને વિશેષ વિરોધી બનેછે. ગમ્ભીર શિષ્ટ પાત્રોના મુખમાં અને રસને અનુચિત આ યમકો આવવાથી, એ યમકનુ પ્રધાનકાર્ય હાસ્યરસપોષણનું હોવાથી, રસિકતાને ક્ષતિ ઉત્પન્ન થાયછે.

પરન્તુ આ તો રસિકતાની વાત થઈ. પણ ઉપર બતાવેલો ઐતિહાસિક કાલવિરોધ જ નડેછે તે આ નાટકો વિશે સંશયને પુષ્ટિ આપેછે.

( ख )—૭

પદ્યમાં વાક્યાર્થ માટે આવશ્યક પણ છન્દના માપ માટે વધારા પડતા હેવા ફાલતુ શબ્દો કાંઉસમાં મૂક્યાનાં આ નાટકોમાં અનેક ઉદાહરણો છે—

(૧) જ્યોત્સ્નના જો જડી લેઉં હેડે, (છે) શિતળતા એવું કહુ ( હરિગીત )
( ' રોપદર્શિકા સત્યભામાખ્યાન ', પૃ. ૧૩૨, શ્લો. ૧૧ )

(૨) સંયોગ સુન્દરતા સ્વીકારું (અમ) હૃદયમેઘની દામિની
( એ જ નાટક, પૃ૪ વગેરે તે જ. )

(૩) (હું) માત્રિક માનિનિ ! તે થકી મેં નવ પાડવ અસ્ત્રથી દષ્ટિ નિવારી
( ઇન્દ્રવિજય છંદ )
( ' પાંચાલી પ્રસન્નાખ્યાન, ' પૃ. ૧૨, શ્લોક ૬)

(૪) ( વળી ) પ્રબળ જગત માને ધન્ય તેની કમાઈ ( માલિની વૃત્ત )
( ' પાંચાલી પ્રસન્નાખ્યાન,' પૃ. ૧૪૫, શ્લો. ૩ )

( અહિં તો ' વળી ' શબ્દની વાક્યસંબન્ધ માટે અપેક્ષા પણ નથી; અન્યત્ર હશે, પણ અહિં નથી. )

(૫) (પણ) પ્રિયા મિથ્યાભાષી, શશિકુળ વિશે કોણ પરખે ? ( શિખરિણી વૃત્ત )
( ' તપત્યાખ્યાન ', પૃ. ૧૯૨ શ્લો. ૩ )

આ આધુનિક પ્રકાર તો છે જ; પણ તે વિશે નીચેના પ્રશ્નો ઉત્પન્ન થાયછે:—

(૧) મૂળ હસ્તલેખમાં આ રીતે કાઉસ હશે? સંભવતું નથી. કાઉસ એ નવીન પદ્ધતિ છે; અને ઉદ્‌ગારચિહ્નો વગેરે નવીન પ્રકારો આ નાટકોમાં પ્રકાશકોએ જ ઉમેર્યા જણાયછે.

(૨) પરંતુ કાઉંસ શિવાય, એ ફાલતુ શબ્દો એ હસ્તલેખમાં હશે ખરા કની? કે તે પણ પ્રકાશકોએ વાક્યાર્થ સમઝાવા માટે ઉમેરેલાછે? (પ્રાચીન હસ્તલેખો જોડે આટલી બધી છૂટ લેવી તે તો પ્રાચીત ગ્રન્થોના વિવેચકસંપ્રદાયની વિરુદ્ધ છે.)

(૩) હસ્તલેખમાં ફાલતુ શબ્દો હોય તો તે છન્દોભંગ ઉત્પન્ન કરે જ છે,—વધારાના હોવાથી; અને આ નાટકોની છન્દરચના હેવા ભંગ વિનાની બધે નજરે પડે-છે:—તો આ શબ્દો માટે શો ખુલાસો મળશે ?

આ પ્રશ્નો પૂછીને જ મૌન રાખવું ઉચિત છે; બાકી મ્હારો સંશય ખરો હોય તો તો આ પ્રકારનો ખુલાસો રહેલો છે; બનાવટ કરનાર આધુનિક પદ્ધતિમાં ભૂલ્યથી સપડાઈ ગયોછે; " કાગડો કામઠીને ન ધીરે તે પાશમાં ".આપોઆપ પકડાઈ ગયોછે.

( ख )—૮

આ નાટકોમાં કેટલાક આધુનિક ઘડતરના શબ્દો દેખા દેછે:—

(૧) ચન્દ્રી ચન્દ્ર નિહાળે ( ' રોપદર્શિકા સત્યભામાખ્યાન, ' પૃ. ૮૨ શ્લો. ૧૦)
(૨) શરદ વરદ **ચન્દ્રી** સુખ આ આપનારી
( નાટક તે જ, પૃ. ૨૭૮, શ્લો. ૬)

(૩) એવી રીતે **નીડરપણે** ઉભેલા,—ઇ.
( નાટક તે જ, પૃષ્ઠ ૧૬૭ )
(૪) **નીડરપણે** ચાલ્યો જાયછે. ('પાંચાલી પ્રસન્નાખ્યાન,' પૃ. ૧૩૫ )
(૫) એવું નીડરપણું તને ટર નથી ઊપજાવતું?
('પાંચાલીપ્રસન્નાખ્યાન,' પૃ. ૫૦)
(૬) આ કુમાર કેટલો **નીડર** છે ! ( ' તપત્યાખ્યાન, ' પૃ. ૨૦૨ )

(૭) મનુષ્યહરણ ( ' રેણાદર્શિકા સત્યભામાખ્યાન ', પૃ. ૯૯ )

અહિં 'ચન્દ્રી' શબ્દ ચન્દ્રિકાના અર્થમાં છે એ ખરું, એ અર્થમાં તો પ્રાચીન કે નવીન સાહિત્યમાં આ શબ્દ પરિચિત નથી જ. પરંતુ બીજા અર્થમાં પણ ' ચન્દ્રી ' એ અનુચિત ઘડતર ઘડાયલું હમણાં હમણાં જ જોઇયે છિયે. તે તો અત્યન્ત આધુનિક છે. પરંતુ ૨૦-૨૫ વર્ષની અંદરનું પણ આ નવીન ઘડતર જ ગણાય હેવું છે. પ્રેમાનન્દના સમયમાં શબ્દ-ભંડાર ચાલૂ ભાષા તથા સાહિત્યમાં જોઇયે તેટલો હતો. " નૃપર્ભામકતનયા રૂપ બનયા" જેવામાં 'બનયા' હેવા શબ્દની નવીન ઘટના જુદા જ સ્વરૂપની હતી; યમકલોભથી પ્રેરાયેલી અને તે કાળના નમૂનાની એ હતી. નવીન—આ જમાનાના—વિચારાદિક માટેનું ઘડતર જુદું છે. તે તે વખતે ન્હોતું. અને તે સમયમાં ભાષા જોડે છૂટ લેવાતી તે શબ્દોને વ્યંગ, વિકલ, કરીને મચડીને ભંગ કરવામાં જ; નવીન શબ્દયોજનામાં નહિં.

' નિડર ' શબ્દ આધુનિક જ છે. નર્મદ કવિયે ( જાણ્યામાં ), અને હ. હ. ધ્રુવે આ શબ્દ પ્રથમ ઘડી કાઢી યોજેલો એ નિઃસંદેહ છે. હવે એ શબ્દ પરિચિત થવાથી ભ્રમ થઈને જૂના કાળનો જ છે એમ ખોટું અનુમાન કરતે સાવધ રહેવાનું છે. આ પ્રકારની મનો-ભ્રમણાથી વર્તમાનકાળના બનાવની છાયા ભૂતકાળમાં પાછી નાંખવાના પ્રકાર માનસશાસ્ત્રમાં જાણીતા છે. માટે જ આટલી ચેતવણી આવશ્યક છે. સંસ્કૃત દર=ભય, એમ છે; અને દ નો ડ ( સિદ્ધ હેમચન્દ્ર ૮-૧-૧૨૭ સૂત્ર પ્રમાણે વિકલ્પે ) થાયછે; તેથી 'ડર' શબ્દ ગુજરાતીમાં થયો તે ખરું. પરંતુ નિ નો અર્થ નકાર, અભાવવાચક, નથી; નિર્ નો છે. નિર્દર શબ્દ પણ પરિચિત નથી. પરંતુ નિદર એ તો ભયહીનના અર્થમાં સંસ્કૃત શબ્દ નથી જ. અર્થાત્ ડર શબ્દ લઈને પછીથી ગુજરાતીમાં ' નિડર ' એમ અયોગ્ય ઘડતર થયું છે. અને તે આધુનિક છે હેમાં શક નથી. કવિ નર્મદે એ શબ્દ યોજ્યા વિશે ખાતરી નથી, પરંતુ હ. હ. ધ્રુવે એ યોજ્યાનું નિઃસંશય છે; અને તે યોજનાની અયોગ્યતા એ નવીન ઘડતર ઘડાયું ત્યારથી જ મ્હને લાગી હતી. સપ્રમાણ પ્રાચીન ગ્રન્થમાં આ નિડર શબ્દ જડશે તો આ દલીલ છોડી દેવાને હું તૈયાર છું.

' મનુષ્યહરણ '—એ શબ્દ Kidnapping નો અર્થ દર્શાવવા માટે ( સીતાહરણ, સુભદ્રાહરણ, ઇત્યાદિ શબ્દોનો નમૂનો લઈને ) હાલના કાયદામાં વપરાતો શબ્દ નવીન ઘટનાનો જ છે; અને સંસ્કૃત શબ્દોનો બન્યોછે તેથી કાંઇ હેની આધુનિકતા મટશે નહિં.

(ख)—૯

આ ત્રણે નાટકોમાં ભરતવાક્યોમાંથી એક સૂક્ષ્મ કૂંચી જડેછે,—અને તે નાટક રચનારનું નામ દર્શાવવાને અંગે છે. એ ભરતવાક્યોનાં છેલ્લાં ચરણો આ પ્રમાણે છેઃ—

(૧) અર્પો તો વિષ્ણુ એ જ અર્પણ કરો એ આશ પ્રેમીતણી.

( પાંચાલી પ્રસન્નાખ્યાન. )

(૨) થાયે શ્રેષ્ઠ સહુ સખીજન થકી એ આશ પૂરો હરિ.

( રોપદર્શિકા સત્યભામાખ્યાન. )

(૩) વાધો તે સુરસે કસે ગુણ ગણે, જો પ્રિય વાંછો હરિ.

( તપત્યાખ્યાન. )

અહિં ફક્ત 'પાંચાલી પ્રસન્નાખ્યાન'માં જ અન્તે પ્રેમાનન્દે પોતાનું નામ ગૂઢ રીતે 'પ્રેમી' શબ્દમાં બતાવ્યુંછે એમ કહેવાને માર્ગ રૂહેછે. બાકીના બેમાં તો જરા પણ પ્રેમાનન્દના નામસૂચનનો પાસ નથી. હવે ત્રણે નાટકની પ્રસ્તાવનામાં પ્રેમાનન્દનું નામ સ્પષ્ટ રીતે ઉપસ્થિત કરાવલુંછે તો પછી આમ ત્રણમાંના માત્ર એક નાટકમાં જ પોતાનું નામ, અને તે ગૂઢ રીતે, સૂચવવાની શી જરૂર? વળી પ્રેમાનન્દ પોતાનું નામ સર્વત્ર સ્પષ્ટ રીતે લખતા, તો આમ 'પ્રેમી' જેવા સંદિગ્ધ શબ્દમાં સતાવાનું પ્રયોજન શું? આ પદ્ધતિ જ આધુનિક અને અપ્રેમાનન્દીય લાગેછે. આખ્યાનોમાં નામ સ્પષ્ટ આવી સકે પણ નાટકમાં અન્તે સ્પષ્ટ ના બતાવાય એ સ્મરણમાં ગણ્યા છતાં કહીશું કે આ યુક્તિ પ્રેમાનન્દના સ્વભાવથી વિરુદ્ધ લાગી કર્ણમાં ખૂંચેછે.

આ ઉપરાંત, ભરતવાક્યની પ્રેરણા, પ્રત્યેક નાટકમાં 'હું ત્હારું શું અધિક પ્રિય કરુ ?' એ પ્રકારના પ્રશ્નથી થયેલીછે, અને તે પ્રશ્ન પૂછનાર, યથાક્રમ, લોમશ, નારદ, અને કુલપતિ છે; તો એ લોકોને 'વિભુ' અને 'હરિ' એ સંજ્ઞા સંભવતી કે શોભતી નથી; તેથી વળી એમ જણાય કે નામ સૂચનાર્થે 'હરિ' શબ્દ બે નાટકોમાં મૂક્યો હોય એમ તો નહિં હોય ? આ ત્રણે નાટકો રચનારો કોઇ પ્રેમાનન્દથી ભિન્ન હોવાની મ્હારી કલ્પના ખરી હોય તો, એમ સભવેછે કે એકમાં 'પ્રેમી' એમ કહીને પ્રેમાનન્દના નામનો દેખાવ રાખ્યો, અને બાકીનાં બેમાં ના રાખતાં 'હરિ' શબ્દમાં પોતાનું નામ નિગૂઢ રાખવાની ઇચ્છાવાળો કોઇ હરિ નામનો પુરુષ તો નહિં હોય ? એ પુરુષ ચરોતરી હોવાનો સંભવ પણ વિશેષ છે, તે 'ચારુતર' ભૂમિની પ્રશંસા ( ખાસ ભરતવાક્યમાં, પ્રધાનપણે ) કરવાથી તથા અન્ય પ્રમાણોથી જણાયછે તે પાછળ કહેલું જ છે. પરંતુ આ કલ્પનાને વિશેષ તર્કમાં પ્રવેશ કરાવવામાં અર્થ નથી.

(ख)—૧૦

આ નાટકોમાં મરાઠી ભાષાના સંસ્કાર છે તે જોઇયે.—

(૧) જોશીબુઆ—( 'રોપદર્શિકા સત્યભામાખ્યાન,' પૃ. ૧૦૯ ઇત્યાદિ. )

બુઆ—એ શબ્દ ગુજરાતી નથી, પરંતુ મરાઠી જ છે એ નિઃસંશય છે.

(૨) આરોપી લઇયે—('પાંચાલી પ્રસન્નાખ્યાન,' પૃ. ૩૫)

આરોપવું—એ પણ મરાઠી છે.

(૩) મ્હારા લક્ષ્યમાં રહ્યું નહિં ('પાંચાલી પ્રસન્નાખ્યાન,' પૃ. ૧૪૮.)

(૪) કમળ તોડવાના લક્ષ્યવાળો નિહાળી ('તપત્યાખ્યાન,' પૃ. ૧૯૬.)

(૫) મ્હારી જાતના **શપથ** ખાઈ કહુંછું. ('શિવદર્શિકા સત્યભામાખ્યાન' પૃ. ૨૧૮)

લક્ષ = ધ્યાન, અને લક્ષ્ય = ધ્યાન જે વસ્તુ ઉપર છે તે; એ ભેદ ભૂલી જઈને 'લક્ષ'ના અર્થમાં 'લક્ષ્ય' વાપરવાનો પ્રચાર હાલનાં મરાઠી લખાણોમાં સ્થળે સ્થળે જણાય છે,—ગુજરાતીમાં તેમ નથી, અને ગુજરાતીમાં લખનારા હશે તો તે આ મરાઠીની નકલ કરનારા જ. આ નાટકોના પ્રકાશકોએ પોતે વડોદરામાં મરાઠી સંસ્કાર લીધેલા તેથી 'લક્ષ્ય' એમ પ્રયોગ પોતાની મેળે મુકયો હશે, એમ નહિં હોય, અને મૂળ હસ્તલેખના શબ્દો જ યથાવત્ ઉતાર્યા હશે એમ માનીને જ આ ટીકા કરીછે.

'શપથ'—શબ્દ સંસ્કૃત છે ખરો; પરંતુ મરાઠીમાં તો ગામડાના કણબી સુદ્ધાંમાં એ રૂઢ છે; તેથી મરાઠી સંસ્કાર અહિં હોવાનો વ્હેમ પડેછે.

પરંતુ આ બધાથી પણ વિશેષ ધ્યાન ખેંચનારા મરાઠી પ્રયોગનું ઉદાહરણ વળી એક છે:—

(૬) "તે કમળ મનુષ્ય પ્રાણીને **દુર્મિલ** છે."

('પાંચાલી પ્રસન્નાખ્યાન' પૃ૪ ૧૧૬)

'દુર્મિલ' શબ્દ ગુજરાતી ભાષાનો નથી. મરાઠી ભાષાનો જ છે; મરાઠીમાં दुर्मिळ શબ્દ છે તે ઉપરથી સંસ્કાર લેઈને ગુજરાતી લોકો કદી વાપરે તો તે ગુજરાતી શબ્દ નહિં ગણાય. મરાઠી જોડે સંપર્ક રાખતારાઓને હેવી રીતે મરાઠી શબ્દો વાપરવાની ટેવ સુપ્રસિદ્ધ છે. આ નાટકોના પ્રકાશકોએ જ ('દ્રૌપદી હરણ'ના ગ્રન્થવિવેચનને પૃ. ૨ જો) 'દુર્મિલ' શબ્દ વાપર્યો છે તે વડોદરામાં મેળવેલા મરાઠી સંપર્કનું જ ફળ છે.

દુઃસહ, દુર્લભ, ઇત્યાદિની પેઠે સંસ્કૃતમાંથી આ શબ્દ આવ્યોછે એમ પણ નથી. સંસ્કૃતમાં मिल् = to assemble, to meet; to embrace એમ છે. (આપ્ટે to find એમ છેક છેવટે અર્થ આપેછે ખરા; પણ તે માટે આધાર જણાતો નથી. देवदत्तो घनं मिलति એમ કદી કહેવાશે નહિં. આપ્ટે બહુધા કાવ્યાદિકમાંથી ઉદાહરણો આપેછે; પણ to find ના અર્થ માટે ઉદાહરણ નથી આપ્યું; मिल् ના બીજા અર્થો માટે ઉદાહરણો આપ્યાંછે.) मिल्श्लेषणे એમ ધાતુપાઠ (પાણિનીય) માં છે. नागरिकः

किंतु मिलित हेमा मिलित = મળ્યો એમ છે, પણ 'ભેળો થયો' એ અર્થમાં, પ્રાપ્ત થયો એ અર્થ નથી. પરંતુ, કાંઇક આ અર્થના ક્રમમાં થઇને પછીથી मिल् નો મૂળ અર્થ ગુજરાતીમાં તેમ જ મરાઠીમાં રૂપાન્તર પામી, to be obtained, પ્રાપ્ત થવું એમ થયો; તે પછી (ગુજરાતીમાં નહિં, પણ) મરાઠીમાં मिळणें ને दुर् પૂર્વે લગાડી दुर्लभ ઇત્યાદિના નમૂના ઉપર दुर्मिळ શબ્દ (કાંઇક (hybrid) ભાષાસંકર જેવો) ઘડી કાઢયો જણાયછે.

આધુનિક ગુજરાતીમાં દુર્મિલ શબ્દ નથી, પરંતુ પ્રાચીનમાં હશે એમ તર્ક વ્યર્થ છે. એ શબ્દ મરાઠી ઘડતરનો જ છે અને પ્રાચીન ગુજરાતીમાં હોય તો મરાઠી સાહિત્યના અને ભાષાના સંપર્કથી આવી સકે મરાઠી સાહિત્યમાં એ શબ્દ વામન પંડિતે વાપરેલોછે ખરોઙ્ (વામન પંડિત ઈ. સ. ૧૬૭૩ માં ગુજરી ગયો), પરંતુ. પાછળ બતાવી ગયોછું તેમ, પ્રેમાનન્દને મરાઠી સાહિત્યના કે ભાષાના સંસ્કાર મળવાની અત્યન્ત અસંભવિતતા હતી (ઐતિહાસિક વિરોધ જ આવે, એ સંસ્કાર માનિયે તો) જે પ્રકારનો આધુનિક સંપર્ક આ નાટકોના પ્રકાશકોને હોવાથી હેમણે (હમણાંજ કહ્યું તેમ) 'દુર્મિલ' શબ્દ 'દ્રૌપદી હરણ'ના ગ્રન્થવિવેચનમાં વાપર્યો છે*, તે પ્રકારના સંપર્કવાળો આ નાટકનો રચનાર હોવો જોઇયે. તે પ્રેમાનન્દને વિશે નથી જ સંભવતો. અર્થાત્, કોઈ આધુનિક રચનારો હોવો જોઇયે

પ્રાચીન ગુજરાતીમાં 'પરિયટ' (=ધોબી, મરાઠી परीट), 'લબાડ,' વગેરે જેવા કેટલાક શબ્દો નજરે પડેછે તે પ્રમાણે 'દુર્મિલ' પણ કેમ ના હોય? આ શઙ્કા વ્યર્થ છે. પરિયટ, લબાડ, વગેરે શબ્દો મરાઠીના આગવા નથી, પ્રાચીન ગુજરાતી તેમ જ મરાઠી બનેને સહિયારા શબ્દો એ છે, એ દેશ્ય ભાષામાંથી આવેલા છે

ખાનદેશી ભાષાનો તો પરિચય પ્રેમાનન્દને નંદુરબારમાં થયો હતો, અને ખાનદેશીમાં શબ્દભંડોળ મરાઠીનું પણ છે તો તે માર્ગે 'દુર્મિલ' શબ્દ આવ્યો હશે તો?—સંભવ નથી ખાનદેશીમાં મરાઠી શબ્દો છે તે દુર્મિળ જેવા શિષ્ટ મરાઠીના નથી, જુદા જ પ્રકારના સામાન્ય શબ્દો છે

'રોષદર્શિકા સત્યભામાખ્યાન' પૃ. ૧૫૧ મે चला चला એ મરાઠી વચન છે તે તરફ રા. કેશવલાલ આપણું લક્ષ ખેંચેછે, અને પ્રેમાનન્દે મરાઠીનું વિસ્મરણ નથી કર્યું એમ અનુમાન કાઢેછે † પરંતુ પ્રેમાનન્દના સમયમાં મરાઠાઓના અસ્થાયી પ્રવેશ વખતે પણ આ પ્રકારના શબ્દો પેસવા અસંભવિત નથી, અને 'દુર્મિલ' જેવા તો અસંભવિત છે મરાઠા

---

ઙ્ આ માહિતી કર્નલ કીર્તિકર જે મરાઠી ભાષામાં અતિ પ્રવીણ છે હેમની કનેથી મ્હને મળી છે

*'પાંચાલી પ્રસન્નાખ્યાન'માં આ શબ્દ વપરાયલો જોઇને પ્રકાશકોએ વાપર્યો એમ સંભવતું નથી કેમકે 'દ્રૌપદીહરણ' પ્રગટ કર્યું તે વખતે આ નાટકો હેમને પ્રાપ્ત પણ થયાં ન્હોતાં 'દ્રૌપદીહરણ'માં કવિચરિત્રમાં પ્રેમાનન્દના ગ્રન્થોની ગણનામાં નાટકો વિશે ઇશારો પણ નથી આ વિશે પાછળ હું કહી ગયેલોછું

લશ્કરના પ્રવેશની સાથે મુસાફરીના અને નિત્ય વ્યવહારના શબ્દો, લોકોમાં સામાન્ય વાતચીતના શબ્દો, ચલો ચલો જેવા, સહેલાઈથી લોકો ઉપાડી લે. મરાઠાઓના ચિહ્નભૂત જ ચલા, વગા, ફકરે, તિફરે, ઇત્યાદિ શબ્દો ગણાય, અને લોકો વાપરે. સ્વર્ગસ્થ નવલરામભાઈએ

"શો પેશવાઈનો દોર પૂનેથી સંચરતાં
બહુ ચકરાં જાયમજોગ ઈકડ તિકડ કરતાં

('પ્રતિહાસની આરસી,' નવલ ગ્રન્થાવલી.)

એમ 'ચકરાં'ના ચિહ્નભૂત શબ્દો ફકરે તિકડે પકડી લીધાછે, તે જાણે તે કાળની જ સ્થિતિ (ભાષાની) સંભવરૂપે બતાવેછે. 'ચકરાં' શબ્દથી પેશવાઈ વખતના દક્ષણી બ્રાહ્મણો ઉદ્દિષ્ટ છે; અને ગાયકવાડની સાથે સાથે પણ જરાક મોડો પેશવાનો ગુજરાતમાં પ્રવેશ હતો એ યાદ રાખવું જોઈયે. તોપણ ચલા ચલા જેવા શબ્દ પ્રેમાનન્દના સમયમાં પણ જાણવામાં આવે એ અસંભવિત નથી.†

પરંતુ આ ઉપરથી ઉલટું અનુમાન કરવાનું નથી. આ નાટકો પ્રેમાનન્દનાં છે કે નહિં તે નિર્ણય વાત છે, નિર્ણીત નથી એ ભૂલવું ના જોઈયે. અન્ય પ્રમાણોથી આ નાટકો અન્યની આધુનિક બનાવટ છે એમ સંભવેછે, તો પછી ચલા ચલા જેવા શબ્દો એ બનાવટ કરનારને સુસાધ્ય જ હોય, અને તે પ્રયોગ ઉપરથી પ્રેમાનન્દના લાભમાં અનુમાન કશું થઈ શકે નહિં. ક્ષણભર સ્વીકાર ચલા ચલા વિશે કરીને જ ઉપરની ચર્ચા છે. અને દુર્મિલ શબ્દ તો તથાપિ અશક્ય છે એમ જ સિદ્ધ થાયછે.

(ख)—૧૧

આ નાટકોમા ફારસી શબ્દો છે, તે બધા વિશે ચર્ચા માટે અવકાશ નથી. ફારસી શબ્દો કેવળ અસંભવિત છે એમ નથી; જો કે પ્રેમાનન્દનાં બીજાં જાણીતાં આખ્યાનોમા ફારસીનું મિશ્રણ હેતું નજરે નથી પડતું. નરસિંહ મહેતાના 'સુરત સંગ્રામ'માં 'લશ્કર' ઇત્યાદિ ફારસી શબ્દો નજરે પડેછે, તે વાતથી અહિં સમાધાન નહિં થાય. કેમકે પ્રેમાનન્દની પોતાની ભાષામાં ફારસીનું મિશ્રણ અપરિચિત છે એ સ્થિતિ ટળી સકતી નથી. માત્ર કેટલાક ઉત્કટ અથવા સૂચક ઉદાહરણો જ લઉંછું:—

(૧) "બંદાએ મેં પોતે × × × એવો ઘાટ કર્યો"

('રોપદર્શિકા સત્યભામાખ્યાન' પૃ. ૧૮૭).

† 'તપત્યાખ્યાન'ના ભરતવાક્યમા ગુર્જર ભાષાને 'મહાગુર્જરી' કહીછે તે શબ્દયોજનામા પ્રેમાનન્દે 'મહારાષ્ટ્રી'નુ સ્પર્ધાસહિત અનુસ્મરણ કરેલુ ગ. કેશવલાલને જણાયછે. પરંતુ એ જરાક અતિશય ખેંચતાણવાળી કલ્પના નથી લાગતી?

આ 'બંદો' શબ્દ મ્હને તો આધુનિક ગુજરાતીમાં દાખલ થયેલો લાગેછે.

(૨) "ખાસુખા આવી"—

('પાંચાલી પ્રસન્નાખ્યાન,' પૃષ્ઠ ૧૭૮)

આ શબ્દ ફારસીમાથી ગુજરાતીમાં આવીને અર્થાન્તર વિચિત્ર પામ્યોછે. "ખ્વાહ્ મખ્વાહ્" એટલે 'તહમે ઇચ્છો કે ના ઇચ્છો તોપણ;' લેટિન nolens volens છે તે જ અર્થ. પછી તે ઉપરથી "જાણી જોઈને" એમ વચમાં કેટલાક ક્રમ જઈને લક્ષણા અને ભ્રમ બંને કારણથી અર્થ થઈ ગયોછે. આ ફેરફાર થવાને લાંબા કાળનો અવધિ જોઇયે. અને પ્રેમાનન્દનો વખત વટાવીને કેટલેક કાળે એ ફારસી શબ્દ આમ નવીન રૂઢતા પામેલો એમ સંભવ કલ્પુછુ.

બાકીના શબ્દોની ફક્ત યાદી જ મૂકી દઉછું:—

રોપદર્શિકા સત્સભામાખ્યાન.

| | | |
|---|---|---|
| પૃ. ૧૭ તૈયાર. | પૃ. ૭૯ અકલ. | પૃ. ૧૧૮ *રવાને થાયછે. |
| પૃ. ૬૪ ગરક. | પૃ. ૮૩ કમાન. | પૃ. ૨૨૩ મસ્ત. |
| પૃ. ૭૧ દગો. | પૃ. ૧૧૭ શીશી. | પૃ. ૨૩૬ હાનત. |
| પૃ. ૧૨૫ દગાબાજી. | પૃ. ૧૧૮ પોશાક. | પૃ. ૨૭૮ દરદ. |
| | | ,, ,, મરદ. |

(* સંસ્કૃત નમૂનાનુ નાટક છે, તો 'નિષ્ક્રમણ કરેછે' કે હેવા શબ્દોની અપેક્ષા રખાય; 'રવાને થાયછે' ના હોય. રંગભૂમિના સસ્તનશબ્દ તરીકે આ વચન છે.)

પાચાલી પ્રસન્નાખ્યાન.

| | | |
|---|---|---|
| પૃષ્ઠ ૧૭ શરમ. | પૃ. ૧૨૧ મસ્કરી. | પૃ. ૧૫૮ પરવા. |
| પૃ. ૪૧ કમાસ. | પૃ. ૧૫૪ જરૂર. | |

(ख)—૧૨

હાલની મુંબાઇગિરી ગુજરાતીના નમના—

(૧) "કાંદા કાઢી જાય" ('રોપદર્શિકા સત્સભામાખ્યાન, પૃ. ૫૬)

(૨) "કાંદા કાઢવાના નથી." ( ,, ,, પૃ. ૧૨૬)

(૩) " બેસવા કરેછે " ( " " પૃ. ૧૨૧ )
(૪) " કરવા કહેશો " ( પાંચાલી પ્રસન્નાખ્યાન. પૃ. ૧૧૮ )
(૫) " લેવા ઇચ્છે છે " ( " " પૃ. ૧૮૩ )
(૬) " કરવા કરેછે " ( તપત્યાખ્યાન. " પૃ. ૬ )

અહિં 'બેસવાનું કરેછે,' 'કરવાનું' કહેશો, 'લેવાને ઇચ્છેછે,' 'કરવાનું કરેછે,'–એ શુદ્ધ ગુજરાતી પ્રયોગો છે તે જ પ્રેમાનન્દ વાપરે. આ મુંબાઇગરા પ્રયોગ હેના સ્વપ્નામાં પણ ના હોય. આંક (૫) 'લેવા ઇચ્છેછે' એ કદી વખતે શુદ્ધ સંભવે, પણ બાકીના તો નહિં જ.

(૭) 'શંકા ધરાવતું નથી.' ('પાચાલી પ્રસન્નાખ્યાન,' પૃ. ૧૫)
('ધરાવવું' તે તો 'દેવને ધરાવવું'—ત્હાં વપરાયછે.)

( ख )—૧૩

આધુનિક ઢબ, સંસ્કાર, વગેરેના નમૂનાઃ—

(૧) ઊભી શકાય. ( 'પાચાલી પ્રસન્નાખ્યાન' પૃ. ૧૪૩ )
(૨) કહી શકાય. ( 'તપત્યાખ્યાન,' પૃ. ૩૧ )

આ 'સકવું' ક્રિયાપદ અર્વાચીન ગુજરાતીમાં વિશેષ કરીને વપરાયછે. પૂર્વકાળની ગુજરાતીમાં મુખ્ય ક્રિયાપદના સત્તાભેદથી જ આ શક્યાર્થ બતાવાતો હતો. 'કહેવાય,' 'કરાય,' ઇત્યાદિ રૂપથી કાર્યનિર્વાહ થતો. અથવા તો "કહ્યું જાય" એ તરેહનું રૂપ વપરાતું. પ્રેમાનન્દ હાવાં જ રૂપ વાપરે.

"હાવી રીતિ ત્રણે ભાઈની મ્હેં તો નવ રહેવાય." ( નળાખ્યાન. )

એ સરખાવો.

( 'સકવું' ના આ સ્વરૂપ વિશે ઈ. સ. ૧૮૮૮ ના મ્હારા 'જોડણી'ના નિબન્ધમાં પૃષ્ઠ ૮ મે ફૂટનોટ જુવો. )

(૩) જેમકે ( 'પાંચાલી પ્રસન્નાખ્યાન,' પૃ. ૧૩૮ )
(૪) " ( " " પૃ. ૧૪૯ )
(૫) " ( " પૃ. ૧૬૮ )

'જેમકે'—એ આધુનિક અંગ્રેજી ભાષાના સંસ્કાર પેઠા પછી રૂઢ થયેલો શબ્દ છે. સંસ્કૃત તથથા, યથાચ વગેરે પ્રયોગ આથી ભિન્ન છે.

(૬) "તે પરથી એમને લેતી આવી." (તે ઉપરથી)

('તપત્યાખ્યાન' પૃ. ૧૦૩)

અહિં 'ઉપર'ને બદલે 'પર' એ આધુનિક છે. તેમ જ 'તે ઉપરથી' એ વચન પણ આધુનિક છે. "તેથી કરીને હેમને લેતી આવી" એમ પ્રેમાનન્દ લખે.

(૭) 'તપત્યાખ્યાન'માં સુલોચનાનો કુંવર, હેને બીજા મારેછે એમ પોતે જ દરાવીને, બૂમો પાડેછે—"હું તો રે, કહુંછું રે, એની રે."

(પૃષ્ઠ ૨૦૪—૨૦૫.)

આ તરેહની બાયલી બૂમ પાડવાની,—'તો રે' શબ્દો શબ્દે શબ્દે મૂકીને રોવાની—રીત હાલના સમયમાં છોકરીઓ—કેટલાક વર્ગમાં—વાપરેછે; તે પ્રેમાનન્દ જેટલી પ્રાચીન રીત હશે? સંશય પડેછે.

(૮) 'રોષદર્શિકા સત્યભામાખ્યાન,' પૃ. ૧૫૧ મે 'જોઇયે છિયે' ને બદલે 'જોઇયે છે' એમ છે તે આધુનિક જ છે. આ શબ્દ વિશે અન્યત્ર મ્હેં ચર્ચા કરી છે.× પરંતુ આ રૂપ અહિં છે તે ઉપરથી કશું ખાતરીથી કહેવાય એમ નથી; કેમકે 'તપત્યાખ્યાન' માં પૃષ્ઠ ૧૯૬ મે 'જોઇયે છિયે' એમ બે વાર આવેલુંછે. એટલે આ પ્રકાશકોના લખાણનુ પરિણામ હશે કે કેમ તે જણાતુ નથી.

| | |
|---|---|
| (૯) પિતાશ્રી | ('રોષદર્શિકા સત્યભામાખ્યાન,' પૃ. ૧૨૧) |
| (૧૦) પિતાશ્રી | ('તપત્યાખ્યાન,' પૃષ્ઠ ૧૮૧) |
| (૧૧) પિતાશ્રી | ( „ „ ૧૮૫) |
| (૧૨) પિતાશ્રી | ('પાંચાલી પ્રસન્નાખ્યાન,' પૃ. ૧૮૬ પં. ૪) |

આમ 'શ્રી' ખોટી રીતે લગાડવાનો રિવાજ તો હમણાં હમણાંમાં એટલે ૨૦–૨૫ વર્ષ કે તે શુમારમાં જ પડેલો લાગેછે. "ભાઈ શ્રી ફલાણા"—એમ અસલ લેખાવળીના નમૂના ઉપરથી, 'શ્રી' પછીના શબ્દનો વિશેષક હતો તે ભૂલી જઈને પૂર્વના શબ્દની જોડે જોડી દેવાની ભૂલ્ય હેમાં કરાઈછે. સંસ્કૃતમાં પિતૃશ્રી, માતૃશ્રી વગેરે હોયછે તે સમાસ જુદી રીતે હોયછે. આ પ્રકારને—"એઓશ્રી" જેવે હસવા જેટલે દરજ્જે પણ હાલ કેટલાક લઈ જાયછે.

× 'વસન્ત' સંવત્ ૧૯૬૫ ના ફાલ્ગુનનો અંક, પૃષ્ઠ ૬૪ જુવો.

(१३) पूछाई जवायुं. ('तपत्याख्यान,' पृ. १५२)

આ 'પૂછી જવાયું' અથવા 'પૂછાઈ ગયું' ને બદલે એવરો શક્યાર્થ બતાવનારો પ્રયોગ આધુનિક જ છે. લોકોમાં બોલાયછે,—અને શિષ્ટ ગ્રન્થમાં એ દૂષિતરૂપને સ્વર્ગસ્થ ગોવર્ધનભાઇયે સ્થાન આપેલું જોયુંછે. પ્રેમાનન્દે આ પ્રકારની ભૂલ્ય કરેલી કહિં જાણી નથી.

(૧૪) "તોબરો ચડ્યો." (મ્હો ગંભીર થયું—એ અર્થમાં)

('રોષદર્શિકા સત્યભામાખ્યાન,' પૃ૪ ૨૪૮)

આ વચન આધુનિક ભાસેછે. પ્રાચીનતા વિશે કાંઈક સંશય પડેછે.

(૧૫) 'સિધારવું'—(તપત્યાખ્યાન પૃ. ૧૮ તથા રોષદર્શિકા સત્યભામાખ્યાન પૃ. ૨૦૮ પં. ૨–૩)—સિધાવવુંને બદલે થયેલુ આ અશુદ્ધ રૂપ આધુનિક હશે એમ લાગેછે. પણ ખાતરીથી ના કહેવાય.

(૧૬) 'ક્રોધે ભરાવવા જેવું કંઈ નથી.'—(તપત્યાખ્યાન, પૃ. ૧૮)

ભરાવા—એ સત્વભેદનું રૂપ ઉદ્દિષ્ટ છે ત્હાં ભરાવવા–એ પ્રેરકભેદનું રૂપ અયોગ્ય છે. આ ભૂલ્ય આધુનિક લખાણોમાં જણાયછે. પ્રેમાનન્દ આ ભૂલ્ય કરે એ સંભવતું નથી.

(૧૭) "સુત હું શે' થયો ઉત્પન્ન ?
નવ જનની કરી જ પ્રસન્ન"

(પાંચાલી પ્રસન્નાખ્યાન, પૃ. ૧૮૬ શ્લો. ૧૦)

અહિં બીજા ચરણમા જકાર છે તે નિશ્ચયાર્થના ઉદ્દેશનો નથી જ. માત્ર પાદપૂરણાર્થ, અર્થહીન, છે. આ પદ્ધતિ આધુનિક જ લાગેછે. પ્રેમાનન્દનાં આખ્યાનાદિકમાં હેનું દર્શન થયેલું સ્મરણમાં નથી આવતું. અને તે સંભવ નથી; કેમકે આખ્યાનોનાં દેશી વગેરેની પદ્યરચના શિથિલ અને સ્વાતન્ત્ર્યવાળી હોવાથી હેમા આ પ્રકારના ટેકાનો ખપ પડે નહિં. છન્દ વૃત્તના દૃઢ નિયમોને પરિણામે હાવા પાદપૂરણ એકાક્ષરી શબ્દોનો આશ્રય લેવાનો પ્રસંગ આવેછે. આધુનિક કાળમાં હેવાં વૃત્તોનો પ્રચાર વધ્યો તે સાથે હાવા શબ્દો વિશેષ પેઠા. "દ્રૌપદીહરણ"માં વૃત્તોના આદરની સાથે આ અંશ પેઠાવું નજરે પડેછે ખરું,

"વાહાવડે જ તરવા નિધિ આપ ધારે;"

(કડવું ૧૧ મું શ્લો. ૧ ચરણ ૨)

"(વળી) પ્રાતર્ ભોજન માટે તો મૃગ પંચાશ જ અલ્પ અમિતે"

(કડવું ૧૧ મું શ્લો. ૧૫, ૫. ૨)

પરંતુ 'દ્રૌપદીહરણ' સંબન્ધે પણ અન્ય કારણોથી મ્હારો વિચાર જુદો જ છે તે હું કહી ચૂકયો છું. ત્હેમાં આ ઉદાહરણથી ઉમેરો જ થશે.

આ પાદપૂરણના પ્રયોગથી મળતા પ્રમાણને હું અયોગ્ય મહત્ત્વ આપવાને ઇચ્છતો નથી. માત્ર એક અંશ રૂપે અને હેને ઘટતી જ કીમત આંકવાની છે.

(૧૮) 'ખુશી'—

"મારી સખી * * * ખુશી થઇ છે"

(રોપદર્શિકા સત્યભામાખ્યાન, પ્રસ્તાવના, પૃષ્ઠ ૧૮)

'ખુશ' (= આનન્દયુક્ત) એ વિશેષણના અર્થમાં 'ખુશી' (= આનન્દ) એ નામ-વાચક ખોટો પ્રયોગ આધુનિક જ છે. ફારસીના આરમ્ભકાળમાંથી આ પ્રકારની અશુદ્ધિ પ્રવેશ ના પામે.

(૧૯) 'વિદિત'

"ગુર્જરગિરાના સંદેશાથી મને વિદિત કરશો."

(રોપદર્શિકા સત્યભામાખ્યાન, પ્રસ્તાવના, પૃષ્ઠ ૧૮)

"તે વડે દેવને વિદિત કરવા ઉચિત છે."

(રોપદર્શિકા સત્યભામાખ્યાન, પૃષ્ઠ ૬૪)

"સચિવોના વિચારથી તમને વિદિત કરીશ."

(રોપદર્શિકા સત્યભામાખ્યાન, પૃષ્ઠ ૨૨૭)

વિદિત=જ્ઞાત વસ્તુ; તે જ્ઞાન પ્રાપ્ત કરનારને ઉદ્દેશીને વાપરવાનો અશુદ્ધ પ્રયોગ આધુનિક જ છે. પ્રેમાનન્દ જેવા સંસ્કૃત જાણનારને હાથે એ અશુદ્ધિ સંભવે નહિં.

કેટલેક સ્થળે આ શબ્દ શુદ્ધ, અને કેટલેક સ્થળે સંદિગ્ધ શુદ્ધિવાળો પણ જોવામાં આવેછેઃ—

"હું આવુંછું એમ સત્વર વિદિત કર્યું."

(રોપદર્શિકા સત્યભામાખ્યાન, પૃ. ૧૮૬

આ શુદ્ધ છે.

(२) तथा (९) वाळां कहेवनो तो—

"दूधनो दाझ्यो छाश फूंकीने पीए," तथा "अन्न ह्हेतुं पुण्य रांधनारनो धूमाडो," ए गुजराती कहेवतो उपरथी संस्कृत घडी काढेलां स्पष्ट रीते लागेछे. आ ह्हेमांनी संस्कृत भाषा उपरथी जणाई आवेछे. तेम संस्कृत साहित्यमां आ आकारमां ए जणायलां नथी. आधुनिक शास्त्रीओनी ढब ह्हामां जणाई आवेछे. 'छाश'ने बदले 'दहिं' (दधि) ए फेरफारथी कांइ सुधारो थयो नथी; दूध अने छाश एनां प्रथम दर्शने स्वरूप सरखां होय; पण दहिं तो तरत जुदुं जणाई आवे; तो दहिंने फुंकवानी मूर्खाई तो कोइ पण करे नहिं. अने दहिं ते पीवाय पण नहिं. जे रूपमां कहेवत मूकयुंछे ते उपर ज आ टीका छे. परंतु आ टीका तो प्रसंगवशात् सहेज करी. नान्दना मुखमां (९) वाळुं कहेवत मूकयुंछे ते अशुद्ध संस्कृत भाषावाळुं जोई आश्चर्य लागेछे. (धूमकः ने बदले धूमक ते तो छापखानानी भूल्य हशे.) रन्धकार शब्द संदिग्ध शुद्धिवाळो छे. रन्धनं = रांधवुं छे. पण रन्धकार ए रूपनी शुद्धि विशे संदेह छे. §

परंतु वधारे सचक वात तो ए छे के स्वर्गस्थ शास्त्री व्रजलाल काळीदासनी ई. स. १८७० मां प्रगट थयेली 'उत्सर्गमाळा'मां छेवटे गुजराती उखाणां संस्कृत तथा प्राकृत रूप साथे आप्यांछे ह्हेमां आ बने उखाणांनां संस्कृत रूप अक्षरशः आ प्रकारनां ज जडेछे. (ए निबन्धनां पृ. ११८ तथा ११९ जुवो.) ए उखाणां बधां जोवाथी जणाशे के मूळमां संस्कृतमां ए बधां हतां अने ते उपरथी गुजरातीमां आव्यां एम संभव नथी; मात्र ए प्रत्येक संस्कृत रूपमां मूकी सकाय— एटलुं ज तात्पर्य समजवानुं छे; जो के व्रजलाल शास्त्रीए तो (पृ. ११७ मे) नीचेना वचनमां जराक अद्‌भुत कल्पना करीछेः—

"गूर्जर भाषामां सघळां वाक्य संस्कृत वाक्य विकृत थईने थयांछे. ते जणाववाने गूर्जर भाषामां जे उखाणा चालेछे तेमांनां थोडा उदाहरण नीचे लख्यांछे."

परंतु ह्हेमनो उद्देश आ वाक्यनो शब्दशः अर्थ थाय ह्हेवो नहिं ज होय; नहिं तो तो आपणे हाल कोइ पण वाक्य बोलिये ते संस्कृतमां असल हतुं एम विचित्र कल्पना करवी पडे.

आ कहेवतो आ रूपमां मूळ संस्कृतमां हशे, अथवा तो शास्त्रीओए कल्पेलां, ते पण व्रजलाल शास्त्रीए प्राचीन सम्प्रदायथी पूर्वजो कनेथी मेळवेलां, अने तेथी प्रेमानन्दना वखतमां पण ए रूपमां कहेवतो हशे,—ए कल्पना बहु ज असंभवनीय लागेछे. तेम ज प्रेमानन्दने (अथवा ह्हेमना काळना शास्त्रीवर्गने) अने व्रजलाल शास्त्रीने बंनेने एक ज प्रकारनी रचना करवानी प्रेरणा थई ए पण संयोग विशेष असंभववाळो छे.

हितोपदेश—(४—१०३) मां—

§ 'नार' प्रत्ययवाळा रूपनी उत्पत्ति प्रमाणे रन्धनकार संभवे.

§ बाल: पायसदग्धो दध्यपि फूत्कृत्य भक्षयति ॥

એમ વચન કહ્યુંછે, તે ઉપરથી મ્હારા પ્રસ્તુત કહેવતો ઉપરથી ઊપજેલા સંશયને બાધ નથી આવતો. એ વચન ભલે પ્રાચીન છે; પણ જે રૂપમાં પ્રસ્તુત કહેવત મૂકાયુંછે, તે તો સ્પષ્ટ નવીન અને હિતોપદેશનાથી ભિન્ન છે. હિતોપદેશમાંના વચનમાં દહિં 'પીવાનું' નહિં પણ 'ખાવાનું' કહ્યુંછે; તેમ જ દૂધ નહિં પણ 'દૂધપાક' કહ્યોછે, જેથી દહિંનું સામ્ય એ ઘટ પદાર્થ જોડે સંભવી ભ્રાન્તિનું કારણ થાય. પ્રસ્તુત કહેવતમાં 'દૂધ' અને 'પીવાનું' એ બે ચાલૂ ગુજરાતી કહેવતનાં લઈને સંસ્કૃત બનાવી દીધુંછે, અને છાશને બદલે દહિં રાખ્યાથી દોષ ઉમેરાયોછે; અને તે વ્રજલાલ શાસ્ત્રીની ઘટના જણાયછે. ગુજરાતી ઉખાણાંનાં તદ્રૂપ સંસ્કૃત પ્રતિબિમ્બ વ્રજલાલ શાસ્ત્રીની બનાવટનાં સ્પષ્ટ રીતે જણાઈ આવેછે.

ટૂંકામાં ઉત્સર્ગમાળામાં આપેલાં ઉદાહરણોનુ અન્તઃસ્વરૂપ, વ્રજલાલ શાસ્ત્રીની ગુજરાતી ઉપરથી સંસ્કૃત બનાવવાની પદ્ધતિ. આ કહેવતો જે આકારમાં આપ્યાંછે તે આકારની આધુનિકતા, પ્રસ્તુત બે સંસ્કૃત આકારમાં મૂકેલાં કહેવતોના આ નાટકમાં આપેલા સ્વરૂપનું ઉત્સર્ગમાળામાંના સ્વરૂપ સાથે અક્ષરેઅક્ષર મળતાપણું (દૂષણમાં પણ મળતાપણું,)† વગેરે સર્વે વિચારતાં, આ નાટકો લખનારે વ્રજલાલ શાસ્ત્રીની ઉત્સર્ગમાળા જોયેલી હોવાનો સંભવ બહુ સબળ લાગેછે. પ્રેમાનન્દે જોઈ હોય એ તો અશક્ય જ છે, વ્રજલાલ શાસ્ત્રીએ પ્રસ્તુત નાટકોના ગ્રન્થો જોયા હશે એમ પણ નથી; આ નાટકો પ્રકાશમાં જ ઉત્સર્ગમાળા પછી ૨૧-૨૨ વર્ષે આવ્યાં.

---

§ હાલના સમયની કેટલીક કહેવતો અતિ પ્રાચીનકાળથી આવેલીછે તે આ ઉપરથી જણાશે. હિતોપદેશ રચાયાને તો જાણે આશરે ૮૦૦ વર્ષ થયા; પણ એથી પણ ૨૦૦ વર્ષ પૂર્વે રચાયલા રાજશેખરના 'કર્પૂરમંજરી' નાટક (સટ્ટક) મા (પ્રથમ જવનિકાન્તરમાં) **हत्थे कंकणं किं दप्पणेण** એ કહેવતમાં "હાથ કાંકણુને આરસી" શું કામ?—એ હાલની કહેવતનું પૂર્વસ્વરૂપ જોઇયે છિયે. પરંતુ કહેવતોની સંભવનીય પ્રાચીનતા એ જુદી વાત છે; અને પ્રસ્તુત સ્થળે અમુક કહેવતના ખાસ સ્વરૂપથી પકડાઈ આવતી આધુનિકતા તે જુદી વાત છે.

† દૂષણ નહિં પણ હેતુ પુરસર આણેલી વિશેષતામાં પણ મળતાપણું અતિશય સૂચક છે—'પણ'નું સંસ્કૃત પ્રતિબિમ્બ સાધવા પુનઃ શબ્દ મૂકયોછે અને 'થી'નું પ્રતિબિમ્બ બતાવવા **दुग्धतः** માં तः પ્રત્યય મૂકયોછે. તે વ્રજલાલ શાસ્ત્રીએ આરમ્ભમાં સ્થાપેલી પ્રતિજ્ઞાની સાબીતી બતાવવાના હેતુથી જ; અને તેથી दुग्धेन અને अपि શબ્દ નથી મૂકયા. અને એ तः પ્રત્યય અને પુનઃ શબ્દ જ આ નાટકમાંના કહેવતમાં આવ્યાછે. આ આકસ્મિક સંયોગ નથી જણાતો.

ખાસ વળી નોંધવાનું છે કે अपिના અર્થમાં **पुनः** શબ્દ સંસ્કૃતમાં જણાતો નથી. ગુજરાતીમાં 'પણ' નો અર્થ अपि જેવો થાય છે તે ભલે. માટે **पुनः** શબ્દનો આ ખોટો પ્રયોગ વ્રજલાલ શાસ્ત્રીનો જ છે.

" રથ તૈયાર કરી મને વિદિત કર્યું. "

( રોપદર્શિકા સત્યભામાખ્યાન, પૃ. ૨૦૫ )

અહિં સંદિગ્ધતા છે.

## ( ख )—૧૪

કેટલાક સોરઠી અને સુરતી પ્રયોગો આ નાટકોમાં જડેછે, જે પ્રેમાનન્દના હોવા સ્પષ્ટ રીતે અસંભવિત છે. પ્રેમાનન્દના વખતમાં સોરઠ જોડે સંબન્ધ નહોતો એમ માનવાને કારણ છે. અને સુરતમાં પ્રેમાનન્દ રહ્યા હતા કહેવાયછે, અને પ્રેમાનન્દ સાર્વદેશિક હતા એમ બચાવ કરી સકાય એમ નથી. કેમકે પ્રેમાનન્દનું સાર્વદેશિકપણું હેમની તળપદી ગુજરાતી ભાષાની શુદ્ધિ ઉપર છાપ પાડનારું ન્હોતું. એ શુદ્ધિ હેમણે તો બહુ સારી રીતે જાળવેલીછે

ઉદાહરણો—

(૧) 'ઊભી શકાય.' ( 'પાંચાલી પ્રસન્નાખ્યાન,' પૃ. ૧૪૩ )

( ઊભું—એ સં. ऊर्ध्वम् વિશેષણ ઉપરથી પ્રાકૃત उब्भ મારફત આવ્યુંછે. સોરઠમાં ભૂતકૃદન્ત લાગ્યું, વાગ્યું, ઇત્યાદિ જેવાને બદલે 'લાગું', 'વાગુ', ઇત્યાદિ બોલાયછે, ત્હેના સામ્યથી ભ્રમને લીધે 'ઊભું' તે પણ ભૂતકૃદન્ત મનાઈ જઈ,-' ઊભવું ' ક્રિયાપદ સોરઠમાં જ પ્રચરિત છે. )

(૧) क. મીંદડી, ( ' તપત્યાખ્યાન,' પૃ. ૨૦ ); આ કાઠિયાવાડી પ્રયોગ છે.

(૨) બીધેલા— ( ' રોપદર્શિકા મસભામાખ્યાન,' પૃ ૧૦૯ )

( આ સુરતી પ્રયોગ છે; કરણાવી તરફ વખતે બોલાતો હશે; તથાપિ પ્રેમાનન્દની ભાષા હેવી સ્થાનિકતાથી મુક્ત હતી. )

(૩) લો.—( ' લ્યો ' ને બદલે ). ( ' પાંચાલી પ્રસન્નાખ્યાન,' પૃ. ૧૧૦ )

આ સુરતી પ્રયોગ જ છે.

(૪) ' કરતી ના. '—( ( તું ) ના કરીશ—ને બદલે'). ( 'તપત્યાખ્યાન,' પૃ. ૨૦૧ )

આ સ્પષ્ટ સુરતી પ્રયોગ છે.

' ધરઈશ,' ' જઉછું ' વગેરે ચરોતરી પ્રયોગ કરનારો માણસ જ આમ સુરતી પ્રયોગ પણ કરેછે ! તે ઉપરથી પ્રેમાનન્દની સાર્વદેશિકતા સ્થાપવાનો પ્રયત્ન વ્યર્થ જશે.

કારણ ઉપર બતાવ્યું જ છે. આ નાટકોનો ગૂઢ બનાવનાર ચરોતરી હશે એમ કલ્પના મ્હેં મૂકીછે ત્હેની સાથે પણ વિરોધ આવતો નથી; કેમકે આ બનાવનાર આધુનિક છે એ સંશયનો પાયો જ છે, અને હાલના ઘણા લોકો આમ જુદા જુદા સ્થાનિક સંસ્કાર લેતા આપણને અનુભવગોચર છે.

## ( ख )–૧૯

આધુનિક તથા પરકીય કહેવતો તથા વચનો જરાક જોઇયે. (અંગ્રેજી કહેવતો વિશે તો પાછળ બોલી જ ચૂકયોછું:)—

(૧) "કહે લૂંડી નવાબ, તો કે નવાબ". ('રોપદર્શિકા સત્યભામાખ્યાન,' પૃ. ૧૦૩)

(૨) दुग्धतो दग्धो बालो दधि पुनः फुत्कृत्य पिबति

('રોપદર્શિકા સત્યભામાખ્યાન,' પૃ. ૨૫૮)

(૩) गुर्जराणां मुखं भ्रष्टम्

('પાંચાલી પ્રસન્નાખ્યાન,' પૃ. ૫)

(૪) સફાઈમાંથી તો હાથ કાઢતો નથી.

('પાંચાલી પ્રસન્નાખ્યાન,' પૃ. ૧૮૫)

(૫) ઘોળકું ઘોળા આવ્યો.

('રોપદર્શિકા સત્યભામાખ્યાન,' પૃ. ૧૨૫)

(૬) यस्य अन्नं तस्य पुण्यं रन्धकारस्य धूमकः

('રોપદર્શિકા સત્યભામાખ્યાન,' પૃ. ૨૫૯)

(૭) "ખાખરની ખીસોડી તે સાકરનો સવાદ શી રીતે જાણે?"

('તપત્યાખ્યાન,' પૃ. ૨૧૦)

આ સાતમાંથી (૧), (૪), અને (૫) નો રણકારો આધુનિક લાગેછે; પણ તે માટે અન્વેષણની જરૂર છે.

(૩) આ વચન વધારે મહત્ત્વનું છે;—આપણી પરીક્ષા માટે ખાસ મહત્ત્વનું છે. પ્રકાશકોએ આખો શ્લોક ફૂટનોટમાં મૂકયોછે તે જરાક અશુદ્ધ છે, પરંતુ તાત્પર્ય જ્યહાં ત્હાં બતાવેછે. એ વચન ઉપરથી અર્થાત્ જ ફલિત થાયછે કે મહારાષ્ટ્રના પંડિતોએ ગુર્જર ભાષાની ભ્રષ્ટતાનો ઉપહાસ કર્યોછે, એટલે મહારાષ્ટ્ર અને ગુજરાત વચ્ચે ભાષા વગેરે બાબતમાં સ્પર્ધા ઉત્પન્ન થઈ તે સમયનું આ વચન હોવું જોઇયે. આ વચનનો કર્તા કે સમય જડે એમ નથી. પરંતુ ઉપરનું અનુમાન કરવામાં બાધ નહિં આવે. આ સ્પર્ધા પ્રેમાનન્દના સમયમાં ઉત્પન્ન થવી ઐતિહાસિક રીતે અસંભવિત જ છે. મરાઠીનો પ્રવેશ જ તે વખતે મ્હરાણે શરૂ થયેલો, ખરું જોતાં થયેલો નહિં, એમ આપણે પાછળ જોઈ ગયા છિયે, તો તે વખતે આ સ્પર્ધા તો હોય જ ક્યહાંથી? આ નાટકમાં આ વચન છે માટે સ્પર્ધા પ્રેમાનન્દના સમયમાં શરૂ થઈ હતી એમ વિપરીત અનુમાનમાં અન્યોન્યાશ્રય દોષ આવે તે માટે તો અનેકવાર ચેતવણી હું આપી ચૂકયોછું.

તો આધુનિક સમયમાં, એટલે આજની પૂર્વે ૫૦ થી ૧૦૦ વર્ષની અંદર એ સ્પર્ધા શરૂ થઈ સંભવે; તે સમયનું આ વચન હોય. પ્રેમાનન્દે તો આ વચન જાણ્યું હોય જ નહિં. આ પ્રકારનાં વચનો કેટલી ઝડપથી ઘડી કાઢવામાં આવેછે તે મહારાષ્ટ્ર ભાષાને સંબન્ધે, ઉપરના વચનના ઉત્તર તરીકેનું, એક વચન ફાલ્ગુન સં. ૧૯૬૫ ના 'આર્ય ધર્મ-પ્રકાશ'માં રા. નર્મદાશંકર બાળાશંકરના "થોડાક મરાઠી શબ્દો" વિશેના લેખમાં આપેલું જોવાથી જણાશે:—

वरो नवरतां प्राप्तः रागो जातस्तु क्रोधताम् ।
महाराष्ट्रमुखेगत्वा रागो रागात्वमागतः ॥

આ શ્લોકમાંનાં છન્દોભંગ, વ્યાકરણદોષ, વગેરે આ વચનની કેવળ નવીનતા બતાવી આપેછે. रागो रागात्व मागतः એમ વખતે હશે? गुर्जरत्रा मुखं प्राप्य વાળો શ્લોક છેક આટલો નવીન નથી, એટલું જ. બાકી પ્રેમાનન્દના સમયને સંબન્ધે તો આધુનિક જ છે.

(૭) આ કહેવત વિશે જુદી જ ટીકા ઉદ્ભવેછે. આ કહેવતમાં કાંઇ કાલવિરોધાદિક સૂચકતા નથી. પ્રેમાનન્દના સમકાલીન સામળ ભટે "ખાખર કેરી ખીસકોલી અંગદ! સ્વાદ શું જાણે સાકરનો?" એ પ્રખ્યાત પંક્તિમાં આ કહેવત વાપરીછે. પરંતુ તેથી જ જરાક પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે પોતાના પ્રતિસ્પર્ધી સામળે વાપરેલી કહેવતનો આમ ઉપયોગ પ્રેમાનન્દ કરે ખરો? એમ કરવામાં અપૂર્વતાના ગૌરવનો ભંગ જ થાય. રા. કેશવલાલ માનેછે કે—"પ્રેમાનન્દનાં સર્વ નાટકોમાં કહેવતોનો મ્હોટો ઉપયોગ છે તે સામળના 'રાવણ-મંદોદરીસંવાદ' ની સરસાઈમાં કર્યો હોય." ('પ્રેમાનન્દ'—પૃ. ૧૫ ફૂટનોટ). આ કલ્પના સુઘટિત માનિયે તો પણ જણાશે કે નાટકોમાંની કહેવતો સામળની વાપરેલી નહિં પણ નવીન જ (નવી ઘડી કાઢેલી નહિં, પણ જનમંડળના વ્યવહારમાંથી પોતે સંગ્રહ કરેલી) કહેવતો છે, તે સ્વરૂપે અપૂર્વતાની સરસાઈ ઉદ્દિષ્ટ છે એમ કહેવું પડશે. તે સરસાઈ પ્રતિસ્પર્ધીની વાપરેલી કહેવત વાપરવાથી જતી રહે. રજોગુણી વિવેકની મર્યાદાવાળો, પણ આખરે

વિરોધનો, ઝઘડો જ પ્રેમાનન્દ અને સામળની વચ્ચે હતો. એટલે સામળની વાપરેલી કહેવત ના સ્વીકારવા જેટલું આત્મગૌરવ તો પ્રેમાનન્દ રાખે જ.

( ख )—૨૬

પ્રાચીન, પણ સરખામણીમાં ઓછાં જાણીતાં, નાટકોમાંના કેટલાક અંશોનું અનુકરણ: આ કાંઈક અલ્પ રીતે સૂચક પ્રકાર છે. એ અનુકરણોના દાખલા:—

(૧) હમણાં જ કહેલો કહેવતોનો વિશેષ ઉપયોગ કરવાનો શોખ;

આ પ્રકારને રા. કેશવલાલ સામળ જોડે સરસાઈ કરવાની ઇચ્છાનું ફળ ગણેછે, તે સંભવનીય નથી તે હમણાં જ હું કહી ગયો. આ રીતનો કહેવતોનો ઉપયોગ કરનાર એક પ્રાચીન કવિ રાજશેખર જણાયછે. કર્પૂરમંજરી, વિદ્ધશાલભંજિકા, વગેરેમાં હેની એ રીતિ જણાઈ આવેછે. આપ્ટેએ પોતાના નિબન્ધમાં (પૃ૪ ૪૫ મે) હેમાંની ઘણી કહેવતોનો સંગ્રહ કરેલોછે એમ જણાયછે.

તો આ રાજશેખરનું અનુકરણ કેમ ના હોય ?

(૨) નાટક સંસ્કૃતમાં ના રચતાં પ્રાકૃતમાં શા માટે કર્યું?—એ ચર્ચા.

જેમ રોષદર્શિકા સત્યભામાખ્યાનમાં આ પ્રશ્ન પ્રસ્તાવનામાં સૂત્રધાર અને પારિપાર્શ્વક વચ્ચે ચર્ચાવ્યોછે, કાંઇક તે જ રીતે રાજશેખર કવિના "કર્પૂરમંજરી" સટ્ટકની પ્રસ્તાવનામાં સ્થાપક અને પારિપાર્શ્વક વચ્ચે સંવાદ નજરે પડેછે. ત્હાં માત્ર સંસ્કૃત રચના કઠોર અને પ્રાકૃત સુકુમાર એમ કારણ, તથા કાવ્યનું કાવ્યત્વ હોય તો બસ, ભાષા ગમે તે હો એમ દલીલ, ઉપસ્થિત થયેલાછે; ત્હારે રોષદર્શિકા સત્યભામાખ્યાનમાં—'નવીનારમ્ભ હોવાથી રસિક પ્રેક્ષક જન દોષદર્શી થશે નહિં'—એમ સમાધાન કરાવ્યુંછે. પાંચાલી પ્રસન્નાખ્યાન તથા તપત્યાખ્યાનમાં પણ એ પ્રકારની ચર્ચા છે.

તો આ પણ રાજશેખરનું અનુકરણ નહિં હોય ?

(૩) 'તપત્યાખ્યાન'માં રાજા સંવરણનો મિત્ર વસન્તક છે. વિદૂષકનાં અનેક નામોમાં વસન્ત §(અથવા વસન્તક) પણ એક છે; પરંતુ તે સંસ્કૃત નાટકોમાં બહુ પરિચિત નથી. માત્ર 'રત્નાવલી' નાટિકા (હર્ષ અથવા બાણની કરેલી) માં વસન્તક આ રીતે જોવામાં આવેછે.

§ कुसुमवसन्ताद्यभिधः कर्मवपुर्वेशभाषाद्यैः ।
हास्यकरः कलहरति विदूषकः स्यात् स्वकर्मज्ञः ॥

( સાહિત્યદર્પણ-૭૯ )

તો આ વસન્તક નામનો સ્વીકાર 'રત્નાવલી'ના અનુકરણમાં નહિં હોય?

આ રીતે જો ઉપરના પ્રકારો રાજશેખર, બાણ અથવા હર્ષનાં નાટકોનાં અનુકરણ છે એ કલ્પના સ્વીકારિયે, તો પ્રશ્ન ઉત્પન્ન થાયછે કે એ પ્રમાણમાં અજ્ઞાત નાટકોથી પ્રેમાનન્દ પરિચિત હોય એ સંભવેછે ખરું? મ્હને તો સંશય રહેછે. પ્રેમાનન્દ સંસ્કૃત જાણનારો પંડિત હતો એ ખરું; પરંતુ એ પંડિતતા, આપણા અર્ધા સૈકાના શાસ્ત્રી વર્ગની પંડિતતાની પેઠેજ, પંચમહાકાવ્ય અને કાલિદાસ ભવભૂતિ જેવાનાં પ્રખ્યાત નાટકો તથા પુરાણાદિક સાહિત્યમાં સમાપ્ત થનારી હોવાનો સંભવ વિશેષ લાગેછે. તેથી સંભવ તો એમ જણાયછે કે આ જમાનામાં આ નાટકો અન્ધકારમાંથી બ્હાર પડ્યા પછી તેથી પરિચિત કોઇ આધુનિક આ નાટકોનો રચનાર હશે. રોષદર્શિકા સત્યભામાખ્યાનની પ્રસ્તાવનામાં કાલિદાસ ભવભૂતિની સાથે બાણ, સોમિલ્લ (? સૌમિલ) અને જયદેવનાં નામ પણ નાટકકાર તરીકે કહ્યાંછે, એ ખરું. પણ એથી તો ઉપરની શઙ્કાને ઉલટી વિશેષ પુષ્ટિ મળેછે.

## (ख)—૧૭

છેવટે એક જરાક અસંભવનો બીજો પ્રકાર નોંધું છું.—આ નાટકોમાં પ્રેમાનન્દે આહીરી અને આસુરી ભાષાઓ નવીન ઘડી કાઢી વગેરેનો મહિમા ગવાયછે. પરંતુ, હેની અતિ કૃત્રિમતાની વાત તો બાજૂ ઉપર રાખતાં, 'પાંચાલી પ્રસન્નાખ્યાન' (પૃ. ૧૭૨—૧૭૩) માં ઘટાસુરના મુખમાં જે કૃત્રિમ ભાષા મૂકીછે હેનું સમાધાન ફક્ત સ્વૈચ્છિક કૃત્રિમતાથી પૂર્ણ થતું નથી. 'દેવી' ને સ્થળે 'દિવ્યાય;' મયા મોદ ભવતિ (= મ્હને આનન્દ થાયછે); 'વનદેવ્યા' (સંબોધન); મયા પ્રાણગતા (= મમપ્રાણાગતાઃ);—એ વિચિત્ર વચનો વડે ઘટાસુરનું સંસ્કૃત બોલવા જતે અશુદ્ધ સંસ્કૃત કરનારું અજ્ઞાન દેખાડવાનો હેતુ જણાતો નથી. એ ભાષા નથી પ્રાકૃત, નથી પ્રાકૃતની નકલ, નથી સંસ્કૃત, નથી કાંઈ. હાવી રચના સંસ્કૃતના પંડિત પ્રેમાનન્દને હાથે થવાનું કારણ જણાતું નથી. તેથી અસંભવ જ સૂચવાયછે. પણ આ વાત ઉપર બહુ ભાર મૂકવાનું કારણ નથી.

## (ख)—૧૮

ક્લિષ્ટાર્થ પદ્યોની અગમ્યતા.—

'દ્રૌપદીહરણ'માં જે પ્રકારની ક્લિષ્ટતા છે હેવી આ નાટકોમાં અલબત નથી જ. પણ કોક છૂટક શ્લોક હેવા હોય તો તે વિશે એક શઙ્કા ઉત્પન્ન થાય ખરી. 'રોષદર્શિકા સત્યભામાખ્યાન' પૃષ્ઠ ૨૦૪ મે રાધાના લખેલા પત્રમાં આ શ્લોક છેઃ—

ગીતક.

વિદરભ દેશી જાઈ આદખર લઈ આવિયા;
રહઈ અંતખર રાઈ કિમઈ પ્રસઈ નવિ તિ જિયા.

આ શ્લોકમાંથી 'રાધી'ના પ્રથમ અક્ષર રા = લક્ષ્મી તે અર્થાત્, રુક્મિણીને વિદર્ભથી લાવ્યા, પણ હેનો અન્ત્યાક્ષર ધી = બુદ્ધિ કેમ ત્હમે લેતા નથી? એ અર્થ ક્લિષ્ટતાથી નીકળેછે તે તો ભલે, પણ 'રાધી' નામ ઉપર એ અર્થની રચના છે, ને તે તો આ શ્લોકમાં છે નહિ. (રાઈ = નો 'રામ' એમ અર્થ ટીકામાં આપ્યો છે); તો આ ક્લિષ્ટ અર્થની ગુપ્ત કૂંચી ક્હાંથી મળી? 'દ્રૌપદીહરણ' માંના એકાક્ષરી શ્લોક માટે તો પેલી બાઈ કનેથી હેની કૂંચીનું કાગળિયું જુદું મળ્યું હતું. ત્હેવું હાને માટે મળેલું જણાવ્યું નથી, તેથી આ પ્રશ્ન ઉત્પન્ન થાયછે.

આ સર્વ આભ્યન્તર પ્રમાણો પ્રેમાનન્દના કર્તૃત્વની વિરુદ્ધ જનારાં છે; તો પ્રેમાનન્દના કર્તૃત્વને કાંઇક પોષક આભ્યન્તર પ્રમાણો રા. કેશવલાલે પ્રસંગવશાત્ બતાવ્યાંછે હેની પરીક્ષા કરવી એ કર્તવ્ય છે. પ્રેમાનન્દ વિશેના નિબન્ધના પૃષ્ઠ ૯-૧૦ માં એ પ્રમાણો દર્શાવેલાંછે. તે નીચે પ્રમાણેઃ—

(૧) "વલ્લભ પ્રાણ થકી પણ વલ્લભ"-ઇ. વાળો શ્લોક, પાંચાલી પ્રસન્નાખ્યાન

પૃ. ૧૩૯ મે (અંક ૪ શ્લો. ૨ જો.)

(૨) સુત હું શે' થયો ઉત્પન્ન,
નવ જનની કરી જ પ્રસન્ન,
જનકે જાણિયો ના શૂર,
જન કે ગૂમાવ્યૂં સૌ નૂર,

(એ જ નાટક, અંક ૫ શ્લો. ૧૦ પૃ. ૧૮૬)

(૩) શે કાળ કરતા જ કાળ સાં'ય
માગે કહો જ કિયે ઉપાય?
જો કાળ તે તણી સાય થાય,
કો' ક્યમ કરી તે કરતા મનાય?

(એ જ નાટક અં. ૫ શ્લોક ૧૧ પૃ. ૧૮૬-૭)

(૪) "આ તે લલિત સુમન મધુકરણ સ્રવે શકે" ઇ. વાળો શ્લોક.

(તે જ નાટક, પ્રસ્તાવના, શ્લો. ૩, પૃ. ૬-૭)

આ ચાર શ્લોકોમાંથી નં. ૧ વાળા શ્લોકમાં પ્રેમાનન્દની પોતાના પુત્ર વલ્લભ પ્રત્યે પ્રસન્નતાના ધ્વનિ રા. કેશવલાલ સાંભળેછે. આ કેટલે અંશે સાધાર છે? આ ધ્વનિનું સૂચન પ્રેમાનન્દ તરફથી અથવા કોઇ પણ હેના સમકાલીન ટીકાકારાદિક તરફથી મળ્યું હોત તો તો તે સ્વીકારવું પડત. પરંતુ એ પ્રકારના પ્રકાશને અભાવે માત્ર તટસ્થ વાચકને ધ્વનિનું શ્રવણ થવા માટે આ વચનમાં 'વલ્લભ' એ શબ્દ શિવાય કશો પણ આધાર મ્હને તો જણાતો નથી. આ શ્લોકમાં વાયુદેવની પોતાના પુત્ર-ભીમ-તરફની પ્રીતિ વગેરે ભાવનું જ દર્શન છે. સ્પષ્ટાર્થ માટે તો કોઇ શઙ્કા નહિ આણે. માત્ર હેમાં કવિનું પુત્ર વલ્લભને વિશે

પણુ સૂચન છે' એ કેવળ કલ્પના જ છે. એ ધ્વનિ માત્ર 'વલ્લભ' એ શબ્દના આકસ્મિક પ્રયોગ ઉપરથી ઠરાવવો એ જરાક તાણીતૂશીને આણેલું લાગેછે. આ નાટકની ટીકા લખનારાઓએ પણુ આ ધ્વનિનો નિર્દેશ કર્યો નથી.

નંબર (૨) તથા (૩) વાળા શ્લોકમાં "વલ્લભની પિતા પ્રેમાનન્દ પ્રત્યેની અને મૈયા ગુર્જરીગિરા પ્રત્યેની અત્યન્ત ભક્તિ" નું 'સ્ફુટ પ્રદર્શન' રા. કેશવલાલને મતે થાયછે. પરંતુ આ બે શ્લોકમાં નંબર (૧) વાળા શ્લોક કરતાં પણ ઘણું ઓછું જ જાતીય સૂચન સંભવે એમ છે—તો પ્રથમનામાં ધ્વનિ અને હામાં સ્ફુટ પ્રદર્શન જોયુંછે તે આશ્ચર્યજનક છે. એ વચનો ઘટોત્કચના મુખનાં છે; અને હેમાં ભીમ પિતા તરફ તથા પોતાની જનની તરફના જ ભાવ દર્શાવ્યાછે. હેમાં વલ્લભની પિતૃભક્તિ અને બાપાભક્તિ જેવી એ તો, ખરે, અત્યન્ત ક્લિષ્ટ કલ્પના થાયછે. 'જનની' શબ્દમાં મૈયા 'ગુર્જરગિરા' નું સૂચન જોવા માટે તો વળી કશો પણુ આધાર નથી. આ પ્રેમાનન્દની કૃતિ છે એમ માની લઈને તે પાયો સ્થાપી, તે ઉપર આ કેવળ કલ્પનાનો ઉમેરો સપ્રમાણુ મ્હને તો જણાતો નથી. નં. (૩) વાળા શ્લોકમાં તો દૂરતમ પણુ સંપર્ક વલ્લભની વિશેષ વાતનો જણાતો નથી.

પરંતુ આથી પણુ આગળ વધી નં. (૪) વાળા શ્લોકમાંથી તો રા. કેશવલાલે જે ધ્વનિ ઊપજાવ્યાછે તે ચાતુર્યમૂલક જ ગણીશું; હેને માટે આધાર કશો પણુ જણાતો નથી. જરાક સવિશેષ ટીકાની જરૂર છે. એ આખો શ્લોક નીચે પ્રમાણે છેઃ—

આ તે લલિત સુમન મધુકણુ સ્ત્રવે શકે;
વા મધુરી ગુર્જરીની મીઠાશ મોથી ઘણી.
કિંશુક કુસુમ રક્ત પીત વર્ણુ વાસ વનું;
અનુદિન આ ગુલાબ ગુર્જરી મહામણિ.
ઉપવન કુસુમિત જોઈ મત્ત ભૃંગ ગુંજે;
અકલ પરભૃત આ વાણી કો પ્રેમી તણી.
સુરભિએ સહકાર પ્રફુલિત પૂર્ણુ કર્યા;
પ્રમુદિત દ્વિજગિરા સુરભિ સોહામણી.

આ શ્લોકમાં એક પક્ષે વસન્તઋતુનું અને બીજે પક્ષે ગુર્જરગિરાનું–એમ વર્ણુન કરી વસન્ત કરતાં ગુર્જરગિરાની સરસાઈ બતાવીછે.—એ સ્પષ્ટ રીતે મૂકતા પ્હેલાં રા. કેશવલાલે હામાં કલ્પેલા ધ્વનિ જોઇયે. હેમને મતે—

વાસ વનું કિંશુક———તે—રસની ખામીવાળો વીરજી;
મણિ———————તે—રત્નેશ્વર;
મત્તભૃંગ——————તે—નિરંકુશ વલ્લભ;
પરભૃત——————તે—પ્રસાદ પોષિત—દ્વારકાદાસ;
સહકાર=સહકારી;
દ્વિજ———————તે—પ્રેમાનન્દ પોતે.

આ ધ્વનિમાંથી દ્વિજ=પ્રેમાનન્દ એ શિવાયના બાકીના ધ્વનિ નાટકોની ટીકા લખનારાઓએ જોયા જણાવ્યા નથી. રા. કેશવલાલનું જ એ અપૂર્વ દર્શન છે.

આ પ્રકારના ધ્વનિદર્શન માટે પાછળ જ કરેલી ટીકાની પુનરુક્તિ કરી કહેવું પડેછે કે હામાં જાતીય સૂચનોનું દર્શન થવાને એ કાવ્ય લખનાર તરફથી અથવા હેના વખતથી પ્રાપ્ત થયેલી વિશેષ જાતીય માહિતી હોય તો જ એ પ્રકારના ધ્વનિ જડે. હેવી માહિતી કો'ણે આ પ્રસંગે આપીછે? એ માહિતીને અભાવે આ ધ્વનિનું શ્રવણ કેવળ આભાસ રૂપ જ ગણવું પડશે.

છતાં એ ધ્વનિની પરીક્ષા કરિયે, તે માટે એ શ્લોકમાં જે બે પક્ષનું વર્ણન છે તે વિભાગ જોઇયે. ચાર ચરણમાંથી પ્રત્યેક પ્રથમ અર્ધચરણમાં વસન્તના પક્ષનું વર્ણન અને ઉત્તર અર્ધચરણમાં ગુર્જરગિરાના પક્ષનું વર્ણન-એમ વિભાગ સ્પષ્ટ રીતે છે; તે નીચે પ્રમાણેઃ—

| વસન્તનો પક્ષ. | ગુર્જરગિરાનો પક્ષ. |
|---|---|
| ૧. લલિત સુમન (ફૂલ) મધુકણ સ્રવે (છે); | ૧. મધુરી ગુર્જરીની મીઠાશ; |
| ૨. વાસ વિનાનું કિંશુક કુસુમ; | ૨. ગુર્જરીરૂપી મહામણિ (તે) આ અનુદિન (રોજનું, અર્થાત્ બારમાસી) ગુલાબ (છે); |
| ૩. કુસુમિત ઉપવન જોઈ મત્તભૃંગ ગુંજે (છે); | ૩. કો પ્રેમી પરભૃતની અકલવાણી (છે); |
| ૪. સુરભિયે (= વસન્તે) સહકાર (=આંબા) પ્રફુલ્લિત કર્યા; | ૪. પ્રમુદિત દ્વિજગિરા સુરભિસુહામણી (વસન્ત કરતાં વધારે સુહામણી). |

અહિં પ્રથમ ચરણમાં વસન્તનાં ચિહ્ન અને ગુર્જરી વાણી એ બે વચ્ચે સંદેહની કલ્પના કરીને બંને વચ્ચે સામ્યનું તોલ સરખું રાખ્યુંછે; અને બાકીનાં ત્રણ ચરણમાં વસન્ત કરતાં ગુર્જરીગિરાની ગુણની અધિકતા અને સરસાઈ બતાવી અલંકાર બદલ્યોછે, એટલું જ નહિં, પણ પ્રથમના સામ્ય અને પાછીની અધિકતા એ બે પરસ્પરવિરોધી તત્ત્વનો સંકર કર્યાથી દોષ ઉત્પન્ન થયોછે. સંદેહાલંકાર અને વ્યતિરેકાલંકાર આમ સાથે આવી ના સકે.§ પરંતુ તે માટે આપણો ઉપાય નથી. પણ એટલું તો સ્પષ્ટ છે કે ઉપર બતાવ્યા પ્રમાણે વસન્ત અને ગુર્જરગિરા એ બેના પક્ષવિભાગ અહિં જુદા જુદા મૂકયાછે.

હવે રા. કેશવલાલે બતાવેલા ધ્વનિ જોઇયેઃ—

વાસ વિનાનું કિંશુક——તે——રસની ખામીવાળો વીરજી;
મહામણિ——તે——રત્નેશ્વર;
મત્તભૃઙ્ગ——તે——નિરંકુશ વલ્લભ;
પરભૃત——તે——પ્રસાદ પોષિત દ્વારકાદાસ;

§ પ્રકાશકોએ વ્યતિરેકને બદલે અધિકાલંકાર કહેલોછે. મમ્મટ તથા જગન્નાથ પંડિતને મતે તો અધિકાલંકાર જુદી જ વસ્તુ છે. હેમાં આધારાધેય સંબન્ધ ઉપર રચના છે; વ્યતિરેકમાં ઉપમાનોપમેય સંબન્ધની વાત છે.

સહકાર = સહકારી, મદદ કરનાર;
દ્વિજ = પ્રેમાનન્દ.

આ ધ્વનિમાંથી દ્વિજ તે પ્રેમાનન્દ એ તો સ્પષ્ટ જ છે; ટીકામાં પ્રકાશકોએ પણ તે બતાવ્યોછે; અને પ્રસ્તાવનામાં સૂત્રધારને મુખે પ્રેમાનન્દને જ કર્તા તરીકે આગળ કર્યોછે વગેરે કારણથી એ અર્થ સ્પષ્ટ જ થાય; પરંતુ હેમાં કાંઈ પ્રેમાનન્દના કર્તૃત્વનું નવું પ્રમાણ મળી ના જ સકે. પ્રેમાનન્દની કૃતિ એમ વારંવાર કહેવાથી કાંઈ પુષ્ટિ ના મળે. તેમ એ ધ્વનિરૂપ છે પણ નહિં. મુખ્યાર્થ જ છે.

બાકીના ધ્વનિ પ્રકાશકોએ પણ ટીકામાં બતાવ્યા નથી. પાછળ કહ્યું તેમ આ ધ્વનિ જો ખરેખરા ઉદ્દિષ્ટ જ હોય, તો ટેનું સ્વરૂપ જ હેવું છે કે પ્રેમાનન્દ તરફથી અથવા કોઇ હેના સાક્ષાત્ શોખિયા તરફથી જ હેનું જ્ઞાન મળી સકે. તેમ મળ્યું હોવાનો તો દાવો કોઇયે હજી લગી સાધાર કર્યો નથી. આ સ્વરૂપ આ ધ્વનિમાંથી 'મત્તભૃંગ' અને 'પરભૃત' એ બેને વિશે તો વિશેષ એ પ્રકાર્યું છે. કેમકે વલ્લભ તથા દ્વારકાદાસ એ બેની વ્યંજના હેમાંથી ત્રાહિતને કોઇ કાળે જડે જ નહિં; અને હેમાં ને ત્રાહિતનો દોષ નહિં. વલ્લભ નિરંકુશ કવિ હતો તે ભલે; પરંતુ 'ભૃંગ' માંથી એ ધ્વનિ શી રીતે નીકળ્યો ? એ સમજાતું નથી. આથી પણ વિશેષ ક્લિષ્ટ તર્ક દ્વારકાદાસ બાબતનો છે. પચાસ વર્ષની ઉમરે પ્રેમાનન્દનો શિષ્ય બનીને એ કવિતા કરવા લાગ્યો માટે હેમના પ્રસાદથી ઉછેરાયલો,--પરભૃત, પારકાથી ભૃત–ઉછેરાયલો,–એ અર્થમાં અતિચાતુર્યથી ઉત્પત્તિ શિવાય બીજો વિશેષ દાવો થઈ સકે એમ લાગતું નથી.

પરંતુ આટલું જ નથી; ઉપર વસન્ત અને ગુર્જરગિરા એમ બેના પક્ષ એ કવિતમાં બતાવ્યા, તે સાથે આ ધ્વનિયોને સરખાવી જોતાં જણાશે કે હેમાં એક પક્ષનું બીજા પક્ષમાં અયોગ્ય અતિક્રમણ થાયછે. જેમકે,--'કિંશુક કુસુમ' અને 'મત્તભૃંગ' તેમ જ 'સહકાર' એ વસન્તના પક્ષનાં અંગ છે; તો ત્હેમાંથી ગુર્જરગિરાના પક્ષનાં અંગભૂત વીરજી, વલ્લભ, અને સહકારી કવિગણ વિશે ધ્વનિ ઉપજાવવામાં વિષમતા આવેછે, કેમકે ઉપર બતાવ્યા પ્રમાણે પક્ષવ્યવસ્થા સુઘટિત જણાયછે. એ ધ્વનિ ગુર્જરગિરાના પક્ષમાંથી પ્રાપ્ત કરવા જોઇતા હતા.

વળી વીરજીની ખામીને ગુર્જરગિરાની સરસાઈ બતાવવાના પ્રસંગમાં વાસ વિનાના કિંશુક જોડે સરખાવીને આગળ કરવામાં પણ અનૌચિત્ય જ આવેછે.

ગુર્જરગિરાના પક્ષમાંથી 'દ્વિજ' વિશે તો પ્રથમ જ આપણે જોઈ ગયા; માત્ર 'મણિ' અને 'પરભૃત' એ બે રહ્યા. હેમાંથી 'અનુદિન આ ગુલાબ ગુર્જરી મહામણિ' એ વાક્યમાં 'મણિ' નો વ્યઙ્ગ્યાર્થ 'રત્નેશ્વર' એમ માની પંડિત કવિ રત્નેશ્વરને ગુલાબ કહેવામાં ઔચિત્ય આવતું નથી. તેમ જ 'અકલ પરભૃત આ વાણી કો પ્રેમી તણી'–હેમાં દ્વારકાદાસનો અર્થ વાક્યસંદર્ભમાં બરાબર બેસતો નથી, તે વાત જુદી; પણ 'પ્રેમી' શબ્દથી 'પ્રેમાનન્દ' નો

ઉદ્દેશ હોય તો તે સાથે તે જ વાક્યમાં દ્વારકાદાસ પણ જોડી નહિં સકાય; 'પ્રેમી' નો અર્થ પ્રેમાનન્દ માટેનો નથી એમ ગણતાં પણ દ્વારકાદાસ જેવા માત્ર પર–ભૃતને એટલું ગૌરવ આપ્યું હોય એ સંભવતું નથી. તેમ જ 'પરભૃત' નો વિભક્તિસંબન્ધ પણ નહિં બેસે. આ કારણોથી આ બધા ધ્વનિનો અસંભવ જણાયછે.

એકંદર જોતાં આ સર્વ ધ્વનિ અતિ કષ્ટસાધિત, અસંભવિત, અને નિરાધાર જણાયછે. અને આખરે જોવા જતાં આ નાટકોની બનાવટ કરનાર બીજો જ કોઇ મૂળ પાયેથી હોય તો ત્હેને આ પ્રકારની ઘટના—ધ્વનિ ખરા જેવા બતાવવાની કૃતિ જાણી જોઈને બંધબેસતા રચીને—કરવાને બાધ કે મુશ્કેલી પણ શી હતી? આ પ્રકારની દલીલમાં અતિ દૂરદર્શિતાનો દોષ કોઇ જોશે. પરંતુ આ ઉપરાંત બીજાં પ્રમાણો તથા ઉપરની દલીલોનું બળ એટલાં છે કે આ કલ્પના કેવળ તર્કના વર્ગમાં નહિં મૂકાય.

કવિયોની રચનાઓમાંનાં વચનોનું જાણી જોઈને જ રસિક પરિવર્તન કરીને ગુણાદિકનાં ચિહ્ન વગેરે એ વચનો વડે બતાવવાની અથવા સૂચવવાની વિવેચનકલાની એક પદ્ધતિ હોયછે. તે રીત્યનો ઉપયોગ આ કવિતનો કર્યો હોત તો જુદી વાત હતી. બાકી વાસ્તવિક રીતે વલ્લભાદિક કવિગણનું અનુલક્ષણ ઉદ્દિષ્ટ માનીને ધ્વનિદર્શન કરવાને તો આધાર નથી.

હમણાં જ—આ નિબન્ધ પૂરો થતાં–મ્હારા સાંભળવામાં આવ્યું કે "પ્રેમાનન્દ"નાં નાટકોમાંના એકનો હસ્તલેખ આજથી ૧૦૦ વર્ષ ઉપર લખાયલો રા. કેશવલાલને હાથ લાગ્યોછે. આ વિશે પૂર્ણ માહિતી મળ્યા પ્હેલાં, તેમજ એ હસ્તલેખને સારી રીતે તપાસ્યા વિના, હાલ વિશેષ કહી સકાશે નહિં. માત્ર એટલું તો નિર્ભય રીતે કહેવાને બાધ નથી કે આ નિબન્ધમાં દર્શાવેલાં અને ચર્ચેલાં પ્રમાણો સ્વતન્ત્ર રીતે જ પોતાના અન્તર્ગત ગુણદોષ ઉપર આધાર રાખેછે, ત્હેને હસ્તલેખોની શોધ માત્રથી સ્પર્શ નહિં થાય. ઉલટું, એ સ્વતન્ત્ર પ્રમાણોના બળની સ્હામે ટકવા માટે, તેમ જ આપબળથી નભવા માટે, આ નવીન જડેલા હસ્તલેખની પુષ્ટિમાં અત્યન્ત સબળ, વિશ્વસનીય, અને દૂષણહીન પ્રમાણની અને ઐતિહાસિક સ્વીકાર્યતાની સામગ્રીની અનિવાર્ય આવશ્યકતા છે.

મ્હારી પરીક્ષાના વૃથા મમત્વથી આ વચન નથી નીકળતાં. વાસ્તવિક રીતે શાસ્ત્રીય ધોરણ આ પ્રકારની વૃત્તિ અને સામગ્રીને માગી જ લેછે. હાલના જ્ઞાનની પ્રગતિના સમયમાં સર્વ સુધરેલી પ્રજામા એ જ સ્થિતિ છે કે ગમે ત્હેવો સર્વમાન્ય પંડિત વિજ્ઞાનમાં, કે વિદ્યાના કોઇ પણ પ્રદેશમાં, કાંઈ નવી શોધ કરે, નવું તત્ત્વ પ્રગટ કરે, તો પંડિતવર્ગ ત્હેને એકદમ સત્ય તરીકે સ્વીકારતા પ્હેલાં ઘણી ઘણી સ્વતન્ત્ર અને શાસ્ત્રીય કસોટીઓ વડે તપાસેછે; જ્ઞાનનાં ઊંચાં તત્ત્વોની સાચવણી આ પ્રકારની અસહિષ્ણુ સાવચેતીથી કરવાની આવશ્યકતા છે. અને આ પ્રકારની શાસ્ત્રીય અશ્રદ્ધાથી કોઇ પણ સમર્થ પંડિતને અપમાન લાગતું નથી. એ પ્રકારની શાસ્ત્રીય અશ્રદ્ધાની વૃત્તિ આ નાટકો પ્રગટ થયાં ત્હારે જ સાક્ષર વર્ગમાં આદરાઈ હોત, તો અત્યારે મ્હારો માર્ગ વિશેષ સરળ થયો હોત. આ નવીન જડેલા હસ્તલેખ તરફ પણ સાક્ષર વર્ગે એ વૃત્તિ રાખીને પરીક્ષા કરવી એ કર્તવ્ય છે. ઐતિહાસિક સત્યનો દાવો બીજા દાવાઓ કરતાં સર્વોપરિ છે.

## સમાપન.

આ આભ્યન્તર પ્રમાણો ઉપર વ્યાપક દૃષ્ટિ ફેરવી ગયા પછી શું લાગેછે?—એ જ કે જેમ બાહ્ય પ્રમાણોથી આ નાટકોના કર્તૃત્વ વિશે સંશય સબળ રહેછે, તેમ જ આભ્યન્તર પ્રમાણોનો ભાર પણ પ્રેમાનન્દે એ નાટક કર્યાની વિરુદ્ધ જ નમેછે. હું કબૂલ કરુંછું કે એ આભ્યન્તર પ્રમાણો બધાં સરખાં બળનાં નથી. હેનાં ત્રણ વિભાગ થઈ સકશે;—

(૧) નિશ્ચય ઉત્પન્ન કરનારાં;

(૨) ઘણે ભાગે નિશ્ચય ઉત્પન્ન કરનારાં;

અને (૩) કાંઈક સંદિગ્ધ.

આ પ્રમાણોમાંથી કોઇકનું છૂટક છૂટક બળ વધતું ઓછું હશે જ. પરંતુ હેવાને માટે પણ તે સર્વેનું સમગ્ર બળ એકઠું થઈને મ્હારી કલ્પનાને પુષ્ટિ મળશે એમ માનુંછું.

આ સર્વ પ્રમાણોમાંથી પ્રથમ વર્ગનાં પ્રમાણોથી સિદ્ધાન્ત જેવું જ અનુમાન સંભવે; અને છેલ્લા વર્ગના ઉપરથી મ્હારી કલ્પનાને બાધ તો નથી જ થતો; પણ આ પ્રશ્નને વિશે વધારે આગળ તપાસ કરવાની જરૂર ઉત્પન્ન થાયછે. આ લેખના આરમ્ભમાં કહ્યુંછે તેમ એકંદર બાહ્ય તેમ જ આભ્યન્તર પ્રમાણો દર્શાવીને આ બાબત અન્વેષણ ચલાવવાની દિશા બતાવવાનો મ્હારો હેતુ છે; કેમકે ઐતિહાસિક વગેરે અનેક પ્રકારે વિવેચક દૃષ્ટિથી તપાસ કરવાની બહુ જરૂર છે. ખાસ એટલા માટે કે આ ગ્રન્થોને પ્રગટ કરવામાં તેમ જ હેનો સ્વીકાર થવામાં ખરાં વિવેચનનાં તત્ત્વોનો આદર થયો જણાતો નથી. પ્રાચીન ગ્રન્થો સંબન્ધે જે વિવેચનના સંપ્રદાયો સંસ્કૃત-ગ્રન્થો પ્રગટ કરનારા આધુનિક પંડિતોએ સ્વીકાર્યોછે તે ઉપર લક્ષ અપાયું નથી. હસ્તલેખની કેટલી પ્રતો મળીછે? એક જ મળીછે, તો વિશ્વાસ રાખવાને મારગો છે કે નહિં? પ્રતો મળી તે ક્યહાંથી મળી? એ લેખનાં ખાસ સ્વરૂપ શાં છે? વગેરે કશી પણ માહિતી પ્રકાશકોએ આપી નથી. એ નાટકો પ્રથમ પ્રાપ્ત થયાં, તે શી રીતે? તે વિશે કશો ખુલાસો આપ્યો નથી. એટલું જ નહિં, પણ પ્રથમ એ જ નાટકોનાં નામ જાણ્યાં હતાં, ને ઈ. સ. ૧૮૯૧–૯૨ માં પ્રગટ કર્યાં; અને તે પછી ત્રણ વર્ષે ઈ. સ. ૧૮૯૪–૯૫ માં ત્રીજું 'તપત્યાખ્યાન' એકાએક ક્યહાંથી નીકળી આવ્યું? આ વિશે વિદ્યારસિક વર્ગને અન્ધકારમાં જ રાખ્યોછે. પ્રેમાનન્દે ૧૧ નાટકો કર્યાં કહેવાયછે–એટલું સાંભળીને આપણને સંતોષ થતો નથી. પણ એ કહેવા માટે આધાર શો છે તે જાણવાની ઉત્કણ્ઠા રહેછે. જે બાઈ કનેથી 'દ્રૌપદીહરણ' મળ્યું તે વલ્લભના ઇષ્ટ મિત્રની પુત્રી થાય એ વાત આંખ્ય મીચીને જ પ્રકાશકોએ સ્વીકારી લીધીછે, પરંતુ હેનો અસંભવ મ્હેં બતાવ્યો છે તે પ્રકાશકોએ મુગ્ધભાવથી વિચારમાં જ લીધો નથી જણાતો. બીજી પ્રાકૃત ભાષાઓમાં નાટકો નથી ત્ય્હારે આપણી ગુજરાતીમાં ૨૦૦ વર્ષ ઉપર સંસ્કૃત નાટકોને પણ ટક્કર,

માટે હેવાં નાટકો હતાં,*—એમ સ્વભાષાના અભિમાનને વિવેકની મર્યાદા ઓળંગીને જવા દેઈ ખરી પરીક્ષાની કસોટીઓ વાપરવાનો વિચાર પણ ઉત્પન્ન થયો નથી. આ પ્રકારના અભિમાનથી થતા સંતોષને છીનવી લેવાને આ વળી કોણ તૈયાર થયો? એમ, કોઇ લોકો વખતે મ્હારે વિશે કહેશે. પરંતુ હાવી બાબતમાં શાન્ત ચિત્તથી પરીક્ષા કરવી એ સ્વભાષાનું ખરું અભિમાન રાખનારનું જ કર્તવ્ય છે. મિ. વિન્સેન્ટ સ્મિથના હિન્દુસ્તાનના પ્રાચીન ઇતિહાસ વિશેના અવલોકનમાં છેવટના પેરેગ્રાફમાં ડૉક્ટર ભાંડારકરે જે તત્ત્વો સૂચવ્યાંછે,§ તે તત્ત્વોનો આશ્રય આ નાટકોને રજૂ કરનારાઓએ અણુમાત્ર પણ કર્યો નથી. અને તેથી પરીક્ષા કરીને વાંચનારને સાધનની સામગ્રી ના મળવાથી બાંધેલે હાથે કામ કરવા જેવું થાયછે. વલ્લભે પિંગળ કર્યુંછે કહેવાયછે—આમ બોલીને પ્રકાશકો સંતુષ્ટ રહેછે; પણ એ બાબત પ્રમાણસામગ્રી ઉપસ્થિત કરતા જ નથી. આ વળી એક બીજું ઉદાહરણ આ અશાસ્ત્રીય પદ્ધતિનું છે.

આ પ્રકારના સાધનસામગ્રીના અભાવની કઠણ સ્થિતિમાં રહીને ઉપરનો નિબન્ધ લખાયોછે, તેથી હેમાની કેટલીક ન્હાની—અને ક્વચિત્ મ્હોટી—વિગતોના સ્વરૂપમાં ફેરફાર વધારે પ્રકાશ મળ્યેથી થાય તો આશ્ચર્ય નથી. પરંતુ મ્હારાથી બને તેટલી અન્વેષણસામગ્રી મ્હેં પેદા કરીને પરીક્ષા કરીછે. અને તેથી ફલિત થતા અનુમાનની પુષ્ટિમાં જે જે મુદ્દા મ્હેં વાપર્યાછે હેમાંથી કોઇ ખોટા પડશે તો તેથી મુખ્ય પ્રશ્નને બાધ ભાગ્યે આવશે; હેમાંનો એક જ મુદ્દો મહત્ત્વનો હોઈ અબાધ રહેશે તો મ્હારુ અનુમાન ટકેલું જ રહેશે. એ અનુમાન ખરુ ઠરે તો આ નાટકો પ્રેમાનન્દનાં નહિં, પણ કોઇ આધુનિક વિદ્વાનના હાથનાં છે એમ જ માનવું પડશે. શાસ્ત્રીવર્ગની પદ્ધતિના જ્ઞાનવાળો, તેમ જ પાશ્ચાત્ય સંસ્કારવાળો એ લેખક હોવો જોઇયે હેમાં સંશય નથી. આ કલ્પના ખોટી માનીશું, તો એમ જ માનવું પડશે કે કોઇ અલૌકિક ચમત્કારશકિત વડે પ્રેમાનન્દે હાલના જમાનાના અને પાશ્ચાત્ય સંસ્કારો ૨૦૦—૨૨૫ વર્ષ પૂર્વેથી જ પોતાના આત્મામાં ચઢાવીને આ અનુપમ રચના તે સમયમાં ઉત્પન્ન કરી. પરંતુ હેવા ચમત્કારનો યુગ તો દૂર દૂર ચાલ્યો ગયોછે. માટે આપણે તો લૌકિક કલ્પનામાં જ ઊતરવું પડશે, અને આ નાટકોને આધુનિક બનાવટ તરીકે જ ગણવાં પડશે.

કોઇ કહેશે એ બનાવટી લેખકને પોતાને મળવાની કીર્તિનો લોભ ખોઈને, પ્રેમાનન્દને નામે આ નાટકો ચઢાવી દેવામાં શો લાભ? હેવો કોઇ મૂર્ખ હોય ખરો કે એમ કરે? તો ઉત્તર એ જ છે કે હેવા લોકો વસ્તુતઃ જોવામાં આવેછે. પાશ્ચાત્ય સાહિત્યમાં આ પ્રકારની બનાવટો કેટલીક સુવિદિત છે તે બાજૂ ઉપર રાખતાં, આપણા ભારતવર્ષમાં હાવી બનાવટો પ્રાચીન કાળથી પ્રખ્યાત કવિ વગેરેને નામે કરવાના દાખલા અનેક જાણવામાં આવેલાછે. હેનાં કારણ જનસ્વભાવમાં તેમ જ સાહિત્યની સ્થિતિમાં જડે એમ છે.

* 'તપત્યાખ્યાન,' ગ્રન્થવિવેચન, પૃ. ૧ પેરેગ્રાફ ૧ નાં છેલ્લાં બે વાક્ય જુવો.

§ The Indian Review, June 1909, P. 405.

પોતાને નામે પ્રગટ કર્યાથી, પોતાની કીર્તિ સ્થાપિત ના હોવાને લીધે, એ રચનાનો સત્કાર વખતે ના પણ થાય એમ ભય સ્વાભાવિક રીતે રહે; અને તેથી પોતાની કૃતિ તરીકે પ્રગટ કરવાની હિમ્મત ના ચાલે; વળી પ્રસિદ્ધ લેખકને નામે ચઢાવ્યાથી જે સત્કાર થાય તેથી જાણે પોતાને જ માન મળ્યું—બીજા ના જાણે છતાં—એમ પોતાના મનમાંને મનમાં ખુશ થઈને પોતે પોતાને માન આપવાની જાતની છેતરામણી હેવા બનાવટ કરનારા કરે-છે. ઓગસ્ટ ૧૯૦૯ ના બુદ્ધિપ્રકાશમાં સુરદાસ વિશેના લેખમાં 'બકુલે' વાત લખીછે કે હિન્દીના પ્રસિદ્ધ લેખક શ્રીયુત રાધાકૃષ્ણદાસ કહેછે કે—સુરદાસનું નામ છેવટે લગાડી દઈને પોતે ન્હાનપણમાં પદ રચેલું અને 'સુરશ્યામ' એમ નામ ત્યાં મૂકેલું જોઈ પોતાને કૃતકૃત્ય એ માનતા હતા. રા. કેશવલાલે પણ 'પ્રેમાનન્દ' વિશેના નિબન્ધને પૃ. ૨૪ મે તથા પૃ. ૨૭ મે અનુલેખમાં પ્રેમાનન્દને નામે એક બે ગ્રન્થો ચઢાવેલાનાં ઉદાહરણ આપ્યાંછે. સંસ્કૃત સાહિત્યમાં 'ભોજપ્રબન્ધ'ની સ્થિતિ સુપ્રસિદ્ધ છે. બીજાને નામે પોતાની કૃતિ ચઢાવ-વામાં એક બીજા પ્રકારનો પણ સંતોષ બનાવટ કરનારને થાયછે. ખોટાં નાણાં બનાવનાર અને ચલાવનાર ધનલાભથી પ્રવૃત્ત થાયછે એ તો ખરું જ, પરંતુ તે શિવાય એક રીતનો ગૂઢ હેતુ જગતને છેતરવામાં રહેલા સાહસ, પરાક્રમ વગેરેથી થતા આનન્દમાં પણ રહેલોછે. એ જ રીત્યે બનાવટી ગ્રન્થથી બધા લોકો કેવા ઠગાયા!—એમ પોતાના મનને પરાક્રમ સાથે સંતોષ ઉત્પન્ન થાયછે; એ પણ પ્રવર્તક બળ આ પ્રકારોમાં હોયછે.

છેવટે એટલું અન્તઃકરણપૂર્વક કહુંછું કે આ નાટકો વિશેની મ્હારી અશ્રદ્ધા યોગ્ય પ્રમાણોથી ખોટી ઠરશે, તો મ્હારા જેટલો આનન્દ બીજા કોઇને નહિં થાય. કેમકે અર્વા-ચીન તેમ જ પ્રાચીન ગુર્જર સાહિત્ય તથા ગુર્જર ભાષા તરફની ભક્તિમાં હું કોઇને નમતું આપું એમ નથી. પરંતુ હાલ તો એ ભક્તિને ન્યાયદૃષ્ટિની આડે આવવા દઈ સકાશે નહિં. બાકી આ નાટકો પ્રેમાનન્દના છે એમ ન્યાયથી સાબીત થાય તો આપણી ભાષા તથા સાહિત્યને અપૂર્વ ગૌરવનું ઉત્તમોત્તમ કારણ મળે એમ છે. કેમકે, તામિલ ભાષામાં ઐતિ-હાસિક કાળની પૂર્વે નાટકગ્રન્થો હતા એમ માનવાને આધાર છે તે વાત બાદ કરતાં, બીજી દેશી ભાષાઓમાં નાટકગ્રન્થો એટલા પ્રાચીન સમયમાં હતા નહિં, અને આપણી ભાષા તે બાબતમાં અપવાદરૂપ થઈ ઝળકી નીકળે એથી વધારે આનન્દની બીજી શી વાત હોય? એટલું જ કે એ આનન્દ માટે સયુક્તિક પ્રમાણની અપેક્ષા છે. માટે સ્હામા પક્ષને પણ એટલી વિનંતિ છે કે મ્હારી કલ્પના ખરી ઠરે, અને પરીક્ષાનાં ખરાં તત્ત્વોના શુદ્ધ પ્રકાશ-ને બળે આ સ્વભાષાભક્તિના તેજ વડે રચાયલી ગન્ધર્વનગરીની રચના વિખરી જઈ લુપ્ત થાય, તો એ વિદ્વાન્ વર્ગ પણ શોક કરવાનુ કારણ ના માનવું.

સમાપ્ત.

---

# નૂતન ગુજરાતને હવે કેવા સાહિત્યની અપેક્ષા છે?

---

(રા. રા. નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર, બી. એ.)

દરેક પ્રજાની સાહિત્યપ્રવૃત્તિ બહુધા પોતપોતાની જીવનપ્રવૃત્તિના પ્રતિબિંબરૂપ હોય છે એ વાત ઘણે અંશે માન્ય કરવા જેવી છે. જેમ જેમ જુદા જુદા દેશના સાહિત્યક્રમનો ઇતિહાસ ઉકેલવા આપણે યત્ન કરીશું તેમ તેમ આ સત્ય વધારે વધારે દૃઢીભૂત થશે. પ્રત્યેક નવીન સ્ફુરણ, પ્રત્યેક નવીન વિચાર, પ્રથમ તો કોઇ વિરલ મગજમા ઉદ્ભવે છે, પછી તે જનસમાજના અગ્રગણ્ય મનુષ્યોમા સંક્રાત થાય છે, ત્યાથી લોકસમૂહમા ફેલાય છે ત્યાર બાદ સમસ્ત પ્રજાના જીવનમા ગુંથાઇ જાય છે, અને છેવટે તે ગુથણીના નમુના સાહિત્યદ્વારા ઉતારવામા આવે છે. પરંતુ જ્યારે તે નવીન વિચાર તેની પગથાઇએ પહોચે છે ત્યારે તેનો અધઃપાત પણ શરૂ થાય છે. જે પરિસ્થિતિમા તે વિચારની સ્થિતિ હતી તે પરિસ્થિતિ ક્રમશઃ રૂપાતર પામે છે, અને પછી નવીન પરિસ્થિતિ નવીન વિચારને જન્મ આપે છે. આ સમયે જીર્ણ અને નવીન વિચારનું તુમુલ યુદ્ધ જામે છે. પૂર્વના વિચારનું ખોળીયું હજુ ઉપયોગી અને નવયૌવન છે એમ માની લેનારાઓનો મોટો સમૂહ એક બાજુ ઉભે છે, ત્યારે તે ખોળીયું નિરૂપયોગી અને જીર્ણશીર્ણ થઇ ગયું છે એમ સમજનાર વિરલાઓનો ન્હાનો સમૂહ બીજી બાજુ ઉભે છે પોતાને થયેલ નવીન સ્ફુરણની પ્રતીતિ પોતાના શ્રદ્ધાળુ, અજ્ઞાન ભાઇઓને કરાવવાનો મહાભારત ધર્મ આ ન્હાના સમુદાયને આ સમયે પ્રાપ્ત થાય છે. આ સંજોગોમા પણ સાહિત્યના અંકુરો ફુટે છે, અને અતે સાહિત્યના સતત દારૂગોળાથીજ આ ન્હાનુ લશ્કર વિજય મેળવે છે

તાત્પર્ય એ છે કે જેટલે અંશે સાહિત્ય લોકોના જીવનપ્રવાહને અનુસરે છે તેટલેજ અંશે લોકોનુ જીવન પણ સાહિત્યથી ઘડાય છે, પોષાય છે, અને વ્યવસ્થિત બને છે. દેશકાલ, જાતિસ્વભાવ, ભૂતદશા, અને વારસામા મળેલી ભાવનાઓ, સાહિત્યને રચનારા તત્ત્વો છે, ત્યારે સાહિત્ય એ ભૂતદશાની પશ્ચાદ્ભૂમિપર ઝાખા થઇ ગયેલા રંગોને પ્રકાશિત કરનારી, વર્તમાન પડદા પર નવીન રંગો પૂરનારી, અને ભવિષ્યની આછી આછી રૂપરેખા દોરનારી પિછી છે સક્ષેપમાં એક પક્ષે સાહિત્ય પ્રજાના જીવનઝરાને ઝીલનારૂં પાત્ર છે, તો બીજે પક્ષે પ્રજાને જીવન અર્પનારૂં પાત્ર પણ સાહિત્ય જ છે એટલુંજ નહિ પરંતુ મૅક્સ નૉર્ડો તેથી પણ આગળ જઇને કહે છે કે સાહિત્યપર જીવનની અસર કરતા સાહિત્યની જીવનપર અતિશય વધારે અસર છે. તે લખેછે કે, "What are the mutual relations which subsist between life and fiction ?......Which is the pattern? Which is

the imitation?...In my mind the answer to this question can be given without a moment's hesitation The effect of polite literature upon life is incomparably greater than that of life upon polite literature "* મૅક્સ નૉર્દોનો એ આ સિદ્ધાંત અલ્પ અંશમાં પણ સ્વીકારવામાં આવે તો આ લઘુ લેખની થોડી પણ સાર્થકતા સિદ્ધ થઈ, એમ માનવું અતિ પ્રગલ્ભ નહિ ગણાય એવી આશા છે, કારણ કે ઉચ્ચ સાહિત્યથી ગુજરાતનું જીવન ઉન્નત બનાવી શકાશે એવી સંભાવના આ આખા નિબંધનું સૂત્ર છે

આનંદની વાત છે કે ચાર પાંચ દશકા પહેલાં ગુર્જર સાહિત્યની જે શોકજનક સ્થિતિ હતી તે હાલ ઘણે અંશે બદલાઈ છે ગુજરાતની વધતી જતી ગરીબાઈ, પ્રાણ ધારણ અર્થે લોકોના મોટા સમુદાયને ખેલવો પડતો આજીવિકાસંગ્રામ, પારદેશિક રાજ્યવ્યવસ્થા, અતિ શોચનીય સાંસારિક સ્થિતિ, પ્રજાકીય કેળવણીનો ઉપ કાળ, રાજવશી પુરૂષોના ઉત્તેજનની ખામી, અંગ્રેજી વિદ્યા અને ભાષાનો ઢગલાબંધ ભારનો પ્રચાર અને જનસમાજ તથા સ્ત્રીવર્ગની સાહિત્ય પ્રતિ અનભિરૂચિ,—આ સર્વ વિઘ્નોની પરંપરાને ભેદીને ગુર્જર સાહિત્ય થોડું પણ પ્રકાશ્યું એ ખરેખર ગુજરાતના સાક્ષરોને અને સાહિત્યપ્રિય વર્ગને ખાસ અભિનંદનનું કારણ છે ગુજરાતી સાહિત્યના આટલા ઉલ્લાસ માટે જે સંતોષ થવો જોઈએ તે સંતોષ જાહેર કર્યા બાદ અસંતોષની ભૂમિમાં સહજ પ્રવેશ કરીશું

પ્રથમ તો જગત્ ઉપરની મહાન ઉથલપાથલના આ સમયે ગુજરાતના સાક્ષર અને શિક્ષિત વર્ગના હૃદયોને કેવા કેવા વિચારો, કેવી કેવી કલ્પનાઓ, કેવી કેવી ભાવનાઓ, દોલાયમાન કરી રહેલ છે તેનો અધુરો ખ્યાલ પણ કંઈક ઉપયોગી થઈ પડશે અને ગુજરાતીઓની વાસનાઓ અને મહેચ્છાઓ જો ગુજરાતી સાહિત્યમાંજ સર્વાંશે સંક્રાંત થઈ હોય તો તો તે સાહિત્ય ઉપરજ દૃષ્ટિપાત કરવાથી આપણે જાણવાનું જાણી લઈશું પરંતુ કહ્યા વિના ચાલતું નથી કે આ પરીક્ષા તદ્દન અપૂર્ણ છે એટલુંજ નહિ પરંતુ ગુજરાતના વિદ્વાનોને અતિશય અન્યાય આપનારી છે કારણ કે, ક્યાં દેશોન્નતિ અને સ્વતંત્રતાના ઉચ્ચ વિચારપ્રદેશમાં વિહરતા, મંસારસુધારાની રસભર ઉત્સાહક વાતો કરતા, અને પશ્ચિમની અનેક વિદ્યાઓની પ્રસાદીમાં નાહ્યા, રંગાયેલા ગુજરાતી ભાઈઓ,—અને ક્યાં જ્ઞાતિઝઘડાઓથી રંગાયેલું, અર્થરહિત વહેમોથી પોષાયેલું, સંકડાતું, દબાતું, ચગદાતું, ઢીલું, ગુજરાતી સાહિત્ય! ક્યાં જીવનમુક્તિ, કર્મયોગ અને મનુષ્યફરજના મસ્ત સિદ્ધાંતોના પિછાણનારાઓ,—અને ક્યાં માયા, ફાની દુનિઆ,

* "જીવન અને સાહિત્ય વચ્ચે અરસપરસ શો સંબંધ છે? ..એ બેમાં આદર્શ કયો અને નકલ કઈ? ..આ વિચાર અમારે એક પણ ક્ષણ થોભ્યા વિના આ પ્રશ્નનો ઉત્તર આપી શકાય તેમ છે સંસ્કારી સાહિત્યપર જીવનની અસર કરતાં જીવનપર સંસ્કારી સાહિત્યની અસર અપ્રતિમ અધિકતર છે"

વિધાતા અને જપતપમા મસ્ત બનેલુ સાહિત્ય! કેવા સ્વાભાવિકતા અને સૌંદર્ય સાથે સંગીતતા અને ઉપયોગિતાના ચાહકો,—અને કેવા કૃત્રિમ, બેડોળ, છીછરા, નિરર્થક જોડકણા! આ ઉપરથી એટલુ તો પ્રતીત થશે કે જે મહાન્ અભિલાષો ગુજરાતના આત્માનું મથન કરી રહેલ છે, અને જે નવીન ચેતન ગુજરાતની ઉછરતી પ્રજામા વ્યાપી રહેલ છે, તે અભિલાષો અને તે ચેતનની સંક્રાતિ હજુ ગુર્જર સાહિત્યમા થવા પામી નથી સાથે સાથે એટલુ પણ સ્મરણમા રાખવાનુ કે જો વિચારો અને ભાવનાઓએ નિશ્ચિત સ્વરૂપ લીધેલુ હોતું નથી તો તે હૃદયના મર્મભાગમા પ્રવેશી શકતા નથી જ્યા સુધી મનની વાછનાઓ મનના ગર્ભમાથી નીકળી સ્થાયીભાવાત્મક થતી નથી, જ્યા સુધી હૃદયની ઊર્મિઓ હૃદયના ઉંડાણમાથી નીકળી આખા દેહને હલમલાવી મૂકતી નથી, ત્યા સુધી વાણીદ્વારા કે લેખનદ્વારા બહાર નીકળી અન્યમા કપ ઉત્પન્ન કરવાનો વેગ તેમા આવી શકતો નથી ત્યારે શુ છીછરી લાગણીઓ અને ઉપલક વિચારોને સંગીન અને તલસ્પર્શી કરવાનો સમય આવી પહોચ્યો નથી? શું અંતરના ઉદાત્ત ભાવોને અન્ય જનોની સેવાઅર્થે પ્રકાશિત કરવાનો પ્રસંગ સમીપ આવ્યો નથી? શુ આપણા અગ્રેસરો અને વિચારકોના હૃદયોમા પ્રકટેલા સ્ફુલિંગ વડે સમસ્ત ગુજરાતના જીવનને જવલત કરવાનો અનિવાર્ય ધર્મ એમને પ્રાપ્ત થયો નથી?

અલબત, ગુજરાતી સાહિત્યની ખીલવણીમા અનેક મુશ્કેલીઓ આડી આવી છે અને આવે છે, પરતુ તે મુશ્કેલીઓ છતા ગુર્જર સાહિત્યમા જે કાઇ લખાયુ છે અને લખાય છે તેથી શુ વધારે ઉપયોગી, વધારે ગભીર, વધારે વ્યાપક અને પરિસ્થિતિને વધારે અનુકૂળ લખાણ સભવિત નહોતુ અને નથી? જગતનો વિકાસક્રમ અમુક અનિવાર્ય નિયમોને અનુસરે છે તે સત્ય કબૂલ છે, તોપણ આપણે સર્વ સૌથી સરલ, સૌથી સુદર, અને સૌથી ટુકે માર્ગેજ આ સ્થિતિએ પહોચ્યા છીએ, અને તેથી ઉચ્ચતર સ્થિતિએ આવી નજ શકત, એમ તો કોઇ પણ સુજ્ઞ કબૂલ કરી શકશે નહિ જ્યારે આપણે આપણા માર્ગમા ઉભેલા અસખ્ય આવરણો ગણાવવા ઉદ્યત થઇએ છીએ, ત્યારે આપણને મળી આવેલા અસંખ્ય અનુકૂલ પ્રસગોનું પણ સ્મરણ શા માટે ન કરવુ? હકીકત એવી છે કે વિઘ્નોનુ સ્મરણ જેટલુ તીવ્ર હોય છે તેટલુ અનુકૂલ પ્રસંગોનું હોતું નથી, એટલુજ નહિ પણ પ્રાપ્ત થયેલા સર્વ અનુકૂલ પ્રસંગો જાણવાનો ઘણી વાર સભવ પણ ઓછો તેથી આપણે કાઇ પણ ભૂલો કરી નથી અથવા કોઇ પણ સુદર તકો ગુમાવી નથી એવુ ખોટુ ગુમાન રાખી શકાશે નહિ ઇગ્લંડના મહાન્ ગજ્યનીતિજ્ઞ લૉર્ડ મોરલી પોતાના 'કૉમ્પ્રોમાઇસ' ('Com promise') નામના અતિ મનનીય અને સુદર ગ્રથમા આ સબંધી સગીન વિચારો દર્શાવે છે તે, આશા છે કે, અત્ર અસ્થાને નહિ ગણાય તે લખે છે કે, "To me at any rate the history of mankind is a prodigious waste ful experiment, from which a certain number of precious re

sults have been extracted, but which is not now a final measure of all the possibilities of the time. It is not to deny the great law that society has a certain order of progress; but only to urge that within that, the only possible order, there is always room for all kinds and degrees of invention, improvement and happy or unhappy accident."* આગળ ચાલતાં તે લખે છે કે, "But it is midsummer madness of philosophic complacency to think that we have come by the shortest and easiest of all imaginable routes to our present point in the march; to suppose that we have wasted nothing, lost nothing, cruelly destroyed nothing, on the road."× સમગ્ર મનુષ્યસમાજ સંબંધી નીકળેલા આ ઉદ્‌ગારો ગુજરાતને કાંઇ ઓછા પ્રમાણમાં લાગુ પડતા નથી. ભૂતકાળમાં થયેલાં સત્કાર્યની નોંધ લેવી, તેને માટે મગરૂર થવું અને તેના કર્તાઓ પ્રતિ ઉપકારની લાગણીથી જોવું તે, જરૂર, સૌજન્ય અને ડહાપણનું શુભ ચિહ્ન છે, તેવીજ રીતે આગળના જમાનામાં થયેલા દોષો સ્મરણમાં રાખી, તે દોષો માટે રોદણા નહિ રડતાં, ભવિષ્યમાં તેવા દોષોથી મુક્ત થવા પ્રયત્નશીલ થવું એ પણ એક ઉંચા પ્રકારનું શાણપણ છે. એજ ન્યાયે ગુજરાતે આગળ જે તકો ગુમાવી છે, જે ભૂલથાપો ખાધી છે, જે દોષો કર્યા છે, તે સર્વેનું પ્રાયશ્ચિત કરવા ગુજરાતના વર્તમાન અને ભવિષ્યના સાક્ષરોએ કટિબદ્ધ થઈ પોતાને શિર આવેલા અતિ ઉમદા ધર્મમાં આનંદપૂર્વક યોજાવું જોઇએ.

વળી આપણી આગલી પરિસ્થિતિમાં અનેક ફેરફારો થવા માંડયા છે. ચોમેર નવીન ચેતન સ્ફુરવા માંડયું છે, ગુજરાતના ક્ષિતિજ ઉપર નવીન રંગો દેખાવા લાગ્યા

---

* "ગમે તેમ પણે મને તો માનવ જાતિનો ઇતિહાસ એક જબ્બર નિષ્ફલ પ્રયોગ ભાસે છે. આ પ્રયોગમાથી અમુક કિંમતી પરિણામો નિષ્કર્ષ રૂપે તારવી લેવાયાં છે ખરાં, પરંતુ તેથી અત્યારે તે નિષ્કર્ષને સર્વ શક્ય—સંપાદ્ય વસ્તુનું એક અંતિમ પ્રમાણ ગણવાનું નથી. આમ કહેવામાં જનસમાજની પ્રગતિનો ક્રમ નિશ્ચિત છે એ મહાન્ સત્રનો અનાદર થતો નથી, પરંતુ માત્ર આ બાબત ઉપર ભાર મુકવાનો આશય છે કે તે એકજ શક્ય ક્રમની મર્યાદાની અંદર પણ દરેક પ્રમાણમા સર્વ પ્રકારની શોધ ખોળ, સુધારણા, અને સંપત્તિ કે આપત્તિ માટે અવકાશ છે."

× "પરંતુ આપણા પ્રયાણમાં આપણે જે સ્થિતિએ પહોચ્યા છીએ તે સ્થિતિ આપણાથી કલ્પી શકાય તેવા સર્વ માર્ગોમાના સૌથી ટુંકે અને સરલ માર્ગે આપણે પ્રાપ્ત કરી છે એમ માનવું, (અથવા તો) રસ્તામા આપણે કોઇ પણ પ્રકારનો વ્યય કર્યો નથી, કાંઇ પણ ગુમાવ્યું નથી, કાઇ પણ નિષ્ઠુર રીતે નષ્ટ કર્યું નથી, એમ ધારવું એ એક ફિલસુફ (તત્ત્વજ્ઞ) ના સંતોષ જેવી દેખાતી ચોખ્ખી ઘેલછાજ છે."

છે, અને સ્થળે સ્થળે નવી નવી જરૂરીઆતો ઉત્પન્ન થતી જાય છે આપણી ગષ્ટ્રિય ભાવના બદલાઇ છે, આપણો ગૃહસંસાર બદલાયો છે, આપણા આચારવિચાર બદલાયા છે, આપણા મનોરથો બદલાયા છે આવે સમયે જો ગુજરાતના નવા અવતારને અનુરૂપ સાહિત્ય આપણે ત્યા ઉભુ ન થયુ, જો ઉચ્ચ ભરતા આપણા પ્રજાજીવનમા નવા યુગનુ ચૈતન્ય ન રેડાયું, તો સ્મરણમા રાખવુ કે ગુજરાતના ઉત્કર્ષ માટે આપણા બાથોડીયા નિષ્ફલ છે એટલુજ નહિ પરતુ સમસ્ત ગુર્જર પ્રજા થોડા સમયમા રાનવત્ બની જાય તો પણ આશ્ચર્ય નથી

ત્યારે ગુજરાતી સાહિત્યક્ષેત્રમા શુ શુ કરવાનું છે એ મહાપ્રશ્ન તુરતજ ઉપસ્થિત થાય છે પરંતુ આ ન્હાનો લેખ એ મહા પ્રશ્નનુ નિરાકરણ કરવા કોઇ પણ રીતે સમર્થ નથી માત્ર આપણા સાહિત્યના થોડાએક મુખ્ય અગો સંબધી થોડી થોડી સૂચનાઓ ઉપરાત વધારે દાવો આ ટુકો નિબધ કરી શકે તેમ નથી અને તે સૂચનાઓ પણ આ વિશાલ વિષય ઉપર નવીન અજવાળુ પાડવા કે ચમત્કાર ઉત્પન્ન કરવા માટે કરવામા આવી છે એમ માનવાનું નથી સુશિક્ષિત વિદ્વાનો સમક્ષ આ સૂચનાઓ મૂકવી એ પણ હાસ્યરસની એક વાનીજ છે એમ આ લેખક સારી પેઠે સમજે છે તો પણ હાલ થોડા સમય થયા અમારો વિદ્યાર્થીવર્ગ અનેક કારણોને લીધે આગળ આગળ આવ્યો છે—ધકેલાયો છે, તથા જગતની, અને જગત્ નહિ તો પોતાને જગત્ માનનારાઓની આખે ચ્હડયો છે, આ ઇષ્ટાપત્તિનો લાભ લઇ, કદાચ એક વિદ્યાર્થીના થોડા વિચારો આપણા ભવિષ્યનું સુકાન ચલાવનારાઓના હાથમા ઉપયોગી થઇ પડે અને ઉપયોગી નહિ તો સૂચનારૂપ અને સૂચનારૂપ નહિ તો બનેને અવગણનાને પાત્ર હોઇને પણ કદાચ ચેતવણીરૂપ થઇ પડે,—એવા કઇંક ઉંડા, કઇંક ઉપલક, કઇક મિશ્ર આશયથી આટલી હિમ્મત ધરી છે

શરુઆતમા, જે વિષય સમસ્ત હિન્દુસમાજનુ જીવિત છે, આખા વિશ્વનો પોષક છે વ્યક્તિમાત્રની શાંતિનો ઝરો છે, અને સમાજમાત્રના ઝગડાઓનુ કેન્દ્ર તે, તે પ્રતિ આપણા ગુર્જર સાહિત્યની શી પ્રવૃત્તિ છે અને શી પ્રવૃત્તિ હોવી જોઇએ તે અતિ સક્ષેપમા વિચારી જઇશુ ગુજરાતી સાહિત્યના પિતામહ નૃસિંહ મહેતાથી માંડીને ઠેઠ આજ પર્યંત ધર્મના ક્ષેત્રમા આપણને ત્યા જેટલુ લખાયુ છે તેટલુ ભાગ્યેજ અન્ય કોઇ વિષયમા આપણુ સાહિત્ય વિચર્યુ હશે દેશકાલને લઇને આમ થયુ એ વાત દીવા જેવી સ્પષ્ટ છે અને એટલુ તો માન્ય રાખવામા કોઇને પણ બાધ નહિ હોય કે કોઇ પણ પ્રજાનું જીવન વિશુદ્ધ તેજસ્વી અને સ્વાર્પણશીલ કરવામા ધર્મનુ પુનરુત્થાન જેટલુ ફત્તેહમદ, નીવડે છે, તેટલી બીજી કોઇ પણ સસ્થા—ગમે તો તે ન્યાયમંદિર હો કે ડિટેક્ટિવને ડિપાર્ટમેન્ટ હો તો પણ—ફત્તેહમદ નહિજ નીવડે સ્વદેશ વત્સલ શ્રીયુત રાનડેના સુંદર વચનો યાદ આવે છે કે, “One deliberate con-

viction has grown upon us with every effort, that it is only a religious revival that can furnish sufficient moral strength to work out the complex social problems which demand our attention Only a religious revival, not of forms, but of sincere earnestness which constitutes true religion, can effect the desired end " ‡સ્મરણમા રાખવાનું છે કે શ્રીયુત રાનડે અર્થહીન બાહ્યાચાર કે ક્રિયાકાંડના પુનરૂત્થાનને આગ્રહ નથી આપતા, પરન્તુ મનુષ્યના આતરત્વને વિશુદ્ધ, સરલ અને કર્તવ્યપરાયણ બનાવનાર ધર્મનોજ સત્કાર કરે છે આપણુ ગુર્જર સાહિત્ય ભક્તિરસથી છલબને છે, દેવકથાથી ઉભરાય છે, અને હરિલીલાથી રસબસે છે. ખરેખર, આ અતિ આનંદનું કારણ છે પરતુ ભવિષ્યના લેખકોને એક નમ્ર સૂચના કરવાની ધૃષ્ટતા કરીશ કે સામાન્ય માનુષી બુદ્ધિ આલંકારિક ભાષામા વર્ણવેલી રૂપકમય હરિલીલાને ભેદીને દેવરહસ્ય સમજવા જેટલી શક્તિ ધરાવતી નથી પરિણામ એ આવેલ છે કે ખરો ધર્મ, ખરૂ કર્તવ્ય, ખરૂં દેવરહસ્ય, ખરૂ અધ્યાત્મબલ, સર્વ વીસરી જઇને લોકસમૂહ બાહ્ય ક્રિયાકાડમા ઘુમે છે, ધર્મઘેલછામા મસ્ત બને છે, અને ધર્મને બ્હાને ગૃહસસાર તથા સમાજનુ સત્યાનાશ વાળે છે ગુજરાતની ધાર્મિક સ્થિતિ ઉપર વિવેચન કરવાનું આ સ્થળ નથી, તથાપિ ગુજરાતી સ્ત્રીવર્ગ અને અભણ વર્ગમા ધર્મનું જે છીછરાપણુ પ્રવેશ્યુ છે, દભની જે જ્વાળાઓ સહૃદયોને બાળી રહી છે, અને પરિણામમા જે કર્તવ્યવિમુખતા ઉત્પન્ન થઇ છે, તેની નોધ લીધા વિના ચાલતુ નથી હરિલીલાના શુદ્ધ, સાત્ત્વિક ગાનો કોઇ પણ રીતે અનિષ્ટ નથી,—નાસ્તિકતા અને જડવાદ કોઇ પણ રીતે ઇષ્ટ નથી પરતુ હવેના લેખકોને એટલીજ વિનતિ કરવાની કે હરિલીલાની સાથે દેવરહસ્ય અને અધ્યાત્મવિષયની રમણીય ફુલગુંથણી ભૂલી જવી ન જોઇએ, અને એ ફુલગુંથણીનો લાભ માત્ર હિમાલયના ઉત્તુગ શિખરપર વિરાજેલા વિદ્વાનોજ લઇ શકે એમ કરવાનુ નથી પરતુ ગગાજીમા ડુબકી મારતા આપણા નિરક્ષર ભાઇબ્હેનો પણ એ પ્રસાદી મેળવી શકે એવી વ્યવસ્થા કરવાની છે

આપણે ત્યા ધર્મની અનેક શાખાઓ ગુર્જર સાહિત્યની સેવા કરવા લાગી છે તોપણ થોડા અપવાદ સિવાય, એક બીજાનું ખડન કરવામા જેટલો ઉત્સાહ આ ધાર્મિક સસ્થાઓમા જોવામા આવે છે તેટલોજ ઉત્સાહ ધર્મના ખરા રહસ્ય લોકોને

‡ "વિચારપૂર્વક કરેલો આપણો નિશ્ચય દરેક પ્રયત્ન સમયે વધારેને વધારે દૃઢીભૂત થયો છે કે જે ગુચવણિયા સામાજિક પ્રશ્નો આપણુ ધ્યાન ખેચે છે, તે પ્રશ્નો ઉકેલવામા જોઇતુ નૈતિક સામર્થ્ય આપણુ ધાર્મિક સજીવનજ આપણને આપી શકશે બાહ્યાચારના પુનરુત્થાનથી નહિ, પરન્તુ ખરો—આગ્રહી—અતરનો અભિનિવેશ કે જે સત્ય ધર્મના આત્મારૂપ છે તેના સમુત્થાનથીજ ઇષ્ટ ફલ પ્રાપ્ત થઇ શકે

સરલ ભાષામા સરલ રીતે સમજાવવામા દૃષ્ટિગોચર થતો નથી આપણા લેખકોએ સમજવુ જોઇએ કે હવે કટાક્ષ અને લેખિનીયુદ્ધનું સાહિત્ય પૂરતું છે; રાગદ્વેષરહિત, મંડનાત્મક સાહિત્યનીજ અધુના અપેક્ષા છે આપણા દેશમા હાલ ઉછળતા સાસારિક અને પ્રત્નક્રિય બળોને આ અનેક સંસ્થાઓમાથી જીવન અને પોષણ મળશે તોજ તે સંસ્થાઓ સાર્થક અને સફળ થશે, અન્યથા ગુજરાતમાં જે કાઇ થોડુ સત્ત્વ રહ્યુ છે તે સત્ત્વને ચૂસી લેનારી જળોનીજ ગરજ તેઓ સારશે તેટલા માટે ઘણા કાળ થયાં જડ થઇ ગએલા ધર્મપંથોને ચૈતન્યયુક્ત કરવામા ભવિષ્યના ધર્મસાહિત્યસેવકોએ ઘુમવાનું છે આચાર્યોની કેળવણી, દેવમંદિરોની દોલતનો સુવ્યય, ક્રિયાકાડનો ધર્મ સાથે સબધ, અંધશ્રદ્ધાને વિવેકબુદ્ધિમા પલટાવવાના સાધન, ધર્મનુ ગૃહમા તેમજ સસારમા સ્થાન,—આ સર્વે સબધી સચોટ, સ્વતંત્ર, નિડર સાહિત્યની હજુ અતિશય ખોટ છે ભગવદ્ગીતાનો વધારે ને વધારે પ્રચાર થતો જાયછે એ સતોષની વાત છે અનેક દૃષ્ટિબિંદુથી ભગવદ્ગીતાના ભાષાતરો એકદરે ઇષ્ટ છે તદપિ સંસારના મહાપ્રશ્નો ઉકેલવામા ભગવદ્ગીતા કેટલી સહાયભૂત છે, કર્તવ્યપરાયણતાના–કેવા દિવ્ય પાઠો તે ભણાવે છે, ધર્મ અને કર્તવ્યનુ એકીકરણ તેમા શી રીતે કરવામા આવ્યુ છે, વગેરે અતિ મહત્ત્વના રહસ્ય સમસ્ત ગુજરાતના જીવનમા હજુ વણાઇ ગયા નથી સત્ય ધર્મના મર્મભાગ પોતાના હૃદયના ગર્ભમા ઉતાર્યા પછી અન્યના હૃદયમા તેનું પ્રેમપૂર્વક વહન કરવાથીજ ખરી સિદ્ધિ થવાની ત્યારેજ દંભ અને અજ્ઞાન ઉપર શૌચ અને જ્ઞાનનો સૂર્ય પ્રકાશશે, ત્યારેજ આંતર શુદ્ધિના ઉપાસકો ઉભરાશે, ત્યારેજ સદ્વિચારોની આચારમા સંક્રાંતિ થશે, ત્યારેજ નિર્મલ બુદ્ધિ અને હૃદય ઉપર વળેલા અંધકાર અને વિકૃતિના પુરાણા રાફડાઓ ફેદાઇ સેકડો વર્ષ થયા હાથથી ગએલા અમૂલ્ય રત્નો પુન પ્રાપ્ત થશે

× × × ×

કેળવણીના પ્રદેશમા પણ આપણા સાહિત્યનો વિકાસ હજુ અલ્પજ છે બાળશિક્ષણ, સાર્વજનિક આરોગ્ય, સ્ત્રીવાચનમાળા, વિજ્ઞાનશાસ્ત્ર, આદિ વિષયોમા આપણે ત્યા બહુ ઉપયોગી સાહિત્યની અપેક્ષા છે પશ્ચિમમા દિવસે દિવસે નવી ઉદ્ભવતી અનેક સુદર યોજનાઓનો સચાર આપણા સાહિત્યમા કરવાનો ઉત્સાહ આપણા પદ્દીધારીઓમા કોણ જાણે ક્યારે જાગશે? ગુજરાતની સમસ્ત પ્રજાને વિદ્યાવિલાસી કરવાનો મહાભારત ધર્મ ગુજરાતના સુશિક્ષિત વર્ગને શિર છે એ એમણે ભૂલી જવાનું નથી. કહેવાની જરૂર નથી કે જે મનુષ્યો પોતાની આજીવિકા અર્થે સખ્ત મજૂરીમાથી ઉચુ માથુ કરી શકતા નથી, જેમને ઇશ્વરે વિદ્યાની પ્રસાદી બક્ષી નથી, અને જેઓની જીવનપ્રવૃત્તિ, હૃદય અને બુદ્ધિના સુદર છોડોને છેદી નાખનારી શુષ્ક હાડમારીમા સમાપ્ત થાય છે, તેઓના જીવનમા થોડો પણ રસ રેડે તેવુ, તેઓની મજૂરીનો થોડો પણ શ્રમ ઉતારે તેવુ, તેઓની નિરાશાના થોડી પણ આશા ભેળવે તેવુ,

ઘણુંજ સરલ, સસ્તુ, રસિક, બોધપ્રદ સાહિત્ય બહુ કર્યું તે ખરેખર અનેક છગન ના આશીર્વાદો કમાવા જેવું છે આ ક્ષેત્રમા આ પ્રથમ દર્શન ઉપરાંત બીજુ ઘણુ ઘણુ કરવાનું છે, પરન્તુ તે સર્વેની નોંધ લેવા જેટલો અત્ર અવકાશ નથી. માત્ર થોડી મુખ્ય બાબતો સહજ અવલોકી જઈનેજ સતોષ માનશુ

આપણે બાલકોની જરૂરીઆતો પ્રથમ વિચારશુ એમને વિચારાઓને સુદર વાચનમાળાની જરૂર છે, એમને સરલસચિત્ર માસિકોની અપેક્ષા છે એમને પૂર્વનુ, પશ્ચિમનું, નવુ અને જૂનું ક્રમપૂર્વક જાણવુ છે એમને સાગ્રાહી થઇ, સગીતમાથી, વાર્તામાથી, પદાર્થપાઠમાથી, નીતિકથામાથી, સર્વમાથી, આનંદ લૂટતા શીખવુ છે એમને વિનોદમાથી બોધ કાઢી લેવા પ્રયત્નશીલ થવુ છે એમને આરોગ્યના પાઠ હૃદયમા ઉતારવા છે, "ગુણવતી ગુજરાત"ના ગીતો ગાવા છે, રામચદ્ર અને સીતાના ચરિતો સાભળવા છે, પોતાના બાલસ્નેહીઓને સહાયભૂત થવુ છે, પોતાના કુટુમ્બ જનને વહાલા અને ઉપયોગી થવુ છે, પોતાના વડીલોને માન આપી સ્વતંત્ર ભૂમિમા વિહરવુ છે,—એમને ઘણુ ઘણુ કરવુ છે, બાલકના મનોરથો બહુ મ્હોટા છે—આપણને શરમાવે તેવા છે વળી ઉત્સાહ જવલત છે, અને બુદ્ધિ ચાયના જેવી છે પરંતુ એમનો પનારો એવા વડીલો સાથે પડ્યો છે કે જેઓમા ભીરુતા, નિરુત્સાહ, અને કર્તવ્યવિમુખતાના થર ઉપર થર જામી ગયા છે અને જામતા જાય છે. આપણે એટલુજ ઇચ્છીશુ કે જગદીશ્વર એ બાલકોની પ્રાર્થના ધ્યાનમા લઇ ગુજરાતી ભાઇઓના આતર પડદા ખોલે, અને કીર્તિનેજ સાહિત્યપ્રવૃત્તિનું શ્રેષ્ઠ પ્રેરક તત્વ માની લેનારાઓમા બંધુકૃત્યની ભાવના પ્રકટ કરે, અથવા તો, એમનામા એમના સ્વાર્થની ખરી સમજણ ઉતારે

સ્ત્રીઓના આપણે ઓછા લણી નથી એમના અભ્યાસક્રમ માટે, એમના વિનોદ માટે, એમના બોધાર્થે, જેવુ અને જેટલુ સાહિત્ય અપેક્ષિત છે તેવુ અને તેટલુ આપણે પૂરૂ પાડ્યુ છે કે? એકાદ અધગાનુ, કુટાતું નિર્જીવ માસિક ઉભુ કર્યું, કે બે ચાર પુસ્તકોદ્વારા સાધ્વીઓની પૌરાણિક કથાઓ બહાર પાડી, અથવા તો "પતિવ્રતા" તથા "પાતિવ્રત્ય"નો પુરુષદૃષ્ટિથી ચર્ચેલો શુષ્ક બોધ ભાઇપાનાને મૂકે વહેંચ્યો, એટલે સ્ત્રી પ્રતિ કર્તવ્ય સમાપ્ત થયુ એવો રંગ હાલ તો જોવામા આવે છે ત્રીજા વર્ગની, અને ચોથો વર્ગ શરૂ થયો હોય તો તે વર્ગની, વાર્તાઓ અને નવલ કથાઓ ચોમાસાની મચ્છીઓની પેરે ઉભરાવા માડી છે પરન્તુ એવા સાહિત્યનો તો દુષ્કાળ જ છે કે જેથી આપણી સ્ત્રીઓમા નિસ્મિતા, વિચારશ્રમ અને મહત્ત્વાકાક્ષા ઉત્પન્ન થાય, જેથી એમનામા જીવનના અને સમાજના મર્મ સમજવાની શક્તિ આવે, જેથી તેઓ પાશ્ચાત્ય વીરાંગના ઝણઝણાટ સાથે આર્યોની ગંભીરતા મિલાવી શકે, અને જેથી ઘણો સમય થયાં જડ ઘાલી રહેલી નિઘ વાસનાઓની કિલ્લેબદી તોડી તેઓ ઉચ્ચ ભાવનાઓના ઉદ્યાનમા વિહરી શકે

એટલું તો સુવિદિત છે કે દરેક સ્થળે નવાં થાણાં નાખવાની જરૂર નથી. કેટલાંક જૂનાં ખંડેરો સંભાળ પૂર્વક સાચવવામાં આવશે તો મનમાનતો લાભ ચોકસ મળી શકશે. દૃષ્ટાંત તરીકે, આપણી પ્રાચીન કથાશ્રવણની અત્યુત્તમ પદ્ધતિ હજી પણ આપણામાં પ્રચલિત છે. ધર્મના રંગથી રંગાયેલું આ સાહિત્ય થોડું સાંસારિક બનાવવાથી અને સમયબલને અનુકૂલ બીજા ફેરફારો કરવાથી આ સંસ્થા ઘણી બલવતી, લાભપ્રદ અને રસપૂર્ણ કરી શકાય તેવી છે. હરિકીર્તનમાંથી પણ અનુપમ ખુબીઓ નીકળી શકે તેમ છે. સંક્ષેપમાં આ સંસ્થાઓમાંથી પૌરાણિક જડતા ગાળી નાંખી તેમાં નવું ચૈતન્ય રેડવામાં આવે તો, નિઃશંક, સ્કૂલ અને કૉલેજના શિક્ષણની ન્યૂનતા ઘણે અંશે પૂરાઇ જાય, અને જેઓને તે શિક્ષણની પ્રસાદી ન મળી હોય તેઓને તેની બહુ અપેક્ષા પણ ન રહે.

આ સર્વેનો નિષ્કર્ષ એટલોજ કે સ્ત્રીઓની સુકુમાર કળાઓને ખીલવવાને, એમની તીક્ષ્ણ બુદ્ધિ વિકસાવવાને, અને એમના હૃદયના મૃદુ ભાવોને દીપાવવાને, ગુર્જર સાહિત્યને બુદ્ધિ અને હૃદયના અનેક વિષયોથી બહલાવો અને વિલસાવો.

હવે ઇતિહાસ, કાવ્ય, નાટક, આદિનો શંભુમેળો અવલોકીશું. પ્રથમ તો આપણે ત્યાં ઐતિહાસિક દૃષ્ટિનો વિકાસ ઘણોજ અલ્પ થયો છે એમ કહ્યા વિના ચાલતું નથી. ઇતિહાસ એ લોકોમાં રાષ્ટ્રિય ભાવના ઉત્પન્ન કરનારૂં, એમના સૂતેલા સંસ્કારોને જાગૃત કરનારૂં, અને સામાજિક તથા રાજકીય સંકટો અને વિટંબનાઓ સહન કરવા જેટલું સામર્થ્ય અર્પનારૂં, સાહિત્યનું એક અતિ પ્રબલ અંગ છે. પરંતુ આપણે ત્યાં તો ઇતિહાસના નામને યોગ્ય ઇતિહાસ કોઇ સાક્ષરના મનોરાજ્યમાં હોય તો કોણ જાણે? ગુજરાતનો ઇતિહાસજ જ્યાં અપૂર્ણ, શુષ્ક અને નિર્માલ્ય હોય ત્યાં આપણી ભાષામાં અન્ય દેશોના ઇતિહાસની વાતજ શી કરવી ? નિશાળોમાં નિયત થયેલા ઇતિહાસો કયા દૃષ્ટિબિંદુથી લખાયા છે તેની બરાબર સમજણ પડતી નથી. પરંતુ આ સંબંધમાં ગુર્જર સાહિત્યને બહુ દોષ દેવા જેવું નથી. સંસ્કૃત સાહિત્ય કે જે ધર્મ, તત્ત્વજ્ઞાન, નાટક, આદિ અનેક વિષયોથી રસબસ થઇ રહ્યું છે તેમાં પણ ઇતિહાસનુ ક્ષેત્ર તો તદ્દન વેરાન બિયાબાન જેવુંજ દીસે છે. ઇતિહાસની ખીલવણીમાં નડેલાં અનેક આવરણોને લીધે આખા હિન્દુસ્તાનની લગભગ આવીજ સ્થિતિ છે. ત્યારે આપણી ભૂત અને વર્તમાન દશાનુ ઐતિહાસિક ચિત્ર આપણી સ્વભાષામાં આપણો સુશિક્ષિત વર્ગ નહિ આલેખે તો પછી એ મહાન કાર્ય બીજું કોણ કરી આપશે ? માત્ર વંશાવળી અને લડાઇઓની નોંધથીજ સંતોષ ન માનતાં આપણા વિદ્વાનોએ હવે ઇતિહાસદ્વારા આપણી પ્રજાને પ્રબોધવાની ભાવના રાખવી જોઇએ; તેમજ પાશ્ચાત્ય ઐતિહાસિક કૃતિનું પણ વહન આપણા સાહિત્યમાં થવું જોઇએ; અને આપણા પ્રજાકીય મહાપ્રશ્નોનું તારતમ્ય ઇતિહાસદ્વારા લોકોના હૃદયમાં ઉતારવાના પ્રયત્નો પણ આદરવા જોઇએ.

"મનુષ્યના જીવનનો સર્વથી મધુર આલાપ" જે કાવ્ય, તે સંબંધી બે બોલ બોલી લઇએ. આપણા કાવ્યપ્રદેશમાં વિચરેલા સર્વ લેખકોની કૃતિનું સૂક્ષ્માવલોકન કરવાનું આ સ્થળ નથી, પરંતુ ગુર્જર કાવ્યસાહિત્યમાં જે અનિષ્ટ તત્ત્વો પ્રવેશવા મંડયાં છે તે સંબંધી એક બે સૂચના કરીનેજ સંતોષ પામશું.

એટલું તો કબુલ કરવું પડશે કે આપણા સાહિત્યનાં બીજાં અંગો કરતાં સ્વાભાવિક રીતે આપણો કાવ્યપ્રદેશ ઠીક ખેડાયો છે. સાથે સાથે એટલું પણ કબુલ કરી લેવા જેવું છે, કે બીજા વિષયો કરતાં આ વિષય ઉપર સારા નરસા લગભગ બધા લેખકોની લેખિની વધારે નિરંકુશ ચાલી રહી છે. હાલ સમય એવો આવ્યો છે કે જેનાથી કાંઇ પણ સંગીન કાર્ય બની ન શકે તે છેવટે 'કવિ' ની પદવી શોધે છે. ગમે તે થોડું પણ "ભણેલ' ગુજરાતી પુરૂપ કે સ્ત્રીનું આખું જીવન તપાસી જઇશું તો તેમાં થોડો પણ સમય મળી આવશે કે જ્યારે તેણે જાણ્યે અજાણ્યે, ગુપ્ત કે જાહેર રીતે, 'કવિ'ની માનપ્રદ પદવી ભોગવીજ હશે.

અલબત, મનુષ્યમાત્ર પોતાની કલ્પનાસૃષ્ટિમાં વિહરવાને સ્વતંત્ર છે. હૃદયમાત્ર 'કવિ' ની સુખદ ઘેલછામાં મસ્ત બનવાને નિરંકુશ છે. તથાપિ આંતર ભાવો બહાર પ્રકટતી વખતે વ્યક્તિ સ્વાતંત્ર્ય ઉપર જનસમાજ જે હિતકર અંકુશો મુકે છે તેનું વિસ્મરણ થવું ન જોઇએ, બીજી સૂચના એ કરવાની કે કિલષ્ટ, નિર્માલ્ય કૃત્રિમ જોડકણાંથી ગુર્જર સાહિત્યની સેવા થવાની નથી. દિલગીરી અને આશ્ચર્યની વાત છે કે આપણી નાટક કંપનીઓ, આપણાં માસિકો, અને વર્તમાનપત્રો આ કચરાને ઉ-ત્તેજિત કરવામાં જરા પણ પાછી પાની ભરતાં નથી. આજકાલ ગદ્યમાં કહેવાની દરેક વસ્તુનો પદ્યમાં સંચાર કરી ગદ્યને છેવટની તિલાંજલિ આપવાનો પ્રયત્ન થઇ રહ્યો છે. ભય રહે છે કે હવે કદાચ ખેતીવાડી, રસાયણશાસ્ત્ર, રાજ્યનીતિ, શિલ્પશાસ્ત્ર ગણિત, ભૂમિતિ આદિ સર્વ પદ્યમાંજ ઉતારવામાં આવે, અને ભવિષ્યની સાહિત્ય-પરિષદ્ પદ્યમાંજ ચર્ચા કરે તો બહુ વિસ્મય પામવા જેવું નથી.

સ્વાભિમાન સંતોષવાનો આ સમય નથી એમ કહેવાની જરૂર નથી. તથાપિ મરૂભૂમિમાં વૃષ્ટિની માફક વ્યર્થ દેખાતી કૃતિઓ જોઇને હૃદય દ્રવે તો તે સ્વાભાવિક છે. કવિઓનું સ્વાત્મરસિકત્વ સર્વથા આદરણીય છે, તો પણ લોકોના અને પોતાના હૃદયના રણકાર એકસૂર અને એકતાન કરવાને અભિલાષ રાખનારને તો સર્વાનુભવ-રસિકત્વનાજ ઉપાસક થવાનુ છે. શેકસપિયર, મિલ્ટન, ટેનિસન, આદિની પ્રસાદી હજુ આપણા કાવ્યસાહિત્યમાં અપેક્ષિત છે. જેમની રગેરગમાં કવિત્વ વ્યાપી રહેલું છે તેમના ઉદ્ગારો સર્વથી ઇષ્ટજ છે. બાલકો અર્થે સરલ, બોધાત્મક કવિતાઓ અને સ્ત્રી વર્ગ અર્થે વિવિધ પ્રસંગોને અનુકૂલ સુંદર ગીતો અને ગરબીઓ માટે જેટલી જહેમત ઉઠાવાય તેટલી બરહક છે. માતૃભૂમિની કે પ્રભુની પ્રભુતાનાં યશોગાન લાભ-પ્રદજ છે. અને અંતમાં હૃદયના ઉચ્ચગામી પ્રદેશોમાં લઇ જતા જે ઉમળકાઓ

કોઇક વિરલ ક્ષણે કોઇક વિરલ હૃદયમા આવી જાય છે, તે ઉમળકાઓ ભલે કહેવાતા કવિના ન હોય તો પણ તે ક્ષણના કવિહૃદયમાથી તે ઉદ્‌ભવતા હોવાથી સર્વથા સત્કારનેજ પાત્ર છે.

**નવલકથાઓનો** દિવસે દિવસે વિસ્તાર પામતો પ્રચાર આપણું લક્ષ ખેંચ્યા વિના રહેશે નહિ. અંગ્રેજી સાહિત્યનો આ નમુનો ગુજરાતી સાહિત્યમાં પ્રબળ સત્તા ધરાવતો જાય છે. ગુર્જર સાહિત્ય ઉપર અખંડ જ્યોતિ પાડનારી સ્વર્ગસ્થ ગોવર્ધનરામભાઇની કૃતિથી ગુજરાતમા નવલકથાઓને અપૂર્વ ચેતન મળ્યું છે. માસિકો અને વર્તમાનપત્રોની ભેટોના પુસ્તકો પણ નવલકથાના ખાસ પ્રેરક તત્ત્વો થઇ પડયા છે. વિશેષમાં બાપાતરોથી પણ આપણા કથાસાહિત્યમા સુંદર ઉમેરો થતો જાય છે. પરંતુ દિલગીરી સાથ કબુલ કરવું પડશે કે વાચકને નવરાશનો સમય મળવાનું સાધન આપવું અને તેનું મનરંજન કરવુ એના કરતા ગુરુતર લક્ષ્ય આપણી વાર્તાઓ અને નવલકથાઓના ઘણા મ્હોટા ભાગમાં દષ્ટિગોચર થતું નથી વાર્તાઓ અને નવલકથાઓની ઉપયોગિતાનુ શોચનીય વિસ્મરણ જ્યા ત્યા જોવામાં આવે છે. નવલકથાઓનો મ્હોટો સમુદાય મદન અને સ્ત્રીવિષયક વસ્તુથીજ રંગાયેલો દેખાય છે. પરિણામમાં છીછરાં ચિત્ત વિહ્વલ અને નિર્વીર્ય બને, સસ્કારી સાહિત્ય માટે અણગમો અને તિરસ્કાર ઉત્પન્ન થાય, અને નવલકથાનું શુદ્ધ હાર્દ હમેશને માટે અગોચર અને અગમ્ય રહે તો શુ આશ્ચર્ય? જડવ્યવહારમાજ વિચરતા લેખકોએ ચૈતન્યના સ્થાનોમા સચારણ કરવાને હવે કટિબદ્ધ થવું જોઇએ. નવલકથાઓનું લ્હાણું કરનારાઓએ જાણવું જોઇએ કે પોતાના આપવાના લ્હાણામા વાર્તાના આકર્ષક મિષ્ટ પકવાન સાથે ઉચ્ચ સંસ્કારોનું મધુર અન્નપાચન પણ એમણે આપવાનું છે, અને રસિકતાની મોહમયી વસ્તુ સાથે સદ્‌બોધની હિતકર સામગ્રી પણ યોજવાની છે

વળી આક્ષેત્રમા સર્વને માટે એકજ પ્રકારનો કચરો ઉત્પન્ન થવા માડયો છે તે સરવાળે નિરર્થકજ છે બાળકો, તરુણો ને વૃદ્ધો, સ્ત્રી અને પુરુષો, અભણ અને શિક્ષિત, સર્વને સારૂ એકજ પંક્તિનુ સાહિત્ય બેહુદુજ ગણાય, આપણા મજૂર વર્ગ માટે, આપણા વ્યાપારી વર્ગ માટે, આપણા બાળકો માટે, આપણી સ્ત્રીઓ માટે, આપણા તરુણો માટે, વિવિધ પ્રકારની વાર્તાઓ અને નવલકથાઓની અપેક્ષા છે.

હાલ ઐતિહાસિક અને સાંસારિક તત્ત્વો આપણી નવલકથાઓમાં ખાસ સ્થાન રોકે છે, અને તેથી બેશક ઘણો લાભ થવા સભવ છે પરતુ વર્તમાન સક્રાતિકાળનો થોડો પણ મર્મ સમજનારને એટલુ તો જણાયા વિના રહેશે નહિ કે જ્યાસુધી આપણી ધાર્મિક, સાસારિક, ઔદ્યોગિક, રાષ્ટ્રિય અને સાહિત્યવિષયક ભાવનાઓ એક સરખી પ્રફુલ નહિ થાય, અને જ્યા સુધી સંસારશાસ્ત્રની તેમજ નીતિશાસ્ત્રની, સ્વાર્થી તેમજ પારમાર્થિક, રાજકીય તેમજ પ્રજાકીય, કારીગરની તેમજ કવિની, સર્વદેશીય દૃષ્ટિથી ગુર્જર પ્રજાને સ્થૂલ તેમજ સૂક્ષ્મ સૃષ્ટિના દર્શન નહિ કરાવાય, ત્યાંસુધી આ-

પ્રર્ણુ પ્રજાજીવન અનેકવિધ વૃદ્ધિ કે ઉન્નતિ અનુભવશે નહિ, ત્યાંસુધી આપણી અસં-ખ્ય અલખ શક્તિઓ લક્ષ્ય થઇ શકશે નહિ, અને ત્યાંસુધી આ યુગના અને હવે પછી આવતા યુગના સર્વ ધર્મ અને મર્મ સમજવાનુ તથા રચનાનુ સામર્થ્ય કે શાણપણ આપણામા આવી શકશે નહિ

નવલકથામાથી નાટકમા પ્રવેશ સ્વાભાવિક છે આપણુ નાટક સાહિત્ય હાલ પૂર જોસમા છે બાહુતી નાટકકારોની સંખ્યા ભટકાવે તેટલી જબ્બર થતી જાય છે, નાટકો અને નાટકકારોની સંખ્યાના પ્રમાણમા આપણુ નાટક સાહિત્ય નિ મત્ત્વ છે એમ કહેવુંજ જોઇએ. પિટ્ કલાસની રૂચિને સતોષવાનુ લક્ષ્ય પાગળ બ્હાનુ કાઢી જે ભવાઇઓ ભજવાય છે તે ખરેખર ગુર્જર સાહિત્યને લાછનરૂપ છે જૂજ અપવાદો બાદ કરીએ તો નિકૃષ્ટ શૃંગારરસની જમાવટ કરવી, ગંભીરમા ગંભીર પ્રસગે પણ કોઇ પણ રસ્તે હાસ્ય ઉપજાવવુ, નિરક્ષર પાત્રોના મુખમાથી ડહાપણ ભરેલાં ટાહેલા ઓ-કાવવાં, છીછરા ભક્તિરસથી ધર્મઘેલછા ઉત્પન્ન કરવી, અથવા તો શેક્સપિયરના ભાષાતરનો કે બાદશાહ અને બીરબલની વાર્તાનો સ્થાને અસ્થાને ઉપયોગ કરી લેવો, એમાંજ આપણાં આધુનિક નાટકોની સાર્થકતા, આપણા 'કવિરાજો' ની ખુબી અને આપણા નાટ્યશાસ્ત્રની સિદ્ધિ સમાપ્ત થાય છે. સૃષ્ટિલીલાના આબેહૂબ ચિત્ર, હૃદયના અકૃત્રિમ ભાવોનો ચિત્તાકર્ષક વિલાસ, તથા સપત્તિની જ્યોતિમા, આપત્તિના અધકા-રમાં, અને બન્નેની મિશ્ર છાયામા અથડાતા મનુષ્યોની આશાઓ અને નિરાશાઓ તથા એમનાં અધ:પતન અને ઊર્ધ્વગમનનું હૃદયકારક આલેખન, આપણા કેટલાક નાટકકા-રોની સ્વપ્નસૃષ્ટિમા પણ ન મળે, તો પછી એમની કૃતિમા તો ક્યાથીજ સભવે? જ્યા નાટકો દ્રવ્યપ્રાપ્તિ અર્થેજ લખાતા અને ભજવાતા હોય, અને પોતે જે નાટક મંડળી સાથે જોડાયેલા હોય તે મંડળીની સૃષ્ટિમાજ લેખકોના અભ્યાસ તેમજ અવ-લોકન સમાપ્ત થતા હોય, ત્યા નાટકોનુ ખરુ હાર્દ નષ્ટ પામે, પ્રેક્ષકોની અભિરુચિ અધમ બને, અને વસ્તુસકલના, પાત્રોની યોગ્યાયોગ્યતા, ભાવદર્શન, કલાવિધાન, સગીત, અ-ભિનય, રસિકતા કે સદ્બોધનો સંપૂર્ણ અભાવ દૃષ્ટિગોચર થાય તો શુ આશ્ચર્ય? કહે-વાની જરૂર નથી કે મૃત્યુસમયે, આફતસમયે, યુદ્ધસમયે કે ક્રોધસમયે, નાજ્યદરબારમા કોરટમા કે કેદખાનામાં ન્યાયાધીશ, ચોબદાર કે સેનાપતિના મુખમાથી, પ્રાસાત્મક રાગડા કઢાવવામાજ ઘણે સ્થળે સંગીત, રસપ્રતિપાદન ને ભાવદર્શનનો અવધિ આવી જાય છે

આવી શોચનીય નાટક અને રગભૂમિની સ્થિતિ સુધારવાની અતિશય આવ-શ્યકતા છે. અને જ્યાસુધી બીનકેળવાએલ લેખકો ઉપરજ નાટકસાહિત્યનો સર્વ ભાર ગણવામા આવશે ત્યાસુધી આ અતિ ઉપયોગી સંસ્થા નિર્બળ રહેશે એટલુજ નહિ પણ અનેક અનર્થોને જન્મ આપનારી થશે સાગ લેખકોને ન્યાય આપવાની ખાતર એટલું કબુલ કરવુ પડશે કે એમની કૃતિ ઉપર નાટક મડળીના માલેકો તરફથી ઘ-

કુશ મુકાતો હોવાથી, અને તે કૃતિ નિરક્ષર પાત્રોથી ભજવાતી હોવાથી આ સ્થિતિ ઉપસ્થિત થાય છે. પરતુ આપણી રંગભૂમિ ઉન્નત કરવાનું કાર્ય સાહિત્યપ્રિય શિક્ષિત વર્ગનુંજ છે. તેઓના હાથથી ઉચ્ચ પ્રકારના નાટકો લખાવાં જોઇએ એટલુંજ નહિ પરતુ અનુકૂલતા પ્રમાણે શરૂઆતમાં ખાનગી ભજવાવા પણ જોઇએ.

જમાનાને અનુકૂલ શ્રાવ્ય નાટકોની સંપૂર્ણ ખોટ છે. પરંતુ તે ખોટ નવલકથાઓથી ઘણે અંશે પૂરાય છે. તથાપિ આ અંગ તરફ તદન અલક્ષ કરવું યોગ્ય લાગતું નથી.

રંગભૂમિ એ એક ઘણીજ હૃદયકારક શિક્ષણશાળા છે,—સંસારસાગરમાં બાથોડીયા મારતા માનવીને ઉત્કૃષ્ટ ભૂમિમા લઇ જનારી સરલ નીસરણી છે. પૃથ્વીપરના મનુષ્યોના મલિન વિકારોને નિર્મલ કરવા, એમનામા વિદ્યા, સંસ્કાર તથા સ્વાતન્ત્ર્યની વિભૂતિની સંક્રાતિ કરવી, સક્ષેપમા ,ભૂલોકને દેવલોક બનાવવો, એ નાટકોનું પરમ સાધ્ય છે, અને તે કૃત્રિમ જડ વ્યવહારમાજ પલોટાયેલા અને રચ્યાં પચ્યા રહેલાં ચિત્તોથી સિદ્ધ થવાનું નથી.

નવલકથાઓ, નાટકો તેમજ આપણા સાહિત્યનાં બીજાં અગો સંબંધી એક સામાન્ય સૂચના અત્ર કરવાની છે ગુર્જર સાહિત્યમા લેખકવર્ગ વધતો જાય છે તે પરમ સતોષનું કારણ છે અને સામાન્ય વાચકવર્ગની અભિરૂચિ ઉંચા પ્રકારની કે હલકી કરવી, અર્થાત્ એમની સન્મુખ પવિત્રતાના, સદ્બુદ્ધિના અને સ્વતંત્રતાના ઉચ્ચ આદર્શ મૂકવા કે વિકારો, જડતા અને પરતંત્રતાની ક્ષુદ્ર સામગ્રી પૂરી પાડવી, એ સર્વ હાલ તો આપણા લેખક વર્ગનાજ હાથમા રહેલુ છે. અને લેખકવર્ગને કોઇ પૂછનારૂં ન હોય તો સાહિત્યની અવનતિ સત્વર આવે એમા શક નથી આ અનિષ્ટ પરિણામ ન આવે અને "ટકે શેર ભાજી ટકે શેર ખાજા" ની સ્થિતિ ઉપસ્થિત ન થાય એટલા માટે આપણે સા એક વિવેચક વર્ગની ખાસ અપેક્ષા છે. પરતુ એટલું સ્મરણમા રાખવાનું છે કે ગમે તેના હાથથી અવલોકનો લખાયાનું ફલ અવલોકનકાર વર્ગના સદતર અભાવ કરતા પણ વધારે અનિષ્ટ છે. સત્કારી લેખોને ઉત્તેજન મળે, તેમા દૃષ્ટિગોચર થતી ખામીઓની ચેતવણી અપાય, અધમ પંક્તિની કૃતિઓની યોગ્ય ઝાટકણી, થાય, લેખક અને વાચકની અભિરૂચિ ઉન્નત બને, અને સરવાળે સાહિત્યઉદ્યાનમા ઝેરી છોડવાઓ નિર્મૂલ થઇ આરોગ્યને વધારનારી સુંદર ફુલવાડીનું રક્ષણ થાય, આવી મોટી જોખમદારી વિવેચકવર્ગને શિર છે તે **અવલોકનો** લખનારાઓએ ભૂલી જવુ ન જોઇએ

આ સર્વ ઉપરાત ગુર્જર સાહિત્યમા ઉદ્યોગ, અર્થશાસ્ત્ર, વૈદક, **વિજ્ઞાનશાસ્ત્ર**, આદિ અનેક પ્રકારની પાશ્ચાત્ય સાહિત્યની સામગ્રી નવી વસાવવાની છે, તેમજ ખીલવવાની છે પ્રમુખમહાશયના શબ્દોમા કહીએ તો પારકી ભાષાની દલાલી સાથે આપણી ભાષાની સ્વતત્ર દુકાનો પણ ખોલવાની છે

આરોગ્યશાસ્ત્રના મુખ્ય સામાન્ય સિદ્ધાંતો પ્રત્યેક શહેરી અને ગામડિયાના નિત્ય વ્યવહારમા વણાઇ જાય એવુ સાહિત્ય બહુ અપેક્ષિત છે. કારણ કે આપણા ગ્રેજ્યુએટો પણ આરોગ્યના સાધારણ નિયમોથી સર્વાંગે અજ્ઞાન હોય તો પછી બીજાઓનુ તો પૂછવુંજ શું? શરીરબલ તે મનોબલ અને આત્મબલનુ અવલબન છે તે આપણે વીસરી જવુ ન જોઇએ. शारीरमाद्य खलु धर्मसाधनम्–આ અતિ ઉપયોગી સૂત્રનુ વિસ્મરણ થઇ જવાથી આપણી આધુનિક પ્રજા અસખ્ય દર્દોમા સડે છે એ વાત જગપ્રસિદ્ધ છે, છતા આપણા ડાક્ટરો અને વૈદ્યો ગુર્જર સાહિત્યમા પોતાનો હિસ્સો આપવા ઉદ્યત થતા નથી તે ખરેખર શોચનીય છે.

માસિકો, વર્તમાનપત્રો, આદિનુ આપણુ સાહિત્ય નથી વિસ્તૃત તેમ નથી સગીન. પારસી ભાઇઓએ આ ક્ષેત્રમા બહુ સારી મદદ કરી છે, તથાપિ આપણા સાહિત્યનુ આ અંગ સતોષકારક રીતે ખેડાયુ છે એમ તો નહિજ કહી શકાય. કેટલાક પેપરોવાળા હવે જોડાક્ષરના ટાઇપ વધારે નાખશે તો ગુજરાતી ભાષા ઉપર પરમ ઉપકાર કર્યો કહેવાશે માસિકોમા લેખકોની કેટલી અછત છે તેનો માસિકોના તત્રીઓને વધારે સારો અનુભવ હશે કોઇ પણ ઉપાયે પાના ભીતરી કાઢવા એ માસિકોનુ અને વર્તમાન પાત્રોનુ સાધ્ય છે એવી ભ્રાતિ થઇ જવાનો કેટલીકવાર સભવ છે. હજુ આપણે ત્યા સંખ્યામા વધારે માસિકોની અને પત્રોની અપેક્ષા છે, અને તે વધારે સગીન અને સાર્થક હોવા જોઇએ એમ કહેવાની જરૂર રહેતી નથી વર્તમાન પત્રો અને માસિકો પોતાના આદર્શ ઉચ્ચ રાખશે ત્યારેજ આ સાહિત્યની ખરી ખીલવણી થશે.

ઉદ્યોગ અને વેપારની મહાન્ ઉથલપાથલમા આપણે બચવા પામવું હોય તો આપણા વેપારીઓ અને કારીગરોને ઔદ્યોગિક તેમજ આર્થિક જ્ઞાન આપવુ જોઇએ, એટલુજ નહિ પરંતુ પશ્ચિમનુ વિજ્ઞાનશાસ્ત્ર પણ આપણી સ્વભાષામા ઉતારવા આપણે તૈયાર થવું જોઇએ ધર્મ અને તત્ત્વજ્ઞાનથી આત્મિક ઉન્નતિ થાય છે એ વાત સત્ય છે; પરંતુ જડવાદના દાવાનળમા બળીને ભસ્મમાત્ થતા શરીરમા ધર્મ અને તત્ત્વજ્ઞાનનુ વિચારો કેવા સ્ફુરી શકે તે વિચારવા જેવુ છે ભૂખ્યે પેટે હરિકીર્તનની લહેજત કેવી આવે તે અનુભવવા જેવું છે તાત્પર્ય એટલુજ કે ધનપ્રાપ્તિ મુક્તિ મેળવવામા વિઘ્નરૂપ નથી, પરંતુ મંત્રી સહાયભૂતજ છે તે પ્રાપ્તિનો દુરુપયોગ આવરણરૂપ છે, સદુપયોગ નહિ.

ઉપરના બે બોલ બોલી, દૃષ્ટિ પાછી ખેચી લઇ, માન્યાદી બની, જેના ઉપર અજાણમાં પણ આક્ષેપ થયો હોય તેની ક્ષમા યાચી, હવે વિરમીશુ આ વિશાળ વિષય ઉપર ઘણુ ઘણુ કહી શકાય પરતુ કઇક સ્થળના સકોચથી, કઇક અનુકૂળતા ના અભાવે, અને કઇક શક્તિની ખામીને લીધે, આટલા સિહાવલોકનથીજ સંતોષ માનવો પડયો છે. આપણા સાહિત્યમા માત્ર ખામીઓનુંજ અધુરૂ દિગ્દર્શન કરાવવા

અત્ર જે પ્રયત્ન થયો છે તેથી આપણે ત્યા જે રસસામગ્રી હાલ છે તેની ઉપેક્ષા કરવાનો, કે આપણા લેખકવર્ગે ગુજરાત ઉપર કરેલા ઉપકારોની અવગણના કરવાનો આશય નથીજ, જે કાઇ સત્કાર્ય થયુ હોય તેને નિંદવુ તે અહંકાર અને પ્રાગલ્ભ્યજ ગણાય , ઉપકારોનો સાનંદ સ્વીકાર ન કરવો તે તો કૃતઘ્નીનેજ શોભે આ લઘુ લેખદ્વારા તો, દીર્ઘકાળ થયા જડ નાખી રૂઢ થયેલા આપણા પ્રાચીન આચારવિચાર અને સમુદ્રતરગ જેવા ઉછાળા મારતા આધુનિક પાશ્ચાત્ય લોકાચારના પરસ્પર સઘટ્ટનના આ સમયે આપણુ વ્યક્તિજીવન, આપજ ગૃહજીવન, આપણુ પ્રજાજીવન, આપણા પોતાનાજ સાહિત્યથી રક્ષાય, પોષાય અને ઉલ્લાસ પામે, આપણી આધુનિક કુટુમ્બજાળમા ગુચગાઇ જતા અસંખ્ય સ્ત્રીપુરૂષો આપણા પોતાનાજ સાહિત્યસિંચનથી હુશિયાર બને, છતા પારદેશિક ગૃહસંસારની રસશુષ્કતા એમનામા ન પ્રવેશે, સક્ષેપમા વર્તમાન સક્રાતિકાળમા આપણી **પૂર્વની રક્ષક અને પશ્ચિમની વિકાસક શક્તિઓ** આપણા પોતાનાજ સાહિત્યદ્વારા ગુર્જર પ્રજામા સગ્રહિત થાય,—આવા મનોરથો આપણા વિદ્વાન્‌વર્ગમા અધુના ઉદયમાન થતા જાય છે, તેથી તે મનોરથો ફલિત કરવાને આપણા સાહિત્યક્ષેત્રમા ઘુમનારાઓએ આપણે ત્યા શી શી ખામીઓ પૂરવાની છે અને કયા કયા નવીન પ્રદેશ વસાવવાના છે, તેનુ અવ્યવસ્થિત, અધરૂ, રગ પૂર્યા વિનાનું એક ન્હાનું ચિત્ર આપ સમક્ષ રજુ કર્યું છે અતમા આ ગુજરાતી નિબધને એક અગ્રેજી અવતરણથી સ લઘુ

"Great literature has to be created in each of the vernaculars The literature must voice the past, translate the present, forecast the future The science and the imagination of Europe have to be brought through the vernaculars to every door India cannot afford to imitate foreign institutions, neither can she afford to remain ignorant of foreign deals

SISTER NIVEDITA,

"હિંદની પ્રત્યેક ભાષામા ઉચ્ચ પ્રકારનું સાહિત્ય ઉત્પન્ન કરવાનુ છે આ સાહિત્યે ભૂતકાલના રણકાર સભળાવવા જોઇએ વર્તમાન પરિસ્થિતિ સમજાવવી જોઇએ, ભવિષ્યની રૂપરેખા દોરવી જોઇએ માતૃભાષા દ્વારા પશ્ચિમના શાસ્ત્રથી અને પશ્ચિમની કલ્પનાથી પ્રત્યેક દેશી ગૃહને વાકેફ કરવાનુ છે એક પક્ષે હિદી પ્રજાએ પારદેશિક સસ્થાઓની નકલ કરવી એ ઇષ્ટ નથી, તો બીજે પક્ષે પારદેશિક ભાવનાઓથી અજ્ઞાન રહેવુ એ પણ ઇષ્ટ નથી

**સિસ્ટર નિવેદિતા.**

---

ઈ. સ. ૧૯૦૯ની

# ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્

આગળ

## રજુ થયેલા નિબંધો:

## કલા વિભાગ

# ગૂજરાતમાં સ્થાપત્ય અને શિલ્પકલા.

( રા. રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ )

## ઉપોદ્‌ઘાત્.

**કલાનું રહસ્ય.**

પોતાના કોઇ પણ કાર્યમાં જ્યારે મનુષ્ય, માત્ર ઉપયોગતાની સંકુચિત દષ્ટિ છોડી દઈ તે કાર્યમાં આનંદોત્પાદક ભાવના પ્રેરે છે ત્યારે તેના કાર્યને કલાનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે કલાનો અંતિમ હેતુ ઉપયોગતા કરતાં આનન્દ ઉત્પન્ન કરવામાં સમાયેલો છે. કલાનુ કર્તવ્ય આ આનન્દને સુરસિક કરી સભ્ય અને પવિત્ર કરવાનું છે; અને તેનું સૂક્ષ્મ રહસ્ય આ તેની બાહ્ય રસિકતાની ભાવનામાંથી ઉચ્ચ નીતિ તત્વ દર્શાવવામાં સમાયેલું છે.

**સ્થાપત્ય અને બીજી કલાઓનો પરસ્પર સંબંધ.**

અનેક ઉપયોગો માટે જે મકાનો મનુષ્ય બાંધે છે તેમને શણગારવામાં જે કલા તે સ્થાપત્યની કલા ઉચ્ચ કલાઓમાની એક છે. મનુષ્યની અનેક કલાઓએ જુદા જુદા સ્થલકાલમાં મનુષ્યની ભિન્ન ભિન્ન ભાવનાઓથી ભિન્ન ભિન્ન સ્વરૂપ ધારણ કરેલાં અને આ કલાઓનો પ્રત્યેક દેશ અને કાલવાર અભ્યાસ કરવાથી મનુષ્યની કઇ કઇ ભાવનાઓ કલામાં સુરસિકતા વધારી કે ઘટાડી શકે છે તેનો ખ્યાલ આપણને આવી શકે છે અને તે જ ભાવનાઓ તેની પ્રત્યેક કલામા અસર કરતી જણાય છે આવી રીતે કોઇ પણ દેશની કલાનો અભ્યાસ કર્યાથી તે દેશના પ્રજાજીવનની માહિતિ આપણને મળે છે અને તે ઉપરથી બીજી કોઇ પણ કલાનો અભ્યાસ કરવો સુતર થઇ પડે છે. અનેક કલાઓ આ પ્રમાણે પરસ્પર સંબંધી છે.

**ગૂજરાતના સ્થાપત્યનું રેખાદર્શન કરાવવાનો ઉદ્દેશ.**

ગૂજરાતના આ ત્રીજા સાહિત્ય પરિષદ્ સમયે ગૂજરાતની પ્રત્યેક કાળની સાહિત્ય પ્રવૃત્તિઓનુ અવલોકન સાક્ષરોમાં ચાલી રહ્યું છે ત્યારે ગૂજરાતની પ્રાચીન અને અર્વાચીન ઇમારતોમાં નજરે પડી આવતી સ્થાપત્ય અને શિલ્પકલાની રેખાઓનુ સ્વલ્પ દર્શન કરાવવાનો આ લેખનો ઉદ્દેશ છે. ગૂજરાતના જુદા જુદા કાળની પ્રજાઓની ભાવનાઓની ઝાંખી આ રેખાદર્શનથી થવાનો સંભવ હોવાથી તે તે ભાવનાઓનું પ્રતિબિંબ કેવા પ્રકારનું જુદી જુદી સાહિત્ય પ્રવૃત્તિઓમાં પડેલું છે તે તેના અભ્યાસક સાક્ષરો સહજ જોઈ શકશે એમ સમજી આ વિષયને સાહિત્ય પરિષદ્‌માં યોગ્ય સ્થાન મળશે એવી આશા છે.

**પ્રાચીન ઇતિહાસ જાણવાની મુશ્કેલી.**

સ્થાપત્યના ઉંચા પ્રકાર દર્શાવનારાં પ્રાચીન મકાનોનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવાને તે કાળનો ઇતિહાસ જાણવો આવશ્યક છે. ગૂજરાતનો જ નહિ પણ આખા હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ એટલો બધો અંધકારમય અને ગુંચવાડાવાળો છે કે તેની પ્રાચીન વસ્તુઓનું સંકલિત અવલોકન ભાગ્યે જ થઇ શકે. તેમ જ વળી હિંદુસ્તાનના પ્રત્યેક ભાગમાં જુદે જુદે કાળે મનુષ્યની જુદી જુદી જાતિઓનું પ્રાબલ્ય થયું હતું તેથી તેની કલાઓમાં જુદા જુદા પ્રકારની છાયાઓ આવેલી છે અને પ્રત્યેક છાયાનું પૃથક્કરણ કરવું વખતે વખતે અતિશય મુશ્કેલ થઇ પડે છે. આટલી મુશ્કેલીઓ છતાં જે કઇ થોડું ઘણું આપણે પ્રાચીન કાળના ગૂજરાત વિષે જાણીએ છીએ ત્યાંથી માંડી ગૂજરાતના સ્થાપત્ય અને શિલ્પ કળાનું અવલોકન શરૂ કરીશું.

**ગૂજરાતની સીમા.**

ગૂજરાતના પ્રદેશમાં તેની પશ્ચિમે આવેલા દ્વીપકલ્પ સૌરાષ્ટ્ર ( કાઠીયાવાડ )નો સમાવેશ કરવામાં આવેછે. ગૂજરાતની દક્ષિણ મર્યાદા લગભગ દમણ સુધી ગણાય છે. વિંધ્યા ને અરવલ્લી પર્વતોની હારને જોડનારી ટેકરીઓ આ પ્રદેશની પૂર્વ સીમા છે. ઉત્તરમાં આબુ પર્વત અને ઉત્તર-પશ્ચિમમાં કચ્છ અને કચ્છનું રણ આવેલું છે અને પશ્ચિમમાં અરબી સમુદ્ર અને દક્ષિણ-પશ્ચિમમાં ખંભાતનો અખાત આ પ્રદેશ પર છોળો માર્યા કરે છે.

## પ્રાચીન કાળનું સ્થાપત્ય.

**જૂનાગઢ પાસેના પ્રાચીન લેખો.**

આ પ્રમાણે મર્યાદિત થયેલા ગૂજરાત પ્રાન્તનો આદિ ઇતિહાસ આલેખવાને કોઇ અતિ પ્રાચીન લેખ કે ચિહ્ન મળી શક્યુ હોય તો સૌરાષ્ટ્રના લગભગ મધ્યમાં આવેલા ગિરનાર પર્વત પાસેનો શિલા લેખ છે. આ પર્વતની તલેટીમાં આવેલા જૂનાગઢના શહેરની બહાર અશોકના વિખ્યાત લેખોમાંનો એક લેખ આવેલો છે. અશોકના સર્વ શિલા લેખોમાંનો આ મુખ્ય લેખ છે. આ લેખની તારીખ ઇ. સ. પૂર્વે ૨૫૦ની આંકવામાં આવી છે. આ શિલા લેખનુ મહત્વ તે ઉપર બીજા રાજાઓએ કોતરાવેલા લેખને લઇ વિશેષ છે. આ શિલા ઉપર ઇ. સ. ૧૫૧ માં સૌરાષ્ટ્રના શાહ રાજા મહાક્ષત્રપ રૂદ્રદામે એક લેખ કોતર્યો છે અને તેમાં તેણે દક્ષિણના રાજા સતકર્ણી ઉપર દિગ્વિજય કર્યાનો ઉલ્લેખ કર્યો છે. અને મગધ દેશના મૌર્ય રાજા વિખ્યાત અશોકના બંધાવેલા પુલની દુરસ્તી કર્યા વિષે લખેલું છે. એમ જણાય છે કે ત્યાં બાંધેલા સુદર્શન તળાવની પાળ ફાટી જઇ પુલ તૂટી પડયો હતો અને ગુપ્તવંશના છેલ્લા રાજા સ્કન્દે ઇ. સ. ૪૫૭-૫૮માં ફરી પુલને પાછો દુરસ્ત કર્યો હતો. આ હકીકત સ્કન્દ ગુપ્તે કોતરાવેલા લેખ ઉપરથી માલુમ પડેછે.

**આ લેખ ઉપરથી થતું પ્રાચીન સ્થાપત્યનુ દર્શન.**

આ પ્રમાણે એક જ જગ્યાએ ત્રણ મહાન્ રાજાઓએ પોતાના શાસન અને કીર્તિનો લેખ કરાવ્યો હોવાથી આ સ્થલ પ્રાચીન કાળમા કોઇ મોટુ શહેર હોવુ જોઇએ પણ તે વિશે વિશેષ માહિતિ મેળવવાને આ લેખ શિવાય બીજુ કઇ સાધન નથી આ પુરાણી શહેરનુ કઇ પણ નામ કે નિશાન નથી કોઇ મદિર કે જીર્ણ ખડેર આ લેખના કામનુ જોનામા આવતુ નથી પરન્તુ માત્ર લેખના ઉલ્લેખથી એટલુ અનુમાન તો સહજ થઇ શકે છે કે આ પ્રાચીન કાળમા જે રાજાઓએ મોટા તળાવ તથા પૂલો બાધી તે સમની યન્ત્રકલાભિન્ન વિધાનો ઉપયોગ કર્યો છે તેમણે મોટા મદિરો અને પ્રાસાદો બધાવેલા હોવા જોઇએ અને તે મકાનોમા મોટા સ્થપતિઓએ પોતાની કલા બતાવી હોવી જોઇએ આટલા તર્ક શિવાય તે પ્રાચીન કાળની સ્થાપત્ય કે શિલ્પ કલાનો બીજો કઇ પણ ખ્યાલ આવી શકતો નથી

**મહાન્ અશોક અને બુદ્ધ ધર્મનો ફેલાવ.**

ગિરનારના લેખ લખનારા ત્રણે રાજાઓ હિંદુસ્તાનમા અતિ વિસ્તાર પામેલા રાજ્ય ઉપર અમલ ચલાવનારા રાજાઓના વશના છે મહાન્ અશોકે પોતાના વશની રાજ્યધાની પાટલીપુત્ર ( પાટણ )ને આખા ભરતખડનુ મુખ્ય સ્થળ બનાવ્યુ હતુ અને મૌર્ય વશની કીર્તિ દેશદેશાન્તરમા પ્રસરાવી દીધી હતી તે સુપ્રસિદ્ધ જ છે તેણે બૌદ્ધધર્મ સ્વીકાર્યો હતો અને આ નવા ધર્મના સિદ્ધાતો ચોપાસ ફેલાવવામા તેણે અતિશય ખત બતાવી હતી ધર્મ કાર્યમા અગ્રણીય થઇ પડેલા બ્રાહ્મણોના બીજા વર્ણ પરના અને મુખ્યત્વે ક્ષુદ્ર વર્ણપરના અધિકારથી અધ બની કરેલા જુલમને લઇ ગૌતમ બુદ્ધે ભરતખડના મૂળ વેદ ધર્મમા મતાનુસાર ફેરફાર કરી ઉદાર બુદ્ધ ધર્મનો ઉપદેશ કર્યો હતો આ નવા ધર્મની અસર સ્વાભાવિક રીતે જ પ્રાબલ્ય પામવા લાગી અને તે ધર્મનો સ્વીકાર ભરતખડના ચક્રવર્તી રાજા અશોકે કર્યો તેને લઇને આ ધર્મનો વિસ્તાર હિંદુસ્તાનમા અહોકડે થઇ રહ્યો હતો

**પ્રાચીન બુદ્ધોનુ લાકડાનુ સ્થાપત્ય; પાછળથી થયેલુ પત્થરના ઇરાની સ્થાપત્યનુ અનુકરણ.**

અશોકના વખત પહેલા આર્યો પોતાના મકાનો લાકડાના બનાવતા હતા અને પત્થરનો ઉપયોગ બહુ સમજેલા નહોતા એવુ અનુમાન કરવાનુ કારણ એમ છે કે અશોકના વખત પહેલાનુ કાઇપણ પ્રાચીન મકાન મળી આવતુ નથી આ લાકડાના મકાનો કાતર કામમા ઘણી જ ઉંચી નકશીના હોવા જોઇએ પણ લાકડુ વિનાશીય વસ્તુ હોવાથી તેનુ નામ નિશાન અત્યાર સુધી રહી શક્યુ નથી અંગ્રેજ વિદ્વાનોનુ એવુ માનવુ છે કે બૌદ્ધ ધર્મનો પશ્ચિમ તરફ પ્રસાર થવાથી અને સિકદર બાદશાહની હિંદુસ્તાનની સ્વારી પછી હિદુસ્તાનનો સબધ ઇરાન જોડે વિશેષ થયો ઇરાનના ઇ સ પૂર્વે પાચમી છઠ્ઠી સદીના રાજાઓએ પર્વતની ભેખડોમા મસીદો ( ધર્મમદિરો ) કોતરી કાઢી તેને પત્થરના થાભલા બારણા વિગેરે કર્યા હતા આ ઇરાની સ્થાપત્યનુ અનુકરણ બૌદ્ધ પ્રવા

સીઓના વર્ણન ઉપરથી હિંદુસ્તાનમા દાખલ થયુ ગમે તેમ હો પણ અશોકના વખત પછી જ પત્થરની ગુફાઓ અને મકાનો હિંદુસ્તાનમા મળી આવેછે

**બૌદ્ધ ગુફાઓ.**

પત્થરોમા કોતરી કાઢેલી ગુફાઓ હિંદુસ્તાનમા અનેક સ્થળે મળી આવેછે અને તે ઘણુખરૂ બુદ્ધ લોકોએ પોતાની ધર્મ સભાઓ તથા ધર્માધિકારીઓને રહેવા માટે મોટા સારૂ ઠેક ઠેકાણે કોતરી કાઢેલી છે આ ધર્મ સભાઓ "ચૈત્ય 'ના નામથી ઓળખાય છે આની રચના સ્તંભોની હારથી ટેકાવી રાખેલા મોટા ખંડની છે તેના પ્રવેશ મુખની બાજુએ પ્રાથમિક પણ ઘણું જ બારીક શિલ્પકામ કરવામા આવેલુ હોયછે ધર્માધિકારીઓના મઠના વિહારોની રચના લગભગ ચૈત્યના જેવી જ હોયછે પણ તેનુ માપ નાનું હોયછે આવા પ્રકારની ગુફાઓ ગૂજરાતમા થોડી જોવામા આવેછે

**તળાજાની ગુફા.**

સૌરાષ્ટ્રના પૂર્વ કિનારા પર જૈનોના સુપ્રસિદ્ધ શત્રુંજય પર્વતમાથી નીકળતી શત્રુંજી નદીને કિનારે આવેલી એક સુંદર રમણિય ટેકરીની નજીકમા તળાજા નામનુ ગામ છે આ ટેકરીની ઉત્તર અને પશ્ચિમ બાજુએ બૌદ્ધ ગુફાઓના જેવી ગુફાઓ કોતરી કાઢેલી છે આમાની એક ગુફા મોટા ચોરસખંડની છે અને તેનો આગલો ભાગ ચાર મોટા ચોરસ થાંભલાથી ટેકવેલો હોય એમ લાગેછે આ થાંભલાઓ હાલ હયાત નથી આ થાંભલા પરના પત્થરના પાટડાઓ ઉપર ચોરસ ચોકડીઓ પાડી તે ઉપર નાની કમાનો મારી એક પ્રકારની શોભા આપેલી છે આવા પ્રકારની ગોઠવણ પ્રાચીન બૌદ્ધ સ્થપતિઓને બહુ જ પસંદ હતી આ ગુફાઓ કયા કાળની અને બૌદ્ધ કે જૈન ધર્મની છે એ વિષે અનેક શંકાઓ થાયછે

**બૌદ્ધ અને જૈન ધર્મની સમાનતા**

બૌદ્ધ ધર્મના જેવા જ ઉદ્દેશનો અને બૌદ્ધ ધર્મના જેવાજ સિદ્ધાંત પ્રતિપાદન કરતો જૈનધર્મ બૌદ્ધ ધર્મની બરાબર હિંદુસ્તાનમા પ્રવર્તતો આવ્યો છે બૌદ્ધ અને જૈનધર્મની આટલી બધી સમાનતા હોવાથી ઘણા વિદ્વાનો જૈનધર્મને બૌદ્ધધર્મની શાખા તરીકે ગણેછે, પણ જૈન સાહિત્ય ઉપરથી એટલુ સાબીત થયુ છે કે જૈનધર્મ બૌદ્ધધર્મથી સ્વતંત્ર છે અને બલ્કે તે બૌદ્ધધર્મ કરતા પણ પ્રાચીન હોય એમ સંભવે છે જૈનોએ બૌદ્ધોની જેમજ પોતાના ધર્મકાર્યાર્થે મકાનો બાંધવામા અતિ શ્રમ અને ઉત્સાહ બતાવ્યો છે અને તેમની ધર્મમંદિરો માટે પ્રીતિ કાળે કરી એટલી બધી વધી પડી કે ધીમે ધીમે તેઓ મંદિરોની સ્વયકલ્પ સ્થાપત્યથી યોજના કરવા લાગ્યા અને તેમની સ્થાપત્ય સરણિ ( શૈલી ) હિંદુસ્તાનમા વિખ્યાત થઇ પડી છે જૈનધર્મની ખાસ સરણીના પહેલવહેલા જે મકાનો આપણી દૃષ્ટિએ પડેછે તે મકાનો લગભગ ઇસુ ખ્રીસ્તના અગ્યારમા સૈકાના છે અને તે મકાનોનુ સ્થાપત્ય એટલુ બધુ તો સંપૂર્ણ અને ઉત્તમ છે કે તે ઘણા અનુભવ અને સતત અભ્યાસના કલા વિકાસનું પરિણામ હોવુ જોઇએ

**પ્રાચીન બૌદ્ધ અને જૈનમંદિરો વચ્ચેનો તફાવત જાણવાની મુશ્કેલી.**

આ ઉચ્ચ અવસ્થા પહેલાનો ઇતિહાસ જ્યારે આ પણે તપાસીએ છીએ ત્યારે આપણને જૈન મકાનોનો ઘણો જ થોડો શોધ હાથ લાગે છે પણ એટલા ઉપરથી એમ તો ન જ કહી શકાય કે જૈનોએ તે પહેલા મંદિરો કર્યાં જ નહોતા જૈનના આ પ્રથમ કામના મકાનો બહુ જ થોડા મળી આવે છે એનુ એક એ પણ કારણ હોઇ શકે કે બૌદ્ધ અને જૈનધર્મ ઘણા સમાન હોવાથી તેમની સ્થાપત્ય કળાનો ઉત્કર્ષ એક સરખો થયો હોવો જોઇએ અને તેને લઇને જૈન અને બૌદ્ધ મંદિરો વચ્ચે બહુ તફાવત ન પડવાથી જે આદિ મકાનો નજરે પડે છે તે સર્વ બૌદ્ધધર્મના છે એમ માની સતોષ પામવો પડે છે પુરાણવસ્તુશાસ્ત્રીના અભ્યાસ માટે બૌદ્ધ અને જૈનના પ્રાચીન સ્થાપત્યનો તફાવત એ મોટુ ક્ષેત્ર છે અને તે દિશામા આપણો અભ્યાસ વધારવાનો શોખ રાખ્યાથી સાહિત્યની એક ઉંચા પ્રકારની સેવા થવાનો સભવ છે આ પ્રમાણેની વસ્તુસ્થિતિ હોવાથી તળાજાની ગુફાઓ બૌદ્ધ છે કે જૈન તે કહેવુ એ હાલ માટે તો અતિ વિકટ પ્રશ્ન છે સાધારણ અનુમાન એવુ થાય છે કે આ ગુફાઓ ગુપ્ત વશના રાજાઓ પાસેથી રાજ્યાધિકાર લઇ લેનાર ગૂજરાતના સુપ્રસિદ્ધ પ્રાચીન વલભી વશના રાજાઓના વખતની છે

**વલ્લભીનો ઇતિહાસ.**

ગિરનારના શિલાલેખ ઉપરનો છેલ્લો લેખ લખનાર સ્કન્દ ગુપ્તવશનો છેલ્લો રાજા હતો અને ગુપ્તરાજાઓનો પ્રદેશ ઉત્તર હિંદુસ્તાનમા બહુ જ વધેલો હતો અને ગૂજરાત તેમને કબજે હતુ વલભીનો પહેલો રાજા ભટ્ટાર્ક સેનાપતિ ગુપ્તરાજાઓનો સેનાપતિ હતો, અને તેણે લગભગ ઇ સ ૪૬૫મા ગુપ્તવશની પડતી સમયે ગૂજરાત સહિત સર્વ પશ્ચિમનો મુલક કબજે કરી લીધો હતો અને તેના વશજોની કારકીર્દી લગભગ બે સૈકા સુધી પશ્ચિમ હિંદુસ્તાનમા બહુ ઉગ્ર અને તેજોમય હતી ગુપ્તરાજાઓ બૌદ્ધધર્મના અનુયાયી હતા અને તેમ જ વલ્લભીઓએ પણ બૌદ્ધધર્મ સ્વીકાર્યો હતો વલભી રાજાઓના વખતમા જૈનોનો પ્રભાવ થયો હતો અને વલ્લભીરાજાના દરબારમા બૌદ્ધ અને જૈન ધર્મગુરૂઓ વચ્ચે હરીફાઇ થયાનો જૈન ગ્રન્થોમા વારવાર ઉલ્લેખ છે આ વશના છેલ્લા શિલાદિત્ય રાજાએ બૌદ્ધધર્મ તજી જૈનધર્મ સ્વીકાર્યો હતો અને તેણે બૌદ્ધોને પોતાની હદમાથી પાર કરી જૈનયાત્રાના સ્થળોમા દુરસ્તી કરી નવા દેરાશ્રયો બાધ્યા વિષે આ ગ્રન્થોમા લખેલુ છે

**જુનાગઢના ઉપરકોટની ગુફાઓ**

જૈનધર્મના પ્રસાર વિષે આટલો ટુક હેવાલ લીધા પછી આપણે બૌદ્ધગુફાઓ જેવી ગિરનાર પાસે જુનાગઢના ઉપરકોટમાની ગુફાઓ તરફ દૃષ્ટિ કરીએ આ ગુફાઓ અતિ પ્રાચીન હોય એમ જણાય છે અને તેમની રચના બૌદ્ધ ગુફાઓને બહુ જ મળતી આવે છે પરતુ તેના કાળ વિષે હજી નિર્ણય થયો નથી આ ગુફાઓ સામાન્ય લોકોમા ખાપરા—કોડીયાની ગુફાઓના નામથી ઓળખાય છે અને દતકથા તેમને પછી

થયેલા હિંદુરાજાઓના ઇતિહાસ જોડે જોડી દે છે આવી જ સ્થિતિ તળાજાની ગુફાઓની છે તે ગુફાઓ ઇભલ કે ઉભય રાજાના વખતની છે એમ લોકોનુ માનવુ છે, અને આમાની એક ગુફામા ખોડીયાર માતાની મૂર્તિ મૂકેલી છે

## જૈન સ્થાપત્ય.

**શત્રુંજય પરના જૈન મંદિરો.**

ખાસ જૈન સરણિના મકાનો ગૂજરાતમા અનેક સ્થળે મળી આવે છે, અને તેમા શત્રુંજયના જૈન દેરાસરમાના કેટલાએક અતિ પ્રાચીન અને અતિ વિખ્યાત છે વિંધ્યા પર્વતની હાર નર્મદાના દક્ષિણ કિનારાપર પથરાઇ ખંભાતના અખાતમા થઇ કાઠિયાવાડમા પૂર્વ પશ્ચિમ પ્રસરી રહેલી છે આ હારની પ્રથમ ટેકરીઓ પૂર્વમા પીરમ બેટની દક્ષિણે આવેલી ખોકરાની ટેકરીઓ છે અને ત્યાર પછી શીહોરની આસપાસ આવેલી ટેકરીઓ છે અને તેની પશ્ચિમે મથાળા ઉપર પ્રાસાદોની પણ હરીફાઇ કરે એવા સુંદર દેરાસરોથી અલંકૃત થયલો શત્રુંજયનો પર્વત આવેલો છે આ પર્વતનુ શિખર સમુદ્ર સપાટીથી લગભગ ૨૦૦૦ ફીટ ઉંચુ છે આની તળેટીને પાલીતાણાનુ નાનુ પણ રમણિય શહેર તેના વટવૃક્ષો સહિત શોભા આપે છે જૈન યાત્રાળુ પર્વત ઉપર બન્ને બાજુએ આવેલા કુવા અને કુંડોવાળા વિશ્રામસ્થાનવાળા માર્ગ ઉપર વિશ્રાન્તિ લેતો લેતો બે ત્રણ માઇલ સુધી ઉંચે પર્વત ઉપર ચઢ્યો જાય છે આ વિશ્રાન્તિસ્થાન ઉપર નાના નાના સુંદર દેરાઓ આવેલા છે, અને તેમા જૈનતીર્થંકરોના પગલા મૂકેલા હોય છે પર્વતની ટોચ ઉપર સપાટ ભૂમી આવી રહેલી છે જેના પથરો ઘણા સુવર્ણના રંગના છે આવા રમણિય પ્રદેશ ઉપર જૈનધર્મના સુંદર દેરાસરો બંધાયલા છે આ પ્રદેશની આસપાસ એક કિલ્લો ચણી લઇ કિલ્લામા બીજા નાના કિલ્લાઓ કરેલા છે આ નાના કિલ્લાઓમા મુખ્ય દેરાસરમાનુ એકેકુ આવેલુ છે દક્ષિણ બાજુએ મધ્ય કાળના દહેરા આવેલા છે, જે કુમારપાળ અને વિમળશાએ બંધાવેલા કહેવાય છે આ દહેરાઓ પાસે ઋષભદેવની એક મોટી પ્રચંડ મૂર્તિ, પગ પાસે એમ પોઠીઆ સહિત એક મોટા પત્થરમાથી કોતરી કાઢેલી છે ઉત્તર દિશામા એક મોટુ અને અતિ પ્રાચીન દહેરૂ આવેલુ છે શત્રુંજય ઉપર પ્રાચીન દહેરા જે થોડા ઘણા છે તે ઉપર પાછળથી એટલુ બધુ સમારકામ કરવામા આવેલુ છે કે તેના પ્રાચીન ચિહ્નો કંઇ માલૂમ પડતા નથી

**શત્રુંજય મહાત્મ્ય કે તેનો ઇતિહાસ.**

આ જૈન મંદિરોની દંત કથા અને હેવાલ શત્રુંજય મહાત્મ્ય નામના પુસ્તકમાથી મળી આવે છે આ પુસ્તક શિલાદિત્યના હુકમથી વલ્લભીપુરના પ્રસિદ્ધ જૈન કવિ શ્રી ધનેશ્વર સુરીએ લખેલુ છે આ ગ્રન્થ ઉપરથી એમ માલૂમ પડે છે કે અયોધ્યામા ઋષભદેવનો પુત્ર ભરતરાજા રાજ્ય કરતો હતો અને તે યવનશત્રુઓ જોડે લડતો લડતો ઠેઠ શત્રુંજયની ઉત્તર સુધી આવી પહોચ્યો હતો તેણે આ યવનોને સિંધુને પેલે પાર હાંકી મુક્યા હતા. આ ભરતના ભાઇ અને પ્રધાને સૌરાષ્ટ્રમા બહુજ કીર્તિ મેળવી હતી

અને તેમણે ઋષભદેવનું દેવાલય ચણાવ્યું હતું. ભરતનો એક સગો શક્તિસિંહ પછી સૌરાષ્ટ્રનો ધણી થયો હતો અને તેણે આદિનાથ અને ઉરિષ્ટનેમીના મંદિરો ચણાવ્યાં હતાં. આ પ્રમાણે શત્રુંજય પર્વત જૈનોના તીર્થંકર આદિનાથને માટે પ્રસિદ્ધિમાં આવ્યો. વળી તે દેવાલયો પાછળથી યવનોએ ખંડિત કર્યાં હતાં, અને ઘણો વખત આ પર્વત ઉપર છિન્ન ભિન્ન અવસ્થા ચાલી રહી હતી. શત્રુંજયના ખંડિત દેરાસરોનો જીર્ણોદ્ધાર કોણે કર્યો એ વિષે મહાત્મ્યમાં એક આખ્યાયિકા આપેલી છે, અને તે પ્રમાણે વિક્રમાદિત્યની નોકરીમાંનો એક જૈન ચાબુક સ્વાર ભાવડ નામનો હતો. તે અશ્વવિદ્યામાં ઘણો હુશીયાર હોઇ વિક્રમાદિત્યે તેને સૌરાષ્ટ્રમાં આવેલી મધુમાવતી (મહુવા) નગરી બક્ષીસ આપેલી હતી, અને આ ભાવડનો પુત્ર જાવડ ઘણો જ શુરવીર હતો તેણે મુગલો એ કરેલા હુમલા પાછા પાડ્યા હતા, પણ આ મુગલો તેને કેદ પકડી ગયા હતા ત્યાં તેણે પોતાનો ધર્મ બહુ જ ચુસ્ત રીતે પાળ્યો હતો, અને છેવટે માંડમાંડ મધુમાવતી આવી શક્યો હતો. અહીંયા તેણે શત્રુંજય ઉપર કેટલા યક્ષો જૈનો ઉપર જુલમ મચાવી જૈન ધર્મનો વિનાશ કરે છે એમ સાંભળ્યું ત્યારે તેનુ લક્ષ શત્રુંજય તરફ વળ્યુ અને અનેક પ્રયત્નો કર્યા પછી છેવટે મહામુનિ વીરસ્વામીની મદદથી તે શત્રુંજયના કુલયક્ષને વશ કરી શક્યો. પણ જ્યારે શત્રુંજયપર તે ગયો ત્યારે યક્ષો આગળ તેનુ કંઇ ચાલ્યું નહિ. આ પ્રમાણે જાવડ પોતાના સર્વે પ્રયત્નોમાં નિષ્ફળ ગયો. જાવડના મૃત્યુ પછી ઘણે વર્ષે બૌદ્ધોનુ પ્રાબલ્ય સૌરાષ્ટ્રના વલ્લભી રાજાપર થયું હતું અને બૌદ્ધોએ શત્રુંજય અને બીજી પવિત્ર જગ્યાનો કબજો લીધો હતો. આખરે ધનેશ્વર સુરી થયો કે જેણે શિલાદિત્ય રાજાને જૈન ધર્મમાં આણ્યો, અને તેણે યાત્રાસ્થાનનાં દેવાલયોનો જીર્ણોદ્ધાર કર્યો, અને બીજાં કેટલાંએક નવાં દેવાલયો પણ બંધાવ્યાં

**શત્રુંજય ઉપરનાં અર્વાચીન જૈન મંદિરો.**

શત્રુંજય પરનાં જૈનમંદિરોનો ઇતિહાસ આટલે સુધી આવ્યા પછી ગૂજરાતમા ધીમે ધીમે જૈનોનુ પ્રાબલ્ય વધતું ગયુ. અને એક પછી એક ધનાઢય યાત્રાળુ જુના કામની દુરસ્તી કરતો ગયો. અને નવાનો ઉમેરો પણ કરતો ગયો. જૈનોની ધર્મભાવનામાં મોક્ષ સાધનમાટે મંદિરની સ્થાપનાને મુખ્ય સ્થાન આપવામાં આવ્યું છે અને આને લઇને જ બીજા ધર્મના મંદિરો કરતાં જૈનમંદિરો સ્થાપત્યની ઉંચી સ્થિતિએ પહોચેલાં છે. સોમાંથી નવાણું જૈનમંદિરો કોઇ ધનાઢય વ્યાપારીનાં સ્થાપિત હોવાથી જો કે તે મંદિરો વિશાળતામાં ભવ્યતાએ પહોંચેલાં નથી પણ મંદિરનો પ્રત્યેક ભાગ સંપૂર્ણ રીતે અલકૃત કરાયેલો છે આ જૈનમંદિરોનું સામાન્ય લક્ષણ શત્રુંજયપરના દેરાસરોનુ અવલોકન કરવાથી સહજ માલુમ પડી આવેછે. જે જે પરિસ્થિતિમાં જૈન સ્થાપત્યની ઉત્ક્રાન્તિ થયેલી છે તે તે પરિસ્થિતિની પ્રત્યેક અવસ્થાનો સંપૂર્ણ અભ્યાસ અહીં કરી શકાય છે. આપણે ઉપર કહી ગયા તેમ આ જુનાં મંદીરોમાંનાં થોડાં જ છે અને મોટી સંખ્યા અર્વાચીન હોઇ કેટલાંક તો છેલ્લી સદીમાંજ ઉભાં થયેલા છે. આ આધુનિક જૈનમંદિરો પ્રાચીન મંદિરોથી ઉતરે તેવા નથી જો કે તે ઉપરનું શિલ્પ હલકા પ્રકારનુ છે ખરૂં.

**ગીરનાર ઉપરનાં જૈન મંદિરો**

સોરઠના દક્ષિણ કિનારા નજીક ગિરનાર પર્વત ઉપર જૈનનું શત્રુંજય જેટલુંજ પવિત્ર ધામ છે, પણ તે પરનાં મંદિરો શત્રુંજય જેટલાં શોભાયમાન નથી તેની ઉપર શત્રુંજયની પેઠે પ્રત્યેક કાળના જુદી તરેહનાં બાંધકામ દેવાલયો નથી વળી ગિરનારના દહેરાંઓ પર્વતની બાજુએ આવેલાં હોવાથી તેની બાજુએ પાછળ વિચિત્ર રચનાથી નીકળી આવતા શિખરો માથે તેનો મુકામનો ઘણો હલકો પડી જઇ તેની ભવ્યતા કમી થઇ જાય છે. આ મંદિરોમાં સૌથી મોટું અને પ્રાચીન મંદિર નેમનાથનું છે એની ઉપરના લેખ ઉપરથી એમ માલૂમ પડે છે કે તેની દુરસ્તી ઇ. સ. ૧૨૭૮મા કરવામા આવી હતી અને ત્યાર પછીના દુરસ્ત કરનારે એટલો બધો તો ફેરફાર કરી મુક્યો છે કે પહેલાં તેનો દેખાવ કેવો હશે તે જાણવું બહુ મુશ્કેલ થઇ પડ્યુ છે જૈન મંદિરોમા આવું ઘણીવાર બની આવે છે હિંદુ દેવાલય કે મુસલમાની મસજીદ જો એકવાર ખંડિત થઇ જાય છે તો પછી કોઇ તેનુ ભાવ પુછતું નથી, અને તેનો સરસામાન બીજા કોઇ નવા દેવાલય કે મસજીદ બંધાવવામા વપરાય છે, પણ જૈનોમા તેવુ નથી જો કોઈ માણસ નવુ દેરાસર બંધાવે એટલો પૈસાદાર ન હોય તો પછી તે કોઇ જીર્ણમંદિરનો ઉદ્ધાર કરે છે, અને આ જીર્ણોદ્ધારમા ચુનાનો તો એટલો બધો ઉપયોગ કરે છે કે જુના કામની સર્વ રેખાઓ આ નવા જાડા થરથી ઢંકાઇ જાય છે, અને પ્રથમ મકાનની શી ખુબી હતી તે જરાયે જણાઇ શકતું નથી જે કઇ પ્રાચીન સ્થાપત્યનો ખ્યાલ આવી શકેછે તે માત્ર તે મકાનની વ્યવસ્થા ઉપરથી કઇક જણાયછે

**નેમનાથનું દહેરૂં**

ગિરનાર ઉપર નેમનાથનું દહેરૂં અતિ પ્રાચીન છે તેનો ચોક ૧૯૫ ફીટ લાંબો અને ૧૩૦ ફીટ પહોળો છે તેને બે મંડપો છે એક મહામંડપ અને બીજો અર્ધમંડપ એવા તેના દેશી સ્થાપત્યમા નામ આપેલા છે ચોકની ચારે બાજુએ નાની નાની સિત્તેરેક કોટડીયો છે, અને તે કોટડીયો ફરતી એક ઓસરી આવેલી છે આ કોટડીઓમા પત્થરમાંથી આખી ઘડી કાઢેલી કે પત્થરમા ઉપર ઉપર કોતરેલી જૈનતીર્થંકરોની પલાંઠી વાળેલી મૂર્તિઓ છે જૈનસ્થાપત્યમા આ અનેક મૂર્તિની વ્યવસ્થાવાળી ઓરડીઓ, એ એક ખાસ લક્ષણ છે.

**વસ્તુપાળ તેજપાળનાં દહેરાં.**

નેમનાથના મંદિરની પાછળ વસ્તુપાળ તેજપાળના બંધાવેલ ત્રણ દહેરાની ત્રિપુટિ છે આ પ્રમાણે ત્રણ દહેરાનુ એક દહેરૂં બનાવવાની વ્યવસ્થા ઘણી રમણિય અને પ્રકાશ અંધારાની બહુજ ઉત્તમ રસિક છાપ પાડનારી આકર્ષક વ્યવસ્થા છે આનો ઉપયોગ દક્ષિણમા ઘણે ઠેકાણે કરાયેલો જોવામા આવેછે આ ત્રિપુટિમાના મધ્ય દહેરામા ૧૯મા તીર્થંકર મલ્લિનાથની મૂર્તિ બેસાડી છે, અને બાજુના દહેરામા સમોસરણ, મેરૂ કે સુમેરૂ અને સમેતશિખરના પર્વતો દર્શાવનારા ચણતરના રાશિસ્તંભ કરેલા છે આ રાશિસ્તંભ પગથીઆઓની ચઢતી હારના ધીમે ધીમે ઉપરના ઘુમટ સુધી ગયેલા છે અને તે ઉપર ન્હાના દહેરામા મૂર્તિઓ બેસાડી

છે આમ જૈનો માત્ર મૂર્તિને જ પવિત્ર માનતા નથી, પણ જે પર્વત આ મૂર્તિને ધારણ કરેછે તે પર્વતને પણ પૂજ્ય માની તેની પર્વત સહિત મૂર્તિ ઠેક ઠેકાણે કરી તેની પૂજા કરેછે આ ઉપરાત બીજા અનેક દહેરા ગિરનાર ઉપર છે, અને તે પ્રત્યેક દહેરાને તેની કઇને કઇ કથા કે ઇતિહાસ છે જેનો પૂર્ણ હેવાલ અત્રે આપવો અરુચિકર લાગે

**પ્રભાસ પાટણ** ગિરનારની દક્ષિણ-પશ્ચિમે સમુદ્ર કિનારે આવેલા હાલ વેરાવળ બંદરની દક્ષિણ બાજુએ સમુદ્રમા ધસી જતા ભૂમીપ્રદેશપર મોજાઓની સતત છોળોથી ધોવાતી સૂવર્ણ રેતીવાળા સુંદર વાકમા આવેલા કિનારા ઉપર ગૂજરાતના ઇતિહાસમા સુપ્રસિદ્ધ થયેલુ પ્રભાસ કે દેવપાટણનુ ગઝિયામણું ખડેર શહેર આવેલુ છે બે મોટા દરવાજા અને બીજા અનેક ચોરસ બુરજોથી રક્ષિત થયેલો મોટા પત્થરનો એમનો એમ બાધેલો મજબૂત કિલ્લો લગભગ બે માઇલના ઘેરાવનો આ શહેરની આસપાસ વીંટળાયેલો છે આ કિલ્લાની આસપાસ ખાઇ ચણી લીધેલી છે કે જેમા મરજી પડે ત્યારે સમુદ્રનુ પાણી લઇ શકાય આ શહેરમા મળી આવતી ખંડિત મૂર્તિઓ મસીદો અને ખાનગી મકાનો ઉપરથી જણાઇ આવતી શિલ્પકારીગરી વિગેરે ઉપરથી અસલ હિંદુ રાજાનુ આ એક મહાક્ષેત્ર હોવુ જોઇએ એવો સહજ ખ્યાલ આવી શકેછે

**સોમનાથનું દહેરૂં** આ કિલ્લાની નૈર્ઋત્ય બાજુએ જગ વિખ્યાત સોમનાથનુ દહેરૂ સમુદ્ર બહાર પડતા એક વિશાળ પત્થર પર આવેલુ છે અને હાલ તેની દિવાલો ઉપર સમુદ્રની છોળો વાગેછે તેની મૂળ રચના અને તેના સ્થાપત્યની ભવ્યતા વિષેનો ખ્યાલ આજ આપણે તેના ખડેર ઉપરથી કરી શકીએ છીયે કેટલે સુધીનો મદિરની આસપાસ મોટા મોટા સ્તભોની હારને હાર જોવામા આવેછે કોઇ કોઇ ઠેકાણે શિલ્પકળાથી શણગારાએલા પત્થરો અને બીજા અનેક ચિહ્નો ત્યા મળી આવેછે આ મદિરનુ માપ તો કઇ એવુ મોટુ નથી, પણ તેના મધ્યમડપ ઉપરનો ઘુમટ તેત્રીસ ફીટના વ્યાસનો છે, અને આવડો મોટો ઘુમટ તે વખતના કામમા કોઇ ઠેકાણે જોવામા આવતો નથી આસપાસ મળી આવતા સ્તભો ઉપરથી તેમજ મુસલમાનોના વર્ણન ઉપરથી જણાય છે કે મુખ્ય મંદિરની ફરતો મોટો ચોક હતો, અને તેની શોભા ઘણી જ હોવી જોઇએ કારણકે ઉપર કહેલા સ્તભો ઉપર ઘણુ જ અદ્‌ભૂત શિલ્પ કરેલુ જોવામા આવેછે આટલી બધી શોભાવાળો ચોક મુસલમાનોએ સોમનાથ લૂટ્યુ ત્યારે હતો કે નહિ એ વિષે પ્રાચીન શોધશાસ્ત્રીઓમા વાદ છે પણ ચોક તો પહેલેથી હોવો જોઇએ માત્ર પછીથી હિંદુરાજાઓએ દુરસ્તી કરી હશે

**આ મંદિર જૈન છે કે શૈવ?** આ મદિર જૈન લોકોનુ હતુ કે હિંદુ શિવ માર્ગીઓનુ હતુ એ પણ એક વિવાદગ્રસ્ત વિષય છે આ મદિરની સર્વ રચનાની શૈલિ જુવો તો ઉપર વર્ણવેલા જૈન

મંદિરોને આબેહુબ મળતી આવે છે. પણ એ જ કાંઇ જૈન મંદિર છે એમ કહેવાને બસ નથી. કારણ કે જે કંઇ દહેરાંઓ આ સમયમાં બંધાવા લાગ્યાં હતાં તે સર્વે જૈન દહેરાંઓનું અનુકરણ હતું અને ધાર્મિક ઇતિહાસ પણ એમ જ કહે છે કે જ્યારે હિંદુ ધર્મનો પુનરોદ્ધાર થયો ત્યાર પછી હિંદુઓમાં મૂર્તિને દહેરામાં બેસાડીને પૂજવાનો પ્રચાર થયો હતો એટલે સ્વાભાવિક રીતે જ આ દહેરાંઓ જૈન અને બૌદ્ધ દહેરાંઓનું અનુકરણ જ હોઇ શકે. વળી મુસલમાન તવારીખમાં આનું નામ સોમેશ્વર આપ્યું છે એટલે તે શિવનું મંદિર હોવું જોઇએ પણ તેમના વર્ણન પ્રમાણે તેમાં લિંગની મૂર્તિ ન હોતાં રત્ન જડિત આંખો અને હાથ પગવાળી મૂર્તિનો ઉલ્લેખ કર્યો છે, તેથી જ કંઇ જરા શક પડે છે કે તે કદાચ જૈન મૂર્તિ હોય.

## હિંદુસ્થાપત્ય.

**અણહિલપુરનું રાજ્ય** વલ્લભીના વિનાશ પછી પંચાસરનું રાજ્ય અને ત્યાર પછી અણહિલવાડનું રાજ્ય ગુજરાતમાં પ્રાબલ્ય પામ્યું એ હકીકત તો સુવિદિત જ છે. અણહિલવાડના મુખ્ય સ્થાપક વનરાજના ચાપોત્કટ (ચાવડા) વંશજો અને ત્યાર પછી મૂળરાજના ચૌલુક્ય (સોલંકી) વંશજોએ ગુજરાતનું રાજ્ય ઘણા વર્ષો સુધી પૂર્ણ સત્તાથી અને ઘણીજ આબાદાનીમાં કર્યું હતું. આ કારકીર્દિમાં આ સર્વે રાજાઓએ અનેક મહેલો, મંદિરો, સરોવરો વિગેરે ઘણાયે સુંદર મકાનો બંધાવ્યાં હતાં, પણ આ જાહોજલાલી વાળા કાળનું હાલ થોડું જ નામ નિશાન રહ્યું છે.

**અણહિલવાડનું ખંડેર** અણહિલવાડનું ખંડેર હાલ ગુજરાતના ઉત્તર ભાગમાં આવેલા પાટણ શહેરની આસપાસ આવેલા મેદાનમાં પડેલું છે. તેની સ્થિતિ વલ્લભીના જેવી જ થઇ રહી છે. જે કંઇ પ્રાચીન વસ્તુ ત્યાં મળી આવે છે તે ખોદ્યા શિવાય જડતી નથી. સુંદર કારિગરાથી કોતરી કાઢેલા આરસ પહાણના પત્થરો જ્યાં ત્યાં નજરે પડે છે. અને તે પત્થરો આરાસુર પર્વતના હોય એમ જણાય છે. પહેલા ભીમદેવની રાણીયે બંધાવેલી વાવ તથા સિદ્ધરાજ જયસિંહના બંધાવેલા સુંદર તળાવની જગા હાલ ત્યાં આવેલા મુસલમાનોના એક અષ્ટકોણી હજીરાથી દૂર શહેર બહાર દેખાઇ આવે છે. આ શિવાયનુ બીજું કંઇ મુસલમાની તોડફોડ પછીના છ સૈકા પછી મળવું મુશ્કેલ છે.

**સિદ્ધપુરનો રુદ્રમાળ.** આ જમાનાનાં મકાનોનો કંઇ ખ્યાલ લેવો હોય તો સિદ્ધપુરનો રુદ્રમાળ જે હાલ કંઇ પડીભાંગી સ્થિતિમાં મોજૂદ છે તે આપણે માટે બસ કહી શકાશે. આ એક અતિશય વિશાળ ત્રણ મજલાનુ ભવ્ય મંદિર હતુ. તેનો આગળનો મંડપ બહારથી ચોરસ દેખાવમાં હતો, અને અંદર થાંભલાઓની એવી વ્યવસ્થા કરવામાં આવેલી કે માલમથી અષ્ટકોણી દેખાવ આવે. આ મંડપની ત્રણ બાજુએ ઉપર બે મજલાની રવેશો

ઝુકી રહેતી હતી જેને રૂપચોરીઓનુ નામ આપવામા આવ્યુ હતું, અને ચોથી બાજુએ વચમા એક મોટો સ્થૂલ મિનારો બ્હાર નીકળી આવતો હતો, અને તેની ઉપર એમ ઉંચુ શિખર ચણી લીધેલુ હતુ ઉપરની ચોરસ છની ઉડી ગયેલી એવી બે રૂપચોરી અને ભાગ્યો તૂટ્યો મીનારાનો આગલો ભાગ હાલ હયાત છે આ મદિરની બન્ને બાજુએ કીર્તિસ્તભો ચણી લીધેલા હતા જેમાનો હાલ એક લગભગ પૂર્ણ સ્થિતિમા છે આ કીર્તિસ્તભ બે સુંદર કોતરકામવાળા સ્તભો ઉપર આડા નાખી દીધેલા પાટડાનો બનેલો છે, અને તે પાટડા ઉપર તરેહવાર કારિગરી કરી ઉપર એક સુદર પત્થર શોભા ખાતર ગોઠવેલો છે થાભલાઓની લગભગ મધ્ય ઉંચાઇએથી બે ટેકાઓ બ્હાર નીકળી તેનો આકાર સમુદ્રના રાક્ષસી પ્રાણીના મ્હોનો કરેલો છે આ ટેકાઓ ઉપર બહુજ બારીક નકશીથી ફુલ વિગેરે કોતરી તોરણના રૂપમા એક સુદર કમાન ઠેઠ પાટડાઓ સુધી ઝુકી રહી છે આ પાત્રીસ ફીટ ઉંચાઇના કીર્તિસ્તભ ઉપરનુ શિલ્પ ઘણુ જ સૂક્ષ્મ અને રસિક છે આ રુદ્રમાળનુ મદિર સરસ્વતિના કિનારા ઉપર એક મોટા ચોકમા આવેલુ છે આ ચોકને ત્રણ દરવાજા છે અને નદી કિનારાપરના દરવાજા આગળના સુદર ઓટલા ઉપરથી પગથીઆની રમણિય હારવાળો ઓવારો પવિત્ર સરસ્વતિ નદીને જઇને ઠેઠ પહોચે છે ચોકની દિવાલમા વચ્ચે વચ્ચે ન્હાના દહેરાઓ નાજુક ઘુમટ સહિત શોભા આપી રહેતા હતા અને આમાના ત્રણ પાછલી બાજુના દહેરાઓની મુસલમાનોએ મસીદ કરેલી છે

**મોઢેરાનુ સૂર્યનારાયણનું મદિર.** આ સિવાય સોલકી રાજાઓની સ્થાપત્યની રસિકતા દર્શાવનારૂ બીજુ ચિત્ર મોઢેરામાં આવેલા સૂર્યનારાયણના મદિરનુ છે અને તેની વળી જુદી જ ખુબી છે તે એક જ માળનુ મદિર છે અને તેના મધ્ય ભાગની આસપાસ એક બધ મડપ છે અને બીજો ઉઘાડો મડપ મ્હોંની બાજુએ છે તેનુ શિખર તૂટી પડેલુ છે અને ઘુમટો તો હયાત જ નથી બાકી બીજો બધો ભાગ લગભગ હાલ ઉભો છે થાભનાઓ વચ્ચે કાચી કઢાયેલા છે જે મુસલમાનોએ ખડિત કરેલા છે એમ લોકોનુ માનુ છે તેની બન્ને બાજુએ સિદ્ધપુરના જેવી જ કીર્તિસ્તભની કમાનોના ખડેરો છે અને કીર્તિસ્તભ ઉપરથી એક ઓવારો મોટા કુડમા જઇને પડે છે ઓવારા ઉપર નાની નાની દહેરીઓ છે આ કુડને રામકુડ કહે છે અને બ્હારના ઉઘાડા મડપને સીતાની ચોરી કહે છે

**બીજા કુંડો અને તળાવો.** આ મોઢેરાના જેવા જ કુડ બીજે ઘણે ઠેકાણે દૃષ્ટિએ પડે છે શિહોરના કુડ આ વર્ગના છે રામકુડની માફક જ આ કુડની પાસે મદિરો બાધેના હશે પણ ઘણેખરે ઠેકાણે આ મદિરોનો વિનાશ થઇ ગયો છે મોઢેરાની પાસે આવેલા લોટેશ્વરમા આવા ચા કુ૦ ચારે બાજુએ અને વચમા એક સુદર ગોળ કુવો એવી આકર્ષક રચના છે બીજી જાતના કુડો ઘણાખરા ગોળ કે ઘણા ખુણાવાળી સમાકૃતિના હોય છે આવા કુડ ઝીંઝુવાડ, સાયલા મુજપુર વિગેરે સ્થળે છે તેમાના કેટલાએકનો વ્યાસ

૭૦૦ વાર જેટલો છે અણહિલપુરનું સહસ્રલિંગનું તળાવ પણ આવું જ છે અને તેનો ઘેરાવ ઘણો હોય એમ માલૂમ પડે છે તેને કિનારે ઘાટિયે દેરીઓ ચણી લીધેલી છે, અને આ દેરીઓ તેના નામ પ્રમાણે હજાર હોય એ વાત સંભવિત છે ધોળકા પાસેનું સોનારીયું તળાવ સિદ્ધરાજે બાંધેલું એવી લોકમાન્યતા છે ધોળકા (ધવલગઢ)નું મલાવ અને વિરમગામનું મન્સર તળાવ સિદ્ધરાજની મા મીનળદેવીએ પોતાની કારકીર્દિમાં બંધાવી પોતાના વખતની સ્થાપત્ય પ્રત્યેની અભિરૂચી દર્શાવી છે

**વિરમગામનું મન્સર તળાવ.**

વિરમગામના મન્સર તળાવની આકૃતિ આડીઅવળી છે, અને લોકમાન્યતા એવી છે કે તેનો આકાર શંખના જેવો બનાવવામાં આવ્યો છે ચારે મેર ઘાટ આવેલા છે, અને તેને કિનારે સર્વના ૩૬૦ દહાડાના ૩૬૦ દહેરા ચણેલા હતા આ તળાવમાં ચારેમેરની જમીનનું પાણી પહેલવહેલા એક અટકોણી કુંડમાં આવે છે, અને અહીંયા પાણીનો કાંપ ઠરી રહે છે આ કુંડની પાળો મજબૂત પત્થરથી જડી લીધેલી છે અને તેની પ્રત્યેક બાજુના ગોખલામાં એક સુંદર આકૃતિ બહાર કોચી કાઢેલી છે આ કુંડનું પાણી એક ચણી લીધેલી નહેરને વાટે એક ગરનાળામાં થઈ મન્સર તળાવમાં જાય છે ગરનાળાના ત્રણ ભુંગળા છે, અને આ ભુંગળાઓ ઉપર એક રોગમ ઉંચા ઘુમટવાળો મંડપ છે જેમાં પાઠકની બહુચરાજીની મૂર્તિ બેસાડવામાં આવી છે

**કુવા અને વાવો**

કુંડો ઉપરાંત બીજા જળાશયના સાધનોમાં આખા ગૂજરાતમાં કુવા અને વાવો તો ઠેર ઠેર જોવામાં આવે છે આવા જળાશયો ચોર્યાશી લાખ જાતના પશુ પક્ષીઓની તૃષા શાન્ત કરવાના ધાર્મિક ઉદ્દેશથી બંધાવેલા હોય છે જ્યાં પાણીની ઘણી જ હાડમારી હોય છે એવે ઠેકાણે આવું જળાશય બાંધવાનું ઘણું જ પુન્ય હિંદુઓમાં માનેલું છે રાજાઓ શહેરની આસપાસ કોટ કરતા કરતા પણ એક જળાશય બાંધવામાં વધારે સગરૂરી માને છે આ સર્વ જળાશયો ઘણું ખરૂ કૃષ્ણાર્પણ કરેલા હોય છે એટલે આ માત્ર ધાર્મિક લાગણીથી જ કરવામાં આવેલા હોય છે કુવાઓ મોટા વ્યાસના ગોળ આકારના હોય છે, અને ઠેઠ તળીયેથી ઉપર સુધી પાકા ચણતરથી ચણી લીધેલા હોય છે અને વચ્ચે વચ્ચે કોઈક કુવામાં ઝરૂખા પણ કરેલા હોય છે

**વાવની રચના.**

કુવા કરતા પણ વાવમાં સ્થાપત્યનો વિશેષ ઉપયોગ કરી તેને એક શણગારરૂપ સુંદર અને ભવ્યસ્થાન કરેલી હોય છે બહારથી જો વાવનો દેખાવ જુવો તો જમીન સપાટી ઉપર સરખે અંતરે ચોરસ આકૃતિના ચાર-પાંચ ઉંચા મંડપ દેખાય છે અને કેટલેક ઠેકાણે આ મંડપો અંદરથી અષ્ટકોણી હોય છે આ મંડપ ઉપરનું આચ્છાદન હિંદુ દેવાલયની માફક જ ચોરસ ઉંચા ઘુમટનું હોય છે આગળના મંડપથી વાવમાં પ્રવેશ થાય છે અને અહીંથી એક સુંદર મોટી પગથીઆની નીસરણીએથી બીજા મંડપમાં ઉતરાય છે અને ત્યાં વિસામો આવે છે અને તેનો ઘુમટ બબ્બે ઉપરાઉપરી

સ્તભોની હાર ઉપર ઝુકી રહેલો હોય છે આ વિસામામા બેસવાને માટે સુદર કારિગરીવાળા ગોખો હોય છે એની પછીના મડપમા જવાને માટે ઉપર જેવી જ નીસરણી હોય છે, અને તે ત્રીજો મડપ પણ સ્તભોની હાર ઉપર બાધેલો હોય છે આવી રીતે એક પછી એક મડપમા જવાય છે અને નીચેના મડપોમા સ્તભોની એક ઉપર એક બીજી હાર વધતી જઇ ઘણો રમણિય દેખાવ નજરે પડે છે આ પ્રમાણે છેલ્લા મડપમા આવ્યા પછી એક મોટો અષ્ટકોણી મડપ આવે છે તે જેટલા બહારના મડપો હોય છે તેટલા માળનો ઉચો હોય છે અને પ્રત્યેક માળે એક ફરતો સુદર રવેશ કાઢેલો હોય છે, અને આ મડપ ઉપરનો ઘુમટ ઘણો જ શણગારેલો હોય છે આ મડપ પછી એક મોટો કુવો ઘણુખરૂ ગોળાકારનો વાવને અતે હોય છે આવી વાવો ઘણે ઠેકાણે ગૂજરાતમા તેમ જ સૌરાષ્ટ્રમા ભાગી તૂટી અનેક સ્થિતિમા જોવામા આવે છે આની એક મોટી વાવ અમદાવાદ પાસે અડાલજની છે, જે લગભગ સિદ્ધરાજના વખતની હોય એમ જણાય છે હાલ જે દાદાહરિની વાવને નામે ઓળખાય છે, તે અમદાવાદની નજીકમા આવેલી વાવ ઉપરની અડાલજ વાવનુ મુસલમાનના વખતમા પડેલુ અનુકરણ છે એમ સહજ તેની રચના ઉપરથી જણાઇ આવે છે

**કિલ્લાઓ.**

અણહિલવાડના રાજાઓના વખતમા દેવાલયો, કુડો, વાવો વિગેરેના સ્થાપત્ય ઉપરથી તેમની સમૃદ્ધિનો અને તેને અગે તેઓમા આવેલ કલારસિકતાનો કઇ ખ્યાલ ઉપરના મકાનોના વર્ણન ઉપરથી આપણને આવી શકે છે પણ આ સર્વના કરતા પણ તે લશ્કરી ઇમારતો તેમણે સરહદના રક્ષણ માટે કરેલા છે તેમા ઘણા જ ઉચા પ્રકારના સ્થાપત્યનો ઉપયોગ કર્યો છે અને તેનુ થોડુ ઘણુ વર્ણન અત્યારે આવશ્યક જ છે હાલમા હયાતી ભોગવતા તે વખતના કિલ્લાઓમા ઉત્તરમા ઝિંઝુવાડાનો અને દક્ષિણમા ડભોઇ (દર્ભાવતી)નો કિલ્લો છે તેઓના રચના તેમજ વિસ્તાર લગભગ સરખા છે ઝીંઝુવાડાનો કિલ્લો હાલ બહુ જીર્ણ સ્થિતિમા છે અને ડભોઇનો કિલ્લો જો કે લગભગ એવી જ સ્થિતિમા તો પણ તેમા પાછળથી મુસલમાનોના વખતમા સમારકામ થવાથી તેની સ્થિતિ હાલ જો કે ઘણા જ મોટા દેખીતા ફેરફારો છતા તેનુ મૂળ સ્વરૂપ કેટલેક અશે જાળવી રહેલ છે

**કિલ્લે ડભોઇ.**

આ કિલ્લાનો આકાર લગભગ ચોરસ છે તેની બે બાજુઓ બીજી બે બાજુઓ કરતા વધારે લાબી હોઇ સાકડા ખુણામા મળે છે ટુકી બાજુ લગભગ ૮૦૦વાર લાબી છે, અને બીજી બાજુ ૧૦૦૦વાર છે કિલ્લાની દિવાલ પાસે આવેલા સોનગીરના મોટા બરાબર ચોરસ કાપેલા રેતીના પત્થરથી મજબૂત ચણી લીધેલી છે કિલ્લાની દરેક બાજુએ વચમા એકેક સુદર દરવાજો આવેલો છે આ દરવાજા ઉપરનું પત્થરનુ આચ્છાદન તેની બાજુ ઉપરથી નીકળતા ફાસળાઓની હારથી ટેકવેલુ છે હિંદુ સ્થાપત્યમા કમાનને બદલે આ ફાસળાની રચનાનો ઉપયોગ કરેલો હોય છે અને ફાસળાઓ ઉપરનુ કોતરકામ ઘણુ જ બારીક અને ઉચા પ્રકારનુ કરવામા આવ્યુ છે ડભોઇના કિલ્લામા

સૌથી વિશેષ સુંદર દરવાજો પૂર્વ દિશાનો હિરા ભાગોળને નામે ઓળખાય છે અને તેના ઉપરનુ શિલ્પકામ ઘણુ જ ઉત્તમ છે એમ જોતા વાર જ આપણાથી કહેવાઇ જાય છે. આ દરવાજા પાસે કાળીમાતાનુ દહેરૂ આવેલુ છે અને તે ઉપર જેટલુ બની શકે તેટલુ શિલ્પ કરેલુ છે હિંદુ પુરાણમા આવતા સર્વ દેવોની તેમ જ જાત જાતના પશુપ્રાણીઓની મૂર્તિઓ પત્થર ઉપર કોતરી કાઢી છે વચ્ચે વચ્ચે તો આખી કથાનો ઇતિહાસ પત્થર ઉપર કાઢેલો છે એક ઠેકાણે પરિક્ષિત રાજાના શાપનો ચિતાર છે તો બીજે ઠેકાણે સમુદ્રમન્થનનો દેખાવ આપેલો છે આ પ્રમાણે અસલ હિંદુ શિલ્પ કળાનો ઉપયોગ આ કિલ્લા ઉપર કરવામા આવેલો છે બીજી ભાગોળો જો કે હિરા ભાગોળ કરતા નાની છે પણ તેમની રચના કઇ ઉતરતી નથી પશ્ચિમ તરફની વડોદરી ભાગોળ લગભગ જેવીને તેવી છે તે ઉપરથી તેનો પૂર્ણ ખ્યાલ લઇ શકાય છે આ ભાગોળોને બબ્બે દરવાજા છે એક દરવાજો કિલ્લામાથી નીકળતા આવે છે તે કે જેમા ઉંચા પ્રકારનું સ્થાપત્ય કરવામા આવેલુ છે અને બીજો દરવાજો કિલ્લામાથી નીકળી તેની કાટખુણે મુખ્ય દરવાજાની પાસે ચોરસ ચણી લીધેલી દિવાલોમા છે આ દરવાજા નાના અને સાધારણ છે, પણ મોટાના રક્ષણ માટે કર્યા હોય એમ લાગે છે અહિં કલાની ઉત્તમ રસિકતાનો એ ઉપરથી જણાય છે કે નાના તથા કનિષ્ટ ભાગોપર કઇ પણ ખોટો આડંબર કર્યા વિના મુખ્ય દરવાજાના ઝરુખાઓ અને તે ઉપરના આચ્છાદનના પત્થરોપર સપૂર્ણ શિલ્પ કરેલુ છે અને અંદરના ઝરુખાઓ જો કે દૃષ્ટિમા ન આવે એવા છે તો પણ તે ઉપર બહારના ઝરુખાઓ જેવુ જ બારીક શિલ્પકામ કરી કોઇ પણ રીતે છેતરવાની વૃત્તિ નહિં દર્શાવી કલાની ઘણી જ ઉત્તમ રસિકતા દર્શાવેલી છે કિલ્લાને દરેક ખુણે મોટા બુરજ ચણી લીધેલા છે આ બુરજની રચના અષ્ટકોણી હોઇ તેની દિવાલો અંદર પડતી કરેલી છે તેમજ દરવાજા અને છેવટના બુરજ વચ્ચે દરેક દિવાલ ઉપર નાના નાના બુરજો છે જે બધા મળી ૫૮ છે કિલ્લાની દિવાલની અંદરની બાજુએ થાભલાઓની લાંબી ને લાંબી હાર ઉપર પત્થરના આચ્છાદન ટેકવી રાખતી હતી જેથી તેની નીચે એક મોટી સેના ને સેનાનો સમાવેશ થઇ શકે છે આના ચારેમેર પત્થરના મડપનો થોડો ઘણો અવશેષ વડોદરી ભાગોળ પાસે તેમ જ વચ્ચે વચ્ચે જોવામા આવે છે કિલ્લાની અંદર એક મોટુ પત્થરથી ચણી લીધેલુ તળાવ છે ( ને ચોમેર ફરતો સુંદર ઘાટ છે ) અને કિનારે દેવાલયો તથા રહેવાના મોટા મકાનો પત્થરથી ચણી લીધેલા છે

ઝિંઝુવાડાનો કિલ્લો પણ લગભગ આના જ જેવો છે, અને તે પણ ડભોઇના કિલ્લાની સાથે બધાયેલો હોય એમ લાગે છે સિદ્ધરાજ જયસિંહના વખતમા આ બે કિલ્લાઓ સરહદનું રક્ષણ કરવાને બંધાયેલા હોય એમ લાગે છે જો કે દંતકથા ઉપરથી તો વ્યાઘ્રપલ્લીય ( વાઘેલા ) વંશના વીરધવલદેવે આ કિલ્લો બધાવ્યો એમ પ્રચલિત છે ખરૂ જોતા વીરધવલદેવનો આ સ્થાનમા જન્મ થયેલો હોવાથી તે ઉપર અતિશય પ્રીતિને લીધે તેણે પોતાનુ સ્થાન કર્યું હતું અને જુના કિલ્લાનું પોતાની ઇચ્છાનુસાર સમાર કામ કર્યું હોય એમ લાગે છે તે કિલ્લામા જૈન મંદિર પણ છે જે વસ્તુપાળ તેજપાળે બધાવેલા છે એમ કહેવાય છે

**આબુ પર્વતપરનાં દહેરાંઓ.**

ચૌલુક્ય વંશના ભીમદેવના વખતમાં મહમદ ગીઝનવીના સોમનાથના વૈરાની અસર હજુ ભુસાઇ ન ભુસાઈ એટલામાં તો આરાસુર અને આબુ પર્વતપર નવા સુંદર દહેરાંઓની તૈયારી ચાલી રહી હતી. દેલવાડાપર અતિ સુંદર દહેરાંઓ ચણાવવા માટે પ્રસિદ્ધી પામેલા વીરધવલ વ્યાઘ્રપલ્લીયના મંત્રીઓ વસ્તુપાળ ને તેજપાળ અણહિલવાડમાં ઘણી પેઢીથી રહેતા જૈનધર્મના પ્રાગ્વાટ વાણીઆઓ હતા. ગૂજરાતની ઉત્તરે મારવાડના રણમાંથી સમુદ્રના ટાપુની જેમ એકદમ ઉંચે આવતા આબુપર્વતનાં પડખાં જમીનથી પાંચ છ હજાર ફીટ નહિં ચ્હડી શકાય એવી ઉંચાઇના છે. અને આ ઉપર જવાનો રસ્તો માત્ર પાણીના ધોધથી થયેલી દરીમાંથી જે થઇ શકે તે શિવાય બીજો નથી. મથાળા ઉપર છ સાત માઇલ લાંબી અને બે ત્રણ માઇલ પહોળી એવી એક અતિ રમણિય ખીણુ આવેલી છે. જ્યાં વચ્ચે વચ્ચે અદ્દભૂત આકારની મોટા ગ્રેનાઇટ પત્થરોની ભેખડો આવેલી છે, અને તેની વચ્ચેની જગ્યા ઉપર અતિ સમૃદ્ધ વનસ્પતિ વૃક્ષો ઉગી નીકળેલાં છે. આ સપાટ ભૂમી ઉપર એક અતિ સુંદર લતાપત્રોથી અલંકૃત નખી તળાવ આવેલું છે, અને તેની પાસે આવેલી દેલવાડાની જગ્યા ઉપર જૈનલોકોએ પોતાના દેવોને સ્થાન આપવાનું ઉચિત ધાર્યું છે. આ જગ્યા ઘણી દૂર અને વિકટ હોવાથી ગિરનાર શત્રુંજય જેવું દેવસ્થાનોનું શહેર અહીં થઇ શકયુ નથી, પણ જૈન લોકોની હિંદુરાજાઓના વખતમાંની સમૃદ્ધિને લઇ આ રમણિય જગ્યા ઉપર તેઓએ જે થોડાં ઘણાં દેવાલયો બંધાવ્યાં છે તેની ઉત્તમતા એટલી બધી છે કે જેના સ્થાપત્ય અને શિલ્પસાથે હિંદુસ્તાનમાં વળી થોડાં જ મકાનો હરીફાઇ કરી શકેછે. આ મંદિરો તદન આરસપહાણના બાંધેલાં છે. અને આ જગ્યાથી ૩૦૦ માઇલ સુધીમાં કોઇ મોટી એવી આરસની ખાણુ નજરે પડતી નથી; જે ઉપરથી સહજ અનુમાન થઇ શકશે કે તેઓએ માત્ર આ મંદિરોનો સામાન લાવવામાં જ કેટલું દ્રવ્ય ખરચ્યું હશે. અહિંના મુખ્ય દહેરાંઓમાં એક વિમલશાનું અને બીજું વસ્તુપાળ તેજપાળનું છે. વિમળશાએ પહેલવહેલું આ ભુમીપર ઇ.સ. ૧૦૩૧ માં મંદિર બંધાવ્યુ

**વિમળશાહ તથા વસ્તુપાળનાં દહેરાં.**

આ દહેરાંઓનો બાહ્ય દેખાવ કે આકાર એટલો બધો આકર્ષક નથી, પણ અંદરથી એટલી બધી મહત્વની શોભા કરેલી છે કે જાણે સોનીએ સુવર્ણને શણગારવામાં સૂક્ષ્મ ચતુરાઇ વાપરી હોય. એક દરવાજાવાળું મધ્ય મંદિર જેમાં પારસનાથની પલાંઠીવાળેલી મૂર્તિ બેસાડવામાં આવી છે તે મુખ્ય સ્થાન છે. આ મધ્ય મંદિર ઉપર ચોરસ અણીદાર ઉંચુ શિખર કરેલું છે. જૈન તથા હિંદુ સ્થાપત્યમાં આવું શિખર બહુ પ્રચલિત છે. આ મધ્ય મંદિર પાસે સામાન્ય રીતે બધે કરાય.છે તેમ એક મંડપ કરેલો છે. આ મંડપમાં ૪૮ સ્તંભ છે, અને આ મંદિરને મંડપની આસપાસ લાંબો ચોક છે જેને આસપાસ બબ્બે નાના સ્તભોની હાર કરી લઇ ૪૫ નાની કોટડીઓની ફરતી ઓસરી કરી લીધેલી છે. આમાંની દરેક કોટડીમાં

પારસનાથની નાની મૂર્તિ મૂકેલી છે આ પ્રમાણે જૈનધર્મમાં એક દેવની અનેક મૂર્તિઓ કરીને પૂજવાનો મહિમા ઘણો જ પ્રચલિત છે

આ મંદિરના મંડપની રચના ઘણી સુંદર છે તેના સ્તંભો બ્હારની ઓસરીના સ્તંભો જેવડા જ ઉંચા છે, અને તેની ઉપર ચારેમેર ટેકાવાળી કુંભીયો મૂકેલી છે, અને આ પ્રત્યેક કુંભી ઉપર નાનો સ્તંભ ગોઠવેલો છે આ નાના સ્તંભની ઉપર મોટા પત્થરના પાટડાઓ મૂકેલા છે અને તેની ઉપર ઘુમટ આવેલો છે પાટડાઓ લાંબા હોઇ તેમને ટેકો આપવાને ટેકાવાળી કુંભી ઉપરથી આડા ધોળા આરસના ટેકાઓ મૂકેલા છે આ રચના લાકડાના મકાનોની અનુકૃતિ છે અને આવી રચના પત્થરના મકાનમાં શી રીતે દાખલ થઇ તે આસપાસના મકાનોની રચના જોવાથી કદાચ માલૂમ પડે ખરૂ આ પ્રમાણે સ્તંભો અને પાટડાઓની થયેલી અષ્ટકોણી આકૃતિ ઉપરથી ઘુમટ શરૂ થાય છે આ આકૃતિના દરેક ખુણા ઉપર એકેકો એવો પત્થર ગોઠવેલો છે કે જેથી ઘુમટનો ગોળ આકાર થાય આ પત્થર ઉપરથી ગોળ પત્થરની બેઠકો બ્હાર આવે છે, અને તેમની ઉપર સોળ સુંદર પુતળીઓ હળતી બેસાડેલી છે ઘુમટની વચમાં એક અનુપમ સુંદર નાનું કુંડળાકાર લોલક ઝુમી રહ્યું છે આ લોલક સફેદ આરસનું હોઇ તેની ઉપર જે બારીક શિલ્પથી શણગાર કરવામાં આવેલો છે તેથી તેની ટોચ કોઇ ઠેકાણે મળી શકતી નથી ફરગ્યુસન આના વખાણમાં લખે છે, 'આવા લોલકની સૂક્ષ્મતા અને સુંદરતા પાશ્ચાત્યના અતિરસિક ગૉથિક સ્થાપત્યમાં પણ કદી કલ્પવામાં આવી નથી આ લોલક એક મોટા આરસ પહાણના જડપત્થર કરતા એક તેજસ્વી સ્ફટિકના બિંદુની જેમ સૂક્ષ્મ રીતે લટકી રહેલ છે " અહીંયાના શિલ્પમાં માત્ર નિર્જીવ પદાર્થોની જ આકૃતિ કરેલ નથી પણ ગૃહસંસારના નૌકા, વ્યાપાર અને લડાઇના અનેક દેખાવો કોતરેલ છે કે જેનો અભ્યાસ મધ્ય કાળના ગૂજરાતની શી સ્થિતિ હતી તે જાણવાને અતિ ઉપયોગી થઇ પડે એમ છે

**ચંદ્રાવતી નગરી.**

આબુ પર્વત એટલો બધો વ્યવહાર જગતથી બ્હાર છે કે તેની પાસે કોઈ મોટું શહેર હોય એમ માલૂમ પડતું નથી, પણ તેની દક્ષિણે થોડે છેટે એક કોઇ મોટા શહેરના ખંડેરો હોય એમ લાગે છે આ નગરી ચંદ્રાવતીની હતી એમ મનાય છે, અને અહીં આબુ પર્વતના સમકાલિન જૈન મંદિરો જોવામાં આવે છે પણ આ નગરીનો નાશ મુસલમાનોએ ૧૪ મા સૈકામાં કર્યો ત્યાર પછી આ જગ્યા સાવ ઉજ્જડ છે. વળી અહીંના મંદિરોનો સામાન ચારે બાજુએ જેને ઠીક પડે એમ લઇ જવાથી આ નગરીનું ખરૂં સ્વરૂપ માલૂમ પડી શકતું નથી

## મુસલમાની સ્થાપત્ય.

**આરબ અને તાર્તાર લોકો ને તેમનું સ્થાપત્ય**

દુનિયાના ઇતિહાસના આદિ કાળથી માંડીને જ ભૂમધ્ય સમુદ્ર અને સિંધુ નદી વચ્ચેના મધ્ય એશિયા ખંડમાં મૂળેથી જ સુશિક્ષિત પ્રજા વસતી આવી છે આ

પ્રદેશમાં રહેનારા આરબો ઇ. સ. ના ૭ મા સૈકામાં પોતાની હદ છોડી સીરિયા, ઇરાન, ઇજીપ્ત અને ઉત્તર આફ્રિકામાં પોતાનો ફેલાવ કરતા ગયા હતા. તેઓએ સ્પેન પણ જીતી લીધેલું હતું, અને હિંદુસ્તાન પર પણ હુમલાઓ જારી રાખ્યા હતા. આ આરબોને ભવ્ય મકાનો બાંધવાનો શોખ એટલો બધો હતો નહિ, પણ ૧૨ મા સૈકામાં ઉત્તર એશીયા ખંડમાં ઢોરો ચરાવી ખાનાર તાર્તાર લોકોનું ધીમે ધીમે પ્રાબલ્ય થયું હતું, અને તેઓએ આરબોનો મુસલમાની ધર્મ સ્વીકાર્યો હતો. તેઓ મસીદો અને કબરો જ્યાં ગયા ત્યાં બંધાવતા ગયા. અને આ પ્રમાણે પોતાના વૈભવનો દાખલો સર્વ ઠેકાણે બેસાડતા ગયા. આરબ લોકોની જીતનું મથક મક્કા શહેરમાં હતું, અને તેઓ ત્યાંથી ઠેઠ પૂર્વમાં સિંધુ સુધી અને પશ્ચિમમાં સ્પેન સુધી વિજયી થયા હતા, પણ આટલા પ્રદેશમાં ભાગ્યે ખાસ મોટું મકાન તેમનું સ્થાપત્ય દર્શાવનારૂં મળી આવે છે. પરંતુ તાર્તાર લોકોએ જે પ્રદેશ ઇસ્તંબોલથી માંડીને કટક સુધી સર કર્યો હતો, ત્યાં સર્વત્ર તેઓ પોતાની ખાસ સ્થાપત્યના નમુનાની મસીદો અને કબરો રાખી ગયા છે.

**સારેસેનિક સ્થાપત્ય.**

આ મુસલમાની સ્થાપત્ય જે સાધારણ રીતે સારેસેનિક સ્થાપત્ય તરીકે ઓળખાય છે, તેમાં જે જે દેશોમાં તેઓ ગયા તે તે દેશની સ્થાપત્ય શૈલીનો થોડો ઘણો ઉપયોગ કરી તેમણે તેમના સ્થાપત્યને ભિન્ન ભિન્ન સ્વરૂપ આપ્યાં છે. આ પ્રમાણે હિંદુસ્તાનમાં આવેલા મુસલમાની સ્થાપત્યના ઓછામાં ઓછા બાર-ચૌદ પ્રકાર છે. સારેસેનિક સ્થાપત્યે ઉપર પ્રમાણે હિંદુસ્તાનમાં જે જુદાં જુદાં રૂપ ધારણ કર્યાં છે તેમાંનું ગૂજરાતનું સ્વરૂપ ઘણું સુશોભિત, સાદું અને સર્વ કરતાં ખાસ લક્ષણવાળું છે. બીજા કોઇ પણ સ્વરૂપમાં હિંદુભાવ આટલો બધો આવતો નથી.

**ગૂજરાત ઉપર મૂસલમાની અમલ.**

મુસલમાનોએ હીજરીના પહેલા સૈકામાં સિંધ અને ગૂજરાત ઉપર હુમલા કર્યા હતા, પણ આ દેશના લોક એટલા બધા સુશિક્ષિત અને આગળ વધેલા હતા કે આ પરદેશીઓનો ત્યાં કંઇ પત્તો લાગ્યો નહિ. ત્યાર પછી મહમદ ગીજનવીએ ગૂજરાતપર મોટી ચડાઇ કરી, પણ તે કંઇ કાયમનું નામ નિશાન મૂકી ગયો નહિ. દિલ્હીના છેલ્લા રજપુત રાજા પૃથુરાજ ચહુઆણની હાર પછી (ઇ સ ૧૧૯૦) પણ ગૂજરાતમાં બે સૈકા સુધી સ્વાતંત્ર્ય રહ્યું, અને ત્યાર પછી મુસલમાનો અને હિંદુઓ વચ્ચે લગભગ બે સૈકા સુધી યુદ્ધ ચાલ્યા કર્યું બહાદુરશાહના ઇ સ. ૧૫૮૯ માં થયેલા મૃત્યુ સુધી મુસલમાનોનું ખરૂં પ્રાબલ્ય ગૂજરાતમાં થવા પામ્યું નહોતું અને આને પરિણામે મુસલમાનોની અસર જે કંઇ થઇ તે તેમની રાજ્યધાનીમાં જ થઈ શકી, અને બીજે સર્વત્ર હિંદુઓનો જુનો ધર્મ ચાલુ રહ્યો, અને તેઓએ પોતાના રૂઢી રિવાજ પ્રમાણે દેવાલયો બંધાવ્યા કર્યાં. ખંભાત (સ્તંભતીર્થ) અને ભરૂચ (ભૃગુપુર) જેવાં મોટાં શહેરોમાં મુસલમાનોએ મસીદો બાંધી હતી, પણ તેમણે આ ઇમારતો હિંદુ મકાનોના સ્તંભો લેઇ લઇ બંધાવેલી હતી.

**હિંદુ સ્થાપત્યનું મુસલમાનોપર પ્રાબલ્ય.**

મુસલમાની રાજ્યધાની અહમદાવાદમાં પણ સર્વ મુસલમાની ઇમારતોમાં હિંદુ સ્થાપત્યની અસર થઇ હતી બધી મસીદોની બાંધણી હિંદુ કે જૈન શૈલીની છે જે કંઇ ખાસ ફેરફાર માલૂમ પડે છે તે મા. અહિં તહિં કમાન ખેંચી કાઢેલી હોય છે તે જ. આ કમાનો કંઇ મકાનની મજબુતી માટે ચણેલી છે એવું નથી, પણ માત્ર મુસલમાનો કમાનને ચાંદની આકૃતિ માની ધાર્મિક લાગણીથી જુવે છે તેથી જ. તેમની કબરો તથા મહેલોમાં તો કમાન સરખીએ જોવામાં આવતી નથી. આ સર્વનું કારણ એ છે કે મુસલમાનોએ જીતી લીધેલી પ્રજા સ્થાપત્યની કળામાં એટલી બધી તો તે વખતે આગળ વધેલી હતી કે આ વિષયમાં તેમની જીતેલી પ્રજાથી હાર થઇ હતી, અને હિંદુઓએ તેમને જીતી લેનાર મુસલમાનોને તેમની શૈલી અને શણગાર તેમના મકાનોમાં દાખલ કરવાની આડકતરી રીતે ફરજ પાડી હતી અને આનું પરિણામ એ આવ્યું કે મુસલમાનોએ જૈન કે હિંદુ કલાની સુંદરતાને હિંદુઓથી અજાણી મુસલમાની વિશાળતા સાથે જોડી એક અતિ રમ્ય સ્થાપત્યની શૈલી દાખલ કરી

**અમદાવાદની મુસલમાની ઇમારતો.**

મુસલમાની સત્તાનું ગુજરાતમાં પહેલું સ્થાન હિંદુ રાજાઓની રાજ્યધાની અણહિલવાડ હતું આ સુશોભિત નગરીમાં તેમણે મુસલમાની ઇમારતો ચણી હશે, પણ એ રમણિય નગરીનું હાલ કંઇ નામ નિશાન નથી બીજા મુસલમાન બાદશાહ અહમદ શાહે સાબરમતી નદીને કિનારે આવેલી કર્ણાવતી નગરીની પાસે પોતાની રાજ્યધાની કરી તેનું નામ "અહમદાવાદ' આપ્યું અને તે રાજ્યધાનીને રમણિય ઇમારતોથી શણગારવા લાગ્યો

**જુમા મસીદ.**

આ ઇમારતોમાં જુમા મસીદ મુખ્ય છે અને તે પૂર્વમાં આવેલી સર્વ મસીદોમાં ઉત્તમ છે આ મસીદનું તેના ચોક સહિતનું માપ ૩૮૨ ફીટ અને ૨૫૮ ફીટનું છે જ્યારે મસીદનું માપ ૨૧૦ ફીટ અને ૯૫ ફીટનું છે મસીદની અંદર લગભગ ૨૬૦ સ્તંભો છે અને આગળથી સ્તંભોપર કમાનો મારેલી છે અને આ સ્તંભો ઉપર ૧૫ ઘુમટ છે વચલા ત્રણ ઘુમટ બીજા કરતા મોટા અને ઉંચા છે મોખરામાં બે ઉંચા મીનારા હતા આ મીનારા ઇ સ ૧૮૧૮ના ધરતીકંપમાં બહુજ ડગમગી ગયા અને તે કેટલો વખત સુધી ઝુલતા મીનારા તરીકે સુપ્રસિદ્ધ હતા, પણ પાછળથી જાનમાલની સહિસલામતિને માટે આ મીનારાઓ ઉતારી લેવામાં આવ્યા છે આવા મીનારા કે તોડા અમદાવાદમાં ઠેર ઠેર જોવામાં આવે છે અને તે ઉપરથી જુમામસીદના મીનારાનો કેવો દેખાવ હશે તેનો સહજ સહજ ખ્યાલ આપણે લઇ શકીએ છીએ શહેર બહાર નૃસિંહજીના મંદિરથી થોડે છેટે એક મસીદ છે જ્યાંનો ઉત્તર તરફનો તોડો પણ આજ ધરતીકંપમાં ડગમગી ગયેલો છે, અને હજી પણ તે ઝુલ્યા કરે છે

જુમામસીદની સ્થલ રચના અને પડખાઓની કૃતિ કંઇ નવાઇ ભરેલી જ છે ત્રણ વચલા ઘુમટ બાર સ્તંભ ઉપર ચણેલા છે, અને તેમને વચ્ચેથી ઉંચા લઇ અંદર

મસીદમા પ્રકાશ આવવા માટે ઉપરનો ભાગ ખુલ્લો મૂકેલો છે આ પ્રમાણે વચલા ઘુમટના સ્તભો બાજુના ઘુમટના સ્તભો કરતા બમણા ઉંચા છે અને મધ્યના મથાળાની સપાટીએ આવવા બાજુના મથાળા ઉપર નાના સ્તભો ગોઠવેલા છે આ પ્રમાણે જેમ બાઇઝેન્ટાઇન (તુર્કી) સ્થાપત્યમા ઘુમટના નીચેના ભાગમા નાની કમાન વાળી બારીઓ મુકી પ્રકાશ લેવામા આવે છે તેવીજ રીતે આ મસીદમા વધારે રસિક રીતેથી પ્રકાશની ગોઠવણ કરી છે સૂર્યનો પ્રકાશ નીચેની જમીન ઉપર તેમ જ તે ઉપર ઉભેલાઓમાના કોઇની ઉપર સીધો પડી શકતો નથી, પણ તે માત્ર ઘુમટમા જ પરાવર્તન પામી નીચે સઘળે પ્રસરી રહે છે અને હવા પણ આથી અદર ચોખ્ખી રહે છે પ્રકાશનો ચળકાટ બહુ જ તેજ ન મારે તેટલા માટે ઉપરના બહારના સ્તભો વચ્ચે પત્થરની સુંદર નકશીવાળી પડદીઓ નાખી દીધેલી છે

**સર્ખેજનો રોજો.**

જુમા મસીદના જેવીજ રચનાની બીજી બે ચાર મસીદો અમદાવાદમા છે, અને જેમ જેમ આ મસીદની શૈલી કાળમા આગળ વધતી ગઇ તેમ તેમ તેને હિંદુ સ્વરૂપ વિશેષ પ્રાપ્ત થતું ગયુ આગળની કમાનો ધીમે ધીમે નીકળી ગઇ એકલી સ્તભોનીહાર બહાર દેખાવા લાગી અને છેવટે ખુણાપર તોડાઓ રાખવામા આવ્યા આ પ્રમાણેની રચનાનો શહેરની બહાર પાચેક માઇલ ઉપર આવેલા સરખેજમા વિરતારથી ઉપયોગ થયો હતો ઇ સ ૧૪૪૫ મા મહમદશાહે પોતાના પિતા અહમદશાહના દોસ્ત અને સલાહકાર શેખ અહમદ ખટ્ટાકની યાદગીરીમા તેની કબર અહિ સરખેજમા બાધવી શરૂ કરી હતી આની શૈલી ઘણી સાદી અને સુદર છે પૂર્વને દરવાજે દાખલ થતા જમણા હાથ ઉપર આ કબર ચણેલી છે ગૂજરાતમા આ સૌથી મોટામા મોટી કબર છે તેની બાજુએ બહારથી પત્થરનુ જાળીકામ કરી લીધેલુ છે અને અદરથી કબરની આસપાસ લોખડી જાળી કરી લીધેલી છે જે કામ એટલુ તો ભવ્ય અને નકશીદાર છે કે તે વખતના લોકો ધાતુ કામમા આટલા બધા આગળ વધેલા હતા એ જોઇ આપણે આશ્ચર્ય પામીયે છીયે આ કબરની સામે એક પત્થરનો સોળ સ્તભનો મડપ છે જેની ઉપર નવ નાના ઘુમટ મૂકેલા છે સ્તભો ઘણા જ સાદા હોઇ માત્ર તેમની કોર જરા કોચી લીધેની છે તેમની બેઠક ઉંચી અને ચોરસ છે અને તેમની ઉપર જરા આગળ આવતા ટેકાઓ નાખી કુભીઓ મૂકેલી છે આ કબરની પશ્ચિમે એક મોટી મસીદ છે જે ઇ સ ૧૪૫૧મા પુરી થઇ હતી તેની ચારે પાસ સ્તભોની હાર વાળી ઓસરી છે અને પશ્ચિમમા આવેલી મસીદ જુમામસીદ કરતા સ્હેજ નાની છે તેને એક હારમા પાચ ઘુમટ છે આની સાદી શોભા તો એટલી બધી છે કે ફરગ્યુસન એમ લખે છે કે માત્ર આગ્રાની મોતીમસજીદ હિંદુસ્તાનમા આ મસીદને ટપી શકે એવી છે મહમદ બેગડાએ શેખ મહમદની કબર સામે દક્ષિણમા પોતાની તથા પોતાની સ્ત્રીની કબર ચણેલી છે, અને તેણે આ સુદર મકાનોની પાસે એક મોટુ તળાવ ખોદેલુ છે જેની ચારે બાજુએ પત્થરના પગથીઆ કરેલા છે, અને તેની દક્ષિણ પશ્ચિમ બાજુએ એક સુંદર મહેલ ચણી લઇ પોતાનો મુકામ ઘણો વખત સુધી અહીં

જ ગમ્યો હતો. આ પ્રમાણે તળાવ, મસીદ કબરો અને મહેલ આ સ્થાપત્યના ઉંચાં ચિહ્નો થઇ રહ્યાં છે તેમની સુંદરતા અને ઉત્તમતા ઘણી જ આગળ પડતી છે આ મકાનોમા જ્યાં ત્યા હિંદુ અસર જ માલૂમ પડે છે, અને મુસલમાની ભાવનાઓનો બહુ જ ઝાંખો ખ્યાલ આવે છે આટલા બધા મકાનોમાં માત્ર ત્રણ કમાનો દાખલ થતાં પૂર્વ તરફના દરવાજામાં આવે છે, તે અને એક કમાન મહેલમા છે તે આ સિવાય બધુ સ્થાપત્ય હિંદુ ભાવનાનું જ છે.

**શાહઆલમનો રોજો.**

શાહઆલમનો રોજો મહમદ બેગડાએ પોતાના ધર્મ ગુરૂ શાહઆલમની યાદદાસ્તમાં શહેરના દક્ષિણ ભાગમાં બાંધ્યો છે અહીં એક કબર મસીદ અને મોટો મંડપ એટલાં વાનાનો એક ચોમેર ફરતી દિવાલોવાળા મોટા મંડપમાં સમાવેશ કરવામાં આવ્યો છે. આ ચોક એક કુંડ છે, અને વચમાં શાહઆલમની કબર છે તેની રચના ઘણી સુંદર છે. ઉપરના ઘુમટમાં સોનાનું અને કીંમતી પત્થરોનું જડીત કામ છે મસીદને તળીયે ધોળા અને કાળા આરસની લાદી જડેલી છે સફેદ આરસના સુંદર નકશીદાર બારસાખોમાં પીતળના કોતરકામવાળા મોટાં બારણાં છે કબરની પશ્ચિમે બે તોડાવાળી મસીદ છે

**બીજી મસીદો.**

આ મોટી મસીદો ઉપરાંત બીજી ઘણી નાની મસીદો છે જેમાંની મુહાફીઝખાનની અને રાણી સીપ્રીની મસીદો મુખ્ય છે મુહાફીઝખાનની મસીદના તોડા હજી હયાત છે, અને તેનો નીચલો ભાગ ચોખુ હિંદુસ્થાપત્ય દર્શાવી આપેછે હિંદુસ્થાપત્યમાં જ્યાં મૂર્તિ માટે ગોખ કરવામા આવેછે તેને બદલે મુસલમાનોએ કોતરકામવાળી પત્થરની જાળીઓ મૂકી દીધી હોયછે આ પ્રમાણે નકશીદારકામમા મુસલમાનો એટલા બધા આગળ વધ્યા હતા કે તેના જેવી નકશી આખી દુનિયામા કોઇ ભાગપર ભાગ્યે જોવામાં આવેછે

**ભદ્રમાંની મસીદની બારીઓ.**

ભદ્રમા આવેલી સીદી સૈયદની મસીદમાં આ પ્રમાણે ત્રણ કમાનોમા નકશીદાર પત્થરની જાળીઓ ગોઠવેલી છે, અને તેમા વૃક્ષોના નમુના એટલા તો આબેહુબ કોતરેલા છે કે મી ફરગ્યુસન લખેછે " આ શિલ્પકામ મનુષ્યમાના કોઇ શિલ્પીએ કર્યું હોય તેના કરતા કુદરતના કામને વિશેષ મળતું આવેછે " જે બુદ્ધિથી વનસ્પતિનો આકાર પોતાને જોઇએ તેટલી જગ્યામા બરાબર ગોઠવ્યો છે તે બુદ્ધિના ચાતુર્ય કરતા વિશેષ ચાતુર્ય બતાવવુ તદન અશક્ત જ છે ત્રણ સામાન્ય ઝાડો અને ચાર તાડના ઝાડોને બરાબર ગોઠવી આખી જાળીમા તેના પત્રો વીખેરી સર્વ કામ સપૂર્ણ રીતે ભરી દેવુ એ કઇ ઓછી હુશીયારીનું કામ નથી

**રાણીનો હજીરો.**

શિલ્પકામની નવી કૃતિ જુમામસીદ સામે રાણીના હજીરામા આવેલી અહમદશાહની બેગમની આરસની કબર ઉપર સીપનું મીનાર કામ છે. આ સુશોભિત કામ

પાછળથી અકબર અને શાહજહાનના વખતમાં ઉત્તર હિંદુસ્તાનમાં પાછળથી બહુ જ વપરાયું હતુ

**કબરો.** કબરોની રચના આપણે સરખેજની કબર ઉપરથી જોઇ શકયા છીયે. આબુ તુરાબની કબરનો ઘુમટ આઠ થાભલા ઉપર ચણેલો છે, અને બીજા ચાર બહારના થાંભલા સહિત એક ચોરસ થાયછે આ ઘુમટ ચણવાની સાદામાં સાદી રીત જૈનોનું અનુકરણ છે મુસલમાનો થાંભલાઓની સંખ્યા ચોરસમાં જ વધારતા જવાથી બહુ થાંભલાઓનો દેખાવ જરા અણઘડ લાગેછે, જ્યારે જૈનો તેમના થાભલા ખુણા ઉપરથી વધારી થાંભલાઓની ગોઠવણ સુદર સુરસિક બનાવે છે. ઇ.સ. ૧૪૬૦ માં મહમદબેગડાએ બાંધેલી સૈયદ ઓસમાનની કબરનો ઘુમટ બાર .થાંભલા ઉપર છે, અને બબે . ચારચાર થાંભલાઓને એકત્ર કરી થાભલાઓની રચના કઇક રસિક કરેલી છે

**મહેમદાવાદ તથા બટવાની કબરો.** મુસલમાનોએ છેવટના ભાગમાં કમાનો દાખલ કરવા માંડી. આનો સુદર દાખલો મહેમદાવાદમાં મહમદ બેગડાએ મુબારક સૈયદમાટે ચણાવેલી કબરનો છે. આ કબરમાટે એમ કહેવાય છે કે તે હિંદુસ્તાનમાં પહેલવહેલી કમાનવાળી હોઇ સુંદરમા સુંદર છે. આવી જ બીજી કબર કુતુબ ઉલ્મુલ્કની બટવામાં છે પરતુ ગૂજરાતના સ્થપતિઓ કમાનના કામમાં અજાણ્યા હોઇ હોશીયારી વાપરી શકયા નથી, અને કમાનની મજબુતી થોડી રહેવાથી હાલ આમાંના ઘણી કમાનો તૂટી પડીછે.

**બીજાં મુસલમાની મકાનો.** બીજા બહારના મુસલમાની મકાનોમા ખંભાતની જુમામસિદ સુપ્રસિદ્ધ છે. આ મસીદનો ઘણોખરો સામાન સ્તભો વિગેરે જુના જૈનમંદિરમાંનો લઇને વાપર્યો છે. ધોળકામાં બે મસીદો છે, તે એક જ જાતની હોઇ તે ઉપર પાંચ ઘુમટ અને સુંદર જાળી છે. આ શિવાય બીજે ઘણે ઠેકાણે મુસલમાની મકાનો જોવામાં આવેછે, જેનો સામાન્ય પ્રકાર ઉપરના વર્ણનો કરતાં ભાગ્યે જ ભિન્ન તરેહનો હોયછે.

## અર્વાચીન મકાનો.

**શેઠ હઠીસિંહનું જૈન મંદિર.** મુસલમાનોની કારકીર્દી પછી ગૂજરાતમાં નવી ઇમારતોનો આગળ જેટલો ભરાવો થયો નથી, અને માત્ર વચ્ચે વચ્ચે કોઇ ધનાઢયે એકાદ મંદિર કે સંસ્થાનીકે પોતાને માટે એકાદ મહેલ ચણાવ્યો છે. અર્વાચીન કાળના મકાનોમા મુખ્ય કામ અમદાવાદના કોટની બહાર હઠીસિંહનુ જૈન મંદિર છે.

આ મકાન ઇ.સ. ૧૮૪૮ માં પુરૂં થયું હતું, અને લગભગ દશેક લાખ રૂપિયાનું કામ છે. આમાં જૈનના પંદરમા તીર્થંકર ધર્મનાથની મૂર્તિ છે. બહારના દરવાજા ઉપર બે ગોળ મીનારા છે, અને દરવાજો અંદરથી બહુ જ ઉત્તમ અને બારીકાઈથી શણગારેલો છે. અને આ દરવાજાની બન્ને બાજુએ ફરતી મોળ મોળ દહેરીઓની હાર બહારના ચોકમાં પડેછે. ચોકની વચ્ચે મુખ્ય મંદિર છે. પહેલ વહેલા વીશ થાંભલાની ઘુમટવાળો મંડપ છે, અને તેની રચના આગુના દહેરાં જેવી જ સુંદર છે. ત્યાર પછી તરત જ બાવીશ થાંભલાનો બે માળવાળો મંડપ આવેછે, અને તેનું આચ્છાદન એક ઉપર ચડતા નાના નાના ઘુમટોનું એક નવી જ પદ્ધતિનું કરેલું છે. ત્યાર પછી ત્રણ સાથે સાથે મંદિરના ખંડો આવેછે, અને તે ત્રણે ઉપર ત્રણ ઉંચાં શિખરો કરેલાં છે. આ મંદિરની પછવાડે ફરતો ચોક છે. આ ચોકની ફરતી વચ્ચે એક મોટી દહેરી અને તેની બાજુએ આઠ આઠ દહેરી છે, અને છેવટે બે પાછી મોટી દહેરીઓ બહારના ચોકની દહેરીઓ સાથે મળી જાયછે. આ પ્રમાણે તે રચના જૈનશૈલી પ્રમાણે અતિ સંપૂર્ણ છે, અને અર્વાચીન કાળમાં જુનું સ્થાપત્ય વિસરાયું નથી એ ઉઘાડું જણાઇ આવેછે. જેમ જેમ મંદિર પાસે આવતા જઇએ છીએ તેમ તેમ દરેક ભાગ વધતો જઇ વિશેષ શોભા આપતો જાયછે, અને આ રચના કંઇ પણ ગોટાળો કર્યા શિવાય ભિન્નતા બતાવે જાયછે.

**સ્વામીનારાયણનું મંદિર**

ત્યાર પછી અમદાવાદમાં ઇ. સ. ૧૮૫૦ માં સ્વામીનારાયણનુ મોટું મંદિર ચણાવવામાં આવ્યું. આ મકાન ઘણું જ વિશાળ હોઇ ભવ્ય લાગે છે, પણ તેમાં રચના સાદી હોઇ ઉંચા સ્થાપત્યનો ઉપયોગ થયો નથી. તેને ફરતો મહેલ અને મઠ પણ વિશાળ હોઇ ભવ્ય સ્વરૂપ ધારણ કરે છે.

**જુનાગઢના મુકરબા.**

સંસ્થાનિકો ઉત્તમ રસિક મકાનો કરાવવામાં હજી પણ દ્રવ્યખર્ચ કરે છે ખરા. જુનાગઢના મુકરબા અર્વાચીન મુસલમાની સ્થાપત્યના નમુના છે. તેની રચના હિંદુસ્તાનમાં છેવટમાં છેવટે મુસલમાની સ્થાપત્યે પકડેલા સ્વરૂપની છે તેનું શિલ્પ ઘણું સૂક્ષ્મ હોઇ બારીકીથી કરેલું કામ છે. પણ આટલું બારીક શિલ્પ પત્થરને લાયક નથી, પણ એકાદ પલંગના પાયાને કે લાકડાની બારીના થાંભલાને યોગ્ય છે. તેને ફરતાં નાના મીનારા જેવાં શિખરો સ્થાપત્યની રચના કરતાં માત્ર શોભા કરવાને માટે ગોઠવ્યાં હોય એમ લાગે છે. આ પ્રમાણે આનું સ્થાપત્ય એકંદરે ઘણી શોભાવાળું છે, તોપણ ઉતરતા પ્રકારનું થઇ જાય છે.

**વડોદરાની ઇમારતો—**
**લક્ષ્મીવિલાસ મહેલ.**

વડોદરાનાં રાજકીય મકાનો પણ અર્વાચીન કાળના નમુના તરીકે લઇ શકાય. લક્ષ્મીવિલાસ રાજ્યમહેલની રચના અંગ્રેજ સ્થપતિએ રજપૂતાનાના મોટા મહેલોના નમુનાનો થોડો બાહ્ય દેખાવ આપી અંદરથી આધુનિક કાળની પાશ્ચાત્ય જરૂરીયાતો પૂરી

પડે તેવી કરેલી છે રજપૂતાનાના મહેલો ઘણા વિશાળ હોઇ તેને ભિન્ન સ્વરૂપ જુદે જુદે કાળે અપાયેલા અને તે વખતના પ્રચલિત હિંદુસ્થાપત્યનો કટકે કટકે ઉપયોગ કરેલો હોઇ એક સ્થાપત્યનું સ્વરૂપ આવી શક્યુ નથી. તેથી તેનુ અનુકરણ આ ગાયકવાડી રાજ્ય મહેલને ભિન્ન રચના આપ્યા છતાં પણ અગવડ ન લાગતાં રસિક દેખાવ દૃષ્ટિએ આપે છે.

**બીજી ઇમારતો.** અંગ્રેજી પાઠશાળા તથા ન્યાયમંદિરનાં મકાનોમાં તુર્કી, મુસલમાની, હિંદુ અને ગૉથિક સ્થાપત્યનુ સંમિશ્રણ કરેલું હોવાથી એક બાજુએ દેખાવ શોભાયમાન લાગે છે તો બીજી બાજુએથી ઘણો જ બેડોળ દેખાવ દૃષ્ટિએ પડે છે. આ પ્રમાણે આધુનિક પાશ્ચાત્ય લોકોની અનુકરણ પદ્ધતિ કલાનુ સુરસિકત્વ ઘણે અંશે બગાડી નાંખે છે. બીજાં ઘણાં ખરાં મકાનો તો અંગ્રેજી ગૉથિક પદ્ધતિનાં છે. હાલમા માર્કેટનુ થયેલું નવું મકાન જૈન મંદિરનાં માત્ર બે મોટાં શિખરો અને વચ્ચે થોડુ ઘણું હિંદુસ્થાપત્ય બતાવી અંદરથી સાવ પોકળ છે. બીજા સંસ્થાનિકો પણ પોતપોતાની રુચિ પ્રમાણે અનેક મહેલો તેમ જ જાહેર મકાનો બંધાવે છે, અને તેની રચનામાં ઘણે અશે ઉપર વર્ણવેલી વડોદરાની ઇમારતો માફક જ જુદાં જુદાં સ્થાપત્યનો ગમે તેમ ખીચડો કરેલો હોય છે જેથી કદાચ ભાગ્ય યોગે જ સારૂ રસિક સ્વરૂપ આવી શકે છે.

**સ્થાપત્યની આધુનિક સ્થિતિ.** આ પ્રમાણે છેક અર્વાચીન કાળમાં આપણા દેશના શુદ્ધ સ્થાપત્યનો બહુ જ થોડો બલ્કે મુદ્દલ જ ઉપયોગ થતો નથી અંગ્રેજોનો અમલ આખા હિંદુસ્તાનના વિશાળ પ્રદેશમાં હોઇ તેમને કોઇ એવા મોટા સ્થાપત્યના કામ માટે ગૂજરાતમા નાના પ્રદેશમાં ઝાઝું દ્રવ્ય ખરચવુ ઉચિત લાગતું નથી, અને જે થોડુ ઘણુ તેઓ ખર્ચે છે તે માત્ર ઉપરના જુના સ્થાપત્યના નમુનાઓને સંભાળથી જાળવી રાખવા તેમના સમારકામમાં વપરાય છે. અલબત આ વખતમાં પણ નવા મોટાં જાહેર મકાનો ઉભાં કરવામાં આવે છે, પણ તેમાં જોઇએ તેટલો સ્વદેશી સ્થાપત્યનો ઉપયોગ આ મકાનોની ભિન્ન પ્રકારની ઉપયોગિતા હોઇ કેટલે અંશે કરી શકાતો નથી, અને કેટલેક અશે અંગ્રેજ સ્થપતિકે અંગ્રેજી વિદ્યા શીખેલો સ્થપતિ અંગ્રેજોના પ્રચલિત અર્વાચીન સ્થાપત્યનો આ દેશમાં સમજે અણસમજે ઉપયોગ કરે છે. આપણા જુના ઉત્તમ રસિક સ્થાપત્યનો સંપૂર્ણ શાસ્ત્રીય રીતે અભ્યાસ આપણા યુવક વિદ્વાનોથી કરવાની ખાસ આવશ્યકતા છે, અને તેઓએ પોતાના અભ્યાસથી પોતાની જ કલા માત્ર રસિક છે એમ માનનારા ઘણા વિદેશી સ્થપતિઓને આપણી કલાની ઉત્તમતા દર્શાવવાની ઘણી જરૂર છે. આ પ્રયાસમાં જ્યારે આપણે સફળ થઇશુ ત્યારે જ માત્ર કંઇ આપણે નવા થતા મકાનોમાં આપણા જ જુના સ્થાપત્યનો થોડો ઘણો ઉપયોગ કરી શકીશું, અને આપણા જુની પદ્ધતિના કારીગરને આવી રીતે ઉત્તેજન આપી તેમની છુપી રહેલી રસિક ભાવના ખીલવી આપણા સ્થાપત્યનો ઉત્કર્ષ કરી શકીશું.

## વિષયાનુસંધાનનાં પુસ્તકોની નોંધ.

૧ જેમ્સ ફરગ્યુસનનો હિંદી અને પૌર્વાત્ય સ્થાપત્યનો ઇતિહાસ.

૨ એલેકઝાંડર કીનલૉક ફાર્બ્સની રાસમાલા કે ગુજરાતનો ઇતિહાસ.

| | | |
|---|---|---|
| ૩ | જે. બરજેસ. | શત્રુંજયનાં દહેરાંઓ. |
| ૪ | ,, | સોમનાથ ગિરનાર વગેરેની મુલાકાત. |
| ૫ | ,, | અમદાવાદનું મુસલમાની સ્થાપત્ય. |
| ૬ | જે. એમ. કૉસેન્સ અને બરજેસ. | ડિલ્હે ડભોઇના પુરાતન કામો. |
| ૭ | ,, | ઉત્તર ગુજરાતના પુરાણા સ્થાપત્ય કામો |

૮ ઇમ્પીરીયલ ગેઝીટીયર ઑફ ઇન્ડીયામાંનો જે બરજેસનો હિંદુ સ્થાપત્ય ઉપરનો લેખ

વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ.

ઇ. સ. ૧૯૦૯ની

# ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્

આગળ

રજુ થયેલા નિબંધો :

*

## વિજ્ઞાન વિભાગ

# એન્જીનીયર.

( રા. રા. કુંવરજી ખંડુભાઇ દેસાઇ. બી. એસ સી., એલ્. સી. ઇ. )

જ્યારે મનુષ્ય જંગલી અવસ્થા ભોગવતો હતો, જ્યારે કંદમૂળ ખાઇ અથવા શિકાર કરી તે જીવન ગુજારતો હતો ત્યારે તે પોતે જ પોતાનો એન્જીનીયર હતો. તેને મોટી માલમત્તા સાચવવાની નહોતી, પરંતુ જંગલી પ્રાણીઓ સામે બચાવ કરવાનો હતો. એવા પ્રસંગોમાં બનતાં સુધી ગુહા જડે તો તેનો ઉપયોગ કરવામાં આવતો. પોતે એન્જીનીયર બની તેને અંદરથી વધારે સગવડવાળી પણ કરતો. આવી ગુહાઓ નહિં જડે તો જંગલમાંથી ઝાડની ડાળીઓ કાપી લાવી તેની ઝુંપડી બનાવતો. ધીમેધીમે પથ્થર-મરોડાંની ભીંતોનો ઉપયોગ કરવા માડયો. જંગલ છોડી મેદાનમાં વસવાટ કરવાનો પ્રસંગ આવતાં જ તેણે નવીનવી શોધો કરવા માંડી અને કારીગરવર્ગ ઉત્પન્ન થયો.

૨. કુમ્ભારે નળીયાં ઉત્પન્ન કરવા માંડ્યાં. જે વખતે લોખંડની શોધ થઇ નહોતી, જે વખતે તાંબાની શોધ થઇ નહોતી, જે વખતે પથ્થરનાં અને હાડકાંનાં હથીયારો વપરાતાં હતાં, તેવી વખતે પણ શોધો ઉપરથી જણાય છે કે કુમ્ભારે પોતાનો ધંધો શરૂ કર્યો હતો. તે નળીયાં તેમજ માટલાં બનાવતો હતો. સુથાર અને લુહાર લોખંડની શોધ થયા બાદ કારીગિરી કરવા લાગેલા જણાય છે.

૩. અગર જો એન્જીનીયરને ઉપરના કારીગરો સાથે ઘાડો સંબંધ છે, અગર જો તે ધધાઓમાં જ તેનુ મૂળ બીજ છે, તોપણ હાલ જે અર્થમાં એન્જીનીયર શબ્દ વપરાય છે તે અર્થે જોતાં અસલના જમાનામાં એન્જીનીયરો હસ્તી ધરાવતા નહોતા. જેમ જેમ ખેતી, ઉદ્યોગ, વ્યાપાર વધતો ગયો, તેમ તેમ જરૂરીયાતો પણ વધતી ગઇ. અને જંગલી અવસ્થામા તેમ જ મજૂરવર્ગમાં જ્યારે પોતે જ પોતાનો એન્જીનીયર બની જાય છે, ત્યારે સામાન્ય વર્ગો કારીગરોને બોલાવી તેમને એન્જીનીયર બનાવે છે. વળી હાથકારીગરો વિશેષ જ્ઞાન ધરાવતા નહી હોવાથી તેમ જ તે તે વિષયના તત્વો અને કાનુનોનું જ્ઞાન ધરાવતા નહિં હોવાથી શ્રેષ્ઠ વર્ગને તેમનાથી સંતોષ મળ્યો નહિં. તેમની ઉંચી કલ્પનાઓને યોગ્ય આકાર આપી ફળીભૂત કરવાને ખાસ જ્ઞાનવાળા એન્જીનીયરોની જરૂર પડી, અને ધીમેધીમે તે વર્ગ આગળ આવ્યો.

૪. જુદા જુદા વિષયોનું અધ્યયન કરવાથી તે તે વર્ગ જુદો પડ્યો જેથી હાલ એન્જીનીયરોની પણ ઘણી શાખા પડી ગઇ છે.

૧ મેકેનિકલ એન્જીનીયર—જે સાચાકામ વિગેરે સબંધી જ્ઞાન ધરાવે છે
૨ ઇલેક્ટ્રિકલ એન્જીનીયર—જે વિદ્યુત્ અને તેના સાચાઓ સબંધી જ્ઞાન ધરાવે છે
૩ નેવલ એન્જીનીયર—નૌકાશાસ્ત્રી—જે વહાણો અને તેના સાચા સબંધી જ્ઞાન ધરાવે છે
૪ મરીન એન્જીનીયર— જે હલ્લ વિગેરે સબંધી જ્ઞાન ધરાવે છે
૫ રોયલ એન્જીનીયર—જે લશ્કરી અસબાબ બનાવવાનુ તેમ જ રણક્ષેત્ર સબંધી જ્ઞાન ધરાવે છે
૬ રેલવે એન્જીનીયર—જે રેલવે સબંધી ખાસ જ્ઞાન ધરાવે છે
૭ માઇનીંગ એન્જીનીયર—જે ખનીજશાસ્ત્ર અને ખાણોના સાચા કામ સબંધી જ્ઞાન ધરાવે છે
૮ સેનીટરી એન્જીનીયર—જે સેનીટેશન (સામાજીક આરોગ્ય) સબંધી જ્ઞાન ધરાવે છે
૯ ઇરીગેશન એન્જીનીયર—જે નેહેરો વિગેરે સબંધી જ્ઞાન ધરાવ છે
૧૦ સીવીલ એન્જીનીયર—જે ઘર બાંધવા સબંધી તથા રસ્તા, પૂલો સબંધી ખાસ જ્ઞાન ધરાવે છે
૧૧ આર્કિટેક્ટ ( Architect ) —મિમાર—જે શિલ્પશાસ્ત્ર સબંધી અને આર્કિટેક્ચર ( Architecture ) સબંધી ખાસ જ્ઞાન ધરાવે છે

ઉપર બતાવેલી શાખાઓમાથી એક બીજાને સબધ ધરાવનારી શાખાઓનો અભ્યાસ કર્યા શિવાય સારૂ જ્ઞાન સપાદન થતુ નથી, અને તે પ્રમાણે જ હાલ શિખવવામા આવેછે

૫. જુના જમાનામા આવુ શિક્ષણ આપવામા આવેલુ હોય એવુ જણાતુ નથી, અને ધીમેધીમે દરેક દિશામા કેવી રીતે વિવર્તન થયુ, અને વળી હિંદુસ્થાનની એ વિષયોમા કેવી સ્થિતિ હતી તે વિષે શોધખોળ થાય તો ઘણો જ લાભ થાય

૬, **મેકેનિકલ એન્જીનીયર**—મનુષ્ય જ્યારે જગલી અવસ્થામા હતો ત્યારે પ્રથમ ઓજાર તેના નખ અને દાત હતા ધીમેધીમે આગળ ચાલતા હાડકાના ઓજારો બનાવ્યા કેટલાક ધારવાળા અને કેટલાક ભોંકવાને માટે સોયા જેવા ઓજારો બનાવ્યા ધીમેધીમે વધારે નજર પહોચાડતા પથ્થર ઉપર પથ્થરને ઘસીને તીક્ષ્ણ ધાર કાઢતા શીખ્યા અને પથ્થરના કુહાડા બનાવવા માડ્યા આવા કુહાડાના નમુના કોતાળા ગુફામાથી મળી આવે છે તાબુ અને લોખડની શોધ થતા ઓજારોમા ઘણો વધારો થયો ઋગ્વેદના સમય પહેલા લોખડના ઓજારો હસ્તી ધરાવતા હતા ધીમેધીમે સુથાર-લુહારના સાધારણ ઓજારો પણ નીકળ્યા તે સબધી પણ ઋગ્વેદમા ઇસારા છે ધીમેધીમે હાથના સાચા નિકળ્યા વણવાના સાચા સબધી ઋગ્વેદમા લખાણો મળેછે

પશ્ચિમ પ્રજા કાંઇ પાછળ પડતી નહોતી, અને કોલસાની ખાણો હાથ લાગતાં જ સાંચાકામો મોટા પાયા ઉપર નિકળવા માંડ્યાં. આર્કિમીડીઝ પમ્પ, સ્ક્રુ વિગેરે હજી પ્રખ્યાત છે. ગ્રીસ અને રોમની ચઢતીના સમયમાં ઘણી શોધો થયલી માલમ પડે છે. લોખંડ અને સ્ટીલનાં મોટાં બારકસો જ્યારથી બંધાવવા માંડ્યાં ત્યારથી સાચાકામને ઘણી જ તેજી આવી. ટર્નિંગ લેથ વિગેરેની શોધ થઇ ૧૮૩૨મા પ્રથમ આગગાડી ચાલુ થઇ ત્યારથી સાંચા કામને વિશેષ તેજી મળી. હવે સ્ટીમપાવરથી સાંચાકામો ચાલુ થયાં. કપડાં વણવાને મોટી મોટી મીલો બધાઈ. મોટા બોજા ઉપાડવાને વરાળથી ચાલતા સાંચાઓ બનાવવામાં આવ્યા. પાણી કાઢવાના પમ્પો પણ વરાળથી ચાલતા થયા. ખોદવાને માટે સાંચા, પથ્થર કોરવાને સાંચા, જમીન ખેડવાને સાંચા, લાકડાં કાપવાને સાચા વિગેરે સઘળી દિશામાં સાંચાકામે પોતાનો પ્રસાર ચલાવ્યો તેમ જ છેવટની ૫૦ વર્ષની વિદ્યુતશક્તિ વિગેરેની શોધોથી સાંચાકામોમાં જે સુધારો વધારો થયો છે તેનુ વર્ણન કરવું પણ મુશ્કેલ છે. હાલનાં જીન, પ્રેસ મશીન અને મીલોથી કોઇ પણ ગુજરાતમાં અજાણ્યુ નથી. ગ્રામોફોન જેવાં સાંચાકામ ઉત્પન્ન કરનારને ધન્યવાદ ઘટેછે. એક ઘડીયાળ અને ટાઇપરાઇટર પણ સાચા કામનો ઉપયોગ પ્રદર્શિત કરે છે ક્રુપની ફેકટરી જેમાં તોપો બનાવાય છે તેમાં ૨૮ માઇલની રેલવે છે. સઘળા ઉદ્યોગોમાં મેકેનિકલ એન્જીનીયરની જરૂરીયાત પડવા માંડીછે, તેમ છતા મેકેનિકલ એન્જીનીયરીંગનુ સાહિત્ય જોતાં ગુજરાતી ભાષામાં ફક્ત એકાદ બે ચોપડીઓજ લખાયલી જણાય છે જે પ્રમાણમા સાહિત્ય વધે તે પ્રમાણમાં લોકોનુ વળણ તે તરફ દોરાય એ બાબત ધ્યાનમાં રાખી એ સબધે વિશેષ પ્રયત્ન થવો જોઇએ. ગુજરાતી મેકેનિકલ એન્જીનીયરો ઘણા છે, તેમણે એ વિષય હાથ ધરવો જોઇએ.

૭ **ઇલેક્ટ્રિકલ એન્જીનીયર**—વિદ્યુતને મનુષ્યના ઉપયોગમાં લેવાને ઘણા પ્રયત્નો જુના વખતમાં પણ થયા હતા, પરતુ વીજળી ઉત્પન્ન કરવાનુ પ્રથમ સાંચા કામ ઓટોવોન ગેરીક નામના સખસે ૧૭૬૬માં બનાવ્યુ હતુ ૧૪માં સૈકામાં પારા-સેલ્સસ જેવા વિદ્વાનને પણ એ શકિત હાથ આવી નહોતી કીમીયાના અભ્યાસીઓને તેમજ રોઝી ક્રુશીયન્સને પણ એ શક્તિ જડી નહોતી. ગ્રીસ અને રોમની ચઢતીના વખતમા પણ એ દિશામા કશુ થયલુ જણાતુ નથી એક દેશથી બીજે દેશ તાર પહોં-ચાડવાની શોધ તો ૧૮૪૦-૪૫મા થયલી જણાયછે. લન્ડનથી પેડિંગટન સુધી ૧૮૪૫મા પ્રથમ તારના દોરડા નાંખ્યાં હતા ૧૩ વર્ષ પછી આયર્લૅંડથી ન્યુ ફાઉન્ડલાન્ડના ટ્રાન્સ આટલાટિક દોરડા નખાયા. વગર દોરડાંએ તાર મોકલવાનું સાચાકામ માર્કોની નામના ૨૨ વર્ષના યુવાને ૧૯૦૧મા શોધી કાઢ્યુ ટેલિગ્રાફનુ ખાતુ ચાલુ થયા બાદ ટેલિફોનની શોધ કાંઇ મુશ્કેલ નહોતી ૧૮૯૩ના સાલમાં બ્યુડા પેસ્થમા એક ન્યુસપેપર ટેલિફોન પર ચાલુ થયુ હતું ૧૯૦૧ના સાલમાં નેશનલ ટેલિફોન કમ્પનિએ ૮૦,૭૦ લાખ ખબરો ટેલિફોન માર્ફત મોકલી હતી જ્યારે ફક્ત ૮,૯૦ લાખ ખબરો પોસ્ટ ઓફિસના તાર માર્ફત મોકલવામાં આવી હતી.

હાલમાં તો દરેક મોટા શેહેરમાં વિદ્યુત શક્તિના સાચાકામો જોવામાં આવે

છે. વિજળીની ઘંટડી, વિજળીના દીવા, વિજળીના પંખા એ તો જેવા સામાન્ય થઇ પડયા છે.

વિજળીથી આખી મીલો ચાલે છે, તેની મહદ્દશક્તિ વિષે કાંઇ ખ્યાલ જોઇતો હોય તો માયસોરમાં આવેલા કાવેરી ફોલ્સ વડે ઉત્પન્ન થતી વીજળી, તેનાં સાંચાકામ અને તે વડે ચાલતાં કોલારની સોનાની ખાણોમાંના સાંચાકામ જોવાં. પશ્ચિમ દેશોમાં એનાથી પણ મોટાં કામો ચાલુ છે, જેવાં કે અમેરિકામાં આવેલાં નિયાગાર ફોલ્સ ઉપરનાં કામો.

ગુજરાતી સાહિત્યને એ દિશામાં હજી શરૂઆત કરવાની છે. જાપાનની અંદર ગયા ૨૫ વર્ષમાં થયલો મહદ્ ફેરફારના એક કારણ તરીકે તેનું સાહિત્ય પણ ગણાય છે. પશ્ચિમ દેશો સાથે મેળાપ થતા જ તેણે પોતાની ભાષામા સારાં સારાં પુસ્તકોના તરજુમા કરાવ્યા. ઉદ્યોગ, હુન્નર, અને વિજ્ઞાનશાસ્ત્રોની ચોપડીઓને ઉંચી મૂકવામાં આવી નહોતી, પરંતુ ખરો વધારો તો એ દિશામાં જ કરવામાં આવ્યો કે જેથી લોકો હમેશાં ઉદ્યોગ, હુન્નર, અને વિજ્ઞાન શાસ્ત્રોનાં પુસ્તકો વાંચતા રહે તો ધીમે ધીમે તેમનુ વળણુ તે દિશામાં દોરવાય અને દેશને લાભ થાય

૮. **નેવલ ( Naval ) નૌકા એન્જીનીયર**—વહાણનો ધંધો જુના જમાનાનો છે. બાઇબલ પ્રમાણે ડેલ્યુજ વખતે હોડી હતી. હિંદુશાસ્ત્ર પણ પ્રથમ મનુના વખતમાં હોડી હતી એમ બતાવે છે. ઋગ્વેદમાં પણ હોડી સંબંધે ઇશારા મળે છે નદીમાં જુના જમાનાથી હોડીઓ ફરે છે. સુથાર, કારીગર એ ધંધો કરતા હતા. તેઓ વિશેષ જ્ઞાન ધરાવતા નહોતા. ફક્ત જુના નમુના જોઇ નવા વહાણો બાંધતા. બલાબલ વિચાર, ઝડપથી પાણી કાપવાના કાનુનો વિગેરેનો ખાસ અભ્યાસ તેમણે કર્યો નહોતો. હાલ પણ હિંદુસ્થાનમાં તો એ ધધો સુથારો જ ચલાવે છે જુના જમાનામા ફિનીશિયન્સ મોટાં વહાણો બનાવતા હતા. ગ્રીક અને રોમનોના વહાણો પણ કાંઇ નહાનાં નહોતાં. હીરો નામના રાજાને માટે આર્કિમીડીઝે જે વહાણ બનાવ્યુ હતું તે હાલના બાદશાહી વહાણોને ટક્કર મારે તેવું હતું. ૫૦ લશ્કરી બાર્કસો બધાય એટલું લાકડું વપરાયું હતું. અંદર દરબારી ખાણાને માટે મોટા ઓરડાઓ હતા મીઠા પાણીની માછલીઓ નાખી મૂકવાને ટાંકીઓ હતી. તબેલાઓ, નહાવાના ઓરડાઓ, સુવાબેસવાના, પોતાને તેમજ દરબારીઓ માટે વિશાળ ઓરડા હતા, તેમજ વીનસ દેવને અર્પણ કરેલું દેવળ પણ હતું. ઇલિયડમાંની સીનરીઓ તુતકો ઉપર ઇનલેડ ( Inlaid ) કામથી બતાવેલી હતી. વ્યાપારી વર્ગ પણ ૩૦૦૦ ટન સુધીનાં વહાણો બાંધતા હતા.

આ વખને ઘણાં ખરાં વહાણો કિનારે કિનારે જતાં કમ્પાસની શોધ થયા બાદ ભરદરિયે વહાણો જતાં થયાં

બીજો મહદ્ ફેરફાર ૧૮૩૭માં જે વર્ષે મહારાણી શ્રી વિક્ટોરીઆ ગાદીએ બેઠાં તે વર્ષે થયો. લોઇડની કંમ્પનીએ પ્રથમ લોખંડી બાર્કસ બનાવી બહાર પાડ્યું. આ

વખતથી સુથાર કારીગરને માથે ઉપરી તરીકે એન્જીનીયર આવ્યો હજી એ વાતને ફક્ત ૭૨ વર્ષ થયા છે એટલામા જે ફેરફારો થયા છે તે દર્શાવવાને ડ્રેડનોટનુ નામ લેવુ જ બસ થશે તેના સબધી ચર્ચા જે હાલ ચાલી રહી છે તેથી કોઇ પણ અજાણ્યુ નહીં હોય

હિંદી વહાણો સબધી નીચેના આકડા વિચારના જેવા છે

| | ૧૮૫૭ | | ૧૮૯૮-૯૯ | |
|---|---|---|---|---|
| | સખ્યા | ટનેજ | સખ્યા | ટનેજ |
| હિંદી વહાણો | ૩૪ ૨૮૬ | ૧ ૭૧૮ ૮૫૮ | ૨,૩૦૨ | ૧૩૩ ૦૩૩ |
| બ્રિટીશ અને પરદેશી | ૫૮ ૪૪૧ | ૨ ૪૭૫ ૪૭૨ | ૭ ૩૮૪ | ૮ ૮૮૨ ૬૧૩ |

ઉપરના આકડા ખુલ્લુ દર્શાવે છે કે વરાળશક્તિ અને લોખડનો ઉપયોગ કરી પશ્ચિમ પ્રજાએ જે મહદ્ ફેરફાર કર્યો તેનુ અનુકરણ પણ કરવાને હિંદુસ્થાન શક્તિ વાન થયુ નહિ જેના પરિણામે હિંદુસ્થાનને ઘણો ધોક્કો પહોચ્યો અને આખા ધધાની પાયમાલી થઇ આવી વખતે જો એ સબધે સાહિસ હોત, જો એન્જીનીયરો વિજ્ઞાન શાસ્ત્રો શિખેના હોત તો તેઓ નવી શોધોને જલદીથી દાખલ કરી શકત અને ધધાની પાયમાલીનો વખત આવત નહિ

૮ **મરીન એન્જીનાયર**—નાની હોડીઓ લાગી શકે એવા ડક્કા ફિનીશિયન્સ ના વખતમા પણ બાધવામા આવતા હતા એમ જણાય છે હિંદુસ્થાનમા મુસલમાની રાજ્ય વખત તેમ જ શિવાજીના રાજ્ય વખતે કોકણમા કેટલાક ડક્કા બધાયા જણાય છે કદાચ પોર્ચુગીઝની મદદવડે બધાયલા હોય એવો સભવ દેખાય છે નદી ઉપર ઘાટ બાધવાનો રિવાજ જુના જમાનાથી અત્રે ચાલુ છે અને ડક્કાઓ પણ તેને જ અનુસરીને બાધવામા આવતા હતા મુમ્બાઇના વિક્ટોરીયા ડોક્સની તરાહના ડક્કા ૧૮મા સૈકા પેહેલા બધાયલા હોય એમ જણાતુ નથી ઈગ્લાડમા એ મિસલનો પ્રથમ ડક્કો ૧૭૮૩મા લિવરપૂલમા બાધવામા આવ્યો હતો લડનના ડક્કા ૧૮૦૦ અને ત્યાર પછી બધાએલા છે કોઇ પૂછશે કે એ ડક્કાનો શો ઉપયોગ ? એમા શુ છે? એના કરતા એમ પૂછવામા આવે કે એમા શુ નથી તે વધારે સ્હેલાઇથી જવાબ આપી શકાય

લડનના ડક્કાઓનુ બ્યાન આપતા ટ્રાયમ્ફસ ઓફ મોડર્ન એન્જીનીયરિગમા લખ્યુ છે કે અદર દરરોજ ૬૦૦૦ સ્ટીમરો લાંધી શકે છે ૧૦૦૦ એકરનો એનો વિસ્તાર છે કપાસ, ઉન વિગેરેની હજારો ગાસડીઓ ડક્કા ઉપર પડેલી જોવામા આવે

છે તમ્બાકુ, ચા, કાફી વિગેરેની હજારો પેટી પડેલી છે હીરા, માણેક, મોતી વિગેરે ઝવેરાતની પેટીઓ પણ હાજર છે ઘઉં, સાકર વિગેરેની ગુણો હાજર છે ટૂકાણમા આખી દુનિયાના કોઇ પણ ભાગમા ઉત્પન્ન થતા માલનો નમુનો લંડન ડોકમાથી જરૂર મળશે જ કોઇ પણ બારાને સુધારવાનુ કામ તેમ જ ડક્ક બનાવવાનુ કામ સાધારણ સુથાર-કડીઆથી થઇ શકે એમ નથી એ સબધે ખાસ જ્ઞાન ધરાવનાર એન્જીનીયર જ યોગ્ય સલાહ આપી શકે, અને યોગ્ય રચના બનાવી શકે સુએઝની નેહેર અને હાલમા બધાતી પનામાની નેહેર સાધારણ કડીઆના ખ્યાલમા પણ આવી શકે ?

ગુજરાતિ સાહિત્યએ આ બાબતમા પણ હજી પ્રથમ પગલું ભરવાનુ છે

૧૦ રોયલ એન્જીનીયર—હથિયાર સબધી પ્રસગ ઋગ્વેદ્મા પણ આવે છે ( દત્ત કૃત એન્શન્ટ ઇન્ડીઆ પાનુ ૫૦ મુ ) પરતુ તેનું ખાસ જ્ઞાન ધરાવનારા ફક્ત એ જ ધધો કરતા હતા કે કેમ એ શકા ભરેલુ છે સ્થાપત્ય શીખનારને એ સર્વ ધધા શીખવા પડતા હોય એમ જણાય છે રાજ્વલ્લભ તેમ જ બીજા ગ્રથોમા પણ ઘર બાધવાનું તેમ જ હથિયાર બનાવવાનુ કામ એક જ કારીગરનું હોય તેવી રીતના લખાણો જણાય છે રશીયા જાપાનની લડાઇ પ્રસગે જે ઉચ્ચ જ્ઞાન બન્ને બાજુના એન્જીનીયરોએ દર્શાવ્યુ છે તેવુ જ્ઞાન આગલા જમાનામા જણાતું નથી નેપોલિયનના વખતમા પશ્ચિમ પ્રજા એન્જીનીયરો રાખતી હતી હિંદુસ્થાનમા ઔરગજેબ અગર શિવાજીના વખતમા પણ રોયલ એન્જીનીયર હસ્તી ધરાવતા હોય એમ જણાતું નથી. તે વખતના એન્જીનીયરોનુ કામ ફક્ત કિલ્લાઓ બાધવાનુ જણાય છે જે ઘણુ ખરૂ પ્રખ્યાત કડીઆને હાથે થતુ હતું

૧૧ રેલવે એન્જીનીયર—૧૮૩૨ મા પ્રથમ રેલવે થઇ ત્યારથી જ રેલવે એન્જીનીયર અને તેના શાસ્ત્રની શરૂઆત થાયછે દુનિયાની અદર થતી નવી નવી શોધો હિંદુસ્થાનના સાહિત્યમા તે જ વખતે દાખલ કરવામા આવી નહિ જેના પરિણામે બીજા દેશો સાથે સરખાવતા અત્રેના રહેનારા પાછળને પાછળ પડતા ગયા ભવ્ય સ્ટેશનો, મોટી ટનેલો અને પુલોથી કોણ અજાણ્યુ છે ?

૧૨ માઇનિંગ એન્જીનીયર—સોનં, રૂપુ, લોખડ વિગેરેનો ઉપયોગ ઋગ્વેદ્ વખતે માલમ હતો, પરતુ તેને ખોદી કાઢવાની તથા સ્વચ્છ કરવાની ક્રિયા વિષે કાઇ પણ લખાણ જણાતુ નથી પુરાણોમા હિમાલયમાથી હીરા જડતા હતા તેમજ સોનુ જડતું હતુ એવા લખાણો મળેછે ગોવલકોંડાની ખાણો જુના વખતથી પ્રખ્યાત છે હુએનસગ જે ઇ સ ૬૨૮ થી ૬૪૫ સુધી હિન્દુસ્થાનમા હતો તેના બ્યાનમા પણ હીરાની ખાણો સબધી ઇસારો છે પોર્ચુગીઝ અત્રે આવ્યા તે વખતે હીરાની ખાણો જે હાલ બધ થઈ ગઇ છે, તે પૂર જાહોજલાલીમા હતી એમ જણાય છે

તપાસ કરતા માલમ પડેછે કે અમલની ખાણો ઉંડી નહોતી ૧૦૦ ફુટથી ઉંડી જવલ્લે મળી શકે હાલના વખતમા જેમ ૨૦૦૦ ને ૪૦૦૦ ફુટ ઉંડી ખાણો

ખોદવામા આવેછે તેવી ખાણો તે વખતે નહોતી ખાણોમાથી પાણી કાઢી નાખવાને ઓસ્ટ્રીયા અને જર્મનીમા ૧૦-૧૨ માઇલની લાબી ટનેલો ખોદવામા આવી છે તેવી યુક્તિ તે વખતના કામ કરનારાઓને જડી નહોતી, તેમ હાલના જેવા મોટા પમ્પો પણ તેમની પાસે નહોતા હાલના જમાનામા એ શાસ્ત્ર કેટલુ આગળ વધ્યુ છે એનો કાઇક ખ્યાલ આણવો હોય તો વરોરાની કોળસાની ખાણો અગર કોલારની સોનાની ખાણો અગર બર્માની ધાસતેલની ખાણોની એક મુલાકાત લેવી સાહિત્યની અદર વિં જ્ઞાન શાસ્ત્રોના અભાવથી દેશને કેટલુ નુકસાન જાયછે તેનો આ એક ધ્યાન આપવા લાયક નમુનો છે ખનીજ શાસ્ત્રનો સાહિત્યમા અભાવ હોવાથી એ બાજુપર લોકોનુ લક્ષ ક્યાથી દોરવાય ? એન્જીનીયરો ક્યાથી ઉત્પન્ન થાય ? પરિણામે પરદેશીઓને હાથ હિન્દુસ્થાનની ખનીજ દોલત જાય તો વાક કોનો ?

**૧૩. સેનિટરી એન્જીનીયર** —જ્યાસુધી લોકો છુટાછવાયા રેહેતા હતા અથવા નાના નાના જથામા રેહેતા હતા ત્યાસુધી તો તેમને પાણી સબધી કિંવા શે હેરમાથી ગદકી કાઢી નાખવા સબધી વિગેરે કશી અડચણ પડી નહીં પરતુ વ્યા પારને લીધે જેમ જેમ ગામડા શેહેરો વસતા ગયા તેમ તેમ અડચણો વધતી ગઇ મોટા જથાને દૂરથી પાણી લઇ આવી પૂરૂ પાડવાની ફરજ પડી, એટલે તે વિષે ખાસ જ્ઞાન સપાદન કરવાની જરૂર પડી

જાજરૂ, ગલીચપાણી વિગેરેની વ્યવસ્થા એ પણ એક ખાસ વિષય થઇ પડયો એમ કહેવાય છે કે આગ્રા શેહેરને પાણી પુરૂ પાડવા શાહજહાને જમના નદીથી નેહેર ખોદાવી હતી જે હજી પણ ચાલુછે

કુવા તળાવ વિગેરેની વ્યવસ્થા તો જુના જમાનાથી દેખાય છે ઋગ્વેદમા પણ કુવા સબધી ઇશારા છે (એન્શન્ટ ઇન્ડીઆ પાનુ ૪૦, ૪૧) બુદ્ધધર્મના ફેલાવાના વખતના કુવા, તળાવો હજી હસ્તિ ધરાવેછે વાસ્તુસાર વિગેરેની અદર પણ એ સ બધે ખાસ માહિતી છે પરતુ હાલમા મોટી નેહેરોવડે અને નળોવડે જેમ પાણી આ ણવામા આવેછે તેવુ કામ તો પ્રથમ શાહજહાને હાથ લીધુ જણાય છે અહમદનગર જીલ્લામા ઔરગઝેબના વખતમા પાણીના બાધકામો થયલા કેહેવાય છે બીજાપુરમા પણ આસરે એજ વખતે પાણીના બાધકામો થયલા છે શાહજહાન ઇટાલિયન એન્જીની યરો રાખતો હતો અને તેમની મદદથી આ વિષય તેણે હાથ ધર્યો હશે પુણાના જુના બાધકામો પેશ્વાઇના વખતમા થયલા છે

જાજરૂને માટે તો ખાળકુવો વાપરવાનો રિવાજ હજી પણ ચાલુ છે ભગી ઓ રાખી સાફ કરાવવાનો રિવાજ ક્યારથી પડયો એ કાઇ સમજાતુ નથી અસલ કેદીઓ પાસે અગર ગુલામો પાસે મેલુ કઢાવવાનો રિવાજ હતો

જાપાનમા સોનખતની કીંમત એટલી છે કે ખેડુતો પોતાના ખેતરમા ખાસ સંડાસો બાધેછે અને વટેમાર્ગુઓને લલચાવી કહેછે કે હમારા સડાસમા આવી જાઓ

તે ઘણોજ સુગમતાવાળો છે શીવાજીના રાયગઢના કિલ્લામા કેટલાક ખડીયેરોના પાયખાના નીચે ખાળકુવા જણાતા નથી જેપુરના જુના મેહેલના પાયખાનાની નીચે પણ ખાળકુવા જણાતા નથી એ વખતે ભગીઆ પાસે સાફ કરાવવાની રીતિ ચાલુ થયલી હોવી જોઇએ આગ્રાના મેહેલના કેટલાક પાયખાનાની નીચે જમના નદી વહેછે એટલે ત્યા કદાચ ભગીની જરૂર પડી નહીં હોય

હરદ્વારથી મદ્રાસ સુધી સઘળા ભાગોમા ઘરની અગાસી ઉપર સડાસો કરવાનો પ્રચાર પડયો છે અને ભગીઓ વિના ચાલે, એમ નથી આ રિવાજ ક્યારથી પડયો એની શોધ બેશક જાણવા લાયક નીવડશે પોતાની મેળે પાણીવડે સાફ થઇ જાય એવા પાયખાના અકબર અથવા ઔરગઝેબ બાદશાહને પણ વાપરવાના જડયા નથી

ટાન્સાનુ જંગી તળાવ મુમ્બાઇ શેહેરને પાણી પુરૂ પાડેછે તે મુમ્બાઇથી ૫૦ માઇલ દૂર છે પમ્પોવડે સાબરમતી નદીમાથી પાણી ઉંચે ચઢાવી અમદાવાદ શેહેરને તે પુરૂ પાડવામા આવેછે આવા આવા મોટા કામોને માટે ખાસ જ્ઞાન ધરાવનાર એન્જીનીયર જોઇએ જ અને તેવા ખાસ જ્ઞાન સબધી વિવેચન દરેક સાહિત્યમા જોઇએ

૧૪ ઇરીગેશન એન્જીનીયર પણ હાલના જમાનામા જ પોતાનો દેખાવ દે છે ઘરી ચક્ર અથવા રૂહેંટ જુના જમાનાથી હસ્તી ધરાવે છે ઋગ્વેદમા તે સબધી ઇશારા મળેછે ( એન્શન્ટ ઇન્ડીઆ પાનુ ૪૦ અને ૪૧ )

વળી નેહેરો સબધી અને ચામડાના કોસો સબધી પણ ઋગ્વેદમા લખાણો મળે છે બુદ્ધ ધર્મની ચઢતીના વખતમા પણ એ વિષય ઉપર ખાસ ધ્યાન અપાયલુ જણાતુ નથી ઇજીપ્ટ દેશમા નાઇલ નદીના પાણી નેહેરો વડે ઉપયોગમા લેવામા આવતા હતા તે સબધી ઇશારા મોઝીસના વખતથી મળે છે પરતુ એ સબધે બારીકાઇથી અભ્યાસ કરવાનુ પ્રથમ માન ઇંગ્લીશ દેશને ઘટે છે હિંદુસ્થાનમા મોટી નેહેરો પ્રથમ શાહજહાને કાઢેલી જણાય છે ઔરગઝેબના વખતમા મોટા દુષ્કાળમા ઘણા લોકોને તેણે નેહેરો ખોદવા કામે લગાડયા હતા. નાશિક જીલ્લામા બધારા બાધી નાની નાની નેહેરો ઔરગઝેબના વખતમા કઢવામા આવી હતી બિજાપૂર જીલ્લામા પણ મુસલમાનોના વખતના મોટા તળાવો હસ્તી ધરાવેછે, કેટલાક તળાવોના બધ તુટી ગયા છે અને કેટલાકમાથી પાણી ગળી જાય છે, જે ખુલ્લુ દર્શાવે છે કે તે સબધે ચોકસ જ્ઞાન ધરાવનારની ગેરહાજરી હતી વધારાનુ પાણી જવાને કેટલો માર્ગ રાખવો એની ચોકસ ગણતરી કરવામા આવેલી જણાતી નથી એ માર્ગ ઘણો જ સાકડો રાખવાથી આખો બધ ધોવાઇ જવાના દાખલા જોઇએ તેટલા છે વળી રેતીવાળા થરમાથી પાણી ઝરપી જાય એટલા સાદા જ્ઞાનનો પણ ઉપયોગ થયેલો જણાતો નથી મરોડનો ઢગલો કરી પાળ બાધી પાણીનો સચય કરવો એટલુ ટૂક જ્ઞાન એ કાઈ નેહેર કામના સાહિત્યનુ જ્ઞાન ધરાવવુ કહેવાય નહિ જેમ બીજા દેશો આગળ વધતા ગયા તેમ તેમનુ અનુકરણ કરીને તો એ આપણુ સાહિત્ય આગળ વધ્યુ હોત તો લોકો સારા વખતમા હજારો નાનામોટા તળાવો બધારા વિગેરે બાધી લેત જેથી દુષ્કાળના સાથ પ્રસગો

ભોગવવાનો તેમને વખત આવત નહીં. ઇરીગેશનના ફાયદા વિષે એ મત છે જ નહીં, અને એ સંબંધનું સાહિત્ય લોકોમાં જેમ ફેલાવો પામે તેમ વિશેષ જલદી લાભ થાય.

૧૫ **સિવિલ એન્જીનીયર** :—ઋગ્વેદમાં રથ, ઘોડા, હળ, ગાડાં વિગેરે સંબંધી ઇશારા જોઇએ તેટલા છે, પરંતુ સડકો તથા ગાડાં જાય એવા પુલો સંબંધી કાંઇ પણ ઇશારા જણાતા નથી. લંકામાં પોતાની સેના ઉતારવાને શ્રી રામચંદ્રજીએ પથરા તેરવી સેતુ બાંધ્યો હતો. એ જુનામાં જુનો દાખલો જણાય છે. એ પુલ હતો કે બંધારો હતો તે હાલ કહી શકાતું નથી. પ્રથમ આર્ય પ્રજા મંદાકિની અને અલકનંદાની ખીણોમાં વસતી હતી. એના દાખલા હજી મળે છે. કેટલાકનું કેહેવું એવું છે કે તેઓ સતલજની ખીણમાંથી પ્રથમ આવ્યા હતા. કદાચ એકાદ ટોળી તેમથી પણ આવી હશે પરંતુ બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ વિગેરેને અનુસરનાર પ્રજા મંદાકિની અને અલકનંદાની ખીણમાંથી જ આવી હશે એમ લાગે છે. હિરણ્યકશિપુ તેમના પ્રથમ દુસ્મન રૂપે પ્રગટ થાયછે જેને નૃસિંહ અવતાર લઇ મારવામાં આવેછે. દાનવો અત્રેના મૂળ વતની અથવા દેવોના પેહેલાંના આવેલા ટોળામાંના હોવા જોઇએ. અને તેઓ ઉપરના હમેશના બરફવાળા ભાગ છોડી દઇ હરદ્વારના મેદાનો સુધી પોતાનું રાજ્ય ભોગવતા હતા, અને દેવોના ટોળાંને આગળ વધતાં તેઓએ અટકાવ્યા

જોશીમઠ જ્યાં આગળ બદ્રિનાથના પુજારીઓ શિયાળો કાઢે છે, જ્યાંથી નીતિની ખીણ ફક્ત ૪૫માઇલ દૂર છે, તે જગ્યાએ નૃસિંહભગવાને હિરણ્યકશિપુને માર્યો હતો. એ જગ્યા અલકનંદા અને વિષ્ણુગંગાના સંગમ ઉપર છે. અલકનંદાની ખીણની બન્ને બાજુએ જુદા જુદા દેવોના સ્થાનકો છે. વિષ્ણુ, ઇંદ્ર, બ્રહ્મા, લોકપાલો વિગેરે સર્વેનાં સ્થાનકો એજ ખીણની આજુબાજુએ છે બદ્રિનાથથી આઠ દિવસનો રસ્તો કાપતાં સત્યવતી અથવા સતલજની ખીણમાં ઉતરાય છે. અને એ રસ્તે વિષ્ણુ, ઇંદ્ર અને તેના અનુયાયીઓ આવેલા જણાય છે. શિવ મંદાકિની ખીણમાં ઉતરી પડયા જણાય છે. દંતકથા એવી ચાલે છે કે બદ્રિનાથ અને કેદારનાથનો અસલ પુજારી એક હતો. મતલબ બદ્રિનાથથી કેદારનાથ જવાનો અસલ સીધો રસ્તો હશે. વળી સત્યપથ માર્ગ પણ ટીબેટ તરફ જાય છે. હાલમાં ગ્લેશિયરો (Glaciers) બરફના ખસતા પહાડો વડે એ રસ્તો હાલ બંધ થઇ ગયોછે. પરંતુ તેના નામ ઉપરથી એમ જણાય છે. કે એ રસ્તેથી અસલ આવ્યા હશે. ગમે તે ખીણમાંથી આવ્યા હોય તો પણ પ્રથમ બદ્રિનાથ આગળ ઉતર્યા હોય એમ જણાય છે. અને ત્યાર બાદ સઘળાઓએ જુદી જુદી ખીણો વેહેંચી લીધેલી જણાય છે. મંદાકિનીની ખીણના નીચલા ભાગમાં બાણાસુરનું ઘર અથવા બળીરાજાનું મૂળ સ્થાનક હજી બતાવવામાં આવે છે. સામે કિનારે ઉખીમઠ છે જ્યાં ઓખામંદિર છે. શિવના ટોળાંને પણ હરદ્વાર તરફ જતાં દાનવોએ અટકાવ નાખેલા જણાય છે. દેવદાનવોની સઘળી લડાઇઓ અત્રે જ લડાયલી જણાય છે. સતલજ, ઝીલમ વિગેરેની કોઇ પણ ખીણોમાં દેવના રેહેવાનાં સ્થાનો વિગેરે કાંઇ મળતું નથી. ઉપરથી સ્પષ્ટ થશે કે આર્ય પ્રજાના મુખ્ય ટોળાં અલકનંદા અને મંદાકિનીની ખીણોમાંથી જ આવ્યાં હોવાં જોઇએ.

આ પ્રદેશમાં જુના વખતની સડકોનું નામ નિશાન પણ નથી. તેમજ પુલોનું પણ નામ. નિશાન નથી.કદાચ તેઓએ લાકડાનાં પૂલો બાંધ્યા હશે. ગુફાઓ તો હજી પણ દેખાય છે, જે કદાચ જુનામાં જુના પૂલનો નમુનો હશે. આ નદીઓમાં પ્રવાહ એટલો જોરમાં વહે છે કે નાની હોડી વડે પણ એક કિનારેથી બીજે કિનારે જવાની હિમ્મત કરી શકાય નહિ. પાણી બરફ જેવા ટાઢાં હોવાથી તરીને જવું પણ ફાવે એમ નથી; જે ઉપરથી જણાય છે કે ઠેકાણે ઠેકાણે પૂલો નાખેલા હોવા જ જોઇએ. એ પહાડોમાં હજી પણ ગાડાં જોવામાં આવતાં નથી. અને ત્યાં ગાડાં ચાલી શકે એમ પણ નથી. જેથી ફક્ત મનુષ્યને જ અને બહુ થાય તો ઢોરને ચાલી જવા જેવા પૂલો બંધાયલા હશે. પથ્થરના પૂલો અસલ બાંધેલા હોય એમ જણાતું નથી. ઇ. સ. ૧૫૧માં રૂદ્રદામાએ મૌર્ય અશોકનો બાંધેલો પૂલ સમાર્યો હતો એવો એક લેખ ગીરનારમાં મળે છે. સંગીન પૂલો બાંધવાનું પ્રથમ માન રોમન લોકોને ઘટે છે. મૂરલોકો પણ પૂલો બાંધવામાં હોશીઆર હતા. ૩૪ ગાળાવાળો ટ્રેન્ટ નદીપરનો પૂલ ૧૨માં સૈકામાં બાંધવામાં આવ્યો હતો. લન્ડનનો જુનો પૂલ ૧૧૭૬માં બાંધવા માંડ્યો હતો. હિંદુસ્થાનમાં હુમાયુના વખતથી પૂલો બાંધવાનું કામ શરૂ થયું જણાય છે. અકબર બાદશાહે આગ્રા શેહેરમાં પ્રથમ ફરસી કરાવી સડકો બનાવવાનું બીજ રોપ્યું કહેવાયછે.

શિવાજીના વખતમાં રત્નાગીરી અને અને કોલાબા જીલ્લામાં રસ્તા કરાવેલા છે. તેઓ મુખ્ય ભાગે ૬થી ૧૦ ફુટ પહોળા છે, અને ઢોળાવ વિશેષ હોય ત્યાં ફરસી અને પગથીઆં કરવામાં આવેલાં છે પરિણામે એ સડકો ગાડાંને નહીં પરંતુ છુટાં જનાવરોને જ ઉપયોગી હતી. રસ્તા અને પૂલોની બાબતમાં કેટલો સુધારો વધારો થયોછે તે બતાવવાને ફક્ત બે ઉદાહરણ બસ થશે.

ફર્થ ઓફ ફોર્થ ઉપરના પૂલ બાંધવાનું કામ ૧૮૮૩માં શરૂ થયું, અને ૧૮૯૦માં તેને ખુલ્લો મુકવામાં આવ્યો. પૂલની કિમ્મત ૬,૦૦,૦૦,૦૦૦ ( છ કરોડ ) રૂપીઆ થઇ હતી તેમાં બે ગાળા ૧૭૦૦ ફુટ લંબાઇના છે. અને એકંદર લંબાઇ ૮૩૦૦ ફુટ છે. ૮૮ ફુટ ઉંડા પાયા નાખ્યા છે, અને પાણીની સપાટીથી ૧૫૦ ફુટ ઉંચાઇપર પૂલ આવેલો છે. લંડન શહેરની સડકો પ્રખ્યાત છે. મુમ્બાઇ શહેરની સડકો પણ તેને ટક્કર મારે એમ નથી. બોરઘાટ, અમ્બાઘાટ અમ્બોલીઘાટ વિગેરે ઘાટમાં બાંધેલી સડકો ચોમાસામાં રમણીય દેખાવ આપે છે

૧૬. ઘર બાંધવાનુ ખાસ જ્ઞાન પણ એટલું વધ્યું છે કે તે પણ હાલના વખતમાં એક ખાસ વિષય થઇ પડયો છે. ઋગ્વેદમાં ૧૦૦૦ થાંભલા ના મહેલ સંબધી ઇશારા છે ( એન્શન્ટ ઇન્ડીઆ પાનુ ૫૦ મુ ). અધ્યયન કર્યા પછી નિશાળીઆએ ઘેર જવું અને જો ઘર ન હોય તો બાંધવું એમ પણ કહ્યું છે. (એન્શન્ટ ઇન્ડીઆ પાનુ ૨૯૭ ) અને તે સંબંધે કરવાની ક્રિયાઓ પણ દર્શાવેલી છે. બુદ્ધ ધર્મના ફેલાવા વખત એ સંબંધે વિશેષ આગળ પડેલા જણાય છે. આશરે ૧૩મા સૈકામાં મણ્ડન નામના શિલ્પીએ ( જ્ઞાતિનો બ્રાહ્મણ હતો ) વાસ્તુસાર, વાસ્તુમંડન, આયતત્વ, પ્રાસાદમંડન વિગેરે ચોપડીઓ લખી એન્જીનીયરિંગના સાહિત્યમાં વધારો કર્યો હતો.

પરંતુ એ ચોપડીઓ જોશીને અગર શિલાટને ખપ લાગે એવીજ હતી. તેની અંદર દરેક ભાગના બલાબલનો વિચાર કરવામાં આવ્યો નથી. પેઢીઆં, તુળાઇ વિગેરે અમુક ગાળાને માટે કેવડાં જોઇએ અને તે કેટલું વજન ખમી શકે વિગેરે સંબંધી ચર્ચા બીલકૂલ જોવામાં આવતી નથી. તેમજ ધર્મની સાથે વહેમોને અંદર દાખલ થવાનો સારો પ્રસંગ મળ્યો. અમુક દિશામાં બારણું મૂકવું સારૂં, અમુક લાભદાઇ, અમુકથી પુત્રલાભ વિગેરે બતાવવામાં આવ્યું. સઘળી ગોઠવણી થાંભલાપર હતી. બીન થાંભલાની હાલની ગોઠવણી જવલ્લે જ દેખાદે છે, તેમજ એકાદ માળથી વધારેને માટે કોઇ પણ લખાણો જણાતાં નથી. રાજ મહેલની ભીંતો તથા કિલ્લાની ભીંતો વિશે લખાણોનો અભાવ જણાય છે. બારણાં હાલની સરખામણીમાં નાનાં પણ મજબૂત જણાય છે. બારીઓ વિશે અભાવ જણાય છે. નકશી અને કોતરકામ ઉપર જેટલું લક્ષ આપવામાં આવ્યું છે તેને સોમે હિસ્સે પણ ઓરડાઓની સવડતા તરફ આપવામાં આવ્યું નથી.

અમુક રાશીના માણસને અમુક દિવસ વધારે લાભદાઇ છે. અમુક લગ્નના માણસને વાસ્તુ કરવાને અમુક દિવસ વધારે સારો છે એવી રીતનાં જોશીશાસ્ત્રપર લખાણ, વિવેચનો અને લખાણો છે. શિલાટને એ જ્ઞાન હોય નહિં એટલે ઘર બાંધનારને એ સલાહકારની જરૂર પડી; એક ગજ્જર અગર શિલાટ અને બીજો જોશી. ઘરમાં ઓરડા કેટલા જોઇએ, તેની કેવી રીતે સગવડ થાય એમ ગોઠવણી કરવી વિગેરે માટે તો ઘર બાંધનાર પોતે જ એન્જીનીયર. જોશી મૂરત શોધી આપે, અને બ્રહ્મભોજનનો દિવસ નક્કી કરે આવી દશામાં જે એક વિજ્ઞાનશાસ્ત્ર તરીકે આગળ પડવું જોઇતું હતું તે આજે પણ ૧૩મા સૈકાની સ્થિતિ ભોગવે છે. વિશેષ પુરાવો જુની બાંધણીનાં ઘરો જોવાથી માલમ પડશે. આજથી ત્રણસેં વર્ષપરના મોટા જાગીરદારોના મહેલો કેટલાક હજી ઉભા છે. આજુબાજુના કોટ અને દરવાજાને ઓળંગી જઇ અંદર પેસતાં જણાશે કે મુમ્બાઇના શેઠીઆઓનાં હાલનાં મકાનો સાથે સરખાવતાં તેઓ ફક્ત ઝુપડાં જેવા છે. લાકડાંના આર્કો ઉપર કોઇ કોઇ જગ્યાએ કોતરકામ દેખાશે તે શિવાય એકંદર દેખાવ દયાજનક છે. પેશ્વાઈ મહેલો પણ સાધારણ બેરેક્સ જેવા છે. નાના ફડનવીસનો વાડો વિગેરે જોતાં તે વખતનાં મકાનો ઘણી જ પાછળ પડતી સ્થિતિ દર્શાવે છે. ટર્કીના સુલતાન અબ્દુલ હમીદ જેને થોડા સમયપર પદભ્રષ્ટ કરવામાં આવ્યો છે તેના યેલડીઝના મેહેલનુ બ્યાન એક નજરે જોનાર નીચે પ્રમાણે આપે છે:—

'ઓરડાઓ ઘણાખરા નાના નાના છે અને તેનાં બારણાંઓ સાંકડાં છે એક માણસ જેમ તેમ પેસી શકે એવડાં જ છે. બેગમોને રહેવાની જગ્યા નીચી, સિપાઇઓને રહેવાની બેરેક્સના જેવી, લાંબી, બેડોળ, અને સળીયાથી જડેલી બારીઓવાળીછે.'

શિવાજીના વખતનાં તેનાં અને તેના દરબારીઓનાં રહેવાનાં મકાનોનાં ખંડીયરો રાયગઢમાં છે. ઓરડાઓ નાના નાના અને બારીઓ નામની જ. જયપુરના જુના મહેલના રાણીઓના ઓરડા જોતાં માલમ પડે છે કે જો એક મોટો પલંગ મૂક્યો હોય તો પેટીઓ અને કબાટો મૂકવાની ભાગ્યે જગ્યા જડે. પલંગ નાના હોય તો જ

એ સમાય. ધ્યાનમાં રાખવું કે સરંજામ મૂકવાને પાસે ડ્રેસિંગ રૂમ નથી. ખુદ આગ્રાના મહેલમાં પણ બેગમોના તો એજ હાલ દેખાય છે. અત્રે તો ઓરડાઓને બારણાં મૂકેલાં જણાતાં નથી ; પડદાથી જ ચલાવી લેવાનો રીવાજ જણાય છે. ·

જુના વખતમાં સગવડના કાનુનને ઉંચે જ મૂકેલો જણાય છે. બીજો કાનુન બલાબલનો વિચાર—એ સંબંધે શાસ્ત્ર આગળ વધેલું જણાતું નથી, શરૂઆત પણ કરેલી જણાતી નથી. કેટલાક ભાગો નાહક જાડા કરવામાં આવેલા જણાય છે, અને કેટલાક જોઇએ તે કરતાં પણ નાજુક છે, જેના પરિણામે ઘણાં મકાનો જમીનદોસ્ત થયાં છે. આગ્રાના તાજમહેલમાં પણ એ ભૂલ થયલી છે જેના પરિણામે મોટી ચીર પડેલી છે.

ત્રીજો કાનુન કરકસર—એને તો ઉંચો જ મૂકેલો છે. આગમચથી ગોઠવણ નક્કિ કરી નકશાઓ તૈયાર કરી તેની કિમ્મતનો તપસીલવાર અડસટો કાઢી, તેમાં માલ મસાલો કેટલો જોઇશે તેનો અડસટો કાઢી, પછીથી કામ હાથ ધરવામાં આવે તો ઘર બાંધનાર કાંઇ પણ કાબુ રાખી શકે. પરંતુ એ સઘળી ખટપટ કરવાનો રિવાજ નહોતો ; અને હજી પણ મોટાં શહેરો શિવાય બીજી જગ્યાએ એવા નકશા તૈયાર કરવાનો રિવાજ ક્યાં છે ?

ચોથો કાનુન—ભવ્ય દેખાવ અને જોઇતી સગવડ. સાધારણ મકાનોમાં આ કાનુન લાગુ પાડેલો જણાતો નથી. ભવ્ય દેખાવ આણવો કાંઇ સ્હેલ નથી, એનો ખાસ અભ્યાસ જોઇએ તો જ યોગ્ય ગોઠવણી કરી સુશોભિત મકાનની રચના નકશા ઉપર બતાવી શકે.

પાંચમો કાનુન—આરોગ્ય ( Sanitation ) સંબંધી. એ બાબતમાં હાલના જમાનાના વિચારથી તે વખતનો વિચાર જુદો જણાય છે. તે વખતે 'બક્રા સો નક્રા' એ કાનુનપર કામ લીધેલું જણાય છે, અથવા તો ગુજરાતી કેહેવત પ્રમાણે 'ઉનું ખાય ઉઘાડે સુવે તેની નાડ વૈદ ના જુએ.' ઘર બાંધવા સંબંધી જુદા જુદા કાનુનોનો તથા બલાબલનો અસલ ખાસ અભ્યાસ કરવામાં આવતો નહોતો. અસલનું સાહિત્ય એવી કોઇ પણ ચોપડી ધરાવતું નથી. કારીગરો પોતાના અનુભવથી ઘરો બાંધ્યા જતા હતા.

ઘરની બાંધણીમાં દેશકાળની અસર ચોખ્ખી જણાય છે. જ્યારે લુટારાનો ભય હતો તેવે સમયે જાડી દિવાલો બાંધતા, અને તેમાં નાનાં અને મજબૂત બારણાંઓ મૂકવામાં આવતાં. બારીને બદલે સળીયાથી જડેલાં નાનાં બાકોરાં રાખતા. ખાનદેશ અને ઉત્તર હિંદુસ્થાન તરફ જ્યાં વરસાદ થોડો અને તાપ ઘણો પડેછે તેવી જગ્યાએ નળીયાનાં છાપરાંને બદલે મરોડનાં ધાબાં કરવામાં આવતાં. વળી જે એક તરેહનો જ્યાં પ્રચાર પડ્યો તે જ તરેહનાં સઘળાં ઘરો બંધાતાં. આવી સ્થિતિનું મુખ્ય કારણ એ જ કે અશિક્ષિત કારીગરે જે એક અનુભવ મેળવ્યો હોય તે પ્રમાણે તે

ઘર બાધ્યો જતો કોઈ વધારે પૈસા ખર્ચ કરવા તૈયાર થાય તો નાના ઘરને બદલે મોટુ ઘર તે જ ઢબનુ ઉભુ કરતો ટુકાણુમા કહીએ તો હાલના હમારા મિસ્ત્રી, ગજ્જરો, કડીઆ જે સ્થિતિ ભોગવે છે તે જ સ્થિતિ તેઓ ભોગવતા હતા નિયમ તથા તત્વોનુ ( Theoretical ) જ્ઞાન તેઓ બીલકુલ ધરાવતા નહોતા તેમ જ જુદી જુદી તરેહનો પણ તેઓએ અભ્યાસ કર્યો નહોતો

ઘર બાધણીનું શાસ્ત્ર હાલમા ઘણું જ આગળ વધી ગયુ છે મુમ્બાઇના ઘરો તથા અગ્રેજી સાહિત્ય જોવાથી એ બાબતમા કોઇ પણ આનાકાની કરશે નહિ પશ્ચિમ દેશોમા કેટલા આગળ વધ્યા છે તેનો એક જ દાખલો બસ થશે ચિકાગો શહેરમા ૭૨ મજલાનું એક ઘર બધાય છે જેની અદર હોટેલો તથા બેંકો ભાડે રહેશે થોડોક ભાગ ગરીબ લોકોને જુજ ભાડાથી આપનામા આવશે એકદર ઉંચાઇ ૧૦૦૦ ફુટ ઉપર થશે મનુષ્યની રેહેણી જ બદલાયલી દેખાય છે અને તેની જરૂરીયાતો પણ વધી છે અસલ એક ખડની ઝુપડીથી ચાલતુ સારી સ્થિતિનો હોય તો મોટી ઝુપડી ને ગરીબની નાની ધીમે ધીમે સ્ત્રીવર્ગ અને પુરુષવર્ગને સારૂ જુદા ખડો હોય તો સારૂ એમ વિચાર થયો અને તે અમલમા મૂકાયો પછીથી રસોઇનો ખડ જુદો હોય તો સારૂં એવો વિચાર થવાથી એક પેજારી ઉમેરાઇ દાણા વિગેરેના સચયને માટે ઓરડીની જરૂર જણાયાથી અદર એક ખંડ આતરી લેવામા આવ્યો અદર દેવઘર, બહાર બેસવા ઓટલો વિગેરેની જરૂર જણાયાથી ઘરબાધણીમા તે પ્રમાણે સુધારા વધારા થયા હિંદુસ્થાનમા સામાન્ય વર્ગના ઘરો હજી પણ એ જ સ્થિતિમા છે

મોટા લોકોમા છોકરાઓને અલાયદો ઓરડો પાડી આપ્યો ધીમે ધીમે ઓરડાઓના કદ પણ વધ્યા આગળની ઓટલી બદલાઇ ઉપર નકશીદાર છજ્જુ ચઢ્યુ એક માળ હતો તેના બે ત્રણ મજલા થયા, આગળ રવેશ કાઢવામા આવ્યા, પાછળ પેજારીઓ ઉમેરાઇ, પડખામા ઝુલતી ગેલરી કરવામા આવી, આગલી બાજુએ ગાડીને માટે પોર્ચ વધારવામા આવ્યો પાછળ નહાવાની ઓરડી, ચાકરોની ઓરડી વિગેરે કાઢવામા આવી મટોડાની ભોય હતી તે ફરસબધી થઇ, ધાબાના છાપરાને બદલે ચુના ગચ્ચી કરવામા આવી, અને મટોડાની પાળને બદલે પોરબદરના કાગરીવાળા કઠેરા થયા નાના બાકોરા વધીને કાચની મોટી બારીઓ થઇ બારણાનુ કદ વધ્યુ ઓરડે ઓરડે સીલીંગ ( છત ) થઇ, સાદુ છાપરૂ જઈ નકશીદાર છાપરૂ આવ્યુ વળી આગળ વધતા જમવાનો ઓરડો, દિવાનખાનુ, પુસ્તકાલય વિગેરે ઉમેરાયા અત્રે રહેનારી પશ્ચિમાસ પ્રજાએ વળી એક જાણવા જેવો સુધારો કર્યો દરેક સુવાના ઓરડાની બાજુમા ડ્રેસિંગ રૂમ અને બાથ રૂમ ઉમેર્યા જે જરૂરીયાતો ખુદ જહાગીર અને નૂરજહાન જેવા શોખીનોને લાગી નહોતી, તેવી જરૂરીયાતો હાલના સમયમા સાધારણ બગલામા પૂરી પાડવામા આવે છે

જ્યારે જરૂરીયાતો આવી રીતે વધી છે ત્યારે એ સબધનુ સાહિત્ય પણ વધવુ જ જોઇએ પશ્ચિમ દેશમા તો બેશક સાહિત્ય પણ વધ્યુ જાય છે, પરતુ ગુજરાતી

સાહિત્ય તો જ્યાંનુ ત્યાં જ છે. સંસ્કૃત ભાષામાં પણ ૧૩ મા સૈકા પછી વધારો જણાતો નથી. ગુજરાતીમાં રાજવલ્લભ અને બીજા એકાદ બે જુના ગ્રંથોના તરજુમા છે તે શિવાય બીજું કાંઇ જણાતું નથી. એના કરતાં બંગાળી સાહિત્ય પણ ઉંચી પદવી ધરાવે છે. તેમાં ૧૦–૧૨ ગ્રંથ થયલા કહેવાય છે. કેટલાકમાં હાલની નવી શોધો પણ દાખલ કરવામાં આવી છે.

'ગુજરાતી' ના તા. ૮ મીના લીડરમાં સાહિત્ય પરિષદ્ના ખાસ હેતુ નવ દર્શાવ્યા છે. તેની અંદર હાલના જમાનાનાં વિજ્ઞાનશાસ્ત્રોનો સાહિત્યમાં વધારો કરવાની વાત જ ભૂલી જવામાં આવી છે. કદાચ તેમને એ સંબંધે જરૂરીયાત જણાતી નહોય, પરતુ હાલનો સમય જોતાં સાહિત્યને અપ-ટુ-ડેટ ( Up-to-date ) બનાવવું એ જ ખાસ પ્રયાસ હોવો જોઇએ, કાવ્યરસાભિજ્ઞો કહેશે કે એવું લુખું સાહિત્ય વાંચવાથી શું આનંદ થવાનો છે? ઘર બાંધનારને ભલે ઉપયોગી હોય, સામાન્ય લોકોને શું ઉપયોગ? અત્રે કહેવું જોઇએ કે પશ્ચિમપ્રજા તેમને પણ ખુશ કરવામાં ચુકી નથી. તરેહ તરેહની આનંદ પમાડે એવી કવિતાઓ પણ તેઓ બનાવે છે. થોડા દિવસ ઉપર એક નામાંકિત પેઢીએ ૨૦૦ પેટી બનાવવાનુ ટેન્ડર નીચે પ્રમાણે કવિતામાં આપ્યું હતું.

Two hundred boxes firm and strong,
Five inches wide seven inches long,
With screwed on handles, and felt inside,
The hole cut square, and wood well dried,
Machinery cut and nailed by men—
Two hundred boxes—eight pounds ten.

W. S. Mason.

ગુજરાતી કોષ શોધવાથી માલમ પડશે કે એન્જીનીયરિંગના સંબંધના બોલો ત્યાં જવલ્લે જ દેખાવ દે છે આવી સ્થિતિ આવી પડવાનું કારણ ઉપરના લખાણોથી સ્પષ્ટ થયું હશે. શિલાટોને વાચતાં લખતાં પણ જવલ્લે જ આવડે એટલે તે સુધારા ક્યાંથી કરે? જોશીજીને વાંચતાં આવડે ખરૂં, પણ કામની માહિતી નહીં એટલે વિજ્ઞાનશાસ્ત્રના રૂપમાં એ વિષય કદી આગળ પડવા પામ્યો જ નહીં તો પછી સુધારા વધારા કયાંથી થાય? કહેવાની જરૂર નથી કે જો એ દિશામાં હિંદુસ્થાનને આગળ વધવું હોય, ગુજરાતને શિરોમણી થવું હોય, તો તેનું સાહિત્ય એ દિશામાં આગળ વધવું જ જોઇએ.

૧૭. એન્જીનીયરિંગના વિષયો ઉપર લખનારને મુશ્કેલી તો ઘણી નડતી હશે, પરંતુ તે મુશ્કેલીઓ દરેક વિજ્ઞાનશાસ્ત્રને માટે એક સરખી જ છે, અને તે પેહેલ કરનારને હમેશાં વિશેષ નડે જ. મુખ્ય વાંધો પરભાષાના શબ્દો આપણી ભાષામાં કેમ ઉતારવા એજ છે. સંસ્કૃત ઉપરથી નવા શબ્દો શોધી કાઢવા કેટલાકો જણાવે છે

પરતુ તેઓ ભુલી જાયછે કે એન્જીનીયરે સસ્કૃતનો અભ્યાસ કરેલો કયાથી હોય ? અને હોય તો જુજ હોય વળી સસ્કૃત શબ્દો દરેક રીતે સ્હેલા નીવડે એમ પણ ખાતરીથી કહેવાય નહીં અને દરેક શબ્દને માટે સસ્કૃત બોલ મેળવવો અશકય છે એન્જીનીયરિગના પુસ્તકો જલદી બહાર પાડવા હોય તો સ્હેલો રસ્તો એ જ છે કે જ્યા યોગ્ય શબ્દ નહીં જડે ત્યા અગ્રેજી શબ્દ વાપરવો જેમ ઉર્દુ અને પરશિયન ભાષાના શબ્દો પ્રચારથી ગુજરાતીમા સામાન્ય વપરાસમા આવી ગયા છે તેમ અગ્રેજી શબ્દો પણ સામાન્ય થઇ જશે

૧૮ વિજ્ઞાન શાસ્ત્રો તેમજ ખાસ ધધાના શબ્દો સબધી જો કોષ તૈયાર કરવામા આવે તો આ અડચણ ઘણે અશે દૂર થાય પ્રથમ એન્જીનીયરિગની અગ્રેજી ચોપડીઓના તરજુમા કરવા એજ સુગમ થઇ પડશે

૧૯ એન્જીનીયરિગનુ જ્ઞાન ધરાવનારાઓએ એક ચોપડી બહાર પાડી નથી તેનુ કારણ એનુ જણાય છે કે તેવી ચોપડીઓનો જોઇતો ખપત થવાનો સભવ ઓછો છે વાર્તાઓની ચોપડી ખરીદનાર હજારો મળેછે પરતુ ખાસ જ્ઞાનની ચોપડીઓ ખરીદનારની સખ્યા થોડી એનુ મૂળ કારણ પ્રાથમિક ( Primary ) કેળવણી લેનારની સખ્યા થોડી સાહિત્યની વૃદ્ધિ કરવાને સ્થપાયલી મડળીઓ તરફથી ઇનામના રૂપમા અગર બીજા કોઇ રૂપમા મદદ થાય તો સારૂ ઘરબાધણી સબવી ચોપડીઓની જરૂરીયાત ઘણી છે સુથાર મિસ્ત્રી કડીયા વિગેરે કારીગરો જેઓ અગ્રેજી જાણતા નથી પરતુ ગુજરાતી વાચી શકેછે તેઓને ઘણી ઉપયોગી પડે એટલુ જ નહીં પરતુ ઘર બાધનારને પણ ઘણી ઉપયોગી થઇ પડે હાલમા ઘણા ઘરો એવા નિકળશે કે જેના બે મજલા છતા ખરા કામ આવે એવા ચાર ઓરડા જવલ્લે જ મળશે ઓરડામા રહેલા દાદરને લીધે એક ઓરડો રદ પડેલો તો બીજો અધારાને લીધે રદ થયલો વળી એક ઓરડામા થઇને જ બીજા ઓરડામા જવાતું હોવાથી તે ચાલ જેવો બન્યો અમુક પૈસામા અમુક જગ્યાની અદર અમુક સગવડ કરી આપવી અને ઘરને સુશોભિત બનાવવુ એ કાઇ ખાસ અભ્યાસ વિના બને એમ નથી હાલ જેમ પાછળથી પસ્તાવાનો વખત આવે છે તેમ બનવુ નહીં જોઇએ

૨૦ **શિલ્પશાસ્ત્ર**—શિલ્પ વિદ્યા આપણામા અસલથી એક કળા તરીખે લેખાયછે ઋગ્વેદમા એ સબધે ખાસ ઇશારા માલમ પડતા નથી શિલ્પશાસ્ત્રનો મુખ્ય ઉપયોગ દેવસ્થાનોમા અથવા દેવળોમા અને રાજમહેલોમા કરવામા આવ્યો છે ક્રાઇસ્ટના જન્મ પહેલા આર્યનો તેમજ દ્રાવિડો એ બાબત આગળ ચઢેલા દેખાય છે

સઘળા આકારો સીધી લીટી અને વાકી લીટીના પરિણામ રૂપ છે અને કુદરતને અનુકરણ કરવાનો પ્રયત્ન સર્વત્ર થાય છે આર્ય લોકોના જુના દેવળોમા ઝાડપાનના ચિત્રો જોવામા આવતા નથી. દ્રાવિડોએ પણ એ વિષય ૧૦મા સૈકા પેહેલા હાથ ધરેલો જણાતો નથી જુદા જુદા દેવોના ચિત્રો અથવા જનાવરોના ચિત્રોથી

દેવળો શણગારવામાં આવેલાં છે. ઇજીપ્ટમાં એ ચિત્રો પણ બરાબર આકાર બતાવી શક્યાં નથી. ગ્રીસના શિલ્પિઓ એ બાબતમાં પ્રથમ પંકિતએ છે.

બુદ્ધ ધર્મના અનુયાયીઓએ, ઝાડ, પાન વેલ વિગેરે પ્રથમ કોતરેલાં જણાય છે. હિંદુસ્થાનમાં જુના જમાનાના શિલ્પીઓનાં કામ જોતાં તેમને ઘણું માન ઘટેછે. સઘળું કોતરકામ ગ્રીસ તથા રોમના કોતરકામથી એટલું બધું જુદું પડે છે કે તે અત્રેના શિલ્પીઓની જ બનાવટ છે એમ કહેવાને જરા પણ અડચણ નથી.

ફર્ગ્યુસન લખે છે કે મૂળ બુદ્ધ લોકોએ જ્યારે શરૂઆત કરી ત્યારે લાકડાનું કોતરકામ કરતા અને ગુફાઓમાં પણ લાકડું વાપરતા. તેઓનાં પ્રથમ કામો ગુફાઓમાં જ છે. અશોકના વખત પછી દેવળોનાં કામો શરૂ થયાં હોય એમ જણાય છે. આ ઉપરથી એમ જણાય છે કે બુદ્ધ ધર્મના વિસ્તાર પૂર્વે પથ્થરનાં કોતરકામ જવલ્લે જ હશે અને જો પથ્થરનાં દેવળો હોય તોપણ તદન સાદાં જ હશે છઠ્ઠા સૈકા પછીના દેવળો જોઇએ તેટલાં છે. જૈન લોકોનાં સારાં દેવળો સને ૧૦૦૦—૧૨૦૦ના અરસામાં બંધાયલાં જણાય છે ગીરનાર ઉપર જુનામાં જુનો લેખ અશોકનો મળેછે. જૈન પછી ૧૪મા સૈકામાં વિજયનગરનું રાજ્ય ચઢતી ઉપર આવ્યું. ત્યાંના ખંડીયરો જોવા જેવાં છે. બીજી તરફ મુસલમાની રાજ્ય સાથે ઉત્તર હિંદુસ્થાનમાં મુસલમાની શિલ્પ શાસ્ત્રનો પણ ફેલાવો થયો. આ સઘળી બાંધણીઓ જેમ એક બીજાથી જુદી પડેછે તેમ તેઓ ગ્રીક, રોમન અને ગોથિક આર્કિટેકચરથી પણ તદન જુદી જ છે. એ સંબંધનો ખાસ અભ્યાસ કર્યા શિવાય શિલ્પશાસ્ત્રનું જ્ઞાન મળવું મુશ્કેલ છે ગુજરાતી સાહિત્ય એ સંબંધે એક પણ ચોપડી ધરાવતું નથી. સાધારણ શિલાટ જે એકાદ તરેહનું કોતરકામ શિખ્યો હોય તે પ્રમાણે કર્યો જાય પછી મુસલમાની ઘુમટ ( Dome )ની નીચે મહાદેવનું લિંગ પધરાવવાને પણ હરકત નહીં.

૨૧. પુણાની એન્જીનીયરિંગ કોલજમાંથી એલ.સી.ઇ. પાસ થયલા ગુજરાતીઓની સંખ્યા કાંઇ થોડી નથી તેમાંથી કોઇપણ આગળ આવી ગુજરાતી સાહિત્યમાં એન્જીનીયરિંગનો વધારો કરી આપે એટલી જ વિજ્ઞપ્તિ.

કુંવરજી ખંડુભાઇ દેસાઇ



# બિયાવા તરીકે વાપરવામાં આવતા દાણા.

( રા. રા. ગણપતલાલ દયાશંકર મહેતા એલ. એજી (મુંબાઇ); એગ. ડીપ. અને બી એ. ( કેમ્બ્રીજ ); એન. ડી. એ.; એન. ડી ડી. વગેરે.)

## ઉપોદ્ઘાત.

ઇ. સ. ૧૯૦૮ના જુન માસમાં મુંબાઇ સરકારને કામે હિંન્દુસ્તાનના સેક્રેટરી લૉર્ડ મોર્લી તરફથી મ્હને આયરલૅંડના બિયાવુ નાણી જોવાના ખાતામાં બિયાવાના દાણા કેવી રીતે નાણી જોવામાં આવેછે તે જોવા ડબ્લીન મોકલવામાં આવ્યો હતો. જે ટુંક વખત હું ડબ્લીનમાં રહ્યો તેટલામાં મ્હેં બિયાં નાણી જોવાનું જે કામ કર્યું ત્હેનો હેવાલ મુંબાઇ સરકારને હિન્દુસ્તાનના સેક્રેટરી મારફતે ગયે વર્ષે મોકલી આપવામાં આવ્યો હતો.

બિયાવા તરીકે ફક્ત ચોખ્ખા અને નાણી જોયલા દાણા વાપરવાથી આયરલૅંડના ખેડુતોને છેલ્લાં ચાર પાંચ વરસમાં જે ફાયદો થયો છે, અને ત્યાંના ખેડુતોને બિયાવુ નાણી જોવાના ખાતાથી કેટલો બધો લાભ થાયછે, તથા ખેડુતો વરસે વરસે તે ખાતાનો કેવો વધારે અને વધારે ઉપયોગ કરેછે, તે સર્વે જોઇ મ્હારા મન ઉપર એટલી બધી અસર થઇ છે કે મુંબાઇ સરકારને મોકલેલા મ્હારા હેવાલમાંથી કેટલાક ફકરા અહિં ઉતારવા મ્હને જરૂરના લાગે છે. એથી અંગ્રેજી નહિ જાણનારા ગુજરાતી ઝમીનદાર તથા ખેડુત વર્ગ બિયાવાના દાણા કેવી તરેહના હોવા જોઇએ, વગેરે મુખ્ય મુખ્ય બાબતથી વાકેફ થઇ શકશે એવી હું આશા રાખું છું.

## બિયાવાના દાણા નાણી જોવાનું કારણ.

બિયાવાના દાણા રોપતા પ્હેલાં ત્હેને નાણી જોવા જરૂરના છે ; કારણ કે બજારમાંથી વેચાતા લીધેલા સાધારણ દાણાના દરેક નમુનામાં ચોખ્ખા દાણા હોતા નથી ; વળી ત્હેમાંનો દરેક દાણો ઉગી નીકળે એવી સ્થિતિમાં હોતો નથી. આ કારણોથી વેચાતા લીધેલા દાણાનો કેટલોક ભાગ બિયાવા તરીકે નકામો થઇ પડે છે.

ખેતરની જમીનપર ગમે તેટલા પૈસા, મજુરી વગેરે ખર્ચીને ખેડ ખાતર કરી હોય તો પણ જો બિયાવા તરીકે ચોખ્ખા દાણા વાપરવામાં ન આવે તો પાકની નીપજ દર વીધે સારી ઉતરતી નથી એ દરેક અનુભવી ખેડુતને માલૂમ હોય છે. બિયાવા તરીકે નઠારા હલકી જાતના દાણા વાપરવાથી બી બરાબર ઉગી નીકળતું નથી, અને ખેતરમાં ગાબચાં રહે છે. આ ગાબચાં ફરીથી પુરવાની જરૂર પડે છે. ગાબચાં પુરવા જે મ્હેનત અને ખર્ચ થાય તે ફોગટ છે વળી રોપણી કર્યા પછી ભારે વરસાદ થયો હોય તો જમીન ઘણી ભીની હોય છે, અને ગાબચાં પુરવાનું કામ ઘણાં દિવસ સુધી

મુલતવી રાખવુ પડે છે જો દાણા આ પ્રમાણે ઘણા મોડા પુરવામા આવ્યા હોય અને મોસમના છેવટના ભાગમા વરસાદની જો તાણ પડે તો પાછોતર રોપેલા દાણા માથી બરોબર પાક ઉતરી શકતો નથી પાછોતર વરસાદની તાણ આપણા ગુજરાતના ખેડુતને લગભગ છેલ્લા પાચ સાત વર્ષથી ભોગવવી પડે છે જો પ્હેલેથી જ બિયાવા તરીકે સારા ચોખ્ખા દાણા વાપર્યા હોય તો કેટલાક દાણા નહિ ઉગી નીકળવાથી પાકમા થતું નુકસાન અટકાવી શકાય

ખરાબ દાણા બિયાના તરીકે વાપરવાથી ઘણા ગેરફાયદા થાય છે ભેળભેળિયા હલકી જાતના દાણા ખેતરમા ઓરવાથી પાક ઓછો ઉતરે છે એટલુ જ નહિ પણ ખેતરમા નુકસાનકારક નિંદામણ ઘણુ ઉગી નીકળે છે પાક લણી લીધા પછી આવા ખેતરની જમીન ઘણી ખરાબ સ્થિતિએ પ્હોચેલી માલુમ પડે છે, કારણ કે નિંદામણના છોડવાના બી એની મેળે ખેતરમા દરેક જગાએ ખરી ગયા હોય છે નિંદામણના છોડવા ખેતરમા મુખ્ય પાકની સાથે ઉગવામા હરીફાઇ કરે છે, અને ઘણા નુકસાનકારક નીવડે છે આવા નુકસાનકારક નિંદામણના બિયા બજારમાથી ખરીદેલા ભેળભેળિયા હલકી જાતના દાણામા પુષ્કળ હોય છે વળી કેટલાક છોડવા જે મુખ્ય પાકના દુશ્મન તરીકે વર્તનારા હોય છે તેના પણ બી ઉપર કહેલા હલકી જાતના દાણામા હાજર હોય છે આવા હલકી જાતના દાણા બિયાના તરીકે નકામા છે અને તેથી ઘણી વખત પાકમા રોગ પડવાનુ કારણ થઇ પડે છે

બિયાના તરીકે સારા ચોખ્ખા દાણા વાપરવામા આવે, કે નઠારા ભેળભેળિયા દાણા વાપરવામા આવે તો પણ પાક લેવાને માટે કરવામા આવતી ખેડ ખાતર તથા મહેનત મજુરીનું ખર્ચ તો સરખુ જ થાય છે વરસાદ પાણી, ખાતર વગેરે જો પાકને બરાબર પ્રમાણમા મળ્યા હોય તો પાકની નીપજ બિયાના દાણાની જાત ( quality ) પર આધાર રાખે છે ઊંચી જાતના દાણા અને હલકી જાતના દાણાની બજાર કીમતમા ઝાઝો ફેર હોતો નથી પણ સારુ ચોખ્ખુ બી વાપરવાથી નીપજેલા પાક અને હલકી જાતનુ બી વાપરવાથી ઉતરેલા પાકની જાત ( quality ) અને વજનમા ઘણો ફેર પડે છે આ પ્રમાણે બિયાના દાણા વેચાતા લેતી વખતે ચાર આઠ આનાની કસર કરવાથી, છેવટે ઉતરેલા પાકમા દર વીઘે પાચ સાત રુપિયાની ખોટ વેઠવી એ તો મુર્ખાઇ ભરેલુ જ છે સારામા સારા દાણા બજારમા મળતા હોય તે બિયાવા તરીકે વાપરવા દરેક ખેડુતે ધ્યાનમા રાખવુ જોઇએ, અને 'ખાજે દાટા અને દરવાજા ઉઘાડા' એ કહેવતના ભોગ નહિ થવા સાવચેત રહેવુ જોઇએ

બિયાના દાણા મોઘા મળ્યા તેથી એમ નહિ માનવુ કે તે હલકી જાતના છે પણ સાધારણ ભાગે બજારમા મોઘા વેચાતા દાણા હમેશા ભેળભેળિયા જ હોય છે

ખેતીની અંદર ફાયદો તો નકામુ ખર્ચ કાપી નાખવાથી જ થઇ શકે ખરાબ બિયાવાનો ઉપયોગ જેમ બને તેમ કમી કરવા પ્રયત્ન કરવો જોઇએ

આયર્લેન્ડના ખેતીવાડીના ખાતા તરફથી છાપેલા એક સરક્યુલરમા એમ જણાવવામા આવ્યુ છે કે તે દેશની ખેતીમા નબળો પાક ઉતરવાનુ કારણ નઠારા ભેળભેળિયા

દાણાની બિયાના તરીકેની વપરાશ છે, એમ માનવાને સરકાર પાસે પુષ્કળ પુરાવો છે આ લખાણ જો હિન્દુસ્તાનની ખેતીને વિષે લખવામા આવ્યુ હોત તો તે વધારે યોગ્ય જગ્યાએ વાપરેલુ ગણાય દર વીઘે ઉતરતા પાકની નીપજમા દર વરસે આપણા દેશમા થતો ઘટાડો અને પાકની જાતનુ હલકાપણુ, જો આપણે ધ્યાનમા લઇએ તો હલકા સેળભેળિયા દાણા બિયાવા તરીકે વાપરવાથી કેટલું નુકસાન થાય છે, તેની કઇક કલ્પના થઇ શકે

હિન્દુસ્તાનમા સાધારણ ખેડુત, બિયાવા તરીકે વાપરવાના દાણા નાણી જોયા પછી વેચાતા લેવા જોઇએ તે, જાણતો નથી આપણે એટલુ કબુલ કરવુ પડશે કે હિન્દુસ્તાનમા જો ખેડુતે પોતે આવતા વરસમા બિયાના સારૂ પોતાના ખેતરમા પકવેલા દાણા સઘરી નહિ રાખ્યા હોય તો ત્હેને વિશ્વાસલાયક ચોખ્ખા દાણા બિયાના સારૂ વેચાતા મળવા ઘણા મુસ્કેલ છે, કારણ કે ચોખ્ખા, નાણી જોયેલા, ગૅરન્ટી સાથેના દાણા બિયાવા સારૂ વેચવા એ હિન્દુસ્તાનના દાણાના વેપારીને માલૂમ નથી જો સરકાર તરફથી ચોખ્ખા દાણા વેચનારા વેપારીઓને ઉત્તેજન આપવામા આવે અને બિયાવાના દાણા નાણી જોવાનું ખાતુ ઉઘાડવામા આવે તો નાણી જોયલા ચોખ્ખા સારા દાણા મેળવવા ખેડુત લોકને હાલ પડતી મુસ્કેલીઓ દૂર થાય

ખેતીવાડીના શાસ્ત્રના જ્ઞાનવાળા માણસની મદદ લેઇ જો કોઇ દાણાના વેપારીની પેઢી બિયાવાના દાણા વેચાતા લેતા પ્હેલા નાણી જુએ, અને ખેડુત લોકને સારા દાણા લણવા તથા ઉપણવામા શી શી કાળજી રાખવી જોઇએ ત્હેની શીખામણ આપે, અને બિયાવાના દાણા ત્હેની ઉગી નીકળવાની શક્તિની ગૅરન્ટીથી વેચવાનુ શરૂ કરે તો આપણા દેશની ખેતીની ઉન્નતિ થયા વિના રહે જ નહિ

ખરાબ સેળભેળિયા દાણા બિયાવા તરીકે વાપરવાથી કેટલા ગેરફાયદા થાય છે, તથા બજારમા વેચાતા દાણામા સાધારણ શી શી કસર હોય છે, અને તે કયા પ્રકારની તથા કેટલા પ્રમાણમા મુખ્ય પાકને નુકસાનકારક છે, વગેરે બાબતોની માહિતી હિન્દુસ્તાનના ખેડુતને, મ્હારા જાણવા પ્રમાણે, હજી કોઇ પણ સ્થાનેથી પુરી પાડવામા આવી નથી વળી હિન્દુસ્તાનમા સાધારણ ખોરાક વગેરે ઉપયોગમા લેવાતા દાણા અને બિયાવા તરીકે વપરાતા દાણા પકવવા તથા લણવા ઉપણવામા કઇ ફેર કરવામા આવતો નથી, જ્યારે પાશ્ચાત્ય દેશોમા બાહોશ ખેડુતો ફક્ત બિયાવા તરીકે વાપરવાના દાણા પકવે છે અને સાધારણ વપરાશના દાણા પકવવાનુ કામ બીજા ખેડુતોને માટે રહેવા દે છે આપણા દેશમા પણ જો દરેક તાલુકામા કેટલાક ખેડુતોને ખેતીવાડીના શાસ્ત્રીય જ્ઞાનવાળા માણસો તરફથી ખાસ બિયાવાને માટે દાણા કેમ પકવવા તથા લણવા અને ઉપણવા એ શિખવવામા આવે તો સારા ચોખ્ખા દાણા મળવાની તગી કમી થાય સરકાર તરફથી આ બાબતમા ઉત્તેજન મળે તો સુધારો થવો વધારે શક્ય છે જો કેટલાક આબરૂદાર દાણાના વેપારી એક મડળ સ્થાપી આ બાબતપર વિચાર ચલાવે, અને સરકારી ખેતીવાડીના શાસ્ત્રીય જ્ઞાનવાળા અધિકારીઓની મદદ લેઇ

બિયાવાને સારૂ વેચવામાં આવતા દાણાની જાત (quality) ચઢતી પંક્તિની કરવા પ્રયત્ન કરે તો તે પ્રયત્નમાં ફતેહ મળવાનો સર્વ સંભવ છે.

સાધારણ ખેડુત તથા બાગ બગીચાવાળા પોતાને જોઇતા બિયાવાના દાણા ગમે તો પોતે જાતે પકવે છે કે પછી વેચાતા લે છે. બિયાવાના દાણા જો પોતાની જાતે પકવેલા હોય તો તે ખરાબ સેળભેળિયા હોવાની ધાસ્તી કમી હોય છે. જાતે પકવેલા દાણા નબળા હોવાનું કારણ લણવા, ઉપણવા તથા સંઘરી રાખવામાં બેદરકારી હોયછે.

જો બિયાવાના દાણા વેચાતા લીધેલા હોય તો તે નબળા હોવાની વકી ઘણી છે. સાધારણ રીતે ખેડુત જ્યાંથી સોંઘામાં સોંઘા દાણા મળે ત્યાંથી પોતાનું બિયાવુ વેચાતું લે છે. આવી રીતે તે પોતાના પૈસા કચરા માટીમાં નાંખી દે છે. બિયાવા માટે ખરીદેલા આવી તરેહના દાણામાં નિંદામણનાં તથા બીજા નુકસાનકારક છોડવાનાં હજારો બી હોય છે. વળી સોંઘા મળતા દાણા ઘણે ભાગે ઘણા જુના તથા ભાગેલા અને ઉગી નીકળવાની શક્તિમાં ઘણા નબળા પડી ગયેલા હોય છે. વધારામાં કાંકરા, માટી, તણખલાં, છાલાં વગેરે કસરનો પણ કંઇ ટોટો હોનો નથી.

બિયાવાના દાણા નાણી જોવામાં બે મુદ્દા હોવા જોઇએ:—

(૧.) દરેક નમુનામાં સારા ચોખ્ખા દાણા સિવાય બીજી જાતના કેટલા કયા પ્રકારના દાણા છે અને વધારામાં બીજી કાંકરા, માટી, તણખલાં વગેરેની કેટલી કસર છે.

(૨) નમુનાના ચોખ્ખા દાણામાંથી સેંકડે કેટલા ટકા ઉગી નીકળવા શક્તિમાન છે.

પ્હેલી પરીક્ષાને "દાણાની ચોખ્ખાઇ નાણી જોવા કરવામાં આવેલો પ્રયોગ" કહે છે, અને બીજીને "દાણાની ઉગી નીકળવાની શક્તિ નાણી જોવા કરવા કરવામાં આવેલો પ્રયોગ" કહે છે.

કેટલીક વખત બિયાવાના દાણાનો બહારનો આકાર, રંગ, ચળકાટ, વાસ વગેરે ગુણ નાણી જોઇને તે કેટલે દરજ્જે સારા તથા ઉગી નીકળી શકે ત્હેવા છે, ત્હેનો આશરો બાંધવામાં આવે છે. જો કે આ તરેહની તપાસ હમેશા કરવી જરૂરની છે, તોપણ તે એકલીની જ મદદથી દાણાની જાત આંકી શકાય નહિ; કારણકે ઘણી વખત જુના હલકી જાતના દાણાને નવા જેવા ચળકતા કરવા સારૂ તેલ કે દિવેલનો હાથ દેવામાં આવે છે. આવી તરેહની ઉપર ઉપરના દેખાવની કરેલી પરીક્ષા ખાસ અનુભવી ખેડુત અને વેપારી સિવાય બીજા કોઇને ઉપયોગી પડતી નથી. સાધારણ ખેડુત જો આવી પરીક્ષા ઉપર ભરોંસો રાખે તો ઘણી વખત ખોટે માર્ગે દોરાઇ જવાનો ભય રહે છે.

બજારમાંથી વેચાતા લીધેલા દાણા ઘણું ખરૂં નીચેની ચાર પાંચ બાબતમાંથી એક કે વધારેની કસરવાળા હોય છે:—

(૧.) દરેક નમુનામાંના દાણાની ચોખ્ખાઇ;
(૨.) „ „ „ ઉગી નીકળવાની કુલ શક્તિ;
(૩.) „ „ „ ઉગી નીકળવાની ઝડપ;
(૪.) „ „ દાણાનું વજન.

આ દરેક બાબતપર ખાસ ધ્યાન આપવું જરૂરનું છે; અને બિયાવાના દાણા ઉપરની કઇ બાબતમાં કસરવાળા છે તે નાણી જોવું જોઇએ.

## નામ પ્રમાણે સચ્ચાઇ. ( Genuineness )

"નામ પ્રમાણેની સચ્ચાઇ," એટલે દરેક બિયાવાના દાણા જે નામથી વેચવામાં આવ્યા હોય તે જ હોવા જોઇએ; દાખલા તરીકે, ખેડુત બિયાવા માટે જુઆર વેચાતી લેવા માગે તો તેને સાચી જુઆર જ મળવી જોઇએ, અને સેળભેળિયા જુઆર અને સુંડિયાના દાણા માથે મારેલા હોવા જોઇએ નહિ. જુઆર અને સુંડિયાના દાણામાં દેખીતો ફેર માલુમ પડતો નથી, પણ જ્યારે પાક લણવામાં આવે ત્યારે દર વીઘે સેળભેળિયા બિયાવામાંથી જુઆર ઘણી થોડી નીપજેલી માલુમ પડે છે.

વળી અમુક દાણાની જુદી જુદી ભાત હોય છે અને દાણાના દેખાવ પરથી ભાત ઓળખવી ઘણી મુશ્કેલ હોય છે. આવી તરેહના જુદી જુદી ભાતના દાણા વેચાતા લેવામાં વેચનાર વેપારીની આબરૂપર ભરોસો રાખવો પડે છે.

દરેક નમુનાના બીના દાણા જે નામથી વેચ્યા હોય તે સિવાય બીજી કોઇ પણ જાતના દાણા તે નમુનામા હોય તો તે નમુનો કસરવાળો ગણાય; દાખલા તરીકે ઘઉં વેચતા લીધા હોય અને હેમાં સેંકડે પાંચ ટકા ચણાના દાણા હોય તો તે ઘઉં કસરવાળા ગણાય; કારણકે આવી તરેહના ઘઉં ખેતરમાં રોપવાથી સેંકડે પાંચ ટકા ચણાના છોડ ઉગી નીકળશે, અને તે ઘઉંના પાકમાં નિંદામણ તરીકે ગણાય. અને તેટલા પ્રમાણમાં દર વીઘે ઘઉંનો પાક ઓછો ઉતરે છે. વેચાતા લીધેલા બિયાવાના દાણામાં નુકસાનકારક નિંદામણનાં બી હોવાં જોઇએ નહિ.

કસરવાળા દાણા વેચાતા લેવાથી ખરીદનારને ગેરફાયદો થાય છે; કારણકે ફોગટના કસરના નકામા વજન માટે બિયાવાના દાણાની કીમત પ્રમાણે પૈસા આપવા પડે છે. ઉપરના ઘઉંમાં પાંચ ટકા ચણા હોવાથી બિયાવાના સેંકડે પાંચ ટકા ઘઉંની કીમત ફોગટની જ આપવામાં આવે છે. વળી જો ઘઉંમાં સેંકડે એક બે ટકા કાંકરા, માટી, તણખલાં વગેરેની કસર હોય તો, તેટલા ઘઉંની કીમતે કાંકરા, માટી ઇત્યાદિ વેચાતાં લેવામાં આવે છે. બિયાવાના દાણામાં વ્યાવહારિક ચોખ્ખાઇ હોવી જોઇએ, એટલે તે દાણા ત્હેના નામ પ્રમાણે સાચા હોવા જોઇએ એટલું જ નહિ પણ ત્હેમાં બીજી કોઇ પણ જાતની ગણત્રીમાં લેવા લાયક કસર હોવી જોઇએ નહિ.

## કસર.

કસર મુખ્ય બે જાતની હોય છે —

(૧) કાકરા, માટી, તણખલા, ડાળા, રેતી, ભાગી પડી ગયેલા દાણા વગેરે ચીજો જેમા જીવ હોતો નથી (Mechanical impurities) આ બધી ચીજો બિયાવાના વજનમા ફક્ત વધારો કરે છે

(૨) બીજી કસર જીવવાળી વસ્તુઓની હોય છે દાખલા તરીકે નિંદામણ ના છોડવાના બી તથા ખાસ કરીને મુખ્ય પાકને નુકસાનકારક છોડવાના બી આવી તરેહની જીવવાળી કસર ઘણી જ નુકસાનકારક છે

બિયાવાના દાણાની અંદરની કસર પર સાધારણ રીતે ખેડુત જેટલું ધ્યાન આપે છે તે કરતા વધારે ધ્યાન આપીને, બિયાવામા નિંદામણના તથા બીજા નુકસાનકારક છોડવાના બી ન હોય કાળજી રાખવામા આવે તો ખેતીની અંદર ઘણો લાભ થવા પામે દાણામા જો કે દર સેંકડે જુજ ટકા નિંદામણના બી હોય પણ તે રોપવાથી ખેતરમા તો દર વીધે હજારો નિંદામણના છોડવા ફૂટી નીકળે આ કારણથી જ્યારે બિયાવાના દાણાનો નમુનો તાણી જોવામા આવે ત્યારે ફક્ત સેંકડે કુલ કેટલા ટકા કસર છે એટલું જ તપાસીને સંતોષ માનવો નહિ પણ કસર કયા પ્રકારની છે તે તપાસવુ જોઇએ દાખલા તરીકે અમુક નમુનાના દાણામા કસરનો મોટો ભાગ કાકરા માટી તણખલા વગેરે જીવ વિનાની વસ્તુઓ હોય, કે બીજા નુકસાનકારક છોડવાના તથા નિંદામણના બિયા વગેરે જીવવાળી ચીજોનો મોટો ભાગ હોય કેટલીક વખત દાણામા જે જે કસર માલુમ પડે છે તે જે ખેતરમા આગલે વરસે આ દાણા પકવેલા હોય તે નિંદામણ વગેરેના, મુખ્ય પાકને નુકસાનકારક છોડવાથી ભરપૂર હોવાથી લણતી વખતે જ સર્વ ભેળસેળ થયેલી હોય છે વળી ખળીની જગા જ્યા દાણા લણ્યા પછી ઉપણવા તથા ચોખ્ખા કરવામા આવે છે તે, ચોખ્ખી નહિ હોવાથી દરેક જાતની કસર મુખ્ય પાકના દાણામા ભળે છે

આ સિવાય બજારમાના બિયાવાના કેટલાક નમુના તો ખાસ જાણી જોઇને વિવિધ કસરો સાથે ભેળવેલા હોય છે દાખલા તરીકે ઘઉંમા પાચ મણે એક તોલુ (દશ શેર) કાંકરા માટી ભેળવવામા આવે તો દેખીતો કઇ ફેર માલુમ પડતો નથી પાચ મણ ડાંગરમા દશ શેર કોદ ભેળવવામા આવે તો કઇ ફેર જણાય નહિ પાચ મણ અડદમા દશ શેર મગ ભેળવવામા આવે તો કઇ ફેર પડે નહિ અને વધારે કીમતના અડદને બદલે સોંઘી કીમતના મગ માથે મારવામા આવે છે

## દાણાની ચોખ્ખાઇ તાણી જોવાની રીત.

બિયાવાના દાણાની ચોખ્ખાઇ સ્હેલાઇથી તાણી જોવાય છે દાણાની જાત પ્રમાણે મૂળ નમુનામાથી નિરાળા નિરાળા વજનના ન્હાના નમુના જુદા કરવામા આવે છે, અને ઉપર કહેલી બે જાતની કસર જુદી પાડવામા આવે છે કસર જુદી પાડ્યા પછી

તેનુ વજન કરવામા આવે છે કસર જુદી કેવી રીતે કરવામા આવે છે તે છેવટે આપેલી છબી ન ૨ જોવાથી માલૂમ પડશે ન્હાના નમુનામાથી જુદી કરેલી કસરના વજન પરથી મૂળ નમુનાના દાણામા સેકડે કેટલા ટકા કસર છે તે નીચે પ્રમાણે ગણી કહાડવામા આવે છે દાખલા તરીકે—

| | શેર | અધોળ |
|---|---|---|
| મૂળ નમુનામાથી નાણી જોવા લીધેલા દાણાનુ વજન | ૧ — | ૪ |
| કુલ કસરનુ વજન ... .. .. | ૦ — | ૧ |
| ચોખ્ખા દાણાનુ વજન .. .. | ૧ — | ૩ |

મૂળ નમુનામાથી લીધેલા સવા શેર દાણામા એક અધોળ કસર માલૂમ પડી એટલે કે વીસ અધોળ દાણામા ઓગણીસ અધોળ ચોખ્ખા દાણા છે, તેથી સેકડે પચ્ચાણુ ટકા ચોખ્ખા દાણા છે

૧૯ × ૫ = ૯૫ ટકા ચોખ્ખા દાણા, અને પાચ ટકા કસર, જો બિયાવા સારૂ આ તરેહના દસ મણ ઘઉં લીધા હોય તો ત્હેમા અધમણ કસરનું વજન છે અને બાકીના સાડા નવ મણ ચોખ્ખા ઘઉં છે આ અધ મણ કસરની ઘઉં પ્રમાણે કીમત આપવામા આવી તે બરબાદ ગઇ એટલુ જ નહિ પણ ખેતરની અદર આવી જાતના ઘઉં રોપવાથી દરેક જાતના નિદામણના અને ઘઉંના પાકને નુકસાનકારક છોડવા દાખલ થવા પામે છે નિદામણના છોડવા ઘઉંના પાક સાથે ખેતરની જમીન પચાવી પડવામા હરીફાઇ કરે છે અને ઘઉનો પાક ઓછો ઉતરે છે આ પ્રમાણે બેવડુ નુકસાન થાય છે

ઉપર બતાવ્યા પ્રમાણે બિયાવાના દાણામા એકદર કેટલી કસર છે ત્હેનુ વજન નાણી જોવાય પણ કસર કયા પ્રકારની છે તે ખાસ કરીને નાણવુ વિશેષ જરૂરનુ છે, અને કસરમાના નિદામણના છોડના મુખ્ય પાકને કેટલા પ્રમાણમા નુકસાન કર્તા છે તે જાણવુ જોઇએ પોતાના ચોખ્ખા ખેતરમા વ્હેમ પડતુ બી રોપી નુકસાનકારક નિદામણના છોડ દાખલ થવાનુ જોખમ ખેડવાને બદલે ત્હેવી જાતનુ બી પ્હેલેથી જ રોપવુ નહિ એ ડહાપણ ભરેલુ છે

સર્વ ખેડુત અને બાગ બગીચાવાળાઓએ ચોખ્ખુ બી હોય તે જ રોપવાને ખાસ ધ્યાન આપવુ જોઇએ બિયાવાને માટે ઘણા જાણીતા ખેતરમા પકવેલા હોય અને પાછલે વર્ષે તે દાણાના પાકમા કોઇ રોગ નહિ પડેલો હોય એવી ખાતરી સાથેના દાણા મેળવવા પ્રયત્ન કરવો જોઇએ

ખેડુત તથા દાણાના વેપારીના મડળ તરફથી આવી તરેહના બિયાના માટે દાણા વેચવા દુકાન કહાડવામા આવે તથા ચોખ્ખાઇની ગેરટી સાથે દાણા વેચવની પ્હેલ કરવામા આવે તો બિયાનાના દાણામા ઘણો જ સુધારો થવા પામે પાશ્ચાત્ય દેશોમા ઘણા ખેડુત ફકત બિયાનાને માટે જ દાણા પકવે છે, અને આવી રીતે ખાસ

કાળજી રાખી પકવેલા દાણાની સાધારણ દાણા કરતાં વધારે કીમત ઉપજે છે. આપણા દેશમાં કેટલાક ખેડુતને આવી રીતે ખાસ બિયાવા સારૂ જ દાણા પકવવાને ઉત્તેજન આપવું જોઇએ.

કેટલીક વખત બિયાવાના દાણામાં સેંકડે જુજ ટકા, કસર હોય છે, પણ જે કસર હોય છે, ત્હેમાં નિંદામણનાં બી ઘણાં હોય છે, તેથી આ તરેહના દાણામાં જો કે કુલ કસર કમી છે, તોપણ બિયાવા તરીકે વાપરવા નકામા થઇ પડે છે. કુલ કસર સેંકડે થોડા ટકા વધારે હોય, પણ કસરનો મોટો ભાગ કાંકરા, માટી, તણખલાં વગેરે જીવ વિનાની ચીજોનો હોય તો ત્હેવી કસરવાળા દાણા બિયાવા તરીકે વાપરવા બહુ હરકત નથી. કારણ કે વીઘે અર્ધા મણને બદલે પચ્ચીસ શેર દાણા ઓરવાથી જીવ વિનાની કસરની ખોટ પુરી પાડી શકાય છે. કસરમાંના નિંદામણનાં બીની જાત. અને તે નિંદામણ મુખ્ય પાકને કેટલા પ્રમાણમાં હાનિકર્તા છે, વગેરે બાબતોની ખાસ નોંધ લેવી જોઇએ.

દરેક જીલ્લા તથા તાલુકાના ગામોમાં જુદી જુદી તરેહના બિયાવા માટે જે દાણા વેચવામાં આવતા હોય, ત્હેમાં જીવવાળી તથા જીવ વિનાની કસર કેટલા પ્રમાણમાં હોય છે, અને જીવવાળી કસરમાંના નિંદામણના દાણા કેવી તરેહના છે, અને નિંદામણના છોડવા મુખ્ય પાકને કેટલા પ્રમાણમાં નુકસાનકારક થઇ પડે એવા છે, વગેરે વગેરે બાબતોની સાધારણ ખેડુત વર્ગને માહિતી આપવાને પ્રયત્નો થવા જોઇએ. ઉપર કહ્યા પ્રમાણે સ્થાપેલાં ખેડુત અને દાણાના વેપારીનાં "સહાયકારક મંડળો" (Co-operative Societies) જો પોતાના તાલુકામાં બિયાવા સારૂ વેચાતા દાણા, કોઇ ખેતીવાડીના શાસ્ત્રનાં જ્ઞાનવાળા માણસ પાસે નાણી જોવરાવે, અને તે તપાસથી મળેલી માહિતી કોઇ વર્તમાનપત્રમાં છપાવે, અથવા તાલુકાના મુખ્ય મુખ્ય ગામોમાં ખેડુત લોકની સભા ભરી ત્હેમાં એ વિષે ભાષણ આપે, અને એ પ્રમાણે સર્વ ખેડુત લોકને બિયાવાના દાણા વિષેની સર્વ હકીકતથી માહિત કરવામાં આવે, તો જરૂર આપણા દેશની ખેતીમાં થોડા વર્ષમાં સુધારો થયા વિના રહે નહિ.

## બિયાવાના દાણામાં વનસ્પતિના રોગના ચેપની હાજરી.

બિયાવાના દાણાની ચોખ્ખાઇની પરીક્ષા કરતી વખતે ત્હેને કોઇ જાતના રોગનો ચેપ (Fungus spores) લાગેલો છે કે નહિ, ત્હેની ખાત્રી કરવી જોઇએ. વનસ્પતિના કેટલાક રોગ એવી તરેહના હોય છે કે તે મરી ગયેલી એટલે સડી ગયેલી વનસ્પતિને જ લાગુ પડે છે; ઉદા. saprophytic fungi અને જો વેચાતા લીધેલા દાણામાં આવી તરેહના રોગના ચેપ (spores) ની હાજરી માલૂમ પડે તો નક્કી જાણવું કે તે દાણા જુના અને સડી ગયેલા છે અને બિયાવા તરીકે વાપરવા નકામા છે

બીજી તરેહના વનસ્પતિના રોગ એવા હોય છે કે તે જીવના છોડને લાગુ પડે છે; ઉદા Parasitic fungi. આવી તરેહના રોગના સૂક્ષ્મદર્શક છોડવા (mycelium)

અથવા ત્હેનાં ચેપી બી મુખ્ય દાણાની છાલના પડની અંદર ભરાઇ રહે છે. જ્યારે આવી તરેહના રોગના ચેપવાળા દાણા રોપવામાં આવે, અને ત્હેને ઉગી નીકળવાને સર્વ સગવડ કરી આપવામાં આવે, ત્યારે તે દાણાની છાલમાં ભરાઇ રહેલા રોગના સૂક્ષ્મદર્શક છોડવા ત્હેનાં ચેપી બી ઉગીને ફુલી ફાલી નીકળે છે આ પ્રમાણે મુખ્ય પાકના છોડને છેક શરૂઆતથી જ રોગ લાગુ પડે છે

રોગના છોડ અને ચેપી બી દાણાની છાલમાં ભરાઇ રહેલા છે કે નહિ તે નીચે પ્રમાણે તપાસવામાં આવે છે બિયાવ ના દાણાના ઢગલામાંથી થોડાક દાણા એક શીશીમાં લેઇને તે શીશીમાં થોડુ પાણી રેડવામાં આવે છે પછીથી તે શીશીને દાટો મારીને ખુબ જોરથી હલાવવી કોઇ કોઇ વખત શીશીને જોસભર હલાવવાને યંત્રની મદદ લેવામાં આવે છે. હલાવ્યા પછી શીશીમાનુ પાણી શાંત પડવા દેવુ પછી ત્હેમાંનું એક ટીપુ સૂક્ષ્મદર્શક યત્રથી તપાસી જોવુ. જો દાણામાં રોગનો ચેપ લાગેલો હશે તો રોગના છોડ તથા બી સૂક્ષ્મદર્શક યત્ર નીચે માલૂમ પડશે.

કોઇ વખત બિયાવાના દાણા ભાગી મડી ગયેલા માલૂમ પડવાથી ત્હેમાં રોગનો ચેપ લાગેલો હોવાનો વ્હેમ પડે છે. આવી તરેહના સડી ગયેલા એક દાણાને ધારવાળા અસ્ત્રાથી કાપીને પાતળી છાલ ( sections ) ઉતારવામાં આવે છે. અને તે છાલને સૂક્ષ્મદર્શક યત્રથી તપાસવામાં આવે છે. જો તે દાણાને રોગનો ચેપ લાગેલો હશે તો રોગના સૂક્ષ્મદર્શક છોડ તથા બી ( mycelium and spores ) નજરે પડશે.

આ તરેહની બિયાવાના દાણાની ચોખ્ખાઇ નક્કી કરવા કરેલી પરીક્ષા ઘણી ઉપયોગી થઇ પડે છે. અને અમુક દાણા હલકી જાતના છે કે ઉંચી જાતના છે, અને બિયાવા તરીકે વાપરવા લાયક છે કે નહિ, વગેરેની એકદમ ખાત્રી કરી શકાય છે.

## બિયાવાના દાણાની ઉગી નીકળવાની શક્તિ.

અમુક દાણા ચોખ્ખા છે, માટે તે બિયાવા તરીકે વાપરવાને લાયક છે, એમ કહી શકાય નહિ. કારણકે દાણામાં બીજી કોઇ પણ તરેહની કસર ન હોય તોપણ તે ઘણા જુના હોઇ શકે અને ઉગી નીકળવાને અશક્તિવાન થઇ ગયેલા હોય તેથી ચોખ્ખાઇને માટે પરીક્ષા કર્યા પછી દાણાની ઉગી નીકળવાની શક્તિ કેટલા પ્રમાણમાં છે તે નક્કી કરવી જોઇએ. એકલી ઉગી નીકળવાની શક્તિની જ પરીક્ષા કરેલી હોય તો તે ઘણી ઉપયોગી થઇ પડતી નથી. કારણકે તે પરીક્ષા સારૂ ફક્ત ચોખ્ખા કરેલા દાણા વાપરવામાં આવે છે, અને મૂળ નમુનાના દાણા કેટલા પ્રમાણમાં ચોખ્ખા છે તે ખબર પડતી નથી. આ પ્રમાણે ચોખ્ખાઇ તથા ઉગી નીકળવાની શક્તિ એ બન્નેની પરીક્ષા કરવામાં આવી હોય ત્હેવા જ દાણા બિયાવા તરીકે વાપરી શકાય.

દાણાને ઉગી નીકળવા સારૂ ત્હેની અદર જે અકુર ( embryo ) હોય છે તે જીવતો હોવો જોઇએ. કેટલાક દાણા રોપ્યા પછી ઉગી નીકળતા નથી ત્હેનું કારણ એ હોય છે કે લણતી વખતે તે પરિપક્વ થવા દીધેલા હોતા નથી. પરિપક્વ થયેલા દાણા

પણ થોડાં વર્ષ સંઘરી રાખવાથી પોતાની ઉગી નીકળવાની શક્તિમાં નબળા પડતા જાય છે.

અમુક નમુનાના દાણામાં આવી રીતે ઉગી નહિ શકે એવા કેટલા દાણા હોય તે ઘણી જુદી જુદી બાબતો પર આધાર રાખે છે. દાખલા તરીકે,—

(૧.) દાણાની જાત—બાજરી, ઘઉં, ડાંગર વગેરે.

(૨.) પાકની લણુતી વખતે સ્થિતિ ; એટલે કણસલામાંના દાણા પરિપક્વ થયેલા છે કે નહિ.

(૩.) લણવા તથા ઉપણવામાં કેટલી કાળજી રાખેલી.

(૪.) દાણા સંઘરી રાખવામાં કેટલી કાળજી અપાયલી ; એટલે ભેજવાળી અથવા ગરમ જગ્યામાં દાણાના કોથળા રહેવા દેવામાં આવેલા કે જીવજંતુ પડવાથી સડી ગયેલા.

ઉપર પ્રમાણેનાં સર્વ કારણોથી દાણાની ઉગી નીકળવાની શક્તિ ઘણી કમી થઇ જાય છે, અને બિયાવા તરીકે વાપરવાને તે નકામા થઇ જાય છે. જુદી જુદી તરેહના દાણા ખેતરમાં રોપતા પ્હેલાં કેટલાં વર્ષ સુધી સંઘરી રખાય, અને ત્હેની બિયાવા તરીકે વાપરવાની કીમત ઓછી થવા પામે નહિ, એ દરેક દાણાની જાત ( species ) ઉપર આધાર રાખે છે. જુદી જુદી તરેહના દાણા જો કાળજી રાખી સંઘરી રાખવામાં આવ્યા હોય તો સાધારણ રીતે નીચે કોષ્ટકમાં આપેલા વખત સુધી બિયાવા તરીકે વપરાવા સારા રહી શકે છે.

| દાણાનું નામ. | વર્ષ. | દાણાનું નામ. | વર્ષ. |
|---|---|---|---|
| ઘઉં. ... ... ... ... | ૨ | મગ, અડદ, વાલ. ... | ૫ |
| જુવાર, બાજરી. ... ... | ૨—૩ | શેરીઆં. ... ... ... | ૨ |
| જવ. ... ... ... ... | ૧—૨ | રાઇ. ... ... ... ... | ૩—૪ |
| બાવટો, કોદરા. ... ... | ૨—૩ | ગાજર, કોથમીર, જીરૂં, અજમો. | ૩ |
| મકાઇ. ... ... ... ... | ૧—૨ | કોબીજ ... ... ... | ૩ |
| વટાણા, ચોળા, મઠ... ... | ૪—૫ | | |

નવા દાણામાં ઘણી વખત જુના દાણા ભેળવવામાં આવ્યા હોય છે, અને તેથી ઘણા દાણા ઉગી નીકળવાની શક્તિમાં નબળા માલૂમ પડે છે.

ઉપર બતાવેલાં કારણોમાંથી ગમે તે કારણને લીધે અમુક દાણાની ઉગી નીકળવાની શક્તિ નરમ થઇ ગયેલી હોય તે જાણવાની આપણને જરૂર નથી. ગમે તે દાણાની ઉગી નીકળવાની પરીક્ષા સ્હેલાઇથી કરી શકાય છે. અને બિયાવાના દાણાની ચોખ્ખાઇ તથા ઉગી નીકળવાની શક્તિની પરીક્ષા કર્યા સિવાય ત્હેમને ખેતરમાં ઓરવા જોઇએ નહિ.

## દાણાને ઉગી નીકળવા સારૂ રૂચિ પડે ત્હેવી પરિસ્થિતિ.

અમુક દાણાને બરાબર ઉગાડવા સારૂ કેટલીક આજુબાજુની સ્થિતિ ( environments ) પર ધ્યાન આપવું પડે છે. દાખલા તરીકે—

(૧.) પૂરતા ભેજવાળી તથા બરાબર ખેડખાતર કરેલી ક્યારાની જમીન;

(૨.) દરેક દાણાની જાત પ્રમાણે ત્હેને રૂચિ પડતી હવાની ગરમી ( temperature );

(૩) રોપેલા દાણાના બીને તાજી ચોખ્ખી હવા પહોંચી શકવાની ગોઠવણ.

(૪.) અંધારૂં.

આપણે હવે એક પછી એક ઉપર જણાવેલી બાબતોને જરા ઝીણી નજરે તપાસીએ.

### પૂરતા ભેજવાળી અને બરાબર ખેડખાતર કરેલી કયારાની જમીન.

જમીનમાં બી રોપતા પહેલાં ત્હેને પાણીથી પલાળવાની કાંઇ જરૂર નથી. કોઇ કોઇ વખત ફાફડા વાલના દાણા જેવાં ઘણા મ્હોટા કદનાં બીને રોપતા પ્હેલાં પલાળવામાં આવે છે. ક્યારાની જમીનમાં બીના દાણા એક બીજાને અડે નહિ તે પ્રમાણે રોપવામાં આવે છે દાણાની ઉગી નીકળવાની શક્તિની પરીક્ષા કરવા સારૂ ત્હેમને હમેશાં જમીનમાં જ રોપવામાં આવતા નથી. ઘણી વખત ભીંજવેલા જાડા શાહીચુસ કાગળના પડમાં બી પાથરવામાં આવે છે, અથવા ગ્લેઝ કર્યા વગરની માટીની જુદી જુદી જાડાઇની રકાબીઓ ( unglazed porcelain ) એક પાણીથી ભરેલી કથરોટમાં મૂકવામાં આવે છે,. અને બીના દાણા રકાબીઓ પર એક એકને અડે નહિ તે પ્રમાણે પાથરવામાં આવે છે શાહીચુસ કાગળ અને માટીની રકાબીઓ ઘણે ભાગે ઝીણાં બીના દાણા ઉગાડવા સારૂ વાપરવામાં આવે છે ઘઉં, બાજરી, કઠોળ, વગેરેના દાણાને ઉગાડવા ફુલના છોડ ઉગાડવાને માટે વાપરવામાં આવતાં માટીનાં ન્હાંનાં કુંડાંમાં ભીની માટી કે રેતી ભરવામાં આવે છે, અને બીના દાણા રોપ્યા પછી કુંડાને પાણીથી ભરેલી માટીની રકાબીમાં મુકવામાં આવે છે. માટીની રકાબીઓ અને કુંડાંને એક વખત દાણા રોપ્યા પછી કોઇ વનસ્પતિના રોગનો ચેપ લાગતો અટકાવવાને સ્વચ્છ કેમ રખાય, તે આગળ બતાવવામાં આવશે.

ફક્ત હવાની અંદરના ભેજથી બીના દાણા ઉગી શકે નહિ. ઉગવા સારૂ દાણાને કોઇ ભીની વસ્તુપર પાથરવા પડે છે; પણ જરૂરીઆત ભેજને સારૂ જે પાણી જોઇએ તે કરતાં વધારે પાણી હોય, એટલે કે બીના દાણા પાણીમાં અર્ધા ડોકિયાં કરતી સ્થિતિમાં રોપવામાં આવ્યા હોય તો તે ઉગી શકે નહિ દરેક જાતના દાણા ભીની વસ્તુપર મુકવાથી પાણી ચુસીને ફુલે છે. આ પ્રમાણે દાણાનુ કદ મ્હોટું થવાનુ કારણ ફક્ત ચુસેલું પાણી જ છે; અને પાણીમાં નાખવાથી દાણો ફુલી શકે છે, તેથી તે ઉગીને છોડ ઉત્પન્ન કરશે એમ કહી શકાય નહિં. ફક્ત જ્યારે બીની અંદરનો અંકુર

( embryo ) છાલની બહાર ફુટી નીકળે ત્યારે જ તે દાણો ઉગી નીકળ્યો કહેવાય અને જેટલી ઝડપ અને જેટલા જોસથી અંકુર દાણામાંથી ફુટી નીકળે, હેના પ્રમાણમાં તે દાણાની ઉગી નીકળવાની શકિત આંકવામાં આવે છે.

**દાણાની જાત પ્રમાણે રૂચિ પડતી હવાની ગરમી.** ( temperature )

જુદી જુદી જાતના દાણાને બરાબર ઉગી નીકળવા સારૂ જુદા જુદા પ્રમાણમાં હવાની અંદર ગરમીની જરૂર પડે છે. દરેક જાતના દાણા હવાની અંદરની ગરમીના જુદા જુદા પ્રમાણમાં થોડા ઘણા ઉગી નીકળે છે. પણ હેમને બરાબર ઉગી નીકળવા સારૂ તો અમુક પ્રમાણમાં જ હવાની ગરમીની જરૂર પડે છે. દાખલા તરીકે, ઘઉંના દાણા છેક ઠંડી, એટલે પાણીનુ બરફ થઇ જાય એવી હવાની ગરમી ( temperature ) માં પણ થોડા ઘણા ઉગી નીકળવા શકિતમાન હોય છે; અને તે જ દાણા, તાપની અંદર મુકેલા પાણીને હાથપર રેડીએ તો દઝાય એટલા પ્રમાણની હવાની ગરમીમાં પણ થોડે ઘણે ભાગે ઉગી શકે છે. હેવી જ રીતે મકાઇના દાણા પણ હવાની ગરમીના જુદા જુદા પ્રમાણમાં ઉગી શકે છે. પણ ઘઉં તથા મકાઇના દાણાને જો બરાબર રીતે ઉગાડવા હોય તો તાપમાં મુકેલું પાણી કોકળવાયુ થઇ શકે તેટલા પ્રમાણમા હવાની ગરમી હોવી જોઇએ ( Temperature between, 25°—30° C or 77°—86° F. ) આ તરેહની હવાની ગરમીના અમુક પ્રમાણ કરતાં જો હવા વધારે ઠંડી કે ગરમ હોય તો ઉગવા રોપેલા દાણામાના દાણા બરાબર ઉગી શકે નહિ; અને સઘળા દાણાની ઉગી નીકળવાની ઝડપ અને જોસમાં ઘણું મંદપણું માલુમ પડે છે. બિયાવાના દાણાની ઉગી નીકળવાની શકિતની પરીક્ષા કરવા સારૂ કોઇ પણ નમુનાના દાણા રોપવામાં આવ્યા હોય તો હેની આજુ બાજુની હવાની ગરમીનું પ્રમાણ હમેશા એક જ રાખવું જોઇએ. ઉદા૦ જો તે દાણાને એક દિવસ ઠંડું બરફ જેવું પાણી છાંટવામાં આવે, અને આજુબાજુની હવા પણ તેટલા જ પ્રમાણમાં ઠંડી રાખવામાં આવે અને બીજે દિવસે હાથ દાઝે હેવું ઉનુ પાણી છાંટવામાં આવે અને હવા પણ તેટલા જ પ્રમાણમાં ગરમ રાખવામા આવે તો આવી રીતે આજુબાજુની હવાની અંદરની ગરમી એકંદર ફેરબદલ થવાને લીધે રોપેલા દાણા બરાબર ઉગી શકતા નથી; અને બિયાવાના દાણાની ઉગી નીકળવાની શક્તિની આવી તરેહની પરીક્ષા કરવાથી હેની ખરી કીમત કરી શકાય નહિ.

**(૨) તાજી ચોખ્ખી હવા.**

સાધારણ રીતે બિયાવાના દાણા જે જગ્યામાં રોપવામાં આવે છે ત્યાંની હવાની અંદર ફેરબદલી થઇ શકવાની હમેશા ગોઠવણ હોય છે અને રોપેલા દાણાને શ્વાસોશ્વાસ લેવા હમેશા તાજી હવા મળી શકે છે બીજા દાણા પાણીમાં અર્ધા ડુબિયાં કરે એવી સ્થિતિમાં રોપેલા હોય તો હેમને તાજી હવા પ્હોંચી શકે નહિ. અને તેઓ ઉગી શકે નહિ. ઝેરી હવા અથવા જુદી જુદી રસાયણિક વસ્તુઓ જેમાંથી ઝેરી હવા પેદા થઇ શકે, વગેરે ઉગવા રોપેલા દાણા પર ઘણી જ નુકસાનકારક અસર કરે છે.

## (૪) અંધારૂં.

દાણાને બરાબર ઉગી નીકળવાને અંધારૂં વધારે રૂચિકર પડે છે કે નહિ હેની હજુ બરાબર ખાત્રી થઇ નથી. કેટલાક પ્રોફેસરોનો અનુભવ એવો છે કે કેટલીક તરેહના દાણા અંધારા કરતાં અજવાળામાં વધારે સારી રીતે અને જલદીથી ઉગી નીકળે છે; અને કેટલાક દાણા ઉગી નીકળવા સારૂ અંધારા કે અજવાળાના બેદરકાર છે. અમેરિકાના પ્રોફેસરોનો અનુભવ એવો છે કે ઉગી નીકળવા સારૂ દાણાને અંધારૂં વધારે રૂચિકર છે જ્યારે ઉગવા સારૂ દાણાને જમીનમાં રોપવામાં આવે છે ત્યારે સાધારણ રીતે જમીનની અંદર અંધારૂં હોય છે. તેથી દાણાની ઉગી નીકળવાની શક્તિની પરીક્ષા કરવા હેમને અંધારામાં ઉગાડવા એ વધારે પસંદ કરવા લાયક છે.

### દાણાની ઉગી નીકળવાની શક્તિની પરીક્ષા કરવાની રીત.

સાધારણ રીતે પાશ્ચાત્ય દેશોના દાણાના વેપારી તથા કાબેલ ખેડુત અને બાગ બગીચાવાળા વેચાતા લીધેલા બિયાવાના દાણાની ઉગી નીકળવાની શક્તિની પરીક્ષા નીચે પ્રમાણે કરે છે :—

એક ઢાંકણ સિવાયની પેટીમાં ખેતરની જમીન કે રેતી ભરવામાં આવે છે. અને પાણી છાંટી જમીનની માટી કે રેતીને ભીંજવવામાં આવે છે પછી એક મુઠીભર બિયાવાના દાણા પેટીમાં રોપવામાં આવે છે, અને હમેશા જોઇએ તે પ્રમાણે પાણી છાંટવામાં આવે છે, પેટીની અંદર જેટલા દાણા ઉગી નીકળે હેના દેખાવ ઉપરથી બિયાવાના નમુનાના દાણા કેવી જાતના ( quality ) છે તે વિશે આશરો બાંધવામાં આવે છે આવી રીતે ઉપર ઉપરની પરીક્ષા કરવી તે બિલકુલ પરીક્ષા નહિ કરવા કરતાં વધારે પસંદ કરવા લાયક છે. જો બિયાવાના દાણાની ઉગી નીકળવાની શક્તિનો ખાત્રી સાથે આશરો કહાડવો હોય તો મુળ રોપેલા તથા ઉગી નીકળેલા દાણા ગણેલા હોવા જોઇએ, અને મુળ રોપેલા દાણામાંથી સેંકડે કેટલા ટકા ઉગી નીકળે છે હેની પણ ગણત્રી કરવી જોઇએ.

ઉપર પ્રમાણે વળી કેટલાક ખેડુત રેતીની અદર એક નીક ખોદી દર વીઘે ખેતરમાં જેટલા દાણા ઓરવામાં આવતા હોય હેના પ્રમાણમાં તે નીકમા નાણી જોવાના બિયાવાના દાણા રોપે છે અને રેતી પર હમેશા ગરમ પાણી છાંટે છે. નીકમાં રોપેલા દાણા જલદીથી ઉગી નીકળે છે અને ઉગી નીકળેલા છોડવાના દેખાવ ઉપરથી બિયાવાના દાણાની ખુજ કરવામાં આવે છે. નીકમાં રોપેલા દાણા ગણેલા હોતા નથી અને જે છોડ ઉગી નીકળે છે હેની પણ ગણત્રી કરવામાં આવતી નથી. તેથી ફક્ત નીકમાં ઉગી નીકળેલા છોડના ઉપરના દેખાવથી બિયાવાના દાણાની ખાત્રી પૂર્વક ખુજ કરી શકાય નહિ.

કેટલાક લોક એમ ધારે છે કે જો બિયાવાના દાણા પાણીમાં નાખવામાં આવે તો સારા દાણા ડુબી જશે અને ખરાબ ઉગી નહિ શકે એવા દાણા પાણી ઉપર

તરતા રહેશે આ પ્રયોગ કરવા સારૂ દાણાના નમુનામાંથી એક મુઠીભર દાણા પાણીમાં નાખવાથી ત્હેની ઉગી નીકળવાની શક્તિની પરીક્ષા કરી શકાય પણ આ ધારણા ખોટી છે તે અમેરિકાના ખેતીવાડીના ખાતા તરફથી કરવામા આવેલા પ્રયોગોથી પૂરવાર કરવામા આવ્યુ છે કેટલાક દાણાની છાલ પર ઝીણી રૂવાટી હોય છે આ રૂવાટીની અંદર હવા ભરાઇ રહેવાથી જ્યારે તે દાણા પાણીમા નાખવામા આવે છે ત્યારે તેઓ પાણી ઉપર તરે છે અમેરિકાના ખેતીવાડીના ખાતાના પ્રયોગોમા ઘઉંના દાણા પાણીમા નાખવામા આવ્યા હતા જેટલા દાણા પાણીમાં ડુબી ગયા ત્હેમને રોપવામા આવ્યા. ત્હેમાના સેકડે ફક્ત ૬૮ ૩ ટકા ઉગી નીકળ્યા જેટલા દાણા પાણી ઉપર તરતા રહ્યા ત્હેમને રોપવામા આવ્યા ત્યારે ત્હેમાના સેકડે ૭૨ ટકા ઉગી નીકળ્યા આ પ્રયોગમાના પાણી પર તરતા રહેલા દાણા, ડુબી ગયેલા દાણાના કરતાં વધારે સારી રીતે ઉગી નીકળ્યા અને ઘઉં સિવાય બીજી જાતના (species) દાણાનો પણ ઉપર વર્ણવેલો પ્રયોગ કરવાથી કાઇ પણ નક્કી કહી શકાય નહિ એવા પરિણામ આવ્યા છે

બિયાવાના દાણાની ખાત્રી પૂર્વક ઉગી નીકળવાની શક્તિની પરીક્ષા કરવા બીજી વધારે ગુંચવણ ભરેલી રીતો કઇ કઇ વાપરવામા આવે છે તે જો કોઇ જીજ્ઞાસુને જાણવાની ઇચ્છા થાય તો મુંબાઇ સરકારને "બિયાવાના દાણા તાણી જોવાની રીતો તથા વાપરવાના ઓજાર' વિશે સને ૧૯૦૮ ના સપ્ટેમ્બર માસમા મોકલેલા મ્હારા રિપોર્ટ વાચવાથી ઘણી ઉપયોગી માહિતી મળી શકશે

વધારે અટપટા ઓજારોની મદદ વગર કોઇ ખેડુતને ખાનગી રીતે પોતાના બિયાવાના દાણા તાણી જોવાની મરજી થાય તો તે નીચે પ્રમાણે ઘણી સ્હેલાઇથી તાણી જોવાય

એક સ્વચ્છ મલમલ કે ફલાલીનના કપડાના કકડાને પાણીમા પલાળી પાણી નીકળતું રહે નહિ તે પ્રમાણમા ભીનો રાખવો (કપડાને બદલે ઘણે ભાગે જાડા બ્લૉટિંગ વાપરવામા આવે છે ) કપડુ વાપરવામા આવે તો ત્હેમા રંગ હોવો જોઇએ નહિ આવી રીતે ભીંજવેલા કપડા કે બ્લૉટીંગની એક વખત ગડી વાળીને એક માટીની રકાબી ઉપર પાથરવુ તાણી જોવાના બિયાવાના દાણામાથી બસે બસે દાણાના બે નમુના જુદા કરવા અને ત્હેમને ઉપર કહ્યા પ્રમાણે ભીંજવીને રકાબી ઉપર પાથરેલા બે જુદા જુદા બ્લૉટીંગ કે કપડાના કકડા ઉપર, એક દાણો બીજાને અડકે નહિ તે પ્રમાણે પાથરવા, પછીથી બીજા બે ભીંજવેલા બ્લૉટીંગ કે કપડાના કકડાથી બન્ને નમુનાના દાણાને ઢાકવા આવી રીતે તૈયાર કરેલી રકાબીઓ ઉપર બીજી રકાબીઓ કે કાચના કકડા ઢાકવા, જેથી કરીને કપડા કે બ્લૉટીંગનો ભેજ જલદીથી સુકાઇ જાય નહિ પછી આ રકાબીઓ રસોડામા કે બીજી કોઇ સાધારણ ગરમ હવાવાળી જગ્યામા મુકવી, જેથી બિયાવાના દાણા જલદી ઉગી નીકળે ઢાકણા તરીકે ઢાકેલી રકાબીઓ દિવસમા એક બે વખત ઉઘાડવી, જેથી બિયાવાના દાણાથી ભરેલી રકાબી-

માં એકઠી થયેલી ઝેરી હવા બહાર નીકળી શકે અને સારી તાજી હવા ઉગતા દાણાને પ્હોચી શકે.

દર સાંજે રકાબીઓમાં કેટલા દાણા ઉગી નીકળ્યા છે ત્હેની તપાસ કરવી ; અને ઉગી નીકળેલા દાણાને જુદા કરી, ત્હેને ગણવા અને ત્હેની નોંધ કરવી. આ પ્રમાણે દશ દિવસની અંદર જેટલા દાણા ઉગી નીકળે ત્હેનો સરવાળો કરી ઉગવા મુકેલા બસેં દાણામાંથી કેટલા ઉગી નીકળ્યા ત્હેની તપાસ કરવી અને દાણાના મુળ નમુનાની સેકડે ઉગી નીકળવાની શક્તિના ટકાની ગણત્રી કરવી.

## રકાબીઓ તથા કપડાં સ્વચ્છ રાખવા કાળજી.

જે રકાબીઓ તથા કપડાં એક વખત બિયાવાના દાણા ઉઘાડી જોવા વાપરવામાં આવ્યાં હોય ત્હેમને પરીક્ષા પૂરી થયા પછી ઉકળતા પાણીમાં સ્વચ્છ ધોઇ નાખવાં જોઇએ અને બીજી વખત ત્હેમની અંદર દાણા ઉગાડવા મુકતા પ્હેલાં, એક વખત ફરી, ત્હેમને ઉકળતા પાણીથી સ્વચ્છ કરવાં જોઇએ. આવી રીતે કાળજી રાખવામાં આવે નહિ તો એક વખત વાપરેલાં કપડાં તથા રકાબીઓ ઉપર જુદા જુદા વનસ્પતિના રોગના સૂક્ષ્મદર્શક છોડ ( moulds and fungi ) ઉગી નીકળે છે અને બીજી વખત જ્યારે એ રકાબીઓ તથા કપડામાં દાણા ઉગવા મુકવામાં આવે ત્યારે ત્હેમને રોગ લાગુ પડે છે, અને ઉગવાને અશક્તિમાન નીવડે છે.

દાણા ઉગાડવાના કુંડામાં ભીની માટી કે રેતી ભરવાને બદલે કેટલાક લોક લાકડાના વ્હેરનો ઉપયોગ કરવા કહે છે. પણ લાકડાના વ્હેરમાં કેટલીક રસાયણિક વસ્તુઓ હોય છે, જે દાણાને ઉગવામાં હાનિકારક હોય છે.

## ઉગવા મુકેલા દાણાને કેટલા દિવસ સુધી ઉગવા દેવા.

જુદી જુદી તરેહના દાણાને બરાબર ઉગી નીકળવા નિરાળી નિરાળી મુદત લાગે છે. ઘણે ભાગે દરેક મુખ્ય બીના દાણા તાણી જોવાના સ્ટેશનમાં ઘણાખરા દાણાને ઉગાડી જોવાને સારૂ દશ દિવસની મુદત રાખવામાં આવે છે ઉદા. ગાજર, વરીયાળી, ભાંગ, તંબાકુ, અને કેટલાંક ઘાસનાં બી બરાબર ઉગી નીકળવા દશને બદલે ચૌદ દિવસ લે છે. કેરીના ગોટલા, અને બોર, રાંયણાં વગેરે ફળના ઠળિયાને બરાબર ઉગી નીકળવા સારૂ બેતાળીસ દિવસ લાગે છે.

આ પ્રમાણે દશ દિવસની અંદર ઉગવા મુકેલા બસેં દાણામાંથી જેટલા ઉગી નીકળે ત્હેનો સરવાળો કરી બિયાવાના દાણાના નમુનામાં સેંકડે ઉગી શકે એવા દાણાના કેટલા ટકા છે ત્હેની ગણત્રી કરવામાં આવે છે. બાકીના દશ દિવસની અંદર નહિ ઉગી શકેલા દાણા ગમે તો ઘણા જુના હોવાથી કે કાંઇ હરકત થવાથી ઉગી નીકળવાને લાયક નથી એમ માનવામાં આવે છે ; અને બિયાવાના નમુનાની અંદર સેંકડે આવા ન ઉગી શકે એવા દાણાના કેટલા ટકા છે તે નોંધવામાં આવે છે.

ઉપર પ્રમાણે બિયાવાના દાણાની ઉગી નીકળવાની શક્તિની પરીક્ષા કરવામાં આવે છે.

## બિયાવાના દાણાની જાત ( species ) પ્રમાણે સેંકડે કેટલા ટકા ઉગવા જોઇએ.

બિયાવાના દાણાના નમુનામાંથી દરેક દાણો ઉગી નીકળવો જોઇએ, એમ ધારવું વાજબી નથી જુદા જુદા નમુનાના દાણાની ઉગી નીકળવાની શક્તિ ઉપર બતાવી ગયા પ્રમાણે ઘણાં જુદાં જુદાં કારણોને લીધે નબળી પડી ગયેલી હોય છે નીચેના કોષ્ટકમાં સાધારણ પાકના દાણાના નમુનામાં સેંકડે કેટલા ટકા ઉગી નીકળે એવા દાણા હોવા જોઇએ ત્હેની યાદી આપવામાં આવી છે. વેચાતા લીધેલા ઘણા ખરા દાણાની ઉગી નીકળવાની શક્તિ આ યાદીમાં આપેલા પ્રમાણ કરતાં ઓછી માલૂમ પડવાનો સંભવ છે. પણ ઘણો ફરક પડતો હોય તો નક્કી જાણવું કે વેચાતા લીધેલા દાણા હલકી જાતના છે.

| દાણાનુ નામ. | સેંકડે ઉગી શકે એવા ટકા. | દાણાનું નામ. | સેંકડે ઉગી શકે એવા ટકા |
|---|---|---|---|
| વાલ, મગ, અડદ. ... | ૯૫ | ઘઉં. ... | ૯૫ |
| શેરીઆં. ... | ૯૨ | બાજરી. ... | ૯૫ |
| કોબીજ. ... | ૯૫ | જવ ... | ૯૫ |
| મકાઇ (ખેતર). ... | ૯૫ | જુઆર, બાવટો ... | ૯૫ |
| „ (બાગ). ... | ૯૨ | વટાણા, ચોળા ... | ૯૮ |
| કાકડી, ગલકાં, કોળાં.. | ૯૨ | મઠ, તુવેર. ... | ૯૫ |
| વેંગણ ... | ૮૫ | મુળા. .. | ૯૫ |
| ભોપળાં, કુટ ... | ૯૨ | ટૉમેટો ... | ૯૦ |
| ડુંગળી ... | ૮૫ | તંબાકુ. ... | ૮૮ |
| | | કપાસ. .. | ૯૦ |

આપણે ઉપર બતાવ્યા પ્રમાણે દાણાની બે જાતની પરીક્ષા કરી : (૧) ચોખ્ખાઇની પરીક્ષા ; (૨) ઉગી નીકળવાની શક્તિની પરીક્ષા. અને ઉપર કહેવામાં આવ્યું છે

કે આ બેમાથી કોઇ પણ એકલી એક જ પરીક્ષા કરવાથી બિયાવાના દાણાની જાત (quality) ની ખાત્રીથી બુજ કરી શકાય નહિ દાણાની ખરેખરી બુજ તો બન્ને પરીક્ષા કરવામા આવે ત્યારે જ થાય

## પરીક્ષાનાં પરિણામ નોંધવાની રીત.

ઉપર કહેલી બન્ને પરીક્ષાના પરિણામ નીચે પ્રમાણે નોંધવામા આવે છે — જો

ચ = સેકડે ચોખ્ખાઇના ટકા,

ઉ = સેકડે ઉગી નીકળવાની શક્તિના ટકા

ખ ક = બિયાવા તરીકે ખરી કીમત,

આ પ્રમાણે ધારવામા આવે તો બિયાવાના દાણાના કોઇ પણ નમુનાની ખરી કીમત નીચેના નિયમથી ગણી શકાય —

$$\frac{\text{ચ} \times \text{ઉ}}{100} = \text{ખક}$$

દાખલા તરીકે ધારો કે બિયાવાના દાણાનો કોઇ નમુનો સેકડે ૯૦ ટકા ચોખ્ખાઇવાળો હોય અને ત્હેની ઉગી નીકળવાની શક્તિ ૮૦ ટકા હોય તો તે નમુનાના દાણાની બિયાવા તરીકે ખરી કીમત ૭૨ ટકા છે આપણા નિયમ પ્રમાણે ચ=૯૦, ઉ=૮૦ અને

$$\frac{90 \times 80}{100} = 72 \quad \text{તેથી ખ—ક} = 72$$

આવી તરેહના જો ૨૫ મણ દાણા વેચાતા લીધા હોય તો ત્હેમાના ફક્ત ૧૮ મણ સારા ઉગી નીકળે ત્હેવા છે, અને બાકીના ૭ મણ બિયાવા તરીકે નકામા છે

ઉપર પ્રમાણે અમુક નમુનાના દાણાની બિયાવા તરીકે શી કીમત છે તે ગણી કહાડવામા આવે છે તે પ્રમાણેના ખરી કીમતના આકડા પરથી બિયાવા માટે બતાવવામા આવેલા દાણાના બે નમુનામાથી ખરેખર સોઘા અને સારા દાણા કયા નમુનામા છે તે ખાત્રીથી કહી શકાય પ્હેલા નમુનાના દાણા ધારો કે બીજા નમુનાના દાણા કરતા કુલ ઓછી કસરવાળા અને સોઘા છે પણ જો તે બીજા નમુનાના દાણા કરતા ઉગી નીકળવાની શક્તિમા હલકી જાતના હોય તો ઘણી વખત પ્હેલા નમુનાના દાણા બીજા નમુનાના દાણા કરતા અતે મોઘા પડે છે વળી જો દાણાની ઉગી નીકળવાની શક્તિ ઘણી નબળી હોય તો ત્હેમને ખેતરમા રોપ્યાથી ઘણા નાજુક અને નબળા છોડ ઉગે છે અને તે લાખો વખત જીવી શકતા નથી આવા નબળા છોડવા જો જીવી શકે તો જુદા જુદા વનસ્પતિના રોગ (parasitic fungi) ના કે ઇજાકારક જીવજતુઓના ભોગ થઇ પડે છે

બિયાવા તરીકે ખેતરમા દરેક વીઘે કેટલા દાણા ઓરવા તે દાણાની ઉપર બતાવ્યા પ્રમાણેની ખરી કીમતના પ્રમાણ ઉપર આધાર રાખે છે ઉદા૦ જો અમુક નમુનાના દાણાની બિયાવા તરીકે સેકડે ૮૬ ટકા ખરી કીમત હોય અને તે જ દાણાના બીજા નમુનાની ખરી કીમત સેકડે ૪૮ ટકા હોય તો પ્હેલા નમુનામાના એક

શેર દાણા બીજા નમુનામાંના બશેર દાણાના બિયાવા તરીકે સારું વાળે છે. આ બાબત ઉપર ઘણી વખત બિલકુલ ધ્યાન આપવામાં આવતું નથી.

ઘણી વખતે દર વીઘે જરૂર કરતાં ઘણાજ વધારે વજનમાં બિયાવાના દાણા રોપવામાં આવે છે દાણાની જાત (quality) આ કારણને લીધે થોડી ઘણી ઢંકાય છે પણ આવી રીતનો બિયાવાના દાણાનો ગેરઉપયોગી ખર્ચ ફોગટ જાય છે.

## સારા દાણા બિયાવા તરીકે વાપરવાની જરૂર.

બીના દાણા ખેતીના ધંધાના મુળ પદાર્થ ( raw material ) તરીકે ગણાય છે. આ મુળ પદાર્થ પર દરેક ખેડુત પોતાના પૈસા, વખત, અક્કલ, ખેડખાતર, મજુરી, ઓજાર, વગેરેનો ખર્ચ કરે છે. જો મુળ પદાર્થ જ હલકી જાતનો હોય તો તે પર ગમે એટલું ખર્ચ કરવામાં આવે તોપણ ફાયદો થોડોજ થાય. વળી ઘણી વખતે હલકી જાતના મુળ પદાર્થ ઉપર, સારી જાતના મુળ પદાર્થ કરતાં, પાછળનું ઉપર બતાવ્યા પ્રમાણેનું ખર્ચ વધારે કરવું પડે છે. પણ સારા અને નઠારા દાણા રોપવાથી જે જે પાક ઉતરે તે એની અંદર સરખામણી કરવા જેવું કંઇ હોતું જ નથી. એ પાકમાંથી થયેલી ઉપજમાંના ફરકને મુળ રોપેલા બન્ને જાતના દાણાની કીમતમાંના ફરક સાથે સરખાવવામાં આવે તો નઠારૂં બી વાપરવાથી ખેતીમાં ઘણી ખોટ ગયેલી માલુમ પડી આવે છે. જો દરેક ખેડુત બિયાવાના દાણાની ઉપર બતાવ્યા પ્રમાણેની ખરી કીમતથી માહિતગાર હોય તો તે દાણા ખેતરમાં રોપતા પ્હેલાં તે ઉપાય લે અને પાકની ઉપજમાં ખોટ આવતી કેટલાક પ્રમાણમાં અટકાવી શકે.

## દાણાની ઉગી નીકળવાની ઝડપ

અમુક નમુનામાંના દાણા જો કે ચોખ્ખા હોય અને ઉગી નીકળવાની શક્તિ પણ ઉંચા પ્રમાણમાં ધરાવતા હોય, એટલે કે ઉપર બતાવ્યા પ્રમાણેની ત્હેની બિયાવા તરીકે વાપરવાની ખરી કીમત ઘણા ઉંચા પ્રમાણમાં આંકવામાં આવી હોય, તો પણ તે દાણા હલકી જાતના હોવાનો સંભવ છે. કેટલીક વખત દાણા ઉગી શકે એવા હોય પણ ત્હેને ઉગવાને માટે ઘણા દિવસ લાગે છે; કારણ કે દરેક દાણામાંનો અંકુર ઘણો નબળો પડી ગયેલો હોય છે અને ત્હેને દાણાની છાલમાંથી ફુટી નીકળવાને ઘણો વખત લાગે છે. આવા દાણામાંથી ઉગેલા છોડવા ઘણા નબળા હોય છે, અને ઉપર કહ્યા પ્રમાણે આવા છોડવાને રોગ તથા જીવજંતુના ભોગ થઇ પડવાનો ઘણો સંભવ છે. આ તરેહના દાણાને બિયાવા તરીકે વાપરવાને હલકી જાતના ગણવામાં આવે છે. આવા કારણને લીધે બિયાવાના દાણા ચોખ્ખા, તથા ઉગી નીકળવાની કુલ શકિત ઉંચા પ્રમાણમાં ધરાવતા હોવા જોઇએ. એટલું જ નહિ પણ તે દાણા સર્વ સરખી ( uniform ) ઝડપ અને જોસથી ઉગી નીકળે એવા જોઇએ. એક જ જાતના ( species ) જુદા જુદા નમુનામાંના દાણાને, આજુ બાજુની હવા, ભેજ, ગરમી વગેરે પરિસ્થિતિ રૂચિકર પ્રમાણમાં હમેશા જાળવી રાખીને, ઉગી નીકળવા સારૂ રોપવામાં આવ્યા હોય તો નમુના વાર ત્હેમની ઉગી નીકળવાની ઝડપમાં હમેશા ફરક પડે છે. આ પ્રમાણે ફરક પડવાનાં ઘણાં કારણ છે :—

(૧) દાણાની અંદરના અંકુરની પ્રાકૃતિક ટેવ ( inherent peculiarity ).

(૨) દાણાની છાલના પડની જાડાઇ.

(૩) દાણા સંઘરી રાખ્યાનો વખત.

(૪) લણતી વખતે દાણા પરિપક્વ થયેલા કે અધકચરી સ્થિતિમાં લણેલા.

ઘણે ભાગે પરિપક્વ થયેલા દાણા અધકચરા દાણા કરતાં વધારે જલદીથી ઉગી નીકળે છે. પણ કેટલીક જાતના દાણા જો લણ્યા અને ઉપણ્યા પછી તરત જ રોપવામાં આવે તો ત્હેમાંના અધકચરા દાણા પરિપક્વ થયેલા દાણાના કરતાં વધારે ઝડપથી ઉગી નીકળે છે, પણ અધકચરા દાણા જો લાંબી મુદત સુધી સંઘરી રાખવામાં આવે તો ત્હેમની અંદરનો અંકુર નબળો પડી જાય છે. અને ત્હેમની ઉગી નીકળવાની શક્તિ કમી થાય છે. વળી ઉપર કહેવામાં આવ્યું છે કે અધકચરાં બીમાંથી જે છોડ ઉગી નીકળે છે તે ઘણા નબળા હોય છે, અને તેઓ રોગ તથા જીવજંતુના ભોગ થઇ પડે છે. નીચેના કોષ્ટકમાંના બે જાતના વટાણાના દાણાની ઉગી નીકળવાની શક્તિ તથા ઉગી નીકળવાની ઝડપની મ્હેં ડબ્લીનમાં પરીક્ષા કરી હતી અને આવેલા પરિણામની નોધ નીચે બતાવવામાં આવી છે :—

| દાણાનું નામ અને નમુનાનો નંબર. | ઉગાડવાને રોપેલા દાણાનો કુલ નંબર અને રોપ્યાની તારીખ. | કેટલા દાણા ઉગી નીકળ્યા. તારીખ. | | | | | | | | | | | | કુલ કેટલા દાણા ઉગ્યા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | |
| વટાણા નં. ૪૬૧ | ૧૦૦ / ૧૭-૬-૧૯૦૮ | ૦ | ૨૫ | ૨૧ | ૧૦ | ૧૮ | ૮ | ૩ | ૩ | ૭ | ૧ | ૦ | ૦ | ૯૬ |
| વટાણા નં. ૨૫૧ | ૧૦૦ / ૧૭-૬-૧૯૦૮ | ૦ | ૭૨ | ૨૦ | ૦ | ૦ | ૨ | ૧ | ૧ | ૨ | ૦ | ૦ | ૦ | ૯૮ |

| પ્હેલા ચાર દિવસમાં કેટલા ઉગ્યા. | કઠણ દાણાના* અડધો નંબર | ઉગી નીકળવાની કુલ શક્તિ. |
|---|---|---|
| ૪૬ | * | ૯૬ |
| ૯૨ | ૦ | ૯૮ |

*કઠોળની અંદર કેટલાક દાણા સારા પરિપક્વ હોવા છતાં ઉગી શકતા નથી. આવા દાણાને 'કઠણ દાણા' કહેવામાં આવે છે. વધારે સમજુતી માટે જુઓ પાનું, ૨૪.

આ બન્ને નમુનાના વટાણા રોપ્યા પછી ત્રીજે દિવસે જેવા માલૂમ પડ્યા હેનો ફોટોગ્રાફ્ લેવામાં આવ્યો હતો અને તે ફોટોગ્રાફ પાછળ આપેલી છબી નં. ૩ માં દેખાડવામાં આવ્યો છે.

ઉપરના કોષ્ટકમાં નોંધેલા આંકડા ઉપરથી ખુલ્લું દેખાઇ આવે છે કે આજુબાજુની હવા, ભેજ, ગરમી વગેરે સરખી સ્થિતિમાં ઉપરના વટાણાના બે નમુનાની ઉગી નીકળવાની કુલ શક્તિ લગભગ સરખી છે. પણ જો આપણે જરા વધારે ઝીણી નજરે તપાસ કરીએ તો બે નમુનાની અંદર ઘણો ફેર નજરે પડે છે. જો આપણે પ્હેલા ચાર દિવસમાં ઉગી નીકળેલા દાણાની ગણત્રી કરીએ તો નં ૪૬૧ ના નમુનામાંથી ફક્ત ૪૬ દાણા ઉગી નીકળેલા છે, પણ નં ૭૫૧ ના નમુનામાંથી તેટલી જ મુદ્દતમાં ૯૨ દાણા ઉગી નીકળેલા છે માટે બે નમુનાની પ્હેલા ચાર દિવસમાં ઉગી નીકળવાની ઝડપનો મુકાબલો કરવામા આવે તો નં ૭૫૨ ની ઝડપ નં ૪૬૧ ની ઝડપ કરતાં બેવડી છે. જો ૧૦ દિવસની ઉગી નીકળવાની કુલ શક્તિ એકલીના જ આંકડા તપાસીને ઉપરના વટાણાના નમુનાની બિયાવા તરીકે ખરી કિંમત આંકવામાં આવી હોય તો ભૂલ ભરેલું પરિણામ આવે હેમા કઇ નવાઇ નથી તેથી દરેક નમુનાના દાણાની ઉગી નીકળવાની કુલ શક્તિની સાથે હેમની ઉગી નીકળવાની ઝડપ તથા જોસની નોંધ લેવી જોઇએ

## તરતના ઉગેલા છોડવાનું કોમળપણું.

ગમે તેટલી ઉંચી જાતના દાણા રોપવામા આવ્યા હોય તોપણ હેમની અંદરથી જે છોડ ઉગી નીકળે તે બચપણમાં ઘણા કોમળ અને નાજુક હોય છે પણ ઉંચી જાતના દાણામાંથી ઉગેલા છોડ જલદીથી ફુટી ફાલી નીકળે છે અને કોઇ અચાનક અકસ્માત ખમી શકવાને શક્તિમાન થાય છે. જો મુળ રોપેલા દાણા હલકી જાતના હોય, એટલે હેમની અંદરનો અંકુર નબળો પડી ગયેલો હોય તો હેમાંથી ઉગેલા છોડવા બચપણમાં ઘણા નાજુક અને નબળા હોય છે. અને લાંબી મુદ્દત સુધી ફાલી શકતા નથી. આવી નાજુક સ્થિતિમાં છોડવા લાંબો વખત રહેવાથી તેઓ જુદા જુદા વનસ્પતિના રોગ તથા વનસ્પતિને ઇજા કરનારાં જીવજંતુઓનો ભોગ થઇ પડે છે. વળી હવામાં વાવાઝોડું હીમ વગેરે નુકસાનકારક અકસ્માત થવાથી, કે વરસાદની તાણને લીધે જમીન કોરી પડી જવાથી આવી તરેહના નાજુક છોડવા સુકાઇને મરી જાયછે.

## બિયાવાના દાણાની ઉગી નીકળવાની ઝડપ નાણી જોવાની મુદ્દત.

બિયાવાના દાણાની ઉગી નીકળવાની ઝડપની પરીક્ષા કરવાને જુદી જુદી જાતના (species) દાણાને માટે જુદી જુદી મુદ્દત નીમવામાં આવે છે. નીચેના કોષ્ટકમાં કેટલાક સાધારણ પાકના દાણાની ઉગી નીકળવાની ઝડપ તપાસવાની મુદ્દત આપવામાં આવી છે.

| દાણાનું નામ. | દિવસ. |
|---|---|
| સાધારણ અનાજ (ઘઉં, બાજરી, જવ, જુઆર, ઓાવટે, બટી ) ... | ૨ |
| કઠોળ ( વાલ, વટાણા, તુવેર, કાકડી, ફુટ, ગલકા, ભોપળાં ) . ... | ૨—૩ |
| લુમર્નઘાસ, મગ, મઠ, અડદ, ચોળા મકાઈ, ટોમેટા, વેગણ. .. ... | ૩ |
| પાકૃધનાલ, શેરીયાં, સૂર્યફુલ, ડુગળી કોળું, ... ... .. ... | ૪ |
| ગાજર, ધાણા, જીરૂ, તબાકુ, વરીયાળી, ભાંગ, કપાસ, ... | ૬ |
| અજમો, કોથમીર... .. ... ... .. ... | ૧૦ |

ઉપર બતાવ્યા પ્રમાણે જુદી જુદી જાતના (species) દાણાની ઉગી નીકળવાની ઝડપમા ઘણો તફાવત માલૂમ પડે છે ઉદા કેટલાક દાણાને સઘળી રૂચિકર સ્થિતિમા રાખનાના આવ્યા હોય તોપણ ૧૫—૨૦ દિવસ સુધી ઉગી નીકળતા નથી. બીજી જાતના દાણા એવી તરેહના હોય છે કે રૂચિકર સ્થિતિમા મુકયા કે થોડા કલાકમા હેમની અદરનો અકુર છાલની અંદરથી ફુટીને બહાર નીકળે છે આ તફાવત દાણાની પ્રાકૃતિક જાત ( specific nature ) ઉપર આધાર રાખે છે વળી જો કોઇ રસાયણિક વસ્તુ રોપેલા દાણાની પડોશમાં હોય તો હેમની ઉગી નીકળવાની શક્તિમાં ઘણો ફરક પડે છે આ ઉપરાત કેટલાક દાણાની છાલના પડ ઘણા જાડા અને મીણ જેવા ચીકણા પદાર્થથી લેપ થયેલા હોય છે આ તરેહના દાણાને ભીની જમીનમાં રોપવા છતા હેમની અંદરના અકુરને પાણી પ્હોચી શકતુ નથી અને રોપેલા બીનુ કદ બીજા બીની માફક પાણી ચુસીને મ્હોટુ થતું નથી આ તરેહના દાણા ઘણી વખત સાધારણ કઠોળના દાણામા માલૂમ પડે છે અને હેમને "કઠણ દાણા" ( hard seeds ) ના નામથી ઓળખવામા આવે છે બીના દાણા ઉગી નીકળવાની શક્તિની પરીક્ષા કરતી વખતે આ તરેહના દાણા સારા દેખાવા છતા પાણી ચુસીને ફુલી નહિ શકવાથી એકદમ ઓળખાય છે જો હેમને ભીની જમીનમા લાબા વખત સુધી રહેવા દેવામા આવે તો તેઓ ઉગી શકે, તેથી હેમને બિયાવા તરીકે તદન નકામા ગણવામાં આવતા નથી અમુક દાણાના નમુનાની અંદર આ તરેહના કઠણ દાણા સેકડે જેટલા ટકા માલૂમ પડે હેમાના અર્ધા કે ત્રીજા ભાગના બરાબર ઉગી નીકળેલા દાણા તરીકે ગણવામા આવે છે, અને દશ દિવસમા ઉગી નીકળેલા દાણાની નોધમા આના કઠણ દાણામાના અર્ધા કે ત્રીજા ભાગના ઉમેરવામાં આવે છે ( પાને ૧૬ મે આપેલું કોષ્ટક જુઓ ) સારા પાકના વર્ષમા જ્યારે કઠોળનો પાક લણતા પ્હેલા બરાબર પરિપકવ થયેલો હોય છે ત્યારે પાકના દાણાની અદર ઉપર જણાવેલા કઠણ દાણાના સેકડે વધારે ટકા માલૂમ પડે છે, કોઇ પણ દાણાના નમુનામાં કઠણ દાણાના સેંકડે વધારે ટકા માલૂમ પડે તો એમ જાણવુ કે તે દાણાનો પાક સારો ઉતરેલો હતો, અને દાણા લણતા પ્હેલા પરિપકવ થયેલા હતા કેટલાક દાણાના વેપારી આ તરેહના કઠણ દાણાને બીજા દાણાની માફક ઝડપથી ઉગી નીકળી શકે એવા બનાવવા જુદા જુદા યન્ત્રોનો ઉપયોગ કરે છે, પણ હજી સુધી કોઇ પણ ખાત્રી સાથેનો ઉપાય બહાર પાડવામાં આવ્યો નથી.

## બિયાવાના દાણાનું વજન.

એક જ જાતના (species) દાણાના બે નમુનામાંથી એક એક પાલી (આશરે પાંચ શેર) દાણા જુદા કરીને ત્હેનું વજન કાડવામાં આવે, તો જે નમુનામાંના દાણાનું વજન વધારે થાય તે નમુનાના દાણા બીજા નમુનાના દાણા કરતાં ઉંચી જાતના (quality) છે એમ સાધારણ રીતે ગણવામાં આવે છે.

દાણાનું વજન ત્રણ રીતે કરવામાં આવે છે:—

(૧) અમુક માપમાં જેટલા દાણા સમાય ત્હેનું વજન કરી તે જ માપમાં જેટલું પાણી સમાય ત્હેનું વજન કરવામાં આવે છે. દાણાના વજનને પાણીના વજનથી ભાગવાથી દાણાની પાણી સાથે વજનની સરખામણી કરવામાં આવે છે. આ તરેહની વજનની સરખામણીને દાણાનું "જાત વજન" (specific gravity) કહેવામાં આવે છે

(૨) અમુક નમુનાના દાણામાંથી સો કે હજાર દાણા ગણીને જુદા કરવામાં આવે છે અને ત્હેમનું વજન કરવામાં આવે છે આવી તરેહના વજનને 'ખરેખરૂં વજન' ( absolute weight ) કહેવામા આવે છે.

(૩) અમુક માપમાં દાણા ભરીને તે માપની અંદર જેટલા દાણા સમાય તેટલા દાણાનું વજન કરવામાં આવે છે; આ તરેહના વજનને 'માપ વજન' ( volume weight ) કહેવામાં આવે છે.

### ૧. જાત વજન

સાધારણ રીતે દાણાના વજનની પરીક્ષાની અંદર, ત્હેમના 'જાત વજન'ની પરીક્ષા કરવામાં આવતી નથી; કારણ કે તે પરીક્ષા કરવામાં ઘણી કાળજી રાખવી પડે છે અને જુદી જુદી તરેહની ભુલો થવાનો સંભવ રહે છે.

### ૨. ખરેખરૂં વજન.

દાણાનું 'ખરેખરૂં વજન' ( absolute weight ) આંકવા માટે અમુક નમુનામાંથી એક હજાર દાણા, મ્હોટા કે ન્હાના ખાસ પસંદ કર્યા સિવાય, જુદા કરવામાં આવે છે, અને ત્હેમનું વજન કરવામાં આવે છે કોઇ કોઇ જગ્યાએ ઉપર પ્રમાણેના નમુનામાંથી બસેં બસેં દાણાના ત્રણ જુદા જુદા જથા ગણી કહાડવામાં આવે છે અને ત્રણે જથાનું જુદું જુદું વજન કરવામાં આવે છે. પછીથી ત્રણે જથાના વજનનો સરવાળો કરી ત્હેનો ત્રીજો ભાગ કરવામાં આવે છે અને આ પ્રમાણે ગણી કહાડેલા ત્રીજા ભાગના વજનને પાંચથી ગુણવાથી તે નમુનામાંના હજાર દાણાનું 'ખરેખરૂં વજન' મળી આવે છે.

### ૩. માપ વજન.

અમુક દાણાના માપમાં જેટલા દાણા સમાય ત્હેનું વજન માપી જોવાનો ચાલ દરેક દેશમાં ઘણા જુના વખતથી પ્રચલિત છે. એક જ જાતના (species) દાણાના જુદા જુદા નમુનાની કીમત આંકવાને આવી તરેહનું 'માપ વજન' કરવાનો ચાલ

હાલ પણ દરેક દેશમાં જોવામાં આવે છે. અમુક જાતના દાણાનું માપ વજન તે દાણાની ઘણી ઘણી જુદી ખાસિયતોપર આધાર રાખે છે. ઉદા૦

(૧) નમુનામાંના દાણાનું કદ.
(૨) નમુનામાંના દાણાની પ્રકૃતિ ( specific nature )
(૩) નમુનામાંના દાણાનું 'જાત વજન' ( specific gravity ).

અમુક નમુનામાંના ઘઉં કે જવના દાણા કઠણ અને ચળકતા હોય ( hard flinty grains ) તો તે દાણાનું 'માપ વજન' બીજા પોચા અને ઝાંખા ( soft and mealy ) ઘઉં કે જવના દાણાના 'માપ વજન' કરતાં વધારે થશે અને દાણાના કદ ઉપર કાંઇ આધાર રખાતો નથી.

દાણાની અંદરના ભેજથી 'માપ વજન' માં ફરક પડે છે. તેથી તરતના લણેલા અને ઉપણેલા દાણા, કેટલાક વખતથી સંઘરી રાખેલા દાણાના કરતાં 'માપ વજન' માં હલકા માલૂમ પડે છે. અધકચરા દાણાનુ પણ 'માપ વજન' ઘણું હલકુ માલૂમ પડે છે.

(૪) માપમાં દાણા ભરવામાં જે ચાલાકી વાપરવામાં આવે તે ઉપર પણ દાણાનું 'માપ વજન' ઘણે દરજ્જે આધાર રાખે છે. માપ ભરવામાં ચાલાકી, દાણાનું કદ, ત્હેનો ઘાટ, અને ત્હેની જાત ( size, shape, and nature ) તથા દાણાની છાલના પડની જાડાઇ તથા તે ઉપરની રૂવાંટી વગેરે ઉપર આધાર રાખે છે. આ ઉપરાત નમુનાની અંદર દાણા ઉપરાંત કાકરા, માટી, છાલાં, તણખલાં વગેરે જુદી જુદી જાતની કસર હોય તે પણ 'માપ વજન' પર ઘણી અસર કરે છે.

**ચોખ્ખા તથા નાણી જોયેલા દાણા મળવાનાં સાધન.**

ઉપરના ટુંકા નિબંધમાં યથામતિ મ્હેં સારી ખેતીને માટે ચોખ્ખા અને નાણી જોયેલા બિયાવાના દાણાની અગત્ય બતાવી છે. પણ આ તરેહના ચોખ્ખા નાણી જોયેલા દાણા મળવાનાં સાધન આપણા દેશના ગરીબ ખેડુતને મળવાં મુસ્કેલ છે.

પ્રથમ બિયાવા સારૂ આવી તરેહના ચોખ્ખા અને નાણી જોયેલા દાણા વેચનાર વેપારીનો જ આપણા દેશમાં ટોટો છે. સાધારણ દાણાને ચોખ્ખા કરવા તથા નાણી જોવા વેપારીને થોડુ ખર્ચ કરવું પડે અને તેથી આવી તરેહના દાણાની બજારમાંના સાધારણ દાણા કરતા જરા વધારે કીંમત પડે તે આપણા દેશના ગરીબ ખેડુતની શક્તિની અંદર છે કે નહિ એ સંશય ભરેલું છે. આ દરેક અડચણ દૂર કરવાનો સ્હેલો ઉપાય મ્હારી નજરમાં એક જ આવે છે, અને તે નીચે પ્રમાણે છે. દરેક મ્હોટા ગામના કે તાલુકાના સર્વ ખેડુતોએ એકત્ર થઇને 'સાહાયકારક મંડળ' ( Co-operative Societies ) સ્થાપવાં. અને આ તરેહનાં મંડળ ત્હેના દરેક 'સભ્યને જોઇતા બિયાવાના દાણા, ખાતર, ઓજાર, વગેરે વસ્તુઓ મ્હોટી અને આબરૂદાર' પેઢીઓમાંથી સામટી ખરીદ કરી શકે અને વચલા ન્હાના ન્હાના વેપારી ( middlemen ) ની દલાલી હાલ દરેક ખેડુતને આપવી પડે છે તે નીકળી જશે.

તે જ પ્રમાણે તે મંડળના દરેક સભ્ય પોતાના ખેતરની નીપજ, દાખલા તરીકે અનાજ, કઠળ, દૂધ, ઘી, ઢોર વગેરે જે જે વેચવાની હોય તે વચલા માણસને દલાલી આપ્યા સિવાય મંડળની મારફતે ખરી કીમતે વેચી શકે અને દરેક ખેડુત પોતાના માલની ખરી કીમત મેળવી શકે. વળી ઉપર જણાવેલાં મંડળ પોતાની નોકરીમાં ખેતીવાડીના શાસ્ત્રમાં પ્રવીણ માણસોને રાખી શકે અને દરેક સભ્ય જુજ ફી આપવાથી પોતાના બિયાવા માટે વેચાતા લીધેલા દાણા કે ખાતર કે દૂધ, ઘી વગેરે વગેરેની પરીક્ષા કરાવી શકે. વળી ઉપર જણાવેલો ખેતીવાડીના જ્ઞાનવાળો માણસ દરેક સભ્યના ખેતરમાં કે ઘેર જઇને અમુક પાક કેમ લેવો, તથા ખેડ ખાતર કેમ કરવાં, તથા દૂધમાંથી સોંઘી, સસ્તી અને સ્વચ્છ રીતે ઘી કેમ બનાવવું વગેરે બાબત ઉપર હેને માહિતી આપી શકે. આ ઉપરાંત, ઉપરનું મંડળ પોતાના સભ્યનાં છોકરાંને ખેતીવાડીની કેળવણીનું ઉત્તેજન આપવાને પગલાં લેઇ શકે, તથા પોતાના ગામ તથા તાલુકાનાં ઢોર તથા ખેતી સુધારવાને મેળા અને બજાર ભરીને સર્વેથી શ્રેષ્ઠ ઉમેદવારને ઇનામ આપીને દેશની ખેતીમાં ઘણો સુધારો કરી શકે. દાણા કે ખેતીનાં ઓજારના વેપારી ઉપરના મંડળની માગણીઓ પૂરી પાડવા ના કહે તો તે મંડળ પોતાના તરફથી ચોખ્ખા દાણાની અને ઓજારની દુકાન કહાડી શકે અને પોતાના સભ્યની માગણીઓ પુરી પાડી શકે. વધારામાં ઉપરનાં મંડળ તરફથી સર્વોપયોગી નાણાવટની પેઢીઓ ઉઘાડવામાં આવે અને દરેક ગરીબ સભ્યને મોસમના વખતમાં જોઇતી રકમ જુજ વ્યાજે ધીરી શકે. આ પ્રમાણે ગરીબ ખેડુત વર્ગ મોસમની અંદર મખ્ખીચુસ શાહુકારના ભોગ થઇ પડે છે તે અટકાવી શકાય. આ પ્રમાણે દરેક ગામ તથા તાલુકાના ખેડુત લોક એકત્ર થઇને સર્વોપયોગી, મંડળ સ્થાપશે અને દરેક સભ્ય પોતાને જોઇતો માલ મંડળની મારફત ખરીદશે તથા ખેતીની ઉપજનો માલ મંડળ મારફત વેચશે ત્યારે જ આપણા દેશની ખેતીમાં સુધારો થવા પામશે.

## પરિશિષ્ટ.

નિબંધમાં જણાવેલી છબીઓની વિગતઃ—

નંબર (૧) આયરલૅન્ડના ખેતીવાડીના બિયાવાના દાણા નાણી જોવાના સ્ટેશનના મુખ્ય ઓરડાનો દેખાવ.

(૨) બિયાવાના દાણાની ચોખ્ખાઇ નાણી જોવાના પ્રયોગનો દેખાવ.

(૩) અ અને બ.
વટાણાના બે નમુનાની ઉગી નીકળવાની ઝડપ તથા કુલ ઉગી નીકળવાની શક્તિ નાણી જોવા કરેલી પરીક્ષા વખતનો ત્રીજા દિવસનો દેખાવ. અ નં ૨૫૧; બં. નં. ૪૬૧.

(૪) બિયાવાના દાણાની ઉગી નીકળવાની શક્તિ નાણી જોવાની પરીક્ષાની અંદર દર સાંજે ઉગી નીકળેલા દાણા જુદા કરવાની તથા ગણવાંના પ્રયોગનો દેખાવ.

ગણપતલાલ દયાશંકર મ્હેતા.

ઇ. સ. ૧૯૦૯ની

# ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્

આગળ

રજુ થયેલા નિબંધો :

## કેળવણી વિભાગ

જાય છે. ૧૧ાા વાગે થોડું દૂધ પીવાને માટે બધાને ા કલાકની રજા મળે છે. નાની બાળાઓને ખવરાવ્યા પછી ચોકમાં રમાડવાનું કામ ચાલે છે. આમ કર્યા પછી બધાં ફરીથી સૌ સૌને કામે વળગી જાય છે. ૧ાા વાગ્યા સુધી વર્ગનું કામ ચાલે છે. ૧ાા વાગે નિશાળનું કામ છોડ્યા પછી બાળાઓને પાછું કામ ઉપર આવવું પડતું નથી. આમ નિયમિત રીતે કામ ચલાવ્યાથી બાળાઓ નિયમસર કામ કરતાં તથા સારી રીતભાત આચરતાં નાનપણથી જ શીખે છે. નિશાળના મકાનમાં એક ચોકસ ઠેકાણે દફતર, છત્રી તથા ઠંડા દેશને લીધે ઉપર પહેરેલો બહારનો કોટ વગેરે કપડાં કેવી રીતે વ્યવસ્થાપૂર્વક મૂકવાં તે પણ તેમને પ્રથમ બતાવવામાં આવેછે. આથી તેઓ સર્વ ચીજો સુઘડતાથી વ્યવસ્થિત રીતે મૂકવાને સારી રીતે ટેવાય છે એ ટેવ તેમને મોટપણે બહુ કામની થઇ પડે છે. વરસાદ પડતો હોય ને તેમાં કોઇ બાળા ભીંજાઇને આવી હોય તો તેને ભીનાં કપડાં પહેરી બેશી રહેવા દેવામાં આવતી નથી. સૌ બાળાને બહારનો કોટ નિશાળમાં આવીને ઉતારવો પડે છે, ને નિશાળમાં અમુક ઠેકાણે હમેશાં દરેક બાળા માટે એક વધારાની બૂટની જોડ રખાય છે તે તેને રોજ બદલવાં પડે છે. આ બંદોબસ્ત રાખવાની વિલાયત જેવા અનિયમિત ઋતુવાળા દેશમાં ખાસ આવશ્યકતા છે.

નિશાળમાં રમતનો વખત રાખવો કે નહિં તે બાબતમાં આપણા આ દેશમાં કેટલીક કન્યાના વાલીઓ વિરુદ્ધ હશે તો તેઓને એટલું જ કહેવાની જરૂર છે કે રમતનો વખત રાખવાથી બાળાઓ વચ્ચે સંપ ઘણો વધે છે, મિત્રાચારી બંધાય છે અને રમતનો વખત થઇ રહે કે તરત જ વર્ગમાં જવાની સખતાઇ રાખ્યાથી બધું કાર્ય વખતસર કરવાની ટેવ પડી જાય છે.

ઇંગ્લાંડમાં બાળશાળામાં દશ કરતાં વધારે વર્ષની બાળા ભાગ્યે જ જોવામાં આવે છે. શાળાના ઉપલા વર્ગમાં (શિશુશાળા કરતાં ચડીયાતી કન્યાશાળામાં) ૧૦ થી ૧૮ વર્ષ સુધીની ઉમ્મરની કન્યાઓ ઘણું કરીને ભણેછે. કોઇ કન્યા ૨૦ વર્ષની ઉમ્મર સુધીની, કોઇ ઉંચી પરીક્ષા માટે કેળવણી લઇ શકેછે; પણ એવા થોડા જ દાખલા જોવામાં આવે છે.

મોટી વયની કન્યાઓ ભણે છે તેને માટે પણ સગવડતાવાળી ગોઠવણ કરવામાં આવેલી હોય છે, તે ગોઠવણ શું છે તે હવે પછીના લખાણથી જાણવામાં આવશે. મોટી વયની બાળાવાળી ઘણીખરી શાળાઓની સાથે બોર્ડિંગો હોય છે. તેથી જેનાં માબાપ ગામડામાં રહેતાં હોય તેઓ પોતાની કન્યાઓને ત્યાં રાખી શકે છે. આવી બોર્ડિંગો શાળાના મકાનની પાસે હોયછે ને તે કોઇ સારી અનુભવી ને કેળવાયેલી સ્ત્રીના હાથતળે મૂકાયેલી હોય છે.

સવારથી તે ઠેઠ સાંજ સુધી શાળામાં કેવી રીતે કામ ચાલેછે તે સંબંધી મારા જોવામાં જે આવ્યું છે તે હવે જણાવું છું. સવારમાં ૭ વાગે ચાકરડી સૂવાની ઓરડીનું બારણું ઠોકીને ઓરડીમાં દાખલ થતી ને ગ્યાસની બત્તી સળગાવતી. (કારણકે

વરસના ઘણાખરા ભાગમાં ઈંગ્લાંડમાં તે વેળાએ બરાબર અજવાળું થતું નથી.) આઠ વાગે જમવું પડતું. તે પહેલાં નાહી ધોઇને સાફસૂફ થઇને દહાડાનું કામ કરવાને તૈયાર થવું પડતું. જમતાં પહેલાં બોર્ડીંગની સર્વે કન્યાઓ પરમેશ્વરનું નામ લઇને ટુંકી પ્રાર્થના કરતી. ત્યાર પછી નવ વાગ્યા પહેલાં કન્યાઓ ફરવા નીકળતી. અરધો કલાક ફરી આવીને બરાબર ૯॥ વાગે નિશાળમાં દાખલ થતી. તે જ વખતે નિશાળનો ઘંટ વાગતો ને બધી કન્યાઓને નિશાળના મોટા હૉલમાં ભેગી કરીને કામ શરૂ કરવામાં આવતું. પ્રથમ પરમેશ્વરની સ્તુતિ ગવરાવવામાં આવતી. ૯॥ વાગ્યામાં તો બધી બાળાઓ સૌસૌને કામે વળગી જતી ને ૧૧॥ વાગ્યા સુધી વર્ગો ચાલતા. પછી ૦ા કલાકની રજા મળતી. તે વખતમાં દરેકને થોડું દૂધ પીવું પડતું. ત્યાર પછી બાળાઓ ફરીવાર ભણવા મંડી પડતી તે ઠેઠ ૧॥ વાગ્યા સુધી કામમાં મચી રહેતી. ૧॥ વાગે રજા પડતી ને સૌને જમવાનો વખત મળતો. અઢીવાગ્યા પછી જે કન્યાઓ જે કોઇ અમુક વિષયમાં તેના શિક્ષકોને ઘણી કાચી લાગતી તે કન્યાઓને તે વિષયમાં વધારે શિક્ષણ લેવા સારૂ નિશાળમાં ફરીવાર આવવું પડતું. વળી જે કન્યાઓને વાજીંત્ર, ચિત્રકળા, રંગવાની કળા કે શરીરની કવાયત સંબંધી ખાસ શિક્ષણ લેવું હોય તેને અમુક વખત માટે હાજર રહેવું પડતું. જેઓને નિશાળમાં ફરીવાર આવાં કારણોને લીધે જવું પડતું નહિ, તેઓને તે વખત દરમ્યાન બીજા દિવસ માટે ઘેરથી તૈયાર કરવાને જે અભ્યાસ આપ્યો હોય તે તૈયાર કરવાનું કામ કરવું પડતું. તે અભ્યાસ તૈયાર કરતી વખતે તે કામ માટે નિમાયેલા શિક્ષક હાજર રહેતા હતા. ચાર વાગે દરેક કન્યા લુગડાં બદલી સ્વચ્છ અને સુઘડતા ભરેલી ટાપટીપ કરીને સૌ સાથે ફરવા જતી અથવા તો રમત રમવામાં પા વાગ્યા સુધીનો વખત ગાળતી. રમતોમાં ટેનિસ કે કોઇ પણ દોડવાની રમત થતી ને તે વેળાએ પણ એક શિક્ષકના સ્વાધીનમાં કન્યાઓને સોંપવામાં આવતી. હમેશાં બહાર રસ્તાપર જનાર લોકો રમનારાને ન જોઇ શકે એવે સ્થળે રમત થતી. ત્યાર પછી ચા પીવાનો વખત થતો ને ૭ વાગ્યાથી ૮॥ વાગ્યા સુધી ફરીથી અભ્યાસ કરવાનો વખત મળતો. તે વખતે નાની વયની બાળાઓને સુઇ જવું પડતું. જેઓ મોટી ઉમ્મરની હોય તેઓને નવ વાગ્યા સુધી રમત કરવાનો તથા વાતચીત કરવાનો વખત મળતો. નવ વાગે બધી બાળાઓ પોતપોતાની ઓરડીઓમાં જતી ને શાંતિથી રહેતી ત્યારે તેમને શાંતિથી પરમેશ્વરનુ ભજન કરવાનો વખત મળતો. ૧૦ વાગે દીવા ઓલવી નાંખવામાં આવતા. તે પછી ચારે ગમ શાંતિ જ વ્યાપી રહેતી હતી. ને કોઇના તરફથી જરા પણ અવાજ આવતો નહિ.

મેં આ જે વર્ણન કર્યું છે તે ફક્ત દહાડાના કામ કરવાના તથા રમતના કલાકોનું છે. દરેક વખતે હુકમ પાળવો તથા કંઇ પણ અનિયમિત કામ ન કરવું એવું દરેક બાળાના મનમા રમ્યા કરતુ હતું. કોઇ પણ રીતે નિશાળમાં ઠપકો ખાવો ન પડે એવો પ્રયત્ન ઘણે ભાગે બધી કન્યાઓ કરતી હતી. જે વર્ગની એકંદર ઓછી ખામી કાઢવામાં આવી હોય તે વર્ગને માસ આખરે આખી નિશાળની રૂબરૂમાં શાબાશી આપવામાં આવતી. શુક્રવારે સાંજે કામથી પરવારવાનો કાંઇક આરામ મળતો

# ઈંગ્લાંડમાં અપાતી કન્યાકેળવણી.

( મિસ. ફ્રાન્સિસ મેકાફી. )

સાધારણ વર્ગની અંગ્રેજ કન્યાને કયા પાયા ઉપર કેળવણી અપાય છે તે વિષે નિબંધ લખવાનું મારે ભાગે આવ્યું છે. તે કામ સોપીને આપે મને જે માન આપ્યુંછે તે માટે હું અહીં આપને આભાર પ્રદર્શિત કરૂંછું.

અંગ્રેજ કન્યા ભણતરમાં વધારે વર્ષો કાઢી શકે છે, પણ આ દેશની રૂઢી પ્રમાણે હિંદુકન્યાથી એટલાં વર્ષો ભણતરમાં કાઢી શકાતાં નથી. તેમ જ ઘણી શાળાઓ એવી યોગ્ય રીતે ચાલતી નથી કે જેથી કન્યાના વાલીની એમ ખાત્રી થાય કે મારી કન્યા ત્યાં સારી રીતે કેળવણી લઇ શકશે અને તેની સારી રીતે સંભાળ પણ લેવાશે.

કેટલીક અંગ્રેજ બાળાઓ ત્રણ વર્ષની ઉમરે કિંડરગાર્ટનશાળામા દાખલ થાયછે, અને તેઓ સત્તર અઢાર વર્ષની ઉમ્મર સુધી કન્યાશાળામાં કેળવણી લેવા સારૂ રહે છે. ત્યાં તેમને ગમે તેવી બધી યોજના કરેલી હોય છે.

આપણી શાળાઓ એવી હોવી જોઇએ કે જેમા બાળાઓના વાલીને એમ ન લાગે કે મારી બાળકીને શરીરશિક્ષા ખમવી પડશે કે લાગલાગટ આખો દહાડો ભારે બોજારૂપ કામ તેની પાસેથી લેવામાં આવશે એ નાની બાળાની માતા પોતાની બાળાને નિશાળે મૂકે ત્યારે તેને એમ લાગવુ જોઇએ કે શિક્ષક તેની બાળાને સારી રીતે શીખવશે અને સાચવશે. આવો વિચાર શિક્ષકે બાળાઓના વાલીઓના મન પર ઠસાવવો જોઇએ તેમ જ બાળાના મનમાં પણ નિશાળ તરફ પ્રેમ ઉપજે તેમ કરવું જોઇએ. અંગ્રેજી બાળશાળાઓ ઘણે ભાગે સારૂ શિક્ષણ આપનારી તથા બરાબર યોગ્ય સમજણવાળી સ્ત્રીઓના હાથમાં હોય છે તેને બદલે અહીં તો સૌથી હલકા શિક્ષકને બાળવર્ગનું કામ ઘણે ભાગે સોંપાએલું જોવામાં આવે છે. ઇંગ્લાંડમાં તો બરાબર કિંડરગાર્ટન પદ્ધતિથી માહિતગાર થયેલી સ્ત્રીને જ તે કામ સોંપવામા આવે છે. વળી કામના કલાકોથી બાળકોને કંટાળો ન આવે એવી સંભાળ લેવામાં આવે છે.

બાળશાળાઓ ઘણે ભાગે સવારના ૯॥ થી ૧ વાગ્યા સુધી ચલાવવામાં આવે છે ને તે ૩॥ કલાકમાં પણ વચગાળે બાળકોને અમુક વખત રમવાનો મળે છે જો ઋતુ ઠીક હોય તો તેઓને માટે રમવાના રાખેલા ચોકમા તેઓ ખુશીમાં આવે તેમ દોડાદોડ કરી શકે છે. નિશાળનુ કામ શરૂ કરતા પહેલાં હમેશાં પરમેશ્વરની પ્રાર્થના કરવામાં આવે છે. જેથી બધાંને એમ લાગે છે કે દહાડાનું કામ ફળીભૂત કરવા માટે પરમેશ્વરની સહાયતા અવશ્ય માગવી જ જોઇએ પછી સૌ પોતપોતાને કામે વળગી

જાય છે. ૧૧॥ વાગે થોડું દૂધ પીવાને માટે બધાને ન કલાકની રજા મળે છે. નાની બાળાઓને ખવરાવ્યા પછી ચોકમાં રમાડવાનું કામ ચાલે છે. આમ કર્યા પછી બધાં ફરીથી સૌસૌને કામે વળગી જાય છે. ૧॥ વાગ્યા સુધી વર્ગનું કામ ચાલે છે. ૧॥ વાગે નિશાળનું કામ છોડ્યા પછી બાળાઓને પાછું કામ ઉપર આવવું પડતું નથી. આમ નિયમિત રીતે કામ ચલાવ્યાથી બાળાઓ નિયમસર કામ કરતાં તથા સારી રીતભાત આચરતાં નાનપણથી જ શીખે છે. નિશાળના મકાનમાં એક ચોકસ ઠેકાણે દફતર, છત્રી તથા ઠંડા દેશને લીધે ઉપર પહેરેલો બહારનો કોટ વગેરે કપડાં કેવી રીતે વ્યવસ્થાપૂર્વક મૂકવાં તે પણ તેમને પ્રથમ બતાવવામાં આવેછે. આથી તેઓ સર્વ ચીજો સુઘડતાથી વ્યવસ્થિત રીતે મૂકવાને સારી રીતે ટેવાય છે એ ટેવ તેમને મોટપણે બહુ કામની થઇ પડે છે. વરસાદ પડતો હોય ને તેમાં કોઇ બાળા ભીંજાઇને આવી હોય તો તેને ભીનાં કપડાં પહેરી બેશી રહેવા દેવામાં આવતી નથી. સૌ બાળાને બહારનો કોટ નિશાળમાં આવીને ઉતારવો પડે છે, ને નિશાળમાં અમુક ઠેકાણે હમેશાં દરેક બાળા માટે એક વધારાની બૂટની જોડ રખાય છે તે તેને રોજ બદલવાં પડે છે. આ બંદોબસ્ત રાખવાની વિલાયત જેવા અનિયમિત ઋતુવાળા દેશમાં ખાસ આવશ્યકતા છે.

નિશાળમાં રમતનો વખત રાખવો કે નહિં તે બાબતમાં આપણા આ દેશમાં કેટલીક કન્યાના વાલીઓ વિરૂદ્ધ હશે તો તેઓને એટલું જ કહેવાની જરૂર છે કે રમતનો વખત રાખવાથી બાળાઓ વચ્ચે સંપ ઘણો વધે છે, મિત્રાચારી બંધાય છે અને રમતનો વખત થઇ રહે કે તરત જ વર્ગમાં જવાની સખતાઇ રાખ્યાથી બધું કાર્ય વખતસર કરવાની ટેવ પડી જાય છે.

ઇંગ્લાંડમાં બાળશાળામાં દશ કરતાં વધારે વર્ષની બાળા ભાગ્યે જ જોવામાં આવે છે. શાળાના ઉપલા વર્ગમાં (શિશુશાળા કરતાં ચડીયાતી કન્યાશાળામાં) ૧૦ થી ૧૮ વર્ષ સુધીની ઉમ્મરની કન્યાઓ ઘણું કરીને ભણેછે. કોઇ કન્યા ૨૦ વર્ષની ઉમ્મર સુધીની, કોઇ ઉંચી પરીક્ષા માટે કેળવણી લઇ શકેછે; પણ એવા થોડા જ દાખલા જોવામાં આવે છે.

મોટી વયની કન્યાઓ ભણે છે તેને માટે પણ સગવડતાવાળી ગોઠવણ કરવામાં આવેલી હોય છે. તે ગોઠવણ શું છે તે હવે પછીના લખાણથી જાણવામાં આવશે. મોટી વયની બાળાવાળી ઘણીખરી શાળાઓની સાથે બોર્ડિંગો હોય છે. તેથી જેનાં માબાપ ગામડામાં રહેતાં હોય તેઓ પોતાની કન્યાઓને ત્યાં રાખી શકે છે. આવી બોર્ડિંગો શાળાના મકાનની પાસે હોયછે ને તે કોઇ સારી અનુભવી ને કેળવાયેલી સ્ત્રીના હાથતળે મૂકાયેલી હોય છે.

સવારથી તે ઠેઠ સાંજ સુધી શાળામાં કેવી રીતે કામ ચાલેછે તે સંબંધી મારા જોવામાં જે આવ્યું છે તે હવે જણાવું છું. સવારમાં ૭ વાગે ચાકરડી સવાની ઓરડીનું બારણું ઠોકીને ઓરડીમાં દાખલ થતી ને આસની બત્તી સળગાવતી. (કારણકે

વરસના ઘણાખરા ભાગમાં ઇંગ્લાંડમાં તે વેળાએ બરાબર અજવાળું થતું નથી ) આઠ વાગે જમવું પડતું તે પહેલાં નાહી ધોઇને સાફસુફ થઇને દહાડાનું કામ કરવાને તૈયાર થવું પડતું જમતાં પહેલાં બોર્ડીંગની સર્વે કન્યાઓ પરમેશ્વરનું નામ લઇને ટુંકી પ્રાર્થના કરતી ત્યાર પછી નવ વાગ્યા પહેલાં કન્યાઓ ફરવા નીકળતી અરધો કલાક ફરી આવીને બરાબર ૯। વાગે નિશાળમાં દાખલ થતી તે જ વખતે નિશાળનો ઘંટ વાગતો ને બધી કન્યાઓને નિશાળના મોટા હૉલમાં ભેગી કરીને કામ શરૂ કરવામાં આવતું પ્રથમ પરમેશ્વરની સ્તુતિ ગવરાવવામાં આવતી ૯॥ વાગ્યામાં તો બધી બાળાઓ સૌસૌને કામે વળગી જતી ને ૧૧॥ વાગ્યા સુધી વર્ગો ચાલતા પછી ૦ કલાકની રજા મળતી તે વખતમાં દરેકને થોડું દૂધ પીવું પડતું ત્યાર પછી બાળાઓ ફરીવાર ભણવા મંડી પડતી તે ઠેઠ ૧॥ વાગ્યા સુધી કામમાં મચી રહેતી ૧॥ વાગે રજા પડતી ને સૌને જમવાનો વખત મળતો અઢીવાગ્યા પછી જે કન્યાઓ જે કોઇ અમુક વિષયમાં તેના શિક્ષકોને ઘણી કાચી લાગતી તે કન્યાઓને તે વિષયમાં વધારે શિક્ષણ લેવા સારૂ નિશાળમાં ફરીવાર આવવું પડતું વળી જે કન્યાઓને વાજીંત્ર, ચિત્રકળા, રંગવાની કળા કે શરીરની કવાયત સબંધી ખાસ શિક્ષણ લેવું હોય તેને અમુક વખત માટે હાજર રહેવું પડતું જેઓને નિશાળમાં ફરીવાર આવા કારણોને લીધે જવું પડતું નહિ, તેઓને તે વખત દરમ્યાન બીજા દિવસ માટે ઘેરથી તૈયાર કરવાને જે અભ્યાસ આપ્યો હોય તે તૈયાર કરવાનું કામ કરવું પડતું તે અભ્યાસ તૈયાર કરતી વખતે તે કામ માટે નિમાયેલા શિક્ષક હાજર રહેતા હતા ચાર વાગે દરેક કન્યા લુગડાં બદલી સ્વચ્છ અને સુઘડતા ભરેલી ટાપટીપ કરીને સૌ સાથે ફરવા જતી અથવા તો રમત રમવામાં ૫॥ વાગ્યા સુધીનો વખત ગાળતી રમતોમાં ટેનિસ કે કોઇ પણ દોડવાની રમત થતી ને તે વેળાએ પણ એક શિક્ષકના સ્વાધીનમાં કન્યાઓને સોંપવામાં આવતી હમેશાં બહાર રસ્તાપર જનાર લોકો રમનારાને ન જોઇ શકે એવે સ્થળે રમત થતી ત્યાર પછી ચા પીવાનો વખત થતો ને ૭ વાગ્યાથી ૮॥ વાગ્યા સુધી ફરીથી અભ્યાસ કરવાનો વખત મળતો તે વખતે નાની વયની બાળાઓને સૂઇ જવું પડતું જેઓ મોટી ઉમ્મરની હોય તેઓને નવ વાગ્યા સુધી રમત કરવાનો તથા વાતચીત કરવાનો વખત મળતો નવ વાગે બધી બાળાઓ પોતપોતાની ઓરડીઓમાં જતી ને શાંતિથી રહેતી ત્યારે તેમને શાંતિથી પરમેશ્વરનું ભજન કરવાનો વખત મળતો ૧૦ વાગે દીવા ઓલવી નાખવામાં આવતા તે પછી ચારે ગમ શાંતિ જ વ્યાપી રહેતી હતી ને કોઇના તરફથી જરા પણ અવાજ આવતો નહિ

મેં આ જે વર્ણન કર્યું છે તે ફક્ત દહાડાના કામ કરવાના તથા રમતના કલાકોનું છે દરેક વખતે હુકમ પાળવો તથા કંઇ પણ અનિયમિત કામ ન કરવું એવું દરેક બાળાના મનમાં રમ્યા કરતું હતું કોઇ પણ રીતે નિશાળમાં ઠપકો ખાવો ન પડે એવો પ્રયત્ન ઘણે ભાગે બધી કન્યાઓ કરતી હતી જે વર્ગની એકંદર ઓછી ખામી કાઢવામાં આવી હોય તે વર્ગને માસ આખરે આખી નિશાળની રૂબરૂમાં શાબાશી આપવામાં આવતી. શુક્રવારે સાંજે કામથી પરવારવાનો કાંઇક આરામ મળતો

હતો ને તે વેળાએ સોયનો ઉપયોગ વધારે કરવામાં આવતો હતો. (શીવણકામ વધારે કરવામાં આવતું.) સૌને પોતપોતાનાં લુગડાં કોઇ પણ રીતે જરા પણ ફાટયાં હોય તો તે સમાં કરવાં પડતાં.

ગરીબને માટે વરસો વરસ કન્યાઓ પાસે એક એક પહેરવાનું કપડું શીવડાવવામાં આવતું હતું. નાતાલ પહેલાં પુષ્કળ ટાઢ પડતાંવેંત જ કપડાં વગેરેથી ભરેલી મોટી પેટીઓ ગરીબોને મોકલાવી દેવાને માટે તૈયાર થતી મેં મારી નજરે જોઇછે. તે પેટીમાંની દરેક ચીજ શાળાની કન્યાઓએ ગરીબોને મફત આપવાને માટે પોતાને ખર્ચે બનાવેલી હોયછે. આથી દરેક વિદ્યાર્થીને પરોપકારી થવાનો રસ્તો દેખાડવામાં આવતો. એક અંગ્રેજી કહેવત છે કે " It is better to give than to receive" એટલે પોતે મેળવવું તેના કરતાં બીજાને આપવું એ વધારે સારૂં છે. એ નિયમ અહીં પૂરેપૂરો અમલમાં મૂકવામાં આવતો હતો વળી નિશાળ તરફ પ્રીતિભાવની લાગણી વધારવાને માટે દરેક વિદ્યાર્થીને હાથે એક બે ભરતની ચીજો તૈયાર થતી ને તેના પૈસા પણ પોતાના ગજવા ખર્ચમાંથી આપવામાં આવતા; એટલે ભરત ભરવાની મહેનત તથા વખત ઉપરાંત કન્યાઓને પોતાનાં નાણાં પણ આપવા પડતાં. એ ભરત શીવણને એકઠું કરીને " Founder's day " એટલે નિશાળ સ્થપાયાની સંવત્સરીને દહાડે ઇનામનો મેળાવડો થઇ રહ્યા પછી વેચી નાંખવામાં આવતું હતું. તેની ઉપજ નિશાળના ખર્ચના ફંડમાં જતી. આથી દરેક વિદ્યાર્થીને એમ લાગતું કે હું મારી નિશાળના ભારે ખર્ચમાં કાંઇ ભાગ આપુંછું. દરેક અઠવાડીઆમાં અર્ધા કલાક સુધી હેડ મિસ્ટ્રેસ કે બીજા કોઇ ઉત્સાહી ગૃહસ્થ જેઓ વિદ્યાર્થીઓનું ભલું ઇચ્છતા હોય તેઓ, અમુક વર્ગોને ભેગા કરીને ભાષણ આપતા હતા. તે ભાષણો ફક્ત નીતિના જ વિષયો પર નહોતાં; પણ ભાષણકર્ત્તાએ કોઇ વેળા કોઇપણ બીજા દેશમાં મુસાફરી કરી હોય તો તે તેનું વર્ણન આપતા અથવા તો કોઇ વાંચવા લાયક ચોપડીનો હેવાલ આપતા ને તે વાંચવાને ભલામણ પણ કરતા હતા. આવાં ભાષણો સાંભળવાની તક ફરી જલદી આવે એવી અમને બધાંને જિજ્ઞાસા રહ્યાં કરતી.

શનિવારનો દિવસ બહુ આનંદમાં પસાર થતો. કારણકે બપોર પછી અમને કોઇપણ જોવા લાયક સ્થળે અથવા તો કોઇ સંગ્રહસ્થાનમાં અથવા તો બપોરે કોઇ નાટક થતું હોય તેવી જગામાં લઇ જવામાં આવતાં. (વિલાયતમાં બુધ ને શનિવારને દહાડે હમેશાં બપોરે ૧ થી ૫ વાગ્યા સુધી ઘણીખરી નાટકશાળામાં ખેલ કરવામાં આવેછે.) નાટકથી અમને જ્ઞાન મળતું અને તેની સાથે આનંદ પણ ઘણો થતો. વિલાયતમાં શનિવારનો આખો દહાડો રજાનો હોયછે એટલે સવારે સૌને પોતપોતાનાં કપડાંની પેટી સમી કરવી પડતી. ત્યારપછી બે ત્રણ કલાકે સવારમાં જમ્યા પછી લેસનની તૈયારી કરવી પડતી ને તે પછી અમને ઉપર કહ્યા પ્રમાણે આનંદનો વખત મળતો હતો. " All work and no play makes Jack a dull boy " આ કહેવત આ દેશની કન્યા કેળવણીમાં ખાસ યાદ રાખવાની જરૂર છે. તેનો અર્થ એ છે કે આખો વખત કામ કરે તો છોકરૂં ઉદાસી બની જાયછે.

રવિવારને દિવસે અમને લેસન કરવા દેતા નહોતા, કારણકે અમારા ધર્મ પ્રમાણે તે દિવસ આરામનો ગણાય છે. તે દિવસે સવારે દેવળમાંથી આવ્યા પછી વાર્તાઓની ચોપડીઓ વાંચવાની છુટ મળતી. તે ચોપડીઓ કેવા પ્રકારની છે તે હમેશા અમુક શિક્ષકને જોવી પડતી. સાંજે ફરીને અમે બધાં દેવળમાં જતાં. આ પ્રમાણે તે દિવસ અમારો હમેશાં આનદમાં જતો.

વેકેશનમા વિદ્યાર્થીઓને એમ લાગેછે કે અમારે કઇ કામ કરવાનું નથી તેટલા માટે તે વખતે શિક્ષકો કન્યાઓને અમુક વિષયોપર નિબંધ લખી લાવવાનુ કહેતા તથા જે પ્રદેશમાં વિદ્યાર્થીઓ વખત ગાળવાના હોય તે પ્રદેશમાં કોઇપણ અસાધારણ ઝાડ કે છોડવાના નમુના જો જોવામા આવે તો તેનુ વર્ણન અથવા તો કોઇ ઐતિહાસિક જગા જોઇ હોય તો તેનુ વર્ણન લખી લાવવાનું કહેવામા આવતુ અથવા તો ભૂતળ સબધી કાંઇ જ્ઞાન મળી શકે એવો પ્રદેશ જોયો હોય તો તે વિષેની હકીકત સહિત નિબધો લખાવી મગાવવામાં આવતા રજામા કરેલા એ કામપર ઇનામ પણ આપવામાં આવતુ તેથી વેકેશનમાં પણ કામ કરવાનો સૌને ઉત્સાહ રહેતો

ઇંગ્લાંડમાં ચાલતી ધણી રૂઢીઓ આપણા આ દેશમા લાગુ પાડી શકાય તેવી સ્થિતિ નથી કારણકે અહીંના રીતરીવાજ તથા પરિસ્થિતિને અનુસરીને સર્વેને ચાલવું પડેછે. તોપણ સ્ત્રી કેળવણીના હિમાયતીઓ અને શિક્ષકો ધારે તો દેશને બધ બેસે તેવી યોજનાઓ ઘડી શકે ખરા, અને રાજા મહારાજાઓ તથા વ્યવસ્થાપકો ધારે તો એવી યોજનાને અમલમાં પણ મૂકી શકે ખરા.

નિશાળના વ્યવસ્થાપકો ધારે તો નીચે જણાવેલી બાબતોના સંબધમાં અમલ કરી શકે તેવું છે.

૧ કન્યાઓને ભણવાના કલાક વધારે છે તે ઓછા કરવા

૨. બાળાઓ નિશાળમા રમવાના વખતમા રમતી હોય ત્યારે શિક્ષકો ત્યા હાજર રહે તેમ થવુ જોઇએ એથી શિક્ષકો અને બાળકો વચ્ચે પ્રેમભાવ વધશે, તેમજ બાળાઓને રમતમા કજીઓ કરવાની કે ગાળો દેવાની ખરાબ ટેવ પડશે નહિ વળી જેમ નીચલા વર્ગો તેમ શિક્ષકો વધારે સારા અને વધારે માયાળુ હોવા જોઇએ

૩. તહેવારોને દિવસે કોઇ કોઇ વેળાએ શિક્ષકો પોતાના વિદ્યાર્થીઓને કોઇ જોવા લાયક સ્થળે લઇ જાય તો તેથી બાળકોને કેળવણી લેવાની ઘણી હોસ વધે ને અવલોકન શક્તિની જોવામા આવતી ખામી દૂર થાય તેમજ વિદ્યાર્થીની વર્તણુક વિષે કઇ માઠી ચર્ચા થતી હોય તો તે પણ બધ પડે. સારા શિક્ષક નિશાળ બહાર પણ સ્વાભાવિક રીતે પોતાના શિષ્યોના મન ઉપર ઘણી સારી અસર કરી શકેછે

૪. સારા કેળવાયેલા નીતિમાન અને કર્તવ્યપરાયણ માણસો શિક્ષકનું કામ કરવા લલચાય તેવા સારા પગાર શિક્ષકોના હોય તો ઘણુ સારૂ

૫ શાળામાં સમજાવ્યા પછી શાળાના વખત બહાર કરી લાવવા માટે જે લેસન બાળકોને આપવામાં આવ્યાં હોય તે યોગ્ય રીતે તૈયાર કરવામાં શિક્ષકો તથા માબાપો સહાયભૂત થાય ને કાળજી રાખે તેમ થાય તો સારૂં. બાળકો અપૂર્ણ અને અચોકસ રીતે જે લેસનો લખી લાવે છે કે મ્હોડે કરી લાવે છે તેમાં આવી ગોઠવણથી સુધારો થશે.

ટુંકામાં આટલું કહ્યા પછી શિક્ષકો પોતાનો ખાનગી વખત શાળોપયોગી પુસ્તકો વાંચવા, વિચારવા કે લખવામાં રોકે અને પરોપકારનાં કાર્યોમાં સારી રીતે ભાગ લે તો ઠીક એટલું શિક્ષકોના લાભની ખાતર કહ્યા વગર આ નિબંધ પૂરો કરવાની ઇચ્છા થતી નથી. શિક્ષકો જો ખરા અંતઃકરણથી પોતાના ખાનગી વખતનો લાભ બીજાઓને આપતા હોય તો તેઓને પણ વધારે સુખ અને સંતોષ મળે. કેમકે બીજાને મદદ કરવાથી મદદ લેનાર સામો માણસ સુખી થાય છે, અને મદદ કરનારને પણ સુખ મળે છે એવો કુદરતનો કાનુન છે.

ગૃહસ્થો! હવે હું આપનો વિશેષ વખત નહિ રોકું. મારા આ ટુંકા લખાણ ઉપરથી અહીંની કન્યાકેળવણીના સંબંધમાં જો કાંઇ પણ સુધારો થશે અથવા શિક્ષકો અને માબાપો પોતાની શું ફરજ છે તે સારી રીતે સમજશે તો હું મારો આ શ્રમ સફળ થયેલો માનીશ.

FRANCES MCAFEE.



# સ્ત્રીકેળવણી અને ઓઝલપડદો.

## ( રાજકુમારી લીલાબા, ગોંડલ. )

સ્ત્રી એ પુરૂષનુ અર્ધું અંગ છે. જ્યાં સુધી સ્ત્રીઓ કેળવાયલી નથી, તેમને સગીન કેળવણીનો લાભ અપાતો નથી, ત્યાં સુધી સંસાર સુખમય, આનંદમય, શાંતિમય કે રસમય બનવાનો નથી એવા વિચારો હવે સ્થળે સ્થળે ઉદ્ભવે છે, એવા ઉદ્ગારો અનેક સ્થાને કર્ણગોચર થાય છે. સ્ત્રીકેળવણીની જરૂર નથી એવી માન્યતા હવે જુજ અજ્ઞાન વર્ગમાં જ રહી છે. સ્ત્રીકેળવણી શબ્દની નવીનતા હવે દૂર થઈ છે; કારણકે વત્તા ઓછા પ્રમાણુમાં સર્વત્ર સ્ત્રીકેળવણી પ્રસરી રહી છે ; પરતુ દિલગીરીની વાત એ છે કે સ્ત્રીકેળવણી હજી યથાર્થ રૂપમા પ્રકાશતી અનુભવાતી નથી, અને તેથી જ જનસમાજમાં હાલ જે ભેદ, જે વિરૂદ્ધતા રહી છે તે માત્ર સ્ત્રીકેળવણીની પદ્ધતિ વિષે જ છે. તે પદ્ધતિ કેવી રાખવાથી આપણા આર્યસંસારને ફળપ્રદ ને પથ્ય નિવડે ? એ એક ગંભીર તેમ જ મુસ્કેલ પ્રશ્ન છે. છતાં તે સંપૂર્ણ અશે જાણવાની જરૂર છે; પણ હાલ તો આપણે એ વિષયને બાજુપર રાખી પ્રસ્તુત વિષયપર વળીશું.

સ્ત્રીકેળવણીમાં વિઘ્ન રૂપે અનેક કારણો છે. તેમાં ઓઝલપડદો એ એક મુખ્ય ને સબળ કારણ છે. આપણા દેશમાં આસીયા ને મુસલમાન કોમના મોટા ભાગની સ્ત્રીઓ પડદેનશીન છે; પરતુ મારી નમ્ર માન્યતા પ્રમાણે ઓઝલપડદાનો અર્થ હાલ જે સંકુચિત રીતે કરવામાં આવે છે તે કરતાં કઇક વધારે વિશાળ છે, એટલે પડદેનશીન બાનુઓ સાથે નુકસાનકર્તા રૂઢીપ્રથાની સાંકળમાં બંધાઇ રહેલી સ્ત્રીઓ, અને ઘુમટામાં ગુંચવાઈ રહેલી કુલવધૂઓનો સમાવેશ પડદેનશીન બાનુઓના વર્ગમાં કરી શકાય ખરો

પ્રાચીન સમય.—ઓઝલપડદાના ઇતિહાસનું અવલોકન કરીશુ તો આપણા પવિત્ર શાસ્ત્રો, પ્રાચીન સમયનાં વ્યાવહારિક પુસ્તકો, અને દતકથાઓ પરથી જણાય છે કે તે સમયમાં ઓઝલપડદાનો રિવાજ નહોતો સ્ત્રીઓને સગીન કેળવણીનો લાભ સંપૂર્ણ મળતો અને તેને પરિણામે સ્ત્રીઓની ઉન્નતિ હતી. સ્ત્રીઓની ઉન્નતિ હોવાથી પ્રજા પણ ઉત્કૃષ્ટ સ્થિતિમાં હતી , કારણકે સ્ત્રીઓની ઉન્નતિ સાથે પ્રજાની ઉન્નતિ સંકળાયલી હોય છે, અતિ નિકટનો સંબંધ ધરાવે છે. ઉપર પ્રમાણે સ્ત્રીઓની ઉચ્ચ સ્થિતિ હોવાથી તેઓ પિતા, બન્ધુ કે પતિ સાથે જાહેર મેળાવડાઓમાં, યજ્ઞાદિક પવિત્ર ક્રિયાઓમાં સભ્યતાથી ભાગ લેતી, દેશાટન કરતી અને પ્રસંગોપાત વિદ્વાનો સાથે શાસ્ત્રોના વિવાદમાં પણ ઉતરતી.

આ જગાએ જણાવવાની આવશ્યકતા છે કે તે સમયમાં સ્ત્રીઓનાં મનોબળ અતિ દૃઢ હતાં, નીતિના નિયમો ઉમદા હતા, કેળવણીમાં ધર્મનીતિની કેળવણીને પ્રાધાન્ય

અપાતું, અને બુદ્ધિની શક્તિઓ કેળવવા ઉપરાંત હૃદયની શક્તિઓ અને શુભ વૃત્તિઓ કેળવવા ખાસ પ્રયાસો થતા. આ પ્રાચીન સમયનું મહાભારતમાંથી એક રમણીય ચિત્ર અહીં આલેખવું ઉચિત ધાર્યું.

વિદેહી મહાત્મા જનકરાયના નામથી કોણ અજ્ઞાન છે? તેમની સભામાં એક સમયે સુલભા નામની નૈષ્ઠિક બ્રહ્મચારિણી રાજબાળાનું આવવું થયું. જનક મહાત્માએ પ્રશ્ન કર્યો કે "હે વિદુષી, આપ કોણ છો?" સુલભાએ જવાબ આપ્યો કે "હું ક્ષત્રિયકુળ અર્થાત્ રાજ્યકુળમાં ઉત્પન્ન થઇ છું અને ગુરૂઓથી વિદ્યા ગ્રહણ કરી બ્રહ્મચર્યાવસ્થાની સમાપ્તિ પછી મને યોગ્ય વિદ્યાયુક્ત જેવો જોઇએ તેવો પતિ ન મળતાં મેં સન્યસ્ત ગ્રહણ કીધું છે."

જે સમયે ઉપરના ચિત્ર અનુસાર સ્ત્રીઓ પણ સંપૂર્ણપણે બ્રહ્મચર્ય પાળી યુવાવસ્થામાં આવતાં યોગ્ય પતિ શોધી ઇચ્છાવર વરતી હશે અને તેથી પણ ઉચ્ચતર ભૂમિકા કે જેમાં યોગ્ય પતિને અભાવે સન્યસ્ત ગ્રહણ કરી જગતમાં પરોપકારમાં જ જીવન-અર્પણ કરતી હશે તે સમયનું વિશુદ્ધ ચિત્ર કેવું રમણીય હશે!

મતલબ કે પ્રાચીન સમયમાં ઓઝલપડદાનો રિવાજ નહોતો; તેથી જ આવાં રમણી રત્નો પ્રકાશી નીકળતાં.

મુસલમાનનો સમય.—પ્રાચીન સુંદર સોનાનો સમય ચાલ્યો ગયો અને મુસલમાનનો સમય આવ્યો. આશરે ઇ. સ. ૬૪૦થી મુસલમાન લોકોના હુમલા માતભૂમિ પર થવા લાગ્યા, તે સમયથી જ સ્ત્રીઓની અવદશા શરૂ થઇ. તે સમયનાં ઐતિહાસિક પુસ્તકો પરથી જણાયછે કે તે વખતે હિન્દુ મુસલમાનો વચ્ચે હાલ ચાલતો ભાઇચારાનો સંબંધ હજી બંધાયો નહોતો. આવનાર લોકોમાં ઉદ્ધતાઇ વગેરે દુર્ગુણો વિશેષ હશે; સુકેળવણીની ખામી હશે. પરાક્રમી, શૂરવીર, શાણા અને સમયસુચકતાવાળા નિપુણ રાજ્યકર્તાને અભાવે હિન્દમાં સર્વત્ર મારામારી, લૂટફાટ, ખુનરેજી વગેરે અંધાધુની ફેલાઇ રહી. આવા બારીક સમયમાં પ્રજાને પોતાની કોઇપણ જાતની સલામતીનો વિશ્વાસ ન રહે એ સ્વાભાવિક જ છે. આ સર્વને પરિણામે બાળલગ્ન અને ખાસ કરીને ઓઝલપડદાનો અનિષ્ટ રિવાજ જનસમાજમાં ઘુસી ગયો. સ્ત્રીઓ પડદામાં કેદ થઇ, તેમને સંગીન કેળવણીનો મળતો લાભ બંધ થયો, અને સુવિદ્યાની ખામીએ સ્ત્રીવર્ગની અવદશા થતાં તેની અસર સમાજપર પણ થવા લાગી.

ઉપર પ્રમાણે હતું છતાં પણ જરૂરને સમયે રજપુત વીરાંગનાઓ વગર ઓઝલે યુદ્ધમાં ઉતરતી એવું આપણે તે સમયનાં પુસ્તકો પરથી જાણી શકીએ છીએ.

ઇંગ્રેજોનો સમય—ત્યારપછી કેટલેક વર્ષે ઇંગ્રેજોનો અમલ શરૂ થયો. તે રાજ્ય સલાહશાંતિમય જણાયછે. તો હવે સ્ત્રીઓને ઓઝલપડદામાંથી બહાર કાઢ-

વાની જરૂર છે. મારો આશય એવો નથી કે સર્વ રીતે પશ્ચિમ દેશનું અનુકરણ કરી તેમની સ્ત્રીઓ જેટલી આપણી સ્ત્રીઓને સ્વતંત્રતા આપો ; પરંતુ એટલું જ કે તેમને સભ્ય મેળાવડાઓમાં, ઉચ્ચાભિલાષથી મળતી સમાજોમાં ભાગ લેવા દ્યો. તનદુરસ્તીની ખાતર ખુલ્લી ને સ્વચ્છ હવાનો લાભ લઇ શકે અને સંગીન કેળવણી લઈ શકે એટલી છૂટ મૂકવાની, એટલી સ્વતંત્રતા આપવાની, ખાસ આવશ્યકતા છે અને તે સ્ત્રી અને પુરુષ ઉભયને ફળદાયક છે.

પડદેનશીન બાનુઓની વાસ્તવિક સ્થિતિનુ યથાયોગ્ય રૂપમા વિવેચન કરવું કઠિન છે; કારણકે ઘણેભાગે તેમની માફક તેમની વાસ્તવિક સ્થિતિ પણ પડદામાં જ રહેલી હોયછે.

તેમની માનસિક ઉન્નતિનો વિષય લઇશું તો જણાશે કે બહાર ફરવાથી, કુદરતના વિવિધ ચમત્કારો નીહાળવાથી ભિન્નભિન્ન પ્રકૃતિના મનુષ્યોના સહવાસથી, જે જ્ઞાન, બુદ્ધિને અનુભવનો વિકાસ થઇ શકેછે, તેવો લાભ પડદેનશીન બાનુઓને મળી શકતો નથી. ઘણે ભાગે સંગીન કેળવણીનો લાભ તેમને મળી શકતો જ નથી, ને કદાચ મળેછે તો તે પ્રમાણમાં ઘણો જ જુજ આવી અજ્ઞાનતાથી તેવી સ્ત્રીઓના હાથમાં પ્રસંગોપાત આવતી લક્ષ્મી અને સત્તા ઘણી વખત અનર્થનાં કારણ જ થઇ પડેછે. દાખલા તરીકે રાજ્ય ખટપટનો પાયો ઘણુંકરીને રણવાસમાં જ નંખાય છે. આ જગાએ જણાવવાની જરૂર જોઉંછું કે વાંચતાં લખતાં આવડવાથી જ સંપૂર્ણ કેળવણી ગણી શકાય નહીં. સંપૂર્ણ ને સંગીન કેળવણીમાં તો બુદ્ધિની કેળવણી, ધર્મનીતિની કેળવણી, શારીરિક કેળવણી અને તે સાથે જ તેમાં ડહાપણ અને ઉમદા સદ્‌ગુણોના સંમેલનની ખાસ આવશ્યકતા છે. સ્ત્રીઓની અવદશા થવાનુ અને તેને પરિણામે પ્રજાની પણ અવદશા થવાનું મુખ્ય ને સબળ કારણ સ્ત્રીઓમાં સુવિદ્યાની ખામી જ છે અને તે ખામી આવવાનું કારણ ઓઝલપડદાનો અનિષ્ટ રિવાજ જ છે.

તેમની શારીરિક ઉન્નતિનો વિષય તપાસીશું તો ખુલ્લી હવા ને પૂરતા અજવાળાને અભાવે તેઓ હમેશા ફિક્કા ચહેરાવાળી, નિસ્તેજ ને નબળી જ હોયછે. અને તેની મોટામાં મોટી ને ખરાબમાં ખરાબ અસર તેમની પ્રજા સંતતિપર થતાં તે પણ તેવી જ નબળી ઉત્પન્ન થાયછે. આવી જંતુ જેવી પામર નિર્માલ્ય પ્રજામાં પ્રતિજ્ઞાના સુયશથી અમર થઇ ગયેલા ભીષ્મ, અને સત્યવ્રતનાં યથાયોગ્ય પાલનથી પકાઇ ગયેલા રાજા યુધિષ્ઠિર જેવા માનસિક બળવાળા મહાત્માઓ, ભીમ, અર્જુન, કર્ણ, હનુમાન, વિક્રમ અને પ્રતાપ સમાન શૂરવીરો, તથા એવા કીર્તિમાન પુત્રોને જન્મ આપનારી કુન્તા ને વિદુલા સમાન વીરમાતાઓ , તેમજ ઉત્તરા, સરદારબા ને રાણકદેવી સમાન વીરાંગનાઓ ઉત્પન્ન થવાનું સંભવે જ કયાથી ?

તેમનાં હમેશનાં ઘરખુણીયાં રહેઠાણ પ્રમાણે તેમની બુદ્ધિ ને જ્ઞાન પણ વિશાળતા વિનાનું જ રહેછે. તેમના હમેશના એકાંતવાસથી તેમનું મન સંકુચિત થઇ જાયછે ; તેમની સ્વાભાવિક બુદ્ધિ કટાયછે, અનુભવ ઓછો થાયછે, આળસ વધે છે, દુર્ગુણ દાખલ

થાય છે, નિષ્પક્ષપાતમાં ખામી આવે છે, "ભાતૃભાવ" એટલે સર્વ એકજ પિતાની પ્રજા છીએ એ સુવૃત્તિ નષ્ટ થાય છે.

ઓઝલપડદાનો રિવાજ આપણી તથા આપણી ભવિષ્યની પ્રજાની શારીરિક, માનસિક, તેમજ આધ્યાત્મિક ઉન્નતિમાં વિઘ્નરૂપ છે. આપણી આત્મિક, સામાજિક ને રાજકીય ફરજો યથાર્થ રીતે બજાવવામાં અડચણ કર્તા છે. તો આવા અનિષ્ટ રિવાજને માટે સર્વ વિચારશીલ મનુષ્યોએ પોતાનાં દ્વાર સજ્જડ રીતે બંધ રાખી વિના વિલંબે તેનો બહિષ્કાર કરવો એ જરૂરનુ તેમ જ હિતકર છે.

છેલ્લે આવા અનિષ્ટ સાંસારિક રિવાજોમાંથી આર્ય પ્રજા અને ખાસ કરીને આર્ય રમણીઓ મુક્ત થાય અને તે મુક્તતાથી પોતાનાં કુટુંબનાં, સમાજનાં ને દેશનાં કલ્યાણકારી પરોપકારનાં કાર્યોમા પ્રવૃત્ત થાય, એવો સુસમય પરમાત્મા સત્વર આપો એજ સ્ત્રીવત્સલ પણ અલ્પબળ શક્તિહીન હૃદયની મહેચ્છા. તથાસ્તુ.



## સ્ત્રી કેળવણી.

### (ગં. સ્વ. ચંદ્રભાગા ગોવિંદલાલ.)

સર્વ પ્રાણી માત્રના હૃદયમાં વાસ કરનાર પરમ કૃપાળુ શ્રી પરમાત્માને વારંવાર હું પ્રણામ કરૂં છું.

સુજ્ઞ બ્હેનો,

આજે તમોએ અત્રે પધારવા તસ્દી લીધી છે તેથી હું આપ સર્વેનો ઉપકાર માનું છું.

બ્હેનો, કેળવણીના કોઇપણ પ્રકારના વિભાગ કરતાં પહેલાં આપણે તેની આવશ્યકતા તરફ નજર નાંખીએ. બ્હેનો, કેટલાંક કહે છે કે સ્ત્રીઓએ ભણવું ન જોઇએ. ત્યારે આપણે પ્રથમ વિચારીશું તો શું એકલા પુરૂષોજ કેળવણીને યોગ્ય છે, અને સ્ત્રી નથી, સ્ત્રીઓ શું ઇશ્વર રચિત માનવ સૃષ્ટિનું પ્રાણી નથી, વળી જોકે પુરૂષોનેજ કેળવવાના હક છે એમ ગણાય તો સ્ત્રીઓને કેમ નહિ, સ્ત્રીઓ શું પશુ છે, ઢોર છે, કે અધમ છે, અને જો તેમ ન હોય તો જેવી રીતે પુરૂષોને પોતાની જીંદગી કેળવણીની સહાયતાથી ઉન્નત કરવાનો અધિકાર છે તેવીજ રીતે સ્ત્રીઓને પણ છે. વળી કોઇ એમ કહેશે કે જુના વખતમાં સ્ત્રીઓ કયારે ભણતી હતી તો તેના જવાબમાં પણ આપણે કહી શકશું કે પ્રાચીન કાળમાં મૈત્રેયી, સુલભા, ગાર્ગી વિગેરે અનેક વિદુષી અને બ્રહ્મવાદિની સ્ત્રીઓ હતી, અને તે પછી પણ ઘણી વિદુષી સ્ત્રીઓ થઇ હતી એમ ઇતિહાસ ઉપરથી જણાય છે, તો હાલમાં પણ સ્ત્રીઓને શામાટે કેળવણી ન આપવી જોઇએ ? વળી કોઇ એમ કહેશે કે કેળવણી વિના સ્ત્રીઓની જીંદગી શું નથી જતી ? વળી અત્યાર સુધી સ્ત્રીઓ કયારે ભણેલી હતી ? તેમ છતાં શું તેમની જીંદગી ન ગઇ ? તે વાત ખરી. પરંતુ કેળવણી તે આ સંસાર રૂપી સાગરમાં દીવાદાંડી રૂપ છે. આપણુ જીંદગી રૂપી નાવ અનીતિના ખરાબે અથડાતાં કેળવણી રૂપી સુકાની શિવાય નીતિ રૂપી દેશ તરફ ભાગ્યેજ વળી શકે. કેળવણી સુખમાં લાભ પ્રદ અને દુ:ખમાં ખરો સાથી છે. વળી કેળવણીથી મનુષ્ય નીતિ, અને ધર્મના સત્ય સિદ્ધાંતોને સમજી જીવનને ઉત્કૃષ્ટ બનાવી શકે છે, કેળવણીથી બુદ્ધિ વિશાળ થાય છે. ચાતુર્ય વધે છે, દૃષ્ટિ દીર્ઘ થાય છે, તથા તે, મનુષ્યની અધોગતિનો અટકાવ પણ કરે છે. વળી કેળવણી વિનાનાં મનુષ્યો પોતાનુ જીવન વ્યર્થમાત્ર કજીઆકંકાસમાં તથા કુથલી કરવામાં ગાળે છે, તેના કરતાં કેળવાએલા મનુષ્યો દિવ્યતામય જીવન ગાળે છે. વળી જુના વખતની સ્ત્રીઓના સંસાર સારા હશે તેમ માનીએ તેમ છતાં પણ કેળવાએલી સ્ત્રીઓના વધારે સારા થશે.

બ્હેનો, હવે આપણે કેળવણી આપવી તો કેવી રીતની આપવી, તે સંબંધી કહીએ તો પહેલો પ્રશ્ન એ થાય છે કે સ્ત્રીઓને પુરૂષોની માફક બી.એ., એમ.એ.ની પરીક્ષાઓ અપાવવી તે ઠીક છે કે તેઓ સંસારને સુખી બનાવી શકે તેવી કોઇ સંગીન કેળવણી આપવી. હવે જો કે કોઇ એમ કહેશે કે તેમને બી.એ., એમ. એ. ની કેળવણી આપવી, તો તે વાત ઠીક છે, પરંતુ બી.એ., એમ.એ. થવાનું શું કારણ ! જો કે કેળવણીની ખાતરંજ કેળવણી આપવાની જરૂર હોય તો ડીગ્રી મળો, વા ન મળો તે બન્ને સરખુંજ છે. વળી જો કે બી.એ., એમ.એ. ની કેળવણી આપવી ધારીએ તો સ્ત્રીઓને પુરૂષ વર્ગમાં બેસી અભ્યાસ કરવો તે આપણા હિંદુ સંસારની પદ્ધતિ પ્રમાણે જોતાં અજુગતું છે. તેમ વળી સ્ત્રીઓ માટે કાંઇ અલગ કાલેજો નથી કે જ્યાં એકલી સ્ત્રીઓ અભ્યાસ કરી શકે, જ્યારે આવી અસગવડ છે તો તેવા વખતમાં સંસાર સુખરૂપ બને, પોતાનું, પતિનું, તથા અન્ય સર્વનું શ્રેય થઇ શકે તેવી રીતની કોઇપણ જાતની કેળવણી આપવી એમ મારું તો ધારવું છે. કેમકે ડીગ્રીની કેળવણી કરતાં આવી કેળવણી વધારે કલ્યાણકારક નિવડશે.

બ્હેનો હવે ઉપર કહ્યા પ્રમાણે કોઇપણ જાતની કેળવણી આપવી તો તેના સંબંધમાં હું ત્રણ પ્રકાર કરૂં છું.

૧. પહેલો પ્રકાર એ કે, સ્ત્રીઓને વાંચતાં, લખતાં શીખવવું.

૨. બીજો પ્રકાર એ કે, તેમને વ્યવહારિક કેળવણીની સાથે, મનની તનની તથા ધાર્મિક કેળવણી આપવી.

૩. ત્રીજો પ્રકાર એ કે, તેમને શીવતાં, ભરતાં, તથા ગુંથતાં શીખવવું.

પ્રિય બ્હેનો, હવે હું પહેલા પ્રકારની કેળવણી જે વાંચતાં, લખતાં, શીખવવું તેના સંબંધમાં જણાવું છું કે સ્ત્રીઓને એકલું કક્કો શીખવી વાંચતાં, લખતાં શીખવ્યું એટલે તેમાં કેળવણીનો સમાવેશ થાય છે એમ માનવું તે મારા ધારવા પ્રમાણે ભૂલ છે, કારણ કે તેથી તેમને ફક્ત વાંચવા, લખવાનુંજ જ્ઞાન થાય છે, પરંતુ બીજા કોઇ પ્રકારનું જ્ઞાન તેમનામાં આવતું નથી. વળી જેવી રીતે ભણાવવાની જરૂર છે તેવીજ રીતે રાંધતાં, ઘરની વ્યવસ્થા કરતાં શીખવાની પણ જરૂર છે. વળી સ્ત્રીઓને ભણાવી યોગ્ય કેળવણી આપવાથી તેમને, તેમના પતિને, તથા તેમની ભવિષ્યમાં થનારી પ્રજાને ઘણો લાભ થાય છે. નેપોલીઅને પણ કહ્યું છે કેઃ—

કહે નેપોલીઅન દેશને, કરવા આબાદાન;
સરસ રીત તો એજ છે, ઘો માતાને જ્ઞાન.

આ ઉપરથી ખાત્રી થાય છે કે સ્ત્રીઓને કેળવવાથી તેમની, તેમના પતિની, કે

તેમની સંતતિની આબાદી થાય છે એમ નથી, પરંતુ સાથે આખા દેશની પણ આબાદી થાય છે, બ્હેનો જ્યારે જપાનની સ્ત્રીઓ પૂર્ણ કેળવણી પામી, કેળવણીનું ખરૂં રહસ્ય સમજી ત્યારે તેમના દેશની પણ કેવી ચઢતી દશા છે. જો કે આ શબ્દો કોઇને અયોગ્ય લાગે તો તે ભૂલ છે, કારણ કે કેળવાએલી માતા નાનપણથીજ પોતાનાં બાળકો ઉપર જે સારી છાપ પાડે છે તે મોટી ઉમર થયે પણ ભુસાતી નથી, બ્હેનો સારી યા નરસી છાપ પડવાનું કારણ એટલુંજ કે તેઓનું હૃદય ઘણું કુમળું હોય છે, અને તેથી કરીને તેના મનપર સારી યા નરસી અસર ઝટ થઇ જાય છે, વળી તેઓ ઘણો ખરો વખત પિતા પાસે ન રહેતાં માતાના હાથ તળે રહે છે અને તેમનીજ વર્તણુંકનું અનુકરણ કરી શકે છે. વળી સાધારણ રીતે જોતાં માતા પિતાને જુઠું બોલવાની, ગાળો દેવાની, નજીવી બાબતમાં કજીઓ કંકાસ કરવાની, ચોરી કરવાની, તેમજ પહોર દિવસ સુધી સુઇ રહેવાની એવી એવી અનેક જો ખોટી ટેવો હોય છે તો તેવી કુટેવો તેમનાં બાળકોમાં પણ આવતી જણાય છે, માટે બાળકોને સદાચરણી બનાવવા સારૂ તેમની માતાઓએ પ્રથમ સદાચરણનું પાલન કરવું જોઇએ. મહાભારતમાં પણ—

"गुरूणा चैव सर्वेषां, माता परमको गुरुः"

એવું વાક્ય છે. વળી જ્યોર્જ હરબર્ટે પણ કહ્યું છે કે "એક કેળવાએલી માતા સો શિક્ષકની બરાબર છે" તો આ ઉપરથી જણાય છે કે કેળવાએલી માતા પોતાની પ્રજાનું ભવિષ્ય સુધારી શકે છે. જો આવી રીતે દરેક માતાઓ ગુરૂપદને યોગ્ય થઇ દેદીપ્યમાન થાય એમાં નવાઇ નથી અને આથીજ નેપોલીઅનનું વાક્ય અક્ષરે અક્ષરે સત્ય લાગે છે. વળી આપણામા કેટલેક ઠેકાણે સ્ત્રીઓને ભણાવવાની વાત કહેવામાં આવે છે તો તુરતજ તેમના માબાપ એમ કહેશે કે સ્ત્રીઓને ક્યા નોકરી કરવી છે તે ભણાવીએ. તે વાત ખરી ? પરતુ નોકરી કરવી નથી માટે ન ભણાવવું, તે મારા વિચાર પ્રમાણે ખોટુ છે, કારણ કે ભણવાનો હેતુ કાંઇ નોકરી કરવી તેમ નથી, જોકે તેમ હોય તો જે શ્રીમંત પુરૂષો છે, અને જેઓને નોકરી, ચાકરી કરવાની કાંઇ પણ જરૂર નથી તેઓ શું કામ ભણે છે ? જો ઉપર કહ્યા પ્રમાણે નોકરીને માટેજ ભણવું જોઇએ તેમ માનીએ, તો તેમણે નજ ભણવું જોઇએ, પન્તુ નોકરી ચાકરીની ખાતર ન ભણાવતાં કેળવણીની ખાતરજ ભણાવવુ જોઇએ, કેમકે નોકરીને માટેજ ભણાવવાથી તેઓને પોપટીઊં જ્ઞાન થાય છે, પણ તેઓમાં કેળવણીનો અંશ પણ હોતો નથી. માટે પૈસા કમાવાની ખાતરજ ભણાવવું તે વિચાર મનમાંથી નાબુદ કરવો જોઇએ, વળી એકલા પુત્રને ભણાવવાથી એકલો પુત્રજ ભણેલો થશે, પરંતુ પુત્ર અને પુત્રી બન્નેને ભણાવવાથી આખું કુટુંબ, અને પછી આખો દેશ વિદ્વાન અને ભણેલો થશે, વળી કેળવાયેલી સ્ત્રી ભવિષ્યની પ્રજાને ઉધ્ધારે છે એટલુંજ નહિ, પરંતુ પોતાના પતિની

જીંદગી સુધારી દુઃખને વખતે સહાયક થઇ, આનંદમય દિવસો ગાળે છે જેમકે સતી સીતાએ વનવાસમાં, દમયંતીએ અરણ્યમાં, અને સતી દ્રૌપદીએ પાણ્ડવોની દુર્દશાના વખતમાં, અનેક સંકટો વેઠી, વનવાસ ભોગવી, પતિસુખ માટે જે જે કર્યું હતું તે આપ સર્વ બ્હેનોના જાણવામાં છે એટલે વધારે લંબાવવાની જરૂર જેવું મને લાગતું નથી.

બ્હેનો, હવે ગૃહવ્યવસ્થાના સંબંધમાં કહેવાનું કે ભણેલી સ્ત્રીઓ ગૃહ ચલાવવામાં પણ અનેક લાભ મેળવે છે. કેમકે જો તેઓ ભણેલાં હોય તોજ પોતાના ઘરની આવક જાવકનો હિસાબ રાખી આવકની અંદરજ ખર્ચ કરે છે. ગૃહની બરોબર વ્યવસ્થા કરે છે, પોતાનાં બાળકોને ઘણીજ અગત્યની કેળવણી આપી શકે છે અને પરનિંદામાં વખત ન ગાળતાં વખતનો સદુપયોગ કરે છે. બ્હેનો, મારૂં કહેવું એમ નથી કે સ્ત્રીઓએ ભણીને હાથમાં ચોપડી લઇને બેસી રહેવું, અને બીજા કશા પર લક્ષ આપવુંજ નહિ, કેમકે તેમ કરવાથી તો ઉલટું કેળવણીને દોષ લાગે છે, વળી કેટલીક કેળવાએલી બ્હેનોના સંબંધમાં પણ વખતે સાભળવામાં આવે છે કે તેઓને દેવતા સળગાવતાં કે આ કરતાં આવડતી નથી તો પછી બીજા કામની વાતજ શી? બ્હેનો, જ્યારે બીજાને મોઢેથી આવા શબ્દો નીકળે ત્યારે કેળવાએલી, અને કેળવણી નહિ પામેલી અભણ સ્ત્રીઓમાં શો ફેર? વળી કેટલેક ઠેકાણે ગૃહકામ માટે નોકરજ જોઇએ, તેમ અનાજ વિગેરે ઝાટકતાં નથી આવડતું માટે ગોલીને બોલાવવીજ જોઇએ. બ્હેનો, નથી આવડતું એ શબ્દો તો કેળવણીને કલંકિત કરે છે, પરમાત્માએ સંપત્તિ આપી હોય તો નોકરો પાસે કામ ન લેવું એમ મારૂં કહેવું નથી, પરંતુ અમુક વસ્તુ નથી આવડતી. માટે નોકર ચાકર, કે અન્ય માણસો પાસે કરાવો, એવું જે કહેવું તે કેળવાએલી બ્હેનોને યોગ્ય નથી, વળી કેટલીક બ્હેનો પોતાના પતિને અન્યની રાંધેલી રસોઇ જમાડે છે તેના કરતા જે બ્હેનો પોતાને હાથેજ ઉત્તમ અને સ્વાદિષ્ટ રસોઇ કરી પોતાના પતિના આત્માને સંતુષ્ટ કરે છે તેના ઉપર અન્ન દેવતા પણ પ્રસન્ન થાય છે. માટે જેમ બને તેમ પોતાને હાથેજ રસોઇ કરવી તેજ અતિ ઉત્તમ છે. વળી કેટલીક બ્હેનો પોતાના મનની નબળાઇને લીધે, અથવા તો પોતાના અજ્ઞાનપણાને લીધે પોતાના પતિને વશ કરવા સારૂ યન્તર મન્તર કરાવવા માટે સાધુ, ગોંસાઇ કે ફકીર પાસે જાય છે, વહેમમાં કુટાય છે, સારૂં શોધતા તેઓને બુરૂં ફળ મળે છે, વખતે અર્થનો અનર્થ પણ કરે છે. અને આખરે પસ્તાવું પણ પડે છે. બ્હેનો, સાધુ, ગોસાંઇ, ફકીર વિગેરે સ્વાર્થી લોકો પોતાના પેટને અર્થે ભોળી સ્ત્રીઓની કમ અક્કલનો લાભ મેળવે છે, અને પોતાનું કાર્ય સિદ્ધ કરી લે છે. બ્હેનો પતિ કાંઇ યન્તર મન્તરથી વશ થતા નથી તે તો તમારાં સદાચરણ જોઇનેજ વશ થશે. વળી મહાભારતમાં સત્યભામાને દ્રૌપદીએ પૂછ્યું છે કે તમે તમારા પતિ પાણ્ડવોને શી રીતે વશ કર્યા? તેના જવાબમાં

દ્રૌપદીએ જે કહેલું છે તે પ્રત્યેક સ્ત્રીઓને અનુકરણ કરવા લાયક છે તેથી આ સ્થળે હું ટુંકમા કહું છું

અહંકારાદિક ષડ્રિપુને તજીને હું હમેશા પાંડવોની સેવા કરૂછુ, દેવ, મનુષ્ય, જુવાન, દ્રવ્યવાન, અથવા તો અતિ રૂપવાન હોય તો પણ તેઓને હું મારા ભાઇ તથા પિતા સમાન ગણું છુ, પતિના જમ્યા પછી જમુછું, મારા પતિ ઉભા હોય તે વખતે હું પણ ઉભી રહું છું વળી તેઓ રણક્ષેત્રમાથી, વનમાથી કે પરગામથી ઘેર આવે ત્યારે હુ જાતેજ ઉઠીને તેમનુ સન્માન કરૂછું, વળી મિષ્ટ અન્ન રાધુ છું, વર્ષાંતસર ભોજન કરાવું છું, ધાન્યનુ સંરક્ષણ કરૂં છુ, અને ઘરને સ્વચ્છ રાખું છું, વળી હે સત્યભામા! મધુર ભાષણ કરી તેમને પ્રસન્ન કરૂછું, નઠારી સ્ત્રીઓની સંગત ન કરતા હમેશ તેમને અનુકૂળ વર્તન કરૂંછુ, તેમ કદી પણ મોટેથી હસતી નથી, કોઇ વખતે આળસ કરતી નથી, વારવાર છજામા કે બારીએ ઉભી રહેતી નથી, તેમ ક્રોધ ઉત્પન્ન થાય તેવું કામ કરતી નથી, સત્યમા, અને સ્વામીની સેવામાં આસક્ત રહુંછું, વળી જ્યારે મારા પતિ પ્રવાસમા જાય છે ત્યારે પુષ્પ, ચંદન વિગેરેનો ત્યાગ કરી વ્રત આચરૂં છું, વળી હે સત્યભામા, મારા સાસુએ જે જે ધર્મો બતાવેલા છે તે સઘળા ધર્મો સ્વામીનુ પ્રિય, અને હિત કરનારા છે તેથી આળસ તજીને પાળું છું. વળી દયા વાળા, સત્ય સ્વભાવ વાળા, કોપેલા હોય ત્યારે સર્પ જેવા દેખાતા મારા પતિની સેવા ઉઠાવું છુ, પતિનો આશ્રય એજ સ્ત્રીઓનો સનાતન ધર્મ છે, વળી પતિ તે જેની ગતિ છે એવા પતિથી ઉલટી કોણ વર્તે ? હે સુભગા સત્યભામા, વધારે અલંકાર પહેરવાનું કદી પણ મનમા ધારતી નથી, અને સાસુ સાથે કદી પણ લડતી નથી, વળી હમેશા હું જાતેજ એ સત્યશીલ વીરમાતા આર્યા કુંતીની સેવા કરૂં છું. આવી રીતે સાવધ રહેવાથી, વડીલોની સેવા કરવાથી, તથા આ પ્રમાણે વર્તવાથી મારા પતિ પાડવો મને તન, મન, અને ધનથી વશ થયા છે માટે હે સદ્ગુણી સત્યભામા, મારી શિખામણ એટલીજ છે કે તમે સદા વિચારવંત પ્રેમી પત્ની રહો અને પરસ્પર પ્રેમ વધારી આ પ્રમાણે વર્તો ! અને જો આ પ્રમાણે વર્તશો તો તમારા પતિ તમને અત્યંત ચાહશે, અને કોઇ દિવસ તમારી અવગણના કરશે નહિ. હે મારી ભોળી બ્હેનો, આ ઉપરથી સમજવું કે કોઇ દિવસ યન્તર મન્તરથી પતિ વશ થતા નથી. પરંતુ તેમ કરવાથી તો ઉલટુ, વાત ખુલ્લી થયે અવિશ્વાસ આવે છે. અને દુઃખ ઉત્પન્ન થાય છે, માટે આનેજ પતિ વશ કરવાનો વશીકરણ મન્ત્ર સમજવો. કારણ કે યન્તર મન્તર, દોરા ચીઠી, તે કાઇ મન્ત્ર નથી, પરંતુ તે તો ઢોંગી લોકોનો પેટ ભરવાનો ઉદ્યોગ છે, માટે તેવે રસ્તે જતા અટકશો, અને સદ્ગુણનો સંગ્રહ કરશો. વળી મનની નબળાઇને લીધે બીજા આવા અનેક સકટોમા આવી પડે છે. બ્હેનો, જ્યારે મનની નબળાઇ હોય છે તે વખતે મનને સજ્જડ ધક્કો લાગે છે. અને તેને

સીધે વખતે મૂર્છા, હિસ્ટરિયા, વિગેરે રોગ લાગુ પણ પડી જાય છે, અને વખતે જીંદગીનું જોખમ પણ થઇ જાય છે, માટે મનને કેળવવાને તથા દૃઢ કરવાને સહનશીલતાની જરૂર છે. તેમજ આવી પડેલી આફતમાંથી મુક્ત થવાના ઉપાયો શોધવાની પણ જરૂર પડે છે, માટે મનને કેળવવું તે ઘણું અગત્યનું છે.

પ્રિય બ્હેનો, હવે જેવી રીતે મનને કેળવવાને તથા સુદૃઢ બનાવવાને કેળવણીની જરૂર છે તેવીજ રીતે તનને કેળવવાને કસરતની પણ જરૂર છે, બ્હેનો, આપણે કસરત કરીને કાંઇ પુરૂષોના જેવાં કાર્ય કરવાનાં નથી. પરંતુ કસરતનો અર્થ એનો છે કે શરીરના બધા અવયવોને કમવા, જેથી રૂધિરનું હરવું ફરવું સારી રીતે થાય છે, વળી ફેફસાં જેઓનું કામ, શરીરમાંના બગડેલા લોહીને સાફ કરવાનુ છે તે મોટાં, અને મજબુત થશે, ભૂખ લાગશે, પાચન શક્તિ સારી થશે અને ઘણે ખરે ભાગે રોગથી દૂર રહેવાશે. વળી શરીરને કસરત નહિ આપવાથી " જેવી રીતે એક ઘડીયાળ હોય અને તેને કુંચી ન આપતાં નાંખી મૂકયું હોય, અને પછી તેને કેટલેક દિવસે જોઇશું તો તેના ઉપર કાટ ચઢેલો હોય છે, અને યંત્ર બગડેલું હોય છે, પરંતુ તેને ઘડીઆળી પાસે સાફ કરાવ્યું હોય તો સ્વચ્છ જેવું હતું તેવું થઇ શકે છે. તેવીજ આ શરીર રૂપી ઘડીઆળ છે, તેને કસરત રૂપી કુંચી ન આપતા બેમારી મૂકયું હોય તો તેના ઉપર આળસ રૂપી કાટ ચઢે છે, અને શરીર રૂપી યંત્ર બગડેલું હોય છે, પરંતુ તેને પણ તન્દુરસ્ત ખોરાક રૂપી ઘડીઆળી પાસે સાફ કરાવ્યું હોય તો તે પણ સશક્ત થશે, માટે બેસી રહેવું તે શરીરને તથા મનને નુકશાનકારક છે. વળ આપણા રિવાજ પ્રમાણે જોતાં રાંધવું, પાણી ભરવું વાળઝાડ કરવી ઇત્યાદિ સઘળું કામકાજ સ્ત્રીઓને કરવું પડે છે. તેમજ વળી દેવદર્શન માટે જવાથી, નદીએ નહાવા જવાથી તથા સગાં સંબંધીઓને મળવા જવાથી પણ એક જાતની કસરત મળે છે. આ રીતે ઘરનાં તથા બહાર જવા આવવાનાં કામ કરીને, અથવા તો બીજી રીતે કામ કરીને પણ કસરત મેળવવી જોઇએ, વળી કસરતની સાથે ખુલ્લી હવામાં હરવું, ફરવું તે પણ તન્દુરસ્તીને માટે ઘણું ફાયદાકારક છે, કારણ કે ખુલ્લી હવામાં હરવા, ફરવાથી શરીર તેમજ મન પ્રફુલ્લિત થાય છે, " જેમ કોઇ એક છોડ લાવીને તેને અંધારામાં રાખીશું તો, તે છોડ નહિ ખીલતાં ઉલટો કરમાઇ જશે, " તેવીજ રીતે સ્ત્રીઓમાં જે સ્વભાવિક રીતે પ્રફુલ્લિતપણું છે, તે પણ ખુલ્લી હવામાં ન ફરતાં ઘરમાંને ઘરમા ગોંધાઇ રહેવાથી જતું રહે છે, માટે દરેક પ્રાણી પદાર્થને ખુલ્લી તાજી હવાની જરૂર છે. વળી હાલમાં આપણે જોઇએ છીએ તો તન્દુરસ્ત સ્ત્રીઓ જ કવચેજ દેખાય છે, તેનું કારણ પણ જોઇતી કસરત ન મળવાથી છે, કારણ કે હાલમા સાધારણ સ્થિતિનાં કુટુંબોમાં પણ ચાકર, રસોઇઆ રાખવાનો રિવાજ હોય છે, તેમજ વળી દેવદર્શન માટે, અગર તો નહાવા જવું તે રિવાજ કેટલેક અંશે નાબુદ થયો છે. નાબુદ થયેલો રિવાજ મારા

વિચાર પ્રમાણે સારો તો છેજ, પરંતુ તેથી કરીને સ્ત્રીઓને જે કસરત મળતી તે મળતી બંધ થઇ છે. અને કસરત નહિ મળવાને લીધે સ્ત્રીઓનાં શરીર નિર્માલ્ય, અને રોગીષ્ટ આપણી નજરે પડે છે, તેઓ રોગીષ્ટ હોય છે તેથી કરીને તેમની પ્રજા પણ તેવીજ થાય છે, અને તેઓ પોતાની નિર્માલ્યતાને લીધે પોતાના જીવનની સફળતા કરી શકતા નથી. બ્હેનો જ્યારે નિર્માલ્ય સ્ત્રીઓની પ્રજા આવી જાય છે ત્યારે તન્દુરસ્તીવાળી સશક્ત માતા જે બાળકને જન્મ આપે છે, તે પણ મજબુત અને શક્તિવાન નિવડે છે. અને તેઓ પોતાની સશક્તતાને લીધે પોતાના જીવનની સફળતા કરી શકે છે, બ્હેનો જ્યારે સ્ત્રીઓ સશક્ત હોય છે ત્યારે તેમની પ્રજા પણ તેવીજ થાય છે પ્રજા તેવી થયાથી કુટુંબ પણ તેવુંજ થાય છે, અને કુટુંબ થયાથી પછી આખો દેશ પણ તેવોજ શક્તિવાન થશે. વળી નાની નાની છોકરીઓથી રમાતી આપણી જુની રમતો પણ સારી છે, પરંતુ તે રમતો નિશાળમાં વધતા વિષયોથી છોકરીઓથી રમાતી બંધ થઇ છે, બ્હેનો કેળવણીનો અર્થ કાઇ એવો નથી કે તેઓએ નિશાળે જવું અને આખો દિવસ ભણ્યાજ કરવું, કારણ કે તેમ કરવાથી તો મગજમાં, દરેક વાત ગ્રહણ કરનાર જે જ્ઞાનતંતુઓ છે તે નબળા પડી જાય છે. વળી એકલા મનને કેળવવાથી તથા શરીરના બીજા ભાગોને કસરત નહિ આપવાથી એક રીતે જોતાં શરીર ક્ષીણ થાય છે, માટે શરીરના બધા અવયવોને કસરત મળે તેવી રમતો ઉપર, પોતાનાં બાળકોને તન્દુરસ્ત, અને સુખી જોવા ઇચ્છનાર માત પિતાએ ખાસ કરીને ધ્યાન આપવું જોઇએ.

બ્હેનો, જેવી રીતે મનની, અને તનની કેળવણીની જરૂર છે, તેવીજ રીતે ધાર્મિક કેળવણીની જરૂર છે. કેમકે ધર્મ વિના મૃત્યુને સમે બીજો કોઈ સાચો સ્નેહી નથી, અને જે ધન, પુત્રાદિક છે તે તો તમારી હયાતી સુધી પણ સાથે રહેવાને બંધાએલાં નથી, પરંતુ ધર્મ તે. એક ખરા બંધુ તરીકેની ફરજ સ્વીકારી સાથેજ રહેછે, માટે સંતાનોને ધર્મમાં પ્રવૃત્તિ કરાવવાને ધાર્મિક કેળવણીની આવશ્યકતા છે. બ્હેનો, હવે ધર્મ પ્રવૃત્તિમાં નજર નાંખશું. તો કેટલીક સ્ત્રીઓ ધાર્મિક કેળવણીના અર્થનો અનર્થ કરી પતિની આજ્ઞા શિવાય ભજનમાં જઇ તાળીઓ કુટવા મંડી જાય છે, પરંતુ ભજન એટલે શું ? તથા ભજન થતું હોય ત્યાં કેવી વૃત્તિઓ રાખવી જોઇએ તેનું પણ તેમને ભાન હોતું નથી. વળી કેટલીક બ્હેનો શ્રાવણ માસ, અધિક માસ, અથવા તો અન્ય પર્વણીના દિવસોમાં નદીએ નહાવા જાય છે, પરંતુ માર્ગમાં જતાં વૃત્તિઓને પરમ કૃપાળુ શ્રી પરમાત્માના નામ સ્મરણમાં નહિ લગાડતાં કોઇક બીજાજ વિષયોમાં યોજે છે અને વખતે અન્યની નિંદા કરવા પણ ચૂકતાં નથી. વળી કેટલીક બ્હેનો ભાવિક થઇને કથા સાંભળવા જાય છે, પરતુ કથા સમાપ્ત થયા પછી શ્રવણ કરેલા વિષયોનું મનન નહિ કરતાં ઉલટું રાગદ્વેષવાળા વિષયોનુ મનન કરે છે, વળી કેટલીક બ્હેનો

દર્શનને માટે જુદા જુદા દેવમંદિરોમાં દોડમ દોડ કરે છે, અને મૂર્તિને જોઇ ન જોઇ કરી પાછાં ફરે છે, અને પોતાના ઘરની તથા કર્મની કથા અન્યના આગળ વખતે પ્રકટ કરે છે, પરંતુ દર્શન કરતી વખતે હૃદયની સ્થિરતા કેવી રીતની જોઇએ તે પણ પૂરેપૂરૂં સમજતાં નથી બ્હેનો, દર્શન કરવાં ભજન કરવું તથા સાંભળવું તે સારૂં તો છે પરંતુ તે સર્વ સમજીને થાય તોજ લાભકર્તા છે, વળી અંતઃકરણની શુદ્ધિ થયા વિના મનમાં અનેક તર્ક વિતર્ક ઉઠતા હોય તે વખતે ભજન કરવાથી અથવા તો દર્શન કરવાથી લેશ પણ ફાયદો થતો નથી. બ્હેનો, જ્યાં ભજન થતું હોય ત્યાં જવામાં કાંઇ પણ દોષ નથી, પરંતુ જ્યાં ભજન થતું હોય છે ત્યાં, અનેક સ્ત્રી પુરૂષો એકત્ર થએલ હોય છે, તેમાં દરેકની વૃત્તિ કાંઇ એક સરખી હોતી નથી. વળી જે ઠેકાણે ભજન સાંભળવાના નિમિત્તે સ્ત્રીઓ અયોગ્ય વિચારોને ફળીભુત કરવા જતી હોય, અને પુરૂષો પણ તેજ કાર્ય માટે તીર્થની જગ્યાએ જતા હોય તો તેવી જગ્યાએ જવું જોઇએ નહિ, કારણ કે ગીતાજીમાં પણ કહ્યું છે કે—

"सगात् सजायते कामः, कामात् क्रोधोऽभिजायते,

માટે થોડાક સમયના સંગદોષથી પણ વખતે નુકશાન થાય છે, પરંતુ કોઇ પ્રકારનો ફાયદો થતો નથી. માટે સર્વ કોઇએ સત્સંગ કરવો જોઇએ, અને અનીતિના શિખર ચડવા રૂપી દુઃસંગ તજવો જોઇએ. વળી જ્યાં શ્રી પરમાત્માના નામના પવિત્ર શબ્દોના પ્રતાપથી હૃદયમા જે દુષ્ટ વિકારો એકત્ર થયા હોય તેનો નાશ થતો હોય તેવે ઠેકાણે જવું જોઇએ. અને ભજન થઇ રહ્યા પછી મનન પણ કરવું જોઇએ. વળી અઠવાડીઆમાં એક દિવસે ભજન કરવાથી ભજન કરનાર મોક્ષ પદને પામે છે એમ પણ સમજવાનું નથી, કારણ કે અઠવાડીઆમા એક દિવસ ભજન કરવાથી ભજન કરનારનું અંત કરણ શુદ્ધ અને પવિત્ર થાય એમ માની શકાતું નથી. તોપણ કદાચિત્ એમ ધારીએ કે એક દિવસની શુદ્ધ વૃત્તિથી પણ થોડાક સારા સંસ્કાર પડે, પરંતુ તે થોડાક સારા સંસ્કારો બીજા સાત દિવસમાં ભુંસાઇ જાય, અને મલિન સંસ્કારોનો વધારો કરે છે. માટે સર્વ બ્હેનોએ હમેશાં ઇશ્વર સ્મરણ કરવું જોઇએ. વળી ઇશ્વર સ્મરણની સાથે પતિનુ ભજન, પતિનુ પૂજન તથા પતિમાં ઇશ્વરનો સાક્ષાત્કાર સમજી દર્શન પણ કરવું જોઇએ તેમજ પતિની આજ્ઞા ઉલ્લંઘન ન કરતા તેમના કહ્યા પ્રમાણેજ વર્તવું જોઇએ, કેમકે પતિની આજ્ઞા શિવાય આપ ગમે તેવું સત્કર્મ કરશો તો પણ તે વ્યર્થ થઇ જાય છે અને ફળદાતા થતું નથી. માટે ભજન, કીર્તન પણ પતિની ઇચ્છાનુસાર કરવું જોઇએ. વળી હે સુજ્ઞ બ્હેનો, ભજન કરવું તેનો અર્થ એવો થાય છે કે જે પરમાત્મા નિર્ગુણ નિરાકાર છે અને જેનો આપણા હૃદયમા તથા સર્વ પદાર્થમાં વાસ છે તે સૂક્ષ્મ વસ્તુની સ્થૂળરૂપે ભાવના કરી, અંતઃકરણ શુદ્ધ કરવુ, અને પછી એક ચિત્તે વૃત્તિઓને લીન કરી એકાંતમાં ભજન કરવું તો તેજ ફળદાતા છે. જપ, તપ

કરનારનું અંતઃકરણ શીદ્ધ હોય છે એટલે તેમાં ધાર્મીક બળ હોય એમાં નવાઇજ નહિ. વળી જે સત્યથી ચાલનાર છે તે તો પ્રાણાંત પર્યંત પણ સત્યથી ચૂકતા નથી, દ્રષ્ટાંત તરીકે લઇશું તો સત્યવાદી રાજા હરિશ્ચંદ્રે પોતાનાં સ્ત્રી, પુત્રાદિકને વેચી, દયાવાળા છતાં તેમની દયા મનમાં ન લાવતાં છેવટ સુધી સત્યને સાચવ્યું, એવાં એવાં અનેક દ્રષ્ટાંતો છે કે જેઓને સત્યને માટે અસંખ્ય સંકટો વેઠવાં પડયાં પરંતુ સત્યને છોડયુંજ નહિ. બ્હેનો જે મનુષ્યો સત્યતાથી વર્તે છે તેઓના ઉપર ઇશ્વર પણ પ્રસન્ન રહે છે. બ્હેનો વળી જેવી રીતે "સમુદ્રની અંદર મુસાફરોને મુસાફરી કરવાને વહાણ હોય છે, અને તેને પેલી પાર લઇ જનાર સુકાની હોય છે; તેવીજ રીતે આ સંસારરૂપી સમુદ્ર છે, તેમાં મનુષ્યરૂપી મુસાફર છે, વહાણરૂપી ધાર્મિક બળ છે, અને પેલી પાર લઇ જનાર સુકાનીરૂપ શ્રી પરમાત્મા છે. માટે સર્વે બ્હેનોને આ સંસારરૂપી સમુદ્રની મુસાફરી કરવાની છે, અને તે મુસાફરી કરવાની છે, અને તે મુસાફરી સહેલથી થઇ શકે તેને માટે ધાર્મિક બળ રૂપી નૌકા તૈયાર કરવી જોઇએ, કારણ કે જેમ દરિયાના અગાધ જળમાં વહાણની સહાયતાથી મુસાફરી કરીએ છીએ; પરંતુ જો વહાણની સહાયતા વિના મુસાફરી કરવા જઇએ તો નિમગ્ન થવાય છે. તેવીજ રીતે આ સંસારના અનીતિરૂપી અગાધ જળમાં ધાર્મીક બળરૂપી નૌકાની સહાયતાથી મુસાફરી કરવી કારણ કે ધામીક બળરૂપી વહાણની સહાયતા વિના મુસાફરી કરીએ તો નિમગ્ન થવાય. માટે જેમ બને તેમ ધાર્મીકતાની સાથે સત્યતા રૂપી સદ્‌ગુણ ગ્રહણ કરવો તેજ મનુષ્ય જીવનને માટે શ્રેયસ્કર છે.

બ્હેનો, હવે જે શીવતાં, ભરતાં, તથા ગુંથતાં શીખવવું એમ જે કહ્યું તે પણ સર્વે બ્હેનોને જરૂરનું છે. કેમકે શીવતાં, ભરતાં શીખવાથી તેમને, તેમના પતિને, તેમજ અન્ય સગા સંબંધીઓને પણ ઘણો લાભ થાય છે. વળી કોઇ એમ કહેશે કે તે ન શીખ્યા તો શું થઇ ગયું? તે વાત ખરી; પણ તેમ નથી, કારણ કે શીવવા ભરવાથી પૈસાનો પણ બચાવ થાય છે. વખતે તેમના કમનશીબે પતિની નિર્ધન દશા હોય તો તેમને સહાય કરવાનું સાધન પણ થઇ શકે છે. વળી કોઇ એમ કહેશે કે પૈસા કમાવા તે કાંઇ સ્ત્રીઓનું કામ નથી, તે તો પુરૂષોનું કામ છે, તે વાત ખરી; પરંતુ જો પતિને પૈસા પ્રાપ્તિ પૂર્ણ ન હોય અને ખર્ચ વિશેષ હોય તો ભરી, શીવીને એકઠું કરી, પતિને પૈસાની મદદ કરવી તે દરેક સ્ત્રીઓની ફરજ છે કારણ કે પતિના સુખે, સુખ અને પતિના દુઃખે, દુઃખ સમજવું તે આપ પ્રત્યેક સ્ત્રીઓની મોટામાં મોટી ફરજ છે, વળી ઉંચ વર્ગની બ્હેનો પ્રારબ્ધ વશાત્ નિર્ધન સ્થિતીમાં આવી ગયેલી હોવાથી તેમનાથી કાંઇ લોકોના એંઠવાડ કાઢી, અગર તો પોટલાં ઉપાડી, કાંઇ પતિને પૈસાની મદદ કરી શકાશે નહિ, કારણ કે તે કામ અમર્યાદાવાળું હોવાથી વખતે કોઇ પણ જાતનું કલંક આવતાં વાર લાગતી નથી, પરંતુ જો તેઓ ભરતાં શીવતાં વિગેરે

શીખ્યાં હશે તો વગર શરમે, વગર બહાર ગયે, નિષ્કલંકિતપણે, ઘરમાંને ઘરમાં બેસી પતિની આવકમાં મારો વધારો કરી શકશે. માટે સર્વે બ્હેનોને શીખવાની જરૂર છે. તેમજ વળી શ્રીમંત બ્હેનોને પણ શીખવું તે ઘણું લાભકર્તાછે. કોઇ એમ કહેશે કે તેઓને પૈસાની શી ખોટ છે તે આખો તાણી મહેનત કરે; તે તો બજારમાંથી તૈયાર લઇ લેશે. તે વાત ખરી ? પરંતુ તૈયાર લેવાથી પૈસા વધારે થાય છે અને ઘેર ભર્યા ગુંથ્યાથી ઓછી કીંમતમાં પડે છે, અને નફો મળે છે, બ્હેનો તમને જે કાંઇ નફો મળેલો હોય તેને તમે સત્કર્મમાં વાપરશો તોપણ તમને લાભ થશે માટે શ્રીમંત યા નિર્ધન સર્વે બ્હેનોએ શીખવું જોઇએ, તેમજ વળી શ્રીમંત બ્હેનોને તો નોકર, ચાકરની સગવડને લીધે કામ કરવાનું હોતું નથી તેથી તેઓનો આખો દિવસ બેસી રહેવામાં, અથવા તો આળસમાં જાય છે. પરંતુ જો તેઓ સીવતાં, ભરતાં, ગુંથતાં વિગેરે શીખેલાં હશે તો પોતાની નવરાશનો તથા દ્રવ્યનો ઉપયોગ કરશે અને પરનિંદામાંથી મુક્ત થશે.

બ્હેનો, ઉપસંહાર તરીકે કહેતાં જો સ્ત્રીઓ આવી રીતે કેળવાશે તો કુટુંબ સુધરશે, કુટુંબો સુધરશે તો સમાજ સુધરશે, સમાજ સુધરશે, ભવિષ્યની પ્રજા સુધરશે, અને પ્રજા સુધરશે તો દેશ સુધરશે, સ્ત્રી કેળવણી વિના દેશનો ઉદય અસંભવિત છે.

બ્હેનો છેવટે આપણા નવલ કથાના રચનાર સાક્ષર કવિ રા. રા. ગોવર્ધનરામ ત્રિપાઠીના શબ્દો કહીએ તો, સ્ત્રીઓ કેળવણી પામી પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબ પોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બલવતી, રોગહીન, અને સુંદર થાય, યોગ્યતાના પ્રમાણમાં તેઓ કુટુંબ બન્ધનમાથી મુક્ત—સ્વતંત્ર થાય, અને તે મુક્તતાથી—સ્વતંત્રતાથી કુટુંબની મૂર્ખ ઇચ્છાઓ, અને કલેશોમાથી છુટી કુટુંબનાં ખરાં કલ્યાણ કરવા શકિતમતી, અને ઉત્સાહિની અને, કુટુંબના બાળક વર્ગને પોષણ, અને શક્તિ આપે, વૃદ્ધ વર્ગની કલ્યાણ વાસના તૃપ્ત કરે, એજ આર્ય સુંદરીના જીવનની તેમજ તેમની ઉચ્ચ કેળવણીની સફળતા છે, હું પણ તેમની સાથે એટલું ઇચ્છી મારો વિષય સમાપ્ત કરૂંછું.

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

ચંદ્રભાગા ગોવિંદલાલ.

# સ્ત્રી જાતિનો ધર્મ.

(લખનાર—મીસીસ જરબાનુ મહેરવાનજી કોઠાવાલા, પાચર્જની)

પરમ દયાળુ પરમેશ્વરની આ સૃષ્ટિ ઉપરની સર્વેથી શ્રેષ્ટ પેદાયશ તે માનવી જાત છે; અને પૃથ્વિની વસ્તી કાયમ રાખવાના ઇશ્વરી નિયમનું મુખ્ય બંધારણ સ્ત્રીજાતિ છે. ઓરતજાત, માત્ર ઘર મોહલ્લા કે દેશ નહીં, પરંતુ તમામ દુન્યાની વસાવનાર છે, અને જ્યારે જે પરમેશ્વરે નાજુક સ્ત્રીજાતિને સંસારનું બંધારણ ચાલુ રાખનાર દાખલ નેમી, ખોદાઇ નજરમાં તેને ઉંચ દરજ્જો આપ્યો છે, તો તેણીને સારી નીતિમાન કેળવણી આપી પરમેશ્વર તરફથી સોંપાએલા આ મોટાં કામને લાયકની કરવા પછાત પડવું જોઇએ નહીં, કારણ કેળવણી અને માત્ર નીતિમાન કેળવણીજ એક એવી બળવાન તીમીર છે કે જે માનવી જાતને પ્રૌઢતાએ ચઢાવી, ઇશ્વરને વધારે બરાબર પિછાનવાને સામર્થવાન કરશે

એક સદ્‌ગુણી, કેળવાએલી, ઘરની કરકસર કરી જાણનારી મીઠા સ્વભાવની ઓરત, તેના પતિ માટે એક ખરૂં દ્રવ્ય, અને બાળકો માટે સાચા આશીર્વાદ સમાન છે તેવી પત્નીથી એક કંગાલ ઝુંપડીમાં શાંતતા અને સંતોષનું સુખ રાજ કરશે; જ્યારે શ્રીમંતની હવેલીમાં સ્વર્ગ જેવો આનંદ વ્યાપી રહેશે તેવી સ્ત્રીની સંગાથમાં તેણીનો ધણી પોતાના આખા દિવસની રંજ અને થાક પછીથી દિલનો આરામ આપનારો મિલાપ ચાખશે. પોતાની જિન્દગીનો કાળો ભયભીત તુફાની વખત, યા તન રગડીને સખત મહેનત કરવાની દલદેસરીનું દુઃખ, એ બધુ થોડી ઘડી ભુલી જશે; અને એવી એક સકોમલ નારના સુખને ખાતર, જગતીના કાયદા સામે, ટક્કર ઝીલી, કાળા દિવસોને દુર કરી સારો વખત લાવવા માટે ફરી અને ફરી ખંત પકડી ઉલટ ધરી બહાર પડશે

આ પ્રમાણે એક ઘરનું ખરૂં સુખ એક ભલી સમજદાર પત્નીને આધારે રહેલું છે, તો મર્દો, તમારી બહેનો, બેટીઓ અને બાયડીને સારી નીતિદર્શક કેળવણી આપવાને ખંત પકડો. તે વખત, તે જમાનો વહી ગયો છે કે જ્યારે ઓરતજાતને ઘરનાં એક ઠોમથા જેવી કે મર્દનું દિલ રાજી રાખનાર એક રમકડાં જેવી ગણવામાં આવતી હતી તે વખતે કહેવામાં આવતું કે સ્ત્રી જાતની કેળવણી સારી રસોઇ કરવામાં, કે સાલ્લા ચોળી શીવી જાણવામાં પૂર્ણ થતી, પણ હવેના જમાનામાં આપણે જોયુ છે કે સ્ત્રી જાતને પુરૂષની સાથી કરવા તેણીને સ્વતંત્ર કેળવણી આપવી જરૂરની છે. આપણને એમ નથી ધારવાનું કે મર્દો માફક ઓરત જાતે પુરૂષને

છાજતી ધંધાદારી કેળવણી લઇ તેમના માફક ધંધો કરવા બ્હાર પડવું. ના, નહીં, તેમ કરવાને સ્ત્રીજાતિને ઇશ્વરે નિર્માણ કરી નથી. જેમ મર્દ અને ઓરત એ બન્નેની ખોદાઇ ઘરની ફરજ જુદી છે, તેમ કેળવણીના રસ્તા પણ જુદા છે. સ્ત્રીએ જે કેળવણી લેવાની છે તે મુખ્ય ધર્મ સંબંધી છે. પોતાના પતિની, એક સાચી સલાહકાર દાખલ તેની મુંજવન મટાડી શકે યા પોતાનાં બાળકોને નીતિમાન, તાબેદાર અને પ્રતાપી નીવડે એવાં ઉછારી શકે, યા જાહેર મેળાવડામાં પોતાના કેળવાએલા ધણીની બાજુ શોભી રહે તેવી મર્યાદશીલ વાકચાતુરીથી સર્વેમાં વાતો કરી શકે, એટલી હદની કેળવણી લેવી તેણીને ઘટીત છે; પણ જ્યારે તેણી આ કેળવણી લેતી હોય ત્યારે સાથેસાથમાં તેણીએ પોતાની મુખ્ય ફરજ અને ખાસ શિક્ષણ લેવાને ભુલવું જોઇતું નથી, અને તે ઘર સંસારી તરબીયત છે. એક બાહોશ ઘરધણીયાણી ઉપર આખાં કુટુંબનાં સુખનો આધાર છે; તે માટે તેણીએ આરોગ્યતાના નિયમને અનુસરી રસોઇ બનાવવાની પૂર્ણ સમજ લેવી ઘટે છે. ઘરને સ્વચ્છ રાખવું, બાળકોને તાબેદાર અને ઇશ્વરનું સ્મરણ કરે એવાં ઉધારવાથી તેણીની બાળકો પ્રત્યેની મોટી ફરજ પુરી થાએ છે; કારણ, બાળપણમાં પરમેશ્વર ઉપરની આસ્થા અને મા બાપ તરફની તાબેદારી એ કુમળાં મગજ માટે ખાસ શિક્ષણ છે. ખોદાનો ડર રાખીને ઉછરવાં બાળકો ખોટું કામ કરવાને કદી લલચાતાં નથી, અને જે પોતાનાં માતપિતાને તાબેદાર રહેવા શીખે છે. તે પોતાના પતિને પણ પોતાના માલેક જેવું માન આપે છે.

એ. છોડીઓને સ્વતંત્ર કેળવણી આપવાનો આ જમાનો છે, એ આપણે કબુલ કરીશું; અને જો કે સ્ત્રી જાતીએ ધંધા અખત્યાર કરી મર્દો માફક વેપાર કરવાને બ્હાર પડવાની જરૂર નથી; છતાં કવસે તેઓને ગુજરાનાં સાધન માટે તન મન કસવું પડે શિક્ષણ જાતના હુન્નર આપણી નાજુક જાતીને બંધ બેસતા થઇ પડે. પેહેલો, ડાકટરનો હુન્નર છે. પુર્વના આ મુલકમાં અસલના રિવાજોને ચિપટાઇથી જાલવી રાખનારા મેહેદ મેદન કે હિન્દુઓને ત્યાં, હજી પણ પડદાનો કડગો ચાલ ચાલુ છે, અને જનાનામાં પડેલી એવી પ્રાણીએક બાઇઓ, પુરૂષ વૈદોની મદારત કબુલ રાખતી નથી; અને કેટલીકવાર માત્ર સારી માવજતની અશક્તિને ખાતર, દુઃખ દરદ વેઠી, રેકટના માર્ગે લાગી જાય છે; તેવી ઓરતો માટે ખાસ કરીને બાનુ ડાક્ટરોની ઘણી અગત્ય છે વળી માંદાની માવજત કરવી એ પુન્યનું કામ છે; અને તેટલા માટે થોડીએક સ્ત્રીઓ એ હુન્નરમાં પડે તો તેમાં ખોટું નથી.

બીજો ધંધો શિક્ષકનો છે. કન્યાશાળા ભણાવવા માટે મર્દ શિક્ષક નેમવા એ પસંદ કરવા જોગ નથી; કારણ ન્હાની વયની બાઇ છોડીઓને, પુરૂષની કોરતાં અને સખ્તાઇ વચ્ચે, તાલીમ લેતી મુકવી તેના કરતાં બાળપણથી એક માતા જેવી

મમતાળુ કે વડીલ બ્હેન જેવી પ્રેમાળ મીઠા સ્વભાવની સ્ત્રીને હાથ, બાળકોનું શિક્ષણ સોંપાયું હોય તો વધારે સારૂં મતલબ કે સખ્તાઇથી ઉધારતા બુદ્ધિ ને ખાસ્યત જડ મારી જાએ છે, જ્યારે પ્રેમ ને નરમાશથી આપેલા શિક્ષણની અસર તેવીજ બાધાવંતી ને મીઠી રહેશે વળી એક સ્ત્રી શિક્ષક જેવી રીતે ન્હાની કે મોટી છોડીએને નીતિની કેળવણી આપી શકે, તેવી રીતે પુરૂષથી થઇ શકે નહી, માટે ઉધરતી બાળાઓની કેળવણી, ઓરત જાતના નાજુક હાથોમા સોંપાએલી હોય તો તેના વધારે સારા ફળ તે શિષ્યો પ્રાપ્ત કરશે

સ્ત્રીઓ માટે ત્રીજો હુન્નર તે જાહેર લખાણબાજીના ખેતરમા તેજી કલમથી નીતિમાન પુસ્તકોની વાવણી કરવાની છે વિદ્વાનોએ કહ્યું છે તે ખરૂં છે કે "Pen is mightier than sword" પરંતુ આપણા હાથમા કલમ આવી અને તેનો ઉપયોગ કરતા આવડ્યો, તો જાહેરના ભલા માટે, સ્ત્રી જાતીની કેળવણીની ઉન્નતિ માટે, અને બીજા એવાજ જાહેર ને બોધદાયક ને ફળવતા થઇ પડે એવા કાર્યમા તે વાપરવી જોઇએ લખાણો કરીને કમાણી કરવાનો ખ્યાલ રાખવો એ આપણા પછાત પડેલા હિન્દુસ્તાનમા તો મિથ્યા જાણવું, પરંતુ આપણો ફુરસદનો વખત સારી રીતે પસાર કરવાની સાથોસાથમા, બીજાઓ આપણા અગથી નીતિમાન સારા લખાણો વાચવાને સમર્થવાન થાએ, એ જાહેરનું ભલું કરવા બરાબર છે, માટે લેખક બાનુઓ આપણા વચ્ચે માન પામે છે તે વાજબી છે

પોતાની કેળવણી લેતી છોડીઓ, કે જેઓ ચાલતે દિવસે માતાની પવિત્ર પદવી પામશે, તેણીઓ કોણની સગાયમા ફરે છે તે ઉપર માતા પિતાએ ખાસ ધ્યાન આપવાની જરૂર છે. કારણ "સોબત તેવી અસર" એ કહેણી તદ્દન ખરી છે. અલબત, એક મા બાપના બે બચ્ચાઓમા પણ એક સરખો ખવાસ રહેતો નથી. પરંતુ કહેતી છે તેમ 'માટી પહેલા એક ધુળનો ઢગલો હતો પણ તેમા ગોલાબના ઝાડ રોપ્યાથી તે સુગંધી પુષ્પો પેદા કરવા લાગી' તેજ પ્રમાણે દરેક માતા પોતાના બાળકોમા બચપણથી નીતિનું બીજ વાવી, ખંત માયા અને મીઠાશનું પાણી ચાલુ પાઇ કુમળુ છોડ પુરતી ધીરજથી ઉછેરશો તો મોટપણે તેણી બાગના ઢગમાથી સોહરમદાર ફુલ મેળવવા પામશે

મર્દના સુખની લગામ હાથમા ધરી બેઠેલી, બાળકોની ભવિષ્યની જીન્દગીનું સુકાન ધરાવનાર એક સ્ત્રી માતાની ફરજો આ પૃથ્વીમા કાઇ થોડી નથી તેણી ફરજો માહેલી ધર્મ તરફની આસ્થા પતિ તરફની તાબેદારી, બાળકો તરફની પ્રીતિ અને તેમને ન્હાનાથી મોટા પોતાને હાથે કરવાની જવાબદારી એ મુખ્ય છે

ધર્મ તરફની આસ્થાથી તેણી પરમેશ્વરની પ્યારી બની આ જગમા તેમજ

બીજી અવનીમાં તેણી પોતા માટે સદાકાળ નભે એવું દ્રવ્ય ભેગું કરે છે. બીજાને પોતાથી ચઢીયાતાં જોઇ મન બાળવું યા પોતા ઉપર પરમેશ્વરની ઓછી પ્રીતિ છે એમ મનમાં ધારી લઇ, ખોદાનું સ્મરણ કરવાથી કોઇકો પશ્ચાત પડે છે; પણ બહેનો જે દુઃખ પૂર્વેના સંસ્કારના પ્રભાવે આવી પડ્યું હોય તે શાન્ત મનથી સહન કરી લીધું તો પછી દીર્ઘ કાળ પર્યંત સુખનોજ સમય છે. સંસારનો સાર એજ છે કે, પૂર્વેના સંસ્કારથી જે વિપત્તિ આવી પડે ને મુંગે મોઢે સબુરીથી વેઠવું, અને પોતા આસપાસનાંઓને પોતાની સહનશીલતાથી આનદ આપવો તો પછી સદા સુખજ છે. તે વાર દુઃખથી કે હાડમારીથી ધાતીરા બની કળાપીત કરી મુકી પોતાને તેમજ આખા કુટુંબને સંતાપ સમાન થઇ પડવાના કરતા મન મોટું રાખી વિચારવું કે આ આગલાં કૃત્યનાં ફળ છે, તો તે સહન કર્યા સિવાય છુટકોજ નહી આપણે પેટ પુરતું અનાજ મેળવવા માટે ખેતરોને વાવી તન મન તોડી તેની પાછળ મથીએ, તોજ આપણે મુઠી અન્ન મેળવી શકીએ છીએ, તો પછી ગયા ભવમા કાંઇ વિશિષ્ટ વાવેતર આપણે કર્યું ન હોય, અને થુવેર રોપ્યા હશે તો આ ભવમા તેના બદલામાં કાંટાજ મળે તો! વૃક્ષને વળગેલું ફળ પાકી જતાં મસ્ત બની તે પોતાના પાલનહાર અને જન્મ આપનાર વૃક્ષને છોડી મુકીને ભેટવા જાય છે તો આ તેની બુધ્ધિમાનીનું ફળ તે તુર્ત ચાખે છે. રસ્તે પસાર થતા રાહદારીને પગે કચડાઇને નાશ પામે છે કે કીડાથી ખવાઇને રદ થાએ છે; તેજ પ્રમાણે ઇશ્વરને કે ધર્મને તજનાર અને આ જુઠી જગની માયાનો મોહ કરનાર એવોજ નતિજો પામે. પ્રત્યેક કાર્યમાં ત્રિભુવનનાથનું નામ હોઠ ઉપર રમતું રાખવાથી જુઓ કે તમારા દરેક કાર્યમાં તમો વિજયી થશો. શાસ્ત્રમાં લખાયું છે કે અસલના જમાનામાં મહાન્ ઋષિઓ ભગવાનના ચરણકમળ વર્ષો સુધી સેવતા અને દિવસો કે મહીનાઓ સુધી ઇશ્વર સ્તવનમાં એટલા પ્રવર્તે રહેતા કે ખાવું પીવું પણ તજી દેતા, તેવા પ્રતાપી નરો પણ લેશ અહંકાર મનમાં ન આવવા દેતા કે હમારાથી જગતનું ભલું થાએ છે. તો તેટલી અભીમાની ખોદાને ગમતી નથી તો આપણ માનવી જાત જે ડગલે ને પગલે પૈદા કરનારને આભારી છઇએ. તો આપણે લેશ માત્રઅહંકારથી ભગવાનની નજરમાં મહા પાપ રેછે.

દુન્યવી લાલચ, જેવાં કે શરીર શોભી રહે તેવાં ઘરેણા ગાઠા, યા શ્રીમંતમાં ખપવા માટે પૈસાની રેલછેલ કે શરીર સુદર દીસે એટલા માટે ખુબસુરતીના ફેકટ ફાંકાં માટે કેટલીક વાર ઘણીએક નાદાન સ્ત્રીઓ, અનેક જાતનાં શ્રમ ઉઠાવે છે, તો તે દાતા, જેની પ્રશંસા દરેક ધર્મના પુસ્તકોમા કોટી બાબામા લખાયા છે, તેને પિછાણવા, અને તેની પ્રીતમાં આરામ શા માટે આપણે શ્રમ ન ઉઠાવવો? દરેક સ્ત્રીની મુખ્ય ફરજ છે કે ભગવાનને ભજી, સુનીતિ અને સુમતિનુ દાન માગે અને તે જો મળ્યું તો સ્ત્રીનું જીવન જગમાં સાફલ્ય સમજવું.

સ્ત્રી જાતિની બીજી ફરજ પતિ તરફની તાબેદારી છે. બહેનો, સંસારમાં દરેક વાતનું સુખ છે એમ માનવું મિથ્યા છે. સંસારમાં અનેક રીતની વ્યાધિઓ છે. સંસાર દારૂણ દુઃખ પ્રદ છે, પરંતુ તેની નાવડી સ્ત્રીને હાથ સોંપાએલી છે અને જેણી સંસારની બધી આફત અને હાડમારીમાંથી, શાન્ત મનથી પોતાની નાવડીને તેરવી તુફાની દરિયામાંથી સલામત પેસે પાર લઇ આવશે તેણી ઇશ્વરને પ્રિય રહેશે. તેમ કરવા માટે પહેલાં તો સ્ત્રીએ પોતાના ધણીને, પોતાના જીવનહાર, પોતાના માલેક સરદાર અને પરમેશ્વરથી બીજો અને આ પૃથ્વીમાં સર્વેથી પહેલો ધારવાનો છે. જે સ્ત્રીની બાબતમાં એક ભલો હેતાળુ ધની છે, તેણીને સંતાપ દેવાને કોણુની તુંબા છે.? સંસાર જળે ભર્યો સાગર ભલે સર્વત્ર થઇ જાય પણ જે સ્વામીની સ્હાયતા છે તેને તે તરવામાં શું ત્રાસ રહેશે? સ્ત્રી અને પુરૂષ ભેગાં રહે તેજ સંસાર સુખનું સ્થાન છે. કોઇ કમઅક્કલ બાયડી પોતાના ધણીને બચ્ચાંની ભેટ કરવાથી પોતે શું એક પોતાની ફરજ પુર્ણ કરી રહી હોય એમ સમજી, ધણી ઉપર હાકમી ચલાવવા બેસે તે, અને સંસારમાં બધુ સુખજ મ્હાલવા માગે છે, તેણીએ જાણવું જોઇએ કે હવેતો તેની ફરજો અને ઊઠવેલ સામી વધી છે. પોતાના સ્વામી ઉપ્રાંત બાળકોનાં સુખની પણ તેણી જવાબદાર બની છે. જે સ્ત્રીના માથામાં પવિત્રાઇ અને પૂજ્યની પુરણી થયેલી હોય તેણીનું સર્વોપરીપણું કબુલવાને ક્યો ભરથાર ના પાડશે? પણ હિણ અક્કલ અને નાદાન બાયડીઓને મોંહે લગાડી, માથે ચઢાવવાથી, સામું તેવી બીન અક્કલી ઓરતોથી સંસારનો નાશ પામવાનો સંભવ રહે છે. પ્રભુએ, પ્રથમ પુરૂપને સ્વર્ગનો આભાસ કરાવે એવી દીપાયમાન કાંઇ ચીજની પુરૂષે પ્રભુને વિનંતી કીધી, તો ખુદાએ સુંદર કાંતિની સ્ત્રીને અવતાર આપ્યો કે જેણીથી ઇશ્વરની પ્રતાપી વસ્તુઓનું સ્મરણ રહે. પણ અરે! હવે ક્યાં છે તે તારામાં સદગુણી મીઠાસ! તારાં પગલાં જ્યાં પડતાં હતાં ત્યાં પરોપકાર અને પ્રેમનાં પુષ્પની દૃષ્ટિ વર્પી રહેતી! હવે તો જ્યાં તુ ત્યાં પીડાના પથ્થર પાનકા જોઇ લેવાં! એક વખત એવો હતો કે જ્યારે તારૂં નામ સતિ સીતા કે સુલોચના કે દ્રૌપદી કે તારામતી જેવી પકાયલી ઓરતોની સાથમાં માનથી લેવામાં આવતુ. હવે તારામાંથી તે બધા ગુણોનો કેમ વિનાશ થયો છે? આ અધુરી કેળવણીનાં ફળ છે. આ દેખાદેખી અને ઠાલી ફેશનની ફીશયારીનું પરિણામ છે એ સુધારાને નામે ચાલી રહેલા કુધારાને ગ્રહણ કરવાનાં માઠાં ફળો છે એક પ્રેમાળ ધણીનું શીરછત્ર અને તાબેદાર સ્યાણાં બાળકો એ ઊંટી દ્રવ્યનું સુખ છે. એમ સમજનાર સ્ત્રીઓ, સંસારમાં સ્વર્ગનું સુખ ચાખે છે.

બહેનો, પૈસાની એકથી અનેક પીડા છે; માન અને મહિમામાં પણ મહોત્સવ નથી, મોજમજાહનો પણ છેડો આવેલો જોવા કેટલીકવાર ભાવે છે, આમ કોઇ વૈભવમાં સુખ નથી; પરંતુ સાચી અને તાબેદાર બાયડીનો સંસાર એજ માત્ર

સુખપ્રદ-છે રહેવાને હવેલી કે મહેલ મળીયા અને પહેરવાને હિરા મોતીને કીમતી વસ્તી મળ્યાં, તેથી જિન્દગીનુ સાર્થક થયુ એમ સમજવુ, એ મતિહીણુ ઓરતોનું કામ છે પ્રેમ અને જવાહીરને સંબંધ શો? ગરીબાઇમા સ્ત્રીને પોતાના અબધ સંસારની ફરજો શાન્તિથી બની લાવતી જોવાનું ઇશ્વરને વધુ આનંદદાયક લાગે, કારણ ત્યારેજ તેણીની પુરેપુરી કસોટી થાય છે માટે બહેનો, તમારી હાંનત ઉપર સંતોષનો મોટો ગુણ અખ્ત્યાર કરી, મુફલેસીમા મોજ માનવા શીખો, જેથી તમો પોતે તેમજ તમારી આસપાસનાઓને સુખ કરતા થઇ પડશો

સ્ત્રીની ત્રીજી ફરજ તે તેણીના બાળકો તરફની છે એક બાળકને જન્મ આપવા-આગમજ એક માતા તેને કેળવણી આપે છે યાને જન્મ આગમજ જેવા વિચારો તેણીનામા ઉપ્તન્ન થશે, તેવી અસરો સાથે તેણીનું બાળક અવતરશે, માટે દરેક સ્ત્રીની ફરજ છે કે પોતાના ફરઝદને પ્રતાપી અને બુદ્ધિશાળી ઉધારવા માટે નિત્ય સારા પુસ્તકો, યા મહાન નરોના જિન્દગીના વૃત્તાંત વાચતા રહેવુ ફ્રાન્સનો શહેનશાહ નેપોલીયન બોનાપાર્ટની માતા, માત્ર એક મોલજરની બાયડી હતી, પરતુ જ્યારે તેણી પોતાના ધણીને લશ્કરમા કવાયદ કરતો જોતી ત્યારે આ હિમ્મતવાન બાનુમા કાંઇ એવુ ખમીર ઉભરી આવતુ કે તેણીને જો એક મોટી સેના સીપાઇ હોય, તો મુદ ઇઓ સાસે લડાઈમા પતરી સાર શહેર જીતી લે આ તેણી એટલુતો મજબુતીથી મનમા ધારતી કે તેની અસર તેના ત્યારપછીથી અવતરેના બાળકમા ઉતરી, અને તે બચ્ચુ તે કોઇજ નહીં, પણ, શીપાહ ઉપરથી શેહાનશાહ થયેલો, શેરવીર યોધ્ધો, નેપોલીઅન બોનાપાર્ટ હતો ધન છે એ માવતરને, કે પોતાના ઉચ ખ્યાલોથી, ઇતિહાસમા અમર નામના મેળવી ગયેલો વિરલો બેટો પેદા કરવા પામી અને ત્યારે શું તે ચચલ બાનુને પગલે ચાલવાનો દરેક સ્ત્રી જાતીનો ધર્મ નથી? પોતાની આલ આલાદના ભલા માટે, દરેક માતાએ દુન્યામા નામના મેળવે એવા ફરઝદો પેદા કરવા જોઇએ છે વળી ખરા તન મનથી આપણા બાળકોની બચપણથી બધી ઉદવેઠ કરવાથી, બાહુતી દાયાઓ ઉપર ઉધરતા છોકરાઓ કરતાં, માતાની માવજત હેઠળ રહેતા બચ્ચાઓ રૂષ્ટપુષ્ટ તેમજ નીતિ અને સદગુણના બોધ લઇને ઉધરે છે આપણા ફરઝદો મોટા થઇ આપણને આશિરવાદ આપે, એ ખોદાઇ આશિરવાદ જેવા કિમતી છે બ્હેનો, તમે ઇશ્વર તેમજ પતિ અને બાળકો પ્રત્યેની તમારી આ જગતની ત્રણ મોટી ને મુખ્ય ફરજો બજા લાવો, અને તમારી જિન્દગીનું સાફલ્ય થએલું સમજજો.

# શિક્ષણ અને શિક્ષકઃ કેટલાક વિચારો.

( રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ. )

હલકાં પ્રાણીઓપ્રતિ વિશેષ આદર, અને ચઢતાં પ્રાણીઓપ્રતિ બેદરકારી ઘણે પ્રસગે પ્રેક્ષકના અંતઃકરણમાં સખેદ હાસ્યની લાગણી ઉપજાવે છે. સુંદર અને ચિત્રવિચિત્ર પક્ષીઓ પાળવામાં, સિંહવાઘવિગેરેને પાંજરામાં પૂરવામાં, શરતના ઘોડા અને શરતના કુતરા તૈયાર કરવામા જ્યારે પૈસો પાણીના પૂરની પેઠે રેલાવવામા આવે છે, પરંતુ સુખસંપત્તિના કારણરૂપ કેળવણીનો પાયો સગીન કરવાનો વિષય નિકળતાં વાટવાની દોરી તંગ કરવામા આવે છે ત્યારે એ જ અનુમાન ઉપર આવવું પડે છે કે મનુષ્ય મનુષ્યને હજી સુધી ઓળખી શક્યો નથી, પશુમોહ તેને છૂટયો નથી, અને મનુષ્યની પ્રકૃતિનો કેટલો દિવ્ય વિકાસ થઈ શકે છે તેનો મનુષ્યને જ ખ્યાલ નથી.

આધુનિક "યુનિવર્સિટિ" રૂપ દ્વારકાની છાપ લઈને નીકળેલા કોઈ કોઈ યુવકો સંસારક્ષેત્રમાં નિષ્ફળ થતા જોવામાં આવે છે ત્યારે "યુનિવર્સિટિ" ના શિક્ષણક્રમને, અને તે શિક્ષણક્રમને અમલમાં મૂકનાર "કોલેજો" ને ઘણે પ્રસગે દોષ દેવામાં આવે છે "કોલેજ" વાળા કહે છે કે અમે શું કરીએ? "હાઇસ્કૂલો" માંથી વિદ્યાર્થીઓ ઉતરતા આવે છે એટલે અમે નિરુપાય છીએ. આ જ ઉત્તર "હાઇસ્કૂલ" વાળાઓને નિરુત્તરતાની કઢગી સ્થિતિમાથી બચાવનાર થઈ પડે છે. તેઓ પોતાનો વારો આવતા કહે છે—પોતપોતાના છોકરાઓ અમને ગુજરાતી ધોરણમાંથી મળે છે એટલે અમે નબળા પાયા ઉપર તે કેટલી સબળી ઇમારત બાધી શકીએ? "કુદરતી બલા ભટને માથે" તેમ અપયશનો બોજો પ્રાથમિક શાળાના શિક્ષક ઉપર આવી પડે છે. તે બિચારાને મોએ પાટા બાધેલા હોય છે. તેનાથી એમ કહી શકાતું નથી કે—અમે પણ શું કરીએ? માતાપિતા યોગ્ય પ્રજા અમને સોંપતાં નથી એટલે અમારો યે શો વાંક? આ પ્રકારનો જવાબ સત્ય હોય તોપણ સભ્ય ગણાતો નથી. તેથી કેળવણીની ખામીનુ નિદાન શોધીએ તો એકડો ઘુંટાવનાર મહેતાજીને ઘેર આપણને અટકવુ પડે છે.

એ મહેતાજીને ઘેર અટકી આપણે જરા અંદર ડોકિયું કરી જોઈએ છીએ તો ચીથરેહાલ છોકરા આપણી નજરે પડે છે, ગૃહિણી ઘરના વૈતરાંથી નવરી થઈ

આ ચિત્ર કાલ્પનિક છે, પરંતુ મનુષ્યની ઉન્નતિમાં કલ્પનાનો પણ અમુક હિસ્સો હોય છે તેથી એ ચિત્ર તિરસ્કાર કરવા યોગ્ય નથી. પાશ્ચાત્ય કવિ હર્બર્ટ કહે છે "Keep thy projects high, thy behaviour low" તેમ શિક્ષકે પણ આશયની ઉચ્ચતા અને વર્તનની નમ્રતા રાખવાની છે. ગગનને જો તે તાકશે તો તેનું તીર તરુને તો લાગશે. શિક્ષકનો ધંધો અવશ્ય દૈવી છે, અને તેને દીપાવવો એ તેનું કર્તવ્ય છે. ધંધો દૈવી છે, તેમ તેમાં જોખમ પણ રહેલું છે. જે ચિકિત્સક યોગ્ય ઉપચારથી રોગીને જીવનનું દાન કરે છે તે અયોગ્ય ઉપચારથી રોગીના પ્રાણનું દાન પણ કરે છે. જે માળી અમૃતવલ્લીને ઉગાડી શકે છે તે વિષવલ્લીને પણ ઉગાડી શકે છે. જે કારીગર સાચા સિક્કા પાડી શકે છે તે ખોટા સિક્કા પણ પાડી શકે છે. શિક્ષક પોતાના વિદ્યાર્થીઓની દેવસેના તેમ જ દાનવસેના બનાવી શકે છે. પોતાના ધંધાના દિવ્યતામાંયે રહેલું આ પ્રકારનું જોખમ પણ શિક્ષકે ધ્યાનમાં રાખવાનું છે.

## ૨. નેત્રમહિમા નેતરમહિમા કરતાં વિશેષ છે.

મનુષ્યની પ્રકૃતિઅનુસાર શિક્ષણપ્રકૃતિના બે મુખ્ય ભેદ પડે છે. એક ભયમૂલક અને બીજો પ્રેમમૂલક. આ બે ભેદોના તારતમ્યવિષે સામાન્ય જનોમાં ભારે ભ્રાંતિ પ્રવર્તતી જોવામાં આવે છે. "ભયવિના પ્રીત નહિ" એ સૂત્રમાં સામાન્ય લોકનો અદ્ભુત વિશ્રામ દૃષ્ટિએ પડે છે. મનુષ્યપ્રકૃતિનું ઉપરચોટિયું અવલોકન કરનાર સેંકડો શિક્ષકો એ મંત્રને અનુસરી પોતાનો શિક્ષણવ્યાપાર ચલાવે છે, એટલું જ નહિ પણ અનેક અજ્ઞ પિતાઓ તેને કુટુંબમાં દાખલ કરી કૌટુંબિક જીવનને વિષમય કરી મૂકે છે. જે યુગના મનુષ્યપ્રજા બાલ્યાવસ્થામાં હતી, જે યુગમાં મનુષ્યને શિકારીની વૃત્તિનો આશ્રય કરી પેટ ભરવાની સિદ્ધિ કરવી પડતી હતી એમ કહેવાય છે, જે યુગમાં પથ્થરની છરી, વિગેરે ઓજારોથી મનુષ્યની સ્થૂલ મતિને સંતોષ માનવો પડતો હતો, જે યુગમાં હૃદયના ઉંડાણમાં રહેલા ભાવો મનુષ્યને અદૃશ્ય અને અજ્ઞાત હતા, તે યુગમાં ભયને કદાચ પ્રાધાન્ય આપવામાં આવે તો કંઈક ઠીક ગણાય. પરંતુ જે યુગમાં મનુષ્યની મતિ પ્રશસ્ય પટુતાને પામી છે, જે યુગમાં મનુષ્ય પોતાના દૈવી અંતર બલનો અંદાજ કરવા સમર્થ થયો છે, જે યુગમાં અનેક આશ્ચર્યકારક શોધોએ મનુષ્યના મગજનો મહિમા નિર્વિવાદપણે સિદ્ધ કર્યો છે, જે યુગમાં કંઇ પણ નવું નવું જોયા, સાંભળ્યા કે જાણ્યા વિના જડ પોતાની અન્નપાચનક્રિયા યોગ્ય પ્રકારે કરતું નથી, તે યુગમાં જો ભયમૂલક શિક્ષણપદ્ધતિના ગીત ગાવામાં આવે તો તો અવશ્ય લજાઈ મરવા જેવું છે. અશ્વાદિ હલકાં પ્રાણીઓ ઉપર પણ જેમણે પ્રયોગ કરી જોયા છે તેઓ કહે છે કે ભયથી તેમના શરીરમાં ક્ષોભની પ્રતીતિ થાય છે, અને પ્રેમથી

તેમના શરીરની પ્રશાંત સ્થિતિ જળવાઈ રહે છે. તોપણ તેમની પાસેથી ભયમૂલક પ્રવૃત્તિ કરાવવામાં કુશલ "સર્કસ" વાળાઓ કદાચ એ હુલાં કારણે રજુ કરી શકે કે મનુષ્યને હલકાં પ્રાણીઓ ઉપર વિશેષ હક છે, અને તે પ્રાણીઓ અજ્ઞાન હોવાથી પ્રેમમૂલક શિક્ષણને સ્વીકારવા શક્તિમાન્ નથી. પરંતુ મનુષ્યપરત્વે એ બેમાંથી એકે બાનું ચાલી શકે એમ નથી, કારણ કે મનુષ્ય અને મનુષ્યં એક જાતિના જ જીવો છે, અને પ્રેમમૂલક શિક્ષણ ગ્રહણ કરવા જેટલો મનુષ્યમતિનો વિકાસ થયલો છે. આમ હોવાથી ભયમૂલક શિક્ષણના હિમાયતીઓ પોતાની બુદ્ધિનો વિકાસ જણાવતા નથી. શિક્ષણનો ધોરી સિદ્ધાંત એ છે કે બાળકના અંતઃકરણમાં પ્રેમ અને તેના ઉચ્ચ સંસ્કાર પાડવા. ભયથી સંસ્કાર પડે છે ખરા, પરંતુ તે પથરાની ઘુંટી ઉપર કરવામાં આવતા છેદ જેવા છે. જે કાંઈ અસર થાય છે તે સપાટી ઉપર થાય છે, અને સામા માણસને ધક્કો લાગે છે તે તો જુદો. પ્રેમથી જે સંસ્કાર પડે છે તે શસ્ત્રવૈદ્યના અતિતીક્ષ્ણ ઓજારથી કરાયલા છેદ જેવા છે. ઓજાર છેક ભીતરસુધી પહોંચી જાય છે, અને સામા માણસને ખબર પડતી નથી કે આ શું થયું. ભય સ્થૂળ તત્ત્વોને કંપાવી વિહ્વલતા, વ્યાકુલતા અને ક્ષોભના અંશોને પ્રવર્તાવે છે તો પ્રેમ સૂક્ષ્મ તત્ત્વોના આંદોલનદ્વારા તૃપ્તિ, શાંતિ, તૃપ્તિ અને પ્રસન્નતાનો ઉદય કરે છે. ભયથી ક્ષણિક સત્તા પ્રાપ્ત થાય છે તો પ્રેમથી સ્થાયી સામ્રાજ્યની સ્થાપના થાય છે. ભય તાત્કાલિક અસર કરે છે પરંતુ તે અસરનું ભળપાઈ જવું પણ તાત્કાલિક હોય છે; પ્રેમ ટીપે ટીપે શિષ્યહૃદયસરોવરને જ્ઞાનથી ભરે છે. જન્મ ધરી જે જાણવાનું છે તેથી ભય શિષ્યને દૂર ને દૂર નાખે છે તો પ્રેમ શિષ્યને તેની નિકટ ને નિકટ લઈ જાય છે. ભય વાઢકાપથી દરદીને સારો કરવા મથે છે તો પ્રેમ પ્રાકૃતિક ઉપચારથી તેનું આરોગ્ય સાધવા પ્રયાસ કરે છે. ભયનો બદલો મોડો વહેલો ભયમાં જ મળે છે તો પ્રેમનો રમણીય બદલો પ્રેમ જ છે. આ લેખકના મિત્રના જાણવામાં એવું એક કુટુંબ છે કે જેમાં બાળકને ડરાવી તેના ઉપર સખત ધાક બેસાડી તેને કેળવણી આપવામાં આવે છે. આ પદ્ધતિનો અદ્ભુત પરિણામ એ આવ્યો છે કે પુત્ર મોટો થતા પિતા ઉપર સ્વાર ગયા ગાંઠે છે. અને વૃદ્ધાવસ્થામાં પિતાને પુત્રના ભયથી કંપવું પડે છે. આ પ્રમાણે કેટલાક જમાનાસુધી આ રીતની પરંપરા ચાલી આવી છે. અને જ્યાંસુધી એ પદ્ધતિ ફેરવવામાં આવશે નહિ ત્યાંસુધી ચાલુ રહેશે એ નિશ્ચય છે. આથી ઉલટો પ્રેમથી પોષિત બાળકવર્ગ પિતાને અને શિષ્યવર્ગ શિક્ષકને, સમય જતાં, અદ્ભુત રીતે બલવર્ધક અને તૃપ્તિજનક થઈ પડે છે. આથી સ્પષ્ટ થાય છે કે "ભય વિના પ્રીત નહિ" એ સૂત્ર ઉતરતા અધિકારવાળા મનુષ્યોમાટે છે. અને "પ્રીત વિના ભય નહિ" એ સૂત્ર મનુષ્યપ્રકૃતિના ઉચ્ચતાના જ્ઞાતાઓમાટે છે પરંતુ ભયથી વધ

અભ્યાગતને માટે છે. અભ્યાગત પણ કંઇ સરખા હોતા નથી. બધા તમાકુ ખાનારા હોતા નથી. તેથી જે તે અભ્યાગતની પાનની બીડીમાં તમાકુની ચપટી ભભરાવવી એ આતિથ્ય નથી. તે પ્રમાણે શિક્ષક પોતે નેત્રદીક્ષા અથવા પ્રેમયોગનો ચુસ્ત હિમાયતી હોય તોપણ તેને વિદ્યાર્થીઓ માટે નેત્રદીક્ષા અથવા ભયપ્રયોગનું અવલંબન કરવું પડે છે, અને તે દીક્ષા આંખ મીચીને જે તે વિદ્યાર્થીને આપવાની નથી પરંતુ તેના અધિકારી પચીસમા વિદ્યાર્થીને આપવાની છે. પ્રેમદીક્ષા જે ચોવીસ વિદ્યાર્થીઓને આપવાની છે તેમા પણ પ્રેમ એવો હોવો ન જોએ કે શિષ્યો શિક્ષકના માથા ઉપર છાણાં થાપે. એનું નામ પ્રેમ નથી પણ શિથિલતા છે. શિક્ષકશિષ્યનો પરસ્પર વાત્સલ્યિક પ્રેમ હોય તે સાથે બન્નેવચ્ચે માનભર્યું અને મર્યાદાયુક્ત ઇષ્ટ અંતર હોય એ બની શકે એમ છે જળ અને અગ્નિ પરસ્પર વિરોધી છતાં ઉના પાણીમા બન્ને એકસાથે રહેલા છે. તે પ્રમાણે ચતુર શિક્ષક પ્રેમ અને મર્યાદાનો મધુર યોગ કરી શકે છે.

### ૩. ચૂનાથી ચેતો.

જુવાનીના જોમમાં જે કાર્યનો આરંભ કરવામાં આવે છે તેમાં તનમનનો સંપૂર્ણ પ્રવેશ થઈ શકે છે. યુવાવસ્થાનું લોહી પોતાના ઉજ્જવલ રંગથી પરિસ્થિતિની શ્યામતાનું નિવારણ કરે છે. યુવાવસ્થામાં વ્યવહાર મીઠો મીઠો લાગે છે. પ્રવૃત્તિ સ્વભાવસિદ્ધ હોય એમ રુચિકર લાગે છે, બે ડગલાં ચાલવાનું હોય તો ચાર ડગલાં ચાલવાનું મન થાય છે, હથોડી ઠોકી જે કામ કરવાનું હોય છે તે કામ હથોડો ઠોકી કરવાનું સૂચન ઉભરાતું સ્નાયુબલ કરે છે. વિપત્તિના ભારથી અંતઃકરણ દબાતું નથી પરંતુ "રબર"ના દડાની પેઠે ઉછળી તે ભારને ધકેલી દે છે. શિક્ષકની નાડી જ્યારે યુવાવસ્થાના વેગવાળી હોય છે ત્યારે તેને પણ બીજા ધંધાદારીઓની પેઠે પોતાના ધંધામા અનુપમ અને અભિનવ રસ પડે છે· પોતાના ધંધાના સ્વપ્ન તેને આવે છે; પોતાના ધંધાની શ્રેષ્ઠતા ઇશ્વરનિર્મિત હોય એમ તેને ભાન થાય છે પોતાના શિષ્યોનું હિત કરવા તે તત્પર હોય છે. તેમના સંગમા તેને આનંદ પ્રવર્તી રહે છે, ટુંકામા પોતાનો ધંધો દીપાવવાનો તેને પ્રશંસનીય ઉત્સાહ હોય છે. પરંતુ શોચનીય વાત એ છે કે ઘણા શિક્ષકોનો આ ઉત્સાહ ચિરસ્થાયી રહેતો નથી. જે ધંધો તેમને ઇશ્વરદત્ત લાગતો તે સમય જતા તેમને વેઠજેવો લાગવા માંડે છે. પ્રથમ પોતાના કર્તવ્યક્ષેત્રરૂપ નિશાળે જતાં તેમનાં ઉછળતાં પગલાં પડતાં હતાં તેને બદલે તેમના પગ ઘસડાવા લાગે છે. કર્તવ્યપરાયણતાના આવેશવાળો જે ધારો તેમનો પૂર નિકળતો હતો તેને બદલે તેમને ફેફસાંનો ક્ષય થવાની ધાસ્તી રહે છે. જે વિદ્યાર્થીઓ તેમને સનત્કુમાર જેવા લાગતા તે તેમને શાખામૃગની* સેના જેવા લાગે છે. પૂર્વે કંઇ કંઇ નવું વાંચવું, લખવું, વિ-

* વાદનની.

સારુ તેમને ગમતુ તેને બદલે તેમની બુદ્ધિ સકુચિત થતી જતી જોવામા આવે છે. પૂર્વે જે પ્રગામિતા+ તેમનામા જોવામા આવતી તેને બદલે ગળિયા બળદની બેઠેલ સ્થિતિ તેમને વિશેષ રુચે છે. પૂર્વે જે આશાવાદથી તેમના નેત્ર પ્રફુલ્લ રહેતા તેને બદલે નૈરાશ્યવાદથી તેમની સિકલ વિરૂપ બનવા લાગે છે. પૂર્વે તેમનો જે ઉદ્ધ વિદ્યાર્થીઓના વખાણ કરી સાર્થકતા માનતો તે ઉદ્ધ વર્ષો વીતતા, શિષ્યસંબંધી રોદણા રડવામા વ્યાપૃત થાય છે એવા શિક્ષકોનો એક પ્રિય સિદ્ધાંત એ છે કે વિદ્યાર્થીઓ દિનપ્રતિદિન નબળા આવે છે આ સિદ્ધાંતમા થોડુ પણ સત્ય નહિ હોય એમ નથી, પરતુ તેમા જેટલુ સત્ય છે તેથી ઓછામા ઓછુ દશગણુ સત્ય શિક્ષક પોતે પાછા પગલા ભરે છે એ વચનમા રહેલુ છે **વિદ્યાર્થીઓની હીનતા વધતી જાય છે એ સ્વીકારી લેવા જેવુ શિક્ષણકાર્યનુ જોખમ ભાગ્યે કોઇક જ હશે.** વાસ્તવિક કારણ શિષ્યોની હીનતા નથી પરતુ શિક્ષકની નાડીઓમા ભેગો થતો ચૂનો છે. શરીરમાહેલા કચરાને જો યોગ્ય ઉપાયોથી બહાર કાઢવામા આવતો નથી તો વય વધતા એ કચરો પણ વધે છે મનુષ્યની નાડીઓ સ્થિતિસ્થાપક હોય છે, અને તેની અદરની દીવાલ ઉપર એ ચૂનાનો થર જામતો જાય છે ચૂનાના વિશેષ અશવાળુ કોઇ કૂવાનુ પાણી "રબર" ની નળીમા આપણે લાબો વખત ભરી રાખીશુ તો આપણને જણાશે કે ધીરે ધીરે નળીનો અદરનો ભાગ ચૂનાથી ખવાતો જાય છે, અને નળીની સ્થિતિસ્થાપકતામા ઘટાડો થાય છે એવો ચૂનો શિક્ષકની નાડીમા જ્યારથી ભરાવા માડે છે ત્યારથી તેણે ચેતવાનુ છે

વિદ્યાર્થીઓ પ્રતિદિન નબળા આવતા જાય છે એ સિદ્ધાંત આ ચૂનાના સંચયના પરિણામરૂપ શિક્ષકની ભ્રાન્તિ છે મિલનુ સાચાકામ પ્રતિવર્ષ ઘસાતુ જાય છે એ સત્ય છે, પરતુ તેનો પરિણામ શો આવે છે? એ કે આશરે વીસ વર્ષે એ સાચાકામ રસાતલ જાય છે, અને નવીન સાચાઓની સ્થાપના કરવી પડે છે આ પ્રમાણે જો પ્રતિવર્ષ વિદ્યાર્થીઓના મગજરૂપ સાચા નિકૃષ્ટતાને પામતા રહે તો વીસ નહિ તો બસેં વર્ષે પણ તે સાચાનુ નિર્માણ અને નિરર્થક થઇ જવાના પરંતુ આવો ચમત્કાર કોઇ દેશમા બન્યો હોય એમ જાણવામા નથી, તેમ અનેક મહર્ષિઓથી મડિત* આપણા દેશમા હવે બનશે એમ માનવાને પણ કારણ નથી કોઇ કોઇ વર્ષે વિદ્યાર્થીઓ નબળા આવેછે એ સત્ય છે પરતુ પાછા કેટલાક સમયપર્યંત સારા શિષ્યોની ટુકડીઓ આવતી જાય છે એટને વિદ્યાર્થીઓની પરપરા પર્વતના ઝરણાની પેઠે અધોગતિના ક્રમમા ગોઠવાયલી હોતી નથી, પરતુ સમુદ્રની તરગમાલાપેઠે આરોહઅવરોહક્રમમા વ્યવસ્થિત થયલી હોય છે શિક્ષણના કાર્યમા

+ આગળ વધવાનો સ્વભાવ (Progressiveness) * શણગારાયલા

ઊંડો પ્રવેશ કરનાર સર્વને સ્વાનુભવથી આ વાત વિદિત છે. કલિયુગપછી પાછો જેમ સત્યયુગ આવે છે તેમ નબળા વિદ્યાર્થીઓપાછળ સબળા વિદ્યાર્થીઓનું યૂથ ચાલ્યું આવે છે. કલિયુગ સદાકાળ ટકતો નથી તેમ નબળા વિદ્યાર્થીઓ સદાકાળ આવ્યા કરવાના નથી. જગત્ પણ વસ્તુદૃષ્ટિથી જોતાં પરમાત્માની અગમ્ય લીલાથી પ્રતિક્ષણ નવું અને નવું જ છે. જે બધું સારું હતું તે ભૂતકાલમાં હતું, વર્તમાનકાલમાં તો બધું બગડતું જાય છે, અને ભવિષ્યકાલમાં તો નિઃસત્ત્વ ખોખું જ અવશેષ રહેનાર છે એમ માનવું એ ભ્રમણા છે. પહેલાનું બધું ધોળું અને હાલનું તથા હવે પછીનું બધું કાળું એ કથન અજ્ઞાનનો જ વિલાસ છે. એમ માનવું કદાચ ખરું હોય તો પણ શિક્ષકને તે ભૂષણરૂપ નથી, પણ જાંઘના ડાઘની પેઠે દૂષણરૂપ છે, અને નષ્ટ કરવા યોગ્ય નથી. શિક્ષકને જે પગાર મળે છે તે દુનિયાની દુર્દશાના રાજિયા ગાવામાટે મળતો નથી, પરંતુ આશાવાદના આચાર્યરૂપે તે વાદનો ઘોષ કરવા માટે મળે છે. નૈરાશ્યનું અવલંબન શિક્ષકને કલંકરૂપ છે. કાળાં ભસ્લક વાદળાંમાં પણ તેણે રૂપેરી અસ્તર જોવાનું છે અને જનતાને જણાવવાનું છે. રસાત્મા પરમાત્માના પ્રવેશથી વિશ્વ સદા તાજું જ છે, તે કદાપિ વાસી થતું નથી એ સિદ્ધાંતનો દુંદુભિનાદ તેણે કરવાનો છે. સૌભાગ્યવતીને પોતાના જેવી થવાનો જેમ વિધવા આશીર્વાદ દે તેમ તેણે "મારી નાડીમાં જેવો ચૂનો જામ્યો છે તેવો ચૂનો તમારી નાડીમાં પણ જામજો" એવો આશીર્વાદ શિષ્યગણને દેવાનો નથી. ઉત્સાહ, સ્ફૂર્તિઆદિ ગુણો પરમેશ્વરે જેમનામાં અધિક અંશે મુકયા છે એવાં બાલકોની તથા એવા યુવકોની પરંપરાસાથે ગાઢ સંબંધમાં આવવાનો સુયોગ આપનાર પોતાના ધંધાપ્રતિ શિક્ષકે બહુમાનની દૃષ્ટિથી સર્વદા જોવું જોઇએ. બાલકોને તથા યુવકોને ક્રીડાભૂમિમાં નાચતા કૂદતા જોઇ તેણે કસાણું મોં ન કરતાં હરખાવું જોઇએ. પોતે જો વિદ્યાર્થિચેતનથી †ચેતિત થાય તો તેથી સુંદર બીજું કંઇ નથી. તેમ ન બને તો તટસ્થ રહી પોતાની અનુમતિથી તથા પોતાના આશીર્વાદથી તેણે વિદ્યાર્થિવર્ગઉપર અનુગ્રહ કરવો જોઇએ. તેમ ન બને તો જાણવું કે ચૂનાનો ચય અસાધ્ય થઇ પડ્યો છે, અને ઘરડાં ગલકાંનાં બીની પેઠે પોતે માત્ર વાવવાના કામમાં આવી શકે એમ છે, ખાવાના ઉપયોગમાં આવી શકે એમ નથી.

† ઉત્તેજિત.

# યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં ગુજરાતીને સ્થાન.

(રા. રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ.)

## ૧. આમુખ.

સાહિત્યપ્રેમી સજ્જનો!

ભગવતી શ્રી સરસ્વતી દેવીના સેવકોનું આ સંમેલન જોઇ, હું બહુ આનન્દ પામુ છું, અને આપણી માતૃભાષાની સેવાના આ મહોત્સવમાં ભાગ લેવા હું ભાગ્યશાળી થયો તેથી કૃતાર્થ બનું છું. આપણી માતૃભાષા ગુર્જરગિરા એ શ્રી સરસ્વતી દેવીનું એક સુન્દર સ્વરૂપ છે. ત્હેની સેવા માટે ભોગી ભક્તજનો પોતપોતાનાથી બનતી પૂજાસામગ્રી લઇ અહિંઆં એકઠા થયા છે. હું પણ મ્હારી શક્તિ પ્રમાણે ફુલ નહિ તો ફુલની પાંખડી જેવા આ લઘુ લેખનું ગુર્જર માતાના પવિત્ર ચરણમાં સમર્પણ કરૂં છું. આશા છે કે ત્હેનો યથાયોગ્ય અંગીકાર થશે. અસ્તુ.

હવે આપ સર્વનું શરૂઆતમાં જ ત્રણ બાબતો સંબન્ધી ધ્યાન ખેંચવાનું છે, જેથી આ લેખના દૃષ્ટિબિન્દુની બાબતમાં કાંઇ પણ ગેરસમજ ન થાય. એક તો એ કે આ લઘુ લેખમાં કાંઇ પણ નવીન કે અપૂર્વ નથી. જેમનો એવો આગ્રહ હોય કે સાહિત્યપરિષદ્‌માં તો કાંઇ પણ નવું જ્ઞાન આપે એવા અપૂર્વ કે વિદ્વત્તાભર્યા લેખો જ સ્વીકારવા જોઇએ ત્હેમને તો કદાચિત્ એમ લાગશે કે ચોત્રીસ "ચીથરાં" ભેગું આ પાંત્રીસમુ ઉમેરાયુ. પરન્તુ જેઓની સમજ એવી હશે કે ભારે મિષ્ટાન્ન સાથે કાંઇક રુચિકર હલકો ખોરાક પણ જોઇએ, તેમ જ પરિષદ્‌માં જ્ઞાનના વિવિધ વિષયો વિષેના વિદ્વત્તાભર્યા લેખો ઉપરાંત પરિષદ્‌નાં કર્તવ્યોની સૂચના કરનાર લેખો પણ આવવા જોઇએ ત્હેમને આ લેખ અપ્રસ્તુત નહિ લાગે. એકતા અને શાન્તિનો નાશ કરે એવી તકરારી બાબતો બાતલ કરતાં, જે થોડા ઘણા વિષયો ઉપર પરિષદ્ લગભગ એકમતે ઠરાવ ઉપર આવી શકે એમ છે, અને જેના સંબન્ધમાં કાંઇ પણ તાત્કાલિક કામ કરી શકે એમ છે ત્હેમાંનો આ વિષય એક છે, મહારાષ્ટ્રની સાહિત્ય પરિષદે આ વિષયને યોગ્ય રીતે પોતાની વિષયાવલીમાં પ્રથમ સ્થાન આપ્યું છે. આપણી પરિષદે પણ આ વિષયની ચર્ચાને અગત્યનુ સ્થાન આપવું જોઇએ એમ ધારી જૂના તો જૂના પણ ઘણી જરૂરના વિષય વિષે આ લઘુ લેખ લખી પરિષદ્ માટે મોકલવો ઉચિત ધાર્યો છે. આ લેખની સફલતાનુ પ્રમાણ વિદ્વત્તા કે અપૂર્વતા નથી, પરન્તુ ત્હેના વિષયની ઉપયોગિતા છે. બાકી લેખની ખરેખરી સફલતા તો ત્યારે જ કે જ્યારે પરિષદ્ આ મહાપ્રશ્નને ઉમંગથી ઉપાડી લે, અને યુક્તિથી તથા ખંતથી ત્હેનો બરાબર નિવેડો આણે.

અને ઉર્મિઓ ઉંચા પ્રકારનાં છે તે પ્રજાની ભાષા પણ ઉંચા પ્રકારની હોવી જ જોઇએ. સાહિત્યના સંબન્ધમાં પણ તેમ જ છે. સાહિત્ય એ પ્રજાના પ્રતિનિધિરૂપ મહાન પુરુષની આંતર સૃષ્ટિ ઉંચા પ્રકારની તેમ ત્હેનું બાહ્ય સ્વરૂપ પણ ઉંચા પ્રકારનુ ; જેમ ને આંતર સૃષ્ટિ હલકા પ્રકારની તેમ ત્હેનું બાહ્ય સ્વરૂપ પણ હલકા પ્રકારનુ. ટુંકામાં, સાહિત્ય એ પ્રજાની આંતર સૃષ્ટિનું પ્રતિબિમ્બ છે. "A nation's literature is the heart of the nation turned inside out." જ્યારે હકીકત આવી છે ત્યારે જે પ્રજાના પ્રતિનિધિરૂપ પુરુષો પોતાની માતૃભાષાના અને ત્હેના સાહિત્યના અભ્યાસથી વિમુખ રહે, અને બોલવા લખવાનો વ્યવહાર બીજી જ ભાષામાં કરે તે પ્રજાની ભાષા અને તે પ્રજાનું સાહિત્ય સમૃદ્ધ ક્યાંથી થાય ? વિદ્યાર્થી અવસ્થામાં અભ્યાસના અભાવને લીધે તેમ જ અન્ય કારણોથી, જેમને શિરે પોતાની માતૃભાષા અને ત્હેના સાહિત્યને સમૃદ્ધ બનાવવાનો ધર્મ છે તેઓ જ જ્યારે તે બન્નેનો અનાદર કરી બીજાનો અંગીકાર કરે ત્યારે તે ભાષાની કે સાહિત્યની ઉન્નતિની આશા ક્યાંથી રખાય ? રાજ્યકર્તાઓની કે વિદ્વાનોની ભાષા સામાન્ય વ્યવહારની ભાષા કરતાં જુદી હોય છે ત્યારે વ્યવહારભાષાની દશા આવી થઇ જાય છે, અને એક પ્રાન્તિક ભાષા અથવા "બોલી" —Dialect—કરતાં વધારે માનપત્ર સ્થિતિ ત્હેની હોતી નથી. ઇતિહાસ આ વાતની સાક્ષી પૂરે છે આખી દુનિયામા હાલમાં સમૃદ્ધમાં સમૃદ્ધ ગણાતિ ભાષા અને ત્હેના સાહિત્યનો દાખલો લઇએ. લૅટિન અને ગ્રીક ભાષાઓ અને ત્હેમનાં સાહિત્ય જ્યા સુધી ઈંગ્લાંડમા સામ્રાજ્ય ભોગવતાં હતાં, જ્યાં સુધી ઈંગ્લાંડના પંડિતો સ્વભાષા વાપરતાં શરમાતા હતા, ત્યાં સુધી અંગ્રેજી ભાષા અને ત્હેના સાહિત્યે કાંઇ પણ સ્વતંત્ર કે માનનીય સ્થાન મેળવ્યું ન હતું. હવે જરા પાસે આવી ઘર તપાસીએ ને આપણી ગરવી પણ ગરીબડી ગુજરાતનો દાખલો લઇએ. પ્રાચીન ગુજરાત—પછી તે ગમે તેવું વ્યાપાર અને ખેતીમાં તલ્લીન હોય તો પણ—કાંઇ પંડિતો અને વિદ્વાનોથી વિહીન તો નહિ જ રહ્યું હોય. તો પણ ત્હેની ભાષા કે ત્હેનુ સાહિત્ય બહુ ઉંચા પ્રકારની સ્થિતિએ નથી પહોંચ્યાં ત્હેનુ એક કારણ એ પણ ન હોય કે તે વખતના પંડિતોએ તે સમયે માનપાત્ર ગણાતી સંસ્કૃત ભાષા કે વ્રજભાષાનુ જ સેવન કરવુ ઠીક ધાર્યું હોય ? નરસિંહ મહેતો, પ્રેમાનંદ, સામળ, અખો, દયારામ, વગેરે ભાષાભક્તો ન થયા હોત તો પ્રાચીન ગુજરાતી સાહિત્ય કેવું અને કેટલું હોત ? દુનિયાના ઇતિહાસમાં જેના જેવો બીજો દાખલો નથી એવી ઉગ્ર પ્રતિજ્ઞાપૂર્વક માતૃભાષાની સેવા કરવાને બદલે જો ગુર્જર સાહિત્યના સૂર્ય પ્રેમાનંદે સસ્કૃત ભાષાના પંડિત લેખાવાની પ્રતિષ્ઠાને વધારે માન આપ્યું હોત તો આપણી ગરીબડી ગુજરાતીની શી દશા થાત ? સ્મરણીય રહેશે તે માંગલિક ક્ષણ ગુજરાતના ઇતિહાસમાં કે જ્યારે અપ્રતિમ ભાષાભક્ત પ્રેમાનંદે પણ લીધુ કે "હું પાઘડી ત્યારે જ પહેરીશ કે જ્યારે મ્હારી માતૃભાષાને બીજી ભાષાઓની સમોવડી અને બને તો સર્વોપરી હું બનાવીશ." વીસમી સદીના પાશ્ચાત્ય સુધારાના ખેરખાંઓ! માતૃભાષાની અવગણના કરનાર ગ્રૅજ્યુએટો ! આપણને અભિમાન આપનાર આ વિરલ પ્રસંગ ધ્યાનમાં લેવાને તમને જરા સમય મળશે ખરો કે ? અસ્તુ !

વિષયાન્તરને ભાસ ઉત્પન્ન કરે એવા આ સામાન્ય ભાગ ઉપરથી હવે વિશેષ ભાગ ઉપર આપણે આવીએ, અને આપણો પ્રસ્તુત પ્રશ્ન હાથમાં લઇએ. તે પ્રશ્ન આ છે ગુજરાતીને યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં જોઇતું સ્થાન ન મળવાથી શી શી હાનિ થઇછે ? બહુ વિસ્તારથી હું આ પ્રશ્નનો ઉત્તર અહિં આ આપવા ઇચ્છતો નથી, પરન્તુ મ્હારા ઉત્તરનો મુદ્દો એટલો છે કે ગુજરાતીને યુનિવર્સિટીમાં સ્થાન ન મળવાથી હાનિ ઘણી થઇ છે, અને વખતસર ઉપાય લેવામાં નહિ આવે તો હજી પણ વધારે હાનિ થશે ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિન્દ રાનડે, ન્યાયમૂર્તિ ગુરુદાસ બૅનરજી, શ્રીયુત ગોવર્ધન રામ માધવરામ ત્રિપાઠી, વગેરે વિદ્વાનોનો અભિપ્રાય પણ આવો જ છે, અને આ પક્ષના માનનીય પ્રમુખ સાહેબ દિ. બા. અંબાલાલભાઇએ ગુ. વ. સોસાઇટીના મહિમ હોત્સવ પ્રસંગે ઉચ્ચારેલા દૃઢ અને નિશ્ચયાત્મક શબ્દોના રણકા તો હજી પણ કાનમાં વાગ્યા કરેછે આ અભિપ્રાયની સત્યતાના સબન્ધમાં સ્હેજ પણ શક હોય તો જુઓ આપણા ગ્રૅજ્યુએટ ભાઇઓની સ્થિતિ, કે જેમની પાસેથી આપણી માતૃભાષાની અને ત્હેના સાહિત્યની સમૃદ્ધિની આશા પ્રધાનપણે રાખી શકાય ! તે વર્ગમાંથી કેટલાક ' રતન ' તો એવા મળી આવશે કે ગુજરાતી ભાષા તથા સાહિત્યની અવગણના કરવામાં જ જેઓ મહા મ્હોટું માન સમજતા હોય આવા ' રતનો 'ની સંખ્યા સુરત તથા મુંબાઇ તરફ વધારે છે, અને ત્હેમાં પણ ખાસ કરીને પારસી ભાઇઓમાં આ તો આપણા ગુજરાતી ગ્રૅજ્યુએટોનો વર્ગ ' નંબર વન ' થયો. હવે વર્ગ નંબર બીજાની વાત કરીએ યુનિવર્સિટીમાં શીખ્યા ન હોય. બહુ તો બીજી ભાષા તરીકે " સાણુ સંસ્કૃત તો અઘરૂં છે ' કરીને ફારસી લીધું હોય જો સંસ્કૃત લેવાની હિમ્મત કરી હોય તો પરીક્ષા વખતે મહામુશ્કિલે ત્હેમાં ત્રીસ માર્ક મેળવી પાસ થયા હોય અને કૉલેજ છોડ્યાની સાથે સંસ્કૃતના અભ્યાસને પણ રજા જ આપી હોય પોતે ગુજરાતી ન વાચતા હોય તે તો વસ્તુત શરૂઆતથી અભ્યાસ ન પડવાને લીધે કે કા[illegible] ના દ. ખાણુને લીધે, પણ બ્હાનું એ કે ગુજરાતી સાહિત્યમાં કાંઇ દમ નથી, તે [illegible] વળી હાલના લેખકોનો મ્હોટો ભાગ સંસ્કૃતમય ગુજરાતી લખેછે જો [illegible] ધંધામાંથી અને કુટુમ્બ જંજાળમાંથી અવકાશ મળે તો આમતેમ અંગ્રેજી વાંચે [illegible] જ સામાન્ય વ્યવહારને માટે પરસ્પર બેસે કે ગોષ્ઠી સાથે ન આવે ગુજરાતીમાં બોલે, તે ત્હેમાં પણ અંગ્રેજી શબ્દો ન આવે તો ભાગ્ય ! કદાચિત્ પ્રજાના મહાપ્રશ્નો વિષે લેખ લખવા જેટલી દેશભક્તિ હોય, અથવા સાહિત્ય વગેરેનો અભ્યાસ કરવા જેટલી વિદ્યાપ્રીતિ હોય તો અંગ્રેજીનું વિશાળ સાહિત્ય ક્યાં નથી ? કાંઇક આવી વર્ગ નંબર બીજાની સ્થિતિ છે હવે વર્ગ નંબર ત્રીજાની વાત કરીએ આ વર્ગ પહેલા વર્ગની માફક ગુજરાતીનો તિરસ્કાર કરતો નથી તેમ બીજા વર્ગની માફક ઉપેક્ષા પણ કરતો નથી કામધંધાને અંગે ગુજરાતી કરતા અંગ્રેજીનો ખપ વધારે પડે છે તો પણ અવકાશ મળ્યે ગુજરાતી વાંચે છે ગુજરાતી સાહિત્યને બનતું ઉત્તેજન આપવું એવું કાંઇક મનમાં ખરૂં, જો કે તે માટે ખાસ ઘેર પુસ્તકશાળા વસાવવા જેટલો ઉત્સાહ નહિ સામાન્ય વ્યવહારમાં તેમ જ કોઇક વખતે સભાઓમાં સાધારણ સંસ્કારવાળું સાદું ગુજરાતી બોલી શકે,

અને પહેલા વર્ગની માફક ગુજરાતી બોલતા તદ્દન અભડાય પણ નહિ ને બીજા વર્ગની માફક ઢેડગુજરાતીનો પણ બહુ આશરો ન લેવો પડે ગુજરાતી પુસ્તકો તથા માસિકો વાચનાર ગ્રૅજ્યુએટો આ વર્ગમાથી મળી આવે છે હવે, ચોથા વર્ગની વાત કરીએ આ વર્ગ બહુ ન્હાનો છે પણ આપણા સદ્‌ભાગ્યે વધતો જાયછે ગુજરાતી ભાષા તથા સાહિત્યની બનતી સેવા કરી ત્હેમને સમૃદ્ધ બનાવવા એવી થોડી કે વધારે સ્પષ્ટતાવાળી અને કીર્તિની આશા સાથે થોડીઘણી મિશ્રિત કે તદ્દન અમિશ્રિત કર્તવ્ય ભાવનાથી પ્રેરાયલા ગ્રૅજ્યુએટોનો આ વર્ગમા સમાવેશ થાય છે "બને ત્યા સુધી (as far as possible)" નહિ, પરન્તુ 'નુકશાન વેઠીને પણ (even at a sacrifice)" ભાષાની બાબતમા સ્વદેશી થનારા ગ્રૅજ્યુએટો આ વર્ગમા આવેછે ગુજરાતી ભાષા તથા સાહિત્યને સમૃદ્ધ બનાવી એક પક્ષે ત્હેમને માનનીય સ્વતત્ર સ્થાન અપાવવુ અને બીજે પક્ષે જેમને અગ્રેજીના સસ્કાર ન હોય અથવા થોડા હોય ત્હેમના હૃદયોમા નવુ ચેતન ઉતારવુ એવો આ વર્ગમા આવનાર ગ્રૅજ્યુએટોનો ઉચ્ચ આશય હોય છે ગુજરાતી ભાષા તથા સાહિત્ય તરફના વલણની દૃષ્ટિથી જોતા ગ્રૅજ્યુએટોના ધીગધીગતા નિર્જન રણમા આ ચોથા વર્ગના ગ્રૅજ્યુએટો છૂટા છવાયા લીલાછમ ક્યારા જેવા હોય છે

આ વર્ગીકરણ તર્કશાસ્ત્રની દૃષ્ટિથી શુદ્ધ નથી, પરન્તુ આપણા ગ્રૅજ્યુએટોની સ્થિતિનો સામાન્ય ખ્યાલ આપવા માટે ઉપયોગી છે ઉપરના વર્ગીકરણમાથી ચોથો વર્ગ, જે બહુ ન્હાનો છે તે, બાતલ કરીએ તો આપણા ગ્રૅજ્યુએટોના મ્હોટા ભાગની આ કર્તવ્યવિમુખતા શુ શોચનીય નથી? આ પરિણામ આનવામા યુનિવર્સિટીએ ગુજરાતીને પોતાના અભ્યાસક્રમમા સ્થાન નથી આપ્યુ એ એક મુખ્ય કારણ છે, જો કે તે એકલુ જ કારણ છે એમ કહેવાનો આશય નથી હાલની સ્થિતિમા આપણી પ્રજાને માર્ગ દર્શાવનાર પડિતો મુખ્યત્વે યુનિવર્સિટીમાથી પાકવા જોઇએ એમ ધારવુ વધારે પડતુ નથી, અને યુનિવર્સિટી ત્હેમના શિક્ષણક્રમમા ત્હેમની માતૃભાષાને સ્થાન ન આપે તો ગ્રૅજ્યુએટોનો મ્હોટો ભાગ પોતાની ભાષા તરફ બેદરકાર રહે એમા શી નવાઇ? અને તેઓ બેદરકાર રહે તો આપણી ભાષા અને આપણુ સાહિત્ય એ બન્નેની સમૃદ્ધિ જોઇએ તેવી ન થાય એમા શુ આશ્ચર્ય?

આપણા ગ્રૅજ્યુએટોને ગુજરાતીનુ જ્ઞાન કેટલુ હોય છે તે બતાવનાર એક રમુજી ટુચકો મૂકી આપણે પ્રસ્તુત પ્રશ્નનો ઉત્તર સમાપ્ત કરીશુ અને બીજો પ્રશ્ન હાથમા ધરીશુ એક વખત એમ બન્યુ કે આપણા એક નવીન લેખકને મ્હોએ એક ગ્રૅજ્યુએટે ફરિઆદ કરી કે 'તમ્હે બધા નવા લેખકો બહુ અઘરી ભાષા લખો છો અમ્હે ગ્રૅજ્યુએટો પણ ન સમજીએ એ તે ભાષા કહેવાય?" તે લેખકે શાન્તિથી જવાબ વાળ્યો કે "તમ્હારૂ કહેવુ કેટલેક અશે ખરૂ છે, પણ આપને એટલુ પૂછુ છુ કે આપ ગ્રૅજ્યુએટ તે અગ્રેજી ભાષાના કે ગુજરાતી ભાષાના? માફ કરજો કે મ્હારે આપને પૂછવુ પડે છે કે આપનું ગુજરાતીનું જ્ઞાન તે સાત ચોપડીઓનું કે વધારે? જેટલો અભ્યાસ તમ્હે અગ્રેજીનો કરો છો તેટલો ગુજરાતીનો કરો એટલે તમ્હારી અઘરી ભાષાની

ફરિઆદ કરવાની નહિ રહે તમ્હારૂં જ્ઞાન થોડું માટે લેખકો પણ બધી વખત હલકી જ પાયરીનું લખાણ કરવાનું રાખે તો ભાષા અને સાહિત્ય સમૃદ્ધ કેવી રીતે થાય ?"

યુનિવર્સિટીમા ગુજરાતીને સ્થાન ન મળવાથી શી હાનિ થઈ છે તે આપણે જોઇ હવે આપણે બીજો પ્રશ્ન હાથમા લઇએ તે પ્રશ્ન એ છે કે ગુજરાતીને યુનિવર્સિટીમા સ્થાન આપ્યાથી શા શા લાભ થવાનો સભવ છે જેટલી સક્ષેપમા બની શકે તેટલી સ્પષ્ટતાથી ઉત્તર આપવા પ્રયત્ન કર્યો છે

પ્રથમ લાભ આ થશે યુનિવર્સિટીમા કૉલેજોના બધા વર્ગમા ગુજરાતી દાખલ કરવામા આવશે એટલે જે જે વિભાગમા ગુજરાતી બોલાતું હશે તે તે વિભાગની દરેક કૉલેજમા ગુજરાતીને માટે પ્રોફેસર રાખવો પડશે એનો અર્થ એ કે જેટલી એવી કૉલેજો એટલા ગુજરાતીનો જ નિશ્ચિન્તપણે અભ્યાસ કરનાર વિદ્વાનો અમુક વિષયમા જ અવિભક્ત ધ્યાન આપી એક્કે થનાર વિદ્વાનો કેવુ અને કેટલું બધુ સગીન કામ કરી શકે છે ત્હેના ઉદાહરણો યુરોપની કૉલેજોમા મોજુદ છે આને લીધે ગુજરાતી સાહિત્યને અણધારી ગતિ મળશે, ખાસ કરીને તુલનાત્મક અને વિવેચનાત્મક સાહિત્યને

બીજો લાભ આ થશે કૉલેજમા શિક્ષણ લઇ નીકળેલા વિદ્યાર્થીઓમાથી ગુજરાતીના સારા તેમ જ સામાન્ય અભ્યાસકો તથા લેખકો નીકળશે કૉલેજોમાથી નીકળી ધધામા પડ્યા પછી ગુજરાતી સાહિત્યનો કક્કો માડવાની હાલની સ્થિતિ ઉત્તેજન આપે એવી નથી પરન્તુ કૉલેજમા ગુજરાતી ભાષા તથા સાહિત્યનો પરિચય થઇ ગયો હશે એટલે તે અભ્યાસ જારી રાખવાનુ કે વધારવાનુ કામ એટલુ બધુ મુશ્કેલ નહિ પડે કૉલેજમા ભણવાથી ગુજરાતીનો એટલો તો પરિચય થઇ ગયો હશે કે જેથી જીવનમાં પડ્યા પછી તે વાચવા જેટલી શક્તિ અને અભિરુચિ રહે કદાચિત્ આ આશા વધારે પડતી નીવડે તો યે એટલુ તો થશે જ કે એક સુશિક્ષિત મનુષ્યે પોતાની ભાષા અને સાહિત્ય વિષે જેટલી માહિતી મેળવવી જોઇએ ત્હેમાથી થોડી ઘણી તો કૉલેજમા અભ્યાસ કર્યાથી મળી હશે આ કાઇ ઓછો લાભ નથી

ત્રીજો લાભ એ થશે કે કૉલેજમા અભ્યાસ કરી ન્હા હશે એવાઓમાથી સારા લેખકોના પુસ્તકો વાચનાર અને સમજનાર વર્ગ ઉભો થશે આથી વિદ્વાનભોગ્ય સાહિત્ય ઉભુ થશે અને તેથી બીજી ભાષાઓના સાહિત્ય સાથે સરખામણી કરતા આપણે શરમાવાનુ રહેશે નહિ જેમ જેમ કદર કરનાર વધશે તેમ તેમ ઉચ્ચ પ્રકારનુ સાહિત્ય લખનારને પણ ઉત્તેજન મળશે આ ઉપરાત એ લાભ પણ થશે કે ઉંચા પ્રકારના વિદ્વાનો અને લોકો વચ્ચે જે મ્હોટુ અન્તર રહે છે તે બે વચ્ચેનો સબન્ધ વધારનાર અને પડિતોના ઉત્તમ બોધોનો પ્રસાર કરનાર તથા તે લોકોના હૃદયોમા ઉતારનાર વર્ગ ઉભો થશે દેશોદયને માટે જ્ઞાનના વિશાળ પ્રસારની બહુ જરૂર છે અને તે કામને આથી બહુ મદદ મળશે

ચોથો લાભ એ થશે કે પુસ્તકોની ખપત વધશે આપણા લોકો કેળવણીની બાબતમા એવા તો પછાત છે કે જેને અગ્રેજીમા " Intellectual interests "

કહે છે. એવા અથવા તો વાંચવાના શોખવાળા લોકો આપણામાં બહુ થોડા છે.' આનું પરિણામ એ થાય છે કે શાળોપયોગી પુસ્તકો વગર બીજાં પુસ્તકો બહુ ખપતાં નથી. જ્યાં પુસ્તકો ન ખપે અને ઉત્તેજન ન મળે કે કદર ન બુઝાય ત્યાં પછી લેખકોને નવું નવું લખવાનો ઉમંગ ક્યાંથી રહે? આવી સ્થિતિમાં સાહિત્યસેવાને જ ઉપજીવિકાનુ સાધન માનનાર વિદ્યાનિષ્ઠ લેખકો તો ક્યાંથી હોય? અને તેવા ન થાય ત્યાં સુધી સાહિત્ય જોઇએ તેવું સમૃદ્ધ ક્યાંથી થાય? યુનિવર્સિટીમાં ગુજરાતી દાખલ કર્યાથી અભ્યાસનાં પુસ્તકોની તો ખપત વધશે જ તેમ જ ત્હેને અંગે બીજાં પુસ્તકો પણ વંચાશે અને વેચાશે. પોતાને ઘેર પુસ્તકશાળા વસાવવી એ તો એક આવશ્યકતા અને ભૂષણ છે એવું સમજનાર વર્ગ ઉભો થશે ત્યારે જ લેખકોને બરાબર ઉત્તેજન મળશે. ચોપડીઓ વેચવાની એક રીતે હલકી દેખાતી બાબત ઉપર સાહિત્યની સમૃદ્ધિનો કેટલો બધો આધાર છે તે અનુભવીઓ જ જાણે છે.

પાંચમો લાભ એ થશે કે માધ્યમિક શાળાઓમાં—Secondary Schoolsમાં શીખવવા માટે સારા શિક્ષકો તૈયાર થશે તેમ જ કૉલેજોમાં પણ ગુજરાતીનો અભ્યાસ કરવાનો હોવાથી શાળાઓમાં વધારે પાકો અભ્યાસ કરવાની વિદ્યાર્થીઓને લાલચ મળશે અને ફરજ પડશે.

સંક્ષેપમાં એટલું જ કે આ બધા ઉપરથી આપ સર્વેને સ્પષ્ટ થયું હશે કે ઉપર ઉપરનો વિચાર કર્યાથી જણાય છે તે કરતા ગુજરાતીને યુનિવર્સિટીમાં સ્થાન અપાયાથી ઘણા લાભ થવા સંભવ છે. અસ્તુ.

## ૩ સ્હામા પક્ષની ત્રણ દલીલોનો જવાબ.

જેટલી સંક્ષેપમાં બની શકે તેટલી સ્પષ્ટતા અને સંપૂર્ણતાથી, ગુજરાતીને યુનિવર્સિટીમાં સ્થાન આપવાની શી અગત્ય છે એ આપણે જોયું. હવે, ગુજરાતીને એક ભાષા તરીકે ખીલવવાની સ્હામે તથા ત્હેને યુનિવર્સિટીમાં દાખલ કરવાની સ્હામે જે ત્રણ દલીલો આપવામાં આવેછે ત્હેમનો ક્રમવાર જવાબ આપવા આપણે યત્ન કરીશું.

(૧) "દેશોદયને માટે સમગ્ર દેશની એકભાષા હોવી જોઇએ. ગુજરાતી, મરાઠી, હિન્દી, તેલંગી, બંગાળી એમ જુદી જુદી ભાષાઓની ખીલવણી સમગ્ર દેશની એક ભાષા કરવામા બાધકારક છે. એટલે તે બધી ભાષાઓને જુદી જુદી ખીલવવાની જરૂર નથી અને તેથી જ વિદ્યાર્થીઓના અભ્યાસક્રમમાં પણ ત્હેમને સ્થાન આપવાની જરૂર નથી "

આપણા માનવંતા પ્રમુખ સાહેબ દિ. બા. અંબાલાલભાઇએ ગુ. વ. સોસાઇટીની જ્યુબિલી વખતના પોતાના સ્મરણીય અને મનનીય ભાષણમાં આ દલીલ અને

ત્હેનો જવાબ એવી સારી રીતે આપેલ છે કે આ બધી બાબત ત્હેમના શબ્દોમાં જ કહેવી એ મ્હને ઉત્તમ લાગેછે. ત્હેમનું કહેવું નીચે પ્રમાણે હતું :—

"હાલ કેટલાક એવું માને છે કે દેશનું ઐક્ય વધારવાને અર્થે એક જ ભાષા કરવી જોઇએ. હવે જો એક જ ભાષા થાય તો કાં તો અંગ્રેજી થાય કે હિન્દી થાય. પણ ગુજરાતીને કાંઇ આશા નથી. કદાપિ એમ કહેવામાં આવશે કે આપણે તો કરીએ છિએ તે કર્યાં કરો, પછી જે થાય તે ખરૂં ; પણ આવું મન રાખવું ઘટારત નથી જો એ વાત નક્કી જ હોય કે આ ભાષા રહેવાની જ નથી તો પછી વ્યર્થ કાળ અને શ્રમ શું કરવા ખરચવા ? હવે મ્હારી જાતના નમ્ર વિચાર આપના આગળ આ સંબન્ધમાં મૂકુંછું. હિન્દુસ્તાનનું ઐક્ય થાય એ મ્હારા મનનો ઉંડો મનોરથ છે, તેમ બીજાનો પણ હશે જ. પણ એ ઐક્ય સામ્રાજ્યના સ્વરૂપનું ( federal union ) થવું જોઇએ, અને તેવું જ થવું ઇષ્ટ છે, અને તેવું જ થવું શક્ય છે એમ હું ધારૂં છું. બધો દેશ સર્વ રીતે એક થાય એમ સૈકા કે બે સૈકામાં બને એમ હું ધારતો નથી. જે ઐક્ય થશે તે સામ્રાજ્ય સ્વરૂપનું થશે, એટલે બંગાળ, હિન્દુસ્તાન, ગુજરાત, મહારાષ્ટ્ર, તૈલંગ વગેરે જુદા જુદા ખંડો એક સંપથી જોડાશે. આવી સ્થિતિ થાય તો દરેક મુખ્ય ભાષા અને ત્હેનું સાહિત્ય અવિકલ રહેશે. એ વાત ખરી છે કે જેમ જેમ સંપ અને એકતા વધશે તેમ તેમ દેશની બધી ભાષાઓ પાસે પાસે આવતી જશે. પ્રત્યેક ભાગના જે લોક છે ત્હેમનાં ગુણલક્ષણ ધીમે ધીમે મળતાં જશે. પણ લાંબામાં લાંબી નજર કરતાં પણ ગુજરાતી, પંજાબી, દક્ષિણી, બંગાળી, હિન્દુસ્તાની, તૈલંગી એ બધા સર્વ રીતે એક થાય એવો કાળ જો આવવાનો હશે તો તે ઘણો દૂર છે એમ હું માનુ છું. હાલ અમેરિકામાં તથા દક્ષિણ આફ્રિકામાં જુદી જુદી ભાષાવાળી પ્રજાઓ એકઠી રહે છે તેમ અત્રે બનવું વધારે સંભવિત છે."

દિ. બા. અંબાલાલભાઇના આ શબ્દો બહુ મનનીય છે, અને ત્હેમાં કાંઇ વિશેષ ન ઉમેરતાં હું અત્ર એટલું જ કહીને સંતોષ માનીશ કે વજન પડે એવા કેટલાક માણસોએ આવો અભિપ્રાય જુદે જુદે પ્રસંગે જાહેર કરેલો છે. અસ્તુ.

(૨) "યુનિવર્સિટીના અભ્યાસ ક્રમમાં એટલા બધા વિષયો ઠસોઠસ ભરેલા છે કે હવે દેશી ભાષા કે ત્હેના સાહિત્યને સ્થાન આપવાનો અવકાશ નથી."

આ દલીલમાં કેટલુંક સત્ય છે ખરૂં, પરન્તુ તેથી છેતરાઇ જવા જેવું નથી. હાલના અભ્યાસક્રમમાં વિદ્યાર્થીઓ સ્હેલાઇથી જીરવી શકે તે કરતાં એટલા બધા વધારે વિષયો છે કે તે વિષયો અર્ધચર્વિત દશામાં એમ ને એમ ગળે ઉતારી દેવા પડેછે, અને પરિણામે માનસિક આરોગ્ય અને બળને સ્થાને માનસિક અજીર્ણ થાય છે. આ વાત મ્હારે ભાગે ખરી છે, પરન્તુ આ દશાનો ઉપાય એ નથી કે નવા વિષયોને ત્હેમની ઉપયોગિતા તરફ આંખઆડા કાન કરી બાતલ કરવા, પરન્તુ જૂના વિષયોમાંથી નવા વિષયોના પ્રમાણમાં ઓછા ઉપયોગી હોય ત્હેમને દૂર કરવા એ જ એનો ખરો ઉપાય છે. હાલનો અભ્યાસ

ક્રમ રચવામા અને ત્હેનો નિર્વાહ કરવામા જે ધોરણ મુખ્યત્વે દૃષ્ટિ આગળ રખાયુ છે તે એ છે કે દરેક સુશિક્ષિત પુરુષે જ્ઞાનના વિવિધ વિષયોમાથી બને તેટલાનુ સામાન્ય જ્ઞાન મેળવવુ જોઇએ સામાન્ય જ્ઞાન–General culture–એ ધોરણની મ્હામે મ્હારે કાંઇ જાતનો વાધો નથી, ઉલટો હુ તો એનો પક્ષવાદી છુ, અને એમ માનુ છુ કે અમુકમાર્ગી અભ્યાસ કરતા પહેલા દરેક સુશિક્ષિત મનુષ્યે જ્ઞાનના જુદા જુદા વિષયોનુ સામાન્ય જ્ઞાન મેળવવુ જ જોઇએ પરન્તુ સામાન્ય જ્ઞાન કોને કહેવુ અને અનેક વિષયની અભ્યાસક્રમમા વ્યવસ્થા કરતી વખતે સામાન્ય જ્ઞાનની મર્યાદા કેટલી દોરવી એ સમ્બન્ધમા મતભેદ થવાનો જ હવે, ગુજરાતીને સ્થાન આપવા માટે હાલના અભ્યાસક્રમમાથી કયા વિષયોને રજા આપવી જોઇએ એ વિષે સૂચના કરવાનુ મ્હને કહેવામા આવે તો હુ કૉલેજમા શીખવાતા ગણિતશાસ્ત્રના વિભાગોને સૂચવુ અલબત, સાયન્સ વગેરે વિષયોમા ત્હેની જરૂર પડે છે પરન્તુ થોડા અમુકમાર્ગી અભ્યાસીઓને માટે તે વિષયનો નકામો અભ્યાસ કરવાની વિદ્યાર્થીઓના મ્હોટા ભાગને જરૂર પાડવી એ વ્યાજબી નથી દરેક જણે ગણિતશાસ્ત્રના મૂળતત્ત્વો તો જાણવા જોઇએ જ પરન્તુ તે ઉપરાત દરેક જણે ગણિતશાસ્ત્રના ઉચ્ચ વિભાગો શીખવા એ એટલુ બધુ જરૂરનુ નથી કે જેટલુ એ જરૂરનુ છે કે દરેક જણે પોતાની માતૃભાષા શીખવી યુનિવર્સિટીને કૉલેજોનુ ટાઇમટેબલ ગોઠવી આપવાનો અત્ર ઉદ્દેશ નથી, એટલે અત્ર એટલુ જ કહેવુ બસ થશે કે સ્વભાષાના જ્ઞાનને દરેક સુશિક્ષિત પુરુષોના શિક્ષણક્રમમા સ્થાન મળવુ જ જોઇએ

(૩) "દેશી ભાષાઓમા જોઇએ તેવા પુસ્તકો નથી તેથી અભ્યાસક્રમમા દેશી ભાષાને સ્થાન આપી શકાય તેમ નથી '

આ દલીલ ઉપર ઉપરથી જોનારના આગળ મહા મ્હોટુ સ્વરૂપ ધારણ કરે છે, પરન્તુ સૂક્ષ્મ વિચાર કરનારને ત્હેમા બહુ થોડુ વજન જણાય એમ છે પ્રથમ તો ધારો કે આ દલીલ સપૂર્ણ રીતે ખરી હોય તો પણ શુ થઇ ગયુ જ્યા ઇચ્છા હોય છે ત્યા માર્ગ જડે છે જ પુસ્તકો ન હોય તો તૈયાર કરાવવા જોઇએ પ્રાથમિક શિક્ષણને માટે ક્યારે નરસિંહમહેતા કે પ્રેમાનદ પુસ્તકો લખી ગયા હતા? સરકારને જોઇતા હતા તેવા પુસ્તકો તૈયાર કરાવ્યા કદાચિત્ એમ કહેવામા આવે કે પ્રાથમિક ક્રમને માટે પુસ્તકો તૈયાર કરવા એ અઘરૂ નથી, પરન્તુ ઉંચા ક્રમ માટેનુ સાહિત્ય કાઇ હુકમથી તૈયાર કરાવાતું નથી આ દલીલમા સત્ય છે ખરૂ પરન્તુ ત્હેનો ઉત્તર એટલો જ કે બને તેટલો ઉત્તમ પ્રયાસ કરવો અને જ્યારે વધારે સારૂ સાહિત્ય કરનાર આવશે ત્યારે પહેલાના ક્રમમા યોગ્ય ફેરફાર કરાશે પરન્તુ ખરી વાત તો એ છે કે કૉલેજમા અભ્યાસ કરાવવા યોગ્ય પુસ્તકો મોજુદ છે એનો એક ઉત્તમ પૂરાવો તો એ છે કે એમ એ માટે નીમવા માટે પુસ્તકોનો તોટો જણાયો હોય એવી અથવા તો એમ એ ને માટે નીમાયેલા પુસ્તકો બહુ સ્હેલા છે એવી ફરિઆદ આવી હોય એમ જાણવામા નથી હમણા, કદાચિત્ બધા વિષયો ગુજરાતીમા શીખવવાને માટે પુસ્તકો નહિ હોય, પરન્તુ ભાષાજ્ઞાન અને સાહિત્યશિક્ષણને માટે જોઇતા પુસ્તકો નથી એમ કહેવુ તો જરા વધારે પડતુ છે અસ્તુ

## ૪. ગુજરાતીને શરૂઆતમા કેવુ સ્થાન આપવુ ?

ગુજરાતીને યુનિવર્સિટીમા સ્થાન આપવા વિરુદ્ધ જે ત્રણ દલીલો સામાન્ય રીતે આપવામા આવે છે ત્હેમનો ટુંકમા જવાબ આપી હવે આપણે ગુજરાતીને યુનિવર્સિટીમા સ્થાન આપવાની શરૂઆત ક્યાથી કરવી તે જોઇએ અભ્યાસક્રમ વિગતવાર નિર્ણીત કરવાનો અત્ર ઉદ્દેશ નથી પરન્તુ ટુકામા દિશા બતાવવાનો જ હેતુ છે આ સમ્બન્ધમા પ્રથમ તો એ જણાવવુ જોઇએ કે કેટલાક વિચારકોનો અભિપ્રાય એવો છે કે અગ્રેજીને માત્ર બીજી ભાષા તરીકે જ રાખવી જોઇએ અને સર્વ વિષયો ગુજરાતીમા જ શીખવવા જોઇએ ન્યાયમૂર્તિ ગુરુદાસ બૅનરજી પોતાના Thoughts on Education એ નામના પુસ્તકમા આવો વિચાર જણાવે છે શ્રીયુત ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીએ પણ યુનિવર્સિટી કમિશન આગળ એવો જ અભિપ્રાય દર્શાવ્યો હતો ગુજરાત ત્હેની ભાષા અને ત્હેના લોકોના સબન્ધમા અભિમાન એ જેમની રગેરગમા રહે છે એવા આપણા માનવતા પ્રમુખ સાહેબ દિ બા અમાલાલભાઇએ પણ ગુ વ સોસાઇટીના જ્યુબિલી વખતના ભાષણમા એ વાત ઉપર ખાસ ભાર આપ્યો હતો ત્હેમણે કહ્યુ હતું કે આપણા સાહિત્યની વૃદ્ધિનો સૌથી પહેલો ઉપાય એ છે કે ઉંચી કેળવણી અને સર્વ જાતનુ જ્ઞાન આપણી ભાષામા—ગુજરાતીઓને ગુજરાતી ભાષામા—મળે એવા ઇલાજ આપણે યોજવા જોઇએ આ સબન્ધે આપણી હાલની સ્થિતિ અસ્વાભાવિક છે જગતના કોઇ પણ સ્વતન્ત્ર દેશમા ઉંચી કેળવણી પરભાષા દ્વારા અપાતી હોય એમ મ્હારા જાણવામા નથી જાપાને પશ્ચિમ દેશોનું બધુ જ્ઞાન પોતાની ભાષાદ્વારા આપવાનો જ માર્ગ લીધો ત્યારે જ ત્હેની ઉન્નતિ થઇ છે જ્યા લગી ઉંચી કેળવણી અગ્રેજી ભાષાદ્વારા આપવાની રીત રહેશે ત્યા લગી ઉંચા સાહિત્યની બહુ આશા રાખવી ફોગટ છે હરકતો ઘણી છે તેમ છતા પણ મહાભારત મહેનત અને ખર્ચ વેઠી બધુ જ્ઞાન સ્વભાષાદ્વારા આપવાનો ક્રમ શીરૂ કર્યા વગર આપણો ઉદ્ધાર નથી એમ મ્હારી પાકી ખાતરજમા છે દિ બા અમાલાલભાઇના આ શબ્દોમા ઘણુ જ સત્ય રહેલુ છે તથાપિ એટલું કહ્યા વગર ચાલતુ નથી કે સર્વ જ્ઞાન આપણી ભાષામા આપવાની જોગવાઇ થાય એ શુભ દિન હજી બહુ દૂર દેખાય છે મ્હારી નમ્ર સૂચના હાલના ક્રમમા એટલો બધો ફેરફાર એકદમ કરવાની નથી હાલ શરૂઆતમા તો ગુજરાતી ભાષા તથા સાહિત્યનો પરિચય વિદ્યાર્થીઓને થાય એવો અભ્યાસક્રમ કૉલેજના સર્વ વર્ગોમા દાખલ કરાવવાનો પ્રયત્ન કરવાનો છે આજ સુધીમા ન્યાયમૂર્તિ રાનડેના પ્રયાસથી એમ એ મા તો ગુજરાતી વગેરે દેશી ભાષાઓ દાખલ થઇ ચૂકી છે તેમ મૅટ્રીક્યુલેશનની પરીક્ષામા પણ ગુજરાતી લગભગ ફરજીઆત થઇ ગયુ છે હવે આ પદ્ધતિને વિસ્તારી પ્રીવીઅસ ઇન્ટરમિડિઍટ અને બી એ મા પણ ગુજરાતી દાખલ કરવાની મ્હારી નમ્ર સૂચના છે શરૂઆતમા જો આટલુ કરવામા આવશે તો ધીમે ધીમે વિદ્યાર્થીઓને ગુજરાતી ભાષાનુ જ્ઞાન વધતુ જશે અને તેથી પોતે જે કોઇ વિષયના સારા અભ્યાસક હશે તે વિષયનુ જ્ઞાન ગુજરાતીમા ઉતારતા ત્હેને બહુ મુશ્કેલી પડશે

નહિ. આમ કરતે કરતે સર્વ વિષયો ગુજરાતીમાં શીખવવાની જોગવાઇ કરી શકાય એવો દિન પણ આવશે. અસ્તુ.

## ૫. ઉપસંહાર.

સાહિત્યપ્રેમી સજ્જનો! સંક્ષેપમાં જેટલી બની શકે તેટલી સંપૂર્ણતાથી અને સ્પષ્ટતાથી "ગુજરાતીને યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં સ્થાન" એ વિષય વિષે મ્હેં મ્હારા વિચાર આપની સમક્ષ રજુ કર્યા છે. શરૂઆતમાં, યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં ગુજરાતીને સ્થાન આપવાની બહુ જ અગત્ય છે એમ બતાવી, એની સ્હામે સાધારણ રીતે અપાતી ત્રણ દલીલોના જવાબ આપવા યત્ન કર્યો છે. તે પછી બહુ સંક્ષેપમાં, ગુજરાતીને શરૂઆતમાં અભ્યાસક્રમમાં શું સ્થાન આપવું જોઇએ ત્હેની દિશા બતાવી છે. આ પ્રમાણે મ્હારા વિચાર જણાવી, મ્હારે જે કહેવાનુ છે તે સમાપ્ત કરતા પહેલાં સાહિત્ય પરિષદ્‌નો અને આપ સર્વનો આભાર માનું છું. આટલું કર્તવ્ય બજાવી મ્હારે અન્તમાં આપ સર્વને જે આગ્રહ પૂર્વક વિજ્ઞપ્તિ કરવાની છે તે કરવાની રજા લઉં છું. આશા છે કે તે વિજ્ઞપ્તિ વ્યર્થ નહિ જાય.

મ્હારી માતૃભાષા બોલનાર બ્હેનો અને ભાઇઓ! ન્યાયમૂર્તિ રાનડેએ દેશી ભાષાઓને યુનિવર્સિટીમાં સ્થાન અપાવવા જે ભગીરથ પ્રયત્નો કર્યા હતા તેવા ભગીરથ પ્રયત્નો આપણી સાહિત્ય પરિષદે કરવા જોઇએ. આપ સર્વને પ્રારભમાં જ હું કહી ગયો છું કે મહારાષ્ટ્રની સાહિત્ય પરિષદે આ વિષયની ચર્ચા ઉપાડી લીધી છે. બન્ને પરિષદોએ સાથે મળીને આ મહત્કાર્ય કરવાનું છે. યુનિવર્સિટીમાં દેશી ભાષાઓને સ્થાન મળતા સુધી આ કામમાં ખંતથી મંડયા રહેવું એ બન્ને પરિષદોનુ કર્તવ્ય છે. કારણ કે ભાષા અને સાહિત્યની વૃદ્ધિ એ પરિષદ્‌નુ સાધ્ય છે, અને એ સાધ્યની સિદ્ધિને માટે એક મુખ્ય સાધન એ છે કે ભવિષ્યની પ્રજા બનનાર વિદ્યાર્થીઓને ત્હેમની માતૃભાષાનું બરાબર શિક્ષણ મળે દેશી ભાષાની વૃદ્ધિ થવામાં યુનિવર્સિટીના ઉદ્દેશની સફલતા છે એવું બતાવનાર કેટલાક ઉતારા રા. રા. રમણભાઇ મહપતરામ નીલકંઠે ત્હેમના "ગુજરાતી નાટકો અને નવલકથા" એ લેખની શરૂઆતમાં આપ્યા હતા. ત્હેમાં પહેલી કૉન્વોકેશન વખતે સર બાર્ટલ ફ્રેયરે આપેલા ભાષણમાંથી નીચેનો ઉતારો ટાંક્યો હતો:—

"But while I trust that we may henceforward look for profound scholars among the educated Hindus and Parsees, I trust, that one of your great objects will always be to enrich your own vernacular literature with the learning which you acquire in this University."

અર્થાત્ "શિક્ષણ પામેલા હિન્દુઓ અને પારસીઓમાં પરમ વિદ્વાનો ઉત્પન્ન થશે એવી હું આશા રાખું છું તે સાથે હું એવી પણ આશા રાખું છું કે તમ્હારૂં એક

મ્હોટું લક્ષ્ય એ રહેશે કે આ યુનિવર્સિટીમાં તમ્હેં જે વિદ્યા પ્રાપ્ત કરો છો તે વડે તમ્હારી સ્વભાષાના સાહિત્યને સમૃદ્ધિમાન કરવું."

આવો બોધ યુનિવર્સિટીના ચૅન્સેલરો તરફથી અપાયા છતાં આપણા ગ્રૅજ્યુએટોનો મ્હોટો ભાગ સ્વભાષાના સાહિત્યને માટે બેદરકાર રહે છે ત્હેનું મુખ્ય કારણ એ જ લાગે છે કે ત્હેમને વિદ્યાર્થી દશામાં ત્હેનો પરિચય કરાવવામાં આવ્યો નથી. नास्ति मूलं कुतःशाखा ? માટે સ્વભાષાના સાહિત્યની સંગીત સમૃદ્ધિ એ આ પરિષદ્નું લક્ષ્ય હોય તો તેં ભાષાના અભ્યાસને યુનિવર્સિટીના શિક્ષણક્રમમાં સ્થાન અપાવવા પરિષદે બનતા પ્રયત્નો કરવા જોઇએ. ત્યારે જ સિદ્ધ થશે તે ભરતવાક્ય ભાષાભક્ત પ્રેમાનંદનું કે :—

" સાંગોપાંગ સુરંગ વ્યંગ્ય અતિશે ધારો ગિરા ગુર્જરી !
પાદેપાદ રસાળ ભૂષણવતી થાઓ સખી ઉપરી !
જે ગિર્વાણ ગિરા ગણાય ગણતાં તે સ્થાન એ લ્યો વરી !
થાયે શ્રેષ્ઠ સહુ, સખીજન થકી,—એ આશ પૂરો હરિ !

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી.એ.



# નવી ગુજરાતી વાંચન માલાનું અવલોકન.

## (રા. રા. હરિલાલ માધવજી ભટ્ટ એમ. એ.)

[ ૧ ગુજરાતી વાચન માલા · બાળપોથી, ગુજરાતી વાંચન માલા : પહેલી ચોપડી, ગુજરાતી વાચન માલા બીજી ચોપડી, ગુજરાતી વાંચન માલા · ત્રીજી ચોપડી, ગુજરાતી વાચન માલા : ચોથી ચોપડી, ગુજરાતી વાચન માલા પાચમી ચોપડી, ગુજરાતી વાચન માલા ; છઠ્ઠી ચોપડી, ગુજરાતી વાચન માલા સાતમી ચોપડી. } બનાવનાર વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રિવિઝન કમિટી.

૨ મુંબઇ ઇલાકાની વાચન માલા વિષે રિપોર્ટ.

લેખક—જે. જી કોવર્નટન હિંદુસ્તાનની કેળવણીના પ્રાસંગિક રિપોર્ટ નં. ૨.]

તર્ક શાસ્ત્રના અભ્યાસકો મનુષ્યની એક વ્યાખ્યા એવી બાંધે છે કે તે એક એવું પ્રાણી છે કે જે સર્વદા અસંતુષ્ટ રહે છે, અને એ વ્યાખ્યાની વાસ્તવિકતા પ્રસ્તુત વિષયના ઇતિહાસનુ અવલોકન કરતા સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. છેલ્લાં ચાલીશ વર્ષથી ગુજરાતી વાચનારી આલમ હોપકૃત વાચન માલા વાપરતી આવી હતી. અને તેમાંનાં છેલ્લા દશ વર્ષમાતો એ વાચન માલાની અપૂર્ણતા સામી સખત ફર્યાદ થવા લાગી હતી. મહેતાજીઓના મંડળમા, વિદ્વાનોના વાદ વિવાદમા, કેળવણીના વિષય પર વિચાર કરનાર સંસ્થાઓમા વાચન માલાની ખામી ઉપર ભાર મુકીને વિવેચન કરવામાં આવતું કાઠિયાવાડના દેશી રાજ્યોમાં કેળવણીના વિષયમાં ઉત્સાહ ભર્યો ભાગ લેવાનો પવન થોડો વખત વાયો હતો. અને તેવા એક વેગ ભર્યા આવેશમાં એક દેશી-સંસ્થાન તરફથી જે કોઇ વિદ્વાન મંડળ નવી વાચન માલા બનાવવાનુ કામ ઉપાડી લે તેના ફંડમા રૂ ૫૦૦૦ ની મદદ આપવાનુ પણ જાહેર કરવામા આવ્યું હતુ. વિદ્યાવિલાસી મહારાજા સયાજીરાવ ગાયકવાડના કેળવણી ખાતા તરફથી પણ નવી વાચન માલા રચાવવાની તજવીજ લાંબા વખત સુધી ચાલુ હતી, જેમાં સ્વર્ગસ્થ મણિલાલ દ્વિવેદીનો મુખ્ય ભાગ હતો. પરંતુ જુદા જુદા કારણોને લઇને એ બધા વિચારો ક્રિયામા પરિણામ પામ્યા નહિ. અને આખરે ઇ. સ. ૧૯૦૫ મા સરકારે મિ. કોવર્નટનના પ્રમુખપણા નીચે "વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રિવિઝન કમિટી" નીમી એ કમિટીએ અનેક વિદ્વાનોની સહાયથી નવી વાચન માલા લખાવી, એક પછી એક સાત ચોપડીઓ બહાર પાડી, તથા થોડા વખતમા કન્યાશાળા માટે લખાયલી ત્રણ ચોપડીઓ બહાર પડશે એમ જાહેર કર્યું.

વાંચન માલા થઇ રહ્યા પછી મિ. કોવર્નટને પોતાની પ્રમુખ તરીકેની ખાસ કામગીરી છોડતાં પહેલાં કમિટીના કામકાજની વિગતો, અને તેમની મુશ્કેલીઓ વગેરે સમજાવવાના હેતુથી હિંદની કેળવણીના પ્રાસંગિક રિપોર્ટોના બીજા મણકા તરીકે એક રિપોર્ટ લખ્યો છે, અને તેમાં મુંબઇ ઇલાકાની કેળવણીના ઇતિહાસનું દિગ્દર્શન આપ્યું છે, તે મનન કરવા યોગ્ય છે.

મિ. કોવર્નટન પોતાના રિપોર્ટની શરૂઆતમાં જુની વાંચન માલાનો ઇતિહાસ આપે છે. અને તેમ કરતાં મુંબઇ ઇલાકાના કેળવણી ખાતાની ઉત્પત્તિનો પણ ટુંકો ઇતિહાસ આપે છે; એમ જણાય છે કે ઇ. સ. ૧૮૨૦ પૂર્વે દેશીઓની કેળવણી માટે કંઇજ પગલાં લેવાયાં ન હતાં. પૂનામાં ફક્ત એક હિંદુ કોલેજ હતી. અને તેનું કામ સંસ્કૃત વિદ્યા અને ધર્મ શાસ્ત્રો શીખેલા પંડિતો (શાસ્ત્રીઓ) તૈયાર કરવાનું હતું, કે તેઓ ન્યાય ખાતામાં ઉપયોગી થઇ પડે. આવીજ પ્રતિની કાશીમાં હિંદુ કોલેજ હતી, અને ઇ. સ. ૧૮૧૧ માં નડીઆ અને તિરહુતમાં પણ કોલેજ સ્થાપવામાં આવી હતી. પણ આવી સંસ્થાઓનો લાભ માત્ર થોડા વિદ્યાર્થીઓ લઇ શકતા. સાર્વજનિક શિક્ષણ માટેનું મહત્વનું પ્રથમ પગલું ઇ. સ. ૧૮૨૦ માં 'નેટિવ સ્કૂલ બુક એન્ડ સ્કૂલ સોસાયટી' ની સ્થાપનાનું ભરવામાં આવેલું. આ સોસાયટીએ ઇ. સ. ૧૮૨૭ માં પોતાનું નામ બદલી 'ધિ બોમ્બે નેટિવ એજ્યુકેશન સોસાયટી' એવું નામ રાખ્યું અને ઇ. સ. ૧૮૪૦ સુધી પોતાની શાળાઓમાં કેળવણી આપવા વગેરેના પ્રયત્ન જારી રાખ્યા. ઇ. સ. ૧૮૪૦ માં બધી શાળાઓ નવી સ્થપાયલી બોર્ડ ઓફ એજ્યુકેશનના તાબામાં ગઇ.

ઉપર કહેલી 'નેટિવ સ્કૂલ બુક સોસાયટી' સ્થાપવાની મૂળ સૂચના ઇ. સ. ૧૮૧૭ માં રેવરંડ રોબર્ટ એ નામના એક મિશનરી ગૃહસ્થે કલકત્તામાં કરી હતી. આ સંસ્થાઓની મૂળ નેમ શાળાઓ સ્થાપવી, અને દેશી ભાષાઓમાં વાંચન માલાઓ તૈયાર કરાવવી, એ રાખવામાં આવી હતી. મુંબઇ ઇલાકામાં સાર્વજનિક કેળવણીનો પાયો નાંખવામાં ઉપલી સોસાયટીનો મોટો હાથ હતો. અને તે કરતાં પણ વધારે મહત્વ માઉન્ટસ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન જેવા ઉદારચરિત રાજનીતિજ્ઞ પુરૂષ, જે તે વખત મુંબઇના ગવર્નર હતા, તેમને આપવું જોઇએ. એમ જણાય છે કે પ્રાથમિક કેળવણીના સંબંધે પણ તે વખતે અંગ્રેજી અને દેશી એવા બે પક્ષો પડી ગયા હતા. અને તેમાં પહેલા પક્ષનો મત સમગ્ર હિંદની સામાન્ય ભાષા અંગ્રેજી બનાવવા માટે પગલાં ભરવાં એવો હતો. આ મતની વિરૂદ્ધ જઇ પ્રાથમિક શિક્ષણમાં અંગ્રેજીની ખાતર દેશી ભાષાઓને અન્યાય આપવાનો વિચાર એલ્ફિન્સ્ટને પહેલેથીજ નાપસંદ કર્યો. અને ઉપર કહેલી સોસાયટીના પ્રયત્ન દેશી ભાષામાંજ કેળવણી આપવા તરફ ચાલુ રાખવા મજબુત આગ્રહ કર્યો. આથી ગુજરાતી, મરાઠી, કાનડી વગેરે

ભાષાઓમાં પુસ્તકો લખાવા માંડયાં અને લિપિધારા, ગણિત, બોધવચન, તથા વાર્તાઓનાં પુસ્તક ઇ. સ. ૧૮૨૪માં તૈયાર કરવામાં આવ્યાં; તે ઉપરાંત બાળમિત્ર, મરાઠાનો ઇતિહાસ, બીજગણિત, ભૂગોળ, ખગોળ, વગેરે પુસ્તકો અનુક્રમે બહાર પડતાં ગયાં. થોડા વખત પછી મુંબઇના ગવર્નર તરીકે સર જૉન માલ્કમ આવ્યા; તેમનો મત એવો હતો કે અંગ્રેજી માત્ર થોડાકજ જાણે, તેઓ તે ભાષામાંથી ભાષાંતરો કરીને જનસમૂહના લાભ અર્થે પ્રગટ કરે, અને સાર્વજનિક કેળવણી માત્ર દેશી ભાષામાંજ આપવી. આવી રીતે અંગ્રેજી ઉપરથી ભાષાંતરોનો પ્રવાહ ચાલ્યો. રફતે રફતે એમ જણાવા લાગ્યું કે આ ભાષાંતરો વાંચનમાલાને માટે યોગ્ય નથી. મૂળ પુસ્તક જુદા દેશમાં જુદી પ્રજાને માટે લખાયેલ હોય, અને વળી કેટલેક અંશે બાલકોને માટે ખાસ લખાયેલ ન હોય તેવાં પુસ્તકો વાચનમાલા તરીકે ચાલી શકે નહિ. ભાષાંતર કરનારાઓ પણ કેટલીક વખતે બાળકોની મુશ્કેલી શું હોઇ શકે તે સમજે એવાજ રોકેવામાં નહોતા આવતા. તેમજ એ પુસ્તકોના વિષયોમાં કે ભાષામાં ચડતા ઉતરતા ક્રમ ગોઠવવાનો પણ પ્રયત્ન નહોતો. આ બધી મુશ્કેલીઓમાંથી ધીમેધીમે સ્વતંત્ર વાંચનમાલા લખાવવાનો વિચાર ઉદ્‌ભવ્યો અને પ્રથમ અંગ્રેજી મરાઠી ડિક્ષનેરીના કર્ત્તા મેજર કૅન્ડીને મરાઠી વાંચનમાલા તૈયાર કરવાનું કાર્ય સોંપવામાં આવ્યું. શરૂઆતમાં ત્રણ પુસ્તકો લખાવવાની ગોઠવણ કરવામાં આવી હતી, તેમાં પાછળથી ઉમેરો કરી છ પુસ્તકો કરવાનું ઠરાવવામાં આવ્યું. આજ અરસામાં જુની બોર્ડ ઓફ એજ્યુકેશન નીકળી જઇ તેને બદલે સાર્વજનિક કેળવણી ખાતું (ડીપાર્ટમેન્ટ ઓફ પબ્લિક ઇન્સ્ટ્રકશન) સ્થપાયું. અને તેના પ્રથમ ડિરેક્ટર તરીકે મિ. ઇ. આઇ. હાવર્ડની નિમણુક થઇ. મિ. હાવર્ડની સૂચનાથીજ મરાઠી વાંચન માલાની ત્રણ ચોપડીઓમાંથી વધારીને છ કરવામાં આવી હતી. આ વાંચન માલા તૈયાર થતી હતી તેજ અરસામાં (ઇ. સ. ૧૮૫૭) ઉત્તર વિભાગના ઇન્સ્પેક્ટર મિ. ટી. સી. હોપ ઉપર મિ. હાવર્ડે એક પત્ર લખી ગુજરાતીમાં નવી વાંચન માલા રચવા વિષે સૂચનાઓ માગી. મિ. હોપને શિક્ષણ શાસ્ત્રના અભ્યાસનો સારો શોખ હતો. તેઓ પેસ્ટેલોઝીની શિક્ષણ પદ્ધતિથી વાકેફ હતા. અને પદાર્થ પાઠની ઉપયોગિતા સારી રીતે સમજતા હતા. તેમણે ક્રમવાર સાત પુસ્તકોની વાંચન માલાની એક યોજના ઘડી કાઢી. એ યોજના મંજૂર થઇ તે પ્રમાણે વાંચન માલા બનાવવાનું ઠર્યું. મુખ્યત્વે કરીને નવી વાંચન માલા ગુજરાતી બાળકોને માટે ગુજરાતી લેખકોને હાથે' તૈયાર કરવાનું ઠર્યું. એવી રીતે દક્ષિણી બાળકો માટે લખાયેલી મરાઠી વાચન માલાનું માત્ર ભાષાંતર ન કરતાં ગુજરાતી નવીજ વાંચન માલા તૈયાર કરવાનું માન મિ. (પછીથી સર. ટી. સી.) હોપને ઘટે છે. તે ઉપરાંત ગુજરાતી લખાણ છાપવા માટે બાળબોધ અથવા દેવનાગરી લિપિને બદલે ગુજરાતી લિપિનો ઉપયોગ કાયમ કરવાનું ઠરાવનાર પણ તેજ હતા. અને વળી ગુજરાતી ભાષાની જોડણી માટે અમુક ચોક્કસ નિયમ કરી તે વખત સુધી

ચાનતી અન્યવસ્થા મટાડનાર પણ તેમણે નીમેલી ગુર્જર વિદ્વાનોની કમિટી હતી વળી ઇ સ ૧૮૬૮મા જ્યારે હોપ સિરિઝને ગ્રીનિઓટાઇપમા છપાવવાનો વિચાર થયો, ત્યારે ફરી પાછુ સશોધન કરાવવાના હેતુથી મન્મારે મર ટી. સી. હોપ, ગવ સાહેબ મોહનલાલ રણછોડદાસ, રા સા મહિપતરામ રૂપરામ, તથા ગજ્જર્શી નદશકર તુળજાશકરની કમિટી નીમી હતી અને તે કમિટીએ મહેતાજી દુર્ગારામ મંછારામ, કવિ નર્મદાશકર લાલશકર, કવિ દલપતરામ ડાહ્યાભાઇ, તથા શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસ એ ચાર ગૃહસ્થોને પોતાની સાથે કામ કરવા નિમત્ર્યા હતા

ગુજરાતી વાચન માળા ૧૮૬૦ મા અને મની ૧૮૬૧ મા તૈયાર થઇ ઇ મ ૧૮૭૭ મા ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિઆએ સમગ્ર હિંદની વાચન માળાઓના પરીક્ષા માટે એક કમિટી નીમી હતી તેમણે હોપ સિરિઝના વખાણ કર્યા, અને બીજા પ્રાતોમા વાચન માળા તૈયાર કરવામાં એ સિરિઝનો આધાર લેવાની ભલામણ કરી એ વાચન માળાની અંદર દોષ ન હતા એવુ ન હતુ પણ એકંદર રીતે તેની રચના એવી ક્રમવાર સહેલા વિષયોમાથી અઘરા પર જવાની હતી, કે તેમા ફેરફાર સૂચવવાનું કામ બહુ મુશ્કેલ થઇ પડ્યુ, અને છેતાલીસ વર્ષની સમગ્ર ગુજરાતી પ્રજા એ વાચન માળા ઉપર જ ઉછરી

ઇ સ ૧૯૦૧ મા લોર્ડ કર્ઝનની સરકારે કેળવણી ખાતાના અમલદારોનુ સંમેલન ભર્યું હતુ તેમા પ્રાથમિક કેળવણી સબધી થએલા ઠરાવો અનુસાર ઇ સ ૧૯૦૩–૦૫ની વાચન માળા સશોધન કમિટી નીમાઇ ઇ સ ૧૯૦૨ મા મુંબઇ ઇલાકાના ઇન્સ્પેક્ટરોએ કેળવણીના કામમા ઉત્સાહ લેનારા ગૃહસ્થોના સમેલનો અમદાવાદ પૂના કરાચીમા ભર્યાં હતા, અને ત્યા પણ વાચન માળાઓની ખામીઓ સબધી વિવેચનો થયા હતા તેમા ખાસ કરી (૧) કન્યાઓને માટે જુદી વાચન માળાઓ (૨) ચાનતી વાચન માળાની અંદર રગિત અને વધારે પ્રમાણમા ચિત્રોની આવશ્યકતા અને (૩) ગુજરાતી જોડણીની અનિશ્ચિતતા એ વિષયો ઉપર ખાસ ભાર મૂકવામા આવ્યો હતો અને તે પરથી વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રિવિઝન કમિટીની નિમણૂક થઇ

હવે ત્યારે આપણે આ નવી નિમાયેલ કમિટીના બધારણ ઉપર આવીએ, કારણ નવી વાચન માળાની તુલના કરવામા એ બાબત આપણ ધ્યાન ખેંચશે 'વાચન માલા સરકારની માલેકીની હોવાથી અને મુખ્યત્વે સરકારી શાળાઓના ઉપયોગ માટે હોવાથી એમ ઠરાવવામા આવ્યુ કે સશોધન કમિટી પણ સરકારી હોવી જોઇએ જો કે બહારના વિદ્વાનોની મદદ જરૂર પડે ત્યારે લેવાનો અવકાશ રાખવો' કમિટીના પ્રમુખ તરીકે મિ કૈવર્નટન જેઓએ અંગ્રેજી સાહિત્ય અને ઇતિહાસના પ્રોફેસર દાખલ એલ્ફિન્સ્ટન કોલેજમા કામ કર્યુ હતુ તથા તે પછી ઉત્તર અને

મધ્ય વિભાગના ઇન્સ્પેક્ટરના હુદ્દા પર હતા, તેમને નીમવામા આવ્યા અને બાકી ગુજરાતી, મરાઠી, કાનડી અને સિંધી ભાષાઓને માટે એકેક મેમ્બર નીમવામા આવ્યા. આવી રીતે પાચ મેમ્બરોની કમિટીને આખા મુબઇ ઇલાકા માટે એક સામાન્ય ધોરણ પર ચારે ભાષાની વાચન માળા રચવાનુ કામ સોપવામા આવ્યુ 'ગુજરાતી મેમ્બર કેળવણી ખાતામા નીચલી પાયરીથી ઉપર ચડેલ અમલદાર છે મર્હુમ માધવલાલ હરિલાલ દેસાઇના તે શિષ્ય છે, પ્રાથમિક શાળાઓમા દાખલ કરેલી નવી શિક્ષણ પદ્ધતિનો તેઓએ ખાસ અભ્યાસ કર્યો છે અને અમદાવાદ જીલ્લાની શાળાઓમા તે પદ્ધતિનો ઉપયોગ દાખલ કરવામા જે ફતેહ મળી છે તેનો મુખ્ય યશ તેમને ઘટે છે.'

કમિટીના આ પ્રકારના બધારણથી ફાયદા અને ગેરફાયદા બન્ને થયા ફાયદામા પ્રથમ તો એ જુની વાચન માળાઓ એક બીજાથી સ્વતન્ત્ર તૈયાર થયેલ હોવાથી તેઓ ચડતી ઉતરતી પ્રતિની થઇ હતી તેને બદલે એક સામાન્ય ધોરણ પર ઇલાકાની ચારે ભાષામા વાચન માલા એકજ કમિટીએ તૈયાર કરાવવાથી, કઇ નહિ તો વિષયોના સબધમા એક સામાન્ય ધોરણ બધે દાખલ થયુ સરખી ( uniform ) કેળવણી એ પણ પ્રજાની એકતા વધારનાર એક મહત્વનુ અગ છે એટલે આ પરિણામને આપણી રાષ્ટ્રીય ભાવના ( national unity ) ને પ્રબલ કરનાર સાધન તરીકે વધાવી લેવુ જોઇએ વાચન માલાના પાઠોની એકદર યોજના તૈયાર કરવામા મિ કોવર્નટનનો હાથ આપણે જોઇએ છીએ અને તેમા તેમની ઉન્નત વિચાર શ્રેણી, માનસ શાસ્ત્રનો તેમનો અભ્યાસ અને છેલા પચાશ વર્ષમા માનસ શાસ્ત્રના અભ્યાસથી કેળવણીના વિષયમા જે વિચારપરિવર્તન થયુ છે તેનો ગાઢ પરિચય સ્પષ્ટ દેખાઇ આવે છે પાઠોની એકદર યોજના તૈયાર કર્યા ઉપરાત કેટલાક પાઠો તેમણે પોતેજ અગ્રેજીમા લખી તેનાં ભાષાંતર ચારે ભાષામા કરાવ્યા હશે એમ અનુમાન થાય છે વળી કટલેક સ્થાને અમુક વિષય પર પાઠ લખવાના હોય ત્યારે ચારે ભાષાના લેખમેના પાઠ તપાસી તેમાથી સૌથી સારો હોય તે પસદ કરી તેજ પાઠના ભાષાતર બીજી ભાષાઓની વાચન માળામા કરાવ્યા છે એમ પણ મિ કોવનટન જણાવે છે નુકસાન એ થયુ કે ઘણા પાઠ માત્ર ભાષાતર રૂપ થયા અને એ પાઠની ભાષા વગેરે હલકી પ્રતિના થયા અમુક વિષય પર એક લેખક મનન કરી પોતાની ભાષામા લેખ લખે, અને બીજો લેખક કાઇ પર ભાષામાથી ભાષાતર કરે તેમા આસમાન જમીનનો ફેર પડી જાય છે એક સાહિત્યનો નમુનો પેદા કરે છે ત્યારે બીજો માત્ર પરદેશી વસ્તુ વેચનાર દુકાનદાર જેવો નજરે પડે છે અને આ ફેર વાચનારની નજરમા તરત જણાઇ આવે છે વળી સ્વતન્ત્ર લેખ કરતા ભાષાતરનુ કામ સહેલુ ગણાય છે અને તેને લીધે ભાષાતરના કામ માટે સામાન્ય લેખકોની મદદ લેવાઇ હશે અને તેથી પણ કામ હલકી પ્રતિનુ આવ્યુ હોય તો બનવા યોગ્ય છે ગમે તેમ હો પણ એટલુ તો

નિર્વિવાદ છે કે હોપકૃત વાંચન માલામાં શાળા ખાતામાં નોકર હોય તેવાજ વિદ્વાનોને બાધે કામ ન નાખતાં સારા સારા વિદ્વાનોને ભેગા કરી તેમની પાસેથી કામ લેવામાં આવ્યું હતું. અને એ બધું કામ કમિટીની નજર હેઠળ થયું હતું, ત્યારે આ વખતે બધા કામનો મુખ્ય જુમ્મો મિ. કૌવર્નટન વાળી કમિટી ઉપરજ રહ્યો. અને એ કમિટીમાંથી માત્ર એકેક મેમ્બર પોતાની ભાષાની વાંચન માલાને માટે જોખમદાર રહ્યો. આવાં મહત્વનાં કામો એક વિદ્વાનને ન સોંપતાં કમિટીઓને સોંપવામાં હેતુ એ હોય છે કે જુદાં જુદાં મસ્તકને જુદી જુદી બાબતો સુઝે છે. અને એકનો એક પાઠ ચાર પાંચ વિદ્વાનોની નજર તળેથી પસાર થાય તો તેમાં સામાન્ય ભૂલો નજ રહે. જ્યારે એકજ માણસ હોય તો તે ગમે તેટલી સંભાળ રાખે તો પણ સામાન્ય ભૂલો પણ કોઇ કોઇ વાર રહી જાય છે.

આથી સ્પષ્ટ છે કે ગુજરાતી વાંચન માલાની ભાષા વગેરેની છેવ્રી જવાબદારી ગુજરાતી મેમ્બર ઉપરજ રહી, વળી કમિટીને પોતાનું કામ આટોપવાને માત્ર અઢાર માસની મુદત આપવામાં આવેલી હોવાથી એ કામ એટલું બધું ઝડપથી કરવું પડ્યું કે તેને લીધે પણ સરતચૂકના અને બીજા ઘણા દોષો રહી ગયા. જે ઉપર આગળ ચાલતાં હું આપનું ધ્યાન ખેંચીશ.

એકંદર તપાસ કરતાં આપણને જણાય છે કે નવી વાંચન માલા કેળવણીના સાધન તરીકે હોપ વાંચન માલા કરતાં ચડીયાતી થઇ છે. છતાં ભાષા શુદ્ધિ અને લેખન પદ્ધતિમાંતો તેમાં ઘણા દોષ રહી ગયા છે. આ મત સ્થાપિત કરવા માટે આપણે બંને વાંચન માલાના જરા સવિસ્તર અવલોકનમાં ઉતરવું પડશે.

આપણે જોઇ ગયા કે હોપ વાંચન માલા ઇ. સ. ૧૮૬૦-૬૧ માં તૈયાર થઇ હતી. તેનું સ્વરૂપ સમજવા માટે આપણે તે જમાનો સમજવો જરૂરનો છે. વિલાયતમાં એ જમાનામાં સ્પેન્સરનો વ્યક્તિ સ્વાતંત્ર્ય વાદ, મિલનો બુદ્ધિ સ્વાતંત્ર્ય વાદ, વગેરે પ્રચલિત હતા; અને તેની અસર હિંદ પર પણ થઇ. બુદ્ધિ પ્રધાન સાહિત્યની કદર થવા લાગી, અને લાગણીઓ મનુષ્યને અવળે રસ્તે દોરે છે માટે તેમનાથી જેટલું દૂર જવાય તેટલું વધારે સારૂં મનાવા લાગ્યું. આ મતને પરિણામે ધર્મ એ વ્હેમનો એક પ્રકાર બન્યો. કેળવણીના વિષયમાં પણ આ મતની અસર થઇ. બાળકોને હકીકતનું જ્ઞાન કરાવવું, સત્યોથી તેમનાં મગજ ભરવાં એ કેળવણીનું કેન્દ્ર થઇ પડ્યું. પ્રસિદ્ધ અંગ્રેજી નવલ કથાકાર ચાર્લ્સ ડિકન્સ પોતાના હાર્ડ ટાઇમ્સ નામક વાર્તામાં આ મતાનુયાયીઓના સિદ્ધાંતોનો આબેહુબ ચિતાર આપે છે. તે કહે છે;— *"બાળકોનાં

* 'Now, what I want is, Facts. Teach these boys and girls nothing but Facts. Facts alone are wanted in life. Plant nothing else, and root

મગજ તે ખાલી ઘડા જેવા છે. ઘડામા જેમ આપણે પાણી ભરીએ છીએ તેમ બાળકોના મગજમા આપણે હકીકતો (facts) ભરવાની છે જ્યા સુધી ઘડામાં પાણી નથી હોતુ ત્યા સુધી તે ખાલી કહેવાય છે તેમજ જ્યા સુધી મગજમા અનુભવ નથી ભરતા ત્યા સુધી તે પણ ખાલી રહે છે, માટે કેળવણીનો અર્થજ મગજનો ખાલી ઘડો હકીકતોથી ભરવો એવો થાય છે" આ પ્રમાણે એ જમાનાનું યંત્ર બુદ્ધિની

---

out every thing else You can only form the minds of reasoning animals upon facts , nothing else will ever be of any service to them

*    *    *    *

In this life, we want nothing but facts, Sir, nothing but facts.

*    *    *    *    *    *

Thomas Gradgrind now presented himself to the little pitchers before him who were to be filled so full of facts

*    *    *    *    *

'Now let me ask you, boys and girls, would you paper a room with representations of horses ?

After a pause, one half of the children cried out in chorus 'Yes' Sir' Upon it, the other half, seeing in the gentleman's face that "Yes" was wrong, cried out in choru —' No, Sir, as the custom is, in the' examinations

Of course, no Why wouldn't you

*    *    *    *

'I'll explain to you, then said the gentleman, after a dismal pause, 'why you wouldn't paper a room with representations of horses Do you ever see horses walking up and down the sides of a room in reality,—in fact ? Do You ?

Yes, Sir,' from one half 'No, Sir' ' from the other

'Ofcourse no,' said the gentleman with an indignant look at the wrong half 'Why, then, you are not to see anywhere what you haven t in fact , You are not to have anywhere, what you don't have in fact What is called taste is only another name for fact

*    *    *    *    *    *

'This is a new principle, a discovery,' a great discovery said the gentleman Now I ll try you again Suppose you were going to carpet a room Would you use a carpet having a representation of flowers upon it ?

કેળવણી હતુ. તેમા વળી હિંદમાં અંગ્રેજી ભાષાના નવા જ્ઞાને ભણેલાઓના મનપર એટલો બધો મોહ પાથરી દીધો હતો કે પશ્ચિમનુ બધુ સારૂં, અનુકરણીય અને આપણું જૂનું, એટલુ વહેમ અને ગપોડાથી ભરપૂર એમ મનાવા લાગ્યું હતું. કરસનદાસ મૂળજી, કવિ નર્મદાશંકર, વગેરે તે સમયમા સુધારાનો ઝુંડો દેશમા ફેરવતા હતા, સભામા ભાષણો કરતા, અને આપણા જૂના રિવાજોની વિરૂદ્ધ ચર્ચા ચલાવી

---

There being a general conviction that 'No Sir' was always the right answer to this gentleman, the chorus of No was very strong. Only a few stragglers said yes, among them Sissy Jupe

'Girl no 20' said the gentleman Smiling in the calm strength of knowledge sissy blushed and stood up

'So you would carpet your room * * with representatives of flowers, would you?' said the gentleman 'Why would you?' 'If you please, sir, I am very fond of flowers,' returned the girl

'And is that why you would put tables and chairs upon them and have people walking over them with heavy boots?

'It wouldn't hurt them, sir They wouldn't crush or wither, if you please, Sir They would be pictures of what was very pretty and pleasant, and I would fancy—'

'Ay, Ay, Ay' But you must not fancy, cried the gentleman, quite elated by coming so happily to this point 'That's it You are never to fancy.'

* * * * * *

'You are to be in all things regulated and governed by fact * * * You must discard the word fancy altogether You have nothing to do with it. You are not to have, in any object of use or ornament, what would be a contradiction in fact You don't walk upon flowers in fact, you cannot be allowed to walk upon flowers in carpet You don't find that foreign birds and butterflies come and perch upon your crockery, your cannot be permitted to paint foreign birds and butterflies upon your crockery You never meet with quadrupeds going up and down walls, you must not have quadrupeds represented on wall * * This is the new discovery This is fact This is taste

Dickens, Hard Time.

ગયા હતા તે અરસામા રચાયલી હોપકૃત વાચન માળામા આ વિચાર શૈલીની અસર થયા વગર રહી નહિ પચાસ વર્ષની કેળવણીના પરિણામ તપાસતા આજના વિચારકો હિંદની કેળવણીનો મોટો દોષ એ બતાવે છે કે તે કેળવણીએ બુદ્ધિ અને હૃદયનો ભેદ કરી બુદ્ધિને પ્રાધાન્ય આપી હૃદયને ગૌણ ગણ્યુ તેજ પ્રમાણે વાચન માળામા પણ બુદ્ધિને પોષક સામગ્રી બધી પૂરી પાડવામા આવી બાળકની જ્ઞાન મર્યાદા વિસ્તૃત થાય તે હેતુથી તે વખત જણાયા હતા તેટલા પદાર્થ વિજ્ઞાન વગેરે શાસ્ત્રોના સિદ્ધાંતો, ઝાંઝવાના જળ વગેરે કિરણોના પરાવર્તનના નિયમથી થતા વિચિત્ર દેખાવો, જૂના વ્હેમો ટળે એવી વાતો ઇતિહાસ, અર્થશાસ્ત્ર, જન્મ ચરિત્ર, સામાન્ય સદ્-ગુણો વગેરે વિષયો વાચન માળામા ચર્ચાયા હતા પણ એ વાચન માળામા ગુજરાતની પ્રજાને યોગ્ય ખાસ સામગ્રી તેમનો પ્રાચીન ઇતિહાસ, ધર્મ, આચાર, વિચાર, વગેરે બાબતો પર બિલકુલ સુપકીદી જ અખત્યાર કરવામા આવી હતી હિંદનો ઇતિહાસ આપવામા આવ્યો હતો પણ તે મુખ્યત્વે ઐતિહાસિક સમયનો, એટલે કે મુસલમાની આવાગમન પછીનોજ ધર્મનો વિષય તો ખાસ મુકી દેવામા આવ્યો હતો એટલે એકંદર રીતે હોપકૃત વાચન માળામા, ઓગણીશમી સદીના મધ્યમા ઇંગ્લાંડમા કેળવણી વિષે જે વિચાર શ્રેણી પ્રચલિત હતી, તેના સૂત્રોનો ઉપયોગ કરવામા આવ્યો હતો તે પછી પિસ્તાલીશ વર્ષ સુધી એજ વાચન માળાપર ગુર્જર બાલકોનો નિભાવ થયો છે કેળવણીના શાસ્ત્ર અને કલામા એ અર્ધી સદીમા મોટો ફેરફાર થઇ ગયો છે પણ એ ફેરફારનો લાભ આપણને એ પિસ્તાલીસ વર્ષના અરસામા ન મળ્યો બુદ્ધિ કરતા હૃદયનુ સ્થાન ઉચ્ચ છે કેળવણી એ માત્ર જ્ઞાન આપવા માટે નથી પણ ચારિત્ર ઘડવા માટે પણ છે અને ચારિત્ર પર બુદ્ધિ કરતા હૃદયની અસર વધારે દૃઢ થાય છે અને વળી બુદ્ધિની કેળવણીનુ પણ હૃદયની મદદથી કામ લેવાથી વધારે સંગીન પરિણામ આવે છે સ્વધર્મ, સ્વદેશ, વગેરેને માટે બાળકોમા સહજ પ્રેમ હોય છે તે પ્રેમની મદદ લઇને કેળવણી યોજવામા આવે તો બાળકની રસવૃત્તિ તેની બુદ્ધિને વધારે સતેજ કરી શકે ઇતિહાસ, જીવનચરિત્રનો હેતુ મનુષ્યના કર્તવ્યો પરથી તેમના ચરિત્રો પર અજવાળું પાડી નીતિના નિયમો પર બાળકનુ ધ્યાન ખેંચવાનો હોય છે પણ મ- દુનિઆના રાજ્યના ઇતિહાસ કરતા અશોકના ઇતિહાસમા હિંદુ બાળકોને વધારે રસ પડે કે હ્યુએન્થસાગના સમયના હિંદનું વર્ણન બાળકોને આનંદ આપે, અને એ આનંદથી એ બધી વિગતો તેમને સહેલાઇથી યાદ રહી શકે એ સમજવુ મુશ્કેલ નથી માનસ શાસ્ત્રના વધારે ગાઢ અભ્યાસને લીધે બાળકોની કેળવણીમા તેની બુદ્ધિ સાથે તેનું હૃદય અને તેની કલ્પના શક્તિને એક સાથે પોષણ મળે એવા માર્ગો યોજાવા લાગ્યા અને બુદ્ધિને પણ સહેલા પરથી અઘરા પર જવાના અને વસ્તુઓ પરથી ગુણના જ્ઞાન પર જવાના ક્રમ યોજવા લાગ્યા વળી કેળવણી એ શ્રમ સાધ્યજ છે અભ્યાસ અને રમત એ બે પરસ્પર

વિરોધી છે એ વિચાર જૂના જમાનામાં રદ્દ થઇ ગયો હતો તે પણ ટળવા લાગ્યો. જે વિષયમાં વિદ્યાર્થીને રસ હોય તેનું જ્ઞાન તેને જલદી અને મગજને બહુ શ્રમ વગર થાય છે કુદરતી રીતે સ્મૃતિવાળા પણ હોય છે રમતમાં આનંદ સાથે શિક્ષણના પણ ઉપયોગી અંશ હોય છે અને એકંદર રમતથી બાળકનું મન પ્રફુલ્લિત અને તાજું થાય છે અને તેથી તેની શિક્ષણ ગ્રહણ કરવાની શક્તિમાં વધારો થાય છે એ સૂત્રો પણ સમજાવા લાગ્યાં આ પ્રમાણે વીશમી સદીની શરૂઆતમાં કેળવણી સંબંધી વિચાર ભાવનાના જે પરિવર્તન થયાં છે તેનું પ્રતિબિંબ આપણે નવી વાચન માળામાં જોઇએ છીએ હિંદુ ધર્મનું અસલ સ્વરૂપ સમજાવવા માટે ચારે વર્ણો, ચાર આશ્રમો મહાન ઋષિઓ આચાર્યો માટે માન પેદા થાય માટે ગૌતમ, બુદ્ધ શંકરાચાર્ય વગેરેના જીવન ચરિત્રો, સામાન્ય સદ્ગુણો દર્શાવવા માટે વસિષ્ઠ ને વિશ્વામિત્ર, ગુરૂ ભક્તિના ઉદાહરણ તરીકે કૃષ્ણ અને સુદામાનો વિદ્યાભ્યાસ વગેરે પૌરાણિક આખ્યાયિકાઓ એવા એવા વિષયો નવી વાચન માળામાં દાખલ કરવામાં આવેલા છે આપણા દેશના પ્રસિદ્ધ વિદ્વાનો તરીકે ભાસ્કરાચાર્યના ખગોળ જ્ઞાન વિષે, ભવભૂતિ અને કાલિદાસના કાવ્ય નાટકોમાંથી ઉતારા, ગુજરાતના મહાન લેખકો, અને કવિઓ તરીકે નરસિંહ મહેતો શામળ ભટ, દયારામ, પ્રેમાનંદ, નર્મદાશંકર, દલપતરામ અને મહીપતરામ એમને વિષે પાઠો આપવામાં આવ્યા છે તેમજ સામાન્ય જ્ઞાનમાં પણ સિકંદર અને પોરસ, પદ્માની રાજસેના, મેગાસ્થનિસના સમયનું હિંદ, હિએનથસાંગની હિંદની મુસાફરી વગેરે પાઠોથી ઐતિહાસિક બુદ્ધિને ઉત્તેજન મળે અને સાથે ચારિત્ર ઉપર પણ અસર થાય એવા પાઠો યોજવામાં આવ્યા છે શરૂઆતની ચોપડીઓમાં પદાર્થ પાઠોની યોજના કરવામાં આવી છે કે જેથી વસ્તુઓ દ્વારા તેમના ગુણોનું ભાન થાય વિદ્યાર્થીઓની કલ્પના શક્તિ ખીલવવા માટે અદ્ભૂત વાર્તાઓ (Fairy Tales) ના પાઠો ઉમેરવામાં આવ્યા છે અને છેલ્લે શરીરની બધી ક્રિયાઓ અને તનદુરસ્તી સંબંધી જ્ઞાનમાં જે મોટો વધારો થયો છે, તે ઇંદ્રિય વિજ્ઞાન (Physiology) અને આરોગ્ય વિદ્યાના પાઠોમાં દર્શાવ્યો છે, અને એકંદર રીતે પચાસ વર્ષનો કેળવણીના આદર્શ અને પદ્ધતિમાં થયેલો ફેરફાર હોપ વાચન માળાને આ નવી વાચન માળા સાથે સરખાવવાથી બેશક જોઇ શકાય છે

વળી ગુજરાતી વાચન માળા ગુજરાતી ભાષા બોલનાર બધા બાળકોને શીખવવાની છે માટે તેમાં હિંદુ ઉપરાંત મુસલમાન અને પારસીઓનો પણ સમાવેશ થાય છે એટલા માટે મહમદ પેગંબરનું જીવન ચરિત્ર હાતમ બિન તાઇ, પારસીઓના ધર્મ, પારસીઓ ગુજરાતમાં આવી કેમ વસ્યા વગેરે પાઠો આપવામાં આવ્યા છે એટલુંજ નહિ પણ સામાન્ય પાઠોમાં પણ હિંદુ, મુસલમાન, અને પારસી

એના નામની લગભગ સરખી સંખ્યા વાર્તાઓમાં દાખલ કરવામાં આવી છે.

આવી રીતે નવી વાંચન માલાના વિષયોમાં અને તે વિષયોની ચર્ચામાં અમુક અંશે વિચાર પૂર્વક સુધારાઓ દાખલ કરવામાં આવ્યા છે, તે નિર્વિવાદ છે. માત્ર કેટલેક ઠેકાણે યોગ્ય વિવેક સચવાયો નથી, એમ દેખાય છે. ઉપનિષદમાંથી ઉતારેલી ઘેટું લઇ જનાર બ્રાહ્મણની કથા ત્રીજી ચોપડીમાં આપવામાં આવી છે. નવ દશ વર્ષની ઉમરનુ હિંદુ બાલક બ્રાહ્મણ ઘેટું શામાટે લઇ જતો હતો તે સમજી શકે કે કેમ? એ વિચારવાનુ છે. તેમ શિક્ષક એ નહાનાં બાળકોને એમ કહે કે તે વખતના બ્રાહ્મણો માંસાહારી હતા અને ઘેટાનો વધ કરી યજ્ઞ કરતા તો તે પણ બાળકના મનમાં બરોબર ઉતરશે કે કેમ? એ શંકાસ્પદ છે. એટલા માટે એ પાઠ ત્યાંથી કાઢીને પાંચમી કે છઠ્ઠી ચોપડીમાં મુકવાને યોગ્ય છે. વળી ચોથી ચોપડીના ૮૮મા પાઠમાં માછલીની જુદી જુદી જાતનાં વર્ણનનો પાઠ છે. તેમા ગુણવંત નામનો છોકરો અહમદ નામના મુસલમાનના છોકરાને મલવા જાય છે. અહમદ રસ્તામાં મળે છે, ત્યારે કહે છે કે મારા બાપાએ મને થોડી માછલી પકડવા મોકલ્યો હતો. ત્યારે ગુણવંત કહે છે કે 'મને બતાવ જોઇએ.' આ જાતની વાતચિત હિંદુ અને મુસલમાન મિત્રો વચ્ચે કદિ સંભવે એમ અમને તો લાગતું નથી, એટલા માટે ગુણવંતને બદલે કોઇ બીજો મુસલમાન કે પારસી મિત્ર રાખ્યો હોય તો ઔચિત્યનો ભંગ ન થાય.

આજ પ્રમાણે છઠ્ઠી ચોપડીના પહેલા પાઠમાં અંગ્રેજી ઉપરથી ભાષાંતર કરતાં વિવેક વાપર્યો જણાતો નથી. પાઠ માણસનાં ત્રણ પ્રકારનાં કર્ત્તવ્ય વિષે છે. અને તેમાં માણસનું પરમેશ્વર પ્રતિ કર્ત્તવ્ય, પાડોશી પ્રતિ કર્ત્તવ્ય, અને પોતા પ્રતિ કર્ત્તવ્ય, એવા ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે. આ વિભાગ આપણા બાળકોના મગજમાં કે શિક્ષકોના મગજમાં બરાબર ઉતરી શકવો મુશ્કેલ છે. પોતાના પ્રતિ, અન્ય મનુષ્યના પ્રતિ, અને ઇશ્વર પ્રતિ, એમ જે ત્રણ ફરજો આપણે સમજીએ છીએ તેમાંની બીજી ફરજને બાઇબલમાં પાડોશી તરફની ફરજ તરીકે ગણાવી છે. જીસસ ક્રાઇસ્ટની સાથે પાડોશી કોને કહેવો એ વિષયપર એના અનુયાયીઓને ચર્ચા થયેલી અને તે વખતે પાડોશીની વ્યાખ્યા કરવા માટે ( Parable of the good samarition ) એટલે ભલા સમેરિયા વાસીની આખ્યાયિકા કહેવામા આવેલી, જે યુરોપીય સાહિત્યમાં ઘણી મશહુર છે. અને એ આખ્યાયિકા પરથી અન્ય મનુષ્યો પરત્વેનો ધર્મ તે પાડોશી પ્રતિનો ધર્મ એ સૂત્રથી સમજાવા લાગ્યો છે. પરતુ એ સૂત્રનું શબ્દશઃ ભાષાંતર ગુજરાતી વાંચકોને કેવી રીતે અર્થ બોધ કરી શકે? તેટલા માટે ભાષાંતર કારે પોતાના ભાષાતરની ગુજરાતી પાઠ તરીકેની યોગ્યતા વિષે કાઇ પણ વિચાર કર્યો હોય તેમ લાગતું નથી.

દરેક સમાજમા પ્રચલિત વાર્તાઓનો સમૂહ હોય છે અને તે વાર્તાઓ તે તે સમાજની નીતિની ભાવના વગેરેના આદર્શરૂપ હોય છે. સામાન્ય જ્ઞાનના પાઠોમા એવી વાર્તાઓમાથી પસંદગી કરવામા આવી હોય તો તે બાળકોના મનપર ઉંડી અને દૃઢ અસર કરે છે એમ મનાય છે. અને તેટલા પરથી મિ ગેરનરને લોક વાર્તાના ઉતારામાથી પણ ટુચકા પસંદ કરવાનું કરવું લાગે છે

આપણામા આવી વાર્તાઓના સમૂહમા અકબર અને બિરબલને નામે એક મોટો વાર્તાઓનો સમૂહ જાણીતો છે તેમાથી ગુજરાતી મેમ્બરે ઘણા દાખલા લીધા છે પરંતુ વાચન માળા ભણનાર બાળક હિંદનો ઇતિહાસ પણ ભણે છે અને તેમાં મુગલ રાજ્યના ઇતિહાસમા અકબરની ઉંચી રાજનીતિ, તેનું વિશાળ જ્ઞાન, તેની અસાધારણ પરધર્મ તિતિક્ષા વગેરેને માટે માન ધરાવનાર બાળક વાચન પોથીમા વાચે કે અકબરે બિરબલને હુકમ આપ્યો કે બધા જમાઇને શૂળી પર ચડાવી દો ત્યારે તેને તેમજ લાગે કે ઇતિહાસમા તો અકબરના મોટાં બણગાં ફુંક્યા છે, પણ ખરી રીતે તો તે મૂર્ખ અને ઘાતકી હતો તેજ પ્રમાણે અકબર બાદશાહની નગર ચર્ચાનો પાઠ પણ અંદર કાંઇપણ ઉદ્દેશ વગરનો ખાલી ટુચકાઓથીજ ભરેલો છે. બિરબલને શિક્ષાનો પાઠતો ગુણને બદલે દુર્ગુણ શીખવે એવો ભય રહે છે. અને ટપાની મુસાફરી, સૂર્ય પર ચડાઇ, તથા અડનાના પરાક્રમ જેવા પાઠમા માત્ર મૂર્ખાઓની મશ્કરી સિવાય બીજો કોઇ હેતુ દેખાતો નથી

બીજા પુસ્તકો પરથી ઉતારા કરવામા પણ કયાંક કયાંક યોગ્ય વિચારની ખામી જણાઇ આવે છે સાતમી ચોપડીમા બાગલાણના કિલ્લાનો પાઠ કરણ ઘેલામાથી ઉતાર્યો છે આ પાઠમા બે પાના બાગલાણના કિલ્લાનું અને આસપાસના સૃષ્ટી સૌંદર્યનું ઘણું અચ્છું વર્ણન કરે છે અને તે વર્ણન પુરૂં થાય છે ત્યાજ પાઠનો અંત આવતો હોત તો યોગ્ય હતું પણ વર્ણન પુરૂં થતા એ કિલ્લાના એક ઓરડામા બે જણ વાત કરતા હતા એમ કહી પછીના પેરેગ્રાફમા એ બે જણની ઉમર, પહેરવેશ, દેખાવ, વગેરે સંબંધી લાંબું વર્ણન આવે છે અને વર્ણન પુરૂ થતા "આવી સ્થિતિમા ગુજરાતનો છેલ્લો રજપૂત રાજા કરણ વાઘેલો તેની તેર વર્ષની દીકરી દેવળદેવી સાથે તે ઓરડામા વાતો કરતો હતો" એ વાકયથી પાઠ પૂરો થાય છે વાચનારને સહજ પ્રશ્ન થાય છે કે જ્યારે કરણ અને દેવળદેવી સબંધી આગળ વાત ચલાવવી ન હતી તો પછી તેઓને પાઠમા દાખલ શા માટે કર્યાં? માત્ર અમુક લંબાઇનો પાઠ પસંદ કરવો એમ પ્રથમ ઠરાવીને પછી એ લંબાઇ પુરી થતા બીજો કશો વિચાર કર્યા વગર પાઠ પુરો કરી દીધો હોય તોજ આવી પસંદગી થઇ શકે

પિંઢારા "કાળી"ના સેવક હતા અને તેઓ "કાળી"ની પ્રાર્થના કરી નૈવેદ્ય ધરાવતા વગેરે વાકયોમા કાળીને બદલે કાળી અથવા મહાકાળી અથવા કાલિકા

શબ્દ વાપર્યો હોત તો બધા મહેજ સમજી શકત અંગ્રેજી ઉપરથી ઉતારો કરતા દેશી વિશેષ નામને તેના દેશી રૂપમાંજ રાખવા એજ યોગ્ય છે, એ કાંઇ કહેવાની જરૂર નથી છતા કાળીમાતા અથવા કાલિકા જેવા તદ્દન પરિચિત નામોને પણ "કાલી" ના રૂપમા ફેરવી નાખવામા આવ્યા છે ત્યારે તે સામે વાંધો ઉઠાવવો એ ફરજ છે તેજ પ્રમાણે ઇરાનીઓના પેગંબરનું નામ જરથોસ્ત આપવાને બદલે ઝોરોસ્ટર આપવામા આવ્યુ છે તે પણ ગુજરાતી વાચન માળામા ચંદ્રગુપ્તને ગ્રીક લોકો કહેતા તેમ 'સેન્ડ્રોકોટ્સ' કહેવામા આવે તેના જેવુજ વિચિત્ર છે

આટલા ઉપોદ્ઘાત પછી આપણે નવી વાચન માલાના અવલોકન પર આવીએ જૂની વાચન માલામા પ્રથમ શબ્દો શીખવી પછી અક્ષરનુ જ્ઞાન આપવાની પદ્ધતિ અખત્યાર કરવામા આવી હતી દાખલા તરીકે પહેલી ચોપડીના પહેલાજ પાઠમા મા, મા, છે એ શબ્દો શીખવવા, અને મને કાનો મા અને છ ને એક માત્ર છે એ જ્ઞાન પાછળથી આપવુ, એ સૂચના આપવામા આવી હતી આ 'લુક એન્ડ સે' (look and say) નામની અંગ્રેજી શિક્ષણ પદ્ધતિનુ અનુકરણ માત્ર હતુ અને તે સસ્કૃત ભાષાના બધારણ પર રચાયલી લેખન પદ્ધતિને અનુકૂળ ન હતું એમ મિ મેકનર્ટન કથન કરે છે અને આપણે જાણીએ છીએ કે ગુજરાતી નિશાળોમા બાળ વર્ગમા એકડા સાથે બારાક્ષરી પણ ઘુંટાવવામા આવતી હતી અને પહેલી ચોપડી તે પછી શરૂ થતી આ માટે આપણા બાળકોને પ્રથમ અક્ષરનુ જ્ઞાન આપવુ એ વધારે સલાહભરેલ ગણાયુ અને તે પરથીજ મુબઇ વેદ ધર્મ સભાએ ઘણા વર્ષ પહેલા સચિત્ર બાળપોથી તૈયાર કરી છપાવી હતી, અને તેમા અક્ષરના જ્ઞાન માટે ચિત્રોનો ઉપયોગ કર્યો હતો આજ પદ્ધતિ અનુસાર સુદરજી મુળજી શેઠે પોતાની પહેલી ચોપડી રચી અને તે સરકાર તરફથી મજુર થઇ અને નવી બાળપોથીમા પણ એજ ધોરણ અખત્યાર કરવામા આવેલુ આપણે જોઇએ છીએ ફક્ત પહેલાજ પાઠમા મૂળાક્ષરના મુલ ખડ, અને જોડેલા ખડો શીખવી પછી મુલાક્ષર શીખવવાની જે સૂચના આપવામા આવી છે તે મૂલાક્ષર શીખવવાનુ કામ વધારે સહેલું બનાવવાને બદલે વધારે અઘડચરડીઉં અને અધુરુ બનાવશે એવો ભય રહે એ કરતા નગારાનુ ચિત્ર બતાવી તે ઉચ્ચાર માટે લખાતા શબ્દ પર ધ્યાન ખેચી તેમાથી પરબારો 'ન' શીખવવાની પદ્ધતિ વધારે સહેલી ભાસે છે બાળપોથી તૈયાર કરી તેનો પ્રયોગ ટ્રેનિંગ કૉલેજની પ્રેક્ટિસિંગ સ્કૂલોમા કરી જોયો છે અને એ પ્રયોગને લઇ જે ફેરફાર યોગ્ય લાગ્યા તે તેમા દાખલ કર્યા છે એમ મિ મેકનર્ટન કહે છે એટલે એ વિષે કઇ વિશેષ કહેવાનુ રહેતુ નથી બીજે પાનેથી ચિત્રો અને તેના નામ અને તેના પરથી તેના આદ્ય અક્ષરના જ્ઞાન કરાવી એજ અક્ષરો વાળા બીજા શબ્દો પણ આપ્યા છે આમા ત્રીજા પાના પર જ અક્ષરવાળા શબ્દોના ઉદાહરણમા 'મગજ' શબ્દ આપેલો છે અને તે શબ્દની નીચે ફુટનોટમા "ખાવાનો" એમ આપેલ છે, તેનો

હેતુ સમજાતો નથી શિક્ષક વિદ્યાર્થીને શબ્દો વાચતા શીખવી પછી તેના અર્થનુ ભાન કરાવે, અને તેમા અમુક શબ્દના એકથી વિશેષ અર્થ હોય તો તે પણ સમજાવે એવો ક્રમ હોય છે એજ પાનામા ઉપર ગણુ શબ્દ છે તેને ક્રિયાપદ તરીકે અથવા 'શંકરના અનુચર' તરીકે ગમે તે અર્થમા અથવા બન્ને અર્થમા શિક્ષક સમજાવી શકે તેજ પ્રમાણે મગજ શબ્દ પણ બંને અર્થમા જો શિક્ષક સમજાવી શકે તો તેણે શા માટે ન સમજાવવો એ કાઇ સ્પષ્ટ નથી એમ કદાચ કહેવામા આવે કે 'મગજ' શબ્દનો બીજો અર્થ નાના બાળકો સમજી શકે નહીં માટે તેને 'ખાવાનો લાડુ' એ જ અર્થ શીખવવો પરતુ અમને તો લાગે છે કે સમજવાના સમજાવવાની શક્તિમા ફેર હોય છે અને કેટલાક શિક્ષકો કેટલીક બાબતો બહુ સારી રીતે નહાના વિદ્યાર્થીઓના મગજમા ઉતારી શકે છે તો પછી અમુક શબ્દ એકજ અર્થમા શીખવવો એવી સૂચના તદ્દન નિરર્થક લાગે છે બાકી એકદર બાળપોથીના પહેલા ભાગમા ઘણા અને સારા ચિત્રો આપેલા છે અને તેથી ન્હાના બાળકોને ખુબજની સાથે જ્ઞાન આપવાનુ ઘણુ અચ્છુ સાધન આપવામા આવ્યુ છે એ નિર્વિવાદ છે

બાળપોથીના બીજા ભાગના પહેલા પાઠમા 'બા, ભૂ પા' ને બદલે 'બા, ચા, પા' ધ્યાન ખેચે છે તેમજ તે પાઠને મથાળે આપેલુ ચિત્ર પણ તેવુજ ધ્યાન ખેચે છે મુબઇ જેવા મોટા શહેર સિવાય ગરીબ કુટુબોમા ચાનો પ્રચાર હજી એટલો બધો નથી થયો કે બાળકને અક્ષરજ્ઞાનની શરૂઆતમા "ચા" શબ્દ શીખવવાની આવશ્યકતા હોય તેમજ સ્ત્રી અને બાળકો ટેબલ ખુરશીએ બેશી ચાના પ્યાલા રકાબીમા ચા પીએ એટલી સમૃદ્ધિ અત્યારે હિંદમા નથી અને તેથી એ ચિત્ર આપણા ગૃહ સંસારનુ અવાસ્તવિક ચિત્ર આપે છે એવા અવાસ્તવિક ચિત્રોની અસર બાળકોના મન પર ખોટી થવાનો સભવ છે પાઠોમા અને ચિત્રોમા બાળકોને પરિચિત અને રસ પડે એવી સામગ્રિનો ઉપયોગ કરવાનુ સૂત્ર એ નવી વાચન માળાનો જૂની વાચન માળા પર સરસાઇ કરવાનો દાવો છે, ત્યા બાળકોના હાથમા પડનાના પુસ્તકને પહેલેજ પાને બા, ચા, પા, એ પાઠ અને ટેબલ ખુરસી પર મા છોકરી અને છોકરો તથા ચાના પ્યાલાનુ ચિત્ર એ બન્ને રસાભાસ ઉત્પન્ન કરે છે બાકીના પાઠોમા છોકરાઓને રસ પડે એવી બિલાડી અને ઊંદરની, ગાયની, બાલકોને ફુલની સાથે કે પતંગની સાથે, કે દેડકાની સાથે રમવાની નહાની વાર્તાઓ આપવામા આવી છે આ મલ ચાલતા ઢોરના કાન પગ વગેરે પરથી સાદા આકડાનુ જ્ઞાન આપવાનો પ્રયત્ન પણ ઠીક કર્યો છે છેવટે ૭ કવિતાઓ આપી છે તેમા પહેલો પાઠ 'પૂનમ ચાદની' ના પ્રખ્યાત ઢાળનો છે પણ તેનો રાગ ૭ સાત વર્ષના બાળકો ગલાની બીલકુલ કેળવણી સિવાય કાઢી શકે કે કેમ તે શકાસ્પદ છે સાદા ભુજગી કે ત્રોટક શીખવવામા પણ અમુક તસ્દી પડે છે એમ મહેતાજીઓને અનુભવ છે તો આવો મોટો રાગ

મંગલાચરણમાંજ મૂકવો એ કેમ સલાહ ભરેલું લાગ્યું હશે તે સમજવું જરા મુશ્કેલ છે. પછીની ચાંદાની અને તારાની કવિતાની અંદર કલ્પના છે અને તે સાથે બાળકના મુગ્ધ ભાવને અનુકૂળ હોવાથી ખાસ યોગ્યતાવાળી છે. એકંદરે નવી વાંચન માલાનું કવિતાનું ધોરણ ખામીવાળું છે. તેમાં બે આવી સારી કવિતાઓ જોઇ આનંદ થવો સહજ છે. પછીની ત્રણ કવિતા ઇશ્વર પ્રાર્થના, ગાય અને પોપટની શીખામણુની છે. અને એ બાળકોનાં વય અને સમજણને અનુકૂળ છે. એવી રીતે બાળપોથીની એકંદર રચના સફળ છે એમ કબુલ કરતાં આનંદ થાય છે. બાળપોથી પછી આગલ ચાલતાં સાત ચોપડીઓમાં પહેલી ત્રણ અને પછીની ચાર એમ બે વિભાગ જુદા પડે છે. પહેલા વિભાગમાં ભાષા સાદી, ઘરગથુ, અને બાળકો વાપરે તેવી યોજવામાં આવી છે, જ્યારે પછીની ચાર ચોપડીઓમાં વધારે સંસ્કારવાળી પ્રૌઢ ભાષા દાખલ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. વળી પહેલી ત્રણ ચોપડીઓ છોકરા અને છોકરીઓ બંનેની નિશાળમાં ચાલવાની હોવાથી બન્નેને ઉપયોગી થાય એવી પાઠની રચના કરવામાં આવી છે. જ્યારે ઉપરની ચોપડીઓમાં એવું કરવાની જરૂર રહી નથી. કારણુ ઉપલા ધોરણમાં કન્યાશાળા માટે નવીજ ચોપડીઓ તૈયાર કરાવવામાં આવી છે, એટલે આપણે પહેલી ત્રણ ચોપડીઓની એક સાથે તપાસ ચલાવીએ તો ખોટું નહિ ગણાય.

જૂની વાચન માલામાં ચિત્રોની ખામીપર ઘણા વિવેચકોએ ધ્યાન ખેંચ્યું હતું અને તે આક્ષેપ દૂર કરવાને નવી વાંચન માલામાં ખાસ પ્રયત્ન કરવામાં આવ્યો છે, તે આપણે ઉપર જણાવી ગયા—પણ ચિત્રકારનું કામ, અને પાઠના લેખકનું કામ એકબીજાને અનુરૂપ ન હોય તો પરિણામ કઢંગું આવે છે. એ વાત કમિટીના ધ્યાન બહાર ગઇ લાગે છે. દાખલા તરીકે,-પહેલી ચોપડીના પહેલા ભાગનો ત્રીજો પાઠ નિશાળ સંબંધી છે, અને તેમાં આપણે ત્યાં નિશાળને માટે એક ઓશરીએ ઓરડાબંધ મકાન સાધારણ રીતે બંધાય છે તેવું ચિત્ર આપવામાં આવ્યું છે. પણ બાળક પાઠ વાંચવા માંડે ત્યારે શું વાંચે છે ? " આ મારી નિશાળ છે, એને ફરતી બધે વાડ છે. આ દરવાજાપર પાટીઉં છે. તે ઉપર નિશાળનું નામ લખેલું છે. ચંચળ બહેન માંહે આવ, તને બધું બતાવું. જો બહેન આ નાનો બાગ છે. આ બધાં ફૂલ ઝાડ છે * * * * આ અમારી કસરત કરવાની જગા છે * * * આ નિશાળનો ઘંટ છે, તેને વગાડવાની પેલી મોગરી છે " આટલું વર્ણન એ નિશાળના બહારના ભાગનુંઃછે. અને તે પુરૂં કરી પછી વિદ્યાર્થી 'ચંચલ બહેન'ને અંદર લઇ જઇ જુદા જુદા વર્ગ, તેમનાં બેસવાનાં પાટીઆં, ઘોડી, ચિત્રો વગેરે બતાવે છે. આ પાઠને અનુરૂપ ચિત્ર કરવાને માટે તેની વાડ અને દરવાજો, દરવાજાપર નિશાળના નામનું પાટીઉં, અંદર ફૂલના ક્યારા, અને ઓશરીમાં અમુક ઠેકાણે ઘંટ અને મોગરી એટલાં વાનાં મૂકવાં જોઇએ અને ત્યારેજ એ ચિત્રમાં વાસ્તવિકતા આવે.

ચિત્રો પરથી આપણે પાઠના વિષયો પર હવે જઇએ સામાન્ય જ્ઞાનના પાઠમા બાળકોને રસ પડે તેના વિષયો આપવાની પદ્ધતિ અખત્યાર કરવામા આવેલી આપણે જોઇએ છીએ નવા નવા લુગડા પહેરવા મળે, સારૂ સારૂ ખાવાનુ મળે વગેરે કારણોને લીધે તહેવારના દિવસો નહાનપણમા બહુ આનદથી યાદ આવે છે માટે દીવાળીના દિવસના વર્ણનથી પહેલી ચોપડી શરૂ થાય છે અને પછી વરસગાઠ, ઉજાણી મેળો, વગેરે એજ પ્રકારના પાઠ આપવામા આવ્યા છે વળી નહાના છોકરાને રમત બહુ વહાલી હોય છે અને તેથી કસરત સાથે આનદ મળે છે, એટલુજ નહિ પણ તેમા બાલકોની બુદ્ધિને ખીલવવાનો પણ સારો અવકાશ છે એ સૂત્ર હવે સારી રીતે સમજાવા લાગ્યુ છે એટલા માટે હોડીની રમત, એન ઘેન ને ડાહીનો ઘોડો, ચક ભિલ્લુ વગેરે બચ્ચાઓની રમતના પાઠોએ પણ આનદકાર દાયક ગણવા જોઇએ. સામાન્ય સદ્ગુણો સમજાવવા માટે હ્સપનીતિની વાર્તાઓ સુપ્રસિદ્ધ છે અને તેમાની છોકરા અને દેડકાની, છોકરો અને વાઘ, કાગડાની ચતુરાઇ, કુતરો અને તેનો પડછાયો, બળદ અને દેડકો વગેરે વાતો વાચન માલામા લેવામા આવી છે વળી બાળકોની કલ્પના ખીલવવા માટે અદ્ભુત વાર્તાઓ ( fairy tales ), નો ખાસ ઉપયોગ કરવાનુ પાશ્ચિમાત્ય શિક્ષણ શાસ્ત્રનુ સૂત્ર અહીં જાગવવામા આવ્યુ છે અને તેથી શાહજાદો અને ભિખારી, શાહજાદી અને પરીઓ, એક રાજાના કુંવરની વાત વગેરે પાઠો યોજાયા છે અને છેવટે કાપણી અને ખળાના, ખેતીવાડીના પાઠ આપવામા આવ્યા છે આજકાલ આપણી પ્રજા ગામડામાથી નીકળી શહેરમા આવી વસવા માડી છે અને તેમને ખેતીવાડીની સાદી બાબતોનુ પણ અજ્ઞાન હોય છે, તેટલા માટે નવી વાચન માલામા ખેતીવાડીના લગભગ જુદા જુદા પાઠો આપવામા આવ્યા છે તે પણ જમાનાની એક મોટી ખામી પૂરી પાડશે એમ અમારૂ અધીન મત છે

પહેલી ચોપડીના બે ભાગ પાડવામા આવ્યા છે ૧ સામાન્ય વિષયના પાઠ અને ૨ સૃષ્ટિજ્ઞાન વગેરેના બીજી અને ત્રીજી ચોપડીઓમા આ બે ઉપરાત એક ત્રીજો ભાગ ભૂગોળ વિદ્યાના પાઠ સબધી ઉમેરવામા આવેલ છે તેમા દિશાઓ અને નિશાળના નકશાથી શરૂ કરી ગામ અને શહેરનો સબધ, તાલુકો અને તાલુકાના અધિકારીઓ, તેમના કામકાજ વગેરે સબધી ઉપયોગી માહિતી આપવામા આવી છે અને તે ઉપરાત ત્રીજી ચોપડીમા ડુગર, મેદાન, નદી, દરિઓ–મહાસાગર વગેરે પૃથ્વીના મોટા વિભાગો સમજાવ્યા છે સૃષ્ટિજ્ઞાનના પાઠમા ઢેફુ, માટી, પત્થર વગેરે પરિચિત વસ્તુઓથી શરૂ કરી ધાતુઓ, અને તેમાથી બનતા પદાર્થો, વનસ્પતિના છોડ, ઝાડ અને વેલા, એવા ત્રણ મોટા ભેદો અને પ્રાણીમા ગાય, ભેશ, બકરૂ, ઘેટુ, કુતરૂ, અને પંખીઓમા પોપટ, કાગડો, વગેરેના વર્ણન આપવામા આવેલા છે આવી રીતે સૃષ્ટિજ્ઞાનમા

નિર્જીવ અને સજીવ જગતના મુખ્ય ભાગનું નિરીક્ષણું બાળકોને કરાવવામાં આવ્યું છે. બીજી ચોપડીમાં હવા અને પવન તથા ચાક વિષે પદાર્થ પાઠ આપવામાં આવ્યા છે. ત્યાર પછી તાંબા પિત્તલનાં વાસણના બે પાઠ આપી ખેતીવાડીને લગતા પાઠ આવે છે, તેમાં ખેડુતને હળ, તથા જુદી જુદી જાતના ઘાસના પાઠ આપવામાં આવ્યા છે અને તેમાં દાભ, ઝીંઝવો, અને સરકટની જાત ઓળખાવી તે પરથી પછી બાજરી જુવાર, અને ડાંગરને પણ ઘાસની જાત તરીકે ઓળખાવી છે. અને પછી ડાંગર અને શેરડી પર આખાં પાઠ આપેલા છે. ત્યાર પછી મધમાખી, બતક મરઘાં, ચકલી, ઘોડો વગેરે વિશેષ પક્ષિઓ કે પ્રાણીઓના પાઠ આપી, આપણા શરીર પર ધ્યાન ખેંચી તેના ભાગ અને ઇંદ્રિઓ સમજાવી છે. છેવટે જુદા જુદા રંગ બનાવવાનો પાઠ આપી જુદી જુદી જાતનાં કપડાંના પાઠથી બીજી ચોપડી પૂરી થાય છે. રંગના પાઠમાં રાખોડી અને ઝાંખો ભુરો તપખીરીઓ અને ઘેરો તપખીરીઓ વગેરે ભેદો આપ્યા છે. તે જે ઉપરનાં બાળકો બીજી ચોપડી ભણે છે તે સમજી શકે કે નહિ? એ પ્રથમ નજરે શંકાસ્પદ લાગે છે. પણ જુદા જુદા રંગનાં પડીકાં લઇ તેમાંથી થોડો થોડો કોઇ વસ્તુને લગાડતાં જવું. અને તેવી રીતે બાળકોની આગળ પદાર્થ પાઠની પદ્ધતિએ જુદા જુદા ભેદ બાળકોના મન પર ઠસાવવા એ મુશ્કેલ લાગતું નથી.

ત્રીજી ચોપડીમાં પાણી, દેવતા, મીઠું, ગંધક, પહેલદાર વસ્તુઓ વગેરે પદાર્થ વિજ્ઞાનના પાઠો છે. અને તે દરરોજના વપરાશમાં આવતી વસ્તુઓની ઉપયોગી માહિતી આપે છે. ઝાડની ઇંદ્રિઓ, ઝાડનો રસ અને પાંદડાંના ઘાટ એ વનસ્પતિ શાસ્ત્રની એટલીજ ઉપયોગી માહિતી આપે છે. સમડી, બિલાડી અને કુતરાંનાં સગાં, ખિસખોલી અને સસલાના પાઠ, પ્રાણીવિદ્યા શીખવે છે. બીજી ચોપડીમાં ઇંદ્રિઓ અને શરીરના અવયવો શીખી ગયા પછી અહીં હાડકાં અને માંસનાં લોચા અને ચામડીના પાઠ ઇંદ્રિય વિજ્ઞાનનું જ્ઞાન આગળ વધારે છે. અને તે ઉપરાંત ઉન, ઘર, અને વખત જાણવાની જૂની અને નવી રીતના પાઠથી ત્રીજી ચોપડીનો અંત આવે છે.

ઉપર જણાવેલી ત્રણે ચોપડીઓમાં ચર્ચેલા વિષયોનું આપણે દિગ્દર્શન કરી ગયા. અને તેમાં બાળકોની બુદ્ધિ ખીલવવા અને તેના જ્ઞાનનો વિસ્તાર કરવા સાથે તેને ઉપયોગી માહિતી આપવાને સબળ પ્રયત્ન થાય છે, એ આપણે જોઇ શકયા છીએ. જુદા જુદા વિષયના પાઠો કેવા લખાયા છે, અને તેમા કાંઇ કહેવા જેવું છે કે નહિ, એ વિષય આપણે હાથ નથી ધર્યો. કારણ એકજ બાબત જુદા જુદા લેખક જુદી જુદી રીતે દર્શાવી શકે, અને તેટલા માટે અમુક પાઠ જોઇએ તેવો સારો નથી થયો એ જાતની ટીકામાં બહુ ફળ નથી. એકંદરે ત્રણે ચોપડીઓ નહાનાં બાળકોને રસ પડે એવી રીતે અને સરલ ગુજરાતીમાં લખવામાં આવી છે, એ કબુલ કરવું પડે છે. વળી એ ત્રણે ચોપડીઓ પર "વસંત" માં રા. આનંદશંકર

બાપુભાઇ ધ્રુવે સવિસ્તર વિવેચન કરેલ છે એટલે વિશેષની અહીં જરૂર ધારવામાં આવી નથી

ચોથું ધોરણ એ પ્રાથમિક શિક્ષણનું છેલ્લુ ધોરણ હોવાથી ચોથી ચોપડીની રચના વધારે વિશાળ કરવામાં આવી છે ગરીબ બાળકોનો અભ્યાસ અહીંજ પૂરો થાય છે, અને જેઓ આગળ ચાલે છે તેમાનો મોટો ભાગ અંગ્રેજી શીખવાને એંગ્લો વર્નાક્યુલર સ્કૂલમાં જોડાય છે અહીં તેમના શિક્ષણનો મુખ્ય વિષય અંગ્રેજી હોવાથી ગુજરાતી ઉપર જોઇએ તેટલું લક્ષ અપાતું નથી એ દિલગીર થવા જેવું છે

ચોથા ધોરણમાં ઇતિહાસનો વિષય શરૂ થાય છે એટલા માટે ચોથી ચોપડીમાં ગુજરાતના ઇતિહાસના પાઠ આપ્યા છે અને તે ઉપરાંત સામાન્ય વિષયના પાઠોમાં પણ રાજકુમાર ભીમસિંહનું ઉદારપણું, પન્નાની રાજ સેવા, અકબર બાદશાહની નગરચર્ચા, પ્રતાપરાણો, નરસિંહ મહેતાની ઉના ગામના પધરામણી, રાજા ભોજ, સોમનાથના દરવાજાના કમાડ ભીષ્મ પ્રતિજ્ઞા વિશ્વામિત્ર અને વસિષ્ઠ વગેરે પાઠોમાં બાળકોને નીતિની સાથે ઐતિહાસિક અને પૌરાણિક સંસ્કારો બેસાડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે વળી તંદુરસ્તીને લગતા ખોરાકની જરૂર, પાણીના નળ અને પાણી તથા દૂધ ચોકખા રાખવા વિષેના ત્રણ પાઠ એક મહત્વના વિષયને સાદી અને સરલ ભાષામાં ચર્ચે છે ત્રીજી ચોપડીમા શરીરનું હાડપિંજર અને સ્નાયુઓની રચનાના વર્ણન પછી આહીં હૃદય, લોહીનું વહેવું, અને હોજરીની ક્રિયાઓ વિષેના પાઠો (Physiology) ઇંદ્રિય વિજ્ઞાનનો વિષય ચર્ચે છે વનસ્પતિ શાસ્ત્રમાં પાંદડું, બીજ, ફળ, અને ફૂલના સૂક્ષ્મ અવલોકન સૂચવનારા પાઠ આપવામાં આવ્યા છે પ્રાણીઓમાં માછલી, સર્પ અને દેડકાના, આચળવાળા પ્રાણીઓમાં હાથીનો, અને જીવડામાં તીડ અને મચ્છર સબંધી પાઠ છે ભૂગોળના પાઠો મુંબઇ ઇલાકાના સામાન્ય વિભાગો, તે પરના સત્તાધારી અધિકારીઓ જૂના અને નવા મુસાફરીના માર્ગો મુંબઇ, અમદાવાદ, ચાંપાનેર જેવા શહેરો વગેરેનું વર્ણન કરે છે અને ઐતિહાસિક પાઠોમાં અશોકના વખતથી મોગલ સલ્તનતની સ્થાપના સુધીના અને ગુજરાતના ઇતિહાસમાંથી સિદ્ધરાજ જયસિંહ, કરણઘેલો, અહમદશાહ અને મહમુદ બેગડાની કારકિર્દી આપવામાં આવેલ છે

પાચમી, છઠ્ઠી અને સાતમી ચોપડીની રચના તથા ભાષા વધારે ઉંચા પ્રકારની રાખવામાં આવી છે આ ચોપડીઓ જેઓ અંગ્રેજી કેળવણીથી વિમુખ રહેવા માગતા હોય, અને માત્ર દેશી ભાષામાંજ કેળવણી લઇ પછી દુનિયાના કામમાં પડવાના હોય તેઓને જેટલું બને તેટલું વિસ્તૃત જ્ઞાન આપવાના હેતુથી રચવામાં આવી છે અને તે સાથે સાહિત્યના દૃષ્ટિ બિંદુથી ગુજરાતી સાહિત્યના માનનીય ગ્રંથોમાંથી ઉતારા આપી તે સંબંધી રસ ઉત્પન્ન કરવાનો પણ પ્રયત્ન કરવામાં આવ્યો છે આ ત્રણ ચોપડીઓને

જુદી જુદી લઇ અવલોકન કરતાં તેમનું એક સાથેજ તેમના વિષયો પરત્વે અવલોકન કરીએ તો વધારે સુગમ પડશે. વિષયોને મુખ્યત્વે કરી બે મોટા વિભાગમાં વહેંચી શકાશે. ૧, સાહિત્યના વિષયો. ૨ શાસ્ત્રીય વિષયો. સાહિત્ય ( Literature ) ના વિષયોની અંદર લેખકની મનોવૃત્તિનું પ્રાધાન્ય હોય છે. જ્યારે શાસ્ત્રીય (Science) લેખોમાં વસ્તુના યથાર્થ નિરૂપણ ઉપર ખાસ લક્ષ અપાય છે. સાહિત્ય જગતના જુદા જુદા પ્રસંગો અને પદાર્થોની પરીક્ષા જુદી જુદી મનોવૃતિ મારફત કરી તેમાંથી રસિક અને બોધક તત્વ શોધે છે; ત્યારે શાસ્ત્ર આપણને જગતના અનિવાર્ય નિયમોનું ભાન કરાવી તેને બને તેટલા આપણા ઉપયોગમાં લેવાનું કામ શીખવે છે. એકનું કામ આપણા અનુભવની દુનિઆની સીમા વિસ્તૃત કરવાનું છે ત્યારે બીજાનુ કામ આપણા હૃદયને વધારે મૃદુ અને ગંભીર કરવાનું છે.

ત્યારે પ્રથમ શાસ્ત્રીય વિષયોપર આવતાં આપણે જોઇએ છીએ કે વિદ્યાર્થીની બુદ્ધિ બને તેટલી વિસ્તૃત કરવા માટે સબળ પ્રયત્ન કરવામાં આવ્યો છે. શાસ્ત્રીય શિક્ષણ ગુજરાતી દ્વારા જેટલે અંશે આપી શકાય તેટલે અંશે તેના સંસ્કાર બાળકના મનપર વધારે દઢ બેસે એવું હાલમાં મનાવા લાગ્યું છે. અને યુરોપ, અમેરિકાની પ્રાથમિક શાળાઓમાં ભૌતિક શાસ્ત્રોનાં સૂત્રો સમજાવી બાળકોનાં મનપર ઠસાવવાના ખાસ પ્રયત્નો કરવામાં આવે છે. એટલા માટે નવી વાંચન માલામાં વિજ્ઞાન ( Science) ના જુદા જુદા પ્રદેશોમાં બાળકોને પરિચિત કરવા માટે જે વિધ વિધ સામગ્રિ એકી કરવામાં આવી છે તે માટે મિ. કોવર્નટન અને તેમની કમિટીને ધન્યવાદ ઘટે છે. અને એ સામગ્રિનો પૂરતો ઉપયોગ કરી આપણા પ્રાથમિક શિક્ષણને અગાઉ કરતાં વધારે સંગીન બનાવવાનો દઢ પ્રયત્ન કરવો એ કેળવણીના કામમાં લાગેલા દરેક જણની ફરજ છે. જ્ઞાનના સંસ્કાર બાળકના મન પર સારી રીતે પડે તેટલા માટે જુદાં જુદાં શાસ્ત્રોનાં મૂળતત્વો સમજાવવામા સહેલાપરથી વધારે અઘરાપર જવાનો માર્ગ અખત્યાર કરવામાં આવ્યો છે. અને તેથી બાળકોની જિજ્ઞાસા જાગૃત કરીને તે મારફત જ્ઞાન અપાવવાનો પ્રયત્ન ઘણે અંશે સફળ થયો છે. દાખલા તરીકે પ્રથમ આપણે છેક બીજી ચોપડીથી શરૂ થતો ભૂગોળનો વિષય લઇએ. તેમાં પ્રથમ નિશાળનો નકશો કેમ ચિતરવો એ વિષય પર સાદો અને બાલકના મનને આકર્ષક એવો પાઠ છે. તે પરથી પછી બાળક રહેતું હોય તે ગામનો નકશો કેવી રીતે ચિતરી શકાય તે સમજાવવામાં આવ્યું છે. અને પછી ગામ બહાર તેડી જઇ મહેતાજી વિદ્યાર્થીઓને આંબા વાડી, તળાવ, ટેકરી, અને તે પર મહાદેવનું દહેરૂં બતાવે છે.

મહાદેવના દહેરા પરની ધજા પરથી પવનની દિશા ઉપર પણ ધ્યાન ખેંચે છે. અને પછીના પાઠમાં પૃથ્વીની સપાટીપરનાં નદી, પર્વત, સપાટ જમીન, સમુદ્ર,

પાણીના આ ામી કિનારા પર અસર વગેરે પાઠ, જમીન અને પાણીના કુદરતી વિભાગો અને તેઓની એક બીજા પર અમરનુ વર્ણન કરે છે રાજકીય ભૂગોળના પાઠ (Political geography) ચોથી ચોપડીથી શરૂ થાય છે ઇલાકો, તેના ભાગ, અને અધિકારીઓ, ઇલાકાના મુખ્ય શહેર જેવા કે મુબઇ અને અમદાવાદના વર્ણન આપવામા આવ્યા છે પાચમી ચોપડીમા ગુજરાત પરથી ભૂગોળનુ જ્ઞાન હિંદુસ્તાન પર લઈ જવામાં આવ્યુ છે. અને તેને માટે હિંદુસ્તાનમા વહેવાના માર્ગ અને પછી કરાચીથી કોલંબો, અને કોલંબોથી રંગુન સુધીની દરિઆઇ મુસાફરીનુ અને રસ્તે આવતા બદરોનું વર્ણન આપવામા આવ્યુ છે છેવટે હિંદુસ્તાનમા રાજ્ય વહીવટના પાઠમા બ્રિટિશ હિંદના પ્રાંતો, તેમનો રાજભાગ ચલાવવાની વ્યવસ્થા અને તેમા ઇજારેદાર સરકાર, વાઇસરાયની કાઉન્સીલ અને સેક્રેટરી ઓફ સ્ટેટના પરસ્પર સંબંધ દર્શાવવામા આવ્યા છે. તે પછી છઠ્ઠી ચોપડીમા હિંદુસ્તાન અને યુરોપ વચ્ચેના જૂના અને નવા માર્ગથી શરૂ કરી વિલાયતની મુસાફરી, બ્રિટિશ બેટ, ફ્રાન્સ રશીયા અને એશિઆમાના તુર્કસ્તાન, ઇરાન, ચીન, અને જપાન વિષે પાઠ આપવામા આવ્યા છે અને છેવટે સાતમી ચોપડીમા રંગુનથી સાનફ્રાન્સિસ્કો સુધીનો પ્રવાસ વર્ણવી બે પાઠમા બ્રિટિશ મહારાજ્યના વર્ણનથી રાજકીય ભૂગોળ પૂરી થાય છે તે ઉપરાંત વરાળ, વાદળા, ધુમ્મસ, વરસાદ, પૃથ્વીનો આકાર અને કદ, હવા માન અને સમોષ્ણતા વૃત્ત, ભરતી અને ઓટ, જ્વાળામુખીપર્વત, ધરતીકપ અને ઉના પાણીના ઝરણ વિષેના પાઠોમા—ભૂતલ શાસ્ત્ર (Physical Geography) ના મતો સમજાવવામા આવ્યા છે

ભૂગોળ અને ભૂતળ પછી ખગોળ શાસ્ત્રના પાઠ ચોથી ચોપડીમા પૃથ્વીની દૈનિક અને વાર્ષિક ગતિ અને તે ઉપરથી ઉદ્દ્ભવતા દિવસ રાત્રીના અને ઋતુઓના ફેરફારના પાઠોથી શરૂ થાય છે પાચમીમા સૂર્ય માળા અને ગ્રહો તથા તારા અને નક્ષત્રો વિષે પાઠ છે પહેલા પાઠમા સૂર્યમાળાના ગ્રહો સબંધી ટુકી માહિતી આપવામા આવી છે, અને બીજા પાઠમા તારાના નક્ષત્રો માટે સમજણ આપી છે. તેમા કવચિત અંગ્રેજી પરથી ભાષાતર કરવામા અપરિચિત પ્રયોગો કરવા પડયા છે, દાખલા તરીકે ઉત્તર ધ્રુવ પાસેના બે પરિચિત નક્ષત્રો "નાનું રીંછ" અને "મોટુ રીંછ" કરી ઓળખાવ્યા છે તે બે નામો માત્ર અંગ્રેજી Little Bear અને Great Bear ના ભાષાતર છે ગુજરાતીમા મોટા નક્ષત્રને સપ્તર્ષિ કહે છે અને તે નામ પણ જણાવવામા આવ્યુ છે તેજ પ્રમાણે આગળ જણાવવામા આવ્યુ છે કે સપ્તર્ષિને ગામડીઆ લોકો ગાડું અથવા વહાણ કહે છે આનો આધાર પણ અંગ્રેજી પરથીજ લેવામા આવેલ ધારવામા આવે છે કારણ અંગ્રેજીમા તેને Charles' Wain એટલે ચાર્લ્સનું ગાડુ એમ કહે છે આપણા લોકો તો તેને સપ્તર્ષિની ગાડલી એટલે

ખાટલાના ચાર પાયા અને એક પાયાને છેડે બીજા ત્રણ તારાનું પુછડું એવું રૂપજ સમજે છે તેજ પ્રમાણે પછીના પેરેગ્રાફમાં કહેવામાં આવ્યું છે કે પહેલા વર્ગના તારામાં અતિ તેજસ્વી તારો લુબ્ધક કરીને છે. એ દક્ષિણ ગોળાર્ધમાં બૃહત્ લુબ્ધક કે મોટો કુતરો એ નામના નક્ષત્રમાં છે લુબ્ધકનો અર્થ શિકારી થાય છે. અને એ નક્ષત્રને આપણા જ્યોતિષ પ્રમાણે લુબ્ધક અથવા વ્યાધ એટલે શિકારી એ નામ અપાય છે. જ્યારે મોટો કુતરો એ નક્ષત્રના અંગ્રેજી નામ Canis Major નુ ભાષાંતર છે. પણ ઉપરનું વાક્ય વાચતા લુબ્ધકનો અર્થજ કુતરો થતો હશે. એવો ભ્રમ થાય છે. સાતમી ચોપડીમા મંગળ, બૃહસ્પતિ, શનિ, યુરેનસ અને નેપચ્યુન વિષે ઉપયોગી ખબર આપી છેવટે નેબ્યુલા અથવા નિહારિકાના પ્રકાર અને તેમાથી ગ્રહો વગેરે કેવી રીતે બન્યા હશે તે સબંધી ખગોળ વેત્તાઓની વિચાર શ્રેણી સમજાવી છે.

પદાર્થ વિજ્ઞાન અને રસાયનશાસ્ત્રના પાઠ નવી વાચન માલામાં ક્રમસર ગોઠવીને તેના સિદ્ધાંતોમા જરા વધારે ઉતરવાનો પ્રયત્ન આપણુ ખાસ ધ્યાન ખેચે છે

પાંચમી ચોપડીમાં હવા, વાયુ અને વરાળ, પડઘો, કોલસો, અને ગેસ, ફુવારો, હવાનું દબાણ તથા બબો અને વાયુભારમાપક યંત્ર એ પાઠો પદાર્થ વિજ્ઞાનના સામાન્ય સિદ્ધાંતો ચર્ચે છે. તેમાના કેટલાક પાઠ પ્રયોગ સિવાય સમજાવી શકાય તેમ નથી. ફુવારાથી પ્રવાહી એકજ સપાટી રાખવા પ્રયત્ન કરે છે. તે તથા બંબાથી હવાના દબાણનું સૂત્ર સમજાવી શકાય છે. અને પછી વાયુભારમાપક યંત્ર એ એ સૂત્ર ઉપરથીજ ઉપજાવી કાઢેલ યંત્ર છે એ સમજાવવું મુસ્કેલ નથી પણ નાના બાલકના મન પર એ સત્યો સમજાવવાને પ્રયોગોની જરૂર છે અને તેટલા માટે ચાળીસ ઈંચની નળી તથા કાચની પ્યાલી અને પારો એ દરેક નિશાળમા પૂરા પાડવા જોઇએ. અને પ્રથમ પરીક્ષક-અધિકારીએ એ પ્રયોગો માસ્તરોને શીખવવા જોઇએ કે પછી વર્ગમાં મહેતાજીઓ કરી શકે છેવટે ઉચ્ચાલન, ગરગડી, અને રેટના પાઠ યાંત્રિક શક્તિના સિદ્ધાંત સમજાવે છે. ત્યાં પણ એ શક્તિઓના નાના નમુના પૂરા પાડી અમુક વજન તેનાથી બમણુ અથવા વધારેગણુ વજન કેવી રીતે ઉપાડી શકે છે તે મહેતાજીએ પ્રત્યક્ષ દર્શનથી સમજાવવાનુ છે આગળ ચાલતા છઠ્ઠી ચોપડીમા યાંત્રિક શક્તિઓમાં ઢાળ, ફાચર અને પેચના સિદ્ધાંત સમજાવી પદાર્થના રૂપ અને ગુણ વિષે સામાન્ય વિવેચન કરી પછી અવાજ, ગરમી, પ્રકાશવિદ્યુત્ અને લોહચુંબકના ગુણના વર્ણન આવે છે અને તે પરથી સાતમી ચોપડીમા પ્રવાહી પદાર્થોમા થતુ સરખુ દબાણુ, આર્કિમિડિઝનો નિયમ વગેરે સમજાવી પછી પદાર્થ વિજ્ઞાનના ચમત્કારો સબંધી પાઠ આપવામા આવ્યા છે તેમા કેશાકર્ષણના ચમત્કાર, અવાજનો ચમત્કાર (ફોનોગ્રાફ) પ્રકાશના ચમત્કાર (મૃગજળ, રંગો, મેઘ ધનુષ્ય) વિજળીના તારનુ યંત્ર, સમ-

ક્ટારિક શોધો જેવી કે માર્કોનિની તારનાં દોરડાં વગર સંદેશાની મોકલવાની શોધ, ટેલીફોન, અવાજ સાથે બોલનારની છબી પણ પડદામાં દેખાય એવી શોધ, બલૂન અને અર્વાચીન જમાનાની શોધ જેવી કે હવાઇ મનવાર, ટોર્પીડો અને રોંટગનનાં કિરણો, એ બાબતો સંબંધી પાઠ આપવામાં આવ્યા છે. પદાર્થ વિજ્ઞાનના સિદ્ધાંતોનું જ્ઞાન આપણા યુવાનોને જેમ વધારે દૃઢ થાય તેમ તે લાભકારક છે. તેની ના નથી પણ તેજ સૂત્રને અવલંબીને ઘણી બાબતોનું અપૂર્ણ જ્ઞાન આપવા કરતાં થોડી બાબતો વધારે સ્પષ્ટ સમજાવવાનો પ્રયત્ન કરવામાં આવે તો તે વધારે આદરણીય ગણવો જોઇએ. રોંટગનનાં કિરણો સમજાવવાનો પ્રયત્ન જોતાં એવી ગહન બાબતોમાં માત્ર પરિણામજ જણાવી બીજી સાદી બાબતોનું વધારે પાકું જ્ઞાન કરાવવાનો પ્રયત્ન વધારે લાભકારક થાત એમ સહજ અનુમાન થાય છે. વળી પાંચમી ચોપડીના વાયુ બાર માપક યંત્ર સંબંધે અગાઉ કહ્યું તે પ્રમાણે ચોથી ચોપડીમાં પણ પ્રવાહી પદાર્થનું સરખું દબાણ અને આર્કિમિડિઝના નિયમોનો પાઠ યોગ્ય ઉપસ્કર વિના સમજાવવો મુશ્કેલ છે. અને તેજ ટીકા વિજળીક તારના યંત્રના પાઠને લાગુ પડે છે. એ બધા પાઠ શીખવવામાં તેને માટે જોઇતો ઉપસ્કર (apparatus) પૂરો પાડવામાં ન આવે તો પછી એ પાઠનું શિક્ષણ માત્ર પોપટીયું રહેવાનું એ નિઃસંદેહ છે. અને આજ પ્રમાણે પાણીમાંથી હાઇડ્રોજન છૂટો પાડવાને લગતા પ્રયોગને ઓક્સિજન બનાવવાના પ્રયોગને અને એવા બીજા રસાયન શાસ્ત્રીને લગતા પ્રયોગોને પણ યોગ્ય ઉપસ્કરની જરૂર છે. આટલા માટે કેળવણીના વિષયમાં રસ લેનાર દરેક વિદ્વાનને વિનંતી છે કે, તેણે શાળા ખાતાના અમલદારો, મ્યુનિસિપાલિટી અને લોકલ બોર્ડોની કેળવણી કમિટીના મેમ્બરો અને દેશી રાજ્યોના કેળવણીના ઉપરી અધિકારી સાહેબોનું આ બાબત ઉપર ખાસ ધ્યાન ખેંચી ભૈતિક શાસ્ત્રના સિદ્ધાંતો બાળકોને સમજાવવાનો જે આદરણીય પ્રયત્ન મિ. કૌવર્નટનની કમિટીએ કર્યો છે તેને યોગ્ય ઉપસ્કરના અભાવે નિષ્ફળ જતો અટકાવવો.

વનસ્પતિ શાસ્ત્રના પાઠ જૂની વાંચનમાલામાં નહોતા. પાછળથી દશ બાર પાઠ ખાસ લખાવી સાતમી ચોપડીમાં ઉમેરવામાં આવ્યા હતા. અને ત્યાં પણ તે એટલા બધા અઘરા લાગતા કે ઘણી શાળાઓમાં તે મૂકી દેવામાં આવતા એમ મારી યાદ દાસ્ત કહે છે. નવી વાંચનમાલામાં વનસ્પતિનાં મૂળ, થડ, પાંદડાં, ફુલ અને ફળ સંબંધી રસિક પાઠો સરલ ભાષામાં ત્રીજી ચોપડીથીજ આપવામાં આવ્યા છે. અને તે બીજી ચોપડીના જુદાં જુદાં ઘાસ ધાન્ય વગેરેના પાઠ પછી શરૂ થતા હોવાથી બાળકોનો વનસ્પતિ વિષે રસ તાજો રાખે છે. તેજ પ્રમાણે પરિચિત પ્રાણીઓ, કુતરાં, બિલાડીનાં વર્ણન પછી તેનાં સગાં, હાથી, ઘોડો વગેરેના પાઠ આપી, પછી, માણસ જાતનાં નજીકનાં સગાં, ઉપરનો પાઠ પ્રાણીઓના વર્ગીકરણમાં માણ-

સનું સ્થાન બતાવે છે. અને પછી જંગલી પ્રાણીની સ્થિતિમાંથી ધીમે ધીમે કેવી રીતે સુધારો થતો ગયો તે સમજાવવાને માણસના પ્રથમ સુધારાના પાઠમાં પત્થરનાં ઓજારોનો કાળ અને ધાતુનો કાળ (Metal Age) સમજાવ્યા છે. તે પછી ઐતિહાસિક સમયમાં આવી બાબિલન, મિસર, હિંદ, ગ્રીસ, અને રોમના સુધારા સંબંધી પાઠો આપવામાં આવ્યા છે. મનુષ્યની ચામડીના રંગ, ભાષા, માથાનો ઘાટ વગેરે પરથી મનુષ્યની મુખ્ય જાતો વર્ણવી માનવ શાસ્ત્ર (Anthropology) નું પણ દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે.

અર્થ શાસ્ત્રના પાઠ જૂની વાંચનમાલામાં હતા તેમાંથી કેટલાક જેમના તેમ ઉતારી લીધા છે. તે ઉપરાંત કેટલાક નવા લખાવેલા છે. ઓગણીશમી સદીના અંતમાથી અર્થ શાસ્ત્રની પદ્ધતિ કેવળ ગાણિતિક (abstract) ન રહેતાં ઐતિહાસિક અને વ્યવહારિક સ્વરૂપ પકડતી જાય છે એ આપણે આ પાઠોમાં પણ જોઇ શકીએ છીએ. દાખલા તરીકે વિનિમય અને નાણાના પાઠમાં વિનિમય માટે નાણાની જરૂર બતાવી, પછી જુદા જુદા કાળમાં જે જુદી જુદી વસ્તુઓ નાણા તરીકે વપરાઇ છે, તેનો ક્રમવાર ઇતિહાસ આપવામાં આવ્યો છે. તેમજ અર્થ શાસ્ત્રના સામાન્ય સિદ્ધાંતો સમજાવી સંતોષ ન માનતાં એ સિદ્ધાંતોની આપણા દેશની આર્થિક પ્રશ્નોની પણ ચર્ચા કરવામાં આવી છે. "કાચો અને તૈયાર કરેલો માલ" એ મથાળા વાળા પાઠમાં એ બન્ને પ્રકારના માલની કિંમતમા જે ફેર રહ્યો છે તે પર લક્ષ ખેંચી માલ તૈયાર કરવા માટે કારખાનાં દેશમાંજ હોવાની કેટલી બધી જરૂર છે એ સમજાવી, એવાં કારખાનાં કાઢવા માટે શેરમાં નાણાં રોકવાની ભલામણ કરવામાં આવી છે. હિંદુસ્તાનમાં ખનીજ પદાર્થો અને તેને લગતા ઉદ્યોગોના પાઠમાં કોલસા અને સોનાની ખાણોનું વર્ણન આપ્યું છે. "પરદેશો જોડે હિંદુસ્તાનનો વેપાર" એ પાઠમાં હિંદુસ્તાનમાંથી જે માલ પરદેશ ચ્હડે છે, તથા જે માલ પરદેશમાંથી હિંદમા આયાત થાય છે, તેની ટુંકી હકીકત આપવામાં આવી છે. હિંદુસ્તાનના વેપારમાં માલની આયાત કરતાં નીકાસ ઘણી વધારે હોવાથી દેશ દિનપરદિન ગરીબ થતો જાય છે, એમ કહેવામાં આવે છે. એ મત અવાસ્તવિક છે એમ બતાવવા બ્રિટિશ બેટો અને યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરિકાના દાખલા આપવામાં આવ્યા છે. "બ્રિટિશ બેટોનો આયાત માલ નીકાસ માલ કરતાં વધારે છે યુનાઇટેડ સ્ટેટસમાથી આયાત કરતાં વધારે માલની નીકાસ થાય છે; છતાં એ બેઉ દેશ આપણા દેશ કરતાં ઘણાજ ધનવાન છે" માટે દેશની નિર્ધનતાનું કારણ આયાત નીકાસના આંકડામાં શોધવા કરતાં વધારે તપાસ કરવી, એવી સલાહનુ સૂચન છે.

અર્થ શાસ્ત્રના પાઠો વિષે આપણે જોયું તેજ પ્રમાણે ઇંદ્રિય વિજ્ઞાન અને આરોગ્યના પાઠોમાં પણ નવીન વાંચનમાલા જૂની ઉપર સરસાઇ ભોગવવાનો દાવો કરી

શકે તેમ છે શરીરના અવયવ, હાડપિંજર, માસના લોચા, અને સ્નાયુંઓ વિષેની માહિતી પહેલી ત્રણ ચોપડીનાજ આવી ગઇ તે આપણે જોઇ ગયા છીએ પછી હૃદય અને લોહીનુ ફરવુ તથા જઠર અને પાચન ક્રિયાના પાઠ ચોથી ચોપડીમા આપવામા આવ્યા છે હૃદય અને તેની નાડીની નાડીઓ સાથે સબધ તથા જઠર, કાળજુ અને આતરડાના સબધ સમજાવ્યા છે પાચમી ચોપડીમા મગજ અને જ્ઞાનતતુ તથા ફેફસા અને શ્વાસોશ્વાસના પાઠ છે છઠ્ઠીમા કાળજુ બરોળ અને મુત્રપિંડ વિષે પાઠ ઇન્દ્રિય વિજ્ઞાનનો વિષય પૂરો કરે છે આ પાઠો મનુષ્ય શરીરની રચના અને તેમાના દરેક અગની કામ કરવાની રીત સબધી મહત્વની માહિતી સરલ ઇબારતમા પૂરી પાડે છે વળી આ વિષયના ચિત્રો પણ વાચન માળામા સામાન્ય રીતે અપાતા ચિત્રોમા ઉંચુ સ્થાન ભોગવે છે તેથી આ મહત્વના વિષયમા નવી પ્રજાને ઘણી હકીકતો ખબર પડેનાઇથી અને સ્પષ્ટરી રીતે મળશે, એ આનંદની બિના છે ઉપરાન્ત આરોગ્યતાના પાઠો ઝેરી પદાર્થો અને તેની અસર, ઉત્તા રોગ અને તેના દેનાવો અટકાવવા વિષે સ્વચ્છ હવાની આવજા, અગ સરત અને આરામ ખોરાકની જરૂર પાણી અને દૂધ ચોખા રાખવા વિષે વગેરે પાઠો પણ આરોગ્યતાના ઉપયોગી સૂત્રોનો બહુ સારો બોધ કરે છે એવી રીતે એકદર નવી વાચન માળામા શાસ્ત્રનુ જ્ઞાન સર્વદેશી ( encyclopedic ) વાનો અને અર્થ શાસ્ત્ર ઇંદ્રિય વિજ્ઞાન પદાર્થ વિજ્ઞાન સાયન વગેરે ઉપયોગી શાસ્ત્રના સિદ્ધાતો જરા ઉંડા ઉતરીને વિદ્યાર્થીઓના મન પર મજબૂત છાપ પડે એવી રીતે ચર્ચવાનો સફળ પ્રયત્ન વામા આવ્યો છે અને એ પરિણામ માટે આપણે મી કોર્નેગનની કમિટીના ઉપકારી છીએ

હવે આપણે સાહિત્યના પાઠો ઉપર આવીએ એ પાઠોન નિરીક્ષણ કરતા બે બાબત ધ્યાનમા રાખવાની છે ૧ પાઠના વિષયોની પસદગી ૨ પાઠની ઇબારત શાસ્ત્રીય પાઠો વિષે બોલતા આપણે ફક્ત એના વિષયોની ચર્ચા કરી છે કારણ ઇબારત એ સાહિત્યનો ભાગ છે શાસ્ત્રીય પાઠોના સબધમા જોયુ તેમ સાહિત્યના પાઠોની પસદગીમા મી કોર્નેગનની ઉદાર શક્તિના આપણે વખાણ વા સિવાય રહેવાતું નથી પણ તે પછી જ્યારે આપણે વાચન માળામા વપરાયેલી ભાષા અને શૈલીના વિષય પર આવીએ છીએ, ત્યારે તે સબધે અમતોષની જવાબદારી વાચન માળા કમિટીના ગુજરાતી મેમ્બરને માથે પડે છે એ મેમ્બર ને માટે અમે પુરેપુરૂ માન ધરાવીએ છીએ વાચન માળામા જે જે ગુણો છે તેનો જશ એમને પણ છે એ ગુણો અમે દર્શાવ્યા હવે અમારો વિષય વાચન માળાના દોષોનો છે એ દોષોને સુધારવાનો સવાલ પ્રજાના હિતનો છે એમા અગત વિચારોની દોરવાનુ અશક્ત ન છે એમ એઓ પોતે પણ કબુલ કરશે આગલી પ્રસ્તાવના પછી આ પ્રજાહિતના સવાલની ચર્ચા યથાશક્તિ આગળ ચલાવીએ

ફરી ફરીને વાચન માળા વાચી જોતા અમને એની અંદર રસવૃત્તિની ખોટી

દખીબાનાળા લોળીના સબંધમા 'વિદ્યાર્થીના ગાનીર્વાદ કરનો' એ વાક્ય અયોગ્ય છે.

૩ અન્વયની ભૂલો

ચોથી ચોપડીના ૩૧ મા પાનનું પહેલું વાક્ય નીચે પ્રમાણે છે

"આપણે છોકરા અને છોકરી હોઇ નિશાળે ભણતા હોઇએ કે મોટી ઉમરના ભાયડા અને બાયડીઓ હોઇએ તોપણ આ દુનિઆમા આપણને કંઇને કંઇ કામ કરવુ પડે છે" વાચનારો પ્રથમ એમજ વિચાર થાય છે આપણે છોકરા અને છોકરી કે ભાયડા અને બાયડી હોઇએ એ તો દુનિઆનો કદિ ન સાંભળેલો ચમત્કાર થાય ત્યારેજ બને પણ જરા વિચાર કરતા એમ લાગે છે કે અહીં માત્ર અથવા ને બદલે અને લખવાની ભૂલ થઇ છે પણ એ ભૂલ શરત ચુકથી થઇ છે. એમ તો નજ કહી શકાય કારણ એજ વાકયમા એક પછી એક બે વાર તેજ પ્રયોગ કરવામા આવ્યો છે રાણકદેવીને લઇને પાછા ફરતા સિદ્ધરાજ વઢવાણ પહોચ્યો એટલે તે ત્યા સતી થઇ આ વાકયમા એટલે નો શો અર્થ છે? તે સમજાતુ નથી જુનાગઢથી જતા વઢવાણમાંજ સતી થવુ એવો કંઇ રાણકદેવીએ નિશ્ચય કર્યા હોય તો વઢવાણ પહોચ્યા એટલે તે સતી થઇ! એ સમજાય પણ ઇતિહાસમા એવુ કઇ નથી અને ચાલતા સિદ્ધરાજે તેને અનેક રીતે પજવી અને છેવટે તેના પુત્રને પણ મારી નાખ્યો એથી રાણકદેવીને સત ચઢ્યુ અને તે સતી થઇ એમ કહ્યા છે એટલે આ વાકયમા એટલે કાઢી નાખી માત્ર ત્યા તે સતી થઇ એમજ મૂકવાથી વધારે યોગ્ય થશે આપણે બધા જાણીએ છીએ કે વરસમા કેટલાક માસ તાપ અને કેટલાક માસ ટાઢ વધારે પડે છે વળી ઉનાળામા તાપ વધારે અને શિયાળામા ઓછો હોય છે વળી શબ્દ હમેશા કાંઇ નવી બાબત ઉમેરવામા વપરાય છે જ્યારે અહીં બીજુ વાક્ય એ પહેલાના ઉદાહરણ તરીકેજ છે માટે વળી ને બદલે જેમકે વાપરવુ જોઇએ

૪ હવે આપણે આથી પણ મહત્વની અને સાહિત્યને એબ લગાડનારી ભૂલો પર આવીએ છીએ વાચનમાળાના ઘણા પાઠ વાચતા તેના લખનારને વાકય રચના (Syntax) એવો કઇ વિષય છે એ ધ્યાનમા હોય એમ લાગતુ નથી અશુદ્ધ વાકય રચનાના દાખલા અમને ઠેકાણે ઠેકાણે માલૂમ પડયા છે તેમાથી થોડા અહીં ટાંકીએ છીએ "ખુદાની બંદગી કરવા માટે સોનાની વિંટીમા જેમ સફેદ હીરો તેમ મોતી મસીદ વગેરે સુંદર મકાનો છે (૬-૭) આ વાકય વાચતા બાળકના મનના એવોજ ભાસ થાય કે ખુદાની બંદગીને અને સોનાની વિંટીની અંદરના હીરાને કંઇક ગુપ્ત સંબંધ હોવો જોઇએ પણ ખરૂ જોતા ખુદાની બંદગી કરવા માટે એ મસીદનુ વિશેષણ છે જ્યારે બાકીનુ વાકય સુંદરતાની ઉપમા આપે છે અને એ બે બાબતનો ખીચડો થવાથી વાકય અશુદ્ધ બન્યુ છે તેજ પ્રમાણે ચોથી ચોપડીના

પાઠ ૩૦મા માં નીચે પ્રમાણે વાકય છે. 'સરદારોને તેઓના દરજ્જા પ્રમાણે જમી રહ્યા પછી મેવાનું લહાણું કરે છે.' અહીં પણ જમી રહ્યા પછી 'અને' તેઓના દરજ્જા પ્રમાણે એ બન્ને ખંડોનો સ્થાનફેર થવાથી વાકય અર્થહીન થાય છે. "સ્થળો" આગળ "સ્થળમાં" ની સાતમી વિભક્તિમાં ભળી જાય એટલે એને ક્રિયાપદની શી જરૂર? આવી અનિર્દિષ્ટ કર્ત્તાવાળી વાકય રચના ચાલે છે.

સર્વનામના ઉપયોગમાં પણ ઘણે ઠેકાણે ભૂલો થએલી છે. દાખલા તરીકે છઠ્ઠી ચોપડીના પહેલા પાઠમાં નીચે પ્રમાણે વાકય છે. "વળી યાદ રાખવું કે બીજા માણસો કેવી રીતે આપણી સાથે ચાલે તો આપણને ગમે, તેવી રીતે આપણે બીજાઓની સાથે ચાલવું જોઇએ." આ વાકયમાં પ્રશ્નાર્થ અને સંબંધ દર્શક સર્વનામ વચ્ચેનો ભેદ ભૂલી જવાયો છે. અને અંગ્રેજીમાંથી આ વાકયનું ભાષાંતર કરતી વખત which શબ્દના બે અર્થમાંથી કયો અર્થ આ સ્થાને વાપરવો એ સંબંધી બેદરકારી થઇ છે. કેવી એ પ્રશ્નાર્થ છે અને તેની પછી પ્રશ્નાર્થ ચિન્હ આવવું જોઇએ પણ આ વાકય તો નિશ્ચયાર્થમાં હોવાથી કેવી રીતે 'ને બદલે' 'જેવી રીતે' મૂકવાથી વાકય શુદ્ધ બને છે. વળી ચોથી ચોપડીનો રાજ કુટુંબનો પાઠ લઇએ. "રાણી અલેક્ઝાન્ડ્રા ડેનમાર્કના રાજાની કુંવરી થાય છે. * * * તેમણે માતા અને પત્નીના ધર્મ સરસ બજાવ્યા છે. પોતાના સ્વામીના મંદવાડમાં તેણે પંડે રાત દિવસ તેમની બરદાસ્ત કરી હતી. પોતાનો પાટવી કુંવર માંદો પડયો હતો તે વારે પણ તેણે એજ રીતે તેની સારવાર કરી હતી. પોતાના પિતા શેહેનશાહ એડવર્ડની પછી તે ગાદીએ બેસે એવું કમનસિબે નિર્માણ થએલું નહિ તેથી ઘણી માવજત કર્યાં છતાં તેનો કાળ થયો." આ ઉતારામાં રાણી અલેક્ઝાન્ડ્રા સંબંધી વાત ચાલે છે. તેમાનાં છેલ્લાં ત્રણ વાકય તપાસતાં માલૂમ પડશે કે પ્રથમ બે વાકયમાં "પોતાના" એ સર્વનામ રાણી અલેકઝાન્ડ્રાને લાગુ પડે છે ત્યારે ત્રીજા વાકયમાં એકદમ તેજ સર્વનામ તેના પુત્રને લાગુ પડે છે અને આ ફેરફાર માટે વાંચનારને બીલકુલ ચેતવણી આપવામાં આવી નથી. આગળ ચાલતાં પ્રિન્સ ઑફ વેલ્સની વાત આવે છે તે જરા તપાસીએ, "બીજો કુંવર જર્યોજ યુવરાજ થયો: તેને વેલ્સના શાહઝાદાનો ઇલકાબ મળ્યો છે અને એ સાતમા એડવર્ડની પાછળ શહેનશાહ થશે. એ નાનો હતો ત્યારે એનેજ નૌકાસૈન્યની નોકરીની તાલીમ આપી હતી. એ કારણથી એણે પુષ્કળ મુસાફરી કરી, હિંદ અને બીજા ઘણા દેશોનો સારો અનુભવ મેળવ્યો છે" આમાં ઇગ્લાંડના દરેક યુવરાજને 'વેલ્સના શાહઝાદા' એ ઇલકાબ મળે છે એ બાબતનું સૂચન ન હોવાથી તેનેજ ખાસ ઇલકાબ આપવામાં આવ્યો હશે એવું અવાસ્તવિક સૂચન થાય છે. પછી આગળ ચાલતાં "એ કારણથી તેણે પુષ્કળ મુસાફરી કરી, હિંદ અને બીજા દેશોનો સારો અનુભવ મેળવ્યો છે" એ વાક્ય વાચતાં એ કારણથી એટલે કયું કારણ એમ તપા-

ખોટ માલુમ પડી છે. વાંચન માલાનો હેતુ જ્ઞાન આપવાનો માત્ર નથી પણ તે સાથે વિદ્યાર્થીની ઉંચી રસવૃત્તિને જાગૃત કરવાનો પણ છે. અને તેટલા માટે વાંચન માલાનાં છેવટના પુસ્તકોમાં સાહિત્યના સર્વોત્તમ લખાણના નમૂના આપવામાં આવે છે. આ સત્ય વાચન માલા કમિટીના ધ્યાન બહાર નથી ગયું, એ તેમણે **નર્મદાશંકર**, **નવલરામ**, ગોવર્ધનરામ વગેરેના લેખોમાથી નમૂના આપેલા છે, તે બિના બતાવી આપે છે.

વળી વાચન માલાની શૈલી એકંદર ઉંચા પ્રકારની નથી થઇ, એટલુંજ નહિ પણ તેની અંદર ભાષા શુદ્ધિ પણ નથી રહી, એ બીના ખેદકારક છે. પહેલી ત્રણ ચોપડીમાં ભાષા સાદી, ઘરગથુ અને બાળકો વાપરે તેવી કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. અને તે પ્રયત્નમા કેટલેક અંશે સફળતા મળી છે. પણ પછીની ચોપડીઓમાં ભાષાની શુદ્ધિ કે પ્રૌઢી એકે જળવાઇ શકાયા નથી, સરકારી કેળવણી ખાતામાં લાંબા વખત સુધી નોકરી બજાવનાર અને વાચન માલા તૈયાર કરવાનો આખો જુમ્મો માથે વહોરનાર ગૃહસ્થ પર અશુદ્ધ ગુજરાતી લખવાનો આરોપ મૂકવો એ ગંભીર બાબત છે અને તેટલા માટે દાખલા દલીલથી તેને સાબિત કરવો એ ફરજ છે.

૧. પ્રથમ આપણે શબ્દના અર્થ આપવામા આવ્યા છે તે તપાસીએ 'ગળેપડુ' એટલે ખોટો હક કરનાર' એમ આપવામા આવ્યું છે પણ 'ખોટો' અને 'હક' એ પરસ્પર વિરુદ્ધ ગુણવાળા શબ્દો છે માટે ગળેપડુ એટલે ખોટો દાવો કરનાર એમ જોઇએ. 'ગર્જના'નો અર્થ સિંહનું બરાડવું' એવો આપ્યો છે. પણ ગર્જના મેઘની પણ હોય. 'ખર્યું પાન' એટલે "ઘરડો" એમ અર્થ આપેલ છે. ખરી ગએલું પાન દિવસે દિવસે સુકાઇ જવાનું તેમજ વૃદ્ધાવસ્થા પછી મરણજ આવવાનુ એટલા માટે 'ખર્યું પાન' એ ઘરડાને લગાડાય છે. પણ ઘરડો એ અર્થ લક્ષણાથી થયો છે, અને તેના શબ્દાર્થની ગેરહાજરીમા એ અર્થ આપવો યોગ્ય નથી. પ્રથમ શબ્દાર્થ આપી પછી લક્ષ્યાર્થ અમુક થાય છે એમ પદ્ધતિ રાખી હોય તો વધારે સારૂં. આ સૂત્ર કેટલેક ઠેકાણે ધ્યાનમા રહ્યુ છે. ઉદાહરણ તરીકે 'તરણા સરખું' એટલે (તરણું=ખડ) નકામુ, નજીવુ એમ આપવામા આવ્યુ છે પણ બધે એ પદ્ધતિ નથી રાખી એ ખામી છે. શેઠનો છોકરો નૃસિંહ ચૌદશને દિવસે જન્મ્યો માટે તેનું નામ નરસિંહ પાડયુ એમ કહ્યા પછી નૃસિંહ ચૌદશ એટલે વૈશાખ શુદ ૧૪ એ કહેવાનું શું તાત્પર્ય હશે? વૈશાખ સુદ ૧૪નો દિવસ નૃસિંહ ચૌદશ શા માટે કહેવાય છે તે સમજાવવાની અહી જરૂર છે. છઠ્ઠી ચોપડીના બ્યાશીમા પાઠમા 'કરમ' શબ્દનો અર્થ ભુંડાં કામ એવો આપવામા આવ્યો છે. 'કરમ' શબ્દનો અર્થ કામ થાય છે અને તે છઠ્ઠી ચોપડી ભણનાર દરેક વિદ્યાર્થી જાણતો હોય છે. આ પાઠમાં જે સ્થલે એ શબ્દ વાપર્યો છે ત્યા 'એવાં કરમ' એમ છે અને તેમાં એવા એટલે ઉપર કહ્યાં તેવાં,

અર્થાત્ બુદ્ધ એમ થાય છે 'વ્યવસ્થા' શબ્દનો અર્થ 'સારી ગોઠવણ' એવો આપવામાં આવ્યો છે પણ અમુક ઠેકાણે વ્યવસ્થા મજબુત હતી એમ કહેવાય છે ત્યાં સારી ગોઠવણ એ અર્થ બંધ બેસતો નથી એ સિવાય 'હોજરી' નો અર્થ 'પેટનો ભાગ જેમાં ખોરાક પડે છે તે' એવો આપવામાં આવ્યો છે તે કરતાં 'હોજરી' શબ્દ વધારે સ્પષ્ટાર્થ આપી શકત અને 'મેદ' અર્થ 'શરીરનો એક ધાતુ' એમ જે આપ્યો છે તો ડાક્ટર જોન્સનની જાળી (net)* શબ્દની પ્રખ્યાત વ્યાખ્યાની યાદ આપે છે જે શબ્દની વ્યાખ્યા આપવી હોય તે કરતાં વધારે અઘરો શબ્દ વ્યાખ્યામાં વપરાય એ વ્યાખ્યાનો દોષ ગણાય છે આ 'ધાતુ' શબ્દ 'મેદ' શબ્દ કરતાં વધારે અઘરો છે—કારણ પ્રાચીન આયુર્વેદના અમુક સિદ્ધાંતને આધારે એ યોજવામાં આવ્યો છે મેદ એટલે શરીરનો એક ધાતુ જે જાડા માણસમાં વિશેષ હોય છે એટલું બધું લખવાને બદલે 'ચરબી' એ એક શબ્દથી તેનો અર્થ બોધ ન થઇ શકત?

૭ શબ્દોના અશુદ્ધ રૂપ

દુર્ગંધી (૬ ૩૩) સુગંધી (૮૦) એ બન્ને વિશેષણો છે તેમને નામ તરીકે વાપરવામાં આવ્યાં છે શુદ્ધ રૂપ દુર્ગંધ અને સુગંધ છે એ કહેવું પડે તેમ નથી વળી એક ઠેકાણે સુગંધી વિશેષણમાં 'દાર' શબ્દ ઉમેરી સુગંધીદાર એવું બેવડું વિશેષણ બતાવ્યું છે તે પણ અશુદ્ધ છે

'ખામોશ' એ ફારસી શબ્દ વિશેષણ છે અને તેનો અર્થ ચુપ થાય છે અને તે પરથી નામ ખામોશી બને છે છતાં ન્યુટન ના પાઠમાં 'તેનામાં ખામોશ વધી હતી' એમ વાક્ય છે જ્યાં ખામોશને બદલે ખામોશી શબ્દ વાપરવો જોઇતો હતો 'હેરાન' એ અરબી શબ્દ છે અને તેનો મૂળ અર્થ ગુંચવાઇ ગએલ એવો થાય છે પણ ગુજરાતી ભાષામાં એ શબ્દનો અર્થ દુઃખી 'પીડિત', એવો નર્મકોશમાં આપ્યો છે અને એ અર્થમાં જ હેરાન શબ્દ ગુજરાતી ભાષામાં વપરાય છે માટે 'અકબર હેરાન થાય છે' એ પ્રયોગ અરબી ભાષા ન જાણનારને અનુચિત અને વિચિત્ર લાગશે પાંચમી ચોપડીના બત્રીશમા પાઠમાં એક કંજુસની વાર્તા છે તેમાં વાક્ય છે કે વહાણ વાર ઝોળી લઇ વિદ્યાર્થીના આશીર્વાદ કરવા જાય' અને પાઠને છેડે વિદ્યાર્થીના આશીર્વાદનો અર્થ 'ભીખ માગવી તે' એમ આપેલ છે બેશક વિદ્યાર્થીના આશીર્વાદ એ ભીખ માગવાનો એક પ્રકાર છે પણ તે પ્રયોગ વિદ્યાર્થીઓને જ ઉપયોગનો છે અને મોટી ઉમરના બ્રાહ્મણો તો 'નારાયણ પ્રસન્ન' કે 'ધર્મનો જય થાઓ' એવા મંત્રોનો ઉપયોગ કરે છે, એટલે આ પ્રયોગ

* Net — a reticulated fabric decussated at regular intervals

સચવાયો છે, જ્યારે નવી વાંચન માલામાં રાગ અથવા છંદોનો ક્રમ કંઇ છેજ નહિ.

હવે આપણે આપેલી કવિતાઓના અર્થ તરફ દૃષ્ટિ કરીએ. તેમાં વળી વધારે અસંતોષ થાય એવું છે. અમુક લંબાઇની કવિતાનો પાઠ રાખવો એમ પ્રથમ ઠરાવી પછી તે પોહને માટે કાવ્ય ન મળી શક્યા ત્યા બે સાથે આપવામાં આવ્યાં છે, તેમાં બે કાવ્યોને પરસ્પર સંબંધ હોય તો ઠીક છે, પણ કેટલીક વખતતો અસંબદ્ધ બે કાવ્યો ને પણ એક બીજા સાથે ગોઠવી દેવામાં આવ્યાં છે. દાખલા તરીકે છઠ્ઠી ચોપડીનો ૧૧ મો પાઠ જુઓ તેનુ મથાળું 'પ્રભુ કેમ પ્રસન્ન થતો નથી એ વિષે' એમ આવ્યું છે. પાઠમા એ કવિતા પુરી થતા એજ કવિની બીજી 'વાંસળી' નામની કવિતા મૂકવામા આવી છે. અને એ બીજી કવિતાને પાઠના મથાળા સાથે કાંઇજ સબંધ નથી. સોળમો પાઠ ઉપદેશ વિષે છે, અને તેમા પહેલી કવિતા ઉપદેશની છે. પણ તે ઉપદેશ થઇ રહેતા બે કટકા મનરંજન કવિતાના નાખવામાં આવ્યા છે. અને તેમાં એક ગુપ્તોત્તરનો છે તો બીજો અંતર્લાપિકાનો છે. પાઠ ચોત્રીશમામાં 'વિનાશ કાળે વિપરીત બુદ્ધિ'ના બુલાખીરામના પાચ ઉપજાતિ આપી પછી 'સંત સમાગમ વિષે 'મુક્તાનંદનુ ધોળ આપવામાં આવ્યુ છે. પચાસમા પાઠમાં ધનવંતના ધર્મ ઉપર નર્મદાશંકર અને દલપતરામનાં બે કાવ્યો આપવામાં આવ્યાં છે. સાતમી ચોપડીમાં ઇશ્વર પ્રાર્થના, અને ગરવી ગુજરાતની નર્મદાશંકરની સુપ્રસિદ્ધ કવિતા પછી નરસિંહ મ્હેતાનો ટેઢ વૈષ્ણવનુ આમંત્રણ આવે છે અને તેમાં બે પદ એ વિષય પરત્વે આપવામાં આવ્યા છે, પરતુ ત્રીજુ પદ માત્ર ઇશ્વર પર શ્રદ્ધા રાખવા વિષે છે. પંદરમો પાઠ હરિજનનાં હૃદયનો છે. જેમા ધીરા ભગતનુ એ વિષયનુ કાવ્ય પુરૂ થતાં ધર્મ વિષે છોટમ કવિનું એક કાવ્ય ઉમેરવામા આવ્યુ છે બત્રીશમા પાઠમાં નરસિંહરાવનાં બે કાવ્યો આપવામા આવ્યાં છે. અને ચુમાળીશમા પાઠમા બાલાશંકર અને બલવંતરાયનાં બોધ વચનો આપવામા આવેલ છે. ૫૨ મા પાઠમા સુમતનુ રત્નાગરના રત્નોનું કાવ્ય છે અને તે પુરૂ થતા નર્મદાશંકરનુ 'કવિના પિતાનો મંદવાડ' નામનું કાવ્ય આપવામાં આવ્યું છે. આ પ્રમાણે કેટલેક ઠેકાણે એક વિષય પર બે કવિનાં કાવ્યો આપવામાં આવ્યાં છે. કેટલેક ઠેકાણે બે જુદા જુદા વિષયો પર એક કવિનાં કાવ્યો આપ્યાં છે અને વળી કેટલેક ઠેકાણે જુદા જુદા કવિના જુદાજ વિષય પરનાં કાવ્ય એક સાથે આપવામા આવેલાં છે.

હવે કંઇક ઉંડા ઉતરીને તપાસીશુ તો નવી વાચન માલાની કવિતાઓમાં જુની કરતા અમુક અંશે સુધારો નજરે પડે છે એ સ્વીકારતા આનંદ થાય છે. જુની વાચન માલામા મુખ્યત્વે કવિ દલપતરામ પાસે ખાસ કવિતાઓ લખાવેલી હતી. અને તે ઉપરાત છઠ્ઠી અને સાતમી ચોપડીઓમા ધીરો, શામળ ભટ, દયારામ, વગેરે જુના કવિઓમાથી થોડા છુટા છવાયા ઉદાહરણ હતા. આને બદલે

નવી વાંચન માળામાં ગુજરાતી કવિતાના ઐતિહાસિક અવલોકન માટે અમુક સામગ્રિ તૈયાર કરવામાં આવી છે. નરસિંહ મહેતો, પ્રેમાનંદ, દયારામ, નર્મદાશંકર, દલપતરામ, વગેરે શિષ્ટ કવિઓનાં કાવ્યના નમુના આપવામાં આવ્યા છે. એટલું જ નહિ પણ તે તે કવિઓનાં જીવન ચરિત્ર તેમને માટેની વાંચનારની જિજ્ઞાસાને સંતોષ આપે છે. હાલનું આપણું નવું કાવ્ય સાહિત્ય પણ ભૂલી જવામાં નથી આવ્યું. જો કે તે સંબંધી કહેવું જોઇશે કે નવા કાવ્ય સાહિત્યને જોઇએ તેટલો ઇન્સાફ નથી થયો. આમાં સર્વથી વધારે અન્યાય 'કલાપી' ને થયો છે. તેમનું એક કાવ્ય પાંચમી ચોપડીમાં મૂકવામાં આવ્યું છે. 'કલાપીનો કેકારવ' બહાર પડવા પછી એ પુસ્તક ગુજરાતી વાચનાર આલમમાં માનીતું થઇ પડ્યું છે. અને તેના પર એક કરતાં વધારે વિવેચન માસિકોમાં આવવા લાગ્યાં છે. ટુંકા વખતમાં આટલા બધા લોક પ્રિય થયેલા કવિને વાંચન માળામાં સ્થાન આપવામાં આવ્યું તે સંતોષની બિના છે. પણ કાવ્યની પસંદગી કરતાં બે જૂદા વિષયના કાવ્યને એક સાથે જોડી દઇને રસાભાસ ઉત્પન્ન કર્યો છે, તેથી કલાપીને માટે આદર ઉત્પન્ન થવાને બદલે તેને અન્યાય થાય એવું થયું છે. પહેલી ત્રણ કડી એક ઘા નામના કાવ્યમાંથી લીધી છે.' 'તે પંખીની ઉપર પથરો ફેંકતાં ફેંકી દીધો' તેથી પંખી ઘાયલ થઇને પડ્યું. પડતાં પંખીને જોઇને હૃદયને ધક્કો લાગ્યો. અવિચારીપણે ઘણી વખત આપણે કંઇ કંઇ કામ કરીએ છીએ અને તેનાં અનિષ્ટ પરિણામ આપણી નજર આગળ તરી આવે ત્યારેજ આપણે શું કર્યું તેના વાસ્તવિક રૂપનું આપણને ભાન થાય છે. આ જાતનો ભાવ ચિતરવાનો આ કાવ્યમાં હેતુ છે. પંખી ઘાયલ થઇને પડ્યું તે જોતા ચિત્ત ખિન્ન થયું, તેને પાણી છાંટી કળ વાળવા પ્રયત્ન કર્યો અને 'મૃત્યુ થાશે' જીવ ઉગરશે? એવી શંકામાથી 'જીવ્યું' અહા! મધુર ગમતાં ગીત ગાવા ફરીને' એમ જોતાં આનંદ થાય છે. 'રે રે શ્રદ્ધા ગત થઇ પછી કોઇ કાળે ન આવે' એવું સત્ય આ બનાવમાંથી કવિ તારવે છે. પણ વાંચન માળામાં તે છેલ્લી કડી મૂકી દઇ એજ કાવ્યનું અનુસંધાન હોય તેમ બીજા એક કાવ્યની ત્રણ કડી જોડી દેવામાં આવી છે. આ કાવ્ય પ્રખ્યાત સ્કોટીશ કવિ બર્ન્સની to a field mouse નામની કવિતા પરથી ઉદભવ્યું લાગે છે. અને તેમાં મનુષ્યો અને પંખીઓને સહજ એક બીજા પર અવિશ્વાસ હોય છે, તે માટે ખેદ બતાવવામા આવ્યો છે. કવિતાનું વસ્તુ આગલી કવિતાના વસ્તુથી તદ્દન જુદું છે. પક્ષીઓ મનુષ્યોથી સહજ બીએ છે, જ્યારે બીજાં પ્રાણીઓથી બ્હીતાં નથી. કવિ કહે છે 'પાસે જેવી ચરતી હતી આ ગાય તેવોજ હું છું. નાના કોદિ તમ શરીરને કાંઇ હાની કરું છું; માટે પૂછે છે કે શાને આવાં મુજથી ડરીને ખેલ છોડી ઉડો છો? બધાં પ્રાણીનો ઇશ્વરના બાળક તરીકેનો પરસ્પર બંધુભાવ જોઇએ પણ એ 'કુદરતનું સામ્ય' ભૂલી જઇ જનો પક્ષિઓ તરફ પાણા ફેંકે છે એથી કવિને દિલગીરી થાય છે. છેલ્લી બે લીટી તો બર્ન્સનો અનુવાદજ હોય તેમ લાગે છે.

સીએ છીએ તો આગલા વાકયમાં તેની 'નૌકા સૈન્યની તાલીમ'ની વાતમાં કાંઇ કારણ નથી પણ તેની એ આગલા વાકયમાં તે એડવર્ડની પાછળ શહેનશાહ થશે એ વાકયમાં કારણ આપવામાં આવ્યું છે.

"અહો ૫ટકડી કેવી તુરી લાગે છે ? એ બજારમાં વેચાતી મળે છે કે લોકો કશામાંથી બનાવે છે ?" આ વાકયમાં બજારમાંથી મળે તે લોકો કશામાંથી બનાવી શકે નહિ, અને લોકો બનાવે તે બજારમાંથી મળે નહિ એવો અવાસ્તવિક ધ્વનિ નીકળે છે તે પણ અસ્પષ્ટ લેખન શૈલીનુંજ પરિણામ છે.

'બ્રહ્મદેશ, સિયામ, મલાયા, જાવા ને આફ્રિકામાં જે કદાવર કપિઓ વસે છે તે લગભગ માણસ પેઠે ટટાર ચાલી શકે છે. ને તેઓને આપણી માફક પુછડી હોતી નથી' અહીં લગભગ માણસ પેઠે ને બદલે માણસ પેઠે લગભગ ટટાર ચાલી શકે છે એવું લખતાં વાકય વધારે સુઘટ થાત. અને પછીના વાકયમાં જે અસ્પષ્ટતા છે તે દૂર કરવી જોઇએ. અગાડી 'માણસ પેઠે' વાપર્યા પછી અહીં 'આપણી માફક' કહેવાથી માણસ અને આપણામાં કાંઇ ફેર હશે એવું અયોગ્ય અનુમાન નીકળે. વળી 'આપણી માફક તેઓને પુછડી હોતી નથી' નો સહજ અર્થ આપણને પુછડી હોય છે તેમ તેઓને નથી હોતી એવોજ નીકળે. 'તેઓને પણ આપણી માફક પુછડી નથી હોતી' એમ લખવાથી જોઇતી સ્પષ્ટતા આવે છે.

'વળી જેમ એંજીન કે ગાડીની ધરી ચાલતાં ચાલતાં ઘસાય છે તેમ આપણું શરીર પણ નિરંતર ઘસાઇ જાય છે.' આ વાકયમાં 'નિરંતર' એ ચાલુ ક્રિયા બતાવે છે. જ્યારે 'ઘસાઇ જાય છે' એ પૂર્ણ ક્રિયા બતાવનાર ક્રિયાપદ છે. વાસ્તવિક રીતે આપણું શરીર નિરંતર ઘસાય છે અથવા ઘસાતું જાય છે એમ જોઇએ. પણ 'નિરંતર ને 'ઘસાઇ જાય છે' બન્ને સાથે તો આવી શકે નહિ.

પાંચમી ચોપડીના શિક્ષરમાં પાઠમાં નીચે પ્રમાણે છે. "હવામાં એક જાતનો વાયુ છે તેને કાર્બોનિક એસિડ ગ્યાસ કહે છે. એ વાયુ વરસાદના પાણીમાં મળે છે, તે પાણી ચૂનાના પથરા તથા આરસપહાણ પર થઇને વહી જવાથી ઉતાવળે ઘસાવા માંડે છે." આ વાક્યમાં 'ઘસાવા માડે છે' નો કર્તા પાણી છે. પણ લખનારનો આશય એવો છે કે ચૂનાના પથરા અને આરસ પહાણપર કાર્બોનિક એસિડ ગ્યાસમિશ્રિત પાણી વહેવાથી તે પથરા ઘસાવા માંડે છે. આ વાકયમાંથી બીલકુલ નીકળતો નથી.

એક ઠેકાણે વાકય છે કે 'ખારીલાપણું એ એક ઘણો નઠારો અવગુણ છે.' વાંચનારને સહજ પ્રશ્ન થશે કે જગતમાં સારા અવગુણો પણ હશે ખરા. નઠારા અવગુણને બદલે કાંતો ઘણો નઠારો ગુણ છે એમ હોત તો ચાલત, અથવા ઘણો મોટો અવગુણ છે એમ લખવાથી પણ ચાલી શકત.

"પણ મોનું ઘણે ઠેકાણે માલુમ પડે છે અને પુષ્કળ જથા બંધ નીકળે છે." આ વાક્યમાં પુષ્કળ અને જથા બંધનો અર્થ એકજ છે. એટલે બંને સાથે વાપરવાં જોઇએ નહીઃ

'એલીઝરીન રંગ કોલટારમાંથી કાઢવામાં આવે છે.' અહીં કોલટાર શબ્દ અંગ્રેજીજ મૂકી દીધો છે. અને તેનો અર્થ સમજાવવાનો કાંઇ પ્રયત્ન કરી કર્યો એ અજુગતું છે.

વળી કેટલેક ઠેકાણે અંગ્રેજીમાંથી શબ્દશઃ ભાષાંતર કરવામાં વિવેક ન સચવાયાથી ગુજરાની ભાષામાં અપરિચિત પ્રયોગો થયા છે. દાખલા તરીકે "આદુ એ તેના છોડનું મૂળ" આ એક પાઠની અંદર પેરેગ્રાફનું પહેલુંજ વાક્ય છે આ વાક્યમાં તેના' એ મર્ત્ય નામને બદલે વપરાયું હશે એમ શંકા થાય છે. ગુજરાતી ભાષામાં સમજાય એવું લખવું હોય તો 'આદુ એ એક જાતના છોડનું મૂળ છે' 'એમ જોઇએ તેજ પ્રમાણે ખગોળના પાઠમાં' મોટું રીંછ, અને 'મોટો કુતરો' એવાં જે નક્ષત્રોનાં નામ આપેલાં છે તે માત્ર અંગ્રેજીનાં ભાષાંતર છે એ આપણે જોઇ ગયા.

આવી ઝીણી ઝીણી પણ સાહિત્યની દ્રષ્ટિથી માફ ન કરી શકાય તેવી ભૂલો વાંચન માલામાં ડગલે ડગલે માલુમ પડે છે. અને એ ભૂલો સુધરે નહિ ત્યાં સુધી શુદ્ધ અને સરલ ગુજરાતીના નમૂના તરીકે વાંચનમાલાને ગણી શકાય તેમ નથી. અને આવી અશુદ્ધ વાંચનમાલા આપણાં બાળકોના હાથમાં મૂકી પછી શુધ્ધ અને સરળ ગુજરાતી લખવાની આપણે તેમની પાસે માગણી કરીએ એ અજુગતું છે. માટે આ સાહિત્ય પરિષદ્‌ની ફરજ છે કે આ ભૂલો પર સરકારનું લક્ષ ખેંચી તે જેમ બને તેમ જલદી દૂર થાય તેવા પ્રયત્ન કરે.

''છેવટે સાહિત્યનું સર્વથી મહત્વનું અંગ કવિતા તેના અવલોકન પર આવીએ. જુની વાંચનમાલામાં છેવટની ચોપડીઓમાંના અમુક અપવાદ સિવાય બધી કવિતા ખાસ 'કવિ દલપતરામ પાસે રચાવી હતી. જ્યારે આ વખતે જુના અને નવા જાણીતા થએલા કવિઓનાં ઉદાહરણ ટાંકવાનો પ્રયત્ન કર્યો છે. બાળકોને યોગ્ય કવિતાઓ હજી ગુજરાતીમાં લખાઇ નથી તેથી શરૂઆતમાં પુસ્તકોમાં તો નવી કવિતા રચાવવી પડી છે.' પણ તે કવિતાઓ જુની વાંચનમાલા કરતાં ચડે છે એમ પ્રતિપાદન કરવું મુસ્કેલ છે. વળી નાનાં બાળકો પાસે મોટા રાગ ગવરાવવાનો આશય રાખવામાં આવ્યો છે તે અયોગ્ય છે. જુની વાંચન માલામાં પ્રથમ ચોપાઇ અને દોહરાથી શરૂ કરી પછી ભુજંગી અને હરિગીત અને ત્યાર પછી ઉપલા ક્રમની ચોપડીઓમાં ઝુલણા, શાર્દૂલ વિક્રીડિત વગેરે મોટા છંદો રાખ્યા છે તેમાં અમુક ક્રમ

Burns કહે છે—

I'm truly sorry man's dominion
Has broken nature's social union,
And justifies that ill opinion
Which makes thee startle
At me thy poor earth-born companion,
And fellow mortal!

કલાપી કહે છે —

'દુઃખી છું કે કુદરત તણું, સામ્યનું ભાન ભૂલી
જે જે સત્તા તમ પર જનો ભોગવે ક્રૂર આવી.

આવા બે વાક્યોને કદાચ બંને એક છંદમાં રચાયેલાં હોવાનાજ કારણથી સાથે મૂકવાથી કેટલો બધો વિરોધાભાસ થાય છે અને કવિને કેટલો અન્યાય થાય છે!

'મેં પાળ્યું તે તરફડીમરે હસ્ત મારાજ આથી,'

એમ કહેનાર માણસ દશ લીટી પછી 'નાના કોઈ તમ શરીરને કાંઈ હાની કરું હું' એમ કહે ત્યારે બેમાંથી એક વાક્ય તો ખોટું એમાં કાંઈ શક નહિ. ગોલ્ડન ટ્રેઝરીમાં એક સ્થાને વર્ડ્ઝવર્થ અને શેલીના બે કાવ્યોને સાથે ગોઠવવામાં પણ પાલગ્રેવની ઉંચી રસવૃત્તિનું ભાન થાય છે એવા આશયની મેથ્યુ આર્નોલ્ડે કરેલી ટીકા ઘણાને વિદિત છે. તેજ પ્રમાણે આવા બે વિરોધી ભાવના કાવ્યોને સાથે ગોઠવી તેમને એક કાવ્ય તરીકે ચલાવી દેનાર રસવૃત્તિને શું વિશેષણ આપવું તે સુજ્ઞ વાચનારે પોતેજ વિચારી લેવું.

નવા કાવ્ય સાહિત્યના બીજા નમુનાઓ માટે પણ અસંતોષ જ થાય છે. અંગ્રેજી કેળવણીના પ્રચારથી ગુજરાતી કાવ્ય સાહિત્યમાં જે નવી શૈલી દાખલ થઈ છે તે શૈલીનો વાસ્તવિક ખ્યાલ આવે એવા નમુના લેવામાં નથી આવ્યા. રા. નરસિંહરાવની બકરીના બચ્ચાની કવિતાને સ્થાન આપવાથી તેઓ ભાગ્યેજ ખુશી થયા હશે. વળી એ કવિતાનું વસ્તુ ત્રીજી ચોપડીને લાયકનું છે ત્યારે તેને સ્થાન પાંચમી ચોપડીમાં આપવામાં આવ્યું છે. અને સાતમી ચોપડીમાં જે બે કવિતાઓ આપવામાં આવી છે તે પણ તેમની કવિતાની ખાસ ખુબી (characteristics) નો ચિતાર આપે તેવી નથી મ્હારા અધીન મત પ્રમાણે તો સાતમી ચોપડીમાં રા. નરસિંહરાવના 'ચંદા' જેવા કાવ્યને સ્થાન આપવું જોઇતું હતું. કે જેથી હાલનાં નવા કાવ્ય સાહિત્યની ઝાંખી વાચનારને થવા પામે. એકંદરે રા. બાલાશંકરના એક કાવ્ય સિવાય નવા કાવ્ય સાહિત્યના બધા નમુના ને તે લેખકોના ઉત્તમ કાવ્યોમાંથી

લેવામા આવ્યા નથી જ્યારે મણિલાલ અને કાન્ત, જેવા માનનીય કવિઓને બીલકુલ વિસારી દેવામા આવ્યા છે એ પણ વાચન માળાના ઉપ સગ્રહની મોટી ખામી છે

છેવટે આપણે વાચન માળાની કિમત સબધી બે શબ્દ લખી સમાપ્ત કરીએ જૂની વાચન માળા કરતા નવીની કિમત વધારે રાખવામા આવી છે તે સબધી શરૂઆતથીજ સર્વત્ર પોકાર કરવામા આવ્યો હતો જુની ગુજરાતી પહેલી ચોપડીના કિમત પ્રથમ ૦ ૦ ૮ હતી પછીથી તે ૦ ૧ ૩ કરવામા આવી હતી નવી વાચન માળાની કિમત આથી બમણી ૦ ૨ ૬ રાખવામા આવી છે વળી વાચન માળા છપાઇ બહાર પાડવાનુ લખત સરકારે મેકમિલન કપનીની સાથે કર્યુ અને આમ કિમત વધારવામા આવી તેથી પ્રજાના મનમા અસતોષ પેદા થયો આ બાબત મી કૅાનર્નેટનના ધ્યાન પર પણ ગઇ લાગે છે કારણ પોતાના રિપોર્ટમા તે વાચન માળાની કિમત સબધી લબાણુ ખુલાસો કરે છે એ ખુલાસાનો સાર નીચે પ્રમાણે છે

જૂની વાચન માળાઓ સ્વતંત્ર રીતે તૈયાર થએલ હોવાથી જુદી જુદી વાચન માળાઓની એકજ ધોરણ ભાગની ચોપડીઓમા પણ ફરક હતો વળી જે પ્રાતમા કેળવણીનો ફેલાવો વિશેષ થયો હતો ત્યા વાચન માળાની ઘણી આવૃત્તિઓ થવાથી કિમતમા ઘટાડો પણ થઇ શક્યો હતો અને તેથી જુદી જુદી વાચન માળાઓની કિમત જુદી જુદી હતી [illegible] નડી વાચન માળાની છ ચોપડીઓની કુલ કિમત ૨ ૮ ૬ હતી પણ તેમા કવિતાના સારા ન હતા અને તે કવિતા સગ્રહ જુદા છપાયા હતા તેની દરેની કિમત ૦ ૫ ૦ હતી એટલે વાચન માળાની કુલ કિમત ૩ ૨ ૬ ગણાય સિધી વાચન માળાની છ ચોપડીઓની કિમત ૨ ૫ ૩ હતી પણ તેમા ચિત્રો બીલકુલ ન હતા મરાઠી સાત ચોપડીઓની કિમત ૨ ૫ ૮ હતી બધા કરતા સોંઘી અને છપાઇ વગેરેમા સર્વોત્તમ ગુજરાતી વાચન માળા હતી અને તેની એટલી બધી આવૃત્તિઓ છપાઇ ગઇ હતી કે સાતે ચોપડીઓ ફક્ત ૧ ૨ ૩ ની કિમતે પોસાતી નવી વાચન માળાઓ [illegible] છપાઇ વગેરેમા એ મ ખી હોવાથી કિમતમા પણ એમ મ ખી રાખવાનુ ધ્યેય માટે કેટલા [illegible] વિના પછી વચનો માર્ગ પસદ કરવામા આવ્યા જેથી [illegible] પતાને વાજબી નફો ઉ અને તે છતા વાચન માળાની કિમત આગાઉની વાચન માળામા જે વધારેમા વધારે મોંઘી હતી તેનાથી ઓછી હોય આથી એક બે વિભાગની પ્રજાને પહેલા કરતા વધારે મોંઘી વાચન માળા લેવી પડશે એ નિ સશય છે પણ કિમતમા વધારો થઇ મોટો નથી છતા આગના કરતા ઘણી વધારે સારી વાચન માળા તેમને મળશે આન ત ઉપ રાત તેમને એમ પણ જણાશે કે દિવાસો મળશે કે આપણે જે વધારે કિમત આપીએ છીએ તેથી મુબઇ ઇલાકાના કેળવણીના વિષયમા વધારે પછાત અને ગરીબ વર્ગને વધારે સસ્તી વાચન માળા આપવામા

આપણે મદદ કરીએ છીએ. વળી હાલની કિમતને કાંઇ કાયમની ઠરાવવામાં આવી એમ પણ સમજવાનું નથી, એ કિમત હાલને માટે અજમાયશી સમજવાની છે. અને જો અનુભવ ઉપરથી ખાતાને એમ લાગે કે તેમાં ફેરફાર કરવો જરૂરનો છે તો લેનારને લાભ થાય એવો ફેરફાર કરવાને ખાતું ચુકશે નહીં.

આ ઉપરથી વાચન માલાની એકંદર કિમત વધારે રાખવામાં કમિટીનો શો હેતુ હતો તે સ્પષ્ટ જણાઇ આવે છે. પરંતુ વાંચન માલાની એકંદર કિમત વધી એ કિમતની વિરૂદ્ધના મોટા પોકારનો એક અંશ માત્ર હતો. ખરી ફર્યાદ બાળપોથી બહાર પડી ત્યારે તેની કિમત માટે જ ઉઠી હતી. જૂની ગુજરાતી પહેલી ચોપડીની કિમત ૦-૧-૩ હતી તેને બદલે ચાલવાની બાળપોથીની કિમત ૦ ૨ ૬ રાખવામાં આવી. વળી પ્રાથમિક કેળવણીમાં ઘણાંખરા બાળકો ચાર ચોપડી ભણીને ઉઠી જાય છે. અને તેવાં ઉઠી જનારનો મોટો ભાગ ગરીબ બાલકોનો હોય છે. નવી વાચન માલામાં ઉપલી ચોપડીઓની કિમત લગભગ સરખી જ રહી અને નીચલીમાં વધારો કરવામાં આવ્યો છે અને તેથી ગરીબ વર્ગને માથે એ વધારાનો બોજો નાખવામા આવ્યો એમ થયું છે. આજે પ્રાથમિક કેળવણી મફત કરવાની એક તરફથી સરકારને અરજ કરવામાં આવે છે ત્યારે રિવિઝન કમિટીએ બાળપોથી વગેરેની કિમત વધારી તેને વધારે મોંઘી બનાવી છે. આ ફર્યાદ પર કેળવણી ખાતાના ડીરેક્ટર મિ. સેલ્બીનું ધ્યાન ખેંચાયુ હતું. અને તેમણે ઇ. સ. ૧૯૦૬-૭ ના પોતાના વાર્ષિક રિપોર્ટમા આ બાબત પર નીચે પ્રમાણે વિવેચન કર્યું છે I have also heard a complaint that although the cost of the whole series does not exceed that of the old series, yet the most elementary books are more expensive. This of course is a serious matter The younger the child, the sooner it destroys its books and in the infant class and first standard, a parent may have to buy two or more copies of the same book in a single year

"મેં એવી પણ ફર્યાદ સાભલી છે કે જો કે આખી વાંચન માલાની કિમત જૂની વાંચન માલા કરતા વધારે નથી છતા નવી વાચન માલાની બાળપોથી, પહેલી ચોપડી, વગેરે શરૂઆતની ચોપડીઓની કિમત વધારે છે આ એક ગંભીર બાબત છે. જેમ બાળક નાનુ તેમ તે જલદીથી ચોપડીઓ ફાડે. અને બાળ ધોરણ અને પહેલા ધોરણમા તો એક વર્ષમા એકજ ચોપડીની બે કે વધારે નકલ ખરીદ કરવી પડે."

સરકારનું ધ્યાન મિ સેલ્બીની આ ટીકા ઉપર ગયું અને તેમણે પોતાના વિવેચનમાં નીચે પ્રમાણે લખ્યુ છે.

Government would be glad of a further report from the Director of Public Instruction on the subject of the unequal incidence of the elementary books which obviously ought not to exceed largely, if at all, the cost of similar readers in the old series.

"નવી વાંચન માળાની શરૂઆતની ચોપડીઓની કિંમત જૂની કરતાં ઘણી વધારે ન હોવી જોઇએ, વધારો કરવો પડે તો પણ તે જૂજ હોવો જોઇએ એ દેખીતું છે, અને તેટલા માટે એ ચોપડીઓની કિંમતના સંબંધમાં ડીરેક્ટર સાહેબે ખાસ રિપોર્ટ કરવો."

આ પછી આ વર્ષની શરૂઆતમાં કેળવણી ખાતા તરફથી વાંચન માળાની કિંમતમાં ફેરફાર થવાની વાત બહાર પાડવામાં આવી હતી. તેમાં બાળ પોથી અને પહેલી ચોપડી સિવાય બાકીની ચોપડીઓનાં કપડાનાં પૂંઠાને બદલે કાગળનાં પૂંઠા બનાવી તેની કિંમત બબે આના ઘટાડવામાં આવી છે. પણ બાળ પોથી અને પહેલી ચોપડીની કિંમત તો તેની તેજ રહી છે આપણે ઉપર જોયું તેમ સરકાર કબૂલ કરે છે કે શરૂઆતની ચોપડીઓની કિંમત આગલી વાંચન માળા કરતા વધારે રાખવી પડે તો પણ ઘણી વધારે તો ન જ હોવી જોઇએ અને બાળ પોથીની કિંમત તો પહેલી કરતાં બમણી છે માટે એ કિંમતમા ઘટાડો કરવાની ખાસ અગત્ય છે અને એ અગત્ય ઉપર ધ્યાન ખેંચવું એ આ પરિષદની એક ફરજ છે. *

---

* આ વિષે મુંબઇ સરકારે તા ૧૧ મી માર્ચે નીચેની પ્રેસનોટ પ્રસિદ્ધ કરી છે

At the meeting of the Legislative Council held on 5th February last, it was stated in reply to question put by the Hon Syad Zain-el-Edrus that the question of lowering the prices of the Vernacular text-books was under the consideration of Government, and that it was probable that it would shortly be possible to reduce the price of these text-books. His Excellency the Governor in Council has now desired that in future the Vernacular Readers should be issued in two kinds of bindings viz., the existing one and a cheaper one Parents will thus have the choice of buying the books in the stronger or cheaper binding according to their means. The existing prices and reduced prices of the books in cheaper binding are given below

| | Existing Price | Reduced | Remarks |
|---|---|---|---|
| Primer | 0—2—6 | 0—2—6 | No change in binding |
| 1st Book | 0—2—6 | 0—2—6 | |

# જુનું સ્વર શિક્ષણ.

—*—

(લેખક–દેવશંકર વૈકુંઠજી ભટ્ટ, હેડમાસ્તર, પછેગામ).

આપણા દેશમાં સરકારી નિશાળોની સ્થાપના થઇ, તે પહેલાં ગામઠી નિશાળોમાં આંક, કક્કો, બારાક્ષરી, નામાં, લેખાં ને ખત કાગળ શીખવાતાં. તે ઉપરાંત સિદ્ધો (सिद्धो वर्णसमाम्नायः) એ નામનું લઘુ વ્યાકરણ, વગર સમજણે અપભ્રષ્ટ ઉચ્ચારથી ભણાવાતું, એ સૌ કોઇ જાણે છે.

એ વખતે છાપખાનાં નહોતાં, એટલે આંક કક્કો વગેરેની ચોપડીઓ ગામઠી મેહેતાજીઓ પોતાની પાસેજ રાખતા; અને તે ઉપરથી વર નિશાળીઆને નકલો પણ કરી આપતા. એ ચોપડીઓમાં કક્કાની પહેલાં "ભણે મીંડું" ઇત્યાદિ સંકેતના અક્ષરો લખીને જ પછી કક્કો બારાક્ષરી વગેરે લખી દેવામાં આવતું, એમ જુની ચોપડીઓ જોતાં જણાઈ આવે છે.

હાલ ૫૦ વર્ષ ઉપરાંતના વૃદ્ધને પુછીએ કે આગળના વખતમાં "ભણે મીંડું" શીખવાતું એ શું હતું? તો તેનો ખુલાસો કોઇ પણ ભાગ્યેજ આપશે. હાલ જેઓ ગામઠી યાને ધુળી નિશાળનું કામ કરે છે, તેઓ પણ એ વિષે અજ્ઞાન જ માલુમ પડ્યા છે; અને તેનું કારણ એજ કે, તેઓ નવી પદ્ધતિ પ્રમાણે શીખી ગામઠી નિશાળો ચલાવનારા છે; પરંતુ કોઈ કોઈ અતિ વૃદ્ધ મશ્કરીમાં નવા શીખાઉને કહે છે કે–બીજું ભણ્યો તે તો ઠીક પણ ભણે મીંડું આવડ્યું? આ સાંભળી "મીંડું" શબ્દનો અર્થ કાંઇ નહિ એમ સમજાઇ બાળક શરમાઈ જાય છે, પણ ઊંડો વિચાર કરતાં એ આપણા સ્વર વ્યંજનાદિ શિક્ષણનું પહેલું પગથીયું છે, અને તેમાં પ્રથમ મંગલાત્મક ૐકાર, ને તે પછી સિદ્ધને નમસ્કાર કરી સ્વરશિક્ષણના નમુના લખેલા છે, એમ જાણતાં સૌ કોઇને સાનંદાશ્ચર્ય થશે. કારણ કે તેની ભોંપાડ તરફ ધ્યાન આપીએ છીએ, ત્યારે તેમાં તેવું કશું સમજાતું નથી. જેમ અપભ્રષ્ટરૂપમાં સિદ્ધો બોલનારને સાંભળીએ, તો એમાં કાંઇ વ્યાકરણનો ભાસ, વિદ્વાન્ સિવાય બીજાને થતો નથી, તેવું જ આ બાબતમાં પણ થયું છે. પણ હાલ એ વાત બાજુપર રાખી જે ચોપડામાંથી અમને એ સ્વર ચિહ્નો મળ્યાં છે, તેનાં રૂપ નીચે આપી, તત્સંબંધી ઘટતી હકીકત દર્શાવીએ છીએઃ–

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧

**૫૦ાઞ૦, ન, મ, લ્મ, ૬૧, ।अ, ।आ, ि ी ૬૬, ઊ, ઝ્ા,**

૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭

**ઽઽ, एा, एो, ≡ઝ૭, ।अं, ।अः.**

આ રૂપોમાં પહેલા પાંચ અક્ષર તો સ્વર નથી, જે વિષે આગળ કહેવામાં આવશે. બાકીના બાર* સ્વરો જ રહે છે, ને તેજ બહુ વપરાય છે, જે ઉપરથી બારાક્ષરી ઉત્પન્ન થઇ છે, તેનો જ માત્ર ઉપયોગ હોઇને ચિહ્નોમાંથી ઋ, ૠ, ઌ, ૡનો ત્યાગ કરેલો માલમ પડે છે.

---

* સિદ્ધો વર્ણ૦ માં તો तत्र चतुर्दशस्वराः એમ લખ્યું છે–કેમકે અનુસ્વાર અને વિસર્ગને જુદા ગણ્યા છે–એટલે अआ इई उऊ ऋॠ ऌॡ एऐ ओऔ એ જ લીધા છે–અહીં તેમ નથી.

હવે એની મોંપાઠ કેવીરીતે લેવાતી, અને તે ઉપરથી લેવાની સમજણ શા કારણથી લોપ પામી, તે બાબત નીચે જણાવીએ છીએ, તે ઉપરથી સ્પષ્ટ થશે કે, ઉપરનાં ચિહ્નો તે સ્વરચિહ્નો જ છે.

| નંબર. | રૂપ. | મોંપાઠ. | અક્ષરસ્વરૂપ. | કારણ (મોંપાઠનું). |
|---|---|---|---|---|
| ૧. | પ | ભણીયે. | ऑं (ॐ) | લખવાની સુલભતા માટે એવી નિશાનીઓ બતાવી ઓંકાર શીખવતા હશે. |
| | O | મીંડું. | | |
| | \|\|≡ | *બલાડી–ઓગણપડાયો. | | |
| ૨. | ન | નન્નો વીંટાળો. | न | મીંડું વાળીને કરવો પડે છે માટે નન્નો વીંટાળો કહ્યો હશે. |
| ૩. | મ | મમ્મા મોળ. | मः | મોળના જેવો આકાર તેથી. પડખે પડખે બે મીંડાં તે બે લાડવા. |
| | ః | મમ્માના હાથમાં બે લાડવા. | | |
| ૪ | િમ | સૈરાગી ચોકડી, પાછી વાળી કુંડાળી. | सि | "સ" ચોકડી જેવો કરવો, અને તેને હ્રસ્વ ઇ કરવી પડે છે, માટે. |
| ૫. | द | ઢાણું ઢોકળું. | द्धं | પ્રથમ ઢોકળાની માફક લખવું ને માથે મીંડું મૂકવું તે ઊકરૂં. |
| | ઼ | માથે ઊકરૂં. | | |
| ૬. | \|अ | બેન બેન ભાયા. | अ | અ ને આ એ બે ભાઈ જેવા છે. મતલબ કે રૂપમાં સરખા છે. |
| ૭. | \|आ\| | બીજા ભાઇને કાનો દે. | आ | બીજા અને કાનો કરવો. |
| ૮. | ি \| | ઓગણચાલીશમાં દેડકો. | इ | કારણ સમજાતું નથી, પણ હ્રસ્વ ઇકારનું ચિહ્ન જણાય છે. |
| ૯. | 66 | હેડલાં ઇકાસણાં. | ई | દીર્ઘ ઈકારને માટે હશે. |
| ૧૦. | ও | ઉપર વાળી ઉકારશી. | उ | હ્રસ્વ ઉને માટેનું ચિહ્ન. |
| ૧૧. | ऊ\| | આઉ આંઉ આંકેડાં. | ऊ | દીર્ઘ ઊમાં આંકડો વાળવો |
| ૧૨. | ऽऽऽ | આકડ બીજાં ફોકેડાં. | ए | આંકડની પેઠે કાઢવાનું માટે. |
| ૧૩. | ए\| | બીજી આઈ માત્રા. | ऐ | બીજીવાર ए કરીને માત્રા વધારની મૂકવી. |
| ૧૪. | एो\| | ઓગણ બેગણુ બળાધીયાં | ओ | ઓ બોલવાની સાથે ઓગણ શબ્દ વધાયો છે. |
| ૧૫. | ≡৯৩ | ———„——— | औ | ઓ સ્વરનું કલ્પિત રૂપ. |
| ૧૬ | \|अं | એક રારા ને માથે મીંડું | अं | અકારને માથે મીંડું. अं |
| ૧૭. | अः | બીજાને બે આગળ મીંડાં. | अः | વિસર્ગદર્શક રૂપ. अः |

* બે લીટી ઉપરથી બલાંટી ને પછી બલાડી એમ રૂપ થયાં જણાય છે.

ઉપરની મૉંપાઠ માત્ર રહી હતી, અને તે મૉંપાઠ જે ચિહ્ન તેમજ અક્ષર માટે હતી, તેનું લક્ષ્યસ્થાન ભૂલાઇ ગયું છે. હાલમાં એકડા શીખવતાં નવડો કરવો હોય ત્યારે બાળકને કહેવામાં આવે છે કે પ્રથમ ચૂલો કરી તેમાં લાકડું ખોસવું તે નવડો. મતલબ કે ચૂલા જેવો આકાર કરી તેમાં લીટી આડી કરવી. પણ પાછળથી ચૂલો ને લાકડું બેજ શબ્દો ઉપર ધ્યાન રહે ને નવડાનું લક્ષ્યસ્થાન ભૂલી જવાય તેવું આમાં થયું જણાય છે.

વળી કબૂતરનો क, ગણપતિનો ग, એમ બાળકને બોલાવીએ છીએ. તેમાં પ્રથમની દૃષ્ટિએ બાળક ચિત્રપર જ ધ્યાન દે છે, અને અક્ષર તરફ તેનું ઓછું ધ્યાન જાય છે. તેવીજ રીતે સ્વરને મારેલી મૉંપાઠ છે તે વાત બેશક ભૂલી જવાની છે.

આ શિક્ષણ ઘણાં વર્ષ પહેલાં પણ પ્રચલિત હતું એમ પ્રખ્યાત કવીશ્વર કાળીદાસ (પ્રહ્લાદાખ્યાનના લખનાર ગુજરાતી કવિ) ની તે સમયની કવિતા* ઉપરથી જણાઇ આવે છે. વળી મૉંપાઠ પણ એ જ રીતની કવિ પોતે કવિતામાં જણાવે છે. જેમકે–પ્રહ્લાદ કહે છેઃ–

“મણ્યામાંહી હું તો પંચભૂત ગણું, વાણું मींडूं તે આગળ માથાતણું;
અવર ભણતાં ભય લાગે ઘણું, બીજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૮
हुं ओगणपदायाहुं कर्म કથી, જેને થાકયા મુનીવર મોટા મથી;
એનો અસુરને કુળ અવતાર નથી, બીજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૯
જે કોઇ नन्ने विंटाळे વિંટાઇ રહ્યા, मंमा मोक्षना મોદક તેણે સહ્યા;
જેના વેદ પુરાણમાં અર્થ કહ્યા, બીજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૧૦
હું તો સૈયાણી સ્નેહ ન રાખું કદા, પાછી વાળી કુંડાલી ન લોપું તદા;
ડાણે દોકડે ગ્રાહી રહ્યો છું સદા, બીજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૧૧
મેં તો एनमेनभाया અનેક ભણ્યા, बीजा माइना ગુણ ન જાય કહ્યા;
થાય શત્રુને મિત્ર બે માય જણ્યા, બીજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૧૨
મેં તો ऐ मै कै कै વાર લખ્યા, મેં તો आणवगडने હવે ઓળખ્યા;
એમ હરિ રહ્યા મારી કરશે રક્ષા, બીજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૧૩
ललितराविष कारेलुं ઝેર લહું, लाली सूतां सापलांથी દૂર રહું;
શાને અંગ સદા શિર ભાર વહું, બીજો નહિ ભજું વૈકુંઠનાથ વિના. ૧૪

ઉપરની કવિતામાં બાળબોધ અક્ષરે લખેલી સત્તા અને અમે પૂછીને લખેલી મૉંપાઠ તદ્દન મળતાં છે. આ મૉંપાઠમાં "ललितराविष कारेलुं અને लालि सूतां सापलां" એ શબ્દો આવે છે. તે પૂછવામાં આવેલી મૉંપાઠમાં નથી મૂકયું. તેનું કારણ એમ જણાય છે કે, ऋ, ॠ, ऌ, ॡ એને લગતાં કવિતામાં સૂચન છે. પાછળથી તેનો ખપ બારાક્ષરી વગેરેમાં ન રહેવાથી લખાણમાં તેમજ મૉંપાઠમાંથી કમી થયેલ હશે.

દિલગીરીની વાત એ છે કે–અમે બે ચાર વૃદ્ધને ઉત્સુકતાથી પૂછયું, પણ પૂરી વાસ્તવિક સમજણ સાથે મૉંપાઠ કોઇ કહી શકયું નથી, એટલું જ નહિ પણ જુની બીજી પ્રત પણ યત્ન કર્યા છતાં આવા મોટા શહેરમાં મળી શકી નથી. કેમકે આવી બાબતમાં મહેનત કરનાર અને લક્ષ દઇ સાધન મેળવી આપનાર ભાગ્યેજ મળી આવે છે. તોપણ આશા છે કે ગુજરાત તરફના મોટા શહેરમાંનો કોઇ વિદ્વાન્ જુનો હસ્તલિખિત ચોપડો

---

* એવા આધ્યાત્મિક ભાવનું ઢુંઢીયા સંઘના કલ્પસૂત્રની એક ગુજરાતી ટીકામાં પણ લખ્યું છે.

મેળવી, વધારે અનુભવી વૃદ્ધથી શોધ કરી વિશેષ અજવાળું પાડશે. અમે તો માત્ર દિગ્દર્શન' કરાવ્યું છે કે–ભણ્યે મીઠું તે બીજું કંઇ નહિ પણ "ૐ નમઃ સિદ્ધં પછી અઆ ઇઈ ઉઊ ઋૠ ઓઔ અંઅઃ" છે.

આ પ્રસંગે હાલના શિક્ષણ સંબંધે પણ આ વિષય ઉપરથી મળતા બોધને અંગે કંઇ કહેવું પ્રાપ્ત થાય છે, તે કહીએ તો અસ્થાને નહિ ગણાય.

૧–પહેલી વાત તો એ કે હાલને વખતે પ્રાથમિક શાળામાં એકડા ઘુંટનારને એકડો લખતાં આવડે તે સાથેજ કક્કો શિખવવાનો રિવાજ દાખલ થયો છે, ને સરકારી હુકમ પણ એજ મતલબની પદ્ધતિનો થયો છે. તે વાસ્તવિક નથી, કેમકે પ્રથમ આંક, તેમાંય તે દશ એકડા પાકા આવડે અથવા ૧૦×૧૦=૧૦૦ પાકા આવડે, તે પછી જ કક્કો શિખવાય, તો વધારે અનુકૂળ પડે એમ અમારું માનવું છે.

બાળપોથીમાં ને બીજી કોપી બુકોમાં અક્ષર સહેલા વલણવાળાથી શરુ કરીને પછી વધારે મરોડ તથા આંટી ઘુંટીવાળા આપેલા છે. એ તો અક્ષરના આકાર સરસ મરોડદાર લખતાં આવડે, એ વિચાર ઉપરથી મુકવામાં આવેલ હોય એ જુદી વાત છે, પણ એકડા પાકા આવડ્યા પછીજ કક્કો શિખવવાની શરુઆત કરાય તો વધારે ઝડપથી બાળક શીખે. અસલ પણ એમજ હતું. જેમકે–એકડા તથા દાન સુધી ભણેલાને શિક્ષક કહે કે–પાંચડાને પ કહેવો, ૨ બગડાને ર કહેવો, છગડાને છ કહેવો, એમ સમજાવે એટલે એટલા અક્ષર તો એકડા ભેગાજ શીખાઇ ગયા! પછી ચોગડાને પડખે લીટી દોરીએ તો મ, બગડાને—આડી અને (।) ઉભી લીટી લગાડીએ તો સ, આઠડાને ઉભી લીટી લગાડતાં ત, નવડાને ઉભી લીટી લગાડતાં લ ઇત્યાદિ બધા અક્ષરો ભણાવાય અને એ શીખેલા અક્ષરોપરથી શબ્દ પણ કરાય. જેમકે રસ, મલ, તપ, પછ, મસ વગેરે. વળી એના એ અક્ષરોને આપણે શણગારીએ છીએ, તેમાંથી શબ્દ લખતાં આવડે છે ને નવા નવા ઘણા અક્ષર રમતમાં આવડી જાય છે. એમ બાળક જાણે ત્યારે એનેય ઉમંગ વધે છે. વળી જુની ને નવી બેઉ પદ્ધતિ સચવાય તેમ છે. વાસ્તે "બાળકને એકડા પાકા આવડ્યા પછીજ ઉપરની રીતે કક્કો શિખવવો જોઇએ. કેટલાક શિક્ષકો ગમે તે રીત ચલાવીને બાર માસે ધોરણ પૂરું કરે છે, એવું બાળધોરણમાં ન થવું જોઇએ. આ સંબંધમાં વધારે વિવેચન આપતાં બાળપોથીની રચના ને તેમાં થવો જોઇતો સુધારો એ વાત છેડવી પડે, એને માટે આ સ્થાન નથી એમ સમજી એ વાત બાજુપર રાખી માત્ર સૂચન કર્યું છે.

૨–કક્કાની ને સ્વરની મોંપાઠ સંબંધે પણ ઘણું કહેવાનું છે. હાલમાં કબૂતરનો ક, ગણપતિનો ગ એ મોંપાઠથી છોકરાને ક, ગ કે હ લખાવીએ તો લખી શકે છે, પણ એકલો ક ગ કે હ બોલો તો તુર્ત લખી શકતા નથી–માટે એકલા ક, ખ, ગ ની મોંપાઠ છેલ્લે સમયે પરીક્ષાનાં વખતમાં બતાવાય તો વધારે સારું–બાકી તો કક્કો કેવેલો ખલ્ખો ખાજલો એમ બોલાતું તેને બદલે આ રીત ઠીક છે, પણ તેમાં નીતિ બોધ આવતો નથી. વાસ્તે "કક્કારે કોઈ તણી નિંદા નવ કરીએ એ ચતુરાઈની રીત," એ જુની મોંપાઠને અવકાશે બાળવર્ગમાં ચલાવવી જ જોઇએ. એ નીતિના પડેલા સંસ્કાર, આગળ જતાં બહુ ઉપયોગી થઈ પડશે એ નિઃસંશય વાત છે.

૩–વાસ્તવિક રીતે બાળકોને અંક મૂળાક્ષરનો બોધ કયે રસ્તે આપવો સુલભ પડશે, એ સંબંધે શિક્ષક વર્ગે બહુ થોડો વિચાર કર્યો અથવા જણાવ્યો હશે. ધોરણ બાંધનારા મોટા

વિદ્વાન્, તેમજ ઉંચા અભ્યાસકને શીખવનાર હોય છે, તેઓ અનુમાનથી એવાં બાળધોરણો રચે છે, એટલે બાળકોની મુશ્કેલીઓ તેમના દિલમાં પૂરેપૂરી હોતી નથી. આથી જોઇએ તેવું સારૂં પરિણામ આવતું નથી. દાખલા તરીકે હાલ અર્થ સાથે તેમ જ સરવાળા બાદબાકી સાથે ૧૦૦ એકડા શીખવવાનું બાળધોરણમાં રાખ્યું છે, એ સેંકડે ૫૦ ટકા ન્હાનાં બાળકો શિખી શકતાં નથી. અલબત્ત એમાં શિક્ષકોનોય દોષ હશે, પણ હાલમાં ચાર ચાર વર્ષનાં બાળકો નિશાળે બેસે છે, તેમને એ વાત તુર્ત સમજમાં ન ઉતરે. વસ્તુથી સમજે છે, પણ મગજપર ભાર વધે છે. આ સમયે તો એની સ્મરણશક્તિ સારી હોય છે, માટે યુક્તિસર મોંપાઠ, અને તે સાથે અક્ષર જ્ઞાન (એકડા સહિત) હોય તો બસ. પછી આગળ ઉમર ને અભ્યાસ વધ્યા બાદ આ વાત સરવાળા બાદબાકીની લેવાય, તો આગલ ઉપર ઘણો લાભ થાય, એમ અમારૂં માનવું છે. અત્યારે તો સમય ઉપર ખીલનારી કળીને પરાણે ખીલાવવા જતાં તેનું સૌંદર્ય અને સુગંધ બેઉ જોઇએ તેવાં મળતાં નથી એમ ભાસ થાય છે, વાસ્તે તે વાત સુધારવા સરખી છે.

૪–આ લેખમાં ૐ ઓંકાર જે મંગલાત્મક, તેમજ શબ્દબ્રહ્મ સ્વરૂપ છે તેને અગાઉના સમયમાં પહેલો શીખવવામાં આવતો, હાલ તે અક્ષર સાત ચોપડી શીખેલાં બાળકનેય વાંચતાં આવડતો નથી! જે બ્રાહ્મણનો દીકરો હશે, ને સંધ્યાવદનના મંત્ર શિખ્યો હશે તે જ જાણતો હશે; વાસ્તે મંગલાત્મક ૐકાર તેમજ નમસ્કારાત્મક મગળાચરણ "શ્રી ગણેશાયનમઃ" ઇત્યાદિ વાત બાળકને ક્યાંહી શિખવાતી નથી, તેને પણ સ્થાન મળવું જોઇએ છીએ. મૂળાક્ષરમાં ક્ષ ને જ્ઞ ઉમેર્યાં છે, તેમજ "ૐ" અને "શ્રી" આ બે અક્ષર ઉમેરવા ઘટે છે–તેમાં 'ૐકાર પહેલો અને શ્રી છેલ્લે–એ ચાર અક્ષરોનાં સ્વરૂપાદિ આગળ વ્યાકરણ ભણશે, ત્યારે સમજશે–પણ દાખલ કરવામાં આવે તો ઘણે ભાગે ઉપયોગી થશે. એ પ્રમાણે અમારા નમ્ર વિચારો નિવેદન કરી, ૐ नमः सिद्धं કહી આ વિષય વિદ્વજ્જનોની સેવામાં મૂકીએ છીએ. इति शिवम्.

કોટ સસુન બિલ્ડિંગમાં "ગુજરાતી" પ્રિંટિંગ પ્રેસમાં ઈ. સુ. દે. એ છાપ્યું.

# સમાજ, સાહિત્ય અને કેળવણી એમનો પરસ્પર સંબંધ.

( રા. રા. પિનાકીપ્રસાદ મહાદેવપ્રસાદ દેસાઇ, બી. એ. (મુંબઇ) એ. એમ.

(કોલંબીઆ.) માસ્ટર્સ ડીપ્લોમા ઇન્ એડ્યુકેશન. (ટીચર્સ કોલેજ ન્યુયોર્ક.))

**બે આધારભૂત વાદો.**

જ્યારથી પશ્ચિમ તરફ "સામાજિકદાય" અને "બાલ્યાવસ્થાનો અર્થ" એ બે વિષયપર તે તે શાસ્ત્રના વિદ્વાનો એક નિશ્ચયપર આવ્યા ત્યારથી કેળવણીનુ સ્વરૂપ બદલાઇ ગયું. અને તેના હેતુનું સ્પષ્ટતર વિસ્ફોટન થયું; ત્યારથી કેળવણીનુ શાસ્ત્ર જે અત્યાર સુધી બીજા શાસ્ત્રોથી વિરક્ત હતું તે લગભગ બધાં શાસ્ત્રોપર આધાર રાખતું થયું. અને ત્યારથી જ "કેળવણીનુ શાસ્ત્ર" એ પદ જે સંદિગ્ધ હતું તે નક્કી થયું. કોઇ પણ શાસ્ત્રનુ શાસ્ત્રત્વ સિદ્ધ કરવાને તેને ઉત્ક્રાંતિવાદના નિયમો લાગુ પાડવામાં આવેછે અને તે નિયમોની કસોટી સહન કરવાને તે શક્તિમાન થાય છે ત્યારે તે શાસ્ત્રત્વપદને પામે છે. કેળવણીનુ શાસ્ત્ર જે અત્યાર લગી ઉત્ક્રાંતિવાદના નિયમોની કસોટી સહન કરી શકતું નહતુ તે આ બે વાદોને લીધે સહન કરતું થયુ અને એ વિષયને શાસ્ત્રત્વ પદ અબાધિત મળ્યું. આ બે વાદોમાંથી "સામાજિકદાય' નો વાદ સમાજશાસ્ત્રપરથી લેવામા આવ્યો છે. અને કેળવણીના વિષયો કયા રાખવા તે બાબત તેનાથી નક્કી કરાયછે. બાલ્યાવસ્થાનો અર્થ માનસશાસ્ત્ર પરથી નક્કી કરવામાં આવ્યો છે. અને શિક્ષણપદ્ધતિ તેનાથી નક્કી થાય છે. પ્રસ્તુત વિષયને બાલ્યાવસ્થાના અર્થ સાથે સંબંધ ન હોવાથી માત્ર સામાજિકદાય એટલે શું તે જાણવાને જ આપણે પ્રયત્ન કરીશું.

**સમાજ અને વ્યક્તિનો સંબંધ**

"સામાજિકદાય' આપનાર સમાજ છે અને તેનો ઉપભોગ કરનાર દરેક વ્યક્તિ છે; આથી એ દાયનુ સ્વરૂપ સમજતાં પહેલાં વ્યક્તિ અને સમાજનો સંબધ સ્પષ્ટપણે ધ્યાનમાં રાખવાની જરૂર છે; માટે આ સંબંધ તરફ આપણું લક્ષ આપણે પહેલું દોડાવીશું.

**સમાજ અને સહકાર્ય.**

આત્મરક્ષણ માટે નખ, દાંત, ઇત્યાદિક પ્રાકૃતિક શસ્ત્રોથી વિહીન મનુષ્ય=પ્રાણીનુ કાયદા, પોલીસ, લશ્કર ઇત્યાદિક સંસ્થા દ્વારા રક્ષણ કરવું; શીત, વર્ષા અને તાપથી રક્ષણ કરનાર પીછાં, વાળ, જાડી ચામડી ઇત્યાદિક પ્રાકૃતિક સામગ્રીથી હીનભાગી મનુષ્યપ્રાણીનું રૂ. ઉન શણુ વગેરે પ્રાકૃતિક પદાર્થોનો ઉપયોગ કરી શરીરને આચ્છાદિત કરનાર મીલો, શાળા ઇત્યાદિક સંસ્થાઓ દ્વારા રક્ષણ કરવું; ઝાડની બખોલો, પર્વતની ગુફાઓ વગેરે સ્થાનોનો ઉપયોગ ન કરી શકનાર તથા માળાઓ બાંધવાની કુશળતા

વગરના મનુષ્ય પ્રાણીને માટે ઘર બંધાવી આપવું; આત્મપોષણ માટે કેવળ અશક્ત માનુષીબાળને ખવરાવી ઉછેરવું અને મ્હોટું થયા પછી ખેડુત, વેપારી, દળનાર, રસોઇ કરનાર ઇત્યાદિ જુદી જુદી વ્યક્તિઓના સહકાર્યથી મનુષ્યપ્રાણીનું રક્ષણ કરવું; આ બધામાં સમાજ વ્યક્તિઓના સહકાર્ય દ્વારા વ્યક્તિનું રક્ષણ કરે છે. આવી રીતે રક્ષિત, પોષિત અને વર્ધિત થયેલી વ્યક્તિ બીજી એવી પરાધીન વ્યક્તિઓનાં રક્ષણ અને પોષણ માટે તત્પર થાય છે.

**સમાજ માંહેના વ્યક્તિના બે પ્રકાર**

મનુષ્ય જાતિમાં આ પ્રમાણે બે પ્રકારની વ્યક્તિઓ હોય છે. રક્ષિત, પોષિત અને વર્ધિત થતી વ્યક્તિઓ; અને રક્ષણ, પોષણ અને વર્ધન કરતી વ્યક્તિઓ. પહેલા પ્રકારની વ્યક્તિ સમાજ ઉપર આધાર રાખનારી છે. બીજા પ્રકારની વ્યક્તિ સમાજના ધર્મો પોતાના જ ધર્મો છે એમ સમજી આચરણ કરનારી છે. આ બે પ્રકારની વ્યક્તિઓ માટે આપણે કાંઇક વિશેષ માહિતિ મેળવીએ.

**સમાજ ઉપર આધાર રાખવાની સ્થિતિ.**

માનુષી પ્રાણી જ્યાં સુધી શિશુ કે કુમાર અવસ્થામાં હોય છે ત્યાં સુધી તેના પર કોઇ પણ જાતની જોખમદારી રાખવામાં આવતી નથી; એટલે કે ત્યાં સુધી તે સમાજની હરોલમાં દાખલ થયું નથી. પરંતુ યુવાવસ્થામાં આવતાં જ તેના પર જોખમદારી પડે છે. ત્યારથી તે સમાજમાં દાખલ થાય છે. સમાજમાં દાખલ થયા પહેલાં તેની પાસ સમાજ સહકાર્યની અપેક્ષા રાખતી નથી. સમાજમાં દાખલ થયા પછી યથાશક્તિ સહકાર્ય તેની પાસે માગે છે, અને તે ન આપે તો સમાજ તેને માટે તેને દમે છે—શિક્ષા કરે છે અથવા છેવટ તેનો બહિસ્કાર કરે છે. શિશુ અને કુમાર અવસ્થામાં તે વ્યક્તિ સમાજના આશ્રય નીચે રહે છે. સહકાર્ય અપાતુ લેવાતું જોય છે, અને અનુભવે છે. સહકાર્યથી થતા ફાયદા, તે ન હોવાથી થતાં નુકસાન એ બધું પ્રત્યક્ષ કરે છે. હજી સુધી તેનામાં વ્યક્તિ ભાવના પ્રધાન છે, અને સમષ્ટિ ભાવના માટે તૈયારી થાય છે. સમાજમાં દાખલ થયા પછી તેની વ્યક્તિ ભાવના ઘસાતી જાય છે, સમષ્ટિ ભાવના પ્રબળ થતી જાય છે.

**સમાજોપજીવી અને અનુજીવીનો સમાજ સાથે સંબંધ.**

સમાજની હરોલમાં દાખલ થતા પહેલાં તે બાળક સમાજ ઉપર જીવે છે; સમાજોપજીવી છે. સમાજમાં દાખલ થયા પછી તે સમાજાનુજીવી થઇ રહે છે. સમાજોપજીવી સ્થિતિમાં સમાજને તેની કાળજી કરવી પડે છે. સમાજાનુજીવી વ્યક્તિઓ સમાજના નિયમને વશવર્તી થઇને રહે છે. એ સ્થિતિમાં તે સમાજને કાંઇ ભયંકર નુકસાન તો કરતો નથી એટલીજ નજર તેવા તરફ સમાજને રાખવી પડે છે. તે સિવાય તે વ્યક્તિ તરફ સમાજને નજર રાખવી પડતી નથી. પણ સમાજાનુજીવી વ્યક્તિઓને સમાજોપજીવી વ્યક્તિઓની કાળજી રાખવી પડે છે તથા બીજી સમાજાનુજીવી વ્યક્તિઓ તરફથી નુકસાનકારક વર્તન થતું હોય તે અટકાવવા તરફ લક્ષ રાખવું પડે છે.

સમાજાનુજીવીના બે પ્રકાર.

પણ સમાજાનુજીવી વ્યક્તિઓમાં પાછા બે પ્રકાર હોય છે. જે લોકો સમાજના નિયમને વશવર્તી રહી પોતાનું જીવન ગાળનાર છે તેઓ પહેલા પ્રકારમાં આવે છે. બીજા પ્રકારમા એવા લોકોનો સમાવેશ થાય છે કે જેઓ, સમાજના નિયમોને આદર આપવા ઉપરાંત સમાજના જ્ઞાનમાં અગર વ્યવહારમાં વધારો કે સુધારો કરે છે. આ બીજા પ્રકારની વ્યક્તિઓમાં સમાજને લાભ કરનાર વ્યક્તિઓ આવી જાય છે. આને આપણે સમાજોત્કર્ષકારી વ્યક્તિઓ, કહીશું.

ત્રણે પ્રકારની વ્યક્તિનો સમાજ સાથે સંબંધ.

સમાજને આ ત્રણે પ્રકારની વ્યક્તિઓના જરૂર છે સમાજને અધોગતિમાં જતી અટકાવનાર સમાજાનુજીવી વ્યક્તિ છે, તેને ઉચ્ચગતિએ લઇ જનાર સમાજોત્કર્ષકારી વ્યક્તિ છે. આ બંને પ્રકારની વ્યક્તિઓમાં ભરતી કરનાર સમાજોપજીવી વ્યક્તિઓ છે. અધિકતમ સંખ્યાનુ અધિકતમ સુખ સાધવું એ સમાજનો ઉચ્ચાશય છે. આજ સુધીમાં, જેવા પ્રકારનુ સુખ સાધવાનાં સાધનો સમાજના હાથમાં આવ્યાં છે તેને સાચવી રાખવાં એ કાર્ય સમાજાનુજીવી વ્યક્તિ કરે છે. હાલ જેટલાં સાધનો છે તેમાં વધારો કરવો એ ઉત્કર્ષકારી વકિત કરેછે, અને આ મહાન સૈન્યમાં સમાજોપજીવી વ્યક્તિઓ હરોલમાંથી ભરતી થાય છે

ત્રણ પ્રકારની વ્યક્તિ કેવી રીતે ઉદ્દભવે છે

ત્યારે સમાજને લાભ શેમાં છે ? ખુલ્લી રીતે જેમાં ઉત્કર્ષકારી વ્યક્તિઓમાં વધારો થાય તેમાં, અને વળી ઉત્કર્ષકારી વ્યક્તિઓએ કરવા ધારેલા સુધારા વધારા ઝટ સમજી શકે અને અમલમા મુકી શકે એવી વૃત્તિ ધરાવનારી અનુજીવી વ્યક્તિઓ થાય તેમાં લાભ છે. આથી સમાજની કાર્ય પદ્ધતિ સ્પષ્ટ થાય છે. તે સમાજોપજીવી વ્યક્તિઓને સમાજાનુજીવી બનાવે છે, તથા સમાજોપજીવી અને સમાજાનુજીવીને ઉત્કર્ષકારી વ્યક્તિઓ બનાવવા તેમની આગળ સામગ્રી તૈયાર રાખી મુકે છે તેમાંથી યોગ્યતા પ્રમાણે ઉત્કર્ષકારી વ્યક્તિઓ તૈયાર થાયછે આત્મશ્રેય માટે સમાજનુ આજ કર્તવ્ય છે.

વ્યક્તિનીસમાજ તરફ વૃત્તિ.

ઉપરની કલમોમા સમાજની વ્યક્તિ તરફની કાર્ય પદ્ધતિની દિશા બતાવવામાં આવી. હવે વ્યક્તિની સમાજ તરફની દિશા જોઇએ. વ્યક્તિ પોતાના રક્ષણ અને પોષણની સામગ્રી મેળવવા માટે સમાજાનુજીવી થઇ રહે છે. તે પોતાનુ અધિકતર સુખ સધાય માટે બુદ્ધિમાન સમાજાનુજીવી થઇ રહેવા પ્રયત્ન કરેછે. તે પ્રકૃતિક પરિસ્થિતિ પ્રમાણે પોતાનુ અધિકતમ સુખ મેળવવા અને તે સાથે સામાજિક પરિસ્થિતિ અનુકુળ કરી લેવા ઉત્કર્ષકારી થઇ રહેવા પ્રયત્ન કરે છે. સમાજ અને વ્યક્તિનો આ પ્રમાણેનો સંબંધ છે આ સંબંધને લીધે સમાજ સ્વાર્થ વૃત્તિથી વ્યક્તિને કેળવણી આપે છે. વ્યક્તિ સ્વાર્થ વૃત્તિથી સમાજ પાસેથી કેળવણી લે છે.

**સમાજાનુજીવી સ્થિતિ વિષે વિચાર**

ઉપર જણાવ્યું તે પ્રમાણે, સમાજોપજીવી સ્થિતિ એ સમાજાનુજીવી અથવા સમાજોત્કર્ષકારી સ્થિતિમાં આવવા માટે તૈયારીનો કાળ છે. એ કાળમાં જેની જેટલી શક્તિ તે પ્રમાણે પોતાને જરૂરના વિચારો અને આચારો ગ્રહણ કરે છે આ ગ્રહણ કરેલા આચારો અને વિચારો તથા તેનો ઉપયોગ કરવાની નૈસર્ગિક શક્તિ એનાપર અમુક વ્યક્તિ અનુજીવી થશે કે ઉત્કર્ષકારી તેનો આધાર રહે છે. સમાજોપજીવી વ્યક્તિઓને જે આચાર વિચારો ગ્રહણ કરવાના આવે છે તેનું સ્વરૂપ કેવું છે? ડૉ. બટલર પોતાના "કેળવણીનો અર્થ" એ નામના નિબંધમાં આ બાબત સ્પષ્ટ કરે છે. સમાજ માંહેલી વ્યક્તિને સમાજની સાથે સંબંધ રાખતી કેટલીક બાબતો વિષે કેટલુંક જ્ઞાન મેળવવાનું છે. આ બાબતો નીચે પ્રમાણે છે. ધાર્મિક, સાંસારિક, ઔદ્યોગિક, રાજકીય, સૌંદર્યકલાવિષયક, સાહિત્ય વિષયક, વિજ્ઞાનશાસ્ત્રવિષયક, સંસાર, ઉદ્યોગ, અને રાજ્ય એ વ્યક્તિમાં રક્ષણ પોષણ માટે અતિ ઉપયોગી સંસ્થાઓ છે. માટે એ ત્રણ સંસ્થાઓની સાથે સંબંધ રાખતી બાબતોને આપણે સંસ્થા વિષયક બાબત કહીશું. આથી વ્યક્તિને કેટલાક ધાર્મિક આચાર વિચારો, સંસ્થાવિષયક આચાર વિચારો, સૌંદર્યકલાવિષયક આચાર વિચારો; સાહિત્યવિષયક આચાર વિચારો, અને વિજ્ઞાનશાસ્ત્રવિષયક આચાર વિચારો જાણવા પડે છે. વ્યક્તિ ઉપર જણાવેલી પાંચ બાબતોના આચર વિચારને વળગીનેજ રહે તો તે અનુજીવી વ્યક્તિમાં ગણાય છે. પરંતુ તે સંસ્થાના આચાર વિચારમાં સુધારો કરે તો તે ઉત્કર્ષકારી વ્યક્તિમાં ગણાય છે.

**અનુભવી અને ઉત્કર્ષકારી વ્યક્તિઓ વિષે વિચાર.**

પણ સમાજ એ એક એવી સંસ્થા છે કે જેનો અંત આવતો નથી. તે માંહેલી વ્યક્તિઓ આવે છે અને જાય છે; કોઇ થોડું જીવે છે, કોઇ ઘણું જીવે છે; કોઇ સુખભાગી હોય છે, કોઇ દુઃખભાગી હોય છે. આવી જુદા જુદા પ્રકારની વ્યક્તિઓનો બનેલો સમાજ જમાના પછી જમાના સુધી, શતકો પછી શતકો સુધી વહ્યો જાય છે. તેનાં પાત્રો બદલાય છે. તેની ક્રિયાઓ તથા વિચારો ફેરવાય છે. માત્ર જે પરમહેતુથી એ સમાજ બંધાયલો છે તે પરમહેતુ કાયમ રહે છે. શતકો પછી શતકો સુધી જે વિચારો અને જે કૃતિઓ ચાલ્યાં જાય છે તે સમાજાનુભવી વ્યક્તિઓના બળથી ચાલ્યાં જાય છે. તેમાં જે ફેર પડે છે તે ઉત્કર્ષકારી વ્યક્તિઓને લીધે ફેર પડે છે.

**સમાજના વિચાર અને આચારમાં કાળ જતાં સુધારો થાય છે.**

આ પાંચ બાબતોને સંબંધ રાખતો આચારનો સમૂહ અને વિચારનો સમૂહ સમાજોપજીવી વ્યક્તિઓને આપવાનો છે. આ આચાર વિચારનો સમૂહ તે કાંઇ માત્ર ચાલુ જમાનાની વ્યક્તિઓનાં પરિશ્રમનું ફળ નથી. સ્મરણશક્તિને પેલે પાર ગયલા કાળથી તે ચાલ્યાં આવે છે. તેમાં દરેક જમાનો પોતાના અનુભવથી મેળવેલા આચાર વિચારોનો ઉમેરો કર્યો જાય છે. દૃષ્ટાન્ત તરીકે, અગ્નિ પ્રદિપ્ત કરવાનું સાધન તપાસીએ. કેટલાંક શતકો સુધી અગ્નિ પ્રદિપ્ત કરતાં કોઇને આવડતું નથી. તેમાં એક જમાનાએ ઉમેરો કર્યો અને કાષ્ટમંથનથી અગ્નિ સ-

ળગાવવા મંડાયો. આ નવીન શોધાયલા આચાર વિચાર ત્યાર પછીના જમાનાને અપાવવા મંડાયા. કેટલાંક શતકો સુધી આ જ્ઞાન તેમનું તેમ જમાના પછી જમાનાને અપાયું પણ વળી એક નવીન શોધ થઇ. ચકમક અને લોખંડના ઘર્ષણથી અગ્નિ પ્રદિપ્ત કરવાનું જ્ઞાન હાથ લાગ્યું. હવે આ બાબતના આચાર વિચાર અપાવા લાગ્યા. જમાના પછી જમાનાએ શતકોનાં શતકો સુધી આ પ્રમાણે પોતાનો અગ્નિ સળગાવ્યો. પણ જ્યારે ફોસફરસની સહાયથી આ ક્રિયા કરવાનુ જ્ઞાન પ્રાપ્ત થયું ત્યારે આચાર વિચારમાં પાછો ફેર પડ્યો. હવે ઘર્ષણ ક્રિયા શીખવાની રહી નહીં. તેમ દેવતા ઝરે એવો પત્થર ઓળખવાની શક્તિની જરૂર રહી નહીં. માત્ર ફોસફરસની દીવાસળી બનાવવાની ક્રિયા શીખવાની જરૂર રહી. પણ દરેક વ્યક્તિને આ ક્રિયા જાણવાની જરૂર નથી. થોડીક વ્યક્તિને આ જ્ઞાન સારી રીતે મેળવવાની જરૂર છે. અને બાકીની વ્યક્તિઓ તે જ્ઞાન વિનાની રહે તો હરકત જેવું નથી. આ પ્રમાણે જમાનો જેમ આગળ વધતો ગયો તેમ આચાર વિચારોનો ઉમેરો થતો ગયો. અને તેનો વિષમ—વિભાગ થતો ગયો.

**સામાજિક દાયનો સ્વભાવ.**

પાછલા જમાનાઓ તરફથી જે જ્ઞાન આવતું ગયું અને જે જ્ઞાન ઉપયોગી હોવાથી હવે પછીના જમાનાને આપવાની આપણે કાળજી રાખીએ તે જ્ઞાન, તથા ચાલુ જમાનામાં તેમાં આપણા અનુભવથી ઉમેરો કીધો તે આ બધા જ્ઞાનનો કહો કે આચાર વિચારનો સમૂહ તે સમાજની મિલ્કત—દોલત છે. એ દોલતના બદલાથી વ્યક્તિ પોતાનુ સુખ સાધી શકે છે. આ લક્ષ્મી વ્યય થતાં વધે છે, કાળ જતાં તેમાં ઉમેરો થાય છે. સામાન્ય લક્ષ્મી માફક એક ઠેકાણે તેનો સંચય થતો નથી પણ પૃથ્વી પરના પર્વતો માફક કોઇ ઠેકાણે થોડી, કોઇ ઠેકાણે વધારે પણ સર્વત્ર પથરાઇ રહે છે. એ લક્ષ્મીના વારસાનો હક્ક સર્વને એક સરખો છે. એ લક્ષ્મી ત્રીજોરી કે ભોંયરામાં દાટેલી નથી પણ મ્યુનિસિપાલિટીના ફાનસો માફક સર્વ માટે ખુલ્લી છે. અને તેનો ઉપયોગ જેને જેમ ફાવે તેમ કરી શકે છે.

**સામાજિક દાયનુ અર્થ વિસ્ફોટન.**

ગામનો કૂવો સાર્વજનિક ઉપયોગ માટે હોય છે એ વાત ખરી. પણ તે કૂવાનાં પાણીનો ઉપયોગ કરતાં પહેલાં જેટલાં પાણીનો ઉપયોગ કરવાનો છે તેટલું પાણી મ્હારે મ્હારા કબજામાં લેવું પડે છે; તે જ પ્રમાણે સામાજિક લક્ષ્મી સાર્વજનિક છે. પરંતુ જેટલી લક્ષ્મીનો ઉપયોગ હું કરવા ધારૂ છુ તેટલી લક્ષ્મી મ્હારે મ્હારા કબજામાં લેવી પડે છે. સામાન્ય લક્ષ્મી કરતાં આ લક્ષ્મીનો સ્વભાવ જુદો છે તેથી હું આને મ્હારા કબજામાં એમને એમ લઇ શકતો નથી. મ્હારા કબજામાં આપવા માટે કોઇ બીજા માણસની જરૂર પડે છે. (અલબત જે માણસ કબજો આપે છે તે આ પ્રમાણે આપવાથી દરિદ્રી થતો નથી કે તેની લક્ષ્મી ઘટતી નથી. બંને જણા તેના અવિભક્ત ભોક્તા થાય છે. પ્રાણીશાસ્ત્રમાંથી ઉપમા લઇએ તો આમીબાની માફક એક પદાર્થના બે વિભાગ થાય છે અને તે બંને વિભાગો અસલના પદાર્થ જેવા જ સંપૂર્ણ અવયવ-

વાળા તથા સરખી જ શક્તિવાળા થાય છે ) બીજા માણસ માફક હુ એ લક્ષ્મીને મ્હાગ કબજામા લઉ છુ અને મ્હારી બુદ્ધિ વૃત્તિ અને શક્તિ પ્રમાણે તેનો ઉપયોગ કરૂ છુ આ પ્રમાણે સમાજની એ લક્ષ્મી—ગતાયુ અને જીવંત વ્યક્તિઓના અનુભવા મળા વિચારો અને કરાયલી કૃતિઓ—નવા જન્મેલા બાળકને ક્રમે ક્રમે આપવામા આવે છે આગળ જણાવ્યા પ્રમાણે જે કૃતિઓ અને જે વિચારો સમાજને ઉપયોગી જણા વ્યા છે તે કૃતિ કરવાની રીતિઓ અને તે વિચારો સમાજની મિલ્કત છે લાંબા કાળથી ઉતરી આવેલી મિલ્કત છે અને નવી જન્મેલી દરેક વ્યક્તિને તે આપવામા આવે છે આ જ સામાજિક વારસો—દાય છે એના ઉપર જ દરેક વ્યક્તિના નિર્વાહનો આધાર છે

મ્હોડેથી ઉતરી આવતો અને લેખી સામાજિકદાય

સમાજને ઉપયોગી જણાયલા આચાર વિચારો જેને હવેથી સામાજિક દાય એ મનાથી ઓળખીશુ તેમાના કેટલાક પુસ્તકોમા લખા યલા છે અને કેટલાક હજી સુધી લખાયા નથી પણ એક મ્હોડેથી બીજે મ્હોડે પસાર થતા જાય છે આપણે જાણીએ છીએ કે જે વિચારો અને કૃતિની રીતિઓ ભાષામા મૂર્તિમાન થયા છે તે ન ભાષા સમજી શકાય ત્યા સુધી અમર રહે છે જેને શબ્દરૂપ મળ્યુ નથી તે વિ ચાર અને રીતિઓ એકવાર અદૃશ્ય થઇ જાય છે તો તેને ઘણા પ્રયાસ વિના પાછા મેળવી શકાતા નથી મહારાજા અશોકે કરેલા બોધો એકવાર અદૃશ્ય થઇ ગયા તો પણ ભાષામાં મૂર્તિમાન હોવાથી ફરી પાછા આપણે મેળવી શક્યા મધ્ય એશિયાનો જુના વખતનો સુધારો સ્મૃતિ બહાર ગયો તોપણ ત્યાના ખીલારોની લેખોમા જેટલો મૂર્તિમાન હતો તેટલો આપણે જાણી શક્યા બીજી તરફ દીલ્હીનો લોહસ્તભ તૈયાર ક રવાની ક્રિયા શાબ્દિક રૂપમા મુકવામા ન આવી તો આપણે હવે વર્ષો સુધી કાળની નાશક—વૃત્તિ સામે ટકી શકે એવી રીતે લોહને તૈયાર કરવાની ક્રિયા ઘણા પ્રયાસ વગર પાછી મેળવી શકીશુ નહીં શાબ્દિક—રૂપ મળેલુ જ્ઞાન અપરિમિત કાળ સુધી પ્હોચે છે સ્મૃતિને આધારે રહેલુ જ્ઞાન તેટલા કાળ સુધી પહોચી શકશે એની જામી નગીરી કાઇ નથી આથી સમાજ પાછલા પ્રકારના જ્ઞાન તરફ બહુ માનની દ્રષ્ટિથી જોતી નથી જે પ્રકારનુ જ્ઞાન સમાજનો ઉચ્ચાશય પાર પાડવામા ઉપયોગી છે તે પ્રકા રનુ જ્ઞાન તથા જે રીતે તે જ્ઞાન અપરિમિત કાળ સુધી સમાજને પહોચ્યા કરે તે રીત તે બન્ને તરફ સમાજ ઘણી કાળજીથી જુએ છે અને તેનુ પોષણ અને વર્ધન કરવા તરફ તે હમેશા પ્રયાસ કરે છે

લેખી સમાજિકદાય સામા જના સુધારાની પ્રતિચ્છાયા છે

જે વિચારો અને કૃતિઓની રીતિઓને શાબ્દિકરૂપમા મુકવામા આવે છે તે વિચારો અને કૃતિઓ સમાજ પોતાનો ઉચ્ચાશય તાદૃશ કરવામા કેટલે દરજ્જે પહોચ્યો છે તેના સૂચક છે જેમ આવી મૂર્તિને પામેલા વિચારો અને કૃતિઓ વધારે તેમ તે સમાજ પોતાના ઉચ્ચાશય તરફ આગળ એમ માનવામા આવે છે પણ આ વિચારો અને કૃતિઓની સખ્યા કાઇ ગણી શકાતી નથી તેથી

વિવિધ વિષયપર પુસ્તકની સંખ્યા ગણવામાં આવે છે અને તે સંખ્યા જે સમાજ પાસે વધારે તે સમાજને આગળ વધેલો ગણવામાં આવે છે

**સામાજિકદાય એટલે વાઙ્મય.**

શાબ્દિકરૂપ પામેલા આચાર વિચારો તે કોઇપણ ભાષાનુ વાઙ્મય છે વાઙ્મયમાં શમાવવામાં આવેલા આચાર વિચારો કાંઇ જે તે જમાનાની બુદ્ધિ ચાતુરીનુ ભવિષ્યની પ્રજા આગળ પ્રદર્શનરૂપ રહેવા માટે હોતા નથી. કાચના કબાટમાં રાખી મુકી દૂરથી તેને નિહાળ્યા કરવા અને તેમની સુંદરતા, કાર્યકુશળતા વગેરે બાબતોથી અજાયેબ થવું અને તેમના કર્તાઓના વખાણ કરવાં આટલા માટે તે હોતાં નથી તે કઇક બીજા હેતુથી લખાયલાં છે આ હેતુ એટલો છે કે ભૂતકાળમા ઉપયોગી થઇ પડેલા આચાર વિચારોનો સંગ્રહ ઉત્તરોત્તર ભવિષ્યની પ્રજા આગળ મુકવો કે જેથી પોતાનું જીવન વધારે સુખમય કરવાને તેમને માર્ગદર્શન થાય માનુષી બાલને સામાજિક દાય સોપવાનુ જે મહાન કાર્ય સમાજને માથે છે તે વાઙ્મયથી સુકર થાય છે

**વાઙ્મયના ત્રણ પ્રકાર.**

વિચારનો સમૂહ આપનારા અને કૃતિની રીતિઓ બતાવનારાં એવા બે પ્રકાર વાઙ્મયમાં આવે છે. વિચારનો સમૂહ આપનારમા પણ પાછા તે વિભાગ છે જેઓ વિચારને સકલિત કરવાના એકલા હેતુથીજ પુસ્તકો લખાયા હોય છે તે અને જેઓ હરકોઇ વિચારને આકર્ષક અને હૃદયગમ બનાવવાના હેતુથી લખાયા હોય છે તે આથી વાઙ્મયના ત્રણ પ્રકાર થાય છે અંગ્રેજીમા આને Technical Literature, Scientific Literature અને Literature proper એમ કહે છે આપણે એને કૃતિવિસ્ફોટક સાહિત્ય, શાસ્ત્રવિષયકસાહિત્ય અને શુદ્ધ સાહિત્ય એમ કહીશુ દરેક પ્રકારના વાઙ્મયમા સમાજેપજીવી વ્યક્તિને અનુજીવી, બુદ્ધિમાન અનુજીવી અને ઉત્કર્ષકારી બનાવવા માટેના તત્ત્વો હોય છે જો કે આ બધામા વિચારોનુ વિસ્ફોટન કરવુ એ તત્ત્વ હાજર હોય છે, છતા પહેલા બે પ્રકારના વાઙ્મયમા વિચાર વિસ્ફોટનની શૈલી એકજ હોય છે સાહિત્યમા એ શૈલી જુદા જુદા પ્રકારની હોય છે જુદા જુદા સ્વભાવની વ્યક્તિઓમા કોઇ ને કોઇ અને કોઇને બીજી શૈલી વધારે આકર્ષક લાગે છે, અને તેથીજ ભિન્ન ભિન્ન શૈલીઓમા લખાયલા પુસ્તકોની જરૂર રહે છે

**ત્રણે પ્રકારના વાઙ્મયનુ ઉપયોગીપણુ**

કૃતિની રીતિ દર્શક વાઙ્મય તથા વિચારને સકલિત કરવા વાઙ્મય એ બેમા સમાજની અત્યાર સુધીની કાઇ કતૃત્વ શક્તિનો આધાર રહેલો છે, તે વિચારો સાચવી રાખવા એ ઉચ્ચાશય છે સાહિત્યમા સમાજનુ બધારણ સમાજ માહેની વ્યક્તિઓની નીતિ, રીતિ, સમાજનો ઉચ્ચાશય અને તેની પ્રાપ્તિને માટે કેટલો વિલબ છે આ બાબતના વિચારોનો સમાવેશ હોય છે. પહેલા બે પ્રકારના વાઙ્મયો સમાજને પોતાના ઉચ્ચાશય તરફ જવા માટે માર્ગ-દર્શન કરાવે છે. ત્રીજા પ્રકારનું વાઙ્મય તેને માટે પ્રોત્સાહન કરે છે, પોતાના ઉચ્ચાશયની પ્રાપ્તિ માટે માર્ગ દર્શનની તેમજ

પ્રોત્સાહનની જરૂર છે. પણ બેનું અગત્ય સરખાવતાં પ્રોત્સાહનની વધારે જરૂર છે. તેથીજ બીજાં વાઙ્મય કરતાં સાહિત્ય અગ્રસ્થાન ભોગવે છે.

આપણે જુદા જુદા પ્રકારનાં વાઙ્મયનો વિચાર મુકી દઇ હવે સાહિત્ય અને સમાજના સંબંધ તરફ વધારે બારીકાઇથી જોઇએ ડૉ. જી. એસ. હૉલ સાહિત્ય અને ભાષા વિષે લખે છે કે:—

સાહિત્ય અને સમાજનો સંબંધ

"These (Language and Literature) are the chief instruments of social as well as ethnic and patriotic instinct.* (Adolescence) ડૉ. હૉલ માનસ શાસ્ત્રી છે એટલે તે દ્રષ્ટિથી તેમણે પોતાનો વિચાર બતાવ્યો છે. સાહિત્યના વિષયમાં આવી શુષ્ક રીતે વિચાર દર્શાવ્યા છે માટે તેનાપર આપણે વિશેષ વખત ગાળીશું નહીં. પણ એજ વિચારોને વધારે રસિક રીતે દર્શાવનાર બીજા લેખકો તરફ વળીશું. "Books and Culture" નામનાં પુસ્તકમાં મેબી કહે છે."

† Now, it is upon this imperishable food which the past has stored up through the genius of great artists that later generations feed and nourish themselves. It is through intimate contact with these fundamental conceptions, worked out with

* આ (ભાષા અને સાહિત્ય) સમાજિક પ્રેરણાનાં, મનુષ્ય જાતિના દરેક વર્ગની ખાસ પ્રેરણાનાં અને દેશ પ્રીતિની પ્રેરણાનાં મુખ્ય હથિઆરો છે

† આ નહીં નાશ પામતો—અનશ્વર—ખોરાકનો સંગ્રહ સૌંદર્ય કલા જાણનાર મહાન પુરૂષોની અતિ તીવ્ર બુદ્ધિ દ્વારા ભૂતકાલે કર્યો છે. આ ખોરાક પાછળ આવતા જમાનાઓ ખાય છે અને પુષ્ટ થાય છે. આ મૂળભૂત વિચારો અનેકાનેક કષ્ટથી અને ધીરજથી તૈયાર કરવામાં આવ્યા છે. તેની સાથે ગાઢ સંબંધ થાય ત્યારે જ વ્યક્તિનો અનુભવ એટલે દરજ્જે વિશાળ થાય છે કે તેમાં મનુષ્ય જાતિના જે તે વર્ગના અનુભવનો સમાવેશ થાય.

આથી સાહિત્યના અભ્યાસીને જે તે વર્ગના સાહિત્યના ઉમદા પુસ્તકોમાં તે વર્ગનાં અનુભવનાં છેવટનાં પરિણામો અને પોતાના અતિ બુદ્ધિમાન પુરુષોની બુદ્ધિના લાક્ષણિક ગુણોની ખબર પડે છે આટલેથી જ અટકતું નથી. મહાન મગજો જ્યારે અત્યંત સુખમય સ્થિતિમાં, તેમજ વિસ્તાર પામતી સ્થિતિમાં હોય ત્યારે તેની ઘણામાં ઘણી ચાલાકી કેટલી છે તેની પણ ખબર પડે છે. તે વર્ગના જે કોઇ ઉત્તમ ગુણો છે તથા તે વ્યક્તિના જે કાંઇ ઉત્તમ ગુણો છે તે બેનો સયોગ થાય છે. આજ સુધીમા તે વર્ગ જેવો થયો છે તથા તેણે જે કાંઇ કર્યું છે તે દર્શાવનાર ઘણો કિમતી ખજાનો જેને અનામત મુકવામાં આવ્યો છે તે આ સંયોગથી જળવાઇ રહે છે. વ્યક્તિએ જે કાંઇ જોયુ, અનુભવ્યુ કે જાણ્યું છે, તેનો ઘણો કિમતી ખજાનો જેને અનામત મુકવામાં આવ્યો છે તે આ સંયોગથી સચવાઇ રહ્યો છે.

such infinite pain aud patience that the individual experience is broadened to include the experience of the race.

The student of literature, therefore, finds in its noblest works not only the ultimate results of race experience and the characteristic quality of race genius, but the highest activity of the greatest minds in their happiest and most expansive moments. In this commingling of the best that is in the race and the best that is in the individual × × × × is preserved the most precious deposit of what the race has been and done, and of what the man has seen, felt and known." ( Books and culture. )

એમરસન કહેછે :—

* " He ( the advancing man ) finds that the poet was no odd fellow who described strange situations, but that universal man wrote by his pen a confession true for one and true for all "

જ્યોર્જ કુક કહેછે ;—

† " He ( the poet ) is the oracle and guide, the inspirer and friend of those to whom he sings He creates life under the ribs of dead tradition ; he illumines the present with heart flames of beackoning truth and he makes the future seem like home joys far off but drawing ever nigher "

સાહિત્ય એ પાછલા જમાનાના સમાજની આરસી છે એ પ્રમાણે મેળી પ્રતિપાદન કરે છે. એમરસન તેને ટેકો આપે છે અને વધારામાં જણાવે છે કે જુદીજુદી *વ્યક્તિઓના મનને ગોઠી જાય એવી સ્થિતિ એક સર્વાનુભવરસિક વ્યક્તિ વર્ણવે છે.* જ્યોર્જ કુક એમરસનના પાછલા વિચારને અનુમોદન આપતાં વધારામાં જણાવે છે કે

---

* તે ( આગળ વધતો માણસ ) સમજે છે કે વિચિત્ર અને અસંભાવ્ય સ્થિતિ વર્ણવનાર કવિ કોઇ વિલક્ષણ જીવ નથી. તે સમજે છે કે એક સર્વાનુભવરસિક મનુષ્ય એક વ્યક્તિને માટે સત્ય ઠરે અને સર્વ વ્યક્તિઓને માટે સત્ય ઠરે એવાં પ્રતિપત્તિ પોતાની કલમથી લખે છે.

† તે ( કવિ ) જેની આગળ પોતાનો સ્વર સંભળાવે છે તેનો તે ભવિષ્યવાદી અને માર્ગદર્શક, પ્રેરક અને મિત્ર ઠરે છે. લોકકથાના મૃતદેહમાં તે પ્રાણ પ્રેરે છે, વર્તમાનકાળને માર્ગદર્શક સત્યની ઉજ્વળ જ્વાળાઓથી પ્રકાશમાન કરે છે, ભવિષ્યને દૂર રહેલા પણ સતત પાસે આવતા ગૃહના આનંદોના જેવું દેખાડે છે.

તે ભવિષ્યની સ્થિતિનો માર્ગ ઉજ્વળ કરી આપે છે. એ જ લેખક એ જ પુસ્તકમાં અન્ય સ્થળે જણાવે છે કે:—

"It (poetry) embodies man's longing after the Eternal One, expresses his sense of the deep mystery of Being, voices his soul sorrow, illumines his path with hope and objects of beauty. Man's aspiration, his sense of imperfection, his yearn- for a sustaining truth and reality as the life within and over all things, find expression in poetry; because it offers the fittest medium of interpretation for these higher movements of the soul" *

સાહિત્ય આ પ્રમાણે સમાજની મહત્ત્વાકાંક્ષા, અપૂર્ણતાનું ભાન, તેની વાંચ્છા એ સર્વ જણાવે છે. શામાટે? પોતાની અપૂર્ણતા, પોતાની વાંચ્છા, પોતાની મહત્ત્વાકાંક્ષા તેના આગળ હમેશાં હાજર હોય તો તે પોતાની તે અપૂર્ણતાનો ઉપાય કરે, તે વાંચ્છાઓ પૂરી પાડે, અને તે મહત્ત્વાકાંક્ષાને પહોચવા પ્રયત્ન કરે. એક જમાનો આ બધા માટે પ્રયત્ન કરે તેનું અધુરૂં રહેલું કામ બીજો જમાનો લે, ત્યાંથી અનુસંધાન ત્રીજો કરે આ પ્રમાણે ઉત્તરોત્તર સમાજના સુખને માટે અવિચ્છિન્ન પ્રયત્ન થયાં કરે, તેને માટે સાધન અને પ્રોત્સાહન સાહિત્ય આપે છે.

અવતરણોનો ઉપસંહાર

સમાજની કાર્ય કર્તૃત્વ શક્તિ અગર વિચારો ધમે તેટલા આગળ વધ્યા હોય છતાં જે સમાજિક આવરણમાં રહીને એ શક્તિનો ઉપયોગ કરવાનો છે તે આવરણ તેને નાટે અનુકૂળ ન હોય તો તે શક્તિ વ્યર્થ જાય છે. સમાજનો ઉચ્ચાશય શું છે તે જાણ્યા વગર કાર્યકર્તૃત્વ શક્તિ આગળ ખીલવી શકાતી નથી. એ ઉચ્ચાશય જાણ્યા વગર સમાજની ઉન્નતિ કેવી રીતે કરવી તેનો માર્ગ સુઝતો નથી. એ ઉચ્ચાશય જાણ્યા વગર સમાજની ઉન્નતિ કઇ દિશા તરફ કરવી તે દિશા સુષતી નથી. અને તેથી વિચાર કરી શકાતો નથી. એ ઉચ્ચાશય જાણ્યા વગર ભવિષ્યને માટે આશા બાંધી શકાતી નથી. ભવિષ્ય તરફ નજર કરતાં ઘોર અધારૂં લાગે છે, અને તેથી ઉજ્જ્વલ વર્તમાન વધારે ભયંકર જણાય છે. ઇશ્વરી સર્વજ્ઞતા, ઇશ્વરી સર્વ શક્તિમત્તા, ઇશ્વર સર્વ વ્યપ્તિમત્તા, આ સ્થિતિઓનો અલ્પાંશ સમાજ ભોગવી શકે એમાં સમાજ પોતાનુ સુખ સમજે છે. આવી

* તે (કવિતા) અનતને માટે મનુષ્યની વાંચ્છાઓને શરીર ધારી બનાવે છે. સતનાં ગૂઢ રહસ્ય માટેની તેની લાગણી દર્શાવે છે, તેનાં અંતરનાં દુઃખોને વાણીમય બનાવે છે, અને આશા તથા સૌંદર્યના પદાર્થોથી તેનો માર્ગ પ્રકાશમાન કરે છે. મનુષ્યની ઉચ્ચાભિલાષા, તેનુ અપૂર્ણતાનુ ભાન, ટકી રહે એવાં સત્ય અને વાસ્તવિકતા માટેની તેની અભિલાષા એ બધાં કાવ્યમાં વાઙ્મય બને છે. કારણકે આત્માની આ ઉચ્ચ ગતિએ જનાર હાલચાલનું અર્થ વિસ્ફોટન કરવાનું યોગ્ય સાધન તે બને છે.

અદ્દભુત શક્તિની પ્રતિમા મન આગળ હમેશાં તાદ્રશ કર્યા કરવી, આ પ્રતિમાનું ચિંતવન કર્યા કરવું, તેનાં કાર્યો તરફ નજર રાખ્યાં કરવી, તેના તરફ ધણે ધીમે પગલે પણ સમાજનો પગ સંચાર થાય છે તે જોયાં કરવું આમાં સમાજ આનંદ માને છે. આ આનંદની પ્રતિમા સાહિત્યમાં દર્શાવેલી છે. એ આનંદનો અનુભવ કરવો, એ આનંદ વધારે ગાય, ધારેલી લક્ષ તરફ વધારે આગળ પદસંચાર થાય, તેમાં નડતી મુશ્કેલીઓ દૂર હઠે, તેમાં અડચણ કરતી વ્યક્તિઓ તરફ તિરસ્કાર ઉત્પન્ન થાય તેમાં મદદ કરતી વ્યક્તિઓ તરફ બહુમાન ઉત્પન્ન થાય આ બધુ કાર્યસાહિત્યથી થાય છે સમાજ વગરનુ સાહિત્ય ભિત્તિ વગરના ચિત્રની બરાબર છે, સાહિત્ય વગરનો સમાજ મગજ વગરનાં શરીરની બરાબર છે

સાહિત્યનુ લક્ષ્ય.

સમાજની સ્થિતિ, સમાજનું લક્ષ્ય અને સમાજની ગતિ આ ત્રણેનુ ભાન સાહિત્યથી થાય છે. એ સ્થિતિ ટકાવી રાખવી કે સુધારવી, એ ગતિ ટકાવી રાખવી કે વધારવી અને એ લક્ષ્યથી તેટલાંજ દૂર રહેવુ કે વધારે પાસે જવુ આને માટે સમાજનો પ્રયત્ન સતત ચાલુ છે, સમાજોપજીવી વ્યક્તિને સમાજની સ્થિતિ, ગતિ અને લક્ષ્યનું સંપૂર્ણ ભાન આપવાની જરૂર છે. સમાજોપજીવી વ્યક્તિમા કોઇ ઉગ્ર સ્વભાવની, કોઇ શાન્ત સ્વભાવની, કોઇ કલ્પનાશીલ, કોઇ વિચાર શીલ, કોઇરસજ્ઞ, કોઇ શુષ્ક એમ જુદા જુદા સ્વભાવની હોય છે, આવી જુદા સ્વભાવની વ્યક્તિઓમાં આ ત્રણ બાબતોના વિચાર મુકવા પડે છે, અને સાહિત્યમાં જે જુદી જુદી ભાષાશૈલી અને લેખનશૈલીઓ હોય છે તે આ કામમાં ઉપકારક થઇ પડે છે સમાજ વિષેના આ વિચારો સમાજોપજીવી વ્યક્તિને અધિકાર પ્રમાણે સમાજાનુજીવી અથવા બુદ્ધિમાન સમાજાનુજીવી બનાવે છે ઉત્કર્ષકારી થવાનાં તત્વો કોઇ સમાજોપજીવી વ્યક્તિમા હોય છે તો તેનો તે માર્ગ વધારે સુકર કરી આપે છે, અને પ્રોત્સાહન આપે છે

અનુમોદન

સમાજ શાસ્ત્રની દ્રષ્ટિએ જોતા સાહિત્યનો અને સમાજનો આ પ્રમાણેનો સંબંધ છે ડૉ ગીડીંગ્સના Principles of sociology માથી નીચેનુ અવતરણ આ વિચાર સ્પષ્ટતર કરે છે.

* Further more, it is neither the life of humanity in its entirety nor the life of unorganized masses of men that chiefly

---

* વળી, મનુષ્ય જાતિનુ જીવન અવિભક્ત, આખું લઇએ તો તેનાથી અથવા તો માણસોના વ્યવસ્થા વગરના જૂથોથી વ્યક્તિ ની માનસિક વૃદ્ધિ થતી નથી નિર્ણીત કરેલાં ટોળાના જીવનથી તેની વૃદ્ધિ થાય છે કારણ કે તેવા ટોળાંમાજ તે સર્વ સામાન્ય હિતનો ભાગી થાય છે. રાષ્ટ્રિય ઉચ્ચાશય અને મહત્વાકાક્ષા જેનાથી સ્વદેશાભિમાનનો જુસ્સો જાગૃત થાય છે તે, તથા નગર અને જ્ઞાતિના સર્વ સામાન્યહિત જેમાં નાગરિકત્વના અભિમાનનો ભાવ ઉત્પન્ન થાય છે તે—આ બધાની જરૂર પડે છે, વર્તનની અપૂર્ણતા પૂર્ણ કરવા માટે તેમના વગર સાહિત્ય અથવા કલાને અવકાશ નથી. "

develops the individual. He is developed by the life of definite groups, in which be shares the common interest. The ideals and aspirations of the nation, which awaken the enthusiasm of the nation, patriotism, the common interests of the city or commune in which one feels the pride of citizenship—thes have always been necessary to perfect character and without them there has been neither Literature nor art." (Prin. of sociology) સાહિત્યમાં ભૂતકાળની અને વર્તમાન કાળની ઉત્કર્ષકારી વ્યક્તિઓના દેશોન્નતિ અને સમાજોન્નતિના વિચાર ભરેલા છે ને એવી ઉત્કર્ષકારી વ્યક્તિઓનો સમાજ " જે આપણી સાથે આપણે માગીએ ત્યારે વાતો કરે છે, આપણે તે વાતો સાંભળીએ તો ઉપકાર સાથે પોતે શોધી શકે તેવા સારા શબ્દોમાં બોલે છે." તે સમાજથીજ ને વ્યક્તિમાં માનસિક વૃદ્ધિ થાય છે, તે સમાજથી જ વ્યક્તિનું વર્તન બંધાય છે. ત્યારે શું ?

" વ્હેલાં ઉઠી શુભ રીતીથી સાહેલી રે "

એ કડીઓમાં આપેલી શિખામણોમાં સાહિત્ય શમાયું છે ? અથવા " સત્ય રાખ્યું હરિશ્ચંદ્ર નીચ ઘર પાણી ભરીયું." એ અને એવા બીજા છપ્પાઓમાં સાહિત્યનો સમાવેશ થાય છે. સાહિત્યની ગણનામાં " સરી વસ્ત્ર પડ્યું તનુદેહ કલી
રસભેર વિકાસી ખીલી નીકળી " એ લીટીથી શરૂ થતાં કાવ્યમાં માહિત્યનો અંશ નથી ? જેમાં નૈતિક શિક્ષણ નહીં તે સાહિત્ય નહીં? કેવી જડબુદ્ધિ ! કેવી રસહીનતા ! કેવી કતલ સારાં સાહિત્યની !

આવો આક્ષેપ નાંખનાર કવિરાજ પોતાના નિર્દિષ્ટ કરેલા પ્રદેશની બહાર જાયછે. પોતાની હદમાં રહી બોલનાર કવિરાજ શિરસાવંદ્ય છે. હદ છોડ્યા પછી જીવણલાલ કે ભગતદાસ કરતાં તે કાંઇ વધારે માન્ય નથી. સાહિત્યનો સ્વતંત્ર રીતે વિચાર થાય ત્યાં કવિરાજ પોતાને મન ગમતા વિચારો દર્શાવી શકે. સમાજથી વિરક્ત થયેલી વ્યક્તિ

નૈતિક કેળવણી એ સાહિત્યનો મુખ્ય ઉદ્દેશછે.

અને સાહિત્યના સબંધ માટે પણ કવિરાજ ગમેતેમ કહી શકે. પણ સમાજની અંતરગત વ્યક્તિ અને સાહિત્ય એ બેનો સંબંધ વિચારતી વખતે માત્ર સાહિત્ય તરફ દૃષ્ટિ રાખી શકાય નહીં. બે બાજુએ દૃષ્ટિ ફરતી રાખવી જોઇએ. અને તે છતાં સમાજની અંતરગત વ્યક્તિને સાહિત્યનુ ઉપયોગી પણ વર્તન બાંધવામાં છે એ વિચાર સાહિત્યનાં કોઇ પણ લક્ષણની વિરુદ્ધ આવતો નથી. કારણ કે વર્તન કેળવવામાં સત્ય બોલવું વ્હેલાં સુવું એવીજ બાબતોનો સમાવેશ થતો નથી, મનુષ્ય જાતિના અંતરગત ભાવો અને ઇચ્છાને કેળવવાં એ બધાંનો સમાવેશ થાય છે અને તેથી જ કહેવામાં આવ્યું છે કેઃ—

* To train youth to social service as useful members of

---

*સમાજના ઉપયોગી અંગભુત તરીકે સમાજ સેવા માટે યુવકોને કેળવવા એ મુખ્યત્વે ભાવો અને ઇચ્છા કેળવણી છે. તે ઇચ્છા અને ભાવો બુદ્ધિ કરતાં મ્હોટાં

society is primarily the education of the feelings and the will that are both larger and older than the intellect, which is their servant, and even self-interest rightly understood ripens naturally into Alttruism." ( Adolescence II. P. 44. )

જે સાહિત્ય ભાવને કેળવવામાં ઉપયોગી નથી અને જે સાહિત્ય ઇચ્છાને કેળવવામાં ઉપયોગી નથી તે સાહિત્ય સમાજને ઉપયોગી નથી.

સમાજની અંતરગત વ્યક્તિઓ અને સાહિત્ય.

સમાજની મહત્ત્વાકાંક્ષા આરસીમાં બતાવી આપનાર, સમાજ એ મહત્વાકાંક્ષાએ પહોંચવામાં કેટલે રસ્તે આવી ચુકી છે તેનું ચિત્ર બતાવી આપનાર, અને એ રસ્તે જવામાં સમાજની ગતિ કેવી છે તે ખુલ્લું કરી આપનાર સાહિત્ય છે. સમાજને સંબંધ રાખતી આ ત્રણ બાબતો વ્યક્તિને જાણવાની જરૂર છે. સમાજની ગતિ જાણવાની જરૂર છે કે જેથી તે પોતાની ગતિ કેવી રાખવી તેનો નિર્ણય કરે છે અને તે પ્રમાણેની ગતિ રાખવા પ્રયત્ન કરે છે. મહત્વાકાંક્ષાના રસ્તાપર સમાજની સ્થિતિ હાલ ક્યાં છે તે તેને જાણવાની જરૂર છે કે જેથી તેટલા રસ્તા સુધી તે આવી પહોંચે છે અને પાછળ પડતો નથી. સમાજની મહત્વાકાંક્ષા શી છે તે જાણવાની તેને જરૂર છે કે જેથી પોતે સમાજ સાથે ક્યાં સુધી જશે અગર ખેંચાશે તે તે જાણે છે અને તેથી પોતાની શક્તિ અને વૃત્તિના પ્રમાણમાં સમાજને મદદ કરશે. આત્મહિત માટે સમાજ આ જ્ઞાન વ્યક્તિને આપે છે; આત્મહિત માટે વ્યક્તિ આ જ્ઞાન લે છે.

સાહિત્ય શિક્ષણના ઉપયોગી પણા વિષે વિચાર કરતા મેકમરે કહેછે કે:—

"It it is time, as clearly expressed by strong thinkers in the mot various fields of deeper investigation, that many of the chief literary products that have come down to us from former ages are the only means by which we can be brought into vital touch and sympathy with the spirit and motives then ruling among men; if it is equally true that children will not grow up to the proper appreciation and interpretation of our present life, except as they have experienced, in thought and interest at least, the chief struggles and motives of our fathers,—we may find in these historic and literary materials the deep and living springs of true education for children." ("Special method in

અને જુનાં છે બુદ્ધિભાવ અને ઇચ્છાની દાસ છે. જો આત્મહિત શામાં શમાયલું છે તે બરાબર સમજાય તો તે સ્વાભાવિક રીતે આત્મહિત વાસના પક્વ થઇ પરહિત વાસનામાં પરિણામ પામે છે.

Teaching English Classics.") *

એ પ્રોફેસરના કહેવા પ્રમાણે ભૂતકાળના સમાજની સ્થિતિ અને કાર્ય કરવા માટે પ્રોત્સાહક હેતુઓ બાળકોએ સમજવા જોઇએ. એટલુંજ નહીં પણ હાલની સામાજિક સ્થિતિ સમજવા માટે વિચાર અને કલ્પના દ્વારા તે સમાજમાં તેમણે રહી આવવું જોઇએ, અને તે કાળના હેતુઓથી પ્રોત્સાહન લેવું જોઇએ. હાલની સામાજિક સ્થિતિ સમજવી એટલે શું? શામાટે આપણે તે સમજવી જોઇએ? તે સમજ્યા વગર આપણું જીવન શું સુખમય નથી થઈ શકતું? હાલની સામાજિક સ્થિતિ સમજવી તેનો અર્થ એટલો જ થાય છે કે સુધારા વધારાના કેટલામા પગથીઆ પર આપણે છીએ, હવે કેટલા પગથીઆં બાકી છે અને તે આપણને ચ્હડી રહેતાં કેટલી વાર લાગશે. આપણે આ જાણીએ, ભૂતકાળમાં આપણી એ પગથીઆં ચ્હડવાની ગતિ કેટલી હતી, આપણને કેટલી મુશ્કેલીઓ નડી, આપણા ઉત્સાહભંગ વખતે શું પ્રોત્સાહનો મળ્યાં આ બાબતના જ્ઞાનથી આપણી ભવિષ્યને માટે તૈયારી થાય છે, આપણી કાર્યપદ્ધતિ નક્કી થાય છે, હવે આપણે વર્તમાન સ્થિતિ વધારે સારી રીતે સમજી શકીએ છીએ કેટલા શ્રમથી, કેટલા આત્મભોગથી, કેટલા ઉત્સાહભંગ પછી, કેટલાં નવાં પ્રોત્સાહન પછી, કેટલા નિષ્ફળ પ્રયત્ન પછી, કેટલા વિરોધ, કેટલા કલહ, કેટલા ક્લેશ પછી આપણી હાલની સ્થિતિ થઇ છે તે જાણી શકીએ છીએ, અને તેથી વર્તમાન સ્થિતિ ટકાવી રાખવા પ્રયત્ન કરીએ છીએ. આટલો કાર્યકારણભાવ સમજી આપણો પ્રયત્ન જારી રાખીએ છીએ ત્યારે આપણે બુદ્ધિમાન સમાજાનુજીવી વ્યક્તિની કોટીમાં આવીએ છીએ. હવે ધારો કે આ ટકાવો કરી રાખવાના પ્રયત્ન કરવા કરતાં કંઇક વધારે શક્તિ અને વૃત્તિ આપણામા અવશેષ રહી છે. આ શક્તિ-વૃત્તિનો ઉપયોગ સમાજવાને વધારે ઉંચે પગથીએ લઇ જવાને આપણે કરીએ છીએ; હવે આપણા સાહિત્યનો ફરીને આપણે અભ્યાસ કરીએ છીએ આપણું દૃષ્ટિબિંદુ હવે ફેરવાયું છે પહેલી વખતનો અભ્યાસ માત્ર હાલની સમાજસ્થિતિ સમજવા પૂરતો હતો બીજી વખતનો અભ્યાસ સમાજોન્નતિ માટેની કાર્યપદ્ધતિ સમજવા ખાતર છે. આ કાર્યપદ્ધતિ

નૈતિક શિક્ષણ કેવી રીતે મળે છે.

---

* આગલા જમાનામાંથી આપણા હાથમાં સાહિત્યના વિષયનુ જે ઉત્પન્ન આવ્યું છે તેનાથી જ તે કાલની પ્રજામાં જે વિચારો અને પ્રોત્સાહનો રાજ્ય કરતાં હતાં તેની સાથે અનુકંપા થાય છે અને તેની સાથે અંતરનો સંબંધ બંધાય છે. આ પ્રમાણે ઘણી ઉંડી શોધખોળ કરવાનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં ગૂઢ વિચાર કરનારાઓએ સ્પષ્ટ દર્શાવ્યુ છે તે જો ખરૂ હોય; આપણા પિતામહોનાં પ્રોત્સાહનો અને બારે તરફડીઆંનો બીજી કોઇ રીતે નહીં તો વિચારદ્વારા અને ગમ્યિકતા દ્વારા અનુભવ થવો જોઇએ (વર્તમાન જીવનનુ અર્થ વિસ્ફોટન અને મર્મજ્ઞાન બરાબર કરાવવું હોય તો) એ જો એ જ પ્રમાણે ખરૂ હોય—તો આપણને જણાશે કે આ ઐતિહાસિક અને સાહિત્યવિષયક સાધનોમા બાળકની ખરી કેળવણીના ઉંડા અને વ્હેતા ઝરા સમાયલાછે.

આપણે જોઇએ છીએ. ઉન્નતિના ઢોળાવ પર સમાજ કેવી રીતે ચ્હડે છે તેને માટે તેનાં દરેક પગલાં પર બારીક નજર રાખીએ છીએ. કયો ઢાળ વધારે કઠિણ છે, કયો વધારે સ્હેલો છે, ક્યાં તેને પાછળના ધક્કાની જરૂર રહે છે, ક્યાં તે પોતાની મેળે દોડ્યો જાય છે, કેટલો ઢાળ ચ્હડ્યા પછી તે થાકી જાય છે અને આગળની ગતિ થોડા કે કાળ માટે બંધ કરવી પડે છે, આ બધાં પર સૂક્ષ્મ રીતે અવલોકન થાય છે અને ભવિષ્યની કાર્યપદ્ધતિ નક્કી થાય છે. હવે આપણે તે પદ્ધતિ પ્રમાણે કામ કરવું શરુ કરીએ છીએ. આપણી ગણના હવેથી સમાજોત્કર્ષકારી વ્યક્તિ તરીકે થાય છે.

**શાળા કેળવણીનો હેતુ.**

કેળવણી—શાળાની કેળવણી—નો હેતુ સમાજોપજીવીવ્યક્તિને બુદ્ધિમાન સમાજાનુજીવી અથવા સમાજોત્કર્ષકારી બનાવવાનો છે. આવી વ્યક્તિઓથી જ સમાજને લાભ છે. સમાજ એમ જ ઇચ્છે છે કે જેમ બને તેમ વધારે સંખ્યા બુદ્ધિમાન સમાજાનુજીવી થાય કે જેથી ઉત્કર્ષકારી વ્યક્તિઓનો પરિશ્રમ અલ્પ પ્રયાસે સફળ થાય. આ જ હેતુથી કેળવણી ફરજીઆત કરવામાં આવે છે; આ જ હેતુથી કેળવણી મફત આપવામાં આવે છે. સમાજોપજીવી વ્યક્તિને સમાજાનુજીવી કરવી એમાં વધારે પરિશ્રમ પડતો નથી. શાળા એ કામ માથે લેતી નથી. એ કામ માથે ઉપાડી લેવાને સમાજની બીજી સંસ્થાઓ અને પ્રસંગો સમર્થ છે. કુટુંબ, મિત્રસહવાસ, બજારની લેવડ દેવડ, ધાર્મિક પ્રસંગો અને સાંસારિક પ્રસંગો વખતનાં સંમેલન આ બધાં સમાજને અનુકૂળ થઇ રહેવા વ્યક્તિને પ્રેરે છે—વ્યક્તિને સહાય કરે છે—કેળવે છે. પણ સમાજને અનુકૂળ થઇ રહેવામાં બુદ્ધિનો ઉપયોગ કરવો—બુદ્ધિપૂર્વક અનુકૂળ થઇ રહેવું આ શીખવવાનુ કામ શાળાનું છે.

**શાળાની કાર્ય પદ્ધતિ**

શાળા આ કામ માટે સામાજિકદાય બાળકને સોંપે છે. અને તે એવી રીતે સોંપે છે કે જેથી તે કદાચ ગ્રહણ કરતાં કરતાં તેની માનસિક શક્તિ પરિપાક દશાને પહોંચે અને આગળ જતાં બીજાની મદદ વગર આપો આપ એ દાય પુસ્તકોદ્વારા મેળવી શકે. સામાજિકદાય સોંપવામાં જે વિચાર અને કૃતિનો સમૂહ આપવાનો છે તે બધાને કાંઇ સર્વાંશે આપી શકતો નથી કારણ કે એ સમૂહ ઘણો મ્હોટો થઇ ગયો છે. આ મ્હોટા સમૂહમાંથી પોતાને જરૂરનો સમૂહ લઇ લે છે અને બાકીનો પડતો મુકે છે આ સમૂહમા કેટલોક ભાગ તો સર્વને એક સરખો ઉપયોગી છે. અને બાકીનો ભાગ કોઇને ઉપયોગી છે. અને કોઇને ઉપયોગી નથી. આથી ત્રણ મ્હોટા વિભાગ થઇ જાય છે જે સર્વને ઉપયોગી છે તે પ્રાથમિક શાળામાં અપાય છે. જે થોડાને ઉપયોગી છે તે ઉચ્ચ શાળામાં અપાય છે આ ઉપરાંત કૃતિની રીતિઓ માટે જુદાજ પ્રકારની શાળાઓ જેવાં કે હુન્નરશાળા, કલાભવન વ્યાપારી શાળાઓ હોય છે. આ પ્રમાણે સામાજિકદાયના વિભાગો પાડી તેને માટે યોગ્ય સંસ્થાઓ રાખી તેમાં તે અપાય છે.

શાળાઓએ કરેલા વિષય વિભાગ.

આ સંસ્થાઓમાંથી માત્ર થોડીકજ સંસ્થામાં ઉચ્ચ પ્રકારનું જ્ઞાન આપવામાં આવે છે. જ્યાં ઉચ્ચ પ્રકારનું જ્ઞાન આપવામાં આવે છે ત્યાં સમાજોત્કર્ષકારી વ્યક્તિ તૈયાર કરવા પ્રયત્ન કરવામાં આવેછે. અને જે જેવું પાત્ર તે પ્રમાણે તે ઉત્કર્ષકારી થાય છે અગર નથી થતી. સમાજ યથા શક્તિ યથા મતિ સાધનો તૈયાર રાખે છે, જેનો લાભ શક્તિ, વૃત્તિ અને પ્રોત્સાહન પ્રમાણે લેવાય છે. સાહિત્યમાં અમુક પ્રકારના વિચારોનો સમૂહ શમાઇ જાય છે તેથી કૃતિની રીતિઓ શીખવનારી શાળાઓમાં તેને અવકાશ નથી વિચાર સમૂહ આપનારી શાળાઓમાં તેનો અવકાશ છે, આથી સાહિત્યનો વિષય તેવીજ શાળાઓમાં રાખવામાં આવે છે.

કેળવણી અને સાહિત્ય

સાહિત્યનો કેટલોક અંશ સર્વને આપવાની જરૂર છે કે જેથી સર્વના ભાવોને અમુક અંશે કેળવણી મળે અને સહૃદયતા તેમનામાં આવે. કે જેને લીધે સમાજને સંબંધ રાખતા કેટલાક પ્રસંગો જેવા કે દુષ્કાળની આપત્તિ—વખતે તેઓ દૈવ વશાત્ સમાજોપજીવી દશામાં આવી ગયેલી વ્યક્તિઓ તરફ સમાજને લાભ થાય તેવું વર્તન ચલાવે. આથી સાહિત્યનો વિષય પ્રાથમિક શાળાઓમાં રાખવામાં આવે છે શાળામાં શિક્ષણ લેતી વ્યક્તિઓને બુદ્ધિમાન સમાજાનુજીવી બનાવવા માટેનો પાયો માધ્યમિક શાળાઓમાં નંખાય છે, અને તેને પરિપાક દશાએ ઉચ્ચશાળાઓમાં-પાઠશાળાઓમાં લાવવામાં આવે છે, અને તે સાથે ઉત્કર્ષકારી બનાવવાનો પાયો રચાય છે.

સમાજ સાહિત્ય અને કેળવણીનો પરસ્પર સંબંધ.

આટલા વિચારો પછી હવે આપણે સમાજ, સાહિત્ય અને કેળવણીનો પરસ્પર સંબંધ નક્કી કરી શકીએ તેવી સ્થિતિમાં આવ્યા છીએ. ભવિષ્યમાં સમાજમાં દાખલ થઇ શકે એવી વ્યક્તિઓ જેના ઉપર સમાજના ટકવાનો અથવા આગળ વધવાનો આધાર રહેલો છે તેવી વ્યક્તિઓને સમાજિક દાય આપવાનો છે. સમાજની અંતરગત વ્યક્તિઓએ અત્યાર સુધી જે કષ્ટથી અને જે સ્વાત્મભોગથી સમાજનો આગળ વધારો કર્યો છે, જે કૃતિઓ અને વિચારો નવા ઉમેર્યા છે તે તેમનો તેમ ટકી શકશે, આગળ વધશે કે પાછળ હઠશે તેનો આધાર સમાજમાંહેની વ્યક્તિ તેનું લક્ષ્ય, તેની સ્થિતિ અને તેની ગતિ બાબત જેવી કુશળ માહિતિ ધરાવે તેનાપર છે. આ લક્ષ્ય, આ સ્થિતિ અને આ ગતિ સાહિત્યમાં આવ્યાં છે, અને તેની માહિતિ કેળવણી દ્વારા આપવામાં આવે છે. સમાજ પોતાના સામાન્ય શુભને માટે કેળવણી આપે છે; પોતાના વૈશેષિક સુખ માટે સાહિત્યની કેળવણી આપે છે. સમાજ વગર સાહિત્ય અને કેળવણીની અપેક્ષા રાખવી એ આકાશમાં કમળની અપેક્ષા રાખવા બરાબર છે. કેળવણી વગર સમાજને ટકાવી રાખવો, કેળવણી વગર સમાજને આગળ વધારવો, કેળવણી વગર ઉચ્ચાશય પ્રાપ્ત કરવાની આશા રાખવી એ પાંખ વિના આકાશમાં સ્થિતિ ટકાવી રાખવા, અથવા આકાશમાં ઉડવા, અથવા પોતાને લક્ષ્યસ્થાને પહોચવા આશા રાખનાર પક્ષીના જેવી સ્થિતિ છે. કેળવણી વગર સાહિત્ય એ ધીચ જંગલમાના

અવાવરૂ ઘરના જેવું છે. સાહિત્ય વગરનો સમાજ ધાંચીને ત્યાંના બળદ જેવો છે કે જે હમેશાં ચક્રાકૃતિમાંજ ફર્યાં કરશે અથવા હોકાયન્ત્ર વગરના વહાણ જેવાં છે કે જેને ગમે તે દિશાનો પવન ગમે ત્યાં દોરી જશે. સાહિત્ય વગરની કેળવણી એ ભોમીયા વગરની મુસાફરી બરાબર છે. આપણે ઘણો પરિચિત દ્રષ્ટાંત લઇએ તો સમાજની અંતર્ગત વ્યક્તિઓ તેને આગગાડીના મુસાફર ગણીએ, સમાજ એ આગગાડીના ડબા ગણીએ, કેળવણી એ આગગાડીની ગતિ ગણીએ અને સાહિત્ય એને રસ્તામાંના પાટાઓ, રસ્તાના માઇલના પત્થરો, ગ્રેડનાં ચિહ્નો, અને પૂલોપર ગાડીનાં ગતિ નિયામક સૂચનો જેવાં કે " Speed 25 miles an hour " એ બધા ગણીએ તો આપણો નક્કી કરવા ધારેલો સંબંધ બેસે છે. ગતિ વગર અને રસ્તાપર જણાવેલાં ચિહ્નો સમજવાની શક્તિ વગર આગગાડી ચાલી શકતી નથી આગગાડી વગર એ ચિહ્નો અને ગતિની જરૂર નથી અને એ ચિહ્નો વગર આગગાડીની ગતિ નિયમમાં આવતી નથી, અને ભયંકર અકસ્માતોથી બચી શકાતુ નથી. સમાજ એ શરીર છે, કેળવણી એ આત્મા છે, અને સાહિત્ય એ પાંચ ઇંદ્રિઓને સ્થાને છે. ત્રણેમાંથી એકે વગર ચાલી શકતું નથી.

સાહિત્યને પ્રોત્સાહક શક્તિ તરીકે સ્ત્રીલીંગમાં ગણીએ, અને કેળવણીને ચેતન ગણીએ અને સમાજને ઉરજૂત ગણીએ તો "સ્નેહમુદ્રા"માંની નીચેની લીટીઓથી સમાજ કેળવણી અને સાહિત્યનો સંબધ સ્પષ્ટ થઇ જાય છે.

"× × × × ×

પામી એ ઉર સ્રોત બે ભાગ વહે નવરંગ
પથિક—હૃદયને બાઝ્યું એ એક પાસથી ગાઢ,
બીજા હાથ થકી ભીડી પતિની સાથે બાથ.
પતિ પણ પથિક હૃદય વિષે ચયો હતો બહુ લીન,
ત્રણ જણનું શુભ સુરત એ બન્યું અપૂર્વ સુરીત"

(સ્નેહમુદ્રા પૃષ. ૭૧)



ઈ. સ. ૧૯૦૯ની

# ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્

આગળ

રજુ થયેલા નિબંધો:

## ઇતિહાસ વિભાગ

ૐ

# 'ઐતિહાસિક સાહિત્યનું સ્વરૂપ; આપણા (ગુજરાતી) સાહિત્યમાં એ સાહિત્યની સ્થિતિ; અને આપણા દેશમાં એ સાહિત્ય માટેનાં સાધનો.

(રા. રા. પુરૂષોત્તમ વિશ્રામ માવજી.)

" With the first clay they did the last man knead,
And there, of the last harvest sowed the seed:
And the first morning of creation wrote
What the Last Dawn of Reckoning shall read "

ઇતિહાસનુ પદ સાહિત્યમાં ઘણુ ઉંચું છે. મનુષ્ય જીવનની અનેક શૃંખલાઓને જોડીને તેની અપ્રતિમ, દિવ્ય, સંકલના ઘડનાર—યોજનાર ઇતિહાસાત્મક સાહિત્યને વિદ્વાનોએ સાહિત્યના સર્વ અંગોનુ પોષક માન્યુ છે, અને વળી કેટલાક ઇતિહાસ પ્રેમી વિદ્વાનોને તો સર્વ સાહિત્ય, મનુષ્યનું સમસ્ત જીવન ઇતિહાસમય—ઇતિહાસરૂપ જ જણાયું છે. ઇતિહાસનુ આ ગૌરવ આપણા સાહિત્યમાં પ્રતીત થયેલું જણાતું નથી. પોતાના અંગમાંથી નીકળીને વ્હેતા ઝરણાઓવડે આસપાસના પ્રદેશને ફળદ્રુપ, રસાળ, સુંદર કરી દેતા, તેનુ પોષણ કરતા, ઉત્તુંગ પર્વતવત્ ઇતિહાસ પણ સાહિત્યના પ્રદેશમાં ઉંચો ઉભો રહીને પોતાના વક્ષસ્થાનપર અનંત યુગોને ધારણ કરી તેમાંથી અનેક રૂપનાં ઝરણાં વ્હેતાં કરી ઇઇ આસપાસના બીજા સર્વ પ્રદેશોને—સર્વ અંગોને કેવા રસાળ, રમણીય, સુંદર બનાવી શકેછે, તેમનુ કેટલુ બધુ પોષણ કરી શકેછે એની પ્રતીતિ આપણા સાહિત્યમાં જેવી જોઇએ તેવી થઇ હોય એમ જણાતું નથી. વસ્તુસ્થિતિ આમ છે છતાં વર્તમાન સમયના ચિહ્નો જોતા આપણા સાહિત્યના પોષણમાટે, તેના વિકાસ માટે ઇતિહાસનો ઉપયોગ હવે બહુ કાળ સુધી થયા વગર રહે એમ લાગતું નથી. પાશ્ચાત્ય સાહિત્યે રોપેલા નવા સંસ્કારોને પરિણામે તે સંસ્કારોને કાંઇક અનુરૂપ સ્વરૂપ ધારણ કરતું, પરતુ પોતાના મૂળસ્વરૂપને ત્યાગ નહી કરવાને મથતું, આપણુ સાહિત્ય કાંઇ અવનવે રૂપે પ્રકટશે એમ કલ્પના બધાય છે. બહુધા ગદ્ય રહિતના અને ધાર્મિક વિષયોને જ ઉદ્દેશીને રહેલા આપણા સાહિત્યમાં વર્તમાન સમયમાં તો ગદ્યોના ભંડાર ભરાવા માંડ્યા છે અને સાહિત્યના સર્વ અંગો એક પછી એક પ્રકટ થવા માંડ્યા છે. નવી શૈલી અને નવીન પદ્ધતિઓના અનેક મનોરંજક પ્રયોગો થવા માંડ્યા છે અને આમ જોતાં આપણા સાહિત્યમા ઇતિહાસનું સ્થાન પણ ઘણી વાર ખાલી પડી નહી રહેશે, એમ હુ દ્રઢતાથી માનુછુ આપણા સાહિત્યની ક્ષિતિજ

મર્યાદાપર ઇતિહાસના વિષયપર નવો પ્રકાશ ફેંકનારા તારાઓ ઉગવા માંડ્યા છે, અને એ વિષયની ચર્ચા ચર્ચાવનારાઓ એ પ્રદેશમાં નવીન પ્રકાશ ભરશે એ અનુમાન નિષ્ફળ જશે નહીં. ઇતિહાસ આપણા દેશમાં કેમ નથી ઉદ્ભવ્યો, ઇતિહાસ માટે આપણા દેશમાં શા શા સાધનો પડ્યાં છે, એવી એવી ચર્ચાઓ થવા માંડી છે, તેવે પ્રસંગે ઇતિહાસના સ્વરૂપ વિષે, તેના દૃષ્ટિબિન્દુ વિષે, ચર્ચા કરવી, આપણા ઐતિહાસિક સાહિત્યની સ્થિતિનું અવલોકન કરવું અને આપણા દેશમાંના ઇતિહાસના સાધનોનો સામાન્યપણે ઉલ્લેખ કરવો એ જે મ્હેં મ્હારા આ લેખનો વિષય રાખ્યો છે તે અયોગ્ય નહીં ગણાશે. મ્હારો આ લેખ આવા પ્રકારના અવલોકનનું મધ્યબિન્દુ થશે અને કોઇપણ ચર્ચા—વાદવિવાદ માટે પ્રથમ એક મધ્યબિન્દુની જરૂર છે તે જરૂર, આ લેખ સારશે તો મ્હારો પ્રયત્ન સફળ થયેલો માનીશ.

આપના જેવા મંડલ પાસે ઇતિહાસની ઉપયોગિતા, આવશ્યક્તા સિદ્ધ કરવાની જરા પણ જરૂર નથી અને તેથી મ્હેં આ લેખમાં એ ચર્ચાને સ્થાન આપવું ઉચિત ધાર્યું નથી.

આ લેખના વિષયના ત્રણ વિભાગ કર્યા છે પ્રથમ વિભાગમાં ઐતિહાસિક સાહિત્યનાં સ્વરૂપ વિષે ચર્ચા કરવા ધારી છે. આમ ચર્ચા કરી તેને પરિણામે જે સ્વરૂપ ઠરે તે સ્વરૂપની દૃષ્ટિથી આપણી ( ગુજરાતી ) ભાષામાં એ સાહિત્યની સ્થિતિનું અવલોકન કરવું એ આ વિષયનો બીજો વિભાગ છે અને છેલ્લે, આવા અગત્યના સાહિત્યના વિકાસમાટે આપણા દેશમાં શું શું સાધનો છે એનું સમીક્ષણ કરવાનું રાખ્યું છે.

ઐતિહાસિક સાહિત્યનું સ્વરૂપ નિશ્ચિત કરવું બહુ કઠિન છે, અને તે આપની સમક્ષ ઇતિહાસના દૃષ્ટિબિન્દુ અથવા કર્તવ્ય વિષે વિદ્વાન પુરૂષોના—સાહિત્યકારોના જે ભિન્નભિન્ન પ્રકારના મતો દર્શાવીશ તે પરથી સહજ જણાશે.

કોઇપણ સાહિત્યનું સ્વરૂપ નિશ્ચિત કરવું હોય તો કયા લક્ષણોવાળા સાહિત્યની ગણના તે પ્રકારના સાહિત્યમાં થઇ શકે તે નિશ્ચિત કરવું જોઇએ. અર્થાત્ તે સાહિત્યનાં લક્ષણો નક્કી કરવાં જોઇએ. આ લક્ષણો માટે એ સાહિત્યમાં કયા વિષયોનો સમાવેશ વિદ્વાનો કરેછે, સામાન્ય રીતે થાય છે, અને ઉચિત રીતીએ થવો જોઇએ એનું અવલોકન આવશ્યક છે. આપણી ચર્ચા માટે આ નિયમ સ્વીકારીને ઇતિહાસ એટલે શું ? ઇતિહાસનુ દૃષ્ટિબિન્દુ શુ ? ઇતિહાસનો હેતુ—ઉપયોગ શો? તે વિષે વિચાર કરીશું.

આમ કરવામાં પ્રથમ આપણા દેશમાં સાહિત્યમાં એ ચર્ચાને ઉપયોગી થઇ પડે એવું કેટલું મળી આવેછે તે તપાસીશું, અને તેમ તપાસીને પછી બીજા દેશોનાં સાહિત્ય તરફ એ માટે નજર ફેરવીશું.

આપણી સર્વ ભાષાઓની મૂળ માતૃભાષા સંસ્કૃતમાં ઇતિહાસની વ્યાખ્યા :—

" धर्मार्थ काममोक्षाणा मुपदेशसमन्वितं
पूर्ववृत्तं कथायुक्त मितिहासं प्रचक्षते. ॥ "

એમ આપી છે અર્થાત્ પ્રસ્તુત શ્લોકમાં જણાવેલાં લક્ષણોવાળું જે પૂર્વવૃત્ત તે ઇતિહાસ.

કાંઇક આવું જ સ્વરૂપ પાશ્ચાત્ય વિદ્વાનોએ પણ કલ્પ્યું છે.* ઉપરના શ્લોકમાં જે લક્ષણોવાળું પૂર્વવૃત્ત ઇતિહાસ કહેવાય તે લક્ષણો તપાસીશું તો આપણા સાહિત્યમાં ઇતિહાસનું કયું દૃષ્ટિબિન્દુ તથા ઇતિહાસ રચવાની કઇ પદ્ધતિ સ્વીકારવામાં આવી હતી તે જણાશે

મનુષ્યના જીવન ચરિત્રના અનેક દૃષ્ટિબિન્દુઓ છે, અને અનેક સ્થિતિઓનુ તથા અનેક પ્રકારના બનાવોનુ—વૃત્તાન્તોનુ તે બનેલું છે. મનુષ્યના હૃદયમાં જેટલા ભાવો છે, તેના મનમાં જેટલી અભિલાષાઓ છે અને તેની જેટલા પ્રકારની શક્તિઓ છે તેટલા બધા અને તેવા ભિન્ન પ્રકારના તેના જીવનમાં દૃષ્ટિબિન્દુઓ છે. આમાંથી ઇતિહાસના સાહિત્યના પ્રદેશમાં જે દૃષ્ટિબિન્દુઓ આવી શકે તે ઉપલી વ્યાખ્યા મુજબ ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ સંબંધે હોવા જોઇએ, એટલે કે ઇતિહાસનુ લક્ષ્ય, ઇતિહાસનુ દૃષ્ટિબિન્દુ ચારે પુરૂષાર્થનો ઉપદેશ એ હોવું જોઇએ શ્લોકકારે નિર્દિષ્ટ કરેલું આ દૃષ્ટિબિન્દુ અતિ વિસ્તીર્ણ અને સર્વદર્શી છે અને તેમાં મનુષ્યજીવનના સર્વ વિષયો આવી જાય છે. આ સ્વરૂપમાથી કાંઇ અમુક નિશ્ચિત—ફલિત નીકળી શકતુ નથી.

આપણા દેશમાં ઇતિહાસનુ સાહિત્ય મુખત્વે કથારૂપે જણાય છે એનું કારણ પ્રસ્તુત શ્લોકમાં ઇતિહાસ રચવાની પદ્ધતિ દર્શાવનાર ઇતિહાસનુ લક્ષણ છે તે જ હોવું જોઇએ. પ્રાચીન વિદ્વાનોએ ઇતિહાસને કથાયુક્ત અથવા કથારૂપે કહેવો, એવું જણાવ્યું હોવાથી આપણા દેશનું ઇતિહાસાત્મક સર્વ સાહિત્ય કથારૂપે રચાયલુ જણાય છે.

---

*મી જે. ડબલ્યુ. એલન નામના ઇતિહાસ વિષયના પ્રોફેસર " The Place *of History in Education* " ( *કેળવણીમાં ઇતિહાસનું સ્થાન* ) એ નામના પુસ્તકમાં ઇતિહાસ શું છે એ વિષય ચર્ચાવતાં કહેછે કે—

" The subject matter of history is the life of all societies. In other words it is the past life of humanity because of any condition of humanity that was not social, we have no evidence at all. So far we can all agree. * * * *

We cannot well define the subject matter of history otherwise than as the past life of humanity. " અર્થાત્ એ વિદ્વાન પ્રોફેસરે ઇતિહાસ એ શું છે એની ચર્ચા કરીને તેને અંતે નિર્ણય કાઢ્યો છે કે ઇતિહાસનો વિષય મનુષ્ય પ્રજાના ભૂતકાળના જીવનની સ્થિતિનું ચિત્ર તે ઇતિહાસ છે.

આ પ્રમાણેની આપણી વ્યાખ્યાપરથી ઇતિહાસના દષ્ટિબિન્દુ સંબંધે કાંઇ પણ અમુક નિશ્ચિત ફલિત નહી નીકળી શકતું હોવાથી તે માટે બીજી પ્રજાઓના સાહિત્ય તરફ તે માટે નજર ફેરવીશું અને ભૂતકાળની સામગ્રીથી બંધાયલા કલેવરવાળા પૂર્વવૃત્તરૂપ ઇતિહાસનો હેતુ શો હોવો જોઇએ, તેનું દષ્ટિબિન્દુ શું હોવું જોઇએ, જનસમાજના પૂર્વવૃત્તમાંથી તેમાં શાનો શાનો સમાવેશ થવો જોઇએ, ભૂતકાળના મહોદધિમાંના અનેક રત્નોમાંથી કયા કયા રત્નો તેમાં જડાવા જોઇએ એ વિષે તે દેશોના સાહિત્યો તપાસીશું. પાશ્ચાત્ય વિદ્વાનોમાં ઇતિહાસના દષ્ટિબિન્દુ વિષે ભિન્ન ભિન્ન મતો છે. જનસમાજના પૂર્વવૃત્તમાં તો મનુષ્યના સમગ્ર જીવનની પ્રવૃત્તિઓ, ક્રિયાઓ સ્થિતિઓનો સમાવેશ થઇ શકે છે. પ્રેમ, શૌર્ય, દ્વેષ, રાગ, મત્તા, લોભાદિક ભાવોનાં ચિત્રો, સામાજિક ધાર્મિક, રાજકીય, નીતિ, સ્થિતિ, સંસ્થાનાં અવલોકનો, અસ્તોદય, ઉન્નતિ, અવનતિ, ફેરફાર, સંક્રાન્તિનાં ઉદાહરણો એ સર્વે જનસમાજના પૂર્વવૃત્તના પટપર આલેખેલાં છે. તેમાંથી કયા ભાવને, કઇ સ્થિતિને કઇ સંસ્થાને, કયા ઉદાહરણને પ્રાધાન્યપણું આપી કઇ દષ્ટિથી એ પૂર્વવૃત્તનું કથન થવું જોઇએ એની ચર્ચા એટલે ઇતિહાસના દષ્ટિબિન્દુની, ઇતિહાસના ક્ષેત્ર મર્યાદાની ચર્ચા કરતાં પાશ્ચાત્ય વિદ્વાનો જુદા જુદા ધોરણો પર આવેલા છે. ઇતિહાસના દષ્ટિબિન્દુ વિષે આમ ભિન્ન ભિન્ન મતો હોય તેમાં કાંઇ પણ આશ્ચર્ય પામવા જેવું નથી કારણ કે ઐતિહાસિક સત્ય, તત્ત્વ, એટલું તો સૂક્ષ્મ છે, તેનો અવકાશ એટલો તો વિસ્તૃત છે, અને તેનો પ્રવેશ એટલો તો વિસ્તીર્ણ છે કે તેનું અનેક દષ્ટિએ, અનેક બાજુએથી અવલોકન ન થાય ત્યાં સુધી તેનું સમગ્ર સ્વરૂપ ગ્રહણ નહી થઇ શકે.

જો ઇતિહાસના ઉચિત જ્ઞાનથી રાજકીય અને સાંસારિક વિષયો સંબધે યથાર્થ વિચારો થઇ શકે નહી, આપણા મનની અપરિપક્વ અયથાર્થ કલ્પનાઓ, વ્હેમો દૂર થાય નહી ત્યાં મનુષ્ય સમાજની ઉન્નતિવિકાસક્રમનો આરંભ આજ કાલનો નથી એવું ઉદ્દભવે નહી. વર્તમાન યુગની જ સ્થિતિ કોઇ પણ સમય કરતાં શ્રેષ્ઠ છે એવું હાસ્યારપદ મિથ્યાભિમાન હતું રહે નહી, અને જનસમાજની ઉન્નતિનું સ્વરૂપ—તેનો વિકાસ ક્રમ—યાંત્રિક ઉન્નતિ અથવા કોઇ પણ ઉન્નતિપર અવલંબી રહે છે, એવી ભ્રમણા નીકળી જાય નહી, અર્થાત્-મનના વિચારોનો, હૃદયના ભાવોનો અને જીવનના આશયોનો યથોચિત વિકાસ થઇ સત્યનો ઝળહળતો પ્રકાશ ફેલાય નહી તો તે ઇતિહાસ નિષ્ફળ લખાયો જ ગણાય.

પાશ્ચાત્ય વિદ્વાનોમાં, પ્રોફેસર જે ડબલ્યુ એલન, મી હેન્રી સ્મીથ વિલીયમ્સ, મહાન્ તત્ત્વવેત્તા હીગલ, સીલી, રૅન્ક, ફ્રીમેન, સ્ટબ્સ, એકટન, ફ્રુડ, બકલ, કાર્લાઇલ, આરનોલ્ડ બરેલ મેકોલે, જેક્રેસ, જોન્સન, એકન, વીલ્મોટ, હેન્રીસેંટજોન વિગેરેએ ઇતિહાસના સ્વરૂપ સંબંધે બહુ ઉત્તમ ચર્ચા કરી છે. પરન્તુ તે સર્વ ચર્ચાનુ સૂક્ષ્મપણે નિરીક્ષણ કરવાનો અત્રે સમય નથી. તેમજ ગુજરાતી ઐતિહાસિક સાહિત્યની વર્તમાન સ્થિતિ જોતાં બહુ સૂક્ષ્મપણે નિરીક્ષણ કરીને કાંઇ પણ ધોરણ બાંધી મુકવા જેવી

સ્થિતિ હજુ પ્રાપ્ત થઇ નથી તેથી ઐતિહાસિક સાહિત્યના સ્વરૂપ સંબંધે એ વિદ્વાનોના વિચારોમાં જે મુખ્ય ભાગો જોવામા આવે છે તે જ સક્ષિપ્તમા આપની સમક્ષ મુકીશ

ઇતિહાસના વિષય, ઇતિહાસના કાળ સબધે મતભેદ છે જ નહી ઇતિહાસનો વિષય મનુષ્યોનુ પૂર્વવૃત્તમ્, પૂર્વજીવન છે અને ઇતિહાસનો પ્રદેશ ભૂત અને વર્તમાન કાળમાં જ ન્યાયલો રહેવો જોઇએ એ વિષે સર્વે વિદ્વાનોનો એક મત છે પરતુ ઇતિહાસનુ દૃષ્ટિબિન્દુ શુ હોવું જોઇએ, ઇતિહાસ શા હેતુથી લખાવો જોઇએ એ માટે વિદ્વાનોમા જે મતભેદ છે તેમાના મુખ્ય ત્રણ છે એક વર્ગ તો ઇતિહાસને રાજકીય નીતિની જ ( Political ) ચર્ચા માને છે બીજો વર્ગ ઇતિહાસનો હેતુ નીતિદર્શક ( moral ) હોવો જોઇએ એમ પ્રતિપાદન કરે છે અને ત્રીજા વર્ગમાં, ઇતિહાસને કથા ( Narrative ) કહેનારા ઇતિહાસને ભૌતિક અને માનસિક દૃષ્ટિથી ગણનારા વિદ્વાનોનો સમાવેશ થાય છે

આ ઉપરાત હીગલ અને તેના અનુયાયીઓ જેઓએ Philosophy of History નામથી ઇતિહાસના તત્ત્વ ચર્ચા કરી છે તેમના મતનો પણ એક જુદો વિભાગ થઇ શકે * વળી હાલના સમયમા બહુ ચર્ચાતી અને મહત્વની ગણાતી અર્થ-

* " History is philosophy teaching by examples how to conduct ourselves in all the situations of private and public life
—*Henry St John.*

Lord Action laid it down that the main end of the study of history is the developement of the moral judgement and the deepening of the sense of the moral Law

Bishop Stubbs speaking on the present subject says that one at least of the most important results to be obtained through the study of history is the attainment of a " perception of the workings of the Almighty—Ruler of the world " a recognition of a hand of progress and order a kind wise disposition ever leading the world on to better　　　bringing continually that which is good

" To explain History is to depict the passions of mankind, the genius, the active powers that play their part on the great stage , and the providentially determined process which these exhibit constitutes what is generally called the " plan of the Providence "

*Hegel*

શાસ્ત્રની દૃષ્ટિએ ઇતિહાસનુ અવલોકન થવા માંડ્યુ છે, તેનો પણ જુદો વિભાગ કરવો જોઇએ મી જેમ્સ ઇ થેરોલ્ડ રોજર્સ નામના અર્થશાસ્ત્રીએ "Economic Interpretation of History" નામના પોતાના ગ્રથમા ઇતિહાસનું અર્થશાસ્ત્રની દૃષ્ટિએ અવલોકન કર્યું છે* અને તેમ કરી એ અવલોકન કેવુ ઉપયોગી થઇ શકે છે તે સિદ્ધ કર્યું છે પોતાના એ દૃષ્ટિબિન્દુને અનુસાર એ વિદ્વાન ઇતિહાસના સર્વ પ્રસગોમા, ફેરફારોમાં, આર્થિક ( Economic) કારણોજ જુએ છે અને પ્રતિપાદન કરવાનો પ્રયત્ન કરે છે ઇતિહાસની આ બાજુ એટલી નો મહત્વની એ માને છે કે પોતાની પ્રસ્તાવનામા આ આર્થિક ( Economic ) દૃષ્ટિએ જો ઇતિહાસ નહી તપાસાય તો ઇતિહાસનો અભ્યાસ વ્યર્થ છે અને તેનાં ચિત્રો ખોટા છે એમ જણાને છે પરતુ આ બે વિભાગ તથા બીજા કેટલાએક ઝીણા ઝીણા વિભાગો હાલ જુદા પાડવાનું હું ઉપર જણાવેલા કારસોસર ઉચિત ધારતો નથી આ વિભાગોનો પ્રસ્તુત ત્રણ વિભાગોમાથી એકાદ અથવા વધારેમા સમાવેશ કરી શકાશે

ઇતિહાસના શિક્ષણનું પદ્ધતિક્રમમાં સ્થાન કેવુ હોવું જોઇએ એ સંબધે પ્રોફેસર જે ડબલ્યુ એલન વિગેરે વિદ્વાનોએ ચર્ચા કરીછે અને તે ચર્ચા કરતા ઇતિહાસના લક્ષ્ય વિષે એ વિદ્વાનોએ કેટલાક જાણવા જોગ વિચારો સૂચવ્યા છે પ્રોફેસર એલના દિક વિદ્વાનો ઇતિહાસના કેળવણીની દૃષ્ટિથી કેટલાએક વિભાગ કરેછે અને વર્તમાન સમયમા કેળવણી તથા શિક્ષણ પદ્ધતિની ચર્ચા ઘણી મહત્વની થઇ પડેછે તે જોઇ એ વિદ્વાનોએ એ દૃષ્ટિથી કહેલા ઇતિહાસના વિભાગો, તેના દૃષ્ટિબિન્દુ લક્ષ્ય સ્વરૂપાદિ વિષે આ લેખમા ઉલ્લેખ કરવો ઉચિત ધારૂછુ

મી એલન ઇતિહાસના ત્રણ વિભાગ કરેછે (અ) શાસ્ત્રની દૃષ્ટિથી રચાયલે ઇતિહાસ ( history as a science ) (બ) મનુષ્ય હૃદયના પ્રતિબિમ્બ—તેમાં રહેલ અભિલાષાઓ વિગેરેથી રગાયલા--શોભતા—ભાવોવાળી કથાત્મક –ઇતિહાસ (Histor

* "I think I shall be able to show that ver often the cause of great political events and great social movements is economical and has hitherto been undetected "

To omit or neglect economical facts is to mak the study of history barren, its annals unreal w may get the chronology correct, the sequence of events exact, the details of companions precise, the changes of frontiers reasonably accurate, but may still be far off from the controlling motives of public action, may be entirely in the dark as to the real causes of events"

" *The Economic interpretation of history* "

as a Pageant) (ક) અને મનુષ્યના મનની સસ્કાર ભૂમિકારૂપ ઇતિહાસ (History as a training ground for a human mind ) જેમા History as a moral અર્થાત્ નીતિની દૃષ્ટિથી રચાયલા ઇતિહાસનો હુ સમાવેશ કરૂ છુ

ઇતિહાસના આ પ્રમાણેના ત્રણ વિભાગોમાનો પ્રથમ વિભાગ જેને મી એલન ( History as a scienee ) કહે છે અને જેને મ્હેં અત્રે શાસ્ત્રની જ દૃષ્ટિથી રચાયલો ઇતિહાસ એમ વર્ણવ્યો છે તે વિષે વિશેષ સ્પષ્ટિકરણ નહી થાય તો તે કદાચ યથાર્થ નહી સમજાય એવા ભયથી એ સબધે કાઇ વિસ્તારથી જણાવવુ આવશ્યક છે શાસ્ત્રની દૃષ્ટિ ( Science ) એટલે શુ એ વિષે પ્રસ્તુત ગ્રથકાર જણાવે છે કે શાસ્ત્ર ( Science ) એટલે કાર્યકારણના સમ્બધનુ સશોધન કરવુ અને તેના મશોધનને પરિણામે વ્યાપ્તિઓ (generalizations) ધોરણો—સૂત્રો—નિયમો—બાધવા, ધારવા, કલ્પના અને જે ઇતિહાસપરથી તે વ્યાપ્તિઓ આદિ બધાઇ હોય, કલ્પાઇ હોય, ધારી હોય તે ઇતિહાસના જ બીજા વિભાગોને તે લાગુ પાડીને તેના સત્યાસત્યનો નિર્ણય કરવો એ હેતુવાળી અર્થાત્ કાર્યકારણના મહાન્ સબધને ઉદ્દેશીને થયેલી ચર્ચા * એટલે વિશેષ વિસ્તારથી કહીએ તો શાસ્ત્ર તરીકે ઇતિહાસનો વિષય ભૂતકાળમા બનેલા બનાવોનુ નિરીક્ષણ કરીને એ બનાવો, એના કારણો, શોધીને તેમના વચ્ચે કાર્યકારણનો સમ્બધ છે કે કેમ તેની ચર્ચા કરી કાર્યકારણના મહાન્ નિયમ શોધવાનો અને સિદ્ધ કરવાનો છે, અને એ દૃષ્ટિથી જોતા ઇતિહાસના પ્રદેશમા મનુષ્યોના હૃદયના ભાવોનુ માનુષી ગુણદોષોના ચિત્રનુ ઇતિહાસના ચિત્ર વિચિત્ર રગથી ભરેલા માનુષી સ્વરૂપનુ સ્થાન પ્રધાનપણે રહેતું નથી અને માત્ર કાર્યકારણના મહાન્ પરતુ અતીવ સૂક્ષ્મ અને કદાચ નિરસતાના દોષયુક્ત નિયમનુ અવલોકન કરવુ એટલુ જ ઇતિહાસને

---

* Science might, perhaps, be defined as that which is concerned with the causation of things , and the causation of things is their past, their present and their future since nothing is but all things are becoming The characteristic of scientific study is that it aims at reading objective truth It seeks to establish the real relations of things In aim, and therefore, in method it is wholly intellectual

*     *     *     *

To the scientific Historian the dreams of humanity its ideals its struggles and triumphs its failures and miseries must be products and causes, political parties whether of the past or of the present Social wrongs and social questions, wars and revolutions, heroes and prophets must be products and causes, religion and conscience must be products and causes '

અંગે તો રહેછે ઇતિહાસનો આ વિભાગ માત્ર મનુષ્યની માનસિક વૃત્તિઓ, શક્તિઓ, સ્થિતિઓપર અવલંબી રહેલો છે, અને હૃદયના ભાવોની તેમાં અવગણના થાયછે હૃદયના ભાવો તેના અવશેષોની ગણના નહી કરનાર અને માત્ર માનસિક પ્રદેશ ( Intellectual )મા ભ્રમનાર, ઇતિહાસના આ વિભાગની શુષ્કતા નિગ્મતાની એ ભાગ કરનાર ની એવનને એવી તો પ્રતીતિ થાય છે કે ઇતિહાસનુ બીજુ સ્વરૂપ જેને એ History as a Pageant કહે છે તેની આવશ્યકતા એ તરત સ્વીકારે છે * માનુષી હૃદયનુ જેમા પ્રધાનપણે ચિત્ર છે, મનુષ્યોના પ્રેમ, શૌર્ય, રાગ, દ્વેષાદિક ભાવો—લાગણીઓ જેમા વર્ણવાય છે અને જેમા જનસમાજના વ્યક્તિઓના જીવનમા સ્ફુરી રહેલા, રેલાઇ રહેલા રમનો આત્મા ભરેલો છે તેવા આ ઇતિહાસના વિભાગ મનુષ્યોને બહુ પસદ છે અને બહુધા અત્યાર સુધી લખાયલો ઇતિહાસ આ પ્રકારનો છે એમ જણાય છે.

ઇતિહાસના ઉપર જણાવેલા ત્રીજા વિભાગ એટલે કે ઇતિહાસને મનુષ્યના મનની સસ્કાર ભૂમિકા તરીકે ચર્ચાવતાં એ ગ્રથકાર ઇતિહાસની નૈતિક ( moral ) શક્તિ અસર ( influence ) તેનું કેળવણીના વિકાસક્રમમા સ્થાન વિગેરે બાબતનું અવલોકન કરે છે પરતુ અત્રે એ સર્વ બાબતોનો સમાવેશ કરવાને સમય નહી હોવાથી તે ચર્ચાને પડતી મુકીને એ ગ્રથકાર સર્વ ચર્ચાને પરિણામે જે સામાન્ય અનુમાનપર આવે છે તે જણાવીશ, તથા મ્હારી આ ચર્ચાને પરિણામે જે મત બધાય તે દર્શાવીશ

---

*We have to consider an alternative view of the best way of approaching and dealing with the past life of humanity However enthusiastic any one may be over the conception of scientific history it would be very foolish not to admit that to a large number of minds it does not appeal at all Indeed to the greater number of minds no form of science appeals at all strongly . . . . It is not a matter of a single point of view or of a single theory alternative to that of history as a science. It is a matter of quite multitudinous points of view, all equally non scientific, but the common quality of which is a little hard to define One may distinguish them perhaps some what crudely, but sufficiently for our present pupose, as those points of view which are essentially personal The scientific point of view may fairly be called impersonal . . It comprehends all man's sense of values of every kind and it includes all his prejudices and his habitual line of feeling It is at bottom the man himself "

મ્હારા લેખનો આ વિભાગ સમાપ્ત કરીશ. એ વિદ્વાન બધી ચર્ચા કરીને એવા મત પર આવે છે કે ઇતિહાસના વિષયની, ઇતિહાસના દૃષ્ટિબિન્દુની મર્યાદા—પરિસીમા બાંધવી એ તદન અશક્ય અને અનુચિત છે. પરંતુ તેના અભિપ્રાય મુજબ ઇતિહાસકારે ઇતિહાસના વિષય માટે બે ધોરણ રાખવાં. અર્થાત્ મનુષ્ય—સમાજ જ્ઞાનમાં અને સત્તામાં કેટલો વધ્યો હતો, વધ્યો છે ને વધશે એ દૃષ્ટિએથી—એ ધોરણેથી ઇતિહાસ ચર્ચવો, રચવો, લખવો. મનુષ્યની જ્ઞાનમાં વૃદ્ધિ અને સત્તામાં વૃદ્ધિ એ બેનું અવલોકન એ ઇતિહાસનું મુખ્ય દૃષ્ટિબિન્દુ એ ગ્રંથકાર જણાવે છે.

મ્હારા પોતાના નમ્ર અભિપ્રાય મુજબ તો ઉપર જણાવેલા વિભાગોમાંથી કોઇ પણ એકાદ વિભાગમાં જણાવેલું જ ઇતિહાસનું દૃષ્ટિબિન્દુ હોવું જોઇએ એ વિચારને હું મળતો નથી, મ્હારી માન્યતા તો મહાન્ તત્વવેત્તા હીગલે અને હિસ્ટોરીયન હિસ્ટ-રીના પ્રસિદ્ધ કર્તાએ કહ્યું છે તેને અનુમત છે. હીગલના મત મુજબ ઇતિહાસના બે વિભાગ છે. એક તો જે જે વૃત્તાન્તો બન્યા છે અને બનેછે તેની નોંધ કરવી અને બીજો ( જેને હું બહુ અગત્યનો ધારૂંછું અને જે પ્રકારનો વિભાગ આપણા સાહિત્યમાં બહુ જ થોડો વિકાસ પામ્યો છે તે ) ઇતિહાસનું તત્વજ્ઞાન ( Philosophy of History ) જેને મી. વીલીયમ્સ Drama of History કહેછે.*

હીગલે પોતાની Philosophy of History માં ઇતિહાસના ઘણા વિભાગ

---

Before truth is attained all our partial glimpses have to be combined in a single complex comprehensive statement. But views so contradictory as those expressed in the foregoing statements . . . . cannot be logically combined . . . . yet provisionally and as a working hypothesis, . . . . Let the historian fix his mind on these two things—advancement of mankind in knowledge and advancement of mankind in power and fearlessly measure all change by reference to them. This measure he may use fearlessly because it is incontrovertibly based on history itself.

*A comprehensive history of human progress in all departments of action and of thought told dramatically and picturesquely yet authoritatively in the words of the greatest historical writers, remote, recent and contemporarians . . . . . The book of a veritable "Drama of History" the unity of action being historic Truth," the limit of Time, the age of man, the stage : The world."

કર્યો છે પરંતુ તે સર્વેનું અવલોકન કરવુ અત્રે બને તેમ નથી તેથી ઇતિહાસ પ્રેમી સાક્ષરો પ્રત્યે માત્ર એ પુસ્તકનો ઉલ્લેખ કરીને સતોષ માનવો ઉચિત ધારૂછુ

મ્હારા લેખનો પ્રથમ ભાગ અત્રે સમાપ્ત થાયછે અર્થાત્ ઐતિહાસિક સાહિત્યનું સ્વરૂપ કેવુ હોવુ જોઇએ તે ચર્ચા અત્રે વિરામે છે અને તેનુ પરિણામ સક્ષેપમા જણાવતા મ્હાન અભિપ્રાય મુજબ એ છે કે ઐતિહાસિક સાહિત્યના મુખ્ય વિભાગ બે છે પ્રથમ તો ઇતિહાસ—એટલે બનેલા વૃત્તાન્તોનુ યથાર્થ વર્ણન ( Impartial record of occurrences past and present ) અને બીજો એ વર્ણન ઉપર રચાયલા વિચારતત્વોનો સગ્રહ અને ચર્ચા એ બીજા વિભાગમા લેખકના દૃષ્ટિબિન્દુના ઉદ્દેશને અનુસાર મનુષ્યના હૃદયના, મનુષ્યના જીવનના, સમગ્રભાવોનો સમાવેશ થઇ શકેછે, પછી તે રાજકીય, સાસારિક કિંવા ધાર્મિક હો એ બીજા વિભાગની મર્યાદા એ મનુષ્યની બુદ્ધિ અને મનુષ્યના હૃદયની મર્યાદાને અનુરૂપ છે જેટલી એ મર્યાદા વિસ્તારવાળી તેટલી આ ઇતિહાસના બીજા ભાગની મર્યાદા વિકાસવાળી છે આ વિભાગ પર તે રાજકીય મમધે હોવો જોઇએ કિંવા નૈતિક હોવો જોઇએ કિંવા ધાર્મિક હોવો જોઇએ એવો અકુશ મુકવાના મતથી હુ જુદોછુ અને એ વિભાગ તો સત્યતા અને યથાર્થતા સીવાય બીજા કોઇ પણ પ્રમારના અકુશ અને મર્યાદા રહિતનો રહીને ગાજે તોજ ઇતિહાસની કૃતાર્થતા થશે એવુ મ્હારૂ માનવુ છે

ઐતિહાસિક સાહિત્યના સ્વરૂપનુ આ પ્રમાણે બે વિભાગમા નિરૂપણ કરીને આ પણા એટલે ગુજરાતી સાહિત્યમા એ બે વિભાગની દૃષ્ટિથી જોતા એ સાહિત્યની સ્થિતિ કેવી છે તે હવે તપાસીશુ

આ લેખના પ્રારભમા જ મ્હેં કહ્યુછે કે આપણા દેશમા ઐતિહાસિક સાહિત્ય નથી આ સાહિત્ય નહીં હોવાના અનેક કારણો વિદ્વાનો તરફથી જણાવવામા આવેછે અને સુપ્રસિદ્ધ છે પરતુ હીગલે પોતાના પુસ્તકમા ઘણીક પ્રજાઓમા અને ઘણાક સમયોના ઇતિહાસ નહીં હોવાનું એક કારણ જણાવ્યુ છે તે સામાન્યપણે જણાયેલુ નહીં હશે એમ ધારીને અને તે મનન કરવા ગોગ્ય ધારીને આપને દર્શાવવાનુ ઉચિત ધારૂછુ એ મહા તત્વવેત્તાનું કહેવુ એમ છે કે The History of the world is not the theatre of happiness Periods of happiness are blank pages in it, for they are periods of harmony, *periods where the antithesis is in abeyance* અર્થાત્ જ્યા સુધી પ્રતિપક્ષના ઉત્પન્ન થતી નથી ત્યા સુધી ઇતિહાસ ઉદ્ભવતો નથી કારણ ત્યા સુધી ઇતિહાસ લખવા જેવુ કાઇ હોતુ નથી આપણા દેશમા પ્રાચીન સમયમા ઇતિહાસ નહીં રચાવાનુ આ તો કારણ નહીં હોય ? અને એક વખતે ઇતિહાસનું સ્થાન સાહિત્યમા પ્રબળ નહીં થયુ પછી તેની તરફ કોઇએ લક્ષ નહીં આપ્યુ હોય આ કારણ હો કિંવા રા ગ હીરાલાલ ત્રિભોવનદાસ પારેખે વસત નામના માસિકમાના પોતાના લેખમા સૂચવેલુ કારણ, કે આપણા સાહિત્યકારોએ ઇતિહાસનું દૃષ્ટિબિન્દુ નૈતિક કરી નાખવાથી વર્તમાન યુગના સસ્કારવાળા

આપણા મનનુ સમાધાન થાય એવો ઇતિહાસ નહીં ઉદ્ભવી શકયો તે હો તોપણ આ ટલુ તો નિર્વિવાદ છે કે ઇતિહાસાત્મક સાહિત્ય આપણા દેશમા બહુ ગૌણ દશાએ છે માતૃભાષા સસ્કૃત જેવા રસાળ અને ખેડાયલા સાહિત્યમા માત્ર રામાયણ, મહાભારત રઘુવશ મુદ્રારાક્ષસ, રાજતરગિણી વિગેરે જેવા ગણ્યા ગાઠયા થોડાક ગ્રથો નીકળે જેમા ઇતિહાસનો અશ કઇક કહી શકાય તો પછી આપણા તદન જ બાળ અને ચારસોએક વર્ષના જ આયુષ્યવાળા સાહિત્યમા પણ તેની સ્થિતિ નિ સત્વ જેવી હોય તો તેમા આશ્ચર્ય પામવા જેવુ નથી આપણા સાહિત્યમા આ સાહિત્યની સ્થિતિ શુ છે એવુ ખરેખરૂ અવલોકન તો ગુજરાતી ભાષામા રચાયલા, લખાયલા, પ્રસિદ્ધ થયેલા ગ્રથાદિ કોનુ સપૂર્ણ ટીપ્પણ Bibliographical catalogue નહીં થાય ત્યાસુધી થઇ શકવુ મુશ્કેલ છે આવુ ટીપ્પણ અથવા ડાયરેકટરી કરવાનુ આપણા હૃદયમા સ્ફુર્યું છે અને આશા છે કે તે સ્ફુરણ સત્વર જ દૃઢ થઇને સફળ થશે દરમ્યાનમા આપણામા ઇ તિહાસમા ગણી શકાય એવા ગ્રથો કેવા અને કેટલા છે તે સરકારી રીપોર્ટો, પુસ્તકા લયાદિકોના સૂચીપત્રો, જુનાં વર્તમાન પત્રોપરથી બની શકે તેટલા ઉપજાવી કાઢવાનો પ્રયત્ન કરતા માત્ર ૩૦૦ થી ૩૨૫ની સખ્યામા જણાય છે તેમની યાદી આપીને આપને કંટાળો આપવા ઇચ્છતો નથી આ ગ્રથોમાના મુખ્ય તો શાળોપયોગી ગ્રથો જેવાકે વિદ્યાર્થિ માટેના ઇતિહાસો સરકાર તરફથી, કેળવણીખાતા તરફથી ઇતિહાસ સબધે પ્રસિદ્ધ થયેલા પુસ્તકો છે બાકી ખાનગી કેટલીક વ્યક્તિના સાહસથી થયેલા પુસ્તકો બહુ થોડા છે મ્હેં ઉપલા પુસ્તકોમા ઐતિહાસિક નવલકથાઓનો શામળની વાર્તાઓનો, નર્મદાશકરના કેટલાક લેખોનો તથા તેવા જ ગ્રથોનો સમાવેશ કર્યો ત્યારે જ ઉપલી સખ્યા થઇ છે અલબત્ત એ.ઉપરાત કોઇ પુસ્તકો હોય તો તે મને ખબર નથી મ્હેં કહેલી સખ્યા માત્ર માર્ગસૂચક અને મ્હારા અદ્યાપિ સુધીમા અલ્પ સમયમા કરેલા પ્રયાસાનુસાર જણાયલી છે ઐતિહાસિક ગણેલા પુસ્તકો ઐતિહાસિક ગણાય કે નહીં તેનો વિચાર મ્હેં કર્યો જ નથી કારણ તેમ કરવા જતા તો આ સખ્યા કેટલી બધી ઘટી જાય તે કહેવાતુ નથી અને હાલ આપણે સખ્ત કસોટીનુ ધોરણ ધારણ કરી શકીએ એવી આપણા સાહિત્યની સ્થિતિ નથી

સખ્યા આટલી મ્હોટી છે છતાં એ ગ્રથોની યોગ્યતા બહુ ઉંચી નથી કાઇક ઇતિહાસનુ સ્વરૂપ ધારણ કરતો હોય તો તે મડલિકનો હિંદુસ્થાનનો ઇતિહાસ, રાસ માળા વડોદરા સરકાર તરફથી થોડા સમય થયા જૈન સાહિત્ય ભડારમાથી ચુટી કાઢી પ્રસિદ્ધ કરવામા આવેલી ગ્રથમાળા* કરણ ઘેલો વનરાજ ચાવડો નર્મદના કેટલાક ગ્રથો સ્વ કવિ વાઘજી આશારામ ઓઝાના પુસ્તકો વિગેરે છે મુખ્યત્વે કરીને આપણા ઐતિહાસિક ગ્રથો ભાષાન્તરો છે અને મૂળરૂપે બહુ થોડા ગ્રથો છે

પરતુ ઐતિહાસિક સાહિત્યની આ શોચનીય સ્થિતિ હવે વિશેષ રહેશે એમ હુ ધારતો નથી આપણા સાહિત્યનો એ પ્રદેશ ખેડાના માડીને રસાળ થવા માડયો

---

*સુકૃત સકીર્તન, દ્વાશ્રયમહાકાવ્ય, સારસગ્રહ

છે. ગુજરાત વરનાક્યુલર સોસાઇટી, ધી ગુજરાતી કાર્યાલય, ગુજરાત સાહિત્ય સભા, કેળવણી ખાતાંઓ અને વર્તમાન યુગના લેખકોના પ્રયત્નોથી આ ખોટ પુરાવા માંડી છે અને બહુ ટુંક સમયમાં આપણું ગુજરાતી ઐતિહાસિક સાહિત્ય વિકસિત થશે. મી કરકરીયા, મી કાપડીઆ, મી. દેસાઇ, મી. હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ, મી. રણજીત રામ, મી. ઓઝા, મી. રાવળ વિગેરે એ પણ એ સાહિત્યના કૃશ અંગમાં જીવન આપી તેને સદઢ અને પ્રફુલ્લિત કરવાનો પ્રયાસ આદર્યો છે. અને માસિકો આદિદ્વારા હાલમાં થતી ચર્ચા. લેખો વિગેરેના કારણે આશા ઉત્પન્ન થાય છે કે બહુ થોડા સમયમાં આ સાહિત્ય, વિકસિત અને પોતાનું ખરૂં સ્વરૂપ ધારણ કરતું થશે*

આ આશા ઉત્પન્ન થઇ છે તે પૂર્ણ થવાને માટે અર્થાત્ આપણા ઇતિહાસ રચાવા માટે શું શું સાધનો છે તે તપાસી આ લેખના ત્રીજા વિભાગ સાથે આ લેખ સમાપ્ત કરીશ.

ઇતિહાસ રચવાનાં સાધનો અનેક અને વિધવિધ પ્રકારનાં છે. ગ્રંથો, લેખો આદિથી લઇને ત્રુટતા, બળવાન કાળના બ્હોથી ઘસાતા, અને નિર્જન સ્થળોમાં મનુષ્ય નો સંબંધ દર્શાવનારા એક જ ચિહ્નરૂપ, અને કોઇ પણ લેખ, અક્ષર, અથવા એવી જ કોઇ પણ સંજ્ઞા રહિતના અને પોતાની સ્થિતિ વડે જ બોલનારા ખંડિયેરો, જીર્ણ અને પરિત્યક્ત દેવાલયો અને પુરાતી જતી ગુફાઓ હોઇ શકે છે. મનુષ્ય પોતાના મનોબળ વડે પોતાની કલ્પના શક્તિને જોરે, આવી નિર્જીવ, મુગી વસ્તુઓમાં જાણે જીવારોપણ કરીને બોલતી કેમ કરી શકતો હોય તેમ તેનાપરથી સુંદર મનોરંજક ઇતિહાસ રચીને બુદ્ધિનું બળ સિદ્ધ કરે છે, અને ક્ષુદ્ર મનાયલા, જડ જણાતા પદાર્થો પણ સાહિત્યના પ્રદેશને કેવું સૌંદર્ય આરોપણ કરી શકે છે તે પ્રતિપાદન કરે છે ઇતિહાસના સાધનોમાં મુખ્ય સાધનો—

(૧.) લખાણો —આમાં—

(अ) છપાયલા ગ્રંથાદિકો.

(ब) હસ્તલિખિત લખાણો.

(क) શિલાઓ, દેવાલયો, ખંડેરો, તળાવો વિગેરે સ્થળોમાં મળી આવતા લેખો.

(ख) તામ્રપત્રો, ભોજપત્રો, સનંદો, રાજકીય પત્રવ્યવહાર, દફતર વિગેરે જેવા રાજકીય લેખો અને દસ્તાવેજો.

(ग) ભાટ ચારણ, શ્રવણાદિકો, તીર્થપરના ગોરો-બ્રાહ્મણો પાસે રહેતા, મળી આવતા વહીવંચાના ચોપડા, રાસાઓ. પ્રબંધો વગેરે.

---

*મ્હેં ઉપર આપેલાં નામોમાં મરાઠી આદિ ભાષાના ગ્રંથકારોનો સમાવેશ કર્યો નથી કારણ કે આ લેખ ગુજરાતી સાહિત્યને ઉદ્દેશીને છે.

એ સર્વેનો સમાવેશ થાય છે. ઇતિહાસના સાધનના આ વર્ગમાં લખેલી સર્વ બાબતો આવી જાય છે.

(૨.) સીક્કાઓ.

(૩) ખંડીયેરો, ગુફાઓ, જીર્ણ દેવાલયો, તળાવો વિગેરે. ઉપરના (૧) વર્ગથી આ વર્ગ જુદો પાડવાનું કારણ આ વર્ગમાં જેનાપર કોઇ લેખ કે લખાણ નથી તેવાં જ ખંડિયેરો આદિ, આમાં ગણવામાં આવ્યાં છે. આ ખંડિયેરાદિકો પરથી તો માત્ર તેમનું શિલ્પકામ, રચના, તેમની સ્થિતિ, તેમનું સ્થળ વિગેરે જોઇને જે કલ્પનાઓ થાય તે જ ઇતિહાસના કામમાં આવે છે.

(૪.) દંતકથાઓ, લોકગીત, લોકકથા, ગરબાઓ, કહેવતો વિગેરે.

(૫) ભાષા સ્વરૂપ ( Philology ) નું શાસ્ત્ર.

(૬.) બીજા દેશોનાં પુસ્તકો, સાહિત્યો, લેખો, દસ્તાવેજો, મુસાફરીના ગ્રંથો. વિગેરેમાં જે સ્થળ, લોક વિગેરેનો ઇતિહાસ રચવા ધાર્યો હોય તેના સંબંધે કરવામાં આવેલા, મળી આવતા ઉલ્લેખો.

(૭.) ભૂસ્તરવિદ્યા, ભૂગોળવિદ્યા અને ખગોળવિદ્યા.

(૮) જે દેશનો—જનસમાજનો ઇતિહાસ રચવા ધાર્યો હોય તેની સામાન્ય સ્થિતિ, તેનાં વ્યાપારનાં સાધનો, વાહનો ( means of locomotion ) આયુધો ( armoury ) પોષાકો અને રીત રીવાજો—આ પ્રમાણે ઇતિહાસ રચવા માટેનાં સ્વીકારાયલાં સાધનો છે.

આ સાધનો વિષે કોઇ પણ એમ કહી નહીં શકશે કે તેમાંનુ કોઇએક પણ આપણા દેશમાં નથી. આ ઇતિહાસ—જનની—રૂપ દેશ જ્યાં મનુષ્ય પ્રજાની સર્વ પ્રકારની ચર્ચાઓ થઇ ગઇ છે ત્યાં ઇતિહાસ રચવાનાં સાધનોના સર્વ પ્રકારો મળી આવે છે. ઇતિહાસ લખવાની પદ્ધતિ નહીં હતી અથવા હતી તો માત્ર એક જ ( નીતિના ) દૃષ્ટિબિન્દુથી જ તે લખાતો હતો, એ વાત ખરી છે છતાં તે કારણથી ઇતિહાસનાં સાધનો નિર્મૂળપણે નથી, એ કહેવુ તો બહુ ખોટું થાય, અને હું ધારૂં છું કે એવું કહેનારા કે માનનારા ઘણાજ થોડા હશે. માત્ર આટલી વાત તો સાચી છે કે કાળબળવડે ઇતિહાસનાં સાધનો નષ્ટ થતા જાય છે, અને લોકની અજ્ઞાનતાને લીધે તેની જાળવણી રહેતી નથી. અને તે કારણથી આપણા દેશમાં ઇતિહાસ લખવાને થયેલું નવીન રૂપવાળું સ્ફુરણ જો વેગવડે નહીં વધશે તો ઇતિહાસના સાહિત્યને બહુ મ્હોટી હાની થવાનો ભય છે. આ ભય ટાળવાને માટે બનતી ત્વરાએ એ સાધનો નષ્ટ નહીં થવા દેતાં યથાશક્તિ જાળવી શકાય અને તેનો રૂડી રીતે સંગ્રહ થાય એટલું કરવાની જરૂર છે. આ પરિષદે એ દિશામાં કરેલો પ્રયત્ન સ્તુત્ય છે અને બહુ ફળદાયી થશે. ક્ષુદ્ર, નિર્જીવ જણાતા ઇતિહાસનાં સાધનો જેવાં કે ભાટચારણાદિકોના રાસાઓ, સિક્કાઓ, ખંડિયેરો

વિગેરેને જાદુગરની લાકડી જેવા પોતાની કલ્પના—બુદ્ધિબળથી મોનતા કરીને તેમાથી કેવુ સુદર ચિત્ર ખડુ કરે છે એ વાત પાશ્ચાત્ય વિદ્વાનોના ગ્રથોપરથી સહજ જણાઇ શકાશે સદ્‌ભાગ્યે આપણી ભાષામા પણ આવા સુંદર ચિત્રો થયા છે અને થતા જાય છે ફાટી ગયેલા, હાથમા લેવા નહીં ગમે તેવા ભાટચારણાદિકોના રાસા વિગેરે પરથી હાથમાથી નહીં મૂકાય એવી સુંદર રાસમાળા થઈ છે અજન્ટા ઇલોરા, એલીફન્ટા, કેનેરી વિગેરે ગુફાઓપરથી ચિત્તાકર્ષક ચિત્રમાળાયુક્ત ઇતિહાસ થયો છે અને સામાન્ય દૃષ્ટિને ધાતુની કીંમત સિવાય બીજી કીંમત નહીં ધરાવનારા સિક્કાઓપરથી સ્વ ડા ભગવાનજી ઇંદ્રજી, સ્વ રતિરામ દુર્ગારામ દવે તથા ભાવા શાસ્ત્રાદિકપરથી કલ્પના બાધનાર ઑનરેબલ ડાક્ટર ભંડારકર જેવાઓના ગ્રથો રચાયલા છે આપણી સાહિત્યની દૃષ્ટિમર્યાદામા એ પ્રયત્નોને પોષણ કરે એવા આશાના ચિહ્નો દેખાવા માડ્યા છે, તે સત્વર વ્યક્ત થઇને ઇતિહાસનુ સાહિત્ય દીપાયમાન કરાશે એવી આશા છે

પ્રિય બન્ધુઓ મ્હારો લેખ અત્રે સમાપ્ત થાય છે ઐતિહાસિક સાહિત્યનુ સ્વરૂપ કેવુ હોવુ જોઇએ તે મ્હેં આપની સમક્ષ નિવેદન કર્યું છે અને તેમ કરતા એ સ્વરૂપનુ ચિત્ર, તેની મર્યાદા તેની વ્યાખ્યાની લીટીઓ ચોક્કસ મર્યાદામા અંકિત કરી શક્યો નથી તે હું જાણુ છુ પરતુ તેમ કરવુ કેવુ અશક્ય છે તે આપ સમજી શકશો અને આપ તરફથી સૂચનાઓ કરીને એ ન્યુનતા દૂર કરશો હાલ તરતને માટે આપણા સાહિત્ય માટે મ્હેં જે વિભાગ ધાર્યા છે તે બસ થશે એમ મ્હારૂં માનવુ છે પ્રથમ સાહિત્ય પરિષદના પ્રમુખ વિદ્વદ્વર્ય સ્વર્ગસ્થ ગોવર્ધનભાઇએ આપણા સાહિત્ય માટે આપણી સાહિત્ય પરિષદ્ માટે જે દિશા સૂચવી છે તે દિશા આ વિષય માટે પણ હોવી જોઇએ સ્વ ગોવર્ધનભાઇએ આપણું કર્તવ્ય વકીલોની માફક પુરાવો ભેગો કરીને પ્રસિદ્ધિમા મુકવાનુ છે જે પરથી જેને જેમ ફાવે તેમ પ્રતિપાદન કરવાને સાહિત્ય પ્રેમીઓને બને ' એમ સૂત્ર કહ્યો છે આ સૂત્ર અત્રે પણ લાગુ પડશે ઇતિહાસના સાધનો શોધી સગ્રહી પ્રસિદ્ધ કરવુ એ કામ હાલમા તો આ પ્રદેશમા આપણે કરવાનુ છે અને માટેનું ક્ષેત્ર અનત પડ્યુ છે તે ક્ષેત્ર શોધી ખેડી, તેને પરિણામે જેટલા બની શકે તેટલા રગો તેમાથી આપણે બ્હાર આણવાના અને સાહિત્ય ચિત્રકારો પાસે મુકવાના છે આ રગો યથાર્થ ઉત્તમ પ્રકારના અને ભિન્નભિન્ન તરાહના હોવા જોઇએ કે જેથી ગમે તે વિષયનું ચિત્ર ચિતરવાને ઉત્સુક ચિત્રકારને તેમાથી પોતાના ચિત્ર માટેના રગો મળી આવે અને આમ કાળના ગતિમાન્ બદલાતા પડદાપર આપણા પુરુષાર્થના અમુક ચિહ્નરૂપ આપણા ઇતિહાસના, આપણા જીવનમા આપણી સ્થિતિના અનેક દૃષ્ટિએથી ચિતરાયલા ચિત્રો અંકિત થાય અને મનુષ્ય પ્રજાની ચિરકાળની સ્મૃતિમા આપણી અતીવ ગૌરવમય પ્રજાનું પૂર્વ વૃત્તાન્ત લખાય, જહાય ! ઇશ્વર એ પિતૃઋણમાંથી આપણને મુક્ત કરો !

પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

# ગુજરાતી સાહિત્ય અને ઇતિહાસ.

( રા. રા. નરહરિ કરૂણારામ દેસાઇ બી. એ. )

## ૧. સાહિત્ય અને ઇતિહાસ વચ્ચે સંબંધ.

સાહિત્ય શબ્દના વ્હોળા અર્થમા ઇતિહાસના વિષયનો સમાવેશ થઈ શકે છે. અને જો કે સામાન્ય દૃષ્ટિએ ઇતિહાસ સાહિત્યના બીજા અગોના પ્રમાણમાં મોટે ભાગે નિર્માલ્ય મનાય છે તોપણ તેનુ મુખ્ય કારણ એ છે કે ઇતિહાસના પ્રદેશની મર્યાદા અને ઉદ્દેશને બહુ સંકુચિત હાથે દોરવામાં આવે છે. સાધારણ માન્યતા એવી છે કે ઇતિહાસ એટલે માત્ર બનાવોની નોધ કરવી. રાજાઓના જન્મ, મરણ અને લગ્ન ; દરબારી કાવત્રાં અને ખટપટો ; બળવાન પુરૂષોએ રાજ્યોનુ પચાવી પાડવું ; બાદશાહો, તેમના હજુરીઆઓ અને ખુશામતખોરોની જીવન કથાઓ ; સત્તા હાથ કરવાની નહાની મોટી મારામારીઓ ; પરિણામ વિનાના શસ્ત્ર યુદ્ધો ; લશ્કરી સરદારો અને તેમના જમાદારોના નામની ટીપો ; પાયદળ, ઘોડેસ્વારો અને તોપોની સંખ્યા ; લશ્કરોની વ્યૂહ રચના અને ક્રમ ; કુચ કરવાની, છાપો મારવાની, અને પાછા હઠવાની પદ્ધતિઓ ; અમુક સ્થળે કોઇ સરદારનુ મહાત થવું અને અમુક સૈન્યની ટુકડીનો કચ્ચરઘાણ નીકળી જવો ; અમુક જોહમતો કે આશાયેશ પછી અમુક સૈન્યનો જય કે પરાજય થવો ; એવી એવી બારીકાઇથી લીધેલી નોંધ. આવા લેખોમાં કલ્પના કે તર્કશક્તિ અને ન્યાય દૃષ્ટિને તૃપ્ત કરવા માટે સુદ્દલે ભક્ષ્ય મળી શકતું નથી ઇતિહાસને કાઇપણ શોધખોળ કરવાનુ કામ માથે ઉઠાવવાની જરૂરીઆત જણાતી કે મનાતી નથી. તેને તો માત્ર સમયના પ્રવાહના અનુગામી થવાનું છે ; સમય જેના ઉપર પ્રકાશ નાખી ચૂકયો હોય તે બાબતોજ નોધી લેવાની છે. આવું ઇતિહાસનુ સ્વરૂપ આજ ઘણા કાળ સુંધી યુરોપના સુધરેલા દેશોમાં મનાતું હતું અને આપણા દેશમાતો મોટે ભાગે હજીએ તેવીજ માન્યતા ચાલુ છે.

સાહિત્યના વ્હોળા સ્વરૂપમાયે તેની ઉપલકિયા ભાવના સાથે તે ઇતિહાસ સાથે ઉપલો ઘણોજ સામાન્ય સબધ ધરાવે છે. સામાન્ય દૃષ્ટિએ સાહિત્ય વાઙ્મય પ્રદેશને કેવળ સ્પષ્ટ રૂપ રેખા આપવાનું સાધન છે અને એમાં ઇતિહાસનો સમાવેશ થાય છે. પરંતુ આપણે સાહિત્યનાં વ્હોળાં સ્વરૂપ અને ઇતિહાસની ઉંડી ભાવનાઓ અને તેમાં રહેલાં ગુપ્ત આંતર મત્રો ઉકેલવા ઘટે છે, કે જેથી તે બેઉ વચ્ચેના યોગ્ય સંબધનો નિર્ણય થઇ તેના ઐકય સાધનારા બધનો સ્થાપિત થાય. આ સબધમાં કોઇપણ પ્રજાના સાહિત્યની સૌથી આદિ સ્થિતિ વિચારીશું તો જણાશે કે કવિયોના

કવન રૂપે જ્વલંત શિખાઓની હૃદય જ્વાળાઓ ભાષા કે વાણીના રૂપમાં પ્રથમ પ્રકટ થાય છે. વેદમંત્રો, નરસિંહ અને મીરાં જેવા કવિઓના કાવ્યો, ડેવિડના રૂદન કરતા અને ખારીલાં હૃદયના સંગીતો અને કુરાનની કલામો કે ઝંદ અવસ્તાની ગાથાઓ આનાં પ્રકટ દૃષ્ટાંત છે. એકાંત પુરૂષોની હૃદય કથાનો મહાશક્તિપાત ઝીલવાને દુનિયાની ધમાલની ધાંધાટમાં જ્યારે મનુષ્ય અશક્ત થાય છે ત્યારે સાહિત્ય, નાટક, વાર્તા, ઇતિહાસ અને વિજ્ઞાન જેવાં નીચી પંક્તિના પ્રદેશમાં ઉતરવાનો પ્રયત્ન આદરે છે. વળી તેમાં તેનો શક્તિપાત સામાન્ય માણસો ઝીલી શકે તેવી રીતે ધીમો પાડવાનો તેમાં પ્રયત્ન થતો જણાય છે. આ પ્રમાણે સાહિત્યનું ઉંડું અર્થ ગાંભીર્ય અને ભાવના વિચારતાં, તે માણસ જાતની સામાન્ય હૃદય-કથાનું કથન છે. આવાજ ઉચ્ચ આશય અને ગર્ભથી પોષાયેલું સાહિત્ય કોઇ પણ સમાજને શુદ્ધ પ્રગતિમાન અને અનેક આડખીલીઓ, દુઃખો અને જોખમતોના ડુંગરો ઓળંગવા કે મહાસાગરો તરી ઉતરવાના ઉત્સાહ અને સામર્થ્ય આપે છે અને તેવા પ્રસંગોના મહા અનુભવોમાં તે પાછું પોતાના વિકાસની શક્તિ અને પુષ્ટીના સાધનો શોધ્યા વિના રહેતું નથી. માણસને સર્વે કાળ, સર્વ સ્થળ અને સુદલે તફાવતના ભેદ વિના લાગુ પડતી સામાન્ય હૃદય કથા અતિ પ્રિય લાગે છે. ઇતિહાસના સંબંધમાં પણ માણસની દરેક વસ્તુને માનુષી ભાવ, (પોતાના વલણ અને સ્વભાવને પ્રાધાન્ય પદ આપી) આપવાની ખાસિયત કહો કે પછી પ્રકૃત્તિ કે ઇશ્વર દત્ત અનિવાર્ય ટેવને લીધે તે હૃદય કથા છે કે નહીં અને હોય તો તે કેટલા પ્રમાણમાં છે તેનો પ્રશ્ન થાય છે. સાહિત્ય હૃદય કથા છે એવી ઉંડી ભાવના કે વ્યાખ્યા હજી આપણા સાક્ષર મંડળની અંદર કે તેમની બ્હાર મોટે ભાગે સ્પષ્ટ રીતે સ્વીકારાઇ નથી અને હજી કદાચ તેમ થતાં ઘણો કાળ વીતશે, તોપણ આદિ કાળથી ચાલી આવેલી અભિપ્રાય બાંધવાની આવી પરંપરાને લીધે માનસ શાસ્ત્રના એક મહા નિયમને અનુસરીનેજ સાહિત્યના દરેક અંગનું ધોરણ અને કિંમત માણસને હાથે જાણ્યે અજાણ્યે અંકાય છે અને અંકાશે. ગુજરાતી સાહિત્યમાં ઇતિહાસ તેમજ બીજા અંગોને નિર્માલ્ય અંગો તરીકે, ઉપ અંગો તરીકે, સાપેક્ષ સાહિત્ય તરીકે કે શાસ્ત્ર સાહિત્ય તરીકે એક રસ નહીં થઈ જતા કે ઓતપ્રોત ભાવે નહીં ભળી જતા પદાર્થો માફક જુદા પાડવામાં આવે છે તેનું સબળ કારણ એજ છે કે તેઓને વાર્તા, નાટક કે કાવ્ય જેવા કેવળ સાહિત્યના સ્પષ્ટ અને સ્ફુટ વિષયો સાથે સમસ્થાને કે એક પંક્તિએ મૂકી શકાતાં નથી. જો તેમનામાં સાહિત્યની ગર્ભિત ગુપ્ત ભાવના સબળ રીતે સાકાર થાય તો તેઓ સાહિત્યના પ્રબળ અંગો તરીકે તરતજ લેખાતા થાય અને આ કહેવાતો કે ગણાતો બે તડોનો ભેદ ભુસાઇને કાળે કરી હતો નહોતો થઇ જાય. યુરોપના સુધરેલા દેશોના સાહિત્યોમાં આ દોષ સમજાયો છે. મહા વિચારકો, મહા શોધકો, મહા અભ્યાસીઓ, અને મહા સાક્ષરોએ પોતાના કર્ત્તવ્ય પ્રદેશની જુદી જુદી શાખાઓમાં સાહિત્યની ઉંડી ભાવના

અપ્રતિહત ઉતારવા અને સાકાર કરવા ભગીરથ પ્રયત્ન આદર્યો છે. રસ્કિનના જેવા કળા કૌશલ્યા કુશળ અદવર્યુના ચિત્રકળાના ગ્રંથોથી ચિત્રકળા; સ્પેન્સર, હક્ષલે, અને હેકેલના પ્રાણીશાસ્ત્રના લેખોથી પ્રાણીશાસ્ત્ર; ટિન્ડલના પ્રકૃત્તિવિજ્ઞાનના લેખોથી પ્રકૃત્તિવિજ્ઞાન; લેકી, મેકોલે, ગીઝો, મેરીવેલ, ગીબન, અને કાર્લાઇલ જેવા ઇતિહાસકારોથી ઇતિહાસ; અને બીજા શાસ્ત્ર-સાહિત્ય તરીકે લેખાતાં સાહિત્યનાં ઉપઅંગોને તેમના બાહોશ અધ્વર્યુઓથી શું વિશેષ જોબ મળી નથી અને યુરોપની સામાન્ય પ્રજાનો તે તરફનો અત્યુત્સાહ કેવળ સાહિત્ય તરફ શું ઓછા ભાવથી જોવાને દોરવાતો નથી?

## ૨. ઇતિહાસની વ્યાખ્યા અને તેના પ્રકાર.

ઇતિહાસ એ એક પ્રજા અથવા તો સમાજની સમસ્ત જીવન અને વિધાકળાનું ઇતિવૃત્ત છે, એવી વ્યાખ્યા બાંધી શકાય. ટુંકમાં એક વ્યક્તિની જીવન અને વિચારકળાનું ઇતિવૃત્ત તે જીવનકથા કે જીવનચરિત અને એક પ્રજાનું તેવું ઇતિવૃત્ત તે ઇતિહાસ. હર્બર્ટ સ્પેન્સર ઇતિહાસને દષ્ટાંતો સાથેનું સમાજશાસ્ત્ર (Descriptive sociology) કહેછે અને આ ઇતિહાસની ઘણી ઉચ્ચ ભૂમિકાની વ્યાખ્યા છે. એનો અર્થ તે ટુકામાં એવો કરેછે કે સામાજીક ભાવોના (phenomena) મહા અંતિમ નિયમો તારવી શકાય એવી રીતે કોઇ પણ પ્રજા કે સમાજનાં ઇતિવૃત્તો અથવા જીવન આપવા તેનું નામ ઇતિહાસ. એમર્સન ઇતિહાસને દરેક વ્યક્તિને અનુભવગમ્ય કથા હોવાનું જણાવે છે. પ્રતાપબાબુ ઐશ્વરી ધારણાને સિદ્ધ કરનાર વ્યક્તિઓને ઇતિહાસના અંગભૂતો ગણે છે અને તેમના જન્મકાળથીજ ઇતિહાસની શરૂઆત થાય છે એમ જણાવે છે. ટુંકામાં જનસમુદાયમાં અને અખિલ સૃષ્ટિમાં ઐશ્વરી મહાધારણાની થતી જતી સાકારતા, ઐશ્વરી ધારણાના જ્ઞાનનો પ્રકાશ, અને ઐશ્વરી ધારણાની સિદ્ધીને :માટે સફળ અને નિષ્ફળ જાણ્યે અજાણ્યે થતાં અનેકાનેક નાના મોટા પ્રયાસો અને પ્રવૃત્તિઓની રૂપરેખા અને કવન તેનું નામ ઇતિહાસ. ગુજરાતી પ્રજાને કે સામાન્ય હિંદી પ્રજાને એમર્સન અને પ્રતાપબાબુએ જણાવેલા ઇતિહાસના સ્વરૂપો પથ્ય અને રૂચિકર થઇ પડે તેમ છે. એમર્સનનું નીચલું ઉતિહાસનું તાત્પર્ય અને ભાવના સ્થળ, કાળ અને બીજા અનેક દોષોવાળા આપણા હિંદુ પુરાણોમાંથી સત્વરૂપે ખેંચી કહાડતાં શું આપણે આપણી વૃદ્ધ પ્રજાને હજી જોતાં નથી? એમર્સન કહે છે કે,

"There is no great and small
"To the soul that maketh all."

અને

"I am owner of the sphere,
"Of the seven stars and the solar year,

"Of Cæsar's hand and Plato's brain,
"Of Lord Christ's heart and Shakespear's strain"

વળી

I can see my own vices without heat in the distant persons of Solomon, Alcibiades and Catiline."*

ગીતા અને આખા રામાયણ અને મહાભારત એક તરફથી સત્ય ઇતિહાસ તરીકે શ્રદ્ધાપૂર્વક માનનારા હિંદુઓ બીજી તરફથી તેમને તેમાંનાં મહાપાત્રોને અને બનાવોને દરેક વ્યક્તિને લાગુ પડતી સામાન્ય બાબતોના અલંકારયુક્ત દષ્ટાંતરૂપકો ગણીને માંહેથી પોતાના જીવનને અનુસરતો મહાબોધ નથી લેતાં? પોતાના માનસક્ષેત્રને કુરુક્ષેત્રરૂપ મહાયુદ્ધક્ષેત્રનું સ્વરૂપ શું તેઓ નથી આપતા? પાંડવો અને કૌરવોને અને રાવણ અને રામના સૈન્યને વિવિધ દુર્ગુણો અને સદ્ગુણોના સૈન્યનાં રૂપ શું તેઓ ઘણી વાર નથી આપતા? તેમનામાં શું પોતાના વિવિધ માનસિક ભાવ તાદશ થયેલા જોતા નથી? પુરાણોમાંના,—અને તે પણ ગાગરિયા વ્યાસોની વાણી અને વિચારમાં અનેક મહાપુરૂષો, ભક્તો અને દુષ્ટોના આખ્યાનોમાં સત્યને ટકાવવાની, મહાજોરાવરીએ પાર ઉતારવાની, અને આધ્યાત્મિક ઉન્નતિની ઐશ્વરી પરમ ધારણાઓને અનેક રીતે સિદ્ધ કર્યાના દાખલાઓમાંથી,—પછી ભલે ને કલ્પિત કે સત્ય હોય તો પણ સત્યતાનીજ શ્રદ્ધાથી; જોકે આજે તેમનાથી જીવનક્રમ વિગતોમાં અનેક રીતે નવીન અને જુદો થઈ ગયો છે, તો પણ આપણી અમલી વિચારની રક્ષક નીતિની વૃદ્ધ પ્રજાને હજીયે—જીવનના આદર્શ, ઉત્સાહ, સહનશીલતા વગેરે ઓછાવત્તા પ્રમાણમાં કે અપભ્રષ્ટ રૂપમાં મળી આવે છે, આપણો અર્વાચીન ઇતિહાસ આ સ્થાન લઇ શક્યો નથી.

હવે આપણે ઇતિહાસના પ્રકાર તરફ દષ્ટી ફેરવીએ. સામાન્ય રીતે જોતાં ઇતિહાસના મુખ્ય બે પ્રકાર છે. એક તો પ્રજાની સમસ્ત પ્રવૃતિ અને પ્રવૃત્તિની કથા તેનું નામ ઇતિહાસ, અને બીજો પ્રકાર તેની દરેક પ્રવૃત્તિઓના જુદા જુદા ઇતિહાસોનો છે; બીજા પ્રકારના ઇતિહાસોને ઉપઇતિહાસો કહી શકાય. કોઇ પણ પ્રજાના જુદા જુદા વિજ્ઞાનશાસ્ત્રો, ભાષા, કળા, હુન્નર, અને જુદી જુદી સંસ્થાઓ, મંડળો, અને ભૂગોળ

* સર્વને સાકાર કરનાર આત્મા પાસે કઇ પણ નાનું કે મોટું નથી.

હું સર્વ ખગોળનો માલીક છુ; સાત ગ્રહો અને સૌર વર્ષનો, સીઝરની સત્તા અને પ્લેટોની માનસિક શક્તિઓનો, ક્રાઇસ્ટના હૃદયનો અને શેક્ષપીઅરના સંગીતનો

હું મારા પોતાના દુર્ગુણો તેમની પ્રત્યક્ષ જ્વાળાઓથી દગ્ધ થયા વિના સોલોમન, અલસીબીએડીસ, અને કેટીલીન જેવી અતિ દૂરની વ્યક્તિઓમાં જોઉ છુ."

રચિત વિભાગોના ઇતિહાસો, સામાન્ય સામાજીક ઇતિહાસમાં સર્વે બાબતોનું વિવેચન ટુંકમાં થયું હોય છે તે સર્વની તેમના જુદા જુદા ઇતિહાસોમાં સવિસ્તર કથા આવી શકે છે.

### ૩. સાહિત્ય અને ઇતિહાસ ઉભય હૃદય કથા છે, છતાં ઉભય વચ્ચેના ભેદ અથવા તો અંતરપટ.

સાહિત્યની ઉંડી ભાવના હૃદયકથાની છે, અને ઇતિહાસને તેના પ્રબળ અંગ થવાને એવું ઉંડું રૂપ ધરવું જરૂરનું છે. અહીં સ્વભાવિક પ્રશ્ન એવો થશે કે એ ઉભયના એવા આતર-સ્વરૂપો વચ્ચે કંઇ ભેદ કે આતરપટ રહેલા છે કે જેથી તેમનામાં વ્યક્તિત્વ જાળવવા જેટલું પૃથકત્વ રક્ષિત રહે. આનો નિર્ણય એ બંનેથી થતાં હૃદયકથાના પ્રકાશના માર્ગની આંકણીથીજ થઇ શકે તેમ છે. મહિમ્નના સુપ્રસિદ્ધ શ્લોકની ભાષામાં કહીએ તો જેમ દરેક નદી લાબે સુધી વાંકી ચૂંકી અને આડકતરી વહીને પણ આખરે મહાસાગરને મળે છે, તેની રીતે સાહિત્યના વ્હોળા પ્રદેશનાં દરેક અંગો અને અને ઉપઅંગો હૃદયકથાની ગર્ભિત મહાભાવનાને મહાપ્રયાસે થોડેઘણે અંશે પણ શોધે છે, કેવળ સાહિત્ય હૃદયકથાની વેગથી ખળખળ કરી વહેતી અને અનેક ખડકો અને ભેખડો તોડી પાડી આગળ ચાલી જતી અને જેનો વેગ ઝીલવાને અસમર્થ થઇ પડેલી ધરતીની દયા ખાઇ શિવ જેવા મહાન યોગી વિશ્વભરજ જેને જટામાં સમાવી તેનો વેગ ધીરો પાડી શકે એવી સ્વર્ગીય સરિતા ગંગા મૈયા છે; ત્યારે ઇતિહાસ કૈલાસના રમ્ય શિખર પાસે રચાયેલા શાંત માનસ સરોવર જેવો મનોહર છે. કેવળ સાહિત્ય હૃદયકથાની પૂર્ણિમાનો ચંદ્ર છે, ત્યારે ઇતિહાસ અસંખ્ય વિજળી દીપકોની હારોનો પ્રકાશ છે. એકના મહા દર્શનમાનો જીવન મંત્રના તેજનો ઓઘ ઝીલવા સામાન્ય મનુષ્યો મોટે ભાગે અસમર્થ હોય છે, તેથી તેઓ અંજાઇ જાય છે; ત્યારે બીજાની ચેરાગની ઠંડી રોશનીના સામાન્ય દર્શનના આનંદ ઉલ્લાસમાં તેઓ મહાલી શકે છે, અને જીવન પ્રવાસનો તેના પ્રકાશથી માર્ગ જોઇ પોતાની ગતિ સુધારી શકે છે. મહા કવિઓની પ્રસાદી રૂપ કાવ્યો, મહા નટોના નાટકો, મહા સાક્ષરોની વાર્તાઓ કે ઉપાખ્યાનોના આદર્શો, ભાવનાઓ અને તેમાના પાત્રોનાં ચારિત્રો સામાન્ય મનુષ્યોને અનનુકરણીય લાગે છે. તેમના તરફ તો માત્ર પૂજ્યભાવજ કે આશ્ચર્યભાવજ તેઓ તેમના હૃદયમા ઉત્પન્ન થાય છે, અને કલાપીની વાણીમા કહીયે તો સામાન્ય જનસમૂહને એવી તરેહનુંજ કહેતા લાગે છે કે

> "હું જાઉં છુ, હું જાઉં છુ, ત્યા આવશો કોઇ નહીં,
> "સો સો દિવાલો બાંધશો પણ ફાવશો કોઇ નહીં."

રામાયણ કરતા મહાભારતની કથા વાર્તા વધારે પ્રિય હોવાનું કારણ કંઇક અંશે આવુ જ છે.

## ૪. આપણા પુરાણો કે પ્રાચીન ઇતિહાસ અને અર્વાચીન ઇતિહાસની શૈલી.

ઇતિહાસના સામાન્ય સ્વરૂપનો નિર્ણય કર્યા પછી જોવાની બાબત ઐતિહાસિક શૈલીની છે આપણા પુરાણોને ઇતિહાસ માનો કે ન માનો, તો પણ એમાની કથાઓ, કલ્પનાઓ તથા શૈલી આપણી પ્રજાના હ્રદયમા ઉતરીને એવા મજબુત મોન્યા મારી બેઠી છે કે તેમનો અભ્યાસ અને જ્ઞાન અને તે પણ ઘણીજ બારીક દ્દષ્ટિથી મેળવ્યા વિના ભાવિ ઇતિહાસકારો કે સાહિત્યકારો પોતાનું કામ આગળ વધારી કે પ્રજાપ્રિય થઇ શકવાના નથી. આ સંબધમા આપણી સાહિત્ય પરિષદ્ના આદિ પ્રમુખ સ્વ ત્રિપાઠીએ પ્રમુખસ્થાનના ભાષણના ઉપસંહારમા જણાવેલા શબ્દો મનન કરવા યોગ્ય છે. “આપણી સાહિત્યની અર્વાચીન વડવાઇઓ ભલે નવી ભૂમીઓમા પ્રવેશ કરે પણ તેમનું મૂળ પોષણ તો આ પ્રાચીન વૃક્ષોમાથીજ સતત ધારારૂપે ચાલ્યુ આવશે, તોજ તે આપણા લોકના જીવનમા ભળી શકશે નવા સાહિત્યના પોષકોએ આ વાત ભુલવા જેવી નથી, અને તેમાના કેટલાકના લેખને સામાન્ય વાચનારાઓ ગમે તો દોષ દ્દષ્ટિથી જુવે છે અને ગમે તો જોતાજ નથી તે સાહિત્ય રોગનું કારણ એક એ છે કે આ નવા સાહિત્યકારો આપણા પ્રાચીન વૃક્ષોના રસોનું સેવન યથેષ્ટ કરતા નથી અને એ સેવન વિનાના પાક લોકને પચતા નથી ”

પ્રાચીન અને અર્વાચીન હિંદુપ્રજા અસ્ખલિત નહીં ત્રુટે તેવી સુવર્ણ શૃખલાઓથી બધાએલી છે માટે અર્વાચીન ઇતિહાસકારે ઇતિહાસ લેખાના પુરાણોના નિષ્પક્ષપાત અભ્યાસથી તે કાળની સંસ્થાઓ અને આચારવિચાર વિગેરે સાથે હાલની નવા યુગની સંસ્થાઓ અને આચારવિચાર વિગેરે વચ્ચેની આંતર્ભાવનાની તદ્રૂપતા અને વિરોધ શોધવાનું મહાભારત કામ કરવાનું છે. જે નવીન સંસ્થાઓ અને આચારવિચાર તેમની સાથે એકરસ હોવાનું હિંદુસ્તાનની મહા પ્રજાના શુભ હ્રદયમા વસશે, તેમનો તેના તરફથી સત્કાર થઇ શકશે, અને તેનાજ સેવનથી તેના પ્રજાકીય મહા શરીરમા શુદ્ધ વેગવાળા લોહી અને માંસ બંધાશે તેના મહા શરીરના બંધારણને નહીં રૂચતી બાબતોથી તેની શક્તિ વધારે હીન થશે અને શરીર સંપત્તિ વધારે કૃશ થયેલી જણાશે

આ પ્રમાણેની એક વિકટ જવાબદારી ગુજરાતી ભાષાના નવા સાહિત્યકાર અને ઇતિહાસકારને માથે આવી પડેલી છે તેમા ઇતિહાસકારને માથે પડતી જવાબદારી વધારે વિકટ છે, કેમકે, સાહિત્યકારને માત્ર ચોખ્ખો સાહિત્ય કે ભાષારૂપ અર્વાચીન ગુજરાતી ભાષાની જનની રૂપ સંસ્કૃત, માગધી, પ્રાકૃત વિગેરે ગ્રંથોમાથી ઉકેલવાનો છે, ત્યારે ઇતિહાસકારે તો તેમાના જુદા જુદા લેખકોના યુગોની અને સ્થળની સમાજ કે પ્રજાના જીવન અને આચારવિચારની મહાભાષા ઉકેલવાનું અને તેમનો

એકમેક સાથેનો અદ્યાપિ પર્યંતનો સંબંધ શોધી કહાડવાનું ઘણું મુશ્કેલ કામ કરવાનું છે. આ કામ કંઇક સરલતાથી કરવાને સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્રના સામાન્ય નિયમોના મહા દૂરબીનો અને સૂક્ષ્મદર્શક યન્ત્રોનો ઉપયોગ કરવો ઘટે છે. અર્વાચીન યુરોપી ઇતિહાસકારો એનેજ આધારે ઇતિહાસનું કાન્ ઘણું સરલ અને રસિક કરી શક્યા છે. હર્બર્ટ સ્પેન્સર એના સંબંધમાં જણાવે છે કે, "But now mark, that even supposing an adequate stock of this truly valuable historical knowledge has been acquired, it is comparatively of little use without the key. And the key is to be found only in science. In the absence of generalisations of Biology and Psychology rational interpretation of social phenomena is impossible.*—*Education.*

આ બાબતમાં એક ખાસ સાવધાની રાખવાની છે. તે એ છે કે માનસશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર એ બેઉના પશ્ચિમની પ્રજાઓએ હજીએ મોટે ભાગે નહીં સ્વીકારેલા અને નહીં જાણેલા બે પ્રકાર છે. આ પ્રકાર આધ્યાત્મિક અને જડ કે પ્રકૃતિ આધીન એવાં છે. જડ કે પ્રકૃતિ આધીન એ શાસ્ત્રોના સ્પેન્સર અને બીજા કેટલાક ફિલસુફોએ આધારભૂત ગ્રથો લખ્યા છે; પરંતુ તેવા આધ્યાત્મિક ગ્રંથોને માટે આપણા દેશનાં છ મહાદર્શનો અને ગીતા જેવા ગ્રથો તરફ લક્ષ દોરવવું ઘટે છે. જેઓ કેવળ પશ્ચિમના એવા શાસ્ત્રોને આધારે હિંદી પ્રજાનું જીવન તપાસી ઇતિહાસ લખશે તે એ સંબંધમાં સફળ નીવડવાના પ્રયાસમાં મોટી થાપ ખાશે. આધ્યાત્મિક દૃષ્ટી એજ હિંદીપ્રજાનું જીવન મુખ્યત્વે કરીને સમજી શકાવાનું એક ખાસ સબળ કારણ છે.

સામાજીક જીવન જોવાને અને દોરવવાને દરેક સમાજ ત્રિલોચન હોય છે. જેમ દરેક માંણસની બે આખોમાં દરેક વત્તી કે ઓછી દર્શન શક્તિવાળી હોયછે તેવીજ રીતે દરેક પ્રજાના કે સમાજના ત્રિલોચનના સમ્બન્ધમાં હોયછે. આ ત્રિલોચન તે સંસારિક, ધામક અને રાજકીય દૃષ્ટિઓ, યુરોપની પ્રજાઓના રાજકીય અને સાંસારિક લોચનો ઘણા બળવાન છે, અને તેમા પણ રાજકીય લોચન સૌથી વિશેષ બળવાળુ' છે. આપણા દેશમાં એકલા ધાર્મિક લોચનનું બળજ વિશેષ છે. એનાથી સર્વે વસ્તુઓ

* પણ એ બાબત ધ્યાનમા લેવા જેવી છે કે એમ માની લઇએ કે ખરેખરા કીમતી ઇતિહાસનો ભડાર આપણે હાથ આવ્યો, તોપણ તેણે તે ઉકેલવાની કુચી વિના સરખામણીમાં ઘણાજ થોડા ઉપયોગનો છે અને આ કુચી માત્ર વિજ્ઞાન શાસ્ત્રમાં શોધવાની છે. પ્રાણીવિદ્યા અને માનસ શાસ્ત્રના સામાન્ય તારણો વિના સામાજીક ભાવોના સબળ અર્થ કરવાનું કામ અસભવિત છે.

અને ભાવો જોવાને આપણી પ્રજા યુગો થયા ટેવાયલી છે આજે એ ચક્ષુમા મોતીઆ પડવાથી તેનુ વસ્તુઓ અને સ્થિતિ દર્શન ઝાખું અને વિરૂપ લાગે છે તો પણ આપણા દેશની અનેક પ્રાચીન ધર્મ સંપ્રદાયોની કે સામાજિક નાતો અને ગામોની માત્ર એજ દૃષ્ટિજ ટેવાયલી છે, અને એજ દૃષ્ટિ વડે આપણા દેશની નહીં કેળવાયલી અને અસલી વિચારની રક્ષક પ્રજા હજીએ સમસ્ત જીવન ભાગ્યુ તુટ્યુ એ જુવે છે

ઇતિહાસ એ યુદ્ધોની કથા છે, એ વાત આર્વાચીન ઇતિહાસકારને માન્ય છે અને આપણી પૂર્વજ હિંદી પ્રજાને પણ તે માન્ય હતી પરંતુ તે જુદા ભાવમા, સ્વરૂપમા અને અર્થમા યુદ્ધો કેવળ દારૂગોળાના નહીં પણ આધ્યાત્મિક યુદ્ધો, અનેક સંસ્થાઓ રચવામા, અનેક પ્રવૃત્તિઓ પ્રગતિમાન કરવામા અને અનેક હીલચાલો અને ભાવનાઓ સાકાર કરવામા સામાન્ય મહાપ્રજાને કરવા પડે છે તે, એમ અર્વાચીન ઇતિહાસકાર માને છે અને આપણા પૂર્વજો અને વડીલોની તેવી માન્યતા વિશે આપણે આગળ જોઇ ગયા છીએ

આ સબધમા ડૉ આર્નૉલ્ડ કહે છે કે "Whatever there is of variety and intense interest in human nature in its elevation, whether proud as by nature or sanctified as by God's grace, in its suffering whether blessed or unblessed, a martyrdom or a judgment, in its strange reverses, in its varied adventures, in its more varied powers, its courage and its patience, its genius and its wisdom, its justice and its love—that also is the measure and variety of history The treasures indeed are ample, but we may more reasonably fear, whether we have strength and skill to join them" (Lectures on modern history) *

આ જમાનાના આધ્યાત્મિક યુદ્ધો અને તેના કષ્ટવર્ણ અને દારૂણતાના પ્રકાર ઘણીજ જ્વલત ભાષામા ટેનિસન એના Maud કાવ્યમા આપે છે

---

* માણસના સ્વભાવની—પછી ભલે તેમા પ્રકૃતિજન્ય અહભાવ હોય કે તે ઇશ્વરની કૃપાથી પવિત્ર થયેલો હોય—ઉચ્ચ ભૂમિકામા સક્રાન્તિ કરવામા ગમે તેટલી ભિન્નતા કે અગ્રાહ્ય રસ હોય; તેના શ્રાપિત કે આશિર્વાદ પામેલા દુ ખોમા, કેશરીયા કરવામા કે છેવટના ઈન્સાફમા, તેની અજબ ઉથલપાથલોમા તેના વિવિધ સાહસોમા, તેની તેથી વધારે વિવિધ શક્તિઓમા તેના શૌર્ય અને ધૈર્યમા, તેની સર્જન—શક્તિ અને ડહાપણમા તેના નિષ્પક્ષપાત અને પ્રેમમા, આ સર્વમા ઈતિહાસના માપ અને પ્રકારો રહેલા છે ખજાનો ખરેખર વિશાળ છે, પણ આપણે આપણામા તે હાથ કરવાને જોઈતા બળ અને બુદ્ધિ છે કે નહીં તે સબધી ઘણોજ સકારણ ભય રાખી શકાય"

" Why do they prate of the blessings of Peace ?
We have made them a curse.
" Pick-pockets, each hand lusting for
all that is not its own ;
" And lust of gain in the spirit of coin
is it better or worse ?
" Than the heart of a citizen hissing
in war on his own hearth-stone ?

* * *

" Is it peace or war ? Civil war as
I think, and that of a kind
" The viler as underhand, not openly
bearing the sword.

* * *

" Is it peace or war ? Better war ? loud
war by land and by sea,
" War with a thousand battles, and
shaking a hundred thrones "

• ટેનિસન આ નવા યુગની અંધકારમય છાયા આપે છે પરંતુ એમાંથી અતિશયોક્તિ બાદ કરતાં આ યુગના આધ્યાત્મિક યુદ્ધોનો આગેહુબ ખ્યાલ આવી શકે તેમ છે. આપણા દેશના દરેક ધર્મના સૂત્રો પ્રમાણે જીવનનો મહા મંત્ર આવા યુદ્ધોમાં વિજય-મેળવવાનો છે. હાલના જમાનાને રૂચિકર છાંદોગ્ય ઉપનિષદ્‌ની ભાષામાં કહીએ તો જીવનનું અંતિમ લક્ષ્ય આત્માનું સ્વરાજ છે, અને તે પણ મહામારત કસોટીઓમાંથી પાર ઉતરીને જરથોસ્તીઓ એહરીમન અને અહુરમઝદના અનાદિ અનંત આધ્યાત્મિક યુદ્ધમાં માને છે. પ્રાચીન ગ્રીક લોકો અને ખ્રિસ્તી, જૈન, બુદ્ધ, ઇસલામ વગેરે સૌ ધર્મોમાથી એવો ધ્વનિ નીકળે છે. પ્રકૃતિ વિજ્ઞાનની દૃષ્ટિએ મનુષ્યને જોનારા ફિલસુફો Egoism ( અહભાવ ) અને Altruism ( સ્વાર્થત્યાગવૃત્તિ ) કે પરમાર્થ બુદ્ધિ વચ્ચેની ઝપાઝપીમાં માને છે, અથવા તો તેને Polarity of mental forces ( માનસિક શક્તિઓનો નૈસર્ગિક વિરોધ ) કહીને સમજાવે છે. આવા યુદ્ધના ભાવથી સમાજ કે પ્રજાના જુદા જુદા પ્રવૃત્તિ-પ્રકરણોની ચર્ચા કરવાની શૈલીનો ખાસ પ્રકાર ઇતિહાસનો છે.

## ૫. ઇતિહાસની ખિલવણીની ગુજરાતી સાહિત્યને આ યુગમાં ખાસ જરૂરીઆત અને આપણા ઐતિહાસિક ગ્રંથો.

આ યુગમાં સૌથી પહેલો અને બનતો સર્વ સામર્થ્યવાળો પ્રયાસ આપણા સાહિત્યે—આપણા સાક્ષર વર્ગે ઇતિહાસ રચનાને કરવાનો છે, કેમકે, આ જમાનો, આ યુગ આપણી સમાજના દરેક પ્રદેશ, દરેક પ્રકરણ અને દરેક અંગ પ્રસંગને માટે મહા સંક્રાન્તિનો છે નભમંડળને માટે ખગોળવેત્તાઓ ઉત્તરાયણ અને દક્ષિણાયણની બે વાર્ષિક સંક્રાતિઓ જણાવે છે દરેક સમાજના સબંધમાં આવી નાની સંક્રાન્તિઓ હરહમેશ અને તે પણ દરેક આચાર વિચારના સબંધમાં થયા કરે છે પરંતુ આવી મહા સંક્રાન્તિનો કાળ તો ઇતિહાસમાં વિરલજ હોય છે આ સંક્રાન્તિનું આદિ કારણ પાશ્ચિમાત્ય પ્રજાઓના આચાર વિચાર આપણી હાલની પ્રજાના આચાર વિચાર અને આપણા જીવનમાં ગુપ્ત કે પ્રકટ રૂપે રહેલી આપણી પૂર્વજ મહા પ્રજાના આચાર વિચાર એ ત્રણેનો ગંગા યમુના અને ગુપ્ત ધારાઓથી મળતી સરસ્વતીના પ્રયાગ પાસેના ત્રિવેણી સંગમ જેવો મહા સંગમ છે એ સંગમના ધસારાથી આપણી જીર્ણ સંસ્થાઓની ભેખડો અને કિનારો તુટી પડી છે અને પાયાઓ હાલી ઉઠ્યા છે અને હાલતા જાય છે આવા ભારે વેગના વેગવાળા મોજાઓ સામું આપણો ટકાવ થઇ શકે એટલુંજ નહીં પણ એ મહા સંગમમાંથી એક ન્હાની નહેર આપણી સમાજની રક્ષક મજબુત નવી બંધાયેલી સંસ્થાઓની અંદર વાળીને તેનું અમૃત જેવું પવિત્ર નીર કહો કે બેઉ મહા પ્રજાઓ (પ્રાચીન હીંદી અને અર્વાચીન ગ્રીશ) ના સામાજિક જ્ઞાન અને મહા અનુભવોનો રસકસ કહો તેનું પાન કરી શકે તે માટે આપણે ભગીરથ પ્રયાસ કરવાની આવશ્યકતા છે આમ થવામાં ઢીલ થશે તો આપણી સમાજ આ મહા સંગમના ધસારાના ધોધમાં જળશયન કરશે એ વાત નિસંદેહ છે. આવી આ યુગને ગાજતી અને તેના ઝપાટાઓમાં ટકી શકે તેવી સંસ્થાઓ અને આચાર વિચારની નવી ઘટનાઓ ( Designs ) તૈયાર કરવાને સાધનો પુરાં પાડવાનું કામ ઇતિહાસનું છે, અને પેલા મહા સંગમની એક ન્હેર તે પછી આપણી સમાજને માટે નવી સંસ્થાઓ અંદર વાળીને લઇ જવાનું કામ આપણા કેવળ સાહિત્યનું છે. પરંતુ એ વાત તો ચોક્કસજ છે કે ગુજરાતી પ્રજાનો સવિસ્તર મહા ઇતિહાસ તૈયાર થયા વિના આપણા નવા કેવળ સાહિત્યનો માર્ગ સરળ અને સુગમ થવાનો નથી, અને તેના કારણો આપણે આગળ જોઇ ગયા છીએ

આ સંક્રાન્તિનો કાળ મહા સાવધાનીનો છે અને ઇતિહાસની રચનાથી આપણી પ્રજાના મહા શરીરની નાડી પરીક્ષાનું કામ આપણે કરવાનું છે એ મહા શરીરમાં શું શું વ્યાધિઓ છે તે તપાસી કહાડવાનું કામ આગળ જણાવેલા શસ્ત્રો, અસ્ત્રો, અને યંત્રોથી ઇતિહાસે કરવાનું છે વ્યાધિના ઉપચારના મુખ્ય બે પ્રકાર છે. એકતો

અમુકજ રોગ હોય તેનો ઉપચાર કરવો; દાખલા તરીકે તાવ આવ્યો હોય તો તાવનીજ દવા આપવી અને તાવ મટાડવો પરંતુ એથી કઇ તાવ અવશ્ય નિર્મૂળ થશે નહીં. બીજો પ્રકાર ઉપચાર કરવાના સંબધમા એવો છે કે શરીરમા શું શું બીગાડો થયા છે કે જેને અગે તાવ આવ્યો તે શોધવો અને તેમનો ઉપચાર કરવો. આનાથી માત્ર તાવ અટકે છે એટલુંજ નહીં પણ અનેક વ્યાધિઓ ઉત્પન્ન કરનાર અને શરીરમાં સામાન્ય અશક્તિ આણનાર બનેનો પણ નાશ થાય છે આમાના પહેલા પ્રકારનો આપણી સમાજના હાલના સુધારકો ઉપયોગ કરે છે અને તેના ધાર્યા ફળ નહીં મળતા તેઓ ઘણા નિરાશ થાય છે અને આપણી પ્રજા ઉપર અજ્ઞાનતા, હઠીલાઇ, જડતા વગેરે મોટા દોષો મુકે છે અને આક્ષેપ કરે છે પરંતુ પોતાના ઉપચારના દોષ તેમના ધ્યાનમા આવતા નથી. આપણી પ્રજાના મહા વ્યાધિઓના અને અશક્તિના ઉપચાર કરવાને બીજો પ્રકાર ગ્રહણ કરવો ઘટે છે; અને જેવી રીતે એ પ્રકારનો ઉપચાર કરવાને વ્યાધિના બંધારણ યુક્ત મૂળોને શોધવાની શક્તિને માટે ઇંદ્રિય વિજ્ઞાન અને એવા બીજા શાસ્ત્રોનો અભ્યાસ કરવો ઘટે છે, તેની રીતે આ સબધમા આપણી પ્રજાનો ઇતિહાસ વિચારવો અને તેને સમાજ શાસ્ત્ર અને માનસશાસ્ત્રની તલસ્પર્શી દૃષ્ટિએ તપાસવો જોઇએ છે. આજ પદ્ધતિ આપણા દેશના પ્રાચીન વૈદક શાસ્ત્રને માન્ય છે, હાલના નવા ઉગતા યુરોપના વૈદક શાસ્ત્રને માન્ય છે, અને યુરોપના હાલના સમાજશાસ્ત્રીઓ, માનસશાસ્ત્રીઓ અને સમાજ સુધારકોને માન્ય છે, સિધ છે આપણી પ્રજાના સ્વાભાવિક અગત ગુણો, ખાસિયતો, અને વલણ જાણવાને ઇતિહાસ સવિસ્તર તૈયાર કરવાની જરૂર છે

આપણી ગુજરાતી ભાષામા ઇતિહાસના થોડા ઘણા જુદા જુદા પ્રકારના ઐતિહાસિક ગ્રથો છે. આ ગ્રથોના ધોરણ કે શૈલી આપણા દેશના પ્રાચીન ઇતિહાસના કે યુરોપના અર્વાચીન ઇતિહાસના નથી, પરંતુ યુરોપના પ્રાચીન ઇતિહાસના છે. એમના જુદા જુદા પ્રકારના સ્પષ્ટ અને અગ્રણી દાખલાઓ તરીકે સ્વ. સા નર્મદાશંકરની સુરતની મુખ્તેસર હકીકત, ગુજરાતનો ઇતિહાસ, રાજરંગ અને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો ગુજરાતનો ઇતિહાસ, અને ફોર્બ્સની રાસમાળા, ઐતિહાસિક નવલકથાઓમાં વનરાજ ચાવડો, કરણ ઘેલો અને બગાળી સાહિત્યની એવી નવલકથાઓનાં ભાષાન્તરો, ઐતિહાસિક નાટકોમા કરણ ઘેલો, મૂળરાજ સોલકી અને રાણકદેવી જેવા નાટકો લઇ શકાય પહેલા પ્રકારના ઐતિહાસિક ગ્રંથોમા બનાવોની અસરો અને સામાજિક સ્થિતિ કરતા છિન્નભિન્ન બનાવોની કેવળ હારમાળા આપવા તરફ વિશેષ લક્ષ આપવામા આવેલું જણાય છે વળી માહે જે અનુમાનો અને છેવટો વગેરે બાધવામા આવેલા છે તે મોટે ભાગે શાસ્ત્રીય દૃષ્ટિથી કે નિષ્પક્ષપાત ચર્ચાના નિયમોથી નથી. બીજા પ્રકારના ગ્રથોમા ગુજરાતના ઇતિહાસના સબધની નવલકથાઓ આગળીને વેઢે ગણાય તેટલીએ નથી રાસમાળા જેવા ગ્રંથમાથી કે ગુજરસ્થાનમાંથી

એવી વાર્તાઓ લખવાના વિષયો કે પ્રસંગો શોધે તો સાક્ષરવર્ગ કે નવલકથાકારને ઘણા મળી આવે તેમ છે. બંગાળી સાહિત્યમાં ગુજરાતની ઐતિહાસિક લગભગ ડઝનેક નવલકથાઓ પ્રગટ થયેલી જોવામાં આવે છે, ત્યારે ગુજરાતી સાહિત્યની તે સંબંધની સ્થિતિ બેશક આપણા સાક્ષરોને જેબ આપે તેવી નથી. આપણા ઐતિહાસિક નાટકોની કથા પણ એવીજ નિરાશાજનક છે. ગુજરાતનાં ઇતિહાસના નાટકો ઘણાંજ જુજ લખાયાં છે, તેમજ સામાન્ય દેશના ઇતિહાસમાંથી લખાયેલાં નાટકો મુદ્દલે ઉચી પ્રતિનાં નથી. એવા ઇતિહાસમાં નથી જોવામાં આવતાં દળદઓ, વીરત્વ કે મહા પુરૂષોના જીવનં આદર્શોના ચળકાર, કે હૃદયમાં છાપ પાડે તેવા મહદ્ જીવનના સંદેશો. ગુજરાતના ઇતિહાસના સંબંધમાં સરકારે ગેઝેટીયરોથી પણ કંઇક અંશે સારી સેવા બજાવી છે, અને ઇંગ્રેજી ભાષામાં પણ ગુજરાતના ઇતિહાસના સંબંધમાં છુટા છવાયા કંઇક ગ્રંથો પ્રગટ થયાછે. ફારસી ભાષામાં પણ મીરાતે અસકન્દરી અને મીરાતે અહેમદી જેવા ઇતિહાસો છે. પરંતુ આ સર્વના આધાર વગેરે લઇ વિશેષ શોધો, પ્રાચીન ખંડીએરો, જુના લેખો અને દસ્તાવેજો, લોકગીતો અને દંતકથાઓ વગેરેની તપાસ અને તે ઉપરના બારીક વિચાર, તારવણી અને અનુસંધાનો બેસાડવાથી ગુજરાતનો સારો અર્વાચીન શૈલીનો ઇતિહાસ ભારે પ્રયત્ન અને શ્રમથી તૈયાર થઇ શકે તેમ છે.

## ૬. આપણા દેશના ઇતિહાસમાં રહેલા ખાસ ભેદો અને પ્રકાર.

[ આગળ આપણે ઇતિહાસની વ્યાખ્યા સાથે સામાન્ય ઇતિહાસના પ્રકાર વિચાર્યા હતા; હવે અહીંઆં હિંદુસ્તાનના ઇતિહાસના સંબંધમાં તેના ખાસ પ્રકારો વિચારવા અગત્યના થઇ પડશે. હિંદુસ્તાનના ઇતિહાસના સંબંધમાં જેવી રીતની ખાસ અંગત શૈલી ધ્યાનમાં લેવાનું અને તેનો ઉપયોગ કરવાનું આપણે આગળ જોઇ ગયા તેવી રીતે હવે આપણે તેના ખાસ પ્રકાર તરફ આપણું લક્ષ દોરવવાનુ છે. ]

સામાન્ય રીતે જોતાં દરેક સાહિત્ય કે ભાષામાં ઇતિહાસના બેજ પ્રકાર ગણાય; એક તો પોતાના દેશનો ઇતિહાસ અને બીજો દુનિયાની મહાપ્રજાઓના ઇતિહાસો. આવી જાતના ઇતિહાસોમાં પણ બીજા પ્રકારને માટે આપણા દેશના આપણી ગુજરાતી ભાષાના ઇતિહાસકારે એક ખાસ અંગત ભેદ ધ્યાનમાં રાખવાનો છે અને તે એ છે કે બીજી ભાષામાંના તેમના મૂળ ઐતિહાસિક ગ્રંથોના કેવળ અનુવાદો કે ભાષાન્તરો કરવા કરતાં તેમને આપણી સામાન્ય પ્રજાને રૂચતા આવે અને સરલ રીતે તેમની સમજમાં ઉતરે તેવી રીતે મૂળજ લખવાની ખાસ જરૂર છે. આના ખાસ કારણો તરીકે હિંદી પ્રજાના બીજી પ્રજાઓથી જુદા પડતાં જીવન-દૃષ્ટિ અને જીવનના અંતિમ-સાધ્યો કે મંત્રો છે અને તે ઉપર આગળ વિવેચન કરી ગયા છીએ, એટલે તે વિષે પુનરૂક્તિ કરવાની અત્રે આવશ્યકતા રહેતી નથી.

હવે પહેલા પ્રકારના એટલે આપણા દેશના ઇતિહાસના સંબંધમા યુરોપના અને આપણા દેશના ઇતિહાસ વચ્ચેનો એક ભેદ ખાસ ધ્યાનમા લેવા જેવો છે. આપણા સમસ્ત દેશમા અને આપણા ગુજરાતમા નાતો, જાતો, રીતરીવાજો, પ્હેર-વેશો વગેરેના અનેકાનેક તડો છે સમાજ શાસ્ત્રની દૃષ્ટિએ અને માનસ શાસ્ત્રની તપાસણીમા આનો ઉપયોગ, આનુ ગાભિર્ય પ્રજાનો ખરો માર્ગદર્શક ઇતિહાસ તૈયાર કરવામા છે એમના દરેક ઇતિહાસ જુદા જુદા છે એટલુંજ નહીં પણ તે સમસ્તનું ઐક્ય આખા દેશનો મહા ઇતિહાસ રચવામા અસ્ખલિત રીતે થયેલુ છે, અને તેની પ્રગતિમા મદદના પગથિયા કે અધોગતિની આડખીલીઓ તરીકે તેમનાથી સહાય આપવાનું કે અટકાવવાનું કામ થયા કરે છે અને આપણા દેહમા એ દુઃખકર ભેદો દૂર થઇ જાય અને આપણી પ્રજાની સરલ પ્રગતિને માટે તેથી વ્હોળો માર્ગ ખુલ્લો થાય, એ દેશના દરેક શુભેચ્છક અને પ્રગતિ પ્રેમીને આનંદદાયક અને આનંદ જનક છે પરંતુ એ તડો અને ભેદોના ઇતિવૃતો ચિરકાળ સુધી આપણા દેશના અનંત ભાવિના ઇતિહાસમા સ્પષ્ટ અને સ્ફુટ રચનામા ભારે અસરોનો હિસ્સો આપનાર ગણાયા કરશે

આ ભેદો અને આ તડોને લીધે આપણા સમસ્ત દેશનો કે ગુજરાતનો ઇતિહાસ અર્વાચીન ભારતીય શૈલીમય રચવાનુ કામ ઘણુંજ અમર્યાદિત-વિશાળ અને મુશ્કેલ છે તોપણ તેમની હકીકતો, વિગતો વગેરે એકત્ર કર્યા વિના સારો ઇતિહાસ તૈયાર પણ થઇ શકે તેમ નથી વળી હાલની આપણી સામાન્ય પ્રજામા ઉંચી કેળવણીના અભાવને લીધે, સામાજિક વ્હોળા વિચારોના સંસ્કારોની હીનતાને લીધે, સામાજિક કેળવણી અને વ્હોળા વિચારોનો ફેલાવો કરનારી સંસ્થાઓની ભારે ગેરહાજરીને લીધે ઘણીજ સંકુચિત માનસિક દૃષ્ટિ મર્યાદા છે, અને તેને લીધે પ્રજાકીય મહા પ્રવૃત્તિઓ, હીલચાલો અને સંસ્થાઓમા તે ખરી લાગણીથી અને ઉત્સાહથી ભાગ લેવાને અશક્ત છે દેશના મહાવીરોના જીવન સંદેશો અને જીવનમંત્રો પોતાને અનુકરણ કરવાની મર્યાદાથી ઘણાજ વ્હોળા, દિવ્ય અને પૂજ્ય લાગે છે તેવી પ્રજાને જગાડવાને નાતોના કુટુંબોના અને ગામોના વીરો અને મહાપુરૂષોની જીવનકથા અને તેમની જુદી જુદી દિશાઓની હિલચાલોના ઇતિવૃતો ઘણાજ મૂલ્યવાન અને અસરકારક નીવડે તેમ છે આવી લઘુ પ્રવૃત્તિઓ સાક્ષરોએ પોતાની નાતો અને ગામોને માટે ઉપાડી લઇ છુટા છુટા તેના ઇતિવૃતો તૈયાર કરવા ઘટે છે આમાથી ઉપયોગી બાબતો ગુજરાતના સામાન્ય ઇતિહાસને માટે ટુકમા અને શાસ્ત્રીય દૃષ્ટિએ સ્હેલાઇથી તારવી શકાશે આપણા ગુજરાતના લગભગ દરેક જીલ્લાઓના મુખ્ય શહેરો માથી એક અથવા તો વધુ સ્થાનિક-વર્તમાન પત્રો પ્રકટ થાય છે, તેઓ પોતાના જીલ્લાઓના પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસો તૈયાર કરવાનુ કામ સ્હેલાઇથી ઉપાડી

શકે તેમ છે. આનાથી ગુજરાતનો અર્વાચીન શૈલીનો ઇતિહાસ તૈયાર કરવાના મુશ્કેલ કામને સારી સરલતા અને સહાય મળશે, એટલુંજ નહીં પણ પોતાના જીલ્લાની ભારે સેવા બજાવી ત્યાંના લોકોની ભારે પ્રીતિ પણ સંપાદન કરી શકશે. તેમણે એવા ઇતિહાસમાં પોતાના જીલ્લાના દરેક નાના મોટા ગામોની પણ મળી શકે અને બની શકે તેટલી હકીકત આપવી ઘટે છે, કેમકે એનાથી ત્યાંની સંકુચિત દૃષ્ટિમર્યાદા વાળી પ્રજાને નિદ્રામાંથી જગાડવાનું કામ સરલતાથી બની શકેશે એટલુંજ નહીં પણ એમાં થી હિંદી સમાજ શાસ્ત્ર અને માનસશાસ્ત્રના ઘણા મહા નિયમોના દૃષ્ટાંતો પણ તારવી શકાશે. આ મહા શાસ્ત્રોની દૃષ્ટિ આગળ કશુંએ નાનું મોટું એવા ભેદવાળું નથી.

[અધ્યાત્મિક સમાજ શાસ્ત્રી બાબુ પ્રતાપચંદ્ર મોઝુમદાર આ સંબંધમાં કહે છે કે, " The omnipotence of God rounds every grain of sand and the career of every little soul. Both the good and the bad serve their several illustrations of the spirit of God in history. If we can leave the light of a great example, we leave a warning for the guidance of those who come behind. The history of every life thus forms a chapter in the great scriptures of humanity. ]*

ઉપલા નાના મોટા જુદી જુદી જાતોના તડોના ભેદો સિવાયનો એક મોટો ભેદ પ્રાચીન હિંદ અને ગુજરાતમાંના જુદા જુદા જીલ્લાઓના સ્વતંત્ર રાજ્યો તેમજ નાના ગામોની પ્રજાસત્તાક મહાજન રાજ્યવ્યવસ્થાનો છે. અનેક રાજપુતવંશો, મુસલમાની વંશો, કે મોગલાઇઓ અને પેશ્વાઇઓ વગેરે મહારાજ્ય સત્તાઓ ઉથલી જતી તોપણ એ નાના ગામોના પ્રજાસત્તાક કે મહાજન રાજ્ય વ્યવસ્થા મુદ્દલે ફેરફાર વિના ચાલુજ રહેતાં. કદાચ સર્વોપરી સત્તાની ફેરફારીના અંગે જમીનની ભરવાની મહેસુલમાં થોડો ઘણો વધારો કે ઘટાડો થતો, ગ્રીસનાં નાનાં મહાજન રાજ્યતંત્ર જેવાં એ રાજ્યો હતાં અને સમાજ શાસ્ત્રની દૃષ્ટિએ એ ગામડીઓના એકાંત પક્ષપાતી ગ્રામ્ય ભક્તિ પોષનારી ખીના હીંદી મહા સમાજ કે પ્રજા રચવાની મહાભાવનામાં એક અંતરાયરૂપે હજીએ નડે છે એમ કહીએ તો કંઇ ખોટું નથી. [ગ્રીસના ઇતિહાસકાર

* ઈશ્વરની સર્વ શક્તિ દરેક રજકણ અને આત્માની જીવન-ગતિની રૂપ-રેખા બાંધે છે. સારાં અને નરસાં બેઉ ઇતિહાસમાના ઇશ્વરના ઐશ્વર્ય જુદા જુદા દ્રષ્ટાંતોની ગરજ સારે છે. જો આપણે એક સારા દ્રષ્ટાંતનો પ્રકાશ ( પાછળ ) મૂકી શકીએ તો આપણે આપણી પછીની પ્રજાને માટે માર્ગ-સૂચક સાવધાનીના દ્રષ્ટાંત મૂકી જઇએ છીએ. આ પ્રમાણે માણસ જાતના પુરાણોમાં દરેક જીવન એક અધ્યાય રૂપ છે.

ડૉ૦ સ્મીથના શબ્દોમા કહીએ તો પ્રાચીન ગ્રીસની માફક આપણા પ્રાચીન હિંદના ઘણા ખરા ભાગોના ઇતિહાસ "the history of separate and isolated cities, which were but little affected by each other's prosperity and adversity" એવો છે *]

આ પ્રમાણેના સઘળા ભેદો પણ આપણા અર્વાચીન ઇતિહાસકારે પોતાની શૈલી બાંધવામા ખાસ ધ્યાનમા લેવા ઘટે છે

## આપણો ઇતિહાસ સરલતાથી તૈયાર કરવા માટે કઇક સુચનાઓ અને તેની સૂચક આછી રૂપ-રેખા.

હવે ઇતિહાસમા સમાવેશ કરવા જોઇતા વિષયોની સામાન્ય આછી રૂપરેખા વિચારવી ઘટે છે

આ રૂપ રેખાની મર્યાદા એટલી બધી વિશાળ રાખવી જોઇએ છે કે તેમાં ઇતિહાસ રચનારી માણસોની દરેક પ્રવૃત્તિનો સમાવેશ થઇ શકે [હર્બર્ટ સ્પેન્સર એ સબધમા કહે છે કે, "The thing it really concerns us to know is the natural history of society We want to know all facts which help us to understand how a nation has grown and organised itself" ( Education ) †

પ્રતાપ બાબુ પણ એજ ધ્વની કહાડતા આધ્યાત્મિક દૃષ્ટીએ કહે છે કે, "Like into an individual's spirit, you see the spirit of a great nation, when in contact with it Its thousand energies are directed to one great purpose,—the general good of the people Its material wealth, the products of its soil, its varied industries, its laws—made by the people themselves —its training of youth, employment of labor, provision for age and proverty, its churches, schools, hospitals, museums, theatres, form different parts of the national body as the limbs and organs in their

* અલગ અલગ શહેરો અને ગામોનો ઇતિહાસ જે શહેરો અને ગામોમા એકની સંપત્તિ આપત્તિની અસર બીજાને થોડીજ થતી હતી

† જે જાણવામા આપણું ખરૂં હિત સમાયનુ છે તે સમાજનો કુદરતી ઇતિહાસ છે જેનાથી કોઈપણ પ્રજા ઉછરીને બાંધો પામી તે સઘળી બીના આપણે જાણવી જોઇએ

different forms make the individual human body" (The spirit of God)

આ પ્રમાણે જુદી જુદી પ્રવૃત્તિઓની ગણતરી કર્યા પછી જુદી જુદી પ્રવૃત્તિઓના સામાન્ય અગ્રણી વ્યક્તિઓના સંબંધમાં કહે છે કે, "Varied as the impulses of the members of a nation are, they become one impulse in the national life, the unity being effected through an agency we so little realise

ઇતિહાસની રૂપ-રેખા નણ ભાગથી થવી જોઇએ, રાજકીય, સંસારિક, અને ધાર્મિક પ્રગતિ કે અધોગતિ રાજકીય રૂપ-રેખામા રાજસત્તાની સંપૂર્ણ વિગતો, તેના મંત્રી તંત્રીની સંપૂર્ણ સવિસ્તર વિગતો કરતા તેના બંધારણ સિદ્ધાંતો, પદ્ધતિઓ, વહેમો અને દોષો કે બિગાડો તેમા તરવરતા હોય તે આપવા ઉપર વધારે લક્ષ આપવુ ઘટે છે તેવીજ રીતે ધાર્મિક સંપ્રદાયો, તેમના બંધારણો, વિધિઓ અને કર્મકાંડ, ભાવનાઓ નીતિ નિયમો અને શાસનતંત્ર તેમજ તેનો રાજસત્તા સબંધ, એટલુંજ નહીં પણ તેમની લોકો ઉપર શી અસર થાય છે અને તેમનામા તેમનુ કેવી રીતે પાલન થાય છે તેના ભાન પણ જરૂરીઆતના છે સાંસારિક બાબતોમા જુદી જુદી નાતો કે ધંધાદારીના વર્ગોનુ એકમેક ઉપર સર્વોપરિપણું કે સત્તા નમન વદન કરવા કે સભ્યતા બતાવવા અને માન આપવાના પ્રકારો, વાતચીતમા કે લખાણમા સંબોધન કરવાના રૂપો અને માનના ખિતાબો જાણવા ઘટે છે ઘરમા અને ઘર બ્હાર લૌકિક આચારો (લોકાચારો) અને રીત રીવાજો શુ હતા અને હાલ શુ છે, સ્ત્રી પુરૂષની જાતિઓ અને બાળક અને માબાપ વચ્ચે કેવો સબંધ અને વ્યવહાર હોય છે ગ્રામ્ય કે મ્હોટાના અને પ્રાચીન ભૂત પ્રેતની અગાઉની દંતકથાઓથી માંડીને સામાન્ય વ્યવહારની ઇંદ્રજાલના પ્રયોગ સુધીના અજ્ઞાન મૂલક વહેમો એ સર્વ બાબતોનાં વર્ણનો અને તાત્પર્યો તૈયાર થવા જોઇએ આ સાંસારિક ભાગમા ઉપરાંત તરીકે આર્થિક ભાગનો સમાવેશ થવો ઘટે છે, અને તેમા કારીગરી અને મહેનતના કામ સબંધીની વહેચણીની મર્યાદા નાતો કે મજુરીઓને હાથે અથવા તો બીજી કોઇ રીતે ચાલતા વેપાર ની વિગતો શેઠ અને મજુર વર્ગ વચ્ચેનો સંબંધ, માલ લાવવા લઇ જવાના સાધનો જુદા જુદા દેશો કે પ્રજાઓ સાથે સબંધ રાખવાના સાધનો, અને વેપાર ચલાવવા માલ વેચવા સાટવાના સામાન્ય ધોરણ યુક્ત સિક્કા જેવા અગાઉના મ વનો વેપાર ઉદ્યમ અને નગરો નગતી વિદ્યાઓના પ્રચલિત શાસ્ત્રીય નિયમો પણ વિચારવા ઘટે છે સમાજ કે પ્રજાના ઉપના નણ મ્હાભાગોના ઇતિહાસો ઉપરાંત તેમના પરિશિષ્ટ રૂપ સમાજ સામાન્ય બુદ્ધિનુ પ્રમાણ પણ વિચારવુ ઘટે છે એમા કેટલી તેની કળવણી, તેનો પ્રમાણ અને દરજ્જો વિચારવો ઘટે છે એમ

કાંઇ નથી; પરંતુ તેની તપાસણી તેના વિજ્ઞાન શાસ્ત્રની પ્રગતિ અને સમાન્ય વિચાર શૈલીના સંબંધમાં કરવાની છે. એ પ્રકરણમાં રસજ્ઞતા—ચિત્રકળા, પોશાક, સાહિત્ય ગાયનવિદ્યા, મૂર્તિશાસ્ત્ર કે કોતરકામ અને ઇમારતો બાંધવાની કળામાં પરિપકવતા જોવાનું અને તેનો દરજ્જો આંકવાનું કામ છે. એમાં લોકોના નિત્યજીવનની પ્રણાલિકા, તેમના ભોજનના પ્રકાર, તેમનાં ઘરો, ગાયરચીઓ અને તેમના આનંદ વિનોદની બાબતો વગેરેનો પણ સમાવેશ થવો જોઇએ છે. આખરે એ સર્વમાંથી તાત્પર્યરૂપે સર્વના અનુસંધાનથી સઘળા વર્ગોને આદર્શરૂપ અને વ્યવહારિક નીતિનાં સૂત્રો તારવી કઢાડવાનું બની શકે તેમ છે. એમ કરવાના ગોથી સરળ સાધનો, અમુક સમાજના રાજધર્મો અને કાયદાઓ, રીતરીવાજો, કહેવતો અને મહાકૃત્યો છે. આ જુદી જુદી બાબતોના સર્વે પ્રકરણોનું અનુસંધાન એવી રીતનું થવું જોઇએ છે કે જે ઉપરથી તે સર્વમાં રહેલું પ્રકૃતિ જન્ય ઐક્ય જણાઇ આવે, અને કયા કયા સામાજિક ભાવો એક બીજા સાથે અનિવાર્ય જોડાયેલા છે તે પણ સમજી શકાય. વળી દરેક યુગ અને તબક્કાના ઇતિહાસની રચના એવી હોવી જોઇએ કે દરેક સંસ્થા, માન્યતા અને આચાર વિચાર કેવી રીતે જન્મ્યા, પોષાયા અને પરિપકવ દશાને પામ્યા તે બરાબર સરલતાથી સમજી શકાય. આવી રીતના ઇતિહાસમાંથીજ દરેક માણસને પોતાના જીવનના આદર્શો બાંધવાના આદર્શો અને તેમને જીવન વ્યવહારમાં અમલમાં મૂકી સિદ્ધ કરવાના માર્ગ જડી આવે ]

સમસ્ત ગુજરાતનો કે તેના જુદા જુદા જીલ્લાઓ અને ગામોના ઇતિહાસ તૈયાર કરવાને માટે ઉપર જણાવેલી વિગતો મેળવવાને અનેક યુગો અને રાજકીય પ્રકરણોના તબક્કાઓમાં મહાભારત શ્વાસ નિરોધ વડે ડુબકીઓ મારવાની છે જ્યાં એક કાળે નિર્જન અરણ્યો અને ઉપવનો કે દરીયાની સપાટી અને મહા રણો આવી રહ્યા હતા; જ્યાં અમુક ખીણ કે પાડોશની તડકાથી ચળકતી ઢાળ પડતી ટેકરીઓના નિમ્ન પ્રદેશથી વિશેષ ભાગમાં ભાગ્યેજ ખેતીના બીજો રોપાતા, જ્યાં હમણા લોકોની વસ્તીથી, પ્રવૃત્તિઓથી અને સંસ્થાઓથી ઉભરાઇને મહા કોલાહલ મચી રહ્યો છે તે સર્વમય આપણી હાલની સમાજની રંગભૂમિ કે ચિત્રપટ શાથી રચાયેલા કે દોરાયેલા છે? પાટણ, આબુ કે ગિરનારના દેરાસરો, સોમનાથના મહાશિવનું દેવાલય, ચાંપાનેરની કાલિકાનો મનાતો પાવાગઢ, અને બીજી અનેક પ્રાચીન ધાર્મિક સંસ્થાઓ કે દેવાલયો; શરીરીઓ તોડીને રચાનારી હાલની સ્વદેશી બેંકો, ઝુંપડાના ઉદ્યોગોનો નાશ કરી રચાનારી ડેયરીઓ, ચામડાની, કાપડની, લોઢાની, તેલની, અનાજની વગેરે ફેક્ટરીઓ, ઉપદેશકો અને પુરાણીઓનું કે સન્યાસી અતિથિઓનું કામ ઉપાડી લેનારા વર્તમાનપત્રો, લાયબ્રેરીઓ કે હાલના વિદ્યાલયો, સદાવ્રતોને સ્થળે ઉભા થતા અનાથાશ્રમો ઔષધ-શાળાઓ વગેરે; અને પ્રાચીન મંદીરોને સ્થાને ઉભી થતી આનંદવિનોદ, વિચાર

શોધ કે સમાજ સેવાની નાની મોટી કલમો વગેરે જુના અને નવા ભાવો વચ્ચે શો ભેદ કે અભેદ છે, કેટલે દરજ્જે નવું અનિવાર્ય છે અને તેમાં જુનાના મહાઉપયોગી સત્વોનો ક્ષય થઇ શકે તેમ છે, એટલુંજ નહીં પણ તેમને કેવી રીતે આપણી સમાજના હૃદયમાં ઉંડા ઉતારી શકાય તેમ છે, આ સર્વ વિચારવું, શોધવું અને તપાસવું ઘટે છે. ગુજરાતના સમસ્ત ઇતિહાસને નીચે પ્રમાણે ૯ મુખ્ય પર્વોમાં વહેંચી શકાય તેમ છે.

### ગુજરાતના ઇતિહાસના કાળની યુગ-દર્શક રૂપ રેખા.

૧. પૌરાણિક કે તેથી આદિ કાળનું પર્વ.

૨. બૌદ્ધ પર્વ—( ૧ ) મૌર્ય વંશ ( ૨ ) ગ્રીક વંશ ( ૩ ) ક્ષાત્રપ વંશ ( ૪ ) ત્રૈકુટ વંશ ( ૫ ) ગુપ્ત વંશ ( ૬ ) વલ્લભી વંશ ( ૭ ) ચાલુક્ય વંશ

૩. ગુજરાત ગર્ભાધાન પર્વ—( ૧ ) ગુર્જર વંશ ( ૨ ) રાષ્ટ્રકુટ વંશ ( ૩ ) મિહીર વંશ.

૪ જૈન પર્વ—( ૧ ) ચાવડા વંશ.

૫. બ્રાહ્મણ ધર્મ પર્વ—( ૧ ) ચાલુક્ય કે સોલંકી વંશ ( ૨ ) વાઘેલા વંશ.

૬. મુસલમાની પર્વ—( ૧ ) દીલ્હી શાહનશાહતના મુસલમાની સુબાઓ. ( ૨ ) અમદાવાદના રાજાઓ ( ૩ ) દીલ્હીના તખ્તનું સામ્રાજ્ય.

૭. મહા અશાંતિ પર્વ અને સ્વતંત્ર ન્હાની નવાબીઓ.

૮. મરેઠી પર્વ.

૯. બ્રિટશ પર્વ ( ૧ ) કંપનીનું રાજ્ય.

( ૨ ) પાર્લામેન્ટની સત્તા સને ૧૮૫૮થી

ઉપલી રૂપ-રેખામાં હિંદુરાજ્યશાસન સુધીના યુગો ધાર્મિક પ્રાબલ્યના આધારે ગોઠવ્યા છે, કેમકે તે કાળમાં વહેમોની છાયાવાળું હોવા છતાં પણ ગુજરાતી પ્રજાનું ધાર્મિકલોચન ઘણુંજ પ્રબળ હતું અને તેની દૃષ્ટિ એજ જીવન વ્યવહારના સર્વ પ્રદેશોને તે કાળની પ્રજા જોતી હતી.

આગળ જણાવેલા વિચારો પ્રમાણે ઉપલા દરેક યુગના ઇતિહાસની નીચે પ્રમાણેની સામાન્ય આછી રૂપ-રેખા દોરી શકાય. તે રૂપ-રેખાની પુરવણીમાં સારસ્યતાનું પ્રમાણ તે. તે તે યુગના ઇતિહાસનું ચ્હડતું કે ઉતરતું પ્રકટીકરણ છે.

### દરેક યુગના ઇતિહાસની સામાન્ય રૂપ-રેખા.

૧. રાજકીયભાવ*—૧. ભૂગોળાત્મક પ્રદેશની રાજમર્યાદા અને વસ્તીના આંક-

* આ આખા નિબંધમાં 'ભાવ' શબ્દ phenomenon ના અર્થમાં વાપરેલો છે.

ડાઓ. ૨. પ્રજાપ્રિય રાજકર્તાઓ કે નહાના મોટા અમલદારોની લોક સેવાની વિગતો ૩. રાજકીય સંસ્થાઓ અને રાજતંત્ર. ૪. પ્રજા અને રાજ તરફના અગ્રણીઓના ચારિત્ર કે જીવન અંશ. ૫. સિદ્ધાંતો, પદ્ધતિઓ, રાજધર્મો, કાયદાઓ, દોષો કે બિગડો અને કુરનિયમો ; ૬. પ્રજાના વિચાર પ્રસારક કે પ્રતિનિધિ મંડળો; પ્રજા અવાજ, વર્તમાનપત્રો ઇ૦ ૭. બંડ ઉશ્કેરણી અને અસંતોષના પ્રસંગો. ૮. યુદ્ધશાસ્ત્રનો દરજ્જો ૯. પરદેશી રાજ્યો સાથેનો સંબંધ. ૧૦. ઐતિહાસિક મકાનો.

## ૨. સાંસારિક ભાવ.

૧. સામાન્ય સાંસારિક ભાવ.—૧ નાનો કે વર્ણોની સત્તા આરબીજ, ૨. રૂઢિઓ, આચારવિચાર અને સામાન્ય વર્તન અને સભ્યતાના નિયમો. ૩. કુટુંબના અંગભૂતો વચ્ચે પરસ્પર સંબંધ અને ભાવ. ૪. લગ્ન મરણ વગેરે ખાસ પ્રસંગોના રીતરીવાજો. ૫ સંસાર સુધારાની જાહેર હીલચાલોના મંડળો અને સંસ્થાઓ ૬. આનંદ વિનોદના પ્રકાર અને જાહેર તહેવારોની ઉજવણી. ૭. સંસાર સુધારક અગ્રણીઓ. ૮. જીવન નિર્વાહનાં સાધનો, પ્રકાર, અને ખર્ચ. ૯. રોગો અને ઔષધશાસ્ત્ર તથા જન્મ મરણનાં પ્રમાણ. ૧૦. સાંસારિક રીતરીવાજોની ફેરફારીને અંગે જાહેર અસંતોષ અને ઉશ્કેરણી ભર્યા સંસાર સુધારાના મહા પ્રસંગો.

૨. ઉપસાંસારિક ભાવ— ૧૧. હુન્નર ઉદ્યોગ, વેપાર શિલ્પ કે ખેતી વગેરે શાસ્ત્રોની પ્રગતિ. ૨. તેમના જુદી જુદી શાખાઓના જુદા જુદા અગ્રણીઓ. ૩. આર્થિક સ્થિતિ.

૪. પરિશિષ્ટ અથવા તો તારતમ્યરૂપ બુદ્ધિ વિકાસ ભાવ.— ૧. કેલવણી તેનો પ્રકાર, દરજ્જો, પદ્ધતિ અને સાધનો. ૨. વિજ્ઞાન શાસ્ત્રીય સામાન્ય પ્રગતિ ૩. સામાન્ય વિચાર શૈલી. ૪. રસજ્ઞતા શક્તિ.—સાહિત્ય, ચિત્રકળા, પોશાક, ગાયનશાસ્ત્ર, મૂર્તિશાસ્ત્ર કે કોતરકામ અને ઇમારત બાંધવાની કળા વગેરે ઉપરથી. ૫. મહા શોધકો. ૬. સહાયક મંડળો. ૭. સંસ્થાઓ-નિશાળો, કોલેજો, લાયબ્રેરીઓ, મ્યુઝીઅમો, નાટકશાળાઓ પીક્ચરગેલેરીઓ ઇ૦.

## ૩. ધાર્મિક ભાવ.

૧. સંપ્રદાયો અને તેમની મંતવ્યો, વહેમો, ઉત્પત્તિ અને જાહેર સંસ્થાઓ સાથે. ૨. દરેકના અગ્રણીઓના જીવન—અંશ. ૩. કર્મકાંડો. ૪ નીતિશાસ્ત્રો. ૫. લોકોપર તેમના કાબુ અને અસર. ૬. રાજસત્તાની તેમના ઉપર હકુમત અને સહાયના પ્રમાણ વગેરે. ૭. અસતોષ અને ઊથલપાથલના આચાર વિચારના ધાર્મિક પ્રસંગો. ૮ દાનના પ્રકાર. ૯. પ્રજામાં ધાર્મિક પ્રચાર કરતારાં મંડળો કે વર્ગો. ૧૦. યાત્રાનાં સ્થળો ૧૧. મંદિરો, દેવળો, દેરાસરો, મસજીદો વિગેરે.

[ આ પ્રમાણે દરેક ગામોનો જીલ્લાઓનો કે સમસ્ત ગુજરાતનો અર્વાચીન ભાવનીયે શૈલીનો ઇતિહાસ તૈયાર થઇ શકે, અને તેવોજ ઇતિહાસ હર્બર્ટ સ્પેન્સર જણાવે છે કે

તે પ્રમાણે સર્વ દેશની અને કાળની પ્રજાને ઉપયોગનો ઇતિહાસ થઇ પડે. તે કહે છે કે, "The only history that is of practical value is what may be called discriptive sociology. And the highest office which the historian can discharge is that of narrating the lines of nations as to furnish materials for comparative sociology; and for the subsequent determination of laws to which social phenomena conform.*

નરહરિ કરૂણારામ દેશાઇ બી. એ.

* દ્રષ્ટાંતો સાથેના સમાજશાસ્ત્રનેજ માત્ર વ્યવહારિક ઉપયોગનો ઈતિહાસ કહી શકાય. તુલના યોગ્ય (સામાન્ય) સમાજ શાસ્ત્રને માટે સાધનો પુરાં પાડવા અને સામાજિક ભાવો ક્રિયાના નિયમોને આધીન છે તેમનુ છેવટનુ નિરાકરણ કરવાની ભારે જવાબદારી બજાવી શકાય તેવી રીતે પ્રજાઓના જીવનવૃત્તો ઈતિહાસકારે આપવાના છે

# બૈબલના એટલે ખ્રીસ્તી પવિત્ર શાસ્ત્રના ગુજરાતી ભાષામાં તરજુમાનુ ટૂંક ઐતિહાસિક વર્ણન.

( રેવ. જે. એસ. સ્ટીવન્સન, એમ એ. પી ડી, રાજકોટ )

ખ્રીસ્તી ધર્મનુ એક મુખ્ય સુત્ર એ છે કે ઇશ્વર માણસથી ઓળખી શકાય એવો છે એટલુ જ નહિ, પણ તેણે પોતે જ આપણને અમુક રીતે તેમજ લેખિત પ્રકટીકરણ દ્વારા પણ પોતાની ઓળખાણ પમાડી છે સેંકડો વર્ષો સુધી ઇશ્વરે મનુષ્ય જાતિને તેમના સ્વભાવના જુદા જુદા અંગ સંબંધી કેળવીને તથા અનુભવ લેવડાવીને જે વિધ વિધ બોધ આપેલો છે, તેની ઐતિહાસિક નોંધ, એ આ પ્રકટીકરણનો અર્થ છે, ને તેની પરાકાષ્ટા ઇસુ ખ્રીસ્ત, જેને ખ્રીસ્તીઓ ઇશ્વરનો એક જ સંપૂર્ણ અવતાર માને છે, તેના જીવન ચરિત્રમા તેમજ તે સંબંધી પ્રથમના ખ્રીસ્તી લેખકોના બોધયુક્ત લખાણમા રહેલી છે

આટલા માટે જ્યારે આપણે ખ્રીસ્તી ધર્મ પુસ્તક વિષે વાત કરીએ છીએ ત્યારે કેવળ એક પુસ્તક સંબંધી નહિ પણ અનેક ભાષામા રચાયેલા તથા ઇતિહાસ, જીવનચરિત્ર કવિતા, નાટક, તત્વજ્ઞાન ન્યાયશાસ્ત્ર કલ્પિત વાતો અને ડહાપણ ભરેલી કહેણીઓ વગેરે વિવિધ વિષયોથી ભરપૂર એવા પુસ્તકના સમૂહ વિષે આપણે કહીએ છીએ દરેક યુગના મહાન બુદ્ધિશાળી પુરૂષો આ પુસ્તક સમૂહ શીખતા કે શીખડાવતા કદી થાકતા નથી અને એમ છતા પણ તે સાધારણમા સાધારણ માણસથી સમજી શકાય એવો છે એટલે જે વૃક્ષના ફળ ડાહ્યા માણસો તેમજ બાળકો પણ તોડીને ખાઇ શકે તેના જેવો છે

હવે આપને સમજી શકાશે કે જે પૂર્વના પવિત્ર ધર્મ ગ્રન્થો જે માત્ર વિદ્વાનોને માટે જ છે તથા જેની ભાષા તેના અર્થના જેટલી જ અગત્યની મનાઇ છે, તે એટલે સુધી કે તેનો તરજુમો ખરેખર થઇ શકે જ નહિ પણ તે પ્રથમ જે ભાષામા મનુષ્યોને અપાયેલા છે તેજ ભાષામા તે યોગ્ય રીતે સમજી શકાય તથા તેની ખુબી જાણી શકાય, તેના જેવો જેવુ ખ્રીસ્તી પ્રગટીકરણનુ ધર્મ પુસ્તક નથી તેનો તો તરજુમો થઇ શકે છે, એટલુજ નહિ પણ તે તરજુમો થવા માટે રચાએલુ છે, કે તેથી દરેક દેશના માણસો પોતપોતાની ભાષામા ઇશ્વરના અદ્દભૂત કામો વિષે જાણીને તેનો બોધ ગ્રહણ કરે

આ બાબત ખ્રીસ્તી વાચકોને તેના પૂરાતન કાળથી સમજાએલી છે જે યહુદી લોકોમા પણ ખ્રીસ્તી ધર્મની શરૂઆત થઇ હતી, અને જેમને તેમના ધર્મ પુસ્તક

માટે એટલો બધો અંધ પુજ્ય ભાવ હતો કે તેઓ પોતાના ધર્મ પુસ્તકના અક્ષરે અક્ષર ગણતા, તે લોકો પણ જ્યારે તેમનામાં પરદેશ જવાની અને ત્યાં રહેવાની પદ્ધતિ પડી, ત્યારે મૂળ હેબ્રી ભાષામાંથી તે ધર્મ પુસ્તકનો તરજુમો તે વખતે આખી સુધરેલી દુનિયામાં ચાલતી ગ્રીક ભાષામાં કરવાની મુખત્યારી આપતાં અચકાયા નહિં. વળી પ્રથમના ખ્રીસ્તી લોકો પોતાનો આ કિમતીમાં કિમતી ખજાનો દરેક લઇ શકે એવો કરવાને એટલા બધા આતુર હતા કે, જો કે તે વખતે દરેક શીખેલો માણસ ગ્રીક ભાષા ( જેમાં "નવો કરાર" લખાએલો હતો તે ) બોલી અને સમજી શકતો તો પણ તેનાં ભાષાંતર લાટિન, અરામી, એથીઓપી, ગોથી અને બીજી પણ કેટલીક ભાષાઓમાં કાળજી પુર્વક અને પદ્ધતિસર કરવામાં આવ્યાં, એટલે સુધી કે જ્યારે ગ્રીક હસ્તલિખિત પ્રત અપૂર્ણું માલૂમ પડે ત્યારે આ ભાષાંતરો મૂળ ગ્રંથની ભાષા તથા અર્થ નક્કી કરવામાં વખતો વખત ઉપયોગી થઇ પડે છે. તે ભાષાંતરોમાંનું વળી એક જે લાટિન વલ્ગેટ કહેવાય છે તેની મધ્યકાલીન ખ્રીસ્તી લોકોપર એટલી બધી સત્તા જામી ગઇ છે તે જો કે મૂળભાષામાંથી કરાયેલો કેવળ એક તરજુમો હતું તો પણ ઘણા વખત સુધી આખા પશ્ચિમ ખ્રીસ્તીસ્થાનમાં તે એક જ પ્રમાણભૂત ગ્રંથ ગણાવા લાગ્યો. એટલે જેમ સંસ્કૃત ભાષા જે આટલા વખત સુધી બધી ભાષાઓની માતાનુ પદ લઇ બેઠી હતી તે હાલના વિદ્વાનોને ચોકસ જણાયુ છે કે માત્ર બીજી પ્રાકૃત માફક એક અજ્ઞાત પુરાતની ભાષામાંથી ઉતરેલી છે અને બીજી ભરતખંડની ભાષાઓની પેઠે તેની દીકરી જ છે, તેમ એ લાટિન ભાષાંતર મુળ ગ્રંથનું પદ ઘણા વખત સુધી લઇ બેઠુ.

જ્યારે ચાર સો વર્ષ પહેલાં આખા યુરોપમાં વિદ્યાનો પુનરોદ્ધાર દાવાનળ માફક પ્રસરી રહ્યો હતો, ત્યારે ધર્મપુસ્તકની મૂળભાષા હેબ્રી અને ગ્રીક તરફ પણ વિદ્વાન માણસોએ નજર ફેરવવા માંડી, જેથી આગળ જતાં યોગ્ય સુધારાથી તેનાં ભાષાંતર યુરોપની જુદી જુદી ભાષામાં થઇ તે પ્રજાને મળ્યાં તે યુગમાં બૈબલનો બોધ માણસોનાં હૃદયમાં એટલો બધો ઉતરી ગયો હતો કે એ પરદેશી ધર્મ પુસ્તકની ભાષા તેમની મૂળ ભાષા જેવીજ થઇ ગઇ, એટલે સુધી કે, જો આપણને ઉત્તમમાં ઉત્તમ ઇંગ્રેજી ગદ્ય જોઇતું હોય, તો તે મિલ્ટન, ડફો કે બેકન જેવા મહાન લેખકો પાસેથી નહિ, પણ એક પુસ્તક, જેનો જન્મ ઇંગ્લંડમાં તો નહિં, તેમજ યુરોપ કે પશ્ચિમમાં નહિં, પણ જે એશીઆમાં આજે આપણ બધા એકઠાં મળ્યાં છીએ ત્યાં થયો હતો, તેના ( અને તે વળી લગભગ વિસરાઇ ગએલા માણસોએ ) ઇંગ્રેજીમાં કરેલા ભાષાંતરમાંથી મળે.

તે વખતથી, અથવા તો ખાસ કરીને અઢારમાં સૈકાનો પાછલો ભાગ, જ્યારે પશ્ચિમના ખ્રીસ્તી લોકોને, જે જે દેશમાં તેમના ધર્મ પુસ્તકનો બોધ ફેલાયો ન હતો ત્યાં તે ફેલાવવો એ પોતાની ફરજ છે, એમ સમજાયું, ત્યારથી ખ્રીસ્તી ધર્મપુસ્તકનાં ભાષાંતર વધતાં ગયાં. બૈબલના આ ભાષાંતર તથા વહેંચણીના કામમાં મદદ કરવાના હેતુથી એક જ ઈંગ્લંડમાં નહિ પણ અમેરિકા, જર્મની, હૉલંડ, રૂશીઆ ને બીજા

દેશોમા બૈબલપ્રસારક મડળીઓ સ્થપાઇ જેઓમાની એક જ (એટલે British and Foreign Bible Society નામની) મડળીને બૈબલ કે તેના અમુક ભાગના જુદી જુદી ૪૧૮ જેટલી ભાષા કે બોલીમા ભાષાતર કરવાનુ માન ઘટે છે ત્રીસ કે વીશ પણ ભાષામા જેનો તરજુમો થયો હોય એવુ સામાન્ય કે ધર્મનુ પુસ્તક હશે તો ભાગ્યેજ હશે તો ખ્રીસ્તી બૈબલના આટલી બધી ભાષાઓમા થએલા તરજુમા વિષે સાભળીને આપણે છક જ થઇ જઇએ છીએ ને આટલી બધી ભાષાઓ જગતમા હશે એ માનતા પણુ ઘણા લોક આશ્ચર્ય પામશે પણુ હજી તો ઘણીએક ભાષામા આ ધર્મપુસ્તકના ભાષાતર કરવા બાકી રહ્યા છે તોપણુ જેમા ભાષાતર થયુ હોય એવી ભાષાઓની સખ્યા વર્ષો વર્ષ વધતી જાયછે ગયે સાલ જ લગભગ છ એક નવી ભાષામા તરજુમા થયા હતા ને હાલ પણ બીજા થતા જાયછે જે ખ્રીસ્તી મડળીના નામદાર વૈસરોય સાહેબ અને સેનાપતિ સાહેબ સભાસદ છે તે મડળીએ બૈબલના અમુક ભાગનુ ભાષાતર પડોશની પહાડી જાતની બોલીમા કરવાનુ માથે લીધુ છે તે હુ થોડા વખત પહેલા સીમલે ગયો હતો ત્યારે જાણીને મને ઘણો આનદ થયો

આવી રીતે ખ્રીસ્તી ધર્મનો ફેલાવો કરવો, તથા તે મનુષ્ય જાતને સુલભ થઇ પડે એવુ કરવુ, એ ખ્રીસ્તી ધર્મનું મુળતત્વ હોવાથી જ્યા જ્યા તેના ધર્મોપદેશકો જાય છે ત્યા તેઓ પોતાની સાથે બૈબલ અવશ્ય લેતા જાયછે

કોઇ કોઇ વખતે કેટલીક જગલી જાતિઓના સબધમા તેઓમા બોલાતી ભાષાની પ્રથમ તો ધર્મોપદેશકોને લિપિ પણુ કરવી પડેછે જે ભાષામા વ્યાકરણુ અને શબ્દકોશ તો નથી એટલુ જ નહિ પણુ બોલાતા શબ્દો માટે લિપિ પણુ નવી કરવી પડેછે તેવી ભાષામા બૈબલ જેવા વિવિધ વિષયવાળા પુસ્તકનુ કે ગમે તે પુસ્તકનુ ભાષાતર કરવામા કેટલી મુશ્કેલી નડતી હશે તેનો આપ માત્ર ખ્યાલ જ કરશો તો પણુ આવુ દેખીતી રીતે અસભવિત લાગતુ કામ બૈબલનો શુભ બોધ સઘળાને જણાવવાના હેતુથી ફરી ફરીને કરવામા આવ્યુ છે અને આજ કાલ જગતમા આપણા ઘણા મનુષ્ય જાતભાઇઓ એવી ભાષા હાલ લખી વાચી શકેછે કે જેને ખ્રીસ્તી લોકોએ પોતે માનેલુ ઇશ્વરનુ વચન ફેલાવવાના હેતુથી જ તેનુ લિખિત રૂપ આપ્યુ છે

પણુ આ ધર્મપુસ્તકનુ ભાષાતર ગુજરાતી જેવી ખીલેલી તથા સુધરેલી ભાષામા કરવાનુ હોય છે ત્યારે વસ્તુસ્થિતિ તદ્દન ફરી જાયછે આ ભાષાનુ લિખિત રૂપ છે એટલુ જ નહિ પણુ તેનુ સાહિત્ય પણુ સારી પેઠે ખીલાએલુ છે શિક્ષકો તેમજ વ્યાકરણુ શબ્દકોષ વિગેરે અભ્યાસ કરવાના સાધન તુરત જ મળી શકે એમ છે (તોપણુ એટલુ તો ખાસ જાણુવા જેવુ છે કે ગુજરાતી ભાષામા અર્વાચિન શાસ્ત્રીય પદ્ધતિને અનુસરી લખાએલુ વ્યાકરણુ તેમજ સપૂર્ણુ અગવાળો શબ્દકોષ એ બન્ને જે ઐરિષ મિશનનો અગ હોવાનો મને પણુ લાભ મળેલો છે તેના ધર્મોપદેશકોએ કરેલા છે વ્યાકરણુના કર્ત્તા સુવિખ્યાત રેવ જે વી એસ ટેલર સાહેબ છે, અને શબ્દકોષના કર્તા ઐર્લૅડમાથી પ્રથમ હિન્દુસ્તાનમા આવેલા બે ધર્મોપદેશકોમાના એક એટલે

રેવ. રૉબર્ટ મૅંટગમરી સાહેબ, જેઓએ તેમનું પ્રથમ મુકામ આપણા આ રાજકોટમાં કર્યું હતું, તે છે.

બૈબલના ભાષાંતર કર્તાએ જે બાબતો પોતાની દૃષ્ટિ આગળ રાખી તે પર પુરેપુરૂં લક્ષ આપવું જોઇએ તે આવી છે :—

પહેલું તો, ભાષાંતરમાં મૂળ ગ્રંથનો બરાબર ચોક્સ અર્થ થવો જોઇએ.
બીજું, તે બધાથી સમજી શકાય એવું થવું જોઇએ. અને

ત્રીજું, ઉપરની બે બાબતોમાં હરકત ન આવતી હોય તો, તેની શૈલી વિદ્વત્તા ભરેલી અને છટાદાર કરવી જોઇએ

જેને ઇશ્વરના વચન માનવામાં આવે છે તેને માટે પુજ્યભાવ તથા વિદ્વત્તા ભરેલાં લખાણુની બાબતમાં ખાસ ચોક્સ થવા જરૂર છે. પણ એમ થવું ઘણું મુશ્કેલ છે. દાખલા તરીકે, ઘણા ગ્રીક શબ્દોના અર્થને બંધ બેસતા શબ્દો હાલની ભરતખંડની ભાષામાં નથી. વળી કેટલાક મૂળ અર્થને મળતા આવતા પણુ શબ્દ છે જે વાપરવા ભાષાંતરકર્તા તરત લલચાય છે ; પણ તેવા શબ્દોનો ઉપયોગ જુદો જ હોય છે, અથવા તો તેઓ ખરાબ અર્થમાં વપરાતા હશે, એટલે તે તેનાથી વાપરી શકાતા નથી. આવી મુશ્કેલીઓ બૈબલના પહેલાના ભાષાંતર કર્તાઓને પણ નડી હતી. મનુષ્યજાત માટે ઇશ્વરનો પ્રેમ તે કે માણસોએ એક બીજા પર પ્રેમ રાખવો જોઇએ તે સંબંધનાં ઘણાં વાક્ય બૈબલમાં આવેલાં છે. પણ પ્રેમના અર્થનો ગ્રીક ભાષાનો શબ્દ (એરોસ) તેમ જ લાટિન ભાષાનો amor (આમોર) એ શબ્દનો ખરાબ અર્થ થવા લાગ્યો હતો ; એટલે (આગાપે) ગ્રીકમાં અને લાટિનમાં caritas (કારિટાસ)- એ શબ્દોને નવા દાખલ કરી જુદા જ અર્થમાં વાપરવા પડ્યા. આ શબ્દો તે વખતના લોકોને વિચિત્ર લાગ્યા હશે, પણ બૈબલમાં તે વાપરવામાં આવ્યા એથી હવે તો ગ્રીક અને લાટિન ભાષામાં તેઓ પ્રચલિત ઘરગથ્થુ શબ્દ થઇ પડ્યા છે. આજે ગુજરાતી બૈબલમાં વપરાએલા કેટલાક શબ્દોની બાબતમાં પણ એવું કંઇક થયું છે. આરંભથી પોતાના સેવક થવા માટે પરમેશ્વરે જેમને પસંદ કીધા છે તેવા માટે "નિવડેલાં" શબ્દ વાપરેલો છે. કોઇ નિર્દય ધણીના પંજામાંથી જથ્થાબંધ ગુલામોને છોડાવવા માટે કોઇ માણસ જેવી રીતે તેમને ખરીદી લે, તેવી રીતે માણસોને પાપના પંજામાંથી મુક્ત કરવા માટે પ્રભુ ઇસુએ કૃપાકરી બચાવી લીધા તે જણાવવા માટે "ખંડી લેવું" એ શબ્દ વપરાયો છે આવા ને બીજા કેટલાક જરા ફેરવાએલા અર્થવાળા શબ્દો ખ્રીસ્તીઓના ધર્મપુસ્તકના ખાસ શબ્દ થઇ ગયા છે, પણ તેમની વિચિત્રતા ધીમે ધીમે જતી રહે, એવું થવા આવ્યું છે.

સમજી શકાય એવી રીતે લખવું એ પણ જરૂરનુ છે ; કારણકે બૈબલમાં ઇશ્વર તરફથી આવેલો જે બોધ રહેલો છે તે દરેક માણસ ગમે તો તે અભણ કે ગામડીઓ હોય તોપણ તેને પહોંચાડવો એવી જ આ ધર્મપુસ્તક પ્રગટ કરવાની ધારણા છે;

માટે સાધારણ વાંચનાર સમજી શકે એવા શબ્દો બનતાં સુધી ભાષાંતર કર્તાએ વાપરવા, એ હરકોઇને જરૂરતું લાગશે.

હવે હિંદુ લોકો, અર્થ સમજાય કે ન સમજાય પણ, ધર્મ સંબંધીના વિચારો અન્ય ભાષા દ્વારા દર્શાવવાને ટેવાઇ ગયા હોય એવું લાગે છે. બ્રાહ્મણો પણ કોઇવાર વેદમાંથી શ્લોક બોલશે કે મંત્ર ભણશે, અને તેનો અર્થ અમે નથી સમજતા એવું ખુશીથી કબુલ કરશે. તેમ જ સાધુ કે બીજા કોઇ ગુરૂઓ પોતે ગુજરાતી હોય છતાં પણ ધાર્મિક વિષય ચર્ચતી વખતે સંસ્કૃતમય હિંદીમાં જ બોલે છે; અને મુસલમાનો પણ કુરાનમાંથી લીધેલાં અરબી વાક્યો ને શબ્દોવાળી ઉર્દૂ બોલ્યા કરે છે, એ બાબત સર્વ કોઇને જાણીતી છે. આમ થવાથી જે ગામડીઆ લોકો આવા ઉપદેશકોની પાસે એકઠા થયા હોય છે તેઓને તો નહિ જેવો જ અર્થ સમજાય એમ ઘણી વાર બનતું હશે. આ પ્રમાણે ધર્મની ઉંચામાં ઉંચી વાતો અન્ય ભાષામાં કરવાની ટેવ ઘણા ખરા લોકોને પડી છે, તેથી જ્યારે ખ્રીસ્તી ધર્મોપદેશક પોતાના ધર્મપુસ્તકનું ભાષાંતર ગામડીઆ લોકો સમજી શકે એવી ભાષામાં કરવાનું કહે છે. ત્યારે, જે વિદ્વાન માણસની તેણે તરજુમો કરવામાં સહાય લીધી હોય, તે પુજ્ય ભાવ બતાવવા માટે ભલે સમજી શકાય એવી ન હોય પણ વધારે અલંકૃત ભાષા વાપરવા તેને ઠેઠ છેવટ સુધી કહ્યા કરશે, અને ન માને તો અણગમો બતાવશે. આ પ્રમાણે પરભાષામાં સમજી શકાય એવી રીતે તરજુમો કરવા પ્રયત્ન કરતાં ભાષાંતર કરનારને હમેશા સાવધાન રહેવું પડે છે કે રખેને તેના વિદ્વાન સહાયકની અલંકૃત ભાષા વાપરવાથી ભાષાંતરનો અર્થ ઝાંખો થઇ જાય. વળી તે ઉપરાંત દેશના અમુક ભાગમાં ઘણો સામાન્ય હોય એવો શબ્દ કદાચ દેશના બીજા ભાગમાં બરાબર ન સમજાય, એવુ પણ થાય છે. દાખલા તરીકે, જે સુંદર ભાષામાં ઇશુ ખ્રીસ્ત થાકેલાઓને પોતાની પાસે બોલાવે છે:—

" ઓ વૈતરૂ કરનારાઓ તથા ભારથી લદાયલાઓ,

તમે સઘળા મારી પાસે આવો, ને હુ તમને વિસામો આપીશ.

મારી ઝુંસરી પોતા પર લો, ને મારી પાસે શીખો. કેમકે હુ મનમાં નમ્ર
તથા રાંકડો છુ

ને તમે પોતાના જીવમાં વિસાસો પામશો

" કેમકે મારી ઝુસરી મહેલ ને મારો બોજો હલકો છે " તેમાં વપરાયેલો ઝુંસરી શબ્દ કોઇ પણ ચરોતરના ખેડુતને ઘણો જ પરિચિત છે, પણ તેના કાઠીઆવાડી ભાઇઓના હિત માટે તેનો અર્થ કદાચ સ્પષ્ટ કરવો પડશે.

છેવટે શૈલી ઉપર પણ ધ્યાન રાખવું પડે છે વિષયને માટે જેમ પુજ્યભાવને લીધે ચોકસ અર્થ કરવો જોઇએ અને કાર્યનો હેતુ ધ્યાનમાં લેતાં સમજી શકાય એવું લખવાની જરૂર છે, તેમજ બનતા સુધી સારી શૈલી પણ રાખવી એ આવશ્યક છે. કારણ કે ભાષાંતર ગમે તેવું મૂળ ભાષાને બરાબર મળતા આવતા અર્થવાળું થયું

હોય, અને બધાને સમજી શકાય એવી ભાષામાં લખાએલુ હોય, પણ તેની શૈલી એવી કઢંગી હોય કે વાચનારનુ મન વિષયની ઉત્તમતાના કરતા શૈલીના દોષ તરફ જવા વધારે વળતું હોય, તો ભાષાંતર કર્તાનો હેતુ ઘણેખરે ભાગે નિષ્ફળ ગએલો માલૂમ પડે વળી તરજુમો કરનારને પુખ્ત ઉમરે શીખેલી પરભાષામાં લખવુ પડેછે, એટલુંજ નહિ પણ જેનાપર સપૂર્ણ ભરોસો રાખી શકે તેવો તેને કોઇ સહાયક ઘણીવાર મળતો નથી, એવા એવા કારણથી તેનું કામ ઘણુ જ વધારે મુશ્કેલ થઇ પડેલું જણાય છે કારણ ગુજરાતમા એવો ક્યા કોઇ ગૃહસ્થ મળે કે કે જેને હેબ્રી અને ગ્રીક વળી તે પણ ખાસ ઇ. સ પહેલા સૈકાની ગ્રીક, ભાષા એવી સરસ આવડતી હોય, કે બાઇબલનુ જેવુ કાળજી પુર્વક તથા ચોકસ ભાષાતર થવુ જોઇએ તેવુ કરવામા તેના પર ભરોસો રાખી શકાય ?

એ પ્રમાણે ગુજરાતી લોકોને તેમની માતૃભાષામા ખ્રીસ્તી ધર્મ પુસ્તક આપવાનો પ્રયાસ કરનાર ધર્મોપદેશકને જુદી જુદી મુશ્કેલીઓ નડે છે આટલી બધી મુશ્કેલીઓ હોવા છતા ખ્રીસ્તી ધર્મોપદેશકોએ આ કામ કેવી રીતે માથે લીધુ છે તે આપણે હવે જરા તપાસીશુ -

હિદુસ્તાનમા ખ્રીસ્તી ધર્મ ફેલાવવાનુ કામ કરવા પ્રયત્ન કરનારાઓમા અહિ સહુથી પહેલા આવેલા વિલ્યમ કેરી સાહેબ જેટલી ઉંચી પદવી બીજુ કોઇ ધરાવતુ નથી ગરીબ અવસ્થામા જન્મેલ હોવાથી અભ્યાસ કરવા માટે તેમને ઘણી અનુકૂળતા નહતી એટલે બાળપણમા જ તેઓ એક મોચીની દુકાનમા કામ શીખનાર તરીકે રહ્યા અને ત્રીસેક વર્ષની ઉમ્મર થઇ ત્યા સુધી તેમણે આ કામ શીખ્યા કર્યું આ દરમિયાન તેઓ પોતાના બાયડી છોકરાનુ બહુ મુશ્કેલીથી પોષણ કરતા મોચીની દુકાનમા રહેતી છાજલી પર પોતા સામા પુસ્તકો રાખીને પોતાની મેળે લાટિન, ગ્રીક, હેબ્રી અને ડચ વિગેરે ભાષાઓ શીખી શકયા આગળ જતા તેણે કલકત્તા પાસે આવેલા શ્રીરામપુરમા માર્શમન, વૉર્ડ અને બીજા ધાર્મિક ગૃહસ્થો સાથે મળી જઇને ખ્રીસ્તી ધર્મ પ્રસારવાના કાર્યનો આરભ કર્યો

બોધ કરવો શીખવવુ વિગેરે ધર્મોપદેશકના કામ તરફ દુર્લક્ષ બતાવ્યા વગર કેરી અને તેના સાથીઓની ખાસ ધારણા એવી હતી કે બાઇબલનું કેવળ બગાળીમા જ નહિ પણ હિદુસ્તાનની બને તેટલી ભાષામા ભાષાતર કરવુ ને તે વળી એટલે સુધી કે તેઓએ ચીની જેવી મુશ્કેલ ભાષામા પણ તરજુમો કરવા પ્રયત્ન કર્યો હતો તેમની શક્તિ જેટલી મહાન હતી, તેટલો તેનો ઉદ્યોગ પણ વખાણવા યોગ્ય હતો પ્રખ્યાત વિદ્વાન સર વિલ્યમ જોન્સ સાહેબના સસ્કૃત જ્ઞાન કરતા પણ તે બિચારા અભણ ગરીબ મોચીનુ જ્ઞાન વધારે ચઢીઆતુ થઇ ગએલુ હતુ એમ બધા કબુલ કરેછે અને ફોર્ટ વિલ્યમની કૉલેજમા તેઓ સસ્કૃત, બગાળી અને મરાઠી એ ત્રણ ભાષાના પ્રો-ફેસર થયા હમેશના ખોરાક માટે અમુક નજીવી રકમ બાદ કરીને, તેમના છાપખાનાની બધી ઉપજ તેમજ તેમના પગારની બધી રકમ આ ધર્મનિષ્ઠ માણસો તેમના

ધર્મપ્રસારક કાર્યમાં અને ખાસ કરીને બૈબલનાં નવાં નવા ભાષાંતર બહાર પાડવામાં ખરચતા

શ્રીરામપુરના મિશન છાપખાનામાથી બહાર પડેલા ભાષાતરોમા એક ગુજરાતી ભાષાનુ પણ હતુ આ ભાષા તેમજ એની એકાદ બે ભાષાતરોની બાબતમા જે લોકો કહેતા કે અમે એ ભાષા જાણીએ છીએ તેવા ઉપર જ કેરી સાહેબને આધાર રાખવા પડ્યો હતો. તેથી શ્રીરામપુરમાં થએલુ ભાષાંતર ગુજરાતીમાં બૈબલનુ સહુથી પહેલુ ભાષાતર છે, એ કારણથી જોકે સાહિત્યનુ લક્ષ એની તરફ ખેચવા જેવુ છે, તોપણ એની ભાષામા કાઇ ખાસ વખાણવા જેવુ ન હોય એનાં કોઇને નવાઇ લાગશે નહિ, અને પાછળના ભાષાતરો બનાવવામા તેની કઇ મદદ લેવામા આવી નથી એની ભાષા ગુજરાતના સીમાડાપર બોલાતી બોલી હશે એમ કેટલાક કહેછે સાહિત્યના નહિ માલૂમ પડેલા નવીન નમુના તરીક આ ભાષાતર પરિષદ્‌ના વિદ્વાન સભાસદોને ખાસ જાણવા જોગ થઇ પડશે. પણ આ પુસ્તક ક્વચિત્ જ મળી આવેછે માત્ર તેની એક કે બે પ્રત સાચવી રાખેલી હશે એવુ લાગેછે (પણ તેમાની એક આપના જોવાને માટે આપણા સંગ્રહસ્થાનમા રાખી મૂકવામા આવી છે). આમાંથી થોડાએક ફકરા જાણવા જેવા થઇ પડશે

માર્ક ૧૦; ૧૩—૧૬

" वळी त्ये त्येने पासे वाळकौने लाव्यां क्ये त्ये त्येहोणूनें अडे वळी शिष्योयें
" त्यावावाळाओने डाम्या । परतु यिशु त्येने जोईनें घणू रीसमा हतौ ने त्येहोणनें
" क्यु क्ये बाळोकौनें मारे पासें आवा द्यौ नें त्येहोणूने मा मनें करी क्येमक्ये प्रभूनू
" एजूसूरतौथको छे । हू तमने साचू कहू छू क्ये ज्ये कोई मणीस न्हाना छैयानौं
" एवौ प्रभुना राजनें न ल्यै त्ये त्येना नद्व पैसशे । वळी त्येणें खौळामा लैनें त्येहो-
" णूना ऊपर हाथ दैनें त्येहोणूने आशीर्वाद कीधू ।

(એટલે — અને તેઓ તેની પાસે બાળકો લાવ્યા કે તે તેઓને અડકે, ને શિષ્યોએ તેઓને ધમકાવ્યા પણ ઇસુ તે જોઇને નાખુશ થયો, ને તેઓને કહ્યુ કે બાળકોને મારી પાસે આવવા દો ને તેઓને વારો મા, કેમકે દેવનુ રાજ્ય એઓઓનુ છે હું તમને ખચીત કહુ છુ કે, જે કોઇ બાળકની માફક દેવનું રાજ્ય સ્વીકારશે નહિ તે એમા પ્રવેશ કરશે જ નહિ અને તેણે તેઓને બાથમા લીધા, ને તેઓપર હાથ મૂકીને તેઓને આશીર્વાદ દીધો.)

ફિલિપીઓને પાઉલ પ્રેરિતનો પત્ર. ૨; ૫-૧૧

एथी ज्ये मन ख्रीष्ट यिशुमा हतू त्ये तमूमा थावौ । क्ये ज्येणें ईश्वर रुपी थैने ईश्वरनी बराबर थावू चोरी जाण्यू नहीं । परतु सेवकनी सूरत साहीनें मणीसनी सूरत

जनमीनें पोतानानें सून्य कीधो । वळी मणीसनी सूरत थैनें मृत्युना आधीन थैनें अर्थात क्रुश उपर मरवुं पोतानानें न्हानो कीधो । ए माटे ईश्वरयें त्येनें घणों मोटो कीधा छे ने सउ नामथी मोटुं नाम त्येनें आप्यु छे । क्ये यिशु नामथी स्वर्गना नें पृथ्वीना नें पृथ्वीना हेटळना हरेक घोटो नवूशे । वळी ईश्वर पितानी वडाईने माटे यिशु खिष्ट जो प्रभु छे ए हरेक जिभ कबूल करशे ।

( એટલે :—ખ્રીસ્ત ઇશુનું જે મન હતું, તે તમે પણ રાખો તેણે દેવના રૂપમાં છતાં, દેવને સમાન હોવું એ પકડી રાખવાનું ચાહ્યું નહિં : પણ તેણે દાસનું રૂપ લઇને એટલે માણસોની પ્રતિમામાં થઇને પોતાને ખાલી કર્યો : ને માણસના સરખા આકારમાં પ્રગટ થઇને, મરણ, હા, વધસ્તંભના મરણ સુધી આધીન થઇને, પોતાને લીન કર્યો, એને લીધે, દેવ તેને ઘણો ઉંચો કીધો. ને સર્વ નામો કરતાં તેને મોટું નામ આપ્યું. એવું કે આકાશમાંનાં તથા ભૂમિપરનાં તથા ભૂમિ તળેનાં સર્વ ઇસુને નામે ઘુંટણ ટેકવે : ને દેવ બાપના મહિમાને સારૂ પ્રત્યેક જીભ કબૂલ કરે કે ઇસુખ્રીસ્ત તે પ્રભુ છે )

આજથી બરાબર સો વર્ષ પહેલાં ( એટલે ઇ.સ. ૧૮૦૯ માં ) આ શ્રીરામપુર-વાળું ભાષાંતર શરૂ કરવામાં આવ્યું હતું પણ ૧૮૨૦ સુધી તે બહાર પડ્યું ન હતું. ઇ. સ. ૧૮૧૫ માં ફૈવી અને સ્કિનર નામે બે સાહેબોએ ધર્મોપદેશક તરીકે ગુજરાતમાં પહેલવહેલાં આવીને સુરતમાં મુકામ કર્યો. કામ કરી શકે તેટલું તેમને ભાષાનું જ્ઞાન થયું કે તરત જ તેઓએ પોતાના ધર્મપુસ્તકના ભાષાંતરનું કામ માથે લીધું. ઇ. સ, ૧૮૧૭ માં તેઓએ નવા કરારનું, અને જુના કરારનો શરૂઆતનો ભાગ ( જે પેંટાટ્યુખ કહેવાય છે ) તે બધાનું ભાષાંતર પુરૂં કરી દીધું. એક વિદ્વાન ગુજરાતી ગૃહસ્થે હિન્દી ઉપરથી આ ભાષાંતર કર્યું હતું. ને ખ્રીસ્તી ઉપદેશકો મૂળ ગ્રીક તથા હેબ્રી સાથે કાળજીપૂર્વક સરખાવી ને ફરી જોઇ ગયા હતા. નવા કરારનું ભાષાંતર જેના આઠ ભાગ કરેલા હતા તે છાપવાનું કામ ૧૮૨૧ માં અને જુના કરારનું અઢાર ભાગમાં બે વર્ષ પછી કુલ રૂપીઆ ૧૦,૦૦૦ના ખર્ચે પુરૂં થયું.

તે ગુજરાતમાં પહેલા કરેલા ભાષાંતરના થોડાએક દાખલા જોઇ લઇએ*.—

" તાહારે તેની મા તથા ભાઇ તેની પાશે આવા ને ભીંડ માટે તેને
" મલઉં નહીં ।। ને તેને ખબર થઇ કે તાહારી મા તથા તાહારા ભાઇ બાહાર
" ઊભા તને જોવાનુ ચાહ છે ।। ને તેણે ઊતર આપીને તેઓને કહ્યુ કે
" માહારી મા તથા માહારા ભાઇ તે છે કે પરમેશ્વરની વાત સાંભલીને પાલે
" છે. " ( લૂક ૮ ; ૧૯—૨૧ )

---

*જે પ્રતમાંથી આ વાક્ય ઉતારી લીધાં છે તેની છાપવાની સાલ, પહેલા પાનો ખોવાઇ ગયાથી, નક્કી જણાતી નથી. પણ બીજી આવૃત્તિઓની સાથે સરખાવીને આ ૧૮૨૧ ની આવૃત્તિની પ્રત હશે એવું લાગે છે.

આ નવા કરારના સુરતવાળા ભાષાંતરની નવી આવૃત્તિ ૧૮૨૭ અને જુના કરારની ૧૮૨૯ માં ફરી છપાઇ. દેવનાગરી લિપિમાં એની એક આવૃત્તિ છપાવવાની સૂચના કરવામાં આવી હતી, પણ તે અમલમાં મુકાણી નહિ.

ઇ. સ. ૧૮૨૯ માં છાપેલા જુના કરારના પણ થોડા એક દાખલા નીચે લખેલા છે :—

" જીહોવાના પાહાડ પર કોણ ચહડશે તેના પવીતર ઠેકાંણામાં કોંણ ઉભો
" રેહેશે * જેહેના હાથ પવીતર ને અંતરકરણ નીરમલ ને પોતાનો જીવ ખોટા
" પર નથી રાખો ને દગાથી શમ નથી ખાધા * તે જીહોવાથી વરદાંન તથા
" પોતાના બચાવનાર પરમેશવરથી શાચાઇ પાંમશે * "

( ગીતશાસ્ત્ર ૨૪ ; ૩-૫ )

" રૂપાને મુકીન માહારો ઉપદેશ તથા શુના કરતા પણ ગનાંન લો *
" કાંજે મોતીથી પણ વીદ-શારી ને શઘલી આહાના વશતુ તેહેની બરાબર નથી*
" હુ વીદા દુરદેશીની શાથે રહુ છઉં * જીહોવાની બીહીક દોશ વખોડવો હકાર
" તથા ભુંડો શભાવ તથા ભુંડો માગગ તથા બલાઇથી ફરેલા મોહોને હુ વખોડુ
" છઉં * મનશુબો તથા પાકી વીદા માહારી છે હું શુધી છઉ ને જોર માહારૂં
" છે * માહારે આશરે રાજાઓ રાજ કરે છે ને શરદારો ઘટમાંન હુકમ કરે
' છે * માહારે આશરે શરદારો તથા અમીરો તથા પરથવીના શઘલા ઈનસાફ
' કરનારા શરદારી કરે છે * જે મને હેત કરે છે તેઓને હૂ હેત કરૂ છઉં ને
" જે વેહેલા મને શોધે છે તેઓ મને પામશે " *

( દૃષ્ટાંતવચન ૮ , ૧૦-૧ )

ઇ. સ. ૧૮૨૭ માં છાપેલા સુરતવાળા નવા કરારમાં થોડો ઘણો સુધારો વધારો કરીને તેની એક બીજી આવૃતિ સને ૧૮૩૨માં બહાર પાડવામાં આવી. આ સંબંધમાં આપણુને સદભાગ્યે એક ભાષાંતર કર્તાની તેઓની કાર્યપદ્ધતિ અને તેમને નડતી મુશ્કેલી સબંધી નોંધ મળી આવી છે. આ પુસ્તક ફરી વાચી જવામાં અને સુધારવામાં મી. એ. ફ્રેવીએ પોતાનો બે વર્ષ સુધીનો બધો અભ્યાસનો વખત ગાળ્યો હતો, ને તેઓ એમ લખે છે કે :—

" દરેક ભાગ મૂળ ગ્રીક સાથે સરખાવવામાં આવ્યો છે. મૂળ ઉપરનાં સંહુ-
" થી સરસ ટીકાવાળાં પુસ્તકો જોવામાં આવ્યાં છે. મૂળનો બરાબર અર્થ દર્શા-
" વનારા અને આખા ગુજરાતમાં સમજાય એવાં વાકયો અને શબ્દો ગોતવાનો
' શ્રમ કરવામાં ઘણો વખત લેવામા આવ્યો છે. આથી જુની આવૃતિ કરતાં
" આ આવૃતિમા મૂળનો અર્થ વધારે સારી રીતે આવેલો હશે, અને ગુજરાતી

" ભાષાનાં રૂઢ વાક્યો ઘણેખરે ઠેકાણે વધારે યોગ્ય રીતે વાપરવામાં આવ્યાં હશે
" એવી અમને આશા રહે છે."

ઉપર જણાવેલ ભાષાંતર કર્તા થોડા વર્ષ પછી એટલે ૧૮૪૦માં ગુજરી ગયા, અને તેમને સુરતમાં દાટવામાં આવ્યા છે. તેમના સંબંધમાં યોગ્યજ કહેલું છે. કે તે સાચા દીલના અને સાદા વર્તનવાળા ખ્રીસ્તી, અને પોતાના કાર્ય માટે ઉત્તમ નિષ્ઠા અને ખત માટે પ્રખ્યાત થએલ ધર્મોપદેશક હતા.

આ સુધરેલી આવૃતિ જેના મથાળાપર " ૧૮૩૨—૩૭ " એવી સાલ મુકેલી છે તેમાંથી થોડાંએક વાક્ય કાઢીને દાખલા તરીકે નીચે લખીશું.

" કેમકે તમે એ જાણો છો કે તમે પોતાની અવસ્થા ચાલ જે બાપદાદાઓથી
" વારાફરતી આવી તેમાંથી તમે નાશ થનાર વશતુઓથી એટલે શુંનાથી અથવા
" રૂપાથી ખંડી લેવાઆ નથી * પણ જેમ નીરમલ તથા નીરખોડ ગેટાના
" બચાના લોહીથી તેમ ખરીશટના મુલવાંન લોહીથી [ ખંડી લેવાઆ છો ]* તે
" અગાઉ જગતનો પાઓ નાંખા પેહેલાં ઠરાવાઓ હતો ખરો પણ તમારે શારૂ
" આ છેલા કાલમાં પરગટ થઓ * તેઓ તમે તેહેને આશરે પરમેશવર પર
" વીશવાશ કરો છો એણે તેહેને મરી ગએલાઓમાંથી ઊઠાડો ને તેહેને હેવો મહીમા
" આપ્યેપો કે તમારો વીશવાશ તથા ઉમેદ પરમેશવર થાએ * તમે ભાઇ જાતી
" પરના નીરકપટ પરેમને શારૂ આતમાને આશરે ખર્યાઇ માંનવાથી પોતાના
" પરાંણ પવીતર કીધા છતાં એક બીજા પર સુધ મનથકી અખંડ પરેમ કરો*
" કેમકે તમે વીનાશી બીથી નહીં પણ અવીનાશીથી એટલે પરમેશવરની જીવતી
" તથા શરવકાલ શુધી રહેનારી વાતથી ફરી જનમાવાઆછો * કાંજે સઘળાં
' પરાંણી ઘાશ શરખાં છે ને માંણસનો શઘલો મહીમા ઘાશના ફુલ જેવો છે
" ઘાશ શુકાઇ જાએ છે. ને તેહેનુ ફુલ ખરી પડે છે*પણ પરભુની વાત શદા
" રેહે છે ને જે વાત શારા શમાચારમા તમને પરગટ કીધેલી છે' તે એજ છે*

( ૧ પીતર ૧, ૧૮–૨૫ )

એ વખતના શ્રીરામપુરવાળા સિવાય બીજાં બધાં ભાષાંતર અને તેની જુદી જુદી આવૃત્તિઓની જોડણી વાંચનારને એક બે વાતમાં જરા વિચિત્ર જેવી લાગશે ળ, દંતસ્થાનીને મૂર્દ્ધસ્થાની ઉષ્મા ( સ ને ષ ) જેવા અક્ષર બિલકુલ નથી મળતા એટલુ જ નહિ પણ ય એ નથી ને તેની જગ્યામાં અ, આ, ઈ, ઊ, વગેરે સ્વરો વાપરવામાં આવ્યાં છે. વળી ક્ષ, જ્ઞ ને કોઇ પણ જોડાક્ષર છે જ નહિ એથી ' આએપો " ( આપ્યો ) પરેમ, વશતુ, શુંનુ ( સોનુ ) શરવકાલ ( સર્વકાલ ) વગેરે નવા જેવા શબ્દો આપણી નજરે પડે છે. વળી અનુસ્વર પણ જાણે કારણ વગર મુકવામાં આવે છે. ( જેમકે જાણો છો, કેમકે, પરાંણી ( પ્રાણી ) માંણસ ). આ બધુ જોતાં એ પુસ્તકો તે વખતની બીજી ચોપડીઓની સાથે સરખાવવાનું મન થાય છે, કે આ જે સુરતવાળા

બૈબલમાં આપણને આટલું બધું અજાયબ જેવું લાગે છે. તે તેજ છાપખાનાની કે તે વખતનાં સઘળાં છાપખાનાંની છાપવાની રીત હતી એ માલૂમ પડે.

બૈબલની નવી આવૃત્તિ તૈયાર થઇ શકે તે કરતાં પણ વધારે ઝડપથી તેને માગવામાં આવી. જાણે ભાષતર કર્તાઓ પોતાનું ફરી તપાસી જવાનું કામ હાથમાં લે એટલામાં તો સીલકમાં પ્રતો ખુટી ગઇ છે એમ જણાય, અને સુધારા વધારાનું કામ પુરૂં થાય ત્યાર પહેલાં તો નવી કામચલાઉ આવૃત્તિની હજારો પ્રત છપાવવી પડતી. એક વખત તો બે આવૃત્તિ એકજ સાથે મુંબઇ અને સુરતમાં પ્રસિદ્ધ થઇ હતી.

આ દરમીઆન ઐરિષ મિશન સ્થપાયું, અને તેના પહેલા ધર્મોપદેશકો કાર સાહેબ અને મંટગમરી સાહેબ ઇ. સ. ૧૮૪૧ માં રાજકોટમાં આવી પહોંચ્યા. કાર સાહેબ થોડા મહિનામાંજ ગુજરી ગયા, અને અહિંના કબરસ્તાનમાં તેમની કબર જોવામાં આવે છે. પણ મંટગમરી સાહેબ મોટું કામકરી શકે એટલો વખત જીવતા રહ્યા મી. મલબારીએ તેમના ' Gujarat and the Gujaratis નામના પુસ્તકમાં ધર્મોપદેશકના ઉત્તમ નમુના રૂપે તેમના ચારિત્ર્યની નોંધ લીધી છે પછી લંડન મિશનરી સોસૈયટીએ દક્ષિણના એકજ ક્ષેત્રમાં કામ કરવાનુ ધારીને પોતાનું સુરત અને મધ્ય ગુજરાતનું કામ ઐરિષ મિશન, (જેના સભાસદોની સંખ્યા હવે વધી ગઇ હતી) તેને સોંપ્યું; અને તેમનો બીજો કેટલોક કિંમતી સરસામાન જેમાં સુરતના છાપખાનાનો સમાવેશ થતો હતો તે સાથે સુવિખ્યાત રેવ. જે. વી. એસ. ટેલર સાહેબ રૂપે એક ઉત્તમ વારસો પણ આપ્યો. આ માનનીય ગૃહસ્થ, જેઓ ગુજરાતીઓનાં મન જીતી લેવા ઘણે ખરે ભાગે પોતે ગુજરાતી જેવા જ થઇ ગયા, તેમના જેવા વિરલાજ છે. આવી રીતે તે વખતથી બૈબલના ભાષાંતર માટે ઐરિષ મિશનની એક કમીટી (જેના મંત્રી ઘણા વખત સુધી રાજકોટવાળા રેવ. જેમ્સ ગ્લાસ્ગો હતા) તે જવાબદાર થઇ. ઘણા વખત સુધી સુધારા વધારાનુ કામ કર્યા પછી સંપૂર્ણ રીતે સુધારેલી આખા બૈબલના ભાષાંતરની નવી આવૃત્તિ સને ૧૮૬૦ માં બહાર પડી. તેનો એક નમુનો નીચે આપવામાં આવ્યો છે.

" હે યાકુબ, તું શાને લીધે કહે, ને હે ઇસ્રાઇલ, તુ શાને લીધે બોલે, કે,
" મારો માર્ગ પ્રભુ પાસેથી સંતાડેલો છે,
" ને મારા દેવ પાસેથી મારો ઇનસાફ જતો રેહેનાર છે.
" તેં શું નહીં જાણ્યું ? તેં શું નહીં સાંભળ્યું ?
" અનતકાલનો દેવ પ્રભુ, પૃથ્વીની સીમોનો ઉત્પન્ન કરનાર,
" તે કાયર થતો નથી, ને થાકતો નથી, તેની બુદ્ધિનો શોધ લાગતો જ નથી.
" કાયર થએલાને બલ આપનાર તે, ને જે સામર્થ્ય વિનાના, તેમને તે પુષ્કલ જોર આપશે.
" ને છોકરા કાયર થશે, ને થાકી જશે, ને જુઆન ચથડશે જ ચથડશે.
" પણ પ્રભુની વાટ જોનારા નવું સામર્થ્ય પામશે; તેઓ ગરૂડના જેવા પાંખોએ ઉડશે,

" તેઓ દોડશે, પણ થાકશે નહીં ; તેઓ ફિરશે, પણ કાયર થશે નહીં. "

(યશાયાહ ૪૦ : ૨૭—૩૧)

" ગેટા પાલક જેવો તે પોતાનાં ટોળાંનું પાલન કરશે, તે બચ્ચાંને પોતાને ભુજે સમેટશે.

ને પોતાના ઉર પર ઉઠાવી રાખશે, ને ધવાડનારીઓને સંભાળીને ચલાવશે."

(યશાયાહ ૪૦ : ૧૧)

આ તરજુમો સૈકાના અંત સુધી ચાલ્યો, અને તે પછી સને ૧૮૯૯ માં નવી સુધારેલી આવૃત્તિ બહાર પડી. આની ૨,૦૦૦ સંપૂર્ણ પ્રત માત્ર એક વર્ષમાં ખપી ગઇ* એથી સુધારા વધારા કરનારાઓને જબરા ઉઠાવને પહોંચી વળવાના જૂથા પ્રયત્ન કરતા હોય તેમ પોતાનુ કામ ફરી શરૂ કરવું પડયું. વર્ષો વર્ષ સુરતના છાપખાનામાંથી આખા બૈબલ કે તેના સુવાર્તા વિ. અમુક ભાગનાં ભાષાતરની દશ કે વિશ હજાર પ્રતવાળી આવૃત્તિઓ બહાર પડેછે. અને છેલ્લા દશ વર્ષમાં સુરતના છાપખાનામાંથી બહાર પડેલી આ એકજ પુસ્તકની પ્રતની કુલ સંખ્યા ૨,૦૦,૦૦૦ની લગભગ થઇ હશે એ ઉપરથી બીજી બધી ગુજરાતી ચોપડીઓ કરતાં ગુજરાતી બૈબલનો સહુથી વધારે પ્રસાર થાયછે એમ કહેવામાં કંઇ અતિશયોક્તિ નથી

---

*તે ઉપરાંત પારસી ગુજરાતીમાં નવા કરારની એક આવૃત્તિ રેવ. ધનજીભાઇ નવરોજીની દેખરેખ નીચે તૈયાર થઇને ઇ. સ. ૧૮૬૪માં છપાઇને બહાર પડી. તેમાંથી એક ટુંકો ફકરો નીચે આપેલો છે., તે ઘણાને જાણવા જોગ થઇ પડશે :—

## " પ્રભુની પ્રાર્થના. "

| પારસી ગુજરાતી. | અર્વાચીન ગુજરાતી. |
|---|---|
| ઓ આસમાનમાંના હમારા બાપ, તારૂં નામ પાક મનાએ, તારી પાદશાહત આવે ; જેમ આસમાનમાં તેમ જમીન પર તારી મરજી મુઆફક થાએ. હમારી રોજની રોટલી આજ હમને આપ ને જેમ હમે હમારા કરજદારોને માફ કરીએ છ- ઇએ તેમ તું હમારાં કરજ હમને માફ કર. ને હમને અજમાએશમાં ન નાખ, પણ હમને બુરાથી છોડાવ. કેમકે પાદશા- હત, તથા કુદરત તથા બુજરગી હમેશાં તારી છે. આમીન. | ઓ આકાશમાંના અમારા બાપ, તારૂ નામ પવિત્ર મનાઓ, તારૂં રાજ્ય આવો ; જેમ આકાશમા તેમ પૃથ્વીપર તારી ઇચ્છા પુરી થાઓ. દિવસની અમારી રોટલી આજ અમને આપ ; અને જેમ અમે અમારા ઋણીઓને માફ કર્યા છે, તેમ તુ અમારાં ઋણો અમને માફ કર; અને અમને પરીક્ષણમાં ન લાવ, પણ ભુંડાથી અમારો છુટકો કર. કેમકે રાજ્ય તથા પરાક્રમ તથા મહિમા સર્વકાળ સુધી તારાં છે. આમેન. |

સુધારા વધારાની કમીટી જેના મંત્રી થોડાક વખત સુધી રાજકોટમાં સારી રીતે જાણીતા થએલા રેવ. એચ. આર. સ્કૉટ સાહેબ હતા અને હાલ સુરતના રેવ. ડૉકટર શીલડી સાહેબ છે તેણે હાલમાં આખા બૈબલનુ કાળજી પૂર્વક ફરી સુધારા વધારાનુ કામ માથે લીધેલું છે, અને તેમાં તેમને ઘણાં વર્ષ લાગશે. પણ તેના પ્રથમના ભાગ તો છપાઇ ગયા છે અને તેના થોડાએક નમુના નીચે આપેલા છે (જે બધા પ્રભુ ઇશુખ્રીસ્તનાં વચનમાંથી કાઢેલાં છે.)

(a) (પ્રભુ ઇશુએ) એક બાળકને પાસે બોલાવીને તેને તેઓની વચ્ચે ઉભું રાખ્યું અને કહ્યું કે, હુ તમને ખચિત કહુંછું કે, જો તમે ફરો નહિ, ને બાળકોના જેવા થાઓ નહિ, તો આકાશના રાજ્યમાં તમે નહિ જ પેમશો. માટે જે કોઇ પોતાને આ બાળકના જેવું દીન કરશે, તે જ આકાશના રાજ્યમાં સહુથી મોટું છે.

" વળી જે કોઇ મારે નામે એવા એક બાળકનો અંગીકાર કરેછે, તે મારો
" અંગીકાર કરેછે. પણ આ નાનાઓ જે મારાપર વિશ્વાસ કરેછે, તેઓમાંના
" એકને જે કોઇ ઠોકર ખવડાવશે તે કરતાં તેની કોટે ઘંટીનુ પડ બંધાય, ને
" તે સમુદ્રના ઉંડાણમાં ડુબાડાય એ તેને માટે સારૂ છે."

" તમે શુ ધારો છો ? જો કોઇ માણસની પાસે સો ઘેટાં હોય, ને તેમાંથી
" એક ભુલુ પડે, તો શુ નવ્વાણુંને પહાડપર મૂકીને તે ભુલા પડેલાને શોધવા
" જતો નથી ? અને જો તે તેને જડે તો હુ તમને ખચિત કહુછુ કે, જે નવ્વાણુ
" ભુલા પડેલાં ન હતાં, તેઓના કરતાં તેને લીધે તે વત્તો હરખાય છે એમ આ
" નાનાઓમાંથી એકનો નાશ થાય, એવી તમારા આકાશમાંના બાપની ઇચ્છા
" નથી." (માથી ૧૮: ૨—૬, ૧૨—૧૪)

" હું તમે સાંભળનારાઓને કહુછું કે. તમારા વેરીઓપર પ્રેમ કરો, જેઓ
" તમારો દ્વેષ કરેછે તેઓનુ ભલુ કરો, જેઓ તમને શાપ દે છે, તેઓને આ-
" શીર્વાદ દો, જેઓ તમારૂ અપમાન કરેછે તેઓને સારૂ પ્રાર્થના કરો. જે કોઇ
" તને એક ગાલપર મારે, તેની આગળ બીજો પણ ધર... અને જેમ તમે
" ચાહો કે માણસો તમને કરે તેમજ તમે પણ તેઓને કરો .....માટે જેમ
" તમારો બાપ દયાળુ છે, તેમ તમે દયાળુ થાઓ. (લુક ૬, ૨૭-૩૧ ૩૬).

" હુ તમને નવી આજ્ઞા આપુછુ, કે તમે એક બીજાપર પ્રેમ કરો : જેવો
" મેં તમારાપર પ્રેમ કીધો તેવો તમે પણ એક બીજાપર પ્રેમ કરો. જો એક
" બીજાપર તમે પ્રેમ રાખો તો તેથી સર્વ માણસો જાણશે કે તમે મારા
" શિષ્યો છો." (યોહાન ૧૩ : ૩૪, ૩૫)

હવે શ્રીરામપુરવાળી ૧૮૦૦ ની સુરતવાળી ૧૮૨૧ની ૧૮૩૯ની ને ૧૯૦૭ની યે સરખાવીએ તો ફેરફાર કેટલો છે એ આપણને માલુમ પડશે.

| ૧૮૨૦ | ૧૮૨૧ | ૧૮૩૨ | ૧૯૦૭ |
|---|---|---|---|
| मनमा राक लोक धन्य क्येमूक्ये सर्गनु राज्य त्यहोणनु छै । शोक करवावाळा धन्य क्येमूक्ये त्येहोण् नी शाति थशे । नरम लोक धन्य क्येमूक्ये त्ये पथ्वीना अधिकार करशे । | રાકડાઓને ધન છે કેમકે શવરગનુ રાજ તેઓનું છે ॥ શોક કરનારાઓને ધન છે કેમકે તેઓ દીલાશો પામશે ॥ નરમોને ધન છે કે મકે તેઓ પરથવીના વારશ થશે | આત્મા જે રક તેઓને ધન [છે] કેમકે આમશનુ રાજ તેઓનું છે * જે શોક કરેછે તેઓને ધન [ છે ] કેમકે તેઓ દિલાશો પામશે નરમોને ધન [છે] કેમકે તેઓ પરથવીનુ વતન પામશે | આત્મામા જેઓ રાક છે તેઓને ધન્ય છે, કેમકે આકાશનું રાજ્ય તેઓનું છે જેઓ શોક કરેછે તેઓને ધન્ય છે, કેમકે તેઓ દિલાસો પામશે જેઓ નમ્ર છે તેઓને ધન્ય છે, કેમકે તેઓ પૃથ્વિનુ વતન પામશે |
| ज्ये यथार्थने माटै भुख्या वळी तरशा त्ये धन्य क्येमूक्ये त्ये तृप्त थाशे । दयाल लोक धन्य क्येमूक्ये त्ये दया पामशे । निर्मलमनवाळा धन्य क्येमूक्ये त्ये ईश्वरने जोशे । मेळ करवावाळा धन्य क्येमक्ये त्ये ईश्वरना दीकरा नामिता थाशे । सत्यने माटै दु ख पामोवावाळा लोक धन्य क्येमूक्ये सरगनू राज त्येहोणनू छै । | શાચાપણને શારૂ ભુખા ને તરશાઓને ધન છે કે મકે તેઓ ધરાશે ॥ દઆલુઓને ધન છે કે મકે તેઓ દઆ પામશે ॥ નીરમલ મનવાળાઓને ધન છે કે મકે તેઓ પરમેશવરને દેખશે ॥ શલા કરનારાઓને ધન છે કે મકે તેઓ પરમેશવરનાં છોકરા કહેવાશે ॥ શાચાપણાને શારૂ દુખ પામનારાઓને ધન છે કે મકે શવરગનું રાજ તેઓનુ છે | જેઓને શાચાઇની ભુખ તથા તરશ [છે] તેઓને ધન [છે] કે મકે તેઓ ધરાશે * દઆલુઓને ધન [છે] કે મકે તેઓ દઆ પામશે * મનમા જે શુધ તેઓને ધન [છે] કે મકે તેઓ દેવને દેખશે * શલાહ કરનારાઓને ધન [છે] કે મકે તેઓ દેવનાં છઇઆ કહેવાશે શચાઇને શારૂ જેઓની શત્તાવણી કરાએ છે તેઓને ધન [છે] કે મકે આકાશનુ રાજ તેઓનું છે | જેઓને ન્યાયીપણાની ભુખ તથા તરસ છે તેઓને ધન્ય છે, કેમકે તેઓ ધરાશે દયાળુઓને ધન્ય છે, કેમકે તેઓ દયા પામશે મનમા જે શુદ્ધ તેઓને ધન્ય છે, કેમકે તેઓ દેવને જોશે સલાહ કરનારાઓને ધન્ય છે કેમકે તેઓ દેવના દીકરા કહેવાશે ન્યાયીપણાને સીધે જેઓની સતાવણી કરાય છે તેઓને ધન્ય છે, કેમકે આકાશનું રાજ્ય તેઓનું છે |
| | | ( S Matthew V 3-10 | (માત્થી ૫, ૩–૧૦) |

**૫૫—ઇશુ ખ્રીસ્ત આ પ્રમાણે પોતાના પુનરૂત્થાન પછી પોતાના શિષ્યોને કહેછે :—**

मे तम्हारे साथे रहीने ज्ये वातौने कही त्ये ए छै क्ये मोशहना तौरे तमा नें आचार्य्यनी वातौमा ज्येर वातौ मारा विषयमा लखी छै त्ये सर्वेनू पूरू थावू आवश्य छै । त्यारे त्येणें त्येहोणूनी बुडि खोली क्ये त्ये धर्मग्रथने समझे वळी त्येणें त्येहोणूनें कयू क्मे एवू लख्यू छै ने ख्रीष्टने आवश्य छै क्ये एवू दुख पामवू नें त्रीजे दाढे मृत्युथी उठवू । नें यिरुशालमथी प्रारम्भ करीनें त्येना नामथी सऊ यातीने पासे मन फेराव्यू ने पापमोचननू परघट कर्व्यू । नें तमें इहोणूना साक्षी छौ ।

મે તમારી સાથે રહીને જે વાતો કહી તે એ છે કે મુશાની તોરેતમા તથા પેગમરોની પોથીઓમા તથા ગીતોમા જે જે વાતો હુ સમધી લખ્યી છે તે બધાહ પુરૂ થવુ જરૂર છે તાહારે તેણે તેઓની બુધી ઉઘાડી કે તેઓ શાશતરને શમજે ॥ ને તેણે તેઓને કહુ કે હેઉ લખેલુ છે કે આમ જોઇતુ હતુ કે ખરીશટ મારો જાએ ને તીજે દાહાડે મરી ગએલાઓમા થી પાછો ઉઠે ॥ ને ઇરૂશલમથી મા ડીને શઘલા લોકોમા પશતાવો તથા પાપોની માફી તેના નામથી પરગટ થાએ ॥ ને તમે તે વશતુઓના શા હેદ છો ॥

હુ તમારી શાથે હતો તાહારે જે વાતો તમને કહી તે એ છે કે મુશાના નેમશાશતરમા તથા પેગમબરોની પોથીઓમા તથા ગીતોમા જે હુ સ મધી લખા છે તે બધાનુ પુરૂ થવુ જરૂર છે * તાહરે તેઓ લેખો શમજે માટે તેણ તેઓની બુધી ઉઘાડી * પછી તેણે તેઓને કહુ કે હેઉ લખુ છે ને ખરીશટને હેઉ શેહેવુ ને ત્રીજે દા હાડે મરી ગએલાઓમાથી પાછા ઊ ઠવુ * ને ઇરૂશલેમથી માડીને શઘલા લોકોમા પશતાવો તથા પાપોની માફી તેના નામથી પરગટ કરવાની જ રૂર છે * ને આ પશતુઓના શાહેદ તમે છો *

હુ તમારી સાથે હતો, ત્યારે મે એ વાતો તમને કહી હતી કે, જે મુસા ના નિયમ શાસ્ત્રમા તથા ભવિષ્યવા- દીઓમા તથા ગીતશાસ્ત્રમા મારા સં- બધી લખ્યુ છે તે બધુ પુરૂ થવુ જોઇ- એ ત્યારે ધર્મલેખો સમજવા સારૂ તેણે તેઓના મન ખોલ્યા અને તેણે તેઓને કહ્યુ કે એમ લખ્યુ છે, કે ખ્રીસ્તે દુ:ખ સહન કરવુ, ને ત્રીજે દહાડે મુએલાઓમાથી પાછા ઉઠવુ જોઇએ અને યરૂશાલેમથી માડીને સઘળી પ્રજાઓને તેના નામના પ સ્તાવો તથા પાપનિવારણ પ્રગટ કર વા જોઇએ એ વાતના સાક્ષીઓ તમે છો. (લુક ૨૪, ૪૪—૪૮)

આ પ્રમાણે ૧૮૦૭ની આવૃત્તિને શ્રી રામપુરવાળી ૧૮૨૦ની આવૃત્તિ સાથે કે સુરતવાળી ૧૮૩૨ની આવૃત્તિ સાથે સરખાવીએ તો ઘણો જ સુધારો વધારો થયો છે એમ જણાયા વગર રહેશે નહિ. પણ બૈબલના ભાષવચનમાં જરા પણ પરદેશી ઉચ્ચારનો ભાસ હોય તો માણસોના હૃદયપર તે પુરી અસર કરી શકે નહિં, એમ જાણીને હાલની સુધારા વધારા વાળી કમીટીના સભાસદો ઘણી જ આતુરતાથી ઇચ્છે છે કે ગુજરાતના વિદ્વાન મોભાવાળા અને પાશ્ચાત્ય તથા પુર્વાત્ય બન્ને ભાષામાં પ્રવીણ મહાશયો આ મહાન પુસ્તકનું છટાદાર ઘરગથ્થુ અને અર્વાચીન ગુજરાતી, એટલે વર્તમાનપત્ર કે પુસ્તકોની ગુજરાતીમાં તો નહિ પણ ઘરમાને બજારમાં બોલાતી ગુજરાતીમાં, ભાષાંતર કરવાનું હાથ લે એટલે પૂર્વની તેમજ પશ્ચિમની પ્રજામા ઇશ્વરનું વચન પ્રખ્યાત ખ્રીસ્તી પ્રેરિત પાઉલના કહેવા પ્રમાણે " વેગે દોડે અને મહિમા પામે "

હવે છેવટના ભાગમાં બે શબ્દો ઘણા માણસો, અને તે વળી એવા પણ કે જેમની વિદ્યાપરથી તેઓ વધારે જાણતા હશે એમ માની શકાય એવા તરફથી પણ, વખતો વખત વિચાર કર્યા વગર એમ ધારવામાં આવે છે કે બૈબલ પાશ્ચાત્ય ગ્રંથ છે, કે જે ઈંગ્લંડ કે અમેરિકાની પ્રજાને ઉપયોગી હોય તો હોય, પણ તેમાંથી અમારા આ ભરતખંડની પ્રજાને કશું ખાસ શીખવાનું નથી પણ એટલું તો લક્ષમાં રાખવું જોઇએ કે, બૈબલ, તેનો જુનો કે નવો કરાર બન્ને સરખી રીતે, પછી મૂળ કે હેબ્રી કે અરામી કે ગ્રીક ભાષામા લખાએલ હોય તો પણ તે ખરેખર પૂર્વાત્ય ગ્રંથ જ, અને પાશ્ચાત્યો કરતા પૂર્વાત્યોથી વધારે સારી રીતે સમજી શકાય, તેમજ પૂર્વાત્ય વિદ્વાનો જ માત્ર તેનો સંપૂર્ણ અર્થ સમજાવવા યોગ્ય હોય એમ માની શકાય સર ફ્રેડરિક લીલીએ બહુજ સારી રીતે એક વખતે કહ્યું હતુ કે ' બૈબલ તમારૂ જ પુસ્તક છે. આરંભમાંના આદમ ને હવાથી માંડીને તે છવટના ઇશુ ખ્રીસ્ત અને તેના પ્રેરિતો સુધી આખા બૈબલમાં એક પણ પાશ્ચાત્ય માણસ માલુમ પડશે નહિ.'

આ કીમતી વારસો તેના ભાષાંતર કર્તાઓ તમને સોંપી ગયા છે. તેનો સંપૂર્ણ ઉપયોગ કરજો, એટલે તેમના હૃદયની ઇચ્છાઓ તૃપ્ત થશે

જે. એસ. સ્ટીવન્સન.



## ઇરાનના હખમની પાદશાહોના વખતનું હિંદુસ્તાન.

### ( શમશુલઉલમા જીવણજી જમસેદજી મોદી )

---

### હિંદુસ્તાન ઇરાનીઓને ઘણા પુરાણા કાળથી જણાયલું છે.

હિંદુસ્તાનનો મુલક અસલ ઇરાનીઓને ઇ૦ સ૦ પૂર્વે ૧૨૦૦ ની આગમચ એટલે આજથી આશરે ૩૧૦૦ વરસની પણ આગમચ જણાયલો હતો. એ બાબેની સાબેતી નીચલી બાબત ઉપરથી મળે છે.

### હિંદુસ્તાન ફરવરદીન યસ્તવાળા આઇરય મુલકનો ભાગ

ફરવરદીન યસ્ત (ક૦ ૧૪૩-૧૪૪) માં તે વખતે જણાયલા પાંચ દેશોના નામો આપેલાં છે. તે નામો નીચલા છે:—

(૧) અઇર્ય યાને ઇરાન જે ફરેદુનનાં છોકરા એરચનો મુલક ગણાતો; (૨) તુઇરય યાને તુરાન, જે ફરેદુનના છોકરા તુરનો મુલક ગણાતો; (૩) સાઇરીમ યાને સરમાશીઆ, જે ફરેદુનના છોકરા સેલમનો મુલક ગણાતો; બુન દેહેશ (બાબ ૧૫ ક૦ ૨૯) પ્રમાણે એઅરૂમ અથવા એશીઆમાઇનરનો મુલક હતો (૪) સઇની યાને ચીન; અને (૫) દાહી એ પાચ દેશોમાંના પહેલા દેશ અઇર્ય અથવા ઇરાનને લગતા ૧૬ મુલકોનાં નામો વંદીદાદ (પર્ગદે ૧) માં અપયાં છે. એ ૧૬ નામોમાં એક નામ હિંદુસ્તાનનુ હિંદુ તરીકે છે. વંદીદાદ એક જાતનુ અસલી ઇરાનીઓના કાયદાકાનુનો અને રેવાજેનુ પુસ્તક છે. 'અશ' (અશોઇ, પવિત્રાઇ, સુદ્ધાપણું) ના સીધા અને શુદ્ધ માર્ગથી આડે જનારા સાધનો—પછી તે માણસો, ચીજો, સદ્દ ગુણો ખવાસો હોય—તે દેવ ગણાતા. માટે સીધો માર્ગ દેખાડનારા કાયદાકાનુનો એ પુસ્તકને વંદીદાદ (વી દએવ દાત) એટલે "દેવની સામે આપેલા કાયદા" કહેતા. હાલમાં જેમ એક કાયદો બાધનાર પોતાની કાયદાપોથીમાં જણાવે કે તે કાયદા ફલાણા ફલાણા મુલકો યા શેહેરોને લાગુ પડે છે, તેમ વંદીદાદની એ પેહેલી પર્ગદેમા અઇર્યને ઇરાન દેશને લગતા શહેરો યા મુલકોનાં નામો આપ્યાં છે, એવું દેખાડવાને કે તે પુસ્તકમાં જણાવેલા કાયદાકાનુનો અને રેવાજો એ ૧૬ મુલકોમાં જાએજ હતા.

### વંદીદાદની પેહેલી પર્ગદે જેમાં હિંદુસ્તાનનું નામ મળે છે, તેનું પુરાતનપણું.

હવે વંદીદાદની આ પેહેલી પર્ગદે ઇ૦ સ૦ પૂર્વે ૧૨૦૦ વર્ષની આગમચ

લખાયલી હોવી જોઇએ, એમ ડા૦ હાઉગ ધારે છે. એમ ધારવા માટે તે બે દલીલ રજુ કરે છે

૧ આ કે દાયોનીસે મીડ્યાના રાજ્યનો પાયો ઇ૦ સ૦ પૂર્વ ૭૦૮ ના નાખ્યો. એ વખતે એણે એકબેટાના (Agbatana, Lebatana) નામનું નાનીસુ શહેર સ્થાપ્યુ હતુ. (હીરોડોટસ ચોપડી ૧ ભાગ ૯૮) એ શહેર જગપ્રસીદ્ધ થયુ હતુ, પણ તેનું નામ વંદીદાદની પેહેલી પર્ગર્દમા આવતુ નથી તે ઉપરથી દીસે છે કે તે પરગરદ ઇ૦ સ૦ પૂર્વ ૭૦૮ ના એ શહેર સ્થાપવામા આવ્યુ તેની આગમચ લખાયલી હોવી જોઇએ જો પછવાડેથી લખાયલી હતે તો તેમા આ નામીચા શહેરનું નામ આપ્યા વિના રહેતે નહીં આજ પ્રમાણે આત્રોપાટનનો જાણીતો મુલક, જે મીડીઅન-રાજ્ય વખતે જણાયતો હતો તેનુ નામ પણ એ પર્ગર્દમા મળતુ નથી

૨ વંદીદાદની પેહેલી પર્ગર્દના પુરાતનપણા માટેની બીજી દલીલ ડા૦ હાઉગ પ્રમાણે આ છે કે, એ પર્ગર્દમા બખ્ખ (બાખધી) શહેરને "એરધવો દ્રફ્ર મ" એટલે સુનદ વાવટાવાળુ કહ્યુ છે એ દેખાડે છે કે એ શહેર બેકત્રીઆના રાજ્યનું તે વખતે મુખ્ય શહેર હોવુ જોઇએ હવે બેકત્રીઅન રાજ્યની પડતી ઇ૦ સ૦ પૂર્વે ૧૨૦૦ વર્ષ પર એસીરીઅન લોકોને હાથે થઇ હતી ત્યારે એ પર્ગર્દ ૧૨૦૦ વર્ષની આગમચ લખાયલી હોવી જોઇએ, કે જ્યારે બેક્ત્રીઆનું રાજ્ય પગભર હતું, અને તેથી તેના બખ્ખ શહેર ઉપર બેકત્રીઅન સલ્તનતનો સુનંદ વાવટો ઉડતો હતો

## વંદીદાદમાં નામ દીધેલો હિંદનો મુલક.

વંદીદાદમા હિંદુસ્તાનના મુલકને "હપ્તહિંદુ" ને નામે જણાવેલો છે એ 'હપ્તહિંદુ' તે સંસ્કૃત "સપ્તસિંધુ" છે એ હાલનો પંજાબનો મુલક છે પંજાબે પોતાનુ નામ (પંજ-આબ) સિંધુ નદીની પાચ શાખાઓ ઉપરથી લીધુ છે પણ અસલમા એ મુલકમા સિંધુની સાત શાખાઓ વહેતી હતી, અને તેથી તે હપ્તહિંદુ (સપ્ત-સિંધુ) ને નામે જણાયલો હતો

યુનાનીઓના લખાણોમા પણ એ નદીઓના સાત નામો છે વેદમા અને યુનાનીઓના લખાણોમા એ નામો હાઉગ પ્રમાણે નીચે પ્રમાણે છે —

| વેદિક નામ | યુનાની નામ |
|---|---|
| સિંધુ | Indus |
| વીતાસ્તા | Hyd… pes |
| અસીક્ની | Akesines |

| | |
|---|---|
| પરૂશની. | Hydraortes. |
| વીપાસ. | Hyphasis. |
| સતાદ્ર | Hesydrus. |
| કુભા. | Kophen. |

એ નદીઓ જે આગળ સાત હતી તે હાલ પાંચ થઇ છે તેને માટે કહે છે કે બબે નદીઓ પાછલથી જોડાઇને એક થઇ ગઇ છે. એવી જોડાઇ ગયલી નદીઓનાં નામ નીચે પ્રમાણે છે —

| | | |
|---|---|---|
| સીંધુ | Indus | સિંધુ (Indus) |
| કુભા | Kophen | |
| સતાદ્ર | Hesydrus | વીપાસ (Hyphasis) |
| વીપાસ | Hyphasis | |

એ જોડાઇ ગયા પછીની પાંચ નદીઓ જે ઉપરથી પંજાબના મુલકનું નામ પડયું છે, તેઓનાં નામો નીચે પ્રમાણે છેઃ—સતલજ, બીઆ, રાવી, ચીનાબ અને જેલમ. એઓમાંથી સતલજ તે છુટી સતાદ્ર, (Hesydrus or Saranges) અને જોડાયલી વીપાસ (Hyphasis) છે.

એ હપ્ત હિંદુનાં મુલક વિષે વંદીદાદનાં એ મુલકનાં વર્ણનવાળા ફકરામાં બોલતાં કહે છે કે "હપ્ત હિંદુનો મુલક પૂર્વ હિંદુસ્તાનથી પશ્ચીમ હિંદુસ્તાન સુધી." એ વર્ણન ઉપરથી એવો વિચાર જાય છે કે તે વખતે એ 'સપ્ત સિંધુ' વાળો મુલક તે આખો હિંદુસ્તાન ગણાતો હોવો જોઇએ, કારણકે લખનાર 'હપ્ત હિંદુ'નું નામ દઇ ખુલ્લું જણાવે છે કે "હપ્ત હિંદુ તે પુર્વ હિંદુસ્તાનથી તે પશ્ચિમ સુધી." સ્પીગલે એટલો ભાગ આપયો નથી તે ઉપરથી અનુમાન કરવામાં આવે છે કે, એટલા શબ્દો પાછળથી મેળવી સરેહ કરનારે હપ્તહિંદુનો મુલક કયાં સુધી તે દેખાડવા વધાર્યા હોય.

## યજસ્ને અને યસ્તમાં હિંદુસ્તાનનો એશારો.

વંદીદાદ પછી યજસ્ને આપણે એ મુલકનો એશારો જોઇએ છીએ. યજસ્નેનો ૧૭ મો હા, જે સગેશ યસ્ત તરીકે જણાયલો છે, તેમા (૫૦ ૨૯) સરોશ યજદને અલંકારિક રીતે ઘોડાની રથમાં મુસાફરી કરતો જણાવ્યો છે અને તેનેં પુર્વ દિશાથી હિંદુસ્તાનથી (ઉષરતઇરે હિન્દવો એટલે હિંદુકુશ પાહાડી આવતો જણાવ્યો છે. ઇરાનનાં મુલકની સરહદ પુર્વમા હિંદુસ્તાન સુધી હોવાનો એશારો દીસે છે.

એવોજ એક એશારો મેહરયસ્ત (ક૦ ૧૦૪) માં મળે છે. ત્યાં પૂર્વ હિંદુ-

સ્તાન સુધી અને પશ્ચિમે નીનેવે સુધીની હદ દેખાડી છે (ઉપમ્નઇરે હિન્દવો દએપ-તઇરે નિધ્ને)

તીરસ્ત (૪૦ ૩૨) મા એક હિન્દ નામના પહાડનુ નામ આવે છે તેને કોઇક હિંદુકુશ પહાડ જેને કોઇક પશ્ચિમ બણીના લખનારાઓ હિંદી કોકેસસ (Indian Caucasus) કહે છે, તે ગણે છે

## હખામીનીઅન લેખોમાં હિંદુસ્તાન.

અવસ્તાનો જમાનો, જે માટે અવસ્તામા ઉપર પ્રમાણે ઐશારા મળે છે, તે જમાના પછી આપણે હખામીનીઅન જમાના ઉપર આવીએ એ જમાના ઉપર આવતા આપણુને શાહ દારાયસના બે લેખોમા એ દેશનું નામ મળે છે એક એ પાદશાહના પર્સી પોલીસના લેખોમા, અને બીજું નક્શે રુસ્તમના લેખોમા એ પાદશાહ પોતાના એ લેખોમા પોતે જીતેલા મુલકના નામ આપે છે એના ત્રણ લેખો મુખ્ય છે

૧ બેહીસ્તુનના લેખો, જે રોલીન્સને આસરે ઇ૦ સ૦ પૂર્વે ૫૧૬ મા કોતરાયલા ગણ્યા છે §

૨ પર્સીપોલીસના લેખો

૩ નક્શે રુસ્તમના લેખો, જે ઇ૦ સ૦ પૂર્વે ૪૮૬ મા કોતરાયલા ગણવામા આવ્યા છે

એઓમાથી પેહેલા લેખના મુલકોના નામોમા હિંદુસ્તાનનુ નામ જોવામા આવતું નથી પણ પાછલા બેમા જોવામા આવે છે એ ઉપર થી દિસે છે કે ઇ૦ સ૦ પૂર્વે ૫૧૬ પછી અને ૪૮૬ની આસપાસ એ પાદશાહે હિંદુસ્તાનનો મુલક જીત્યો હશે †

## દારાયસની હકીકત આપતાં હીરાડોટસે કરેલું હિંદુસ્તાનનું વર્ણન.

પોતે વારસામા મેળવેલા અને જીતેલા મુલકોના દારાયસે જુદા જુદા ભાગો બનાવ્યા હતા અને તે દરેક ભાગ એક હાકેમ (satrap) ને સોંપ્યો હતો તે દરેક ભાગની જુદી જુદી હાકેમી (satrapy) બનેલી હતી હીરોડોટસ પ્રમાણે એવી ૨૦ હાકેમીઓ બની હતી તેમા હિંદુસ્તાનની હાકેમી છેલ્લી યાને ૨૦ મી હા

§ Rawlinson's Herodotus Vol II p 590

† એ ત્રણે લેખોમા જણાવેલા મુલકોના નામો માટે જુઓ રોલીન્સનની હીરોડોટસ (સને ૧૮૫૮ વા૦ ૨ પા૦ ૪૮૫ નોટ ૬)

ક્રમી હતી એ બાબે હીરોડોટસ કહે છે કે હિંદીઓની સખ્યા બીજી કોઇપણ પ્રજા કરતા વધારે હતી, અને બીજી કોઇપણ પ્રજા કરતા તેઓ વધારે મોટી ચોથાઇ (૩૬૦ સોનાના તેલન્ટ) આપતા હતા ‡

હીરોડોટસના આ ફકરા ઉપરથી બે ચીજ માલુમ પડે છે એક આ કે દારા યસની હકુમતના કોઇ મુલક કરતા હિંદુસ્તાનના તેના મુલકની વસ્તી ઘણી મોટી હતી

૨ બીજુ આ કે બીજા કોઇ મુલક કરતા એ મુલક મોટી ચોથાઇ આપતો હતો હીરોડોટસ એ ચોથાઇ ૩૬૦ તેલન્ટ સોનુ જણાવે છે એ રકમ હાલના અંગ્રેજી સીક્કામા ૧૦ લાખ પાઉંડ અને હાલના ભાવે આપણા સીક્કામા ગણીએ તો ૧॥ કરોડ રૂપીઆની થાય

જેમ અવસ્તા પ્રમાણે અવસ્તાના જમાનામા હિંદુસ્તાન જણાયલી દુનીયાનો પૂર્વમા પૂર્વ ભાગ ગણાતો હતો તેમ હીરોડોટસ કહે છે કે તેના વખતમા હતું.† તેની વધુ પૂર્વનો ભાગ રેતાળ અને વેરાન હતો એ રેતાળ મુલક તે રોલીન્સન હિમાલયની ઉત્તરનુ વેરાન વન ધારે છે

## હિંદુસ્તાનના સોના બાબે હીરોડોટસ.

હિંદુસ્તાનમા સોનુ ઘણુ ઉત્પન્ન થતુ, તે બાબે હીરોડોટસ કહે છે કે (ક) કોયે તે જમીનમાથી ખોદી કહાડવામા આવતું, (ખ) કોયે તે નદીઓના પાણી સાથે ધોવાઇ આવતુ અને (ગ) કોયે મોટા ભાગમા કોઇ પ્રાણીઓ તે ખોદી કહાડતા

આ ત્રીજી રીતના બાબે તે કહે છે કે શિયાળના કદથી મોટા અને કુતરાના

‡ "The Indians who are more numerous than any other nation with which we are acquainted, paid a tribute exceeding that of every other people, to wit, three hundred and sixty talents of gold dust (Book III chap 94 Rawlinson s Herodotus Vol II p 485)

† "Indeed of all the inhabitants of Asia, concerning whom anything certain is known the Indians dwell nearest to the east and the rising of the sun Beyond them the whole country is desert on account of the sand (Book III 98 Rawlinson's Herodotus Vol II pp 488 89')

§ સ્ટ્રેબો પણ એ રીત માટે બોલે છે જુઓ એની ભુગોળની ચોપડી ૧૫ મી બાબ ૧ ફ ૪૪

કદથી ઉતરતા મોટા પ્રાણીઓ સોનાની રેતીવાળા મુલકોમા મળે છે એ પ્રાણીઓ જમીનમા દર કરીને રહે છે દર કરતા તેઓ જમીન ખોદી કાહાડે છે જે ખોદી કાહાડેલી જમીનમા સોનાની રજકણોની રેતી હોય છે દેશીઓ ત્રણ ઉંટને એકમેકની સાથે બાંધી તેમાના વચલા ઉપર સવાર થઈ એ સોનાની રેતી લેવા જાય છે. વચમાનુ ઉંટ માદી યાને વાહનથી હોય છે ખાસ કરીને જે માદાએ તરતનુ બચચું જણેલુ હોય તેને સાથે લેઈ તે ઉપર તેઓ સવાર થાય છે, કે તે માદા બચ્ચાના પ્યાર ખાતર તેને મળવા કાજે જલદી પાછી ફરવા જલદીથી દોડે.

સુરજ ઉગતા જ્યારે રેતી તપે છે ત્યારે પેલા પ્રાણીઓ જેઓ વિકરાળ હોય છે, તેઓ દરમા બનાઇ બેસે છે તે વખતે હિંદીઓ પેલા ત્રણ સાથે જોડેલા ઉંટો ઉપર સવાર થઈ તે બણી જાય છે અને જલદીથી રેતીને કોથળાઓમા ભરી ઉંટ ઉપર લાધી પાછા ફરે છે તે પ્રાણીઓ એકઠા થવા માટે તેટલામા તેઓ ઝડપથી પાછા ફરે છે

## હિંદુસ્તાનની કોઇક રસમો બાબે હીરોડોટસ.

પોતાના વખતની હિદુસ્તાનની કેટલીક રસમો બાબે હીરોડોટસ નીચે પ્રમાણે હકીકત આપે છે —

૧ હિદુસ્તાનની કોમો સખ્યાબધ છે

૨ તેઓની ભાષાઓ જુદી જુદી છે

૩ કેટલીક જાતો ભટકતી (Wandering) છે

૪ નદીના કિનારા ઉપર રહેતી કોઇક જાતો કાચી માછલી ઉપર જીવે છે બાબુના બનાવેલા મછવાઓ જે એકજ થડના બનાવેલા હોય છે, તેમા તેઓ એ માછલી પકડે છે

૫ તેઓ નદીમા ઉગતા એક જાતના ઘાસનો પોષાક પહેરે છે

૬ કોઇક જાતો માણસને મારી ખાનારી (cannibal—) હોય છે તેઓ જ્યારે કોઇ પુરૂષ બીમાર પડે છે ત્યારે તેને મારી નાખે છે નગી જવા પછી તેનુ માસ બગડી જાય એવા વિચારથી બીચારો મરવા પડે કે તેઓ તેને મારી નાખે છે

૭ કોઇક જાતો પ્રાણીઓને સુદ્ધેલ મારતી નથી તેઓ અનાજ વગેરે વાવતા નથી, પણ તરકારી ઉપરજ જીવે છે

૮ ત્યા ઝાડો ઉપર ઉન (tree-wool) ઉગે છે તે ઉનના તેઓ કપડા બનાવે છે એ ઉન તે રૂનો ઇશારો છે

## હિંદુસ્તાનના પેહેલા શાહનશાહ તરીકે શાહ દારાયસની હકીકત.

હિંદુસ્તાનની શાહ દારાયસની ફતેહ બાબે હીરોડોટસ અને બીજા યુનાની તવારીખને નવેશો જે લખી ગયા છે તેને અધારે આપણે. આ પાદશાહની હિંદુસ્તાનની હકુમતનું એક ચિત્ર અત્રે દોરીએ.

હિંદુસ્તાનની પુરાણી તવારીખ, ઈ૦ સ૦ પૂર્વેની તવારીખ, ઘણા અંધકારમાં રહી છે. એ પુરાણી તવારીખના કોઇ મોટા બનાવો અલબતે જણાયલા છે. દાખલા તરીકે મહાભારતે વર્ણવેલો કૌરવ અને પાંડવનાં બેટાઓ વચ્ચેના યુદ્ધનો બનાવ ઇ૦ પુ૦ આસરે ૩૦૦૦ વર્ષપર મેલાય છે, પણ તે સને, હાલની ગમે તેવી શોધખોળ છતાં, એક પ્રકારની અટકળ છે. જ્યાંસુધી એક બનાવનો સને, જોકે ચોકસ નહી તોપણ લગભગ મુકરર થાય નહિ ત્યાંસુધી તે કેટલીક હદે એક દેશનાં અનુક્રમે રચાયલી તવારીખની હદમાં આવી શકતો નથી.

એ સબબે હિંદુસ્તાંનની પુરાણી તવારીખમાં જો કોઇ બનાવનો સને લગભગ મુકરર હોય તો તે તેના પહેલા પારસી પાદશાહ દારાયસનો છે. *સ્ટ્રેબો પ્રમાણે દારાયસની આગમચ પાદશાહ સાયરસે પણ હિંદુસ્તાન ઉપર ચ્હડાઇ મોકલી હતી, પણ એ લખનાર પોતે કહે છે તેમ એ બાબત ચોકસ નથી. વળી સ્ટ્રેબો કહે છે કે હિંદી સેપાહો પગારદાર બહારના સેપાહો (mercenary troops) તરીકે દારાયસની આગમચ ઇરાની લશ્કરમાં નોકરી બજાવતા હતા. હખીમીનીઅન વંશની આગમજ ઇરાનના કેઆનીઅન વંશના અને વળી ખુદ પેશદાદીઅન વંશના કોઇક પાદશાહાએ હિંદુસ્તાનમાં ફતેહ મેળવી થોડો યા ઘણો વખત હકુમત કરી હતી એમ ફીરિસ્તે નામનો જાણીતો ઇસ્લામી લખનાર જણાવે છે, પણ તેઓની હકીકત ચોકસ નથી. હવે દારાયસનાં સને માટે જો આપણને હિંદી પુસ્તકો યા લેખો યા બાંધકામોથી મળતી દલીલો ઉપર આધાર રાખવો પડતે તો તે અચોકસ ગણાતે: પણ સારાં ભાગ્યે હીરોડોટસ જેવા તવારીખનવેશનું ઘણીક હદે સત્તાદાર ગણાતું પુસ્તક અને ખુદ પાદશાહ દારાયસનાં ખીલારોકી લેખો આપણી મદદે આવે છે અને તે સને મુકરર કરે છે.

### હિંદની પાદશાહી ભોગવનાર દારાયસ પાદશાહ.

હીરોડોટસ પ્રમાણે હખીમીનીઅન વંશના એ જગપ્રસીદ્ધ પાદશાહે ઇરાનપર ઇ૦ સ૦ પૂર્વે ૫૨૧ યા ૪૮૫ સુધી રાજ્ય કર્યું હતું અને તેના રાજ્યની હકુમત છેક હિંદુસ્તાન સુધી ફેલાઇ હતી. પાદશાહ દારાયસ હિંદુસ્તાનનો પાદશાહ થયો હતો,

* Strabo Book XV chap. 1, 6

એવા હીરોડોટસના લખાણને એ મહાત્મા પાદશાહના પરસીપોલીસ અને નક્ષે રૂસતમના ખીના શેખી લેખો ટેકો આપે છે નક્ષે રુસતમનો લેખ આસરે ઇ૦ સ૦ પૂર્વે ૪૮૬ મા લખાયલો ગણવામા આવે છે એ લેખમા એ પાદશાહની હિંદી હકુમતનો ચોક્કસ એશારો છે તે ઉપરથી દિસે છે કે જેણે એ લેખ કોતરાવાની આસપાસ, એટલે ઇ૦ સ૦ પૂર્વે ૪૮૬ ની આસપાસ હિંદુસ્તાનમા હકુમત કરી હતી એ પાદશાહનો અને હીરોડોટસને આધારે અને પશ્ચિમ બાજુના બીજા તવારીખનવેશોને આધારે ચોક્કસ મળે છે તે ઉપરથી હિંદુસ્તાનમા હકુમત કરતા કોઇ હિંદી રાજાઓના સને પણ લગભગ મુકરર થઇ શકે છે

હિંદી પુરાણો કોઇ રાજ્યકર્તા વંશના નામો આપે છે તેમા તવારીખી બનાવ તરીકે સત્તા સમાન ગણાતુ કોઇ વંશ હોય તો તે શઇશુનાગ (Saisunaga) નામનું વંશ છે તે પહેલવહેલુ હિંદુસ્તાનમા પહેલું તવારીખી વંશ ગણાય અલબત્તે જ્યારે અસલી તવારીખના સંબંધમા આપણે 'હિંદુસ્તાન' કરી બોલીએ ત્યારે બ્રિટિશ હકુમત તળે જોડાયલા એ દેશ તરીકે આપણે હાલ સમજીએ છીએ તેમ નહિ સમજવુ, પણ ફક્ત ઉત્તર હિંદુસ્તાનનો મુલક, અને તેમા પણ કોઇ અહીંતહીં ભાગનો મુલક સમજવો એ વંશનો પાચમો પાદશાહ બીમ્બીસાર નામનો હતો અને તે પાદશાહ દારાયસના વખતનો એક પુરુષ (contemporary) હતો ‡

પાદશાહ દારાયસ એક મોટો પાદશાહ થઇ ગયો છે તેની મોટાઇ ઇરાનથી હિંદુસ્તાન સુધીના તેના મુલકના વિસ્તારની મોટાઇમાજ ફક્ત સમાઇ ન હતી, પણ તે ગુણો કે જે એક પાદશાહને ખરેખરો મોટો બનાવે છે, તેમા સમાઇ હતી એક મહાત્મા પાદશાહનો એક સદ્ગુણ તેની સહનશીલતા છે પાદશાહ દારાયસ એ સદ્ગુણ ધરાવતો એ માજદયસ્નાન પાદશાહે પોતાની હકુમત તળે અનુસરજતે આપેલી પોતાની માજદયસ્નીદીન ઉપરાત બીજી દીનો પાળનારાઓને પણ ધર્મનું છુટાપણુ આપ્યુ હતુ તેની એ સહનશીલતાને લીધે તે હીબ્રુઓના ઓલ્ડ ટેસ્ટેમેન્ટમા પણ જાણીતો અને માનીતો ગણાયો છે †

**નવા મુલકોની શોધ માટે દારાયસે મોકલેલા કાફલાઓ.**

એક મહાત્મા પાદશાહનો બીજો સદ્ગુણ પોતાના દેશમા એલમ હુનરોની શોધ

‡ "The Early History of India by Vincent A. Smith (1908) pp 33 34

† જુઓ મારુ પુસ્તક ,King Solomon's Temple and the Ancient Persians'

ખોળને અને જ્ઞાનનાં વધારાને ઉત્તેજન આપવાનો છે. પાદશાહ દારાયસે તેમ કર્યું હતું. આજે યુરોપના પાદશાહો અને તેઓની સરકારો જાણે માંહોમાંહે હરીફાઇ કરી અજાણ્યા મુલકોમાં શોધખોળ કરવાને વિદ્વાનોના કાફલા મોકલે છે પણ આવું શુભ કામ આજથી ૨૪૦૦ વરસપર પાદશાહ દારાયસે કર્યું હતું. તેણે એશિયાના ઘણાક ભાગોમાં નવા મુલકોની શોધખોળ કરવા માટે એવા કાફલાઓ મોકલ્યા હતા એવો એક કાફલો એણે સ્કાઇલેક્ષ (Scylax) નામના સરદારની સરદારી હેઠળ આપણા હીંદુસ્તાન દેશમાં સિંધુનદીથી દરિયા માર્ગે ઇરાન જવાનો માર્ગ નક્કી કરવા માટે મોકલ્યો હતો.

એ માટે હીરોડોટસ નીચે મુજબ કહે છે:—

"એશિયાના મોટા ભાગનો શોધક દારાયસ હતો. તે સિંધુ નદી દરિયામાં ક્યાં ખાલી થાય છે તે જાણવા માટે તેણે કેટલાંક એવાં માણસોને મોકલ્યાં, કે જેઓની સચ્ચાઇ ઉપર તે એતબાર રાખી શકે. તેઓમાં કેરીએનદાવાળો સ્કાઇલેક્ષ હતો તેઓને નદીના નીચલા માર્ગ ઉપર જવાને કહેવામાં આવ્યું હતું. તેઓ †કેસ્પેહાઇરસ (જેને કાશ્મીર ધારવામાં આવે છે) નાં શેહેર તરફ જવાને ઉપડયા, જે પેકટીઇકા (Pactyica) નામના મુલકમાં આવેલું છે. તેઓએ પૂર્વ દિશાએ દરિયા તરફ હંકાર્યું હતું. દરિયા આગળ આવતાં તેમણે પશ્ચિમ તરફનો માર્ગ લીધો. ત્રીસ મહીનાની સફર પછી તેઓ એક જગ્યાએ જઇ પહોંચ્યા કે જ્યાંથી જે ઇજિપ્શીયન રાજાના સંબંધમાં હું ઉપર બોલી ગયો છું તેણે ફીનીશીયન લોકોને લીબીઆની આસપાસ પ્રદક્ષિણા કરવાને મોકલ્યા હતા. આ સફર પુરી થયા પછી દારાયસે હિંદીઓને સર કીધા હતા અને તે બાજુના દરિયાનો ઉપયોગ કીધો હોત" * સ્વેજની નેહેર, જે એક ફ્રેંચ એન્જીનીઅર ગો૦ લેસેપસે એક મોટી "જોઇન્ટ સ્ટોક કમ્પની" સ્થાપી થોડાંક વર્ષપર ખોદી કહાડી છે, તેને આજે આપણે ગઇ સદીનું એક મોટું કામ ગણીએ છીએ. પણ હીરોડોટસ પ્રમાણે પાદશાહ દારાયસે પેહેલે એ નેહેર ખોદી કહાડી હતી. એ બાબે હું વીગતે આગળ જ્ઞાનપ્રસારક મંડળી આગળ જે બોલ્યો છું તે અત્રે ઉતારી લઇશ. ‡

---

† "Asiatic Papers" મા Caspinese and the Ancient Persians નો વિષય. પા ૯૭થી૧૧૦.

* Rawlinson's Herodotus Book IV 44 (1858) Vol III pp. 37-38.

‡ જુએ મારાં "જ્ઞાન પ્રસારક વિષયો" નામનાં પુસ્તકમાં "સ્વેજની નેહેરની અસલી તવારીખ. ઇરાની પાદશાહ દારાયસની તેના સંબંધમાં પહેલવેહેલી ફતેહમંદ કોશેશ" નામનો વિષય પાના ૯૨ થી ૧૦૪.

ચાર દહાડાની દરિઆઇ મુસાફરી જેટલી લાંબી હતી. પોહોળાઇમાં બે ત્રાએરીમ નામનાં વાહાણો પસાર થઇ શકે તેટલી તે પોહોળી હતી. રાતા સમુદ્રના જે ભાગ આગળ તેનો છેડો આવતો હતો તે તે વખતે પાટ્યુમેસ નામનું આરબ શેહેર ગણાતું. હીરોડોટસ જે કહે છે કે દારાયસે એ નેહેર સંપૂર્ણ કરી હતી તે સત્તાવાર છે, કારણ કે દારાયસ પછી તે આશરે ૩૦ વર્ષમાં થઇ ગયો હતો અને તેણે જાતે પોતે ઇજીપ્ટમાં મુસાફરી કરી હતી.

હીરોડોટસ પછી ૩૦૦ વર્ષે થઇ ગયલા કેટલાક યુનાની અને રોમન લખનારાઓ એવું ધારતા દીસે છે કે દારાયસે એ નેહેરનું કામ સંપૂર્ણ કર્યું નહિ હતું. દારાયસ પછી એ નેહેર તેની મરામતની ગેરહાજરીને લીધે પુરાઇ ગઇ હતી અને તેમાંથી વાહાણોની આવજાવ બંધ થઇ હતી, તે ઉપરથી તેઓએ એ ભુલ કરી હશે. દયોદોરસ નામનો સીસીલીનો એક રોમન તવારીખનવેશ, જે ઇ૦ પૂ૦ પેહેલી સદીમાં થઇ ગયો હતો, અને તેથીજ હીરોડોટસ માફક એક નજરે જોનાર ન હતો, તે જણાવે છે કે દારાયસે પોતે હાથે કરી તે નેહેર અધુરી રાખી હતી અને સંપૂર્ણ કરી ન હતી, કારણ કે પાદશાહને પાછળથી ખબર પડી કે રાતા સમુદ્ર કરતા લોઅર ઇજીપ્ટનો ભાગ ઘણો નીચો છે, તેથી તે જો એ નેહેર સંપૂર્ણ થાય તો રાતા સમુદ્રના પાણીથી ભરાઇ જાય. દાયોદોરસનાં એ લખાણને આધારે પાછળથી સ્ત્રાબો અને પ્લીનીએ પણ એ ભુલ કરી છે. પણ એઓની સામે હીરોડોટસની નજરે જોયેલી ગવાહી વધારે મજબુત છે. એ નેહેર એવા રેતાળ ભાગમાંથી પસાર થાય છે, કે આજે પણ જો થોડા વર્ષ તેની મરામત ચાલુ નહિ રાખવામા આવે તો આજુબાજુનો કિનારો ધસી પડયાથી, પવનથી રેતી ઉડી આવવાથી, પાણીના પ્રવાહોથી અને બીજા કારણોથી તે એવી તો પુરાઇ જાય કે કિનારા પર બાંધેલા બાંધકામ સિવાય કોઇપણ રીતે તેની નિશાની થોડા વર્ષો બાદ હૈયાત રહે નહી. હાલમા પણ એ નેહેર પસાર કરતા દરેક સ્ટીમર સાથે જે મોજાં તેની સાથે વેહેતો દોડે છે તેથી કિનારો ધસી ન પડે તેનો અટકાવ કરવા કલાકના પાંચ માઇલથી વધુ ઝડપે સ્ટીમરને પસાર થવાનો અટકાવ છે. વળી રાત દહાડો એક 'ડ્રેજર' કામ કરી વચમાંનો ભાગ ખોદતી રહી તેની ઉંડાઇ સમતોલ રાખે છે એ ઉપરથી એવું દીસે છે કે દારાયસ પછી ઉપલા કારણોને લીધે, અને મરામતની ગેરહાજરીને લીધે, નેહેરના બુરા હાલ થયા હોય અને તે સઘળી પુરાઇ ગઇ હોય, તે ઉપરથી દાયોદોરસ અને બીજાઓએ ધાર્યું હોય અથવા તેઓને કહેવામાં આવ્યું હોય કે એ તો દારાયસે પોતેજ નેહેર અધુરી મુકી દીધી હતી. પોતાના દેશના કોઇ આગલા પાદશાહોનું કામ તેઓના મરણ પછી તેઓના વારસો અથવા પ્રજાની બેદરકારીથી જો ખરાબ અને નિષ્ફળ થયું હોય તો તે ખરાબી અથવા

નિષ્ફળતાની અપકીર્તિ ઢાંકવાની મતલબથી ઇજીપ્ટનાં ધર્મગુરૂઓ, જેઓ તવારીખનવેશોને અને મુસાફરોને ઘણીક હકીકતો પુરી પાડતા, તેઓ એમ કહેતા કે "એ તો' તે પાદશાહોએ પોતેજ એ કામ અધુરૂં મેલેલું. એ તો તેઓએજ ખ્યાલો ફલાણા કારણોને લીધે પુરૂં નહી કરેલું." એવો એક બીજો દાખલો પાદશાહ નેકોએ ખોદેલી નેહેરની બાબતમાં પણ હીરોડોટસ ઉપરથી મળેછે. નેકોનાં મરણ બાદ તેની નેહેર તેની પાછળ આવનારાઓની બેદરકારીથી પુરાઇ ગઇ ત્યારે તે બેદરકારી અપકીર્તિ ઢાંકવા યા કદાચ કોઇ બીજા સબબે ઇજીપશીયન ધર્મગુરૂઓ એમ કહેવા લાગ્યા કે નેકોએ પોતેજ એ નેહેર અધુરી રાખી હતી, કારણ એક આકાશવાણીથી તેને આગમચેતી મળી હતી કે, ઇજીપ્ટ દેશ પારકાઓને (એટલે ઇરાનીઓને) હાથ જશે, તેથી નેહેર પુરી કીધેલી શું કામની? એવા વિચારથી તેણેજ એ નેહેર પુરી કરવાનું કામ બંધ પાડ્યું હતું.

એ નેહેરની તવારીખ ઉપર આગળ વધતાં આપણને દિસે છે કે, તોલેમી બીજાએ એ દારાયસવાળી નેહેર, જે ઇરાની સત્તાની પડતી સાથે પડત પડી હતી, તે દુરસ્ત કરીને પાછી સમારી. બિસમાર હાલતને લીધે તેમાં નવું કામ થયું નીકળેલું તે તોલેમીએ ઇ૦ સ૦ પૂ૦ ૨૭૦માં કર્યું. પછી વળી ૨૦૦ વર્ષ પછી તોલેમીએ સમારેલી નેહેરના પણ તેજ હાલ થયા કે જે દારાયસની નેહેરના થયા. ઇ૦ સ૦ પૂ૦ ૩૦માં રાણી કલીઓપેટ્રાએ પોતાના આશક એન્ટની સાથે નાસી જતાં પોતાના ખજાનાના વાહાણો એ નેહેર મારફતે રાતા સમુદ્રમાં મોકલવા કહાડયાં ત્યારે તે પુરાઇ ગયલી માલમ પડી હતી.

તોલેમી પછી આશરે ૩૫૦ વર્ષે (ઇ૦ સ૦ ૭૬ માં) રોમનોની શહાનશાહતના વખતમાં પાદશાહ ત્રેજન અને તેના જમાઇ અને તેની પાછળ ગાદીપર આવનાર એન્ડ્રીઅને એ નેહેર પુરાઇ ગયલી ફરીથી દુરસ્ત કરી. એ પછી આશરે પાંચસો વર્ષે (ઇ૦ સ૦ ૬૪૦ માં) અમરૂ બીન અલઅસ નામના આરબ સરદારે ખલીફ ઉમરના હુકમથી એ નેહેર પુરાઇ ગયલી એક વખત ફરીથી સમરાવી. એ અરસ પછી સો વર્ષ સુધી એ નેહેર વગર અટકાવે ઉપયોગમાં રહી હતી અને ઇજીપ્ટ દેશ માંથી અરબસ્તાન તરફ સેંકડો વાહાણો એ નેહેર મારફતે અનાજ લઇ જતાં.

ત્યાર પછી (ઇ૦ સ૦ ૭૪૦) જયારે અબુ ગીઆફર અલ મનસુર નામનો એક ખલીફ ઇરાનમાં હકુમત કરતો હતો ત્યારે મદીનામાં મોહમદ બીન અબદલ્લા નામનો એક બીજો શખસ ત્યાં પાદશાહ તરીકે ઉભો થયો હતો. તેના રાજ્યમાં ઇજીપ્ટથી એ નેહેર મારફતે પુષ્કળ અનાજ મદીના તરફ આવતું હતું, તે અટકાવવા માટે અને

તેમ કરી મદીના શહેરમા ભુખમરો પાડવા માટે ખલીફે પોતાના ઇજીપ્ટના હાકેમ ઉપર પેગામ મોકલ્યો કે, તેણે એ નેહેર પુરી નાખવી કે તેથી મદીના શહેર તરફ અનાજ આવતું અટકે. એ પ્રમાણે ત્યારે એક મહાત્મા ઇરાની પાદશાહે માણુમ જાતના વેપાર વણજના સુખને માટે જે ગંજાવર કામ કર્યું હતુ તે એક આગળ પાદશાહે બીજા પોતાના દુશ્મનને હેરાન કરવા તાગજ કરાવ્યુ. એ વખત પછી એ નેહેરને કોઇએ દુરસ્ત કરી નહિ અને તે આસ્તે આસ્તે એવી તો પુરાઇ ગઇ કે અહી તહીં કોઇક નિશાન સિવાય તેની હાલત માલમ પડતી નથી.

નેપોલીઅન બોનાપાર્ટે જ્યારે ઇજીપ્ટ હાથ કર્યું ત્યારે ફ્રેંચ ઇજનેરોએ એ નેહેર ફરીથી બાધવાનો વિચાર કર્યો હતો પણ કેટલીક મુસ્કેલીઓ તરફ જોઇ તેઓએ તે કામ હાથ ધર્યું ન હતું છેવટે એજ નેપોલીઅનના એક ગાદીનશીન ત્રીજા નેપોલીઅન શાહનશાહના રાજની વખતે મો૦ લેસેપ્સ નામના એક નામીચા ઇજનેરે તે કામ પાર પાડી પોતાનું નામ અમર કર્યું છે

આપણે આગળ કહ્યુ કે, પાદશાહ દારાયસે ખોદેલી નેહેરની અહીંતહીં નિશાનીઓ સિવાય બીજુ કાઇ બાકી રહ્યુ નથી હવે એ નિશાનીઓ એક પછી એક કેમ રોશનીમા આવી તે બાબત આપણે તપાસીએ.

ઇ૦ સ૦ ૧૭૯૯મા મો૦ રોઝીએર નામના ગ્રહસ્થે સ્વેઝથી ઉત્તરે આસરે સાડા ૭ કલાકના રસ્તા ઉપર એક પરસીપોલીટન સ્તભનો ભાગેલો ભાગ જોયો હતો, જેના એક ટુકડા ઉપરથી તેણે નીચલો લેખ ઉતારી લીધો હતો 'દઆરીયવુશ ખશાયથ્ય વજ ર્કે''

એ વિદ્વાન સાથ મો૦ ડેવેલીઅર નામનો એક બીજો ગ્રહસ્થ પણ હતો એ બેઉ ગ્રહસ્થો એ સ્તભની જે જગ્યા મુકરર કરે છે તે વચ્ચે ફેર છે, તેથી તે સ્વેઝથી કેટલો દૂર હતો તે ચોકસ કહેવાઇ શકાતું નથી

મો૦ ડેવેલીઅર પોતાના એક પુસ્તકમા બીજો એક એવો સ્તભ જોયેલો જણાવે છે, જે તે સેરાપીયમ આગળ જણાવે છે

ઇ૦ સ૦ ૧૮૬૬ મા મો૦ લેસેપ્સના છોકરા શારલ દલેસેપ્સે ''શાલુફનો સ્તંભ'' ને નામે પાછળથી જણાયલો એક સ્તભ શાલુફથી આશરે ૭ માઇલ દૂર ભાગેલી હાલતમા શોધી કહાડયો તેનુ ધ્યાન એ બાબતમા ફરીથી ખેચવામા આવ્યાથી તેણે એ નાશ પામેલા સ્તભને ફરીથી તપાસી તેના લઇ જવાઇ શકાય એવા ભાગો શાલુફ મોકલ્યા અને બીજા મોહોટા ભાગને રેતીથી ઢાકી નાખ્યા કે તે વધુ નુકસાન નહીં પામે, કારણકે તેને એવુ માલમ પડ્યુ કે, કોઇએ તેની નજદીક બેદરકારીથી આતશ

મળગાવેલો હોવાથી તે તતડી ભાગી ગયેલો હતો પેરીમની લેખોવાળી એકેડેમીએ એ વિશે વધુ ખબર માગવાની મોં૦ લેમેપ્સે પોતે એવા બીજા સ્તંભો જોયલા જણાવ્યા એક સ્તંભ તેના જોવામાં બ્રેઝની ઉત્તરે આશરે સાગ ચાર મૈલપર આવ્યો હતો અને બીજો એક નેનપીયમ આગળ જોવામાં આવ્યો હતો એ પ્રમાણે ત્યારે આજ સુધી દારાયસના પાય પન્ટીપોલીટન સ્તંભ નામ પામેલી હાલતમાં જોવામાં આવ્યા છે એઓમાંથી નાનુકના સ્તંભના ટુકડાઓ અને લેખો ચોગ્ક સલામત બચેલા છે. મોં૦ મેના નામના વિદ્વાન, જેને આધારે અમોએ આ બાબત રચી છે, તેણે એ સ્તંભના છગની લેખો પ્રગટ કરી તેનો તરજુમો બહાર પાડ્યો છે એ વિદ્વાન પ્રમાણે એ લેખ નીચે પ્રમાણે છે

"દાર્યવુશ મોટો પાદશાહ, પાદશાહોનો પાદશાહ, દેશોનો પાદશાહ, આ મોટી જમીનનો પાદશાહ, વિસ્તારપનો છોકરો, હખામીનીશ વંશનો

"આહુરમજદ એક મોટોટો ખોદા છે તેણે આસ્માન પેદા કર્યું છે, તેણે આ જમીન પેદા કરી છે, તેણે માણસને પેદા કર્યું છે તેણે માણસને માયતીશ (ખુશી?) આપી છે, તેણે દાર્યવુશને પાદશાહ કર્યા છે તેણે પાદશાહ દાર્યવુશને એક મોટુ ગજાવર રાજ્ય આપ્યુ છે

"હુ દાર્યવુશ છુ, મોટો પાદશાહ, પાદશાહોનો પાદશાહ, આ (પુષ્કળ વસ્તીવાળા) દેશોના પાદશાહ, આ મોહોટી ધરતીનો પાદશાહ, દૂર અને નજદીક હુકમ ચલાવુ છુ, હખીમીનીશ વિસ્તારપનો છોકરો છુ

"દાર્યવુશ પાદશાહ કહેછે કે, હું પાર્સી છુ પાર્સી મુદ્રયાર (મીસર) ઉપર રાજ ચલાવુ છુ મે આ નેહેર પીરાવ (નાઇલ) નદી—જે મુદ્રયાર (મીસર) માંથી વહેતી નદીનુ નામ છે તેથી તે પારસ (ઇરાન) થી આવતા દરિયા સુધી ખોદવાને ફરમાવ્યુ છે

"ત્યારે એ નેહેર એ પ્રમાણે ખોદાઇ છે

"મે એ નેહેર ફરમાવી છે અને (કહ્યુ છે કે) આ નેહેર .. થી શરૂ કરે તે .....ના દરિયાના કિનારા સુધી એ પ્રમાણે મારી મરજી છે"

પાદશાહ દારાવશના એ લેખને શરૂઆતનો ફકરો એવા બીજા લેખોના ફકરાની માફક આપણુ ધ્યાન ખેંચે છે એ ફકરો યજસ્નેના ૩૭ મા હાનો પેહેલો ફકરો જે "ઇથા આત યજમઇદે" ના શબ્દોથી શરૂ કરી એક જન્યોગ્તી માટે ખાનું ખાતી વખતે ખોદાતાલાની યાદ કરવા માટેનો અને તેનો ઉપકાર માનવા માટેનો ફકરો છે, તેને મળતો છે અને તેની રૂહી ઉપર રચેલો છે

જેમ ખીલારેફી ઘણા લેખેની તેમ એ લેખની શરૂઆત "બગવઝરક અહુરમજદ એટલે "મોટો ખોદા અહુરમજદ" એવા શબ્દોથી કરવામા આવી છે પણ એ શબ્દોની સાથેજ "હય મથીસ્ત બગાનામ" એટલે "જે બીજા ખોદાઓમા સર્વથી વડો" એવા શબ્દો, જે બીજા કેટલાક દારાયસના ઇરાનના લેખોમા આવે છે તે, અહીં ઇજીપ્ટમા મળતા નથી એ બાબે મો૦ મેના, જેને એ લેખની હકીકત માટે આપણે આભારી છીએ તે, મનોરંજક અને ધ્યાન પુગાડવા જોગ ખુલાસો પોતાના "Le Stele de Chalouf" નામના એ બાબેના ચોપાનીઆમા કરે છે એનુ કારણ પાદશાહ દારાયસની રાજ્યદ્વારી કુનેહ છે તે જાણતો હતો કે, ઇજીપ્ટ દેશમા તેનુ રાજ્ય થોડા વખતનુ દાખલ થયુ હતુ તે પારકા ધર્મવાળાઓ ઉપર રાજ કરતો હતો, તેથી તેણે ઘણી સાવચેતી રાખી કે તેની નવી પ્રજાની ધર્મ સબંધી લાગણી નહી દુખાય અને તેઓ એની સામે કાઇ ગરબડ ન કરે એટલા માટે સ્વેઝની નહેરને લગતા સ્તંભના એ લેખ ઉપર જો કે તે પોતાના ઇરાની ખોદા અહુરમજદનુ નામ યાદ કરે છે તોપણ તે અહીં, જેમ ઇરાનમા કેથે લખતો હતો તેમ, તેને "બીજા ખોદાઓમા સરવથી વડો" એમ લખતો નથી દારાયસની રાજ્યદ્વારી કુનેહ એજ શાલુફના સ્તંભની બીજી બાજુએ જ્યા મીસરીઓની હાએરોગ્લાયીક ભાષામા લખે છે ત્યા માલમ પડે છે ત્યા તે એક ઠેકાણે કહે છે કે "જે કાઇ પાદશાહ (દારયુશ) ફરમાવતો તે તુરતજ બજાવવામા આવતુ જાણે કે ખોદા 'રા' પોતે ફરમાન આપતો હોય" એ ઇજીપ્શીઅન લેખમા તે ઇરાની અહુરમજદનું નામ નથી લેતો પણ ઇજીપ્શીઅન 'રા' ખોદાનું નામ દે છે કારણ એ લેખ મીસરીઓની પોતાની ભાષામા હોવાથી તેઓ તે વધારે સમજી શકે અને ત્યા પોતાના ખોદાનુ નામ વાચી રાજી થાય

એ ખુલાસો એક બીજી બાબતનો પણ ખુલાસો રજુ કરે છે હીરોડોટસ અને બીજા યુનાની અને રોમન લખનારાઓ ઇરાની પાદશાહોને પારકા યુનાની વિગેરે ધર્મોની ક્રિયા કરતા જણાવે છે દાખલા તરીકે પાદશાહ સાઇરસે બાબીલોનીઅન દેવતાઓને ભોગ આપ્યો હતો એવી બાબતોમા યુનાની લખનારાઓની કોઇક સહરાગાત હોય પણ એક બાજી તે ખરૂ હોય તો તેનો ખુલાસો ઉપલીજ રીતે ટુકમા અપાય, કે પારકી પ્રજાઓની ધર્મ સબંધી લાગણી નહિ દુખવવાના હેતુથી અને તેઓનુ દીલ જીતવાની રાજદ્વારી કુનેહને અર્થે, પોતાની સત્તા સ્થાપવાની શરૂઆતમા, તેઓએ એમ કર્યું હોય હાલની તવારીખના દાખલાઓ એ ખુલાસાને ટેકો આપે છે ઇજીપ્ટ દેશમા અરબી પાદશાહના છેલા બળવા વખતે, તેલ-એલ-કબીરની લડાઇ પછી, અંગ્રેજી લશ્કર આપણા શાહજાદા ડયુક ઓફ કોનાટ સાથે કેરો જયા

રહ્યું હતું એ વખતે ઇજીપ્ટનો ખેદીવ દર સાલના રામેતા પ્રમાણે મક્કે પેગમ્બર હજરત મહમદની ઘોર માટે એક કીમતી ચાદર ભેટ મોકલતો હતો ગયેના પ્રમાણે ખેદીવનું ઇજીપ્શીઅન લશ્કર માગ મ વમ રૂપે તે ચાદર સાથે માન અર્થે કેટલેક સુધી ચાલ્યું એ પ્રસંગે કેરોમા રહેના અગ્રેજી લશ્કરે પણ તે સરઘસમા ભાગ લીધો એ બાબે ઇંગ્લાડમા ખ્રીસ્તી ધર્મગુરૂઓએ ઘણો ગુસ્સો દેખાડયો કે ખ્રીસ્તી સિપાઇઓએ ઇસ્લામી ક્રિયાને માન આપ્યુ પણ સમજુઓએ જોયુ કે, ખેદીવ અને તેની પ્રજા તરફ માન દેખાડવાની અને તેઓને રાજી કરવાની એ રાજદ્વારી કુનેહ હતી એ ઉપરથી કોઇ ભવિષ્યનો તવારીખનવેશ ટીકા કરે કે ૧૯મી સદીના ખ્રીસ્તીઓ ઇસ્લામી ક્રિયા કરતા હતા તો તે ખોટુ ગણાય હાલમા એક પારસી સુબો રાજદ્વારી સબધ અર્થે પોતાના માનવત અને મેહેરબાન ગર્જન્ર્તાના હિંદુ ગજ્યમા દસેરા યા એવા કોઇ બીજા હિંદુ તેહેવારોની ક્રિયામા ભાગ લે, અને તેની આજના વર્તમાન પત્રોમા નોધ વાચી બસેં વર્ષે પછી જો કોઇ તવારીખનવેશ કહે કે તે પા સી ગ્રહસ્થ ખરૂએ હિંદુ હતો તો તે ભુલભરેલુ ગણાય ”

દારાયસે હિંદુસ્તાન છતી હિંદી સિપાઇઓને પોતાના લશ્કરમા દાખલ કર્યા હતા હાલમા જેમ જરૂરને વખતે હિંદી લશ્કર પોતાના બ્રીટીશ શાહનશાહના લશ્કરના ભાગ તરીકે આફ્રીકા જેવા પશ્ચિમ ભણીના મુલકોમા લડવા જાય છે, તેમ પાદશાહ દારાયસના બેટાના વખતમા હિંદી લશ્કર અને તેમા ખાસ કરી હિંદી કમાનકરો (archers) તેના લશ્કર સાથે યુનાન સામે લડવા ગયા હતા પ્લેટીની લડાઇ, જેમા ઝર્ક્સીસે હાર ખાધી હતી, તે લડાઇ વેળા એ હિંદી લશ્કર ઇરાનના લશ્કરનો કીમતી ભાગ ગણાતું.

ઇરાનની પૂર્વ ભણી દારાયસે જુદી જુદી કેટલીક હાકમીઓ સ્થાપી હતી હેરાત (એરીઆ), કદહાર (એરેકોસીઆ) અને પંજાબનો ઉત્તર પશ્ચિમનો ભાગ (ગેનડેરીઆ) એ ઓની જુદી જુદી હાકમી બની હતી હિંદુસ્તાનની હાકમીના ખાસ નામ હેઠળ સિંધ નો આખો મુલક અને સિંધુ નદીની પૂર્વનો પજાબનો મુલક સમાયલો હતો સિંધ અને પજાબના મુલકોનો કેટલોક ભાગ આજે વેરાન થઇ પડયો છે પણ તે પા ચાહ દારાયસના વખતમા ઘણો ફળદ્રુપ અને આબાદ હતો તેથી તે તેની તીજોરીમા ઉપર પ્રમાણે ૧।। કરોડ રૂપીઆની મોટી આમદાની લાવી આપતો પજાબની નદીઓએ ત્યાર પછી પોતાના માર્ગો અવારનવાર બદલી આવા મુલકોને વેરાન બનાવ્યા છે, અને તેનો દાખલો બહમનામાર ૧ ના હાલમા થોડુંક થયુ જાણુમા આવેલા ખંડીએરોમાં અને કેટલુંક થયુ જોખમમા આવી પડેલા દેહેરાગાઝીખાનના ગેહેરોમા આપણે જોઇએ છીએ

શાહ ગુસ્તાસ્પનો બેટો બહમન, જેને કેટલાક પુસ્તકમાં અર્દેશીર પણ કહ્યો છે, જે અર્દેશીર દરાજદસ્ત (એટલે લાંબા હાથવાળો) તરીકે પણ બોલાયો છે, અને જેને કેટલાકો દારાયસની પહેલીના આર્ટાઝેર્ક્સીસ ગણે છે, અને કેટલાકો બાઇબલના ઓલ્ડ ટેસ્ટમેંટનો ઇરાની પાદશાહ આહસ્યુએરસ (Ahasuerus) ગણે છે, તેણે શેહેર સ્થાપેલું ગણવામાં આવેછે પછવાડેથી કોઇએ એ શહેરને ભુલથી 'બહમનાબાદ' તરીકે બોલવા માડ્યું છે * સિકંદરની હિંદુસ્તાનની સ્વારીના વર્ણનના સબંધમાં એ શહેર પાટલ (patala) ના નામથી બોલાયું છે

## હિંદુસ્તાનનો પહેલ વહેલો હિંદુ શાહનશાહ.

આપણે જોયું કે, હિંદુસ્તાન ઉપર એક શાહનશાહ તરીકે, અમલ કરનાર એક હિંદુ પાદશાહ નહિ હતો, પણ એક ઇરાની પાદશાહ હતો, અને તે હખમીનીઅન વંશની કીર્તિને પોતાની ખીલારોકી તખ્તીઓથી અમર કરનાર ઉપનો પાદશાહ દારાયસ હતો એ પાદશાહ, મી૦ વિન્સેન્ટ સ્મિથે પોતાની હિંદુસ્તાનની તવારીખમાં દેખાડ્યું છે તેમ, હિંદુસ્તાનનો પહેલો શાહાનશાહ ગણાય અલબતે હિંદુસ્તાનમાં દારાયસની આગમચ રાજાઓ થઇ ગયા છે પણ "શાહનશાહ' એટલે "પાદશાહોના પાદશાહ" તરીકે, ઘણાક રાજાઓની ઉપર હકુમત અને સત્તા ભોગવનાર તરીકે, હિંદુસ્તાનમાં કોઇ પેહેલો શાહાનશાહ થઇ ગયો હોય તો તે એક પારસી પાદશાહ હતો અને પાદશાહ દારાયસ હતો

દારાયસ પછી હિંદુસ્તાનમાં જો કોઇ બીજો રાજા શાહાનશાહ ગણાય તો તે ચંદ્રગુપ્ત નામનો રાજા હતો તે હિંદુસ્તાનનો પહેલ વહેલો હિંદુ શાહાનશાહ ગણાય. અલબતે દારાયસ પછી હિંદુસ્તાનનો બીજો નામીચો શાહાનશાહ અને દારાયસ કરતાં પણ વધુ બળવાન અને કદાચ મોહોટા વિસ્તારનો શાહાનશાહ તો સિકંદર ગણાય પણ તેની શાહાનશાહત, તેણે હિંદુસ્તાન તરફથી કોર મુડી કે તુરત પડવા લાગી, અને તેના મરણ બાદ બે વરસમાં તો રચનાના પાનાના કાઇથી ઉભા કરેલા એક ઘર માફક તે એક સપાટામાં તુટી પડી તેની શાહાનશાહતના તુટી પડેલા ખંડીએર ઉપર ચંદ્રગુપ્ત રાજાએ પોતાની શાહાનશાહત ઉભી કીધી હતી સિકંદરની શાહાનશાહતને તોડી પાડવામાં પણ આગેવાન ભાગ એ ચંદ્રગુપ્તનો હતો મિ૦ વિન્સેન્ટ સ્મિથ પોતાની હિંદુસ્તાનની તવારીખમાં એની શાહાનશાહતનું સુંદર ચિત્ર રજુ કરે છે ચંદ્રગુપ્ત ઉત્તર હિંદુસ્તાનના મુખ્ય રાજ્ય, મગધના અસલી પાદશાહી વંશનો હતો, પણ તેની માતા મુરા, જેના નામ ઉપરથી તેના વંશે મૌર્ય (Maurya) વંશનું નામ

* (જુઓ The Early History of India by Vincent A. Smith p 100 )

લીધું છે, તે એક ઉતરતી પદ્વીના વંશની હતી એના વખતમાં મગધનો રાજા મહાપદ્મ નન્દ (Mahapadma Nanda) એક હજામનો બેટો હતો એ હજામે મગધના રાજાની રાણીનું દીલ જીતી તેની મારફત કરી રાજાને મારી નાખી પોતે રાજ્ય લીધુ હતું. આ હજામબાપનો મહાપદ્મ નન્દ રાજા પ્રજાને અકારો થઇ પડયો હતો. ચન્દ્રગુપ્ત પણ તેનો દરબારી હતો, પણ તે તેની ઇતરાજીમા આવતા તેનો દેશ છોડી ઉત્તર પશ્ચિમની સરહદ ઉપર ગયો, અને સિકંદરના મરણ બાદ, તેણે તેનુ મેસિડોનીઅન લશ્કર, જે ત્યા સિકંદરના સરદારોની સરદારી હેઠળ તેની હકુમત જાળવતું હતું તેને મારી હઠાડી પજાબમા પોતાની હકુમત બેસાડી પછી તેણે મગધના ઉપલા રાજા મહાપદ્મ નન્દને હરાવી અને મારી નાખી પોતાની હકુમત મજબુત કીધી. ચાણક્ય નામના બ્રાહ્મણે તેને એ કામમા બહુ મદદ કીધી ચન્દ્રગુપ્તે પોતાના લશ્કરને ૩૦ હજાર ઘોડેસ્વાર, ૯ હજાર હાથી અને ૬ લાખ પેદળનુ બનાવ્યું અને દક્ષિણે નર્મદા સુધી પોતાની હકુમત સ્થાપી અને બગાળાના અખાતથી તે અરબી સમુદ્ર સુધીનો શાહાનશાહ થયો

• સિકંદરની પશ્ચિમ ભણીની શાહાનશાહતના તેના મરણ બાદ ભાગલાઓ પડવા માંડયા. તેમા સેલ્યુકસે શરૂઆતમા વાટણીથી અને પછી લાગલગ અને જોરથી મોટો હિસ્સો મેળવ્યો તેણે ઇ૦ સ૦ ૩૦૫ મા હિન્દુસ્તાન ઉપર હુમલો કરી સિકંદરે જીતેલા મુલકો પાછા જીતી લેવાની કોશેશ કરી પણ તેમા ચંદ્રગુપ્ત, જેણે સિકંદરની હિંદી દરબાર જોઇ હતી અને તેની કેટલીક કુનેહ અનુભવી હતી, તેણે તેને નિષ્ફળ કર્યો ઇ૦ સ૦ પૂર્વે ૩૦૩ મા સેલ્યુકસ ચન્દ્રગુપ્ત સાથે સલાહ કરી પાછો ફર્યો એ સલાહના કોલકરારમાં ચન્દ્રગુપ્તને કાબુલ, હેરાત અને કંદહારના મુલકોની હકુમત મળી ચંદ્રગુપ્તના નબીરા અશોકના બુધીસ્ત લેખોના નમુના અફગાનીસ્તાનના એ મુલકોમા પણ મળેલા છે, તેનો સબબ આજ, કે જો અશોકે પોતાના બાપદાદાના એ મુલકો વારસામાં મેળવ્યા હતા અને એ મુલકો સુધી તેણે પોતાનો બુધીસ્ત ધર્મ ફેલાવ્યો હતો મિ૦ સ્મિથ કહે છે તેમ, હાલ હિન્દુસ્તાનના હાલનો અંગ્રેજ શાહનશાહ, અફગાનીસ્તાનની સરહદ સુધી લબાયલી પેલી કહેવત સમાન બોલાતી "સાએનટિફિક સરહદ" ( Scientific frontier ) તેના આગલા અંગ્રેજ અમલદારોની તે બાબતની હોશ છતા મેળવી શકયો નથી, ત્યારે આજથી ૨૨૦૦ વરસ પર હિન્દુસ્તાનનો એક હિંદી શાહનશાહ તે મેળવી શક્યો હતો મેગેસ્થેનિસ નામનો એક જાણીતો યુનાની લખનાર, જેણે તે વખતના હિન્દુસ્તાનની ઘણીક જાણવા જેગ હકીકતો નોંધી હતી, અને જે હાલ સુધી જણાયલી છે, તે યુનાની સેલ્યુકસ તરફથી પહેલા વડા હિંદી શાહાનશાહની દરબારમાં પાટલીપુત્ર ( હાલનુ પટના ) ખાતે એલચી તરીકે આવી રહ્યો હતો

આ યુનાની લખનારે જણાવેલી હકીકત પ્રમાણે આ હિંદી શાહાનશાહના મહેલોનો રોબ અને તોર ઇરાની શાહાનશાહોના તુસા અને એકબેટાના (હમદાન) ની દરબારોના જેવો હતો ઇરાની શાહાનશાહોની દરબારના રેવાજોની આ હિંદી શાહાનશાહની દરબારમા ઘણેક પ્રકારે નકલ થતી હતી હાલમા આપણે હિંદુસ્તાનમાં જરા અશાંતિના હીંગામમાથી ખબર થઇએ છીએ કહે છે કે આપણા નામદાર શાહાનશાહના પ્રતિનિધી અને હાકમોની જીંદગીને દારૂ ગોળા વિગેરેથી જોખમમા નાખવાના પ્રપંચ થાયછે તેને લીધે શાહાનશાહી અમલદારોને ચિંતામા રહેવુ પડેછે, પણ ૨૨૦૦ વર્ષ પરના આ ખુદ હિંદી શાહાનશાહને માટે પણ એમજ હતુ એમ સ્ટ્રેબો, મેગેસ્થીનીસને આધારે જણાવે છે પોતાના જાનની ચિંતાને લીધે, આ ચંદ્રગુપ્ત રાજા દર રાતે જુદા જુદા ઓરડામા સુતો હતો, અને વળી કોઇ રાતે, રાતને જુદે જુદે ભાગે, જુદા જુદા ઓરડાઓમા સુતો હતો, કે તેથી તેના જાન લેવાની કોશેશ કરનારાઓ પોતાની બુરી નેમમા ફાવે નહિ હાલમા રશીઅન ઝારની કહેવાતી ચિંતા કરતા પણ આ તો એક અસલી હિંદુ શાહનશાહની વધારે ચિંતા દેખાડે છે

મેગેસ્થીનીસને આધારે સ્ટ્રેબો જણાવે છે કે, તે વખતે હિંદુસ્તાનના વતનીઓની નીચલી સાત મુખ્ય જાતો હતી –(૧) ફીલસુફો એ જાત સંખ્યામા સર્વેથી નાની હતી સ્ટ્રેબો એ જાતનુ જે વર્ણન આપે છે તે ઉપરથી ખુલ્લુ દીસે છે કે, તે બ્રાહ્મણોની વર્ણ હતી એજ વર્ગના લોક તબીબ તરીકે કામ કરતા દેશમા રમદવાડ ઘણો હતો, કારણકે લોકો શરાબ પીતા હતા નહી, અને વળી થોડા હલકો (frugal) ખોરાક લેતા (૨) ખેડુતો વસ્તીનો મોટો ભાગ એ વર્ગનો હતો તેઓને લશ્કરી નોકરીથી ફારેગ રાખેલા હતા ખુ લડાઇ ચાલતી હોય ત્યારે પણ તેઓ પોતાની જમીન ખુશાલ ખેડતા હતા દેશની સઘળી જમીન રાજાની યાને સરકારની ગણાતી ખેડુતોને જમીનની ઉપજનો ફક્ત ચોથો ભાગ મળતો હતો (૩) ભરવાડો અને શિકારીઓ શિકારીઓનુ એક કામ, જે જીઆનગાર પ્રાણીઓ યા પક્ષીઓ પાકને નુકસાન કરે તેઓનો નાશ કરવાનુ હતુ તેના બદલામા તેઓને રાજા તરફથી અનાજ મળતુ જાનવરોમા હાથી અને ઘોડા પાદશાહી ખાનદાન સિવાય બીજાઓને રાખવાનો હક ન હતો જંગલી હાથીઓને પકડીને તાબે કરવાની રીત લગભગ હાલની રીતિને મળતી હતી, પણ આ ફરક હતો કે હાલમા હાથીઓને મોટી સંખ્યામા હાંકીને એક બાંધ કરેલી જગામા લાવી દરવાજો બંધ કરવામા આવે છે, પણ તે વખતે તે જગામા પાળેલી હાથણીઓને છુટી મુકવામા આવતી હતી અને તેઓ આગળ આવતા હાથીઓને દરવાજો બંધ કરી પકડવામા આવતા પછી પાળેલા હાથીઓના મારથી અને ભુખથી તેઓને તાબે કરવામા આવતા હતા ૩૦૦થી ૫૦૦ વર્ષની તેઓની

ઉમર ગણાતી હતી. હાથીથી ખેંચાતા રથના માલેક થવું એ મોટું માન ભર્યું ગણાતું. જાનવરોમાં સાપોમાંથી કોઇની લંબાઇ ૧૬ ક્યુબિટ* એટલે આશરે ૨૪ ફીટની હતી. ગારૂડીઓ મંત્રથી સાપના ડંખો સારા કરતા હતા. (૪) ચોથો વર્ગ છુટક માલ વેચનારાઓ, વહાણવટીઓ, હથીઆર બનાવનારાઓ વિગેરેનો હતો. (૫) પાંચમો વર્ગ લડવૈયાઓનો હતો. (૬) છઠ્ઠો વર્ગ શહેરની છુપી તપાસ રાખનારાઓનો અથવા હાલના શબ્દોમાં બોલીએ તો છુપી ખબર મેળવનાર ખાતાં (Intelligence Department) નો હતો. છુપી પોલીસ (Detective Police) પણ તેમાં સમાતી. તેઓ વેશ્યાઓને પોતાની મદદે લેતા, કારણ કે તેઓથી ઘણી છુપી ખબર મળતી હતી. ઘણા પ્રમાણિક માણસો એ કામ પર રહેતા. (૭) સાતમા વર્ગમાં રાજ્યના સલાહકારો, અમલદારો, ન્યાયાધીશો, વહીવટદારો યાને રાજવહીવટમાં ભાગ લેનારાઓ આવતા. એઓમાં શહેરનાં સુધરાઇખાતાંઓના અમલદારો, નહેરોના અમલદારો, જંગલખાતાના અમલદારો તથા જાહેર બાંધકામખાતાના અમલદારો હતા. એ સાત જાતો યા વર્ગોના લોકો પોતપોતામાંહેજ લગ્ન કરતા. બીજી જાતવાળાઓ સાથે નહીં. વળી એક ન્યાત પોતાનો ધંધો મેલી બીજી ન્યાતનો ધંધો કરે નહિ.

આપણે ઉપર કહ્યું કે શહેર સુધરાઇ ખાતાનો કારોબાર કરનાર લોકો ઉપલા સાત વર્ગોમાંથી સાતમા વર્ગમાં આવતા હતા. મેગેસ્થીનીસને આધારે સ્ટ્રેબો† હિંદુસ્તાનના શહેરોનાં મ્યુનીસીપલ ખાતા માટે કેટલીક હકીકત આપે છે. મેગેસ્થેનીસ પ્રમાણે ચંદ્રગુપ્તના રાજધાની શહેર પાટલીપુત્ર તે હાલના પટનાના શહેરમાં મ્યુનીસીપલ કારોબાર કેવા પ્રકારનો હતો તે આપણે નીચે મુજબ જોઇએ છીએ. મિ૰ સ્મિથના શબ્દોમાં એ બાબેનુ વર્ણન કરીએ તો એ હિંદી પાદશાહે પોતાના શહેરના વહીવટ માટે એક મ્યુનીસીપલ કમિશન સ્થાપ્યું હતું. આપણા વખતમાં આપણા હિંદી શહેરોમા મ્યુનીસીપાલીટી જે જે બાબતોના વહીવટ કરે છે તે કરતાં વધુ બાબતોમાં વહીવટ ચંદ્રગુપ્તે પોતાની મ્યુનીસીપલ કોરપોરેશનને સોંપ્યો હતો. તેઓ શહેરની ફક્ત તંદુરસ્તી ઉપર જ નહિ પણ શહેરની તમામ સુધરાઇ ઉપર ધ્યાન આપતા. શહેરના ઉદ્યોગો અને હુન્નરો, શહેરનો વેપાર, શહેરના કારખાનાંઓ અને જગાત એ સર્વ ઉપર તેઓ ધ્યાન આપતા હતા

---

* એક રોમન ક્યુબિટ તે $17\frac{4}{10}$ ઇંચનો ગણાતો.

† Geography of Strabo (Book XV chapt on India and Persia. S. 51) translated by Hamilton and Falconer (1857) Vol III p. 104.

શહેર સુધારાના એ સર્વ કામો માટે ચંદ્રગુપ્તે આ વર્ણન મુજબ ૩૦ મ્યુનીસીપલ કમીશ્નરો નિમ્યા હતા અથવા આપણા શહેરના હાલના કારોબારના શબ્દોમા બોલીએ તો ૩૦ જણનું તેણે ' મ્યુનીસીપલ કારપોરેશન " સ્થાપ્યુ હતું એ કારપોરેશનને તેણે પાચ પાચ સભાસદોની છ કમીટી અથવા બોર્ડમા વહેંચી નાખ્યુ હતું પહેલી કમીટી શહેરના ઉદ્યોગો ઉપર નજર નાખતી તે ઉદ્યોગોમા સારો અને સોજો માલ વપરાય અને કામદારોને બરાબર ઘટતો રોજ મળે તે તે તપાસતી હતી ૨ બીજી કમીટી શહેરમા જે પરદેશીઓ આવી રહ્યા હોય તે ઉપર દેખરેખ રાખતી તે પરદેશીઓ માટે લાયક રહેવાના મકાનો અને દવા દારૂ પુરી પાડતી તેઓ માટે કબ્રસ્તાનો પુરા પાડતા અને તેઓમા મરણ થતા બાદ તેઓની મીલકત તેઓના વારસો માટે સાચવી રાખવાનુ કામ તે કરતી હાલમા જુદા જુદા દેશના પ્રતિનિધિઓ રાજધાનીમા રહી પોતાના લોકો માટે જે કામ બજાવે છે તે કામ તે કમીટી બજાવતી હતી ૩ ત્રીજી કમીટીનું કામ શહેરમા થતા જન્મો અને મરણોની નોધ રાખવાનુ હતુ હાલમા આપણા મ્યુનીસીપલ કમીશ્નરો ફરિયાદ કરે છે કે હિંદુસ્તાનમા જન્મોની નોધ બરાબર લેવાતી નથી પણ આપણે જોઇએ છીએ કે ચદ્રગુપ્તના વખતમા એ નોધો ( Vital statistics ) લેવા માટે ખાસ મ્યુનીસીપાલ કમીટી હતી એજ કમીટી મ્યુનીસીપલ કર ભેગો કરતી તે કરમા મુખ્ય કર માણસ દીઠનો ( poll-tax ) હતો ચોથી કમીટી વેપારવણજની તપાસ રાખતી વેપારની ચીજોના સ્તાદાર માપો અને વજનો ( standard weights and measures ) તે નક્કી કરતી આપણા શેહેરોમા થોડુ ઉપર પરવાનાનો કર ( License tax )નાખ્યો હતો ત્યારે કયેથી રરિયા૰ ઉઠાવવામા આવી હતી પણ દિસે છે કે એ કર હિંદુસ્તાનમા છેક ચદ્રગુપ્તના વખતથી હતો આપણી હાલની મ્યુનીસીપાલીટી ફક્ત થોડાજ ધધાઓના સબધમા "લાઇસન્સ ફી લે છે પાચમી કમીટીનું કામ શહેરના કારખાનાઓના ( manufactures ) ઉદ્યોગ ઉપર નજર રાખવાનુ હતુ છઠ્ઠી કમીટીનું કામ કેટલીક ચીજોના વેચાણ ઉપર દેખરેખ રાખવાનુ અને તે વેચાણ પ્રમાણે સરકાર માટે કર એકઠા કરવાનુ હતુ હાલમા પણ સરકારનો કાયદો છે કે કેટલીક ચીજો-દાખલા તરીક નીમક જ્યા ઉત્પન્ન થાય ત્યા નહિ પણ ચોકસ ભડારની જગ્યાઓ ( depots ) ઉપર લાવીનેજ વેચવી, કે તેથી તે કર બરાબર ઉઘરાવી શકાય. એ કાયદો ચન્દ્રગુપ્તના વખતનો છે બાહેરથી આવતા માલ ઉપર કુને તેની કીમત ઉપર સેકડે ૨૦ ટકા કર લેવામા આવતો તરકારી અને મેવા જેવી ચીજો ઉપર સેકડે ૧૬૩ ટકા બીજી જરૂરની ચીજો ઉપર સેકડે ૪ થી ૧૦ ટકા કર હતો જરજવાહેરો ઉપર ખાસ વધુ કરો હતા

ઉપલી દરેક કમીટીઓ પાંચપાંચ પુરૂષોની બની હતે. તે અગત્યનાં કામો માટેની 'પંચ' હતી. હું ધારૂં છું કે હિંદુસ્તાન દેશમાં આપણે જે ગામોગામથી પંચો અથવા પંચાએત માટે સાંભળીએ છીએ તેની શરૂઆત ચંદ્રગુપ્તના આ પુરાણા વખતની હતી.

મ્યુનીસીપાલીટીનું કામ ઉપલાં કામો ઉપરાંત શહેર ઉપર સામાન્ય તકેદારી રાખવાનું હતું. શહેરનાં બજારો, મંદિરો, બારાંઓ વીગેરે ઉપર તે દેખરેખ રાખતી.

શહેરના દરેક પુરૂષનાં નામ, જાતી, ધંધો વીગેરે જાણતો સાથે વસ્તીની ગણત્રી (census) લેવાનો ચંદ્રગુપ્તના વખતથી રવૈયો હતો.

હાલની આપણાં શહેરની હારમાં મીતાહારપણું જાળવનારી મંડળી (Temperance society) ને જાણીને અજાયબી ઉપજશે કે તેઓને હાલનાં આપણી અંગ્રેજ સરકારના આબકારી ખાતાં માટે જે ફરિયાદ કરવાનું કારણ હોય તો, ૨૨૦૦ વર્ષ પરના એક હિંદી શાહાનશાહનાં આબકારી ખાતાં માટે વધુ કારણ હોત. દારૂ પીવા આવનારાઓ માટે પીઠાંઓને ખેંચાણ અટકાવનારાં (repulsive) બનાવવાને બદલે ખેંચાણ કરનારાં (attractive) બનાવવામાં આવતાં. તે પીઠાઓમાં પીવા આવનારાઓ માટે બેસવા કાજે ખુરશી, કોચ-અને વળી ફુલપાત અને સુગંધી પદાર્થો સાથેના ખાસ ઓરડાઓ હતા. બીજા શબ્દોમા કહીએ તો હાલમાં આપણા શહેરમાં યુરોપથી દાખલ થતાં એવાં ખાતાંઓ (Refreshment rooms and Restaurants) આજથી ૨૨૦૦ વર્ષપરના ખુદ હિંદ સર જમીનનાં ખાતાંઓ છે.

મેગેસ્થીનીસને આધારે સ્ટ્રેબોએ રજુ કરેલું પેહેલવેહેલા હિંદુ શાહનશાહના રાજ્ય કારોબાર વીગેરેનું ચિત્ર આપણે મોહોડે જે શબ્દો બોલાવે છે તે આ છે કે, "There is nothing new under the sun." "આજે આપણે જે કાંઇ જોઇએ છીએ તે કાંઇ નવું નથી." આજે આપણે જેને પશ્ચિમનો સુધારો કહીએ છીએ, તે કાંઇ તદન નવો નથી. હિંદુસ્તાન એક વખતે તે સુધારો જોઇ ગયું છે તેમ બીજા હાથ ઉપર આપણે જ પશ્ચિમનો કુધારો યા બીગાડો કહીએ છીએ તે પણ કાંઇ સઘળો નવો નથી. આજે આપણે સરકાર તરફથી એકઠી થતી મહેસુલ માટે, તેનાં આબકારી ખાતાં માટે, વિગેરે કેથે કવેથી ફરિયાદો સાંભળીએ છીએ, કે એ સઘળું આપણા દેશમાં પશ્ચિમ બાજુથી આવે છે, પણ નહિં, એ સઘળું એક યા બીજા વખતે હિંદુસ્તાનનુ પોતાનું હતું. જેમ એક હાથ ઉપર કેટેલીક સુધારાની બાબતોમાં આપણા રાજકર્તાઓ પોતેજ શરૂઆત કરનાર તરીકે જશ નહિં લેઇ શકે, કારણ હિંદુસ્તાને તેના સુધારાઓ જોયા છે. તેમ બીજા હાથ ઉપર, આપણે એ રાજકર્તાઓને

ફોકટ બદનામ કરવા નહિં, કે " તેઓએ ફ્લાણું કર્યું" કારણ હિંદુસ્તાને તે સર્વે પણ આગળ જોયું છે. વખતનુ લોલક એમ અને તેમ ફરતું રહ્યું છે અને રહેશે.

## લશ્કરી ખાતાંની સ્થાપના.

જેમ શેહેર સુધારાનાં કામ માટે પાંચ પાચ સભાસદોના ૬ મંડળોનું બનેલું ૩૦ જણનું ખાતું સ્થાપેલું હતું તેમ લશ્કરી કારોબાર માટે પણ તેવુંજ એક ખાતું હતું. તેના કારોબાર માટે પાંચ પાંચ સભાસદોનાં બનેલાં ૬ મંડળોનું એટલે સામટા ૩૦ જણનું એક ખાતું અથવા હાલનાં શબ્દમાં બોલીએ તો (War office) "વોર ઓફીસ" ખાતું સ્થાપેલું હતું. એ છ મંડળોના હાથમાં નીચે પ્રમાણે ખાતાઓ હતાં:—

(૧) દરિયાવર્ધી (Admiralty) (૨) લશ્કરનો સામાન લાવ લઇજાવ કરનારૂં અને ખોરાક પુરો પાડનારૂં (Transport Commissariat) ખાતુ. લશ્કરી વાજીત્રો પુરાં પાડવાનું કામ પણ એજ ખાતાનુ હતું. હાલ જે કામ બ્યુગલથી થાય છે તે, તે વખત પડઘમ અને લોહોઢી (Drum and gong) થી થતું હતું, (૩) પેદલ ખાતું, (૪) ઘોડેસ્વાર લશ્કરનુ ખાતું, (૫) લડાઇના રથોનુ ખાતું. હિંદી શાહનશાહનાં લશ્કરના એક અગત્યના ભાગ તરીકે તેના લડાયક રથો હતા. કહે છે કે તેના ૮૦૦૦ એવા રથો (Chariots) હતા. તે દરેક રથ અથવા ગાડીને ઘણુ ખરા બે અથવા ચાર બળદો જોડવામાં આવતા હતા. દરેક રથમા ત્રણ લડવૈયાઓ બેસતા. તેમાંથી બે સીપાઇઓ હતા. ત્રીજો રથ હાકતો. તે પોતે પણ જરૂર વખતે ગાડી ઉભેલી હોય ત્યારે લડતો. આ હિંદી રથો અવસ્તા પ્રમાણે ઇરાનમા જણાયલા લડાયક રથોની યાદ આપે છે. અવસ્તા પ્રમાણે અથોરનાન પછી ઇરાની મંડળીમા આગેવાન દરજ્જો લડવૈયાઓ યાને લશ્કરી માણસો ભોગવતા. એ લડવૈયા માટેનો અવસ્તાનો શબ્દ "રથ એસ્તાર" એટલે "રથ અથવા ગાડીમા ઉભો રહી લડનાર" છે. (૬) લડાઇના હાથીઓનું ખાતુ. દરેક હાથી ઉપર ચાર આદમીઓ હતા. એક મહાવત યાને હાંકનાર અને ત્રણ તીરદાજો જેઓ મહાવતની પછાડેથી તીરો ફેંકતા.

લશ્કરના વિભાગો તરીકે છેલ્લા ચાર ખાતાંઓ ચંદ્રગુપ્તની આગમચનાં હોવાં જોઇએ, કારણ કે શેતરંજ (ચતરગ—ચતુર રંગ— ચાર ભાગ) ની પુરાણી હિંદી રમત, જે શાહનામામા નોધાયલી હિંદી દંતકથા પ્રમાણે, લશ્કરની હીલચાલો દર્શાવે છે, તેમાં એ ચારે આપણે જોઇએ છીએ. પણ પેહેલાં બે ખાતાં ચંદ્રગુપ્તે દાખલ કીધાં હતાં. પ્લુટાર્ક પ્રમાણે એ બેની વધુ મદદથી તેણે હિંદુસ્તાનમાં બોહોળે વિસ્તારે હકુમત ફેલાવી પોતાની શાહનશાહત સ્થાપી.

ઉપલી હકીકતોના વર્ણનમા નીચેની કેટલીક હકીકત આપણું ખાસ ધ્યાન ખેંચે છે

૧ શાહનશાહતના જુદા જુદા ભાગો ઉપર શાહનશાહના પ્રતિનિધિ તરીકે હાકેમો હકુમત કરતા હતા આપણા દેશ માટે નામદાર આગાખાને થોડુંક ઉપર સુચના કીધી હતી કે, આપણા વાઇસરોય તરીકે આપણા શાહનશાહના પાદશાહી ખાનદાનના કોઇ પુરૂષ આવે તો બેહેતર ચદ્રગુપ્તના વખતમા એમજ હતુ પાદશાહી ખાનદાનના પુરૂષો જુદાજુદા ભાગો ઉપર "વાઇસરોય" તરીકે અમલ કરતા હતા

૨ ગજર કારોબારના અમલદારોમા તે વખતે શાહનશાહને ખબર પોહોચાડનારાઓનો વર્ગ અગત્યનો ગણાતો હતો મિ૦ સ્મિથ કહેછે તેમ મોગલ વખતમા જેઓ "અખબારનવેશો" ગણાતા તે વર્ગના તેઓ હતા તેઓ ગામ, શહેર અને દેશની તરેહવાર હકીકતો છુપી રીતે મેળવી શાહનશાહને પોહોચાડતા યુનાનમા જ્યારે સ્ત્રી કેળવણી પુરતી નહિ હતી ત્યારે વેશીઆઓ જરા કેળવાયલી અને માહીતગાર ગણાતી કારણ કે તરેહવાર અને ઘણા પુરૂષોના સમાગમમા આવી તેઓ સાથની વાતચી તથી તેઓ ચતુર બનતી હતી એ સબબે ભણેલા પુરૂષો એ થોડીક ભણેલી ગણાતી સ્ત્રીઓની સગત પસદ કરતા હિદુસ્તાનમા પણ એજ સબબે સરકારના ખબર ખાતા ( Intelligence Department ) ના અમલદારો એમ વેશીઆઓ મારફતે ઘણીક ખબરો મેળવતા, કારણ કે તેઓ ઘણાક પુરૂષો સાથે સબંધમા આવી તેઓની વાતચીતથી માહીતગાર બનતી

૩ દેશની આબાદી માટે નેહેરોની સ્થાપના જેમ હાલમા અગત્યની ગણાયછે તેમ તે વખતે હતુ અને ચદ્રગુપ્તે એ નામ ખાસ નેહેર ખાતુ ( Irrigation Department ) સ્થાપ્યુ હતુ કાઠીઆવાડમા ગીરનારના પહાડ આગળ એ ખાતાએ "સુદર્શન ' એટલે ' સારા દેખાવવાળો " એવે નામે એક સરોવર પહાડો વચ્ચે બનાવ્યુ હતું ચદ્રગુપ્તના નબીરા જાણીતા અશોક રાજાએ તે સરોવરમાથી નેહેરો વહેતી કરવાનું કામ સંપૂર્ણ કર્યુ હતુ અને તે કામ ઉપર દેખરેખ રાખનાર "તુશસ્પ" નામનો એક ઇરાની હાકેમ હતો

૪ દેશમા આવજાવ માટે એક ખાસ ખાતા હેઠળ રસ્તાઓ બાધવામા આવતા અને તે ઉપર દેખરેખ રાખવામા આવતી મુસાફરોની જાણ માટે દર અર્ધા કોસે એટલે આશરે ૨૦૨૨½ વારને તફાવતે, તફાવત દેખાડનારા પથરો ( Mile stones ) ઉભા કરવામા આવતા એ જાહેર રસ્તાઓ ઉપર, ખાસ કરીને રાજ્યધાની ખાતેના રસ્તાઓ ઉપર, હાથીપર યા ઉંટ પર યા ચાર ઘોડાની રથ યા ગાડીમા બેસી સવારી

કરવાનો હક ઉચા કુળવાળાઓનેજ હતો આમ લોકો હાલમા ઉત્તર હિદુસ્તાનમા જણાયલી 'એકા' નામની એક ઘોડાની ગાડી જેવી ગાડીમા મુસાફરી કરતા હતા

## ખેડુતો પાસે મહેસુલ લેવાની રીતિ.

મેગેસ્થેનીસને આધારે સ્ટ્રેબોએ આપેલી હકીકત મુજબ દેશની જમીન તે રાજ્યની માલેકીની જમીન ગણાતી ખેડુતો તે ખેડતા, તેના બદલામા તેઓને પાકનો ચોથો ભાગ મળતો † મિ સ્મિથ જણાવે છે કે સરકાર પાકનો ચોથો ભાગ મહેસુલ તરીકે લેતી * એ સ્ટ્રેબોના લખાણથી ઉલટુ છે અને મિ સ્મિથ એમ શા ઉપરથી સાર કહાડે છે તે માલુમ પડતુ નથી

૬ દેશના કાયદાને સારી રીતે અમલમા મેલવામા આવતા અને લોકોના જાનમાલની સલામતી માટે સારી દેખરેખ રાખવામા આવતી ચોરી લુટફાટ જેવુ ઘણુ કમી હતું મેગેસ્થીનીસ જ્યારે ચદ્રગુપ્તની ચાર લાખ આદમીની છાવણીમા રેહેતો હતો ત્યારે આટલી બધી મોટી સખ્યામા કોઇ દિવસે જે ચોરીના દાખલા બનતા તો તે રુપે વધતામાવધતી ૨૦૦ દીરમની એટલે હાલના સિક્કા મા આશરે ૮ પૌડની યા આપણા સિક્કામા બોલીયે તો ૧૨૦ રૂપિયાની ચોરીના હતા એ ઉપરથી સ્ટ્રેબો ‡ અજાયબી દેખાડે છે કે જે દેશમા લખેલા કાયદા જેવુ કાઇ નહી, અને જ્યા લોકો લખી જાણે નહીં પણ યાદદાસ્તથી સઘળુ કામ લે, તેઓમા એમ છે. એનો સબબ તે લસ્કરની સારી કાયદે અને સારી વ્યવસ્થાનો જણાવે છે વળી લોકો પોતાના વેહેવારમા ઘણા કસરીઆ હતા, તે પણ એક સબબ છે

મેગેસ્થીનીસ, એરીઅન, વિગેરે યુનાની લખનારાઓને આધારે અને કોઇક હિદી લખાણને આધારે ચદ્રગુપ્તની શાહાનશાહતનુ મિ વિન્સેન્ટ સ્મિથે ઉપર મુજબનુ ચિત્ર રજુ કીધુ છે તે કહે છે કે એ પાદશાહના વખતમા ઉત્તર હિદુસ્તાન સુધારાની ઉચી ટોચે પોહોચ્યુ હતુ તે સુધારો તેણે કેટલીક સદીના ચાતુ વધારા બાદ મેળવ્યો હતો

## હિંદુસ્તાનના સુધારા ઉપર ઇરાનની અસર.

રાજા ચંદ્રગુપ્તના વખતમા હિદુસ્તાનની હાલત કેવા પ્રકારની હતી, તેની

---

† "They cultivate it on the terms of receiving as wages a fourth part of the produce" (Strabo Bk XV Chap I, 40).

* Smith's History of India pp 129.

‡ Bk. XV Chap I, 53.

હકીકત આપણે તપાસી. એ વખતના સુધારાવધારામાં અલબત્તે કેટલું તત્વ ખાસ સ્થાનિક, ખાસ હિંદુ હતું, પણ કેટલુંક બહારનું હતું. ચંદ્રગુપ્તનો વખત તો સિકંદરના મરણ પછીનો તુરતનો વખત હતો. હવે સિકંદર ઇરાનની હખામીનીઅન હકુમતનો અંત લાવ્યો હતો. તેથી ચંદ્રગુપ્તના વખતનું હિંદુસ્તાન અને તે વખતના તેના સુધારાવધારાની હાલત કોઇ કહેશે કે ખુદ હખામીનીઅન વંશના વખતની હાલત ન ગણાય. પણ એમ વિચાર કરતાં યાદ રાખવું જોઇએ કે, એક દેશમાં સુધારા વધારાની કોઇ હાલત કાંઇ એકદમ એક બે દાયકામાં ઉભી થતી નથી. તે એક પછી એક તબક્કામાંથી આસ્તે આસ્તે પ્રગટ થતી જાય છે. ત્યારે ચંદ્રગુપ્ત, જે હખામીનીઅન વંશની પડતી પછી તુરતના વખતમાં થઇ ગયો હતો, તેના વખતમાં પ્રચાર પામેલો સુધારો એક બે સદી આગમચથી શરૂ થએલો હોવો જોઇએ.

ત્યારે સવાલ ઉઠે છે કે ચંદ્રગુપ્તના હિંદી શાહાનશાહતના સુધારા ઉપર, તેના પોતાના સ્થાનિક સુધારા ઉપરાંત, કોઇ બાહેરની, બાહેરનાં મુલકના સુધારાની અસર થઇ હતી કે? હિંદુસ્તાનના સુધારાએ યુનાન ઉપર અને યુનાનના સુધારાએ હિંદુસ્તાન ઉપર કેટલી અને કેવી અસર કીધી છે એ એક મોટો સવાલ છે, જે ઉપર મતફેર છે. ‡ પણ એ મતફેર ઘણોખરો સિકંદર પછીના લાંબા વખતના સુધારાના સંબંધમાં છે, કે જ્યારે સિકંદરનું રાજ્ય વેંહેચી લેનારા તેનાં સરદારોમાંના એક સેલ્યુકસે અને તેના વંશે અને તેઓ પછી બીજા યુનાની સરદારોએ અવારનવાર હિંદુસ્તાનની સરહદ ઉપર ઓછીવધતી હકુમત કીધી હતી.

---

‡ જુઓ (ક) મારૂં પુસ્તક "*A Glimpse into the work of the B. B. Royal Asiatic society during the last 100 years from a Parsee point of view.*" pp. 25, 29, 33.

(ખ) જુઓ Vans Kennedy નો વિષય "Remarks on the state of Persia from the battle of Arbela in B. C. 331 to the rise of Ardeshir Baledgan in A. D. 226 (Journal of the Literary society of Bombay, 2nd edition, Vol. III pp. 1–55).

(ગ) જુઓ Macdonnel's History of Sanskrit Literature, chap. XVI entitled "Sanskrit Literature and the West".

(ઘ) જુઓ Journal of the Asiatic Society of Bengal Vol. LVIII Part I (1880) માં મિ. સ્મિથનું લખાણ "Greeco Roman Influence on the Civilization of India" pp. 107-198, Vol. LXI Part I pp. 50-76,

આપણે હાલ તો ચંદ્રગુપ્ત જે હિંદુસ્તાનનો પેહેલવેહેલો હિંદી શાહાનશાહ ગણાયો છે, તેના વખત માટે, તથા તેના વખતના ઉપર વર્ણવેલા સુધારા માટે વિચાર કરીયે છીએ એ વખતના હિંદી સુધારા ઉપર યુનાન કરતા ઇરાને વધારે અસર કીધી હતી દારાયસે હિંદુસ્તાન ઉપર હકુમત કરવા પછી તેના હખામીનીઅન વંશના વારસોએ એ હકુમત થોડી કે ઘણી ચાલુ રાખી હતી તેના બેટા ઝર્કસીસનું લશ્કર યુનાન સાથે લડવા ગયુ હતુ, ત્યારે તેના હિંદી સીપાઇઓ તેમા સામેલ હતા પ્લેટીની લડાઇમા તેઓ આ ઇરાની પાદશાહના લશ્કર સાથે યુનાન સાથે લડયા હતા

હવે આપણે એમ નહિ કહીશુ કે, સિકંદર ૧૯ મહીનાની ટુંકી હકુમત પણ હિંદુસ્તાન ઉપર પોતાની થોડી કે ઘણી અસર વગર પસાર થઇ હતી તે ટુકી હકુમતે થોડી તો છાપ અહીંતહી પાડી હશે સિકંદર પછી કેટલાક વરસ સુધી અનાગનગાર નાના યુનાની રાજાઓએ અને સરદારોએ હિંદુસ્તાનની ઉત્તર પશ્ચિમ સરહદના કોઇક ભાગો ઉપર સામટી યા છુટી હકુમત કરી હતી તેઓ એક બે સદીની લાંબા વખતની હાજરીએ વધુ અસર કરી હોય, પણ ચંદ્રગુપ્તના વખતમા તો મિ સ્મિથ કહે છે તેમ ચંદ્રગુપ્તની શાહાનશાહત ઉપર હખામીનીઅન શાહનશાહતની અસર વધુ થઇ હતી હિંદુસ્તાન તે ઇરાની શાહાનશાહત સાથે સિકંદર કરતા લાંબો વખત સુધી સમાગમમા આવ્યુ હતુ

ચંદ્રગુપ્તની અને તેના 'મૌર્ય વંશની શાહાનશાહત ઉપર ઇરાનની અસર વધારે થઇ હતી તેની સાબેતીમા મિ સ્મિથ ટલીક દલીલો નીચે મુજબ રજુ કરે છે † મૌર્ય વંશના વખતના બાંધકામનો હુન્નર ( Architecture ), જેનો નમુનો અશોકના સ્તંભ ઉપર અને બીજા "ખાસ રીતીઃ સ્ક'પથરમા મળે છે, તે દેખાડે છે કે હખામીનીઅન વંશના બાંધકામના હુન્નરે એ હિંદી હુનર ઉપર અસર કીધી હતી * હિંદુસ્તાનમા લખાણુની જે લીપી 'ખરોશથી' તરીકે ઉત્તર-પશ્ચિમના ભાગોમા જણાયલી છે તે ઇરાનની લીપી ઉપરથી ઉતરી છે (૩) અશોકના કેઇક લેખોમા ખાસ કરીને ઉત્તર પશ્ચિમ ભણીના લેખોમા આ મતલબના શબ્દો આવે છે કે "પવિત્ર અને મહેરબાન રાજા આ પ્રમાણે કહે છે ' આ શબ્દો શાહ દારાયસના ખીલારોણી લેખો

---

† Indian Antiquary of September 1905 pp 201

* અશોકના સ્તંભના ટુંકા વર્ણન માટે જુઓ Smith's Ancient History of India pp 155 160

ઉપરના શબ્દો " થાતીઅ દાર્યવુશક્ષાયતિય " એટલે " કહે છે પાદશાહ દાર્યવુશ " ઉપરથી લીધાછે. (૪) અશોકે ખડકો ઉપર નીતિમાન બોધો કોતરાવવાનો વિચાર પાદશાહ દારાયસના લેખો ઉપરથી લીધો છે. દારાયસનો નકશી રૂસ્તમનો એક લેખ, જે હજુ બરાબર ઉકલાવી શકાયો નથી, તે એવો નીતિનો બોધ આપનારો ખાસ લેખ છે.

---

# ગુજરાતના ઇતિહાસમાં શિક્ષાની સાક્ષી.

## ( હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ. )

ઉપોદ્ઘાત. છેલ્લાં સાઠ–પોણોસો વર્ષનો સુધારાનો ઇતિહાસ આપણે જો તપાસીશું તો તુરત માલુમ પડશે કે આજ જન સમાજની ભાવના, વિચાર અને માનતામાં મહાન ફેરફાર થયો છે અને આપણે નવિન વિચારસૃષ્ટિમાં ફરીએ છીએ.

વિજ્ઞાનથી ઉત્તરોત્તર વધતી અને ખીલતી શોધોને પરિણામે આપણા જીવનના મોજશોખ અને સુખ સગવડતાનાં સાધનોમાં અથાગ સમૃદ્ધિ થઇ છે અને અસંભવિત, કલ્પિત મનાતી વાતો શક્ય બની, વ્યવહારમાં મુકાઇ છે. વિદ્યુત શક્તિનાં બળે, મંગલના ગ્રહ સાથે સંબંધ જોડવા અમેરિકામાં ડૉ. નિકોલાના પ્રયાસો અને મનોબળના ( psychical ) પ્રભાવે મૃત્યુ પામેલા મનુષ્યો જોડે સમાગમમાં આવવા લંડનમાં મી. સ્ટેડના યત્નો આ જમાનાના અદ્ભુત બનાવો છે.

તુલનાત્મક ભાષાશાસ્ત્ર અને દેવ-કથા ( mythology ) ના અભ્યાસથી સંકુચિત ચક્ષુ વિકાશ પામી, વિશાળ દૃષ્ટિ પ્રાપ્ત થઇ છે અને ધર્મ ભાવના અને ફીલસુફીમાં અનેક નવલ તત્વો દાખલ થયાં છે. ભુસ્તર શાસ્ત્ર અને પ્રાણિ-વિદ્યાના નવિન જ્ઞાનથી સૃષ્ટિ-ઉત્પત્તિનો કાળ લંબાયો છે અને પ્રાચિન વસ્તુ શાસ્ત્ર અને ખગોળ વિદ્યાની શોધોથી જગતના ઇતિહાસ પર નવિન પ્રકાશ પડયો છે. સન ૧૮૩૭ માં મહારાણી શ્રી વિકટોરિઆ તખ્તનશિન થયાં ત્યારે પશ્ચિમની ખ્રિસ્તિ પ્રજા બાઇબલમાં આપેલી સૃષ્ટિ-ઉત્પત્તિની ૬૦૦૦ વર્ષની સાલ સત્ય માની સ્વીકારતી. પણ હવે ભાગ્યેજ કોઇ સુશિક્ષિત મનુષ્ય મળી આવશે કે જે આ વાતને કબુલ રાખશે ; જો કે બાઇબલમાં હજી ઉપલુંજ વર્ષ છાપવાનુ જારી છે. પણ જુજ સમયમાં જુની વિચાર-શ્રેણીમાં આ ગંભિર ફેરફાર કયાથી ? લાંબી મુદતથી ચાલી આવતી, રૂઢ થયેલી વાતો એકાએક બદલાવાનુ કારણ શું ? ચાલુ ઇતિહાસ તપાસી, ઉંડા ઉતરી, સહેજ વિચાર કરીશું તો તુરત જણાશે કે આ ફેરફાર અને નવિન ગતિ, એ ઇજીપ્ત, એસિરિઆ, બેબીલોન, અને ખાલ્ડીયામા થયેલાં ખોદકામ અને શોધોનું પરિણામ છે. તે પ્રાચિન વસ્તુ શાસ્ત્રના અભ્યાસને આભારી છે. વીસમી સદીની મહત્તા વધારનાર તેને રમણિય સ્વરૂપ આપનાર, અને ઝળઝળતા તેજથી પ્રકાશિત કરનાર વિવિધ શક્તિઓ, એ ભુસ્તરશાસ્ત્ર, ભૌતિક વિદ્યા, ખગોળ વિદ્યા, જીવન શાસ્ત્ર, રસાયન શાસ્ત્ર, વિજ્ઞાન અને સાહિત્ય આદિ પ્રદેશોમાં આગળ વધતા અભ્યાસનુ રૂપ છે. આ વિદ્યાઓમાં પ્રાચિન વસ્તુ શાસ્ત્રનો પણ સમાવેશ થાય છે.

પ્રાચિન વસ્તુ શાસ્ત્રથી પ્રાપ્ત થયેલું જ્ઞાન, જેવું તેવું અને નજીવું નથી. તેના અભ્યાસથી જ જુના અને સાકડા, ધુળ ભરેલા વિભાગો નાબુદ થઈ, આપણને વિલુપ્ત થયેલા પ્રાચિન ઇતિહાસ અને બીજા સુધારાનો કેટલોક ખ્યાલ મળ્યો છે વિચાર-દૃષ્ટિ વિશાળ બની છે અને જ્ઞાનનો ભંડાર વધ્યો છે જો શરૂઆતથી જ જોન્સ, કોલબ્રુક આદિ વિદ્વાન મહર્ષિઓએ સાહિત્યને બદલે પ્રાચિન વસ્તુ શાસ્ત્ર પર પ્રથમ લક્ષ આપ્યું હોત, તો હિંદુસ્તાનનો પ્રાચિન ઇતિહાસ બહુ જલદી લખાત અને શોધ ખોળનું કાર્ય પણ બહુ સરલ બનત. પણ તેમનો અભ્યાસ સંસ્કૃત સાહિત્ય પરત્વેજ હતો. એક વિદ્વાન જણાવે છે કે હિંદુસ્તાનનો ગત થયેલો શરૂઆતનો પ્રાચિન ઇતિહાસ જે ભુતકાળના અંધારામાથી પ્રાપ્ત થયો છે તે સાહિત્યના અભ્યાસનું પરિણામ નથી પણ પ્રાચિન વસ્તુ શાસ્ત્રના અભ્યાસનું ફળ છે.

**સિક્કાનું વિવેચન**

પ્રાચિન વસ્તુ શાસ્ત્રના શિલાલેખ, શિક્કા, તામ્રપત્ર, શિલ્પ કામ, બાંધકામ, જુની કારિગરી, નકશી કામ, આદિ વિવિધ વિભાગો છે, તેમાના નિષ્ક શાસ્ત્ર એટલે શિક્કા સબંધી આપણે વિવેચન કરવાનું છે. નિષ્કશાસ્ત્ર બહુ કિમતી, મહત્વનો અને ઉપયોગી વિષય છે અને સુધરેલા દેશોમાં શિક્કાઓનો સંગ્રહ કરી, બરોબર ગોઠવી, તેનો શાસ્ત્રીય રીતે અભ્યાસ થાય છે. શિક્કાથી થતા લાભો અનેક છે પરંતુ એ વિશાળ ક્ષેત્રનું અવલોકન કરવાનું વિકટ કામ આપણા વિષયની બહાર છે. આપણે ફક્ત ઇતિહાસ પરત્વે શિક્કાની મહત્વતાની તુલના કરી કિંમત આકીશુ અને છેવટે શિક્કાના અભ્યાસની આવશ્યકતા સાબિત કરવાને તે સબન્ધે સામાન્ય વિવેચન કરી સંતોષ માનીશુ

પાશ્ચાત્ય પ્રદેશોમા પ્રાચિન ઇતિહાસ સાધન હોવાના સબબે શિક્કાની ઐતિહાસિક કિંમત સહેજ કમી હશે પણ હિન્દુસ્તાનમા ઇતિહાસના અભાવે શિક્કા અતિ મહત્વના ઉપયોગી અને આવશ્યક છે હિન્દુસ્તાનમા ઇતિહાસ લખાયો હશે કે નહિ એ ચર્ચાનો વિષય છે પણ મુસલમાનના વસવાટ પહેલાનો આર્યાવર્તનો પ્રાચિન ઇતિહાસ મળતો નથી એ બિના ચોકસ અને સાચી છે. હિંદુસ્તાનનો પ્રાચિન ઇતિહાસ પુરાણ વસ્તુ શાસ્ત્રના સાધનો પરથીજ લખી શકાય તેમ છે અને તે નિષ્કશાસ્ત્ર, ઉત્કિર્ણ લેખન, પરદેશી મુસાફરોના અહેવાલો અને સાહિત્યના ગ્રંથો પરથી ઉપજાવી કાઢવાનું પ્રથમ માન ઇંગ્રેજ સીવીલીઅન મી વિન્સેંટ એ સ્મીથને છે તે વિદ્વાન ગ્રંથકર્તા શિક્કા સબન્ધે લખે છે કે —

"The numismatic evidence is more accessible as a whole than the epigraphic .. ..*From the times of Alexander's invasion coins afford invaluable aid to the researches of the historian in every*

*period, and for the Bactrian Indo-Greek, and Indo-Parthian dynasties they constitute almost the sole evidence."*

શિક્કા પરથીજ હિન્દુસ્તાનના પ્રાચીન ઇતિહાસનાં કેટલાંક પ્રકરણો લખાયાં છે અને અનેક રાજાઓનાં નામ અને વંશની માહિતી શિક્કાનેજ આભારી છે. શિક્કા સિવાય તે સંબંધે બીજો કોઇ પુરાવો નથી. ગ્રીસનાં ન્હાનાં ન્હાનાં રાજ્યો માફક હિન્દુસ્તાનમાં અનેક રાજકિય વિભાગો હતા અને તેથી સમસ્ત દેશના શિક્કાની આપણીનું કાર્ય ગુંચવણ ભરેલું અને મુશ્કેલ છે અને વળી વિષય નીરસ અને શુષ્ક થઇ જવાનો ભય રહે છે. વાસ્તે આપણે ગુજરાતના શિક્કાનુંજ વિવેચન કરીશું અને તે પણ પ્રાચીન ગુજરાત સંબન્ધે. કેમકે શિક્કાની ખરેખરી જરૂરીઆત અને મહત્વ આ સમયે બરોબર જણાઇ આવે છે. આપણે જોઇ શકીએ છીએ કે શિક્કા અહિં બહુ ઉપયોગી પાર્ટ ભજવે છે. પ્રાચીન ગુજરાતમાં માળવા, સિંધ, કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત અને ઉત્તર કોંકણ આદિ દેશોનો સમાવેશ થાય છે.

મૌર્યસામ્રાજ્ય.

પ્રથમ આપણે ગુજરાતનો શરૂઆતનો ઇતિહાસ જોઇશું. કૃષ્ણની દ્વારિકા અને યાદવોના ઘોર સંગ્રામનો પૌરાણિક વાર્તા વિભાગ, આપણે જો મુકી દઇએ, ભૂલી જઇએ, તો પ્રાચીન ગુજરાતનો ઐતિહાસિક અહેવાલ મૌર્યસામ્રાજ્યથી શરૂ થાય છે. તે પૂર્વેનો કોઇ પણ ઇતિહાસ જાહેર નથી. જોકે મૌર્ય વંશના રાજાઓ ચંદ્રગુપ્ત અને અશોકનાં નામો સુપ્રસિદ્ધ છે અને તેમના સંબંધી પુષ્કળ હકીકત આપણને ગ્રીક, બૌદ્ધ, જૈન, અને બ્રાહ્મણ ગ્રંથોમાંથી મળે છે તો પણ તેમની ગુજરાતની હકુમતનો વૃત્તાંત બહુ ઓછો છે. કદાચ કહી શકીએ કે આપણે તે વિષે કાંઇ જાણતા નથી.

સુદર્શન તળાવમાંના શિલાલેખ પરથી જણાય છે કે ગુજરાતનો વહીવટ સુબાઓ કરતા. ગ્રીક મુસાફરો હિન્દુસ્તાનના વૈભવ, સમૃદ્ધિ, આબાદિ અને જાહોજલાલીનાં બહુ વખાણ કરે છે અને મી. વિન્સેંટ સ્મિથ જણાવે છે કે ચંદ્રગુપ્ત–અશોકના સમયમાં આર્ય–સુધારો ઉન્નતિના ઉંચે શિખરે પહોંચ્યો હતો. ગુજરાતમાં પણ તેની અસર થઇ હતી. ગિરનારના શિલાલેખ, સુદર્શન તળાવ અને તેની આસપાસનાં નહેર કામો,એ મૌર્યસામ્રાજ્યના સુધારાની ભવ્યતાના સુંદર નમુના છે. અશોકના વિવિધ શિલાલેખથી હિંદુસ્તાનના ઇતિહાસ પર વિશેષ પ્રકાશ પડયો છે અને આર્ય–ધર્મની મહત્તા વધી છે. ટુંકાણમાં કહીએ તો મૌર્યસામ્રાજ્ય હિંદુસ્તાનનાં ઇતિહાસનું રસિક મનહર પ્રકરણ છે. અત્રે ગુજરાત સબંધે એક વાત ખાસ નોંધવા જેવી છે. આ સમયે ગુજરાતમાં મલેચ્છ વસ્તી વિશેષ હતી. અશોક મલેચ્છ ઉપદેશકનેજ ગુજરાતમાં મોકલે છે અને હિંદુ ગ્રંથોમાં જાત્રાના પ્રસંગ વિના સૌરાષ્ટ્રની મુલાકાતનો નિષેધ છે ત્યાર બાદ:ગ્રીક, બાકટ્રિયન, ક્ષત્રપ, હૂન આદિ અનેક યવન પ્રજાઓ ગુજરાતમાં આવે છે

મૌર્ય સામ્રાજ્ય પછી ગુજરાતમા ગ્રીક બાકટ્રિઅન પાદશાહઓનો અમલ થાય છે પણ તેમના સંબધી પુરી, ચોક્કસ, ખરી હકીકત મળતી નથી. ગ્રીક-બાકટ્રિઅન જે કંઇ માહિતી મળે છે તે ગ્રીક મુસાફરોની ટુકી નોધ અને શિક્કા પરથીજ લેવામા આવી છે મહાન સિકંદરની હિન્દુસ્તાન પરની ચડાઇ આપ સર્વેને સુવિદિત છે અને એના મરણ બાદ તેના વિશાળ રાજ્યની વહેચણીથી આપ સર્વે વાકેફ હશો, બાક્ટ્રિઅન ગ્રીક પાદશાહનો હિન્દુસ્તાનમા આવ્યાની ગ્રીક મુસાફરોના પુસ્તકોમા નોધ છે પણ તેને સબળ કરતો બીજો કોઇ પુરાવો નથી વળી તેમા કેટલીક હકીકત સાભળેલીજ (Hearsay) ઉતારવામા આવી છે તેથી જો કચ્છ અને કાઠિઆવાડમા ગ્રીક બાકટ્રિઅન પાદશાહોના શિક્કા મળ્યા ન હોત તો ગુજરાતના ઇતિહાસમા ગ્રીક બાકટ્રિઅન પાદશાહો સંબન્ધે ભુલ ખવાડનારી ખોટી હકીકત દાખલ થાત અને સંદેહ રહેત દાખલા તરીકે પેરિપ્લસનો કર્તા (ઇ સ ૨૪૦) સૌરાષ્ટ્રના વર્ણનમા જણાવે છે કે "આ ભાગમા હજી સુધી જુના દેવળો, છાવણીના પાયા અને મોટા કુવા વગેરે **સિકંદરની સ્વારીનાં નિશાન માલુમ પડે છે."** પરતુ આ વાત ખોટી છે સિકદર કાઠિઆવાડ સુધી આવ્યો નહોતો જે સ્વારીના નિશાન પેરિપ્લસ લખે છે તે સિકંદરની સ્વારીના નહિ પણ ગ્રીક બાકટ્રિઅન સરદાર મેનન્ડરની ચઢાઇના છે કેમકે મેનન્ડરે કચ્છ, કાઠિઆવાડ અને સૌરાષ્ટ્ર સર કર્યાની હકિકત માલુમ છે અને આ પ્રદેશોમા એના મળી આવેલા શિક્કાથી ઉપલી હકીકતને પુરતો પુરાવો મળે છે શિક્કા પરથી ગ્રીક બાકટ્રિઅન પાદશાહો યુક્રેટાઇડીઝ મેનન્ડર અને એપોલોડોટ્સના નામો પ્રાપ્ત થાય છે, પણ તેમના સબધી વિશેષ હકીકત મળતી નથી. મેનન્ડરના શિક્કા અહીં (સૌરાષ્ટ્રમાં) વધારે ફેલાયલા હોવાથી એક અનુમાન થાય છે કે તેજ પ્રથમ ગુજરાતમા આવી વસ્યો હશે ગ્રીક મુસાફરો જણાવે છે કે મેનન્ડરે જીતેલા પ્રદેશોમા કચ્છ અને સૌરાષ્ટ્ર દેશ હતા આથી એક વાત, બીજી હકીકતને સાબિત કરે છે વળી શિક્કા પરથી વિદ્વાન પુરુષોએ ગ્રીક બાકટ્રિઅન પાદશાહો સબન્ધે એક બીજો તર્ક બાધ્યો છે કેટલાકનુ એમ કહેવુ થાય છે કે પ્રથમ મેનન્ડર આવ્યો અને એની પછી એપોલોડોટ્સ થયો જ્યારે સામા પક્ષનું માનવુ એવુ છે કે અપોલોડોટ્સ અમલ અને ત્યારબાદ મેનન્ડર આવ્યો આ સંબંધી આપણી પાસે કઇ વિશેષ પુરાવો નથી, કંઇ સાધન નથી; ત્યારે આ વિકટ પ્રશ્નનું નિરાકરણ શી રીતે કરવુ? સદ્ભાગ્યે, એ બે પાદશાહોના શિક્કા બહુ મોટી સંખ્યામા મળી આવે છે અને તેથી આપણી શંકા દૂર થાય છે, અહિ શિક્કા બહુ ઉપયોગી છે આ બે પાદશાહોના જે શિક્કા મળ્યા છે, તેનું નિરીક્ષણ કરી, એવુ અનુમાન થયુ છે કે મેનન્ડર પછી એપોલોડોટ્સ હોવો જોઇએ કેમકે એપોલોડોટ્સના શિક્કાની સખ્યા મોટી છે અને તેની કારિગરી ઉતરતા પ્રકારની છે ગ્રીક બાકટ્રિઅન પાદશાહોના નવીન સુદર, ધાટિલા રૂપિઆ

દેશમા દાખલ થવાથી, અસલના ઓબોલ, ખડબચડા, 'પચમાર્ક' એ નામથી પ્રસિદ્ધ રૂપિઆનું ચલણ નાબુદ થાય છે અને તે પછી તેઓના માપનુ ધોરણ પણ ગ્રીક રૂપિઆના તોલને અનુસરી ફેરવાય છે ક્ષત્રપ વશના શિક્કા ગ્રીક શિક્કાનીજ નકલ છે અને ત્યાર પછીના વિધવિધ શિક્કા પરથી આપણે કહી શકીએ કે ગ્રીક શિક્કાની અસર ગુજરાતમા લાબા કાળ સુધી જણાય છે આપણે જોયુ કે શિક્કા પરથી ગ્રીક બાકટ્રિઅન પાદશાહો સબધી બહુ સારી હકીકત પ્રાપ્ત થાય છે તે પુરાવો આવશ્યક છે

કેટલાક વિદ્વાનોનુ એવુ માનવુ છે કે સસ્કૃત સાહિત્યનો મિનેન્દ્ર નૃપ તે આ ગ્રીક બાકટ્રિઅન પાદશાહ મેનન્ડર છે

**ક્ષત્રપ**

ગ્રીક બાકટ્રિઅન પાદશાહોના અહેવાલ સારૂ શિક્કાની હકીકત સાથે ગ્રીક મુસાફરોની નોધ સાધન છે પણ ક્ષત્રપ વશનો આખો ઇતિહાસ કેવળ શિક્કા પરથી જ રચાયો છે શિક્કા સિવાય એ વિષે બીજો કોઇ પુરાવો નથી એ વશનુ જ્ઞાન પણ પ્રથમ શિક્કા પરથીજ પ્રાપ્ત થાય છે ત્યાર બાદ હાથ લાગેલા તક્ષિલા (Taxila) મથુરા અને નાશિકના શિલા લેખપરથી શિક્કાની હકીકત મજબૂત થાય છે કઇક વિશેષ માહિતી મળે છે પરંતુ તેમાથી એ ત્રણ પાદશાહોનોજ અહેવાલ મળે છે બીજા રાજાઓ સારૂ તો માત્ર શિક્કાજ સાબિતી છે ક્ષત્રપ પાદશાહની વશાવળી અને સાલવારી તૈયાર કરવા શિક્કા સિવાય બીજુ કોઇ સાધન નથી હાલ જે કઇ આપણે ક્ષત્રપ વશ સબધે જાણીએ છીએ તે શિક્કાના અભ્યાસનુ ફળ છે શરૂઆતમા થોડા શિક્કા જડી આવવાથી ક્ષત્રપ વશના પાદશાહો ગુજરાતમા થઇ ગયા છે એવી ખબર મળી તેઓનુ નામ ક્ષત્રપ કે બીજુ કઇ તે નક્કી થયુ નહિ

શિક્કા પરના લેખ બરોબર નહિ ઉકેલાવાથી મી પ્રીન્સેપ, જસ્ટીસ ન્યૂટન આદિ વિદ્વાન નિષ્કશાસ્ત્રીઓએ તે શિક્કા શાહ વશના છે એમ ઠરાવ્યુ જેમ જેમ વિશેષ શિક્કા પ્રાપ્ત થતા ગયા તેમ તેમ ભ્રમ ભાગતો ચાલ્યો અને રફતે રફતે એ વશ 'સેન' 'સિહ' અને ક્ષત્રપ એ નામથી ઓળખાયો શિક્કા પરથી ભાગી તુટી હકીકત મેળવી ક્ષત્રપ વશનો પ્રથમ ઇતિહાસ લખવાનું માન આપણા મરહુમ વિદ્વાન પડિત ભગવાનલાલ ઇંદ્રજીને છે એમનો એ લેખ ઇંગ્લાડની રોયલ એસીઆટીક સોસાઇટીના જર્નલમા છપાયો છે તે પછી જુનાગઢ પાસે ક્ષત્રપ વશના શિક્કાનો એક મોટો ઢગ મળી આવતા કેટલીક નવીન હકીકત બહાર આવી પણ તે ફક્ત સાલ અને રાજાઓના નામ સબધી ખુલાસો કરે છે આ અને બીજી વિશેષ હકીકત પ્રાપ્ત થતા 'ગુજરાતના ક્ષત્રપ (Western Kshatrapas) વિષે એક સુદર સવિસ્તર લેખ વિદ્વાન નિષ્કશાસ્ત્રી મી રેપસને લખ્યો છે ક્ષત્રપ વશનો પ્રથમ પાદશાહ કોણ એ હજી અચોક્કસ છે નાહપાણ પહેલા કોઇ રાજા હશે કે નહિ તેની આપણને

કંઇ ખબર નથી. થોડીક મુદતપર મી. રેપસને એક સિક્કાની શોધપરથી નાહપાણુ પૂર્વેના પાદશાહનું નામ પ્રસિદ્ધ કર્યું હતું* પણ બીજા સિક્કા કે તેને સાબત કરતી વિશેષ હકીકત મળે નહિ ત્યાં સુધી એ વાત સ્વીકારવી કે નહિ એ વિચારવાનું છે.

ક્ષત્રપ વંશ સંબંધી ચોંકાવનારી ખુશ ખબર તો નાશિક પાસે જડી આવેલા સિક્કાપરથી મળે છે. રેવરંડ મી. સ્કોટે આ સિક્કાના મોટા ઢગ (૧૩૨૫૦) ને તપાસી કેટલીક ઐતિહાસિક હકીકત તારવી કાઢી છે અને પંડિત ભગવાનલાલના લેખમાં સુધારા વધારા કરી, જુજ માહિતીપરથી તેમનાં બાંધેલા અનુમાનો ખોટાં પાડયાં છે. આ શોધ વિશે લખતાં મી. એસ. એમ. એડવરડસ ( Edwardes ) કહે છે કે

"The coins found by the children at Nasik and the cave inscriptions are mutually complementary and help us to understand, albeit dimly what manner of men, they were who fought for the mastery of the Deccan in the first and second centuries of the Christian era."†

જેમ વધારે અને વધારે સિક્કા મળતા જશે, જડશે, તેમ ક્ષત્રપ વંશપર વિશેષ પ્રકાશ પડશે અને નવીન હકીકત પ્રસિદ્ધ થશે.

**ત્રૈકુટક**

ક્ષત્રપ વંશના સમયમાં ગુજરાતના દક્ષિણ ભાગમાં ત્રૈકુટક રાજાઓનું રાજ્ય હતું પણ તેમના સંબંધી બહુ હકીકત જાહેર નથી. કેટલીક માહિતી શિલા લેખ અને તામ્રપત્ર પરથી મળી છે અને તેમાં સિક્કાની હકીકતને લીધે થોડોક ઉમેરો થયો છે. સન ૧૮૮૭ માં પંડિત ભગવાનલાલને ત્રૈકુટક વંશના ૫૦૦ સિક્કા દમણુ પાસેના ગામમાંથી મળ્યા હતા પણ ત્યાર પછી એ વંશની વિશેષ હકીકત પ્રકાશમાં આવી નથી. હમણાં ત્રૈકુટક રાજાઓના કેટલાક સિક્કા પુણા નજદીક પ્રાપ્ત થયા છે અને તેનું શાસ્ત્રીય નિરીક્ષણ કરી, વધારાની નવીન ખબર રેવરંડ મી. સ્કૉટે બહાર પાડી છે. ફક્ત રાજાઓનાં નામ અને સાલ સંબધે ખુલાસો મળે છે. વિશેષ હકીકત નથી. હજુ એ વંશનાં સાધનો બહુ ઓછાં છે.

**ગુપ્ત વંશ**

ક્ષત્રપ બાદશાહોને હરાવી હાંકી કાઢનાર ગુપ્ત રાજાઓનો ઇતિહાસ પણ સિક્કા પરથી મળ્યો છે. મી. સ્મિથ લખે છે કે કનોજ પાસે એક લશ્કરી અમલદારને ગુપ્ત વંશનો એક છુટો સિક્કો જડી આવ્યાથી એ વંશની પ્રથમ માહિતી મળી. ત્યાર પછી એ વંશના જુદી જુદી

* Numismatic Chronicle Calcutta Supplement to the Bengal A. Society.

† Times of India, 31st May 1907.

ટંકશાળના વિધવિધ જાતના શિક્કાઓ કેટલીક વાર સાલ સહિત મળી આવ્યાથી મનુષ્યની સ્મરણ શક્તિમાંથી સમુલગું લુપ્ત થયેલું હિંદુસ્તાનના ઇતિહાસનું સુંદર રસિક પ્રકરણ પ્રાપ્ત થયું છે. હિંદુસ્તાનનો ત્રીજી સદીનો ઇતિહાસ જવલેજ મળે છે અને તેથી તે સમયે સ્થપાયલા ગુપ્ત વંશના મૂળ સ્થાપકનો અહેવાલ પણ પુરે પુરો મળતો નથી. વર્ષ ૩૨૦ માં ચંદ્રગુપ્ત-૧. ગુપ્ત રાજ્યનો વિસ્તાર વધારે છે અને પોતાના નામના પ્રથમ શિક્કા પાડે છે. ચંદ્રગુપ્તની રાજ્યધાનીનું સ્થળ મગધમાં પાટલીપુત્ર છે. ચંદ્રગુપ્તના શિક્કા એ 'કુશન' જાતના શિક્કાની નકલ છે અને 'કુશન' શિક્કા એ 'રોમન' શિક્કાનું અનુકરણ છે. ચંદ્રગુપ્તના શિક્કા પર તેની સ્ત્રીની પણ છબી છે. ગુપ્ત વંશના શિક્કા બહુ સુંદર, આકર્ષક અને રૂપાળા છે. તેની કારિગરી ઉંચા પ્રકારની છે તેના પરની છાપ ઉત્તમ છે.

ચંદ્રગુપ્ત-રાજાએ ગુજરાતને વશ કર્યા પછી ત્યાંના પ્રચલિત નાના રૂપાના 'ક્ષત્રપ' શિક્કા નિહાળી, ગુપ્ત વંશના નવીન શિક્કા 'ક્ષત્રપ' જાતના અને આકારના પાડયા. વધારામાં તે પર મોરની છાપ હતી. ગુપ્ત રાજાઓના સુબાઓ ગુજરાતનો કારભાર ચલાવતા. ગુપ્ત રાજ્યનો વિસ્તાર બહુ વિશાળ હતો. એજ વંશમાં સમુદ્રગુપ્ત નામનો મહાન પાદશાહ થઇ ગયો કે જેની આણ અને સત્તા આખા હિંદુસ્તાનમાં હતી. એણે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. ઇતિહાસકારો એને પૂર્વનો નેપોલીયન કહે છે. એના શિક્કા પરથી જણાય છે કે એ કવિ હતો અને

"His lyrist coins show that he was an excellent musician. His battle-axe coins mark out the ferocity of his victorious warfare." આ ઉપરથી સાફ જણાશે કે ગુપ્ત વંશના ઇતિહાસ સારૂ શિક્કા બહુ મહત્વના અને જરૂરી છે.

હૂન, વલ્લભી.

ગુપ્ત વંશ પછી હૂન નામની પરદેશી પ્રજા ગુજરાત પર હુમલો આણે છે પણ તેમની હકીકત હવે પછી આપીશું. પ્રથમ આપણે વલ્લભી રાજાઓનો અહેવાલ જોઇએ. વલ્લભી વંશની મુખ્ય હકીકત તામ્રપત્ર પરથી પ્રાપ્ત થાય છે. તેમના શિક્કા લગભગ 'ગુપ્ત' શિક્કાની નકલ છે. માત્ર સહેજ ફેરફાર છે. ગુપ્ત વંશના શિક્કા પર 'મોરનું' ચિત્ર છે. જ્યારે વલ્લભી રાજાઓના શિક્કાપર ત્રિશૂળનું ચિન્હ છે.

ગુપ્ત વંશના શિક્કા પર પ્રથમ 'ચૈત્ય' નું ચિન્હ હતું. જ્યારે તેઓ 'ક્ષત્રપ' શિક્કાની નકલ કરે છે ત્યારે ગુપ્ત શિક્કા પર ચૈત્યની છાપની જગ્યાએ મોરનું ચિત્ર દેખાય છે અને વલ્લભી રાજાઓ ગુપ્ત શિક્કાનું અનુકરણ કરે છે ત્યારે તેઓ મોરને બદલે ત્રિશૂળ કાઢે છે. શિક્કા પરનાં વિવિધ ચિન્હોનો અભ્યાસ જ્ઞાન સાથે આનંદ આપે છે અને તે આવશ્યક છે.

તે સાસાનિઅન, ગુપ્ત અને કુશન શિક્કાની નકલ છે. તેથી આપણને હૂન શિક્કા પરથી તેમની ચઢાઇઓ, અને રાજ્ય-વિસ્તાર સંબંધી બહુ કિંમતી પુરાવો મળે છે અને ઇતિહાસની વાત સાબિત થાય છે.

છેવટે 'ગદ્દઇઆ' શિક્કા આપણું ધ્યાન ખેંચે છે. ગુજરાતના ઇતિહાસ પર તે કેટલોક પ્રકાશ નાખે છે. ગદ્દઇઆ પૈસાનો અહેવાલ બહુ રસિક છે. તે સાસાનિઅન શિક્કાની ચોથી આવૃત્તિ છે. હૂન શિક્કા તે સાસાનિઅન શિક્કાની નકલ છે અને હૂન શિક્કાની ભ્રષ્ટ અને હલકી જાત તે ગદ્દઇઆ પૈસા છે. તોરમાન સરદાર શરૂઆતમા રૂપાના પાતળા સાસાનિઅન શિક્કાના નમુના હૂન રૂપિયા પડાવે છે પણ તે બહુ અધુરા (ક્રૂડ) હોય છે. ત્યાર પછીના સાસાનિઅન નકલના હૂન શિક્કા આપણે જો તપાસીએ તો જણાશે કે રફ્તે રફ્તે અસલની છાપ અને છબી ઘસાતી જાય છે અને જાડાઇ બહુ વધે છે. આ નકલ એટલે સુધી બગડી જાય છે કે છેવટે શિક્કાની એક બાજુએ બટન કે ગુરજ જેવું એકાદ ચિન્હ નજરે પડે છે અને બીજી બાજુએ, મીંડા અને લીટીઓનો ભાસ આપતું ઝાખુ ચિત્ર દેખાય છે. વિશેષમાં જાડાઇ અતિશય છે. કોઇ કળી ન શકે કે તે સાસાસિઅન શિક્કાની નકલ હશે. પણ પંડિત ભગવાનલાલે અથાગ મહેનત લઇ, ગદ્દઇઆ પૈસા બહુ સારી સંખ્યામા સંગ્રહ કરી, સાબિત કર્યું છે કે તે સાસાનિઅન શિક્કાનુ અનુકરણ છે. તેઓએ એ શિક્કા એવી સરસ રીતે ગોઠવ્યા કે તે પરથી આપણે જોઇ શકીએ કે કેવી રીતે ધીમે ધીમે શિક્કાની એક બાજુએ પાદશાહની છબી અને બીજી બાજુએ આતશ-ગાહના ચિત્રવાળા સાસાનિઅન શિક્કા ગદ્દઇઆ પૈસાના મીંડા અને બટનની હલકી ઉતરતી કારિગરીના વિચિત્ર સ્વરૂપમાં વિરામે છે.

વલ્લભી રાજ્યના પડયા પછી હૂન નાણું ચાલે છે, અને હૂન શિક્કાની ઉત્તરોત્તર ઉતરતી જાત તે ગદ્દઇઆ પૈસા છે ચાવડા, ચાલુક્ય, અને વાઘેલા રાજાઓના અમલ સુધી ગદ્દઇઆ પૈસાનુંજ ચલણ હોય છે. અલ્લાઉદ્દીને ગુજરાત સર કર્યા પછી, તે નાણું નીકળી જાય છે અને મુસલમાની શિક્કા આવે છે. એટલે ગદ્દઇઆ પૈસા લગભગ પાચ સૈકા ગુજરાતમા ચાલુ રહે છે. હવે 'ગદ્દઇઆ' પૈસા એ નામ શી રીતે પ્રાપ્ત થયુ તેનો સહેજ વિચાર કરીશું. તે માત્ર અનુમાન છે. આપણે અગાડી જોઇ ગયા કે ગદ્દઇઆ પૈસા એ હૂન શિક્કાની બહુ ઉતરતી જાત છે અને હૂન શિક્કા એ સાસાનિઅન શિક્કાની નકલ છે. સાસાનિઅન વંશમાં 'બહેરામ ગુર' એ પાદશાહનું નામ પ્રસિદ્ધ છે. વળી તેને શિકારનો—ખાસ કરી ગધેડાના શિકારનો—અતિશય શોખ હતો એ વાત મશહુર છે. એ સબબેજ તે 'ગુર' ઉપનામ પામે છે. હૂન પ્રજાને ઇરાનના પાદશાહ સાથે કલહ હતો તે આપણે જાણીએ છીએ.

ઇતિહાસ પરથી જણાય છે કે એ વાર બહેરામ ગુર હૂન પ્રજાને સખ્ત હાર આપે છે અને તેથીજ ઇર્ષ્યામાં, મશ્કરીમાં, સાસાનિઅન શિક્કાને તેઓ 'ગદ્દઇઆ' શિક્કા એ નામ આપે એ વાત સંભવિત છે.* સાસાનિઅન નકલના હૂન શિક્કા ગુજરાતમાં દાખલ થાય છે તે સાથે 'ગદ્દઇઆ' શિક્કા એ નામ પણ આવે છે. આ પરથી હૂન શિક્કાની ઉત્તરોત્તર ઉતરતી પંક્તિના શિક્કાને 'ગદ્દઇઆ' પૈસા એ નામ શી રીતે પ્રાપ્ત થયું તે સેહેજ સમજાશે. તેનો આકાર અને ઘાટ પણ એજ ભાન કરાવે છે. તુર્ક સુલતાન અલ્લાઉદીનની ચઢાઇ સાથે, ગુજરાતના હંદુ રાજ્યનો નાશ થાય છે અને અહીંથીજ ગુજરાતના પ્રાચીન ઇતિહાસ પર પડદો પડે છે.

ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ જોકે આપણા નિબંધના વિષયથી અલગ રાખ્યો છે અને ફારસી તવારિખના ગ્રંથો અને પરદેશી મુસાફરોના અહેવાલો સાધ્ય હોવાના સબબે શિક્કાની ઐતિહાસિક કિંમત કંઇ કમી છે, તોપણ મુસલમાન સલતનત અને મોગલ શહેનશાહતના શિક્કાથી આપણા વિષયને વિશેષ પુરાવો મળે છે અને બીજી નવીન હકીકત પ્રાપ્ત થાય છે, તેથી તે આપણે અત્ર ટુંકાણમાં નોંધીશું. માત્ર સહેજ સાર આપીશું, નહિતો લેખનો વિસ્તાર વધી જશે.

અમદાવાદના મુસલમાન પાદશાહોનો ઇતિહાસ ફિરિસ્તા, મિરાતે અહમદી અને મિરાતે સિકંદરી આદિ ફારશી પુસ્તકોમાંથી મળે છે પણ તેમાં એક દોષ વારંવાર નજરે પડે છે. તેમાં પાદશાહોની જે અસલ સાલવારી આપી હોય છે તે પરસ્પર ઘણી ભિન્ન છે. વળી પાદશાહોની વંશાવળીઓનાં નામમાં મતભેદ છે. મિરાતે અહમદીમાં એક વાત હોય તો તેથી વિરૂદ્ધ હકીકત ફિરિસ્તામાં મળશે. અમુક પાદશાહ ક્યારે જનમ્યો કે તેનું મોત કયી સાલમા થયું તે બરોબર ચોક્કસ નથી. આ ભૂલ થવાનું કારણ એ છે કે તે સમયે રાજ્યમાં અશાંતિ અને અંધાધુધી વિશેષ હતી. ગાદીએ આવનાર પાદશાહને અનેક મુસિબતો નડતી. કેટલીકવાર તખ્ત મેળવવા માટે તોફાન અને કાપાકાપી ચાલતી, તેથી તેમનો અહેવાલ બરોબર લખાયો નથી, એવી જે હકીકત ઉતારવામાં આવી છે તે માત્ર સાંભળેલી છે. પણ આ ખામી તેમના શિક્કા મળી આવ્યાથી ઘણે અંશે દૂર થઇ છે અને ખાત્રીપૂર્વક હકીકત મળી છે. મુસલમાન રાજનીતિનો એક નિયમ છે કે પાદશાહના નામના શિક્કા પડે અને મસિદમાં નિમાઝ પઢાય ત્યારે તે જાહેર રીતે સ્વીકારાય. આ શિક્કાની સહાદતથી, અનેક વિરૂદ્ધ વાતો સુધારવામાં આવી છે. અને પાદશાહોના નામ સંબંધી જે ગુંચવણ હતી તે દૂર થઇ છે. દરેક શિક્કા પર સાલ હોય છે અને કેટલીકવાર તો તે પાદશાહની વંશા-

* જુઓ ડા. ટેલર-હૂન શિક્કા-( Hun Coinage ).

Numismatic Chronicle-Supplement to the Bengal Asiatic Journal.

વળી આપે છે. દાખલા તરીકે બહાદુરશાહના શિક્કા પર તેના નામથી, મુઝફ્ફર-૧ લા સુધીની વંશાવલિ છે. તે આ પ્રમાણે છે. બહાદુરશાહ બિન મુઝફ્ફરશાહ બિન મહમદશાહ બિન અહમદશાહ બિન મહમદશાહ બિન મુઝફ્ફરશાહ. આ પુરાવા પરથી ઇતિહાસમાં જે જુદાં નામો આપેલાં હોય છે તે ખોટાં પડે છે અને સાચી હકિકત પ્રાપ્ત થાય છે. એજ પ્રમાણે સાલનું સમજવું. અમદાવાદની સલતનતના શિક્કા, સુંદર ઘાટિલા અને નકશિદાર છે. વળી તેપર જે ટંકશાળમાંથી તે બહાર પડેલા તેનું નામ હોય છે. વધારામાં કેટલીકવાર તે શહેરનાં 'ખાસ નામ' 'Honorific epithets' આપે છે. ગુજરાત સલતનતના શિક્કાપર રેવરંડ ડૉ. જ્યૉર્જ પી. ટેલરે એક વિદ્વતા ભરેલો સરસ નિબંધ લખ્યો છે અને તે વાંચ્યાથી શિક્કા સંબંધી પુષ્કળ માહિતી મળશે.

ગુજરાતની મુસલમાન સત્તાને તોડનાર મોગલ શહેનશાહ અકબરના શિક્કા, રૂપાળા અને આકર્ષક છે. તે પરના લેખ પણ સુંદર અને સૂચક છે. અકબરની ધર્મ-સભા યાને 'દિને-ઇલાહી' એ એક મોટો ઐતિહાસિક બનાવ છે અને તેની નોંધ તેના શિક્કા પરથી મળે છે. અકબર, પોતાના શિક્કા પરથી હિજરી સાલ બદલી નવું 'ઇલાહી' વર્ષ દાખલ કરે છે. વળી તેના શિક્કા પર 'કુરાને શરિફ'ના કલમા છે. તે તેની ધર્મ-વૃત્તિનું પરિણામ છે. જહાંગીરના શિક્કા તો હિંદુસ્તાનના ઇતિહાસમાં ખાસ પ્રસિદ્ધિ પામ્યા છે. તેના બાર રાશિઓના શિક્કા ( Zodiacal coins ) જગ વિખ્યાત છે.

'તેના દારૂની પ્યાલી' વાળા શિક્કા તેની ખાસિઅતના સુચક છે. તે સ્વચ્છંદી, મોજીલો અને આનંદી પાદશાહ હતો અને તેનો આખો વૃત્તાંત તેના શિક્કા પરથી જોઇ શકાય છે. જહાંગીર-નામામાં એ પાદશાહનો જે એહેવાલ છે તે તેના શિક્કા પર બરોબર કોતરાયેલો જણાય છે. એના શિક્કા તે વખતની ઉમદા કારિગરી અને હુન્નરકલાનો ઉત્તમ નમુનો છે, વિશેષમાં જહાંગીરના શિક્કા પર અનેક ફારસી 'સેન' (couplets) આપેલી છે. તેથી પણ બહુ જાણવાનું પ્રાપ્ત થાય છે. તેનો એકાદ જુદો સંગ્રહ થવાની જરૂર છે જો કે તેમાંથી કેટલીક છુટી 'સેન' છપાઇ છે, નુરજહાંન અને જહાંગીરની દંતકથાઓ અનેક છે, તેમનો પ્રેમ પણ અદ્દભુત છે. જહાંગીર નુરજહાંન પર ફીદા હતો. સર્વ રાજ્યસત્તાની લગામ નુરજહાનના હાથમાં હતી. જહાંગીર પાસે નુરજહાંન વારંવાર અરજ ગુજારતી કે તેણીને એક દિવસ રાજ્ય કરવાને રજા મળે. પણ જહાંગીર આ બાબતમાં અડગ હતો. આ તેની વિનંતી તે કદી સ્વીકારતો નહિ, એક દિવસ જહાગીર ખુશ મિજાજમાં હતો અને દારૂની ખુબ લહેર ચઢી હતી, તે તકનો લાભ લઇ નુરજહાને જહાંગીરને પોતાને રાજ્યગાદી એક દિવસ સારૂ પ્રાપ્ત થાય તે સંબંધી બહુ લાડથી વિનંતી કરી. દારૂના કેફમાં જહાંગીરે તે કબુલ રાખી. કહેવાય છે કે નુરજહાને તે એક દિવસમાં, પોતાના નામના લગભગ એક

લાખ રૂપિયા પડાવ્યા. આ હકીકત 'ટેવરનીઅર' Tavernier મુસાફરે પોતાના પ્રવાસના ગ્રંથમાં નોંધી છે. પણ અત્યાર સુધી આ વાત અસંભવિત મનાતી. જ્યારથી નુરજહાનના આ શિક્કા જડ્યા ત્યારથી તે ભ્રમ દૂર થયો છે. નાદિરશાહે હિંદુસ્તાનમાં જે ત્રાસ અને ભય ફેલાવ્યો તેનું યથાર્થ વર્ણન કોઇએ આપ્યું નથી. અમદાવાદમાં મળી આવેલા એક શિક્કા પરથી તેનો કંઇક ખ્યાલ આવશે. નાદિરશાહના જુલમની વાતો સાંભળી દિલ્લીની લુંટફાટની ખુનખાર હકીકત જાણી, ભય પામી, અમદાવાદના સુલતાન મહમદશાહએ, નાદિરશાહ અમદાવાદ આવે તે પૂર્વે તેના એટલે નાદિરના નામના શિક્કા પડાવ્યા અને પોતે તેની તાબેદારી સ્વીકારી, જોકે નાદિરશાહ અમદાવાદમાં સમુળગો આવ્યો નથી. આ એક શિક્કો નાદિરશાહે હિંદુસ્તાનમાં ફેલાવેલા ભય અને ત્રાસનું સૂચન કરવા પુરતો છે. એ પરથી અનુમાન કરો, કલ્પી લ્યો કે પ્રજા કેટલી ભય અને ત્રાસથી ધ્રુજતી, કાંપતી હશે.

શિક્કા પરથી ભૂગોળ બાબત સારૂં જ્ઞાન પ્રાપ્ત થાય છે. દરેક શિક્કા પર તેની ટંકશાળનું નામ હોય છે. મુગલ શિક્કા પરથી લગભગ ૨૪૦ ટંકશાળનાં નામ પ્રાપ્ત થાય છે. તે મુગલ રાજ્ય વિસ્તારનો ખ્યાલ આપવા પુરતાં છે. આ સંબંધે મી. એચ. એન. રાઇટ લખે છે કે "A reliable index to the geographical limits of the empire in its varying fortunes is to be found in the coins, owing to the custom of issuing money from many of the most important provincial centres, as well as at the capital and of recording on the coin the mint from which it was issued."*

આ ઉપરાંત શિક્કા પરથી જુદા જુદા સમયની હુન્નરકલા, કારિગરી, નકશી કામ અને ચિત્રકલાની માહિતીનાં સાધનો મળે છે. શિક્કા પર વિવિધ જાતના લેખ હોય છે અને તે પરથી ભાષામાં થતો ફેરફાર સમજાય છે અને ભાષા જ્ઞાનમાં વધારો થાય છે. શરૂઆતના શિક્કા પર બે જાતની ભાષા હોય છે. એક ખરોસ્તી અને બીજી ગ્રીક. અત્યાર સુધી ખરોસ્તી ભાષા જાણીતી નહોતી પણ આખરે મી. પ્રિન્સે ઘણા પ્રયાસથી, ખરોસ્તી ભાષાના શબ્દો ગ્રીક શબ્દો સાથે મુકરર કરી, ઉકેલી, હિંદુસ્તાનના સાહિત્યમાં એક મોટો નવીન પ્રદેશ ખોલ્યો છે. વળી જુદાં જુદાં તોલ અને માપનું ધોરણ શિક્કા પરથી નક્કી થાય છે. ટુંકાણમા શિક્કાથી થતા લાભો, જે અમે પ્રથમ એક લેખમાં દર્શાવી ગયા, ને અત્રે ફરીથી ઉતારીશું એથી શિક્કાની આવશ્યકતા પુરવાર થશે.

ખરોસ્તી ભાષાના શબ્દો, ગ્રીક શબ્દો સાથે

---

* Indian Museum Coins. vol. III.

૧. ગ્રીક અને મિથિરીડેટીક શિક્કા પગ, સમુદ્ર પ્રદેશમાં રળીયામણાં ચિત્રો પાડેલાં હોય છે તે પરથી તે ગજ્યોની સરહદ અને તેમના રાજ્યોના બહોળા વિસ્તાર સંબંધી જ્ઞાન મળે છે.

૨. શિક્કા પર આવતા લેખો, જેવાકે કોગનના કલમા, શાસ્ત્રનાં સૂત્રો, અને બીજા લેખો ગાલગ પડતા હોવાથી તે સમયની સાંસારિક અને ધાર્મિક સ્થિતિની ખબર પડે છે.

૩. શિક્કાપગ જુદા જુદા ચિન્હો અને નિશાની મળી આવતા, ભિન્ન ભિન્ન પથો અને ધર્મ થઇ ગયા તે વિશે માહિતી મળે છે.

૪. ઐતિહાસિક ગ્રંથોમા રહી ગયેલા દોષો અને ખોટી સાલવારી અને એક બીજા ઇતિહાસોમાં જે ગલતો માલમ પડે છે, તે સુધારી ખરૂ શુ છે તે જાણવા શિક્કા બહુ કામગા આવે છે.

૫ અમુક રાજાઓએ, શિક્કા પરથી પોતાની મરજી અને ઇચ્છાનુમાર પડાવેલાં ચિત્ર અને દેખાવથી તેમના સબધી તેનની રહેણી કરણીનો નિર્ણય કગય છે.

૬. ઇતિહાસમા અમુક બનાવ બન્યો હોય અને તે સમયે તે બાબતને સ્થાયી સ્વરૂપ આપવા જે શિક્કા પાડવામા આવે છે, તે ઇતિહાસના લખાણને સાબિત કરી મજબુત પુરાવો આપે છે

૭ શિક્કા પરના લેખોની ભાષાથી આપણી ભાષામા સુધારો વધારો શી રીતે થયો, કયે સમયે વિકાસ પામી અને છેવટે કયુ વલણ પકડયુ તે બાબતની માહિતી મળે છે.

૮. તે સમયના ભીબાકામ, ધાતુની મેલવણી, નકશીકામ, ચિત્રકલા કયે દરજ્જે હશે, ક્યારે હુન્નરો ઉતરતા જઇ નાબુદ થવા લાગ્યા હશે અને આ શાસ્ત્રોમાં બીજા દેશોની શી અસર થઇ હશે તે વિદિત થાય છે.

૯. શિક્કા પગથી તે વખતનો પહેરવેશ, હથિયાર અને તસબીર સંબન્ધી જ્ઞાન મળે છે.

૧૦. બીજા દેશના શિક્કા, આપણા મુલ્કમા જડી આવતા બે દેશ વચ્ચે ચાલતો વેપાર અને એક બીજા દેશની અન્મપગ્ગ કના કૌશલ્ય અને હુન્નર પર થયેલી અસરની ખબર પડે છે

દક્ષિણ હિંદુસ્તાનમા રોમ સામ્રાજ્યના અનેક શિક્કા મળી આવે છે અને એ તો જાણીતી વાત છે કે રોમ અને દક્ષિણ હિંદુસ્તાન એ બે દેશ વચ્ચે બહુ વેપાર ચાલતો

હતો. ભરૂચમાં શિક્કાનો એક સંચય મળી આવ્યો હતો. તેમાં વેનીસ, ઇજીપ્ત, તુર્કસ્તાન, દિલ્હી વિગેરે સ્થળના શિક્કા હતા. તે પર સૌથી છેલ્લી સાલ ચૌદમા સૈકાની હતી. આ પરથી એ સંચય એ અરસામાંજ થયેલો, તેમજ તે વખતે ભરૂચનો વેપાર બહોળો અને ધમધોકાર હશે એમ અનુમાન થાય છે.* આ દાખલાઓ પરથી શિક્કાની મહત્તા જણાશે. ઇતિહાસમાં તે કેટલા બધા ઉપયોગી છે તેની ખાત્રી થશે. આપણે 'પ્રાચીન વસ્તુશાસ્ત્ર' સંબન્ધી વિવેચન કરતાં જોયું કે શિક્કા આ અભ્યાસમાં મુખ્ય ભાગ ભજવે છે. આનંદદાયક અભ્યાસ સાથે, શિક્કા ઇતિહાસના બહોળા કામમાં આવે છે. આપણા લોકમાં અને ખસુસ કરીને વિદ્યાર્થિવર્ગમાં, શિક્કા સંબંધી અજ્ઞાન અને બેદરકારી વિશેષ માલુમ પડે છે તેથીજ આ તરફ આ સર્વે લક્ષ આપી, શિક્કાનો સંગ્રહ કરે તેનો શાસ્ત્રીય અભ્યાસ વધારે, એજ આ લેખનો ઉદ્દેશ છે.

સુભાગ્યે પરિષદના સ્થાનમાં, રાજકોટના વૉટસન મ્યુઝીઅમમાં જુના શિક્કાનો બહુ સારો સંગ્રહ છે. અને તે પ્રો. ઠાકોરના શબ્દમાં બોલીએ તો 'પૂજ્ય વૃદ્ધ આચાર્ય' વલ્લભજી હરિદત્તના પ્રયાસનું કિંમતી ફળ છે, તેની અથાગ મહેનતનું શુભ પરિણામ છે,

બહુ દિલગીરીની વાત છે કે 'પ્રાચીન વસ્તુ શાસ્ત્ર'ના દેશી અભ્યાસીઓ બહુ થોડા છે. મી. રાહઇસ ડેવીડસ 'બુદ્ધિસ્ટ ઇંડિઆ' માં એજ ફરીઆદ કરે છે કે હિંદુસ્તાનમાં ઇતિહાસનાં સાધનો પુષ્કળ છે પણ સારા કામ કરનારાઓની ખામી છે. મી. વીન્સેંટ એ. સ્મીથ, પોતાના હિંદુસ્તાનના ઇતિહાસમાં શંકરાચાર્યના ગ્રંથકર્તાનો અભિપ્રાય ઉતારી, એજ મત ઉચ્ચારે છે. ડૉ. ભંડારકર ટાઇમ્સ ઑફ ઇંડીયાની અઠવાડીક આવૃત્તિમાં 'પૂર્વની શોધ ખોળ' એ નામના લેખમાં કહે છે કે આપણે હવે દેશી અભ્યાસીઓની ખાસ જરૂર છે. પાશ્ચાત્ય વિદ્વાનો જે ભૂલો કરે છે તે સુધારવા દેશીઓએ તેમની સાથે મળી જઇ કાર્ય કરવું જોઇએ. ગયા માર્ચ માસમાં મધ્ય એશિયાના મહાન શોધક ડૉ. સ્ટિનને 'કેમ્પબેલ સુવર્ણ ચાંદ' ભેટ આપતાં આપણા લોકપ્રિય ગવર્નર સર કલાર્ક બોલ્યા હતા કે હવે પૂર્વની શોધ ખોળ અને સાહિત્યના અભ્યાસ સારૂ હિંદુસ્તાનના વતનીઓએ આગળ આવવું જોઇએ. એ તેમની ફરજ છે. આ પરથી જણાશે કે આપણે આ વિષયમાં કેટલા બધા પછાત છીએ. આ ખામીને લીધે આપણે કેટલું બધું શોચવું પડ્યું છે. દેશમાંથી ઐતિહાસિક સાહિત્ય, દિન પ્રતિદિન નષ્ટ થાય છે. વખતસર આપણે ચેતવું જોઇએ. નહિતો થોડાં વર્ષ પછી પસ્તાવાનો સમય આવશે. યુરોપિયન વિદ્વાનોએ હિંદુસ્તાનના ઇતિહાસ સારૂ બહુ કર્યું છે અને તે સારૂ આપણે તેમનો ખરા અંતઃકરણથી ઉપકાર માનવો જોઇએ. અત્રે મારે જણાવવું જોઇએ કે શિક્કા સમ્બન્ધીનું મારૂં જ્ઞાન રેવરંડ ડૉ. ટેલરની ઉદાર

* વિશેષ હકિકત સારૂં જુઓ 'વસન્ત' વર્ષ ૪ અંક ૧૨.

સહાયતા અને અમીમ સ્નેહનું ફલ છે તેઓ આ વિષયના મારા પૂજ્ય ગુરૂ છે.

છેવટે કહીશ કે શિક્કાનો સંગ્રહ કરવો એ કાંઇ ઘેલછા નથી એથી આપણે અગાડી વર્ણવી ગયા તે સર્વ લાભ પ્રાપ્ત થાય છે વગર સમજે પણ શિક્કાનો સંગ્રહ કોઇ પણ મનુષ્ય કરે તો તે દેશની મોટી સેવા બજાવી શકે એમ છે આપણા દેશમાં સેંકડો શિક્કા કંસારાની ભઠ્ઠીમાં ગાળી નાખવામાં આવે છે, હમેશને માટે તેઓનો નાશ થાય છે અને દેશના ઇતિહાસનું અમૂલ્ય અને કિંમતી જ્ઞાન આવી રીતે જતું રહે છે. બિન માહિતી અને વગર અભ્યાસે પણ જો શિક્કા ભેગા કરવામાં આવે તો કોઇ દિવસ તે સંગ્રહ કોઇ વિદ્વાન અને નિષ્કશાસ્ત્રમાં નિપુણ એવાના હાથમાં આવી પડતા, આ મોવા ઐતિહાસિક દસ્તાવેજો ઘણા ઉપયોગી થઇ પડી ઇતિહાસની ખુટતી બાબતો પૂરી પાડી, દેશની મહા સેવા બજાવે આવા સંગ્રહ કરનાર વગર સમજણે પણ દેશનો ગુપ્ત ઐતિહાસિક ભંડાર સાચવી રાખી દેશને આભારી કરે છે મી વિન્સેંટ સ્મિથ લખે છે કે

Coins interest me as being documents illustrative of history artistic, linguistic social religious and political—and when closely interrogated, they can be forced to answer questions in every department of history

માણેકપુર, અમદાવાદ
તા ૨૫ મી ઑગસ્ટ ૧૯૦૮

હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ.

# મુસલમાની રાજ્ય પહેલાંના ગુજરાતના સિક્કા.

( રેવ. જોર્જ પ્રીછડ ટેલર. એમ. એ., ડી. ડી., અહમદાવાદ. )

દશ વરસ પહેલાં " ગુજરાતનો ઇતિહાસ દર્શાવનારા કેટલાક સિક્કા " એ નામનો એક લેખ મેં લખ્યો હતો, અને આજે આપની વિદ્વાન પરિષદ્‌ના માયાળુ નિમંત્રણથી એવાજ એક વિષયપર આપ સન્મુખ બોલતાં મને હર્ષ થાય છે. આ દશ વરસમાં હિન્દુસ્તાનમાં કાંઇ બનાવ બન્યો ન હોય એમ નથી. દરેક બાજુએ નવી સ્થિતિ અને તેને લગતા નવા પ્રશ્ન આપણે જોઇએ છીએ. પરંતુ આ લાંબા અરસામાં અહિંઆં એટલે ગુજરાતમાં તો સિક્કા શાસ્ત્રના અભ્યાસમાં કાંઇ જાણવાજોગ પ્રગતિ થઇ નથી. એમ હોવાથી આજે પણ તે નિગૂઢ અવસ્થામાં રહેલું છે. તેથી શરૂઆતમાં નિરાશા અને કંઇક અસંતોષના ઉદ્‌ગારો કાઢયા વગર મારાથી રહેવાતું નથી.

જો મને કોઇ જરા ભુંસાઇ ગયેલા કે ઘસાઇ ગયેલા અક્ષરવાળો જુનો સિક્કો મળી આવે તો તે ઉપરનો લેખ ઉકેલી શકે એવો એક પણ ગુજરાતનો વિદ્વાન મારી જાણમાં નથી. તે સિક્કાને મારે ગુજરાતની બહાર સીમલે નેલ્સન રાઇટ સાહેબને કે સહરાનપુરમાં કર્નલ વેસ્ટ સાહેબને કે અલ્હાબાદમાં રિચર્ડ બર્ણ સાહેબને મોકલવો પડશે—અલબત્ત જો હું મુંબઇના મારા વ્હાલા પારસી મિત્ર મિ. ફ્રામજી જમાસ્પજી થાણાવાળાની સહાય ન લઉં તો—

લગભગ ત્રણ વરસ પહેલાં નાસીક પાસેથી ખોદી કાઢેલા કાઠીયાવાડના હજારો ક્ષત્રપ સિક્કાના એક ભંડાર વિષે હું તમને થોડીવારમાં કહેવા માંડીશ. આ અદ્‌ભુત ભંડાર મુંબઇ એશિઆટિક સોસાઇટીના હવાલામાં થોડો વખત રાખવામાં આવ્યો હતો. પણ, અફસોસ! આ સિક્કા સંબંધિ ખરી હકીકત જણાવી શકે એવો કોઇ યોગ્ય દેશી માણસ આ ઇલાકામાં હોય એમ સેક્રેટરીને જણાયું નહિં.

છેવટે તે બધા સિક્કા સુરતના રેવ. એચ. આર. સ્કોટ સાહેબને મોકલવામાં આવ્યા; તેમણે તે સંબંધી જે વિદ્વત્તાભરેલું વર્ણન આપેલું છે, અને જે પાછળથી સોસાઇટીના માસિકમાં પ્રસિદ્ધ થયું હતું, તે ઉપરથી જે વિશ્વાસથી મેં તેમનું નામ સૂચવ્યું હતું તેને માટે તેઓ સંપૂર્ણ રીતે યોગ્ય નિવડયા છે.

વળી કેવળ સિક્કા શાસ્ત્રમાં નહિં, પણ બીજા વિષયમાં પણ હાલના ગુજરાતના દેશી વિદ્વાનો તેઓએ મેળવવું જોઇતું ઉચ્ચસ્થાન મેળવી શકયા નથી. ગુજરાતી ભાષાના મૂળસ્થાન સૌરસેની કે તેથી પણ વધારે વહેલી સૌરાષ્ટ્રી પ્રાકૃત વિષે જો મારે ચોકસ અને વિગતવાર હકીકત જોઇતી હોય તો હું માનું છું કે તે પુરી પાડી શકે એવો એક પણ આજ કાલનો ગુજરાતી લેખક નથી. મારે જર્મન ગૃહસ્થ હેર પિશેલ સાહેબ કે

અંગ્રેજ ગૃહસ્થ મી. ગ્રીઅરસન સાહેબને પુછાવવું પડે. વળી જો મારે ગુજરાતના ઇતિહાસ સંબંધી સાધારણ નિશાળીયા જાણે તે કરતાં વધારે માહિતિ જોઇતી હોય તો, તે વિષયનો પ્રમાણભૂત વિદ્વાન ગુજરાતમાં નથી. તેથી મારે બર્ડ, વોટસન, કલાઇવ-એલી, કે કિન્લોખ—ફોર્બ્સ સાહેબનાં પુસ્તકો જોવાં પડે. થોડા એક મહીના ઉપર મુંબઇના એક વર્તમાનપત્રમાં "ગુજરાતના ઇતિહાસ ઉપર નવો પ્રકાશ" એવા મથાળાવાળો એક લેખ જોઇને મને અતીશય આનંદ થયો. તેમાં ગુજરાત સલતનત્ (લગભગ ૧૪૦૦-થી-૧૫૭૨ સુધીના વખત) નો ઇતિહાસ દર્શાવનારી એક અરબ્બી ભાષાની હસ્તલિખિત પ્રત મળી આવી છે, એમ જાહેર કરવામાં આવ્યું હતું. હવે આનો શોધક કલકત્તાનો હોવા છતાં આપ યાદ રાખજો કે એક દેશી ગૃહસ્થ નહિં પણ કેમ્બ્રીજનો વિદ્વાન ડેનીસન રોસ હતો. તો આપને એમ નથી લાગતું કે ગુજરાતીઓ રાષ્ટ્રીય કેળવણી આપવાના પોકારમાં જુસ્સાભર જોડાય છે ખરા તોપણ પાશ્ચાત્યોજ માત્ર કાંઇ બોલ્યા વગર શાન્તિથી અને ધીરજથી કાર્ય કરી રસ્તો કરતા જાય છે, અને પોતાના કામથી રાષ્ટ્રીય કેળવણી તેના કેટલાક વિભાગમાં આપી શકાય એવી છે એમ સાબીત કરે છે.

યુનિવરૂસિટિમાં કેળવાઇને બહાર પડેલા વિદ્વાનો અને જીવન પર્યંતના અભ્યાસીઓને જોઇ અવશ્ય મનમાં આનંદ થાય, પણ એવો આનંદ ગુજરાતમાં ક્વચિત જ મળે છે. હું અલબત્ત માનુ છું કે આવા વિદ્વાનો ગુજરાતમાં પણ હસે પણ દીલગીરીની વાત છે કે તેમની સંખ્યા ઘણી જ થોડી છે. છેલ્લાં વસ્તીપત્રકમાં ગુજરાતીઓની સંખ્યા લગભગ એક કરોડની જણાવવામાં આવી છે પણ તેટલા બધામાં ગુજરાતના સિક્કાને ખરા અતઃકરણના પ્રેમથી હાથ ધરી તે સબધી વિદ્વતા ભરેલું વર્ણન આપી શકે એવો એક પણ નથી. અરે! એ તમારા બાપદાદાઓના—તમારી માતૃભૂમિ ગુજરાતના સિક્કા છે! હવે મહેરબાની કરી કહો કે આ બાબતને તમારા ડહાપણ ભરેલા ઉચ્ચ પ્રકારના દેશાભિમાન સાથે કાંઇ પણ સંવાદ છે? હું ખુલ્લા દિલથી કબુલ કરૂં છું કે કેવળ મીઠા શબ્દથી તમને ઉત્તેજીત કરવાના મારા પ્રયાસમાં હું નિરાશ થવા લાગ્યો છું, અને તેથી તમારા દેશના ભૂતકાળનું ભાન કરાવનાર આ રૂપાના કે ત્રાંબાના સિક્કાનો ભક્તિપૂર્વક અભ્યાસ કરાવવા હું જરા કંટાળાભર પણ કઠોર નહિં એવા શબ્દોથી પ્રેરી શકું તો સંતોષ માનીશ. વળી લાંબા વખત થયાં અંધારામાં સડતા આવા આનંદજનક સિક્કાઓનો ઉદ્ધાર કરવા માટે આ સાહિત્ય સભાના વિદ્વાન સભાસદો આપ સિવાય હું બીજા કોને વધારે યોગ્ય રીતે વિનંતિ કરી શકું?

આવી રીતે મારા મનનો ઉભરો ઠલવ્યા પછી વધારે પ્રાસ્તાવિક વિવેચન કર્યા વગર મુસલમાનોની ઇ. સ. ૧૨૯૭ ની જીત પહેલાં જે જુદા જુદા સિક્કાઓ આ પ્રાંતમાં ક્રમવાર પ્રચલિત હતા, તેમનો કાંઇક ઇતિહાસ હું આપીશ. આમાં સૌથી પહેલાંના એટલે કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે ઇ. સ. પૂર્વે ૧૦૦૦ વરસ પહેલાંના સિક્કાઓ ચપટા, નાના રૂપાના કટકા છે, અને તે પંચમાર્કડ સિક્કા કહેવાય છે

I. પચ માર્કડ સિક્કા ઇ. સ. પૂર્વે ૬૦૦?

આગળના વખતમાં જ્યારે હિંદુસ્તાનના રાજાઓ ચલણ માટે નવા સિક્કા પાડવાના હોય ત્યારે ગાળેલી ધાતુની ગોળી કે બોરીઆં કરતા નહિ પણ ટીપેલાં પતરાંમાંથી કાપી કાઢતા હશે એમ લાગે છે. પહેલાં આની લાંબી પટીઓ કરવામાં આવતી, અને પછી તેમાંથી લગભગ ધારેલા ભારના કટકા કરવામાં આવતા. આવો કટકો બહુ ભારે થઇ જતો ત્યારે માત્ર છેડા કાપી તેને સરખો કરવામાં આવતો. આવી રીતે આ રૂપાના કટકાઓ અનિયમિત ચોરસ આકારના હતા. પાછળથી ગોળાકાર રૂપાના સિક્કા ચલાવવામાં આવ્યા. ધાતુના પતરામાંથી આવાં ગોળાકાર પતરાં કાપી કાઢવાની રીત પટીઓમાંથી ટુંકા ટુંકા કટકા કરવાની રીત કરતાં વધારે મહેનતવાળી હોવાથી આપણે એમ ધારી લેશું કે આ ગોળાકાર સિક્કાઓ ચોરસ સિક્કાઓથી મોડા આવ્યા હતા. આપણે કહ્યું છે કે આ સિક્કાઓ રૂપાના હતા પણ તેમની સાથે તાંબાના સિક્કા પણ પ્રચલિત હતા, પણ આવા સિક્કાઓ રૂપાના સિક્કા કરતાં પ્રમાણમાં ઘણા થોડા હતા કેમકે તે વખતે પણ આજની માફક ટુંકી રકમની જરૂર કોરી પુરી પાડતી હતી.

આ જુના સિક્કાઓ—રૂપાના કે તાંબાના—સામાન્ય સંમતિથી "પંચમાર્કડ" સિક્કાઓ કહેવાય છે. આ શબ્દ એટલા માટે વપરાય છે કે સિક્કા ઉપર જુદે જુદે ઠેકાણે પંચ નિશાની અનિયમિત રીતે લગાડેલી હોય છે કારણકે તેમના પર લેખ તો હોતો જ નથી એટલું જ નહિ પણ તેની મુદ્રા કે છાપ આખા મુખપૃષ્ઠને ઢાંકી દે એવડી હોતી નથી. આવી રીતે કરેલી નિશાનીઓ સ્વાભાવિક રીતે એક બીજા ભેગી થઇ જાય છે, અને જ્યાં તેઓ ઘણી હોય છે ત્યાં પરિણામે ઘણો ગોટો થાય છે. મોરાવાળા ભાગ પર સારી રીતે કરેલી ચાર કે પાંચ મોટી નિશાનીઓ હોય છે; પણ પાછળનો ભાગ તે પણ ખાસ કરી જુના સિક્કાનો—લગભગ કોરો હોય છે. અલબત્ત કોઇ કોઇ વખત તે બાજુએ પણ બહુ નજરે ન પડે એવાં એક, બે, ત્રણ કે વધારે ચિહ્ન હોય છે. હવે સાધારણ રીતે એમ મનાય છે કે આ પચમાર્કડ સિક્કાઓ ખાનગી ચલણી સિક્કાઓ હતા, અને તે રાજકર્તાની પરવાનગી મેળવી સોની વગેરે કારીગરનાં મંડળ તરફથી કાઢવામાં આવતા. જે જુદા જુદા ટંકશાળમાં કામ કરનારના હાથમાં સિક્કો જાય તેના તરફથી મોરાવાળા ભાગપર અનેક પંચ છાપ પાડેલી હોય એમ દેખાય છે. અને પાછલા ભાગની સંજ્ઞાઓ રાજ તરફથી સંમતિ મળી છે એવું જણાવવા કરેલી હોય એવી છે.

એ. સો. મુ. મા. (પૃ. ૫૯, ભાગ ૧) માં પ્રસિદ્ધ થયેલા એક લેખમાં મિ. થીઅબલ્ડ સાહેબે આવા પંચમાર્કડ સિક્કાઓ પર માલુમ પડેલી લગભગ ત્રણસો કરતાં વધારે સંજ્ઞાઓ ગણાવી છે. અને તેના તેમણે નીચે પ્રમાણે ૭ વિભાગ કર્યા છે.

૧. મનુષ્ય આકૃતિનું ચિત્ર.

૨. કોઇ હથિયાર, ઓજાર કે માણસની કૃતિનું ચિત્ર—જેવાં કે તીર, કામઠું, કે ચૈત્ય.

૩. પ્રાણીઓનાં ચિત્ર, જેવાં કે—ગોધો, હાથી, મોર, સર્પ, માછલી.

૪. ઝાડ કે તેમની ડાળી અને ફળનાં ચિત્રો.
૫. સૂર્ય, નક્ષત્રમાળા કે શિવપૂજાને લગતાં ચિહ્નો.
૬. પરચુરણ અને નહિં જણાયલી સંજ્ઞાઓ.

આ જુદી જુદી સંજ્ઞાઓનો અર્થ હજુ પણ શક ભરેલો રહ્યો છે. એમ સૂચવવામાં આવ્યું છે કે ચિત્રપલ્લવીની રીતિ પ્રમાણે જે જુદે જુદે સ્થળેથી તેઓ નીકળ્યા છે તે તેઓ જણાવે છે. જેમકે પદ્મ—પદ્માવતી એટલે નરવરનું જુનુ નામ તે તે દર્શાવે છે. અહિ—અહિછત્ર એટલે રોહિલખંડમાં આવેલા રામનગરના જુના નામ માટે છે. અને હાથી—રાણા હસ્તિન નામના રાજા માટે હોય અને સૂર્ય—સુર્યદાસ કે ભાનુમિત્ર નામના કોઇ રાજા કે નાણાવટી માટે હશે. આ સિક્કાઓ પર તારીખ નહિં હોવાથી આપણે તેમના પરની તારીખ જાણી શકતા નથી. ઇ. સ. પૂર્વે બીજા સૈકાના બુદ્ધ સૂત્રમાં તેમને પુરાણ એટલે જુના કેટલા છે. અને ક્વિન્સ કર્ટીઅસ જે રૂપાનાં ૮૦ ટાલંટ જેટલા સિક્કાઓ પંજાબમાં આવેલા તક્ષીલના રાજાએ મહાન સીકંદરને લગભગ ઇ. સ. પૂર્વે ૩૩૦ માં ભેટ આપ્યાનુ લખેછે તે ઘણું કરીને તો આ પંચમાર્કડ રૂપાના સિક્કાઓ ૮૦ ટાલન્ટ જેટલા હશે. પણ આ જાતના સિક્કાઓનો આરંભ ઇ સ. પૂર્વે ૧૦૦૦ વરસ પહેલાં હોય એ ઘણે ભાગે અસંભવિત લાગે છે. હવે તેનું ચલણ ઇ. સ. પૂર્વે ૭ સૈકામાં હતું, એમ આપણે માનીશું તો બહુ ખોટું નહિં ગણાય.

**II. મેનાંદરના હેમીદ્રાખ્મા કરીને સિક્કાઓ.**

ઇ. સ. પૂર્વે બીજા સૈકાની શરૂઆતમાં હિન્દુકુશની ઉત્તરમાં આવેલું બાકટ્રીઆનું રાજ્ય ભટકતી ટોળીઓએ તોડી પાડયું. પરંતુ જેને આપણે હાલ અફઘાનીસ્તાન કહીએ છીએ તે દેશપર તેમજ પંજાબ અને સિન્ધુની ખીણપર ગ્રીક લોકો રાજ્ય કરતા રહ્યા. આ અર્ધગ્રીક બાકટ્રીય રાજાઓમાં સૌથી પ્રખ્યાત મેનાંદર (હિન્દુ સાહિત્ય ગાથાનો મિલિન્દ કે મિલિન્દ્ર) હતો. તેણે ઇ. સ. પુર્વે ૧૫૫-૧૩૦ સુધી રાજ્ય કર્યું. ઇ. સ. ૧૮૫માં સુંગવંશ સ્થાપનાર બળવાખોર સરદાર પુષ્પમિત્રની પોતાના દીકરાએ ઓરીસા અને દક્ષિણના સયુક્ત થયેલ સુબાઓ ઉપર જીત મેળવી, તેના માનમાં એક અશ્વમેધ કરવાની ઇચ્છા હતી. આ કામમાં જોઇતો ઘોડો તેનો પ્રપૌત્ર જે તે વખતે સિંધનો સુબો હતો તેને પુરો પાડવાનો હતો. આ ઘોડા સંબંધમાં કાંઇ કારણસર મેનાંદર સાથે તકરાર થઇ અને તે એકદમ હિન્દુસ્તાંન ઉપર ચડી આવ્યો ત્યાં ચડી આવ્યા પછી તેણે એકલો સિન્ધ જ નહિં પણ પાસે આવેલા પશ્ચિમના પ્રાંત ગુજરાત ને માળવા જીતી લીધાં, અને તેણે મોટું વિસ્તાર વાળું રાજ્ય બાંધ્યું અને તેનાપર તેણે ઘણાં વરસ રાજ્ય કર્યું હોય એમ લાગે છે. હિન્દુસ્તાનના સંગ્રહસ્થાનના સિક્કાઓના પત્રકમાં આ મેનાંદરને કાબુલ, સિન્ધુની ખીણ અને સૌરાષ્ટ્રનો (ગુજરાતનો) રાજા કહેવામાં આવ્યો છે. તેના સારી રીતે બનાવેલા સિક્કાઓ તે વખતે દેશમાં ચાલતા પચ માર્કડ રૂપાના સિક્કાથી તદન જુદા પડી આવે છે. મોરાના ભાગપર રાજાનું ટોપ પહેરેલું મોઢું છે અને તે સાથે ચોખ્ખી રીતે કોતરેલો નીચેનો ગ્રીક લેખ છે.

## BASILEŌS SŌTĒ ROS MENANDROV.

એટલે મહારાજા ત્રાતા મેનાંદરનો (સિક્કો) અને પાછલી બાજુએ પાલાસ દેવીની આકૃતિ કાઢેલી છે. તેણે પોતાના ડાબા હાથમાં ઢાલ પકડેલી છે. અને જમણા હાથથી તે વજ્ર ફેંકેછે. ખરોષ્ટ્રી લિપિમા જે લેખ છે તે માત્ર મોરાના ભાગ પરના નો તરજુમો છે, એટલે "મહારાજસ ત્રાતારસ મેનદ્રસ" આ સિક્કાઓનો ભાર લગભગ ૪૩.૨ ગ્રેન છે. બીજા પાચ સૈકા સુધી આખા પ્રાંતના સિક્કાનું તેટલાં ભાર પ્રમાણ ધોરણ હતુ એમ કેટલાક વિદ્વાનો કહે છે. તે સાચું હોય તો આ જાતના સુંદર સિક્કાઓ ખાસ અગત્યના થઇ પડે છે .

III. પાશ્ચાત્ય ક્ષત્રપના સિક્કાઓ. ઇ. સ. ૭૮. ૪૦૯

લગભગ ૭૮ની સાલમાં ગુજરાતના શક કે સ્કથીય સામયે (રાજાએ) "ઇન્ડોપરર્થીઅન" રાજાઓનો રાજા જેનાપર તે વખત કુમન હુમલાખોર ચડી આવ્યા હતા તેની દોસ્તી છોડી દીધી. અને એક સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. આ સ્વતંત્ર રાજાઓમાં પહેલો ક્ષહરાત વશનો નહપાન હતો તેના લાંબા રાજ્યના અંત સમયે એટલે લગભગ ઇ. સ. ૧૧૫ માં તેને દક્ષિણના આંધ્ર રાજા ગૌતમી પુત્ર શ્રી શાનકર્ણીએ હરાવ્યો અને તેણે ક્ષહરાતની જગ્યાએ કદાચ શક મૂળનું એક બીજું સાત્રપોતું કુટુંબ મોકલ્યું એ વશનો પહેલા રાજા ચષ્ટને ઇ. સ ૧૦૦-૧૩૦ સુધી રાજ્ય કર્યું અને આવી રીતે ૨૦ વરસ સુધી તે નહપાનનો સમકાલી રાજા હતો. આ ચષ્ટનના રાજ્યમાં મૂળ તો પશ્ચિમ રજપુતસ્તાન અને માળવાનો સમાવેશ થતો પણ નહપાનના મરણ પછી તેનો મુલક પણ ચષ્ટનના તાબા નીચે આવ્યો પાછળથી તેણે આંધ્રની વિદ્વતા સાથે વિરોધ કરી જીત મેળવી અને સાદા સમયમાંથી મહાન સમય નામ ધારણ કર્યું, આવી રીતે તે "મહાન સાત્રપી" કે સૌરાષ્ટ્રનુ રાજ્ય સ્થાપનાર થયો. સૌરાષ્ટ્રમાં કાઠિયાવાડ અને ગુજરાત બંનેનો સમાવેશ થતો મથુરા તે તક્ષશીલના ઉત્તર સામપીથી જુદા પાડવા સારૂ તેનો વશ પશ્ચિમ સમપીના વશ તરીખે ઓળખાય છે. અને તે લગભગ ત્રણ સૈકા કરતાં વધારે એટલે ઇ સ ૪૦૯ સુધી ચાલ્યો.

આપ કેટલાકને યાદ હશે કે આજથી ત્રણ વરસ પહેલાં, એટલે ૧૯૦૬ માં નાસીક જીલ્લામાથી નહપાન રૂપાના સિક્કાનો એક મોટો સંગ્રહ જડી આવ્યો હતો. ત્યાં સુધી એ રાજાના બાર સિક્કાઓ પણ સિક્કા શાસ્ત્રના અભ્યાસીઓને માલુમ નહતા. પણ આ શોધથી એક સામટા ૧૩૨૫૦ સિક્કા અચાનક હાથ આવ્યા. ઇન્ડીયન સિવિલ સરવિસના એડવર્ડ્ઝ સાહેબે—'ઇટોનેસિસ'નુ ઉપનામ ધારણ કરી આ અદ્ભૂત શોધની વાતનુ આબેહુબ વર્ણન 'ટાઇમ્સ ઑફ ઇંડિઆના તા ૩૧ મે ૧૯૦૬ ના અંકમાં આપેલુ છે. તેઓએ નીચે પ્રમાણે લખ્યુ હતું :—

"ગોદાવરી અને દરણા નદીના સંગમની પાસે જેગલૌબી ગામ આવેલું છે. ખુશનુમા ઋતુમાં આ નદીઓ સાકડા પટમાં એકત્ર થવાથી નિફાડ અને સિન્નર તાલુકાની હદરૂપે બને છે. આ ગામડાની બહાર. એક નાની ટેકરી આવેલી છે. જે ખરી

રીતે ઘાસવાળી સુંદર જગ્યા છે. અને ત્યાં ગામના છોકરાઓ રમવા જાય છે આ જગ્યાએ એક વખતે તેઓ એક ગોધી કાઠી નામની પરિચિત રમત રમવામાં થોડા અઇવાડીયા પહેલા ગુંથાયા હતા. આ રમતમાં સામાવાળાની લાકડી જમીનમાં ખોસેલી હોય ત્યાંથી પોતાના સારી રીતે અણી કાઢેલ હથીઆર (લાકડી) વડે ઉખેડી નાંખવાની હોય છે. જે ક્ષણે સિક્કાઓ મળી આવ્યા ત્યારે એક છોકરાની લાકડી ખડવાળી ટેકરીને તળીયે બરાબર પડી હતી. અત્રે તેના સોબતીએ તે તરફ પોતાનુ હથીયાર પોતાના નાના હાથનું બધુ બળ વાપરી ફેંક્યું આ લાકડી પોતાનું નિશાન ચુકી ગઇ, પણ જમીનમાં બરાબર ખુંચી જવાથી મુઠીભર માટી અને ઘાસ તેની સાથે ઉખેડી આવ્યાં. અને આની સાથે સૂર્યના પ્રકાશમાં ચળકતું કાંઇક નિકળી આવ્યું. અરે નાણું ! એ બાબતની બાળકોને ખબર પડી ત્યારે રમત રમતને ઠેકાણે રહી, લાકડીઓ ભુલી જવાણી. દક્ષિણની રૈયતને તેમની માતૃભૂમિ સખત કામ લેનારી માતા છે. પણ તે પણ કોઇ ક્ષણે દયા કરે છે. અને ખચિત આ એક એવી ક્ષણ હતી.

આ જમીનની ઉદારતાની વાત આખા ગામમાં ફેલાણી. અને મોટેરાઓ પણ એ જગ્યાએ આવ્યા અને વધારે ઉંડુ ખોદવા તેઓએ નક્કી કર્યું વધારે ખોદવાથી એક માટીનો ઘડો ટેકરીની બાજુમાં મજબુત બરાવેલો હાથ લાગ્યો. આ ઘડામાં રૂપું છલોછલ ભર્યું હતું. આમાંથી ઘણું ખરૂં રૂપું વેપારીને છાજે તેવી રીતે ગામડીયાઓ ગાળવા મંડી પડ્યા. પણ આ શોધની વાત ત્વરિતપણે ગામમાંથી વધારે આઘી ફેલાણી અને યોગ્ય વખતમાં ટ્રેઝર ટ્રોવના કાયદા અનુસાર દશ હજાર સીક્કાની સિલક સ્થાનિક ખજાનામાં મુકી દેવામાં આવી. આના ઘણા ખરા સિક્કાઓ બાજુએથી વિંધેલા છે, તથા નદીના સંગમ પાસેથી તે જડેલા છે, એ બાબતપરથી તે કોઇ દેવળ નીચે દાટેલો દેવસ્થાનનો ખજાનો હશે એવી માન્યતા સાચી ઠરતી હોય એમ દેખાય છે. દેવળ તો તદન જતું રહ્યું છે, અને સ્થાનિક ગાથામાં પણ તેનું કાંઇ નામ નિશાન રહ્યું નથી પણ ૧૮૦૦ વરસ સુધી દટાઇ રહેલો તેનો ખજાનો છેવટે વાચયુક્ત થયો છે, અને તેનો સંદેશો ગત સૈકામાંથી દક્ષિણ પર હાલ રાજ્ય કર્તા જે પણ નહપાન અને ક્ષહરાતની માફક પરદેશી છે તેની પાસે લઇ જાય છે.

આ બધો સંગ્રહ પરીક્ષા કરવા માટે સુરતના રેવ. એચ. આર. સ્કોટ જેઓ આગળ રાજકોટમાં સારી રીતે જાણીતા થયેલા છે તેમને મુંબઇ એશિયાટીક સોસાઇટી તરફથી મોકલવામાં આવ્યો. અને તેમનો આ સિક્કા ઉપરનો રિપોર્ટ સોસાઇટિના ૧૯૦૭ ના માસિકમાં પ્રસિધ કરવામાં આવ્યો છે. તેમાં તેઓ જણાવે છે કે ઘણાખરા સિક્કાઓ ગામડીયા લોકોએ ગાળી દીધા છે તેથી મૂળ તે સિક્કાની સંખ્યા ૧૪૦૦૦ કે ૧૫૦૦૦ ની હોવી જોઇએ. તપાસવામાં જેટલા આવ્યા તેમાંથી ૯૨૭૦ નહપાન ક્ષહરાતના હતા અને તેમના પર તેના જીતનાર આંધ્ર રાજા ગૌતમી પુત્ર શ્રી સાતકર્ણીની બીજી છાપ હતી. બાકીના લગભગ ૪૦૦૦ નહપાનના સિક્કાઓ હતા પણ તેમના પર બીજી છાપ નહતી. મોરાવાળી બાજુએ રોમન અને ગ્રીક અક્ષરની સેળભેળવાળો

કાંઈ વિચિત્ર લેખ લખેલો છે. આ વાંચવાનું કામ એક મોટો પ્રશ્ન થઇ પડયો હતો અને અર્ધા સૈકા કરતાં વધારે વખત સુધી હિન્દુસ્તાનના સિક્કા શાસ્ત્રના અભ્યાસીઓના એ ઉકેલવાના બધા યત્નો નિષ્ફળ ગયા હતા. હાલ કેમ્બ્રીજના પ્રોફેસર રાજસન. રૉ. એ. સો. મા. માં એક લેખમાં આ ગુંચવાડા ભરેલા પ્રશ્ન વિષે ખુબ વિવેચન કરી છેવટ એવા નિર્ણય પર આવ્યા છે કે ઇ. સ. ૨૦૦ માં ગ્રીક લેખનો બધો અર્થ જતો રહ્યો હતો. પણ તે કાંઇપણ અર્થ રહિત વગર સમજે, કેવળ શોભા રૂપે લખાતો. આવી ગ્રીકમાં લખાયેલા લેખવાળા નહપાન અને ચષ્ટનના સિક્કા મળી શકે તોજ આ ભાષાનો અર્થ સમજી શકાય તેમ હતું. પણ કમનસીબે નહપાન સિક્કાના જે નમુના હયાત હતા, તેમાં આ બાબત નહતી અને હતી તો તુટક તુટક હતી.

આ પ્રશ્નની આવી સ્થિતિ હતી ત્યારે નાસીકનો સંગ્રહ જડી આવ્યો. અને કેવળ ક્ષણવારમાંજ આ ગુપ્ત ભેદનો અર્થ સમજાઇ ગયો. પોતાની પાસે પડેલા તેર હજાર સિક્કામાંથી મી. સ્કોટ સાહેબ ૫૦ વરસના ગુંચવાડા ભરેલા પ્રશ્નનું નિરાકરણ કરી શકયા. તે ઉપરથી એમ નીકળી પડે છે કે ગ્રીક લેખ સાચું ગ્રીક છેજ નહિં, પણ તેતો કેવળ દ્વિભાષિક બ્રાહ્મી અને ખરોષ્ટી ભાષાનું ગ્રીક લિપિમાં પાછલા ભાગ પરનું લખાણ છે તે નીચે પ્રમાણે છે.

PANNIW IAHAPATAC NAHATTANAC
RANNIO IAHARATAS NAHAPANAS.

એટલે ક્ષહરાત નહપાન રાજાનો સિક્કો આ લેખ આગલી બાજુની કોરપર ફરતો લખેલો છે. અને તેની વચમાં રાજાનું મોઢું કિનારીની જમણી બાજુએ આવેલુંછે

પાછલા ભાગના મધ્યભાગમા એક વજ્ર અને તીર છે. અને કીનારી પર કાંઇક બ્રાહ્મીમાં અને કાંઇક ખરોષ્ટી લિપિમાં એવી જ મતલબનો લેખ છે. **राञो क्षहरातस नहपानस** એ છાપવાળા સીક્કાઓ જે આખા સંગ્રહના ૭૦ ટકા જેટલા છે. તેની બંને બાજુએ છાપ મારેલી છે. તેથી કેટલેક ઠેકાણે નહપાનના લેખ અને છાપ તદ્દન ભુંસાઇ ગયાં છે. તેનો પ્રાકૃત લેખ માત્ર બ્રાહ્મી લિપિમાંજ દેખાય છે અને તે નીચે પ્રમાણે છે. **राजो गोतमीपुतस सीरी सातकनीस** છાપવાળી બાજુના મધ્ય ભાગમાં ચૈત્ય કે અસંખ્ય કમાનવાળો ઘુમટ કાઢેલો છે. પાછળની બાજુએ કોઇ બીજી છાપ નથી. અને એક "ઉજ્જનનું" ચિહ્ન એટલે સરખા હાથની ચોકડી અને ચારે છેડે એકેક કુંડાળું છે.

આ અસંખ્ય રૂપાના સિક્કાઓ જેનાપર આવી સરસ રીતે બીજી છાપ પાડેલી છે. તે અણધારી રીતે ચોકસ ખાત્રી આપે છે કે નહપાન રાજા ગૌતમિના દીકરા શાતકર્ણિને હાથે સંપૂર્ણ રીતે હારેલો છે.

પછીના મહાક્ષત્રપના બધા સિક્કા લગભગ એકજ જાતના છે. આગલી બાજુએ જમણીકોર રાજાનું મોઢું છે, અને કોરે અશુદ્ધ ગ્રીક લેખ છે. અને જો કાંઇ તારીખ હશે તો કાન તરફ ઝુલતી વાળની લટમાં ઢંકાઇ ગયેલી છે. પાછલી બાજુના ચિન્હમાં,

મધ્યેવાંકી લીટીપર ઉભું રહેલું એક ચૈત્ય છે. અને આ વાંકી લીટી કદાચ કોઇ નદી જણાવતી હશે. અને ચૈત્યની ઉપર બંને બાજુએ સૂર્યઅને બીજાનો ચંદ્રમા કાઢેલા નજરે પડેછે. દરેક લેખમાં રાજ્ય કરનાર મહાક્ષત્રપ ( ક્ષત્રપ અને તેના બાપનું નામ અવસ્ય આપેલું છે. અને તેથી તારીખ નહિં હોવા છતાં આ સિક્કાઓપરથી તે તે રાજાઓની સંપૂર્ણ વંશાવળી બનાવવી સહેલી થઇ પડે છે.

IV. ગુજરાતના ગુપ્ત સિક્કાઓ ઇ. સ ૪૦૭-૪૯૫.

ચોથા સૈકામાં જે જીતને લીધે સમુદ્ર ગુપ્તને 'મર્વરાજોચ્છેત્ત' એવું નામ મળ્યું તે જીતનો ઝગમગનો સમારંભ થયો આ જીતથી ગુપ્ત રાજ્ય અતીશય વિસ્તાર પાડ્યું. આ રાજ્ય પશ્ચિમમાં માત્ર પંજાબ અને ગુજરાત, અને પૂર્વમાં શુદ્ધ બંગાળા શિવાયં આખા હિન્દમાં ઠેઠ હિમાલયથી કન્યા કુમારી સુધી પ્રસરી ગયું હતું. આ પ્રાંતો પણ પાંચમા સૈકાના આરંભમાં તે રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યા હતા. બળવાન મહારાજા બીજા ચંદ્રગુપ્તે ( ઇ. સ, ૩૭૫-૪૧૩ ) માળવા ગુજરાત, કાઠિયાવાડ કે સૌરાષ્ટ્રના દ્વિપકલ્પમાં પોતાના હથિયાર ચલાવ્યાં અને તે બધાંને તે વિશાળ રાજ્ય સાથે જોડી દીધાં. આવી રીતે ત્રણસો વરસ સ્વતંત્રતા ભોગવ્યા પછી મહાન દક્ષિણ-ની સાત્રપીનો અંત આવ્યો. જીતનારાઓએ નાના માત્રપ સિક્કાઓ જે મેનાંદરનહેમી દ્રાખ્માને આધારે બનાવેલા હતા ને વિશેષ અનુકૂળ થઇ પડશે એમ સમજીને તેવા સિક્કાનું બરાબર અનુકરણ કર્યું, તેથી હવે ચાલવા લાગેલા ગુજરાતના ગુપ્ત સિક્કામા બહારના દેખાવ પરથી તે રાજ્યમા કાંઇ રાજકીય ખળભળાટ થયો હોય એમ લાગતું નથી. કુમારગુપ્ત પહેલો ઇ સ. (૪૧૩-૪૫૫), અને સ્કંદગુપ્ત (ઇ.સ. ૪૫૫-૪૮૦) ના સિક્કાઓની જાતઆકાર હલકા હોવા છતાં તેઓ મહાક્ષત્રપના સિક્કાઓનાં ને મળતાં આવે છે. મોરાવાળા ભાગપર રાજાનુ મોરૂ અને અશુદ્ધ ગ્રીક લિપિમાં લખેલો લેખ હોયછે. પાછલા ભાગપર ચૈત્ય વગેરે કાંઇ ચિન્હ હોતાં નથી પણ તેના ઉપર સામા મુખવાળો અને બીડેલી પાંખનાળો એક મોર કાઢેલો હોયછે અને ફરતા લેખમાં વશની સાદી હકીકતને બદલે કાંઇક ગર્વિષ્ટ હકીકત આપેલી હોય છે. જેમકે કુમારગુપ્ત પોતાને પરમ ભાગ-વત મહારાજાધિરાજ કહેવરાવે છે અને સ્કંદગુપ્તના રૂપાના સિક્કાપર આથી પણ વધારે ગર્વિષ્ટ ભાવ છે. તેનાપર નીચે પ્રમાણે અર્થનુ લખેલું હોયછે :—

" જગતને જીતીને તેપર રાજ્ય કરનાર માહારાજા સ્કંદગુપ્તની જય."

V. વલ્લભી સિક્કાઓ
(અ) સને ૪૯૫-૬૪૬.
(બ) સને ૬૪૬-૭૭૦

પુર ભપકાથી બાદશાહી સત્તા ભોગવનાર આ વંશમાં સ્કંદગુપ્ત છેલ્લો રાજા હતો. હવે પાછળના ગુપ્તરાજ્યના સિક્કાઓની પદ્ધતિ અને બનાવટની બાબતમાં ચોખ્ખે ચોખ્ખી અધોગતિ માલૂમ પડેછે. અને તેનુ કારણ પણ દેખીતું જ છે. ગૌરહૂણ જે એફ્થાલીય તરીકે ઓળખાય છે, અને જે મધ્ય એ-શિયામાંથી પશ્ચિમ તરફ ભટકતી મોંગલ (=મુઘલ) લોકોની એક જાત છે. તે લગ-ભગ સને ૪૨૦ની સાલમાં ઑક્સસ નદીની આસપાસના મુલકમાં આવીને વસ્યા.

તેમના રાજા તોરમાણના વખતમા હુણ લોકોની એક શાખા લગભગ સને ૪૫૦ માં હિન્દુસ્તાનપર ચડી આવીને ઠેઠ પૂર્વ માળવા સુધી પહોચી ગઇ અને પછી સ્કંદગુપ્તના વખતમા વારવાર હુમલા કરવા લાગ્યા અલબત્ત આ રાજાએ આ ચઢાઇખોરને સિન્ધુ નદી સુધી પાછા હાકી કાઢ્યા પણ લગભગ સને ૫૦૫ મા, અને નરસિહ ગુપ્તના રાજ્યમા તેઓ ફરી ચડી આવ્યા હવે તોરમાણના દીકરા મિહિરકુલ-કે મિહિરગુલની સરદારી નીચે તેઓએ માળવા પ્રાત તાબે કર્યો આવા હેરાનગતીના વખતમા વલ્લભી રાજ્ય સ્થાપન થયુ [ઇ સ પૂર્વે બીજા સૈકામા જે શક કે સ્કુથી જાત હિન્દુસ્તાનમા આવી, તેમની સાથે મૈત્રક કે મિહિર જાત આવી હોય એમ જણાય છે અને વખત જતા આ જાત હિન્દુ થઇ ગઇ ] મૈત્રક કે મિહિર જાતના ભટાર્ક નામે લડવૈયાને નરસિહ ગુપ્તે કાઠીયાવાડમા પોતાનો સેનાપતિ નિમ્યો હતો હુણના હુમલાને લીધે મચી થયેલ ગરબડનો લાભ લઇને આ બળવાન અમલદારે બડ ઉઠાવ્યુ, અને પોતાને માટે એક રાજ્ય તે સ્થાપી શક્યો આ રાજ્ય ટુક મુદતમા ઘણુ સમર્થ અને આબાદ થઇ પડયુ તેની રાજધાની વલ્લભી એટલે હાલનું વળા જે ભાવનગરથી વાવ્ય કોણમા અઢાર મૈલ દૂર છે—તે પરથી તે વશનુ નામ વલ્લભી પડયુ આ વશ ૪૯૫-૭૭૦ સુધી એટલે લગભગ ત્રણસો વરસ ચાલ્યો આ અરસાના અરધ ભાગ સુધી એટલે ૪૯૫-૬૪૬ સુધી આ વશના રાજાઓ પહેલા જીતનારા હુણના (૪૯૫-૫૩૩) ખડીયા હતા પછી જ્યારે હુણની પડતી થઇ ત્યારે (૫૩૩ મા) માળવાના રાજાઓના (૫૩૩-૬૦૬ સુધી) અને પછી કનોજના (૬૦૬-૬૪૬) ખડીયા રાજા તેઓ થયા, તોપણ ઇ સ ૬૪૬ની સાલ સુધી વલ્લભીને સપૂર્ણ સ્વતત્રતા મળી ન હતી કનોજના મહારાજા હર્ષવર્ધન પાસે આવેલા એક ચીનના એલચીને પોતે આવ્યો ત્યારે રાજા મરણ પામેલો અને તેનુ રાજ્ય તેના બ્રાહ્મણ પ્રધાન અર્જુને પચાવી પાડેલુ હોય એમ માલૂમ પડયુ આ એલચીને હેરાન કરવામા આવ્યો અને તેના રસાલાને કતલ કરવામા આવ્યો, તેથી વેર લેવા માટે તીબેટ અને નેપાલે જોડાઇ જઇ એક મોટી લડાઇ કરી, તેમા પચાવી પાડનારને પકડીને ચીન મોકલી દીધો કનોજના રાજ્યમા આ પ્રમાણે સપૂર્ણ અરાજ્યત્વની સ્થિતિ થઇ ગઈ અને તે અનુકૂલ તકનો લાભ લઈ વલ્લભીના ચોથા ધારસેને (૬૪૧—૬૫૧) બાદશાહી ઇલકાબો ધારણ કર્યા, અને એવી રીતે વલ્લભી રાજ્યને ઉત્તરના રાજ્યમાથી હમેશને માટે જુદુ પાડી નાખ્યુ વલ્લભી વશનો આ ધારસેન બારમો રાજા હતો તે પછી તેના સાત વશજોએ આ બાદશાહી પદ ટકાવી રાખ્યુ એટલામા સને ૭૭૦ ની સાલમા અચાનક આ રાજ્યનો નાશ થયો જે આફતથી આ રાજ્યનો આમ અચાનક નાશ થયો તે ચોક્કસ કેવા પ્રકારની હતી તે સબધી એક મોટો તકરારી પ્રશ્ન ઉત્પન્ન થયો છે આ શહેરના નાશ કરનાર મ્લેચ્છ તરીખે ઓળખાય છે એટલીજ બાબત ચોકસ છે, પણ બાકીની બીજી હકીકત ઘણીજ શકભરેલી જણાય છે એ મ્લેચ્છને કોઇ પારથી કોઇ સ્કુથી, કોઇ ગૌરહુણ, કાઠી, સસની, એરાની વિગેરે કહેતા આવ્યા છે પણ તે વખતની સિન્ધની રાજ્યધાની મનસુરના અરબી રાજાએ એક વહાણનો કાફલો તૈયાર કરી રાતની વખતે અચાનક

આ છાપો મારેલો હશે, એ વિચાર ગુજરાતના ઇતિહાસકારોને સૌથી વિશેષ આકર્ષક થઇ પડે છે અચાનક શત્રુના પંજામા સપડાઇ જવાથી જગલી સીપાઇઓના કચરઘાણનો ભોગ આ શહેર પરંતુ એમ જણાય છે કે નિર્દયપણે આ જગલી લોકોએ શહેરને લૂટયુ અને વેરાન કર્યું અને અઢી સકા વહી ગયા પછી અલબીરૂની એમ લખી શકયો કે "લોકો કહે છે કે અચાનક હુમલાથી નાશ થયેલા દેશમા જે ચિહ્ન નજરે પડે તેવા આ શહેરમા પણ માલુમ પડે છે "

વલ્લભી જેવા એક અતી આબાદ રાજ્યના પ્રમાણમા તેના સિક્કા ઘણા જ નિરાશાજનક છે પાછના ભાગના પોતે જ હલકા પડી ગયેલા ગુપ્ત સિક્કાનુ તે ઘણુંજ અધમ અનુકરણ છે પાછળી બાજુએ પાંખવાળા મોરને બદલે આ વલ્લભી સિક્કા ઉપર ત્રિશૂળ કાઢેલુ છે જેની અણીની જમણી બાજુએ એક કુહાડી છે એમ સૂચવવામા આવે છે કે રૂપાના પડવાળા કેટલાક તાંબાના સિક્કા જેનાપર ત્રિશુળના ચિત્ર ઉપરાત કુમારગુપ્ત કે સ્કંદગુપ્તનુ નામ છે તે વલ્લભી રાજ્ય જે વખતે એટલે ઇ સ ૪૦૮ થી ૪૮૫ સુધી ગુપ્ત રાજ્યનો ભાગ હતુ તે વખતના હશે એમ ગણવું આવા કેટલાક રૂપાના પડવાળા અને કેટલાક પડવગરના સિક્કાઓ વળા અને તેની પાડોશના ગામ શિહોરમાથી મળેલા છે તેમજ ડૉકટર બુહલર સાહેબ કહે છે કે તેમણે પોતે એવા સેંકડો સિક્કા તેજ પ્રદેશમાથી ભેગા કર્યા છે તે આ ઠેકાણે જડયા તે ઉપરથી વળા એજ વલ્લભીનુ મથક છે એ અનુમાન ઘણુ કરીને સાચુ પડે છે

વલ્લભી રાજ્યની સ્વતંત્રતા ( ઇ સ ૬૪૬ ૭૭૦ ) ના વખતના સિક્કા રૂપામાથી તેમજ તાંબામાથી પાડવામા આવતા અને તે બન્ને ધાતુપરના સિક્કાપરના ચિત્ર તથા લેખ લગભગ સરખા જ છે મોરાવાળી બાજુ પર જમણી તરફ જોતુ રાજાના માથાનુ કઢંગુ ચિત્ર છે પણ તેમા કાંઇ તારીખ કે લેખ નથી પાછળી બાજુની કીનારીપર ટીંબાઓનુ એક કુંડાળુ છે અને પટના મધ્ય ભાગમા એ બાજુએ કુહાડી સહિત ત્રિશૂળ ચિતરેલુ છે બહારના ટીંબવાળા કુંડાળા અને અંદરના ત્રિશૂળ વચ્ચે બ્રાહ્મી લિપિમા એક લેખ નમૂનો છે અને આ લેખમા ખાસ ધ્યાન દેવા યોગ્ય બાબત રહેલી છે તે સબંધમા વિન્સન્ટ સ્મિથ સાહેબ પોતાના પત્રકમા ટુંકી નોંધ લે છે કે હજુ સુધી તે કોઇ ઉકેલી શક્યુ નથી વળી પ્રોફેસર રાપ્સન પણ એવીજ મતલબનુ લખે છે કે લેખ બહુ સારી રીતે વચાય તેમ નથી સર અલેક્ઝાંડર કનીંગમ અતીશય હીંમત ધરી એમ માનવા લાગ્યા હતા એ વંશના સ્થાપનાર સેનાપતિ ભટાર્ક અને તેના મોટા દીકરા ધારસેનનો ઇલકાબ ઉકેલી શકેલા છુ પણ પ્રોફેસર રાપ્સનના કહેવા પ્રમાણે તેમના એવા વાચન ઘણા ભ્રમ ભરેલા છે આથી સ્વાભાવિક રીતે એક સિક્કાનો લેખ વાચવા સબધી મુશ્કેલી તેમના સામી આવી ઉભી રહે ત્યારે સિક્કા શાસ્ત્રીઓના મનમા ઉત્સાહ આવે છે અને એ પ્રશ્નનો નિવેડો કરવા તેમનામા તીવ્ર ઇચ્છા જન્મ પામે છે સિક્કા રૂપના લેખમા વપરાયેલા દરેક અક્ષર જો સ્પષ્ટ રીતે બહાર કાઢી શકાય તો આ દિશામા ઘણો સારો પ્રયત્ન કર્યો ગણાય મારી જાણમા તો આ આખો લેખ કદી

પ્રસિદ્ધ થયો નથી, અજમાયશ તરીખે આ ઉતારામાં કરેલા જુદાં જુદાં વાંચન માત્ર અનુમાનને આધારે જ કરેલાં છે. ગયા ફેબ્રુઆરી માસમાં અહમદાવાદના બજારમાં સિક્કાની શોધમાં ફરતાં ફરતાં મને કાળને લીધે કાળા પડી ગયેલા નકામા સિક્કાનો એક ઢગલો અચાનક જડી આવ્યો તેમને ઉપર ઉપરથી જોતાં જ્યારે મને દરેકપર વલ્લભીનું જુદું પડી આવતું ત્રિશૂળનું ચિહ્ન માલુમ પડ્યું ત્યારે મને કેટલો આનંદ અને આશ્ચર્ય થયો હશે. તેનો આપ ખ્યાલ જ કરશો આ આખો જથો મેં ખરીદી લીધો અને ભલા કંસારાએ જુના તાંબાની કીંમત કરતાં માત્ર જરા વધારે જ કીંમત લીધી. પછી વધારે વીગતવાર તપાસ કરવા માટે હું તેમને ઘેર લઇ આવ્યો. આ નાના નાના સિક્કાને ગણી જોયા તો ૫૭૪ જેટલા થયા આ દરેકપર વળી એક જ લેખ કાઢેલો હતો તેમાંથી અક્ષરનું રહસ્ય શોધી કાઢવાને માત્ર જરા વખત ને ધીરજની જરૂર હતી. આ ગોળાકાર નમુનાના ચાર પા ગોળ કરી નાંખીને તેમાંથી જેનાપર પહેલા પા ગોળમાં એક કે બે અક્ષરો ચોખ્ખા દેખાતા હતા તેવા ૯૪ મેં જુદા કાઢી લીધા. પછી બીજા પા ગોળવાળા એકસોતેર, ત્રીજા પાગોળમાંથી ૭૭, અને ચોથા પાગોળમાથી ૬૨ મેં જુદા કાઢ્યા બાકી રહેલા ૨૨૮ એટલે લગભગ ૪૦ ટકા જેટલો ઉપર કાંઇ પણ વાંચી શકાય એવું ન હતું. વળી આ આખી ૫૭૪ની સંખ્યામાં એક પણ બરાબર વાંચી શકાય એવા ચાર કે પાંચથી વધારે અક્ષર ન હતા. આખો લેખ પુરો કરવા માટે એક પછી એક અક્ષર ગોઠવી દેવો એ ઘણું સહેલું અને આનંદ પડે એવું કામ હતું. અને ત્રિશૂળથી જરા નીચે, અને ઘડીઆળના કાંટાની દિશામાં જતા તે નીચે પ્રમાણે છે.



આવી રીતે આ લેખમાં આવેલા બધા અક્ષર માલુમ પડી આવ્યા. પણ અફસોસ ! મારે એકદમ અટકી જવુ પડ્યું આ અક્ષરો એટલા બધા હલકા અને અશુદ્ધ છે કે બુલ્હર સાહેબના કોષ્ટકની મદદ લેવા છતાં પણ હું હજુ સુધી એક પણ અક્ષરનો અર્થ કરી શક્યો નથી. ફ્લીટ અને હણુલે જેવા હિન્દુસ્તાનના લેખના અભ્યાસમાં પ્રવીણ ગૃહસ્થો કદાચ આ કામમાં ફતેહમંદ થશે, પણ હજુ સુધી તો આ પ્રશ્નનો નીવેડો કેવળ અમુક ભાગમાં જ થયેલો છે.

IV ગધૈયા પૈસા.
(અ) પાછળનાં હુણનાં અનુકરણ. પ્ર. ઇ. સ ૫૩૩-૭૫૦.
(બ) પ્ર ઇ. સ. ૭૫૦-૧૨૯૭.

ગધૈયા નામના સિક્કાઓનો વર્ગ જેનુ વર્ણન હવે કરવાનું છે તે સમજવા માટે આપણે ગૌરહુણ તરફ પાછા ફરવું પડે છે. આપને યાદ હશે કે આ રખડતી જાત મધ્ય એશિયા છોડીને પાંચમા સૈકામા હિન્દુસ્તાન તથા ઇરાન પર તુટી પડી. અત્તીલાની સરદારી નીચે જે હુણ યુરોપ પર ચડી આવ્યા હતા તેમનાથી ઓળખાવવા માટે આ હુણને ગૌરહુણ કે એફ્થાલીય કહેવામાં આવે છે. આપણે ગુજરાતી લોકોએ જે જે લોકોનો ઇતિહાસ જાણવો જોઇએ

તેમા આ લોકોનો ઇતિહાસ જાણવો ખાસ અગત્યનો છે, કારણકે તેમનામાંથી કે તેમના જેવી કોઇ જાતમાથી કેવળ રજપુત નહિ પણ કાઠી, જત, ગૂજર વગેરે લોકો ઉત રેલા છે વિન્સેન્ટ સ્મિથ સાહેબ પોતાના નવા વિદ્યાર્થીના ઇતિહાસમા લખે છે કે ગૌર હુણના રાજ્યનો વિસ્તાર પશ્ચિમમા ઇરાનથી—તે પૂર્વમા ચીન તુર્ગ્સ્તાનના ખોટાન સુધી હતો અને તે રાજ્યનો ઉત્તર હિન્દુસ્તાન પણ થોડો વખત સુધી ભાગ હતો પ્રથમ ઓક્સસ નદીની આસપાસના મુલકમા વસીને તેઓએ તરત જ પાડોશના સસનની લોકો સાથે દુશ્મનાઇ કરી લગભગ ૫૦ વરસ સુધી તેમની લડાઇમા હારજીત થતી રહી, પણ ઇ સ ૪૭૦ મા સસની રાજા ફીરૂઝ પોતાના લશ્કર સાથે બહાર નીકળવાનો રસ્તો નહિ મળવાથી પકડાઇ ગયો, અને પછી તાબે થઇને એક નામોશી ભરેલી સલાહ કરી અને હુણના રાજા ખાખાનને પગે પડી તે શરણે ગયો વળી હમેશા સલાહ નીભાવવા માટે ગોગન બાધા હવે હિન્દુસ્તાનની સરહદ પર આવેલા સસની પ્રાત હુણના રાજ્ય સાથે મળી ગયા પછી હુણ લોકોએ લગભગ આ અરસામા નાનકડા કુષન લોકોને નસાડી મુકી કાબુલની ખીણ અને પંજાબમા આવેલુ તેમનુ ગધાર રાજ્ય જીતી લીધુ ઇ સ ૪૮૪ મા ફીરૂઝે પોતાના ગભીર સોગન તોડ્યા અને ફરીથી હુણ લોકો પર હુમલો કર્યો પણ બલ્ખ પાસેના મેદાનમા તેમની સખ્ત હાર થઇ, અને તે અને તેના કેટલાક દીકરા લડાઇમા માર્યા ગયા આ ઉપરથી ઇરાન દેશે હુણની સર્વો પરી સત્તા કબુલ રાખી અને સસની નવા રાજા બલસે (ઇ સ ૪૮૪ ૪૮૭) તેમને ખડણી ભરી

હવે ખાસ ધ્યાન રાખવાનું છે કે આ ગૌરહુણે પોતાના નવા સિક્કા પડાવ્યા ન હતા પણ જે જે સિક્કાઓ તે વખતે તેમણે જીતેલા દેશમા ચાલતા હતા તેનું જગલી અનુકરણ કરી સિક્કાઓ મઢ્યા એટલે પાચમા સૈકાના છેવટના ભાગમા હુણ રાજા તોરમાણે ફિરૂઝના રાજ્યના પાછલા ભાગમા એટલે ઇ સ ૪૭૦ ૪૮૪ સુધીમા જે જાતના સસની સિક્કા ચાલતા હતા તેવા રૂપાના સિક્કા જરા બદલીને ચલાવ્યા અને આથી પણ વધારે અધમ અનુકરણ ઘણા લાબા વખત સુધી પ્રચલિત હતા આપણે શરૂઆતમા ગુપ્તરાજ્યપર આ તોરમાણના હુમલાઓ સબધી અને પાછળથી તેના દીકરા મિહિરકુલે માળવા તાબે કરી લીધો તે સબધી કહ્યુ છે હવે સિક્કાના જ પુરાવાપરથી જણાય છે કે સસની ૩૫ થી હલકી રીતે નકલ કરાયેલા હલકા સિક્કા છઠ્ઠા સૈકામા માળવા અને પૂર્વ ગુજરાતમા પ્રચલિત થયા વાયવ્ય પ્રાતમાથી જે સિક્કાઓ હુણ લોકોએ તેઓએ જીતેલા દેશમા ચલાવ્યા તે અને તે પછીના સિક્કાઓ પણ તેમના આકાર પ્રમાણે જ બનાવેલા હતા. જે હુણના સિક્કા સસનીના સિક્કાને આધારે બનેલા હતા તેના પરથી થયેલા આ પાછળના સિક્કા તે ઘણા વખત સુધી મેવાડ માળવા અને આખા રજપુતાનામા સર્વત્ર પ્રચલિત હતા અને તેઓ કદાચ ગુજરાત અને કાઠિયાવાડમા પણ ચાલતા હશે જો આ માન્યતા સાચી હોય તો વલ્લભીનો નાશ થયા પહેલા બે સૈકા સુધી ગુજરાતમા એક જ સાથે બે જાતના સિક્કાઓ એટલે ગુપ્ત સિક્કા

પહેલાના ૪૮૪–૫૩૩
પાછળના ૫૩૩ ૭૫૦

પરથી બનાવેલા વલ્લભી, અને સસની પરથી બનાવેલા હુણ સિક્કાઓ ચાલતા હતા

ગધૈયા પૈસાના નામે ઓળખાતા ૬૦ ભાગ રૂપુ અને બાકી તાંબાના બનેલા વિચિત્ર સિક્કાઓ જે હમણા આ પ્રાતના જમીનમા દાટેલા

ગધૈયા ઇ સ ૭૫૦-૧૨૮૭　દરેક ખજાનામાથી વખતો વખત જડી આવે છે, તે પણ સસની પરથી થયેલા પાછળના હુણ સિક્કાનુ અધમ અનુકરણ છે આ ગધૈયા ઘણુ કરીને ચાવડા ચૌલુક્ય અને વાઘેલા વશના વખતમા ચાલતા હતા અને ઇ સ ૧૨૮૭ મા અલ્લાઉદ્દીનના વખતમા મુસલમાન લોકોએ ગુજરાત પ્રાત જીતીને દીલ્હીના રાજ્ય સાથે જોડી દીધો ત્યા સુધી તેનુ ચલણ અટક્યુ ન હતુ. આવી રીતે આ સિક્કાનું ચલણ સાડાપાચ સૈકા સુધી ( એટલે ૭૫૦ થી ૧૩૦૦ સુધી ) રહ્યુ અલબત્ત આ ઘણો લાબો કાળ છે પણ જો આ સિક્કાની અધોગતિ અને હલકી બનાવટ આપણે ધ્યાનમા લઇએ તો તે કાળ બહુ લાબો લાગશે નહિ

ગધૈયા પૈસાની બનાવટની આ હકીકત પરથી એમ ચોકસ દેખાય છે કે તે ઉત્ક્રાન્તિ—અથવા મારા માનવા પ્રમાણે—અધોગતિની ત્રીજી અવસ્થા પરના છે શુદ્ધ સસની નાણાનુ પહેલા ફીરૂઝ ચલણ ૪૫૭—૪૮૪ સુધી રહ્યુ પછી આગળના હુણનુ ચલણ ઇ સ ૪૮૪ થી ૫૩૩ સુધી, અને પાછળના હુણનુ નકલી ચલણ ૫૩૩ થી ૭૫૦ સુધી રહ્યુ અને છેવટે આ હુણ નકલ પરથી સ્થાનિક પશ્ચિમ હિન્દુસ્તાનનું ચલણ થયુ આ ત્રણે વર્ગના સિક્કાઓનો ભાર લગભગ સરખો એટલે ૫૭ થી ૬૨ ગ્રેન જેટલો છે પણ બીજી બધી બાબતમા તેઓ નજરે તરી આવે એવી રીતે નોખા પડી આવે છે સસની સિક્કાઓ ઘણા પાતળા કે કેવળ રૂપાના પાતરા જેવા છે પણ સિક્કાઓ જોઇએ તે કરતા તેઓ પહોળા છે અને તેની મધ્યરેખા ૧$\frac{1}{4}$ ઈંચ છે શરૂઆતના હુણ નકલી સિક્કાઓની અર્ધરેખા ઓછી છે, પણ જાડાઇ વધારે છે પણ ગધૈયા—કે પછીની નકલ—તેની મધ્ય રેખાના પ્રમાણમા ચોખ્ખે ચોખ્ખી રીતે જાડા છે અને એટલા જાડા છે કે તે કઢગા લાગે છે

પણ અધોગતિ તો સિક્કાના ચિત્રની બાબતમા ખાસ નજરે પડે એવી છે સસની સિક્કા પરનું ચિત્ર બહુ ઉંડુ નહિ પણ ચોખ્ખુ

ફીરૂઝ સસની　કાઢેલુ છે અને તેના પર વિગતવાર લેખ લખ્યો છે મોરાવાળા ભાગપર મીંડાના કુડાળા વચ્ચે રાજાનુ જમણી બાજુપર મોઢુ કાઢેલુ છે તેને દાઢી છે ને તેના વાળના ઝુલફા કાનની પાછળ રહેલા છે તેણે ઉચો મુગટ પહેરેલો છે અને તે આગળ અને પાછળ બહાર નીકળતો છે વળી ત્રણ લટકણીવાળુ કુડળ પહેર્યું છે, અને બરાબર બધ બેસતી સાકળી પહેરી છે અને દરેક ખભાપર હમેલનો છેડો છે અને પહ્લવી લેખ નીચે પ્રમાણે છે 'અહુરમઝ્દને પુજનાર ફીરૂઝ મુગટથી બરાબર ઉપર અને કુડાળામા થઇ જતો એક અર્ધ ચદ્ર છે અને તેના એક અદરના ભાગમા એક ગોળો છે પાછલા ભાગપર મીંડાવાળા કુડાળામા એક ચાર જવાળાવાળો અગ્નિકુડ છે અને તેની દરેક બાજુએ એક રક્ષક છે જવાલાની ડાબી બાજુએ તારો છે અને જમણી બાજુએ બીજનો ચદ્ર છે

મારી સ્થિતિવાળા કોઇ પણ શીરૂઝ સિક્કાપરથી આ બધી વીગત મળી શકે છે

હુણ નકલી સિક્કા ઇ સ ૪૮૪–૭૫૦ પણ હુણ નકલી સિક્કાની બનાવટમા ચોખ્ખે ચોખ્ખી અધોગતિ માલૂમ પડે છે

મૂળ ચિત્ર કઢંગી રીતે નકલ કરી લીધેલુ છે અને વિગત ઘણી મુકી દીધેલી છે કે ભુસાઇ ગયેલી છે મોઢાની બાજુપરનુ મોઢુ દેખી શકાય એવુ છે પણ નાક ઘણુ લાબુ અને અણીદાર થઇ ગયેલુ છે, અને હોઠ આગળ મરચાના જેવી લીટી દેખાય છે, ને લેખને બદલે કેવળ લીટીઓજ જણાય છે પાછળના ભાગપર અગ્નિકુડની રેખાઓ સાધારણ ચોખ્ખી છે પણ જવાળાની હાર તો મીંડાના મિનારા જેવી થઇ ગઇ છે, અને રક્ષકોને બદલે ઝીણી વાળ લીટીજ રહેલી છે

છેવટ ગધૈયા પૈસામા તદ્દન અધોગતિ માલૂમ પડે છે વણાજ આગળ વધેલ

ગધૈયા ઇ સ ૭૫૦–૧૨૮૭ પણ આ સિક્કાની બાબતમા અપરિચિત માણસની નજરે તેના મોરાવાળા ભાગપર માત્ર લબગોળ ઓરાઉ કે ગદા દેખા યછે અને પાછળના ભાગપર મીંડા અને લીટીનો ઘોટાળો છે મોરા ભાગ પરનુ મોઢુ દેખી શકાય એવુ રહેતુ નથી અને છેવટે તો તે એક હથોડી કે માથે ગોળવાળા મેખ જેવુ દેખાય છે કાન ઘણો લાબો થઇ જઇને માથાથી જુદો પડી જાય છે પણ ઝુલતી લીટી ખાસ તરી આવે એવી છે પાછળના ભાગપર થાભલાની હાર સમાતર બાજુ ચતુષ્કોણ અને મીંડાઓ છે અને છેટે છેટેનુ અનુમાન એમ થઇ શકે કે તે અગ્નિકુડને બદલે હશે મુગટ ઉપરના અર્ધચદ્ર સિવાય પાછળના ગધૈયા સિક્કામા આગળના સમની સિક્કાનુ કાઇ નામ નિશાન નથી તેમની એક બાજુએ મીંડાવાળા મેદાનમા એક જાડી બેડોળ ગદા છે અને બીજી બાજુએ મીંડા અને લીટીનો ખીચડો છે તાબાના ગધૈયા સિક્કા ખાસ ઉતરતી જાતના છે તેના જે જે નમુના આજ સુધી હયાત છે તે ખરેખર જ્યારે આગળનુ ચિત્ર તદ્દન ભૂસાઇ ગયુ હશે ત્યાર પછી જ ટકશાળમાથી નીકળેલા હોવા જોઇએ

જો કે ચોખ્ખી રીતે પાડેલા હિન્દુસ્તાનના સમની સિક્કા આવી રીતે હલકા ગધૈયા સિક્કાથી આટલા બધા જુદા પડે છે તો પણ ગધૈયા સિક્કાનુ મૂળ સ્થાન સસની સિક્કામાથી જ છે એમ સિક્કા શાસ્ત્રના અભ્યાસીઓને ઘણો વખત થયા જણાયેલુ છે

મને લાગે છે કે પહેલ વહેલા આ મૂળ શોધી કાઢીને સર અલેક્ઝાડર (તે વખતે કેપ્ટન) કનિંગમે બગાળા એસિયાટિક સોસાઇટીના જાન્યુઆરી ૧૮૦૬ ના માસિકમા પ્રસિદ્ધ કર્યું અને પછી ઇ સ ૧૮૭૨ મા ઇન્ડીયન મેડીકલ સર્વિસવાળા ડા આલિવર કોડ્રિંગ્ટન જે તે વખતે મુબઇ એસિયાટિક સોસાયટીના ઓનરરી સેક્રેટરી હતા તેમણે આવી રીતે પસદ કરેલા સિક્કાઓના ચિત્ર ક્રમવાર પ્રસિદ્ધ કર્યાં અને તેથી કેવી રીતે અધોગતિ થઇ તે ચોખ્ખે ચોખ્ખુ દેખાઇ આવ્યુ આ વર્ગના પહેલા અને છેલ્લા વચ્ચે તફાવત એટલો બધો હેરો છે કે તે બન્ને જે જુદે જુદે વખતે પ્રચલિત હતા તે વચ્ચે ઘણું અતર હશે એમ માનવુ ખાસ જરૂરનું થઇ પડે એ અતર શીરૂઝ અને

અલ્લાઉદ્દીનના અતર જેટલું એટલે (ઇ સ ૪૮૪—૧૨૮૭) આઠ સૈકા જેટલુ છે વધારે ચોક્સ થવા માટે આપણે ફીરૂઝના સિક્કાની તારીખ તેના રાજ્યની તારીખ ઇ સ ૪૫૭—૪૮૪ સુધીમા ગણીશુ શરૂઆતના હુણ નકલી સીક્કાની તારીખ ૪૮૪ થી ૫૩૩ સુધી કારણ તે વરસમા હુણની સત્તા મદસરની લડાઇમા તદ્દન તુટી પડી –પાછળના હુણ નકલી સિક્કા ૫૩૩ થી–? અણહિલવાડ પટ્ટણની અને ચાવડા વંશની સ્થાપના એટલે લગભગ ૭૫૦ ના વરસ સુધી અને ત્યાર પછી ગધૈયા કે પાછળના નકલી સિક્કા ૭૫૦ થી તે ઠેઠ અલ્લાઉદ્દીને ૧૨૮૭મા ગુજરાત જીત્યુ ત્યા સુધી આ ઉપરથી આપણે નીચે પ્રમાણે કોષ્ટક બનાવી શકીશુ

| | | |
|---|---|---|
| ૧ | હિન્દુસ્તાનના સસની ફિરૂઝના સિક્કા | ઇ સ ૪૫૭ ૪૮૪ |
| ૨ (અ) | શરૂઆતના હુણ નકલી સિક્કા | ૪૮૪ ૫૩૩ |
| ૨ (બ) | પાછળના હુણ નકલી સિક્કા | ઇ સ ૫૩૩ ૭૫૦ |
| ૩ | ગધૈયા | ઇ સ ૭૫૦ ૧૨૮૭ |

અલ્લાઉદ્દીને જ કોઇ આ પ્રાતપર પહેલા ચઢાઇ કરી હોય એમ નથી આપણને માનવા કારણ મળ્યુ છે કે વલ્લભી રાજ્યનો નાશ કરનાર ઘણુ કરીને સિંધ તરફનો અરબીરાજા અમરૂ ઇબન જમાલ હતો પણ આ ચઢાઇ કરનાર જેટલી ઝડપથી આવ્યો તેટલી ઝડપથી પાછો ગયો હતો (૨) પછી ઇ સ ૧૦૨૪મા કાઠીઆવાડના દ્વિપકલ્પમા આવેલા સોમનાથ પાટણનો ગીઝનીના ઝનુની સુલતાન મહમદને હાથે નાશ થયો પણ આપણ કેવળ લૂટને અર્થે જ ચઢાઇ કરેલી હતી અને તેમા બહુ સારી ફતેહ થઇ હતી કારણ કે તે દેવળમાથી લૂટેલા ખજાનો આઠ લાખ સોનાના દીનાર કરતા પણ વધારે હશે એમ અનુમાન થાય છે (૩) પછી શાહબુદ્દીન ઘોરીએ ઇ સ ૧૧૭૮મા ગુજરાતમા દાખલ થવા પ્રયાસ કર્યો પણ તેની ત્યારના રાજા બીજા ભીમદેવ કે બીજા મૂળરાજના હાથે સખ્ત હાર થઇ (૪) પણ વીશવરસ પછી તેના સરદાર કુતુબુદ્દીન ઐબકે (જે પાછળથી દિલ્હીનો સુલતાન થયો) તેણે રાજનગર અણહીલવાડ લુટયુ આવી રીતે ૧૨૮૭ની મુસલમાનની ચઢાઇ પાચમી મુસલમાનની ચઢાઇ હતી અને તે બધામા સૌથી મહત્વની હતી કારણ કે તેના પરિણામે ગુજરાતના હિન્દુ રાજ્યનો નાશ થયો અલ્લાઉદ્દીને નહિ પણ તેના ભાઇ ઉલઘખાને પોતે આવી આ જીત મેળવી હતી વાઘેલા વંશનો છેલ્લો રાજા કરણ ઝનુની મુસલમાની સીપાઇ સાથે ટકર ઝીલવા અ સમર્થ હોવાથી નાસી ગયો, અને ગુજરાત દેશ દિલ્હીની શહેનશાહત સાથે જોડી દેનામા આવ્યો આવી રીતે રાજ્ય બદલવાથી નાણાના ચલણમા પણ ફેરફાર થયો જે ટંક શાળમાથી પાછળના કઢગા ગધૈયા સિક્કા સૈકડો વરસ થયા છપાઇને બહાર પડતા તે ટંકશાળ હવે બંધ કરવામા આવી હોય એમ દેખાય છે ખુદ હિન્દુસ્તાનની ટંકશાળમાથી નીકળેલા બાદશાહી સીક્કાઓનુ ચલણ ગુજરાત પ્રાતમા દાખલ થયુ સિક્કા શાસ્ત્રીઓની દૃષ્ટિએ આ ફેરફાર સારાને માટે જ થયો છે, કારણ કે ગધૈયા સિક્કા લાબા વખત થયા ઘણીજ અધમ અવસ્થામા આવી પડ્યા હતા ગુજરાતના કોઇ પણ વહેલાના સિક્કાઓથી

તદ્દન જુદીજ જાતના આ નવા સિક્કાઓ હતા. હવે પહેલીવાર જ ફારસી લીપી લખવામાં આવી. સુલતાનનું નામ, તેના ઇલકાબ, ટંકશાળના ગામનું નામ, સાલ બધું ફારસી અક્ષરમાં જ લખવામા આવતું આવી રીતે જુના એકલા રાજ્યનો નહિ, પણ ચલણનો અચાનક અંત આવી ગયો. બન્ને રીતે ભૂત અને ભવિષ્ય વચ્ચે જુદી પાડનાર એક રેખા દોરાઇ ગઇ.

ક્ષત્રપ, ગુપ્ત, વલ્લભી, ગધૈયા સિક્કાઓ એકપછી એક પોતાનું કામ કરી ગયા છે પણ હવે તેમના કામનો અંત આવ્યો. તેમની ચડતીનો સૂર્ય અસ્ત પામ્યો. પણ તેમના વારસાના માલીક આપણે સ્થિર સ્નેહ દ્દષ્ટિથી તેમના પર નજર કરીશું તો જણાશે કે તે તમારા દેશની સ્વતંત્રતાના અવશેષ રૂપી છે, તેઓ મુગા નથી, પણ તેમાંના કેટલાક તો તે ન હોત તો સાંભળી ન શકત એવી વાત કહેનારા છે. રોમના એક સોનાના સિક્કા સંબંધી સર એડવીન આરનલ્ડ સાહેબની સુંદર લીટીઓ આ સિક્કાના સંબંધમાં પણ કહીને આપણે સમાપ્તિ કરશું.

" 'What! A gold coin amid these jewelled treasures!
'Why send me such a relic?'—So you say—
'Good to enhance some antiquary's pleasures;
'Stamped for dead people in a buried day!'
True now, but look a little! If one ponder
The legend of this piece, its gold may shine
With lustre leaving dull the gems of wonder
Which I did lay in those dear hands of thine.
An aureus of the Roman Empire—See!



ઇ. સ. ૧૯૦૯ની

ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ

આગળ

રજુ થયેલા નિબંધો:

# ધર્મ વિભાગ

## " સ્ત્રી ધર્મ."

### ( ગં. સ્વ. સુલોચના દેશાઇ. )

આ વિકટ ભવાબ્ધિમાંથી તારનાર સકલ પ્રાણી માત્રના હૃદયમાં શુભ પ્રેરણા કરનાર શ્રી ઇષ્ટ પરમાત્માને વારંવાર પ્રણામ અર્પી આજનો વિષય આરંભું છું.

પ્રિય વડીલ બ્હેનો અને સન્નારીઓ !

આજનો આપણો વિષય " સ્ત્રી ધર્મ " ઉપર છે. વિષય ઘણો મ્હોટો છે અને મ્હારી અલ્પ મતિથી મ્હને જે કાંઇ સ્ફુર્યું તે આપના આગળ મૂકવા આજે તત્પર થઇ છું. હંસનો ગુણ ક્ષીર ગ્રહણ કરી નીરનો ત્યાગ કરવાનો છે. તે મુજબ આ વિષયમાં કાંઈ ગ્રહણ કરવા યોગ્ય લાગે તે ગ્રહણ કરી આચારમાં મૂકશો, અને દોષ તરફ ક્ષમા-દૃષ્ટિ કરશો એવી આશા છે.

સ્ત્રી ધર્મ એટલે સ્ત્રી તરીકેની તેની ફરજો.

આ ફરજો એક નથી. પણ અનેક છે : પુત્રી, પત્ની, અને માતા તરીકે ગૃહસેવાની, જનસેવાની, અને દેશસેવાની છે.

આ ફરજોનો ત્રણ અવસ્થામાં સમાવેશ થાય છે. ૧ કુમાર અવસ્થા, ૨ યુવાવસ્થા, ૩ વૃદ્ધાવસ્થા.

આ ત્રણ અવસ્થાના પણ બે પેટા વિભાગ થાય છે. ૧, સૌભાગ્ય અવસ્થા, ૨. વૈધવ્ય અવસ્થા.

કુમાર અવસ્થા આપણા તરફ બાર અગર ચૌદથી સોળ વર્ષ પર્યંત રહે છે. યુવાવસ્થા પીસ્તાલીશ વા પચાશ વર્ષ અને ત્યાર પછી વૃદ્ધાવસ્થા શરૂ થાય છે.

પૂર્વે વૃદ્ધાવસ્થા શરૂ થતાં માબાપ ગૃહસંસાર પુત્ર અને પુત્રવધુને સોંપી સંન્યસ્ત ગ્રહણ કરી વનમા જઇને ઇશ્વર ભજનમાં જીંદગી પુરી કરતા. હાલ એમાંનું કાંઇ નથી એટલે એ સંબંધી વિવેચન કરવું મિથ્યા છે.

૧. કુમાર અવસ્થા–કુમારિકા અગર અવિવાહિતા કન્યા તે ભવિષ્યની સ્ત્રી. ગૃહિણી, પત્ની અને માતા છે, એટલે ગૃહિણી, પત્ની યા માતા તરીકેના જે જે ધર્મો આગળ પાળવાના છે. તેની લાયકાત મેળવવાનો આ સમય છે.

उदेति पूर्वं कुसुमं ततः फलं ।
घनोदयः प्राक् तदनंतरं पयः॥

ઉગે કુસુમ પ્હેલું, ફળ પછીજ થાય,
ઉગે મેઘ પ્રથમ, વૃષ્ટિ પછી જણાય.

કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે આ સઘળાનો અર્થ એ કે ન્હાનપણથી જે જે સસ્કારોના બીજ વાવ્યા હોય તેનુ ફળ મ્હોટપણે વાવનારને અને ફળ ચાખનારને મળે કુમારિકા અવસ્થામા સ્ત્રીને જે જે શુભ અગર અશુભ સસ્કારો, આચારો વિચારો ગ્રહણ થયા હોય તેજ સંસ્કારો તેજ આચાર વિચારો મુજબ સેંકડે નેવુ ટકા તેનું વર્તન જીવન પર્યંત રહે છે મ્હે સાભળ્યુ છે તે ખરૂં હોય તો અંગ્રેજો રાત્રે વાળુ કર્યા પછી કલાકેક સુધી પોતાના કુટુબ સાથે વાર્તા વિનોદમા ગાળે છે તે વખતે માબાપ અગર જે વડીલ હોય તે બાળવર્ગને તેમના પૂર્વજોની તથા દેશમા પાકેલા નર રત્નો અને સન્નારીઓની, તેઓ કેવા હતા, તેમણે કેવા કેવા શુભ કાર્યો યા પરાક્રમો કર્યા હતા, તેઓ કેવી અવસ્થામા ઉછર્યા હતા અને શા શા સુખ દુ ખ અનુભવ્યા હતા એવી ગમ્મત સાથે જ્ઞાન આપનારી વાતો કરી પોતાના કુટુબ તરફ, દેશ તરફ તથા ધર્મ તરફ અભિમાનની લાગણી આપો આપ ઉત્પન્ન કરાવે છે આપણા દેશમા પણ આવો વખત હતો હાલ નથી એ દિલગીરીની વાત છે

કુમારિકાનો મ્હોટો અને પ્હેલો ધર્મ જન્મ આપનાર અને મહા કષ્ટે પાળી પોષી મ્હોટા કરી વિદ્યા, વિનય, વિગેરેનુ શિક્ષણ આપનાર માત પિતા પ્રતિ પૂજ્ય ભાવ રાખવો એ છે શ્રવણે માતા પિતાની જે ભક્તિથી સેવા ઉઠાવી છે તેવી હાલના જમાનામાં તો કોઇ પુરૂષ કે સ્ત્રી ઉઠાવી શકવાના નથી પણ ‘ ફુલ નહિ તો તેની પાખડી ’ એ મુજબ યથાશક્તિ તન, મન અને ધનથી તેમની મરજી ઉઠાવવી તેમને મદદ કરી સંતોષ આપવો તેઓ જે સદ્વર્તનપ્રતિ આપણું લક્ષ ખેંચે તે તરફ દોરાવું અને આ જીંદગી તેમની આશિષોથીજ સુખી થશે એવો દૃઢ વિચાર—એવો ભરોસો રાખી આપણા આચાર વિચાર નિયમમા મૂકવા

કુમારિકાનો બીજો ધર્મ તેની કેળવણીને લગતો છે હિંદુસસારમા સદ્ગૃહસ્થોના ગૃહમા કુમારિકાને હાલની રીતિ નીતિને અનુસરતી કેળવણી અપાય છે—ઠીક અપાય છે—અપાય છે પણ તે પૂરી અપાતી નથી

કાળ થોડો અને વેશ ઘણા એટલે પૂરી ન કરાય તેમા તે બિચારીનો કે તેના માતાપિતાનો વાક નથી

કન્યાએ પ્રાત કાળમા ઉઠી, નિત્યકર્મ કરી, ઇષ્ટદેવનુ પૂજન કર્યા બાદ માતાને રસોઇમા ઉત્સાહથી મદદ કરવી

કન્યાને પાકશાસ્ત્ર ઉત્તમ રીતે જાણવાની જરૂર છે સર્વ કળા આવડે પણ

રાંધતાં ન આવડે એ કન્યા હાંસીને પાત્ર થાય છે. રસોઇઓ ગમે તેવું ઉત્તમ રાંધે પણ આપણે હાથે બનાવેલી સાદી રસોઇમાં જે મીઠાશ આવશે તે રસોઇઆના મરી મશાલાવાળા પાકમાં નહીં આવે. રસોઇમાંથી પરવાર્યા પછી નિશાળે જવાનું હોય તો તેમ, નહીંતો બપોરે કોઇ સદાચરણી, શાંત, અને ધર્મિષ્ટ સ્ત્રી શિક્ષક અગર તેવાજ વૃદ્ધ પુરૂષ શિક્ષક પાસેથી દેશભાષા, ધર્મભાષા, અને બને તો રાજભાષાનું ઉપયોગ જેટલું જ્ઞાન પ્રાપ્ત કરવું. વખત મળે શીવવાની, ભરવાની, ગુંથવાની અને બની શકે તો ચિત્ર અને સંગીત કળા જાણવાની જરૂર છે. હાલના સમયમાં આટલું શીખવા જતાં ઘણી અડચણો નડે છે. કેટલાક દાખલા વળી એવા હોય છે કે જેને સાધન છે તેને શીખવાનું મન નથી. જેને મન છે તેને અનાજનાં સાસા છે.

ઉપર શી કેળવણી લેવી જોઇએ તે દર્શાવ્યું પણ તેનાં ધર્મ અને નીતિની કેલવણી તથા કુમારિકાએ પાળવાં જોઇતાં વ્રતો દર્શાવ્યા નથી.

બાલ્યાવસ્થામાં જેમ પુરૂષને બ્રહ્મચર્ય આશ્રમના નિયમો પાળવાના છે તેમજ કુમારિકા અવસ્થામાં સ્ત્રીને બ્રહ્મચારિણીના નિયમો ગ્રહણ કરવાના છે. શીયળ વ્રત સંબંધી જેટલું બોલાય, જેટલું લખાય તેટલું ઓછું છે. સારાંશ, જે કુમારિકાએ—જે સ્ત્રીએ શીયળ વ્રત ન પાળ્યું તેનો અવતાર નકામો છે. તેનુ જીવતર આ પૃથ્વી પર ભાર રૂપ છે.

ધર્મ અને નીતિની કેલવણીનો આધાર માબાપના વર્ત્તન પર રહે છે. એ જ્ઞાન તેમના વર્ત્તન પરથી તેમના આચાર વિચાર પરથી ન્હાનપણથીજ આપોઆપ મળે છે.

માબાપ ઉપરાંત સદ્‌ગુણી સખીઓની સંગતિ, બોધદાયક પુસ્તકો અને પવિત્ર સ્થળોના દર્શન—દેવપૂજા, ગૌરીપૂજા, ગાયવ્રત, તુલસીવ્રત, ચાંલ્લાવ્રત ઇત્યાદિ વ્રતોનું રહસ્ય તથા તેનું વર્ત્તન, દેવદેવીઓની સ્તુતિની અને પવિત્ર સતીઓના ચરિત્રોની ગરબી કે કીર્તનો ગાવાં આ સઘળું બાલિકાની—કન્યાની સંસ્કૃત કલ્પના પ્રફુલ્લ કરે. છે. અને ઉચ્ચતર માર્ગ બતાવે છે. આવા જ્ઞાનવાળી, આવા સંસ્કારવાળી કુમારિકા ગૃહસ્થાશ્રમમાં દાખલ થતાં—તેના પતિને તેના કુટુંબને સંસારમાં સ્વર્ગ બતાવે છે.

૧. યુવાવસ્થા—

સેવે સૌ ગુરૂને બને પ્રિય સખી સર્વે સપત્ની તણી,
સ્વામી અવગણના કરે, તદપિ ના સામે જજે રોષથી;
ઔદાર્યે સૌ દાસ દાસી રીઝવે, સૌભાગ્યથી ના છકે,
એ રીતે ગૃહણી બને યુવતીઓ, આધિ જ બીજી કુલે.

હે પુત્રિ! ત્હારા વડીલોની સેવા કરજે, ત્હારી શોક્ય પ્રતિ સખીપણું દર્શાવજે,

ત્હારા પતિ કદી તિરસ્કાર કરે પણ રોષ ધરી વિરૂદ્ધ આચરણ કરીશ નહિ, નોકર વર્ગ પ્રતિ દયાભાવ ધરજે, અને ત્હારા વૈભવથી અભિમાન આણીશ નહિ, આ રીતનું વર્ત્તન હોય તે સ્ત્રી "ગૃહિણી" પદને યોગ્ય ગણાય છે, નહીં તો કુળને સન્તાવનારી કહેવાય છે.

ઉપલી શીખામણ શકુંતલાને સાસરે વિદાય કરતી વેળા તેના પાલક પિતા કણ્વઋષિએ આપી હતી.

વળી સીતાજીને તેમની માતાએ જે બોધ આપ્યો છે તેપણ મનન કરવા યોગ્ય છે.

अभ्युत्थान मुपागते गृहपतौ तद्भाषणे नम्रता ।
तत्पादार्पित दृष्टि रासनविधि स्तस्योपचर्या स्वय ॥
सुप्ते तत्र शयीत तत्प्रथमतो जह्याच शय्यामिति ।
प्राच्यैः पुत्रि निवेदितः कुलवधूसिद्धान्तधर्मागमः ॥

હે પુત્રિ! ત્હારા પતિ ઘેર આવે તે વખતે ઉભી થજે, તે જે બોલે તે નમ્રતાથી શ્રવણ કરજે, તેમના ચરણમાં દૃષ્ટિ રાખજે, તેમને આસન આપી તેમની સેવા કરજે, તેમના સૂતા પછી સૂજે, અને ઉઠતા પહેલાં ઉઠજે. કુલવધૂઓનો ધર્મ પ્રાચીન કાળમાં આવો વર્ણવેલો છે.

આ રીતના સ્ત્રીઓના ધર્મ સંબંધી તેમની કેળવણી સંબંધી માતા પિતાનું લક્ષ પૂર્ણ રહેતું હતું. તે સમયે ભરતભૂમિનાં યશોગાન ગવાતાં હતાં. હાલ તે જમાનો બદલાયો છે અને આપણે શી સ્થિતિ અનુભવીએ છીએ તે આપણને માલુમ છે.

સ્ત્રીમાં પાતિવ્રત્ય એ પ્રથમ ધર્મ ગણાય છે. માતા પિતાએ—વડીલોએ-દેવ, અગ્નિ અને જનમંડલ સમક્ષ જે પુરૂષને અર્પણ કરી તે પુરૂષને પ્રિય પતિ ગણી તેની સેવા કરવી એ સ્ત્રીનો પરમ ધર્મ છે. પતિ ઉપર નિર્મળ પ્રીતિ રાખવી, તેમની મરજી સાચવવી, તેમની આજ્ઞાનુસાર વર્તવું એજ સ્ત્રીનો ધર્મ છે—એજ દાન છે—એજ તપશ્ચર્યા છે. અનસૂયાજીએ કહ્યું છે કે સ્ત્રી સ્વામીથીજ ઇચ્છિત લોકને પામે છે. જે સ્ત્રીનું ચિત્ત સ્વામીને પ્રસન્ન કરવામાં છે તે સ્ત્રી સ્વામીના પુણ્યનુ અર્ધું ફળ ભોગવે છે."

સ્ત્રીઓને પતિ એ ગુપ્ત ધન છે, તેમના વડે તે અનેક પ્રકારના વૈભવો ભોગવી શકે છે.

બીજું સાસુ, સસરા, જેઠ જેઠાણીની આજ્ઞા પાળી તેમની તેમજ દિયર દેરાણી કુટુંબ વર્ગ અને સ્ત્રી વર્ગ જોડે સત્ય બોલવું પણ પ્રિય બોલવું, કાંઇ પણ અપ્રિય બોલવું નહિ એ નિયમ પ્રમાણે વર્તી દરેક સ્ત્રીએ દરેક કામ વિચારીને કરવાનું છે. પોતાના કાંઇ પણ કામથી પતિનું વા વડીલનુ કે કુટુંબ વર્ગનું મન દુભાય એ પૂર્ણની

સુજ્ઞ સ્ત્રીઓને શરમ ભરેલુ લાગતું પૂર્વની સ્ત્રીઓ જેવાં આચરણો કરતા આપણે ધીરે ધીરે શીખવુ જોઇએ તેવુ થશે તોજ આપણી જાતિની અને તેની સાથે દેશની ઉન્નતિ થશે

સ્ત્રીનુ બીજુ કર્તવ્ય ગૃહકાર્યને લગતું છે આ ગૃહસંસારમા નિપુણતા મેળવવી એ રહેલી વાત નથી ગૃહસંસાર કુશળતાથી ચલાવી ચતુર ગૃહિણીનુ પદ લેતા પહેલા સ્ત્રીને અનેક ફરજો બજાવવાની છે, અનેક કાર્યો કરવાના છે અ મા શારદાગૌરી લખે છે તેમ "પુરુષ પોતાની સામાન્ય કેળવણી લઇ રહ્યા પછી વકીલ, ડાક્ટર કે વેપારી થાય છે તેમજ સ્ત્રીએ અન્ય દિશામા નિપુણતા મેળવવાની છે તેણે સાસારિક કુશળતા ઉપરાત અનેક કળામા નિપુણતા મેળવવી જોઇએ તેને સગીત કામ, ચિત્ર કામ, શીવણ કામ, ભરત કામ, રસોઇ, ગૃહવ્યવસ્થા, માદાની માવજત, અર્થશાસ્ત્ર, છોકરાને કેવી રીતે કેળવવા વગેરે વ્યાવહારિક કાર્યોમા કુશળ થવાનુ છે પુરુષ પૈસો કમાય છે અને સ્ત્રીએ તે યોગ્ય રીતે વાપરવાનો છે. જેથી બચાવેલા પૈસા પોતાના સંતાનોને યોગ્ય કેળવણી આપવામા તેમજ આ દુનિયામા તેમને રસ્તેસર ચઢાવવામા મદદ રૂપ થાય"

દીર્ઘ દૃષ્ટિ, સ્વાર્થ ત્યાગ, સહનશીલતા, ઉદ્યોગ, ઉદારતા, વ્યવહાર-કુશળતા, સેવ્ય બુદ્ધિ, સેવક બુદ્ધિ, લજ્જા, નમ્રતા, વિવેક ઇત્યાદિ અનેક મહાગુણોનો ઉપયોગ ચતુર ગૃહિણીને કરવાનો છે વળી થોડા સાધને સંપૂર્ણતા દેખાડવી એ આપણું કામ છે, એ કુશળતા બતાવવામા કરકસર, આવક પ્રમાણે જાવક એ શીખવાનુ છે. હાલમા જોઇશુ તો પતિને પૂરી કમાણી હોય નહીં એવી સ્ત્રીઓ એટલા ઠાઠ મારે છે કે ઘણા નહિ મ્હોટા ઘરની સ્ત્રીમા અને તેના ભપકામા જરા ફરક પડતો નથી. કેળવાયલી સ્ત્રીઓમા જ્યારે આવુ જોવામા આવે છે ત્યારે વિશેષ દિલગીરી થાય છે

સતી સાવિત્રી રાજાની પુત્રી હતા, પણ તેમના પતિ અરણ્યમા રહેતા હોવાથી પિયરની પાલખી પર વિચાર ન કર્યો, અને પિતાએ આપેલા સઘળા સાધનો પણ મુકી દઇને શ્વશુર કુટુબને યોગ્ય વસ્ત્રાલંકાર ધારણ કર્યા

આ પ્રમાણે હોય ત્યારે વિદ્યા ભણ્યાની સાર્થકતા છે विद्या विनयेन शोभते ।

ત્રીજુ નવરાશનો વખત ઉંઘમા, આળસમા તથા મિથ્યા પરનિંદામા નિર્ગમન ન કરતા સત્સમાગતિમા, સુપુસ્તકો વાચવામા, ચોખ્ખી હવા લેવામા અને અજ્ઞાન બહેનોને સદુપદેશ આપી મદદ કરી તેમને સીધે રસ્તે દોરવામા ગાળવો જોઇએ પતિ સેવા અને ગૃહસેવામાથી નવરાશ મળે તો તે વખત જન સેવા અને દેશ સેવામા ગાળવો જોઇએ ઇશ્વર કૃપાથી અને સજ્જનો અને સન્નારીઓના ભગીરથ આત્મભોગથી સેવા સદન જેવુ પરોપકારી સ્થળ નીકળ્યુ છે તેમા જન સમાજની સેવા

અર્થે કોણ સગવશે ? તમે પણ પેટની સેવા માટે જીવનો. તમારા કુટુંબની-તમારા ઘરની—તમારા મનની, તમારા આનંદની તેમ તમારા ધર્મની સંભાળ કોણ લેગે ? શું ઇશ્વરે જગત્ એવું નિર્મેલું છે કે સ્ત્રીએ પણ ધનની સેવા કરવી ?"

"અમને અમારું જે આવું મ્હોટું કર્તવ્ય છે તે શીખવામાં મદદ આપો તમારી પાસે દ્રવ્ય વધે તો અમને અમારા કામમાં ઉંચી પદવી આપો. ઘણાય પુરુષો ગરીબ હોય છે ત્યારે પોતે પોતાનો ચાકર ને રસોઇઓ બને છે. તેવીજ રીતે ગરીબ પતિની સ્ત્રી બને છે. રસોઇનું કામ સોંપીને સ્ત્રીને હલકી કરી નાખી એવું બોલનાર વગર વિચાર્યું બોલે છે; કારણ તે કામ તો સ્થિતિ પ્રમાણે પુરુષ અને સ્ત્રી ઉભયને કરવું પડે છે. દસ રૂપીઆ કમાવા બજારમાં મજુરી કરવી અથવા બસો રૂપીઆ કમાતા દાક્તર બની દવા ઉકાળવી અને ગુમડાના પરુમાં હાથ બોળવા તેના કરતાં રસોઇને કીયા ઇશ્વરે હલકી કરી છે જે ? અમે અમારી બુદ્ધિ રસોડામાં ચલાવીશું તમારાં સાધન વધે અને રસોઇઓ રાખી આપશો તો તમારા ઘરને ઠેકાણે મ્હેલ રચીશું તમારા પુત્રને તમારા જેવા કરી આપીશું તમને જે વિદ્યા મેળવવા અવકાશ નહિ મળે તે અમે મેળવીશું તમારી રસવાસનાને-તમારા કવિત્વને-તમારા જ્ઞાનને-તમારા શૌર્યને-તમારી દેશભક્તિને ઋણાનુબંધ પ્રમાણે ઉછેરીશું અને વધારીશું જીભ કોમળ કામ કરશે અને દાંત કઠોર ચાવણું ચાવશે તમારાથી અમારું કામ નહિ થાય. અમે અમારું કામ યોગ્ય રીતે કરીશું તોજ તમારો સસાર આગળ ચાલશે. વળી કહે છે કે સ્ત્રી પુરુષના હક સરખા નથી તો કોણ કહે છે કે સરખા નથી ખાવું, પીવું, સર્વે તમારે અને અમારે સરખું જોઇએ છીએ, પણ સરખા હક કરીને તમારાથી ગર્ભ ધરાવાનો નથી ને અમારાથી અમારું કામ છોડાવાનું નથી સેવ્ય સેવક એ નામથી કોઇ મ્હોટું નાનું બનતું નથી. શેઠ નોકરને વાસ્તે મજુરી કરે છે ને નોકર શેઠને સારુ મજુરી કરે છે દેખાવમાં શેઠ ઉપરી અને નોકર હાથ નીચે પણ ઉભયને પરસ્પરની ગરજ, હાથ ઉપર અને પગ નીચે આથી ઇશ્વરને મન હાથ વધારે નથી અને પગ ઓછા નથી શાના વગર ચાલશે ?

"સ્ત્રી પુરુષને પણ એમજ છે. મ્હાનને તમારા સરખા હક છે પણ ઇશ્વરે તમારા કરતા ચાર તસુ નીચી કરી તે ક્યાં હવે ઉંચા થવાશે ને સ્ત્રી મટી પુરુષ થવાશે ? અમારા કામમાં તમે અમને અયોગ્ય હરકત કરતા હો અને માણસને ઠેકાણે ઢોર ગણતા હો ત્યારે તમારો દોષ આ તો શું ? પુરુષ તો પુરુષનું કામ કરે નો ને સ્ત્રીએ ઘરની ચિન્તા ન ઉપાડવી ને ડાહ્યા ડમરા બની ટાપટીપ કરી ગપાટા મારવાને બેસી રહેવું અને ધણીને કહેવું કે મારે તો ખાવાનું જોઇએ, પ્હેરવાનું જોઇએ એ તો કેવું સારું કે મારું તારું સહીયારું ને મારું મારું પોતાનું,. પરંતુ તમે તમારા બહારના કામના વમળમાથી થાકી ઘેર આવો ત્યારે તમારી પદવી જેટલા ઉંચા સુખ સંસારમા તમને લઇ લેવા એ અમારું કામ ને એમા અમારી વડાઇ."

સુજ્ઞ બ્હેનો! સૌભાગ્યવતી સ્ત્રીઓનાં કર્તવ્ય વિષે મ્હારે આપના સમક્ષ જે કહેવાનું હતું તે કહ્યું. હવે વૈધવ્ય દશા સંબંધી જે કાંઇ કહેવું છે તે ટુંકમાં કહી આ નિબંધ પુરો કરું છું.

વૈધવ્ય દશાના દુઃખ જેને પડયાં છે તેજ તેનો અનુભવ જાણે છે. ઇશ્વર એ અનુભવ કોઇને ન આપો. હાલના પ્લેગ, કોલેરા, દુષ્કાળ આદિ દુષ્ટ રોગના ભોગથી ઘણી બાલિકાઓ તથા યુવાન સ્ત્રીઓને આ દુઃખ આવી પડે છે. આ દુઃખની પરિસીમા છે. આવા સમયમાં પોતાનું આયુષ્ય કેવી રીતે સુખે દુઃખે ગાળવું એ ફકત જાણવું જરૂરનું છે.

"ધણી વીનાનાં ઢોર સૂનાં" એ કહેવત આ અવસ્થામાં આપણી હાલની જન સમાજની સ્થિતિ અને આચાર વિચાર જોતાં બરોબર લાગુ પડે છે. વિધવા સ્ત્રીને ઘણી વિપત્તિઓ સ્હેવી પડે છે. તેને જુદા જુદા સ્વભાવના મનુષ્યોના સંગમાં રહી પરવશપણે પોતાની જીંદગી ગુજારવી પડે છે. ન સહન થાય તેવા હૃદયભેદક શબ્દો સગાં વહાલાં તરફથી સાંભળવાં પડે છે. આવી અવસ્થામાં જો તે બિચારી પાસે દ્રવ્યાદિનો સંગ્રહ હોતો નથી તો તે હૈયાસૂની બની જાય છે. તેની અવસ્થા ઢોર કરતાં બુરી થાય છે. બ્હેનો, આ બાબતમાં આપણે તેમજ પુરૂષોએ સુધારો કરવો જરૂરનો છે. ભાષણો આપી અને લેખો લખી બેસી રહે કાંઇ વળતું નથી

વિધવાંએ શું કરવું જોઇએ તેના ઉત્તરમાં મ્હારા અલ્પ વિચાર આપનાં સમક્ષ નીચે મુજબ આપું છું.

પ્રથમ તો તેણે મન સંયમ કરવું જોઇએ. મન ચંચળ છે, પણ અભ્યાસથી તે કાબુમાં રાખી શકાય છે. અને મન સયમ કર્યા પછી બાહ્ય સંસાર પર ધીરે ધીરે વૈરાગ્ય બુદ્ધિ આણતાં શીખવું જોઇએ. જ્યાં સુધી આ વૈરાગ્ય બુદ્ધિ આવી નથી, ત્યાં સુધી દુનિયાનો મોહ, માયા, તૃષ્ણા, આ મ્હારૂં, આ પારકું, એ બુદ્ધિથી ઉત્પન્ન થતાં કલેશ આદિ દુખો વિધવાના દુઃખમા ઉમેરાઇ વધુ પીડા કરશે અને તેના ગતાયુઃ પતિના સૂક્ષ્મ આત્માને દુઃખ આપી તેના મોક્ષ માર્ગમાં વિઘ્ન નાંખશે.

વૈરાગ્ય બુદ્ધિ લાવવા સદ્ ગ્રંથોનુ અવલોકન, વડિલો સાથે તીર્થોનું સેવન, એકાંતમાં પરમાત્માનું ધ્યાન અને ગતાયુ પતિનું સ્મરણ તથા જે દશા ઇશ્વરે આપી તે કાંઇ સારા સારૂજ હશે. એવો સંતોષ માની પોતાની જાતનો અને ગતાયુઃ પતિના મોક્ષનો માર્ગ સુલભ કરવા યત્ન કરવો ઇષ્ટ છે. પરિપક્વ વય તથા બુદ્ધિ થાય અને જન સેવા અને દેશ સેવા થઇ શકે તો ઘણું સારૂં.

ગૃહસ્થ બ્હેનોને પોતાના પતિની સેવાનો લાભ મળે છે તેથી તેમનું શ્રેય થાય છે. પણ વિધવા બ્હેનો જે એકની સેવામાંથી નિવૃત્ત થયાં છે તેમણે અનેકની સેવામાં

કરવામાં આવે છે અને સેવા કરતાં શીખવવામા આવે છે. આ આશ્રમનો લાભ દરેક કોમની સ્ત્રી સધવા યા વિધવા લઇ શકે છે. આ આશ્રમમા સુશિક્ષિત સ્ત્રીઓ ભરત, ગુથણ તથા શીવણનું કામ શીખવે છે વળી તેમા માનસિક અને નૈતિક શિક્ષણ તરફ પુરતું ધ્યાન અપાય છે અને અનાથ ગરીબને જોઇતા લુગડા લત્તાં, દવા દારૂની સર્વ અનુકૂળતા અપાય છે આ કાર્યમા જનસેવા કરવા ગૃહસ્થ સ્ત્રીએ સેવિકા તરીકે બ્હાર નીકળી આવે છે એ ભારતવર્ષની ઉન્નતિની દશાનુ શુભ ચિન્હ છે. આવા શુભ કાર્યોમા જીવન અર્પણ કરવાની પ્રબળ ઇચ્છા કરનાર સન્નારીઓને ધન્ય છે.

પ્રભુ એમનો દાખલો બીજી બ્હેનોને બેસાડે આવા આશ્રમો અનેક નીકળે અને સીતા, દમયતી, સાવિત્રી અને દ્રૌપદી જેવી સતીઓને પેદા કરનાર હીંદ દેશની ઝાંખી પડેલી કીર્તિ પુન સતેજ કરે

બ્હેનો ! પતિસેવા, ગૃહસેવા, જનસેવા, અને દેશસેવા ઉપરાત સ્ત્રીનો એક ધર્મ કહેવો રહી ગયો છે અને તે માતૃ ધર્મ છે માતા, એ શબ્દ બે અક્ષરનો છે, પણ તેની અંદર જોખમદારી ઘણી છે. હાલમા બાળલગ્ન, બાર અને ચૌદ વર્ષની અદર ગૃહ સસારની શરૂઆત વિગેરે દુષ્ટ નિયમોને લીધે સ્ત્રી તેના ધર્મ ન સમજે તો તેમા તેનો નહીં પણ પુરૂષ જાતિનો વાક છે સ્ત્રીઓની ઉન્નતિ કરો એવા બણગા ચોતરફ ફુકાય છે પણ સ્ત્રીની ઉન્નતિ કરવા જતા, પુરૂષ વર્ગ ! તમે તમારી કેળવણી સુધારો— તમારા આચાર વિચાર સુધારો, અને નિયમમા રહો, બાળલગ્ન દૂર કરો, કન્યાવિક્રય મટાડો, કન્યાના લગ્નની મુદત ઓછામા ઓછી ચૌદથી સોળ વર્ષ કરો, દુષ્ટ રિવાજો નાબુદ કરો, અને સ્ત્રીઓને તેમની જુમ્મેદારી સમજાવો સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે, એ કહેવુ ઠીક છે તેવુજ પુરૂષની ઉન્નતિ વિના સ્ત્રીની ઉન્નતિ અશક્ય છે, એમ કહીએ તો ખોટુ નહીં કહેવાય પુરૂષ અને સ્ત્રી સસાર રૂપી ગાડીના બે પૈડાં છે. એક નકામુ થયુ તો તે સાથે બીજાની પણ તેવી અવસ્થા થાય છે

માતાનો મુખ્ય ધર્મ તેના બાળકના લાલન પાલનનો છે માતા પદ જેણે ધારણ કર્યું છે તેણે પોતાના બાળક જેવા કરવા હોય તેવા પ્રથમ પોતે થવુ જોઇએ જ્યા સુધી આ સિદ્ધાત બરોબર લક્ષમા આવતો નથી ત્યા સુધી તે માતા પોતાની પ્રજાની ઉન્નતિ કરવા અશક્ત છે કારણ તેનુ મન કેળવાયેલુ હોતુ નથી તેનું જ્ઞાન ઉંચા પ્રકારનું હોતું નથી માતા જેવા વિચારનું જેવા ખોરાકનુ જેવા વર્તનનુ સેવન કરે છે તેવોજ ગર્ભ પોષાય છે આમ છતા આ બાબતના જ્ઞાન વિનાની ઘણી માતાઓ બાળકોને જન્મ આપે છે તો ઉત્તમ ગુણ યુક્ત કે સુસંસ્કાર યુક્ત પ્રજા ક્યાથી ઉત્પન્ન થાય ? દેશનુ હિત ઉત્તમ પ્રકારની, શારીરિક અને માનસિક બળવાળી પ્રજામા સમાયલુ છે. અને તેવી પ્રજા ઉત્પન્ન કરવામા માતા કારણ ભૂત છે

ગુરુણાં ચૈવ સર્વેષાં માતા પરમકો ગુરુઃ ॥ સર્વ ગુરૂઓની અંદર માતા એજ પરમ ગુરૂ છે. બાળકના કુમળાં અંતઃકરણમાં માતા જેવી કોઇ છાપ પાડી શકતું નથી. કારણ સૌ કરતાં બાળકને માતાનો સહવાસ વધારે હોય છે. બાળક પ્રથમના પાંચ સાત વર્ષમાં જે શીખે છે તેવું પાછળથી શીખી શકતું નથી. અને આ વખતે જે છાપ પડે છે તે જન્મ પર્યંત રહે છે. ધર્મનાં અને નીતિનાં સૂત્રો બાળકને ન્હાનપણથી શીખવાય તો સારૂં. બાળક પાંચ છ વર્ષનું થાય ત્યારથી દરરોજ રાત્રે વાળુ કર્યા પછી પા અડધો કલાક જોડેલી યા સાચી બોધદાયક વાર્તાઓ, ટુચકાઓ, સત્પુરૂષ અને સન્નારીઓનાં જીવન ચરિત્રો ધીમે ધીમે એક પછી એક કહેવાં અને ત્યાર પછી બાળકે શું ગ્રહણ કર્યું તે રીતસર પૂછવું. જીવનના સુખ દુઃખનો આધાર નિશાળમાં લીધેલી કેળવણી પર નહીં, પણ ઘરમાં અપાયલી કેળવણી પર રહે છે, વસ્તુ સ્થિતિ આવી હોવાથી માતા એ પરમ ગુરૂનું ગહન કાર્ય બાળકના, પોતાના કુટુંબના અને જન સમાજના કલ્યાણ સારૂ ધૈર્યથી અને ઉત્સાહથી કરવાનું છે.

આપણા જીવનની ત્રીજી દશા તે વૃદ્ધાવસ્થા છે. તેના સામાન્ય ધર્મ વાનપ્રસ્થને મળતા છે. જો કે સમય બદલાવાથી પ્રથમની માફક વનમાં જઇ રહેવાતું નથી. પરંતુ ઘરમાં ગૃહસ્થાશ્રમીને યોગ્ય વ્યવહાર પુત્ર અને પુત્ર વધુને શીખવી સર્વ કાર્યભાર તેમને સોંપી સંસારની જાળમાંથી અલગાં રહેતાં શીખવું. અવસ્થા થયા પછી પણ સંસારના મોહમાં તેની તૃષ્ણામાં મચ્યા રહેવું અને પ્રજાને સ્વતંત્રતા ન આપવી એ સ્વાર્થ વૃત્તિ છે. ઘણે ઠેકાણે એવું જોવામાં આવે છે કે પુત્ર વધુને સુખમાં મ્હાલતી સાસુથી જોઇને ખમી શકાતું નથી. આવે વખતે પોતાની યુવાવસ્થાનો વિચાર કરવો જોઇએ, અને પુત્રી પુત્ર અને પુત્રવધુ એકજ છે એમ સમદૃષ્ટિથી જોતાં શીખવું. વૃદ્ધાવસ્થાનો સમય પુત્ર તથા પુત્રવધુને યોગ્ય જ્ઞાન આપ્યા પછી ઇશ્વર ભક્તિમાં તથા પરમાર્થના કામોમાં ગાળી મોક્ષપદને પામવા ઇચ્છા રાખવી એ આપણું કર્તવ્ય છે.

સૌભાગ્યવતી સ્ત્રીઓના ધર્મ સંબંધી સરસ્વતિચંદ્ર ભાગ બીજામાં ગુણસુંદરી વિદ્યાચતુરને કહે છે તે વાંચવા જેવું છે આજનો વિષય એ સંબંધી છે એટલે તેનો આખો ઉતારો અત્ર આપના સમક્ષ મૂકુ છું તે કંટાળા ભરેલો નહીં લાગે એવી આશા છે.

" અમારે શું અમારૂં ઓછું છે ? અમારાં શરીર તેમ અમારાં મન સંસારના ગર્ભ ધારણ કરવાને માટે સરજાયલાં છે. અમારાં શરીર છે તે સંસારને ઉછેરવાનું સ્થાન છે. એ શરીરને પુરૂષના સંસારને ધક્કેલે ચ્હડાવવાં તે જીભની પાસે દાંતનું કામ કરાવવાના પ્રયત્ન જેવું છે. તમે દાંત–અને અમે જીભ–તમે તમારૂં કામ, કરો. અમે અમારૂં કરીશું તમે કમાવ–અમે ઘરસંસાર નીભાવીશું. સ્ત્રી વિના તમારી કમાઇનો

અર્થે કોણ સરાવશે ? તમે પણ પેટની સેવા સારૂં જીવશો. તમારા કુટુંબની–તમારા ઘરની—તમારા મનની, તમારા આનંદની તેમ તમારા ધર્મની સંભાળ કોણ લેશે ? શું ઇશ્વરે જગત્ અેવું નિર્મેલું છે કે સ્ત્રીએ પણ ધનની સેવા કરવી ?"

"અમને અમારૂં જે આવું મ્હોટું કર્તવ્ય છે તે શીખવામાં મદદ આપો. તમારી પાસે દ્રવ્ય વધે તો અમને અમારા કામમાં ઉંચી પદવી આપો. કુગાન પુરૂષો ગરીબ હોય છે ત્યારે પોતે પોતાનો ચાકર ને રસોઇઓ બને છે. તેવીજ રીતે ગરીબ પતિની સ્ત્રી બને છે. રસોઇનું કામ સોંપીને સ્ત્રીને હલકી કરી નાંખી એવું બોલનારા વગર વિચાર્યું બોલે છે ; કારણ તે કામ તો સ્થિતિ પ્રમાણે પુરૂષ અને સ્ત્રી ઉભયને કરવું પડે છે. દસ રૂપીઆ કમાવા બજારમાં મજુરી કરવી અથવા બસો રૂપીઆ કમાતા દાક્તર બની દવા ઉકાળવી અને ગુંમડાંનાં પરૂમાં હાથ બોળવા તેના કરતાં રસોઇને કીયા ઇશ્વરે હલકી કરી છે જે ? અમે અમારી બુદ્ધિ રસોઇમાં ચલાવીશું. તમારાં સાધન વધે અને રસોઇઓ રાખી આપશો તો તમારા ઘરને ઠેકાણે મ્હેલ રચીશું. તમારા પુત્રને તમારા જેવા કરી આપીશું. તમને જે વિદ્યા સેવવા અવકાશ નહિ મળે તે અમે સેવીશું. તમારી રસવાસનાને–તમારા કવિત્વને–તમારા જ્ઞાનને–તમારા શૌર્યને–તમારી દેશભક્તિને ઋણાનુબંધ પ્રમાણે ઉછેરીશું અને વધારીશું. જીભ કોમળ કામ કરશે અને દાંત કઠોર ચાવણું ચાવશે. તમારાથી અમારૂં કામ નહિ થાય. અમે અમારૂં કામ યોગ્ય રીતે કરીશું તોજ તમારો સંસાર આગળ ચાલશે. વળી કહે છે કે સ્ત્રી પુરૂષના હક સરખા નથી તો કોણ કહે છે કે સરખા નથી. ખાવું, પીવું, સર્વ તમારે અને અમારે સરખું જોઇએ છીએ, પણ સરખા હક કરીને તમારાથી ગર્ભ ધરાવાનો નથી ને અમારાથી અમારૂં કામ છોડાવાનું નથી. સેવ્ય સેવક એ નામથી કોઇ મ્હોટું નાનું બનતું નથી. શેઠ નોકરને વાસ્તે મજુરી કરે છે ને નોકર શેઠને સારૂ મજુરી કરે છે. દેખાવમાં શેઠ ઉપરી અને નોકર હાથ નીચે. પણ ઉભયને પરસ્પરની ગરજ, હાથ ઉપર અને પગ નીચે આથી ઇશ્વરને મન હાથ વધારે નથી અને પગ ઓછા નથી. શાના વગર ચાલશે ?

"સ્ત્રી પુરૂષને પણ એમજ છે. મ્હારાને તમારા સરખા હક છે પણ ઇશ્વરે તમારા કરતા ચાર તસુ નીચી કરી તે કંઇ હવે ઉંચા થવાશે ને સ્ત્રી મટી પુરૂષ થવાશે ? અમારા કામમાં તમે અમને અયોગ્ય હરકત કરતા હો અને માણસને ઠેકાણે ઢોર ગણતા હો ત્યારે તમારો દોષ આ તો શું ? પુરૂષ તો પુરૂષનું કામ કરશે ને સ્ત્રીએ ઘરની ચિન્તા ન ઉપાડવી ને ડાહ્યા ડમરાં બની ટાપટીપ કરી ગપાટા મારવાને બેસી રહેવું અને ધણીને કહેવું કે મારે તો ખાવાનું જોઇએ, પ્હેરવાનું જોઇએ એ તો કેવું સારૂં કે મારૂં તારૂં સહીયારૂં ને મારૂં મારૂં પોતાનું ;. પરંતુ તમે તમારા બહારના કામના વમળમાંથી થાકી ઘેર આવો ત્યારે તમારી પદવી જેટલા ઉંચા સુખ સંસારમાં તમને લઇ લેવા એ અમારૂં કામ ને એમાં અમારી વડાઇ."

સુજ્ઞ બ્હેનો ! સૌભાગ્યવતી સ્ત્રીઓનાં કર્તવ્ય વિષે મ્હારે આપના સમક્ષ જે કહેવાનું હતું તે કહ્યું. હવે વૈધવ્ય દશા સંબંધી જે કાંઇ કહેવું છે તે ટુંકમાં કહી આ નિબંધ પુરો કરૂં છું.

વૈધવ્ય દશાના દુઃખ જેને પડયાં છે તેજ તેનો અનુભવ જાણે છે. ઇશ્વર એ અનુભવ કોઇને ન આપો. હાલના પ્લેગ, કોલેરા, દુષ્કાળ આદિ દુષ્ટ રોગના જોમથી ઘણી બાલિકાઓ તથા યુવાન સ્ત્રીઓને આ દુઃખ આવી પડે છે. આ દુઃખની પરિસીમા છે. આવા સમયમાં પોતાનું આયુષ્ય કેવી રીતે સુખે દુઃખે ગાળવું એ ફક્ત જાણવું જરૂરનું છે.

"ધણી વીનાનાં ઢોર સૂતાં" એ કહેવત આ અવસ્થામાં આપણી હાલની જૈન સમાજની સ્થિતિ અને આચાર વિચાર જોતાં બરોબર લાગુ પડે છે. વિધવા સ્ત્રીને ઘણી વિપત્તિઓ સ્હેવી પડે છે. તેને જુદા જુદા સ્વભાવના મનુષ્યોના સંગમાં રહી પરવશપણે પોતાની જીંદગી ગુજારવી પડે છે. ન સહન થાય તેવા હૃદયભેદક શબ્દો સગાં વહાલાં તરફથી સાંભળવાં પડે છે. આવી અવસ્થામાં જો તે બિચારી પાસે દ્રવ્યાદિનો સંગ્રહ હોતો નથી તો તે હૈયાસુની બની જાય છે. તેની અવસ્થા ઢોર કરતાં બુરી થાય છે. બ્હેનો, આ બાબતમાં આપણે તેમજ પુરૂષોએ સુધારો કરવો જરૂરનો છે. ભાષણો આપી અને લેખો લખી બેસી રહે કાંઇ વળતું નથી

વિધવાંએ શું કરવું જોઇએ તેના ઉત્તરમાં મ્હારા અલ્પ વિચાર આપનાં સમક્ષ નીચે મુજબ આપું છું.

પ્રથમ તો તેણે મન સંયમ કરવું જોઇએ. મન ચંચળ છે, પણ અભ્યાસથી તે કાબુમાં રાખી શકાય છે. અને મન સયમ કર્યા પછી બાહ્ય સંસાર પર ધીરે ધીરે વૈરાગ્ય બુદ્ધિ આણતાં શીખવું જોઇએ. જ્યાં સુધી આ વૈરાગ્ય બુદ્ધિ આવી નથી, ત્યાં સુધી દુનિયાનો મોહ, માયા, તૃષ્ણા, આ મ્હારૂં, આ પારકું, એ બુદ્ધિથી ઉત્પન્ન થતાં કલેશ આદિ દુઃખો વિધવાના દુઃખમા ઉમેરાઇ વધુ પીડા કરશે અને તેના ગતાયુઃ પતિના સૂક્ષ્મ આત્માને દુઃખ આપી તેના મોક્ષ માર્ગમાં વિઘ્ન નાંખશે.

વૈરાગ્ય બુદ્ધિ લાવવા સદ્ ગ્રંથોનુ અવલોકન, વડિલો સાથે તીર્થોનું સેવન, એકાંતમાં પરમાત્માનુ ધ્યાન અને ગતાયુ. પતિનું સ્મરણ તથા જે દશા ઇશ્વરે આપી તે કાંઇ સારા સારૂજ હશે. એવો સતોષ માની પોતાની જાતનો અને ગતાયુઃ પતિના મોક્ષનો માર્ગ સુલભ કરવા યત્ન કરવો ઇષ્ટ છે. પરિપક્વ વય તથા બુદ્ધિ થાય અને જન સેવા અને દેશ સેવા થઇ શકે તો ઘણું સારૂં.

ગૃહસ્થ બ્હેનોને પોતાના પતિની સેવાનો લાભ મળે છે તેથી તેમનું શ્રેય થાય છે. પણ વિધવા બ્હેનો જે એકની સેવામાંથી નિવૃત્ત થયાં છે તેમણે અનેકની સેવામાં

પોતાનો કાળ વ્યતીત કરવો જોઇએ. પોતાના જેવી દુઃખી વ્હેનોને કેળવી ઉદ્યોગ પુરતું જ્ઞાન આપી સુમાર્ગે ચઢાવી સ્વાર્થ અને પરમાર્થ બેઉ સાધી અંતે પરમાત્માના પદને પામવું એજ ધર્મ છે.

વ્હાલી બાબાં ! સહન કરવું એય છે એક લ્હાણું !
ભાણ્યું તેનું સ્મરણ કરવું એય છે એક લ્હાણું !
મૃત્યુ થાતાં તર્પણ કરવું એય છે એક લ્હાણું !
આશા રાખવી મરણ પછીને જીવવું એય લ્હાણું !
સંબંધીના મરણ પછી ના સર્વ સંબંધ તૂટે :

*            *            *
*            *            *
*            *            *

છે વૈધવ્યે વધુ વિમલતા વ્હેન ! સૌભાગ્યથી કે !
છે ભક્તિમાં વધુ વિમલતા વ્હેન ! શૃંગારથી કે !

*            *            *
*            *            *

સુજ્ઞ વ્હેનો, આટલેથીજ મ્હારો નિબંધ પુરો કરીશ; અને સંસારોદ્ધારક પ્રભુ સર્વે ભગિનીઓના હૃદયમાં પોત પોતાના વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે પ્રવર્તવાની શુભ મતિ આપો અને અંતે તેમના પદને પામો એવી વિજ્ઞપ્તિ કરી અત્ર વિરમું છું.

સુલોચના દેસાઇ.

## ઋક્સંહિતાની પ્રથમ ઋચ્.

### (દુર્ગાશંકર વિ. કેવળરામ.)

અગ્નિદેવતા, મધુચ્છન્દા ઋષિ, ગાયત્રી છંદ, અને પ્રાતરનુવાક આગ્નેયક્રતુમાં વિનિયોગ તથા પહેલી જ ઋચૂનો દ્વિતીય પવમાનેષ્ટિમાં સ્વિષ્ટકૃત્યાજ્યમાં વિનિયોગ.

ૐ યજ્ઞનાપુરોહિતઃ હોતારુપઋત્વિજ અને રત્નધાતમ અગ્નિદેવને સ્તવુંછું. ૧

અગ્નિપૂર્વના ઋષિઓથી સ્તુત્ય છે; અને નવીન ઋષિઓથી પણ સ્તુત્ય છે; તે દેવોનું અહિં આવાહન કરો. ૨

પ્રતિદિન વૃદ્ધિ પામતું યશયુક્ત વીરવત્તમ રયિને અગ્નિથી પ્રાપ્ત કરો. ૩

હે અગ્નિ જે હિંસારહિત યજ્ઞને તું સર્વતઃ વ્યાપી રહેછે તે જ યક્ષ દેવોને પ્રાપ્ત થાયછે. ૪

હોતા, કવિક્રતુ, સત્ય અને ચિત્ર શ્રવસ્તમ અગ્નિદેવ દેવો સાથે આવો. ૫

હે અગ્નિ, તું, જે દાતાનું ભદ્ર કરછ તે, હે અંગિરા, તારૂં જ સત્ય છે. ૬

હે અગ્નિ, પ્રતિદિન, દિવસે અને રાત્રિએ બુદ્ધિથી નમસ્કાર ભરતા અમે તારી પાસે આવીએ છીએ. ૭

અધ્વરોનો રાજા, ઋતનો દીપ્યમાન રક્ષક, અને પોતાના દમ (ગૃહ)માં વર્ધમાન તું (તેની પાસે અમે આવીએ છીએ). ૮

તે તું પુત્ર માટે પિતા પેઠે અમારે માટે શોભન ભેટયુક્ત થા, અને અમારાં કલ્યાણ માટે એકઠો થા. ૯

ૐ अग्नि मीळे पुरोहितं यज्ञस्यदेव मृत्विजं ।
होतारं रत्न धातम ॥ १

ॐ अग्निं । ईळे । पुरः ऽहितं । यज्ञस्य । देवं ।
ऋत्विजं । होतारं । रत्नऽधातमं । १

ॐ यज्ञस्य पुरोहितं देवं होतारमृत्विजं रत्नधातम मग्निमीळे.

ૐ યજ્ઞના પુરોહિત, હોતારૂપ ઋત્વિજ, રત્નધાતમ, અગ્નિદેવને સ્તવું છું.

(૧) આ ઋચાનો અર્થ સમજવા માટે વર્તમાનકાળને ભુલી જઇએ, ભૂતકાળની ઉંડી ગુહામાં ઉતરતા, હજારો વર્ષ પૂર્વે—ઇતિહાસના પૂર્વકાળમાં—જે સમયે, માનુષ સૃષ્ટિના વિશેષત આર્ય પ્રજાના પૂર્વજોએ અગ્નિનુ પ્રથમ દર્શન કર્યું, તે સમયમાં જાણે આપણે ઉભા છીએ એવી ભાવના કરીએ, આપણા પોતાના હૃદયાકાશમાં એ સમયનુ ચિત્ર કલ્પિએ, અને એ ચિત્રના અગોને પ્રાચીન શ્રદ્ધાયુક્ત શુદ્ધ દૃષ્ટિએ શોધીએ, તો જ મધુચ્છન્દા ઋષિને પરમાત્માના અગ્નિસ્વરુપનું જે દર્શન થયુ છે, તેના આધિભૌતિક, આધિદૈવિક કે આધ્યાત્મિક અર્થનુ યત્કિંચિત્ પણ દર્શન આપણને આપણા હૃદયની વિશુદ્ધસ્થિતિની કાઇક ઉચ્ચ પળોમા થવાનો સભવ પ્રગટે.

૨ આજે પૃથિવી, જલ અગ્નિ, વાયુ, પ્રાણ એ સર્વે તત્વો એટલા પરિચિત થઇ ગયા છે કે એના સ્વરુપનુ કે એના માહાત્મ્યનું આપણને લેશ પણ ભાન થતુ નથી દરિયામાં મુસાફરી કરનારાઓને જ્યારે જમીન છોડયે ઘણો કાળ થઇ જતો હશે, ત્યારે જમીન જોવાની જે ઉત્સુકતા તેમના હૃદયમા ઉછળતી હોય તે જોતાથી, પૃથિવીનું માહાત્મ્ય અતિશય સ્વલ્પ અશે કલ્પી શકાય પરન્તુ એ સર્વાંશે સમજાવુ અસભવિત છે, કારણ કે પૃથિવી ન હોય ત્યારે એના ઉપર વસનાર પ્રાણીઓનુ અસ્તિત્વજ ક્યાથી હોય? જલનું મહાત્મ્ય, સફર કરનારાઓને, પોતે રેતીના રણમા હોય અને જળનું એક બિન્દુ પણ ન મળે ત્યારે સમજાતું હશે એ વખતે જલ એ જ જીવન છે એવો નિશ્ચય સહજ એમના હૃદયમા થતો હશે વાયુનુ માહાત્મ્ય કલકત્તાના કારાગ્રહમાં કેદ થયેલા અગ્રેજોને ઇ સ ૧૭૫૬ મા સમજાયુ હશે અને એવી જાતના નાના મોટા પ્રસગોએ અન્યને પણ કેટલેક અશે સમજાતું હશે પરન્તુ એ અનુભવ કોઇ કહી શકે એ અશક્ય છે એટલે સામાન્ય રીતે લોકોને જાણવાનો પ્રસગ જ નથી અગ્નિનું માહાત્મ્ય અતિશય ઠંડા પ્રદેશોમા—જ્યા એ ન મળી શકે ત્યા થોડે ઘણે અશે સમજાતું હશે પરતુ એનો યથાર્થ અનુભવ આજે આપણને ન થઇ શકે

(૩) પૃથિવી, જલ, વાયુ, એ સર્વ આવશ્યક તત્વો આપણી પૂર્વે થયા છે, અને મનુષ્યોએ એનો ઉપયોગ સાહજીક પ્રેરણાથી,—જેમ આજે નવુ જન્મેલુ બાળક જન્મતાં જ શ્વાસ લેવાનો આરભ કરે તેમ—કરવા માંડ્યો હતો કારણકે મનુષ્ય અથવા પ્રાણી માત્રના શારીરબધારણમાં જ એ તત્વોનો ઉપયોગ છે એ સિવાય શરીરનું—સ્થૂલશરીરનુ—બધારણ જ અશક્ય છે પ્રાણ વિષે તો કાઇ પ્રશ્ન જ નથી, કારણકે એનો ઉપયોગ મનુષ્યોએ કરવાનો નથી પરમાત્મા પોતે મનુષ્યો માટે—પ્રાણી માત્ર માટે—સતત એ તત્વનો ઉપયોગ કર્યા કરે છે એ પ્રાણતત્વ ઉપર સર્વ સત્તા પરમાત્માની જ છે પણ ઉપરના બધારણમા આવશ્યક તત્વો વિષે એવુ નથી શરીરની વૃદ્ધિ માટે પ્રાણીઓએ પોતે યથાશક્તિ એનો ઉપયોગ કરવાનો છે, શરીરની વૃદ્ધિ—હ્રાસ, પ્રાણી એ તત્વોનો કેવો, કેટલો, કેમ ઉપયોગ કરે છે, એ ઉપર આધાર રાખે છે તેથી જ પરમાત્માએ એ તત્વોને આદિ કાળથી જ વ્યક્ત રાખ્યા છે, અને તેનો ઉપયોગ કરવાની સહજ પ્રેરણા પ્રાણી માત્રમા પ્રથમથી જ છે

(૪.) અગ્નિ અપવાદરૂપે છે. પ્રથમથી એ ભૂમિ ઉપર વ્યક્ત નહોતો. આકાશમાં સૂર્યરૂપે એનાં નિત્ય દર્શન થતાં હતાં, છતાં મનુષ્ય જાતે એનો ઉપયોગ ન કરી શકતું. ભૂમિ ઉપર, અંતરિક્ષમાં, આકાશમાં,—સર્વ સ્થળે અગ્નિ ગુપ્ત તથા પ્રગટરૂપે ભર્યો હતો. છતાં એને ભૂમિ ઉપર વ્યક્ત કરવાનુ મહત્કાર્ય પરમાત્માએ મનુષ્ય ઉપર જ રાખ્યું હતું.

(૫) પૃથિવી, જલ અને વાયુ જેમ એના બંધારણમાં આરંભથી છે, અને નિત્ય ઉપયોગમાં આવે છે તેમ અગ્નિનું નથી. અગ્નિ મનુષ્યબધારણમાં નહિ પણ વિકાસમાં ઉપયોગી છે મનુષ્યેતર પ્રાણીઓ પ્રકૃતિમાં જીવનારાં છે, અને એવી અગ્નિનો ઉપયોગ નથી કરતાં. પ્રકૃતિથી પરપુરુષ ઉપર આધાર રાખનારાં એટલે પૂરુષમાં વિશેષ જીવનારાં મનુષ્યો અગ્નિનો ખાસ ઉપયોગ કરે છે, એ સિદ્ધ છે. અને એ ઉપરથી જેનો સ્વવિકાસ સ્વતત્ર છે. એવાં મનુષ્યોને જ વિશિષ્ટ રીતે ઉપયોગી, અગ્નિવિકાસ માટે જ છે, એ વાત સિદ્ધ થાય છે જો કે મનુષ્યના અને પ્રાણી માત્રના બધારણમા અગ્નિગત ઉષ્ણુતા છે ખરી, પણ એ પ્રાણમાથી શરીરને પ્રાપ્ત થયેલી છે, અને એ આધ્યાત્મિક ઉષ્ણુતાને પોષવા માટે ઉપર કહ્યુ તેમ પરમાત્મામાંથી પ્રાણનો સતત પ્રવાહ વહ્યા કરે છે જેથી અન્ન, જલ અને વાયુ પેઠે બાહ્યઅગ્નિનુ નિત્યગ્રહણ કરવાની લેશ પણ આવશ્યકતા નથી.

(૫) અગ્નિમાં સ્વભાવથી જ બે ગુણો રહેલા છે, ઉષ્ણુતા અને પ્રકાશ. ઉષ્ણુતા પ્રાણી માત્રના જીવન સાથે સધાયેલી છે,—એથી જ જીવનનો પ્રવાહ સતત વહે છે—એમાં જ જીવન છે અથવા એ પોતે જીવન છે. પ્રકાશ મનુષ્યજીવનના વિકાસ સાથે સધાયેલ છે,—એથી જ જીવનનો વિકાસ સર્વત્ર થયા કરે છે , કેવળ મનુષ્યનો નહિ, પણ સજીવ વસ્તુ માત્રનો વિકાસ પ્રકાશમાં જ થાય છે—પ્રકાશ એ જ વિકાસ છે.

(૬.) મનુષ્ય પોતાના સ્વતત્ર વિકાસ માટે પ્રકાશનો યથારુચિ, યથાશક્તિ, સ્વતંત્ર ઉપયોગ કરી શકે છે. એજ ઇતર પ્રાણીઓ કરતા એનામા વિશેષ છે; એટલુ જ નહિં પણ મનુષ્ય પોતાના વિકાસ બળથી બાહ્ય અગ્નિની ઉષ્ણુતાનો પણ યથેચ્છ ઉપયોગ કરી શકે છે પ્રાણીઓ અને તદન જગલી મનુષ્યો કરતાં સુધરેલા મનુષ્યોની અન્ન ગ્રહણરીતિમા જે ભેદ—જે વિશેષ છે તે અગ્નિના ઉપયોગોનો જ છે. તેમજ સુધરેલાં મનુષ્યોના વ્યવહારનો મુખ્ય ભાગ, અગ્નિના ઉષ્ણુતા અને પ્રકાશ ઉભયની સહાયથી જ થાય છે.

(૭) આ રીતે મનુષ્યના વિકાસ માટે સર્વથા આવશ્યક, એવુ જે અગ્નિ તત્વ, તે વિષે આજના ઇતિહાસશાસ્ત્રવેત્તાઓ એવુ અનુમાન કરે છે કે ઇતિહાસની પૂર્વના કાળમાં, એક સમયે મનુષ્યોને અગ્નિ જે ગુપ્ત રીતે અને ગુપ્ત રુપે સર્વત્ર છે તેને કેમ વ્યક્ત કરવો એનું જ્ઞાન ન હતું પછી ક્રમે ક્રમે મનુષ્ય વિકાસની કોઇક ભૂમિકામાં કોઇ અવિજ્ઞાન સમયે, મનુષ્યે અગ્નિને પ્રથમ વ્યક્ત કર્યો , મનુષ્યને અગ્નિનુ પ્રથમ દર્શન થયુ. અહા! એ પળ કેટલા આનદની હશે ? જે જીવાત્માએ એ શોધ કરી હશે તેને વર્તમાન શોધકો કરતા અનત ગણો આનદ થયો હશે. એ આનંદ આપણી કલ્પ-

(૧.) આ ઋચ્નો અર્થ સમજવા માટે વર્તમાનકાળને ભુલી જઇએ, ભૂતકાળની ઉંડી ગુહામાં ઉતરતા, હજારો વર્ષ પૂર્વે—ઇતિહાસના પૂર્વકાળમાં—જે સમયે, માનુષ સૃષ્ટિના વિશેષતઃ આર્ય પ્રજાના પૂર્વજોએ અગ્નિનું પ્રથમ દર્શન કર્યું, તે સમયમાં જાણે આપણે ઉભા છીએ એવી ભાવના કરીએ, આપણા પોતાના હૃદયાકાશમાં એ સમયનુ ચિત્ર કલ્પિએ, અને એ ચિત્રનાં અંગોને પ્રાચીન શ્રદ્ધાયુક્ત શુદ્ધ દૃષ્ટિએ શોધીએ, તો જ મધુચ્છન્દા ઋષિને પરમાત્માના અગ્નિસ્વરુપનું જે દર્શન થયું છે, તેના આધિભૌતિક, આધિદૈવિક કે આધ્યાત્મિક અર્થનુ યત્કિંચિત્ પણ દર્શન આપણને આપણા હૃદયની વિશુદ્ધસ્થિતિની કોઇક ઉચ્ચ પળોમાં થવાનો સંભવ પ્રગટે.

૨. આજે પૃથિવી, જલ, અગ્નિ, વાયુ, પ્રાણ એ સર્વ તત્વો એટલાં પરિચિત થઇ ગયાં છે કે એના સ્વરુપનુ કે એના માહાત્મ્યનું આપણને લેશ પણ ભાન થતું નથી. દરિયામાં મુસાફરી કરનારાઓને જ્યારે જમીન છોડયે ઘણો કાળ થઇ જતો હશે, ત્યારે જમીન જોવાની જે ઉત્સુકતા તેમના હૃદયમાં ઉછળતી હોય તે જોવાથી, પૃથિવીનું માહાત્મ્ય અતિશયં સ્વલ્પ અંશે કલ્પી શકાય. પરતુ એ સર્વાંશે સમજાવું અસંભવિત છે; કારણ કે પૃથિવી ન હોય ત્યારે એના ઉપર વસનારાં પ્રાણીઓના અસ્તિત્વજ ક્યાંથી હોય? જલનું મહાત્મ્ય, સફર કરનારાઓને, પોતે રેતીના રણમાં હોય અને જળનું એક બિન્દુ પણ ન મળે ત્યારે સમજાતું હશે. એ વખતે જલ એ જ જીવન છે એવો નિશ્ચય સહજ એમના હૃદયમાં થતો હશે વાયુનું માહાત્મ્ય કલકત્તાના કારાગ્રહમાં કેદ થયેલા અંગ્રેજોને ઇ. સ. ૧૭૫૬ માં સમજાયું હશે. અને એવી જાતના નાના મોટા પ્રસંગોએ અન્યને પણ કેટલેક અંશે સમજાતું હશે. પરતુ એ અનુભવ કોઇ કહી શકે એ અશક્ય છે. એટલે સામાન્ય રીતે લોકોને જાણવાનો પ્રસંગ જ નથી. અગ્નિનું માહાત્મ્ય અતિશય ઠંડા પ્રદેશોમાં—જ્યાં એ ન મળી શકે ત્યાં થોડે ઘણે અંશે સમજાતું હશે. પરતુ એનો યથાર્થ અનુભવ આજે આપણને ન થઇ શકે.

(૪.) અગ્નિ અપવાદરુપે છે. પ્રથમથી એ ભૂમિ ઉપર વ્યક્ત નહોતો. આકાશમાં સૂર્યરુપે એનાં નિત્ય દર્શન થતાં હતાં, છતાં મનુષ્ય જાતે એનો ઉપયોગ ન કરી શકતું. ભૂમિ ઉપર, અંતરિક્ષમાં, આકાશમાં,—સર્વ સ્થળે અગ્નિ ગુપ્ત તથા પ્રગટરુપે ભર્યો હતો, છતાં એને ભૂમિ ઉપર વ્યક્ત કરવાનુ મહત્કાર્ય પરમાત્માએ મનુષ્ય ઉપર જ રાખ્યું હતું.

(૫) પૃથિવી, જલ અને વાયુ જેમ એના બંધારણમાં આરંભથી છે, અને નિત્ય ઉપયોગમાં આવે છે તેમ અગ્નિનુ નથી. અગ્નિ મનુષ્યબંધારણમાં નહિ પણ વિકાસમાં ઉપયોગી છે મનુષ્યેતર પ્રાણીઓ પ્રકૃતિમાં જીવનારાં છે, અને એવી અગ્નિનો ઉપયોગ નથી કરતાં. પ્રકૃતિથી પરપુરુષ ઉપર આધાર રાખનારાં એટલે પુરુષમાં વિશેષ જીવનારાં મનુષ્યો અગ્નિનો ખાસ ઉપયોગ કરે છે, એ સિદ્ધ છે. અને એ ઉપરથી જેનો સ્વવિકાસ સ્વતન્ત્ર છે, એવાં મનુષ્યોને જ વિશિષ્ટ રીતે ઉપયોગી, અગ્નિવિકાસ માટે જ છે, એ વાત સિદ્ધ થાય છે જો કે મનુષ્યના અને પ્રાણી માત્રના બંધારણમાં અગ્નિગત ઉષ્ણતા છે ખરી, પણ એ પ્રાણમાંથી શરીરને પ્રાપ્ત થયેલી છે, અને એ આધ્યાત્મિક ઉષ્ણતાને પોષવા માટે ઉપર કહ્યું તેમ પરમાત્મામાંથી પ્રાણનો સતત પ્રવાહ વહ્યા કરે છે જેથી અન્ન, જલ અને વાયુ પેઠે બાહ્યઅગ્નિનુ નિત્યગ્રહણ કરવાની લેશ પણ આવશ્યકતા નથી.

(૫.) અગ્નિમાં સ્વભાવથી જ બે ગુણો રહેલા છે, ઉષ્ણતા અને પ્રકાશ. ઉષ્ણતા પ્રાણી માત્રના જીવન સાથે સંધાયેલી છે,—એથી જ જીવનનો પ્રવાહ સતત વહે છે—એમાં જ જીવન છે અથવા એ પોતે જીવન છે. પ્રકાશ મનુષ્યજીવનના વિકાસ સાથે સંધાયેલ છે,—એથી જ જીવનનો વિકાસ સર્વત્ર થયા કરે છે ; કેવળ મનુષ્યનો નહિ, પણ સજીવ વસ્તુ માત્રનો વિકાસ પ્રકાશમાં જ થાય છે—પ્રકાશ એ જ વિકાસ છે.

(૬.) મનુષ્ય પોતાના સ્વતન્ત્ર વિકાસ માટે પ્રકાશનો યથારુચિ, યથાશક્તિ, સ્વતંત્ર ઉપયોગ કરી શકે છે એજ ઇતર પ્રાણીઓ કરતાં એનામાં વિશેષ છે ; એટલું જ નહિં પણ મનુષ્ય પોતાના વિકાસ બળથી બાહ્ય અગ્નિની ઉષ્ણતાનો પણ યથેચ્છ ઉપયોગ કરી શકે છે. પ્રાણીઓ અને તદ્દન જગલી મનુષ્યો કરતાં સુધરેલાં મનુષ્યોની અન્ન ગ્રહણરીતિમાં જે ભેદ—જે વિશેષ છે તે અગ્નિના ઉપયોગોનો જ છે. તેમજ સુધરેલાં મનુષ્યોના વ્યવહારનો મુખ્ય ભાગ, અગ્નિના ઉષ્ણતા અને પ્રકાશ ઉભયના સહાયથી જ થાય છે.

(૭.) આ રીતે મનુષ્યના વિકાસ માટે સર્વથા આવશ્યક, એવું જે અગ્નિ તત્વ, તે વિષે આજના ઇતિહાસશાસ્ત્રવેત્તાઓ એવું અનુમાન કરે છે કે ઇતિહાસની પૂર્વના કાળમાં, એક સમયે મનુષ્યોને અગ્નિ જે ગુપ્ત રીતે અને ગુપ્ત રુપે સર્વત્ર છે તેને કેમ વ્યકત કરવો એનુ જ્ઞાન ન હતું. પછી ક્રમે ક્રમે મનુષ્ય વિકાસની કોઇક ભૂમિકામાં કોઇ અવિજ્ઞાન સમયે, મનુષ્યે અગ્નિને પ્રથમ વ્યકત કર્યો : મનુષ્યને અગ્નિનુ પ્રથમ દર્શન થયું. અહા ! એ પળ કેટલા આનદની હશે ? જે જીવાત્માએ એ શોધ કરી હશે તેને વર્તમાન શોધકો કરતાં અનત ગણો આનંદ થયો હશે. એ આનંદ આપણી કલ્પ-

નાની પણ બહાર છે 'રેઇલ્વે સ્ટીમ એન્જીન ના પ્રથમ શોધ કરનારને આનંદ ઉપરના આનંદ પાસે તુચ્છ છે

(૮) ઉત્તર ધ્રુવની સમીપના પ્રદેશમાં, કે મધ્ય એશિઆની 'ઓક્સસ' અને 'જેકઝાર્ટસ' નદીઓના પ્રદેશમા જ્યા હશે ત્યા, અંધકાર ભર રાત્રિએ, જ્યારે તારા ઓ પણ મેઘાવૃત હોઇને અદૃષ્ટ થઇ ગયા હોય, દિશાઓના અંત પર્યંત અંધકારના શ્યામ પટ શિવાય કોઇને કઇ જ દેખાતું ન હોય એટલું જ નહિં પણ, સૂર્ય, ચદ્ર અને તારાઓનો નિયમિત પ્રકાશ, તથા કોઇ કોઇ વખત અરણ્યમાં દાવાનળ લાગવાથી જણાતો ભયકર તાપ અને પ્રકાશ તે શિવાય અન્યતાપ કે પ્રકાશનુ જેને કદિ પણ ભાન થયુ ન હોય એવી એકાત, શાત, અલ્પજન પ્રાય પ્રદેશમા નિવાસ કરતી પ્રજાને પરમાત્માની કૃપાથી અનેક યુગ પર્યંત કરેલા પ્રયત્ન જીવાત્માના તીવ્ર સવેગના પરિણામ રુપે, અક્રિય અને જડ જેવા દેખાતા બે કાષ્ટના કટકામાથી જેમ આકાશમાથી વિજળી ઝબકે તેમ એકાએક અગ્નિ પ્રગટ થાય ત્યારે આનદની સીમા રહે ! જન્માધની દૃષ્ટિ એકાએક ઉઘડી જાય અને એને બધી વસ્તુઓ દેખાવા માડે ત્યારે એ ભાગ્યશાળી જીવને કેટલો આનદ થાય ! નાના બાળકને પ્રથમ ઝાંખો પણ પ્રકાશ દેખાય ત્યારે એને કેટલો આનદ થાય છે એ જોયુ છે ? આવી જાતના આનદના અનુભવથી કે અવલોકનથી કદાચ પૂર્વે કાળનો ઉપર વર્ણવેલો આનદ કલ્પી શકાય વર્તમાન કાળમાં સર્વત્ર ઝગહળી રહેલા સુધારાનુ મૂળ અને સુધારાનો આત્મા વિવિધ રુપે અવસ્થિત અગ્નિ જ છે, એ જોઇને આજની પ્રજાઓ સુધરેલી પ્રજાઓ ઉપર પૂર્વની અગ્નિનો શોધ કરનારી પ્રજાનો કેટલો ઉપકાર ભાર છે, એનુ ગણિત કરો સુધારાની ગગાનુ મૂળ એ અગ્નિની પ્રથમ શોધમાથી જ પ્રભવે છે સુધારાનો, અને એક પછી એક થતી જતી નાની મોટી અનત શોધોનો, આરભ ત્યાથી જ છે

(૯) આ પરમાત્માની અવર્ણનીય અપૂર્વ કૃપાનો અપ્રતિમ આદિશોધનો અગ્નિના પ્રથમ પ્રગટીકરણનો ઇતિહાસ, સર્વ દેશની સર્વ પ્રજાઓની ગાથામા "પહેલા અગ્નિ ભૂમિ ઉપર ન હતો અને દિવ્માથી એને પૃથિવી ઉપર આણ્યો' એ રુપે રહ્યો છે તેતે પ્રજાના વારસોના હૃદયમા ચિરજીવ લેખ રુપે કોતરાઇ રહેલો હજી પણ વચાય છે વર્તમાન કાળના ઇતિહાસ શાસ્ત્રના શોધકો ઉપલી ગાથાનો અર્થ આપણે કર્યો તેવો જ કરે છે માત્ર ફેર એટલો જ કે આ વિદ્વાનો શાસ્ત્રીઓ ઉપલી ગાથાનો ભૌતિક અર્થ જ કલ્પે છે એમની દૃષ્ટિમા ભૌતિકથી ભિન્ન આધિદૈવિક કે આધ્યાત્મિક અર્થ દેખાતો જ નથી એ એમની દૃષ્ટિનું ફળ છે

(૧૦) આધિભૌતિક અર્થ ખોટો નથી પણ આધિદૈવિક અને આધ્યાત્મિક અર્થ મુખ્ય છે, એવી વર્તમાન ઇતિહાસ શાસ્ત્રીઓની માન્યતાથી વિરુદ્ધ, અમારી અમારા ઋષિ મુનિઓની માન્યતા હોવાથી અહિ પ્રસગોપાત એ વિષે કેટલુંક કહેવુ પડે છે ભૌતિક શોધમા જ નિરતર રહેનારાઓની દૃષ્ટિ ભૌતિક થઇ જાય છે, અને એ દૃષ્ટિએ જે જે વસ્તુ દેખાય તેનો એમને ભૌતિક અર્થ જ સ્ફુરે છે આથી ભિન્ન પ્રકારના

ધાર્મિક મનુષ્યોને આધિદૈવિક અર્થ જ સ્ફુરે છે એની દૃષ્ટિ સર્વત્ર વસ્તુમાત્રમા દેવને જ દેખે છે, એ વિચારનો જ એને અભ્યાસ છે આધ્યાત્મિક દૃષ્ટિએ જોનારાને આધ્યાત્મિક અર્થ જ સ્ફુરે છે કારણ કે એને એ દૃષ્ટિનો જ અભ્યાસ છે આ રીતે પ્રત્યેક દૃષ્ટિ અમુક એક ભાગને જ જુએ છે આટલે સુધી બધુ સ્વાભાવિક છે, પણ એક દૃષ્ટિવાળો અન્ય દૃષ્ટિવાળાની વાત અસત્ય માને છે, અને અસત્ય પ્રતિપાદન કરવાનો યત્ન કરે છે, આ અકર્તવ્ય છે એવે પ્રસગે પોતાની વાત સિદ્ધ કરીને મધ્યસ્થ રહેવુ એ જ સત્પુરુષોને અને વિદ્વાનોને ઉચિત છે

(૧૧) સ્વાતર તત્વોનો ઉંડો અભ્યાસ કરનારને અથવા ઇશ્વરનો કૃપાપ્રસાદરુપ પ્રકાશ જેને લેશ પણ પ્રાપ્ત થયો છે એવાને સ્પષ્ટ સમજાય છે કે આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક ક્રિયાઓ સમકાલીન થાય છે સમકાલીન એ શબ્દ કાળનો અર્થ સંકુચિત માપમા લઇને ગ્રહણ કરવાનો નથી કાળનું માપ કાળથી પર જે પરમાત્મા તેની દૃષ્ટિને આધીન છે, એટલુ સમજ્યા પછી પરમાત્માના પ્રકાશની સમતા સર્વત્ર કેવી રીતે છે એ સમજ્યાથી સમકાલીનતા યથાર્થ સમજાશે આ દૃષ્ટિથી જગતના ઇતિહાસને અવલોકતા ઉપરનુ સત્ય સર્વત્ર સ્પષ્ટ પ્રતીત થશે આ સ્થળે એટલુ સ્પષ્ટ કરવુ આવશ્યક છે કે આધ્યાત્મિક કયા ભાવને આધિભૌતિક તથા આધિદૈવિક કયો ભાવ સમરુપ છે એ પ્રથમ જાણવુ જોઇએ જેમ જેમ આગળ વધશુ તેમ તેમ એ જાણવાનો ઘણો પ્રસગ આવશે

(૧૨) આ વિષયમા જ હજી એક પ્રશ્ન વિચારવાનો છે ભૌતિક દર્શન પ્રથમ થયુ અને એ ઉપરથી આધિદૈવિક દર્શન થયુ એવી પાશ્ચાત્ય ઇતિહાસ શાસ્ત્રીઓની કલ્પના છે પણ એ એમની દૃષ્ટિનું જ ફળ છે એમનો-એમના જીવનનો સર્વ અભ્યાસ એ જાતનો છે પાશ્ચાત્ય શાસ્ત્ર દૃશ્ય સૃષ્ટિનું પૃથક્કરણ આરભે છે અને ધીમે ધીમે આગળ વધતા કવચિત્ આધ્યાત્મિક કે આધિદૈવિક શોધ ઉપર આવે છે અને એ વખતે પણ એમ જ ધારે છે કે જે નિયમોને આ સ્થૂલ જગત્ અધીન છે તે જ નિયમોને સૂક્ષ્મ—આધ્યાત્મ સૃષ્ટિ પણ સર્વાંશે અધિન હશે માટે સ્થૂલનાજ નિયમોથી એ સૃષ્ટિ પણ સમજી શકાય આધ્યાત્મિક શાસ્ત્રના અભ્યાસીઓ એમ કહે છે કે સૂક્ષ્મ અને સ્થૂલ ઉભય સૃષ્ટિમા કેટલાક સામાન્ય નિયમો છે, એ વાત ખરી પરતુ સ્થૂલ સૃષ્ટિ સબધી જે નિયમો સ્થૂલના જ કેવળ અવલોકનથી પ્રાપ્ત થયા છે, તે કઇ પ્રકૃતિના અચળ સિદ્ધ નિયમો જેને કહી શકાય તે નથી પ્રકૃતિના અચળ સિદ્ધ નિયમો તો સૂક્ષ્મતમ સૃષ્ટિના જ અવલોકનથી અને અભ્યાસથી પ્રાપ્ત થાય છે અને એ પ્રાપ્તિ પ્રકૃતિથી પર પુરુષને સ્વરુપ પાનસ્થાન સમયે જ થાય છે જે વસ્તુ ને આપણે જોવી હોય તેનાથી બહાર નિકળ્યા વિના તેનુ શુદ્ધ અને સમગ્ર સ્વરુપ આપણને ન જ દેખાય માત્ર જે ભાગ આપણી દૃષ્ટિને સમીપસ્થ હોય તેજ ભાગ દેખાય, અને તે એક ભાગ ઉપરથી ઉત્તરભાગ તત્સદૃશ હોવા જોઇએ એમ માની લઇને અનુમાન કરી શકીએ આવી રીતે અપૂર્ણ પાયા ઉપર બાધેલુ અનુમાન સર્વથા સત્ય છે એમ માની એને વળગી રહેવાનો આગ્રહ વિદ્વાનોને યોગ્ય નથી વળી સ્થૂલ જગત્ કરતા સૂક્ષ્મ જગત્ વધારે મહાન્ છે, અને

મોટામા નાનુ સમાય એ શાસ્ત્રીય નિયમ પ્રમાણે, સૂક્ષ્મ જગતમા સ્થૂલ જગત્ તથા સૂક્ષ્મના સ્થૂલના નિયમો, સમાવા જોઇએ માટે જ આધ્યાત્મિક દૃષ્ટિએ જોનારને સ્થૂલનુ સત્ય જ્ઞાન સભવે છે નીચેથી ઉચે જોનાર ઉપરની વસ્તુઓને સ્પષ્ટ ન જોઇ શકે એટલુ જ નહિ પણ સ્વસમાન દેશમાયે ઘણે થોડે સુધી જોઇ શકે, જ્યારે ઉચેથી નીચે જોનાર નીચે ઘણે સુધી જોઇ શકે અને ઉચેની વસ્તુઓને પણ નીચેથી જોનાર કરતા સારી રીતે જોઇ શકે એ જ નિયમે સ્થૂલ સૃષ્ટિમા રહેલ મનુષ્ય સ્થૂલને પણ સપૂર્ણ ન જોઇ શકે અને સૂક્ષ્મની તો કવચિત્ ઝાખી થાય તો યે ઘણુ જ્યારે સૂક્ષ્મ સૃષ્ટિમા સ્થિતજીવાત્મા સૂક્ષ્મનુ પણ દર્શન કરી શકે, અને સ્થૂલને વિશેષ પ્રકાશથી વિશેષ શુદ્ધ અને સત્યરુપમા જોઇ શકે

(૧૩) ઉભયદૃષ્ટિઓની અપૂર્ણતામાથી ઉત્પન્ન થતા દોષો જવા દઇએ, તો તટસ્થ રીતે વિચારતા પણ આધ્યાત્મિક દૃષ્ટિવાળાઓની વાત કાઢી નાખવાના સબળ કારણો ભૌતિક દૃષ્ટિવાળા પાસે નથી ઇતિહાસના સત્યોને પ્રમાણ તરિકે આગળ ધરે છે પણ એ કહેવાતા સત્યો સત્યો જ છે એમ નિશ્ચય થતો નથી એક બિન્દુ ઉપરથી જોનાર એક વાતને ઇતિહાસનુ સત્ય કહે બીજો બીજી વાતને ઇતિહાસનુ સત્ય કહે છે આથી ઇતિહાસ-વિશેષત પ્રાચીન ઇતિહાસ-વિરોધોનુ જ મન્દિર થઇ પડ્યો છે આથી આધ્યાત્મિક અને આધિદૈવિક દૃષ્ટિએ પણ ઇતિહાસને શોધવો આવશ્યક છે

(૧૪) ભૌતિકશાસ્ત્રવેત્તાઓના કહેવા પ્રમાણે આજે એમ મનાય છે કે ભૌતિક દૃષ્ટિથી જ સર્વત્ર સર્વદા જનસમાજનો વિકાસ થયો છે, થાય છે અને થશે પણ અધ્યાત્મશાસ્ત્રવેત્તાઓના કહેવા પ્રમાણે અધ્યાત્મ દૃષ્ટિથી કોઇ કાળે જનસમાજનો વિકાસ થયો હોય તો ન માની શકાય એવુ એમા કશુ નથી ભૌતિક દૃષ્ટિના જ પરિચિત વિદ્વાનોને એમ લાગે છે કે દૃષ્ટિ સ્થૂલમાથી સૂક્ષ્મમા જાય એ જ સ્વાભાવિક ક્રમ છે એમ થવુ જોઇએ પણ આ માન્યતા એમના નિત્યના અનુભવથી બધાયેલી છે, અને એથી ભિન્ન પ્રકારના આધ્યાત્મિક અનુભવવાળા 'પરમાત્માનો પ્રવાહ અન્તરથી બહાર વહે છે' માટે એ જ અન્તરથી બહારના ક્રમને સ્વાભાવિક ગણે છે, અને સત્ય કેવળ સત્ય પરમાત્મામા જ હોવાથી એ ક્રમે જ શુદ્ધ સત્ય પ્રાપ્ત થાય એવુ આગ્રહપૂર્વક પ્રતિપાદન કરવા મથે છે તો ઉભય પક્ષોનો વિચાર કરતા ઇતિહાસને આધ્યાત્મિક દૃષ્ટિએ જોવો એ એક મહાન્ કર્તવ્ય છે

(૧૫) સામાન્ય રીતે ઇતિહાસોને ભૌતિક દૃષ્ટિના જ વિદ્વાનો લખે છે, અને એથી એ ઇતિહાસ સ્થૂલ ભૌતિક ઇતિહાસ જ છે પણ સૂક્ષ્મનોયે ઇતિહાસ હોવો જોઇએ સૂક્ષ્મના વિકાસનોયે ક્રમ હોવો જોઇએ છતા એ દેખાતો નથી કારણ એવુ છે કે, સૂક્ષ્મનો ઇતિહાસ લખે કોણ? અને લખે કેવી રીતે? વ્યષ્ટિ માત્રનુ અને સમષ્ટિનુ સ્થૂલ જ સર્વને દૃષ્ટિગોચર થાય છે સૂક્ષ્મ તો સર્વદા અદૃષ્ટ રહે છે એમ છતા કોઇ અતીંદ્રિયદ્રષ્ટાએ કઇ પ્રયત્ન કર્યો હોય, આધ્યાત્મિક સૃષ્ટિનો કઇ ઇતિહાસ લખ્યો હોય, તોપણ પોતાની દૃષ્ટિએ અને તે પણ બાહ્યદૃષ્ટિએ જોતુ જગત્ એ ઇતિહાસને સમજે

કઇ રીતે? ન સમજવાથી જ આજના વિદ્વાનો એવી અધ્યાત્મ-ઇતિહાસની વિચિત્ર લાગતી વાતોને સ્વાનુભવને અનુરૂપ ભૌતિક અર્થમા ઘટાવવાનો અથાગ શ્રમ કરે છે. છતાં એ વિદ્વાનો ભૂલી જાય છે કે, જે ક્રમે આજે મનુષ્યો વિચરે છે તે જ ક્રમે પૂર્વે કાળમાં પણ વિચરતા અને ભવિષ્યમાં વિચરશે એમ માનવાનુ કંઈ જ કારણ નથી, એટલુ જ નહિ પણ સૂક્ષ્મ દૃષ્ટિએ જોતા શાસ્ત્રથી વિરુદ્ધ છે કેટલાંક પશુઓમાં, જંગલી મનુષ્યોમાં અને અમુક અંશે બાળકોમા પણ એક જાતની અંદરથી બહાર આવતી સહજ શક્તિ રહી છે જે શક્તિની પ્રેરણા પ્રમાણે એઓ કાર્ય કરે છે, અને જ્યાં મનુષ્યો ભય ન જોઇ શકે, અને ભયમા આવી પડે ત્યાં એઓ જોઇ શકે છે અને બચી જાય છે પ્રકૃતિનો એક મહાન્ નિયમ એવો છે કે એક શક્તિ વધતાં બીજી શક્તિ ઘટે છે અધ્યાત્મશાસ્ત્રવેત્તાઓ—યોગીઓ એ નિયમનુ એવુ સમાધાન કરે છે કે સામાન્ય રીતે સર્વ શક્તિનુ મૂળ—ચિત્ત એક વિષયમા જ સ્થિર રહી શકે છે, અને જેમા ચિત્ત સ્થિર હોય તેનુ જ ગ્રહણ થઇ શકે છે વર્તમાન પ્રજાઓનુ ચિત્ત ભૌતિક વસ્તુઓમા જ રમે છે જેથી એ જોવાની શક્તિ વધી છે જ્યારે સૂક્ષ્મ આંતરતત્ત્વો જોવાની શક્તિ ઘટી છે સ્થૂલ સૃષ્ટિનો ઇતિહાસ સ્વીકારે છે કે પ્રાચીનકાળમાં ભૌતિક સમૃદ્ધિ આજના જેવી ન હતી સૂક્ષ્મ સૃષ્ટિનો અધ્યાત્મ ઇતિહાસ ઉમેરે છે કે, ભૌતિક પદાર્થોમાં આકર્ષણનુ કારણ ન હોવાથી ઋષિઓની દૃષ્ટિ દેવમાં અને આત્મામા જ ગુથાઇ રહેતી, અને એ અભ્યાસથી જ બાહ્યસૃષ્ટિમા પણ સર્વત્ર દેવને જ દેખતી

(૧૬) ઉપલા કારણથી જ ગાથામા—"અગ્નિ ભૂમિ ઉપર ન હતો, અને દિવ્‌માથી ભૂમિ ઉપર આણ્યો —એ શબ્દોમા આધિદૈવિક અર્થ સ્પષ્ટ રહ્યો છે. અને (૮મા) પરિચ્છેદમા અગ્નિના પ્રથમ દર્શનનુ અને તજ્જન્ય આનંદનુ જે વર્ણન કર્યું છે તે ભૌતિક અર્થમા જ નહિ પણ આધ્યાત્મિક અને આધિદૈવિક અર્થમાં, અને મુખ્યત્વે એ જ અર્થમા સમજવાનુ છે

(૧૭) વેદના ઋષિઓને મન્ત્રોનુ જે દર્શન થયુ છે તે પરમાત્મામાંથી જ થયું છે, એવુ એમના પોતાના જ શબ્દોથી આપણે જાણીએ છીએ મંત્રો એ પરમ પુરુષનુ જ દર્શન છે એનુ જ નિશ્વસિત છે तस्यवा महतोभूतस्य नि.श्वसितमेतत् (બૃહદારણ્યક) માટે જ એમા આધિભૌતિક, આધ્યાત્મિક, આધિદૈવિક સર્વ કળાઓ આવી છે. જે અગ્નિ સ્તુતિથી ઋક્સંહિતાનો આરંભ થાય છે, તે અગ્નિનુ ભૌતિક સ્વરૂપ તો ઋષિઓને પ્રત્યક્ષ હતુ, પણ પરમાત્માના અપૂર્વ પ્રકાશમા અગ્નિનું આધ્યાત્મિક સ્વરૂપ અને આધિદૈવિક સ્વરૂપ પણ એમને દૃષ્ટિગોચર થતુ ઋક્સંહિતાના ૩ જા મંડલમા—"अग्निरस्मि जन्मना जातवेदाः" હુ જન્મથી જાતવેદ (જેને જ્ઞાન થયુ છે એવો) અગ્નિ છુ' એ મંત્રમાં વિશ્વામિત્ર ઋષિએ અગ્નિના આધ્યાત્મિક સ્વરૂપનુ દર્શન કર્યું છે, અને આધ્યાત્મિક શબ્દોમા જ એ દર્શનનુ વર્ણન કર્યું છે એ જ પ્રમાણે ૪થા મંડલમાં વામદેવ ઋષિએ अहमनुरभवसूर्यश्च "હુ મનુ થયો છુ, હુ સૂર્ય થયો છુ" એ શબ્દોમાં સર્વાત્મક ઇદ્રતુ આધ્યાત્મિક દર્શન કર્યું છે. આધિદૈવિક દર્શન તો મંત્રે મન્ત્રમાં પ્રતીત

થાય છે. માત્ર ભૌતિક દૃષ્ટિ દૂર કરવાથી અને આધ્યાત્મિક ગ્રહણ કરવાથી જ એ સમજાય એમ છે.'

(૧૮.) અધ્યાત્મતત્વ અને અધિદૈવતત્વ એવાં સંબદ્ધ છે કે એક સમજવાથી ઇતર સહજ સમજાય. ઉભયનો સંબંધ પરમાત્મામાંથી છે, અને પરમાત્મામાં જ છે. તેથી અધ્યાત્મ અને અધિદૈવના સંબંધને બાંધતાં એમાંથી ઉભયના કારણરૂપ અને અંને ઉભયમાં અનુસ્યૂત પરમાત્મા દ્રષ્ટાના વિશુદ્ધ હૃદયમાં પ્રકાશે છે અને પરમાત્માના સ્નેહની ઉભયના સંબંધથી એકરૂપ થતા સ્નેહની સરિતા વહે છે. વેદના મંત્ર દૃષ્ટા ઋષિઓના હૃદયમાં આ પ્રકાશ પ્રકાશતો હતો અને આ સરિતા વહેતી હતી. આ પ્રકાશના અને આ સરિતાના બળાથી, જે શબ્દ પ્રવાહ ઋષિઓના હૃદયમાં અને ત્યાંથી જનસમાજની શ્રુતિમાં વહ્યો, તેને ઋષિઓ પોતાનુ કર્તાપણું કેમ આરોપે? માટે જ ઋષિઓએ એને મહાન્ ભૂતનું નિઃશ્વસિત કહ્યું છે. આ પ્રમાણે જોતાં વેદ ઇશ્વરનો જ શબ્દ છે; અથવા ઇશ્વરનુ જ સ્વરૂપ છે.

(૧૯) વેદના મંત્રોને આ રૂપે સમજવા માટે આધ્યાત્મિક અભ્યાસની ખાસ આવશ્યકતા છે. જો કે મંત્રો પરમાત્મામાંથી જન-સમષ્ટિ પ્રતિ વહેતા હોવાથી શબ્દ પ્રવાહ અધિદૈવને ઉદ્દેશીને પ્રવર્તે છે. પરંતુ આધિદૈવિક અભ્યાસ વિશેષ કઠિન છે. અને આધ્યાત્મિક અભ્યાસ સ્વાભાવિક રીતે જ વિશેષ સરલ છે. વળી જેમ જેમ આધ્યાત્મિક અભ્યાસમાં આગળ વધાય છે તેમ તેમ અધિદૈવનુ અધિક અધિક દર્શન થતું જાય છે; એટલું જ નહિં પણ ભૌતિક વસ્તુઓનીયે અનુરૂપ પ્રાપ્તિ સહજ થતી જાય છે. ઋષિઓને પણ એમ જ થયેલું; એટલે જે વખતે અધ્યાત્મઅગ્નિનુ દર્શન થયું, અને એ પ્રકાશમાં અધિદેવ અગ્નિનુ દર્શન થયું, તેજ ક્ષણે એ ઉભયના કારણ રૂપ પરમાત્માનું અને કાર્ય રૂપ ભૌતિક અગ્નિનુ દર્શન થયુ આ પ્રમાણે ભૌતિક અગ્નિની શોધ પ્રથમ નથી પણ આધ્યાત્મિક અગ્નિના શોધની સાથે જ છે. જે ક્ષણે હૃદયમાં અગ્નિનુ ભવ્ય તેજ ભરાઇ ગયું, હૃદયના ગૂઢતમ ખુણામાં કોઇ ભાગ એવો ન રહ્યો કે જ્યાં એ અગ્નિનુ તેજ ન પડતું હોય, ત્યારે તેજ ક્ષણે ભૌતિક અગ્નિ પ્રગટાવવાનાં ધનો સહજ સુઝી આવ્યાં, અને ભૂમિ ઉપર મનુષ્યે અગ્નિનુ પ્રથમ આવાહન કર્યું.

(૨૦) પૂર્વોક્ત ગાથાને આ દૃષ્ટિએ અવલોકો અને કંઈક નવું જ સત્ય સમજાશે. એ ગાથાના શબ્દે શબ્દમાં ભરેલું અર્થ ગામ્ભીર્ય કંઈક સમજાશે. આ સાથે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, આ વાત વ્યક્તિની નથી, પણ પ્રજાની છે. પ્રજા એ ઇશ્વરની દૃષ્ટિમાં વ્યક્તિ જ છે.

(૨૧) આ રીતે જોતાં વેદમાં આર્ય પ્રજાનો આધિભૌતિક આધ્યાત્મિક, અને આધિદૈવિક સર્વ ઇતિહાસ મૂર્તિમાન્ છે. અને વેદને સમજવા ઇચ્છનારે એ જ ત્રિધા દૃષ્ટિ રાખવી જોઇએ. એવી દૃષ્ટિના અભાવથી જ અનેક યત્નો નિષ્ફલ થયા છે. વેદમાં રહેલો ઇતિહાસ, આર્ય પ્રજાનાં સર્વ આંતર બાહ્યતત્વોનો, એ તત્વોની ગતિનો, દેહનો અને હૃદયનો, એટલું જ નહિં પણ હૃદયની ગૂઢતમ ગુહામાંથી વહતા પરમાત્માના

પ્રદિપ્ત પ્રકાશનો જ્વલમાન ઇતિહાસ છે. અને એથી જ મનુષ્ય જાતિનો, તદંતર્ગત આત્માનો, જડ નહિં પણ ચેતન ઇતિહાસ જાણવા ઇચ્છનારને વેદ એ એક અમૂલ્ય સાધન છે.

(૨૨) જો કે પરમાત્માની દૃષ્ટિમાં અધ્યાત્મ અને અધિદેવ તત્વો જ મુખ્ય હોવાથી વેદમાં પણ એ જ અર્થ મુખ્ય છે; અને ભૌતિક અર્થ તો ગૌણ છે; છતાં ભૌતિક બની ગયેલી દૃષ્ટિમાંયે ઐતિહાસિક તત્વ ઉતરી શકે; અને એ ઉપરથી આધ્યાત્મિક કે આધિદૈવિકનો કઈંક ભાગ સમજી શકાય. એટલા માટે ભૌતિક અર્થને સંક્ષેપમાં પણ વિચારવો આવશ્યક છે. જો કે ચેતન તત્વમાં જ રમતાં હૃદયના શબ્દો ચેતનને જ લક્ષ્ય કરે છે. અને એજ ન્યાય કોઇ પણ ઋચ્માં સર્વાંશે ભૌતિક અર્થ ઘટવો કઠિન છે આ કઠિનતા પ્રથમ ઋચ્માં જ આપણને દેખાય છે

(૨૩) યજ્ઞના પુરોહિત હોતા રૂપ ઋત્વિજ રત્નધાતમ અગ્નિદેવને સ્તવું છુ." અગ્નિનાં બધાં વિશેષણો ચેતનને ઉદ્દેશે છે એક પણ શબ્દ સર્વાંશે જડ અગ્નિને લાગુ પડે એવો નથી.

યજ્ઞના પુરોહિત એ શબ્દોનો સાયણાચાર્ય બે રીતે અર્થ કરે છે—"પુરોહિત જેમ રાજાનુ અભીષ્ટ સંપાદન કરે છે તેમ યજ્ઞનુ અભીષ્ટ સંપાદન કરનાર" "અથવા યજ્ઞના આગલા ભાગમાં આહવનીયરૂપે રહેલ" ઉભય અર્થો યજ્ઞાગ્નિમાં ઘટે છે. પણ પ્રથમના અર્થમાં ચેતનની અપેક્ષા વિશેષ છે અને એ જ અર્થ હોવાનો વિશેષ સંભવ છે. આહવનીયાદિ યજ્ઞ પ્રણાલીકા એ રૂપે જ મંત્રકાળમાં હોય એ વિષે આજના વિદ્વાનો સશંક છે; વળી બધાં વિશેષણોનો સમન્વય પ્રથમના અર્થમાં જ ઘટે છે. હોતા શબ્દની ઉત્પત્તિ હુ ધાતુમાંથી અથવા ह्वे ધાતુમાથી સંભવે છે, અને એ પ્રમાણે હોમ કરનાર અથવા આવ્હાન કરનાર—બોલાવનાર એવો અર્થ થઇ શકે છે. આ ઉભય કાર્યો ચેતનથી જ થઇ શકે એવા છે, ઋત્વિજ્ શબ્દ यज् ધાતુ ઉપરથી નિકળ્યો છે, અને યજ્ઞ કરનાર એવો એનો અર્થ થાય છે. દેવ શબ્દ दिव् ધાતુ ઉપરથી નિકળ્યો છે, અને પ્રકાશક એવો એનો અર્થ થાય છે. રત્નધાતમ—રત્નોનો અતિશય ધારનાર અથવા પોષનાર એવો સાયણાચાર્ય એનો અર્થ કરે છે. આ બધાં વિશેષણો ચેતનમાં જ સર્વાંશે ઘટી શકે, અને એથી આ મંત્રનો ભૌતિક અર્થ શક્ય નથી. માત્ર (૧૧ માં) અને (૧૯ મા) પરિચ્છેદમાં કહ્યા પ્રમાણે, જે કાળે મધુચ્છંદા ઋષિના હૃદયમાં આ મંત્રનો પ્રકાશ થયો હશે તે જ કાળે આ શબ્દોને અનુકૂળ યજ્ઞની બાહ્ય, આધિભૌતિક પદ્ધતિ પ્રચલિત થઇ હશે, થઇ હોવી જોઇએ, અને જેટલે સુધી આપણે એ કાળનો ઇતિહાસ જોઇ શકીએ તેટલે સુધી થઇ છે. એટલુ ઐતિહાસિક તત્વ ભૌતિક અર્થ સંબંધમા નીકળે છે, માટે એ જોઇ લેવું આવશ્યક છે.

(૨૪.) મધુચ્છંદા ઋષિના કાળમાં રાજાઓ પુરોહિતો રાખતા હશે, અને એ પુરોહિતો રાજાને બદલે યજ્ઞ સંબંધી કેટલુંક કાર્ય કરતા હશે. પ્રાય: બધા દેવોનો અગ્નિ એક જ

થાય છે. માત્ર ભૌતિક દૃષ્ટિ દૂર કરવાથી અને આધ્યાત્મિક ગ્રહણ કરવાથી જ એ સમજાય એમ છે.'

(૧૮.) અધ્યાત્મતત્વ અને અધિદેવતત્વ એવાં સંબદ્ધ છે કે એક સમજવાથી ઇતર સહજ સમજાય. ઉભયનો સંબંધ પરમાત્મામાંથી છે, અને પરમાત્મામાં જ છે. તેથી અધ્યાત્મ અને અધિદેવના સંબંધને બાંધતાં એમાંથી ઉભયના કારણરૂપ અને અંને ઉભયમાં અનુસ્યૂત પરમાત્મા દ્રષ્ટાના વિશુદ્ધ હૃદયમાં પ્રકાશે છે અને પરમાત્માના સ્નેહની ઉભયના સંબંધથી એકરૂપ થતા સ્નેહની સરિતા વહે છે. વેદના મંત્ર દ્રષ્ટા ઋષિઓના હૃદયમાં આ પ્રકાશ પ્રકાશતો હતો અને આ સરિતા વહેતી હતી. આ પ્રકાશ ના અને આ સરિતાના બળથી, જે શબ્દ પ્રવાહ ઋષિઓના હૃદયમાં અને ત્યાંથી જનસમાજની શ્રુતિમાં વહ્યો, તેને ઋષિઓ પોતાનું કર્તાપણું કેમ આરોપે ? માટે જ ઋષિઓએ એને મહાન્ ભૂતનું નિ:શ્વસિત કહ્યું છે. આ પ્રમાણે જોતાં વેદ ઇશ્વરનો જ શબ્દ છે; અથવા ઇશ્વરનું જ સ્વરૂપ છે.

(૧૯) વેદના મંત્રોને આ રૂપે સમજવા માટે આધ્યાત્મિક અભ્યાસની ખાસ આવશ્યકતા છે. જો કે મંત્રો પરમાત્મામાંથી જન-સમષ્ટિ પ્રતિ વહેતા હોવાથી શબ્દ પ્રવાહ અધિદેવને ઉદ્દેશીને પ્રવર્તે છે. પરંતુ આધિદૈવિક અભ્યાસ વિશેષ કઠિન છે. અને આધ્યાત્મિક અભ્યાસ સ્વાભાવિક રીતે જ વિશેષ સરલ છે. વળી જેમ જેમ આધ્યાત્મિક અભ્યાસમાં આગળ વધાય છે તેમ તેમ અધિદેવનું અધિક અધિક દર્શન થતું જાય છે; એટલું જ નહિં પણ ભૌતિક વસ્તુઓનીયે અનુરૂપ પ્રાપ્તિ સહજ થતી જાય છે. ઋષિઓને પણ એમ જ થયેલું; એટલે જે વખતે અધ્યાત્મઅગ્નિનું દર્શન થયું, અને એ પ્રકાશમાં અધિદેવ અગ્નિનું દર્શન થયું, તેજ ક્ષણે એ ઉભયના કારણ રૂપ પરમાત્માનું અને કાર્ય રૂપ ભૌતિક અગ્નિનુ દર્શન થયુ આ પ્રમાણે ભૌતિક અગ્નિની શોધ પ્રથમ નથી પણ આધ્યાત્મિક અગ્નિના શોધની સાથે જ છે. જે ક્ષણે હૃદયમાં અગ્નિનું ભવ્ય તેજ ભરાઇ ગયું, હૃદયના ગૂઢતમ ખુણામાં કોઇ ભાગ એવો ન રહ્યો કે જ્યાં એ અગ્નિનુ તેજ ન પડતું હોય, ત્યારે તેજ ક્ષણે ભૌતિક અગ્નિ પ્રગટાવવાનાં સાધનો સહજ સુઝી આવ્યાં, અને ભૂમિ ઉપર મનુષ્યે અગ્નિનું પ્રથમ આવાહન કર્યું.

(૨૦) પૂર્વોક્ત ગાથાને આ દૃષ્ટિએ અવલોકો અને કંઇક નવું જ સત્ય સમજાશે. એ ગાથાના શબ્દે શબ્દમાં ભરેલું અર્થ ગામ્ભીર્ય કંઇક સમજાશે. આ સાથે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, આ વાત વ્યક્તિની નથી, પણ પ્રજાની છે. પ્રજા એ ઇશ્વરની દૃષ્ટિમાં વ્યક્તિ જ છે.

(૨૧) આ રીતે જોતાં વેદમાં આર્ય પ્રજાનો આધિભૌતિક આધ્યાત્મિક, અને આધિદૈવિક સર્વ ઇતિહાસ મૂર્તિમાન્ છે. અને વેદને સમજવા ઇચ્છનારે એ જ ત્રિધા દૃષ્ટિ રાખવી જોઇએ. એવી દૃષ્ટિના અભાવથી જ અનેક યત્નો નિષ્ફળ થયા છે. વેદમાં રહેલો ઇતિહાસ, આર્ય પ્રજાનાં સર્વ આંતર બાહ્યતત્વોનો, એ તત્વોની ગતિનો, દેહનો અને હૃદયનો, એટલું જ નહિં પણ હૃદયની ગૂઢતમ ગુહામાંથી વહતા પરમાત્માના

પ્રદિપ્ત પ્રકાશનો જ્વલમાન ઇતિહાસ છે. અને એથી જ મનુષ્ય જાતિનો, તદ્દતગત આત્માનો, જડ નહિં પણ ચેતન ઇતિહાસ જાણવા ઇચ્છનારને વેદ એ એક અમૂલ્ય સાધન છે.

(૨૨) જો કે પરમાત્માની દષ્ટિમાં અધ્યાત્મ અને અધિદૈવ તત્ત્વો જ મુખ્ય હોવાથી વેદમાં પણ એ જ અર્થ મુખ્ય છે; અને ભૌતિક અર્થ તો ગૌણ છે; છતાં ભૌતિક બની ગયેલી દષ્ટિમાંયે ઐતિહાસિક તત્ત્વ ઉતરી શકે; અને એ ઉપરથી આધ્યાત્મિક કે આધિદૈવિકનો કંઈક ભાગ સમજી શકાય. એટલા માટે ભૌતિક અર્થને સંક્ષેપમાં પણ વિચારવો આવશ્યક છે. જો કે ચેતન તત્ત્વમાં જ રમતાં હૃદયના શબ્દો ચેતનને જ લક્ષ્ય કરે છે. અને એ જ ન્યાય કોઇ પણ ઋચમાં સર્વાંગે ભૌતિક અર્થ ઘટવો કઠિન છે આ કઠિનતા પ્રથમ ઋચમાં જ આપણને દેખાય છે.

(૨૩) યજ્ઞના પુરોહિત હોતા રૂપ ઋત્વિજ રત્નધાતમ અગ્નિદેવને ભજું છું." અગ્નિનાં બધાં વિશેષણો ચેતનને ઉદ્દેશે છે એક પણ શબ્દ સર્વાંગે જડ અગ્નિને લાગુ પડે એવો નથી.

યજ્ઞના પુરોહિત એ શબ્દોનો [illegible] અર્થ કરે છે—"પુરોહિત જેમ રાજાનું અભીષ્ટ સંપાદન કરે છે તેમ [illegible] સંપાદન કરનાર" "અથવા યજ્ઞના આગલા ભાગમાં આહવનીયરૂપે [illegible]" [illegible] અહીં યજ્ઞાગ્નિમાં ઘટે છે. પણ પ્રથમના અર્થમાં ચેતનની અપેક્ષા [illegible] છે. અને એ જ અર્થ હોવાનો વિશેષ સંભવ છે. આહવનીયાદિ યજ્ઞ પ્રણાલીકા એ [illegible] જ [illegible]માં હોય એ વિષે આજના વિદ્વાનો સશંક છે; વળી બધાં વિશેષણોનો [illegible] પ્રથમના અર્થમાં જ ઘટે છે. હોતા શબ્દની ઉત્પત્તિ હુ ધાતુમાંથી અથવા હ્વે ધાતુમાંથી [illegible] છે, અને એ પ્રમાણે હોમ કરનાર અથવા આવ્હાન કરનાર—બોલાવનાર એવો અર્થ થઇ શકે છે. આ ઉભય કાર્યો ચેતનથી જ થઇ શકે એવા છે, ઋત્વિજ શબ્દ યજ્ ધાતુ ઉપરથી નિકળ્યો છે, અને યજ્ઞ કરનાર એવો એનો અર્થ થાય છે. દેવ શબ્દ દિવ્ ધાતુ ઉપરથી નિકળ્યો છે, અને પ્રકાશક એવો એનો અર્થ થાય છે. રત્નધાતમ—રત્નોનો અતિશય ધારનાર અથવા પોષનાર એવો સાયણાચાર્ય એનો અર્થ કરે છે. આ બધાં વિશેષણો ચેતનમાં જ સર્વાંશે ઘટી શકે, અને એથી આ મંત્રનો ભૌતિક અર્થ શક્ય નથી. માત્ર (૧૧ માં) અને (૧૯ મા) પરિચ્છેદમાં કહ્યા પ્રમાણે, જે કાળે મધુચ્છંદા ઋષિના હૃદયમાં આ મંત્રનો પ્રકાશ થયો હશે તે જ કાળે આ શબ્દોને અનુકૂળ યજ્ઞની બાબ, આધિભૌતિક પદ્ધતિ પ્રચલિત થઇ હશે, થઇ હોવી જોઇએ, અને જેટલે સુધી આપણે એ કાળનો ઇતિહાસ જોઇ શકીએ તેટલે સુધી થઇ છે. એટલું ઐતિહાસિક તત્ત્વ ભૌતિક અર્થ [illegible] નીકળે છે, માટે એ જોઇ લેવું આવશ્યક છે.

(૨૪.) મધુચ્છંદા ઋષિના કાળમા રાજાઓ પુરોહિતો રાખતા હશે, અને [illegible] રાજાને બદલે યજ્ઞ સંબંધી કેટલુંક કાર્ય કરતા હશે. પ્રાય: બધા દેવોનો [illegible]

યજ્ઞ ભૂમીમા જઇને કાષ્ટદાહમા અને હવિષ્પાકમા પોતાના અગને પ્રેરે છે '–એવો થાય છે સાયણાચાર્ય નિરુક્તામન્થી જુદા પડીને [1]अग् ધાતુમાથી अग्नि શબ્દની ઉત્પત્તિ વિશેપ સયુક્તિક માને છે, અને વ્યાકરણ શાસ્ત્રના નિયમોથી સિદ્ધ કરે છે अग् ધાતુ ગતિવાચક છે, જેથી અગ્નિ શબ્દમા કોઇક જાતની ગતિ ઉદ્દિષ્ટ હોવી જોઇએ, ~~અને~~ અગ્નિ શબ્દ વાપરનારને અગ્નિના ગતિ સાથેના સબધનુ ધ્યાન હોવુ જ જોઇએ પછી એ જ્ઞાનનો ઉપયોગ કેટલે સુધી કર્યો છે, એ વાત એના જીવનનો બીજો ઇતિહાસ જોવાથી જાણી શકાય પ્રત્યેક શબ્દમા વિચારોના થર કેવી રીતે રહ્યા છે અને શબ્દો એ એક જીવતો ઇતિહાસ જ છે એ વિષે આગળ ( ૨૯ મા ) પરિચ્છેદમા પણ જોશુ

(૨૮) યજ્ઞ શબ્દ यज् ધાતુમાથી નિકળ્યો છે, અને સ્તવન, પૂજન યજન, ઇત્યાદિ અર્થોને બતાવે છે પાશ્ચાત્ય વિદ્વાનો પણ એમ માને છે કે પહેલા યજ્ઞપ્રણાલીમ સ્તવનાત્મક હતી એમ હોવાનો સભવ છે પરતુ આ મત્રના કાળમા તો વેદિ ઉપર અગ્નિ રાખીને હવન કરવાની રીતિ કઈક અશે પ્રચલિત થઇ હોવી જોઇએ જો કે યજ્ઞ વિષે વિચાર કરવાનો આધ્યાત્મિક અને આધિદૈવિક વિષયમા વધારે પ્રસગ છે છતાં અહીં એટલુ ક્હેવુ આવશ્યક છે કે બ્રાહ્મણોમા વર્ણવેલા મોટા યજ્ઞો સહિતાના કાળમા ન હતા અને જે સાદા યજ્ઞો સ્થૂલ રૂપમા થતા તેમા પણ આધ્યાત્મિક તત્વ વિશેષ હતુ જે यज् ધાતુના સ્તવન પૂજન યજન ઇત્યાદિ અર્થોમા દેખાય છે, અને એ જ અર્થો પ્રાથમિક છે

(૨૯) દેવ શબ્દમા ભૌતિક અર્થ હોઇ શકે જ નહિ એટલે ભૌતિક દૃષ્ટિએ એ તત્વનો વિચાર થઇ ન શકે છતા દેવ શબ્દ ઉપર જ આર્યો પ્રકૃતિ પૂજક અને મૂર્તિ પૂજક હતા કે ઇશ્વરને પૂજતા એ વાતનો નિર્ણય આધાર રાખે છે માટે એ શબ્દના અર્થનો વિસ્તારથી વિચાર કરવો આવશ્યક છે દેવશબ્દ दिव् ધાતુમાથી નિકળ્યો છે એ તો કહ્યુ છે दिव् ધાતુ આર્ય ભાષાની ઘણીખરી શાખાઓમા પરિચિત છે दिव् ધાતુમાથી જ द्यौ શબ્દ નિકળ્યો છે આ દેવ અને દ્યૌ ઉભય શબ્દો આર્ય ભાષાની ઇતર શાખાઓમા મળે છે પાશ્ચાત્ય દેશના વિદ્વાનોનુ એવુ મત છે કે આ દ્યૌ શબ્દથી ઇશ્વરને અર્ચવાનો રિવાજ અતિશય પ્રાચીન છે દ્યૌ શબ્દ સાથે પિતા શબ્દ જોડવાથી द्योष्पिता એવુ નામ થાયછે ઋગ્વેદમા આ નામથી ઇશ્વરને અર્ચવાનો રિવાજ દેખાય છે આ શબ્દને જ સસ્કૃત, ગ્રીક ઝદ વિગેરે ભિન્ન ભાષાઓમા જોઇને બધી ભાષાઓનો પરસ્પર સબધ શોધાયો અને 'Comparative Philology નામનુ એ સબધ બતાવનારૂ શાસ્ત્ર નિકળ્યુ આજે એ શાસ્ત્ર બહુ વધી ગયુ છે અને એ શાસ્ત્ર ઉપરથી આર્યો બધા એક વખત સાથે રહેતા હતા અને ત્યારે એમની સાસારિક, ધાર્મિક નૈતિક, રાજકીય, વિગેરે સ્થિતિ કેવી હતી એ વિષયનો ઇતિહાસ શોધાયો જો કે વિદ્વાનો પરસ્પર અતિશય ભિન્ન ભિન્ન મતો ધરાવે છે અને હજી સુધી બરાબર નિશ્ચય એક પણ વિષયમા

[1] પાશ્ચાત્ય વિદ્વાનો પણ અગ્નિ શબ્દની ઉત્પત્તિ अग् ધાતુમાથી માને છે

પુરોહિત છે, તેમ એક આખા ગામમાં એક જ પુરોહિત હોવો જોઇએ, અને આખા ગામને બદલે બધું ધાર્મિક કાર્ય એ જ કરે એમ નહિ પણ એવાં કાર્યનો એ આરંભ કરે અને પછી બધા પાસે કરાવે. લોકોના કલ્યાણ માટે જે જે કર્તવ્ય પ્રાપ્ત થાય તેનો એ પુરોહિત આરંભ કરે, માટે એ પુરોહિત આગળ સ્થાપેલ, અને એના આરંભને અનુસરીને કાર્ય કરતાં લોકોનું હિત થાય માટે એ પુરોહિત અભીષ્ટ સંપાદન કરનાર.

(૨૫.) હોતા અને ઋત્વિજ બેય શબ્દો સાથે લઇને સાયણાચાર્યે અર્થ કર્યો છે. અને એનું કારણ એવું છે કે, યજ્ઞમાં ચાર ઋત્વિજો હોય છે. જ્યારથી બાહ્ય યજ્ઞનો પ્રચાર થયો ત્યારથી એમ છે, અને ચારમાંથી એકનું નામ હોતા છે. બીજા ત્રણનાં નામ અધ્વર્યુ, ઉદ્‌ગાતા અને બ્રહ્મા છે. આ હોતા ઋત્વિજ્‌નું કામ યજ્ઞમાં ઋગ્મંત્રોથી દેવોને આવ્હાન કરવાનું છે. આ ઉપરથી સાયણાચાર્ય દેવોના યજ્ઞમાં હોતારૂપ ઋત્વિજ્ અગ્નિ છે એવો અર્થ કરે છે. ઐતિહાસિક-ભૌતિક દૃષ્ટિએ વિચારતાં એ કાળમાં યજ્ઞમાં યજ્ઞ કરનારા ઋત્વિજો હોવા જોઇએ અને જેમાંથી એકનું કાર્ય દેવોને આવ્હાન કરવાનું હોઇને એ હોતાના નામથી વ્યવહાર્ય હોવો જોઇએ.

(૨૬.) રત્નધાતમ—આજે જે રત્નો કહેવાય છે તે રત્નો તે દી હશે કે કેમ એ શંકા છે. એવી જ શંકાથી સાયણાચાર્યે રત્નનો અર્થ રમણીય ધન કર્યો છે, અને રત્ન શબ્દ रम् ધાતુ ઉપરથી નીકળ્યો છે એ વિચારતાં રમણીય ધન એ અર્થ બરાબર છે. જેમાં માણસનું મન રમે તે રત્ન અગ્નિથી જે જે લાભો આજ દિવસ સુધીમાં થયા છે તેનો વિચાર કરતાં રત્નધાતમ વિશેષણ સર્વથા યોગ્ય લાગે છે. અને અગ્નિના કેટલાક લાભો એ વખતે જ દેખાયા હોય એવું એ રત્નધાતમ શબ્દમાંથી દેખાય છે.

(૨૭.) અગ્નિ શબ્દ જો કે રૂઢ છે છતાં એ વિષે કઇંક વિચાર આવશ્યક છે. નિરુક્તકારે એ શબ્દનું નિર્વચન કરવાનો બહુ શ્રમ લીધો છે—अग्निः पृथिवी स्थानस्तं प्रथमं व्याख्यास्यामोऽग्निः कस्मादग्रणीर्भवति, अग्र यज्ञेषु प्रणीयते अगनयति, सनममानः, अक्नोपनो भवतीति स्थौलाष्ठीवि', नक्नोपयति नस्नेहयति, त्रिभ्यआख्यातेभ्यो जायतेइतिशाकपूणिः, इतादक्ताद्दग्धा द्वानीतात्सखल्वे तेरकारमादत्ते गकारमनक्तेर्वादहते र्वानीः परस्तस्यैषा भवत्यग्नि मीळे—નિ. ૭-૧૪. સાયણાચાર્ય નીચે પ્રમાણે આનો અર્થ કરે છે.—'અગ્નિ અગ્રણી છે માટે અગ્નિ છે' એ નિરુક્ત વાક્યનું સાયણાચાર્ય એવું વિવેચન કરે છે કે, અગ્નિ દેવસેનાનો અગ્રણી છે. अग्निरग्रे प्रथमोदेवतानांऐ બ્રા. ૧-૪. "અગ્નિ દેવતાઓના અગ્રમાં છે—પ્રથમ છે." નિરુક્તકારનો બીજો વિકલ્પ એવો છે કે, "જેને યજ્ઞોમાં અગ્ર ભાગમા લેવાય છે." ત્રીજો વિકલ્પ—"જે પોતે નમીને પોતના અંગને (કાષ્ટદાહમાં સાયણ) પ્રેરે છે." એવો છે. "અગ્નિ વસ્તુઓને સ્નેહ રહિત, શુષ્ક કરે છે માટે અગ્નિ કહેવાય છે," એવો સ્થૌલાષ્ઠીવિનો મત છે. "इण्, अन्ज्, અથવા दह्, અને नीञ् એ ત્રણ ધાતુમાંથી अ, ग, नी અનુક્રમે લઇને અગ્નિ શબ્દ બન્યો છે, એવો શાકપૂણીનો મત છે." ત્રણે ધાતુનો સાયણ પ્રમાણે સમુદાયાર્થ

માથી જે પ્રકાશ નીકળે છે તેનો કોઇ કર્તા દેખાતો નથી  અને હોવો છે'–એવો થાય સૂર્ય, સવિતા, ઇત્યાદિ નામ કલ્પના થઇ એમ કહી શકાય, પણ સ્વઅબ્દની ઉત્પત્તિ વિ કટકા ઘસીને અગ્નિને પ્રજ્વલિત કર્યો એમાતો પોતે જ કર્તા છે, તેના છે અગ્ ધાતુ વિશેષણ ક્યાથી પ્રાપ્ત થયુ? પણ આ રીતે વિચાર કરતા સમાધાન ... માગણ કે ઋષિઓને સર્વ પ્રકાશ ની પાછળ એક જ ચૈતન્યનું—શક્તિનું ભાન થતું, તેમ બતાવનારા ઘણા વાકયો ઋગ્સહિતામા છે  માત્ર એક જ દૃષ્ટાંત અહિ પૂરતું થ... મડલ બીજાનુ પ્રથમ સૂક્ત  આ વિષયમા ખાસ પ્રકાશનાએછે એની પહેલીન ઋચ નીચે પ્રમાણે છે—

त्वमग्ने द्युभिस्त्वमा शुशु क्षणिस्त्वमद्भ्यस्त्व मश्मनस्परि,
त्व वनेभ्यस्त्वमोषधीभ्यस्त्व नृणा नृपते जायसे शुचि

"હે અગ્નિ હે નરોના નૃપતિ શુચિ—(આદિત્યરૂપ) તું દિવસો સાથે ઉત્પન્ન થાઓ, સર્વત દીપ્તરૂપમા ઉત્પન્ન થાઓ તું પાણીમાથી ઉત્પન્ન થાઓ, તું વનોમાથી ઉત્પન્ન થાઓ, તુ પાષાણમાથી ઉત્પન્ન થાઓ તુ ઓષધીમાથી ઉત્પન્ન થાઓ"

આ રીતે સર્વત્ર ભિન્ન ભિન્ન રૂપે દેખાતી ક્રિયાના કર્તારૂપે એક જ ચૈતન્ય શક્તિ છે એ જ્ઞાન ઋષિઓને હોવુ જોઇએ અને પ્રકૃતિના ભિન્ન વિવર્તોની પાછળ જે એમના છે તેનુ જ્ઞાન ઉપરનો મત્ર બતાવે છે તે જોઇ લઇને, પૂરુ શક્તિના દર્શન માટ આ ભૌતિક પડ છોડી દઇને આધ્યાત્મિક અને આધિદૈવિક પડમા ઉતરવુ પડશે અને તેને માટે દેવ શબ્દ યોગ્ય દ્વાર છે એ દ્વારમા પેસતા પહેલા છેવટ કહી લેવુ જોઇએ કે આર્યો મૂર્તિ પૂજક હતા કે પ્રકૃતિ પૂજક હતા તે તો નથી દેખાતુ પણ આમ પ્રકાશના કર્તાના પૂજક હતા એટલુ દેવ શબ્દ સ્પષ્ટપણે કહે છે

(૩૨) દેવ શબ્દથી પ્રકાશનો કર્તા વિવક્ષિત છે એ વાત ખરી  પણ એ પ્રકાશ તે આ સ્થૂલભૌતિક પ્રકાશ જ સમજવો કે આધ્યાત્મિકપ્રકાશ પણ ખરો જેઓ આધ્યાત્મિક પ્રકાશ છે  એમ માનતાજ નથી એને તો કઇ કહેવાનુ જ નથી જેઓ માને છે એને માટે જ અહિ વિચારનો અવકાશ છે  વેદમા પોતામા એવા આધ્યાત્મિક પ્રકાશની વાત છે કે નહિ એ પ્રથમ જોવુ જોઇએ  આ વિષયમા ઋક્સહિતાના છઠ્ઠા મડળના ૯ મા સૂક્તનો ૪ થો મત્ર જોવા જેવો છે—

अय होता प्रथम : पश्यते ममिदज्योतिरमृतमर्त्येषु
अय स जज्ञे ध्रुव आनिषत्तोऽमर्त्यस्तन्वावर्धमान

આ (વૈશ્વાનર અગ્નિ) પ્રથમ હોતા છે  એને જુઓ મર્ત્યોમા એ અમૃતજ્યોતિ છે તે આ સર્વત્ર બેઠેલો—રહેલો ધ્રુવ અમર્ત્ય (અગ્નિ) શરીર સાથે વર્ધમાન જ છે આ મત્રમા આધ્યાત્મિક અર્થ સ્પષ્ટ છે આથી પણ વધારે સ્પષ્ટ રીતે ... ના મત્રમા આ વૈશ્વાનર અગ્નિનુ વર્ણન છે

પુરોહિત છે, તો લગભગ બધા વિદ્વાનો ઇશ્વર વિષેના વિચારનું મૂળ દિવ્ ધાતુમાં માને વામને બદલે બધુ શબ્દને કેવો આત્યંતિક સંબંધ છે એ જાણનારા વિદ્વાનો એમ માને છે કરે અને પછી જરૂર હોય તો, દિવ્ ધાતુના યથાર્થ અભ્યાસ ઉપરથી આર્યોના ઇશ્વર સંબંધી એ. મરેટિયા દેતા– તે લગભગ જાણી શકાય. એ એક શબ્દ જેટલું બતાવી શકે. એટલું પાછળથી થયેલા અનેક ગ્રંથો પણ ન બતાવી શકે. હવે દિવ્ ધાતુનો મૂળ અર્થ દ્યોતનાત્મક છે એટલુ નિર્વિવાદ સિદ્ધ છે, એટલે પ્રકાશની ક્રિયામાં ઇશ્વર સંબંધિ વિચારોનાં ગૂઢ રહસ્યો રહ્યાં છે કારણ કે ધાતુઓ ક્રિયાને બતાવે છે; પણ વસ્તુને નથી બતાવતા, અને જે વિચારો જે શબ્દોમાં ગૂથાયેલા હોય છે તે મૂળે તે તે શબ્દોના ધાતુઓમાં રહ્યા હોય છે એટલે કે વિચારો સાથે ધાતુઓને વધારે નિકટ સબંધ છે આ સિદ્ધાંતને અનુસરીને ભગવાન પાણિનિએ સર્વ શબ્દોનો અમુક મૂળ લગભગ ૧૫૦૦ ધાતુઓમાં સમાસ કર્યો છે અને આજે મેક્સમૂલર જેવા સમર્થ પાશ્ચાત્ય વિદ્વાનો એમ માને છે કે ભાષાની ઉત્પત્તિ મૂળધાતુ રૂપે થઇ છે, અને ધાતુઓ અમુક અમુક ક્રિયાઓને બતાવે છે, એટલે કે કોઇ ક્રિયાના સતત અવલોકનથી તે ક્રિયા સંબધિ વિચાર તે ક્રિયામાં થતા અવાજ, દેખાવ વિગેરે ને અનુરૂપ સંક્ષિપ્ત ઉચ્ચારમાં પ્રગટ થાય છે આનું નામ જ ધાતુ આ ધાતુઓને વાપરતાં વાપરતા તે ક્રિયાના કર્તાના અને કર્મના દર્શનથી ધાતુઓમાં કેટલોક ફેરફાર થઇને નામ વિગેરે શબ્દો નિકળ્યા આ રીતે વિચારના વિકાસ સાથે ભાષાનો વિકાસ થતો ગયો

(૩૦) દિવ્ ધાતુની અર્થભૂત દ્યોતનાત્મક ક્રિયાના અનુભવથી દિવ્ શબ્દ નીકળ્યો ઉત્પન્ન થયો, એ જોયુ પણ એ શબ્દ ક્રિયાપદ રૂપે, વેદમાં ભાગ્યે જ હશે, પ્રાય નથી જ અને એથી એ ક્રિયાપદ સાથે આપણને સંબધ નથી પરંતુ દિવ્ ધાતુમાથી જ દેવ શબ્દ નામરૂપે ઉત્પન્ન થયો છે એ દેવ શબ્દ ક્રિયાવાચક નથી, પણ ક્રિયાના કર્તાને ઉદ્દેશે છે હવે જ્યારે દિવ્ધાતુ ક્રિયાપદ રૂપે સંહિતામાં નથી દેખાતો ત્યારે એ દિવ્ ધાતુમાથી નીકળેલો દેવશબ્દ દેવ એ રૂપે પ્રથમાના એકવચન તરિકે પહેલા મંડલમાંજ ૩૩ વખત વપરાણો છે એ ઉપરથી જ સમજાશે કે દેવ શબ્દ ઉત્પન્ન થતા, સૂર્યના ઉદયથી તારાઓ ઢંકાય તેમ દિવ્ શબ્દ દબાઇ ગયો આગલા જ પરિચ્છેદમાં વિચાર્યા પ્રમાણે વિચારોનો અને શબ્દોનો સબધ જોતા દેવશબ્દાંતર્ગત વિચારોનો ઉદય થતા દિવ્શબ્દાંતર્ગત વિચારો દબાઇ ગયા દૃષ્ટિમર્યાદામાથી અસ્ત થઇ ગયા બીજા શબ્દોમા કહિએ તો દ્યોતનાત્મક ક્રિયાના કર્તાનુ દર્શન થતા, એ સબધિ વિચારોમા, ક્રિયાનો પોતાનો વિચાર અસ્ત થઇ ગયો.

(૩૧) અહિ વળી નવોજ પ્રશ્ન ઉભો થાય છે કે—દ્યોતનાત્મક ક્રિયાનુ જે કર્મ—પ્રકાશ—તે તો આપણને નિત્ય દેખાય છે, પણ એ ક્રિયાનો કર્તા સર્વદા અદૃશ્ય જ છે, તો પછી દેવ શબ્દ અને તદ્ગત વિચારો ઉદય કેમ પામ્યા? આ વિષયના વિ-દ્વાનો એમ કહે છે કે કોઇ પણ ક્રિયાની પાછળ એનો કર્તા હોવો જ જોઇએ એવા અનુમાનથી પણ એ દલીલ વાધાવાળી છે કારણ કે આકાશમા ફરતા તેજના ગોળા

માંથી જે પ્રકાશ નીકળે છે તેનો કોઇ કર્તા દેખાતો નથી. અને હોવે છે"-એવો થાય સૂર્ય, સવિતા, ઇત્યાદિ નામ કલ્પના થઇ એમ કહી શકાય ; પણ સ્વ-શબ્દની ઉત્પત્તિ વિ-કટકા ઘસીને અગ્નિને પ્રજ્વલિત કર્યો એમાંતો પોતે જ કર્તા છે, તો જે છે. અગ્ ધાતુ વિશેષણ ક્યાંથી પ્રાપ્ત થયું ? પણ આ રીતે વિચાર કરતાં સમાધાન થોડુ અઘરું આવે કારણ કે ઋષિઓને સર્વ પ્રકાશની પાછળ એક જ ચૈતન્યનું—શક્તિનું ભાન થતું ; એવું બતાવનારાં ઘણાં વાક્યો ઋગ્સંહિતામાં છે. માત્ર એક જ દૃષ્ટાંત અહિં પૂરતું થશે. મંડલ બીજાનું પ્રથમ સૂક્ત આ વિષયમાં ખાસ પ્રકાશનાએછે. એની પહેલીજ ઋચ્ નીચે પ્રમાણે છે—

त्वमग्ने द्युभिस्त्वमा शु शु क्षणिस्त्वमद्भ्यस्त्व मश्मनस्परि,
त्वं वनेभ्यस्त्वमोषधीभ्यस्त्वं नृणां नृपते जायसे शुचि : .

" હે અગ્નિ હે નરોના નૃપતિ શુચિ—( આદિત્યરૂપ ) તું દિવસો સાથે ઉત્પન્ન થાછ ; સર્વત : દીપ્તરૂપમાં ઉત્પન્ન થાછ ; તું પાણીમાંથી ઉત્પન્ન થાછ ; તું વનોમાંથી ઉત્પન્ન થાછ, તું પાષાણમાંથી ઉત્પન્ન થાછ, તું ઓષધીમાંથી ઉત્પન્ન થાછ."

આ રીતે સર્વત્ર ભિન્ન ભિન્ન રૂપે દેખાતી ક્રિયાના કર્તારૂપે એક જ ચૈતન્ય શક્તિ છે ; એ જ્ઞાન ઋષિઓને હોવું જોઇએ. અને પ્રકૃતિના ભિન્ન વિવર્તોની પાછળ જે એકતા છે તેનુ જ્ઞાન ઉપરનો મંત્ર બતાવે છે તે જોઇ લઇને, પુરુષ શક્તિનાં દર્શન માટે આ ભૌતિક પડ છોડી દઇને આધ્યાત્મિક અને આધિદૈવિક પડમાં ઉતરવું પડશે, અને તેને માટે દેવ શબ્દ યોગ્ય દ્વાર છે એ દ્વારમાં પેસતાં પહેલાં છેવટ કહી લેવું જોઇએ કે આર્યો મૂર્તિ પૂજક હતા કે પ્રકૃતિ પૂજક હતા તે તો નથી દેખાતું, પણ આર્યો પ્રકાશના કર્તાના પૂજક હતા એટલું દેવ શબ્દ સ્પષ્ટપણે કહે છે.

(૩૨.) દેવ શબ્દથી પ્રકાશનો કર્તા વિવક્ષિત છે એ વાત ખરી ; પણ એ પ્રકાશ તે આ સ્થૂલભૌતિક પ્રકાશ જ સમજવો કે આધ્યાત્મિકપ્રકાશ પણ ખરો જેઓ આધ્યાત્મિક પ્રકાશ છે એમ માનતાજ નથી એને તો કંઇ કહેવાતું જ નથી ; જેઓ માને છે એને માટે જ અહિં વિચારનો અવકાશ છે. વેદમાં પોતામાં એવા આધ્યાત્મિક પ્રકાશની વાત છે કે નહિં એ પ્રથમ જોવું જોઇએ. આ વિષયમાં ઋક્‌સંહિતાના ૬ઠ્ઠા મંડળના ૯ મા સૂક્તનો ૪ થો મંત્ર જોવા જેવો છે—

अयं होता प्रथम : पश्यते ममिदंज्योतिरमृतंमर्त्येषु
अयं स जज्ञे ध्रुव आनिषत्तोऽमर्त्यस्तन्वावर्धमान :

આ ( વૈશ્વાનર અગ્નિ ) પ્રથમ હોતા છે ; એને જુઓ મર્ત્યોમાં એ અમૃતજ્યોતિ છે : તે આ સર્વત્ર બેઠેલો—રહેલો ધ્રુવ અમર્ત્ય ( અગ્નિ ) શરીર સાથે વર્ધમાન જન્મે છે. આ મંત્રમાં આધ્યાત્મિક અર્થ સ્પષ્ટ છે. આથી પણ વધારે સ્પષ્ટ રીતે આ પછી-ના મંત્રમાં આ વૈશ્વાનર અગ્નિનું વર્ણન છે.

ध्रुवा ज्योतिर्निहित दृशयेकमनोजविष्ठ पतयत्स्वत· ।
विश्वेदेवा· समनस सकेता एक क्रतुमभिवियतिसाधु ॥

' મનથી પણ જવિષ્ઠ (અતિશય વેગવાળુ) ધ્રુવજ્યોતિ જગમ પ્રાણીઓના અંતરમા સ્થાપ્યું છે. સમાન મનવાળા અને સમાન પ્રજ્ઞાવાળા સર્વ દેવો એક કર્તાની સામે સુંદર રીતે અને વિવિધ રીતે જાય છે

આ મત્રના શબ્દે શબ્દ ધ્યાનમા રાખવા જેવા છે **'સમાન મનવાળા'** અને **'સમાન પ્રજ્ઞાવાળા'** એ બે વિશેષણો દેવને લગાડ્યા છે, એ વાત સર્વદા સ્મરણીય છે **'એક કર્તા'** એ બે શબ્દો પણ ભુલવાના નથી

આ એક કર્તા—આ સમષ્ટિગત—'સર્વ પ્રાણીઓમા નિહિત-જ્યોતિ' એ આધિદૈવિક તત્વ છે, અને આધ્યાત્મિક તત્વને એની સાથે કેવો સબધ છે એ આ પછીના મત્રમા દેખાય છે —

विमेकर्णा पतयतो विचक्षुर्वीइद ज्योतिर्हृदय आहितयत् ।
विमेमनश्चरति दूरआधी किस्विद्वक्ष्यामि किमनुमनिष्ये ॥

"(એ વૈશ્વાનરને સાભળવા માટે) મારા કર્ણો વિવિધ રીતે જાય છે—ગતિ કરે છે, (એને જોવા માટે) મારૂ ચક્ષુ વિવિધ રીતે ગતિ કરે છે, અને આ જ્યોતિ જે હૃદયમા નાખ્યુ છે તે પણ, અને દૂર જેનું ધ્યાન છે એવુ મારૂ મન વિવિધ રીતે ફરે છે હુ શુ કહીશ? અને શુ વિચાર કરીશ?

આ મત્રોનુ વિવેચન અહીં ન થઇ શકે પણ એ મત્રો આધ્યાત્મિક તથા આધિદૈવિક તત્વો અને એનો પરસ્પર સબધ બતાવવા માટે અતિશય ઉપયોગી છે

(૩૩) (૧૮ મા) પરિચ્છેદમા કહ્યા પ્રમાણે મત્રોનુ મુખ્ય લક્ષ્ય આધિદૈવિક સૃષ્ટિ છે, અને એથી જ આધ્યાત્મિક અર્થ સ્પષ્ટ દેખાતો નથી પણ પ્રત્યેક અધિદૈવનું પ્રતિરૂપ અધ્યાત્મ સૃષ્ટિમા છે, એ અધ્યાત્મ વિદ્યાગત મહાન્ નિયમને જાણનાર સ્પષ્ટ સમજે છે કે પ્રત્યેક મત્રમા આધ્યાત્મિક અર્થ રહ્યો છે અને આધ્યાત્મિક સૃષ્ટિના જ્ઞાન વિના આધિદૈવિક સૃષ્ટિનું જ્ઞાન અશક્ય છે એટલા માટે જ ઉપનિષદોમા આધ્યાત્મિક દૃષ્ટિ મુખ્ય રાખવામા આવી છે, જેથી ઉપનિષદો એ સહિતાને સમજવાની કુચી છે અન્યત્ર પણ આધ્યાત્મિક દૃષ્ટિ આધિદૈવિક કરતા વિશેષ પરિચિત દેખાય છે આનુ સ્વાભાવિક કારણ એવુ છે કે, પ્રત્યેક વ્યક્તિને અત કરણની કોઇક શાત સ્થિતિમા અને સુભગ પળમા આત્માનો અત સ્વર સભળાય છે એ સ્વરનો ઉત્તર થોડા જ આપી શકે છે, છતા એનો કઇક આભાસ તો સર્વને થાય છે, અને એથી જ યત્ન કરે તો આધ્યાત્મિક દૃષ્ટિએ સમજવાનો અવકાશ છે

(૩૪) ' યજ્ઞના પુરોહિત હોતારૂપ ઋત્વિજ રત્નધાતમ અગ્નિદેવને સ્તવુ છુ ' આ અગ્નિદેવ અધ્યાત્મ સૃષ્ટિમા છે એ તો આપણે ઉપર જોયુ (૩૨ મા) પરિ

ચ્છેદમાં એ આધ્યાત્મિક અગ્નિને જ વૈશ્વાનર નામથી મંત્રોમાં વર્ણવેલો જોયો. એ ઉપરથી જે અગ્નિદેવની-આ સ્તુતિ છે તેનું આધ્યાત્મિક પ્રતિરૂપ આ વૈશ્વાનર જ્યોતિ છે એ પણ સમજાયું. આ જ્યોતિનું—અગ્નિના આધ્યાત્મિક પ્રતિરૂપનું બીજું નામ વાચ્ છે. આ નામ બહુ પ્રસિદ્ધ છે ; આપણા દેશમાં જ નહિ પણ ઘણાખરા બીજા દેશોમાં એ નામ આધ્યાત્મિક, ધાર્મિક અને તાત્વિક શાસ્ત્રોમાં અતિશય પ્રખ્યાત છે. વાચ્‌નું સ્વરૂપ સમજાયા પછી અગ્નિદેવનું સ્વરૂપ સમજાવું કઠિન નહિં પડે. પણ વાચ્‌નું સ્વરૂપ વિચાર્યા પહેલાં એ અગ્નિનું આધ્યાત્મિક પ્રતિરૂપ છે એ વિષે થોડાં પ્રમાણો જોઇ લેવાં આવશ્યક છે. અને એ જોવાથી એ ઉભય વિષે કઈક ખ્યાલ પણ આવી જશે.

(૩૫) ઋક્સંહિતામાં ૧૦ મા મંડલમાં, પૂરૂષ સૂક્તમાં મંત્ર છે કે:—
" मुखादिन्द्रश्चाग्निश्च " " મુખમાથી ઇંદ્ર અને અગ્નિ " (ઉત્પન્ન થયાં). અહિં પરમ પૂરૂષ—પરમાત્મામાંથી સૃષ્ટિ ક્રમ બતાવવાનો ઉદ્દેશ છે ; એથી પરમાત્માના યજ્ઞશરીરમાંથી અધિદેવોની ઉત્પત્તિ બતાવી છે ; પણ વસ્તુત મુખશબ્દથી તદ્ગત ચેતનવાચ્ ઉદ્દિષ્ટ છે ; એવું ઐતરેય ઉપનિષદ્‌નાં मुखाद्वाग् वाचोऽग्नि : "મુખમાંથી વાણી અને વાણીમાંથી અગ્નિ" એ વાક્યથી સિદ્ધ થાય છે. આ રીતે સંહિતાનાં અને ઉપનિષદ્‌નાં વાક્યોનો સમન્વય કરતાં પરમપુરૂષની વાચ્‌માંથી અગ્નિ ઉત્પન્ન થયો એટલું સ્પષ્ટ સમજાય છે. પછી માનુષસૃષ્ટિનો આરંભ થતાં મનુષ્યોમાં વાણી કેમ ઉદય પામી એનો ખુલાસો બૃહદારણ્યક ઉપનિષદ્ કરે છે.— " अग्नि र्वाग्भूत्वा मुखं प्राविशत् " અગ્નિએ વાણીરૂપ થઇને મુખમાં પ્રવેશ કર્યો. એટલે પરમાત્માની વાચ્ એ જ અગ્નિ છે ; અને અગ્નિ જ મનુષ્યોમાં વાણીનુ રૂપ ધારણ કરે છે.—બૃહદારણ્યક ઉપનિષદ્ લખે છે કે— "वाग्वै यज्ञस्य होतातद्येयं वाक्सोऽयमग्निः सहोता समुक्तिः सातिमुक्तिः " "વાચ્ યજ્ઞની હોતા છે. જે આ વાચ્ છે તે જ આ અગ્નિ છે તે હોતા છે, તે મુક્તિ છે, તે અતિ મુક્તિ છે."

(૩૬) આ બધાં પ્રમાણો ઉપરથી વાચ્‌નાં સ્વરૂપનો વિચાર કરિએ તો પરમાત્મામાંથી જે વાચ્ રૂપે પ્રથમ પ્રવાહ નિકળે છે તેને જ અગ્નિ કહે છે. માત્ર એજ અગ્નિ વાણી રૂપે અધ્યાત્મ—સૃષ્ટિમાં વ્યક્ત થતો હોવાથી વાચ્ એ એવુ આધ્યાત્મિક નામ છે ; અને અગ્નિરૂપે જ સમષ્ટિમાં વ્યાપ્ત હોવાથી અગ્નિ એ આધિદૈવિક નામ છે. આ રીતે જોતાં વાચ્ અને અગ્નિ એક જ છે એટલું જ નહિં પણ પરમાત્માથી અભિન્ન છે. વસ્તુત તો પરમાત્મા પોતેજ ભિન્ન ભિન્ન ક્રિયા નિમિત્તે ભિન્ન ભિન્ન નામ ધારણ કરે છે, એ નામની ભિન્નતાથી સ્વરૂપમાં કંઇ જ ભેદ થતો નથી ઇશ્વરને, સૃષ્ટિ સબંધિ વાત કરતાં સ્રષ્ટા કહીએ ; એની વ્યાપકતા વિચારતાં વ્યાપક કહિએ ; એની વત્સલતા વિચારી સ્નેહથી પિતા કહીએ ; એની સત્તા વિચારી સ્વામી કહિએ : એથી કંઇ વસ્તુભેદ થતો નથી નામભેદ ક્રિયાભેદ સાથે જ સંબંધ રાખે છે.

ભિન્ન ભિન્ન નિમિત્તોથી પડેલાં ભિન્ન ભિન્ન નામો એક જ વસ્તુને બતાવે છે. પ્રથમ નામ આપનારને તે તે ક્રિયામાં પરમાત્માનું—પરમ પુરુષનું દર્શન થતાં તે તે ક્રિયાના કર્તા તરીકે નામ અપાય છે. એથી એ નામ ક્રિયાના નથી પણ કર્તાના જ છે. એ નામ સાથે એ ક્રિયાનો અર્થ ગુંથાઈ રહે છે, અને એ નામના અર્થમાં ભક્તિ ભાવનો મનોહર પ્રગટે છે. છતાં ઉપલી વાત ભાગ્યે જ ધ્યાનમાં રાખનાર શ્રદ્ધાળુ ભક્તોના હૃદયમાં તો નામના ઉચ્ચાર સાથે એ નામથી વિવક્ષિત પરમાત્મવસ્તુનું જ હૃદયને ઊંડું ભાન થાય છે. હૃદયની વૃત્તિ ભાન આર્દ્ર બની જાય છે, અને પરમાત્માના પ્રકાશનું યથાશક્તિ ગ્રહણ થાય છે. ઋષિઓ જેમણે પોતે આ નામો આપ્યાં છે, જેમના પહેલાં એ નામો નહતાં, એમને પરમાત્માનું સાક્ષાત્ દર્શન થએલું. વિશ્વનો—સમષ્ટિનો અને વ્યષ્ટિનો ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો,—પરમાત્મા સાથે વ્યષ્ટિ અને સમષ્ટિના સંબંધનો લોક કલ્યાણાર્થે અતિશય આવશ્યક વિચાર કરતાં, તર્કથી વિચાર નહિ પરંતુ હૃદયથી—અંતરની ગૂઢતમ ગુહામાં—જ્યાંથી સર્વ વિશ્વ અંતરાત્મા—આંતર ચક્ષુને પ્રત્યક્ષ થાય છે, ત્યાં ધ્યાનયોગથી ઉતરીને પરમાત્માનો અનુભવ કરતાં પરમાત્માના જ મહિમાથી ભિન્ન ભિન્ન નામોમાં ઋષિઓને હાથે જ સ્તવન થઈ જતું. નામોની આદિ સ્થિતિ આવી છે. ઉત્તર કાળમાં એ નામોમાંથી કોઈ પણ એક નામદ્વારા ઈશ્વરનું સ્તવન કરનારને એક જ ક્રિયાનું કે ગુણનું ભાન નથી થતું, પણ પરમાત્માના સમગ્ર સ્વરૂપનો એ નામથી બોધ થાય છે. અને એ ભક્તનું હૃદય એ ક્રિયાનું કે ગુણનું સ્તવન કરે છે એમ પોતે નથી માનતું. પણ પરમાત્માનું જ પોતે સ્તવન કરે છે, એમ માને છે. આ વાતનું સિદ્ધિકરણ આ દેશના આર્ય જનોના હૃદયમાં જ છે. એ હૃદયોને જ પૂછવાથી સત્ય વાત જણાય એમ છે. બાકી પરદેશીઓ પ્રકૃતિપૂજનો કે મૂર્તિપૂજનો જે આરોપ મૂકે છે તે આ દેશના આર્ય જનોના હૃદયોને અને એ હૃદયોના સંસ્કારોને જાણવાની પરદેશીઓની અશક્તિથી નિપજતી કપોલ કલ્પના જ છે. મનુષ્ય માત્ર પોતાનાં ચક્ષુથી પોતાના સંસ્કારોથી જ વસ્તુ માત્રને જુએ છે, અને સ્વસંસ્કારોથી ભિન્ન જાતના સંસ્કારોમાં ઉત્પન્ન થએલ વસ્તુને નથી જોઈ શકતું, એટલે સ્વાભિમાન એવી વસ્તુને અસત્ય કહેવાનું સાહસ કરે છે.

(૩૭) પરમાત્મા જેને સ્વાભિમાન ન હોવાથી મનુષ્યો પેઠે ખાસ નામ નથી તેમાં તો ખાસ નામભેદ, વસ્તુભેદ કરવાને અશક્ત છે એ જોયું. હવે વાચ્યના વસ્તુસ્વરૂપને વિચારવું અવશિષ્ટ છે. પરમાત્મામાંથી સૃષ્ટિની ઉત્પત્તિ માટે જે પ્રથમ સ્ફુરણ થાય છે " एकोहं बहुस्यां प्रजायेय " 'હું એક છું ઘણું થાઉં, પ્રજા ઉત્પન્ન કરૂં' એ શબ્દોમાં ઉપનિષદો જેને વર્ણવે છે તે સ્ફુરણ—તે પરમાત્માનો પ્રથમ નિશ્વાસ એ જ વાચ્ છે. 'सोऽकामयत' એ શબ્દોમાંનો કામ એ જ વાક્. સૃષ્ટિક્રમનું વર્ણન કરતું ૧૦મા મંડલનું ૧૨૯ મું સૂક્ત આ વાચ્ રૂપ કામનું નીચે પ્રમાણે વર્ણન કરે છે —

कामस्तदग्रे समवर्तताधि मनसो रेतः प्रथमं यदासीत् ।

सतोबंधु मसतिनिरविंदन्हृदि प्रतीष्या कवयो मनीषा ॥

"તેની પહેલા કામ ( સ્નેહ ) ઉત્પન્ન થયો જે મનનું પ્રથમ વીર્ય હતું કવિઓએ હૃદયમા બુદ્ધિથી વિચારીને સત્ ( વ્યાકૃત )ના બધુ ( કારણ )ને અસત્ ( અવ્યાકૃત )મા જાણ્યો '

અહીં સૃષ્ટિની પહેલા આરંભમા કામ ઉત્પન્ન થયો, એમ કહ્યુ છે આ કામ (સ્નેહ) એજ વાચ્ કહેવાય છે એને જ 'કવિઓએ હૃદયમા વિચાર કરીને જાણ્યો' એ અવ્યાકૃતમા રહેલો વ્યાકૃતનો બધુ છે આ શબ્દોમા ઘણુ રહસ્ય રહેલુ છે આ શબ્દોથી ઋષિ એમ કહેવા ઇચ્છે છે કે, અવ્યાકૃતનો અને વ્યાકૃતનો અમર્ત્યનો અને મર્ત્યનો, દેવનો અને મનુષ્યોનો પરમાત્માનો અને જીવાત્માનો સબધ આ કામ (વાચ્) થી જ થાય છે એ કામ ઉભયની મધ્યમા રહેલો સેતુ છે એ દ્વારા જ સૃષ્ટિ દેવમાથી વિસ્તાર પામે છે, માટે જ એને 'પ્રથમ રેત કહેલ છે પણ એ કામનુ કાર્ય સૃષ્ટિની ઉત્પત્તિથી જ સમાપ્ત નથી થતુ, જગતની સ્થિતિ પણ એથી જ નિયમમા વર્તે છે, એટલે મનુષ્યોને પરમાત્માની પ્રાપ્તિનુ સાધનદ્વાર એ કામ (વાચ્) જ છે આ વાચ્ બ્રહ્મથી અભિન્ન છે, બ્રહ્મરૂપ જ છે પુરાણોમા એને શબ્દબ્રહ્મ કહેલ છે મનુષ્યહૃદયમા પણ વાચ્નો પ્રવાહ સતત વહ્યા કરે છે આપણે જેવડે પરસ્પર વ્યવહાર કરીએ છીએ તે તો વૈખરીવાણી* કહેવાય છે વાચ્નુ સત્ય સ્વરૂપ તો અતરમા છે, એ સભળાવા કરતા વિશેષ દેખાય છે—અનુભવાય છે એનાથી થતું જ્ઞાન અપરિમિત હોય છે વાચ્ના પ્રકાશની મર્યાદા હૃદયની વિશુદ્ધિ ઉપર, બુદ્ધિના આતરવિકાસ ઉપર, અને જીવાત્માની આતરસ્થિતિ અથવા પરમાત્મા સબધી એના જ્ઞાન ઉપર આધાર રાખે છે જગતનુ અને જગતના પદાર્થોનુ જ્ઞાન બાહ્ય ઇદ્રિયોથી અને મનથી થાય છે જો કે એનુયે શુદ્ધ યથાર્થ જ્ઞાન તો વાચ્ના આતરથી બહાર વહતા પ્રવાહ ઉપર જ આધાર રાખે છે, પણ આતર વિશ્વનુ અથવા પરમાત્માનુ ભાન તો વાચ્ના જ પ્રકાશથી થાય છે એ વાચ્ની આતર ત્રણ સ્થિતિ છે અને એક બાહ્ય સ્થિતિ છે માટે જ સહિતાના ૧૬૪મા સૂક્તમા મત્ર છે કે —

चत्वारि वाक्परिमितापदानि तानिविदुर्ब्राह्मणा ये मनीषिण ।
गुहात्रीणि निहितानेगयति तुरीय वाचोमनुष्या वदति

"વાચ્ના ચાર પદ છે તેને મનીષી બ્રાહ્મણો જાણે છે ગુહામા રહેલા ત્રણ ચાલતા નથી, મનુષ્યો વાચ્નુ તુરીય ( પદ ) બોલે છે '

આતરના ત્રણ પદમાનુ જે આતરતમ પદ છે એ જ વાચ્નુ બ્રહ્મથી અભિન્ન સ્વરૂપ છે, એને જ ઋતનો પ્રથમ જાત કહે છે

*　　*　　*　　*

यदा मा ग प्रथमजा ऋतस्यादि द्वाचो अश्नुवे भागमस्या ઋ મ ૧ સૂ. ૧૬૪ ઋ ૩૭

*છતા એ વૈખરીવાણીની જ મનુષ્યોમા વિશેષતા છે એ રીતે (૫–૬) પરિચ્છેદોમા જોયા પ્રમાણે અગ્નિનુ વાણીસ્વરૂપ વિકાસનુ કારણ થાય છે

"જ્યારે ઋતનો પ્રથમ જાત મને પ્રાપ્ત થાય છે ત્યારે આ વાચ્નો ભાગ પ્રાપ્ત કરું છું"

"ऋतस्य प्रथमजा' એ શબ્દોનો સાયણાચાર્ય અર્થ કરે છે કે—"ऋतस्य परमार्थस्य परस्य ब्रह्मण प्रथमजा. प्रथमोन्मेष 'ઋતનો એટલે પરમાર્થ, પરબ્રહ્મનો પ્રથમ જાત એટલે પ્રથમોન્મેષ "જ્યારે ઋતનો આ પ્રથમ જાત પ્રાપ્ત થાય છે ત્યારે આ વાચ્ (વેદરૂપ જ્ઞાન)નો ભાગ પ્રાપ્ત કરું છું' એમ કહીને ઋષિ 'શુદ્ધ સત્ય જ્ઞાનનું કારણ શબ્દબ્રહ્મ છે એ સિવાય બીજું શું કહેવા માગે છે? હવે અગ્નિને જ ઋતનો પ્રથમ જાત કહે છે, એટલું જાણવાથી બધું સ્પષ્ટ થઇ જશે ઋક્સંહિતાના ૧૦ મા મંડલના ૫ મા સૂક્તમા ૭ મો મંત્ર છે કે—

असच्च सच्च परमे व्योमन्दक्षस्य जन्मन्नादिते रुपस्थे
अग्निर्हन प्रथमजाऋतस्य पूर्वे आयुनि वृषभश्च धेनु

પરમ વ્યોમમા અસત્ અને સત્ અદિતિની સમીપમા અને દક્ષના જન્મમા (ઉત્પન્ન થયું છે) ઋતનો પ્રથમ જાત અગ્નિ અમારા પૂર્વભાગમા વૃષભ અને ધેનુ હતો. "વૃષભ અને ધેનુ' શબ્દોનો અર્થ સમજાવવાનો અહિ પ્રસંગ નથી માત્ર ધેનુ વાચ્ના વિશેષણ તરીકે ઘણીવાર વપરાય છે, એટલું સૂચન અહિ આવશ્યક છે જેમકે "धेनु र्वागस्मा नुपसुष्टु तैतु" ઋ મં ૧ સૂ. ૧૦૦ ઋ ૧૧ "ધેનુવાગ,-સારીરીતે સ્તવાયેલી, અમને પ્રાપ્ત થાવ' આટલા વિવેચનથી પરમાત્માનો, સમષ્ટિમાં-પ્રકૃતિના સર્વ ભાગમા—વહેતો પ્રવાહ, એ [1] અગ્નિ કહેવાય છે, અને મનુષ્યોના હૃદયમા વહેતો પ્રવાહ વાચ્ કહેવાય છે માટે અગ્નિનું જ આધ્યાત્મિક પ્રતિરૂપ વાચ છે, એટલું અવશ્ય સ્પષ્ટ થયું હશે તેથી પ્રથમ મંત્રનો આધ્યાત્મિક દૃષ્ટિએ અર્થ જોવામા હરકત નથી

(૩૮) "યજ્ઞના પુરોહિત, હોતા રૂપ ઋત્વિજ રત્નધાતમ અગ્નિદેવને સ્તવું છું' યજ્ઞના પુરોહિત યજ્ઞ એટલે શું? यज् ધાતુ ઉપરથી યજ્ઞ શબ્દ નીકળ્યો છે, ઇત્યાદિ (૨૮ મા) પરિચ્છેદમા કહ્યું જ છે અહિ આધ્યાત્મિક યજ્ઞ વિષે જ વિચારવાનું છે આધ્યાત્મિક યજ્ઞ સ્તવનાત્મક છે સંહિતાના વખતમા એ યજ્ઞનો જ વિશેષ પ્રચાર હતો સ્તવન, બાહ્ય શબ્દોથી જ થાય છે એમ નથી આંતર વાચ્થી પણ સ્તવન થાય છે એજ સ્તવન વાસ્તવ છે આંતર સ્તવનાત્મક યજ્ઞના પુરોહિત અગ્નિ છે એટલે (૩૭મા) પરિચ્છેદમા જે વાચ્નું વર્ણન કર્યું તે વાચ્ આ આધ્યાત્મિક યજ્ઞમા પુરોહિત છે, એથી જ આ યજ્ઞનું કલ્યાણ સધાય છે

---

૧ ઉપનિષદોના વાગિન્દ્રિયની અનુગ્રાહક દેવતા અગ્નિ છે, એમ કહ્યું છે અને અનુગ્રાહક દેવતાનો સંબંધ થયા વિના કોઇ પણ ઇન્દ્રિયને પોતાના વિષયનું જ્ઞાન થતું નથી એ નિયમ તો ભૌતિક સૃષ્ટિમા પણ દેખાય છે ચક્ષુને પ્રકાશનો સંયોગ થયા વિના રૂપ દેખાતું નથી અગ્નિનો અને વાચ્નો સંબંધ એટલો સ્પષ્ટ નથી કારણ કે ઓછો ભૌતિક છે

(૩૯) આધ્યાત્મિક યજ્ઞમાં આવાયુ જ હોતારૂપ ઋત્વિજ છે. વાયુ જ યજ્ઞ કરે છે અને દેવોનું આવ્હાન પણ એજ કરે છે પરમાત્માના પ્રવાહની પ્રાપ્તિ એ વાયુથી જ થાય છે. પરમાત્માના પ્રવાહનું આવાહન કરે છે, માટે જ એ હોતા કહેવાય છે.

(૪૦) એ વાયુને રત્નધાતમ કહેલ છે. આંતરસૃષ્ટિનાં રત્નો અદ્ભુત છે. સ્નેહ, સત્ય, જીવન, એ બધાં આંતર સૃષ્ટિનાં રત્નો છે. જીવનનો પ્રવાહ વાયુમાંથી જ. વહે છે. વાયુ એ જ જીવન છે. એટલે રત્નધાતમ વિશેષણ સર્વથા યોગ્ય છે.

(૪૧) દેવ શબ્દનો અર્થ ( ૨૯ થી ૩૧ સુધીના ) પરિચ્છેદોમાં, વિચાર્યો છે, વાયુનું સ્વરૂપ પ્રકાશાત્મક છે. એના તેજથી જ બધું તેજવાળું છે. " तेजोमयीवाक् " ' તેજોમય વાણી છે " એવી છાંદોગ્ય ઉપનિષદ્‌ની શ્રુતિ છે. અને અગ્નિનું એ પ્રતિરૂપ છે એજ એનું દેવત્વ સિદ્ધ કરે છે

(૪૨) ભગવદ્‌ગીતાના ૪ થા અધ્યાયમાં જે આધ્યાત્મિક [1] યજ્ઞો ગણાવ્યા છે. તે બધામાં પણ આતરઅગ્નિ વાયનું સ્થાન નિયત છે. વાયુ વિના એ યજ્ઞો અશક્ય છે. કારણ કે બધા યજ્ઞોનું—આધ્યાત્મિક યજ્ઞોનું—લક્ષ્ય પરમાત્મપ્રાપ્તિ છે ; અને વાયુ એ પરમાત્મપ્રાપ્તિનું દ્વાર છે.

(૪૩) આવા યજ્ઞો કરનારનું હૃદય જાતે પરમાત્મપ્રાપ્તિ કરીને જ સંતુષ્ટ નથી થતું જે આનંદ રસ પોતાને પ્રાપ્ત થયો છે, તે સમગ્ર બ્રહ્માંડમાં રેલાય, ભૂતમાત્ર એ આનંદમાં ડુબી જાય. જગત્ પરમાત્માના પ્રકાશથી જ સર્વદા પ્રકાશિત રહે, ભૂમિ ઉપર એવો એક પણ કણ ન રહે કે જે એ પ્રકાશમાં નહાતો ન હોય એવી બળવાન્ ઇચ્છા, આવાં હૃદયમાં, સર્વદા પ્રજ્વલિત હોય છે આ ઇચ્છામાંથી આધિદૈવિક યજ્ઞનો પ્રભવ થાય છે. આ ઇચ્છાનુ અને આ યજ્ઞનુ મૂળ કારણ પરમાત્મા પોતે જ છે. (૩૭મા) પરિચ્છેદમાં જે કામની આપણે વાત કરી તે કામથી જ પરમાત્મા આ યજ્ઞ કરે છે. પરમાત્માએ પોતાની ઇચ્છાથી સૃષ્ટિને ઉત્પન્ન તો કરી ; પણ એમાં જીવન જોઇએ એને માટે " तत्सृष्ट्वा तदेवानुप्राविशत् " (ઉપનિષત્ ) તે સર્જીને તેમાં અનુપ્રવેશ કર્યો. પરમાત્માએ પોતાનુ જીવન જગતને આપ્યું.

ત્યારે જ જગત્ સજીવ થયું. આજ એનો યજ્ઞ.

---

[1] श्रोत्रादीनींद्रियाण्यन्ये संयमाग्निषु जुव्हति
शब्दादीन्विषया नन्य इंद्रियाग्निषु जुव्हति २६
सर्वाणींद्रियकर्माणि प्राणकर्माणि चापरे
आत्मसंयमयोगाग्नौ जुव्हति ज्ञानदीपिते २७
अपाने जुव्हति प्राणं प्राणेऽपानं तथा परे
प्राणापानगती रुद्धा प्राणायामपरायणा : २९

(૪૪) પૂરૂષ સુક્તમાં આ યજ્ઞનું જ વર્ણન છે. " यत्पुरुषेणहाविषादेवा यज्ञ मतन्वत " "જે પૂરૂષરૂપ હવિથી દેવોએ યજ્ઞ કર્યો." પ્રથમ પૂરૂષે પોતાનો યજ્ઞ કર્યો; પછી દેવોએ યજ્ઞ કર્યો. દેવોને પોતાનુ પૂરુષથી ભિન્ન અસ્તિત્વ નથી; દેવોએ, તેથી, પૂરૂષનો જ યજ્ઞ કર્યો. દેવોએ યજ્ઞ કર્યો માટે જ આધિદૈવિક કહેવાય છે. "દેવોએ યજ્ઞથી યજ્ઞ કર્યો છે." " यज्ञे नयज्ञमयजन्त देवा : " ઋષિઓ પણ દેવોના યજ્ઞની પેઠે યજ્ઞથી યજ્ઞ કરતા. માટે જ કહ્યું છે કે ' तानिधर्माणिप्रथमान्यासन् ' 'ધર્મો પહેલા હતા ' ભગવદ્ગીતામાં આવા યજ્ઞ વિષે કહ્યું છે કે "ब्रह्मानी अपरे यज्ञं यज्ञे नैवोपजुन्हति" "બીજાઓ બ્રહ્માગ્નિમાં યજ્ઞથી યજ્ઞનો હોમ કરે છે" આ બ્રહ્માર્પણ એજ યજ્ઞનો પ્રાથમિક વિધિ છે. ઋક્સંહિતાનું એક બીજું સૂક્ત પણ આ યજ્ઞરૂપે સૃષ્ટિની ઉત્પત્તિનું વર્ણન કરે છે—

योयज्ञो विश्वतस्तंतुभिस्तत एकशतंदेकशतं देव कर्मेभिरायतः
इमेवयंति पितरोय आवयुः प्रवयापवयो त्यासते तते. ( મં ૧૦. સૂ. ૧૩૦ ઋ. ૧ )

"જે યજ્ઞ સર્વતઃ તતુઓથી (આકાશાદિ ભૂતોથી) વિસ્તૃત છે; અને ૧૦૦ (બ્રહ્માના) વર્ષો સુધી દેવ કર્મોથી આયત, (દીર્ઘ થયેલો) છે: આ (પ્રજાપતિના પ્રાણરૂપ) પિતૃઓ (વિશ્વને સર્જનાર દેવો) (જેને) રચે છે. જેઓ (પિતૃઓ) (સ્વાવયવથી) વ્યાપી રહ્યા છે; જીવસૃષ્ટિ અને જડસૃષ્ટિ રચતા- એ દેવો વિસ્તૃત (સત્ય લોક)માં રહ્યા છે." (સાયણ).

पुमाँ एनंतनुतऽत्कृणात्ति पुमान्वितत्ने अधिना के अस्मिन्
इमे मयूखा ऽपसेदुरूसदः समानिच क्रुस्तसराप्योतवे.

"તે આદિ પૂરૂષ પ્રજાપતિ આને વિસ્તારે છે એ પૂરૂષ જ આને વીંટી લીયે છે, આ ઉપરના નાકમાં (સ્વર્ગમાં) વિસ્તારે છે. આ મયૂખો—(રશ્મિરૂપ પ્રજાપતિના પ્રાણભૂત વિશ્વને સર્જનારા દેવો) સદન—(દેવ યજનસ્થાન) પામેલા છે; અને યજ્ઞરૂપ વસ્ત્રને વણવા માટે સામને નીચે પ્રેરે છે." (સાયણ).

આ રીતે પરમ પુરુષ પરમાત્માએ, પ્રથમ, પોતાનો યજ્ઞ કર્યો, એની પાસેથી દેવો શીખ્યા અને દેવોએ યજ્ઞ કર્યો, અને દેવો પાસેથી ઋષિઓ યજ્ઞ કરતા શીખ્યા. કોઇ પણ દેશના કોઇ યજ્ઞનું તત્વ તપાસશો તો સમષ્ટિને ઉદ્દેશીને કોઇક જાતનાં સ્વાર્પણનો મૂળ પાયો અવશ્ય દૃષ્ટિએ પડશે. પંચમહાયજ્ઞમાં પણ એજ દેખાય છે. ભગવદ્ગીતામાં પણ એજ ઉદ્દેશ બતાવ્યો છે.—

यज्ञ शिष्टाशिनः संतोमुच्य ते सर्वकिल्बिषैः
भुंजते ते त्वघपापाये पचन्त्याम कारणात्.

"યજ્ઞનું અવશેષ ખાનારા સંતો સર્વ પાપમાંથી મુક્ત થાય છે. જેઓ પોતાને માટે રાંધે છે તેઓ પાપ ખાય છે.' પોતાને માટે ન ખાવું એજ યજ્ઞનું રહસ્ય છે.

(૪૫) "યજ્ઞના પુરોહિત, હોતારૂપ ઋત્વિજ, રત્નધાતમ અગ્નિ દેવને સ્તવું છું." જે દેવોના યજ્ઞના દૃષ્ટાંતથી ઋષિઓ અને મનુષ્યો આધ્યાત્મિક યજ્ઞથી પોતાને પ્રાપ્ત થયેલ પરમાત્માની કૃપાનો લોકો માટે ઉપયોગ કરે છે; અને એ રીતે દેવોના યજ્ઞમાં પોતા તરફથી યથાશક્તિ આહુતિ અર્પે છે તે દેવોના યજ્ઞના પુરોહિત અગ્નિ દેવ છે. જેમ ભૌતિક સૃષ્ટિમાં કોઇ પણ ક્રિયા ભૌતિક અગ્નિની કોઇક સ્વરૂપમાં હાજરી સિવાય, થતી નથી તેમ ભૌતિક સૃષ્ટીની પાછળ એના જીવનરૂપે રહેલી આધિદૈવિક સૃષ્ટિમાં પણ અગ્નિ દેવની હાજરી સિવાય કોઇ ક્રિયા થતી નથી. દેવોની સર્વ ક્રિયાઓ યજ્ઞરૂપ જ હોય છે. યજ્ઞ સિવાય દેવોને કર્મનો બીજો ઉદ્દેશ નથી. ભગવાન્ કૃષ્ણે તો અર્જુન માટે કહ્યું છે કે "यज्ञार्थात्कर्मणोन्यत्र लोकोय कर्म बंधनः; " "યજ્ઞાર્થ કર્મ સિવાય કર્મ લોકને બંધન રૂપ છે " આ વાત સર્વ મનુષ્યોને માટે સત્ય છે. દેવોનો બ્રહ્માર્પણ રૂપ યજ્ઞ સર્વદા ચાલ્યા જ કરે છે. આ સ્થૂલ જગતની નિયમિત ગતિ એથીજ છે માટે જ એ યજ્ઞને ઋત કહે છે. દેવોના યજ્ઞમાં અગ્નિ પુરોહિત છે તેથી સર્વ દેવો કરતાં અગ્નિને તો વિશેષ બ્રહ્માર્પણ કરવાનું. બીજા દેવોનું જીવન અદૃષ્ટ રીતે વહ્યા કરે છે અને જે ગ્રહણ કરે તેને જ મળે છે. અગ્નિનું જીવન તો પદાર્થ માત્રમાં એની ઇચ્છા હોય કે ન. હોય તો પણ વહ્યા કરે છે આવાં બ્રહ્માર્પણથીજ એ પુરોહિત કહેવાય છે

(૪૬.) અગ્નિ જ દેવોના યજ્ઞમાં હોતારૂપ ઋત્વિજ છે અગ્નિદ્વારા જ પરમાત્માનો જીવનપ્રવાહ દેવોમાં વહ્યા કરે છે, અને અગ્નિદ્વારા જ દેવોમાંથી પ્રાણીઓમાં વહે છે. એટલે એ પ્રવાહને આવ્હાન કરનાર હોતા, અગ્નિ બને છે. અગ્નિ જ પુન: એ પ્રવાહનો દેવોમાંથી પ્રાણીઓમાં હોમ કરે છે, માટે જ એ હોતારૂપ ઋત્વિજ કહેવાય છે. અગ્નિમાંથી ઋગ્વેદની ઉત્પત્તિ થઇ છે "अग्नेर्ऋग्वेदः" (ઉપનિષદ્) તેથી જ ઋગ્વેદ જાણનાર ઋત્વિજ મંત્રોદ્વારા દેવોને આવ્હાન કરવાનું—હોતાનું—કાર્ય કરે છે.

(૪૭.) અગ્નિ રત્નધાતમ છે પરમાત્માનો સ્નેહ એ જ દેવોનાં રત્નો છે. અગ્નિ એ રત્નોનો ધારણ કરનાર ને અર્પનાર છે,

(૪૮.) અગ્નિ દેવ છે. દેવ શબ્દનો અર્થ (૨૯, ૩૦, ૩૧, ૩૨) પરિચ્છેદોમાં કર્યો છે. અગ્ન્યાદિ સર્વ દેવોમાં દેવત્વ સામાન્ય છે. કારણકે એ સર્વ દેવોમાં પરમાત્મામાંથી જ આવે છે અને દેવત્વ લઇ લો તો પછી અગ્નિ વિગેરેમાં કઇ રહેતું જ નથી. દેવત્વ એ જ એઓનું અસ્તિત્વ છે. માટે દેવો પરમાત્માથી અભિન્ન છે. ઋકસંહિતાના મંડલના ૧૬૪મા સૂક્તમાં મંત્ર છે કે:—इंद्रं मित्रं वरुणमग्निमाहुरथो दिव्यःस सुपर्णो गरुत्मान् एकं सद्विप्राबहुधा वदन्ति अग्निंयमंमातरिश्वानमाहुः ४६. એને ઇન્દ્ર કહે છે, મિત્રમ્ કહે છે, વરૂણ કહે છે, અગ્નિ કહે છે, પછી એ દિવ્ય ગરુત્માન્ સુપર્ણ (પક્ષી)

છે વિપ્રો એકજ સત્તે બહુધા કહે છે. અગ્નિ, યમ અને માતરિશ્વા કહે છે" આ મંત્રમાં કહેલુ સત્ એ જ દેવત્વ , એ પરમાત્માના એકરસ દિવ્ય પ્રવાહને દેવત્વ કહે છે એ જ રસ કહેવાય છે એ જ આનંદ કહેવાય છે रसो वैसः रसह्येवाय लब्ध्वानन्दी भवति ઉપનિષદ્ તે રસ છે. રસને જ પ્રાપ્ત કરીને આ આનન્દી થાય છે આ રસ, આ સત્, આ દેવત્વ સર્વત્ર અનુસ્યૂત છે એથી જ વસ્તુમાત્રનુ જીવન છે આ સતરૂપ રસમાંથી—પરમાત્મામાંથી આરભમાં ( ૩૭ મા ) પરિચ્છેદમા જોયુ તેમ કામ -સ્નેહ ઉત્પન્ન થયો. એ કામનો આત્મા, સત્ પોતે જ છે છાંદોગ્ય ઉપનિષદ્‌માં પણ સત્‌દેવે ઇચ્છા કરી ને તેજ ઉત્પન્ન થયુ અને પછી એ તેજે ઇચ્છા કરી એમ લખ્યુ છે ત્યાં એ તેજમા અનુસ્યૂત સત્ પોતે વિવક્ષિત છે એમ બ્રહ્મ સૂત્રકારે સમાધાન કર્યુ છે ત્યારે કામ રૂપે વાયુરૂપે પ્રાદુર્ભાવ પામતો પરમાત્માનો આદિપ્રવાહ, એ જ અગ્નિ દેવ. સમગ્ર વિશ્વમા એ રસરૂપે આનદ રૂપે આવ્યા રહ્યો છે

(૪૯.) સમગ્ર વિશ્વની—સમષ્ટિની પ્રાથમિક ઉત્પત્તિમાં અને વિકાસમાં જ કેવળ નહિ, પણ મનુષ્યોનાં—વ્યક્તિઓના ગૂઢતમ હૃદયાકાશમા—હાર્દજ્યોતિમા દિવ્ય પ્રકાશ રૂપે અને જીવનના પરમતત્વરૂપે પ્રગટ થતા, જ્ઞાન આપતા, જીવન જીવવાનુ, આત્મભાવ કરવાનુ શીખવતા, સૃષ્ટિક્રમના યજ્ઞમા પુરોહિત વિકાસક્રમના યજ્ઞમા હોતારૂપ ઋત્વિજ, રત્નધાતમ અગ્નિદેવને મધુચ્છંદા ઋષિ સ્તવે છે એ સ્તવન સામાન્ય સ્તવન જેવુ નથી એ એક મહા યજ્ઞ છે એ યજ્ઞનુ જ્યોતિ અદ્યાપિ પર્યંત અનેક મનુષ્યોના—ભક્તોના હૃદયમા પ્રકાશે છે, અને હજી અનત કાળ પર્યંત પ્રકાશશે આપણે પણ એ ઋષિ પાસેથી શીખીને,—"યજ્ઞના પુરોહિત હોતારૂપ ઋત્વિજ રત્નધાતમ અગ્નિદેવને સ્તવીએ"

અસ્તુ

## પરિશિષ્ટ.

ઋગ્વેદના ૧૦ મડલમા ૮ મડલનો આરભ અગ્નિના સૂક્તથી થાય છે - માત્ર ૮ મડલનો ઇંદ્રથી અને ૯ મડલનો સોમથી થાય છે સમગ્ર સહિતામાં અગ્નિનાં સૂક્તોની સખ્યા ઇંદ્રના જ સૂક્તોની સખ્યાથી ઓછી છે

*अग्निमीळे ईळे ईड् ધાતુનુ રૂપ છે डकारनो लकार બહ્વૃચશા આધ્યાયીનો સંપ્રદાય છે ईळे રૂપ ઋક્‌સહિતામા લગભગ ૧૩ વખત વપરાણુ છે

पुरोहित—पुरोहित' એ રૂપે આ શબ્દ ૨૭ વખત ઋગ્વેદમા વપરાણો છે पुरोहित ત્રણ વખત વપરાણુ છે

यज्ञस्य આ રૂપેજ આ શબ્દ ૫૫ વખત ઋગ્વેદમા વપરાણો છે

देव આ શબ્દ આ રૂપેજ ૭૦ વખત વપરાણો છે

ऋत्विज આ રૂપમાં આ શબ્દ ૧૦ વખત વપરાણો છે

---

* મેક્સમૂલર કૃત ઇન્ડેક્સ ઉપરથી

होतारं—આ શબ્દ આ રૂપે ૫૯ વખત વપરાણો છે.

रत्नधातमं—આ રૂપે બેજ વાર વપરાણો છે. रत्नधातम: રૂપે એક વખત વપરાણો છે रत्न શબ્દ ઘણીવાર વપરાણો છે.

આ મંત્રનો આધુનિક વિદ્વાનો ભિન્ન રીતિએ અન્વય લઇને કંઇક ભિન્ન જાતનો અર્થ કરે છે , સામાન્ય રીતિએ—पुरोहितं, यज्ञस्य देवंऋत्विजं, होतारं, रत्नधातमं अग्निं ईळे.—પુરોહિત, યજ્ઞના દિવ્યઋત્વિજ, હોતા અને રત્નધાતમ અગ્નિને સ્તવું છુ,

આ અર્થને કેટલાક અત્રસ્થ અને પાશ્ચાત્ય વિદ્વાનો સ્વીકારે છે. પરંપરાથી ભિન્ન જાતનો અર્થ કરવાનાં સબળ કારણો નથી.